# પ્રકાશકનું નિવેદન

લગભગ ત્રણ વરસના સતત પ્રયત્ન પછી 'ચરોતર સર્વસંગ્રહ'નો પ્રથમ વિભાગ ઓગસ્ટ ૧૯૫૪માં જિલ્લાની પ્રજા સમક્ષ રજૂ કર્યા પછી આજે બે માસ પછી તેનો આ બીજો વિભાગ રજૂ કરતાં અમને આનંદ થાય છે. સૌ પ્રથમ સર્વસંગ્રહનું કાર્ય હાથમાં લીધું ત્યારે એ આટલું વિશાળ થશે એવી કલ્પના નહોતી. જેમ આગળ ચાલ્યું તેમ તેમ એ વિશાળ બનતું જ ગયું. અમારી જવાબદારીઓ પણ વધતી જ ચાલી. સામાન્ય રીતે ગુજરાતી ભાષામાં નવલકથાઓ સિવાયનાં બીજાં બધાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાં એ પ્રકાશકો માટે કઠિન કાર્ય બન્યું છે. અને તેમાંય એક જિલ્લાને મર્યાદિત બનાવી એના જુદા જુદા પ્રશ્નો અને પ્રવૃત્તિઓ ઉપર આટલા વિશાળ સ્વરૂપનું પુસ્તક તૈયાર કરવું એ લગભગ અશક્ય જેવું જ મનાતું આવ્યું છે. અમે પણ આ કાર્યનો આરંભ કર્યા પછી એ જ ભાવ અનુભવ્યો કે આ પૂરું થઈ શકશે નહિ. પરંતુ સદ્‌ભાગ્યે કેટલાક મુરબ્બીઓને આ પ્રવૃત્તિનો ખ્યાલ આપતાં એમણે એમની સહકારની લાગણી વ્યક્ત કરી. પરિણામે મેં સંસ્થા વતી પૂર્વ આફ્રિકાનો પ્રવાસ કર્યો. ત્યાં નડિયાદના શ્રી આઈ. વી. પટેલ અને બીજા અનેક ભાઈઓના સહકારથી આ કાર્ય આ જિલ્લાના વતની સૌ ભાઈઓને સમજાવવામાં આવ્યું, અને એ બધા ભાઈઓના ઉત્સાહભર્યા નાણાંકીય સહકારને લઈને જ આ કાર્ય પૂર્ણ થઈ શક્યું છે એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી. આ પુસ્તક અંગે એ પછી એડન, ગોંદિયા, કલકત્તા, મુંબઈ, અને જિલ્લામાંથી પણ કેટલાક સદ્‌ગૃહસ્થોએ મદદ કરી છે. સૌનો આ પળે સંસ્થા વતી અને ટ્રસ્ટ વતી હાર્દિક આભાર માનવાની તક લઉં છું.

સૌની નાણાંકીય મદદ લેવાઈ એટલે સ્વાભાવિક રીતે આ આખું કાર્ય એક જાહેર મિલકત જેવું બન્યું. એને તુરત જ ટ્રસ્ટ કાનૂન હેઠળ એક ટ્રસ્ટના રૂપમાં નોંધાવવામાં આવ્યું. એને માટેના તમામ હિસાબકિતાબ ટ્રસ્ટ કાનૂન મુજબ રાખી સરકારમાં રજૂ કરવામાં આવ્યા છે ને કાર્ય પૂરું થતાં પણ સરકારમાં તેમ જ દાતાઓ સમક્ષ રજૂ કરવામાં આવશે.

પુસ્તક જે સ્વરૂપનું થયું છે તે, અને એમાં જે ખર્ચ થયો છે ને થશે તે ગણીને જ કિંમત ઠરાવવામાં આવે તો તે, આ પુસ્તક ઉપર જેટલી કિંમત છાપવામાં આવી છે તેનાથી ઘણી વિશેષ થાય. પરંતુ નાણાંકીય મદદ પુસ્તકને શક્ય સસ્તું બનાવવામાં સ્વાભાવિક રીતે જ કામ લાગી છે, અને માટે જ આ પુસ્તક માત્ર પંદર જ રૂપિયાની કિંમતમાં જિલ્લાની પ્રજા પાસે રજૂ કરવાનું શક્ય બની શક્યું છે. અમને ખાતરી છે કે આટલા ઉપયોગી ને સસ્તા પુસ્તકનો જિલ્લાની એકેએક શાળા, પુસ્તકાલયો, બીજી જાહેર સંસ્થાઓ અને વ્યક્તિઓ સૌ એને ખરીદી કાયમી વસાવવા માટે પોતાથી બનતો પ્રયત્ન કરશે જ. આખું પુસ્તક ઝીણવટથી જોનારને એમાં અનેક ક્ષતિઓ પણ દેખાશે. અમારા અનેક પ્રયત્નો છતાં જે કંઈ પણ ક્ષતિઓ રહેવા પામી છે તેની પાછળ આવા કાર્યને પહેલાંના અનુભવ વિના પ્રથમ જ વાર કરવાનો પ્રયત્ન, અમારાં મર્યાદિત સાધનો ને શક્તિ, એ બધાં પણ ઘણે અંશે કારણભૂત છે. આવી જે કંઈ ક્ષતિઓ અમને બતાવવામાં આવશે તે બધી અમે સહર્ષ આવકારીશું. પુસ્તક તૈયાર કરવામાં અનેક ભાઈ-બહેનોનો અનેક રીતે સહકાર મળ્યો છે. એ સૌનાં નામોનો ઉલ્લેખ કર્યા વગર જ સૌનો ટ્રસ્ટ અને સંસ્થા વતી આભાર માનુ છું.

'ચરોતર સર્વસંગ્રહ'ના પ્રકાશનને પ્રજા તરફથી સારો આવકાર મળશે અને આ પુસ્તકો વેચાઈ જશે અને એમાંથી ટ્રસ્ટ પાસે કોઈ ભંડોળ ફાજલ રહેશે તો ચરોતર પ્રદેશના લોક સાહિત્યના પ્રકાશનનું અને ગામોના સર્વસંગ્રહોના પ્રકાશનનું, ગામોની એક યા બીજા પ્રકારની ઊંડાણપૂર્વકની તપાસ કરી તેના અહેવાલો સરકાર અને પ્રજા સમક્ષ રજૂ કરવાનું અમારું સ્વપ્ન છે. એ જ્યારે સિદ્ધ થાય ત્યારે ખરું. આ પુસ્તક જોતાં, વાંચતાં ને વિચારતાં આ જિલ્લાના કોઈ પણ વતનીનો વતનપ્રેમ એ દિશામાં જાગ્રત થાય અને એ માટે એ કંઈ યોજના વિચારે, કંઈ પોતાની સેવા કે મદદ આપવાનું વિચારે, તો એ અંગે આ ટ્રસ્ટ સાથે પત્રવ્યવહાર કરશે તો એને સહર્ષ આવકારી ટ્રસ્ટ વતી બનતું કરવાનો પ્રયત્ન કરવામાં આવશે. ચરોતરની પ્રજા આ પુસ્તકને ઘેર ઘેર વસાવી આવકારશે એવી આશા સાથે...............

**ચંદ્રકાન્ત શાહ**
ચરોતર સર્વસંગ્રહ ટ્રસ્ટ વતી

# પ્રવેશક

## પહેલા વિભાગનો પૂરક

'**ચરોતર સર્વસંગ્રહ**'ના ગ્રંથની આખી યોજના તથા તેના સંપાદન અંગેની જાણવા જેવી વિગતો પહેલા વિભાગમાં આપેલા **સંપાદકોના નિવેદન**માં આવી ગઈ છે. એમાં જણાવ્યા પ્રમાણે આ બીજો વિભાગ પહેલા વિભાગનો પૂરક છે એનું સ્વરૂપ અંગ્રેજી ડિરેક્ટરી જેવું છે એમાં વ્યવહાર ઉપયોગની માહિતી સંદર્ભગ્રંથની પદ્ધતિએ ગોઠવેલી છે

## ખંડોની યોજના ને ગોઠવણી

આખા પુસ્તકના **વીસ ખંડ** પાડેલા છે. તેમની **અનુક્રમણિકા** આ 'પ્રવેશક' પછી આપી છે એની મદદથી જે તે ખંડ શોધી શકાશે દરેક ખંડની શરૂઆતમા '**વિષયપરિચય**' નામની ટૂંકી પ્રસ્તાવના મૂકેલી છે તેમાં બીજી વિગતો ઉપરાંત સદર ખંડમાની માહિતી કેવી રીતે ગોઠવેલી છે તેની સમજૂતી આપેલી છે સામાન્ય રીતે તમામ માહિતીનુ તાલુકાવાર વર્ગીકરણ કરેલુ છે તાલુકાઓનો ક્રમ કક્કાવારી પ્રમાણે છે. અને ખંડની અંદરની ગોઠવણીનો ક્રમ તેના વિષયનું મહત્ત્વ અને ઉપયોગિતા ધ્યાનમાં લઈ યોજેલો છે આની સમજૂતી 'વિષયપરિચય'માં આપેલી છે. લગભગ તમામ ખંડોમા ફોટા આપ્યા છે

**ગામોનો ખંડ:** પહેલો ખંડ ગામો વિષે છે તેમાં ખેડા જિલ્લાના સરકારી મહેસૂલી દફતરે નોંધાયેલાં તમામ ગામો તાલુકાવાર કક્કાવારી ક્રમે ગોઠવેલાં છે તેથી કોઈ ગામની માહિતી શોધવા માટે તેનો તાલુકો જાણવો પડશે જેમને આ વિગતની ખબર ન હોય તેમણે દરેક તાલુકાનાં ગામો જોઈને તેમાંથી પોતાને જોઈતી માહિતી શોધી કાઢવી પડશે. પરંતુ તમામ તાલુકાઓનાં ગામોનો ક્રમ કક્કાવારી પ્રમાણે હોવાથી એમાં ઝાઝી તકલીફ પડશે નહિ આ ખંડમાં ફોટાઓ ઉપરાંત દરેક તાલુકાનો નકશો આપ્યો છે તેમાં તાલુકાનુ લગભગ દરેક ગામ દર્શાવ્યુ છે તે ઉપરાંત કેટલાંક જાણીતા ગામોના નકશા પણ આપ્યા છે

**અન્ય ખંડો:** અન્ય ખંડોની ગોઠવણીની સામાન્ય પદ્ધતિનો પરિચય ઉપર આવી ગયો આ બધા ખંડોમા આપેલી માહિતી સંપૂર્ણ નથી, પણ પસંદ કરેલી છે એમા કોઈક અગત્યની માહિતી રહી ગઈ હોવાનો સંભવ છે ઘણા પ્રયત્નો કરવા છતાં કેટલીક માહિતી મળી શકી નથી, એ એનો મુખ્ય ખુલાસો છે તેમ છતાં રહી ગયેલી જાણવા જેવી માહિતી વાચકો લખી મોકલશે તો બીજી આવૃત્તિ વખતે એ ઉપયોગમા લઈ શકાશે એ જ રીતે, માહિતીમાં હકીકતદોષ હોય તે પણ લખી જણાવવા વાચકોને વિનંતી છે.

**પત્રકો:** માહિતી મેળવવા પત્રકો યોજવામાં આવ્યા હતાં અને તે ઉપરાંત, જે તે સ્થળે રૂબરૂ જઈને, પત્રવ્યવહારથી, તથા પુસ્તકોમાંથી માહિતી એકઠી કરવામા આવી હતી એ અંગે આ પુસ્તકમાં જે તે સ્થળે આધારનોંધો મૂકેલી છે.

**વેપારીઓનો ખંડ:** આ ખંડ માટે જિલ્લાનાં મોટાં ગામોમાં ફરીને માહિતી એકઠી કરવા એજન્ટને ખાસ રોક્યા. તેઓ એક યા બીજા કારણે સારી માહિતી મેળવી શક્યા નથી. એવુ પ્રેમમેટર તૈયાર કરતી વખતે જણાયેલુ પણ પછી તો પૂરતા સમયના અભાવે વધુ માહિતી મેળવી શકાઈ નથી, અને જે કંઈ માહિતી આવી હતી તેનો જ ઉપયોગ કરવો પડ્યો છે

**વ્યક્તિઓના ખંડો:** આ ખંડોમાં ખેડા જિલ્લાની વિશિષ્ટ, દિવંગત અને વિદ્યમાન વ્યક્તિઓના પરિચયો છે તે ઉપરાંત જિલ્લા બહાર દેશમા તેમજ પરદેશમાં વસતા ચરોતરવાસીઓના પરિચય યા ટૂંક માહિતી આપી છે

**વ્યક્તિઓની માહિતી: દેશમાં:** આ માહિતી મેળવવા માટે 'લોકમત' સાપ્તાહિકમાં ઘણી જાહેરાત કરી હતી. તે ઉપરાંત મુંબઈ, વડોદરા અને અમદાવાદનાં દૈનિક છાપાંમાં જાહેરખબરો તથા લેખો દ્વારા આ પ્રવૃત્તિની જાહેરાત કરી વ્યક્તિઓને પોતાની યા પોતાનાં સગાં સંબંધીઓની માહિતી મોકલી આપવાની વિનંતી

કરી હતી. મોટાં ગામોમા ઓગમદના શ્રી શંકરભાઈ મંગળભાઈ પરમાર જાતે ફરીને વ્યક્તિઓનાં નામ-સરનામાં યા પરિચયો મેળવી લાવે એવી વ્યવસ્થા પણ કરી હતી આ પરિચયો તથા ટૂંક માહિતી મેળવવા માટે ખાસ ફોર્મ છાપવામાં આવ્યા હતાં અને જેમનાં સરનામાં મળેલાં તેવી નોંધપાત્ર વ્યક્તિઓને આ ફોર્મ મોકલી, તે ભરી મોકલવા વિનંતી કરવામા આવી હતી

**ઊણપો :** આ બધા પ્રયત્નોથી જે વ્યક્તિઓની માહિતી મળી શકી તેમની જ માહિતી આ ખંડોમાં આપી છે. ઘણી નોંધપાત્ર વ્યક્તિઓની માહિતી નહિ મળી શકવાથી આપી શકાઈ નથી આમ થવાનાં અનેક કારણો છે. એક તો એ કે કેટલીક જાણીતી વ્યક્તિઓએ સંકોચને લીધે પોતાને વિષે હકીકત આપી નથી બીજું કેટલીક વ્યક્તિઓની ખબર પડી નથી, તો કેટલીક વ્યક્તિઓ માટે પ્રયત્નો કરવા છતાં એમની આળસ કે ઉદાસીનતાને લીધે કઈ માહિતી મળી નથી. આ કારણોએ આ ખંડોમાં ઘણી ઊણપો દેખાશે. તે ભવિષ્યમાં કયારેક આ ગ્રથની બીજી આવૃત્તિ થાય ત્યારે જ પૂરી શકાય.

**આફ્રિકાવાસીઓની માહિતી :** આફ્રિકામાં વસતા ચરોતરવાસીઓની માહિતી શ્રી ચદ્રકાન્ત શાહ ('લોકમત'ના તંત્રી ) આ કામના પ્રચાર માટે આફ્રિકા ગયેલા ત્યારે જાતે મેળવી લાવેલા ત્યાં જેટલા ભાઇઓની મુલાકાત થઈ શકેલી તેમની પાસેથી બને એટલી માહિતી તેમણે આણેલી બાકીના કેટલાક ભાઈઓનાં સરનામાં વગેરે ટૂંક વિગત જુદા જુદા ગામોના મોસાળાની ગૃહસ્થો તરફથી મળી હતી

**અન્ય સ્થળોની માહિતી :** આફ્રિકા ઉપરાંત એડન, કલકત્તા, ગોંદિયા વગેરે સ્થળોએ પણ શ્રી ચદ્રકાન્ત શાહ જાતે ગયેલા, ત્યારે તેઓ ત્યાંથી બની શકી તેટલી માહિતી લેતા આવેલા. કેટલીક માહિતી જુદાં જુદાં ગામોમાથી પણ મળી હતી આમ છતા મળેલી માહિતી સંપૂર્ણ નહોતી.

મળેલી માહિતીમાંથી શક્ય તેટલીનો ઉપયોગ આ ખંડોમાં કરેલો છે ખાસ કરીને ખેડા જિલ્લા બહાર દેશભરમા જુદા જુદા શહેરોમા વસતા ચરોતરવાસીઓની અને તેમની પેઢીઓની વિગતવાળા છેલ્લા વીસમા ખંડમાં તો માહિતી ઘણી અપૂર્ણ છે ચરોતરના હજારો ભાઈઓ દેશ-પરદેશમાં વેપાર અર્થે જઈ સ્થિર થયેલા છે. એમનાં વેપારી મથકોની માહિતીની ઊણપ આ ખંડમા ખાસ અનુભવાય છે વળી મુંબઈ, અમદાવાદ, વડોદરા ભરૂચ, સુરત, બીલીમોરા વગેરે શહેરોમા વસનારના નામ સરનામા વગેરે ટૂંક વિગત તો સારા પ્રમાણમાં મળી હોવા છતા પણ અનિવાર્ય સંજોગોને લઇને દુખ સાથે તેને જતી કરવી પડી છે.

**ઈંગ્લેંડની માહિતી**

ઇંગ્લેંડમા વસતા ચરોતરવાસીઓની માહિતી મેળવવા માટે ત્યાં વસતા ભારતના એલચી શ્રી બી જી. ખેર સાહેબ મારફતે પ્રયાસ કરેલો તેઓશ્રીએ તેની ત્યા જાહેરાત પણ કરેલી ત્યાં વસતા નડિયાદના શ્રી બાબુભાઈ એફ. પટેલ મારફતે રૂબરૂ મુલાકાતો લઈને માહિતી મેળવવાનુ પણ ગોઠવેલુ પરંતુ જોઈતા સહકારને અભાવે ત્યાથી મળેલી માહિતી નહિવત્ જ કહી શકાય

**વ્યક્તિઓના ફોટા**

વ્યક્તિઓના ફોટાઓ છાપવા અંગે પણ કોઈ ચોક્કસ ધોરણ જાળવી શકાયુ નથી ઘણી અગત્યની વ્યક્તિઓના ફોટા તેમણે ન મોકલવાને કારણે કે ન મળી શકવાને કારણે છાપી શકાયા નથી બીજી તરફ જે ફોટાઓ મળ્યા હતા તેમાથી પણ કેટલાકના બ્લોક્સ સમયસર તૈયાર નહિ થઈ શકેલા હોવાથી તે વિના દુખ સાથે ચલાવી લેવુ પડયુ છે આ સંજોગોમા કેટલીક વ્યક્તિઓના ફોટાના તૈયાર બ્લોક્સ મળેલા તે સહેજ મોટાનાના કદના હોવા છતા પણ તેનો ઉપયોગ કરી લીધો છે

**પ્રથમ પ્રયાસની મર્યાદાઓ**

આ રીતે વ્યક્તિઓના ખંડોમાં ઘણી ઊણપો અને ખામીઓ માલૂમ પડશે જેમ જેમ માહિતી તૈયાર થતી ગઈ તેમ તેમ આ કાર્ય અત્યત કઠિન લાગતુ ગયુ છે. પરંતુ આટલી વિશાળ માહિતી એક પુસ્તકમાં

વ્યવસ્થિત રીતે રજૂ કરવાનો આ પહેલો પ્રયત્ન છે. તેથી જે કંઈ તૈયાર થઈ શક્યું છે તે વાચકો સમક્ષ રજૂ કર્યું છે. જો આ પ્રથમ પ્રયાસને વાચકો વધાવી લેશે ને ભવિષ્યમાં ચરોતરના દેશપરદેશ વસતા વતનીઓ વધુ સહકાર આપશે તો આ પ્રથમ પ્રયાસની ઊણપો ને ખામીઓ ટાળીને, વધુ વિશાળ પાયા ઉપર, વધુ ઝીણવટથી ને વૈજ્ઞાનિક ધોરણે બીજી આવૃત્તિ યોજી શકાશે.

આ રીતે આ બીજા વિભાગની પ્રસિદ્ધિથી 'ચરોતર સર્વસંગ્રહ'નું ત્રણેક વર્ષ ઉપર આરંભેલું કાર્ય સંપાદનની દૃષ્ટિએ હાલ તો પૂરું થાય છે. એ કામ કેવું થયું છે, એમાં શી ખામીઓ છે, એમાં શું શું સારું ને ઉપયોગી છે, એ બધું નક્કી કરવાનું કામ વાચકોનું છે. આવા સર્વગ્રાહી માહિતીગ્રંથના કાર્યની વિશાળતા, એમાં રહેલાં આર્થિક જોખમો, કાર્યકર્તાઓની અનેક પ્રકારની મર્યાદાઓ અને બીજી નાની નાની મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ, વાચકો આ પ્રથમ પ્રયાસની ખામીઓને ઉદાર દિલથી દરગુજર કરશે એવી આશા છે.

**આભાર :** આ કાર્ય આ રીતે પાર પાડી શકાયું છે, તેમાં સહકાર આપનાર સૌ કોઈ નામી–અનામી ગૃહસ્થોનો આ તકે ફરીથી હાર્દિક આભાર માનીએ છીએ.

**પ્રેસકોપી :** આ વિભાગનું પ્રેસમેટર મોટે ભાગે 'લોકમત'ના સહતંત્રી શ્રી. છોટુભાઈ પટેલે સંપાદકોની સૂચના પ્રમાણે તૈયાર કરેલું છે. આ કામમાં કેટલાક ભાઈઓએ શ્રી. છોટુભાઈને મદદ કરી હતી તેમાં મહુધાના વતની અને નડિયાદની કૉલેજમાં અભ્યાસ કરતા શ્રી એન. આર. કલ્યાણી, નડિયાદના શ્રી. બળવંતરાય રામકૃષ્ણ પંડિત, તથા કપડવંજના શ્રી ઈશ્વરભાઈ સોમાભાઈ પટેલની કામગીરી નોંધપાત્ર છે. શ્રી કલ્યાણીએ વ્યવસ્થા અંગેનાં કામોમાં મદદ કરવા ઉપરાંત જિલ્લાનાં ગામોમાં અને સરકારી કચેરીઓમાં ફરીને આ વિભાગ માટે માહિતી મેળવવામાં પણ મદદ કરી છે. વળી બીજા વિભાગનું પ્રેસમેટર તૈયાર કરવાના કામ અંગે એમણે ખંતથી અને ધીરજથી સતત બે વર્ષ સુધી શ્રમ ઉઠાવ્યો છે. એમની આ સહૃદય સેવા માટે સંપાદકો એમના આભારી છે.

**સાચી સફળતા :** ચરોતરના પ્રાતજનો અને દેશ–પરદેશમાં વસતા ચરોતરના હજારો વતનીઓ પોતાના વતનનું દર્શન કરાવતા આ ગ્રંથને આવકારશે અને એને ખરીદી પોતાના ઘરમાં વસાવશે તો જ આ કાર્ય સાચા અર્થમાં સફળ થયું ગણાશે અને ભવિષ્યમાં બીજી આવૃત્તિ કરવાની આશા ઊભી થશે

નડિયાદ
તા. ૨૩–૧૦–૫૪

પુરુષોત્તમ છ. શાહ
ચંદ્રકાન્ત કે. શાહ
સંપાદકો



# અનુક્રમણિકા


| ખંડ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ગામો | ૧ |
| | આણંદ તાલુકો | ૮ |
| | કપડવણજ તાલુકો | ૫૫ |
| | ખંભાત તાલુકો | ૯૫ |
| | ઠાસરા તાલુકો | ૧૨૯ |
| | નડિયાદ તાલુકો | ૧૫૪ |
| | પેટલાદ તાલુકો | ૨૦૬ |
| | બોરસદ તાલુકો | ૨૪૬ |
| | મહેમદાવાદ તાલુકો | ૨૮૮ |
| | માતર તાલુકો | ૩૧૭ |
| | વાઠાશિનોર તાલુકો | ૩૪૧ |
| ૨ | મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામપંચાયતો | ૩૬૨ |
| ૩ | વોટરવર્ક્સ | ૩૯૨ |
| ૪ | શિક્ષણસંસ્થાઓ | ૪૦૩ |
| ૫ | મંડળો | ૪૪૫ |
| ૬ | જાહેર ટ્રસ્ટોની તારીજ | ૪૫૯ |
| ૭ | પુસ્તકાલયો | ૪૭૮ |
| ૮ | પ્રસિદ્ધ તીર્થો | ૪૮૬ |
| ૯ | જીવદયાની સંસ્થાઓ | ૫૧૭ |
| ૧૦ | ધર્મશાળાઓ ( મુસાફરખાનાં ) | ૫૨૧ |
| ૧૧ | દવાખાનાં | ૫૨૨ |
| ૧૨ | વર્તમાનપત્રો | ૫૩૬ |
| ૧૩ | કારખાનાં | ૫૪૨ |
| ૧૪ | વેપારીઓ અને ધંધાદારીઓ | ૫૬૫ |
| ૧૫ | બેંકો અને શરાફી પેઢીઓ | ૬૩૦ |
| ૧૬ | વિદેહ વ્યક્તિઓ | ૬૪૭ |
| ૧૭ | વિદ્યમાન વ્યક્તિઓ | ૬૮૪ |
| ૧૮ | પરદેશવાસી વ્યક્તિઓ (૧) | ૭૭૬ |
| ૧૯ | પરદેશવાસી વ્યક્તિઓ (૨) | ૮૬૮ |
| ૨૦ | પરદેશવાસી વ્યક્તિઓ (૩) | ૯૧૨ |
| | પરિશિષ્ટ ( ચરોતર સર્વસંગ્રહ ટ્રસ્ટ અંગે ) | ૯૩૬ |




# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ બીજો

## ખેડા જિલ્લાનો માહિતીકોષ

એટલે

## ખેડા જિલ્લાની ડિરેકટરી

## ખંડ પહેલો

## ગામો

---

### વિષયપરિચય

**ગામોનો ક્રમ:** આ ખંડમાં ખેડા જિલ્લાનાં સરકારને દફતરે નોંધાયેલાં તમામ ગામોની ડિરેક્ટરી આપી છે. તાલુકાનું મથાળું આપી તેની નીચે સમગ્ર તાલુકાની વિગતોની તારીજ જુદી બતાવી છે. તે પછી એ તાલુકામાં આવેલા ગામો કક્કાવારી પ્રમાણે ગોઠવીને દરેક ગામની માહિતી આપી છે તાલુકાઓનો ક્રમ કક્કાવારી પ્રમાણે રાખ્યો છે યોગ્ય સ્થળે દરેક તાલુકાનો નકશો મૂક્યો છે.

**રજૂઆત:** લગભગ દરેક ગામની માહિતી એક જ પ્રકારના ચોકઠામાં ગોઠવવાનો પ્રયત્ન કર્યો છે ગામના ભૌગોલિક સ્થાનની માહિતી ઉપરાંત અક્ષાંશ–રેખાંશ, કેટલાક નકશા અને થોડાંક ચિત્રો પણ આપ્યાં છે જે ગામો સરકારી દફતરે નગર (Town) ગણાય છે તે ગામને મથાળે જે તે ગામનું નામ લખી કૌંસમાં 'નગર' શબ્દ લખ્યો છે.

**માહિતી એકઠી કરવાની પદ્ધતિ:** આ બધી માહિતી મેળવવા માટે છાપેલા પત્રકો તૈયાર કરવામાં આવ્યાં હતા. તે ભરાવવાનું કામ પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાના આચાર્યો, શિક્ષકો, તલાટીઓ, મુખી પટેલો અને અન્ય કાર્યકરોને સોંપવામાં આવ્યું હતું તે ઉપરાંત ગામોમાં આવેલી સંસ્થાઓની માહિતી મેળવવા માટે પણ છાપેલાં પત્રકો યોજવામાં આવ્યાં હતાં. અને તે પણ જે તે સંસ્થાઓના સંચાલકો મારફતે કે અન્ય કાર્યકર્તાઓ મારફતે ભરાવવામાં આવ્યા હતા. આ બધા કાર્યકર્તાઓના સહકારથી જે કંઇ માહિતી એકઠી થઈ શકી તેનો અહીં ઉપયોગ કર્યો છે. ઘણાં ગામો તરફથી વિસ્તારપૂર્વક માહિતી મળી હતી ઘણાં તરફથી નહિ જેવી માહિતી મળી હતી. અને કેટલાંક નાનાં ગામો તરફથી બિલકુલ માહિતી મળી ન હતી.

**વિગતોની પસંદગી:** ઇતિહાસ લખાણથી મળેલી માહિતીમાંથી જે યોગ્ય લાગી તે પસંદ કરવામાં આવી છે. ઇતિહાસની વિગતો જેટલી વિશ્વાસપાત્ર લાગી અથવા જેમાં ઇતિહાસની શોધખોળ કરવામાં મદદ

થાય એવી માહિતી જણાઈ તેને અહીં સ્થાન આપવામાં આવ્યું છે. એમાં દંતકથાઓ પણ આવી જાય છે. આ ઉપરાંત ગામોના ઇતિહાસની ઘણી વિગતો મળી શકે છે. તેમાંની કેટલીક આ પુસ્તકના પહેલા વિભાગમાં યોગ્ય સ્થળે એકઠી કરવામાં આવી છે. એટલે ગામોના ઇતિહાસની માહિતી મેળવવા માટે પહેલા વિભાગનો છેલ્લો ખંડ જિજ્ઞાસુએ જોઇ લેવો. આમ છતાં બધાં ગામોનો ઇતિહાસ આપી શકાયો નથી.

**અક્ષાંશ–રેખાંશ :** ગામોના અક્ષાંશ-રેખાંશ આ પુસ્તકમાં પહેલી વાર રજૂ થાય છે. સરકારના માપણી ખાતાના નકશાઓ ઉપરથી આ અક્ષાંશ–રેખાંશ ખાસ તસ્દી લઈને ચાંગાની હાઈસ્કૂલના આચાર્ય શ્રી છોટુભાઈ સુથારે શ્રી. મણિભાઈ ઉપાધ્યાય અને શ્રી. બાલકૃષ્ણ શાહની મદદથી તૈયાર કરી આપ્યા છે.

**ક્ષેત્રફળ, વસતી, વગેરે :** ગામોનાં ક્ષેત્રફળો, વસતી, ઘરો, કુટુંબો, ભણેલી વસતી વગેરે વિગતો ઈ. સ. ૧૯૫૧ની વસતી ગણતરીના 'ખેડા જિલ્લા સેન્સસ હેન્ડબુક' નામના અંગ્રેજી નિવેદનમાંથી લીધી છે. આ નિવેદનમાં આપેલી ક્ષેત્રફળની વિગતો સર્વેયર જનરલ પાસેથી મેળવેલી હતી, એમ નિવેદન લખનારે જણાવ્યું છે. એ જ વિગતો મહેસૂલી કામ માટે જિલ્લા કલેક્ટરની કચેરીમાંથી મળી શકે છે. એ વિગતો સર્વેયર જનરલ તરફથી મળતી વિગતો કરતાં જુદી પડે છે. તેથી સંભવ છે કે આ ડિરેક્ટરીમાં આપેલી ગામોનાં ક્ષેત્રફળની વિગતો જે તે ગામના મહેસૂલી દફતરે નોંધાયેલી વિગતો કરતાં સહેજ જુદી માલૂમ પડે. જ્યાં એવો તફાવત માલૂમ પડે ત્યાં ગામના મહેસૂલી દફતરે નોંધાયેલી વિગતો સાચી સમજવી.

**બાકીની વિગતો :** લોકલ બોર્ડની શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા આ ડિરેક્ટરીમાં ઈ. સ ૧૯૫૩ આખર સુધીની આપેલી છે. તે જિલ્લા શાળામંડળની કચેરીમાંથી મેળવેલી છે. તે ઉપરાંત સંસ્થાઓની વિગતો જે તે સંસ્થા અંગે ભરાઈ આવેલાં પત્રકોને આધારે અહીં લેવામાં આવી છે.

**આધાર:** આ બધી વિગતો ઈ સ. ૧૯૫૨થી ૫૪ના મે માસ સુધીના ગાળામાં એકઠી કરવામાં આવી હતી. એટલે એ ગાળાના સમયની માહિતી આ ડિરેક્ટરીમાં છે એમ સમજવું અને તે ઉપરાંત બાકીની કેટલીક મહત્ત્વની માહિતી જે તે ગામ તરફથી ભરાઈ આવેલા ગામની હકીકતના પત્રકમાંથી લીધી છે. એ પત્રકો ભરી મોકલનારનાં નામનો ઉલ્લેખ જે તે ગામના પરિચયલેખને છેડે આધારનોંધમાં કરેલો છે. પરંતુ જે પત્રકોમાં માહિતી નહિ જેવી હતી અને જેમાં હકીકત આપનારે પોતાનું નામ લખ્યું નહોતું તેમનો ઉલ્લેખ થઈ શક્યો નથી.

# આણંદ તાલુકો

## તારીજ

નગરો: ૧૩. ગામો : ૬૭

વિસ્તાર: નગરોનું ક્ષેત્રફળ : ૭૫.૩ ચો. માઈલ ગામોનું ક્ષેત્રફળ : ૧૪૮.૦ ચો. માઈલ. કુલ ક્ષેત્રફળ: ૨૨૩.૩ ચો. માઈલ.

ઘરો : નગરવિસ્તાર : ૨૪૧૭૬, ગ્રામવિસ્તાર : ૨૫૨૮૧, કુલ ૪૯૪૫૭.

કુટુંબો : નગરવિસ્તાર : ૨૬૬૨૧, ગ્રામવિસ્તાર: ૨૯૪૨૪, કુલ ૫૬૦૪૫.

વસ્તી : નગરવિસ્તાર : પુ. ૬૬૩૦૫, સ્ત્રી ૫૭૭૨૦, કુલ ૧૨૪૦૨૫.

ગ્રામવિસ્તાર : પુ. ૬૬૯૮૫, સ્ત્રી ૬૦૩૫૫, કુલ ૧૨૭૩૪૦.

એકંદર વસ્તી : પુ. ૧૩૩૨૯૦, સ્ત્રી ૧૧૮૦૭૫, કુલ ૨૫૧૩૬૫.

ભણેલાં : નગરવિસ્તાર : પુ. ૩૨૫૨૮, સ્ત્રી ૧૪૮૫૪, કુલ ૪૭૩૮૨.

ગ્રામવિસ્તાર : પુ. ૨૫૫૫૭, સ્ત્રી ૮૮૫૮, કુલ ૩૪૪૧૫.

એકંદર ભણેલાં : પુ ૫૮૦૮૫, સ્ત્રી ૨૩૭૧૨, કુલ ૮૧૭૯૭.


આણંદ તાલુકો
નડિયાદ તાલુકો
કોરસદ તાલુકો
આણંદ
વલ્લભવિદ્યાનગર
લાંભવેલ
બાકરોલ
વલાસણ
કરમસદ
મોગરી
સદેસર
ચીખોદરા
ગામડી
વઘાસી
બેડવા
સારસા
ખાનપુર
ખેરડા
મોગર
રામનગર
વહેરાખાડી
હાડગુડ
નાવલી
ખાંધલી
અડાસ
સુંદણ
વાસદ
ઓડ
ખાનકૂવા
સરદારપુરા
કુંજરાવ
નરસંડા
રાસનોલ
ખંભોળજ
ખોરવાડ
ધોળી
અહીમા
ભાલેજ
સામરખા
બોરિયાવી
અજરપુરા
કાસોર
બેડાપુરા
તારપુરા
જાખલા
લીંગડા
પરવટા
ઉમરેઠ
ધામણા
ભાટપુરા
નવાપુરા
ખાખણપુર
સુરેલી
મહી નદી
સમજૂતી
નદી
રેલવે
માપ ૦ ૨ ૪ ૬ માઈલ
ચરોતર સર્વસંગ્રહ — ૧૯૫૪

## અજરપુરા

**પરિચય** ઉ ગ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨° ૫′ ઉપરનુ
આ ગામ રેલવેસ્ટેશન બોરિયાવીથી એક માઈલ દૂર આવેલુ
ત્યાથી રેલવેસ્ટેશન ભાલેજ પણ નજીક છે પશ્ચિમે ત્રણ
માઈલ છેટે આવેલા નડિયાદ તાલુકાના ચકલાસીથી આણંદ
ની બસ આ ગામે થઈને જાય છે નવી યોજના પ્રમાણે
ચાર ઉત્તરસંડાથી આદીમાના રસ્તા ઉપર આ ગામ આવે છે



દૂ ઉ સ મ નો એજિન ૫૫

વર્ષો પૂર્વે જ્યારે ચાપાનેર તૂટેલુ ત્યારે ત્યાથી આવીને કેટલાક માણ
સોએ આજના અજરપુરાથી એક માઈલના અતરે ગાવેલુ સ્થાન
જે આજે જૂના પાદર તરીકે ઓળખાય છે ત્યા પાટાપુર કથારિયા



મડળી તરફથી પાણી ભરાતો હવાડો

નામનુ ગામ વસાવેલુ તે ગામ જાહોજલાલીએ પહોચ્યા પછી
પાછળથી તૂટેલુ, અને ત્યાથી ગજરાજનમઈ પગે આવીને અહીં
જે ગામ વસાવેલુ તે પાછળથી તેમના નામ પરથી અપભ્રંશ
થતા અજરપુરા કહેવાયુ એમ મનાય છે



મડળીની ગાડી છાણ ભરી જાય છે.

આ ગામ પોતાને ખેડા જિલ્લાનો બગીચો માને છે, અને
આદર્શ ગામ બનતા મથી રહ્યુ છે તે ગાધીજીના પુનિત પગલાથી
બે વાર પાવન થયેલુ છે ઈ સ ૧૯૩૦ની દાડી કૂચમા એના
યુવાનોની એક ટુકડીએ ભાગ લીધેલો હોઈ રાષ્ટ્રીય ચળવળના
આદર્શોથી એના વતનીઓ રગાયેલા છે અને નેતાઓ માટે તે



ખેડૂતો ઉકરડા વ્યવસ્થિત કરે છે

એક પ્રેમાગ્રમિત્ર છે તાલુકા તરફથી બે વખત અને જિલ્લા
તરફથી એક વખત ઈ સ ૧૯૪૮ ૪૯મા તેને ગ્રામસુધારણા
શિલ્ડ મળેલા છે એના સેવક મ ળને તેની સેવાઓની કદર
રૂપે નડિયાદના જિલ્લા ગ્રામવિકાસ મડળ તરફથી રૂા ૫૦નુ
ઈનામ મળેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૯ ના માઈલ ઘરો ૫૩૯. કુટુંબો ૫૩૯ વસતી પુ ૧૩૪૪, સ્ત્રી ૧૧૬૭, કુલ ૨૫૧૧. મુખ્ય વસતી પાટીદારોની છે

**ભૂગર્ભ** લાસર તળાવ, બદારનો કૂવો તથા જૂના પાદરનો કૂવો એ પ્રાચીન જળાશયો છે ગામને ગ્રિડ યોજનાનો લાભ મળનાર છે ગ્રિડ વીજળી મળે ત્યારે ગામના કૂવા પર મોટર મૂકી ગામ લોકોને પાણી આપવાની વ્યવસ્થા કરવાનું ગામ લોકોએ નક્કી કર્યું છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે, અને રવિવાર સિવાયના દરેક દિવસે સવારે દશ વાગે આવેજ થઈને ટપાલ આવે છે



મંડળીના ખેતરનો જુવારનો પાક

ગ્રામ પંચાયત અને ન્યાય પંચાયત છે યુવક મંડળ ચાલે છે યુવાનોના સહકાર અને ઉત્સાહથી તથા વડીલોની મદદથી વિવિધ કાર્યકારી સહકારી મંડળી અને દૂધ ઉત્પાદક સહકારી મંડળીની સ્થાપના કરવામાં આવી છે દૂધ ઉત્પાદક સહકારી મંડળીએ ઘણી સુંદર પ્રગતિ કરી છે મુંબઈ સરકારની દૂધ યોજના હેઠળ આ મંડળીને સારા કામકાજ માટે રૂ ૭૫૦૦નું પહેલું ઈનામ મળેલું છે રૂ ૩૦,૦૦૦ને ખર્ચે આરોગ્ય મંદિર નામનું સુંદર મકાન બંધાવીને દવાખાનું ચલાવવા ગામે તે લોકલ બોર્ડને આપેલું છે તેના દર્દીઓને રાખવા માટે રૂપિયા દશ હજારને ખર્ચે વોર્ડ પણ બંધાવ્યા છે તે ઉપરાંત બે ખાનગી દવાખાના પણ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ ઉપરાંત તમાકુ, કપાસ, વરિયાળી વગેરે પાકે છે ગામની સીમમાં ૨૦ જેટલા કૂવા છે તે ઉપર એન્જિન પંપો ગોઠવેલા છે તે પૈકી ૭ પંપો ગામની આજુબાજુની ભાગોળે તુરત નજરમાં આવેલા છે તેની ઉપર ગામ લોકોને પીવાનું પાણી ભરી જવાની સગવડ કરેલી છે દૂધનો ઉદ્યોગ સારો ખીલ્યો છે એક તમાકુની ખળી છે તેલની ઘાણીઓ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમાં ૩૨૧ વિદ્યાર્થીઓ અને ૧૭૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૯૮ બાળકો ભણે છે ગામ લોકોએ રૂ ૭૦૦૦ના ખર્ચે એક મકાન બંધાવી લો બો ને આ શાળા માટે ભાડે આપેલું છે ૩૫ જેટલા બાળકો બદારગામ ભણવા જાય છે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા મફત પુસ્તકો આપવાની યોજના ચાલે છે યુવક મંડળ વ્યાયામશાળા ચલાવે છે સાર્વજનિક પુસ્તકાલય છે તેમાં સામાજિક, ધાર્મિક અને બાળોપયોગી પુસ્તકો ઉપરાંત છાપાની સગવડ પણ છે

**પ્રાચીન સ્થળો** પ્રાચીન પાલનપુર-કથારિયા નગરના સીમાડામાં કોઈ લાખા વણજારાની પોઠ ચરતી તેને આ ગામ લોકોએ મદદ કરી પોઠ પકડી આપેલી તેના બદલામાં એણે લાસર કૂવો, અને લાસર તળાવ બંધાવી આપેલા અને તેના નામ લાખા ઉપરથી એ બંને જળાશયોના નામ લાસર પડેલા છે એમ સ્થાનિક લોકો માને છે આ સિવાય જૂના પાદરનો કૂવો અને એક મહાદેવ એ પણ પ્રાચીન સ્થળો છે

**આધાર** શ્રી ડાહ્યાભાઈ મોતીભાઈ પટેલે આપેલી માહિતી

*

## અડાસ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૩° ૨ ઉપરનું આ ગામ મુંબઈ-અમદાવાદ રેલ્વે લાઈન ઉપર અડાસરોડ સ્ટેશનની પશ્ચિમે બે ફર્લાંગ દૂર આવેલું છે અગાઉ થયેલી ઐતિહાસિક લડાઈઓની યુદ્ધભૂમિ તરીકે તે જાણીતું છે



અડાસનો ચરો, જ્યાં અગાઉ યુદ્ધ ખેલાયેલાં

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૪ ચો માઈલ ઘરો ૧૧૬૯

કુટુબો ૧૨૯૮ વસતી પુ ૭૨૧૫ સ્ત્રી ૨૯૭૩ મળ ૬૧૮૮ પાટીદાર, ક્ષત્રિય મેલેમવાસ ગરાસિયા વગેરે કોમો વસવાટ વસે છે ગામ પાકી ટેકરી પર છે

સગવડો સીમમા ૧૦ દરેક નાના તળાવ છે ગામમા એક તળાવ છે તેને બે મોટા અને બે નાના ઓવારા છે દરેક કૂવા છે પાણી મીઠા છે પણ સ્ટેશન રોડ તરફના પાદરના કૂવાનુ પાણી સારુ છે તળાવ પાસે દક્ષિણનો કૂવો ખારો છે

મહી ડેરીથી વાગદ ઉમરેઠ બસ સર્વિસ આ ગામે થઈને જાય છે ચોમાસામા ૧ધ રહે છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે વરસેક વર્ષથી ગ્રામ પંચાયત ચાલે છે જાહેર બાધકામ ખાતાને બગલો છે એક શહીદ સ્મારક દવાખાનુ ચાલે છે તે આફ્રિકાથી મળતી રકમના વ્યાજમાથી ચાલે છે ફી બાળકની બે આના અને મોટાની ૩ આના લેવાય છે કેટલાક સાધના ભઠ મગેના છે બે ડોકટરો અને બે વૈદ ખાનગી દવાખાના પણ ચલાવ છે વિવિધ કાર્યકારી સહકારી મડળી ફાર્મર્સ રિનીફ એસોસિયશન યુવક મડળ ક્ષત્રિયદળ હોમગાર્ડ વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે



શહીદોનો સ્મૃતિસ્તભ

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી જમીન ગોરાડુ અને કાળી છે સીમમા ૫ દરેક કૂવા પર એન્જિન પપો ગોઠવેલા છે ચાર ટ્રેક્ટરો છે ગરાસિયા ફાર્મિંગ સોસાયટી ચાલે છે અડાસ અને વડોદની વચ્ચે ઘોડા ચોકી નામના ગોચરમાથી ૨૫૦ એકર જમીન મેળવીને તેમા સોસાયટીએ ઈ સ ૧૯૫૦થી ખેતી શરૂ કરી છે અને સુદર પ્રગતિ સાધી રહી છે તમાકુની ખળીઓ આઠ છે વીસેક કારીગરો બીડી બનાવે છે એક દાળની ખળી ચાર દળવા ખાડવાના સચા એક લાકડા વહેરવાની મિલ ચાર તેલની બળદ ઘાણીઓ, તથા બે સાળો છે પ્રજાપતિઓ ઘરવપરાશના વાસણો ઉપરાંત છાશ ભરવાના લોટા-ગોળીઓ બનાવે છે તે ખાસ વખણાય છે લુહાર લોકો દાતરડા, ચપ્પુ મોચીના ઓજાર વગેરે બનાવે છે તે ગામમા તેમજ બહારગામ જાય છે

શિક્ષણ લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા તથા કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૫૨૩ વિદ્યાર્થીઓ અને ૨૨૦ વિદ્યાર્થિનીઓ મળી મળ ૭૪૩ બાળકો ભણે છે તે સિવાય બે ખ્રિસ્તી મિશનની શાળાઓ છે આશરે ૭૫ વિદ્યાર્થીઓ આણદ-વડદ દૂરાની માધ્યમિક શાળાઓમા જાય છે પુ ૧૫૫૨ અને સ્ત્રી ૫૩૬ મળી કુલ ૨૦૮૮ ભણેલા છે ગોખલે પુસ્તકાલય અને દાન વાચનાલય ચાલે છે



સ્મૃતિસ્તભ ઉપર કોતરેલુ ગોળીબારનુ દૃશ્ય

ધાર્મિક સ્થળો નારાયણ મહાદેવ રૂણનાથ મહાદેવ રણછોડજીનુ મદિર રામજી મદિર બાથીખત્રીનુ મદિર અડસાઈ માતા એક નાનુ શિવાલય માતાના અનેક સ્થાનકો મસ્જિદ પીર

એક સાર્વજનિક ધર્મશાળા છે હાલ તેમા શાળા બેસે છે

બેસતે વર્ષે બાથીખત્રીના મદિરે જન્માષ્ટમીએ રૂણેશ્વર મહાદેવે તથા તળિયાના તળાવે મેળા ભરાય છે

શહીદ સ્મારક ઈ સ ૧૯૪૨ના હિંદ છોડો'ના આખરી સ્વાતંત્ર્યસગ્રામમા ભાગ લેનાર પાચ નિર્દોષ યુવાનોને બ્રિટિશ સરકારની પોલીસે આ અડાસ રોડ સ્ટેશન નજીક ઘેરીને ગોળીબારથી ઠાર કર્યા તેમના સ્મારક તરીકે તે સ્થળે ખેડા જિલ્લા રાષ્ટ્રીય મહાસભા સમિતિ તરફથી ૨ વીસ હજારને ખર્ચે સ્મૃતિસ્તભ ચણાવવામા આવ્યો છે ત્યા દર વરસે તા ૧૮મી ઓગસ્ટે શહીદ સ્મૃતિદિન ઉજવાય છે

આધાર શ્રી રમણભાઈ પ્રાગજીભાઈ પટેલ શ્રી નારણભાઈ મા શાળા અને શ્રી બાપુજીભાઈ શકરભાઈ પટેલે આપેલી માહિતી

*

# અરડી

**પરિચય**. ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૩° ૨' ઉપરનુ આ ગામ થામણાની પશ્ચિમે આણંદ અને નડિયાદ તાલુકાની સરહદો જ્યા મળે છે ત્યા શેઢી નદીને કિનારે આવેલુ છે અલીણાથી ભાલેજની નવી થનાર સડક ઉપર આ ગામ આવે છે. તેની નજીકનુ રેલવે સ્ટેશન પાચ માઈલ દૂર ભાલેજ છે ત્યા ત્રણ દિવસે એક વાર ટપાલ આવે છે ગ્રામ પચાયત સ્થપાયેલી છે અરણ્યસિંહ નામના રજપૂતે આશરે ૧૧૦૦ વરસ ઉપર તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૩૬ કુટુમ્બો ૨૩૬ વસ્તી પુ ૬૪૧, સ્ત્રી ૫૭૪, કુલ ૧૨૧૫

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૮૫ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૯ બાળકો ભણે છે પહેલા આ શાળા મહાદેવના મકાનમા બેસતી, પણ હવે ગામ લોકોએ ધર્મશાળા બધાવી તે મકાન શાળા બેસાડવા માટે આપ્યુ છે પુ ૨૦૩ અને સ્ત્રી ૮ મળી કુલ ૨૧૧ ભણેલા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય ચમારકામ થાય છે

**પ્રાચીન સ્થળો** મહાદેવ, તળાવ અને નવગજા પીર, જ્યા ઘણે દૂરથી લોકો બાધા કરવા આવે છે ગામમા કાલિદાસ નામના જાણીતા ભગત થઈ ગયા કહેવાય છે

**આધાર** શ્રી ચીમનલાલ તળશીભાઈ પટેલે આપેલી માહિતી

*

# અહીમા

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ મહીકિનારે આવેલુ છે તેની ચારે બાજુ કોતરો છે ગામમાથી બ્હાર જવાનો માત્ર એક જ માર્ગ છે તે માર્ગ નજીકમા બે માઈલ છેટે આવેલા ઓડ સ્ટેશન તરફ જાય છે એમદસિંહ નામના ઠાકોરના નામ ઉપરથી ગામનુ નામ અહીમા પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૫૭૮ કુટુમ્બ ૬૦૫ વસ્તી પુ ૧૪૪૯, સ્ત્રી ૧૨૮૮, કુલ ૨૭૩૭ મુખ્ય વસ્તી રજપૂતોની છે

**સગવડો** ત્રણ મીઠા પાણીના કૂવા છે તે લગભગ ૮૦ હાથ ઊડા છે ભાગોળે તળાવ છે તે કોઈ રાણીએ ખોદાવડાવેલુ હશે તેથી તેનુ નામ રાણીતળાવ પડેલુ મનાય છે ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે કામો કરે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે

**ઉદ્યોગ** ખેતી [illegible], બાજરી, કોદરા, બાવટો, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૬ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૧ બાળકો ભણે છે ગામમાથી હાલમા માત્ર એક ખ્રિસ્તીનો છોકરો ઓડ અગ્રેજી શાળામા ભણવા જાય છે પુ ૩૮૬ અને સ્ત્રી ૪૫ મળી કુલ ૪૩૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, બાથીખત્રી, ખોડિયાર માતા, બળિયાદેવ, પરબડી તથા સ ૧૯૭૨મા બધાવેલી ધર્મશાળા

**દતકથાઓ** **(૧) ગામનો વસવાટ** અહીંના ચૌહાણ ઠાકોરો મૂળ પૃથ્વીરાજ ચૌહાણના વશજો હોવાનુ મનાય છે પૃથ્વીરાજ અને જયચદના અદરોઅંદરના કુસપને લીધે પૃથ્વીરાજની પડતી થઈ ત્યારે કેટલાક કુટુબીઓ દિલ્હીથી અજમેર અને ત્યાર બાદ પાવાગઢ આવી વસેલા મહમદ બેગડાને હાથે પાવાગઢનુ પતન થતા જે રજપૂતો નાઠા તેમાના કેટલાક કહે છે કે વઘાસીમા આવી વસેલા ત્યાથી ચાર ભાઇઓ ખોરવાડ ગયેલા એમાથી એક ખોરવાડમા રહ્યા, એક પ્રતાપપુર ગયા, અને બાકીના બે બાવાજી અને નાથાજીએ અહીમા વિસ્તારમા કબજો જમાવેલો

**(૨) પાટિયાપોર** ગામથી થોડે દૂર નદીના પાણીમાં એક જબરજસ્ત પથ્થરની છાટ પડેલી છે એ પથ્થરવાળી જગ્યા પાટિયાપોરના નામે ઓળખાય છે લોકવાયકા છે કે અત્યારના ઠાકોરના દાદાના પિતા ભૂપતસિંહે એ છાટ નીચે પુષ્કળ દ્રવ્ય છે એવી ખબર મળતા અહીમાના કેટલાક ગામલોકોને એકઠા કરીને તેને ઊચી કરાવવા પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ નીવડ્યો બીજે દિવસે અહીમા અને તેના પરાના તમામ લોકોને એકઠા કરી છાટ ઊચી કરવા જવાનુ નક્કી થયેલુ, પરતુ દૈવયોગે બીજે દિવસે સવારે જ ઠાકોર અવસાન પામ્યા હતા

**(૩) રણ** લોકોક્તિ એવી છે કે અહીમાનો કબજો લેનાર ઠાકોર અહીમા ગામની હદ નક્કી કરી ત્યા તોરણ બાધી આવતા પણ સુદલપુરના લોકો તે તોરણ તોડી નાખી અહીમાના વિસ્તારમા પોતાનુ તોરણ બાધી આવતા આમ વારવાર થતુ પણ એકવાર ઠાકોર અને સુદલપુરના લોકો સામસામા આવી ગયા તેમા ઠાકોર મરાયેલા જે જગાએ એ યુદ્ધ ખેલાયેલુ તે જગા આજે 'રણ'ને નામે ઓળખાય છે કહે છે કે ઠાકોરનો પાળિયો પણ મૂકવામા આવેલો, પરતુ હાલમા તે કોતરોમા ક્યા દટાઈ ગયો હશે તેની ખબર પડતી નથી

**(૪) ચોરી** અહીમાથી થોડેક જ દૂર મહી નદીમા 'ચોરી'-ને નામે ઓળખાતુ સુપ્રસિદ્ધ સ્થળ આવેલુ છે લોકોક્તિ એવી છે કે મહી નદી મળી હોવાથી દરિયાએ તેને પરણવાની ના પાડી તેથી મહીએ રોષે ભરાઈને દરિયાને પથ્થરોથી પૂરી દેવાની પ્રતિજ્ઞા લીધી પછી પોતાના પ્રવાહમા મોટા મોટા પથ્થરો તાણી લાવતી મહીને જોઈને દરિયો ગભરાયો અને મહીને ભેટવા સામો આવ્યો જે સ્થળે બનેનો સગમ થયો—લગ્ન થયુ—તે સ્થળ આજે ચોરીને નામે ઓળખાય છે

આજે પણ આ ચોરીના સ્થળ આગળથી દરિયા તરફ એક

પણ પથ્થર નથી, જ્યારે તેનાથી વિરુદ્ધ દિશામા અનેક કાળા પથ્થરો પડેલા છે

**અન્ય હકીકત** ગામની ચારે બાજુ ઈંટોના પાયા દેખાય છે તે પરથી પહેલા ગામની ચારે બાજુ ફરતો કોટ હશે એવુ મનાય છે ગામમા ઠાકોર પૃથ્વીસિંહનુ મકાન–દરબાર–ઘણુ મોટુ છે તે ઉપર ટાવર ગોઠવેલુ છે

**પરાં** ગામને તાબે ઉત્તપુરા, વાઘજીપુરા અને બાજીપુરા એ ત્રણ પરા છે તે ત્રણેય અહીંમાના ઠાકોર કુટુંબમાથી જ વસેલા છે ઉત્તપુરામા આશરે ૧૭૫ ઘર છે, પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૬ બાળકો ભણે છે વાઘજીપુરામા આશરે ૧૦૦ ઘર છે બાજીપુરામા આશરે ૫૦ ઘર છે

---

**આધાર** શ્રી શિવસિંહ ભ ઠાકોરે આપેલી માહિતી

*

## આણંદ ( નગર )

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૫૭ ઉપર આવેલુ આ ગામ ખેડા જિલ્લાની મુખ્ય રેલ્વે શાખાઓનુ મિલનસ્થાન ( જંક્શન ) છે, આણદ તાલુકાનુ મુખ્ય મથક છે મુબઈ–અમદાવાદની મુસાફરીમા આણદ સ્ટેશનના લાલ–પીળા ભજિયા ખાવાનો મહિમા રેલવેજૂનો છે મહી નદી અહીંથી સાત–આઠ માઈલ દૂર છે આજુબાજુના ત્રણેક માઇલના ઘેરાવામા નાવલી મોગરી, કરમસદ, વલાસણ બાકરોલ, ચીખોદરા વગેરે જાણીતા ગામો આવેલા છે તે ઉપરાત પ્રખ્યાત ખેતીવાડી કોલેજ અને જાણીતુ વિદ્યાધામ વલ્લભવિદ્યાનગર અહીંથી ફેઢેક માઇલ છેટે આવેલુ છે આણદગર નામના ગોસાઇએ આ ગામ નવમા સૈકામા વસાવ્યાનુ કહેવાય છે તેના 'મોટુ અડધ' અને 'નાનુ અડધ' એવા બે મુખ્ય વિભાગ છે

રાષ્ટ્રપિતા ગાધીજી, રાષ્ટ્રપતિ રાષ્ટ્રપ્રમુખ, અને બીજા કેટલાયે નેતાઓ, લોકસેવકો, અને ઉચ્ચ અમલદારોના પુનિત પગલાથી આ ભૂમિ પાવન થયેલી છે

સત્યાગ્રહની ચળવળમા આ ગામે સારો ફાળો આપેલો છે તે વખતે સભાઓ, સરઘસો, લાઠીચાર્જ વગેરેથી જાણીતુ સ્થળ આજે 'ગાધી ચોક' ને નામે ઓળખાય છે, અને ત્યા સ્વરાજ્યની ભાવનાને મૂર્ત કરતો એક ઊચો 'અશોક સ્તભ' સ્થાપવામા આવ્યો છે તેની ચારે બાજુ જડેલા શિલાલેખો લોકોને તેમજ રાજકર્તાઓને પોતાના કર્તવ્યનુ સતત ભાન કરાવે છે

સ્વરાજ્યસગ્રામની આ છાવણીમા સ્વરાજ્યને પરિણામે અનેક પ્રવૃત્તિઓ વધી રહી છે એક વખતનુ અજાણ્યુ આણદ આજનુ એક અનોખુ પ્રવૃત્તિકેન્દ્ર બની રહ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૪૭૧૪ કુટુંબો ૫૬૦૮ વસતી પુ ૧૪૦૯૧, સ્ત્રી ૧૧૬૭૬, કુલ ૨૫૭૬૭ મુખ્ય વસ્તી પાટીદાર અને ખેડાવાળ બ્રાહ્મણોની છે તે ઉપરાત પચરગી વસ્તી પણ છે તેમા બારૈયા, પગી, મુસલમાનો જૂની વસતીના તત્વો ગણાય ખ્રિસ્તી મિશનોને લીધે દેશી–પરદેશી ખ્રિસ્તીઓ મોટી સખ્યામા વસ્યા છે સૌરાષ્ટ્ર અને કચ્છ તરફથી આવેલા લોહાણા વેપારીઓ, અને શિક્ષણસસ્થાઓ, દૂધ ઉદ્યોગની સસ્થાઓ તથા ઇસ્પિતાલોને લીધે આવેલા દૂર દૂરના લોકો ખાસ ધ્યાન ખેચે એટલી સખ્યામા વસ્તીમા ઉમેરો કરી રહ્યા છે સિંધી નિર્વાસિતોનો પણ સારો એવો જમાવ થયેલો છે

**સગવડો** લોટિયુ તળાવ, વડુ તળાવ, ઘોયુ તળાવ, શ્રીખોડ તળાવડી, તથા ડવેોની તળાવડી વગેરે છે ડમગરિયો કૂવો, વહેરાઇવાગો કૂવો, લોટિયા તળાવ પરનો કૂવો, રબારીવાડ આગળનો કૂવો, સ્ટેશન ઉપર ગામડી જવાના પુલ પાસેનો કૂવો, વગેરે કૂવાઓ ઉપર પપ ગોઠવીને નળથી પાણી ભરવાની વ્યવસ્થા કરેલી છે

વીજળીની સગવડ છે વીજળીથી ચાલતા બે સરકારી રેડિયો સેટ ગોઠવવામા આવ્યા છે સ્ટેશન સામે તાર અને ટેલિફોનની સગવડવાળી સબ પોસ્ટઓફિસ છે તે સિવાય ગામમા ગામડી વાટના વડ આગળ એક અને ખેતીવાડી સસ્થામા એક એમ બે બીજી સબ પોસ્ટઓફિસો છે સ્ટેશન ઉપર આર એમ એસ-ની સગવડ પણ છે સિવિલ જજ (જે ડી ), જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ, અને વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, પ્રાત ઓફિસરની કચેરી મામલતદારની કચેરી, સિટી સર્વે ઓફિસ, પોલીસસ્ટેશન, તમાકુ ખાતાના આસિ કલેક્ટરની કચેરી, આણદ તાલુકા સમિતિની કચેરી ઇન્સ્પેક્શન બગલો, મિલ્ટનુ મથક વગેરે છે ગાધી ચોકમા મોટુ સરદાર વલ્લભભાઈ ટાવર છે તે સિવાય સ્વામીનારાયણ મદિર ઉપરનુ ટાવર અને જાગનાથ મહાદેવ ઉપરનુ નાનુ ટાવર, એમ બીજા બે ટાવર પણ છે

આણદથી નડિયાદ, નાપા, નાવલી, બોરસદ, કરમસદ, વિદ્યાનગર, ખેતીવાડી કોલેજ, બાકરોલ, બાધણી ખભોળજ, વગેરે સ્થળોએ જવા બસ સર્વિસો ચાલે છે સ્ટેશનથી ગામમા જવા ઘોડાગાડીઓ ઉપરાત સિટી બસ સર્વિસની પણ સગવડ છે ગામનો મુખ્ય સ્ટેશન રોડ સિમેન્ટ કોક્રીટનો બનાવેલો છે આજુબાજુ એસ્ફાલ્ટની અને બીજી સડકો છે અને નવી પણ બધાઇ રહી છે મુબઇ અમદાવાદની મેઇન લાઇન ઉપરાત અહીંથી ગોધરા, ખભાત અને વડતાલ જવાની ગાડીઓ ઊપડે છે મ્યુનિસિપાલિટી ચાલે છે મ્યુનિસિપલ દવાખાનુ અને પ્રસૂતિગૃહ, એમરી હોસ્પિટલ, આઇ પી મિશન હોસ્પિટલ, ટી બી નુ દવાખાનુ, ડૉ હેરીનુ આખનુ દવાખાનુ, લો બો નુ જાનવરોનુ દવાખાનુ તથા બીજા ઘણા ખાનગી દવાખાના છે ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સઘ, આણદ તાલુકા ડેવલપમેન્ટ એસોસિયેશન, તથા બીજી કેટલીક સહકારી મડળીઓ છે અને તે નોધપાત્ર પ્રગતિ કરી રહી છે મ્યુનિસિપાલિટીના મકાન પાછળ મ્યુનિસિપાલિટીનો એક જાહેર બગીચો છે બીજો નાનો બગીચો સ્ટેશનથી

મામલતદાર કચેરીએ જતા આવે છે ચરોતર પ્રદેશ આર્ય સમાજનુ મુખ્ય મથક છે બે સિનેમા ચાલે છે

**ઉદ્યોગ** નોકરિયાત અને વેપારી વર્ગની વસતી સિવાયના લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ ઉપરાત તમાકુ સારી પાકે છે તમાકુનો ધંધો આ ગામમા સારા પ્રમાણમા થાય છે ખળીઓ તથા બીડીઓ બનાવવાના કારખાના ચાલે છે સીમમા પચ્ચીસેક કૂવાઓ ઉપર એન્જિન પપ ગોઠવેલા છે તે તથા આજુબાજુના ગામોમા સગવડ એન્જિન પપો વધવાથી અહીં ઘણા નાનામોટા કારખાના અને લોખંડની દુકાનો ખૂલ્યા છે તે સિવાય તિજોરીઓના બે કારખાના, બરફની બે ફેક્ટરીઓ 'રૂપા લેબોરેટરી' નામનું દવાઓ બનાવવાનુ નાનુ કારખાનુ, સાબુ બનાવવાના કારખાના વગેરે પણ છે



અશોક મિલ

ઢીંકણીનો ઉદ્યોગ સારો વિકસ્યો છે ઢીંકણીના છ કારખાના છે ઢીંકણી પૂરીને તૈયાર કરવામા આવે છે આણંદથી દૂર દૂર સુધી જથાબંધ ઢીંકણી જાય છે અને વખણાય છે એજ રીતે પાપડ બનાવવાનો ઉદ્યોગ પણ ચાલે છે ગામમા તેમજ બહારગામ જથાબંધ પાપડ જાય છે પતરાળા પડિયા પણ મોટા પ્રમાણમા બનાવાય છે અને ગામમા તથા બહારગામ વેચાય છે તુવેરદાળની સાતેક ખળીઓ છે આ બધાથી ગામના લોકોને–ખાસ કરીને સ્ત્રીઓને–રોજી મળી રહે છે પોલસન ડેરી, દૂધ ઉત્પાદક સઘની ડેરી, તથા દૂધ વાપરનારાઓની સહકારી મંડળીને લીધે દૂધઉદ્યોગ પણ વિકસ્યો છે

**શિક્ષણ** આણંદ મ્યુનિસિપાલિટીની હદમા લો બો ના તાબાની કુલ સાત પ્રાથમિક શાળાઓ ચાલે છે (૧) આણંદ મુખ્ય શાળા તે સાત ધોરણની છે તેમા ૬૯૭ વિદ્યાર્થીઓ ભણે છે (૨) આણંદ બ્રાન્ચ ન ૧ તે ત્રણ ધોરણની છે તેમા ૨૧૪ વિદ્યાર્થીઓ ભણે છે (૩) આણંદ સ્ટેશન બ્રાન્ચ ન ૨ તે ચાર ધોરણની છે તેમા ૧૫૨ વિદ્યાર્થીઓ અને ૧૦૦ વિદ્યાર્થિનીઓ ભણે છે (૪) આણંદ ક્ષત્રિય શાળા બ્રાન્ચ ન ૩ તે ચાર ધોરણની છે તેમા ૧૫૩ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ ભણે છે (૫) આણંદ ખેતીવાડીમા આવેલી



મ્યુનિ દવાખાનુ

શાળા તે છ ધોરણની છે તેમા ૨૦૪ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ ભણે છે (૬) આણંદ કન્યાશાળા તે સાત ધોરણની છે તેમા ૫૩૪ વિદ્યાર્થિનીઓ ભણે છે (૭) રૂપાપુરા વર્ગ તેમા ત્રણ ધોરણ છે, અને ૪૩ વિદ્યાર્થીઓ અને ૬ વિદ્યાર્થિનીઓ ભણે છે આમ બધી પ્રાથમિક શાળાઓમા ૧૨૬૩ વિદ્યાર્થીઓ અને ૭૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૮૯ બાળકો ભણે છે એ ઉપરાત એસ એ મિશનની એક કુમારશાળા અને એક કન્યાશાળા તથા આર સી મિશનની એક શાળા તથા આઈ પી મિશનની એક કન્યાશાળા પણ ચાલે છે

ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ તરફથી એક બાલ મંદિર તથા બે ખાનગી શાળા ચાલે છે તે ઉપરાત દા ન હાઈસ્કૂલ ચાલે છે બાલમંદિરશાળા અને હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે છાત્રાલયોની સગવડ છે સોસાયટી તરફથી પથી ૯ ધોરણનુ કસ્તૂરબા કન્યાવિદ્યાલય પણ ચાલે છે

શારદા હાઈસ્કૂલ વિ આણંદ તરફથી એક બાલમંદિર, બ વશાળા તથા શારદા હાઈસ્કૂલ ચાલે છે છાત્રાલયની સગવડ છે

આણંદ કેળવણી મંડળ તરફથી પાયોનિયર હાઇસ્કૂલ ચાલે છે સાથે છાત્રાલય છે મંડળ તરફથી બાળકો માટે બાળવર્ગથી ૪ ધોરણ સુધીની બાળ સંસ્કારશાળા પણ ચલાવાય છે

ચરોતર મુસ્લિમ એજ્યુકેશન ટ્રસ્ટ, આણંદ તરફથી ઈસ્માઈલ ગફૂરભાઈ કપુરવાલા હાઈસ્કૂલ ઓફ કોમર્સ ચાલે છે સાથે છાત્રાલય છે

જિસસ સોસાયટી તરફથી સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ ચાલે છે છાત્રાલયની સગવડ છે

ચ એ સોસાયટી તરફથી મોતીભાઈ ન અમીન અધ્યાપન મંદિર ચાલે છે તેમા પ્રાથમિક શાળાઓના શિક્ષકોને તાલીમ અપાય છે

ખેતીવાડી શાળા તથા ખેતીવાડી કોલેજ પણ છે તેમા ખેતી અને ગોપાલન અંગેનુ શિક્ષણ અપાય છે

આખા ગામમા પુ ૭૩૨૧ અને સ્ત્રી ૩૨૮ મળી કુલ ૧૦૬૫૩ ભણેલા છે

સને ૧૯૩૫થી સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે તેમા ૫૧૯ પુસ્તકો અને વિવિધ સામયિકોની સગવડ છે ગામમાથી 'પાટીદાર' અને બાલમિત્ર એ બે જાણીતા માસિકો પ્રગટ થાય છે દરેક હાઈસ્કૂલ સાથે વ્યાયામશાળા ચાલે છે દા ન હાઈસ્કૂલની વ્યાયામશાળાની પ્રવૃત્તિઓ અને વિકાસ ખાસ નોંધપાત્ર છે આ સિવાય લોટિયા ભાગોળે તળાવથી પૂર્વે ગામની સ્વતંત્ર વ્યાયામશાળા ચાલે છે તેને એક સુદર મકાન અને વિશાળ મેદાન પણ છે

**ધાર્મિક સ્થળો** જાગનાથ મહાદેવ નારાયણદેવ મહાદેવ વાડીવાળા રોકડિયા હનુમાન લોટેશ્વર મહાદેવ, કામેશ્વર મહાદેવ કાબરેશ્વર મહાદેવ બેઠક રામજી મંદિર (જૂનુ અને નવુ), સ્વામીનારાયણના ત્રણ મંદિર જૈન દેરાસર વેરાઈ માતા અંબાજી માતા, વાસદ જોગણી બાથીજીનુ મંદિર ગણપતિનુ મંદિર ભજિયા કાકા દયાનુ મંદિર ચર્ચ મસ્જિદ પ્રે રા ધર્મશાળા, ધરમશી પુરુષોત્તમની ધર્મશાળા પાટીદારોની ધર્મ શાળાઓ પરબડીઓ વગેરે દર વર્ષે આઠમે જાગનાથ મહાદેવે મોટો મેળો ભરાય છે અને ગામના તથા આજુબાજુના ગામના લોકો એકઠા થાય છે દર જન્માષ્ટમીએ બેઠકે મોટો મેળો ભરાય છે

**પરાં** રૂપાપરુ બાવુપરુ મગનપરુ રાજેન્દુપરુ, માળિયાનુ પરુ, ભીમદેવનુ પરુ, ગોરભાનુ પરુ

**ભૌગોલિક વર્ણન** ગામની દક્ષિણે આશરે એક માઈલ ઉપર **જાગનાથ મહાદેવ** નામનુ શિવાલય આવેલુ છે ત્યા થઈને ખેતીવાડી કોલેજમા જવાય છે આ સ્થળથી આણંદનો પ્રાચીન ઇતિહાસ શરૂ થાય છે ત્યાથી ઉત્તરપશ્ચિમ તરફ ગામ બહાર **ખંભાત રેલવે** નજીક એક વડ આવેલો છે એ વડ આગળથી દક્ષિણ તરફ બે રસ્તા જાય છે એક નાવલી અને બીજો બોરસદ તરફ એ જ સ્થળેથી પૂર્વ તરફ ચીખોદરા જવાનો માર્ગ છે અને પશ્ચિમ તરફ વલ્લભવિદ્યાનગર જવાની ડામરની સડક છે આ સડકની સમાંતર ખંભાત તરફ જતી રેલવે આવેલી છે એ રેલવે ઉપર પૂર્વ માર્ગે આણંદની તાજેતરમા બંધાવેલી **સાર્વજનિક વ્યાયામશાળા** છે ત્યાથી દૂર પૂર્વ તરફ રૂપાપરુ આવેલુ છે

ઉપર નિર્દેશેલા વડથી ગામ તરફ જતા પૂર્વ તરફ **લોટિયું તળાવ** છે અને પશ્ચિમ તરફ **પાટીદારોનું સ્મશાન** અને **મુસલમાનોનું કબ્રસ્તાન** છે લોટિયા તળાવને કિનારે **પાણીના નળવાળો જાહેર કૂવો** છે તેની બાજુમા **લોટેશ્વર મહાદેવ** અને **ગણપતિનુ મંદિર** આવેલા છે એ જ જગાએ મોટો કાંસ આવેલો છે, તે આણંદ નગરની **દક્ષિણ સરહદ** છે એ કાંસ ચીખોદરા તરફથી ખંભાત તરફ જાય છે ગામની હદ અને જાહેર માર્ગ કાંસને જે સ્થળે મળે છે તે વિસ્તાર લોટિયા ભાગોળ કહેવાય છે ત્યાથી પશ્ચિમ-ઉત્તરે **અમદાવાદ** જવાની સડક છે એ સડક આણંદ નગરની **પશ્ચિમ સરહદ** છે એના કાંસ નજીકના છેડા આગળથી **મોગરી** જવાની સડક નીકળે છે ઉત્તર સરહદે ખેતરો આવેલા છે એ ખેતરો છોડી ગામની નજીક આવતા કેટલાક તળાવો નજરે પડે છે **પૂર્વ તરફ** રેલવેનો વિસ્તાર આવેલો છે

**ચાર મુખ્ય વિભાગો** – ઉપરની ચાર સરહદોમા પથરાયેલા આણંદ નગરના મુખ્ય ચાર વિભાગ પડે છે (૧) સ્ટેશન વિસ્તાર (૨) સ્ટેશન રોડનો વિસ્તાર (૩) ગામડી વાડનો વિસ્તાર, (૪) જૂના આણંદનો વિસ્તાર આ ચાર વિભાગોનો એક એક આપણે ટૂકમા પરિચય કરીએ

**સ્ટેશનવિસ્તાર** સ્ટેશન વિસ્તારના ત્રણ પેટા વિભાગ છે (૧) પૂર્વ તરફનો સ્ટેશન યાર્ડ, (૨) સ્ટેશન સન્મુખનો લત્તો, અને (૩) ડોક્ટર કૂકના દવાખાના તરફનો લત્તો

સ્ટેશન યાર્ડની બહાર દૂર પૂર્વમા ગોધરા તરફ જતી રેલવે લાઈન ઉપર **રોમન કેથોલિક મિશન** આવેલુ છે ખ્રિસ્તી ધર્મ પ્રચારનુ ખેડા જિલ્લાનુ એ સૌથી મોટુ મથક છે ત્યા **કેથોલિક ચર્ચ આણંદ પ્રેસ, ખ્રિસ્તી સહકારી મંડળીઓ, સેંટ ઝેવિયર હાઈસ્કૂલ** તેને અંગેનુ **છાત્રાલય, અનાથાશ્રમ** વગેરે સંસ્થાઓ આવેલી છે ગામડી ગામ તે તરફ આવેલુ છે

ત્યાથી ગામ તરફ આવતા આણંદ રેલવેસ્ટેશનનો વિસ્તાર આવે છે તેની વચ્ચે રેલવે સ્ટાફને રહેવાના મકાનો આવેલા છે ગામમાથી રેલવે સ્ટેશનમા દાખલ થવા માટે ગામ તરફની ટિકિટબારી આગળથી દાદરો ચડીને જવુ પડે છે આવા બે દાદરા છે એક ઉત્તર તરફ અને બીજો દક્ષિણ તરફ ઉત્તર તરફનો દાદરો એ બાજુના લોકોને સ્ટેશન યાર્ડ ઓળંગવાના કામમા વપરાય છે રેલવેના મુસાફરો માટે તે વપરાતો નથી

ટિકિટબારી આગળથી દક્ષિણ તરફનો દાદરો ચડીને પ્રથમ પ્લેટ-ફોર્મ નં ૨–૩ પર ઉતરાય છે પ્લેટફોર્મ નં ૩ ઉપર ખંભાત જવાની ગાડી ઊભી રહે છે અને પ્લેટફોર્મ નં ૨ ઉપર અમદાવાદ જવાની ગાડી ઊભી રહે છે આ પ્લેટફોર્મ ઉપર નાસ્તા–પાણીની હોટેલો ઉપરાંત વર્તમાનપત્રો અને પુસ્તકો વેચવાની દુકાન છે એની સામે પ્લેટફોર્મ નં ૧ આવેલું છે દાદરા ઉપરથી ત્યાં ઊતરી શકાય છે એ પ્લેટફોર્મ ઉપર મુંબઈ–વડોદરા જવાની ગાડી ઊભી રહે છે ત્યાં આણંદ સ્ટેશનનું પથ્થરથી બાંધેલું ભવ્ય મકાન આવેલું છે ખેડા જિલ્લામાં આ એક વિરલ મકાન છે સ્ટેશન માસ્તર અને બીજા અધિકારીઓની ઓફિસો એમાં બેસે છે એ જ પ્લેટફોર્મ ઉપર દાદરાની નજીક ભોજનગૃહ છે ત્યાં મુસાફરો ભોજન લઈ શકે છે એ જ સ્થળેથી ઝાંપામાં થઈને પ્લેટફોર્મ નં. ૪ પર જવાય છે ત્યાં ગોધરા જવાની ગાડી ઊભી રહે છે એ જ સ્થળે બીજી ટિકિટ ઓફિસ આવેલી છે ત્યાં પણ રેલવેની ટિકિટો મળી શકે છે

રેલવે સ્ટેશનની બહાર આવી પશ્ચિમ તરફનું મોં કરી ઊભા રહીએ તો આણંદના પ્રથમ ધોરી માર્ગનું દર્શન થાય છે આજુબાજુ હોટેલો, લારીઓ, શાકભાજીની દુકાનો, અને સામે વિદ્યાનગર, ખેતીવાડી કૉલેજ નડિયાદ, બોરસદ, કરમસદ, નાવલી બાંધણી બાકરોલ, નાપા, ખંભોળજ વગેરે સ્થળોએ જવા ઊભેલી બસો અને જતાઆવતા મુસાફરોની ભીડ જામેલી દેખાય છે ત્યાં જ આગળ આણંદની મુખ્ય **ટપાલ તાર** અને **ટેલિફોન ઓફિસ** આવેલી છે એની જોડે **પ્રેમચંદ રાયચંદ સાર્વજનિક ધર્મશાળા** છે ત્યાંથી ધોરી માર્ગ ઉત્તર તરફ રેલવેને સમાંતર **પોલસન ડેરી** સુધી જાય છે અને દક્ષિણ તરફ રેલવેને સમાંતર **ગોદી** સુધી જઈ પશ્ચિમે ગામ તરફ વળે છે ગોદીથી આગળ પણ એ રસ્તો જાય છે, પણ તે પાકો નથી એ રસ્તે **મામલતદારની કચેરી** અને **ડૉ. કુર્ટનું પ્રખ્યાત રાયણવાળું દવાખાનું** આવેલું છે રેલવેસ્ટેશનનો વિસ્તાર એ રીતે પૂરો થયો

**સ્ટેશન રોડનો વિસ્તાર** —હવે સ્ટેશન રોડનો વિસ્તાર જોઈએ રેલવે ગોદીની સામેથી સ્ટેશન રોડ શરૂ થાય છે તે સીધો **ગામડી વાટના** વડ આગળ પૂરો થાય છે એ સ્થળે સ્ટેશનના ઉત્તર બાજુના દાદરા આગળથી નીકળતો ગામડી વાટનો રસ્તો પણ મળે છે ત્યાંથી ધોરી માર્ગ ગામ તરફ વળે છે તે બે ત્રણ સ્થળે ફંટાય છે

પરંતુ એ માર્ગ ઉપર સીધા જ ચાલ્યા જઈએ તો દક્ષિણે લોટિયા ભાગોળે જવાય છે ગામડી વાટના વડને સ્થળેથી પશ્ચિમે જઈએ તો તળાવવાળી ગામની ભાગોળે જવાય છે અને એ ભાગોળેથી તેમજ લોટિયા ભાગોળેથી તથા વચ્ચે ગાંધી ચોક આગળથી આણંદ ગામમાં જઈ શકાય છે

સ્ટેશન રોડનો વિસ્તાર રેલવે થયા પછી ખીલ્યો છે એ વિસ્તારમાં ઘણીખરી **ખ્રિસ્તી સંસ્થાઓ** આવેલી છે તે બધી સ્ટેશનની આજુબાજુ છે સ્ટેશન અને ગામડી વાટના વડની વચ્ચે **ચરોતર એજ્યુકેશન સોસાયટી** અને તેની સંસ્થાઓ ઈ સ ૧૯૧૬–૧૭માં પ્રથમ સ્થપાયેલી તે વખતે એ વિસ્તાર જંગલ જેવો હતો રેલવે સ્ટેશનથી સોસાયટીમાં જવું જોખમકારક ગણાતું અને ગામડી વાટના વડ આગળ ઘણીવાર લોકોને લૂંટી લેતા આજે આ આખો વિસ્તાર મુંબઈ–અમદાવાદના એક બજાર જેવો બની ગયો છે સ્ટેશન રોડ થોડા વર્ષ ઉપર જ પહોળો બનાવવામાં આવ્યો છે તેની બંને બાજુએ આધુનિક ઢબના મકાનો બંધાયા છે તેમાં બંગલા, દવાખાના, શાળાઓ, સિનેમા, દુકાનો, કારખાના વગેરે શહેરી ભભકવાળા સ્થળો વસી ગયા છે અને એ લત્તામાં આખો દિવસ લોકોની તથા વાહનોની ધમાલભરી અવરજવર રહે છે

**ગામડી વાટનો વિસ્તાર** —સ્ટેશન રોડની ઉત્તરે ગામડી વાટનો જૂનો રસ્તો આવેલો છે એ રસ્તો થોડા જ વર્ષો ઉપર વસવાટ વિનાનો હતો અને ત્યાં થઈને જતા ડર લાગતો હાલ ત્યાં વસવાટ શરૂ થયો છે અને તે ઉત્તર તરફ વિકસતો જાય છે આણંદ ગામની **પાયોનિયર હાઈસ્કૂલ** એ તરફ આવેલી છે એના સ્ટેશન તરફના છેડા પર **પોલસન ડેરી, જિનરી, સિવિલ કોર્ટ જૈન દેરાસર,** વગેરે પ્રસિદ્ધ સ્થળો આવેલા છે

ગામડી વાટના વડથી પશ્ચિમે જૂના આણંદ ગામની ઉત્તર ભાગોળ આવેલી છે એ ભાગ ખાડાવાળો છે ગામડી વાટના વડ નજીકના છેડા ઉપર **વેરાઈ માતાનું મંદિર** છે એ જૂના ગામની હદ સૂચવે છે ત્યાં જ આગળ ઉત્તર તરફ વડું **તળાવ** આવેલું છે પશ્ચિમે **ધોળું તળાવ**, તેની નજીક **હનુમાનજીની વાડી** ઉર્ફે **રોકડિયા હનુમાન**, તેની નજીક **ડબોની તળાવડી**, તેની સામે પૂર્વ તરફ **બાલુપરું** અને **માળિયું પરું** અને તેની ઉત્તરે **શીખોડ તળાવડી** આવેલી છે વડા તળાવ ઉપર **મીઠા પાણીનો કૂવો** છે ત્યાં પાણી લેવા માટે નળ મૂકેલા છે એ જગાએ નાનું મેદાન છે તે **આઝાદ ચોક** કહેવાય છે ત્યાં મુસલમાનોની વસતી છે જ્યારે મહોરમના દિવસોમાં તાજિયા કાઢતા ત્યારે એ તાજિયા નજીકના તળાવમાં અથવા ત્યાં જ આવેલા ડબગરિયા કૂવામાં ડુબાડવામાં આવતા મહાત્મા ગાંધીજી તથા સરદાર વલ્લભભાઈ પટેલના અવસાન પ્રસંગોએ ગામમાંથી નીકળેલા શોક સરઘસો આ સ્થળે ભેગા થયેલા અને ત્યાં મોટી સભાઓ ભરાયેલી ત્યારથી એ સ્થળ આઝાદ ચોકના નામથી ઓળખાય છે ત્યાં કથાવાર્તાઓ અને આખ્યાનો થાય છે

આઝાદ ચોકની પેલે પાર પૂર્વે લોટિયા ભાગોળને રસ્તે **ગાંધી ચોક** આવેલો છે ત્યાં પાંચ છ લીમડાના ઝાડ હતા તેથી તેને થોડા વર્ષ ઉપર જ **લીમડી ચોક** કહેતા સ્વરાજ્યની ચળવળ શરૂ થયા પછી ઇ સ ૧૯૩૦ માં એ સ્થળે ગેરકાયદે મીઠું પકવવામાં આવ્યું હતું તે પછી સ્વરાજ્યની લડત અંગેની સભાઓ, સરઘસો, લાઠીચાર્જ વગેરે બનાવોથી એ જાણીતું થયું અને લોકોએ તેને 'ગાંધી ચોક'નું નામ આપ્યું એ સ્થળે સ્વરાજ્યની ભાવનાને મૂર્ત કરતો **અશોક સ્તંભ** સ્થાપવામાં આવ્યો છે

અશોક સ્તંભ નજીક જ પશ્ચિમે **સરદાર પટેલ ટાવર** આવેલું છે એ ગામનું મુખ્ય ટાવર છે

ગાંધી ચોકનું આ સ્થળ ૧૯૩૦ની સાલ પહેલા લીમડી ચોક કહેવાતું એ આપણે જોઈ ગયા એ બતાવે છે કે રેલવે થતા પહેલા એ સ્થળ ગામ બહારની એક ભાગોળ હશે અત્યારે એ આણંદનો બજાર વસ્તો છે ગામડી વાટના વડ તરફથી લોટિયા ભાગોળ તરફ જતો ધોરી માર્ગ અને ગાંધી ચોકમાથી પશ્ચિમ તરફ જતો જૂનો સાંકડો રસ્તો, એ સ્થળોએ બજારની દુકાનો આવેલી છે સ્ટેશન તરફથી આવનાર આ ગાંધી ચોકમાથી ગામમા પ્રવેશ કરે છે ત્યાથી ઊંડી શેરીમા, મોટા અડધમા વગેરે સ્થળોએ જવાય છે

**જૂના આણંદનો વિસ્તાર** આણંદ ગામનો ભાગ એ મુખ્યત્વે **જૂનું આણંદ ગામ** છે જાગનાથ મહાદેવની કીર્તિ ઉપરથી માની શકાય કે જાગનાથ મહાદેવને સ્થળેથી મોટા લોટિયા ભાગોળ આગળથી આણંદ ગામનો વસવાટ શરૂ કર્યો હશે લોટિયા ભાગોળ આગળથી ગામમા પેસતા જ **વડવાળુ ફળિયુ** આવે છે ત્યાથી સહેજ આગળ **જોગીવાડો** આવે છે એ બને સ્થળ ધોરીમાર્ગ ઉપર છે જોગીવાડા પછી **મોટા અડધના પાટીદારોની ધર્મશાળા** છે તેની સામે ગાંધી ચોક છે ત્યાથી ઉત્તર તરફ ચાલ્યા જઈએ તો ગામડી વાટના વડ આગળ જૂના આણંદની હદ આવે ત્યાથી પશ્ચિમે વેરાઈ માતાનુ મંદિર અને ત્યાથી પશ્ચિમે આગળ જતા એક **નાનો દરવાજો** આવે એ દરવાજાની અંદર **ચોપાટો** અને પાટીદારોનો મુખ્ય વસવાટ છે એમા બે ભાગ છે **મોટુ અડધ અને નાનું અડધ** આમા પૂર્વ તરફનો ભાગ મોટા અડધનો અને પશ્ચિમ તરફનો ભાગ નાના અડધનો છે એની નિશાની તરીકે પૂર્વ તરફ ગાંધી ચોકની સામે મોટા અડધની ધર્મશાળા આવેલી છે એ જ ધર્મશાળાની પેલે પાર પશ્ચિમે લગભગ સમાંતરે **નાના અડધની ધર્મશાળા** છે આ બે ધર્મશાળાઓની વચ્ચે ખેડવાળ બ્રાહ્મણોનો વસવાટ છે એ વસવાટનુ મુખ્ય મથક **ઊંડી શેરી** ગાંધી નાકાની પશ્ચિમે આવેલા બજારને રસ્તે છે આણંદની વસ્તીની આ બે આગેવાન કોમો આ રીતે એકબીજાની સાથે વસેલી છે તેમની પડોશમા ઉત્તર તરફ મુસલમાનો પશ્ચિમે ક્ષત્રિયો વગેરે દક્ષિણે કુંભાર અને ઊંડી શેરીની નજીક રબારીઓ વસે છે લોટિયા ભાગોળ નજીક **ચોસઠ જોગણીનુ મંદિર** જોગીવાડાની પડોશમા છે

ચોસઠ જોગણીના મંદિર આગળથી એક માર્ગ પશ્ચિમ ઉત્તરે જાય છે એ ફરીથી ઉત્તરે ઠેઠ આઝાદ ચોક આગળ મળી જાય છે એને છેડે **સ્વામીનારાયણ મંદિરનું ટાવર** આવેલુ છે આઝાદ ચોકના ટાવરથી પૂર્વ તરફ જઈએ તો એક બીજો ધોરી માર્ગ આવે છે ત્યા થઈને પાટીદારોના વાસમા જવાય છે એ માર્ગની પશ્ચિમ ધારે **કોટવાળો દરવાજો** છે એની સામે **સરભરી ચોરો** છે ત્યા ગામની **કન્યાશાળા** બેસે છે કન્યાશાળાની બાજુમા **મસ્જિદ** છે એ બધુ વટાવી દક્ષિણે ખારાકૂવા આગળથી પૂર્વ તરફ ચોકસી બજારનો રસ્તો આવે છે ત્યા થઈને ગાંધી ચોકમા જવાય છે

**ઉપસંહાર** મૂળ આણંદ ગામ ખેતીપ્રધાન હતુ રેલવે થયા પછી આખી દુનિયાના લોકો ત્યા આવતા-જતા થયા પ્રથમ રેલવેની આજુબાજુ ઠાકોરના રણછોડરાયની જમીન હતી પછી તેમા ખ્રિસ્તી મિશનો અને તેમની સંસ્થાઓ—દવાખાના, ચર્ચ અને શાળાઓ—સ્થપાઈ એ પછી પોલસન ડેરી આવી પછી ચરોતર એજ્યુકેશન સોસાયટી અને આર્યસમાજ આવ્યા એ બધાની પાછળ બહારના લોકો આણંદમા વસવા લાગ્યા અને સ્વરાજ્યની હવા ત્યા ફેલાઈ એ બધાના પરિણામે ટાવનુ આણંદ જોવા મળે છે તેમા છેલ્લા દસેક વર્ષથી કેળવણીની સંસ્થાઓ વધી છે, યાંત્રિક ઉદ્યોગો વધ્યા છે, અને સહકારી મંડળીઓ પણ વધી છે એ રીતે ગામ ઉત્તરોત્તર પ્રગતિ કરી રહ્યુ છે

---

**આધાર** શ્રી ઉમિયાશંકર જીવણલાલ ઠાકરે ખાસ તૈયાર કરી આપેલી વિસ્તૃત માહિતી

*

## આશીપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૩° ૭ ઉપર આવેલા બોડ ગામના સ્ટેશનથી પશ્ચિમે એક માઈલ અને નડિઆદ ડાકોર સડક ઉપર લાંભ ગામથી પૂર્વે એક માઈલ છેટે આ ગામ આવેલુ છે તેને એક જ ભાગોળ છે ગામ નાનુ છતા આબાદ છે પાટીદારોના મકાનો પાકા ઈંટરી, મેંગલોરી નળીઆવાળા છે બે ઘરોમા રેડિયો છે એક ધર્મશાળા છે મહાદેવ અને માતાના મંદિર છે આ સોએક વર્ષ ઉપર કોઈ બાપાએ આ ગામ વસાવેલુ અને ગામમા આવેલી પુરાણી આશાપુરી માતાના નામ ઉપરથી અપભ્રંશ થઈને ગામનુ નામ આશીપુરા પડેલુ મનાય છે તેને તાબે એક ખ્રિસ્તીપુરા નામનુ પરૂ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ચો માઈલ ઘરો ૧૮૨ કુટુંબો ૧૮૫ વસ્તી પુ ૪૨૦ અને સ્ત્રી ૩૭૪ મળી કુલ ૭૯૪ મુખ્ય વસતી પાટીદાર, ક્ષત્રિય બારૈયા, ચમાર વગેરેની છે

**સગવડો** ગામમા કૂવા, તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે રતનપુરા છે ત્યાથી અઠવાડિયે એક વાર ટપાલ આવે છે આશીપુરા કો ઓપરેટિવ ક્રેડિટ સર્વિસ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** ખેતી જમીન રસાળ અને બે જાતની ગોરાડુ ઉપરાંત પાક સારો થાય છે તમાકુ એ મુખ્ય પાક છે તમાકુની ખળી છે

**શિક્ષણ** ચાર ધોરણની લો મો શાળા છે ૧૫મી ઓગસ્ટ ૧૯૫૫ના રોજ શ્રી દેસાઈભાઈ નાથાભાઈ પટેલના હસ્તે શાળાના મકાનની ઉદ્ઘાટનવિધિ કરવામા આવી હતી શાળામા ૪૧ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૧ બાળકો ભણે

છે ચોથા ધોરણ પછી બાળકો લીંગડા ભણવા જાય છે પુ ૧૭૮ અને સ્ત્રી ૬૩ મળી કુલ ૨૪૧ ભણેલા છે

**આધાર** શ્રી મ ગળભાઈ શનાભાઈ સોલંકીએ મેળવી આપેલી હકીકત

*

## આંકલાવડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વાસદથી બે માઈલ છેટે મહી નદી ઉપર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૯૪ કુટુંબો ૧૯૭ વસ્તી પુ ૪૪૫ અને સ્ત્રી ૪૨૮ મળી કુલ ૮૭૩ મુખ્ય વસ્તી રજપૂત અને ક્ષત્રિયોની છે તે સિવાય પાટીદાર, ભોઈ, નાયક, હરિજન, વણિક વગેરેના થોડા ઘર છે

**સગવડો** વીસેક વર્ષ પહેલા ગામ લોકો નદીનુ પાણી પીતા હવે તો લો બો તરફથી કૂવો બનાવવામા આવ્યો છે સીમમા ત્રણેક કૂવા છે તે પૈકી બે ઉપર પંપો મૂકેલા છે તળાવ નથી પોસ્ટનુ ગામ વાસદ છે

**ઉદ્યોગો** મુખ્ય ઉદ્યોગ ખેતી અને ખેતમજૂરી છે અનાજ, મ્હોળ ઉપરાત તમાકુ પાકે છે લોકો મહેનતુ અને સપીલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મ દિર તથા કબીરપથી મ દિર છે તે સિવાય કામનાથ મહાદેવ છે ત્યા દર જન્માષ્ટમીને દિવસે મેળો ભરાય છે આ મહાદેવનુ દેવાલય મહી નદી ઉપર આવેલુ છે દેવાલયની આસપાસની જગાએથી મોટી ઈંટો, નાળો, રૂપાના સિક્કા દાગીના વગેરે મળી આવે છે તે ઉપરથી પહેલા એ સ્થળે મોટુ નગર હોવાની લોકમાન્યતા છે ગામમા રામદાસ મહારાજ નામના એક પ્રસિદ્ધ ભક્ત થઈ ગયેલા ભાદરવા સુદ ૯ (અખો નોમ ના રોજ તેમનો સ્વર્ગવાસ થયેલો તે દિવસે ગામની સીમમા મેળો ભરાય છે હજારેકની મેદની એકઠી થાય છે

**આધાર** શ્રી શિવસિંહ રામસિંહ ચૌહાણે આપેલી હકીકત

*

## ઊમરેઠ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ આણંદ–ગોધરા રેલવે લાઈન ઉપરનુ જાણીતુ સ્ટેશન છે

એક કાળે આ ગામ જૈન સસ્કૃતિનુ તીર્થધામ ગણાતુ અનેક સતસાધુઓ, સદાવ્રતો, અન્નક્ષેત્રો, સન્યાસીઓના મઠો, ધર્મ પ્રવર્તકો અને તેમના દિગ્વિજયો, વૈદિક કર્મકાડના આચાર્યો, મત્રજત્રના સાધકો, કથાકારો, જ્યોતિષીઓ, અગ્નિહોત્રીઓ, સરસ્વતીપુત્રો, લક્ષ્મીપુત્રો, ચિત્રકારો, શિલ્પીઓ, કોતરકામ કરનારાઓ, ક્ષત્રીયવીરો, મુત્સદ્દીઓ, મોટા વેપારીઓ, શરાફો, મુનશી, કાજી વગેરેથી આ ગામની જાહોજલાલી અપાર હતી ગામની ચારે બાજુએ આવેલા કોટના અવશેષ રૂપે હજીયે ઊભેલા છ દરવાજા, છ બારીઓ, ચાર બજાર, બાવન પોળો, પિસતાલીસ ધર્મશાળાઓ, ધાર્મિક સ્થાનકો, તળાવો, કૂવાઓ, વાવ, વગેરે એ પ્રાચીન જાહોજલાલીની શાખ પૂરે છે કોટની બહાર ખુલ્લી જગાઓ ઘણી છે અગાઉ ત્યા લશ્કરની છાવણીઓ નખાતી, તેમજ સતમહતોની જમાતો ઊતરતી ત્યા આવેલા આમલી અને વડના વૃક્ષોની છાયાઓ નીચે વિસામાઓ બાધેલા છે આજે ગામના મેળાઓ ત્યા જ ભરાય છે ‘મિરાતે અહમદી’ ના કર્તાએ આ ગામને સોનાની પાખ તરીકે વર્ણવ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૧ ચો માઈલ ઘરો ૩૭ ૫ કુટુંબો ૪૨૦૧ વસતી પુ ૯૭૩૧ સ્ત્રી ૮૯૪૩, કુલ ૧૮૬૭૪ બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, ગરાશિયા, સુથાર, સોની, કસારા, લુહાર, કાછિયા, ક્ષત્રિય, વાઘરી, રબારી, ભરથરી, રાવળિયા, ભોઈ, મારવાડી, પ્રજાપતિ, હરિજન, મુસલમાન, દાઉદી વહોરા વગેરે વસે છે

**સગવડો** એક છેડે પીપળિયા તળાવ, બીજે છેડે મથાવ તળાવ, ત્રીજે છેડે રામ તળાવ, અને ચોથે છેડે વડુ તળાવ તથા ભટનુ તળાવ– એમ ચારે દિશાએ આવેલા તળાવોની વચ્ચે સબગોળાકારે વિસ્તરેલા આ ગામમા અખૂટ જળના કૂવા તથા કુઈઓ ૧૬૩ છે તે પૈકી પીવાના મીઠા પાણીના કૂવા ૮ છે એક ભદ્રમળી વાવ છે એ વાવના કુવામા બોરિંગ કરી નળથી લોકોને પાણી ભરવાની વ્યવસ્થા કરેલી છે જોષીકૂવા ઉપર વોટર વર્કસ કરવાની યોજના નક્કી થઇ ગઈ છે, અને તેનુ કામ પણ શરૂ થઈ ગયુ છે

રેલવે સ્ટેશન ઉપરાત બસ સર્વિસની સગવડ છે નડિયાદ–ડાકોર રોડ ઉપર જતી બસ સર્વિસ અહીં થઈને જાય છે અહીંથી ઓડ પણ એક બસ દોડે છે ચૂણેલ, રાણિયા, તથા સુદલપુરા તરફ જવાની સડકો બધાઈ રહી છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે પબ્લિક કોલ ઓફિસની સગવડ છે વીજળીની સગવડ છે વીજળીથી ચાલતો સરકારી રેડિયો મૂકેલો છે મ્યુનિસિપાલિટી ચાલે છે, સિવિલ જજ (જે ડી ), અને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, સબરજિસ્ટ્રાર ઓફિસ, પોલીસ સ્ટેશન, સિટી સર્વે ઓફિસ વગેરે છે મ્યુનિસિપલ દવાખાનુ તથા પ્રસૂતિગૃહ દિવાળી બેન પ્રસૂતિગૃહ, તથા ખાનગી ડોકટર–વૈદોના ૧૫ જેટલા દવાખાના છે એક દાતનુ તથા એક હાડવૈદનુ દવાખાનુ છે એક ગૌશાળા છે દશા ખડાયતા યુવક મ ડળ, ખડાયતા કેળવણી સહાયક ફડ, તથા વીસા ખડાયતા વણિક મ ડળ છે ત્રણે ય વિદ્યાર્થીઓને પુસ્તકો, સ્કોલરશિપો વગેરે આપે છે વિવિધ કાર્યકારી સહકારી મ ડળી, ઊમરેઠ સહકારી ભડાર લિ , ઊમરેઠ અર્બન કોઓપરેટીવ બેન્ક લિ , ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેક લિ ની શાખા, બાજખેડાવાળ મ ડળ, વીસા ખડાયતા મ ડળ, દશા ખડાયતા મ ડળ, દેશી વાણિયા મ ડળ, શ્રી ગામ સેવા સમાજ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી, તમાકુ અને તુવેરની દાળનો ધધો

સારો ચાલે છે અનાજ, કઠોળ, અને ઘી અહીંથી મોટા પાયા પર નિકાસ થાય છે ઘણા લોકો નોકરી, વેપાર કે મહેનત મજૂરી કરે છે તે સિવાય પતરાળા પડિયા, મસાલા, પાપડ, છીંકણી, કાગળની કોથળીઓ, લાકડાના રમકડા, વગેરે બનાવવાનો ઉદ્યોગ ઓછાવત્તા પ્રમાણમા ચાલે છે માટીકામ, દરજીકામ, મોચીકામ, સોનીકામ, વગેરે પણ થાય છે એક હેન્ડલૂમ ફેકટરી છે ત્રણ લોખંડના લેથના કારખાના છે બે લાકડા વહેરવાના કારખાના, દળવા-ખાંડવાના સંચા, તથા ઓઈલ પ્રેસ મિલો ત્રણેક છે રાણા ગૃહઉદ્યોગ સહકારી મંડળી ચાલે છે

**શિક્ષણ** વીસા ખડાયતા વણિક મંડળ સંચાલિત એક બાલમંદિર છે બીજું એક સમજુબેન બાલમંદિર ખાનગી છે લો બોર્ડના તાબાની ઉમરેઠ મ્યુનિસિપાલિટીની કુલ ૭ શાળાઓ ચાલે છે તે પૈકી સાત ધોરણની ઉમરેઠ મુખ્ય શાળામા ૩૪૩ વિદ્યાર્થીઓ ભણે છે બ્રાન્ચ ન ૧ ત્રણ ધોરણની છે બ્રાન્ચ ન ૨ ચાર ધોરણની છે અને બ્રાન્ચ ન ૩ ત્રણ ધોરણની છે તેમા અનુક્રમે ૩૪૬+૨૮૭,૪૫૦+૨૦૬,૨૬૩+૨૫ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ ભણે છે તે સિવાય સાત ધોરણની કન્યાશાળામા ૪૨૪ વિદ્યાર્થિનીઓ ભણે છે અને ચાર ધોરણની બ્રાન્ચ કન્યાશાળામા ૨૧૭ વિદ્યાર્થિનીઓ ભણે છે એમ કુલ ૧૪૨૯ વિદ્યાર્થીઓ અને ૧૧૫૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૮૮ બાળકો પ્રાથમિક શાળાઓમા ભણે છે તે સિવાય, એમ ઈ, મિશન, નડિયાદ સંચાલિત પ્રાથમિક શાળા, તથા ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન હાઈસ્કૂલ, એચ એમ દવે હાઈસ્કૂલ, અને ગર્લ્સ ઇન્સ્ટિટ્યુટ એ ત્રણ માધ્યમિક શિક્ષણ આપતી શાળાઓ છે આ સિવાય સંસ્કૃત ભાષાનો પ્રચાર કરનારી બાજખેડાવાળની મગન વેદશાળા, વૈષ્ણવ ધર્મ અંગેની કેળવણી આપનારી પુષ્ટિ માર્ગીય પાઠશાળા તથા બહેનો માટે ઉમરેઠ ભગિની સહાયક સહકારી ગૃહઉદ્યોગ મંદિર લિ, ખડાયતા ઉદ્યોગ શાળા, બાજ ખેડાવાળ ઉદ્યોગ શાળા, એ ત્રણ સંસ્થાઓ તથા ગીતા પ્રચાર કરનાર ગીતા મંદિર, ધી જનરલ લાયબ્રેરી, પરસ્પર સહાયક વિદ્યાર્થી મંડળ વાચનાલય, નાના પાસા બાજ ખેડાવાળ યુવક મંડળ વાચનાલય, વેરાઈ માતા વાચનાલય, સ્વ લલિતા દેવી કર શેઠ મહિલા બાળપુસ્તકાલય અને વાચનાલય, શ્રી ગોપાલાનંદ સ્વામી ગ્રંથાલય તથા પરમાનંદ પુસ્તકાલય વગેરે છે

**ધાર્મિક સ્થળો** ૨૧ વિષ્ણુ મંદિરો, ૯ શિખરબંધી શિવાલય, ૧૮ શિખરબંધી માતાજીના સ્થાનકો, ૨ હનુમાનના દેરા, ૭ ગણપતિના મંદિર, ૩ ભૈરવનાથના મંદિર, ૧ ગુરુ દત્તાત્રેયનું મંદિર, ૧૪ સતીઓની દેરીઓ, શ્રાવકોના પાજિયા, ૧૯ મુસ્લિમ ધર્મના સ્થાનકો, મસ્જિદો, રોજા, મકબરા, દરગાહ વગેરે

આધાર શ્રી રમણલાલ પુરુષોત્તમદાસ કવિ ગ્રામ સેવક તરફથી મળેલી લિખિત માહિતી

# ઓડ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૩° ૭′ ઉપરનું આ ગામ આણંદ-ગોધરા રેલવે ઉપરના ઓડરોડ ફ્લેગસ્ટેશનથી દક્ષિણે ત્રણ માઈલ દૂર આવેલું છે સ્ટેશનથી બસ મારફતે ગામમા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૯ ૮ ચો માઈલ ઘરો ૨૧૬૧ કુટુંબો ૨૨૯૦ વસતી પુ ૫૦૩૪, સ્ત્રી ૫૨૦૮, કુલ ૧૧૧૪૨ મુખ્ય વસતી પાટીદારની છે તે સિવાય ગરાસિયા, શ્રીગોડ, અને ઔદિચ્ય બ્રાહ્મણો, ખડાયતા, પોરવાડ, તથા શ્રાવક વણિકો, ક્ષત્રિયો, મુસલમાનો, ખ્રિસ્તીઓ, હરિજનો, વગેરેની પણ વસતી છે અહીંના ઘણા લોકો દેશપરદેશમા વસે છે અને મોટો વેપાર ખેડે છે

**સગવડો** ૩ તળાવ છે પૂર્વમા મલાવ, પશ્ચિમે વહુ અને ઉત્તરે બીજાસર છે વાવ એમા બારે માસ પાણી રહે છે નૈઋત્ય ઉપર ઓવારા બાંધેલા છે બીજાસર તળાવની પાસે ઢોરો ખાતા માટે બાંકડા મૂકેલા છે એક વાવ છે તે વણઝારાએ બંધાવેલી મનાય છે કહેવાય છે કે દરેક વર્ષ ઉપર આ વાવ ઉપર ચણેલા બે હાથી કોઈ વણઝારો રાત્રે ચાલી લઈ ગયેલો હાલમા લોકલ બોર્ડ પાસેથી ઠરાવમા ગણીને એક ગૃહસ્થે આ વાવ ઉપર એન્જિન પંપ મૂક્યો છે ૩ મોટા કૂવા છે વોટર વર્કસની વ્યવસ્થા છે



ધર્માદા દવાખાનું

સ્ટેશનની બસ સર્વિસ ઉપરાંત અહીંથી ડાકોર, ઉમરેઠ, સારસા, ખંભાત તથા નડિયાદ જવાની બસ સર્વિસ પણ ચાલે છે ... [illegible] ... ગામ પંચાયત ... [illegible] ... રાજાઓ, ખાનગી ... [illegible] ... ગામમા પેટ્રોમેક્સ બત્તીઓ ... [illegible] ... ધર્માદા દવાખાનું ... [illegible] ... તેનું મકાન તથા ... [illegible]

છે તે સિવાય, પટેલ ડિસ્પેન્સરી, અન્યોન્ય સહકારી આરોગ્ય મંદિર, ગફુર દવાખાનું વગેરે પણ ચાલે છે. સહકારી મંડળી ચાલે છે.

**ઉદ્યોગ**: મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. ગામમાં તમાકુના મોટા મોટા વેપારીઓ છે. ગોળ જેટલી તમાકુની નાની મોટી ખળીઓ છે. બીડી વાળવાના નાના પાયેક કારખાના ચાલે છે.

**શિક્ષણ**: લો. બો. તરફથી સાત ધોરણની કુમારશાળા, ૨ ધોરણની અન્ય કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૪૭૬ વિદ્યાર્થીઓ, ૨૪૦ વિદ્યાર્થીઓ અને ૪૩૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૫૧ બાળકો ભણે છે. કુમાર શાળાનું મકાન બાંધવા શ્રી મરઘાભાઈ હીરાભાઈ પટેલ તરફથી દાન મળ્યું છે.

આ સિવાય 'સરદાર પટેલ વિનય મંદિર' નામની હાઈસ્કૂલ છે. તેનો વહીવટ બોર્ડ કેળવણી મંડળ ચરોતર એજ્યુકેશન સોસાયટીની દેખરેખથી કરે છે. સંસ્થાને પોતાનું ભવ્ય મકાન છે. આચાર્યને રહેવા માટે એ સ્થળે મકાન બાંધવામાં આવ્યું છે. બાલમંદિર પણ ચાલે છે. 'મંગળદાસ લક્ષ્મીદાસ ફ્રી લાયબ્રેરી' નામનું સાર્વજનિક પુસ્તકાલય છે. પુ. ૨૪૨૯ અને સ્ત્રી ૧૦૮૦ મળી કુલ ૩૫૦૯ ભાગે છે.

**ધાર્મિક સંસ્થાઓ**: જાનકીદાસનું મંદિર, નારાયણદેવનું મંદિર, ગોવર્ધન મંદિર, સ્વામીનારાયણનું મંદિર, પ્રણામી મંદિર, કબીરસાહેબનું મંદિર, જૈન દેરાસર, અંબાજી માતા, બહુચરા માતા, ભદ્રકાળી માતા, વેરાઈ માતા, તોતરા માતા, કલેશરી માતા, ખોડિયાર માતા, ધુમેશ્વર મહાદેવ, નીલકંઠ મહાદેવ, ખ્રિસ્તી ધર્મનું મુક્તિ ફોજનું મથક વગેરે.

**અંબાજી માતાનું મંદિર**: તે મોટર સ્ટેન્ડ નજીક આવેલું છે. એનું મકાન આધુનિક ઢબનું છે. તેમાં નવરાત્રીના દિવસોમાં પાયમથી દશેરા સુધી ભવાઈ થાય છે.

**જાનકીદાસનું મંદિર**: તે મલાવ તળાવ ઉપર આવેલું છે. તેમાં રામજી, રણછોડજી તથા જાનકીદાસ મહારાજની મૂર્તિઓ છે. આ એક મંદિરને ચારે બાજુ કાચ જડેલા છે. તે ખૂબ આકર્ષક છે. આજુબાજુના ગામોના લોકો અહીં કંઠી બંધાવવા આવે છે. આ મંદિરના સ્થાપક જાનકીદાસ મહારાજ યોગસિદ્ધિથી પ્રખ્યાત થયા હતા. દક્ષિણના વિજયનગરના મહારાજાએ તેમને હાથી ભેટ આપ્યો હતો. મુંબઈના કેટલાક શેઠિયાઓ તેમને ગુરુ માનતા હતા. તેમના ચમત્કાર વિષે એક દંતકથા એવી છે કે તેઓ એક વાર મુંબઈ ગયેલા. તે વખતે વસાઈ (મુંબઈ)માં અંગ્રેજો અને ફ્રેંચોની કોઠીઓ હતી. જાનકીદાસ આજુબાજુ ૮૪ તાપણીઓ કરીને આગની ભયંકર જ્વાળાઓ વચ્ચે બેસતા છતાં એમને કશી આંચ આવતી નહિ. એ જોઈને અંગ્રેજ એમના પર ખુશ થયેલા, અને એમને દેશમાં બંદૂકો, તલવારો અને ડંકાનિશાન સાથે ફરવાનો પરવાનો આપ્યો હતો.

એમ પણ કહેવાય છે કે મલાવ તળાવનું પાણી ઉનરાઈ ગામમાં પેસી જતું, તેથી જાનકીદાસે તેને શાપ આપેલો. તેથી તે તળાવમાં



જાનકીદાસનું મંદિર

પાણી બારે માસ રહેતું નથી. એમના જ તપોબળથી ગામની સીમમાં કાતરા પડતા નથી અને વાદળા આવતા નથી એમ મનાય છે. આના બદલામાં ગામ લોકો દાણા આપતા. તે વડે એમના મંદિરમાં સદાવ્રત ચાલતું. બગોએક સાધુ એનાથી પોષાતા. એ સદાવ્રત હજુ ચાલે છે.

**પરબડી**: મોટા રામજી મંદિર પાસે વિ. સં. ૧૯૩૩માં શ્રાવકોએ તે બંધાવેલી ત્યારે આખું ગામ જમાડેલું.

**નીલકંઠ મહાદેવ**: આ મહાદેવની ચારે બાજુ સુંદર બગીચો છે.



નરસિંહ ભવન

**ખોડિયો સમડો** : ગામ વચ્ચે આવેલા દૂધેશ્વર મહાદેવની અંદર એક સમડો ઊગેલો છે. તે ભીંતમાં થઈને બહાર નીકળેલો છે. એને કાપવાથી લાલ રંગનો રસ નીકળે છે. આ સમડો ગામ સ્થપાયું ત્યારનો હોવાનું મનાય છે. એને ખોડિયો સમડો કહે છે. ખોડિયો સમડો, ખોડિયો હનુમાન, અને ખોડિયો બાવો, એ ત્રણેય કાશી સુધી પ્રખ્યાત હતા એમ કહેવાય છે.

**નરસિંહ ભવન** : ઈ. સ. ૧૯૩૦ની સત્યાગ્રહની લડત પ્રસંગે નાર ગામથી પોતાની બહેનને ઘેર આવેલા નરસિંહભાઈ પોલીસના જુલમનો ભોગ બનેલા તેમના સ્મારક તરીકે આ મકાન બંધાવેલું છે તે ધર્મશાળા તરીકે વપરાય છે તેમાં કન્યાશાળા પણ બેસે છે.

**પરાં : કણભાઈ પરું** : એક ગાઉ છેટે **બંધીપરું** : એક ગાઉ છેટે. **રણછોડપુરા** આ પરાં નરવાદારોની જમીનોમાં વસેલા છે તેમાં મુખ્યત્વે ક્ષત્રિય લોકો વસે છે તેઓ નરવાદારોની જમીનો ખેડે છે કણભાઈપરામાં વાણિયા, પાટીદાર, મુસલમાનો વગેરે વસે છે આ પરામાં છ મતાદારો છે તેઓ વારા પ્રમાણે મુખીપણું કરે છે

---

**આધાર** શ્રી વલ્લભભાઈ મથુરભાઈ પટેલ, શ્રી કવિ કિશોર અને શ્રી મોહનલાલ સોમેશ્વર દવેએ આપેલી માહિતી

*

## કરમસદ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૩' અને પૂ રે ૭૨° ૫૪' ઉપરનું આ ગામ આણંદ–ખંભાત રેલવેલાઈન ઉપરનું આણંદ પછીનું જ સ્ટેશન છે ભારતના જગવિખ્યાત રાજપુરુષો અને અનન્ય દેશભક્તો સ્વ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને સ્વ. સરદાર શ્રી વલ્લભભાઈ પટેલની એ જન્મભૂમિ છે સરદાર વલ્લભભાઈનું નામ જેની સાથે જોડવામાં આવ્યું છે તે વલ્લભવિદ્યાનગર અહીંથી દોઢેક માઈલ છેટે આવેલું છે તે ઊભું કરવામાં ગામે પોતાની જમીનો ઉત્સાહપૂર્વક આપી છે રાષ્ટ્રીય ચળવળમાં પણ ગામે સારો ફાળો આપેલો

**વિસ્તાર** : ક્ષેત્રફળ . ૬ ૧ ચો. માઈલ ઘરો : ૨૧૮૫ કુટુંબ : ૨૩૮૫ વસતી . પુ ૬૩૭૨, સ્ત્રી ૪૬૪૬, કુલ ૧૮૦૧૮. મુખ્ય વસતી પાટીદારોની છે. ગામના ઘણા લોકો દેશનાં મોટાં શહેરોમાં તથા પરદેશોમાં–ખાસ કરીને પૂર્વ આફ્રિકામાં–વસે છે, અને સૌ આર્થિક રીતે ખૂબ સદ્ધર બનેલા છે.

**સગવડો** . તળાવ છે લાખવો કૂવો, ખારો કૂવો, રબારીનો કૂવો, અને મોટો કૂવો એ મુખ્ય અને મોટા કૂવા છે તે સિવાય નાની કુઈઓ ઘણી છે. અત્યાર સુધી શ્રી જશભાઈ જીવાભાઈ પટેલ પોતાનું ખાનગી વોટરવર્કસ ગામમાં ચલાવતા હતા. પણ છેલ્લાં ત્રણેક વર્ષથી પાણીની તંગી વધુ જણાતાં લાખવા કૂવા ઉપર ગ્રામપંચાયત તરફથી નવું મોટું વોટરવર્કસ કરવાની યોજના હાથ ધરવામાં આવી છે. તે માટે બોરિંગનું કામકાજ તો પતી પણ ગયું છે.

કરમસદથી આણંદ જવાની ખાનગી બસસર્વિસ ચાલે છે. વલ્લભવિદ્યાનગર તરફથી એક બસ રોજ વિદ્યાર્થીઓને લેવા માટે પણ આવે છે. તારની સગવડવાળી સબ પોસ્ટ ઑફિસ છે. ગ્રિડ વીજળીનો લાભ મળે છે ગ્રામ પંચાયત ચાલે છે. તે સારી પ્રગતિ કરી રહી છે. ત્રણેક વર્ષથી લો. બો.નું દવાખાનું ચાલે છે. તેમાં પુરુષદર્દીઓ અને સ્ત્રીદર્દીઓ માટે બે મકાન શ્રી પૂનમભાઈ નરસિંહભાઈ પટેલે બંધાવી આપ્યાં છે શ્રી ડાહ્યાભાઈ હાથીભાઈ પટેલ તરફથી પ્રસૂતિગૃહનું મકાન પણ બંધાનાર છે. આર્યસમાજ, વિઠ્ઠલ સેવા સમાજ, કૉલેજ સ્ટુડન્ટસ યુનિયન, અર્બન કો–ઓપરેટીવ બૅંક વગેરે ચાલે છે. ગામમાં સરદાર વલ્લભભાઈ અને વિઠ્ઠલભાઈની પ્રતિમાઓ મૂકેલી છે.



સરદાર વલ્લભભાઈ પટેલના મકાનનો ઝરૂખો

**ઉદ્યોગ** : મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. સીમમાં પચ્ચીસ કૂવા પર એંજિન પંપોથી સારી ખેતી થાય છે.

**શિક્ષણ** . લો. બો. તરફથી સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે. તેમાં અનુક્રમે ૫૬૦ વિદ્યાર્થીઓ અને ૪૫૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૧૦ બાળકો ભણે છે. કુમારશાળાનું મકાન સાંકડું પડતું હોવાથી બીજાં મકાનો ભાડે રાખવામાં આવ્યાં છે કન્યાશાળા માટે સંવત ૨૦૦૩માં ગામના શ્રી ત્રીભોવનદાસભાઈ ખુશાલભાઈ તથા તેમના ભાઈઓ શ્રી કાશીભાઈ તથા શ્રી ડાહ્યાભાઈએ પોતાનાં કાકી શ્રી સાકરબાના સ્મરણાર્થે રૂપિયા એક લાખ પાંત્રીસ હજારને ખર્ચે તળાવ ઉપર 'પાટીદાર નિવાસ' (ધર્મશાળા)ની બાજુમાં મકાન બંધાવી આપ્યું છે. તે સાકરબા કન્યાશાળાના નામથી ઓળખાય છે. આ સિવાય એક બાલમંદિર તથા વલ્લભભાઈ પટેલ હાઈસ્કૂલ ચાલે




કરમસદ નગરનો નકશો

છે પુ ૩૩૨૩, સ્ત્રી ૧૮૭૩ મળી કુલ ૫૧૯૬ ભણેલા છે પચાસેક વર્ષથી એક 'વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય' ચાલે છે તેનુ મકાન શ્રી શિવાભાઈ દાદાભાઈ પટેલે બંધાવી આપ્યુ છે તેમા છાપાની સગવડ ઉપરાંત સાતેક હજાર પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણ મંદિર, સતરામ મંદિર, બાપેશ્વર મહાદેવ, જૈનોનુ દેરાસર વગેરે આઠેક દેવસ્થાનો છે તે સિવાય એક કેથોલિક મિશન ચર્ચ, એક મસ્જિદ, એક પરબડી તથા સાત ધર્મશાળાઓ પણ છે



સરદાર વલ્લભભાઈની પ્રતિમા

સતરામ મંદિરમા દર વર્ષે માગશર સુદ પૂનમે મેળો ભરાય છે

**પરાં** ગોકળપુરા, દેવરાજપુરા

દેવરાજપુરામા ત્રણ ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૨૩ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે

**ઇતિહાસ દંતકથા** (૧) એક દંતકથા એવી છે કે સને ૧૧૫૫મા (સંવત ૧૨૧૧મા) કુમારપાળના વખતમા અજા પટેલ આ ગામમા આવીને વસેલા તેઓ આવ્યા ત્યારે કોળી અને સિપાઈઓની વસતી હતી જમીન બધી પડતર હતી તેમા અજા પટેલના આવ્યા બાદ ખેડાણ થવા માંડેલુ અને ધીરે ધીરે ગામ આબાદ થયેલુ

અજા પટેલથી બાર ચૌદ પેઢીએ તેમના વંશમા કુપા પટેલ થયેલા તેમણે ગામથી આથમણી બાજુ મહાદેવનુ દેરુ હતુ તેનો જીર્ણોદ્ધાર કરાવેલો તેમના પુત્ર લુપા પટેલ અને તેમના પુત્ર લાખા પટેલ થયેલા આ લાખા પટેલે લાખનો કૂવો કરાવેલો તથા તળાવ ખોદાવેલુ લાખા પટેલથી ચોથી પેઢીએ દેવીદાસ થયેલા તેમણે ગામની દક્ષિણ દિશાએ દેવરાજપુરુ વસાવેલુ

દેવીદાસને જીભાઈ અને બાજીભાઈ બે પુત્રો હતા જીભાઈ પટેલને સને ૧૬૩૭મા ગામના કોળી તથા સિપાઇઓએ મારી નાખેલા તેથી તેમના દીકરા મહીજીભાઈ, મારજીભાઈ, લાલજી-ભાઈ, તથા સદુભાઈ પોતાને મોસાળ અલિંદ્રા (તા માતર) ગયેલા અને ૧૬૬૭મા તેઓએ જ અમદાવાદના મોગલ બાદશાહના સુબા પાસેથી આ ગામ રૂા ૩૦૦થી તે રૂા ૧૨૦૦ સુધી

અકબંધ રહ્યું તે પૈકી મહીજીભાઈને ચાર પુત્રો થયેલા, તેમના વંશજો હાલમા ચાર ખડકીઓમા વહેંચાયેલા છે

(૨) બીજી દંતકથા એવી છે કે મૂળ આ ગામ ગરાશિયા લોકોનું હતું આજથી આઠેક પેઢી પહેલા ઉમારસદ (તાલુકે અમદાવાદ) ગામેથી આજના પટેલોના મૂળ પુરુષ મહીજી પટેલ અહીં આવેલા એમને ગરાસિયાઓ સાથે તકરાર થયેલી ત્યારે તેમના છ દીકરાઓમાથી બે દીકરાઓને મારી નાખવામા આવેલા તે વખતે કરમસદ પેટલાદ તાલુકાના હતું અને આ તકરારનો કેસ પેટલાદમા ચાલતો હતો તેથી દમાથી ચાર ભાઈઓ પેટલાદ ગયેલા તેમાથી બે ભાઈઓ બે જ દિવસની મુદત પડવાથી પેટલાદ રહ્યા અને બે ભાઈ ઘેર સાંજે પાછા આવતા હતા, ત્યારે એ બેને સદેસર સામની ભાગોળમા ગરાસિયાઓએ મારી નાખેલા આજે એ બે ભાઈઓના પાળિયા સદેસરની ભાગોળમા તૂટેલી હાલતમા મોજૂદ છે

આજે કરમસદના પાટીદારોમા એ છ ભાઈઓની છ ખડકીઓ ગણાય છે (૧) બાપાની ખડકી–ગોવિંદભાઈની, (૨) ભાયાની ખડકી–ગોકળભાઈની (૩) સુંદરદાસની ખડકી (૪) મોટાભાઈની ખડકી–જીવાભાઈની, (૫) જૂની ખડકી (૬) લાલદાસની ખડકી



આઇરબા કન્યાશાળા

આજે ગામમા ગરાસિયાઓની બિલકુલ વસ્તી નથી એ લોકોની જમીન મહીજી પટેલે અને તેમના દીકરાઓએ લઈ લીધેલી તેથી તેઓ ત્રણ માઈલ દૂર આવેલા નાપા (તા બોરસદ) મા જઈને વસેલા કહેવાય છે

(૩) મૂળ પુરુષના જમાનામા લોકો કેટલા બળવાન હતા એ વિષે એક દંતકથા એવી છે કે ઉપર જણાવ્યા મુજબ એ ભાઈઓના મરણ પછી ચાર ભાઈઓ રહેલા તે પૈકી એકને પાકુ નીકળેલુ તે વખતે ડામ દેવો એ એકજ અસરકારક ઉપાય ગણાતો નાપામા એક ગરાસિયો ડામ દેતો પેલા ભાઈ એની પાસે ગયા એને ડામ દેવાના લોઢા તેને ડામ દેતી વખતે એ ચાર જણ મજબૂત રીતે પકડી રાખે એવી ગોઠવણ થતી પણ આ પાટીદાર ભાઈએ તો કહ્યુ કે મને પકડવાની જરૂર નથી બીજી બાજુ ગરાસિયાએ જૂનુ વેર મનમા રાખીને લોખંડનો સળિયો અતિશય ગરમ કરીને કચકચાવીને ડામ દીધો પણ પેલા ભાઈ સહેજ પણ ડોલ્યા નહિ એમના બળના વખાણ થતા એમણે કહ્યુ કે ભાઈ મારુ બળ તો કઈજ નથી, મારા કરતા બીજા ભાઈઓ વધુ મજબૂત છે આ બળની વાત સાંભળીને ગરાસિયાઓએ વારંવાર કરમસદના ખેતરોમા બગાડ કરવાનો બંધ કરી દીધેલો

આધાર શ્રી પ્રહ્લાદભાઈ રાવજીભાઈ પટેલ તથા શ્રી નટુભાઈ રેવાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## કાસોર

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ રેલ્વે સ્ટેશન ભાદરણથી બે માઈલ છેટે આવેલુ છે મનોરદાસ બાણજીદાસે આ ગામ વસાવેલુ એમ મનાય છે ગામમા પહેલા કંસારાઓની બહુ વસ્તી હશે તે પરથી કાસોર નામ પડેલુ મનાય છે ગામને તાબે સોનાપુરા, લાલપુરા વગેરે નાના પરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૭૫ ચોરસ માઈલ ઘરો ૭૨૧ કુટુંબ ૭૫૬ વસ્તી પુ ૧૮૩૮ સ્ત્રી ૧૬૯૦ કુલ ૩૫૨૮ મુખ્ય વસ્તી બારૈયા અને પાટીદારોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** ગામના તથા સીમના મળી ૭૬ કોસવાળા કૂવા છે ૨૦ ફૂટની સીમની તગારીઓ છે ભાગોળે મહાકાળી માતાના મંદિર સામે મોટુ તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત છે કાસોર મલ્ટિપરપઝ કોઓપરેટીવ સોસાયટી લિ છે કાસોર તાલુકાના સોનાપુરા ગ્રુપ દૂધ ઉત્પાદક સહકારી મંડળી લિ છે તે ઈ સ ૧૯૫૧–૫૨મા સ્થપાયેલી છે ટૂંક મુદતમા એણે ઘણી સારી પ્રગતિ કરેલી છે

**શિક્ષણ** સાત ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૨૫૫ વિદ્યાર્થીઓ અને ૧૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૪ બાળકો ભણે છે પુ ૬૫૬, સ્ત્રી ૨૪૨ મળી કુલ ૮૯૮ ભણેલા છે દાન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો અને વ્યક્તિઓ** કુબેરદાસજીનુ મંદિર શ્રી રણછોડરાયજીનુ મંદિર મહાકાળી માતાનુ મંદિર, તથા ત્રણ જુદા જુદા મંદિરોવાળુ સોમનાથ મહાદેવનુ દેવાલય છે એક નાની મસ્જિદ છે બે પરબડી તથા એક મિસ્માર હાલતમા ધર્મશાળા છે ગામના સીમાડે આવેલા ગોર તળાવ ઉપર આશરે ૨૦૦ વર્ષ ઉપર ક્ષત્રિય જ્ઞાતિના સંત કુબેરદાસનો જન્મ થયેલો ત્યા મંદિર બંધાવ્યુ છે દર વર્ષે મહા સુદિ ૨ને દિવસે ત્યા મેળો ભરાય છે બે અઢી હજાર માણસનો મેળાવડો થાય છે ગામમા ખારા ભગત નામના એક પ્રખ્યાત ભગત થઈ ગયા છે તેમનુ જીવનચરિત્ર પણ છપાયુ છે

આધાર શ્રી રાવજીભાઈ શનાભાઈ પ્રજાપતિએ આપેલી માહિતી

## કુંજરાવ

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ભાલેજથી દક્ષિણ-પૂર્વે ત્રણ માઇલ છેટે આવેલુ છે વહીવંચાના ચોપડાના આધારે આશરે ૮૦૦ વર્ષ પહેલા રામદાસ નામના એક સુથારે આ ગામ વસાવેલુ એમ મનાય છે જૂના વખતમા અહીં હાથી (કુંજર) બંધાતા, તેથી કુંજરાવ નામ પડ્યુ છે એવી લોકોક્તિ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઇલ ઘરો ૪૫૩ કુટુંબ ૬૯૮ વસ્તી પુ ૧૭૨૬, સ્ત્રી ૧૫૫૮, કુલ ૩૨૮૫ મુખ્ય વસ્તી પાટીદાર અને બારૈયાની છે

**સગવડો** નાના મોટા બાર તળાવ છે પીવાના પાણીના ૪ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે સરકારી રેડિયો ગોઠવેલો છે ગ્રામ પંચાયત ઇ સ ૧૯૩૭મા સ્થપાયેલી છે તેની વાર્ષિક આવક રૂ ૧૦૦૦ જેટલી છે ચોરામા તેની ઑફિસ છે જ્યારે જિલ્લામા બહુ ગ્રામ પંચાયતો નહોતી ત્યારે ગામને આદર્શ બનાવવા નવયુવાનો અને વડીલોના સહકારથી ગ્રામસફાઇના કામો હાથ ધરવામા આવેલા તેની કદર કરી સરકારે સને ૧૯૩૯મા આ પંચાયતને સર ફેડ્રિક સાઈક્સ ચેલેંજ શિલ્ડ આપેલો, અને ગામના મુખ્ય નાગરિક પટેલ સોમાભાઈ બાબરભાઈને 'કૈસરે હિંદ'નો ખિતાબ આપેલો સને ૧૯૪૧મા ઠાસરાના ઠાકોર સાહેબ સરદાર શ્રી મૂળસિંહજીએ પંચાયતને રેડિયો સેટ અર્પણ કરેલો ઇ સ ૧૯૩૭થી ૫૩ સુધીમા પંચાયતે ગામનુ પદમણુ તળાવ ખોદાવી ઊંડુ કરાવી ઓવારો બંધાવ્યો, ગામના છોકરાઓ માટે રમત ગમત અર્થે જમીન વેચાતી લીધી, ગામમા એક નાનુ દવાખાનુ શરૂ કર્યુ, અને તે માટે મકાન બંધાવ્યુ, દીવાબત્તીની વ્યવસ્થા કરી નિશાળ માટે નવુ મકાન તથા કસરત માટે વ્યાયામખંડનુ મકાન બંધાવ્યુ, ગામના ચરામાથી ઝાંખરા કઢાવી સાફ કરી ગામ લોકોને ધર્મશાળા બાંધવા માટે જરૂરી ૨૭ એકર જેટલી જમીન સરકાર પાસેથી ખરીદીને આપી ગામમા બજારના ઓટા ગોઠવવાની વ્યવસ્થા કરી પંચાયતે આવા ઉપયોગી કામો ગામ લોકોના સહકારથી કર્યા છે પંચાયતને ન્યાય પંચાયતનો અધિકાર મળેલો છે લો બો નુ દવાખાનુ છે તેની સાથે શેઠ શ્રી મોતીલાલ ગોકળભાઈના પુત્રોએ બંધાવી આપેલુ પ્રસૂતિગૃહ પણ જોડેલુ છે ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ના રોજ ગામમા યુવક મંડળ સ્થાપેલુ તે પાછળથી ગૃહરક્ષક દળમા ફેરવી નાખવામા આવ્યુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૫ કૂવા ઉપર એન્જિન ૫૫ મૂકેલા છે મુખ્ય પાક તમાકુનો છે તમાકુની ખળીઓ છે તેમા લગભગ ૮૦૦થી ૧૦૦૦ માણસો કામ કરે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તે તા ૨૧-૧૨-૭૬ના રોજ સ્થપાયેલી તેમા હાલ ૨૧૧ વિદ્યાર્થીઓ અને ૧૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨૫ બાળકો ભણે છે આ સિવાય ગામમા અંગ્રેજી ત્રણ ધોરણ સુધીની એ વી સ્કૂલ પણ છે નજીકના તરણોલ, રાસનોલ, વગેરે ગામો પણ એનો લાભ લે છે સને ૧૯૪૦મા આ સ્કૂલ માટે મકાન બંધાવવામા આવેલુ પુ ૫૦૩, સ્ત્રી ૧૯૦ મળી કુલ ૬૯૩ ભણેલા છે,

**ધાર્મિક સ્થળો** આશરે બે લાખ રૂપિયાના ખર્ચે એક ધર્મશાળા બાંધવામા આવેલી છે તેમા ગામ લોકોની મદદ ઉપરાંત શ્રી દેસાઇભાઈ નરસિંહભાઈએ રૂ ૫૦૦૦, શેઠ શ્રી ત્રિભોવનદાસ મોતીલાલે રૂ ૮૦૦૦ અને શ્રી સોમાભાઈ બાબરભાઈ પટેલે રૂ ૭૦૦૦નુ દાન કરેલુ

**અન્ય હકીકતો** યુવાનો સત્યાગ્રહના રંગે રંગાયેલા હોઈ ચળવળમા ગામે સારો ફાળો આપેલો પટેલ સોમાભાઈ પ્રભુદાસે કેટલોક ભાગ આપી જેલયાત્રા કરેલી મહંત ગોરધનદાસ હરિદાસે ૧૯૪૨ની ચળવળમા પોલીસનો મરણતોલ માર ખાવેલો તે સિવાય બીજા ભાઈઓએ પણ ચળવળમા સારો રસ લીધેલો

**પરું** ગામની પૂર્વે એક માઇલ છેટે **ભીલેશ્વર** નામનુ પરુ છે ત્યા મુખ્ય વસ્તી પાટણવાડિયાઓની છે પરાની પાદરે ભીનનાથ મહાદેવના દેરા તેમજ શિલાલેખો વગેરે છે ત્યા દર ગોકળ આઠમને દિવસે મેળો ભરાય છે કુંજરાવ ગામની પશ્ચિમે એક ફરલાંગ છેટે આવેલા તરગોલ ગામના એક પ્રસિદ્ધ વૈદના પત્ની આ પરાને પાદરે સતી થયેલા એટલે ત્યા તેમની દેરી પણ છે પરામા ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૬ વિદ્યાર્થીઓ અને ૨૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૩ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી મહાત્મા કુંજરાવવાળાએ આપેલી માહિતી

*

## ખંભોળજ

**પરિચય** ઉ અ ૨૨° ૩૪ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ આણંદ નજીક આવેલુ છે રેલવેસ્ટેશને જવા આણંદ કે નાવલી જવુ પડે છે આણંદ જવા ખાનગી બસ સર્વિસ પણ ચાલે છે આ ગામ સિદ્ધરાજ જયસિંહે વસાવેલુ મનાય છે લોકોક્તિ એવી છે કે હાલમા અહીં વસતા પાટીદારાના પૂર્વજોને સિદ્ધરાજે અગાળજ તરફથી બોલાવી આ ગામમા વસાવેલા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૯ ચો માઇલ ઘરો ૯૦૪ કુટુંબ ૧૦૧૨ વસ્તી પુ ૨૫૩૪, સ્ત્રી ૨૨૭૧, કુલ ૪૮૦૫ મુખ્ય વસ્તી પાટીદારો, બારૈયા, હરિજનો, બ્રાહ્મણ, વાણિયા વગેરેની છે

**સગવડો** કૂવાઓ પૈકી એક હનુમાનવાળો કૂવો વણઝારાઓએ ખોદાવેલો મનાય છે આ કૂવાનુ પાણી ઘણુ મીઠુ છે કહેવાય છે કે મુસલમાનોના હુમલા વખતે આ ગામ તૂટેલુ ત્યારે ગામની મૂર્તિઓ આ કૂવામા નાખીને કૂવો ઢાંકી દેવામા આવેલો ત્યાર બાદ વર્ષો પછી કોઈ રબારીની બકરીનો પગ એ જગાએ ભરાઈ જતા એ કાઢવા જતા તે જગાએ જમીનમા બાજરી વગેરે ખસતા અનાજ થયેલો એટલે તે જગાએ પોલાણ હોવાની શંકા ગઈ

## ખાનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૩૨ અને પૂ રે ૭૩° ૮' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નાવલીથી ૮ માઈલ દૂર આવેલુ છે મહી નદી ગામથી એક માઈલ છેટે વહે છે ત્યા એક મમનાથ મહાદેવનુ જીર્ણ દેવાલય છે તેની આજુબાજુની જમીનમા પહેલાની ઈંટો નીકળે છે, તે ઉપરથી આ ગામ ઘણુ વિશાળ હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ચો માઈલ ઘરો ૨૬૮ કુટુંબો ૨૯૮ વસતી પુ ૭૭૦, સ્ત્રી ૬૨૩, કુલ ૧૩૯૩

**સગવડો** મીનળદેવીએ બધાવેલુ એક તળાવ છે, પણ તે પુરાઈ જવા આવ્યુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે સારસા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ, કઠોળ, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૩ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૦ બાળકો ભણે છે પુ ૧૫૭ અને સ્ત્રી ૪૩ મળી કુલ ૨૦૦ ભણેલા છે

**પરાં** (૧) ભોઈપુરા (૨) વાડીનાથપુરા તે ખેરડાના ચોહાણ નારણજી નથુજીએ સવત ૧૮૫૦-૫૧મા વસાવેલુ મનાય છે ભાગોળમા આવેલા વાડીનાથ મહાદેવના નામ ઉપરથી તેનુ નામ વાડીનાથપુરા પાડયુ છે તેમા પુ ૨૫૯ અને સ્ત્રી ૨૧૫ મળી કુલ ૪૭૪ની વસતી છે બે કૂવા અને એક કાચુ તળાવ છે ગામમા પેસતા એક વહેરો છે, તેમા ચોમાસામા પુષ્કળ પાણી ભરાઈ જવાથી રસ્તો બધ થઈ જાય છે ચાર ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૪૩ વિદ્યાર્થીઓ અને ૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૨ બાળકો ભણે છે

*

## ખાંખણપુર

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન ઊમરેઠથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૨૦૪, કુટુબ ૨૨૨ વસતી પુ ૫૪૩, સ્ત્રી ૫૦૮, કુલ ૧૦૫૨ મુખ્ય વસતી ક્ષત્રિય લોકોની છે

**સગવડો** તળાવ છે પણ લગભગ પુરાઈ ગયુ છે છ કૂવા છે પોસ્ટ ઓફિસનુ ગામ નજીકમા બે માઈલ દૂર આવેલુ ઠાસરા તાલુકાનુ ઢુણાદરા છે ત્યાથી અઠવાડિયામા મગળ, ગુરુ, અને શનિ એ ત્રણ વારે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય ગૃહઉદ્યોગમા અનેક ચરખા ચાલે છે કપાસમાથી રૂ અને કપાસિયા છૂટા પાડવાનુ તથા રૂના ગાદલા ભરવાનુ કામ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તે ઈ સ ૧૯૩૮મા સ્થપાઈ હતી તેમા ૧૪૩ વિદ્યાર્થીઓ, ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૦ બાળકો ભણે છે પુ ૨૨૩, સ્ત્રી ૩૧ મળી કુલ ૨૫૪ ભણેલા છે

*

## ખાંધલી

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૨° ૫૬' ઉપરનુ આ ગામ રેલવે સ્ટેશન અડાસથી ચાર માઈલ દૂર આવેલુ છે નજીકમા એક માઈલ છેટે આવેલુ નાપા ગામ અગાઉ એક મોટુ નગર હશે અને ખાધલી એનુ પરુ હશે એમ મનાય છે આણદ-બોરસદ રસ્તા ઉપર આ ગામ આવેલુ હોઈ તે રસ્તા પર દોડતી એસ ટી બસનો એને લાભ મળે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નાપા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૨૦૬ કુટુબ ૨૨૧ વસતી પુ ૫૬૩, સ્ત્રી ૪૫૩, કુલ ૧૦૧૬ મુખ્ય વસતી પાટીદારની છે તે લોકો સ્વામીનારાયણ ધર્મ પાળનારા છે ગામના એક બે ભાઈઓ આફ્રિકામા વેપાર કરે છે, અને ત્રણ ચાર જણ મુબઈમા તમાકુનો વેપાર કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી પાટીદાર લોકો વતનવાળા છે કૂવા પર પપ મૂકી સારો પાક પકવે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૭ વિદ્યાર્થીઓ અને ૩૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૫ બાળકો ભણે છે પુ ૩૧૭ અને સ્ત્રી ૯૪ મળી કુલ ૪૧૧ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

*

## ખેરડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૬° ૬ ઉપરનુ આ ઠક્રાતી ગામ રેલ્વેસ્ટેશન અડાસથી ચાર માઈલ દૂર મહીનદી ઉપર આવેલુ છે મૂળ બાદશાહી જમાનામા આ ગામ 'ખેર પાટણ' તરીકે ઓળખાતુ તે પરથી 'ખેરડા' નામ થયુ હોવાનુ મનાય છે કહેવાય છે કે લગભગ ૭૦૦ વર્ષ પૂર્વે પરમાર લોકોએ આ ગામ વસાવેલુ ગામને તાબે એક પરુ છે તે ભોઈનુ પરુ કહેવાય છે ત્યા ભોઈ લોકોની પચ્ચીસેક ઘરની વસતી છે તે લોકો ખેતી કરે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૪ ચો માઈલ ઘરો ૩૦૮ કુટુબ ૩૮૮ વસતી પુ ૭૧૭ સ્ત્રી ૬૨૬, કુલ ૧૩૪૩ મુખ્ય વસતી ક્ષત્રિય પરમાર લોકોની છે

**સગવડો** એક કૂવો છે એક જૂના વખતની વાવ છે મુખ્યત્વે મહી નદીના પાણીનો લોકો ઉપયોગ કરે છે ચોમાસામા નદીનુ પાણી ગામમા પેસી જાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી તે સિવાય કુંભાર લોકો માટીના વાસણો બનાવે છે તે ઘણા મજબૂત હોય છે અને વખણાય છે

શિક્ષણ પાંચ ધોરણની લો. બો. શાળા છે તેમાં ૬૨ વિદ્યાર્થીઓ, ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે ઠાકોર સાહેબ ખુમાનસિંહ હિમ્મતસિંહજીએ નિશાળ બંધાવી આપી છે પુ ૨૦૬, સ્ત્રી ૭૨ મળી કુલ ૨૭૮ ભણેલા છે

ધાર્મિક સ્થળો બે રામજી મંદિરો, જગનાથ મહાદેવ તથા એક પરમી છે મહીનદીના પવિત્ર સ્નાન માટે આજુ બાજુના ગામોના લોકો ચૈત્રી પૂનમે અને દરેક રવિવારે આવે છે

દંતકથા કહેવાય છે કે ગામ લોકોએ આશરે ૪૦૦ વર્ષ પર બારે તોફાન કરેલુ તેથી કેટલાકને ફાંસી દેવાયેલી અને કેટલાકને તોપને મોએ ઉડાડી દેવામાં આવેલા તે પૈકી પરમાર જેહાજીનુ નામ મોખરે હોઈ આજે પણ લોકો તેમને યાદ કરે છે

---

આધાર શ્રી ખુમાનસિંહ હિમતસિંહ ઠાકોરે આપેલી માહિતી

*

## ખોરવાડ

પરિચય ઉ. અ ૨૨° ૩૪ અને પૂ રે. ૭૩° ૯ ઉપરનુ આ ડકગાની ગામ ખંભોળજથી ચારેક માઈલ દૂર મહી કિનારે ભેખડો ઉપર આવેલુ છે તે રેલ્વેસ્ટેશન એ થી બારેક માઈલ છેટે છે. તેને નવ નાના પરા છે અને તે દરેક પરામાં ૨૦થી ૨૫ ઘરો છે. પોસ્ટ આફિસનુ ગામ ખંભોળજ છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૨ ૪ ચો માઈલ. ઘરો ૨૮૩. કુટુંબ ૨૮૬ વસ્તી પુ ૬૯૩. સ્ત્રી ૬૨૭, કુલ ૧૩૨૦. મુખ્ય વસ્તી ઠાકોર [illegible] તે સિવાય વાઘરી રાવળ, કુંભાર, વગેરેની થોડી [illegible] વસ્તી છે. લોકોના મુખ્ય ધંધો ખેતીનો છે.

શિક્ષણ ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૪૬ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૧ બાળકો ભણે છે. પુ. ૧૫૪, સ્ત્રી ૨૭ મળી કુલ ૧૮૧ ભણેલા છે

પાળિયા ગામમાં પાંચ પાળિયા છે ઉપર લખાણ છે પણ [illegible] નથી માત્ર 'સંવત ૧૬૭૫' વાંચી શકાય છે આ પાંચ પૈકી [illegible] બારૈયાનો પાળિયો. એક દરજીનો [illegible] અને ત્રણ [illegible] માતાના પાળિયા કહેવાય છે

ધાર્મિક સ્થળો [illegible]નુ મંદિર. ખોડિયાર માતાનુ મંદિર. [illegible]

•

## ગંગાપુરા

પરિચય ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૩° ૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન [illegible]થી ૫ માઈલ દૂર આવેલું છે તે આશરે દોઢસો વર્ષ ઉપર ગગાજીએ વસાવેલુ મનાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦ ૯ ચો માઈલ ઘરો ૮૪ કુટુંબ ૬૨ વસતી પુ ૧૯૧, સ્ત્રી ૧૭૦, કુલ ૩૬૧ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

સગવડો કૂવા બે છે પણ તેને સુધારવાની જરૂર છે પોસ્ટ ઓફિસનુ ગામ રતનપુરા અર્ધો માઈલ છેટે આવેલુ છે

શિક્ષણ ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમાં ૧૯ વિદ્યાર્થીઓ, ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨ બાળકો ભણે છે તે પછીના ધોરણો માટે બાળકો રતનપુરા જાય છે પુ. ૬૫, સ્ત્રી ૨૬ મળી કુલ ૯૧ ભણેલા છે

મંદિર ખોડિયાર માતા

*

## ગાના

પરિચય ઉ અ ૨૨° ૩૦ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ કરમસદ રેલ્વેસ્ટેશનથી બે માઈલ દૂર આવેલુ છે બસ સર્વિસ મારફતે આણંદથી ત્યાં જઈ શકાય છે ગનઈ માતાના નામ ઉપરથી ગાના નામ પડયાનુ મનાય છે કહેવાય છે કે ઈ સ ના છઠ્ઠા સૈકામા અડાલજથી ત્રણ પાટીદાર આદિઓએ આવીને આ ગામ વસાવેલુ આજે પણ ગામના પાટીદારોમાં ત્રણ ભાગ છે

આ ગામ ભાગાભૂલી સિવાયનુ છે અરિયાળ રસ્તામાથી અલગ અલગ દિશામાં જવાય એવી એની રચના છે કૂવાનો પણ લાઈનબંધ આવેલો છે

ઈ સ ૧૯૩૦ના સત્યાગ્રહમાં ગામે ખૂબ રંગ રાખેલો નાકરની લડતમા લોકો પોતાની મિલકત તથા જમીનબાદલ ઘર મૂકીને નજીકની ગાયકવાડી હદમાં રહેવા ગયેલા જમીનનો પાક લૂંટાવા દીધેલો કેટલાકે જેલમાં રહી અનેક તકલીફો વેઠેલી. પણ સરકારને મહેસૂલ ભર્યું નહોતું છેવટે સરકારે લોકોને નમ્ર કરી માગેલા. કેટલીક જમીનના ભાગલા કરેલી બે વર્ષે સમાધાન થયેલુ મદદમાં જાણી પણ આ ગામમાં આવેલા

સરદાર વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઈ પટેલ જેવા આગેવાનોના લગ્ન આ ગામમાં થયેલા

વિસ્તાર ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૩૯૧ કુટુંબ ૩૬૪ વસતી પુ ૮૭૫. સ્ત્રી ૭૩૨, કુલ ૧૬૦૭ મુખ્ય વસતી પાટીદારોની છે તે સિવાય બારૈયા, રેટ, વણકર, ચમાર, વણિક, બ્રાહ્મણ, મુસલમાન વગેરેની થોડી થોડી વસતી છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

સગવડો ૨૫ જેટલા કૂવા છે તે પૈકી કેટલાક કૂવા ઉપર ઓઈલ એન્જિન મૂકેલા છે [illegible] તે સિવાય [illegible]

ઓફિસ છે ગ્રામ પંચાયત છે દૂધ ઉત્પાદક સહકારી મંડળી ચાલે છે તે વાર્ષિક અર્ધો લાખ રૂપિયા જેટલી રકમનો વેપાર કરે છે તેમાથી સારો નફો થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તે માટે ગામ લોકોએ રૂ ૧૨૦૦૦ તથા બે વીઘા જમીન લો બોર્ડને આપેલી એટલે રૂ ૩૦૦૦૦ને ખર્ચે શાળાનુ સુદર મકાન બાધવામા આવ્યુ છે તેમા ૧૮૬ વિદ્યાર્થીઓ અને ૮૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૪ બાળકો ભણે છે શાળામા ખેતીનુ સક્રિય જ્ઞાન, સીવણકામ વગેરે વિશિષ્ટ વિષયો શીખવાય છે વળી સમાજ-શિક્ષણ તથા હિન્દી પ્રચારનુ કામ પણ ચાલે છે પચાસેક વિદ્યાર્થીઓ બાકરોલની માધ્યમિક શાળામા ભણે છે પુ ૪૬૮ અને સ્ત્રી ૨૧૩ મળી કુલ ૬૮૧ ભણેલા છે ઈ સ ૧૯૩૫થી દા ન વાચનાલય ચાલે છે તેમા ૨૫૦ જેટલા પુસ્તકો પણ છે



લો બો પ્રાથમિક શાળા ગાના

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મદિર રામજી મદિર, મહાદેવ, કુડાળજા માતા બાથીખત્રીનુ મદિર, ખોડિયાર માતા, પરબડી, બે ધર્મશાળા, મસ્જિદ વગેરે

**કુડાળજા માતા** કહેવાય છે કે મૂળ આ માતાની મૂર્તિ નજીકના નાપા (તા બોરસદ) ગામની હતી દતકથા એવી છે કે અગાઉના સમયમા કોઈ રાજા એક સવારે નાપાના તળાવ આગળ થઈને પસાર થતો હતો તેણે તે તળાવમા હાથ ધોયા તો તરત હાથે જે કોઢ હતા તે મટી ગયા પછી તો એણે સ્નાન કર્યું તો આખા શરીરના કોઢ મટી ગયા વળી રાત્રે તેને સ્વપ્નુ આવ્યુ તેમા ખબર પડી કે તળાવમા એક મૂર્તિ દટાયેલી પડી છે મૂર્તિએ પોતાને બહાર કાઢવાની રાજાને આજ્ઞા કરી બીજે દિવસે તપાસ કરાવડાવી તો તળાવમાથી છ ફૂટની પથ્થરની મૂર્તિ નીકળી તેને ગાડામા પધરાવી નાપા ગામ તરફ લઈ જવા પ્રયત્ન કરવામા આવ્યો પણ કોણ જાણે કેમ બળદો પગ જ નહોતા ઉપાડતા છેવટે બળદોને છૂટા મૂક્યા તો તેઓ ગાડુ ગાના તરફ ખેચી લાવ્યા, અને બ્રહ્મપોળમા આવીને ઊભા રહ્યા તે જગાએ પછીથી મૂર્તિની સ્થાપના કરવામા આવી ખભાત અને પેટલાદના ઘણા વણિકો આ માતાને પોતાની કુળદેવી ગણે છે અને અહીં દર્શનાર્થે અથવા બાધા કરવા આવે છે

**ખોડિયાર માતા** કોઈ વ્યક્તિએ ચોરી કે એવુ કોઈ દુષ્કૃત્ય કર્યું હોય તો તેની સાચ જૂઠની સાબિતી કરવા લોકો આ માતાએ આવે છે પ્રથમ માતાજી નજીક અગ્નિ સળગાવી તેમા કોદાળો લાલચોળ ગરમ કરવામા આવે છે પછીથી જે માણસની પરીક્ષા કરવાની હોય તે નાહી ધોઈ પવિત્ર થઈ માતાજી નજીક આવે છે તેના હાથમા પાચ પીપળાના પાન મૂકી તે ઉપર પેલો તપાવેલો કોદાળો મૂકવામા આવે છે તે એક મિનિટ હાથમા રાખી મૂકી ફેકી દેવાનો હોય છે ત્યા સુધીમા જો તે માણસને કઈ ન થાય તો તે બિનગુનેગાર સાબિત થાય છે ગુનેગાર તો તપાવેલો કોદાળો જોતા જ ડરી જાય છે, અને પોતાનો ગુનો કબૂલ કરે છે

**મહાદેવ** મહાદેવની પથ્થરની મૂર્તિ ઉપર શિલાલેખ કોતરેલો છે, પણ તે વાચી શકાતો નથી

**દતકથાઓ** (૧) એક દતકથા એવી ચાલે છે કે અહેના એક પટેલ ઈ સ ના ૧૩મા સૈકામા ખભાતના દીવાન હતા તેમની જાન એક ગામમા ગયેલી ત્યા એક મોટા ગામની જાન પણ આવેલી તે વખતે એક બારોટે આવી પટેલોને બિરદાવવા માડ્યા મોટા ગામવાળા પટેલોએ બારોટને ખુશ થઈને ઘોડી ભેટ આપી ગાનાના પટેલ જાનમા નવાબનો હાથી લાવેલા તે એમણે બારોટને આપી દીધો નવાબે વાત જાણી કે હાથી ભેટ અપાયો એમણે દીવાન પટેલને પૂછ્યુ કે ગરીબ બારોટ હાથીનુ ભરણપોષણ શી રીતે કરશે ? પટેલ નીચુ જોઈ ગયા નવાબે તરત જ હાથીની ખોરાકી પેટે બારોટને પેટલાદ પાસેના બે ગામ આપ્યા– એક ભાટિયેલ અને બીજું ફાગણી બારોટના ચોપડામા આ વિગત લખેલી છે એમ કહેવાય છે

(૨) બીજી એક દતકથા એવી ચાલે છે કે એક વાર સ્વામી નારાયણ કાઠી સવારો સાથે વડતાલથી બોચાસણ જતા હતા બપોરા ગાળવા ગાના ગામની ભાગોળે મુકામ કર્યો ગામમાથી હરિભક્તો તેમને જમાડવા લઈ ગયા ચીણાના સફેદ રોટલા જોઈને કાઠીઓના મોમા પાણી આવ્યુ પણ ખાતી વખતે મોઢામા કચર કચર થવા માડ્યુ તેમણે પૂછ્યુ, આમ કેમ ? પટેલોએ કહ્યુ કે આ તો ચીણો છે. અમારે ત્યા બાજરી પાકતી નથી એટલે સ્વામીનારાયણે આશીર્વાદ આપ્યા કે હવેથી બાજરી વાવજો, પુષ્કળ પાક થશે. લોકો માને છે કે તેમના એ આશીર્વચનથી આજે પણ ગામમા બાજરીનો પાક પુષ્કળ થાય છે

**આધાર** શ્રી ડાહ્યાભાઈ હરમાનભાઈ પટેલે આપેલી માહિતી

*

## ગામડી

**પરિચય** ઉ અ ૨૨° ૩૪ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન આણંદથી એક માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો માઈલ ઘરો ૫૯૮ કુટુંબો ૬૫૨ વસતી પુ ૧૫ ૭, સ્ત્રી ૧૪૬૧, કુલ ૩૦૫૮ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ગામતળમા ૬ કૂવા અને બે તળાવ છે સાન્ય પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૫૧થી ગ્રામપંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, વૃક્ષારોપણ કચરામાથી ખાતર બનાવવુ, વગેરે પ્રવૃત્તિઓ કરે છે તેની ઓફિસ ચોરામા બેસે છે વિવિધ કાર્યકારી સહકારી મંડળી તથા દૂધ ઉત્પાદક સહકારી મંડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તમાકુ સારી પાકે છે તમાકુની ૬ ખળીઆ છે

**શિક્ષણ** ૭ ધોરણની સ્થા ના શાળા છે તે તા ૨ ૬–૧૮૮૪થી સ્થપાયેલી છે તેમા હાલમા ૧૩૨ વિદ્યાર્થીઓ અને ૭૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૬ બાળકો ભણે છે શાળા ધર્મશાળાના ભાગના મકાનમા બેસે છે ૭ ધોરણ પછીથી બાળકો આણંદ ભણવા જાય છે પુ ૮૬૬ સ્ત્રી ૩૪૩ મળી કુલ ૧૨૦૯ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** બે મંદિરો એક મહાદેવ એક પરબડી, એક મસ્જિદ

---

**આધાર** શ્રી ઈન્દુપ્રસાદ ગોરધનભાઈ પટેલે આપેલી માહિતી

*

## ઘોરા

**પરિચય** ઉ અ ૨૨° ૯૨ અને પૂ રે ૭૩° ૩ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બોરસદથી ૭ માઈલ દૂર આવેલું છે ગામથી દક્ષિણે એક માઈલ દૂર નડિયાદ–ડાકોર સડક પસાર થાય છે અગાઉ આ ગામ રેઢી નદીને કિનારે હતુ પણ નદી ગામની ખૂબ નજીક આવી જવાથી લોકો વર્ષો પહેલા માઈલ છેટે આજના સ્થળે વસ્યા નદી ઉપરનું સ્થળ આજે જૂના ઘોરાના નામે ઓળખાય છે ત્યા સિંધૂરી માતા છે, અને દશેરાને દિવસે ત્યા હવન થાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૧૫૫ કુટુંબ ૧૬૯ વસતી પુ ૪૪૪ સ્ત્રી ૩૯૯ કુલ ૮ ૩ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે ૭ કૂવા ઉપર એન્જિન પંપો ગોઠવી ખેતી થાય છે

**સગવડો** સો ગોનો એક કૂવો છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે આવેલુ પાળસોરા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તે મહાદેવની ઓસરીમા બેસે છે તેમા ૫૭ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૯ બાળકો ભણે છે પુ ૧૫૫ અને સ્ત્રી ૧૮ મળી કુલ ૧૭૩ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ચરામા અરક્ષિત હાલતમા એક મહાદેવ છે સુરધાનજીનો પાળિયો છે

*

## ચીખોદરા (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૪ અને પૂ રે ૭૩° ૦ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન આણંદથી ચાર માઇલ છેટે આવેલું છે આણંદથી ખંભોળજ જતી બસ મારફતે આ ગામે જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૨ ચો માઇલ ઘરો ૯૮૭ કુટુંબ ૧૧૨૬ વસતી પુ ૩૩૩૪, સ્ત્રી ૨૯૯૦, કુલ ૬૩૨૪ મુખ્ય વસ્તી પાટીદારો અને ક્ષત્રિય લોકોની છે

**સગવડો** ગામની ભાગોળે વિઠ્ઠલ સરોવર નામનું તળાવ છે ત્યા બાંધેલા વિશાળ પાકા ઓવારા ઉપર નવ કમાનો છે વચલી કમાને સરદાર વલ્લભભાઈ પટેલ અને વિઠ્ઠલભાઇ પટેલની પ્રતિમાઓ મૂકેલી છે ત્રણ કૂવા છે તે પૈકી તળાવની તેડે આવેલા એક કૂવામાથી પાણીના નળની પંચાયતે વ્યવસ્થા



વિઠ્ઠલ સરોવર

કરેલી છે ત્યાથી લોકો પાણી ભરે છે અને વધારાનુ પાણી તળાવમા જાય છે હવે બોર કાઢીને રૂપિયા બે લાખને ખર્ચે વોટરવર્ક્સ કરવાની યોજના થઈ ગઈ છે તેનો કોન્ટ્રેક્ટ પણ અપાઈ ગયો છે તારની સગવડ વાળી સબ પોસ્ટ ઓફિસ છે ટેલિફોનની સગવડ માટે ડિપોઝિટ ભરાઇ ગઇ છે ગ્રામ પંચાયત

છે તેમા અગિયાર સભ્યો છે દીવાબત્તી, આમરક્ષણ, પાણીના નળ વગેરેની વ્યવસ્થા થાય છે મૂળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સના નામે ધર્માદા દવાખાનુ ચાલે છે દૂધ-ઉત્પાદક સહકારી મંડળી છે ગ્રામરક્ષક દળ તથા યુવક મંડળ પણ છે મૂળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સ તરફથી ટાવર બાંધવા રૂ ૧૧૦૦૦ મળેલા છે ખૂટતી રકમ ગામલોકો ઉમેરશે એ રીતે હાલમા ટાવરનુ બાંધકામ ચાલી રહ્યું છે



એમ એમ એન્ડ સન્સ સ્કૂલ

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ તમાકુનો વેપાર અને ખેતીનો છે અનાજ ઉપરાંત તમાકુ સારી પાકે છે તમાકુના ૨૦ જેટલા કારખાના છે તેમા બીડીમા વાપરવાની તમાકુ તૈયાર થાય છે દરેક કારખાનામા ૨૦૦ જેટલા માણસો કામ કરે છે અહીંથી કલકત્તા નાગપુર જબલપુર બનારસ ઝાંસી વગેરે સ્થળોએ તમાકુ જાય છે વાણકરો સારો વસાય છે તેઓ ચાદર ધાતી વગેરે તૈયાર કરે છે



આર્યસમાજ મદિર

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમ ૫૯૯ વિદ્યાર્થીઓ અને ૨૮૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૮૦ બાળકો ભણે છે કુમારશાળાના મકાન માટે પટેલ શનાભાઈ માધવદાસ તરફથી રૂ ૨૫૦૦૦ની ઉદાર સખાવત થતા દોઢ લાખ રૂપિયાના ખર્ચે મેડાબંધી મકાન બાંધવાની ગામ લોકોએ યોજના નક્કી કરી છે એક સાર્વજનિક બાલમદિર ચાલે છે તેમા ૫૦ જેટલા બાળકો ભણે છે તેનુ ખર્ચ મગનભાઈ બેચરભાઈ એન્ડ કંપની તરફથી પૂરુ પડાય છે પ્રાથમિક મિશનશાળા છે તેમા ૩૦ જેટલા બાળકો ભણે છે ધોરણ ૯ સુધીની માધ્યમિક શાળા છે ગામના સદ્‌ગૃહસ્થો તરફથી દેવજીભાઈ શનદાસભાઈ પટેલના સ્મરણાર્થે તે શાળાનુ મકાન બાંધી આપવામા આવ્યુ છે હાલમા શ્રી મૂળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સ તરફથી સ્કૂલને મદદ આપવામા આવે છે અને તે 'એમ એમ એન્ડ સન્સ સ્કૂલ' ના નામે ચાલે છે તેને સરકારી ગ્રાન્ટ પણ મળે છે પટેલ પુસ્તકાલય ચાલે છે એક વ્યાયામશાળા પણ ચાલે છે

**ધાર્મિક સ્થળો** આર્યસમાજનુ મદિર રણછોડજીનુ મદિર, રામાનદી મદિર પ્રણામીમદિર મહાદેવ હનુમાનજીની મઢી હાજી પીર, મસ્જિદ વગેરે

*

## જાખલા

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવે-સ્ટેશન બાલેજથી દોઢ માઈલ દૂર આવેલુ છે તે આશરે ૫૦૦ વર્ષ પહેલા વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૧૫૮ કુટુબ ૧૬૮ વસ્તી પુ ૪૦૧, સ્ત્રી ૩૫ કુલ ૭૬૦ મુખ્ય વસ્તી ભાઈ લોકોની છે

**સગવડો** ગામમા ત્રણ તળાવ અને બધા મળી અગિયાર કૂવા છે નજીકના રતનપુરા ગામેથી અઠવાડિયામા બે વાર ટપાલ આવે છે એક ધર્મશાળા છે

**ઉદ્યોગ** ખેતી સીમમા પાચ કૂવા ઉપર એન્જિન ૫૫ મૂકેલા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૬૮ વિદ્યાર્થીઓ અને ૩૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૬ બાળકો ભણે છે પુ ૧૪ અને સ્ત્રી ૪૧ મળી કુલ ૧૯૦ ભણેલા છે

*

## જોળ

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલવસ્ટેશન આણદથી ચાર માઈલ દૂર આવેલુ છે રેલવે સ્ટેશન વડતાલથી પણ આ ગામ નજીક છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૯ ચો માઈલ ઘરો ૩૭૯ કુટુબ ૪૧૦ વસ્તી પુ ૯૮૪, સ્ત્રી ૮૬૧, કુલ ૧૮૪૫

**સગવડો** ટાડણુ તળાવ તથા ઘના તળાવડી છે તળાવડી આગળ એક કૂવો છે મૂળ આ ગામ વડોદરા રાજ્યનું હતું ત્યારથી ગામમા ગ્રામ પંચાયત ચાલતી હતી પણ ખેડા જિલ્લામા આ ગામ ભળ્યુ ત્યાર પછી તા. ૧૪–૮–૫૧થી નવી ચૂટણી કરીને ગ્રામ પંચાયત નવેસરથી ચાલુ કરવામા આવી છે તેમા નવ સભ્યો છે રસ્તાનુ સમારકામ, કૂવો ગાળવાનુ કામ, સફાઈ કામ વગેરે કામો તેના તરફથી થાય છે તેની વાર્ષિક આવક લગભગ અઢી હજાર રૂપિયાની છે ગ્રામ ઔષધાલય ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે અનાજ ઉપરાત જીરુ, વરિયાળી, અજમો, રાજગરો મેથી, રાઈ તેલીબિયા વગેરે પાકે છે તમાકુનુ ઉત્પાદન અને વેપાર સારી રીતે ચાલે છે વણકરો હાથસાળો ચલાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૭૬ વિદ્યાર્થીઓ અને ૫૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૩ બાળકો ભણે છે તા ૧–૫–૧૮૮૫ના રોજ તેની સ્થાપના થયેલી સયાજી સ્મારક ફંડમાથી રૂ ૧૦૦૦૦ આ શાળાના મકાન માટે મળેલા છે તે વડે લો બોર્ડ મકાન બાધનાર છે તે માટે જમીન એક્વાયર થઈ ગઈ છે ગામમા પુ ૪૦૮ અને સ્ત્રી ૮૭ મળી કુલ ૪૯૬ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ, સ્વામીનારાયણનુ મંદિર, પગેલવાડી વગેરે ઘના તળાવડી પાસે સહજાનંદ સ્વામીના પગલા છે ત્યા જ કૂવો છે તે જગા પવિત્ર મનાય છે

**જરૂરિયાત** ગેળથી વડતાલ સુધી પાકી સડક બાધવાની જરૂર છે ચોમાસામા વચ્ચે આવતા કાસ અને ટાડણ તળાવથી વડતાલ જવામા ઘણી મુશ્કેલીઓ પડે છે કેટલીક વાર વાહન વ્યવહાર પણ અટકી જાય છે

## ઝાલા બોરડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી દસ માઈલ છેટે આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પહેલા બોરાઈ માતાના સ્થાનક આગળ ઝાલાએ વસાવ્યુ તેથી ઝાલા બોરડી નામ પડ્યુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૧ ચો માઈલ ઘરો ૧૬૮ કુટુબો ૧૬૮ વસતી પુ ૩૮૧, સ્ત્રી ૪૧૯, કુલ ૮૦૦ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે ગામથી એકાદ માઈલ છેટે શેઢી નદી વહે છે દર બુધવારે નડિયાદ તાલુકાના મહુધા ગામેથી અહીં દવાખાનુ ચલાવાય છે ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામ સફાઈ, વૃક્ષારોપણ વગેરે કામો કરે છે ગ્રામ ઔષધાલય ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા ચાલે છે ૧૯૦૬મા આ શાળાની સ્થાપના થઈ તેમા ૫૪ વિદ્યાર્થીઓ અને ૨૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૧ બાળકો ભણે છે શાળાનુ મકાન છે ગામે શાળાના કમ્પાઉન્ડમા એક કૂઈ બધાવી આપી છે પુ ૨૦૨ અને સ્ત્રી ૮૪ મળી કુલ ૨૮૬ ભણેલા છે ગ્રામ પુસ્તકાલય ચાલે છે

**જૂના અવશેષો** ગામમા ત્રણ પાળિયા છે પહેલા ઉપર 'સંવત ૧૮૩૭ વરખે મગસર સુદ ૧૩ દને પાલી અ વ' એવુ લખેલુ છે બીજા ઉપર કઈ લખેલુ નથી અને ત્રીજા ઉપર કઈક લખેલુ છે પણ વચાતુ નથી તે પાળિયાના હાથમા તરવાર અને ઢાલ છે

**જરૂરિયાત** માર્ગમા વહેળો આવતો હોવાથી ચોમાસામા લોકોને સ્મશાને જવાની તકલીફ પડે છે, તેથી વહેળા ઉપર પુલની જરૂર છે

*

## ઝીંટોડિયા

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આણદથી અઢી માઈલ દૂર આવેલુ છે તેની પૂર્વે હાડગુડ, પશ્ચિમે મોગરી, ઉત્તરે આણદ અને દક્ષિણે નાવલી ગામો આવેલા છે એક બે માઈલને અતરે ખેતીવાડી કોલેજ આવેલી છે આ ગામ આણદ–બોરસદ બસ સર્વિસનુ આણદ પછીનુ જ બસસ્ટેન્ડ છે સડકથી આગળ લગભગ પાચસો ફૂટ છેટે નીચાણના ભાગમા ઝાડોની ઘટામા વેરાયેલુ હોવાથી ગામ રમણીય લાગે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૩૭૩ કુટુબ ૩૦૭. વસતી પુ ૬૯૩ સ્ત્રી ૬૨૮, કુલ ૧૩૨૧ પાટીદાર, બ્રાહ્મણ બારૈયા, પાટણવાડિયા, કુભાર, ભોઈ રાવળ હરિજન, ખ્રિસ્તી, વાઘરી વહોરા, વાળદ, વગેરેની વસતી છે

**સગવડો** બે મોટા તળાવો છે ચાર જૂના કૂવા છે એક વાવ છે સીમમા વીસેક કૂવા છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ બે માઈલ છેટે નાવલી છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે સીમમા કૂવા પર પાચેક પપ મૂકેલા છે અનાજ ઉપરાત તમાકુ કેળા વગેરે પાકે છે તમાકુના બે કારખાના છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૪ વિદ્યાર્થીઓ અને ૫૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૩ બાળકો ભણે છે માધ્યમિક શિક્ષણ માટે બાળકો આણદ જાય છે પુ ૩૩૮, સ્ત્રી ૧૩૩ મળી કુલ ૪૭૧ ભણેલા છે દાન વાચનાલય છે પુસ્તકાલય પણ છે

**ધાર્મિક સ્થળ** વૈજનાથ મહાદેવ મોગરી તરફ જતા ગામથી પશ્ચિમ દિશામા આ પુરાણુ દેવાલય આવેલુ છે તે સિદ્ધરાજના સમયમા બધાયેલુ હોવાનુ મનાય છે દેવાલયના પગથિયા ચડતા જમણે હાથે સાધુઓની સમાધિઓની નાની મોટી આશરે ૭૫ જેટલી દેરીઓ આવેલી છે દેવાલયમા મહા

દેવનું અતિ પુરાણું લિંગ છે તે જમીનથી ૩ ફૂટ ઊંચું છે તેમાં ૨૫ જેટલાં છિદ્રો છે મધ્યનું છિદ્ર દોઢેક ઇંચ વ્યાસનું છે.

શ્રાવણ માસમાં કેટલાયે બ્રાહ્મણો અહીં પૂજાપાઠ કરવા બેસે છે દરરોજ પચ્ચીસ હજાર બિલીપત્ર ચઢે છે હજારો ભાવિક યાત્રાળુઓ ખાસ કરીને દર સોમવારે દર્શનાર્થે આવે છે શ્રાવણ માસના અંતમાં પાંચ સાત પર્વો થાય છે દર જન્માષ્ટમી અને ધરો આઠમે મેળા ભરાય છે

દેવાલયમાં અખંડ દીવો રહે છે આણંદ અને વિદ્યાનગરના વિદ્યાર્થીઓ અહીં પર્યટને આવે છે. મિજબાનીઓ પણ ગોઠવે છે

**આધાર** શ્રી હરમાનભાઈ સતાભાઈ પટેલ અને શ્રી હુશિયારાકર ઠાકરે આપેલી માહિતી

*

## તરણોલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે. ૭૩° ૨ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન બાજેજથી ત્રણ માઈલ દૂર આવેલું છે નવો બંધાઈ રહેલ બાલેજ–વાસદ રોડ આ ગામે થઈને પસાર થાય છે ગામને તાબે લાલપુરા અને દેવપુરા નામના બે પરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૭ ચો માઈલ ઘરો ૬૮૩ કુટુંબ ૭૨૬ વસતી પુ ૧૭૦૭, સ્ત્રી ૧૫૫૨, કુલ ૩૨૫૯ મુખ્ય વસતી બારૈયા કોમની છે તે પછી અનુક્રમે પાટીદાર, ખ્રિસ્તી, મુસલમાનો, ચમારો વગેરેની વસતી પણ છે

**સગવડો** ગામમાં પાંચ કૂવા છે બે બાજુએ બે તળાવો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, દીવાબત્તી વગેરે કામો કરે છે વિવિધ કાર્યકારી સહકારી મંડળી ચાલે છે તા ૧૪–૧૦–૫૧ના રોજ સ્થપાયેલી દૂધ ઉત્પાદક સહકારી મંડળી પણ ચાલે છે તેણે પહેલે જ વર્ષે એક રૂપિયે ચાર આનાનું બોનસ વહેંચ્યું હતું સો ઉપરાંત મંડળીના સભ્યો છે ગામના પશુઓને ઘાસ, પાણી મળે એ માટે મંડળી તરફથી શક્ય પ્રયત્નો થાય છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે બીડી બનાવવાનું એક કારખાનું છે તૈયાર બીડીઓ બાકોરગામ જાય છે બે હાથસાળો ચાલે છે ખાટલાની પાટી વણવાનો ઉદ્યોગ ચાલે છે, તથા હરિજનો ટોપલીઓ બનાવવાનું કામ કરે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમાં ૧૪૭ વિદ્યાર્થીઓ અને ૩૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૬ બાળકો ભણે છે ગામમાં એક મિશનશાળા પણ છે માધ્યમિક શાળા માટે વિદ્યાર્થીઓ ફુજરાલ જાય છે પુ ૬૦૬, સ્ત્રી ૧ ૪ મળી કુલ ૭૮૦ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનું મંદિર, રામાનંદી મંદિર, દેવિયા મહાદેવ, સોમનાથ મહાદેવ બ્રાહ્મણોના મહાદેવ, બે પરબડી, કેથલિક મિશન ચર્ચ, મસ્જિદ, પટેલોની ધર્મશાળા, પાટણવાડિયાની ધર્મશાળા

**દંતકથા** નવા ગામના ઔદીચ્ય ટોળકિયા જ્ઞાતિના સુરભટ નામના એક બ્રાહ્મણ આ ગામમાં આવી વસેલા એક વાર તે પગે ચાલીને મારીયાવાએ જતા માર્ગમાં અચાનક તેમનો દેહાન્ત થયો ઘેર પૂજે વાળતા તેમના પત્ની સાકરબાને તેની ખબર પડી એમણે મોટા પુત્ર મૂળજીભાઈને એ વાત કરી તેમણે વાતની ખાત્રી કરાવવા એક ખેપિયાને મારવી મોકલ્યો ખેપિયો પાછો આવે ત્યાં સુધી સાકરબાએ ઘર આગળના ચોકમાં પથારી વાળીને બેસી રહેવાનો નિર્ણય કર્યો તે મુજબ ખેપિયો પાછો આવ્યા ત્યાં સુધી બેસી પણ ખરા ખેપિયાએ આવીને કહ્યું કે અવસાનની વાત સાચી છે ખાતરી માટે તેણે સુરભટનું અંગરખું તથા પાઘડી રજૂ કર્યાં તે જ વખતે સાકરબાને સત ચઢ્યું ગામ લોકોએ તેમને વાજતેગાજતે લીધા સાકરબાના ગરબાતના પાંચ પગલામાંથી કંકુ ઝર્યું તરણોલથી એક માઈલ છેટે બાજેશ્વર ગામની બાજુએ અગૂંઠામાંથી અગ્નિ પ્રગટ્યો તે સતી થયા. દાઝી વાળતા તેમના હાથનું નાળિયેર અને પેટના ના ઉપરના સુદરીનો અને હાથનો ટુકડો બળ્યા વિનાના મળી આવ્યા હજી આજે પણ તેમના વંશજો પાસે હયાત હોવાનું મનાય છે એવી માન્યતા છે કે 'ઉમરેઠા' ના નામે ઓળખાતા પરૈયાએ તેમને સુદરી ઓઢાડેલી ત્યારે સતીમાએ કહેલું કે તમારા વંશમાં કોઈ મેલેરાથી મરી નહિ જાય કે કોઈને આગથી નુકસાન નહિ થાય જ્યાં સાકરબા ખેપિયાની વાટ જોતા બેસી રહેલા તે સ્થળે લોકોએ મહાદેવનું દેવાલય બંધાવેલું અને જ્યાં તે સતી થયેલા ત્યાં દેરી બંધાવેલી જે હજી આજે મોજૂદ છે

**આધાર** શ્રી ગોવિંદભાઈ ઝવેરભાઈ પટેલે આપેલી માહિતી

*

## તારપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૩° ૨ ઉપરનું આ ગામ રેલ્વે સ્ટેશન બાજેજથી એક માઈલ છેટે આવેલું છે તે ઘણું નાનું ગામ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૫ ચો માઈલ ઘરો ૬૮ કુટુંબ ૬૮ વસતી પુ ૧૮૨, સ્ત્રી ૧૬૧ કુલ ૩૪૩

**શિક્ષણ** શાળા નથી ગામમાં માત્ર ૫૦ પુરુષો ભણેલા છે

*

## થામણા (તળપદ અને વાંટો)

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૩° ૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ઊમરેઠથી ત્રણ માઈલ દૂર આવેલું છે ડાકોર–નડિયાદ રોડને ઊમરેઠ આગળ જોડતા થામણા–ઊમરેઠ એપ્રોચ રોડ મારફતે ઊમરેઠથી ત્યાં જઈ શકાય છે તેનું મૂળ નામ સ્થંભનક કે સ્તંભનપુર હતું તેમાંથી સ્તંભનપુર થંભનપુર, થંભણય અને છેવટે થામણા થયું ઈસુની તેરમી સદીમાં સ્તંભનક તરીકે થામણા વસેલું એમ મનાય છે

રાષ્ટ્રિય ચળવળમા ગામે ખૂબ રસ લીધેલો પદર વર્ષ સુધી મુખી વિના ચલાવેલુ લસૂદ્રાનો મીઠા સત્યાગ્રહ, ધારાસણાનો સત્યાગ્રહ, નાકરની લડત, વ્યક્તિગત સત્યાગ્રહ, ૧૯૪૨ની ચળવળ એ દરેકમા સારો ફાળો આપેલો જાણીતા લોકસેવક શ્રી બબન ભાઈ મહેતાએ અહીં વસીને ગ્રામસેવાના અનેક પ્રયોગો કરી ગામનો ઘણો વિકાસ સાધ્યો છે

ગામની નજીકમા શેઢી નદી વહે છે ત્યા જૂના મકાનોના પાયાની નિશાનીઓ તરીકે ખેતરોમાથી ઈટોના ટુકડા મળી આવે છે તે ઉપરથી અહીં પહેલા મોટુ નગર હશે એ અનુમાનને સમર્થન મળે છે

ગામ બે વિભાગમા વહેચાયેલુ છે એક થામણા તળપદ અને બીજુ થામણા વાટો બન્ને જુદા જુદા રેવન્યુ ગામો તરીકે ગણાય છે

**વિસ્તાર થામણા તળપદ** ક્ષેત્રફળ ૨ ૦ ચો માઈલ ઘરો ૪૭૮ કુટુબો ૫૧૬ વસ્તી પુ ૧૨૩૯, સ્ત્રી ૧૦૮૧, કુલ ૨૩૨૦ મુખ્ય વસ્તી પાટીદારોની છે

**થામણા વાટો** ક્ષેત્રફળ ૨ ૦ ચો માઈલ ઘરો ૭૫ કુટુંબો ૭૮ વસતી પુ ૧૮૦, સ્ત્રી ૧૫૯, કુલ ૩૩૯ મુખ્ય વસ્તી રજપૂતોની છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે જૂના કૂવાઓ ઉપરાત મોટો કૂવો, સખા કૂઈ, મદિરવાળી કૂઈ, તળપદનુ તળાવ, તથા વાટાનુ તળાવ છે ગ્રિડ વીજળીનો લાભ મળ્યો છે કૂવા ઉપર ઈલેક્ટ્રિક મોટર જોડીને પાણીના નળની સગવડ કરી છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે લો બોર્ડનુ દવાખાનુ ચાલે છે દવાખાનુ તથા પ્રસૂતિગૃહ વગેરે માટેના મકાનો ગામલોક તરફથી બધાઈ રહ્યા છે ગ્રામસેવા કેન્દ્ર ચાલે છે તે દ્વારા ગ્રામસેવા ફડ ઊભુ કરવામા આવે છે, અને તેમાથી ગામહિતની પ્રવૃત્તિઓ થાય છે એક વિવિધ કાર્યકારી સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી અને ખેતમજૂરી છે એક ટ્રેક્ટર છે, તેનો ઘણા ખેડૂતો લાભ લે છે ગામમા ૧૪ કૂવે પપ મૂકીને ખેતી થાય છે તમાકુના દલાલ તથા વેપારી ૧૨ છે તે સિવાય ૨ લુહાર, ૬ સુથાર, ૧૨ કુભાર, ૪ સોની, ૧ ઘાચી, ૬ દરજી, ૨ વાળંદ, ૧ માળી વગેરે લોકો છે અને તેઓ પોત પોતાના ઉદ્યોગો ચલાવે છે

**શિક્ષણ** પ્રથમ આ ગામમા તા. ૧-૬-૧૮૬૨થી સરકારે પ્રાથમિક શાળા શરૂ કરેલી ઈ સ ૧૯૩૮મા પ્રેમનુ પ્રધાન મડળ આવ્યુ પછી ઈ સ ૧૯૩૯મા આ શાળાને રાષ્ટ્રીય ગ્રામશાળા બનાવવામા આવેલી તેમા વર્ધા યોજના મુજબ પાયાની કેળવણીના પ્રયોગો કરવામા આવતા શાળાને એઈના મકાનો પણ સરકાર તથા ગ્રામ લોકોની મદદથી બાધવામા આવેલા એક મકાન ગામમા છે, બીજુ ગામ બહાર બે ફરલાગ દૂર વાડિયુ તરીકે ઓળખાતા ખેતરમા છે

ઈ સ ૧૯૪૨મા આ શાળા સરકારી મેનેજમેન્ટ કમિટીએ પોતાને હસ્તક લઈ લીધી એ રીતે એ રાષ્ટ્રીય શાળા બધ થઈ હાલમા સાત ધોરણ સુધીની લો બો શાળા ચાલે છે તેમા ૨૩૭ વિદ્યાર્થીઓ તથા ૧૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૪ બાળકો ભણે છે તળપદમા પુ ૬૬૨ અને સ્ત્રી ૩૦૭, વાટામા પુ ૧૦૧ તથા સ્ત્રી ૩૪ મળી આખા ગામમા કુલ ૧૧૦૫ ભણેલા છે એ પૈકી ૧ એફ આર સી એસ, ૧ એમ એસ સી, પી એચ ડી, ૧ એમ એ બી ટી, ૧ એમ. એજી., ૧ એમ એસ સી, ૯ બી એસ સી, ૨ બી એજી, ૩ બી. એ એલ એલ બી, ૨ એમ બી બી એસ, ૧ બી ફાર્મ અને ૭ બી એ મળી કુલ ૩૦ ગ્રેજ્યુએટો છે તે ઉપરાત ૧૦ અડર ગ્રેજ્યુએટ, ૫૧ મેટ્રિક્યુલેટ, તથા ૫૦ નોનમેટ્રિક, ૧૦૮ વ ફા. થયેલા, ૪ ટેકિનકલ ડિપ્લોમાવાળા, ૪ સર્વે ડિપ્લોમાવાળા, ૨ કમ્પાઉન્ડર, ૧ ડ્રેસર, તથા ૩ આયુર્વેદિક વૈદો છે ૧૦ કૉલેજમા તથા ૭૭ હાઈસ્કૂલમા અભ્યાસ કરે છે

ઉત્તરસડામા વાઘરી કોમનુ એક છાત્રાલય ચાલતુ હતુ તેને પછાત વર્ગ છાત્રાલય ગણીને તા ૧૩-૬-૫૨થી અહીં આણવામા આવ્યુ છે. દા. ન. વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** આજથી ૨૫૦ વર્ષ પહેલા પેશ્વાની હાર થઈ એ વખતે અહીંના એક દવેજી સાગર તરફ શરાફી કરતા એ ખૂબ માલમિલકત મેળવીને અહીં આવેલા. પછી તેમણે મહારુદ્ર યજ્ઞ કરેલો, મહાદેવનુ મદિર બધાવેલુ, આખુ ગામ જમાડેલુ, અને ઘડાની લહાણી કરેલી એમની હવેલી એ કાળમા થામણામા બહુ વિશાળ અને સુદર મકાન હતુ આજે એના ખડિયેરો દવેની હવેલી તરીકે મશહૂર છે તે સિવાય એક રામજી મદિર છે

---

આધાર શ્રી બબનભાઈ મહેતા, શ્રી અબાલાલ વલ્લભભાઈ પટેલ અને ગામના પોલીસ પટેલ તરફથી મળેલી માહિતી

*

## દાગજીપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૩° ૪′ ઉપરનુ આ ગામ રેલવે સ્ટેશન બોરડીથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટનુ ગામ ત્રણેક માઈલ દૂર બાલેજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૨૭૧ કુટુબ ૨૭૨ વસતી પુ ૬૭૦, સ્ત્રી ૬૦૬, કુલ ૧૨૮૫. મુખ્ય વસતી પાટણવાડિયા અને બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ઉદ્યમ ખેતીનો છે

**સગવડો** બે લોકલ બોર્ડના તથા એક ખાનગી મળી ત્રણ કૂવા છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૬૮ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૬ બાળકો

ભણે છે ગામમા પુ ૨૭૫, સ્ત્રી ૫૦ મળી કુલ ૩૨૫ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** મંદિર, મસ્જિદ, પરબડી.

*

## ધૂળેટા

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૩° ૧૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી ૫ માઈલ દૂર આવેલુ છે ધૂળા પગીના નામ ઉપરથી ધૂળેટા પડ્યુ હોવાનુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૨૩૦ કુટુબ ૨૫૩ વસતી પુ ૬૭૫, સ્ત્રી ૬૨૨, કુલ ૧૨૯૭ મુખ્ય વસતી મુસલમાન અને પરમાર લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** કૂવિયુ તળાવ છે ત્રણ કુવા છે તે પૈકી ભાગોળે આવેલો એક કૂવો ઘણો જૂનો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે સુંદલપુર છે ધૂળેટા એગ્રિકલ્ચર કો ઓપરેટીવ ક્રેડિટ એન્ડ પ્રિન્ટ સોસાયટી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમાં ૯૮ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૩ બાળકો ભણે છે પુ ૩૫૦ અને સ્ત્રી ૩૯ મળી કુલ ૩૮૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વેરાઈ માતા, બાથીજીનુ દેરુ, મસ્જિદ

*

## ધોળી

**પરિચય** ઉ અ ૨૨° ૩૨ અને પૂ રે ૭૩° ૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નાવલીથી સાત માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટનુ ગામ પાચ માઈલ છેટે સારસા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૧૦૪ કુટુબો ૧૦૪ વસતી પુ ૨૬૧, સ્ત્રી ૨૬૦, કુલ ૫૨૧

**શિક્ષણ** શાળા નથી પુ ૬૯ અને સ્ત્રી ૮ મળી કુલ ૭૭ ભણેલા છે

*

## નવાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી એક માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટનુ ગામ ચારેક માઈલ છેટે રતનપુરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો માઈલ ઘરો ૪૪ કુટુબ ૪૪ વસતી પુ ૧૨૪, સ્ત્રી ૧૧૪, કુલ ૨૩૮

**શિક્ષણ** શાળા નથી પુ ૩૯ અને સ્ત્રી ૧૩ મળી કુલ ૫૨ ભણેલા છે

## નાપાડ-તળપદ અને વાંટો (નગરો)

**પરિચય** ઉ અ ૨૨° ૨૯' અને પૂ રે ૭૨° ૫૯' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વડોદથી ત્રણ માઈલ દૂર અને રેલવેસ્ટેશન નાવલીથી અઢી માઈલ દૂર આવેલુ છે આણંદથી બસ મારફતે પણ આ ગામે જઈ શકાય છે નાવલીથી ઉમેટા જતો રોડ બાંધવાનુ નક્કી થયુ છે તે રોડ આ ગામેથી પસાર થવાનો છે



તળાવનું એક દૃશ્ય

ગામ જૂનુ છે તે તળપદ અને વાંટો એમ બે ભાગમા વહેંચાયેલુ છે રેવન્યુખાતાની દૃષ્ટિએ બન્ને જુદા જુદા ગામ ગણાય છે આ ગામના પટેલોના વડવાઓ સંવત ૧૨૦૦ના અરસામા ડભોઈ પરગણાના મરતણ અને પેટલાદ પરગણાના ઝારોલા ગામેથી આવીને વસેલા એમ મનાય છે



હેન્ડ પમ્પ ઉપર પાણી ભરવાનું દૃશ્ય

**વિસ્તાર**

નાપાડ તળપદ ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૬૭૬.

અને અહીં સરકારે રાખ્યો જે તળપદ કહેવાયુ તે દિવસથી તળપદની જમાબંધી સરકારમા ભરાય એવી વ્યવસ્થા થયેલી

આ ગામના ઇતિહાસની વધુ વિગતવાર માહિતી ગામના શ્રી સોમાભાઈ દેસાઈભાઈ પટેલ પાસે છે

---

**આધાર** શ્રી ઓમકાર ચતુરભાઈ પટેલ શ્રી સોમાભાઈ દેસાઈભાઈ પટેલ તથા બીજા બે ત્રણ જણ પાસેથી મળેલી માહિતી.

*

## નાવલી

**પરિચય** ઉ અ ૨૨° ૭૩ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ આણદ પછી વડોદરા તરફ જતા પહેલુ જ સ્ટેશન છે ગામ તરફથી ચાલતી આણદ–નાવલી બસ સર્વિસ મારફતે પણ આણદથી ત્યા જઈ શકાય છે નવો બધાનાર આણદ–ઉમેઠા રોડ નજીકમાથી જ પસાર થાય છે આણદથી બોરસદ જતો મેટલ રોડ અહીંથી માઇલ છેટેથી પસાર થાય છે વર્ષો પહેલા નરસિંહદાસ નામના પટેલે આ ગામ વસાવેલુ એમ મનાય છે ગામે નાવલીમા પટેલોની વસતી દસ ભાગમા વહેચાયેલી છે તે ઉપરથી એમ પણ કહેવાય છે કે નરસિંહદાસના દસ પુત્રો હતા તે સૌના વશ તેમાથી આ દસ ભાગ બનેલા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો માઈલ ઘરો ૬૩ કુટુબ ૭૨૫ વસ્તી પુ ૧૮૫૦, સ્ત્રી ૧૬૯૯, કુલ ૩૫૪૯ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** લો બો નો એક મુખ્ય કૂવો છે તેની ઉપર નળની વ્યવસ્થા કરેલી છે બીજા ખાનગી માલિકીના દશેક કૂવા છે તે સિવાય સીમમા કેટલાક કૂવા છે તે પૈકી પાચ તો વણઝારાઓએ બાધેલા હોવાનુ મનાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે એક દવાખાનુ છે ગ્રિડ વીજળીનો લાભ મળ્યો છે

ઈ સ ૧૯૪૨થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક ત્રણેક હજાર રૂપિયાની છે તેમાથી ગ્રામસફાઈ રસ્તાસુધારણા કૂવા તળાવોના સમારકામ વૃક્ષારોપણ, તથા ગ્રામસુખાકારી અને ગ્રામરક્ષણ માટેના પ્રયત્નો વગેરે પ્રવૃત્તિઓ થાય છે મડળીઓ (૧) વિવિધ કાર્યકારી સહકારી મડળી નાવલી તે ઈ સ ૧૯૪૭ની સાલથી ચાલે છે તેના તરફથી આણદ નાવલી મોટર સર્વિસ ચાલે છે તેમજ એન્જિન પપ ગોઠવીને સિંચાઈ માટે પાણી આપવાની પ્રવૃત્તિ પણ થાય છે મડળી દર સાલ સારો નફો કરે છે (૨) નાવલી દૂધ ઉત્પાદક સહકારી મડળી લિ તે ૧૯૪૯થી ચાલે છે તે વાર્ષિક લાખથી સવા લાખ રૂપિયાનો વેપાર કરે છે તેણે ડેરી ડેવલમેન્ટ સ્કીમ હેઠળ ગામની વચ્ચે આવેલા લોકલ બોર્ડના કૂવા ઉપર એન્જિન જોડી લોકોને પીવા તથા નાહવા–ધોવા માટે, ઢોરોને પીવા માટે તથા ખેતીના ઉપયોગ માટે પાણી મળી શકે એવી વ્યવસ્થા કરેલી છે (૩) ઈ સ ૧૯૩૫થી નાવલી મિત્રમડળ ચાલે છે તે જનસેવામા કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ કઠોળ, શાકભાજી તથા તમાકુનો પાક થાય છે આ ગાળામા સૌથી પ્રથમ આ ગામના કૂવા ઉપર એન્જિન પપ મૂકવામા આવેલો આજે અહીં વીસેક એન્જિન પપો ચાલે છે ગામમા બે દળવાની ઘટી, ચાર ડાગર ભરડવાના હલર, ત્રણ બળદ–ઘાણીઓ તથા એક મશિનથી ચાલતો ઘાણો પણ ચાલે છે

**શિક્ષણ** લો બો તરફથી ૭ ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૨૭૬ વિદ્યાર્થીઓ અને ૨૬૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૩૬ બાળકો ભણે છે કુમારશાળા સને ૧૮૬૮થી ચાલે છે તેનુ મકાન જૂનુ હતુ પણ ૧૯૫૨થી ડૉ મોતીભાઈ દેસાઈભાઈએ રૂ ૮૦૦૦ આપેલા તેમા બીજા ઉમેરીને લોકલ બોર્ડે રૂ ૩૨૦૦૦ના ખર્ચે નવુ મકાન બાધ્યુ છે એક બાલમદિર છે એક રોમન કેથલિક મિશન શાળા છે તેમા ૪૦ જેટલા બાળકો ભણે છે એ પાચ ધોરણની માધ્યમિક શાળા પણ ચાલે છે ૧૦૦ જેટલા વિદ્યાર્થીઓ ગામ બહાર ભણે છે પુ ૧૧૭૭, અને સ્ત્રી ૬૧૯ મળી કુલ ૧૭૯૬ ભણેલા છે આસપાસના ગામડાના હિસાબે આ ગામની કેળવણી વિષયક પ્રવૃત્તિ સારી છે જ્યારે આણદ જેવા ગામમા અગ્રેજી શાળા નહોતી ત્યારે આ ગામમા અગ્રેજી શાળા ચાલતી હતી તે વખતે આણદના વિદ્યાર્થીઓ અગ્રેજી ભણવા અહીં આવતા, ચરોતરના પટેલોમા સૌથી પહેલા એક આઈ સી એસ થનાર સુમન પટેલ આ ગામના હતા ગામમાથી બૅરિસ્ટર, વકીલો, સાયસના ગ્રેજ્યુએટો વગેરે પણ પાક્યા છે કન્યાકેળવણી પણ આ ગામમા સારી છે ઘણી બહેનો મૅટ્રિક પાસ થયેલી છે, અને હજી બીજી ભણે છે એક બહેન એમ બી બી એસ પણ થયેલા છે દા ન વાચનાલય તથા પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, કિશોરદાસ મહારાજનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, કાળકા માતા, નર્મદા મહાદેવ, આર્યસમાજ રામદેવજી પીર, ગગાસિયાઓના પીર, ધર્મશાળા, પરબડી મિશન ચર્ચ વગેરે

**દતકથા** ગામમા આજે એક ગોસાઈ કુટુબ છે ગોસાઈના જૂના મઠ પણ છે તે પરથી એમ મનાય છે કે એક કાળે આ ગામમા ગોસાઈઓની વસતી સારા પ્રમાણમા હતી

---

**આધાર** શ્રી અબાલાલ મોતીભાઈ પટેલે મેળવી આપેલી માહિતી.

*

## પણસોરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ. રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બાજેથી ચાર માઈલ છેટે આવેલુ છે નડિયાદ–ડાકોર રોડ ઉપર ચાલતી બસ સર્વિસ મારફતે ત્યા જઈ શકાય છે ઈ સ. ૧૨૦૦ના સૈકામા શયારાય ભટ્ટે આ ગામ વસાવેલુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૪ ચો માઈલ ઘરો ૬૭૦. કુટુબ ૬૯૦ વસતી પુ ૧૫૮૧, સ્ત્રી ૧૪૦૦, કુલ ૨૯૮૧

**સગવડો** ધારેસર તળાવ, રાણેસર તળાવ, ભાગોળી વાવ, કૂવો વગેરે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૧થી ગ્રામ પચાયત ચાલે છે તેમા અગિયાર સભ્યો છે તે ગ્રામસફાઈ, દીવાબત્તી, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ કરે છે કો ઓપરેટીવ મલ્ટિ પરપઝ સોસાયટી, પાનસોરા ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે અનાજ, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ઈ સ ૧૮૬૫થી લો બો શાળા ચાલે છે આજે તેમા સાત ધોરણના અભ્યાસની સગવડ છે શાળામા ૨૦૮ વિદ્યાર્થીઓ અને ૧૦૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૦ બાળકો ભણે છે પુ ૫૯૦ અને સ્ત્રી ૧૬૭ મળી કુલ ૭૫૭ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મદિર, મહાદેવ, મસ્જિદ વગેરે

**દંતકથા** (૧) એક કાળે ગામમા આવેલી રાયારાય ભટ્ટની હવેલી ઉપરથી અહમદશાહના મહેલનો દીવો જોઈ શકાતો એવી દતકથા ચાલે છે

(૨) કહે છે કે અત્રેના તળાવ ઉપર એક લીમડાના ડાળને રણછોડરાયનો પગ અડેલો તેથી તે ડાળના પાન આજે પણ મીઠા લાગે છે અને તેથી 'આખા લીમડામા એક ડાળ મીઠી રે રણછોડ રગીલા' એમ ગવાય છે

**પરુ** ગામને તાબે ઊંટખરી નામનુ પરુ છે ઊંટઈ તળાવ પરથી તે નામ પડ્યુ છે તે આશરે એક ચો માઈલના વિસ્તારમા વસેલુ છે તેની વસતી આશરે ૮૦૦ મનુષ્યોની છે એક તળાવ, બે કૂવા, બે મહાદેવ છે અઠવાડિયે બે વાર ટપાલ આવે છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૮૧ વિદ્યાર્થીઓ અને ૪૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૯ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી સોમાભાઈ મથુરભાઈ પટેલ તથા શ્રી રઈજીભાઈ મોહજીભાઈ બારૈયાએ આપેલી માહિતી

*

## પરતાપપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૩° ૯ ઉપરનુ આ ગામ ખભોળજથી ચાર માઈલ દૂર મહીકાઠે આવેલુ છે રેલ્વેસ્ટેશન ઓડથી તે બાર માઈલ દૂર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ઘરો ૨૯૧ કુટુબ ૩૦૩ વસતી પુ ૬૭૪ અને સ્ત્રી ૬૧૭ મળી કુલ ૧૨૯૭ મુખ્ય વસતી ક્ષત્રિય રજપૂતોની છે અહીંના ચૌહાણો પૃથ્વીરાજ ચૌહાણના વશજો હોવાનુ કહેવાય છે

**સગવડો** કૂવો નથી પાણ નજીકમા મહીસાગર નદી વહે છે તેના પાણીનો લોકો ઉપયોગ કરે છે નજીકનુ ટપાલ ઓફિસનુ ગામ ખભોળજ છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી અને ખેતમજૂરી છે.

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૫ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૩ બાળકો ભણે છે પુ ૧૩૩ અને સ્ત્રી ૭ મળી કુલ ૧૪૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** બાથીજીનુ મદિર, એક પાળિયો

*

## પરવટા

**પરિચય** ઉ અ ૨૨° ૪૧' અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઓડથી બે માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે લિગડા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૧૨૧ કુટુબ ૧૨૧ વસતી પુ ૨૯૯, સ્ત્રી ૨૮૮, કુલ ૫૮૭ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૧૮૨ અને સ્ત્રી ૫૧ મળી કુલ ૨૩૩ ભણેલા છે

*

## ફતેપુરા

**પરિચય** આ નાનકડું ગામ રેલવેસ્ટેશન ભાલેજથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૧૨૦ કુટુબ ૧૨૩ વસતી પુ ૨૮૨, સ્ત્રી ૨૬૦, કુલ ૫૪૨ મુખ્ય વસ્તી બારૈયા અને પાટણવાડિયાઓની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક કૂવો તથા એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સુદલપુરા છે ત્યાથી દર અઠવાડિયે શનિ અને બુધ એ બે વાર ટપાલ આવે છે એક ધર્મશાળા છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૫ વિદ્યાર્થીઓ, ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૩ બાળકો ભણે છે

*

## બડાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ. રે ૭૩° ૦ ઉપરનું આ નાનકડુ ગામ રેલવેસ્ટેશન ભાલેજથી એક માઈલ દૂર આવેલુ છે બગમિયા નામના શખસના નામ ઉપરથી બડાપુરા નામ પડ્યુ હોવાનુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૧૨૦ કુટુબો ૧૮૦ વસતી પુ. ૩૧૪, સ્ત્રી ૨૯૫, કુલ ૬૦૯ મુખ્ય વસતી

ખ્રિસ્તી લોકોની છે. તે સિવાય પાટીદારો વગેરેની વસતી છે. મુખીપણું પાટીદારના હાથમાં છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** : બે તળાવ અને ૭ કૂવા છે. પોસ્ટ ઓફિસનું ગામ બાલેજ છે. એક ધર્મશાળા છે.

**શિક્ષણ** : ચાર ધોરણની લો. બો. શાળા ચાલે છે. તેમાં ૩૭ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૮ બાળકો ભણે છે

*

## બાકરોલ

**પરિચય** : ઉ. અ. ૨૨° ૩૪' અને પૂ. રે. ૭૨° ૫૪' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન આણંદથી ૪ માઈલ દૂર આવેલું છે. આણંદ–બાકરોલની ખાનગી બસ સર્વિસ મારફતે ત્યાં જઈ શકાય છે. ગામમાં એક ડુંગરી ટેકરી છે તે બક રાક્ષસની ડુંગરીને નામે ઓળખાય છે અને તે ઉપરથી ગામનું નામ બાકરોલ પડયું હશે એમ મનાય છે. સંવત ૧૧૦માં ગોધરામાં ગાદી સ્થાપનાર સોલંકી વંશની ગોધરા શાખાના મૂળ સ્થાપક દેવકંદ દેવજીના પાંચમી પેઢીના વંશજ વાચક દેવજીએ સંવત ૨૯૭માં બાકરોલમાં ગાદી સ્થાપેલી એમ કહેવાય છે.

પ્રમાણમાં નાનું છતાં આ ગામ પ્રગતિશીલ છે. રાષ્ટ્રીય ચળવળમાં તેણે ઘણો ફાળો આપેલો છે. ઈ. સ. ૧૯૩૦–૩૨ની ચળવળમાં ઘણા યુવાનો જેલમાં ગયેલા અને ૩થી ૮ મહિના સુધીની સજાઓ ભોગવી આવેલા. તે સમયે આણંદ તાલુકા સમિતિની છાવણી બાકરોલમાં હતી. ઇ સ ૧૯૪૨ની ચળવળમાં લોકોએ ઘણા ઉત્સાહથી ભાગ લીધેલો, અને ઘણાં જોખમભર્યાં કામ કરેલાં.

વિલીનીકરણ-પહેલાં આ ગામ ગાયકવાડી હદમાં હતું તે વખતે પેટલાદ તાલુકા મંડળમા પણ આ ગામ આગળ પડતો ભાગ લેતું. સને ૧૯૩૮મા પ્રજામંડળનું પ્રથમ અધિવેશન અહીં દરબાર શ્રી ગોપાળદાસ દેસાઇના પ્રમુખપદે ભરાયું હતું એક વખતે 'પેટલાદ તાલુકા પ્રજામંડળ એટલે બાકરોલ' એમ કહેવાતુ, કેમકે તે વખતે મંડળના પ્રમુખ ઉપપ્રમુખ અને મંત્રી બાકરોલના જ હતા. વડોદરા સરકારે ગેરકાયદેસર ઠરાવેલી રાજ્ય મહેસૂલ તપાસસમિતિને આ ગામે આમંત્રણ આપીને તપાસ શરૂ કરાવી હતી. સને ૧૯૪૭માં વડોદરા રાજ્ય પ્રજામંડળનુ છેલ્લું અધિવેશન શ્રી. ચુનીભાઈ પુ. શાહને પ્રમુખપદે અહીં ભરાયું હતું.

ગામે ખેડા જિલ્લાના જાણીતા વિદ્યાધામ વલ્લભવિદ્યાનગરની રચના કરવામાં ઉત્સાહભેર પોતાની જમીનો પણ આપી છે.

**વિસ્તાર**: ક્ષેત્રફળ : ૪૬ ચો. માઈલ, ઘરો : ૯૭૮. કુટુંબ : ૧૦૪૨. વસતી : પુ ૨૪૭૩, સ્ત્રી ૨૨૩૧, કુલ ૪૭૦૪. મુખ્ય વસતી પાટીદારોની છે.

**સગવડો** : પીવાના પાણીના કૂવા ૧૧ છે. ખેતી ઉપયોગી કૂવા ૭૬ જેટલા છે. પાકા ઓવારા અને ખડિયાટ બાંધેલાં ત્રણ તળાવો છે. મોટા તળાવનો ઓવારો તો લગભગ ૨૦૦ વર્ષ પહેલાં વિઠ્ઠલદાસ દરખજીભાઈએ બંધાવેલો. તેને સુંદર કમાનો પણ છે બે ખાનગી માલિકીનાં વોટર વર્કસ ચાલે છે. લગભગ ૩૦૦ કુટુંબો તેનો લાભ લે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. આશરે પચ્ચીસ વર્ષથી ગ્રામ પંચાયત ચાલે છે. પણ પહેલાં વડોદરા રાજ્યના વખતમાં મતાધિકાર બહુ ઓછાને હતા, અને ૪ તો સરકાર નિયુક્ત સભ્યો



મોટા તળાવનું દૃશ્ય

રહેતા. સરપંચ પણ સરકાર નિયુક્ત રહેતા પણ વિલીનીકરણ પછી સને ૧૯૫૧થી આ પંચાયતની નવેસરથી સંપૂર્ણ લોકશાહીની રીતે સ્થાપના થઈ છે પંચાયતની વાર્ષિક પંચેક હજારની આવક છે તેમાથી ગ્રામસફાઈ, વૃક્ષારોપણ, કૂવા, ઓવારા સુધરાવવા, દીવાબત્તી, વગેરે પ્રવૃત્તિઓ થાય છે. બાકરોલ ગ્રામ આરોગ્ય મંડળ તરફથી દવાખાનુ ચાલે છે, તેને પંચાયત મદદ આપે છે આ આરોગ્ય મંડળને શ્રી બાબાજીભાઈ શંકરભાઈ તરફથી રૂા ૫૦૦૦નુ દાન મળેલુ છે સયાજીરાવ હિરક મહોત્સવ નિધિ ફંડમાથી રૂા. ૫૦૦૦ આપવાના મંજૂર થયા છે, અને આફ્રિકામાં વસતા ગામવાસીઓએ રૂ ૨૫૦૦૦નો ફાળો એકઠો કરેલો છે એટલે હવે દવાખાનાનુ મકાન બંધાઈ જશે. ઈ. સ. ૧૯૪૫થી વિવિધ કાર્યકારી સહકારી મંડળી ચાલે છે.

**ઉદ્યોગ** - મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. સીમમાં ૪૧ કૂવા ઉપર એંજિન પંપ મૂકેલા છે. અનાજ ઉપરાંત શેરડી, કેળાં, આદુ, લીંબુ, ડાંગર, તમાકુ, વગેરે પાકે છે. બે તમાકુની ખળીઓ છે. તે સિવાય બે ત્રણ વણકરો સાળો ચલાવે છે. ત્રણ બળદઘાણીઓ છે કુંભારો માટીનાં વાસણ બનાવે છે.

**શિક્ષણ** : સાત ધોરણની લો બો. કુમારશાળા ચાલે છે. અને સાત ધોરણની લો. બો. કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૨૯૭ વિદ્યાર્થીઓ અને ૧૮૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૭૭ બાળકો ભણે છે. કુમારશાળા ભાડાના મકાનમાં બેસે છે. પણ તેના મકાન માટે ગામ લોકોએ રૂા. ૫૦૦૦ લો. બો.માં ભરી દીધા છે. કન્યાશાળાનું મકાન તો છે જ. પુ. ૧૦૭૧ અને સ્ત્રી ૪૦૦ મળી કુલ

૧૪૭૧ ભણેલા છે પુસ્તકાલય છે તેને પંચાયત મદદ કરે છે વ્યાયામશાળા ચાલે છે પટેલ પરસોતમદાસ કેવળભાઈએ પોતાના પિતાના સ્મરણાર્થ રૂા ૧૦૦૦ આપેલા તેમા બીજી રકમ ઉમેરીને લોકો જોઈતુ તે વ્યાયામશાળાનુ મકાન બાંધી આપ્યુ છે



ગાંધીપ્રતિમા

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર ગોસ્વામી મંદિર તથા માથીજીનુ મંદિર છે એક નીલકંઠેશ્વર મહાદેવજીનુ દેવાલય છે તે સંવત ૧૮૪૦મા પટેલ કસનદાસ વિઠ્ઠલદાસે બંધાવ્યુ હતુ.

**અન્ય હકીકત** શ્રી વિઠ્ઠલદાસ હરખજીભાઈ પટેલે સંવત ૧૯૧૮ના મહા સુદિ ૫ વસંતપંચમીને બુધવાર બંધાવેલી એક વિશાળ હવેલી છે હાલમા તે એમના ભાણેજ નડિયાદના શ્રી ચીમનભાઈ દાદુભાઈ દેસાઈના કબજામા છે આ હવેલીનુ બાંધકામ તથા તેનુ કમ્પાઉન્ડ મળી ૨૩૦૪૦ ચોરસ ફૂટ છે હવેલીનુ મકાન ૬૪૦૫ ચોરસ ફૂટ જગામા બંધાયલુ છે તે ત્રણ માળની છે આ હવેલીને ત્રીજે માળે સરદાર વલ્લભભાઈ પટેલ ૬ માસ માટે રહેલા લગભગ ૨૦૦ વર્ષ પહેલા બંધાયેલા આ મકાનની ભીંત સહેજ પણ નમી નથી અથવા તેમા ફાટ પણ પડી નથી

ગામમા ગાંધીપ્રતિમા મૂકવામા આવી છે અહીંના ત્રિભોવનદાસ સોમાભાઈ પટેલ નામના એક સેવાભાવી કાર્યકરે જીવનભર એ પ્રતિમાને દરરોજ સાફ કરી ફૂલહાર કરવાની પ્રતિજ્ઞા લીધેલી છે

**આધાર** શ્રી ચીમનભાઈ દાદુભાઈ દેસાઈએ આપેલી માહિતી.

*

## બેચરી

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઉમરેઠથી ત્રણ માઈલ દૂર આવેલુ છે બહુચરા માતાના નામ ઉપરથી ગામનુ નામ બેચરી પડ્યુ હોવાનુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૯ ચો માઈલ ઘરો ૨૨૮. કુટુંબ ૨૬૭ વસતી પુ ૬૨૯ સ્ત્રી ૫૮૧ મળી કુલ ૧૨૧૦ મુખ્ય વસતી પાટીદારો, ગરાસિયા, મુસલમાન વગેરેની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક ફરલાંગ દૂર એક તળાવ છે, પણ તેને ઓવારા બાંધેલા નથી તેમજ તેમા આખુ વર્ષ પાણી પણ રહેતુ નથી એક કૂવા છે, તે જમીન તળથી ૧૦–૧૨ ફૂટ ઊંચો છે એટલે સ્ત્રીઓને કૂવામાથી પાણી ભરવા માટે પગથિયા ચડવા ઊતરવા પડે છે ત્રણેક માઈલ દૂર રતનપુરા ગામેથી દર અઠવાડિયે બે વાર ટપાલ આવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો. શાળા ચાલે છે તેમા ૮૭ વિદ્યાર્થીઓ અને ૫૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૯ બાળકો ભણે છે ૪૦ જેટલા વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણ લેવા ઉમરેઠ જાય છે પુ ૧૮૬ સ્ત્રી ૫૩ મળી કુલ ૨૩૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** પરણામીનુ મંદિર અને પરબડી

**આધાર** શ્રી શિવાભાઈ પટેલે આપેલી માહિતી

*

## બેડવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૩° ૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નાવલીથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નાવલીથી બસ સર્વિસ મારફતે ત્યા જઈ શકાય છે બહેડાના ઝાડ ઉપરથી ગામનુ નામ બેડવા પડ્યુ હોવાનુ મનાય છે તે ચારસો વર્ષ પહેલા સ્થપાયેલુ કહેવાય છે તેને તાબે ખરીપુર નામ એક પરુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૬ ચોરસ માઈલ ઘરો ૪૧૫ કુટુંબ ૫૪૬ વસતી પુ ૧૩૧૦ સ્ત્રી ૧૧૬૭ કુલ ૨૪૭૭ મુખ્ય વસતી બ્રાહ્મણ વાણિયા પાટીદાર બારૈયા, વગેરેની છે

**સગવડો** ૬ કૂવા ૧ તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પંચાયત છે તે ઉત્તરોત્તર પ્રગતિ કરી રહી છે વિવિધ કાર્યકારી સહકારી મંડળી ચાલે છે બેડવા વીવર્સ ઈન્ડસ્ટ્રિયલ કો ઓપરેટીવ સોસાયટી પણ ચાલે છે તેની દસ સાળો ચાલુ છે તેનુ મકાન બાંધવાની યોજના વિચારાઈ છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તમાકુના પાંચ કારખાના છે ૭૫ જેટલી સાળો ચાલે છે તેલની ઘાણી છે

**શિક્ષણ** ૭ ધોરણની લો. બો. શાળા છે તેમા ૧૬૮

વિદ્યાર્થીઓ અને ૧૦૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૦૬ બાળકો ભણે છે પુ ૫૯૨ અને સ્ત્રી ૧૮૧ મળી કુલ ૭૭૩ ભણેલા છે. ઈ સ. ૧૯૧૮થી એક પુસ્તકાલય શરૂ થયેલુ પાછળથી ગિરધર ભાઈ મૂળજીભાઈ ઠક્કરના સ્મરણાર્થે એક જૂનુ મકાન તેને મળેલું તેના ઉપર ગામ–મદદથી હાલ નવું મકાન બાંધવામા આવ્યુ છે

**ધાર્મિક સ્થળો** દાદુરામનુ મંદિર, કબીર મંદિર, લાલજી મંદિર, બે માતાજી, ભાથીજીનુ મંદિર, બે બળિયા દેવ, ત્રણ મહાદેવ, બે પરબડી, બે ધર્મશાળા, મસ્જિદ, ખ્રિસ્તીઓનુ દેવળ

**જાળખંડ મહાદેવ દંતકથા** આશરે બસો વર્ષ ઉપર બેડવાના ભોટુ પટયાના વંશજ કુબેરજી પટયાની દીકરી ડાહી બાનુ લગ્ન હતુ તે વખતે વડોદરા રાજ્યના દીવાન વેણીરામ જની, વસોના દરબાર કસિયાભાઈ રામદાસ વગેરે મોટા મોટા માણસો આમંત્રણથી પધારેલા આ લગ્નમા ગામથી એક દૂર લાગ દૂર સતરા તળાવડી આગળ જાળામા રહેતા કોઈ સાધુ મહાત્માને જમવા તેડયા સાધુએ કહ્યુ કે તમે જો સાચા ઉદાર અને દાતાર હો તો મારા જાળા સુધી ઘીની નીકો વહેવડાવો એમ કહેવાય છે કે ગામના હવાડા ઘીથી ભરીને ઘીની નીકો વહેવડાવેલી પાછળથી એ જ સાધુના કહેવાથી જાળ માં મહાદેવની પ્રતિષ્ઠા કરવામાં આવેલી તે આજે જાળખંડ મહાદેવને નામે હયાત છે

**જીજીબાનો ચરો દંતકથા** વર્ષો પહેલા ગામમા ભોટુ પટયા વસતા હતા તેમને પાચ પુત્રો અને એક પુત્રી નામે જીજીબા હતા જીજીબા નાનપણમા વિધવા થયેલા તેમને પુત્રસમ ગણીને તેમના પિતાએ પોતાની મિલકતના છ ભાગ કરેલા તે પૈકી જીજીબાને જે હિસ્સો મળેલો તેમાથી તેમણે બેડવાથી સારસા જવાના રસ્તા ઉપર એક ગૌચર મૂકેલુ અને તે જગા જીજીબાના ચરાને નામે ઓળખાય છે. આ જ રસ્તા ઉપર જીજીબાએ ખોદાવેલી એક તળાવડી પણ આજે મોજૂદ છે

**અહપાળનો (અશ્વપાળનો) પાળિયો દંતકથા** બેડવાથી સારસા જવાના રસ્તા ઉપર વેરાઈ માતા પાસે વડના મૂળમા એક પાળિયો છે એ અંગે કહેવાય છે કે રાસનોલના કોઈ ભાઈ આજથી બારેક વર્ષ ઉપર આ પાળિયાનો અમુક ભાગ પોતાને ઘેર કુલી તરીકે વાપરવા લઈ ગયેલા રાતના બારેક વાગે આખુ ઘર ડોલતુ હોય એવી પ્રતીતિ થયેલી પરિણામે બીજે દિવસે સવારના પહોરમા તે ભાઈ ઘીનો દીવો કરી શ્રીફળ વધેરી તે પાળિયાનો ભાગ પાછો મૂકી ગયેલા

**ચોરો** ગામનો ચોરો સોજિત્રાથી આવીને વસેલા નાનજીભાઈ પટેલના વંશજ રામદાસ ઓત્તમદાસ ઝવેરીએ બંધાવ્યાનુ મનાય છે.

**પરબડી** ગામના મુખ્ય માર્ગ ઉપર પેસતા જ આ પરબડી આવેલી છે તે વસોયા એટલે મૂળ વસોના વતની લાલાભાઈએ બંધાવેલી મનાય છે હાલ ગામની મદદથી તે સારી રીતે ચાલે છે.

**શહીદો** ઈ સ ૧૯૨૦મા આ ગામમા વણિકોને ત્યા ધાડ પડેલી. તે વખતે પાટીદારોએ માથા મૂકીને બચાવ કરેલો તે દરમિયાન બે પટેલો – બકોરભાઈ અને મરઘાભાઈ–શહીદ થયેલા

**આધાર** શ્રી રમણલાલ ઈશ્વરલાલ શાસ્ત્રીએ આપેલી માહિતી

## બોરિયાવી (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનુ આ ગામ વેસ્ટર્ન રેલવે ઉપરનુ એ- સ્ટેશન છે નડિયાદ–આણંદ રોડ ઉપર દોડતી બસસર્વિસ મારફતે ત્યા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૩ચો માઈલ ઘરો ૧૩૨૨, કુટુબ ૧૬૮૧ વસતી પુ ૩૬૬૫, સ્ત્રી ૩૧૫૪, કુલ ૬૮૧૯ મુખ્ય વસતી પાટીદારોની છે તે સિવાય બ્રાહ્મણ, વાણિયા, કાછિયા, સોની, બારોટ, સુથાર, લુહાર, રબારી, મોચી, કુભાર, મુસલમાન, વણકર, ચમાર, હરિજન વગેરે પણ વસે છે

**સગવડો** બે તળાવ, તથા સોળ કૂવાની સગવડ છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પંચાયત ચાલે છે ત્રણ ખાનગી દવાખાના છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી પાત્રીસ એન્જિન પપોની મદદથી સારી ખેતી થાય છે બાજરી, કોદરા, બાવટો, જુવાર વગેરે પેદાશ ઉપરાત આદુ સુરણ, બટાકા, તમાકુ વગેરેનો પાક થાય છે તમાકુની ચાર ખળીઓ છે હરિજનો ચાર હાથસાળો ચલાવે છે સૂપડા, ટોપલા પણ બનાવે છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને અને છ ધોરણની કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૪૧૩ વિદ્યાર્થીઓ અને ૨૭૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૮૯ બાળકો ભણે છે તે સિવાય સરદાર પટેલ ઇંગ્લિશ સ્કૂલ ચાલે છે પુ ૧૩૦૨ અને સ્ત્રી ૫૨૫ મળી કુલ ૧૮૨૭ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

નદણિયા ચરામા (પરામા) લો બો. તરફથી ચાર ધોરણની શાળા ચાલે છે તેમા ૫૭ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૯ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળો** વૈજનાથ મહાદેવ, ગંગેશ્વર મહાદેવ, સતીની દેરી

**ઇતિહાસ દંતકથાઓ (૧) ગામનું નામ** પાટીદારો આવીને વસ્યા તે પહેલા ગામમા રબારીઓની વસતી મુખ્ય હતી તે પૈકી બોરા રબારીના નામ પરથી ગામનુ નામ બોરિયાવી પડેલુ મનાય છે.

(૨) રાજા પટેલ એમ કહેવાય છે કે સંવત ૧૨૫૦ના અરસામા

ગુજરાતમા સોલંકી વંશના રાજાઓનુ રાજ્ય હતુ ત્યારે સેવાસી (વડોદરા તાબાનુ) ગામમાથી રાજા પટેલ અત્રે વસવા આવેલા તેઓ પાચ ભાઈઓ હતા તેમને ગામના ગરાસિયાઓ સાથે ઝગડો થયેલો તેથી પાચેય ભાઈ જુદે જુદે સ્થળે જઈને વસેલા રાજા પટેલ ઓડિયાળીમા આવ્યા ત્યારે સાથે બ્રાહ્મણ, વાણિયા, સુથાર, કુંભાર, વણકર, ભંગી વગેરે કોમોના એક એક જણને સાથે લેત આવેલા તેમાથી આગળ જતા ગામનો વિકાસ થયેલો

રાજા પટેલના વારસોમા બે દીકરા નામે રંગા પટેલ અને ખોખા પટેલ હતા આ બે ભાઈઓના વંશજો આજે ગામમા મોટા પ્રમાણમા છે તે સિવાય પાછળથી આવીને વસેલા બીજા પાટીદારોની વસતી પણ સારા પ્રમાણમા છે

**(૩) વાનજીભાઈની હવેલી** સોલંકી વંશ પછી ગુજરાતમા મુસલમાની રાજ્યનો અમલ શરૂ થયો, તે જમાનામા રંગા પટેલના વંશમા વાનજીભાઈ નામના એક બાહોશ અને પ્રસિદ્ધ પટેલ થઈ ગયા કહેવાય છે તેઓ આખા ગામના મહેસૂલ પેટે બાદશાહને ઉધડ આંકડો ભરતા એકવાર તેઓ સંજોગવશાત્ પૂરો આંકડો ભરી નહિ શકેલા એટલે તેમને બાદશાહી ઘોડેસવારો અમદાવાદ પકડી ગયેલા તે વખતે બીજા આગેવાનોએ બાકીનુ મહેસૂલ ભરી તેમને છોડવવાનુ વચન આપેલુ પણ પાછળથી એ વચન પળાયુ નહિ, એટલે વાનજીભાઈને જીવનભર કેદમા રહેવુ પડેલુ અને બાદશાહ તરફથી ગામની મધ્યમા આવેલી એમની હવેલી પણ તોડી નાખવામા આવેલી કહે છે કે હવેલી ૧૫૦ ચોરસ ફૂટના વિસ્તારમા બધાયેલી હતી અને ૮૪ બારીબારણા હતા આ હવેલીનો ચોક અને પાયા હજુ મોજૂદ છે



વૈજનાથ મહાદેવ

**(૪) સતી જીતબા** ખોખા પટેલના વંશમા મહીજીભાઈ અને સુંદરભાઈ એ બે પ્રસિદ્ધ ભાઈઓ થઈ ગયા કહેવાય છે તે પૈકી સુંદરભાઈના વંશમા, આજથી આશરે ૩૫૦ વર્ષ ઉપર ખોજીદાસ નામના પટેલ થઈ ગયેલા એમનુ લગ્ન વાડાશિનોરના જીતબા સાથે થયેલુ જીતબાને પાંચ દીકરા હતા એકવાર જીતબા વાડાશિનોરમા હતા ત્યારે તેમને રાત્રે સ્વપ્નુ આવ્યુ કે તેમના પતિ મરણ પથારીએ પડ્યા છે એટલે તેઓ રાતોરાત સાંઢણી ઉપર ઓડિયાળી આવવા નીકળ્યા સવારે ગામની ભાગોળે આવ્યા તો પતિનુ શબ સ્મશાને લઈ જવાતુ હતુ જીતબા તેની સાથે જ સ્મશાને ગયા અને પતિ સાથે ચિતામા પોઢી સતી થયા આ સ્થાને સતીની દેરી ચણાવવામા આવેલી તે હાલ વૈજનાથ મહાદેવની બાજુમાં હયાત છે ખોજીદાસના વારસો જીતબા જે દિવસે સતી થયેલા તે દિવસે ઉપવાસ કરી બીજે દિવસે નૈવેદ વગેરે ધરાવે છે

**(૫) બેચરભાઈ મુખી** ખોખા પટેલની પ્રજામા મહીજીભાઈના વારસોમા ધર્મદાસ છબજીના દીકરા બેચરભાઈ થઈ ગયા તેમના વિષે કહેવાય છે કે તેમણે ૧૭ વર્ષ સુધી સતત મુખીપણુ કરેલુ અને બીજા મતાદારોને ઉઘરાતદારનુ કામ સોંપેલુ તેથી સૌને ઊંડો અસંતોષ હતો એકવાર સૌએ એનો બદલો લેવાનો વિચાર કર્યો બન્યુ એમ કે ગામમા ઠાકોરથી આવી વસેલા એક બ્રાહ્મણની દીકરીનુ ઠાકોર મુકામે લગ્ન હતુ તેમા સૌ આગેવાનોને કંકોત્રી હતી સૌએ બેચરભાઈને કહ્યુ કે તમે ચાલ્લાની રકમ હમણા મહેસૂલના ભરણામાથી લઈ લો પાછા આવીને એ મૂકી દેવાશે બેચરભાઈએ વિશ્વાસથી એમ કર્યુ એ પાછા આવ્યા ત્યારે ડેપ્યુટી કલેકટરનો મુકામ આવેલો તે વખતે જોડે જે ચિટનીસ હતા તેમના પિતાએ પરનાતમાં લગ્ન કરેલુ એટલે પેલા મતાદારોએ ખાનગીમા છતા ચિટનીસ સાભળે એમ બોલવા માડ્યુ કે બેચરભાઈ ચિટનીસ માટે 'મા મોચણ ને બાપ કલાલ, એના છોકરા છેલ છબાલ.' એવુ બોલતા હતા ચિટનીસને એ વાતથી ઝાળ વ્યાપી ગઈ એટલે મતાદારોએ લાગ જોઈને મુખીએ ભરણાના પૈસા વાપર્યા છે એમ જણાવ્યુ તરત તપાસ થઈ પરિણામે બેચરભાઈ મુખીપણામાથી સસ્પેન્ડ થયેલા

**(૬) રઘનાથદાસ** રંગાજીના વંશજોમા રઘનાથદાસ થઈ ગયા તેમને ત્રણ દીકરીઓ હતી એક ભાદરણ પરણાવેલા તે બિનવારસ ગુજરી ગયેલા બીજાં સોજિત્રા અને ત્રીજા ધર્મજ પરણાવેલા રઘનાથદાસને પુત્ર નહોતો એટલે ધર્મજવાળી દીકરીના ભાણેજને પેઢી પર લીધેલા તેમના વંશજો હાલમા ઓડિયાળીમા વસે છે આ રઘનાથદાસ શિવના પાકા ભક્ત હતા તેમણે ગામમા બે શિવાલયો બંધાવ્યા હતા, તે અત્રે હયાત છે

**(૭) રેલવે આવતા પહેલાં** કહે છે કે આશરે ૨૦૦ વર્ષ પહેલા આ ગામ માતર તાલુકામાં હતુ બ્રિટિશ રાજ્ય થયા પછી થોડો વખત તે નાપાડ તાલુકામા રહ્યુ ત્યાર બાદ રેલવે આવ્યા પછી આણંદ તાલુકો બન્યો એટલે તેમા જોડ્યુ

આધાર શ્રી જયંતકુમાર પુરુષોત્તમદાસ પટેલ તથા શ્રી બાદલાલભાઈ ભીખાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## ભરોડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે. ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઓડથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૫૧૬ કુટુમ્બો ૫૩૧ વસતી પુ ૧૩૬૯, સ્ત્રી ૧૧૩૮, મળી કુલ ૨૫૦૭ મુખ્ય વસતી પાટીદારોની છે.

**સગવડો** ગામની ઉત્તરે ભાગોળિયો કૂવો છે દક્ષિણે આખા ગુજરાતમા મોટામા મોટો ૪૨ ફૂટ વ્યાસનો એક કૂવો છે. તેનુ નામ ખરેરિયો કૂવો છે. પશ્ચિમ દિશાએ ૩૬ એકરનુ એક તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ, તમાકુ, વગેરે પાકે છે તમાકુની બે ખળીઓ છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૭૯ વિદ્યાર્થીઓ અને ૮૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૬૦ બાળકો ભણે છે પુ ૫૯૫ તથા સ્ત્રી ૨૪૮ મળી કુલ ૮૪૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, કબીર મદિર, નીલકઠ મહાદેવ, પરબડી, ધર્મશાળા.

**પાળિયા** ગામની ઉત્તર બાજુએ આગળ જતા બે વડ છે ત્યા પાચ પાળિયા છે. એટલે તે પાચ પાળિયાના વડ તરીકે ઓળખાય છે

*

## ભાટપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૩° ૪′ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઊમરેઠથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૪ ચો માઈલ ઘરો ૨૨૨. કુટુમ્બ ૨૨૫. વસતી પુ. ૬૨૬, સ્ત્રી ૫૮૯, કુલ ૧૨૧૫.

**સગવડો** ત્રણ કૂવા અને ચાર તળાવો છે. નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ દૂર રતનપુરા છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે. તે સિવાય સુથારી કામ અને માટીકામ થોડા પ્રમાણમા થાય છે.

**શિક્ષણ** ઈ. સ. ૧૯૩૯થી લો. બો. શાળા ચાલે છે. આજે તેમા ચાર ધોરણના અભ્યાસની સગવડ છે. તેમા ૫૫ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૫ બાળકો ભણે છે. એક મિશનશાળા પણ ચાલે છે. પુ. ૨૫૬ અને સ્ત્રી ૪૯ મળી કુલ ૩૦૫ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** મહાદેવ, માતાજીનુ મદિર, બાપીજીનુ મદિર.

*

## ભાલેજ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૩° ૨′ ઉપરનું આ ગામ આણદ ડાકોર રેલવે લાઈન ઉપરનુ આણદથી બીજું સ્ટેશન છે ભાલેજ–આણદ–લિંગડાનો નવો બધાયેલો રસ્તો ત્યાં થઈને પસાર થાય છે ભાલેજ–ઉત્તરસડા રસ્તો બાધવાનુ કામ ચાલે છે, અને વાસદ, ભાલેજ, બોરિયાવી રસ્તો બધાનાર છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૯ ચો. માઈલ. ઘરો ૧૨૯૮. કુટુબ ૧૩૩૦. વસતી પુ ૩૨૮૦, સ્ત્રી ૨૮૮૫, કુલ ૬૧૬૫. મુખ્ય વસતી મુસલમાનોની છે.

**સગવડો** પીવાના પાણીના કૂવા ૬ છે. સિદ્ધરાજે બધાવેલી મનાતી જોવા લાયક વાવ છે. વાવમા ભદ્રકાળીની મૂર્તિ છે. તેને લીધે ત્યા દર દુર્ગાષ્ટમીએ મેળો ભરાય છે પાચેક હજારની મેદની જામે છે. વાવના કેટલાક પથ્થરો ઉપર ‘પટ્ટણ’ એવો શબ્દ વચાય છે. મલાવ તળાવ અને ચામુડ તળાવ છે સબ પોસ્ટ ઓફિસ છે. ઈ. સ. ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે. તેની વાર્ષિક ૭થી ૮ હજારની આવક છે. તેમાથી ગ્રામસફાઈ, દીવાબત્તી, પેશાબખાના, જાજરૂ, કચરાપેટી, ખાતરના ખાડા, વગેરે પ્રવૃત્તિ થાય છે. પોલીસ થાણુ છે. વિવિધ કાર્યકારી સહકારી મડળી તથા દૂધ ઉત્પાદક સહકારી મડળી ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે. તમાકુની પાચ ખળીઓ છે. બીડી બનાવવાના કારખાના પણ છે. ભગી લોકો ટોપલા, સૂપડા વગેરે બનાવે છે. ગામમા કતલખાનુ પણ છે. તે ચામડા, માસ, વગેરે બહાર મોકલે છે. પાચ હલર ઘટી છે.

**શિક્ષણ** છ ધોરણની લો. બો. શાળા છે. તેમા ૨૭૪ વિદ્યાર્થીઓ અને ૧૮૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૬૨ બાળકો ભણે છે. સાત ધોરણની લો. બો. ઉર્દૂ શાળા છે તેમા ૨૮૨ વિદ્યાર્થીઓ અને ૧૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯૯ બાળકો ભણે છે આ સિવાય ખ્રિસ્તીઓની બે મિશન શાળા છે. તથા એક મુસ્લિમોની મદરેસા છે. સાત ધોરણની એક માધ્યમિક શાળા પણ ચાલે છે. પુ. ૧૭૬૭, સ્ત્રી ૫૬૮ મળી કુલ ૨૩૩૫ ભણેલા છે. એક મુસ્લિમ પુસ્તકાલય ચાલે છે.

**ધાર્મિક સ્થળો** સતાનદ નામના એક સન્યાસીનુ અવસાન થતા ગામ લોકોએ તેમની યાદમા એક જ્ઞાનેશ્વર મહાદેવનુ દેવાલય બધાવેલુ છે. જૂના વખતના મહાદેવના ચાર દેવાલયો છે. સ્ત્રી પુરુષોના જુદા જુદા સ્વામીનારાયણના મદિર છે. તે સિવાય રામજી મદિર, નાનુ મદિર, જૈન દેરાસર, વગેરે પણ છે. રોમન કેથોલિક સપ્રદાયનુ તથા મુક્તિ ફોજનુ એમ બે ચર્ચ છે. મસ્જિદો ત્રણ છે (૧) કપાની મસ્જિદ, (૨) ખાટકી મસ્જિદ, ૩) બદશાહી જમાનાની મસ્જિદ. જે ખડેર હાલતમા છે. બે બાદશાહી જમાનાના રોજા છે. દતકથા એવી છે કે પાવાગઢ જીતી પાછા ફરતા મહમૂદના લશ્કરમાના બે અમલદારોનાં અહીં અવસાન થયેલા. તેમના એ રોજા છે. આમાનો એક રોજો ખડેર હાલતમા છે પીરની દરગાહો ચાર છે - (૧)

પુનદરખા પીરની દરગાહ, જે ગામ વચ્ચે છે, (૨) ગેબનશા પીરની દરગાહ જે ગામનુ તળાવ ઉપર છે, (૩) મજન સૈયદની દરગાહ (૪) તજાર સૈયદની દરગાહ

**દંતકથા** (૧) આ ગામમા અગાઉ જૈન વાણિયાઓની વસ્તી હતી ભાલેજનુ સસ્કૃત નામ જૈન ગ્રથામા 'ભદ્દીલ્લજ' મળી આવે છે બાજુમા ભદ્દીલપુર નામે એક જૈન તીર્થ હતુ તેના સ્થાપક ભદ્દીલ સ્વામીના નામ ઉપરથી 'ભદ્દીલ્લજ' પડેલુ એમ કહેવાય છે

(૨) બીજી દતકથા એવી છે કે સવત ૧૧૫૨મા રાજમાતા મીનળદેવી ગામમા વાવ બધાવતા હતા તે વખતે તેમનુ કુટુબ તેમને શોધવા નીકળેલુ એવામા બાળ મળી કે રાજમાતા વાવ આગળ છે એટલે આખુ કુટુબ ત્યા ગયુ ભાદરવા સુદ રાધાષ્ટમી–દુર્ગાષ્ટમીએ સૌની મુલાકાત થઈ આ 'બાળ' ઉપરથી ગામનુ નામ 'ભાલેજ' પડયુ એમ કહેવાય છે આજે રાધાષ્ટમીને દિવસે વાવ આગળ મેળો ભરાય છે

**આધાર** શ્રી રાવજી લક્ષ્મણસિંહ મોહનસિંહ, શ્રી મુળજીભાઈ શકરલાલ, શ્રી ચદુલાલ ડાહ્યાભાઈ પટેલ અને જ હાસમમિયા અમસમિયા મલેકે આપેલી માહિતી

*

## મેઘવા (ગાના)

**પરિચય** ઉ અ ૨૨° ૦૦ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન અડાસથી બે માઈલ દૂર આવેલુ છે સવત ૧૫૦૦ના અરસામા મેઘજીભાઈ પટેલે તે વસાવેલુ મનાય છે ગામ ઘણુ સપીલુ અને સહકારથી કામ કરનારુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે ફર્લાંગ દૂર ગાના છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૧૭૮ કુટુબ ૧૯૦ વસતી પુ ૪૨૭ સ્ત્રી ૪૦૮ કુલ ૮૩૫ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે બાજરી, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૦ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૨ બાળકો ભણે છે પુ ૨૦૬ અને સ્ત્રી ૯૪ મળી કુલ ૩૦૦ ભણેલા છે એક નાનુ પુસ્તકાલય ચાલે છે

*

## મેઘવા (બાદાપુરા)

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૩° ૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આણંદથી ૧૪ માઈલ દૂર આવેલુ છે. આશરે દોઢસો વર્ષ પહેલા મેઘા રબારીએ તે વસાવ્યુ હોવાનુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૧૨૮ કુટુબ ૨૨૮ વસતી પુ ૫૧૭, સ્ત્રી ૫૦૨, કુલ ૧૦૧૯ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક કૂવો છે પણ તેમા પૂરતુ પાણી નથી. તળાવ નથી નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ દૂર પણસોરા છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૪૬ વિદ્યાર્થીઓ અને ૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે કેટલાક બાળકો અંગ્રેજી ભણવા આણંદ જાય છે પુ ૧૮૭ અને સ્ત્રી ૩૨ મળી કુલ ૨૧૯ ભણેલા છે

*

## મોગર

**પરિચય** ઉ અ. ૨૨° ૩૧' અને પૂ રે. ૭૩° ૧' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વાસદથી એક માઈલ દૂર આવેલુ છે મૂળ વડોદથી આવીને ઠાકોરે આ ગામ વસાવેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૧ ચો. માઈલ. ઘરો ૭૩૦ કુટુબ ૭૫૨. વસતી પુ. ૧૭૬૧, સ્ત્રી ૧૬૬૫, કુલ ૩૪૨૬ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ગામ તથા સીમમાં કુલ ૧૫ તળાવ–તળાવડીઓ છે, ૯ કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ. સ ૧૯૫૦થી ગ્રામ પચાયત ચાલે છે તેમા ૧૧ સભ્યો છે. તેની વાર્ષિક આવક આશરે રૂા ૩૦૦૦ હજાર જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, ઢોરોને પાણી પીવાની વ્યવસ્થા, રસ્તાસુધારણા, કૂવા સમરાવવા, વૃક્ષારોપણ વગેરે કામો થાય છે આ પચાયતની ન્યાય પચાયતને પહેલા દરજ્જાના અધિકાર મળેલા છે મલ્ટિ પર્પઝ કો–ઓપરેટીવ સોસાયટી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૪૪ વિદ્યાર્થીઓ અને ૯૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪૦ બાળકો ભણે છે પુ ૬૭૭, સ્ત્રી ૨૯૧ મળી કુલ ૯૬૮ ભણેલા છે

*

## મોગરી

**પરિચય** ઉ અ ૨૨° ૩૮' અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આણંદથી એક માઈલ દૂર આવેલુ છે આણંદથી બસ મારફતે ત્યા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૩ ચો. માઈલ ઘરો ૫૮૫ કુટુબ ૬૨૪ વસતી પુ ૧૩૭૮, સ્ત્રી ૧૨૬૩, કુલ ૨૬૪૧ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ૪ કૂવા તથા ૨ તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે કામો કરે છે ચોરો, દવાખાનુ, ગાંધીપ્રતિમા વગેરે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તમાકુની ખેતી સારી થાય છે તમાકુના છ કારખાના છે તેમા લગભગ ૬૦૦ માણસો કામ કરે છે

**શિક્ષણ** એક બાલમંદિર છે પાચ ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૩૯ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૪ બાળકો ભણે છે પુ ૩૭૪ અને સ્ત્રી ૧૭૩ મળી કુલ ૫૪૭ ભણેલા છે

*

## રતનપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૩° ૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઓડથી એક માઈલ દૂર આવેલુ છે રેલ્વે લાઈન ગામથી બાજુએ થઈને પસાર થાય છે આશરે ૫૦૦ વર્ષ પર રતનસિંહ નામના માણસે આ ગામ વસાવેલુ અને ગામમા રત્નેશ્વર મહાદેવની સ્થાપના કરેલી, તે ઉપરથી ગામનુ નામ રતનપુરા પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૨૮૯, કુટુંબ ૪૦૪ વસતી પુ ૬૫૬, સ્ત્રી ૮૯૬, કુલ ૧૮૫૨

**સગવડો** ગામ તળમા છ કૂવા છે, સીમમા ચાર કૂવા છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૭૫૨થી પચાયત સ્થપાઈ છે તે ગ્રામસફાઈ, વગેરે કરે છે રતનપુરા એગ્રિકલ્ચરલ કોઓપરેટીવ ક્રેડિટ એન્ડ થ્રિફ્ટ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તમાકુની ખેતી ખાસ છે તે સિવાય દળવા–ખાડવાના બે સચા તથા બે બળદ–ઘાણીઓ ચાલે છે સુથારો ગાડા તથા ખેતીના ઓજારો બનાવે છે કુંભાર વાસણો, નાળિયા, તથા ઈંટો બનાવે છે ચમાર લોકો ચામડા પકવે છે અને ચપલ જોડા પણ બનાવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૨૯ વિદ્યાર્થીઓ અને ૫૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૪ બાળકો ભણે છે ૧૯૦૫થી આ શાળા સ્થપાયેલી છે ગામ ઓડના વતની શેઠશ્રી ભીખાભાઈ જીવાભાઈ પટેલે પોતાના બા દરખાબા (રતનપુરાના પટેલ માધવદાસ કાશીદાસના પુત્રી)ના સ્મરણાર્થ શાળાને મકાન બધાવી આપ્યુ છે ગામમા પુ ૪૦૪ અને સ્ત્રી ૧૪૭ મળી કુલ ૫૫૧ ભણેલા છે દા ન વાચનાલય તથા ગાંધી સ્મારક સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે આ પુસ્તકાલય માટે સાર્વજનિક ફંડ ઊભુ કરી રૂપિયા ત્રીસ હજારના ખર્ચે એક સુદર મકાન બાધવામા આવ્યુ છે.

**ધાર્મિક સ્થળો** રત્નેશ્વર મહાદેવ, ખોડિયાર માતા, ખોડિયાર માતા, બળિયા દેવ, ભાથીજી મહારાજ, બે મંદિર, મસ્જીદ, બે નિયા પીર

ગામમા વિઠ્ઠલદાસજી મહારાજ થઈ ગયા ખેડા જિલ્લા ઉપરાંત પચમહાલ, ભરૂચ, અને સુરત જિલ્લામા પણ અનેક એમના ઘણા ભક્તો છે અને અવારનવાર તેઓ અહીના વિઠ્ઠલ મંદિરમા દર્શનાર્થે આવે છે

**પરું** રતનપુરાની નજીકમા ગુમાનપુરા નામનુ પરુ આવેલુ છે તે ગુમાનસિંહે આશરે ૧૫૦ વર્ષ ઉપર વસાવેલુ મનાય છે. તેમા આશરે ૨૦૦ માણસની વસતી છે આ પરુ વસાવ્યુ ત્યારે લોકોએ સહકારથી જાત મહેનત કરી કૂવો ખોદેલો તે વખતે કૂવામા પાણી આવ્યુ એટલી ઊંડાઈએથી એક કોતરણીવાળો પથ્થર તેમજ કાળિકા માતા ની મૂર્તિ નીકળેલ લોકોએ તેની પ્રતિષ્ઠા કરી છે આ પરામા ત્રણ કૂવા અને એક તળાવ છે પરાના બાળકો રતનપુરા ભણવા જાય છે

**આધાર** શ્રી મગળભાઈ આદરભાઈ સોલકી અને શ્રી મગળભાઈ પૂજાભાઈ સોલકીએ આપેલી માહિતી.

*

## રાજુપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વાસદથી બે માઈલ દૂર મહી કાઠે આવેલુ છે વાસદ ગામની વહેચણીમાથી રાયમલજીએ આ ગામ વસાવેલુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૨૫૨ કુટુંબ ૨૬૭ વસતી પુ ૬૭૪, સ્ત્રી ૫૯૪, કુલ ૧૨૬૮ મુખ્ય વસતી રજપૂતોની છે તે સિવાય ભોઈ, હરિજન વગેરે લોકો પણ થોડા થોડા પ્રમાણમા વસે છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** ત્રણ કૂવા મહી નદી નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ વાસદ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે. ગામમા પુ. ૨૧૧ અને સ્ત્રી ૬૮ મળી કુલ ૨૭૯ ભણેલા છે.

**મંદિર** એક છે દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે

**જરૂરિયાત** ચોમાસામા દોરને પૂર વખતે પાણી પીવાની મુશ્કેલી પડે છે, તેથી એક તળાવની જરૂર છે. ચોમાસામા નદીના પૂરને લીધે વધતા જતા કોતરો અટકાવવા બધ બાધવાની જરૂર છે.

**આધાર** શ્રી દેવસિંહ અમથાભાઈ ચાવડાએ આપેલી માહિતી.

*

## રામનગર

**પરિચય** આ ગામ રેલ્વે સ્ટેશન નારથીથી અઢી માઈલ દૂર આવેલુ છે તેનુ મૂળ નામ બેજકૂવા હતુ પાસ ચરેક વર્ષ ઉપર એક સ્વામીજી ગામમા આવેલા તે ભજનો કરતા. એમની સૂચનાથી ગામ લોકોએ ગામનુ નામ બદલીને રામનગર રાખ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો. માઈલ ઘરો ૩૯૧ કુટુંબ ૪૫૧ વસતી પુ ૧૦૮૧, સ્ત્રી ૯૪૫ મળી કુલ ૨૦૨૬ મુખ્ય વસતી ક્ષત્રિયો અને પાટીદારોની છે

**સગવડો** ત્રણ કૂવા, એક તળાવ તથા બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે એક માવો બનાવવાની બઠ્ઠી છે તે મુંબઈ વગેરે શહેરોમા માવો પહોંચતો કરે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તે મંદિરને મેડે બેસે છે તેમા ૧૪૭ વિદ્યાર્થીઓ અને ૩૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૬ બાળકો ભણે છે પુ ૩૭૩, સ્ત્રી ૧૦૧ મળી કુલ ૪૭૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, મહાદેવ વેરાઈ માતા, પરબડી અને ચોતરો

---

**આધાર** શ્રી. ડાહ્યાભાઈ નેતાભાઈ ચાવડા તરફથી મળેલી માહિતી

*

## રાસનોલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ આણંદ પછીના રેલ્વેસ્ટેશન સારસાપુરીથી બે માઈલ દૂર આવેલુ છે ખાનગી બસ મારફતે પણ આણંદથી ત્યા જઈ શકાય છે ગામને તાબે બારૈયાનુ પરુ અને રાવળપરુ એ બે પરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૯ ચો. માઈલ ઘરો ૬૮૪ કુટુંબો ૭૧૨ વસતી પુ ૧૭૨૧, સ્ત્રી ૧૫૮૪ કુલ ૩૩૦૫ મુખ્ય વસતી ક્ષત્રિય લોકોની છે

**સગવડો** પાચ કૂવા છે તે પૈકી એક ઉંડા છે એક તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ રસ્તાસુધારણા વગેરે કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે તમાકુના બે કારખાના છે એ દારૂખાનાની શાળા ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૩૦૧ વિદ્યાર્થીઓ અને ૮૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૧ બાળકો ભણે છે પુ ૪૭૬ અને સ્ત્રી ૧૦૨ મળી કુલ ૫૭૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** બે મહાદેવ, એક પરબડી, એક ધર્મશાળા

**પાળિયો** ગામની ભાગોળે બળિયા વડે મગોદાદાના પાળિયા છે

---

**આધાર** શ્રી કૃપાભાઈ લલ્લુભાઈ પટેલ આપેલી માહિતી

*

## રાહતળાવ

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બાકરોલથી એક માઇલ છેટે આવેલુ છે તેની નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પણ બાકરોલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૯ ચો. માઈલ ઘરો ૧૫૫ કુટુંબ ૧૬૦ વસતી પુ ૩૮૬, સ્ત્રી ૩૮૧, કુલ ૭૬૭ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે પપથી સારી ખેતી થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો. શાળા ચાલે છે તેમા ૪૬ વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૫ બાળકો ભણે છે પુ ૧૮૨ અને સ્ત્રી ૫૧ મળી કુલ ૨૩૩ ભણેલા છે

*

## લાંભવેલ

**પરિચય** ઉ અ. ૨૨° ૩૫ અને પૂ. રે. ૭૨° ૫૬' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બોરિયાવીથી બે માઈલ દૂર આવેલુ છે આણંદ-નડિયાદ રસ્તો ગામની બાજુએ થઈને પસાર થાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૦ ચો. માઈલ ઘરો ૨૬૭ કુટુંબો ૪૧૨ વસતી પુ. ૯૬૬, સ્ત્રી ૮૧૨, કુલ ૧૭૭૮ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પચાયત છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે.

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૪૩ વિદ્યાર્થીઓ અને ૬૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૯ બાળકો ભણે છે એસ આર સી મિશન શાળા પણ ચાલે છે ગામમા પુ ૨૫૦, અને સ્ત્રી ૧૧૧ મળી કુલ ૩૬૬ ભણેલા છે શ્રી દા. ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** લાભવેલા હનુમાનજીનુ મંદિર, નીલકંઠ મહાદેવનુ મંદિર વગેરે છે હનુમાનજીનુ મંદિર ઘણુ મોટુ અને પ્રસિદ્ધ છે દૂર દૂરના લોકો તેના દર્શનાર્થે આવે છે

**જરૂરિયાત** ગામને ઉકરડાની જમીનની જરૂર છે

*

## લિંગડા

**પરિચય** ઉ અ. ૨૨° ૪૧ અને પૂ. રે ૭૩° ૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઓડથી બે માઈલ અને ઉમરેઠથી ત્રણ માઈલ દૂર છે નડિયાદ ડાકોર રોડ ઉપરની એસ ટી બસ આ ગામે થઈને પસાર થાય છે ગામ ૭૦૦ વર્ષ પૂર્વે વસેલુ હોવાનુ અને વાયવ્ય દિશામા આવેલા સિદ્ધનાથ મહાદેવના લિંગ ઉપરથી તેનુ નામ લિંગડા પડ્યુ હોવાનુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૦ ચો. માઈલ ઘરો ૩૪૨ કુટુંબો

૪૬૩ વસતી પુ. ૧૧૫૮, સ્ત્રી ૧૦૩૭, કુલ ૨૧૯૫ મુખ્યત્વે પાટીદાર, બારૈયા, હરિજન, ખ્રિસ્તી, સુથાર, લુહાર, વણિક, રજપૂત, વગેરે લોકોની વસતી છે

**સગવડો** ત્રણ કૂવા છે તે પૈકી એક હવાડ છે. પૂર્વ દિશામા તળાવ છે. તેમા બારે માસ પાણી પહોંચે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પચાયત તાજેતરમા સ્થપાયેલી છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી છે. બીડીબરની તમાકુ તૈયાર કરવા માટે બે ખળીઓ ચાલે છે સીમમા લગભગ પદર-સોળ કૂવા પર એન્જિન પંપો ગોઠવેલા છે. ખેડૂતોએ કૂવા પર કલમી આબા, પપૈયા, કેળ લીંબુ, નારગી, રામફળ, પપનસ, વગેરે ફળઝાડ ઉછેરેલા છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૯૫ વિદ્યાર્થીઓ અને ૬૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૬૧ બાળકો ભણે છે અગ્રેજી શિક્ષણ માટે બાળકોને ઊમરેઠ જવુ પડે છે પુ ૪૧૫, સ્ત્રી ૧૪૩ મળી કુલ ૫૫૮ ભણેલા છે નાના પાયા પર એક દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ખાકચોક, રામાનદી, પીરાણા, પ્રણામી, અને ભૈરવ એ પાચ મદિરો છે એક પરબડી છે તે સિવાય સિદ્ધનાથ મહાદેવ છે ત્યા શિવરાત્રી અને કૃષ્ણજયતિ એમ બે તહેવારોએ મેળા ભરાય છે આસપાસના પણસોરા, વણસોલ, રતનપુરા, આશીપુરા, હરિપુરા, ચોરા વગેરે ગામોના લોકો પણ એ મેળામા ભાગ લેવા આવે છે

**દંતકથા** પશ્ચિમ દિશામા મન્છેરિયા નામે ખેતર તથા મન્છેરી માતાનુ સ્થળ છે કહેવાય છે કે પહેલા તે સ્થળે ગામ હતુ આથી દર વર્ષે આસો સુદ ૮ના દિવસે ત્યા હવન કરવામા આવે છે પહેલા ગામની મધ્ય શેરીએ આ સ્થળ આવેલુ હોઈ મન્છેરિયા ખેતર તથા મન્છેરિયા માતા એવા નામ પડ્યા હોવાનુ મનાય છે વાયવ્ય દિશામા સિદ્ધનાથ મહાદેવનુ મદિર છે એ મહાદેવના શિવલિંગ વિષે એવી દતકથા ચાલે છે કે એક દૂઝણી ગાય લાગલાગટ બે ત્રણ દિવસ દૂધ નહિ દેતા તેના પાળકે છૂપી તપાસ ચલાવેલી હાલમા જે સ્થળે મદિર છે ત્યા જઈને ગાય ઊભી રહેતી અને તેના સ્તનોમાથી દૂધની ધારાઓ વહી જતી તે ગાયના પાલકે તે સ્થળે ખોદતા તેને આ સિદ્ધનાથ મહાદેવનુ લિંગ મળી આવ્યુ તે ગાયની ખરી લિંગ ઉપર પડવાથી લિંગમા ખાડો પડેલો હોવાનુ મનાય છે તે લિંગની સ્થાપના કરી ગામ લોકોએ ત્યા નાનકડુ દેરુ બધાવ્યુ એ દેરુ જીર્ણ થઈ જવાથી પાછળથી ઊમરેઠના વૈશ્ય સુથારોએ પચ તરફથી પૈસા ખરચી તથા જાત મહેનત કરીને ફરીથી હાલનુ સિદ્ધનાથ મહાદેવનુ મોટુ મદિર બધાવ્યુ. જે જગે મદિર ઉપર તખ્તી છે તે મદિરની બહાર એક કડ નામની તળાવડી છે એ પહેલા કુડ હતો એમ મનાય છે

**પાળિયા** મોટર સ્ટેન્ડ પાસે બે પાળિયા છે એક પગી જાતના બારૈયાનો અને બીજો કોટવાળ જાતના બારૈયાનો છે એમ કહેવાય છે

**આધાર** શ્રી પૂનમભાઈ દલુભાઈ આર્યએ આપેલી માહિતી

*

## વધાસી

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૩° ૦ પરતુ આ ગામ રેલ્વેસ્ટેશન આણદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે વાઘેશ્વરી માતાનુ પુરાતન મદિર છે, તેના પરથી ગામનુ નામ વધાસી પડ્યુ હોવાનુ મનાય છે સવત ૧૨૦૨મા પટેલ મેઘજીભાઈ રગજીભાઈએ આ ગામ વસાવ્યુ હતુ એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૩ ચો માઈલ ઘરો ૩૨૨ કુટુબો ૩૪૮ વસતી પુ ૮૭૦, સ્ત્રી ૭૬૯, કુલ ૧૬૩૯ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ૧૮ કૂવા તથા એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ચીખોદરા છે ઈ સ ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક લગભગ રૂ ૧૨૦૦ની છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા દીવાબત્તી, બાજરૂની વ્યવસ્થા વગેરે કામો થાય છે દૂધ ઉત્પાદક મડળી છે આ મડળી તરફથી ગામના કૂવા પર એન્જિન ગોઠવી લોકોને મફત પાણી પૂરુ પાડવાની વ્યવસ્થા કરવામા આવી છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે ખ્રિસ્તી લોકો હાથસાળો ચલાવે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૭ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૦ બાળકો ભણે છે ગામમા પુ ૪૫ , સ્ત્રી ૧૭૫ મળી કુલ ૬૩૪ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** બે મદિરો છે એક પરબડી છે એક શિવાલય છે તેમા આસપાસના ગમડાના લોકો દર્શનાર્થે આવે છે

**આધાર** શ્રી ઈન્દુપ્રસાદ ગોરધનભાઈ પડ્યએ આપેલી માહિતી

*

## વડોદ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૩૦ અને પૂ રે ૭૩° ૦ ઉપરતુ આ ગામ રેલ્વેસ્ટેશન નાવલીથી એક માઈલ દૂર આવેલુ છે આણદથી દક્ષિણે તે ચાર માઈલ દૂર છે જ્યારે ત્યાની સુપ્રસિદ્ધ ખેતીવાડી સંસ્થાથી બે-અઢી માઈલ દૂર છે વડોના ઝુડ ઉપરથી ગામનુ નામ વડોદ પડ્યુ હશે એમ લોકો માને છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬ ૧ ચો માઈલ ધરો ૧૩૧૪ કુટુંબો ૧૩૧૯ વસતી પુ ૩૨૩૮, સ્ત્રી ૩૦૩૩, કુલ ૬૨૭૧ ઢોર સખ્યા ૧૧૬૭

**સગવડો** સાત કૂવા છે બાયરાવાળી એક વાવ છે ૪૦ એકરના ઘેરાવાવાળુ એક વિશાળ તળાવ છે તેના ઉપર આરા, ખડિયાટ અને દરવાજા બાંધેલા છે તેના ઉપર જગનાથ મહાદેવ આવેલા હોઈ તે ખૂબ રળિયામણુ લાગે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૫થી ગ્રામ પચાયત છે પહેલા વડોદ સાથે તેના ગોપાલપુરા અને ઝાખરિયા એ બે પરાની સયુક્ત પચાયત ચાલતી હતી પણ ઈ સ ૧૯૪૯થી ત્રણેયની અલગ અલગ પચાયતો સ્થપાઈ છે વડોદ પચાયતની વાર્ષિક આવક પાંચેક હજારની છે તેમાથી એક હવાડો, બળિયાદેવની દેરી, ચાર નવા રસ્તા, સાત કૂવાની ગાળણી તથા સુધારણા વગેરે કામો થયા છે તે સિવાય ગ્રામસફાઈ, રસ્તાની સુધારણા, વૃક્ષારોપણ વગેરે કામો નિયમિત થાય છે

**ઉદ્યોગો** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે ગાડીથી તમાકુ મોટા પ્રમાણમા બહાર જાય છે તમાકુના કારખાના કુલ ૧૫ છે તેમા ૯૦૦ જેટલા મજૂરો રોકાય છે પ્રજાપતિઓની વસતી બીજા ગામોના પ્રમાણમા અહીં વધારે છે અહીંના માટીના વાસણ—મુખ્યત્વે માટલા—વખણાય છે અને મોટા પ્રમાણમા બહાર જાય છે.

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા તથા છ ધોરણની કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૩૪૭ વિદ્યાર્થીઓ અને ૧૯૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦૪ બાળકો ભણે છે આ સિવાય બે મિશનશાળાઓ તથા નવ ધોરણ સુધીની એક માધ્યમિક શાળા ચાલે છે પુ ૧૪૯૦ અને સ્ત્રી ૭૦૧ મળી કુલ ૨૧૯૧ ભણેલા છે એક નાનુ પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મદિરો છે

**પરાં** (૧) **ઝાખરિયા** લગભગ ૪૦૦ વર્ષ પૂર્વે આ પરાનો સ્વતત્ર ગામ તરીકે વસવાટ થયેલો બ્રિટિશ અમલથી તે વડોદનુ પરુ ગણાય છે ગામમા ૬૦૦ માણસની વસતી છે મુખ્ય વસતી પાટીદાર અને બારૈયાની છે ગામમા એક કૂવો એક તળાવ એક પરબડી, એક ધર્મશાળા તથા એક મદિર છે રવિવાર સિવાય દરરોજ ટપાલ વહેંચાય છે ઈ સ ૧૯૪૯થી આ ગામની સ્વતત્ર પચાયત શરૂ થયેલી છે તેની મારફતે વોટર વર્કસ ખાતા તરફ રસ્તાનુ બાધકામ તળાવને બધ ગોચર-સુધારણા ગ્રામ લોકોને ઘર બાધવા માટે વધારાના ગામતળની જોગવાઈ વગેરે સગવડો પૂરી પાડવામા આવી છે પ્રમાણમા પચાયત સારી પ્રગતિ કરી રહી છે

ગામમા એક સહકારી દૂધ ઉત્પાદક મડળી છે લો બો તરફથી ચાર ધોરણની શાળા ચાલે છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે

અસહકારની ચળવળમા ગામના યુવકોએ સારો રસ લીધેલો.

(૨) **ગોપાલપુરા** ગોપાળભાઈ નામના વસવાટકારના નામ ઉપરથી આ ગામનુ નામ ગોપાલપુરા પડ્યુ છે ગામમા સ્વતત્ર ગ્રામ પચાયત ચાલે છે તમાકુ ચાળવાની ત્રણ ખળીઓ છે એક દૂધની સોસાયટી છે ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૬૧ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૪ બાળકો ભણે છે

(૩) **રૂપારેલ** સવત ૧૯૮૪ની અતિવૃષ્ટિ વખતે ઘરો પડી જવાથી તથા ખેતરો નજીક પડે એમ હોવાથી કેટલાક વાઘરી, બારૈયા અને ભોઈ લોકો અહીં આવી વસ્યા છે નજીકમા રૂપારેલની કોતરીઓ આવેલી છે તે પરથી ગામનુ નામ રૂપારેલ પડ્યુ છે વસતી આશરે ૪૦૦ માણસની છે ગ્રામ સેવા મડળ ચાલે છે ત્રણ ધોરણની લો. બો. શાળા છે તેમા ૨૭ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૫ બાળકો ભણે છે

---

આધાર, શ્રી વિઠ્ઠલભાઈ રણછોડભાઈ પટેલ (વડોદ). અને શ્રી ગનાભાઈ પ્રભુદાસ પટેલ (ઝાખરિયા) તરફથી મળેલી માહિતી

*

## વણસોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ભાલેજ પાસે આવેલુ છે નડિયાદ-ડાકોર રોડ ઉપરના વણસોલના સ્ટેન્ડે ઉતરી એપ્રોચ રોડ મારફતે ગામમા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૨ ચો. માઈલ ધરો ૫૬૧. કુટુંબો ૫૭૦ વસતી પુ. ૧૯૭૭, સ્ત્રી ૧૭૭૮, કુલ ૩૭૫૫

**સગવડો** ગરણિયો કૂવો, એક જૂની પુરાઈ ગયેલી પ્રાચીન વાવ તથા મવાઈ તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ. સ. ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક ૩૦૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ રસ્તા સુધારણા વગેરે કામો થાય છે વિવિધ કાર્યકારી સહકારી મડળી તથા દૂધ ઉત્પાદક સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તે સિવાય ચામડાંનો ઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૯૦ વિદ્યાર્થીઓ અને ૮૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૭ બાળકો ભણે છે પુ ૫૨૬ અને સ્ત્રી ૧૦૬ મળી કુલ ૬૩૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વિક્રમજીનુ મદિર, અબાજી માતા, ભીમનાથ મહાદેવ વગેરે

**પરાં** (૧) **સૈયદપુરા** તેમા પુ. ૬૫૭ અને સ્ત્રી ૫૭૮ મળી કુલ ૧૨૩૫ની વસતી છે ૧ કૂવો ૧ તળાવ છે લાલજી મહારાજનુ મદિર છે ધર્મશાળા છે પાચ ધોરણની લો. બો. શાળા છે તેમા ૧૦૩ વિદ્યાર્થીઓ અને ૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૪ બાળકો ભણે છે.

(૨) **હેમરાજપુરા** તેમા પુ. ૨૬૪ અને સ્ત્રી ૨૪૦ મળી


વલ્લભ વિદ્યાનગર
કૉમર્સ કૉલેજ
છાત્રાલય
વર્કશૉપ
અધ્યાપકવાસ
ઑફિસ
દુકાનો
વી પી કૉલેજ
ચરોતર સર્વસંગ્રહ-૧૯૫૪
કરમસદ તરફ

**બે મંડળો** વલ્લભવિદ્યાનગર સ્થાપવા માટે બે મંડળો રચવામાં આવ્યાં છે (૧) ચારુતર વિદ્યામંડળ અને (૨) ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિમિટેડ એ બે પૈકી વિદ્યામંડળ આ નગરની શિક્ષણ બાજુ સંભાળે છે એટલે કે એને માટે જરૂરી સંસ્થાઓ સ્થાપે છે એને ચલાવે છે અને ગ્રામોદ્ધાર મંડળ એ સંસ્થાઓને માટે તેમજ નગરને માટે જરૂરી ઔદ્યોગિક અને વેપારી પ્રવૃત્તિઓ ચલાવે છે, અને ચરોતરના ગામડાંની પુનર્ઘટના માટે વ્યવહારુ માર્ગો વિચારી અમલમાં મૂકવાનો યત્ન કરે છે આ બે મંડળોની માહિતી પણ ઉપર જણાવેલા આ પુસ્તકના પહેલા વિભાગમાં આપી છે

**વિસ્તાર** વલ્લભવિદ્યાનગર ૮૦૦ વીઘાના વિસ્તારમાં વસેલું છે આ વિસ્તારના મધ્ય ભાગમાં ૩૦૦ વીઘા જમીન સંસ્થાની કેળવણી અને ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓ માટે રાખી છે અને તેની આજુબાજુની જમીનમાં રસ્તા નાખી રહેવાના મકાન બાંધવા માટે પ્લોટો પાડવામાં આવ્યા છે જમીન આપનારને યોજના મુજબ જમીનને વળતે પ્લોટ આપવામાં આવ્યા છે મંડળને ભાગે આવતા પ્લોટ મંડળ વેચે છે આ પ્લોટના માલિકોએ પોતાના પ્લોટોમાં મકાનો બાંધવાનું શરૂ કરી દીધું છે

**સગવડો** ઉપર પ્રમાણેના નગરની રચનાનો આરંભ ઈ સ ૧૯૪૫ના જૂન માસમાં થયો હતો તે પછી તા ૧-૮-૫૨ થી વલ્લભવિદ્યાનગરને સ્વતંત્ર ગામ તરીકે સરકારે જાહેર કર્યું છે બીજા ગામોની માફક તેને માટે ગ્રામપંચાયત પણ સ્થપાઈ છે ત્યાંથી આણંદ સ્ટેશને જવા આવવા માટે બસ સર્વિસ ચાલે છે ટપાલ, તાર, ટેલિફોન, વૉટરવર્ક્સ, વીજળી, રસ્તા, ઈસ્પિતાલ વગેરે સગવડો પણ ત્યાં છે

**વસતી** વિદ્યાનગરની ૧૯૫૪ના વર્ષમાં એકંદર વસતી આશરે ૩૦૦૦ માણસની છે વિદ્યાનું ધામ હોઈ ત્યાં અભણ માણસો અપવાદ રૂપે જ હશે

**જોવા જેવું સ્થળ** આ નગર વિદ્યાનું ધામ હોવા ઉપરાંત સ્વાશ્રયી ગામનો એક નમૂનો બને એ રીતે તેનો વહીવટ ગોઠવવામાં આવ્યો છે હજી એ દિશામાં પૂરતી પ્રગતિ થઈ નથી પરંતુ શરૂઆત થઇ છે આ દૃષ્ટિએ તેમજ છ સાત વર્ષના ટૂંકા સમયમાં સધાયેલી અદ્ભુત પ્રગતિની દૃષ્ટિએ ચરોતરમાં આ ગામ એક જોવા લાયક સ્થળ છે, અને દેશ પરદેશથી લોકો એ જોવા આવે છે પણ ખરા

**ગામડાંના લોકો માટે સલાહ મદદ** ચરોતરના ગામડાંના પ્રશ્નોના ઉકેલ માટે જેમને પૂછપરછ કરવાની જરૂર પડે તેમને વલ્લભવિદ્યાનગરના સંચાલકોના સલાહમદદનો લાભ મળી શકે છે એ નગરના કારખાનામાં ગામડાંને માટે જરૂરી સામાન તૈયાર થાય છે, અને તે કિફાયત ભાવે મળે છે શિક્ષણની સગવડો તો ત્યાં છે જ

*

## વહેરાખાડી

**પરિચય** ઉ અ ૨૨° ૩૧' અને પૂ રે ૭૩° ૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વાસદથી ત્રણ માઈલ દૂર આવેલું છે વહેરા નામનું બીજું ગામ બોરસદ તાલુકામાં આવેલું હોઈ આ ગામને સહેલાઈથી ઓળખી શકાય તે માટે ગામ નજીક આવેલી મહીસાગરની ખાડી ઉપરથી તેને 'વહેરાખાડી' કહે છે કેટલાક તેને 'વહેરા-વાસદ' પણ કહે છે અગાઉ આ ગામ મહીને કિનારે જ હતું. પરંતુ નદીના પૂરને લીધે નુકસાન થવાથી સોએક વર્ષથી હાલની જગાએ વસ્યું છે વાસદ-ઉમરેઠ રોડ ઉપર મોટરની બસ આ ગામે થઈને પસાર થાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૬૫૨ કુટુંબો ૬૭૪ વસતી પુ ૧૭૫૭, સ્ત્રી ૧૫૮૨, કુલ ૩૩૩૯

**સગવડો** બે મોટા કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૦થી ગ્રામ પંચાયત સ્થપાયેલી છે તેની વાર્ષિક આવક રૂા ૫૦૦૦ છે તેમાંથી દીવાબત્તી, ગ્રામસફાઈ, વગેરે કામો થાય છે વહેરા મલ્ટિપરપઝ કો-ઓપરેટીવ સોસાયટી તથા સેવાદળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે તમાકુની ખળીઓ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમાં ૨૨૫ વિદ્યાર્થીઓ અને ૮૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૧ બાળકો ભણે છે તે સિવાય એક મિશનશાળા ચાલે છે પુ ૫૭૭ અને સ્ત્રી ૧૬૧ મળી કુલ ૭૩૮ ભણેલા છે દા ન. વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** જગનાથ મહાદેવ, ભાથીખત્રી, હનુમાનજીનું દેરું, ગેમનશા પીર તથા ભાગોળે પાળિયા અને લેખો છે નજીકમાં મહી અને સાગરના લગ્નની ચોરી, દ્વારનાથ મહાદેવ, પ્રસિદ્ધ રામટેકરી અને તે ઉપરના મહાદેવ, રણછોડજીનું મંદિર, તથા ધર્મશાળા વગેરે રમણીય સ્થળો છે

**પરું** મહાદેવપુરા ૧૯૩૮માં મહાદેવભાઈ દેસાઈના સ્મારકરૂપે આ પરું મહાદેવપુરા નામથી વસાવવામાં આવ્યું છે ત્યાં એક ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમાં ૨૧ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૦ બાળકો ભણે છે

**આધાર** શ્રી નર્મદાશંકર માધવલાલ ત્રિવેદી તથા શ્રી રામસિંહ ભૂપતસિંહ પરમારે આપેલી માહિતી

*

## વાસદ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૩°૪ ઉપરનું આ ગામ વેસ્ટર્ન રેલ્વેની મુંબઈ અમદાવાદ લાઈન ઉપર મહીકાંઠે આવેલું જાણીતું સ્ટેશન છે સ્ટેશનથી પૂર્વ દિશામાં થોડે છેટે ઉત્તરથી દક્ષિણે વહેતી મહીસાગર નદી અને તેના ઉપરનો રેલ્વેનો ભવ્ય પુલ

સામે છેડે આવેલા વાકળ પ્રદેશને ચરોતર સાથે જોડનાર સાધનરૂપ છે આ પુલની સમાંતર છસો ફૂટ દૂર રાષ્ટ્રીય ધોરી માર્ગ (નેશનલ હાઈવે ને જોડતો એક ભવ્ય પુલ બંધાઈ રહ્યો છે પુલના વાસદ તરફના છેડેથી ચરોતરની હદ શરૂ થતી હોઈ વાસદ એ ચરોતરનુ પ્રવેશદ્વાર છે એમ કહી શકાય મહીસાગરને લીધે તે એક જાણીતુ તીર્થધામ અને પ્રવાસકેન્દ્ર બન્યુ છે દર રવિવારે સંખ્યાબંધ ઉતારુઓ મહીસાગરના પવિત્ર સ્નાન માટે આ સ્ટેશને ઉતરે છે આનંદ માણનાર અનેક યુવાનો-વિદ્યાર્થીઓ પણ આ સ્થળે પર્યટન અર્થે આવે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૩ ચો માઈલ ઘરો ૮૫૨ કુટુબ ૯૬૮ વસતી પુ ૨૪૨૧, સ્ત્રી ૨૨૭ , કુલ ૪૭૦૮ મુખ્ય વસતી પાટીદારો અને રજપૂત લોકોની છે તે સિવાય બ્રાહ્મણ, વાણિયા, કુંભાર, સોની, મુસલમાન, વહોરા, દરજી, મોચી, લુહાર, સુથાર વગેરે પણ થોડાઘણા પ્રમાણમા વસે છે

**સગવડો** મુબઈ–અમદાવાદ લાઈન અને વાસદ–કઠાણા લાઈન ઉપર આવેલુ આ જંકશન માલની આયાત–નિકાસ કરવાની દૃષ્ટિએ ઘણુ જ સગવડભર્યું હોવાથી આજુબાજુના ચાલીસેક ગામોની જનતા આ સ્ટેશનનો લાભ લે છે વાસદથી બોરસદ, ભાદરણ આકલાવ, ઉમરેઠ, વડોદરા, વગેરે ગામોએ બસ સર્વિસ ચાલે છે

જરૂરી પીવાના પાણીના દરેક કુવા ઉપરાંત કેટલાક ખાનગી માલિકીના તથા જૂના ઉંડા કુવાઓ પણ છે એક વિશાળ બાંધેલુ તળાવ છે પણ તેમા બારે ય માસ પાણી રહેતુ નથી. બીજુ એક વડાળુ તળાવ સ્ટેશન નજીક છે ગ્રામપંચાયત દ્વારા વોટર વર્કસની યોજના થઈ છે ગ્રીડ વીજળીનો લાભ આ વર્ષે



અવળુનો રોકડો

મળનાર છે. ઈ સ ૧૯૪૮થી ગ્રામ પંચાયત ચાલે છે. તે ગ્રામ-સફાઈ, દીવાબત્તી, વગેરે કામો કરે છે

પોલીસ થાણુ, તાર–ટપાલ અને ટેલિફોનની ઓફિસ, માર્કેટ યાર્ડ અને તેની ઓફિસ, તમાકુ ખાતાના ઈન્સ્પેક્ટરની ઓફિસ, વગેરે ઉપરાત જિલ્લા લોકલ બોર્ડની ડેપો, ડિસ્ટ્રિક્ટ બંગલો, સરકારી અનાજનુ ગોડાઉન, વગેરે છે ગ્રામપંચાયતની કચેરીએ સરકારી જાહેર રેડિયો ગોઠવેલો છે એલોપેથિક તેમજ આયુર્વેદિક પદ્ધતિના પાંચેક ખાનગી દવાખાના છે ઈ સ ૧૯૪૩મા વાસદ ગ્રુપ કો-ઓપરેટીવ તુવર સેલ એન્ડ તુવરદાળ સપ્લાય સોસાયટીએ તુવર–તુવરદાળના ધંધામા સારી પ્રગતિ કરેલી હાલમા તે જરૂર પ્રમાણે કાપડ, અનાજ, તેમજ અન્ય જરૂરિયાતની ચીજોનો ધંધો ચલાવે છે ઈ સ ૧૯૪૬થી વિદ્યાર્થી મિત્રમંડળ, વાસદ, ચાલે છે તે વિદ્યાર્થીઓનુ સંગઠન કરી વ્યાયામશાળાનુ સંચાલન, પ્રાસંગિક ઉત્સવોની ઉજવણી તથા અન્ય સમાજોપયોગી પ્રવૃત્તિઓ કરે છે તે સિવાય શ્રી જૈન સેવા સમાજ, શ્રી વેપારી મંડળ–વાસદ વગેરે પણ છે ગામનુ એક સાર્વજનિક ટ્રસ્ટ ફંડ ચાલે છે તેની પાસે સ્થાવર મિલકતો સારી હોવાથી ઉપજ સારી છે તેના તરફથી ગામહિતના નાનામોટા કાર્યોમા મદદ અપાય છે. સદાવ્રત ખાતુ ચલાવાય છે અને ધર્મશાળાનો વહીવટ થાય છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતી તથા વેપાર છે ખેતીમા તમાકુ અગ્રસ્થાન ધરાવે છે તે ઉપરાત બાજરી, ઘઉ, ડાંગર, કોદરા, કઠોર વગેરે પણ પાકે છે સીમમા તેરેક કુવા ઉપર એન્જિન પંપો ગોઠવવામા આવ્યા છે દસ જેટલી તમાકુની પેઢીઓ અને કારખાના છે તુવેરદાળની દશેક પેઢીઓ અને પાચ કારખાના છે અહીંની તુવરદાળ પ્રસિદ્ધ છે અને દેશમા બધે જ જાય છે કપાસિયા, ખોળ, ખાતર વગેરે સારા પ્રમાણમા આયાત કરીને વેચનારી પંદરેક પેઢીઓ છે ઈમારતી લાકડાના ત્રણ પીઠા છે રેતી, ચૂનો, ઈંટો, વગેરેના બે મોટા વેપારીઓ છે તેઓ સારા પ્રમાણમા માલ બહાર રવાના કરે છે ઘી પણ અહીંથી બહાર મોકલાય છે આ સિવાય ગામમા નાનીમોટી બીજી પચાસેક વેપારી પેઢીઓ છે અનેક સાહસિક ધંધાદારીઓ દેશના વિવિધ ભાગોમા રહીને કપાસિયા, તમાકુ, ચા વગેરેનો જથ્થાબંધ વેપાર ખેડે છે ચાળીસેક માણસો આફ્રિકાના જુદા જુદા વિસ્તારોમા વસીને વેપાર ધંધો કરે છે

**શિક્ષણ** લગભગ ઈ સ ૧૮૮૦ની સાલથી ગામમા સરકારી ગુજરાતી શાળા શરૂ થયેલી છે તે જ શાળા વચ્ચે ૧૯૨૧-ના સપ્ટેમ્બરથી ૧૯૨૩ના સપ્ટેમ્બર સુધી રાષ્ટ્રીય શાળા (કુમાર મંદિર) તરીકે ગામલોકોએ સ્વતંત્રપણે ચલાવી હતી ઈ સ ૧૯૨૯ સુધી તે મિશ્રશાળા તરીકે ચાલતી હતી તે પછી હવે લોકલ બોર્ડે સાત ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા, એમ બે અલગ શાળાઓ બનાવી છે બન્ને લોકલ બોર્ડના સ્વતંત્ર સુંદર મકાનોમા બેસે છે તેમા અનુક્રમે ૩૬૯ વિદ્યાર્થીઓ અને ૧૯૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૬૮ બાળકો ભણે છે એક હાઈસ્કૂલ પણ ગામમા

ચાલે છે તેમાથી દર સાલ સરેરાશ ત્રીસ જેટલા વિદ્યાર્થીઓ એસ એસ સી ની પરીક્ષામા બેસે છે ગામમા ડોઇંગની પરીક્ષા પાસ કરેલા આશરે પચાસ તથા મેટ્રિક અને ગ્રેજ્યુએટ થયેલા પણ આશરે પચાસ જણ છે તે પૈકી કેટલાક સારા ડાક્ટરો, વકીલો ચાર્ટર્ડ એકાઉન્ટન્ટસ સગીતકારો, અને પરદેશ જઇને અભ્યાસ કરી આવેલા ગ્રેજ્યુએટો ખૂબ આગળ આવેલા છે પુ ૧૨૪૧ અને સ્ત્રી ૫૬૨ મળી કુલ ૧૮૦૩ ભણેલા છે એક પુસ્તકાલય અને વાચનાલય ચાલે છે તેમા છાપાની સગવડ ઉપરાત બારસો જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** તળાવની બાજુમા આશરે પાચસો વર્ષ જૂનુ નર્મદેશ્વર મહાદેવનુ દેવાલય છે પચ્ચીસેક વર્ષ પહેલા તેનો જીર્ણોદ્ધાર થયેલો છે આ સ્થળ વિશાળ–ખુલ્લા ચોગાનવાળુ અને ફૂલઝાડો વગેરે ત્યા રોપેલા હોઈ ખૂબ રમણીય લાગે છે આ સિવાય ગામમા રામજી મદિર, જૈન દેરાસર, મસ્જિદ, ખ્રિસ્તીઓનુ દેવળ વગેરે પણ ધ્યાન ખેચે એવા છે સ્ટેશન ઉપર કૂવાની સગવડવાળી એક પ્રેમચદ રાયચદ ધર્મશાળા છે ગામમા એક બીજી પણ વિશાળ સાર્વજનિક ધર્મશાળા છે

**પ્રાચીન સ્થળો** કાશી વિશ્વનાથ મહાદેવ વાસદના રેલવે પુલ આગળ એક પગદડી જાય છે તે મારફત મહી કિનારે આ કાશી વિશ્વનાથ મહાદેવનુ દેવાલય આવેલુ છે ત્યાનુ વિશાળ ચોગાન અનેક વટવૃક્ષોથી છવાયેલુ હોઈ તે સ્થળ બહુ રમણીય દેખાય છે દતકથા મુજબ આ સ્થળે ગાલવ મુનિનો આશ્રમ હતો મુનિએ ત્યા મહાદેવની નજીકમા ગગા સ્વરૂપ ગગવો કૂવો ઉત્પન્ન કરેલો, જે હાલ ખડિયેર સ્વરૂપમા છે ઘડપણમા પાણી વાપરવાની મુશ્કેલી પડવાથી મુનિએ કૂવામાથી સેર શરૂ કરેલી તે ગગાની સેર કહેવાય છે આ સેર મહાદેવ પાછળ થઇને મહીસાગરને મળે છે આ મહી ગગાનો સગમ થાય અને દરિયાની ભરતીને લીધે તેના પાણીનો પણ સગમ થાય એ રીતનો ત્રિવેણી સગમ થતા હોવાથી મહીસાગર સ્નાનનુ માહાત્મ્ય આ સ્થળે વિશેષ છે અને એટલે જ દર રવિવારે લોકો અહી સ્નાનાર્થે આવે છે, અને દર જન્માષ્ટમી તથા ચૈત્રી પૂર્ણિમાએ તો અહીં મોટા મેળા ભરાય છે

**સોમનાથ મહાદેવ** કાશી વિશ્વનાથના કિનારેથી બે માઈલ દૂર મહીકાંઠે સોમનાથ મહાદેવનુ ઘણુ પ્રખ્યાત અને ચમત્કારિક મનાતુ દેવાલય આવેલુ છે ત્યા ઘણા લોકો બાધા–માનતા કરવા જાય છે તે સ્થળે નદીમા ઘણા મગરો જોવા મળે છે

**કૈયરડિયા હનુમાન** આ હનુમાનની દેરી નદીકાઠા પાસે આવેલી છે કહેવાય છે કે અગાઉ 'વસુદાનગર' ઘણુ મોટુ હતુ અને તે આ હનુમાનની દેરી આગળ વસેલુ હતુ પરતુ સમય જતા નદીના પુરના ધોવાણથી તે સ્થળના મકાનો વારે વારે નાશ પામ્યા, પણ આ એક દેરી તેના અસલ રૂપે બાકી રહી ગઈ છે હમણાંમા આ સ્થળમાથી ધોવાણ થતા ૨૨ રતલની ઈંટો નીકળેલી છે તે પણ સાક્ષી પૂરે છે કે એક વખતે તે સ્થળે ભવ્ય મકાનો હશે

ફેર કૂવો મહીસાગરના ભયકર કોતરો અને કદરાઓની હારમાળામા ગામથી અર્ધા માઈલના અતરે એક પ્રાચીન કૂવો આવેલો છે, તે ફેર કૂવો કહેવાય છે કૂવાની આસપાસ એક ખડિત કોટ છે તેના પ્રવેશદ્વાર આગળ ચબુતરનો મડપ છે અને તેમા ગોળાકાર નિસરણી આકારે પદરેક ઓરડાઓમા થઈ છેક નીચે જવાય છે ઓરડા દીઠ એક એક બારી છે આજે આ આખો કૂવો ખડિયેર અવસ્થામા છે

**શ્રવણનો ટોડ્યો** ગામમાથી નદી તરફ જતા પુરાણા સ્થાપત્યના અવશેષરૂપ શ્રવણનો ટોડ્યો આવે છે દતકથા પ્રમાણે આ સ્થળે શ્રવણકુમારે આરામ કરેલો એટલે તે શ્રવણનો ટેકરો પણ કહેવાય છે પેશ્વાઈના વખતમા આ સ્થળ આગળથી હાલના સ્ટેશન નજીકની જગા પાસે થઇને લશ્કર વગેરેના વહેવાર માટે એક મોટો ધોરી માર્ગ પસાર થતો હતો શ્રવણના ટોડ્યાની નજીકમા એક પ્રાચીન કૂવો છે, તે પણ આજે ખડિયેર હાલતમા છે

---

**આધાર** શ્રી મનુભાઈ કાન્તિલાલ શાહ અને શ્રી અબુભાઈ મ પટેલ તરફથી મળેલી માહિતી

*

## વાંસખીલિયા

**પરિચય** ઉ અ ૨૨° ૩૦ અને પૂ રે ૮૨° ૫૯ ઉપરનુ આ ગામ રેલવે સ્ટેશન આણદ પાસે આવેલુ છે આશરે ૬૦૦ વર્ષ પહેલા તે વસ્યુ હોવાનુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૨૫૭ કુટુબો ૨૫૭ વસતી પુ ૫૫૪ સ્ત્રી ૫૨૧ કુલ ૧૦૭૫

**સગવડો** એક તળાવ એ કૂવો અને શાખા પોસ્ટ ઓફિસ છે

**શિક્ષણ** ચાર ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૫૯ વિદ્યાર્થીઓ અને ૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૩ બાળકો ભણે છે પુ ૩૦૬ અને સ્ત્રી ૧૫૪ મળી કુલ ૪૬૦ ભણેલા છે

*

## શીલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૩° ૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઓડથી પાચેક માઈલ દૂર આવેલુ છે ગામથી પચ્ચીસેક મિનિટના અતરે મહી નદી આવેલી છે ગામ પૂરુ થતા તરત જ મહી નદીના કોતરો શરૂ થાય છે નદી તરફ જતા પૂર્વમા દૂર દૂર સુધી ખડેરો જોવા મળે છે પશ્ચિમે અર્ધો માઈલ દૂર આવેલો એક કૂવો અગાઉ ગામની વચ્ચે હતો એમ કહેવાય છે ઉમરેઠ જેવા કેટલાક ગામોમા શીલીવટો કે શીલીરોળ હોય છે તે ઉપરથી મધ્યયુગીન ઉથલપાથલમા ગામની વસતી તૂટીને દૂર દૂરના સ્થળોએ વસવા ગઈ હશે એમ પણ મનાય છે નજીકમા મહીકિનારે આવેલા સિદ્ધનાથ મહાદેવના શિવલિંગ

યોજના કરેલી છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૦થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક અઢી હજારની છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, મૂતરડીઓની વ્યવસ્થા, મળ–મૂતરમાથી ખાતર બનાવવાની વ્યવસ્થા ફળિયે ફળિયે કચરા પેટીઓની વ્યવસ્થા, પુસ્તકાલયને મદદ, વગેરે પ્રવૃત્તિઓ થાય છે બે ખાનગી દવાખાના છે સામરખા મલ્ટિ પરપઝ સોસાયટી, સામરખા દૂધ ઉત્પાદક સહકારી મડળી, યુવક મડળ, ક્ષત્રિય મડળ વગેરે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે તે સિવાય દૂધના ઉદ્યોગની શરૂઆત માટે આ ગામ જાણીતુ છે ઈ સ ૧૯૧૦ના અરસામા સ્ટેફર્ડ નામનો એક જર્મન સામરખામા આવેલો તેણે સેપરેટર મશિન વડે દૂધમાથી મલાઈ કાઢવાની અને સેપરેટમાથી કેસીન (દૂધની ભૂકી) બનાવવાની શરૂઆત કરેલી ૧૯૧૪ની લડાઈની તૈયારી વખતે સ્ટેફર્ડ પોતાના સાથી કાવસજીને બધુ સોપીને જતો રહ્યો સ્ટેફર્ડના ગયા બાદ કાવસજીએ આણદમા જમાવ્યુ. કાવસજી પછી પેસ્તનજી આવ્યા અને આખરે વધતા વધતા આજની એક પ્રખ્યાત ડેરી–પોલસન ડેરી નો જન્મ થયો

તે પછી પોલસન સામે સહકારી ધોરણે ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સઘની યોજના કરવાનો નિર્ણય પણ ઈ સ ૧૯૪૬મા સામરખામા શ્રી મોરારજી દેસાઈના પ્રમુખપદે મળેલી સભામા થયેલો આજે એને પરિણામે આણદમા ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સઘની પ્રખ્યાત ડેરી પણ ઊભી થઈ છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૫૦૨ વિદ્યાર્થીઓ અને ૨૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩૨ બાળકો ભણે છે સસ્કૃત સ્વાધ્યાય મડળ તરફથી સસ્કૃત પાઠશાળા ચાલે છે તેમા દર સાલ ૧૦૦ જેટલા વિદ્યાર્થીઓ લાભ લે છે લગભગ ૨૦૦ જેટલા વિદ્યાર્થીઓ વધુ અભ્યાસ માટે આણદ જાય છે ગામમા પુ ૨૪૭૯, સ્ત્રી ૮૩૮ મળી કુલ ૩૩૧૭ ભણેલા છે એક યુવકમડળ પુસ્તકાલય છે તે સિવાય સસ્કૃત સ્વાધ્યાય મડળ તરફથી ચાલતુ વિદ્યાર્થી ગ્રથાલય પણ છે

**ધાર્મિક સ્થળો** દ્વારકાનાથજીનુ મદિર, ખાનગી મરજાની મદિર, સોમનાથ મહાદેવ, મસ્જિદ, પરબડી, બે ધર્મશાળા.

**પરાં** **(૧) રાવળાપુરા** તેમા પુ ૪૯૫ અને સ્ત્રી ૪૬૮ મળી કુલ ૯૬૪ માણસોની વસતી છે ચાર ધોરણની એક લો બો શાળા છે તેમા ૬૦ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીએ મળી કુલ ૮૮ બાળકો ભણે છે યુવક મડળ છે તે ગામહિતના કામો કરે છે

**(૨) સાદાનાપુરા** તેમા ૩૫૫ પુ અને ૩૧૮ સ્ત્રી મળી કુલ ૬૭૩ માણસોની વસતી છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ અને ૩૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૦ બાળકો ભણે છે

**(૩) ભાટિયાં ભડકણપુરા** ભાટિયાપુરા અને ભડકણપુરા એ બે નાના નાના પરા સાથે જ આવેલા હોઈ આખો વિસ્તાર ભાટિયા–ભડકણપુરાના નામે ઓળખાય છે તેમા પુ ૩૨૩ અને સ્ત્રી ૨૯૭ મળી કુલ ૬૨૦ માણસોની વસતી છે ભાટિયાપુરામા ચાર ધોરણની લો બો શાળા છે, તેમા ૪૯ વિદ્યાર્થીઓ અને ૨૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે

**(૪) વાઘપુરા** તેમા પુ ૨૨૯ અને સ્ત્રી ૨૫૧ મળી કુલ ૪૮૦ માણસોની વસતી છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૯ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૨ બાળકો ભણે છે.

**અજુપુરા** આ ગામ રેલ્વેસ્ટેશન છે પણ તે સ્ટેશન ‘સદાનાપુરા’ ને નામે ઓળખાય છે પુ ૩૮૭, સ્ત્રી ૩૩૨ મળી કુલ ૭૧૯ માણસોની વસતી છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૨ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૭ બાળકો ભણે છે

સામરખાની ગ્રામ પચાયતના અધિકારમા આ પાચેય પરા આવી જાય છે

**ઇતિહાસ** એવુ મનાય છે કે અગાઉ આ ગામના વિસ્તારમા એક મોટુ ગામ હતુ પહેલા તેમા ગઢવીનુ વર્ચસ્વ હતુ તે પછી રબારીનુ હતુ, અને તે પછી મુસલમાન રાજકર્તાઓના વખતમા તે તૂટેલુ પરિણામે કેટલાક લોકો ઉત્તરમા અજરપુરામા વસ્યા અને કેટલાક દક્ષિણમા સામરખામા વસ્યા આજે અજરપુરા અને સામરખાની વચમા જૂનુ પાદર નામની જગા છે ત્યા તળાવની પાળે મોટો જૂનો કૂવો તથા બળિયા કાકાની જગા છે

એક સમયે આ ગામમા મુસલમાનોનુ ખૂબ જોર હતુ તેમની નવસો ઘરની વસતી હતી તે લોકો ખૂબ તોફાની હતા તે વખતે ગામના વસતાભાઈ ધારાતે વડોદરાના ગાયકવાડ પાસે જઈ મુસલમાનોના ત્રાસની ફરિયાદ કરેલી પરિણામે એમને ગામની પટલાઈ આપવામા આવેલી આ વસતાભાઈનુ મુસ્લિમોએ ખૂન કરેલુ તે વાત નડિયાદના દેસાઇઓ મારફતે વડોદરા પહોચી ત્યાથી તપાસ આવી ત્યા સુધી તો ગામના તમામ મુસલમાનો બૈરા–છોકરા અને ઢોરઢાખર લઇને ભાગી છૂટયા હતા હજીય તેમના વશજો સુરેલી વગેરે ગામોમા વસે છે અને સામરખિયા તરીકે ઓળખાય છે મુસલમાનો ગામ છોડી ગયા પછી પાટીદારોએ એમની જમીનો કબજે કરી લીધી હજી વસતાભાઈ ધારાતના વશજો સામરખામા છે, અને તે વખતથી પટલાઈ પણ આજ સુધી પાટીદારોના હાથમા છે અત્યારે ગામમા જે મુસલમાનોના ઘર છે, તે લોકો તો પાછળથી આવીને વસેલા છે

**પાળિયા** સામરખામા જ્યારે રબારીઓનુ વર્ચસ્વ હતુ ત્યારે સોઢા કરીને એક પરમાર રજપૂત રહેતો હતો તેની ટોળી મજબૂત હતી તે આજુબાજુના ગામડામા લૂટો કરતો તેથી વડતાલ, જોળ, વગેરે ગામોએ તો એ લૂટ ન કરે એટલા ખાતર એને અમુક જમીનો કાઢી આપેલી

**કૃષ્ણસાગર મહારાજનું મંદિર** શ્રી કૃષ્ણસાગર મહારાજે ઈ સ ૧૮૨૯મા કેવલ્ય સંપ્રદાય શરૂ કરેલો સદર મહારાજના નામથી ગામલોકોએ સહકારથી ઈ સ ૧૯૪૨થી ૧૯૪૯સુધીમા આ મંદિર બાંધ્યુ છે. મંદિરમા પોતાનું વોટરવર્ક્સ તથા ઈલેક્ટ્રિકની વ્યવસ્થા છે મંદિર ખાતે એક સ્ટેશન વેગન, એક લોડિંગ ટ્રક, બે ઘોડા તથા ચાર બળદ રાખેલા છે પાઠશાળામા અભ્યાસ કરતા બાળકોને રૂ ૧૦થી ૧૭ સુધીના ખર્ચ રાખવામા આવે છે ધાર્મિક અને નૈતિક કેળવણી આપનારી એક પરમગુરુ પાઠશાળાની યોજના કરેલી છે મંદિરનુ પોતાનુ એક પુસ્તકાલય છે આ મંદિરે દર જન્માષ્ટમીએ ભારે મેળો ભરાય છે આજુબાજુના પચીસેક ગામના લોકો તે દિવસે એકઠા થાય છે દુકાનો મંડાય છે ખંભોળજ પોલીસ સ્ટેશન તરફથી પોલીસપાર્ટી હાજર રહી સારો બંદોબસ્ત કરે છે

**વૈજનાથ મહાદેવ** પશ્ચિમ દિશાએ આવેલા આ મહાદેવનુ દેવાલય ઘણુ પ્રાચીન છે. જમીનની સપાટીથી નીચે ભોયરામા પાચ લિંગની સ્થાપના કરેલી છે. દરેક શ્રાવણ માસમા દર સોમવારે અનેક લોકો દર્શનાર્થે આવે છે, અને તે માસના છેલ્લા સોમવારે તો હજારો સ્ત્રી પુરુષો દર્શનાર્થે આવે છે

**નારાયણદેવ મહાદેવ** જૂના વખતમા આ એક નાનુ દેરુ હતુ. બ્રાહ્મણપંચે તેનો જીર્ણોદ્ધાર કર્યો છે.

**આધાર** શ્રી ચિમનલાલ ત્રિકમદાસ પટેલે આપેલી માહિતી.

*

## સુરેલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઉમરેઠથી ચાર માઈલ દૂર આવેલુ છે દંતકથા એવી છે કે બાદશાહી જમાનામા શૂર વંશના હારુનખાનને ડાકોર પાસે સીમળજ અને પાડવણિયા એ બે ગામની જાગીર, તથા વર્ષાસનની અમુક વાર્ષિક રકમ, તથા ૨૫ પાયદળ તથા ૧૦–૧૫ ઘોડેસવારોની ટુકડી આપવાનુ નક્કી થયેલુ હારુનખાન પ્રથમ સીમળજમા રહેલા અને પછી પાડવણિયામા વસેલા તેની નિશાની તરીકે આજે પણ સીમળજમા રેલવેના ઝાંપાની સામે મસ્જિદ મોજૂદ છે અને પાડવણિયામા ધર્મશાળા–ચોરા સામે મસ્જિદનો ઓટલાવાળો ચોક મોજૂદ છે હારુનખાન પછી એમના દીકરા બુરહાનખાનજી ઉર્ફે બુટણજી પાડાથી પાડવણિયા છોડીને સુરેલીવાળા સ્થળે આવ્યા અને ત્યા ગામ વસાવી રહ્યા આ રીતે ગામના મૂળ સ્થાપક શૂર વંશના હોઈ ગામનુ નામ સુરેલી પડ્યુ હોવાનુ મનાય છે ગામને તાબે ભાઠીપરુ, અમરદાસનુ પરુ, સુલતાનપરુ, મવાડિયાનુ પરુ, ગરાસિયાનુ પરુ, તથા નવુ પરુ, એ છ પરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૮ ચો માઈલ ઘરો ૫૧૮ કુટુંબો ૫૬૬ વસતી પુ ૧૪૪૮, સ્ત્રી ૧૨૧૮, કુલ ૨૬૬૬ મુખ્ય વસતી મુસલમાનોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** જરૂરિયાત પૂરતા કૂવા અને એક તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે વિવિધ કાર્યકારી સહકારી મંડળી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૨૨૦ વિદ્યાર્થીઓ અને ૯૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૨ બાળકો ભણે છે પુ ૪૩૩, અને સ્ત્રી ૯૧ મળી કુલ ૫૨૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મસ્જિદ, કબ્રસ્તાન, ઈદગાહ, અને એક માતા તે સિવાય સુરેલી, ભાટપુરા અને રૂપખાડિયાની સરહદ ઉપર સુલતાન પીરની કબર આવેલી છે ત્યા મેળો ભરાય છે બકરી ઈદના મહિનામા આ કબરે સાચજૂઠની પરીક્ષા થાય છે ગુનેગાર ગણાતા માણસને લોખંડની બેડી પહેરાવવામા આવે છે જો તે નિર્દોષ યા સાચો હોય તો એની બેડી તૂટી જાય છે અને ગુનેગાર યા જૂઠો હોય તો બેડી તૂટતી નથી એમ કહેવાય છે

**આધાર** જ હમીદખા કમરાવખા પઠાણે આપેલી માહિતી

*

## સુંદણ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૩° ૨' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વાસદથી બે માઈલ દૂર આવેલુ છે રેલવેસ્ટેશન અડાસથી પણ તે બે માઈલ દૂર છે વાસદથી બોરસદ જતી બસ મારફતે આ ગામે જઈ શકાય છે પણ એક માઈલ ચાલવુ પડે છે આશરે ૭૦૦ વર્ષ પહેલા સુંદર પટેલે વસાવેલુ હોઈ ગામનુ નામ સુંદણ પડ્યુ છે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૪૩૬ કુટુંબો ૪૩૮ વસતી પુ ૧૧૮૮, સ્ત્રી ૧૧૧૭, કુલ ૨૩૦૫ મુખ્ય વસતી ક્ષત્રિયોની છે તે સિવાય પાટીદાર, હરિજન, બ્રાહ્મણ, સેની મુસ્લિમ વગેરેની વસતી પણ છે

**સગવડો** ૭ કૂવા તથા બે તળાવો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે અગાઉ ગામ ગાયકવાડી હદમા હતુ ત્યારથી જ ઈ સ ૧૯૧૭થી ગામમા ગ્રામ પંચાયત ચાલે છે ઈ સ ૧૯૫૨મા તેની નવેસરથી રચના કરવામા આવી છે તે દીવાબત્તી રસ્તા, તળાવ, કૂવા વગેરે સુધારવાનુ કામ, ગ્રામસફાઈ વગેરે કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે એક તમાકુની ખળી છે સીમમા કૂવા ઉપર બે એન્જિન પંપો ગોઠવેલા છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૩૪ વિદ્યાર્થીઓ અને ૧૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૨ બાળકો ભણે છે એક પુસ્તકાલય ચાલે છે તેને પંચાયત મદદ કરે છે પુ ૬૯૫ અને સ્ત્રી ૨૬૪ મળી કુલ ૯૫૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રણછોડજીનુ મંદિર, મહાદેવના બે મંદિરો,

જમાનામા જ્યારે એના માણસો ખંડણી ઉઘરાવવા જતા આ સ્થળે થઇને પસાર થતા ત્યારે એમને બદમાશો ખૂબ રંજાડતા આ બદમાશો પ્રવાસીઓને લૂટતા એટલુ જ નહિ પણ કોઈ વાર તેમને મારી નાખીને ધોરી માર્ગ ઉપરના વણઝારિયા કૂવામા નાખી દેતા એક વાર એ રીતે ઔરંગઝેબના માણસોમાથી કેટલાક મરાયા, અને કેટલાક નાસી છૂટ્યા નાસી છૂટેલા કનમસર પહોચ્યા ત્યાના આગેવાન એક સૈયદને એમણે આ લૂંટફાટના સ્થળે ગામ વસાવવાની સૂચના કરી સૈયદે પોતાના ભાણેજ કમાલુદ્દીનને મોકલ્યા બાદશાહના અમલદારો આવે ત્યારે તેમને આણંદથી વાસદ સુધી કે વાસદથી આણંદ સુધી મૂકી આવવાની શરતે કમાલુદ્દીને એ આણંદ-વાસદ વચ્ચેના જંગલપ્રદેશમા ગામ વસાવી વસવાટ કર્યો વહીવટના ચોપડા ઉપરથી જાણવા મળે છે કે ગામ વસાવ્યુ ત્યારે કમાલુદ્દીનને સરકાર તરફથી ૧૮૦૦ એકર જમીનનુ પસાયતુ મળેલુ તે પેટે કંઈ મહેસૂલ ભરવાનુ નહોતુ. મોગલ વંશ પછી જે રાજાઓ થયા તેમના અમલદારો આવે ત્યારે તેમને પચાસ રૂપિયા પાલખીના આપવા પડતા તે પછી પેટલાદના એક પટેલે ગામ ઈનામે રાખ્યુ અને તે પછી સરકારે ગામ ખાલસા કરી જમીન મહેસૂલ દાખલ કર્યું

આ રીતે કમાલુદ્દીને જ્યારે ગામ વસાવેલુ ત્યારે તેનુ નામ પોતે સૈયદ હોવાથી સૈયદપુરા રાખેલુ પણ પાછળથી ગામમા આવેલા વણઝારિયા કૂવાને ગળાવતા એમાથી પુષ્કળ હાડકા નીકળ્યા, તે પરથી કૂવો ‘હાડકૂવો’ ના નામે ઓળખાવા લાગ્યો અને એ પરથી જતે દિવસે ગામનુ નામ હાડગુડ થયુ એમ મનાય છે

એક વાર કમાલુદ્દીન પોતાના મામાને ત્યા કલમસર ગયેલ ત્યા મામાને ગરાસિયા સાથે તકરાર થઈ એ તકરારમા કમાલુદ્દીન ઘોડા ઉપર જ સખત ઘાયલ થયા ઘોડો સીધો દોડીને સૈયદપુરા (હાડગુડમા) આવી પહોચ્યો કમાલુદ્દીનનુ ત્યા અવસાન થયુ તેમને ગામમા દફન કર્યા આજે તે કમાનશા પીરના નામે ઓળખાય છે સાચજૂઠની પરખ માટે લોકો ત્યા બેડીઓ પહેરાવવા જાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૩૫૧ કુટુંબો ૩૮૮ વસ્તી પુ ૯૦૭ સ્ત્રી ૭૯૬ કુલ ૧૭૦૩ મુખ્ય વસ્તી મુસલમાનોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** દશ કૂવા છે તે પૈકી વણઝારિયા કૂવાના થાળામા બેસાડેલા પથ્થર પર લેખ જેવુ કાઈક છે પણ કઈ સમજાતુ નથી એક તળાવ છે પણ ત પુરાઈ ગયુ છે વડોદથી રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૮૯ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૪ બાળકો ભણે છે તે સિવાય એક ખાનગી મદરેસા પણ ચાલે છે પુ ૪૩૩ અને સ્ત્રી ૯૮ મળી કુલ ૫૩૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મસ્જિદ છે કમાનશા પીર છે ત્યા ઉરસ ભરાય છે

**પાળિયો** ઈ સ ૧૯૫૦મા જૂનો કૂવો ગળાવતા એક રાવણ જેવો પાળિયો નીકળ્યો છે તેના પર કઈક લખેલુ છે કે ચિત્ર પાડેલુ છે તે બરાબર સમજાતુ નથી

**પરુ** જહાંગીરપુરા આશરે ૨૦૦ વર્ષ પર જહાગીરમિયા સૈયદે આ પરુ વસાવેલુ તેથી તેમના નામ પરથી ગામનુ નામ જહાગીરપુરા પડ્યુ છે આજે ત્યા જહાગીરમિયાનો રોજો છે તે જહાગીર પીરને નામે ઓળખાય છે પુ ૨૭૮ અને સ્ત્રી ૨૮૩ મળી કુલ ૫૬૧ની વસ્તી છે મુખ્ય વસ્તી મુસલમાનોની છે એક તળાવ તથા એક કૂવો છે સહકારી સોસાયટી તરફથી કૂવા પર પપ મૂકવામા આવ્યો છે તે વડે ખેતી માટે પાણી અપાય છે તે સિવાય ગામ લોકોને તથા ઢોરોને પીવા માટે મફત પાણી આપવાની સગવડ પણ કરેલી છે ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૯ બાળકો ભણે છે

આધાર જ સૈયદમિયા બડામિયાએ આપેલી માહિતી

*

# કપડવણજ તાલુકો

## તારીજ

નગરો ૩ ગામો ૧૬૩

વિસ્તાર નગરોનું ક્ષેત્રફળ ૧૬ ૦ ચો માઈલ ગામોનું ક્ષેત્રફળ ૩૩૬ ૩ ચો માઈલ કુલ ક્ષેત્રફળ ૩૫૨ ૩ ચો માઈલ

ઘરો નગરવિસ્તાર ૪૮૬૮, ગ્રામવિસ્તાર ૨૭૫૩૫, કુલ ૩૨૪૦૩

કુટુબો નગરવિસ્તાર ૬૧૧૩, ગ્રામવિસ્તાર ૨૯૦૫૭, કુલ ૩૫૧૭૦

વસ્તી નગરવિસ્તાર પુ ૧૬૪૪૩ સ્ત્રી ૧૫૦૮૬, કુલ ૩૧૫૨૯

ગ્રામવિસ્તાર પુ ૭૫૩૫૮ સ્ત્રી ૭૦૫૪૧, કુલ ૧૪૫૮૯૯

એકંદર વસ્તી પુ ૯૦૮૦૧ સ્ત્રી ૮૫૬૨૭, કુલ ૧૭૭૪૨૮

ભણેલા નગરવિસ્તાર પુ ૭૬૫૮, સ્ત્રી ૪૫૧૦, કુલ ૧૨૧૬૮

ગ્રામવિસ્તાર પુ ૧૮૪૨૨, સ્ત્રી ૫૪૧૫, કુલ ૨૩૮૩૭

એકદર ભણેલાં પુ ૨૬૦૮૦ સ્ત્રી ૯૯૨૫, કુલ ૩૬૦૦૫

## અંધારનું મુવાડું

**પારચય** આ ગામ રેનવેસ્ટેશન કપડવણજથી ચાર માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે આતરસુબા છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ધરો ૭ કુટુબો ૭. વસતી પુ. ૨૧ અને સ્ત્રી ૩૩ મળી કુલ ૫૪

**શિક્ષણ** શાળા નથી ૩ પુરુષો ભણેલા છે

*

## અનારા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ. રે. ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કઠલાલથી ચાર માઈલ છેટે આવેલુ છે સરકારી દફતરે આ ગામનુ નામ અનારા છે, જ્યારે લોકવ્યવહારમા તે બારસીદા નામથી ઓળખાય છે દતકથા એવી છે કે જૂના જમાનામા ગ્રામરક્ષણાર્થે અહીંના બાર સૈયદો શહીદ થયેલા તે ઉપરથી ગામ મુસ્લિમ જબાન પ્રમાણે 'બારહ સૈયદા'ના નામે ઓળખાતુ વખત જતા તેમાથી બારસીદા થયુ. આજે એ બાર શહીદોની કબરો ગામના સીમાડે આવેલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૯ ચો માઈલ ધરો ૫૪૫ કુટુબો. ૫૯૬. વસતી પુ ૧૪૪૭, સ્ત્રી ૧૪૨૩. કુલ ૨૮૭૦

**સગવડો** ઉમેવાર તળાવ તેમજ જરૂરી કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૨થી ગ્રામ પચાયત ચાલે છે ગ્રામરક્ષક દળ અને સેવાદળ પણ ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે સીમમા ચાર એજિન પપો મૂકેલા છે

**શિક્ષણ** પ્રાથમિક શાળા સાત ધોરણની છે તેમા ૧૫૮ વિદ્યાર્થીઓ અને ૮૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૫ બાળકો ભણે છે. પુ ૫૧૨, સ્ત્રી ૧૨૭ મળી કુલ ૬૩૮ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** આણદા માતાનુ મદિર, વૈજનાથ મહાદેવ, નીલકંઠ મહાદેવ, બે રણછોડજીના મદિર, બાર શહીદોની કબરો.

**પરુ** ઢાકણિયા તેમા મુખ્ય વસતી ક્ષત્રિયોની છે. બે કૂવા છે નજીકમા મહોર નદી વહે છે ટપાલ પખવાડિયે આવે છે ભાથીજીનુ અને બળિયા દેવનુ મદિર છે ચાર ધોરણની લો બો. શાળા ચાલે છે તેમા ૩૪ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૩ બાળકો ભણે છે

**આધાર** શ્રી જોઈતારામ ભગવાનદાસ પટેલ તરફથી મળેલી માહિતી

*

## અપરૂજી

**પરિચય** ઉ અ ૨૩° ૩ અને પૂ રે ૭૨° ૫૮' ઉપરનુ આ ગામ વાત્રક નદી ઉપર આવેલુ છે તે રેલ્વેસ્ટેશન તોરણાથી નવ માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ ઉપર અપરૂશા સોલકી જે સિદ્ધરાજના કુટુબનો હતો તેણે આ ગામ વસાવેલું તેથી તેના નામ ઉપરથી અપરૂજી નામ પડયુ હોવાનું મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૮ ચો માઈલ ધરો ૪૭૨ કુટુબો: ૪૬૨ વસતી પુ ૧૪૫૮, સ્ત્રી ૧૩૫૦, કુલ ૨૮૦૮, મુખ્ય વસતી રજપૂત લોકોની છે

**સગવડો** વાત્રક નદી પાચ કૂવા નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અઢી માઈલ દૂર આતરસુબા

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે બાજરી, બાવટો તથા કઠોળ વધુ પાકે છે ચમાર લોકો ચામડા પકવવાનું કામ કરે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૨ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૯ બાળકો ભણે છે પુ ૧૯૮, સ્ત્રી ૨૭ મળી કુલ ૨૨૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવજીનુ દેવાલય, ખોડિયાર માતા, બાવાનુ મદિર અને હનુમાનજીનુ મદિર

**આધાર** શ્રી નટવરલાલ કેશવલાલ ભાવસાર તથા શ્રી પુંજાજી મહેરાજી ખાટ તરફથી મળેલી માહિતી

*

## અબોચ

**પરિચય** ઉ અ ૨૩° ૯ અને પૂ રે ૭૩° ૭' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ૧૦ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ઝાન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ધરો ૧૬૨ કુટુબો. ૧૬૫ વસતી પુ ૪૧૨, સ્ત્રી ૩૭૯ મળી કુલ ૭૯૧

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૫ વિદ્યાર્થીઓ ભણે છે ગામમા ૧૩ પુરુષો ભણેલા છે

*

## અભ્રીપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કઠલાલથી પાચ માઈલ દૂર આવેલુ છે તેનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ દૂર પિઠાઈ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ધરો ૨૪૯ કુટુબ ૨૭૩ વસતી પુ ૬૦૨, સ્ત્રી ૬૦૨, કુલ ૧૨૦૪

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૮૫ વિદ્યાર્થીઓ અને ૪૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૮ બાળકો ભણે છે. પુ ૩૨૨, સ્ત્રી ૧૩૦ મળી કુલ ૪૫૨ ભણેલા છે

*

## અગલ

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી ૭ માઈલ દૂર આવેલુ છે એમ મનાય છે કે પહેલા આ ગામ તપોધન બ્રાહ્મણોએ વસાવેલુ. તે પછી બ્રાહ્મણો મહેમદાવાદ તાલુકાના રસવાણી ગામે જઈને વસેલા ત્યાર બાદ ડાભી કોમમાંથી તાજુએ આશરે ૫૦૦ વર્ષ પૂર્વે ફરીથી તે વસાવેલુ આ બાબતનો ઉલ્લેખ અગલેશ્વર મહાદેવના શિલાલેખમા છે ગામનુ નામ પણ એ મહાદેવના નામ ઉપરથી પડેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૨૮૮ કુટુંબો ૨૯ વસતી પુ ૭૬૧, સ્ત્રી ૬૯૪, મળી કુલ ૧૪૫૫

**સગવડો** એક માઈલ દૂર વાત્રક નદી વહે છે એક તળાવ વણઝારિયો કૂવો છે તે સિવાય ગામ તથા સીમના ૨૨ જેટલા કૂવાઓ છે ગ્રામ પંચાયત ચાલે છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ ધીણજ છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. બાજરી, કઠોળ, ઉપરાંત મગફળી પાકે છે તે સિવાય માટીકામ, ચર્મકામ અને વણાટ કામનો ઉદ્યોગ ચાલે છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો ગાળા છે તેમા ૮૬ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૬ બાળકો ભણે છે ૨૦ જેટલા બાળકો બહારગામની શાળામા જાય છે પુ ૧૭૨, સ્ત્રી ૧૬ મળી કુલ ૧૮૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** અંધારણ ઉપરથી મસ્જિદનો ખ્યાલ આપતુ એક મહાદેવનુ દેવાલય છે

**પર્વ** તપોધનનુ સુવાડું

આધાર શ્રી જુવાનસિંહ અભેસિંહ ડાભીએ આપેલી માહિતી.

*

## અલવા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી પાંચ માઈલ માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પૂર્વે અલી મહમદ મલેકે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૬ ચો માઈલ ઘરો ૩૨૨ કુટુંબો ૩૨૦ વસતી પુ ૮૬૫, સ્ત્રી ૭૮૫, મળી કુલ ૧૬૫૦

**સગવડો** એક તળાવ, એક વાવ, એક કૂવો છે ગ્રામ પંચાયત ચાલે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાંચ માઈલ દૂર કપડવણજ છે.

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે બાજરી, મગફળી વગેરે પાકે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો. શાળા છે તેમા ૮૬ વિદ્યાર્થીઓ અને ૬૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૬ બાળકો ભણે છે પુ ૧૨૭ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૫૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નાગેશ્વર મહાદેવના ખંડેર, સાત હનુમાન

*

## અંતિસર

**પરિચય** ઉ અ ૨૩° ૮' અને પૂ રે ૭૩° ૧૦' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી સાત માઈલ દૂર આવેલુ છે આશરે સાતસો વર્ષ ઉપર અંત રાજાએ આ ગામ વસાવેલુ તે પરથી ગામનુ નામ અંતિસર પડેલુ મનાય છે દંતકથા એવી છે કે એ રાજાના શરીરે કોઢ નીકળેલો. તે ગામના નાગલા કૂવાના પાણીથી મટયા હતા તેથી તેમણે આ ગામ વસાવેલુ હાલમા નાગલો કૂવો ગામ તળાવમા છે ત્યા એક જૂનો લેખ છે પણ વંચાય એવી સ્થિતિમા નથી.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ૩ ચો માઈલ ઘરો ૭૫૦ કુટુંબો ૭૬૪, વસતી પુ ૧૯૨૬, સ્ત્રી ૧૮૦૭, મળી કુલ ૩૭૩૩

**સગવડો** એક તળાવ છે નવ કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પંચાયત છે બસ સર્વિસની સગવડ છે સહકારી મંડળી છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા મૂકેલો છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે ગામમા ચાર ટ્રેક્ટર છે. અનાજ ઉપરાંત મકાઈ જુવાર, કપાસ વગેરે પાકો થાય છે. દળવા–ખાંડવાની ફેક્ટરી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૨૯૨ વિદ્યાર્થીઓ અને ૮૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૫ બાળકો ભણે છે. પુ ૬૪૯, સ્ત્રી ૧૭૩ મળી કુલ ૮૨૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મંદિર, એક મહાદેવ, એક મસ્જિદ, બૂચ માતા, તથા એક શિલાલેખ છે

**પરાં** (૧) નારનુ સુવાડું રાજ માર્ગ ઉપર મોટી નાળ હતી તેથી ગામનુ નામ નારનુ સુવાડું પડેલુ મનાય છે તેમા ૬૦૦ માણસોની વસતી છે મોટાસી અને બાદર એ બે તળાવો છે ખેતી ઉપરાંત હરિજનો વણાટ કામ કરે છે. ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૩૦ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦ બાળકો ભણે છે

(૨) બનાનુ સુવાડું ત્યા ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૨૩ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮ બાળકો ભણે છે.

આધાર શ્રી મગનભાઈ નાથાભાઈ પટેલ ( અંતિસર ) તથા શ્રી પૂનમચંદ મગનદાસ પટેલ ( નારનુ સુવાડું ) તરફથી મળેલી માહિતી

*

## આંત સુંબા (નગર)

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે અગાઉ તે દહેગામ તાલુકાના આતરસુંબા પેટા મહાલનુ મુખ્ય ગામ હતુ સ્વરાજ સ્થપાયા પછીથી તેને આંત-

રસુંબા તાલુકાનું મુખ્ય ગામ બનાવાયેલું પણ પાછળથી આતરસુંબા તાલુકાને કપડવણજ તાલુકામાં ભેળવી દેવામાં આવ્યો છે. એ રીતે હાલ તે કપડવણજ તાલુકાનું એક અગત્યનું ગામ બની રહ્યુ છે.

ગામ ઘણું જૂનું છે. ચારે તરફ ફરતો જૂનો કોટ હતો કપડવણજ દરવાજો, વાસણાનો દરવાજો, નદીનો દરવાજો, અને ઢેડબારી એ ચાર કોટના દરવાજા હતા તે પૈકી કપડવણજનો દરવાજો હાલ મોજૂદ છે તે દરવાજાની બહાર અડીને એક વહેળો આવેલો છે. તેના ઉપર એક ઘણો મજબૂત પુલ બાંધેલો છે

**વિસ્તાર :** ક્ષેત્રફળ .૨ ૯ ચો માઈલ ઘરો .૫૬૫ કુટુંબ. ૬૧૫. વસતી . પુ ૧૧૯૦, સ્ત્રી ૧૨૨૪, કુલ ૨૪૧૪. મુખ્ય વસતી વણિકોની છે.

**સગવડો :** ગામ વાત્રક નદીના કિનારા ઉપર આવેલુ છે નદી ઉપર રૂક્ષ્મણી ઘાટ અને વલ્લભ ઘાટ દાનવીરોએ બંધાવી આપ્યા છે. એક જૂની વાવ છે પાણી ભરવા માટે કૂવાઓ છે. આતરસુંબાથી અમદાવાદ અને કપડવણજ જવાની બસસર્વિસની સગવડ છે.કપડવણજ સુધી પાકો રોડ બધાઈ રહ્યો છે. આન્ય પોસ્ટ ઓફિસ છે. અગાઉ મ્યુનિસિપાલિટી હતી પણ હવે ગ્રામ પંચાયત થઈ છે. અવલ કારકુનની કચેરી, પોલીસ સ્ટેશન, સરકારી ડાક બંગલો વગેરે છે સરકારી દવાખાનુ, પ્રસૂતિગૃહ તથા એક જાનવરનું દવાખાનુ છે કેળવણી મડળ તથા સેવા મંડળ ચાલે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક મગફળી, ઘઉ, બાજરી, વરિયાળી, એરંડા વગેરેનો છે ઘણા લોકો ધીરધારનો ધધો કરે છે. પણ તે ધધો હવે નરમ પડવાથી ઘણા લોકો મુબઈ તથા અમદાવાદ જઈને નોકરી ધધે સારી રીતે જામેલા છે ગામમા તાવડા, લોઢી, તાવડીઓ, છરીઓ વગેરે લુહારકામ થાય છે. અને તે બધો માલ વખણાય છે બાધણીઓનુ રગાટી કામ પણ વખણાય છે.

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૨૬૧ વિદ્યાર્થીઓ અને ૧૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯૭ બાળકો ભણે છે તે સિવાય એક બાલમદિર તથા એક હાઈસ્કૂલ ચાલે છે પુ ૬૭૦ અને સ્ત્રી ૩૬૬ મળી કુલ ૧૦૩૬ ભણેલા છે સાર્વજનિક પુસ્તકાલય તથા વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળો** શ્રી ગોકુલ નાથજીનુ મદિર, ત્રિકમજીનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર, રામદ્વારાનુ મદિર, ગીતા મદિર, રણછોડજીનુ મદિર, નીલકંઠેશ્વર મહાદેવ, મહાકાળી માતાનુ મદિર,અને બીજા કેટલાક માતાના નાના મદિર, મસ્જિદ, પરબડી તથા ત્રણ ધર્મશાળાઓ વગેરે છે

ગામની મધ્યમા એક પુરાણુ જૈન દેરાસર આવેલુ છે તેમા મૂળ નાયક શ્રીવાસુપૂજ્ય સ્વામી છે તેમા ૧૨ પાષાણના પ્રતિમાજી, ૧૦ ધાતુના પ્રતિમાજી, ૨ ધાતુના સિદ્ધ ચક્ર, અને બે યત્રના પતરાં છે. બાર પ્રતિમાજી પૈકી બે પ્રતિમાજી લગભગ દસમા સૈકાનાં હોવાનું કહેવાય છે દર પૂનમે આજુબાજુનાં આંતરોલી ઘડિયા, નિર્માળી, બહિયેલ વગેરે ગામોએથી યાત્રાળુઓ આ દેરાસરે આવે છે

*

## આંબવેલ

પરિચય : ઉ અ. ૨૩° ૯' અને પૂ રે ૭૩° ૫' ઉપરનું આ ગામ રેલવસ્ટેશન કપડવંણજથી ૧૦ માઈલ દૂર વરાસી નદી ઉપર આવેલુ છે. ઝેરથી કપડવણજ જતી મોટર બસ આ ગામે થઇને પસાર થાય છે

વિસ્તાર : ક્ષેત્રફળ . ૪ ૨ ચો માઈલ. ઘરો : ૨૭૯. કુટુબો : ૨૮૬ વસતી : પુ. ૭૭૨, સ્ત્રી ૬૬૯, કુલ ૧૪૪૧. મુખ્ય વસતી પાટીદાર અને બારૈયાઓની છે

**સગવડો :** વરાંસી નદી છે. બારે માસ તેના પાણીનો લાભ મળે છે નવ સ્વતત્ર માલિકીના કૂવા તથા એક સરકારી કૂવો છે સયાજીરાવના હિરક મહોત્સવનિધિ ફડનાથી ગાયકવાડી અમલ વખતે આ સરકારી કૂવો બાધવામા આવેલો ગ્રામપંચાયત છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ દૂર નિરમાળી છે. દર ત્રીજે દિવસે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે મુખ્ય પાક બાજરી તથા મગફળીનો છે સુથાર, લુહાર, કુભાર, ઘાચી અને ચમાર લોકો પોતપોતાના ઉદ્યોગો ચલાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમાં ૫૨ વિદ્યાર્થીઓ અને ૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૨ બાળકો ભણે છે. પુ ૨૮૯, સ્ત્રી ૧૦૦ મળી કુલ ૩૮૯ ભણેલા છે પુસ્તકાલય અને વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** ઠાકોરજીનુ મદિર, મહાદેવનુ મદિર બનેના નિભાવ માટે સરકાર તરફથી અમુક જમીનો મળેલી છે

**પરાં** ઝડા, લીલાજીની મુવાડી, રઘાજીની મુવાડી, નાથજીની મુવાડી

**દતકથા** આશરે ૧૫૦ વર્ષ ઉપર આ ગામમા એક વાલજીભાઈ નામે મહારાજ થઈ ગયા કહેવાય છે કે તેઓએ પોતાની એક મૃત્યુ પામેલી ગાયને સજીવન કરેલી એ જ રીતે માડવા દરબારનો મૃત્યુ પામેલો ઘોડો પણ સજીવન કરેલો. પરિણામે ઘણા લોકો એમની પાછળ ઊમટેલા એટલે એમણે એક દિવસ સમાધિ લઈ લીધેલી છતા તે દિવસે તેઓ આ જ ગામના એક માણસને ડાકોરમા સદેહે મળેલા આવા ચમત્કારોથી આજે પણ લોકો ગુરુ ભાવે એમની કઠી બાંધે છે, અને માનતાઓ પણ રાખે છે

---

**આધાર** શ્રી. અમૃતલાલ લાખાભાઈ શાહ તરફથી મળેલી માહિતી

*

## આલમપુર

**પરિચય** ઉ અ ૨૩° ૩ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ કપડવણજથી ચાર માઈલ છેટે આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૫૭ કુટુબ ૬૦ વસતી પુ ૧૮૨, સ્ત્રી ૧૨૮, કુલ ૩૧૧

**શિક્ષણ** શાળા નથી પુ ૩૧ અને સ્ત્રી ૧ મળી કુલ ૩૨ ભણેલા છે

*

## આંતરોલી

**પરિચય** ઉ અ ૨૩° ૦ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ વાત્રક અને વરાસી નદીની વચમા આવેલુ છે તે નડિયાદ-કપડવણજ રેલવે લાઈન ઉપરનુ એક સ્ટેશન છે આશરે ૧૨૦૦ વર્ષ પૂર્વે સૌથી પહેલા બ્રાહ્મણો અને પછી પાટીદાર તથા ક્ષત્રિયો આવી અહીં વસેલા એમ કહેવાય છે આ ગામે સત્યાગ્રહની ચળવળમા સારો ફાળો આપેલો ધારાસણા ચળવળ વખતે કસ્તુરબા સરદાર વલ્લભભાઈ દરબાર ગોપાળદાસ તથા ભક્તિબા વગેરે અહીં પધારેલા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૬ ચો માઈલ ઘરો ૯૭૮ કુટુબ ૯૯૧ વસતી પુ ૨૪૮૫ સ્ત્રી ૨૨૪૬, કુલ ૪૭૩૧ મુખ્ય વસતી પાટીદારો તથા બારૈયાની છે

આતરસુબા ગામમા આવેલા વાસુપૂજ્યના દેરાસરમા પ્રતિમાજીઓ ઉપર સ ૧૫૯૫ તથા સ ૧૬૮૭ના લેખોમા પ્રતિષ્ઠા કરનાર વ્યક્તિઓના વતન તરીકે આ ગામનુ નામ લખેલુ છે તેમા 'આતરોલી'ને બદલે 'આતરવલ્લી' શબ્દ વપરાયો છે તે ઉપરથી મનાય છે કે સ ૧૫ ૫ અને સ ૧૬૯૭ના અરસામા આ ગામમા જૈનોની સારી જાહોજલાલી હતી તે પછી જૈનોની વસતી ઓછી થઈ ગઈ આજે આતરોલીના મૂળ વતની ઘણા જૈન વેપારીઓ અમદાવાદમા વસે છે

**સગવડો** ત્રણ પીવાના પાણીના કૂવા છે તે પૈકી ભાગોળમા એક કૂવો પથ્થરનો બાંધેલો છે તે વણજારાએ બંધાવેલો એમ કહેવાય છે એક પથ્થરની વાવ ચાલુ છે બીજી એક ખડિયેર વાવ પણ છે એક વિશાળ તળાવ પણ છે તેમા કમળ થાય છે સને ૧૯૩૬થી ગ્રામ પંચાયત ચાલે છે સહકારી સોસાયટી તથા સાર્વજનિક દવાખાનુ તથા સરકારી રેડિયોની સગવડ છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે મુખ્ય પેદાશ અનાજ ઉપરાત મગફળી જામફળ તથા લીંબુ છે કેટલાક લોકો વણાટનુ કાપડ તૈયાર કરે છે કેટલાક પાવડા કોદાળી વગેરે ખેતીના સાધનો બનાવે છે કેટલાક બીડીઓ વાળવાનુ કામ કરે છે કેટલાક ટોપલા બનાવવાનુ કામ કરે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૩૦૭ વિદ્યાર્થીઓ અને ૧૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪૧ બાળકો ભણે છે પુ ૯૬૨, સ્ત્રી ૩૪૦ મળી કુલ ૧૩૦૨ ભણેલા છે સાર્વજનિક પુસ્તકાલય છે તેમા છાપાની સગવડ ઉપરાત ૨૦૦ પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ, રણછોડજીનુ મંદિર, રામજી મંદિર, સ્વામીનારાયણનુ મંદિર, જૈન દેરાસર, અપાસરો, બાથીજીનુ દેરુ, સનાતન ધર્મપ્રવર્તક શ્રી શિવાનંદનો શિવાશ્રમ, મસ્જિદ વગેરે

સ્વામીનારાયણ મંદિર વર્ષો પહેલા સહજાનંદ સ્વામી આંતરોલી પધારેલા અને અત્રેના મંદિરની સ્થાપના કરેલી તેમની કથામા પણ એ વિષેનો ઉલ્લેખ આવે છે

**ઈતિહાસ** પેશ્વા સરકારના વખતમા અહીં એક કચેરી હતી અંગ્રેજોની શરૂઆતના અમલ દરમિયાન અત્રેના પાટીદાર અમીનને ત્યાં ૪૨ ગામોનો આંકડો ભરાતો તે ગામનો અમીન કહેવાતો હજુ પણ તેના વારસોને અમીનાત મળ્યા કરે છે

**પરુ** ભગવાનજીની મુવાડી ત્યા પાચ ધોરણની એક લો બો શાળા છે તેમા ૭૬ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે

આધાર શ્રી હરમાનભાઈ બેચરભાઈ પટેલે આપેલી માહિતી

*

## આંબલિયારા

**પરિચય** ઉ અ ૨૨° ૫૯ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન દાસલવાડાથી એક માઈલ દૂર આવેલુ છે અહીંથી બે માઈલ દૂર નડિયાદ-કપડવણજની સડક પસાર થાય છે એક કાળે આમલીના ઘણા વૃક્ષો અહીં હતા આજે પણ તે વૃક્ષો વધુ પ્રમાણમા છે તે પરથી ગામનુ નામ આંબલિયારા પડયુ હોવાનુ મનાય છે અહીંની સીમમા ખોદતા કેટલીક જગાએ જૂના મકાનોના પાયા નીકળે છે તે પરથી અગાઉ આ ગામ એક મોટુ નગર હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૪ ચો માઈલ ઘરો ૩૨૦ કુટુબ ૩૪૯ વસતી પુ ૮૯૪, સ્ત્રી ૮૦૬, મળી કુલ ૧૭૦૦ મુખ્ય વસતી પાટીદાર રજપૂત તથા ઠાકોર લોકોની છે તે સિવાય બ્રાહ્મણ, રાવળ હરિજન બાવળિયા પણ વસે છે

**સગવડો** બે ફર્લાંગ દૂર મહોર નદી આવેલી છે એક કૂવો છે તેનુ પાણી પીવા લાયક નહિ હોવાથી લોકો નદીનુ પાણી પીએ છે એક ચાપની તળાવડી ચાપા વાળિયાએ ખોદાવેલી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે કપડવણજ છે અઠવાડિયે મગળ ગુરુ અને શનિ એમ ત્રણ વાર ટપાલ આવે છે વિવિધ કાર્યકારી સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે સીમમા ૨૫ કૂવા છે બે કૂવા પર એન્જિન પપો જોડેલા છે મુખ્ય પાક ડાંગર,

બાજરી અને મગફળીનો છે હરિજનો ટોપલા તથા સુંડાળીઓ બનાવે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૮ બાળકો ભણે છે પુ ૨૬૭, અને સ્ત્રી ૭૭ મળી કુલ ૩૪૪ જણના છે

**ધાર્મિક સ્થળો** એક રણછોડજીનુ મંદિર, તથા એક શિવાલય છે

**જરૂરિયાત** ચોમાસામા ગામનુ પાણી નદીમા જાય છે તેથી ધોધ પડે છે એટલે બંધ બાંધવાની ખાસ જરૂર છે

**પરાં** અકલાઈ, તલાવ, વેણીપુરા, તથા ગાડિયારા આ બધા પરા આબલિયારાથી એકથી દોઢ માઈલના અંતરે આવેલા છે અકલાઈમા ૧થી ૪ ધોરણની લો બો શાળા છે તેમા ૨૧ વિદ્યાર્થીઓ તથા ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨ બાળકો ભણે છે ગાડિયારામા ૪ ધોરણની લો બો શાળા છે તેમા ૩૪ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૩ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી સોમેશ્વર પીતામ્બર પંડ્યા અને શ્રી સોમાભાઈ પરતાપભાઈએ આપેલી માહિતી

*

## ઉકરડીનુ મુવાડું

**પરિચય** ઉ અ ૨૩° ૩ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી પાંચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે આતરસુંબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૦૩ કુટુંબો ૧૦૪ વસતી પુ ૨૬૧, સ્ત્રી ૨૩૫ મળી કુલ ૪૦૬

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૪૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૦ બાળકો ભણે છે પુ ૭૩ અને સ્ત્રી ૩૭ મળી કુલ ૧૧૦ ભણેલા છે

*

## કઠલાલ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ નડિયાદ કપડવણજ રેલવે લાઈન ઉપરનુ એક જાણીતુ સ્ટેશન છે જૂના વખતથી ગામની મુખી અને પોલીસ પટેલાઈ વંશપરંપરાગત પાટીદારોની જ હોવાથી ગામ કોઈ પાટીદારે જ વસાવ્યુ હોવાનુ મનાય છે પાટીદારો ઉપરાંત ગામમા વડાદરા બ્રાહ્મણોનુ વર્ચસ્વ વર્ષોથી ચાલ્યુ આવે છે પેશ્વા અને મરાઠાઓના સમયમા મહેસૂલની વસૂલાત અંગે પરગણા ઈજારે અપાતા અલીણા અને મહુધાના પરગણા ઈજારે રાખનાર આ ગામના જોષી નરભેરામ વડાદરા જ્ઞાતિના હતા તેઓએ તથા ખ્યાતનામ જોષી પરશુરામે ગામની ચારે દિશાએ ગામના સંરક્ષણ માટે બંધો બંધાવેલા એ અને એવી બીજી ગામોપયોગી કાર્યોની કદરરૂપે આજે પણ કઠલાલના અંતરમા એ બંનેની પાળી પડે છે એમ કહેવાય છે કે છેલ્લા ત્રીસ પાંત્રીસ વર્ષથી જ લોકો સરકારી કોર્ટ-કચેરીનો આશ્રય લેતા થયા તે પહેલા વડાદરા વાણિયા અને પાટીદાર કોમના આગેવાનો ગામનો કારભાર ચલાવતા અને કજિયા-ટંટા હોય તો તેનો ઘરમેળે ફેંસલો લાવી ગામની સુલેહશાન્તિ જાળવતા

ગામના લોકો લોકસેવાના ભાવથી રંગાયેલા છે ૧૯૧૮-૧૯ના દુષ્કાળમા સસ્તા અનાજની દુકાન કાઢી લાખો રૂપિયાનુ અનાજ કઠલાલ અને તેની આસપાસના ગામોને પડતર ભાવે પૂરુ પાડવાની આ ગામે વ્યવસ્થા કરી હતી

૧૯૨૭મા રેલસંકટમા આખા તાલુકાનુ રેલસંકટ નિવારણનુ કાર્ય કઠલાલના કાર્યકર્તાઓએ ઉપાડી લીધુ હતુ અને તે પરત્વે આકર્ષાઈ મુંબઈ ઈલાકાના તે સમયના ગવર્નર સર લેસ્લી વિલ્સન ત્યા પધાર્યા હતા તેમજ વળી ધારાસભાના પ્રમુખ નામદાર વિઠ્ઠલભાઈ પટેલે અનેક મુલાકાતો આપી કાર્યકર્તાઓને પ્રોત્સાહન આપ્યુ હતુ

ખેડાની લડતના મંડાણ પણ કઠલાલથી શરૂ થયા હતા છેલ્લા ત્રીસેક વર્ષ દરમિયાન પૂ ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ વીર વિઠ્ઠલભાઈ પટેલ, ગોકળદાસ પારેખ રાઈટ ઓનરેબલ શ્રીનિવાસ શાસ્ત્રી, મૌલાના શૌકતઅલી ન્યાયમૂર્તિ અબ્બાસ સાહેબ ઠક્કર બાપા દીવાન બહાદુર હરિલાલ દેસાઈભાઈ દેસાઈ, મંગળદાસ પકવાસા ખેર સાહેબ દાદા સાહેબ માવળંકર વગેરે દેશના આગેવાનોએ કઠલાલમા પધારીને તેની ભૂમિને પાવન કરી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ઘરો ૧૨૬૦ કુટુંબ ૧૫૪૦ વસતી પુ ૩૬૫૪, સ્ત્રી ૩૧૪૨ મળી કુલ ૬૭૯૬ મુખ્ય વસતી વડાદરા વાણિયા ભાવસાર અને પાટીદારોની છે

**સગવડો** નવી છે લક્ષ્મી કુવો નામનો લો બો નો સાર્વજનિક કુવા છે આ કુવો સ્વામીનારાયણ સંપ્રદાયમા યાત્રાના સ્થળ તરીકે ગણાય છે તેનો ઉલ્લેખ સાંપ્રદાયિક ધર્મગ્રંથોમા છે પ્રથમ વર્ગની ગ્રામપંચાયત છે તેને બે વાર ગ્રામ સુધારણા શિલ્ડ મળેલા છે રેલવે ઉપરાંત બસ મારફતે કપડવણજ કે નડિયાદ જઈ શકાય છે ૧૯૪૩થી પોલીસ સ્ટેશન સ્થપાયુ છે સેન્ટ્રલ એકસાઈઝ ઈન્સ્પેકટરની ઓફિસ સેનેટરી સબ ઈન્સ્પેકટરની ઓફિસ તથા તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી રેડિયો ગામમા મૂકેલો છે માર્કેટ યાર્ડ, શ્રી ખંભાતના કેળવણી મંડળ શ્રી મોહનલાલ પંડ્યા બાલાશ્રમ કેળવણી મંડળ શ્રી અંબિકા માઈ બાળ મંડળ ગૃહ રક્ષક દળ કોંગ્રેસ સેવાદળ ધી કઠલાલ ક્લોથ મરચન્ટસ એસોસિયેશન ધી કઠલાલ ગ્રેઈન ઓઈલ એન્ડ સીડઝ મરચન્ટસ એસોસિયેશન ધી કઠલાલ કો ઓપરેટીવ મલ્ટિપરપઝ સોસાયટી, ગ્રામ પંચાયત સેલરી અર્નર્સ કો સોસાયટી કઠલાલ હાઉસિંગ સોસાયટી કપડવણજ તાલુકા વીવર્સ કો ઓપરેટીવ સોસાયટી વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે




**ઉદ્યોગ** અનાજ ઉપરાંત મગફળી અને કેરીનો પાક સારો થાય છે મુખ્ય ઉદ્યોગ ખેતી છે આયાત-નિકાસનો વેપાર ચાલે છે ઓઈલ મિલ તથા દળવા-ખાંડવાના કારખાના છે હાથ સાળો ઉપર વણકરો સુંદર વણાટકામ કરે છે ઘીનો વેપાર સારો ચાલે છે આજથી પોણોસો વર્ષ ઉપર તો કઠલાલના ઔદીચ્ય કુટુંબની એક વેપારી પેઢીએ કઠલાલના ઘીને કાનપુર, આગ્રા અને હાથરસ સુધી પહોંચાડી ખેડા જિલ્લાની વેપારી આલમમા શાખ જમાવી હતી કઠલાલના હાથવણાટનુ ગલ્લિયુ, બાવસારનો રંગાટ અને તેમા પણ ખાસ કરીને ગોદડાના ખોળિયા જૂના જમાનામા દેશભરમા વખણાતા, એટલુ જ નહિ પણ ચાલુ જમાનામા તેના નમૂના છેક અમેરિકાના બોસ્ટન બંદરના મકાનોમા બારી-બારણાના પડદા તરીકે શોભી રહ્યા છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો કુમારશાળા, સાત ધોરણની લો બો કન્યાશાળા અને ચાર ધોરણની એક મેથોડિસ્ટ મિશ્રશાળા ચાલે છે તેમા અનુક્રમે ૪૬૭, ૩૬૫, અને ૫૨ બાળકો ભણે છે વકીલ કેશવલાલ મોતીલાલ એજ્યુકેશન સોસાયટી સંચાલિત શેઠ મણિલાલ રણછોડદાસ હાઈસ્કૂલ ચાલે છે અમદાવાદના શરાફ અને જમીનદાર શેઠ માણેકલાલ રણછોડદાસે હાઈસ્કૂલને છાજે તેવા મકાનો અને સાધનો વસાવવા માટે રૂ ૨૫૦૦૦નુ દાન કર્યું છે આ ઉપરાંત સરકારી પુરુષ અધ્યાપન મંદિર, ખડાયતા કોમની મદદથી ચાલતી શ્રી રતીલાલ ગાંધી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા, તથા ઉર્દૂ મદ્રેસા પણ ચાલે છે દા ન વાચનાલય તથા વ્યાયામશાળા છે બહારગામના વિદ્યાર્થીઓની સગવડ માટે વસાહતી કેન્દ્રો જેવા સ્વ મોહનલાલ પંડ્યા છાત્રાલય સરદાર વલ્લભભાઈ પટેલ છાત્રાલય તથા અધ્યાપન મંદિર છાત્રાલય ચાલે છે ગામમા ૧૯૭૩ પુ અને ૯૩૭ સ્ત્રી મળી કુલ ૨૯૧૦ ભણેલા છે

**પ્રાચીન સ્થળો** ગામની ચારે દિશાએ નીલકંઠ, હરેશ્વર, કુબેરજી અને સન્નાથ મહાદેવના દેવાલયો આવેલા છે તેથી ગામમા અગાઉ હિંદુઓ અને શૈવમાર્ગી બ્રાહ્મણોનુ પ્રાધાન્ય હશે એવુ અનુમાન બાંધી શકાય છે સાથે સાથે ગામ વચ્ચે મસ્જિદો, ઘાંચીવાડો, સિપાઈવાડો અને કડિયાવાડ વગેરે આવેલા છે તે પુરાણી મુસલમાન હકુમતની સાક્ષી પૂરે છે.

એક રસ્તો આજે 'રાજ'ને નામે ઓળખાય છે ત્યા કોઈ ઠકરાત ધરાવતા રાજપુરુષ રહેતા હતા એવી દંતકથા છે

એક મોટા મિનારાવાળી પથ્થરની પ્રાચીન ઇમારત છે મુસ્લિમો તેને મસ્જિદ માને છે અને પુરાતત્ત્વના અભ્યાસીઓ તેને બુદ્ધયુગનુ સ્થાપત્ય માને છે એકાદ સૈકાથી તે હાલના જેવી ખિસ્માર હાલતમા છે

એક સ્થળનું નામ સતી પીપળી છે એક હિંદુ બાઈનો લગ્ન



ગાંધીપ્રતિમા

વપરાતી વસ્તુઓ બનાવવાના કારખાના ચલાવે છે તો કેટલાક ભોગ પ્રમાણમા પરદેશથી આયાતનો ધંધો કરે છે

**સગવડો** મહોર અને વરાસી નદીનો અહીં સંગમ થાય છે બે તળાવડીઓ છે એક જૂના વખતનું મોટું તળાવ હતું પણ હાલમા તે પુરાઈ ગયું છે જૂના સમયની છ વાવો છે તે પૈકી રાણી વાવમા કહે છે કે રાણીઓના કપડા ધોવાતા બત્રીસ કોઠાની વાવ આજે ભાંગી ગઈ છે માત્ર ચારેક કોઠા હયાત છે કુંડવાવ ઉપર સિદ્ધરાજે બંધાવેલું તોરણ પ્રાચીન સ્થાપત્યનો સુંદર નમૂનો રજૂ કરે છે એક વાવને દાસીની સિંગારવાવ કહે છે આશરે ૨૦૦ જેટલા નાના મોટા કૂવાઓ છે તે પૈકી ઢાળકૂવો, સરખનિયો કૂવો, સક્કર કૂઈ વગેરે મુખ્ય છે વોટરવર્કસની સગવડ છે અત્રેથી નડિયાદ મોડાસા, ડાકોર, આતરસુંબા ઊંઝ નિર્મોળી, કાપડીની વાવ, લસૂન્દ્રા, છીપડી તથા ઉત્કંઠેશ્વર મહાદેવ જવાની બસ સર્વિસો ચાલે છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ અને ટેલિફોન (લોકલ અને ટ્રંક) તથા વીજળીની સગવડ છે વીજળીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા મૂકેલો છે મ્યુનિસિપાલિટી ચાલે છે દીવાની અદાલત, જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટ, મામલતદાર કચેરી, સબ રજિસ્ટ્રારની ઓફિસ, સિટી સર્વે ઓફિસ, લો બો ના ઓવરસિયરની કચેરી, પ વ ડી ના ઓવરસિયરની કચેરી, મુસાફરી બંગલો વગેરે છે મ્યુનિસિપાલિટીને સોંપવામા આવેલું શેઠ જમીરભાઈ જનરલ હોસ્પિટલ આ વર્ષે નવું બંધાયું છે તેમા સર્જરીના અદ્યતન સાધનો તથા એક્સરે મશિનની સગવડ કરેલી છે સેવાસંઘ સંચાલિત એક ડિસ્પેન્સરી છે વહોરાઓ માટે વજીરાણુ મેટરનિટી હોમ અને હિંદુઓ માટે બેનજીબેન પ્રસૂતિગૃહ છે એક જાનવરનું દવાખાનુ છે તે સિવાય બીજા ઘણા ખાનગી દવાખાના છે સ્ટેશન રોડ ઉપર મ્યુનિસિપાલિટીનું 'મહાત્મા ગાંધી ઉદ્યાન' (બાગ) છે કેળવણી મંડળ, ભગિની સમાજ, કપડવણજ તાલુકા સહકારી મહિલા ઉદ્યોગ મંડળી વગેરે ચાલે છે હરિકુંજ સોસાયટી છે બે સિનેમા છે ટાવર છે

**ઉદ્યોગ** એક કાળે કપડવણજના કાચ અને સાબુ માળવા, મેવાડ અને ઠેઠ દક્ષિણ સુધી જતા, તેમજ પરદેશમા ઉત્તર આફ્રિકા, અરબસ્તાન, ઈરાન વગેરે દેશોમા જતા અને ખૂબ વખણાતા નગરની નજીકમા ખારના વડેળા આગળ ઉસ નીકળે છે, તેને લીધે આ ઉદ્યોગો વિકાસ પામેલા આજે એ ઉદ્યોગ ચાલે છે ખરો, પણ બહુ જ નાના પાયા પર અગાઉ મહોર નદીના રાહના આરે નડિયાદ તરફ જવાના રસ્તે લોખંડની ખાણ હતી, અને કારીગરવર્ગ તેમાથી લોઢું ખોદી, ગાળી અને તેની લોઢી, છરી તથા બીજી નાની ચીજો બનાવીને તેનો વેપાર કરતો અસલના વખતમા જ્યારે વાહનવ્યવહાર સરળ નહોતો, અને જ્યારે

મહાજન લાયબ્રેરી, વાડીનાત મ પારેખ પુસ્તકાલય, રાષ્ટ્રીય પુસ્તકાલય તથા સૈફી ફ્રી લાયબ્રેરી એમ ચાર પુસ્તકાલયો તથા તાજેતરમા બધાવેલા ગાનીશાન મકાનમા જૈનોનુ એક જ્ઞાન મદિર પણ છે. શ્રી વિનોદ વ્યાયામ૨ક ચાલે છે

**ધાર્મિક સ્થળો** ગોમ્તનાથજીનુ મદિર, નારણદેવનુ મંદિર, સ્વામીનારાયણનુ મદિર, બે રામજી મદિર નીલકડ મહાદેવ



ગાધીઉદ્યાન

વૈજનાથ મહાદેવ કુમેરજી મહાદેવ સોમનાથ મહાદેવ, હનુમાનજી, પચમુખી હનુમાન, રત્નાગર માતા મહાલક્ષ્મી માતા, ફૂલબાઈ માતા અબાજી માતા જૈનોના પાચ દેરાસર, જુમ્મા મસ્જિદ ઘાચીની મસ્જિદ વહોરાની મસ્જિદ તથા બીજી નાની ચારેક મસ્જિદો સત્તર સૈયદની કબરો ખ્રિસ્તીઓના નાના પ્રાર્થનાઘર, ત્રણ પરબડી ગોમ્તનાથજીના મદિરની ગૌશાળા, મીઠાભાઈ ગુલાબચદની પાજરાપોળ ત્રણેક ધર્મશાળાઓ, વગેરે

**નીલકઠ મહાદેવનુ** મદિર મહમદ ગીઝનીના વખતનુ છે મહમદ મૂર્તિભજક હતો તેથી આ મૂર્તિને બચાવવા તેની પ્રતિષ્ઠા ભોયરામા કરવી હતી પણ આ ભોયરુ હયાત છે

**રત્નાગર માતાની** જગા ક્ષયના દર્દીઓનેવસવા માટે ઘણી લાભકારક છે એવા નિષ્ણાત દાક્તરોના અભિપ્રાય છે

મરાઠાઓના શાસન કાળમા નગરના રક્ષણ માટે ચારે બાજુએ ખાઈ ખોદતી વખતે સાડા સાત ફૂટની એક હનુમાનજીની મૂર્તિ નીકળી હતી તેની દરવાજા બહાર ડાબી બાજુએ મીઠાભાઈની ધર્મશાળામા પ્રતિષ્ઠા કરી છે હિંદુઓ કાળી ચૌદશને દિવસે તેના દર્શનાર્થે મોટી સખ્યામા એકઠા થાય છે

**પરા** ગોપાળપરુ કરસન૫રુ હરમાનપરુ ઈસ્લામપરુ

ગોપાળરાવ મામલતદારે કોઈ પ્રસગમા પ્રાણ ગમાવેલો તેમની યાદમા ગોપાળપરુ વસ્યુ છે મરાઠાકાળમા કરસન મુખીએ વસાવેલુ પરુ કરસનપરુ કહેવાય છે

**આધાર** શ્રી અબાલાલ અનુપરામ ત્રિવેદી ડૉ ચોપટલાલ દોલતરામ વૈદ્ય, અને બાબા ધીરજલાલ પ્રાણજીવનદાસ પરીખ તરફથી મળેલી માહિતી

*

## કુમ્ભોચા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૧૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ઝોલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૩ ચો માઈલ ઘરો ૩૬ કુટુંબો ૩૬ વસતી પુ ૯૯, સ્ત્રી ૧૦૭, કુલ ૨૦૬

**શિક્ષણ** શાળા નથી ગામમા ફક્ત ૩ પુરુષ ભણેલા છે

*

## કરકરિયા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી પાચ માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઈલ દૂર આતરસુબા છે ગામમા પચાયત સ્થપાયેલી, પણ સજોગ વશાત્ તે બધ કરવામા આવી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઈલ ઘરો ૯૨ કુટુંબો ૯૩ વસતી પુ ૨૩૦ અને સ્ત્રી ૨૦૯ મળી કુલ ૪૩૯

**શિક્ષણ** શાળા નથી પુ ૧૦૪, સ્ત્રી ૩૪ મળી કુલ ૧૩૮ ભણેલા છે

*

## કલાજી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઈલ ઘરો ૧૫૨ કુટુંબ ૧૫૭ વસતી પુ ૪૫૪, સ્ત્રી ૪૪૧, કુલ ૮૯૫

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લોકલ બો શાળા સ્થપાઈ છે પુ ૪૫ અને સ્ત્રી ૩ મળી કુલ ૪૮ ભણેલા છે

*

## કાકરખાડ

**પરિચય** ઉ અ ૨૩° ૦ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન તોરણાથી પાચ માઈલ દૂર વાત્રક નદીને કાઠે આવેલુ છે આશરે ૩૦૦ વર્ષ પહેલા ડાગરવાથી કરસનદાસ ડાભીએ આવીને તે વસાવેલુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૧૭૬ કુટુંબ ૧૮૬ વસતી પુ ૮૭૪, સ્ત્રી ૮૫૫, કુલ ૧૭૨૯

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ધરો ૬૦ કુટુંબ ૬૩ વસતી પુ. ૧૭૫, સ્ત્રી ૧૫૫, કુલ ૩૩૦ મુખ્ય વસતી ક્ષત્રિય તથા રાવળ લોકોની છે તે લોકો ખેતી અને ખેતમજૂરી કરે છે

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુરુષ ૧ ભણેલો છે

*

## ભગતનુ મુવાડું

**પરિચય** ઉ અ ૨૩° ૦' અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન તોરણાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ખટાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૪ ચો માઈલ ધરો ૩૮ કુટુંબ ૪૧ વસતી પુ ૧૦૪, સ્ત્રી ૮૫, કુલ ૧૮૯

**શિક્ષણ** શાળા નથી પુ ૩૪ અને સ્ત્રી ૫ મળી કુલ ૩૯ ભણેલા છે

*

## ભરકુંડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલ્વે સ્ટેશન મહુધાથી છ માઈલ દૂર આવેલુ છે ભૃગુઋષિ મહાદેવના નામ ઉપરથી ભરકુંડા નામ પડેલુ મનાય છે પહેલા અત્રે ગોહિલ લોકોની વસતી હતી તે પછી ડાગરવાથી ડાભી લોકો આવીને વસેલા કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ધરો ૨૮૮ કુટુંબ ૨૮૮ વસતી પુ ૭૨૦, સ્ત્રી ૬૭૮, કુલ ૧૩૯૮ મુખ્ય વસતી ડાભી રજપૂતોની છે તે લો. ખેતી કરે છે

**સગવડો** વાત્રક નદી છે બે તળાવ છે. નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે સરસવણી (તા મહેમદાવાદ) છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૨ વિદ્યાર્થીઓ અને ૫૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૪ બાળકો ભણે છે પુ ૧૦૯ અને સ્ત્રી ૩૯ મળી કુલ ૧૪૮ ભણેલા છે

*

## ભાટેરા

**પરિચય** ઉ અ. ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ નડિયાદ–કપડવણજ રેલ્વેલાઈન ઉપરનુ એક ફ્લેગ સ્ટેશન છે તે 'પોરડા–ભાટેરાનુ પાટિયુ' કહેવાય છે સ્ટેશનથી ગામ એક માઈલ દૂર છે તે માટે કાચો રસ્તો બાંધેલો છે ઈ સ ૧૯૫૧–૫૨મા આ ગામને ગ્રામસુધારણા શિલ્ડ પ્રાપ્ત કરવાનુ માન મળેલુ.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૫ ચો માઈલ ધરો ૩૭૮. કુટુંબ ૩૮૭. વસતી પુ ૯૫૨, સ્ત્રી ૮૮૫, કુલ ૧૮૩૭ પાટીદાર, ઠાકોર, વણકર, પ્રજાપતિ, વગેરે લોકો વસે છે

**સગવડો** નજીકમા નદી વહે છે બે કૂવા અને એક તળાવ છે ઈ સ ૧૯૫૨થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક આશરે રૂ ૭૦૦ છે તેમાથી ગ્રામસુખાકારી, રસ્તા દુરસ્તી વગેરે કામો થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે નડિયાદ કપડવણજની બસ સર્વિસનો લાભ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી સારી પાકે છે ગામે ખેતીમા વધુ અનાજ આપેલુ તે બદલ સરકારે ગામને રૂ ૧૦૦૦૦નુ ઈનામ આપ્યુ છે તે રકમ ગામમા નિશાળ બધાવવા લોકલ બોર્ડને સુપરત કરવામા આવી છે એક એકરમા વધારે બાજરીનો પાક પકવ્યા બદલ ગામના પટેલ ગિરધરભાઈ નાથાભાઈને રૂ ૪૦૦નુ ઈનામ ૧૯૫૨મા મળ્યુ હતુ

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૨૩ વિદ્યાર્થીઓ અને ૧૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૩૬ બાળકો ભણે છે પુ ૩૯૩ અને સ્ત્રી ૧૮૪ મળી કુલ ૫૭૭ ભણેલા છે એક લાયબ્રેરી છે તેને વિકસાવવા સરકારે રૂ ૫૦૦ બક્ષિસ આપ્યા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, સ્વામીનારાયણનુ મદિર, ભાથીજીનુ દેરુ

**પરુ** પાણિયારુ મુવાડુ

---

**આધાર** શ્રી લાલજીભાઈ બળવંતરાય પરમારે આપેલી માહિતી

*

## ભાયલાકૂઈ

**પરિચય** ઉ અ ૨૩° ૪ અને પૂ રે ૭૩° ૧ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ચાર માઈલ દૂર આવેલુ છે. આશરે ૭૦૦ વર્ષ પૂર્વે ભાઈલાલભાઈ નામના માણસે આતરસુબાથી આવીને આ ગામ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ધરો ૧૦૮ કુટુંબ ૧૦૬ વસતી પુ ૨૫૯, સ્ત્રી ૨૪૭, કુલ ૫૦૬

**સગવડો** બે કૂવા છે સીમમા બે કૂવા પર રેંટ મૂકેલા છે એક તળાવ છે. દોઢ માઈલ દૂર ઉકાજીની મુવાડીના બસસ્ટેન્ડે મોટર બસ મળી શકે છે ચાર માઈલ છેટે આતરસુબાથી દર સોમવારે ટપાલ આવે છે

**ઉદ્યોગ** ખેતી તે સિવાય વણાટકામ તથા માટીકામ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૭૩ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૮૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** રત્નાગરનુ મદિર

## ભૂતિયા

**પરિચય** ઉ અ ૨૮° ૩ અને પૂ રે ૭૩° ૧૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી બાર માઈલ દૂર આવેલુ છે ગામમા આવેલા ભૂતેશ્વર મહાદેવના નામ ઉપરથી તેનુ નામ ભૂતિયા પડેલુ મનાય છે કહે છે કે આશરે ૧૨૫ વર્ષ પર અહીં જગલ જેવુ હતુ તે સાફ કરીને ખેતી કરવા બાજીજી ગોબરજી તથા હરાજી ગોબરજી નામના બે ભાઇઓ ઝેરથી અહીં આવેલા અને ગામ વસાવેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ઘરો ૨૧૭ કુટુબ ૩૧૬ વસતી પુ ૮૮૮, સ્ત્રી ૭૧૮, કુલ ૧૬૦૬

**સગવડો** કબોયા તળ ાવમાથી નીકળતી મહોર નદી, કબોયા તળાવ, તથા એક જૂની વાવ છે આ વાવ ખોદકામ કરતા જમીનમા દટાયેલી મળી આવેલી ચાર માઈલ છેટે ચદ્રનગર મોટર સ્ટેન્ડ છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** ખેતી અનાજ ઉપરાત કપાસ તથા મકાઈ સારા પ્રમાણમા પાકે છે.

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૯૯ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૩ બાળકો ભણે છે ગામના તાબાના વીરણિયા નામના પરામા પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૭૮ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી શભુપ્રસાદ વાસુદેવ જોષીએ આપેલી માહિતી

*

## ભોજાનું મુવાડું

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી આઠ માઇલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઇલ છેટે નિર્માળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૬૭ કુટુબ ૬૭ વસતી પુ ૧૮૬, સ્ત્રી ૧૬૫ મળી કુલ ૩૫૧

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## મદાદરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી આઠ માઇલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઇલ છેટે આતરસુબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઇલ ઘરો ૫૯ કુટુબ ૬૧ વસતી પુ ૧૪૮, સ્ત્રી ૧૩૩, કુલ ૨૮૧ મુખ્ય વસતી ઠાકોર લોકોની છ સૌ ખેતીબધા છે

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે. આતરસુબાથી અમદાવાદ જતી બસ અહીં થઇને જાય છે કાચી સડક છે.

**શિક્ષણ** શાળા નથી નારપુરા ગામે થોડા બાળકો ભણવા જાય છે. તે સિવાય કોઇ ભણેલુ નથી.

*

## મનોરની મુવાડી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન તોરણાથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખડાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો. માઈલ. ઘરો ૨૧ કુટુબ ૨૧. વસતી પુ ૫૫, સ્ત્રી ૪૫, કુલ ૧૦૦

**શિક્ષણ** શાળા નથી. પુ. ૧૬ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૭ ભણેલા છે.

*

## મહુમદપુરા

**પરિચય** ઉ. અ. ૨૩° ૦ અને પૂ રે. ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી બે માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો. માઇલ ઘરો ૫૩ કુટુબ ૬૨. વસતી પુ ૧૪૩, સ્ત્રી ૧૪૭, કુલ ૨૯૦

**શિક્ષણ** શાળા નથી પુ ૭ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૯ ભણેલા છે.

*

## માળ ઈટાડી (પગી ભાગ અને બારૈયા ભાગ)

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી બાર માઈલ અને વાડાસિનોરથી ચાર માઈલ દૂર આવેલુ છે પહેલા અહીં ઈટવાડા ઘણા પડાતા હતા, તેથી અને માળની હદમા ગામ આવેલુ હોવાથી માળ ઈટાડી નામ પડેલુ મનાય છે તે બે ભાગમા છે એક માળ ઈટાડી પગી ભાગ અને બીજુ માળ ઈટાડી બારૈયા ભાગ કહેવાય છે દસ બાર વર્ષ પહેલા ચડિયો નામે એક જાણીતો બહારવટિયો થઈ ગયો તે આ ગામનો વતની હતો.

**વિસ્તાર** પગી ભાગ ક્ષેત્રફળ ૫૬ ચો માઈલ ઘરો ૨૫૮ કુટુબ ૨૭૫ વસતી પુ ૭૦૦ અને સ્ત્રી ૬૬૯, કુલ ૧૩૬૯ બારૈયા ભાગ ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૯૫ કુટુબ ૨૦૪ વસતી પુ ૫૯૪, સ્ત્રી ૫૧૩, કુલ ૧૧૦૭

**સગવડો** સેઢક નદી, ઉમરવા નામનો તળાવ, બે કુવા, એક વાવ છે મગળવારે ટપાલ આવે છે પગી ભાગમા ગામ પચાયત થયેલ છે.

**ઉદ્યોગ** ખેતી અનાજ ઉપરાંત કપાસ, મકાઈ વગેરે પાકે છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૨ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે. પગી ભાગમા પુ ૧૨૦ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૧૪૪ ભણેલા છે અને બારૈયા ભાગમા પુ ૧૨૦, સ્ત્રી ૧૪૦, મળી કુલ ૨૬૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નીલકઠ મહાદેવ, હનુમાનજી, પીરની દરગાહ વગેરે

**પરાં** ભગુજીનુ મુવાડુ, કાઠીનુ મુવાડુ, ઝાના બારૈયાનુ મુવાડુ, તાડનુ મુવાડુ, રાયજી બારૈયાનુ મુવાડુ વગેરે સેઢક નદીનુ પાણી ગામમા પેસી ગયેલુ તેથી ઘરો પડી ગયેના અને વહેળા પડી ગયેના પરિણામે આ જુદા જુદા પરા વસ્યા છે.

**આધાર** જ. રસૂલખાન નાથેખાન પઠાણ અને શ્રી. ફતેસિંહ પૂંજાભાઈ ઝાલાએ આપેલી માહિતી

*

## માળનુ મુવાડું

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઝાન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૬૪ કુટુબ ૭૦ વસતી પુ ૧૯૬, સ્ત્રી ૧૭૧, કુલ ૩૬૭

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## મીરજાપુર

**પરિચય** ઉ અ ૨૨° ૫ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે બહિયેલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૦૦ કુટુબ ૧૧૦ વસતી પુ ૨૮૩, સ્ત્રી ૨૬૬, કુલ ૫૪૯

**શિક્ષણ** શાળા નથી પુ ૧૨ અને સ્ત્રી ૫ મળી કુલ ૧૭ ભણેલા છે

*

## મીરાંપુર

**પરિચય** ઉ અ ૨૩° ૦ અને પૂ રે ૭૩° ૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો. માઈલ ઘરો ૪૫ કુટુબ ૪૬ વસતી પુ ૧૨૭, સ્ત્રી ૧૧૫, કુલ ૨૪૨

**શિક્ષણ** શાળા નથી પુ ૧૩ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૪ ભણેલા છે

*

## મુડેલ રતનપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૩૭૮ કુટુબ ૩૭૮ વસતી પુ ૧૧૨૭, સ્ત્રી ૧૦૭૫, કુલ ૨૨૦૨ મુખ્ય વસતી ખેડૂતોની છે પુ ૩૨૮ અને સ્ત્રી ૮૧ મળી કુલ ૪૦૯ ભણેલા છે, આ ગામ ત્રણ ગામોનુ બનેલુ છે તેની વિગત નીચે પ્રમાણે છે:

(૧) **રતનપુર** વાત્રક નદી છે લો બો નો કૂવો છે ગ્રામ પચાયત છે ટપાલ છીપડીથી આવે છે આ ગામમા વાત્રક નદીને કિનારે માઈનોર ઇરિગેશન ખાતા તરફથી નદીના પાણીના પ્રવાહની ગતિ માપવા માટે લગભગ ૬૦ વર્ષથી એક ગેજ સ્ટેશન' રાખવામા આવ્યુ છે ત્યા એક 'ગેજ કારકુન' તથા એક ખલાસી રોકવામા આવેલા છે

ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૨ વિદ્યાર્થીઓ અને ૩૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૦ બાળકો ભણે છે

(૨) **મોટી મુડેલ** આશરે ૬૫૦ વર્ષ પૂર્વે ડાગરવાના ડાભી રજપૂતે વસાવેલુ ચામુડા માતાના મદિર ઉપરથી ગામનું નામ મુડેલ પડેલુ મનાય છે તે રતનપુરથી આશરે એક ગાઉ દૂર છે તેમા ૧૦૦ જેટલા ઘરો અને ૭૨૦ માણસોની વસતી છે એક તળાવ અને એક કૂવો છે

ચાર ધોરણની લો. બો. શાળા છે તેમા ૪૦ વિદ્યાર્થીઓ અને ૨૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે દા ન વાચનાલય છે બળિયા દેવનું દેરુ તથા મહાદેવનુ મદિર છે

(૪) **નાની મુડેલ** તે રતનપુરથી આશરે અર્ધો ગાઉ દૂર છે. તેમા પુ ૩૪૫, સ્ત્રી ૩૩૦, કુલ ૬૭૫ની વસતી છે એક કૂવો અને એક તળાવ છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૩ બાળકો ભણે છે જોગણી માતાની દેરી છે

*

## મોટી ભાણાવત

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન દાસલવાડાથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઈલ છેટે ખડાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ઘરો ૩૪ કુટુબ ૩૪ વસતી પુ ૯૫, સ્ત્રી ૭૭, કુલ ૧૭૨

**શિક્ષણ** શાળા નથી. કુલ પુ ૮ ભણેલા છે

## મોટી ઝેર

**પરિચય** ઉ. અ ૨૩° ૧૨ અને પૂ. રે. ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી બાર માઈલ દૂર આવેલુ છે. તે ભુજાર પગીએ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૫ ચો માઇલ ઘરો ૩૫૬. કુટુંબ ૩૫૬ વસતી પુ ૬૫૦, સ્ત્રી ૬૧૮ મળી કુલ ૧૨૬૮ મુખ્ય વસતી બારિયા લોકોની છે.

**સગવડો** વરાસી નદી છે, તેનુ પાણી બારે માસ રહે છે. બાકામાં વાવેતર સારુ થાય છે ઝેરથી કપડવણજ બસ સર્વિસ દોડે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત વરિયાળી, મરચા, મગફળી વગેરે પાકે છે.

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે, તેમા ૨૩૬ વિદ્યાર્થીઓ અને ૫૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૧ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળો** એક શિવાલય, રામજી મંદિર, દિગમ્બર જૈનોનુ દેરાસર.

*

## રમાસડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો. માઈલ. ઘરો ૪૨ કુટુંબ ૫૩ વસતી પુ ૧૫૦, સ્ત્રી ૧૧૩. કુલ ૨૬૩.

**શિક્ષણ** શાળા નથી કુલ પુ ૧૮ ભણેલા છે.

*

## રવદાવત

**પરિચય** ઉ. અ ૨૩° ૨ અને પૂ રે ૭૨° ૫૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન દાસલવાડાથી છએક માઈલ દૂર આવેલુ છે ૫૦૦ વર્ષ પૂર્વે રદાજી નામના ઠાકોરે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૫૪૦ વસતી પુ ૧૩૦૪, સ્ત્રી ૧૩૩૭ મળી કુલ ૨૬૪૧ ઠાકોર, વાણિયા સુથાર, વણકર, હરિજન, રાવળિયા, મીર વગેરે લોકો વસે છે

**સગવડો** વાત્રક નદી અંબાલાલ તળાવ ૨૫ કૂવા ચમ કૂવા પર પંપો નાખેલા છે પ્રાથમિક પોસ્ટ ઓફિસ છે અમદાવાદ જવાની બસ સર્વિસની સગવડ છે સરકારી દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય વણકરો ખાદી, કામળ વગેરે વણે છે હરિજનો વાળના દોરડા તૈયાર કરે છે ભરવાડના [illegible] સુથારો આછા અને

શાકો બનાવે છે, તે વખણાય છે તેની નિકાસ પણ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૬ વિદ્યાર્થીઓ અને ૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૦ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળ** રામજી મંદિર

**પરાં** અજમાવત કોટ, પીપળિયા, ઠાકોરજીની મુવાડી, મોતીપરા, વાવની મુવાડી

**અજમાવત કોટ** ઈ સ ના ૧૫મા સૈકામા દિલ્હીના બાદશાહે વાત્રક નદી પરના નાના રજવાડા જેવા કે ખડાલ, પુનાદરા આતરસુબા, ચોઠાસર, માંડવા વગેરેની ખંડણીની વસૂલાત માટે અજમલખાન નામના સુબાને બાર હજારનુ લશ્કર આપીને અહીં મોકલેલો તેણે રમ્ય જગા જોઈ અહીં શહેર વસાવેલુ અને તેના નામ ઉપરથી શહેરનુ નામ અજમાબાદ પડેલુ જે પાછળથી અજમાવત કોટ થયુ હશે એમ મનાય છે

ગામની પૂર્વ દિશાએ નજીકમા જ વહેતી વાત્રક નદી પર એક પુરાતન કિલ્લો આવેલો છે કિલ્લાની અંદર થઈને નદી કિનારે જવાય છે ગામની ચોતરફ આ કિલ્લો બંધાયેલો હોય એમ છૂટક છૂટક રહેલા તેના અવશેષો પરથી માલુમ પડે છે હાલમા આ કિલ્લાના બે માળ હયાત છે, અને નીચે સામસામા પાચ ઓરડાઓ આવેલા છે કિલ્લો ઈંટ, ચૂનો અને મોટા મોટા પથ્થરોથી ચણેલો છે દરવાજાની કમાનો પથ્થરની બનાવેલી છે દરવાજાની આગળની બાજુમા બે બુરજો છે તેમા પહેરો ભરનારાઓના આશ્રમ હોય તેમ અનુમાન થાય છે દસ ઓરડાવાળો આ કિલ્લો ગુજરાતમા અજોડ કહેવાય છે બીજા માળ પર જવા માટે ઈંટો તથા ચૂનાની ચણેલી નીસરણી છે ઉપર જતા ચાર ઓરડા અને મધ્યમા ખાલી જગ્યા નજરે પડે છે શાસનકર્તાઓની આ કચેરી હોવાનો સંભવ છે ત્રીજા માળની ચાર કમાનો હયાત છે અહીંથી બે ત્રણ માઈલ દૂરનો પ્રદેશ જોઈ શકાય છે કિલ્લાની નજીકમા એક કૂવો છે કિલ્લામા કેટલીક જગ્યાએ નળ બનાવેલા છે એટલે તે વખતે નળ વાટે કિલ્લામા પાણી લઈ જવાતુ હશે એમ લાગે છે અમદાવાદ-પાવાગઢનો અહીં રસ્તો હોવાથી આ કિલ્લો બંધાવ્યો છે તેમ કહેવાય છે

વળી હાલમા આ ગામની આજુબાજુ જે ખેતરો આવેલા છે તેમાના કેટલાક ખીપાગોળનો આવારો, મિયાવનનો પીરાણો, શૂળીનો ટેકરો, કોઠારિયા વગેરે નામ થી ઓળખાય છે તે ઉપરથી એવુ અનુમાન થાય છે કે અહીં રાજ્યની વ્યવસ્થાના જુદા જુદા કાર્યોને માટે જુદા જુદા સ્થળો નક્કી કરેલા હશે [illegible] તપોધિયા, [illegible] એવી જાતના નામો પરથી એમ લાગે છે કે અહીં દરેક કોમનો વસવાટ હશે.

[illegible] ગામમા મુખ્ય વસતી [illegible] તેમના [illegible] તેથી ગામ [illegible] આજુબાજુ છે [illegible] વાત્રક નદીનુ [illegible]

ઓફિસ છે સાત ધોરણની લો૦ બો૦ શાળા છે તેમા ૫૫ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૮ બાળકો ભણે છે દા ન વાચનાલય ચાલે છે

ગામમા એક મહાદેવનુ મંદિર છે એક રામજી મંદિર છે તેમા નજીકના જંગલમા પૂર્વે તપ કરતા મહા તપસ્વી સાધુ ગરીબદાસની પાદુકાઓ છે આ સાધુ-મહાત્મા પરમ યોગી હતા અને તેમને કેટલીક સિદ્ધિઓ મળેલી હતી એમ મનાય છે કેટલાક લોકો આ મહાત્માને ગુરુ તરીકે માને છે. દર જન્માષ્ટમીએ મંદિરમા મેળો ભરાય છે

અજમાવત કોટ, અપરૂજી, રવદાવત, સુરાવત, ચેનાવત, વાઘાવત, પથાવત, વજાવત દોઢિયા કૂઈ પીપળિયા, મોતીપુરા, ચરેલ, સંદેસર, મલી, કોસમ વગેરે વાત્રક કાંઠે ૫ દરેક માઈલના વિસ્તારમા આવેલા ગામોનો સમૂહ 'પહાડા'ને નામે ઓળખાય છે આ ગામોના લોકો પરગામ જાય ત્યારે પોતે પહાડેથી આવ્યા એમ કહી પોતાના વતનને ઓળખાવે છે મૂળનુ કોસમ ગામ તૂટીને વસ્તી આ બધા ગામોમા ફેલાઇ ગઈ છે વસતી તૂટવાનુ કારણ કોસમ ગામની આજુબાજુ જમીન સારી નથી, તેમ મનાય છે

આ 'પહાડા' શબ્દનો ઉલ્લેખ એક તામ્રપત્રમા મળી આવ્યો છે હકીકત એવી છે કે અજમાવત કોટથી ચારેક માઈલ છેટે **બદરપુર** ગામ આવેલુ છે ઈ સ ૧૯૫૨ના ચોમાસામા બદરપુરના શંકરલાલ રણછોડદાસ જોષી નામના એક બ્રાહ્મણ (ખેડૂત) જમીન ખેડતા હતા, ત્યારે જમીનમાથી બે તામ્રપત્રો હળને અથડાઈ બહાર આવ્યા હતા આ જમીન બદરપુર નજીક આવેલા અમદાવાદ જિલ્લાના દહેગામ તાલુકાના **હિલોલ** ગામની હદમા છે પહેલા આ હિલોલ આતરસુબા તાલુકાનુ ગામ હતુ આ હિલોલ ગામ અને 'પહાડા'ની જમીનો જોડાજોડ આવેલી છે

હિલોલની જમીનમાથી જડેલા તામ્રપત્રો અમદાવાદની ગુજરાત વિદ્યાસભાને મોકલવામા આવેલા ત્યાના અધ્યાપક ડૉ હરિપ્રસાદ શાસ્ત્રીએ તેનો અભ્યાસ કરી 'બુદ્ધિ પ્રકાશ' માસિકના ઓક્ટોબર ૧૯૫૨ના અંકમા પૃ ૨૯૪ ઉપર એ વિષે લેખ પ્રગટ કર્યો છે એનુ મથાળુ **'મહા સામંત ચંદ્રાદિત્યનુ અપ્રસિદ્ધ દાનપત્ર'** એ પ્રમાણે છે આ લેખમા સદર દાનપત્રની તારીખ **૧૧મી** નવેમ્બર ૭૮૮ની ઠરાવી છે અને એમા થયેલા ગામોના ઉલ્લેખોનો હાલના ગામો સાથે નીચે પ્રમાણે મેળ બેસાડયો છે

' આમાનુ હિલ્લોહિલ ગામ એ હાલ દહેગામ તાલુકામા આવેલુ **હિલોલ** ગામ છે, જેની સીમમા આ દાનપત્ર દટાયેલુ હતુ મેશ્વો ને વાત્રકની વચ્ચે આવેલુ આ ગામ અમદાવાદથી ખડાલ જતા મોટર માર્ગ પર આવેલા **બદરપુર** ગામની ઉત્તરે સવા-દોઢ માઈલને અંતરે આવેલુ છે અમદાવાદથી એ પચીસેક માઈલ પૂર્વે ને દહેગામથી દસેક માઈલ દક્ષિણ અગ્નિ દિશામા આવેલુ છે **પાદ્રાટક** ગામનો સ્થળનિર્ણય કરવો કંઈક મુશ્કેલ છે પરતુ મને લાગે છે કે હિલોલથી ત્રણેક માઈલ પૂર્વે આવેલા રવદાવત ગામ પાસે જે પહાડા નામે કોટ કહેવાય છે, તેમા પાદ્રાટક નામનુ અર્વાચીન રૂપાન્તર જળવાઈ રહ્યુ છે **ખટક્ષાપલ્લિ** એ રવદાવતની અગ્નિએ ને બદરપુરની પૂર્વે આવેલુ **ખડાલ** ગામ હોવુ જોઈએ **ક્રમભ** ગામ એ ખડાલની ઉત્તરે આવેલુ **કોસમ** ગામ છે રવદાવત અને કોસમ કપડવણજ તાલુકામા આવેલા છે રવદાવત વાત્રકને પશ્ચિમ કાંઠે ને કોસમ એને પૂર્વ કાંઠે છે '

**પીપળિયા** પૂર્વે આ ગામમા પીપળાના વૃક્ષ ઘણા હતા, તે ઉપરથી ગામનુ નામ પીપળિયા પડેલુ મનાય છે આશરે ૩૨૫ માણસોની વસતી છે સાત કૂવા છે ચાર ધોરણની લો૦ બો૦ શાળા છે તેમા ૩૧ વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી લાખાજી બાવાજી રાઠોડ, શ્રી શનાભાઈ હરિવલભદાસ શાહ (રવદાવત), શ્રી હસમુખભાઈ મગનલાલ ભટ્ટ (અજમાવત કોટ) અને શ્રી જયંતીલાલ જગજીવનદાસ શાહ (પીપળિયા) તરફથી મળેલી માહિતી

*

## રાજપુર (માંડવા)

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે. નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઇલ છેટે નિર્માળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૪ ચો માઇલ ઘરો ૧૬. કુટુબ ૧૬ વસતી પુ ૪૫, સ્ત્રી ૩૩, કુલ ૭૮.

**શિક્ષણ** શાળા નથી કોઇ ભણેલુ નથી

## રામપુરા (સુંદરવાડી)

**પરિચય** ઉ અ ૨૩° ૧૦ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ચાર માઇલ દૂર આવેલુ છે નિર્માળીથી પણ તે ચાર માઇલ છેટે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઇલ ઘરો ૩૭ કુટુબ ૧૨૮ વસતી પુ ૩૨૭, સ્ત્રી ૩૩૯, કુલ ૬૬૬

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૫ ભણેલા છે

*

## રામપુરા (સોરણા)

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ત્રણ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઇલ. ઘરો ૮. કુટુબ ૮. વસતી પુ ૧૭, સ્ત્રી ૧૭, કુલ ૩૪

**શિક્ષણ** શાળા નથી. કોઈ ભણેલુ નથી.

*

## રેલિયા

**પરિચય** ઉ. અ ૨૩° ૫ અને પૂ રે. ૭૩° ૧૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઇલ દૂર આવેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૪ ચો માઈલ. ઘરો ૫૯. કુટુબ ૬૪ વસતી પુ ૧૮૫, સ્રી ૧૭૩, કુલ ૩૫૮.

**શિક્ષણ** શાળા નથી પુ ૨૩ અને સ્રી ૩ મળી કુલ ૨૬ ભણેલા છે

*

## રોઝાવાડા

આ ગામ ઘણુ નાનુ છે. ૧૯૫૧ની વસતીગણતરી વખતે તે સ્વતત્ર ગામ તરીકે ગણાયુ નહોતુ. પણ આજે રેવન્યુ દફતરે તે સ્વતત્ર ગામ તરીકે ગણાય છે.

*

## લક્ષ્મણપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૩° ૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી અગિયાર માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઇલ ઘરો ·૯ કુટુબ ૮૧ વસતી પુ ૧૮૭ સ્રી ૧૭૮, કુલ ૩૬૫

**શિક્ષણ** શાળા નથી પુ ૩૭ અને સ્રી ૧૫ મળી કુલ ૫૨ ભણેલા છે

*

## લસુંદ્રા

**પરિચય** ઉ અ ૨૨° ૫૫ અને પૂ રે ૭૩° ૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી અગિયાર માઈલ દૂર લૂણી નદીને કાંઠે આવેલુ છે કહેવાય છે કે આશરે ૭૦૦ વર્ષ ઉપર હાલના ગામથી પૂર્વ દિશામા આવેલા હનુમાન આગળ આ ગામ વસેલુ તે વખતે તેનુ નામ લૂણપુર હતુ ૧૦૦–૨૦૦ વર્ષ પછી તે ગામ ભાગીને વાવ નજીક લેરપરના નામે વસેલુ અને ત્યાર પછી હાલનુ લસુદ્રા વસેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૯·૩ ચો. માઈલ ઘરો ૫૮૩ કુટુબ ૬૬૯ વસતી પુ ૨૦૮૯, સ્રી ૧૮૭૬, કુલ ૩૯૬૫ મુખ્ય વસતી ક્ષત્રિય લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** લૂણી નદી છે તથા ટાઢા-ઊના પાણીના કુડ છે. કૂવા તથા તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગામમા બૅટરીથી ચાલતો સરકારી રેડિયો મૂકેલો છે પોલીસ થાણુ તથા ગ્રામ પચાયત છે લો બો.નુ દવાખાનુ છે વિવિધ કાર્યકારી સહકારી મડળી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૬૯ વિદ્યાર્થીઓ અને ૧૦૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૧ બાળકો ભણે છે એક માધ્યમિક શાળા પણ છે પુ ૫૩૨ અને સ્રી ૩૦૮ મળી કુલ ૮૪૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગામની દક્ષિણે એક ટેકરા ઉપર પુરાતની મહાદેવ, હનુમાનજીનુ દેરુ, તથા એક ધર્મશાળા છે તગેડીમા રામક્ષેત્ર છે તેની દતકથા એવી છે કે ત્યા આજુબાજુએ ટેકરા છે એક ટેકરા ઉપર એક તપસ્વી ઋષિ રહેતા હતા તેમને આખે શરીરે કોઢ થયેલા એક વાર ભગવાન રામચદ્રજીએ તેમને દર્શન દીધા ભગવાનને દૂરથી નિહાળી ઋષિએ પોતાના તપોબળથી શરીર પરનો પોતાનો રોગ એક ગોદડી– પર મૂકી દીધો, ને કથા બાળા પર નાખી દીધી પછી ભગવાનને ભેટ્યા થોડીવારે ભગવાનની નજર પેલી ગોદડી કે જેના ઉપર ઋષિને લઈને માખો બણબણતી હતી તેના ઉપર પડી ભગવાને પૂછ્યુ ભક્ત, પેલુ શું છે ' ઋષિએ જવાબ આપ્યો, મને કોઢનો રોગ થયો છે, પણ આપને ભેટવા પૂરતો મે તેને યોગબળથી ઉતારી ગોદડી પર મૂક્યો છે આ સાભળી રામચદ્ર ટેકરી નીચે આવ્યા, ને બાણ મારી ત્યા ટાઢા –ઊના પાણીના કુડ કર્યાં અને તે પાણીથી ઋષિના કોઢ મટાડ્યા. આજે આ કુડમા સ્નાન કરવા ઘણા લોકો આવે છે

*

## લાખામિયાંની મુવાડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ દોઢ માઈલ છેટે ખડાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૨ ચો માઈલ ઘરો ૧૯ કુટુબ ૧૯ વસતી પુ ૫૦, સ્રી ૪૭, કુલ ૯૭

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૧ ભણેલો છે

*

## લાટવેલ

**પરિચય** ઉ અ ૨૨° ૫૫ અને પૂ રે ૭૩° ૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી સાત માઈલ દૂર આવેલુ છે આશરે ૨૦૦૦ વર્ષ પૂર્વે લાટુસિંહે આ ગામ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૯ ચો. માઈલ. ઘરો ૨૧૪ કુટુબ ૨૨૫. વસતી પુ ૪૮૭, સ્રી ૫૪૭, કુલ ૧૦૩૪. મુખ્ય વસતી બારૈયા કોમની છે

સગવડો લૂણી નદી, એક તળાવ, બે કૂવા નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે લસુંદ્રા

ઉદ્યોગ ખેતી ડાંગર, બાજરી વગેરે પાકે છે

શિક્ષણ ચાર ધોરણની લો બો શાળા છે. તેમા ૨૫ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮ બાળકો ભણે છે પુ ૭૮ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૮૯ ભણેલા છે

ધાર્મિક સ્થળ એક મહાદેવ.

*

## લાલપુર (વડાલી)

પરિચય આ ગામ રેલવસ્ટેશન કપડવણજથી સાડા આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે નિર્માળી છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૨૧ કુટુબ ૧૨૮ વસતી પુ. ૩૬૦, સ્ત્રી ૨૯૭, કુલ ૬૫૭.

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૧૧૩ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૨૫ ભણેલા છે.

*

## લાલપુર (નિર્માળી)

પરિચય ઉ અ. ૨૩° ૪ અને પૂ. ૭૨° ૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૫ ચો. માઈલ ઘરો ૧૭ કુટુબ ૧૭ વસતી પુ ૪૧, સ્ત્રી ૩૪, કુલ ૭૫

શિક્ષણ શાળા નથી. પુ ૧૮ ભણેલા છે.

*

## લાલ માંડવા

પરિચય આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે નિર્માળી છે

વિસ્તાર ક્ષેત્રફળ ૩૨ ચો માઈલ ઘરો ૧૫૮ કુટુબ ૧૬૧ વસતી પુ ૪૩૪, સ્ત્રી ૪૧૪, કુલ ૮૪૮

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો. શાળા સ્થપાઈ છે પુ ૭૭ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૯૧ ભણેલા છે

*

## લેટર

પરિચય ઉ અ ૨૩° ૫ અને પૂ રે ૭૩° ૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી નવ માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૩૧૭ કુટુબ ૩૧૭ વસતી પુ ૯૧૪, સ્ત્રી ૮૯૬, કુલ ૧૮૧૦

સગવડો મહોર નદી છે નાનુ તળાવ છે ગ્રામ પચાયત તથા સહકારી મડળી છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી અને કપાસ પાકે છે

શિક્ષણ ૭ ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૬૮ વિદ્યાર્થીઓ અને ૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે

ધાર્મિક સ્થળ બાથીજીનુ દેરુ

પરા (૧) વણઝારિયા જૂના વખતમા વણઝારા અહી વિસામો કરતા. અત્રે તેઓએ એક કૂવો બધાવેલો તે કૂવાના નામ ઉપરથી આશરે બસો વર્ષ પર વસેલા આ પરાનુ નામ વણઝારિયા પડેલુ મનાય છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૭ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૦ બાળકો ભણે છે

(૨) આરમજીનુ મુવાડુ આશરે ૬૦ વર્ષ પૂર્વ પરમાર આરમજી નામાજીએ આ પરુ વસાવેલુ કહેવાય છે અહીથી ચાર વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ સાત બાળકો વણઝારિયાની લો બો શાળામા ભણવા જાય છે

*

## લોટિયા

પરિચય ઉ અ ૨૩° ૮ અને પૂ રે ૭૩° ૧૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ઉમાઈ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૧ ચો માઈલ ઘરો ૧૫ કુટુબ ૧૫ વસતી પુ ૪૭, સ્ત્રી ૪૦, કુલ ૮૭

શિક્ષણ શાળા નથી ફક્ત પુ ૨ ભણેલા છે

*

## વઘાસ

પરિચય ઉ અ ૨૩° ૭ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી છ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વ્યાસવાસણા છે

વિસ્તાર ક્ષેત્રફળ ૩૫ ચો માઈલ ઘરો ૧૪૬ કુટુબ ૧૫૨ વસતી પુ ૪૨૦, સ્ત્રી ૩૯૦ કુલ ૮૧૦

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે ફક્ત પુ ૧૬ ભણેલા છે

## વડધરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ, ઘરો ૭ કુટુંબ ૮૦ વસતી પુ ૨૨૦ સ્ત્રી ૨૨૧, કુલ ૪૪૧

**શિક્ષણ** શાળા નથી કુલ પુ ૭ અને સ્ત્રી ૧ મળી કુલ ૮ ભણેલા છે

*

## વડાલી

**પરિચય** ઉ અ ૨૩° ૪ અને ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી સાત માઈલ દૂર આવેલુ છે વડાદરા બ્રાહ્મણોની વધારે વસતી હોવાથી ગામનુ નામ વડાલી પડેલુ મનાય છે અગાઉ આ ગામ વડોદરા રાજ્યમા હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૨ ચો માઈલ ઘરો ૨૨૫ કુટુબ ૨૩૩ વસતી પુ ૫૭૨, સ્ત્રી ૫૮૩, કુલ ૧૧૭૫

**સગવડો** મહોર નદી છે જૂના વખતની વાવ છે વાવના પાણીથી વાળા નીકળતા તેથી સરકારે તે બધ કરી દીધી છે માત્ર તેના કૂવાનો ઉપયોગ થઈ શકે છે

**ઉદ્યોગ** ખેતી અનાજ ઉપરાત કપાસ તથા મગફળી પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો ઓ શાળા છે તેમા ૫૦ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૦ બાળકો ભણે છે પુ ૧૮૮ અને સ્ત્રી ૩૬ મળી કુલ ૨૨૪ ભણેલા છે એક પુસ્તકાલય છે

*

## વડોલ

**પરિચય** ઉ અ ૨૩° ૦ અને પૂ રે ૭૩° ૧૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૭૫ ચો માઈલ ઘરો ૪૭૧ કુટુબ ૪૮૧ વસતી પુ ૧૨૬૮, સ્ત્રી ૧૨૫૨ કુલ ૨૫૨૦ મુખ્ય વસતી બારૈયા કોમની છે

**સગવડો** મીઠા પાણીનો એક કૂવો છે સીમમા ૭૦ માલિકીના કૂવા છે એક નાનુ તળાવ છે ગ્રામ પચાયત છે દરરોજ ટપાલ આવે છે

**ઉદ્યોગ** ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો ઓ શાળા છે ૧૧૮ વિદ્યાર્થીઓ અને ૩૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૩ બાળકો ભણે છે ૧/૪ ગામ મદદ અને ૩/૪ સરકારી મદદથી શાળા માટે મકાન બધાવવામા આવ્યુ છે પુ ૪૧૯ અને સ્ત્રી ૩૩૭ મળી કુલ ૭૫૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** બાધીખતીનુ દેરુ

*

## વાવનુ મુવાડુ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે આતરસુબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૨૫ કુટુબ ૨૫ વસતી પુ ૫ , સ્ત્રી ૪૮, કુલ ૧૦૭

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## વાવજીપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે તે આશરે ૪૦૦ વર્ષ પૂર્વે વાવજી નામના રજપૂતે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૯ ચો માઈલ ઘરો ૧૧૩ કુટુબ ૧૧૮ વસતી પુ ૨૬૨, સ્ત્રી ૨૨૩, કુલ ૪૮૫ ક્ષત્રિય, તપોધન બ્રાહ્મણો, હરિજન વગેરે વસે છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે.

**સગવડો** વાત્રક નદી એક કૂવો ચાર માઈલ છેટે આતરસુબાથી ટપાલ આવે છે ગ્રામ પચાયત છે જગલખાતાનો બગલો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો ઓ શાળા છે તેમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે પુ ૧૬૫, અને સ્ત્રી ૭૭ મળી કુલ ૨૪૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** કામેશ્વર મહાદેવનુ દેરુ

*

## વાવાવત

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન દાસલવાડાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે આતરસુબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૭૮ કુટુબ ૯૦ વસતી પુ ૨૩૭ સ્ત્રી ૨૧૬ કુલ ૪૫૩

**શિક્ષણ** શાળા નથી કુલ પુ ૩ ભણેલા છે

*

## વાઘાનું મુવાડું

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઇલ દૂર વરાસી નદી ઉપર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઇલ છેટે ગ્રાન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૪ ચો. માઈલ ધરો ૬ કુટુબ ૬ વસતી પુ ૩૬, સ્ત્રી ૨૬, કુલ ૬૨. મુખ્ય વસતી પરમાર લોકોની છે સૌ ખેતી કરે છે.

**શિક્ષણ** શાળા નથી. એક બાળક શાળામા જાય છે ફક્ત એક પુરુષ ભણેલો છે

*

## વાલ્વા મહુડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે ઉમાઈ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ધરો ૨૦ કુટુબ ૨૦ વસતી પુ ૫૩, સ્ત્રી ૬૪, કુલ ૧૧૭

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૪ ભણેલા છે

*

## વાસણા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે કપડવણજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૨ ચો માઈલ ધરો ૪૩ કુટુબ ૪૫ વસતી પુ ૧૪૪, સ્ત્રી ૧૧૧ કુલ ૨૫૫

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૩ અને સ્ત્રી ૧ મળી કુલ ૪ ભણેલા છે

*

## વાંટા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઉમાઈ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ધરો ૬૧ કુટુબ ૬૩ વસતી પુ ૧૭૭, સ્ત્રી ૧૫૩ કુલ ૩૩૦

**શિક્ષણ** શાળા નથી પુ ૪૮, અને સ્ત્રી ૧ મળી કુલ ૪૯ ભણેલા છે

*

## વાંટડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી છ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખડાલ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ધરો ૨૩ કુટુબ ૨૪ વસતી પુ ૫૬, સ્ત્રી ૫૪, કુલ ૧૧૦.

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૭, અને સ્ત્રી ૧ મળી કુલ ૮ ભણેલા છે

*

## વિશ્વનાથપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૭ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે લસુંદ્રા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ધરો ૧૦૧ કુટુબ ૧૧૩ વસતી પુ ૨૮૩, સ્ત્રી ૩૧૯, કુલ ૬૦૨

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૫૦ અને સ્ત્રી ૪ મળી કુલ ૫૪ ભણેલા છે

*

## વ્યાસજીનું મુવાડું

**પરિચય** ઉ અ ૨૩° ૭ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે નિર્માળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ધરો ૧૦૯ કુટુબ ૧૧૭ વસતી પુ ૨૮૫, સ્ત્રી ૨૫૩, કુલ ૫૩૮ મુખ્ય વસતી પરમાર લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ૧૦ કૂવા છે અને એક તળાવ છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો. શાળા સ્થપાઈ છે ફક્ત પુ ૫૧ ભણેલા છે

*

## વ્યાસવાસણા

**પરિચય** ઉ અ ૨૩° ૬ અને પૂ રે ૭૩° ૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી છ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ધરો ૧૪૦ કુટુબ ૧૪૧ વસતી પુ ૪૬૫, સ્ત્રી ૩૮૭, કુલ ૮૫૨

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે અને ૧૯૫૦થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૧૫૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા લાયબ્રેરીને મદદ વગેરે કામો થાય છે

શિક્ષણ સાત ધોરણની સૌ ઓ શાળા છે તેમા ૯૭ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૭ બાળકો ભણે છે પુ ૨૦૬ અને સ્ત્રી ૭૩ મળી કુલ ૨૭૯ ભણેલા છે એક લાયબ્રેરી છે

*

## વેજલપુર

પરિચય ઉ અ ૨૨° ૦ અને પૂ રે ૭૩° ૭ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી ચાર માઈલ દૂર આવેલુ છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૪૮ કુટુંબ ૫૨ વસતી: પુ ૧૩૭, સ્ત્રી ૧૪૪, કુલ ૨૮૧.

શિક્ષણ શાળા નથી કોઈ ભણેલુ નથી.

*

## શાહપુર

પરિચય ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૩° ૦ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કડાણાથી એક માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૨૧૩ કુટુંબ ૨૨૭ વસતી પુ ૫૯૮, સ્ત્રી ૫૨૦ કુલ ૧૧૧૮ મુખ્ય વસતી ક્ષત્રિય સોલંકીની છે

સગવડો નદી છે બે કૂવા છે પોસ્ટ ઓફિસનું ગામ કડાણા છે અને અઠવાડિયે ત્રણ વાર ટપાલ મળે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત મગફળી પાકે છે કેટલાક ગૃહ ઉદ્યોગ રેંટિયા કાંતે છે.

શિક્ષણ ચાર ધોરણની સૌ ઓ શાળા છે તેમા ૪૨ વિદ્યાર્થીઓ અને ૩૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે પુ ૧૩૩ અને સ્ત્રી ૫૪ મળી કુલ ૧૮૭ ભણેલા છે

ધાર્મિક સ્થળ એક મસ્જિદ

પરાં ખોખરવાડા, સાયેર, ભગતવાડુ, ગંગાપુરા

ખોખરવાડા આ પરાંમાં પચાસેક ઘરની વસતી છે [ખરી વસતી મુસલમાન પીંજારાની છે સાત ધોરણની કુંવર સૌ બો શાળા ગામે છે તેમા ૩૭ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૫ બાળકો ભણે છે

*

## શિહોરા

પરિચય આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી નવ માઈલ દૂર આવેલુ છે. નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે નિરમાલી છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૬૭ કુટુંબ ૭૨ વસતી પુ ૧૩૪, સ્ત્રી ૧૪૧, કુલ ૨૭૫

શિક્ષણ ચાર ધોરણની સૌ બો શાળા છે તે વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૮ બાળ છે પુ ૭૮ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૧૦૫ ભણેલા છે

*

## સરખેજ

પરિચય ઉ અ ૨૨° ૫૯ અને પૂ રે ૭૨° ૫૩ આ ગામ રેલ્વેસ્ટેશન તારણાથી પાંચ માઈલ દૂર આવે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ છ માઈલ છેટે બહિયેલ

વિસ્તાર ક્ષેત્રફળ ૨૨ ચો માઈલ ઘરો ૧૯૫ ૨૧૨ વસતી પુ ૪૮૦, સ્ત્રી ૪૬૧, કુલ ૯૪૧

શિક્ષણ ચાર ધોરણની સૌ બો શાળા ચાલે છે ૭૬ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૧ ભણે છે પુ ૧૦૬ અને સ્ત્રી ૪૦ મળી કુલ ૧૪૬ ભણેલા

*

## સરાલી

પરિચય ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૨° ૫૩ આ ગામ રેલ્વેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર

વિસ્તાર ક્ષેત્રફળ ૨૯ ચો. માઈલ ઘરો ૪૯૮ ૫૫૧ વસતી પુ ૧૨૯૨ સ્ત્રી ૧૨૦૫, કુલ ૨૪૯૭ કુંભાર, સુથાર, હરિજન વગેરે વર્ગ છે

સગવડો પાંચ તળાવ છે ૭૭ કૂવા છે અમદાવાદ ડિનોર જતી નવી સડક ગામથી ફક્ત અર્ધો માઈલ દૂર નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે કઠલાલ છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી તે સિવાય સાતેક સાળો હાથવણાટનુ કામ થાય છે

શિક્ષણ ચાર ધોરણની સૌ બો શાળા છે તેમા વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૧ બાળકો નિશાળ ઠાકોર સાહેબની હવેલીમા બેસે છે દસેક વિદ્યાર્થી કઠલાલ ભણવા જાય છે પુ ૩૦૯, સ્ત્રી ૮૮ મળી કુલ ભણેલા છે

ધાર્મિક સ્થળ ૨૦૦ વર્ષ જૂનુ એક મહાદેવનુ દેવળ

પરાં લાટરિયુ, ભાટી મુવાડી, દાદા ખાડનુ મુવાડુ, કૂવાવાળાની મુવાડી, મેસરા પગીની મુવાડી અને ચોર ખાડની મુવાડી તે પૈકી ખેડાચાર પરામા ચાર-ચાર ધોરણની ઉ. સૌ. શાળા ચાલે છે તેના અનુક્રમે ૬૩, ૪૨, ૫૪ અને ૪૨ બાળકો ભણે

*

## સંદેસર

**પરિચય** ઉ અ ૨૩° ૧' અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન દાસનવાડાથી સાત માઈલ દૂર આવેલું છે ખડાલથી તે બે માઈલ છેટે અને આતરસુંબાથી ત્રણ માઈલ છેટે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઈલ, ઘરો ૧૪૭ કુટુંબ ૧૬૪ વસતી પુ ૪૩૫, સ્ત્રી ૩૭૯, કુલ ૮૧૪.

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો. શાળા છે તેમા ૨૨ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૭ બાળકો ભણે છે પુ. ૧૧૭ અને સ્ત્રી ૬૫ મળી કુલ ૧૮૨ ભણેલા છે

*

## સાવલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૭ અને પૂ રે ૭૩° ૬ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૭ ચો માઈલ ઘરો ૨૩૪ કુટુંબ ૨૬૦ વસતી પુ ૬૧૪, સ્ત્રી ૫૬૦, કુલ ૧૧૭૪

**સગવડો** દુકાળ વખતે સરકાર તરફથી ખોદાવાયેલું પ્રખ્યાત સાવલી તળાવ છે ત્રણ કૂવા છે. એક વાવ છે વાવમા શિલાલેખ છે સહકારી મંડળી છે ડાકોર કપડવણજ બસ સર્વિસ આ ગામે થઈને જાય છે ટપાલ રોજ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. સાવલી તળાવના પાણીથી જીરાસર, કોનમ, પંખાળી ડાંગર તથા ભાજિયા ઘઉ પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૫૨ વિદ્યાર્થીઓ અને ૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૨ બાળકો ભણે છે શાળાનુ મકાન બધાવવા ગામલોકોએ લો બો મા રકમ ભરી દીધી છે પુ ૧૮૧, અને સ્ત્રી ૬૧ મળી કુલ ૨૫૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** રામજી મંદિર

**અન્ય હકીકત** આ ગામના ચતુરભાઈ લલ્લુભાઈએ ચારેક વર્ષ પહેલા દહિયપના નામચીન બહારવટિયા નાથુમિયાને ઠાર કરેલો તેની કદર રૂપે કપડવણજ તાલુકા સમિતિએ એમને 'વીર ચતુરભાઈ'નો ચાંદ આપેલો

*

## સાલોડ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન દાસનવાડાથી ચાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે કપડવણજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૮૩. કુટુંબ ૯૫ વસતી પુ ૨૪૬, સ્ત્રી ૨૨૪, કુલ ૪૭૦

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૮ અને સ્ત્રી ૪ મળી કુલ ૧૨ ભણેલા છે

*

## સિકંદર પોરડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે લસૂંદ્રા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૩૬ કુટુંબ ૩૬ વસતી પુ ૯૦, સ્ત્રી ૭૯, કુલ ૧૬૯

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ ૧૯ અને સ્ત્રી ૩ મળી કુલ ૨૨ ભણેલા છે

*

## સિપાઈની મુવાડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખડાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૨૪ કુટુંબ ૨૬ વસતી પુ ૮૨, સ્ત્રી ૫૭, કુલ ૧૩૯

**શિક્ષણ** શાળા નથી, ફક્ત પુ ૩ ભણેલા છે

*

## સિંગપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી દસ માઈલ દૂર વરાસી નદી ઉપર આવેલુ છે. નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અડધો માઈલ છેટે ઝોન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૧૫. કુટુંબ ૧૫ વસતી પુ ૩૬, સ્ત્રી ૨૬, કુલ ૬૨ મુખ્ય વસતી પરમાર લોકોની છે.

**ઉદ્યોગ** ખેતી બાજરી તથા મગફળી સારી પાકે છે

**શિક્ષણ** શાળા નથી બે બાળકો નજીકમા ભણવા જાય છે ફક્ત એક પુરુષ ભણેલો છે

*

## સિગાલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી પાચ માઈલ દૂર આવેલુ છે સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્ય સ્થાપક સહજાનંદ સ્વામી અત્રે પધારેલા તેઓ જ્યા ઊભા રહેલા ત્યા રાયણનુ એક

ઝાડ છે કહેવાય છે કે તેના ફળમા કીડા પડતા સહજાનંદ સ્વામીએ તેની ડાળ પકડી રાયણો ખાધા, ત્યારથી રાયણોમા કીડા નથી પડતા હાલ તે ઝાડ મોજૂદ છે તે ઝાડ તળે સહજાનંદ સ્વામીના ચરણારવિંદ કાયમ રાખવા બાવકામ કરેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ, ઘરો ૧૩૪, કુટુબ ૩૧૪ વસતી પુ ૩૩૭, સ્રી ૩૧૦, કુલ ૬૪૭ બ્રાહ્મણ, ક્ષત્રિય, કુંભાર, રાવળિયા, હરિજન વગેરે વસે છે તેમનો મુખ્ય ધધો ખેતીનો છે

**ભગવડો** ગોપી તળાવની એક જૂના વખતનો પથ્થરનો બાધેલો ઓટો કુવો છે સીમાડામા એક વાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે આતરોલી છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે ફક્ત પુ ૧૪ અને સ્રી ૨ મળી કુલ ૧૬ ભણેલા છે

*

## સુણદા

**પરિચય** ઉ. અ ૨૩° ૪ અને પૂ. રે ૭૩° ૧૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી ૧૦ માઈલ દૂર મહોર નદી ઉપર આવેલુ છે સુડા લોકોએ ગામ વસાવેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૪ ચો માઈલ ઘરો ૨૨૦ કુટુબ ૨૩૮ વસતી પુ ૬૧૩ સ્રી ૫૬૨, કુલ ૧૧૭૫

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી, અનાજ ઉપરાત મકાઈ અને કપાસ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૫ વિદ્યાર્થીઓ અને ૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૨ બાળકો ભણે છે પુ. ૨૫૬, અને સ્રી ૫૭ મળી કુલ ૩૧૩ ભણેલા છે

*

## સુગવત

**પરિચય** ઉ અ ૨૩° ૨ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ દૂર આતરસુબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૫૧ કુટુબ ૫૧ વસતી પુ ૧૩૩, સ્રી ૧૨૮, કુલ ૨૬૧

**શિક્ષણ** શાળા નથી, કોઈ ભણેલુ નથી

*

## સુલતાનપુર (તૈયબપુર)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૪૪. કુટુબ ૪૭ વસતી પુ ૯૬, સ્રી ૮૭, કુલ ૧૮૩

**શિક્ષણ** શાળા નથી કોઇ ભણેલુ નથી

*

## સુલતાનપુર (વડધરા)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી આઠ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૭૭ કુટુબ ૭૭ વસતી પુ ૨૩૧, સ્રી ૨૨૩, કુલ ૪૫૪

**શિક્ષણ** શાળા નથી ફક્ત ૨૮ પુરુષો ભણેલા છે

*

## સુલતાનપુર (શિહોરા)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી તેર માઈલ છેટે આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે નિર્માળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૧૬ કુટુબ ૧૬ વસતી પુ ૪૬, સ્રી ૩૬, કુલ ૮૨

**શિક્ષણ** શાળા નથી ફક્ત પુ. ૯ અને સ્રી ૧ મળી કુલ ૧૦ ભણેલા છે

*

## સુકી

**પરિચય** ઉ અ ૨૩° ૮ અને પૂ રે ૭૩° ૯' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ઉબાઈ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૪ ચો માઈલ ઘરો ૨૮ કુટુબ ૨૮ વસતી પુ ૮૫, સ્રી ૭૫, કુલ ૧૬૦

**શિક્ષણ** શાળા નથી. ફક્ત પુ ૨ ભણેલા છે

*

## સોરણા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૦ ચો. માઈલ ઘરો ૨૦૦ કુટુબ ૨૧૧ વસતી પુ ૫૦૭, સ્રી ૪૮૪, કુલ ૯૯૧

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૪

વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦ બાળકો ભણે છે પુ ૧૦૨ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૧૪ ભણેલાં છે

*

## હમીરપુરા

**પરિચય** ઉ અ ૨૩° ૪ અને પૂ. રે ૭૩° ૦' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કપડવણજથી સાત માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે આતરસુબા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૫૧ કુટુબ ૫૧. વસતી પુ. ૧૧૧, સ્ત્રી ૧૧૭, કુલ ૨૨૮.

**શિક્ષણ** શાળા નથી પુ ૧૧ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૩ ભણેલા છે

*

## હાથિયાની મુવાડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તોરણાથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખડાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૩ ચો માઈલ ઘરો ૫ કુટુબ ૫ વસતી પુ. ૧૧, સ્ત્રી ૭, કુલ ૧૮.

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

# ખંભાત તાલુકો

## તારીજ

**નગરો** ૨ **ગામો** ૧૦૫

**વિસ્તાર** નગરોનું ક્ષેત્રફળ ૨૦ ૩ ચો. માઈલ ગામોનું ક્ષેત્રફળ ૩૨૪ ૨ ચો. માઈલ કુલ ક્ષેત્રફળ ૩૪૪ ૫ ચો. માઈલ

**ઘરો** નગરવિસ્તાર ૧૦૨૨૬, ગ્રામવિસ્તાર ૧૮૩૬૧, કુલ ૨૮૫૮૭.

**કુટુબો** નગરવિસ્તાર ૧૧૫૧૮, ગ્રામવિસ્તાર ૧૯૦૩૧ કુલ ૩૦૫૪૯

**વસ્તી** નગરવિસ્તાર પુ. ૨૩૦૩૬ સ્ત્રી ૨૧૮૩૫, કુલ ૪૪૮૭૧

ગ્રામવિસ્તાર પુ ૪૬૭૯૫, સ્ત્રી ૪૨૬૫૦, કુલ ૮૯૪૪૫

એકંદર વસ્તી પુ ૬૯૮૩૧, સ્ત્રી ૬૪૪૮૫, કુલ ૧૩૪૩૧૬

**ભણેલાં** નગરવિસ્તાર પુ ૧૧૩૫૮, સ્ત્રી ૬૫૧૬, કુલ ૧૭૮૭૪

ગ્રામવિસ્તાર પુ ૧૫૨૧૩, સ્ત્રી ૨૯૮૨, કુલ ૧૮૧૯૫

એકંદર ભણેલાં પુ ૨૬૫૭૧ સ્ત્રી ૧૦૪૯૮, કુલ ૩૭૦૬૯

*

## આદરૂજ

**પરિચય** ઉ અ ૨૨° ૨૮' અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ચાવરપુરાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે તારાપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ઘરો ૬૩ કુટુબ ૬૩ વસતી પુ ૧૫૦, સ્ત્રી ૧૨૮, કુલ ૨૭૮

**શિક્ષણ** શાળા નથી પુ. ૩૭ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૪૭ ભણેલા છે

*

## આમલિયારા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૩૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો. માઈલ ઘરો ૯૭ કુટુબ ૮૯ વસતી પુ. ૨૧૮, સ્ત્રી ૧૯૯, કુલ ૪૧૮

**શિક્ષણ** ચાર ધોરણની લો ઓ શાળા છે તેમા ૨૩ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪ બાળકો ભણે છે પુ ૫૪ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૬૬ ભણેલા છે

*

## ઇસિરવાડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સીંજીવાડા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઈલ ઘરો ૧૩૧ કુટુબ ૧૩૧ વસતી પુ ૨૮૪, સ્ત્રી ૩૦૮, કુલ ૬૦૩

**શિક્ષણ** શાળા નથી પુ ૮૨, સ્ત્રી ૨ મળી કુલ ૮૪ ભણેલા છે

**સગવડો** ઘોડે દૂર કનેવાર તળાવ અને નજીકમા વાડ તળાવ આવેલા છે તેના પાણીથી જમીનને સિંચાઈનો લાભ મળે છે ખંભાતથી તારાપુરની કાચી સડક છે અને એસ ટી. બસ મળે છે તારાપુરથી અઠવાડિયે સોમ, બુધ, શુક્ર, એમ ત્રણ વારે ટપાલ આવે છે સહકારી મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ઘઉં અને ડાંગર પુષ્કળ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો. શાળા છે તેમા ૫૧ વિદ્યાર્થીઓ અને ૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૨ બાળકો ભણે છે ૧૦ બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૧૯૦ અને સ્ત્રી ૩૩ મળી કુલ ૨૨૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, તથા કબીરપંથી મંદિર છે સીમમા અદ્દોશ્વર મહાદેવનુ દેવાલય છે ત્યા શ્રાવણ વદિ ૩૦ ને દિવસે મેળો ભરાય છે આ મહાદેવની જગ્યા ઈંદરણજ, બીલપુર અને મહિયારી એ ત્રણ ગામની વચ્ચે આવેલી છે અગાઉ ત્યા એક મોટુ નગર હશેવુ હશે એમ મનાય છે ગામની ભાગોળે શરણીદેવીના પળિયા છે

આધાર શ્રી આશાભાઈ જીવાભાઈ ચિખલિયાએ આપેલી માહિતી

*

## ઊટવાડા

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ચાવરપુરાથી દોઢ માઈલ દૂર આવ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૭૭ કુટુંબ ૧૮૦ વસતી પુ ૪૦૭ સ્ત્રી ૪૮ કુલ ૯૯૬ મુખ્ય વસતી બારૈયા કોમની છે

**સગવડો** બે તળાવ અને દસ કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ ગઢી માઈલ છેટે તારાપુર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો. બો. શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૦ બાળકો ભણે છે પુ ૧૦૬ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૧૨૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** નીલકંઠ મહાદેવ

*

## ઊંદેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખંભાતથી સાડા પાચ માઈલ દૂર આવેલુ છે અહીના એક શિવાલયમા આવેલા શિલાલેખ ઉપરથી ગામ સંવત ૧૩૪૬ના અરસામા વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૮ ચો. માઈલ ઘરો ૯૦૧ કુટુંબ ૯૫૨ વસતી પુ ૨૪૧૪, સ્ત્રી ૨૨૨૫ કુલ ૪૬૩૯

**સગવડો** ગામતળમા આઠ કૂવા છે સીમમા ૪૦૦ જેટલા કૂવા છે ગ્રામપંચાયત યુવક મંડળ બ્રાન્ચ પોસ્ટ ઓફિસ, બસ સર્વિસ કો-ઓપરેટીવ ક્રેડિટ એન્ડ ગ્રિફ્ટ સોસાયટી મલ્ટિ પરપઝ સોસાયટી, મુસ્લિમ ખેડૂત સહકારી મંડળ બારૈયા ખેડૂત મંડળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૨૮ જેટલા કૂવાઓ ઉપર એન્જિન ૫૫ ગોઠવેલા છે ત્રણ ફ્લોર મિલ ૯૧૨ સાથે ચાલે છે નાનુ લેથનુ કારખાનુ છે તે વડે પાઇપોના ખાંચા પાડવાનુ કામ થાય છે હરિજનો ટોપલા તથા સૂપડા બનાવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો. શાળા છે તેમા ૩૯૪ વિદ્યાર્થીઓ અને ૧૯૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૯૧ બાળકો ભણે છે પુ ૭૫૮ અને સ્ત્રી ૧૭૯ મળી કુલ ૯૩૭ ભણેલા છે સાર્વજનિક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** જૂના મહાદેવ ને બળિયાદેવ વેરાઈ માતા રામાનુજી સંપ્રદાયનુ મોટુ રામજી મંદિર લાલજી મહારાજનુ મંદિર કબીરપંથી મંદિર પીરાણા સંપ્રદાયનુ મંદિર

જૂના મહાદેવ આગળ પૂર્વે એક મોટુ ગામ હતુ એમ મનાય છે કહે છે કે અતિવૃષ્ટિથી તે નાશ પામેલુ ત્યાર પછી તે ગામના લોકોએ બે ભાગમા ચીડિયા અને વીરપુરમા વસવાટ શરૂ કર્યો ચીડિયા ગામમા વસવાટ કરનાર સુખી થયા એટલે વીરપુરના રહીશોએ ચીડિયા જોડે ટીંબાનીમા વસવાટ કર્યો પરિણામે ઊંદેલ ગામ પાપડીપટે વસેલુ છે

શાહીમીર પીરની દરગાહ પુરાણી છે એક કાળે આ શાહી મીરની દસ્તાવેજોમા શાખ લખાતી તેઓ ચમત્કારી પુરુષ હતા એમ મનાય છે

આધાર શ્રી ગોરધનભાઈ પ્રહલાદજી ઘડાભાઈ આપેલી માહિતી

*

## કણઝટ

**પરિચય** ઉ અ ૨૨° ૧૪ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન સાયમાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૮૬ કુટુંબ ૧૮૭ વસતી પુ ૫૪૬ સ્ત્રી ૪૯૬ કુલ ૧૦૪૨ મુખ્ય વસતી પાટીદાર અને પારણવાડિયાની છે

**સગવડો** બે તળાવ છે મીઠા પાણીનો એક બાંધેલો કૂવો છે સીમમા બાર કૂવા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

ઓફિસ છે ગ્રામ પંચાયત છે દવાખાનું, જૈન મંડળ, સહકારી મંડળી વગેરે પણ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ખેડૂતોને એન્જિન પંપો અને ટ્રેક્ટરનો લાભ મળે છે તે સિવાય હાથસાળની સાળો, દળવા-ખાંડવાની ઘંટીઓ તથા સિમેન્ટના નળનું કારખાનું ચાલે છે

**શિક્ષણ** છ ધોરણની [illegible] શાળા છે તેમાં ૧૧૦ વિદ્યાર્થીઓ અને ૬૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૮ બાળકો ભણે છે તે સિવાય બાલ મંદિર અને [illegible] સ્કૂલ ચાલે છે પુ ૩૬૭, અને સ્ત્રી ૧૮૧ મળી કુલ ૫૪૮ ભણેલા છે ગામના કેટલાક યુવકો, ડૉક્ટરો, વૈદો, [illegible], ઈજનેરો, પ્રોફેસરો અને શિક્ષકો તરીકે નામાંકિત થયેલા છે

**ધાર્મિક સ્થળો** સોમનાથ મહાદેવ, ભીમનાથ મહાદેવ, બહુચરાજી માતા, ફુલબાઈ માતા, વહેરાઈ માતા, બળિયાદેવ, દીપમાળ રામજી મંદિર, લાલજી મંદિર જૈન મંદિર, ભડકેશ્વર મહાદેવ, નાથીજી, બાવા પીર

**દંતકથા** સોમનાથ મહાદેવ આગળના કુંડ વિષે એક દંતકથા છે એક રાજાને પેટનું દરદ હતું તેના શરીરે ખૂબ આગ બળતી રાજાને રાત્રે સ્વપ્નું આવ્યું કે અમુક ખાબોચિયામાં નાહવાથી તને આરામ થશે તે પ્રમાણે કરતા તેની બીમારી ઓછી થઈ, એટલે તેણે ખાબોચિયાની જગાએ કુંડ બનાવડાવ્યો હાલ તે સોમનાથનો કુંડ કહેવાય છે ઘણા શ્રદ્ધાળુ લોકો પાણીની ચમત્કારિક અસરની માન્યતા ધરાવીને કુંડમાં નાહવા આવે છે આ અંગે કહેવત પડી છે કે 'દુખિયું તળાવ સોમનાથનો કુંડ, ને ગયો કૂવો, જે ના નાય તે જીવતો મૂવો'

*

## કાનાવાડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી બાર માઈલ દૂર આવેલું છે આશરે ૭૦ વર્ષ પૂર્વે કોઈ ભરવાડે તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૬ ચો માઈલ ઘરો ૧૦૭ કુટુંબ ૧૦૭ વસતી પુ ૨૨૧, સ્ત્રી ૨૧૨, કુલ ૪૩૩

**સગવડો** મીઠા પાણીનો કૂવો છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે પોલીસ આઉટ પોસ્ટ છે અને નહેર અહીં થઈને પસાર થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કપાસ પાકે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની [illegible] શાળા છે તેમાં ૩૧ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે પુ ૪૪ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક હનુમાનજીનું દેરું છે ભાદરવા સુદ ૧૧ ને રોજ ત્યાં મેળો ભરાય છે આ મેળો ત્રણ દિવસ સુધી ચાલુ રહે છે

*

## કાળી તળાવડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૧' અને પૂ રે ૭૨° ૩૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી તારાપુરને રસ્તે આવેલું છે ગામની ભાગોળે [illegible] માતાનું દેરું છે, અને થોડે દૂર કાળી તળાવડી છે તે ઉપરથી ગામનું નામ કાળી તળાવડી પડેલું છે પૂર્વે કોઈ સાધુબાવાએ ગામ વસાવેલું મનાય છે ગામ બે ભાગમાં છે એક જૂનું કાળી તળાવડી જ્યાં બારૈયા લોકો અને બીજી કોમો વસે છે બીજું નવું કાળી તળાવડી, જ્યાં પાટીદાર લોકો જ વસે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૬ ચો માઈલ ઘરો ૧૩૦ કુટુંબ ૧૪૯ વસતી પુ ૩૭૪, સ્ત્રી ૨૩૭, કુલ ૬૧૧

**સગવડો** [illegible] તળાવ, એક જૂની [illegible] વાવ તથા ચાર કૂવા છે. સહકારી મંડળી તથા સેવાદળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય પ્રજાપતિઓ અહીંની માટીમાંથી લાખથી પાસીને અથાણાંની સુંદર બરણીઓ બનાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની [illegible] શાળા છે. તેમાં ૩૩ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪ બાળકો ભણે છે પુ ૧૧૮ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૧૪૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** બળિયા દેવ, ફૂલબાઈ અને હડકમાઈની દેરીઓ.

---

**આધાર** શ્રી બાબરભાઈ લલ્લુભાઈ પટેલે આપેલી માહિતી

*

## કોડવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી એક માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૭ ચો માઈલ ઘરો ૩૧ કુટુંબ ૩૧ વસતી પુ ૭૫, સ્ત્રી ૮૨, મળી કુલ ૧૫૭

**શિક્ષણ** શાળા નથી પુ ૧૧ અને સ્ત્રી ૯ મળી કુલ ૨૦ ભણેલા છે

*

## ખટનાલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી સાત માઈલ દૂર આવેલું છે આશરે ૬૦૦ વર્ષ પૂર્વે આ ગામ છ રસ્તા ઉપર આવેલું (ખટ

ઘટી ગઈ છે, અને દરિયાઈ વેપાર ઓછો થઈ ગયો છે આજે એ પ્રવાસીઓ નથી, એ વ્યાપારીઓ નથી, એ વિશાળ વહાણો અને ગંજાવર વખારો નથી આજે તો એનુ સ્મરણ માત્ર રહી ગયુ છે

આમ છતા ખંભાતના સમુદ્ર કિનારાનુ દર્શન આજે પણ સૌ કોઈના હૈયાને ઠારે છે કિનારે ઊભા રહી ચારે બાજુ દૃષ્ટિપાત કરતા દક્ષિણ બાજુએ કાવી અને શારોદ ગામો દૂર દૂર ક્ષિતિજમા નજરે પડે છે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણે કોઈ વાર શાંત અને કોઈવાર ઘૂઘવતો સાગર જણાય છે સાગરની ઉત્તર દિશાએ ખંભાત નગર આવેલુ છે ગુજરાતના કવિસમ્રાટ શ્રી નાનાલાલના શબ્દોમા કહીએ તો—‘ સાગર એટલે તો જાણે આકાશ ઉતારી પૃથ્વીએ પાથર્યું, દરિયાવ તો હાથ લંબાવીને આભ ઝીલી રહ્યો છે જળલહેરીમા સ્વર્ગતીર્થને '' ( જહાંગીર–નૂરજહાં–પૃ ૮૪ )



ન્યાયમંદિર

ચૈત્રી પૂર્ણિમાની પુરબહાર ખીલેલી ચાંદનીમા અનેક યાત્રીઓના પાવા–વાંસળીના મીઠા સ્વરોથી અને ગ્રામદેવીઓના ઊંચા સૂરોથી ગવાતા ગ્રામગીતોથી મહેરામણ ગહેકી ઊઠે છે, અને ભરતીના ધસી આવતા જળમા અસંખ્ય રસિયાઓ સ્નાન કરીને હર્ષથી રાચી ઊઠે છે ત્યારે આજે પણ ઘડીભર આ ખંભાત નગર ‘આદિ નગર ત્રંબાવતી અમરાપુરી અવતાર’ બની જાય છે

નગરની પૂર્વ દિશાએ શકરપુર આવેલુ છે આ રસ્તે થઈને આગળ ઊંદેલ, વત્રા, બૂચેલ, ગલ વગેરે ગામોએ જવાય છે ઉત્તરે નગરા ગામ આવેલુ છે તે ખંભાતથી ત્રણ માઈલ દૂર છે પહેલા ખંભાત નગર ત્યા વસેલુ હતુ આજે પણ ત્યા પ્રાચીન અવશેષો મળી આવે છે ત્યાથી આગળ ભાલબારામા જવાય છે પશ્ચિમે સમુદ્રનુ ભાઠુ આવેલુ છે પરતુ તે રસ્તે થઈને નેજાનો રસ્તો નીકળે છે તે રસ્તે આગળ જતા એટલા બધા તાડના વૃક્ષો આવે છે કે ત્યા તાડનુ વન હોય એવો દેખાવ થાય છે. નેજા અને નગરાની હદોમા આ પ્રદેશ ઘણો મનોહર છે દક્ષિણ દિશાએ સમુદ્રદેવ રક્ષા કરી રહ્યા છે સામે કાંઠે કાવી, શારોદ વગેરે આવેલા છે આ સ્થળોએ વહાણ મારફતે જઈ શકાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૩ ૧ ચો માઈલ ઘરો ૮૦૧૮ કુટુંબ ૧૦૩૧૦ વસતી પુ ૧૮૯૭૩, સ્ત્રી ૧૮૦૬૫, કુલ ૩૯૦૩૮ અહી અઢારે વર્ણ વસે છે એમ કહી શકાય છતા મુખ્ય વસતી પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, જૈન અને મુસલમાનોની છે અન્ય વસ્તી થોડા થોડા પ્રમાણમા છે છેલ્લા કેટલાક વર્ષથી કાઠિયાવાડના લોકો આવ્યા છે, તથા બીજા કેટલાક ધંધાર્થે આવ્યા છે. આથી વસતીમા કઈક વધારો થયો છે પરતુ ખંભાતના ઊંચી કોમના અને મધ્યમ વર્ગના કેળવાયેલા લોકોને નગરમા નોકરી કે કામ



કેનેડી હોસ્પિટલ

ધંધો મળતો નથી આથી એમને વતન છોડવુ પડે છે વર્ષોથી આવુ બનતુ આવ્યુ હોવાથી એક વખત અહીયા જે પારસી, ખડાયતા, લાડ વાણિયા, નાગર વાણિયા વગેરેની વસતી હતી તે તો હવે છે જ નહિ અને બ્રાહ્મણો શ્રીમાળી વાણિયા, પાટીદાર વગેરે કોમોની વસતી અર્ધી પણ રહી નથી એમ કહી શકાય અત્રેથી વહોરા લોકો પણ મોટા શહેરોમા જઈને મોટો વેપાર ખેડે છે ગામમા માત્ર તેમના નામના ઘરો રહ્યા છે આમ વસતીનો મોટો ભાગ મુંબઈ, અમદાવાદ, ભાવનગર, વડોદરા વગેરે શહેરોમા વસવા જતો રહ્યો છે શહેરની વસતીમા કેવા ફેરફારો થતા રહ્યા છે તે નીચેના આંકડા પરથી સમજાય છે —

| વર્ષ | વસ્તી |
|---|---|
| ૧૮૭૧ | ૩૩૭૦૮ |
| ૧૮૮૧ | ૩૬૦૦૭ |
| ૧૮૯૧ | ૩૧૭૮૦ |
| ૧૯૦૧ | ૩૧૭૮૦ |
| ૧૯૧૧ | ૨૮૦૨૮ |
| ૧૯૨૧ | ૨૭૩૫૧ |
| ૧૯૩૧ | ૩૨૮૭૭ |
| ૧૯૪૧ | ૩૪૯૪૮ |
| ૧૯૫૧ | ૩ ૦૪૨ |

ખંભાતની કેટલીક પોળો તથા લત્તાના નામ તેમા રહેનાર લોકોની જ્ઞાતિ ઉપરથી પડેલા છે જો કે આજે તે બધી પોળો કે લત્તામા નામ પ્રમાણે જ વસતી હોય એવુ રહ્યુ નથી છતા

કેવાં ખંભાતમાં કેવી વસતી રહેતી હતી તેનો ખ્યાલ એ મો ઉપરથી આવે છે. તેની યાદી નીચે પ્રમાણે છેઃ—

બ્રાહ્મણવાડો, વાણિયાપોળ, ભરડાવાડ, નાગરવાડો, લાડવાડો, નીવાડો, રજપૂતવાડો, સુતારવાડો, વાળંદવાડો, કડિયાપોળ, ટવાડો, મણિયારવાડો, કંસારવાડ, કાછિયાપોળ, ખાતરીપોળ, ંસારવાડ, ખેડાવાળની પોળ, સાત બ્રહ્મપોળ, ચોવીસી બ્રહ્મપોળ, કાપરી, પખાલીવાડ, વાઘરીવાડ, કુંભારવાડ, દલવાડીવાડ, ળીવાડ, ઢીપવાડ, રાવળિયાવાડ, નગારચી વાડ, હીજડાવાડ, ઘીવાડ, ખાટકીવાડ, ચુનારવાડ, વહોરવાડ, પારસીવાડ, પોમલાં-ડ, શેખવાડી, રબારીવાડ, ખતાલી વાડ, માળીવાડો, સાબજી ળ વગેરે



ટાવર

સગવડો જળાશયોમાં ખભાતનો અખાત, નારેશ્વર તળાવ, માદળાનું તળાવ, નેરાનું તળાવ, ગાંગડિયાનું તળાવ, નેજાનું તળાવ, શાબાન તળાવડી, ભૈરવનાથની વાવ, મોતીવાળાની વાવ, વચલી વાવ, પડી ગયેલી રાયની વાવ. બીજી એક પડી ગયેલી વાવ, શેખાજીની વાવ તથા અનેક કૂવા છે. એક જ બાજુએ ઘણા કૂવા અને વાવો આવેલી હોવાથી તે તરફનો દરવાજો 'પાણિયારી દરવાજો' કહેવાય છે

તળાવોમાં નારેશ્વરનું તળાવ સૌથી મોટું છે. તેને પૂર્વ કાંઠે ગોસાઈજી મહારાજની બેઠક છે, ઉત્તર તેમજ પશ્ચિમ તરફ બાગો આવેલા છે, દક્ષિણના કિનારે કૂવા ખોદાવી વોટરવર્કસની યોજના થયેલી છે તળાવમાં નાહવા-ધોવાની મનાઈ હોવાથી તેનું પાણી સ્વચ્છ રહે છે. તળાવથી ઉત્તર તરફ આગળ કાંસ ખોદેલો છે. તે અપંગ નહેરને નામે ઓળખાય છે, અને તેનો સંબંધ ઠેઠ સાબરમતી નદી સાથે છે

માદળાના તળાવને કાંઠે હિંદુઓનાં ઘણાં દેવસ્થાનો આવેલા છે. તે તળાવ કલ્યાણરાય નામના મંત્રીએ બંધાવેલું કહેવાય છે. તળાવને પડખે તેમ અંદર કેટલીક વાવો છે. હાલમાં તળાવનું પાણી ઢોરને પાવા માટે તથા નાહવા-ધોવા માટે વપરાય છે.

શાબાન તળાવડી આગળ શાબાન પીરની જગા છે. આ બાવા શાબાન પીર રાજપીપળામાં રતનપુર પાસે 'બાવા ગોર' નામના જે પીર છે તેમના ભાઈ હતા. ખંભાતમાં અકીકનો ધંધો શીખવનાર તેઓ હતા એમ કહેવાય છે. એ ધંધો કરનાર અકીકિયા કહેવાય છે. તેઓ શાબાન પીરને માને છે, અને તેમના ઉરસને દિવસે ખાસ કરીને દીવો કરી નાળિયેર વધેરે છે.

નગરમાં ૨૩૪૫૫ ફૂટ (રનિંગ ફૂટ) લાંબા મેટલના રસ્તા, ૩૬૫૪૫ ફૂટ લાંબા ડામરના રસ્તા અને ૩૯૫૯૮ ફૂટ લાંબા કાચા છતાં સારી રીતે જળવાયેલા રસ્તા છે દરેક રસ્તાની પહોળાઈ ૧૫-૨૦ ફૂટથી ઓછી નથી. સ્ટેશનથી ગવારા સુધીનો મુખ્ય સ્ટેશન રોડ ૪૦-૫૦ ફૂટ પહોળો છે નગરની અંદરની ગલીઓમાંની મોટા ભાગની ૧૦ ફૂટ કે તેથી વધુ પહોળી છે, અને જે કોઈ એથી ઓછી પહોળી છે તેને મોકો આવ્યે ૧૦ ફૂટની બનાવવાની મ્યુનિસિપાલિટીએ નેમવાઈ કરેલી છે.



સાડી વણાય છે

ખંભાતથી કડાણા, ગોલાણા, વડગામ, ધોળકા ધંધુકા તથા અમદાવાદ જવાની બસ સર્વિસની સગવડ છે તારની સગવડ-વાળી એક સબ પોસ્ટ ઓફિસ તથા ટેલિફોન ઓફિસ છે. વીજળીની સગવડ છે મ્યુનિસિપાલિટી છે તેના તરફથી બંબાથાણું અને નવાબ જાફરઅલીખાન વોટરવર્કસ ચાલે છે સિવિલ જજ (જે. ડી.) તથા જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, મામલતદાર કચેરી, ટ્રેઝરી ઓફિસ, પી ડબલ્યુ. ડી. ના ઓવર-સિયરની ઓફિસ, પોલીસ કચેરી, જકાત ખાતાના અધિકારીની કચેરી, સરકારી ચોરો, ડાક બંગલો, કોંગ્રેસ સમિતિની ઓફિસ વગેરે છે

કેનેડી હોસ્પિટલ, ઝનાના હોસ્પિટલ, તથા જાનવરોનું દવાખાનું એ ત્રણ સરકાર તરફથી ચાલતાં દવાખાનાં છે ખંભાત ભગિની સેવા સમાજ તરફથી એક 'રામટેક્સ સેવાધર્મ દવાખાનું' ચાલે છે તેમાં મફત દવા અપાય છે. તે ઉપરાંત એક ખાસ

મોટર રાખેલી છે તેની મદદથી ગામડામાં પણ મફત દવાઓ પહોંચાડવામાં આવે છે એક સ્થાનિક કમિટી લોકો પાસે ફાળો ઉઘરાવીને એક પ્રસૂતિગૃહ ચલાવે છે તે સિવાય ૧૨ એલોપેથિક ડૉક્ટરો, એક હોમિયોપેથિક ડૉક્ટર અને કેટલાક આયુર્વેદિક દાક્તરોના ખાનગી દવાખાના પણ છે અગાઉ એક બહુબેગમ હૉસ્પિટલ ચાલતી તે હાલમાં સરકારે બંધ કરી છે



શેતરંજી વણાય છે

એડવર્ડ સેવન્થ મેમોરિયલ ગાર્ડન નામથી ઓળખાતો એક સુંદર બગીચો છે તે સ્ટેશનની નજીક છે તેમાં વચ્ચે ફરતો ફુવારો મૂકેલો છે બાગમાં મોટા ખર્ચે પથ્થરનો દરવાજો બનાવેલો છે નગરના ઘણા લોકો આ બાગનો લાભ લે છે નારેશ્વર તળાવના કિનારે હુસેનીબાગ છે તે ના. મિરઝામહમદ કુલીખાન સાહેબના તાબામાં છે તેમાં લીંબુ વાસ, દાડમ, જામફળ લીલા અંજીર, વગેરે ઉછેરવામાં આવ્યા છે એ બાગની નજીકમાં જ લાલબાગ છે તેમાં પણ ઘણી જાતના ઝાડો ઉછેરેલા છે તેમાં બાળકોનું ક્રીડાંગણ તથા લાઉડ સ્પીકર સાથેના રેડિયોની સગવડો કરેલી છે તળાવની દક્ષિણ બાજુએ પબ્લિક બાગ છે અગાઉ તેમાં ઘણી જાતના ઝાડો ઉછેરેલા હતા તે વખતે મેમોરિયલ બાગ નહિં હોવાથી નગરના લોકો ત્યાં ફરવા જતા હાલ આ બાગમાં નવાબનો ‘લાલેઝાર’ બંગલો બાંધવામાં આવ્યો છે તેથી તેનો બાગ તરીકે જાહેર ઉપયોગ થતો નથી માદળાના તળાવની દક્ષિણે નવાબનો દિલકુશા બાગ આવેલો છે પહેલા તેમાં દિલને ખુશ કરે એવા ઝાડો અને છોડ ઉછેરવામાં આવતા ગામથી એક ગાઉ જેટલા અંતરે નેજાનો બાગ છે તે બાગમાં નવાબનો બંગલો છે તેની નજીક તળાવ છે તે નેજાનું તળાવ કહેવાય છે

અંબાલાલ કોલસાવાળાનું એક આરોગ્ય મંદિર છે શેઠ જગનરામ જગન્નાથ જીમખાનું છે બે સિનેમા ચાલે છે જાફર અલીખાન ટાવર, તથા ગિરધર ટાવર છે ધી કેમ્બે હિંદુ મરચન્ટસ કો ઓપરેટીવ બેંક, ખેડા જિલ્લા મધ્યસ્થ કો ઓપરેટીવ બેંકની શાખા, ખંભાત તાલુકા ખરીદ વેચાણ સંઘ વગેરે છે

ઉદ્યોગ પહેલા અહીં લોખંડના મજબૂત તાળા, કાનું કાપડ, શેતરંજીઓ, અને કાપડને લગતી બીજી ચીજો બનતી અને ખૂબ વખણાતી આજે એ બધાની ખ્યાતિ ઓસરતી જઈ નામશેષ બની છે આજે પહેલાનો અકીકનો ઉદ્યોગ ચાલુ રહ્યો છે તેના આશરે ૨૦૦ જેટલા કારખાના ચાલે છે અકીકના પથ્થરના એરિંગ, બટન, વીંટીઓ, માળાઓ વગેરે ચીજો બને છે, અને તે અરબસ્તાન અને મીસર તરફ જાય છે; અને અકીકના લબગોળ દાણા ચીનમાં જાય છે આસામમાં મોદન અકીકની ગોળ કે પાસાદાર આશરે બે ઇંચની લાંબી અને ચોખાના દાણા જેટલી જાડી નળીઓ વગેરે જાય છે માણેક ઘસવાનો ઉદ્યોગ પણ ચાલે છે પણ એ બધામાં પહેલા જેવી કમાણી રહી નથી રેશમી દક્ષિણી સાડીઓનો ઉદ્યોગ હજી ચાલે છે આ સાડીઓનું કામ હાથસાળ ઉપર થતું હોઈ એમાં સંચાની હરીફાઈને હજુ સ્થાન પ્રાપ્ત થયું નથી તેથી તે ઉદ્યોગ હજીયે સારો ચાલે છે એમ કહી શકાય હિંદુસ્તાનના ઘણા ભાગમાં ખંભાતની સાડીઓ જાય છે શેતરંજીઓ બનાવનાર કુટુંબોમાંથી હવે એકાદ કુટુંબ એ કામ કરે છે લાકડામાંથી ચૂડીઓ બનાવનાર થોડા કારીગરો છે તેમનો માલ દક્ષિણ તરફ જાય છે આ સિવાય માટીના વાસણ, કાથીના દોરડા તાંબાના ઘડા, હેગડા વગેરે બનાવવાના આછા પાતળા ઉદ્યોગો પણ ચાલે છે એક કાપડ બનાવનારી ‘શુભ લક્ષ્મી મિલ’ છે દિવાસળીના ત્રણ કારખાના હતા તે હાલમાં બંધ છે એક તેલની મિલ તથા કેટલીક પાવરલૂમ્સ ચાલે છે



જુમ્મા મસ્જિદનું એક દૃશ્ય

ચોપડા બાંધવાના કાગળો પહેલા બનતા હતા, પણ હાલમાં કોઈ બનાવતું નથી છતાં અહીંના માણસો અમદાવાદ વગેરે સ્થળે જઈ વસેલા છે તેઓ ત્યાં રહી કાગળો બનાવે છે તેને આજે પણ ‘ખંભાતી કાગળો’ કહે છે

એક બરફનું કારખાનું છે ત્રણ જિન છે એક કોટન પ્રેસ છે ત્રણ લાકડાના કારખાના છે તે પૈકી ‘કેમ્બે સૉ મિલ્સ’

ા લાકડા વહેરવાનુ સૌથી મોટુ કારખાનુ છે ગામમા કુલ ૨૧૩૫ કાનો છે

**શિક્ષણ** લો બો તરફથી ધો ૫થી ૭ની મુખ્ય કુમારશાળા, ા ધોરણવાળી બે મિશ્રશાળાઓ, ત્રણ ધોરણવાળી એક મિશ્રશાળા, ાર ધોરણવાળી ત્રણ કુમારશાળા અને એક મિશ્રશાળા, સાત ોરણવાળી એક મુખ્ય કન્યાશાળા, ચાર ધોરણવાળી બે કન્યાશાળા ને છ ધોરણવાળી એક ઉર્દૂ મિશ્રશાળા—એમ કુલ ૧૨ પ્રાથમિક ાળાઓ ચાલે છે તેમા એકદરે ૨૭૨૯ વિદ્યાર્થીઓ અને ૧૪૭૮ વદ્યાર્થિનીઓ મળી કુલ ૪૨૦૭ બાળકો ભણે છે આ સિવાય મળાલક્ષ્મી બાલમદિર, નૂતન બાલમદિર, ચદનબાઈ જૈન કન્યા ાળા, ખભાત હાઈસ્કૂલ, ખભાત મિડલ સ્કૂલ, મદ્રસયે તૈયબિયાહ મડલ સ્કૂલ તથા ખભાત એજ્યુકેશન સોસાયટી સાર્વજનિક ગર્લ્સ મડલ સ્કૂલ ચાલે છે આખા ગામમા પુ ૧૦૦૭૪ અને સ્ત્રી ૪૭૭૧ મળી કુલ ૧૫૮૪૫ ભણેલા છે વીજકોરબાઈ સ્ત્રી શિક્ષણશાળા તથા મહિલાસમાજ છે. ભાલબારા વિદ્યામડળ અને દિલકુશા બાગમા સરદાર છાત્રાલય ચાલે છે ક્રિકેટ, કસરતની હરીફાઈઓ, પરેડ, સર્વોદય મેળો વગેરે માટે ઉપયોગમા લઈ શકાય એવુ એક નજરબાગ ને નામે ઓળખાતુ વિશાળ મેદાન છે વીસ જેટલા પુસ્તકાલય છે તે પૈકી ખભાત એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતી શેઠ જે જે લાયબ્રેરી ઘણી મોટી છે તેમા છાપાની સગવડો ઉપરાત ૧૦૦૦ પુસ્તકો છે વળી ચાર જૈન જ્ઞાનભડારો તથા રાજચદ્રનુ સુબોધ પુસ્તકાલય અતિ નોંધપાત્ર છે શેઠ ચુનીલાલ ગિરધરલાલ હૉલ છે



જુમ્મા મસ્જિદમાં પડેલા પુરાણા ગાડાના અવશેષો

**ધાર્મિક સ્થળો** નારેશ્વર મહાદેવ, મહાકાળેશ્વર મહાદેવ, ભાવનાથ મહાદેવ, સિદ્ધનાથ મહાદેવ સ્થભેશ્વર મહાદેવ, કુમારેશ્વર મહાદેવ, પતગેશ્વર (પ્રતિશેશ્વર) મહાદેવ, વૈષ્ણવોનુ મોટુ મદિર, ેનારાયણનુ મદિર, રણછોડજીનુ મદિર, રામજી મદિર, , સત્યનારાયણનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, મદિર, હરિકૃષ્ણનુ મદિર, કબીરજીનુ મદિર, બાવાજીનું ુ મદિર, જગન્નાથજીનું મદિર, મહાપ્રભુજીની હનુમાન અને ધર્મશાળા, અંબાજી માતા, આશાપુરી માતા, હરસિદ્ધિ માતા સિદ્ધાર્થ માતા, છત્રેશ્વરી માતા, આઠતા માતા, વહુચી માતા, બહુચરાજી, કાળકા, ભદ્રકાળી પરમહસનો અખાડો, ચિંતામણિ પાર્શ્વનાથ અને સ્થભણ પાર્શ્વનાથ વગેરે જૈન દેરાસરો, કેટલાક જૈન ઉપાશ્રયો, જુમ્મા મસ્જિદ, સાત શહીદની મસ્જિદ તથા બીજી અનેક મસ્જિદો, અબુતાલિબ પીર, બાવેશા પીર, ફુલ લશ્કર પીર બાજીશા પીર, નાળિયેરી પીર, પીર હસ્યઈ, ખાનબહાદર, પીર મોલાઈ એહમદ, પીર મહમ્મદશા બુખારી, શાબાન પીર, કામેનશા પીર, ઈમામ રઝાકનો રોજો, અને દરગાહો, પારસીઓની અગિયારી ચર્ચ, અમાલાલ પાનાચદની ધર્મશાળા વગેરે



ઈમામ રઝાકનો રોજો

**જૈન દેરાસરો** જૂના વખતથી ખભાત નગર જૈનોની જાત્રાનુ સ્થાન ગણાતુ આવ્યુ છે નગરમા જૈનોના ઘણા દેરા છૂટા છૂટા હતા વસતી કમી થઈ જવાથી એક જગાએ બધી પ્રતિમાઓ લાવી સારી રીતે સેવા કરવાના વિચારથી જીરાળા પાડામા શેઠ પોપટચદ અમરચદના આશ્રય અને મહેનતથી એક મોટુ દેરુ બાધવામા આવ્યુ છે તે પાચ શિખરવાળુ નક્કર પથ્થરનુ અને આરસનુ બાધેલુ છે તે બધાતા લગભગ દશ લાખ રૂપિયા ખર્ચ થયો છે તેનુ નામ ચિંતામણી પાર્શ્વનાથનુ દેરુ છે તે જોવા લાયક છે એ સિવાય ખારવાડાનુ એક તથા બજારમા ચોરવાડા પાસેનુ એક એમ બે દેરાસરો પણ જોવા લાયક છે

**જુમ્મા મસ્જિદ** ત્રણ દરવાજાની અદર દરિયા તરફ જતો જે માર્ગ દરબાર ગઢ તરફ જાય છે ત્યા વિશાળ જગા રોકતી આ મસ્જિદ ખભાતની ભુલાઈ જતી જાહોજલાલીનુ સ્મરણ કરાવે છે એની દીવાલો કેટલેક સ્થાને તૂટી ગઈ છે છતા તેની બાધણી મજબૂત અને બેઠા ઘાટની હોવાથી આખી ઈમારત એના અસલ સ્વરૂપનો ખ્યાલ આપે છે એનો દક્ષિણ બાજુનો દરવાજો અતિ ઊચો છે વળી પશ્ચિમ બાજુની દીવાલો પર જે કારીગરી છે તે જોવા જેવી છે અદર એક બાજુ નાનો હોજ છે વળી એની

અંદર કેટલાંય ભોંયરાં છે. લોકવાયકા પ્રમાણે પૂર્વે એ સ્થાને મોટું જૈન દેવાલય હતું. નીચેની વાતોથી એને ટેકો મળે છે: 'જૈન' તા: ૮-૫-૨૫ના અંકમાં-મુનિશ્રી હરસવિજયની ખંભાતની મસ્જિદની મુલાકાત ફા. સુ ૪-એ લેખમાં આ પ્રમાણે લખ્યું છે: 'આ મસ્જિદ ૨૧૦ થાંભલા અને સંખ્યાબંધ ઘુંમટો અને મોટી મોટી પથ્થર કોરીને કરેલી જાળીઓ, ગવાક્ષો, ગોખલાઓ, અને ઘુંમટના ભાગોમાં આબુ જેવી કોતરણીના નમૂના જેનાં આ પૂર્વકાળમાં જૈનોની જાહોજલાલીસૂચક અંતરમાં જૈન દેરાસર હશે એમ મનાય છે. તેની સાબિતી આરસનો એક પથ્થર મસીદના ઉપલા ભાગમાંથી તૂટી પડેલો છે તે બનતી આપે છે. આ પાષાણની અંદર બાજુ પરથી એક જૈનોની ઐતિહાસિક બીના પ્રગટ થઈ છે. પૂર્વકાળમાં જૈનાચાર્યો કેવી રીતે વ્યાખ્યાન કરતા હતા તેની આબેહુબ નમૂનેદાર એક જૈનાચાર્યની કોતરેલી મૂર્તિ જોવામાં આવે છે. તેની નીચે 'શાન્તિજયસૂરિ' એવા અક્ષર કોતરેલા છે. તેમની આગળ એક ઠવણીનું સુંદર ચિત્ર છે. તેની આગલી બાજુ આચાર્ય મહારાજ સન્મુખ બેઠેલા મુનિવરોની પાંચ મૂર્તિઓ છે. તેની જગાએ અનુક્રમે 'બાહદેવ, મ હરિશ્ચંદ્ર, બ વસ્તુપાળ, ધનદેવ મહત્તર, વા શુભચંદ્રગણિ' આ પ્રમાણે નામ છે. છઠ્ઠી સાધુની અર્ધ મૂર્તિ અને બે ત્રણ અક્ષરો જણાય છે. આગળ કેટલી મૂર્તિઓ કોરેલી હશે તે કહી શકાય નહિ. તેમજ આચાર્યશ્રીની પાછળના ભાગના એક મુનિની મૂર્તિ છે. તેની જગાએ 'અભયકુમાર' એવા અક્ષરો છે. આ સર્વના હાથમાં મુહપત્તિ તથા રજોહરણ છે. બીજા આરસના એક રહેલા થાંભલા પર 'સં. ૧૪૫૯ ફા. સુ. ૧ બુધે' એવા અક્ષરો તદ્દન પરખાઈ ગયેલા છે'.—ગણુવિજયજી



ચિંતામણિ પાર્શ્વનાથ (ભાટવાડો)

આ મસ્જિદ બાંધવા માટે દૂર દૂરનાં સ્થળોએથી પથ્થરો લાવવામાં આવ્યા હતા. એ માટે વપરાયેલા વિશિષ્ટ પ્રકારના ગાડાનો નમૂનો આ મસ્જિદમાં હજી પણ સચવાઈ રહ્યો છે. માત્ર તેના છૂટા ભાગ ત્યાં પડેલા છે. આનો ઉલ્લેખ આ પુસ્તકના પહેલા વિભાગમાં પૃ. ૨૧૮ ઉપર કરેલો છે.

**દેવનાં નામવાળી પોળો :** ખંભાતની કેટલીક પોળોનાં નામ તેમાં આવેલાં દેવસ્થાનોના નામ પરથી પડેલાં છે, તે નીચે મુજબ છે :—

વડાવાસુદેવની પોળ, બહુચરાજીની પોળ, દેવની પોળ, નારાયણદેવની પોળ, કેવળપાડો, હનુમાનની પોળ, છત્રીશીપોળ, આશાપુરા માતાની પોળ, ભવાની પાડો, અંબાજી માતાની પોળ, કૃષ્ણ પોળ, પીર (હરસિદ્ધિની), વગેરે.



ત્રણ ફાનસ

**પીર** પીરોમાં અબુનલેબ, બાલેગા, બાદશા, કુવ લશ્કર, અને ખતખીદર એ ત્રણની જગ્યાઓ છે. તેમાં અબુન લેબની જગ્યામાં દર વર્ષે ફાગણ સુદિ ૧૫ ઉપર મેળો ભરાય છે. તે મેળામાં પાલણપુર તરફ રહેનારા ઘણા 'ઘાનદાજી' નામે ઓળખાતા મુસલમાન લોકો એકઠા થાય છે, ને તેઓ પોતાની કમાણીનો અમુક ભાગ હમેશાં આ જગ્યાએ ધર્માદામાં વાપરે છે. બાલેગા પીરની માનતા ઘણા લોકોમાં ચાલે છે.

**મેળા** **(૧) ચૈત્રી પૂનમનો મેળો** તે દરિયા ઉપર ભરાય છે. નગરના તથા આજુબાજુના ગામોના ઘણા લોકો એકઠા થાય છે. તે દિવસે દરિયામાં સ્નાન કરવાનું માહાત્મ્ય મનાય છે.

**(૨) બળેવનો મેળો** શ્રાવણ સુદ ૧૫ને દિવસે સાંજે લોકો રત્નાકર— દરિયાની પૂજા કરવા જાય છે. તેથી દરિયે મોટો મેળો ભરાય છે. અગાઉ નવાબ સવારી કાઢી દરિયાની પૂજા કરવા જતા.

**(૩) શ્રાવણનો મેળો :** શ્રાવણ માસના બીજા વ્યતિપાતે સાંજે ગવારા દરવાજા બહાર મેળો ભરાય છે.

**(૪) ઋષિ પાંચમનો મેળો** - ભાદરવા સુદ ૫ને દિવસે ગવારામાં ધનજીશાની પોળમાં સાંજના મેળો ભરાય છે. પોળમાં ઋષિજીનું મંદિર છે. ત્યાં લોકો દર્શન કરવા જાય છે. તેમાં

એકૂનો વસે છે વળી (૮) મીઠીપાટ અને (૯) ખારીપાટ આ બે કોટની બહાર નજીકમાં જ પરાના નામથી ઓળખાતા મોટા ભાગો છે તેમા પાટીદારોની વસતી છે કેટલાક ખેતી કરે છે, કેટલાક વણવાનુ કે ઇમિગ્રન પથ્થર ઘસવાનુ કામ કરે છે તેમા આબરૂદાર અને ઉદ્યોગી લોકો રહે છે આ પરામા પેટા ખડકીઓ છે

ગામના પાટીદાર અને પરાના પાટીદાર બને અલગ અલગ વ્યવહાર રાખતા પરંતુ કેટલાક સુધરેલા પાટીદારોએ ગામ અને પરાના પાટીદારોની એકતા કરી છે આથી આ વસતી ઘણી મોટી લાગે છે

**ભૌગોલિક વર્ણન** સ્ટેશનથી શરૂઆત કરીએ તો ત્યાથી શરૂ થતો મુખ્ય સીધો રસ્તો શહેરના પ્રવેશદ્વાર સમા ગવારા દરવાજે થઈ ચિતારી બજારના ઉત્તર-દક્ષિણ જતા રસ્તાને મળે છે આ રસ્તો શહેરના ઉત્તર, દક્ષિણ બે વિભાગ કરે છે શહેરનો બીજો મુખ્ય રસ્તો (સડક) દક્ષિણે સમુદ્ર પાસે મકફઈ દરવાજેથી શરૂ થઈ સીધો ઉત્તરદક્ષિણ શહેરની ઉત્તર દિશાએ આવેલા નારેશ્વર તળાવે પહોચે છે આ રસ્તો શહેરના પૂર્વ અને પશ્ચિમ એવા બે ભાગ કરે છે આમ શહેરના મુખ્ય ચાર ભાગ થાય છે

સ્ટેશનથી ઉત્તરમા જમણી બાજુએ તરત જ એડવર્ડ મેમોરિયલ ગાર્ડન સેનેટોરિયમ અને મિલ એ બધા તદ્દન પાસપાસે આવેલા છે અને નવાબ સાહેબનો બંગલો બાગની સામે જ આવેલો છે સ્ટેશનથી દક્ષિણ તરફ શહેરમા જતા લીમડાની શીતળ છાયામા શોભીતા બંગલાઓ શહેરની સુંદરતામા વૃદ્ધિ કરે છે ડાબા હાથ તરફ શેઠ જુગલદાસ જગનાથ દવાખાનુ આવેલુ છે અને શેઠ મણિલાલ જુગલદાસે પોતાના પિતાના સ્મરણાર્થે વિશાળ ટેનિસ ગ્રાઉન્ડ સાથે તે બનાવી આપ્યુ છે આની પાસે ડાક બંગલો આવેલો છે જેમા સામાન્ય મહેમાનો ઉતારો લઈ શકે છે આગળ ચાલતા વહોરવાડ નજીક આવી પહોચાય છે ત્યા મંડાઈના નામથી ઓળખાતી જમાત ખાતાની ઓફિસ આવેલી છે આ ઠેકાણે ચાર રસ્તા થાય છે તેની મધ્યમા 'લેમ્પ પોસ્ટ' શોભી રહ્યા છે આ સ્થળે ઊભા રહી જોતા વહોરવાડના મકાનો એક મોટા ધનાઢ્ય શહેરનો ખ્યાલ આપે છે આગળ ચાલતા બે રસ્તા આવે છે એક બાજુ ભૈરવનાથની વાવ અને બીજા મોટા લત્તાઓ આવે છે અને તેથી આગળ ચાલતા ડાબા હાથ પર શ્રી પ્રિન્સ જાફરઅલીખાન ટોકીઝ તેની સામે શહેરની મુખ્ય પોસ્ટ ઓફિસ, તાર અને ટ્રંક કોલ ઓફિસ પ્રાથમિક ગવારાની બ્રાંચ કુમારશાળા, શેપર્ડ મારકીટ પટેલ ભુવન, ગિરધર ટાવર, ગણેશ્વર શિવાલય વગેરે આવેલા છે આ સ્થળે સવારે અને સાંજે શહેરનો મજૂર વર્ગ તથા અન્ય માણસો આવ્યા વિના રહેતા નથી ખંભાતથી જુદા જુદા સ્થળોએ જતી આવતી મોટરો આ સ્થળે ઊભી રહે છે એટલે મોટર અને ઘોડાગાડીઓનુ તે સ્ટેન્ડ છે ચાધરો, મુસાફરો માટે ધર્મશાળા, શાકનુ, લાકડાનુ, ઘાસનુ, દૂધનુ અને લારીઓવાળા, હજામવાળા, જાદુગરો, ખેલાડીઓ, વગેરે અનેકનુ આ સ્થળ મુખ્ય કેન્દ્ર છે. આ સ્થળને શોભાવનાર ગવારાનો દરવાજો બુરજ સાથે, પ્રાચીન ખંભાતનો ખ્યાલ આપી રહ્યો છે

ગવારાના દરવાજામા પ્રવેશ કરતા પોલીસ સ્ટેશન અને ચારનાળી મોરી આવેલા છે લગભગ અર્ધા શહેરનુ પાણી એકત્ર થઈ આ દરવાજા અને ચોરાને સ્પર્શ કરીને ગટરનાળામા જાય છે આગળ ચાલતા ડાબા હાથે અરુણોદય પ્રેસ, કંસારાવાડ, મસ્જિદ વગેરે આવેલા છે, અને જમણે હાથે પાલડીવાડ તરફ જવાનો રસ્તો છે ઊભે રસ્તે આગળ ચાલતા બહુમેગમ હોસ્પિટલ, તથા કેમ્બે હિંદુ મરચન્ટસ કો-ઓ બેંક વિ આવે છે આ નાનુ ગવારા કહેવાય છે અહીં ચાર રસ્તા છે, શહેરનો મુખ્ય મધ્ય ભાગ છે કોઈ પણ વરઘોડો આ રસ્તે આવ્યા વિના ભાગ્યે જ રહે છે રાષ્ટ્રધ્વજ વંદન કરવાનુ આ સ્થળ છે આ રસ્તે જતા સ્વામીનારાયણનુ મંદિર અને બીજા મંદિરો આવે છે હવે આગળ ચાલતા જગનાથ મહાદેવનુ પથ્થરનુ શિવાલય તથા ખેડા જિલ્લા મધ્યસ્થ કો.-ઓ બેંકની શાખા આવે છે શહેરનો મુખ્ય રસ્તો જૈનોના મોટા દેરા પાસે થઈ ચિતારીએ પહોચે છે

હવે મકફઈ દરવાજેથી નારેશ્વર સુધીના રસ્તાનુ અવલોકન કરીએ મકફઈ દરવાજા નજીક ઊભા રહી દક્ષિણે નજર કરીએ તો સમુદ્રમા પાણીના મોજા ઉછળતા માલૂમ પડે છે ઈમારતી લાકડાની દુકાનો રાહધારી અને વહાણોનાથી આવતા માલ માટેની દુકાનો દેખાય છે તેની સમીપે નજરબાગ આવેલો છે તે કહેવાય છે બાગ પણ ખરી રીતે તેમા બાગ જેવુ કંઈ નથી તે તો ક્રિકેટ, કસરતની હરીફાઈઓ, પરેડ સાધીમેળો વગેરે કામો માટે શહેરને ઉપયોગી છે દરવાજાની અંદરની બાજુએ ઈમામ વાડો, જુમ્મા મસીદ નવાબ સાહેબનો મહેલ આવેલ છે આ ચોગાનમા આવતા ચાર રસ્તા છે સરકારી ઓફિસો, કોર્ટ, મ્યુનિસિપાલિટી બળાખાનુ, કોર્ટ સામે રસ્તા વચ્ચે ઊગતા હનુમાન, પી ડબ્લ્યુ ડી ઓફિસ, કોઠી સિવ્યુ બંગલો, ગંજી, કુરજાનો દરવાજો તથા બીજી ઓફિસો છે પોલીસ કચેરી, મામલતદારની કચેરી, ટ્રેઝરી ઓફિસ, ખેડા જિલ્લા લો બો ઓફિસ, જાનવરનુ દવાખાનુ, મામલતદારના બંગલા પાસે કેમ્બે હાઈસ્કૂલનુ નવુ મકાન, તે સામે કેનેડી હોસ્પિટલ, સમરહટ, ત્રણ દરવાજા અને તે ઉપર જાફરઅલીખાન ટાવર તથા ટેલિફોન એક્સચેન્જ ઓફિસ આવેલા છે આ સ્થળો ત્રણ દરવાજાથી દક્ષિણ બાજુએ આવેલા છે હવે ત્રણ દરવાજાની ઉત્તરે હાઈસ્કૂલનુ જૂનુ મકાન તથા 'ગુજરાતી નાટક મંડળીના' માલિકનુ મોટુ પથ્થરનુ બિલ્ડિંગ ધ્યાન ખેંચે છે અહીં આગળ મુખ્ય રસ્તામાથી એક અલિંગ તરફ જતો (પૂર્વ તરફ) અને બીજો ગીમટી તરફ જતો (પશ્ચિમ તરફ) એમ બે રસ્તા છે ઝનાના હોસ્પિટલ, ચિંતામણિનુ દેરુ, અંબાલાલ પાનાચંદની ધર્મશાળા, મિઠાઈવાળાની દુકાનો એજ્યુકેશન સોસાયટીની વિશાળ લાયબ્રેરી અને શેઠ ચુનીલાલ ગિરધરલાલ હોલ આગળથી ચિતારી ઢાળે જવાય છે અહીં એક રસ્તો જલીપોળ ભણી જાય છે આગળ ઉત્તર તરફ

જતા આવે પોસ્ટ ઓફિસ, શ્રી રાજચંદ્રની સુબોધ પુસ્તકાલય આગળ થઈ મંડાઈ પોલીસ ગેટ જવાય છે અહીંથી એક રસ્તો ફતેહદરવાજા તરફ જાય છે અને સીધા જ ચાલતા મુખ્ય કન્યા શાળા તથા ખભાત મુખ્ય કુમારશાળા આગળ થઈ પીઠના ચમ્લામા જવાય છે અહીં ચાર રસ્તા છે આગળ ચાલતાં લાલ દરવાજે (જે પાડી નાખ્યો છે) જવાય છે ત્યા ગાંધીજીની પ્રતિમા તથા નવાબનો મહેલ છે એક રસ્તો સ્ટેશન તરફ, બીજો રસ્તો મહાપ્રભુજીની બેઠક, નગરા તરફ, ત્રીજો રસ્તો નારેશ્વર તળાવ, લાલબાગ અમુતાલિમ પીર, બાલેગાપીર, નારદેશ્વર મહાદેવ, હનુમાન અને ધર્મશાળા વગેરે સ્થળો તરફ જાય છે અને તે રસ્તે–સડકે થઈ ભાલના પ્રદેશના ગામો તરફ મોટરો જાય છે

લાલ દરવાજા આગળથી ઉત્તર દિશાએ જતા જિન અને વણાટની ફેક્ટરી આવે છે, ને આગળ મોસમપરુ આવે છે આગળ જતા નગરા આવે છે લાલ દરવાજેથી પૂર્વ તરફની સડકે જતા લોકમાન્ય તિલક વિવિંગ ફેક્ટરી તથા કપાસ લોઢવાના જિન આવે છે અહીં વહોરાના પીર મોલાઈ, વહોરાનુ કબ્રસ્તાન, બગલા, મદ્રસ–એ–તૈયબિયાહ શાળા વગેરે આવે છે અને પછી જકાત ઓફિસે પહોચાય છે

જિન અને પ્રેસ આગળથી પૂર્વ તરફ જતા બગલા અને મિલ આગળ થઇ સ્ટેશને જવાય છે

સ્ટેશનથી ઉત્તર દિશામા જતા નજીક આવેલુ કંસારી ગામ છે રેલવે સડક પાસે ખ્રિસ્તીઓનુ દેવળ, અને તેમની શાળા આવેલી છે પાસે તેલની મિલ છે અને તેથી આગળ જતા રેલવે સડક પાસે નિત્યાનંદ મહારાજના પગલા અને કૈલાસ સ્વર્ગ વગેરેથી જાણીતુ પવિત્ર સ્થળ આવે છે આ રેલવે રસ્તે જતા પહેલુ સ્ટેશન સાયમા આવે છે

હવે શહેરના કેટલાક મોટા રસ્તાઓનુ પર્યટન કરીએ ગવારા દરવાજામા પ્રવેશતા ડાબા હાથનો રસ્તો લઈએ તો કંસારાવાડ, રંગરેજની આમલી થઈ પાણિયારી દરવાજે અંબાજી માતા આવે છે અને ત્યાથી પશ્ચિમ તરફ હનુમાનની પોળ, અલિંગ, ધોબી ચમ્લુ, ભોયરા પાડો ( કે જ્યા 'શાંતિનાથ તાડપત્રી જ્ઞાનભંડાર' છે ) તથા માણેકચોક થઈ ત્રણ દરવાજા આગળ જવાય છે માણેક ચોકમા જૈન કન્યાશાળા, ભોયરામા જૈન પ્રતિમાવાળા મંદિરો, ઉપાશ્રયો, જૈનોની હવેલીઓ, ગુજરાતી કન્યાશાળા વગેરે આવેલા છે એક વખત આ સ્થળ વેપાર માટે ઘણુ જ પ્રખ્યાત હતુ આ આખો લત્તો જૈનોની વસતીથી, જૈન મંદિરોથી, તથા ઉપાશ્રયોથી ભરપુર છે

જો ગવારા દરવાજાની બહારની સડકે ચાલીએ તો ખાજિયા પરુ, લક્ષ્મીનારાયણનુ મંદિર, ગોપાળ ટોકીઝ, માદળાનુ તળાવ, અને તેને કિનારે રણછોડજીનુ મંદિર, રામજી મંદિર વિશ્વકર્માનુ મંદિર, મહાકાલેશ્વરનુ મંદિર વગેરે મંદિરો આવેલા છે પાણિયારી દરવાજે આ સઘળુ જોવા લાયક છે અહીં ઘણા કૂવા, મોતીવાળાની વાવ, વચલી વાવ, પડી ગયેલી રાયની વાવ, તથા બીજી પડી ગયેલી વાવ વગેરે છે તે પછી દિલકુશ બાગ આવે છે, તેમા લાલ સરદાર છાત્રાલય છે અને આગળ જતા માછીપરામા જવાય છે ને ત્યાથી મેતપર જવાય છે સડકે આગળ જતા ભાવનાથ મહાદેવ આવે છે શહેરના લગભગ અર્ધા ભાગના લોકોના શબ પાણિયારી દરવાજે આવે છે અને ભાવનાથને રસ્તે સ્મશાન–સમુદ્ર ઉપર જાય છે ત્યા જતા રસ્તામા કૂલ લશ્કર પીરની જગા આવે છે અને આગળ જતા સમુદ્રે જવાય છે

ગવારા દરવાજે અંદરની બાજુએ પ્રવેશતા જમણા હાથે વાસડાવાડ બાલાજીનુ મંદિર, પરમહંસનો અખાડો, ખારી કૂઈ, ઈલેક્ટ્રિકનુ કારખાનુ, વીવિંગ ફેક્ટરી કોંગ્રેસ સમિતિ અને ખરીદ વેચાણ સંઘની ઓફિસ તથા રાણા ચમ્લુ આવે છે આગળ જતા પ્રખ્યાત સ્વામીનારાયણનુ મંદિર, હરિકૃષ્ણનુ મંદિર, નૂતન બાલમંદિર અને સુપ્રસિદ્ધ મોઢ દૂધારાની વાડી આગળ થઈ રાષ્ટ્રધ્વજ સ્તંભ આગળ નાના ગવારામા જવાય છે ત્યાથી દક્ષિણ દિશામા જતા સિદ્ધનાથ મહાદેવ, વૈષ્ણવોનુ મોટુ મંદિર, ચોકસી લોકોની દુકાનો, મોઢ વણિકની વાડી, દેસાઈની પોળ, વીજબેર-બાઈ સ્ત્રી શિક્ષણ શાળા, મહિલા સમાજ, ગુજરાતી શાળા, દરજીની વાડી, બાલમંદિર, હિંદુસ્તાની પ્રચારક મંડળ, તથા દેશાવાળની વાડી આગળ થઈ અલિંગમા જવાય છે, અને ત્યાથી આગળ દક્ષિણ તરફ જતા સ્થભેશ્વર મહાદેવ, આશાપુરી માતા, ઓરિયા પાડો, સિદ્ધાઈ માતા, છત્રેશ્વરી માતા, તથા કબીરજીના મંદિર આગળ થઇ ચોકમા જવાય છે અને ત્યાથી આગળ પશ્ચિમે દારૂનો કોઠો તથા આઈતા માતાની પોળ આગળ થઇ દરબાર આગળ જવાય છે

શહેરની મુખ્ય સડક કે જે દરબારથી નારેશ્વર તરફ ઉત્તર દક્ષિણ જાય છે, તે સડકની પશ્ચિમ બાજુએ વધારે ભાગે મુસ્લિમોની વસતી, મસીદો, દરગાહો, અને થોડી પાટીદારની, ભાવસારની હરિજનોની અને પરચુરણ વસતી છે શહેરની છેક પશ્ચિમે મુસલમાનોનુ કબ્રસ્તાન, પીર નાળિયેરી, પીર ઉચ્ચઈ, સાત શહીદની મસ્જિદ, શેખાજીની વાવ, ખાજાખીદર, ચોર ઘુમટી અને દરિયાનુ બારુ આવે છે અને ત્યાથી આગળ જતા વડુકી માતાએ જવાય છે અને સડકે આગળ જતા સદરફંડના નામથી ઓળખાતુ મકાન, તથા સ્મશાનિયાને નાહવાની ટાંકી આગળ થઇ ઈદગાહે જવાય છે, અને પછી સડક નારેશ્વર આગળ પહોંચે છે

---

આધાર (૧) ખભાતના શ્રી નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટે ખાસ તૈયાર કરી આપેલો વિસ્તૃત લેખ. (૨) ખભાત મ્યુનિસિપાલિટી તરફથી મળેલી માહિતી

*

## ખાકસર

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨°૩૦ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી ચૌદ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૬ ચો. માઈલ. ઘરો ૧૫૭ કુટુબ ૧૫૭ વસતી પુ ૩૭૮, સ્ત્રી ૩૬૧, કુલ ૭૩૯

**શિક્ષણ** ચાર ધોરણની લો ઓ શાળા છે તેમા ૨૩ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪ બાળકો ભણે છે પુ ૧૨૬ અને સ્ત્રી ૮ મળી કુલ ૧૩૪ ભણેલા છે

*

## ખાનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૩૩ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે મોરજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૩ ચો માઈલ ઘરો ૧૪૬ કુટુબ ૧૪૮ વસતી પુ ૩૨૭, સ્ત્રી ૨૭૯, કુલ ૬૦૬

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૫૧ વિદ્યાર્થીઓ અને ૩૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૧૧૩ અને સ્ત્રી ૪૨ મળી કુલ ૧૫૫ ભણેલા છે

*

## ગલિયાણા

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨°૨૬ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી ચોવીસ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૬ ચો માઈલ ઘરો ૧૧૬ કુટુબ ૧૨૨ વસતી પુ ૩૨૦, સ્ત્રી ૩૦૮, કુલ ૬૨૮ મુખ્ય વસતી ગરાશિયાની છે તે સિવાય કોળી, ભરવાડ, બ્રાહ્મણ લુહાણા, વણકર વગેરે લોકો વસે છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** સાબરમતી નદી છે એક તળાવ અને બે મીઠા પાણીના કૂવા છે અઠવાડિયે એક વખત ટપાલ આવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો ઓ શાળા છે તેમા ૫૫ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૧ બાળકો ભણે છે. પુ ૬૮ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૮૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક શિવાલય તથા સીમમા પાળિયા છે

*

## ગુડેલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨°૩૧ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી આઠ માઈલ દૂર આવેલુ છે આશરે ૬૦૦ વર્ષ પૂર્વે કોઈ ગોહિલ રજપૂતે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૫ ચો માઈલ ઘરો ૧૦૮ કુટુબ ૧૦૮ વસતી પુ ૨૪૨, સ્ત્રી ૨૩૪, કુલ ૪૭૬ મુખ્ય વસતી ગરાસિયા કોમની છે

**સગવડો** ત્રણ કુવા અને એક તળાવ છે અઠવાડિયે એક વાર ટપાલ મળે છે એક સરકારી આયુર્વેદિક દવાખાનુ છે ખભાત–ગોલાણાની કાચી સડક પર અર્ધે રસ્તે આ ગામ આવેલુ હોઈ તે રસ્તે જતી બસ સર્વિસનો લાભ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૨૫ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૨૬ બાળકો ભણે છે ગુજરાતી ત્રણ ધોરણની એક મિશન શાળા પણ છે. પુ ૪૯ અને સ્ત્રી ૩ મળી કુલ ૫૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક જૂનુ શિવાલય, એક મહાદેવ, તથા એક સ્વામીનારાયણનુ મદિર છે કહેવાય છે કે સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્ય સ્થાપક સહજાનદ સ્વામી આ ગામમા અવાર નવાર આવતા

**દતકથા** આ પ્રદેશમા કાઠિયાવાડમાથી કાઠીઓ ચઢી આવતા લોકોને લૂટતા અને ઢોર લઈ જતા આથી કાઠી લોકોની લૂટનો સામનો કરતા ગામના ત્રણચાર રજપૂતો કપાઈ મૂએલા કાપવાને ગામડી ભાષામા 'ગૂડવુ' કહે છે આ ગૂડવુ શબ્દ ઉપરથી જ ગામનુ નામ ગુડેલ પડેલુ મનાય છે જે સ્થળે રજપૂતો કપાઈ ગયેલા તે સ્થળે એક મોટુ દેરુ બાધવામા આવ્યુ છે તેમા રજપૂતોના પાળિયા અને શકરનુ સ્થાપન કરેલુ છે આ મહાદેવે શ્રાવણ માસના દર પહેલા સોમવારે મેળો ભરાય છે

ગુજરાત–કાઠિયાવાડનો અસલ માર્ગ આ ગામમાથી પસાર થતો વણઝારાઓ અહીં મુકામ કરી વિસામો ખાતા તેઓએ એક કૂવો બધાવેલો જે હાલ પુરાઈ ગયેલી દશામા હયાત છે

*આધાર શ્રી મૂળુભા વૈદ્ય અને શ્રી શક્તિસિંહ જી રાઠોડે આપેલી માહિતી*

*

## ગોકળપુરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી છ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે સાયમા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૧૩ કુટુબ ૧૩ વસતી પુ ૩૮ સ્ત્રી ૨૩, કુલ ૬૨

**શિક્ષણ** શાળા નથી. છ પુરુષ ભણેલા છે

*

## છતગડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૩૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઑફિસનુ ગામ ચાર માઈલ છેટે ખંભાત છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૩૧ કુટુંબ ૩૧ વસતી પુ ૯૮, સ્ત્રી ૯૦, કુલ ૧૯૮

**શિક્ષણ** શાળા નથી પુ ૫૩, અને સ્ત્રી ૪૫ મળી કુલ ૯૮ ભણેલા છે

*

## જલસણ

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૪૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી ચાર માઈલ દૂર આવેલુ છે શરૂ આતમા ગામની જમીન નીચાણમા હોઈ સાળી પુ ગ્ગ મેવાણાલ ભરાઈ રહેતુ પાણીના જથાને લોકો 'જલસૈન્ય'ના નામથી ઓળખતા ધીમે ધીમે એ શબ્દ અપભ્રંશ થવાથી ગામનુ નામ જલસણ પડ્યુ એમ કહેવાય છે લોકવાયકા પ્રમાણે એક વાર ભરવાડોએ વસાવેલા આ ગામનો નાશ થતા રજપૂત ગરાશિયા ઠાકોરે તે ફરીથી વસાવેલુ તેઓએ ગામમા બ્રહ્મભટ્ટ લોકોને વસાવેલા બ્રહ્મભટ્ટોને તેઓએ ૬૦ ઘરની જમીન આપેલી તે હાલ પણ 'રાજ્ય'ના નામથી ઓળખાય છે ત્યાર પછી ગામનુ મુખીપણુ વાણિયાઓ કરતા તેમના પછી સિદ્ધપુર પાસેના અગોળજ ગામના માવજીભાઈ પટેલ આવેલા તે મુખીપણુ કરતા આજે તે વંશપરંપરાથી ચાલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૬ ચો માઈલ ઘરો ૪૮૭ કુટુંબ ૫૦૨ વસતી પુ ૧૨૬૧ સ્ત્રી ૧૧૨૦ કુલ ૨૩૮૧

**સગવડો** એક તળાવ તથા સાથરીનો કૂવો છે ચોમાસા સિવાય જલુંધથી પેટલાદની બસ અહી થઈને જાય છે શાખા પોસ્ટ ઑફિસ છે જલસણ યુવક મંડળ તથા બ્રહ્મભટ્ટ યુવક મંડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તમાકુની ખળીઓ છે બીડીના કારખાના છે છીંકણીનુ કારખાનુ છે આણંદની પોલસન ડેરીનુ દૂધ ઉઘરાવવાનુ કેન્દ્ર ચાલે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૭ વિદ્યાર્થીઓ અને ૧૫૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨૯ બાળકો ભણે છે જલસણ એ વી સ્કૂલ છે તેમા ૧૬૦ બાળકો ભણે છે પુ ૪૫૮ અને સ્ત્રી ૧૦૫ મળી કુલ ૫૬૩ ભણેલા છે સાર્વજનિક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ કૃષ્ણ મોરલીધરનુ મંદિર રામજી મંદિર મારુબાપીર

---

આધાર શ્રી ઈશ્વરભાઈ પ્રહલાદજી બ્રહ્મભટ્ટે આપેલી માહિતી

*

## જલુંધ

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી સાત માઈલ દૂર આવેલુ છે જલધર જોગીના નામ પરથી તેનુ નામ જલુંધ પડ્યુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૩૭૭ કુટુંબ ૩૮૦ વસતી પુ ૯૮૮, સ્ત્રી ૯૨૯, કુલ ૧૯૧૭

**સગવડો** સાયમાથી ટપાલ આવે છે ગ્રામ પંચાયત છે માટી સડક પર જલુંધથી પેટલાદ બસ સર્વિસ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૮ વિદ્યાર્થીઓ અને ૯૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૫ બાળકો ભણે છે પુ ૫૦૦ અને સ્ત્રી ૧૬૫ મળી કુલ ૬૬૫ ભણેલા છે એક પુસ્તકાલય છે એક વ્યાયામશાળા છે

**ધાર્મિક સ્થળ** એક જૂનુ મંદિર છે

*

## જટલા (બેગમપુરા સાથે)

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી અડધો માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ ત્રણ માઈલ છેટે તારાપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૧૮૧ કુટુંબ ૧૮૧ વસતી પુ ૪૫૨, સ્ત્રી ૩૫૪ કુલ ૮૦૬

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૪૧ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૫ બાળકો ભણે છે પુ ૧૨૮ અને સ્ત્રી ૨૯ મળી કુલ ૧૫૭ ભણેલા છે

*

## જહાજ

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ધર્મજથી પાચ માઈલ દૂર આવેલુ છે. આશરે ૮૦૦ વર્ષ પૂર્વે જાજ નામના રબારીએ તે વસાવેલુ મનાય છે કહેવાય છે કે મૂળ ગામનુ સ્થાન બે ફરલાગ દૂર માતાજી પાસે હતુ માવડિયા મહારાજ, વાળીનાથ મહાદેવ તળાવ વગેરે તેના અવશેષો આજે મોજૂદ છે આ ગામમા ઉત્તર ગુજરાતના ઊના ગામથી રાજવંશી ગણાતા બ્રાહ્મણો આવીને વસેલા હાલ પણ તેઓ ઉનેવાળ બ્રાહ્મણો તરીકે ઓળખાય છે પાછળથી સૌરાષ્ટ્રમા આવેલા વળા ગામથી બે ક્ષત્રિયકુમાર કોઈ કારણસર વળા છોડી ખંભાત પાસે આવેલા મતપુર ગામ પાસેની વડવા વાવના પડથાર પર નિદ્રા લેતા હતા તેમના ભવ્ય લલાટ જોઈ પસાર થતા બે ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણોએ આગાહી

કરી કે પૂર્વમા આગળ જતા તમને ગામ મળશે, ને તમે ઠાકોર કહેવાશો બન્યુ પણ તેમજ ઉનેવાળ બ્રાહ્મણોએ ગામની અડધી જમીન તે બે ક્ષત્રિયોને આપી આજે પણ જૂના દફતરે ઉનેવાળ અને રજપૂતજ જમીનદારો છે રજપૂતોની અટક 'વાળા' છે પેલા બે ક્ષત્રિય કુમારોએ ભવિષ્ય ભાખનારા બે બ્રાહ્મણોને બોલાવીને ઘર-ગરાસ આપેલો એકે ઉનેવાળ બ્રાહ્મણોની યજમાનવૃત્તિ સ્વીકારી, બીજાએ ગરાશિયાઓની આમ અને ઔદીચ્ય ટોળકિયા જ્ઞાતિ વસેલી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૩૫૨ કુટુબ ૩૫૩, વસતી પુ. ૭૮૩, સ્ત્રી ૬૯૩, કુલ ૧૪૮૬

**સગવડો** ૧૯૫૦થી ગ્રામ પચાયત ચાલે છે તેનુ વાર્ષિક ખર્ચ રૂ ૧૮૦૦ જેટલુ છે તે સિવાય વિવિધ કાર્યકારી સહકારી મડળી, ગૃહરક્ષક દળ, યુવક મડળ, ગ્રામ ઔષધાલય વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી પપના પાણીથી ગામની પોણા ભાગની જમીનમા ખેતી થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૧ વિદ્યાર્થીઓ અને ૭૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૧ બાળકો ભણે છે પુ ૪૧૦, સ્ત્રી ૧૨૮ મળી કુલ ૫૩૮ ભણેલા છે

---

**આધાર** શ્રી કાળીદાસ હરજીવનદાસ જોષીએ આપેલી માહિતી

*

## જાફરગંજ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ છ માઈલ છેટે કૌકા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૪૭ કુટુબ ૪૭ વસતી પુ ૧૧૮, સ્ત્રી ૧૨૪ કુલ ૨૪૨

**શિક્ષણ** શાળા નથી પુ ૨૭ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૯ ભણેલા છે

*

## જાફરાબાદ

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૩૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી છ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૩૦ કુટુબ ૩૧ વસતી પુ ૮૦, સ્ત્રી ૭૭, કુલ ૧૫૭

**શિક્ષણ** શાળા નથી પુ ૯ ભણેલા છે

*

## જીચકા

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૩૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી સાત માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મોરજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૭૮ કુટુબ ૭૯ વસતી પુ ૨૧૩, સ્ત્રી ૧૮૭, કુલ ૪૦૦

**શિક્ષણ** શાળા નથી પુ. ૬૪ અને સ્ત્રી ૧૫ મળી કુલ ૭૯ ભણેલા છે

*

## જીણજ (બીડપરુ સાથે)

**પરિચય** ઉ. અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૧૦૦૦ વર્ષ પૂર્વે જીણા ભરવાડે આ ગામ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૯ ચો માઈલ ઘરો ૨૪૯ કુટુબ ૨૫૧. વસતી પુ ૫૬૫, સ્ત્રી ૫૨૭, કુલ ૧૦૯૨. મુખ્ય વસતી પાટીદારોની છે તે સિવાય બ્રાહ્મણ, બારૈયા, વાણિયા, ગરાશિયા, રજપૂત, ભરવાડ, વાઘરી, માહ્યાવશી, હરિજનો, વગેરે અન્ય કોમો પણ વસે છે

**સગવડો** એક ગામતળાવ, અને એક વાવ છે મીઠા પાણીના ચાર કૂવા છે સેણીવાળો કૂવો, નવો કૂવો, વડિયો કૂવો, અને હવાડાવાળો કૂવો સીમમા દસબાર કૂવા છે સાયમાથી અઠવાડિયે સોમ અને ગુરુ એમ બે વારે ટપાલ આવે છે કાચી સડક છે, ચોમાસા સિવાય બસ મળે છે ગ્રામ પચાયત છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ઘઉનો છે તે સિવાય ડાગર, બાજરી, મઠ, ગવાર, જુવાર કપાસ વગેરે પાકે છે સીમમા બે કૂવા ઉપર એજિન પપ ગોઠવેલા છે બે દળવાની ઘટી છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૪૭ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૯ બાળકો ભણે છે પુ. ૨૨૬ અને સ્ત્રી ૪૫ મળી કુલ ૨૭૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગામ લોકોની મુખ્ય દેવી ખોડિયાર માતા, વિશ્વનાથ મહાદેવ, ઠાકોર મદિર, સ્વામીનારાયણનુ મદિર, મેલડી માતા, વેરાઈ માતા, બૂટજ માતા, જોગીની દેરી, બળિયા દેવ, એક પીર, એક પરબડી, ત્રણ ધર્મશાળા, તથા ખભાત પાજરાપોળ તાબાની એક પાજરાપોળ

*

## જૂની આખોલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૧' અને પૂ રે ૭૨° ૩૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ખભાતથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧૫·૩ ચો. માઈલ. ઘરો : ૨૨. કુટુંબ : ૨૧. વસતી : પુ. ૪૪, સ્ત્રી ૫૨, કુલ ૯૬.

**શિક્ષણ :** શાળા નથી. પુ ૧ ભણેલો છે.

*

## ઝાલાપુર

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી ત્રણ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૦·૮ ચો. માઈલ. ઘરો : ૨૩. કુટુંબ : ૨૩. વસતી : પુ. ૫૯, સ્ત્રી ૪૬, કુલ ૧૦૫

**શિક્ષણ :** શાળા નથી. કોઈ ભણેલું નથી.

*

## ટીંબા

**પરિચય** . ઉ. અ. ૨૨° ૨૨' અને પૂ. રે. ૭૨° ૪૦' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી સાડા પાંચ માઈલ દૂર આવેલું છે. તે ટીંબા નામના રબારીએ વસાવેલું મનાય છે.

**વિસ્તાર** . ક્ષેત્રફળ · ૧·૮ ચો. માઈલ. ઘરો : ૨૬૯. કુટુંબ : ૨૮૪. વસતી પુ ૬૪૭, સ્ત્રી ૫૨૨, કુલ ૧૧૬૯. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** ગ્રામ પંચાયત છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ સાયમા છે.

**શિક્ષણ** . પાંચ ધોરણની સો. બો. શાળા છે. તેમાં ૬૭ વિદ્યાર્થીઓ અને ૬૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૯ બાળકો ભણે છે. પુ. ૧૯૨ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૯૪ ભણેલાં છે. એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળ :** રણછોડજીનું મંદિર.

*

## ટોલ

**પરિચય** · આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી સાડા પાંચ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અઢી માઈલ છેટે સીંજીવાડા છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૦૭ ચો. માઈલ ઘરો : ૪૪. કુટુંબ : ૪૬. વસતી : પુ. ૧૧૭, સ્ત્રી ૯૨, કુલ ૨૦૯.

**શિક્ષણ :** શાળા નથી. પુ. ૧૬ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૭ ભણેલાં છે.

*

## તરકપુર

**પરિચય :** ઉ. અ. ૨૨° ૨૨' અને પૂ રે. ૭૨° ૨૪' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી સત્તર માઈલ દૂર આવેલું છે. આશરે ૩૫૦ વર્ષ પૂર્વે તેજા કોળીએ તે વસાવેલું મનાય છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨ ૮ ચો. માઈલ. ઘરો : ૫૪. કુટુંબ : ૫૪. વસતી : પુ. ૧૧૯, સ્ત્રી ૧૧૦, કુલ ૨૨૯. મુખ્ય વસતી કોળી લોકોની છે.

**સગવડો :** એક કૂવો છે. પણ કૂવાનું પાણી ખારું હોવાથી પાંદડ ગામેથી પાણી લાવવું પડે છે. અઠવાડિયે એક વાર ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. ઘઉંનો પાક વિશેષ થાય છે.

**શિક્ષણ :** ખંભાત તાલુકા કેળવણી મંડળ તરફથી શાળા ચાલે છે. પુ ૧૨ ભણેલા છે

*

## તામસા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૨૩' અને પૂ. રે. ૭૨° ૩૦' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી ચાર માઈલ દૂર આવેલું છે તનસા નામના રજપૂતે તે વસાવેલું મનાય છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૩ ૩ ચો. માઈલ. ઘરો : ૬૭. કુટુંબ : ૬૯. વસતી : પુ. ૧૭૧, સ્ત્રી ૧૪૧, કુલ ૩૧૨. મુખ્ય વસતી રજપૂતોની છે

**સગવડો :** એક તળાવ તથા ત્રણ કૂવા છે. અઠવાડિયે એક વાર ટપાલ આવે છે. ગલિયાણા, અરણેજ, પાંદડ, થઈ વટગામ જતી મોટર સર્વિસ અહીં થઈને જાય છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત કપાસ પાકે છે.

**શિક્ષણ :** શાળા નથી. પુ. ૨૩ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૫ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળ :** એક મંદિર, એક મહાદેવ, દસ પાળિયા.

*

## તારાપુર (નગર)

**પરિચય :** ઉ. અ. ૨૨° ૨૯' અને પૂ. રે. ૭૨° ૪૦' ઉપરનું આ ગામ આણંદ–ખંભાત રેલવે લાઈન ઉપરનું એક સ્ટેશન છે ગામ કોણે વસાવ્યું તેનો કડીબદ્ધ ઇતિહાસ મળતો નથી. પરંતુ લોકવાયકા પ્રમાણે આશરે ઈ. સ ૧૫૦૦ના અરસામાં અહીં પાટીદાર લોકો વસવા આવેલા. તે વખતે ગામમાં મુસલમાનો અને ગરાસિયા વસતા હતા. તે પૈકી જૂના મુસલમાનોના વંશજોની હાલ થોડી વસતી છે, અને ગરાસિયાની વસતી નથી પરંતુ ઈ. સ. ૧૬૦૦ના અરસામાં બ્રહ્મભટ્ટ લોકો વસવા આવેલા ત્યાં સુધી તો ગરાસિયાઓની વસતી હતી એમ મનાય છે.

## દુગારી

**પરિચય** ઉ. અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૨° ૨૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ધોળકાથી બાર માઈલ દૂર આવેલુ છે આશરે ૯૦૦ વર્ષ પૂર્વે સૌરાષ્ટ્રના રહીશ કોઈ પાટીદારે આ ગામ વસાવીને પોતાની દીકરીના નામ ઉપરથી તેનુ નામ દુગારી પાડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ, ઘરો ૮૯ કુટુબ ૯૯ વસતી પુ ૨૨૯, સ્ત્રી ૨૩૬, કુલ ૪૬૫ મુખ્ય વસતી રજપૂત, ગરાશિયા, પાટીદાર, વણકર, ભરવાડ વગેરેની છે તે સિવાય પ્રજાપતિ, સાધુ, લુહાણા, નાયક, લુહાર વગેરે પણ વસે છે

**સગવડો** એક ગામઉપયોગી અને એક ખેતીઉપયોગી તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નવ માઈલ છેટે ગૌકા છે સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** શાળા નથી પુ ૫૬ અને સ્ત્રી ૧૫ મળી કુલ ૭૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** બે દેવીના દેરા તથા પાળિયા, એક મદિર એક પરબડી અને એક ધર્મશાળા

*

## ધુવારણ

**પરિચય** ઉ અ ૨૨ ૧૪ અને પુ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી દશ માઈલ દૂર મહીકિનારે આવેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૧ ચો માઈલ ઘરો ૩૬૦ કુટુબ ૩૭૯ વસતી પુ ૯૭૮, સ્ત્રી ૮૯૪, કુલ ૧૮૭૨

**સગવડો** મહી નદી છે પાચ તળાવો પૈકી રતનેશ્વર મોટુ સરોવર જેવુ છે એક વાવ અને એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે ગૌકા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી તથા મ્હોળ બહુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની સો ઓ શાળા છે તેમા ૧૦૨ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે પુ ૨૪૦ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૪૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ધૂમેશ્વર મહાદેવનુ શિવાલય છે અગાઉ ધૂમ્રઋષિનો ત્યા આશ્રમ હતો અને મહાદેવની સ્થાપના તેમણે જ કરેલી મનાય છે આ મહાદેવના દર્શનનો અને મહીસ્નાનનો અહીં મહિમા મનાતો હોઇ ગામ તીર્થયાત્રાનુ ધામ ગણાય છે રવિવારે લોકો અત્રે સ્નાન કરવા આવે છે ગામને સામે કિનારે કાવી અને શારોદ ગામો આવેલા છે ત્યા હોડીઓ–મછવા મારફતે અવરજવર થઇ શકે છે

*

## નગરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખભાતથી ચાર માઈલ દૂર આવેલુ છે જૂનુ ખભાત શહેર આ ગામ આગળ હતુ એમ કહેવાય છે



બ્રહ્માજીની પ્રાચીન મૂર્તિ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૫ ચો માઈલ ઘરો ૬૬ કુટુબ ૬૭ વસતી પુ ૧૭૫, સ્ત્રી ૧૫૬, કુલ ૩૩૧



બુદ્ધની પ્રાચીન મૂર્તિ

**સગવડો** પડવા તળાવ તગાવા તળાવ કોટેશ્વર તળાવ, કોટેશ્વરનો કુંડ ખડિયર નિવૃત્તિની વાવ એક મીઠા પાણીનો કૂવો તથા એક સામાન્ય કૂવો છે આન્ય પોસ્ટઓફિસ ગામ પગાવ્ય ખેતી માટેની સહકારી મંડળી વિવિધ કાર્યકારી સહકારી મંડળી તથા ગ્રામ પંચાયત છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ અને બાગાયતો પાકે છે અહીંના ગામવાળા પાંચ કારખાના છે

**શિક્ષણ** છ ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૧૯૨ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૩૭ અભ્યાસ કરે છે પુ ૮ અને સ્ત્રી ૫ મળી કુલ ૪૩ ભણેલા છે પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** ઠાકોરજીનુ મંદિર રામજી મંદિર, તથા લક્ષ્મીનારાયણનુ મંદિર છે કોટેશ્વર, ગુપ્તેશ્વર, મહાદેવેશ્વર, અચલેશ્વર, બાદરેશ્વર નટેશ્વર, ભીમેશ્વર ગદાલેશ્વર, તથા ખડિયેશ્વર વગેરે શિવાલયો છે જયાદિત્યનુ સૂર્યમંદિર છે તેમા સંસ્કૃત શિલાલેખ છે તે સિવાય બ્રહ્માની તથા બુદ્ધદેવની મૂર્તિઓ છે કોટેશ્વરના કુંડ પર શ્રાવણ વદ અમાસે મેળો ભરાય છે

**દંતકથા** રત્નસેનની નગરી એક પ્રાચીન નગરી છે કહેવાય છે કે તે જગ્યાએ રત્નગઢ નામે નગર હતું ત્યાંથી ભોંયરું નીકળતું તે ભોંયરામાં થઈને તે દ્વારા ખંભાત દંતારગઢ શેરના ભોંયરામાં જવાતું તે ભોંયરાવાળો ભાગ દંતારવાડો કહેવાય છે

*

## નભોઈ

**પરિચય** ઉ અ ૨૨° ૧૪ અને પૂ રે ૭૨° ૨૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ધોળકાથી અગિયાર માઈલ દૂર સાબરમતી કિનારે આવેલુ છે આશરે ૬૦૦ વર્ષ પૂર્વે કોઈ મિસ્ત્રીએ તે વસાવેલુ મનાય છે પહેલા આ ગામ ધોળકાના મુસ્લિમ તાલુકદારના તાબામા હતુ વિલીનીકરણ થતા તેને ખંભાત તાલુકામા ભેળવી દેવામા આવ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૧ ચો માઈલ ઘરો ૭૯ કુટુંબ ૯૮ વસતી પુ ૨૨૪ સ્ત્રી ૨૦૧ કુલ ૪૨૫ મુખ્ય વસતી રજપૂતોની છે

**સગવડો** સાબરમતી નદી એક તળાવ એક કૂવો નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાંચ માઈલ છેટે કોઠ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ઘઉં ચણા દીવેલી વગેરેનો છે શાકભાજી પણ થાય છે

**શિક્ષણ** શાળા નથી પુ ૪૨ અને સ્ત્રી ૧૯ મળી કુલ ૬૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મંદિર છે પશ્ચિમે સાત પાળિયા છે દંતકથા એવી છે કે ગામને કાઠી લૂંટારાઓથી બચાવવા ગામના સાત જણ શહીદ થયેલા તેમના એ પાળિયા છે

*

## નવાગામ બારું

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૩૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખંભાતથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૦ ચો માઈલ ઘરો ૪૦ કુટુંબ ૪૦ વસતી પુ ૧૦૫, સ્ત્રી ૯૫, કુલ ૨૦૦

**શિક્ષણ** શાળા નથી પુ ૧૧ ભણેલા છે

*

## નવાગામ વાંટો

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે. ૭૨° ૩૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખંભાતથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૭ ચો માઈલ ઘરો ૫૨ કુટુંબ ૫૪ વસ્તી પુ ૧૧૧, સ્ત્રી ૧૦૯, કુલ ૨૨૦

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## નવી આખોલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૩૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખંભાતથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે અત્રેથી એક માઈલ છેટે આવેલા આખોલ ગામમાંથી આ નવુ ગામ વસેલુ હોઈ તે નવી આખોલ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૩ ચો માઈલ ઘરો ૯૦ કુટુંબ ૧૦૧ વસતી પુ ૨૪૯, સ્ત્રી ૨૨૮ કુલ ૪૭૭

**સગવડો** મીઠા પાણીનો એક કૂવો છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ઘઉં અને કપાસનો છે સુથારી કામ–ખાસ કરીને ખેતરમા બી ઓરવાની ઓરણીની બનાવટ–પણ થાય છે

**શિક્ષણ** ખંભાત કેળવણી મંડળ તરફથી એક શાળા ચાલે છે પુ ૮૩ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૯૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મંદિર છે

*

## નવી મલાસોની
## (જૂની મલાસોની અને વીરપુર સાથે)

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ખંભાતથી પાંચ માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧ ચો. માઈલ, ઘરો ૪૨ કુટુંબ ૪૨ વસતી પુ. ૧૨૫, સ્ત્રી ૧૧૬, કુલ ૨૪૧

શિક્ષણ શાળા નથી પુ ૧ ભણેલો છે

*

## નદેસી

પરિચય ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સાયમાથી અડધો માઈલ દૂર આવેલું છે ૧૦૦૦ વર્ષ પૂર્વે નદા રબારીએ તે વસાવેલું મનાય છે ગામની આજુબાજુના ખેતરોમાં ખોદતા કેટલીક વાર પુરાણા દેશના અવશેષો અને છીપા સીક્કાની કુડીઓ મળી આવે છે તે પરથી અગાઉ અહીં મોટું શહેર હશે એમ મનાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૬૬ કુટુંબ ૬૭ વસતી પુ ૧૭૫, સ્ત્રી ૧૫૬, કુલ ૩૩૧

સગવડો એક તળાવ, એક કુવો છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અર્ધો માઈલ છેટે બામણવા છે. મોટરમાં બેસવા બામણવા જવું પડે છે

શિક્ષણ ખંભાત કેળવણી મંડળ તરફથી ગ્રાન્ટેડ શાળા ચાલે છે તેમા ૬૦ બાળકો ભણે છે પુ ૩૮ અને સ્ત્રી ૫ મળી કુલ ૪૩ ભણેલા છે

ધાર્મિક સ્થળો એક મહાદેવ, તથા એક મંદિર છે

અગાઉ ગામમા ધાડ પડેલી ત્યારે શહીદ થયેલા ભગવાનસિંહ રાઠોડ અને માનસિંહ ચાવડા (હરિજન) ની ખાંભીઓ છે

•

## નાના કલોદરા

પરિચય આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી અઢી માઈલ દૂર આવેલું છે આશરે ૮૦૦ વર્ષ પૂર્વે કમળશાહ નામના ફકીરની અહીં વાડી હતી, એમ મનાય છે વાડી અને તેની પાસે જમીન પણ હતી. તે જમીનમાં સારી રીતે ખેતી કરવા માટે ફકીરે નાનજી પટેલને વસાવ્યા ફકીર અને પટેલ વચ્ચે ખૂબ ભાઈચારો હતો આ ભાઈચારાના પ્રતિકરૂપ નાનજી પટેલ અને કમળશાહ ફકીરના બંનેના નામ ભેગા કરી ગામનું નામ નાના કલોદરા રાખવામા આવ્યુ કહેવાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧.૧ ચો. માઈલ ઘરો ૨૧૧ કુટુંબ ૨૨૮ વસતી પુ ૭૨૨, સ્ત્રી ૬૫૭, કુલ ૧૩૭૯

સગવડો એક [illegible] વાવ છે [illegible] તેનું પાણી પીવાય છે ખંભાતથી [illegible] માઈલ છે [illegible]

ઉદ્યોગ મુખ્ય ખેતી. [illegible] એન્જિન પંપ [illegible] અનાજ [illegible] ખંભાતના [illegible]

શિક્ષણ ચાર ધોરણની લો. બો શાળા છે તેમા ૧૦૩ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૩ બાળકો ભણે છે પુ ૨૫૪ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૨૮૧ ભણેલા છે

---

આધાર શ્રી ગોરધનભાઈ પ્રહ્‌લાદજીએ મેળવી આપેલી માહિતી

## નેજા ( નવાપુરા સાથે )

પરિચય ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી ત્રણ માઈલ દૂર આવેલું છે ત્યાં એક મોટા તળાવની પાસે ખંભાતના નવાબનો બગીચો તથા બાગ છે અગાઉ બાગમાં ઘણી જાતના જાનવરોનો જોવા લાયક સંગ્રહ રાખેલો હતો

વિસ્તાર ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૨૬ કુટુંબ ૧૨૮ વસતી પુ ૨૫૦, સ્ત્રી ૨૧૨ કુલ ૪૬૨

શિક્ષણ શાળા નથી પુ ૨૦ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૨ ભણેલા છે

*

## પચેગામ

પરિચય ઉ અ ૨૮° ૩૨ અને પૂ રે ૭૨° ૨૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી અગિયાર માઈલ દૂર આવેલું છે

વિસ્તાર ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૧૨૨ કુટુંબ ૧૨૩ વસતી પુ ૨૭૬, સ્ત્રી ૨૮૫ કુલ ૫૬૧

સગવડો સાબરમતી નદી છે એક કુવો અને એક તળાવ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પાંચ માઈલ છેટે કોઠ છે ચોમાસા સિવાય ખંભાત [illegible] અને ખંભાત [illegible] બસનો લાભ મળે છે ચોમાસામાં બસ માટે ચાર માઈલ દૂર નદીના વહેળાના પાણી ઉતરીને કનવાડ ગામે જવું પડે છે

ઉદ્યોગ મુખ્ય ખેતી મુખ્ય પાક [illegible] બાજરી [illegible] વગેરે છે

શિક્ષણ ત્રણ ધોરણની [illegible] શાળા છે. તેમા ૩૨ વિદ્યાર્થીઓ અને ૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯ બાળકો ભણે છે પુ ૭૩ ભણેલા છે

ધાર્મિક સ્થળો : એક મંદિર અને એક મહાદેવ

•

## પટલાવાડી

ઈ સ ૧૯૫૧ની વસ્તીગણતરીના અહેવાલમાં જણાવ્યા મુજબ આ ગામમાં વસ્તી હતી નહી

•

## પાદરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૯' અને પૂ રે ૭૨° ૩૨ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી બાર માઈલ દૂર આવેલુ છે,

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૪ ચો માઈલ ઘરો ૧૧૩ કુટુંબ ૧૨૭ વસતી પુ ૩૩૩, સ્ત્રી ૩૧૬, કુલ ૬૪૯

**સગવડો** બે કૂવા છે તથા બે તળાવ છે અઠવાડિએ એક વાર ટપાલ આવે છે ખંભાત-પચેગામ બસ સર્વિસનો લાભ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કપાસ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯ બાળકો ભણે છે પુ ૬૦ અને સ્ત્રી ૫ મળી કુલ ૬૫ ભણેલા છે

*

## પાલડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૨' અને પૂ રે ૭૨° ૩૫ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૮ ચો માઈલ ઘરો ૧૭ કુટુંબ, ૧૭ વસતી પુ ૪૫, સ્ત્રી ૩૬, કુલ ૮૧.

**શિક્ષણ** શાળા નથી પુ ૨ ભણેલા છે

*

## પાંદડ

**પરિચય** ઉ. અ ૨૨° ૧૩ અને પૂ રે ૭૨° ૨૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ખંભાતથી અગિયાર માઈલ દૂર આવેલુ છે. સાબરમતી નદી અને ઢોરને ચરવા માટે ખીજવીનો માળ નજીક હોવાથી આશરે ૧૫૦૦ વર્ષ પૂર્વે પાના ભરવાડે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦.૧ ચો માઈલ ઘરો ૧૯૫ કુટુંબ ૧૯૬ વસતી પુ ૫૩૧, સ્ત્રી ૪૯૮, કુલ ૧૦૨૯ મુખ્ય વસતી ગરાસિયા લોકોની છે તે ઉપરાંત લુહાણા, કોળી પટેલ, ભરવાડ, ચારણ, બ્રાહ્મણ વગેરે વસે છે

**સગવડો** નજીકમા સાબરમતી નદી છે એક તળાવ અને બે કૂવા છે એક નાવીડો છે તેમા દર અમાસ અને પૂનમે ભરતી આવતા દરિયાનુ પાણી ભરાઈ જાય છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે ખંભાતથી વડગામ, અરણેજ અને ગનિયણા જતી મોટરો આ ગામની ભાગોળે થઈને જાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ઘઉ અને કપાસનો છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૧૪૮ અને સ્ત્રી ૨૨ મળી કુલ ૧૭૦ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** એક મસ્જિદ, એક મદિર, નવ પાળિયા

આધાર · શ્રી શમ્ભુસિંહ જી રાઠોડે આપેલી માહિતી

*

## પીપળોઈ

**પરિચય** ઉ અ. ૨૨° ૨૨' અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન માયમાથી ચાર માઈલ દૂર આવેલુ છે. આશરે ૧૦૦૦ વર્ષ પૂર્વે આ ગામ પટેલોએ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૨ ચો માઈલ, ઘરો ૩૭૩ કુટુંબ ૩૮૭, વસતી પુ ૯૪૭, સ્ત્રી ૮૦૯, કુલ ૧૭૫૬ મુખ્ય વસતી પટેલોની છે તે સિવાય ગરાસિયા, બારૈયા, હરિજન, વણકર, મુસલમાન વગેરે વસે છે

**સગવડો** એક તળાવ, એક જૂની વાવ, અને ચાર મીઠા પાણીના કૂવા છે એક હરિજનનો કૂવો છે સીમમા સાતેક ખારા તેમજ મીઠા પાણીના કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ, ગ્રામ પચાયત, સહકારી મડળી વગેરે છે ચોમાસા સિવાય ખંભાતથી પેટલાદ જતી બસ સર્વિસ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. સીમમા છ કૂવા ઉપર એન્જિન પપ ગોઠવેલા છે ખેતીવાડીના મશિનો રિપેર કરવાનુ એક કારખાનુ છે અનાજ દળવાની ઘટી છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૬ વિદ્યાર્થીઓ અને ૯૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૩૯ બાળકો ભણે છે પુ ૪૬૬ સ્ત્રી ૨૦૧ મળી કુલ ૬૬૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મદિર, મહાદેવ, અને મસ્જિદ

**પરુ** પીપળોઈનું પરુ તેમા ૧૫૦ જેટલા ગરાસિયા લોકો રહે છે

*

## પોપટવાવ

**પરિચય** ઉ અ ૨૨° ૨૧' અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન માયમાથી નવ માઈલ દૂર આવેલુ છે પોપટલાલ વાણિયાએ બધાવેલી વાવના નામ ઉપરથી ગામનુ નામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૫ ચો માઈલ ઘરો ૧૪૪ કુટુંબ ૧૨૨. વસતી. પુ ૨૬૧, સ્ત્રી ૨૭૪, કુલ ૫૬૫

**સગવડો** એક તળાવ, એક પડી ગયેલી વાવ અને ત્રણ કૂવા છે દરરોજ ટપાલ આવે છે મોટર સર્વિસનો લાભ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક બાજરી અને કઠોળનો છે તે સિવાય શાકભાજી, તમાકુ વગેરે પણ થાય છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે. તેમા ૫૭

અનેક દેશનેતાઓએ લડત દરમિયાન એની મુલાકાત લીધી હતી ૪૨ની ચળવળ દરમિયાન તાલુકાના કાર્યકર શ્રી છોટાભાઈ ઊચરભાઈ પટેલ અને બીજા ત્રણ જણ ગામમા થયેલા ગોળીબાર વખતે શહીદ થયેલા. એ શહીદોની યાદમા ટાવર નીચે એક ખાંભી ઊભી કરવામા આવી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૨ ચો માઈલ ઘરો ૨૩૮૧ કુટુબ ૨૫૨૭ વસતી પુ ૫૬૭૮, સ્ત્રી ૪૮૯૭, કુલ ૧૦૫૭૫ લગભગ અર્ધી વસતી બ્રાહ્મણોની છે તેમા ય મોટે ભાગે તો ત્રિવેદી મેવાડા બ્રાહ્મણો જ છે તેમના લગભગ એક હજાર જેટલા ઘર છે બાકીના બ્રાહ્મણોમા રાજગોર મેવાડા, શ્રીગોડ, ખેડાવાળ તથા તપોધનની વસતી છે તે સિવાય વાણિયા, પાટીદાર, ક્ષત્રિય, હરિજન, મુસલમાન વગેરેની ઓછીવધી પ્રમાણમા વસતી છે

**જળાશયો** ગામમા શેઢી નદી વહે છે પરતુ ચોમાસા સિવાય તેમા પાણી રહેતુ નથી રણછોડજીના મદિરની સામે આવેલુ ગોમતી તળાવ ખેડા જિલ્લાના મોટામા મોટા ગામઈ તળાવોમાનુ એક છે તે ચાર ફરલાગ ઉત્તર-દક્ષિણ લાબુ અને એક ફરલાગ જેટલુ પૂર્વ-પશ્ચિમ પહોળુ છે તેના પર પાકા ઓવારા બાધેલા છે તેની અદર રણછોડજીના પગલા સુધી જઈ શકાય તેવો એક પુલ બાધેલો છે ગોમતીમા વરસાદ ન પડે તો પણ બેએક વર્ષ સુધી ચાલે એટલુ બધુ પાણી માય છે તે જ્યારે પાણીથી ભરપૂર હોય છે ત્યારે તો વિશાળ સરોવર જેવુ લાગે છે ચાદની રાતે લોકો હોડીમા બેસીને તેમા સહેલ કરે છે બે વાવો છે તે બને સ્ટેશનના વિસ્તારમા એટલે રખિયાલ ગામની હદમા છે જેના પરથી "ખારી વાવનો ખાચો" એવુ નામ પડયુ છે તે ગામમા આવેલી વાવ પૂરી દેવામા આવી છે રાધાકુડ છે ચતુરલક્ષ્મી કૂઈ, લખારાની કૂઈ, ખારી કૂઈ, ખજૂરિયો કૂવો, ભરતદાસજીનો કૂવો એ મુખ્ય કૂવા છે તે ઉપરાત બીજા ઘણા કૂવા અને કૂઈઓ છે ખાસ કરીને અનેક બ્રાહ્મણોના ઘરોમા કૂઈઓ હોય છે આ બધા જળાશયોના પાણીના પુરવઠાનો આધાર ગોમતીના પાણી ઉપર રહે છે વોટર વર્કસ નથી પણ ગામ અર્ધી રકમની વ્યવસ્થા કરે તો સરકાર તરફથી દોઢ લાખ રૂપિયાની લોન તે માટે આપવાની યોજના થઈ હોવાનુ કહેવાય છે રેલવેની સગવડ ઉપરાત ડાકોરથી નડિયાદ મહુધા, રાણિયા, કપડવણજ, સેવાલિયા, ઓડ તથા અમદાવાદ જવાની બસ સર્વિસની વ્યવસ્થા છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ ટેલિફોન તથા મ્યુનિસિપાલિટીની સગવડ છે જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટની અદાલત (ફરતી) પી ડબલ્યુ ડી ખાતાની સબડિવિઝનલ ઓફિસ, પોલીસ સ્ટેશન વગેરે સરકારી કચેરીઓ છે સરકારી મુસાફરી બગલો તથા ગેસ્ટ હાઉસ છે સરકારી કોટેજ હોસ્પિટલ, જાનવરનુ દવાખાનુ જીવકોરબાઈ મફતલાલ પ્રસૂતિગૃહ, તથા બીજા કેટલાક ખાનગી દવાખાના છે ડાકોર કોટન સેલ સોસાયટી, ડાકોર હરિજન કામદાર મડળ સોસાયટી, ત્રિવેદી મેવાડા કેળવણી મડળ દશા દિશાવળ કેળવણી મડળ, પાટીદાર યુવક મડળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મોટા ભાગના બ્રાહ્મણોનો મુખ્ય વ્યવસાય યજમાન વૃત્તિ કરવાનો છે તે સિવાય પતરાળા બનાવવાનો ગૃહઉદ્યોગ ચાલે છે ગામમા તેમજ બહારગામ જથ્થાબધ પતરાળા જાય છે કેટલીક વસતી ખેતી પણ કરે છે. દારાશા જિનિંગ એન્ડ પ્રેસિંગ ફેક્ટરી, કાસરા જિનિંગ ફેક્ટરી, સાબુનુ કારખાનુ વગેરે ચાલે છે.

**શિક્ષણ** લો બો તરફથી ચારથી સાત ધોરણની એક મુખ્ય શાળા અને એક કન્યાશાળા, એકથી ત્રણ ધોરણની બે શાળાઓ (શાખા ૧ અને ૨) તથા એક શાખા કન્યાશાળા ચાલે છે તેમા ૮૧૦ વિદ્યાર્થીઓ અને ૬૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૪૬ બાળકો ભણે છે. તે સિવાય એક બાલમદિર, એક મુસ્લિમ મદરેસા, સસ્થાન હાઈસ્કૂલ, સસ્કૃત પાઠશાળા તથા યજુર્વેદીય પાઠશાળા ચાલે છે પટેલ બોર્ડિંગ, બાલ બ્રહ્મચર્યાશ્રમ, ટાઉન લાયબ્રેરી વગેરે છે ગામમા પુ ૩૪૭૫ અને સ્ત્રી ૧૭૮૫ મળી કુલ ૫૨૬૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** અસખ્ય મદિરો છે તે પૈકી મુખ્ય નીચે પ્રમાણે છે રણછોડરાયજીનુ મદિર, લક્ષ્મીજીનુ મદિર, ત્રિકમજીનુ મદિર, દાઉજીનુ મદિર, શકરાચાર્યનુ મદિર, બોડાણાનુ મદિર, વિશ્વકર્માનુ મદિર, કબીરજીનુ મદિર, કરોશ્વરી માતા, મોટા હનુમાન, ડકેશ્વર મહાદેવ, યમુનેશ્વર મહાદેવ, મહાપ્રભુજીની બેઠક, લાડીબાનુ મદિર, બેટીજીનુ મદિર વગેરે એક મસ્જિદ છે જાહેર સખાવતોથી બધાયેલી અને જ્ઞાતિઓની અનેક ધર્મશાળાઓ છે. તે પૈકી મુખ્ય નીચે પ્રમાણે છે મોરાર ભુવન વિજયા ભુવન, રામજી ભુવન, દામોદર ભુવન, વલ્લભ નિવાસ, રામબાગ, હરિભુવન ગુલાબબાઈની ધર્મશાળા, વસત વાડી, વિઠ્ઠલ નિવાસ, માણેક નિવાસ, ખમાર ગાધી ભુવન, ધનજી ભુવન વગેરે રણછોડજીની ગૌશાળા નિરાશ્રિત ગૌશાળા (પાજરાપોળ), તથા મોટા ઢોરની પાજરાપોળ છે ભરતદાસજીનુ અન્નક્ષેત્ર રામનામ અન્નક્ષેત્ર પાટણી દરબાર અન્નક્ષેત્ર, ભટજી મહારાજનુ અન્નક્ષેત્ર, હરિલાલ દેસાઈભાઈનુ અન્નક્ષેત્ર, ગુલાબબાઈનુ અન્નક્ષેત્ર વગેરે અન્નક્ષેત્રોમા મફત ભોજન આપવાની વ્યવસ્થા છે

**રણછોડરાયનું મંદિર** ગોમતી નજીક આવેલુ આ મદિર જિલ્લાના મદિરોમા ઊચામા ઊચુ છે તે ઈ સ ૧૭૭૨મા એક લાખ રૂપિયાના ખર્ચે બધાયુ હતુ મદિરમા સોનાનુ સિહાસન છે મુખગૈયા જોવા જેવી છે મદિરની પાછળથી નિજ મદિરમા થઈ ત્યા જવાય છે ચારે દીવાલો તથા છત તખ્તાઓથી મઢેલી હોવાથી અદરના ચાદીના પલગ ખુરશીઓ વગેરે અનેક ગણી સખ્યામા ચારે બાજુ દેખાય છે એકદરે આખુ મદિર જોવા જેવુ છે ત્યા દર માણેકઠારી પૂનમ રથયાત્રા તથા ગોકળ આઠમે મોટા મેળા ભરાય છે તે સિવાય દર પૂર્ણિમાએ પણ મેળા ભરાય છે

**ત્રિકમજીનું મદિર** ગોમતીતટે કકુવાળા દરવાજા બહાર આ

મંદિર આવેલું છે તેની પડખે પણ રણછોડરાયની સુખશૈયાના અનુકરણ રૂપે એક નાની સુખશૈયા બનાવેલી છે

**દાઉજીનું મંદિર** રણછોડરાયના મંદિરના ઘાટને મળતું આ મંદિર છે હિંડોળા વખતે અહીં તથા તેની પાસે ગોમતીતટે મહાપ્રભુની બેઠકના હિંડોળા જોવા ઘણા લોકો આવે છે

**શંકરાચાર્યનું મંદિર** તેનું મકાન સુંદર છે ઉપર એક ઓરડીમાં શ્રી ચંદ્રમૌલીશ્વર મહાદેવનું સુંદર કિંમતી સ્ફટિકનું લિંગ છે બીજાં લિંગ પણ સુંદર છે એક બતકેશ્વરનું લિંગ છે તે ઉપર રંગીન બતકનું નાનું કુદરતી ચિત્ર છે તે જોવા જેવું છે

**મોટા હનુમાન** ગોમતીને સામે કિનારે સ્મશાનઘાટ ઉપર હનુમાનની પ્રચંડ મૂર્તિ આવેલી છે કાળી ચૌદશે ઘણા માણસો ત્યાં દર્શનાર્થે જાય છે ગોમતીમાં ઈશ્વરઘાટથી હોડીમાં બેસીને પણ ત્યાં જવાય છે

**લક્ષ્મીજીનું મંદિર** રણછોડરાયના મંદિરેથી ઉત્તર તરફ તે આવેલું છે રસ્તામાં રણછોડરાયની પટરાણીઓ સત્યભામા, જાંબુવતી રાધીકાજી, વગેરેના નાના મંદિરો તથા બોડાણાનું મંદિર આવે છે લક્ષ્મીજીના મંદિરનો આરસનો ચોક ઘણો સુંદર છે તેને બીજે દરવાજે થઈ રણછોડરાયના અસલ સ્થાનકે જવાય છે ત્યાં ભોંયરામાં શ્રી રણછોડરાયની ચાંદીની છબી તથા ચાંદીની પાદુકા છે પાસે બોડાણો તથા ગંગાબાઈ સિંહાસન ઉપર છે

**રણછોડરાયનાં પગલાં** ઉમરેઠને રસ્તે બે માઈલ ઉપર જ્યાં રણછોડરાય દ્વારિકાથી આવતા થોભ્યા હતા ત્યાં તેમની પાદુકા છે રેલ્વે ગાડીમાંથી તેના દર્શન કરી શકાય છે થોડે દૂર બિલ્વેશ્વર મહાદેવનું મંદિર છે



ગોમતીનું એક દૃશ્ય

આ સિવાય ગોમતીના ઈશ્વર ઘાટ ઉપર ડંકનાથ મહાદેવનું પુરાતન મંદિર, ગણપતિનું મંદિર અને રણછોડરાયની તુલા છે તેની નજીકમાં ગોમતીમાં જ બાંધેલા એક પુલને છેડે રણછોડરાયના પગલાં છે કહેવાય છે કે અસલ રણછોડરાય અહીં સંતાયા હતા આ સ્થળ ઘણું રમણીય હોઈ ઘણા લોકો સંધ્યા સમયે ત્યાંની શીતળ હવા ખાવા બેસે છે

**ગોમતીકુંડ** આ કુંડ ફરતા પગથિયાંવાળો છે ત્યાં બોડાણાને અગ્નિસંસ્કાર કરેલો કહેવાય છે સ્થળ ના ઉપર ત્યાં મોટો મેળો ભરાય છે

**પરા** ગાંધીપરા રતનટેકરી અને રણછોડપરા તે પૈકી પહેલાં બે તો ગામના અંગરૂપ જેવાં જ છે

**ઈતિહાસ** અગાઉ જ્યારે ગામ ગાયકવાડને તાબે હતું તે વખતે શ્રી રણછોડરાયની ભોગસામગ્રી અર્થે ગામના ઈનામદારે આર્થિક મદદની માગણી કરેલી તે મુજબ ગાયકવાડે ડાકોર અને કંજરી એ બે ગામોની મહેસૂલી આવક શ્રી રણછોડરાયના ભોગ અર્થે આપવાનું મંજૂર કરેલું ત્યારથી ડાકોર અને કંજરી ઈનામી ગામ થયા અને ડાકોર સંસ્થાનના વહીવટ નીચે આવ્યાં તેનો વહીવટ ડાકોરના ઈનામદાર અને વહીવટદાર કરે તે બદલ તેમને અમુક રકમ સંસ્થાનમાંથી મળે છે તે અંગે સંસ્થાનમાં કારકુનો, તલાટી, હવાલદાર અને પટાવાળા વગેરેનું ખર્ચ સંસ્થાનની ઉપજમાંથી પડે છે બાકીની આવક મંદિરના ભોગ, રિપેરકામ વગેરેમાં ખર્ચાય છે જ્યારે ગાયકવાડે ખેડા જિલ્લો અંગ્રેજ સરકારને સોંપ્યો ત્યારથી ડાકોર અંગ્રેજ સરકારનું થયું, પણ વહીવટ સંસ્થાનનો રહ્યો હજી પણ તેનો વહીવટ અને મહેસૂલ લેવાનું કામ સંસ્થાન જ કરે છે

આધાર શ્રી કાશીભાઈ નાથાભાઈ પટેલ, બી એસ સી–એમણે ખાસ તૈયાર કરી આપેલો વિસ્તૃત લેખ

*

## ડાભસર

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૧૩ ઉપર આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી ત્રણ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૧૦૨ કુટુંબ ૧૦૭ વસ્તી પુ ૨૬૬, સ્ત્રી ૧૭૬, કુલ ૪૪૨ લોકો મુખ્યત્વે ખેતી કરે છે

**અગત્યતા** જૂના વખતની વાત છે ડાકોરથી આડત્રિસે એક વાર ટપાલ આવે છે એક ખાનગી દવાખાનું છે

**શિક્ષણ** ચાર ધોરણની લોકલ બોર્ડની શાળા છે તેમાં ૭૩ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૪ બાળકો ભણે છે પુ ૧૦૯ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૧૧૯ ભણેલા છે

*

## હુંડી

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાસરાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૭ ચો માઈલ ઘરો ૭૪ કુટુબ ૭૭. વસતી પુ ૨૦૯, સ્ત્રી ૧૭૫, કુલ ૩૮૪

**શિક્ષણ** ત્રણ ધોરણની એક બો શાળા છે તેમા ૨૭ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧ બાળકો ભણે છે પુ ૭૪ અને સ્ત્રી ૭ મળી કુલ ૮૧ ભણેલા છે

*

## હુણાદરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ પૂ રે ૭૩° ૧૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી પાચ માઈલ દૂર આવેલુ છે હુદા રબારીએ તે વસાવેલુ મનાય છે કહેવાય છે કે વસ્યુ ત્યારે વાણિયો, રજપૂત, ભરડા બ્રાહ્મણ, ઘાચી અને રબારી દરેકનુ એક એક ઘર હતુ ત્યાર પછી સવત ૧૨૨૪મા સનુણથી પટેલ વાનદાસ અજુભાઈ અહીં આવીને વસેલા તેમના પરિવારમા અત્યારે ત્રીસેક ઘર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૬૯૦ કુટુબ ૭૦૩ વસતી પુ ૨૧૫૮, સ્ત્રી ૧૮૯૦, કુલ ૪૦૪૮

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઑફિસ, ગ્રામ પચાયત, તમાકુ ખાતાના અધિકારીની ઑફિસ, સરકારી ગોડાઉન, ખેતીવાડી કેન્દ્ર, સહકારી ભડાર, તથા બેટરીથી ચાલતા સરકારી રેડિયોની સગવડ છે યુવક મડળ ચાલે છે એક દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુ અને બ્રાઝોરિયાનો વેપાર સારો ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની એક બો શાળા છે તેમા ૧૯૬ વિદ્યાર્થીઓ અને ૫૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૨ બાળકો ભણે છે પુ ૧૭૧, સ્ત્રી ૭૧ મળી કુલ ૨૪૨ ભણેલા છે સાર્વજનિક વાચનાલય છે

**શહીદો** (૧) હુણાદરાથી સાત માઈલ દૂર આવેલા ગામ ઉમરેઠમા સવત ૧૫૪૫મા લશ્કર સામે ગ્રામરક્ષાર્થે કેટલાક યુવાનોએ ઝપલાવેલુ સામનો કરનારાઓ પૈકી ગોરાનગા ખૂબ બહાદુરીથી લડેલા અને શહીદ થયેલા આજે એ ગોરનગા પીરની દરગાહમા મુસ્લિમો ઉપરાત હિંદુઓ પણ આસ્થા ધરાવે છે (૨) આ ગામના પટેલ છોટાભાઈ બેચરભાઈ કોમેમના બોર્ડીના કાર્યકર અને એક વખતના ઠાસરા તાલુકાની ગ્રામ સમિતિના પ્રમુખ હતા ૧૯૪૨ની ચળવળમા તે જ વર્ષના ઓગસ્ટની ૧૩મી તારીખે ડાકોરમા પોલીસે કરેલા ગોળીબારમા તેઓ શહીદ થયેલા તેની યાદમા ડાકોરમા ટાવર નીચે ખાભી ચણવામા આવી છે

**આધાર** શ્રી છોટાભાઈ અમરાભાઈ પટેલ આપેલી માહિતી

*

## પડાળ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૩° ૧૩' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન સેવાલિયાથી ૭ માઇલ દૂર શેઢી નદીને કિનારે આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઇલ ઘરો ૪૫૨ કુટુબ ૪૭૫ વસતી પુ ૧૧૩૪, સ્ત્રી ૧૦૦૯, કુલ ૨૧૪૩

**સગવડો** શેઢી નદી, તળાવ, વાવ અને એક કૂવો છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની એક બો શાળા છે તેમા ૫૭ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૭ બાળકો ભણે છે પુ ૩૧૦ અને સ્ત્રી ૩૬ મળી કુલ ૩૪૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મસ્જિદ અને એક મદિર

**પરાં** ટીંબાનુ મુવાડુ હીરાનુ મુવાડુ

**ટીંબાનું મુવાડુ** ૭૫૦ માણસોની વસતીવાળા આ ગામમા એક કૂવો અને એક તળાવ છે સાત ધોરણની એક બો શાળા છે તેમા ૭૩ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૬ બાળકો ભણે છે ગામલોકોએ શાળાનુ મકાન બાધી લોકલ બોર્ડને સોપ્યુ છે એક મદિર અને એક પરબડી છે

*

## પાલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૩° ૧૯ ઉપર આવેલા આ ગામમા સેવાલિયા બજાર, સેવાલિયા ગામ, રાજુપુરા અને લાલ ના મુવાડ નો સમાવેશ થાય છે તે આણદ-ગોધરા રેલ્વે લાઇન ઉપરનુ એક સ્ટેશન છે, જે સેવાલિયા સ્ટેશન તરીકે ઓળખાય છે આખા ગામ ખાતે બે પોલીસ પટેલો છે એ પૈકી પાલી, સેવાલિયા બજાર અને રાજુપુરા ખાતે એક અને બીજા સેવાલિયા ગામ ખાતે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૦ ચો માઇલ ઘરો ૧૧૬૨ કુટુબ ૧૧૬૪ વસતી પુ ૩૬૯૮, સ્ત્રી ૨૫૪૬, કુલ ૬૨૪૪ મુખ્ય વસ્તી મુસલમાનોની છે

**સગવડો** નજીકમા મહી નદી વહે છે બધા મળી સાત નાના તળાવ તથા ૨૩ કૂવા છે સેવાલિયા બજારમા બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે તે સેવાલિયા સ્ટેશન બ્રાન્ચ પોસ્ટ ઑફિસને નામે ઓળખાય છે સ્ટેશનેથી વાડાસિનોર, ડાકોર અને ગોધરા જવાની બસસર્વિસની સગવડ છે ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, ન્યાય પચાયત ચલાવવી વગેરે પ્રવૃત્તિઓ કરે છે ત્રણ ખાનગી દવાખાના છે એક સરકારી મુસાફરી બગલો અને ધર્મશાળા તથા રેલ્વેનો બગલો છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે અનાજ ઉપરાત તમાકુ

પાકે છે અહીંની જમીનમાથી મળ પથ્થર નીકળે છે તેના મેટલ બને છે મેટલ-કપચીના કારખાના, આઇસ ફેક્ટરી, દળવાની ઘંટી, વગેરે ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તે સેવાલિયા સ્ટેશનશાળા કહેવાય છે તેમા ૨૦૬ વિદ્યાર્થીઓ અને ૬૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૧ બાળકો ભણે છે પુ ૧૨૦૫ સ્ત્રી ૨૮૭ મળી કુલ ૧૪૯૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મસ્જિદ છે મહી નદીને કિનારે એક દેવધોડા મહાદેવ છે ત્યા દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે

**સેવાલિયા ગામ** પચીના તાબાના આ ગામમા ૯૦૦ જેટલા માણસોની વસતી છે નજીકમા સેવાલિયા સિમેન્ટ ફેક્ટરી નામનુ સિમેન્ટ બનાવવાનુ કારખાનુ છે તેના તરફથી વોટર વર્કસ ઇલેક્ટ્રિક લાઇટ, મફત દવાખાનુ, બાળ પુસ્તકાલય વગેરેની સગવડ ગામને મળી છે કારખાનામા અનેક માણસોને રોજી પણ મળે છે વળી ત્યા તાર અને ટેલિફોનની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ પણ છે તે સેવાલિયા સિમેન્ટ વર્કસ સબ પોસ્ટ ઓફિસ કહેવાય છે ગામમા એક સાત ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૧૮૭ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૯ બાળકો ભણે છે

**રાજુપુરા** આ ગામ આશરે સોએક વર્ષથી વસેલુ છે તેમા ૩૫૦ જેટલા માણસોની વસતી છે એક કૂવો છે લોકોનો મુખ્ય ધધો ખેતી અને ખેતમજૂરી છે

---

**આધાર** જ હુસેનખાન હમીદખાન મલેક શ્રી ગુલાબસિંહ રતનાભાઈ બારૈયા, શ્રી ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ તથા શ્રી ગભાઈ ભાઈ ગાભાભાઈ પરમાર તરફથી મળેલી માહિતી

*

## પાલૈયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી સાત માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વાઘરોલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૧૨૭ કુટુબ ૧૪૬ વસતી પુ ૩૪૮, સ્ત્રી ૩૦૨, કુલ ૬૫૦

**શિક્ષણ** શાળા નથી પુ ૪૭ અને સ્ત્રી ૪ મળી કુલ ૫૧ ભણેલા છે

*

## પાંડવણિયા

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૩° ૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી ત્રણ માઈલ દૂર આવેલુ છે ગામ જૂનુ છે અને તેનુ નામ કોઇ ભરવાડના નામ ઉપરથી પડ્યુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૯ ચો માઈલ ઘરો ૨૮૦ કુટુબ ૨૮૦ વસતી પુ ૭૭૩, સ્ત્રી ૬૯૩, કુલ ૧૪૬૬. લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૨ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૬ બાળકો ભણે છે પુ ૧૯૭ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૨૨૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ એક માતા

*

## પીપળવાડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી ચારેક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૮ ચો માઈલ ઘરો ૪૬૪ કુટુબ ૫૧૫ વસતી પુ ૧૨૫૮, સ્ત્રી ૧૨૧૬, કુલ ૨૪૭૪ મુખ્ય વસતી રાઠોડ ક્ષત્રિય લોકોની છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે બે તળાવ તથા બે કૂવા છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે ઠાસરાથી રેલવે ઉપરાત મોટર બસ પણ મળે છે પરતુ ચોમાસામા શેઢી નદી પરનો પુલ નીચો હોવાથી તથા રસ્તો કાળી અને કોતરોવાળી જમીનમા હોવાથી ઠાસરા જઈ શકાતુ નથી વ્યવહાર તે વખતે અટકી જાય છે એક વિવિધ કાર્યકારી સહકારી મડળી ચાલે છે તે ખેડૂતોને ધીરાણ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય હરિજનો ટોપલીઓ બનાવવાનો ગૃહઉદ્યોગ ચલાવે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૩૬ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૧ બાળકો ભણે છે પુ ૨૮૯ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૩૧૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મદિર, ચાર પાળિયા

*પરાં* ધરેટા, હિંમતનગર

*

## પીલોલ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી અઢી માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પણ ઠાસરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૮૮ કુટુબ ૮૮ વસતી પુ ૨૧૧, સ્ત્રી ૧૮૦, કુલ ૩૯૧

**શિક્ષણ** શાળા નથી પુ ૪૫ અને સ્ત્રી ૬ મળી કુલ ૫૧ ભણેલા છે

*

## પોરડા (સૈયાંત)

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી છ માઈલ દૂર આવેલુ છે તે સૈયાત ગામ પાસે આવેલુ હોવાથી 'સૈયાત પોરડા' કહેવાય છે કેટલાક તેને 'ચોર પોરડા' પણ કહે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૧૩૫ કુટુબ ૧૪૬ વસતી પુ ૨૮૪, સ્ત્રી ૩૩૩ કુલ ૬૧૭ મુખ્ય વસતી ચાવડા લોકોની છે

**સગવડો** બે કૂવા, એક તળાવ છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે ૮૫ જેટલા બાળકો ભણે છે પુ ૫૯ અને સ્ત્રી ૫ મળી કુલ ૬૪ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** બે પાળિયા

*

## નણાદરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ડાસરાથી દસ માઈલ દૂર આવેલુ છે નદલાલ શેઠે તે વસાવેલુ મનાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે સાઢેનિયા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૩ ચો માઈલ ઘરો ૩૦૫ કુટુબ ૩૨૬ વસતી પુ ૮૫૮ અને સ્ત્રી ૭૯૨ મળી કુલ ૧૬૫૦ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૦ બાળકો ભણે છે પુ ૨૧૧ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૨૩૫ ભણેલા છે

*

## નેસ

**પરિચય** ઉ અ ૨૦° ૪૩ અને પૂ રે ૭૩° ૧૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી ચાર માઈલ દૂર આવેલુ છે ઈ સ ૧૩૦૦ના અરસામા અગરો, કાગો અને ધૂગો એ નામના ત્રણ રબારીઓનો અહીં નેસડો હતો, તે ઉપરથી ગામનુ નામ નેસ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૨ ચો માઈલ ઘરો ૩૩૭ કુટુબ ૩૩૯ વસતી પુ ૮૬૯, સ્ત્રી ૮૩૧, કુલ ૧૭૦૦.

**સગવડો** એક નાનુ તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે ગ્રામ પચાયત, તમાકુ ખાતાના અધિકારીની કચેરી, ગ્રામ દવાખાનુ, તથા સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ અને મગફળી પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો શાળા છે. તેમા ૧૬૭ વિદ્યાર્થીઓ અને ૬૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૩૪ બાળકો ભણે છે પુ ૩૨૨ અને સ્ત્રી ૧૧૩ મળી કુલ ૪૩૫ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળ** નેસિયા હનુમાનનુ દેરુ છે. ત્યા આસો વદ ૧૪ અને ધરો આઠમ એ બને દિવસોએ મોટા મેળા ભરાય છે તે વખતે દૂર દૂરથી લોકો આવે છે

*

## બલાઢા

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે. ૭૩° ૧૬' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સેવાનિયાથી સાડા છ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે પડાળ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૧૪૮ કુટુબ ૧૪૮. વસતી પુ ૩૪૮, સ્ત્રી ૩૧૭, કુલ ૬૬૬

**શિક્ષણ** શાળા નથી પુ ૧૨૧ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૧૪૫ ભણેલા છે

*

## બાધરપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ડાસરાથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ. ઘરો ૧૦૧ કુટુબ ૧૦૧ વસતી પુ ૨૬૧, સ્ત્રી ૨૪૭, કુલ ૫૦૮ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ અને ચાર કૂવા છે. અઠવાડિયે એક વાર ડાસરાથી ટપાલ આવે છે.

**શિક્ષણ** શાળા નથી ૩૦ જેટલા બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૧૯ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** ચાર પાળિયા

*

## બોરડી

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૪' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી છ માઈલ દૂર આવેલુ છે મહુધા–ડાકોરરોડ ઉપર દોડતી બસ સર્વિસ મારફતે પણ ત્યા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૩૦૯ કુટુબ ૩૦૯ વસતી પુ ૭૩૭, સ્ત્રી ૬૮૮, કુલ ૧૪૨૫

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૧ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૫ બાળકો ભણે છે પુ ૧૪૭ અને સ્ત્રી ૩૪ મળી કુલ ૧૮૧ ભણેલા છે

*

## ભદ્રાસા

**પરિચય** ઉ. અ ૨૨° ૪૨' અને પૂ રે ૭૩° ૧૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી છ માઈલ દૂર આવેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૬ ચો માઈલ ઘરો ૩૦૩ કુટુબ ૩૩૩ વસતી પુ ૮૫૯, સ્ત્રી ૮૦૩ કુલ ૧૬૬૨ મુખ્ય વસતી પરમાર રજપૂત લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** મહી નદી, ચાર કૂવા અને બે તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ દૂર હુણાદરા છે ત્રીજે દિવસે ટપાલ આવે છે ગ્રામ પચાયત ચાલે છે વિવિધ કાર્યકારી સહકારી મડળી છે તે ખેડૂતોને ધીરાણ કરે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૦ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૭ બાળકો ભણે છે પુ ૨૪૩, સ્ત્રી ૩૬ મળી કુલ ૨૭૯ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** પાળિયા

*

## ભરથરી

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાસરાથી ચાર માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે અગાઉ અહીં સઈનાલ કરીને ઘણુ આબાદ શહેર હતુ તે શહેરના એક લત્તાનુ નામ ભરથરી પોળ હતુ પાછળથી તે શહેરનો નાશ થયેલો તે પછી આશરે ૫૦૦ વર્ષ પૂર્વે તારાપુરના રહીશ રૂપજીભાઈ પટેલે અહીં આવીને આ ગામ વસાવેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૧૮૫ કુટુબ ૧૯૯ વસતી પુ ૪૮૧, સ્ત્રી ૪૨૯, કુલ ૯૧૦ મુખ્ય વસતી બારૈયા અને રાઠોડ લોકોની છે

**સગવડો** એક તળાવ છે કુલ ૨૧ કૂવા છે તે પૈકી પીવાના પાણીના ૩, ખેતીઉપયોગી ૧૫ અને ૩ કૂવાઓ હવાડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાસરા છે રોજ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી પાકે છે હરિજનો વાસના ટોપલા બનાવે છે ચમારો, કોસ, નાડીઓ, જોતરા, દેગી બાર, ચપલ, સપાટ વગેરે બનાવે છે સુથારી કામ—હળલાકડા, ડમણિયા વગેરે થાય છે સ્ત્રીઓ ભરતગૂથણ અને ખેડિયાની સળીઓના પખા બનાવે છે દળવાની એક ઘટી છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે એક મિશનશાળા છે તેમા ૨૧ બાળકો ભણે છે પુ. ૨૦૨ અને સ્ત્રી ૩૦ મળી કુલ ૨૩૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વમાનેશ્વર મહાદેવ, ગોદડિયાનાથ મહાદેવ, માણેકનાથના પગલા, કૃષ્ણ મદિર, બાપીજી, વેરાઇ માતા, વહાણવટી માતા, પરબડી વગેરે

**માણેકનાથનાં પગલાં** અમદાવાદના માણેકચોકનુ નામ જેના નામ પરથી પડ્યુ છે તે માણેકનાથના આ પગલા હોવાનુ મનાય છે

દર ઘરો આડમ, ગોકળ આડમ અને સામા પાચમે અહીં મેળો ભરાય છે તે પૈકી ઘરો આડમે માત્ર સ્ત્રીઓનો જ મેળો ભરાય છે, તે મેળાની એક વિશિષ્ટતા છે

**આધાર** *શ્રી જેઠાભાઈ મોતીભાઈ પટેલ, શ્રી જગદીશભાઈ* બાપુભાઈ પટેલ અને શ્રી છગનભાઈ માણેકલાલ સુથાર તરફથી મળેલી માહિતી

*

## ભાટપુરા (પહેલુ, બીજુ)

ઈ સ ૧૯૫૧ની વસ્તીગણતરીના નિવેદનમા જણાવ્યા મુજબ આ બે ગામો—ભાટપુરા પહેલુ અને ભાટપુરા બીજુ—મા બિલકુલ વસ્તી રહી નથી

*

## ભાટવાસણા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન ડાસરાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે. અગાઉ બાદશાહી જમાનામા બારોટ લોકોને ૧૮૦૦ વીઘાનો વાટો ઈનામમા મળેલો અને તે લોકોએ આ ગામ વસાવેલુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૪૬ કુટુબ ૪૭ વસતી પુ ૧૧૨, સ્ત્રી ૧૨૦, કુલ ૨૩૨ મુખ્ય વસતી બારૈયા લોકોની છે

**સગવડો** બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ૭ માઈલ છેટે વાડાસિનોર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** શાળા નથી ૧૪ બાળકો નજીકના ફાગવેલ અને ખાંગોધરા ગામે ભણવા જાય છે પુ ૧૭ ભણેલા છે

*

## મરઘાકૂઈ

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૩° ૧૩' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી પાચ માઈલ દૂર આવેલુ છે ગામમા

આવેલી મરઘા વણઝારાએ બંધાવેલી કૂઈના નામ ઉપરથી ગામનુ નામ પડેલુ છે તે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૧૧૪ કુટુબ ૧૧૭ વસતી પુ ૩૦૩ અને સ્ત્રી ૨૫૨, કુલ ૫૫૫

**સગવડો** એક તળાવ અને બે કૂવા છે ગ્રામ પંચાયત છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે અઠવાડિયે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી પાકે છે

**શિક્ષણ** શાળા નથી પુ ૫૫ અને સ્ત્રી ૭ મળી કુલ ૬૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મદિર, એક હવેલી અને એક ધર્મશાળા

*

## મલાઈ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ એને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી બે માઈલ દૂર આવેલુ છે અગાઉ શરૂઆતમા આ ગામમા રજપૂત લોકોની પટેલાઈ હતી તે પછી જુદા જુદા માણસો તેનો ઈજારો રાખતા પણ વસતી ઘટતા ગામ ભાગતુ હતુ છેવટે ૧૯૮૩મા એક અંબીણાના અને એક નડિયાદના એમ બે પટેલોએ ઈજારો રાખીને વસવાટ કરેલો ત્યારથી આજ સુધી ગામની વસતી ઠીકઠીક રહી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૮૨ કુટુબ ૯૫ વસતી પુ ૨૪૧, સ્ત્રી ૨૧૪, કુલ ૪૫૫ બારૈયા પાટીદાર, પાટણવાડિયા કુભાર, ચમાર, ઢેડ હરિજન વગેરે લોકો વસે છે

**સગવડો** શેઢી નદી એક કૂવો અને એક તળાવ છે ડાકોર જવાના રસ્તા પર જૂની વાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે અઠવાડિયે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** શાળા નથી આશરે ૨૦ છોકરાઓ ડાકોર ભણવા જાય છે પુ ૪૮ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૭૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મલાઈ માતા, વાગેશ્વરી માતા, તથા હનુમાનજીનુ દેરુ છે ભરવાડ લોકોના ગુરુ કરસનદાસ મહારાજનુ સમાધિસ્થાન છે તેના દર્શનાર્થે અનેક ભરવાડો આવે છે

*

## મહી ઈટાડી (વલ્લવપુર) અને મહી ઈટાડી (વાડી)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નેવાલિયાથી દસ માઈલ દૂર આવેલુ છે મહી ઉપરના ઈટાર ગઢ ઉપરથી ગામનુ નામ મહી ઈટાડી પડેલુ મનાય છે સોલકી શિવજી સિંગાજીએ તે વસાવેલુ ગામના બે મુખ્ય ભાગ છે એક મહી ઈટાડી વલ્લવપુર ભાગ અને બીજો મહી ઈટાડી વાડી ભાગ

**વિસ્તાર વલ્લવપુર ભાગ** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૪૮ કુટુબ ૪૮ વસતી પુ ૧૨૮, સ્ત્રી ૧૧૯, કુલ ૨૪૭ **વાડી ભાગ** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૨૧ કુટુબ ૨૨૪ વસતી પુ ૫૮૮, સ્ત્રી ૫૬૬, કુલ ૧૧૫૪

**સગવડો** મહી નદી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વાડાશિનોર છે મહી નહેરના કામકાજ માટે બાંધેલી વણકબોરી જવાની સડક ગામની નજીકમા થઈને પસાર થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે વલ્લવપુર ભાગમા પુ ૧૮ ભણેલા છે વાડી ભાગમા પુ ૧૧૬ અને સ્ત્રી ૭ મળી કુલ ૧૨૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક હનુમાનજીનુ દેરુ છે સોલકી શિવજી સિંગાજીના દીકરી દલબાઈ મહી કિનારે સતી થયેલા તે જગ્યાએ એક મદિર બંધાવેલુ તે પહાડિયા તરીકે ઓળખાય છે, અને તે ઘણુ જીર્ણ થઈ ગયુ છે દર ફાગણ સુદ અગિયારશે ત્યા મેળો ભરાય છે

**પરાં** મહી કોતરિયા, ચણી, પીપળાનુ મુવાડુ, વેલાનુ મુવાડુ, નવી ઈટાડી, સિંગોડી, ભરમા આ સાતેય પરામા મુખ્ય વસતી ક્ષત્રિય લોકોની છે દરેક પરામા એક એક કૂવાની સગવડ છે

**આધાર** શ્રી મોહનસિંહ પ્રતાપસિંહ સોલકી તથા શ્રી બખતસિંહ ચદ્રસિંહ સોલકીએ આપેલી માહિતી

*

## મંજીપુરા

**પરિચય** અગાઉ આ ગામ હુણાદરાનુ પરુ ગણાતુ પણ તા ૧-૧૧-૪૯થી સરકારે તેને જુદુ ગામ ગણ્યુ છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે બારૈયા અને પટેલોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ગામતળ આશરે ૨૫ વીઘામા વસેલુ છે ઘરો ૨૦૦ જેટલા છે તે પૈકી ૮૦ ઘર પાટીદારોના છે, બાકીના બારૈયા તથા પરચૂરણ વસતીના છે કુલ વસતી ૧૧૩૫

**સગવડો** બે તળાવ અને તેર કૂવા છે રોજ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બીડી બનાવવાનો ગૃહઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૫ વિદ્યાર્થીઓ અને ૪૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૮ બાળકો ભણે છે પુસ્તકાલય છે

*

## માલવણ

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૩° ૧૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેનાનિયાથી બે માઈલ દૂર આવેલુ છે આશરે ૧૧૦૦ વર્ષ ઉપર માના ભરવાડે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૧૯૮ કુટુંબ ૨૧૨ વસતી પુ ૬૨૯, સ્ત્રી ૫૧૭ કુલ ૧૧૪૬

**સગવડો** બે તળાવ હતા તે પૈકી એક પુરાઈ ગયુ છે ત્રણ કૂવા છે સેનાલિયાથી ટપાલ આવે છે બસ સર્વિસનો લાભ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ અને તમાકુ પાકે છે કપની તથા મેટલ પાડવાનુ કારખાનુ છે તેમા ૪૦ જેટલા માણસો કામ કરે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૦ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૬ બાળકો ભણે છે પુ ૨૩૫ અને સ્ત્રી ૨૧ મળી કુલ ૨૫૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ભાથીજીનુ દેરુ, બે મદિર, અને એક મસ્જિદ છે કારતક સુદ ૧ના રોજ ભાથીજીએ મેળો ભરાય છે

*

## માસરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૩° ૫ ઉપરનુ આ ગામ રેલવસ્ટેશન ડાકોરથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૩૮ કુટુબ ૨૪૨ વસતી પુ ૫૭૩, સ્ત્રી ૫૭૪, કુલ ૧૧૬૭ મુખ્ય વસતી સોનગી રજપૂતોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ, ૧૭ કૂવા છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૩ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૫ બાળકો ભણે છે પુ ૧૫૫ સ્ત્રી ૩૩ મળી કુલ ૧૮૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ખડેશ્વર મહાદેવનુ દેરુ, અને પાચ પાળિયા છે

*

## મીઠાનુ મુવાડુ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી છ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઇલ ઘરો ૧૦૦ કુટુબ ૧૦૧ વસતી પુ ૨૪૯, સ્ત્રી ૨૩૪, કુલ ૪૮૩

**શિક્ષણ** શાળા નથી પુ ૫૦ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૬૦ ભણેલા છે

*

## મૂળિયાડ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી ત્રણ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૪૫ કુટુબ ૧૫૪ વસતી પુ ૩૬૧, સ્ત્રી ૩૪૮, કુલ ૭૦૯

**શિક્ષણ** શાળા નથી પુ ૧૭ ભણેલા છે

*

## મેનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૩° ૧૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાનિયાથી પાચ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઇલ ઘરો ૩૦૮ કુટુબ ૩૧૦ વસતી પુ ૮૧૪, સ્ત્રી ૬૧૯ કુલ ૧૪૩૩

**સગવડો** સેવાનિયા વાડાસિનોર રોડ ઉપર દોડતી બસ સર્વિસ આ ગામના સ્ટેન્ડ આગળ થઈને પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સેન્ટ્રલ એક્સાઇઝ ખાતની રેઈજ ઓફિસ સહકારી મડળી, દવાખાનુ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની બે મોટી ખળીઓ, એક ઓઇલ મિલ તેલની ઘણી તથા ત્રણ રાઈસ ઍન્ડ ફ્લોર મિલ ચાલે છે નજીકના ભવિષ્યમા બીડીનુ કારખાનુ અને દીવાસળીની ફેક્ટરી થવનો સભવ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૫ વિદ્યાર્થીઓ અને ૨૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૮ બાળકો ભણે છે પુ ૨૬૫ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૨૮૯ ભણેલા છે એક પુસ્તકાલય છે

*

## મોરઆમલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૩° ૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી છ માઇલ દૂર આવેલુ છે ગામનુ નામ મોરઈ માતાના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૧૫૭ કુટુબ ૧૫૭ વસતી પુ ૩૪૨, સ્ત્રી ૨૯૬, કુલ ૬૩૮ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે.

**સગવડો** એક તળાવ અને આઠ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૩ બાળકો ભણે છે પુ ૧૦૦ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૧૨ ભણેલા છે

*

## રખિયાલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી અડધે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૩૨૦ કુટુબ ૨૨૩ વસતી પુ ૭૭૦, સ્ત્રી ૬૭૬, કુલ ૧૪૪૬

**અગવડો** શેઢી નદી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે ગ્રામ પચાયત છે ડાકોર–ઠાસરા રોડ અને ડાકોર–ગળિયા રોડ અહીં થઈને પસાર થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની ખળી છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૭૫ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૧ બાળકો ભણે છે પુ ૨૩૩ અને સ્ત્રી ૬૩ મળી કુલ ૨૯૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** રણમુકતેશ્વર મહાદેવ

*

## રવાલિયા

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી દસ માઈલ દૂર આવેલુ છે ગામથી એકાદ માઈલ દૂર એક જૂનો કૂવો છે તેની નજીકમા મહાકાળી માતાનુ સ્થાનક છે ત્યા જૂના પથ્થરો પડેલા છે ગામની ઉત્તરે એક ‘ઠેરાનો ટેકરો’ છે તે ‘લુહારનો ટેકરો’ પણ કહેવાય છે ત્યાથી ખોદતા રાખ નીકળે છે આ બધા પરથી લોકોનુ અનુમાન એવુ છે કે અગાઉ આ ગામ ઘણુ મોટુ હશે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૪ ચો માઈલ ઘરો ૧૯૬ કુટુબ ૧૯૬ વસતી પુ ૪૯૫, સ્ત્રી ૫૧૦, કુલ ૧૦૦૫ મુખ્ય વસતી બારૈયાની છે

**અગવડો** બે તળાવ છે લો બો ના બે કૂવા છે, પણ ઉનાળામા તેમા પિવાનુ પાણી રહેતુ નથી નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અગિયાર માઈલ છેટે ઠાસરા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાંગરનો છે અગાઉ પચાસ ખુશાલભાઈ દાજીભાઈ એક હજાર મણ ડાગર પકવતા તેથી તેમને માટે આજે પણ ‘ખુશાલ હજારી’ શબ્દપ્રયોગ વપરાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૪ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮ બાળકો ભણે છે પુ ૫૯ અને સ્ત્રી ૬ મળી કુલ ૬૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** હનુમાનજી, મેનગા પીર

**પરાં** (૧) દીમરાજપરુ દીમરાજ માતાની દેરી છે તે ઉપરથી પરાનુ નામ પડ્યુ છે (૨) રતાનુ મુવાડુ તે રતનાજીએ વસાવેલુ પાત્રીસેક ઘર છે (૩) જીવાનુ મુવાડુ તે જીવાભાઈએ વસાવેલુ પદરેક ઘર છે (૪) નવુ મુવાડુ વીસેક ઘર છે

**આધાર** શ્રી શકરલાલ રણછોડદાસ પડ્યાએ આપેલી માહિતી

*

## રસૂલપુર (ઠાસરા)

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૯ ચો માઈલ ઘરો ૧૩૦ કુટુબ ૧૩૩ વસતી પુ ૨૫૪, સ્ત્રી ૨૫૬, કુલ ૫૧૦

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૬ બાળકો ભણે છે પુ ૧૨૯ અને સ્ત્રી ૨૬ મળી કુલ ૧૫૫ ભણેલા છે

*

## રસૂલપુર ( પડાળ )

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પાચ માઈલ દૂર આવેલુ છે પડાળના વતની જમીનદાર રસૂલમિયાએ ખેતીની સગવડ માટે અહીં થોડા ખેડૂતો વસાવેલા તેમા પાછળથી વસતીમા વધારો થતા ગામ મોટુ થયેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૮૪ કુટુબ ૮૮ વસતી પુ ૨૦૫, સ્ત્રી ૨૦૬, કુલ ૪૧૧ પાટીદાર, ક્ષત્રિય મુસલમાનો, સિંધવા, રાવળિયા, કુભાર, ઘાંચી, વાળદ, ગોસાઈ, વગેરે લોકો વસે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ મગફળી પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૧ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૨ બાળકો ભણે છે પુ ૬૧ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૭૨ ભણેલા છે

*

## રાણિયા

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૩° ૧૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી અગિયાર માઈલ દૂર આવેલુ છે ઈ સ ૧૬૦૦ના અરસામા કોઈ રાણીએ તે વસાવેલુ એવી દંતકથા ચાલે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૫૦૬ કુટુબ ૫૦૬ વસતી પુ ૧૦૯૮, સ્ત્રી ૧૦૮૬, કુલ ૨૧૮૪ મુખ્ય વસ્તી ક્ષત્રિય લોકોની છે તે સિવાય વાણિયા, દરજી, સોની, સુથાર, રાવળ, ઓડ, વાઘરી, હરિજન વગેરે વસે છે

**સગવડો** મહી નદી, એક વાવ અને એક કૂવો છે ડાકોર–કાલસર બસ અહીં થઇને જાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૯૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે કામો થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત, તમાકુ, મગફળી વગેરે પાકે છે દળવા–ખાડવાની હલર–ઘંટી છે.

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૩૦ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૩ બાળકો ભણે છે પુ ૨૨૨ અને સ્ત્રી ૪૬ મળી કુલ ૨૬૮ ભણેલા છે દા ન વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** અબાજી માતા, બળિયાદેવ, ભાથીખત્રી, મહાદેવ એક પરબડી, એક ધર્મશાળા અને એક રોજો છે ગમ નસગનો અને લાલસગનો પાળિયો છે

**પરાં** કથરઈ, ચોવાડા, રામપુરા, ખાખરિયા, ડુગરીપુરા

**કથરઈ** તેનુ નામ કથરઈ તળાવ ઉપરથી પડ્યુ છે બે ધોરણની લો બો શાળા છે તેમા ૪૬ બાળકો ભણે છે.

**ચોવાડા** તે ચારે બાજુએ વાડવાળા મોટા ખેતરમા (ચોવાડામા) વસાવવામા આવેલુ

**ખાખરિયા** તે ખાખરાનુ જગલ સાફ કરીને વસાવવામા આવેલુ

**રામપુરા** તે રામસિંગે વસાવેલુ

**ડુગરીપુરા** તેની આજુબાજુ કોતરો અને ટેકરીઓ (ડુગરીઓ) છે

આમ રાણિયા ગામ આગળ ઘણા કોતરો આવેલા હોવાથી લોકોએ ખેતરોમા જ પરા વસાવીને રહેવાનુ પસદ કર્યું છે

*

## રાણીપોરડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ. રે ૭૩° ૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી બે ફરલાગ દૂર આવેલુ છે ત્યાનુ 'રાણી પોરડા' તળાવ વિશાળ છે અને તેનુ પાણી ખેતી માટે ઘણુ ઉપયોગી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૧૬ કુટુબ ૧૨૨ વસતી પુ. ૨૯૪, સ્ત્રી ૩૧૦, કુલ ૬૦૪

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે. પુ ૫૫ અને સ્ત્રી ૨ મળી કુલ ૫૭ ભણેલા છે

*

## રામપુર (અંદામર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૧' અને પૂ રે ૭૩° ૧૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ડાકોરથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૧૧૪ કુટુબ ૧૧૭ વસતી પુ ૨૬૪, સ્ત્રી ૨૫૪, કુલ ૫૧૮ ચૌહાણ, રજપૂત, પાટીદાર, રબારી, ભોઈ, સોલકી વગેરે લોકો વસે છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ, અને ચાર કૂવા છે ડાકોર–કપડવણજ બસ અહી થઈને જાય છે. સ્ટેન્ડ પરથી ગામમા જવાની કાચી સડક છે ડાકોરથી દર સોમ, બુધ અને શુક્રવારે ટપાલ આવે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૪૩ વિદ્યાર્થીઓ અને ૨૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૬ બાળકો ભણે છે પુ ૭૦ અને સ્ત્રી ૨૫ મળી કુલ ૯૫ ભણેલા છે

**પરાં** શાતિપુરા, રામપુરા

*

## રૂસ્તમપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૧૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન સેવાલિયાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૧૦૩ કુટુબ ૧૧૦ વસતી પુ ૨૮૨ સ્ત્રી ૨૭૦, કુલ ૫૫૨ મુખ્ય વસતી મુસલમાનોની છે

**સગવડો** મહી નદી, એક તળાવ અને એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સેવાલિયા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા પાચ કૂવા છે તે પૈકી બે પર એન્જિન પપ ગોઠવેલા છે કપાસ અને તમાકુ પાકે છે

**શિક્ષણ** ગ્રાન્ટ–એઈડ શાળા છે તેમા ૩૫ જેટલા બાળકો ભણે છે એક ઉર્દૂ મદ્રેસા ચાલે છે તેમા પણ ૩૫ જેટલા બાળકો ભણે છે પુ ૯૩ અને સ્ત્રી ૩૪ મળી કુલ ૧૨૭ ભણેલા છે

*

## રોઝવા

**પરિચય** ઉ અ ૨૨° ૫૫ અને પૂ રે ૭૩° ૧૮' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન સેવાલિયાથી સાત માઈલ દૂર આવેલુ છે તાલુકાની સરહદ પર તે આવેલુ છે નજીકમા જ વાડાસિનોર તાલુકાની સરહદ શરૂ થાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૯ ચો માઈલ ઘરો ૨૭૪ કુટુબ ૨૭૮ વસતી ૭૭૩, સ્ત્રી ૬૯૦, કુલ ૧૪૬૩ મુખ્ય વસતી મુસલમાન અને બારૈયાની છે

**સગવડો** એક તળાવ છે એક ખડિયેર વાવ છે બે કૂવા છે તે પૈકી એક અવાડ છે જે કૂવો ચાલુ છે તેમા પણ ઉનાળામા

પાણી ખૂટી પડે છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ ત્રણ માઈલ છેટે પડાળ છે વાડાશિનોર-સેવાલિયા બસ અહીં થઇને જાય છે નજીકના ડુંગરમાથી ચૂનાના પથ્થર નીકળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા આગાના ઝાડ ઘણા છે હરિજનો વાસના ટોપના, સૂપડા, કરંડિયા વગેરે બનાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૨ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૧૦૨ અને સ્ત્રી ૬ મળી કુલ ૧૦૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મસ્જિદ, દરિયાપીર

**પરાં** હડમતિયા, જૂની મુવાડી, નવી મુવાડી

*

## વજેવાલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૩° ૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી ચાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ છ માઈલ છેટે ડાકોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ઘરો ૧૧૬ કુટુબ ૧૧૬ વસતી પુ ૨૪૭, સ્ત્રી ૨૪૫, કુલ ૪૮૨.

**શિક્ષણ** શાળા નથી પુ ૩૦ ભણેલા છે

*

## વનોડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૨૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી અગિયાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઈલ ઘરો ૪૧૪ કુટુબ ૪૩૬ વસતી પુ ૧૧૬૧, સ્ત્રી ૧૦૦૮, કુલ ૨૧૬૯

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૧ વિદ્યાર્થીઓ અને ૫૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૧ બાળકો ભણે છે પુ ૨૮૬ અને સ્ત્રી ૩૩ મળી કુલ ૩૧૯ ભણેલા છે

**પરું** **પરબિયાપુરા** ગામનુ નામ અગાઉ ત્યા બેસતી પરબ ઉપરથી પડ્યુ છે પહેલા તે 'વરખડીનુ મુવાડુ ' એ નામે ઓળખાતુ આશરે ૬૦૦ માણસની વસતી છે નજીકમા શેઢી નદી છે એક કૂવો તથા એક પરબડી છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૭ વિદ્યાર્થીઓ અને ૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૧ બાળકો ભણે છે

*

## વમાલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૩° ૧૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી પાચ માઇલ દૂર આવેલુ છે ગામની ચારે બાજુ મહીસાગરના કોતરો આવેલા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઈલ ઘરો ૩૩ કુટુબ ૩૩ વસતી પુ ૭૭, સ્ત્રી ૭૦, કુલ ૧૪૭ મુખ્ય વસતી ડાભી ઠાકોરોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે બાજરી, બાવટો, કોદરા, વગેરે પાકે છે

**સગવડો** મહી નદી, એક તળાવ તથા એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ આઠ માઈલ છેટે ડાકોર છે

**શિક્ષણ** શાળા નથી ૧૦ બાળકો ગુમડિયા ભણવા જાય છે પુ ૧૫ ભણેલા છે

*

## વલ્લવપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી પાચ માઇલ દૂર આવેલુ છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે વલ્લભભાઈ દેસાઇએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૯૭ કુટુબ ૧૦૮ વસતી પુ ૨૪૭, સ્ત્રી ૨૧૧, કુલ ૪૫૮

**સગવડો** એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ ડાકોર છે ગ્રામરક્ષક દળ ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી એજિન પપની સગવડ છે અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૯ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯ બાળકો ભણે છે પુ ૮૬ અને સ્ત્રી ૨૫ મળી કુલ ૧૧૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ભાથીજીનુ દેરુ

*

## વસો

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૧૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બધારાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નડિયાદ તાલુકાના 'વસો' ગામના રહીશ પટેલ મકનભાઇએ સવત ૧૫૪૬મા પોષ સુદિ ૧૫ના રોજ તે વસાવેલુ, અને પોતાના મૂળ વતનના નામ ઉપરથી આ ગામનુ નામ પણ વસો રાખેલુ એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઈલ ઘરો ૪૪૩ કુટુબ ૪૯૭ વસતી પુ ૧૨૩૨, સ્ત્રી ૧૧૨૦, કુલ ૨૩૫૨ મુખ્ય વસતી બારૈયા અને પાટીદારોની છે

**સગવડો** મોટુ તળાવ છે તેમાથી ગળતી નદીનો પ્રવાહ

નીકળે છે, અને તે સુપ્રસિદ્ધ શિવાલય ગળતેશ્વર આગળ મહી નદીને મળે છે અહીં ગાલવઋષિનો આશ્રમ હતો, અને તેમણે તપના પ્રભાવથી ગળતી પ્રગટ કરેલી તેવી દંતકથા છે બાન્ય પોસ્ટ ઓફિસ, ગ્રામ પંચાયત, સહકારી મંડળી વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ચાર કૂવા ઉપર એન્જિન પંપ ગોઠવેલા છે અનાજ ઉપરાંત તમાકુ, મગફળી વગેરે પાકે છે અનાજ દળવા-ખાંડવાની હલર-ઘંટી ચાલે છે

**શિક્ષણ** છ ધોરણની લો. બો. શાળા છે. તેમા ૯૬ વિદ્યાર્થીઓ અને ૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૦ બાળકો ભણે છે એક **મિશન શાળા છે.** પુ ૫૫૩ અને સ્ત્રી ૬૭ મળી કુલ ૬૨૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વૃજનાથ મહાદેવ, બાથીજી, તથા એક મસ્જિદ છે. સોમાભાઈ દીપાભાઈ પરમારનો પાળિયો છે કહે છે કે તેમણે બાથબાથીમા એમ વાઘને ઠાર કરેલો તેની યાદગીરીમા પાળિયો મૂકેલો છે ઝાયણીને દિવસે બાથીજીએ મેળો ભરાય છે

**પરાં** (૧) નેતરિયા ત્યા ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૪૨ વિદ્યાર્થીઓ અને ૩૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૩ બાળકો ભણે છે (૨) ભીમકૂઈ ત્યા ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૨૭ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે

**આધાર** શ્રી ડાહ્યાભાઈ લખાભાઈ પટેલે આપેલી માહિતી

*

## વણોતી

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૩° ૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી દોઢ માઈલ દૂર આવેલુ છે આ ગામ ઘણુ જૂનુ છે પેશ્વાઈ કાળમા તે અગત્યનુ કેન્દ્ર ગણાતુ ગામને ફરતો કોટ બંધાવવામા આવેલો આજે કોટનો દરવાજો મોજૂદ છે અને જૂની બાદોજલાલી રૂપ કૂવાઓની હદમાથી હજી પણ ૧૮"x૧૨" ની જૂની ઈંટો નીકળે છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૩૯૧ કુટુબ ૪૦૮ વસતી પુ ૧૦૨૫, સ્ત્રી ૯૮૦, કુલ ૨૦૦૫. મુખ્ય વસતી પાટીદાર અને પરમારોની છે તે સિવાય મહાલવશી, રોહિત હરિજન, બ્રાહ્મણ, ભોઈ, ભાવસાર, કાછિયા વગેરે લોકો વસે છે

**સગવડો** શેઢી નદી એક તળાવ, ગામમા ૯ કૂવા તથા સીમમા ૩૧ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ તથા ગ્રામ પંચાયત છે ડાકોર-સેવાલિયા અને ડાકોર-કપડવણજ રોડ પર જતી બસ નજીકમા થઈને પસાર થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે કૂવા પર એન્જિન પપ મૂકેલા છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૧ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૩ બાળકો ભણે છે પુ ૩૭૪ અને સ્ત્રી ૯૯ મળી કુલ ૪૭૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, હનુમાનજીનુ મંદિર, ત્રણ મહાદેવ, પરબડી તથા ધર્મશાળા દર વર્ષે ધરો આઠમે હનુમાનજીના મંદિરે મેળો ભરાય છે તેમા આશરે ૨૦૦૦ માણસો ભાગ લે છે

**પરાં** ગામ તાબે બાર પરા છે તે પૈકી શામળિયા પરામા ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૧૬ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭ બાળકો ભણે છે

**આધાર** શ્રી ધીરાભાઈ શિવસિંહ પરમારે આપેલી માહિતી

*

## વાડદ

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૧૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન અંધાડીથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૧ ચો માઈલ ઘરો ૪૦૭ કુટુંબ ૪૧૧ વસતી પુ ૧૦૫૨, સ્ત્રી ૯૬૧, કુલ ૨૦૧૩ મુખ્ય વસતી મુસલમાનોની છે

**સગવડો** શેઢી નદી, ઓવારા બાંધેલુ મોટુ તળાવ, નાથા વાવ ત્રણ જાહેર કૂવા અને ચાર ખાનગી માલિકીના કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઠાસરાથી વાઘજિનોરના રસ્તા ઉપર ગામ આવેલુ છે સહકારી મંડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ કપાસ પાકે છે ત્રણ તેલની ઘાણી છે દળવા-ખાંડવાની બે હલર-ઘંટી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૧ વિદ્યાર્થીઓ અને ૩૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૩ બાળકો ભણે છે. પુ ૩૪૮ અને સ્ત્રી ૪૮ મળી કુલ ૩૯૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મોટી મસ્જિદ તથા પાળિયા

**દંતકથા** બંન્ના ઓડાણો મૂળ આ ગામનો હતો, અને તેના નામ પરથી અગાઉ આ ગામ ઓડણાપુરને નામે ઓળખાતુ એમ કહેવાય છે

*

## વાંઘરોલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૩° ૧૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૭૯ ચો માઈલ ઘરો ૭૩૦ કુટુબ ૭૩૩ વસતી પુ ૧૭૫૮, સ્ત્રી ૧૫૯૯, કુલ ૩૩૫૭

**સગવડો** આશરે ૯૯ વીઘાનુ એક વિશાળ વારોલી તળાવ

છે તેમાંથી ત્રણ નામ કાઢવામાં આવ્યાં છે તે વાટે આસપાસની જમીનમાં સિંચાઈ થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૫૦થી ગ્રામ પંચાયત ચાલે છે. તેની વાર્ષિક આવક રૂ ૨૬૦૦ જેટલી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કપાસ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમાં ૧૨૦ વિદ્યાર્થીઓ અને ૨૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૪ બાળકો ભણે છે પુ ૪૨૦ અને સ્ત્રી ૬૦ મળી કુલ ૪૮૦ ભણેલા છે

**પરું** માયરાનું મુવાડું માયરા તળાવ ઉપરથી ગામનું નામ પડ્યું છે ૪૫૨ માણસોની વસતી છે ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૩૧ વિદ્યાર્થીઓ અને ૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૦ બાળકો ભણે છે

*

## વિઠ્ઠલપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ. રે ૭૩° ૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી નવ માઈલ દૂર આવેલું છે અને ૧૮૨૧માં બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના દલાભાઈ કિરપાભાઇએ તે વસાવેલું તેમના પુત્રના નામ પરથી સરકારી દફતરે ગામનું નામ વિઠ્ઠલપુરા નોંધાયું છે એ સિવાય તે 'દલાપુરા' તરીકે પણ ઓળખાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૭૭ કુટુંબ ૮૪. વસતી પુ ૧૮૬, સ્ત્રી ૧૭૫, કુલ ૩૬૧ મુખ્ય વસતી બારૈયા-પરમારની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ તથા એક કૂવો છે ડાકોરથી અઠવાડિયે ટપાલ આવે છે

**શિક્ષણ** શાળા નથી પુ ૩૫ અને સ્ત્રી ૧૮ મળી કુલ ૫૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** બળિયા દેવ

**પરું દેવનગર** સને ૧૯૧૨માં તે વસાવેલું છે મુખ્ય વસતી પાટીદાર અને ઠાકોર લોકોની છે ત્રણ તળાવ અને ૧૬ કૂવા છે અઠવાડિયે ત્રણ વખત ડાકોરથી ટપાલ આવે છે કાળકા માતની દેરી અને પરબડી છે અગાઉ આ જગાએ જૂનું ગામ હતું તે 'બૂખીની મુવાડી' કહેવાતું તે વખતે કસુંબીનું વાવેતર સારા પ્રમાણમાં થતું

*

## વીંઝોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૩° ૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ઉમરેઠથી એક માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અઢી માઈલ છેટે ડાકોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૧૧૯ કુટુંબ ૧૨૪. વસતી પુ ૩૫૫, સ્ત્રી ૩૧૬, કુલ ૬૭૧

**શિક્ષણ** શાળા નથી પુ ૫૬ અને ૧૪ સ્ત્રી મળી કુલ ૭૦ ભણેલા છે

*

## શામળપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૩° ૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી અગિયાર માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ સાત માઈલ છેટે ડાસરા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૬ ચો માઈલ ઘરો ૭૯ કુટુંબ ૮૯ વસતી પુ ૧૮૫, સ્ત્રી ૨૦૮, કુલ ૩૯૩

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૧૮ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮ બાળકો ભણે છે પુ. ૬૧ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૭૨ ભણેલા છે

*

## શાહપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૩° ૧૧ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી અડધો માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૮ ચો માઈલ ઘરો ૮૮ કુટુંબ ૧૦૨ વસતી પુ ૨૫૮, સ્ત્રી ૨૩૩, કુલ ૪૯૧ મુખ્ય વસતી ચાવડા અને પરમાર લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** વડી તળાવ છે, પણ તે પુરાઈ ગયું છે બે કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે ડાસરા છે ત્યાંથી દર સોમવારે ટપાલ આવે છે ડાસરા સહકારી સંઘે ખેતી ઉપયોગી એન્જિન પંપ મૂક્યો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૩૬ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૨૭ અને સ્ત્રી ૧ મળી કુલ ૨૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** બાપીજીનું દેરું, મહાદેવ, એક પાળિયો

*

## સણાદરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૩° ૧૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ડાસરાથી સાત માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪.૦ ચો માઈલ ઘરો ૨૪૪ કુટુંબ ૨૫૦ વસતી પુ ૬૩૨, સ્ત્રી ૫૧૮, કુલ ૧૧૫૦ ખ્રિસ્તી, પાટીદાર, મુસલમાન વગેરે લોકો વસે છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** ગન્ગેલાવ તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વાઘરોની છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૮૧ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૦ બાળકો ભણે છે પુ ૧૭૦ અને સ્ત્રી ૨૮ મળી કુલ ૧૯૮ ભણેના છે

**પરા** બે પરા છે

*

## સરનાલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૩° ૧૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી ચાર માઈલ દૂર આવેલુ છે અત્રેના કેટલાક જૂના ખડેરો અને દતકથાઓ ઉપરથી અત્રે અગાઉ મોટુ શહેર હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ ઘરો ૧૧૪ કુટુબ ૧૨૧ વસતી પુ ૪૦૦, સ્ત્રી ૩૬૧ કુલ ૭૬૧ મુખ્ય વસતી ક્ષત્રિયોની છે

**સગવડો** ગામની હદમા મહી નદી અને ગળતી નદીનો સગમ થાય છે બે કુવા છે તે સિવાય ગળતેશ્વરના રસ્તા પર હીરાબેન શેઠાણીનો એક કુવો છે, અને કોતરમા વાવ સાથેનો કુવો છે અંબાવ રેલવે રોડથી ગળતેશ્વર મહાદેવ જવાનો કાચો રસ્તો આ ગામે થઇને પસાર થાય છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ ઠાસરા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઇ છે પુ ૬૮ અને સ્ત્રી ૧ મળીને કુલ ૭૦ ભણેના છે

**ધાર્મિક સ્થળ** ગળતેશ્વર મહાદેવ છે ત્યા જન્માષ્ટમી, શિવરાત્રી, અને વસતીપચમીએ મેળો ભરાય છે હરસદભવાનીનો પાળિયો છે દતકથા મુજબ તે અત્રેના જૂના રાજકર્તા ચદ્રહાસની કુળદેવી ગણાય છે આશાપુરી માતા છે એક ખડિયેર મસ્જિદ અને પીરની દરગાહ છે

**પરુ** સુખી સુવાડી

*

## સલૂણ

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૩° ૧૧ ઉપરનુ આ ગામ રેલવસ્ટેશન ઠાસરાથી દસ માઇલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે સાંઢેલિયા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઇલ ઘરો ૯૫ કુટુબ ૮૯ વસતી પુ ૨૪૦, સ્ત્રી ૧૮૧, કુલ ૪૨૧

**શિક્ષણ** શાળા નથી પુ ૧૧ ભણેલા છે

*

## સાંગોલ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી ચાર માઇલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઇલ છેટે મેનપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઇલ ઘરો ૮૫ કુટુબ ૮૫ વસતી પુ ૨૩૭, સ્ત્રી ૧૮૧, કુલ ૪૧૮

**શિક્ષણ** શાળા નથી પુ ૨૪ અને સ્ત્રી ૫ મળી કુલ ૩૯ ભણેલા છે

*

## સાંઢેલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૩° ૧૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી છ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૬ ચો. માઇલ ઘરો ૪૩૮ કુટુબ ૪૩૯ વસતી પુ. ૧૦૯૦, સ્ત્રી ૧૦૫૧, કુલ ૨૧૪૧

**સગવડો** મોટુ મરેવાળ તળાવ છે જરૂરી કુવા છે બાચ પોસ્ટ ઓફિસ છે ૧૯૩૬થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૨૦૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે પ્રગતિ યુવક મડળ સહકારી મડળી તથા દવાખાનુ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પકે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૮ વિદ્યાર્થીઓ અને ૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૨ બાળકો ભણે છે પુ ૨૨૯ અને સ્ત્રી ૫૬ મળી કુલ ૨૮૫ ભણેલા છે

**પ્રાચીન ધાર્મિક સ્થળો** કોટેશ્વર, પાગથર મહાદેવ રામજીમદિર, તથા હવેલી

*

## સાંઢેલિયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ઠાસરાથી અડધો માઇલ દૂર આવેલુ છે સવત ૧૩૦૦ના અરસામા સામતસિંહે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૫૦ કુટુબ ૬૦ વસતી પુ ૧૪૮, સ્ત્રી ૧૩૬, કુલ ૨૮૪ મુખ્ય વસતી પરમાર લોકોની છે

**સગવડો** સાંઢોર તળાવ તથા એક કુવો છે અઠવાડિયે એક વાર ઠાસરાથી ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એક કુવા ઉપર એન્જિન પપ મૂકેલો છે બાજરી, બાવટો, ડાગર વગેરે પાકે છે

**શિક્ષણ** શાળા નથી ૩૦ જેટલા બાળકો બહારગામ ભણે છે પુ ૨૪ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ભાથીજીનુ મદિર, બળિયાદેવ, અંબા માતા, વાઘોડી માતા

*

## સીમળજ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ધરો ૭૫ કુટુબ ૯૬ વસતી પુ ૨૧૮, સ્ત્રી ૧૯૬, કુલ ૪૧૪

**શિક્ષણ** શાળા નથી પુ ૧૮ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૯ ભણેલા છે

*

## સૂઈ

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૩° ૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી બે માઇલ દૂર આવેલુ છે દતકથા પ્રમાણે બારમા સૈકામા આ ગામ સુરપુર નગર તરીકે પ્રસિદ્ધ હતુ અને અત્રેના પ્રસિદ્ધ સુરેશ્વર મહાદેવના દેરાને લીધે તે યાત્રાનુ મોટુ ધામ ગણાતુ આજે એ સુરેશ્વર મહાદેવનુ સ્થાનક ખડિયેર હાલતમા છે ત્યાથી એક ફૂટ જેટલી લાબી ઇટો નીકળે છે રાષ્ટ્રીય ચળવળમા આ ગામે ઘણો સારો ફાળો આપેલો ચળવળ દરમિયાન કસ્તુરબા ગાધી, ભક્તિબા દેશાઇ તથા અન્ય દેશનેતાઓએ આ ગામમા પધારીને તેની ભૂમિ પાવન કરેલી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૨ ચો માઇલ ધરો ૨૭૦ કુટુબ ૨૭૦ વસતી પુ ૬૮૬, સ્ત્રી ૬૩૭, કુલ ૧૩૨૩.

**સગવડો** બસો વીઘા જેટલા વિસ્તારનુ એક વિશાળ તળાવ છે બે કૂવા છે ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ડાકોર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત ઊંચી જાતની તમાકુ તથા કપાસ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બા શળા છે તેમા ૬૧ વિદ્યાર્થીઓ અને ૩૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૦ બાળકો ભણે છે. પુ ૧૭૮ અને સ્ત્રી ૪૦ મળી કુલ ૨૧૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાકાળેશ્વર મહાદેવ, ભાથીજીનુ દેરુ

---

**આધાર** શ્રી પ્રતાપસિંહ નાથુસિંહ સોનકીએ આપેલી માહિતી

*

## સૈયાંત

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી સાત માઈલ દૂર આવેલુ છે સ ૧૨૧૩મા સિહોજી ચાવડાએ અહીં પ્રથમ વસવાટ કરેલો એમ મનાય છે કહે છે કે 'સૈયાત' શબ્દ 'સૂઈ + આત' માથી બનેલો છે આત એ જમીનનુ માપ છે સૂઈ ગામથી અમુક આત–અંતરે આવેલુ તે ઉપરથી સૂઈઆત–સૈયાત થયેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૫ ચો માઈલ ધરો ૨૭૬ કુટુબ ૨૮૭ વસતી પુ ૬૮૩, સ્ત્રી ૬૪૯, કુલ ૧૩૩૨ મુખ્ય વસતી ચાવડા રજપૂતોની છે. લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** બે તળાવો છે તે પૈકી સૈયાત તળાવ ઘણુ મોટુ છે, અને તેનુ પાણી સિંચાઈના ઉપયાગમા આવે છે સીમમા નાની બે ત્રણ તળાવડીઓ છે પીવાના પાણીના બે કૂવા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૦૦૦ જેટલી છે તેમાથી રસ્તાસુધારણા જેવા કામો થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૭૧ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૧ બાળકો ભણે છે પુ ૧૭૪ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૧૮૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ભાથીજીનુ દેરુ, હઠીસિંગનો પાળિયો

**પરું નાગજીપુર** નાગજીભાઈ પટેલે તે વસાવેલુ

*

## સોનીપુર

**પરિચય** ઉ અ. ૨૨° ૫૦ અને પૂ રે ૭૩° ૧૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બે માઈલ દૂર આવેલુ છે અગાઉ ગામ મહી નદીને કિનારે હતુ તે હાલના સગીર ઠાકોર ઓમકારસિંહજીના ૭મી પેઢીના ઠાકોર સરદારસિંહે વસાવેલુ ત્યાર બાદ મહી નદીમા વારવાર આવતા પુરથી નુકસાન થતુ હોવાથી સ ૧૯૦૧મા ઠાકોર પ્રતાપસિંહજી ખુશાલસિંહજીએ નદીથી એક માઈલ દૂર હાલનુ ગામ વસાવેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ધરો ૫૧૯ કુટુબ. ૫૪૨ વસતી પુ ૧૩૬૮, સ્ત્રી ૧૩૧૪, કુલ ૨૬૮૨ રજપૂત, બારૈયા, બ્રાહ્મણ વાણિયા, પાટીદાર, માળી, હરિજન વગેરે વસે છે

**સગવડો** એક માઈલ દૂર મહી નદી છે ૩ તળાવ છે અને ૧૪ કૂવા છે ગામની હદમા મહી નદીનો એક ધરો છે તે 'કાળધરો' કહેવાય છે તેમાથી રોજ ત્રણ ચાર લાખ ગેલન પાણી સેવાલિયાના સિમેન્ટના કારખાનાને પૂરુ પડાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ, કઠોળ, તેલીબિયાં, ઉપરાત તમાકુ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૦ વિદ્યાર્થીઓ અને ૩૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૨ બાળકો ભણે છે પુ ૨૩૪ અને સ્ત્રી ૮૪ મળી કુલ ૩૧૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, મહાદેવ, ભાથીજી, પરબડી અને એક ધર્મશાળા છે.

**પરાં** છીંકારિયા, બળેવિયા, દોલપુરા, પીપળિયા, છાણુની મુવાડી

**છીંકારિયા** વસતી પુ ૧૬૦, સ્ત્રી ૧૩૮, મળી કુલ ૨૯૮ની છે મુખ્ય વસતી પરમાર લોકોની છે એક કુવો છે ઠાસરા ઓટમાથી અઠવાડિયે એક વાર ટપાલ આવે છે ત્રણ ધોરણની લો. બો. શાળા છે તેમા ૨૪ બાળકો ભણે છે ભાથીજીના દેરે કારતક સુદ ૧ને દિવસે મેળો ભરાય છે

**આધાર** શ્રી સ્વરૂપસિંહ વખતસિંહ અને જ હુસેનખાન હમીદખાન મલેક તરફથી મળેલી માહિતી

*

## સોનૈયા

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૩° ૧૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન અપાડીથી દોઢ માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ સોનલ માતના નામ પરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો. માઇલ ઘરો ૯૨ કુટુબ ૯૬ વસતી પુ ૨૫૯, સ્ત્રી ૨૦૨, કુલ ૪૬૧

**સગવડો** એક તળાવ છે તથા એક કુવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અપાડી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ, કપાસ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૬૭ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૯૧ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૧૦૭ ભણેલા છે જયહિંદ પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળ** એક મદિર

*

## હરખોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૩° ૧૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ડાકોરથી છ માઇલ દૂર આવેલુ છે ગામનુ નામ હરખોલ માતાના નામ ઉપરથી પડ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૮૬ કુટુબ ૮૭ વસતી પુ ૨૩૬, સ્ત્રી ૧૯૨, કુલ ૪૨૮ રજપૂત, વાણિયા, સુથાર, સલાટ, હરિજન, વગેરે વસે છે

**સગવડો** એક તળાવ તથા એક કુવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે કાલસર છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી અને તમાકુ પાકે છે

**શિક્ષણ** શાળા નથી ૩૦ બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૪૫ અને સ્ત્રી ૨ મળી કુલ ૪૭ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** સીમમા એક પાળિયો છે

*

# નડિયાદ તાલુકો

## તારીજ

**નગરો** ૫ **ગામો** ૯૭

**વિસ્તાર** નગરોનું ક્ષેત્રફળ ૩૬૦ ચો માઇલ, ગામોનુ ક્ષેત્રફળ ૧૮૪૫ ચો માઇલ, કુલ ક્ષેત્રફળ ૨૧૫ ૫ ચો માઈલ

**ઘરો** નગરવિસ્તાર ૨૦૭૬૧ ગ્રામવિસ્તાર ૩૦૧૬૬, કુલ ૫૦૯૫૭

**કુટુબો** નગરવિસ્તાર ૨૨૪૭૬, ગ્રામવિસ્તાર ૩૨૦૯૪, કુલ ૫૪૫૭૦

**વસ્તી** નગરવિસ્તાર પુ ૫૨૫૯૨ સ્ત્રી ૪૭૧૧૦, કુલ ૯૯૬૧૨ ગ્રામવિસ્તાર પુ ૭૭૦૫૦, સ્ત્રી ૬૯૮૦૮, કુલ ૧૪૬૮૫૮ એકદર વસ્તી પુ ૧૨૯૫૫૨, સ્ત્રી ૧૧૬૯૧૮, કુલ ૨૪૬૪૭૦

**ભણેલાં** નગરવિસ્તાર પુ ૨૯૨૦૩, સ્ત્રી ૧૪૩૧૭ કુલ ૪૩૫૨૦ ગ્રામવિસ્તાર પુ ૨૮૩૨૧ સ્ત્રી ૯૮૨૭ કુલ ૩૮૧૪૮ એકદર ભણેલા પુ ૫૬૫૨૪, સ્ત્રી ૨૪૧૪૬, કુલ ૮૦૬૧૦

*

## અરજનપર કોટ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન બોણાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે અગાઉ ગામની ચારે બાજુ કોટ હતો તે ઉપરથી ગામનુ નામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૯૦ કુટુબ ૯૪ વસતી પુ ૨૩૭, સ્ત્રી ૨૪૦, કુલ ૪૭૭ મુખ્ય વસતી ઠાકોર રજપૂતોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે




સગવડો : ગામની પશ્ચિમ દિશાના શેઢી અને મહોર નદીઓનો સંગમ થાય છે એક મીઠો કૂવો છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે મહોળેલ છે.

શિક્ષણ : ગ્રાન્ટેડ શાળા ચાલે છે. ૫ ૫ર ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** : ચાર દેરાં, એક મંદિર, અને એક બાલાપીરનો પાળિયો છે. શેઢીમહોરના સંગમસ્થાને ફાગણ સુદિ ૧૧ને રોજ મેળો ભરાય છે. ત્યાં ખોડિયાર માતા, કાળકા માતા અને સિદ્ધ મહારાજની ટેકરી આવેલી છે.

*

## અરેરા

**પરિચય** : ઉ. અ. ૨૨° ૪૫′ અને પૂ. રે. ૭૨° ૪૮′ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી એક માઈલ દૂર આવેલું છે. રાજસ્થાનના ઈતિહાસમા ઉલ્લેખ છે તે મુજબ મૂળ આ ગામ અરણાવની નગરી હતુ. વળી સીમમાં ખેતરોનાં નામ નિશાળિયાં, દેરિયાં, વગેરે જોવાં છે તે પણ અગાઉ અહીં મોટી નગરી હશે એ વાતનું સમર્થન કરે છે. ગામમાં આવેલા જૂના વખતના બૂરજો, મસ્જિદો તથા કબરોના મોટા પાયા ઉપરથી અરણાવની ભાગ્યા પછી મુસલમાનોનો વસવાટ થયો હશે એમ મનાય છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૩ ૩ ચો. માઈલ. ઘરો : ૪૧૦. કુટુંબ :

૪૨૬. વસતી પુ ૧૦૧૫, સ્ત્રી ૯૫૬, કુલ ૧૯૭૧ મુખ્ય વસતી પાટીદાર બારૈયા અને રજપૂતોની છે જોખન પગી અને ઢીના સદા નામના બે જાણિતા બહારવટિયા આ ગામમા થઈ ગયા

**સગવડો** આશરે એક માઈલ દૂર શેઢી નદી વહે છે ગામ તળમા ૩ સાર્વજનિક કૂવા, ૨ હરિજનોના કૂવા અને ૪ ખાનગી કૂઇઓ છે સીમમા ૬૫ કૂવા છે બધા જ કૂવાના પાણી ખારા છે ૪૨૦ ફૂટ સુધીના બોરિંગ કરવા છતા પાણી ખારુ જ આવે છે માત્ર એક કૂવાનુ પાણી મીઠુ કહી શકાય એવુ છે અઠવાડિયે ત્રણ વખત ટપાલ આવે છે સને ૧૯૫૨થી ગ્રામ પચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૧ કૂવા પર એંજિન પપો ગોઠવેલા છે મુખ્ય પાક ડાંગરનો છે અહી થતા બાટાના જુવારના પૂળા ખાસ વખણાય છે તેના ભાવ પણ સારા ઊપજે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૮ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૧ બાળકો ભણે છે પુ ૩૪૬, અને સ્ત્રી ૯૭ મળી કુલ ૪૪૩ ભણેલા છે,

**ધાર્મિક સ્થળો** કાશી વિશ્વનાથ મહાદેવ, ભીમનાથ મહાદેવ

**પ્રાચીન સ્થળો** દેવ ડુંગરી નામનો પુરાણો ટેકરો છે ત્યા જૂના ખડિયેર છે એમા ખોદકામ કરતા એક શિવલિંગ મળી આવ્યુ છે તેની નજીકમા દટાઈ ગયેલી એક વાવ છે તેમાથી ૧૮"×૨૩" ની ઈંટો નીકળે છે

---

**આધાર** શ્રી ફકીરભાઈ ભાઈજીભાઈ બારૈયા તરફથી મળેલી તથા એક જાણકારને પૂછીને મેળવેલી માહિતી

*

## અલીણા

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી સાત માઇલ દૂર આવેલુ છે મહુધા–ડાકોર રોડ ઉપર દોડતી મોટર બસ મારફતે ત્યા જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૭૫ ચો માઇલ ઘરો ૬૪૧ કુટુબ ૯૭૮ વસતી પુ ૨૭૫૧, સ્ત્રી ૨૧૦૬, કુલ ૫૨૫૭

**સગવડો** લૂણી નદી વહે છે બાગોળિયો કૂવો, તળાવવાળો કૂવો, નવો કૂવો, તથા ઝીપો કૂવો છે. ટેકી તળાવ તથા ડુંગર તળાવ છે ગ્રામ પચાયત ચાલે છે તે દીવાબત્તી ગ્રામસફાઇ, રસ્તાસુધારણા ઇત્યાદિ પ્રવૃત્તિઓ કરે છે મહિલા પરધર્મ સોસાયટી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા ચાલે છે તેમા ૨૦૧ વિદ્યાર્થીઓ અને ૧૦૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ [illegible] બાળકો ભણે છે. સાત ધોરણની એક ઉર્દૂ લો બો શાળા [illegible] તેમા ૧૦૯ વિદ્યાર્થીઓ અને ૯૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ [illegible] બાળકો ભણે છે પુ ૭૮૧ અને સ્ત્રી ૩૧૨ મળી કુલ ૧૦[illegible] ભણેલા છે પચાયત તરફથી એક વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મરજાદી મદિર, ગોસાઈજી મહાપ્રભુજી બેઠક તથા બીજા નાના મદિર, મસ્જિદ વગેરે

**પરુ** **રામનગર** તે કાનમના પટેલોએ વસાવેલુ છે તે[illegible] ૨૦૦ જેટલા માણસોની વસતી છે લોકો ખેતી કરે છે નજીક[illegible] ધનેશન અને સૈયાત નામના બે મોટા ઇરિગેશન તળાવો છે, પ[illegible] પીવાના પાણીની તકલીફ છે લોકો બે ગાઉ દૂરથી ટાકીઓ ભરી[illegible] પાણી લાવે છે ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમ[illegible] ૧૧ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯ બાળ[illegible] ભણે છે

---

**આધાર** શ્રી રમણલાલ મગનલાલ શાહ તરફથી મળે[illegible] માહિતી

*

## અલિંદ્રા

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી ૭ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઇલ ઘરો ૩૦૧ કુટુબ ૩૨૪ વસતી પુ ૮૧૭, સ્ત્રી ૭૬૧, કુલ ૧૫૭૮ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** બધા મળી ૫૦ કૂવા તથા બે તળાવ છે અહી પોસ્ટ ઓફિસ છે નડિયાદ–ડાકોર રોડ પર દોડતી બસ અહી થઇને પસાર થાય છે લો બો નુ દવાખાનુ ચાલે છે તેનુ મકાન શ્રી વલ્લભભાઇ મથુરભાઇ પટેલે પોતાના પુત્ર શ્રી અમથાલાલના સ્મરણાર્થે બધાવી આપ્યુ છે સરકારી મુસાફરી બગલો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૩૩ વિદ્યાર્થીઓ અને ૮૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૫ બાળકો ભણે છે પુ ૨૯૯ અને સ્ત્રી ૧૩૪ મળી કુલ ૪૩૩ ભણેલા છે એક પુસ્તકાલય છે તેનુ મકાન શ્રી રણછોડભાઇ છોટાભાઇએ બધાવ્યુ છે

**ધાર્મિક સ્થળો** બે મદિર, એક પરબડી તથા એક ધર્મશાળા

*

## અંધજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી દોઢ માઈલ દૂર આવેલુ છે તે આશરે ૨૦૦ વર્ષ પૂર્વે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૨૨૪ કુટુબ ૨૩૦ વસતી પુ ૫૩૨, સ્ત્રી ૪૭૩, કુલ ૧૦૦૫

**સગવડો** અર્ધો માઈલ દૂર શેઢી નદી વહે છે એક નાનુ તળાવ છે મીઠા પાણીનો એક કૂવો છે પાચ ખારા પાણીની કૂઈઓ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નડિયાદ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૭ વિદ્યાર્થીઓ અને ૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪ બાળકો ભણે છે પુ ૧૪૦ અને સ્ત્રી ૨૨ મળી કુલ ૧૬૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રાધાકૃષ્ણનું મદિર, એક મસ્જિદ, તથા ધર્મશાળા છે

*

## આખડોલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વડતાલથી ત્રણ માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ ઉપર અખા રબારીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૦ ચો માઈલ ઘરો ૫૮૭ કુટુબ ૫૮૧ વસતી પુ ૧૪૦૪ સ્ત્રી ૧૨૭૮, કુલ ૨૬૮૨

**સગવડો** એક તળાવ છે. બધા મળીને ૬૪ જેટલા કૂવા છે તે પૈકી બે સાર્વજનિક, એક હરિજનોનો અને બે વણકરોના છે, બાકીના કૂવા માલિકીના છે ગ્રામ પચાયત તથા બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. નડિયાદ–સોજિત્રા બસ સર્વિસનુ સ્ટેન્ડ છે વિવિધ કાર્યકારી સહકારી મડળી, દૂધ ઉત્પાદક સહકારી મડળી, ગ્રામરક્ષક દળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, જુવાર, કોદરા વગેરે પાકે છે સીમમા ચૌદેક કૂવા ઉપર એજિન પપો ગોઠવેલા છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૮૫ વિદ્યાર્થીઓ અને ૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૯ બાળકો ભણે છે પુ ૫૧૮ અને સ્ત્રી ૧૩૮ મળી કુલ ૬૫૭ ભણેલા છે નવયુગ પટેલ પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રામાનદી મદિર તથા અખેશ્વર મહાદેવ રામાનદી મદિરના ઠાકોરજીને જળઝીલણી એકાદશીને દિવસે તળાવમા હોડીમા ફેરવી, નરનારી, વાજતે ગાજતે વરઘોડો કાઢવામા આવે છે કેટલીક જગ્યાએ ઠાકોરજીની પધરામણી પણ થાય છે શિવરાત્રીને દિવસે શિવજીનો વરઘોડો કાઢવામા આવે છે

*

## આલજડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી અઢી માઇલ દૂર શેઢી નદી ઉપર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૮૯ કુટુબ ૯૪ વસતી પુ ૩૭૮, સ્ત્રી ૧૯૩, કુલ ૫૭૧ મુખ્ય વસતી બારૈયાની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** શેઢી નદી, અને એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ડભાણ છે

**શિક્ષણ** ખાનગી નિશાળ છે તેમા ૪૨ બાળકો ભણે છે ૮૯ પુરુષો ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નદી પરનુ પુરાતન મદિર, ગામનુ મદિર

*

## ઉત્તરસંડા

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનુ આ ગામ અમદાવાદ–મુબઈ બ્રોડગેજ રેલવેલાઈન પરનુ રેલવેસ્ટેશન છે ગામથી અર્ધો માઈલ છેટે ચકલાશીને રસ્તે એક કુળેશ્વરી દેવી છે તે બ્રાહ્મણ, વાણિયા, તથા કસારા લોકોની કુળદેવી છે આજે પણ એ કોમના લોકો વરવધૂને ત્યા દર્શનાથે લઈ જાય છે વળી ગામમા મસીદવાળો દરવાજો છે, તથા કયાક કયાક જૂના કોટ અને ખાઈના અવશેષો જોવા મળે છે એ બધા પરથી અગાઉ અહીં એક મોટુ નગર હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૩ ચો માઈલ ઘરો ૧૨૩૩ કુટુબ ૧૨૯૮ વસતી પુ ૩૦૩૪, સ્ત્રી ૨૭૧૪, કુલ ૫૭૪૮ મુખ્ય વસતી પાટીદારોની છે તે સિવાય ક્ષત્રિય, બ્રાહ્મણ, વાણિયા, મુસલમાન, પ્રજાપતિ, ખ્રિસ્તી, હરિજન વગેરે વસે છે ગામની મોટા ભાગની વસતી વેપાર અને નોકરી અર્થે દેશ પરદેશમા વસે છે ખાસ કરીને સારી એવી સખ્યા આફ્રિકામા વસે છે તે સૌની સ્થિતિ ઘણી સારી હોવાથી ગામની પણ આબાદી વધી રહી છે

**સગવડો** નડિયાદથી આણદ જતી બસ સર્વિસનુ સ્ટેન્ડ છે. તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે. ગ્રિડ વીજળીની સગવડ છે ગામમા સરકારી જાહેર રેડિયો મૂકેલો છે ગ્રામ પચાયત ચાલે છે સેવા સમાજ છે તેના તરફથી સાર્વજનિક ઔષધાલય અને પ્રસૂતિગૃહ ચાલે છે તે સિવાય એક અદ્યતન સગવડવાળી નવી જનરલ હોસ્પિટલ બધાઈ છે તેનુ નામ ચરોતર મેડિકલ રિલીફ સોસાયટી એન્ડ ચતુરભાઈ ગગાદાસ જનરલ હોસ્પિટલ છે પીપલ્સ કો–ઓપરેટીવ બેક, દૂધઉત્પાદક સહકારી મડળી, મલ્ટિ પરપઝ સોસાયટી, નડિયાદ તાલુકાના પ્રાથમિક શિક્ષકો અને પટાવાળાઓને ધીરાણ કરનારી સહકારી મડળી, સરકાર [illegible] વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે તમાકુની ખળીઓ ચાલે છે સીમમા બે કૂવાઓ ઉપર સોસાયટી તરફથી અને ૨૬ કૂવાઓ ઉપર ખાનગી ગૃહસ્થોએ એન્જિન પંપો ગોઠવેલા છે એટલે દર સાલ ૧૦૦૦૦ થી ૧૧૦૦૦ એકર જમીન પીત થાય છે

**શિક્ષણ** સાત ધોરણની સો બો કુમારશાળા છે તેમા ૫૫૩ વિદ્યાર્થીઓ ભણે છે સાત ધોરણની સો બો. કન્યાશાળા છે તેમા ૩૨૭ વિદ્યાર્થિનીઓ ભણે છે બન્ને શાળાઓના મકાનો અલગ અલગ છે તે ગામ લોકોએ બંધાવી આપ્યા છે કુબેરભાઈ સોમાભાઈ પટેલ બાલમંદિર અને ભારત હાઇસ્કૂલ પણ છે પુ ૧૬૬૪, અને સ્ત્રી ૯૬૪ મળી કુલ ૨૬૫૮ ભણેલા છે લલ્લુભાઈ ભક્તિભાઈ સાર્વજનિક પુસ્તકાલય તથા મહિલા પુસ્તકાલય છે તેમા અનુક્રમે ૧૬૦૦ અને ૬૦૦ પુસ્તકો છે બન્ને પુસ્તકાલયો દર સાલ ૧૦૦થી ૨૦૦ રૂપિયાના પુસ્તકો ખરીદે છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મહાદેવ, રણછોડજીનું મંદિર, કબીર મંદિર, સ્વામીનારાયણનુ મંદિર, મોરલીધરનુ મંદિર, બે ખાનગી મંદિર, કુળેશ્વરી માતા, બહુચરાજી, હાસી માતા, ત્રણ બાથીખત્રીના દેરા, હનુમાનજીની દેરી, એક મસ્જિદ, સદનગા પીર, રામદેવ પીર, બે ચર્ચ, બે પરબડી, ધર્મશાળા તરીકે વપરાતા ચાર મહાદેવ-મંદિરના ઓસારા, એક પાળિયો વગેરે

સદનગા પીરે વર્ષમા એક વાર મોટો મેળો ભરાય છે છેક મુંબઈથી મુસલમાનો આવે છે

**ઇતિહાસ દંતકથાઓ** (૧) એક દંતકથા એવી છે કે અગાઉ વણારશીદાસ અને તળશીદાસ નામના બે ભાઇઓનો આ સ્થળે વસવાટ થયેલો તેથી ગામનુ નામ વણસોલ-તણસોલ કહેવાતુ ગામમા તરશોલનો ચરો છે તે મૂળ નામ તણસોલનુ અપભ્રંશ છે એમ મનાય છે આજે તે ચરામાથી દટાઈ ગયેલા મકાનોના પાયા મળી આવે છે વળી તેની આજુબાજુ ચારેક સ્થળેથી ભાંગેલા વાસણોના ટુકડા મળી આવેલા તે પરથી તે જગાએ પ્રજાપતિઓ વસતા હશે એમ અનુમાન થાય છે (૨) અહીંથી ફતેપુર જતા રસ્તામા રત્નેશ્વર મહાદેવ અને રખિયાલની વાવ આવે છે આ સ્થળો પ્રાચીન છે અને વણજારાઓને પોઠો લઇને પસાર થવાનો આ ધોરી માર્ગ હોઈ એ લોકોએ જ આ સ્થળો બંધાવેલા એમ મનાય છે (૩) એમ કહેવાય છે કે વણસોલ-તણસોલ ગામ તૂટતા પાછળથી નજીકમા જ હાલનુ ઉત્તરસંડા વસેલુ. તેના નામ વિષે દંતકથા એવી છે કે એક વાર ગોચરમા એક રબારીની ગાયના આંચળમાથી એની મેળે દૂધની ધારા વહ્યા કરતી હતી તે જોઇને ઘણા રબારીઓ ભેગા થઈ ગયા હતા દૂધના દેગડા ભરી લીધા હતા અને એ દેગડાના ઉતરડ જોઈને એક રબારણ ચાલી બની જઇને ઓતરડ-ઓતરડ એમ બોલવા મંડી પડી હતી તે ઓતરડ ઉપરથી સમય જતા ઉતરડા ઉતરસદા-ઉતરસડા ઉતરસંડા અને છેવટે ઉત્તરસંડા થયુ એમ [illegible] જ્યા એ દૂધની ધારા વહેતી હતી ત્યા પાર્શ્વનાથ મહાદેવનુ દેરુ બાંધેલુ જે હાલ હયાત છે (૪) 'સુદર સોદાગર' નામના શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરના પુસ્તકમા ઉલ્લેખ છે તે પ્રમાણે આ ગામ સોદાગર શેઠ સુદરજીને અંગ્રેજ સરકાર તરફથી ઈ સ ૧૮૨૬મા બક્ષિસ મળેલુ તે વખતે તેની વાર્ષિક પેદાશ આશરે રૂ ૧૦૦૦૦ની હતી બક્ષિસપત્રમા એમ જણાવેલુ કે સુદરજીના કુટુંબના જે સાત પુરુષો હતા તેઓ જીવે ત્યા સુધી તેઓ ગામ ભોગવે એ સાતેય ગુજરી જતા આશરે ૫૬ વર્ષ પછી સરકારે તે શરત પ્રમાણે પાછુ લઈ લીધુ તે વખતના ગવર્નર કાઉન્સિલના ચીફ સેક્રેટરી ન્યૂનહામ હતા (૫) ગામના મુખ્ય દ્વાર નાગલા મસીદવાળા દરવાજાની હરિજનવાસની બાજુની જગાએ એક પાળિયો મળી આવ્યો છે તે આજ સુધી દટાઈ ગયો હતો પાળિયા ઉપર એક ઘોડેસવારનુ ચિત્ર છે તેના હાથમા ઢાલ અને તલવાર છે અગાઉ ધાડ વખતે શહીદ થનાર કોઈ નવજોદ્ધિયા યુવાનનો એ પાળિયો છે એમ કહેવાય છે (૬) પાર્વતી બાઈ નામની એક બ્રાહ્મણ વિધવા બાઇએ છપ્પનિયા દુકાળ વખતે ગામમા કૂવા ખોદાવેલા એમ કહેવાય છે (૭) કહેવાય છે કે ગામમા પહેલા બ્રાહ્મણ અને વાણિયાની વસતી વિશેષ હતી પરતુ તેઓ સંજોગવશાત્ બહાર વસવાટ માટે ચાલ્યા ગયેલા છે તેમની કુળદેવી કુળેશ્વરી છે આજે પણ પ્રથમ પુત્રની બાધા માટે સૌ અહીં આવે છે આજની બ્રહ્મપોળમા નહુ ભટ્ટની ખડકીમા અગાઉ બ્રાહ્મણો વસતા વાણિયાવાળી ફળીમા અગાઉ વાણિયા જ વસતા

પહેલા સોજિત્રાના વતની દયાળ પટેલ અહીં આવીને વસેલા તેમના વશજો હાલમા જે જગાએ રહે છે તે દયાળવાડ કહેવાય છે

ગામના પાટીદારો એક જ પિતાની પ્રજા છે તેમના નીચે પ્રમાણે જુદા જુદા ભાગો પડેલા છે –

ધનજીભાઈની ડેલી વાલાભાઈની ખડકી, ભગતની ખડકી ટેકરા ખડકી, વાટા ખડકી, ચકલી દરવાજો, મોટી ખડકી, છ આના, દાદાભાઈની ખડકી ઈશ્વરદાસ મોટાની ખડકી

---

આધાર શ્રી નટવરલાલ ગોર તથા શ્રી સનત્ ચામણકર તરફથી મળેલી માહિતી

*

## ઊંદરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૦ ચો માઈલ ઘરો ૩૦૫ કુટુબ ૩૧૭ વસતી પુ ૭૪૭ સ્ત્રી ૬૬૫ કુલ ૧૪૧૨. મુખ્ય વસતી હિન્દુ રજપૂતોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** મહોર નદી નવુ તળાવ અને ત્રણ કૂવા છે ગ્રામ પચાયત છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ મહુધા છે

દર અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો. બો. શાળા છે તેમાં ૫૭ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૦ બાળકો ભણે છે પુ ૨૨૫ અને સ્ત્રી ૩૮ મળી કુલ ૨૬૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, એક જીર્ણ શિવાલય, પરબડી અને ધર્મશાળા

**પરાં** (૧) **ગોપીતળાવની મુવાડી** પરાનું નામ ગોપી તળાવના નામ ઉપરથી પડ્યું છે શરા અને શામળાના બે પાળિયા છે (૨) **ઈંટાવાની મુવાડી** પરાનું નામ ઈંટાવા તળાવ ઉપરથી પડ્યું છે સને ૧૯૨૭માં પરમાર નથાજી ખુમાજીએ તે વસાવેલું છે ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૨૪ વિદ્યાર્થીઓ અને ૨૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૭ બાળકો ભણે છે (૩) **છત્રા અમરસિંગની મુવાડી** છત્રાજીએ વસાવેલી છે (૪) **પૂંજા કેશરાની મુવાડી** સને ૧૯૩૦માં પૂંજાજી કેશરાજીએ વસાવેલી (૫) **રૂપા લહેરાની મુવાડી** સને ૧૦૩૦માં રૂપાજી લહેરાજીએ વસાવેલી

*

## એરંડિયાપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી ત્રણ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૬ ચો માઈલ ઘરો ૨૩ કુટુંબ ૨૩ વસતી પુ ૫૬, સ્ત્રી ૫૨, કુલ ૧૦૮

**શિક્ષણ** શાળા નથી પુ ૧૧ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૩ ભણેલા છે

*

## કડી

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલું છે ગામની ભાગોળે એક જૂના કોટના અવશેષો છે તે વિષે દંતકથા ચાલે છે કે અગાઉ ભીલ રાજાનો અહીં ગઢ હતો ત્યાં વસેલું ગામ ગઢી કહેવાતું પાછળથી તેનું કડી થયું છે અગાઉ આ ગામ ઘણું મોટું હતું એમ પણ મનાય છે નદીમાંથી એક પાર્વતીજીની મૂર્તિ જડી આવેલી છે તે પરથી લોકો માને છે કે અગાઉ બ્રાહ્મણોની વસતી અહીં વિશેષ હતી ગામમાં ગોવિંદદાસજી નામના એક ચમત્કારી મહારાજ વસતા આવેલા તેમનું મંદિર હાલ ચાલે છે અને તેમના નામ પરથી ગામ ગોવિંદ બાવાની કડીના નામે પણ ઓળખાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૭૯ કુટુંબ ૧૮૮ વસતી પુ ૪૧૭, સ્ત્રી ૩૯૯, કુલ ૮૧૬ મુખ્ય વસતી પાટીદારોની છે તે લોકો મૂળ ઝાલા બોરડીથી આવીને વસેલા કહેવાય છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** મહોર નદી, તથા બે કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે સાસ્તાપુર છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૧૪ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨ બાળકો ભણે છે પુ ૧૫૩ અને સ્ત્રી ૧૨૧ મળી કુલ ૨૭૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગોવિંદદાસ મહારાજનું રામજીમંદિર, તથા મહાદેવ છે રામજી મંદિરમાં જન્માષ્ટમીએ અને ધરો આઠમે મોટા મેળા ભરાય છે

---

**આધાર** શ્રી જયંતીલાલ મણિલાલ જાની તરફથી મળેલી માહિતી

*

## કપરૂપુર

**પરિચય** ઉ અ. ૨૨° ૫૦' અને પૂ રે ૭૨° ૫૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી પાંચ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૧૧ કુટુંબ ૩૪૭ વસતી પુ ૮૫૦, સ્ત્રી ૭૯૯, કુલ ૧૬૪૯ પાટીદાર, ક્ષત્રિય, વાણિયા, ભાવસાર, વાળંદ, રાવળ ખ્રિસ્તી, રોહિત, હરિજન વગેરે લોકો વસે છે.

**સગવડો** મહોર નદી છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે મહીસા છે ગ્રામ પંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે એક તેલની ઘાણી છે.

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમાં ૮૯ વિદ્યાર્થિઓ, ૨૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૬ બાળકો ભણે છે પુ ૧૪૭ અને સ્ત્રી ૩૭ મળી કુલ ૧૮૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, મહાદેવ, પરબડી, ચોતરો.

**પરાં** હમીરસિંગજીની મુવાડી, વિઠ્ઠલ બારૈયાની મુવાડી, જગા બારૈયાની મુવાડી.

*

## કમળા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી દોઢ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૭૧ કુટુંબ ૧૮૭ વસતી પુ. ૪૪૨, સ્ત્રી ૩૪૯, કુલ ૭૯૧ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** બે તળાવ તથા બે કુવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે ડભાણ છે .

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૩૨ બાળકો ભણે છે પુ ૧૨૨ અને સ્ત્રી ૧૯ મળી કુલ ૧૪૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ, એક પરબડી

*

## કંજરી

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઓરિયાવીથી અર્ધો માઈલ દૂર આવેલુ છે આ ગામ ડાકોરના રણછોડરાય મંદિરને દીવાબત્તીના ખર્ચ પેટે ઈનામમા અપાયેલુ હોઈ તે મંદિર વતી ગામનો વહીવટ ઈનામદાર અને વહીવટદાર શ્રી બાલચંદ્ર ગોપાળરાવ તાંબેકર કરે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૮૦૨. કુટુબ ૧૦૦૬. વસતી પુ ૨૩૭૧, સ્ત્રી ૨૨૪૧, કુલ ૪૬૧૨ મુખ્ય વસતી પાટીદાર અને પરમાર લોકોની છે

**સગવડો** બે તળાવ અને ૬ કુવા છે પંડિતિયા કુવા ઉપર દૂધ ઉત્પાદક સહકારી મંડળીએ એંજિન પંપ મૂકીને ગામ લોકોને પીવાના પાણીની સગવડ કરી છે નજીકના ઓરિયાવી સ્ટેશનેથી આણંદ તથા નડિયાદ તરફ જવાની તથા વડતાલ જવાની ગાડી મળે છે તે સિવાય નજીકના ઓરિયાવીના સ્ટેન્ડથી આણંદ નડિયાદ રોડ ઉપર બસ સર્વિસની સગવડ પણ મળે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રિડ વીજળીનો લાભ મળેલો છે પંચાયતે તે લાભ ઉઠાવી ગામમા વીજળી દીવાની સગવડ કરી છે તે ઉપરાત ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો પાછળ પંચાયત વાર્ષિક પાંચેક હજારનુ ખર્ચ કરે છે. સ્ટેશન પર ગામની હદમા જાણીતા વૈદ્ય રેવાશંકર રામશંકરનુ દવાખાનુ છે તે ઓરિયાવી-વાળા વૈદ તરીકે પ્રસિદ્ધ છે આ બીજુ એક ખાનગી દવાખાનુ પણ છે મહિટ પરપત્ર સોસાયટી, દૂધ ઉત્પાદક સહકારી મંડળી, પાણી વીવર્સ સોસાયટી, પિયત સહકારી મંડળી, ગ્રામ સુધારક મંડળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય હાથસાળો પર ગજિયા, રૂમાલ વગેરે વણાય છે પાણી વણાય છે સિમેન્ટના ખેતીઉપયોગી નળ બનાવનારી ઇંડિયા પાઈપ ફેકટરી તથા ફ્લોરિંગ ટાઈલ્સ બનાવનારી જી ટી ટાઈલ્સ કું ચાલે છે ચૂનો પકવવાની ત્રણ ભઠ્ઠીઓ છે સાંગેળ બનાવવાનુ તથા એંજિન રિપેરિંગનુ કારખાનુ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો કુમારશાળા છે તેમા ૩૫૮ વિદ્યાર્થીઓ ભણે છે સાત ધોરણની લો બો કન્યાશાળા છે તેમા ૨૦૭ વિદ્યાર્થિનીઓ ભણે છે ખાનગી ઉર્દૂ મદ્રેસા છે પુ ૧૦૬૭ અને સ્ત્રી ૪૭૨ મળી કુલ ૧૫૩૯ ભણેલા છે કંજરી યુવક મંડળ પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, પ્રણામી મંદિર, સ્વામી નારાયણનુ મંદિર, હનુમાનનુ મંદિર, કામનાથ મહાદેવ, ઘોળેશ્વર મહાદેવ, નીલકંઠ મહાદેવ, બે બાથીખ્રીના દેરા બળિયા દેવ, વેરાઈ માતા, બહુચરી માતા, પાટીદારોના કુળદેવી મસ્જિદ, બે પરબડી, ચાર ધર્મશાળા

**આધાર** શ્રી મગનલાલ હીરાચંદ શાહ તથા શ્રી જટાશંકર નાગેશ્વર વ્યાસ તરફથી મળેલી માહિતી

*

## કંજોડા

**પરિચય** ઉ અ. ૨૨° ૪૧' અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી પાચ માઇલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે કણજા રબારીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૦ ચો માઇલ ઘરો ૩૭૭ કુટુબ ૩૮૦ વસતી પુ ૮૯૭, સ્ત્રી ૭૮૯, કુલ ૧૬૮૬

**સગવડો** બે તળાવ છે એક લો બો નો કુવો એક હરિજનોનો કુવો, એક વણકરનો કુવો અને એક નારણ કુઈ છે દૂધ ઉત્પાદક મંડળીએ કુવા ઉપર એંજિન પંપ મૂકી લોકો તથા ઢોરોને માટે પીવાના પાણીની સગવડ કરેલી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઇલ છેટે સલૂણ છે રજ સિવાય રોજ ટપાલ આવે છે નડિયાદ-ડાકોર બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે સને ૧૯૫૦થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૦૦૦ જેટલી છે, તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ થાય છે સીમમા આઠેક કુવા ઉપર એંજિન પંપો ગોઠવેલા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૯ વિદ્યાર્થીઓ અને ૬૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૨ બાળકો ભણે છે પુ ૩૬૯ અને સ્ત્રી ૧૩૦ મળી કુલ ૪૯૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક રામજી મંદિર

*

## કેરિયાવી

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઉત્તરસંડાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે રાષ્ટ્રીય ચળવળમા આ ગામે અગત્યનો ભાગ ભજવેલો ૧૯૩૦ની નાકરની લડત વખતે લોકોએ ઘરબાર છોડીને હિજરત કરેલી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૫૦૨. કુટુબ

૫૨૫ વસતી પુ ૧૨૬૬, સ્ત્રી ૧૧૨૮, કુલ ૨૩૯૪ મુખ્ય વસતી સોલકી, બારૈયા અને પાટીદારોની છે અહીંના કેટલાક પાટીદારો આફ્રિકામા વસીને સારુ કમાયા છે

**સગવડો** ત્રણ ચાર કૂવા છે બસ સર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અડધો માઈલ છેટે પીપળાતા છે ગ્રામ પચાયત ચાલે છે દૂધ ઉત્પાદક સહકારી મડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય હાથસાળો ચાલે છે બીડીના નાના કારખાના છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૨ વિદ્યાર્થીઓ અને ૭૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૬ બાળકો ભણે છે પુ ૪૩૫ અને સ્ત્રી ૧૧૭ મળી કુલ ૫૫૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મહાદેવ, રામજી મદિર.

*

## કૈયજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૭ ચો માઈલ ધરો ૮૯ કુટુબ ૮૦ વસતી પુ ૨૧૦, સ્ત્રી ૨૦૦, કુલ ૪૧૦

**સગવડો** મહોર નદી છે કૂવાના અભાવે લોકો તેનુ પાણી પીએ છે મહુવ-ડાકોર બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે સ્ટેન્ડ આગળ સરકારી ટાંક બગાવો છે નજીકના સાસ્તાપુર ગામેથી ટપાલ આવે છે

**શિક્ષણ** શાળા નથી ૨૬ બાળકો સાસ્તાપુર ભણવા જાય છે પુ ૬૧ અને સ્ત્રી ૮ મળી કુલ ૬૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ત્રે મદિર છે

*

## ખલાડી

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ધરો ૧૯૫ કુટુબ ૨૦૧ વસતી પુ ૪૬૩ સ્ત્રી ૪૨૭, કુલ ૮૯૦ મુખ્ય વસતી પરમાર લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** લૂણી નદી વહે છે એક તળાવ છે બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે સાસ્તાપુર છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે આ ગામના શ્રી નાથાભાઈ નરસિંહભાઈ પટેલ માણસો તથા ઢોરોના ઉતરી ગયેલા હાડકા બેસાડવામા નિષ્ણાત છે હાડવૈદોથી થાકેલા લોકો તેમની પાસે જઈને વગર ફીએ સાજા થાય છે એમણે પોતાના દીકરા શ્રી બાબુભાઈને પણ આ કળ શીખવી છે, અને તેઓ પણ હવે પોતાના પરોપકારી કાર્યમા પૂરતો સહકાર આપે છે આમ આ બને પિતાપુત્રની ખ્યાતિ આસપાસના ગામોમા ખૂબ જામી છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો શાળા છે તેમા ૪૨ વિદ્યાર્થીઓ અને ૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૮ બાળકો ભણે છે પુ ૧૧૪ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૧૨૪ ભણેલા છે.

**ધાર્મિક સ્થળ** મહાદેવ

*

## ખાંડીવાવ

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ભાનેરથી બે માઈલ દૂર આવેલુ છે ગામમા આવેલી ખાંડી વાવના નામ ઉપરથી તેનુ નામ પડેલુ છે. આશરે ૪૦૦ વર્ષ પૂર્વે નખી બાવાને આ ગામ ઈનામમા મળેલુ હાલમા પણ તે ઈનામી ગામ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ०७ ચો માઈલ ધરો ૧૨૩ કુટુબ ૧૪૫ વસતી પુ ૩૪૭, સ્ત્રી ૩૦૦, કુલ ૬૪૭ ઈનામદાર બાવા તથા બારૈયા લોકો વસે છે

**સગવડો** ગામમા એક વાવ તથા બે કૂવા છે સીમમા પાચ કૂવા અને એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વડથલ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી થાય છે

**શિક્ષણ** શાળા નથી ૫૦ જેટલા બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૮૯ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૦૧ ભણેલા છે

*

## ખુડહાબાદ

**પરિચય** ઉ. અ ૨૨° ૫૦′ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ० ૩ ચો માઈલ ધરો ૩૦ કુટુબ ૩૨ વસતી પુ ૬૬, સ્ત્રી ૬૦, કુલ ૧૨૬

**શિક્ષણ** શાળા નથી પુ ૨૪ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૬ ભણેલા છે

*

## ખૂંટજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૦′ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીણાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો માઈલ ધરો ૨૫૭ કુટુબ° ૨૬૦ વસતી પુ ૬૧૪, સ્ત્રી ૬૦૦, કુલ ૧૨૧૪.

**સગવડો** એક તળાવ તથા ચાર કૂવા છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૫૦૦ જેટલી છે. છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે મહુધા છે નડિયાદ–કપડવણજ સડક દોઢ માઈલ દૂર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ થાય છે ત્રણ તેલની ઘાણીઓ છે સુથારી, લુહારી, અને માટીકામ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૦ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૪ બાળકો ભણે છે પુ ૨૬૮ અને સ્ત્રી ૧૬૭ મળી કુલ ૪૩૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક રામજી મંદિર, એક શંકર મંદિર, એક મસ્જિદ, એક ઈમામખાનું છે ધર્મશાળા છે સદાવ્રત ચાલે છે તેની જમીનની આવકમાથી સંત સાધુઓને રોજ એક ટંક ભોજન અપાય છે કૂતરા, પરબડી વગેરે માટે પણ ખર્ચ થાય છે

*

## ગુતાલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ઉત્તરસંડાથી દોઢ માઈલ દૂર આવેલું છે ગામનું નામ ગૌતમ ઋષિના નામ ઉપરથી પડેલું મનાય છે. ખીમજીભાઈ પટેલે ઉત્તરસંડાથી આવીને વસાવેલું એવી લોકોક્તિ છે મીઠા–સત્યાગ્રહની ચળવળમા આ ગામે અગત્યનો ભાગ ભજવેલો

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઇલ ઘરો ૩૧૫ કુટુંબ ૩૩૬ વસતી પુ ૮૦૭, સ્ત્રી ૭૪૮, કુલ ૧૫૫૫.

**સગવડો** ગ્રામ પંચાયત ચાલે છે તે ગ્રામસફાઈનું કામ કરે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. વલ્લભ યુવકમંડળ ચાલે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૨ વિદ્યાર્થીઓ અને ૮૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૩ બાળકો ભણે છે તે સિવાય ચાર ધોરણની કેથલિક મિશનની શાળા પણ ચાલે છે પુ. ૩૯૨ અને સ્ત્રી ૧૯૯ મળી કુલ ૫૯૧ ભણેલા છે. દા ન. વાચનાલય તથા વલ્લભ યુવકમંડળ વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** રામાનંદી મંદિર, ભાથીજીનું દેરું, તથા બ્રાહ્મણી માતાનું દેરું છે એક વૈજનાથ મહાદેવ છે તેનો શિલાલેખ છે પણ તે વાચી શકાય તેમ નથી.

*

## ગંગાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ. રે ૭૨° ૫૯' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી એક માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ. ઘરો ૧૧૪ કુટુંબ ૧૨૧ વસતી પુ ૨૪૮, સ્ત્રી ૨૨૮, કુલ ૪૭૬ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ, ગામઈ કૂવો, વણકરોનો કૂવો, તથા હરિજનનો કૂવો છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૦૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો શાળા છે. તેમા ૨૯ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૧ બાળકો ભણે છે પુ ૧૩૪ અને સ્ત્રી ૬૨ મળી કુલ ૧૯૬ ભણેલા છે

*

## ઘોઘાવાડા

**પરિચય** ઉ અ. ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કઠલાલથી બે માઈલ દૂર આવેલું છે તે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે વસેલું મનાય છે

કહેવાય છે કે પહેલા ડાકુઓનો ખૂબ ભય રહેતો ગામની આસપાસ કાકરો અને કાચલીનો કોટ ઉગાડેલો હતો તે વખતે લોકો નજીકના અલીણા ગામે પોતાનું અનાજ રાખી મૂકતા અને જરૂર પૂરતું થોડું થોડું લાવી ખાતા નજીકનું મહીસા ગામ જ્યારે એજન્સીમા હતું ત્યારે અહીંની સીમમા એક નાળ છે ત્યા થઈને લશ્કર જતું, તેથી આજે પણ તે નાળ 'લશ્કરવાળી નાળ' કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૯ ચો માઈલ ઘરો ૩૭૧ કુટુંબ ૩૮૩ વસતી પુ ૮૯૧, સ્ત્રી ૮૩૭ કુલ ૧૭૨૮ મુખ્ય વસ્તી ઠાકોર અને પટેલ લોકોની છે

**સગવડો** મહોર નદી વહે છે બે વાવ તથા ૨૦ કૂવા છે ગ્રામ પંચાયત છે અઠવાડિએ એક વાર દર શુક્રવારે મહુધાથી ટપાલ આવે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા સાત કૂવા પર એન્જિન પંપો ચાલે છે અનાજ ઉપરાંત મગફળી અને તમાકુનો પાક થાય છે હરિજનો વાસના ટોપલા બનાવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૭૮ વિદ્યાર્થીઓ અને ૩૨ વિદ્યાર્થીનીઓ મળી કુલ ૧૧૦ બાળકો ભણે છે પુ. ૨૮૦ અને સ્ત્રી ૬૮ મળી કુલ ૩૪૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, કામદેવ મહાદેવ, વેરાઈ માતા, પરબડી અને પાટીદાર પંચની ધર્મશાળા છે

**પરાં** સિમલાની મુવાડી, રઘનાથપુરા–મોટા છાપરા, નાના છાપરા, સૂરજપુરા, પીપળીની મુવાડી

મોટા છાપરા ઉર્ફે રઘનાથપુરામા ચાર ધોરણની લો બો શાળા ચાલે છે

આધાર શ્રી રામાભાઈ પુનમભાઈએ આપેલી માહિતી.

## ચકલાશી (નગર)

**પરિચય :** ઉ. અ. ૨૨° ૩૯' અને પૂ. રે. ૭૨° ૫૭' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બોરિયાવીથી બે માઇલ દૂર આવેલું છે. નવો બંધાતો બાસેજ–અહિમા રોડ ગામની દક્ષિણ દિશાએ થઈને પસાર થાય છે. તે ઉપર પૂર્વ–પશ્ચિમ પાધડીપટે ગામ વસેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૭·૬ ચો. માઇલ. ઘરો : ૨૬૭૪. કુટુંબ : ૨૭૪૧. વસતી : પુ. ૬૮૧૨, સ્ત્રી ૫૯૩૬, કુલ ૧૨૭૪૮.

**સગવડો :** ઈન્દુ, રન્નેવાળ અને બાંધેલું એ ત્રણ તળાવ છે. બાંધેલા તળાવમાં કાયમ પાણી રહે તે માટે દૂધ ઉત્પાદક સહકારી મંડળી તરફથી વ્યવસ્થા કરવામાં આવી છે. એક રૂપ કૂવો છે. તે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ વિધવા બાઈ રૂપાએ બંધાવેલો. બીજો ગંગા કૂવો છે તે ત્રવાડી મેવાડા બ્રાહ્મણ વિધવા બાઈએ બંધાવેલો. બંને કૂવા આશરે ૨૦૦ વર્ષ જૂના છે. તે સિવાય રન્નેવાળ તળાવમાં એક કૂવો હતો. પણી ઘણું મીઠું ગણાતું. તે કૂવાના અવશેષો હાલ હયાત છે. ગ્રામ પંચાયત તરફથી રૂપ અને ગંગા કૂવા ઉપર ચકલીઓ મૂકવામાં આવતાં મીઠા પાણીની ખૂબ અનુકૂળતા થઈ છે. ગામતળ અને સીમના મળી કુલ ચારસો જેટલા કૂવા છે.



કૂવા ઉપર મૂકેલી ચકલીઓ

ચકલાશીથી નડિયાદ અને આણંદ સ્ટેટ ટ્રાન્સપોર્ટની મોટરો નિયમિત દોડે છે સબ પોસ્ટ ઓફિસ અને ટેલિગ્રાફ ઓફિસ છે. બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો મૂકેલો છે. ગ્રામ પંચાયત ચાલે છે. તેની વાર્ષિક આવક રૂા. ૧૫૦૦૦ જેટલી છે. તેમાંથી દીવાબત્તી, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે. પોલીસ સબ–ઈન્સ્પેકટરની અને ટોબેકો સેન્ટ્રલ એકસાઈઝના રેન્જ ઓફિસરની ઓફિસો છે. સને ૧૯૪૨ની લોકક્રાન્તિ વખતે ઓગસ્ટની ૧૯મી તારીખે થયેલ પોલીસના ગોળીબારમાં ગામમાં શ્રી મનુભાઈ શહીદ થયેલા. તેમના સ્મરણાર્થે ગામ લોકોએ રૂા. ૪૫૦૦૦ના ખર્ચે દવાખાનું બંધાવ્યું છે. તે લો. બો. ના વહીવટમાં છે. તે સિવાય ત્રણ ખાનગી દવાખાનાં છે. પોટેટો ગ્રોઅર્સ એસોસિયેશન તથા મલ્ટિ–પરપઝ સોસાયટી, સહકારી દૂધ ઉત્પાદક મંડળી, સેવા મંડળ વગેરે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ, શાકભાજી, બટાટા, રૂ વગેરે થાય છે. અહીંના બટાટા ખાસ પ્રસિદ્ધ છે અને તેની પુષ્કળ પેદાશ થતી હોવાથી તે ઉગાડનારાઓએ પોતાનું એસોસિયેશન પણ સ્થાપ્યું છે. તે ગામમાં સાર્વજનિક પ્રવૃત્તિઓ પણ કરે છે. બીડી બનાવવાની નાનીમોટી બાર ફેકટરીઓ છે. પાટી વણવાની આઠ સાળો છે. ચમારો ચામડાં કમાવવાનો ધંધો કરે છે. હરિજનો સૂપડાં. ટોપલા બનાવે છે. સુથારી, લુહારીકામ થાય છે. ઢોરઉછેર એ પણ એક અગત્યનો ગૃહઉદ્યોગ છે. ગામની ૨૧૬૫ ભેંસો પૈકી કાયમ દૂધ આપતી ૧૬૫૦ ભેંસો દરરોજનું આશરે ૨૦,૦૦૦ રતલ દૂધ ઉત્પન્ન કરે છે. અને એટલે જ છેક સંવત ૧૯૬૦માં અત્રેના શાહ મનસુખલાલ જમનાદાસે એંગ્લો ઇંડિયન કન્ડેન્સ્ડ મિલ્ક કંપની શરૂ કરેલી, જે તે વખતે કદાચ હિંદભરમાં પ્રથમ ડેરી હતી. મિ. કેલર નામના જર્મન ડેરી નિષ્ણાત તેના મેનેજર હતા. પાછળથી ૧૯૦૫ની સાલમાં ઉપરોક્ત કંપની ઈન્ડિયન કન્ડેન્સ્ડ મિલ્ક કંપનીમાં ફેરવાયેલી. પ્રસિદ્ધ રસાયણશાસ્ત્રી પ્રોફેસર ટી. કે. ગજ્જરે શાહ મનસુખલાલને પોતાની સેવાઓ તા. ૨૦મી જૂન ૧૯૦૫ના એગ્રિમેન્ટથી આપેલી. ઈ. સ. ૧૯૨૪ના ઓગસ્ટની ૨૧મી તારીખે આ પેઢીએ છ ટનનું કેસીનનું પહેલું શિપમેન્ટ લંડન મોકલ્યું હતું.



હાઈસ્કૂલ

**શિક્ષણ :** લો. બો. તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૮૦૮ વિદ્યાર્થીઓ અને ૩૦૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૧૭ બાળકો ભણે છે. તે ઉપરાંત મિશનશાળા, વેદ પાઠશાળા, ઉર્દૂ શાળા તથા ચકલાશી કેળવણી મંડળ તરફથી દસ ધોરણની માધ્યમિક શાળા પણ ચાલે છે સેવામંડળ વાંચનાલય અને પુસ્તકાલય ચલાવે છે.

**ધાર્મિક સ્થળો :** ગામની ઉત્તરે ગંગનાથ મહાદેવનું દેવાલય છે. તે આશરે ૨૦૦ વર્ષ પૂર્વે સાઠોદરા નાગર વિધવા ગંગાબાઈએ બંધાવેલું કહેવાય છે, જે પાછળથી આશરે ૬૦ વર્ષ ઉપર ગામલોકોએ ઓસારા તથા ધર્મશાળા બાંધી વિસ્તારેલું છે અને તે જ અરસામાં તે મહાદેવ ઉપર જોધી બેચરદાસની દીકરી અંબાબેને સુવર્ણકળશ ચઢાવેલો જે હાલ મોજૂદ છે. શ્રાવણ જન્માષ્ટમીએ અને દુર્વાષ્ટમીએ મેળા ભરાય છે.

આશરે એક વર્ષ ઉપર રાજરાજેશ્વર શ્રીમદ્ શંકરાચાર્યે ગામની પાસે ગૌશાળા તથા આશ્રમ સ્થાપેલા, જ્યાં પાછળથી તેઓ સમાધિસ્થ થયા ત્યારે તેમના સ્મરણાર્થે તેમના ભક્તોએ એક ટેકરી ઉપર શિવાલય બંધાવ્યું છે ત્યાં અનંત ચતુર્દશીએ મેળો ભરાય છે આ સિવાય મહાલક્ષ્મીનું મંદિર, મરજાદીનું મંદિર, રાધાકૃષ્ણનું મંદિર, ઉપરાંત નાનામોટા બીજાં સાતેક મંદિરો છે મસ્જિદ, અને ખ્રિસ્તીઓનું ચર્ચ છે એક ધર્મશાળા છે



સાર્વજનિક દવાખાનું

પરાં રાધુપુરા, દેવકાપુરા, રામપુરા, જાદવપુરા દેવનગર, ભીખા ઉમેદનો કૂવો



ગંગનાથ મહાદેવ

રાધુપુરા, દેવકાપુરા રામપુરા, અને જાદવપુરામા ચાર ચાર ધોરણની લો. બો. શાળાઓ છે. તેમા અનુક્રમે ૨૦૦, ૧૦૧, ૯૨ અને ૯૭ બાળકો ભણે છે દેવનગર અને ભીખા ઉમેદને કૂવે ત્રણ ધોરણની લો. બો. શાળાઓ છે તેમા અનુક્રમે ૪૫ અને ૫૫ બાળકો ભણે છે

રાધુપુરા એ સૌથી મોટું અને વ્યવસ્થિત પરું છે તેમા દૂધ ઉત્પાદક સહકારી મંડળી પણ છે શાળાના મકાન માટે લોકોએ ફાળો પણ એકઠો કર્યો છે દેવકાપુરા અને રામપુરામા પણ દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓ છે



શંકરાચાર્ય આશ્રમના મહાદેવ

દંતકથાઓ (૧) એક દંતકથા મુજબ મહાભારત કાળ સાથે આ ગામનું સ્મરણ જોડાયેલું છે કહે છે કે અહીં ચક્રાવતી નગરી હતી ચક્ર રાક્ષસ અહીં વસતો હતો ગુપ્તવાસના સમય દરમિયાન પાંડવો અહીં થઈને પસાર થતા હતા ત્યારે ભીમે ચક્ર રાક્ષસનો વધ કર્યો હતો તે સ્થળ ભીમનાવારાને નામે આજે ઓળખાય છે તેમા હવે સરકારી ચારો અને ગ્રામ પંચાયત કચેરી બેસે છે

(૨) વિક્રમના તેરમા કે ચૌદમા સૈકામા, જ્યારે ચરોતર પ્રદેશના બીજા ગામડા વસ્યા તે અરસામા હાલના ગામની ઉત્તરે દેઢેક માઈલ દૂર હાલ જ્યાં રાધણી માતાનું સ્થળ છે તે સ્થાને અન્ય સ્થળેથી આવેલા પાટીદારોએ એક વાર કામચલાઉ ઉતારો કરેલો, અને પાછળથી ત્યાં વસવાટ કરેલો તે વખતે વહોરા વાણિયાની પટેલાઈ ચાલતી હતી, તે પટેલોએ લઈ લીધી. આ જગ્યાની પૂર્વે વહોરા કૂવો મોજૂદ છે અને રાધણી ઉર્ફે વાઘેશ્વરી માતાએ દર દેવદિવાળીએ ગામ પટેલો હવન કરાવે છે

(૩) એક કાળે ગામ ઘણું આબાદ હતું. તે વખતે જૈનો, નાગરો,

ગોસાઈ, વાણિયા, વૈષ્ણવો, હલાત વગેરે લોકો ગામમા વસતા હતા આજે એની નિશાની રૂપે પૂર્વ દિશાએ રજેવાળ તળાવ ઉપર ગોસાઈઓની સમાધિઓની પુરાણી દેરીઓ છે પશ્ચિમ દિશાએ હલાતનો કૂવો છે જૈનોનો ઉપાશ્રય હતો પાછળથી એ કોમની વસતી નાબૂદ થવાથી ત્યા વાઘેલા ઠાકોરોએ દેસાઈમાતાની પ્રતિષ્ઠા કરી છે અને ત્યા નવરાત્રીનો ઉત્સવ સારી રીતે ઉજવાય છે ચકલાશીની ભોરવણી, ચરોતર પ્રદેશના વાણિયાઓમા પ્રસિદ્ધ છે અને તેના ઉત્સવોમા ભાગ લેવાનો વધેલા લોકોમા મોટો લહાવો ગણાય છે

(૪) ગામની પૂર્વ દિશાએ વાઘેલાના ચોરાથી લગભગ ૫૦૦ ફૂટ દૂર ઉગમણે ખેડકામ કરતા એક વિશાળ વાવના અવશેષો મળ્યા છે વળી ગામની દક્ષિણે ઓરિયાણીને રસ્તે દોઢેક માઈલ દૂર એક પ્રાચીન હવાડો મોજૂદ છે એ ઉપરથી પણ અગાઉ ગામ ઘણુ મોટુ હશે એમ મનાય છે

---

આધાર શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ તથા શ્રી બેચરભાઈ મોતીભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## ચલાલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૨ ૫૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી સાત માઈલ દૂર આવેલુ છે આશરે ૬૦૦ વર્ષ પૂર્વે તે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૪૧૫ કુટુબ ૪૭૨ વસતી પુ ૧૦૭૧, સ્ત્રી ૯૯૫ કુલ ૨૦૬૬ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે ત્રણ કૂવા છે ભાગોળિયા કૂવા પર ૫૫ ભૂકી પાણીની ચકલીઓની સગવડ કરેલી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઈલ છેટે સુરાસામળ છે નડિયાદ–ડાકોર રોડ ગામની સીમામા થઈને પસાર થાય છે ૧૯૪૯થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૮૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે દૂધ ઉત્પાદક સહકારી મડળી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૬૯ વિદ્યાર્થીઓ અને ૧૦૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૪ બાળકો ભણે છે પુ ૩૪૮ અને સ્ત્રી ૮૯ મળી કુલ ૪૩૭ ભણેલા છે સાર્વજનિક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** ત્રિકમેશ્વર મહાદેવ, સસલિંગ મહાદેવ રામજી મદિર, તથા મસાણી માતા છે

આશરે ૮૫ વર્ષ પહેલા અહીં ક્ષત્રિય કોમમા એક દાદુરામ નામના સત થઈ ગયા તેઓ ગામેગામ ભજન મડળીઓ દ્વારા ક્ષત્રિય કોમમાથી દારૂ, ચોરી, લૂટફાટ વગેરે દૂષણો દૂર કરાવતા તે દાદુરામની યાદમા એક નાની દેરી બાધવામા આવી છે

*

## ચૂણેલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઉમરેઠથી ૬ માઈલ દૂર આવેલુ છે અગાઉ આ ગામમા વસતી વધારે હતી પણ ધીરે ધીરે અહીંના લોકો આસપાસના ઉમરેઠ, ડાકોર, મહુધા, નડિયાદ વગેરે શહેરોમાં વસવા ચાલ્યા ગયા છે હજી પણ ડાકોરમા વસતા બ્રાહ્મણો તથા ઉમરેઠમા વસતા કાછિયા લોકો કુળાચાર પ્રમાણે અહીંના હનુમાનજીની બાધા કરવા માટે આવે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૪ ચો માઈલ ઘરો ૭૦૭ કુટુબ ૭૪૪ વસતી પુ ૧૯૯૨ સ્ત્રી, ૧૬૦૭ કુલ ૩૪૮૯ મુખ્ય વસ્તી પાટીદાર, વાણિયા અને બ્રાહ્મણની છે

**સગવડો** કૂવા, તળાવની સગવડ છે નડિયાદ જવાની બસસર્વિસ ચાલે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૩૫થી સેનેટરી બોર્ડ ચાલતુ તેમાથી પચાયત થઈ છે તેની વાર્ષિક આવક રૂ સાડા ચાર હજાર જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે તમાકુ ખાતાની કચેરી છે મલ્ટિપર્પઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ઈ સ ૧૮૬૫મા ગામમા પ્રાથમિક શાળા શરૂ થયેલી આજે લો બો તરફથી સાત ધોરણની શાળા ચાલે છે તેમા ૨૬૪ વિદ્યાર્થીઓ ૧૬૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૨૪ બાળકો ભણે છે. પુ ૬૭૪ અને સ્ત્રી ૨૪૦ મળી કુલ ૯૧૪ ભણેલા છે જ્ઞાનવર્ધક પુસ્તકાલય અને દા ન. વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** **હનુમાનજીનું મદિર** તે ઘણુ મોટુ મદિર છે આ હનુમાનજીને ગરમ પાણી અને ખાડથી સ્નાન કરાવ્યા પછી તેલ સિંદૂર ચડાવાય છે બાજ ખેરવાળ બ્રાહ્મણ ધ્રુવ લક્ષ્મીદત્ત સવત ૧૯૨૯મા અને પટેલ મગળભાઈ રણછોડભાઈએ સવત ૧૯૯૬મા આ મદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો સવત ૧૯૮૭ની રેલ વખતે મદિરના પૂજારી ગવાબદાસે હનુમાનજીને પ્રાર્થના કરતા ચડતા પાણી ઊતરી ગયેલા એવી લોકોક્તિ છે

**વૈજનાથ મહાદેવ** આ દેવાલય ઘણુ પુરાણુ છે દેરાની નજીકમા ખોદકામ કરતા બીજા જૂના મહાદેવના અવશેષો મળી આવ્યા છે તેમા સવા ફૂટ લાબી, સાડા દસ ઇંચ પહોળી અને પોણા ત્રણ ઇંચ જાડી ઈંટો વપરાયેલી છે તેમા લિંગ જમીનની સપાટી કરતા ઊડાણમા હોવાથી લોકો તેને ઊડા મહાદેવ તરીકે ઓળખે છે

**પ્રાચીન સ્થળો** **ખાડીવાવ** આજે આ વાવ દટાઈ ગઈ છે તે ગામને વીંટાઈને વહેતા વહેળામા આવેલી છે

**સુરધાનનો પાળિયો** ગામની પશ્ચિમ દિશાએ દરવાજા કૂવાથી થોડે જ દૂર તે આવેલો છે કોઈ પરાક્રમ કરી શહીદ થયેલા રબારીનો તે પાળિયો હોવાનુ મનાય છે રબારી લોકો તેમા ઘણી શ્રદ્ધા ધરાવે છે

**દંતકથાઓ** (૧) એવી દંતકથા ચાલે છે કે અગાઉ ચૂણેલ, હેરંજ, પોર, વગેરેનું એક સંયુક્ત ગામ બનેલું હતું અને તે ખીજલપુર કહેવાતું આજે પડતર જમીનોમાં ખોદકામ કરતાં ઘરનો સામાન, ઘંટીઓ, કોઠીઓ, ખારણિયા વગેરે વસ્તુઓ મળી આવે છે પંચાયત તરફથી એક કૂવો ખોદાવતાં ઘંટીનો પથ્થર ઢાંકેલી કોઠી મળી આવી હતી તે જ ખોદકામમાં બીજો એક અબરખના જેવો પથ્થર મળી આવ્યો છે.

(૨) જ્યારે આ ગામ મોટું શહેર હતું ત્યારે ઢેડ લોકો જ્યાં વસતા હતા તે ખેતરો આજે ઢેડિયાને નામે ઓળખાય છે આ જગાએથી ચાંદીના દગડિયા રૂપિયા જડતા હતા આજે પણ ત્યાંથી ઘરનો કાટમાળ, કાંકરા, નળિયા વગેરે નીકળે છે

(૩) ગામને વીંટાઈને વહેતો વહેળો આશરે દોઢેક માઈલ પર વહેતી શેઢી નદીને જ્યાં મળે છે, ત્યાં એક ટીંબો છે તે ગઢિયો ટીંબો કહેવાય છે તેના વિષે એવી દંતકથા છે કે અગાઉ તે દરબાર સભાની જગા હતી ત્યાં પુષ્કળ ધન દાટેલું છે એવું કહેવાય છે ટીંબાની નજીક ફાટિયું તળાવ હતું પણ આજે તો તે નામ જ રહ્યું છે તળાવનું નામનિશાન નથી.

(૪) ગામની પશ્ચિમે આવેલું હાલનું કબ્રસ્તાન તે અસલનો રબારી લોકોનો નેસડો હતો તેમ કહેવાય છે ત્યાંના ખેતરો આજે રબારીવાડાને નામે ઓળખાય છે ત્યાં ખોદતાં પણ ઘરનો સામાન વગેરે મળી આવે છે

**પરું ભાના પાંચાની મુવાડી** એવી લોકોક્તિ છે કે ગામનું મૂળ નામ રૂપપુરા હતું તે નાની ચૂણેલ તરીકે પણ ઓળખાતું આજે તેનું નામ નજીકમાં આવેલી ભાના પાંચાની તળાવડીના નામ ઉપરથી પડયું છે ચૂણેલના બે પાટીદાર ભાઈઓ મૂળજીભાઈ અને ભૂદરભાઈએ ખેતી કરવા ખેતરો દૂર પડતાં હોવાથી ચૂણેલથી પોણો માઈલ દૂર આ ગામ વસાવેલું આજે ૧૦૦ જેટલા માણસોની વસતી છે ધંધો ખેતીનો છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે સ્વામીનારાયણનું મંદિર અને ધર્મશાળા છે ભણવા માટે બાળકો ચૂણેલ જાય છે

---

આધાર શ્રી નંદલાલ ગિરધરલાલ શાહ અને શ્રી જોશીએ આપેલી માહિતી

*

## જાવોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વીણાથી ત્રણ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ છેટે મહોળેલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો. માઈલ ઘરો ૨૨૯ કુટુંબ ૨૩૧ વસતી પુ ૫૭૭, સ્ત્રી ૫૮૦, કુલ ૧૧૫૭

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમાં ૪૧ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૩ બાળકો ભણે છે પુ ૮૪ અને સ્ત્રી ૭ મળી કુલ ૯૧ ભણેલા છે

*

## ઝારોલ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી પાંચ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે ડભાણ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ, ઘરો ૧૨૭ કુટુંબ ૧૩૦ વસતી પુ ૨૬૭, સ્ત્રી ૨૬૧, કુલ ૫૨૮ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૨૭ બાળકો ભણે છે પુ. ૭૯ અને સ્ત્રી ૬ મળી કુલ ૮૫ ભણેલા છે

*

## ટુંડેલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન પીજથી અડધો માઈલ દૂર આવેલું છે ઈ સ ૧૭૫૨ના પોષ સુદિ ૧૩ને રવિવારે તાપાજીએ તે વસાવેલું કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૪૨૫ કુટુંબ ૪૪૫ વસતી પુ ૧૦૭૨, સ્ત્રી ૯૯૦, કુલ ૨૦૬૨

**સગવડો** કૂવા, તળાવ છે ઈ સ ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે કાચી સડક છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પીજ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી કેટલાક લોકો નડિયાદની મિલમાં મજૂરીએ જાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૧૦૦ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૨ બાળકો ભણે છે પુ ૩૦૯ અને સ્ત્રી ૫૩ મળી કુલ ૩૬૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનું મંદિર, વેરાઈ માતા ખોડિયાર માતા

*

## ડડુસર

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી બે માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૮૬ કુટુંબ ૧૯૯ વસતી પુ ૪૯૯, સ્ત્રી ૪૨૦, કુલ ૯૧૯

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ થાય છે બે હાથસાળો ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમાં ૬૦ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૨ બાળકો ભણે છે પુ ૧૭૬ અને સ્ત્રી ૩૮ મળી કુલ ૨૧૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક ધર્મશાળા છે

*

## ડભાણ

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે નજીકમા આવેલા દેગામમા શેઢી નદી પર આવેલા ભૂતનાથ મહાદેવ બ્રાહ્મણોનુ પ્રિય સ્થાન હતુ ત્યાના બ્રાહ્મણો હાલ જ્યા ડભાણ ગામ છે તે જગાએ પૂજામા વાપરવા માટે તથા તેમના આસનો બનાવવા માટે દાભ લેવા આવતા વારવાર એ રીતે આવવાની તકલીફ ટાળવા માટે છેવટે તે લોકો ત્યા જ વસવા લાગ્યા તે જગા દર્ભવાન કહેવાઈ, જેના પરથી ડભણ થયુ કેટલાક દર્ભાવતી નગરીનુ ડભાણ થયુ છે એમ પણ માને છે લગભગ ૧૮૫૦ના અરસામા ગામ વસેલુ મનાય છે કહેવાય છે કે મૂળરાજે યજ્ઞાદિ કામ કરનાર બ્રાહ્મણોને આ ગામની જમીન દાનમા આપી હતી એટલે મૂળ આ બ્રાહ્મણિયા ગામ હતુ ત્યાર પછી કેટલાક સમય સુધી બ્રાહ્મણોનુ મુખીપણુ પણ ચાલતુ હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૭ ચો માઈલ ઘરો ૬૬૩ કુટુબ ૬૬૩ વસતી પુ ૧૭૩૬, સ્ત્રી ૧૪૯૨, કુલ ૩૨૨૮ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** એક તળાવ છે સ્વામીનારાયણ સપ્રદાયના અનુયાયીઓ તેને શ્રીજીની પ્રસાદીરૂપ ગણે છે તેનુ સ્નાન કરી, અને પાણી ન હોય તો તેની મૃત્તિકા–માટી–લઇને તેઓ કૃતકૃત્ય થાય છે બે કૂવા છે નડિયાદથી ખેડા, માતર તથા વસો તરફ જતી મોટર બસો ગામની ભાગોળે થઇને પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પચાયત, પડ્યા ફૂલાભાઇ પુરુષોત્તમદાસ દવાખાનુ, સહકારી મડળી વગેરે છે



શ્રી પડ્યા ફૂલાભાઈ પુરુષોત્તમદાસ પુસ્તકાલય

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ અને લીંબુ પુષ્કળ પાકે છે તમાકુની ખળી ચાલે છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે. તેમા અનુક્રમે ૨૫૫ વિદ્યાર્થીઓ અને ૧૫૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦૫ બાળકો ભણે છે ૪૦ વિદ્યાર્થીઓ નડિયાદ ભણવા જાય છે પુ ૯૦૩ અને સ્ત્રી ૪૨૮ મળી કુલ ૧૩૩૨ ભણેલા છે. શ્રી પડ્યા ફૂલાભાઈ પુરુષોત્તમદાસ પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળ** સ્વામીનારાયણનુ મોટુ શિખરબધી મદિર, રામજી મદિર ગોરધનનાથજીનુ મદિર, ચતુર્ભુજ મહાદેવ, રામનાથ મહાદેવ, મસ્જિદ, બે પરબડી અને બે ધર્મશાળા છે **સ્વામીનારાયણનું મદિર** દર ગોકળઆઠમે ત્યા મેળો ભરાય છે ભાદરવા સુદ અગિયારશે પણ મેળો ભરાય છે ભજન મડળીઓની રમઝટ જામે છે બપોરના સમયમા સ્વામીનારાયણ મદિરના ઠાકોરજી, ગોરધનનાથજીને વરઘોડાના રૂપમા તળાવ ઉપર લાવવામા આવે છે તળાવમા સ્નાન કરાવી ઠાકોરને હોડીમા વિહાર કરાવવામા આવે છે, પ્રસાદ વહેચાય છે આખો દિવસ મેળાનો ઉત્સવ મનાય છે

સ્વામીનારાયણ સપ્રદાયના આદ્ય સ્થાપક શ્રીજી મહારાજ ડભાણના દરવાજા પાસેના મકાનમા ઉતારો કરતા તેમના વિષે એક કથા એવી છે કે સવત ૧૮૬૭મા જેતલપુરથી શ્રીજી મહારાજ



શ્રી સ્વામીનારાયણનું મદિર

અત્રે યજ્ઞ કરવા પધાર્યા અઢાર દિવસ સુધી યજ્ઞનુ કામ ચાલ્યુ યજ્ઞ દરમિયાન એક યાદગાર પ્રસગ બની ગયો બહારવટિયા જોબન વડતાલાને કોઇએ મહેણુ માર્યુ કે મોટી લૂટો તુ કરી શકે છે પણ જો સ્વામીની માણકી ઘોડી છોડી લાવે તો ખરી બહાદુરી માનીએ જોબન વડતાલાએ ઘોડી લાવવાનુ બીડુ ઝડપ્યુ ઘોડી છોડી લાવવા ઘણા ય ફાંફા માર્યાં પણ જ્યા જાય ત્યા મહારાજ ઘોડીને પપાળતા

હોય કે ચડ્ડી ખખડાવતા હોય તેમ નજરે પડયા. વડતાલાના હૃદયમા ખૂબ સંવેદન થયુ, તેનુ હૃદય દ્રવી ઊઠયુ તે સ્વામીને શરણે થયો. તેના આગ્રહથી સ્વામી વડતાલ પધાર્યા તે વખતે તેને પોતાના ઘરની મેડીએ સ્વામીજી બાળસ્વરૂપે બેઠેલા જણાયા ત્યારથી તેણે સ્વામીને અવતારના અવતારી માન્યા પોતાની જમીન અર્પણ કરી તેણે શ્રીજીની કંઠી બાંધી અને વર્તમાન લીધા તેણે પોતાની જમીન સ્વામીને આપી એટલે ડભાણને બદલે વડતાલમા મંદિર બંધાયુ સ્વામીએ જતા જતા ડભાણના સત્સંગીઓને કહ્યુ કે ગામમા સોનાનો કાંગરો બંધાશે હાલમા ડભાણમા સ્વામીનારાયણનુ શિખરબંધી મંદિર છે સ્વામીએ જ્યા મહારુદ્ર યજ્ઞ કરાવેલો તે જગ્યા અત્યારે મહાઉધર ને નામે ઓળખાય છે. તળાવની સામી બાજુએ મહારાજના ચરણારવિંદ છે સ્વામીના મુખ્ય ઉપાસક સુખાનંદ અહીંના ટોળકિયા બ્રાહ્મણ હતા ડભાણની શ્રીજીની અલૌકિક લીલાનુ રસિક વર્ણન હરિલીલામૃતમા આપેલુ છે

**દંતકથા** (૧) ડભાણનો વહીવટી કબજો મહેમદાવાદના બાદશાહ મહમદશાહના સાળાના હાથમા હતો બ્રાહ્મણોને વેઠ રૂપે મુસલમાનોના મરણ પ્રસંગે ઘોર ખોદી આપવી પડતી થોડો વખત આવી વેઠ ચાલી આખરે બ્રાહ્મણોએ ભેગા મળી બાદશાહના સાળાને ખબર આપી કે અમારે બધાને જાત્રાએ જવુ છે પાછા આવતા ઘણો સમય થશે તો તમે આ મુસલમાનોના શરીરના માપ લપાવો તે પ્રમાણે અમે કબરો ખોદતા જઇએ. એ પછી આખરે ઘોર ખોદવાની વેઠ રદ કરવામા આવેલી

(૨) ડભાણના વીસા પડયા એક ઐતિહાસિક ઘટનાથી અમર થયા છે કહેવાય છે કે તેમના પિતા મુસ્લિમો સાથે લડતા મરાયેલા, અને તેમની પાછળ તેમના પત્ની સતી થયેલા

---

**આધાર** શ્રી ડાહ્યાભાઈ જીવાભાઈ પટેલે આપેલી માહિતી

*

## ડુમરાલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨ ૫૧' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૨૪૫ કુટુંબ ૨૪૬ વસતી પુ ૭૧૮, સ્ત્રી ૬૨૯, કુલ ૧૩૪૭ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૩ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૬ બાળકો ભણે છે એક મિશન શાળા પણ ચાલે છે તેમા ૧૭ બાળકો ભણે છે પુ ૩૨૩ અને સ્ત્રી ૧૨૧ મળી કુલ ૪૪૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** હનુમાનનુ પ્રાચીન મંદિર છે.

*

## તોરણિયા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી બે માઈલ દૂર આવેલુ છે અગાઉ ભાગોળમા તોરણિયે આંબો હતો તે ઉપરથી ગામનુ નામ પડેલુ મનાય છે. સંવત ૧૭૮૮મા પટેલોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૧૨૦ કુટુંબ ૧૨૪ વસતી પુ ૨૮૯, સ્ત્રી ૨૪૬, કુલ ૫૩૫

**સગવડો** મહોર નદી વહે છે એક તળાવ તથા એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે બે હાથસાળો ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૮ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે પુ ૧૦૨ અને સ્ત્રી ૨૬ મળી કુલ ૧૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મંદિર તથા બે શિલાલેખ છે

*

## દવાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વીણાથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મરીડા છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૧૨૦ કુટુંબ ૧૨૨ વસતી પુ ૨૮૫, સ્ત્રી ૨૩૮, કુલ ૫૨૩

**શિક્ષણ** શાળા નથી પુ ૮ અને સ્ત્રી ૧ મળી કુલ ૯ ભણેલા છે

*

## દંતાલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન પીજથી અઢી માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે કિલોમીટર છેટે બામરોલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૩ ચો માઈલ ઘરો ૧૫૦ કુટુંબ ૧૬૨ વસતી પુ ૪૦૮, સ્ત્રી ૩૬૭, કુલ ૭૭૫

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૯ વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૨ બાળકો ભણે છે પુ ૯૭ અને સ્ત્રી ૧૮ મળી કુલ ૧૧૫ ભણેલા છે

*

## દાવડા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પીજથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ૩ ફર્લાંગ છેટે ખાંભરોલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૪૧૬ કુટુબ ૪૫૦ વસતી પુ ૧૦૨૧, સ્ત્રી ૯૯૪, કુલ ૨૦૧૫

**સગવડો** કૂવા, તળાવની સગવડ છે ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૬૭ વિદ્યાર્થીઓ અને ૫૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૨ બળકો ભણે છે પુ ૪૨૩ અને સ્ત્રી ૧૨૨ મળી કુલ ૫૪૬ ભણેલા છે

*

## દેગામ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી સાત માઈલ દૂર આવેલુ છે દેવસ્થાનો ઉપરથી ગામનુ નામ દેવગામ–દેગામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઈલ ઘરો ૩૫૪ કુટુબ ૩૬૪ વસતી પુ ૯૧૪, સ્ત્રી ૮૧૦, કુલ ૧૭૨૪

**સગવડો** શેઢી નદી વહે છે ગ્રામ પચાયત છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નડિયાદ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૧ વિદ્યાર્થીઓ અને ૪૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૭ બાળકો ભણે છે પુ ૯૭ અને સ્ત્રી ૨૨ મળી કુલ ૧૧૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગોપનાથ મહાદેવ તથા ભુતનાથ મહાદેવ છે ભુતનાથ મહાદેવે વર્ષમા ત્રણ વખત મેળો ભરાય છે

*

## ધંધોડી

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે વર્ષો પહેલા આ ગામના સ્થળે જગલપ્રદેશ હતો વેપાર અર્થે પોઠો લઈને જતા વણજારાઓ અહીં થઈને પસાર થતા તેથી તેઓએ એક કૂવો તથ હવાડો બધાવેલો, તે હાલમા હયાત છે પાછળથી ધના વણજારાએ અહીં એક મહાદેવનુ દેવાલય બધાવેલુ અને વસવાટ પણ કરેલો. એ રીતે આ ગામ વસેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૧૫૪ કુટુબ ૧૫૦ વસતી પુ ૩૭૪, સ્ત્રી ૩૧૯, કુલ ૬૯૩ મુખ્ય વસતી બારૈયા અને પટેલોની છે

**સગવડો** એક તળાવ છે, પાચ કૂવા છે તે પૈકી એકનુ જ પાણી સારુ છે સીમમા પાચ કૂવા અને ત્રણ તળાવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે રેલવે, મોટરની સગવડ પણ મહુધાથી મળી શકે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૩ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૮ બાળકો ભણે છે પુ ૧૩૩ અને સ્ત્રી ૪૨ મળી કુલ ૧૭૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વૈજનાથ મહાદેવ, લાલજી મદિર, એક પરબડી

*

## નગુવાલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે સ ૧૨૦૨મા નાનસિંહ ચૌહાણે તે વસાવેલુ મનાય છે આ ગામ ઈનામી ગામ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૯૪ કુટુબ ૯૫ વસતી પુ ૨૪૫, સ્ત્રી ૨૨૬, કુલ ૪૭૧ મુખ્ય વસતી ચૌહાણોની છે

**સગવડો** એક તળાવ છે બે કૂવા છે તેમાનો એક મીઠો છે બીજો ખારો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ચૂણેલ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે. ઈનામદારનો બગલો છે તેનો નિશાળ તરીકે તથા સરકારી અધિકારીઓના ઉતારા માટે ઉપયોગ થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાગર, બાજરી, કોદરા, બાવટો, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** આન્ટેડ શાળા છે તેમા ૪૨ બાળકો ભણે છે પુ. ૨૭ અને સ્ત્રી ૧ મળી કુલ ૨૮ ભણેલા છે

*

## નડિયાદ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનું આ ગામ વેસ્ટર્ન રેલવેની મુબઈ–અમદાવાદ, નડિયાદ–કપડવણજ, અને નડિયાદ–ભાદરણ રેલવે લાઇનો ઉપરનુ જાણીતુ જકશન છે ખેડા જિલ્લામા વસતી, વિસ્તાર, વેપારઉદ્યોગ–બધામા મોખરે રહેલુ અને જિલ્લાના હૃદયસ્થાને–મધ્યમા આવેલુ આ ગામ એના પ્રાચીન ઇતિહાસથી, એની ભૂમિ ઉપર જન્મેલા અનેક સાક્ષરોની પરંપરાથી, આઝાદી જગમા એલું બજાવેલી

ઐતિહાસિક સેવાઓથી અને કેળવણીમાં, સાહિત્યમાં, વકીલાતમાં, અખબારી આલમમાં, સંસ્થાઓની સ્થાપનામાં અને નવીન દૃષ્ટિને અપનાવવામાં થઈ રહેલી પ્રગતિથી એ ખૂબ જ જાણીતું બનેલું છે. મહાત્મા ગાંધીજીએ ગુજરાતમાં સૌ પ્રથમ પોતાની સત્યાગ્રહની પ્રયોગભૂમિ ખેડા જિલ્લાને બનાવી પ્રથમ નડિયાદના અનાથાશ્રમમાં જ વાસ કરેલો.

**ઐતિહાસિક ભૂમિકા** : કહેવાય છે કે આ ગામ નંદગામ તરીકે ઓળખાતું. તે વખતે તે પીલવઈ તળાવ બાજુએ ભૈરવના મંદિર આગળ વસેલું. મરીડા ભાગોળે મરીડા દરવાજા બહાર જે ચાર પાંચ કુવા પાસે પાસે જોવા મળે છે તે આ હકીકતનું સમર્થન કરે છે. પહેલાં મુસલમાન બાદશાહના વખતમાં સલૂણ બજારના મસીદવાળા ખાંચામાં દાલવાળાની હવેલી, હોજ અને કુવો હતા તે અત્યારે પણ ખંડિત અવસ્થામાં મોજૂદ છે. તે વખતે દાલવાળા મુસલમાનો બાદશાહ અને તેમના સૂબાઓના માનીતા હતા અને તેમની સ્થિતિ ઘણી સુખી અને જાહોજલાલીભરી હતી તે વાતની એ હવેલી સાક્ષી પૂરે છે. મોગલકોટ, મીનળદેવીની બંધાવેલી મોટી વાવ, ખંભાતના વણિકે અમદાવાદી દરવાજા પાસે બંધાવેલી વાવ, ડગરિયો પાડો, મલ્હાર પડું, આ સઘળી નડિયાદની ઐતિહાસિક સામગ્રી છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૧૧૦ ચો. માઇલ ઘરો : ૧૨,૯૫૫ કુટુંબ : ૧૪,૨૦૪ વસ્તી - પુ ૩૩,૨૬૮, સ્ત્રી ૨૯,૩૭૭, કુલ ૬૨૬૪૫ છેલ્લા એક સૈકા દરમિયાન આ વસતી ખૂબ જ વધી ગઈ છે તે નીચેના પત્રક પરથી સ્પષ્ટ થાય છે.—

| સાલ–ઈ સ. | વસતી |
|---|---|
| ૧૮૭૨ | ૨૪,૫૫૧ |
| ૧૮૮૧ | ૨૮,૩૦૪ |
| ૧૮૯૧ | ૨૯,૦૪૮ |
| ૧૯૦૧ | ૩૧,૪૩૫ |
| ૧૯૧૧ | ૨૭,૧૪૫ |
| ૧૯૨૧ | ૩૧,૯૩૯ |
| ૧૯૩૧ | ૩૪ ૫૮૪ |
| ૧૯૪૧ | ૪૬,૫૧૦ |
| ૧૯૫૧ | ૬૨,૬૪૫ |

આ આંકડા ઉપરથી જોઈ શકાય છે કે સામાન્ય રીતે દર દસકે ૩૦ ટકા વસ્તી વધતી રહી છે. ઈ. સ. ૧૯૦૧ અને ૧૯૧૧ની વચ્ચેના ગાળામાં આશરે ૪ હજારની વસતી ઘટેલી છે, તેનું કારણ ૧૯૦૦થી ૧૯૦૨ સુધીમાં દુકાળમાં અને ૧૯૦૨થી ૧૯૦૪માં પ્લેગમાં મરણસંખ્યા ઘણી વધી હતી.

નગરના જુદા જુદા વિસ્તારો જુદા જુદા નામે ઓળખાય છે. સામાન્ય રીતે કેટલાક જ્ઞાતિસૂચક છે, જ્યારે કેટલાક વિસ્તારનાં નામ જે તે વિસ્તારના મૂળ પુરુષના નામ ઉપરથી પડેલાં છે. મોટે ભાગે લત્તાઓનાં નામો પાછળ એક યા બીજા અર્થો સમાયેલા છે એ જ રીતે કેટલાંક નામો ઐતિહાસિક સ્થાનકોની દૃષ્ટિએ પણ પડેલાં છે.

દેસાઈ વગો, કંસારા વાડ, વાણિયા પોળ, ખડાયતા પોળ, મોચી વાડ, રબારી વાડ, રાવળિયા વાડ, વાઘરી વાડ, ઢેડ વાડો, વગેરે જ્ઞાતિસૂચક નામો છે. જ્યારે બીજી બાજુ મૂળ કુટુંબી પુરુષના નામ ઉપરથી પડેલા લત્તાઓનાં નામોમાં લખાવાડ, રતનજીની ખડકી, શંકરબદાની પોળ, ભૂલા ઠાકરની પોળ વગેરે છે.

જે વિસ્તારોમાં ખેડૂતો અને ખાસ કરીને મૂળ પાટીદાર ભાઈઓની વસતી છે તે વિસ્તારો જુદી જુદી પાટીને નામે ઓળખાય છે. આખા શહેરની આવી સાત પાટીઓ છે શહેર માટે સરકારી મહેસૂલી ખાતાએ પોતાની મહેસૂલી વ્યવસ્થા આ પાટીઓના ધોરણે ગોઠવેલી છે.



કાળકા માતાની તળાવડીનું એક દૃશ્ય

આ સાત પાટીઓ આ પ્રમાણે છે: (૧) અવાદ પાટી. (૨) કાકરખાડ પાટી, (૩) ચકલાશી પાટી, (૪) લખાવાડ પાટી, (૫) હીરજી પાટી, (૬) રતનજી પાટી, (૭) કિલેદારી પાટી.

**રચના અને સગવડો** · આ શહેરની નવ ભાગોળો છે સામાન્ય રીતે દરેક ભાગોળ અમુક ગામ તરફ જવાના દ્વારરૂપ છે તેથી એ ગામ ઉપરથી દરેક ભાગોળનું નામ પડ્યું છે. દા ત અમદાવાદી ભાગોળ, મરીડા ભાગોળ, સલૂણ ભાગોળ, ચકલાશી ભાગોળ, ડુમરાલ ભાગોળ, પીજ ભાગોળ, ડભાણ ભાગોળ, કોળી વાડાની ભાગોળ અને બિલોદરા ભાગોળ. આ નવેય ભાગોળોએ નવ મજબૂત જૂના દરવાજા આવેલા હતા, જેમાંના કેટલાક હજી પણ છે અને તે દરવાજાની પાસે તૂટક તૂટક કિલ્લાની ભીંત જેવી રચના પણ છે. કહેવાય છે કે ગામને ફરતો કિલ્લો બાંધવાની મલ્હારરાવની ઇચ્છા હતી. પણ તે ફળેલી નહિ. નવ ભાગોળોએ નીચે પ્રમાણે નવ તળાવ આવેલા છે: (૧, કુંડ તળાવ.

રંગારાના કુંડ ઉપરથી. (૨) સેર તળાવ. અમદાવાદી દરવાજામાં આવેલી સરાઈ–સરા–(ધર્મશાળા) પાસે આવેલું હોવાથી. (૩) રતન તળાવ. રતનબાઈ નામની બ્રાહ્મણ સ્ત્રીએ તેના ઓવારા બંધાવ્યા છે તે ઉપરથી. (૪) ખેતા તળાવ ખેતા પટેલે સંવત ૧૫૨૯માં બંધાવેલું. ખેતા પટેલ રામ અલ્હાદની ઇચ્છથી સંવત ૧૫૧૬માં સિંગલાવથી નડિયાદ આવી વસ્યેલા. આ તળાવની ગ્રહશાંતિ કરતાં ચકલો ચકલી અગ્નિમાં પડી બળી ગયેલાં ત્યાર પછી ખેતા પટેલના વંશજોમાં ગ્રહશાંતિ કરવામાં આવતી નથી (૫) મૂળેશ્વર તળાવ (૬) ઘંડેવાળ તળાવ. (૭) મલાવ તળાવ. (૮) નાના કામનાથનુ સ્મશાનવાળું તળાવ. (૯) કાળકા માતાની તળાવડી ખેતા પટેલના વંશજ વાઘજીભાઈ ગામળદાસ દેસાઇએ, જેમણે પહેલી વાર સંવત ૧૮૦૭માં દેસાઈગીરી મેળવી હતી તેમણે, સંવત ૧૭૯૮માં આ તળાવડી બંધાવી હતી.

શહેરની ભાગોળોએ અને અંદર કેટલાક નાના કૂવા આવેલા છે. સંતરામનો કૂવો, પોપટિયો કૂવો, ખારો કૂવો, વડવો કૂવો, ભેજવો કૂવો (પુરાઈ ગયો છે), કાળિયો કૂવો, પચકૂઈ વગેરે મોટા કૂવા ઉપરાંત બીજા અનેક કૂવા અને કૂઈઓ છે પણ વોટરવર્ક્સની સગવડ થયેલી હોવાથી હવે તે બધાનો ઉપયોગ ઘટ્યો છે.



ખારો કૂવો

નડિયાદથી આણંદ, ચકલાશી, ડાકોર, અલિંદ્રા (તા નડિયાદ), વસો, કપડવણજ, મહુધા, ખેડા, ખાધલી, માતર, ધોળકા, રઢુ, મોડાસા, મહેળાવ ચૂણેલ, અલિંદ્રા (તા માતર), બોદ. વડતાલ, વડતાલ (વાયા ગુતાલ), પીજ, સોજિત્રા. વગેરે ગામોએ જવાની બસસર્વિસ ચાલે છે. તારની સગવડવાળી બે પોસ્ટ એફિસો, એક આર. એમ. એસ. ઓફિસ, લોકલ અને ટ્રંક કોલ ઓફિસ, ગ્રિડ વીજળી, વીજળીથી ચાલતા છ સરકારી જાહેર રેડિયો વગેરે સગવડો છે.

બરો મ્યુનિસિપાલિટી ચાલે છે. ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ, આસિસ્ટંટ જજ એન્ડ એડિશનલ સેશન્સ જજ, સિવિલ જજ (એસ. ડી.), સેકંડ જોઈન્ટ સિવિલ જજ, જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ, વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તથા બીજા વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, પ્રાંત ઓફિસર, સબ રજિસ્ટ્રાર, સિટી સર્વે ઓફિસર, સહકારી ખાતાના આસિસ્ટંટ રજિસ્ટ્રાર, ડિસ્ટ્રિક્ટ કો ઓપરેટીવ ઓફિસર, ડિસ્ટ્રિક્ટ ઓફિસર ફોર ઈન્ડસ્ટ્રિયલ કો ઓપરેટીવ્ઝ એન્ડ વિલેજ ઈન્ડસ્ટ્રીઝ, સહકારી ખાતાના સ્પેશ્યલ ઓડિટર, જિલ્લા ખેતીવાડી અધિકારી, જિલ્લા વિદ્યાધિકારી, જિલ્લા આરોગ્ય અધિકારી, મલેરિયા મેડિકલ ઓફિસર, જિલ્લા પ્રકાશન અધિકારી, બેકવર્ડ ક્લાસ વેલફેર ઓફિસર, વજનમાપ ખાતાના ઈન્સ્પેક્ટર, સેલ્સ ટેક્ષ ઓફિસર, ઈન્કમટેક્ષ ઓફિસર એ એસ. પી, પોલિસ ઈન્સ્પેક્ટર તથા સબ ઈન્સ્પેક્ટરો, સુપરિન્ટેન્ડન્ટ ઓફ એક્સાઈઝ એન્ડ પ્રોહિબિશન વગેરેની કચેરીઓ તથા લોકલ બોર્ડ ઓફિસ, સ્કૂલ બોર્ડ ઓફિસ, ધાન ફૂટાઈ ઉદ્યોગવિભાગની ઓફિસ, વગેરે સરકારી કચેરીઓ છે. એક સરકારી ડાક બંગલો છે

બે મિશન દવાખાનાં, નડિયાદ મ્યુનિસિપાલ દવાખાનું, આયુર્વેદ હોસ્પિટલ, સમજૂલક્ષ્મી માધવલાલ પ્રસૂતિગૃહ, સાર્વજનિક દવાખાનું, એક જાનવરનું દવાખાનુ, પૈસાવાળા વૈદનું દવાખાનું, તથા અનેક ખાનગી ડોકટરોનાં દવાખાનાં છે.

ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક, ખેડા જિલ્લા લેન્ડમોર્ટગેજ બેંક, સહકારી મંડળીઓ, કેરા ડિસ્ટ્રિક્ટ કે–ઓપરેટીવ ફ્રૂટ એન્ડ વેજિટેબલ ગ્રોઅર્સ એસોસિયેશન, ખેડા જિલ્લા ખરીદવેચાણ સંઘ, નડિયાદ તાલુકા ડેવલપમેન્ટ બોર્ડ, નડિયાદ તાલુકા કો ઓપરેટીવ સુપરવાઈઝિંગ યુનિયન, ફેડરેશન ઓફ કન્ઝ્યુમર્સ સ્ટોર્સ, કેરા ડિસ્ટ્રિક્ટ કો-ઓપરેટીવ સપ્લાય એન્ડ સેઈલ સોસાયટી, સુપરવાઝિંગ ફેડરેશન, કેરા ડિસ્ટ્રિક્ટ કો ઓપરેટીવ બોર્ડ, આરોગ્ય સહકારી મંડળી, તથા કન્ઝ્યુમર્સ સ્ટોર્સ, ધીરાણ મંડળીઓ, ઘરો બાંધનારી મંડળીઓ વગેરે મળી કુલ ૩૮ જેટલી સહકારી સંસ્થાઓ ચાલે છે ઈમ્પિરિયલ બેંક, સેન્ટ્રલ બેંક, દેના બેંક, તથા પંજાબ નેશનલ બેંકની શાખાઓ છે એક મ્યુનિસિપલ બાગ, ત્રણ ટાવર, ટાઉન હોલ, તથા ત્રણ સિનેમા છે.

ઉદ્યોગ · અનેક વર્ણની વસતી હોવાથી લોકો જુદા જુદા ઉદ્યોગધંધા કરે છે તેમા મુખ્યત્વે ખેતી, વેપાર, નોકરી અને મજૂરી ગણાવી શકાય ખેતીમા એંજિન પંપોનો ઉપયોગ વધતો જાય છે, પરિણામે સારી પ્રગતિ થતી રહી છે. અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. તમાકુની ખળીઓ ચાલે છે બીડીના કારખાનાં પણ ચાલે છે વેપારમાં અહીંનું બજાર જિલ્લામાં મોટામાં મોટું છે અને આખા ગુજરાતમાં અમદાવાદ પછી વેપારનું આ બીજું કેન્દ્ર છે. તે સિવાય અનેક સરકારી કચેરીઓ છે આ બધામાં ઘણા માણસો રોકાયેલા છે. ઉદ્યોગોમાં મિલઉદ્યોગ મહત્ત્વનો છે.

ન્યુ શોરોક મિલ ચાલે છે તેમાં ૨૫૦૦ જેટલા કામદારો કામ કરે છે. તે ઉપરાંત તિજોરીઓનાં, લોખંડનાં, મેટલનાં, સાબુનાં, ફર્નિચરનાં, લાકડાં વહેરવાનાં, દવાઓ બનાવવાનાં, બરફનાં, ચામડાનાં વેરાર્સ બનાવવાનાં, વગેરે અનેક કારખાનાં ચાલે છે. ધાણાદાળ, સાકર, અગરબત્તી, દારૂખાનું, વગેરે બનાવવાનાં કારખાનાં પણ છે. ગૃહઉદ્યોગમાં પતરાળાં ભીંકણી, કાથીનાં દોરડાં, વાંસના કરંડિયા, વગેરે બનાવાય છે. લાકડાનાં પીઢાં, અનાજ દળવાના સંચા, છાપખાનાં, હાયસાળો વગેરે ચાલે છે. કુંભારકામ, સોનીકામ, મોચીકામ સુથારકામ, લુહારકામ, દરજીકામ, કાપડ રંગવાનું કામ તથા છાપવાનું કામ વગેરે થાય છે કંસારાઓનો વાસણ ઘડવાનો ઉદ્યોગ મોટા પાયા પર ચાલે છે.



સંતરામ વિદ્યાશાળા

**શિક્ષણ** નડિયાદ મ્યુનિસિપાલિટીના શાળા મંડળ તરફથી કુલ ૨૦ પ્રાથમિક શાળાઓ ચાલે છે. તેમા ૧૬૮ શિક્ષકો કામ કરે છે તે પૈકી ૧૦૫ પુરુષો અને ૬૩ સ્ત્રીઓ છે આ તમામ શાળાઓમા થઈને કુલ ૭૬૫૦ બાળકો ભણે છે આ સિવાય નડિયાદ મ્યુનિ ના વહીવટ નીચે સાત ખાનગી પ્રાથમિક શાળાઓ, ચાલે છે તે ઉપરાત ફૂલચંદ બાપુજી બાલમંદિરની પાંચ શાખાઓ શિશુવિહાર, પોરનુ બાલમંદિર, સરકારી હાઈસ્કૂલ, ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ, સરસ્વતી હાઈસ્કૂલ, બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલ, સિટી હાઈસ્કૂલ, શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલય, જે એન્ડ જે કોલેજ ઓફ સાયન્સ એન્ડ સી બી. પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યૂટ, આયુર્વેદિક કોલેજ વગેરે છે. શ્રી ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળા તથા શ્રી ખડાયતા સંસ્કૃત પાઠશાળા, ડાહીલક્ષ્મી લાયબ્રેરી, નેટીવ જનરલ લાયબ્રેરી, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ પુસ્તકાલય વગેરે છે શ્રી અંબુભાઈ પુરાણીના વ્યાયામપ્રવૃત્તિને વિકસાવવાના પ્રયત્નોથી એક વખત ગામમા ૧૯ જેટલી વ્યાયામશાળાઓ ચાલતી હતી આજે તે પ્રવૃત્તિ નરમ પડી ગઈ છે પણ એક દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામશાળા, વીસા ખડાયતા સાર્વજનિક વ્યાયામશાળા અને પોર કેળવણી મંડળ વ્યાયામ મંદિર હજી યે એક-ધારી રીતે ચાલે છે.



વિઠ્ઠલ કન્યાવિદ્યાલય

**ધાર્મિક સ્થળો. સંતરામ મંદિર** આ મંદિર જિલ્લાનાં મોટાં અને નોંધપાત્ર મંદિરોમાંનું એક છે જિલ્લાના અસંખ્ય માણસો તેની યાત્રાએ આવે છે. દર મહા મહિનાની પૂનમે તેમજ જન્માષ્ટમી ઉપર ત્યાં મેળા ભરાય છે ત્યારે હજારોની સંખ્યામાં દૂર દૂરના લોકો આવે છે મંદિરમાં અનેક વિદ્વાન શાસ્ત્રીઓ અને વ્યાખ્યાનકારો આવે છે, અને ગામની જનતા તેમનો લાભ મળે છે. મંદિર તરફથી સંતરામ કન્યાશાળા, તથા સંતરામ વિદ્યાશાળા માટે મ્યુનિ ને મકાનો બાંધી આપવામાં આવ્યાં છે. જાહેર પ્રજા માટે કૂવા ઉપર પાણીની ચકલીઓ મૂકી આપવામાં આવી છે. એક વિશાળ અતિથિનિવાસ બાંધવામાં આવ્યો છે બાળકો માટે ક્રીડાંગણ કરેલું છે.

**સ્વામીનારાયણનું મંદિર** ઈ. સ ૧૮૨૪ના માર્ચમાં રેવરન્ડ રેજિનોલ્ડ હેબર નામના અંગ્રેજ પાદરી વડોદરાના રેસિડન્ટ શ્રી વિલિયમ્સની સરદારી નીચે નડિયાદમાં આવેલા તે સમયે ૧૮૦૨માં ગુજરાતમાં આવેલા સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક મૂળ પુરુષ સ્વામી સહજાનંદજી એક કોળી ઠાકોર સાથે, ૨૦૦ ઘોડેસવાર લઈને નડિયાદ પધારેલા અને રેવરન્ડ હેબરને નડિયાદ ગામ વચ્ચે આવેલી કચેરીમા મળ્યા હતા તે વખતે તે વણઝારાની કચેરી તરીકે ઓળખાતી હતી અત્યારે જે સ્થળ સાથમાં રાજ બદાની જૂની હવેલી તરીકે ઓળખાય છે, અને જેના કોતરણી કોતરકામ બહુ સુંદર છે, તે કચેરી એ ન હોવી જોઈએ, કારણ કે ત્યાં ૨૦૦ ઘોડેસવારોનો સમાસ કરવા જેટલી જગ્યા નથી પણ

આ મિલન અત્યારે જ્યાં શ્રી હરિદાસ હૉસ્પિટલ આવેલી છે ત્યાં જૂની કચેરીમાં થયું હોવું જોઇએ તેમ અનુમાન થાય છે. તે મેળાપ વખતે શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના ભત્રિજાના જનોઇમાં આવવા રેવરન્ડ હેબરને તથા શ્રી વિલિયમ્સને આમંત્રણ આપેલું એવો ઉલ્લેખ છે. શ્રી સહજાનંદના અનેક અનુયાયીઓ થયેલા. તેમણે અમદાવાદી બજાર તરફ જતાં મંદિર બાંધ્યું છે. ઘણા સત્સંગીઓ તેનો લાભ લે છે.

**શ્રી નારાયણદેવનું મંદિર :** ગામની મધ્યમાં હરખજીની હવેલી પાસે, મજમુદારની પોળ સામે આ મંદિર આવેલું છે. સંવત ૧૮૫૮માં મલ્હારરાવ ગાયકવાડે તેનો પાયો નાખેલો. મલ્હારરાવને આજીવિકામાં બોરસદ તથા નડિયાદ મળેલાં. તેની પાયગા જ્યાં રહેલી તેને હજી પણ મલ્હારપરું કહે છે. નારાયણદેવનું મંદિર બંધાય ત્યાર પહેલાં સંવત ૧૮૫૯માં મલ્હારરાવને ભાગી જવું પડ્યુ, અને તે કડી તરફ નાસી ગયો. તેથી વડોદરાવાળા હરિભક્તિ શેઠના ઘરમાંથી રતન શેઠાણીએ તે મંદિર પૂરું કરવાનું હાથ ધર્યું. મૂળ તે મૂર્તિ બરાબર ડાકોરના શ્રી રણછોડજીની મૂર્તિની અનુકૃતિ કરવાનો ઇરાદો હોય તેમ લાગે છે. તેમણે હરખજી પટેલના પાસે જ આવેલા દીવાનખાનામાં કારીગરોને ઉતારો આપ્યો હતો મંદિર માટે જે ઇંટવાડો ખોદાયો તે જ ખાડો છેવટે રતન તળાવ બની શેઠાણી રતનબાઇની સ્મૃતિ હજી પણ તાજી રાખી રહ્યો છે.



ટાઉનહૉલ

તે અરસામાં મુસલમાન લોકોનો ભય ઉપસ્થિત થયો, અને તેઓ મૂર્તિને ખંડિત ન કરે તેટલા માટે એક ખેડાવાળે એને પોતાના ઘરમાં સંતાડી રાખી. અને તેના બદલામાં પાંચ ભાગોમાંથી એક ભાગ પૂજારી તરીકેના ઉત્પન્નમાંથી તે ખેડાવાળને મળે તેવું રતન શેઠાણીએ ઠરાવ્યું. હજી પણ તે પૂજારીઓમાં એક ખેડાવાળ પૂજારી છે.

શહેરના મધ્યમાં હોવાથી ઘણા લોકો આ મંદિરના દર્શનાર્થે આવે છે. તે બહુ સુંદર છે. આરસપહાણના પથ્થરની છોબંધી, પાળિયાઓની સ્થાપત્યાકૃતિ, કોતરકામ, ભીંતપરનાં ચિત્રો, બે દીપમાળાઓ, જેમાંનું કેટલુંક પાછળથી થયું છે, તે બધુંજ બહુ રમ્ય છે. આ મંદિરમાં બેસતા વર્ષે અન્નકૂટ થાય છે. અને તે લૂંટવાની પ્રથા ચાલે છે.

**વૈષ્ણવોની હવેલી :** સાંથમાં શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજોની વૈષ્ણવોની હવેલી આવેલી છે. જામનગરની હવેલી તથા નડિયાદની હવેલી બન્નેની ગાદી પર એક જ આચાર્ય બિરાજતા હતા.



ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિ (સેવામંદિર)

**ગોસ્વામીનું મંદિર, સાત સ્વરૂપની હવેલી** શ્રી વિહારીદાસ અજુભાઈ દેસાઈને ત્યાં ધા સાહેબ–શ્રી પુરુષોત્તમદાસનો જન્મ થયો તે પ્રસંગે અલ્હાદવગામા તેમની જમીન હતી તે આ દેવસ્થાનો બાંધવા માટે મફત કાઢી આપેલી નાગર કૂઈના વાણિયાઓએ તે મકાનો બાંધવામાં ખાસ રસ લીધો હતો. સંવત ૧૯૩૭ના ફાગણ વદિ છઠને રોજ ગોસ્વામી વ્રજરતન-લાલજીના સમયમા નડિયાદમાં છપ્પન ભોગ થયેલા. તે વખતે આસપાસનાં ગામડાંમાંથી ઘણા લોકો આવેલા, અને ભારે ગિરદી થયેલી.

**મોટા કામનાથ મહાદેવ :** આ દેવાલય મૂળ ઘણું પ્રાચીન હોય તેમ જણાય છે. તે ગામની દક્ષિણ દિશામાં જરા દૂર રેલવે લાઈનની ઉગમણી બાજુએ આવેલું છે. પેશ્વા સરકારના સમયમાં તે મોજૂદ હતું. અને તેની વ્યવસ્થા માટે આપેલા ખેતરમાંથી–તેની ઉપજમાંથી–ગાયોને ઘાસ તથા કૂતરાને રોટલો નાખવામાં

આવતો આ મદિરના સ્થાનની જગા બહુ જ એકાત, રમ્ય અને ચિંતનપ્રેરક છે ત્યા બેસવા માટે બાકડાની સગવડ પણ કરેલી છે ગામના ઘણા લોકો ત્યા દર્શનાર્થે તેમજ ફરવા જાય છે



મોટા કામનાથ મહાદેવ

**ભૈરવનું મદિર** મરીડા ભાગોળે થોડેક દૂર ભૈરવ મદિર આવેલુ છે અને તેની પાછળ થોડે દૂર એક હજીરો છે કહેવાય છે કે પહેલા ત્યા ભોયરુ હતુ અને ત્યા થી મહેમદાવાદના ભોયરામા થઈ અમદાવાદ જવાતુ પણ અત્યારે તેનુ નામ નિશાન જડતુ નથી ભૈરવનુ મદિર એકાત સ્થળમા આવેલુ છે તે જગા પ્રાચીન અને ઐતિહાસિક છે ત્યા દર વર્ષે એક વાર મોટો મેળો ભરાય છે તે વખતે ગામના સખ્યાબધ કુટુબો ત્યા ભૂસાના પડીકા લઇને જાય છે અને ત્યા બેસી આરોગે છે, તેથી તે ભૂસા મેગો કહેવાય છે.

**કાળકા માતાનું મદિર** ચકલાશી ભાગોળે આવેલુ આ મદિર સવત ૧૭૯૮મા દેસાઈ વાઘજીભાઈ શામળદાસે બધાવ્યુ હતુ તેમા હજી પણ દેસાઈ કુટુબના નબીરાઓ પૂજા, નવચડી અને નવરાત્રિમા દીપોત્સવ વગેરે ધર્મક્રિયાઓ કરાવે છે પાસે તળાવડીઓ આવેલી છે એ બધુ સ્થાન રમણીય અને ચિંતન-પ્રેરક છે

**માઈમદિર** ગામથી થોડે દૂર પીજને રસ્તે આ મદિર આવેલુ છે તે થોડાજ વર્ષો ઉપર બાધવામા આવ્યુ છે સખ્યાબધ કુટુબો ત્યા દર્શનાર્થે અને ફરવા જાય છે ભૈરવના મેળાને દિવસે ત્યા પણ હવે મોટો ભૂસામેગો ભરાય છે આ મદિર શ્રી કેશવલાલ ભવાનીશકર પડયાની ભક્તિ અને પરિશ્રમનુ ફળ છે તેઓ ત્યાંથી શક્તિ નામનુ ધાર્મિક માસિક ચલાવે છે.

**વેદાન્ત ભુવન** કસારાવાડથી ગાકળ જાર તરફ જતા આ સ્થાનક આવેલુ છે તેના મૂળ સ્થાપક શ્રી ગોપાળદાસ મહારાજ બોરસદના કુભાર જ્ઞાતિના નિષ્ઠાવાન સત હતા વેદાતના સિદ્ધાતોના પાયા પર તેમની અડગ શ્રદ્ધા હતી અને તેમની કથાઓનો લાભ નડિયાદના અનેક માણસો લેતા ઈ સ ૧૯૨૫થી ઉપના દશકામા તેમણે નડિયાદની જનતામા વેદાતના જ્ઞાનનો કોઈ અજબ ચેતન રસ પૂરેલ

આજે વેદાન્ત ભુવનમા વિદ્વાન ભક્તોના કથાપ્રવચનો થાય છે અનેક માણસો તેનો લાભ લે છે શ્રી ગોપાળદાસ મહારાજની સ્મૃતિમા ધાર્મિક પુસ્તકો પણ આ સસ્થા તરફથી પ્રગટ કરવામા આવે છે



ભૈરવનું મદિર

**હિંદુ અનાથાશ્રમ** ઈ સ ૧૯૦૭મા પજાબના નેતા શ્રી લાલા લજપતરાયે હિંદુ અનાથ બાળકો ખ્રિસ્તી ન થઇ જાય અને હિંદુ ધર્મ અને સસ્કૃતિનો લાભ લેવા ભાગ્યશાળી બને તેટલા માટે આ ના અનાથાશ્રમો ખેલવાની ઘોષણા કરી હતી ત્યાર પહેલા છપ્પનિયાના દુકાળની માઠી સ્થિતિનો લાભ લઈને ઘણા હરિજનોને ખ્રિસ્તી પાદરીઓએ ધર્માન્તર કરાવી ખ્રિસ્તી બનાવ્યા હતા. આને પરિણામે હિંદુ ધર્મનુ તથા જાતિની સખ્યાનું બળ ઘટ્યુ હતુ મુસલમાનોની પણ આવી વટાળ પ્રવૃત્તિથી હિંદુઓને બચાવવા માટે આર્યસમાજ તરફથી કોશિષ થઈ રહી હતી તે જ અરસામા નડિયાદના મેથોડિસ્ટ મિશનમાથી ૯-૧૦ ખ્રિસ્તી થયેલા વિદ્યાર્થીઓ એક દિવસ નડિયાદના શ્રી ફૂલચદ બાપુજી શાહ પાસે હિંદુ ધર્મમા પાછા દાખલ થવા આવ્યા શ્રી ફૂલચદ ભાઈએ તેમને મદદ કરી એટલે તેમને હિંદુઓ તરફથી તો કનડગત

થઈજ હતી, પણ મિશનના પાદરીઓ તરફથી ચોરીનો કેસ માંડી તેમને હેરાન કરવાના પગલા પણ ભરાયેલા પરિણામે નડિયાદમા હિંદુ અનાથાશ્રમ સ્થાપવા માટે તા ૧૫-૩-૧૯૦૮ ના રોજ નેટીવ જનરલ લાયબ્રેરીમા ગામના નાગરિકોની સભા મળી, તેમા શ્રી પૂંજાભાઈ લલ્લુભાઈ પરીખે પ્રથમ પોતાનુ હજાર રૂપિયાનુ દાન જાહેર કર્યું પછી તા ૮-૪-૧૯૦૮ના રોજ આશ્રમ માટે જમીન ખરીદાઈ તે પછી શ્રી ફૂલચંદભાઈ, શ્રી ગોકળદાસ તલાટી શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈ તથા શ્રી બટુકશંકર ગિરધરલાલ મહેતાએ ભારે પરિશ્રમ કરીને તેનો વિકાસ કરેલો



કાળકા માતાનું મંદિર

આ સંસ્થામા ઘણા અનાથ બાળકો ભણીગણીને મોટા થયા છે વેપારમા અને નોકરી-હોદ્દામા આગળ વધ્યા છે અને જીવનમા અગ્રસ્થાને આવ્યા છે આજે તેમા પ્રેસનુ કામ બાગકામ, રસોડાનુ કામ, વણાટકામ ચિત્રકામ વગેરે શિખવાડવાની વ્યવસ્થા છે એક બાલમંદિર છે કન્યાઓ રહે છે છોકરાઓને ૧૮ વર્ષ પછી સ્વતંત્ર જીવન માટે રજા આપવામા આવે છે છોકરીઓને પરણાવ્યા પછી છૂટી થવાની રજા આપવામા આવે છે દેશ અને પરદેશમા વસતા હજારો ગૃહસ્થો આ આશ્રમમા દાન આપે છે

**અન્ય સ્થાનકો** આ ઉપરાંત ગામમા સેશન્સ કોર્ટની સામે પૂર્ણેશ્વર મહાદેવનુ મંદિર શેઢી નદીની પાસે બંધાવેલુ છે, સ્મશાનમા નાના કામનાથ મહાદેવનુ મંદિર મઢીના મહાદેવ, તથા સતરામ પાસે છાગેશ્વર મહાદેવ છે એ સિવાય રતન તળાવ પરના ત્રણ મહાદેવના દેરા, કેશવજીના કાશી વિશ્વનાથ મહાદેવ (ધર્મશાળા તથા વાડી સાથે), ભગવતરામના શંખેશ્વર મહાદેવ (ધર્મશાળા સાથે), નારાયણ સરોવરના આરા પરનુ હનુમાનનુ દેરુ (વાડી સાથે), રાઘવજી રૂદ્રજીના કામનાથમા આવેલા ગોપનાથ મહાદેવ, વૈધનાથ મહાદેવ (ધર્મશાળા સાથે), કૃપાદત્તના કુબેરેશ્વર મહાદેવ, પ્રભુશંકરના મહાદેવ (ધર્મશાળા સાથે), સન્મુખરામના રામેશ્વર મહાદેવ (ધર્મશાળા સાથે), અંબામાતાનુ મંદિર (ધર્મશાળા સાથે), શ્રીનાથજીનુ મંદિર (સાક્ષરશ્રી ગોવર્ધનરામે પોતાના પિતાની ઈચ્છાથી તેમનુ નામ સાથે જોડી બંધાવેલુ તે), કેદારેશ્વર મહાદેવ (ધર્મશાળા સાથે), ખોડિયાર માત આગળના મહાદેવ-આટલા સ્થાનકો વડનગરા નાગરોએ બંધાવેલા છે સૂરજરામ મહાદેવ સાઠોદરા નાગર રા બ સૂરજરામે બંધાવ્યા હતા અને હાટકેશ્વર મહાદેવ-ધર્મશાળા તથા ટાવર સાથેના-પણ સાઠોદરા નાગરે બંધાવ્યા હતા

મુસલમાનોની મસીદો સાથમા, સંતૂર બજારમા નવાગામમા જતા વહોરવાડમા, કાકરખાડની બારીમા આમ અનેક જગાએ આવેલી છે

ખ્રિસ્તી લોકોના અમેરિકન મેથોડિસ્ટ મિશન ચર્ચ, રોમન કેથોલિક મિશન ચર્ચ તથા એપિસ્કોપલ મિશન ચર્ચ પણ છે

**ધર્મશાળાઓ** ગામમા ઉપર જણાવેલી ઉપરાંત નીચે મુજબની ધર્મશાળાઓ આવેલી છે પોરમા ભાઉસાહેબની ધર્મશાળા, વઢેવાળ વાળી બાબુ સાહેબની ધર્મશાળા, સંતૂર ચાટે તેરાબાપાની ધર્મશાળા જે રા બ તેરાભાઈ મુનસફે બંધાવેલી, સતરામ ભાગોળે સતરામ મહારાજ અતિથિગૃહ, મોગલકોટમા દશા ખડાયતાની ધર્મશાળા, ભોજવા કૂવાની વાણિયાઓની ધર્મશાળા, કુંભારવાડ બજારે વાણિયાઓની પાંજરાપોળની ધર્મશાળા અમદાવાદી બજારે માચીવાડમા મોઢ વાણિયાની ધર્મશાળા, ડભાણ ભાગોળે અબાનાનની વાડી, સતરામ ભાગોળે કડિયાઓની ધર્મશાળા બાજખેડાવાળ બ્રાહ્મણોનો મઠ, મલાવ તળાવ ઉપર સુથારની ધર્મશાળા, તબેલા પોળમા ભટ્ટ મેવાડાની ધર્મશાળા સ્ટેશન પર બાબરભાઈની ધર્મશાળા, મોટા પોરમા પાટીદારોની ધર્મશાળા, તથા કંસારાઓની નાના કામનાથની સ્મશાનવાળી ધર્મશાળા વગેરે આમા બાબરભાઈની ધર્મશાળા અને સતરામ મહારાજનુ અતિથિગૃહ એ બે બહારથી આવતા મુસાફરોને ઊતરવાના મથકો છે આ સિવાય બીજી પણ ધર્મશાળાઓ આવેલી છે

**ભૌગોલિક વર્ણન** આ શહેરનુ રેલ્વેસ્ટેશન જૂના શહેર મુજબ તો લગભગ પશ્ચિમ દિશાના એક છેડે આવેલુ છે એ પછી છેલ્લા થોડા વર્ષોમા સ્ટેશનથી પણ પશ્ચિમ ઉત્તર દિશાએ, નડિયાદથી અમદાવાદ તરફ જતા ધોરી માર્ગ ઉપર મિશન દવાખાનુ અને સરકારી કચેરીઓને કારણે શહેરનો ખૂબ સારા પ્રમાણમા વિકાસ થયો છે ત્યા વસતી અને મકાનોની દૃષ્ટિએ છેલ્લા થોડા વર્ષોમા ઘણી નોંધપાત્ર વૃદ્ધિ થઈ છે

આ શહેરના એ નવા વિસ્તરેલા મિશન વિસ્તારને જો સૌ પ્રથમ લઈએ તો સ્ટેશનથી બરાબર પશ્ચિમ દિશામા ત્રણ વિસ્તારો આવેલા છે

એક તો રેલવેસ્ટેશનથી પશ્ચિમ–દક્ષિણના એક છેડે સૌ પ્રથમ રોમન કેથોલિક ચર્ચ આવેલું છે અહીં જૂના ચર્ચ ઉપરાંત હવે એક નિશાળ પણ બંધાવવામાં આવી છે એ પછી તરત જ આ શહેરથી ડુમરાલ, પીપળગ ગુતાલ વગેરે ગામોએ જવા માટેનો કાચો મોટો માર્ગ પસાર થાય છે આ માર્ગ ચોમાસામાં આ વિસ્તારના પાણીને વહેનારા કાંસ તરીકે કામ કરે છે જ્યારે બાકીના બધા સમયમાં એ એક મોટો કાચો ધોરી માર્ગ બની રહે છે શહેર તરફ જતા આ માર્ગે જે પહેલું નાળું આવે છે તે ત્રીજા ગરનાળાને નામે જાણીતું છે

આ રસ્તાની ઉત્તર દિશામાં વાઘેશ્વરી માતાના સ્થાનકને નામે ઓળખાતું ધાર્મિક સ્થાનક છે ત્યાં સ્થાનકની નાની ધર્મશાળા અને વાડી પણ આવેલા છે, જ્યારે આસપાસ ખેતર–વાડીઓ છે.



અમેરિકન મેથોડિસ્ટ મિશન ચર્ચ

આ વાઘેશ્વરી માતાના સ્થાનકથી ઉત્તરે બરાબર લગભગ પછીતના જ ભાગમાં છેલ્લા થોડા વર્ષોથી પ્રખ્યાત બનેલું સાંઈ મંદિર આવેલું છે આ સ્થાનકની ઠીક ઉત્તરે પૂર્વ પશ્ચિમનો સીધો માર્ગ નડિયાદથી પીજ જવા માટેનો જાય છે અને આ માર્ગથી ઉત્તરે ચાલતા જઈએ તો સોએક ફૂટને અંતરે રેલવે લાઈન પાસે જ સ્વામી શિવાનંદના એક જાહેર ટ્રસ્ટનો મુસાફર બંગલો–અગર મન્યસી બંગલો આવે છે આ બંગલો શિવાનંદજી નામના એક સાધુએ જાહેર નાણાંમાંથી બનાવેલો ને સાધુ સંન્યાસીઓ એમના મૃત્યુ પછી ત્યાં રહેતા મહાન સ્વામી શ્રીમુ અખંડાનંદજી એમના જીવનના અંતિમ વર્ષોમાં અહીંજ રહેતા હતા અને એમણે જેમનો દેહ આ જ મકાનમાં છોડેલો

ત્યાંથી વળી ઉત્તર તરફ જતા જેને પહેલું ગરનાળું કહે છે તે ગરનાળા નીચેથી પસાર થતો નડિયાદ–પીજનો બીજો ગાડા માર્ગ આવે છે આ માર્ગ પણ કાંસ અને કાચા ધોરી માર્ગ તરીકેનું કામ કરે છે એ માર્ગથી ઉત્તરે સીધી સ્ટેશનને સમાંતર એક નાની નેળનો રસ્તો ચાલ્યો જાય છે, જેની પૂર્વમાં સ્ટેશનની ખુલ્લી જમીન અને સ્ટાફના નવા બંધાયેલા ક્વાર્ટર્સ છે જ્યારે પશ્ચિમે કેટલાક બંગલા તથા એથી આગળ પટેલ સોસાયટી નામનો વસવાટનો વિસ્તાર આવે છે એ નેળ ઉપર સીધાને સીધા ચાલ્યા જતા છેક રેલવેના પ્રથમ જૂના ડભાણ તરફ જવાના નાના ગરનાળાનો માર્ગ આવે છે, જે નાળેથી પશ્ચિમ તરફ જતા તુરત જ જિલ્લા કોંગ્રેસ સમિતિનું મકાન (સેવા મંદિર), ત્યાંથી થોડા પશ્ચિમે બંગલા અને પછી જિલ્લા પુરવઠા કચેરીની ઓફિસ વગેરે આવેલા છે જ્યારે આ મકાનોથી ઉત્તરે લગભગ સામે જ જિલ્લા લોકલ બોર્ડની, શાળા મંડળની, જિલ્લા ગ્રામ વિકાસ મંડળની વગેરે અત્યંત મહત્ત્વની કચેરીઓ આવેલી છે આ મકાનો જિલ્લા લોકલ બોર્ડના જ છે અને એમાં દેશના બે મહાન સુપુત્રો શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને સરદાર પટેલના નામ ઉપરથી પટેલ હોલ નામનો મોટો હોલ આવેલો છે આઝાદી આવ્યા પછી આ સ્થાન જિલ્લાની સરકારી ને કોંગ્રેસી પ્રવૃત્તિઓના કેન્દ્રસમું બનેલું છે આ મકાનોની બરાબર પશ્ચિમે સમાંતર નડિયાદ ખેડા અમદાવાદ માર્ગ ચાલ્યો જાય છે અહીંથી આ માર્ગ ઉપર પચીસ ડગલા જ ચાલતા તરતજ રસ્તાની ઉત્તર ને દક્ષિણ બન્ને દિશાઓ ઉપર ખ્રિસ્તી ભાઈઓના મકાનો, એ મિશન વિસ્તારમાં આવેલા બીજા બંગલા તેમજ વધુ પશ્ચિમે જતા પછી માર્ગની ઉત્તર દિશામાં વિખ્યાત મિશનનું દવાખાનું આવેલું છે એની પહેલા દક્ષિણ દિશામાં મોટું ચર્ચ આવેલું છે

આ જ માર્ગ ઉપર સીધા આગળ ચાલ્યા જતા મિશન વિસ્તાર પૂરો થયા પછી રામ તલાવડી નામની એક નાની તળાવડી આવે છે અને એના પશ્ચિમ–ઉત્તર છેડા ઉપર અરવિંદ સોસાયટી નામની નાના બંગલાઓવાળી સોસાયટી આવેલી છે જ્યારે આ જ માર્ગ થોડો આગળ જાય છે, ત્યાં એને નડિયાદ પીજની નાની લાઇન વચ્ચેથી ઓળંગે છે આગળ ડભાણ તરફ જતા વચ્ચે દક્ષિણ અને ઉત્તર બન્ને દિશામાં ગ્રિડની નવી થયેલી યોજના અનુસાર આખી ગ્રિડની યોજનાનું વડુ મથક આવેલું છે રસ્તાની દક્ષિણ દિશામાં એનું પાવર કેન્દ્ર છે જ્યારે ઉત્તર દિશામાં સ્ટાફને રહેવાના સુંદર નાના મકાનો ને એના બગીચા શોભી રહ્યા છે આ વિસ્તાર આ શહેરનો છેલ્લા વિકસેલા પશ્ચિમ છેડાનો સાવ છેલ્લો છેડો છે એમ કહીએ તો ખોટું નથી.

હવે શહેરમાં પાછા આવીએ તો આ જ માર્ગે લોકલ બોર્ડના મકાનની બરાબર સામે ઉત્તર દિશામાં શહેરની વીજળી કંપનીની ઓફિસ અને એની પૂર્વમાં એનું પાવર હાઉસ છે હવે ગ્રિડ વીજળી મળે છે એટલે જૂના પાવર હાઉસનું મકાન નકામા જેવું ઊભેલું અહીં જોવા મળે છે

આ જ માર્ગે રેલવે લાઈન ઓળંગીએ અને શહેર તરફ પાછા

ફરીએ એટલે પ્રથમ જ ઉત્તર તરફ ફાટકને અડીને જ નડિયાદનો વિખ્યાત હિંદુ અનાથાશ્રમ અને એનો વિસ્તાર આવેલો છે. આ આશ્રમના મકાનોની સામે રસ્તાની દક્ષિણે બગલા વગેરે આવેલા છે શહેર તરફ ચાલતા આશ્રમ પછી આગળ રસ્તાની ઉત્તર દિશામા જ તાલુકદારી હોસ્ટેલના મકાનો ને મેદાન આવ્યા છે. જ્યારે એની સામે દક્ષિણ દિશાએ સરકારી હાઈસ્કૂલના વિદ્યાર્થીઓનુ રમતનુ મેદાન છે, જ્યારે એની બરાબર દક્ષિણે નાળા તરફ જતા માર્ગ ઉપર જ ખોડિયાર માતાનુ સ્થાનક આવેલુ છે

આ વિસ્તારથી આ જ માર્ગે આગળ વધતા ૫૦ ડગલા ઉપર જ નડિયાદથી કપડવણજ તરફ ઉત્તરે ચાલ્યો જતો મોટો માર્ગ અને આ ખેડા તરફથી આવતો ડામરનો માર્ગ ભેગા થાય છે અને ત્યા એક મેદાન બનાવે છે આ મેદાનના ઉત્તર-દક્ષિણ ખૂણાઓ ઉપર બે પેટ્રોલ પપો આવેલા છે

અહીંથી નડિયાદ-કપડવણજ માર્ગે ઉત્તર તરફ જઈએ કે તરત જ નડિયાદની પ્રખ્યાત ન્યુ શોરોક મિલનો વિસ્તાર સડકની પશ્ચિમ દિશામા આવેલો છે અને એના દરવાજાની બરાબર સામે સડકની પૂર્વ દિશામા શહેરનુ 'સિટી જીમખાના'ને નામે ઓળખાતુ વિખ્યાત જીમખાના, મફતલાલ પેવેલિયન અને એનુ મેદાન આવેલા છે એ મેદાનને છેડે પૂર્વ દિશામા ખાડના વાઘરીઓનો વાસ આવેલો છે જ્યારે કપડવણજ જતી સડક ઉપર જ આગળ ચાલતા બે ફરલાગના અતરે સડકથી ઉત્તર દિશામા ડિસ્ટ્રિક્ટ સેશન્સ કોર્ટના અને ડિસ્ટ્રિક્ટ જજના મકાનો આવેલા છે એનાથી આગળ નડિયાદ વિભાગના આસિસ્ટટ પોલીસ વડાને રહેવાનો બગલો આવેલો છે એનાથી પણ આગળ આ જ માર્ગ ઉપર સડકથી પૂર્વ દિશાએ એસ ટી તરફથી બાધવામા આવેલુ વિખ્યાત અને મોટુ વર્કશોપ આવેલુ છે અહીં જ બાજુમા એસ ટી નુ સુદર અતિથિગૃહ પણ આવેલુ છે જેમ શહેરની પશ્ચિમ દિશાનો વિસ્તાર છેક ગ્રિડ યોજના અગે ઊભા થયેલા મકાનોથી અટકે છે તેમ શહેરનો ઉત્તર દિશાનો વિસ્તાર કોર્ટ અને એસ ટી ના વર્કશોપના મકાનોથી અટકે છે એમ કહી શકાય

સ્ટેશનથી પૂર્વ તરફ શહેરમા નજર કરતા સામેજ ૧૯૩૬-૩૭મા બધાયેલી 'સબ જેલ'ની મોટી દીવાલ નજરે પડે છે જ્યારે આસપાસ અનેક નાની મોટી હોટેલો-રેસ્ટોરા-ચવાણા-ભજિયાની દુકાનો-લારીઓ વગેરે જોવા મળે છે સ્ટેશન વિસ્તારથી બહાર નીકળતા જ તરત જ એક ઉત્તર-દક્ષિણની સડક પસાર થાય છે, જ્યારે પૂર્વ તરફ જતી સડક શહેરમા લઈ જાય છે ઉત્તર-દક્ષિણની સડક પર દક્ષિણ તરફ પચાસ ડગલા જતા એસ ટી નુ વિશાળ સેન્ટ્રલ બસ સ્ટેશન આવે છે અહીં નડિયાદ વિભાગની એસ ટી ની વડી કચેરીનુ મકાન તથા તેને લગતા કાર્યાલયો છે અહીં જ આખા જિલ્લામા રોજ હજારો મુસાફરોને લઈ જતી મોટી બસોની લગાર સતત લાગેલી કોઈ પણ આગતુકને જોવા મળે છે અને એ મકાનોની બરાબર દક્ષિણ દિશામા આ શહેરની બધી ભાગોળોને ઘેરો ઘાલી પડેલાં નવ તળાવોમાનુ એક રતન તળાવ આવેલુ છે

જેલની બરાબર પૂર્વમા ઉત્તર દિશાને દરવાજે શહેરનો વિશાળ ટાઉન હોલ આવેલો છે અને તેની ઉપર સુદર ટાવર શોભી રહ્યુ છે

સ્ટેશનથી પૂર્વ તરફ ચાલતા મોટી સડક-જે સ્ટેશન માર્ગને નામે પ્રખ્યાત છે તેની દક્ષિણ દિશાએ જેલ અને ઉત્તર દિશાએ તાલુકાના મામલતદારની કચેરી અને શહેરના 'એ' અને 'બી' વિભાગના પોલીસ થાણાની કચેરીઓ આવેલી છે આ સ્થળ શહેર અને તાલુકાનુ સરકારી વહીવટનુ કેન્દ્ર છે એમ કહી શકાય એની ઉત્તરે પોલીસ લાઈન અને એથી આગળ ઉત્તરે રેસિડેન્ટ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની કોર્ટ અને એની ઉત્તર-પશ્ચિમને ખૂણે સરકારી મુસાફરી બગલો આવેલા છે જ્યારે એ વિસ્તાર પૂરો થતા તુરત જ એની ઉત્તરે પસાર થતી જાહેર સડક અને એની ઉત્તરે જેને મ્યુનિસી બાગને નામે ઓળખવામા આવે છે તે મ્યુનિસિપાલિટીનો જાહેર બગીચો આવેલો છે, અને આ બગીચાની બરાબર પૂર્વ સીમાએ શહેરને ફરતો પસાર થતો મોટો ક્રાસ અને એની પૂર્વમા શહેરના બીજા બે મોટા કુડ અને શહેરના તળાવો આવેલા છે આ બન્ને તળાવો જોડિયા છે આ તળાવોની બરાબર ઉત્તરને છેડે મુસલમાનોનુ મોટુ કબ્રસ્તાન આવેલુ છે

વળી પાછા મૂળ સ્ટેશન માર્ગ ઉપર આવીએ તો તાલુકા મામલતદારની કચેરીની દક્ષિણે પસાર થતો માર્ગ ત્રણ જુદી જુદી દિશામા ફટાય છે અને અહીંથી શહેરનો વસવાટનો વિસ્તાર ત્રણે બાજુએ શરૂ થાય છે

બરાબર સીધો પૂર્વમા જતો માર્ગ પોતાની ઉત્તરે શહેરની પોસ્ટ ઓફિસ, તાર-ટેલિફોન ઓફિસો, સિટી હાઈસ્કૂલ વગેરે આગળથી પસાર થઈને શહેરની મધ્યમા આવેલા અબા માતા, મહાલક્ષ્મી માતા, વગેરે વિસ્તારોને પસાર કરી ડહીલક્ષ્મી પુસ્તકાલય અને પટેલ મેદાનને નામે ઓળખાતા શહેરના તદ્દન મધ્ય જેવા વિસ્તારને પસાર કરીને નારણદેવના મદિર સામે થઈ સીધો ચકલાશી ભાગોળે ચાલ્યો જાય છે

આ માર્ગ ઉપર આખા રસ્તે બજારો કે દુકાનો ભાગ્યે જ આવે છે આ માર્ગ ઉપરનો બધો વિસ્તાર વસવાટનો જ વિસ્તાર છે નાગરો, પટેલો, વાણિયા, કસારા, દેસાઈઓ આ બધાના વસવાટના વિસ્તારોને વીંધીને વળાંકો લઈને જતો આ માર્ગ ચકલાશી ભાગોળે છેક આગળ વધી નડિયાદની પ્રખ્યાત સી જે. કપનીની ખાંડી આગળ થઈને નડિયાદને પૂર્વ છેડે પેલા તળાવની ધારે ધારે ચાલ્યા જતા નડિયાદ-ડાકોરના માર્ગને મળી જાય છે આ માર્ગના છેક શહેરના પૂર્વ છેડાના અત ભાગ પાસે દક્ષિણે શહેરનો દેસાઈવગાનો વિસ્તાર અને ઉત્તરે પોરનો વિસ્તાર આવેલો છે દેસાઈવગામા એક જમાનામા અત્યત આગળ પડતા એવા રાજપુરુષો થયા હતા અને આજે પણ દેશના બે મહત્ત્વના સ્થાન ધરાવતા આઈ સી એસ અધિકારીઓ આ વિસ્તારમા જ જન્મેલા છે કેટલાયે દેશી રાજ્યોના દિવાનો તરીકે દેસાઈ રાજપુરુષોએ નામના મેળવેલી અને સરદાર પટેલનો જન્મ પણ

એમના મોસાળમા આ દેસાઈવગામા જ થયેલો ત્યારે ચોરના પટેલ ભાઇઓ આજના યુગમા બીડી તમાકુના વેપારમા ખૂબ જ આગળ વધી નામના કાઢી રહ્યા છે

રેલ્વેસ્ટેશનેથી પૂર્વ તરફ જતા મામલતદાર કચેરી પછી શહેરમા પ્રવેશતા જે ત્રણ માર્ગ શહેરના વિસ્તારમા પ્રવેશ કરે છે તેમાના પૂર્વ તરફના સીધા માર્ગથી ઉત્તરે જતો સમાતર જેવો બીજો માર્ગ છેક સીધો વચ્ચે વચ્ચે વળાક લેતો શહેરના બીજા પૂર્વ છેડે જેને સલૂણ દરવાજો કહે છે, ત્યા પહોચી જાય છે આ આખાય માર્ગ ઉપર શહેરની બધી જ મોટી બજારો માર્ગની ઉત્તર અને દક્ષિણ તરફની દુકાનોના રૂપમા આવેલી છે સૌ પ્રથમ સ્ટેશન માર્ગ ઉપરના અનાજ–ગોળ–તેલના વેપારીઓની દુકાનો આવે છે અહી આ માર્ગના પશ્ચિમ તરફના ખાચાઓમા પ્રથમ લક્ષ્મી સિનેમા અને પછી પ્રભાત સિનેમાને નામે ઓળખાતા બે સિનેમાગૃહો આવેલા છે અને ત્યા જ 'સરસ્વતી હાઈસ્કૂલ' નામની માધ્યમિક શાળા આવેલી છે એ પછી માર્ગ જ્યાથી સીધો પૂર્વ તરફ વળાક લે છે ત્યા ડભાણ ભાગોળની ચોકી અને એની સામે મોટો જૂના પીપળાવાળો ચોતરો એક નાનુ મેદાન બનાવે છે અને એની ઉત્તરે સાઠોદરા નાગરોની વાડી અને એ વાડીને શોભાવતુ આ વિસ્તારનુ રૂક્ષ્મણી ટાવર આવેલુ છે અહીથી આ મુખ્ય માર્ગ પૂર્વ તરફ સીધો અમદાવાદી બજારને નામે ઓળખાતા બજારમા પ્રવેશે છે કરિયાણાની, ખાડ, ચા, ભુસુ, ઘાસતેલ વગેરેની મોટી દુકાનો આ બજારમા આવેલી છે આ માર્ગ વળી અહી એક નાનુ મેદાન બનાવે છે, જ્યા એક પરબડી છે, ને ત્યાથી એક માર્ગ શહેરની અદરના દક્ષિણ વિસ્તારમા જાય છે બીજો માર્ગ સીધો મુસ્લિમોના લત્તામા વહોરવાડ તરફ જાય છે અને ત્રીજો ઉત્તર તરફનો માર્ગ સીધો અમદાવાદી દરવાજાને નામે ઓળખાતા જૂના દરવાજા ઉપર પહોચે છે અહીં જ રસ્તામા આ માર્ગની પૂર્વ તરફની દુકાનના એક મેડા ઉપર જિલ્લા ગૃહરક્ષક દળની કચેરી છે એથી આગળ ઉત્તરે આજ માર્ગ ઉપર પાજરાપોળ છે, જ્યા ખોડા ને સારા ઢોર–ઢાખર રહે છે એના મેડા ઉપર નડિયાદ શહેરની મ્યુનિસિપાલિટીના શાળા મડળની કચેરી છે ત્યારે આ માર્ગના ઉત્તર છેડે દરવાજાને અડીને શહેરની મ્યુનિસિપાલિટીની કચેરીનુ મકાન આવેલુ છે આ ઉત્તરે જતો માર્ગનો એક છેડો આગળ વધીને છેક જિલ્લા કોર્ટની કચેરી સુધી જાય છે ત્યારે બીજો માર્ગ જે પૂર્વ તરફ જાય છે તે વહોરવાડમા પ્રવેશ પામે છે અને બજાર અને વહોરવાડના આ પ્રવેશ માર્ગ ઉપર જ ઉત્તરના ભાગે મ્યુનિસિપાલિટીનુ સરકારી દવાખાનુ આવેલુ છે ત્યારે સામે માર્ગની દક્ષિણે જૂની નેટીવ જનરલ લાયબ્રેરી યાને આજની ગોકળદાસ બાપુ લાયબ્રેરી આવેલી છે આગળ આ માર્ગ પણ પૂર્વમા ચાલ્યો જાય છે ને એમ સીધો ને સીધો છેક સલૂણ બજાર સુધી પહોચી અમદાવાદી બજારથી દક્ષિણે વળાક લઈ પૂર્વ તરફ ભાવસારવાડ, સાથ બજાર થઈને સલૂણ બજારે આવતા માર્ગને પાડા પોળ પાસે ભેગો થઈ જાય છે પછી બન્ને માર્ગ શહેરના પૂર્વ છેડે જઈ સલૂણ દરવાજા બહાર નીકળી પૂર્વ છેડા ઉપરના ડાકોર જતા ધોરી માર્ગમા એક થઇ જાય છે દરવાજાની બરાબર દક્ષિણે એક માર્ગ જાય છે, જેની પૂર્વ દિશામા નડિયાદનો સરકાર મુકરર થયેલો તાલુકા માર્કેટ યાર્ડ છે અહીં તમામ કાચો માલ ખેડૂતો વેચવા લાવે છે અને માર્કેટ ધારાધોરણ અનુસાર હરાજી બોલાવી વેપારીઓ ખરીદે છે

આ માર્કેટ યાર્ડની પૂર્વમાં વિશાળ મુળેશ્વરનુ તળાવ આવેલુ છે અને એના પૂર્વ દક્ષિણના છેડા ઉપર કાળકા માતાના મદિરનુ સ્થાનક આવેલુ છે આ સ્થાનક એક રીતે શહેરનુ પૂર્વ તરફનુ નાકુ અગર છેડો છે એમ કહી શકાય આ સ્થાનકની દક્ષિણે સ્થાનકની જ એક તળાવડી પાકા આરા બાધેલી આવેલી છે ત્યારે ઉત્તરે સુદર બગીચો આવેલો છે

સ્ટેશનેથી પૂર્વ તરફ જતો માર્ગ જેમાથી ત્રણ માર્ગો તાલુકા મામલતદારની કચેરી આગળથી જુદા પડયા તેમાનો દક્ષિણ તરફ જતો માર્ગ તે સતરામ રોડ કહેવાય છે અને આ માર્ગ દક્ષિણ તરફ વળી પછી પૂર્વ તરફ વળાક લઈ સતરામના મદિરે પહોચે છે આ માર્ગની દક્ષિણે સતરામનુ પ્રખ્યાત મદિર આવેલુ છે ત્યારે ઉત્તરે મલાવનુ તળાવ આવેલુ છે મદિરથી આગળ વધી આ માર્ગ સીધો આણદ તરફ ચાલ્યો જાય છે અહીં પૂર્વ–ઉત્તરના વળાક ઉપર ડુમરાલ બજારનુ વિશાળ ખુશાલદાસ ટાવર આવેલુ છે અને આ ટાવરથી પૂર્વ તરફ ધોરી માર્ગ સીધો આણદ જાય છે ત્યારે શહેરની અદર જતો ઉત્તર તરફનો માર્ગ ડુમરાલ બજારના વિસ્તારમા પ્રવેશ પામી લખાવાડ પાટી, રતનજીની પાટી, સમડી ચકલુ, વગેરે પાટીદારોના લત્તાઓમા ફાટા રૂપે જાય છે

ડુમરાલ દરવાજાની અડોઅડ બરાબર પૂર્વમા ગોપાલ ટોકીઝનુ સિનેમાનુ મકાન આવ્યુ છે ત્યારે પશ્ચિમમા શહેરનુ આગ હોલવવાનુ બબાખાનુ આવેલુ છે ટાવર, બબાખાનુ, સિનેમાઘર ઉત્તરે મદિર અને પૂર્વ–પશ્ચિમમા ઊડેવાળ ને મલાવના ભવ્ય તળાવો, આ બધુ એક રમણીય શોભાસ્પદ દશ્ય ખડુ કરે છે આણદ તરફથી આવતી બસો અહીં આ ટાવર પાસે ઊભી રહે છે ને શહેરના વસવાટના વિસ્તારમા બજારમા–જવાવાળા લોકો મોટે ભાગે અહીં જ ઊતરી જાય છે

આ જ નડિયાદ–આણદના ધોરી માર્ગ ઉપર જતા આગળ દક્ષિણ દિશાએ હિંદુઓનુ સ્મશાન આવેલુ છે ત્યાથી વળાક લઈ માર્ગ ખેતા તળાવ આગળ ડાકોર–આણદ તરફ જવા દક્ષિણ અને ઉત્તર–પૂર્વમા છૂટો પડે છે ત્યા આગળ જ આયુર્વેદિક હોસ્પિટલ માર્ગની પશ્ચિમ દિશા ઉપર આવેલી છે અને એ જ માર્ગ ઉપર એકાદ માઈલના અતરે પશ્ચિમ દિશા ઉપર નડિયાદની જે એન્ડ જે કોલેજ, સી બી પટેલ આર્ટસ કોલેજ અને જોરાભાઈ શકરભાઈ આયુર્વેદિક કોલેજના ભવ્ય મકાનો આવેલા છે

આ શહેરનો દક્ષિણ દિશાનો એક ભાગનો છેડો ગણાય ત્યારે બીજો એક ભાગ સતરામના મદિરેથી આગળ એમ ને એમ

દક્ષિણે વધે છે એ માર્ગ ઉપર ઊંડેવાળ તળાવના દક્ષિણ–પશ્ચિમના ખૂણા ઉપર છાગેશ્વર મહાદેવનુ મંદિર છે જ્યારે એ જ માર્ગના પશ્ચિમ ખૂણા ઉપર એક તરફ સંતરામ મહારાજે બંધાવેલી ભવ્ય પ્રાથમિક શાળા આવેલી છે અને આજ માર્ગ સીધો દક્ષિણ દિશામા વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમા પહોચે છે ને બીજો વિદ્યાલયની હદની ધારે ધારે દક્ષિણમા જે માર્ગ જાય છે, તે શહેરથી એક માઈલના અંતરે આવેલા મોટા કામનાથ મહાદેવના સ્થાનકે પહોચે છે આ સ્થળ સાંજ–સવાર ફરવા જવા માટે ખૂબ જાણીતુ બની ગયુ છે આમ એક તરફ દક્ષિણ દિશામા કોલેજો છે તો એ જ દિશામા પશ્ચિમ તરફના ભાગમા વિઠ્ઠલ કન્યાવિદ્યાલય અને કામનાથ મહાદેવ છે

જ્યારે શહેરના છેટલે દક્ષિણ–પશ્ચિમના છેડા ઉપર પોલીસ લાઈન્સ અને પોલીસ પરેડનુ મેદાન આવેલા છે એની પૂર્વમા સંતરામ મહારાજના મંદિરને અડીને ગુજરાતમા સૌ પ્રથમ સ્થપાયેલા વ્યાયામમંદિરોમાનુ એક એવુ દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામ મંદિર આવેલુ છે અને એનાથી દક્ષિણે સંતરામ સોસયટીના બગલા આવેલા છે

શહેરના બાહ્ય વિસ્તારોને જોઈ વસવાટના વિસ્તારો તરફ આવીએ તો શહેરના એક દક્ષિણ–પૂર્વના છેડા ઉપર દેસાઈવગો, જ્યા મુખ્યત્વે દેસાઈ પાટીદારો વસે છે તેમનો લત્તો છે, જે ચકલાશી પાગીને નામે ઓળખાય છે, જ્યારે બરાબર પૂર્વ છેડે પોરના ખેડૂત ભાઈઓનો વિસ્તાર છે આ પટેલ ભાઈઓએ તમાકુ અને બીડીના ધધામા એવી પ્રગતિ કરી છે કે એક જમાનામા અત્યંત ગરીબ દેખાતો આ વિસ્તાર નવા મકાનોથી હર્યોભર્યો બની ગયો છે ત્યા નજર કરનારને આ નજરે ચડ્યા વિના રહેતુ નથી.

બીજી બાજુ શહેરના મધ્ય વિસ્તારો તરફ નજર નાખીએ તો મહુદાબારીને નામે ઓળખાતો વિસ્તાર અને મોગલકોટને નામે ઓળખાતો વિસ્તાર આ શહેરના મધ્ય પ્રદેશના વિસ્તારો છે

આ શહેર મૂળ પૂર્વમા વસેલુ. જે સ્થળને આજે છેક પૂર્વના છેડે આવેલા ભૈરવના સ્થાનકને નામે ઓળખવામા આવે છે, ત્યાથી આ શહેર ખસતુ ખસતુ આવ્યુ છે એમ જૂના અવશેષો ને શહેરના વિકાસના ક્રમ ઉપરથી જણાય છે રેલવેની આસપાસ વેપાર અને શહેરનો વિસ્તાર વિકસે છે એ હકીકત નડિયાદ શહેરના વિકાસને જોતા પણ સ્પષ્ટ દેખાય છે

શહેરમા પશ્ચિમથી પૂર્વ તરફ જતા બન્ને મોટા માર્ગો અને શહેરમા પશ્ચિમથી ઉત્તર દક્ષિણનો ઘેરાવો લઈ પૂર્વ તરફ જતા બે માર્ગો–આમ આ ચાર માર્ગોની વચ્ચે આખુ શહેર લગભગ આવી ગયું છે અને જૂના શહેરની પશ્ચિમની સરહદ રેલવે બાંધે છે આ હકીકત નકશા ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે

શહેરમા મોગલ કોટ, મહુદાબારી, આ બે વિસ્તારો ને એની આસપાસના વિસ્તારો એ શહેરનો મધ્ય ભાગ છે એટલુ જ નહિ, સીધી હથી અને ઐતિહાસિક ભાગ પણ આ જ છે મોગલકોટનો વિસ્તાર એ રીતે જ કહેવાયો છે કે ત્યા મોગલોનો દરબાર-કચેરીઓ હતી

આ વિસ્તાર આજના આધુનિક વિકાસ પછી પણ બે ત્રણ રીતે મહત્ત્વનો છે આ વિસ્તાર ઊંચો હોવાથી શહેરના વોટર વર્કસ માટેની ભવ્ય ને સૌથી ઊંચી ટાકી અહીં જ ઊભી કરવામા આવેલી છે

એ જ રીતે અહીં જ જિલ્લાની સૌથી જૂની સરકારી હાઈસ્કૂલ છે એની પૂર્વમા નવી જ બંધાયેલી ભવ્ય સ્વ માણેકલાલ છગનલાલ વોરા પ્રાથમિક શાળા છે અને એની પૂર્વે પસાર થતા માર્ગની પૂર્વ દિશાએ બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલ અને ધી ન્યુ ઈંગ્લિશ સ્કૂલ બન્ને આવેલા છે શહેરની માધ્યમિક કેળવણીનો આ વિસ્તાર છે એમ પણ કહેવુ હોય તો કહી શકાય. મૂળ તો આ બન્ને શહેરની વણિક જ્ઞાતિની વાડીઓ છે જે શાળાઓના કામમા આવી છે

---

**આધાર** (૧) શ્રી શાંતિલાલ ઠાકર કૃત 'નડિયાદનો ઇતિહાસ' (૨) જાણકારોને પૂછીને મેળવેલી માહિતી

*

## નદગામ

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૫' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ એ ફ્લેગસ્ટેશન છે આશરે ૧૨૦૦ વર્ષ પૂર્વે નદ રાજાએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો. માઈલ ઘરો ૨૩૧ કુટુંબ ૨૪૩ વસતી પુ ૬૫૬, સ્ત્રી ૫૯૬, કુલ ૧૨૫૨

**સગવડો** નજીકમા મહોર નદી છે તળાવ નથી કૂવો એક હતો તે પડી ગયો છે લોકો નદીનું પાણી વાપરે છે સને ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા દીવાબત્તી વગેરે કામો કરે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે દર ગુરુવારે ટપાલ આવે છે ગ્રામરક્ષક દળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૬ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૯ બાળકો ભણે છે પુ. ૬૭ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૭૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, બાપીજીનું દેરુ વગેરે

**પરુ વીણાની મુવાડી** આશરે સવાસો વર્ષ ઉપર વીણાના લોકો અત્રે આવીને વસેલા તે પરથી આ પરુ વીણાની મુવાડી કહેવાય છે વસતી પુ ૯૩ અને સ્ત્રી ૭૭ મળી કુલ ૧૭૦ માણસની છે અર્ધો માઈલ દૂર સેઢી અને મહોર નદીનો સંગમ થય છે ટપાલ અઠવાડિયે આવે છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૦ વિદ્યાર્થીઓ અને ૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭ બાળકો ભણે છે

## નરસંડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨°૫૩ ઉપરનુ આ ગામ તેની પૂર્વે આવેલા રેલવેસ્ટેશન બોરિયાવીથી અને દક્ષિણે આવેલા વડતાલથી દોઢ માઈલ દૂર આવેલુ છે

આ ગામે રાષ્ટ્રીય લડતમા સારો ફાળો આપેલો મહેસૂલ નહિ ભરી ગામથી થોડે દૂર ગાયકવાડી હદમા 'સરદાર નગર' નામ આપી ખેતરોમા ઝૂપડા બાધી ગામના કેટલાકે વસવાટ કરેલો ૧૯૩૦ની લડતમા આ ગામ આજુબાજુના કણજરી, વડતાલ, કેરિયાવી વગેરે ૧૩ ગામોનુ લડતનુ થાણુ હતુ સ્વય સેવકોની છાવણી ત્યા રહેતી આ થાણાના ૧૩ ગામોમા એક રાષ્ટ્રીય સઘ પણ શરૂ થયેલો

૧૯૧૯મા એપ્રિલની ૧૨મી તારીખે ગામના માણસોએ ઉત્તર સડા અને બોરિયાવી રેલવેસ્ટેશનો વચ્ચે ઝૂમેલ ગામની નજ દીકમા કેટલાક તારના થાભલા તેમજ તાર તોડી નાખેલા તે માટે ૪૮ માણસો પર કોર્ટમા કામ ચનાવવામા આવેલુ આ કેસના મુખ્ય વકીલ તરીકે સરદાર વલ્લભભાઈ પટેલ હતા

આ ગામની વિસ્તૃત માહિતી શ્રી જશભાઈ ડાહ્યાભાઈ પટેલ સપાદિત 'નરસડા દર્શન' નામના પુસ્તકમા આપેલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૭૫૩ કુટુબ ૭૫૩. વસતી પુ ૧૮૦૩, સ્ત્રી ૧૫૯૦, કુલ ૩૩૯૩ મુખ્ય વસતી પાટીદાર અને મુસલમાનોની છે અહીના કેટલાક લોકો ધધાર્થે આફ્રિકા રહે છે

**સગવડો** પૂર્વ દિશાએ વાકા તળાવ છે તે ૨૦ એકર અને ૨ ગૂઠા જેટલા વિસ્તારમા લબગોળ આકારમા છે એ તળાવ ભાએ ખોદાવેલુ તેની બે બાજુ, પાકી પાળ પાકા ચાર ઓવારા એક ખડિયાટ તેમજ પાકુ ગરનાળુ બાધવામા આવેલુ છે પચાયતના સાત કૂવા છે ગ્રિડ વીજળીનો લાભ મળેલો છે બસ મારફતે નડિયાદ જવાની સગવડ છે ઉત્તરસડા વડતાલ રોડ ગામની ભાગોળે થઇને પસાર થાય છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૩૫થી ગ્રામ પચાયત ચાલે છે તે ગામમા વીજળી દીવા, ગ્રામસફાઈ વગેરે કામો કરે છે. તમાકુ ખાતાના ઈન્સ્પેકટરની ઓફિસ છે લો. બો નુ દવાખાનુ ચાલે છે શ્રી ડાહ્યાભાઈ કિશાભાઈ પટેલ તરફથી પ્રસુતિગૃહ બાધવાની જાહેરાત થઈ છે દૂધ ઉત્પાદક સહકારી મડળી, વિવિધ કાર્યકારી સરકારી મડળી તથા ખેતી પિયત સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી પિયત મડળી એજિન પપોથી પાણી પૂરુ પાડે છે વિ કા સ મડળીએ વસાવેલા ટ્રેક્ટરનો લાભ ખેડૂતોને મળે છે અનાજ ઉપરાત લીંબુ અને તમાકુ પાકે છે બીડી વાળવાનો ઉદ્યોગ ચાલે છે એક વખતે નરસડાની હાથવણાટની સોતરજીઓ વખણાતી હતી ૧૯૧૭મા સોતરજી વણવાના સચાની સખ્યા લગભગ ૧૦૦ સુધી પહોચી હતી અને રોજનુ ૨૦૦ સોતરજી જેટલુ ઉત્પાદન થતુ હતુ આજે તે ઉદ્યોગ નામશેષ થઇ ગયો છે કેટલાક વણકરો પાટી, રૂમાલ, ગજિયા વગેરે વણે છે લુહારી, સુથારી કામકાજ થાય છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૨૯૪ વિદ્યાર્થીઓ અને ૨૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૩૦ બાળકો ભણે છે બી એમ પટેલ હાઈસ્કૂલ છે લગભગ ૧૯૨૨થી પુસ્તકાલય ચાલે છે પુસ્તકાલયનુ સ્વતત્ર મકાન છે પુ ૧૦૫૫ અને સ્ત્રી ૪૫૧ મળી કુલ ૧૧૦૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** પળેશ્વર મહાદેવ, રણછોડજીનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર ચતુર્ભુજનુ મદિર, જૂના મહાદેવ, બળિયાદેવ, વૈજનાથ, સતી માતા ક્ષેમકલ્યાણી માતા, બહુચરા માતા ખોડિયાર માતા હરિદાસ મહારાજનુ દેરુ, જૈન દેરાસર, મસ્જિદ, પરબડીઓ, ધર્મશાળાઓ વગેરે

**દતકથા** (૧) સેકડો વર્ષ અગાઉ નરસડા અને તેની આજુ બાજુનો પ્રદેશ કોઇ 'નળ' નામના રાજાને તાબે હતો તેવુ મનાય છે તે રાજાની રાજધાની નડિયાદ—તે વખતનુ નગીનાબાદ—હતી એના હાથી, ઘોડા વગેરે રાજદરબારના પશુ પ્રાણીઓ આ ગામના પ્રદેશમા બધાતા આ નળ નામના રાજાના નામ પરથી ગામનુ નામ નરસડા પડેલુ મનાય છે

(૨) સવત ૫૦૨ના અરસામા મૂળ ગામ વસ્યુ એમ કહે વાય છે તે સમયે ગામમા ફક્ત સાત ઘર હતા એક રબારી નરસિંહનુ, બીજુ કણબી મહિયાનુ, ત્રીજુ રજપૂત ગરાશિયા રાય મલનુ, ચોથુ બ્રાહ્મણ જીવરામનુ, પાચમુ તપોધન ધનાનુ, છઠ્ઠુ ખેડાવાળ બ્રાહ્મણ ઉકાનુ ને સાતમુ વાળદ કાનારાતનુ રબારી નરસિંહના નામ પરથી ગામનુ નામ પડયુ એવી પણ લોકોક્તિ છે ઉપરના મૂળ સાત ઘરમાથી કોઇનો વશજ અત્યાર સુધી હયા તીમા છે કે કેમ તે પ્રશ્ન છે, પરતુ હાલના પુરુષોત્તમદાસ ભાઇશકર દવેના વેરા ખેડાવાળ બ્રાહ્મણ પૂર્વજો તથા પડયા હરિભાઈ નરભેરામના પૂર્વજો ગામના પ્રથમ મૂળ વતનીઓ હતા એમ મનાય છે

આ સાત ઘરનુ નાનકડુ ગામ વ્યવસ્થિત સ્વરૂપમા તો સવત ૧૨૨૪ પછી જ આવ્યુ કહી શકાય કારણ કે હાલ ગામમા પાટીદારોની મુખ્ય વસતી છે અને તેમના મૂળ પુરુષ કરમશી પટેલ સવત ૧૨૨૪ના મહા વદિ ૧૧ને મગળવારના દિને નરસડામા આવ્યા ને કાયમનો વસવાટ કરેલો કહેવાય છે કે કરમશી પટેલ અડાલજથી નીકળી પરોળી જઈ ત્યાથી નરસડા આવી વસેલા. તેમના બીજા ત્રણ ભાઈ માળવા, દાણીમડા વગેરે જુદે જુદે સ્થળે જઈ વસેલા પાછળથી તેઓએ ધધાનુસાર તેમજ સ્થિતિ અનુસાર મહેતા, દેસાઈ એવી અટકો ધારણ કરેલી

---

**આધાર** (૧) શ્રી મનુભાઇ ડાહ્યાભાઈ પટેલે આપેલી માહિતી. (૨) 'નરસડા દર્શન' પુસ્તક

*

## નવાગામ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ. રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીણાથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૧૬૦ કુટુબ ૧૭૪ વસતી પુ ૪૦૦, સ્રી ૩૬૬, કુલ ૭૬૬ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે તે સિવાય ગામ-તળમા પીવા લાયક પાણીનો સારો કૂવો નથી નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પા માઈલ છેટે હાથજ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે, તેમા ૭૧ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે ૧૦ બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૧૦૪ અને સ્રી ૧૧ મળી કુલ ૧૧૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ધર્મશાળા, ગ્રામરક્ષાર્થે શહીદ બનેલા સુરધનનો પાળિયો વગેરે

*

## નાનાવગા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન વીણાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૨૦૫ કુટુબ ૨૧૧ વસતી પુ ૪૯૬, સ્રી ૪૭૪, કુલ ૯૭૦ મુખ્ય વસતી પરમાર લોકોની અને રજપૂતોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** નજીકમા શેઢી અને મહોર નદીઓ વહે છે મીઠા પાણીના ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે મહેળાવ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૦ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે પુ ૧૨૭ અને સ્રી ૪ મળી કુલ ૧૩૧ ભણેલા છે

*

## નાની ખડોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર મોટી ખડોલની લગોલગ આવેલુ છે સીમમા આવેલા તળાવોમા ખોદતા ઈટો નીકળે છે તે પરથી તે ઓવારા બાધેલા હશે એમ મનાય છે ગામમા ચાલતી દતકથાઓ ઉપરથી કહેવાય છે કે આ ઘણુ જૂનુ અને ઐતિહાસિક ગામ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૯ ચો માઈલ ઘરો ૨૩૬ કુટુબ ૨૩૬ વસતી પુ ૫૮૬, સ્રી ૫૨૭, કુલ ૧૧૧૩ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** નજીકમા મહોર નદી વહે છે સીમમા વડિયા તળાવ, રોગા તળાવ, ખાતા તળાવ, રૂપા તળાવ, તથા બકા તળાવ ખેતીઉપયોગી તળાવો છે બે કૂવા છે તે પૈકી એક મુસ્લિમોનો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે નડિયાદ-ડાકોર રોડ ઉપરનુ બસ સ્ટેન્ડ છે મલ્ટિ પરપઝ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે દૂધનો સઘ અને દળવા ખાડવાની ઘટીઓ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૬૮ વિદ્યાર્થીઓ અને ૪૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૪ બાળકો ભણે છે પુ ૨૧૨ અને સ્રી ૬૧ મળી કુલ ૨૭૩ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** નીલકઠ મહાદેવ ગોવર્ધનનાથજીનુ મદિર, ફૂલબાઈ માતા, મેલડી માતા, બળિયા દેવ, બાપજી, મસ્જિદ

**દતકથા** (૧) એક દતકથા એવી છે કે અગાઉ અહીં બીનરાજ રાજ્ય કરતો હતો તે હનુમાનનો ઉપાસક હતો. તેણે ગઢ ઉપર-ઊચા ટેકરા ઉપર હનુમાનની સ્થાપના કરાવેલી તે આજે ગઢિયા હનુમાન તરીકે ઓળખાય છે

કહે છે કે આ ગામમા ખેડૂ લોકો બહુ વસતા તેથી ગામનુ નામ ખડોલ પડેલુ બીન રાજાને બે રાણીઓ હતી તે સગી બહેનો હતી જે જગાએ મોટી બહેન રહેતી તે વિસ્તાર મોટી ખડોલ કહેવાય છે અને જ્યા નાની બહેન રહેતી તે વિસ્તાર નાની ખડોલ કહેવાય છે

(૨) બીજી એક દતકથા એવી છે કે અગાઉ અહીં રબારીનો નેસડો હતો તે વખતે રબારી કોળી ભગી પાટીદાર, વગેરેના થોડા ઘર હતા તે પછી પ્રભાસ પાટણના કેટલાક પાટીદાર સવત ૮૫૨ના અરસામા અહીં આવીને વસેલા તે વખતે ગામ આજના દેવડીએ વસેલુ હતુ ત્યા જૂના અવશેષો મળે છે

**આધાર** શ્રી જયતીલાલ મણિલાલ જાનીએ આપેલી માહિતી

*

## નિઝામપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કઠલાલથી છ માઈલ દૂર આવેલુ છે અગાઉ તે મહીસા તાબાનુ ગામ હતુ

**વિસ્તાર** ગામ નાનુ છે આશરે ૩૫૦ માણસોની વસતી છે મુખ્ય વસ્તી મુસલમાનોની છે તે સિવાય બારૈયા ભોઈ, સેનવા વગેરે થોડા પ્રમાણમા વસે છે આ ગામમા પ્યારેખાન, ફકીરમહમદ વગેરે જાણીતા બહારવટિયા થઈ ગયા

**સગવડો** મોતીસર તળાવ છે બે કૂવા છે બીબીપુરાથી

વાસદનો નવો બંધાઇ રહેલો રોડ આ ગામની ભાગોળે થઈને પસાર થાય છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઇલ છેટે મહીસા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે આ ગામની અને મહીસા ગામની સંયુક્ત ગ્રામ પંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત કપાસ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમાં ૩૫ વિદ્યાર્થીઓ ભણે છે

**ધાર્મિક સ્થળ** એક મસ્જિદ છે

*

## પલાણા

**પરિચય** ઉ. અ ૨૨° ૪૧′ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી એક માઈલ દૂર પાધડીપટે વસેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઈલ. ઘરો ૬૧૬ કુટુંબ ૬૩૨ વસતી પુ ૧૫૪૬, સ્ત્રી ૧૩૫૬, કુલ ૨૯૦૨ મુખ્ય વસતી પાટીદારોની છે આશરે ૧૨૦૦ જેટલા માણસો દેશમા તેમજ આફ્રિકામા સારી સારી નોકરી કે ધંધામા જોડાયેલા છે

**સગવડો** તળાવ છે પણ બહુ છીછરા છે ગામ અને સીમમા કુલ ૭૪ કૂવા છે તે પૈકી ગામતળમા ત્રણ મીઠા પાણીના કૂવા અને ૧૨ ખારા પાણીના કૂવા છે બે હવાડા છે. નડિયાદ–વસો બસ રૂટ પરનું સ્ટેન્ડ છે ચોમાસા સિવાય પલાણાથી પેટલાદ જતી બસસર્વિસ પણ ચાલે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે વિથી નીકરણ પહેલાની ગ્રામ પંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાના બાંધકામ વગેરે પ્રવૃત્તિઓ કરે છે વોટરવર્કસ માટે યોજના કરી છે દવાખાનું તથા સહકારી મંડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે કૂવાઓ ઉપર એન્જિન પંપો મૂકેલા છે વણકરો ચાદર, મોદ, રૂમાલ વગેરે વણે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૨૭ વિદ્યાર્થીઓ ભણે છે. સાત ધોરણની લો બો કન્યાશાળા છે તેમા ૧૭૨ વિદ્યાર્થિનીઓ ભણે છે તે સિવાય એક એ વી સ્કૂલ ચાલે છે પુ ૯૦૨ અને સ્ત્રી ૫૩૮ મળી કુલ ૧૪૪૦ ભણેલા છે ગામમા ૨૫ જેટલા ગ્રેજ્યુએટો અને ૮૫ જેટલા મેટ્રિક તથા અંડર ગ્રેજ્યુએટો છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રણછોડજીનુ મંદિર, સ્ત્રીઓ અને પુરુષોના સ્વામીનારાયણના મંદિર, મહાદેવ, બળિયાદેવ, ખોડિયાર માતા, મસ્જિદ વગેરે

**દંતકથા** કહેવાય છે કે સંવત ૧૨૯૬ પહેલા મહીડા અને મુસલમાનો અત્રે વસતા હતા સંવત ૧૨૯૬ના શ્રાવણ માસમા ધોળકા પાસેના કોઠા ગામથી મોસાળ ભાગમા કેટલાક વાઘેલા રહેવા આવેલા ત્યાર પછી આશરે ૧૭૦૦ની સાલમા છીપડી ગામેથી કાનજી બાપા પોતાના રસાલા સાથે અહીંથી એક ગાઉ દૂર સંધાણા ગામે વસવાટ કરવાના ઈરાદાથી આવેલા, પરંતુ સદર ગામ માફક નહિ આવવાથી વસો તરફ આગળ જતા રસ્તામા હાલ ગામની પશ્ચિમ બાજુએ આવેલાં તળાવે જતા જે જૂનો વડ આવે છે, તેની નીચે વિસામો લેવા બેઠા. ગામના વાઘેલા અને મુસલમાનો તેમને મળવા આવ્યા અને પલાણા ગામે જ વસવાટ કરવા તેમને આગ્રહ કર્યો પરિણામે હાલ જ્યા શ્રી સી એમ પટેલના ઘરની બાજુમા કૂઈ છે ત્યા વસવાટ કર્યો કાનજી બાપાને, ભવજીભાઈ, રણછોડભાઈ, લખુજીભાઈ અને મુનભાઈ એમ ચાર પુત્રો થયા વંશવેલો વધતા ચારના સત્તર થયેલા તો પણ બધા એક સંપથી રહેતા અને એક જ રસોડે જમતા

કહેવાય છે કે કાનજીબાપાના ચાર પુત્રો પૈકી ભવજીભાઈમા વૈશ્ય અને ક્ષત્રિયના ગુણો હતા, રણછોડભાઈનો ભપકો અને પ્રભાવ રાજાના જેવો હતો, લખુજીભાઈમા વાણિયાની ચતુરાઈ અને સંગ્રહવૃત્તિ હતા અને મુનભાઈમા પશુપાલનનો શોખ હતો તેથી તેઓ ઊંટોનો કાફલો રાખતા આ ચાર ભાઈઓના વંશજો હાલમા તેમના નામની જુદી જુદી ચાર ખડકીઓમા વહેંચાયેલા છે

જ્યારે કાનજીબાપા વસવા આવેલા ત્યારે સાથે એક બારૈયો, એક બ્રાહ્મણ, એક વાળંદ અને એક બારોટ પણ લાવેલા તેમાથી બારોટ સિવાય બાકીનાના વંશજો હાલ મોજૂદ છે

ગામમા અગાઉ જે વાઘેલા અને મુસલમાનોની વસતી હતી તે પાછળથી અંદરોઅંદરના કુસંપથી ધીરે ધીરે લડીઝગડીને ઘટી ગયેલી

---

**આધાર** શ્રી વિઠ્ઠલભાઈ પુરુષોત્તમદાસ પટેલે આપેલી માહિતી

*

## પાલડી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી નવ માઈલ દૂર આવેલું છે આશરે ૧૩૦૦ વર્ષ પૂર્વે મૂળ પુરુષે સણાલીથી આવીને તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૭ ચો માઈલ ઘરો ૨૬૯ કુટુંબ ૨૭૪ વસતી પુ ૬૪૭, સ્ત્રી ૬૧૭ કુલ ૧૨૬૪ મુખ્ય વસતી પરમારોની છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે. એક તળાવ તથા પાચ કૂવા છે ગ્રામ પંચાયત છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ છેટે મહોળેલ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૨ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૦ બાળકો ભણે છે પુ ૨૩૭ અને સ્ત્રી ૨૫ મળી કુલ ૨૬૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રતનેશ્વર મહાદેવ, બાથીજીનુ દેરુ, ધર્મશાળા વગેરે છે જન્માષ્ટમી, ઘરો આઠમ અને શિવરાત્રીએ મહાદેવે મેળા ભરાય છે

## પાળીયા

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનું
। ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી સાત માઈલ દૂર આવેલું છે
યગઢ ગામમાંથી અપભ્રંશ થતા પાળીયા થયેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૧૯૫. કુટુંબ ઃ
૩૬ વસતી પુ ૫૬૯, સ્ત્રી ૪૬૫, કુલ ૧૦૩૪ મુખ્ય વસતી
ાકી રજપૂતોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ તથા બે કુવા છે નજીકનું પોસ્ટ
ાફિસનું ગામ દોઢ માઈલ છેટે મહેળાવ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૪૭
દ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૪૮ બાળકો ભણે છે
૩૯ અને સ્ત્રી ૨ મળી કુલ ૪૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ખોડિયાર માતા

*

## પીજ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ
મા ગામ નડિયાદ-ભાદરણ રેલ્વેલાઈન ઉપરનું નડિયાદ પછીનુ
હેલુ જ સ્ટેશન છે કપિલેશ્વર મહાદેવના શિલાલેખ ઉપરથી
ામ આઠમા સૈકામા વસેલુ મનાય છે મૂળ કોઈ રબારીએ તે
સાવેલુ એવી લોકોક્તિ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬ ૬ ચો માઈલ ઘરો ૧૧૮૧ કુટુંબ
૧૮૨ વસતી પુ ૨૭૦૩, સ્ત્રી ૨૪૪૪, કુલ ૫૧૪૭ મુખ્ય
વસતી પાટીદારોની છે

**સગવડો** વિશાળ કપિલેશ્વર તળાવ (કુંડ) વણિયાભાઈની
અગિયારસો વર્ષ જૂની વાવ કણિયાભાઈનો પુરાઈ ગયેલો કૂવો,
ખારો કૂવો મોટ કૂવો નેથી કૂવો તથા જડીઓ કૂવો છે વોટર
વર્કસ માટે પ્રયત્ન ચાલુ છે નડિયાદ પીજ બસસર્વિસની સગવડ
છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે તમાકુજકાત ખાતાના ઈન્સ્પેકટરની
ઓફિસ છે અગાઉ ગામ વડોદરા રાજ્યમા હતુ ત્યારની જૂની
ઢબની પચાયત હતી તે ૧૯૫૦થી નવેસરથી રચાઈ છે તે
ગામસફાઈ રસ્તાસુધારણા દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ કરે છે
સરકારી દવાખાનુ તથા આરોગ્ય મંડળનુ એક દવાખાનુ ચાલે છે
એક સહકારી મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પકે છે
સીમમા વીસેક કુવા ઉપર એંજિન પપ મૂકેલા છે દળવા ખાડવાની
બે ઘંટી છે લુહારો સૂડી ચપ્પુ કાતર છરી વગેરે સુદર
બનાવે છે ચરોતરમા તે પ્રખ્યાત છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ
કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનક્રમે ૫૦૬ અને
૩૬૧ મળી કુલ ૮૬૭ બાળકો ભણે છે તે સિવાય એક બાલમદિર
અને એક હાઈસ્કુલ ચાલે છે પુ ૧૬૫૭ અને સ્ત્રી ૧૦૬૮ મળી
કુલ ૨૭૨૫ ભણેલા છે એક પુસ્તકાલય અને સાર્વજનિક
વ્યાયામશાળા છે



કપિલેશ્વર મહાદેવ અને તળાવ

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મોટુ શિખરબંધી મદિર,
ગોસાઈજીનુ મદિર, રામજી મદિર વાસુદેવ મહારાજનુ મદિર
કપિલેશ્વર મહાદેવ સ્વયંભૂ વાઘેશ્વરી માતા ભદ્રકાળી માતા આનદા



શ્રી સ્વામીનારાયણનુ મદિર

માતા, કેટલાક નાના શિવાલય, જૈન ધર્મનો અપાસરો, બે મસ્જિદો વગેરે

(૧) કપિલેશ્વર મહાદેવની નજીક વિશાળ કુડ, કેટલાક નાના દેવાલયો તથા એક ધર્મશાળા છે દેવાલયમા ગણેશ પાર્વતી અને કપિલમુનિની ત્રણ મૂર્તિઓ તથા શિવલિંગ છે શ્રાવણ માસમા સખ્યાબધ લોકો મહાદેવના દર્શનાર્થે અને કુડમા સ્નાન કરવા આવે છે આ સ્નાનથી કોઢ મટે છે એમ કહેવાય છે

(૨) સ્વામીનારાયણ સપ્રદાયના આદ્ય સ્થાપક શ્રી સહજાનદ સ્વામી અત્રે પધારેલા હોવાથી સપ્રદાયના અસખ્ય યાત્રીઓ અત્રે આવે છે

(૩) કન્યાશાળાના મકાનના ખોદકામ વખતે ભગવાન બુદ્ધના આકારની, પરતુ જૈનોના કહેવા મુજબ જૈનોના પહેલા તીર્થકર મહારાજ ઋષભદેવની મૂર્તિ મળી આવી છે તેની ઊચાઈ ચાર ફૂટ છે હાલ તે વસોના જૈન દેરાસરમા છે

આધાર શ્રી ભાઈલાલભાઈ ઈશ્વરભાઈ પટેલે આપેલી માહિતી

*

## પીપલગ

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨°૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૩૮૬ કુટુબ ૩૯૮. વસતી પુ ૯૨૬, સ્રી ૮૦૦, કુલ ૧૭૨૬. મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** કલેસરી (કલેશહરી ?) તળાવ, વાયુ તળાવ, ઢેડી તળાવ, દાવડિયો કૂવો, ગૌણિયો કૂવો, ખરો કૂવો, સુથરિયો કૂવો, તથા હરિજનનો કૂવો છે તળાવમા પાણી ટકતુ નથી દાવડિયો કૂવો વણજારાનો બધાવેલો મનાય છે નાના પાયા પરતુ વોટરવર્કસ કરવાનુ છે વડતાલ નડિયાદ બસ રૂટ પરતુ સ્ટેન્ડ છે ધ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૩૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો થાય છે મલ્ટિ પરપઝ સોસાયટી છે યુવક મડળ અને મિત્રમડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ, જીરુ, વરિયાળી, લીંબુ વગેરે પાકે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૮૩ વિદ્યાર્થીઓ અને ૯૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૩ બાળકો ભણે છે પુ. ૫૨૩ અને સ્રી ૨૩૦ મળી કુલ ૭૫૩ ભણેલા છે એક પુસ્તકાલય છે તેનુ સ્વતત્ર મકાન છે તેમા ઘોડા પુસ્તકો છે. દાન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** માઢેશ્વર મહાદેવ, સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર પાજિયો, ધર્મશાળા વગેરે

સાંઢેશ્વર મહાદેવમા શિવ અને પાર્વતીની સયુક્ત મૂર્તિ ઉપર સવત ૧૨૪૩ લખેલુ છે અને 'પીપલગ ગ્રામ' એવા શબ્દો ચોખ્ખા દેખાય છે

સ્વામીનારાયણ સપ્રદાયના સ્થાપક શ્રીજી મહારાજ આ ગામમા પધારેલા અને મહાદેવ પાસે બિરાજમાન થયેલા ત્યા આગળ તુલસીક્યારો બાધેલો છે તેના ઉપર લખેલુ છે કે સ્વામીનારાયણ અહીં બિરાજમાન થયા હતા. ત્યાથી થોડે દૂર સ્વામીનારાયણનુ અલગ મદિર પણ બાધવામા આવેલુ છે

**અન્ય હકીકત** ગામના આગેવાન સેવાભાવી કાર્યકર્તા શ્રી ઉમેદભાઈ ભીખાભાઈ પટેલ રૂપિયા જેવી જ જૂજ પડતર કિમતે કમળીના રોગની દવા આપે છે તેનાથી રોગ જડમૂળથી નાબૂદ થાય છે દૂર દૂર કાઠિયાવાડ સુધીના લોકો પણ દવાઓથી કટાળીને એમની દવા લેવા આવે છે અને સૌને મટી જાય છે

આધાર શ્રી ઉમેદભાઈ ભવાનભાઇ પટેલે આપેલી માહિતી

*

## પીપળાતા

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨°૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઉત્તરસડાથી ત્રણ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૭૩૧ કુટુબ ૭૯૦ વસતી પુ ૨૦૧૪, સ્રી ૧૭૭૦, કુલ ૩૭૮૪ મુખ્ય વસ્તી પરમારોની છે

**સગવડો** એક તળાવ તથા પાચ કૂવા છે ધ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સોજિત્રા, ચાગા અને આખડોલની બસસર્વિસ ગામની ભાગોળે થઈને જાય છે ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે અગાઉ તેલનુ નાનુ કારખાનુ ચાલતુ હાલ તે નહિ જેવુ ચાલે છે તેની જગાએ દળવા ખાડવાની ઘટીઓ મૂકી છે માવો બનાવવાની એક ભઠ્ઠી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેના ૩૨૦ વિદ્યાર્થીઓ અને ૧૨૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪૭ બાળકો ભણે છે તાબાના શાખાના વર્ગમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૫ બાળકો ભણે છે એક મિશન શાળામા ૧૪ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭ બાળકો ભણે છે પુ ૧૦૨૫ અને સ્રી ૪૨૪ મળી કુલ ૧૪૪૯ ભણેલા છે ગ્રામ પુસ્તકાલય અને વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રાધાકૃષ્ણનુ મદિર ધોળેશ્વર મહાદેવ, મેલડી માતા, ચોસઠ જોગણી, ખારબાઈ માતા, બળિયા દેવ, પાળિયા વગેરે

**દતકથા** (૧) દતકથા એવી છે કે આ ગામ ટેકરા ઉપર વસેલુ હોઈ અગાઉ તે પીપળગઢ તરીકે ઓળખાતુ.

(૨) બીજી દંતકથા એવી છે કે અગાઉ અહીં ખેડાવાળ બ્રાહ્મણોની વસ્તી વધારે હતી. આ ખેડાવાળોમા પીપળ નામના એક આગેવાન થઈ ગયા તેમના નામ પરથી ગામનુ નામ પીપળાતા પડ્યુ છે આશરે ૧૨૦૦ વર્ષ પહેલા ખેડાવાળ બ્રાહ્મણોએ આ ગામ વસાવેલુ કહેવાય છે

(૩) કહેવાય છે કે આશરે ૧૦૦૦ વર્ષ ઉપર મૂળી સંસ્થાન માથી પરમાર જાતિના લોકો અહીં આવીને વસેલા તે પછી બે ત્રણ સૈકામા ડાગારી ગામથી પાટીદારો આવીને વસેલા આજે ખેડાવાળના ૧૦–૧૨ ઘર, પાટીદારોના ૧૦૦ ઘર અને પરમારોના ૫૦૦ ઘર છે

આધાર શ્રી ઝવેરીલાલ શિવલાલ શર્માએ આપેલી માહિતી

*

## પોરડા

**પરિચય** ઉ અ. ૨૨° ૫૧ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કઠલાલથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઇલ ઘરો ૮૮ કુટુબ ૮૨ વસતી પુ ૨૦૩, સ્ત્રી ૧૮૦, કુલ ૩૮૩ મુખ્ય વસતી પાટીદાર અને બારૈયા લોકોની છે

**સગવડો** થોડે દૂર લૂણી નદી વહે છે એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મહીસા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે એક હાથસાળ ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૮ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૩ બાળકો ભણે છે પુ ૬૨ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૮૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, મહાદેવ, પરબડી, ચોતરો વગેરે

*

## ફતેપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઉત્તરસડાથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૪૫૮ કુટુબ ૪૫૮ વસતી પુ ૧૦૫૮, સ્ત્રી ૯૦૮, કુલ ૧૯૬૬

**સગવડો** એક તળાવ છે એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ઉત્તરસડા છે ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૭ વિદ્યાર્થીઓ અને ૩૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૮ બાળકો ભણે છે પુ ૨૬૧ અને સ્ત્રી ૧૭ મળી કુલ ૨૭૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, ભાથીજીનુ દેરુ, વેરાઈ માતા વગેરે.

*

## ફલોલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બાનેરથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૧૪૬ કુટુબ ૧૬૯ વસતી પુ ૪૨૬, સ્ત્રી ૪૨૩, કુલ ૮૪૯ મુખ્ય વસતી ક્ષત્રિયોની છે

**સગવડો** નજીકમા મહોર નદી વહે છે ગામમા એક કૂવો છે સીમાડે પાચ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે મહુધા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની સરકારમાન્ય શાળા ચાલે છે તેમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૬ બાળકો ભણે છે પુ ૯૫ અને સ્ત્રી ૨૦ મળી કુલ ૧૧૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** નદી પર એક મહાદેવ છે દશેરાને દિવસે ત્યા મેળો ભરાય છે

*

## ફિણાવ

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી એક માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઇલ ઘરો ૧૮૪ કુટુબ ૧૮૫ વસતી પુ ૪૩૫, સ્ત્રી ૪૦૮, કુલ ૮૪૩ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** એક વિશાળ તળાવ છે ચાર કૂવા છે એવુ કહેવાય છે કે અગાઉ અત્રેના ખારા કૂવામા પાણી નહોતુ એટલે તે વપરાશમા લેવાતો ન હતો એક વાર અમદાવાદથી ડાકોર જતા યાત્રાળુઓ ત્યા આવી ચઢયા તેમણે પાણી માટે દોરી લોટો કૂવામા ઉતાર્યો, પણ પાણી ના નીકળતા રીસ ચઢી એટલે મોટો પથ્થર કૂવામા ફેકયો ફેકતા વેત જ કૂવાનુ તળિયુ તૂટી ગયુ અને કૂવો ઉભરાયો શરૂઆતમા કૂવાનુ પાણી ખારુ હતુ હવે તે મીઠુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે નડિયાદ કપડવણજ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે ગ્રામરક્ષક દળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૩૮ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૭ બાળકો ભણે છે પુ ૧૮૦ અને સ્ત્રી ૫૮ મળી કુલ ૨૩૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, ખડુચરા માતા, મહાદેવ, બળિયાદેવ, બ્રહ્માણી માતા, એક પરબડી, એક ધર્મશાળા વગેરે

*

## બગડુ

**પરિચય** ઉ. અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીણાથી બે માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે ગામનુ પ્રાચીન નામ આલમપુર હતુ તેથી આજે પણ તે આલમપુર-બગડુ તરીકે ઓળખાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૧૪૬ કુટુબ ૧૫૩ વસતી પુ ૩૫૦, સ્ત્રી ૩૬૦, કુલ ૭૧૦

**સગવડો** નજીકના સાપલાની હદમા એક કૂવો છે એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ છ માઈલ છેટે મહુધા છે, દર સોમવારે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૪ બાળકો ભણે છે પુ ૧૧૯ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૧૩૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ખોડિયાર માતા, રામજી મદિર, તથા ઘોઘ મહારાજનુ મદિર છે એવુ કહેવાય છે કે ઘોઘ મહારાજ મારવાડના ચૌહાણ હતા. તે બાથીજીની માફક પૂજાય છે

**દતકથા** કહેવાય છે કે અગાઉ અત્રેના જીજીદાસ પટેલને કુળદેવી ખોડિયાર પ્રસન્ન હતા તેને પ્રતાપે એક વાર ગામમા આવેલી ધાડ પાછી વાળવામા જીત મળેલી

*

## બન્નાડી

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી સાડા ત્રણ માઈલ દૂર આવેલુ છે સવત ૧૨૦૪મા લાડુભાઈ ચાવડાએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૧૩૫ કુટુબ ૧૩૫ વસતી પુ ૩૧૪, સ્ત્રી ૨૯૫, કુલ ૬૦૯ મુખ્ય વસતી ચૌહાણ લેઉવાની છે

**સગવડો** બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ચૂણેલ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સરકારમાન્ય શાળા છે તેમા ૨૪ બાળકો ભણે છે પુ ૮૨ ભણેલા છે

*

## બલોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૧૨૭ કુટુબ ૧૩૩. વસતી પુ ૩૩૯, સ્ત્રી ૩૨૫, કુલ ૬૬૪ મુખ્ય વસતી પાટીદારો, બારૈયા અને મુસલમાનોની છે લોકોનો મુખ્ય ધધો ખેતી છે

**સગવડો** નજીકમા મહોર નદી વહે છે ગામમા બે કૂવા છે અને સીમમા આઠ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે મહુધા-ડાકોર બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે

**શિક્ષણ** શાળા નથી ૨૫ બાળકો નજીકના ગામે ભણવા જાય છે પુ ૫૫ અને સ્ત્રી ૮ મળી કુલ ૬૩ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** એક મદિર, એક ધર્મશાળા, એક પરબડી

*

## બામરોલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન પીજથી અઢી માઈલ દૂર આવેલુ છે 'જુગા પગીની બામરોલી'ના નામે તે ઓળખાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૫૦૯ કુટુબ ૫૯૦ વસતી પુ ૧૫૧૫, સ્ત્રી ૧૪૩૪, કુલ ૨૯૪૯

**સગવડો** તળાવ કૂવાની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૪૮થી ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે ગ્રામ વિકાસ સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે ગ્રામ વિકાસ મડળી તરફથી એન્જિન પપથી સિંચાઈ કરવાની પ્રવૃત્તિ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો શાળા છે તેમા ૧૯૨ વિદ્યાર્થીઓ અને ૪૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૦ બાળકો ભણે છે પુ ૩૭૯ અને સ્ત્રી ૭૫ મળી કુલ ૪૫૪ ભણેલા છે વ્યાયામ શાળા અને પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** કાજેશ્વરી માતા, બાથીજીનુ દેરુ.

**દતકથા** એક દતકથા એવી છે કે ખેડાના ઠાકોરને રોજ એક કોળી વધેરીને જમવાની પ્રતિજ્ઞા હતી એક વાર ઠાકોરે બીજો કોળી નહિ મળવાથી પોતાને ત્યા નોકરી કરતા કોળીને વધેરી નાખ્યો તેની પત્ની સાત્ત્વિક પણ પહેર્યા વિના કેવળ ચણિયા ભેર માથે એક કાચનામા છોકરાની ધૂણી ધખાવીને નીકળી પડી બામરોલીના ચોરે બેઠેલાઓએ તેને રોકી તો તેણે કહ્યુ કે આ ગામમા કોઈ મર્દ જ નથી, પછી શો લાજમલાજો પાળવાનો હોય' એવુ કહી બધી વાત કરી તે સાભળીને એક જુગા નામના પગીને

પછી થયું તેવું એક જાદને કોઈએ દરાવી તેમની પ્રતિમા તોડાવી બીજા કોઈ મરાઠિયા લોકો રૈયા આવી રહેવા જતા રહ્યા પછવાથી નવું વેર ભૂલી જઈ ગુનેગારોને કરવા મરાઠિયા લોકો ચીજના કવિલેશ્વરમા એકઠા થયા પણ કસુબાના જે એક મરાઠિયાએ નુગાનું પાળિયાથી ખૂન કર્યું કહેવાય છે કે પાળિયાનો એક ટચકો કવિલેશ્વરમા હજી મોજૂદ છે એ નુગા પટીના નામ પરથી આજે નુગાપટીની ભાગોળી કહેવાય છે

આધાર શ્રી રમણલાલ સોમાભાઈ શાહ તરફથી મળેલી માહિતી

•

## બિલોદરા

**પરિચય** ઉ અ. ૨૨° ૪૪ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે ગામ બે ભાગમા વહેંચાયેલુ છે એક જૂનુ બિલોદરા અને બીજુ નવુ બિલોદરા કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૨૮૦ કુટુબ ૨૮૦ વસતી પુ ૬૬૧, સ્ત્રી ૬૦૦, કુલ ૧૨૬૧. મુખ્ય વસતી બારૈયાની છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે ૩૬ કૂવા છે નડિયાદ-કપડવણજ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે ડભાણથી અઠવાડિયે બે દિવસ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** નવા બિલોદરામા ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૫ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૫ બાળકો ભણે છે જૂના બિલોદરામા ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૬ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૫ બાળકો ભણે છે આખા ગામમા પુ ૧૮૩ અને સ્ત્રી ૪૫ મળી કુલ ૨૨૮ ભણેલા છે. દા ન વાચનાલય ચાલે છે

**પ્રાચીન સ્થળો** રામજી મંદિર, એક મહાદેવ, હરગોવન શેઠની હવેલી, ધર્મશાળા, પરબડી વગેરે

**દંતકથા** (૧) એવી લોકોક્તિ છે કે ૧૧મી સદીમા અત્રે મેટી ધાડ પડેલી ગામે ધાડુપાડુઓનો હિંમતભેર સામનો કરેલો. અને તેમા પથ્થરો ખૂટતા બીલાથી મારો શરૂ કરેલો બીલાનો સખત મારો થતા ધાડ પાછી હટેલી તે ઉપરથી બિલ્વપુર અને તેનો અપભ્રંશ થતા બિલોદરા નામ પડ્યુ

(૨) બીજી દંતકથા એવી છે કે અગાઉના બિલપુર શહેરમા મયૂરધ્વજ રાજાનુ રાજ્ય હતુ તે વખતે કહેવાય છે કે તેની બોલબાલા અને બારે જાહોજલાલી હતી તેના પુરાવા રૂપે પૂર્વ દિશામા રેલવેની બાજુમા એક ટેકરી છે તે હજુયે ધનટેકરી કહેવાય છે

(૩) એક દંતકથા એવી પણ ચાલે છે કે આશરે ૨૦૦ વર્ષ પૂર્વે અહીંનુ પંચ ન્યાય માટે પંકાતુ. દર અઠવાડિયે પંચ ભરાતુ. ગુનેગારોને બેડીઓ પહેરાવવામા આવતી અને મોટા ગુના માટે ગુનેગારને જમીનમા દાટી તીર દાબ ચલાવવામા આવતી. કોઈની શેહ શરમમા તણાયા વગર પંચ ન્યાય આપતો

આધાર શ્રી બાલકૃષ્ણ છગનલાલ શાહે આપેલી માહિતી

•

## ભાનેર

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનું આ ગામ નડિયાદ-કપડવણજ રેલ્વે લાઈન ઉપરનુ સ્ટેશન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૪ ચો માઈલ ઘરો ૪૬૦ કુટુબ ૪૬૬ વસતી પુ ૧૧૪૨, સ્ત્રી ૧૦૫૯, કુલ ૨૨૦૧ બ્રાહ્મણ વાણિયા, બારૈયા, વાઘરી, વણકર વગેરે લોકો વસે છે

**સગવડો** બે તળાવ અને પાચ કૂવા છે નડિયાદ-કપડવણજ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગ્રામ પંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ૬૦થી ૭૦ જેટલી હાથવણાટની સાળો ચાલે છે ખૂણિયા, ચાદરો વગેરે વણાય છે એક હવેર ઘટી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૯૧ વિદ્યાર્થીઓ અને ૧૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૦૨ બાળકો ભણે છે પુ ૫૬૬ અને સ્ત્રી ૨૧૯ મળી કુલ ૭૮૫ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, બે મહાદેવ, ભેરાપીરની દેરી, ચર્ચ, પરબડી, ધર્મશાળા, વગેરે

**દંતકથા** કહેવાય છે કે આશરે ૪૦૦ વર્ષ પૂર્વે ગોવિંદભાઈ પટેલે આ ગામ વસાવેલુ તેમના પુત્ર ભવાનીદાસના નામ પરથી ભાનેર નામ પડ્યુ આ ગોવિંદભાઈના બીજા દીકરા જીવનદાસે તારાબાઈ નામની રાણીને અટકેલુ મહેસૂલ ઉઘરાવવામા મદદ કરેલી, તેથી તેમને રાણીએ મહેસૂલની અર્ધી આવક આપેલી કહે છે કે આ રાણીએ વાત્રક કાંઠાના તથા બીજા કેટલાક ગામોમા કૂવાઓ તથા દારૂગોળો ભરી રાખવાના ભોયરા પણ બનાવરાવેલા

આધાર શ્રી કાન્તિલાલ રેવાશંકર પંડ્યાએ આપેલી માહિતી

•

## ભૂમસ

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પૂર્વે પટેલ અને પરમારોએ તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૭ ચો માઈલ ઘરો ૨૨૭ કુટુબ ૨૩૦ વસતી પુ ૫૮૫, સ્ત્રી ૪૯૬, કુલ ૧૦૮૧

**સગવડો** તળાવ, કૂવા છે નજીકનું પોસ્ટ ઑફિસનું ગામ મહુધા છે રોજ ટપાલ આવે છે મહુધા મહેમદાવાદ બસ રૂટ પરનું સ્ટેન્ડ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમાં ૩૭ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧ બાળકો ભણે છે. પુ ૧૪૮ અને સ્ત્રી ૧૮ મળી કુલ ૧૬૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** કૃષ્ણ મંદિર

*

## ભૂમેલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ. રે ૭૨° ૫૪ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન બોરિયાવીથી એક માઈલ દૂર આવેલું છે બાજા રબારીએ તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૩૪૯ કુટુંબ ૩૮૬ વસતી પુ ૮૯૬, સ્ત્રી ૬૯૭, કુલ ૧૫૯૩ મુખ્ય વસતી પરમાર અને વાઘરી લોકોની છે તે સિવાય પાટીદાર અને બીજા લોકો પણ વસે છે

**સગવડો** એક તળાવ તથા ચોવીસ કૂવા છે નડિયાદ–અણંદ તથા નડિયાદ-ચમ્પાશીની બસ સર્વિસનો લાભ મળે છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે. તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે કામો કરે છે દૂધ ઉત્પાદક સહકારી મંડળી ચાલે છે તેના તરફથી કૂવા ઉપર એન્જિન મૂકી પાણીની ચકલીઓની, ઢોરો માટે હેરો ભરવાની તથા તળાવમાં પાણી નાખવાની વ્યવસ્થા કરવામાં આવી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે તમાકુની એક ખળી છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૧૦૪ વિદ્યાર્થીઓ અને ૪૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૨ બાળકો ભણે છે પુ ૩૭૪ અને સ્ત્રી ૧૧૧ મળી કુલ ૪૮૫ ભણેલા છે એક વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** એક મંદિર, એક મહાદેવ, બે ધર્મશાળાઓ, એક પરબડી, વગેરે.

*

## મરીડા

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી બે માઈલ દૂર આવેલું છે. સંવત ૧૬૫૬માં એક બ્રાહ્મણ, એક પાટીદાર, એક રજપૂત અને એક બારૈયાએ ભેગા મળી તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૫૪૦ કુટુંબ ૫૫૧. વસતી પુ ૧૩૦૪, સ્ત્રી ૧૨૯૨, કુલ ૨૫૯૬

**સગવડો** બે તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. તે સિવાય કેટલાક લોકો નોકરીઓ કરે છે કેટલાક નડિયાદ મિલમાં જાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો શાળા છે તેમાં ૨૧૦ વિદ્યાર્થીઓ અને ૬૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૭ બાળકો ભણે છે તે સિવાય મિશન શાળામાં ૨૫ વિદ્યાર્થીઓ, નડિયાદ માધ્યમિક શાળામાં ૨૫ વિદ્યાર્થીઓ અને મહાવિદ્યાલયમાં બે વિદ્યાર્થીઓ ભણે છે. વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ લાલજીનું મંદિર, તથા ભાથીજીનું દેરું છે કહેવાય છે કે નીલકંઠ મહાદેવ સ્વયંભૂ છે દેવાલય ઘણું પ્રાચીન છે બાંધણી ઘણી નમૂનેદાર છે આજે તે ગામની ઉત્તર દિશાએ આવેલું છે, પણ અગાઉ તે ગામની વચ્ચે હતું એમ કહેવાય છે પુરાવા રૂપે આજે ત્યાં ખોદકામ કરતા પ્રાચીન ગહેરના મકાનોના પાયા વગેરે મળી આવે છે

*

## મહમદપુરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન બોરિયાવીથી અડધો માઈલ દૂર આવેલું છે ગામમાં બ્રાન્ચ પોસ્ટ ઑફિસની સગવડ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ ઘરો ૨૪૬ કુટુંબ ૨૬૦ વસતી પુ ૬૨૮, સ્ત્રી ૫૫૨, કુલ ૧૧૮૦

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમાં ૬૩ વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે પુ ૧૯૬ અને સ્ત્રી ૭૨ મળી કુલ ૨૬૮ ભણેલા છે

*

## મહીસા

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૩° ૧ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન કઠલાલથી પાંચેક માઈલ દૂર આવેલું છે સંવત ૧૩૦૦ના અરસામાં મહીજીશા વાણિયાએ તે વસાવેલું મનાય છે અગાઉ ગામ મહીકાંઠા એજન્સીમાં હતું પાછળથી મહીકાંઠા નામ બદલી સાબરકાંઠા રાખવામાં આવેલું તે પછી ગામ ગુજરાત સ્ટેટ એજન્સીમાં ગણાતું એજન્સીના જમાનામાં આ ગામ રાજા વિનાના રજવાડા જેવું હતું મહેસૂલી ઊપજ આવે તેમાંથી નક્કી કરેલી રકમનો આંકડો ભરવાનો આવતો આંકડો ભર્યા પછીની બચેલી રકમ ગામની ગણાતી તે ગામહિતમાં વપરાતી ગામના મહેસૂલની વસૂલાત માટે જાસી મૂકેલી હતી જમીનદાર આ બધું સંભાળી લેતો છેવટે સ્વરાજ્ય આવ્યા પછીથી ગામ ખેડા જિલ્લાની હકૂમતમાં આવ્યું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૬ ચો માઈલ ઘરો ૭૬૧ કુટુંબ ૭૯૩ વસતી પુ ૧૦૮૭, સ્ત્રી ૧૭૩૭, કુલ ૩૫૨૪ ક્ષત્રિય, પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ વગેરે લોકો વસે છે

**સગવડો** મર્મસાગર અને અકલેશ્વર નામના બે તળાવ છે મર્મસાગર તળાવ ઘણું મોટું અને વિશાળ ઓવારા બાંધેલું છે તેમાં પુષ્કળ કમળો ખીલે છે મગર પણ રહે છે અકલેશ્વર તળાવ પર એક ઘાટ છે નાના મોટા થઈ દરેક કૂવા છે તે પૈકી ત્રણ મોટા કૂવા છે તળાવોનું પાણી ખૂટતા બધા કૂવામાં પણ પાણી ખૂટી જાય છે એક મોટો કૂવો છે તે સંવત ૧૮૫૦ના અરસામાં બંધાવેલો કહેવાય છે કહેવાય છે કે તેના વિશાળ ચક્કરને બેસાડવા માટે આખું ગામ ભેગું થયેલું તે વખતે ૧૧ મણના બાકળા લોકોને મૂઠી મૂઠી વહેંચતા પણ ખૂટી પડેલા પાણીની મુશ્કેલી ટાળવા આ કૂવા પર બોરિંગ કરવામાં આવતા બોર ૬૨૦ ફૂટ માટીમાં અને ૮૦૦ ફૂટ પથ્થરમાં ઊંડો ઉતારેલો



બ્રહ્માજીની મૂર્તિ

પહેલા પાણી ગંધકવાળું આવ્યું હતું પછળથી કાળા પથ્થર આવ્યા હતા તેને પૂના મોકલતા ત્યાંથી ખબર મળી કે પથ્થર નીચે પાણી મળી શકે તેમ નથી એટલે આખરે ગંજાવર ખર્ચ નિષ્ફળ ગયો અને બોરનું કામ ન છૂટકે સમેટી લેવામાં આવેલું આ બોરમાંથી આજે થોડું થોડું પાણી નીકળે છે

ઓમસા સિવાય મહુધા જવાની બસ ચાલે છે લખમણપુરાથી પણસોરા વાયા મરીડા જતી સડકનું કાચું માટી કામ થયું છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, દીવાબત્તી, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે મુસાફરી બંગલો છે ગ્રામદવાખાનું તથા એક ખાનગી દવાખાનું છે મરીડા યુવક મંડળ ઘેંઘી બીડી સહકારી મંડળી, મિત્ર પરસ્પર સોસાયટી, ગૃહરક્ષક દળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમાં ત્રીસેક તળાવો છે મુખ્ય પાક ડાંગરનો છે ખાંડવા-દળવાની હલરઘંટીઓ છે પતરાળાં અને પડિયા બનાવવાનો ગૃહઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની બે શાળા છે તેમાં ૨૦૨ વિદ્યાર્થીઓ અને ૧૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨૪ બાળકો ભણે છે પુ ૭૧૫ અને સ્ત્રી ૨૭૬ મળી કુલ ૯૯૧ ભણેલા છે દાન વાચનાલય અને એક સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ૭૦૦ વર્ષ જૂનું ઉત્કંઠેશ્વર મહાદેવ, ભીમનાથ મહાદેવ ખાખનીના મહાદેવ, મર્મેશ્વર મહાદેવ, તળાવ પરના મહાદેવ વચલી ખડકીના મહાદેવ કાળકા માતા, બાયીજી, નૃસિંહજીનું મંદિર સ્વામીનારાયણનું મંદિર, રોકડનાથ



બ્રહ્માજીના મંદિરમાંની મૂર્તિઓ

હનુમાનનું મંદિર, બ્રહ્માજી, કબીરજીની મઢી, બે ધર્મશાળાઓ, બે પરબડી વગેરે

**બ્રહ્માજી** બ્રહ્માજીના ખંડિયેર મંદિરમાં સુંદર શિલ્પકામના નમૂના રૂપ બ્રહ્માજીની ચતુર્મુખ મૂર્તિ છે આ સિવાય ત્યાં અન્ય પાષાણની પ્રતિમાઓ પડેલી છે. બધી મૂર્તિઓ શિલ્પકામના ઉત્તમ નમૂના છે

**કબીર ટેકરી** તળાવની મધ્ય ભાગમાં એક ટેકરી છે તેની ત્રણ બાજુએ પાણી છે ત્યાં વ્યાસ નામના એક સદ્‌ગૃહસ્થ તરફથી બાંધવામાં આવેલી કબીરજીની મઢી છે એટલે તે કબીર ટેકરી કહેવાય છે સંવત ૧૯૮૧માં કેદારનાથજીથી આત્મારામ નામના મહાત્મા ફરતા ફરતા ત્યાં આવી વસેલા અને તેમણે સત્સંગની રસલહાણ કરેલી તેઓ ચમત્કારિક મહાત્મા હતા એમ કહેવાય છે

**ઉત્કંઠેશ્વર મહાદેવ** કહેવાય છે કે આ મહાદેવની આજુ-બાજુ પગથિયાં હતાં નીચે ભોયરું હતું મહાદેવનું લિંગ વચ્ચેથી પોલું હતું તેમાં હંમેશા પાણી દેખાયા કરતું લોકો તેને ગંગાજળ માનતા કોઈ કોઈ માણસે ઊંડાણની તપાસ કરવા દોરી નાખી પ્રયત્ન કરેલો પણ ઊંડાણનો અંત આવેલો નહિ કહેવાય છે કે મંદિરમાં પ્રતિ બાર વર્ષે એક વાર અદ્ધરથી ધજા આવતી ધજા મંદિર પર એક કલાક રોકાઈ, કપડવણજ તાલુકાના ઊંટડિયા મહાદેવ પર જતી ઉપરોક્ત સમયે ચંદનના છાંટા થતા પંદરેક વર્ષ પૂર્વે આ મહાદેવનું સમારકામ કરતાં, આજુબાજુ ખોદકામ થતાં પદ્મમાસન વાળી બેઠેલું આખું ને આખું હાડપિંજર મળી આવેલું

**દંતકથા** ગામના બજારમાં બારોટના પાળિયા છે તે વિષે દંતકથા એવી છે, કે એક બારોટને ત્યાં સીવવા બેઠેલા દરજીને ઉઠાડીને એક ગરાશિયાભાઈ પોતાને ઘેર લઈ ગયેલા તે અપમાન અને ગરાશિયાઓનો પોતાના તરફનો ઓસરતો જતો પ્રેમભાવ જોઈને, લાગણીવશ બની પ્રથમ બારોટ અને પછી તેમની પત્ની એમ બંને જાતે કપાઈ મૂએલા આ બનાવથી ગરાશિયાઓએ તેમના ફળિયા આગળ બારોટના પાળિયા મુકાવ્યા અને દર બેસતા વર્ષે બારોટ લોકો ગરાશિયાઓના ખર્ચે આ પાળિયાઓની સિંદૂર વગેરેથી પૂજા-અર્ચા કરે એમ ઠર્યું આજે પણ તે પ્રમાણે બારોટો પૂજન વગેરે કરે છે

મોટા તળાવની પાળ નજીક ચોર આંબલી પાસે અને એકટેશ્વર તળાવની પાળ ઉપર પાળિયા છે તે અગાઉની ધાડોમાં શહીદ થનારના પાળિયા છે એમ કહેવાય છે

**બાદશાહનો હજીરો** તેને વિષે એવી લોકવાયકા છે કે અગાઉ કોઈ બાદશાહ પોતાની બેગમ અને અન્ય રસાલા સાથે અહીં આવેલો કોઈ કારણસર તેને અને અહીંના ગરાશિયાઓને તકરાર થતાં, ઝપાઝપીમાં બેગમ અને તેનો કૂતરો માર્યા ગયા. બેગમની યાદ તરીકે બાદશાહે હજીરો બાંધવાનું શરૂ કરાવ્યું ગરાશિયાઓ બાદશાહ સાથેની અદાવતને કારણે દિવસે કરેલું ચણતરકામ રાત્રે તોડી નાખતા એટલે કહેવાય છે કે હજીરો પૂરો કરવા બાદશાહે હાથીઓ મંગાવી રાતના સમયમાં તેમને છૂટા મૂકી હજીરો પૂરો કરેલો હજીરામાં બેગમ અને કૂતરાની કબરો છે હાથીઓને બાંધવા માટે નાખેલા મોટા પથ્થરના ખીલાઓ હજુ મોજૂદ છે જૂના ચણતરમાં અત્યારે મોટી ફાટ પડી છે

**પરાં** ખાખરાની મુવાડી, ઘેઘીની મુવાડી, વટવટિયાની મુવાડી, આધાર પગીની મુવાડી, કાકલિયાની મુવાડી

**કાકલિયાની મુવાડી** આશરે ૩૦૦ વર્ષ પૂર્વે કાકરોના ઝુંડ સાફ કરી આ ગામ વસેલું મનાય છે ૧૯૮ માણસોની વસતી છે લૂણી નદી, એક તળાવ, એક કૂવો છે મુખ્ય ધંધો ખેતી અને પશુપાલન છે ચાર ધોરણની લોકલ શાળા છે તેમાં ૧૯ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧ બાળકો ભણે છે હનુમાનનું દેરું છે

**આધાર** શ્રી ચંદ્રશંકર હીરાલાલ મહેતાએ આપેલી માહિતી

*

## મહુધા (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનું આ ગામ નડિયાદ-કપડવણજ રેલવે લાઈન ઉપરનું નડિયાદ પછીનું ત્રીજું સ્ટેશન છે ગુજરાતના આદ્ય નાટકકાર શ્રી રણછોડભાઈ ઉદયરામ દવે, ગુજરાતની ઇતિહાસ પ્રસિદ્ધ દલપતશાળાના એક જાણીતા કવિ જેઠમ, અને એક વખતના મુંબઈ રાજ્યના કેળવણી પ્રધાન દીવાન બહાદુર શ્રી હરિલાલ દેસાઈભાઈ દેસાઈ જેવા વિદ્વાનોની જન્મભૂમિ તરીકે તે જાણીતું છે

એની સ્થાપનાનું કોઈ ચોક્કસ વર્ષ મળતું નથી પરંતુ જે ઐતિહાસિક ઉલ્લેખો મળે છે તે ઉપરથી કહી શકાય કે તે ઘણું પુરાણું ગામ છે માંધાતા રાજાએ તે વસાવેલું મનાય છે જુદા જુદા ઉલ્લેખો ઉપરથી તેનાં મેનદા, મોધા, મુદા, મહુદ, મોઢા, મોંધા, વગેરે નામો જાણવા મળે છે અગાઉ તે ઘણું જાહોજલાલીવાળું મોટું નગર હતું એના સમર્થનમાં કહેવાય છે કે આજે ગામથી એક માઈલ દૂર આવેલી વેરાઈ માતા અગાઉ ગામની ભાગોળમાં જ હતી.

ઈ સ ૧૭૦૦ના અરસામાં આ ગામ એક પરગણું (તાલુકો) હતું એવા ચોક્કસ ઉલ્લેખો ઇતિહાસમાં મળી આવે છે તે વખતે ગામમાં પ્રખ્યાત રાજપુરુષ મહેતા ભૂખણજી હરિદત્ત જાણીતા હતા. આજે એમની વિશાળ હવેલી અને હાથીખાનાના અવશેષો જોવા મળે છે સને ૧૭૫૮ (સંવત ૧૮૧૪)માં એમણે ગામમાં તળાવડી બંધાવેલી. તે પટેલના ખેતરમાં બંધાવેલી એટલે તે 'પટેલ તળાવડી' તરીકે ઓળખાય છે આ જ અરસામાં ગામની આસપાસ કોટ બાંધવાનો પ્રયાસ થયેલો તેની તૈયારી રૂપે પટેલ તળાવડી પાસે એક દરવાજો બંધાવેલો, જેની ઉપર આજે ગ્રામ પંચાયત કચેરી બેસે છે. સિંધુજી ભાગોળે બીજો દરવાજો આવેલો, જે હાલ

છે. તે 'ભીખાવટી' ના નામે ઓળખાય છે. આજે તે પુરાઈ ગઈ છે. છતાં ચોમાસામાં પુષ્કળ પાણી આવતાં નદીના વહેળા જેવો દેખાવ થઈ રહે છે. ગામની ચારે બાજુ પાંચ તળાવો આવેલાં છેઃ વડુ તળાવ, પટેલ તળાવડી, કળસરિયું (કલેશહરિયું ?) તળાવ, રાણિયા ખાડિયા તળાવ, સૂંજિયું તળાવ. વડા તળાવ ઉપર એક પાતાળ કૂવો (બોરિંગ) કરવામાં આવેલો છે. તેમાંથી ગંધકમિશ્રિત પાણી સતત નીકળ્યા કરે છે. પણ તેનો પ્રવાહ ઓછો હોવાથી ગ્રામ પંચાયતે ગામલોકની મદદથી તેના પર એંજિન મૂકી વધુ પાણી કાઢવાની વ્યવસ્થા કરી હતી, પણ હવે તે એંજિન જોડેના ભીમકૂવા ઉપર મૂકવામાં આવ્યુ છે. પટેલ તળાવડીની અંદર એક અને તેના કિનારા ઉપર એક એમ બે વાવો આવેલી છે. કિનારા ઉપરની વાવનું પાણી પીવાના ઉપયોગમાં લેવાય છે. તેના ઉપર એંજિન પંપ ગોઠવવામાં આવ્યો છે. ગામથી થોડેક દૂર નડિયાદ-કપડવણજ રેલવે લાઇન ઉપર એક છબીલા વાવ આવેલી છે. તે ઘણી જીર્ણ થઈ ગઈ છે, પણ તેનો કૂવો સમરાવીને તેનું પાણી ખેતી ઉપયોગમાં લેવાય છે ગામતળમાં ૪૮ કૂવા છે. તે પૈકી ૨૬ કૂવા મીઠા પાણીના અને ૨૨ કૂવા ખારા પાણીના છે. મીઠા પાણીના કૂવામાં ખાસ કરીને ભીમ-કૂવાનું પાણી ઘણું સારું ગણાય છે. તે સિવાય ખાસ કરીને નવો કૂવો, નથવા કૂઈ, ગાજી કૂઈ, પટેલ તળાવડી ઉપરનો કૂવો, ફિણાવ ભાગોળનો કૂવો, વગેરે કૂવાનું પાણી મોટા ભાગના લોકો વાપરે છે. ભીમ કૂવા સાથે હવાડો પણ છે. સાતેય કૂવા ઉપર ગરગડીઓ મૂકેલી છે.

ભાગોળે સ્ટેટ ટ્રાન્સપોર્ટની ડેપો છે. ત્યાંથી ડાકોર, મહીસા, નડિયાદ, કપડવણજ, મોડાસા, મહેમદાવાદ અને અમદાવાદ જવાની બસસર્વિસની સગવડ છે. સ્ટેશનેથી છીપડી (તા કપડવણજ) સુધીની ખાનગી બસસર્વિસ પણ ચાલે છે. સ્ટેશનેથી ગામમાં જવાની ઘોડાગાડીઓની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પંચાયત ચાલે છે. તે ગ્રામસફાઇ, રસ્તા-સુધારણા, દીવાબત્તી, વગેરે પ્રવૃત્તિઓ કરે છે. પચાયતની કચેરી ઉપર જાહેર સરકારી રેડિયો ગોઠવેલો છે તે સિવાય ગામમાં ૪૨ ખાનગી રેડિયો છે. પોલીસસ્ટેશન, તમાકુ ખાતાના અધિકારીની કચેરી, મુસાફરી બંગલો વગેરે છે લો. બો. નું દવાખાનું ચાલે છે. તેની સાથે ગામના જાણીતા વૈદરાજ શ્રી મણિલાલ મોતીલાલ દેસાઈએ રૂ. ૨૫૦૦૦નું દાન કરી પ્રસૂતિગૃહ બંધાવી આપ્યુ છે. તે સિવાય ૯ ખાનગી દવાખાનાં છે. ગ્રામ વિકાસ સહકારી મંડળી ચાલે છે. વિદ્યાર્થી મંડળ, બીડી કામદાર મંડળ, બપતુલમાલ કમિટી, જૈન યુવક મંડળ, કરિયાણા અને કાપડના વેપારીઓનાં એસોસિયેશનો વગેરે છે.

**ઉદ્યોગ** : મુખ્યત્વે ખેતી. સીમમા સિંચાઈ માટે ઉપયોગી એવા ૭૫ કૂવા છે, અને ૨૨ જેટલી તળાવડીઓ છે. તે પૈકી ૨૩ કૂવા ઉપર એંજિન પંપો ગોઠવેલા છે. અનાજ ઉપરાંત તમાકુ, વરિયાળી, ડુંગળી, શાકભાજી વગેરે પાકે છે. તમાકુની ચાર ખળીઓ છે. બીડી બનાવવાનાં ૧૧ જેટલાં કારખાનાં છે. ચમાર લોકો ચામડાં કમાવવાનો અને મોચી લોકો જોડા સીવવાનો ઉદ્યોગ કરે છે. ગાડાનાં પૈડાં અને ખેતી માટેનાં અન્ય ઓજારો બનાવવાનું સુથારી કામ વખણાય છે. લુહારની ત્રણ કોઢ છે. ઘણી મુસ્લીમ સ્ત્રીઓ બટન બનાવવાં, આમલી ભાગવી, મરઘાં પાળવાં વગેરે ગૃહઉદ્યોગો કરે છે. ખાસ કરીને ખેડાવાળ સ્ત્રીઓ પતરાળાં-પડિયા બનાવે છે. હિન્દુ અને મુસ્લિમ કુટુંબોમાંથી ઘણાં ભેંસો રાખે છે. મુસલમાનોને ત્યાં બકરીઓ પણ ઘણા મોટા પ્રમાણમાં છે. ઢેડ લોકો ટોપલા, સૂપડાં, તથા દોરડાં બનાવવાનું કામ કરે છે. દળવા-ભરડવાની ચાર ઘંટીઓ (સંચા) છે. તે સિવાય રાણા લોકો પણ ખાંડવા-ભરડવાનું કામ કરે છે



**ગ્રામપચાયતના દરવાજામાંથી મોટા મહાદેવનું દશ્ય**

અગાઉ આ ગામ ગૃહઉદ્યોગ માટે ખૂબ જાણીતુ હતું. તેમાં ખાસ કરીને મહુધાની સૂશી અને ચોખાની (એક જાતનું ભાતીગર લૂગડું) નું કાપડ તો જિલ્લામાં જ નહિ પણ સારા યે ગુજરાતમાં વખણાતું હતું લગભગ ત્રણસો વણકર કુટુબોનું જીવન આ ઉદ્યોગથી સારી રીતે નભતુ માત્ર સૂશી અને ચોખાનીના વેપારમાં ગામના એક વણિક બે લાખ રૂપિયા કમાયેલા. એ હકીકત આ ધંધાની કેટલી આબાદી હતી તેનો ખ્યાલ આપે છે. લગભગ સને ૧૯૩૫ સુધી આ ધધો ઠીક ઠીક ચાલ્યો એમ કહેવાય પરંતુ તે પછી યત્રોનો ખૂબ ફેલાવો થતા એ ધધો તૂટતો ગયો છે. આજે કેટલાંક વણકર કુટુંબો તમાકુની ખળીઓમાં મજૂરી કરે છે. કેટલાંક ગરીબીથી ત્રાસીને ખ્રિસ્તી બની ગયાં છે. હવે થોડાંક કુટુંબો વણાટકામ કરે છે. તે ગજિયું, રૂમાલ વગેરે કાપડ વણે છે.

અગાઉ ગામમાં તેલ પીલવાની ૨૦-૨૫ ઘાણીઓ હતી.

આજે બે ત્રણ ઘાણીઓ રહી છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૬૨૩ વિદ્યાર્થીઓ અને ૩૫૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૭૪ બાળકો ભણે છે લો બો ની એક સાત ધોરણની ઉર્દૂશાળા પણ ચાલે છે તેમા ૨૮૦ વિદ્યાર્થીઓ અને ૧૦૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૪ બાળકો ભણે છે તે સિવાય એક મિશનશાળા અને મહુધા કેળવણી મંડળ હાઇસ્કૂલ ચાલે છે પુ ૨૪૦૯ અને સ્ત્રી ૯૭૪ મળી કુલ ૩૩૮૩ ભણેલા છે ગામના કેટલાક વતનીઓ ઉચ્ચ પદવીઓ મેળવીને આગળ પડતા દાક્તરો, એંજિનિયરો, વકીલો સોલિસિટરો તથા ઉચ્ચ સરકારી અમલદારો થયેલા છે

બાજ ખેડાવાળ હદ્યાભિલાષી મંડળ પુસ્તકાલય સાર્વજનિક પુસ્તકાલય, પાટીદાર મિત્રમંડળ પુસ્તકાલય, જૈન પુસ્તકાલય, તથા રફીઅુલ ઇસ્લામ લાયબ્રેરી ચાલે છે પાટીદાર પુસ્તકાલય સિવાય બીજા પુસ્તકાલયો ને મકાનો પોતાના જ છે



મહેતાની હવેલીનું ખંડિયેર

**ધાર્મિક સ્થળો** મોટા મહાદેવ, વચલા મહાદેવ, રણછોડજીનુ મંદિર સ્વામીનારાયણના સ્ત્રીઓ અને પુરુષોના બે અલગ મંદિર, વૈષ્ણવોની હવેલી જુગલ કિશોરજીનુ મંદિર, ગોપાલજી મંદિર, અંબામાતા, બહુચરા માતા, મહાલક્ષ્મી માતા, રોકડિયા હનુમાન બળિયા દેવ, ભાથી ખત્રી, સતી માતા, જૈન દેરાસર, વનિતાવિશ્રામ, તથા બીજાં કેટલાક નાના નાના દેવસ્થાનો છે એક ચર્ચ છે જુમ્મા મસ્જિદ, વડોરાઓની મસ્જિદ તથા બીજી કેટલીક નાની મસ્જિદો છે જહેરા પીર તથા પાચ પીર છે

મોટા મહાદેવ અને રણછોડજીના મંદિર આગળ દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે

રણછોડજીનુ મંદિર સંવત ૧૯૧૪મા મગનલાલ નામના સત્સંગ પ્રેમીએ બંધાવેલુ તે બાંધવામા ગામલોકોએ ખાસ કરીને પાટીદારોએ—સારી મદદ કરેલી તે વખતે મંદિરમા સૌથી પહેલા મહારાજ શ્રી માખણદાસ ગુરુ સરજુદાસ હતા તેઓ ચમત્કારી પુરુષ હતા એમ કહેવાય છે

જહેરા પીરે ઈસ્લામી સફર માસમા ૧૦મા ચાંદે મોટુ સંદલ (મેળો) ભરાય છે પાચ પીરે ઈસ્લામી જિલહજ માસમા ૧૧મા ચાંદે સંદલ ભરાય છે બંને જગાએ સંદલ ભરાવાની આગલી રાતે પ્રસિદ્ધ ગાયકોની મહેફિલ જામે છે

**આધાર** (૧) શ્રી ચંદુલાલ ગણપતરાવ દેસાઇ પાસેથી મળેલુ કેટલુક સાહિત્ય (૨) ગામલોકોને પૂછીને મેળવેલી માહિતી

*

## મહેમદાવાદનું મુવાડું

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી એક માઈલ દૂર આવેલુ છે ઈ સ ૧૬૦૦મા રામભાઇએ તે વસાવેલુ મનાય છે અને તેથી તે રામનુ મુવાડુ પણ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧·૭ ચો માઈલ ઘરો ૬૫ કુટુબ ૬૬ વસતી પુ ૧૮૫, સ્ત્રી ૧૬૧, કુલ ૩૪૬ મુખ્ય વસતી પાટીદાર અને મોલેસલામ લોકોની છે

**સગવડો** એક તળાવ ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે નડિયાદ—કઠલાલ–કપડવણજ બસ રૂટ પર બસ સ્ટૅન્ડ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૩૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે પુ ૭૨ અને સ્ત્રી ૫ મળી કુલ ૭૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ખોડિયાર માતા

*

## મહોળેલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી અઢાર માઈલ દૂર આવેલુ છે વહીવંચાના ચોપડા પ્રમાણે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે તે વસેલુ મનાય છે કહે છે કે માધા વણજારાએ તે વસાવેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩·૭ ચો માઈલ ઘરો ૭૨૫ કુટુબ ૭૨૫ વસતી પુ ૧૮૯૭, સ્ત્રી ૧૬૭૭, કુલ ૩૫૭૪

**સગવડો** કૂવા તળાવની સગવડ છે નડિયાદ—ડાકોર રસ્તો ગામથી એક માઇલ દૂર પસાર થાય છે મહોળેલથી કનેરા જતી નળી સહુનુ અને અનિન્દ્રાની વચ્ચે તે સડકને મળે છે નડિયાદથી મહોળેલની બસસર્વિસ ચાલે છે અહીં પોસ્ટ ઑફિસ છે ઈ સ ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે તે

ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, વગેરે કામો કરે છે ગામ લોકો તરફથી એક દવાખાનુ ચાલે છે. એક મલ્ટિ પરપઝ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો શાળા છે તેમા ૩૩૯ વિદ્યાર્થીઓ અને ૧૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૮૬ બાળકો ભણે છે ત્રણ ધોરણની માધ્યમિક શાળા છે પુ ૭૦૪ અને સ્ત્રી ૩૩૩ મળી કુલ ૧૦૩૭ ભણેના છે સ્વતત્ર મકાનવાળુ સાર્વજનિક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** એક રામજી મદિર છે એક શીમાઈ ભગતનુ મદિર છે તે ભગત નડિયાદના સતરામ મહારાજ અને પ્રીતમદાસ સ્વામીના સમકાલીન અને ચમત્કારિક પુરુષ હતા એમ કહેવાય છે

એક મહોળેલા મહાદેવ છે એવુ કહેવાય છે કે વનરાજ ચાવડાના રાજ્ય અમલ પછીના સમયમા પાટણથી ચાપાનેર તથા ડાકોર પાસેના ખીજલપુર શહેરમા જવાનો રસ્તો આ ગામમા થઈને પસાર થતો તે વખતે આ રસ્તાનો ઉપયોગ કરતા વણજારાઓમાથી માના નામના વણજારાએ આ વિશાળ મહાદેવનુ દેવાલય બધાવેલુ અને એક તળાવડી ખોદાવેલી, જે માનવણ તળાવડીના નામે ઓળખાય છે દેવાલયનુ ચણતર ઘણુ અસ્તવ્યસ્ત છે શિખરના કોતરકામવાળા પથ્થરો પછીતમા જ્યા ત્યા ચણેલા નજરે પડે છે છેક નીચેની બાજુએ પથ્થરોનુ સુદર કોતરકામ હજી પણ વ્યવસ્થિત દેખાય છે. ચારે બાજુ ઈંટોના ઢગલે ઢગના દટાયેલા પડ્યા છે તેની ઈંટો ગામના કોઈ પણ જૂના મકાનની ઈંટો કરતા જુદા આકારવાળી અને જૂની માલૂમ પડે છે દરવાજા પથ્થરના કોતરકામવાળા છે પ્રત્યેક પથ્થર ૧૦થી ૨૦ મણ જેટલો છે મહાદેવ પર બુરજ જેવુ હોવાથી તે બાદશાહી જમાનાની યાદ આપે છે કહે છે કે અગાઉ મહાદેવની આસપાસ ગામ વસેલુ

---

**આધાર** શ્રી મગળાબહેન સોમેશ્વર મહેતાએ આપેલી માહિતી

*

## મંગળપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નદગામથી એક ફરલાગ દૂર આવેલુ છે ગામનુ નામ મગળેશ્વર મહાદેવ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૮૫ કુટુબ ૨૦૦ વસ્તી પુ ૩૯૯, સ્ત્રી ૪૪૪, કુલ ૮૪૩ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** શેઢી નદી વહે છે એક તળાવ તથા લો બો નો એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે વીણા છે નડિયાદ-કપડવણજ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે. તે અગાઉ વોલટરી શાળા ચાલતી હતી પુ ૪૯ અને સ્ત્રી ૩ મળી કુલ ૫૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** મગળેશ્વર મહાદેવ

*

## મંજીપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૪′ અને પૂ રે ૭૨° ૫૧′ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી દોઢ માઈલ દૂર આવેલુ છે મજીભાઈ પટેલે તે વસાવેલુ મનાય છે તે વરોદરાના ઈનામદારનુ ગામ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૧૪૨ કુટુબ ૧૪૪ વસ્તી પુ ૩૦૭, સ્ત્રી ૨૯૧, કુલ ૫૯૮

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ડભાણ છે નડિયાદના વોટરવર્કસના કૂવા વગેરે આ ગામમા શેઢી ઉપર કરેલા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા કૂવા ઉપર એજિન ૫૫ મૂકેલા છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૩ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭ બાળકો ભણે છે બાળ પુસ્તકાલય છે પુ ૧૨૯ અને સ્ત્રી ૩૨ મળી કુલ ૧૬૧ ભણેલા છે

*

## મિત્રાલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પીજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે. અગાઉ આ ગામ મહેતનપુર નામે મોટુ નગર હતુ તેમાથી મિત્રાલ થયુ એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૬૩૭ કુટુબ ૬૩૦ વસ્તી પુ ૧૫૬૨, સ્ત્રી ૧૪૦૫, કુલ ૨૯૬૭

**સગવડો** ભોજ કૂવો, દૂધિયુ તળાવ અને સાસુ-વહુની તળાવડીઓ છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે વિવિધ કાર્યકારી સહકારી મડળી તથા દૂધ ઉત્પાદક સહકારી મડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. સીમમા આઠ કૂવા ઉપર એજિન ૫૫ મૂકેલા છે અનાજ ઉપરાત તમાકુ તથા બીજી જાતના મરચા પાકે છે બે બીડીઓના કારખાના છે દળવા-ખાડવાની બે ઘંટીઓ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે. તેમા ૨૨૫

વિદ્યાર્થીઓ અને ૧૦૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨૬ બાળકો ભણે છે પુ ૬૧૨ અને સ્ત્રી ૧૯૯ મળી કુલ ૮૧૧ ભણેલા છે દા ન વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, પ્રણામી મદિર, મહાદેવ, ધર્મશાળા વગેરે

*

## મિનાવાડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૧′ અને પૂ રે ૭૨° ૫૭′ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૪ ચો માઈલ. ઘરો ૧૯૩ કુટુબ ૧૯૩ વસતી પુ ૪૪૬, સ્ત્રી ૪૨૯, કુલ ૮૭૫

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૪ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૬ બાળકો ભણે છે પુ ૮૭ અને સ્ત્રી ૧૩ મળી કુલ ૧૦૪ ભણેલા છે

*

## મીરજાપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી પાચ માઈલ દૂર આવેલુ છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે મલેકોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૪૪ કુટુબ ૪૭ વસતી પુ ૧૧૦, સ્ત્રી ૯૫, કુલ ૨૦૫ મુખ્ય વસતી મુસલમાન અને બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** નજીકમા મહોર નદી વહે છે એક ગામકૂવો છે સીમમા ૪ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે ટપાલ અઠવાડિયે આવે છે મહુધા–ડાકોર બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે

**શિક્ષણ** શાળા નથી ચાર વિદ્યાર્થીઓ નજીકના સાસ્તાપુર ગામે ભણવા જાય છે પુ ૨૬ ભણેલા છે

*

## મૂળજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીણાથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૪૮ કુટુબ ૫૦ વસતી પુ ૧૧૫ સ્ત્રી ૧૧૬, કુલ ૨૩૧, મુખ્ય વસતી મુસલમાનોની છે લોકોનો મુખ્ય ધધો ખેતી અને ખેતમજૂરીનો છે

**સગવડો** બે તળાવ તથા ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ વીણા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે બિલોદ્રાથી સિંહુજ જતી કાચી સડક ગામની ભાગોળે થઈને પસાર થાય છે

**શિક્ષણ** શાળા નથી પાચ બાળકો બહારગામ ભણવા જાય પુ. ૪ અને સ્ત્રી ૧ મળી કુલ પાચ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, માતાનુ દેરુ, દરગાહ, મસ્જિદ વગેરે

*

## મોટી ખડોલ

**પરિચય** ઉ અ. ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર નાની ખડોલની લગોલગ આવેલુ છે સરકારી દફતરે બે જુદા જુદા ગામ ગણાય છે બાકી બેઉ મળીને જ એક ગામ બનેલુ છે આ ગામની દતાયાઓ નાની ખડોલમા આપેલી છે ગામમા સોનારિયા અને ઘાચિયા નામે જગ્યાઓ છે તે ઉપરથી અગાઉ અહી સોની અને ઘાચી લોકો રહેતા હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૧૫૫ કુટુબ ૧૫૫ વસતી પુ ૩૫૦, સ્ત્રી ૩૧૪, કુલ ૬૬૪ મુખ્ય વસતી પાટીદાર લોકોની છે તે સિવાય, વાણિયા બ્રાહ્મણ, મુસલમાન વગેરે વસે છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે એમ કહેવાય છે કે અગાઉ અહીં શ્રાવકની વસતી વિશેષ હતી તેમના ઉપાશ્રયના અવશેષો મળી આવે છે, કાઠડિયના પણ ૬૦ જેટલા ઘર હતા એમ કહેવાય છે

**સગવડો** નજીકમા મહોર નદી વહે છે કનેવાર તળાવ તથા ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નાની ખડોલ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે નડિયાદ–ડાકોર રોડ ઉપરનુ બસ સ્ટેન્ડ છે

**શિક્ષણ** નાની ખડોલની શાળામા ૬૦ બાળકો ભણવા જાય છે પુ ૨૧૬ અને સ્ત્રી ૫૮ મળી કુલ ૨૭૪ ભણેલા છે વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** ગઢિયા હનુમાન, નાગનાથ મહાદેવ, સ્વામીનારાયણ મદિર, ગણેશ કાકાનો ગોખ ધર્મશાળા વગેરે

**આધાર** શ્રી જયતીલાલ મણિલાલ જાનીએ આપેલી માહિતી

*

## મોઘરોલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી સાત માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ મોગરી ભરવાડના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો માઈલ ઘરો ૪૨૨ કુટુબ ૫૦૫ વસતી પુ ૧૧૫૬, સ્ત્રી ૧૦૦૭, કુલ ૨૧૬૩

**સગવડો** કૂવા તળાવની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પચાયત ચાલે છે સુબોધ યુવક મડળ છે સુરાભાઈ પટેલની મિલકતમાથી અને ગામ લોકોની મદદથી સદાવ્રત ચાલે છે સાધુઓને રોજ ટકનુ ભોજન અપાય છે રહેવાની સગવડ તથા ચોમાસામા લાકડા પણ અપાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૭ વિદ્યાર્થીઓ અને ૭૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૧ બાળકો ભણે છે પુ ૪૨૫ અને સ્ત્રી ૧૨૮ મળી કુલ ૫૫૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મગનેશ્વર મહાદેવ, પ્રણામી મદિર અને બીજાં દેરા

*

## રામપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે. ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી એક માઈલ દૂર આવેલુ છે ૧૯૫૧ની વસ્તીગણતરીના સરકારી નિવેદનમા, તે વસોનુ પરુ હોઈ, તેનો સ્વતત્ર ગામ તરીકે ઉલ્લેખ કરેલો નથી હજીયે વસો ગામ તેને પોતાના પરા તરીકે ચાલુ રાખવા માગે છે જ્યારે ગામ પોતે એક સ્વતત્ર ગામ તરીકે રહેવા માગે છે આ ઝગડા અગેનો કેસ સરકારમા રજૂ કરવામા આવ્યો છે, તેની તપાસ હજુ ચાલે છે

**વિસ્તાર** ગામ ઘણુ નાનુ છે આશરે ૧૦૦૦ માણસોની વસતી છે મુખ્ય વસતી પાટીદાર, ક્ષત્રિય વગેરે લોકોની છે

**સગવડો** એક તળાવ તથા એક કૂવો છે ગ્રામ પચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય દસેક હાથસાળો ચાલે છે અગાઉ ત્રીસ જેટલી સાળો ચાલતી

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૮ વિદ્યાર્થીઓ અને ૭૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૯ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળ** રણછોડજીનુ મદિર.

*

## રૂપપરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ. રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે સવત ૧૭૮૨મા રૂપજી પટેલે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૨૨૨ કુટુબ ૨૨૩ વસતી પુ ૫૬૬, સ્ત્રી ૫૦૭, કુલ ૧૦૭૩ મુખ્ય વસતી ક્ષત્રિય અને પાટીદાર લોકોની છે

**સગવડો** પાચ કૂવા છે તે પૈકી એક હરિજનોનો અને એક ચમારોનો છે. ભાગોળે ગોળા તળાવ છે અર્ધો માઈલ છેટે ધનેવાળ તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે દર શુક્રવારે ટપાલ આવે છે નડિયાદ–ડાકોર જતી કાચી સડક એક માઈલ દૂર આવેલી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા પાચ કૂવા ઉપર એજિન પપ ગોઠવેલા છે અનાજ ઉપરાત તમાકુ, કઠોળ, વરિયાળી, રાઈ, જીરુ, શાકભાજી વગેરે પકે છે ચમારો ચપલ, જોડા બનાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૫ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૩ બાળકો ભણે છે પુ ૧૭૦ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૧૯૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ૨૦૦ વર્ષ જેટલુ જૂનુ શિવાલય, જીર્ણ હાલતનુ બીજું એક શિવાલય, ચોતરો, પરબડી, તથા ધર્મશાળા છે

*

## વડતાલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન છે આણદથી બોરિયાવી થઈને એક ગાડી ત્યા જાય છે સ્વામીનારાયણ સપ્રદાયના એક જાણીતા તીર્થધામ તરીકે આ ગામ જાણીતુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૭૪૪ કુટુબ ૭૮૯ વસતી પુ ૨૦૧૯, સ્ત્રી ૧૯૭૪, કુલ ૩૯૯૩ મુખ્ય વસતી ક્ષત્રિય અને પાટીદારોની છે

**સગવડો** સ્વામીનારાયણ ભગવાનની પ્રસાદી મટેનુ એક ગોમતી સરોવર (તળાવ) તથા બીજુ એક તળાવ છે એક વાવ છે ગામમા ૫ વપરાતા કૂવા છે ૨ બિનઉપયોગી કૂવા છે સીમના મળી કુલ ૮૧ કૂવા છે બે વોટરવર્કસ ચાલે છે તે પૈકી એક ગામના એક ગૃહસ્થનુ ખાનગી માલિકીનુ છે બીજુ સ્વામીનારાયણ મદિરનુ છે, જે મદિર તથા બીજા સાર્વજનિક ઉપયોગ માટે વપરાય છે નડિયાદ જવાની બસસર્વિસની સગવડ છે વડતાલથી ઉત્તરસડાની સડક બધાઈ રહી છે ગ્રિડ વીજળીનો લાભ મળેલો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૦૫થી સેનિટરી બોર્ડ ચાલતુ, તેની હવે ગ્રામ પચાયત થઈ છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, દીવાબત્તી વગેરે કામો કરે છે સ્વામીનારાયણ મદિર તરફથી એક સાર્વજનિક દવાખાનુ ચાલે છે દૂધ ઉત્પાદક સહકારી મડળી છે એક સ્વામીનારાયણ મદિરનો બાગ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની ખળી છે લુહારી, સુથારી તથા વણાટકામ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૩૨૨ વિદ્યાર્થીઓ અને ૧૦૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૩૦ બાળકો ભણે છે એક સાત ધોરણની આર સી મિશન શાળા પણ

ચાલે છે તેમા ૮૬ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૩ બાળકો ભણે છે પુ ૧૦૪૬, અને સ્ત્રી ૩૮૩ મળી કુલ ૧૪૨૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મોટુ શિખરબંધી મંદિર, એક મસ્જિદ, એક ચર્ચ, ૫રબડી તથા ધર્મશાળા છે

કારતક સુદ પૂનમ તથા ચૈત્ર સુદ નોમથી પૂનમ સુધી મોટા મેળા ભરાય છે ભાદરવા સુદ અગિયારશે ગોમતી સરોવરે મોટો મેળો ભરાય છે તે દિવસે ગણપતિનો વરઘોડો કાઢવામા આવે છે સત્સંગીઓ, સાધુઓ સમૈયા પર આવે છે અને સત્સંગની રસલહાણ થાય છે

**પરાં કિશોર પરુ શકર પરુ, સાજી પરુ**

કિશોરપરામા ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૧ વિદ્યાર્થીઓ અને ૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮ બાળકો ભણે છે

**આધાર** શ્રી પુરુષોત્તમ એમ રામીએ આપેલી માહિતી

*

## વડથલ

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ભાનેરથી એક માઈલ દૂર આવેલુ છે ગામનુ મૂળ નામ વટસ્થલ હતુ એમ મનાય છે

અસહકારની ચળવળ અને દાંડી કૂચ વખતે આ ગામે સારો ફાળો આપેલો ૧૯૪૨ની લોકક્રાંતિ વખતે અગિયાર જણે જેલયાત્રા સેવેલી ગાંધીજી અને બે વખત પધારેલા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૫ ચો માઇલ ઘરો ૪૫૨ કુટુબ ૪૬૧ વસતી પુ ૯૭૧, સ્ત્રી ૮૭૨, મળી ૧૮૪૩ મુખ્ય વસતી બ્રાહ્મણ, પાટીદાર, બારૈયા અને મુસલમાનોની છે

**સગવડો** સીમમા પાચેક તળાવ છે તે પૈકી એક ગામની ભાગોળ નજીક આવેલુ છે તે દૂધણુ તળાવ અથવા કુંજ તળાવ કહેવાય છે એક વાવ છે તે જિલ્લામા આવેલી મોટી પથ્થરથી બાંધેલી વાવોમાની એક છે ૧૫થી ૧૮ ફૂટ ઊંચા તોડા, અંદરના સાત કોઠા, બે કોઠાને અંતે આવતા પાતાળ કૂવામા વચ્ચોવચ્ચ ગોઠવેલો બે ફૂટ પહોળો અને બે ફૂટ ઊંચો પાટડો એ બધુ જોવા જેવુ છે. કેટલાક માને છે કે ટોડરમલે આ વાવ બંધાવેલી જ્યારે કેટલાક તે કોઈ વાણજારાએ બંધાવેલી માને છે

ગામમા ૬ પંચાયતના અને ૭૬ ખાનગી માલિકીના કૂવા છે તે પૈકી ગામની ભાગોળે આવેલો કૂવો નીરકૂવો ઘણો મોટો છે તે જમીનની સપાટીથી ૮-૧૦ ફૂટ ઊંચો છે. તેની ચોતરફ કાટખૂણે પગથિયા ગોઠવેલા છે તેની પાસે એક હવાડો પણ છે

નડિયાદ-કપડવણજ રોડ ઉપરનું બસ સ્ટેન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૫૧થી ગ્રામ પંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે કામો કરે છે બેટરીથી ચાલતો જાહેર સરકારી રેડિયો ગામમા ગોઠવેલો છે મલ્ટિ પરપઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મગફળી પાકે છે હરિજનો ટોપલા બનાવે છે પૂણીઓ બનાવવાનુ મંડળ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૪ વિદ્યાર્થીઓ અને ૬૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૫ બાળકો ભણે છે પુ ૨૯૮ અને સ્ત્રી ૯૦ મળી કુલ ૩૮૮ ભણેલા છે શાળામા નાનુ દવાખાનુ છે

**ધાર્મિક સ્થળો** રાતા પથ્થરના બાંધેલા બે મહાદેવ પાર્વતીના પ્રાચીન દેવાલય, બળિયાદેવ, સ્મશાનિયા હનુમાન, રામજી મંદિર વગેરે છે એક મસ્જિદ છે તેના ખૂણા ઉપર ત્રણ ફૂટ વ્યાસના જીર્ણ થઇ ગયેલા ઘુમટો છે તેની ચારે બાજુ ચાર દરવાજા હતા, તેમાનો એક આજે હયાત છે

**આધાર** શ્રી મૂળજીભાઈ ટાલાભાઈ પટેલ તથા શ્રી છોટાભાઈ કે પટેલે આપેલી માહિતી

*

## વસો (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ નડિયાદ ભાદરણ રેલવે લાઈન ઉપરનુ નડિયાદથી બીજુ સ્ટેશન છે સદ્ગત ત્યાગમૂર્તિ દરબાર ગોપાળદાસ દેસાઈ અને તેમના શિક્ષાગુરુ સદ્ગત મોતીભાઈ ન અમીનનુ વતન હોઈ, કેળવણી અને સમાજસેવાની પ્રવૃત્તિઓના પ્રયોગક્ષેત્ર તરીકે તે ગુજરાતભરમા જાણીતુ છે બારોટોના એક કવિતમા 'વસોયા વઢીર' એ શબ્દોમા આ ગામના જૂના લોકોના પરાક્રમોનો ઉલ્લેખ છે તેની સાબિતી રૂપે બેણીશાહ-બાજીશાહ, દેસાઇભાઈ રામદાસ, કિશોરભાઈ રામદાસ વગેરેના પરાક્રમોની વાતો લોકસ્મૃતિમા હજી પણ તાજી છે

વસોધારા (વસુધરા?) નામની માતાની આસપાસ વાચ્છા પટેલ નામના મૂળ પુરુષે આશરે ઈ સ ૧૨-૧૩ના સૈકામા નજીકના પિંડેળા ગામમાથી આવી વસવાટ કરેલો, તેથી તેમના નામ ઉપરથી વસો નામ પડ્યુ મનાય છે ઇતિહાસની બીજી હકીકતો જોતા વાચ્છા પટેલના વસવાટ પહેલા આ ગામ વસેલુ હશે એમ માનવાને કારણ છે એના સમર્થનમા આ ગામના એક જૂના પાટીદાર લત્તામા એક લત્તો વાણિયાવાડો નામે ઓળખાય છે, અને ત્યા મૂળ લાડ વાણિયા રહેતા હશે એમ બીજા સજોગો પરથી અનુમાન થઈ શકે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ગામતળ ૧૫ ચો માઈલ સીમતળ-૩૦૯૬ એકર, ૨૦ ગુઠા ઘરો ૨૨૭૪ કુટુબ ૨૨૪૯ વસતી પુ ૫૦૭૭, સ્ત્રી ૪૮૬૮, કુલ ૯૯૪૫ મુખ્ય વસતી પાટીદાર, બ્રાહ્મણ વાણિયા અને મુસલમાનોની છે ઘણા લોકો ગ્રામ છોડી

દેશ-પરદેશમા વસે છે, અને ઘણાખરા નોકરી ધધે સારી રીતે જામેલા છે

**સગવડો** ગામથી એકાદ માઈલ દૂર દક્ષિણ દિશામા રામ સરોવર નામનુ ચારે બાજુ બાંધેલુ અને સુદર ઓવારાવાળુ એક વિશાળ તળાવ છે તે વસોના મૂળ પુરુષ રામજી પટેલે બધાવેલુ હોવાનો વહીવચાના ચોપડામા ઉલ્લેખ છે ત્યાર પછી ઘણા વર્ષે શ્રી કિશોરભાઈ રામદાસે આ સરોવરનો જીર્ણોદ્ધાર કરી ચારેય બાજુ પાકી દીવાલ અને ઓવારો બંધાવ્યા છે તે સિવાય એ જ દિશામા ગામની નજીક ભાગોળે, વકુ તળાવ નામનુ ઓવારાવાળુ બીજુ એક તળાવ છે ઉત્તર-પશ્ચિમે એક દૂધિયુ તળાવ છે, તે પુરાણુ નથ છે અને તેની આ ઠબાજુ



સ્વ ગોપાળદાસ બાગનુ પ્રવેશદ્વાર તથા
શ્રી મ ના અમીન ટાવર

ગામ વિસ્તરેલુ છે બે વાવ દસ કૂવા તથા વોટરવર્કસ છે રેલવની સગવડ ઉપરાત નડિયાદ વસો તથા નડિયાદ અલિંદ્રા (તા માતર વાયા વસો જવ ની બસ સર્વિસ ચાલે છે તારની સગવ વાળી સબ પોસ્ટ ઓફિસ તથા ટેલિફોન ટ્રક કૉલ કરવાની સગવડ છે મ્યુનિસિપાલિટી સિટી સર્વે ઓફિસ તમાકુ ખાતાના ઈન્સ્પેક્ટરની ઓફિસ સરકારી દવાખાનુ પ્રસૂતિગૃહ મ્યુનિ પશુચિકિત્સાલય અને આરોગ્ય મ ળ છે સહકારી બેક વિવિધ કાર્યકારી સહકારી મ ળી માલ પૂરો પાડનારી સહકારી મડળી, સહકારી ખેડૂત મડળી સહકારી વિદ્યાર્થી ભડાર સુધરાઈ ભગી સહભાગી મ ળ બે ધધો બાધનારી મ ળીઓ વણકર ખ્રિસ્તીઓ પગારદાર નોકરો તથા રૂખુના સેનવા લોકોની આવ વધારનારી બહુ સહકારી મ ળીઓ વગેરે સહકારી સસ્થાઓ છે કેળવણી

મડળ, યુવક મડળ મહિલા મડળ આરોગ્ય મડળ દરબાર સ્મારક ફડ, દરબાર સ્વાગત ફડ, સ્વ ધનજીભાઈ શકરભાઈ અમીન સ્મારક ફડ, ગરીબ સહાયક ફડ, ગ્રામરક્ષક દળ વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે દરબાર ગોપાળદાસ ટાવર, દરબાર ગોપાળદાસ બાગ તથા અમીન મગનભાઈ નાથાભાઈ ટાવરની સગવડ છે ગામની તમામ સાર્વજનિક પ્રવૃત્તિઓના અહેવાલ-હિસાબની એક સયુક્ત વાર્ષિક પત્રિકા છેલ્લા ત્રીસેક વર્ષથી પ્રસિદ્ધ કરવામા આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એન્જિન પપો દ્વારા ખેતી સારી થાય છે અનાજ, કેળ વગેરે પાકે છે એ સિવાય હાથસાળનો ઉદ્યોગ ચાલે છે આગઉ ૨૦૦૦ જેટલી સાળો ચાલતી પણ હાલમા તે ઘટીને ૨૦૦ જેટલી થઈ ગઈ છે એક બરફનુ કારખાનુ છે લા કા નડેરના મકરમાના ચાર ડાગર ભર ડના ગયા જે તેલન રણ પારે ચાલે છે



સ્વ દરબાર ગોપાળદાસ ટાવર

**શિક્ષણ** લો બો તરફથી રાત પ્રેરણાની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમા અનુક્રમે ૫૧૯ વિદ્યાર્થીઓ અને ૪૦૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૧૯ બાળકો ભણે છે તે સિવાય જ મ બાલમદિર પુ બો નવી ગુજરાતી શાળા મણિભાઈ મોતીભાઈ અમીન કન્યા વિદ્યાલય તથા અંબઈદાસ જીવાભાઈ હાઈસ્કૂલ પણ ચાલે છે પુ ૨૮૬૧ અને સ્ત્રી ૧૬૫૧ મળી કુલ ૪૫૧૨ ભણેલા છે અક્ષરતાનુ પ્રમાણ ૪૫ ૪ ટકા છે કેળવણીમા ઘણા લોકો સારા લેખકો વકીલો ડાક્ટરો ઈજનેરો, વગેરે તરીકે આગળ આવ્યા છે દર વર્ષે નવા ને નવા ગ્રેજ્યુએટો



શ્રી મ ચ અમીન સ્મૃતિ પશુચિકિત્સાલય

વધતા જ જાય છે દે ઝ વિદ્યાર્થી આશ્રમ, ચરોતર વાલમ બોર્ડિંગ હાઉસ, બાલ પુસ્તકાલય, હરિણા મહિલા પુસ્તકાલય મો ન અમીન સાર્વજનિક પુસ્તકાલય, આરોગ્ય વર્ધક વાચનાલય, ટીળક વ્યાયામમંદિર, કન્યા વ્યાયામમંદિર વગેરે છે

**ધાર્મિક સ્થળો** ગોરધનનાથજીનુ મંદિર, મદનમોહન લાલજીની હવેલી, દ્વારકાધીશનુ મંદિર, મથુરાદાસનુ મંદિર પુરુષોનુ એક અને સ્ત્રીઓના બે સ્વામીનારાયણ મંદિર, નાગાબાવાનુ મંદિર, રણછોડજીનુ મંદિર, રામજી મંદિર (વાડી), સત્યકેવલનુ મંદિર, વસોધારા માતા, વેરાઈ માતા, પદ્માવતી માતા, બે બહુચરાજી માતા, કાલિકા માતા લિંબચ માતા રોકડનાથ હનુમાન, રામનાથ મહાદેવ કોટેશ્વર મહાદેવ, કાશી વિશ્વનાથ મહાદેવ, ધારનાથ મહાદેવ, નીલકંઠ મહાદેવ, હાટકેશ્વર મહાદેવ ભથીખત્રીનુ મંદિર ચાર મસ્જિદો એક ખ્રિસ્તીઓનુ ચર્ચ, બે પરબડીઓ ૯ ધર્મશાળાઓ ગૌશાળા, પાંજરાપોળ, અન્નક્ષેત્ર વગેરે છે ધારનાથ મહાદેવે દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે. નીલકંઠ મહાદેવે શિવરાત્રીએ મેળો ભરાય છે

**પરાં** ઉપર જણાવેલુ દૂધિયુ તળાવ એ ગામની ઉત્તર-પશ્ચિમ હદ હતી. ત્યા એક વાવ પણ છે અને ગામના કિલ્લાના અવશેષો પણ ત્યા હતા ત્યાથી ઉત્તર-પૂર્વ તરફ ગામ વિસ્તરેલુ છે ગામનુ બજાર એ વિસ્તારમા આવેલુ છે એ વિસ્તારમા બાજીપરુ અને વેણીપરુ એવા બે ભાગ હતા એ આખો વિસ્તાર વસોપુરાના નામથી ઓળખાતો. હાલ આ વિસ્તાર ગામમા સમાવી દેવામા આવ્યો છે એ વિસ્તારમા બજાર વચ્ચે કોટેશ્વર મહાદેવ છે ત્યા ગામનો ચોરો આવેલો છે ત્યા જૂના વખતમા સ્મશાન હતુ આ વિસ્તારમા આવેલા

દૂધિયા તળાવની પાળોએ કાજીઓની વાડ હતી ગામના ઈતિહાસ સાથે સંકળાયેલુ રૂસ્તમઅલીના યુદ્ધનુ સ્થળ આ વિસ્તારમા આવેલુ છે મો ન અમીન સાર્વજનિક પુસ્તકાલયની સામે એ સ્થળે મુસ્લિમોની ભવ્ય જુમ્મા મસ્જિદ બાંધવામા આવેલી છે

**હવેલીઓ** ગામમા બે હવેલીઓ આવેલી છે તે ભાવ સાહેબની હવેલીઓ કહેવાય છે તે કિશોરદાસ અને રામદાસ એ બે ભાઈએ એ બંધાવેલી છે કિશોરદાસવાળી હવેલી હાલમા વિઠ્ઠલદાસની હવેલી તરીકે ઓળખાય છે હાલ તે તેમના કબજામા છે રામદાસની હવેલી દરબાર સાહેબની હવેલી તરીકે ઓળખાય છે તે દરબાર સાહેબ ગોપાળદાસના વારસોના કબજામા છે.

સંવત ૧૮૭૨મા કિશોરદાસે પોતાની હવેલી બાંધવાનુ શરૂ કરેલુ કહેવાય છે કે તે વખતે તેમના ભાઈ રામદાસ મહિયાવાડમા રહેતા હતા ૧૮૭૬મા તેઓ વસો આવ્યા ત્યારે તેમણે કિશોરદાસની હવેલી બંધાતી જોઈ એટલે તેમણે પણ એમના જેવી જ હવેલી બાંધવાનુ નક્કી કર્યું અને માત્ર છ જ મહિનામા હવેલીનુ કામ પતાવી દીધુ આમ બંને હવેલીઓની વાસ્તુક્રિયા સંવત ૧૮૭૬મા એક જ દિવસે થયેલી

આ બન્ને હવેલીઓનુ બાંધકામ જોવા જેવુ છે તે ઘણી વિશાળ છે તેમા ઘણુ જ લાકડુ વપરાયેલુ છે લાકડા ઉપરનુ બારીક કોતરકામ ઘણુ સુંદર છે પહેલા અને બીજા માળમા રાસલીલા અને તેને લગતુ ચિત્રકામ કરેલુ છે ત્રીજા માળના



છજામા હાથીદાંતનુ કોતરકામ છે અને હવેલીઓ નજીકમા આવેલી છે અને એક જ ઢબની છે, અને કોતરકામ પણ બનેમા લગભગ એકજ પ્રકારનુ છે દરેક હવેલીમા ૫૦થી ૭૫ હજાર રૂપિયા સુધીનુ ખર્ચ થયેલુ કહેવાય છે. કહેવાય છે કે રામદાએ સો ઉપરાત કારીગરો બહારથી બોલાવેલા તેઓ રાત્રે પણ ઘીના દીવા કરીને કામ કરતા

દેશભરમાથી અનેક મોટામોટા માણસો આ હવેલીઓની કારીગરી જોઈને મુગ્ધ બન્યા છે અમેરિકા અને ઇંગ્લેન્ડના ગોરાઓ પણ આ હવેલીઓની કારીગરીથી મુગ્ધ બની તેના ફોટા પાડી ગયા છે

**આધાર** શ્રી રામભાઈ કા પટેલ, શ્રી નવીનચંદ્ર મણિભાઇ દેસાઈ, શ્રી મૂળદેવપ્રસાદ છોટાલાલ પંડ્યા તથા શ્રી સૂર્યકાન્ત ગોપાળદાસ દેસાઈ તરફથી મળેલી માહિતી

## વળેટવા

**પરિચય** ઉ અ. ૨૨° ૩૬ અને પૂ રે ૭૨° ૫૦' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વડતાલથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઈલ ઘરો ૨૦૭ કુટુબ ૩૦૯ વસતી પુ. ૬૯૪, સ્ત્રી ૬૭૪, કુલ ૧૩૬૮ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** બધા મળી ૪૦ જેટલા કુવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ વડતાલ છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૧ વિદ્યાર્થીઓ અને ૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૫ બાળકો ભણે છે પુ. ૩૦૨ અને સ્ત્રી ૧૧૧ મળી કુલ ૪૧૩ ભણેલા છે

*

## વાલ્લા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન વીણાથી દોઢ માઈલ દૂર આવેલું છે તેનું નામ વાલા રબારીના નામ ઉપરથી પડેલ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૩ ચો માઈલ ઘરો ૮૫ કુટુબ ૮૯ વસતી પુ ૨૧૬, સ્ત્રી ૧૭૧, કુલ ૩૮૭ મુખ્ય વસતી પાટીદારોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક માઈલ દૂર નદી વહે છે તળાવ-કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે વીણા છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે. તેમાં ૧૯ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૦ બાળકો ભણે છે પુ. ૧૦૦ અને સ્ત્રી ૧૭ મળી કુલ ૧૧૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મંદિર, શિવાલય, અને પરબડી

*

## વાસણા

**પરિચય** ઉ અ ૨૨° ૫૨' અને પૂ રે ૭૩° ૦' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કડવાલથી ત્રણ માઈલ દૂર આવેલુ છે ધારાસણાની રાષ્ટ્રીય લડતમા આ ગામે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હતો મુખી-મતદારોએ રાજીનામા આપેલા કેટલાક લોકો ધારાસણાની લડતમા ગયેલા 'ધારાસણાનો કાળો કેર' નામે પુસ્તકમા ધારાસણા ગયેલા અહીંના સૈનિકોના ફોટા પણ છપાયા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૮ ૯ ચો માઈલ ઘરો ૩૦૪ કુટુબ ૩૦૪ વસતી પુ ૭૧૬, સ્ત્રી ૭૦૪, કુલ ૧૪૨૦ મુખ્ય વસતી પાટીદાર અને ક્ષત્રિય લોકોની છે.

**સગવડો** નજીકમા લૂણી નદી વહે છે. સવત ૧૯૯૭ પછી તે તૂટી છે તે અગાઉ બધ બાધી નહેરો વાટે ગામની ક્યારીને પાણી પાઈ ડાંગર પકવવામા આવતી કડવાલ જવાના રસ્તા ઉપર ગામના મુખી કુટુબના ધોળા શેઠે બધાવેલો ધોળો કૂવો છે લોકો તેનુ પાણી પીએ છે એક ઝરિયો કૂવો છે તે ખૂબ મોટો છે, પ્રાચીન અને જીર્ણ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મહીસા છે ગામ પચાયત ચાલે છે પ્રાર્થના મંડળ તથા કાતણ મડળ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત ઊંચી જાતની તમાકુ અને મગફળી પાકે છે રાવળ કુટુબો મહુડામાથી તમાકુનો [illegible] તૈયાર કરે છે તેમની ઘાણી છે માટીકામ થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૧૪૭ વિદ્યાર્થીઓ અને ૫૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૫ બાળકો ભણે છે પુ ૨૩૪ અને સ્ત્રી ૧૧૮ મળી કુલ ૩૫૨ ભણેલા છે પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મંદિર, મહાદેવ, ધર્મશાળા, પરબડી, વગેરે

**દંતકથા** કહે છે કે જૂના વખતમા ગામની આસપાસ ઝાડી અને કાકોની વાડ હતી તે વખતે કેસરીસિંહની ખડાળના ઠાકોર લોકો ધાડ પાડવા આવતા એક વાર તે ધાડ પાડવા આવેલા ત્યારે બેગાર વણકરે એક બગેડે એક પોશ મારી નાખી ધાડ પાછી વાળેલી.

પઠે મપારિયાનુ પઠ

**આધાર** શ્રી હરિપ્રસાદ ર. જોશી તથા શ્રી. શોભાભાઈ ગો. પુનરાએ આપેલી માહિતી.

*

## વીણા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬' અને પૂ રે ૭૨° ૫૨' ઉપરનું આ ગામ નડિયાદ-કપડવંજ રેલ્વે લાઇન ઉપર નડિયાદ પછી

પડેલુ સ્ટેશન છે વેણીવર રાજાના નામ ઉપરથી ગામનુ નામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઇલ ધરો ૪૫૦ કુટુબ ૪૭૧ વસતી પુ ૧૦૧૯, સ્ત્રી ૮૮૭ કુલ ૧૯૦૬

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે પાચ કૂવા છે નડિયાદ કપડવણજ રોડ ઉપરનુ બસ સ્ટેન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૫૨થી ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઇ, દીવાબતી વગેરે કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત મબલખ તમાકુ પાકે છે બીડી બનાવવાના કારખાના છે વાસની ટોપલીઓ, માટીના વાસણ તથા સૂતરની પાટી બનાવવાનુ કામ થાય છે સુથારી કામ તથા લુહારી કામ પણ થાય છે માવાની ભઠ્ઠી તથા મલાઇ કાઢવાનો દૂધનો સચો છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૮૪ વિદ્યાર્થીઓ અને ૧૦૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૪ બાળકો ભણે છે પુ ૪૪૭ અને સ્ત્રી ૧૩૨ મળી કુલ ૫૭૯ ભણેલા છે દાન વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મદિર, સત્યનારાયણનુ મદિર તથા રઘુનાથજીનુ મદિર છે ગામથી એક માઇલ દૂર બનૈયા ગામે શેઢી અને મહોર નદીનો સગમ થાય છે તેની આગળ લૂણી નદી આવીને મળે છે ફાગણ સુદ અગિયારશે બનૈયા આગળ મેળો મળો ભરાય છે ત્યા કાળકા માતાનુ મદિર છે

*

## શેઢી

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૩° ૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી આઠ માઇલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઇલ ધરો ૧૪૫ કુટુબ ૧૫૩ વસતી પુ ૩૪૪, સ્ત્રી ૩૪૮ કુલ ૬૮૨ મુખ્ય વસતી ચોધાગોની છે

**સગવડો** ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઇલ છેટે અલીણા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી બાવટો કોદરા ડાગર, વગેરે પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૩૯ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦ બાળકો ભણે છે પુ ૧૦૪ અને સ્ત્રી ૨૧ મળી કુલ ૧૨૫ ભણેલા છે

**૫૦ ભુવનપુરાનો લાટ** લાટની અદર ભુવન માતાનુ સ્થાનક આવેલુ હોવાથી તેનુ નામ ભુવનપુરા પડ્યુ છે

*

## સણાલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૫૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી ચાર માઇલ દૂર આવેલુ છે અગાઉના વખતમા અહીં સૈન્ય રાખવામા આવતુ એટલે સૈન્યાલય ઉપરથી ગામનુ નામ સણાલી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઇલ ધરો ૨૮૫ કુટુબ ૩૦૧ વસતી પુ ૬૨૯, સ્ત્રી ૬૪૮, કુલ ૧૨૭૭

**સગવડો** ગામની બે બાજુ શેઢી નદી અને લૂણી નદી વહે છે બને નદીઓ મહોર નદીને મળે છે ચોમાસામા ગામ ટાપુ જેવુ બની જાય છે એક તળાવ છે પહેલા તેમા પુષ્કળ કમળ ખીલતા હોવાથી તે કમળેશ્વર તળાવ કહેવાય છે ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઇલ છેટે મહોળેલ છે ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે સીમમા એક એન્જિન પપ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૧૬ વિદ્યાર્થીઓ અને ૭૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮૬ બાળકો ભણે છે પુ ૨૩૦ અને સ્ત્રી ૬૫ મળી કુલ ૨૯૫ ભણેલા છે વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** એક રણછોડજીનુ મદિર છે જન્માષ્ટમીએ ત્યા મેળો ભરાય છે કમળેશ્વર તળાવની નજીકની ટેકરીને દેવડુગરી કહે છે ત્યા મહાકાળીનુ જીર્ણ દેરુ છે

**દતકથા** (૧) કહેવાય છે કે નજીકના પાલડી ગામની હદમા આવેલુ રત્નેશ્વર મહાદેવનુ દેરુ અને વિદરાની હદમા આવેલુ કુટઈ માતાનુ દેરુ પહેલા સણાલીની હદમા હતુ કાળક્રમે નદીનુ વહેણ બદલાતા આજે તે દેરા જે તે ગામની હદમા ગયા છે

(૨) કહેવાય છે કે ઉમરેઠમા વસતા કેટલાક ખેડાવાળ બ્રાહ્મણો સણાલીના છે તેઓ છોકરાની બાધા ઉતારવા સણાલી આવે છે

**પરુ ચાપાજીની મુવાડી** તે પાચેક એકરમા વસેલુ છે ૧૦૦ જેટલા ઘર છે વસતી ૭૫૦ માણસોની છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૮ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી જયતીલાલ મણિલાલ જાની તથા શ્રી મોહનભાઈ ધૂળાભાઈએ આપેલી માહિતી

*

## સનૂણ (તળપદ અને વાંટો)

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી સવા ત્રણ માઇલ દૂર આવેલુ છે ગામમા સનૂણ તળપદ અને સનૂણ વાંટો એમ બે ભાગ છે સરકારી દફતરે બને ગામ જુદા જુદા ગણાય છે બનેના મુખી પણ જુદા જુદા છે

કરી રહેતા માલિકદાર કંદોઈ નામના માણસનું કોઈએ ખૂન કરેલું કહેવાય છે કે પાછળથી જેને તાવ આવતો હોય તે એ ખૂનની જગાએ દાતણ મૂકી આવે અને બીજે દિવસે સવારે તે દાતણ કરે તો તાવ મટી જતો તેથી લોકો તેને દાતણિયા દેવ તરીકે ઓળખતા આજે પણ તે ખૂન થયેલી જગ્યા ગામમા માણકાની ખાડ તરીકે ઓળખાય છે તે જગા મહાદેવની પછવાડે છે

*

## પાડગોલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ. રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વસ્તાલથી ત્રણ માઈલ દૂર આવેલુ છે ગામોમાંથી પેટલાદ જતી કે સોજિત્રાથી ગોરિયાદી જતી બસ સર્વિસમા આ ગામે જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૫૨૦ કુટુંબ ૫૪૦ વસ્તી પુ ૧૩૬૪, સ્ત્રી ૧૨૩૫ કુલ ૨૫૯૯

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૦થી ગ્રામપંચાયત ચાલે છે દૂધ ઉત્પાદક સહકારી મંડળી છે ૧૯૫૨થી ગ્રામ વિકાસ મંડળ સ્થપાયુ છે તેણે ભાગોળ પરના કૂવા ઉપર એન્જિન પંપ મૂકી લોકો અને ઢોરો માટે પીવાના પાણીની મફત સગવડ કરેલી છે,

**ઉદ્યોગ** મુખ્ય રે ખેતી સીમમા નવેક કૂવા ઉપર એન્જિન પંપ મૂકેલા છે લાકડા વહેરવાનુ અને લેથનુ કારખાનુ છે દળવા-ખાંડવાની ઘંટી-ચક્કી છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૦ વિદ્યાર્થીઓ અને ૮૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૩૪ બાળકો ભણે છે પુ ૫૪૭ અને સ્ત્રી ૧૧૭ મળી કુલ ૬૬૪ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** પુરાણા નીલકંઠેશ્વર મહાદેવ છે ગામ લોકોએ તેનો જીર્ણોદ્ધાર કરાવેલો છે ભાગોળે ડોસના માતા છે ત્યા દર આસો સુદ ૧૦મે મેળો ભરાય છે, અને નવરાત્રીમા લાગલગ સતાવીસ દીવાની જ્યોતવાળી માંડવી પ્રગટાવવામા આવે છે આ માતા વહાણવટી ખોડિયાર તરીકે પણ ઓળખાય છે અગાઉ વડના થડ પાસે આ માતાની નાની દેરી હતી પણ ૧૯૫૩મા ગામ લોકોએ ફાળો ઉઘરાવીને રૂ ૩૦,૦૦૦થી વધુ ખર્ચે નવુ દેરુ બંધાવ્યુ છે લોકોને આ માતામા ખૂબ શ્રદ્ધા છે

*

## પાળજ

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૦° ૪૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી અઢી માઇલ દૂર આવેલુ છે કહેવાય છે કે અસલ પાળા નામના રબારીનો વસવાટ હતો ત્યા પાટીદારોના મૂળ પુરુષે આવીને ગોળમી સદીના અરસામા આ ગામ વસાવેલુ.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૮૦૯ કુટુંબ ૯૧૯ વસ્તી પુ ૨૧૭૨, સ્ત્રી ૨૦૮૪, કુલ ૪૨૫૬

**સગવડો** વોટરવર્કસ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૪૦૦૦ જેટલી છે તેમાથી દીવાબત્તી, ગ્રામસફાઈ, ગ્રામસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે દવાખાનુ તથા ગ્રામસુધારણા મંડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બીડીઓના કારખાના ચાલે છે

**શિક્ષણ** લો. બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમા અનુક્રમે ૩૨૨ વિદ્યાર્થીઓ અને ૧૮૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦૬ બાળકો ભણે છે પટેલ આશાભાઈ મથુરભાઈ બિન બાપુજીએ પચાસ હજાર રૂપિયાના ખર્ચે શાળાનુ મકાન બંધાવી આપ્યુ છે પુ ૮૮૭ અને સ્ત્રી ૪૪૪ મળી કુલ ૧૩૩૧ ભણેલા છે સન ૧૯૧૦થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** કામનાથ મહાદેવ, રામજી મંદિર, કૃષ્ણ મંદિર સિકોતર માતા, ખોડિયાર માતા

**શહીદ** અહીંના પટેલ બાદલાલભાઈ દાજીભાઈ ચળવળ દરમિયાન ધારાસણામા પ્રથમ શહીદ થયેલા

*

## પીપળાવ

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી ચાર માઈલ દૂર આવેલુ છે, બારમા સૈકામા પીપા રબારીએ તે વસાવેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૫૫૫ કુટુંબ ૫૬૨ વસ્તી પુ ૧૩૧૧, સ્ત્રી ૧૨૭૩, કુલ ૨૫૮૪ મુખ્ય વસ્તી પાટીદાર અને બ્રાહ્મણોની છે ઘણા માણસો આફ્રિકામા વસે છે

**સગવડો** એક તળાવ, એક વાવ અને આશરે ૩૦ કૂવા છે ગામને કૂવે એન્જિન પંપ મૂકી ટાંકી બાંધી ત્યાં જ ચકલીઓ મૂકી છે ત્યાથી ગામના લોકો પાણી ભરી જાય છે પેટલાદ તેમજ આણંદ જવા માટે બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગામમા બેટરીથી ચાલતો સરકારી રેડિયો મૂકેલો છે ગ્રામપંચાયત ચાલે છે તે દીવાબત્તી ગ્રામસફાઇ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે શ્રી આશાપુરી આદિબ સાર્વજનિક દવાખાનુ છે અમદાવાદના શેઠ મંગળદાસે સારી રકમ આપી હોવાથી દવાખાના સાથે તેમના માતુશ્રી આદિબાનુ નામ જોડાયેલુ છે દવાખાનાની સાથે ડાહ્યાભાઈ ઈશ્વરભાઈએ પ્રસૂતિગૃહ બંધાવ્યુ છે પટેલ ગોરધનભાઈ મોતીભાઈ દર્દીગૃહ છે તેમા છ ખાટલાની સગવાઈ કરેલી છે બહારગામના દર્દીઓના

કૂવો, વડકૂવો, ખારો કૂવો, રાધા કૂવો, પાંજરાપોળનો કૂવો, પરમાણિયો કૂવો, દેવ કૂવો, ગોકરી કૂઈ, ઝંડા કૂઈ, લટકણ કૂઈ, વાગી કૂઈ વગેરે કૂવા છે. તે પૈકી ઝંડા કૂઈ માટે એમ કહેવાય છે કે તેનું પાણી એટલું સરસ હતું કે વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડ તેનું પાણી પીવા માટે મંગાવતા. ગામ માટે એક જ વોટરવર્ક્સ નથી પણ વિસ્તારવાર જુદા જુદા વોટરવર્ક્સ છે. તે બધા નાગરકૂવા વોટરવર્ક્સ, નાગર વાણિયાનું વોટરવર્ક્સ, લાડ વાણિયાનું વાટરવર્ક્સ, મોગી મહાપોળનું વોટરવર્ક્સ, દશા લિશાવળ વોટરવર્ક્સ, રાષ્ટ્રીયવારિ ફંડ નારિયાપાડાનું વોટરવર્ક્સ વગેરે નામોથી ઓળખાય છે. વીજળીની સગવડ છે. ઈ. સ. ૧૯૩૯થી મ્યુનિસિપાલિટી ચાલે છે. અહીંથી ખંભાત, વડોદરા, મોગરી (પરોણી નાર થઈને), જંતુવ, આણંદ, બોરસદ, વાલવોડ, બાંધણી, રામલ, પતાભ, મગોર, પીપળાવ, સુણાવ વગેરે ગામોએ જવાની બસસર્વિસ ચાલે છે. સિવિલ કોર્ટ, ફોજદારી કોર્ટ, પેટલાદ પ્રાન્ત એ કમિશ્નર, મામલતદાર, ડેપ્યુટી એસ. પી., પોલીસ ઈન્સ્પેક્ટર, પોલીસ સબ ઈન્સ્પેક્ટર વગેરે અમલદારોની કચેરીઓ છે. તે સિવાય તમાકુ ખાતું, ઈન્કમટેક્ષ ખાતું, સેલ્સટેક્ષ ખાતું, વજનમાપ ખાતું, ખેતીવાડી ખાતું, સહકારી ખાતું, પી. ડબલ્યુ. ડી. ખાતું, લોકલ બોર્ડ વગેરે ખાતાની કચેરીઓ પણ છે. એક સરકારી ગેસ્ટ હાઉસ છે. તાર અને ટેલિફોનની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે. નારણભાઈ કેશવલાલ દેશી દવાખાનું અને બીજાં કેટલાંક ખાનગી દવાખાના છે. છોટાલાલ મોતીલાલ ભગત આરોગ્ય ભુવન તથા ચંદુલાલ કેશવલાલ સેનેટોરિયમ છે.



નાગરકૂવા વોટરવર્ક્સ

પેટલાદ માલ પૂરો પાડનારી સહકારી મંડળી, પેટલાદ તાલુકા વિકાસ મંડળ, પેટલાદ તાલુકા ખરીદ વેચાણ સંઘ તથા ચાર ધીરધાર કરનારી મંડળીઓ છે. એક બેંક, બે સિનેમા, પ્રભુદાસ ભગવાનદાસ પરીખ સાર્વજનિક ક્લબ, પેટલાદ મહિલા મંડળ, પેટલાદ જિલ્લા ક્ષત્રિય સભા વગેરે ચાલે છે.



રાજરત્ન નારણભાઈ કેશવલાલ મિલ

ઉદ્યોગ: ખેડા જિલ્લાના મિલ ઉદ્યોગમાં પેટલાદનું પ્રથમ સ્થાન છે. રાજરત્ન નારણભાઈ કેશવલાલ મિલ્સ, રેશમ મિલ્સ એ બે કાપડની મિલો છે. બુલાખીદાસ મિલ્સ એ સૂતરની મિલ છે. આ મિલોનું કાપડ-સૂતર આખા દેશમાં અને પરદેશમાં દૂર દૂર સુધી જાય છે. પેટલાદ ઠક્કર રેડ ડાઈ વર્ક્સ નામનું સૂતર રંગવાનું કારખાનું છે. સયાજી ડાઈવર્ક્સ, શ્રી રામ સિલ્ક મિલ્સ, નારણભાઈ ટેક્સટાઈલ મિલ્સ, વલ્લભ હોઝિયરી, દિવાસળી મેચ ફેક્ટરી વગેરે ચાલતા હતા પણ હવમાં બંધ થયા છે. મફતલાલનું પાવર લૂમ્સનું કારખાનું ચાલે છે. શેખડ લોકો ચોડી સાળો ચલાવે છે. તે સિવાય સૂતરમાંથી રેલો બનાવવાનું કારખાનું, કેમિકલ ફેક્ટરી, દેશી દવાઓ બનાવવાનું કારખાનું, ઠારવાળા જિનિંગ ફેક્ટરી, અંબિકા પ્રેસ મિલ્સ, બે બરફના કારખાના, બે ચૂડગરો, પાંચ બ્રાસ અને આયર્ન ફેક્ટરીઓ વગેરે છે.

ત્રીસેક વર્ષ પહેલાં કાછિયા લોકો મોટા પ્રમાણમાં હાથસાળો

ચલાવતા તેમના મોટી લાલ કિનારનાં ધોતિયાં દૂર દૂર જતાં અને વખણાતાં

તમાકુનો પાક સારો થાય છે એટલે તેનો વેપાર પણ ચાલે છે તમાકુની બે ખળીઓ છે

જુદા જુદા ઉદ્યોગો અને વેપારને લીધે મોટા ભાગના લોકો નોકરી-ધંધે રોકાયેલા છે થોડી વસ્તી ખેતી કરે છે



ભુલાભાઈદાસ મિલ

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની પેટલાદ તાલુકા મુખ્ય સ્કૂલ અને કુમારશાળા ન ૧, ચાર ધોરણની કુમારશાળા ન ૨ અને ૩ સાત ધોરણની કન્યાશાળા ન ૧, ચાર ધોરણની કન્યાશાળા ન ૨ અને ૩, તથા ચાર ધોરણની એક ઉર્દૂ મિશ્ર શાળા મળી કુલ આઠ શાળાઓ ચાલે છે તેમાં ૧૯૫૦ વિદ્યાર્થીઓ અને ૧૨૪૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૯૩ બાળકો ભણે છે તે સિવાય એક બાલમંદિર, એન કે હાઈસ્કૂલ, ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલ અને ફરામરોઝ ગર્લ્સ હાઈસ્કૂલ, તથા પેટલાદ કોલેજ ચાલે છે નારણભાઈ કેશવલાલ સંસ્કૃત વિદ્યાલય છે ચંદુલાલ કેશવલાલ સાર્વજનિક પુસ્તકાલય, તારાલક્ષ્મી ચંદુલાલ મહિલા પુસ્તકાલય અને અમૃતલાલ રમણલાલ બાળ પુસ્તકાલય છે વ્યાયામશાળા, કન્યા વ્યાયામશાળા અને રસેન્દુ બાળક્રીડાંગણ છે

ગાયકવાડી જમાનાથી આ ગામ એક અગત્યનું કેન્દ્ર હોઈ કેળવણીનો પ્રચાર વર્ષોથી સારી રીતે ચાલતો આવ્યો છે પરિણામે આજે ગામમાંથી સારા વકીલો, દાક્તરો, લેખકો ટેકનિશ્યનો, ઉચ્ચ સરકારી અમલદારો તથા મણિભાઈ દીવાન જેવા પાક્યા છે

**ધાર્મિક સ્થળો** • રામનાથ મહાદેવ, વૈજનાથ મહાદેવ, રણછોડજીના બે મંદિર, લક્ષ્મીનારાયણનું મંદિર, સ્વામીનારાયણનું મંદિર, ખોડિયાર માતાનું મંદિર, અંબામાતાનું મંદિર, બહુચરા માતાનું મંદિર, વૈષ્ણવ સંપ્રદાયની મહાપ્રભુજીની બેઠક, જૈનોના બે દેરાસર, રોકડિયા હનુમાન, તથા અનેક નાના નાના મંદિરો છે ચારજણગા પીર, શેરપુરાની મસ્જિદ જુમ્મા મસ્જિદ અને તે સિવાય બીજી કેટલી નાની મસ્જિદો છે ત્રણ પરબડીઓ છે મહાત્માશ્રમ, પૂર્ણાનંદ આશ્રમ, શ્રીમ કૈલાસ આશ્રમ તથા અવધૂતજી મહારાજનો આશ્રમ છે સ્ટેશનરોડ પર છોટાલાલ મોતીલાલ ભગતની ધર્મશાળા છે તે જાહેર ઉપયોગ માટે છે ત્યાં રહેવા સૂવાની ઓરડીઓની વ્યવસ્થા છે બહાર સાધુલોકોને ઊતરવાની વ્યવસ્થા છે આ સિવાય જ્ઞાતિઓની અનેક વાડીઓ છે તે જ્ઞાતિ સમૂહ ઉપરાંત સભાઓ જેવા પ્રસંગોએ જાહેર ઉપયોગમાં પણ લેવાય છે પાંજરાપોળ અને ગૌશાળા છે



વૈજનાથ મહાદેવ

ભાદરવા સુદિ ૧૧ને રોજ રામનાથ મહાદેવે મેળો ભરાય છે ચારેક હજાર માણસો ભેગા થાય છે આસો સુદિ ૮ને રોજ તમામ દેવીઓના સ્થાને મેળા જેવું ભરાય છે આસો વદિ ૧૪ને રોજ રોકડિયા હનુમાને મેળો ભરાય છે.

૫૩ વાલ તળાવડીનું ૫૩ તેમાં ૨૦૦ માણસની વસ્તી છે મુખ્ય વસ્તી પાટીદારની છે

**ઇતિહાસ** પ્રાચીન ચરોતરનું મુખ્ય ગામ ઉપર જણાવ્યું છે તે પ્રમાણે પેટલાદ એ મૂળ ચરોતર પ્રદેશનું મુખ્ય ગામ છે તેના ઇતિહાસની બીજી વિગતો જે મળી શકી તે અત્રે આપી છે

૫ પાવતીની ગાદી, સ ૫૧૨ રોકડી વસાવી ઓખા

શાખાના સ્થાપક મૂળ પુરુષ દળચંદ દેવજીએ વિક્રમ સંવત ૧૧૦માં ગોધરામાં ગાદી સ્થાપી તેમની પાંચમી પેઢીના પુરુષ વાચક દેવજીએ સં ૨૯૭માં બાકરોલમાં જુદી ગાદી સ્થાપી તેમનાથી નવમી પેઢીના પુરુષ ગોવાળ દેવજીએ સં ૫૧૨માં પોષ સુદ ૩ના રોજ પંપાવતી–પેટલાદમાં પોતાની સ્વતંત્ર ગાદી સ્થાપી

**સંવત ૫૪૦, ફકીરનો પ્રસંગ** ગોવાળચંદ્ર પરમ શિવભક્ત અને ન્યાયી હતા તેમના અમલ દરમ્યાન સં ૫૪૦માં કાબૂલ તરફનો કોઈ મોરાદશાહ નામનો ચુસ્ત મુસ્લિમ ફકીર ત્યાં આવી પહોંચ્યો. તે વખતે પંપાવતીમાં એક વડવો વહોરો નામે તેમનો પરમ ભક્ત રહેતો હતો તેની પાસે જઇને ફકીરે પોતાની સાથેના ફકીરોના મંડળ માટે ખાવાનું માગ્યું તે ગરીબ વહોરા પાસે કંઈ સાધન ન હોવાથી પોતાનો બળદ તેમને આપ્યો, જેને હલાલ કરી ફકીરોએ પોતાની ક્ષુધા શાંત કરી

આ પ્રસંગથી હિંદુ પ્રજાની લાગણી દુખાઈ. રાજા પાસે ફરિયાદ થઈ, તે ઉપરથી ગાળા રાણાએ તપાસ કરાવી તો ફકીરોના બળદનું ચામડું દીઠું અને તે પ્રકારે રાજાને નિવેદન કરવાથી રાજાશ્રી ગોવાળ દેવજીએ તે ફકીર મોરાદશાહ અને વડવા વહોરાને પોતાની પાસે બોલાવી, આવું ક્રૂર કર્મ કરવા માટે તથા પોતાની પ્રજાના દિલ દુખાવવા માટે ઠપકો આપ્યો ફકીરે તે વાતને તદ્દન જૂઠી જણાવી, રાજાની ઈચ્છા હોય તો જાતે તે સ્થળે જઇને પોતાની ખાતરી કરી લેવાનું કહ્યું પછી તેમને ત્યાં તેડી જઈ, ત્યાં પેલા હલાલ કરેલા બળદને ખેતરમાં ઘાસ ચરતો દેખાડયો વળી લોહી વગેરેથી ખરડાયેલી ભૂમિને બદલે ત્યાં રક્તનો છાંટો પણ ન જણાયો અને સઘળી પ્રજા ભોઠી પડી

આ ચમત્કારથી રાજાને તેના પર સારી શ્રદ્ધા બેઠી અને તેથી તેણે ફકીરને તેના સાથીઓ સાથે પૂર્ણ આદરમાનથી નગરમાં પધરાવી સારી રીતે આગતા સ્વાગતા કરી તેને ઘણો પ્રસન્ન કર્યો તેથી તેણે રાજાને વરદાન માગવાને કહ્યું રાજાને સંતાન નહિ હોવાથી તેણે પુત્રની માગણી કરી તેથી મોરાદશાહે શરત કરી કે તમને બે પુત્રો આપું ખરો, પણ તમારે તે બેમાથી એક મને આપી દેવો આ શરત રાજાએ મંજૂર રાખવાથી તે પ્રમાણે વર આપી ફકીર રવાના થયા

**અરજણસિંહ અને હમીરસિંહ સંવત ૫૪૦** વખત જતાં રાજાને ત્યાં બે પુત્રરત્ન નામે અરજણસિંહજી તથા હમીરસિંહજીનો જન્મ થયો રાજાને તેમને માટે ઘણી મમતા બંધાઈ આમાંથી એક પુત્ર ફકીરને આપવો પડશે એ વાતથી રાજાને ચિંતા થયા કરતી એટલામાં લગભગ બાર વર્ષના ગાળા પછી ઉપરોક્ત ફકીર ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો અને રાજાને પોતાની શરત પાળવાની માગણી કરી આથી રાજા ઉદાસ થયો આખરે એક પુત્ર અરજણસિંહને ભોંયરામાં છુપાવી દઈ બીજા પુત્ર હમીરસિંહને રજૂ કરી માત્ર તે એક જ પુત્ર હોવાથી શરત પાળવાને પોતાની અશક્તિ જાહેર કરી પરંતુ મોરાદશાહને આ સર્વ વૃત્તાંત તથા પ્રપંચની ખબર હોવાથી તેણે રાજાને કહ્યું.



"ભલે આ એકલો તમારો પુત્ર છે, તો મારા પુત્રને હું બોલાવી લઈશ" એમ કહી "બેટા અરજણસિંહ" એવો અવાજ કર્યો કે તરતજ ભોંયરામાંથી ઢાંકણું ફોડી અરજણસિંહ આવીને હાજર થયો તેને ફકીરે આશીર્વાદ આપી પોતાનું પાણી પાઈ ખોળામાં બેસાડ્યો પછી રાજાને આગ્રહ કરીને સં ૫૫૩–૫૪માં પંપાવતીની ગાદી તેને અપાવી પોતે વિદાય થયો તે પછી રાજા ગોવાળ દેવજીએ નાપામાં પોતાની નવી ગાદી સ્થાપી

**અરજણશા પીર, સં ૫૮૩** સંવત ૫૮૩માં અરજણસિંહજી પીર થયા, જેમનો રોજો આજે પણ પેટલાદની ભાગોળે પડા ળીના રસ્તે કાયમ છે ત્યાં દરેક વર્ષે મોટો મેળો ભરાય છે, અને તેના ખર્ચના નિભાવ માટે નામદાર સરકાર તરફથી સારી નિમણુક મળ્યે જાય છે અરજણસિંહ પીર થવાથી બાકરોલની ગાદીવાળા તેમના વંશજ જેતરાણાએ પંપાવતી કબજે કરવાનો યત્ન કર્યો અને પોતાના માણસો સાથે હાલના પેટલાદ રેલ્વે સ્ટેશન નજીક એક વડની નીચે વિશ્રાંતિ લીધી તે વખતે અચાનક કોઈ ગેબી તીર આવીને જેતરાણાની છાતીમાં ભોંકાયું અને તે જ પળે તે પરલોકવાસી થયો આ વડ રેલવેસ્ટેશન થયું ત્યાં સુધી હતો અને જેતરાણાના વડને નામે ઓળખાતો હતો, અને ત્યાં જેતરાણાનો એક મોટો પાળિયો હતો રેલ્વે સ્ટેશન થતાં તે પાળિયો અને વડ બંનેના નિશાન રહ્યા નથી પરંતુ આજે સ્ટેશનના પાછલા ભાગમાં એક વડ અને ચોતરો છે, જે જેતરાણાના વડ તરીકે ઓળખાય છે અને સ્ટેશનના યાર્ડમાં એક દેરી છે, જે જેતરાણાના ઠાકોર તરીકે ઓળખાય છે

**પંપાવતીનો અંત** મહારાજ ગોવાળદેવજી નાપે ગયા ત્યાં દેવ થયા તેમની પાછળ હમીરસિંહજી અપુત્ર દેવ થયા અને આ રીતે પંપાવતી–પેટલાદની ગાદીનો અંત આવ્યો.

**પાંડવ તળાવ** આ ઉપરાંત પેટલાદમાં પરમાણિયા દરવાજા પાસે સિકોતરી માતાની વાવ આવેલી છે એ વાવના સંવત ૧૭૫૫ની સાલનો (એટલે ઈ સ ૧૬૦૯નો ઔરંગઝેબના સમયનો) એક શિલાલેખ ચોટાડેલો છે તેનો ટૂંકો ઉલ્લેખ તા ૬–૩–૨૮ના રોજ શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતાએ વડોદરા રાજ્ય ત્રીજી પુસ્તકાલય પરિષદ પેટલાદમાં ભરાયેલી તે પ્રસંગે કરેલો એ ઉપરથી માલુમ પડેછે કે સિકોતરી માતાની વાવ નજીકના પરમાણિયા તળાવને જૂના વખતમાં 'પાંડવ તળાવ' કહેતા હતા એટલે પેટલાદ શહેરના સ્થળને પાંડવો સાથે કંઈક સંબંધ હશે એમ અનુમાન થાય છે આ અંગેની વિગતોનો સાર તા ૨૩–૭–૫૩ના 'મહા ગુજરાત'માં પણ પૃ ૨ ઉપર પ્રસિદ્ધ થયેલ છે

**ભૌગોલિક વર્ણન** પેટલાદ શહેર મુખ્યત્વે ચાર વિભાગોમાં વહેચાયેલું છે

(૧) પેટલાદ સેનેટોરિયમ રોડ રેલવેસ્ટેશનનો ઉત્તર તરફનો ભાગ,

(૨) સ્ટેશન–કચેરી રોડ રેલ્વેથી દક્ષિણ તરફનો ક્લબ કચેરી કસ્બાનો વિસ્તાર,

(૩) જિન–જૂની રંગશાળા તરફનો વિસ્તાર તરાણુના વડથી જિન, અરજાપુગા પીર અને ખભાતી ભાગોળનો લત્તો.

(૪) ગામની મધ્યનો વિસ્તાર મણિભાઈ દીવાનની હવેલીથી દેવ કૂવાની ભાગોળ, પોસ્ટ ઓફિસ, ઝંડા બજારની આજુબાજુનો ચમારવાસ સુધીનો વિસ્તાર

**(૧) પેટલાદ સેનેટોરિયમ રોડ** આ વિસ્તાર રેલવે ગયા પછી છેલ્લા વીસ વર્ષમાં ખીલ્યો છે વીસ વર્ષ પહેલા આ રસ્તેથી એકલ–દોકલ સંધ્યાકાળ પછી જવું પણ સલામત નહોતું તે વિસ્તાર આજે ભારે પ્રવૃત્તિમય થયો છે અને થતો જાય છે

આ વિસ્તારને ત્રણ પેટા–વિભાગમાં વહેંચી શકાય સેનેટોરિયમ રોડ, પાળજ–આશાપુરીનો રસ્તો, પૂર્ણાનંદ આશ્રમનો રસ્તો

સ્ટેશનથી ઊતરી જમણા હાથ તરફ જતા ઊભે હાથે મોટી લાઈન આવે છે લાઈન ઉપર જ દાતાર શેઠ શ્રી રમણલાલનો બંગલો આવેલો છે ત્યાંથી નાની લાઇનની સામે શ્રી સયાજી રુગ્ણાલય નામનું સરકારી દવાખાનું, તેની બાજુમાં મહાત્માશ્રમ અને તેથી આગળ શેઠ ભગતનું સેનેટોરિયમ આવેલું છે દવાખાનાની સામે મેચ ફેક્ટરી અને તેથી આગળ નારાયણ સંસ્કૃત પાઠશાળા આવેલી છે સેનેટોરિયમ આગળથી રસ્તાના બે ફાંટા પડે છે એક રસ્તો સુણાવ–ખાવલી થઈ નડિયાદ તરફ જાય છે અને બીજો રસ્તો મરિયમપુરા–રંગઈપુરા થઈ, સિનવડ–પેટરડાથી મહેળાવ તરફ વળાંક લે છે

સોજિત્રા લાઈન આગળથી દવાખાનાની ડાબી બાજુએ રેલવે લાઇનની સમાંતર મિલ મજૂરોની ચાલો પાછળ સતરામ પુરાની ચાલ અને તેથી આગળ જતા પાળજ–આશાપુરીનો રસ્તો આવેલો છે તેથી આગળ જતા રાજરત્ન અને કેશવ મિલનો પાછલો ભાગ દેખાય છે

દવાખાનાની સામે દાતાર મેચ ફેક્ટરીની પાછળ જતા શ્રી રામ સિ ક મિ ગ ઈલેક્ટ્રિક ગ્રિડનું સ્ટેશન તેની સામેના ટેકરે રેલવે ઓફિસરના મકાનો અને મોટી રેલવે લાઈન ઉપર જતા શ્રી ગુપ્ત કૈલાસ આશ્રમ અને તેથી આગળ જતા શ્રી પૂર્ણાનંદ આશ્રમ આવેલા છે શ્રી પૂર્ણાનંદ આશ્રમની બાજુમાંથી એક રસ્તો સિહોલ અગાસ સ્ટેશન તરફનો શરૂ થાય છે

**(૨) સ્ટેશન કચેરી રોડ** આ વિસ્તાર બે પેટા વિભાગમાં વહેંચાઈ ગયો છે એક કચેરી તરફનો ભાગ અને બીજો જૂની રંગશાળા તરફનો ભાગ

સ્ટેશન પ્લેટફોર્મની બહાર નીકળતા રેલવેની ગોદી તરફ જતા સામે પટેલ આયર્ન એન્ડ બ્રાસ ફેક્ટરી અંબિકા પ સ મિલ્સ રૂની ડેપો અને તેની સાથે પેટલાદ બુલાખીદાસ મિ સ કં નામની સૂતરની મિલ આવેલી છે રેલવે યાર્ડમાંથી નીકળી ગામ તરફ જવાને રસ્તે ઊભા રહીએ તો ટોલીસ ગેટ સરકારી રેસ્ટ હાઉસ અને ત્યાંથી આગળ જતા નવી રંગશાળાવાળા મકાનમાં વલ્લભ હોઝિયરી, વીવિંગ ફેક્ટરી અને સ્ટેન્ડર્ડ એન્જિનિયરિંગ વર્કસનું કારખાનું આવેલા છે. રંગશાળાના મકાનના એક ખૂણા ઉપર વીણા ટોકીઝ આવેલી છે

વીણા ટોકીઝથી આગળ જતા પોલીસ લાઈન્સ આવેલી છે પોલીસ લાઇન્સની વચ્ચેનો રસ્તો છોટી શેઠ પ્રભુદાસ સાર્વજનિક ક્લબ આવેલી છે ક્લબના મકાનની લગોલગ એક ઊંચી પુરાણી દીવાલ દેખાય છે. આ દીવાલ ત્યાં આવેલા એક પુરાણા કિલ્લાની યાદ દેવડાવે છે આ કિલ્લાની અંદર મોટા કમાનવાળા દરવાજેથી દાખલ થતા સામે જ મામલતદારની કચેરી તેના પાછલા ભાગમાં જેલ, જેલની પછીતે પીરનો તકિયો, તકિયાની સામે પેટલાદ ગર્લ્સ સુધરાઈ, અને ત્યાંથી આગળ જતા ગુજરાતી નિશાળ રેકર્ડ ઓફિસ, તેની બાજુમાં પુરાણી મસ્જિદ અને પ્રાંત ઓફિસ અને તે ઓફિસની સામે કોર્ટનું મકાન આવેલું છે

આ જ કિલ્લાના આગલા ભાગમાં એન કે હાઈસ્કૂલ અને તેની પછવાડે ગુજરાતી શાળાના મકાનો આવેલા છે સ્કૂલો બંધાયા પછી વડોદરા રાજ્યના સમયમાં સ્કૂલોની આગળનો કોટ પાડી નાખી કમ્પાઉન્ડ કરી દેવામાં આવ્યું છે જ્યારે પાછલા ભાગમાં કિલ્લાની દીવાલો હજી ઊભી છે

મુખ્ય ધોરી રસ્તા ઉપર સ્કૂલના કમ્પાઉન્ડ આગળના ચોગાનમાં સયાજીરાવની પ્રતિમા આવેલી છે આ પ્રતિમા આગળથી ત્રણ રસ્તા ફંટાય છે એક ફાંટો ડાબા હાથ ઉપર સરકારી ચોરા આગળ થઈ શ્રી રણછોડજીના મંદિર આગળ જાય છે સરકારી ચોરા સામે મહિલા મંડળ, ટેલિફોન એક્સચેન્જ અને તેની બાજુમાં ગુજરાતી નિશાળનું મકાન છે સયાજીરાવની પ્રતિમા પાસેથી બીજો ફાંટો મોચીવાડ તરફ થઈ હનુમાનજીનું મંદિર અને પાઠશાળા આગળથી વળાંક લઈ ધોળી કૂઈ થઈ મોટા બજારમાં કંસારાવાડ આગળ નીકળે છે

સયાજીરાવની પ્રતિમા પાસેથી એક ત્રીજો સરિયામ રસ્તો મહાત્મા ગાંધીજીની પ્રતિમા આગળ થઈ શેઠ ચકુલાલ સાર્વજનિક પુસ્તકાલય, શ્રી સોમનાથ મહાદેવ, અને ડૉ. પ્રધાનના ઘર આગળથી વળાંક લઈ પરમાણિયાના દરવાજામાં થઈ એક ફાંટો કૉલેજ અને બીજો રામનાથ મહાદેવ તરફ જાય છે આ રસ્તાની જમણી બાજુ પાંજરાપોળ, શેઠ શ્રી બુલાખીદાસનું અન્નક્ષેત્ર અને પાઠશાળા આવેલા છે છાત્રાલયની લગોલગ પરમાણિયાનો પુરાણો દરવાજો આવેલો છે દરવાજાની લગોલગ છાત્રાલયની સામે ઔરંગઝેબના સમયની શિકોતરી માતાની વાવ આવેલી છે તેની લગોલગ શ્રી રતનબાની ધર્મશાળા આવેલી છે

પરમાણિયા દરવાજાની બહાર અને વાવની ભીંતે ચોકમાં શાકબજાર ભરાય છે શાક બજારથી બે રસ્તા ફંટાય છે એક કૉલેજ–રામનાથ તરફ અને બીજો ધોરીમાર્ગ કિશોર પારેખની વાવ તરફ થઈ બોરસદ તરફ જાય છે

શિકોતરી વાવને મથાળે પી ડબલ્યુ ડી ની ઓફિસ આવેલી છે ઓફિસની સામે ચારે બાજુથી બાંધેલું પાકું તળાવ (પરમાણિયું) આવેલું છે. આ તળાવની સામે

રણછોડરાયજીનુ મંદિર આવેલુ છે મંદિરથી આગળ જતા પેટલાદ પાવરહાઉસ અને તેની બાજુમા શ્રી કાશી વિશ્વનાથ મહાદેવનુ મંદિર છે આ મહાદેવવાળા ખેતરને 'વેશ્યાની વાડી' તરીકે હજુ પણ લોકો ઓળખે છે આ અને તેની પાછળના ખેતરમા તાજેતરમા સ્થપાયેલી બે ઘરો બાંધનારી સહકારી મંડળીઓ બંગલાઓ બાંધવા તૈયારીઓ કરી રહી છે સહકારી મંડળીઓના બંધાનારા આ બંગલાઓ નજદીક એક સ્મશાન આવેલુ છે સ્મશાનને મથાળે શ્રી વૈજનાથ મહાદેવનુ મંદિર આવેલુ છે આ સ્મશાન અને કોલેજ તરફ જવાને રસ્તે મોટા કમ્પાઉન્ડમા એજ્યુકેશન સ્કૂલ આવેલી છે સ્કૂલની બાજુમા સૂર્ય ભુવન, વ્યાયામશાળા અને વ્યાયામશાળાના ઉપલા ભાગમા રામનાથનુ તળાવ (રામકુંડ) અને તેની ઉપર ઐતિહાસિક રામનાથ મહાદેવનું મંદિર અને તેની પછવાડે રામજી મંદિર અને બંને બાજુએ મોટી ધર્મશાળાઓ આવેલી છે

પરમાણિયાના દરવાજેથી સીધે હાથે ન્યુ એજ્યુકેશન સ્કૂલની સામે સ્મશાન અને તેથી આગળ જતા નાની લાઈન ઓળંગતાની સાથે પેટલાદ કોલેજ આવે છે તેની નજદીકમા જ દંતાલી ગામ આવેલુ છે

હવે આપણે પાછા સ્ટેશનના ઝાંપા તરફ જઈએ સ્ટેશનના ઝાંપાની સીધે હાથે મગુબાની ધર્મશાળા, વડોદરા બેંક, પોસ્ટ ઓફિસ અને આગળ જતા જૂની રંગશાળાનો પાછલો દરવાજો આવે છે આ દરવાજાની બાજુના માણેજવાળાના મકાનની બાજુમા શ્રી મહાવીર એંજિનિયરિંગ વર્કસ અને દિનેશ પ્રિન્ટરી આવેલા છે તેથી આગળ જતા પંચાલ આયર્ન વર્કસ અને હરિજનવાસને નાકે ફતેસિંહ ટોકીઝ આવેલી છે.

**(૩) જિન-જૂની રંગશાળા તરફનો વિસ્તાર** સ્ટેશનેથી ઊતરી પોલીસગેટ આગળ આવીને ઊભા રહીએ તો જમણી બાજુએ સુધરાઈ અને રેલવેનુ ખુલ્લુ મેદાન આવેલુ છે આ મેદાનમા શાકભાજીની દુકાનો છે સામે શેઠ ગુલામનબીના લાકડાના પીઠા આગળથી ગામ તરફ જતા પહેલો જેતરાણાનો વડ આવે છે આ વડ આગળ મોટર સર્વિસોનુ મોટું સ્ટેન્ડ આવેલુ છે આ સ્ટેન્ડની સામે શેઠ ભગતની ધર્મશાળા આવેલી છે તેની સામે જ શેઠ કારવાળાનું જિન અને જિનની અંદર જયહિંદ આઈસ ફેક્ટરી આવેલી છે જિનિંગ ફેક્ટરીથી આગળ જતા એસિડ ફેક્ટરી અને તેની સામે શેઠ નારણભાઈનુ જૂનુ રંગાટીનુ કારખાનુ-હર્ષી રેડ ડાઈ વર્કસ-આવેલુ છે

એસિડ ફેક્ટરીની બાજુએથી એક રસ્તો જમણા હાથ ઉપર જાય છે તે રસ્તો આગળ જતા ત્રણ સ્થળે ફંટાય છે એક ફાંટો મસ્જિદ આગળ થઈ હાજમની લીમડી તરફ વળે છે, બીજો ખોડિયાર માતા તરફ થઈ કેશવ મિલના દરવાજા આગળનુ રેલવેનુ ફાટક ઓળંગી સોજિત્રા તરફ જાય છે ખોડિયાર માતાની ઉપર મથાળેના ભાગમા નવી પીરની દરગાહ આવેલી છે જ્યારે સામે લૂણું તળાવડી આવેલી છે ત્રીજો ફાંટો કુંભારવાડાથી આગળ જતા ગોલવાડના પાછલા ભાગ આગળ થઈ અરજણશા પીર

આગળ જાય છે આ ઐતિહાસિક પીરના રોજા આગળથી એક રસ્તો પંડોળી-નાર તરફ જાય છે અને બીજો શેખડી-ખટાણા-કણિયા થઈ વડદલા તરફ જાય છે ગોલવાડ આગળના ચોતરા તરફથી એક રસ્તો ગંડા બજારમા થઈ રબારી અને ચમારવાસ તરફ થઈ શેખડી તરફ જાય છે

હવે આપણે પાછા જૂની રંગશાળાના દરવાજા પાસે આવીએ આ રંગશાળાથી બજારમા જતા રસ્તા ઉપર કાળકા માતાનુ મંદિર, શ્રી મહાપ્રભુજીની બેઠક અને તેથી આગળ કાળકા પોલીસગેટ આવેલી છે ત્યાંથી એક ફાંટો શેરપુરામા થઈ કચેરી સામેની સડક સાથે મળે છે કાળકા માતાની ગેટ આગળથી મોટો રસ્તો કિશા પારેખના ઉતારા આગળ થઈ નાગરિયા પાડા આગળ થઈ, વહોરાની મસ્જિદથી સીધે રસ્તે મોટી મસ્જિદ આગળ થઈ ખંભાતી ભાગોળે જાય છે ખંભાતી ભાગોળ અને મલાવ ભાગોળની વચમા મલાવનુ તળાવ આવેલુ છે ખંભાતી ભાગોળથી ખંભાત તરફ રસ્તો જાય છે અને મલાવની પાછલી બાજુએથી નીચે ધર્મજ તરફ રસ્તો જાય છે

**(૪) ગામની મધ્યનો વિસ્તાર** સ્ટેશનેથી સીધે રસ્તે જતા ડૉ પ્રધાનના દવાખાના આગળ એક ચાવડી આવેલી છે એટલે આ બજારને ચાવડી બજાર કહેવામા આવે છે આ ચાવડી આગળ ચાર રસ્તાઓ ભેગા થાય છે એક સ્ટેશન ઉપરથી આવતો બીજો દેવકૂવાની ભાગોળેથી ટાવર થઈ આવતો ત્રીજો ચોકસી બજાર, નાગરકૂવા તરફથી આવતો અને ચોથો પરમાણિયાના દરવાજા તરફથી આવતો

સ્ટેશન, ચાવડી બજાર અને પરમાણિયા દરવાજાથી રામનાથ મહાદેવના રસ્તા ઉપરની સંસ્થાઓની નોંધ ઉપર આપણે લીધેલી છે એટલે મણિભાઈ દીવાનની હવેલીથી દેવકૂવાની ભાગોળ અને અંબામાતા તેમજ ચાવડી બજારથી ચોકસી બજાર-ગંડા બજાર-તરફના વિસ્તારના સ્થળો હવે આપણે તપાસીએ આ ભાગમા જૂનુ પેટલાદ વસેલુ છે

ચાવડી બજારથી ડાબે હાથે જતા મણિભાઈ દીવાનની હવેલી ટાવર તથા રસેન્દુ બાળક્રીડાંગણ છે હવેલીની બાજુમા રૂક્મણી ગર્લ્સ હાઈસ્કૂલ આવેલી છે દીવાનની હવેલીથી એક રસ્તો ડૉ વાસુદેવનુ પ્રસૂતિગૃહ, પોસ્ટ ઓફિસ અને વડકૂવા આગળ થઈ અંબાજી માતાના મંદિર આગળ જાય છે અંબાજીના ચકલામાથી ત્રણ ફાંટાઓ પડે છે એક ચોકસીકૂઈ થઈ ઝાલકીવાડ તરફ જતો, બીજો બહુચરા માતા તરફ થઈ મલાવની ભાગોળે જતો અને ત્રીજો લાડની વાડી આગળ થઈ ગંડા બજાર તરફ જતો

ટાવર આગળથી એક રસ્તો ડાબે હાથે દેવકૂવાની મસ્જિદ આગળ થઈ દેવકૂવાની ભાગોળે જાય છે આ ભાગોળેથી દાવલપુરા રૂપિયાપુરા, વગરે ગામોએ જવાનો રસ્તો આવે છે

હવે આપણે પાછા ચાવડી બજાર આગળ આવીએ ચાવડી બજારમા સરકારી રાજકીય સંસ્કૃત પાઠશાળાનુ બોર્ડ નજરે પડે

બજારને જમણે હાથે એક રસ્તો ગાધિયાટાની દુકાનો છોડી આગળ જતા ઘોળીકૂઈ–નાગરકૂવા તરફ થઇ ઝડા બજારને મળે છે રસ્તામા જમણી બાજુએ વહોરાઓની મસ્જિદ અને તેની સામે જૂની કન્યાશાળા અને આગળ ગાધી-ચોક આવેલો છે આ ચોકમા સામાન્ય રીતે બધી જાહેર સભાઓ ભરાય છે આ ગાધી ચોકની એક બાજુ નાગરકૂવાની અદર શ્રી લક્ષ્મીનારાયણનુ મદિર અને મણિભા પટેલની વાડી આવેલી છે ચોકની બીજી બાજુ લીમડી શેરી આવેલી છે, જેમા નાકે હાટકેશ્વર મહાદેવનુ મદિર અને મધ્યમા જૈનોનુ મોટુ દેવાલય આવેલુ છે

ગાધી ચોકથી આગળ જતા નાગરકૂવો અને તેના નાકા ઉપર મોઢની ધર્મશાળા અને શેરીમા દેશવાળની ધર્મશાળા આવેલી છે આગળ જતા કસારાવાડ નજદીક સ્વામીનારાયણનુ મદિર અને તેથી આગળ જતા જૈનોનુ નવુ દેરાસર આવેલુ છે આ દેરાસરથી સહેજ આગળથી રસ્તાના બે ફાટા પડે છે એક વાળદવાડા તરફ થઈ દાણાબજારમા નીકળે છે વાળદવાડા સામે શ્રી ગોસ્વામીજીની મોટી હવેલી આવેલી છે દેરાસરથી બીજો રસ્તો ચોકસી બજાર આગળ થઈ ઝડા બજારમા પહોચે છે

**આધાર** શ્રી મણિલાલ પી પરીખે ખાસ લખી આપેલો વિસ્તૃત લેખ

*

## પેટલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મલાતજથી દોઢ માઈલ દૂર આવેલુ છે. આશરે ૭૦૦ વર્ષ ઉપર નાગર બ્રાહ્મણોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૪૧૮ કુટુબ ૪૨૪ વસતી પુ ૯૬૧, સ્ત્રી ૮૫૦, કુલ ૧૮૧૧

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મલાતજ છે નડિયાદ, સોજિત્રા, ડેમોલ, રભાઉ, વગેરે સ્થળે જવા માટે બસ સર્વિસની સગવડ છે ૧૯૨૧થી ગ્રામપચાયત ચાલે છે તે ગામ સફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે દવાખાનુ ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૦ વિદ્યાર્થીઓ અને ૬૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૨ બાળકો ભણે છે. પુ ૪૮૩ અને સ્ત્રી ૧૭૦ મળી કુલ ૬૫૩ ભણેલા છે ગુજરાતના જાણીતા યુવાન વાર્તાકાર અને 'પાટીદાર' માસિકના તત્રી શ્રી ઈશ્વર પેટલીકર આ ગામના વતની છે એ આ નાનકડા ગામ માટે ગૌરવરૂપ છે

**ધાર્મિક સ્થળો** મદિર, પુરાતન મહાદેવ, મસ્જિદ વગેરે

*

## પોરડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૨ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પેટલાદથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો. માઈલ ઘરો ૪૧૭ કુટુબ ૪૧૭. વસતી પુ ૧૦૩૩, સ્ત્રી ૬૪૩, કુલ ૧૬૭૬ મુખ્ય વસતી પાટીદાર, બ્રાહ્મણ અને બારૈયા લોકોની છે

**સગવડો** બે તળાવ અને ત્રણ કૂવા છે. પીપળાવથી આણદ જતી અને બાધણીથી પેટલાદ જતી બસ સર્વિસ અહીં થઇને પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે. બીડીનુ એક નાનુ કારખાનુ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૧૩ વિદ્યાર્થીઓ અને ૮૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૯ બાળકો ભણે છે પુ ૩૬૦ અને સ્ત્રી ૧૭૪ મળી કુલ ૫૩૪ ભણેલા છે ૧૯૩૬થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** નીલકઠ મહાદેવ, રામજી મદિર, વેરાઈ માતા, અપુવ માતા, આઈ પી મિશનનુ ચર્ચ, ચાર ધર્મશાળાઓ વગેરે છે

અપુવ માતા જે હાલ પાટીદારોની ધર્મશાળામા છે તેની ઊંચાઈ ૫ ફૂટ, પહોળાઈ ૨ ફૂટ અને જાડાઈ ૧ ફૂટ છે આ પ્રચડ મૂર્તિ ધ્રાગધ્રી પથ્થરની બનેલી છે

**પ્રાચીન સ્થળો** ગામ ભાગોળે એક પાળિયો છે તે કોઈ વીર ક્ષત્રિયનો છે એમ મનાય છે તેની ઉપરનો લેખ પૂરો વાચી શકાતો નથી. અપુવ માતા પાસે અપુવ તળાવ છે તેની ઉપરના લેખમા '૧૫૫૪ની સાલ' જેવું કઈક બધ બેસે છે પારીનુ ખેતર દેરાવાળુ કહેવાય છે તેમાથી હનુમાનજી અને ગણપતિની મૂર્તિઓ નીકળેલી, અને આજે પણ ૧૮ ઇચ લાબી, દસ ઇચ પહોળી અને ૩ ઇચ જાડી ઈંટો નીકળે છે

**પરાં** (૧) રવિપુરા મૂળ આ પરાનુ નામ ગાડિયાપુરા હતુ તેમા ગામલોકોએ શાળાનું મકાન બાધીને લો બો ને સુપ્રત કર્યું ત્યારે તેનુ ઉદ્ઘાટન જાણીતા લોકસેવક શ્રી રવિશકર મહારાજને હસ્તે કરાવેલુ અને ગામનુ નામ બદલીને રવિપુરા રાખેલુ શાળા ચાર ધોરણની છે અને તેમા ૭૬ બાળકો ભણે છે

(૨) સોમદિયુ પરુ કહે છે કે મૂળ આ પરુ બ્રાહ્મણોએ વસાવેલુ અને પહેલા પટેલાઈ પણ બ્રાહ્મણોની હતી

*

## ફાગણી

**પરિચય** ઉ અ ૨૨° ૩૨ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પેટલાદથી બે માઈલ દૂર આવેલુ છે આશરે ૧૪૦૦ વર્ષ પૂર્વે અડાજણથી બારેજા થઈ કેટલાક લોકોએ અહીં આવીને આ ગામ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ ઘરો ૨૬૭ કુટુબ ૨૮૭ વસતી પુ ૭૮૫, સ્ત્રી ૬૪૨, કુલ ૧૪૨૭ મુખ્ય વસતી

પાટીદાર અને બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** ચાર કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પેટલાદ છે ગ્રામપંચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૪ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૧૮૭ અને સ્ત્રી ૧૪૭ મળી કુલ ૩૩૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, મેરાઈ માતા, પરબડી, ધર્મશાળા વગેરે

*

## બામણોલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વડતાલથી દોઢ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૪૯૯ કુટુંબ ૪૯૯ વસતી પુ ૧૧૭૭, સ્ત્રી ૧૦૫૭, કુલ ૨૨૩૪, લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ છેટે નરસંડા છે ૧૯૫૦થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૦૦૦ જેટલી છે તેમાંથી રસ્તાસુધારણા, ગ્રામ સફાઈ કૂવાઓ ગળાવવા તથા સમરાવવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે ગ્રામ દવાખાનું ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૩૨ વિદ્યાર્થીઓ અને ૬૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૮ બાળકો ભણે છે પુ ૬૩૬ અને સ્ત્રી ૧૪૨ મળી કુલ ૭૭૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** સહજાનંદ સ્વામીની બેઠક તથા મંદિર વગેરે

*

## બાલિંટા

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી પાંચ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૧ ચો માઈલ ઘરો ૨૯૫ કુટુંબ ૨૯૬ વસતી પુ ૬૭૯ સ્ત્રી ૬૨૦ કુલ ૧૨૯૯ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ અને એક પીવાના પાણીનો કૂવો છે સીમમા ૪૦ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૧૧૮ અને સ્ત્રી ૪૨ મળી કુલ ૨૨૦ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

*

## બાંધણી

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વડતાલથી ચાર માઈલ દૂર આવેલું છે પ્રથમ ગામનો વસવાટ જ્યાં હાલ ગામની સિમ નામે ઓળખાતી સીમ છે ત્યાં થયેલો અને ત્યાર પછી લોકો ધીરે ધીરે હાલની જગા પર આવી વસેલા એમ મનાય છે કહેવાય છે કે તેનું નામ પ્રથમ વસનાર બની ગ્રામણના નામ ઉપરથી પડેલું છે, અને તે આશરે ૫૦૦ વર્ષ જૂનું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૨ ચો માઈલ ઘરો ૮૫૭ કુટુંબ ૮૮૯ વસતી પુ ૨૨૨૫ સ્ત્રી ૨૦૧૫ કુલ ૪૨૪૦ મુખ્ય વસતી પાટીદારોની છે ગામના ઘણા માણસો આફ્રિકામા વસીને વેપારધંધે તથા નોકરીમા સારી રીતે જામેલા છે તેઓના દાન અને ઉત્સાહથી ગામમા એક પછી એક સંસ્થાઓના મકાનો થતા જાય છે

**સગવડો** એક મોટું તળાવ છે તેમા બારે માસ પાણી રહે છે બે મુખ્ય કૂવા અને નાની મોટી દરેક કૂઈઓ છે કૂવામાં બોરિંગ થઈ ગયું છે હવે વૉટરવર્ક્સ કરવાની તૈયારીઓ ચાલી રહી છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ અને બસસર્વિસની સગવડ છે ગ્રામપંચાયત ચાલે છે સરકારી સાર્વજનિક દવાખાનું જાહેર બાગ સહકારી મંડળી બાંધણી સેવા મંડળ ગ્રામરક્ષક દળ વગેરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી ડાંગર મેદરા, કોદરા તમાકુ વગેરે પાકે છે સિગારેટ બીડીની સાથી તમાકુ પકવવાનું એક મોટું સરકારી કારખાનું છે હરિજનો વણાટ કામ કરે છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની સ્વ હીરાભાઈ બાજીભાઈ કુમારશાળા અને છ ધોરણની સ્વ હેતાબા કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૩૦૦ વિદ્યાર્થીઓ અને ૧૬૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૬૨ બાળકો ભણે છે કન્યાશાળાનું મકાન સ્વ હેતબાના સ્મરણાર્થે એમના સુપુત્રો શ્રી ઉમેદભાઈ બાપુજીભાઈ પટેલ તથા શ્રી છગનભાઈ બાપુજીભાઈ પટેલે બંધાવી આપ્યું છે કુમારશાળાનું મકાન સ્વ હીરાભાઈ બાજીભાઈના સુપુત્રોએ બંધાવી આપ્યું છે તે સિવાય એક હાઈસ્કૂલ ચાલે છે નવું અને આધુનિક ઢબનું હાઈસ્કૂલનું એક ભવ્ય મકાન આશરે રૂપિયા બે લાખને ખર્ચે તૈયાર થઈ રહ્યું છે પુ ૧૨૦૬ અને સ્ત્રી ૫૨૩ મળી કુલ ૧૭૨૯ ભણેલા છે વાચનાલય પુસ્તકાલય તથા વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળો** પાંચ મંદિર, એક મસ્જિદ, એક પારસી, એક ધર્મશાળા વગેરે છે તળાવને કિનારે વૈષ્ણવોની શ્રી મહાપ્રભુજીની બેઠક છે ત્યાં આવવા આસપાસ નગારું ફરેલો કોટ અને બાગને લીધે તે સ્થાન ઘણું રમણીય લાગે છે

---

**આધાર** શ્રી ચતુરદેસાઈ તથા શ્રી દાભાન ભાઈ અમરાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## બાંટવા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહાતજથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૧૦૫ કુટુબ ૧૦૫ વસતી પુ ૨૫૦, સ્ત્રી ૨૨૦, કુલ ૪૭૦

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે ફરલાગ દૂર દેથલી છે ગ્રામપચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૭ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૨ બાળકો ભણે છે પુ ૪૨ અને સ્ત્રી ૧૩ મળી કુલ ૫૫ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

*

## બોરિયા

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન અગાસથી બે ફરલાગ દૂર આવેલુ છે ગામ સ ૧૨૨૫મા વસ્યુ હતુ તેમ બારોટના ચોપડા ઉપરથી જાણવા મળે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ચો માઈલ ઘરો ૪૩૦ કુટુબ ૪૫૪ વસતી પુ ૧૯૧૮, સ્ત્રી ૮૬૮, કુલ ૧૯૮૬

**સગવડો** ઓવારા બાધેલુ તળાવ તથા કૂવા છે અગાસથી જતી કાચી સડક ગામની હદમા થઈને જાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે મૂળ વડોદરા રાજ્ય વખતની સને ૧૯૦૬ની સાલથી સ્થપાયેલી ગ્રામપચાયત સને ૧૯૫૧થી નવા ધારાધોરણ મુજબ રચાઈ છે તેની વાર્ષિક આવક રૂ ૧૯૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ રસ્તસુધારણા વગેરે કામો થાય છે દવાખાનુ છે સવત ૨૦૦૦થી યુવક મડળ ચાલે છે તે પુસ્તકાલય ચલાવે છે, તથા ગ્રામસફાઈ જેવા ગામોપયોગી કામો પણ કરે છે

ધર્માદા રકમોની સારી વ્યવસ્થા થાય, આપસમા પ્રેમ વધે અને સગઠનથી ઉન્નતિ સધાય તથા કુરિવાજો દૂર થાય એ ઉદ્દેશથી સવત ૧૯૯૦થી પાટીદાર સમાજ સુધારક મડળ ચાલે છે એક વિવિધ કાર્યકારી સહકારી મડળી પણ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી, અનાજ ઉપરાત તમાકુ પાકે છે સીમમા ૧૦ કૂવા પર એજિન ૫૫ ગોઠવેલા છે એજિનો દુરસ્ત કરવાનુ એક કારખાનુ છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૯૭ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૪ બાળકો ભણે છે પુ ૪૧૯ અને સ્ત્રી ૧૫૧ મળી કુલ ૫૭૦ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર, શિવ મદિર વગેરે

**આધાર** શ્રી બાપુભાઈ કુબેરદાસ પટેલ [તરફથી] મળેલી માહિતી

*

## ભડકદ

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન દેવાથી બે માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ ભડકવાસિણી માતાના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૩૪૨ કુટુબ ૩૪૬ વસતી પુ ૭૫૨, સ્ત્રી ૬૮૨, કુલ ૧૪૩૪ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે ચાર કૂવા છે તેમાથી બેનો ઉપયોગ થતો નથી નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ દેવા છે સને ૧૯૫૨થી ભડકદ કો-ઓપરેટીવ સોસાયટી ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૯ વિદ્યાર્થીઓ અને ૫૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૫ બાળકો ભણે છે પુ ૪૧૧ અને સ્ત્રી ૧૩૦ મળી કુલ ૫૪૧ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે તેમા છાપાની સગવડ ઉપરાત ૧૫૦૦ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** નીલકઠ મહાદેવ સોમનાથ મહાદેવ, બે રામાનદી મદિર, સ્વામીનારાયણનુ મદિર, ભડકવાસિણી માતા, ખોડિયાર માતા વગેરે છે ભડકવાસિણી માતાની મૂર્તિ ખડિત થઈ ગઈ છે તેની ઉપરના લખાણમા સવત ૧૪૨૨ની સાલ ઊકલે છે

*

## ભવાનીપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૩૦ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પેટલાદથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૨૭૭ કુટુબ ૨૮૦ વસતી પુ ૭૧૯ સ્ત્રી ૬૧૮ કુલ ૧૩૩૭ પાટીદાર ક્ષત્રિય, વાઘરી વાળદ પ્રજાપતિ લુહાર, ગોસાઈ ખ્રિસ્તી હરિજન મુસલમાનો વગેરે લોકો વસે છે

**સગવડો** બે તળાવ અને બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પેટલાદ છે સને ૧૯૫૨થી ગ્રામપચાયતની સ્થાપના થઈ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૭ કૂવા ઉપર એજિન ૫૫ ગોઠવેલા છે ગામમા બે ટ્રેકટર છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૨

વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૭ બાળકો ભણે છે પુ ૨૯૮ અને સ્ત્રી ૧૨૩ મળી કુલ ૪૨૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મંદિર, કાળકા માતા, જોગણી માતા, ઝાપડો, નાની નાની દેરીઓ વગેરે

*

## ભાટિયેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરના આ ગામે રેલવેસ્ટેશન હતાલીથી જઈ શકાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૨૮૬ કુટુંબ ૨૯૬ વસતી પુ ૪૭૭, સ્ત્રી ૪૨૨, કુલ ૮૯૯

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ દૂર પેટલાદ છે ગ્રામપંચાયત, ગ્રામદવાખાનુ તથા સહકારી મંડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે કૂવા પર એન્જિન પંપ ગોઠવેલા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૭૭ વિદ્યાર્થીઓ અને ૩૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૫ બાળકો ભણે છે પુ ૪૩૩ સ્ત્રી ૨૫૪ મળી કુલ ૬૮૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** મહાદેવ

*

## ભાલેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ધર્મજથી દોઢ માઈલ દૂર આવેલુ છે ભાથા નામના રબારીએ આશરે ૭૦૦ વર્ષ ઉપર તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૧૨૯ કુટુંબ ૧૭૨ વસતી પુ ૩૨૫, સ્ત્રી ૨૯૩, કુલ ૬૧૮

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ધર્મજ છે ગ્રામ પંચાયત તથા દવાખાનુ ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૮ વિદ્યાર્થીઓ અને ૫૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૯ બાળકો ભણે છે પુ ૧૯૯ અને સ્ત્રી ૬૮ મળી કુલ ૨૬૮ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, મંદિર ધર્મશાળા

*

## ભૂરાકૂઈ

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નારથી સવા ત્રણ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે આશરે ૩૦૦ વર્ષ ઉપર ભૂરાભાઈ પટેલે આ ગામ વસાવેલુ પણ આજે ગામમા તેમનો એક પણ વંશજ રહ્યો નથી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૨૯૨ કુટુંબ ૩૦૮ વસતી પુ ૭૫૧, સ્ત્રી ૬૩૪, કુલ ૧૩૮૫ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** નાર સ્ટેશન સુધી કાચી સડક ની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ દૂર વડદલા છે. ગ્રામ પંચાયત આશરે ૫૬૨ વર્ષથી ચાલુ હતી તે ૧૯૫૧થી નવા ધારાધોરણ મુજબ નવેસરથી રચાઈ છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, કૂવા સમારકામ વગેરે પાછળ લગભગ રા. ૧૫૦૦નો વાર્ષિક ખર્ચ કરે છે પાટીદાર સહકારી પંપ મંડળી તથા ખેતીવાડી સહમરી પંપ મંડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડીઓ બનાવવાનુ એક કારખાનુ ચાલે છે સીમમા બે કૂવા ઉપર સહકારી મંડળીના દળવા-ખાડવાના સંચા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૪ વિદ્યાર્થીઓ અને ૭૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૫ બાળકો ભણે છે પુ ૩૮૯ અને સ્ત્રી ૧૪૭ મળી કુલ ૫૩૬ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ભાણનાથ મહાદેવ મલિકા માતા, લોગ માયા, વહેરાઈ માતા વગેરે

*

## મઘરોલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૩ ચો માઈલ ઘરો ૫૨૮ કુટુંબ ૫૨૮ વસતી પુ ૧૧૪૧, સ્ત્રી ૧૦૭૨ કુલ ૨૨૧૩ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ અને ચાર કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે પ્રવૃત્તિઓ કરે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૨ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૭ બાળકો ભણે છે પુ ૬૦૪ અને સ્ત્રી ૧૯૮ મળી કુલ ૮૦૨ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેમા ૩૦૦ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠેશ્વર મહાદેવ રામજી મંદિર, કબીરપંથનુ મંદિર પરબડી, ધર્મશાળા વગેરે

**પરા** દેથલીનુ પરુ તથા ગઢિયા પરુ ખેતરની જમીનો દૂર પડવાથી આ પરાનો વસવાટ થયેલો છે દેથલીના પરામા ૧૦૦ જેટલા અને ગઢિયા પરામા ૧૫૦ જેટલા મનુષ્યોની વસતી છે

*

## મલાતજ

**પરિચય** ઉ અ ૨૨° ૭ અને પૂ રે ૭૨°૪૪ ઉપરનુ આ ગામ ભાદરણ નડિયાદ રેલવેલાઈનનુ એક સ્ટેશન છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૦ ચો માઈલ ઘરો ૬૨૨ કુટુબ ૬૭૧ વસતી પુ ૧૬૨૦, સ્ત્રી ૧૪૨૪, કુલ ૩૦૪૪ ગામના ઘણા માણસો આફ્રિકામા વસેલા છે

**અગવડો** એક વિશાળ તળાવ છે કૂવા છે પાટીદાર વોટર વર્ક્સ છે સોજિત્રા અને નડિયાદ જવાની બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૫૦થી ગ્રામપચાયતની સ્થાપના થઈ છે તેની વાર્ષિક આવક રૂ ૭૫૦૦ જેટલી છે તેમાથી ગ્રામ સફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે વિવિધ કાર્યકારી સહકારી મડળી છે આરોગ્યમડળ દવાખાનુ ચાલે છે હાલમા દવાખાન, પ્રસુતિગૃહ અને ટાવરની ઇમારત બધાઈ છે યુવકમડળ, સેવાસમાજ તથા ગ્રામરક્ષકદળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્ય વે ખેતી અનાજ ઉપરાત તમાકુ તથા ફળ ફળાદિ પાકે છે હાથસાળનો ઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૨૦૩ વિદ્યાર્થીઓ અને ૧૮૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૪ બાળકો ભણે છે તે સિવાય કેળવણી મડળ સચાલિત એ વી સ્કૂલ પણ છે પુ ૯૬૦ અને સ્ત્રી ૫૦૬ મળી કુલ ૧૪૬૬ ભણેલા છે પુસ્તકાલય તથા વ્યાયામ શાળા ચાલે છે

**ઇતિહાસ દતકથા** કહેવાય છે કે આ ગામ પહેલવહેલુ નાગરોએ વસાવેલુ પછી બીજી વાર રબારીઓએ વસાવેલુ ને હાલનુ ગામ ત્રીજી વાર પાટીદારોએ વસાવેલુ છે હાલનુ ગામ વિ સ ૧૫૧૨મા વસેલુ છે વસાવનાર પાટીદારનુ નામ વેજા પટેલ હતુ ગામમા આજે મુખ્ય વસ્તી પાટીદારોની છે એના ચાર ભાર ભાગ છે એ સહુ વેજા પટેલનો પરિવાર છે ગામની ઉગમણી બાજુએ આવેલા વૈજનાથ મહાદેવની પ્રતિષ્ઠા વેજા પટેલે કરાવેલી કહેવાય છે

ગામમા આજે બ્રાહ્મણોમા મુખ્ય વસ્તી સાઠોદરા નાગરોની છે એમના પૂર્વજ દેવદત્ત ત્રિવેદી વેજા પટેલના વખતમા આ ગામમા રહેવા આવેલા એમના જ વશમા મહાત્મા છોટમ જેવા જાણીતા કવિ અને વ્રજનાથ કાળીદાસ શાસ્ત્રી જેવા વિદ્વાન થઈ ગયા

મલાતજ ગામની ઉગમણી બાજુએ ચચાઈ માતાનુ મદિર આવેલુ છે તે સવત ૧૯૪૩મા વ્રજલાલ શાસ્ત્રીએ બધાવેલુ છે એમા પધરાવેલી જૂની મૂર્તિનો ઇતિહાસ એવો છે કે એ મૂર્તિ મૂળ હાલના ગામની પૂર્વમા આવેલા ખાખરાના વનમા હતી ને એના મદિરનો મુસલમાનોએ ધ્વસ કરેલો ત્યારે ગામમા રહેતા નાગરો મુસલમાનોના ત્રાસથી ગામ છોડી બીજે ચાલ્યા ગયા, પછી જ્યારે વેજા પટેલ ને દેવદત્ત ત્રિવેદીએ આ ઉજ્જડ ગામને વિ સ ૧૫૧૨મા ફરી વસાવ્યુ, ત્યાર પછી વેજા પટેલના વશમા દાદા ભાગના જીવાભાઈને ચચાઈ માતાએ સ્વપ્નમા દર્શન દીધા ને ગામમા આવવાની ઇચ્છા દર્શાવી આ પરથી ગામના લોકો બીજે દિવસે સવારે વાજતે ગાજતે માતાની મૂર્તિને ત્યાથી રથમા બેસાડીને ગામ પાદરે લઈ આવ્યા ને ત્યા આવેલા તપસી વડ પાસે પધરાવી આ પ્રસગ સ ૧૮૫૨મા બનેલો

પછી સ ૧૯૪૩મા વ્રજલાલ શાસ્ત્રીએ આ સ્થળે મદિર બધાવ્યુ ને એમા જૂની મૂર્તિને પધરાવી એટલુ જ નહિ, આરસની નવી મૂર્તિ ઘડાવી શુભ મુહૂર્ત જોઈ એમા એની પ્રતિષ્ઠા કરાવી આ પ્રતિષ્ઠા ફાગણ સુદ પાચમને દિવસે કરવામા આવી હતી

જૂની મૂર્તિ ચતુર્ભુજ છે મહિષાસુરમર્દિનીનુ સ્વરૂપ છે મહિષનુ મસ્તક નીચુ છે ને એનો પાછલો ભાગ માતાએ નીચના ડાબા હાથે પૂછડી પકડીને ઊંચો ખેચેલો છે આ પ્રકારની રચના જવલ્લે જ જોવા મળે છે જમણા હાથે પકડેલુ લાબુ ત્રિશૂળ એના દેહમા ભોકેલુ છે બીજા હાથ ખડિત છે

આવી બીજી મૂર્તિ વેરાઈ (વારાહી) માતાના મદિરમા છે એમા પણ મહિષાસુરમર્દિનીનુ સ્વરૂપ મૂર્ત કરવામા આવ્યુ છે બને શિલ્પકૃતિ એક જ સમયની જણાય છે આ મૂર્તિના મુખ પાછળ પ્રભાચક્ર છે આ બે જૂની મૂર્તિઓમા એક નોધપાત્ર ફરક એ છે કે ચચાઇ માતની મૂર્તિમા સિંહ વૃષભના પાછલા ભાગ પર આક્રમણ કરે છે, જ્યારે આ મૂર્તિમા એ એના મુખ તરફ તરાપ મારે છે આ બને જૂની મૂર્તિઓ ખડિત હાલતમા છે આસપાસના દેવસ્થાનોમા બીજા પણ કેટલાક ખડિત શિલ્પ છે આ ખડિત અવશેષો પરથી આ સ્થળે મુસલમાનોએ જૂના મદિરો ને એમાની મૂર્તિઓનો ધ્વસ કરેલો એ અનુશ્રુતિને સમર્થન મળે છે આ વેરાઈ માતા પહેલેથી ગ્રામદેવતા તરીકે પૂજાય છે, પણ એનુ મદિર છેક સ ૨૦૦૦મા બધાવવામા આવેલુ

વેજા પટેલે બધાવેલુ વૈજનાથ મહાદેવનુ મદિર વેરાઈ માતાના મદિરની નજીકમા તળાવને મઢે આવેલુ છે અને વેજા પટેલના નાગર ગુરુ દેવદત્તના પુત્ર જયદેવે બધાવેલુ નારણદેવનુ મદિર ગામના ઉત્તર ભાગમા આવેલુ છે જયદેવના પુત્રનુ નામ પણ નારણ (નારાયણ) હતુ નારાયણદેવની મૂર્તિના નીચના ડાબા હાથમા શખની આબેહૂબ આકૃતિ કોતરવામા આવી છે ઉપના ડાબા હાથમા ચક્ર ને જમણા હાથમા ગદા ધારણ કરેલી છે આ મૂર્તિના પરિકરમા વિષ્ણુના વિવિધ અવતારોના શિલ્પ કોતરેલા છે નીચેથી ઉપર જતા બે બાજુએ વરાહ ને નરસિંહની, વામન ને પરશુરામની, રામ ને કૃષ્ણની, અને બુદ્ધ ને કલ્કિ અવતારની શિલ્પકૃતિઓ નજરે પડે છે બાજુમા નાગરોના ઇષ્ટદેવ શિવનુ લિંગ છે

કહેવાય છે કે જૂનુ ગામ હાલના ગામની પૂર્વમા વસેલુ હતુ એ જગ્યાએ જૂના વખતની મોટી ઈંટો નીકળે છે વેરાઈ માતાના મદિરની દક્ષિણે જૂની વાવ હતી તે થોડા જ વર્ષો પર પૂરાઈ

ગઇ છે ગામની જૂની વસ્તીના ઘરોમાથી થોડીક છૂટક મૂર્તિઓ અને શિ પકૃતિઓ મળી આવી છે

આધાર પ્રો હરિપ્રસાદ ગ શાસ્ત્રી તરફથી મળેલી માહિતી

*

## મહેળાવ ( નગર )

**પરિચય** ઉ અ ૨૨° ૩૪ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વડતાલથી ત્રણ માઈલ દૂર આવેલુ છે પાચા પટેલે તે વસાવેલુ મનાય છે એનુ મૂળ નામ 'મહિલાબલ' હતુ એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૫ ચો માઈલ ઘરો ૧૧૪૨ કુટુબ ૧૨૨૬ વસતી પુ ૩૦૮૭, સ્ત્રી ૨૮૫૪, કુલ ૫૯૪૧ મુખ્ય વસ્તી પ ટીદારોની છે ઘણા લોકો આફ્રિકામા વસીને નોકરીધધે સારી રીતે જામેલા છે

**સગવડો** બે તળાવો, ટેકરડાની વાવ, તથા જરૂરી કૂવા છે બ ગીચામા જ આવેલા કૂવા પરના એજિન પપોથી લોકોને પાણી ભરી જવાની સગવડ છે, પણ હવે રૂપિયા એક લાખ વીસ હજારના ખર્ચે વોટરવર્ક્સ કરવાની યોજના ઘડાઈ છે, અને મુબઈ સરકારે તે મજૂર પણ કરી છે ધ્યાન્ય પોસ્ટ ઓફિસ છે અને ૧૯૫૦થી નવા ધારાધોરણ મુજબ ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૮૯૦૦ જેટલી છે તેમાથી દીવાબત્તી, ગ્રામસફાઈ રસ્તાસુધારણા વગેરે કામો થાય છે સરકારી દવાખાનુ છે ફોજદારી કચેરી છે ખેડૂત સહકારી વસ્તુ ભડાર લિ નામની સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે. બીડી બનાવવાના આઠ કારખાના ચાલે છે

**શિક્ષણ** લો બો તરફથી છ ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમા અનુક્રમે ૩૨૦ વિદ્યાર્થીઓ અને ૨૭૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૯૨ બાળકો ભણે છે તે સિવાય કેળવણી મ ડળ સચાલિત શારદા મ દિર હાઈસ્કૂલ પણ ચાલે છે પુ ૧૩૩૬ અને સ્ત્રી ૬૬૫ મળી કુલ ૨૦૦૧ ભણેલા છે શેઠ બાઈલાલભાઈ મગનદાસ સાર્વજનિક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** કામનાથ મહાદેવ, સ્વામીનારાયણનુ મદિર, પરબડી, ધર્મશાળા વગેરે

*

## માણુજ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૪૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નારથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઈલ ઘરો ૩૬૯ કુટુબ ૭૨ વસતી પુ ૮૯૪, સ્ત્રી ૮૦૨, કુલ ૧૬૯૬

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નાર છે ગ્રામ પચાયત છે ગ્રામ દવાખાનુ છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડી બનાવવાના કારખાના ચાલે છે વણકરો કાપડ વણે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૮ વિદ્યાર્થીઓ અને ૮૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૩ બાળકો ભણે છે ૫૦ જેટલા વિદ્યાર્થીઓ આગળ ભણવા નાર જાય છે પુ ૪૯૮ અને સ્ત્રી ૨૬૮ મળી કુલ ૭૬૭ ભણેલા છે પુસ્તકાલય છે

*

## માનપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન નારથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૧૭૩ કુટુબ ૧૮૧ વસતી પુ ૪૪૭, સ્ત્રી ૩૮૧, કુલ ૮૨૮ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ નાર છે ગ્રામ પચાયત છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૮ બાળકો ભણે છે પુ. ૨૩૨ અને સ્ત્રી ૧૦૧ મળી કુલ ૩૩૩ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

*

## મેઘલપુર

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન સોજિત્રાથી ત્રણ માઈલ દૂર આવેલું છે મગળેશ્વર મહાદેવના નામ ઉપરથી ગામનુ નામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઇલ. ઘરો ૯૪ કુટુબ ૯૬ વસતી પુ ૨૨૫, સ્ત્રી ૧૮૩, કુલ ૪૦૮

**સગવડો** એક તળાવ તથા એક કૂવો છે માલાવાડાથી સોજિત્રા જતી સડકની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સોજિત્રા છે દર ત્રીજે દિવસે ટપાલ આવે છે ગ્રામ પચાયત છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૬ વિદ્યાર્થીઓ અને ૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૬ બાળકો ભણે છે પુ ૧૧૦ અને સ્ત્રી ૩૩ મળી કુલ ૧૪૩ ભણેલા છે પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળ** ગાળકા માતાનુ મદિર

*

પૂરુ પાડનારી બે સહકારી મંડળીઓ છે એ ઉપરાંત આઠ એન્જિન પંપો ખાનગી માલિકીના ચાલે છે સિગારેટ બનાવવાની વર્જિનિયા તમાકુ થાય છે. તે તમાકુ પકવવાના ભઠ્ઠા પણ ચાલે છે. બીડી બનાવવાના ચાર કારખાના છે દૂધના માવાની ભઠ્ઠી છે ચંપલો, લાકડાના ગાડા વગેરે બનાવાય છે

અગાઉ વણકરો ચાદર. ચોફાળ વગેરે વણતા તે ખૂબ વખણાતા પહેલા અફીણનો પાક થતો ગળીના કુંડ હતા. પણ આજે એ બધુ નામશેષ થયુ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૧૭૦ વિદ્યાર્થીઓ અને ૧૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૦ બાળકો ભણે છે તે સિવાય કેળવણી મંડળ સંચાલિત એ વી સ્કૂલ ચાલે છે પુ ૬૩૧ અને સ્ત્રી ૨૫૬ મળી કુલ ૮૮૭ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેની સાથે ગામના છેક કાઠિયાવાડ સુધી પ્રસિદ્ધિ પામેલા આગેવાન નાગરિક સ્વ બાવાજીભાઈ લખાભાઈનુ નામ જોડવામા આવેલુ છે

**ધાર્મિક સ્થળો** પુરાતન રામનાથ મહાદેવ, બળિયાદેવ, રામઈ માતા વગેરે

*

## રાવલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન વડતાલથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૮ ચો માઈલ ઘરો ૨૪૫ કુટુબ ૨૬૭ વસતી પુ ૬૮૦, સ્ત્રી ૬૩૫, કુલ ૧૩૧૫ મુખ્ય વસતી મુસલમાનોની છે તે સિવાય પાટીદાર, હરિજન વગેરેના થોડા ઘર છે

**સગવડો** બે તળાવ છે પાચ કૂવા છે તેમાના ત્રણમા પાણી નથી એક ખારો કૂવો છે બાકીના એક કૂવામા સારુ પાણી છે સરકાર તરફથી સિંચાઈ માટે પંપ મૂકવા તે બાંધી આપવામા આવ્યો છે ટપાલ દરરોજ વડતાલથી આવે છે વિકેન્દ્રીકરણ પહેલાથી પંચાયત ચાલતી હતી તેની નવેસરથી નવા ધારાધોરણ મુજબ રચના કરવામા આવી છે તેની વાર્ષિક આવક રૂા ૨૦૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે કામો થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક બાજરીનો અને તમાકુનો છે સીમાડે સાતેક કૂવા ઉપર ઑઈલ એન્જિન પંપ મૂકેલા છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૮૧ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૧ બાળકો ભણે છે પુ ૨૧૮ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૨૩૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠેશ્વર મહાદેવ બે મસ્જિદ, લતીફશાહ પીરની દરગાહ વગેરે

**દંતકથા** લતીફશાહ પીર વિષે એવી દંતકથા ચાલે છે કે તેઓ એક વાર અમદાવાદથી પોતાની બહેનને તેડીને આવતા હતા, ત્યા લૂટારાઓનો ભેટો થયેલો અને તેમની સાથે લડતા તેઓ શહીદ થયેલા પણ બળદો ગાડુ લઈને ભાગ્યા તે છેક રાવલી ગામની ભાગોળે આવીને ઊભા રહેલા ત્યા તેમની દરગાહ કરવામા આવી છે. આજે ત્યા મુસલમાનો દર સાલ ઉર્સ મનાવે છે

*

## રૂણજ

**પરિચય** ઉ અ ૨૨° ૩૦ અને પૂ. રે ૭૨° ૪૨' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નારથી બે માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ રણમુક્તેશ્વર મહાદેવના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૯ ચો માઈલ ઘરે ૨૭૮ કુટુબ ૩૮૬ વસતી પુ ૮૫૮, સ્ત્રી ૭૦૭ કુલ ૧૫૬૫ મુખ્ય વસતી બારૈયા, પાટીદાર અને ગરાસિયાઓની છે

**સગવડો** એક તળાવ છે, પણ તેમા પાણી બહુ ટકતુ નથી. મીઠા પાણીના પાચ કૂવા છે ગોધરાથી પેટલાદ જવાની બસ સર્વિસ અહીં થઈને જાય છે નજીકના આમોદ ગામેથી રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે ગ્રામપંચાયત તથા આરોગ્ય મંડળનુ દવાખાનુ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ તથા કપાસ પાકે છે સીમમા પાચ કૂવા પર એન્જિન પંપ ગોઠવેલા છે વણકર લોકોના ૩૦–૩૫ ઘર છે તેઓ હાથવણાટ કરે છે સરકારી વણાટશાળા ચાલે છે જળસિંચાઈ માટે પાણીના પાચ પંપ છે દળવા-ખાંડવાની ઘંટી છે ઈંટો બનાવવાનુ મોટુ કારખાનુ છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૨ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૪ બાળકો ભણે છે વધુ અભ્યાસ માટે બાળકો નાર જાય છે પુ ૩૫૬ અને સ્ત્રી ૧૩૨ મળી કુલ ૪૮૮ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રણમુક્તેશ્વર મહાદેવ, રામજી મંદિર, સ્વામીનારાયણનુ મંદિર સિકોતર માતા, હડકબાઈ માતા, એક પરબડી, બે ધર્મશાળાઓ વગેરે.

*

## રૂપિયાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૪૯' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વિશ્રામપુરાથી અડધો માઈલ દૂર આવેલુ છે ૧૯૩૦–૩૨ની દેશવ્યાપી ચળવળ વખતે આ ગામે નોંધપાત્ર ફાળો આપેલો આખા ગામે મહેસૂલ ભરેલુ નહિ અને બધા સીમમા જઈને માંડવે રહેલા સરકારે ખૂબ દમન કરેલુ જમીન પણ ખાલસા કરેલી પરંતુ દસ વર્ષ પછી ગામલોકોને તે

જમીન પાછી સુપ્રત કરવી પડેલી મહાત્મા ગાંધીજી, સરદાર વલ્લભભાઈ પટેલ, મદનમોહન માલવિયાજી તથા દરબાર સાહેબ જેવા નેતાઓના પગલાથી આ ગામ પાવન થયેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૧૫૭ કુટુબ ૧૬૮ વસતી પુ ૪૨૧, સ્ત્રી ૪૦૨, કુલ ૮૨૩ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** વિશાળ તળાવ છે કુલ વીસ કુવા છે તેમાથી માત્ર ચાર જ કુવા ચાલુ હાલતમા છે વણજારી કુવો ખૂબ જૂના વખતનો છે બોરસદથી પેટલાદ જતી બસસર્વિસ અહીં થઈને જાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ દૂર પેટલાદ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૯ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે ૨૫ જેટલા બાળકો આગળ ભણવા બહાર ગામ જાય છે

**ધાર્મિક સ્થળ** પ્રાચીન મહાદેવ

*

## લક્કડપુરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૭૬ કુટુબ ૯૦ વસતી પુ ૨૧૦, સ્ત્રી ૧૭૮, કુલ ૩૮૮ મુખ્ય વસતી બારૈયા લોકોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે.

**સગવડો** એક તળાવ તથા બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પેટલાદ છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૧૮ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨ બાળકો ભણે છે પુ ૧૯૬ અને સ્ત્રી ૭૦ મળી કુલ ૨૬૬ ભણેલા છે

*

## લીંબાલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૩ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૧૧૪ કુટુબ ૧૧૬ વસતી પુ ૨૪૯, સ્ત્રી ૨૧૬ કુલ ૪૬૫

**સગવડો** ગ્રામપચાયત ચાલે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સોજિત્રા છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૧ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે. પુ ૯૩ અને સ્ત્રી ૪૧ મળી કુલ ૧૩૪ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

*

## વટાવ

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન પેટલાદથી દોઢ માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ વટેશ્વર મહાદેવના નામ ઉપરથી પડ્યુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ઘરો ૨૦૨ કુટુબ ૨૨૬ વસતી પુ ૫૦૮, સ્ત્રી ૪૭૧, કુલ ૯૭૯

**સગવડો** એક તળાવ તથા એક કુવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ પેટલાદ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે સને ૧૯૩૦મા સ્થપાયેલી પચાયત સને ૧૯૫૧મા નવેસરથી નવા ધારાધોરણ મુજબ રચાઈ છે તે ગ્રામસુધારણા અને વહીવટી ખર્ચ પાછળ આશરે રૂ ૧૫૦૦ વાર્ષિક ખર્ચ કરે છે ગ્રામરક્ષક દળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે કાપડ વણવાની દસેક સાળો ચાલે છે કેટલાક લોકો પેટલાદની મિલો અને કારખાનામા કામે જાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૨ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૬ બાળકો ભણે છે પુ ૩૦૨ અને સ્ત્રી ૧૩૯ મળી કુલ ૪૪૧ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેમા છાપાની સગવડ ઉપરાત ૫૨૫ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** વટેશ્વર મહાદેવ બળિયાદેવ, રણછોડજી, ખોડિયાર માતા વગેરે

*

## વડદલા

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ધર્મજથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૦ ચો માઈલ ઘરો ૬૦૭ કુટુબ ૬૦૪ વસતી પુ ૧૫૧૨, સ્ત્રી ૧૩૮૨, કુલ ૨૯૦૪ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે કેટલાક લોકો દેશના મોટા શહેરોમા તો કેટલાક દરિયાપાર અફ્રિકામા ધધા નોકરી અર્થે વસેલા છે

**સગવડો** આજુબાજુ પાળ બાધેલુ અને કિનારે લીમડા અને વડના વૃક્ષોથી શોભતુ એક વિશાળ તળાવ છે બધા મળીને લગભગ ૧૦૦ કુવા છે જે કૂવાનુ પાણી ગામલોકો પીએ છે તે ખૂબ જૂનો છે તેનુ પાણી આજુબાજુના ગામોમા પણ વખણાય છે પેટલાદ જવાની બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૭થી ગ્રામપચાયત સ્થપાઈ છે તે દીવાબત્તી, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવાદુરસ્તી વગેરે પાછળ વાર્ષિક રૂપિયા ૩૦૦૦ જેટલુ ખર્ચ કરે છે ગામલોકો તરફથી દવાખાનુ શરૂ કરવામા આવ્યું છે તે માટે રૂ ૬૦ ૦૦૦ના ખર્ચે નવુ મકાન બાધવામા આવ્યું છે વિદ્યોત્તેજક મડળ ચાલે છે.

વિવિધ કાર્યકારી સહકારી મંડળી છે તેણે વિકટ ઈરિગેશનની યોજના કરેલી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૨૨ વિદ્યાર્થીઓ અને ૧૨૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪૬ બાળકો ભણે છે પુ ૩૨૨, સ્ત્રી ૧૧૩ મળી કુલ ૪૩૫ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે એક વ્યાયામશાળા છે તેનુ જુદુ મકાન તળાવના કિનારા પર બાંધેલુ છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, સ્વામીનારાયણનુ મંદિર, સતરામનુ મંદિર વગેરે

---

**આધાર** શ્રી પુરુષોત્તમદાસ શુ પટેલે આપેલી માહિતી

*

## વિશ્નોલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૨૮૮ કુટુંબ ૨૦૯ વસતી પુ ૫૦૭, સ્ત્રી ૪૭૫ કુલ ૯૮૨

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પેટલાદ છે ગ્રામ પંચાયત ચાલે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૭૦ વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે પુ ૧૭૯ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૮૧ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

*

## વિશ્રામપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ ભાદરણ નડિયાદ રેલ્વે લાઈન પરનુ એક સ્ટેશન છે વશરામ રબારીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો. માઈલ ઘરો ૧૯૧ કુટુંબ ૨૧૭ વસતી પુ ૪૮૪, સ્ત્રી ૪૩૧, કુલ ૯૧૫ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** તળાવ કૂવાની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ દૂરે પેટલાદ છે સને ૧૯૫૧થી ગ્રામપંચાયત સ્થપાઈ છે વિવિધ કાર્યકારી સહકારી મંડળી ચાલે છે તે ખેડૂતોને જરૂરી ચીજોના વેચાણ ઉપરાંત ધીરાણનુ કામ પણ કરે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૨ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે પુ ૨૪૭ અને સ્ત્રી ૧૨૪ મળી કુલ ૩૭૧ ભણેલા છે

પુસ્તકાલય તથા વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળ** રામજી મંદિર

*

## વીરોલ (સીમરડા)

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૩૦૩ કુટુંબ ૩૦૫ વસતી પુ ૭૬૭, સ્ત્રી ૬૧૦, કુલ ૧૩૭૭ મુખ્ય વસતી બારૈયા લોકોની છે

**સગવડો** એક પુરાઈ ગયેલી વાવ તથા ચાર કૂવા છે બોરસદથી પેટલાદ જતી બસસર્વિસ અહીં થઈને જાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પેટલાદ છે દરરોજ સાંજના ટપાલ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે સીમમા સાતેક કૂવા ઉપર એન્જિન પપો ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૮૯ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૧ બાળકો ભણે છે પુ ૪૯ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૫૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, પરબડી વગેરે

**દંતકથા** ગામના સીમાડામાથી જૂની કોડીઓ, ઠીકરા, માટી ઈંટો વગેરે નીકળે છે, તેથી લોકો માને છે કે અગાઉ ગામ ત્યા હશે તે તજીને નવેસરથી હાલના સ્થાને વસ્યુ છે

*

## વીરોલ (સોજિત્રા)

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ ભાદરણ–નડિયાદ રેલ્વે લાઈન ઉપરનુ ફ્લેગ સ્ટેશન છે ગામ ઘણુ જૂનુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૨૦૫ કુટુંબ ૨૨૧ વસતી પુ ૬૦૮, સ્ત્રી ૪૮૯ કુલ ૧૦૯૭ મુખ્ય વસતી પાટીદાર અને બારૈયા લોકોની છે

**સગવડો** એક તળાવ છે તેનો ઓવારો ગ્રામ પંચાયતે બંધાવ્યો છે સુદરાી તળાવડી છે ચાર કૂવા છે ચોમાસા સિવાય, ચાર ફર્લાંગ દૂર આવેલા મોટર સ્ટેન્ડેથી પેટલાદથી સોજિત્રા જતી બસસર્વિસનો લાભ મળે છે ગામથી વીરોલ સ્ટેશન સુધી જવાનો ત્રણ ફર્લાંગનો કાચો રસ્તો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ દૂર આમોદ છે સને ૧૯૫૦થી ગ્રામ પંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂપિયા ૧૬૦૦ જેટલી છે તેમાથી દીવાબત્તી, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે ગ્રામ ઔષધાલય ચાલે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી પહેલા કેળા તથા શેરડી ખૂબ પાકતી પણ પાણી ઊંડા જવાથી તે પાક હવે ઓછો થયો છે તે સિવાય અનાજ, ત્નમફળ, મરચા, વગેરે પાકે છે સીમમા ચાર કુવા ઉપર એન્જિન પપ ગોઠવેલા છે

શિક્ષણ સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૮૫ વિદ્યાર્થીઓ અને ૭૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૫ બાળકો ભણે છે સોજિત્રા માધ્યમિક શાળામા આશરે ૨૫ વિદ્યાર્થીઓ ભણવા જાય છે પુ ૨૮૮ અને સ્ત્રી ૭૬ મળી કુલ ૩૬૪ ભણેલા છે ૧૯૩૬થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** કામનાથ મહાદેવ, રામાનદી મદિર, હનુમાનજી ગામતેડાની વેરાઈ માતા, પરબડી, ધર્મશાળા વગેરે

કામનાથ મહાદેવનુ દેવાલય ઘણું પુરાતન છે રૂ ૧૫૦૦૦ના ખર્ચે શ્રી પી કે પટેલે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે

*

## શાહપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે. ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વિશ્રામપુરાથી સવા માઈલ દૂર આવેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો. માઈલ ધરો ૧૬૧. કુટુબ ૨૦૫ વસતી પુ ૫૬૫, સ્ત્રી ૫૧૯, કુલ ૧૦૮૪ મુખ્ય વસતી પાટીદાર તથા પાટણવાડિયાની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ૨ તળાવ તથા ૨૫ જેટલા કુવા છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે પેટલાદ છે વિવિધ કાર્યકારી સહકારી મડળી ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો. શાળા છે તેમા ૫૬ વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે પુ ૨૭૫ અને સ્ત્રી ૧૧૪ મળી કુલ ૩૮૯ ભણેલા છે ૧૯૦૬થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રણછોડજીનુ મદિર, પરબડી, ધર્મશાળા વગેરે

*

## શેખડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ધરો ૧૧૩ કુટુબ ૧૧૯ વસતી પુ ૨૯૧, સ્ત્રી ૨૩૮, કુલ ૫૨૯ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પેટલાદ છે ૧૯૧૯થી ગ્રામપચાયત ચાલે છે તે દીવાબત્તી, ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે પ્રવૃત્તિઓ કરે છે ખેડૂતોને પાણી પૂરુ પાડનારી સહકારી મડળી ચાલે છે તેણે બે કુવા પર એન્જિન પપો મૂકેલા છે તે વડે સીમમા સિંચાઈ માટે પાણી અપાય છે, તથા ગામમા સ્ટેન્ડપોસ્ટ મૂકીને લોકોને પાણી આપવાની વ્યવસ્થા પણ કરાઈ છે. એક વિવિધ કાર્યકારી સહકારી મડળી પણ ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો શાળા છે તેમા ૪૪ વિદ્યાર્થીઓ અને ૨૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૬ બાળકો ભણે છે પુ ૧૬૩ અને સ્ત્રી ૭૧ મળી કુલ ૨૩૪ ભણેલા છે ગ્રામ પુસ્તકાલય છે

*

## સંજાયા

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે. ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વડતાલથી એક માઈલ દૂર આવેલુ છે કહે છે કે પહેલા ગામ હાલની જગાએથી વાયવ્ય કોણમા આશરે એક માઈલ દૂર વસેલુ હતુ ત્યા પહેલા રાયકાઓનો નેસ હતો અને મુખ્ય માણસનુ નામ સજો હતુ. તે ઉપરથી ગામનુ નામ સજાયા પડેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ધરો ૨૨૪ કુટુબ ૩૪૧. વસતી પુ ૭૬૩, સ્ત્રી ૭૫૭, કુલ ૧૧૫૦

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂપિયા ૨૨૦૦ જેટલી છે તેમાથી ગ્રામ સફાઈ, રસ્તાસુધારણા, વગેરે પ્રવૃત્તિઓ થાય છે ગ્રામ ઔષધાલય ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ, કઠોળ, તમાકુ તલ, વરિયાળી જીરુ, અજમો રાજગરો, અસાળિયો, વગેરે પાકે છે વણકરો હાથસાળો ચલાવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૦ વિદ્યાર્થીઓ અને ૭૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૭ બાળકો ભણે છે પુ. ૪૬૫ અને સ્ત્રી ૨૦૮ મળી કુલ ૬૭૩ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** પાચ લિંગવાળા પુરાતન દૂધેશ્વર મહાદેવ, અમરેશ્વર મહાદેવ, હનુમાનજી વગેરે

*

## સિસવઈ

**પરિચય** ઉ અ ૨૨° ૩૦ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વીરોલથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઈલ ધરો ૨૪૦ કુટુબ ૨૫૯ વસતી પુ ૬૧૨, સ્ત્રી ૫૦૮, કુલ ૧૧૨૦ મુખ્ય વસતી મુસલમાનોની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક વાવ હતી પણ પ્રજાના આરોગ્યને નુકસાનકર્તા

લાગવાથી સરકારે તેને પુરાવી દીધી છે. માત્ર તેનો કૂવો હાલ ઉપયોગમાં લેવાય છે. હરિજનોનો કૂવો છે, પણ તે નિર્જળ છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અડધો માઈલ દૂર આમોદ છે. દરરોજ ટપાલ આવે છે. ગ્રામપંચાયત ચાલે છે.

**શિક્ષણ** : ત્રણ ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૫૦ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૦ બાળકો ભણે છે. પુ ૧૩૪ અને સ્ત્રી ૧૯ મળી કુલ ૧૫૩ ભણેલાં છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** : મસ્જિદ, દરગાહ વગેરે.

*

## સિહોલ

**પરિચય** : ઉ અ ૨૨° ૩૦' અને પૂ રે. ૭૨° ૫૧' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન અગાસથી દોઢ માઈલ દૂર આવેલું છે. ગામનું નામ સહી માતાના નામ ઉપરથી પડેલું મનાય છે.

**વિસ્તાર** . ક્ષેત્રફળ : ૨.૩ ચો માઈલ. ઘરો : ૫૮૬. કુટુંબ : ૫૬૯ વસતી - પુ ૧૪૨૦, સ્ત્રી ૧૩૧૪, કુલ ૨૭૩૪.

**સગવડો** : સહી માતા પાસે એક વાવ હતી, જે હાલ પુરાઈ ગઈ છે. બે તળાવ છે ધોયા તળાવમાં એક જૂનો કૂવો છે. એક વણકરનો કૂવો છે અગાસ સ્ટેશન સુધી જવાની કાચી સડક છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. સને ૧૯૫૧થી પંચાયતની નવેસરથી નવા ધારાધોરણ મુજબ રચના થઈ છે. તેની વાર્ષિક આવક રૂ ૨૨૫૦ જેટલી છે. તેમાંથી ગ્રામસફાઈ, કૂવાદુરસ્તી, રસ્તા-સુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ગ્રામ ઔષધાલય ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. સીમમાં સાત એંજિન પંપો ગોઠવેલા છે. બે ટ્રેકટરની સગવડ છે. બીડી બનાવવાનાં ત્રણ કારખાનાં છે. ૧૫ હાથસાળો ચાલે છે. બે હલર ઘટીઓ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે. તેમાં ૨૩૫ વિદ્યાર્થીઓ અને ૧૩૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬૯ બાળકો ભણે છે પુ ૨૨૧ અને સ્ત્રી ૭૨ મળી કુલ ૨૯૩, ભણેલાં છે એક પુસ્તકાલય છે. તેને પાકું મકાન છે ૧૫૦૦ જેટલાં પુસ્તકો છે.

**પ્રાચીન સ્થળ** - સહી માતા. તેની પાસેથી ઘણી વજનદાર ઈંટો નીકળી છે ગામમાં ત્રણ શિલાલેખો છે. પણ તે ઉકલતા નથી.

*

## સીમરડા

**પરિચય** : ઉ. અ. ૨૨° ૨૭' અને પૂ રે ૭૨° ૫૦' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન દંતાલીથી એક માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૧.૮ ચો. માઈલ. ઘરો : ૩૬૧. કુટુંબ : ૩૪૩. વસતી : પુ. ૭૯૯, સ્ત્રી ૬૫૩, કુલ ૧૪૫૨. મુખ્ય વસતી પાટીદારોની છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** : પાંચ કૂવા છે. બસસર્વિસની સગવડ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ દૂર પેટલાદ છે. સને ૧૯૫૧થી ગ્રામપંચાયત સ્થપાઈ છે.

**શિક્ષણ** : છ ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૧૯ વિદ્યાર્થીઓ અને ૭૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૭ બાળકો ભણે છે. ત્રીસેક બાળકો આગળ ભણવા બહારગામ જાય છે. પુ. ૪૫૧ અને સ્ત્રી ૨૦૫ મળી કુલ ૬૫૬ ભણેલાં છે. એક પુસ્તકાલય ચાલે છે.

**ધાર્મિક સ્થળો** : રણછોડજીનું મંદિર, મહાતમરામજીનું મંદિર, પ્રણામી મંદિર, રામચંદ્રજીનું મંદિર, પરબડી, પાટીદાર-વાડી વગેરે.

*

## સુણાવ

**પરિચય** : ઉ. અ ૨૨° ૩૨' અને પૂ. રે. ૭૨° ૪૯' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન પેટલાદથી સાડા ત્રણ માઈલ દૂર આવેલું છે.

'કેળવણી' માસિકમાં વર્ષો પહેલાં આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીના આદ્યમંત્રી સ્વ અંબાલાલ મોતીભાઈ પટેલે એક લેખ છપાવેલો તેમાં ચરોતરના એક આદર્શ ગામ તરીકે સુણાવનો ઉલ્લેખ થયેલો લેખમાં તે સમયના સુણાવનું વર્ણન કરેલું તે કાળે સુણાવ બોરસદ તાલુકાનું ગામ હતું પણ બોરસદના મેજિસ્ટ્રેટને સુણાવ પોતાની હકૂમતનું ગામ છે તેની પણ ખબર નહોતી, કારણ કે વરસોથી સુણાવનો એક પણ કેસ બોરસદની કોર્ટમાં ગયેલો નહિ. તે કાળે સુણાવમાં પાનની કે ચાની હોટલ પણ નહોતી તો પછી દારૂ પીનાર તો હોય જ ક્યાંથી?

અસહકારના જમાનામાં પૂ. રવિશંકર મહારાજનું ભાષણ સાંભળીને આ ગામની અંગ્રેજી શાળાના કેટલાક વિદ્યાર્થીઓ ઊઠી ગયેલા. એટલે તેમને માટે જુદી શાળા શરૂ કરવામાં આવી હતી. તે દસેક વર્ષ ચાલ્યા બાદ મૂળ અંગ્રેજી શાળાએ પણ સરકારી ગ્રાન્ટની પરવા ન કરતા સરકાર સાથેનો સંબંધ તોડેલો. પરિણામે ગામમાં રાષ્ટ્રીય શાળા–વિનય મંદિર–ની સ્થાપના થઈ હતી. ગુજરાતભરની બીજી રાષ્ટ્રીય શાળાઓ ધીમે ધીમે ઘટતી જતી હતી ત્યારે પણ ઈ. સ. ૧૯૩૦–૩૨ની લડત સુધી સુણાવની આ રાષ્ટ્રીય શાળા ચાલુ રહી હતી. લડતમાં સરકારે તે સંસ્થાનાં મકાનનો કબજો લીધો હતો અને ત્યાં પોલીસ થાણું રાખેલું વિનયમંદિરના ચારિત્ર્યવાન શિક્ષકોના હાથે કેળવાયેલા ઘણા વિદ્યાર્થીઓએ અને ગામલોકોએ રાષ્ટ્રીય લડતમાં આગળ પડતો ભાગ લીધો હતો. ઘણા ભાઈઓ જેલમાં ગયા હતા. મહેસૂલ નહિ ભરીને હિજરતે નીકળ્યા હતાં અને આર્થિક રીતે ઘણું નુકસાન વેઠ્યું હતું.

મૂળથી આ જાતની ખ્યાતિ હોવાથી ત્રણેક વખત મહાભાઈ

આ ગામે પધારેલા. વળી સરદાર વલ્લભભાઈ પટેલ, બાબુ રાજેન્દ્ર પ્રસાદ, સરોજિની નાયડુ તથા પરદેશી પત્રકાર બ્રેલ્સફર્ડ જેવા એઓએ પણ આ ગામની ભૂમિને પાવન કરી છે

આજે આ ગામ ચરોતરના ઠીક ઠીક સમૃદ્ધ ગણાતા ગામો-માનુ એક છે ગામમા અને બહાર, કોઈ પણ સારા સાર્વજનિક કામોમા આર્થિક મદદ આપવામા સુણાવનો ફાળો નોંધપાત્ર હોય છે

આ ગામમા કેટલીક પ્રગતિશીલ સાર્વજનિક સંસ્થાઓ ચાલે છે તે સૌના મળી ચાર પાચ લાખ રૂપિયાના ફંડ છે એ બધી સંસ્થાઓના હિસાબો વગેરે દર વરસે 'સુણાવ-વાર્ષિક પત્રિકા'મા નિયમિત પ્રસિદ્ધ થતા રહે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ધરો ૭૧૭ કુટુબ ૭૫૮ વસતી પુ ૨૩૦૨, સ્ત્રી ૨૦૭૩, કુલ ૪૩૭૫ મુખ્ય વસતી પાટીદારોની છે. ગામના ૬૦૦ જેટલા માણસો આફ્રિકામા તથા ૪૦૦ જેટલા માણસો દેશના જુદા જુદા સ્થળોએ વેપારધધે કે નોકરીઓમા સારી રીતે જામેલા છે

**સગવડો** દેવ તળાવ તથા કટેશ્વર તળાવ છે કૂવાઓની સગવડ છે શ્રી અબાલાલ જોરાભાઈ પટેલ અને તેમના ભાઈઓ તરફથી મળેલા રૂા ૩૩૧૨૪મા સરકાર તરફથી રૂા ૭૦૨૦૭-૮-૦ મદદના ઉમેરાઇને વોટરવર્કસની યોજના થયેલી છે આજે તે વોટરવર્કસનો વહીવટ ગ્રામપંચાયત કરે છે પેટલાદ, આણંદ, પીપળાવ તથા સોજિત્રા થઈ અમદાવાદ જવાની બસસર્વિસની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી રેડિયો મૂકેલો છે સને ૧૯૩૫થી ગ્રામપંચાયત ચાલે છે શ્રી છોટાભાઈ શકરભાઈ પટેલે પોતાના પિતાના સ્મરણાર્થે બધાવી આપેલુ શકરભાઈ ભાભાઈ પટેલ દવાખાનુ લો. બો. તરફથી ચાલે છે જમીન સાથે તેની કિંમત રૂા ૨૦૦૦૦ જેટલી ગણાય શ્રી નારણભાઈ કાશીભાઈ પટેલે પોતાના માતુશ્રીના સ્મરણાર્થે કેસરબા પ્રસૂતિગૃહ બધાવ્યુ છે તેની કિંમત રૂા ૬૦,૦૦૦ છે સહકારી વિકાસ મડળ ચાલે છે. તેનુ શેરભડોળ રૂા ૯૮૦૫૦નુ છે હાલ તેના તરફથી ખેતી માટે પાણી આપવાના નળની તથા ટ્રેકટરની વ્યવસ્થા થયેલી છે બાલમદિર માટે શ્રી ગોવર્ધનભાઈ પ્રભુદાસ પટેલે પોતાના પિતાના સ્મરણાર્થે રૂા ૧૫૦૦૦, છાત્રાલય માટે શ્રી ભીખાભાઈ તુળસીભાઈ પટેલે રૂા ૨૫૦૦૦, વ્યાયામમદિર માટે શ્રી પુરુષોત્તમ દેવજીભાઈ પટેલે રૂા ૧૩૦૦૦ અને બાગકામ માટે શ્રી રણછોડભાઈ ઉમેદભાઈ પટેલે રૂા ૧૫૦૦૦ની સખાવતો કરેલી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તમાકુ સારા પ્રમાણમા થાય છે

**શિક્ષણ** એક બાલમદિર છે શ્રી જોરાભાઈ શકરભાઈ કુમારશાળા છે તેને માટે શ્રી અબાલાલ જોરાભાઈ પટેલ અને તેમના ભાઈઓ તરફથી પોતાના પિતાના સ્મરણાર્થે રૂ ૪૦ ૦૦૦ના ખર્ચે વિશાળ ચોગાનમા સને ૧૯૪૨ અને ૧૯૫૦મા ત્રણ મકાનો બધાવી આપવામા આવ્યા છે તેમા ૩૫૫ વિદ્યાર્થીઓ ભણે છે શ્રી ખુશાલભાઈ શકરભાઈ કન્યાશાળા છે તેને માટે ટાવર સાથેનુ મકાન શ્રી પુરુષોત્તમદાસ ખુશાલભાઈ પટેલ અને તેમના ભાઈ શ્રી ઉમેદભાઇએ પોતાના પિતાના સ્મરણાર્થે બધાવી આપ્યુ છે તેમા ૨૫૩ વિદ્યાર્થિનીઓ ભણે છે કુમારશાળા અને કન્યાશાળા બનેનો વહીવટ લો બો કરે છે ખ્રિસ્તી મિશનની એક પ્રાથમિક શાળા છે સમસ્ત ગામ સંચાલિત વલ્લભભાઈ બેચરભાઈ પટેલ હાઈસ્કૂલ છે. પુ ૧૪૦૨ અને સ્ત્રી ૯૬૪ મળી કુલ ૨૩૬૬ ભણેલા છે ગામના કેટલાક માણસોએ વકીલો, ડાક્ટરો, કેળવણીકારો, લેખકો, વગેરે તરીકે સારી નામના મેળવી છે કેટલીક બહેનોએ પણ ઉચ્ચ પદવીઓ મેળવી છે ૧૯૦૬મા સ્થપાયેલુ પુસ્તકાલય ચાલે છે આ પુસ્તકાલયનું મકાન, ગામની લગભગ બધી સાર્વજનિક સસ્થાઓની સ્થાપના અને તેના નિભાવ માટે પુષ્કળ જહેમત જેમણે લીધેલી તેવા ગ્રામસેવક સ્વ કિશાભાઈ લલ્લુભાઈ પટેલના સ્મરણાર્થે રૂ ૫૨૭૩ના ખર્ચે સોધવારીમા બધાવેલુ તે સરદાર વલ્લભભાઈ પટેલના હસ્તે ખુલ્લુ મુકાયુ હતુ તેમા હાલ રૂપિયા ૩૮૩ ની કિંમતના ૨૩૬૦ પુસ્તકો છે, તથા તેનુ કાયમ ભડોળ રૂ ૧૨૦૦૦ છે હાલમા મહાત્મા ગાધી પુસ્તકાલયની પણ શરૂઆત કરી છે. અને જતે દિવસે પૂ ગાધીજીનુ જીવન અને તેમના સિદ્ધાન્તો સમજવામા મદદરૂપ થાય તેવા અને બીજા ઉપયોગી જ્ઞાન આપતા મહત્ત્વના કિંમતી પુસ્તકો તેમા વસાવવાનુ વિચાર્યુ છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, લાલબાઈ, ફૂલબાઈ માતા, વૈષ્ણવ સંપ્રદાયનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર, જૂનુ મદિર, જૈનોનુ દેરાસર, સ્થાનકવાસી ઉપાશ્રય, સન્યાસ આશ્રમ, મસ્જિદ, મહાદેવની ધર્મશાળા, પાટીદારોની ધર્મશાળા, બે ભાગોળે બે પરબડી વગેરે

**ઈતિહાસ** ઈ સ ૧૯૨૬મા પ્રકટ થયેલા "સુણાવ પ્રાથમિક મુખ્ય શાળાનો હીરક મહોત્સવ સ્મારક રિપોર્ટ" મા પૃ. ૧થી ૩ ઉપર આપેલી **"સુણાવ ગામની જાણવા યોગ્ય હકીકત"**માથી નીચેની માહિતી ઉતારી છે આ રિપોર્ટ પ્રકટ કરનાર સ્વ શ્રી કિશાભાઈ લલ્લુભાઈ પટેલ હતા એમા સુણાવના પાટીદારોની વશાવળી છાપેલી છે બીજી માહિતી પણ છે

**ગામની સ્થાપના** આ ગામ પ્રથમ કોણે કઈ સાલમા વસાવ્યુ તે બાબતની ચોક્કસ હકીકત મળી આવી નથી, પણ દતકથા પરથી સવત ૧૧મા સૈકામા રાભાણા જાતની રજપૂત કોમે વસાવ્યુ હતુ, એમ જણાય છે પાછળથી તેમા વાણિયા, રબારી વગેરે લોકો વસેલા જણાય છે રબારી ચાલ્યા ગયા પછી મનજી શેરી નામના વાણિયા પટેલાઈ કરતા હતા તેમના સમયમા ગામ આબાદ થયુ હતુ એ દેશાવાળ વાણિયાના અમલમા સેનોત જાતના રજપૂત આગળ પડતા થયા, તેમણે પટેલાઈમા ભાગ લીધો, અને બનેએ સપીને પટેલાઈનો અમલ ચલાવ્યો આ વખતમા વસ્તી વધી તથા આબાદ થઈ આ વખતમા મુસલમાની અમલની શરૂઆત હતી પણ ગુજરાતમા રજપૂત રાજ્ય હતુ જ્યારે જમીન મહેસૂલ પૂરુ ન ભરી શકાયુ ત્યારે લોકો ગામ છોડી

ચાલ્યા ગયા, ને કેટલાક વખત સુધી ગામ વસતી વગરનુ ઉજ્જડ રહ્યુ તે વખતમા ગામનો વસવાટ ઘેઘના તળાવડીથી દૂધિયા નળાવ સુધી હશે, એમ ત્યા જોવામા આવતા જૂના ખડેર ઉપરથી જણાય છે

હાલનુ ચાલુ વસવાટવાળુ ગામ સવત ૧૨૧૨ની સાલમા કાસોર ગામના પટેલ વીકાભાઇ મ્રણાજીએ વસાવ્યુ ગામ વસાવવા બદલ સૂબા તરફથી ૧૦૦ વીઘા પસાયતા જમીન તેમને મળેલી શુભ મુહૂર્ત જોઈ ગામમા વસવા આવ્યા, તે વખતે શ્રવણ નક્ષત્રનો શુભ યોગ હતો, તેથી ગામનુ નામ **શ્રવણાવ્ય** પાડયુ તેનુ અપભ્રશ **સુણાવ** થયું કહેવાય છે

વીકા પટેલ હાલ ગામમા ચોરા સામે જે દરવાજો કહેવાય છે તે જગ્યામા રહેઠાણ કરી પહેલવહેલા વસ્યા તેમના પૌત્ર ગણેશજી પટેલે દેવતળાવ ઉપરના શ્રી વૈજનાથ મહાદેવનુ દેવાલય બધાવ્યુ આ અરસામા વણજારાએ ગામકૂવો બધાવ્યો એમ દતકથા ચાલે છે વીકા પટેલે ગામ વસાવ્યા પછી ગામ દિન પ્રતિદિન આબાદ સ્થિતિમા આવ્યુ પાટીદારની વસ્તી જેમ જેમ વધતી ગઈ તેમ તેમ બીજી જાતો પણ આવીને વસવા લાગી. વીકા પટેલને વિશ્રામ પટેલ નામના દીકરા હતા વિશ્રામ પટેલને ગણેશજી અને નારણજી નામના બે દીકરા થયા ગણેશજીને છ દીકરા થયા તેમના નામ સુદરદાસ, કસનદાસ, કેશવદાસ, ભગવાનદાસ, વેણીદાસ અને પ્રાગભાઈ નારણજીને ત્રણ દીકરા થયા. તેમના નામ ત્રીકમદાસ, મનોરદાસ અને કલ્યાણદાસ એ રીતે બન્ને ભાઈને મળી નવ દીકરા થયા

આ નવ જણ પૈકી ભગવાનદાસે હાલ જે લાલાજીની ખડકીનો ઉત્તર ભાગ છે તે બાજુ બાધી, તથા કસનદાસે સુરદાજીની ખડકીનો અદરનો તથા બહારનો ભાગ બાધ્યો ત્યા પોતાની સગવડ સાચવવા ખાતર પાણિયારાં, ટાકા, રસોડા તથા ઘોડાર વગેરે બાધ્યા

**ગામના સીમતળની હકીકત** :— સવત ૧૫મા સૈકામા પ્રથમ આ ગામનો નરવાહ બધાયો તે વખતે પ્રાગભાઈના વશજો અહીં નહિ હોવાથી આઠ ભાગે વહેચણી કરી તે વખતે ૧૦૦ વીઘા પસાયતાની અને ૧૫૦૦ વીઘા મહેસૂલ ભરવાની મળી કુલ ૧૬૦૦ વીઘા જમીનનો રકબો હતો તે ઉપર રૂા ૧૦૦)નો નરવાહ બાધ્યો એટલે દરેક ભાગીદારને રૂા ૧૨ાના નરવાહ પેટે ૨૦૦ વીઘા જમીન ભાગ આવી આ સિવાય ૨૦ વીઘા સલામિયા તથા ૮૦ વીઘા પસાયત તથા નાપાના ગરાશિયાઓની વાટાની જમીન ૬૦૦ વીઘા હતી એટલે એકદર ૨૩૦૦ વીઘા જમીન હતી તેના સરકાર ધારાના રૂા ૧૦૦૦૦ ભરવાના હતા આ વહીવટ સવત ૧૬૪૮ સુધી ચાલ્યો સવત ૧૬૪૯મા નાપાના ગરાશિયાને રૂપિયાની જરૂર પડવાથી રૂા ૧૦૦૦૦ માટે વાટાની જમીન વેચાતી રાખી વાટાની જમીનમાથી ૨૦૦ વીઘા જમીન ખર્ચ માટે સહિયારી રાખી બાકીની ૪૦૦ વીઘા જમીન ફાળા પ્રમાણે વહેચી લીધી આ સૈકામા કેટલીક જમીન નરવાદારો પાસેથી વેચાઈ ગઈ અને કેટલીક પસાયતા પેટે અપાઈ હતા ફાળો તો સરકાર ઠરાવ પ્રમાણે સરખે હિસ્સેજ સરકારમા અપાતો હતો આ વહીવટ સવત ૧૭૭૦ સુધી ચાલ્યો ત્યાર બાદ લગભગ પદર વીસ વરસ સુધી ફાળાનુ ઠેકાણુ પડયુ નહિ, કારણ કે દરેક ભાગીદારની વસ્તી વત્તીઓછી થઈ જવાથી થોડી વસ્તીવાળાને ફાળો આકરો પડતો, આથી સવત ૧૭૮૯ની સાલમા વસોના અમીન વણારસીદાસ ભવાનીદાસ કારભારી હતા, તેમણે સમજૂત કરી સૌ સૌની શક્તિ પ્રમાણે ફાળો ભરી શકાય તેવી રીતે ચાર મુખ્ય નરવાદાર ઠરાવી ફરીથી નવેસર નરવાહ બાધ્યો (વધુ વિગતો મૂળ રિપોર્ટમા આપેલી છે)

**આધાર** શ્રી સોમાભાઈ કિશાભાઈ પટેલે ખાસ લખી આપેલો વિસ્તૃત લેખ તથા તેમણે આપેલો સુણાવ પ્રાથમિક મુખ્ય શાળાનો હીરક મહોત્સવ સ્મારક રિપોર્ટ.

*

## સુંદરણા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬' અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ ભાદરણ–નડિયાદ રેલવેલાઈન ઉપરનુ ફ્લેગ સ્ટેશન છે આશરે ૭૦૦ વર્ષ ઉપર સુદરા નામના વણજારાએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૪૧૨ કુટુબ ૪૨૦ વસતી પુ ૧૧૮૬, સ્ત્રી ૧૧૦૪, કુલ ૨૨૯૦.

**સગવડો** એક ગગેશ્વર (ગગરેટિયુ) તળાવ છે તે ખૂબ જૂનુ અને મોટુ છે હાલ તે લગભગ પુરાઇ ગયુ છે ત્યાથી જૂની ઈંટો તથા નાણો નીકળે છે. બીજુ ગામઇ તળાવ છે ચાર કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ. સ ૧૯૫૦થી જૂની ગાયકવાડી વખતની પચાયતની નવેસરથી નવા ધારાધોરણ મુજબ રચના કરવામા આવી છે, તેની વાર્ષિક આવક રૂ ૨૫૦૦ જેટલી છે તેમાથી કૂવા દુરસ્ત કરાવવા ને ગળાવવા, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ સારી પાકે છે ૧૫થી ૨૦ હાથસાળો ચાલે છે પહેલા ગામના હુક્કા વખણાતા હતા

**શિક્ષણ** પાચ ધોરણની સો બો શાળા છે તેમા ૧૨૭ વિદ્યાર્થીઓ અને ૬૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૭ બાળકો ભણે છે. ૨૫–૩૦ વિદ્યાર્થીઓ ધર્મજની હાઈસ્કૂલમા ભણવા જાય છે પુ ૧૯૬ અને સ્ત્રી ૪૬ મળી કુલ ૨૪૨ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સોમનાથ મહાદેવ, વૈજનાથ મહાદેવ, જાળેશ્વર મહાદેવ, બળિયાદેવ, જોગણિયા માતા, વેરાઈ માતા, મેલડી માતા, ભાથીખત્રી વગેરે

જાળેશ્વર મહાદેવે દર વરસે આઠમે અને ગોકળ આઠમે મેળા ભરાય છે

*

## સુંદરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પાવરપુરાથી બે માઈલ અને તારાપુરથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૨૧૮ કુટુબ ૨૧૮ વસતી પુ ૪૮૫, સ્ત્રી ૪૪૧, કુલ ૯૨૬

**સગવડો** નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ દૂર જલસણ છે ગ્રામપચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૬ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૧ બાળકો ભણે છે પુ ૨૨૮ અને સ્ત્રી ૬૭ મળી કુલ ૨૯૫ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

*

## સાંસેજ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી બે માઈલ દૂર આવેલુ છે તે ભાલનુ બારુ ગણાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ ઘરો ૧૨૧ કુટુબ ૧૨૧. વસતી પુ ૩૩૨, સ્ત્રી ૨૮૧, કુલ ૬૧૩

**સગવડો** એક તળાવ તથા બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ તારાપુર છે દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે સિચાઈ માટે એજિન પપની સગવડ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૨ બાળકો ભણે છે પુ ૧૪૦ અને સ્ત્રી ૪૯ મળી કુલ ૧૮૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** પ્રણામીનુ મદિર, ભાથીખત્રી વગેરે

*

## સોજિત્રા (નગર)

**પરિચય** ઉ અ ૨૨ ૩૨ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ બાદરણ નડિયાદ રેલવે લાઈન ઉપરનુ એક જાણીતુ સ્ટેશન છે ।

એક કાળે ખભાત પાસેનુ નગરા ગામ જ્યારે મહીસાગર સગમ ઉપરનુ મુખ્ય બદર હતુ ત્યારે ત્યાથી નીકળી દેશમા દૂર દૂર સુધી ફેલાયેલા ધોરી રાજમાર્ગો સોજિત્રામા થઈને પસાર થતા હતા એને પરિણામે સોજિત્રા એ વેપાર-ઉદ્યોગનુ મહત્ત્વનુ કેન્દ્ર હતુ ગામમા વેપારીઓ, શરાફો અને પ્રસિદ્ધ કારીગરો વસતા હતા ગામમા આવેલા કુડ, વાવ, જૈન દેરાસરો, બૌદ્ધ મૂર્તિઓ, મસ્જિદો, વગેરે એની પ્રાચીનતા અને પુરાણી જાહોજલાલીની સાક્ષી પૂરે છે

કુડને ગાળતા તેમાથી મળી આવેલી મૂર્તિઓમાની એક આ ગામના અસ્તિત્વને ઈ સ પૂર્વેના બીજા સૈકામા લઈ જાય છે એવો પુરાતત્ત્વવિદોનો મત છે એ બધી ઈતિહાસની વિગતો આ પુસ્તકના પહેલા વિભાગમા આપી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૯ ચો માઈલ ઘરો ૨૩૪૯ કુટુબ ૨૫૨૫ વસતી પુ ૬૦૪૭, સ્ત્રી ૬૧૪૮ કુલ ૧૨૧૯૫ મુખ્ય વસતી પાટીદારોની છે તેમના મૂળ પુરુષ જેસગ પટેલ દેવાતજથી આવેલા તેમના પછી આજે બારતેર પેઢીઓ થઈ છે એટલા ટૂકા ગાળામા આજે તેમના વશજોના લગભગ બારસો કુટુબ થયા છે વસતીનો આ વધારો થયો પણ તેમની જમીનો તો એની એ જ રહી એટલે માત્ર ખેતી ઉપર નિભાવ નહિ થાય એમ હોવાથી લોકો ભણીગણીને નોકરી ધધે લાગ્યા છે કેટલાક દુનિયાના લગભગ બધા જ દેશોમા-ખાસ કરીને આફ્રિકામા ગયા છે અને કેટલાક દેશમા જ વેપારધધા કે નોકરીએ જોડાયા છે બીજી ધ્યાન ખેચે તેવી વસતી તે ખેડાવાળ બ્રાહ્મણોની છે અગાઉ આ લોકો સ્થિતિ પ્રમાણે શરાફીથી માંડીને ખેતી સુધીના કામ કરતા આજે અહીંના કેટલાક ખેડાવાળો મદ્રાસ રાજ્યમા શરાફીનો ધધો કરે છે ગામની આબાદીમા ખેડાવાળોએ સારો ફાળો આપ્યો છે ખેડાવાળ સિવાય વાનમ, ઔદીચ્ય, શ્રીમાળી, મોઢ વગેરે જાતના બ્રાહ્મણો પણ છે

અગાઉ નાગર, સુથાર, લુહાર, ડબગર, સાળવી, છીપા, ભાવસાર, ચૂડગર, ખરાદી, સરાણિયા, રાણા, રબારી, દવવાડી, રાવળિયા, ભોઈ, વાઘરી સોની, દરજી, વાળદ, બારોટ કડિયા, માછિયા, ઘાચી, ચમાર, મોચી, હરિજન, વગેરે લોકોની વસતી સારા પ્રમાણમા હતી પણ આજે ફરેકના ઉદ્યોગ તૂટી પડતા તેમની વસતી ઘટતી ગઈ છે અને કેટલીક તો નામશેષ પણ થઈ ગઈ છે

**સગવડો** મોગરાઈ તળાવ, ડભોઉવાળુ તળાવ, ચાર કૂવાની ભાગોળનુ તળાવ, ખોજાઇ તળાવ, બે વાવો અને એક કુડ છે કુલ ૧૪ કૂવા છે, તે ભાગોળોએ આવેલા છે તે પૈકી ચાર કૂવાની ભાગોળે તેના નામ પ્રમાણે ચાર કૂવા છે, તેમાથી બે પૂરી દેવામા આવ્યા છે, પણ એક નવો કૂવો થયો છે આ જ ભાગોળે વોટરવર્ક્સની યોજના કરવામા આવી છે.

સોજિત્રાથી અમદાવાદ, નડિયાદ, નાર, ગાડા, પેટલાદ ને બોરિયાવી જવાની બસસર્વિસની સગવડ છે અમદાવાદની બસ માતર થઈને જાય છે અને નડિયાદની બસ ચાગા ઉપર થઈને જાય છે મુખ્યત્વે આ રસ્તા કાચા છે પણ હવે આણદ, ધોળકા, ધધૂકા, નડિયાદ, બોરસદ, પેટલાદ વગેરે સ્થળોએ જવાની પાકી સડકો થનાર છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે ટેલિફોન તથા બેટરીથી ચાલતા જાહેર સરકારી રેડિયોની સગવડ છે મ્યુનિસિપાલિટી ચાલે છે સિટી સર્વે ઓફિસ, પોલીસ સ્ટેશન, ટોબેકો ઈન્સ્પેક્ટરની કચેરી, વેક્સિનેશન




ઓફિસ વગેરે સરકારી કચેરીઓ છે એક સરકારી દવાખાનું તથા પ્રસૂતિગૃહ, એક જાનવરનું દવાખાનું, મથુરભાઈ જોરાભાઇનું ધર્માદા દવાખાનું તથા બીજા પાંચેક ખાનગી દવાખાના ચાલે છે સોજિત્રા કો ઓપરેટીવ બેંક, ભગી સમાજ કો ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી, સોજિત્રા કો ઓપરેટીવ પરચેઝ એન્ડ સેલ યુનિયન, સોજિત્રા ગ્રુપ હાથવણાટ ગૃહઉદ્યોગ સહકારી મંડળી તથા ત્રણ ઘરો બાંધનારી મંડળીઓ ચાલે છે. નવા ઘરોનું યુવક મંડળ, ખારી કૂઈનું યુવક મંડળ સરદાર યુવક મંડળ, ખેડાવાળ બ્રાહ્મણ યુવક મંડળ વગેરે છે એક જાહેર બાગ છે કુંડનાળી બાગે એક ટાવર છે

**ઉદ્યોગ** આજે લોકોનો વ્યવસાય મુખ્યત્વે ખેતી, વેપાર અને મજૂરીનો છે અગાઉ ઘણા ઉદ્યોગો ચાલતા હતા તે સમય જતા ધીરે ધીરે તૂટતા ગયા છે કેટલાક તો નામશેષ થઈ ગયા છે સુથારો રથ, માફા, એકા, ગાડા વગેરે બનાવતા આજે એકાદ સુથારની કોઢ રહી છે લુહારોનો તાળા (સોજિતરિયા તાળા) બનાવવાનો મોટો ઉદ્યોગ ચાલતો તે સિવાય તલવારો, ખેતીના ઓજારો વગેરે પણ લુહારો બનાવતા આજે તેમની વસતી ઘટી ગઈ છે જે છે તે રૂપુ અગર ચાંદીના દાગીના ઘડે છે ડબગરો ઘી–તેલ ભરવાના કુલ્લા, ધુપેલ ભરવાની કુલ્લીઓ, અત્તર ભરવાની કુપ્પીઓ, ત્રાજવા, નેતરના પાયાની છત્રીઓ વગેરે બનાવતા આજે આ ધંધો પડી ભાગ્યો છે સાળવીઓ કાપડ વણતા, છીપાઓ પાઘડીઓ રંગતા અને શેલા, છિંટા, છીંટો વગેરે છાપતા ચૂડગરો હાથીદાંતના ચૂડા, ચૂડીઓ બનાવતા, ખરાદીઓ ઘોડિયા વગેરે બનાવતા, સરાણિયા ધાર કાઢતા, કાબરીના ફૂલોમાંથી પાઘડીઓ રંગવાનો કસુંબલ રંગ થતો, રાણાઓ કાબરીના છોડા જુદા પાડવાની કળા જાણતા, ઘાંચીઓ કાબરીનું તેલ કાઢતા, ચમારો ચામડા કમાવતા અને મોચીઓ તેના જોડા–જોડીઓ વગેરે બનાવતા દલવાડીઓ ઈંટો, નાળો તથા માટીના વાસણ, કોઠીઓ વગેરે બના

વતા, વાઘરીઓ શાકભાજીની વાડીઓ કરતા, સોનીઓ દાગીના ઘડતા, એ બધી આજે ભૂતકાળની વાતો બની ગઈ છે. રાણા, દલવાડી, સોની વગેરેનાં થોડાં ઘર રહ્યાં છે પણ તેમના ધંધાની અગાઉની જાહોજલાલી ચાલી ગઈ છે એક હરિજન વણકરોનો ઉદ્યોગ હજી ચાલુ રહ્યો છે. પહેલાં તેઓ ગજી પનાનું ગજિયું, ટૂંકા પનાનાં ધોતિયાં, ટૂંકી છેડીઓ, મોદ, ગોફાળ, વગેરે વણતા. આજે તેઓ મિલના સૂતરમાંથી ખાદી, ચાદરો, નેપકિન, ટેબલક્લોથ, ટુવાલ વગેરે ચીજો બનાવે છે અને તે ચીજો સારી ખપે છે. આ સિવાય રાવળિયાઓનું પાટી વણવાનું કામ હજી ચાલુ રહ્યું છે.



કુંડનું એક દશ્ય

**શિક્ષણ** શ્રી મણિભાઈ રણછોડભાઈ પટેલ બાલમંદિર તથા મણિલાલ વ્રજવલ્લભદાસ બાલમંદિર ચાલે છે લો. બો. તરફથી સાત ધોરણની કુમારશાળા નં ૧, ચાર ધોરણની કુમારશાળા



પ્રસૂતિગૃહ

નં. ૨ તથા સાત ધોરણની કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૯૩૫. અને ૧૮૫ વિદ્યાર્થીઓ તથા ૯૦૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૨૬ બાળકો ભણે છે. શ્રી ડાહ્યાભાઈ મોતીભાઈ મનસ્વીએ રૂ ૨૫૦૦૦ આપેલા તેથી કન્યાશાળાના મકાન ઉપર તેમનાં માતુશ્રીનું નામ લખાયું છે. એક એ. વી. સ્કૂલ છે. મોતીભાઈ મથુરભાઈએ રૂ. ૧૦૦૦૦ આપેલા અને બાકીની રકમ ગામલોકોએ ઉમેરેલી તેમાંથી એમ. એમ. હાઈસ્કૂલ ચાલે છે. શ્રી ડાહ્યાભાઈ મનસ્વીએ બાર તેર હજારની રકમ આપેલી તેમાંથી તેમના પિતાશ્રીના નામ પરથી મોતીભાઈ વાલાભાઈ વિદ્યાર્થી આશ્રમ (બોર્ડિંગ) ચાલે છે. સાર્વજનિક પુસ્તકાલય, કુનીબા પુસ્તકાલય, પટેલ જીવાભાઈ હીરાભાઈ વાંચનાલય તથા પટેલ રામભાઈ ધાભાઈ વ્યાયામમંદિર ચાલે છે ગામમાં પુ ૩૭૨૦ અને સ્ત્રી ૨૬૪૫ મળી કુલ ૬૩૬૫ ભણેલાં છે. ગામના પાટીદારો અને વણિકોમાંથી પ્રસિદ્ધ અને જુદા જુદા વિષયના નિષ્ણાત એવા ડૉકટરો, એંજિનિયરો, વકીલો, ન્યાયધીશો, શિક્ષકો, ખેતીવાડી નિષ્ણાતો, લેખકો, ઉચ્ચ સરકારી અમલદારો વગેરે પાકયા છે. ખ્રિસ્તીઓમાંથી પણ ૧૬ જેટલા ગ્રેજ્યુએટો થયા છે, તે પૈકી સાત જણ તો સરકારની ઉપલા વર્ગની નોકરીઓમાં છે; તે સિવાય સો જેટલા શિક્ષકો થયા છે, અને દસેક શિક્ષિકાઓ છે.



ખોડીઆઈ માતાનું મંદિર

**ધાર્મિક સ્થળો** · રામજી મંદિર, ગોસ્વામી મહારાજનું મંદિર, હરિકૃષ્ણ મહારાજનું મંદિર, સત્યનારાયણનું મંદિર, લક્ષ્મીનારાયણનુ મંદિર, કબીર સાહેબનું મંદિર, પ્રણામીનુ મંદિર, રણછોડદાસ બાવાનુ મંદિર. સ્વામીનારાયણનું મંદિર, નાનકપંથી મંદિર, જ્યોતેશ્વર મહાદેવ, મુક્તેશ્વર મહાદેવ, રામનાથ મહાદેવ, વૈજનાથ મહાદેવ, વેરાઈ માતા, અન્નપૂર્ણા માતા, અંબાજી માતા,

ખોડિયાર માતા, ખોનઈ(ક્ષેમકલ્યાણી) માતા, દિગંબર જૈનોના દેરાસરો, શ્વેતાંબર જૈન મંદિર શાસન દેવીનુ મંદિર, વહોરવાડની મસ્જિદ ચોરા પાસેની મસ્જિદ, જુમ્મા મસ્જિદ, ગધર્વોની મસ્જિદ ઈદગાહ, ચાર પરબડીઓ, એક હવેલી, નવ ધર્મશાળાઓ, એક પાંજરાપોળ



**જૈન દેરાસર**

મોગરાઈ તળાવ ઉપર માધવતીર્થનો બગીચો છે, તેમાં વેદાન્તીઓ કથાવાર્તા કરે છે

આધાર શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ તથા શ્રી ગોરધનભાઈ વાલજીભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

# બોરસદ તાલુકો

## તારીજ

**નગરો** ૩ **ગામો** ૯૨

**વિસ્તાર** નગરોનુ ક્ષેત્રફળ ૨૨ ૮ ચો. માઈલ, ગામોનુ ક્ષેત્રફળ ૧૯૧૫ ચો. માઈલ, કુલ ક્ષેત્રફળ ૨૧૪ ૩ ચો. માઈલ

**ઘરો** નગરવિસ્તાર ૫૯૭૬, ગ્રામવિસ્તાર ૩૫૦૦૭, કુલ ૪૦૯૮૩

**કુટુંબો** નગરવિસ્તાર ૧૯૨૫, ગ્રામવિસ્તાર ૩૯૭૮૩ કુલ ૪૧૬૦૮

**વસ્તી** નગરવિસ્તાર પુ. ૧૮૧૫૫, સ્ત્રી ૧૭૨૬૮ કુલ ૩૫૪૨૪

ગ્રામવિસ્તાર પુ ૮૬૪૨૪ સ્ત્રી ૮૮૦૮૬ કુલ ૧૮૪૫૧૦

એકંદર વસ્તી પુ ૧૧૪૫૭૯ સ્ત્રી ૧૦૫૩૫૫, કુલ ૨૧૯૯૩૪

**ભણેલાં** નગરવિસ્તાર પુ ૮૬૦૬ સ્ત્રી ૪૭૩૩ કુલ ૧૩૩૩૯

ગ્રામવિસ્તાર પુ ૩૫૧૭૫ સ્ત્રી ૧૨૮૬૧ કુલ ૫૨૮૯૯

એકંદર ભણેલા પુ ૪૩૭૮૧, સ્ત્રી ૧૭૩૯૪ કુલ ૬૧૫૦૧

*

## અભિયાદ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનું આ ગામ રેલવે-સ્ટેશન કઠાણાથી બેએક માઈલ દૂર આવેલુ છે નવો બંધાતો બોરસદ-ડાલી રસ્તો આ ગામ આગળ થઈને પસાર થાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૨૪૧ કુટુંબ ૩૬૨ વસતી પુ ૮૮૩ સ્ત્રી ૭૬૫ કુલ ૧૬૪૮

**મગવડો** ૫૦ વીઘાનુ એક મોટુ તળાવ છે તેમાં એક ટેકરો આવેલો છે ત્યાં બાવળો ઊગ્યા છે ત્યાં ખોદકામ કરતાં એકાદ ફૂટ લાંબી ઈંટો નીકળે છે એક સર્વજનિક અને એક મહાવરશી લોકોનો મળી બે કૂવા છે સીમાડે લગભગ ૪૦થી ૬૦ કૂવા આવેલા છે ચોમાસા સિવાય બોરસદ અને દહેવાણ જવાની બસસર્વિસની સગવડ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ દૂર રાસ છે ટપાલ રવિવાર સિવાય દરરોજ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમાં ૭ કૂવા પર એન્જિન ૫૫ ગોઠવેલા છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે કાપડ વણવાની હાથસાળો ચાલે છે ચમાર લોકો દેશી જોડા બનાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની સૌ બો. કુમારશાળા છે તેમાં ૪૮ વિદ્યાર્થીઓ અને ૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૪ બાળકો ભણે છે વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીઓને રાસ જવું પડે છે પુ ૩૧૧ અને સ્ત્રી ૭૩ મળી કુલ ૩૮૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર બાથીખત્રી પરબડી, ભાદરવા વદિ ૧ના રોજ બાથીખત્રીએ મોટો મેળો ભરાય છે

**પરુ** પુરમિયાપુરા ઉકલા નીચેક વર્ષથી તે વસેલુ છે ત્યાં એક પુરમિયો સમરો હતો ત્યાં વસેલુ હોવાથી તેનું નામ પુરમિયાપુરા પડેલુ છે મુખ્ય વસતી ગરાસિયા અને પરમારોની છે ૪૦ જેટલા ઘરો છે ગામમાં એક અને સીમમાં ત્રણ કૂવા છે

*

# બોરસદ તાલુકો

ઉ
પ — પૂ
દ

પેટલાદ તાલુકો
આણંદ તાલુકો
ખંભાત તાલુકો
પાડાણિનોર તાલુકો
જંબુસર તાલુકો

સુરકૂવા
નાપા તળપદ
નાપાવાટો
ધોબીકૂઈ
નામણ
દહેમી
કસુબાડ
ટૂડાકૂવા
સિંગલાવ
દેદરડા
પામોલ
ખડોલ (હળદરી)
હળદરી
કાવીઠા
સતોકપુર
વહેરા
હરખાપુરા
બોદાલ
આસોદર
અબાવ
કંધારિયા
ભૈરાસ્તા
ભાણપુરા
બોચાસણ
બોરસદ
ડભાસી
દાવોલ
પુજકૂવા
અંબાલી
ગોલેલ
રુદેલ
નિસરાયા
વાસણા (બોરસદ)
દાવોલ
જોશીકૂવા
કહાનવાડી
વીરસદ
રણોલી
ચૂવા
ઉનેલી
કસારી
અલારસા
કોસિંદા
આંકલાવ
આમરોલ
ખાબપુર
આરોળા
સૈજપુર
પકેલી
વાછિયેલ
ભાદરણ
ભાદરણિયા
લાલપુર
આસરમા
જંત્રાલ
વાસણા (રાસ)
રાસ
ખેડાસા
પીપળી
કિંખલોડ
બનેજડા
સિસવા
ધનાવસી
મોટીશેરડી
નવાખલ
ઉમેટા
કાંધરોટી
દાવેલ
વાલવોડ
ત્રીલોક
ખડોલ (ઉમેટા)
કણભા
કઠોલ
ઉમલાવ
નાનીશેરડી
નવાપુરા
બીલપાડ
નારપુરા
સખિયાડ
કોઠિયાખાડ
ચમારા
કઠાણા
ગોરવા
સાલોલ
દેવાપુરા
ઝાલી
કાલુ
દહેવાણ
ગાજણા
બામણગામ
ગંભીરા
કનકાપુરા
બદલપુર
મહી નદી

સમજૂતી
નદી
રેલવે

માપ 0 ૨ ૪ ૬ માઇલ

ચરોતર સર્વસંગ્રહ - ૧૯૫૪

## અલારસા

**પરિચય** ઉ અ ૨૨° ૨૩' અને પૂ રે ૭૨° ૫૭ ઉપરાંત આ ગામ રેલવેસ્ટેશન દાવોલથી એક માઈલ દૂર આવેલું છે દંતકથા એવી છે કે તેરમા સૈકામા રામજી વણજારાએ આ ગામ વસાવેલુ તે ઉપરથી તેનુ નામ રામરસા પડેલુ હતુ પણ મુસલમાની રાજ્ય અમલમા રામનુ નામ કાઢી નખાવી અલ્લાનુ નામ મુકાવેલુ પરિણામે અલ્લારસા-અલારસા નામ પડયુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઇલ ઘરો ૮૨૮, કુટુંબ ૯૦૮ વસતી પુ ૨૨૧૦, સ્ત્રી ૧૯૫૨, કુલ ૪૧૬૨ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ચાર ઓવારાવાળુ એક તળાવ છે ગામતળમા ૧૪ કૂવા છે ૨ કૂવા હરિજનોના જુદા છે ખડીમા શ્રી દેસાઈભાઇ ભાઇજીભાઈના દીકરાઓએ એક ખાનગી વોટરવર્કસ ઊભુ કર્યું છે તેઓએ પહેલી વાર રૂા ૪૦ અને પછી દર વર્ષે રૂા ૩૦ લેવાના કરીને લોકોને ઘેર પાણીની ચકલીઓની વ્યવસ્થા કરેલી છે તે પછી તાજેતરમા ગામલોકોએ રૂા ૨૭૦૦૦ એકઠા કરી, જાતે મહેનત કરી ગામઈ કૂવા ઉપર સાર્વજનિક વારિગૃહની સગવડ કરી છે શ્રી ડાહ્યાભાઈ રણછોડભાઈ પટેલે પોતાના પિતાના સ્મરણાર્થે રૂા ૨૦૦૦ આપી આ વારિગૃહ માટે પાણીની ટાંકી બંધાવી આપી છે બોરસદ, ઉમેટા, ભાદરણ, અને વાસદ જવાની બસસર્વિસની સગવડ છે ઈ સ ૧૯૪૦થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૧૦૦ જેટલી છે તેમાથી રસ્તાસુધારણા, ગ્રામસફાઈ, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે તમાકુ ખાતાના ઈન્સ્પેકટરની કચેરી છે એક પ્રગતિમંડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે તમાકુની ખળી છે તથા બીડી બનાવવાનુ કારખાનુ છે તેલની ઘાણી છે વણાટકામ તથા ટોપના ગૂથવાનો ગૃહઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૩૩૮ વિદ્યાર્થીઓ અને ૧૭૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦૯ બાળકો ભણે છે આ ઉપરાંત એક બાલમંદિર તથા એમ ઈ મિશન શાળા છે પુ ૮૪૧ અને સ્ત્રી ૩૪૭ મળી કુલ ૧૧૮૮ ભણેલા છે ૧૯૩૪થી શ્રી સરદાર પટેલ પુસ્તકાલય ચાલે છે ત્રણસો જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** ભીમનાથ મહાદેવનુ એક પુરાણુ દેવાલય છે તેનુ બાંધકામ અને ઘુમ્મટનું ચિત્રકામ જોવા લાયક છે મોરલીધર મહારાજનુ ૧૫૦ વર્ષ જૂનુ ત્રણ માળનુ મંદિર છે તેને તાબે ૧૦૦ વીઘા જમીન છે વાડામા રામજી મંદિર છે તે નાગજીભાઈ નામના ભાણીના ભગતે બંધાવ્યુ છે તે સિવાય સ્વામીનારાયણનુ મંદિર ભાથીખત્રી, વહેરાઈ માતા, અંબાજી માતા, ખોડિયાર માતા વગેરે સ્થાનકો છે નવી બંધાયેલી એક મસ્જિદ, મેથોડિસ્ટ મિશનનુ ચર્ચ, બે પરબડીઓ તથા ધર્મશાળા પણ છે

**દંતકથા** એક દંતકથા એવી પણ છે કે રામ જ્યારે વનવાસ ગયેલા ત્યારે તેમણે અહીં એક રાતનો વિસામો કરેલો તેના સ્મરણમા વાડામા એક રામજી મંદિર સ્થાપવામા આવેલ અને ગામનુ નામ રામરસા રખાયેલુ પાછળથી અલાઉદ્દીનના સમયમા તેણે નીમેલા લાલખાએ લોકો પર જુલમ ગુજારેલો લોકોએ તેના ત્રાસથી કંટાળીને ગામનુ નામ અલ્લારસા પાડેલુ, જેનુ પાછળથી અલારસા થયુ લાલખાના નામ ઉપરથી ગામનો એક ભાગ આજે લાલખાડીને નામે ઓળખાય છે

**જરૂરિયાત** ચોમાસામા ગામની ચારે બાજુ પાણી ભરાઈ જાય છે ફ્રેગ સ્ટેશન દાવોલ વચ્ચે એક કાંસ આવે છે તેથી ચોમાસામા ગામ બહાર નીકળાતુ નથી આથી દાવોલ સુધીના સારા રસ્તાની જરૂર છે

**આધાર** શ્રી મહીજીભાઈ સોમાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## અંબાવ

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૫૯ ઉપરાંત આ ગામ રેલવેસ્ટેશન આમ્લાવથી દોઢેક માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે સ ૧૭૨૪મા સેગજી નામના પઢિયારે આસોદરથી આવીને તે વસાવેલુ આબા રબારીના નેસ ઉપરથી તેનુ નામ અંબાવ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૪૬૫ કુટુંબ ૫૪૧ વસતી પુ ૧૭૯૮, સ્ત્રી ૧૨૪૬, કુલ ૨૬૪૪

**સગવડો** બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે એક સહકારી મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે બીડી બનાવવાના ત્રણ કારખાના છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૪ વિદ્યાર્થીઓ અને ૯૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૨ બાળકો ભણે છે. પુ ૪૯૯, અને સ્ત્રી ૧૭૪ મળી કુલ ૬૭૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** કેવળ પંથનુ મંદિર, હનુમાનજીનુ મંદિર વગેરે

*

## અંબાલી

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૩° ૨ ઉપરાંત આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી લગભગ અઢી માઈલ દૂર આવેલુ છે ઉત્તર બાજુના ખડેરો અને ખડેરોમાથી મળી આવતી ૧૮ ઈચની ઈંટો, મહાદેકરી, માનસરોવર, વગેરે ઉપરથી પહેલા અહીં મોટુ શહેર હશે તેમ મનાય છે. તે તૂટી જતા ફરીથી

જે ગામ વસ્યુ તે હાલનુ અગાલી છે એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો. માઇલ ઘરો ૩૯૫ કુટુબ ૩૯૫ વસતી પુ ૯૭૧, સ્ત્રી ૮૪૦, કુલ ૧૮૧૧ ક્ષત્રિય, ગોસાઇ, વાણિયા વગેરેની વસતી છે

**સગવડો** એક તળાવ છે હાલમા તેના ત્રણ નામ છે મોટુ, ધોબિયુ અને ભીંડિયુ અગાઉ તે માનસરોવર તરીકે ઓળખાતુ તેનુ ક્ષેત્રફળ લગભગ પોણોસો વીઘાનુ છે કૂવા બે છે. બીજા બે કૂવા હરિજન, માહ્યાવશી વગેરેના છે ભાદરણ અને વડોદરા જવાની બસસર્વિસની સગવડ છે કથારિયાથી દરરોજ ટપાલ આવે છે તાર કરવા વાસદ કે આકલાવ જવુ પડે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૩ વિદ્યાર્થીઓ અને ૮૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૯ બાળકો ભણે છે પુ ૨૬૮ અને સ્ત્રી ૫૦ મળી કુલ ૩૨૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એ રવિ–ભાણનુ જૂનુ ખાનગી મદિર છે તે ઠકોર ઉધેગભાઇ તળસીભાઇએ બધાવેલુ આ મદિરમા સરજુદાસજી નામના મહા પુરુષ થઇ ગયા મદિરમા તેમની સમાધિ છે કેટલાક લોકો તેમની માનતા રાખે છે ગામની ભાગોળે ગોસાઇઓનુ મહાદેવનુ દેરુ છે તે ચેનપરબત ગોસ્વામીએ બધાવેલુ તેમના ચેલા લાલપરબતે જીવતા સમાધિ લીધેલી તેમની માનતા પણ કેટલાક લોકો રાખે છે તે સિવાય એક રણછોડજીનુ મદિર, ભાથીખત્રીનુ મદિર, ધર્મશાળા, પરબડી વગેરે છે બેસતા વર્ષે ભાથીખત્રીએ મેળો ભરાય છે

**આધાર** શ્રી અમરસિંગ હરિભાઇ રાજ તરફથી મળેલી માહિતી

*

## આમરોલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ પૂ રે અને ૭૩° ૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કહાણાથી ત્રણેક માઇલ દૂર મહી નદીના કિનારા પર આવેલુ છે આશરે ૮૦૦ વર્ષ ઉપર બ્રાહ્મણોએ અને મછી લોકોએ તે વસાવેલુ, અને ત્યાર બાદ રજપૂત લોકો આવી વસેલા એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ચો માઇલ ઘરો ૩૮૮ કુટુબ ૫૩૧ વસતી પુ ૧૧૬૨, સ્ત્રી ૧૦૪૨, કુલ ૨૨૦૪

**સગવડો** મહી નદી ગામની પૂર્વ દિશાએ, ઉત્તરથી દક્ષિણમા વહે છે લો બો નો એક કૂવો છે હરિજનો માટે પણ કૂવો બધાવેલો છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડીઓ બનાવવાના નાના નાના આઠ કારખાના છે તેમા ૩૦૦ જેટલા મજૂરો કામ કરે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૬ વિદ્યાર્થીઓ અને ૨૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૦ બાળકો ભણે છે પુ ૩૦૧ અને સ્ત્રી ૩૨ મળી કુલ ૩૩૩ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** રામબાઇ માતા, શિવજીનુ દેરુ

**પ્રાચીન અવશેષો** ગામમા ઘણી જગાએથી જૂની કોડીઓ જમીનમાથી નીકળે છે વળી ગામની બાજુની પડતર જમીન 'વાવરીવાગો ટેકરો' એ નામે ઓળખાય છે તેમાથી જૂના સિક્કા તથા ચણતર કામમા વાપરેલી ઘણી મોટી ઈંટો મળી આવે છે

**દતકથાઓ** મહી નદી પર પુરાણા વખતથી સીતાજીનુ બાયરુ આવેલુ છે તેના વિષે કહેવાય છે કે રામચદ્રજીએ સીતાજીને વનવાસ આપેલો ત્યારે તે અહીં રહેલા અહીં જમરીઓ નામે વહેળો આવેલો છે ત્યા લવ અને કુશ લક્ષ્મણજી સાથે પરીના ઘોડા માટે લડેલા એમ કહેવાય છે મહી નદી ઉપર દર ચૈત્રી પૂનમે મેળો ભરાય છે

**પરુ ગણપતપુરા** જવેરસિંહ હિંમતસિંહ અને તેમના ભાઇઓ ભીખાભાઇ અને રાજાભાઇએ સરકારની મજૂરી મેળવી પોતાના ખેતરમા સવત ૧૯૭૯ની સાલમા ગણપતિના પવિત્ર નામ ઉપરથી આ ગામ વસાવેલુ આશરે સાત વીઘાનુ ગામતળ છે ૪૫૦ માણસની વસતી છે એક માઇલ દૂર મહી નદી આવેલી છે ગામ ભાગોળે ગામઇ કૂવો છે ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૨૫ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૩ બાળકો ભણે છે બીજા વિદ્યાર્થીઓ આગળ ભણવા બહારગામ જાય છે

**આધાર** શ્રી ગુણવતલાલ હિંમતલાલ વૈદ તરફથી મળેલી માહિતી

*

## આસરમા

**પરિચય** ઉ. અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ મહીતટે વસેલુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી પાચેક માઇલ દૂર આવેલુ છે સવત ૧૦૫૩ના પોષ સુદિ ૨ને મગળ વારે સવા પહોર દિવસ ચઢતા સાત ઘરથી તેનો વસવાટ થયેલો એમ કહેવાય છે દતકથા એવી છે કે પહેલાના વખતમા આ જગ્યાએ વાલ્મિકી ઋષિનો આશ્રમ હતો તે આશ્રમ શબ્દ ઉપરથી ગામનુ નામ આસરમા પડેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૪ ચો માઇલ ઘરો ૬૩૧ કુટુબ ૭૨૫ વસતી પુ ૧૪૦૫, સ્ત્રી ૧૩૧૦, કુલ ૨૭૧૫

**સગવડો** મહી નદી છે સહકારી મડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડી બનાવવાના બે કારખાના ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૫ વિદ્યાર્થીઓ અને ૩૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૦ બાળકો ભણે છે

**પ્રાચીન સ્થળો** મહીતટ પર સગનાથ મહાદેવ, સીતાજીના ૧૨૫ કુંડ, ભોયરું, નોરિયાદેવ તથા ખાડિયો કૂવો છે

**પરુ** **રામપુરા** ૧૯૩૦મા આસરમાના મૂળ વતનીઓએ વેચાતી જમીન લઈ તે વસાવ્યુ છે તે મહી નદી પર આવેલુ છે તેનુ નામ ઉમેટા સ્ટેટના ઠાકોર રામસિંહજીના નામ ઉપરથી પાડેલુ છે. આશરે અઢી માઈલનો વિસ્તાર છે વસતી પુ. ૨૭૦, સ્ત્રી ૨૩૦ મળી કુલ ૫૦૦ની છે ત્રણ ધોરણ સુધીની લો બો શાળા છે તેમા ૨૪ વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧ બાળકો ભણે છે બીડી બનાવવાના બે કારખાના છે તેમા લગભગ ૧૦૦ કામદારો કામ કરે છે

*

## આસોદર

**પરિચય** ઉ. અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૩° ૦′ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આંકલાવથી દોઢેક માઈલ દૂર આવેલુ છે. આશો રબારી, આશાભાઈ પટેલ કે આસોપાલવના વન ઉપરથી ગામનુ નામ આસોદર પડેલુ હોવાની જુદી જુદી લોકવાયકાઓ ચાલે છે કહે છે કે પ્રાચીન વખતમા ભેટાસીના ઠાકોર તરફથી સાઠોદરા નાગરોને આ ગામ બક્ષિસમા મળેલુ હાલ તેમના ત્રણ મતા છે એક મતુ પાટીદારનુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૫ ચો માઈલ ઘરો ૫૮૬ કુટુબ ૬૮૮ વસતી પુ ૧૬૧૨, સ્ત્રી ૧૪૨૪, કુલ ૩૦૩૬

**સગવડો** એક તળાવ તથા પાચ કૂવા છે. બોરસદ, વાસદ, આણદ, અને આકલાવ જવા માટે બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૪૦થી સ્થપાયેલી ગ્રામ પચાયત છે તેની વાર્ષિક આવક રૂા ૧૫૦૦ જેટલી છે તેણે ગામ વચ્ચે ચોતરો તથા તળાવનો ઓવારો બધાવ્યો છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા ગોઠવેલો છે સહકારી મડળીઓ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પપૈયા, લીંબુ વગેરે થાય છે બીડીઓ બનાવવાના કારખાના છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૮૫ વિદ્યાર્થીઓ અને ૭૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૫૮ બાળકો ભણે છે તે સિવાય એક એસ એ શિક્ષણશાળા ચાલે છે પુ ૫૮૫, અને સ્ત્રી ૨૩૦ મળી કુલ ૮૧૫ ભણેલા છે ૧૯૫૧થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળ** મદિર પાળિયો છે તેના પરનો શિલાલેખ વાચી શકાતો નથી

*

## આંકલાવ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૩° ૦ ઉપરનું આ ગામ વાસદ કઠાણા રેલવે લાઈન પરનુ જાણીતુ સ્ટેશન છે આકલાવથી બોરસદ, વાસદ અને ભાદરણ પાચ પાચ માઈલના અતરે છે બાર ભાગોળો છે દરેક ભાગોળે માઈલ બે માઈલના અતરે ચાર પાચ ગામો આવેલા છે ઘણા દરવાજા અને ખડકીઓ છે ગામનુ મૂળ નામ અકલપુર અને પછી અકુશપુરી પડેલુ મનાય છે ગામ બહાર જૂના મકાનોના પાયા અને ૨૨થી ૨૫ શેર વજનની ઈંટો મળી આવે છે. મોગલ યુગની મનાતી જૂની ઈમારતો છે તે બધા ઉપરથી પહેલા ગામ ખૂબ મોટુ હશે તેમ મનાય છે મહાત્માજી, સરદાર વલ્લભભાઈ, દરબાર સાહેબ, જવાહરલાલ નહેરુ જેવા દેશનેતાઓએ આ ગામની મુલાકાત લઈને તેની ભૂમિ પાવન કરી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૮ ૨ ચો માઈલ ઘરો ૧૪૫૭ કુટુબ ૧૬૮૧, વસતી પુ ૪૨૦૪, સ્ત્રી ૩૮૪૦, કુલ ૮૧૪૪ મુખ્ય વસતી પાટીદાર, બારૈયા અને મોલેસલામ ગરાશિયાઓની છે

**સગવડો** ગોપીસર તળાવ અને બીજા તળાવો છે ધનકૂવા નામે એક વિશાળ કૂવો છે તેની ઈંટો ૨૫ શેર જેટલા વજનની છે તેને કોઈ વણજારાએ બધાવેલો મનાય છે હાન વાંટો છે ત્યાથી અડધો માઈલ દૂર વીરકૂવો નામે કૂવો છે તે વીરસિંહ નામના ગરાશિયાએ બધાવેલો મનાય છે એક વાવ છે આણદ, ભાદરણ, વડોદરા, બોરસદ, અને ઉમેટા જવાની બસસર્વિસની સગવડ છે તારની સગવડવાળી પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો મૂકેલો છે ગામમા એક સેનેટરી બોર્ડ ચાલતુ હતુ તે ગામના જ નાગરિકોનુ દરેક કોમનો સહ્યોનુ હતુ અને તે સીધી સરકારની દેખરેખ નીચે ચાલતુ હતુ તે પછી ૧૯૪૧થી ગ્રામપચાયતની સ્થાપના થઈ છે પોલીસ સ્ટેશન છે. ફૂલચદ શિવચદ સાર્વજનિક દવાખાનુ છે બીજા સાત ખાનગી દવાખાના છે આમ્લાવ સહકારી મડળી, માધ્યમિક કેળવણી મડળ, બાળ કેળવણી મડળ, જૈન યુવક મડળ, મેડી ખડકી પટેલ પ્રગતિ મડળ, ગાધી મડળ, કાપડ મડળ બ્રાહ્મણ મડળ, પ્રજાપતિ મડળ, આકલાવ ટાઉન વિકાસ સમિતિ ગૃહ રક્ષક દળ વગેરે છે એક સિનેમા ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બીડી બનાવવાના કારખાના છે તમાકુની ખળીઓ છે કુલ સાત બજારો છે નાની મોટી અનેક પેઢીઓ છે કાપડ, ઈમારતી લાકડા વગેરેનો વેપાર સારો ચાલે છે ઘીના વેપાર માટે પણ લગભગ ૨૫ કાંટા છે દરરોજ લગભગ સો ડબ્બા ઘીની આયાત-નિકાસ થાય છે મોટા ભાગનું ઘી વડોદરા જાય છે બૂટ-ચપલ સારા બનાવાય છે આધુનિક મશિનરી સેલ્સ એન્ડ રિપેર્સ નામની ફેકટરી છે ત્રીજ ફેક્ટરી મિલ્સ, લેથનુ કારખાનુ અને કપાસ લોઢવાની જિનિંગ ફેકટરી છે એક દૂધનો સઘ છે

**શિક્ષણ** લો. બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૫૪૭ વિદ્યાર્થીઓ અને ૩૮૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૩૧ બાળકો ભણે છે તે સિવાય એક બાલમદિર, ઉદ્યોગશાળા, આર સી શિક્ષણશાળા તથા એક હાઈસ્કૂલ ચાલે છે જૈન છાત્રાલય છે

પુ ૧૫૯૨ અને સ્ત્રી ૭૨૦ મળી કુલ ૨૩૧૨ ભણેના છે ૧૯૩૧થી પુસ્તકાલય ચાલે છે. વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ, બે રણછોડજીના મદિરો, સ્વામીનારાયણનુ મદિર, મોરલીધરન મદિર બે બલા હનુમાનજી, ખળિયા દેવ, ભેરિયા દેવ, ભાથીખત્રી, હરિવનનો મઠ, વહેરઈ માતા, જૈન ઉપાશ્રય, દેરાસર, મસ્જિદ, મકબરો, મોગલ યુગની કારીગરીથી શોભતી આલમશાહ પીરની ઈમારત, રોમન કેથોલિક ચર્ચ, પ્રોટેસ્ટટ ચર્ચ વગેરે છે મોટા ભાગના ધર્મસ્થાનો સાથે ધર્મશાળાઓ બાગ અને કૂવા છે એ સિવાય છૂટીછવાઈ ધર્મશાળાઓ પણ છે ચકલી સાથેની પાણીની પરબ છે પાજ રાપોળ છે દરેક શિવરાત્રીએ મહાદેવજીનો વરઘોડો નીકળે છે

**સદાવ્રતો** બ્રાહ્મણનુ સદાવ્રત, ગોસાઈનુ સદાવ્રત, હિંદુઓનુ સદાવ્રત, વગેરે સદાવ્રત ચાલે છે બ્રાહ્મણ સમાજ તરફથી બહાર ગામથી અવેલા બ્રાહ્મણ સધુસતને પકુ સીધુ અપાય છે મુનિઓ તરફથી પણ આવી વ્યવસ્થા છે

**પ૦ રણુપીપળી** પરમાર કાભઈ કાળસિહ આબાવીથી આવી ૧૮૦૦ની સાલમા વસવ્યુ છે પરુ અમલીનુ છે પણ ગામની જમીનની હદ આકલાવ તાબે છે એટલે તે આ તાવનુ પરુ ગણાય છે લગભગ ૨૫૦ સ્ત્રીપુરુષોની વસતી છે મુખ્ય વસતી રજપૂતોની છે અહીના તમામ માણસો અબાલીના રહીશ છે ખેતરો દૂર પડવાથી આ ગામ વસાવ્યુ છે એક કાચી પાળવાળુ તળાવ છે તેમા પણી રહેતુ નથી એક કૂવો છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૭ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી ઈન્દુલાલ મણિશંકર દવે, તથા શ્રી ભાઈલાલભાઈ બાબરભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## ઉનેલી

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૩° ૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીરસદથી દોઢેક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૧૧૦ કુટુબ ૧૨૮ વસતી પુ ૩૦૪, સ્ત્રી ૨૭૨, કુલ ૫૭૬

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા ચાલે છે ગામમા પુ ૪૪ અને સ્ત્રી ૫ મળી કુલ ૪૯ ભણેલા છે

*

## ઉમેટા

**પરિચય** ઉ અ. ૨૨° ૨૦ અને પૂ રે ૭૩° ૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ચારેક માઈલ દૂર મહીતટે આવેલુ છે વખાજી નામના બારૈયાએ તે વસાવેલુ મનાય છે ૧૯૪૮મા વિલીનીકરણ થતા અગાઉ તે એક સ્ટેટ હતુ તે વખતે ગામની રેવન્યુ સત્તા ઠાકોર સાહેબની અને ફોજદારી–દીવાની સત્તા બોરસદ તાલુકાના વહીવટમા હતી

કહેવાય છે કે અગાઉના ઉમિયાપુરી નામ ઉપરથી તેનુ નામ ઉમેટા થયેલુ છે અગાઉ તે ઠાકોરનુ ગામ હતુ ઠાકોરનો દરબાર કિલ્લેબધી હતો ગામ પણ ગોળાકારે કિલ્લાની અદર વસ્યુ હતુ. તે કિલ્લો તથા દરવાજા હાલ ખડિયેર હાલતમા હયાત છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઈલ ઘરો ૬૨૬ કુટુબો ૬૮૧ વસતી પુ ૧૦૬૨, સ્ત્રી ૯૯૮, કુલ ૨૦૬૦ મુખ્ય વસતી બારૈયા લોકોની છે

**સગવડો** એક ફર્લાંગને અંતરે ગામની નણ બાજુએ મહી નદી વહે છે. સવત ૧૯૬૯ની સાલમા ભયકર રેલ અવેલી ત્યારે ગામને ઘણુ જ નુકસાન થયેલુ ગામમા કૂવા છે તેનુ પાણી ખારુ છે ચોમાસા સિવાય બોરસદ અને નદીને સામે કિનારે આવેલા સીધરોટથી વડોદરા જવાની બસસર્વિસની સગવડ છે ઉમેટા–નાવલી રસ્તો તૈયાર થઈ રહ્યો છે દુકાળરાહત કામ તરીકે ઉમેટાથી આકલાવનો માટીનો રસ્તો તૈયાર કરેલો છે શાખ પોસ્ટ ઓફિસ છે ઈ સ ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે કામો કરે છે એક સહકારી મડળી છે ગૃહરક્ષક દળ છે ૧૯૪૦થી યુવક મડળ ચાલે છે જૈન યુવક મડળ અને જૈન વોલટિયર કોર પણ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અને જ ઉપરાત તમાકુ પાકે છે આઠ બીડીઓ બનાવવાના કારખાના છે તેમા ૬૦૦ જેટલા કારીગરો કામ કરે છે તે સિવાય ગામની આજુબાજુ બે ત્રણ માઈલના વિસ્તારમા પણ ૬૦થી ૭૦ બીડીના કારખાના છે તેમા ત્રણ હજાર જેટલા કારીગરો રોજી મેળવે છે અગાઉ વણકરોના ૩૦–૪૦ ઘર કાપડ વણવાનો ગૃહઉદ્યોગ કરતા વળી બ્રહ્મક્ષત્રિયોના ૮૦ ઘર તથા ગળિયારાના ૪ ઘર ગાદલાના પાકા રગના ગોળિયા રગવાનો ધધો કરતા તે ઉદ્યોગો આજે પડી ભાગ્યા છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૫૬ વિદ્યાર્થીઓ અને ૧૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૫ બાળકો ભણે છે પુ ૪૮૪ અને સ્ત્રી ૨૦૭ મળી કુલ ૬૯૧ ભણેલા છે ૧૯૩૬થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ૧/૮ ચો માઈલના વિસ્તારમા, ૩૦૦ વર્ષ પૂર્વે બાધેલુ હોવા છતા આજે જ બાધ્યુ હોય તેમ દેખાતુ એક વિશાળ જૈન મદિર છે તેમા પાલીતાણાના મદિર મુજબ સિદ્ધાચલના રાયણ પગલા છે નદીકિનારે મોટુ શિવમદિર છે ચત્રભુજનુ મદિર, ગોરધનનાથજીનુ મદિર, ખોડિયાર માતાનુ મદિર વગેરે બીજા નાના દેવાલયો છે ગામ વચ્ચે સમાદર પીરનો અને કચેરીના ચોગાનમા ગેમનશા પીરનો ઝડો છે દરેક આસો સુદ ૧૦ને રોજ ઠાકોર તરફથી પોતાના ખર્ચે વિધિપૂર્વક ઝડો બદલવામા આવે છે એક મસ્જિદ છે

**દંતકથાઓ** (૧) ઉમેટામા પહેલા મહિડા રજપૂતોનુ રાજ્ય હતુ કહેવાય છે કે તેમની હાક અહીંથી છેક સૌરાષ્ટ્ર પ્રદેશ સુધી વાગતી ઉમેટાના રાજા અને સૌરાષ્ટ્રના રા'નવઘણને કાંઈક અદાવત થયેલી અને તે કારણે રા'નવઘણે ઉમેટાના મહિડાને મારવાની પ્રતિજ્ઞા લીધેલી પણ તેની મરણઘડી આવી ત્યા સુધી લીધેલી પ્રતિજ્ઞા તે પૂરી કરી શકેલો નહિ છેવટે જ્યારે તેના ચોથા રાજકુમાર રા ખેંગારે પ્રતિજ્ઞા પૂરી કરવા વચન આપ્યુ ત્યારે તે શાંતિથી મરણ પામેલો આમ સૌરાષ્ટ્રના ઈતિહાસ સાથે ઉમેટાનુ નામ સંકળાયેલુ કહેવાય છે.

(૨) ઉમેટા પેશ્વા સરકારના હાથમા હતુ ત્યારે તેમની પાસેથી એક યા બીજી રીતે અહીંથી પાચ માઈલ દૂર બોચપાડ ટીંબામા બારિયા રાજ્યકર્તા હતા તેમણે તેની ગાદી મેળવેલી આ અરસામા દિલ્લી ઉપર અહમદશા અબદલ્લીની સવારી આવેલી જેથી પેશ્વાને સહાય કરવા પેટલાદના ગાયકવાડ પોતાનુ લશ્કર લઈ ત્યા ગયા તે વખતે તેમણે પેટલાદની ગાદી ઉમેટાના બારિયા રાજાને સાચવવા આપેલી યુદ્ધ ત્રણ વરસ ચાલેલુ તે દરમિયાન પેટલાદનુ ઉત્પન્ન સત્તાવીશ લાખ રૂપિયા આવેલુ તે બધુ બારિયા રાજાએ ઉમેટા ગામની આજુબાજુ કિલ્લો અને ખાઈ તૈયાર કરવામા વાપરી નાખેલુ છતા ગાયકવાડને એનો રંજ થયેલો નહીં ઊલટુ તેમણે બારિયા રાજાને વાર્ષિક રકમ બાંધી આપેલી અને ગાયકવાડી ગામોની કેટલીક વાંટાની જમીનો પણ આપેલી, જે અત્યાર સુધી ચાલતી આવી છે તે વખતે બાંધી લીધેલા કિલ્લા અને તેની ઉપરની તોપો વડે અહીંથી સામે પાર ત્રણ માઈલ દૂર આવેલા જાસપૂરના ઠાકોર સાથે લડાઈ કરી બારિયા રાજાએ વિજય મેળવેલો એમ કહેવાય છે

આધાર શ્રી અમૃતલાલ ચુનીલાલ શાહે આપેલી માહિતી

*

## ઊમલાવ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આંકલાવથી બેએક માઈલ દૂર આવેલુ છે સંવત ૧૧૧૫મા તે છાયા પટેલે વસાવેલુ મનાય છે ગામમા ખોદકામ કરતા જુદી જુદી ધાતુઓના વાસણો મળી આવેલા તે ઉપરથી ત્યા કોઈ મોટા નગરનુ કંસારા બજાર હશે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૨૧૮ કુટુંબો ૨૧૯ વસતી પુ ૫૧૬, સ્ત્રી ૪૭૬, કુલ ૯૯૨ મુખ્ય વસતી પાટીદાર, બારૈયા અને પાટણવાડિયાઓની છે

**સગવડો** દોઢ-બે માઈલના અંતરે મહી નદી આવેલી છે એક તળાવ છે તેમા આઠ માસ પાણી ચાલે છે તેમા ગામના, બને પરાના તથા નજીકના વાવચોક, સારોલ, પીઠોદરા, તારાપુરા, તથા કોઠલના ઢોરો પાણી પીએ છે સો બે નો મીઠા પાણીનો કૂવો છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ આદરખુ છે દરરોજ ટપાલ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, કોદરા, ડાંગર, તલ વગેરે પાકે છે રોહિત લોકો જોડા બનાવે છે એક હલર ઘંટી ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૧ બાળકો ભણે છે પુ ૧૮૧ અને સ્ત્રી ૪૭ મળી કુલ ૨૨૮ ભણેલા છે ૧૯૪૮થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ભાવનાથ મહાદેવ, નીલકંઠ મહાદેવ, રામજી મંદિર, ખોડિયાર માતા, તોતર માતા, વહેરાઈ માતા, ભરમાણી માતા, મેલડી માતા

**પરાં** - રામપુરા, લક્ષ્મીપુરા

*

## કઠાણા

**પરિચય** ઉ અ ૨૨° ૧૮' અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનું આ ગામ વાસદ-કઠાણા રેલવે લાઈન ઉપરનુ સ્ટેશન છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે પાટણ બાજુએથી આ તરફ આવી વસેલા કેટલાક સોલંકી રજપૂતોના વંશજોને આ ગામ પેશ્વા સરકારે ઈનામમા આપેલુ એમ કહેવાય છે તેનુ મૂળ નામ અંબાઈ માતાને લીધે 'અંબાવુ' હતુ, પરંતુ પાછળથી દહેવાણના માણસોએ તેમની જમીનોનુ દબાણ કરવાથી મૂળનુ ગામ ભાંગીને હાલ છે તે જગ્યાએ તે નવેસરથી વસેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૪ ચો માઈલ ઘરો ૪૯૦ કુટુંબો ૬૧૮ વસતી પુ ૨૭૮૫, સ્ત્રી ૨૬૦૩, કુલ ૫૩૮૮ મુખ્ય વસતી સોલંકી રજપૂતોની છે

**સગવડો** ગામ ભાગોળે એક તળાવ છે ગામતળમા ૧૫ કૂવા છે ચોમાસા સિવાય બોરસદ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ૧૯૪૭થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૧૫૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, ખડિયાટ બંધાવવા, દીવાબત્તી, અને બીજી ગ્રામસુધારણાની પ્રવૃત્તિઓ થાય છે પેટીસ થાણુ, બે ખાનગી દવાખાના તથા એક સહકારી મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે ટીંબરીના પાનની બીડીઓ વળાય છે થામણિયા લોકો ભૂંગળ, ચપ્પડ બનાવે છે તલ પીલવાની એક ઘાણી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૭૦ વિદ્યાર્થીઓ અને ૧૦૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૧ બાળકો ભણે છે પુ ૭૮૭ અને સ્ત્રી ૧૦૮ મળી કુલ ૮૯૫ ભણેલા છે એકલિંગજી આશ્રમમા પુસ્તકાલય છે તેમા આશરે ૧૫૦ પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** સંવત ૨૦૦૧મા ૭૫૦૦૦ રૂપિયાના ખર્ચે એકલિંગજીનો આશ્રમ બંધાવેલો છે તેની અંદર સીતા મંદિર, મહાદેવ, રામચંદ્રજીનુ મંદિર, તથા પૂજારીના વસવાટનું મકાન

છે એક પરબડી છે

શ્રાવણ સુદિ અગિયારશે ગામમા મેળો ભરાય છે બીજો મેળો ભાદરવા સુદિ ૧૦ના દિવસે એકલિંગજીના આશ્રમે ભરાય છે ગામથી પશ્ચિમે એક માઈલ દૂર અબાજી માતાનુ મંદિર છે ત્યા ભાદરવા સુદિ ૧૪ના દિવસે મેળો ભરાય છે

**પરાં** (૧) **રામપુરા** તે આશરે ૧૦૦ વર્ષ પૂર્વે વસેલુ છે. તેમા ૪૦થી ૫૦ ઘરની વસતી છે મુખ્ય વસતી સોલકી રજપૂતોની છે એક તળાવ તથા બે કૂવા છે. ચાર ધોરણની લો બો શાળા છે. તેમા ૬૮ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૬ બાળકો ભણે છે

(૨) **પ્રથમપુરા** તે આશરે ૫૦થી ૬૦ વર્ષ ઉપર વસેલું છે મુખ્ય વસતી સોલકી રજપૂતોની છે ઉમેદભાઈ કરીને એક ભગતની સમાધિ પર દેરી બધાવવામા આવી છે તે ઉમેદભાઈની દેરી કહેવાય છે તાવ આવે છે ત્યારે કેટલાક તેની બાધા રાખે છે અને તાવ ઊતર્યા બાદ ત્યા મડળી બેસાડે છે

(૩) **કરશનપુરા** તે આશરે ૫૦ વર્ષ પર વસેલુ છે તેનુ નામ કરશન નામના માણસના નામ ઉપરથી પડેલુ મનાય છે. તેમા ૨૦ ઘરની વસતી છે મુખ્ય વસતી સોલકી રજપૂતોની છે બીડી બનાવવાના બે નાના કારખાના છે બન્નેમા થઈ ૩૦ જેટલા કારીગરો કામ કરે છે

(૪) **ઘઘડિયાપુરા** તે આશરે ૭૦ વર્ષ પર વસેલુ કહેવાય છે એક કૂવો છે આઠ વિદ્યાર્થીઓ ભણવા જાય છે.

(૫) **કઠાણા સ્ટેશન** ૧૯૨૫મા જુદા જુદા વેપારીઓએ તે વસાવેલુ છે અત્યારે ૬૦૦ માણસોની વસતી છે ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૩ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૫ બાળકો ભણે છે દૂધની ડેરી છે બીડીના કારખાના છે

*

## કઠોલ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન રાસથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે કહેવાય કે અગાઉ તે દધીચ બ્રાહ્મણોના કબજામા હતુ તે વખતે તેમના ૫૦૦ ઘર અને કસારાના ૫૦૦ ઘર હતા પાછળથી બારૈયા લોકોએ બ્રાહ્મણો પાસેથી તે લઈ લીધેલુ એટલે તેઓ કાનવા નામે રહેવા ગયેલા હાલ પણ કાનવામા કઠોલા બ્રાહ્મણો છે કસારાના વશજો હાલ અમદાવાદમા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઈલ ઘરો ૨૫૬ કુટુબો ૨૫૬ વસતી પુ ૬૬૫, સ્ત્રી ૬૦૦ મળી કુલ ૧૨૬૫ મુખ્ય વસતી રજપૂત, બારૈયા અને પાટણવાડિયાઓની છે

**મહત્ત્વ** ઉત્તરે 'નિસરિયા' નામનુ મોટુ તળાવ છે તેમા બારે માસ પાણી રહે છે ગામની પૂર્વ દિશાએ મીઠા પાણીનો એક કૂવો છે તે હાલ જૂના કૂવાને નામે ઓળખાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સિસવા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામપચાયત છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા કૂવા ઉપર એજિન પપો ગોઠવેલા છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૪ વિદ્યાર્થીઓ અને ૫૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૬ બાળકો ભણે છે પુ ૧૮૬ અને સ્ત્રી ૬૨ મળી કુલ ૨૪૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગામથી પૂર્વ દિશાએ મહાદેવનુ મોટુ અને પુરાણુ દેરુ છે તેમા લિંગ પણ મોટુ છે આ મહાદેવ ખાતે ૧૦ વીઘા જમીન છે એક રામજી મંદિર છે તેને ખાતે ૫૦ વીઘા જમીન છે ગામની કુળદેવી કાળકામાતાનુ દેરુ તથા ભાથીખત્રીનુ મંદિર છે એક બળિયા દેવનુ સ્થાનક છે, તેને ફરતો કોટ છે તે સિવાય શિકોતરમાતા, મેલડીમાતા વગેરે છે

**દંતકથા** જ્યારે પહેલા લોકો પગપાળા સંઘો સાથે રથ લઈને પાવાગઢ જવા નીકળતા ત્યારે કઠોલના સીમાડામા રથ આવી જતો તો તેને કઠોલની મહાકાળીએ મૂકીને જ પાછા જવુ પડતુ કહેવાય છે કે રથ આગળ જઈ શકતો જ નહીં

**આધાર** શ્રી હઠીસિંહ સૂરસિંહજી ગોહિલે આપેલી માહિતી

*

## કણભા

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ચૂવારોડથી છએક માઈલ દૂર આવેલુ છે ઈ સ. ૧૨૪૪મા ચાવડા રજપૂતોએ તે વસાવેલુ મનાય છે. તેનુ નામ કક નામના ઋષિના નામ ઉપરથી પડેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૩૨૯ કુટુબો ૫૨૬ વસતી પુ ૧૪૨૦, સ્ત્રી ૧૨૫૭, કુલ ૨૬૭૭

**સગવડો** એક તળાવ છે બોરસદ અને દહેવાણ જવાની બસસર્વિસ, બ્રાન્ચ પોસ્ટ ઓફિસ તથા ગ્રામપચાયત છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૭ વિદ્યાર્થીઓ અને ૭૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૦ બાળકો ભણે છે પુ ૪૭૧ અને સ્ત્રી ૧૧૭ મળી કુલ ૫૮૮ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** ખડેર સ્થિતિમા ગઢીના કેટલાક કુડ છે

*

## કસુંબાડ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી અઢીએક માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ દૂર નાપાડ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૬૬ કુટુબો

**સગવડો** મહી નદી છે વાડીવાળો કૂવો છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગ્રામપંચાયત ચાલે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમાં ૧૨૯ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૪ બાળકો ભણે છે તે સિવાય એક એસ એ મિશનશાળા પણ ચાલે છે પુ ૩૧૧ અને સ્ત્રી ૪૫ મળી કુલ ૩૫૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** કામનાથ મહાદેવ પરમારોના બે પાળિયા

**જરૂરિયાત** ગામના પશ્ચિમ તરફના વહેળા ઉપરના કોતર પર બંધ બાંધવામાં આવે તો ૩૦૦ એકર જેટલી જમીન ખેડાણ લાયક બને એવી લોકમાન્યતા છે

**પરાં** બે પરા છે તે પૈકી લાલપુરામાં ચાર ધોરણની લો. બો શાળા છે તેમાં ૨૯ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮ બાળકો ભણે છે

*

## કંથારિયા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૩° ૨' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બેટાસીથી અર્ધોએક માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પહેલા તે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઇલ ધરો ૩૯૦ કુટુંબો ૪૦૦ વસતી પુ ૯૬૯, સ્ત્રી ૯૨૩, કુલ ૧૯૯૨ ગામના કેટલાક સાહસિક માણસો મેવાડમા ખેતી કરવા વસેલા છે એક ભાઈ ગોદિયામા બીડીનુ મરખાનુ સારી રીતે ચલાવે છે

**સગવડો** ત્રણ કૂવા છે તે વણજારાએ બંધાવેલા મનાય છે બોરસદ અને વાસદ જવાની બસસર્વિસની સગવડ છે ૧૯૫૨થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૧૦૦ જેટલી છે તેમાથી રસ્તાસુધારણા, ગ્રામસફાઈ, વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે કેળ અને લીંબુની વાડીઓ પણ છે બીડીઓ બનાવવાનુ કારખાનુ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૧ વિદ્યાર્થીઓ અને ૧૪૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૭ બાળકો ભણે છે તે સિવાય એક આર સી મિશન શાળા અને એક એમ ઈ મિશન શાળા ચાલે છે પુ ૫૦૯ અને સ્ત્રી ૧૫૩ મળી કુલ ૬૬૨ ભણેલા છે ૧૯૩૮થી પુસ્તકાલય ચાલે છે

*

## કાલુ

**પરિચય** નજીકનુ રેલવેસ્ટેશન ચારેક માઈલ દૂર કઠાણા છે સંવત ૧૬૦૪મા કનકાપુરાથી આવી કાલુ નામના રજપૂતે આ ગામ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૩૨૪ કુટુંબો ૪૦૩ વસતી પુ ૯૭૮, સ્ત્રી ૯૨૨, કુલ ૧૯૦૦ મુખ્ય વસતી પરમારોની છે

**સગવડો** મહી નદી બે માઈલ દૂર છે ત્રણ તળાવ તથા બે સાર્વજનિક કૂવા છે સીમાડે ૩૦ જેટલા કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ઈ સ ૧૯૪૯થી ગ્રામપંચાયત ચાલે છે તે આરોગ્ય રક્ષણ, ગ્રામસફાઈ અને રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ પાછળ વાર્ષિક રૂા ૧૨૦૦ જેટલુ ખર્ચ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે આસત્રાના પાનની બીડીઓ બનાવવાના ત્રણ કારખાના છે તેમા આશરે ૧૦૦ જેટલા માણસો કામ કરે છે એક દૂધની ભઠ્ઠી ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૯૨ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૬ બાળકો ભણે છે પુ ૨૧૧ અને સ્ત્રી ૩૭ મળી કુલ ૨૪૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** કલ્યાણેશ્વર મહાદેવ છે તેને અંગે સાત વીઘા જમીન છે તે સિવાય વેરાઈ માતા, કાળકા માતા, ખોડિયાર માતા, ધર્મશાળા ચોતરો, વગેરે છે

**પરું** સીધાપુરા તેમા ૪૦ ઘરની વસતી છે તળાવ છે પણ તેમા પાણી નથી ટકતુ ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૯ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૩ બાળકો ભણે છે

*

## કાવીઠા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨°૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બોરસદથી બેએક માઈલ દૂર આવેલુ છે અગાઉ તે વડોદરા રાજ્યના પેટલાદ તાલુકાના તાબામાં હતુ

મહાભારત કાળમા અહીં હેડબા વન હતુ એમ મનાય છે આજે ગામની પશ્ચિમે પેટલાદ જતા રસ્તા ઉપર વીજળી માતાને નામે ઓળખાતુ મંદિર છે તે હેડંબાનુ સ્થાનક છે એમ કહેવાય છે અગાઉ ગામનુ નામ કૃષ્ણપુરી કાવીઠા હતુ એમ મનાય છે કહે છે કે ઈ સ ૪૫૫થી આજનુ ગામ વ્યવસ્થિત રીતે વસેલુ છે

ગામ રાષ્ટ્રીય રંગે રંગાયેલુ છે. ૧૯૨૦થી માંડીને ૧૯૪૨ સુધીની તમામ લડતોમા તેણે સારો ફાળો આપ્યો છે ૧૯૪૨ની લડત દરમિયાન ગામમા સત્યાગ્રહીઓની છાવણી હતી નાકરની લડતમા બ્રિટિશ રાજ્યના બોરસદ તાલુકાના દુંદાકૂવા, વહેરા, સતોકપુરા વગેરે ગામોના લોકોને પોતાની સીમમા વસાવી દરેક પ્રકારની બનતી મદદ કરેલી ૨૧ ગામના જ્ઞાતિપંચ દ્વારા મહેસૂલ નહિ ભરવાનો અને જે કોઈ ભરે તેના ઉપર સામાજિક પગલા

લેવાનો અગત્યનો ઠરાવ અહીં જ થયેલો ૧૯૩૮માં પેટલાદ તાલુકાનું અધિવેશન પણ અહીં જ ભરાયેલું

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૫ ચો માઈલ ઘરો ૪૭૦ કુટુંબો ૪૭૦ વસતી પુ ૧૭૫૦, સ્ત્રી ૧૫૭૦, કુલ ૩૩૨૦ પાટીદાર, ક્ષત્રિય વગેરે વસે છે

**સગવડો** પાંચ તળાવો છે હોળી ચકલે એક દટાઈ ગયેલી વાવ છે ગામમાં તથા સીમમાં બધા મળી લગભગ ૧૦૦ કુવા છે તે પૈકી ખાડવો કૂવો ઈ સ ૧૫૫૫માં ખોદાવેલો કહેવાય છે ઉગમણી અને આથમણી ભાગોળે પાણીની ટાકીઓ બાંધી ચકલીઓ મૂકી ગામલોકો માટે પાણી ભરવાની સગવડ કરેલી છે તે અંગે કુટુંબ દીઠ વાર્ષિક રૂ ૭થી ૮ લેવામાં આવે છે ત્રણ હવાડા છે બોરસદ અને પેટલાદ બંનેની વચમાં ગામ આવેલું છે બંને ઠેકાણે જવાની બસસર્વિસની સગવડ છે ઘણા વર્ષોથી ગ્રામપંચાયત ચાલે છે પણ વિલીનીકરણ પછીથી નવેસરથી તેની રચના કરવામાં આવી છે તે ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે પ્રવૃત્તિઓ કરે છે આરોગ્યમંડળ તરફથી સાર્વજનિક ઔષધાલય ચાલે છે તેને માટે રૂ ૧૫૦૦૦ના ખર્ચે નવું મકાન બાંધવામાં આવ્યું છે પેટલાદ તાલુકાના ગ્રામ ઔષધાલયોમાં આ દવાખાનું પ્રથમ નંબરે આવેલું કાલીકા માલ પૂરો પાડનારી સહકારી મંડળી, દૂધ ઉત્પાદક સહકારી મંડળી, વધુ અનાજ વાવો સમિતિ, વગેરે ચાલે છે વિદ્યાર્થી મંડળ છે તે સંસ્કાર કાર્યક્રમ ને રમતગમતોની પ્રવૃત્તિઓ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ૨૦ જેટલા એંજિન પંપો ચાલે છે ત્રણ ટ્રેકટરો છે બારેય માસ ખેતીનું કામ થાય છે, અને ત્રણેય ઋતુના પાક લેવાય છે અનાજ ઉપરાંત ફળફળાદિ, શાકભાજી, વગેરે સારા પ્રમાણમાં પાકે છે વાર્ષિક એક લાખ મણ જેટલા કેળાનું ઉત્પાદન થાય છે તમાકુ પણ સારી પાકે છે તમાકુ તૈયાર કરવાના ૧૦ કારખાના છે બીડી બનાવવાનું કારખાનું છે તમાકુનો ધંધો કરનારી તેર જેટલી પેઢીઓ છે ખળીઓ અને પંપોને લઈને ૧૦૦થી ૧૫૦ જેટલા કચ્છી મજૂરો ગામમાં વસેલા છે ત્રણ લોરીઓ અને પાંચ ટેકસીઓ લોકોએ વસાવેલી છે

**શિક્ષણ** બાપુજી બાલમંદિર છે તેમાં ૩૦ બાળકો ભણે છે લો બો તરફથી ૭ ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમાં અનુક્રમે ૩૧૩ વિદ્યાર્થીઓ અને ૧૯૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦૩ બાળકો ભણે છે બંને શાળાઓના સ્વતંત્ર મકાનો છે તે સિવાય એક એ વી સ્કૂલ ચાલે છે તેને માટે રૂ ૩૫૦૦૦ના ખર્ચે નવું મકાન બાંધવામાં આવ્યું છે એક જૈન સુબોધ પાઠશાળા (રાત્રિશાળા) ચાલે છે પુ ૨૩૩, અને સ્ત્રી ૧૦૫ મળી કુલ ૩૩૮ ભણેલા છે ગામના ૨૫ જેટલા માણસો પ્રાથમિક શાળાઓના શિક્ષકો છે તે પૈકી કેટલાક તો આચાર્યો જ છે ૭ જણ માધ્યમિક શાળાઓમાં શિક્ષકો છે ૧૫ જેટલા મેટ્રિક્યુલેટ છે બારેક જણ કૉલેજમાં ભણે છે એક પુસ્તકાલય છે તેનું સ્વતંત્ર મકાન છે આ પુસ્તકાલય વડોદરા રાજ્યના પુસ્તકાલયોમાં એક વખતે પ્રથમ નંબરે આવેલું

**ધાર્મિક સ્થળો** સોમનાથ મહાદેવ, રામજી મંદિર, શ્રીમદ્ રાજચંદ્ર જૈન મંદિર, સતી માતા વીજળી માતા, વડેક માતા, સુધરી માતા, મહાલક્ષ્મી માતા, રામજી પીર, બુરાનશા પીર, પરબડી, સદાવ્રત, વગેરે સતી માતા અને સોમનાથ મહાદેવમાં શિલાલેખો છે

બુરાનશા પીર વિષે કહેવાય છે કે તેઓ ગામ પર ચઢી આવેલી ધાડ પાછી વાળતા શહીદ થયેલા હિન્દુ-મુસ્લિમ બંને કોમના લોકો તેમને પૂજે છે ગામમાં બે સંપ્રદાયના લોકો છે વૈષ્ણવ અને જૈન વૈષ્ણવ સંપ્રદાય તરફથી દર વર્ષે એક મોટી સપ્તાહ થાય છે તેમાં ગુજરાતના અગ્રણી ભક્તોને નિમંત્રવામાં આવે છે જૈન સંપ્રદાય તરફથી પણ વર્ષમાં અનેક વાર મોટા ઉત્સવો થાય છે

**દંતકથાઓ** (૧) સોલંકી વંશના રાજાઓના વખતમાં આ ગામ વાડવેલ શાખાના ઠાકોરની હકૂમત નીચે હતું આ ઠાકોરનો ત્રાસ ઘણો હતો તેના ત્રાસથી ગામની વસતી ભાગી ગઈ હતી આથી કહેવાય છે કે તપોબળવાળા આ ગામના બ્રાહ્મણોએ એક યજ્ઞ કરી યજ્ઞમાંથી પ્રભાવતી દેવી ઉત્પન્ન કરેલી તેણે વાડવેલના ઠાકોરની સત્તાનો અંત આણેલો ત્યાર પછી શાન્તિ સ્થપાતા ગામ ફરીથી વસેલું

(૨) ગામ જ્યારે પેશ્વાની હકૂમત નીચે હતું ત્યારે બોરસદ-ભાદરણમાં રહેતા પેશ્વાના મહેસૂલ ઉઘરાવનાર પંડિત આપાજી આપાજી નામના દક્ષિણી બ્રાહ્મણનું કાવીઠાના પાદરે બહારગામના અજાણ્યા માણસોએ કરપીણ ખૂન કરેલું કહેવાય છે કે તેનું માથું પોતાના ખોળામાં લઈને પોતાના અગૂઠામાંથી અગ્નિ પ્રગટ કરી તેની સ્ત્રી સતી થયેલી (ઈ સ ૧૭૭૮માં) આજે તે સતીની દેરી મોજૂદ છે

**આધાર** શ્રી રણછોડભાઈ ઝવેરભાઈ પટેલ તથા શ્રી શિવાભાઈ કાશીભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## કાંધરોટી

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન રાસથી ત્રણેક માઈલ દૂર આવેલું છે અહીં પહેલા કનકાવતી નગરી હતી એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૧ ચો માઈલ ઘરો ૨૩૭ કુટુંબો ૨૫૮ વસતી પુ ૬૯૦, સ્ત્રી ૬૩૨, કુલ ૧૩૨૨ મુખ્ય વસતી પાટણવાડિયા કોમની છે.

**સગવડો** બે તળાવ છે તળાવને ઓવારા બાંધેલા નથી માટીની કાચી પાળ છે બે કૂવા છે તે પૈકી એક હરિજનનો છે નજીકનું પોસ્ટ ઑફિસનું ગામ કઠાણા છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમાં ૫૬

વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૧ બાળકો ભણે છે પુ ૧૪૬, સ્ત્રી ૧૪ મળી કુલ ૧૬૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મદિર, જોગણિયા માતા, દાવનશા પીર, ધર્મશાળા, પરબડી, પાળિયો વગેરે

**પરાં** (૧) લક્ષ્મીપુરા ત્યા ખભાત કેળવણી મડળ સચાલિત ત્રણ ધોરણની શાળા ચાલે છે તેમા ૩૫ બાળકો ભણે છે

(૨) હાજીપુરા તેમા પાચ ઘરની વસતી છે

*

## કિંખલોડ

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી પાચેક માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ ઉપર જુદે જુદે સ્થળેથી આવેલા લેઉવા પાટીદારોએ તે વસાવેલુ મનાય છે.

ગામની ચોતરફ ૫૦૦–૬૦૦ ફૂટ સુધી જૂના ચણતરના પાયા જોવામા આવે છે તેથી અગાઉ ગામ મોટુ હશે એમ મનાય છે મૂળ નામ 'કુતલપુર' હતુ તે ઉપરથી અપભ્રશ થઈ 'કિંખલોડ' થયુ હોવાની લોકવાયકા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૬ ચો માઈલ ઘરો ૨૩૭ કુટુબો ૨૭૩ વસતી પુ ૧૧૯૫, સ્ત્રી ૧૦૩૩, કુલ ૨૨૨૮

**ભગવડો** વણજારાઓએ બાધેલા બે મોટા કૂવા છે. ચમારા–કિંખલોડનો રસ્તો તૈયાર થઈ રહ્યો છે ચોમાસા સિવાય બામણગામ અને ભાદરણ જવાની બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ઈ સ ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ પાછળ રૂ ૧૦૦૦ જેટલુ વાર્ષિક ખર્ચ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા પાચ એન્જિન ૫૫ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની ખળી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૫ વિદ્યાર્થીઓ અને ૯૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૪ બાળકો ભણે છે પુ ૨૯૩ અને સ્ત્રી ૨૦૮ મળી કુલ ૫૦૧ ભણેલા છે ગાધીજીની યાદમા બારે ખર્ચે બધાવેલા મકાનમા એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** હનુમાનજીનુ મદિર, પરબડી વગેરે

*

## કોઠિયાખાડ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી છએક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૪૬ કુટુબો ૧૪૯ વસતી પુ ૪૦૪, સ્ત્રી ૩૪૯, કુલ ૭૫૩

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૮૧ અને સ્ત્રી ૪ મળી કુલ ૮૫ ભણેલા છે

*

## કોસિન્દ્રા

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨° ૫' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે બારોટના ચોપડા ઉપરથી કહેવાય છે કે ૧૫૦૦ની સાલે આ ગામ ત્રણ પાટીદારો અને એક બ્રાહ્મણે મળી વસાવેલુ ગામનુ મૂળ નામ ઈન્દ્રપુરી હતુ પણ પાછળથી ચાર કોસના વિસ્તારમા અહીંની ખેતી થતી તેથી 'કોસ' + 'ઈન્દ્ર'ની સધિ થઈ ગામનુ નામ કોસિન્દ્રા પડેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૩૩૧ કુટુબો ૩૮૪ વસતી પુ ૯૨૭, સ્ત્રી ૮૮૫, કુલ ૧૮૧૨ મુખ્ય વસતી પાટીદારોની છે તે લોકો કોઈ જ્ઞાતિ–ગોળમા ભળેલા નથી તેઓ મોટા ગામોમા કન્યાઓ આપે છે, તેથી ભાદરણ, વસો, નડિયાદ, ઓડ, નાર, વગેરે ગામોના કેટલાક લોકો વારસા ઉપર આવીને આ ગામમા વસેલા છે

**ભગવડો** બે તળાવો છે મોટા તળાવમા બારે માસ પાણી પહોંચે છે મીઠા પાણીના પાચ સાર્વજનિક કૂવા છે તેમા 'મીઠા કૂવા'ના નામે ઓળખાતા કૂવાનુ પાણી ઘણુ સારુ ગણાય છે મલ્હારરાવ ગાયકવાડ આ કૂવાનુ પાણી પીવા માટે ખાસ મગાવતા એમ કહેવાય છે ચોમાસા સિવાય બોરસદ, ઉમેઠા, ભાદરણ અને વાસદ જવાની બસસર્વિસ ચાલે છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગ્રામપચાયત છે આરોગ્ય મડળ દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. સીમમા પદરેક એન્જિન ૫૫ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડી બનાવવાના ૧૦ કારખાના છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૫ વિદ્યાર્થીઓ અને ૧૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૩ બાળકો ભણે છે ૨૫ જેટલા વિદ્યાર્થીઓ આકલાવની હાઈસ્કૂલમા ભણવા જાય છે પુ ૫૩૭ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૮૧૬ ભણેલા છે એક પુસ્તકાલય છે તેમા ૬૫૦ પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રાધાકૃષ્ણનુ મદિર, રામજી મદિર, ભાથીખત્રી, જૈન દેરાસર તથા ઉપાશ્રય, મસ્જિદ, પરબડી વગેરે

મદિર અને મહાદેવ સાથે ધર્મશાળાઓ જોડેલી છે ઘરો આઠમે સીમાડે આવેલી કાળકા માતાએ મેળો ભરાય છે

---

આધાર શ્રી નરસિંહભાઈ નારણભાઈ પટેલ તથા શ્રી રતિલાલ પરસોતમદાસે આપેલી માહિતી

*

## ખડોલ (હળદરી)

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આમ્લાવથી અઢીએક માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ ૮૦૦ વર્ષ પર બારૈયા લોકોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ. ઘરો ૪૮૪ કુટુબો ૫૫૬ વસતી પુ ૧૪૪૪, સ્ત્રી ૧૨૮૩, કુલ ૨૭૨૭ મુખ્ય વસતી પાટણવાડિયા અને પાટીદારોની છે

**સગવડો** એક વડુ તળાવ તથા બે કૂવા છે આકલાવ અને આણદ જવાની બસસર્વિસની સગવડ છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ ગ્રામપચાયત, વિ. કા સહકારી મડળી, યુવક મડળ, આયુર્વેદિક દવાખાનુ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા નવ એજિન પપો ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૧૭૭ વિદ્યાર્થીઓ અને ૬૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૪ બાળકો ભણે છે પુ ૪૦૨ અને સ્ત્રી ૧૨૪ મળી કુલ ૫૨૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મદિર, ન્હાનું પીરાણા પથનુ મદિર, ભાથીખત્રી, બાલા પીર, ધર્મશાળા, પરબડી, પાળિયા વગેરે

ગોકળ ગાઠમે તળાવ પર અને બેસતા વર્ષે ભાથીખત્રીએ મેળા ભરાય છે

*

## ખડોલ (ઉમેટા)

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે ઉમેટા સ્ટેટના ઠાકોર હઠીસિંગે તે વસાવેલુ કહેવાય છે ગામમા ગ્રામ્ય પોસ્ટ ઓફિસની સગવડ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૧૩૬ કુટુબો ૧૪૦ વસતી પુ ૩૬૫, સ્ત્રી ૩૨૪, કુલ ૬૮૯

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ ભણે છે પુ. ૩૭ અને સ્ત્રી ૨ મળી કુલ ૩૯ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

*

## ખાનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે. ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીરસદથી પોણો માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૩૫૧ કુટુબો ૩૯૫ વસતી પુ ૯૨૮, સ્ત્રી ૮૦૮, કુલ ૧૭૩૬ મુખ્ય વસતી ગરાશિયા, પાટીદાર અને મુસલમાનોની છે

**સગવડો** એક તળાવ છે લો બો ના ચાર કૂવા છે બે ખાનગી કૂઈઓ છે સીમાડે ૫૦–૬૦ કૂવા છે પણ ઘણામા પાણી નથી. પેટલાદ જવાની બસસર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ વીરસદ છે ધર્મજથી રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે અને ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૧૪૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ અને રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે વિ કા. સ મડળી ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા સાત એજિન પપો ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુના ડાખળા પીલવાના બે કારખાના છે એક તેલનુ કારખાનુ છે હલર ઘટી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે, તેમા ૧૫૦ વિદ્યાર્થીઓ અને ૭૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૬ બાળકો ભણે છે. પુ ૩૮૮, સ્ત્રી ૧૪૭ મળી કુલ ૫૩૫ ભણેલા છે ૧૯૩૪થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મદિર, ભાથીખત્રી મસ્જિદ, ધર્મશાળા, પરબડી વગેરે છે બેસતા વર્ષને દિવસે ભાથીખત્રીએ મેળો ભરાય છે

**દતકથા** કહેવાય છે કે અગાઉ આ ગામ હાલની જગાએથી પશ્ચિમ દિશામા અર્ધો માઈલ દૂર વસેલુ હતુ તે વખતે એક વાર પેશ્વા સરકારની વહેલ લૂટાયાનો આરોપ આ ગામ પર આવેલો પરિણામે પેશ્વા સરકારે આખા ગામને તોપમારા વડે ઉડાવી દીધેલુ તે વખતે ગામનો એક મુસલમાન દફેવાણ તાબૂત લેવા ગયેલો તેના વશજો હાલ હયાત છે આજે એ અગાઉના વસવાટવાળા સ્થળે આવેલા કૂવામાથી તથા ત્યા ઊડે ખાડે ખોદતા માણસોની ખોપરીઓ, હાડકા, સીસમના લાકડા વગેરે મળી આવે છે

*

## ખેડાસા

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૫૬' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે આશરે ૭૫૦ વર્ષ પહેલા ખેડાવાળ બ્રાહ્મણોએ તે વસાવેલુ તેથી ગામનુ નામ ખેડાસા પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૨ ચો. માઈલ ઘરો ૪૮૩ કુટુબો ૫૫૦ વસતી પુ ૧૨૨૦, સ્ત્રી ૧૧૫૨, કુલ ૨૩૭૨ મુખ્ય વસતી ક્ષત્રિયોની છે

**સગવડો** એક પુરાણુ તળાવ છે તેમા વપરાયેલી ઈંટો ૧૬ ૧ ×૧ જેટલી છે જૂના જમાનાનો કૂવો છે ચોમાસા સિવાય બારેમાસ અને ગામગામ જવાની બસ સર્વિસની સગવડ પ

બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, વગેરે પ્રવૃત્તિઓ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે એન્જિન ૫૫ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે બીડીઓ બનાવવાના ૬ નાના કારખાના છે જેમા ૫૦થી ૬૦ કારીગરો કામ કરે છે

**શિક્ષણ** ચાર ધોરણથી લો બો. શાળા છે તેમા ૧૩૩ વિદ્યાર્થીઓ અને ૧૦૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૩૬ બાળકો ભણે છે પુ ૨૬૦ અને સ્ત્રી ૧૪૮ મળી કુલ ૪૦૮ ભણેલા છે

**પરાં** રામપુરા અને હિંગ્લાવડીપુરા નામના બે પરા છે તે ખેડાસાથી ઉત્તર દિશાએ એકાદ બે માઈલના અતરે વસેલા છે રામપુરામા ૫૬૬ જેટલી અને હિંગ્લાવડીપુરામા ૨૬૯ જેટલી વસતી છે

*

## ગંભીરા

**પરિચય** ઉ અ ૨૨° ૧૭ અને પૂ રે ૭૨° ૫૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી આઠેક માઈલ દૂર મહીકિનારે આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૩ ચો માઈલ ઘરો ૭૮૮ કુટુબો ૮૧૭ વસતી પુ ૧૮૦૦, સ્ત્રી ૧૭૫૯, કુલ ૩૩૫૯ મુખ્ય વસતી બારૈયા કોમની છે

**સગવડો** મહીસાગર નદી, બે તળાવ તથા આઠ કૂવા છે બામણગામ અને બોરસદ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગામમા બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો મૂકેલો છે ગાયકવાડી અમલ વખતમા ચાલતી ગ્રામપચાયત ૧૯૫૦થી નવા ધારાધોરણ મુજબ રચાઈ છે તેની વાર્ષિક આવક રૂા ૫૦૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, કૂવા-મરામત વગેરે પ્રવૃત્તિઓ થાય છે એક ટાવર છે

**શિક્ષણ** એક બાલમદિર છે સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૯ વિદ્યાર્થીઓ અને ૧૫૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૩૬ બાળકો ભણે છે તેમા પાયાની કેળવણી અપાય છે તે 'નૂતન ગ્રામવિદ્યાલય'ના નામથી ઓળખાય છે તેના ત્રણ મકાનો છે પુ ૫૧૮ અને સ્ત્રી ૨૨૬ મળી કુલ ૭૪૪ ભણેલા છે સ્વતત્ર પાકા મકાનવાળુ પુસ્તકાલય છે વ્યાયામશાળા છે

**ધાર્મિક સ્થળો** બે શિવાલય, રામજી મદિર, હનુમાનજીનુ મદિર જૈન મદિર, ભખરાદ માતા, મસ્જિદ, પરબડી, બે ધર્મશાળાઓ પાળિયા વગેરે ગામમા ગુરુબ્રાહ્મણ કોમના નરભેરામ નામના એક ભક્ત કવિ થઈ ગયા, તેમણે ઘણા ભજનો લખેલા છે

**પ્રાચીન મૂર્તિઓ** વિદ્યાલયનો પાયો ખોદતા એક જૈન મૂર્તિ જડી હતી તળાવ ખોદતા એક ગણપતિની મૂર્તિ જડી હતી આથી અહીં વધુ ખોદકામ થાય તો પુરાણી વસ્તુઓ જડી આવે એમ મનાય છે

*

## ગાજણા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ભાદરણથી પાચ માઈલ દૂર મહીકિનારે આવેલુ છે

ગામમા ગાગરેશ્વર મહાદેવનુ દેરુ છે તે ઉપરથી ગામનુ નામ ગાજણા પડેલુ મનાય છે

કહેવાય છે કે સવત ૧૪૮૦મા નાપાના જોધાજીએ પોતાને ભાગે આવતા ૨૭ ગામ લઇ તે પૈકીના આ ગામમા ગાદી સ્થાપી હતી

આ ગામને એક વાર ગ્રામસુધારણા શિલ્ડ પ્રાપ્ત કરવાનુ સદ્ભાગ્ય સાપડયુ હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૦ ચો માઈલ ઘરો ૨૮૧ કુટુબો ૨૯૮ વસતી પુ ૭૧૮, સ્ત્રી ૬૨૭, કુલ ૧૩૪૫ મુખ્ય વસતી રજપૂતોની છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ, તમાકુ, વગેરે પાકે છે ગામના ઠાકોર મોતીસિહજી મહેરામણસિહજીને વધુ બાજરી ઉત્પન્ન કરવા માટે એક વાર ખેડા જિલ્લામા પ્રથમ ઈનામ મળેલુ

**સગવડો** મહીસાગર નદી તથા બારેક કૂવા છે હરિજન તેમજ વણકરોના જુદા કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સહકારી મડળી, ગ્રામરક્ષકદળ તથા પ્રગતિ મડળ ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૬૩ વિદ્યાર્થીઓ અને ૨૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે ૧૯૪૧થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ગૌતમેશ્વર મહાદેવ, ગાગરેશ્વર મહાદેવ, રામજી મદિર, સ્વામીનારાયણનુ મદિર, પરબડી વગેરે છે કડવા બાવા નામે એક મહાત્મા થઈ ગયા તેમની સમાધિ છે ત્યા ભાદરવા સુદિ ૫ના દિવસે મેળો ભરાય છે

**પરાં** બે પરા છે, તે પૈકીનુ એક નવુ ગાજણા સવત ૧૯૮૭મા ઠાકોર શ્રી ગોરધનજી કલ્યાણસિહજીએ વસાવેલુ કહેવાય છે

*

## ગોરવા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન કઠાણાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે અગાઉ અહીં ગોરેશ્વર મહાદેવ હતા જેનો પાછળથી નાશ થયેલો, તેના નામ ઉપરથી ગામનુ નામ ગોરવા પડેલુ મનાય છે

૧૯૪૯ની સાલમા વધારે પ્રમાણમા લેવીમા બાજરી આપવા બદલ ગામને સરકાર તરફથી રૂ ૫૦૦૦નુ ઈનામ મળેલુ રાજકીય ચળવળમા ગામે સારો ભાગ લીધેલો. અને કેટલાકે જેલયાત્રા પણ કરેલી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૨૨૪ કુટુંબો ૨૯૫ વસતી પુ ૫૮૦, સ્ત્રી ૪૬૮, કુલ ૧૦૪૮ મુખ્ય વસતી પરમાર લોકોની છે

**સગવડો** એક માઈલ દૂર મહીસાગર નદી છે બે કૂવા છે પણ તેમા પીવા લાયક પાણી નથી હરિજનોનો એક કૂવો છે તેમા પણ પાણીનો ત્રાસ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દહેવાણ છે રવિવાર સિવાય રોજ ટપાલ આવે છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૨ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૨ બાળકો ભણે છે પુ ૨૪૧ અને સ્ત્રી ૬૧ મળી કુલ ૩૦૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** દુધેશ્વર મહાદેવ, રામજી મંદિર પરબડી વગેરે છે રામજી મંદિર ખાતે વીસથી પચીસ વીઘા જેટલી જમીન છે

**પરું ફતેપુરા** ત્યા બે ધોરણની લો બો શાળા છે તેમા ૧૬ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે

*

## ગોલેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વીરસદથી બેએક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઇલ ઘરો ૨૪૩ કુટુંબો ૩૦૧ વસતી પુ ૭૧૦, સ્ત્રી ૬૭૧, કુલ ૧૩૮૧

**સગવડો** ગામમા ત્રણ કૂવા છે સીમાડે ૧૫ કૂવા છે તે પકી ગામ નજીકના ભાટિયા કૂવા પર એન્જિન પંપ મૂકેલો છે તેના હોજમા ચાર–પાચ નળ મૂકી આખા ગામને પાણી ભર વાની સગવડ કરેલી છે. ઉનાળામા ૬થી ૭ વખત હોજ ભરી પાણીની અગવડ દૂર કરાય છે બોરસદ, વીરસદ અને ખભાત જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ધર્મજ છે અને ૧૯૫૨થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૯૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તા સુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૧ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૮ બાળકો ભણે છે પુ ૩૧૧ અને સ્ત્રી ૧૯૫ મળી કુલ ૫૦૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મંદિર છે

*

## ચમારા

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ અને પૂ રે ૭૩° ૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આકલાવથી ત્રણેક માઈલ દૂર મહીકિનારે આવેલુ છે જૂનુ ગામ ભાગીને આશરે ૫૦૦ વર્ષ ઉપર આજનુ નવુ ગામ વસેલુ મનાય છે પહેલાના વખતમા અહીં ચમરી ગાયો હતી તે ઉપરથી ચમારા નામ પડેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૯ ચો માઈલ, ઘરો ૪૯૭ કુટુંબો ૫૦૦ વસતી પુ. ૯૩૧, સ્ત્રી ૬૧૮, કુલ ૧૮૧૯

**સગવડો** મહી નદી છે એક મોટુ તળાવ અને ૪ નાની તળાવડીઓ છે ૩ સાર્વજનિક કૂવા છે સીમમા ૨૪ કૂવા છે ચમારા–કિન્ખલોડ રસ્તો તૈયાર થઈ રહ્યો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આકલાવ છે ગ્રામપંચાયત તથા ગ્રામઔષધાલય ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે અહીંથી આશરે ૪૦૦ મજૂરો બીડીઓ વાળવા બામણગામ જાય છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૬ વિદ્યાર્થીઓ અને ૩૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૭ બાળકો ભણે છે પુ ૬૬૮ અને સ્ત્રી ૪૭૫ મળી કુલ ૧૧૭૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મંદિર, સ્વામીનારાયણ મંદિર, શ્વેતાબર મૂર્તિપૂજક જૈનોનુ મંદિર, ધર્મશાળા, ત્રણ પાળિયા વગેરે.

*

## ચૂવા

**પરિચય** ઉ અ ૨૨°૨૩ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ ભાદરણ–નડિયાદ રેલવે લાઇન ઉપરનુ એક સ્ટેશન છે

ગામમા તળાવની પાળ ઉપર એક ટેકરી છે તેને 'દેવડુ ગરી' કહે છે ત્યા પહેલા ગોસાઇનો મઠ હતો એમ કહેવાય છે અને ટેકરી પર એક મહાદેવનુ દેરુ પણ હતુ પણ હાલ એ સ્થળે માત્ર ઈંટના ટુકડા તથા ઠરડિયા જ મળે છે અને તેની નજીકમા ખેતરો આવેલા છે. ઠીકરિયા કૂવા પાસેની જમીનોમા ખોદકામ કરતા જમીનમાથી ઠીકરા, માટીના વાસણો, તથા તાબા પિત્તળના ભાગેલા વાસણોના અવશેષો મળી આવ્યા હતા 'ખડકી' નામે ઓળખાતા લત્તામા ખોદકામ કરતા ચોક વચ્ચે એક ભીત મળી આવેલી આ બધા ઉપરથી પહેલા અત્રે કોઈ જૂનુ નગર હશે તેમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો. માઈલ ઘરો ૨૮૨ કુટુબ ૩૮૨ વસતી પુ. ૮૮૨, સ્ત્રી ૭૬૭, કુલ ૧૬૪૯ મુખ્ય વસતી બારૈયા અને પાઠણવાડિયા રજપૂતોની છે પાવાગઢનુ પતન થયા પછી અહીં એમના વડીલો વસેલા એમ કહેવાય છે

**સગવડો** એક તળાવ છે લગભગ ૨૦ જેટલા કૂવા છે ભોજનો કૂવો અને બાદલિયો કૂવો એ બે જૂના છે તે વણજારાઓએ બંધેલા હોવાનુ કહેવાય છે રૂપેલથી ચૂવા આવવા જવા માટે એક રસ્તો બધાયો છે ખભાત અને બોરસદ જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અહીં

માઈલ દૂર રહેલ છે ગામ મૂળ ગાયકવાડી અમલમા હતુ. તે વખતે સયાજીરાવ ગાયકવાડે સ્થાનિક સ્વરાજ્યની યોજના અમલમા મૂકી ત્યારથી જ ગ્રામપચાયત ચાલતી હતી તે હવે નવા ધારાધોરણો મુજબ રચાઈ છે તે કૂવા અને તળાવ દુરસ્ત કરાવના ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે પ્રવૃત્તિઓ કરે છે ૧૯૩૮થી સ્થપાયેલુ 'કુમાર મડળ' વિવિધ પ્રવૃત્તિઓ કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એન્જિન પપોની સગવડ સારી છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે સૂપડા બનાવવાનુ કામ વગેરે ગૃહઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** બે ફર્લાંગ દૂર રહેલ ગામમા લગભગ ૩૦ વર્ષથી રહેન અને સૂવાની એક ભેગી શાળા ચાલે છે તેમા સૂવાના લગભગ ૧૨૦ ઉપરાત બાળકો ભણે છે પુ ૩૮૦, સ્ત્રી ૧૦૦. મળી કુલ ૪૮૦ ભણેલા છે સને ૧૯૩૦થી પુસ્તકાલય ચાલે છે તેનુ મકાન ગામલોકોએ બાધ્યુ છે

**ધાર્મિક સ્થળો** મહાદેવનુ દેરુ છે તેનુ શિવલિંગ ખૂબ જૂનુ છે. એની નીચે બીજુ શિવલિંગ હોવાનુ મનાય છે એક ઠાકોરજીનુ મદિર છે એક ખોડિયાર માતાનુ દેરુ છે પાસેજ વેરાઇ માતાની મૂર્તિને નામે ઓળખાતી પથ્થરની છાટ છે એના ઉપર રાસ રમતા દેવદેવીઓના ચિત્રો છે વેરાઈ માતાની ખાસ મૂર્તિ નથી ગામથી ચારેક ફર્લાંગ દૂર ધના ભગતની સમાધિ ઉપર દેરુ બધાવેલુ છે તેમા એ ભગતની ટોપી અને પગલા (પથ્થરના) છે દરેક પૂનમે—ખાસ કરીને શરદ પૂર્ણિમાએ તેમના અનુયાયીઓ ત્યા દૂર દૂરથી આવે છે એક ધર્મશાળા તથા પરબડી છે

દર બેસતા વર્ષે ગામમા મેળો ભરાય છે ખોડિયાર માતાની માડવીની ખ્યાતિથી મહીસાગર કાઠાના અને દૂર દૂરના લોકો તે જોવા આવે છે

---

**આધાર** શ્રી હરિનારાયણ અબાલાલ વ્યાસે આપેલી માહિતી

*

## જંત્રાલ

**પરિચય** ઉ. અ ૨૨° ૨૧ અને પૂ. રે ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વીરસદથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે જગનાથ મહાદેવના નામ ઉપરથી ગામનુ નામ જત્રાલ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૫૮૪ કુટુંબો ૬૫૭ વસતી પુ ૧૬૯૪, સ્ત્રી ૧૫૦૩, કુલ ૩૧૯૭ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે, પાચ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ૧૯૪૧થી ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૭૨૫ જેટલી છે તેમાથી ગ્રામસફાઇ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૦ વિદ્યાર્થીઓ અને ૬૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૫ બાળકો ભણે છે પુ ૩૬૨ અને સ્ત્રી ૧૨૪ મળી કુલ ૪૮૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ત્રણ મદિર, પાચ દેવસ્થાનો

*

## જોશીકૂવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨° ૫૪' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી એક માઈલ દૂર આવેલુ છે સવત ૧૭૦૨મા લુપજીભાઇ પટેલે આસોદરથી આવીને તે વસાવેલુ મનાય છે અગાઉ આ ગામ વડોદરા રાજ્યમા હતુ ૧૯૨૯ની નાકરની લડત દરમિયાન તેણે ખૂબ આગળ પડતો ભાગ લીધેલો આ બધાથી જાણીતા દેશનેતાઓ અને કાર્યકર્તાઓએ ગામની મુલાકાત લીધેલી

સને ૧૯૪૮મા ખેડા જિલ્લા ગ્રા. વિ મડળ તરફથી બોરસદ તાલુકામાથી આ ગામને ગ્રામસુધારણાનુ રૂ ૫૦૦નુ ઇનામ મળેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઇલ ઘરો ૨૨૯ કુટુંબો ૨૪૪ વસતી પુ ૬૨૦, સ્ત્રી ૫૫૫, કુલ ૧૧૭૫ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** તળાવ છે તેમા બારે માસ પાણી રહે છે તળાવને નાનો ઓવારો છે ત્રણ કૂવા છે તે પૈકી એક હરિજનોનો છે ચોમાસા સિવાય બોરસદ અને ઉમેઠા જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આકલાવ છે ટપાલ દર ત્રીજે દિવસે આવે છે ગ્રામપચાયત, સસ્કાર કેન્દ્ર અને આરોગ્ય કેન્દ્ર, ગ્રામરક્ષકદળ વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૧ એન્જિન પપો ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની ખળી છે તેમા મોસમ દરમિયાન ૧૦૦થી ૧૨૫ માણસો કામ કરે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૯૮ વિદ્યાર્થીઓ અને ૭૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૨ બાળકો ભણે છે ૨૫ જેટલા વિદ્યાર્થીઓ આકલાવ હાઈસ્કૂલમા ભણવા જાય છે પુ ૩૭૦ અને સ્ત્રી ૧૮૧ મળી કુલ ૫૫૧ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સિદ્ધનાથ મહાદેવ, રામજી મદિર, ધર્મશાળા, પરબડી, વગેરે છે

કોસિન્દ્રા અને જોશીકૂવા વચ્ચે એક માતાનુ સ્થાનક છે. ત્યા દુર્ગાઅષ્ટમીએ મેળો ભરાય છે તેમા બને ગામના લોકો ભાગ લે છે

---

**આધાર** શ્રી પૂનમભાઈ ર પટેલે આપેલી માહિતી

*

વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૧ બાળકો ભણે છે પુ ૧૧૮ અને સ્ત્રી ૭ મળી કુલ ૧૨૬ ભણેલા છે

*

## ડભાસી

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ઓચાસણથી એક માઈલ દૂર આવેલુ છે સંવત ૧૨૫૨મા દેવીદાસ પટેલે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૬૯ કુટુંબો ૪૨૭ વસતી પુ ૧૦૬૦ સ્ત્રી ૯૪૪, કુલ ૨૦૦૪ મુખ્ય વસતી ક્ષત્રિયો અને પાટીદારોની છે

**સગવડો** ગામથી પૂર્વ દિશાએ એક મોટુ તળાવ છે તેમા એક ઓવારો બાધેલો છે થોડીક પાળ પાકી અને બાકીની કાચી બાધેલી છે તેમા ઉનાળામા પાણી ખૂટી જાય છે ૩૨ કુવા છે તે પૈકી ગામતળમા ૬ છે હરિજનોનો એક કુવો છે ઢેડ લોકોનો પણ અલગ કુવો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી તે સિવાય વણકરોની ૧૫ સાળો ચાલે છે ખાદી વણાય છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૩૧ વિદ્યાર્થીઓ અને ૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૫ બાળકો ભણે છે ૨૫ જેટલા વિદ્યાર્થીઓ બોરસદની હાઈસ્કુલમા ભણવા જાય છે પુ ૨૬૧ અને સ્ત્રી ૯૭ મળી કુલ ૩૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મહાદેવનુ સ્થાન છે તેમા જુદા જુદા અગિયાર મહાદેવના સ્થાનક છે એક રામજી મદિર છે તેને ખાતે ૬૦–૬૫ વીઘા જમીન છે એક પરબડી છે ગામથી થોડે દૂર એક શ્રીધર માતાનુ દેરુ છે ત્યા બે ચોતરા અને એક કુવો છે દર ભાદરવા સુદિ ૧૪ને દિવસે ત્યા મેળો ભરાય છે

*

## ડાલી

**પરિચય** ઉ અ ૨૨° ૧૭ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કઠાણાથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે ગામમા પેસતા મહાદેવ પાસે ખોદતા જૂના સમયના વાસણો અને જૂના મકાનોના અવશેષો નીકળે છે. તે ઉપરથી અહીં પડેલો મોટુ શહેર હશે તેમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૧૮૬ કુટુંબો ૧૯૦ વસતી પુ ૪૮૪, સ્ત્રી ૩૮૬, કુલ ૮૭૦ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ગામથી પોણો માઈલ દૂર દરિયા કિનારો આવેલો છે ધૂતેશ્વર તળાવ છે તેને ૧૯૪૮મા દુકાળરાહતના કામ તરીકે ઊડુ કરાવેલુ ને પાળો બધાવેલી એક મોટો વણઝારિયો કુવો છે કઠાણા તથા ખભાત જવાની બસ સર્વિસની સગવડ છે ૧૯૪૮થી બોરસદ જવાની સડક તૈયાર થઈ રહી છે ૧૯૫૨થી વાડોલા–બદલપુર રસ્તો તૈયાર થઈ રહ્યો છે તે પણ આ ગામ પાસે થઈને જાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે બદલપુર છે અઠવાડિયામા બે વખત ટપાલ આવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૯ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૪ બાળકો ભણે છે બીજા દશેક બાળકો બહારગામ આગળ ભણવા જાય છે પુ ૧૫૮ અને સ્ત્રી ૪૩ મળી કુલ ૨૦૧ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** ભાગોળે તળાવ પર મહાદેવ છે મહાદેવ પાસે અમરા ભગત અને તેમના બહેનની દેરી છે અમરા ભગત લગભગ એક સૈકા ઉપર થઈ ગયા તેમણે અને તેમની બહેને અહીં બીજને દિવસે સમાધિ લીધેલી કહેવાય છે જાતના તે ભરવાડ હતા. રબારી લોકો તેમને ખૂબ માને છે તે લોકો દર બીજને દિવસે દૂધ વલોવતા નથી તેમજ વેચતા પણ નથી લોકોને મફત દૂધ આપી દે છે પચ્ચીસ વર્ષ પહેલા એક માડ મહારાજ થઇ ગયા આજે તેમનુ એક મદિર છે તે સિવાય એક બળિયા દેવનુ સ્થાનક છે.

**પ્રાચીન સ્થળ પાતેરાનો ટેકરો** ધૂતેશ્વર પાસે દરિયા કિનારે એક ટેકરો છે તે પાતેરાના ટેકરા તરીકે ઓળખાય છે જૂના વખતમા ત્યા વેશ્યાઓ રહેતી હતી એમ કહેવાય છે

---

**આધાર** શ્રી નવીન પરીખે આપેલી માહિતી

*

## ઢૂંડાકૂવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન અગાસથી બે માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પહેલા કેટલાક પાટીદારોએ તે વસાવેલુ મનાય છે કહે છે કે ગામનુ નામ પહેલા વેડાકૂવા હતુ

રાષ્ટ્રવ્યાપી સત્યાગ્રહના આદોલનમા બોરસદ તાલુકામા ઘણો મહત્ત્વનો ફાળો આ ગામે આપેલો મહેસૂલ નહીં ભરેલુ તેથી ઘણીખરી જમીનો સરકારે જપ્ત કરી ખાલસા કરેલી આખુ ગામ તે વખતે નજીકમા આવેલા ગાયકવાડી ગામ મલીકાની સીમમા રહેવા ગયેલુ ત્યા આગળ નવો વસવાટ ઊભો કરેલો અને તેનુ નામ વિજયનગર રાખેલુ લડતના જમાનામા 'અભ્યાસ યુવાન સૈન્ય' સ્થપાયેલુ તેમા આ ગામનો મુખ્ય ફાળો હતો ગામમા રાષ્ટ્રીયશાળા સ્થપાયેલી તે ઘણા વર્ષો રહેલી આ બધી પ્રવૃત્તિઓને લીધે કેટલાક મોટા દેશનેતાઓએ અવારનવાર આ ગામની મુલાકાત લીધેલી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૧૩૫ કુટુબ ૨૩૬ વસતી પુ ૫૨૬, સ્ત્રી ૪૫૬, કુલ ૯૮૨

ચૈત્રી પૂનમે ગામમા મેળો ભરાય છે તેમા આશરે ૧૦૦૦ જેટના માણુસો ભરાય છે

**પરાં** અબેરાવપરુ, ઝાકરિયાપરુ, કચોરાપરુ

*

## દાવોલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ વાસદ–કઠાણા રેનવે લાઈન ઉપરનુ એક ફ્લેગસ્ટેશન છે કહેવાય છે કે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે ગામ હાલ છે ત્યાથી થોડેક દૂર દક્ષિણ દિશાએ વસેલુ હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૯ ચો માઈલ ઘરો ૮૪૦ કુટુંબો ૧૦૪૩ વસતી પુ ૨૭૦૩ સ્ત્રી ૨૪૮૨, કુલ ૫૧૮૫

**સગવડો** એક તળાવ છે વણજારાએ બાંધેલો એક કૂવો છે ગામની દક્ષિણે બોરસદ–વાસદની સડક જાય છે ત્યા મોટરની સગવડ મળે છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ગામમા બેટરીથી ચાલતો જાહેર રેડિયો મૂકેલો છે ૧૯૪૦થી ગ્રામપચાયત ચાલે છે. એક સર્વજનિક ધર્માદા દવાખાનુ છે યુવક મડળ ચાલે છે તે રમતગમતની પ્રવૃત્તિ અને રજન કાર્યક્રમો કરે છે દૂધ ઉત્પાદક સહકારી મડળી તથા ગ્રામવિકાસ મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૯ જેટલા એન્જિન પપ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે શાકભાજી બહુ પાકે છે, એટલે મોટા પ્રમાણમા તેની નિકાસ થાય છે બીડીઓ બનાવવાના ૧૦ કારખાના છે દળવાની ત્રણ ઘટી છે સિમેટ પાઈપ બનાવવાની ફેક્ટરી છે દાવોલ કેમિકલ વર્ક્સ કું લિ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે શાળાનુ સુદર મકાન છે તેમા ૪૧૧ વિદ્યાર્થીઓ અને ૧૯૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૦૬ બાળકો ભણે છે તે સિવાય હાઈસ્કૂલ અને કોલેજમા આશરે ૫૦ જેટલા વિદ્યાર્થીઓ ભણે છે પુ ૧૮૮૦ અને સ્ત્રી ૩૮૮ મળી કુલ ૨૨૬૮ ભણેલા છે ૧૯૫૦થી એક પુસ્તકાલય ચાલે છે

**ધર્મિક સ્થળો** સિદ્ધનાથ મહાદેવ, સ્વામીનારાયણનુ મદિર, વગેરે

**પરું પીપરિયા** પીપરિયા નામના ખેતરમા વસવાટ થયેલો તથી પરાનુ નામ પીપરિયા નામ પડયુ છે સને ૧૮૩૩થી તે વસેલુ છે ત્યા મીઠી પાણીવાળુ તળાવ છે બધા મળી ૧૦ કૂવા છે તે પૈકી બે હવડ છે પાચ કૂવા પર એન્જિન પપ છે ૧૯૫૨થી ગામઠી નિશાળ શરૂ કરવામા આવી છે તેમા ૧૫૦ બાળકો ભણે છે પાસે બીજાં, કોઠીવાળુ પરુ, સરદારજીનુ પરુ, નાથપરુ ઉર્ફે હાથી નવનનું પરુ એમ ત્રણ પરા છે

*

## દેદરડા

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બોરસદથી બેએક માઈલ દૂર આવેલુ છે તેની આજુબાજુ ખાઈઓ અને કાકળો આવેલી હોવાથી એ ઘણુ જૂનુ ગામ છે એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૫ ચો માઈલ ઘરો ૪૦૬ કુટુંબો ૪૨૨ વસતી પુ ૧૦૨૨, સ્ત્રી ૮૨૧, કુલ ૧૮૪૩ લોકોનો મુખ્ય વધો ખેતીનો છે

**સગવડો** બે તળાવ છે એમાનુ મવાવ તળાવ ઘણુ જૂનુ છે વણજારીઓ કૂવો છે આણદ, અગાસ, અને બોરસદ જવાની પાકી સડક છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ૧૯૪૯થી ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઇ, રસ્તાસુધારણા અને ઇતર પ્રવૃત્તિઓ પાછળ વાર્ષિક રૂ ૧૦૦૦નુ ખર્ચ કરે છે એક સહકારી મડળી ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૭ વિદ્યાર્થીઓ અને ૮૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૭ બાળકો ભણે છે પુ ૨૧૫ અને સ્ત્રી ૬૭ મળી કુલ ૨૮૨ ભણેલા છે ૧૯૪૯થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, બે મદિરો વેરાઈ માત, વગેરે છે મહાદેવમા શિલાલેખ છે પણ તે ઊકલતો નથી

**દતકથાઓ** (૧) સતી માતાની દેરી બોરસદ જવાન માર્ગે કાવીઠાની દક્ષિણ–પૂર્વે સતી માતાનુ દેરુ છે તેના વિષે એવી દતકથા છે કે મરાઠા રાજ્યઅમલ દરમિયાન જોરજુલમથી મહેસૂલ ઉઘરાવવામા આવતુ મહેસૂલ ઉઘરાવનારને કમકર્ણી કહેવામા આવતો એવો એક 'આબો નામનો કમકર્ણી દેદરડા વિસ્તારનુ જમીન મહેસૂલ ઉઘરાવતો તેની સખતાઈ અને જોરજુલમથી દેદરડાના લોકો ત્રાસી ગયા હતા એટલે એક વાર બધાએ ભેગા મળી તેને પૂરો કરવાનો નિર્ણય કર્યો

આબો રાબેતા મુજબ પોતાની સગર્ભા ઘોડી લઈ દેદરડા આવેલો દેદરડાનુ કામ પતવી કાવીઠા જવા ઊપડયો રસ્તામા જ્યા ચાર રસ્તા ભેગા થાય છે ત્યા ચોકઠા નામવાળી જગ્યાએ તે આવ્યો કે પહેલેથી નક્કી કરી ઊભેલા દેદરડાના કેટલાક વતનીઓએ તેનુ તથા તેની ઘોડીનુ ખૂન કર્યું

આ વાતની જાણ તેની પત્નીને થઈ તેણે આ સ્થળે આવી પતિના મૃતદેહ પર આક્રદ કર્યું, અને પછી કાવીઠા નજીક બોરસદ જવાના માર્ગે તે પોતાના પતિ તથા ઘોડીના શબ સાથે સતી થઈ આજે કાવીઠા ગામની દક્ષિણ–પૂર્વે તે સતીની દેરી મોજૂદ છે

(૨) નળવાડા દેદરડાની પૂર્વ બાજુએ 'નળવાડા નામનુ સ્થળ છે તેના વિષે દતકથા છે કે નળરાજા જ્યારે વનવાસ નીકળેલા ત્યારે થોડો સમય અહીં રહેલા આ સ્થળે એક નાનુ

સુ દર તળાવ અને કુવો છે તેમજ આજુબાજુની વનસ્પતિ સ્વા. જગન હોય તેવો ખ્યાલ આપે છે

**આધાર** શ્રી લલ્લુભાઈ ત્રિમ્મભાઈ સોલકીએ આપેલી માહિતી

*

## દેવાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આમ્લાનથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૩૩ કુટુંબો ૩૩ વસતી પુ ૮૦, સ્ત્રી ૫૬, કુલ ૧૩૬

**શિક્ષણ** શાળા નથી ૭ પુરુષ ભણેલા છે

*

## દીવેલ

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ એને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેનવેસ્ટેશન રાસથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૯ ચો માઈલ ઘરો ૧૧૫ કુટુંબો ૧૨૦ વસતી પુ ૨૬૦, સ્ત્રી ૨૩૭, કુલ ૪૯૭

**શિક્ષણ** શાળા નથી પુ ૪૭ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૫૯ ભણેલા છે

*

## ધનાવસી

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૫૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આમ્લાવથી અર્ધોક માઈલ દૂર આવેલુ છે કાકાગાળાનુ આ એક મહત્વનુ ગામ ગણાય છે તે લગભગ ૧૧૦૦ વર્ષ જૂનુ છે કહેવાય છે કે આગાઉ તે ઘણી જાહોજલાલી-વાળુ મોટુ બદર હતુ અને તે તૂટી જતા એમાથી બીજાં ત્રણ ગામ વસેલા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૧૪૨ કુટુબ ૧૪૮ વસતી પુ ૨૮૩, સ્ત્રી ૨૬૪, કુલ ૫૪૭

**શિક્ષણ** શાળા નથી. ૨૫ પુરુષો ભણેલા છે

*

## ધોબીકૂઈ

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આગાસથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે નાપા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૮૩ કુટુંબો ૮૫ વસતી પુ ૧૯૮, સ્ત્રી ૧૭૬, કુલ ૩૭૪

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૬ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧ બાળકો ભણે છે પુ ૮૪ અને સ્ત્રી ૪૧ મળી કુલ ૧૨૫ ભણેલા છે ૧૯૫૩થી એક પુસ્તકાલય ચાલે છે

*

## નવાખલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આમ્લાવથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પૂર્વે ગરાસિયા લોકોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૩ ચો માઈલ ઘરો ૦૩ કુટુંબો ૩૩૯ વસતી પુ ૮૮૦, સ્ત્રી ૮૪૪, કુલ ૧૭૨૪ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ઓવારા બાધેલુ ગામતળાવ છે બે કૂવાઓ છે તે પૈકી એક હરિજનોનો છે દર શનિવારે ટપાલ આવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૧૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૯૨ અને સ્ત્રી ૩૧ મળી કુલ ૧૨૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, ધર્મશાળા, પરબડી વગેરે

**જરૂરિયાત** આશરે ૧૦૦ રખડતી રાની ગાયો ગામના પાકને ભેલાડે છે લાગ આવ્યે તેઓ માણસને મારી પણ નાખે છે. આ જાતની ગાયોનુ દુ ખ ૨૦ વર્ષથી અહીંના લોકો વેઠે છે તેનો કોઈ ઉપાય કરવાની જરૂર છે

**પરુ** માનપુરા ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૧૨૧ કુટુંબો ૧૨૮ વસતી પુ ૩૧૦, સ્ત્રી ૩૧૨, કુલ ૬૨૨ ૧૫ પુરુષો ભણેલા છે ૧૯૫૧ની વસ્તી ગણતરી વખતે આ પરુ સ્વતત્ર ગામ તરીકે ગણાયેલુ

*

## નવાપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી સાતેક માઈલ દૂર આવેલુ છે વહીવંચાના ચોપડા પ્રમાણે આશરે ૭૦૦ વર્ષ ઉપર આ ગામ વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૨૧૫ કુટુંબો ૨૨૩ વસતી પુ ૪૮૮, સ્ત્રી ૪૭૮, કુલ ૯૬૬ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** કુંભારિયુ તળાવ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ આકલાવ છે.

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમાં ૧૦૨ વિદ્યાર્થીઓ અને ૫૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૨ બાળકો

ભણે છે પુ ૧૩૨ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૫૫ ભણેલા છે ૧૯૫૦થી એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** શિવાલય, જૈન દેરાસર વગેરે

*

## નાની શેરડી

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આમ્લાવથી પાચેક માઈલ દૂર આવેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૧૮૫ કુટુબો ૨૫૪ વસતી પુ ૩૮૧ સ્ત્રી ૩૪૫, કુલ ૭૨૬

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૫ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે. પુ ૧૧૩ અને સ્ત્રી ૭ મળી કુલ ૧૨૦ ભણેલા છે

*

## નાપા (તળપદ અને વાંટો)

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન અગાસથી અઢી માઇલ દૂર આવેલુ છે તે બે ભાગમા વહેચાયેલુ છે નાપા તળપદ, અને નાપા વાંટો રેવન્યુ દફતરે એ બને જુદા ગામ ગણાય છે આ ગામ વિષેની કેટલીક હકીકત 'સેલકી વશનો ઇતિહાસ' એ પુસ્તકમા આપેલી છે

**વિસ્તાર નાપા તળપદ** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૮૭૯ કુટુબો ૯૨૮ વસતી પુ ૨૦૭૩, સ્ત્રી ૧૮૮૭, કુલ ૩૯૭૦

**નાપા વાંટો** ક્ષેત્રફળ ૨ ૮ ચો માઈલ ઘરો ૪૬૮ કુટુબ ૪૮૭ વસતી પુ ૧૨૫૩, સ્ત્રી ૧૨૫૪ કુલ ૨૫૦૭ વાણિયા, ગરાસિયા, બારૈયા, પાટણવાડિયા, રજપૂતો વગેરેની વસતી છે

**સગવડો** ઈ સ ૧૨૧૮મા મહમદ બેગડાના વખતમા તેના સૂબા તાજખાન નેપાણીએ ૪થી ૫ લાખ રૂપિયાના ખર્ચે ચૂનાથી પાકુ ચણીને બધાવેલુ એક તળાવ છે હાલ તે જીર્ણ દશામા છે તે બાધેલુ તળાવ કહેવાય છે તેની અદર એક નાનો પૂલ અને જોડે મસ્જિદ છે તેમા બારે માસ પાણી રહે છે બીજુ એક મલાવ તળાવ છે ચીખોદરાના કાસનુ પાણી એમા થઈ ખભાતને માર્ગે જાય છે સિદ્ધરાજ જયસિહે સોરઠ પર રા'ખેગાર સામે લડાઈ કરવા જતા ગામની દક્ષિણે મુકામ કરેલો તે વખતે ત્યા એક વાવ અને તળાવ બધાવેલા છે તળાવ 'ચુમળિયુ' તળાવને નામે ઓળખાય છે બધા મળી ૩૦થી ૩૫ કૂવા છે તે પૈકી એક હરિજનોનો, એક માલાવશીઓનો, અને એક રોહિતોનો છે વણિયાપટેલની ખડકીમા એમના પોતાના વપરાશ માટે શ્રી ડાહીલક્ષ્મી મોતીલાલ ગરબડદાસના નામથી એક વોટરવર્ક્સ ચાલે છે

બોરસદ અને આણદ જવાની બસ સર્વિસની સગવડ છે વીજળીની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત છે શ્રી ગરબડદાસ કાળીદાસ હોસ્પિટલ, શ્રી મોતીલાલ ગરબડદાસ પ્રસૂતિગૃહ, તથા અમદાવાદના શેઠ શ્રી ચીમનલાલ હરિલાલ નગરી તરફથી બધાવાયેલ ધર્મશાળા છે ત્રણેયનો વહીવટ લો બો કરે છે કો-ઓ સોસાયટી તથા દૂધ ઉત્પાદક સહકારી મડળી છે. પી ડબલ્યુ ડી નો સ્ટોર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૪૬૭ વિદ્યાર્થીઓ અને ૨૦૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭૪ બાળકો ભણે છે એક અંગ્રેજી શાળા ચાલે છે તે શેઠ શ્રી રમણલાલ કેશવલાલના નામથી ચાલે છે એમા ચાર ધોરણ સુધી અભ્યાસ કરાવવામા આવે છે પુ ૭૦૫, અને સ્ત્રી ૨૮૧, મળી કુલ ૯૮૬ ભણેલા છે શેઠ ત્રિકમલાલ ગિરધરલાલ ક્રીડાગણ ચાલે છે

**ધાર્મિક સ્થળો** તળાવની પાળ પર નાના દૂધાજી નામના રાજાએ મહાવીરજીની સ્થાપના કરેલી છે તે સિવાય મહામાળેશ્વર મહાદેવ, બાળા મહાદેવ, ગોરધનનાથજીનુ મદિર, નારણદેવ, ગોપાળદેવનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર, ભવાની માતા, કાળકા માતા, વેરાઈ માતા, જોગણિયા માતા, બે મસ્જિદો, ગેબનશા પીર તથા બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, બારોટ, બારૈયા, વાળદ વગેરેની ધર્મશાળાઓ છે બે ભાગોળોએ બે કાયમની પરબો ચાલે છે એક વાવવાળી ભાગોળે સ્વ શ્રી ઠાકોરલાલ મોતીલાલના સ્મારકમા પાણીની પરબ બેસાડવામા આવેલી છે જ્યારે બીજી ભાગોળે રસ્તા ઉપર શ્રી મગનલાલ શકરલાલ તરફથી બધાવેલા મકાનમા પરબ ચાલે છે

ગેબનશા પીરે હજારેક માણસોનો મેળો ભરાય છે

**દતકથાઓ** (૧) એક દતકથા એવી છે કે અગાઉ આ ગામ નૃપતનગર કહેવાતુ હતુ. તે સવત ૫૦૦ની સાલમા કોઈ નૃપતસિહ નામના રાજાએ વસાવેલુ કહેવાય છે કે ગામમા એક કુડ હતો તેમા એક વાર સ્નાન કરવાથી રાજાના કોઢ મટી ગયા તેથી તેણે બ્રાહ્મણોને દાન આપવાનો સકલ્પ કર્યો આ જાણી પેટલાદથી કેટલાક બ્રાહ્મણ વિદ્યાર્થીઓ દાન લેવા આવ્યા પણ તેઓ કુવારા હોવાથી રાજાએ તેમને દાન આપવાની ના પાડી એટલે વિદ્યાર્થીઓ નજીકમા જ રબારીનો નેસડો હતો ત્યા જઈ થોડીવાર પૂરતી તેમની કન્યાઓની માગણી કરી લાવ્યા એટલે રાજાએ તેમને પરણેલા ગણી દાન આપ્યુ ત્યાર બાદ વિદ્યાર્થીઓ રબારી લોકોને કન્યાઓ પાછી આપવા ગયા પણ રબારીઓએ તેમને એ કન્યાઓનુ દાન કર્યું એટલે વિદ્યાર્થીઓએ પોતાની કાયમની આજીવિકા માટે નૃપતસિહ રાજા પાસે માગણી કરી રાજાએ તેમને અહીંથી નદિયાદ સુધીનો મુલક સુપ્રત કર્યો તેથી કેટલાક બ્રાહ્મણો ઉત્તરસડામા જઇને વસેલા તેના પુરાવા તરીકે ઉત્તરસડામા નાપન બ્રાહ્મણોની કલેસરી માતા તથા કૂવો હાલ મોજૂદ છે કેટલાક બ્રાહ્મણો બોરસદ જઇને પણ વસેલા

રબારીઓ સાથેના સંબંધને લીધે આજે પણ અહીંના બ્રાહ્મણોમાં લગ્ન વખતે મામળી અને વાસની લાકડી મૂકવાનો રિવાજ છે

**પરું તારપરું** નાપા વાટાના ભાગીદાર ઠાકોર બાપુસાહેબ નારણભાઈએ તે વસાવ્યું છે તેમાં ૩૦ જેટલાં ઘર છે

**આધાર** શ્રી પરસોતમદાસ નાથાભાઈ પટેલ તથા શ્રી રમણલાલ માણેકલાલ પટેલે આપેલી માહિતી

*

## નામણ

**પરિચય** ઉ અ ૨૨° ૨૮' અને પૂ રે ૭૨° ૫૬' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન બોરસદથી ત્રણેક માઈલ દૂર આવેલું છે સંવત ૧૨૧૨માં પાટીદારોએ તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૨૯૨ કુટુંબો ૩૦૮ વસતી પુ ૭૭૬, સ્ત્રી ૬૭૧, કુલ ૧૪૪૭ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** એક તળાવ છે ચાર કૂવાઓ છે તે પૈકી એક હરિજનોનો તથા એક માહ્યાવંશીઓનો છે સીમમાં ૨૬ જેટલા કૂવાઓ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે નાપા છે ગ્રામપંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે બીડીઓ બનાવવાના બે નાના કારખાના છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૯૩ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૩ બાળકો ભણે છે પુ ૩૦૭ અને સ્ત્રી ૪૭ મળી કુલ ૩૫૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ છે રામજી મંદિર છે તેને તાબે ૫૦ ૬૦ વીઘા જમીન છે એક વહાણવટી માતા છે

*

## નારપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન આસ્તાવથી ત્રણ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૧૦૯ કુટુંબો ૧૦૮ વસતી પુ ૨૬૨ સ્ત્રી ૨૪૩ કુલ ૫૦૫

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૨૩ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૫ ભણેલા છે

*

## નિસરાયા

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન બોરસદથી એકાદ માઈલ દૂર આવેલું છે કહેવાય છે કે પહેલાં અહીં રબારી લોકોનો નેસ હતો તેથી ગામનું નામ નિસરાયા પડેલું મનાય છે કહેવાય છે કે આઠમા સૈકામાં પરમાર રજપૂતો પોતાની સાથે બારોટ, ગોર વગેરેને લઈને અહીં આવેલા એમ પણ કહેવાય છે કે સંવત ૭૮૬માં અગાસલથી ડુંગરસી પટેલ સંવત ૧૨૪૧માં સોજિત્રાથી મદિરજી પટેલ તથા સં ૧૪૬૩માં નાપાડથી વરણાજી પટેલ વગેરે અહીં આવી વસેલા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૧૯૬ કુટુંબો ૨ ૩ વસતી પુ ૧૧૯૧, સ્ત્રી ૧૦૫૯, કુલ ૨૨૫૦ મુખ્ય વસતી ગરાસિયાઓની છે

**સગવડો** સીમમાં એક કુકડાયુ નામનું વિશાળ તળાવ છે તેનું પાણી સિંચાઈના ઉપયોગમાં લઈ શકાય તેમ છે ગામતળમાં એક તળાવ છે વરસાદના પાણીના અભાવે તેમાં પાણી રહેતું નથી સીમમાં પાયક તળાવડીઓ છે ગામની દક્ષિણે થઈ વડોદરા જવાનો ધોરી માર્ગ હતો તેના પર એક વાવ હતી તેનું પાણી ઝેરી હતું તેથી તે પૂરી દેવામાં આવી છે ગામમાં પાંચ કૂવા છે

ચોમાસા સિવાય બોરસદ અને ઉમેટા જવાની બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૨થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૫૦૦ જેટલી છે તેમાંથી ગ્રામસફાઈ રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમાં દસ એંજિન પંપ ચાલે છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે આસપાસના પાનની બીડીઓ બનાવવાના બારેક કારખાના છે તેમાં બધા મળી આશરે ૨૦૦ જેટલા કારીગરો કામ કરે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમાં ૨૨૧ વિદ્યાર્થીઓ અને ૧૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪૨ બાળકો ભણે છે બોરસદ હાઈસ્કૂલમાં આશરે પચાસ વિદ્યાર્થીઓ ભણવા જાય છે દશેક વિદ્યાર્થીઓ કોલેજમાં ભણે છે પુ ૧૮૬ અને સ્ત્રી ૪૬ મળી કુલ ૨૩૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગામથી પાંચેક ફર્લાંગ દૂર પૂર્વમાં દેવિયા મહાદેવ નામની એક જગ્યા છે ત્યાં હાલ મહાદેવ જેવું કંઈ રહ્યું નથી માત્ર જૂના વખતનો એક સુંદર હવાડો મોજૂદ છે અને ત્યાં આજુબાજુ ખોદતાં ઈંટો નીકળે છે પહેલાં તળાવના કિનારે એક જીર્ણ શિવાલય હતું તે પડી જવાથી સ્વ શ્રી બાઈલાલભાઈ દલછાભાઈ પટેલે નવું શિવાલય તથા ધર્મશાળા બંધાવ્યાં છે એક મંદિર છે તેની પાસે ખૂણા પર એક પીંજરાપોળ છે એક પરબડી છે

**આધાર** શ્રી કૂવાભાઈ પ્રેમાનસિંહ પરમારે આપેલી માહિતી

*

# પામોલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ઘાવોનથી અઢીએક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઇલ ઘરો ૪૫૭. કુટુંબો ૪૭૩ વસતી પુ ૧૧૮૮, સ્ત્રી ૧૦૫૮, કુલ ૨૨૪૬.

**સગવડો** તળાવ તથા કૂવો છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે અને ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે. તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ પાછળ વાર્ષિક રૂા ૨૦૦૦) જેટલુ ખર્ચ કરે છે દવાખાનુ છે ૧૯૩૫થી હિતવર્ધક મડળ ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી જળસિંચાઈ માટે આઠેક પપ છે

**શિક્ષણ** સાત ધોરણ સુધીની લો બો શાળા છે તેમા ૨૦૧ વિદ્યાર્થીઓ અને ૮૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮૫ બાળકો ભણે છે પુ ૬૫૫ અને સ્ત્રી ૩૦૩ મળી કુલ ૯૫૮ ભણેલા છે ૧૯૩૩થી પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, મદિર, મણિરામ મહારાજની દેરી, ફૂલબાઈ માતાનુ સ્થાનક વગેરે છે

ફૂલબાઇ માતાનુ સ્થાનક ઘણુ પ્રખ્યાત છે એને લીધે કેટલાક લોકો પામોલને ફૂલબાઇ માતાવાળા ગામ તરીકે ઓળખે છે ચૈત્ર સુદ ૮ ને દિવસે માતાએ મેળો ભરાય છે

*

# પીપળી

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ભાદરણથી ચાર માઈલ દૂર આવેલુ છે ગામમા પીપળાના ઝાડ વધુ હોવાથી ગામનુ નામ પીપળી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૩૩૩ કુટુંબો ૩૩૮ વસતી પુ ૮૫૪, સ્ત્રી ૭૭૦, કુલ ૧૬૨૪ મુખ્ય વસતી પાટીદાર, બારૈયા, મુસલમાનો વગેરેની છે

**સગવડો** એક તળાવ છે તેમા એક ઓવારો તથા ઢોરો માટેના એક ખડિયાટની સગવડ છે સીમમા આઠ કૂવા છે ચોમાસા સિવાય ભાદરણ અને વડોદરા જવાની બસ સર્વિસની સગવડ છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે એક નાનુ દવાખાનુ છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. સીમમા ચાર એજિન પપો ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે એક તમાકુ ચાળવાની ખળી તથા એક બીડીઓ વાળવાનુ કારખાનુ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૭ વિદ્યાર્થીઓ અને ૬૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૦ બાળકો ભણે છે પુ ૨૫૦ અને સ્ત્રી ૫૪ મળી કુલ ૩૦૪ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સિદ્ધનાથ મહાદેવ, રામજી મદિર, ભાથીખત્રી, મસ્જિદ, પીરની દરગાહ, ધર્મશાળા, પરબડી, વગેરે

*

# બદલપુર

**પરિચય** ઉ અ. ૨૨° ૧૬ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મકાણાથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે

કહેવાય છે કે વિક્રમ સવત ૧૨૦૨ પહેલાનુ તે વસેલુ અને બ્રાહ્મણોને ઈનામ પેટે મળેલુ બગદાનન ઋષિના આશ્રમ ઉપરથી પહેલા ગામનુ નામ બગદાનવપુર પડેલુ અને તેમાથી બદલપુર થયેલુ મનાય છે

૧૮૨૦ની નાકરની લડતથી ૧૯૪૨ સુધીની રાષ્ટ્રીય લડતોમા ગામે અગત્યનો ભાગ ભજવેલો એમાની કેટલીક હકીકતોનો ઉલ્લેખ માણસાઈના દીવા' નામના પુસ્તકમા સ્વ ઝવેરચદ મેઘાણીએ કરેલો છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૬૭૩ કુટુંબો ૭૮૨ વસતી પુ ૧૮૨૧, સ્ત્રી ૧૭૭૩, કુલ ૩૬૯૪. મુખ્ય વસતી સોલકી તથા પરમાર રજપૂતોની છે

**સગવડો** ગામથી એક ફર્લાગ દૂર દક્ષિણે મહીસાગર નદી આવેલી છે મહીસાગર નદી અને ખભાતના અખાતનો સગમ અહીંથી થતો હોઈ પટ અહીં ઘણોજ પહોળો છે સામે કાવી બદર આવેલુ છે દરરોજ બદલપુરથી કાવી વહાણો આવે જાય છે વહાણમા વ્યક્તિ દીઠ ૮ આના ભાડુ લેવામા આવે છે ગામની ભાગોળે કાચી પાળો બાધેલુ તળાવ છે ત્રણ કૂવા તથા ચાર કૂઈઓ છે સીમમા અઢાર કૂવા છે બદલપુરથી વાડોલાની કાચી સડક છે ચોમાસા સિવાય બસસર્વિસની સગવડ છે ગ્રામ્ય પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે સરકારી દવાખાનુ છે એક સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે બદલપુર બદરે અરબસ્તાન, ઈરાન, સૌરાષ્ટ્ર, જાવા સુમાત્રા, મલબાર, કલકત્તા, મુબઈ, નવસારી, ભાવનગર વગેરે બદરોએથી ખારેક, નાળિયેર, મોરસ લાખડ પેટ્રોલ, કપાસિયા, મગફળી, તેલ વગેરેના દરરોજ ૨૫થી ૩૦ જેટલા વહાણ આવે છે. અને વહાણો મારફતે કઠોળ વગેરેની નિકાસ પણ આ બદરેથી થાય છે આ બદરની શરૂઆત કરનાર રાસના ઠક્કર મોહનલાલ દલીચદ હતા એમ કહેવાય છે વણકરવાસમા ૪૫ સાળો ચાલે છે રોહિતલોકો ચામડાની ચીજો બનાવે છે બીડીઓ બનાવવાના બે કારખાના છે તેમા ૫૦થી ૬૦ કારીગરો બીડીઓ બનાવે છે બીજા ૧૫૦થી ૨૦૦ કારીગરો આજુબાજુના ગામોમા બીડીઓ બનાવવા જાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો શાળા છે તેમા ૪૦૪ વિદ્યાર્થીઓ અને ૭૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૭૭ બાળકો ભણે

છે તે સિવાય એસ. એ મિશન સચાલિત એક પ્રાથમિક શાળા પણ ચાલે છે પુ ૮૩૮ અને સ્ત્રી ૨૫૪ મળી કુલ ૧૦૯૨ ભણેલા છે ૧૯૦૭થી પુસ્તકાલય ચાલે છે એક નવુ ગ્રામોદ્ધારક પુસ્તકાલય પણ શરૂ કરવામા આવ્યુ છે

**ધાર્મિક સ્થળો** મહાદેવના બે દેવાલયો, સ્વામીનારાયણનુ મદિર, બહુચરાજી માતા, ભવાની માતા, પરબડી

મહી કિનારા પર દર વર્ષે ચૈત્ર સુદ ૧૪ની સાજથી ૧૫ સુધી મેળો ભરાય છે મેળામા હજારો માણસો આવે છે

**દતકથા** વર્ષો પહેલા કાશીના રાજાને ત્યા એક પુત્રીનો જન્મ થયેલો. તેનું મુખ બકરાના આકારનુ હતુ અને બીજા બધા અગો મનુષ્યના હતા એના નિવારણ અગે રાજાએ જોષીઓને અને સતોને બોલાવી પૂછ્યુ તો તેમાથી એકે ઉપાય તરીકે કહ્યુ કે, ગુજરાતમા મહી નદી છે, તેના સગમ આગળ બગદાલવ ઋષિનો આશ્રમ આવેલો છે ત્યા આગળ અપૂજ્ય એવુ મહાદેવનુ બાણ છે તે મહાદેવની પુન પ્રતિષ્ઠા કરો રાજાએ વિધિસર યજ્ઞ કરાવી તે મહાદેવની સ્થાપના કરી અને મહાદેવનુ નામ બકરેશ્વર મહાદેવ રાખવામા આવ્યુ હાલમા એ મૂળ દેવાલય રહ્યુ નથી પણ તેના અવશેષો જોવા મળે છે

**એક તાજો પ્રસગ** બદલપુરના લોકો કેવા ઝનૂની અને સ્વમાની છે તેનો એક આ જમાનામા જ બનેલો પ્રસગ આ પ્રમાણે છે

ગામની જમીન ઘણી જ ટૂકી હોઈ કેટલાક લોકો નજીકમા આવેલી ખભાતના નવાબની જમીન ખેડતા તેનુ ઉઘરાણુ કરવા એક તલાટી અને તેની સાથે સિંધી રખાઓ આવતા એક વાર તેમણે ગામની એક સ્ત્રીની મશ્કરી કરી. સ્ત્રીએ ગામલોકોને વાત કરી આ સાભળી ગામના સૌ માણસો હથિયારો લઈ ઊપડયા અને તલાટીના ઘોડાનુ પૂછડુ કાપી નાખ્યુ અને રખાઓને જાનથી મારી નાખ્યા ત્યાર પછી ખભાતના નવાબે ગામના ૫૦થી ૬૦ માણસો ઉપર કેસ કરેલો પરિણામે ત્રણ માણસોને ફાસીની સજા અને છ માણસોને દેશનિકાલની સજા થયેલી જ્યારે આ દેશનિકાલ માટે છ જણાને આદામાન લઈ જતા હતા ત્યારે રેલવેમાથી એક જણ નાસી છૂટેલો ને પાચને આદામાન લઈ ગયેલા નાસી છૂટેલો માણસ કયા ગયો તેની હજી સુધી કોઈને ખબર પડી નથી આદામાન ગયેલાઓમાથી એક જણ પાછો આવેલો તે સાતેક વર્ષ પહેલા ગુજરી ગયો

*

## બનેજડા

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨°૪૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન રાસથી બેએક માઈલ દૂર આવેલુ છે. રજપૂતો અને પાટીદારોએ તે વસાવેલુ મનાય છે તે વખતે નરવાદારી ચાલતી હતી રાજ્યને રૂા ૬૦૦નો આકડો ભરવો પડતો હતો તે પૈકી રૂા ૩૦૦ રજપૂતો ભરતા અને રૂા ૩૦૦ પાટીદારો ભરતા મુખી રજપૂત હતા અને મતાદાર પાટીદાર હતા પાછળથી નરવાદારી બધ થતા રૈયતવારી થઈ એટલે મહેસૂલનો આકડો રૂા ૮૦૦૦ જેટલો થયો છે

અગાઉ અહીંથી નજીકના માધરોડી ગામ સુધીનુ એક મોટુ નગર હતુ એમ પણ કહેવાય છે આજે સીમમા ખોદતા જૂના ખડેરો, ઈંટો, રાખોડી વગેરે મળી આવે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો. માઈલ ઘરો ૨૪૩ કુટુબો ૨૬૨ વસતી પુ ૬૫૬, સ્ત્રી ૫૬૦, કુલ ૧૨૧૬ મુખ્ય વસતી પાટણવાડિયા કોમની છે

**સગવડો** એક મોટુ તળાવ છે તેમા એક ઓવારો બાધેલો છે પાણી બારે માસ રહે છે. ૨૦ કૂવાઓ છે તે પૈકી બે જૂના જમાનાના છે ખભાત અને બોરસદ જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ દોઢ માઈલ દૂર વટાદરા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામપચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૯૫ વિદ્યાર્થીઓ અને ૫૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૧ બાળકો ભણે છે પુ ૧૨૩ અને સ્ત્રી ૬૫ મળી કુલ ૧૮૮ ભણેલા છે ૧૯૪૨થી એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** પ્રાચીન મહાદેવ, ખળિયા દેવ, ભાથીખત્રી, રામજી મદિર, મેરાઈ માતા, પાટીદારોની ધર્મશાળા, પરબડી વગેરે

કારતક સુદિ ૧ના રોજ ભાથીખત્રીએ મેળો ભરાય છે

*

## બામણગામ

**પરિચય** ઉ અ ૨૨° ૧૭ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ મહીકિનારે આવેલુ આ ગામ મૂળ ગાયકવાડી ગામ હતુ પણ વડોદરા રાજ્યનુ વિલીનીકરણ થયા બાદ તે બોરસદ તાલુકામા ભળી ગયેલુ છે

આ ગામ મૂળ બ્રાહ્મણોએ વસાવેલુ હશે અને તે ઉપરથી તેનુ નામ બ્રાહ્મણગામ પડયુ હશે એમ મનાય છે એ સાચુ હોય તો પણ આજે ગામમા બ્રાહ્મણોની નજીવી જ વસ્તી છે મુખ્ય વસ્તી પાટીદારો અને બારૈયાઓની છે ગામના મૂળ સ્થાપક અને ગામના પાટીદારોના મૂળ પૂર્વજ દહેગામથી અહીં ઊતરી આવેલા અને ગામના તમામ પાટીદારો તેમના જ વશવારસો છે તેવો ઉલ્લેખ ગામની વશાવળીમા થયેલો છે આજે પણ પાટીદાર વસ્તીમા મૂળ એક લોહી હોઈ ઘણો જ સપ અને ભાઈચારો નજરે પડે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ચો માઈલ ઘરો ૬૩૯ કુટુબ ૭૮૫ વસતી પુ ૧૯૮૮, સ્ત્રી ૧૮૬૦ કુલ ૩૮૪૮

ગામની કુલ જમીન ૬૧૯૭ વીઘા જેટલી છે તે પૈકી ૫૧૭૮ વીઘા ખેડાણ લાયક, ૫૫૨ વીઘા સાર્વજનિક કામો માટે મુકરર થયેલી અને ૪૬૬ વીઘા પડતર છે

**સગવડો** ગામની દક્ષિણે એક માઈલ દૂર મહીનદી વહે છે બારે માસ નદી પાર કરવા માટે હોડીની સગવડ રહે છે બામણ ગામ એ ખેડા જિલ્લાની દક્ષિણ હદનુ છેલ્લુ ગામ હોઇ અહીંથી નદી ઓળગી સામે પાર વડોદરા જિલ્લાની હદમા પહોચાય છે તેવી જ રીતે નદીકાઠા માટે ચરોતરનુ આ ગામ પ્રવેશદ્વાર હોઈ વડોદરા–કે વાકળ પ્રદેશના લોકો વડોદરા–પાદરા–ડભાસા–ઉમરાયા થઈ મહીનદી પાર કરી અહીંથી ચરોતરમા પ્રવેશ કરે છે

નજીકનુ રેલવેસ્ટેશન અત્રેથી ઉત્તર દિશા તરફ ૭ માઈલ છેટે આવેલુ વાસદ–કઠાણા રેલવેલાઈન ઉપરનુ આંકલાવ છે તેવી જ રીતે ભાદરણ, બોરસદ, વાસદ અને નદીને સામે કિનારે પાદરા રેલવેસ્ટેશનોથી પણ આ ગામના લોકોની અવરજવર રહે છે

ચોમાસા સિવાય બામણગામથી ભાદરણ સુધીની બસ સર્વિસ ચાલે છે ભાદરણ–ચમારા રોડ અને ઉમેટા–નાવલી રોડ તૈયાર થઈ રહ્યા છે એ પૂરા થતા ટૂકા એપ્રોચ રોડથી આ ગામનુ જોડાણ એ મોટા રસ્તાઓ સાથે થઈ શકશે

વડોદરા રાજ્યના અમલ દરમ્યાન સૂચવાયેલી વિશ્વામિત્રી–ભાદરણ–સોજિત્રા–ધોળકા રેલવેલાઈન જો અમલી બને તો બામણગામ સ્ટેશન બનનાર છે તે માટે જમીનો પણ કબજે લેવાઈ છે આ રેલવે માટે નવા બધાનાર પૂલની જગા પણ ગામ આગળ પસદ કરવામા આવી છે

એક આન્ચ પોસ્ટ ઓફિસ, પોલીસ થાણુ, સાર્વજનિક દવાખાનુ અને ગ્રામપચાયત ઘણા વર્ષોથી ચાલે છે તદુપરાત આ ગામ તમાકુઉદ્યોગનુ મથક હોઈ મધ્યસ્થ તમાકુ એકસાઇઝ ખાતાના બે રેઈન્જ ઓફિસરોની કચેરી પણ છે

ગામમા પીવાના પાણીના ચાર કૂવા છે, તે પૈકી વાડીવાળા કૂવા ઉપર એજિન મૂકી વોટરવર્ક્સની યોજના શરૂ કરવામા આવી છે ટાકી તેમજ પાઈપ લાઈનોનુ કામ ટૂંક સમયમા શરૂ કરવામા આવનાર છે

સીમમા બે મોટા તળાવો તેમજ નાના મોટા પચાસ કૂવાઓ છે છેલ્લા દશ વર્ષ દરમ્યાન ૧૨ ઉપરાત એજિન પપો ગોઠવવામા આવ્યા છે

**ઉદ્યોગ** મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે બીડી માટે સારામા સારી ગણાતી ભાઠાની તમાકુ અહીંના ભાઠામા પાકે છે મહી નદીનો પટ આ ગામે વાસદ કરતા લગભગ બમણો પહોળો છે પરતુ વાસદ આગળનો નદીપટ રેતાળ છે, જ્યારે બામણગામ નજીકનો નદીપટ મહીસાગરના ઉપજાઉ અને સમૃદ્ધ કાપથી બનેલો છે આ ઠરી ગયેલા કાપથી બનેલી ભાઠાની જમીનમા વરસોવરસ લાખો રૂપિયાની શ્રેષ્ઠ તમાકુ પેદા થાય છે તેના ભાવ પણ ઊચા હોય છે તેને લીધે ગામમા તમાકુઉદ્યોગ સારા પ્રમાણમા વિકસ્યો છે ૮–૧૦ જેટલા મોટા વેપારીઓ તમાકુનુ કામકાજ કરે છે.

તમાકુ મૂળ પરદેશી છોડ હતો જે હિંદમા ફિરગીઓ મારફત આવ્યો હતો ગુજરાતમા તેના પ્રાયોગિક અખતરા અત્રેની ભાઠાની જમીનમા થયા હતા એમ કહેવાય છે

તમાકુ ઉપરાત અત્રેની ભાઠાની જમીનમા ઘઉ, બાજરી, દિવેલા, જાર, વાલ તેમજ અન્ય કઠોળ પાકો પણ થાય છે વગર ખાતરે વર્ષમા ત્રણ ત્રણ પાક આ ધરતીમાથી નીપજે છે, એ બતાવે છે કે અત્રેના ભાઠાની જમીન કેટલી સત્ત્વશાળી હશે

ભાઠાની ઉત્તમ તમાકુને કારણે ગામ જેમ પ્રખ્યાત છે તે જ રીતે અહીંની તમાકુમાથી તૈયાર થતી બીડીઓને લીધે પણ તેને ખ્યાતિ મળી છે છેલ્લા પચીસ વર્ષના ગાળામા આ ગામમા બીડીનો ઉદ્યોગ સારી રીતે વિકસ્યો છે અને આજે તો આ ગામ જિલ્લા ભરમા બીડી ઉત્પાદનના ધધામા મોખરાનુ સ્થાન ધરાવે છે અને બીડીઓના ૧૧ જેટલા મોટા કારખાના છે અને તેમા ૬૦૦ ઉપરાત કારીગરો કામ કરે છે અહીંની બીડી આણુથી માડી ભરૂચ-સુરત સુધીના વિસ્તારોમા જાય છે

**શિક્ષણ** મૂળ વડોદરા રાજ્યનું ગામ હોવાથી અહીની પ્રજાને શિક્ષણનો લાભ શરૂથી જ સારો મળ્યો છે આજે લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા તેમજ પાચ ધોરણની કન્યાશાળા ચાલે છે કુમારશાળામા ૨૪૮ વિદ્યાર્થીઓ અને કન્યાશાળામા ૫૮૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩૦ જેટલા બાળકો શિક્ષણ મેળવે છે પુ ૧૮૭૯ અને સ્ત્રી ૬૨૩ મળી કુલ ૨૫૦૨ ભણેલા છે એ રીતે ભણતરનુ પ્રમાણ ૬૫ ટકા જેટલુ થાય છે ગામમાથી કેટલાક લેખકો, કાર્યકર્તાઓ, ઉદ્યોગપતિઓ વગેરે પાકેલા છે

**ધાર્મિક સ્થળો** ગામમા દસેક જેટલા ધાર્મિક સ્થાનકો અને મદિરો છે, જેમા સ્વામીનારાયણ મદિર, રણછોડજીનુ મદિર, રામજી મદિર, વેરાઈ માતા, મહાદેવજીનુ મદિર, જૈન ઉપાશ્રય, દેરાસર, વગેરે મુખ્ય છે. સ્વામીનારાયણનુ મુખ્ય મદિર ખૂબ મોટુ અને વિશાળ છે બહેનોનુ અલગ સ્વામીનારાયણ મદિર પણ છે ગામની સ્થાપનાની યાદગીરીમા બાધવામા આવેલી પ્રાચીન વેરાઈ માતાની દેરીના અવશેષો હજી હયાત છે તેવી જ રીતે ઐતિહાસિક અજયપાળની દતકથા સાથે સકળાયેલી ગામ બહાર આવેલી 'અજેપાળ'ની દેરી પણ છે.

---

**આધાર** શ્રી સત્યકામ પટેલે આપેલી માહિતી

*

## બોચાસણ

**પરિચય** ઉ. અ. ૨૨° ૨૪ અને પૂ રે. ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ ભાદરણ–નડિયાદ અને વાસદ–કઠાણા રેલવેલાઈન પરનું

જંકશન છે સંવત ૧૩૫૨માં તે વસેલું મનાય છે તેનું નામ બુધેશ્વર મહાદેવના નામ ઉપરથી પડેલું મનાય છે રાષ્ટ્રીય ચળવળ વખતે આ ગામે આગેવાનીભર્યો ભાગ ભજવેલો. હૈડિયાવેરાની લડત દરમિયાન છાવણી રાખવામાં આવેલી. ગામના લોકો મહેસૂલ નહીં આપવાનો નિર્ધાર કરી બીજે ગામ માટવા બાંધી રહ્યા હતા.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો. માઈલ ઘરો ૭૦૫ કુટુંબો ૮૭૫ વસતી પુ ૧૯૮૬ સ્ત્રી ૧૬૩૮, કુલ ૩૬૨૪ મુખ્ય વસતી પાટીદારો અને પરમાર લોકોની છે.

**સગવડો** કુલ ૩૦ કૂવાઓ પૈકી ગામતળમાં ચાર કૂવા છે તેમાં એક કૂવો વણજારાનો બનાવેલો છે, તથા એક વાવનો કૂવો છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે ગામને ગ્રિડ વીજળીનો લાભ મળ્યો છે. શ્રી રવિશંકર મહારાજના પુત્ર દવાખાનું ચલાવે છે તેમાં એક પૈસો ફી રાખી છે. સહકારી મંડળી છે. ૧૯૪૧થી યુવક મંડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. વણકર લોકો હાથસાળો ચલાવે છે.

**શિક્ષણ** ચરોતરમાં બુનિયાદી તાલીમ આપવામાં અગ્રેસર તરીકે અત્રેનું વલ્લભવિદ્યાલય જાણીતું છે ૧૯૩૧માં પૂ બાપુજીના હસ્તે તેનું ખાતમુહૂર્ત કરવામાં આવેલું તેની સાથે સદ્‌ગત સરદાર વલ્લભભાઈ પટેલનું નામ જોડવામાં આવ્યું છે સ્ટેશન ઉપર તેનું મકાન આવેલું છે તેમાં છાત્રાલય પણ ચલાવવામાં આવે છે આ વિદ્યાલય ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદની શાખા તરીકે કામ કરે છે

આ સિવાય લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમાં અનુક્રમે ૩૦૧ વિદ્યાર્થીઓ અને ૧૫૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૫૨ બાળકો ભણે છે આર સી મિશનની એક પ્રાથમિક શાળા પણ ચાલે છે પુ. ૧૦૩૮ અને સ્ત્રી ૪૪૧ મળી કુલ ૧૪૭૮ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે.

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ છે. તે સિવાય સ્વામીનારાયણ સંપ્રદાયની બોચાસણ ગાદીના સ્થાપક શ્રી શાસ્ત્રી મહારાજ અહીં થઈ ગયા. તેમણે વડતાલના મંદિરથી જુદા પડી અહીં એક ભવ્ય સ્વામીનારાયણનું મંદિર બંધાવ્યું છે ત્યાં રણછોડજીનું મંદિર, ધર્મશાળા, વગેરે છે ભાદરવા સુદિ ૧૧ને દિવસે મોટો મેળો ભરાય છે. મંદિર તરફથી તે દિવસે ગામના તળાવમાં હોડી ફેરવવામાં આવે છે. અને ઠાકોરજીને પાણીમાં પધરાવવામાં આવે છે મેળામાં આશરે દસેક હજાર માણસો એકઠા થાય છે

**આધાર** શ્રી પરસોતમદાસ લક્ષ્મીદાસ પટેલે આપેલી માહિતી

*

## બોદાલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૬' અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન દાવોલથી બેએક માઈલ દૂર આવેલું છે સંવત ૧૨૧૪માં બોદા રબારીએ તે વસાવેલું મનાય છે.

બધીએ રાષ્ટ્રીય લડતો દરમિયાન આ ગામે આગેવાનીભર્યો ભાગ ભજવેલો નાકરની લડત, નાગપુર ઝંડા સત્યાગ્રહ, ધારાસણાનો મીઠા સત્યાગ્રહ, ૧૯૩૨ની લડત, વ્યક્તિગત સત્યાગ્રહ, અને છેક છેલ્લે ૧૯૪૨ની ભૂગર્ભની ચળવળમાં ગામના અનેક સ્ત્રી-પુરુષોએ ઉત્સાહથી ભાગ લીધેલો અને ઘણું સહન પણ કરેલું હરિજન પ્રવૃત્તિમાં પણ ગામે આગળ પડતો ભાગ લીધેલો તેથી કેટલાક માણસો નાતબહાર પણ મુકાયેલા આ ગામમાંથી જ શ્રી મોરારજી ભાઈ દેસાઈએ પોતાનું રાજીનામું આપેલું ચળવળ દરમિયાન ગાંધીજી અને સરદાર જેવા નેતાઓની મુલાકાતથી ગામ પાવન થયેલું ૧૯૪૭માં ગામને ગ્રામસુધારણા શિલ્ડ મળેલો

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઇલ ઘરો ૪૫૮ કુટુંબો ૫૫૯ વસતી પુ ૧૩૨૦, સ્ત્રી ૧૧૪૯, કુલ ૨૪૬૯. મુખ્ય વસતી પાટીદાર, બારૈયા અને હરિજનોની છે

**સગવડો** ઓવારા બાંધેલું એક પ્રેમ તળાવ છે પાંચ કૂવા છે. તે પૈકી એક હરિજનોનો છે ગામભાગોળે વણજારી કૂવો છે પણ તેમાં પાણી નથી શ્રી ગોવિંદભાઈ ઉમરભાઈ પટેલના સ્મરણાર્થે તેમના નામનું વારિગૃહ તેમના વારસદારોએ બંધાવી ગામને ભેટ આપ્યું છે ગામથી એક માઇલ દૂર કાચી સડક છે ત્યાંથી બોરસદ અને વાસદ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામપંચાયત ચાલે છે સાર્વજનિક દવાખાનું છે બોદાલ વિ કા. સ મંડળી, ઘરો બાંધનારી મંડળી, ચમારોની મંડળી, ગ્રામવિકાસ મંડળ વગેરે સહકારી સંસ્થાઓ છે ભજન મંડળ વ્યાયામ મંડળ તથા ગ્રામરક્ષક દળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અગાઉ અહીં શેરડી તથા અફીણનો પાક સારો થતો હાલ તમાકુનો પાક સારો થાય છે ખેતીમાં એન્જિન પંપના પાણીનો લાભ મળે છે તમાકુ ચાળવાની એક ખળી છે

**શિક્ષણ** લો બો તરફથી છ ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે તેમાં અનુક્રમે ૨૪૮ વિદ્યાર્થીઓ અને ૧૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૮૮ બાળકો ભણે છે ૬૦ જેટલા વિદ્યાર્થીઓ અમેજી ભણે છે. ઠક્કર બાપા હરિજન છાત્રાલય છે પુ ૯૦૨ અને સ્ત્રી ૩૦૪ મળી કુલ ૯૦૬ ભણેલા છે ૧૯૨૮થી પુસ્તકાલય ચાલે છે તેમાં ૧૫૦૦ પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** બે જભીના મહાદેવ, પાળેશ્વર મહાદેવ રામજી મંદિર, હરિજનોનું રામજી મંદિર, બોદાઈ માતા, વેરાઈ માતા, બુઢણશા પીર, ધર્મશાળા, પરબડી વગેરે

ગામમાં ચાર ચોતરા છે ગામની ભાગોળે એક પાળિયો છે ત્યાં એક પથરો છે તેની ઉપર કંઈક લખેલું છે પણ ઉકેલી શકાતું નથી

**દંતકથા** બુઢણશા પીર વિષે દંતકથા છે કે ગામ પર ચઢી આવેલા ધાડુપાડુઓથી ગામનું રક્ષણ કરતા તેમનું ડોકું કપાઈ ગયેલું છતાં ધડ લડતું લડતું છેક કથારિયા સુધી ગયેલું અને ધાડપાડુને ભગાડેલા પીર ઘણા ચમત્કારિક મનાય છે તેનું સ્થાનક કોઈ પટેલે બંધાવી આપેલું કહેવાય છે

*

## બોરસદ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનું આ ગામ આસદ–કઠાણા રેલવેલાઈન ઉપરનું જાણીતું સ્ટેશન, અને બોરસદ તાલુકાનું મુખ્ય ગામ છે ઈ સ ૧૫૭૨માં બંધાવવામાં આવેલી વણુતરાની વાવમાંના શિલાલેખમાં આ ગામનું જૂનું નામ પ્રભુતીર્થ મળી આવે છે ઈ સ પૂર્વે ચોથા સૈકાથી આ ગામ નાનકડા સ્વરૂપે હસ્તી ધરાવતું એમ કહેવાય છે જો કે દંતકથા તો ગામના ઈતિહાસને બહુ પ્રાચીનકાળ સાથે જોડી આપે છે બોરસદથી પાંચેક માઈલ પર મહીકિનારે આવેલું વાલવોડ ગામ વાલ્મીકિના નામ પરથી પડેલું મનાય છે ત્યાં આવેલા કુકડિયા ગઢને પહેલાં લોકો વાલ્મીકિની ટેકરી કહેતા વાલ્મીકિના એક પટશિષ્ય ભદ્રમુનિ આ બાજુએ આવેલા અને આ સ્થાન પર એક ગામ બાંધવા યોગ્ય છે વસાવવા યોગ્ય છે તેના સંકેત તરીકે તેમણે એક તોરણ બાંધ્યું ત્યાં પાછળથી તોરણાઈ માતાનું મંદિર બંધાયું આ માતા હજી પણ બોરસદની નગરદેવતા ગણાય છે, અને ત્યાં વર્ષમાં એક વાર ગામના લોકો ઉજાણી કરે છે ભદ્રમુનિના નામ ઉપરથી આ ગામનું નામ ભદ્રસિદ્ધિ પડ્યું જેનું અપભ્રષ્ટ સ્વરૂપ પાછળથી બોરસદ થયું કેટલાક લોકો ભદ્રસિદ્ધિ શબ્દ પરથી બોરસદ શબ્દ ઊતરી આવ્યો હોવાનું માને છે

આઝાદીના જંગના ઈતિહાસમાં આ ગામ પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે એનો હૈડિયાવેરા સામેનો સત્યાગ્રહ, મીઠાનો સત્યાગ્રહ, ના-કરની લડત ૧૯૩૧માં સ્ત્રીદિન ઉજવણીમાં બહેનો ઉપર થયેલો પોલીસોનો લાઠીમાર વગેરે બાબતો ઇતિહાસને પાને સોનેરી અક્ષરોએ અંકિત થઈ છે મહાત્માજીથી માંડીને અનેક નાનામોટા દેશનેતાઓએ પધારીને–કેટલાકે તો દિવસો સુધી પડાવ નાખીને–આ ભૂમિને પાવન કરી છે ૧૯૨૪માં સાતમી ગુજરાત

બોરસદ નગર

રાજકીય પરિષદ અને હરિજન પરિષદો અહીં ભરવામાં આવી હતી ગુજરાત પ્રાંતિક પરિષદની બેઠક પણ અહીં ભરવામાં આવતી હતી

**વિસ્તાર** ક્ષેત્રફળ ૮૬ ચો માઈલ ઘરો ૩૨૮૮ કુટુંબ ૩૭૨૬ વસતી પુ ૧૦૬૬૩, સ્ત્રી ૧૦,૦૦૪, કુલ ૨૦૬૬૭ વસતીમાં પાટીદારો, વાણિયા, બ્રાહ્મણો, મુસલમાનો, ખ્રિસ્તીઓ, વગેરે લોકો વસે છે ક્ષત્રિયો છે, પણ તે લોકોની ૧૦૦૦ જેટલા ઘરની વસતી તો ખેતરોમાં જ ઘરો બાંધીને વસે છે એ સિવાય ઘણા લોકો દેશના મુંબઈ, અમદાવાદ વગેરે જુદા જુદા શહેરોમાં તથા પરદેશમાં–ખાસ કરીને આફ્રિકામાં–વસે છે, અને સૌ નોકરીધંધે સારી રીતે જામેલા છે

**સગવડો** એક જૂની વાવ છે બેઆ તળાવ, ખાતળાવ હડૂં બહાર તળાવ, લક્ષ્મી તળાવ, વાસણા તળાવ, વન તળાવ, માજરા તળાવ તથા કુરાઈ તળાવ છે નિશાળનો કૂવો, ત્રણી પાસેનો કૂવો, અરણિયો કૂવો, ગધાતો કૂવો વગેરે મુખ્ય કૂવાઓ ઉપરાંત બીજા ઘણા કૂવા અને કૂઈઓ છે વૉટરવર્ક્સની સગવડ છે

બોરસદથી આણંદ, વાસદ, અગાસ, ભાદરણ, કઠાણા, ખંભાત, ઉમેટા, વાલવોડ, પેટલાદ, સુણાવ તથા રાસ જવાની બસસર્વિસની વ્યવસ્થા છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ ટેલિફોન (ટ્રંક), તથા વીજળીની સગવડ છે મ્યુનિસિપાલિટી ચાલે છે સિવિલ જજ (જે ડી), જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ, તથા વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો અને મામલતદાર, પોલીસ સબ ઈન્સ્પેક્ટર, ટોબેકો ઈન્સ્પેક્ટર, વેક્સિનેટર, સિટીસર્વે અધિકારી, લો બો અને પ વ ડી ના ઓવરસિયરો, તોલમાપના ઈન્સ્પેક્ટર, વગેરેની કચેરીઓ છે ખેડા જિલ્લા હરિજન સેવક સંઘ તથા તાલુકા સમિતિની કચેરીઓ પણ છે મિશન હૉસ્પિટલ તથા મ્યુનિ હૉસ્પિટલ છે તે સિવાય ૭ એલોપેથિક દવાખાના છે તે પૈકી બે સાર્વજનિક છે ચાર આયુર્વેદિક દવાખાના છે તે પૈકી એક સાર્વજનિક છે હોમિયોપેથિક દવાખાનું, દાંતનું દવાખાનું, તથા *હાડવૈદનું દવાખાનું પણ છે અત્રેના આફ્રિકાનિવાસી શ્રી ઈશ્વર*ભાઈ પટેલે રૂ ૬૫૦૦૦ જેટલી રકમ મ્યુનિસિપાલિટીને આપી છે તેમાંથી જનરલ હૉસ્પિટલ અને પ્રસૂતિગૃહ બંધાનાર છે ખેડૂત કો ઓપરેટીવ મલ્ટિપરપઝ સોસાયટી, આઈરિશ પ્રેસબિટેરિયન મિશન કો ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી, ઠક્કરબાપા કોઓપરેટીવ ક્રેડિટ સોસાયટી, બોરસદ તાલુકા કો–ઓપરેટીવ પરચેઝ એન્ડ સેલ યુનિયન, બોરસદ તાલુકા ડેવલપમેન્ટ બોર્ડ, વણકરોની સહકારી મંડળી, દૂધ ઉત્પાદક સહકારી મંડળી, નવયુગ સહકારી ભંડાર, નૂતન સહકારી ભંડાર, ઈકબાલ સહકારી ભંડાર, વિદ્યાર્થી સહકારી ભંડાર, બોરસદ સહકારી ભંડાર, બોરસદ તાલુકા કો–ઓપરેટીવ સુપરવાઈઝિંગ યુનિયન તથા ત્રણ ઘરો બાંધનારી મંડળીઓ છે રંગમંડળ, ભગિનીસમાજ, જ્ઞાતિઓના મંડળો, વિદ્યાદાન ફંડ, સેવાદળ વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે એક સિનેમા, બે ટાવર, તથા જાહેર રેડિયો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમાં ૩૦ જેટલા એંજિન પંપોથી ખેતી સારી રીતે થાય છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે વાડીઓમાં કેળા, જામફળ, મોસંબી, પપૈયા, લીંબુ, કેરી, વગેરે થાય છે બારેક તમાકુની ખળીઓ તથા ૧૫૦ જેટલા નાના મોટા બીડીના કારખાના ચાલે છે દરેક ઘાણીઓ છે સુથારો, સુથારી કામ કરે છે કુંભારોના માટલા અને લુહારોના ધારિયા, અસ્ત્રા અને છરા સારા ગણાય છે દારૂખાનું બનાવાય છે, રાણા લોકો પોતાનો ધંધો થોડા પ્રમાણમાં કરે છે *ભાવસારોની સંખ્યા* ઘણી મોટી છે, પણ તેમનો હાથસાળનો ધંધો ભાગતો જાય છે મોટર રિપેર કરવાના દસેક કારખાના છે ૪૦૦ જેટલા માણસો મોટર ડ્રાઇવર તરીકે કામ કરે છે તે પૈકી મોટા ભાગના મુસલમાનો છે ઘણા મુસલમાનો કડિયાકામ માટે જાણીતા છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની એક મુખ્ય કુમારશાળા, એક કન્યાશાળા અને એક ઉર્દૂ શાળા છે ચાર ધોરણની બ્રાન્ચ નં ૧,૨ અને ગોબરપુરાની તથા બે ધોરણની નાવડની એમ કુલ સાત શાળાઓ ચાલે છે તેમાં ૧૪૪૧ વિદ્યાર્થીઓ અને ૫૮૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૨૮ બાળકો ભણે છે. તે સિવાય એક બાલમંદિર, ૧૯૧૫થી ચાલતી ગુજરાતી છ ધોરણવાળી નૂતન ગુજરાતી શાળા, ઈ એમ હાઈસ્કૂલ, મિશનની પ્રાથમિક શાળા તથા સ્ત્રીશિક્ષિકાઓ માટેની મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ ચાલે છે પુ ૫૫૫૩ અને સ્ત્રી ૨૬૬૨ મળી કુલ ૭૮૧૫ ભણેલા છે એક સાર્વજનિક માણેકબાઈ ફ્રી પુસ્તકાલય છે નૂતન વ્યાયામમંદિર છે

**ધાર્મિક સ્થળો** નારાયણદેવનું મંદિર, રામજી મંદિર,



મંકાળેશ્વર મહાદેવ

મરજાદી મંદિર, લક્ષ્મીનારાયણનું મંદિર, શ સા ગોરધનદાસ મહંતનું મંદિર, બે જૈન દેરાસરો, રોકડિયા હનુમાનજી, તોરણીઆ માતા, ફૂલબાઈ માતા, આશાપુરી માતા, સુધરાઈ માતા (સીમમાં છે), અબાજી માતા, વેરાઈ માતા, મંકાળેશ્વર મહાદેવ, ભાવનાથ મહાદેવ, ત્રંબકેશ્વર મહાદેવ, પંચમુખી મહાદેવ, રામનાથ મહાદેવ, બાથીજી, બળિયા દેવ, બીજાં નાના નાના મંદિરો

ગોપાલ આશ્રમ, હરિજનોનુ રામજી મંદિર જુમ્મા મસ્જિદ, બીજી ત્રણ મસ્જિદો, પીરની દરગાહ, ખ્રિસ્તીઓનુ દેવળ, વગેરે છે એક પાંજરાપોળ છે અગિયાર ધર્મશાળાઓ છે તે પૈકી મોટા ભાગનીમા શાળાઓ બેસે છે



ભાવનાથ મહાદેવ

**નોંધપાત્ર સ્થળો** (૧) **ભોભા તળાવ** કહે છે કે મૂળરાજ સોલંકીનો પુત્ર 'ભાભ' સંવત ૧૦૭૩મા આ ગામમા આવેલો તેણે જે તળાવ બંધાવેલુ તે તેના નામ પરથી આજે ભોભા તળાવ કહેવાય છે (૨) **કોટ** સંવત ૧૭૭૨મા દામાજીરાવ ગાયકવાડ તરફથી રંગોજીને બોરસદમા હકૂમત ચલાવવા મૂકવામા આવ્યો હતો તેણે સંવત ૧૭ ૭મા (ઈ સ ૧૭૪૧મા) ગામની આસપાસ કોટ બંધાવેલો તે અહીંની કાશીબાઈ નામની યુવતીના પ્રેમમા પડેલો, એટલે જે ભાગ તેણે કાશીબાને પ્રેમ દાનમા આપેલો તે હજી પણ કાશીપરું તરીકે ઓળખાય છે કોટને ચાર દરવાજા હતા અમદાવાદી દરવાજો, ખંભાતી દરવાજો વડોદરિયો દરવાજો, અને સુરતી બારી આ બધા પૈકી આજે માત્ર અમદાવાદી દરવાજો એકલો જ ઊભો છે (૩) **રાજમહેલ** આજે જ્યા સરકારી કચેરી છે ત્યા રાજમહેલ હતો કચેરીના થાંભલા તે પ્રથમના જ છે આ મહેલની ચારે તરફ રંગોજીએ નાનો કોટ બંધાવ્યો હતો જેની દીવાલો, બુરજો અને ભવ્ય દરવાજાના ખંડેરો હજી મોજૂદ છે તે વખતે હયદળખાનુ અને હાથીખાનુ પણ હતુ આજે તે ખંડેર સ્વરૂપે છે રંગોજીના વખતમા વાવવાળી નિશાળના ખૂણા ઉપરથી શરૂ થઈ મહેમદાવાદ સુધીનુ એક ભોંયરું પણ બનાવવામા આવેલુ કહેવાય છે (૪) **સૈયદની ટેકરી** સૈયદની ટેકરીને નામે આજે ઓળખાતી જગાએ અગાઉ નાગરવાડો હતો એમ મનાય છે (૫) **નળવાડો** ગામની પૂર્વ દિશામા એક સ્થાન નળવાડા તરીકે ઓળખાય છે અગાઉ ત્યા નળરાજાનુ નિવાસસ્થાન હતુ એમ મનાય છે (૬) **હેડંબા વન** આ પ્રદેશમા હેડંબાની સત્તા હતી એમ કહેવાય છે ત્યા આવેલુ તળાવ વનતળાવ તરીકે ઓળખાય છે (૭) **ખ્રિસ્તીવાડી** ઈ સ ૧૮૪ મા ક્લાર્કસન સાહેબ બોરસદમા આવેલા તે વખતે હાલ જ્યા મ્યુનિસિપાલિટીનુ મકાન છે ત્યા અસલ દરવાજો હતો ત્યા ખ્રિસ્તી લોકોએ મેડી ઉપર ભેગા થઈ મંડળી સ્થાપેલી તે પછી ઈ. સ ૧૮૪૭મા ક્લાર્કસને બોરસદની કચેરી નજીક ખાતળાવના કિનારે જમીન વેચાતી રાખી શરૂઆતમા છ ઘર બંધાવેલા ત્યારથી ખ્રિસ્તીવાડીનો પાયો નખાયો છે તે પછી ખ્રિસ્તી પ્રવૃત્તિનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો છે અને પરિણામે મોટુ દેવળ, ત્રણ બંગલા બાલાશ્રમ, અનાથાશ્રમ, નિશાળ, મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ, મિશન હોસ્પિટલ, વગેરેની સ્થાપના થયેલી છે (૮) **સત્યાગ્રહ છાવણી**



સત્યાગ્રહ છાવણી

બોરસદમા આઝાદીની લડતમા અને હૈડિયાવેરાની લડતમા લોકોએ જે ફાળો આપેલો અને વિજય મેળવેલો તેની યાદમા સત્યાગ્રહી કાર્યકર્તાઓની પ્રેરણાથી દરબાર ગોપાળદાસની અપીલથી ફાળો એકઠો કરી સત્યાગ્રહ છાવણીને નામે એક ભવ્ય મકાન બાંધવામા આવ્યુ છે આ મકાન અંગ્રેજ સરકારે જપ્ત કરેલુ અને તેને ઘણુ નુકસાન પહોંચાડેલુ કાર્યકર્તાઓએ પાછળથી તેની મરામત કરાવી છે જિલ્લાના કાયમી રચનાત્મક કાર્યકર્તાઓ ત્યા રહીને સેવા કરે એ ઈરાદે આ મકાન બંધાયેલુ આજે તેમા એક છાત્રાલય છે તેમા સ્વયંપાકી રસોડુ ચાલે છે તે સિવાય છ પરિવાર રહી શકે તેવી વ્યવસ્થા છે તેમા જિલ્લાના કાર્યકર્તાઓ રહે છે મકાનમા ચાર ઓફિસ રૂમો પણ છે

**આધાર** (૧) શ્રી ભોગીલાલ ચોકસીએ આપેલી માહિતી (૨) 'બોરસદનો ઇતિહાસ' (૧૯૪૯)—લે શ્રી જીવણજી ઠાકર

*

## બીલપાડ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આંકલાવથી ત્રણ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે પ્રાચીન કાળમા દહેવાણથી વાસદ સુધીનો વિસ્તાર

હેડબા વન તરીકે ઓળખાતો તે વખતે આ ગામની ભૂમિ ઉપર બીલીના ઘણા વૃક્ષો હતા તેથી તે જગાએ વસેલુ આ ગામ બીલિયા પહાડ તરીકે ઓળખાતુ તેનુ અપભ્રંશ થતા આજે બીલપાડ થયુ છે

પહેલા ગામને ફરતો આશરે ૮૦૦ વર્ષ જૂનો કિલ્લો હતો. આજે તેના અવશેષો જોવા મળે છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૨૬૮ કુટુંબો ૨૬૮ વસતી પુ ૬૧૧, સ્ત્રી ૬૩૩, કુલ ૧૨૪૪. મુખ્ય વસતી વાણિયા, રજપૂતો અને અત્યજોની છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી એક લિફ્ટ ઈરિગેશન સહકારી મંડળી ચાલે છે તે કૂવા પર એન્જિન મૂકી સિંચાઈ માટે પાણી પૂરુ પાડે છે બાજરી કોદરા, તલ તુવેર વગેરે પાકે છે

**સગવડો** એક તળાવ અને ત્રણ કૂવા છે ધૂળિયો કૂવો વણજારા લોકોએ બધાવેલો મનાય છે તે કૂવા પર પથ્થર કોતરી લેખ લખેલો છે પણ તે વચાતો નથી બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે શાહ વીરચંદ ધરમચંદે પોતાના મોટાભાઈના સ્મરણાર્થે બધાવેલુ દવાખાનુ છે હાલ તેનો વહીવટ ખેડાના સિવિલ સર્જન મારફતે ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૧૩૮ વિદ્યાર્થીઓ અને ૫૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૨ બાળકો ભણે છે પુ ૧૭૭ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૮૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ગામની ભાગોળે બીરપથનુ એક મંદિર છે અગાઉ ગામમા ઉમેટા સ્ટેટના ઠાકોર સાહેબની રાજધાની હતી તેમની કુળદેવી સિકોતર માતાનુ એક સ્થાનક છે

*

## ભાદરણ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૫૪ ઉપરનુ આ ગામ ભાદરણ–પેટલાદ નડિયાદ રેલવેલાઈનનુ આખરી સ્ટેશન છે વડોદરા રાજ્યના વિલીનીકરણ પહેલા તે વડોદરા સંસ્થાનના વડોદરા પ્રાંતમા આવેલા એક મહાલનુ મધ્યસ્થળ હતુ વડોદરા રાજ્યના ગામોમા દરેક ક્ષેત્રે પ્રગતિ કરવામા તે મોખરે રહેલુ

ગામના મલાવ તળાવમા ૨૦ ફૂટ નીચે ૩૫ શેર જેટલા વજનની ઈંટો નીકળે છે એ જ રીતે સાકરદાસની કૂઈ પાસે ખોદકામ કરતા મોહન જો–ડેરોની ઈંટોની જાતની ઈંટો મળી આવી છે તે બતાવે છે કે ગામ જૂનામા જૂના ગામોમાનુ એક છે

સંવત ૧૨૩૨ના વૈશાખ સુદ ૧૧ને દિવસે આ ગામનુ પ્રથમ ખનિયાણુ થયુ હતુ એમ કહેવાય છે આ અગાઉથી પણ ત્યા ગરાશિયાઓની વસતી હતી એમ પણ કહેવાય છે ત્યાર બાદ ૧૬મા ૧૭મા સૈકામા કહે છે કે કેટલાક નવા પટેલો ગામમા વસવા આવેલા એ પટેલોના વંશજો હલ નવા પટેલો તરીકે ઓળખાય છે ગામના મલાવ તળાવ પર આવેલી ભદ્રકાળી માતાના નામ ઉપરથી ગામનુ મૂળ નામ ભદ્રપુર અને પછી એમાથી અપભ્રંશ થઈ ભાદરણ પડેલુ મનાય છે

સત્યાગ્રહની લડતમા ગામે ખૂબ આગળ પડતો ભાગ લીધેલો શરૂઆતમા રાષ્ટ્રીય ફાળામા પ્રથમ રૂા ૫૦૦ એકઠા કરેલા બીજા ત્રણ હજાર કરવાના હતા એ માટે સહુ ભેગા મળ્યા અને એ રાષ્ટ્રીય ફાળાના કાર્યથી રાષ્ટ્રીયતાનો રંગ રેલાયો પછી તો ગામે રૂા ૫૦૦૦ તિલક ફાળામા આપ્યા વિદ્યાપીઠના ફાળામા રૂા ૧૦૦૦ આપ્યા ૧૯૨૨મા જમીન મહેસૂલની લડતમા પણ સુંદર ફાળો આપ્યો

નાગપુર સત્યાગ્રહમા દરેક પ્રાંતના છ છ કાર્યકરો આવેલા તેમા એક ખેડા જિલ્લાના ૭૬ આવતા બધા ખુશ થઈ ગયેલા તેમાના ભાદરણના ૬ ભાઈઓ જેલ ગયેલા ૧૯૩૦ની લડતમા લગભગ ૧૦૦ જેટલા વિદ્યાર્થી–સૈનિકોએ સુંદર કામ કરેલુ ૭થી ૮ બહેનો પણ જેલમા ગયેલી

વડોદરા રાજ્ય પ્રજામંડળમા પણ આ ગામે મહત્ત્વનો ફાળો આપેલો સને ૧૯૩૮–૩૯મા પ્રજામંડળનું અધિવેશન ભાદરણમા ભરવામા આવ્યુ હતુ તે વખતે ૨૦૦ ભાઈબહેનો જેલમા જવા તૈયાર હતા, એની ખાત્રી કરીને સરદાર વલ્લભભાઈ પટેલ સ્વાગતસમિતિના પ્રમુખ થયેલા પ્રજામંડળની કારકિર્દીમા આ અધિવેશને અનોખી ભાત પાડેલી તેના ઠરાવોનો રાજ્યે તરતજ અમલ કરેલો અને જમીનમહેસૂલમા ૨૫ ટકાનો ઘટાડો કરેલો

સને ૧૯૪૨ની લડતમા પણ વડોદરા રાજ્ય પ્રજામંડળે લડતમા સાથ આપવા ઠરાવ કરેલો અને શાળાઓનો બહિષ્કાર સભા સરઘસ વગેરે કાર્યક્રમ બહાર પાડયો હતો ભાદરણે તેમા સંપૂર્ણ સહકાર આપ્યો હતો, એટલુ નહિ પણ અહિંસક લડત કેમ આપી શકાય તેનો પાઠ પૂરો પાડયો હતો ભાદરણમા સરઘસ ન થવા દેવા અમલદારોએ ખૂબ પ્રયત્નો કરેલા, પણ અહિંસક રીતે માર ખાઈને પ્રજાએ સરઘસબંધીનો ઈન્કાર કર્યો હતો

ભાદરણના સરઘસને રોકવા ખાસ શીખોની પાર્ટી લઈને પોલીસ નાયબ સૂબા ભાદરણ આવેલા આગલે દિવસે ભાદરણના જુવાનોએ એ શીખોને આગ્રહ કરી પોતાની સાથે હોકીની રમત રમાડેલી અને બીજે દિવસે એ જ શીખોની લાઠીઓ ખાધેલી તે વખતે બજાર બંધ હતુ પણ એક અનાજની ને એક પાનબીડીની દુકાન ખાસ ખુલ્લી રાખવામા આવેલી તેમાથી પોલીસ પાર્ટીને જરૂરી ચીજો મળી શકેલી તેજ રાત્રે પોલીસ અધિકારી પાર્ટી સાથે વિદાય થયેલા લાઠી ખાનાર અને રેડક્રોસનુ કામ કરનાર સ્વયંસેવકોના મુક્ત કંઠે વખાણ થયેલા ત્યાર બાદ ભાદરણના સરઘસને નહિ રોકવાનુ સરકારે નક્કી કરેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ઘરો ૧૨૩૧ કુટુંબ ૧૪૦૪ વસતી પુ ૩૩૧૮, સ્ત્રી ૩૩૨૫ કુલ ૬૬૪૩ મુખ્ય વસતી પાટીદારો, ક્ષત્રિય વગેરેની છે કેટલાક પાટીદારો દેશના મોટા શહેરોમા તથા આફ્રિકામા વસીને નોકરીધંધે સારી રીતે જામેલા છે

**સગવડો** મલાવ તળાવ ઉપરાત એક બીજું મોટુ તળાવ

છે પ્રાચીન વખતની એક વાવ છે, પરતુ હાલ તે નકામી થઈ ગઈ છે કૂવાઓ બહુ ઊંડા છે તેથી સમગ્ર વડોદરા રાજ્યમા મ્નેકશન સાથેનુ પહેલુ વોટરવર્કસ આ ગામે ઈ સ ૧૯૧૨થી મ્રેલુ છે ૧૯૪૦મા ભૂગર્ભ ગટરો પણ કરવામા આવી છે ભાદરણથી બોરસદ, આણુદ, વાસદ, બ્રાહ્મણગામ, પેટલાદ વગેરે સ્થળોએ જવાની બસસર્વિસની સગવડ છે તારટેલિફોનની સગવડવાળી પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા મૂકેલો છે મ્યુનિસિપાલિટી છે સહકારી બેક છે તેનુ સ્વતંત્ર મકાન છે ભાદરણ ડિસ્પેન્સરી નામે સરકારી દવાખાનુ ચાલે છે સાથે ડોકટરને રહેવાની સગવડ છે શ્રી હીરાભાઈ આશાભાઈએ આ ડિસ્પેન્સરી માટે રૂ ૫૦ હજારનુ દાન કર્યું છે શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલે બધાવી આપેલુ 'શ્રી શંકરભાઈ નારણભાઈ પ્રસૂતિગૃહ' પણ ચાલે છે



**ટાઉનહોલ અને મ્યુનિસિપાલિટી**

સને ૧૯૨૧મા ખાદી કાર્યાલય શરૂ થયેલુ ૧૯૨૩મા વ્યાયામ મંદિર સ્થપાયેલુ તે ૧૯૨૪મા સમાજસેવામંડળને સોંપાયુ એના તરફથી પછી સગીતશાળા પણ શરૂ થઈ ૧૯૩૪મા સ્વ વિઠ્ઠલભાઈ ગુજરી જતા તેમના સ્મારકમા બાલમંદિર કરવુ એ ઈ ગયથી કેળવણી મડળ શરૂ થયુ ૧૯૩૫મા બાલમંદિર શરૂ થયુ ૧૯૩૮મા સ્ત્રી હુન્નર ઉદ્યોગાલય થયુ એ માટે શ્રી હીરાભાઈ આશાભાઈએ રૂ ૧૦ હજારનુ દાન કરેલુ પાછળથી સ્ત્રી હુન્નર ઉદ્યોગાલયનુ સંચાલન કોણ કરે તે બાબતમા સેવામંડળ અને કેળવણી મડળ વચ્ચે ખેંચાખેંચ ચાલેલી એટલે જનહિતની દૃષ્ટિએ તા ૨૩-૪ ૩૮ને રોજ એ બંને મંડળો શ્રી પ્રગતિ મંડળ ભાદરણ એ નામે જોડાઈ ગયેલા અને આજ સુધી તે સારી પ્રગતિ કર્યે જાય છે ગાયકવાડી અમલ વખતનુ એક રેસ્ટ હાઉસ છે જાહેર બાગ અને ટાઉનહોલની સગવડ છે એક લલ્લુભાઈ ટાવર છે તે ગામના વડીલ ગૃહસ્થ શ્રી લલ્લુભાઈએ રૂ ૩૦૦૦ની સખાવત કરી બધાવી આપ્યુ છે ગૃહઉદ્યોગ દળ ચાલે છે



ટાવર

શ્રી શિવાભાઈ લલ્લુભાઈ પટેલ અને એમના ભાઈ ફકીરભાઈએ શ્રી લલ્લુભાઈ જેઠાભાઈ મારકીટ બધાવી આપ્યુ છે શ્રી ગગાભાઈ હરિભાઈ પટેલે શ્રી અંબાબેન વિશ્રાન્તિગૃહ બધાવી આપ્યુ છે શ્રી તુલસીભાઈ બકોરભાઈ અમીને એ અતિથિગૃહ બધાવી આપ્યુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એન્જિન પપોની સગવડ છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે તમાકુની ખળીઓ છે ૧૯૨૧થી ખાદી પ્રવૃત્તિ ચાલે છે જિલ્લાની ખાદી અહીં સારા પ્રમાણમા વણાય છે કેટલાક લોકો કોન્ટ્રાકટના કામમા સારી રીતે જામેલા છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૫૮૨ વિદ્યાર્થીઓ અને ૩૯૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૮૦ બાળકો ભણે છે શ્રી તુલસીભાઈ બકોરભાઈ અમીને પોતાના પિતાના સ્મરણાર્થે કન્યાશાળાનુ મકાન બધાવી આપ્યુ છે તે સિવાય એક બાલમંદિર, કન્યાવિદ્યાલય તથા સરકારી ટી બી હાઈસ્કૂલ ચાલે છે હાઈસ્કૂલ અગે શ્રી તુલસીદાસ બકોરભાઈ અમીને રૂ ૧૮૦૦૦ની સખાવત કરેલી કન્યાવિદ્યાલય માટે શ્રી હીરાભાઈ આશાભાઈએ રૂ ૭૦ હજારનુ શ્રી ગોરધનભાઈ મૂળજીભાઈએ રૂ ૫૧ હજારનુ અને શ્રી મગનભાઈ શંકરભાઈએ રૂ ૧૦ હજારનુ દાન કર્યું છે

તે સિવાય વડોદરા સરકારે પણ કન્યાવિદ્યાલય માટે રૂપિયા ૬૦,૦૦૦ની રકમ મંજૂર કરી મુંબઈ સરકારને આપેલી છે.

પુ ૧૯૬૧ અને સ્ત્રી ૧૩૮૧ મળી કુલ ૩૨૪૨ ભણેલાં છે. કેળવણીમાં ગામ ઘણું આગળ પડતું છે. કેટલાક ગ્રેજ્યુએટો, સારા વકીલો, દાકતરો, ઈજનેરો વગેરે તરીકે આગળ આવેલા છે. શ્રી જેઠાભાઈ નારણભાઈ પટેલે 'શ્રી શંભુપ્રસાદ બોર્ડિંગ હાઉસ' બંધાવી આપ્યુ છે. એક સાર્વજનિક પુસ્તકાલય છે તેમાં શ્રી મગનભાઈ કાશીભાઇ પટેલે રૂ. ૭૦૦૦ની સખાવત કરી છે. એક બાલ પુસ્તકાલય છે. તેમાં શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે રૂ ૩૦૦૦ની સખાવત કરી છે. એક કંકુબા મહિલા પુસ્તકાલય છે તેમાં શ્રી મગનભાઈ વાઘજીભાઈ પટેલે રૂ. ૪૫૦૦ની સખાવત કરી છે. એક વ્યાયામશાળા છે. તેનું મકાન શ્રી. નાનાભાઈ જેઠાભાઈ પટેલે રૂ. ૬૦૦૦ની સખાવત કરી બંધાવી આપ્યુ છે

**ધાર્મિક સ્થળો :** મહાકાળેશ્વર મહાદેવ, રણછોડજીનું મંદિર, બળિયા બાપજીનું મંદિર, સ્વામીનારાયણનાં પુરુષોનું અને સ્ત્રીઓનું એમ બે અલગ મંદિરો, માધવતીર્થનું મંદિર, પુરુષોત્તમ ભગવાનનું મંદિર, બે રામજી મંદિરો, ભદ્રકાળી માતા, અંબાજી માતા, શ્રીમદ રાજચંદ્ર આશ્રમ, સ્થાનકવાસી જૈન ઉપાશ્રય, શાંતિ આશ્રમ, એક મસ્જિદ, ચાર મોટી ધર્મશાળાઓ, એક અન્નક્ષેત્ર, પરબડી વગેરે



ભદ્રકાળી માતાનું મંદિર

ગામમા સ્વામીનારાયણ ધર્મમાં શ્રી પુરુષોત્તમ ભગવાન નામે એક સિદ્ધિવાળા પુરુષ થઈ ગયા. તેમના અનુયાયીઓ તેમને ભગવાન તરીકે માનતા શ્રાવણ, કારતક, મહા, અને વૈશાખ એ ચાર મહિનામાં એ પુરુષોત્તમ ભગવાનના સમૈયા થતા હતા. તેમનું અવસાન થતાં તેમના દીકરા નારણભાઈએ આ ધર્મ ચાલુ રાખેલો. તેમનું અવસાન થતાં તેમની બે દીકરીઓએ મંદિર બંધ કર્યું છે.

**શહીદો :** ૧૯૪૨માં આ ગામના યુવાન શ્રી ગોરધનભાઈ અડાસ ગામે ગોળીબારમાં શહીદ થયેલા અને શ્રી જેઠાભાઈ બાદરણમાં લાઠીમારથી શહીદ થયેલા.

**દંતકથા :** એક દંતકથા એવી છે કે અહીંના એક સંગ પટેલ ખૂબ કષ્ટ વેઠી દિલ્હી ગયેલા અને ત્યાં ફકીરના તકિયામાં ઊતરેલા. જે ફકીરના તકિયામાં ઊતરેલા તે ફકીર અને બાદશાહનો છોકરો રોજ શેતરંજ રમતા. એમાં ઈદ જેવા પ્રસંગે શેતરંજમાં શાહજાદાની કૂકરી મરતી હતી એટલે શાહજાદાએ તેમ ન કરવા કહ્યુ. ફકીર છૂટે થયો. સંગ પટેલ ત્યાં જ હતા. તેમણે શાહજાદાને તેની કૂકરી ન મરે તેવી યુક્તિ બતાવી શાહજાદાએ ખુશ થઈને સંગને પોતાના મહેલમાં તેડાવેલા. તે પછી એકવાર સંગ પટેલ જમનાજીમાં હોડીમાં બેસી વીણા વગાડતા હતા રાણીએ કર્ણપ્રિય કરુણ વીણા સાંભળી કોઈ દુઃખી વગાડનો હશે તેમ ધારી તેમને બોલાવ્યા. સંગ પટેલે તે વખતે કહ્યુ કે હુ દુઃખી છું ને ગુજરાતમાંથી આવ્યો છું. આથી રાણીએ તેમને આખા ચરોતરની અમીનાત આપી. પાછળથી તેમણે બાર ગામમાં બે કન્યાઓ આપી અને બે લીધી. અમીનાત પછી સોંપી દીધી. ત્યારથી આ ગામ પાટીદારોના ૧૨ ગામના ગોળમા આવ્યું.

**આધાર :** શ્રી શિવાભાઈ આશાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી.

*

## ભાદરણિયા

**પરિચય :** ઉ અ ૨૨° ૨૧' અને પૂ રે ૭૨° ૫૪' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ભાદરણથી એક માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ . ૨·૧ ચો. માઈલ ઘરો : ૨૬૬. કુટુંબ. ૨૬૬ વસતી : પુ ૬૦૮, સ્ત્રી ૬૩૩, કુલ ૧૨૪૧. મુખ્ય વસતી પાટણવાડિયા લોકોની છે.

**સગવડો :** એક તળાવ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ભાદરણ છે. ગ્રામપંચાયત છે. નાનુ દવાખાનું છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી સીમમાં પાચેક એંજિન ૫૫ ચાલે છે. અનાજ ઉપરાંત તમાકુ, મરચાં, કેળાં, વગેરે પાકે છે

**શિક્ષણ :** ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૬૨ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે. પુ ૨૬૬ અને સ્ત્રી ૧૦૬ કુલ ૩૭૨ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** અંબાજી માતા, ચબૂતરી વગેરે.

*

## ભાણપુરા

**પરિચય :** ઉ. અ ૨૨° ૨૫' અને પૂ રે ૭૩° ૪' ઉપરનું

આ ગામ રેલવેસ્ટેશન વાસદથી ચાર માઈલ દૂર મહીકિનારે આવેલું છે તેની ચારે બાજુએ મહીના કોતરો આવેલા છે ગામનું નામ સં ૧૭૩૮મા તેને વસાવનાર બ્રાહ્મણના નામ ઉપરથી પડેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૧૧૧ કુટુંબો ૧૧૧ વસતી પુ ૨૪૬, સ્ત્રી ૨૩૩, કુલ ૪૭૯ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**મગવડો** મહી નદી છે કોતરમા કૂવો છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ દૂર ભેટાસી છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૨૯ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯ બાળકો ભણે છે પુ ૯૮ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૨૧ ભણેલા છે

**પ્રાચીન સ્થળો** સોમનાથ મહાદેવનું દેવાલય છે બાદશાહી જમાનામા બંધાવાએલા ગઢના ખંડેરો છે તે બકુચ ગઢ તરીકે ઓળખાય છે

*

# ભેટાસી
## (તળપદ, વાંટો અને બારૈયા ભાગ)

**પરિચય** ઉ અ ૨૨° ૨૫ અને પૂ રે ૭૩°૩ ઉપરનું આ ગામ વાસદ–કઠાણા રેલવેલાઈન પરનું વાસદ પછીનું ફ્લેગ સ્ટેશન છે

આશરે સંવત ૫૪૫મા એક બ્રાહ્મણ, એક પટેલ અને એક ગરાસિયાએ મળી તે વસાવેલું મનાય છે તેથી હાલ પણ ગામ ત્રણ ભાગમા વહેંચાયેલું છે સરકારના રેવન્યુ દફતરે ત્રણેય જુદા ગામ ગણાય છે ત્રણેયના મુખી તલાટી પણ જુદા છે

**વિસ્તાર તળપદ** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૧૮૦ કુટુંબો ૧૮૦ વસતી પુ ૪૩૧, સ્ત્રી ૩૯૩, કુલ ૮૨૪ **વાંટો** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૪૬૪ કુટુંબો ૪૬૪ વસતી પુ ૧૦૩૮, સ્ત્રી ૯૮૫, કુલ ૨૦૨૩ **બારૈયા ભાગ** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૪૫૮ કુટુંબો ૪૫૮ વસતી પુ ૧૦૨૭, સ્ત્રી ૧૦૧૯, કુલ ૨૦૪૬

**મગવડો** એક માઈલ દૂર મહીસાગર નદી આવેલી છે ગામની પૂર્વ બાજુએ વીકાજી ઠાકોરે ખોદાવેલું આશરે ૬૦ એકરના ક્ષેત્રફળવાળું એક વિશાળ તળાવ છે વીકાજીના નામ ઉપરથી તળાવનું નામ વકેશ્વર કહેવાય છે તેની પાળ ઘણી મોટી છે ઓવારો નથી તળાવમા જૂના વખતનો વણજારી કૂવો છે છ કૂવા સાર્વજનિક છે તે પૈકી ત્રણ હરિજનો અને મહા વશીના છે નવા તૈયાર થતા ચમારા–વાસદ રસ્તા પર આ ગામ આવેલું છે બે માઈલના અંતરે વાસદ બોરસદ જવાની બસ સર્વિસની સગવડ મળે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે બારૈયા ભાગમા ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૧૯૦૦ જેટલી છે તેમાથી ગામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે યુવક મંડળ ચાલે છે દવાખાનું તથા પ્રસૂતિગૃહ માટે રૂા ૪૨૦૦ની કિંમતની જમીન રખાઈ ગઈ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૭ કૂવા પર એંજિન પંપો ચાલે છે તમાકુનો પાક સારો થાય છે બનારસ, બર્દવાન, કલકત્તા, ગયાજી, અમદાવાદ વગેરે સ્થળે ગામના લોકો તમાકુનો વેપાર કરે છે તમાકુની ચાર ખળીઓ છે. ગામમા બીડીના ત્રણ કારખાના છે બીડી તથા તમાકુની સારા પ્રમાણમા નિકાસ થાય છે

**શિક્ષણ** તળપદમા સાત ધોરણની ચો બો શાળા છે તેમા તળપદ, વાંટો અને બારૈયા ભાગના બાળકો ભણે છે ૩૯૫ વિદ્યાર્થીઓ અને ૧૯૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૮૮ની સંખ્યા છે

તળપદમા પુ ૨૪૫ અને સ્ત્રી ૯૭ મળી કુલ ૩૪૨ ભણેલા છે વાંટામા પુ ૩૯૬ અને સ્ત્રી ૧૪૮ મળી કુલ ૫૪૪ ભણેલા છે બારૈયા ભાગમા પુ ૩૯૪ અને સ્ત્રી ૧૦૬ મળી કુલ ૫૦૦ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** નદી કિનારે સોમનાથ મહાદેવનું પુરાણું મંદિર છે તળાવને કિનારે ભોયરામા નીલકંઠ મહાદેવ છે ગામમા નારણદેવ મહાદેવ છે રણછોડજીનું મંદિર, બ્રાહ્મીજીનું મંદિર, એકનપુરા હનુમાનનું મંદિર બળિયાદેવનું મંદિર, પીરાણા પંથનું મંદિર મહાલક્ષ્મી માતા સતી માતા, અંબાજી માતા મસ્જિદ ગેબનશા પીર, ત્રણ પાળિયા, બે પરબડીઓ, ત્રણ ધર્મશાળાઓ વગેરે છે દર ગોકુલ અષ્ટમીએ ગામમા મોટો મેળો ભરાય છે

**દંતકથાઓ** (૧) કહેવાય છે કે અગાઉ આ ગામ સિદ્ધરાજ જયસિંહના તાબામા હતું તે વખતે નદીના કોતરોમા સંતાઈ રહીને લૂંટારુઓ અહીંથી પસાર થતા મુસાફરોને લૂંટી લેતા તેથી સિદ્ધરાજે પોતાના સગા મૂળીના પરમાર વેજલદેવજીને ઘોડેસવાર ટુકડી સાથે અહીં મોકલેલો તેણે લૂંટારુઓને વશ કરેલા તેથી સિદ્ધરાજે તેને આ વિસ્તારમા ચુવાળીસ ગામ બક્ષિસ કરેલા તેના વંશવારસોએ તેનો ભોગવટો કરેલો તે પછી મહમદ બેગડાએ પાવાગઢ ઉપર ચઢાઈ કરી ત્યારે અહીંના ઠાકોરે પાવાગઢના પતાઈ રાવળને મદદ કરેલી પતાઈ હાર્યો એટલે એને મદદ કરનાર આ ઠાકોરે બેગડા સામે બહારવટું લીધું સંવત ૧૫૪૫મા પેટલાદના સૂબાને સમજ પડી કે મહીકાંઠે વસતા રજપૂતો ચરોતર પ્રદેશનું રક્ષણ કરનારી મજબૂત કિલ્લેબંધી જેવા છે, તેથી તેમના નાના રજવાડા અખંડિત રાખવા જોઈએ આથી એણે બેગડાને સમજાવ્યો એટલે એણે દરેક ગામનો અર્ધો ભાગ પોતે રાખ્યો અને અર્ધો ભાગ ઠાકોરને આપ્યો ઠાકોરવાળો ભાગ વાંટા તરીકે અને ખાલસા કરેલો ભાગ તળપદ તરીકે ઓળખાય છે

(૨) કહેવાય છે કે પહેલા આ ગામ વકેશ્વર તળાવની પૂર્વ દિશાએ હતું પણ નદી પાસે હોવાથી ને ત્યા ઘણા મોટા ને ઊંડા

કોતરો હોવાથી ગામ તળાવની પશ્ચિમ દિશાએ વસેલું છે

**પરું માંડવાપુરા** આ પરું બેટાસી વાંટા સાથે જોડાયેલું છે સંવત ૧૮૨૫ના અરસામાં બેટાસીના ઠાકોર ખેંગારજી ગુમાનસિંહજી અને ઠાકોર પરબતસિંહ મોટાજીએ પ્રથમ ત્યાં થોડા ઘણા માંડવા બાંધીને વસાવેલું તેથી તે માંડવાપુરા કહેવાય છે તેનો ૧૦૦ એકર જેટલો વિસ્તાર છે ૨૨૦ જેટલી વસતી છે મુખ્ય ધંધો ખેતી છે ભાઠામાં તમાકુ સારી પાકે છે ત્રણ ધોરણની પ્રાથમિક શાળા છે ૪૦ જેટલાં બાળકો ભણે છે

---

**આધાર** શ્રી લાલસિંહ ભગવાનસિંહ પરમારે આપેલી માહિતી

*

## મુજકુવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૩° ૦ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી દોઢ માઈલ દૂર આવેલું છે કહે છે કે મૂળ તે કોઈ સાઠોદરા બ્રાહ્મણે વસાવેલું મુજ નામના વણજારાએ બંધાવેલા કૂવા ઉપરથી તેનું નામ મુજકૂવા પડેલું મનાય છે અગાઉ આ ગામ હાલની જગાએથી દક્ષિણે એક માઈલ દૂર આવેલા નદી સરોવર પર વસેલું હતું એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૪ ચો માઈલ ઘરો ૭૭૨ કુટુંબો ૫૦૭ વસતી પુ ૧૧૬૮ સ્ત્રી ૧૧૧૯, કુલ ૨૨૮૭ મુખ્ય વસતી રજપૂતો, પાટીદાર વગેરેની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** દોઢ માઈલ દૂર મહી નદી છે નાનકડું તળાવ તથા એક કૂવો છે આણંદ અને આકલાવ જવાની બસ સર્વિસની સગવડ છે નવો તૈયાર થતો આણંદ ઉમેટાનો રસ્તો અહીં થઈને પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગ્રામપંચાયત ચાલે છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૯૬ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૧ બાળકો ભણે છે પુ ૧૮૯ અને સ્ત્રી ૩૬ મળી કુલ ૨૨૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** શિવાલય

*

## મોટી ગેરડી

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨°૫૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ચાર માઈલ દૂર આવેલું છે અગાઉ મોટી શેરડી અને નાની શેરડી બન્ને ગામ ભેગાં હતાં પણ મોટી શેરડીના વડીલોએ નાની શેરડીને ઉમેટા સ્ટેટને ત્યાં ગીરો મૂકવાથી બંને છૂટાં પડેલાં કહેવાય છે આજે પણ બંને જુદાં જ ગામ ગણાય છે

શરીરની વાતો અને 'રાજસ્થાનનો ઇતિહાસ' એ પુસ્તકોમાં આ ગામની કેટલીક હકીકત આપેલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૫ ચો માઈલ ઘરો ૧૯૫ કુટુંબો ૨૩૦ વસતી પુ ૫૪૧, અને સ્ત્રી ૫૦૫, કુલ ૧૦૪૬ મુખ્ય વસતી બારૈયા અને રજપૂતોની છે લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** ગામની હદમાં મહી નદી વહે છે એક તળાવ છે તેને કાચી પાળ છે ત્રણ કૂવાઓ પૈકી એક હરિજનોનો છે રવિવાર સિવાય દરરોજ બેડાસાથી ટપાલ આવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૬૬ વિદ્યાર્થીઓ અને ૫૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૭ બાળકો ભણે છે પુ ૩૧૧ અને સ્ત્રી ૮૧ મળી કુલ ૩૯૨ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ગામનાથનું મંદિર, ખોડિયાર માતા, વેરાઈ માતા, અરજણશાહ પીર અને તેની ધર્મશાળા વગેરે

*

## રણોલી

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨°૪૮ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વીરસદથી એકાદ માઈલ દૂર આવેલું છે પહેલાં તે વડોદરા રાજ્યમાં હતું લીમડી ગામથી આવેલા પાટીદારોએ તે વસાવેલું મનાય છે પાટીદારોમાં પટેલ ભાઈબા ગંગાદાસ તથા સોલીદાસ ચરણદાસ મુખ્ય હતા આજે પણ તેમના નામે ગામની પાટીદારોની વસતીના બે મુખ્ય ભાગ ગણાય છે ૧૯૩૦ની અને ૧૯૪૨ની લડતમાં ગામે સારો ભાગ લીધેલો

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૭ ચો માઈલ ઘરો ૧૭૭ કુટુંબો ૧૮૪ વસતી પુ ૪૭૩, સ્ત્રી ૪૪૪, કુલ ૯૧૭ મુખ્ય વસતી પાટીદારોની છે ગામના ૧૨૫ જેટલા માણસો આફ્રિકામાં વસે છે એટલા જ બીજા માણસો દેશમાં જુદાં જુદાં શહેરોમાં વસે છે સૌ સારી રીતે નોકરી ધંધે જામેલા છે

**સગવડો** ભાગોળે નાનું તળાવ આવેલું છે તેમાં ત્રણેક માસ પાણી રહે છે પાંચ કૂવા છે તેમાંના બેમાં મીઠું પાણી છે સીમમાં ૨૦ જેટલા કૂવા છે ખંભાત બોરસદ પેટલાદ અને ખાનપુર જવાની બસ સર્વિસની સગવડ છે ધર્મજથી રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે સને ૧૯૫૦થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૬૦૦ જેટલી છે તેમાંથી ગ્રામસફાઈ, અને રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે યુવક મંડળ ચાલે છે તે આરોગ્ય મંડળ ચલાવે છે તેની મારફતે સાર્વજનિક દવાખાનું ચલાવાય છે તેમાં બે આનાની ફી રાખેલી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમાં ૪ એન્જિન પંપ ચાલે છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમાં ૬૬ વિદ્યાર્થીઓ અને ૫૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૪ બાળકો ભણે છે ૪૦ જેટલા વિદ્યાર્થીઓ ધર્મજ તથા વીરસદની માધ્યમિક

શાળામાં ભણવા જાય છે પ દરેક વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણ લે છે પુ ૩૧૩ અને સ્ત્રી ૧૯૦ મળી કુલ ૫૦૩ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે તેનું સ્વતંત્ર સુંદર મકાન છે તેમાં ૩૨૮૫ પુસ્તકો છે વ્યાયામશાળા ચાલે છે તેનું પણ સુંદર મકાન છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર છે તેની આગળનો મોટો ભાગ ધર્મશાળા તરીકે વપરાય છે ભાગોળે તોતળી માતાનું મંદિર છે તોતડા છોકરાને બોલતા કરવા કેટલાક લોકો તેની બાધા રાખે છે

આધાર શ્રી ગિરાભાઈ છોટાભાઈ પટેલ આપેલી માહિતી

*

## રાસ

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૫૦ ઉપર આવેલું આ ગામ વાસદ-કઠાણા રેલવે લાઇન ઉપરનું ભાલેજની આગળનું સ્ટેશન છે

ગામ રાષ્ટ્રીયતાના રંગે રંગાયેલું છે નાકરની લડતમાં મોખરાનો ફાળો આપનાર તરીકે તે ખૂબ જાણીતું છે તે ગાંધીજી અને સરદારશ્રી જેવાઓનું કૃપાપાત્ર બનેલું હતું આજે એ નેતાઓની યાદમાં તેમના નામ ગામની સંસ્થાઓ સાથે જોડવામાં આવ્યા છે એક વડ નીચે સરદારશ્રીએ મોટી સભા ભરી વ્યાખ્યાન આપેલું ત્યાં તેમની ધરપકડ થયેલી, તેની યાદમાં એ વડ પણ આજે વલ્લભ વડ તરીકે ઓળખાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૨ ચો માઈલ ઘરો ૯૧૧ કુટુંબ ૯૬૦ વસતી પુ ૨૨૩૨, સ્ત્રી ૧૯૪૮, કુલ ૪૧૮૦ મુખ્ય વસતી પાટીદારોની છે

**સ્મારકો** કુંભારવાડા પાસે જૂના વખતની પુરાઈ ગયેલી એક વાવ છે એક જૂના સમયનો કૂવો છે તેનું પાણી સારું હોવાથી લોકો તેના પાણીનો ઉપયોગ કરે છે ચોમાસામાં કેટલોક



દવાખાનું

સમય બાદ કરતાં આખું વર્ષ બોરસદ, ખંભાત, દહેવાણ અને કઠાણા જવાની બસ સર્વિસની સગવડ છે બોરસદ-ડાલી રસ્તો તૈયાર થઈ રહ્યો છે તે અહીં થઈને પસાર થાય છે આન્દ



પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત છે. લો બો નું દવાખાનું છે ગામે સત્યાગ્રહની ચળવળમાં ભોગ આપેલો તેની કદર કરીને આશરે દોઢ લાખના ખર્ચે કસ્તુરબા રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટમાંથી એક મોટું પ્રસૂતિગૃહ અને દવાખાનું શરૂ કરવામાં આવ્યું છે. હાલ દવાખાનામાં બે સ્ત્રી નિષ્ણાત ડોકટરો અને ત્રણ નર્સો ઉપરાંત બીજો સ્ટાફ રોકવામાં આવ્યો છે જિ લો બો તરફથી આ હોસ્પિટલને એક એમ્બ્યુલન્સ પણ ભેટ મળી છે વળી આ દવાખાના અંગે ભવિષ્યમાં નર્સોને તાલીમ આપવા માટે એક સંસ્થા ઊભી કરવાનું વિચારાયું છે આ સંસ્થા માટે 'કસ્તુરબા સ્મારક ટ્રસ્ટ'માંથી વાર્ષિક રૂ ૧૦,૦૦૦નું ખર્ચ મંજૂર થયેલું છે ૧૯૫૧થી પ્રગતિ મંડળ ચાલે છે તે રંજન કાર્યક્રમો અને રમતગમતો યોજે છે, તથા નવયુવાનોને સામાજિક કાર્યોમાં રસ લેતા કરે છે સહકારી મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે વણકરો કાપડ વણે છે મોચી, સુથાર, લુહાર વગેરે પોતપોતાનો ગૃહઉદ્યોગ ચલાવે છે

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની અલગ અલગ કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૩૮૫ વિદ્યાર્થીઓ અને ૨૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૩૦ બાળકો ભણે છે કુમારશાળાને 'સરદાર કુમારશાળા' અને કન્યાશાળાને 'ગાંધી કન્યાવિદ્યાલય' એવા નામ આપવામાં આવ્યા છે કુમારશાળાના ક્રીડાંગણમાં રૂ ૨૧૦૦ના ખર્ચે સરદારશ્રીની પ્રતિમા મૂકવામાં આવી છે કેળવણી મંડળ સંચાલિત એ વી સ્કૂલ ચાલે છે પુ ૧૧૭૪ અને સ્ત્રી ૫૮૬ મળી કુલ ૧૭૬૦ ભણેલા છે પુસ્તકાલય તથા વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળો** મોટી આવકવાળું લગભગ ૧૨૫ વીઘા જેટલી જમીન ધરાવતું રામજી મંદિર છે તે સિવાય કબીરજીનું મંદિર, પ્રણામીનું મંદિર, સતી માતા, મસ્જિદ વગેરે પણ છે

**સતી માતા** ગામના તળાવથી દહેવાણના માર્ગ ઉપર 'સતી માતાનો હાથ'ના નામથી ઓળખાતો પથ્થરનો પાળિયો છે આ પાળિયા ઉપર શિલાલેખ કોતરેલો છે આ સતી માતા વિષે નીચે પ્રમાણે દંતકથા ચાલે છે

આ સતી બ્રાહ્મણ જ્ઞાતિમાં થઈ ગયાં તેમનું નામ 'ચંચળમાં' તેમના પતિનું નામ શ્યામજી શુક્લ તેમનું પિયેર વ્યારા

ચંચળમાં ઈશ્વરપરાયણ તથા પતિભક્ત હતાં તેમના પતિ શ્યામજી શુક્લ સરસ વાડી રાખતા કેમકે તેઓ રાસ તથા મહીને સામે કાંઠે આવેલા મનવા ગામમાં ગોરપદું કરતા હતા ચંચળબાને સીમંત આવતાં તેઓ પોતાને પિયેર વ્યારા ગયેલાં ત્યાં તેમને પુત્રજન્મ થયો તે પછી દોઢેક માસ પછી એક દિવસ તેઓ પોતાના માતુશ્રી પાસે માથું હોળાવતાં હતાં ત્યાં એકદમ તેમના અંતરમાં ઓચિંતો પ્રકાશ થયો હોય એમ તેમને ખબર પડી કે તેમના પતિ કાનવાથી નદી ઓળંગી રાસ જતા હતા ત્યાં તેમની ઘોડી પાણીમાં ગરકી જતાં ઘોડી સાથે તેઓ નદીમાં ગરકાવ

થઈ ગયા આથી તરત જ ચચળના રાસ આવ્યા ત્યાથી દહેવાણ ગયા અને માછીઓ પાસે પોતાના પતિને નદીમાથી બહાર કઢાવ્યા તે પછી તેઓ પોતાના ધાવણા બાળક સહિત પતિની ચિતામા સતી થવા બેઠા આથી શ્યામજી શુકલના માતાએ તેમને વિનતી કરી કે, વહુબા, મારા પુત્રને તો મે ખોયો પણ હવે દયા લાવીને તેના વેલાને જીવતો રાખવા માટે આ ધાવણા બાળકને અમને પણ આપો '

ચચળબાએ પુત્રને નવ વખત હિંચોળીને પાછો આપ્યો અને આપમેળે અગ્નિ સળગ્યો તેમા તે સતી થઈ ગયા કહે છે કે આજે એ પુત્રમાથી નવ ઘર (કુટુબ) બન્યા છે

આજે કોઈ નાના બાળકને વા ફૂટી નીકળ્યો હોય તો સતીના વશજો પીપળાના પાન ઉપર સતીના નામથી કઈક મત્ર જેવુ લખી આપે છે તેથી બાળકોને આરામ થતો હોવાનુ કહેવાય છે

---

આધાર શ્રી પ્રભુદાસ ખોડાભાઈ પટેલે આપેલી માહિતી.

*

## રૂદેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૪ અને પૂ રે ૭૨° ૫૧' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બોચાસણથી અર્ધો માઈલ દૂર આવેલુ છે સવત ૧૪૮૯મા કરખડીથી આવેલા દેવીદાસે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૩૨૯ કુટુબો ૩૨૯ વસતી પુ ૮૧૬, સ્ત્રી ૬૭૯, કુલ ૧૪૯૫ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** ૧૫ વીઘાનુ મોટુ તળાવ છે તેમા બારે માસ પાણી રહે છે વણજારાએ બધાવડાવેલો એક કૂવો છે તેમા પણ બારે માસ પાણી રહે છે પાણી મીઠુ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સન ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૧૪૫૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**શિક્ષણ** ૬ ધોરણની લોકલ બો શાળા છે તે નજીકના ચૂવા ગામની અને આ ગામની ભેગી શાળા છે તેમા ૧૬૩ વિદ્યાર્થીઓ અને ૧૦૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૬૬ બાળકો ભણે છે પુ ૪૨૩ અને સ્ત્રી ૨૧૨ મળી કુલ ૬૩૫ ભણેલા છે. સને ૧૯૦૯મા સ્થપાયેલુ એક પુસ્તકાલય ચાલે છે તેને પોતાનુ સ્વતત્ર મકાન છે પુસ્તકો વગેરેની અદાજી કિંમત રૂ ૮૦૦૦ જેટલી છે

*

## લાલપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૮ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આકલાવથી ચાર માઈલ દૂર આવેલુ છે સવત ૧૬૦૫ના અરસામા લાલદાસે તે વસાવેલુ એમ મનાય છે વિલીનીકરણ પહેલા આ ગામ ગાયકવાડી હકૂમતમા હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૪૯ કુટુબો ૧૬૭ વસતી પુ ૩૮૭, સ્ત્રી ૩૫૪, કુલ ૭૪૧

**સગવડો** બે તળાવ છે તે પૈકી બામણી તળાવ પર સયાજીરાવ, હીરક મહોત્સવ વખતે વડોદરા સરકાર તરફથી ઓવારો બાધેલો છે એકેય તળાવમા બારે માસ પાણી રહેતુ નથી મીઠા પાણીના ચાર કૂવા છે તે પૈકી એક હરિજનોનો અને એક માહાવરીઓનો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આકલાવ છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ શાકભાજી, મરચા, કેળા વગેરે પાકે છે પણ સારા રસ્તાની તેમજ બસ સર્વિસની સગવડ નહિ હોવાથી પાકની નિકાસ સારી રીતે થઈ શકતી નથી સડકની સગવડ થાય તો બીજી પણ મુશ્કેલીઓ ટળે અને ગામ આબાદ થાય એમ છે

**શિક્ષણ** ચાર ધોરણની લોકલ બો શાળા છે તેમા ૪૪ વિદ્યાર્થીઓ અને ૪૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૯ બાળકો ભણે છે પુ ૧૯૫ અને સ્ત્રી ૯૪ મળી કુલ ૨૮૯ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રામેશ્વર મહાદેવ, રામજી મંદિર, રૂપિયા ૬૦૦૦ના ખર્ચે બધાવેલી ધર્મશાળા વગેરે

*

## વડેલી

**પરિચય** ઉ અ ૨૨° ૨૯ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બોરસદથી બે એક માઈલ દૂર આવેલુ છે ડાભી રજપૂતોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૩૩૭ કુટુબો ૩૩૭ વસતી પુ ૭૮૩, સ્ત્રી ૭૩૭, કુલ ૧૫૨૦ મુખ્ય વસતી રજપૂત પાટણવાડિયા પાટીદાર વગેરેની છે લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે ત્રણ કૂવાઓ છે તે પૈકી એક હરિજનોનો અને એક ચમારોનો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બોરસદ છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામપચાયત ચાલે છે

**શિક્ષણ** પાચ ધોરણની લોકલ બો શાળા છે તેમા ૮૯ વિદ્યાર્થીઓ અને ૫૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૨ બાળકો ભણે છે પુ ૧૪૪ અને સ્ત્રી ૪૭ મળી કુલ ૧૯૧ ભણેલા છે

*

## વહેરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન પેટલાદથી ચાર માઈલ દૂર આવેલુ છે

સંવત ૧૨૧૨માં પીજથી ઘરણા પગેરે આવીને તે વસાવેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૧ ચો માઈલ ઘરો ૪૮૩, કુટુંબો ૫૫૧ વસતી પુ ૧૩૧૫, સ્ત્રી ૧૨૦૩, કુલ ૨૫૧૮ મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** એક તળાવ છે પાંચ કૂવા છે તે પૈકી એક ઉપર ગામના દાનવીર શ્રી છોટાભાઈ મોતીભાઈએ એન્જિન પંપ મુકાવી ટાંકી બંધાવી ચકલીઓ મૂકી ગામને ગામને સને ૧૯૫૨થી મફત પાણી આપવાની વ્યવસ્થા કરી છે ગામથી બોરસદ-આણંદ રસ્તે ને જોડતો એપ્રોચ રોડ છે ત્યાંથી બોરસદ અને પેટલાદ જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનું પો ઓ ઓફિસનું ગામ એ માઈલ દૂર બોરસદ છે ગ્રામપંચાયત, ગૃહરક્ષક દળ તથા સેવાદળની પ્રવૃત્તિઓ ચાલે છે

**શિક્ષણ** એક લાખ રૂપિયાના ખર્ચે શ્રી છોટાભાઈ મોતીભાઈએ પ્રાથમિક શાળાનું મકાન બંધાવી આપ્યું છે તેનું ઉદ્ઘાટન શ્રી ખેર સાહેબના હાથે થયું હતું તે સાત ધો ની સ્કૂલ છે તેમાં ૨૨૨ વિદ્યાર્થીઓ અને ૧૫૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૩ બાળકો ભણે છે. શાળા અને વ્યાયામશાળા પણ ચાલે છે ૩૦ જેટલા વિદ્યાર્થીઓ બોરસદ માધ્યમિક શાળામાં ભણવા જાય છે બે વિદ્યાર્થીઓ કોલેજમાં ભણે છે પુ ૨૮૫ અને સ્ત્રી ૧૨૯ મળી કુલ ૪૧૪ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, રામજી મંદિર, સ્વામીનારાયણનું મંદિર, છમીના હનુમાન, ધર્મશાળા વગેરે

*

## વાછિયેલ

**પરિચય** ઉ અ ૨૨° ૨૧ અને પૂ રે ૭૨° ૫૭ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ભાદરણથી બે માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૦ ચો માઈલ ઘરો ૨૦૪ કુટુંબો ૨૦૬ વસતી પુ ૫૧૬, સ્ત્રી ૪૯૯, કુલ ૧૦૧૫ નાકોનો મુખ્ય ધંધો ખેતીનો છે અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**સગવડો** એક તળાવ છે તેની પાળ ઉપર ધર્મશાળા તથા હનુમાનની દેરી છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ભાદરણ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમાં ૪૨ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪ બાળકો ભણે છે ૨ પુરુષો ભણેલા છે

*

## વાસદ

**પરિચય** ઉ અ ૨૨° ૧૯ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ભાદરણથી ચાર માઈલ દૂર મહીકિનારા નજીક આવેલું છે અગાઉ મહીકિનારે ઓઘડનાથ મહાદેવનું દેરું હતું પણ ૧૯૮૩ની રેલમાં નદીનું વહેણ બદલાતાં તે પૂરમાં તૂટી પડેલું કહેવાય છે કે ત્યાં આગળ વાલ્મીકિ ઋષિ આશ્રમ બાંધી રહેતા હતા ત્યાંથી પૂર્વ બાજુએ નદીકિનારે લોકોએ વસવાટ કરી તે જગ્યાનું નામ ' વાલ્મીકવાડ ' પાડેલું પાછળથી તેનું 'વાલમપુર' થયેલું વખત જતાં મહીના કોતરો ત્યાં આવી જવાથી તેની દક્ષિણ બાજુએ અર્ધા માઈલના અંતરે લોકોએ નવેસરથી વસવાટ કરેલો અને સમય જતાં વાલમપુરમાંથી વાલવોડ થયેલું કહેવાય છે આજે પણ કેટલાક ગરીબ લોકો ગામને વાલમપુર કહે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬.૫ ચો માઈલ ઘરો ૮૦૭ કુટુંબો ૮૦૭ વસતી પુ ૧૮૮૩, સ્ત્રી ૧૭૫૬, કુલ [illegible]૬૩

**સગવડો** ગામની દક્ષિણે એક તળાવ છે તેને કિનારે ગામ પાધરે પગે વસેલું છે એક જૂનો વણજારે બંધાવેલો અરસિયો કૂવો છે તે સિવાય બીજા ૪ પીવાના પાણીના કૂવા છે એક કૂવા ઉપર ખાનગી વોટરવર્ક્સ છે ત્યાંથી પૈસા ભરે તેને પાણી મળે છે પચ્ચીસેક ઘર તેનો લાભ લે છે ભાદરણથી વાલવોડ સુધીનો કાચો રસ્તો છે ભાદરણ જવાની બસ સર્વિસની સગવડ છે માન્ય પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૧થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૫૦૦૦ જેટલી છે તેમાંથી નીકબની, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે સાર્વજનિક દવાખાનું ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે અહીંના મરચાં વખણાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમાં ૨૩૬ વિદ્યાર્થીઓ અને ૨૦૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪૦ બાળકો ભણે છે પુ ૧૩૭ અને સ્ત્રી ૪૩ મળી કુલ ૧૮૦ ભણેલા છે અહીંના ગઢવીમાંથી અનેક સારા કવિઓ થઈ ગયા તે પૈકીના એક હયાત પણ છે

**ધાર્મિક સ્થળો** કુકડેશ્વર મહાદેવ દીપનાથ રામજી મંદિર બાવાનો મઠ, જોગણ માતાનું મંદિર સતી માતાની દેરી, વગેરે

**કુકડેશ્વર મહાદેવ** દંતકથા એવી છે કે મહીકિનારે આવેલા વાલ્મીકિ ઋષિના આશ્રમે એક કુકડ નામના મુનિએ શિવનું બાણ સ્થાપી તપસ્યા કરેલી ત્યારથી એ જગ્યા કુકડિયો ગઢ કહેવાય છે ત્યાર પછી એ જગ્યાએ હરિદાસ નામે મહાત્મા રહેવા આવેલા તેઓ 'ઓઘડ પંથી' હતા તેથી તેઓ મહાદેવને 'ઓઘડનાથ' કહેતા આથી આજે એ 'ઓઘડનાથ મહાદેવ' તરીકે પણ ઓળખાય છે ત્યાં દર ચૈત્રી પૂનમે મોટો મેળો ભરાય છે

**બાવાનો મઠ ને દીપનાથનું દેરું** કહેવાય છે કે પહેલાના સમયમાં વાલવોડ ગામે ગોસાઈનો મઠ પ્રખ્યાત હતો અને એ મઠમાં ઘણું દ્રવ્ય હતું તેના સંચાલક ગોસાઇ મહાન પુરુષ હતા એમણે મઠની જાહોજલાલી વધારી અને મઠમાં "હરખેશ્વર"

નામના મહાદેવની સ્થાપના કરી મોટુ દેવાલય બધાવેલુ તે પછી દીપગર ગોસાઈએ ગામની દક્ષિણે મહી નદી તરફ એક 'દીપનાથ' મહાદેવની સ્થાપના કરી મોટુ દેવાલય બધાવેલુ તે હાલમા હયાત છે અને તેની પૂજા એ જ મઠના ગોસાઈ કરે છે

**સતીની દેરી** પોતાના પતિની પાછળ સતી થનાર એક બ્રાહ્મણ સ્ત્રીની યાદગીરીમા લોકોએ એક દેરી બનાવી છે તે આજે સતીની દેરી કહેવાય છે

**જેતલ માતાનું મદિર** આ માતા વિષે દતકથા એવી છે કે પદરમા સૈકામા લાખાભાઈ મહેડુ નામે ગઢવી (ચારણ)ને ત્યા જેતાબાઈ નામે એક દીકરીનો જન્મ થયો જન્મથી જ દૈવી શક્તિ ધરાવતા હોવાથી નાનપણથી જ તે 'દેવી' તરીકે સબોધાવા લગ્યા દેવીની ઉમર ૧૫ વર્ષની થઈ તે વખતે વાલવોડમા માનસિંહ નામે મહીડા રજપૂત રહેતો હતો તેને ત્યા તેનો ભાણેજ કચાણસિંહ રાઠોડ આવેલો તેની નજર પાણી ભરીને આવતા જેતાબાઈ ઉપર પડી. તેણે દુષ્ટ ભાવનાથી બેડાને ગલોલથી કાણુ કર્યુ તેથી દેવીએ ગુસ્સે થઈને શાપ આપ્યો તેથી કચાણસિંહ આધળો થઈ ગયો આ ઘટનાથી ગુસ્સે થઈ માનસિંહે ગઢવીઓ ઉપર જુલમ ગુજારવા માડ્યો આથી બીલપાડ ગામના ખાતર બારિયા નામના ક્ષત્રિયને માતાજીએ સ્વપ્નુ આપ્યુ તે પ્રમાણે ખાતર બારિયે વાલવોડ પર ચઢી આવ્યો અને તેણે મહીડાનો નાશ કર્યો પોતાનુ કાર્ય સમાપ્ત થયા બાદ દેવીએ હિમાલય જવાની તૈયારી કરી પણ ગઢવીઓએ ખૂબ વિનતી કરી તેમને રોકયા છેવટે દેવી અદ્રશ્ય થયા

આ પ્રસગની યાદગીરીમા જેતલમાતાનુ મદિર ચણાયુ આજે દર વર્ષે શ્રાવણ સુદિ ૧૨થી ૧૫ સુધી ગઢવી લોકો આનદથી ત્યા ઉત્સવ ઊજવે છે

**દતકથા** કહેવાય છે કે અત્રે પટેલ ગાગજી રતનજીના પુત્ર તાપીદાસ એક પ્રસિદ્ધ અને વીર પુરુષ થઈ ગયા તેઓ તલવારિયા તાપીદાસ કહેવાતા. કહે છે કે તેઓ ગાયકવાડ સાથે સોના રૂપાની ગોળીઓથી લડેલા અને ગાયકવાડને હરાવેલા. પાછળથી ગાયકવાડનુ જોર વધવાથી તાપીદાસે ભાવનગરના રાજાનો આશ્રય લીધેલો ભાવનગરમા તાપીદાસનુ દેરુ પણ છે

તે વખતે કોળી લોકો મહીકાઠા ઉપર લૂટફાટ કરતા તેમને તાપીદાસે હરાવીને આવતા બધ કરેલા.

તાપીદાસના વશમા એક મૂળજીભાઈ–મૂળરાજ થઈ ગયા તેઓ બખ્તર પહેરી લડાઈએ જતા તેમણે નવસારીની સૂબાગીરી કરેલી તેમની આગળ ચૌદ ચોબદારો હલકો દેતા તેઓ બાન મારવામા એક્કા ગણાતા

કહેવાય છે કે સવત ૧૩૮૬મા શકા પટેલ અડાળજ આવેલા, અને પછી તેમના વશજો વાડવોલ આવેલા

આધાર (૧) શ્રી કવિ આનદદાસ બાપુભાઈ ગઢવી તથા શ્રી શકરલાલ નારણજી ભટ્ટે આપેલી માહિતી (૨) ઉમરેઠના શ્રી રણછોડલાલ પુરુષોત્તમદાસ કવિની નોધપોથીમાથી મેળવેલો ઉતારો

*

## વાસણા (રાસ)

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન રાસથી ત્રણ માઈલ દૂર આવેલુ છે શરૂઆતમા ઠાકોર લોકોના ચાર કુટુબો અહીં વસેલા એમ કહેવાય છે અગાઉ આ ગામ વડોદરા રાજ્યમા હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૨૭૮ કુટુબો ૨૪૬ વસતી પુ ૬૩૨, સ્ત્રી ૫૧૬, કુલ ૧૧૪૮

**સગવડો** એક તળાવ છે એક જૂની છતા સારી હાલતમા રહેલી વાવ છે લોકો તેના પાણીનો ઉપયોગ કરે છે ત્રણ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ રાસ છે ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ વગેરે કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પકે છે ગામની ત્રણ બાજુએ મોટો કાસ આવેલો છે એટલે ચોમાસામા ગામ બેટ જેવુ બની જાય છે ખેડૂતોને ખેતરોમા જવાની ઘણી મુશ્કેલી પડે છે

**શિક્ષણ** ચાર ધોરણની લોઅર શાળા છે તેમા ૬૯ વિદ્યાર્થીઓ અને ૫૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૫ બાળકો ભણે છે શાળા ધર્મશાળામા બેસે છે વડોદરા સરકારે જમીન એકવાયર કરી મકાન બાધવાની તૈયારી કરેલી એવામા વિલીનીકરણ થયુ તે પછી કામ ખોળભે પડયુ છે પુ ૨૭૨ અને સ્ત્રી ૧૧૫ મળી કુલ ૩૮૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, મદિર

*

## વાસણા (બોરસદ)

**પરિચય** ઉ અ ૨૨° ૨૩ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બોરસદથી અર્ધો માઈલ દૂર આવેલુ છે સને ૧૮૩૨મા હરમજી, નાગજીભાઈ, અને વાઘજીભાઈ એમ ત્રણ પાટીદાર ભાઈઓએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ માઈલ ઘરો ૪૯૩ કુટુબો ૩૯૬ વસતી પુ ૯૯૮, સ્ત્રી ૮૧૮, કુલ ૧૮૧૬ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** એક તળાવ છે તેમા બે મોટા અને બે નાના ઓવારા તથા એક ખડિયાદની સગવડ છે પાચ કૂવા છે તે પૈકી એક હેડ અને એક હરિજનોનો છે ભાગોળે તળાવ પર લગભગ દશ હજાર ગેલનનુ વારિગૃહ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત

ચાલે છે. જિલ્લાની જૂનામાં જૂની પંચાયતોમાંની તે એક છે. તેની સ્થાપના ઈ. સ. ૧૯૩૧–૩૨માં થયેલી. ૧૯૫૦માં કેળવણી મંડળની સ્થાપના થઈ છે. વ્યાયામમંડળ અને યુવકમંડળ બંનેને જોડી દઈ સંવત ૨૦૧૦થી પ્રગતિમંડળની સ્થાપના કરવામાં આવી છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે. બોરસદ નજીક પણ આ ગામની હદમાં ચરોતર ઓઈલ, રાઈસ એન્ડ પલ્સ મિલ ચાલે છે.

**શિક્ષણ :** સાત ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૬૯ વિદ્યાર્થીઓ અને ૧૦૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૮ બાળકો ભણે છે. પુ ૫૨૭ અને સ્ત્રી ૨૦૬ મળી કુલ ૭૩૩ ભણેલાં છે. એક પુસ્તકાલય ચાલે છે. તેમાં ૨૦૦ જેટલાં પુસ્તકો છે.

**ધાર્મિક સ્થળો :** ધોળેશ્વર મહાદેવ, રામજી મંદિર, કૈવલ્ય મંદિર, પરબડી વગેરે.

*

## વીરસદ

**પરિચય :** ઉ. અ ૨૨° ૨૩' અને પૂ. રે ૭૨° ૪૭ ઉપરનું આ ગામ વાસદ–કઠાણા રેલવે લાઈનનું એક જાણીતું સ્ટેશન છે. પીપળાવથી વીર વસનદાસ પટેલ અને તેમના વારસો અત્રે આવીને વસેલા તે અગાઉ રજપૂતોએ આ ગામ વસાવેલું એમ કહેવાય છે ગામની પશ્ચિમે આવેલા વીરેશ્વર મહાદેવ ઉપરથી ગામનું નામ પડેલું મનાય છે.

સત્યાગ્રહની ચળવળમા આ ગામે ઘણો મોટો ફાળો આપેલો. ઘણાએ જેલો અને બીજી યાતનાઓ પણ ભોગવેલી.

**વિસ્તાર :** ક્ષેત્રફળ . ૪ ૩ ચો. માઈલ. ઘરો : ૯૫૬ કુટુંબો . ૧૦૩૦. વસતી : પુ. ૨૪૨૧, સ્ત્રી ૨૩૧૮, કુલ ૪૭૩૯. મુખ્ય વસતી પાટીદારોની છે. ગામના ઘણા લોકો આફ્રિકામાં વસે છે. ઘણા દેશનાં જુદાં જુદાં શહેરોમા પણ વસે છે. સૌ નોકરી ધંધામાં ખૂબ આગળ આવેલા છે.

**સગવડો** ૩૪ એકરનું છીછરું તળાવ છે. તેમાં બારે માસ પાણી રહેતુ નથી. એક પુરાણી વાવ છે કૂવા છે. બોરસદ, પેટલાદ અને ખભાત જવાની બસ સર્વિસની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે. ગામમાં બેટરીથી ચાલતો સરકારી રેડિયો મૂકેલો છે. ગ્રામપચાયત ચાલે છે. લો. બો તરફથી ચાલતી શ્રી વિઠ્ઠલભાઈ નાથાભાઈ ડિસ્પેન્સરી છે તેમાં ઈન્ડોર દર્દીઓને રાખવાની વ્યવસ્થા છે. પેલીસ સબ ઈન્સ્પેક્ટરની કચેરી છે. ૧૯૨૭થી સરકારમાં નોંધાયેલું કેળવણી મડળ ચાલે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી, અનાજ ઉપરાંત તમાકુ પાકે છે

**શિક્ષણ :** લો. બો. તરફથી છ ધોરણની કુમારશાળા અને સાત ધોરણની કન્યાશાળા ચાલે છે. તેમાં અનુક્રમે ૩૦૪ વિદ્યાર્થીઓ અને ૨૭૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૭૪ બાળકો ભણે છે તે સિવાય એક બાલમદિર, એસ. એ. મિશનની પ્રાથમિક શાળા તથા કેળવણી મંડળ સંચાલિત વીર વસનદાસ હાઈસ્કૂલ ચાલે છે. પુ. ૧૨૪૯ અને સ્ત્રી ૭૨૦ મળી કુલ ૧૯૬૯ ભણેલાં છે. ઘણા માણસો ઉચ્ચ શિક્ષણ મેળવી દાક્તર, ઈજનેર, વકીલ, સોલિસિટર, ઉદ્યોગપતિ વગેરે તરીકે બહુ આગળ આવેલા છે.



વસનદાસ હાઈસ્કૂલ

શ્રી જેરાભાઈ નાથાભાઈ અમીન સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે શ્રી સૂરજબા વનિતા જ્ઞાન મદિર નામનુ બીજું માત્ર બહેનો માટેનું પુસ્તકાલય પણ છે અને પુસ્તકાલયોના સુદર મકાનો છે. કેળવણી મંડળ તરફથી શ્રી હર્ષનાથ વ્યાયામશાળા ચાલે છે. શ્રી ઈશ્વરભાઈ નારણભાઈ ક્રીડાંગણ છે



શ્રી હર્ષનાથ વ્યાયામમંદિર

**ધાર્મિક સ્થળો** છ શિવાલય, રણછોડજીનુ મંદિર, સ્વામીનારાયણનુ મંદિર પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની હવેલી, મરજાદી મંદિર, શ્રી નારાયણની દેરી વગેરે

**આધાર** શ્રી મગનભાઈ મીઠાભાઈ અમીન તથા શ્રી પરસોતમ દાસ ડી અમીને આપેલી માહિતી

*

## સંખ્યાડ

**પરિચય** ઉ અ ૨૨° ૧૮ અને પૂ રે ૭૩° ૨' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન આકલાવથી ચાર માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ શંખેશ્વર મહાદેવના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૬ ચો માઈલ ઘરો ૨૭૫ કુટુંબો ૨૭૫ વસતી પુ ૬૪૫, સ્ત્રી ૬૩૬, કુલ ૧૨૮૧ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** મહી નદી છે બે તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આકલાવ છે ગ્રામપંચાયત ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૫ વિદ્યાર્થીઓ અને ૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૪ બાળકો ભણે છે પુ ૧૬૪ અને સ્ત્રી ૮૯ મળી કુલ ૨૫૩ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** શંખેશ્વર મહાદેવ, રણછોડજીનુ મંદિર સદાભાઇનો પાળિયો વગેરે.

*

## સંતોકપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન અગાસથી એક માઈલ દૂર આવેલુ છે આશરે ત્રણસો વર્ષ પહેલા સંતોક પટેલે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૦ ચો માઈલ ઘરો ૧૯૬ કુટુંબો ૧૯૬ વસતી પુ ૫૨૦, સ્ત્રી ૪૪૧, કુલ ૯૬૧ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** તળાવ કૂવાની સગવડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ કાવીઠા છે તમાકુના બે કારખાના છે

**શિક્ષણ** લો બો તરફથી શાળા ચાલે છે તેમા ગામના બાળકો ભણે છે પુ ૨૦૩ અને સ્ત્રી ૫૭ મળી કુલ ૨૬૦ ભણેલા છે

*

## સાલોલ

**પરિચય** ઉ અ ૨૨° ૧૭ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કઠાણાથી પાંચેક માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ ઉપર પ્રથમ નદવ કાળજી માલજીએ મારવાડ તરફથી આવી તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૨ ચો માઈલ ઘરો ૭૦૫ કુટુંબો ૯૧૧ વસતી પુ ૨૦૯૧, સ્ત્રી ૧૯૮૬, કુલ ૪૦૭૭ મુખ્ય વસતી જાદવોની છે

**સગવડો** નજીકમા મહીસાગર નદી છે પાચ કૂવા છે તે પૈકી એક હરિજનોનો છે સીમમા ૨૫ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે વિ કા સ મંડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે આસત્રાના પાનની બીડીઓ બનાવવાના ચાર કારખાના છે તેમા ૧૦૦ જેટલા કારીગરો કામ કરે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૭ વિદ્યાર્થીઓ અને ૪૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૫ બાળકો ભણે છે પુ ૫૪૧ અને સ્ત્રી ૧૭૫ મળી કુલ ૭૧૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નાગેશ્વર મહાદેવ, રામજી મંદિર, બહુચરાજી માતા, એક બિસ્માર ધર્મશાળા એક નવી ધર્મશાળા વગેરે

**પરાં** (૧) પીતાંદરા તેમા ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૦ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૨ બાળકો ભણે છે (૨) તાડિયાપુરા તેમા ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૧૫ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૬ બાળકો ભણે છે

*

## સિસવા

**પરિચય** ઉ અ ૨૨° ૨૦ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ભાદરણથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૩ ચો માઈલ ઘરો ૫૮૦ કુટુંબ ૬૧૮ વસતી પુ ૧૫૧૦ સ્ત્રી ૧૩૧૮, કુલ ૨૮૨૮

**સગવડો** એક તળાવ છે તે સિદ્ધરાજે બધાવેલુ મનાય છે તેમા બે ઓવારા બધાવેલા છે દરેક મહિના પાણી રહે છે પાચ કૂવા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે. દવાખાનુ તથા વિ ધ સ મંડળી છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ, કેળા, મોસંબી, લીંબુ વગેરે પાકે છે તમાકુની એક ખળી છે, બીડી બનાવવાનુ એક નાનુ કારખાનુ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૩૪ વિદ્યાર્થીઓ અને ૧૬૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯૫ બાળકો ભણે છે પુ ૭૪૯ અને સ્ત્રી ૪૧૨ મળી કુલ ૧૧૬૧ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેમા ૨૧૦૦ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ, સત્યનારાયણનુ મંદિર સ્વામીનારાયણનુ મંદિર, મેલડી માતા, અંબાજી માતા, વહેરાઈ માતા, મસ્જિદ, પટેલવાડી વગેરે

*

## સિંગલાવ

**પરિચય** ઉ અ ૨૨° ૨૭ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન દાવોલથી ત્રણેક માઈલ દૂર આવેલુ છે અગિયારમા સૈકામા સિંગા પટેલે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ચો માઈલ ધરો ૩૦૯ કુટુંબો ૩૨૫ વસતી પુ ૭૨૧, સ્ત્રી ૫૮૯, કુલ ૧૩૧૦ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે

**સગવડો** નળનારા નામની એક મોટી તળાવડી છે તે નળ રાજાના વખતની મનાય છે તળાવડીની પાળ પર જમીનમા દટાયેલી જૂના વખતની પથ્થરની બે ખૂબ વજનદાર માળો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૮૪ વિદ્યાર્થીઓ અને ૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૧ બાળકો ભણે છે ૧૫ જેટલા વિદ્યાર્થીઓ આગળ ભણવા માટે પામોલ જાય છે ચારેક વિદ્યાર્થીઓ બોરસદ હાઈસ્કૂલમા જાય છે પુ ૨૫૫ અને સ્ત્રી ૪૫ મળી કુલ ૩૦૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** કાળકા માતા છે દર વર્ષે અષાઢ સુદિ ૯ને રોજ મેળો ભરાય છે

*

## સુગ્કૂવા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન અગાસથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઇલ ધરો ૮૭ કુટુંબો ૧૬૮ વસ્તી પુ ૪૧૩, સ્ત્રી ૩૬૪ કુલ ૭૭૭

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૫૦ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે પુ ૨૨૦ અને સ્ત્રી ૭૫ મળી કુલ ૨૯૫ ભણેલા છે ૧૯૪૧થી પુસ્તકાલય ચાલે છે

*

## સૈજપુર

**પરિચય** ઉ અ ૨૨° ૨૨ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન વીરસદથી અઢીએક માઈલ દૂર આવેલુ છે સને ૧૬૦૦ની સાલમા કેટલાક પાટીદારોએ સોજિત્રાથી આવીને તે વસાવેલુ એમ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૪૮૬ કુટુંબો ૫૩૪ વસતી પુ ૧૨૪૮ સ્ત્રી ૧૧૩૦, કુલ ૨૩૭૮ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ગામમા બે તળાવ છે તે પૈકી એક પુરાઈ ગયુ છે ચાલુ તળાવમા ઓવારા બાંધેલા છે ૪ કૂવાઓ છે તે પૈકી ત્રણ મીઠા પાણીના અને એક ખારા પાણીનો છે એક કૂવો માળાવશી લોકોનો છે સીમમા આશરે ૧૦૦ કૂવા છે ચોમાસા સિવાય બોરસદ અને ખંભાત જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૨થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૩૩૦૦ જેટલી છે તેમાથી ગામ સફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે સને ૧૯૦૮મા અમદાવાદ ખાતે મુબઈ ઇલાકાનું ખેતીવાડી પ્રદર્શન ભરાયેલુ તેમા તમાકુના માલની જાતો તથા ખેતી વિષયક બીજાં ઉત્પાદનોની હરીફાઈમા ગોલ્ડમેડલ, સર્ટિફિકેટ, તથા પહેલુ ઈનામ મેળવનાર આ ગામના શ્રી કલ્યાણભાઈ કાશીનાથ હતા

અત્રેની લાલ ચોપડિયા તરીકે ઓળખાતી તમાકુ વખણાય છે તે ઘણુ જૂના પીતવાડામા તૈયાર થાય છે તેનુ બી સૈજપુરિયા તરીકે પ્રસિદ્ધ છે

સીમમા ૧૪ એન્જિન પંપ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૮ વિદ્યાર્થીઓ અને ૮૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૬૩ બાળકો ભણે છે પુ ૪૬૪ અને સ્ત્રી ૧૮૩ મળી કુલ ૬૪૭ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેમા ૪૦૦ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, કબીર સાહેબનુ મંદિર, રામજી મંદિર, પટેલ વાડી, બારૈયાઓની ધર્મશાળા, પરબડી વગેરે

*

## હરખાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૨૬ અને પૂ રે ૭૨° ૫૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આકલાવથી અઢીએક માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ દૂર બોદાલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૧૭૫ કુટુંબો ૧૭૫ વસતી પુ. ૪૭૪, સ્ત્રી ૪૩૩, કુલ ૯૦૭

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૬ બાળકો ભણે છે પુ ૧૬૩ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૭૫ ભણેલા છે

*

## હળદરી

**પરિચય** ઉ અ ૨૨° ૧૬ અને પૂ રે ૭૩° ૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન આકલાવથી બેએક માઈલ દૂર આવેલુ છે આશરે ૮૦૦ વર્ષ ઉપર પરમાર ગરાસિયાઓએ તે વસાવેલુ મનાય છે

અગાઉ અહીં હળદળિયો ગઢ હતો એના ઉપરથી ગામનુ નામ હળદરી પડેલુ કહેવાય છે પાછળથી કથારિયાથી બે કુટુંબો અને ઊમરેઠથી એક કુટુંબ એમ ત્રણ પાટીદાર કુટુંબો વસાવાયેલા એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૨૧૮ કુટુંબો ૨૨૪ વસતી પુ ૫૯૧, સ્રી ૫૩૮, કુલ ૧૧૨૮ મુખ્ય વસતી બારૈયા, ગરાસિયાઓની છે

**સગવડો** એક તળાવ અને બે કુવા છે બોરસદથી વાસદ જતી કાચી સડક ગામથી અર્ધો માઈલ દૂર છે ત્યાંથી બોરસદ અને વાસદ જવાની બસ સર્વિસની સગવડ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે ખડોલ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ પાકે છે બીડી બનાવવાનુ નાનુ કારખાનુ છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪ બાળકો ભણે છે પુ ૧૩૬ અને સ્રી ૪૫ મળી કુલ ૧૮૧ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, કાળકા માતા, ખોડિયાર માતા વગેરે

**પરુ** ગ્લેસ્પીપુર તે ખ્રિસ્તીઓનુ પરુ છે ગ્લેસ્પી સાહેબે તે વસાવેલુ

*

# મહેમદાવાદ તાલુકો

## તારીજ

નગરો ૨ ગામો ૭૫

વિસ્તાર નગરોનું ક્ષેત્રફળ ૮૧ ચો માઈલ, ગામોનું ક્ષેત્રફળ ૧૬૨૫ ચો માઈલ, કુલ ક્ષેત્રફળ ૧૭૦૬ ચો માઈલ

ઘરો નગરવિસ્તાર ૩૫૯૭, ગ્રામવિસ્તાર ૧૯૬૮૮, કુલ ૨૩૨૨૫

કુટુંબો નગરવિસ્તાર ૪૧૭૮, ગ્રામવિસ્તાર ૨૦૬૫૬ કુલ ૨૪૮૩૪

વસ્તી નગરવિસ્તાર પુ ૮૮૨૯, સ્રી ૮૩૭૭ કુલ ૧૭૨૦૬
ગ્રામવિસ્તાર પુ ૪૭૬૯૭ સ્રી ૪૪૯૫૦, કુલ ૯૨૭૪૭
એકંદર વસ્તી પુ ૫૬૬૨૬ સ્રી ૫૩૩૨૭, કુલ ૧૦૯૯૫૩

ભણેલાં નગરવિસ્તાર પુ ૫૦૨૫ સ્રી ૪૫૧૧ કુલ ૯૫૩૬
ગ્રામવિસ્તાર પુ ૧૨૪૪૧, સ્રી ૩૨૯૦, કુલ ૧૫૭૩૧
એકંદર ભણેલાં પુ ૧૭૪૬૬, સ્રી ૭૮૦૧ કુલ ૨૫૨૬૭

*

## અકલાચા

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ. રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી છ માઈલ દૂર આવેલુ છે આશરે ૧૦૦૦ વર્ષ પૂર્વે આકા રબારીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૨૯૮. કુટુંબ ૨૮૦ વસતી પુ. ૬૮૬, સ્રી ૫૭૬, કુલ ૧૨૬૨

**સગવડો** વાત્રક નદી વહે છે એક તળાવ અને ૬ કુવા છે સેવિંગ બેન્કની સગવડવાળી બ્રાન્ચ પોસ્ટ ઓફિસ, ગ્રામપંચાયત, મલ્ટિ પરપઝ સોસાયટી વગેરે ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા સાત એન્જિન પપ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ અને કઠોળ પાકે છે દળવા-ખાંડવાની હલર ઘંટીઓ છે.

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૯ વિદ્યાર્થીઓ અને ૭૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૫૨ બાળકો ભણે છે દા. ન વાચનાલય છે પુ ૪૦૦ અને સ્રી ૧૪૮ મળી કુલ ૫૪૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** ચતુર્ભુજ મહારાજનુ મંદિર, એક મહાદેવ, એક ચર્ચ, એક મસ્જિદ, એક પરબડી વગેરે છે

*

## અજબપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ છેટે આવેલુ છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે ઘોડાસરના ઠાકોર અજબસિંહજીએ તે વસાવેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ઘરો ૨૧ કુટુંબ ૨૧ વસતી પુ ૪૭, સ્રી ૪૩, કુલ ૯૦ મુખ્ય વસતી બારૈયાની છે

**સગવડો** વાત્રક નદી વહે છે એક કુવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઘોડાસર છે ટપાલ અઠવાડિયે આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી અહીંનો મુખ્ય પાક છે

**શિક્ષણ** શાળા નથી ૨૫ બાળકો બહારગામ ભણવા જાય છે ૧ પુરુષ ભણેલો છે

**ધાર્મિક સ્થળ** ભાથીજીનુ દેરુ છે દર બેસતા વર્ષે ત્યા મેળો ભરાય છે

*

## અરેરી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી અઢી માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પૂર્વે હીરાબહેન પટેલે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૧૯૩ કુટુબ ૧૯૫ વસતી પુ ૪૮૪, સ્ત્રી ૪૩૪, કુલ ૯૧૮ પટેલ, હરિજન, ક્ષત્રિય ઈત્યાદિની વસ્તી છે

**સગવડો** વણજારાએ બધાવેલી એક વાવ, બે તળાવ તથા એક કૂવો છે મહુધા–મહેમદાવાદ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહેમદાવાદ છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ અને કઠોળ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૭ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૨ બાળકો ભણે છે. પુ ૧૨૬ અને સ્ત્રી ૨૦ મળી કુલ ૧૪૬ ભણેલા છે

*

## આમસરણ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કનીજથી બે માઈલ દૂર આવેલુ છે મહમદ બેગડાના વખતમા વહોરા લોકોએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૭૮ કુટુબ ૧૮૧ વસ્તી પુ ૪૫૧, સ્ત્રી ૩૯૯, કુલ ૮૫૦. મુખ્ય વસતી બારૈયા અને મુસલમાનોની છે

**સગવડો** કૂવા અને ખંડિયેર હાલતમા એક વાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે મહેમદાવાદ છે ટપાલ દર અઠવાડિયે આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક બાજરીનો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૭ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૪૮ બાળકો ભણે છે પુ ૩૩ અને સ્ત્રી ૨ મળી કુલ ૩૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મદિર, મસ્જિદ તથા એક ચર્ચ છે

**પરાં** જૂની આમસરણ મુસલમાનનુ પરુ, બારૈયાનુ પરુ

*

## ઇયાવા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ખેડા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૭૪ કુટુબ ૭૫. વસતી પુ ૧૮૦, સ્ત્રી ૧૫૬, કુલ ૩૩૬

**શિક્ષણ** શાળા નથી ૪ પુરુષ ભણેલા છે

*

## ઉમેદપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે હળધરવાસ છે આશરે ૨૦૦ વર્ષ પૂર્વે ઉમેદજીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો. માઈલ ઘરો ૧૬ કુટુબ ૧૬ વસતી પુ ૩૧, સ્ત્રી ૨૨, કુલ ૫૩

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## કતકપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પણ મહેમદાવાદ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ. ઘરો ૧૨૩ કુટુબ ૧૨૯ વસતી પુ ૨૫૫, સ્ત્રી ૨૪૬, કુલ ૫૦૧

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમા ૩૭ વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦ બાળકો ભણે છે પુ ૪૩ અને સ્ત્રી ૩ મળી કુલ ૪૬ ભણેલા છે

*

## કનીજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ મુબઈ–અમદાવાદ રેલવેલાઈન ઉપરનુ એક સ્ટેશન છે અગાઉ તે મહમદ બેગડાએ વસાવેલા મહેમદાવાદનુ સમકાલીન એક કનકપુર નામનુ શહેર હતુ, અને 'કનકપુર'નુ અપભ્રશ થતા હાલ કનીજ થયુ છે એવી લોકમાન્યતા છે. રાણીવાડા નામે ઓળખાતા ટેકરા ઉપરના જૂના ભોયરા, ભાગોળમા આવેલા જૂના ખડિયેરો કિલ્લાના અવશેષો વગેરે એની જૂની જાહોજલાલીનો ખ્યાલ આપે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૫ ચો માઈલ ઘરો ૬૯૦ કુટુબ ૭૦૦ વસતી પુ ૧૭૨૧, સ્ત્રી ૧૫૮૭, કુલ ૩૩૦૮

**સગવડો** મેશ્વો નદી છે. પણ કેનાલ થવાથી તેમા ચોમાસા સિવાય પાણી રહેતુ નથી. એક વાવ, ત્રણ મીઠા પાણીના કૂવા તથા ૭ ખારા પાણીના કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી રેડિયો ગામમા ગોઠવેલો છે ગ્રામ પંચાયત

ચાલે છે લો. બો તરફથી સ્વ. નાનીબા જીવણલાલ ગિરધરલાલ દવાખાનુ ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ, કપાસ, મગફળી, શાકભાજી વગેરે પાકે છે રાઈસ મિલ તથા બે દળવા-ખાડવાના સચા છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો. શાળા છે તેમા ૧૪૨ વિદ્યાર્થીઓ અને ૭૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૧ બાળકો ભણે છે ચાર ધોરણની મિશનશાળા છે તેમા ૩૫ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૯ બાળકો ભણે છે પુ ૬૮૧ અને સ્ત્રી ૨૬૦ મળી કુલ ૯૪૧ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રાધાવલ્લભનુ મદિર, રામજી મદિર, એક મહાદેવ અને એક મસ્જિદ છે ગોકળ આઠમે અબાજી માતા આગળ મેળો ભરાય છે તે વખતે આજુબાજુની ઘણી ધર્મપ્રેમી મડળીઓ રાધાવલ્લભના મદિરમા આવે છે

**પરુ** નારાયણપુરા લાટ ત્યા ખેડૂતો વસે છે એક વિવિધ કાર્યકારી સહકારી સોસાયટી ચાલે છે

*

## કરોલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૮૦૦ વર્ષ પૂર્વે એક બ્રાહ્મણ કુટુબ, બે પરમાર કુટુબ અને એક કલા રબારીના કુટુબથી આ ગામનો મૂળ વસવાટ થયો એમ મનાય છે એમ પણ કહેવાય છે કે અગાઉ તે મણિપુર નામે મોટુ શહેર હતુ તે ત્રણ વાર ભાગીને ફરીથી વસેલુ જૂના ચાર દેવસ્થાનો, વાવ, હવાડો વગેરે તેની પ્રાચીનતાનો ખ્યાલ આપે છે

પહેલા આ ગામમા દારૂની બદી ખૂબ ફાલેલી હતી પણ સરકારે દારૂબધી કરી તે અગાઉથી જ ગામના યુવાનોના પ્રયાસથી લોકોએ સપથી દારૂની બદી દૂર કરી આજુબાજુના ગામોમા સારો દાખલો બેસાડયો છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૪૬૫ કુટુબો ૪૯૮ વસતી પુ ૧૧૯૯, સ્ત્રી ૧૨૨૯, કુલ ૨૪૨૮ મુખ્ય વસતી પરમાર લોકોની છે તે સિવાય બ્રાહ્મણ, પટેલ, ઠક્કર, તથા રબારી કોમ પણ ઓછાવત્તા પ્રમાણમા છે

**સગવડો** ભાગીતુટી હાલતમા એક વણજારાની વાવ છે સીમમા બ્રાહ્મણિયા, સિસવા, આશા વગેરે પાચ તળાવો છે ગામની નજીક ગોટડા તળાવ છે ચાર સાર્વજનિક કૂવા છે તે પૈકી એક વાણકરોનો છે આજુબાજુના ગામો કરતા અહીંની સીમમા પ્રમાણમા ઘણા કૂવા છે તેથી કહેવત પડી છે કે 'પાચસો ઘરની કરોલી ને સાતસો કૂવા' મહુધા–મહેમદાવાદ એસ ટી બસ રૂટ પરનુ સ્ટૅન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે સને ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે ગ્રામ સુધારક મડળ તથા બાલમુકુદ ભજન મડળ છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એજિન પપોની સગવડ છે અનાજ ઉપરાત કઠોળ, તમાકુ, વરિયાળી, જીરુ વગેરે પાકે છે વણકરો હાથસાળો પર વણાટકામ કરે છે ગામની ત્રણે દિશામા ધોરી રસ્તા આવેલા હોઈ ગામ વેપારી મથક બની ગયુ છે નડિયાદ સાથે ખાસ કરીને બાજરી, બાવટો, ઘઉં, કઠોળ, તમાકુ વગેરેની લેવડદેવડ થાય છે ચોમાસા સિવાય નડિયાદના બજારમા અહીંથી દરરોજ ચાર પાચ ગાડા ન જાય તેવુ ભાગ્યે જ બને છે

**શિક્ષણ** પાચ ધોરણની લો. બો શાળા છે તેમા ૧૨૯ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૨ બાળકો ભણે છે તાજેતરમાં એક વર્ષ પર રૂા. ૧૪૦૦૦ના ખર્ચે શાળાનુ મકાન બાધવામા આવ્યુ છે પુ ૩૨૪ અને સ્ત્રી ૭૮ મળી કુલ ૪૧૨ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** ગામમા એક રણછોડજીનુ મદિર છે અમદાવાદના ચોકસી શેઠ સ્વ ત્રિકમદાસ ગોપાળદાસ પટેલે તે બધાવેલુ છે મદિર બહુ જ વિશાળ છે તેની આવક પણ સારી છે અમદાવાદથી ડાકોર ચાલતા જતા યાત્રાળુઓ અહીંયા થઈને જ જાય છે, અને અહીં વિશ્રામ કરે છે મદિરમા સપૂર્ણ સગવડતા છે પહેલા મદિરનો વહીવટ અમદાવાદના શેઠિયાઓ કરતા હતા પરતુ હાલ ગામ તરફથી કમિટી નીમેલી છે, જે તેનો વહીવટ કરે છે મદિર તરફથી પરબડીમા દાણા નખાય છે, તેમજ કૂતરાને રોટલા નખાય છે મદિર તરફથી સદાવ્રત પણ ચાલે છે આ બધુ ખર્ચ તેની બહોળી જમીનની આવક માથી તેમજ અમદાવાદના શેઠિયાઓની સખાવતથી પૂરુ કરવામા આવે છે.

મદિરના તાબામા બે ધર્મશાળાઓ છે જે સાર્વજનિક ઉપયોગમા વપરાય છે તે પણ અમદાવાદના શેઠિયાઓ તરફથી બધાવાયેલી છે

ગામમા દર જન્માષ્ટમીએ અને અખો નોમના દિવસે મેળા ભરાય છે

---

**પરાં** વડવાળી મુવાડી, નવી મુવાડી

**આધાર** શ્રી પરસોતમદાસ મગળદાસ ઠક્કર તથા શ્રી ભાનુશકર ફૂલશકર પુરોહિત તરફથી મળેલી માહિતી

*

## કુણા

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી છ માઈલ દૂર આવેલુ છે.

ઈ સ ૧૧૦૦ના અરસામા કરણસિંહ ઠાકોરે તે વસાવેલુ મનાય છે

ઠાકોર સાહેબના વાહાનું આ ગામ છે ગામમા ચારેક વીઘાં જમીનમા ઠાકોર સાહેબનો વિશાળ દરબારગઢ બાંધેલો છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૬ ચો માઈલ ઘરો ૪૧૧ કુટુબ ૪૪૫ વસ્તી પુ ૧૦૩૪, સ્ત્રી ૬૧૫, કુલ ૧૬૪૯ મુખ્ય વસ્તી રજપૂતોની છે.

**સગવડો** નજીકમા વાત્રક નદી છે દાવડિયો કૂવો, પારિયાનો કૂવો વગેરે કૂવા છે હળધરવાસ–મહેમદાવાદ બસ રૂટ પરનુ સ્ટૅન્ડ છે નજીકનુ પોસ્ટ ઑફિસનું ગામ એક માઈલ છેટે મોકવા છે ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** શાળા નથી ૭૦ બાળકો ભણવા જાય છે પુ ૧૬૬ અને સ્ત્રી ૨૬ મળી કુલ ૧૯૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ, બળિયાદેવ, પુરણદાસજી મહારાજનુ મદિર, રામજી મદિર વગેરે

**પ્રાચીન સ્થળો** અત્રે એક ખાડ છે તે ભીમો ખાડ કહેવાય છે તે પાંડવોના વખતનો હોવાનું મનાય છે

**પરુ** નવાપુરા હીરાચદ પટેલે વસાવેલુ હોવાથી તે હીરાચદની મુવાડી પણ કહેવાય છે તેમા ૨૦૦ માણસોની વસ્તી છે નજીકમા વાત્રક નદી વહે છે ગ્રામપચાયત છે ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૯ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૯ બાળકો ભણે છે પુસ્તકાલય છે

*

## કાચ્છઈ

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બે માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૬ ચો માઈલ ઘરો ૪૬૭ કુટુબ ૪૬૮ વસ્તી પુ ૧૦૬૦, સ્ત્રી ૧૦૪૦, કુલ ૨૧૦૦

**સગવડો** એક તળાવ અને બે કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે સને ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, ડાગર, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૫ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૯ બાળકો ભણે છે પુ ૩૦૭ અને સ્ત્રી ૨૨ મળી કુલ ૩૨૯ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** બે મદિર છે

આશરે સો વર્ષ ઉપર આ ગામમાથી બારેયા જ્ઞાતિનો એક ગેદાલ નામનો જુવાન બહારવટિયો થઇ ગયો તેણે વીસ વર્ષ સુધી બહારવટુ ખેડેલુ ગરીબો પ્રત્યે તે દયાળુ હતો, અને બ્રાહ્મણોને દાન પણ આપતો આખા ગુજરાતમા દૂર દૂર સુધી જઇને તે ધાડો પાડતો તેને પકડવા સરકારે ગામમા પોલીસથાણુ પણ મૂકેલુ છેવટે તે દસક્રોઈ તાલુકામા પોલીસને હાથે મરાયેલો

*

## કેસરા

**પરિચય** ઉ. અ ૨૪° ૪૯ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી છ માઈલ દૂર આવેલુ છે. આશરે ૨૦૦૦ વર્ષ પૂર્વે કેસરીસિંહે તે વસાવેલુ મનાય છે કહેવાય છે કે અગાઉ તેનુ નામ કેસરગઢ હતુ.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૨૬૪ કુટુબો ૨૮૪ વસતી પુ ૬૯૬, સ્ત્રી ૬૭૩, કુલ ૧૩૬૯

**સગવડો** માળી કૂવો, રૂપિયા કૂઈ, વગેરે કૂવા છે સડક અને બસસર્વિસની સગવડ છે નજીકનું પોસ્ટ ઑફિસનું ગામ દોઢ માઈલ છેટે વાડવાળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ વરિયાળી શાકભાજી વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૩ વિદ્યાર્થીઓ અને ૩૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે પુ ૨૩૬ અને સ્ત્રી ૩૯ મળી કુલ ૨૭૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** કસેરિયા મહાદેવ, મસ્જિદ વગેરે

*

## કોઠીપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ એક માઈલ છેટે હળધરવાસ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૯ ચો માઈલ ઘરો ૫૩ કુટુબ ૫૪ વસતી પુ ૧૩૬, સ્ત્રી ૧૩૩, કુલ ૨૬૯

**શિક્ષણ** શાળા નથી. ૪ પુરુષ ભણેલા છે

*

## ખંભાલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી બે માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ એક માઈલ છેટે વરસોળા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૦ ચો માઈલ ઘરો ૧૬૪ કુટુબ ૨૦૨ વસ્તી પુ ૪૩૯, સ્ત્રી ૪૨૭, કુલ ૮૬૬

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો. બેટ શાળા સ્થપાઈ છે પુ ૧૧૬ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૧૨૬ ભણેલા છે

*

## ખાત્રજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે. ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઈલ ઘરો ૩૨૧. કુટુબ ૩૯૮ વસતી પુ ૮૮૦, સ્ત્રી ૮૨૮, કુલ ૧૭૦૮

**સગવડો** બે કૂવા તથા એક તળાવડી છે સને ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે. મહેમદાવાદ–મહુધા બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બે શાળા છે તેમા ૮૯ વિદ્યાર્થીઓ અને ૫૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૦ બાળકો ભણે છે પુ ૨૫૩ અને સ્ત્રી ૫૪ મળી કુલ ૩૦૭ ભણેલા છે.

*

## ખુમરવાડ

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૩૮૭ કુટુબ ૪૦૦ વસ્તી પુ ૮૭૮, સ્ત્રી ૮૩૮, કુલ ૧૭૧૬ મુખ્ય વસતી વારેલા બારૈયાની છે

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે મીઠા પાણીનો એક કૂવો છે ખેડાની બસસર્વિસનો લાભ મળે છે ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ વગેરે પાકે છે હરિજનો સૂપડા ટોપલા વગેરે બનાવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બે શાળા છે તેમા ૭૫ વિદ્યાર્થીઓ અને ૩૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૮ બાળકો ભણે છે પુ ૮૪ અને સ્ત્રી ૨૧ મળી કુલ ૧૦૫ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, મહાદેવ, એક માતાનુ દેરુ

**પરાં** ઢાકણી પરુ, ઝડિયુ પરુ

ઢાંમણી પરામા આશરે ૧૨૫ માણસની વસ્તી છે અર્ધો માઈલ દૂર શેઢી નદી વહે છે કૂવો નથી ચાર ધોરણની લો બે શાળા ચાલે છે તેમા ૧૪ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭ બાળકો ભણે છે

*

## ખેડા (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ શહેર જિલ્લાનું મુખ્ય શહેર છે તે રેલવેસ્ટેશન મહેમદાવાદથી સાડા સાત માઈલ દૂર અને નડિયાદથી ૧૩ માઈલ દૂર વાત્રક અને શેઢી નદીના સંગમ ઉપર ઊંચી જગાએ ચારે બાજુએ બાધેલા કોટમા વસેલુ છે

ચક્રવર્તી નગરી ખેટકપુર, રાષ્ટ્રકુટ નગર ખેડા અને છેવટે કેરા (Kaira)'ના નામે ઓળખાતા આ ગામે એકલા ગુજરાતના જ નહિ પણ આખાયે ભારતવર્ષના ઇતિહાસમા ગૌરવપૂર્ણ ભાગ ભજવ્યો છે છેક મહાભારતકાળમા એક સમૃદ્ધ નગરી તરીકે આ ગામનો ઉલ્લેખ થયો છે મહારાજા મયૂરધ્વજ અહીંજ રહેતા અને મહારાજા શીલાદિત્યનો જન્મ પણ આ ગામમા જ થયેલો એમ મનાય છે તે ઉપરથી એમ કહી શકાય કે તે ઘણુ જ પુરાણુ શહેર છે

એક કાળે વેપાર ઉદ્યોગમા ખૂબ પ્રગતિ સાધેલા આ ગામના વણિક વ્યાપારીઓ ભારતના ખૂણે ખૂણે વેપાર કરતા. દક્ષિણ ભારતના બ્રાહ્મણો આ ગામમા આવીને વસ્યા હતા, અને છેવટે આ ગામના જ બની ગયા હતા. સેકડો વર્ષ પૂર્વે કાશી, હૈદરાબાદ, શ્રીરગપટ્ટણ અને ભારતના બીજા અનેક ભાગોમાથી ભૂદેવો અહીં આવ્યા હતા તેઓએ પોતાના જ્ઞાન અને વિદ્વતાના પ્રભાવે ભારતની સંસ્કૃતિને નવપલ્લવિત કરીને ખેડાને એક વિદ્યાધામ તરીકે પ્રસિદ્ધિ અપાવી હતી મારવાડ, મેવાડ, લાટ વગેરે પ્રદેશોમાથી વણિકો ખેડાની કીર્તિ સાભળીને દોડયા આવ્યા હતા અને ખેડાની વેપારસમૃદ્ધિને આબાદ કરવામા તેઓએ અગત્યનો ફાળો આપ્યો હતો અત્યારના ખેડાના બ્રાહ્મણો અને વણિકોની વશપરપરાની અટકો તેમના મૂળ સ્થાનોના નામ સાથે સામ્ય ધરાવે છે, તે બતાવે છે કે તેમના પૂર્વજો દૂર દૂરથી આવીને અત્રે વસ્યા હતા

સેકડો વર્ષોથી પાટનગર તરીકે રહેતા આવેલા આ ગામને આગણે અનેક યુદ્ધો ખેલાયા છે તેનો ઇતિહાસ જેટલો રહસ્યપૂર્ણ છે તેટલો જ રોમાચક પણ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૪ ચો માઈલ ઘરો ૧૭૫૪ કુટુબ ૧૯૮૮ વસતી પુ ૩૯૯૫, સ્ત્રી ૩૮૧૯, કુલ ૭૭૧૪ આખુ ગામ બે ભાગમા વહેચાયેલુ છે એક કોટની અદરનો વિસ્તાર, અને બીજો કોટની બહારનો વિસ્તાર કોટની અદરના વિસ્તારના ઉત્તર વિભાગમા રબારીવાડો, કુભારવાડો અને ગરાશિયાવાડ છે ગરાશિયાવાડ વાટાને નામે ઓળખાય છે ત્યા ગરાશિયા રજપૂતો રહે છે તેઓ મુખ્યત્વે કૃષિકારો છે, થોડા જમીનદારો પણ છે તેજ વિભાગમા આવેલા કાકુના ટેકરા (દલાલનો ટેકરો) ઉપર બ્રાહ્મણ વાણિયા દલાલો, શાહુકારો અને પાટીદાર વસે છે નાની વહોરવાડમા સુન્ની વહોરા, પીંજારા અને ઘાંચી રહે છે

પૂર્વ વિભાગમા આવેલી પરમારવાડમા પરમાર રજપૂતો રહે

છે. તેઓ પણ મુખ્યત્વે કૃષિકારો છે. શેઠવાડામાં શ્રાવકો રહે છે. તેઓ તેમની ન્યાતના આગેવાનો છે, કેટલાક સરકારી નોકરો છે, અને કેટલાક ધીરધારનો ધંધો કરે છે. હજામવાડામાં હજામો વસે છે. હરખા પારેખની શેરી (વડવાળી શેરી)માં વાણિયા શાહુકારો અને શરાફો રહે છે.

દક્ષિણ વિભાગમાં પૂર્વ અને પશ્ચિમ છેડાઓ ઉપર આવેલી કાછિયાવાડોમાં કાછિયાઓ વસે છે. તેઓ કડિયાકામનો અને શાકભાજી વેચવાનો ધંધો કરે છે. લાલ દરવાજે શુક્લવાડમાં બ્રાહ્મણો તથા સરકારી નોકરો રહે છે. લાંબી શેરીમાં શ્રાવક અને વાણિયા કાપડિયાઓ, શાહુકારો, શરાફો અને થોડાક બ્રાહ્મણો રહે છે. ભાવસારવાડમાં ભાવસારો, કુંભારવાડામાં કુંભારો અને કાછિયાવાડમાં કાછિયાઓ રહે છે. આ વિભાગને પશ્ચિમ છેડે વાંદરિયો બુરજ આવેલો છે.

પશ્ચિમ વિભાગમાં માળીવાડામાં માળી, દરજી, થોડા બ્રાહ્મણો, અને વેપારી વાણિયા વસે છે. મોટી વહોરવાડ (કાઝીપીઠ)માં સુન્ની વહોરાઓ, ઘાંચીઓ, પીંજારા, અને ગામઠી કાપડ વેચનારા વસે છે. વાવવાળા ફળિયામાં પાટીદાર ખેડૂતો, છીપાઓ અને ઈંટો પાડનાર દલવાડી લોકો રહે છે. રબારીવાડામાં રબારીઓ ઉપરાંત થોડા શ્રાવક વેપારીઓ, શરાફો અને શાહુકારો પણ રહે છે.

ગામનું બજાર મધ્ય વિભાગમાં છે વળી ત્યાં પટેલવાડો છે. તેમાં શ્રાવક મતાદારો, દુકાનદારો, શાહુકારો અને સરકારી નોકરો રહે છે. પરમારવાડામાં પરમારો રહે છે. ભાથીવાડામા પાટીદાર ખેડૂતો તેમજ બ્રાહ્મણો અને થોડા વાણિયા રહે છે. સૈયદવાડામાં મુસલમાનો રહે છે, તેમાંના કેટલાક ખેડૂતો છે, જ્યારે કેટલાક સિપાઈ છે. વૈદવાડામાં અગાઉ વૈદો રહેતા, હાલ બ્રાહ્મણો રહે છે. ઝારોળાના ટેકરા ઉપર ઝારોળા જ્ઞાતિના વણિક શાહુકારો રહે છે, અને ડુંગર ભૂદરના ટેકરા પર શ્રાવક વાણિયા શાહુકારો રહે છે. નાના પટેલવાડામાં જૈન શાહુકારો, ધોબીને ઢાળે ધોબી, અને મોચીવાડામાં મોચી તથા શ્રાવકો વસે છે.

કોટની બહારના વિસ્તારમાં સાત પરાં છે: ત્રણ દક્ષિણે, બે પૂર્વમાં, એક ઉત્તરમાં, અને એક પશ્ચિમમાં. તે અનુક્રમે આ આ પ્રમાણે છે: (૧) આંબકાપરું. તેનું નામ ગાયકવાડની બેન આંબકાબાઈના નામ ઉપરથી પડયું છે. ત્યાં કાછિયા, દલવાડી તથા મોમના મુસલમાન વણકરો રહે છે. (૨) વાઘેશ્વરીનુ પરું: ત્યાં મારવાડી મજૂરો રહે છે. પહેલાં ત્યાં જુગારીઓ અને વેશ્યાઓનો વસવાટ હતો. (૩) ઢેડવાડો: ત્યા વણકરો રહે છે. (૪) ઓમથવાડ: ત્યાં માછીમારો, ઘાસના વેપારીઓ અને મજૂરો રહે છે ત્યાં જ ભંગિયાવાડમાં ભંગી લોકો, તથા ઢેડ લોકો રહે છે. (૫) ભોઈવાડો: ત્યાં ભોઈ લોકો અને ખેડૂતો રહે છે. (૬) લક્ષ્મી પરું: ત્યાં કોળી મજૂર અને ખેડૂતો રહેતા હતા. સને ૧૮૩૭માં આવેલી ભયંકર રેલમાં આ પરું તારાજ થઈ ગયું હતું (૭) કેમ્પ: ગામથી દોઢેક માઈલ દૂર કેમ્પનો વિસ્તાર આવેલો છે ત્યાં એક વખતે મોટું લશ્કરી મથક (કેન્ટોનમેન્ટ) હતું, પણ અત્યારે તો ત્યાં પોલીસ અને જાહેર બાંધકામ ખાતાની જિલ્લા કચેરીઓ, તે ખાતાંના જિલ્લાધિકારીઓના બંગલા, સાલ્વેશન આર્મીનું મથક, પોલીસ લાઈન્સ વગેરે છે.



કલેક્ટરની કચેરી

**સગવડો**: આજુબાજુનાં શહેરોની સરખામણીમાં આ શહેરનાં હવાપાણી બહુ સારા છે. ઊંચી ટેકરી પર વસેલા આ ગામની બે બાજુએ નદીઓ આવેલી છે. તેથી આરોગ્ય માટે આ ગામ બહુજ સાનુકૂળ છે. ગામમાં જરૂરી કૂવા છે. એક બોરિંગ છે. તેમાથી ચોવીસે કલાક ગંધકમિશ્રિત ગરમ પાણી સતત નીકળ્યા જ કરે છે ઈ. સ. ૧૯૫૨થી વોટરવર્કસની સગવડ પણ થઇ છે.



મ્યુનિસિપાલિટી અને ટાવર

ખેડાથી નડિયાદ, મહેમદાવાદ, માતર, ખંભાત, રઢુ, ધોળકા, અમદાવાદ જવાની સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસસર્વિસ ચાલે છે.

નું ગેરેજ પણ અહીં છે. ચોતરફ અદ્યતન રસ્તાઓથી સંકળાયેલા આ ગામ પાસેથી મુંબઈ–અમદાવાદનો નેશનલ હાઈવે પસાર થાય છે. તેથી તેને વાત્રકના પુલની અને શેઢીના બે પુલની સગવડો છે. તાર ટેલિફોનની સગવડવાળી જિલ્લાની હેડ પોસ્ટ ઓફિસ અહીં છે. ગ્રિડ વીજળીની સગવડ થઈ હોવાથી વીજળીથી ચાલતો જાહેર સરકારી રેડિયો ગામમાં ગોઠવેલો છે. મ્યુનિસિપાલિટી ચાલે છે. આ ગામ જિલ્લાનું વડું મથક હોવાથી સિવિલ જજ (જે. ડી.) તથા જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, કલેક્ટર કચેરી, પ્રાંત ઓફિસર–નડિયાદની કચેરી,



સિવિલ હૉસ્પિટલ

હજૂર મામલતદાર ઉર્ફે તિજોરી ઓફિસરની કચેરી, ડિસ્ટ્રિક્ટ રજિસ્ટ્રારની કચેરી, લેન્ડ રેકર્ડ્ઝ કચેરી ઉર્ફે ડિસ્ટ્રિક્ટ સર્વે ઓફિસ, લેન્ડ એક્વિઝિશન કચેરી, નેશનલ સેવિંગ્સ ઓરગેનાઈઝરની કચેરી, નેશનલ હાઇવે સબ ડિવિઝનની ઓફિસ, પી ડબલ્યુ. ડી. ખાતાના એક્ઝિક્યુટીવ એંજિનિયરની કચેરી, ડી એસ. પી.ની કચેરી વગેરે અહીં છે. સિવિલ હૉસ્પિટલ તથા પ્રસૂતિગૃહ અને ગામમા કેટલાંક ખાનગી દવાખાનાંની સગવડ છે. ખેડા પીપલ્સ કો-ઓપરેટીવ બેંક, ક્રિષ્ણા કો-ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી તથા ખેડા ડાયર્સ એન્ડ પ્રિન્ટર્સ પ્રોડ્યુસર્સ કો–ઓપરેટીવ સોસાયટી ચાલે છે. એક સ્ત્રી મંડળ ચાલે છે.



સિવિલ હૉસ્પિટલનું પ્રસૂતિગૃહ

**ઉદ્યોગ:** ગામના કેટલાક લોકો ખેતી કરે છે. અને કેટલાક વેપાર યા નોકરી કરે છે. તે સિવાય ઉદ્યોગોમાં હાથસાળનું વણાટકામ, છીપાઓનું રંગાટી કામ અને કુંભાર લોકોનું વલોણાની ગોળીઓ અને કોઠીઓ બનાવવાનું કામ એ મુખ્ય ઉદ્યોગો છે. અગાઉ રંગાટીનું કામ ખૂબ ચાલતું. એમ કહેવાય છે કે ખેડાનું પાણી રંગાટીકામ માટે બહુ અનુકૂળ છે. અહીં છપાયેલી વાયલો અને છીંદરીઓ આખાયે હિંદ ઉપરાંત સિયામ સુધી જતી તે વખતના છીપાઓ અને ભાવસારો ધનવાન હતા અને મોટાં મોટાં કારખાનાં ચલાવતા. આ ઉપરથી તો કહેવત પડી છે કે, 'છીપા, છાયલ ને છીંદરી તો ખેડાનાં.'

દક્ષિણે વડોદરા, ભરૂચ, સુરત સુધીના અને ઉત્તરે છેક માળવા અને મેવાડ સુધીના તથા પશ્ચિમે છેક સૌરાષ્ટ્ર સુધીના ધોરી રસ્તાઓ ખેડા આગળથી પસાર થતા હોવાથી અગાઉ તે વેપારનું કેન્દ્ર બની ગયું હતું અહીંના વેપારીઓ જીરું, એલચી, ગંધક, સોપારી, કપૂર, કોફી, કોપરાં, રૂ, સૂંઠ, ગુંદર, લોખંડ, કાથો, લાખ, ગળી વગેરેનો પંચમહાલ અને માળવા જોડે વેપાર કરતા. પણ આજે રેલવેના અભાવે તે બધા જૂના વેપારધંધા અને ઉદ્યોગો પડી ભાંગ્યા છે. એને પરિણામે ગામનાં મોટાં મોટાં મકાનો આજે ખાલી પડ્યાં છે, અને ઘણા લોકો જુદાં જુદાં શહેરેમા જઈને નોકરી ધંધે સારી રીતે જામેલા છે.

**શિક્ષણ :** લો. બો. તરફથી ગામમાં સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે. તેમાં અનુક્રમે ૭૫૬ વિદ્યાર્થીઓ અને ૪૮૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૩૭ બાળકો ભણે છે. તે સિવાય કેમ્પમાં એક ચાર ધોરણની શાળા છે, તેમાં ૪૦ બાળકો ભણે છે ઈ. એમ. હાઈસ્કૂલ પણ ચાલે છે. પુ. ૨૩૪૨, અને સ્ત્રી ૧૧૭૨ મળી કુલ ૩૫૧૪ ભણેલાં છે. હેડો નામના એક કલેક્ટરના નામ ઉપરથી સ્થપાયેલી હેડો લાયબ્રેરી, શ્રી સુમતિરત્નસૂરિ જૈન લાયબ્રેરી, શ્રી ગીદવાણી હરિજન આશ્રમ, હરિજન કન્યાછાત્રાલય, જીમખાનું, રમતો માટે સર લેસ્લી વિલ્સન ગ્રાઉન્ડ, બહાર ગામના વિદ્યાર્થીઓને રહેવા માટે સર સાસુન ડેવિડ હોસ્ટેલ, વગેરે છે. ઈ. સ. ૧૮૯૦ની સાલથી ખેડા વર્તમાન નામનું જિલ્લાનું જૂનામાં જૂનું સાપ્તાહિક છાપું ચાલે છે. તે અગાઉ ૧૮૫૬ના અરસામાં 'ખેડા નીતિ પ્રકાશ' નામનું સામયિક પણ નીકળતું, પણ તે પાછળથી બંધ થઈ ગયેલું.

**ધાર્મિક સ્થળો** · અદાલતની બાજુમાં મોટા દેરાસર તરીકે ઓળખાતું જૈનોનું ભવ્ય અને સુંદર દેરાસર આવેલું છે. તે સેંકડો વર્ષોનું પ્રાચીન ધામ મનાય છે. તેમાં લાકડાનું કોતરકામ જોવા લાયક છે. તેની શ્રી ભીડભંજન તથા અમીઝરા પાર્શ્વનાથની મૂર્તિઓ ચમત્કારિક મનાય છે. કહે છે કે ભીડભંજન પાર્શ્વનાથની મૂર્તિ ખેડાથી પશ્ચિમ દિશામાં નદીને સામે પાર આવેલા હરિયાળા ગામ પાસેના વડ નીચેથી સં. ૧૫૧૬માં નીકળી હતી આ દેરાસરને લીધે ખેડા જૈનોનું તીર્થધામ પણ બન્યું છે વાત્રકના પુલ પર જતાં વિખ્યાત સોમનાથ મહાદેવનું પ્રાચીન મંદિર છે. આજુબાજુ તેમજ દૂરથી સેંકડો હિંદુઓ તેનાં દર્શને આવે છે. ગામની ઉત્તરે એક ઊંચી ટેકરી ઉપર પ્રખ્યાત ખેડિયા હનુમાનનું મંદિર છે. કહેવાય છે કે આ હનુમાન એટલી બધી ઊંચાઈએ છે કે

જો તેમની દાઢી સુધી નદીના પૂરનુ પાણી આવે તો આખુ ખેડા ગામ ડૂબી જાય આ હનુમાનજીમા ઘણા લોકો બહુ શ્રદ્ધા ધરાવે



મોટું જૈન દેરાસર

છે કાળી ચૌદશ ને દિવસે દૂર દૂરથી યાત્રીઓ ત્યા દર્શનાર્થે આવે છે ધનતેરસના દિવસથી ત્યા ભવ્ય મેળો ભરાય છે અહીંથી



સોમનાથ મહાદેવ

ચારેક ફર્લાંગ દૂર નીલકંઠ મહાદેવનુ મંદિર છે તે ઘણુ જૂનુ છે તેનુ સ્થાપત્ય જોવા લાયક છે પર્યટન માટે પણ તે સ્થાન સુંદર છે કેમ્પમા જતા વચ્ચે શેઢી નદીને કિનારે એક ટેકરી ઉપર પાળિયા દેવનુ એક મંદિર (શિવાલય) છે ત્યાથી ત્રણેક ફર્લાંગ દૂર કબીરજીનુ સ્થાનક છે, અને ત્યા અભિમન્યુના ચકાવાના સાત કોઠાઓ છે ત્યાના કૂવાનુ પાણી અમૃત સમાન મનાય છે આ સિવાય ગામમા બીજા આઠ જિનમંદિરો કબીરજીનુ મંદિર, સ્વામીનારાયણનુ મંદિર મહાલક્ષ્મી માતા ભદ્રકાળી માતા વગેરે કેટલાક દેવસ્થાનો પણ છે શેઢી નદીના કિનારા નજીક કેમ્પ પાસે સને ૧૮૨૫મા રૂ ૮૦૦૦૦ના ખર્ચે બંધાયેલુ ખ્રિસ્તીઓનુ ચર્ચ જોવા લાયક છે



ચર્ચ

જો કે અત્યારે તે ખિસ્માર હાલતમા છે કહેવાય છે કે ત્યા પહેલા ૯૦ મણનો ઘંટ હતો મુસ્લિમ ધર્મના સ્થાનકોમા જુમ્મા મસ્જિદ, બન્ના પીર ગેબનશા પીર શકારુ પીર વગેરે છે

જોવા લાયક સ્થળો ઉપર ગણાવેલા કેટલાક ધાર્મિક સ્થળો ઉપરાંત ગામની ચારે તરફનો કોટ પ્રાચીનતાના અવશેષ તરીકે જોવા લાયક છે અત્યારે તે લગભગ પડી ગયેલો છે તેમા ૧૮ ઇંચ લાંબી અને ૩ ઇંચ પહોળી ઇંટો વપરાયેલી છે તે સને ૧૭૩૦મા મહંમદખાન બાબીએ બંધાવ્યો હતો એક વખતે તે ખેડાનો સૂબો હતો કોટની મરામત માટે ખાસ સરવરી વેરો એ નામે ઓળખાતો વેરો નાખવામા આવેલો તેની વાર્ષિક આવક રૂ ૧૧૦૦ની હતી સને ૧૮૦૭મા આ કોટને ફરીથી બાંધવામા આવેલો તે વખતે વેરો બંધ કરવામા આવ્યો હતો આ કોટના દરવાજા અત્યારે ખિસ્માર હાલતમા છે મુખ્ય ચાર દરવાજા છે દક્ષિણે લાલ દરવાજો હયાત છે ઉત્તરે આવેલો બાવા પીરનો દરવાજો તોડી પાડવામા આવેલો છે ત્યા પોલીસ ગેટ અને બાવા

પીરનું સ્થાનક છે. વાત્રકનાં પૂર ઘણી વાર માઝા મૂકીને આ દરવાજો ફરી વળે છે. સને ૧૮૩૭ના ઓગસ્ટમાં આવેલા પૂરે તો બાલાપીરના દરવાજાને ડુબાડી દીધો હતો, પાણીમાં દરવાજો ફક્ત ચાર જ ફૂટ દેખાતો હતો. ત્યાર બાદ ત્યાં એક લાકડાનો મજબૂત પુલ બાંધવામાં આવ્યો છે. પશ્ચિમે અમદાવાદી દરવાજો છે ત્યાં પણ વાત્રકનાં પૂરના પાણી ઘણી વાર ધસી આવે છે. દક્ષિણે પૂર્વાભિમુખી પરાનો દરવાજો છે. આ ચાર દરવાજા ઉપરાંત બજારના બુરજ આગળ મારકીટ પાસે એક દરવાજો હતો તે તોડી પાડવામાં આવેલો છે જુમ્મા મસ્જિદ પાસે બજારનો બીજો દરવાજો હાલ હયાત છે. તેની બહાર વાત્રકનો વિશાળ પટ આવેલો છે. કોટને બે છેડે બે મોટા બુરજો ખેડાની ઐતિહાસિક મહત્તાનું ભાન કરાવે છે.



કોટના બુરજનું એક દૃશ્ય

ગામના મધ્ય ભાગમાં આવેલી અદાલતનું ભવ્ય મકાન અને તેનું વિશાળ કમ્પાઉન્ડ જોવા લાયક છે. ઈંટ ચૂનાના ચણતરથી બનાવેલા તેના જંગી અને ભવ્ય થાંભલાઓ બહુ આકર્ષક છે. આ મકાન પેશ્વાઈ વખતની કળાનો નમૂનો છે. તેની ઊંચાઈ પણ ઘણી છે આ અદાલતની પાછળ જેલ છે. તે સને ૧૮૧૪મા બાંધવામા આવી છે જ્યારે સને ૧૮૫૭નું સ્વાતંત્ર્ય યુદ્ધ થયુ ત્યારે ત્યાના કેદીઓએ બળવો પોકાર્યો હતો અને જેલ તોડીને બહાર નીકળવાનો પ્રયાસ કર્યો હતો. આ બળવાખોર કેદીઓમાંના ૧૯ ઠાર થયા હતા. ૧૨ ઘવાયા હતા, અને બાકીનાને ફાંસીને માંચડે લટકાવવામા આવ્યા હતા

હેરો લાયબ્રેરી પાસે એક ટાવર અને બગીચો છે. ટાવર સને ૧૮૬૮માં બાંધવામાં આવ્યું હતુ તેના ઉપર ખેડામાં નદીનાં જે પૂર આવેલાં તેની નિશાનીઓ કરવામાં આવી છે. તેમાં સૌથી વધુ પૂર સને ૧૯૨૭નું નોંધાયું છે. તેના પરથી ખેડાને પોષતી વાત્રક નદી જ્યારે ગાંડી બને છે ત્યારે કેવો પ્રલય કરે છે તેનો ખ્યાલ આવે છે.

વાત્રકને કિનારે એક રમ્ય ટેકરી ઉપર કલેક્ટરનો બંગલો અને કચેરી આવેલાં છે તે સ્થળ પણ જોવા જેવું છે.

ગામમાં ગમે ત્યા ખોદતાં ઊંડેથી મોટી ઈંટો નીકળી આવે છે, તે ઉપરથી લોકોનું અનુમાન એવું છે કે આ ગામની નીચે પણ જૂનું ગામ દટાયેલું પડ્યુ છે.

---

આધાર : (૧) શ્રી બાબુભાઇ વા. મોદીનો 'ખેડા વર્તમાન' સાપ્તાહિકના સં ૨૦૦૫ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલો 'ખેડા–ભારતની એક ગૌરવગાથા' એ નામનો લેખ. (૨) શ્રી બાબુભાઇ મણિલાલ શેઠે આપેલી માહિતી (૩) શ્રી રતિલાલ જી. શાહે આપેલી માહિતી.

*

## ગાડવા

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી એેક માઈલ દૂર આવેલુ છે. અગાઉ અત્રેના ઘીના ગાડવા વખણાતાં, તે ઉપરથી ગામનું નામ ગાડવા પડેલું મનાય છે

**વિસ્તાર :** ક્ષેત્રફળ . ૧ ૦ ચો. માઇલ. ઘરો : ૧૩૨. કુટુંબ : ૧૩૨ વસ્તી : પુ ૩૨૨, સ્ત્રી ૩૦૩, કુલ ૬૨૫. મુખ્ય વસ્તી ઠાકરડાઓની છે. જુદાં જુદા ગામોમાંથી આવીને તેઓ વસેલા છે તેથી તેઓ રામોળા. મહેળાવા, પરસાતજા, ખંભાતિયા, સોજાલિયા વગેરે નામોથી ઓળખાય છે ગામનું મુખીપણું મુસલમાનનું છે.

**સગવડો :** નજીકમા શેઢી નદી વહે છે બે કુવા છે પણ પાણી બગડી જવાથી હાલ વપરાશમાં નથી સીમમાં બારેક કુવા તથા 'મકોડિયુ' તળાવ છે. ખેડાથી સિંહુજ જતી નવી સડક ભાગોળમાંથી પસાર થાય છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે મહેમદાવાદ છે દર બુધવારે ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કડે.ળ, શાકભાજી વગેરે પાકે છે.

**શિક્ષણ :** ચાર ધોરણની લો. બો. શાળા છે તેમાં ૩૮ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦ બાળકો ભણે છે પુ ૬૨ અને સ્ત્રી ૨ મળી કુલ ૬૪ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** નદી કિનારે આવેલા ભૂતનાથ મહાદેવ, બળિયા દેવ, માતા, એક પડી ગયેલી મસ્જિદ, ધર્મશાળા વગેરે છે

મહાદેવમાં દર ગોકળ આઠમે મેળો ભરાય છે.

**જરૂરિયાત :** ગામમાં એક સરણુ છે. તે તથા મકોડિયું તળાવ નીચી જગાએ છે. એટલે ચોમાસામા નદીમા પૂર આવે છે ત્યારે સરણ અને તળાવમાં પાણી ભરાઈ જાય છે તેથી પાકને નુકસાન

થાય છે આથી સરણમાથી નદીમા પાણી પાછુ જતુ રહે એવો કાસ કાઢવાની જરૂર છે

**પરુ** ગાડવાનુ પરુ અથવા મકોડિયુ પરુ '૮૮ની સાલમા રોઢી નદીમા રેલ આવેલી તે વખતથી આ પરુ મકોડિયા તળાવ પાસે વસેલુ છે

*

## ગોકળપુરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે હળદરવાસ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૭ કુટુબ ૭ વસ્તી પુ ૧૭, સ્ત્રી ૧૨, કુલ ૨૯

**શિક્ષણ** શાળા નથી ૨ પુરુષ ભણેલા છે

*

## ગોઠાજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ નડિયાદ પછી અમદાવાદ તરફનુ પહેલુ રેલવેસ્ટેશન છે કહેવાય છે કે અગાઉ ગામ રોઢી નદીના કિનારા પર હતુ પરતુ વારવાર પૂર આવતા નુકસાન થતુ હોવાથી તે હાલના સ્થળે વસાવવામા આવ્યુ છે તેથી કેટલાક તેને નવુ ગોઠાજ પણ કહે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૫૦ કુટુબ ૧૬૧ વસ્તી પુ ૩૦૭, સ્ત્રી ૩૭૨, કુલ ૬૭૯.

**સગવડો** નજીકમા રોઢી નદી વહે છે એક તળાવ અને એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે મહેમદાવાદ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ અને કઠોળ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૦ બાળકો ભણે છે પુ ૧૧૫ અને સ્ત્રી ૬ મળી કુલ ૧૨૧ ભણેલા છે

*

## ઘોડાલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૨૦૩ કુટુબ ૨૧૧ વસ્તી પુ ૪૯૧, સ્ત્રી ૪૭૩, કુલ ૯૬૪

**શિક્ષણ** ચાર ધોરણની લો બો. શાળા છે તેમા ૩૯ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૧૯૨ અને સ્ત્રી ૮ મળી કુલ ૧૫૦ ભણેલા છે

*

## ઘોડાસર

**પરિચય** ઉ અ ૨૨° ૫૪' અને પૂ રે. ૭૨° ૫૦' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે અગાઉ આ પ્રદેશ તોફાની હોવાથી અમદાવાદના બાદશાહે ત્યા ઘોડેસવારોની પલટણ ગોઠવેલી પાછળથી એ સ્થળે આ ગામ વસ્યુ એટલે 'ઘોડેસવાર' ઉપરથી તેનુ નામ ઘોડાસર પડયુ

વિલીનીકરણ પહેલા આ ગામ ઘોડાસર સ્ટેટની રાજધાની હતુ તેથી ગામમા વેપારી પ્રજા સારા પ્રમાણમા વસેલી છે, અને વેપાર રોજગાર પણ સારો ચાલે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૫૫૭ કુટુબ ૫૬૮ વસતી પુ ૧૨૩૧, સ્ત્રી ૧૨૦૩, કુલ ૨૪૩૪

**સગવડો** કૂવા તળાવ છે મહેમદાવાદથી ઘોડાસર ખાનગી મોટર દોડે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૯૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે સરકારી દવાખાનુ છે સસ્કાર કેન્દ્ર તથા ઘોડાસર ગ્રુપ ખેડૂત મલ્ટિપરપઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એજિન પપોની સગવડ છે અનાજ ઉપરાત કપાસ, તમાકુ વગેરે પાકે છે પતરાળા અને ભરતગૂથણનો ગૃહઉદ્યોગ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૨૨ વિદ્યાર્થીઓ અને ૭૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૯ બાળકો ભણે છે. શાળાનુ નવુ મકાન બાધવા માટે ગામ તરફથી લો બો મા ગામફાળાની રકમ ભરવામા આવી છે પુ. ૧૫૩ અને સ્ત્રી ૧૩૦ મળી કુલ ૨૮૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** વાડીનાથ મહાદેવ, અબામાતા વગેરે

*

## ચારણનું મુવાડું (કુણા)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલુ છે ચારણ લોકોની વસતી હોવાથી તે ચારણનુ મુવાડુ કહેવાય છે મૂળ તે કુણાના તાબાનુ ગામ હતુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો માઈલ ઘરો ૮૧ કુટુબો ૮૨ વસતી પુ ૧૯૧, સ્ત્રી ૧૫૪, કુલ ૩૪૫

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે મોકવા છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો. બો. શાળા છે તેમા ૩૮ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૪ બાળકો ભણે છે શાળાનુ મકાન બાધવા માટે ગામલોકોએ લો. બો. મા રૂ ૧૧૦૦ની રકમ ભરેલી છે તથા અરધુ વીઘુ જમીન પણ બોર્ડને આપેલી છે વધુ અભ્યાસ માટે બાળકો એક માઈલ છેટે આવેલા ઘોડાસરની શાળામા જાય છે પુ ૮૨ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૯૪ ભણેલા છે

*

## ચારણનું મુવાડું (ઘોડાસર)

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલુ છે પહેલા તે ઘોડાસર ગામના તાબામા હતુ નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૫ ચો માઈલ ઘરો ૧૯ કુટુંબો ૧૯ વસતી પુ. ૪૮, સ્ત્રી ૪૬, કુલ ૯૪

**શિક્ષણ** શાળા નથી પુ ૧૬, સ્ત્રી ૬ મળી કુલ ૨૨ ભણેલા છે.

*

## છાપરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બે માઈલ દૂર આવેલ છે કહેવાય છે કે અગાઉ તે ઘણુ વિકાસ પામેલુ મોટુ નગર હતુ અને તે વખતે તેનુ નામ 'છત્રપતિ હતુ પાછળથી છત્રપતિ'માથી છાપરા થયેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૧૫૭ કુટુંબો ૨૮૩ વસતી પુ ૬૮૦, સ્ત્રી ૬૦૨, કુલ ૧૨૮૨ મુખ્ય વસતી ચૌહાણ અને ગોહિલ લોકોની છે.

**સગવડો** વાત્રક નદી વહે છે પાચ તળાવો છે પણ એકેયમા બારે માસ પાણી ટકતુ નથી મહેમદાવાદ–ખેડાની સડક ઉપર એક અને ગામમા ચાર એમ કુલ પાચ કૂવા છે તે પૈકી એક હરિજનોનો અને એક ઢેડ લોકોનો છે મહેમદાવાદ–ખેડાની બસ સર્વિસનો લાભ મળે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહેમદાવાદ છે અને ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાંગરનો છે તે સિવાય બાજરી બાવટો, વગેરે પણ પાકે છે હરિજનો વાસના ટોપલા, પાજરા, સૂપડા, વગેરે બનાવે છે હાથસાળો ચાલે છે મોટો, પછેડીઓ, ચાદરો, ખોળિયા, ટુવાલ વગેરે બનાવાય છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૪ વિદ્યાર્થીઓ અને ૩૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૪ બાળકો ભણે છે પુ ૧૭૫ અને સ્ત્રી ૨૮ મળી કુલ ૨૦૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** - રામજી મંદિર, એક મહાદેવ, ધર્મશાળા પરબડી વગેરે.

**પ્રાચીન સ્થળો** (૧) **પીપળિયું તળાવ** ગામની દક્ષિણ દિશાએ આ તળાવ આવેલુ છે તેની નજીકમા જૂના મહેલના પાયા દેખાય છે. તે મહેલ મહમદ બેગડાના સમયનો હોવાનુ કહેવાય છે નજીકમા એક દેવસ્થાન છે તે 'ચોષ્ઠિ'ના નામથી ઓળખાય છે ચોષ્ઠિનો અર્થ લોકો 'ચોસઠ જોગણી" કરે છે આ સ્થાનક માટે સરકાર તરફથી વાર્ષિક રૂ ૧–૮–૦ વર્ષાસન મળે છે

(૨) **કરોડિયું તળાવ** ગામની પશ્ચિમે ચારેક ફર્લાંગના અંતરે આ તળાવ આવેલુ છે તે ઘણુ વિશાળ છે તેની નજીકમા જૂના ખડેરોના પાયા નજરે પડે છે

(૩) **સાસુ–વહુનાં તળાવ** આ તળાવો પણ ઘણા જૂના છે બે તળાવોને જોડતો વચ્ચે એક પુલ છે

(૪) **ગધાડિયો કૂવો** આ કૂવો ઘણો મોટો છે એને ખોદતી વખતે બધી માટી ગધેડા મારફતે કાઢેલી તેથી તે 'ગધાડિયો કૂવો' કહેવાય છે હાલમા આ કૂવો પાણી વિનાનો અને જર્જરિત થઈ ગયેલો છે કહે છે કે તેની અંદર મહેમદાવાદના ભમરિયા કૂવા સુધી પહોચતુ એક ભોયરુ હતુ

**આધાર** શ્રી અમરસિંગ છનાજી ચૌહાણે આપેલી માહિતી

*

## જાલમપુરા

**પરિચય** ઉ અ ૨૮° ૫૪ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી સાત માઈલ દૂર આવેલુ છે આશરે ૧૫૦ વર્ષ પૂર્વે જાલમસિંહ ઠાકોરે તે વસાવેલુ કહેવાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો. માઈલ, ઘરો ૯ કુટુંબ ૯ વસ્તી પુ ૪૦, સ્ત્રી ૨૩, કુલ ૬૩

**સગવડો** એક તળાવ તથા એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઘોડાસર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, ડાગર, કોદરા, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૭ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૯ બાળકો ભણે છે. તે સિવાય બે પુરુષ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મંદિર

*

## જાળિયા

**પરિચય:** ઉ. અ. ૨૨° ૫૪' અને પૂ. રે. ૭૨° ૫૫' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે સરસવણી છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨.૯ ચો. માઈલ. ઘરો : ૧૯૨. કુટુંબ : ૧૯૯. વસતી : પુ. ૪૬૪, સ્ત્રી ૪૬૦, કુલ ૯૨૪.

**શિક્ષણ :** ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૪૫ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૮ બાળકો ભણે છે. પુ. ૮૦ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૯૦ ભણેલાં છે.

*

## જીંજર

**પરિચય :** ઉ. અ. ૨૨° ૫૪' અને પૂ. રે. ૭૨° ૪૬' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન કનીજથી ચાર માઈલ દૂર આવેલું છે. કહેવાય છે કે આશરે ૨૦૦૦ વર્ષ પૂર્વે 'જાંજવા' વણજારાએ વસાવેલું તેથી તે 'જાંજવાપુરા' કહેવાતું તે ઉપરથી અપભ્રંશ થતાં કાળક્રમે 'જીંજર' નામ પડેલું છે. ગામની નજીકમાં એક ગાઢું, બિહામણું ઉપવન છે. કહેવાય છે કે ત્યાં મહમદ બેગડો અવારનવાર શિકાર ખેલવા આવતો.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨.૦ ચો. માઈલ. ઘરો : ૧૦૭. કુટુંબ : ૧૦૭. વસતી : પુ. ૨૮૨, સ્ત્રી ૨૩૪, કુલ ૫૧૬. મુખ્ય વસતી મુસલમાનોની છે.

**સગવડો :** અર્ધો માઈલ દૂર મેશ્વો નદી વહે છે. લો. બો ના બે કૂવા છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે મોદજ છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કઠોળ પાકે છે

**શિક્ષણ :** આ વર્ષે (૧૯૫૪) લો. બો. શાળા સ્થપાઈ છે. એક સમાજ શિક્ષણની શાળા ચાલે છે. તેમા ગામના ૧૦૦ જેટલા પ્રૌઢોએ શિક્ષણ લીધું છે. તે અગાઉ ૧૯૫૧ની વસ્તી ગણતરીના સરકારી નિવેદન પ્રમાણે ગામમાં ૨ પુરુષ ભણેલા હતા.

**ધાર્મિક સ્થળ :** એક મસ્જિદ.

*

## દાજીપુરા

**પરિચય:** ઉ. અ ૨૨° ૫૩' અને પૂ રે ૭૨° ૪૭' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન નેનપુરથી પાંચ માઈલ દૂર આવેલું છે આશરે બસો વર્ષ પૂર્વે માતરના વતની દાજીભાઇ દેસાઇની અહીં ઘણી જમીન હતી તેનો વહીવટ કરવા તેઓ અહીં વસેલા. તેમના નામ પરથી ગામનું નામ દાજીપુરા પડેલું. તે પછી મોદજના બારૈયા હાથીભાઇ ઇચ્છાભાઇ અહીં વસેલા. તેથી ગામ 'હાથી બારૈયાની મુવાડી' તરીકે પણ ઓળખાય છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૦.૫ ચો. માઈલ. ઘરો : ૫૬. કુટુંબ : ૫૭. વસ્તી : પુ. ૧૨૬, સ્ત્રી ૧૧૨, કુલ ૨૩૮. મુખ્ય વસ્તી બારૈયા કોમની છે.

**સગવડો :** હવાડા સાથેનો એક કૂવો છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે મોદજ છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત કઠોળ પાકે છે.

**શિક્ષણ :** શાળા નથી. પાંચ બાળકો નજીકના જાલમપુરાની શાળામાં ભણવા જાય છે. ૧ પુરુષ ભણેલો છે.

*

## દેદરડા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૮' અને પૂ રે ૭૨° ૪૦' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચાર માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧.૩ ચો. માઈલ. ઘરો : ૪૨. કુટુંબ : ૫૧. વસ્તી : પુ. ૧૦૩, સ્ત્રી ૯૬, કુલ ૧૯૯.

**શિક્ષણ :** શાળા નથી. પુ. ૧૧ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૨ ભણેલાં છે.

*

## દેવકી વણસોલ

**પરિચય :** ઉ અ ૨૨° ૪૭' અને પૂ. રે. ૭૨' ૪૮' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી બે માઈલ દૂર આવેલું છે. તેરમા સૈકામાં દેવજી રજપૂતે તે વસાવેલું મનાય છે. કહેવાય છે કે અગાઉ અત્રે ઘણાં જૈન અને વિષ્ણુમાર્ગી લોકોનાં દેરાં હતાં. ખોદકામ કરતાં જૂનાં દેરાં, મકાનોના પાયા, કોટના તૂટેલા ભાગ વગેરે મળી આવે છે. તે ઉપરથી ગામ ઘણું પુરાણું હોવાનું મનાય છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ ૨.૮ ચો માઈલ ઘરો : ૪૫૦. કુટુંબ : ૪૫૧. વસ્તી પુ. ૯૮૫, સ્ત્રી ૯૩૩, કુલ ૧૯૧૮. મુખ્ય વસ્તી રજપૂત ઠાકોરોની છે.

**સગવડો :** સંવત ૧૯૫૬માં ખોદાવેલું એક વિશાળ માણેક તળાવ છે. બીજાં ૭ નાનાં તળાવ છે. વણજારાએ બાંધેલો એક કૂવો છે. ગામલોકો તેના પાણીનો ઉપયોગ કરે છે. એક હરિજનોનો કૂવો છે.

સને ૧૯૫૧થી ગ્રામપંચાયત ચાલે છે. તે ગ્રામસફાઇ, રસ્તા-સુધારણા વગેરે કામો કરે છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે મહેમદાવાદ છે. અઠવાડિયે મંગળ અને શુક્ર એમ બે વાર ટપાલ આવે છે. બે સહકારી મંડળીઓ છે એક મંડળી ધીરધાર કરે છે, જ્યારે બીજી એન્જિન પંપથી ખેતી માટે પાણી આપે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. ડાંગર, બાજરી, બાવટો વગેરે પાકે છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો અો શાળા છે તેમા ૧૩૦ વિદ્યાર્થીઓ અને ૪૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૪ બાળકો ભણે છે. પુ ૨૦૫ અને સ્ત્રી ૩૦ મળી કુલ ૨૩૫ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળ** એક મ દિર અને એક ધર્મશાળા છે.

**પરુ** છુઆઈપુરા

**આધાર** શ્રી ફૂલાભાઈ આઈતાજી ચૌહાણ તરફથી મળેલી માહિતી

*

## નવચેતન

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે અગાઉ કાગા પટેલના નામ ઉપરથી ગામનુ નામ 'કાગાનુ પરુ' પડેલુ સરકારી ચોપડે ગામનુ નામ 'રસૂલપુર' ચાલતુ પણ તા ૧૩-૪-૪૭ને રોજ ગામમા સ્થપાએલા 'અખ ડ ભારત યુવક મ ડળે' ૧૯૪૯થી ગામનુ નામ બદલી 'નવચેતન' રખાવ્યુ છે સરકારી ગેઝેટમા તેની જાહેરાત પણ થઈ ગઈ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૬ ચો માઈલ ઘરો ૧૭૩ કુટુબ ૧૮૯ વસ્તી પુ. ૪૨૪, સ્ત્રી ૩૫૫, કુલ ૭૭૯

**સગવડો** 'સાકરડી' તળાવ, એક જૂનો કૂવો તથા એક ગામઈ કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે મહુધા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામરક્ષક દળ તથા અખડ ભારત યુવક મ ડળ ચાલે છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે હાથસાળો પર વણાટકામ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૦ વિદ્યાર્થીઓ અને ૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૫ બાળકો ભણે છે એક એમ ઈ મિશન શાળા પણ ચાલે છે પુ ૨૦૯ અને સ્ત્રી ૫૦ મળી કુલ ૨૫૯ ભણેલા છે

**પ્રાચીન સ્થળો** રામજી મ દિર, વિશ્વનાથ મહાદેવ, ધૂણેલા હનુમાન વગેરે

ગામની પશ્ચિમ દિશામા એક ગોરસ આબલાનુ ગજાવર ઝાડ છે તેના થડનો ઘેરાવો ૪૫ ફૂટ જેટલો છે. રતવાના રોગ ઉપર તેની છાલનુ પાણી કાઢીને પીવાય છે, અને મધુ પ્રમેહના રોગ ઉપર તેના પાન ખવાય છે આથી દૂર દૂરના લોકો તેના છાલ-પાદડા લઈ જાય છે

*

## નાની અડબોડી

**પરિચય** • આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અડધો માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૭૨ કુટુબ ૭૨ વસ્તી પુ ૧૮૯, સ્ત્રી ૧૭૭, કુલ ૩૬૬

**શિક્ષણ** શાળા નથી ૪ પુરુષ ભણેલા છે

*

## નાની ટીંબલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૨ ચો માઈલ ઘરો ૧૧ કુટુબ ૧૧ વસ્તી પુ ૨૩, સ્ત્રી ૧૭ કુલ ૪૦

**શિક્ષણ** શાળા નથી કોઈ ભણેલુ નથી.

*

## નેનપુર

**પરિચય** ઉ. અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૪૩' ઉપરનુ આ ગામ મુબઈ અમદાવાદ રેલવે લાઈન ઉપરનું સ્ટેશન છે ખેતીમા તે ઘણુ પ્રગતિ કરી રહ્યુ છે સને ૧૯૫૧મા સરકારને લેવીમા વધુ અનાજ આપવા બદલ તેને રૂા ૫૦૦૦નુ ઈનામ મળેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૧ ચો માઈલ ઘરો ૪૬૧ કુટુબ ૪૭૭ વસ્તી પુ. ૧,૧૨૦, સ્ત્રી ૧૦૦૭, કુલ ૨૧૨૭ મુખ્ય વસ્તી બારૈયાની છે પટેલ, મુસલમાન, લુહાણા, સુથાર વગેરે પણ વસે છે

**સગવડો** ગામ વાત્રક અને મેશ્વા નદી વચ્ચે આવેલુ છે એક તળાવ અને બે તળાવડીઓ છે મહાદેવિયો કૂવો, મ દિરિયો કૂવો અને હરિજનોનો એક કૂવો છે સીમમા આશરે ૧૫૦ કૂવા છે આ ગામથી ઘોડાસર થઈને હળધરવાસ સુધીનો રોડ થઈ રહ્યો છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૨ની ગ્રામપચાયત ચાલે છે ઘરવેરો, દુકાનવેરો વગેરેમાથી તેને વાર્ષિક રૂ ૧૦૦૦ જેટલી આવક થાય છે. તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ગામની જમીન ગોરાડુ અને ક્યારીની હોવાથી બધી જાતના પાકો થાય છે ખરીફ અને રવીપાક થાય છે અનાજ ઉપરાત તમાકુ, લીબુ, મરચા, શાકભાજી, વગેરે પુષ્કળ પ્રમાણમા થાય છે ગામમાથી દરરોજ ૨૦૦ લિટર માખણિયુ દૂધ, લીંબુ અને શાકભાજી લઈ નડિયાદ અથવા અમદાવાદ વેચવા જાય છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૦ વિદ્યાર્થીઓ અને ૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૭ બાળકો

ભણે છે શાળાના મકાન માટે લો બો મા ગામફાળાની રકમ પેટે રૂ ૫૦૦૦ ભરવામા આવ્યા છે પુ ૨૬૮ અને સ્ત્રી ૫૬ મળી કુલ ૩૨૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, સ્વામીનારાયણનુ મંદિર, મહાદેવ, એક મસ્જિદ, એક પરબડી, એક ધર્મશાળા વગેરે છે

**આધાર** શ્રી નાથાભાઈ દેસાઈભાઈ, શ્રી મણિભાઈ રણછોડદાસ પટેલ તથા શ્રી પ્રાણશંકર મુળશંકર ભટ્ટ તરફથી મળેલી માહિતી

*

## પરસાંતજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮' અને પૂ રે ૭૨° ૪૩' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ધરો ૩૬૮. કુટુબ ૪૪૮ વસતી પુ ૯૫૨, સ્ત્રી ૯૫૦ કુલ ૧૯૦૨.

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૮૦ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૦ બાળકો ભણે છે પુ ૧૯૮ અને સ્ત્રી ૨૮ મળી કુલ ૨૨૬ ભણેલા છે

*

## પહાડ

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી એક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ધરો ૭૪ કુટુબ ૭૭. વસતી પુ ૧૫૦, સ્ત્રી ૧૫૦, કુલ ૩૦૦

**શિક્ષણ** શાળા નથી. પુ ૧૩ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૫ ભણેલા છે

*

## પહાડિયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ એક માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ધરો ૩૨ કુટુબ ૩૨ વસતી પુ. ૭૩, સ્ત્રી ૮૧, કુલ ૧૫૪

**શિક્ષણ** શાળા નથી કોઇ ભણેલુ પણ નથી

*

## બાર મુવાડાં

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ૧૨ માઈલ દૂર આવેલુ છે એ નાના નાના બાર મુવાડાનુ બનેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૦ ચો માઈલ ધરો ૯૪૫. કુટુબ ૧૦૬૧ વસતી પુ ૨૨૮૦, સ્ત્રી ૨૪૨૭, કુલ ૪૭૦૭ પુ ૩૧૪ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૩૨૪ ભણેલા છે મુખ્ય વસતી ક્ષત્રિય લોકોની છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ, તમાકુ, રૂ વગેરે પાકે છે.

**મુવાડાંની વિગત** ગામના બાર મુવાડાની વિગત નીચે પ્રમાણે છે

(૧) **જરાવત** તે જેરાજીએ વસાવેલુ કહેવાય છે તે વાત્રકને પશ્ચિમ કાંઠે આવેલુ છે ૧૨૦૦ માણસોની વસ્તી છે અહીં પોસ્ટ ઑફિસ છે ગ્રામપંચાયતની મુખ્ય ઑફિસ અહીં છે લાલજી મહારાજનુ મંદિર, ભીમનાથ મહાદેવ, બહુચરાજી માતા, લેબવા તળાવ વગેરે છે છ ધોરણની લો બો શાળા છે તેને પોતાનુ મકાન છે તેમા ૧૪૯ વિદ્યાર્થીઓ, ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૭ બાળકો ભણે છે

(૨) **પથાવત** તે પથાજીએ વસાવેલુ કહેવાય છે તેમા ૧૨૮૬ માણસોની વસ્તી છે જરાવતથી તે અઢી ફર્લાંગના અંતરે આવેલુ છે એક જૂનો ખંડેર હાલતમા કૂવો છે સિદ્ધમાઈ માતાનુ મંદિર છે ચાર ધોરણની લો બો શાળા છે ગામ ફાળાના રૂ ૨૨૦૦ અને તેમા સરકાર મદદ ઉમેરાઈને તે શાળાનુ મકાન રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજનાના કાર્યક્રમમા બાધવામા આવ્યુ છે તેમા ૮૦ જેટલા બાળકો ભણે છે

(૩) **વિઠાવત** તે વિઠાજીએ વસાવેલુ મનાય છે તે જરાવતથી અર્ધો ફર્લાંગ દૂર આવેલુ છે વસતી ૩૦૧ માણસોની છે

(૪) **ઓઝાની મુવાડી** શરૂઆતમા આ પરામા બહુ થોડા ઘર હતા તે વખતે એક કુભાર (ઓઝો) રહેતો હતો તેથી તે ઓઝાની મુવાડી કહેવાતુ હોવાનુ મનાય છે તે જરાવતથી એક ફર્લાંગ દૂર છે વિઠાવતના લોકો ત્યા જઇને વસેલા છે વસતી ૪૦ માણસોની છે

(૫) **વાઘાવત** તે વાઘાજીએ વસાવેલુ કહેવાય છે જરાવતથી તે બે ફર્લાંગ દૂર આવેલુ છે વસતી ૮૬૦ માણસોની છે ગામના ગોચરમા જૂની બાવા પીરની દરગાહ છે તે ગોમટાને નામે જાણીતી છે.

ઉપરના પાચેય પરા વાત્રકને પશ્ચિમ કિનારે આવેલા છે અને દરેક વચ્ચે નાના નાના વહેળા આવેલા છે કૂવાના અભાવે લોકો નદીનુ પાણી પીએ છે નીચેના સાત પરા જરાવતથી અને નદીથી દૂર આવેલા છે

(૬) **કલેસર** કલેસર તળાવ અને કલેસર માતા ઉપરથી આ મુવાડાનુ નામ કલેસર પડયુ છે. ત્યા મુખ્યત્વે પથાવતના લોકો વસેલા છે જરાવતથી તે અઢી માઈલ દૂર આવેલુ છે વસતી ૪૭ માણસોની છે લોકો નજીકના સીમના કૂવાનુ પાણી પીએ છે

(૭) **ઉમાજીની મુવાડી ઉર્ફે કુબેરજીની મુવાડી** આશરે

૭૦ વર્ષ ઉપર ઉમાજીએ તે વસાવ્યાનું કહેવાય છે મુખ્યત્વે તેમા પધાવતના લોકો વસે છે. વસતી ૧૦૯ માણસોની છે લોકો નજીકના સીમના કુવાનુ પાણી પીએ છે જરાવતથી આ મુવાડુ ૩ા માઈલ દૂર આવેલુ છે

**(૮) રોડાનો ટેકરો** આ મુવાડુ ટેકરા ઉપર વસેલુ છે ત્યા રોહડાના ઝાડ બહુ છે તેથી તે રોડાનો ટેકરો કહેવાય છે જરાવતથી તે ત્રણ માઈલ દૂર આવેલુ છે વસતી ૬૩ માણસોની છે મુખ્યત્વે જરાવતના લોકો વસેલા છે

**(૯) ખોડા ખાટની મુવાડી** આશરે ૧૦૦ વર્ષ ઉપર આ મુવાડી ખોડાજીએ વસાવેલી કહેવાય છે ત્યા સમડો આવેલો હોવાથી તે સમડાવાળી મુવાડી પણ કહેવાય છે જરાવતથી અઢી માઈલ દૂર છે મુવાડીમા અમદાવાદની કોઈ બાઈએ ૫ દરેક વર્ષ ઉપર એક કૂવો બધાવી આપ્યો છે દસક્રોઈ તાલુકાના કાણિયેલ ગામનુ તળાવ નજીક આવેલુ હોઈ આ મુવાડીના લોકો તેનો લાભ લે છે વસતી ૧૭૨ માણસોની છે મુખ્યત્વે વિઠ્ઠલવતના લોકો વસેલા છે

**(૧૦, આંબડિયાની મુવાડી** સવત ૧૮૧૧મા તે વસેલી છે જરાવતથી તે અઢી માઈલ દૂર છે વસતી ૧૯૬ માણસોની છે લોકો નજીકના સીમના કુવાનુ પાણી પીએ છે

**(૧૧) દલપાજીની મુવાડી** આશરે ૧૦૦ વર્ષ ઉપર દલપાજીએ તે વસાવેલી કહેવાય છે જરાવતથી તે અઢી માઈલ દૂર છે વસતી ૮૯ માણસોની છે લોકો નજીકના સીમના કુવાનુ પાણી પીએ છે.

**(૧૨) ગોકળપુરા** તે આશરે ૩૫ વર્ષ ઉપર વસેલુ છે જરાવતથી તે અઢી માઈલ દૂર આવેલુ છે કેટલાક કુટુબોએ એક કૂવો બધાવેલો છે વસતી ૩૪૪ માણસોની છે

ઉપર જણાવેલા ૬ થી ૧૨ સુધીના સાતેય મુવાડા એક બીજાની પડખે અર્ધા અર્ધા માઈલના અતરે આવેલા છે

*

## બાવરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૪૬° ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે મહેમદાવાદ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૧૪ કુટુબ ૧૨૭ વસ્તી પુ ૨૭૫, સ્ત્રી ૨૭૪, કુલ ૫૪૯

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો. બો શાળા સ્થપાઈ છે પુ ૧૧ અને સ્ત્રી ૩ મળી કુલ ૧૪ ભણેલા છે

*

## બીડજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી પાચ માઈલ દૂર ખેડા જિલ્લા અને અમદાવાદ જિલ્લાની સરહદ પર આવેલુ છે આશરે ૮૦૦ વર્ષ પૂર્વે તે વસેલુ મનાય છે આજુબાજુ જગલ અને ઘાસનુ બીડ હશે તે ઉપરથી બીડજ નામ પડેલુ એમ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૩ ચો માઈલ ઘરો ૩૦૧ કુટુબ ૩૪૧ વસ્તી પુ ૬૫૯, સ્ત્રી ૫૮૨, કુલ ૧૨૪૧ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** ગામની ત્રણ બાજુએ ખારી નદી વહે છે ગામ તળમા દસ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે લાલી છે સોમ, બુધ અને શુક્ર એ ત્રણ વારે ટપાલ આવે છે એક હોમિયોપથિક અને એક દેશી દવાખાનુ છે પ્રગતિ મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા દરેક કૂવા ઉપર એન્જિન પપ ચાલે છે અનાજ ઉપરાત કઠોળ, કપાસ વગેરે પાકે છે દળવાની ઘટી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૭૮ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૮ બાળકો ભણે છે પુ ૧૮૫ અને સ્ત્રી ૪૯ મળી કુલ ૨૩૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** સ્વયભૂ કેળનાથ મહાદેવ, રામજી મંદિર, બળિયા દેવ, વડકેશ્વરી માતા, વેરાઈ માતા, ભાથીજી, મસાણી માતા, પરબડી, ધર્મશાળા વગેરે

કહેવાય છે કે અગાઉ કેળનાથ મહાદેવની નજીક થઈને ચદ્રભાગા નદી વહેતી હતી મહાદેવનુ સ્થાન રમણીય છે દર જન્માષ્ટમીએ ત્યા મેળો ભરાય છે તેનાથી થોડે દૂર ગાધર્વ સ્મશાન આવેલુ છે

**જરૂરિયાત** નદીના મઠા ઉપર ગામ વસેલુ છે ઘણી વાર પશ્ચિમેથી નદીકાઠો ગામથી છનકાઈને તૂટી જાય છે ગામની બાધણી નીચાણમા હોઈ ઘણુ પાણી પેસી જાય છે અને પારાવાર નુકસાન થાય છે એટલે પશ્ચિમ કાઠો પાકો બાધી લેવાની જરૂર છે નદી ઉપર એક પુલ બાધવાની પણ જરૂર છે

**પરાં** (૧) વિઠ્ઠલપુરા (૨) ગૌશાળા આશ્રમ ત્યા ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૮ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૪ બાળકો ભણે છે

---

**આધાર** શ્રી ડાહ્યાભાઈ ધરમદાસ પટેલે આપેલી માહિતી

*

## મસાતજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નેનપુરથી અઢી માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ત્રાજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૦૪ કુટુબ ૧૦૫ વસતી પુ ૨૦૭ સ્ત્રી ૧૯૬, કુલ ૪૦૩

**શિક્ષણ** શાળા નથી ૧૫ પુરુષ ભણેલા છે

*

## મહીજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બારેજડીથી બે માઈલ દૂર આવેલુ છે.

ગામ વિષે એવી દતકથા ચાલે છે કે નજીકમા તુલસીવન નામનુ પરૂ છે ત્યા અગાઉ તુલસીનુ ગાઢ વન હતુ આજે ત્યા કેળનાથ મહાદેવનુ દેરુ છે તે જગાએ પહેલા ઋષિ–મુનિઓનો આશ્રમ હતો તે વખતે મહિષાસુર રાક્ષસ ઋષિઓને યજ્ઞકાર્યમા હેરાન કરતો તેથી ઋષિઓએ ગમ્નિની ઉપાસના કરી તેની માતાજીએ રાક્ષસનો સહાર કરેલો પાછળથી તે સ્થળે જે નગરી વસી તે મહિષાવતી કહેવાઈ અને એમાથી સમય જતા મહીજ' નામ થયુ

દસક્રોઈ તાલુકાની સરહદ પાસે આવેલુ આ ગામ એકલો મણ દાણ પાકે છે ડાંગરના સૌથી વધારે અનાજ આપવા બદલ ગામને સરકાર તરફથી ૧૯૫૧ પરમા રૂ ૧૦૦૦૦)નુ ઈનામ મળેલુ એક આદર્શ ગામ તરીકે બે વાર તાલુકા શિલ્ડ અને એક વાર જિલ્લા શિલ્ડ પ્રાપ્ત કરવાનુ બહુમાન પણ મળેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૯ચો માઈલ ઘરો ૫૪૦ કુટુબ ૬૧૨ વસ્તી પુ ૧૨૮૨, સ્ત્રી ૧૨૧૩, કુલ ૨૪૯૫

**સગવડો** નજીકમા મેશ્વા નદી પસાર થાય છે એક પુરાતન કુડ, એક પુરાણી વાવ તથા એક તળાવ છે બે ફર્લાંગ દૂર બારેજડીથી બાકરોલ જતો મકલ રોડ આવેલો છે ગામથી તે રોડને જોડતો એક પાકો રસ્તો બનાવેલો છે ત્યાથી બસ સર્વિસની સગવડ મળે છે શાખા પોસ્ટ ઓફિસ છે અને ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે નાનુ દવાખાનુ છે વિદ્યાર્થી મડળ ગૃહ રક્ષક દળ ક્ષત્રિયમડળ હરિજન મડળ તથા ગામની ઉપયોગી જાહેર પ્રવૃત્તિઓના કેન્દ્રરૂપ એક કેળવણી મડળ ચાલે છે એક મલ્ટિ પરપઝ કો–ઓપરેટીવ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૮ એન્જિન પપ ચાલે છે મુખ્ય પાક ડાગરનો છે તે સિવાય ઘઉ બાજરી, કપાસ, કોદરા તલીબિયા તમાકુ વગેરે પાકે છે ૨૦ જેટલા વણકરો હાથસાળો ઉપર વણાટકામ કરે છે હરિજનો ચામડા તૈયાર કરે છે તેમજ ટોપલા અને સાદડીઓ બનાવે છે કૃષ્ણ વિજય રાઈસ એન્ડ પલ્સ મિલ ચાલે છે

**શિક્ષણ** ચાર ધોરણની સેટ બે ગાળા છે તેમા ૧૪૫ વિદ્યાર્થીઓ અને ૯૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૦ બાળકો ભણે છે તે સિવાય સરસ્વતી મદિર નામની હાઈસ્કૂલ ચાલે છે સાર્વજનિક પુસ્તકાલય છે તેનુ સ્વતત્ર મકાન ફર્નિચરવાળુ મકાન છે તેના ગ્રથાલની સગવડ ઉપરાત ૬૦૦ જેટલા પુસ્તકો છે તે દરબાર જયમલસિહજી હિમતસિહજીએ પોતાના પિતાના સ્મરણાર્થ બાધાવી આપ્યુ છે વ્યાયામશાળા છે પુ ૫૧૯ અને સ્ત્રી ૨૧૯ મળી કુલ ૭૩૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** (૧) કેળનાથ મહાદેવ ગામથી અર્ધા માઈલ દૂર આ દેવાલય આવેલુ છે કહેવાય છે કે અગાઉ ત્યા ઋષિઓનો આશ્રમ હતો ઋષિઓની પ્રાર્થનાથી માતાજીએ મહિષાસુર રાક્ષસનો વધ કરેલો જે સ્થળે વધ થયેલો ત્યા મોટુ મદિર બધાવવામા આવ્યુ છે તે માદળ માતાનુ મદિર કહેવાય છે તે મદિરની સામે એક મોટો કુડ (મહાન સરોવર) બધાવવામા આવ્યો છે કુડની અદર એક બાજુએ રાક્ષસના બે દાત અને બીજી બાજુએ માતાજીની મૂર્તિ સ્થાપેલી છે તે બને પાણીમા ડૂબેલા રહે છે માદળ માતાએ દર વર્ષે આઠમે મેળો ભરાય છે

**(૨) નીલકંઠ મહાદેવ** આ દેવાલય પણ જૂનુ છે તેની કલાકોતરણી સારી છે

**(૩) સ્વામીનારાયણનું મંદિર** આશરે ૫૫ વર્ષ પહેલા પટેલ મગનભાઈ રા રભાઈ તથા પટેલ કાશીભાઈ દાદાભાઈએ આ મદિર બંધાવેલુ છે

**(૪) રામજી મદિર** આ મદિર ઘણુ જૂનુ હોવાથી જીર્ણ સ્થિત થઈ પડી જાય તેવુ થઈ ગયુ હતુ તેથી ચારેક વર્ષ પહેલા રૂ ૨૦૦૦૦)ના ખર્ચે તે નવેસરથી ગામલોકોએ બધાવ્યુ છે

**(૫) અબાજી માતા** આ માતાનુ સ્થાનક પણ પડી ગયુ છે તેથી નવુ બધાવવાની વિચારણા ચાલે છે

**(૬) શાતિનાથનુ દેરાસર** તે આશરે ૨૦૦ વર્ષ જૂનુ છે તેની કલાકારીગરી અને કોતરણી જોવા જેવી છે નજીકમા અમદાવાદના શ્રી બાપુજી મીઠાભાઈએ ત્રીસેક વર્ષ પહેલા એક જૈન ધર્મશાળા બધાવી આપી છે

*

## મહેમદાવાદ (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ મુબઈ અમદાવાદની વેસ્ટર્ન રેલ્વે લાઈન ઉપરનુ એક જાણીતુ સ્ટેશન છે તે મહેમદાવાદ તાલુકાનુ મુખ્ય ગામ છે મહમદ બેગડાએ ઈ સ ૧૪૭૯ના અરસામા તે વસાવેલુ. જગપ્રસિદ્ધ ભમરિયો કૂવો, રોજારોજી, ચાદાસૂરજના મહેલ વિશાળ વાવ, ગામની ચારે તરફના કોટકિલ્લાના અવશેષો વગેરે આ પુરાણી ઇતિહાસભૂમિની ઝાખી કરાવે છે

રાષ્ટ્રીય લડતમા આ ગામે ઘણો મોટો ફાળો આપેલો છે રાષ્ટ્રના જાણીતા લોકસેવકોમાના એક શ્રી રવિશકર મહારાજ મહેમદાવાદ તાલુકાના—નજીકના સરસવણી ગામના—હોઈ તેમની પ્રેરણા રાષ્ટ્રીય ચળવળ વખતે આ ગામને ખૂબ મળેલી દરેક લડત વખતે યુવાનો અને બુઝર્ગોએ જેલો ભોગવેલી બહેનોએ પણ સારો ફાળો આપેલો રાષ્ટ્રીય શાળા રેંટિયાશાળા વગેરે પણ તે વખતે ચાલતા પરિણામે ગાધીજીથી માડીને નાના મોટા અનેક દેશનેતાઓના આગમનથી આ ગામની ભૂમિ પાવન થયેલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૦૬૩ કુટુબ

૨૧૯૦ વસતી પુ ૪૮૩૪, સ્ત્રી ૪૫૫૮, કુલ ૯૪૯૨ મુખ્યત્વે આ કસબાનુ ગામ હોઈ મુસલમાનોની વસતી ત્રીજા ભાગની છે. બાકીની વસતીમા વાણિયા, બ્રાહ્મણ, પટેલ, મોચી. કાછિયા, હરિજન, વાઘરી વગેરે છે. અહીંના મોટા ભાગના લોકો ગામ છોડી દેશમા તેમજ પરદેશમા–ખાસ કરીને પૂર્વ અને દક્ષિણ આફ્રિકામા–જુદા જુદા નોકરી ધધે સારી રીતે જામેલા છે.

**મગવડો** ગામની ઉત્તરે આશરે અર્ધો માઈલ દૂર વાત્રક નદી વહે છે દતકથા મુજબ આ નદી દૂર હતી, પણ મહમદ બેગડાએ સિંચાઈના કામ માટે નહેર કરી તેને આ બાજુવાળેલી ફાટુ તળાવ, કુભારખાડનુ તળાવ દૂધિયુ તળાવ વગેરે તળાવો છે ડોશીકૂવો, નવો કૂવો, વાડિયો કૂવો. ગોળ કૂવો, ડાક બગલાનો કૂવો, દેસાઈ પોળનો કૂવો, રેલવેનો કૂવો, વગેરે મીઠા પાણીના કૂવા છે પડ્યા પોળના ખારા કૂવામા બોરિંગ મૂક્યુ છે, એટલે મીઠુ પાણી નીકળે છે બીજા કેટલાક ખારા કૂવા છે ભમરિયો કૂવો અને એક વાવ છે, તે હવડ દશામા છે ડોશી કૂવા ઉપર મ્યુનિસિપલ વોટરવર્કસની યોજના કરેલી છે

મહેમદાવાદથી મહુધા, ખેડા, સરસવણી, ડાકોર તથા કપડવણજ જવાની બસસર્વિસની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે ટેલિફોન કોલ ઓફિસ પણ છે મ્યુનિસિપાલિટી ચાલે છે ગ્રિડ વીજળીનો લાભ મળેલો છે, એટલે મ્યુનિસિપાલિટી તરફથી ગામમા ૨૦૦ જેટલા થાભલા નાખી જાહેર વીજળી દીવાની સગવડ કરવામા આવી છે સરકારી રેડિયો મ્યુનિસિપાલિટીના મકાન ઉપર ગોઠવવામા આવ્યો છે જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલત (ફરતી), મામલતદારની કચેરી, ટોબેકો સુપરિન્ટેન્ડન્ટની કચેરી, એગ્રિકલ્ચરલ ઓફિસરની કચેરી, પોલીસ સ્ટેશન તાલુકા હોમગાર્ડઝની કચેરી, સરકારી ઇન્સ્પેક્શન બગલો, કોંગ્રેસ તાલુકા સમિતિની કચેરી વગેરે છે મ્યુનિસિપલ દવાખાનુ તથા પ્રસૂતિગૃહ ચાલે છે પ્રસૂતિગૃહમા કુલ ૮ હોલ છે તે પૈકી એક હોલ શ્રી જમનાદાસ લલ્લુભાઈ દેસાઈએ બધાવી આપ્યો છે એક હોલ શ્રી ગોરધનદાસ અબાલાલ શાહે બધાવી આપ્યો છે, અને એક હોલ શ્રી મોહનલાલ રૂગનાથદાસે બધાવી આપ્યો છે આ સિવાય છ એલોપેથિક અને ચાર આયુર્વેદિક ખાનગી દવાખાના છે અર્બન પીપલ્સ બેંક, તાલુકા ખરીદ વેચાણ સઘ, તાલુકા ડેવલપમેન્ટ બોર્ડ, મર્ચન્ટ પરપઝ સોસાયટી, સુપરવાઈઝિંગ યુનિયન એમ કુલ પાચ સહકારી સસ્થાઓ છે એક પ્રાર્થના મડળ ચાલે છે તે જુદા જુદા ભક્તો અને સત મહાત્માઓને નોતરીને ભજનો–વ્યાખ્યાનો ગોઠવે છે, અને ધાર્મિક પ્રચાર કરે છે શ્રી બાલાર્ક યુવક મડળ છે, તે વડાદરા જ્ઞાતિના વિદ્યાર્થીઓને મદદ તથા બીજી જ્ઞાતિસુધારક પ્રવૃત્તિઓ કરે છે દશાનાગર યુવક મડળ છે, તે પુસ્તકાલય ચલાવે છે તથા જ્ઞાતિ સુધારાના કામ કરે છે રેલવેસ્ટેશનની નજીકમા પાચ એકર જમીનના વિસ્તારમા એક 'શ્રી કાશીભાઇ રણછોડલાલ મ્યુનિસિપલ બાગ' આવેલો છે તે માટે શ્રી રણછોડલાલ મગનલાલ શાહે રૂ ૫૦૦૧નુ દાન આપ્યુ છે તેમણે જ સ્ટેશન નજીક રૂ. ૨૦૦૧ના ખર્ચે પાણીની ટાંકી અને હવાડો પણ બધાવી આપ્યો છે બાગની નજીક બાલક્રીડાગણ છે તેને માટે શ્રી ચીમનલાલ ગોરધનદાસ શાહે રૂ ૨૫૦૦ની કિંમતની જમીન મ્યુનિસિપાલિટીને ભેટ આપી છે, તથા શ્રી જમનાદાસ લલ્લુભાઈ દેશાઈએ તેના વિકાસ માટે રૂ ૨૦૦૧નુ દાન આપ્યુ છે

સમસ્ત ગુજરાતના સેવાદળનુ તાલીમ કેન્દ્ર–વસત રજબ સેવાદળ એકેડમી–વાત્રક કિનારે ચાલે છે ત્યા એક છાત્રાલય અને ટ્રેઈનિંગ કેમ્પ છે આ કેન્દ્ર માટે શ્રી બસીલાલ બાપાલાલ પડયાએ પોતાની રૂ ૫૦૦૦ની કિંમતની આઠ વીઘા જમીન ભેટ આપી છે

**ઉદ્યોગ** વેપાર અને ખેતી એ બે મુખ્ય વ્યવસાયો છે સીમમા ૨૫ જેટલા કૂવા છે તે પૈકી પદર ઉપર એન્જિન પપો ગોઠવી ખેતી કરવામા આવે છે મુખ્યત્વે બાજરી, ડાગર, કઠોળ, તમાકુ વગેરે પાકે છે અનાજ અને ઘીનો વેપાર સારો ચાલે છે કસારાનો ધધો સારો ચાલે છે વાસણો ઘડીને બહાર મોકલાય છે બે બ્રાસ એન્ડ આયર્ન વર્કસ–કારખાના ચાલે છે છ દળવાના સચા છે એક રાઈસ મિલ અને બે તેલની મિલો છે પદર જેટલા રાણા કુટુબ હાથછડથી દાળ તૈયાર કરવાનો ગૃહ ઉદ્યોગ ચલાવે છે.

**શિક્ષણ** લો બો તરફથી સાત ધોરણની કુમારશાળા અને કન્યાશાળા અલગ અલગ ચાલે છે તેમા અનુક્રમે ૮૨૬ વિદ્યાર્થીઓ અને ૫૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૪૬ બાળકો ભણે છે તે સિવાય એક લો બો ઉર્દૂ શાળા છે તેમા ૮૮ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ ભણે છે એક બાલમદિર તથા શેઠ જે એમ સોનાવાલા હાઈસ્કૂલ પણ છે. ગામમા પુ ૨૬૮૩ અને સ્ત્રી ૩૩૩૯ મળી કુલ ૬૦૨૨ ભણેલા છે કેટલાક ભણીને સારા વકીલો, દાક્તરો તથા સરકારી અમલદારો તરીકે આગળ આવેલા છે

**ધાર્મિક સ્થળો** વૈજનાથ, ગગનાથ, પીપળેશ્વર, ભીમનાથ વગેરે શિવાલયો છે તે પૈકી ગગનાથ વાત્રક કિનારે છે વૈજનાથ વહાદરાવાડમા છે. ત્યા વ્યાખ્યાનો, ભજનકીર્તનો યોજાય છે તે સિવાય રણછોડજીનુ મદિર, વૈષ્ણવોની હવેલી, જૈનોનુ મદિર, વગેરે છે ચારેક નાની મસ્જિદો છે, તે પૈકી એક જુમ્મા મસ્જિદ મોટી છે છ ધર્મશાળાઓ તથા એક પરબડી છે

રણછોડજીના મદિર વિષે દતકથા એવી છે કે ૧૮૫૭ના બળવાના ભૂગર્ભ વીર નાના સાહેબના સાથી લક્ષ્મણરાવે વાત્રક કિનારે આવેલા ગગનાથ મહાદેવમા નિવાસ કરેલો તેઓએ યોગસાધના કરી મહાત્માપદ પ્રાપ્ત કરેલુ તેમનો જે સ્થળે દેહાંત થયેલો ત્યા તેમની સમાધિ અને રણછોડજીનુ મદિર બંધાવવામા આવેલુ, જે હાલ મોજૂદ છે

**જોવા લાયક સ્થળો** (૧) ભમરિયો કૂવો મહેમદાવાદ

ગામથી નૈઋર્ત્ય ખૂણામા રેલ્વેસ્ટેશનથી લગભગ બેએક ફર્લાંગ દૂર ખેડા જવાના રસ્તા ઉપર ડાબી બાજુએ આ કૂવો આવેલો છે તે જમીનતળથી સાધારણ ઊંચો છે અંદર ઊતરવા માટે ચાર બાજુ ચાર ચણતરની નિસરણીઓ છે. તેમા ઉપરથી હવા-અજવાળુ આવે છે. અંદર પ્રથમ ખંડમા જતા ચાર બાજુ ચાર ઓરડાઓ છે તેની નીચે બીજા ખંડો હશે પરંતુ બીજા ખંડથી જ કૂવાનુ પાણી શરૂ થાય છે ઉનાળામા કૂવામા ઘણી ઠંડક રહે છે



રોજો

(૨) રોજારોજી ગામથી બેએક માઈલ દૂર વાત્રકકિનારે મહંમદ બેગડાના વજીરોમાના એક મુબારક સૈયદના માનમા બંધાયેલો આ રોજો છે તે સને ૧૪૮૪મા બંધાવવામા આવેલો તેનો વિસ્તાર ૮૪ ચોરસ ફૂટ છે તે ૬૦ ફૂટ ઊંચો, બાવન થાંભલાવાળો, જબરદસ્ત ઘુમટવાળો, અને આરસજડિત બેઠકવાળો છે આ રોજામા ત્રણ લેખો છે તેમા ધાર્મિક અને નૈતિક સૂત્રો લખેલા છે તેમા બે કબરો છે એક સૈયદ મુબારકની અને બીજી તેના પુત્ર સૈયદ મિરાનની આ રોજાની



રોજી

ઉત્તરે બીજી ત્રણ નાની કબરો છે તેમાની એક રોજો બાંધનાર શિલ્પીની, અને બીજી બે સૈયદ મિરાનના બે મામાઓ સૈફુદ્દીન અને નિઝામુદ્દીનની છે.

રોજાથી લગભગ ૧૦૦ વારને અંતરે વાત્રક નદીનો પ્રવાહ વહે છે, જ્યારે નદીનો કિનારો રોજાથી લગભગ ૫૦ વાર દૂર છે કિનારો ઊંચો નથી કિનારા ઉપર જૂનુ ઈંટોનુ બાંધકામ છે, જેનો દેખાવ ગટર જેવો જણાય છે તેનાથી જમણા હાથ પર ટેકરા ઉપર કૂવાનુ બાંધકામ છે તે પુરાઈ ગયેલુ છે

રોજાની પશ્ચિમે ત્રણ નાના નાના રોજા છે લોકો તેને રોજી કહે છે તેમા પણ કબરો છે

(૩) ચાંદા સૂરજના મહેલ ગામથી લગભગ પશ્ચિમ દિશામા વાત્રકને કિનારે આ ચાંદા-સૂરજના મહેલના ખંડિયેરો આવેલા છે મહેમદાવાદથી અમદાવાદ તરફ જતા રેલ્વે ગાડીમાથી તે જોઈ શકાય છે



ચાંદા-સૂરજના મહેલનાં ખંડિયેર

(૪) દૂધિયુ તળાવ સ્ટેશનથી આશરે એકાદ માઈલ દૂર ખેડારોડની બાજુમા આ તળાવ આવેલુ છે તે અમદાવાદના કાંકરિયા તળાવને મળતુ છે તેની વચ્ચે બેટક જેવુ બનાવેલુ છે અને ત્યા જવા માટે ચણતરની કમાનેવાળો પુલ બાંધેલો છે બેટક ૫૦થી ૬૦ માણસો બેસી શકે તેવી છે

(૫) વાવ ગામની મધ્યમા આ વાવ આવેલી છે તે વણઝારાઓએ મહંમદ બેગડાના સમય પહેલા બંધાવેલી કહેવાય છે તે નરદમ પથ્થરની બાંધેલી છે તેનુ પાણી ઘણુ મીઠું છે પણ હવમા તેનો ઉપયોગ થતો નથી

આધાર (૧) શ્રી બસીનાથ બાપાલાલ પંડ્યા તથા શ્રી હાથીભાઈ જયકૃષ્ણદાસ ગાંધી તરફથી મળેલી માહિતી (૨) ગેઝેટિયર ઓફ ધી બોમ્બે પ્રેસિડેન્સી વૉ. ૩-ખેડા અને પંચમહાલ (૧૮૭૯)

## મોટી અડબોલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૮૫ કુટુબ ૮૮ વસ્તી પુ ૧૮૬, સ્ત્રી ૧૮૦, કુલ ૩૬૬

**શિક્ષણ** શાળા નથી ૧ પુરુષ ભણેલો છે.

*

## મોટી ટીંબલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી અગિયાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ઘોડાસર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૫૮ કુટુબ ૫૮ વસ્તી પુ ૧૪૩, સ્ત્રી ૧૩૩, કુલ ૨૭૬

**શિક્ષણ** શાળા નથી ૮ પુરુષ ભણેલા છે

*

## મોહજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી પાચ માઈલ દૂર વાત્રકકાંઠે આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે તે વસાવેલુ મનાય છે તે વખતે તેનુ નામ મોજ્જ હતુ એમ કહેવાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૨ ચો માઈલ ઘરો ૮૯૦ કુટુબ ૮૯૯ વસ્તી પુ ૨૦૩૪, સ્ત્રી ૨૦૨૮ કુલ ૪૦૬૩ મુખ્ય વસ્તી બારૈયા (ચૌહાણો)ની છે તે સિવાય બ્રાહ્મણ, વાણિયા, સુથાર, કુભાર, વાળદ, રબારી હરિજન વગેરેની થોડી થોડી વસ્તી છે

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે કાચુ બાધેલુ પીરાના નામનુ તળાવ છે ૧૯૪૮મા દુષ્કાળરાહત કામ દ્વારા તેને ઊંડુ ખોદવામા આવ્યુ હતુ તેમા શિંગોડાનો પાક થાય છે આશરે ૧૪૦૦ની સાલમા બધાયેલી એક વાવ છે ગામમા લો બો ના બે કૂવા છે સીમમા બીજા ૨૫૦ જેટલા કૂવા છે હળધરવાસ–મહેમદાવાદ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે નવો બધાતો નેનપુરથી હળધરવાસનો રસ્તો અહીં થઈને પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે અને ૧૯૪૦થી ગ્રામપચાયત ચાલે છે તે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ કરે છે ૧૯૪૦થી વૈદકીય રાહત આપતુ દવાખાનું પણ ચાલે છે કોમેસ સેવા દળ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, ડાગર, ઘઉ વગેરે પાકે છે શિયાળા, ઉનાળામા નદીના ભાઠામા ટેટા, શાકભાજી વગેરે થાય છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૮૦ વિદ્યાર્થીઓ અને ૯૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૧ બાળકો ભણે છે પુ ૪૦૩ અને સ્ત્રી ૧૫૯ મળી કુલ ૫૬૨ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** નદીકિનારે ઋણમુકતેશ્વર મહાદેવ છે તે સ્વયભૂ અને મોટા મહાદેવોમાના એક ગણાય છે ત્યા ધર્મશાળા પણ છે બળિયાદેવનુ સ્થાનક છે મુસ્લિમોના મોજ્જ પીર છે

**દતકથા** દતકથા એવી છે કે મૂળ ગામ હાલના સ્થળેથી એક માઈલ દૂર વસેલુ હતુ આશરે બસો વર્ષ ઉપર ગામમા મુમના જાતિના મુસલમાનોની વસ્તી વધારે હતી તે લોકો હિંદુઓને રજાડતા હતા તે વખતે નજીકના હળધરવાસ પાસે હાલ જ્યા જૂના મેટના અવશેષો છે તે સ્થળે ચૌહાણ ક્ષત્રિયો રહેતા હતા મોહજના હિંદુઓએ તેમને પોતાના દુ ખની વાત કરી આથી ચૌહાણોએ હુમલો કરી મોહજમાથી મુસલમાનોને હાકી કાઢયા તે પછી મોહજના હિંદુઓએ નદીકિનારે વધારે સગવડ જણાવાથી ત્યા નવેસરથી વસવાટ કર્યો એ રીતે હાલનુ ગામ સર્જાયેલુ

*

## મોંકવા

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૪ ચો માઈલ ઘરો ૫૧૪ કુટુબ ૫૭૪ વસ્તી પુ ૧૬૦૧, સ્ત્રી ૧૫૯૦, કુલ ૩૧૯૧ મુખ્ય વસ્તી ઠાકોર ચૌહાણોની છે

**સગવડો** મહેમદાવાદથી હળધરવાસ જતી ખાનગી મોટર સર્વિસનુ સ્ટેન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે સસ્કાર કેન્દ્ર છે મલ્ટિ પરપઝ સોસાયટી છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ અને કઠોળ ઉપરાત શાકભાજી થાય છે સીમમા દરેક કૂવા પર એન્જિન પપ મૂકેલા છે ટ્રેક્ટરો પણ છે પશુપાલન બહોળા પ્રમાણમા થાય છે ગામનુ દૂધ ઉઘરાવીને મહેમદાવાદ ડેરીમા મોકલવામા આવે છે સાળાની એક ભઠ્ઠી છે વણકરો ગજિયુ, રૂમાલ, ચાદરો વગેરે બનાવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૬૧ વિદ્યાર્થીઓ અને ૧૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૭૬ બાળકો ભણે છે પુ ૪૫૬ અને સ્ત્રી ૧૩૬ મળી કુલ ૫૯૨ ભણેલા છે

**પ્રાચીન સ્થળ** ગામની મધ્યમા એક ઊચો ટેકરો છે ઉપર ચડવા માટે પગથિયા છે અંદર પ્રવેશવા માટે નાના વખતનો દરવાજો છે તે આજે ઉપરથી ખુલ્લો છે, બારણા પણ નથી બાધકામ ઈંટોનુ છે

જિલ્લાના ડોકટર ખરિયેર દફતરમા છે કહે છે કે

પેશ્વાના અમલમા તેનો સૂબો ખડણી ઉઘરાવવા અત્રે આવતો. તે વખતે થોડાક માણસો આ કિલ્લાના રક્ષણાર્થે રહેતા

*

## રતનપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૨° ૫૧' ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે થોડાસર છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૭ ચો માઈલ ઘરો ૭૨ કુટુબ ૭૩ વસ્તી પુ ૧૭૦, સ્ત્રી ૧૫૦, કુલ ૩૨૦

**શિક્ષણ** શાળા નથી ૧૬ પુરુષ ભણેલા છે

*

## રાસ્કા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે. ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કનીજથી દોઢ માઈલ દૂર આવેલુ છે સવત ૧૮૨૭મા તે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૦ ચો માઈલ ઘરો ૨૨૮ કુટુબ ૨૩૭ વસ્તી પુ ૪૯૮ સ્ત્રી ૪૩૫, કુલ ૯૯૩ ક્ષત્રિયો, ભોઈ, હરિજનો, પાટીદાર વગેરેની વસતી છે

**સગવડો** મેશ્વા નદીની નહેર છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે કનીજ છે સહકારી મ ડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત શાકભાજી પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૦ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧ બાળકો ભણે છે પુ ૫૧ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૬૭ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ, એક માતાનુ દેરુ વગેરે

*

## રૂદણ

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨°૫૪ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૮૦૦ વર્ષ પૂર્વે રૂઢા રબારીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઈલ ઘરો ૬૫૪ કુટુબ ૬૭૨ વસ્તી પુ ૧૭૯૧, સ્ત્રી ૧૫૪૭, કુલ ૩૩૩૮

**સગવડો** શિશિયુ, ઘરિયા, ચિણિયા, અને સાકરિયા નામના ચાર તળાવ છે ખડિયેર હાવતમા એક વાવ છે ખાનગી માલિકીની મહુધા–છીપડી બસ સર્વિસ ચાલે છે, તેનો લાભ મળે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૪૦થી ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂ ૧૧૦૦૭ જેટલી છે તે ગ્રામસફાઈ, રસ્તા, કૂવા, તળાવ, વગેરેની સુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ કરે છે શ્રી મૂળજીભાઈ દ્વારકાદાસ શાહે દવાખાનું બધાવી આપ્યુ છે લો બો તેનો વહીવટ કરે છે રૂદણ ગ્રૂપ મલ્ટિ પરપઝ કો–ઓપરેટીવ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા દસ એન્જિન પપ ચાલે છે અનાજ ઉપરાત શાકભાજી પાકે છે એક સાળ ચાલે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૨૫ વિદ્યાર્થીઓ અને ૮૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૦૫ બાળકો ભણે છે પુ ૬૧૭ અને સ્ત્રી ૧૮૬ મળી કુલ ૮૦૩ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રામજી મ દિર, પ્રણામી મ દિર, વૈજનાથ મહાદેવ, નીલક ઠ મહાદેવ, બાપીજીનુ દેરુ, બ્રહ્માણી માતાનુ દેરુ, ગેબનશા પીર વગેરે છે સ્વ હરિલાલ જેઠાભાઇ ધર્મશાળા છે

**પરુ** ગાવભાઈની મુવાડી

---

**આધાર** શ્રી ન દલાલ જીવરામ જોષી તરફથી મળેલી માહિતી

*

## રીંછોલ

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૫૦' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી પાચ માઈલ દૂર આવેલુ છે તેનુ નામ રીંછાઈ માતાના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૫ ચો માઈલ ઘરો ૧૭૦ કુટુબ ૧૮૧ વસ્તી પુ ૮૨૩, સ્ત્રી ૮૨૩, કુલ ૧૬૪૬

**સગવડો** નજીકમા નદી વહે છે એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મોકવા છે ગ્રામપચાયત ચાલે છે સહકારી મ ડળી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, કોદરા તુવેર વગેરે પાકે છે હાથસાળો પર કાપડ વણાય છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૧૫ વિદ્યાર્થીઓ અને ૯૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૦ બાળકો ભણે છે પુ ૧૬૧ અને સ્ત્રી ૭૩ મળી કુલ ૨૩૪ ભણેલા છે. એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળ** એક મ દિર છે

*

## રોહીસા

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કનીજથી બે માઈલ દૂર આવેલુ છે આશરે બારમી સદીમા તે વસાવેલુ મનાય છે અગાઉ ગામને ફરતી

મકોડાની વાડ હતી, એમ કહેવાય છે કહે છે કે પહેલા ગામમા મુસલમાનોની મુખ્ય વસ્તી હતી આજે ગામની ભાગોળે મસ્જિદ તેના ખંડેર જોવા મળે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૬૭ કુટુંબ ૧૭૮ વસ્તી પુ ૩૭૦ સ્ત્રી ૩૪૮, કુલ ૭૧૮ મુખ્ય વસ્તી પરમાર અને રાઠોડ લોકોની છે

**સગવડો** લો બો નો એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે મહેમદાવાદ છે અઠવાડિયે બે વખત ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ પાકે છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૩૯ અને સ્ત્રી ૨ મળી કુલ ૪૧ ભણેલા છે

**પાળિયો** ગામની ભાગોળે પનાજી પરમારનો પાળિયો છે

*

## લાલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બારેજડીની ચાર માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે આશરે ૯૦૦ વર્ષ પૂર્વે લાલી નામની એક રબારણને તેની કિનારાની ઢોર ચરાવવાની કુદરતી સગવડ નજરે પડતા તેણે અહીં વસવાટ કરેલા અને પાછળથી ત્યા નાનુ ગામડું વસેલુ તેમાથી આજનુ લાલી બન્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૬ ચો માઈલ ઘરો ૩૧૫ કુટુંબ ૩૧૮ વસ્તી પુ ૭૫ સ્ત્રી ૬૮૦ કુલ ૧૪૮૫

**સગવડો** નજીકમા ખારી નદી વહે છે ઉનાળામા નદી સુકાઈ જાય છે પણ ચોમાસામા પૂર આવતા ગામને ભારે નુકસાન થાય છે એક વાવ છે તેનો ઉપયોગ કરવામા આવતો નથી ગામથી પા માઈલ દૂર બારેજાથી બારેજડીનો રોડ પસાર થાય છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૫૧થી ગ્રામપચાયત ચાલે છે નદીકિનારે સરકારી બગલો છે પોલીસ થાણુ છે મલ્ટિપરપઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૮ એજિન પપ ચાલે છે અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૦૧ વિદ્યાર્થીઓ અને ૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૫ બાળકો ભણે છે પુ ૩૩૨ અને સ્ત્રી ૧૦૭ મળી કુલ ૪૩ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** અબા માતાનુ દેરુ શાહજી પીરની દરગાહ વગેરે છે

---

આધાર શ્રી નારણભાઈ છોટાભાઈ પટેલ (મરીજ) તરફથી મળેલી માહિતી

*

## વડદલા

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નેનપુરથી દોઢ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઈલ છેટે મહેમદાવાદ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૧૧૯ કુટુંબ ૧૧૮ વસ્તી પુ ૨૩૧, સ્ત્રી ૨૨૬, કુલ ૪૫૭

**શિક્ષણ** શાળા નથી પુ ૪૮ અને સ્ત્રી ૭ મળી કુલ ૫૫ ભણેલા છે

*

## વણસોલી

**પરિચય** ઉ. અ ૨૨° ૫૨ અને પૂ રે ૭૨° ૫૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહુધાથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૧૭૭ કુટુંબ ૧૮૭ વસતી પુ ૪૮૬ સ્ત્રી ૩૯૭ કુલ ૮૮૩

**સગવડો** બે તળાવ અને સાતેક કૂવા છે ખાનગી માલિકીની મહુધાથી છીપડીની બસ અહીં થઈને પસાર થાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહુધા છે વિદ્યાર્થી મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાગર બાજરી બાવટો કોદરા વગેરે પાકે છે બીડીઓ બનાવવાનો ધધો ચાલે છે કુભારો માટીકામ કરે છે

**શિક્ષણ** પાચ ધોરણની લો બો શાળા છે તેમા ૯૯ વિદ્યાર્થીઓ અને ૩૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૩૪ બાળકો ભણે છે. એક મિશન શાળા પણ ચાલે છે પુ ૨૨૮ અને સ્ત્રી ૮૪ મળી કુલ ૩૧૨ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળ** ભાથીજીનુ દેરુ

**દતકથા** એક દતકથા એવી ચાલે છે કે અગાઉ ઘોડાસરનો કોઈ એક ઠાકોર વારવાર અહીં લશ્કર લઈ આવતો અને ગામને રજાડતો એક વાર ગામના એક પટેલે તેનુ સારી રીતે સન્માન કર્યુ તેથી ઠાકોરે ખુશ થઈ કહ્યુ કે તમારી જે ઇચ્છા હોય તે જણાવો પટેલે કહ્યુ કે અમારા ગામમા લશ્કરને પ્રવેશતુ બધ કરો ત્યારથી લશ્કર ગામમા આવતુ અટક્યુ અને રજાડ બધ થયો. પણ વળી તેજ ગામના મૂળજી ખાટે ગામમા આવી પજવણી શરૂ કરી લોકો ત્રાસી ઊઠયા સરકારમા ફરિયાદ કરવામા આવી પરિણામે વણસોલીની ભાગોળે લીમડા નીચે તેને ફાસી આપવામા આવી કહે છે કે અત્યારે પણ ઘોડાસરના ઠાકોર લોકોની સ્ત્રીઓ અહીં આવે છે ત્યારે મૂળજી ખાટને જે લીમડા નીચે ફાસી દીધેલી તે લીમડા આગળ લાજ કાઢીને જાય છે

*

## વણસોલ સૂંઢા

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૧' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી ચાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે વાડવાળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૨૮૧ કુટુબ ૨૮૫ વસ્તી પુ ૫૭૦ સ્ત્રી ૬૧૫ કુલ ૧૧૮૫

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૭ વિદ્યાર્થીઓ અને ૬૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૫ બાળકો ભણે છે પુ ૧૮૧ અને સ્ત્રી ૨૯ મળી કુલ ૨૧૦ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

*

## વમાલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ છેટે વાડવાળી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦.૯ ચો માઈલ ઘરો ૭૩ કુટુબ ૭૪ વસતી પુ ૧૫૪, સ્ત્રી ૧૪૨, કુલ ૨૯૬.

**શિક્ષણ** શાળા નથી પુ ૩૮ અને સ્ત્રી ૪ મળી કુલ ૪૨ ભણેલા છે

*

## વરસોળા

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી દોઢ માઈલ દૂર આવેલુ છે. કહેવાય છે કે મહમદ બેગડાના સમયમા આ ગામ ભાગેલુ, ત્યાર પછી પટેલોએ તે ફરીથી વસાવેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૧ ચો માઈલ ઘરો ૩૨૩ કુટુબ ૩૨૫ વસ્તી પુ ૭૩૯, સ્ત્રી ૬૪૬, કુલ ૧૩૮૫ મુખ્ય વસ્તી પાટીદારોની છે

**ભાગવડો** ગામની નજીકમા થઈને મલકાનો વહેળો પસાર થાય છે

ગામની ઉત્તરે ઇરિગેશન તળાવ છે દક્ષિણે ગામનુ તળાવ છે એક દવાડા સાથેની વાવ છે નવથી દસ કૂવા છે એક કાચી સડક ખુમરવાડથી વરસોળા થઈને સૂઢા જાય છે વરસોળાથી ગોઠાજ સ્ટેશને જવાની એક કાચી સડક પણ છે માન્ય પોસ્ટ ઓફિસ છે અને ૧૯૫૧થી ગ્રામપંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત તમાકુ, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૭૪ વિદ્યાર્થીઓ અને ૫૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૦૧ બાળકો ભણે છે પુ ૨૮૫ અને સ્ત્રી ૬૬ મળી કુલ ૩૫૧ ભણેલા છે દા ન. વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** વૈજનાથ મહાદેવ છે વાવમા બ્રહ્માણી અને ખોડિયાર માતા છે ત્યા દર વર્ષે હવન-પૂજા થાય છે એક મસ્જિદ, એક ધર્મશાળા, એક પરબડી વગેરે પણ છે

*

## વાસણા (ખુર્દ)

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે મહીજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૫ ચો માઈલ ઘરો ૧૩૪ કુટુબ ૧૩૫ વસ્તી પુ ૨૫૨, સ્ત્રી ૨૩૬, કુલ ૪૯૮

**શિક્ષણ** શાળા નથી પુ ૬૬ અને સ્ત્રી ૭ મળી કુલ ૭૩ ભણેલા છે

*

## વાસણ મારગિયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ત્નીજથી છ માઈલ દૂર આવેલુ છે આશરે ૯૦૦ વર્ષ પૂર્વે તે વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨.૨ ચો માઈલ ઘરો ૧૬૧ કુટુબ ૧૬૨ વસતી પુ ૭૩૨, સ્ત્રી ૨૯૫, કુલ ૬૨૭ મુખ્ય વસતી પાટીદાર અને ક્ષત્રિયોની છે

**ભાગવડો** નજીકમા એક વહેળો વહે છે તેના વિષે કહેવાય છે કે અગાઉ તે ચદ્રભાગા નદી હતી એક તળાવ છે સો ઓના બે કૂવા છે એક જૂની વાવ છે તે પડી જવાથી માત્ર તેનો કૂવો જ રહ્યો છે તેમા અમદાવાદના શેઠ જમનાદાસ દામોદરદાસ ચોકસીના બહેન ગ સ્વ સમરથબહેને સના ચારસો ફૂટનો બોર કરાવ્યો છે તેમાથી નહિ ઠંડુ ગરમ પાણી આવે છે આ વાવના કૂવા પર શિલાલેખ છે, પણ તે વાચી શકાતો નથી નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે બેળ છે અઠવાડિયે મગળ, ગુરૂ અને શનિ એ ત્રણ વારે ટપાલ આવે છે ખ્રિષ્ટિ પરપત્ર રેસાયથી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાગરનો છે તે સિવાય બાજરી, જુવાર, વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૧૭ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯ બાળકો ભણે છે પુ ૧૭૦ અને સ્ત્રી ૪૪ મળી કુલ ૨૧૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, નીલકંઠ મહાદેવ, ધર્મશાળા, પરબડી વગેરે

**દતકથા** ગામનુ નામ વાસણા શાથી પડ્યુ તેની કંઈ

માહિતી મળતી નથી પરંતુ કહેવાય છે કે આ ગામ ખભાતથી અમદાવાદના ધોરી માર્ગ ઉપર આવેલુ હોઈ 'વાસણા' નામની જોડે 'મારગિયા' શબ્દ ઉમેરાયેલો છે

**જરૂરિયાત** ગામની ત્રણ બાજુએ વહેળો આવેલો છે અને ચોથી બાજુએ મહીજ જવાનો રસ્તો છે તે મેશ્વા કેનાલની કાછીપુરા શાખાથી બધ થઈ ગયો છે આથી ચોમાસામા ગામ બેટ જેવુ થઈ જાય છે સારો રસ્તો બાધી એ મુશ્કેલી દૂર કરવાની જરૂર છે

**આધાર** શ્રી ભગુભાઈ પૂનાભાઈ પટેલ તથા શ્રી ચદુભાઈ ધનાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## વાંઠવાળી

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ઘરો ૬૩૮ કુટુબ ૭૦૬ વસતી પુ ૧૭૩૭, સ્ત્રી ૧૬૦૪, કુલ ૩૩૪૧ મુખ્ય વસ્તી પાટીદાર અને ક્ષત્રિય લોકોની છે

**સગવડો** બારે માસ પાણી ટકી શકે તેવુ મોટુ તળાવ છે બધા મળી ૧૦૫ જેટલા કુવા છે મહુધા–મહેમદાવાદ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો જાહેર સરકારી રેડિયો ગામમા ગોઠવેલો છે ગ્રામપચાયત ચાલે છે લિફ્ટ ઈરિગેશન સોસાયટી તથા ગ્રૂપ કો ઓપરેટીવ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૫ એન્જિન પપ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૩૪૮ વિદ્યાર્થીઓ અને ૧૬૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૧૨ બાળકો ભણે છે પુ ૬૪૬ અને સ્ત્રી ૨૩૮ મળી કુલ ૮૮૫ ભણેલા છે ગામ નાનુ હોવા છતા કેટલીક વ્યક્તિઓ ઉચ્ચ કેળવણી લઈને ઘણી આગળ વધેલી છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રણછોડજીનુ મદિર, મહાદેવ, આઠ પીર, ધર્મશાળા, પરબડી વગેરે

રણછોડજીનુ મદિર તળાવને કિનારે આવેલુ છે મૂળ તે ઓત્તમભાઈ પટેલે બધાવેલુ અને તેના નિભાવ માટે તેમણે ૧૦૦ વીઘા જમીન પણ આપેલી હાલમા રૂ ૧૨૦૦૦ના ખર્ચે તે મદિરનું સમારકામ કરવામા આવ્યુ છે

**આધાર** શ્રી નવીનકુમાર નટવરલાલ પટેલે આપેલી માહિતી

*

## વીરોલ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૪૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૬૦ કુટુબ ૧૬૨ વસ્તી પુ ૩૩૬, સ્ત્રી ૩૬૪, કુલ ૭૦૦

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે પુ ૪૨ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૫૮ ભણેલા છે

*

## શત્રુંડા

**પરિચય** ઉ અ ૨૨° ૫૩ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી આઠ માઈલ દૂર આવેલું છે તે સરતાનસિંગ ઠાકોરે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૩૨૮ કુટુબ ૩૩૭ વસતી પુ ૬૯૩, સ્ત્રી ૬૮૩, કુલ ૧૩૭૬

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે ગ્રામપચાયત ચાલે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ મહેમદાવાદ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, કોદરા, કઠોળ વગેરે પાકે છે નદીના ભાઠામા બટાટા ટેટી તરબૂચ, શાકભાજી વગેરે થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૬ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૪ બાળકો ભણે છે પુ ૧૭૩ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૯૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મદિર છે

*

## સણસોલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દોઢ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૨૯૭ કુટુબ ૩૦૩ વસ્તી પુ ૭૦૨, સ્ત્રી ૬૬૬, કુલ ૧૩૬૮

**સગવડો** ગ્રામપચાયત ચાલે છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ મહેમદાવાદ છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૯ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૬ બાળકો ભણે છે પુ ૧૪૭ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૭૦ ભણેલા છે

*

## સમસપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૪૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી બે માઈલ દૂર આવેલુ છે તે રાઠોડ લોકોએ વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૧૩૨ કુટુબ ૧૩૬ વસ્તી પુ ૩૩૦, સ્ત્રી ૩૦૩, કુલ ૬૩૩

**સગવડો** એક કૂવો અને ખડિયેર હાલતમા એક વાવ છે. ખેડાથી મહુધા જવાની નવી સડક અહીં થઇને પસાર થાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે મહેમદાવાદ છે અઠવાડિયે એક વાર દર બુધવારે ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, ડાગર, બાવટો, કોદરા, જુવાર વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૧ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૩૨ બાળકો ભણે છે પુ ૭૦ અને સ્ત્રી ૪ મળી કુલ ૭૪ ભણેલા છે

*

## સમાદરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૩૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન કનીજથી ૭ માઇલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અઢી માઈલ છેટે ખેડા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૪ ચો માઈલ ઘરો ૧૪૧ કુટુબ ૧૫૩ વસ્તી પુ ૩૨૩, સ્ત્રી ૩૦૦, કુલ ૬૨૩

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૬ વિદ્યાર્થીઓ અને ૨૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે. પુ ૮૬ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૧૦૯ ભણેલા છે

*

## સરસવણી

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દસ માઈલ દૂર વાત્રક કિનારે ઊંચાણવાળી જગાએ વસેલુ છે

જાણીતા લોકસેવક અને અનન્ય દેશભક્ત શ્રી રવિશંકર મહારાજના વતન તરીકે આ ગામ જાણીતુ છે રાષ્ટ્રીય લડતમા તેણે સારો ફાળો આપેલો

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૮ ચો માઈલ ઘરો ૫૪૧ કુટુબ ૫૬૩ વસ્તી પુ ૧૩૫૯, સ્ત્રી ૧૨૫૮, કુલ ૨૬૧૭ મુખ્ય વસ્તી ક્ષત્રિય અને બ્રાહ્મણ લોકોની છે ધધાના અભાવે ઉજળિયાત કોમના ઘણા લોકો ગામ બહાર વસી નોકરી ધધા કરે છે

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે ૧૧ તળાવ છે સરસવણીથી સિંદુજ સુધીની નવી સડકનો લાભ મળ્યો છે મહેમદાવાદથી સરસવણીની બસ સર્વિસ ચાલે છે સને ૧૯૪૧થી ગ્રામપચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૨૩૦૦ જેટલી છે તેમાથી ગ્રામસફાઈ, રસ્તાસુધારણા વગેરે પ્રવૃત્તિઓ થાય છે બ્રાન્ચ પોસ્ટઓફિસ છે. લો બો નુ દવાખાનુ છે સહકારી મડળી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી કૂવાઓમા જોઇતુ પાણી નહિ હોવાથી રવીપાક થતા નથી બાજરી, બાવટો, કોદરા, કઠોળ વગેરે પાકે છે નદીના ભાઠામા બટાટા, ડુગળી, ટેટી, તરબૂચ વગેરે પાકે છે અત્રેના લુહારો સુદર ચપ્પા, છરી વગેરે બનાવે છે ધારિયા તો ખાસ વખણાય છે

**શિક્ષણ** ૭ ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૭ વિદ્યાર્થીઓ અને ૬૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૪ બાળકો ભણે છે પુ ૪૫૬ અને સ્ત્રી ૧૭૮ મળી કુલ ૬૩૪ ભણેલા છે કેટલાક માણસો ઉચ્ચ કેળવણી મેળવીને ઘણા આગળ વધેલા છે એક પુસ્તકાલય ચાલે છે તેનુ સ્વતત્ર મકાન પણ છે

**ધાર્મિક સ્થળો** સોનૈયા મહાદેવ વૈદ્યનાથ મહાદેવ, ઝાડખડેશ્વર મહાદેવ, હાનદેવી માતા, ગ્યાસુદીન પીરની દરગાહ પરબડી વગેરે

**દતકથા** કહેવાય છે કે અગાઉ આ ગામ મણિપુર નામનુ આબાદ નગર હતુ તે વખતે આજે જ્યા સોનૈયા મહાદેવની ટેકરી છે ત્યા સોની લોકો વસતા હતા આજે બાજુએ આવેલી હાન દેવી માતા ત્યારે ગામ વચ્ચે હતી મહાદેવની બાજુની દેવરોરીમા ગરાસિયાઓ વસતા હતા તે વખતનો બનાવેલો રાતા પથ્થરનો ચોક ત્યા અત્યારે પણ જોવા મળે છે

**પર્વ** ગામને તાબે ત્રણ મુવાડીઓ છે

આધાર શ્રી દીનાનાથ સોમેશ્વર વ્યાસ તથા શ્રી અબાલાલ મથુરદાસ રાવળ તરફથી મળેલી માહિતી

*

## સાદરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નેનપુરથી ત્રણ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે કનીજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૨૩૮ કુટુબ ૨૪૪ વસ્તી પુ ૫૩૪, સ્ત્રી ૫૨૭, કુલ ૧૦૬૧

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૮૦ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૬ બાળકો ભણે છે પુ ૧૦૫ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૧૧૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ગામની હદમા મેશ્વા અને વાત્રક નદીઓનો પવિત્ર સગમ થાય છે ત્યા સોમનાથ મહાદેવનુ દેવાલય આવેલુ છે ત્યા દર શિવરાત્રીએ મેળો ભરાય છે

*

## સારસા (ઈનામી)

**પરિચય** ઉ અ ૨૨° ૫૪ અને પૂ રે ૭૨ ૩૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન બોરીઆવીથી છ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે મહીજ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૧૫૨ કુટુબ ૧૬૪ વસ્તી પુ ૩૪૮, સ્ત્રી ૩૪૭ કુલ ૬૯૫

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૭ વિદ્યાર્થીઓ અને ૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૬ બાળકો ભણે છે પુ ૪૫ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૫૯ ભણેલા છે

*

## સાંખેજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૯ અને પૂ રે ૭૨° ૪૧ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન કનીજથી ત્રણ માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ સખેશ્વર મહાદેવ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૬ ચો માઈલ ઘરો ૩૦૪ કુટુબ ૩૪૧ વસ્તી પુ ૭૩૯, સ્ત્રી ૬૮૪, કુલ ૧૪૨૩.

**સગવડો** ગામની ભાગોળે મેશ્વા નદી વહે છે ઉત્તરે ગલકી તળાવ નામનુ એક સિંચાઈનુ તળાવ આવેલુ છે મેશ્વા નદીમાથી નહેર કાઢી એની શાખા આ તળાવમા વાળવામા આવી છે તળાવમાથી નહેરો કાઢી સાખેજ તથા નજીકના વાસણા ગામની સીમમા સિંચાઈ માટે પાણી આપવાની સગવડ કરેલી છે એક વાવ છે મીઠા પાણીના બે કૂવા તથા પાચ ખારી કૂઈઓ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે કનીજ છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે સને ૧૯૫૧થી ગ્રામ પચાયત ચાલે છે તે ગ્રામસફાઈ રસ્તાસુધારણા વગેરે કામો કરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાગર, ઘઉ બાજરી, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૫ વિદ્યાર્થીઓ અને ૬૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૮૬ બાળકો ભણે છે પુ ૧૮૩ અને સ્ત્રી ૪૯ મળી ૨૩૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર ભીમનાથ મહાદેવ, બહુચરાજી માતા અબા માતા ધર્મશાળા વગેરે છે ત્રણેક વર્ષ પહેલા ભીમનાથ મહાદેવનો જીર્ણોદ્ધાર કરવામા આવ્યો છે પહેલા તે મહાદેવ સખેશ્વર મહાદેવ તરીકે ઓળખાતા.

નીમાડેમામા હીરાનો પાળિયો છે કહેવાય છે કે તે મામા હીરા નામના રબારીનો છે આશરે ૩૦૦ વર્ષ પૂર્વે કાઠી ધાડપાડુઓનો સામનો કરતા તે શહીદ થયલો

---

**આધાર** શ્રી ચીમનલાલ છોટાલાલ દવે તરફથી મળેલી માહિતી

## સિંહુજ

**પરિચય** ઉ અ ૨૨° ૫૦ અને પૂ રે. ૭૨° ૫૩ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહુધાથી ચાર માઈલ દૂર આવેલુ છે ખોદકામ કરતા મળી આવતા જૂના અવશેષો, ખેતરોમાથી મળી આવતા મોટી ઈમારતોના પાયા ઈત્યાદિ ઉપરથી ગામ ઘણુ પુરાણુ અને મોટી વસ્તી તથા વિસ્તારવાળુ હશે એમ મનાય છે

બેજ સમોવડ ભૂપ' જેવા રખીદાસ પટેલના આશ્રિત તરીકે ગુજરાતનો જાણીતો કવિ શામળ ભટ્ટ આ ગામમા વીરેશ્વર મહાદેવમા રહેલો, અને જીવનનો શેષ ભાગ ત્યાજ પૂરો કરેલો ત્યા રહીને એણે ગુજરાતને સાદી અને તળપદી ભાષામા અનેક પદ્યવાર્તાઓ આપી છે એ રીતે સાહિત્યપિપાસુઓ માટે આ ગામની ભૂમિ તીર્થરૂપ ગણી શકાય

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૧ ચો માઈલ ઘરો ૧૦૬૨ કુટુબ ૧૦૯૦ વસ્તી પુ ૨૫૫૦, સ્ત્રી ૨૩૪૫, કુલ ૪૮૯૫ પાટીદાર વાણિયા વગેરેની વસ્તી છે

**સગવડો** ૧૮૫ ફૂટના વ્યાસવાળો પુરાતન ગરદીઓ કૂવો છે કહેવાય છે કે ગામ વસ્યુ ત્યારના સમયનો તે છે મહુધા મહેમદાવાદ બસ રૂટ પરનુ સ્ટેન્ડ છે મૂળજથી સિંહુજ વાયા અમ્બાચા જવાનો રસ્તો તૈયાર થાય છે સિંહુજથી સૂઢા વણસોલ ‘ ફેર વેધર રોડ ’ છે મહુધા મહેમદાવાદની પાકી સડકને જોડતા બે એપ્રોચ રોડ બાધવામા આવ્યા છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા ગોઠવેલો છે સને ૧૯૩૬થી ગ્રામપચાયત ચાલે છે તાલુકામા તે જૂનામા જૂની છે તાલુકામા ન્યાય પચાયતની સભા પણ સૌથી પહેલી આ પચાયતને મળેલી ખાનગી દવાખાનુ ચાલે છે મલ્ટિપરપઝ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એન્જિન પપોની સગવડ છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે હાથવણાટની સાળો ચાલે છે તેલની ઘાણીઓ છે વાસના ટોપલા ખૂબ પ્રમાણમા બનાવવામા આવે છે એક રાઈસ મિલ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૯૭ વિદ્યાર્થીઓ અને ૧૧૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૧૨ બાળકો ભણે છે શાળાનુ જૂનુ મકાન ખૂબ નાનુ અને અગવડભર્યું હોવાથી ગામલોકોએ રૂ ૨૭૦૦૦ના ખર્ચે નવુ મકાન બાધ્યુ છે તેમા ગામના શ્રી મોતીભાઈ મથુરભાઈ પટેલે રૂ ૧૦૦૦૦ની સખાવત કરેલી શ્રી રમણલાલ નાગજીભાઈ પટેલે સવા વીઘા જેટલી જમીન આપેલી તથા શ્રી વાલજીભાઈ તળશીભાઈ પટેલના વિધવા બાઈ હરખાએ પણ એટલી જ જમીન આપેલી પુ ૬૪૫ અને સ્ત્રી ૧૭૪ મળી કુલ ૮૧૯ ભણેલા છે કેટલાક માણસો ઉચ્ચ કેળવણી મેળવીને આગળ વધેલા છે

**ધાર્મિક સ્થળ** ગામથી થોડે દૂર વીરેશ્વર મહાદેવનુ દેવાલય આવેલુ છે મુસલમાનોના આક્રમણથી બચવા લેવા તેમા ચાર મિનારા બાધવામા આવેલા છે એનુ જીર્ણોદ્ધાર પૂર્ણ થઈ ગયુ

છે એની મેરી ઉપર કવિ શામળ ભટ્ટ રહેતો હતો

આ મહાદેવે દર ગોકળ આઠમે મોટો મેળો ભરાય છે

દંતકથા કહેવાય છે કે અગાઉ આ ગામ ઘણુ મોટુ અને આબાદ હતુ ગામની ચારે તરફ અર્ધો માઈલ દૂર હવાડા અને કૂવાના અવશેષો જણાય છે ખેતરોમાથી ઈમારતોના પાયા નીકળી આવે છે ગામની એક જગા 'શાહેરવાટ' તરીકે ઓળખાય છે ત્યા પહેલા શહેરનો મુખ્ય રસ્તો હશે એમ મનાય છે એક જગા 'ગુજરિયા' તરીકે ઓળખાય છે. ત્યા પહેલા ગુજરી ભરાતી હશે એમ મનાય છે

*

## સૂરજપુરા

પરિચય આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે થોડાસર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૨ ચો માઈલ ઘરો ૮ કુટુબ ૮ વસતી પુ ૩૧, સ્ત્રી ૨૪, કુલ ૫૫

શિક્ષણ શાળા નથી ૧ પુરુષ ભણેલો છે

*

## સૂંઢા

પરિચય ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૫૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વાઠવાળી છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૧૦ કુટુબ ૧૧૩ વસ્તી પુ ૨૫૫, સ્ત્રી ૨૩૨, કુલ ૪૮૭

શિક્ષણ શાળા નથી પુ ૬૬ અને સ્ત્રી ૮ મળી કુલ ૭૪ ભણેલા છે

*

## સોજાલી

પરિચય ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૪૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બે માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૧૧૯ કુટુબ ૧૨૯ વસ્તી પુ ૩૨૧, સ્ત્રી ૩૦૬, કુલ ૬૨૭

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો. શાળા સ્થપાઈ છે પુ ૫૧ અને સ્ત્રી ૩ મળી કુલ ૫૪ ભણેલા છે

*

## હળધરવાસ

પરિચય ઉ અ ૨૨° ૫૧ અને પૂ રે ૭૨° ૫૨ ઉપરનુ વિલીનીકરણ પહેલાનુ થોડાસર સ્ટેટનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દસેક માઈલ દૂર આવેલુ છે

ગામની નજીક આવેલાં પ્રસિદ્ધ ભૃગુઆશ્રમ, પરાશરના શિવાલયો અને વચ્ચે પૌર્વાભિમુખ વહેતી વેત્રવતી–વાત્રક–નદી તીર્થસ્થાનરૂપ ગણાય છે અનેક યાત્રાળુઓ ત્યા આવતા હોય છે જન્માષ્ટમી, શિવરાત્રી અને અધિક માસમા તો ત્યા આખો મહિનો મેળાની જેમ યાત્રાળુઓ ઉભરાય છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૫ ૩ ચો માઈલ ઘરો ૮૦૩ કુટુબ ૮૬૦ વસતી પુ ૧૯૦૪, સ્ત્રી ૧૭૩૨, કુલ ૩૬૩૬

સગવડો નજીકમા વાત્રક નદી વહે છે અમદાવાદ તથા મહેમદાવાદ જવાની બસસર્વિસ ચાલે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે લો બો નુ દવાખાનુ તથા બે ખાનગી દવાખાના છે મધ્યસ્થ પરપઝ ગોસાયટી ચાલે છે ખડાયતા સેવા સમાજ છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

શિક્ષણ સાત ધોરણની લો બો. શાળા છે તેમા ૨૯૧ વિદ્યાર્થીઓ અને ૧૦૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૯૮ બાળકો ભણે છે તે સિવાય એક હાઈસ્કૂલ તથા એક છાત્રાલય ચાલે છે પુ ૫૯૩ અને સ્ત્રી ૨૦૬ મળી કુલ ૭૯૯ ભણેલા છે સ્ટેટના વખતનુ એક પુસ્તકાલય ચાલે છે ખડાયતા સ્ત્રીઉદ્યોગશાળા છે જાણીતા કવિ સ્વ શ્રી મણિકાન્ત આ ગામમા થઈ ગયા. એક જમાનામા એમના 'મણિકાન્ત કાવ્યમાળા' પુસ્તકની ગઝલો ઘેરઘેર ગવાતી હતી પુસ્તક ઘણુ જ લોકભોગ્ય હોઈ તેની ચાલીસ હજાર જેટલી નકલો ખપી ગયેલી હોવાનુ કહેવાય છે

ધાર્મિક સ્થળો નદીકિનારે આવેલા દેવાલયો ઉપરાત ગામમા ભીમનાથ મહાદેવ, બીજાં કેટલાક નાના દેવસ્થાનો, પીર, પ્રિમધર્મ પાજરાપોળ (ગૌશાળા) વગેરે છે

દંતકથાઓ (૧) એક દંતકથા એવી છે કે મૂળરાજ સોલકીએ આ ગામ બ્રાહ્મણોને દાનમા આપેલુ તેથી તે બ્રહ્મપુરી કે બ્રહ્મપોળ કહેવાતુ હતુ

(૨) બીજી દંતકથા એવી છે કે બાદશાહી જમાનામાં હળધના ગામની ઉત્તર દિશામા એક માઈલના અંતરે બામણોલ નામે એક મોટુ નગર હતુ એક વખતે ત્યા લડાઈ થઈ ત્યારે ત્યાની રૈયતને ઘરબાર છોડી અત્યારના હળધરવાસના સ્થળે આવેલા વગડામા અદ્ધરવાસ રહેવુ પડેલુ પાછળથી ત્યા લોકોએ કાયમી વસવાટ કરેલો એ રીતે 'અદ્ધરવાસ' ઉપરથી 'હળધરવાસ' નામ પડેલુ મનાય છે આજે બામણોલ નગરના મકાનોની નિશાની જણાતી નથી, પણ તે વખતના બે ગેટ ખડિયેર હાલતમા હજી મોજૂદ છે

(૩) ત્રીજી દંતકથા એવી છે કે ગામમા 'હળધર' નામે બ્રાહ્મણોની વસતી હોવાથી ગામનુ નામ હળધરવાસ પડેલુ છે

આધાર શ્રી કાન્તિલાલ દ્વિ ત્રિવેદી તરફથી મળેલી માહિતી

## હાથનોલી

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૨° ૪૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ૧૦ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ ૨ માઈલ છેટે હળધરવાસ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૮૨ કુટુબ ૧૮૬ વસતી પુ ૪૩૧, સ્ત્રી ૪૨૧, કુલ ૮૫૨

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૮ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૧૮ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૯ ભણેલા છે

*

# માતર તાલુકો

## તારીજ

નગર ૧. ગામો ૮૨

વિસ્તાર નગરોનું ક્ષેત્રફળ ૬૦ ચો માઈલ, ગામોનું ક્ષેત્રફળ ૨૧૬૦ ચો માઈલ, કુલ ક્ષેત્રફળ ૨૨૨૦ ચો માઈલ

ઘરો નગરવિસ્તાર ૧૧૭૫, ગ્રામવિસ્તાર ૧૫૦૧૪ કુલ ૧૬૧૮૯

કુટુંબો નગરવિસ્તાર ૧૨૬૦, ગ્રામવિસ્તાર ૧૬૦૧૮ કુલ ૧૭૨૭૮

વસ્તી નગરવિસ્તાર પુ. ૨૭૬૮, સ્ત્રી ૨૫૧૫, કુલ ૫૨૮૩

ગ્રામવિસ્તાર પુ ૩૭૮૭૧ સ્ત્રી ૩૪૪૩૮, કુલ ૭૨૩૦૯

એકંદર વસ્તી પુ ૪૦૬૩૯ સ્ત્રી ૩૬૮૫૩, કુલ ૭૭૫૯૨

ભણેલાં નગરવિસ્તાર પુ ૧૧૩૮, સ્ત્રી ૫૨૪, કુલ ૧૬૬૨

ગ્રામવિસ્તાર પુ ૧૨૭૮૪, સ્ત્રી ૩૮૬૮ કુલ ૧૬૬૫૨

એકંદર ભણેલાં પુ ૧૩૯૨૨, સ્ત્રી ૪૩૯૨ કુલ ૧૮૩૧૪

*

## અલિંદ્રા

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨° ૪૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વગોથી ચાર માઈલ દૂર આવેલુ છે વહીવચાના ચોપડા પ્રમાણે અજા રબારીના નામ ઉપરથી એનુ નામ પડેલુ મનાય છે લગભગ ૧૨૦૦ વર્ષ પૂર્વે એ વસેલુ કહેવાય છે લોકવાયકાઓ અને વહીવચાના ચોપડાના આધારે એકઠી કરેલી તેના ઈતિહાસની વિસ્તૃત માહિતી ગામના શ્રી મગનભાઈ પ્રભુદાસ પટેલ પાસે છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૭ ચો માઈલ. ઘરો ૪૮૮ કુટુબ ૫૧૧ વસતી પુ ૧૧૮૨, સ્ત્રી ૧૦૫૬, કુલ ૨૨૩૮ મુખ્ય વસતી પાટીદારોની છે

**સગવડો** એક ગામતળાવ છે બીજુ ડોળિયુ તળાવ છે બનેમા માડ માડ દિવાળી સુધી પાણી રહે છે સીમમા ૧૮ જેટલી તળાવડીઓ છે ગામતળમા પીવાના પાણીના નવ કૂવા છે તે પૈકી એક મીઠો કૂવો અને બીજો સોમેરો કૂવો, એ બે કુવા ઘણા વિશાળ છે લગભગ ૩૬ ફૂટ વ્યાસના છે લોકો તેના પાણીનો ઉપયોગ કરે છે બાકીના ૭ કૂવા નાદુરસ્ત હાલતમા છે મીઠા કૂવા ઉપર વોટરવર્કસની યોજના કરેલી છે શ્રી મથુરભાઈ ત્રિકમભાઈ પટેલે તળાવ ઉપર સ્ત્રીઓને કપડા ધોવા માટે ૧૦ ચકલીઓની સગવડ કરેલી છે શ્રી નાથાભાઈ મરઘાભાઈ પટેલે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે એક કાયમી પરબનુ મકાન બધાવી આપ્યુ છે શ્રી ઈશ્વરભાઈ શિવાભાઈ પટેલની કુ તરફથી ઢોરો માટે પાણી પીવાનો એક હવાડો બધાવવામા આવ્યો છે

અનિદ્રાથી વસો ( તા નડિયાદ ) થઇને નડિયાદ જવાની એક બસ દોડે છે બીજી બસ ખાધલીથી રધવાણજ થઈને નડિયાદ જાય છે તે પણ આ ગામે થઈને પસાર થાય છે ખેડાથી અને માતરથી નડિયાદ જતી સડકો જે રધવાણજના પાખિયા આગળ મળે છે ત્યાથી અલિંદ્રા સુધીની પાકી સડક બાધવાનુ નક્કી થયેલુ છે આન્ય પોસ્ટ ઑફિસ છે ૧૯૫૨થી સરકારી ધારાધોરણ મુજબ ગ્રામપચાયત રચાઈ છે તે અગાઉ મરજિયાત ગ્રામપચાયત ચાલતી હતી ગામ તરફથી એક નાનુ આયુર્વેદિક દવાખાનુ ચલાવાય છે તે સિવાય બીજુ એક ખાનગી દવાખાનુ ચાલે છે કેળવણી મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ખાનગી માલિકીના ૧૦ એજિન પપ ચાલે છે તે ઉપરાત અનિન્દ્રા મલ્ટિ પરપઝ કો-ઓપરેટીવ સોસાયટીએ ૨ એજિન પપ મૂકેલા છે તે પૈકી એક એજિન પપ ગામના મીઠા કુવા ઉપર મૂકેલો છે ત્યાથી વોટરવર્ક્સ ઉપરાત નજીકની સીમની જમીનોને પાણી આપવાની વ્યવસ્થા થઈ છે હલર ઘટીની સગવડ પણ કરેલી છે વોટર વર્કસની ટાકી નજીક ફુવારો મૂકી નાનો સરખો બાગ પણ બનાવવામા આવ્યો છે વળી સોસાયટીએ એક ટ્રેક્ટર વસાવેલુ છે ખેડૂતોને તેનો લાભ મળે છે અનાજ ઉપરાત તમાકુનો પાક સારો થાય છે. તમાકુની બે ખળીઓ ચાલે છે. તેમા બીડી માટેની તમાકુ ચળાઈને તૈયાર થાય છે આ સિવાય હાથવણાટના કાપડનો ઉદ્યોગ ચાલે છે અગાઉ ખ્રિસ્તીવાસમા ચાલીસ જેટલી સાળો ચાલતી હતી આજે દસ-બાર સાળો ચાલે છે ધોતીઓ, ટુવાલ ચાદરા, ગજિયા, મોટનુ કાપડ વગેરે વણાય છે. અગાઉ રાવળ લોકો ખાટલાની પાટી વણતા પણ જોઈતુ સૂતર નહીં



માતર તાલુકો
ઉ
પ
પૂ
દ
કનેરા
પીંગળજ
મલારપુરા
વૈકુંઠપુરા
કઠવાડા
નવાગામ
પાણસોલી
ગોબળજ
કાજીપુરા
ચલિંદ્રા
ભેરાઈ
ચિત્રાસર
વડાલા
મહેમદાવાદ તાલુકો
ગોવિંદપુરા
વાવડી
હરિયાળા
ડામરી
નાયકા
કલોલી
શેત્રા
આતરોલી
રતનપુર
હૈજરાબાદ
સોખડા
વણસર
વાત્રક નદી
વાસણાબુઝર્ગ
સંધાણા
રધવાણજ
ધોળકા તાલુકો
રસિકપુરા
ચાંદણા
પીપળિયા
માતર
કોશિયલ
ઉંઢેળા
ખડિયારાપુરા
મહેળજ
ગરમાળા
ઊંટઈ
અલિન્દ્રા
નડિયાદ તાલુકો
વારસંગ
સાબરમતી નદી
શેખુપુર
ત્રાજ
હેરંજ
સિહોલડી
માછિયેલ
મલિયાતજ
કુંજરા
પુનાજ
અસલાલી
ખાંધલી
પાલ્લા
ત્રાણજા
કઠોડા
લવાલ
ખરેટી
નધાનપુર
નગરામા
નાંદોલી
લીંબાસી
મરાલા
અસામલી
મહેમદીવાદ
દેથલી
રણાસર
માલાવાડા
સમજૂતી
નદી
વસ્તાણા
વસાઈ
પેટલાદ તાલુકો
ચાણોર
ઇંદરવરણ
સાયલા
ભલાડા
હાડેવા
વાલોતરી
વીરોજા
ખંભાત તાલુકો
0 2 4 6 માઈલ
માપ
હરોલા
પરિયેજ
બામણગામ
સીંજીવાડા
ચરોતર સર્વસંગ્રહ-૧૯૫૪
૨ પટેલ

મળવાથી હવે તે કામકાજ બંધ પડ્યું છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો. શાળા ચાલે છે તેમાં ૧૮૫ વિદ્યાર્થીઓ અને ૯૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮૨ બાળકો ભણે છે તે સિવાય ચાર ધોરણની એક મિશન શાળા તથા દસ ધોરણ સુધીની એક માધ્યમિક શાળા ચાલે છે વધુ અભ્યાસ માટે વિદ્યાર્થીઓ નજીકના વસો ગામે જાય છે પુ ૬૨૧ અને સ્ત્રી ૩૧૩ મળી કુલ ૯૩૪ ભણેલા છે વસોના સ્વ શ્રી મોતીભાઈ ન અમીનના પ્રોત્સાહનથી સને ૧૯૮૩થી ગામમાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થઈ છે હાલમાં યુવક પ્રગતિ મંડળ પુસ્તકાલયનો વહીવટ કરે છે તેમાં સામયિકોની સગવડ ઉપરાંત લગભગ ૧૩૦૦ જેટલા પુસ્તકો છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનું મંદિર, પ્રણામી મંદિર, રામજી મંદિર, ઈન્દ્રદેવ મહાદેવ, મસ્જિદ, ચર્ચ, પરબડી, ચાર ધર્મશાળાઓ વગેરે

---

**આધાર** શ્રી મગનભાઈ પ્રભુદાસ પટેલ તરફથી મળેલી માહિતી

*

## અસલાલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ. રે. ૭૨° ૩૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી સાત માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૧ ચો માઈલ ઘરો ૮૦ કુટુંબ ૧૦૫ વસ્તી પુ ૨૪૩, સ્ત્રી ૨૧૫, કુલ ૪૫૮ મુખ્ય વસ્તી બારૈયાની છે

**સગવડો** એક તળાવ અને ત્રણ કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પાંચ માઈલ છેટે માતર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, ડાંગર, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમાં ૪૦ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળો** શંભુનાથ મહાદેવ, શિકોતર માતા વગેરે છે ભાદરવા સુદિ ૮મે શિકોતર માતાએ મેળો ભરાય છે

*

## અસામલી

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૩૨ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન ધોળકાથી ૯ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ છ માઈલ છેટે લીંબાસી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૭ ૩ ચો માઈલ ઘરો ૨૨૩ કુટુંબ ૨૪૨ વસતી પુ ૫૫૯, સ્ત્રી ૫૦૮, કુલ ૧૦૬૭

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો. શાળા છે તેમાં ૪૭ વિદ્યાર્થીઓ અને ૧૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૦ બાળકો ભણે છે પુ ૧૧૨ અને સ્ત્રી ૧૭ મળી કુલ ૧૩૯ ભણેલા છે.

**પ્રાચીન સ્થળ** ગામથી એકાદ માઈલ દૂર સાબરમતી નદીને કિનારે ખોદકામ કરતા સને ૧૯૫૨માં એક વિશાળ દેવાલયના અવશેષો મળી આવ્યા હતા વલ્લભવિદ્યાનગરના પુરાતત્ત્વ વિભાગના શ્રી અમૃત પંડ્યા અને બીજા વિદ્વાનોની એક પાર્ટીએ તેની ઝીણવટભરી તપાસ કરી હતી આ પાર્ટીના સભ્યોને આ અવશેષો વિષ્ણુના એક પ્રાચીન મંદિરના જણાયા હતા મંદિર સોલંકી રાજ્ય પૂર્વેના વલ્લભી કાળની સ્થાપત્ય શૈલીનું જણાયું હતું આ પ્રાચીન શૈલીના મંદિરો ઓરિસ્સાના ભુવનેશ્વરાદિના મંદિરોની શૈલીના બંધાતા હતા અને સૌરાષ્ટ્રમાં તે સારી સંખ્યામાં મળી આવ્યા છે અસામલીનું આ મંદિર મધ્ય ગુજરાતમાં આ શૈલીનું પહેલવહેલું શોધાયું છે

મંદિરના અવશેષોના ત્રણ પથ્થરો પર જુદા જુદા કડિયાઓએ તેમના વખતની પ્રચલિત લિપિઓમાં કોતરેલા તેમના ટૂંકા નામના અક્ષરો મળી આવ્યા હતા પહેલા પથ્થર પરના બે અક્ષરોમાંનો એક અક્ષર બ્રાહ્મી લિપિનો હતો, બીજા પથ્થર પર આઠમા નવમા સૈકાના અને ત્રીજા પર સોલંકીકાળના અક્ષરો હતા મંદિરની બાજુમાં આવેલા એક ઊંડા ખાડામાંથી મળેલા તેના પાયાના અવશેષો ઈત્યાદિના આધારે કહી શકાય કે વલ્લભી કાળ એટલે કે છઠ્ઠાથી આઠમા સૈકામાં આ મંદિર હયાત હતું સોલંકી કાળમાં તેમાં કેટલોક સુધારો વધારો થયો હોવાનું ઘુમટની અંદરની કોતરણીના અવશેષો પરથી જણાયું હતું.

*

## આંતરોલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી ચાર માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો. માઈલ ઘરો ૨૧૮ કુટુંબ ૨૩૭ વસ્તી પુ ૫૫૨, સ્ત્રી ૫૨૩, કુલ ૧૦૭૫ મુખ્ય વસતી રજપૂતોની છે

**સગવડો** નજીકમાં શેઢી નદી વહે છે એક ખંડિયેર વાવ છે ચાર કૂવા છે ટપાલની સગવડ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, બાવટો, ડાંગર, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૬૬ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૧ બાળકો ભણે છે પુ ૧૫૩ અને સ્ત્રી ૧૫ મળી કુલ ૧૬૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મંદિર, એક પરબડી

*

## ઈંદિરવરણા

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી સાત માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે લીંબાસી છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧·૩ ચો. માઈલ. ઘરો : ૪૭. કુટુંબ : ૪૯. વસ્તી : પુ. ૧૪૦, સ્ત્રી ૯૧, કુલ ૨૩૧.

**શિક્ષણ :** ખાનગી પ્રાથમિક શાળા છે. પુ. ૫ અને સ્ત્રી ૩ મળી કુલ ૮ ભણેલાં છે.

•

## ઊંટઈ

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન વસોથી પાંચ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ દોઢ માઈલ છેટે અલિંદ્રા છે.

**વિસ્તાર .** ક્ષેત્રફળ : ૦·૯ ચો. માઈલ. ઘરો : ૬૭. કુટુંબ : ૭૨. વસ્તી : પુ. ૧૩૭, સ્ત્રી ૧૪૫, કુલ ૧૮૨.

**શિક્ષણ :** ખાનગી પ્રાથમિક શાળા છે. પુ. ૩૯ અને સ્ત્રી ૬ મળી કુલ ૪૫ ભણેલાં છે.

*

## ઊંઢેળા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૧' અને પૂ. રે. ૭૨° ૪૩' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વસોથી ચાર માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર .** ક્ષેત્રફળ : ૨·૯ ચો. માઈલ. ઘરો : ૩૭૩. કુટુંબ : ૪૦૦. વસ્તી : પુ ૯૧૨, સ્ત્રી ૮૫૭; કુલ ૧૭૬૯.

**સગવડો .** લાખા વણજારાએ બંધાવેલી વાવ, એક તળાવ અને ૭ કૂવા છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામ પંચાયત ચાલે છે. કો-ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. ડાંગર, બાજરી, કઠોળ, જુવાર, ઘઉં, બાવટો, કોદરા વગેરે પાકે છે.

**શિક્ષણ** સાત ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૩૮ વિદ્યાર્થીઓ અને ૯૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૯ બાળકો ભણે છે. એક મિશન શાળા પણ ચાલે છે. પુ. ૪૪૭ અને સ્ત્રી ૧૫૪ મળી કુલ ૬૦૧ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** બે મંદિર, બે મહાદેવ, એક મસ્જિદ, એક ચર્ચ, પરબડી, ધર્મશાળા વગેરે.

*

## કઠવાડા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૮' અને પૂ રે. ૭૨° ૩૪' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી નવ માઈલ દૂર આવેલું છે. કહેવાય છે કે અગાઉ અત્રે ઘણી વસ્તી હતી. કાળક્રમે તેમાં ઘટાડો થયો છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૩·૨ ચો. માઈલ. ઘરો : ૧૧૫ કુટુંબ : ૧૨૮. વસ્તી : પુ ૩૩૯, સ્ત્રી ૨૨૯, કુલ ૬૩૮. મુખ્ય વસ્તી ક્ષત્રિય, ભરવાડ, વાઘરી વગેરે લોકોની છે.

**સગવડો :** ૭ નાનામોટાં તળાવ, એક મીઠા પાણીનો કૂવો તથા ૨૩ ખેતી ઉપયોગી કૂવા છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે નાયકા છે. દર શુક્રવારે ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. ડાંગર, બાજરી વગેરે પાકે છે. મેશ્વા કેનાલ કે ખારી નદીના પાણીથી તળાવ ભરવામાં આવે તો ખેતીનો વિકાસ થાય એમ મનાય છે.

**શિક્ષણ :** આ વર્ષે (૧૯૫૪) લો. બો. શાળા સ્થપાઈ છે પુ. ૧૬ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૭ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળ :** નીલકંઠ મહાદેવ.

**પરું : ઘટાસર :** સંવત ૧૬૫૧માં બાપુભાઈ ફૂલજીભાઈ, માનાભાઈ અમથાભાઈ અને તખુભાઈ અનુભાઈએ તે વસાવેલું કહેવાય છે. ૧૫૦ માણસોની વસ્તી છે. મુખ્ય વસ્તી બારૈયાની છે. એક પીવાના પાણીનો કૂવો અને ચાર ખેતી ઉપયોગી કૂવા છે

*

## કઠોડા

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન વસોથી પાંચ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે ખાંધલી છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧·૩ ચો. માઈલ. ઘરો : ૯૫. કુટુંબ : ૯૫. વસ્તી : પુ. ૨૨૫, સ્ત્રી ૧૮૨, કુલ ૪૦૭.

**શિક્ષણ :** શાળા નથી. પુ. ૨૭ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૯ ભણેલા છે.

*

## કનેરા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૯' અને પૂ. રે. ૭૨° ૩૬' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી આઠ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ સાત માઈલ છેટે નાયકા છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧·૯ ચો. માઈલ ઘરો : ૧૩૪. કુટુંબ ૧૪૪. વસ્તી પુ. ૩૩૦, સ્ત્રી ૨૯૬, કુલ ૬૨૬.

**ઉદ્યોગ .** મુખ્યત્વે ખેતી. મુખ્ય પાક ડાંગરનો છે

**શિક્ષણ :** ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૪૧ વિદ્યાર્થીઓ અને ૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૨ બાળકો ભણે છે. પુ. ૭૬ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૯૨ ભણેલાં છે.

*

## કલોલી

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨°૩૩ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી આઠ માઈલ દૂર આવેલુ છે અગાઉ કોઈ પાટીદારે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪ ૧ ચો માઈલ ઘરો ૨૮૫. કુટુબ ૩૦૧ વસ્તી પુ ૬૯૧, સ્ત્રી ૬૭૦, કુલ ૧૩૬૧ મુખ્ય વસ્તી પાટીદારોની છે

**સગવડો** અડધા માઈલ છેટે પશ્ચિમ દિશામા સાબરમતી નદી વહે છે થોડે દૂર ઉત્તર દિશામા ખારી નદી વહે છે અને પૂર્વ દિશામા એક ઘોધ છે ગામમા એક તળાવ તથા બે મીઠા પાણીના કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે નાયકા છે સને ૧૯૫૨થી ગ્રામપચાયત ચાલે છે અમદાવાદના ઠક્કર પ્રહ્લાદભાઈ જેઠાલાલે પોતાના માતુશ્રી શારદા બેનના સ્મરણાર્થે એક બગલો ગામના હરકોઈ ઉપયોગ માટે બધાવી આપ્યો છે એક ખાનગી દવાખાનુ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે વીસેક વર્ષ પહેલા શેરડીનો પુષ્કળ પાક થતો પણ હવે કોઈ તેનુ વાવેતર કરતુ નથી

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૩ વિદ્યાર્થીઓ અને ૫૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૨ બાળકો ભણે છે સ ૨૦૦૮મા ગામલોકોએ પોતાના ખર્ચે શાળાનું મકાન બાધ્યુ છે પુ ૨ ૨ અને સ્ત્રી ૫૬ મળી કુલ ૨૮૮ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** રાધાવલ્લભનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, હનુમાનજીનુ મદિર, માતાનુ દેરુ, ધર્મશાળા એક પર બડી વગેરે છે. ચૈત્ર સુદ ૧૫ના દિવસે હનુમાનજીએ મેળો ભરાય છે

**જરૂરિયાત** અગાઉ ઘોધ ઉપર એક પુલ હતો તે તૂટી જવાથી હવે ઉપયોગમા આવે એવો રહ્યો નથી ચોમાસામા લોકો લોખડના તાવડામા બેસીને જીવના જોખમે ઘોધ ઓળગે છે એટલે એ પુલ તથા સડક બાધવાની જરૂર છે

**પરાં** નાની કલોલી, પ્રાગજીપુરા

**આધાર** શ્રી નટવરભાઈ રણછોડભાઈ પટેલે આપેલી માહિતી

*

## કાજીપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી નવ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૭ ચો માઈલ ઘરો ૮૩ કુટુબ ૮૯ વસ્તી પુ ૧૮૦, સ્ત્રી ૧૮૫, કુલ ૩૬૫

**શિક્ષણ** ખાનગી પ્રા. શાળા ચાલે છે ૧૯ પુરુષ ભણેલા છે

*

## કુંજરા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી તેરેક માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૩ ચો માઈલ ઘરો ૧૭ કુટુબ ૨૦ વસ્તી પુ ૪૫, સ્ત્રી ૩૫, કુલ ૮૦ મુખ્ય વસ્તી ગરાસિયા અને બારૈયાની છે.

**સગવડો** એક તળાવ તથા બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે માતર છે અઠવાડિયામા બે વખત ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ પાકે છે

**શિક્ષણ** શાળા નથી આઠ બાળકો નજીકના પુનાજ ગામની શાળામા ભણવા જાય છે ૮ પુરુષ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** લાલજી મદિર, મહાદેવ

*

## કોશિયલ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી અઢાર માઈલ દૂર આવેલુ છે. નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે માતર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૨૦૩ કુટુબ ૨૧૨ વસ્તી પુ ૫૧૫, સ્ત્રી ૪૩૫, કુલ ૯૫૦

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૧ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૨ બાળકો ભણે છે પુ ૧૩૭ અને સ્ત્રી ૧૩ મળી કુલ ૧૫૦ ભણેલા છે

*

## ખડિયારાપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨°૩૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વસોથી એક માઈલ દૂર આવેલુ છે નડિઆદના વતની ખડાયતા વણિકોએ વસાવેલુ તેથી 'ખડાયતાનુ પરૂ' ઉપરથી 'ખડિયારાપુરા' થયેલુ કહેવાય છે. ગામ ક્યારે વસ્યુ તે અંગે કોઈ ચોક્કસ સાલ મળતી નથી પરતુ પેશ્વા સરકારની સનદ ઉપરથી ૩૫૧ વર્ષ પૂર્વે વસવાટ થએલો મનાય છે ગામમા મુખીપણુ વણિકનુ છે મતાદાર પટેલ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૫ ચો માઈલ ઘરો ૧૬૧ કુટુબ ૧૬૬ વસ્તી પુ ૪૧૦, સ્ત્રી ૩૩૩, કુલ ૭૪૩ મુખ્ય વસ્તી પાટીદાર અને બારૈયા લોકોની છે

**સગવડો:** ત્રણ મીઠા પાણીના કૂવા, એક ખારો કૂવો અને એક હરિજનોનો કૂવો છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે માતર છે. દરરોજ ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. ડાંગર, બાજરી, કોદરા, બાવટો, તલ, તુવેર, કપાસ વગેરે પાકે છે.

**શિક્ષણ :** ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૪૦ વિદ્યાર્થીઓ અને ૬૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૮ બાળકો ભણે છે. પુ ૧૪૨ અને સ્ત્રી ૩૪ મળી કુલ ૧૭૬ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** સ્વામીનારાયણનું મંદિર, રામજી મંદિર વગેરે.

**આધાર:** શ્રી. ભાઈલાલભાઈ જેઠાભાઈ પટેલે આપેલી માહિતી.

*

## ખરેંટી

**પરિચય :** ઉ અ. ૨૨° ૩૮' અને પૂ રે. ૭૨° ૩૯' ઉપરનું આ તાલુકદારી ગામ રેલવેસ્ટેશન તારાપુરથી દસ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૩·૬ ચો. માઈલ. ઘરો: ૧૧૧. કુટુંબ : ૧૧૯. વસ્તી : પુ. ૨૯૩, સ્ત્રી ૨૭૩, કુલ ૫૬૬. મુખ્ય વસ્તી બારૈયા કોમની છે.

**સગવડો :** એક તળાવ, દરબારી કૂવો, લો. બો.નો કૂવો તથા વણકરોનો કૂવો છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે લીંબાસી છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. મુખ્ય પાક ડાંગર અને ઘઉંનો છે. તે સિવાય બાજરી, જુવાર વગેરે પાકે છે.

**શિક્ષણ :** ખાનગી પ્રાથમિક શાળા છે. તેમાં ૪૩ બાળકો ભણે છે. પુ. ૬૫ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૮૧ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** ઠાકોરનું મંદિર, એક શિવાલય, શિકોતર માતા, ચકલાવાળી માતા, એક ધર્મશાળા, એક પાળિયો વગેરે.

*

## ખાંધલી

**પરિચય :** આ ગામ રેલવેસ્ટેશન વસોથી ચાર માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨·૩ ચો. માઈલ. ઘરો : ૩૫૮. કુટુંબ : ૪૦૨. વસ્તી : પુ. ૯૬૨, સ્ત્રી ૮૧૪, કુલ ૧૭૭૬.

**સગવડો :** એક તળાવ તથા બે કૂવા છે. સીમમાં એક વાવ છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. નડિયાદ જવાની બસ સર્વિસની સગવડ છે. ઇરિગેશન ખાતાનો એક સ્ટોર છે. સુધારક મંડળ ચાલે છે. દવાખાનું છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ પાકે છે.

**શિક્ષણ :** ૭ ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૬૬ વિદ્યાર્થીઓ અને ૭૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૨ બાળકો ભણે છે. પુ. ૪૧૭ અને સ્ત્રી ૧૭૭ મળી કુલ ૫૯૪ ભણેલાં છે. એક પુસ્તકાલય તથા એક વ્યાયામશાળા છે.

**ધાર્મિક સ્થળો :** એક મંદિર, ચર્ચ, ધર્મશાળા, પરબડી વગેરે.

*

## ગરમાળા

**પરિચય** ઉ. અ. ૨૨° ૪૧' અને પૂ. રે. ૭૨° ૪૧' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વસોથી છ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે માતર છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨·૨ ચો. માઈલ. ઘરો : ૧૩૯. કુટુંબ : ૧૪૪. વસ્તી : પુ. ૩૩૫, સ્ત્રી ૩૩૮, કુલ ૬૭૩.

**શિક્ષણ :** ખાનગી પ્રાથમિક શાળા છે. પુ. ૮૯ અને સ્ત્રી ૭ મળી કુલ ૯૬ ભણેલાં છે.

*

## ગોબળજ

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૭' અને પૂ. રે. ૭૨° ૫૭' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી દસ માઈલ દૂર આવેલું છે. ગોવર્ધન નામના કોઈ બ્રાહ્મણે તે વસાવેલું મનાય છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૩·૬ ચો. માઈલ. ઘરો : ૧૭૪. કુટુંબ : ૧૭૪. વસ્તી : પુ ૪૪૩, સ્ત્રી ૪૩૨, કુલ ૮૭૫ સાઠ ટકા વસ્તી હિંદુઓની છે. તેમાં પાટીદાર, બારૈયા, બારોટ, ઠક્કર, સુથાર, લુહાર, વાળંદ, હરિજન વગેરેનો સમાવેશ થાય છે. ચાલીસ ટકા વસ્તી મુસલમાનોની છે.

**સગવડો :** એક ગોબળજ તળાવ છે. એક વાવ હતી તે પૂરી દેવાઈ છે. માત્ર તેનો કૂવો હવે વપરાય છે. તે સિવાય મેતી કૂઈ, ગાભો કૂવો તથા પાતરોનો કૂવો છે. સીમમાં ૬૪ જેટલા કૂવા છે.

ગોબળજ તળાવ સાત માઈલના વિશાળ ઘેરાવાવાળું છે. ખારી નદીમાંથી અને મેશ્વા કેનાલમાંથી કાંસ કાઢી તેમાં પાણી ભરવાની યોજના કરવામાં આવી છે. આ તળાવના પાણીથી ગોબળજ, મલારપુરા, પાણસોલી, ટડાવ, વડાળા, બેરાઈ, ગોવિંદપુરા, રોંઝા, ધરમપુરા વગેરે ગામોની મળી કુલ ૨૦૦૦ એકર જેટલી ક્યારીની જમીનને પૂરતું પાણી મળવાથી હજારો મણ ઊંચી જાતની ડાંગરનો પાક થાય છે. તળાવમાં સવારે અસંખ્ય પોયણાં ખીલી ઊઠે છે.

નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે નાયકા છે. ઇરિગેશન ખાતાની ઓફિસ છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. મુખ્યત્વે ઊંચી જાતની ડાંગર પાકે છે.

તે સિવાય ઘઉં, જુવાર, બાજરી, કપાસ વગેરે પાકે છે અગાઉ મુસ્લિમ સ્ત્રીઓ રેંટિયાથી સૂતર કાતવાનો ગૃહઉદ્યોગ ચલાવતી હાલમા તે બધ થઈ ગયો છે

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો. શાળા છે તેમા ૪૭ વિદ્યાર્થીઓ અને ૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૦ બાળકો ભણે છે પુ ૧૯૪ અને સ્ત્રી ૧૮ મળી કુલ ૨૧૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** બે મદિર, એક શિવાલય, એક મસ્જિદ, પરબડી ધર્મશાળા વગેરે

દર જન્માષ્ટમી અને જળઝીલણા એકાદશીને દિવસે ગામમા ઉત્સવો ઉજવાય છે મુસલમાનો પીરનો ઉરસ ધામધૂમથી ઉજવે છે કવ્વાલોની મહેફિલ ગોઠવાય છે

**દંતકથા** એવી દંતકથા ચાલે છે કે અગાઉ આ ગામમા બ્રાહ્મણોની જ વસતી હતી ઘેર ઘેર કૂઈઓ હતી પણ બાદશાહી જમાનામા અસખ્ય બ્રાહ્મણોએ ધર્મના રક્ષણાર્થે પોતાના બલિદાન આપેલા એટલે પાછળથી માત્ર મુસ્લિમોની વસતી જ ગામમા રહેલી વળી સમય જતા તેમા હવે હિંદુઓ વસ્યા છે

કહેવાય છે કે પહેલા ગામને ફરતો કોટ હતો આજે કોટનો દરવાજો મોજૂદ છે એ દરવાજાના કમાડ જેતલપુરની હાલની શાળાના મકાનમા ઉપયોગમા લેવાયા હોવાનુ કહેવાય છે

આધાર શ્રી ફૂલચદ છગનલાલ ઠક્કરે આપેલી માહિતી

*

## ગોવિંદપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૫ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી આઠ માઈલ દૂર આવેલુ છે દશા નાગર જ્ઞાતિના ઈનામદાર મોતીભાઈ ગોવિંદભાઈએ સને ૧૮૨૧મા તે વસાવેલુ કહેવાય છે ગામ વસ્યુ ત્યારથી આજ સુધી મકાનો માટીના કોટડાના બનેલા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૪૬ કુટુબ ૪૮ વસ્તી પુ ૧૧૭ સ્ત્રી ૧૧૩, કુલ ૨૩૦ મુખ્ય વસ્તી બારૈયા અને વણકરોની છે

**સગવડો** એક તળાવ અને બે કૂવા છે. નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ વાસણાબુઝર્ગ છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્ય વે ખેતી ડાંગર, ઘઉં, ચણા, વગેરે પાકે છે

**શિક્ષણ** શાળા નથી પુ ૨૦ અને સ્ત્રી ૬ મળી કુલ ૨૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ઈનામદારના પત્ની દરખાબાએ ગામ વસ્યુ તે અરસામા બધાવેલુ દરખેશ્વર મહાદેવનુ દેવાલય છે

*

## ચલિન્દ્રા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે નાયકા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૩ ચો માઈલ ઘરો ૬૧ કુટુબ ૭૦ વસતી પુ ૧૬૭, સ્ત્રી ૧૮૮, કુલ ૩૫૫

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૨૭ અને સ્ત્રી ૪ મળી કુલ ૩૧ ભણેલા છે

*

## ચાણોર

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૩૫ ઉપરનુ આ ગામ સોજિત્રાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે લીંબાસી છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૮ ચો માઈલ ઘરો ૩૭ કુટુબ ૪૩ વસ્તી પુ ૧૦૫, સ્ત્રી ૯૩, કુલ ૧૯૮

**શિક્ષણ** શાળા નથી પુ ૧૬ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૮ ભણેલા છે

*

## ચાંદણા

**પરિચય** ઉ અ ૨૨° ૪૩ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે રઢુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૧૪૦, કુટુબ ૧૪૭ વસ્તી પુ ૩૧૫ સ્ત્રી ૩૭૮, કુલ ૬૯૩

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૫ વિદ્યાર્થીઓ અને ૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૫ બાળકો ભણે છે પુ ૧૫૦ અને સ્ત્રી ૧૪ મળી કુલ ૧૬૪ ભણેલા છે

*

## ચિત્રાસર

**પરિચય** ઉ અ ૨૨° ૪૬ અને પૂ રે ૭૨° ૩૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી આઠ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે અડાલજના પટેલો અત્રે આવી વસેલા, એવી હકીકત બારોટના ચોપડે લખેલી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૧ ચો માઈલ ઘરો ૧૨૪ કુટુબ ૧૨૭, વસ્તી પુ ૨૯૫, સ્ત્રી ૨૩૭, કુલ ૫૩૨ મુખ્ય વસતી પાટીદાર અને બારૈયા લોકોની છે પાકીસ્તાનથી આવેલા બારેક શીખ કુટુબો આ ગામમા વસેલા છે સરકારે તેમને ૬૨ એકર જમીન ત્રણ વર્ષ સુધી મફત ખેડવા માટે આપેલી છે ગામ

લોકોએ તેમને ત્રણ વર્ષ સુધી મફત રહેવાના મકાનોની સગવડ કરી આપી છે ધીરે ધીરે એ લોકો હવે પગભર થઈ રહ્યા છે.

**સગવડો** નજીકમા સાબરમતી નદી વહે છે લોકો તેનુ પાણી પીએ છે એક 'બંધ તળાવ' નામનુ તળાવ છે લોકો તેનુ પાણી ડાંગર પકવવાના ઉપયોગમા લે છે. ગામતળમા બે કૂવા છે પાણી ખારુ છે એક કૂવો પુરાઈ ગયો છે બીજા કૂવામા લોકલ બોર્ડે બોર કરાવ્યો છે તેથી પાણી વાપરવા લાયક થયુ છે સીમાડામા નવ કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે નાયકા છે દર સોમ, બુધ અને શુક્રવારે ટપાલ આવે છે એક ગ્રામ દવાખાનુ છે એક જનાવરનુ ખાનગી દવાખાનુ છે ભરવાડ એન્ડ ખેતી કરનારી સહકારી મંડળી ચાલે છે ગ્રામવિકાસ સમિતિ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી નજીકમા વહેતી સાબરમતી નદીના પૂરના પાણી સીમની જમીનોમા ફરી વળે છે, એટલે જમીનો કાયમ કસદાર રહે છે મુખ્ય પાક ડાંગરનો છે તે સિવાય ઘઉં, ચણા, જુવાર, બાજરી, એરંડા, શેરડી, મરચા, કઠોળ, કપાસ વગેરે પાકે છે અહીંની ભાઠાની તમાકુ બહુ કૂકદાર ગણાય છે તેના ભાવ ઘણા સારા ઊપજે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૫૨ બાળકો ભણે છે પુ ૪૬ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મંદિર, ભીમેશ્વર મહાદેવ, ધનેશ્વર મહાદેવ, સિદ્ધનાથ મહાદેવ, વેરાઈ માતા, બહુચરાજી માતા, મેલડી માતા, ખોડિયાર માતા, પરબડી, ધર્મશાળા વગેરે

**દંતકથાઓ** (૧) કહેવાય છે કે અગાઉ નજીકમા આવેલા ચડીસર (તા. ધોળકા) અને કઠવાડા ગામોના મહાદેવ તથા અહીંના ભીમેશ્વર મહાદેવની પૂજા એક જ પૂજારી કરતો, અને તે ત્રણેય મહાદેવમા ભોયરા દ્વારા આવજા કરતો

(૨) એવી દંતકથા છે કે એક વાર કોઈ દરબારની હરખા નામની કુંવરી, ભીમા રબારી સાથે જાત્રાએ જતા સંઘમા જવા માટે છાનીમાની ભાગી નીકળેલી દરબારને ખબર પડતા તેણે પાછળ માણસો દોડાવ્યા તેમણે નાયકાની ભાગોળમા કુંવરીને અને ચિત્રાસરની ભાગોળમા ભીમા રબારીને કાપી નાખ્યા કહેવાય છે કે બંને નિર્દોષ હોવાથી તેમના શબના ફૂલના ઢગલા થઈ ગયેલા તેમની પવિત્રતાની યાદ માટે ચિત્રાસર ગામની ભાગોળે 'ભીમડિયા દેવ'ની દેરી બાંધવામા આવી બીજી દેરી નાયકાની ભાગોળમા બાંધવામા આવી તે 'હરખબાઈ માતા' તરીકે પૂજાય છે.

(૩) કહેવાય છે કે સહજાનંદ સ્વામી જેતલપુર ગામે જતા ચિત્રાસરમા નદીકિનારાના વડ નીચે વિશ્રાન્તિ લેવા રોકાયેલા તે પ્રસાદીનો વડ અત્યારે હયાત છે બોચાસણવાળા શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીએ અનેક વખત અહીં પધારી ગામને પવિત્ર કર્યુ છે તેમના તાબાના કેટલાક મકાનો અને જમીનના લાટ પણ છે

(૪) ગામમા એક ધનેશ્વરનો ટેકરો નામથી જગા છે તે વિષે દંતકથા એવી છે કે મહાભારતના જમાનામા છ માઈલ દૂર આવેલુ ધોળકા એ પુરાણુ વેરાટનગર હતુ, અને ચિત્રાસરનો વિસ્તાર એક મોટું જંગલ હતુ તે વખતે પાંડવોએ વનવાસના ઘણા વર્ષો અહીં ગાળેલા ભીમે કૈયાકીચકને મારેલો તે પછી તેના શબને ધનેશ્વરના ટેકરા ઉપર અગ્નિદાહ દેવામા આવેલો એ ટેકરા ઉપર આજે ભીમેશ્વર મહાદેવનુ દેવાલય છે કહેવાય છે કે આ દેવાલયની પાસે જ પાંડવોએ હથિયાર સંતાડયા હતા પહેલા ચિત્રાસર ગામ આ ટેકરા ઉપર જ વસેલુ પાછળથી પાણીની સગવડ માટે નદીકિનારે આવીને લોકોએ નવેસરથી વસવાટ કરેલો

**અન્ય હકીકત** આશરે ચાલીસેક વર્ષ પહેલા ગામમા કાબુલી લોકો ધાડ પાડવા આવેલા ત્યારે આ ગામે તથા આસપાસના ગામોએ મરણતોલ સામનો કરેલો સામસામી બંદૂકની ગોળીઓની રમઝટ બોલેલી ત્રણ કાબૂલીઓ જાનથી માર્યા ગયેલા, અને ચારને જીવતા પકડેલા તેમને સાત સાત વર્ષની સખત કેદની સજાઓ થયેલી આ બહાદુરી માટે સરકારે ગામની કદર કરેલી

**આધાર** શ્રી અંબાલાલ ઈશ્વરભાઈ પટેલે આપેલી માહિતી

*

## ડાભરી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી સાત માઈલ દૂર આવેલુ છે આશરે ૫૦૦ વર્ષ પૂર્વે કોઈ પરમાર ક્ષત્રિયે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૨ ચો માઇલ ઘરો ૫૨ કુટુંબ ૫૩ વસતી પુ ૧૨૫, સ્ત્રી ૧૦૯ કુલ ૨૩૪ મુખ્ય વસ્તી ક્ષત્રિય લોકોની છે

**સગવડો** એક તળાવ અને ત્રણ કૂવા છે કૂવાઓનુ પાણી ભાંભરુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે વાસણા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાંગર, ઘઉં, ચણા, જુવાર વગેરે પાકે છે

**શિક્ષણ** શાળા નથી સાત બાળકો બહારગામ ભણવા જાય છે પુ ૧૩ અને સ્ત્રી ૬ મળી કુલ ૧૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાકાળી માતાનુ દેરુ છે ભાદરવા સુદ ૪ને રોજ ત્યા મેળો ભરાય છે આખી રાત રાસ ગરબા, ભજનકીર્તન, ભવાઈ ઈત્યાદિ કાર્યક્રમો ગોઠવાય છે વીરોચનતા મહેમદાવાદના ભવૈયા તે દિવસે અચૂક આવે છે, અને ભવાઈ કરે છે

*

દેવનુ મંદિર છે નીલકંઠ મહાદેવ અને બળિયાદેવનું સ્થાનક છે તે એની ભોંયમા પૂરાઈ ગએલે એક કુંડ છે

**દંતકથાઓ** (૧) પાંડવો લાખાગૃહમાથી વનવાસ નીકળ્યા તે વખતે અહીં રહેલા એમ કહેવાય છે

(૨) ગામમા એક ઊંચામા ઊંચો ટેકરો છે તે કોટનો ટેકરો કહેવાય છે પેશ્વાઈ જમાનામા ત્યા પોલીસથાણુ હતુ એમ કહેવાય છે આજે તે પડી ગયેલુ છે

(૩) કહેવાય છે કે સિદ્ધરાજના ત્રાસથી નાસતો ફરતો કુમારપાળ અહીંના સજ્જન કુંભારને ત્યા છુપાયેલો અને ત્યાથી ખભાત નાસી ગયેલો

**આધાર** શ્રી રામલાલ ચુનીલાલ ઠક્કરે આપેલી માહિતી

*

## ધરોડા

**પરિચય** ઉ અ ૨૨° ૪૭ અને પૂ રે ૭૨° ૩૨' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી આઠ માઈલ દૂર આવેલુ છે ગામનુ નામ ધૃણાધર મહાદેવના નામ ઉપરથી પડેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૬ ચો માઈલ ઘરો ૨૭૦, કુટુબ ૨૭૫ વસ્તી પુ ૫૫૪, સ્ત્રી ૫૨૧, કુલ ૧૦૭૫

**સગવડો** ગામની સીમને અડીને જ સાબરમતી નદી વહે છે એક પાનિયું તળાવ છે કૂવો વાવ નથી નજીકનું પોસ્ટ ઑફિસનુ ગામ બે માઈલ છેટે નવાગામ છે ગ્રામપંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાંગર, ઘઉં, જુવાર, બાજરી, કપાસ, તલ, રાઈ, મેથી તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૨૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે

**ધાર્મિક સ્થળો** ધૃણાધર મહાદેવ, રામજી મંદિર, માત્રીમાનુ દેરુ વગેરે

**દંતકથા** અહમદશાહ બાદશાહના ધર્મગુરુએ આ ગામ વસાવેલું એવી દંતકથા ચાલે છે

*

## નગરામા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી અગિયાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૭૩ કુટુબ ૮૭, વસ્તી પુ ૧૮૯, સ્ત્રી ૧૭૬, કુલ ૩૬૫ પાટીદાર, બારૈયા, રબારી, હરિજન વગેરેની વસ્તી છે

**સગવડો** છપ્પનિયા દુકાળ વખતે ખોદવામા આવેલુ ખેતી ઉપયોગી નગરામાનુ તળાવ છે તે લગભગ ૨૮૨ એકરના વિસ્તારવાળુ છે. તેનો વહીવટ જાહેર બાંધકામ ખાતુ કરે છે કાંસ લગભગ પુરાઈ ગયેલા હોવાથી તળાવમા પૂરતુ પાણી ભરાતુ નથી

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કપાસ, કોદ્રી, વગેરે પાકે છે હરિજનો વાસની ટોપલીઓ બનાવે છે કાઠિયાવાડી કુંભારો બરણી, ભોટવા, રકાબી-પ્યાલા વગેરે માટીના વાસણો બનાવે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૨૧ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨ બાળકો ભણે છે પુ ૨૭ અને સ્ત્રી ૨ મળી કુલ ૨૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** નધરાઈ માતા, રામજી મંદિર, હનુમાનનુ દેરુ વગેરે

**દંતકથા** ગામમા નધરાઈ માતા છે તે વિષે દંતકથા એવી છે કે તેનુ ખરુ નામ નાગરી માતા હતુ તેના ઉપરથી જ ગામનુ નામ નગરામા પડેલુ છે પહેલા આ ગામમા પ્રશ્નોરા નાગરોની વસ્તી હતી ત્યાર પછી પાટીદાર લોકો આવ્યા પાછળથી પાટીદારો સાથે ઝગડો થતા નાગરો ગામ છોડી ચાલ્યા ગયા તેઓ જવારજ (તા ધોળકા)મા વસ્યા હોવાનુ કહેવાય છે

**આધાર** શ્રી ત્રીભોવનદાસ ઝવેરભાઈ પટેલે આપેલી માહિતી

*

## નધાનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૩૭ અને પૂ રે ૭૨° ૩૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી તેર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનું ગામ નવ માઈલ છેટે માતર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૭ ચો માઈલ ઘરો ૮૮ કુટુબ ૮૮ વસ્તી પુ ૨૦૭, સ્ત્રી ૨૧૪, કુલ ૪૨૧

**શિક્ષણ** સર્વોદય યોજના સંચાલિત પ્રાથમિક શાળા ચાલે છે પુ ૨૭ અને સ્ત્રી ૭ મળી કુલ ૩૪ ભણેલા છે

*

## નવાગામ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી દસ માઈલ દૂર આવેલુ છે લેઉઆ પાટીદારોના એક જૂથે પાસેના પીંગળજ ગામેથી આવીને લગભગ સને ૧૩૦૦ના અરસામા તે વસાવેલુ મનાય છે

ગામમા કલેશ કે પક્ષાપક્ષી નથી તે માતર તાલુકાનુ આદર્શ ગામ જાહેર થયેલુ છે તેને તાલુકા તથા જિલ્લા ગ્રામસુધારણાના ચદ્રકો મળેલા છે તે સિવાય ઉત્તર વિભાગ (ગુજરાત) ગ્રામ

સુધારણા ચંદ્રક પણ મળેલો છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૨·૫ ચો. માઈલ. ઘરો : ૩૬૩. કુટુંબ: ૩૮૫. વસતી : પુ. ૯૨૯, સ્ત્રી ૮૫૧, કુલ ૧૭૮૦. મુખ્ય વસતી પાટીદારોની છે.

**સગવડો** : નજીકમાં ખારી નદી વહે છે. તેના પાણીથી નવાગામ ઉપરાંત આજુબાજુનાં દસ ગામોની જમીનમાં ડાંગરનો પુષ્કળ પાક થાય છે. છએક કૂવા છે. ખંભાતથી અમદાવાદના (વાયા તારાપુર, માતર, ખેડા) બસ રૂટ ઉપરનું સ્ટેન્ડ છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામપંચાયત ચાલે છે. એક સરકારી ડાંગર સંશોધન કેન્દ્ર છે. લો. બો. સંચાલિત અદ્યતન મકાનોની સગવડવાળું નાગરિક દવાખાનું તથા પ્રસૂતિગૃહ છે. દવાખાનામાં એક ઈન્ડોર વોર્ડ બાંધવા શ્રી અંબાલાલ કશીભાઈ પટેલે રૂા. ૧૦,૦૦૦નું દાન કરેલું છે. એક ઢોરનું દવાખાનું છે. વિવિધ કાર્યકારી સહકારી મંડળી છે. એક યુવક મંડળ ચાલે છે. તે સહકારી બાંધકામના કોન્ટ્રાક્ટ રાખી, તેમાં અવેતન કામ કરી તેની આવક ગામના હિતાર્થે વાપરે છે.

**ઉદ્યોગ** : મુખ્યત્વે ખેતી. મુખ્ય પાક ડાંગરનો છે. આ ગાળાની ડાંગર આખા મુંબઈ રાજ્યમાં ઉત્તમ ગણાય છે. ચાર રાઈસ મિલ્સ છે એક ટ્રીમિંગ ફેક્ટરી (બધી જાતની પટ્ટીઓ વણતી) છે.

**શિક્ષણ** : સાત ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૨૩૯ વિદ્યાર્થીઓ અને ૧૧૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૪૯ બાળકો ભણે છે. તે સિવાય એક બાલમંદિર અને પછાતવર્ગના વિદ્યાર્થીઓને વિના ખર્ચે રહેવાની સગવડ આપતું છાત્રાલય ચાલે છે. છાત્રાલયમાં ૨૬ જેટલા વિદ્યાર્થીઓ છે પુ ૪૩૨ અને સ્ત્રી ૨૩૮ મળી કુલ ૬૭૦ ભણેલાં છે. તાલુકા પુસ્તકાલય તરીકે માન્ય થયેલું ઉ. ના. સાર્વજનિક પુસ્તકાલય ચાલે છે. આ પુસ્તકાલય અને બાલમંદિર બાંધવા શ્રી. સારાભાઇ નારણભાઈ પટેલે રૂા. ૧૨,૦૦૦નું દાન કરેલું છે.

**આધાર** : શ્રી. ગોરધનભાઈ શં. પટેલે આપેલી માહિતી.

*

## નાયકા

**પરિચય** : ઉ. અ ૨૨° ૪૫' અને પૂ. રે. ૭૨° ૩૫' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીની પંદર માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૮·૦ ચો. માઈલ. ઘરો : ૫૦૫ કુટુંબ : ૫૨૯. વસ્તી : પુ. ૧૧૬૨, સ્ત્રી ૧૧૦૮, કુલ ૨૨૭૦.

**સગવડો** : બે તળાવ તથા ત્રણ કુવા છે. ખંભાતથી અમદાવાદ (વાયા તારાપુર, માતર, ખેડા) જતી બસસર્વિસનું સ્ટેન્ડ છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામપંચાયત ચાલે છે. બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમાં મૂકેલો છે. બે દવાખાનાં છે. સહકારી મંડળી ચાલે છે.

**ઉદ્યોગ** : મુખ્યત્વે ખેતી. મુખ્ય પાક ડાંગરનો છે. તે સિવાય ઘઉં, કપાસ, ચણા, જુવાર, વગેરે પાકે છે.

**શિક્ષણ** : સાત ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૯૫ વિદ્યાર્થીઓ અને ૧૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૧૨ બાળકો ભણે છે. એક પુસ્તકાલય છે.

**ધાર્મિક સ્થળો** : ચાર મંદિર.

*

## નાંદોલી

**પરિચય** : આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી દસ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૧·૬ ચો. માઈલ. ઘરો : ૧૫૦. કુટુંબ : ૧૬૧. વસ્તી : પુ. ૩૫૪, સ્ત્રી ૩૩૧, કુલ ૬૮૫. મુખ્ય વસ્તી બારૈયાની છે.

**સગવડો** : એક મીઠો કૂવો છે. તે ગામથી અર્ધો માઈલ દૂર છે. એક ખારો કૂવો છે. તે ગામની નજીક છે. પણ તેમાં પૂરતું પાણી નથી નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે લીંબાસી છે. રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે.

**ઉદ્યોગ** : મુખ્યત્વે ખેતી. ડાંગર, બાજરી વગેરે પાકે છે.

**શિક્ષણ** : ખાનગી પ્રાથમિક શાળા છે. તેમાં ૬૪ બાળકો ભણે છે. પુ. ૭૫ અને સ્ત્રી ૨૭ મળી કુલ ૧૦૨ ભણેલાં છે. એક પુસ્તકાલય છે.

*

## પાણસોલી

**પરિચય** : ઉ. અ. ૨૨° ૪૭ અને પૂ. રે. ૭૨° ૩૬' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી આઠ માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે નાયકા છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૧·૦ ચો. માઈલ. ઘરો : ૬૦. કુટુંબ : ૬૧. વસતી : પુ. ૧૧૮, સ્ત્રી ૧૩૪, કુલ ૨૫૨.

**શિક્ષણ** : શાળા નથી. પુ. ૩૭ અને સ્ત્રી ૧૬ મળી કુલ ૫૩ ભણેલાં છે.

*

## પરિયેજ

**પરિચય** : ઉ. અ. ૨૨° ૩૨' અને પૂ. રે. ૭૨° ૩૭' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી એક માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર** : ક્ષેત્રફળ : ૬·૯ ચો. માઈલ. ઘરો : ૩૩૧. કુટુંબ : ૩૩૧ : વસ્તી : પુ. ૭૦૪, સ્ત્રી ૬૯૭, કુલ ૧૪૦૧. મુખ્ય વસ્તી બારૈયાની છે.

**સગવડો** : એક ખેતી ઉપયોગી વિશાળ પરિયેજનું તળાવ છે. એક કુંડ તળાવ છે. તેમાં માટી ખોદતાં જૂની કોઠીઓ મળી આવે છે. સીમમાં ક્યારીઓ પાસે તળાવો આવેલાં છે. કૂવા છે.

પણ પાણી પીવા લાયક નથી બધા જ કૂવાનું પાણી ખારું છે ખંભાત, તારાપુર, માતર, ખેડા તથા અમદાવાદ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ઈરિગેશન ખાતાનો સ્ટોર-બંગલો છે ગ્રામપંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાંગરનો છે તે સિવાય બીજું અનાજ પણ પાકે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમાં ૭૪ વિદ્યાર્થીઓ અને ૪૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૧ બાળકો ભણે છે પુ ૩૮૫ અને સ્ત્રી ૨૮૯ મળી કુલ ૬૭૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** શક્તિમાતાનું દેરું, સ્વામીનારાયણનું મંદિર, મહાદેવ, હવેલી, ધર્મશાળા, પરબડી વગેરે છે ભાદરવા સુદ ૮ને દિવસે રાતડેશ્વર તળાવ ઉપર શક્તિમાતાનો મેળો ભરાય છે

**દંતકથા** (૧) એક દંતકથા એવી છે કે આ ગામ અસલ પરીક્ષિત રાજાએ વસાવેલું તેના નામ ઉપરથી ગામનું નામ પડેલું તે અપભ્રંશ થતાં પરિયેજ થયું છે

(૨) ગામમાં એક પડી ગયેલો પુરાતન મિનારો છે અગાઉ તે જગાએથી લોકોને પુરાતન તાંબાના સિક્કા મળી આવેલા તે ઉપરથી કહેવાય છે કે ગામ ઘણું જૂનું છે.

---

**આધાર** શ્રી ગોરધનભાઈ દામોદરદાસ તરફથી મળેલી માહિતી

*

## પાલ્લા

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૨° ૩૩ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી નવ માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૮૧. કુટુંબ ૮૧ વસ્તી પુ ૨૪૧ સ્ત્રી ૨૦૮ કુલ ૪૪૯ મુસલમાન, બારૈયા, ભરવાડ વગેરેની વસ્તી છે

**સગવડો** વાત્રક, સાબરમતી વગેરે સાત નદીઓના સંગમ ઉપર આ ગામ આવેલું છે ગામમાં એક કૂવો છે સીમમાં ચાર કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ છ માઈલ છેટે લીંબાસી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, ઘઉં, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** શાળા નથી. ૮૦ બાળકો ભણવા જાય છે પુ ૧૫ અને સ્ત્રી ૩ મળી કુલ ૧૮ ભણેલા છે

**મેળો** વાત્રક, સાબરમતી વગેરે નદીઓના સપ્તસંગમ સ્થાને કારતક સુદ ૧૩થી ૧૫ સુધી મોટો મેળો ભરાય છે સામે કાંઠે ધોળકા તાલુકાનું વૌઠા ગામ આવેલું છે એટલે તે વૌઠાનો મેળો અથવા વૌઠા-પાલ્લાનો મેળો કહેવાય છે. ચરોતર, ભાલ અને અમદાવાદ જિલ્લાના હજારો મનુષ્યો આ મેળામાં એકઠા થાય છે અને ત્રણ દિવસ સુધી તંબુઓ ઠોકી પડાવ નાખે છે એ રીતે એક વિશિષ્ટ પ્રકારનો આ મેળો હોય છે

*

## પીપળિયા

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી તેર માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે માતર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૮ ચો માઈલ ઘરો ૩૪ કુટુંબ ૩૮ વસ્તી પુ ૧૧૮, સ્ત્રી ૯૧, કુલ ૨૦૯

**શિક્ષણ** શાળા નથી પુ ૨૯ અને સ્ત્રી ૬ મળી કુલ ૩૫ ભણેલા છે

*

## પીંગળજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન બારેજડીથી અગિયાર માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે નવાગામ છે



વૌઠા પાલ્લાના મેળાનું એક દૃશ્ય

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૨ ચો માઈલ ઘરો ૭૫ કુટુબ ૭૫ વસ્તી પુ ૧૪૨, સ્ત્રી ૧૪૫, કુલ ૨૮૭

**શિક્ષણ** શાળા નથી પુ ૧૪ ભણેલા છે

*

## પુનાજ

**પરિચય** ઉ અ ૨૨° ૩૮ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી બાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૯ ચો માઈલ ઘરો ૭૮ કુટુબ ૮૭ વસ્તી પુ ૧૮૬, સ્ત્રી ૧૭૭ કુલ ૩૬૩

**સગવડો** પુનાજથી વારૂ કાસ સુધીની કાચી સડક છે વારૂ કાસથી મોટર રસ્તે એક તરફ માતર અને બીજી તરફ તારાપુર, ખભાત જઈ શકાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે માતર છે અઠવાડિયામા બે દિવસ ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી ઘઉ ઉપરાત કપાસ, કઠોળ તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૩૬ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૫ બાળકો ભણે છે પુ ૫૪ અને સ્ત્રી ૮ મળી કુલ ૬૨ ભણેલા છે દા ન વાચનાલય ચાલે છે તેમા થોડા પુસ્તકો પણ છે

**ધાર્મિક સ્થળ** એક જીર્ણ થઈ ગયેલુ મહાદેવનુ દેવાલય છે

*

## બરોડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી દસ માઈલ દૂર આવેલુ છે ૧૫૦ વર્ષથી ગામમા રજપૂતો આવીને વસેલા કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩.૦ ચો માઈલ ઘરો ૧૩૮ કુટુબ ૧૫૭ વસ્તી પુ ૪૧૫, સ્ત્રી ૩૮૨, કુ ૮૦૭ રજપૂત બ્રાહ્મણ, લુહાણા, વાણિયા, કોળી પટેલ, ભરવાડ, સુથાર, મોચી વણકર, હરિજન વગેરેની વસતી છે

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે રઢુ છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એન્જિન પપોની સગવડ છે ઘઉ, બાજરી, જુવાર, તુવેર, તલ વગેરે પાકે છે ચામડાકામ તથા લાકડાકામ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૩ વિદ્યાર્થીઓ અને ૧૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૯ બાળકો ભણે છે. પુ ૮૫ અને સ્ત્રી ૨૨ મળી કુલ ૧૦૭ ભણેલા છે

*

## બામણગામ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ છ માઈલ છેટે લીંબાસી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪.૪ ચો માઈલ ઘરો ૧૬૧ કુટુબ ૧૬૪ વસ્તી પુ ૩૮૬, સ્ત્રી ૩૧૭, કુલ ૭૦૩

**શિક્ષણ** શાળા નથી પુ ૧૨૨ અને સ્ત્રી ૧૭ મળી કુલ ૧૩૮ ભણેલા છે.

*

## ભલાડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૪ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી ચાર માઈલ દૂર આવેલુ છે વહીવચાના ચોપડા પ્રમાણે તે આશરે ૪૦૦ વર્ષથી વસેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫.૦ ચો માઈલ ગામની ૩૨૮૩ એકર જેટલી જમીનમાથી ૨૮૧૭ એકર જેટલી જમીન ખેડાણને લાયક છે. ઘરો ૪૭૩ કુટુબ ૫૦૪ વસ્તી પુ. ૧૨૮૦, સ્ત્રી ૧૦૭૦, કુલ ૨૩૫૦ ગામમા ૨૧૭ ઘેટાબકરા અને ૧૨૬૪ બીજા ઢોર છે

**સગવડો** પહેલા એક પુરાણી વાવ હતી તે પુરાવી દઈ હાલ તે જગાએ એક નવો કૂવો કરાવ્યો છે બીજો એક ખારો કૂવો છે ભલાડાથી માતરની એસ ટી બસ દોડે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સને ૧૯૪૦થી ગ્રામપચાયત ચાલે છે પોલીસ સ્ટેશન છે એક દવાખાનુ છે મલ્ટિ પરપઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, ડાગર, કોદરા, બાવટો, તલ, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૯૭ વિદ્યાર્થીઓ અને ૯૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૯૪ બાળકો ભણે છે રૂ ૭૦૦૦ના ખર્ચે સરકારી 'સર્વોદય' યોજના તરફથી એક છાત્રાલય બાધવામા આવ્યુ છે તેમા બાળકો રાતે અભ્યાસ કરે છે. પુ ૪૪૭ અને સ્ત્રી ૧૧૧ મળી કુલ ૫૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** હડિદી માતાનું સ્થાનક છે એક મુગવાઈ માતાનુ સ્થાનક છે તે ઘણુ જૂનુ છે, ખડેર હાલતમા છે

**દતકથા** વહીવચાના ચોપડાની હકીકત ઉપરથી એવી દતકથા ચાલે છે કે પુરાણા સમયમા અહીં 'જીવનગરી' નામનુ મોટુ શહેર હતુ પાછળથી તે તૂટી ગયેલુ તે પછી આશરે ૪૦૦ વર્ષ પૂર્વે કાઠિયાવાડના મૂળી ગામથી આવેલા કેટલાક લોકોએ આ ગામ ફરીથી વસાવેલુ

**ખાસ હકીકત** ઉદ્યોગમંદિર ખેડા જિલ્લામા સરકાર તરફથી ચાલતી સર્વોદય યોજનાનું મુખ્ય કેન્દ્ર આ ગામમા છે તેના મુખ્ય સંચાલક ગોવિંદાના જાણીતા લોકસેવક શ્રી શકરાભાઈ નાથાભાઈ પટેલ છે તેમણે પોતાની પાસે હતી તે બધી મૂડી વાપરીને તથા ખૂટતી રકમ ઉઘરાવીને ગામમા 'ઉદ્યોગમંદિર' નામનુ વિશાળ મકાન બંધાવી તેનું ટ્રસ્ટ કર્યું છે તેમા સર્વોદય યોજનાની કચેરી રાખેલી છે ત્યા ખાદીવણાટનુ કામ મોટા પાયા પર થાય છે ઉદ્યોગમંદિરનો કેટલોક ભાગ ભાડે આપવામા આવ્યો છે

*

## ભેરાઈ

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી પદર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે નાયકા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૯૯ કુટુબ ૯૯ વસ્તી પુ ૨૬૧, સ્રી ૨૨૨ કુલ ૪૮૩

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૬૬ અને સ્રી ૧૩ મળી કુલ ૭૯ ભણેલા છે

*

## મરાલા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે સીંબાસી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૫૩ કુટુબ ૬૦ વસ્તી પુ ૧૬૮, સ્રી ૧૩૫, કુલ ૩૦૩

**શિક્ષણ** ખાનગી પ્રા. શાળા છે પુ ૪૮ અને સ્રી ૧૩ મળી કુલ ૬૧ ભણેલા છે

*

## મલારપુરા

**પરિચય** ઉ અ ૨૨° ૪૮ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન બારેજડીથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે નાયકા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૫૩ કુટુબ ૫૭ વસ્તી પુ ૧૨૨ સ્રી ૧૧૧, કુલ ૨૩૩

**શિક્ષણ** શાળા નથી ૨૦ પુરુષ ભણેલા છે

*

## મલિયાતજ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન વસોથી ત્રણ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૭ ચો માઈલ ઘરો ૨૮૨ કુટુબ ૨૯૮ વસ્તી પુ ૭૧૬, સ્રી ૭૦૧, કુલ ૧૪૧૭ મુખ્ય વસ્તી બારૈયા કોમની છે

**સગવડો** એક વાવ, પાચ તળાવ તથા ચાર કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ વસો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે એન્જિન પંપ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લોકલ બોર્ડ શાળા છે તેમા ૮૩ વિદ્યાર્થીઓ અને ૪૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૫ બાળકો ભણે છે પુ ૧૮૯ અને સ્રી ૫૮ મળી કુલ ૨૪૭ ભણેલા છે એક પુસ્તકાલય છે

**ધાર્મિક સ્થળો** બે મંદિર, એક પરબડી, એક ધર્મશાળા વગેરે

*

## મહેમદાવાદ

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી તેર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે સીંબાસી છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૪ ચો માઈલ ઘરો ૧૮, કુટુબ ૧૮ વસ્તી પુ ૩૩, સ્રી ૪૩, કુલ ૭૬

**શિક્ષણ** શાળા નથી પુ ૪ અને સ્રી ૨ મળી કુલ ૬ ભણેલા છે

*

## મહેળાજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૧ અને પૂ રે ૭૨° ૩૬ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી સોળ માઈલ દૂર વાત્રકકિનારે આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૫ ચો માઈલ ઘરો ૨૬૫ કુટુબ ૨૯૩ વસ્તી પુ ૮૪૮, સ્રી ૭૬૭ કુલ ૧૬૧૫ મુખ્ય વસ્તી મુસલમાનોની (૨૦૦ જેટલા ઘર) છે

**સગવડો** સીમાડે એક જૂની વાવ હતી તે ગામ લોકોએ દુરસ્ત કરાવી છે સીમમા ત્રણ તળાવ છે ગામમા એક પીવાના પાણીનો કૂવો છે સીમમા ૩૫ જેટલા કૂવા છે તેમાથી બે કૂવા મીઠા પાણીના છે બાકીનાનુ પાણી ખારુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે માતર છે અઠવાડિયે બે વખત ટપાલ આવે છે ગ્રામપંચાયત ચાલે છે ગ્રામવિકાસ સમિતિ તથા સહકારી મંડળી છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ભાલિયા ઘઉં, કપાસ બાજરી, જુવાર વગેરે પાકે છે ગામની જમીન પૂરતી નહિ હોવાથી લોકો રઢુ પાલ્લા, કુજરા અને ત્રાજના સીમાડા સુધીની જમીન

ખેડવા જાય છે સર્વોદય કેન્દ્ર–ભગાડા તરફથી તેલની ઘાણીને ગ્રાન્ટ મળે છે, તેથી લોકો ઘાણીનુ તેલ વાપરે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૦ વિદ્યાર્થીઓ અને ૫૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૯૮ બાળકો ભણે છે પુ ૩૧૦ અને સ્ત્રી ૬૪ મળી કુલ ૩૭૪ ભણેલા છે એક પુસ્તકાલય છે.

**ધાર્મિક સ્થળો** નીલકંઠ મહાદેવ, એક માતા, એક મસ્જિદ, બરખોરદાર પીરની દરગાહ, ત્રણ શહીદોની દરગાહ, અઢારા શહીદોની દરગાહ વગેરે

**દંતકથાઓ** (૧) ત્રણ શહીદોની દરગાહ વિષે કહેવાય છે કે સવત ૧૮૨૧ના અષાડ સુદ ૨ને શુક્રવારે કાઠી ધાડુપાડુઓ ગામ પર ત્રાટકેલા, તે વખતે ગામના ત્રણ જણા ગ્રામરક્ષણાર્થે શહીદ થયેલા તેમની શહાદતને અમર બનાવવા, કબ્રસ્તાનમા તેમનુ સ્મારક બનાવેલુ છે કહેવાય છે કે અગાઉ અહીંથી છેક અમદાવાદ સુધીનુ ભોયરુ હતુ

(૨) કબ્રસ્તાનમા કોતરકામવાળી કમાનોવાળુ ચૂના–ઈંટનુ બનાવેલુ એક ખંડેર હાલ મોજૂદ છે તેમા અઢાર કબરો છે તે કબરો કાઠી લૂટારાઓ સાથે ઝપાઝપીમા માર્યા ગયેલા ૧૮ ભાઈઓની છે એમ મનાય છે તે અઢારા શહીદ (સૈયદ ?) કહેવાય છે ખડેરની નજીકમા ૫૫ ફુટ ઊચો ત્રણ મજલાનો એક મિનારો છે તેને ૬૫ પગથિયા છે દરેક મજલે બારી અને ચારે તરફ ફરવાની મિનાર છે તેની દક્ષિણે વીસેક કદમ છેટે પડી ગયેલા બીજા મિનારાના અવશેષ હાલ દેખાય છે કહેવાય છે કે અગાઉ બંને મિનારા વચ્ચે ભૂગર્ભ રસ્તો હતો ત્યાથી થોડે દૂર ૧૮૨૧મા બધાયેલો ગુબજવાળો પીર ગુલામી સૈયદનો મકબરો છે

(૩) ગામમા આવેલા બરખોરદાર પીર વિષે એક દંતકથા એવી ચાલે છે કે બરખોરદાર અમદાવાદ પાસેના રામોલ ગામના રહીશ હતા તેઓ પવિત્ર અને દયાળુ હતા એક વાર ખભાતથી પાછા ફરતા રસ્તામા મલાતાડાની સીમમા લૂટારાઓ સાથે તેમને ઝપાઝપી થતા તેમનુ માથુ કપાઈ ગયુ પરતુ ધડ તો લડતુ જ રહ્યું તે હાથમા ઉઘાડી તલવાર સાથે ઠેઠ મહેળજ સુધી આવેલુ ત્યા તેને દફનાવેલુ જ્યા તેમનુ માથુ પડ્યુ તે જગા હાલ જીલાડીના વડ તરીકે પ્રખ્યાત છે લોકોમા શ્રદ્ધા વધતા મહેળજમા તેમની કબર ઉપર એક રોજો બાધવામા આવ્યો છે તે બરખોરદાર પીરની દરગાહ તરીકે ઓળખાય છે દર વરસે ઉરસ વખતે ત્યા ત્રણ દિવસ સુધી મેળો ભરાયેલો રહે છે

**પરુ** શેખુપુરા શેખુ પટેલના નામ ઉપરથી ગામનુ નામ શેખુપુરા પડેલુ છે તેમા ૧૫ બારૈયાના ઘર છે એક પીવાના પાણીનો કુવો છે

**આધાર** શ્રી ઝવેરભાઈ કાળીદાસ પટેલ અને જ મેહમુદમિયા દલુમિયા પટેલ તરફથી મળેલી માહિતી

*

# માછિયેલ

**પરિચય** ઉ અ ૨૨° ૩૯ અને પૂ રે ૭૨° ૪૦′ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વસોથી છ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ધરો ૨૮૨ કુટુબ ૨૯૭. વસ્તી પુ ૬૫૩, સ્ત્રી ૬૪૩, કુલ ૧૨૯૬ મુખ્ય વસ્તી બારૈયા કોમની છે

**સગવડો** લો બો ના બે કૂવા છે તે પૈકી એકનુ પાણી લોકો પીએ છે બીજા કુવા સાથે હવાડો છે તે કુવો રૂ ૫૦ના વાર્ષિક ભાડે એક ગૃહસ્થને ભાડે અપાયો છે. તેમા એજિન ૫૫ મૂકવામા આવ્યો છે સીમમા પાણી અપાય છે જોડે હલર ઘટીની સગવડ પણ રાખેલી છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે માતર છે સસ્કાર નવયુવક મડળ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાગર છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૧ વિદ્યાર્થીઓ અને ૨૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૯ બાળકો ભણે છે પુ ૧૯૧ અને સ્ત્રી ૩૯ મળી કુલ ૨૩૦ ભણેલા છે એક પુસ્તકાલય છે

*

# માતર (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૪૨ અને પૂ રે ૭૨° ૪૦′ ઉપરનુ આ ગામ માતર તાલુકાનુ મુખ્ય ગામ છે એમ કહેવાય છે કે અગાઉ આ ગામ ઘણુ સમૃદ્ધ હતુ તેથી તેનુ નામ ‘માતબર’ (સમૃદ્ધ પડેલુ હતુ, અને ‘માતબર’નુ અપભ્રંશ થતા માતર થયુ છે

અગાઉના વખતમા રાજ્ય તરફથી અત્રેના વાણિયાઓને દેસાઈગીરી મળેલી તથા જમીનો પણ ઈનામમા મળેલી આવી કેટલીક જમીનો માતર તાલુકાના ઘણા ગામોમા હજુ પણ સરકારી દફતરે અત્રેના દેસાઈઓના નામે ચાલે છે કહે છે કે આ દેસાઈ વાણિયાઓ અત્રેના કેસો ચલાવતા અને ન્યાય આપતા એ જ રીતે મુસલમાન કાઝીઓ પણ દીવાની મુકદ્દમા ચલાવતા અને ન્યાય આપતા, અને તેના બદલામા તેમને વેતન મળતુ આજે પણ જે જગાઓએ બેસીને ન્યાય અપાતો તે ‘દેસાઈનો ઓટલો’ અને ‘કાઝીનો ઓટલો’ મોજૂદ છે

રાષ્ટ્રીય ચળવળમા આ ગામે અગત્યનો ફાળો આપ્યો છે જાણીતા દેશનેતાઓએ પધારીને તેની ભૂમિ પાવન કરી છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૦ ચો માઈલ ઘરો ૧૧૭૪ કુટુબ ૧૨૬૦ વસ્તી પુ ૨૭૬૮, સ્ત્રી ૨૫૧૫, કુલ ૫૨૮૩

**સગવડો** ત્રણેક ફર્લાંગને અતરે વાત્રક નદી વહે છે ચાર તળાવ, બે વાવ, તથા ૧૬ કુવા છે વાવો ખડિયેર હાલતમા છે સીમમા ૩૫ જેટલા કૂવા છે વોટર વર્ક્સ કરવાની વિચારણા

ચાલે છે નજીકનુ રેલ્વેસ્ટેશન સાડાચાર માઈલ દૂર નડિયાદ તાલુકાનુ વસો છે માતરથી નડિયાદ, ખભાત, તારાપુર, સોજિત્રા, પીપળાવ, પેટલાદ, ધોળકા, અમદાવાદ, મહેમદાવાદ અને બલાડા જવાની સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસ સર્વિસની સગવડ છે મિડ વીજળીની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટઓફિસ છે સને ૧૯૪૦થી ગ્રામપંચાયત ચાલે છે મામલતદાર કચેરી, ફોજદારી કચેરી, ફર્સ્ટ ક્લાસ રેસિડેન્સી મેજિસ્ટ્રેટની ફરતી અદાલત પ વ ડિ ના ઓવરસિયરની કચેરી તથા લો. બો ના ઓવરસિયરની કચેરી છે લો બો નુ દવાખાનુ છે એક જાનવરનુ દવાખાનુ છે ખાનગી દવાખાના પણ ચાલે છે માતર તાલુકા ખરીદ વેચાણ સઘ માતર તાલુકા વિકાસ મડળ માતર લિફ્ટ ઈરિગેશન સોસાયટી તથા માતર ચર્મ ઉદ્યોગ સોસાયટી ચાલે છે માતર કેળવણી મડળ છે



સીમનું એક દશ્ય

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ તથા કપાસ પાકે છે સીમમા એન્જિન પપો ચાલે છે લિફ્ટ ઈરિગેશન સોસાયટીએ પણ નદી ઉપર પપ ગોઠવી સિચાઈની સગવડ કરેલી છે તાલુકા વિકાસ મડળ તરફથી ખેતી ઉપયોગી લોખડના ઓજારો બનાવવાનુ કારખાનુ ચાલે છે તાલુકા ખરીદ વેચાણ સઘ તરફથી હાડકાનુ ખાતર બનાવવાનુ એક કારખાનુ, તથા એક તેલની મિલ ચાલે છે એક રાઈસ પ્રેસ મિલ્સ બે જિનિંગ ફેક્ટરીઓ એક લાકડા વહેરવાનુ કારખાનુ (સો મિલ), તથા એક ફ્લોર ફેક્ટરી ચાલે છે હાથવણાટની વીસેક સાળો છે પચ્ચીસેક રેટિયા ચાલે છે એક ઘર ટોપલા બનાવે છે ત્રણ ઘર માટીના વાસણો બનાવે છે

અગાઉ અત્રે પારિજાતક શારી કે હારસિંગાર)ના છોડ ઉછેરવામા આવતા અને તેના ફૂલ નીચની દાડી રાતા રગની હોવાથી તેમાથી રગ બનાવવાનો ઉદ્યોગ ચાલતો પણ હાલમા ઘણા વખતથી એ ઉદ્યોગ પડી ભાગ્યો છે વીસેક વર્ષ પહેલા મુસ્લિમ સ્ત્રીઓ કપડાના બટન બનાવવાનો ગૃહઉદ્યોગ કરતી પણ હાલમા તે પણ બધ થઈ ગયો છે

**શિક્ષણ** સાત ધોરણની અલગ અલગ સો બો કુમારશાળા અને કન્યાશાળા ચાલે છે તેમા અનુક્રમે ૩૯૨ વિદ્યાર્થીઓ અને ૧૬૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૬૧ બાળકો ભણે છે તે સિવાય 'સર્વોદય વિનયમદિર' નામની અંગ્રેજી હાઈસ્કૂલ છે છાત્રાલય શરૂ કરવાની વિચારણા ચાલે છે શ્રી માધવલાલ ભાઈલાલભાઈ શાહ પુસ્તકાલય છે



સર્વોદય વિનયમદિર

**ધાર્મિક સ્થળો** રણછોડજી, જૈન દેરાસર, અંબાજી બહુચરાજી, વગેરેના આઠેક મદિરો, એક વૈષ્ણવોની હવેલી, ત્રણ મહાદેવ, જુમ્મા મસ્જિદ અને બીજી બે મસ્જિદો, બે પરબડી, એક ગૌશાળા, તથા પાચ જ્ઞાતિ–ધર્મશાળાઓ છે તાલુકા સમિતિ એક સાર્વજનિક ધર્મશાળા બધાવવાની યોજના વિચારી રહી છે



શ્રી માધવલાલ શાહ પુસ્તકાલય

**મેળો** જન્માષ્ટમીને દિવસે ગામમા મેળો ભરાય છે તેમા આજુબાજુના ગામડાના લોકો મડળીઓ લઈને આવે છે

અને સાચાદેવનું જૈન દેરાસર જૈનો માટે તીર્થધામ ગણાય છે જૈન તહેવારોએ ત્યાં દૂર દૂરથી અનેક જૈન યાત્રાળુઓ આવે છે.

**દંતકથા** (૧) એક દંતકથા એવી ચાલે છે કે આ ગામમાં એક બનગી નામે રજપૂત રાજા થઈ ગયો તેને કોઈ કારણસર મુસલમાનો પ્રત્યે ખૂબ તિરસ્કાર હતો. તેથી તેણે રોજ એક મુસ્લિમનું ખૂન કરી તેના લોહીથી ચાંલ્લો કર્યા વિના ખાવું નહિ એવી પ્રતિજ્ઞા લીધી હતી એક દિવસ તેણે એક નમાજ પઢતા મુસ્લિમ ફકીરનું ખૂન કર્યું મરતા પહેલાં ફકીરે શાપ આપ્યો તેથી બનગીનું કુટુંબ તથા રાજ્ય ખેદાનમેદાન થઈ ગયું જે જગાએ બનગીનો મહેલ હતો તે જગાએ હાલ એક ટેકરો છે તે 'બનગીનો ટેકરો' કહેવાય છે



બનગીનો ટેકરો

(૨) આ જ બલગી વિષે બીજી એક દંતકથા એવી છે કે મહમ્મદ બેગડાના વખતમાં જ બલગી રાજ્ય કરતો હતો એક વાર મહમ્મદે બલગીને કેદ કર્યો અને પછી તેને જણાવ્યું કે તું તારી બહેન મને પરણાવ અને મુસ્લિમોનો વધ નહિ કરે એવી ખાત્રી આપ તો જ તને છોડવામાં આવશે બનગીએ તે વાત સ્વીકારી નહિ એટલે મહમ્મદે છળકપટથી બલગીની બહેનને પકડી મંગાવી પોતાને મહેલે આણી તે પછી બનગીના પુત્રોએ બીજા હિંદુ રાજાઓની મદદથી એ બંને ભાઈબહેનને છોડાવ્યા પણ બહેન મુસ્લિમ બાદશાહને ત્યાં રહેલી હોઈ ધર્મભ્રષ્ટ ગણીને તેને ગામને છેડે જુદા મકાનમાં રાખવામાં આવી તેના વારસો મોલેસલામ ગરાશિયા થયા તે આજે નજીકના એક પરામાં હયાત છે અને તેમની માલિકીની ઘરથારની કેટલીક પડતર જમીનો આ ગામમાં હાલમાં પડી છે

(૩) વાત્રકકાંઠે આવેલા શિવાલય વિષે એક એવી દંતકથા છે કે મૂળરાજ રાજાએ યજ્ઞ કરેલો તે વખતે યજ્ઞના અધિષ્ઠાતા તરીકે આ ગામના ઔદીચ્ય બ્રાહ્મણોએ કામ કરેલું, તેથી દક્ષિણામાં મૂળરાજે તેમને એક ગામનું દાન આપવાની ઈંતેજારી દર્શાવેલી, પણ બ્રાહ્મણોએ તે ના પાડતાં તેમની ઈચ્છા મુજબ મૂળરાજે વાત્રકકાંઠે એક શિવાલય બંધાવી આપેલું આજે તે શિવાલય નદીના ધોવાણથી પડી ગયેલું હયાત છે અને નજીકમાં નવું નાનું દેરું બંધાવીને બ્રાહ્મણોએ એ અસલ શિવાલયના લિંગની તેમાં સ્થાપના કરેલી છે

**આધાર** શ્રી જયંત હ ભટ્ટ તથા શ્રી ભેચરભાઈ લાલભાઈ પટેલ તરફથી મળેલી માહિતી

*

## માલાવાડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૬ અને પૂ રે ૭૨° ૩૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી ૭ માઈલ દૂર આવેલું છે ગામનું નામ માલા રબારીના નામ ઉપરથી પડેલું મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૩૮૩ કુટુંબ ૩૫૧ વસ્તી પુ ૮૪૨, સ્ત્રી ૭૪૪, કુલ ૧,૫૮૬.

**ભગવડો** એક તળાવ છે તળાવમાં ખૂબ જૂનો દાવડિયો કૂવો છે અમદાવાદથી સોજિત્રા જતી બસસર્વિસનું સ્ટેન્ડ છે સોજિત્રાથી માલાવાડાની એક જુદી બસ પણ દોડે છે નજીકનું પોસ્ટ ઑફિસનું ગામ પાંચ માઈલ છેટે દંભાઉ છે ગ્રામપંચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત કપાસ પાકે છે અગાઉ અને અફીણનો ઘણો સારો પાક થતો. વણકરો હાથસાળો પર ખાદી ચોફાળ, ખેસ વગેરે વણે છે

**શિક્ષણ** પાંચ ધોરણની લો બો શાળા છે તેમાં ૯૭ વિદ્યાર્થીઓ અને ૬૯ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૬૬ બાળકો ભણે છે પુ ૩૪૭ અને સ્ત્રી ૧૩૭ મળી કુલ ૪૮૪ ભણેલા છે પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સંવત ૧૯૮૩માં જીર્ણોદ્ધાર કરાયેલું ક્ષેમ કલ્યાણી માતાનું દેરું છે કહેવાય છે કે અગાઉ ત્યાં એક મોટી વાવ હતી વાવના બે તોડાની અંદર ક્ષેમ અને કલ્યાણીની બે મૂર્તિઓ હતી હાલ વાવ નથી પણ તે જગાએ એક મોટો ટેકરો છે ટેકરા ઉપર મંદિર બાંધી તેમાં મૂર્તિઓ મૂકેલી છે આ માતા ભારદ્વાજ ગોત્રની કુળદેવી ગણાય છે

**દંતકથાઓ** (૧) એક વાર મિયાણા સિંધી લોકોએ ગામમાં ધાડ પાડેલી કહેવાય છે કે તે વખતે તેનો સામનો કરતાં જેસંગ વીરા નામનો ગરાશિયો શહીદ થયેલો આજે તેનો પાળિયો મૂકેલો છે

(૨) ગામમાં જીલાડીના વડ તરીકે ઓળખાતી એક જગા છે તે વિષે દંતકથા એવી છે કે જીલા નામની રબારણે વડનું દાતણ કરી ચીરી નાખેલી તેમાંથી મોટો ગંજાવર વડ થયેલો તેના નામ ઉપરથી તે જીલાડીનો વડ કહેવાતો લોકોક્તિ છે કે જ્યારે ગાયકવાડનું લશ્કર ખંડણી ઉઘરાવવા કાઠિયાવાડ જતું ત્યારે આ વડ નીચે પડાવ કરતું વડ ગામથી પશ્ચિમે એક માઈલ દૂર હતો

આજે એ વડ રહ્યો નથી પણ એ જગા હજીયે છત્રાગીના વડ તરીકે ઓળખાય છે. ત્યા એક પીરની દરગાહ છે

આધાર શ્રી કૃપાશંકર પુરુષોત્તમ પંડ્યાએ આપેલી માહિતી

*

## રઢુ

**પરિચય** ઉ અ ૨૨° ૪૨' અને પૂ રે ૭૨° ૩૫ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન ધોળકાથી આઠ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે અગાઉ અહી રબારીઓનો નેસડો હતો રૂડી રબા રણના નામ ઉપરથી પ્રથમ ગામનુ નામ 'રૂડુ' પડેલુ અને તેમાથી 'રઢુ' થયેલુ

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬ ૯ ચો માઈલ ઘરો ૬૬૫ કુટુંબ ૭૩૨ વસતી પુ ૧૮૨૧, સ્ત્રી ૧૬૩૨, કુલ ૩૪૫૩ પાટીદાર, ગરાસિયા, બારૈયા, કાછિયા, હરિજન, વગેરે કોમની વસતી છે તે સિવાય ભીલ લોકોની પણ થોડી થોડી વસતી છે

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે લોકો તેનુ પાણી પીએ છે. ગામતળમા પાચ કૂવા છે. પણ પાણી ખારુ છે અમદાવાદ, ધોળકા તથા નડિયાદ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે અને ૧૯૪૦થી ગ્રામપંચાયત ચાલે છે તેની વાર્ષિક આવક રૂા ૬૫૦૦) જેટલી છે તેમાથી ગ્રામ-સફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે કામો થાય છે પોલીસ થાણુ છે લો બો નુ દવાખાનુ છે સહકારી મડળી ચાલે છે ગામમા બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો મૂકેલો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા ૧૭ એજિન પપ ચાલે છે મુખ્ય પાક ઘઉં, કપાસ, તમાકુ અને બાજરીનો છે તે સિવાય ડાંગર, કોદરા, જુવાર, બાવટો, કઠોળ વગેરે પણ પાકે છે દસેક હાથસાળો ચાલે છે કુભાર લોકો માટીના વાસણ તૈયાર કરે છે દળવા–ખાડવાની બે હલર–ઘટીઓ છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૨૯૭ વિદ્યાર્થીઓ અને ૧૬૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૪૬૩ બાળકો ભણે છે પુ. ૮૩૨ અને સ્ત્રી ૨૯૭ મળી કુલ ૧૧૨૯ ભણેલા છે એક પુસ્તકાલય તથા એક વ્યાયામશાળા ચાલે છે

**ધાર્મિક સ્થળો** ગોપાળજી મહારાજનુ મદિર, રામજી મહારાજનુ મદિર, સ્વામીનારાયણનુ મદિર, અબા માતા, સતરામ, કામનાથ મહાદેવ, એક મસ્જિદ વગેરે છે ધર્મશાળા અલગ નથી લગભગ દરેક મદિરને પોતાની ધર્મશાળા છે શ્રાવણ વદિ ૧૨ ને રોજ કામનાથ મહાદેવમા મેળો ભરાય છે આજુ બાજુના લોકો તેમા રસપૂર્વક ભાગ લે છે શિવજીનો વરઘોડો કાઢવામા આવે છે ભજનમડળીઓની રમઝટ જામે છે રબારીઓના પાળિયા છે

**પરાં** (૧) **પથાપુરા** આ પરુ આશરે ૫૦ વર્ષ પહેલા વસેલુ છે તેનું નામ પથાભાઈ બારૈયાના નામ ઉપરથી પડેલુ છે મુખ્ય વસતી બારૈયાની છે મુસ્લિમોના પાચ–છ ઘર છે આ પરુ રઢુથી બે માઈલ દૂર છે

(૨) **પુરુષોત્તમપુરા** અગાઉ અહીંયા ઘણી જમીનો પડતર પડેલી હતી આશરે ૪૦ વર્ષ પર કાનમ અને આણદ–ધર્મજ વગેરે ઠેકાણેથી કેટલાક ખેડૂતોએ તે જમીનો સરકાર પાસેથી મહેસૂલ ભરવાની શરતે રાખેલી, અને રઢુથી એક માઈલના અંતરે વસવાટ કરેલો તે લોકો સ્વામીનારાયણ સપ્રદાયના હતા તેથી તેમણે પોતાના અક્ષર પુરુષોત્તમ ભગવાનના નામ ઉપરથી પરાનું નામ પુરુષોત્તમપુરા રાખેલુ હાલ ત્યા જમીન માલિકો અને તેમના ખેડૂતો રહે છે

(૩) **લક્ષ્મીપુરિયાપરા** આ પરુ ઘણુ જૂનુ હતુ તે સાબર મતીને કાઠે વસેલુ હતુ પણ ૧૯૪૦મા નદીના પૂરમા તણાઈ જવાથી લોકો બીજે ઠેકાણે વસેલા ૧૯૫૦મા તે પણ તણાઈ ગયુ એટલે હવે લોકો રઢુમા રહેવા આવી ગયા છે

આધાર શ્રી રાવજીભાઈ ફૂલાભાઈ પટેલ તરફથી મળેલી માહિતી.

*

## રણાસર

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી એક માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે મૂળ રાવળ લોકોએ તે વસાવેલુ તે પછી બારૈયા લોકો આવી વસેલા હાલ રાવળની વસ્તી રહી નથી પરતુ તે લોકો વસતા હશે તે જગા 'રાવળિયાનો ટેકરો' એ નામે આજે ઓળખાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૬૨ કુટુંબ ૬૪ વસ્તી પુ ૧૪૧, સ્ત્રી ૧૪૩ કુલ ૨૮૪ મુખ્ય વસતી બારૈયા લોકોની છે

**સગવડો** એક તળાવ છે બે કૂવા છે તે પૈકી એક પડી ગયો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે સીંજીસી છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, જુવાર, ડાગર, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૩૦ બાળકો ભણે છે. પુ ૩૫ અને સ્ત્રી ૭ મળી કુલ ૪૨ ભણેલા છે

**પાળિયો** ગામની ભાગોળે તળાવ ઉપર રાણ નીચે એક પાળિયો છે

*

## રતનપુર

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨° ૪૩' ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૨૭૪ કુટુંબ ૩૭૬ વસતી પુ ૮૪૪, સ્ત્રી ૮૫૪, કુલ ૧૬૯૮ મુખ્ય વસતી મુસલમાનોની છે તે લોકોની ૮૦ ટકા જેટલી વસતી તો પોલીસખાતાની નોકરી કરે છે

**સગવડો** અડધા માઈલ છેટે શેઢી નદી વહે છે સરકારે ૧૯૪૯થી ત્રણ લાખ રૂપિયાના ખર્ચે ત્યા 'શેઢી લિફ્ટ ઈરિગેશન સ્કીમ' શરૂ કરી છે લો બો નો એક કૂવો છે તે સિવાય ગામ નજીક બીજા પાચેક કૂવા છે નડિયાદથી ખેડા જતી ડામરની સડક ગામ વચ્ચે થઈને પસાર થાય છે નડિયાદ, માતર, ખભાત, ખેડા, રઢુ, રસિકપુરા, ધોળકા, અમદાવાદ વગેરે સ્થળે જવાની બસસર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે એન્જિન પપ ચાલે છે તે ઉપરાત શેઢીમા સરકારી લિફ્ટ ઈરિગેશન યોજના ચાલે છે એટલે સારા પ્રમાણમા ડાંગર પાકે છે તે સિવાય ઘઉ, બાજરી, બાવટો, જુવાર, કઠોળ, વગેરે પાકે છે દળવા-ખાડવાની બે હલરઘટીઓ છે

**શિક્ષણ** સાત ધોરણની લો. બો શાળા છે તેમા ૨૦૯ વિદ્યાર્થીઓ અને ૭૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૮૩ બાળકો ભણે છે પુ ૧૦૩ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૧૨૭ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** મહાદેવનુ દેરુ, એક મસ્જિદ, પીરનો રોજો, તથા એક વિશાળ ચર્ચ છે ઈરાનશા પીર અને તેમના ત્રણ ભાઈઓના પાળિયા છે

મહોરમના દિવસે આજુબાજુના લોકો અત્રે આવે છે દુકાનો મડાય છે આખુ દૃશ્ય મેળાનો ખ્યાલ આપે છે

**દંતકથાઓ** (૧) કહેવાય છે કે અગાઉ રતનપુર ખેડાનુ એક આગળ પડતુ પરૂ હતુ ત્યા હીરા, માણેક અને રત્નોનો મોટો વેપાર ચાલતો તે ઉપરથી રતનપુર નામ પડયુ છે.

(૨) ખેડા કેમ્પનો વિસ્તાર ગામની નજીક આવેલો છે એટલે કહેવાય છે કે તે વખતે રતનપુર વિસ્તારમા ૭૦૦૦૦ ગોરા સૈનિકોનુ મોટુ લશ્કર રહેતુ હતુ આજે એ વખતનુ એક વિશાળ ચર્ચ શેઢીકિનારા નજીક મોજૂદ છે તેના કમ્પાઉન્ડમા ગોરા લોકોનુ કબ્રસ્તાન છે પાસે ત્રણ સોલજરોના હજીરા છે કબ્રસ્તાન અને હજીરાની ચારે તરફ કોટ ચણેલા છે સીમમા ખોદતા જૂના બગલાના પાયા નીકળે છે વળી તે વખતના જૂની ઢબના કૂવા પણ હજી મોજૂદ છે તે પૈકી એક હૉસ્પિતાલનો કૂવો કહેવાય છે બીજો મેકારનો કૂવો કહેવાય છે એક ત્રણેક માઈલના ઘેરાવાનો ગોળાકારે ઘોડદોડ રસ્તો છે. કહેવાય છે કે સોલજરો તેના પર પોતાના ઘોડાઓને દોડવાની તાલીમ આપતા

(૩) ગામમા ઈરાનશા પીર છે કહેવાય છે કે તેઓ અને તેમના ત્રણ ભાઈઓ કાઠી ધાડપાડુઓનો સામનો કરતા શહીદ થયેલા

**પરુ** ગામને તાબે વીસેક ખ્રિસ્તી કુટુંબોની વસતી ધરાવતુ 'આનદપુરા' નામનુ એક પરુ છે

**આધાર** જ ઈનાયતખાન હયાતખાન પઠાણ તથા જ નસીબખાન ભીખનખાન પઠાણે આપેલી માહિતી

*

## રંધવાણજ

**પરિચય** ઉ અ ૨૨°૪૨ અને પૂ રે ૭૨° ૪૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન વસોથી ચાર માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે જોધપુરના રટીગ રઢમલજીએ તે વસાવેલુ મનાય છે કહેવાય છે કે શરૂઆતમા જોધપુરથી આવેલા કેટલાક રજપૂતો એક માઈલ છેટે આવેલા વણસર ગામમા વસેલા. તે પછી રઢમલજી કેટલાક રજપૂતોને લઈને અહીં વસવા આવેલા આજે વણસરમા આવેલી ખોડિયાર માતને આ ગામના રજપૂતો પોતાની કુળદેવી માને છે. વરકન્યાના મીંઢળ ત્યા જઈને છોડાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ. ઘરો ૨૪૧ કુટુંબ ૨૫૦ વસ્તી પુ ૫૩૦, સ્ત્રી ૫૨૦, કુલ ૧૦૫૦ રાઠોડ, રજપૂત, બારૈયા, પાટણવાડિયા, પાટીદાર, ખેડાવાળ બ્રાહ્મણો, મોલેસલામ ગરાસિયા, કુભાર, ભોઈ, ઠક્કર, સુથાર, ઓડ, ચમાર, સેનવા વગેરે લોકોની વસતી છે

**સગવડો** પૂરાઈ ગયેલી એક વાવ તથા એક તળાવ છે સીમમા ચૌદેક તળાવડીઓ છે ત્રણ કૂવા છે તે પૈકી એક સેનવા લોકોનો અને એક ચમાર લોકોનો છે નડિયાદથી ખેડા અને માતર તરફ જતી મોટર બસોનો લાભ મળે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે સુબોધ ભજન મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે ચમાર લોકો ચામડા પકવે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૭૬ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૮ બાળકો ભણે છે પુ. ૨૦૪ અને સ્ત્રી ૨૦ મળી કુલ ૨૨૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામાનદી મદિર, સ્વામીનારાયણનું મદિર, મહાદેવ, અબા માતા, કાળકા માતા, ચામુડા માતા, વેરાઈ માતા, ખોડિયાર માતા, એક પરબડી, એક ધર્મશાળા વગેરે

રજપૂતો મહાદેવમા અત્યત શ્રદ્ધા ધરાવે છે મહાદેવનુ બાણ સવા બે ફૂટ ઊંચુ છે સાતથી આઠ ફૂટના ઘેરાવાવાળી તેની જળાધારી છે ત્યા દર શિવરાત્રીએ અને જન્માષ્ટમીએ મેળા ભરાય છે આશરે ૧૫૦ વર્ષ પૂર્વે સ્વામીનારાયણ સપ્રદાયના આદ્ય સ્થાપક શ્રી સહજાનદ સ્વામી અત્રે પધાર્યા તેમણે તળાવમા સ્નાન કરેલુ તે જગા 'પરસાદીના આરા' તરીકે ઓળખાય છે સપ્રદાયના અનેક સત્સગીઓ અત્રે આવે છે

## રસિકપુરા

**પરિચય :** ઉ. અ. ૨૨° ૪૨′ અને પૂ. રે. ૭૨° ૩૨′ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી ૭ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૧·૩ ચો. માઈલ. ઘરો : ૧૧૯. કુટુંબ : ૧૨૭. વસ્તી : ૩૭૪, સ્ત્રી ૩૩૧, કુલ ૭૦૫. પાટીદાર, વણકર વગેરે લોકોની વસ્તી છે.

**સગવડો :** એકેક ફર્લાંગ દૂર સાબરમતી નદી વહે છે. ગામમાં બે કૂવા છે. ધોળકા, ખેડા, માતર તથા નડિયાદ જવાની બસ સર્વિસની સગવડ છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે રહ્યું છે. દર ત્રીજે દિવસે ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત તમાકુ, વરિયાળી વગેરે પાકે છે. વણકરો સાળો પર હાથવણાટનું કાપડ તૈયાર કરે છે.

**શિક્ષણ :** પાંચ ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૪૬ વિદ્યાર્થીઓ અને ૨૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે. પુ. ૧૦૩ અને સ્ત્રી ૨૪ મળી કુલ ૧૨૭ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** મહાદેવ, રામજી મંદિર, ધર્મશાળા વગેરે.

*

## લવાલ

**પરિચય :** ઉ. અ ૨૨° ૩૮′ અને પૂ. રે. ૭૨° ૪૩′ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન વસોથી ત્રણ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૨·૨ ચો માઈલ. ઘરો : ૧૮૩. કુટુંબ : ૧૯૬. વસ્તી : પુ. ૪૧૬, સ્ત્રી ૪૧૪, કુલ ૮૩૦.

**સગવડો :** બે તળાવ અને ત્રણ કૂવા છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ત્રણ માઈલ છેટે નાયકા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. સહકારી મંડળી તરફથી એંજિન પંપ ચાલે છે. અનાજ ઉપરાંત ડુંગળી પુષ્કળ પાકે છે. હાથસાળો પર થોડું વણાટકામ થાય છે.

**શિક્ષણ :** ચાર ધોરણની લો બો. શાળા છે. તેમાં ૪૭ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૭ બાળકો ભણે છે. પુ. ૧૫૧ અને સ્ત્રી ૪૦ મળી કુલ ૧૯૧ ભણેલાં છે.

**ધાર્મિક સ્થળો :** નીલકંઠ મહાદેવ, રામજી મંદિર, મસ્જિદ, રોજો વગેરે.

**દંતકથા :** કહેવાય છે કે અગાઉ આ ગામ 'લવાલગઢ'ને નામે ઓળખાતું હતું. તે અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં વસેલું મનાય છે. તે વખતની જૂની મસ્જિદ, રોજો વગેરે હજી ખંડિયેર હાલતમાં મોજૂદ છે. ગામની નજીક ટીંબાગઢ નામનો ટેકરો છે. ત્યાં ખોદતાં જૂના અવશેષો, ઈંટો વગેરે મળી આવ્યાનું કહેવાય છે.

## લીંબાસી

**પરિચય :** ઉ. અ. ૨૨° ૩૭′ અને પૂ. રે. ૭૨° ૩૭′ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી આઠ માઈલ દૂર આવેલું છે. એનું નામ લીંબોચ માતાના નામ ઉપરથી પડેલું મનાય છે. સંવત ૧૬૩૦ના અરસામાં તે વસેલું કહેવાય છે.

રાષ્ટ્રીય ચળવળમાં આ ગામે ઘણો સારો ફાળો આપેલો. ગાંધીજી જેવા દેશનેતાઓનાં પગલાંથી તેની ભૂમિ પાવન થયેલી છે.

**વિસ્તાર :** ક્ષેત્રફળ : ૮·૩ ચો. માઈલ. ઘરો : ૫૨૬. કુટુંબ : ૫૯૬. વસતી : પુ. ૧૪૪૨, સ્ત્રી ૧૨૬૩, કુલ ૨૭૦૫. મુખ્ય વસતી પાટીદાર અને બારૈયા લોકોની છે.

**સગવડો :** ગામમાં એક ઓવારા બાંધેલું તળાવ છે. પાંચ કૂવા છે, તે પૈકી બે હરિજનોના છે. બસ સર્વિસનું સ્ટેન્ડ છે. તે સ્ટેન્ડથી ગામ બે ફર્લાંગ દૂર છે. ગામમાં જવા માટે કાચો એપ્રોચ-રોડ બાંધેલો છે. અમદાવાદથી ખંભાત, સોજિત્રા, પેટલાદ અને પીપળાવ જતી, માતરથી તારાપુર જતી, તથા માતરથી ભલાડા જતી બસ સર્વિસો લીંબાસીના સ્ટેન્ડ થઈને પસાર થાય છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે. ગ્રામપંચાયત છે. લો. બો. તરફથી વૈદકીય રાહત દવાખાનું ચાલે છે. મલ્ટિ પરપઝ સોસાયટી છે.

**ઉદ્યોગ :** મુખ્યત્વે ખેતી. સીમમાં આવેલાં લાંબુ તળાવ, પટુ તળાવ, રામદે તળાવ, બેએક માઈલ દૂર આવેલું નારદા નામનું તળાવ, અને તેની નજીકમાં આવેલી સાસુ–વહુની તળાવડીઓ એ બધાંમાંથી આ ગામની જમીનોમાં સિંચાઈ થાય છે. ઘઉં, ડાંગર, તમાકુ, કઠોળ, કપાસ, વગેરે પાકે છે. અગાઉ આ ગામમાં અફીણ, કસુંબી તથા શેરડીનો પાક સારો થતો પણ હવે તે વાવેતર બંધ થયું છે.

ગામમાં કુંભારનાં પાંચેક ઘર છે. તે લોકો માટીનાં વાસણો બનાવે છે. એક તેલની ઘાણી ચાલે છે.

**શિક્ષણ :** પાંચ ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૩૪ વિદ્યાર્થીઓ અને ૯૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૯ બાળકો ભણે છે. તે સિવાય એક નવચેતન બાલમંદિર તથા નવચેતન વિદ્યાલય નામની હાઈસ્કૂલ પણ ચાલે છે પુ. ૬૦૧ અને સ્ત્રી ૨૨૪ મળી કુલ ૮૨૫ ભણેલાં છે. એક નવચેતન છાત્રાલય તથા એક પુસ્તકાલય ચાલે છે.

**ધાર્મિક સ્થળો :** લીંબોચ માતા, બોડિયાર માતા, નીલકંઠ મહાદેવ, સ્વામીનારાયણનું મંદિર, બળિયા દેવ, પરબડી, બે ધર્મશાળા વગેરે.

**ઇતિહાસ :** કહેવાય છે કે સંવત ૧૯૫૮માં ગાયકવાડની ફોજ આ ગામે થઈને અમરેલી જતી હતી. લશ્કરને એક બળિયાની જરૂર હતી. તેથી ગામના મુખી હરિભાઈ જગાભાઈ પાસે તેની માગણી કરી. મુખીએ આનાકાની કરી એટલે ગરમાગરમ બોલાચાલી થઈ. એમાંથી ગામમાં વાત ફેલાઈ ગઈ કે લશ્કરવાળા મુખીને ધમકાવે છે, મારે છે. આથી ગામના લોકો ભેગા થઈ ગયા

અને લશ્કરી સિપાઇઓ ઉપર હુમલો કરી તેમના હથિયાર ઝૂંટવી લઈ સિપાઇઓને માર્યા પણ ખરા. લશ્કરના માણસોએ માતરના પોલીસ થાણે ફરિયાદ કરી ત્યાંથી લક્ષ્મણરાવ ફોજદાર તપાસ માટે આવ્યા પણ સિપાઇઓને મારનાર માણસોએ એવા વેશ-પલટા કરી નાખ્યા કે સિપાઈઓ કોઈને ઓળખી શક્યા નહીં. એટલે કોઈ ગુનેગાર પકડાયો નહીં અને કાંઈ વળ્યુ નહિ આ પ્રસંગ બન્યો ત્યારથી આ ગામ 'લશ્કરવાળી લીંબાસી'ના નામથી ઓળખાય છે

આ ગામના ઇતિહાસની બીજી કેટલીક વિગતવાર માહિતી શ્રી મણિભાઈ કે પટેલ પાસે લખેલી છે

**આધાર** શ્રી મણિભાઈ કે. પટેલે આપેલી માહિતી

*

## વડાળા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે નાયમ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો. માઈલ ઘરો ૬૯ કુટુબ ૭૪ વસ્તી પુ ૧૮૬, સ્ત્રી ૧૬૫, કુલ ૩૫૧

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે. પુ ૭૨ અને સ્ત્રી ૨૩ મળી કુલ ૯૫ ભણેલા છે

*

## વણસર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે ખેડા છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૮૮ કુટુબ ૩૦૧ વસ્તી પુ ૪૧૯, સ્ત્રી ૩૪૧, કુલ ૭૬૦

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૧૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૫ બાળકો ભણે છે પુ ૧૫૫ અને સ્ત્રી ૩૦ મળી કુલ ૧૮૫ ભણેલા છે

*

## વલોતરી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી અગિયાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૪ ચો માઈલ ઘરો ૫૫ કુટુબ ૫૫ વસ્તી પુ ૧૫૬, સ્ત્રી ૧૪૩, કુલ ૨૯૯



**શિક્ષણ** શાળા નથી ૪૧ પુરુષ ભણેલા છે

*

## વસ્તાણા

**પરિચય** ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે. ૭૩° ૩૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી બાર માઈલ દૂર આવેલુ છે ગામનું નામ વસ્તાભાઈ પટેલના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૮ ચો માઈલ ઘરો ૧૩૭ કુટુબ ૧૫૨ વસ્તી પુ ૩૭૨, સ્ત્રી ૩૩૩, કુલ ૭૦૫.

**સગવડો** ગામની નજીકમા અલગ નહેર પસાર થાય છે બે તળાવ છે. ત્રણ કુવા ખારા પાણીના અને એક કુવો મીઠા પાણીનો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બાર માઈલ છેટે તારાપુર છે એક યુવક મડળ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૬૨ વિદ્યાર્થીઓ અને ૧૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૭૬ બાળકો ભણે છે પુ ૧૩૬ અને સ્ત્રી ૨૫ મળી કુલ ૧૬૧ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** શિકોતર માતાનુ દેરુ, નીલકઠ મહાદેવ, પચમુખી પીપળો વગેરે

*

## વસાઈ

**પરિચય** ઉ અ. ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૪૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સોજિત્રાથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૮ ચો માઈલ ઘરો ૫૯ કુટુબ ૬૬ વસ્તી પુ ૧૭૬, સ્ત્રી ૧૫૯, કુલ ૩૩૫ મુખ્ય વસ્તી બારૈયાની છે

**સગવડો** એક કુવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ડભોઉ છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૫૦ જેટલા બાળકો ભણે છે પુ ૪૯ અને સ્ત્રી ૫ મળી કુલ ૫૪ ભણેલા છે

*

## વારસંગ

**પરિચય** ઉ અ ૨૨° ૪૦ અને પૂ રે ૭૨° ૩૪ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન ધોળકાથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૨ ચો. માઈલ ઘરો ૧૭૦ કુટુબ ૧૮૨ વસ્તી પુ ૪૬૮, સ્ત્રી ૪૧૬, કુલ ૮૮૪ ગરાસિયા, વણકર વગેરે લોકોની વસ્તી છે

સગવડો ભાગોળે વાત્રક નદી વહે છે બે કૂવા છે તે પૈકી એક હરિજનોનો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે રહે છે દર ત્રીજે દિવસે ટપાલ આવે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી ડાંગર સિવાય બીજું અનાજ પાકે છે

શિક્ષણ સાત ધોરણની લો બો શાળા છે તેમા ૭૫ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૯૩ બાળકો ભણે છે શાળાનુ મકાન નવુ બંધાવેલુ છે પુ ૨૦૫ અને સ્ત્રી ૫૧ મળી કુલ ૨૫૬ ભણેલા છે

ધાર્મિક સ્થળો રામજી મદિર મહાદેવ, પરબડી, ધર્મશાળા વગેરે છે બહારવટિયાઓને મારી હઠાવતા શહીદ બનેલા લાખુભાઈનો પાળિયો છે વારસંગથી નૌકા જવાના રસ્તા ઉપર પણ ચાર પાળિયા છે

દતકથા કહેવાય છે કે આ ગામ કોઈ સુથારે વસાવેલુ છે

પરુ માનપુરા માનાભાઈએ તે વસાવેલું કહેવાય છે તેમા ૨૫ જેટલા માણસોની વસ્તી છે. તે વારસંગથી એક માઈલ દૂર આવેલુ છે

*

## વાવડી

પરિચય ઉ અ ૨૨° ૪૫ અને પૂ. રે ૭૨° ૩૮ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી નવ માઈલ દૂર આવેલુ છે ગામની નજીકમા એક પુરાતન વાવ આવેલી છે તે ઉપરથી ગામનુ નામ વાવડી પડેલુ મનાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧.૭ ચો માઈલ ઘરો ૭૬ કુટુબ ૮૩ વસતી પુ ૧૯૧, સ્ત્રી ૧૭૨, કુલ ૩૬૩ મુખ્ય વસતી બારૈયાની છે

સગવડો મીઠા પાણીની એક જૂની વાવ, એક તળાવ, અને એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે ખેડા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી બાજરી, કોદરા, ડાંગર, તુવેર, વગેરે પાકે છે

શિક્ષણ ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૧૭ અને સ્ત્રી ૬ મળી કુલ ૨૩ ભણેલા છે

ધાર્મિક સ્થળો મહાદેવનુ દેરુ, સામબાઈ માતા વગેરે

*

## વાસણા બુઝર્ગ

પરિચય આ ગામ રેલ્વેસ્ટેશન મહેમદાવાદથી અગિયાર માઈલ દૂર આવેલુ છે.

વિસ્તાર ક્ષેત્રફળ ૩.૯ ચો માઈલ ઘરો ૨૯૭ કુટુબ ૩૦૪ વસ્તી પુ ૬૮૬ સ્ત્રી ૬૨૧, કુલ ૧,૩૦૭

સગવડો નજીકમા વાત્રક નદી વહે છે ભાગોળિયો કૂવો છે ધોળકા, અમદાવાદ, ખેડા, માતર વગેરે સ્થળોએ જવાની બસ સર્વિસની સગવડ છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે ગ્રામપચાયત ચાલે છે ગ્રા ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી સીમમા ચાર એન્જિનપપો ચાલે છે, બાજરી, ડાંગર, બાવટો, કોદરા, વગેરે પાકે છે

શિક્ષણ સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૦ વિદ્યાર્થીઓ અને ૯૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૧૦ બાળકો ભણે છે પુ ૨૮૪ અને સ્ત્રી ૭૩ મળી કુલ ૩૫૭ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

ધાર્મિક સ્થળો લોટેશ્વર, લટકેશ્વર, નીલકઠ મહાદેવ, બે ધર્મશાળા વગેરે

*

## વીરોજા

પરિચય આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી સાડા આઠ માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ ઘરો ૮૦ કુટુબ ૮૧ વસ્તી પુ ૧૯૦, સ્ત્રી ૧૭૪, કુલ ૩૬૪

શિક્ષણ ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૩૧ અને સ્ત્રી ૩ મળી કુલ ૩૪ ભણેલા છે

*

## વૈકુઠપુરા

પરિચય આ ગામ રેલ્વેસ્ટેશન બારેજડીથી સાત માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે મહેમદાવાદ છે

*વિસ્તાર ક્ષેત્રફળ ૦.૩ ચો. માઈલ ઘરો ૧૯ કુટુબ* ૨૨ વસ્તી પુ ૬૭, સ્ત્રી ૫૧, કુલ ૧૧૮

શિક્ષણ શાળા નથી ૪ પુરુષ ભણેલા છે.

*

## શેખુપુર

પરિચય ઉ અ ૨૨° ૩૫ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન તારાપુરથી સાત માઈલ દૂર આવેલું છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૮૮ કુટુબ ૯૪ વસ્તી પુ ૨૧૯, સ્ત્રી ૧૮૮, કુલ ૪૦૭ મુખ્ય વસ્તી બારૈયાની છે

**સગવડો** એક કૂવો તથા એક તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે સીંજીવાડા છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાંગર, બાજરી, ઘઉં વગેરે પાકે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૪૦ બાળકો ભણે છે પુ ૬૨ અને સ્ત્રી ૭ મળી કુલ ૬૯ ભણેલા છે

*

## શેત્રા

**પરિચય** ઉ અ ૨૨ ૪૪ અને પૂ રે ૭૨° ૩૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી બાર માઈલ દૂર આવેલુ છે લગભગ ૧૩મી સદીના અરસામા સતાજી ચૌહાણે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૦૨ કુટુબ ૧૦૪ વસ્તી પુ ૧૮૦, સ્ત્રી ૧૭૮, કુલ ૩૬૯ મુખ્ય વસ્તી ચૌહાણ અને હરિજનોની છે

**સગવડો** બે તળાવ અને બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે વાસણા છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક ડાગરનો છે કુભાર લોકો માટીના વાસણો, રમકડા વગેરે બનાવે છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૪૦ બાળકો ભણે છે પુ ૨૭ અને સ્ત્રી ૪ મળી કુલ ૩૧ ભણેલા છે

**પ્રાચીન સ્થળો** નીલકઠ મહાદેવ, એક માતા, સૂરધનનો પાળિયો, જેહા ભાઈજીનો પાળિયો, ગધાડા પાળિયો વગેરે

*

## સંધાણા

**પરિચય** ઉ અ ૨૮° ૪૩ અને પૂ રે ૭૨° ૪૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન નડિયાદથી સાત માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૩ ચો માઈલ ઘરો ૪૭૦ કુટુબ ૪૯૬ વસતી પુ ૧૧૨૯, સ્ત્રી ૧૦૨૫ કુલ ૨૧૫૪

**સગવડો** ચાર તળાવડી છે નડિયાદથી ખેડા-માતર જવાના રસ્તા પરનુ એસ ટી બસનુ સ્ટેન્ડ છે ગ્રામપચાયત ચાલે છે બ્રાન્ચ પોસ્ટ ઓફિસ છે લો બો તરફથી વૈદકીય રાહત દવાખાનુ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાગર, બાજરી બાવટો, ઘઉ, જુવાર, કોદરા, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૫૫ વિદ્યાર્થીઓ અને ૯૧ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૪૬ બાળકો ભણે છે હાલમા શાળા માટે ગામની ભાગોળે સડક પાસે એક અદ્યતન મકાન બાધવામા આવ્યુ છે પુ ૪૮૮ અને સ્ત્રી ૧૫૮ મળી કુલ ૬૪૬ ભણેલા છે એક પુસ્તકાલય ચાલે છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મદિર, રામજી મદિર, એક મસ્જિદ, તળાવમા વણજારાઓએ બધાવેલી દેરી વગેરે

*

## સાયલા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી આઠ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૯ ચો માઈલ ઘરો ૧૦૫ કુટુબ ૧૦૬ વસ્તી પુ ૨૬૮, સ્ત્રી ૨૫૫, કુલ ૫૨૩

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૨૦ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨ બાળકો ભણે છે પુ ૮૯ અને સ્ત્રી ૩ મળી કુલ ૯૨ ભણેલા છે

*

## સિહોલડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન વસોથી બે માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૫ ચો માઈલ ઘરો ૨૦૯ કુટુબ ૨૧૯ વસ્તી પુ ૫૮૫, સ્ત્રી ૪૮૩, કુલ ૧૦૬૮ મુખ્ય વસ્તી બારૈયાની છે

**સગવડો** છ તળાવ અને આઠ કૂવા છે નડિયાદ-અનિન્દ્રા વાયા સિહોલડીની બસ સર્વિસ શરૂ થઈ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે વસો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા બે એજિન પપ ચાલે છે અનાજ ઉપરાત તમાકુ પાકે છે

**શિક્ષણ** ત્રણ ધોરણની લો બો શાળા છે. તેમા ૩૩ વિદ્યાર્થીઓ ભણે છે પુ ૪૩ અને સ્ત્રી ૧૫ મળી કુલ ૫૮ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક મદિર, એક મહાદેવ, એક ધર્મશાળા વગેરે

*

## સીંજીવાડા

**પરિચય** ઉ અ ૨૨° ૩૧ અને પૂ રે ૭૨° ૩૮ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી ચાર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૫ ચો માઈલ ઘરો ૬૦૬, કુટુબ ૬૧૦ વસ્તી પુ ૧૪૨૨, સ્ત્રી ૧૩૧૩, કુલ ૨૭૩૫

**સગવડો** વણજારિયો કૂવો છે ખભાતથી અમદાવાદની અને

તારાપુરથી માતરની બસ સર્વિસનુ સ્ટેન્ડ છે ગ્રાન્ય પોસ્ટ ઓફિસ છે ગ્રામપંચાયત ચાલે છે લો બો નુ વૈદકીય રાહત દવાખાનુ છે બેટરીથી ચાલતો સરકારી જાહેર રેડિયો ગામમા મૂકેલો છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૯૩ વિદ્યાર્થીઓ અને ૮૩ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૭૬ બાળકો ભણે છે પુ ૪૮૦ અને ૧૨૫ મળી કુલ ૬૦૫ ભણેલા છે

**દંતકથા** એક દતકથા એવી છે કે પરીક્ષિત રાજાના સમયમાં આ ગામ 'સીંગનપુર'ના નામે ઓળખાતુ હતુ તેની પડતી થતા પાછળથી તેમા બારવાડો આવીને વસેલા

*

## સોખડા

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૨° ૪૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન મહેમદાવાદથી સાત માઈલ દૂર આવેલુ છે સંવત ૧૬૨૨ના અરસામા તે વસેલુ મનાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩ ૨ ચો માઈલ ઘરો ૨૪૦ કુટુબ ૨૪૦ વસ્તી પુ ૬૧૨ સ્ત્રી ૫૬૩, કુલ ૧૧૭૫

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે બે કૂવા છે નડિયાદથી માતરની બસ સર્વિસનુ સ્ટેન્ડ છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખેડા છે રવિવાર સિવાય દરરોજ ટપાલ આવે છે ગ્રામપંચાયત ચાલે છે યુવક મડળ વિદ્યાર્થી મડળ, સગીત મડળ, ભજન મડળી વગેરે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ગામ રતનપુરની પાસે જ છે એટલે શેઢી નદી ઉપરની સરકારી રતનપુર લિફ્ટ ઈરિગેશન યોજનાનો લાભ આ ગામની સીમને પણ મળે છે તેથી ડાંગરનો પાક સારો થાય છે તે સિવાય બીજુ અનાજ પણ પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૬૭ વિદ્યાર્થીઓ અને ૪૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૭ બાળકો ભણે છે. પુ ૨૮૧ અને સ્ત્રી ૭૨ મળી કુલ ૩૫૩ ભણેલા છે. મોહન પુસ્તકાલય છે તેમા ૨૫૦ પુસ્તકો છે દા ન વાચનાલય છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, એક શિવાલય, મેલડી માતા, ખોડિયાર માતા, ખડુબા મહાદેવ, દાદેશ્વર મહાદેવ, દાદરા પીરનુ સ્થાનક વગેરે

---

આધાર શ્રી શકરલાલ આતમાઈ ભક્ષ્મરે આપેલી માહિતી

*

## હરિયાળા

**પરિચય** ઉ અ ૨૨°૪૫ અને પૂ રે ૭૨° ૪૦' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન ગોઠાજથી આઠ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫ ૮ ચો માઈલ ઘરો ૩૩૦ કુટુબ ૩૪૮ વસ્તી પુ ૭૯૦, સ્ત્રી ૭૭૮, કુલ ૧૫૬૮

**સગવડો** નજીકમા વાત્રક નદી વહે છે ખડિયેર વાવ, તથા વણજારિયુ તળાવ છે ખભાતથી અમદાવાદ, માતરથી ધોળકા તથા નડિયાદથી ધોળકા જતી બસસર્વિસનુ સ્ટેન્ડ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે ખેડા છે ગ્રામપચાયત છે ટેનન્ટ ફાર્મિંગ એન્ડ કેટલ બ્રીડિંગ કો-ઓપરેટીવ સોસાયટી છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. બાજરી, બાવટો, કોદરા, તમાકુ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૩ વિદ્યાર્થીઓ અને ૩૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૦ બાળકો ભણે છે પુ ૨૫૦ અને સ્ત્રી ૬૨ મળી કુલ ૩૧૨ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** સ્વામીનારાયણનુ મદિર, ખોડિયાર માતા, મહાદેવ, કાળકા માતા, શકાક પીર વગેરે

**પરાં** ગાધીપુર, વાટડી, ભેસવા, ઈશ્વરપુરા, ડુગરી ટીંબો

*

## હાડેવા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન તારાપુરથી દસ માઈલ દૂર આવેલુ છે સને ૧૭૮૦ના અરસામા હાવા બારવાડે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૯૯. કુટુબ ૧૦૪ વસ્તી પુ. ૨૯૩, સ્ત્રી ૨૨૮, કુલ ૫૨૧ મુખ્ય વસ્તી પટેલોની છે

**સગવડો** એક તળાવ અને મીઠા પાણીના બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ નવ માઈલ છેટે તારાપુર છે. લો બો તરફથી એક વૈદકીય રાહત દવાખાનુ ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ૩૦ ફૂટ ઊંડો એક કાંસ છે તેમાથી ચારસો એકર જેટલી જમીનને પાણી મળે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમાં ૩૭ બાળકો ભણે છે પુ ૯૮ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૧૦ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** એક સ્વામીનારાયણનું મદિર છે સ્વામીનારાયણ સંપ્રદાયના જયરામ નામના એક ભગત આ ગામમા થઈ ગયા સાંપ્રદાયિક ગ્રંથ 'ભક્ત ચિંતામણિ'મા તેમનો ઉલ્લેખ આવે છે. ગામમા બે શહીદોના પાળિયા છે.

## હેરંજ

**પરિચય** ઉ અ ૨૨° ૪૦′ અને પૂ રે ૭૨° ૪૨′ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન વસોથી પાચ માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૦ ચો માઈલ ઘરો ૨૧૮ કુટુબ ૨૪૩ વસ્તી પુ ૫૪૪, સ્ત્રી ૪૮૩, કુલ ૧૦૨૭ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

**સગવડો** બે તળાવ અને એક મીઠા પાણીનો કૂવો છે નડિયાદ–ખાધલી બસ હેરંજ થઈને જાય છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે ખાધલી છે ત્રીજે દિવસે ટપાલ આવે છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૮૩ વિદ્યાર્થીઓ અને ૧૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૦૧ બાળકો ભણે છે પુ ૨૦૮ અને સ્ત્રી ૬૬ મળી કુલ ૨૭૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** રામજી મદિર, રણછોડજીનુ મદિર, એક પરબડી, એક ધર્મશાળા, સુરધાનનો પાળિયો વગેરે

*

## હૈજરાબાદ

**પરિચય** ઉ અ ૨૨° ૪૪ અને પૂ રે ૭૦° ૪૫′ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન નડિયાદથી આઠ માઈલ દૂર આવેલું છે આશરે ૮૦૦ વર્ષ પૂર્વે હેજરઅલીએ તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૦ ચો માઈલ ઘરો ૧૫૧ કુટુબ ૧૬૯ વસ્તી પુ. ૩૬૦, સ્ત્રી ૩૩૦, કુલ ૬૯૦

**સગવડો** નજીકમા શેઢી નદી વહે છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે સંધાણા છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી ડાગર, કોદરા, બાવટો ઘઉં, તમાકુ, ડુંગળી વરિયાળી વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૧ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૪૨ બાળકો ભણે છે. પુ ૧૩૯ અને સ્ત્રી ૧૦ મળી કુલ ૧૪૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** એક મદિર છે

*

# વાડાશિનોર તાલુકો

## તારીજ

**નગરો** ૨ **ગામો** ૧૦૨

**વિસ્તાર** નગરોનું ક્ષેત્રફળ ૧૧૧ ચો. માઈલ ગામોનું ક્ષેત્રફળ ૧૭૫૪ ચો માઈલ, કુલ ક્ષેત્રફળ ૧૮૬૫ ચો માઈલ.

**ઘરો** નગરવિસ્તાર ૩૭૩૪, ગ્રામવિસ્તાર ૧૧૨૪૦, કુલ ૧૪૯૭૪.

**કુટુબો** નગરવિસ્તાર ૩૮૫૬, ગ્રામવિસ્તાર ૧૧૫૬૭ કુલ ૧૫૪૨૧

**વસ્તી** નગરવિસ્તાર પુ. ૮૭૬૨, સ્ત્રી ૮૨૭૫, કુલ ૧૭૦૩૭
ગ્રામવિસ્તાર પુ ૩૨૩૦૫, સ્ત્રી ૩૦૨૯૪, કુલ ૬૨૫૯૯
એકંદર વસ્તી પુ ૪૧૦૬૭ સ્ત્રી ૩૮૫૬૯, કુલ ૭૯૬૩૬

**ભણેલાં** નગરવિસ્તાર પુ. ૪૧૦૮, સ્ત્રી ૧૫૪૭, કુલ ૫૬૫૫
ગ્રામવિસ્તાર પુ ૪૮૭૫ સ્ત્રી ૬૫૮, કુલ ૫૪૬૩
એકદર ભણેલાં · પુ ૮૯૧૩, સ્ત્રી ૨૨૦૫ કુલ ૧૧૧૧૮

*

## આલમપુરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી સાત માઈલ દૂર આવેલુ છે. નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો માઈલ ઘરો ૧૭ કુટુબ ૧૭ વસ્તી પુ ૫૩ સ્ત્રી ૫૭, કુલ ૧૧૦

**શિક્ષણ** શાળા નથી ૪ પુરુષ ભણેલા છે

*

## આલેસા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન નેવાનિયાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે આલુસિંગે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૩ ચો માઈલ ઘરો ૭૮ કુટુબ ૭૮ વસ્તી પુ ૧૯૫, સ્ત્રી ૧૮૭, કુલ ૩૮૨ ઠાકોર, ગરાસિયા, પટેલ, મુસલમાન ભીલ વગેરે લોકોની વસ્તી છે

**સગવડો** ગામથી થોડે દૂર લીલવણિયા મહાદેવ પાસે નદી વહે છે તેને લીલવણિયા નદી કહે છે એક મહિયેર વાવ છે બધા મળી ૮ તળાવ છે તે પૈકી ગુજરના તળાવમા બારે માસ પાણી રહે છે ૧૮ કૂવા છે તે પકી પાચ કૂવા ચણાવેલા છે, અને તેર ચણાવ્યા વિનાના છે એક કુડ છે તેમા બારેય માસ પાણી રહે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચૌદ માઈલ

પરાં મોહનસિંગનો લાટ, પરષોત્તમ પટેલનો લાટ, જશાભાઈ પટેલનો લાટ, ઠાકોર ચતુરભાઈ જેઠાભાઈનો લાટ, ખારી, નવુ મુવાડુ, મીઠો લીંબડો

આધાર શ્રી ભગવાનભાઈ કોદરભાઈ પગી તથા શ્રી નાથાભાઈ બાજીભાઈ મુખીએ આપેલી માહિતી

*

## આશપુર

**પરિચય** ઉ અ ૨૩° ૧૦ અને પૂ રે ૭૩° ૨૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી ૧૯ માઈલ દૂર આવેલુ છે આશરે ૨૦૦ વર્ષ પૂર્વે આશાભાઈ બારૈયાએ તે વસાવેલુ મનાય છે તે સાબરકાઠા અને પચમહાલ જિલ્લાની સરહદે આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૧ ચો માઈલ. ઘરો ૮૦. કુટુબ ૮૦ વસ્તી પુ ૨૧૪, સ્ત્રી ૨૦૨, કુલ ૪૧૬ મુખ્ય વસ્તી બારૈયાની છે

**સગવડો** જમીનમા દોઢ હાથ નીચે જ પથ્થર હોઈ ૩૦–૪૦ હાથ ખોદતા ઝમણ જેવુ પાણી આવે છે શિયાળુ પાક આવા ઝમણથી જ થાય છે કાળા પથ્થરવાળી જમીન હોવાથી કૂવામા બોરિંગ પણ થઈ શકતુ નથી ગામની હદમાથી શેઢી નદી નીકળે છે તે સિવાય માઝુમ, વરાણસી વગેરે બીજી ચાર નદીઓ પણ નીકળે છે આઠેક કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દસ માઈલ છેટે વીરપુર છે ગામની દક્ષિણ દિશાએ એક માઈલ દૂર વાડાશિનોર–વીરપુરની પાકી સડક છે ત્યા બસ સર્વિસની સગવડ મળે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મુખ્ય પાક કપાસ અને મકાઈનો છે તે સિવાય જુવાર, બાજરી કોદરા વગેરે પણ પાકે છે ગામની દક્ષિણ દિશાએ ૧૦૦૦ વીઘાનુ જગલ છે તેમા સાગ બહુ થાય છે

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે તેમા ૫૦ બાળકો ભણે છે પુ ૬૮ અને સ્ત્રી ૬ મળી કુલ ૭૪ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** જગલમા કેદારેશ્વર મહાદેવ છે ત્યા દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે જગલમા એક પથ્થરમા કોતરેલી ગુફા પણ છે તે જોવા જેવી છે

**પરુ** આશપુર લાટ

આધાર શ્રી લાલદાસ નાથજીભાઈ પટેલ તથા શ્રી વજાભાઈ આદરભાઈ બારૈયાએ આપેલી માહિતી

*

## આસુ દરિયા

**પરિચય** ઉ અ ૨૩° ૯ અને પૂ રે ૭૩° ૨૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૭૦ કુટુબ ૭૧. વસ્તી પુ ૧૭૨, સ્ત્રી ૧૫૪, કુલ ૩૨૬

**શિક્ષણ** શાળા નથી ૩ પુરુષ ભણેલા છે

*

## ઊમરિયા

**પરિચય** ઉ અ ૨૩° ૧૪ અને પૂ રે ૭૩° ૩૦ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી તેર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વીરપુર છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૩ ચો માઈલ ઘરો ૩૨ કુટુબ ૩૩ વસ્તી પુ. ૧૦૬, સ્ત્રી ૮૦, કુલ ૧૮૬

**શિક્ષણ** શાળા નથી ૧ પુરુષ ભણેલો છે

*

## ઓડવાડ

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી સત્તર માઈલ દૂર આવેલુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૭ ૩ ચો માઈલ ઘરો ૩૪૩ કુટુબ ૩૪૩ વસ્તી પુ ૧૦૮૭, સ્ત્રી ૧૦૪૭, કુલ ૨૧૩૪

**સગવડો** નજીકમા નદી વહે છે એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે વાડાશિનોર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી કપાસ, બાજરી, જુવાર, મકાઈ, ડાંગર, ઘઉ, ડુગળી વગેરે પાકે છે

**શિક્ષણ** પાચ ધોરણની લોકલ બોર્ડની શાળા છે તેમા ૧૨૩ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની મળી કુલ ૧૨૪ બાળકો ભણે છે પુ ૮૪ અને સ્ત્રી ૮ મળી કુલ ૯૨ ભણેલા છે

*

## કરણપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૮ ચો માઈલ ઘરો ૯૫ કુટુબ ૯૭ વસ્તી પુ ૨૭૩, સ્ત્રી ૨૩૮, કુલ ૫૧૨

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૨૮ અને સ્ત્રી ૨ મળી કુલ ૩૦ ભણેલા છે

*

## કસલાવટી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ ઘરો ૨૮ કુટુબ ૩૨ વસ્તી પુ ૭૭, સ્ત્રી ૬૬, કુલ ૧૪૩

શિક્ષણ શાળા નથી ૧૧ પુરુષ ભણેલા છે

*

## કુંબોપા

**પરિચય** ઉ અ ૨૩° ૫ અને પૂ. રે ૭૩° ૨૫ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બાવીસ માઈલ દુર આવેલુ છે. આશરે સાતસો વર્ષ પૂર્વે તે વસ્યુ ત્યારે કબોઈના વૃક્ષ ઘણા હતા, તેથી કબોપા નામ પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૧૮૮ કુટુબ ૧૯૮ વસ્તી પુ ૫૨૦, સ્ત્રી ૪૮૬, કુલ ૧૦૦૬

**સગવડો** કુવા તળાવ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બાર માઈલ છેટે વાડાશિનોર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ડાગર, ઘઉ, ચણા, બાજરી, મકાઈ, મગફળી વગેરે પાકે છે એક વિશાળ તળાવ છે તેને બરોબર બાધવામા આવે તો લગભગ ૫૦૦ એકર જમીનનુ પિયત થઈ શકે એમ છે

**શિક્ષણ** ૭ ધોરણની શૌ બો શાળા છે તેમા ૮૦ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૪ બાળકો ભણે છે પુ ૪૧ અને સ્ત્રી ૮ મળી કુલ ૪૯ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** હનુમાનજીની બેઠક

*

## કાજિયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૧ ચો માઈલ ઘરો ૩ કુટુબ ૩ વસ્તી પુ ૧૦, સ્ત્રી ૧૬, કુલ ૨૬

**શિક્ષણ** શાળા નથી ૧ પુરુષ ભણેલા છે

*

## કાલાપાણા

**પરિચય** ઉ અ ૨૩° ૧૪ અને પૂ રે ૭૩° ૨૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો. માઈલ ઘરો ૯ કુટુબ ૯ વસ્તી પુ ૨૬, સ્ત્રી ૨૪, કુલ ૫૦

**શિક્ષણ** શાળા નથી. કોઈ ભણેલુ નથી

*

## કાસુડી

**પરિચય** ઉ અ. ૨૩° ૧૩ અને પૂ રે ૭૩° ૨૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૫૩ કુટુબ ૫૩ વસ્તી પુ ૧૦૦, સ્ત્રી ૧૨૨, કુલ ૨૨૨

**શિક્ષણ** ચાર ધોરણની લૌ બો શાળા છે તેમા ૫૬ વિદ્યાર્થીઓ અને ૨૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૨ બાળકો ભણે છે પુ. ૪૦ અને સ્ત્રી ૫ મળી કુલ ૪૫ ભણેલા છે

*

## કુભરવાડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી પાચ માઈલ દૂર આવેલુ છે તેનુ નામ કુભેશ્વર મહાદેવના નામ ઉપરથી પડેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૨ ચો માઈલ ઘરો ૧૬૪ કુટુબ ૧૮૨ વસ્તી પુ ૪૭૧, સ્ત્રી ૪૭૧, કુલ ૯૪૨

**સગવડો** એક તળાવ છે ચોમાસા પછી તેમા પાણી ટકતુ નથી બે કુવા છે તે પૈકી એક કુવાનુ પાણી ખૂબ સારુ હોવાથી અગાઉના વાડાશિનોર સ્ટેટના નવાબ પીવા તેનુ પાણી મંગાવતા નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વીરપુર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મકાઈ, બાવટો બાજરી મગફળી, ડાગર, ઘઉ, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની શૌ બો શાળા છે તેમાં ૪૬ વિદ્યાર્થીઓ ભણે છે ૧૧૨ પુરુષ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** કુભેશ્વર મહાદેવ

*

## કુંજરા

**પરિચય** ઉ અ ૨૨° ૫૯' અને પૂ રે ૭૩° ૧૯ ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બાર માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૫ ચો માઈલ ઘરો ૯ કુટુબ ૯ વસ્તી પુ ૨૨, સ્ત્રી ૨૫, કુલ ૪૭

**શિક્ષણ** શાળા નથી. કોઈ ભણેલુ નથી

*

## કુંડલની મુવાડી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનું પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૧ ચો માઈલ ઘર ૧ કુટુબ ૧ વસ્તી પુ ૪, સ્ત્રી ૨, કુલ ૬

શિક્ષણ શાળા નથી કોઈ ભણેલુ નથી

*

## કોયડમ

**પરિચય** ઉ અ ૨૩° ૧૪ અને પૂ રે ૭૩° ૨૭ ઉપરનુ આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી પદર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ પાચ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૦ ચો માઈલ ઘરો ૧૯૬ કુટુબ ૩૦૦ વસ્તી પુ ૭૭૩, સ્ત્રી ૭૧૬, કુલ ૧૪૮૯

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી બાજરી, મકાઈ, બાવટો મગફળી, કઠોળ વગેરે પાકે છે

**શિક્ષણ** છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૨૧ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૬ બાળકો ભણે છે પુ ૧૧૨ અને સ્ત્રી ૫ મળી કુલ ૧૧૭ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** મહાદેવ તથા ધર્મશાળા છે ભાદરવા માસના બીજા રવિવારે ગ્રાલાનો મોટો મેળો ભરાય છે

*

## કોયલા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી પદર માઈલ દૂર આવેલુ છે આશરે ૧૦૦૦ વર્ષ પૂર્વે તે વસેલુ મનાય છે તેનુ નામ 'કોલિયા હનુમાન' ઉપરથી પડેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ. ઘરો ૧૬૯ કુટુબ ૧૭૬ વસ્તી પુ ૫૦૧, સ્ત્રી ૪૧૮, કુલ ૯૧૯. મુખ્ય વસ્તી પરમાર ક્ષત્રિયોની છે

**સગવડો** બાવન વીઘાનુ એક વિશાળ તળાવ છે એક વાઓ (વહેળો) છે તેમાં ઉનાળા સુધી પાણી રહે છે કાચા કૂવા ૨૫ છે સાર્વજનિક કૂવો એક પણ નથી નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ આઠ માઈલ છેટે વીરપુર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાત કઠોળ મકાઈ, મગફળી શણ વગેરે પાકે છે વીસેક વર્ષ ઉપર વણકરો હાથ સાળ ઉપર કાપડ વણતા હતા સૂતરની મોઘવારી, સાધનોનો અભાવ અને બીજા કાપડની સરખામણીમા આ કાપડ મોઘુ પડતા ઉદ્યોગ તૂટી ગયો છે સુથારીકામ થાય છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા છે. તેમા ૪૨ વિદ્યાર્થીઓ ભણે છે ૨ પુરુષ ભણેલા છે



**ધાર્મિક સ્થળો** નીલકઠ મહાદેવ, ખોડિયાર માતા, કોલિયા હનુમાન, તથા ક્ષત્રિય શહીદોના બે પાળિયા છે દર ફાગણ વદ ચોથે ગામને ચોરે 'ચાડિયાનો મેળો' ભરાય છે હજારેક માણસો ભેગા થાય છે દાંડિયા રાસની રમઝટ જામે છે બીજે દિવસે ગામમા વરઘોડો ફેરવવામા આવે છે તેમા લોકો પૈસા આપે છે તે ગામહિતના જાહેર કામમા વપરાય છે

**દતકથા** છપ્પનિયા દુકાળ વખતે રાજસ્થાન તરફના ભીલાડ લોકો આ ગાળામા ઘણી લૂટો કરતા કહેવાય છે કે આ ગામમા જ્યારે એ લોકો ધાડ પાડવા આવેલા ત્યારે ગામે સારી રીતે સામનો કરી બચાવ કરેલો એ બહાદુરીની કદર કરીને વાડાસિનોરના નવાબે ગામને સવા મણ દારૂ અને બદૂકમા વાપરવા પચ્ચીસ શેર સીસુ આપેલુ

**જરૂરિયાત** ગામની ઉત્તર-દક્ષિણે પાણીના વહેળા છે તેની ઉપર બધ બાધવામા આવે તો ખેતીને ઘણો ફાયદો થાય તેમ છે આજે વહેળાના પાણી તળાવમા જતા નથી, પણ મહીસાગર નદીને મળે છે

**આધાર** જ સિકદરમિયાં મહમદમિયા મલેકે આપેલી માહિતી.

*

## ખરોડ

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી અઢાર માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે પરમાર સોમસિંહજી ખાટે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૪૭ ચો માઈલ ઘરો ૧૮૮ કુટુબ ૨૦૭ વસ્તી પુ ૬૨૧, સ્ત્રી ૫૪૬ કુલ ૧૧૬૭ પરમાર, ઠાકોર, ભરવાડ કચ્છી પટેલ, હરિજન વગેરે લોકોની વસતી છે

**સગવડો** વરાસી નદી છે બે જૂની વાવ છે નાનામોટા ૧૨ તળાવ છે પપ જેટલા કૂવા છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ સાત માઈલ છેટે વીરપુર છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી મકાઈ, બાજરી, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** ચાર ધોરણની લો બો શાળા ચાલે છે તેમા ૩૪ વિદ્યાર્થીઓ ભણે છે ગામમા ૪૮ પુરુષ ભણેલા છે

**ધાર્મિક સ્થળો** શિવાલય, કાળકા વગેરે ચારેક માતાના મદિર, બાવીજી, એક ધર્મશાળા વગેરે

*

## ખાટા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ પાચ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર:** ક્ષેત્રફળ ૨.૭ ચો. માઈલ ઘરો ૧૩૪, કુટુંબ ૧૩૧ વસ્તી પુ ૪૧૫, સ્ત્રી ૩૫૨, કુલ ૭૬૭

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો. બો. શાળા સ્થપાઈ છે. ૪૧ પુરુષ ભણેલા છે.

•

## ખાંડીવાવ

**પરિચય** ઉ. અ. ૨૩° ૨' અને પૂ. રે. ૭૩° ૨૨' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી અગિયાર માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે વાડાસિનોર છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો. માઈલ ઘરો ૧૧૫, કુટુંબ ૧૧૧ વસ્તી પુ ૩૦૮, સ્ત્રી ૩૧૪, કુલ ૬૨૨

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે. ૧૧ પુરુષ ભણેલા છે.

•

## ખેતાવાડા

૧૯૫૧ની વસ્તી ગણતરીના સરકારી નિવેદન મુજબ આ ગામમાં વસ્તી રહી નથી. ગામ ખાલી થઈ ગયેલું છે.

•

## ખેરોલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલું છે. આશરે ૧૪મા સૈકામાં તે વસેલું મનાય છે. વસ્યું ત્યારે ખેરના ઝાડ ઘણા હતા તેથી તેનું નામ ખેરોલી પડેલું કહેવાય છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૯ ચો. માઈલ ઘરો ૧૩૭ કુટુંબ ૧૪૩ વસ્તી પુ ૪૨૨, સ્ત્રી ૩૮૯, કુલ ૮૧૧

**સગવડો** નજીકમાં ભાદરી નદી વહે છે. તેમાં બારે માસ પાણી રહે છે. ગામ લોકો તથા ઢોરો માટે તે ઉપયોગી છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે વીરપુર છે.

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી. અનાજ ઉપરાંત મગફળી, કઠોળ, મકાઈ વગેરે પાકે છે. બીડીની રાગો બનાવાય છે.

**શિક્ષણ** સાત ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૧૭૧ વિદ્યાર્થીઓ અને ૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૭૮ બાળકો ભણે છે. શાળા ભાડાના મકાનમાં બેસે છે. નવું મકાન બંધાવવા ગામ ફાળાની રકમ લો. બો. માં ભરી દેવાઈ છે. પુ ૧૧૭ અને સ્ત્રી ૫ મળી કુલ ૧૨૨ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** એક રામનાથ મહાદેવનું દેવાલય છે. ગામની પશ્ચિમ-ઉત્તરે અચળ માતાનો ડુંગર છે. ડુંગર ઉપર અચળ માતાનું સ્થાનક છે. અહીં દર જન્માષ્ટમીએ મેળો ભરાય છે.

**આધાર:** શ્રી નાથાભાઈ પી. ઓઝાએ આપેલી માહિતી.

•

## ગલ્તાંગીનું મુવાડું

**પરિચય:** ઉ. અ. ૨૩° ૧' અને પૂ. રે. ૭૩° ૨૨' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પંદર માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પાંચ માઈલ છેટે વાડાસિનોર છે.

**વિસ્તાર:** ક્ષેત્રફળ ૨.૪ ચો. માઈલ ઘરો ૧૫૧ કુટુંબ ૧૫૧ વસ્તી: પુ ૩૬૯, સ્ત્રી ૩૩૩, કુલ ૭૦૨

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો. બો. શાળા સ્થપાઈ છે. પુ ૬ અને સ્ત્રી ૧ મળી કુલ ૭ ભણેલા છે.

•

## ગધાવાડા

**પરિચય** ઉ. અ. ૨૩° ૦' અને પૂ. રે. ૭૩° ૨૨' ઉપરનું આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી તેર માઈલ દૂર આવેલું છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ નવ માઈલ છેટે વાડાસિનોર છે.

**વિસ્તાર:** ક્ષેત્રફળ ૨.૨ ચો. માઈલ ઘરો ૧૫૪ કુટુંબ ૧૫૪ વસ્તી પુ ૪૦૧, સ્ત્રી ૩૬૫, કુલ ૭૬૬

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૪) લો. બો. શાળા સ્થપાઈ છે. પુ ૧૧ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૩ ભણેલા છે.

•

## ગંધારી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલું છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧.૭ ચો. માઈલ ઘરો ૧૧૨, કુટુંબ ૧૧૪ વસ્તી પુ ૨૬૧, સ્ત્રી ૨૮૬, કુલ ૫૪૭ લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે.

**સગવડો** નજીકમાં નાની નદી વહે છે. લોકો તેને વડિયારા કહે છે. ઉનાળામાં પણ તેમાં પાણી રહે છે. નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ ચાર માઈલ છેટે વીરપુર છે.

**શિક્ષણ** ચાર ધોરણની લો. બો. શાળા છે. તેમાં ૨૭ વિદ્યાર્થીઓ અને ૫ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૩૨ બાળકો ભણે છે. ૫૮ પુરુષ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** કેદારેશ્વર મહાદેવ, ગજનાથ મહાદેવ વગેરે.

**દંતકથા** (૧) એક દંતકથા એવી ચાલે છે કે આ ગામની પૂર્વમાં નજીકમાં આવેલું લુણાવાડા તાલુકાનું વાવડા ગામ અગાઉ

ઈશ્વરપુર નામે મોટી નગરી હતું તે વખતે હાલ ત્યાં ગંધારી ગામ છે ત્યાં ગાંધર્વ લોકો વસતા હતા તે વખતે ગંધારી ઈશ્વરપુરનું પરું ગણાતું હાલમાં વાવપામાં એક પુરાણી વાવ છે, તેમાં ખંડિત થયેલી અનેક મૂર્તિઓ છે તે જગાએ ખોદતા મકાનોના પાયા નીકળે છે તેમાં ઘણી મોટી ઈંટો વપરાયેલી માલૂમ પડે છે

(૨) કહેવાય છે કે બાપ નેર તરયુ ત્યારે ત્યાંના કેટલાક તપોધન બ્રાહ્મણો લુણાવાડા તાલુકાના હાડોડ ગામે આવીને વસેલા પાછળથી ત્યાંથી કેટલાક ગધાળી આવીને વસેલા તે વખતે બંધાવાયેલા કેદારેશ્વર મહાદેવ ગામની પશ્ચિમ દિશાએ આવેલા છે કહેવાય છે કે અગાઉ ગામ ત્યાં આગળ જ વસેલું મહાદેવને તાબે સો વીઘા જેટલી જમીન છે

આધાર શ્રી ગજેસિંહ રામાજી નદરે આપેલી માહિતી

*

## ગાધેલી

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી દસ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ એક માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૨ ચો માઈલ ઘરો ૭૦ કુટુંબ ૭૪ વસ્તી પુ ૨૦૭, સ્ત્રી ૧૯૯ કુલ ૪૦૬

**શિક્ષણ** શાળા નથી ૨૫ પુરુષ ભણેલા છે

*

## ગુંથલી

**પરિચય** ઉ અ. ૨૩° ૨ અને પૂ રે ૭૩° ૨૧ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન સેવાલિયાથી પંદર માઈલ દૂર આવેલું છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૧૯૭ કુટુંબ ૨૦૦ વસતી પુ ૫૨૬, સ્ત્રી ૪૮૪ કુલ ૧૦૧૦

**મગતરો** બે તળાવ છે એક નાનું છે બીજું ઘણું વિશાળ અને ખેતી ઉપયોગી છે તેનું નામ ધૂલડિયા તળાવ છે તે તળાવ નજીક ધૂલડિયા નામનું નાનું સુવાડું વહેલું છે આ તળાવના પાણીથી આજુબાજુના દરેક ગામની જમીનને સિંચાઈનો લાભ મળે છે સરકારે તેને દુરસ્ત કરાવી કાસ કાઢવાની યોજના શરૂ કરી છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ પાંચ માઈલ છેટે વાડાસિનોર છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી જરાસાર બાજરી ઘઉં ચણા બાજરી મકાઈ બાવટો કઠોળ કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** પાંચ ધોરણની સો બો શાળા છે તેમાં ૯૧ વિદ્યાર્થીઓ અને ૨૦ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૧૧ બાળકો ભણે છે પુ ૧૧૪ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૧૬ ભણેલા છે

**ધાર્મિક સ્થળ** ધૂલડિયા તળાવ ઉપર એક પુરાતન મંદિર છે

*

## ગુંદેલા

**પરિચય** ઉ અ ૨૩° ૬ અને પૂ રે ૭૩° ૨૨ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન સેવાલિયાથી તેવીસ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ તેર માઈલ છેટે વાડાસિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨ ૧ ચો માઈલ ઘરો ૭ કુટુંબ ૭ વસ્તી પુ ૨૦, સ્ત્રી ૧૫, કુલ ૩૫

**શિક્ષણ** શાળા નથી ૩ પુરુષ ભણેલા છે

*

## ગેપા

સને ૧૯૫૧ની વસતી ગણતરીના સરકારી નિવેદનમાં જણાવ્યા પ્રમાણે આ ગામમાં વસ્તી રહી નથી ગામ ખાલી થઈ ગયું છે

*

## ગોપાલપુરા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી છ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ બે માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૭ ચો માઈલ ઘરો ૧૭ કુટુંબ ૧૮ વસ્તી પુ ૫૭, સ્ત્રી ૫૧ કુલ ૧૦૮

**શિક્ષણ** શાળા નથી, ૬ પુરુષ ભણેલા છે

*

## ગોંમવાડી

**પરિચય** ઉ અ ૨૩° ૧૩ અને પૂ રે ૭૩° ૨૮ ઉપરનું આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી સાડા બાર માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ અઢી માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૨ ચો માઈલ ઘરો ૧૨ કુટુંબ ૧૨ વસ્તી પુ ૪૩, સ્ત્રી ૩૧, કુલ ૭૪

**શિક્ષણ** શાળા નથી ૨ પુરુષ ભણેલા છે

*

## ધાટડા

**પરિચય** આ ગામ રેલ્વેસ્ટેશન લુણાવાડાથી સોળ માઈલ દૂર આવેલું છે નજીકનું પોસ્ટ ઓફિસનું ગામ છ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૨૧ કુટુબ ૨૧ વસ્તી પુ ૩૯, સ્ત્રી ૨૮, કુલ ૬૭

**શિક્ષણ** શાળા નથી પુ ૪ અને સ્ત્રી ૩ મળી કુલ ૭ ભણેલા છે

*

## જમાલપુર

**પરિચય** ઉ અ ૨૩° ૧૨ અને પૂ. રે ૭૩° ૨૮ ઉપરનુ • આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૪ ચો માઈલ ઘરો ૨૨ કુટુબ ૨૨ વસ્તી પુ ૭૪, સ્ત્રી ૬૬, કુલ ૧૪૦

**શિક્ષણ** શાળા નથી ૫૧ પુરુષ ભણેલા છે

*

## જાંબુડી

**પરિચય** ઉ અ ૨૩° ૧૧ અને પૂ રે ૭૩° ૨૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી સત્તર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ૭ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો. માઈલ ઘરો ૩૩ કુટુબ ૩૩ વસ્તી પુ ૧૨૮, સ્ત્રી ૧૦૦, કુલ ૨૨૮

**શિક્ષણ** શાળા નથી ૩ પુરુષ ભણેલા છે

*

## જેઠોલી

**પરિચય** ઉ અ ૨૩° ૫ અને પૂ રે ૭૩° ૨૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી અઢાર માઈલ દૂર આવેલુ છે

તેને તાબે ખાટવાડા, કેવડિયા, વાવલી, કુવેચિયા, લવારિયા, વૈજનાથ વગેરે પરા છે મુખ્ય જેઠોલી ગામની વચ્ચે નાનકડુ કોતર આવેલુ છે, એટલે ગામના બે ભાગ પડી ગયેલા છે એ બે ભાગોને જોડતો એક પુલ છે તેની પશ્ચિમે નાનકડા ડુગરાઓની હારમાળા આવેલી છે

કહેવાય છે કે બાદશાહી અમલ દરમિયાન આજે ગામથી બે ત્રણ ફર્લાંગ દૂર આવેલા ખાટવાડામા ગરાસિયાઓના અને ખાટ લોકોના બે ચાર ઘર હતા તેઓ ચોર લૂટારાઓથી સરહદનુ રક્ષણ કરતા તે બદલ બાદશાહ તરફથી તેમને કેટલીક જમીન પણ આપવામા આવેલી તેનો આકરો અત્યારે પણ તેમના વશજો ભરે છે ખાટ લોકોમા એક જેઠુ ખાટ હતા તેમના નામ ઉપરથી ગામનુ નામ જેઠોલી પડેલુ મૂળ ગામ ખાટવાડા આગળ હતુ ત્યા કોતરો પડવાથી સવત ૧૯૪૨ના ફાગણ માસમા હાલનુ જેઠોલી વસ્યુ છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૫૧ ચો માઈલ ઘરો ૩૧૧ કુટુબ ૩૧૭ વસતી પુ ૮૯૭, સ્ત્રી ૮૨૫, કુલ ૧૭૨૨ મુખ્ય વસ્તી લેઉવા પાટીદારોની છે તે સિવાય રજપૂત, ગરાસિયા, ઠાકોર, સુથાર, બ્રાહ્મણ, પ્રજાપતિ, રાવળ, માહ્યાવશી વગેરે લોકો પણ વસે છે

**સગવડો** એક માઈલના અતરે આવેલા પરબિયા સ્ટેન્ડેથી વાડાશિનોરથી વીરપુરની બસસર્વિસ મળે છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આઠ માઈલ છેટે વાડાશિનોર છે ગ્રામરક્ષક દળ તથા મલ્ટિપરપઝ સોસાયટી ચાલે છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી સીમમા એક એજિન ૫૫ ચાલે છે અનાજ ઉપરાત કઠોળ તમાકુ, મગફળી વગેરે પાકે છે દળના-ખાડવાની એક હલર ઘટી છે

**શિક્ષણ** સાત ધોરણની લો બો શાળા છે તેમા ૧૮૧ વિદ્યાર્થીઓ અને ૪૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૨૨૭ બાળકો ભણે છે. પુ ૨૫૦ અને સ્ત્રી ૩૮ મળી કુલ ૨૮૯ ભણેલા છે

**આધાર** શ્રી પૂજાલાલ અનોપરામ શુક્લે આપેલી માહિતી

*

## જોધપુર

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી સોળ માઈલ દૂર આવેલુ છે આશરે ૬૦૦ વર્ષ પૂર્વે જીવા ખાટે તે વસાવેલુ મનાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧ ૮ ચો માઈલ ઘરો ૧૦૪ કુટુબ ૧૦૪ વસ્તી પુ ૩૧૩, સ્ત્રી ૨૫૨ કુલ ૫૬૫ મુખ્ય વસ્તી રજપૂત લોકોની છે

**સગવડો** બે તળાવ અને ૯ કુવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે વીરપુર છે

**ઉદ્યોગ** મુખ્ય વે ખેતી અનાજ ઉપરાત મકાઈ, કપાસ વગેરે પાકે છે

**શિક્ષણ** આ વર્ષે (૧૯૫૧) લો બો શાળા સ્થપાઈ છે ૩૪ પુરુષ ભણેલા છે

*

## જોરાપુરા

**પરિચય** ઉ અ ૨૩° ૧ અને પૂ રે ૭૩° ૨૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી ૫ દર માઈલ દૂર આવેલુ છે આશરે સવાસો વર્ષ પહેલા જોરા પટેલ અને ધરમદાસ પટેલે તે વસાવેલુ મનાય છે તેનુ નામ વાડાશિનોરના નવાબ જોરાવરખાનજીના નામ ઉપરથી પડેલુ કહેવાય છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦ ૮ ચો માઈલ ઘરો ૬૨ કુટુબ ૬૨ વસ્તી પુ ૧૪૧, સ્ત્રી ૧૧૩, કુલ ૨૫૪ બ્રાહ્મણ, વાણિયા,

દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૭ ચો માઈલ. ઘરો ૩૫ કુટુબ ૩૫ વસ્તી પુ ૯૪, સ્ત્રી ૮૬, કુલ ૧૮૦

**શિક્ષણ** શાળા નથી ૧ પુરુષ ભણેલો છે

*

## તાજપુર

**પરિચય** ઉ અ ૨૨° ૫૭ અને પૂ રે ૭૩° ૨૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી વીસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ અગિયાર માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૪ કુટુબ ૪ વસ્તી પુ ૯, સ્ત્રી ૫, કુલ ૧૪

**શિક્ષણ** શાળા નથી ૧ પુરુષ ભણેલો છે

*

## દેવ

**પરિચય** ઉ અ ૨૨° ૫૯ અને પૂ રે ૭૩° ૨૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૨૨૨ કુટુબ ૨૨૨ વસ્તી પુ ૫૭૮, સ્ત્રી ૫૪૦, કુલ ૧૧૧૯

**શિક્ષણ** ચાર ધોરણની લોકલ બોર્ડની શાળા છે તેમા ૬૩ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે પુ ૧૭૦ અને સ્ત્રી ૧૨ મળી કુલ ૧૮૨ ભણેલા છે એક પુસ્તકાલય છે

*

## દોલતપોરડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી વીસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દસ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો. ૯૯ કુટુબ ૯૯, વસ્તી પુ ૨૫૧, સ્ત્રી ૨૪૧. કુલ ૪૯૨

**શિક્ષણ** ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૬૧ અને સ્ત્રી ૩ મળી કુલ ૬૪ ભણેલા છે

*

## ધનેલા

**પરિચય** ઉ અ ૨૩° ૬ અને પૂ રે ૭૩° ૨૪' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બાવીસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દસ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ઘરો ૫૯ કુટુબ ૫૯ વસ્તી પુ ૧૬૧, સ્ત્રી ૧૭૦, કુલ ૩૩૧

**શિક્ષણ** શાળા નથી ૮ પુરુષ ભણેલા છે

*

## ધુંધલિયા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી અઢાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ આઠ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૬ ચો માઈલ ઘરો ૨૯ કુટુબ ૨૯ વસ્તી પુ ૭૭, સ્ત્રી ૮૭, કુલ ૧૬૪

**શિક્ષણ** શાળા નથી. ૮ પુરુષ ભણેલા છે

*

## ધોરાવાડા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૦૨ ચો માઈલ ઘરો ૨૧ કુટુબ ૨૧ વસ્તી પુ ૫૮, સ્ત્રી ૬૫, કુલ ૧૨૩

**શિક્ષણ** શાળા નથી પુ ૯ ભણેલા છે

*

## નવગામા

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પાચ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૯ ચો માઈલ ઘરો ૭૮ કુટુબ ૭૮ વસ્તી પુ ૨૩૧, સ્ત્રી ૨૬૬, કુલ ૪૯૭

**શિક્ષણ** શાળા નથી પુ ૪૦ અને સ્ત્રી ૧ મળી કુલ ૪૧ ભણેલા છે

*

## નાસરોલી

**પરિચય** આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૫ ચો માઈલ ઘરો ૪૧ કુટુબ ૪૧ વસ્તી પુ ૧૧૫, સ્ત્રી ૯૧, કુલ ૨૦૬

**શિક્ષણ** શાળા નથી. ૨ પુરુષ ભણેલા છે

*

મગવડો એક કૂવો છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ સાત માઈલ છેટે વાડાસિનોર છે અઠવાડિયે એક વાર ટપાલ આવે છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કપાસ પાકે છે.

શિક્ષણ સરકારમાન્ય પ્રાથમિક શાળા ચાલે છે તેમા ૩૮ બાળકો ભણે છે પુ ૨૬ અને સ્ત્રી ૧ મળી કુલ ૨૭ ભણેલા છે

*

## મરૂડિયા

પરિચય ઉ અ ૨૩° ૧૩ અને પૂ રે ૭૩° ૨૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી દસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૧ ચો માઈલ ઘરો ૫ કુટુબ ૫ વસ્તી પુ ૨૨, સ્ત્રી ૧૨, કુલ ૩૪

શિક્ષણ શાળા નથી કોઈ ભણેલુ પણ નથી.

*

## મેઘલિયા

પરિચય ઉ અ ૨૩° ૧ અને પૂ રે ૭૩° ૨૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી ૫દર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વાડાસિનોર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૧૭૩ કુટુબ ૧૭૬ વસ્તી પુ ૪૫૧, સ્ત્રી ૪૨૯, કુલ ૮૮૦

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે ૩૧ પુરુષ ભણેલા છે

*

## રતનકૂવા

પરિચય ઉ અ ૨૩° ૧૦ અને પૂ રે ૭૩° ૨૯ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ દોઢ માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૮ ચો માઈલ ઘરો ૭૬ કુટુબ ૭૬ વસ્તી પુ ૨૨૧, સ્ત્રી ૨૦૨ કુલ ૪૨૩

શિક્ષણ શાળા નથી પુ ૩૩ અને સ્ત્રી ૧ મળી કુલ ૩૪ ભણેલા છે

*

## રસુલપુર

પરિચય આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી આઠ માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે અગાઉ અહીં જગલ હતુ નજીકના પાગીદારો એ જગલ સાફ કરી ત્યા વસેલા પણ પાછળથી બાર ગામના ખાટ નારસંગ અને પારસંગને ત્યા વસાવી પાગીદારો એક માઈલ દૂર જઈને વસેલા આજે રસુલપુરમા મૂળ વસેલા બે ખાટના વશજોની વસતી છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૬૬ કુટુબ ૭૧. વસ્તી પુ. ૧૮૯, સ્ત્રી ૧૯૪, કુલ ૩૮૩ લોકોનો મુખ્ય ધધો ખેતીનો છે

મગવડો નજીકના ડુગરમાથી ત્રણ નાની નદીઓ નીકળે છે ત્રણ વાવ છે બાર કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ એક માઈલ છેટે વીરપુર છે.

શિક્ષણ શાળા નથી ૧૮ પુરુષ ભણેલા છે

ધાર્મિક સ્થળો નજીકના ડુગર પર પીરનુ અને માતાનુ સ્થાનક છે

પરાં ત્રણ પરા છે

*

## રળિયાતા

પરિચય આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૦૩ ચો માઈલ ઘરો ૪૫ કુટુબ ૪૫ વસ્તી પુ ૧૧૨, સ્ત્રી ૧૦૪, કુલ ૨૧૬

શિક્ષણ ખાનગી પ્રાથમિક શાળા છે પુ ૧૩ અને સ્ત્રી ૧ મળી કુલ ૧૪ ભણેલા છે

*

## રાજપુર (વાડાસિનોર)

પરિચય ઉ અ ૨૨° ૫૭ અને પૂ રે ૭૩° ૨૨ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી બાર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ બે માઈલ છેટે વાડાસિનોર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૨૫ ચો માઈલ ઘરો ૧૪૧ કુટુબ ૧૪૯ વસ્તી પુ ૩૬૭, સ્ત્રી ૩૫૫, કુલ ૭૨૨

શિક્ષણ ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૪૦ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૫૨ બાળકો ભણે છે પુ ૧૦૫ અને સ્ત્રી ૯ મળી કુલ ૧૧૪ ભણેલા છે

*

## રાજપુર (વીરપુર)

પરિચય ઉ અ ૨૩° ૧૨ અને પૂ રે ૭૩° ૨૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી બાર માઈલ દૂર આવેલ છે

## વડદલા

**પરિચય** ઉ અ ૨૨° ૫૬ અને પૂ રે ૭૩° ૧૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પદર માઈલ દૂર આવેલુ છે કહેવાય છે કે અગાઉ અહીં પુષ્કળ વડ હતા, તે ઉપરથી ગામનુ નામ વડદલા પડેલુ છે.

**વિસ્તાર** ક્ષેત્રફળ ૮૨ ચો માઈલ ઘરો ૬૧૭. કુટુબ ૬૨૮ વસ્તી પુ ૧૫૬૩, સ્ત્રી ૧૫૦૬, કુલ ૩૦૬૯

**સગવડો** નજીકમા ઝરમર નદી વહે છે પુરાણી એક વાવ છે એક તળાવ છે બ્રાન્ચ પોસ્ટ ઑફિસ છે ગ્રામપચાયત ચાલે છે ગ્રામરક્ષક દળ છે

**ઉદ્યોગ** મુખ્યત્વે ખેતી ઠેકા દ્વારા નદીનુ પાણી લઈ ખેતી થાય છે અનાજ ઉપરાત મકાઈ, કપાસ વગેરે પાકે છે દળવા-ખાડવાની બે હજાર ઘંટીઓ છે. ગામમા એક ટ્રેક્ટર તથા બે ડંકી છે સ્ત્રીઓ પતરાળા પડિયા બનાવે છે એક ઘાણી છે

**શિક્ષણ** ૬ ધોરણની લો બો શાળા છે તેમા ૮૬ વિદ્યાર્થીઓ અને ૩૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૨૪ બાળકો ભણે છે. પુ ૩૮૬ અને સ્ત્રી ૩૪ મળી કુલ ૪૨૦ ભણેલા છે.

**ધાર્મિક સ્થળો** એક મહાદેવ, ત્રણ પાળિયા વગેરે

**આધાર** શ્રી શાન્તિલાલ મૂળજીભાઈ ત્રિવેદી અને શ્રી જશવતલાલ જેઠીંગનદાસ ત્રિવેદીએ આપેલી માહિતી

## વરધરા

**પરિચય** ઉ અ ૨૩° ૧૯ અને પૂ રે ૭૩° ૨૮ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી નવ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ દોઢ માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૨૨ ચો માઈલ ઘરો ૧૩૨ કુટુબ ૧૪૧ વસ્તી પુ ૩૯૩, સ્ત્રી ૩૮૩ કુલ ૭૭૬

**શિક્ષણ** આ વર્ષે (૧૯૬૪) તો નો શાળા સ્થપાઈ છે પુ ૯૦ અને સ્ત્રી ૪ મળી કુલ ૯૪ ભણેલા છે

## વસાદરા

**પરિચય** ઉ અ ૨૩° ૪ અને પૂ રે ૭૩° ૨૩ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી વીસ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઑફિસનુ ગામ દસ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૩૧ ચો માઈલ ઘરો ૬૧ કુટુબ ૬૧ વસ્તી પુ ૨૦૨ સ્ત્રી ૧૬૦ કુલ ૩૬૨

**શિક્ષણ** શાળા નથી પુ ૭૭ અને સ્ત્રી ૧ મળી કુલ ૭૮ ભણેલા છે

## વાડાશિનોર (નગર)

**પરિચય** ઉ અ ૨૨° ૫૭ અને પૂ રે ૭૩° ૨૦' ઉપરનુ આ ગામ વાડાશિનોર તાલુકાનુ મુખ્ય ગામ છે તે આણદ-ગોધરા રેલવેલાઈન ઉપરના સેવાલિયા સ્ટેશનથી ૧૦ માઈલ દૂર આવેલુ છે એસ ટી ની બસ મારફતે સેવાલિયા સ્ટેશનથી ત્યા જઈ શકાય છે

અગ્રેજી કેળવણીને લીધે તે બાલાશિનોર કહેવાય છે, તો ગામની અને આસપાસની ખેડૂત જનતા એને 'વાડાશીવ'ના નામથી પણ ઓળખે છે તે વિષે દતકથા એવી છે કે અગાઉ અહીની કેટલીક ઈનામી જમીનમા મુખ્યત્વે ભરવાડોનો વસવાટ હતો ત્યા તે લોકોએ પોતાના ઢોરને પૂરવા માટે થોરની વાડ બનાવેલી પણ એક દિવસ ઢોરોએ અદર અંદર લડીને તે વાડ તોડી નાખેલી તેથી ભરવાડોએ ત્યા પથ્થર (શિલા)ની વાડ બનાવેલી તે પરથી કહે છે કે 'વાડશીવ' નામ પડેલુ

ગામ ડુગરાળ પ્રદેશમા વસેલુ છે તેની આસપાસ નજીકમા જ કેદાર દેવડુગરિયો, ભીમભમરડો, વગેરે નામે ઓળખાતા ડુગરો આવેલા છે ગામની નજીકમા જ સેવાલિયા સિમેન્ટ ફેક્ટરીની ડુગરો તરફ જતી રેલવેલાઈન આવેલી છે ગામની આસપાસ મજબૂત કોટ બાધેલો છે, પણ હવે ધીરે ધીરે કોટની બહાર પણ ગામનો વિકાસ થઇ રહ્યો છે.



કુમારશાળા

વિલીનીકરણ પહેલા વાડાશિનોર સ્ટેટ રેવાકાઠા એજન્સીનુ એક મોટામા મોટુ નવ તોપોનુ માન ધરાવનાર બીજા વર્ગનુ મુસલમાની સસ્થાન ગણાતુ સત્તરમી સદીના મધ્ય વખતમા બાદશાહી દરબારના દરવાન (બાબી) શેરખાન બાબી જે અમદાવાદની વાયવ્ય દિશાના ચુવાલના કાળી પરગણાના લશ્કરી હાકેમ થયા હતા તેના વશમા ચોથી પેઢીએ બહાદુરખાનના મોટા દીકરા સરદાર મહમદખાનના કુટુબમાથી આ સ્ટેટના નવાબ ઊતરી આવેલા હતા

**વિસ્તાર** ક્ષેત્રફળ ૬૮ ચો માઈલ ઘરો ૨૮૩૩ કુટુબ

કૂવા છે. તે પૈકી વાડી કૂવાનું પાણી મીઠું અને પાચનશક્તિ વધારનારું હોવાથી સૌથી વધુ તેનો જ ઉપયોગ થાય છે વાડાશિનોરથી સેવાલિયા, વીરપુર (પાકે રસ્તે અને કાચે રસ્તે), સાઠંબા તથા જનોડ જવાની બસસર્વિસની સગવડ છે તારની સગવડવાળી સબ પોસ્ટ ઓફિસ છે ગામમા મહોલ્લાઓ પૂરતા વીજળીબત્તીની સગવડ છે મ્યુનિસિપાલિટી ચાલે છે મામલતદાર કચેરી, સિવિલ જજ (જે ડી) તથા જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની અદાલતો, રેઇન્જ ફોરેસ્ટ ઓફિસરની કચેરી, પોલીસ સ્ટેશન, પી ડબ્લ્યુ ડી તથા લો બો ના ઓવરસિયરોની



સાર્વજનિક દવાખાનું

કચેરીઓ તથા સરકારી ડાક બંગલો છે કોંગ્રેસ સમિતિ તથા પ્રજા સમાજવાદી પક્ષની કચેરીઓ પણ છે. સરકારી દવાખાનુ છે એક સાર્વજનિક દવાખાનુ છે, તેમા બધા માટે બે આના ફી લેવાય છે તેમા સુવાવડખાતુ પણ છે બે આનાની ફીવાળું એક 'જનતા દવાખાનુ' પણ છે તે સિવાય પાચ ડૉક્ટરો, ચાર વૈદો અને એક હકીમના ખાનગી દવાખાના ચાલે છે તાલુકા ખરીદવેચાણ સઘ, ચમારોની સહકારી મડળી, સહકારી વિકાસ મડળ વગેરે છે એક 'ગ્રામસેવા સમાજ' ચાલે છે તે ગામડામા નિશાળો ચલાવવી અમયજ્ઞો કરવા, પાણીની પરબો બેસાડવી, ખેડૂતોમા જાગૃતિ લાવવી, તેમના વ્યસનો દૂર કરાવવા, તથા તેમને સરકારી કાયદાઓની સમજૂતી આપવી વગેરે પ્રવૃત્તિઓ કરે છે અગાઉ નવાબને નાટકનો ભારે શોખ હતો, એટલે એમણે અદ્યતન સજાવટવાળુ ભવ્ય થિયેટર બાંધ્યુ હતુ હવે તેમા સિનેમા શરૂ થયુ છે એક બેગમની માલિકીનો બગીચો છે ત્રિકમલાલ ત્રિવેદીની એક નાની વાડી પણ છે

**ઉદ્યોગ** લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી ખેતમજૂરી, અનાજ કાપડનો વેપાર અને ધીરધારનો છે ખેતીમા અનાજ ઉપરાત કપાસ, મગફળી વગેરે પાકે છે તેલની બે મિલો, એક જિનિંગ ફેક્ટરી તથા દળવા ખાંડવાની ફેક્ટરીઓ ચાલે છે સુથારકામ, કુભારકામ, મોચીકામ, લુહારીકામ વગેરે થાય છે પહેલા હાથસાળો ચાલતી તે હવે બધ થઈ ગઈ છે

**શિક્ષણ :** સાત ધોરણની લો બો કુમારશાળા અને કન્યાશાળા અલગઅલગ ચાલે છે તેમા અનુક્રમે ૧૦૨૮



રાજમહેલ

વિદ્યાર્થીઓ અને ૪૦૭ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૪૩૫ બાળકો ભણે છે તે સિવાય કમળા બાલમદિર, હરિજન બાળકો માટેનુ સસ્કાર મદિર (છાત્રાલય સાથેનુ), એક મદ્રેસા તથા કોરોનેશન હાઈસ્કૂલ (છાત્રાલય સાથે) ચાલે છે છેલ્લા પાત્રીસ વર્ષથી હિતેચ્છુ મડળ પુસ્તકાલય ચાલે છે તેમા ૨૦૦૦ જેટલા પુસ્તકો છે 'પ્રભાત પુસ્તકાલય' જેવા બે ત્રણ નાના-મોટા ખાનગી પુસ્તકાલયો પણ છે પુ ૩૧૯૫ અને સ્ત્રી ૧૧૨૬ મળી કુલ ૪૩૨૧ ભણેલા છે



ગામનો કોટ અને મુખ્ય દરવાજો

**ધાર્મિક સ્થળો** વૈષ્ણવોનુ મોટુ મદિર, રામજી મદિર, મુરલીધર મદિર, સ્વામિનારાયણનુ મદિર, કેદારનાથ મહાદેવ, હરિજનોનુ મદિર, મદનમોહન મદિર, જૈન દેરાસર વગેરે, તથા પાચ મસ્જિદો છે બે સાર્વજનિક ધર્મશાળાઓ છે એક બાવાની

વિસ્તાર ક્ષેત્રફળ ૧૬ ચો માઈલ ઘરો ૩૧૨ કુટુંબ ૩૧૨ વસ્તી પુ ૮૭૭, સ્ત્રી ૭૯૯, કુલ ૧૬૭૬

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત મગફળી, કપાસ શાકભાજી વગેરે પાકે છે

શિક્ષણ ચાર ધોરણની લો બો શાળા છે તેમા ૫૮ વિદ્યાર્થીઓ અને ૮ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૬૭ બાળકો ભણે છે પુ ૭૯ અને સ્ત્રી ૧૧ મળી કુલ ૯૦ ભણેલા છે

*

## સાકરિયા

પરિચય ઉ અ ૨૨° ૫૮ અને પૂ રે ૭૩° ૨૪ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી તેર માઈલ દૂર આવેલુ છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૭ ચો માઈલ ઘરો ૧૪૧ કુટુંબ ૧૪૨ વસ્તી પુ ૪૦૩, સ્ત્રી ૩૪૬, કુલ ૭૪૮ મુખ્ય વસ્તી પરમાર ક્ષત્રિયોની છે

સગવડો નજીકમા શેઢી નદી વહે છે બે તળાવ અને બે કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે વાડાશિનોર છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કપાસ, મગફળી, તમાકુ, તેલીબિયા વગેરે પાકે છે

શિક્ષણ આ વર્ષે (૧૯૫૪) લો બો શાળા સ્થપાઈ છે તેમા ૫૦ જેટલા બાળકો ભણે છે પુ ૪૪ અને સ્ત્રી ૬ મળી કુલ ૫૦ ભણેલા છે

ધાર્મિક સ્થળ ખૂળિયા હનુમાન છે

દંતકથા ગામના નામ વિષે એવી દંતકથા ચાલે છે કે અગાઉ ખોખરશા જેઓએ વાડાશિનોરના નવાબના સાચા જોષ જોયેલા તેથી ખુશ થઈને તેમણે જોષીને આ ગામ ભેટ આપેલુ પણ બ્રાહ્મણ યવનોનુ દાન નહિ લેતા હોવાથી તેઓએ મૂળીના ઠાકોર (પરમાર ને બોલાવી રાજ્યનો કારભાર સોંપ્યો

તે પછી એક વાર એવુ બન્યુ કે વાડાશિનોરના એક પટેલ આ ગામની ભાગોળેથી પસાર થતા હતા તેમને ખૂબ તરસ લાગી તેમણે એક કૂવા પર પાણી ભરતી બાઈ પાસે જલદીથી પાણી આપવાની માગણી કરી બાઈએ કહ્યુ બહુ ઉતાવળ હોય તો કૂવો ખોદાવીને પાણી પી લ્યો નહિ તો ચાલતા થાવ ! પટેલને પાનો ચઢયો એમણે પોતાને ઘેર માણસ મોકલી પાણી મગાવ્યુ પૈસા મગાવ્યા અને કૂવો બધાવવા માંડ્યો કૂવો તૈયાર થયા બાદ તેના થાળામા પાણી ભર્યું મહીં સાકરની ગુણ ઠલવી અને આજુ બાજુના ગામોના આગેવાનોને નોતરી સૌને સાકરિયુ પાણી પાયુ ત્યારથી આ ગામ સાકરિયા કહેવાયુ

---

આધાર શ્રી ઠાકોરભાઈ બહેચરદાસ રાવળ (શિક્ષક) તરફથી મળેલી માહિતી

*

## સારિયા

પરિચય ઉ અ ૨૩° ૧૨ અને પૂ રે ૭૩° ૨૫' ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી તેર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વીરપુર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૦ ચો માઈલ ઘરો ૧૧૯ કુટુંબ ૧૨૩ વસ્તી પુ ૩૧૭, સ્ત્રી ૩૧૫, કુલ ૬૩૨

શિક્ષણ શાળા નથી પુ ૨૧ અને સ્ત્રી ૧ મળી કુલ ૨૨ ભણેલા છે

*

## સાલૈયા

પરિચય ઉ અ ૨૩° ૧૩ અને પૂ રે ૭૩° ૨૭ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી તેર માઈલ દૂર આવેલુ છે આશરે ૭૦૦ વર્ષ પૂર્વે સાળાભાઈ બારૈયાએ તે વસાવેલુ મનાય છે

વિસ્તાર ક્ષેત્રફળ ૨૧ ચો. માઈલ ઘરો ૧૫૮ કુટુંબ ૧૫૮, વસ્તી પુ ૪૧૫ સ્ત્રી ૩૭૮, કુલ ૭૯૩ મુખ્ય વસ્તી કડવા પાટીદાર અને બારૈયાની છે

સગવડો નજીકમા નદી વહે છે એક વાવ, એક તળાવ તથા સાત કૂવા છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ત્રણ માઈલ છેટે વીરપુર છે

ઉદ્યોગ મુખ્યત્વે ખેતી અનાજ ઉપરાંત કઠોળ, મગફળી વગેરે પાકે છે

શિક્ષણ છ ધોરણની લો બો. શાળા છે તેમા ૭૭ વિદ્યાર્થીઓ અને ૬ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૮૩ બાળકો ભણે છે પુ ૮૮ અને સ્ત્રી ૪ મળી કુલ ૯૨ ભણેલા છે

ધાર્મિક સ્થળો કાશી વિશ્વનાથ મહાદેવ, અંબા માતા વગેરે

પરાં હિંગરાજનુ મુવાડુ, ખટારિયા, ટોચની મહુડી, મોનૈયા

---

આધાર શ્રી સોમાભાઈ શકરભાઈ દનવાડીએ આપેલી માહિતી

*

## સુતારિયા

પરિચય આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ છ માઈલ છેટે વાડાશિનોર છે

વિસ્તાર ક્ષેત્રફળ ૧૧ ચો માઈલ ઘરો ૧૭૪ કુટુંબ ૧૮૧ વસ્તી પુ ૪૮૫ સ્ત્રી ૪૬૩, કુલ ૯૫૮

શિક્ષણ છ ધોરણની લો બો શાળા છે તેમા ૧૪૨ વિદ્યાર્થીઓ અને ૧૨ વિદ્યાર્થિનીઓ મળી કુલ ૧૫૪ બાળકો ભણે છે પુ ૯૪ અને સ્ત્રી ૩ મળી કુલ ૮૭ ભણેલા છે

*

## હાંડિયા (વાડાશિનોર)

**પરિચય** ઉ અ ૨૨°૫૬ અને પૂ રે ૭૩°૨૧ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન સેવાલિયાથી પદર માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ પાચ માઈલ છેટે વાડાશિનોર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૨ ચો માઈલ ઘરો ૧૦૨ કુટુબ ૧૦૪ વસ્તી પુ ૩૦૧, સ્ત્રી ૨૬૯, કુલ ૫૭૦

**શિક્ષણ** સરકારમાન્ય પ્રાથમિક શાળા છે પુ ૧૧૪ અને સ્ત્રી ૨ મળી કુલ ૧૧૬ ભણતા છે

*

## હાંડિયા (વીરપુર)

**પરિચય** ઉ. અ ૨૩°૧૨ અને પૂ રે ૭૩°૨૬ ઉપરનુ આ ગામ રેલવેસ્ટેશન લુણાવાડાથી ચૌદ માઈલ દૂર આવેલુ છે નજીકનુ પોસ્ટ ઓફિસનુ ગામ ચાર માઈલ છેટે વીરપુર છે

**વિસ્તાર** ક્ષેત્રફળ ૧૩ ચો માઈલ ઘરો ૬૨ કુટુબ ૬૨ વસ્તી પુ ૧૭૩, સ્ત્રી ૧૪૮, કુલ ૩૨૧

**શિક્ષણ** સરકારમાન્ય પ્રાથમિક શાળા છે ૧૦ પુરુષ ભણેલા છે.

*



# ખંડ બીજો

# મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામપંચાયતો

## વિષયપરિચય

આ ખડમા ખેડા જિલ્લાની તમામ મ્યુનિસિપાલિટીઓ અને ૩૮ની ગ્રામપચાયતોના પરિચય આપ્યા છે ગોઠવણી તાલુકાવાર, કક્કાવારીના ક્રમે કરી છે મ્યુનિસિપાલિટીઓ પછી ગ્રામપચાયતોના પરિચય આપ્યા છે અને તે પછી બાકીની ગ્રામપચાયતોની યાદી આપી છે આ બન્ને પ્રકારની સસ્થાઓ તથા લોકલ બોર્ડ વિષે કાયદાની તથા બીજી માહિતી આ પુસ્તકના પહેલા વિભાગના બીજા ખડમા આપી છે

## આણંદ તાલુકો

### મ્યુનિસિપાલિટીઓ

#### આણંદ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થળ** સ્ટેશન રોડ, આણંદ **સ્થાપના** તા ૧૦-૧૦ ૧૮૮૯ **મકાન** પોતાનુ મકાન છે સને ૧૮૮૯મા બજારમા ભાડે મકાન રાખેલુ બાદ સ્ટેશનરોડની બાજુમા જમીન વેચાણ લઈને સને ૧૯૦૬મા મકાન બંધાવેલુ તેમા ઉધઈનો ઘણો ત્રાસ થવાથી અને મકાન મોટુ બનાવવાની જરૂર પડવાથી સને ૧૯૪૦મા નવુ મેડાબધી મકાન બનાવ્યુ છે તે માટે મ્યુનિ એ આશરે રૂા ૧૭૦૦૦નુ ખર્ચ કરેલુ છે

**મ્યુનિસિપલ વિસ્તાર** કુલ ૮૫ ચો. માઈલ હદ રેવન્યુ હદ મુજબ **વસ્તી** ૨૫૭૬૭ **બધારણ** મ્યુનિ વિસ્તારના ૭ વોર્ડ પાડવામા આવ્યા છે કુલ ૧૭ સભ્યો ચૂટાય છે તે પૈકી બે બેઠકો સ્ત્રીઓ માટે અનામત રખાય છે **ચૂટણી** પુખ્તવય મતાધિકાર પ્રમાણે અને ગુપ્ત મતદાન પદ્ધતિથી. **હોદ્દેદારો** ૧ પ્રમુખ ૧ ઉપપ્રમુખ, અને મેનેજિંગ કમિટી, પબ્લિક કમિટી ડિસ્પેન્સરી કમિટી એ ત્રણ કમિટીઓના ચેરમેન

**પેટા સમિતિઓ અને તેમનાં કામો**

૧ **મેનેજિંગ કમિટી** જેને માટે કોઈ ખાસ કમિટી ન હોય તેવા દરેક કામો તે કરે છે

૨ **પબ્લિક વર્કસ કમિટી** મ્યુનિ ના રસ્તાઓ, મકાનો વગેરે બાંધકામ કરાવે છે તેમજ મકાનો વગેરેની પરવાનગીઓ આપે છે

૩ **ડિસ્પેન્સરી કમિટી** દવાખાનુ અને આરોગ્ય ખાતાના કામકાજ કરે છે

**અન્ય કાર્યકરો** મ્યુનિ ઓફિસના સ્ટાફના પ્રકાર અને સખ્યા નીચે મુજબ છે

| ખાતુ | સ્ટાફની સંખ્યા |
|---|---|
| ૧ વ્યવસ્થા ખાતુ | ૩ |
| ૨ કર વસૂલાત ખાતુ | ૫ |

| | |
|---|---|
| ૩ બાંધકામ ખાતું | ૧ |
| ૪ આરોગ્ય ખાતું | ૩+૬૭ |
| ૫ દવાખાનું | ૬ |
| ૬ પ્રસુતિગૃહ ખાતું | ૪ |
| ૭ પાણી પૂરું પાડનાર ખાતું | ૩ |
| ૮ પાણી છંટકાવ ખાતું | ૩ |
| ૯ દીવાબત્તી ખાતું | કૉન્ટ્રાકટથી |
| ૧૦ ગુમાસ્તા ધારા ખાતું | ૧ |



આણંદ ટાઉન મ્યુનિસિપાલિટી

આ બધી નિમણુકો અને પગારના દરો ઉપર વિભાગના મ્યુનિસિપલ કમિશ્નરે મન્જૂર કરેલા હોય છે સેક્રેટરીના પગારનો ગ્રેડ રૂ ૧૨૫–૧૭૫ સુધીનો અને મેડિકલ ઓફિસરનો ગ્રેડ રૂ ૧૨૦–૩૦૦ સુધીનો હોય છે. જ્યારે ઓછામા ઓછો પગાર ફરાસને રૂ. ૧૦નો છે સફાઈ કામદારોની સંખ્યા ૪૫ની છે. અને બજાર સાફ કરનારની સંખ્યા ૨૦ની છે

**હરિજન કામદારો** : હરિજન કામદારોને મ્યુનિ સ્ટાફના માણસો પ્રમાણે રજાઓ અપાય છે. ફક્ત રજામા અર્ધો દિવસ કામ કરવાનું હોય છે દર વર્ષે એક યુનિફોર્મ આપવામાં આવે છે. તેમના પગારનો સ્કેઈલ રૂ ૧૭થી ૨૨ સુધીનો છે કેટલાકને ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, પગાર મળે છે, અને સરકારે ઠરાવ્યા પ્રમાણેનું રૂ. ૩૫ મોંઘવારી ભથ્થુ અપાય છે.

**કરવેરા** : મુખ્ય કરવેરાની જાણવા જેવી વિગતો નીચે આપી છે:

**(૧) ઘરવેરો** : મકાન માલિકોના રહેવા માટેનાં વપરાશનાં મકાનના અંદાજી ભાડાની રકમ ઉપર દર રૂપિયે અર્ધો આનો. ભાડે અપાતાં મકાનો, અને માલિક વેપાર કે ગોડાઉન અથવા ઓફિસ માટે મકાન વાપરે તેનો ભાડાની રકમ ઉપર દર રૂપિયે દોઢ આનો.

**(૨) સામાન્ય સફાઈ વેરો** : જે મકાન નંબરનો ઘરવેરો હોય તેવા દરેક નંબરે રૂ. ૧–૪–૦.

**(૩) બજાર વેરો** : દર એક કુટુંબે રૂ. ૧૦.

**(૪) વાહનવેરો** :

| વાહન : | વાર્ષિક દર : |
|---|---|
| ૧ ખાનગી ઉપયોગની મોટરકાર | રૂ. ૨૪–૦–૦ |
| ૨ સાયકલ કાર સહિત અથવા તે સિવાયની મોટર સાયકલ | ૧૦–૦–૦ |
| ૩ ભાડાની મોટરકાર (૭ પેસેન્જર સુધી લઈ જવાના લાઇસન્સવાળી) | ૪૦–૦–૦ |
| ૪ ૭થી વધારે પેસેન્જર લઈ જવાના લાઇસન્સવાળી મોટરકાર | ૬૦–૦–૦ |
| ૫ ભાર અથવા ડ્રાફ્ટ માટેની મોટર | ૭૫–૦–૦ |
| ૬ ખાનગી ઘોડાગાડી, બે ઘોડાવાળી | ૧૨–૦–૦ |
| ૭ એક ઘોડાવાળી ખાનગી ગાડી | ૬–૦–૦ |
| ૮ એક ઘોડાવાળી બે પૈડાંવાળી ગાડી | ૪–૦–૦ |
| ૯ બે ઘોડાવાળી બે પૈડાવાળી ગાડી | ૬–૦–૦ |
| ૧૦ બે પૈડાંવાળુ બળદગાડું | ૧–૮–૦ |
| ૧૧ લાકડાના દેશી પૈડાંવાળુ બળદગાડું | ૬–૦–૦ |
| ૧૨ રબર ટાયરના પૈડાંવાળુ બળદગાડું | ૧૨–૦–૦ |
| ૧૩ ભાડે ફરતી હાથલારી | ૧૨–૦–૦ |

**(૫) ટર્મિનલ વેરો** : તમામ પ્રકારના માલ ઉપર : નિયમ મુજબ.

**(૬) થિયેટર વેરો** : સિનેમાના દર શોએ રૂ. ૧–૦–૦, બીજા ખેલો, તમાશાના દર શોએ રૂ. ૨–૦–૦.

**આવકના આંકડા** : (સને–૧૯૫૨–૫૩માં):

ઘરવેરો : રૂ. ૯૮૫૦૪. સામાન્ય સફાઈ વેરો . રૂ. ૬૫[illegible] બજારવેરો રૂ. ૧૦૩૫૫. વાહનવેરો : રૂ. ૯૯૩૬. મનો[illegible] વેરો : રૂ. ૨૨૩૦. ટર્મિનલ વેરો : રૂ. ૬૫૮૫૫

**અન્ય પ્રકારની આવક** : મકાનભાડું : રૂ. ૪૫[illegible] સન્સરી : રૂ. ૬૪૩૫. દવાખાનું–પ્રસૂતિગૃહની આવક: રૂ [illegible] પરચૂરણ આવક : રૂ. ૧૫૯૬૭. વ્યાજ : રૂ. [illegible] તરફથી રૂ ૧૦૪૬૨.

**વાર્ષિક આવક-ખર્ચ** : (સને. ૧૯૫૨–૫૩માં) [illegible] ૨૯૮૨૪૦. ખર્ચ : રૂ. ૨૫૨૩૪૭.

**પ્રવૃત્તિઓ** : (૧) ટાઉન હૉલ : ટાઉન [illegible] મ્યુનિ. ઓફિસનો મેડો ટાઉન હૉલ તરીકે [illegible]

**(૨) મકાનો** : પ્રાથમિક શાળાઓનાં [illegible] નાં છે.

**(૩) વોટર વર્ક્સ** આ મ્યુનિ લોનને અભાવે વોટર વર્ક્સ કરી શકી નથી પરતુ મ્યુનિ તરફથી ચાર પબ્લિક કૂવાઓમા બોર કરી એન્જિન-પપ તેમજ ઇલેક્ટ્રીક મોટર પપ ગોઠવી, ટાંકીઓ ગોઠવી, ચકલીઓ મૂકી જાહેર પ્રજાને પીવા તથા ધોવા માટે લગભગ ત્રણ વર્ષથી મફત પાણી આપવામા આવે છે વધુમા સ્ટેશન ભાગમા બોર કરી નાનો પપ મૂક્યો છે ત્યા જાહેર પ્રજાને તથા બાગને પાણી અપાય છે મ્યુનિ ઓફિસના બાગના ઝાડ પાણીના અભાવે સુકાવાથી છ ઇંચનો બોર કરી ટર્બાઇન પપ ગોઠવ્યો છે તેના વડે સ્ટેશનરોડ ઉપર અને જૂના રસ્તે નળ લઈ જઈ જાહેર પ્રજાને પણ પાણી આપવા ગોઠવણ કરેલી છે

**(૪) પુસ્તકાલય** મ્યુનિ એ સર્વજનિક પુસ્તકાલયને મકાન આપેલુ છે, અને દર વર્ષે રૂા ૫૨૫ ગ્રાન્ટ આપે છે

**(૫ દવાખાનું** મ્યુનિ એ દવાખાનુ તેમજ પ્રસૂતિગૃહનુ અગાશીવાળુ મકાન રૂા ૯૮૦૦૦ને ખર્ચે બધાવેલુ છે પોસ્ટ મોર્ટમ રૂમના રૂા ૩૨૦૦ ખર્ચ્યા છે સ્ટાફને રહેવાના ક્વાર્ટર્સ (નીચે દુકાનોવાળા રૂા ૪૨૦૦૦ના ખર્ચે બધાવેલા છે મ્યુનિ હદના દરેક દર્દીને સને ૧૯૨૭થી મફત સારવાર અપાય છે દવાખાના માટે સરકાર તરફથી કે લોકલ બોર્ડ તરફથી સને ૧૯૨૭થી કોઈ પણ જાતની મદદ મળતી નથી, અને દિવસે દિવસે દર્દીઓની સખ્યા વધતી જાય છે.

**(૬) બબાથાણુ** મ્યુનિ નુ બબાથાણુ નથી, પરતુ મ્યુનિ પાસે પાણી છટકાવની મોટર છે તેને પપ જોડેલ છે તે ટાંકીમાથી અથવા પદર ફૂટ ઊડેથી પાણી પકડી ઓછામા ઓછા ચાર માળ સુધી પાણી ફેંકી શકે છે આગ વખતે તેનો ઉપયોગ થાય છે

**(૭) રાજમાર્ગ** સ્ટેશનથી ગામડી વાગના વડ સુધીનો સ્ટેશન રોડ ઘણો સાકડો હતો તે પછી ૧૯૫૩મા તે રસ્તો રૂા ૧૯૯૭૩૦ને ખર્ચે સિમેન્ટ કોંક્રીટનો બનવવામા આવ્યો છે તે ૩૭૦૦ ફૂટ લાબો અને સરેરાશ ૪૦ ફૂટ પહોળો છે

**(૮) મઢિયા ચોરાનો રસ્તો** કન્યાશાળા જવાનો મઢિયા ચોરાનો રસ્તો મ્યુનિ એ રૂા ૭૯૯૯ના ખર્ચે સને ૧૯૫૩મા સિમેન્ટ કોન્ક્રીટનો બનાવ્યો છે તે ૬૦૦ ફૂટ લાબો અને સરેરાશ ૧૬ ફૂટની પહોળાઇવાળો છે

**(૯) બળિયા દેવ રસ્તો** બળિયાદેવનો ૬૦૦ ફૂટ લાંબો અને ૧૬ ફૂટની સરેરાશ પહોળાઇવાળો રસ્તો પણ રૂા ૨૫૫ ૦ના ખર્ચે સિમેન્ટ કોન્ક્રીટનો બનાવવામા આવ્યો છે

## ઊમરેઠ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થળ** રેલ્વેસ્ટેશનેથી ગામમા જતા પૂર્વ તરફના રાજમાર્ગ ઉપર, સરકારી કચેરીઓવાળા લત્તામા **મકાન** પોતાનુ છે

**સ્થાપના** ઓક્ટોબર ૧૮૮૯ **મકાન બધાવ્યુ** ઈ સ ૧૮૮૪-૯૫ તે પહેલા સરકારી ચોરામા શરૂઆત થયેલી

**મ્યુનિસિપલ વિસ્તાર** કુલ ૬ ૭૨ ચો માઈલ ગામતળ અર્ધો ચો માઈલ. હદ રેવન્યુ હદ મુજબ.

દરેક વોર્ડની મર્યાદની વિગતોની છાપેલી નકલ મ્યુનિ માથી મળી શકે છે કુલ ૨૧ સભ્યો પૈકી બે સ્ત્રીઓ અને એક હરિજન હોય છે હરિજનની જગા અનામત છે અને સ્ત્રીઓ વારાફરતી ચૂટાય છે આરોગ્ય વિભાગમા એક અને દવાખાનામા બે માનદ સભ્યો નિમાય છે આ બધા સભ્યો કાયદા મુજબ સેવાભાવે કામ કરે છે

**ચૂટણી** પ્રૌઢ અને ગુપ્ત મતાધિકાર પ્રમાણે ડિસ્ટ્રિબ્યુટીવ સિસ્ટમ ઓફ વોટિંગથી ચૂટણી થય છે દરેક મતદાર પોતાના વોર્ડની બેઠકો જેટલી સખ્યાના ઉમેદવારોને એક કરતા વધુ મત ન આપી શકે

**હોદ્દેદારો** ૧ પ્રમુખ, ૧ ઉપ-પ્રમુખ, નીચે જણાવેલી ૪ કમિટીઓના ચેરમેનો મેનેજિંગ કમિટી, સ્ટેન્ડિંગ કમિટી, ડિસ્પેન્સરી કમિટી, એકટ્રોય કમિટી, ૧ સેક્રેટરી, ૧ સેનિટરી ઇન્સ્પેક્ટર, ૧ શોપ ઇન્સ્પેક્ટર

**અન્ય કાર્યકરો** કુલ સાત ખાતામા કાર્યની વહેચણી કરેલી છે તે બધામા રોકાયેલા હોદ્દેદારો, કારકુનો, પટાવાળા, સફાઈ કામદારો વગેરે તમામ પ્રકારના કાર્યકરોની કુલ સખ્યા આશરે ૧૫૦ની છે આ પૈકી દીવાબત્તી કરનાર ૧૧ અને સફાઈ કામદાર આશરે ૮૦ છે આ બધી નિમણુકો અને પગારના દરો ઉત્તર વિભાગના મ્યુનિસિપલ કમિશનરે મજૂર કરેલા હોય છે સૌથી વધુ પગાર મ્યુનિસિપલ દવાખાનાના ડોક્ટરનો માસિક રૂા ૧૨૦-૮-૨૦૦ ઈ બી ૧૦-૨૫૦ ઈ બી ૧૦-૩૦૦ છે અને સૌથી ઓછો પગાર દવાખાનાનુ પાણી ભરનારનો માસિક રૂા ૫ છે

**હરિજન કામદારો** કુલ આશરે ૮૦ સફાઈ કામદારો પૈકી મોટા ભાગના હરિજનો છે તેમા આશરે ૩૦ પુરુષો અને ૫૦ સ્ત્રીઓ છે તેમના મુકરર થયેલા પગારના દર રૂા ૮-૮-૦થી ૧૫ ૦-૦ સુધીના છે હાલ તેમને રૂા ૧૦થી ૧૧ પગાર અને ૩૫ મોઘવારી ભથ્થુ અપાય છે તે ઉપરાત અઠવાડિક રજા, તહેવારોમા સવાર પછી રજા કેઝ્યુઅલ રજા, પ્રોવિડટ ફડ વગેરે લાભો અપાય છે ઇન્ટરીમ રિલીફ અપાતુ નથી બે મુકાદમ છે તેમને એક કોટ અને એક છત્રી દર ત્રીજે વરસે અપાય છે સ્ત્રી કામદારોને સુવાવડના સમયમા ચડતે પગારે રજા અપાય છે આ સ્ત્રીઓ કાયમી નોકરો ગણાતી હોઈ, આકસ્મિક રજા, પ્રો ફડ વગેરે તમામ લાભો તેમને મળે છે

**કરવેરા** મુખ્ય કરવેરાની નમૂના જેવી વિગતો નીચેના કોઠામા આપી છે સપૂર્ણ વિગતોની નકલ મ્યુનિસિપાલિટીમાથી મળી શકે છે

(૧) ઘરવેરો

| વેરાનો પ્રકાર | વાર્ષિક દર |
|---|---|
| ઘરની કિંમત | |
| રૂા ૨૦૦થી ઓછી | નથી |
| રૂ ૨૦૦ થી ૫૦૦ | રૂ. ૧–૦–૦ |
| રૂ ૫૦૧ થી ૧૦૦૦ | ૨–૦–૦ |
| રૂ ૧૦૦૧ થી ૧૫૦૦ | ૪–૦–૦ |
| રૂ ૧૫૦૧ થી ૨૦૦૦ | ૪–૮–૦ |

રૂ ૨૦૦૧ અને તેથી ઉપર દર રૂ ૫૦૦ કે તેથી ઓછી કિંમત પર ૧–૪–૦

મ્યુનિસિપાલિટીના, સરકારના, ધર્માદાના, સાર્વજનિક કે જીમખાના માટે વગર ભાડે વપરાતા મકાનો ઘરવેરાથી મુક્ત છે

(૨) જાજરૂ વેરો — વાર્ષિક દર

| | |
|---|---|
| એક કુટુંબના વપરાશનું એક | |
| જાજરૂ દર મહિને | રૂ ૫–૦–૦ |
| બીજા દરેક કુટુંબ દીઠ. | ૫–૦–૦ |
| પંચના જાજરૂ–કુટુંબ દીઠ | ૫–૦–૦ |
| શાળા, નાટ્યગૃહ, મરખાનુ, કચેરીના જાજરૂ માટે | ૧૦–૦–૦ |

(૩) સામાન્ય સફાઈ વેરો

(૪) વિવિધ પ્રકારની દુકાનો ઉપર વાર્ષિક રૂ ૬ થી ૩૦

(૫) મકસ–સિનેમા દર ખેલ દીઠ ૨–૦–૦

(૬) નાટક તમાશા વગેરે દર ખેલ દીઠ ૧–૦–૦

(૭) વાહન વેરો

| | રૂા |
|---|---|
| હાથથી ચાલતી લારી | ૩–૦–૦ |
| ભાડાનુ ગાડુ–એક બળદ | ૫–૦–૦ |
| ભાડાનુ ગાડુ–બે બળદ. | ૧૦–૦–૦ |
| ખાનગી ગાડુ–એક–બે બળદ | ૨–૮–૦ |
| ઘોડાગાડી (ભાડે) | ૯ થી ૧૮ |
| ઘોડાગાડી (ખાનગી) | ૬ થી ૧૮ |
| મોટર સાઈકલ (ખાનગી)) | ૧૫–૦–૦ |
| મોટરકાર (ખાનગી) | ૩૬–૦–૦ |
| મોટરકાર (ભાડે) | ૬૦–૦–૦ |
| મોટરકાર સાતથી વધુ | |
| બેઠકવાળી (ભાડે) | ૯૦–૦–૦ |
| ભાર ખેંચવા માટે મોટર ભાડે | ૧૧૨–૦–૦ |
| ઓકટ્રોય વેરો–તમામ | |
| પ્રકારના માલ ઉપર | છાપેલી યાદી મુજબ. |

આવક ખર્ચના ૧૯૫૧–૫૨ ના સૂચક આંકડા

| આવક | રૂપિયા |
|---|---|
| ૧ ઘરવેરો | ૩૬૦૮૬ |
| ૨. સામાન્ય સફાઈવેરો | ૧૦૬૪૬ |
| ૩ ખાસ સફાઈવેરો | ૨૯૦૨ |
| ૪ આયાત જકાત | ૩૯,૪૮૬ |
| ૫. લાયન્સ ફી | ૩૮૧૬ |
| ૬ થિયેટર ટેક્સ | ૧૭૧૮ |
| ૭ ડ્રેનેજ વેરો | ૧૮૦૬ |
| ૮ વ્હીલ ટેક્ષ | ૭૫૫ |
| ૯ ખાસ કાયદાઓથી | ૧૪૪૦૦ |
| ૧૦ સરકારી, લોકલ ફંડ, અને બીજી ગ્રાન્ટ. | ૩૫૮૮૬ |
| ૧૧. પરચૂરણ | ૧૮૧૧ |

| ખર્ચ | રૂપિયા |
|---|---|
| ૧ વહીવટ અને વસૂલાત | ૨૮૭૧૮ |
| ૨ જાહેર સલામતી | ૭૬૪૮ |
| ૩ જાહેર તંદુરસ્તી અને લોકસગવડો | ૧,૩૮,૫૭૨ |
| ૪ લોકશિક્ષણ | ૧૦૬૫૦થી ૨૫૦૦૦ |
| ૫ જાહેર ફાળામાં | ૦૫થી ૬૦૦ |
| ૬ પરચૂરણ | ૨૮૦૪ |
| ૭ વિશિષ્ટ પ્રસંગે | ૧૮૦ |

**સરાસરી આવક–ખર્ચ** ૧૮૪૯–૫૦થી ૧૯૫૦–૫૧ તથા ૧૯૫૧–૫૨ના ત્રણ વરસની સરાસરી આવક રૂ ૧,૬૩,૮૭૩ અને ખર્ચ રૂ ૧,૫૪,૫૮૧

**પ્રવૃત્તિઓ** (૧) **પ્રાથમિક શિક્ષણ** લોકલ બોર્ડ હસ્તકની પ્રા શાળાને સરકારી ધારાધોરણ મુજબ લગભગ રૂ. ૨૧,૦૦૦ વાર્ષિક ફાળો અપાય છે

(૨) **વોટરવર્ક્સ** યોજના પ્રમાણે કામ ચાલુ છે આ યોજના રૂ ૮,૦૦,૦૦૦ની છે નાણા મળી ગયા છે

(૩ **ડ્રેઈનેજ** યોજના આશરે રૂા ચૌદલાખની, સાડાચાર ટકા વ્યાજની થવાનો અંદાજ છે તે થોડા વખતમાં સરકાર તરફથી મંજૂર થવાની ધારણા છે

(૪) **પુસ્તકાલય** ભાટવાડામા આવેલા સ્વ રા સા ઉત્તમરામ ઠાકર સાર્વજનિક પુસ્તકાલયને ગ્રાન્ટ અપાય છે આ પુસ્તકાલયનુ મકાન સ્વ રા સા ઠાકરે ટ્રસ્ટ કરીને પુસ્તકાલયને અર્પણ કરેલુ છે એની કારોબારીમા મ્યુનિસિપાલિટી તરફથી એક સભ્ય નિમાય છે

(૫) **ગૃહઉદ્યોગ** જકાત અને પરવાના ફી નાખતી વખતે ગૃહ ઉદ્યોગોને રાહત મળે એવી નીતિ રહે છે બીજા ઉદ્યોગો ઉપર ગજા ઉપરાંત બોજો ન પડે અને વેપાર સારી રીતે ચાલે એ તરફ લક્ષ અપાય છે

(૬) **બબાથાણું** હવ દાથમણો છે, તે વપરાય છે આધુનિક ઢબનુ બબાથાણુ સ્થાપવા વિચાર ચાલે છે મોટર વર્કસની યોજના પત્યા પછી આ પ્રશ્ન લેવાશે

(૭) **બાળક્રીડાંગણ** બાળકોના લાભાર્થે આ કામ મ્યુનિ એ ઉપાડયુ છે

**(૮) બગીચો** યોજના થોડા વખતમા અમલમા આવશે

**(૯) દવાખાનું** દવાખાનુ તથા પ્રસૂતિગૃહ ખાતે વાર્ષિક રૂ ૧૯૬૭૫ ખર્ચાય છે ઈ. સ ૧૯૦૬થી આ પ્રવૃત્તિની શરૂઆત ૧૯૦૭–૦૮મા સર ગોકળદાસ મ્હાનદાસ પારેખે દવાખાનાનુ મકાન સ્ટેશન રોડ ઉપર બધાવી આપ્યુ ૧૯૧૨મા એ મકાનમા બપુજી વિઠ્ઠલનો–વિઠ્ઠલ વોર્ડ–બધાવ્યો ૧૯૪૪મા સૌ દિવાળીબાઈ મછારામ ભટ્ટે પ્રસૂતિગૃહ બધાવ્યુ ૧૯૫૨મા ભાવસાર શાતિલાલ પૂનમચદે એમા વધારાનો હૉલ બધાવ્યો

**(૧૦) ઢોરના ડબા** મ્યુનિ વહીવટ કરે છે તે વહીવટ લેવા સરકાર આગ્રહ કરે છે

**(૧૧) રસ્તા ઉપર પાણી છાંટવું** ગામની અદર આવેલા ૩ માઈલ ૪૫૦ વારના જાહેર માર્ગો ઉપર પાણી છટાય છે. તે ખાતે લગભગ રૂા. ૪૭૫ ખર્ચાય છે

**ઈલેક્ટ્રિક રોશની** ગ્રિડ યોજના દાખલ થઈ છે તેમાથી ગામની શેરીઓમા દીવાની વ્યવસ્થા કરાઈ છે

**અન્ય પ્રવૃત્તિઓ** એગ્રિકલ્ચરલ માર્કેટિંગ એક્સાઈઝ સલાહકાર સમિતિમા મ્યુનિના પ્રતિનિધિ નિમાય છે

*

# ગ્રામપંચાયતો

## અજરપુરા ગ્રામપંચાયત

**સ્થાપના** ૧૯૫૧–૫૨ **સભ્યો** ૧૧ **સ્ટાફ** ૧ સેક્રેટરી, ૧ પટાવાળો અને ૪ સફાઈ કામદારો **ગ્રાન્ટ** રૂા ૮૬૩ **વાર્ષિક આવક** રૂા ૪૧૯૩. **પ્રવૃત્તિઓ** કૂવા ગળાવવા, રસ્તા સુધારણા, વૃક્ષારોપણ આરોગ્યસફાઈ, ગ્રામસફાઈ વગેરે.

## આડાસ ગ્રામપચાયત

**સ્થા તા** ૧૩–૧૨–૧૯૪૦ ચ વર્ગની ગ્રામપચાયત છે **સભ્યો** ૧૫૦ બિનહરીફ ચૂટાયેલા **સ્ટાફ** ૧ મત્રી ૧ પટાવાળો, અને ૧૨ નોકરો **ગ્રાન્ટ** ૧૯૪૦મા રૂા ૨૯૪. ૧૯૫૧–૫૨મા રૂ૧૦૭૮ **વાર્ષિક આવક** રૂ ૪૦૬૦ **મિલકત** મકાન ૧ ચોરો, કૂવા ૮, શાયરન્વીતુ રૂ ૨૦૦નું તળાવડીઓના ખરાબામા આવેલા ઝાડ રૂ ૧૦૦૦ના **પ્રવૃત્તિઓ** સફાઈકામ, રસ્તાસુધારણા, ખડિયાટ બાધવા, તળાવની પાળનુ સમારકામ, દીવાબત્તી વગેરે

## ડભાસદ ગ્રામપંચાયત

**સ્થા** તા ૨૫–૧૧–૪૦ બ વર્ગની ગ્રામપચાયત છે

**સભ્યો** ૧૫.

**સ્ટાફ** : ૧ સેક્રેટરી, ૧ સેનેટરી ઈન્સ્પેક્ટર, ૧ પટાવાળો, ૧૦ કામદારો.

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, ૧૦૦ ઈલેક્ટ્રિક લાઈટની બત્તીઓ, ખડિયાટ તથા બધ બધાવવા, ખાતર માટે ખાડા તૈયાર કરાવવા, વગેરે પ્રવૃત્તિઓ થાય છે ડેનેજ સાથેનુ વોટરવર્ક્સ કરવા માટે રૂા ૪૦૦૦૦નુ દાન મળ્યુ છે ઉકરડા માટે ચારે બાજુએ જમીન વેચાણ રાખી છે પચાયતની ઓફિસનુ મકાન બાધ્યુ છે

તાલુકા ગ્રાન્ટ, જિલ્લા ગ્રાન્ટ તથા પ્રોવિન્શિયલ ગ્રાન્ટ આ પચાયતને મળ્યા છે

## ડુંગરાવ ગ્રામપંચાયત

**સ્થા** તા ૨૩–૮–૧૯૩૭

**મિલકત** મકાન પચાયત માલિકીનો ચોરો, જમીન ૧૧ ગુઠા રૂ ૨૦૦૦ની, રાચરચીલુ રૂ ૨૦૦નુ

**સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો, ૧ નોકર અને ૨ સફાઈ કામદાર

**સભ્યો** ૧૧ **ગ્રાન્ટ** રૂ ૧૩૭૫ જેટલી

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ રસ્તાસુધારણા, નાનુ દવાખાનુ, દીવાબત્તી, તળાવને ઊડુ કરાવવુ વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ગામમદદ લઈ દવાખાનાનું, નિશાળનુ અને કસરત માટે વ્યાયામખડનુ મકાન બધાવ્યુ છે તા ૨૭–૪–૫૦ના રોજ રાવ ત્રિભોવનદાસ મોહનદાસ તરફથી પ્રસૂતિગૃહ બાધવા માટેની જમીન પચાયતને મળી છે સરકારી મિલકત પચાયતને સુપરત કરાઈ છે

ન્યાય પચાયત તા ૨–૬–૧૯૪૮થી કામ કરે છે પચાયતને તા ૬–૪–૪૧ના રોજ સાઈકલ ગ્રામસુધારણા ચેલેન્જ શિલ્ડ મળેલો તા. ૬–૪–૧૯૪૧ને રોજ દરબાર ભરવામા આવેલો ત્યારે ઠાસરાના ઠાકોર સાહેબે પચાયતને રેડિયો સેટ ભેટ આપેલો

## ચીખોદરા ગ્રામપંચાયત

**સ્થાપના** તા. ૬–૧૨ ૪૦

**સભ્યો** ૧૫ **સ્ટાફ** ચાર જણ ઓફિસ ખાતે ૬ કામદારો

**રાચરચીલું** રૂા ૫૦૦નુ **ગ્રાન્ટ** રૂા. ૧૦૦૦

**વાર્ષિક આવક**, રૂ ૮૮૪૦ **વાર્ષિક ખર્ચ** રૂ ૮૦૦૦

**પ્રવૃત્તિઓ** ગામમાં ગેસ એન્જિન ૫૫ મૂકી પાણીની વ્યવસ્થા, ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે

## ઝાંખરિયા ગ્રામપંચાયત

**સ્થા** તા. ૧૨–૧૨ ૪૦

**મકાન** ૧ રૂ ૧૨૦૦નુ જમીન ૭ વિઘા રૂ ૫૦૦૦ની

**રાચરચીલુ** રૂ ૨૦૦નું **સ્ટાફ** ૧ મત્રી, ૨ કામદારો.

**સભ્યો** ૭ **વાર્ષિક આવક** રૂ ૩૪૧૫

**પ્રવૃત્તિઓ** ૫૦૦ ફૂટની લાંબી પરાળની આગાખ સિવાય

આટલી નાની વસતીવાળા બીજા કોઈ ગામમા પચાયત સ્થપાયાનો ભાગ્યે જ દાખલો હશે ગામલોકોને રહેઠાણ માટે જમીનની વ્યવસ્થા કરવી, હનાડો, ટાકી અને નળની સગવડ કરવી, ખાતરના ખાડા કરવા, પડતર જમીનની સુધારણા કરી ખેતીવાડીનો વિકાસ કરવો, વગેરે પ્રવૃત્તિઓ આ પચાયત કરે છે

ન્યાયપચાયતને પ્રથમ વર્ગના અધિકાર આપવામા આવ્યા છે

## નાપાડ તળપદ ગ્રામપંચાયત

**સ્થા** તા ૧૨-૧૨-૪૦ અ વર્ગની પચાયત છે

**સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો અને ૧૧ કામદારો

**સભ્યો** ૧૫ ગ્રાન્ટ રૂ ૨૬૦૦

**વાર્ષિક આવક** રૂ ૬૩૦૦ જેટલી

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વૃક્ષારોપણ, દીવાબત્તી વગેરે

## નાવલી ગ્રામપચાયત

**સ્થા** ૧૯૪૨ **સભ્યો** ૧૩

**સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો ૪ કામદારો

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવા-તળાવના સમારકામ, આરોગ્યરક્ષણ વગેરે

## પણુસોરા ગ્રામપચાયત

**સ્થા** તા ૧૧-૬-૪૧

**મકાન** ૧ ચોરો **રાચરચીલું** રૂ ૫૦૦નુ

**સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો અને ૧૧ કામદારો

**સભ્યો** ૧૧ **વાર્ષિક આવક** રૂ ૩૬૧૧

**પ્રવૃત્તિઓ** સફાઈકામ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે

## બાકરોલ ગ્રામપંચાયત

**સ્થાપના** વડોદરા રાજ્ય વખતમા આશરે ૨૫ વર્ષ પૂર્વે આ પચાયતની સ્થાપના થયેલી નવા ધારાધોરણ મુજબ ૧૯૫૧મા તેની નવેસરથી રચના થઈ છે **મકાન** ૧ રૂ ૮૦૦૦નુ **રાચરચીલું** રૂ ૩૦૦નુ **સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો, ૧ દીવાબત્તી સળગાવનાર અને ૬ સફાઈ કામદારો

**સભ્યો** ૧૧ **ગ્રાન્ટ** ૧૯૫૦-૫૧મા રૂ ૬૪૦ ૧૯૫૧-૫૨મા રૂ ૧૫૦૪ **વાર્ષિક આવક** રૂ ૮૫૧૨ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, વૃક્ષારોપણ, રસ્તાસુધારણા પાણીનો પુરવઠો પૂરો પાડવો વગેરે પ્રવૃત્તિઓ થાય છે સરકારી મિલકતો પંચાયતને સુપરત કરાઈ છે

## બેડવા ગ્રામપચાયત

**સ્થાપના** ૨૦-૧૨-૧૯૪૦ **સભ્યો** ૧૧ **વાર્ષિક આવક** ૧૯૪૬-૪૭મા રૂ ૧૭૩, ૧૯૫૧-૫૨મા રૂ ૨૧૨૨૦ જેટલી **પ્રવૃત્તિઓ** નવા ધારાધોરણ મુજબ તા ૧-૯-૪૫ને રોજ આ પચાયતની નવેસરથી રચના થઈ છે રૂ ૧૧૦૦ ખર્ચી ધર્મશાળાનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે ગ્રામસુધારણા, આરોગ્ય રક્ષણ, ખડિયાટ તૈયાર કરવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે ગામ મદદ લઈ રૂ ૩૨૦૦૦ને ખર્ચે વોટરવર્ક્સ ઊભુ કર્યું છે રૂ ૭૮૦૦૦ને ખર્ચે ૩૫૦૦ ફૂટ નળની લાઈન નાખી સિંચાઈનુ કામ હાથ ધર્યું છે

ન્યાય પચાયત કામ કરે છે અત્યાર સુધી ૫૫ ઝઘડાઓનો બંને પક્ષને સતોષે તેવો નિકાલ કર્યો છે તેમા બે દારૂના, એક લૂટફાટનો અને એક ઘરફોડ ચોરીનો, એમ ચાર કેસ મુદ્દા માલ સાથે પકડી સરકાર હસ્તક સોપવામા આવેલા

આ પચાયતને તા ૧૪ ૮-૧૯૫૨ને રોજ ખેડા જિલ્લા ગ્રામ વિકાસ મડળ તરફથી આણદ તાલુકા ગ્રામ સુધારણા પારિતોષિક મળેલુ

## બોરિયાવી ગ્રામપચાયત

**સ્થાપના** તા. ૬-૧૧-૪૦ **મકાન** પચાયત માલિકીનો ચોરો **જમીન** ૪૪ એકર, ૩૭ ગુઠા ઢોર ચારણ માટેની, ૩૭ એ ૩૪ ગુ સ્મશાન તથા કબ્રસ્તાનની, જાહેર રસ્તાઓ **ઝાડ** ૧૮ આબા, ૭ રાયણ **સ્ટાફ** એક મત્રી એક પટાવાળો, ૫ સફાઈ કામદાર **સભ્યો** ૧૧ **ગ્રાન્ટ** ૧૯૪૭મા રૂ ૪૦૦, ૧૯૫૧-૫૨મા રૂ ૧૧૯૪ **વાર્ષિક આવક** રૂ ૬૭૮૮ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, આરોગ્યરક્ષણ, મૂતરડી તથા જાજરૂની વ્યવસ્થા, કૂવા અને તળાવનુ સમારકામ વગેરે

## ગોગર ગ્રામપંચાયત

**સ્થા** તા ૩ ૮-૫૦

**સ્ટાફ** ૧ મત્રી, ૧ પગાવાળો અને ૪ સફાઈ કામદાર

**સભ્યો** ૧૧ **ગ્રાન્ટ** રૂ ૬૭૫ **વાર્ષિક આવક** રૂ ૩૧૭૫

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દબાણો દૂર કરાવવા વગેરે તા ૧૫ ૭ ૫૨ને રોજ સરકારે કૂવાઓ, ઝાડ, તળાવડીઓ તથા રસ્તાઓ પચાયતને સુપરત કર્યા છે

## લાંભવેલ ગ્રામપંચાયત

**સ્થાપના** તા ૧-૧-૩૯.

**મકાન** પચાયત માલિકીનો ચોરો

**સ્ટાફ** ૧ મત્રી ૧ પટાવાળો અને ૪ સફાઈકામદાર **સભ્યો** ૯ **ગ્રાન્ટ** ૧૯૩૯મા રૂ. ૮૦, ૧૯૫૧મા રૂ ૧૨૪૫ **વાર્ષિક આવક** રૂ ૨૯૭૧ **વાર્ષિક ખર્ચ** રૂ ૧૭૩૦

**પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, પેશાબ ખાના, ખાતર માટેના ખાડા, રસ્તાઓ પરના દબાણો દૂર કરાવવા વગેરે

સરકારી મિલકતો પચાયતને સોપાઈ છે, ન્યાય પચાયત કામ કરે છે ખાસ કરીને ફરજિયાત કેળવણી કાયદાનું કામ

(૨) હિસાબી, કરવસૂલાત વગેરે ખાતા

| | | |
|---|---|---|
| એકાઉન્ટ | ૧ | ૭૮–૪/૧–૧૧૦ |
| કારકુન | ૧ | ૫૦–૫/૨–૭૫ |
| ઓક્ટ્રોય અને ટોલ ઈન્સ્પેક્ટર | ૧ | ૬૫–૨/૧–૮૫ |
| ઓક્ટ્રોય અને ટોલ સબ ઈન્સ્પેક્ટર | ૧ | ૪૫–૨/૧–૭૫ |
| ઓક્ટ્રોય એકાઉન્ટન્ટ | ૧ | ૭૦–૩/૧ ૧૦૦ |
| ઓક્ટ્રોય એકાઉન્ટ ક્લાર્ક | ૧ | ૪૫–૨/૧–૭૫ |
| નાકા કારકુન | ૨ | ૩૫–૧–૫૦ |
| ફાયર સુપ્રિ | ૧ | ૬૦–૨–૪–૮૦ |
| મોટર ડ્રાયવર | ૧ | ૫૦–૧–૩–૬૫ |
| ફાયરમેન | ૪ | ૩૦–૧–૨–૪૨ |
| નર્સ | ૧ | ૯૦–૫–૨–૬૦ |
| કમ્પાઉન્ડર | ૧ | ૩૦–૫–૨–૬૦ |
| શોપ્સ ઈન્સ્પેક્ટર | ૧ | ૮૦–૨–૧૪૬ |
| હાઈસ્કૂલના હેડમાસ્તર | ૧ | ૨૫૦–૧૦–૧–૩૫૦ |
| તેમના મદદનીશો (ગ્રેજ્યુએટ, બી ટી) | | ૮૦–૫–૧૩૦–૨૦૦ |
| બીજા મદદનીશો (૭ મેટ્રિક્યુલેટ) | | ૫૬–૨–૮૦–૧૨૦ |

ઉપર જણાવ્યા ઉપરાંત બીજો સ્ટાફ છે, તેના પગારના દર નક્કી કરાયેના છે ૫૦ હરિજન કામદારો સફાઈ ખાતે રોકવામા આવ્યા છે, અને ૨૦ કામદારો ગટર ખાતે છે દરેકને પગાર રૂા ૧૮–૧–૩૦ના ગ્રેડમા અપાય છે તેઓ તમામ કાયમના નોકરો છે અને મ્યુનિના બીજા નોકરો માફક રજાના હક્કો ભોગવે છે સ્ત્રી નોકરોને દોઢ માસની સુવાવડની રજા ચડતા પગારે મળે છે વાર્ષિક એક જોડ યુનિફોર્મ અપાય છે, તથા પ્રો ફંડનો લાભ અપાય છે

**કરવેરા** વેરા અને આવકની વિગત નીચે પ્રમાણે છે

| વેરો | દર | વાર્ષિક આવક |
|---|---|---|
| ઘરવેરો | નક્કી કરાયેના દર મુજબ | રૂ ૫૮૦૭૬ |
| ઓક્ટ્રોય વેરો | નક્કી કરાયેલા દર મુજબ | ૮૦૩૪૭ |
| ખાસ પાણીવેરો | કુટુંબ દીઠ વાર્ષિક રૂ–૩૦ | ૪૧,૫૦૦ |
| સામાન્ય પાણીવેરો | નક્કી કરાયેના દર મુજબ | ૮ ૯૮૫ |
| ગટરવેરો | નક્કી કરાયેલા દર મુજબ | ૯,૨૭ |
| બાજરૂવેરો | દર બાજરૂ દીઠ કુટુંબ દીઠ રૂ ૬ | ૩,૮૧૪ |
| વાહનવેરો | નક્કી કરાયેના દર મુજબ | ૫ ૫' ૪ |
| ટોનટેક્ષ | નક્કી કરાયેના દર મુજબ | ૧૦૮૧૭ |
| હોટેલ ટેક્ષ | હોટેલના વાર્ષિક રૂા ૨૫, ચવાણાની દુકાન, રૂા ૧૫ બીડી–રૂા–૩૦ | ૨,૭૩૭ |

અન્ય આવક (ભાડા, હાઈસ્કૂલ ફી, દવાખાના ફી, લાઈસન્સ



ફી, સરકાર તરફથી મળતી ગ્રાન્ટો, વગેરે) રૂા ૧,૭૦,૮૨૫

**આવક–ખર્ચ** ૧૯૫૩–૫૪ના સામાન્ય અંદાજ પત્રમા જણાવ્યા પ્રમાણે ઉપજ રૂા ૪,૦૪,૭૦૩ અને ખર્ચ રૂ ૩,૭૦,૭૯૫ તથા વધારો રૂા ૩૩,૯૦૮ થઈ, બન્ને પાસા સરખા થઈ રહે છે ઉપરાંત કેપિટલ વર્કસ ખાતે રૂા. ૮૫૦૯૨ અને વોટરવર્કસ ઈમ્પ્રુવમેન્ટ ખાતે રૂા ૧,૫૦,૦૦૦ ખર્ચાનાર છે **પ્રવૃત્તિઓ**

**મકાન** પોતાનુ મકાન છે તેના ઉપરનો જનરલ રૂમ સને ૧૯૧૧ના માર્ચમા બંધાવેલો છે મકાનની અંદાજી કિંમત રૂા ૧ લાખ કરતા વધારે છે **વોટરવર્કસ અને ગટર** આ યોજનાઓ સને ૧૯૨૭ની સાલથી ચાલુ છે એની પાછળ અત્યાર સુધી રૂા ૭૦૫૭૩૫નુ ખર્ચ થયુ છે વોટરવર્કસનુ વાર્ષિક ખર્ચ રૂા ૪૯૭૬૧ અને ગટર–નિભાવ ખર્ચ રૂ ૧૬૫૬૭ છે **પુસ્તકાલય** ગામના જાહેર પુસ્તકાલયોને ગ્રાન્ટ અપાય છે **બાગ તથા બાલક્રીડાંગણ** આશરે ૩ એકર જમીનમા એક બાગ છે તથા તેની બાજુમા બાલક્રીડાંગણ છે, જેનો નિભાવ ખર્ચ રૂા ૪૫૦૦ આવે છે **અગ્નિશાંતિગૃહ** એક અદ્યતન ફાયર ફાઈટર, એક ટેનર પંપ, અને એક હેન્ડ પંપ છે શહેરની અંદર ૫૦ ઉપરાંત ફાયર હાઈડન્ટો છે આ ખાતાનો નિભાવ ખર્ચ રૂા ૬,૧૫૩ છે **એમ્બ્યુલન્સ કાર** તેનો નિભાવ ખર્ચ રૂ ૨૯૬૦ છે **માધ્યમિક શાળા** સને ૧૮૮૨ની સાલમા સ્થપાઈ અને ૧૯૨૦થી પૂરી હાઈસ્કૂલ બનાવાઈ છે સ્કૂલનુ પોતાનુ વિશાળ મકાન છે તથા વિશાળ રમતનુ મેદાન છે

*

# ગ્રામપંચાયતો

## આંતરોલી ગ્રામપંચાયત

**સ્થા** **તા** ૨૪–૧૧–૩૬

**સભ્યો** ૧૫ **સ્ટાફ** એક સેક્રેટરી, એક પટાવાળો, પાંચ કામદારો

**રાચરચીલું** રૂા ૪૦૦૦નુ **ગ્રાન્ટ** રૂા ૫૫૨

**પ્રવૃત્તિઓ** તા ૨૪–૧૧–૩૬ને રોજ સેનેટરી બોર્ડ તરીકે સ્થપાએલી સફાઈ કામ, તળાવ કૂવાની દુરસ્તી રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ પાછળ રૂા ૩૦૦૦ જેટલી રકમ ખર્ચાય છે

તા ૨૪–૬–૧૯૫૦થી ન્યાય પંચાયતનો અધિકાર મળ્યો છે તેમા આજ સુધી ફરજિયાત કેળવણી બાબતની ૧૪ ફરિયાદોના ચુકાદા આપવામા આવ્યા છે

પંચાયતને ઓફિસ મકાન તરીકે ચોરો, ત્રણ કૂવા ૨૭૨ એકર, ૭ ગુંઠા ગોચર વગેરે જમીન, ઓટો વગેરે સરકારી મિલકત મળી છે ૧૯૪૯ની સાલમા કલેક્ટરના હસ્તે ગ્રામસુધારણા શિલ્ડ મળેલો વાર્ષિક નિવેદન પ્રગટ કરવામા આવે છે

## ડભાસલ ગ્રામપંચાયત

**સ્થા. તા. ૧૩-૧૨-૪૦**

આ વર્ગની ગ્રામપંચાયત છે. સરકારે આપેલા ચોરામાં ઓફિસ બેસે છે. હાલ તેમાં સભ્ય સંખ્યા ૧૫ની છે. ઓફિસમાં કામ કરવા બે માણસો રોકયા છે. ૧૭ કામદારો છે. રૂ. ૯૯૦નું રાચરચીલું છે. કુલ ત્રણ વખત ચૂંટણી કરવામાં આવી છે. પહેલા વર્ષની આવક રૂ. ૩૨૦-૧૦-૦ની હતી પણ સને ૧૯૪૭-૪૮ની સાલમાં તે રૂ. ૨૦૪૦-૫-૦ સુધી પહોંચી હતી. અને કાયદાના સુધારા પછી સને ૧૯૫૧-૫૨ની સાલમાં તો રૂ. ૮૭૮૭-૧૫-૪ની આવક થઈ હતી. શરૂઆતનાં વર્ષોમાં ગ્રામસફાઈ, દીવાબત્તી, રસ્તાસુધારણા વગેરે કાર્યો કરવામાં આવતાં હતાં. આવક વધ્યા પછી નદીના બંધ, પાકા રસ્તા, ઓફિસ મકાન માટે ચોરાની દુરસ્તી, પંચાયત વિસ્તારમાં આવેલા હિંમતપરા ગામે પાણી પીવાનો કૂવો ને હવાડો વગેરે લો. બો. ના સહકારથી કરવામાં આવેલ છે. સારા કામ બદલ ૧૯૪૯-૫૦માં ગ્રામસુધારણા શિલ્ડ મળેલો, તથા ઈ. સ. ૧૯૫૦-૫૧માં રૂ. ૧૦૦નું રોકડ ઈનામ મળેલું. પંચાયતને ગામનાં સરકારી મકાનો સુપરત કરવામાં આવ્યાં છે.

ન્યાય પંચાયતનો અધિકાર આપવામાં આવ્યો છે પરંતુ ફરજિયાત કેળવણી બાબતના કેસો સિવાય બીજું કામકાજ કરવામાં આવતું નથી.

## છીપડી ગ્રામપંચાયત

**સ્થાપના :** સને ૧૯૪૧ **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો. **સભ્યો :** ૧૫. **વાર્ષિક આવક** રૂ. ૨૦૦૦ જેટલી. **પ્રવૃત્તિઓ :** પંચાયત શરૂ થયા બાદ કેટલોક સમય બંધ રહેલી. છેલ્લી ચૂંટણી વખતે ગામલોકોએ સંપથી બિનહરીફ સભ્યો પસંદ કર્યા છે. ગ્રામસફાઈ, તળાવ ખોદાવવું, રસ્તાસુધારણા, કૂવાદુરસ્તી શાળાનું સમારકામ વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

## તોરણા ગ્રામપંચાયત

**સ્થાપના :** તા. ૧૩-૨-૪૧. બીજા વર્ગની પંચાયત ગણાય છે. ઓફિસ સ્ટાફમાં ૨ માણસો છે. ૪ કામદારો છે. વાર્ષિક આવક રૂ. ૧૨૦૫ની છે. ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવાદુરસ્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

## વ્યાસ વાસણા ગ્રામપંચાયત

**સ્થા. :** તા. ૧૧-૧૧-૫૦ સરકારે સોંપેલા ચોરામાં ઓફિસ બેસે છે. સભ્ય સંખ્યા ૧૫ છે. ઓફિસ કામ માટે એક માણસ છે. પટાવાળાનું અને સફાઈનું કામ એક જ માણસ કરે છે. પંચાયતની ચૂંટણી એક વાર થઈ છે. વાર્ષિક આવક રૂ. ૧૧૫૨ છે. સફાઈકામ, રસ્તાસુધારણા, શાળાસમિતિને મદદ, ગામનું આરોગ્ય જાળવવું વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

## બાકીની ગ્રામપંચાયતો

અડાસ, આસ્તા, અરડવ, આંકીપુર, અનારુપુરા, આંબેલ, કાલિયેલ, પદિયા, ચીખલોડ, છીપિયાલ, તેલનાર, દંતાલી, પિઠાઈ, પોરડા ફાગવેલ, ફાગવેલ, ફીરોજપુર, બેટાવાડા, બરકુંડા, ભાટેરા, મુદેલ રતનપુર, માલઈટાડી પગીભાગ, લસુંદ્રા, લેટર, વઘાસ, વટોલ, વાઘજીપુર

*

# ખંભાત તાલુકો

## મ્યુનિસિપાલિટી

### ખંભાત ટાઉન મ્યુનિસિપાલિટી :

*પ્રકાર : ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી.* **સ્થાપના :** સને ૧૯૫૧. એ પહેલાં ખંભાતના દેશી રાજ્યની હકૂમત નીચે એનો વહીવટ ચાલતો હતો. **મકાન :** ઓફિસનું મકાન અને બીજાં કેટલાંક માલિકીનાં મકાનો છે. તેની વિગત નીચે મુજબ —

| મકાન | કિંમત : રૂ. |
|---|---|
| મ્યુનિ. ઓફિસ | ૨૦૦૦૦ |
| બંબાખાનું | ૧૦૦૦૦ |
| વોટર વર્કસ | ૩૦૦૦૦૦ |
| ટાવર | ૧૦૭૨૫ |
| શોપર્ડ માર્કેટ | ૫૦૦૦૦ |
| મીટ માર્કેટ | ૧૦૦૦૦ |
| ગોખાના | ૯૦૦૦ |
| લાલ બાગ-રેડિયો રૂમ સાથે | ૫૦૦૦ |

ખંભાત ટાઉન મ્યુનિસિપાલિટી

સને ૧૯૫૧-૫૨માં સામાન્ય પાણી વેરાની વર્ષે આવક રૂ. ૬૦૬૨૭ થઈ હતી. અને કન્ઝર્વન્સી વેરાની વર્ષે આવક રૂ. ૨૫૦૧૧ થઈ હતી. વાહનવેરો : ભિક્ષુકવેરો [illegible] આવક રૂ. ૯૦૧૯૯ની અને માલની [illegible] વર્ષે આવક રૂ. ૯૦૭૪૯ની થઈ હતી. આવક-ખર્ચ : ૧૯૫૧-૫૨માં કુલ આવક રૂ. ૨૪૭૭૫૯ની થઈ હતી. અને તે વર્ષે કુલ ખર્ચ

રૂા ૨૫૮૯૨૫ થયુ હતુ **વાહનવેરો** મ્યુનિ તરફથી વાહનવેરો નીચે મુજબના દરે લેવાય છે —

| વાહન . | વાર્ષિક દર : |
|---|---|
| ૧ ખાનગી ઉપયોગની મોટર ગાડી | રૂા ૨૪ |
| ૨ સાઈડ કાર સાથેની અગર તે વગરની મોટર સાયકલ | રૂા ૬ |
| ૩ સાત ઉતારુઓ માટેની ભાડાની મોટર ગાડી | રૂા ૩૬ |
| ૪ સાતથી વધુ ઉતારુઓ માટેની ભાડાની મોટર ગાડી | રૂા ૪૮ |
| ૫ ભાર વહનારી મોટર | રૂા ૭૨ |
| ૬ બે કે વધારે ઘોડાથી ખેચાતી ચાર પૈડાની ગાડી | રૂા ૧૨ |
| ૭ એક ઘોડાથી ખેચાતી ચાર પૈડાની ગાડી | રૂા ૯ |
| ૮ બે ઘોડાથી ખેચાતી બે પૈડાની ગાડી | રૂા ૮ |
| ૮ એક ઘોડાથી ખેચાતી બે પૈડાની ગાડી | રૂા ૯ |
| ૧૦ એક કે વધારે બળદથી ખેચાતુ બે પૈડાનુ ગાડુ | રૂા ૩ |
| ૧૧ બે કે વધારે ઘોડાથી ખેચાતી ચાર પૈડાની ભાડે ફરતી ગાડી | રૂા ૧૫ |
| ૧૨ બે ઘોડાથી ખેચાતી બે પૈડાની ભાડે ફરતી ગાડી | રૂા ૧૦ |
| ૧૩ એક ઘોડાથી ખેચાતી બે પૈડાની ભાડે ફરતી ગાડી | રૂા ૬ |
| ૧૪ બે કે વધારે બળદોથી ખેચાતુ બે પૈડાનુ ભાડે ફરતુ ગાડુ | રૂા ૬ |
| ૧૫ એક બળદથી ખેચાતુ બે પૈડાનુ ભાડે ફરતુ ગાડુ | રૂા ૪ |
| ૧૬ ભાડે ફરતી હાથલારી | રૂ ૨ |

વાહનવેરાથી મ્યુનિ ને વાર્ષિક આવક રૂા ૨૩૨૭ની થઈ હતી (સને ૧૯૫૧-૫૨ મા). **મ્યુનિ ની પ્રવૃત્તિઓ વોટરવર્કસ** આ મ્યુનિ નુ વોટર વર્કસ ઈ સ ૧૯૧૬મા સ્થાપવામા આવ્યુ હતુ તે ખભાત શહેરની બહાર નારેશ્વર તળાવ પર આવેલુ છે **જાહેર બાગ બગીચા** ખભાતમા બે બાગ અને ત્રણ નાના બગીચા મળી પાચ જાહેર બાગ બગીચાના સ્થળો છે "કિંગ એડવર્ડ સેવન્થ મેમોરિયલ ગાર્ડન" નામનો બાગ ખભાત રેલવે સ્ટેશન પાસે આવેલો છે બીજો લાલબાગ નામનો બાગ છે, તે વિલીનીકરણ પહેલા ખભાત રાજ્યને હસ્તક હતો આ બાગ ખૂબ સુદર અને મોટો છે. તેમા રમતગમતના બધા સાધનો રાખવામા આવેલા છે બાગમા પાણી પીવાનો ફુવારો રૂા ૧૫૦૦-ને ખર્ચે શેઠ હરિલાલ છગનલાલે પોતાના પિતા અને ભાઈના સ્મરણાર્થે બધાવી આપી મ્યુનિ ને સોપી દીધેલો છે ફુવારાને આઠ નળ મૂકવામા આવ્યા છે. ત્રીજો બાગ (પાર્ક) ધોકલકૂઈ રોડ પર આવેલો છે ચોથો વહોરવાડને નાકે છે પાચમો 'પ્રિન્સ મેહદીઅલીખાન મ્યુનિસિપલ પાર્ક' મ્યુનિસિપલ ઓફિસ અને ફાયર બ્રિગેડ સ્ટેશન વચ્ચે આવેલો છે. આ પાચ બાગ-બગીચાના મનોરજન સ્થાનો ઉપરાત ત્રણ દીવા બત્તીના સુદર સ્થળો છે (૧) શેઠ કાયમઅલી તૈયબઅલી સ્મારકના ત્રણ ફાનસ, (૨) ગાધી સર્કલને નામે ઓળખાતી ચાર ફાનસની જગા, અને (૩) પાચ ફાનસ. **અગ્નિ શાંતિગૃહ** મ્યુનિ તરફથી રીતસરનુ ફાયર બ્રિગેડ સ્ટેશન નભાવાય છે આ થાણુ મ્યુનિસિપલ ઓફિસની સામે આવેલુ છે, અને ફાયર બ્રિગેડ ફોરમેનની દેખરેખ હેઠળ છે ફાયર લશ્કર માટે આઠ માણસોની ખાસ નિમણૂક કરવામા આવી છે મ્યુનિ તરફથી સને ૧૯૨૮મા મેરીવેધર ફાયર ફાઈટર ખરીદવામા આવેલુ છે અગ્નિબબા થાણાનો નિભાવ ખર્ચ સને ૧૯૫૦-૫૧ મા રૂા ૮૬૧૦ નો થયો હતો **દીવાબત્તી** —મુખ્ય રસ્તાઓ પર વીજળીના દીવાઓ મૂકવામા આવ્યા છે, વળી શેરીઓ અને લત્તાઓમા પણ મોટે ભાગે વીજળીના દીવા મુકાયેલા છે **રસ્તા** મ્યુનિ ના ૩૧૨૪૫ ફૂટ (રનિંગ ફુટ)ના મેટલ રોડ અને ૨૬૫૩૦ ફૂટના આસ્ફાલ્ટ રોડ હતા તેમા ૧૦,૦૧૫ ફૂટના આસ્ફાલ્ટના રસ્તા રૂા ૯૩,૦૦૦ના ખર્ચે નવા બાધવામા આવ્યા છે **માર્કેટો** મ્યુનિસિપાલિટીનુ 'શેપર્ડ માર્કેટ' નામનુ વેજિટેબલ માર્કેટ છે અને એક મીટ માર્કેટ છે શાક માર્કેટ ગવારા દરવાજા પાસે આવેલુ છે જ્યારે મીટ માર્કેટ તીન લીમડી પાસે આવેલુ છે **ઢોરના ડબા** ઢોરને પૂરવા માટેના બે ડબા છે એક ગવારાનો ડબો અને બીજો મહમદી દરવાજાનો ડબો **ધર્મશાળા** મ્યુનિ ની ધર્મશાળા રેલવે સ્ટેશનની સામે આવેલી છે તેમા મુસાફરો એક અઠવાડિયુ રહી શકે છે તેમા બધી સગવડો રાખવામા આવી છે **ક્લોક ટાવર** 'ત્રણ દરવાજા ટાવર' નામનુ ક્લોક ટાવર મર્હુમ નવાબ જાફરઅલીખાન બહાદુરે બધાવેલુ, તે હાલ મ્યુનિ ને હસ્તક છે **ધોવાનો ઘાટ** પાણિયારી દરવાજા પાસે સ્ત્રીઓ માટે ધોવાનો ઘાટ બાધવામા આવ્યો છે ત્યા કપડા ધોવા માટેના ૨૪ નળ મૂકવામા આવ્યા છે **સ્મશાનિયા માટે નાહવાનો ઘાટ** પાણિયારી દરવાજા બહાર શ્રી પ્રભાશકર બિલાડીવાળાના સ્મારકમા એક અને બીજો પટેલ ભાઈજીભાઈ પીતાબરદાસે ફતેહગેટ બહાર બધાવેલો એમ બે તળાવ ઘાટો સ્મશાનિયાઓને નાહવાની સગવડ માટે બધાવેલા છે, તે મ્યુનિ ને સોપવામા આવ્યા છે આ ઘાટનો ઉપયોગ માત્ર સ્મશાનિયા જ કરે છે મકાઈપુરા હિંદુ સ્મશાનમા સ્મશાનિયા માટે એક પાણીની ઓરડી પણ છે **જાહેર પાણી પીવાના ફુવારા** જાહેર પ્રજાને પાણી પીવા માટે મ્યુનિ તરફથી પાચ ફુવારા મૂકવામા આવ્યા છે તે ચોવીસે કલાક ચાલુ રહે છે **હવાડા** ખભાત ગામમા ઢોરને પાણી પીવા માટે ૧૪ હવાડા છે તે બધા ખાનગી વ્યક્તિઓએ બધાવીને મ્યુનિ ને સોપેલા છે **તળાવ** મ્યુનિ વિસ્તારમા બે મોટા તળાવ આવેલા છે એક માદળા તળાવ, તેમા શહેરમાથી ચોમાસાનુ પાણી ભરાય છે ને તે પાણી કપડા ધોવા માટે તેમજ ઢોરને નવડાવવા માટે વપરાય છે બીજુ નારેશ્વરનુ તળાવ છે, તેમા અલગની નહેરનુ પાણી ચોમાસામા આવે છે આ તળાવમા નાહવા ધોવાનો પ્રતિબધ છે

## ગ્રામપંચાયતો

### ઊંદેલ ગ્રામપંચાયત

**સ્થાપના** : ખભાત રાજ્યના વખતથી નોમિનેટેડ પંચાયત હતી. તા. ૨૬-૧-૫૧થી નવા ધારાધોરણ મુજબ રચાઈ છે. **સભ્યો** : ૭. **સ્ટાફ** : ૨ ઓફિસમાં, ૪ કામદારો. **મકાન** : ૧ રૂ. ૨૫૦૦નું. **પ્રવૃત્તિ** : ગ્રામસફાઈ, આરોગ્યરક્ષણ, વૃક્ષારોપણ વગેરે.

### જહાજ ગ્રામપંચાયત

**સ્થાપના** : તા. ૪-૯-૫૦. વ વર્ગની પંચાયત છે **સભ્યો** : ૫. **સ્ટાફ** : ૨ ઓફિસમાં, ૩ કામદારો. **પ્રવૃત્તિઓ** : સફાઈ કામ, કૂવા ગળાવવા, રસ્તાસુધારણા વગેરે.

### તારાપુર ગ્રામપંચાયત

સ્થાપના સને ૧૯૩૮થી ૧૯૫૦ સુધી સેનેટરી બોર્ડ ચાલતું હતુ તા ૧૦-૧-૫૧ને રોજ મુંબઈ સરકારના કાયદા મુજબ નવેસરથી પંચાયત રચાઈ છે **મકાન** : ૧ રૂ. ૭૦૦૦ નું, ધર્મશાળા રૂ ૬૦૦૦ ની રાચરચીલું : રૂ. ૨૦૦૦. **સ્ટાફ** : ૧ સેક્રેટરી, ૧ પગાવાળો, ૧ મુકાદમ, ૧૧ સફાઈ કામદારો, ૧ ઢોરના ડબ્બાનો રખેવાળ, ૧ પગી, ૨ દીવાબત્તી કરનાર વાળંદ. **સભ્યો** : ૧૫ ગ્રાન્ટ રૂ ૨૧૪૩. કુલ આવક રૂ. ૧૨૦૦૦ **પ્રવૃત્તિઓ** : ગ્રામસફાઈ, દીવાબત્તી, પાણીની વ્યવસ્થા, રસ્તાસુધારણા, તળાવોના ખડિયાટ, કૂવા-વાવ ગળાવવાં, ઢોરના ડબ્બાની વ્યવસ્થા વગેરે.

### ગોરજ ગ્રામપંચાયત

**સ્થાપના** : ૧-૧૨-૫૨ વ વર્ગની પંચાયત છે. **સ્ટાફ** : ૨ ઓફિસમા અને ૪ કામદારો. **સભ્યો** : ૮. **ગ્રાન્ટ** : રૂ. ૧૯૯૫ કુલ આવક રૂ. ૨૭૨૫ **પ્રવૃત્તિઓ** : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવાદુરસ્તી, કંપોસ્ટ ખાતર બનાવવું, નાના ઝઘડાઓનુ સમાધાન કરવું વગેરે.

### બાકીની ગ્રામપંચાયતો

કનુજદ, કાળીસા, ખટનાલ, ખડોધી, જલસણ, જતુંપ, ટીંબા, ધુવારણ, પાંપોરા, ફિણાવ, બરેજ, ભૂરેલ, રામપુર, વડદલા, શકરપુર, સાઠ, હરિપુરા.

•

## કાસરા તાલુકો

### મ્યુનિસિપાલિટી

### ચકોર ટાઉન મ્યુનિસિપાલિટી

[illegible] ચકોર ટાઉન મ્યુનિસિપાલિટી, સ્થાપના તા. ૧૦-૨-૧૮૫૪. મકાન : મ્યુનિ.નું પોતાનું મકાન છે, જે રૂ. ૧૧,૦૦૦ના ખર્ચે બંધાયેલું છે. વિસ્તાર : ૧ ૧ ચો. માઈલ. વસતી : ૧૦૫૭૫. બંધારણ : પાંચ વોર્ડ પાડવામાં આવ્યા છે. દરેક વોર્ડમાંથી ત્રણ ત્રણ સભ્યો ચૂંટાય છે. કુલ ૧૫ સભ્યોમાં બે સ્ત્રી સભ્યો અને એક હરિજન સભ્ય છે. **ચૂંટણી** : ગુપ્ત મતદાનપદ્ધતિથી ચૂંટણી થાય છે. **હોદ્દેદારો** : ૧ પ્રેસિડેન્ટ, ૧ વાઈસ પ્રેસિડેન્ટ, નીચેની ૪ કમિટીઓના ચેરમેન– મેનેજિંગ કમિટી, પબ્લિક વર્કસ કમિટી, ડિસ્પેન્સરી કમિટી અને પિલગ્રિમ કમિટી. **અન્ય કાર્યકરો** : મ્યુનિ માં સ્ટાફ અને તેમના પગારનો સ્કેલ નીચે પ્રમાણે છે :–

| સ્ટાફ | સંખ્યા | પગારનો સ્કેલ |
|---|---|---|
| સેક્રેટરી | ૧ | ૬૦- -૧૦૫ |
| સિનિયર ક્લાર્ક | ૧ | ૪૫ -૨- ૭૦ |
| ઈલેક્શન ક્લાર્ક | ૧ | ૩૦ -૨- ૬૦ |
| રેકર્ડ ક્લાર્ક | ૧ | ૪૦ -૨- ૬૦ |
| નાયક | ૧ | ૨૫ -૧- ૩૫ |
| ફરાસ | ૧ | ૨૦ -૧- ૩૦ |
| પટાવાળા | ૨ | ૨૦ -૧- ૩૦ |
| સેનિટરી ઈન્સ્પેક્ટર | ૧ | ૭૦ ૧૦/૨-૧૨૦ |
| વોર્ડ ઈન્સ્પેક્ટર | ૧ | ૪૦ -૨- ૬૦ |
| ચકલેદાર | ૨ | ૨૦ -૧- ૩૦ |
| મુકાદમ | ૧ | ૧૬ -૧- ૨૧ |
| હરિજન કામદારો | ૬૬ | ૧૪ -૧- ૨૪ |
| ઓવારા સાફ કરનાર | ૧ | ૧૪ -૨- ૨૪ |
| ઓક્ટ્રોય કારકુન | ૪ | ૨૦ -૧- ૩૦ |
| પટાવાળા | ૬ | ૧૨ -૧- ૧૫ |
| દીવાબત્તી ઈન્સ્પેક્ટર | ૧ | ૧૧ -૦- ૦ |
| દીવાબત્તી નોકરો | ૫ | ૧૦ -૧- ૧૨ |
| બેટ પગી | ૧ | ૧૦ -૧- ૧૫ |

આ ઉપરાંત યાત્રાળુ વેરો ઉઘરાવવા માટે મેળાના દિવસોમાં હંગામી નોકરો રાખવા આવે છે.

### કરવેરા

| કરનું નામ | દર | વાર્ષિક ઉપજ રૂ. |
|---|---|---|
| ઘરવેરો | સેંકડે ૦ ૫ ૦ | ૨૫૬૩૧ |
| વ[illegible]વેરો | પેટાનિયમમાં નકી | |
| | કર્યા મુજબ | ૨૨૦૦ |
| [illegible]વેરો | ૩ [illegible] રૂ ૪ | ૫૦૬૭ |
| સામાન્ય સફાઈ વેરો | ,, ,, રૂ ૧ | ૧૧૧૩ |
| [illegible] વેરો | ૦ ૬-૦ | [illegible] |
| [illegible]વેરો | પેટા [illegible]માં નક્કી | |
| | કર્યા મુજબ | [illegible] |
| [illegible] વેરો | [illegible] ૨ ૦ ૦ | |
| | [illegible] | |
| | ૧ ૧-૦-૦ | ૧૦૦૩ |
| | | ૬૧, [illegible] |

બીજા વેરાની આવ

| | |
|---|---|
| હોટલ તથા વીશીની લાઈન્સફી | ૧૨૬૫–૦–૦ |
| નોટિસ ફી | ૧૯૭ |
| ઝૂનતા પાટિયાની ફી | ૩૪૬ |
| રસ્તા રોકાણની ફી | ૫–૮–૦ |
| ઝઝુમર ફી | ૭૪–૮–૦ |
| દપટ ફી | ૧૬૧–૦–૦ |
| નકલ ફી | ૧૩૫–૦–૦ |

બીજી આવક

| | |
|---|---|
| ખાસ કાયદાની રૂએ આવક | રૂ ૧૨૦ ૦ ૦ |
| મ્યુનિ ની મિલકત અને સત્તાની રૂએ આવક | ૫૭ ૪–૦ ૦ |
| સરકારી મદદ અને ફાળો | ૧૭૦૨૨–૦–૦ |
| પરચૂરણ | ૧૦૪૨–૦–૦ |

**હરિજન કામદારો** મ્યુનિ ના હરિજન કામદારેની સખ્યા ૬૬ની છે તેમનો પગાર માસિક રૂા ૧૪ ૧ ૨૪ ગ્રેડ મુજબનો છે તેમને વાર્ષિક બે સુનિફોર્મ આપવામા આવે છે મ્યુનિ ના બીજા નોકરોને મળતી રજાઓ પ્રમાણે તેઓને પણ રજાઓ આપવામા આવે છે, તથા સ્ત્રી કામદારોને સુવાવડની આઠ અઠવાડિયાની રજા આપવામા આવે છે **વાર્ષિક ખર્ચ** મ્યુનિ નુ વાર્ષિક ખર્ચ લગભગ રૂા ૧ ૧૧ ૦૦૦નુ છે **મ્યુનિ નાં મકાનો** મ્યુનિ ના ઓફિસ ઉપરાતના બીજાં મકાનો અને જમીનો નીચે જણાવેલી કિમતના છે

| | કિંમત રૂા |
|---|---|
| ગામની ધર્મશાળાનુ મકાન | ૧૫ ૦૦૦ |
| દવાખાનાનુ મકાન | ૪૦ ૦૦૦ |
| સ્વામીનારાયણવાળુ મકાન | ૫૦૦૦ |
| મ્યુ ની જમીનો | ૮૦૦૦ |

**પ્રવૃત્તિઓ**

**શિક્ષણ** પ્રાથમિક શાળાઓ જિલ્લા લોકલબોર્ડના વહીવટમા છે તેને રૂા ૮૦૦૦થી ૧૧,૦૦૦ જેટલો ફાળો આપવામા આવે છે

**પુસ્તકાલય** ગામના પુસ્તકાલયને વાર્ષિક રૂા ૨૦૦ની ગ્રાન્ટ આપવામા આવે છે

**ટાનર** તે ખાતે આશરે રૂા ૨૦૦નુ ખર્ચ થાય છે

**બગીખાનુ** તેના ખાતે સને ૧૯૫૨–૫૩મા રૂ ૧૮૩૫નુ ખર્ચ થયુ હતુ

## કાલમગ ગ્રામપંચાયત

**સ્થાપના** પચાયત સ્થપાતા પહેલા લગભગ ૪૮ વર્ષથી સેનેટરી કમિટી ચાલતી હતી **સભ્યો** ૧૧ **સ્ટાફ** ૧ સેક્રેટરી ૪ કામદારો **શચરચીલુ** રૂા ૪૫૦નુ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા કૂવા તથા તળાવોના સમારકામ આરોગ્યરક્ષા વગેરેપ્રવૃત્તિઓ પાછળ રૂા ૨૮૦૦ જેટલુ ખર્ચ થાય છે ન્યાય પચાયતનો અધિકાર મળેલો છે.

## અંધાડી પહાડિયા ગ્રામપંચાયત

**સ્થા** તા ૨૮–૧૦–૫૦ **સભ્યો** ૧૧, **સ્ટાફ** ૧ સેક્રેટરી, ૧ પટાવાળો, ૨ સફાઈ કામદાર **ગ્રાન્ટ** રૂા ૭૬૫. **વાર્ષિક આવક** રૂા ૨૫૮૪, **પ્રવૃત્તિ** સફાઈકામ, રસ્તા સુધારણા વગેરે

## દાસરા ગ્રામપંચાયત

**સ્થાપના** તા ૨૮–૧૧ ૪૦ **સ્ટાફ** ૪ ઓફિસમા, ૧૭ કામદારો કુલ **વાર્ષિક આવક** રૂ ૧૦૦૯૯ **વાર્ષિક ખર્ચ** રૂ ૭૪૦૦ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, દીવાબત્તી રસ્તા સુધારણા, ઢોરનો દબો તથા કૂવા–તળાવની દુરસ્તી વગેરે.

## ડુણાદરા ગ્રામપંચાયત

**સ્થાપના** તા ૧૫–૧૨–૧૯૪૦ **મકાન** પચાયત માલિકીનો ચોરો **સેક્રેટરી** એક સેક્રેટરી એક પગાવાળો બે સફાઈ કામદારો, બે બીજા નોકર **સભ્યો** ૧૧ **ગ્રાન્ટ** સને૧૯૪૦માં રૂા ૧૨૭, ૧૯૫૧મા રૂા ૪૯૭ **કુલ આવક** સને ૧૯૫૧–૫૨મા રૂા ૨૬૫૦ **મિલ્કત** ચોરો (કિં રૂા ૫૦૦૦), પડતર જમીન (કિં રૂા ૧૦૦૦૦), ગોચર (કિં રૂા ૫૦૦૦), કૂવા (કિં રૂા ૧૦૦૦૦), ફળાઉ ઝાડો (કિં રૂા ૧૦૦૦૦) **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, દીવાબત્તી, રસ્તા સુધારણા, લાયબ્રેરીને મદદ, કૂવાનુ સમારકામ, તળાવ ઉપર ધોવાના પથ્થરોની સગવડ, સહકારી ધોરણે અનાજ દળવાના કારખાનાની સગવડ વગેરે. સને ૧૯૪૩થી ન્યાય પચાયતની સત્તા મળેલી છે ૧૯૪૮–૪૯મા ગ્રામ સુધારણા શિલ્ડ મળેલો.

## પાલી ગ્રામપંચાયત

**સ્થાપના** તા ૧–૨–૩૭ **સ્ટાફ** ૨ ઓફિસમા, ૩ કામદારો **શચરચીલુ** રૂા ૧૫૦નુ **પ્રવૃત્તિ** સફાઈકામ, રસ્તાસુધારણા વગેરે ન્યાય પચાયત ફરજિયાત કેળવણીના કેસો ચલાવે છે

## બાકીની ગ્રામપંચાયતો.

અંગડી કરખો અગરવા કુણી ચતરસુબા, નણાદરા, નેસ પીપળગડા, પાડગણિયા બોરડી ભદ્રાસા, મજીપુરા, રખિયાલ ગણિયા વણોતી વનેડા, વસો વાઘરોની, સાઢેલી, સૂઈ, સેનીપુર સૈયાત

*

# નડિયાદ તાલુકો

## મ્યુનિસિપાલિટીઓ

### નડિયાદ બરો મ્યુનિસિપાલિટી

**મકાન** બરો મ્યુનિસિપાલિટી મકાન અમદાવાદી દરવાજે, નડિયાદ. **સ્થાપના અને ઇતિહાસ** ચરોતરમા નડિયાદ

મહત્ત્વનુ સ્થાન ભોગવે છે એ ઐતિહાસિક શહેર છે ૫૦૦ વર્ષ પૂર્વે નડિયાદ શહેર એક અગત્યનુ સ્થાન હતુ એમ મુસલમાન મરાઠા રાજ્યકાળના ઇતિહાસ પરથી જણાય છે

બ્રિટિશ હકૂમત નીચે સ્થાનિક સ્વરાજ્ય ભોગવતી પુરાણી ગ્રામપચાયતો જેવી સસ્થાઓ નબળી પડતી ગઈ ઈ સ ૧૮૬૫મા અને તે પહેલા ઈલાકાઓના મુખ્ય શહેરો સિવાય ભાગ્યે જ કોઈ સ્થળે સ્થાનિક સસ્થાઓ હતી લોર્ડ રિપનના અમલ દરમિયાન સ્થાનિક સ્વરાજ્યનો ખરેખરો પાયો નખાયો છતા ઈ સ ૧૮૮૨થી ઈ સ ૧૯૧૨ સુધી, સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિ ઘણી ધીમી હતી જિલ્લાના અમલદારો આવી સસ્થાઓના મોટે ભાગે પ્રમુખો હોવાથી તેમણે એકહથ્થુ વહીવટ રાખેલો હોદ્દેદારો અને સરકાર નિયુક્ત સભાસદોની સખ્યા ઘણી મોટી રહેતી



નડિયાદ બરો મ્યુનિસિપાલિટી

ઈ સ ૧૯૧૭ ૧૮થી સ્થાનિક સ્વરાજ્યની પ્રગતિ થવા લાગી

સન ૧૮૫૦ના એક્ટ ન ૨૬થી મ્યુનિસિપાલિટી સ્થાપવાનો કાયદો સરકારે કર્યો તે આધારે નડિયાદ મ્યુનિસિપાલિટીની સ્થાપના તા ૧૧મી એ ૧૮૬૬ને રોજ કરવામા આવી

સને ૧૯૮૩ના માર્ચની ૩૧ સુધી આ મ્યુનિસિપાલિટી ટાઉન મ્યુનિસિપાલિટી ગણાતી હતી ત્યાર બાદ તા. ૧-૪-૧૯૮૩થી તેને સિટી મ્યુનિસિપાલિટી ગણવામા આવી તે પછી સને ૧૯૨૫નો મોટો મ્યુનિસિપલ બરોઝ એક્ટ અમલમા આવ્યો અને તે મુજબ મ્યુનિનુ નવું બધારણ તા ૨૭મી મે ૧૯૩૬થી અમલમા આવ્યુ મ્યુનિસિપાલિટીની હદ : સને ૧૯૧૭મા આ શહેરની સિટી સરવે થયેલી છે તે પ્રમાણે શહેરનું ક્ષેત્રફળ ૨૫૦ એકર છે, તેમા ૭૫ એકર જમીન રસ્તાઓમા, ૧૫૫ એકર જમીન માલિકીના મકાનોમા, ૬ એકર જમીન મ્યુનિ અને સરકારી મકાનોમા રોકાયેલી છે, બાકીની પડતર છે

મ્યુનિસિપાલિટી સ્થપાઈ તે વખતે મ્યુનિ હદ ફક્ત શહેર પૂરતી જ નક્કી થઈ હતી ત્યાર પછી સરકારના ઠરાવથી તા. ૧૦ ૯-૧૮૮૪થી મ્યુનિ ની હદ નડિયાદની હાલની રેવન્યુ હદ મુજબ કરેલી છે ત્યાર પછી સરકારે ઠરાવ કરી તા ૨૬-૮-૧૮૮૫થી રેલવેના કબજાની જમીન તે હદમાથી બાતલ કરી, પણ વળી પાછળથી તા ૩૦ ૧૦ ૧૯૧૪થી રેલવેની બાતલ કરેલી જમીન મ્યુનિસિપલ હદમા ઉમેરવામા આવી છે

બધારણ મ્યુનિ સ્થપાઈ ત્યારથી ઈ સ ૧૮૮૩ સુધી સરકારે સરકારી અમલદારો અને પ્રજામાથી લાયક જણાતા માણસોને સભાસદ નીમી મ્યુનિ નો કારભાર ચલાવેલો, અને ૧૮૮૪નો એક્ટ થયા પહેલા એક વર્ષ અગાઉ આ મ્યુનિ ને ચૂટણીથી અડધા સભાસદ ચૂટવાનો ખાસ હક્ક આપેલો, તે મુજબ સને ૧૮૮૬-૮૭મા ૧૮ સભ્યોનુ બોર્ડ પ્રથમ નિમાયુ તે પછી ૧૯૧૫-૧૬મા સુધારો કરી ૧૮ સભ્યો પૈકી સરકાર નિયુક્ત ૬ અને ૧૨ પ્રજાનિયુક્ત સભ્યો નીમવાની વ્યવસ્થા કરી તે સને ૧૯૨૨ના માર્ચ આખર સુધી રહી તે પછી બોર્ડને મોટુ કરાઇ ૨૦ સભાસદો પ્રજાનિયુક્ત અને ૫ સરકારનિયુક્ત એમ ૨૫ સભ્યોનુ બોર્ડ રચવામા આવ્યુ



પટેલ મંગળભાઇ બેચરભાઈ અતિથિગૃહ

૧૯૩૬મા મ્યુનિ ને બરો મ્યુનિ નો દરજ્જો આપ્યો ત્યારથી સરકારનિયુક્ત સભ્યો નીમવાનું બધ કરવામા આવ્યુ અને બોર્ડનો વિસ્તાર કરી તે ૩૪ સભ્યોનું બનાવાયુ આ સભ્યો પૈકી મુસલમાનો માટે ૬, સ્ત્રીઓ માટે ૧, હરિજનો માટે ૨.

દેશી ખ્રિસ્તી માટે ૧, એમ ૧૦ બેઠકો અનામત રખાતી પ્રૌઢ મતાધિકાર પ્રમાણે ચૂટણી કરવાનુ ઠરાવાયા પછી કોમી ધોરણે બેઠકો અનામત રાખવાનુ રદ કરવામા આવ્યુ

**પ્રેસિડન્ટની પસદગી** મ્યુનિ ની શરૂઆતમા પ્રેસિડન્ટ તરીકે સરકાર જિલ્લા કલેકટરની નિમણૂક કરતી તે ધોરણે ૧૮૮૩ના માર્ચ સુધીમા મિ બેરિડન, મિ વુડવર્ડ, મિ વિલ્સન, મિ ગ્રાન્ટ, મિ કેનેડી–એ કલેકટરો નડિયાદ મ્યુનિ ના પ્રેસિડન્ટ તરીકે રહેલા

સને ૧૮૮૩થી પ્રથમાથી ખાનગી ગૃહસ્થોને પ્રેસિડન્ટની જગા આપવાની પદ્ધતિ દાખલ કરી તે મુજબ સરદાર રા બ બહેચરદાસ વિહારીદાસ દેસાઈ, શ્રી મોતીભાઈ રૂઘનાથજી પડ્યા, સરદાર પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈની પ્રેસિડન્ટ તરીકે નિમણૂક સરકારે કરેલી

ત્યાર પછી સને ૧૯૧૧થી મ્યુનિસિપલ સભ્યોની ભલામણ ધ્યાનમા લઈ પ્રમુખની નિમણૂક કરવા સરકારે ઠરાવ્યુ તે અનુસાર નીચેના સરકારી અમલદારો–મામલતદારો મ્યુનિ ના પ્રેસીડન્ટ તરીકે નિમાયા શ્રી ત્રિકમલાલ પ્રાણજીવનદાસ લાખિયા, વલીબક્ષ પટેલ, રા સા મગનલાલ મોહનલાલ ગાંધી ગમગોવિંદ લાલભાઈ પટેલ, છોટાલાલ નાથાભાઈ જોશી

૧૯૧૫થી ૧૯૧૮ સુધી સરકારે બોર્ડની ભલામણના આધારે શ્રી ગિરધરદાસ મગળદાસ દેસાઈને પ્રમુખ તરીકે નીમેલા

સને ૧૯૧૮મા સરકારે મ્યુનિ ને પ્રમુખ ચૂટવાનો અધિકાર આપ્યો, તે મુજબ શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટી મ્યુનિ ના પ્રથમ ચૂટાયેલા પ્રમુખ નિમાયા શ્રી ગોકળદાસ તલાટીએ તા ૧૧–૧ ૧૯૨૨ને રોજ રાજીનામુ આપ્યુ પણ ફરીથી તે જ વર્ષના એપ્રિલથી નવેમ્બર સુધી પ્રમુખ તરીકે રહેલા તે ગાળામા સરકારે રા સા ભગવાનદાસ જી દેસાઈને પ્રમુખ તરીકે નીમેલા અને પછી તા ૮ ૧૧–૧૯૨૨થી ૧૯૨૫ સુધીના વર્ષો દરમિયાન મ્યુનિ ના પ્રેસિડન્ટ તરીકે નડિયાદના જે તે વખતના મામલતદાર મણિલાલ ચુનિલાલ દેસાઈ, મણિલાલ એમ મહેતા અને કેશવલાલ ગિરધરલાલ પરીખ નિમાયેલા

તે બાદ તા ૧–૪ ૧૯૨૫થી પોતાનો પ્રમુખ નીમવા મ્યુનિ ને સરકારે અધિકાર આપ્યો તે રૂએ શ્રી ત્રિકમલાલ સાકળચદ પરીખ પ્રજાનિયુક્ત પ્રેસિડન્ટ નિમાયા તે પછી હાલ સુધી મ્યુનિ ના ચૂટાયેલા સભ્યો જ પોતાનામાથી પ્રેસિડન્ટની અને વાઈસ પ્રેસિડન્ટની પસદગી કરે છે

**મતાધિકાર** તા ૧૬–૪–૧૮૮૫થી મ્યુનિ.ની ચૂટણીમા મત આપવાનો અધિકાર રૂા ૫ અથવા તેથી વધુ કર ભરનારને આપવામા આવેલો તા ૧૬–૫–૮૫થી એમ ઠરાવાયેલુ કે રૂા ૫૦૦૦ અને તે ઉપરાતની મિલકત ધારણ કરનારને મત આપવાનો અધિકાર છે તે પછી તા ૨–૪–૧૮૯૨થી તેમા સુધારો થયો કે રૂા ૩ ટેક્ષ ભરનાર અથવા રૂા ૨૫૦૦ની મિલકત ધારણ કરનારને મત આપવાનો અધિકાર છે

સને ૧૯૧૮મા એવો સુધારો કરાયો કે રૂા ૨૫૦૦ની મિલકતને બદલે ૫ વીઘા જમીન ધારણ કરનારને મત આપવાનો અધિકાર છે ૧૯૧૯મા ફક્ત મ્યુનિ મા ટેક્ષ ભરનારને જ મતનો અધિકાર અપાયો

ત્યાર પછી તા ૨૨–૩–૧૯૨૧થી ઠરાવાયુ કે રૂા ૦–૮–૦ મ્યુનિ ટેક્ષ ભરનારને મત આપવાનો અધિકાર છે

સને ૧૯૪૭મા સ્વરાજ્ય મળ્યા પછી ૧૯૫૧થી મ્યુનિ ની ચૂટણી પ્રૌઢ મતાધિકારથી કરવામા આવે છે.

**દવાખાનાં** મ્યુનિ એ સને ૧૮૬૬મા નડિયાદમા અગ્રેજી પદ્ધતિએ દવાખાનુ શરૂ કર્યું અને તે માટે પ્રથમ ભાવસાર વાડમા ભાડાના મકાનમા તે દવાખાનુ ખોલવામા આવ્યુ હતુ

હાલના મ્યુનિ દવાખાનાનુ મકાન સને ૧૮૭૦મા બધાવવામા આવ્યુ

નડિયાદના સુપ્રસિદ્ધ શહેરી સ્વ. હરિદાસ વિહારીદાસ દેસાઈના સ્મારક ફડના ટ્રસ્ટીઓએ રૂા ૨૫૦૦૦ની રકમ મ્યુનિ ને આપવાથી મ્યુનિ. દવાખાના સાથે તેમનુ નામ જોડવામા આવ્યુ છે

જાનવરો માટે સને ૧૮૮૯મા દવાખાનુ સ્થાપવામા આવેલુ તે પ્રથમ જૂની દીવાની કોર્ટના કપાઉન્ડમા શરૂ કરેલુ તે બાદ સને ૧૮૯૨મા સરદાર રા બ બહેચરદાસ વિહારીદાસ દેસાઈ અને તેમના ભાઈઓએ પોતને ખર્ચે મ્યુનિ ની જમીન ઉપર હાલનુ દવાખાનુ બધાવી આપ્યુ હતુ

**જાજરૂવેરો** પ્રથમ ખાનગી જાજરૂ સાફ કરવા રૂ ૧–૮–૦ જાજરૂ દીઠ વાર્ષિક વેરો રાખ્યો હતો, તેમા ૧૯૨૦મા વધારો કરી રૂ ૨ ૮–૦ કરેલો તે પછી તે વેરામા ઉત્તરોત્તર વધારો થઈ હાલ તે વાર્ષિક રૂ ૧૨ કરવામા આવ્યો છે

પ્રથમ દટણુ જાજરૂ ઉપર ૧૮૮૮–૮૯મા ટેક્ષ દાખલ કરેલો પણ તે ગેરકાયદે હોવાથી સને ૧૮૮૬ ૮૭મા બધ કર્યો હતો ખાનગી જાજરૂનો ટેક્ષ નહિ ભરનાર દરેક કુટુબ દીઠ સામાન્ય સફાઈ વેરો જનરલ સેનિટરી સેસ રૂ ૦–૮–૦ દાખલ કરવામા આવ્યો તે વધીને હાલ રૂ ૧–૮–૦ લેવાય છે

**દીવાબત્તી** સને ૧૮૮૫ ૮૬મા નડિયાદ શહેરમા ૨૬૬ ફાનસો હતા, તે વધીને ૧૯૨૬ સુધીમા ૭૭૫ થવા પામેલા તે બાદ ૧૯૫૦–૫૧મા વીજળીના દીવા ૮૬૫ અને કેરોસીનના ફાનસો ૧૮૫ની સખ્યામા હતા

દીવાબત્તી પાછળ મ્યુનિ ને ૧૯૨૬મા આશરે રૂ ૭ હજારનું ખર્ચ થતુ હતુ તે વખતે ૩૦ નોકર બત્તી કરનાર અને બે મુકાદમો રાખવામા આવ્યા હતા

હાલ બત્તીઓની સખ્યા નીચે મુજબ છે —

૧૨૮૯ ઈલેક્ટ્રિક લાઇટો, ૧૮ ઓર્નામેન્ટલ, ૫ કેરોસીન

કેરોસીન લાઈટ સદતર બધ કરી ઇલેક્ટ્રિક લાઈટ રાખવાની

નીતિ અખત્યાર કરેલી છે અને તેનો સંપૂર્ણ અમલ ટૂંક મુદતમા થઈ જશે

રોશની ખર્ચ ૧૯૫૧-૫૨ અને ૧૯૫૨-૫૩મા નીચે મુજબ થયેલુ —

રૂ ૨૦૩૬૪ ૧૯૫૧-૫૨

રૂ ૨૫૦૪૪ ૧૯૫૨-૫૩

**વ્યવસ્થાખાતું** મ્યુનિ સ્થપાઈ ત્યારથી તા ૧-૫-૧૯૧૩ સુધી મ્યુનિ ઓફિસનો વહીવટ સેક્રેટરીથી ચલાવવામાં આવતો હતો ત્યાર પછી ચીફ ઓફિસરની નિમણૂક કરવામા આવી

સને ૧૯૧૬-૧૭મા સેનિટરી ખાતા ઉપર દેખરેખ રાખવા માટે હેલ્થ ઓફિસરની નવી જગા શરૂ કરવામા આવી

**ઘરવેરો અને બીજા વેરાઓ** સને ૧૮૭૯મા ઘણા મત ભેદ પછી એક બે વધુ મતે મ્યુનિ બોર્ડે ઘરવેરો નાખવા ઠરાવ કર્યો, પણ પ્રજામા અસંતોષ થવાથી તે ઠરાવનો અમલ કરવાનુ બંધ રહેલુ

સને ૧૮૮૯-૯૦મા રૂ ૧-૦-૦ અને રૂા ૦-૮-૦ એ બે દર ઠરાવી ઘરવેરો દાખલ કર્યો, તે દર ત્રીજે વરસે બેવડા થયા તે પછી સને ૧૮૯૮-૯૯મા મકાનની કિંમત ઉપર આકાર ઠરાવ્યો, અને તેથી મ્યુનિ ને રૂ ૧૦,૮૦૦ની આવક થઇ છેલ્લા પચાવન વર્ષથી આ પદ્ધતિ ચાલે છે.

મકાનોની કિંમતની આકારણી સને ૧૯૧૫-૧૬, ૧૯૧૯-૨૦, અને ૧૯૫૧-૫૨મા નવેસર થયેલી

સને ૧૯૫૦-૫૧ સુધી રહેઠાણના મકાનોની આકારણી કિંમત ઉપર થતી હતી અને વેપાર માટે વપરાતા મકાનોની આકારણી અજમાયશી ભાડાની રકમ ઉપર દર રૂપિયે ૦-૧-૦ લેખે લેવાતી સને ૧૯૫૦ પરથી તમામ મકાનોની આકારણી અજમાયશી ભાડાની રકમ ઉપર લેવાની પ્રથા દાખલ કરી છે

ટર્મિનલ ટેક્ષ સને ૧૯૨૧મા દાખલ કરવામા આવ્યો છે હવે ટર્મિનલ ટેક્ષને બદલે સરકારે ઓકટ્રોય દાખલ કરવા હુકમ કરેલો છે, તે મુજબ ટૂંક મુદતમા તે દાખલ કરવામા આવનાર છે

વાહનવેરો સને ૧૮૮૯-૯૦મા દાખલ થયો તે વખતથી બહારગામથી આવતા વાહન ઉપર ટોલ લેવાનુ શરૂ થયુ તે ટોલટેક્ષ સને ૧૯૨૧-૨૨મા બંધ કર્યો

**મકાન** પોતાનુ **મ્યુનિસિપલ વિસ્તાર** ક્ષેત્રફળ ૧૧ થી માઈલ ૯૬ રેવન્યુ હદ મુજબ **વસતી** ૬૨૭૦૪ ૩૩૩૨૧ પુરુષો ૨૯,૩૮૩ સ્ત્રીઓ **બંધારણ** કુલ ૩૪ સભ્યોનુ બોર્ડ **વોર્ડ દીઠ સભ્યોની સંખ્યા**

| વોર્ડ | સભ્યોની સંખ્યા | અનામત બેઠકો |
|---|---|---|
| એ | ૫ | ૧ બેઠક સ્ત્રીઓ માટે એ અને બી માટે અનામત |
| બી | ૫ | — |
| સી | ૫ | ૧ બેઠક સ્ત્રીઓ માટે વોર્ડ સી અને ડી માટે અનામત |
| ડી | ૫ | — |
| ઈ | ૫ | ૧ બેઠક શિડ્યુલ-જાતિ માટે અનામત |
| એફ | ૪ | ૧ બેઠક સ્ત્રીઓ માટે વોર્ડ એફ અને જી માટે અનામત |
| જી | ૫ | — |
| વોર્ડ ૭ સભ્યો ૩૪ | | અનામત બેઠક ૪ |

**ચૂંટણી** પ્રૌઢ મતાધિકાર પ્રમાણે હોદ્દેદારો ૧ પ્રમુખ ૧ ઉપપ્રમુખ, અને નીચેની સાત કમિટીઓના ચેરમેનો —

**કમિટીઓ** ૧ સ્ટેન્ડિંગ ૨ સેનિટરી ૩ ડિસ્પેન્સરી ૪ પબ્લિક વર્કસ. ૫ લિગલ ૬ ફિનાન્સ. ૭ વોટરવર્કસ.

મ્યુનિસિપાલિટીનો સ્ટાફ સંખ્યા-પગાર

| સ્ટાફનો પ્રકાર | સંખ્યા | પગાર | વધારો | મોંઘવારી |
|---|---|---|---|---|
| **સામાન્ય કારભાર** | | | | |
| ચીફ ઓફિસર | ૧ | ૩૦૦+૫૦ | ૧૨૫ | ૬૦ |
| સેક્રેટરી અને ટેક્ષ સુપરિન્ટેન્ડન્ટ | ૧ | ૨૪૦ | ૧૧૦ | ૬૦ |
| એકાઉન્ટન્ટ | ૧ | ૭૫ | ૪૦ | ૪૫ |
| ટ્રેઝરર | ૧ | ૪૬+૫ | ૨૨ | ૩૫ |
| કારકુનો | ૭ | ૪૫થી ૮૨ | ૨૨થી ૫૫ | ૩૫થી ૪૫ |
| પટાવાળા વગેરે | ૧૧ | ૨૫થી ૬૬ | ૮થી ૧૨ | ૩૫ |
| **ગુમાસ્તાધારા ખાતુ** | | | | |
| શોપ ઈન્સ્પેક્ટર | ૧ | ૧૦૦+૪ | ૫૫ | ૫૦ |
| પટાવાળો | ૧ | ૩૫ | ૧૧ | ૩૫ |
| **સરવે ખાતુ** | | | | |
| સરવેયર | ૧ | ૮૦+૪ | ૪૫ | ૪૫ |
| કારકુન | ૧ | ૪૪ | ૨૨ | ૩૫ |

| સ્ટાફનો પ્રકાર | સંખ્યા | પગાર | વધારો | મોંઘવારી |
|---|---|---|---|---|
| પટાવાળો | ૧ | ૨૭ | ૧૧ | ૩૫ |
| **ટાઉન હોલ ખાતું** | | | | |
| માળી | ૧ | ૨૫ | ૧૧ | ૩૫ |
| ચાવી આપનાર | ૧ | ૩૦ | — | — |
| **કરવસૂલ ખાતું** | | | | |
| કારકુનો | ૧૨ | ૪૦થી ૮૦ | ૧૨થી ૩૩ | ૩૫થી ૪૫ |
| **ટર્મિનલ ટેક્ષ ખાતું** | | | | |
| ઈન્સ્પેક્ટર | ૧ | ૪૦+૪ | ૨૨ | ૩૫ |
| કારકુનો | ૧૩ | ૩૦થી ૭૨ | ૩થી ૧૧ | ૩૫ |
| પગારદાર | ૨ | ૪૦ | ૩૩ | ૫૨ |
| **હિસાબ ખાતું** | | | | |
| કારકુનો | ૫ | ૩૧થી ૩૨ | ૫થી ૧૨ | ૩૫ |
| **જાહેર બાંધકામ ખાતું** | | | | |
| ઓવરસિયર | ૧ | ૧૧૬+૪ | ૧૬ | ૫૦ |
| પગી | ૧ | ૨૭ | ૧૧ | ૩૫ |
| ડ્રાઈવર | ૧ | ૫૦ | ૪૦ | ૪૫ |
| **વોટર સપ્લાય ખાતું** | | | | |
| ડ્રેનેજ એન્જિનિયર | ૧ | ૨૫૦ | ૬૦ | ૬૦ |
| મિકેનિકલ એન્જિનિયર | ૧ | ૨૩૦ | ૩૦ | ૬૦ |
| આસિસ્ટંટ એન્જિનિયર | ૧ | ૨૨૦ | ૩૦ | ૬૦ |
| ઓફિસ સ્ટાફ | ૧૦ | ૩૦થી ૭૨ | ૫થી ૮ | ૩૫થી ૪૫ |
| **દવાખાના ખાતું** | | | | |
| મેડિકલ ઓફિસર | ૧ | ૨૪૦ | વાર્ષિક ઉચક રકમ | |
| લેડી ડોક્ટરનું ખાતું | ૧ | ૨૫૦ | — | ૬૦ |
| **પુરુષોના દવાખાનાનું ખાતું** | | | | |
| કમ્પાઉન્ડર | ૩ | ૬૫થી ૮૦ | — | ૪૫ |
| બીજો સ્ટાફ | ૧૧ | ૧૫થી ૬૫ | ૧૧થી ૨૨ | ૩૫ |
| **સ્ત્રીઓના દવાખાનાનું ખાતું** | | | | |
| નર્સ | ૧ | ૬૫ | — | ૪૫ |
| બીજો સ્ટાફ | ૭ | ૭૫થી ૬૦ | ૧૧થી ૧૫ | ૩૫થી ૪૫ |
| **સેનેટરી ખાતું** | | | | |
| હેલ્થ ઓફિસર | ૧ | ૫૦૦ | માસિક ઉચક રકમ | |
| સેનિટરી ઈન્સ્પેક્ટરો | ૧૨ | ૩૩થી ૧૦૦ | ૧૧ | ૩૫થી ૪૫ |
| પટવાળો | ૧ | ૨૭ | ૬ | ૩૫ |
| મુકાદમ | ૩ | ૨૮થી ૩૦ | ૮થી ૧૧ | ૩૫ |
| **રોશની ખાતું** | | | | |
| લાઈટ ઈન્સ્પેક્ટર | ૧ | ૪૪ | ૧૧ | ૩૫ |
| લાઈટરો | ૩ | ૬ | — | ૩ |

| સ્ટાફનો પ્રકાર | સંખ્યા | પગાર | વધારો | મોંઘવારી |
|---|---|---|---|---|
| આગખાતું | | | | |
| ફાયર સુપરિન્ટેન્ડન્ટ | ૧ | ૯૦ | ૫૫ | ૪૫ |
| સ્ટાફ | ૧૦ | ૩૫થી ૬૦ | ૯થી ૨૨ | ૩૫થી ૪૫ |
| છ ટકાવ ખાતું | | | | |
| ડ્રાઈવર | ૧ | ૬૦ | — | ૪૫ |
| ક્લિનર | ૧ | ૨૭ | ૧૧ | ૩૫ |
| કૂવા દેખરેખ ખાતું | | | | |
| પટાવાળો | ૧ | ૨૭ | ૧૧ | ૩૫ |
| બાગ ખાતું | | | | |
| સ્ટાફ | ૪ | ૨૨થી ૩૫ | ૫થી ૧૧ | ૩૫ |
| કચરા મોટર ખાતું | | | | |
| સ્ટાફ | ૪ | ૨૫થી ૨૭ | ૫થી ૮ | ૩૫ |
| હરિજનો | ૧૮ | ૨૫ | ૫ | ૩૫ |
| મેલા મોટર ખાતું | | | | |
| સ્ટાફ | ૨ | ૫૫થી ૬૦ | — | ૪૫ |
| હરિજનો | ૧૨ | ૨૫+૩ | ૫ | ૩૫ |
| કતલખાના ખાતું | | | | |
| હરિજન | ૧ | ૨૫ | ૫ | ૩૫ |
| ઝાડુ વાળનાર ભંગી ખાતું | | | | |
| હરિજનો | ૧૦૪ | ૨૫ | ૫ | ૩૫ |
| પેશાબખાનાં ખાતું | | | | |
| હરિજનો | ૬ | ૨૫ | ૫ | ૩૫ |
| માલિકી જાજરૂ વાળનાર | | | | |
| હરિજનો | ૫૪ | ૨૫+૩ | ૫ | ૩૫ |
| પબ્લિક જાજરૂ વાળનાર | | | | |
| હરિજનો | ૧૭ | ૨૫+૩ | ૫ | ૩૫ |
| મેલા ડેપો ખાતું | | | | |
| હરિજનો | ૬ | ૨૫+૩ | ૫ | ૩૫ |
| કુંડીઓ ભરનાર ખાતું | | | | |
| હરિજનો | ૪ | ૨૫ | ૫ | ૩૫ |

ટર્મિનલ વેરો નડિયાદ મ્યુનિસિપલ હદમાંથી બહાર જતા અને અંદર આવતા તમામ પ્રકારના માલ ઉપર ટર્મિનલ ટેક્ષ લેવાય છે આ વેરો વેસ્ટર્ન રેલ્વે મારફત ઉઘરાવવામા આવે છે

નીચે મુજબના ૧૦ નાકા જકાત લેવા માટે રખાયેલાં છે : પેટિયાર, મિશન રોડ, અમદાવાદી દરવાજો, ડાકોર, સલુણ દરવાજો, કાજીનો કૂવો, ચકલાશી ભાગોળ, કોલીવાડો, કુમારવાડ બજાર, અને પીજ ભાગોળ

આવકના આંકડા : મ્યુનિસિપાલિટીને જુદી જુદી રીતે જે આવક થાય છે, તેમા મુખ્ય કરવેરા વગેરેની માહિતી (સને ૧૯૫૩-૫૪ની) મુદ્દાસર નીચે આપી છે —

| વેરાનો કે આવકનો પ્રકાર | રકમ<br>રૂ. આ પા. |
|---|---|
| ટર્મિનલ ટેક્ષ, નાકાનો | ૪૦૩૧૭-૧૦-૦ |

| | |
|---|---|
| ટર્મિનલ રેલવેનો ટેક્ષ | ૪૧૧૩૫૨-૧૨-૩ |
| ઘરવેરો | ૧૪૨૫૮૧-૦-૫ |
| વાહનવેરો | ૨૦૮૦૭-૭-૬ |
| ખાસ સફાઈવેરો | ૩૮૧૯૪-૧૪-૦ |
| સામાન્ય સફાઈ વેરો | ૨૧૭૪૯-૮-૦ |
| થિયેટર ટેક્ષ | ૫૫૩૦-૦-૦ |
| ખાસ પાણી વેરો | ૧૭૨૦૪૬-૪-૦ |
| સામાન્ય પાણી વેરો | ૪૯૧૩૭-૦-૦ |
| વોટર સપ્લાય ચાર્જીઝ | ૭૧૨૯-૧૦-૦ |
| ડબા દંડ | ૧૯૫૯-૮-૦ |
| દવાખાનાની ફી તથા ઉપજ | ૬૪૧૭-૪-૯ |
| કતલખાના ફી | ૪૫૫-૭-૦ |
| ઉકરડા ભાડું | ૧૪૪-૦-૦ |
| છજાં ભાડું | ૧૭૯૯-૦-૦ |
| પાટિયા ભાડું | ૩૫૩૦-૪-૦ |
| ઈમારતી ફી | ૧૮૮-૦-૦ |
| માંડવા ફી | ૮૭-૦-૦ |
| પરવાના ફી | ૨૪૫૫૨-૮-૦ |
| **સરકાર તરફથી** | |
| સામાન્ય કારણો સારુ | ૬૮૮૮૭-૧૫-૯ |
| વિદ્યાવૃદ્ધિ | ૧૧૨૨૨૯-૦-૦ |
| વૈદકીય | ૬૧૦૬-૧૨-૦ |
| **લોકલ બોર્ડ તરફથી** | |
| સામાન્ય કારણો સારુ | ૨૫૮૧-૫-૧૧ |
| વિદ્યાવૃદ્ધિ | ૨૫૮૧-૫-૧૧ |

મ્યુનિસિપાલિટીની કુલ આવક ૧૯૫૩-૫૪ના વર્ષમાં રૂ. ૧૩,૨૭,૯૭૦-૧૧-૫ અંદાજવામાં આવી હતી.

**વાર્ષિક ખર્ચ** ૧૯૫૩-૫૪માં રૂ. ૧૦,૯૮,૬૪૧-૧૫-૧૧.

**કર અને આવકની સરેરાશ** કુલ વસતીના માથા દીઠ કર અને આવકનું ભારણ છેલ્લાં ચાર વર્ષનું નીચે પ્રમાણે છે :—

| વર્ષ | કરનું માથાદીઠ ભારણ | માથાદીઠ આવક |
|---|---|---|
| ૧૯૪૯-૫૦ | ૧૧- ૧-૫ | ૧૭- ૫- ૨ |
| ૧૯૫૦-૫૧ | ૭-૧૦-૮ | ૧૩-૧૦-૧૧ |
| ૧૯૫૧-૫૨ | ૧૨- ૩ ૮ | ૧૬-૧૩- ૧ |
| ૧૯૫૨-૫૩ | ૧૩- ૨-૪ | ૧૬-૧૨- ૯ |

**પ્રવૃત્તિઓ : રસ્તા** નડિયાદ શહેરના રસ્તાઓ નીચે મુજબની લંબાઈના છે :—

**સિમેન્ટ કોંક્રિટ** ૧.૨૫ માઈલ **આસ્ફાલ્ટ** ૦.૫૧ માઈલ **મેટલ અને પથ્થરવાળા** ૫.૭૪ માઈલ **કાચા** ૩.૦૫ માઈલ.

રસ્તાઓ ખરાબ થઈ ગયા છે, એટલે વોટરવર્કસ તથા ડ્રેનેજનું કામ પૂરું થયે બધા રસ્તાઓ ફરીથી બાંધવા પડશે.

**ઠાકોરજી મહારાજ સહકારી મંડળી** હરિજન કામદારોને દેવામાંથી મુક્ત કરવા માટે તેમજ બીજાં ધીરાણ કરવા માટે આ સહકારી મંડળી ૧૯૧૩ની સાલમાં રચાઈ છે. એના પર ચીફ ઓફિસરની સીધી દેખરેખ રહે છે. આ મંડળીને 'અ' વર્ગમાં મૂકવામાં આવી છે.

**મ્યુનિસિપાલિટી તરફથી અપાતી ગ્રાંટની મદદ** નડિયાદ મ્યુનિસિપાલિટી તરફથી નીચે જણાવેલી સંસ્થાઓને ૧૯૫૩-૫૪ની સાલમાં નીચે મુજબ ગ્રાન્ટની મદદ આપવાનું ઠર્યું હતું.

| સંસ્થાનું નામ | ગ્રાંટની રકમ |
|---|---|
| આયુર્વેદિક ડિસ્પેન્સરી | રૂ. ૧૦૦૧ |
| ડાહીલક્ષ્મી પુસ્તકાલય | ૫૦૦ |
| નેટીવ જનરલ લાયબ્રેરી | ૧૨૫ |
| સમજુલક્ષ્મી પ્રસૂતિગૃહ | ૫૦૦ |
| દેશીનામા વર્ગ | ૧૦૦ |
| શ્રી ફૂલચંદ બાપુજી બાલમંદિર | ૫૦૧ |
| બહેરા-મૂંગાની શાળા, અમદાવાદ | ૨૦૦ |
| દ. વિ. સો. સા. વ્યા. મંદિર | ૩૦૦ |
| હિંદુ અનાથાશ્રમ | ૫૦૧ |

**ખુશાલદાસ પટેલ ટાઉન હૉલ** ખુશાલદાસ ગોકળદાસ પટેલ ટાઉન હૉલમાં વીજળીની પૂરતી સગવડ કરવામાં આવી છે. પટાવાળાને રહેવા માટેના ક્વાર્ટર્સ તેમજ મુતરડીઓની વ્યવસ્થા પણ કરવામાં આવી છે. વીજળીના પંખાઓની પણ વ્યવસ્થા કરવામાં આવી છે.

જાહેર સભાઓ માટે અને નાટ્ય સમારંભો માટે આ ટાઉન હૉલનો ઉપયોગ સારા પ્રમાણમાં થાય છે.

**ટાઉન પ્લાનિંગ** ટાઉન પ્લાનિંગ સ્કિમ, નડિયાદ, નં. ૧, મિશન વિસ્તાર નામની યોજના સરકારે ૧૯૫૦થી મંજૂર કરેલી છે, અને સરકારના કન્સલ્ટિંગ સર્વેયર શ્રી જી. જે. દેસાઈની આ યોજના માટે આર્બિટ્રેટર તરીકે નિમણૂક કરી છે.

**પ્રાથમિક શિક્ષણ** ૧૯૨૩ના પ્રાયમરી એજ્યુકેશન એક્ટ મુજબ પ્રાથમિક શિક્ષણની બાબતમાં નડિયાદ મ્યુનિસિપાલિટી લોકલ ઓથોરિટીના અધિકારો ભોગવે છે, એટલે કે પોતાની હદમાંની પ્રાથમિક શાળાઓનું પોતે સંચાલન કરે છે.

મ્યુનિસિપલ શાળા મંડળ-સ્કૂલ બોર્ડની વિગતવાર હકીકત આ પુસ્તકના પહેલા વિભાગમાં આપવામાં આવી છે.

**વોટરવર્ક્સ** મ્યુનિ.ને પોતાનું સરદાર વોટરવર્ક્સ છે. વોટરવર્ક્સનું ઉદ્‌ઘાટન મુંબઈ સરકારના જાહેર બાંધકામ ખાતાના પ્રધાન ડૉ. જીવરાજ એન. મહેતાએ તા. ૧૮મી એપ્રિલ ૧૯૫૦ને રોજ કર્યું હતું. વોટરવર્ક્સ ઉપરાંત ડ્રેનેજ ગટરની યોજના પણ અમલમાં મુકાઈ છે.

**અગ્નિશાંતિગૃહ** નડિયાદ શહેરના દાતાઓ તરફથી અગ્નિ

શાંતિ માટેના બંબા તથા એમ્બ્યુલન્સ કાર આપવામાં આવી છે મકાન પણ એક દાતાએ બંધાવી આપ્યું છે તેનું નામ પટેલ મગળભાઈ બમ્હારભાઈ અગ્નિશાંતિગૃહ છે તેનો નિભાવ મ્યુનિસિપાલિટી કરે છે તેના પર ફાયર સુપરિન્ટેન્ડન્ટની દેખરેખ રહે છે તેનું વાર્ષિક ખર્ચ લગભગ રૂ ૨૦ હજારનું છે બે આગના બંબાઓ, તથા બે ટ્રેઈલર્સ, પૂરતા પ્રમાણમાં ફાયરમેનો તથા ડ્રાઈવરો રાખવામાં આવ્યા છે આ બંબાથાણાનો લાભ આગના અકસ્માતને વખતે નડિયાદને તેમજ આસપાસના બીજા ગામોને પણ તરત મળી શકે છે એક એમ્બ્યુલન્સની પણ જોગવાઈ રાખવામાં આવી છે

**વિક્ટોરિયા જ્યુબિલી બાગ** સને ૧૮૮૭માં મર્હુમ મહારાણી વિક્ટોરિયાની ૫૦ વર્ષની જ્યુબિલીના પ્રસંગે મ્યુનિ એ વિક્ટોરિયા જ્યુબિલી બાગનો પાયો નાખ્યો તે પછી તેમાં અનેકવિધ સુધારાવધારા કરી બાગને શોભાયમાન કરવામાં આવ્યો છે

**હરિદાસ હોસ્પિટલ** મ્યુનિ બે દવાખાના—એક પુરુષો માટે, બીજું સ્ત્રીઓ માટે—અને એક પ્રસૂતિગૃહ ચલાવે છે પુરુષોનું દવાખાનું સરકારનિયુક્ત બીજા વર્ગના બી એમ એસ. ઓફિસરના હાથ હેઠળ છે જ્યારે સ્ત્રીઓનું દવાખાનું અને પ્રસૂતિગૃહ મ્યુનિ. નિયુક્ત લેડી ડોકટરના હાથ હેઠળ ચાલે છે, અને તેને મદદ કરવા માટે બે બી પી એન એ ડિપ્લોમા ધરાવતી નર્સની નિમણૂક કરવામાં આવી છે

આ દવાખાનામાં ઈન્ડોર દરદીઓના પુરુષો માટેના ૬ ખાટલા અને પ્રસૂતિગૃહમાં સ્ત્રીઓ માટેના ૨૩ ખાટલાની જોગવાઈ છે.

હરિદાસ મેમોરિયલ ફંડના ટ્રસ્ટીઓએ રૂપિયા ૨૫ હજારની રકમ ઉપરોક્ત તબીબી રાહત માટે ચોક્કસ શરતોથી આપેલી છે આ ફંડની આવકમાંથી જૂની દીવાની અદાલતના મકાનો ખરીદી લેવાયાં હતાં, એથી અગાઉના મ્યુનિસિપલ ડિસ્પેન્સરીના નામને બદલીને હાલનું હરિદાસ હોસ્પિટલનું નામ આપવામાં આવ્યું છે

**સારવારના આંકડા** ૧૯૫૨–૫૩ના વર્ષમાં હરિદાસ હોસ્પિટલમાં કુલ દરદીઓની સારવાર નીચે પ્રમાણે થઈ હતી —

આઉટડોર કુલ દરદીઓ ૧૪,૩૩૮ ઈન્ડોર કુલ દરદીઓ ૧૦૦૦

**પ્રસૂતિગૃહમાં** એ સમય દરમિયાન ૪૦૯ કેસોની સારવાર થઈ હતી

**ફીનું ધોરણ** મ્યુનિનું ખર્ચ ઘણું વધવાથી દવાખાનાનો લાભ લેનાર આઉટડોર દરદીઓ પાસેથી રોજની બે આના ફી લેવાનું ઠરાવાયું છે

**દીવાબત્તી** નડિયાદ શહેરમાં હવે તો બધે સ્થળે વીજળીના દીવા મુકાઈ ગયા છે કુલ ઈલેક્ટ્રિક દીવાઓની સંખ્યા ૧૨૦૦ ઉપરાંત છે જ્યારે કેરોસીનના લગભગ બધા ફાનસ દીવા બંધ થયા છે

નડિયાદ ઈલેક્ટ્રિક સપ્લાય કંપની લિ મિલની વીજળી નડિયાદ શહેરને પૂરી પાડે છે અને તે માટે મ્યુનિ સાથે કોન્ટ્રાક્ટ કરેલો છે

**પાણી છંટકાવ** પાણી છાંટવાની મોટર મારફતે શહેરના રસ્તાઓ પર પાણીનો છંટકાવ કરવામાં આવે છે

**કચરાનું ખાતર** શહેરનો કચરો-પૂંજો મોટરલોરી મારફતે ખસેડાય છે અને કોમ્પોસ્ટ ખાતર બનાવવામાં તેનો ઉપયોગ થાય છે

**હડકવાની રસી** હડકાયું કૂતરું કરડ્યું હોય તો તેની સારવાર માટેની રસી લેવા માટે ખેડાની સિવિલ હોસ્પિટલમાં જવું પડતું, પરંતુ છેલ્લાં ત્રણ વર્ષથી હરિદાસ હોસ્પિટલમાં એન્ટિરેબિક ટ્રિટમેન્ટ ખોલતાં એ માટેની રસી ત્યાં મૂકવામાં આવે છે ગરીબ માણસોને આ રસી મફત મૂકવાની જોગવાઈ છે

**ગુમાસ્તા ધારો** બોમ્બે શોપ્સ એન્ડ એસ્ટાબ્લિશમેન્ટસ એક્ટ તા ૧લી સપ્ટેમ્બર ૧૯૪૬થી આ મ્યુનિસિપલ હદમાં લાગુ પાડવામાં આવ્યો છે

આ સબંધના કામકાજ માટે એક ઈન્સ્પેકટર રોકવામાં આવેલા છે

આ કાયદા હેઠળની દુકાનો અને તેમાં રોકાયેલા માણસોની સંખ્યા ૧૯૫૦ની ૩૧મી માર્ચે નીચે પ્રમાણે હતી —

| પ્રકાર | સંખ્યા | કામે લગાડાયેલા પુખ્ત ઉંમરના માણસોની સંખ્યા | નાના છોકરાઓની સંખ્યા |
|---|---|---|---|
| દુકાનો | ૨૩૯૫ | ૧૮૧૬ | ૧૪ |
| વેપારી પેઢીઓ | ૧૫૦ | ૧૦૬ | ૪ |
| હોટેલો-રેસ્ટોરાં | ૧૨૬ | ૨૧૬ | ૧૫૧ |
| વીશી-લોજો | ૭ | ૪૨ | ૬ |
| બીજાં અને રંજન સ્થળો | ૧૯ | ૭૧ | ૪ |

આ દુકાનો વગેરે નોંધાવવાની ફીની અંદાજી આવક સને ૧૯૫૩–૫૪માં મ્યુનિ ને રૂ ૪૬૫–૧૨–૦ થઈ હતી

## વસો ટાઉન મ્યુનિસિપાલિટી

**સ્થળ** ટાવર સામે, વસો, તા—નડિયાદ.

**પ્રકાર** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી સ્થાપના વિલીનીકરણ પહેલાં વસો વડોદરા રાજ્યમાં હતું તે વખતે તા ૮–૯–૧૮૮૧ ને રોજ વસો પંચાયતની સ્થાપના થયેલી, તે પછી ૧૯૧૦ની સાલથી તે સંસ્થા વસો વિભાગ પંચાયતના નામથી ઓળખાવા લાગી તે પછી તેને તા ૨૭ ૨–૧૯૩૦થી વસો બ વર્ગ સુધરાઈ બનાવવામાં આવી અને વિલીનીકરણ પછી તા. ૧૫–૮–૪૯થી વસો ટાઉન મ્યુનિસિપાલિટી થઈ મકાન . સંસ્થાને પોતાનું મકાન છે તે સને ૧૯૫૧માં રૂ ૧૫૨૦૪થી વેચાણ લીધેલું છે વિસ્તાર વસો સીમ તથા (રેવન્યુ હદ ને વસો મ્યુનિની હદ એક જ છે) ગામતળનું ક્ષેત્રફળ ૧૫ ચોરસ માઈલ છે.

**વસતી** : ૮૪૯૫ માણસોની છે.

**બંધારણ** : આખા ગામના ૪ ભાગ (વોર્ડ) પાડવામાં આવ્યા છે. દરેક વોર્ડ દીઠ ૪ સભ્યો છે. તે મુજબ મ્યુનિ. બોર્ડના ૧૬ સભ્યો પૈકી ૨ બેઠકો સ્ત્રીઓ માટે અને એક બેઠક પછાત વર્ગ માટે અનામત રાખવામાં આવી છે. **ચૂંટણી** : પુખ્ત વય મતાધિકાર; ગુપ્ત મતદાન પદ્ધતિથી.



વસો ટાઉન મ્યુનિસિપાલિટી

**હોદ્દેદારો** ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, નીચે મુજબની ૫ સમિતિઓના પ્રમુખો.— (૧) વ્યવસ્થાપક સમિતિ, (૨) વારિગૃહ સમિતિ, (૩) હિસાબ તપાસનારી સમિતિ, (૪) આરોગ્ય રક્ષણ સમિતિ, અને (૫) રોશનાઈ સમિતિ. **અન્ય કાર્યકરો** : ઓફિસ સ્ટાફમાં ૧ સેક્રેટરી, ૧ એકાઉન્ટન્ટ, ૧ ક્લાર્ક, ૧ સિપાઈ તથા ૪ નાકાદાર છે, વારિગૃહ ખાતે ૧ એકાઉન્ટન્ટ, એન્ડ વોટર રેટ કલેક્ટર, ૧ એન્જિનિયર, ૧ ઓઈલ મેન અને ફી મેન છે, રોશનાઈ કામખાતે ૭ રોશનાઈ નોકરો છે, સફાઈ કામ ખાતે એક ઈન્સ્પેક્ટર, ૧ મુકાદમ, ૩૦ રસ્તા સફાઈ કામદાર અને ૧૬ જાજરૂ સફાઈ કામદાર છે. તેમના પગારના ગ્રેડ નીચે પ્રમાણે છે.—

| | |
|---|---|
| સેક્રેટરી : | રૂ ૮૦ થી ૧૨૦–૧૩૦ |
| એકાઉન્ટન્ટ : | રૂ. ૬૦ થી ૧૦૦ |
| ક્લાર્ક : | રૂ. ૩૫ થી ૫૫ |
| સિપાઈ : | રૂ. ૨૫ થી ૩૦ |
| નાકાદાર : | રૂ. ૨૫ થી ૫૫ |
| વોટર રેટ કલેક્ટર | રૂ. ૬૦ થી ૮૦ |
| એન્જિનિયર : | રૂ. ૬૦ થી ૧૦૦ |
| ઓઈલ એન્ડ ફી મેન : | રૂ. ૨૫ થી ૩૦ |
| સફાઈ કામદાર : | રૂ. ૯ |

**કરવેરા** :

**ઘરવેરો** : ઘર અને દુકાનની કિંમત પ્રમાણે. રૂ. ૧૦૧થી રૂ. ૨૩૦૦૧ સુધી અને તે ઉપરાંતની કિંમતના ઘર માટે બાર આનાથી રૂ. ૨૫ અને દુકાન માટે રૂ. ૫૦ સુધીનો ક્રમવાર વેરો લેવાય છે. કુલ આવક રૂ ૮૩૯૬ થાય છે. **જાજરૂવેરો** : કુલ આવક રૂ. ૨૪૬૯. **જકાત આવક** : રૂ. ૬૩૬૨ **પાણીવેરો આવક** સામાન્ય પાણીવેરો રૂ. ૨૬૦૨, ખાસ પાણીવેરો રૂ. ૨૫૪૬૮ **વાહનવેરો આવક** રૂ ૧૨૭૧; **હોટલવેરો આવક** : રૂ. ૨૬૨. **આવક ખર્ચ** : ૧૯૫૨–૫૩ની સાલની મ્યુનિ.ની કુલ આવક રૂ. ૮૪૬૦૧ અને કુલ ખર્ચ રૂ. ૬૭૧૦૮ છે.

હરિજન કામદારોને પગાર તથા મોંઘવારી મળી રૂ. ૪૪ અપાય છે. દરેકને દર વર્ષે એક યુનિફોર્મ અપાય છે. દર અઠવાડિયે બુધવાર અને રવિવારના રોજ બપોર પછી અરધી રજા અપાય છે. ઉપરાંત સંસ્થામાં પળાતા તહેવારોની રજા અપાય છે. સ્ત્રી કામદારોને સુવાવડની બે માસની રજા અપાય છે.

**પ્રવૃત્તિઓ** : **વારિગૃહ** : વારિગૃહની કિંમત રૂ. ૨૮૨૦૦૦ની છે. જનતાને પૂરતા પ્રમાણમાં પાણી પૂરું પાડવામાં આવે છે. **અગ્નિશાંતિ** : આ માટેના સાધનો વારિગૃહના મકાનમાં હંમેશાં સંભાળથી તૈયાર રાખવામાં આવે છે. **વીજળી** : વીજળી મેળવવા પ્રયત્ન ચાલુ છે.

*

# ગ્રામપંચાયતો

## અલીણા ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૩૦-૧૧-૪૦ **મકાન** : પંચાયત માલિકીનો ચોરો. **સ્ટાફ** : ૧ મંત્રી, ૧ પટાવાળો, ૬ સફાઈ કામદાર અને ૧ નોકર. **ગ્રાન્ટ** : ૧૯૪૧-૪૨મા રૂ. ૧૬૯, ૧૯૫૧ ૫૨માં રૂ ૨૩૬૦. **વાર્ષિક આવક** : ૧૯૪૧-૪૨માં રૂ. ૫૬૧, ૧૯૫૧-૫૨મા રૂ. ૬૦૬૦ **પ્રવૃત્તિઓ** : ગ્રામસફાઈ. ચોરો અને કૂવા–તળાવ દુરસ્ત કરાવવાં, રસ્તાસુધારણા. કૂવા ગળાવવા, પુસ્તકાલયને મદદ, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ૧૯૪૭–૪૮થી ન્યાયપંચાયત કામ કરે છે.

## અલિંદ્રા ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૨૫-૯-૫૧. **સ્ટાફ** : ૧ મંત્રી, ૧ પટાવાળો, ૨ સફાઈ કામદાર. **સભ્યો** : ૭ **ગ્રાન્ટ** : ૧૯૫૧-૫૨માં રૂ. ૧૩૬૫ જેટલી **વાર્ષિક આવક** : રૂ. ૨૨૬૫. **પ્રવૃત્તિઓ** : ગ્રામ સફાઈ, રસ્તાસુધારણા વગેરે.

## ઉત્તરસંડા ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૧૫-૧૦-૪૦. **મકાન** : એક–રૂ. ૧૫૦૦નું. **સ્ટાફ** : ૧ મંત્રી, ૧ પટાવાળો, ૩ વોટરવર્ક્સ ખાતે અને ૧૩ હરિજન

કામદારો **સભ્યો** ૧૫ **વાર્ષિક ખર્ચ** રૂા ૧૮૫૦૦ જેટલુ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વોટરવર્ક્સ, ગ્રિડ વીજળીના દીવા, જાહેર પરબ, ન્યાયપચાયતનુ કામ વગેરે

## કંજરી ગ્રામપંચાયત

**સ્થા** તા ૧૪ ૧૦ ૪૧ આ અગાઉ તા ૧ ૪ ૨૦થી સૈનેટરી બોર્ડ ચાલતુ હતુ **રાચરચીલું** રૂ ૬૦૦નુ **સ્ટાફ** ૧ મત્રી ૧ પટાવાળો અને બીજા ૧૭ નોકરો **વાર્ષિક ખર્ચ** રૂ ૫૧૮૦ જેટલુ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, ગુતરડીઓ બધાવવી, મફત દવાખાનુ, ગ્રિડ વીજળીના દીવા, કૂવા અને રસ્તાના સમારકામ વગેરે

## ચૂણેલ ગ્રામપંચાયત

**સ્થા** તા ૧ ૧૨ ૩૫ અ વર્ગની ગ્રામપચાયત છે આ અગાઉ સૈનેટરી બોર્ડ હતુ **રાચરચીલું** રૂ ૩૦૦નુ **સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો અને ૧૦ કામદારો **સભ્યો** ૧૧ **વાર્ષિક આવક** રૂ. ૨૪૨૩ **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, પુસ્તકાલયને તથા શાળાને મદદ, કૂવાના સમારકામ, ન્યાય પચાયતનુ કામ વગેરે

## મહુધા ગ્રામપંચાયત

**સ્થા તા** ૧ ૭–૧૯૨૨. એ અગાઉ ગામમા મ્યુનિસિપાલિટી હતી **મકાન** રૂ ૫૦૦૦ના **સ્ટાફ** ૧ મત્રી, ૧ પટાવાળો, ૧ મુકાદમ, ૧ સૈનેટરી ઈન્સપેક્ટર, ૧૬ સફાઈ કામદારો અને ૪ બીજા નોકરો **સભ્યો** ૧૫ **ગ્રાન્ટ** સને ૧૯૩૭ ૩૮મા રૂ ૬૩ જેટલી ૧૯૫૧ ૫૨મા રૂ ૩૧૮૦ જેટલી **વાર્ષિક આવક** સને ૧૯૩૭ ૩૮મા રૂ ૨૯૧૫, ૧૯૫૧ ૫૨મા રૂ ૧૧૭૮૯ જેટલી **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, કૂવા તળાવના સમારકામ, કૂવા પર ગરગડીઓ નખાવવી, ગામના કૂવા પર એન્જિન મૂકી પાણીની વ્યવસ્થા કરવી, ઉનાળામા ઢોરો માટે હવાડા ભરાવવો, ગામનુ આરોગ્ય સાચવવા પ્રયત્ન કરવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે છેલ્લા આઠેક વર્ષથી ન્યાય પચાયત ચાલે છે ૧૯૫૧ ૫૨મા વધુ વૃક્ષ વાવવા બદલ ખેડા જિલ્લા ગ્રામ વિકાસ મડળ તરફથી પચાયતને રૂ ૧૦૦નુ ઈનામ મળ્યુ હતુ

## બાકીની ગ્રામપંચાયતો

અરેરા, આખડોલ, ઊદરા, કપરૂપુર, કનોડા, કેરિયાવી, ખૂટજ, ગગાપુર, ગુતાલ, ઘોઘાવાડા, ચકલાસી, ચલાલી ડુમ્બેલ ડભાણ, ડુમરાલ, દાવડા, દેગામ, નદગામ, નરસડા, પલાણા, પાલડી, પીજ, પીપલગ, પીપળાતા, ફતેપુર, બામરોલી, બિલોદરા, બોરીઆ, ભૂમેલ, મરીડા, મહીસા, મહોળેલ, મોટી રામપુર, વડતાલ, વડાલા, વણેરવા, વાસણા, વીણા, સાંજાવી, સલૂણ, સુરાશામળ, સોડપુર, હાથજ, હેરજ

# પેટલાદ તાલુકો

## ધર્મજ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થાપના** સને ૧૯૧૫–૧૬મા ધર્મજ વિશિષ્ટ પચાયતની સ્થાપના થઈ ત્યાર પછી સને ૧૯૩૦મા એ સસ્થાને ધર્મજ 'બ' વર્ગ સુધરાઈમા ફેરવવામા આવી સને ૧૯૪૯ના ઑગસ્ટ માસની પહેલી તારીખે વડોદરા રાજ્યનુ મુબઈ રાજ્ય સાથે જોડાણ થયુ ત્યારે ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ એક્ટ ૧૯૦૧ પ્રમાણે ધર્મજ ટાઉન મ્યુનિસિપાલિટી થઈ **મકાન** ઑફિસ માટે માલિકીનુ મકાન નથી **વિસ્તાર** મ્યુનિ હદ ૧½ ચો. માઈલ છે વસતી ૮૪૪૧ **બધારણ** મ્યુનિ.ના પાચ વોર્ડ પાડવામા આવ્યા છે દરેક વોર્ડમાથી ૩ સભ્યો ચૂટાય છે કુલ ૧૫ સભ્યો છે, તેમા ૨ સ્ત્રી સભ્યો અને એક પછાત કોમના સભ્યની બેઠકો અનામત છે **ચૂટણી** પુખ્તવય મતાધિકારના ધોરણે ચૂટણી કરવામા આવે છે **હોદ્દેદારો** ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, નીચે મુજબની પાચ પેટા સમિતિઓના ચેરમેન —

(૧) ચાલુ કામ કરનારી પેટા સભા, (૨) વૉટરવર્ક્સ કમિટી, (૩) હિસાબી કમિટી, (૪) આરોગ્ય રક્ષણ કમિટી, (૫) રોશનાઈ કમિટી, **અન્ય કાર્યકરો** —મ્યુનિ મા નીચે પ્રમાણે સ્ટાફ રાખવામા આવ્યો છે

| સ્ટાફનો પ્રકાર | સંખ્યા |
|---|---|
| સૅક્રેટરી | |
| કારકુન | |
| સૅનિટરી ઈન્સ્પેક્ટર | |
| પટાવાળો | ૧ |
| નાકા કારકુન | ૧ |
| નાકા સિપાઈ | ૧ |
| વૉટરવર્ક્સ ઈજનેર | ૧ |
| ઑઈલમેન | ૧ |
| ફી મેન | ૧ |
| ધર્મશાળાનો પગી | ૧ |
| સફાઈ કામદારો | ૨૩ |

સફાઈ કામદારો માટે નોકરીની ખાસ શરતો નથી. પરંતુ તેમને માટે ગામ તરફથી સને ૧૯૧૩મા મકાનો બાધી આપવામા આવ્યા છે **કરવેરા** આ સસ્થા તરફથી લેવાતા કરોના દર તથા તેમાથી થતી વાર્ષિક અદાજી આવક નીચે મુજબ છે:

| વેરાનો પ્રકાર | આવક | નોંધ |
|---|---|---|
| ઘરવેરો | રૂા ૪૨૦૦ | કેપિટલ વેલ્યુ પર સેંકડે ૦ |
| જકાતવેરો | રૂ. ૧૦૫૦ | જકાત ટી રૂ. ૧ સેંકડે ૦ |

| | | |
|---|---|---|
| સામાન્ય પાણી વેરો | રૂા ૮૪૦૦ | વાર્ષિક રૂા ૪ લેવાય છે. |
| ખાસ પાણી વેરો | રૂા ૪૦૦૦ | વાર્ષિક રૂા ૪ લેવાય છે |
| ટર્મિનલ ટેક્ષ | રૂા ૪૫૦૦ | — |
| ટોલ ટેક્ષ | રૂા ૫૦૦ | — |

**બીજી આવક** ઉપરના કર સિવાય હંગામી જમીન ભાડું, બાંધકામ લાગત, ડબાદડ, ચા કોફી પરવાના લાગત, વગેરે પરચૂરણ આવક છે **વાર્ષિક ખર્ચ** સંસ્થાનો વાર્ષિક ખર્ચ રૂા. ૩૦,૦૦૦ છે **પ્રવૃત્તિઓ** (૧) વોટર વર્કસ છે (૨) નાથાભાઈ દેસાઈભાઈ પટેલ ટાવર છે, (૩) અબાખાતામા એક હાથનો બંબો છે, (૪) સ્ટેશન રોડ ઉપર પટેલ વલ્લભદાસ નરોત્તમદાસ ધર્મશાળા છે

## પેટલાદ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી

**સ્થાપના** સને ૧૯૦૭–૧૯૦૮મા **મકાન** પોતાનુ મકાન છે શ્રીમત ગાયકવાડ સરકારે સને ૧૯૦૯મા હાલનુ મકાન આ સસ્થાને બક્ષિસ આપ્યુ હતુ. સને ૧૯૫૨–૫૩મા થએલા એસેસમેન્ટના ધોરણે મકાન, કપાઉન્ડ સાથે રૂા ૨૫૫૦૦નુ છે **વિસ્તાર હદ** મ્યુનિ હદ વિસ્તારનુ માપ આશરે ૩૫ ચોરસ માઈલનુ છે આ વિસ્તારમા મોટી તેમજ નાની બને રેલવે લાઈનો આવી જાય છે શહેરની દક્ષિણે મલાવ તળાવ છે, પૂર્વે પાડવ તળાવ છે, પશ્ચિમ–ઉત્તર છેડે નૂન તળાવડી છે **વસતી** ૨૯૬૬૭ **બધારણ** મ્યુનિ ના ચૂટણી અગે સાત વોર્ડ પાડેલા છે દરેક વોર્ડમાથી ચાર ઉમેદવારો ચૂટાઈ આવે છે તે પ્રમાણે સાત વોર્ડોમાથી કુલ ૨૮ સભ્યો ચૂટાય છે **ચૂટણી** પુખ્તવય મતાધિકારથી–બેલેટથી **હોદ્દેદારો** ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, અને (૧) મેનેજિંગ કમિટી, (૨) કાયદા કમિટી, (૩) પબ્લિક વર્કસ કમિટી, (૪) સેનિટરી કમિટી, (૫) પાવર હાઉસ કમિટી, અને (૬) ગુમાસ્તાધારા કમિટી, આ છ કમિટીઓના ચેરમેનો **અન્ય કાર્યકરો** મ્યુનિ ઓફિસના સ્ટાફના પ્રકાર, સખ્યા અને પગારનુ ધોરણ નીચે મુજબ છે —

| સ્ટાફનો પ્રકાર | સખ્યા | પગારનું ધોરણ |
|---|---|---|
| સેક્રેટરી | ૧ | ૧૦૦–૧૦–૨–૧૩૦ |
| ઓવરસિયર | ૧ | ૫૦–૫–૨–૧૦૦ |
| કારકુનો | ૮ | ૫૦–૫–૨–૧૦૦ |
| પટાવાળા | ૭ | રૂા. ૨૫ (દરેકને) |
| સેનિટરી ઈન્સ્પેકટર | ૧ | ૭૦–૧૦–૨–૧૨૦ |
| ઇલેક્ટ્રિકલ એન્જિનિયર | ૧ | ૨૦૦–૨૫–૨–૪૦૦ |
| સફાઈ કામદાર | ૪૯ | ૧૫–૧–૨૫ |
| ખાસ સફાઈકામદારો | ૧૫ | — |

આ ઉપરાત બીજા સ્ટાફને નિયમ મુજબ પગાર આપવામા આવે છે હરિજન કામદારોને રોજના આઠ કલાક કામ કરવાનુ હોય છે તેમને વર્ષમા એક વખત યુનિફોર્મ આપવામા આવે છે મ્યુનિ ના સ્ટાફના ધોરણે કાયમી કે હગામી કામદારો માટે રજા આપવાનુ ધોરણ છે સ્ત્રી કામદારો માટે ખાસ રજા આઠ અઠવાડિયા મજૂર થએલી છે દર બુધ અને રવિવારે અર્ધી રજા અપાય છે

**કરવેરા** મ્યુનિ તરફથી લેવાતા કરવેરાના પ્રકાર અને તેથી થતી વાર્ષિક આવક નીચે મુજબ છે —

| વેરો | વાર્ષિક આવક |
|---|---|
| ઘરવેરો | રૂા ૫ ૮૯૫ |
| બજારવેરો | રૂા ૧૬ ૦૦૦ |
| ટર્મિનલ વેરો | રૂા ૮૦૦૦૦ |
| થિયેટર વેરો | રૂા ૫,૦૦૦ |
| વાહન વેરો | રૂા ૨,૫૦૦ |
| લાયસન્સ ફી | રૂા ૧૦,૦૦૦ |
| જમીન ભાડું | રૂા ૧૫,૦૦૦ |
| મોઘવારી માટેની સરકારી ગ્રાન્ટ | રૂા ૧૮,૦૦૦ |
| અન્ય સરકારી ગ્રાન્ટો | રૂા ૫,૦૦૦ |
| પાવર હાઉસ | રૂા ૧,૨૫,૦૦૦ |

**વાર્ષિક ખર્ચ** સને ૧૯૫૨ ૫૩ના હિસાબ ઉપરથી મ્યુનિ ના ખર્ચનો અદાજ રૂા ૩,૫૧,૦૦૦ છે **પ્રવૃત્તિઓ** **વોટરવર્કસ** વોટરવર્કસની યોજના અગેની પ્રાથમિક નોધ તૈયાર થઈ છે ગામમા પાણીની તગી હોવાથી ખાનગી સાહસથી આજ દિન સુધીમા જુદા જુદા લત્તાઓમા ખાનગી વોટરવર્કસ થયેલા છે, અને તેનાથી કાઈક રાહત પ્રજાને થઈ છે **શાળાઓ** પ્રાથમિક શાળાઓ જિલ્લા શાળા મડળના વહીવટમા છે મ્યુનિ તેના નિભાવ ખર્ચ પેટે સરકારે ઠરાવેલ ધોરણે રકમ આપે છે **પુસ્તકાલય** ગામના પુસ્તકાલયોને મ્યુનિ રૂા ૨૫૦ મદદ આપે છે **બબાખાનું** હાલમા મ્યુનિ પાસે હાથથી ચલાવવાનો બબો છે પણ તે બરાબર અસરકારક રીતે કામ આપી શકતો નથી તાજેતરમા આગના સાધનો સહિતનુ એક ફ્યુર્યસન મેઈકનુ ટ્રેકટર ટાકી સાથેનુ વસાવવા માટે ઓર્ડર આપેલો છે તેનો કુલ ખર્ચ રૂા ૧૬,૭૫૦ થાય છે **રસ્તા** મ્યુનિ એ છેલ્લા બે વર્ષમા આશરે ત્રણ લાખના ખર્ચે બધા મુખ્ય રસ્તાઓ આસ્ફાલ્ટના કરેલા છે **પાવરહાઉસ** મ્યુનિ એ તા ૧ ૫ ૪૮ને રોજ શ્રીમત વડોદરા સરકાર પાસેથી રૂા ૩ લાખની કિંમતે પાવર હાઉસ ખરીદેલ છે તે રકમ કુલ ૧૦ હપ્તાથી (દરેક હપ્તો રૂા ૩૦ ૦૦૦નો) ભરવાની છે તે પેટે ૧૯૫૩ સુધીમા કુલ રૂા ૧,૩૫૦૦૦ ભરેલ છે હવે ગ્રિડ સપ્લાય માટેની તૈયારી અને બીજી લોન રૂા ૧,૧૨ ૦૦૦ની સરકાર પાસે માગી છે હાઈસ્કૂલ હાલમા એન કે હાઈસ્કૂલ સરકાર ચલાવે છે તેનો વહીવટ મ્યુ હસ્તક લેવા તજવીજ થઈ રહી છે આ હાઈસ્કૂલની આવક તેમજ ખર્ચ અને પાસા લગભગ સરખા રહેશે, એટલે મ્યુનિ ને તે અગે જનરલ ફડમાથી કાઈ ખર્ચ કરવો નહિ પડે એમ મનાય છે

## સોજિત્રા ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર :** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી. **સ્થાપના:** સને ૧૯૩૪માં વિશિષ્ટ પંચાયતમાંથી 'બ' વર્ગની સુધરાઈ બનાવવામાં આવી છે. **મકાન :** પોતાનું મકાન છે. તે સને ૧૯૩૧માં બંધાવેલું છે. તેનો ખર્ચ રૂા.૧૩૦૦૦ થયો છે. **વિસ્તાર :** ૪.૯ ચો. માઈલ. **વસતી :** ૧૨૧૯૫. **બંધારણ:** મ્યુનિ. હદના પાંચ વોર્ડ પાડવામાં આવ્યા છે. દરેક વોર્ડમાંથી ત્રણ સભ્યો એટલે કુલ ૧૫ સભ્યો ચૂંટાય છે. બે સ્ત્રીની બેઠક અને એક પછાત વર્ગના સભ્યની બેઠક અનામત રાખેલ છે. સ્ત્રીની બેઠક વારાફરતી પહેલા અને પાંચમા વોર્ડમાં દર ચૂંટણીએ ફરે છે. ૩જા વોર્ડમાં પછાત વર્ગની એક બેઠક અનામત રાખેલી છે. **ચૂંટણી :** પુખ્તવય મતાધિકાર અને ગુપ્ત મતદાનની પદ્ધતિથી. **હોદ્દેદારો:** ૧ પ્રમુખ, ૧. ઉપપ્રમુખ, અને નીચેની નવ સમિતિઓના ચેરમેન : (૧) મેનેજિંગ કમિટિ : (૨) સેનેટરી કમિટી : (૩) વોટર વર્કસ કમિટી : (૪) રોશનાઈ કમિટી : (૫) કાયદા કમિટી: (૬) ઓકટ્રોય કમિટી : (૭) પબ્લિક વર્કસ કમિટી : (૮) સ્કૂલ કમિટી : (૯) ફિનેન્સ કમિટી :

અન્ય કાર્યકરો : મ્યુનિનો સ્ટાફ, અને તેમના પગારનો ગ્રેડ નીચે મુજબ છે:—

| સ્ટાફનો પ્રકાર : | સંખ્યા | પગાર-ગ્રેડ |
|---|---|---|
| સેક્રેટરી | ૧ | ૧૦૦-૧૦-૧૫૦ |
| સિનિયર કારકુન | ૧ | ૪૬-૩/૮૫/૪/૧૦૦ |
| જુનિયર કારકુન | ૧ | ૫૫-૩-૮૫ |
| બાંધકામ તપાસણી કારકુન | ૧ | ૮૦-૫-૧૨૦ |
| સેનેટરી ઈન્સ્પેકટર | ૧ | ૭૦-૧૦/૨-૧૨૦ |
| જકાત ઈન્સ્પેકટર | ૧ | ૪૬-૩-૮૫ |
| જકાત કારકુન | ૧ | ૩૫-૩-૭૦ |
| પટાવાળા | ૨ | ૨૦-૧-૨૫ |
| યંત્રચાલક | ૧ | ૮૦-૫-૧૫૦ |
| ઓઈલમેન | ૧ | ૨૫-૩/૧-૫૦ |
| કી મેન | ૨ | ૨૫-૩/૧-૪૦ |
| હરિજન કામદારો | ૪૮ | ૧૦+૩૫ |

સફાઈ કામદારો હજુ હંગામી ચાલે છે. તેમને કાયમી કર-વાની તજવીજ થાય છે તે વખતે નિયમ પ્રમાણે રજા વગેરે આપવાનું નક્કી કરવામાં આવશે.

**કરવેરા :**

| ઘરવેરો : | દર એક રૂપિયે. |
|---|---|
| ભાડે રહેવાના મકાન ઉપર | ૦-૯-૦ |
| દુકાનોના | ૦-૧-૬ |
| વખારો માટે | ૦-૧-૬ |
| મિલો અને કારખાના અને વેપારનાં મકાનો | ૦-૩-૦ |

કુલ આવક રૂા. ૨૧,૦૦૦ થાય છે.

· **સામાન્ય પાણીવેરો :** સૂકા દીઠ : ૮-૦-૦. કુલ આવક રૂા. ૧૭,૦૦૦. **ખાસ પાણીવેરો :** દર કનેકશનના ૧૨-૦-૦ કુલ આવક રૂા. ૨૧૦૦૦. **જકાત :** શેડ્યુલ પ્રમાણે કુલ રૂા. ૧૦,૦૦૦, **વાહનવેરો :** શેડ્યુલ પ્રમાણે કુલ રૂા. ૧૨૦૦.

**બીજી આવકો :**

| | | |
|---|---|---|
| સરકારી ગ્રાન્ટ | રૂા. | ૧૪,૦૦૦ |
| હંગામી જમીન ભાડું | રૂા. | ૧,૨૦૦ |
| ડબ્બાની આવક | રૂા. | ૪૦૦ |
| લાઈસન્સ ફી | રૂા. | ૧,૨૦૦ |
| બીજી આવકો | રૂા. | ૨,૦૦૦ |

**પ્રવૃત્તિ :** મ્યુનિ. વોટરવર્કસ નિભાવે છે.

## ગ્રામપંચાયતો

### ઈસણાવ ગ્રામપંચાયત

**સ્થા. તા** ૧-૪-૫૨. 'બ' વર્ગની પંચાયત છે. **મકાન :** ૧ રૂા. ૫૦૦૦નું. રાચરચીલું : રૂા. ૫૦૦નું. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૨ કામદારો **સભ્યો :** ૮. **વાર્ષિક આવક :** રૂ. ૨૩૦૦. **પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવા-બત્તી વગેરે.

### ચાંગા ગ્રામપંચાયત

**સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો, ૩ સફાઈ કામદાર, ૫ નોકર. **સભ્યો :** ૧૩. **ગ્રાન્ટ :** રૂ ૮૪૦. **પ્રવૃત્તિઓ :** ગ્રામ-સફાઈ, રસ્તાસુધારણા, કુવાનાં સમારકામ વગેરે

### નાર ગ્રામપંચાયત

**સ્થા. તા.** ૨૪-૧૦-૫૦. 'અ' વર્ગની ગ્રામપંચાયત છે. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો, ૧૫ કામદારો. **સભ્યો :** ૧૫. **વાર્ષિક ખર્ચ :** રૂ. ૫૪૦૪. **પ્રવૃત્તિઓ :** સફાઈકામ, રસ્તા-સુધારણા, વગેરે.

### પંડોળી ગ્રામપંચાયત

**સ્થા. તા.** ૨૧-૧૨-૧૯૪૦. **મિલકત :** પંચવટ ભાગોળની ઓટો, કુવાઓ તથા બીજી મિલકત આશરે રૂ. ૩૦૦૦૦ની. **સ્ટાફ :** ૧ મંત્રી. ૧ પટાવાળો, ૯ સફાઈ કામદાર, ૨ બીજા નોકરો. **સભ્યો :** ૧૫ **ગ્રાન્ટ :** સને ૧૯૪૬-૪૭માં રૂ. ૩૭૧, ૧૯૫૧-૫૨માં રૂા. ૪૨૮૦. **વાર્ષિક આવક :** રૂ. ૫૧૫૦. **પ્રવૃત્તિઓ :** સફાઈકામ, દીવાબત્તી, કુવા દુરસ્તી, હવાડા ચરાવો, વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ૧૯૫૧-૫૨થી ન્યાયપંચ પણ ચાલે છે.

### મહેળાવ ગ્રામપંચાયત

**સ્થા. તા.** ૭-૮-૫૧. પંચાયત ઓફિસના મકાનમાં મિડિલ બેસે છે. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૩ સફાઈ કામ-

દારો. સભ્યો : ૧૧. વાર્ષિક આવક: રૂ. ૨૦૧૬૦. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા તળાવ પરના ઓવારા તથા કૂવા દુરસ્ત કરાવવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

### મહેળાવ ગ્રામપંચાયત

**સ્થા.** તા ૧૫-૮-૫૦. 'અ' વર્ગની ગ્રામપંચાયત છે. **મકાન :** ૧-૩ ૧૦૦૦નું. રાચરચીલું : રૂ ૨૦૦નું. **સભ્યો : ૧૫. પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, કૂવા ગળાવવા વગેરે પ્રવૃત્તિ થાય છે. રૂપિયા એક લાખ વીશ હજારની વૉટર વર્કસની યોજના શરૂ કરવામાં આવી છે.

### વડદલા ગ્રામપંચાયત

**સ્થા.** તા ૧૪-૧૧-૪૭. રાચરચીલું : રૂ. ૪૧૧. **સ્ટાફ** ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૮ કામદારો. **સભ્યો : ૧૧. વાર્ષિક ખર્ચ :** રૂ. ૩૦૦૪ જેટલું **પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, રસ્તા-સુધારણા, ઢોરોને પાણી પીવાની જોગવાઈ, દીવાબત્તી, કૂવા દુરસ્ત કરાવવા વગેરે.

### સુણાવ ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૨-૧૨-૧૯૩૫. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો, ૧૦ સફાઈ કામદારો અને બીજા ૧૦ નોકરો. **સભ્યો : ૧૨. ગ્રાન્ટ :** સને ૧૯૪૬-૪૭માં રૂ. ૧૪૯; અને ૧૯૫૧-૫૨માં રૂ. ૭૧૫૭૨. **વાર્ષિક આવક :** સને ૧૯૪૬-૪૭માં રૂ. ૧૪૦૦. અને ૧૯૫૧-૫૨માં રૂ. ૮૪૧૧૨. **પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, વૉટર વર્કસ, ખેતીવાડી માટે પાણી આપવું, વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ૧૯૫૦થી ન્યાય પંચાયત ચાલે છે. ૧૯૪૬-૪૭માં પંચાયતને ગ્રામસુધારણા શિલ્ડ મળ્યો હતો.

### બાકીની ગ્રામપંચાયતો

અગાસ, આમોદ, આશી, કણિયા, કલોલી, કાસોર, કોઠાવી, ખડાણા, ખણુસોલ, ગાડા, ધુડેલી, જેસરવા, જોગણ, ડભોઉ, ડાલી, ઉમેલ, ત્રંબોવડ, નલેડી, દતાલી, દાવલપુરા, દેવાતજ, દેવા તળપદ, દેવા વાંટો, ધૈર્યપુરા, નવાગામ, પલોલ, પાળજ, પાડગોલ, પીપળાવ, પેટલી, પોરડા, ફાંગણી, બામરોલી, બાલીંટા, બાંટવા, બાંધણી, બોરિયા, ભડકદ, ભવાનીપુરા, ભાટિયેલ, ભાલેજ, ભૂરાકૂઈ, મઘરોલ, માણુજ, માનપુરા, મેલપપુર, મોરડ, રંગાઈપુરા, રામોદડી, રામોલ, રાવલી, રૂણુજ, લીંબાલી, વટાવ, વીરોલ, વિશ્નોલી, વિશ્રામપુરા, શેખડી, સંજયા, સિલવઈ, સિહોલ, સીમરડા, સુંદરણા, સુંદરા.

## બોરસદ તાલુકો

### મ્યુનિસિપાલિટીઓ

#### બોરસદ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર:** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી. **સ્થાપના :** સને ૧૮૮૯.

**મકાન :** પોતાનું મકાન છે, જે સને ૧૯૪૫ની સાલમાં રૂા. ૪૫,૦૦૦ના ખર્ચે બંધાયું છે.

**વિસ્તાર** ૯.૭૫ ચો. માઈલ **વસતી:** ૨૦૬૩૭. **આબોહવા :** વરસાદ: ૪૫ ઇંચ; ઉષ્ણતામાન : ૯૦° F (આશરે). **બંધારણ :** મ્યુનિસિપલ વૉર્ડ ૪ છે, તેમાં કુલ ૧૫ સભ્યો ચૂંટાય છે. તે પૈકી એક સ્ત્રી અને એક હરિજન એમ બે સભ્યોની બેઠકો અનામત છે.

**ચૂંટણી :** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ એક્ટમાં જણાવ્યા પ્રમાણે ચૂંટણી કરવામાં આવે છે. **હોદ્દેદારો :** ૧ પ્રેસિડેન્ટ, ૧ વાઈસ પ્રેસિડેન્ટ, અને (૧) મેનેજિંગ કમિટી, (૨) પબ્લિક વર્કસ કમિટી, (૩) વૉટર વર્કસ કમિટી, (૪) ઓક્ટ્રોય કમિટી, (૫) ડિસ્પેન્સરી કમિટી, અને (૬) સેનિટરી કમિટી—એ ૭ કમિટીઓના ચેરમેનો.

મેનેજિંગ કમિટી આવક અને વ્યવસ્થા પાછળ દેખરેખ રાખે છે. બાકીની બીજી કમિટીઓ પોતપોતાના ખાતા પર દેખરેખ રાખે છે.

**અન્ય કાર્યકરો :** તેમના પ્રકાર, સંખ્યા અને પગારની વિગત નીચે મુજબ છે :

| કાર્યકરોનો પ્રકાર | સંખ્યા | પગાર-ગ્રેડ |
|---|---|---|
| ચીફ ઓફિસર | ૧ | રૂા. ૩૦૦ |
| એકાઉન્ટન્ટ | ૧ | ૧૦૦-૫-૧૫૦ |
| સેનિટરી ઈન્સ્પેક્ટર | ૧ | ૭૦-૧૦/૨-૧૨૦ |
| ઓવરસિયર | ૧ | ૬૦-૫/૨-૧૧૦ |
| એન્જિનિયર | ૧ | ૯૦-૫-૧૫૦ |
| દાક્તર | ૧ | ૯૦—૧૮૫ |
| કારકુન | ૪ | ૪૬—૧૩૦ |
| ઈન્સ્પેક્ટર | ૨ | ૪૦-૩૦/૩/૨/૫૧ |

દવાખાનું અને વૉટરવર્કસ માટે અલગ સ્ટાફ રોકવામાં આવ્યો છે. ૪૦ હરિજન કામદારો છે. કુલ ૮૦ માણસોનો સ્ટાફ છે.

હરિજન કામદારોને રજાઓ વગેરે નોકરીની શરતો બોમ્બે સિવિલ સર્વિસ રૂલ્સ પ્રમાણે અપાય છે. તેમના પગારનું ધોરણ રૂા. ૧૨+૩૫ મોંઘવારી ભથ્થું છે.

**કરવેરા :** ઘરવેરો : તે દર સેંકડે રૂા. ૦-૫-૦ પ્રમાણે ઘર ઉપર અને દર સેંકડે રૂા. ૦-૧૦-૦ પ્રમાણે દુકાન ઉપર લેવાય છે. એની વાર્ષિક આવક રૂા. ૩૨૦૦૦ની છે.

**સામાન્ય પાણીવેરો :** વાર્ષિક આવક રૂા. ૧૨,૬૦૦. સામાન્ય પાણીના દર નીચે મુજબ છે. :

| ઘરની કિંમત રૂપિયા | વેરો [illegible] |
|---|---|
| ૨૦૦ | [illegible] |
| ૨૦૧થી ૩૦૦ | ૧-૮-૦ |
| ૩૦૧થી ૫૦૦ | [illegible] |

| | |
|---|---|
| ૫૦૧થી ૧૦૦૦ | ૩–૦–૦ |
| ૧૦૦૧થી ૧૫૦૦ | ૩–૧૨–૦ |
| ૧૫૦૧થી ૨૦૦૦ | ૪–૮–૦ |
| ૨૦૦૦૧ ઉપરની કિંમત ઉપર | ૬–૦–૦ |

**સામાન્ય સફાઈવેરો** : વાર્ષિક આવક રૂા. ૨૦૦૦, દરેક કુટુંબ દીઠ ૦–૮–૦ લેખે આ વેરો લેવામાં આવે છે.

**વાહનવેરો** : ટેક્ષી રૂા. ૨૪, હાથલારી રૂા. ૬; પેસેન્જર બસ રૂા. ૬૦; ભારખાનાં રૂા. ૭૫ એ પ્રમાણે વાર્ષિક લેવામાં આવે છે. તેની વાર્ષિક આવક રૂા. ૬૦૦૦ જેટલી છે.

**ઓક્ટ્રોય વેરો** : વાર્ષિક આવક રૂા. ૬૫,૦૦૦.

**લાઈસન્સ ફી** : હોટલ, રેસ્ટોરન્ટ, વીશી વગેરે પાસે વાર્ષિક રૂા. ૫૦ લેવાય છે. તેની વાર્ષિક આવક રૂા. ૩૦૦૦ જેટલી છે.

**બીજી આવક** : જમીન અને મકાન ભાડાની આવક રૂા. ૮૦૦૦ની છે.

**આવક ખર્ચના આંકડા** : વાર્ષિક આવકનો અંદાજ રૂા. ૨,૪૫,૧૨૪. અને વાર્ષિક ખર્ચનો અંદાજ રૂા. ૨,૪૫,૧૦૫.

**પ્રવૃત્તિઓ** :

**વોટરવર્કસ** મ્યુનિ.ને પોતાનું વોટરવર્કસ છે. ઘરગથ્થુ પાણીના વપરાશ માટે વાર્ષિક રૂા ૧૮ વેરો લેવામાં આવે છે. ધધાદારી પાણીના ઉપયોગ માટે વાર્ષિક રૂા. ૩૬ વેરો લેવાય છે વોટરવર્કસનું વાર્ષિક ખર્ચ રૂા ૨૧,૩૭૦ છે. વોટરવર્કસ ઈમ્પ્રુવમેન્ટ સ્કિમ હાલમાં થોડા વખત પર મંજૂર થઈને આવી છે

**બંબાખાનું** મ્યુનિ. પાસે આગ હોલવવાનો બંબો છે વાર્ષિક ખર્ચ રૂા ૩૮૪૦ છે.

મ્યુનિ હદમા આવેલા મેઈન રોડને આસ્ફાલ્ટનો બનાવવાનો કોન્ટ્રાક્ટ અપાઈ ગયો છે જનરલ દવાખાનું બાંધવાનું છે. વીજળીની સગવડ ગ્રિડ યોજના પ્રમાણે થઈ ગઈ છે.

## ભાદરણ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** : ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થાપના** : અગાઉના વડોદરા રાજ્યમા ભાદરણ 'અ' વર્ગ સુધરાઈની સ્થાપના સને ૧૮૯૬માં કરવામાં આવી હતી, તે બાદ ૧૯૦૯ની સાલમાં તેને 'વિશિષ્ઠ પચાયત' તરીકે ફેરવવામાં આવી હતી તે પછી સને ૧૯૩૦મા તેને ફરીથી 'બ' વર્ગની સુધારાઈમાં ફેરવવામાં આવેલી. અને વિલીનીકરણ પછી ૧૯૫૦માં તેને ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી બનાવવામાં આવી છે **મકાન** : પોતાનું મકાન છે, અને તે વડોદરા રાજ્ય વખતનું છે **વિસ્તાર** : બે ચો. માઈલ. **વસતી** : ૬૬૪૮ માણસો. **બંધારણ** : મ્યુનિની હદના પાંચ વોર્ડ પાડવામાં આવ્યા છે જુદા જુદા લત્તાઓ મળીને વોર્ડ કરેલા છે. કુલ ૧૫ સભ્યો ચૂંટાય છે. તે પૈકી એક પછાતવર્ગમાંથી અને બે સ્ત્રીઓની એમ ત્રણ બેઠકો અનામત છે. **ચૂંટણી** : પુખ્ત વય મતાધિકાર અને ગુપ્ત મતદાનથી. **હોદ્દેદારો** : ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, નીચે મુજબની નવ પેટા કમિટીઓના ચેરમેનઃ—

(૧) મેનેજિંગ કમિટી, (૨) વોટરવર્કસ કમિટી, (૩) સેનિટરી કમિટી, (૪) ઘરવેરા કમિટી. (૫) હિસાબ તપાસણી કમિટી, (૬) ગટર કમિટી, (૭) રોશનાઈ કમિટી, (૮) કાયદા કમિટી, અને (૯) ડબા કમિટી. **અન્ય કાર્યકરો** : મ્યુનિ.નો હાલનો સ્ટાફ અને તેમને મળતો પગાર નીચે પ્રમાણે છેઃ—

| સ્ટાફ : | પગારની વિગત (રૂા.) |
|---|---|
| સેક્રેટરી | ૧૪૦+૨૮+૫૫ |
| કારકુન | ૫૦+૫૩ |
| વેરાવસૂલ કારકુન | ૩૫+૩૫ |
| ડ્રેઈનેજ ઈન્સ્પેક્ટર | ૨૫+૩૫ |
| ડ્રાઈવર | ૫૫+૪૫ |
| કી મેન | ૨૫+૩૫ |
| ઓઈલ મેન | ૨૫+૩૫ |
| ગટરપગી | ૧૫+૩૫ |
| બાગ નોકર | ૧૫+૩૫ |
| ૨ ઓફિસ પટાવાળા | ૧૫+૩૫ |
| ૧૭ હરિજન કામદારો (સફાઈ માટે) | ૮+૨૧ |
| ૨ હરિજન કામદારો (દીવાબત્તી માટે) | ૮+૨૧ |
| ૮ હરિજન કામદારો (ડ્રેઈનેજ માટે) | ૧૦+૨૧ |

તમામ હરિજન કામદારો હંગામી છે. તેમની હાજરી પ્રમાણે પગાર અપાય છે. તેમને યુનિફોર્મ આપવામાં આવતો નથી.

**કરવેરા** : મ્યુનિ. તરફથી લેવાતા કર, તેના પ્રકાર અને તેથી થતી વાર્ષિક આવકની વિગત નીચે મુજબ છે :—

| કરનો પ્રકાર : | દર : | વાર્ષિક આવક : |
|---|---|---|
| ઘરવેરો | રૂા. ૧–૮–૦ દર હજારે | રૂા. ૫૦૩૬–૧૦–૦ |
| સ્ટેન્ડ પોસ્ટ | રૂા. ૬–૦–૦ કુટુંબ દીઠ | રૂા. ૩૪૫૧–૮–૦ |
| કનેકશન | રૂા ૧૬-૦-૦ કુટુંબ દીઠ | રૂા. ૧૩૪૮૯–૭–૦ |
| વાહન વેરો | જુદા જુદા દર છે. | રૂા. ૬૮૪–૪–૦ |
| ગટર વેરો | રૂા. ૩–૦–૦ કુટુંબ દીઠ | રૂા. ૩૧૩૨–૮–૦ |

**અન્ય આવકના પ્રકાર:**

| | રૂા. આ. પા. |
|---|---|
| કાયમ જમીન ભાડું | ૧૧૫૭–૧૩–૦ |
| પરવાનગીની લાગત | ૯૩–૦–૦ |
| કનેકશન કરવાની ફી | ૨૨૫–૧૪–૯ |
| લાઈસન્સ ફી | ૧૧૯૦–૮–૦ |
| નોટિસ ફી | ૨૨૩–૧૪–૦ |
| સરકારી ગ્રાન્ટ | ૬૫૫૭–૫–૧ |
| ડબાનું ઉત્પન્ન | ૨૦૩–૦–૦ |
| લો. ફંડ | ૭૦–૧૧–૦ |
| પરચૂરણ | ૧૯૭૧૪–૫–૦ |

આવક ખર્ચ : કુલ વાર્ષિક આવક રૂ. ૫૫૨૯૨ છે, અને કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૪૨૫૮૬ છે.

પ્રવૃત્તિઓ : માલિકીનું વોટરવર્કસ, ભૂર્ગભ ગટરો, ટાવર, મારકીટની દુકાનો, આંબા વિશ્રાન્તિ ગૃહ, તથા બીજી મિલકતો છે ઇલેક્ટ્રિક લાઈસન્સ મેળવવા તજવીજ ચાલે છે. વૉટર વર્કસની ટાંકી મોટી કરવા તથા કૂવામાં પાણીનો આવરો વધારવા બાબતની યોજના તૈયાર થાય છે. ભાદરણમાં શ્રમયજ્ઞ સમિતિ ખોલવામાં આવેલી છે, તેમાં મ્યુનિ.ના એક પ્રતિનિધિ તરીકે છે. તે સમિતિ ગામના રસ્તા રિપેરનું કામ કરે છે, ને તેમાં મ્યુનિ. તરફથી પણ ફાળો આપવામાં આવે છે.

*

## ગ્રામપંચાયતો

### અલારસા ગ્રામપંચાયત

સ્થા. તા. ૨૦-૧૨-૧૯૪૦. સ્ટાફ: ૭ ઓફિસમાં, ૬ કામદારો. મકાન : ૧. રાચરચીલું : રૂ ૩૦૦નું. સભ્યો : ૧૩. ગ્રાન્ટ: રૂ. ૧૧૦૦. વાર્ષિક આવક : રૂ. ૨૧૦૦. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે.

### આસોદર ગ્રામપંચાયત

સ્થા. તા. ૮-૧૨-૪૦. સ્ટાફ : ૧ મંત્રી. સભ્યો : ૧૧. વાર્ષિક ખર્ચ : રૂ. ૧૫૦૦. પ્રવૃત્તિઓ : ચોતરો તથા તળાવનો ઓવારો બંધાવ્યો છે.

### આંકલાવ ગ્રામપંચાયત

સ્થા. તા. ૨૦-૪-૧૯૪૧. પંચાયત માલિકીનો ચોરો છે. તેની પાસે પંચાયતે પોતાની સ્વતંત્ર ઓફિસ બંધાવી છે. અ વર્ગની ગ્રામપંચાયત છે. સ્ટાફ : ૧ મંત્રી, ૨ નાકા કારકુન, ૧ પટાવાળો, ૧ રખવાળ અને ૭ કામદારો. સભ્યો : ૧૫ પ્રવૃત્તિઓ ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ન્યાય પંચાયત ચાલે છે. ગામની સરકારી મિલકત પંચાયતને સુપરત થઈ છે

### કઠાણા ગ્રામપંચાયત

સ્થા. તા. ૧૫-૧૧-૧૯૪૭. સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૫ સફાઈ કામદારો. સભ્યો : ૧૩. ગ્રાન્ટ : રૂ. ૧૦૮૫. વાર્ષિક આવક: રૂ. ૧૪૬૦. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, દીવાબત્તી વગેરે.

### જંત્રાલ ગ્રામપંચાયત

સ્થાપના : સને ૧૯૪૧. સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૭ કામદારો. સભ્યો : ૧૧. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, દીવાબત્તી, રસ્તાસુધારણા વગેરે.

### દાવોલ ગ્રામપંચાયત

સ્થા. તા. ૯-૧૨-૪૦. સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૧૫ કામદારો. રાચરચીલું : રૂ ૨૦૦નું. સભ્યો : ૧૩ વાર્ષિક ખર્ચ : રૂ. ૩૭૩૦. પ્રવૃત્તિઓ :–સફાઈ કામ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે.

### બદલપુર ગ્રામપંચાયત

સ્થા તા. ૨૦-૧૧-૪૦ સ્ટાફ : ૧ મંત્રી. ૧ પટાવાળો. રાચરચીલું : રૂ. ૫૦૦નું. સભ્યો : ૧૧. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, નાળાં બંધાવવાં, દીવાબત્તી, વૃક્ષારોપણ વગેરે પ્રવૃત્તિઓ થાય છે. દીવાબત્તી કરનાર નોકર રાખવામાં આવ્યો નથી પણ મુખ્યત્વે ગામ લોકો જ એ કામ કરી લે છે.

### બોચાસણ ગ્રામપંચાયત

સ્થાપના : સને ૧૯૪૦. સ્ટાફ : ૩ ઓફિસમાં અને ૪ કામદારો. રાચરચીલું : રૂ. ૨૦૦નું. સભ્યો : ૧૨. વાર્ષિક ખર્ચ : રૂ. ૪૫૦૦. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવા દુરસ્ત કરાવવા વગેરે.

### રાસ ગ્રામપંચાયત

સ્થા. તા ૨૩-૧૨-૪૦ સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો, ૧ દીવાબત્તી કરનાર નોકર અને ૪ સફાઈ કામદારો. સભ્યો: ૧૨. વાર્ષિક આવક: રૂ. ૮૫૬૦ પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, કૂવા દુરસ્ત કરાવવા, દીવાબત્તી વગેરે.

### વહેરા ગ્રામપંચાયત

સ્થા. ૧૯૪૦. મકાન : ૧ રૂ. ૨૦૦૦નું. રાચરચીલું : રૂ. ૧૨૫નું. સભ્યો: ૯. સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૨ કામદારો. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે.

### વાલવોડ ગ્રામપંચાયત

સ્થા. તા. ૨૪-૮-૫૧. મકાન : ૧ રૂ. ૧૫૦૦નું. રાચરચીલું : રૂ. ૮૦૦નું. સ્ટાફ : ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૫ કામદારો. ગ્રાન્ટ : રૂ. ૧૮૦૦. વાર્ષિક આવક : રૂ. ૪૫૦૦. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, તળાવ કૂવા સમાર કામ, દીવાબત્તી, રસ્તાસુધારણા, ન્યાય પંચાયતનું કામ વગેરે

### વીરસદ ગ્રામપંચાયત

સ્થાપના : સને ૧૯૪૦. સ્ટાફ : ૩ ઑફિસમાં, ૯ કામદારો. સભ્યો : ૧૩. પ્રવૃત્તિઓ : ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, વગેરે.

### બાકીની ગ્રામપંચાયતો

અંબાવ, કમેટા, કઠોલ, કણભા, કનકાપુરા, કહાનવાડી, કંથારિયા, કાલુ, કાસીઠા, કિંખલોડ, કોસિંદ્રા, ખડોલ, ખાનપુર, ખેડાસા, ગંભીરા, ગોલેલ, ચમારા, ચૂવા, જોશીકૂવા, ઝારોળા, ડભાસી, દહેમી, દહેવાણ, દેદરડા, નાપા તળપદ, નાપા વાંટા, નામણ, નિસરાયા, પામોલ, પીપળી, બનેજડા, બામણગામ, બોદાલ, ભાદરણિયા, ભેટાસી બારૈયાભાગ, મુજકૂવા, રણોલી, રૂદેલ, લાલપુર, વડેલી, વાસણા (બોરસદ), વાસણા (રાસ), સંખિયાડ, સાલોલ, સિસવા, સિંગલાવ, સૈજપુર.

# મહેમદાવાદ તાલુકો

## મ્યુનિસિપાલિટીઓ

### ખેડા ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** . ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી. **સ્થાપના** : તા. ૧૫–૨–૧૮૫૬. **મકાન** : મ્યુનિ.નું પોતાનું છે. તે ૫૦ વર્ષ પહેલાં આશરે રૂા. ૪૦,૦૦૦ના ખર્ચે બંધાવેલું. **વિસ્તાર** : ૬ ૪ ચો. માઈલ **વસતી** . ૭૭૧૪ માણસો. **બંધારણ** : મ્યુનિ. વિસ્તારના ૬ વોર્ડ પાડેલા છે. તેમાં ૨૦ સભ્યો ચૂંટાય છે તે પૈકી ૨ સ્ત્રીઓની અને બે હરિજનોની અનામત બેઠકો છે. **ચૂંટણી** : ડિસ્ટ્રિક્ટ્યુટીવ વોટિંગ પદ્ધતિથી થાય છે. **હોદ્દેદારો** : ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, નીચેની ચાર કમિટીઓના ચેરમેનઃ—મેનેજિંગ કમિટી, વારિશ્રંઠ કમિટી, પબ્લિક વર્કસ કમિટી અને લિગલ કમિટી. આ પેટા કમિટીઓને ડિસ્ટ્રિક્ટ મ્યુનિ. એક્ટમાં બતાવ્યા મુજબની ફરજો બજાવવાની હોય છે. **અન્ય કાર્યકરો** . મ્યુનિમાં અન્ય કાર્યકરો અને તેમના પગારના ગ્રેડ નીચે મુજબ છે.

| સામાન્ય વહીવટ સ્ટાફ | લાયકાત | સંખ્યા | પગારગ્રેડ |
|---|---|---|---|
| સેક્રેટરી | મેટ્રિક, એલ. એસ. જી ડી. | ૧ | ૮૦–૫–૧૫૦ |
| કારકુન | નૉન મૅટ્રિક ટાઈપ જાણનાર | ૧ | ૪૦–૧–૫૦ |
| નાયક | ગુજરાતી પાચ ધોરણ | ૧ | ૨૫–૧/૨–૩૫ |
| **કરવસૂલાત ખાતું** . | | | |
| કારકુન | શાળાંત | ૧ | ૩૫–૧–૫૦ |
| પટાવાળો | ગુજરાતી પાચ ધોરણ | ૧ | ૨૦–૧/૨–૩૦ |
| **ઓક્ટ્રોય ખાતું** . | | | |
| નાકા કારકુનો | શાળાંત | ૨ | ૩૦–૧–૪૦ |
| નાકેદારો | ગુજરાતી છ ધોરણ | | ૨૦–૧/૨–૩૦ |
| **ઢોરડબ્બા ખાતું** — | | | |
| પટાવાળો | ગુજરાતી ચાર ધોરણ | ૧ | ૨૦–૧/૨–૩૦ |
| **આરોગ્ય ખાતું**— | | | |
| સેનિટરી ઈન્સ્પેક્ટર | એસ ઈ. | ૧ | ૭૦–૧૨૦ |
| ,, ,, | અનક્વોલીફાઈડ | ૧ | ૩૦–૧–૪૦ |
| કારકુન | શાળાંત | ૧ | ૩૦–૧–૫૦ |
| પટાવાળો | ગુજરાતી ૪ ધોરણ | ૧ | ૨૦–૧/૨–૩૦ |
| મુકાદમ | | ૧ | ૧૭–૧/૨–૨૨ |
| બજાર સાફ કરનાર ભંગીઓ | | ૭ | ૧૫–૧/૨–૨૦ |
| રસ્તા વાળનારાઓ | | ૧૨ | ,, |
| મેલા ગાડી માટેનો માણસ | | ૧ | ,, |
| મેલું ઉપાડનાર ભંગી | | ૧ | ,, |
| કચરો સાફ કરનાર | | ૪ | ,, |
| જાહેર જાજરૂઓમાં ચોખ્ખું | | | |
| પાણી પૂરું પાડનાર | | ૧ | ,, |
| કચરા પૂળા માટેનો ભંગી | | ૧ | ,, |
| ખાનગી જાજરૂ વાળનાર ભંગીઓ | | ૧૦ | ,, |
| માળી | | ૧ | ૧૫–૧/૨–૨૫ |
| **દીવાબત્તીખાતું**:— | | | |
| મુકાદમ | | ૧ | ૮–૧/૩–૧૦ |
| દીવાબત્તી કરનાર | | ૬ | ૭–૧/૩–૮ |
| **વોટર વર્કસ ખાતું**:— | | | |
| એન્જિનિયર | ડી. સી. સિવિલ. વોટરવર્કસ અને વીજળીનો અનુભવી | ૧ | ૧૦૦–૫–૧૬૫ |
| ફિટર | કોઈપણ મ્યુનિ.નું સર્ટિફિકેટ અગર ડિપ્લોમા ધારણ કરનાર | ૧ | ૬૦–૬–૧૦૦ |
| લાઈનમેન | ,, | ૨ | ૨૫–૧–૪૦ |
| વોચમેન | — | ૨ | ૨૦–૧–૩૦ |
| ક્લાર્ક | — | ૧ | ૪૦–૩–૬૧ |
| પટાવાળો | ગુજરાતી જાણકાર | ૧ | ૨૦–૧–૩૦ |

**કરવેરા** : મ્યુનિ. તરફથી લેવાતા કરના પ્રકાર નીચે મુજબ છે:—ઘરવેરો, ખાસ પાણીવેરો, સામાન્ય પાણીવેરો, નાકા વેરો, જાજરૂવેરો, સામાન્ય સફાઈ વેરો, વાહન વેરો, હોટેલ વેરો, થિયેટર વેરો. વાર્ષિક ખર્ચનો અંદાજ રૂા ૧,૨૮,૦૦૦ છે. **બીજી આવક** : સરકાર તરફથી મોંઘવારીની ગ્રાન્ટ, લોકલફંડ, જમીન મહેસૂલની ગ્રાન્ટ, ઢોર રખાની ગ્રાન્ટ, દંડની આવક વગેરે.

### મહેમદાવાદ ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર** . ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થળ** : વીરોલ દરવાજા પાસે, મહેમદાવાદ **સ્થાપના** · સને ૧૮૬૩માં. **મકાન** : મકાન પોતાનું છે. તે સને ૧૯૨૭ની સાલમાં બંધાવેલું છે. **મ્યુનિ. વિસ્તાર** બે ચોરસ માઈલ **વસતી** : ૯૫૦૦ માણસો. **બંધારણ** : છ વોર્ડ પાડવામાં આવ્યા છે. તેમાંથી કુલ ૧૮ સભ્યો ચૂંટાય છે તે પૈકી ૨ સ્ત્રીઓની અને ૧ હરિજનની એમ ત્રણ બેઠકો અનામત છે. **ચૂંટણી** : મ્યુનિની ચૂંટણી સરકાર તરફથી નક્કી કરવામાં આવેલા ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ ઈલેક્શન રૂલ્સ ૧૯૫૦ અન્વયે થાય છે. **હોદ્દેદારો** : મ્યુનિના મુખ્ય હોદ્દેદારો નીચે પ્રમાણે ચૂંટાય છેઃ ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, નીચે જણાવેલી ૫ કમિટીઓના ચેરમેન·—(૧) મેનેજિંગ કમિટી, (૨) ડિસ્પેન્સરી કમિટી, (૩) વોટરવર્કસ કમિટી, (૪) ઓક્ટ્રોય કમિટી (૫) ડ્રાઈનેજ કમિટી.

**અન્ય કાર્યકરો** : મ્યુનિ. ઓફિસના સ્ટાફ અને તેના પગારના ... નીચે પ્રમાણે છે : **સ્ટાફ** : ૧ સેક્રેટરી, ૭ કારકુનો, ।

૬૧

પટાવાળા, ૩૧ હરિજન કામદારો, અને ૧ મુકાદમ પગારનો નક્કી થયેલ ગ્રેડ

| | | |
|---|---|---|
| (૧) સેક્રેટરી, | એસ એસ સી ડી. | રૂા ૮૦ ૧૨૦ |
| ,, | અનક્વોલિફાઈડ | રૂા ૭૨ ૧૧૨ |
| (૨) ફર્સ્ટ ક્લાર્ક, | મેટ્રિક | રૂા ૫૫–૩–૮૫ |
| ,, ,, | એસ એસ સી ડી | રૂા ૬૦–૩–૯૬ |
| (૩) જનરલ ક્લાર્ક (ટાઈપિસ્ટ અને કોરસ્પોન્ડન્સ ક્લાર્ક) | મેટ્રિક | રૂા ૫૩–૩–૮૫ |
| (૪) ચેકિંગ ક્લાર્ક | | રૂા ૪૦–૩–૭૦ |
| (૫) રેકર્ડ ક્લાર્ક | | રૂા ૩૫–૩–૬૫ |
| (૬) સેનિટરી ઈન્સ્પેક્ટર | | રૂા ૪૦–૩–૭૦ |
| ,, | (ક્વોલિફાઈડ) | રૂા ૬૦–૩૦–૯૦ |
| (૭) નાયક | | રૂા ૨૫–૧–૪૦ |
| (૮) પટાવાળા | | રૂા ૨૫–૧–૩૫ |

**હરિજન કામદારો** ૩૧ હરિજન કામદારો પૈકી ૧૬ પુરુષ અને ૧૫ સ્ત્રીઓ છે તે પૈકી ૧૫ રસ્તા સાફ કરવામાં, ૭ જાજરૂ સાફ કરવામાં, ૪ દીવાબત્તીના કામ માટે, ૨ મુતરડીઓની સફાઈ માટે, અને ૩ કુવીઓ સાફ કરવા માટે રોકવામાં આવ્યા છે

**કરવેરા** (૧) ઘરવેરો મ્યુનિ વિસ્તારના મકાનો ઉપર ભાડાની આકારણી ઉપર, ૧૬ ૫ ટકા પ્રમાણે (૨) **સામાન્ય સફાઈ વેરો** રૂા ૧૧થી ૧૫ સુધીના ભાડાના મકાનો પર ૦–૪–૦ મકાન દીઠ બકીના વધારે ભાડેથી આકારેલા મકાનો ઉપર ૧ ૪–૦ મકાન દીઠ (૩) **સામાન્ય પાણીવેરો** મકાનની ભાડાની આકારણી ઉપર વધારેમાં વધારે ૬ ટકા પ્રમાણે

**ખાસ પાણીવેરો** (૧) ઘરગથ્થુ ઉપયોગને માટે દર વર્ષે દર કુટુંબ દીઠ રૂા ૧૮ (૨) કોઈપણ ધંધા, ઉદ્યોગ તથા નાતની વાડીમાં, જમખાનામાં દર વર્ષે રૂા ૭૬ (૩) ઘરગથ્થુ ઉપયોગ માટે આઠથી વધારે મકાનો હોય તેવી ચાલીના મકાનો ઉપર દર વર્ષે રૂ ૫૪ (૪) ઘરગથ્થુ ઉપયોગને માટે ચાલીમાં જેમાં ૧થી ૮ મકાનો હોય તેને માટે, દર વર્ષે રૂા ૫૪ (૫) કોઈપણ પ્રસંગે (ઉત્સવ હોય ત્યારે) દર દિવસના કામચલાઉ કનેક્શન માટે રૂા ૪૦

**આવક ખર્ચના સૂચક આંકડા** મ્યુનિનું સને ૧૯૫૩ ૫૪ની સાલનું બજેટ નીચે પ્રમાણે તા ૧૦ ૩ ૫૩ની બોર્ડની મીટિંગમાં મંજૂર કરવામાં આવ્યું હતું

| વિગત | આવક | જાવક (અંદાજી) |
|---|---|---|
| (૧) દવાખાનું | ૫૪૫૨ | ૭ ૪૬ |
| (૨) પ્રસૂતિગૃહ | ૪૪૪૯ | ૭૦૦ |
| (૩) વોટરવર્ક્સ | ૨૫૬૩૦ | ૨૩૦૦૦ |
| (૪) હાઈસ્કૂલ | ૩૫૪૧૬ | ૩૬૯૧૬ |
| (૫) વહીવટ | ૧૦૮૧૨૪ | ૧૦૨૧૭૧ |
| કુલ | ૧૭૯૦૭૧ | ૧૭૩૩૪૭ |

**પ્રવૃત્તિઓ** મ્યુનિ સભ્યોને જે તે જગાઓએ, એટલે કે પ્રેસિડેન્ટ વાઈસ પ્રેસિડેન્ટ તથા જુદી જુદી કમિટીઓના ચેરમેન તરીકે નીમવામાં આવે છે તેમને તેમના ખાતાવાર, ખાતાને લગતા કામના નિકાલ કાયદા-કાનૂન અનુસાર મળેલી સત્તાઓની મર્યાદામાં રહીને કરવાના હોય છે મ્યુનિના એક પ્રતિનિધિને મહેમદાવાદમાં આવેલા લોકલ બોર્ડના ઢોરોના દવાખાનાની કમિટીમાં નીમવામાં આવે છે **દવાખાનું તથા પ્રસૂતિગૃહ** ઉપ્લા ઘણા વર્ષોથી મ્યુનિ દવાખાનું ચલાવે છે દવાની ફીનો દર માત્ર રૂા ૦–૨–૦નો રાખવામાં આવ્યો છે, જેથી ગરીબ જનતા પણ સારો લાભ ઉઠાવી શકે ખૂબ ગરીબની ફી લેવતી નથી દવાખાનામાં ઓપરેશન થિયેટર બાંધવા માટેની યોજના વહેલી તકે અમલમાં લાવવા માટેના પ્રયાસો થાય છે પ્રસૂતિગૃહ પણ ઉપ્લા પંદર વર્ષથી મ્યુનિ ચલાવે છે ગરીબ દરદીઓ પાસેથી કોઈપણ જાતની ફી લેવામાં આવતી નથી કુલ ૨૬ ખાટલાની જોગવાઈ છે

**જાહેર તંદુરસ્તી જાજરૂ-મુતરડી** ગામની ચારે બાજુએ જાહેર જાજરૂ તેમજ ગામની અંદર મુતરડીઓ છે, જેમની સંખ્યા પૂરતી નથી તેથી નવા જાજરૂ તથા મુતરડી બંધાવવાનો પ્રશ્ન વિચારણા હેઠળ છે ડી ડી ટી છાંટવાની વ્યવસ્થા થય છે એ માટે મ્યુનિએ એક ડી ડી ટી છાંટવાનો પંપ ખરીદ કરેલો છે

**ગટર યોજના** મ્યુનિએ અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજ સ્કીમની એક યોજના રૂા ૩૩૫૧૦૦ના અંદાજની તૈયાર કરાવી છે **દીવાબત્તી** ઈલેક્ટ્રિક ગ્રિડ ખાતા તરફથી તા ૧–૭ ૫૨થી મહેમદાવાદ ગામને વીજળી સગવડ મળી હોવાથી દીવાબત્તીના પ્રશ્નનો કાયમનો નિકાલ આવી ગયો છે **ગામના રસ્તાઓ** મ્યુનિ તરફથી વેરાઈ માતાના દરવાજાથી હનુમાનની ધર્મશાળા સુધીનો એક સળંગ કંકર રોડ રૂા ૧૨૦૦ના ખર્ચે બંધાવવામાં આવ્યો છે તેમજ બીજા રસ્તાઓ પણ રિપેર કરાયા છે ડ્રેનેજ યોજના વિચારણા હેઠળ હોવાથી પાકા રસ્તાઓનું કામ હમણાં મુલતવી રાખવું પડ્યું છે **વોટરવર્ક્સ** હાલ વોટરવર્ક્સની ટાંકી છે તેને બદલે એક નવી ૪૦ હજાર ગેલનની ટાંકી બનાવવામાં આવનાર છે તેનું અર્ધું ખર્ચ એટલે કે રૂા ૨૬૭૦૦ સરકાર આપશે **માધ્યમિક કેળવણી** મ્યુનિ છેલ્લા ઘણા વર્ષોથી હાઈસ્કૂલ ચલાવે છે એમાં ચારસો ઉપરાંત વિદ્યાર્થીઓ ભણે છે **પ્રાથમિક કેળવણી** મહેમદાવાદમાં ચાલતી ગુજરાતી કુમાર શાળા તથા કન્યાશાળામાં ભણતા વિદ્યાર્થી તેમજ વિદ્યાર્થિનીઓ માટે જિલ્લા સ્કૂલબોર્ડને જે કંઈ ખર્ચ થાય છે તે પેટે મ્યુનિએ સરકારે નક્કી કરેલા ધોરણ મુજબ ફાળો આપવો પડે છે કુમારશાળાના બે નવા વધારાના હોલ બાંધવામાં આવ્યા છે **બાલક્રીડાંગણ બગીચો** સ્ટેશન નજીક એક બગીચો અને

બાલક્રીડાંગણ તૈયાર કરવામાં આવ્યાં છે. જાહેર સંસ્થાઓને ગ્રાન્ટ: જાહેર હિતનાં કાર્યો કરતી ગામની સંસ્થાઓને મ્યુનિ. તરફથી ગ્રાન્ટની મદદ આપવામાં આવે છે. ઢોરોને માટે હવાડો: ખાતરજ દરવાજા બહાર ઢોરોને પાણી પીવા માટે મ્યુનિએ જાહેર હિતને લક્ષમાં રાખીને એક હવાડો બંધાવ્યો છે. વાર્ષિક અહેવાલ: જાહેર જનતાની જાણ માટે વર્ષની કાર્યવાહીની વિગતો તથા આવક-જાવકના હિસાબનો અહેવાલ પ્રગટ કરવાની પ્રથા સને ૧૯૪૯-૫૦થી મ્યુનિના પ્રમુખ શ્રી. બંસીલાલ બાપાલાલ પંડ્યાએ શરૂ કરી છે. તે મુજબ આજ સુધીમાં એવા ચાર અહેવાલ છપાયા છે. અનોખું દૃષ્ટાંત: સને ૧૯૪૯-થી ૧૯૫૨ માટે ચૂંટાયેલા મ્યુનિ. બોર્ડની મુદત પૂરી થતાં તા. ૧-૪-૫૨ને રોજ નવું ઇલેકશન થનાર હતું તેની તૈયારીઓ પણ થઈ રહી હતી. તેવામાં મ્યુનિ. સભ્યો ગામના સંપથી એકત્ર રીતે કામ કરે તેવું બોર્ડ રચાય તેમ ગામના મોટા ભાગની પ્રજા ઈચ્છતી હતી. એટલે પ્રજાએ એકત્રિત થઈ ઇલેકશન નહિ કરવાનો નિર્ણય કર્યો પરિણામે પાંચમા વોર્ડ સિવાય તમામ વોર્ડમા ઇલેકશન થયુ નહિ એ વોર્ડોએ પોતે એક સંપથી સભ્યો પસંદ કરીને નીમી દીધા હતા. એટલે મ્યુનિનુ અને સભ્યોનુ ઘણું ખર્ચ બચી ગયું હતું. તેમાં મ્યુનિ પ્રમુખ શ્રી બંસીલાલ પણ પ્રજા તરફથી ચૂંટાયા હતા. અને એ રીતે પ્રમુખ તરીકે બીજાં ત્રણ વર્ષ તેઓ ચાલુ રહ્યા છે. આ પ્રમાણે વગર ઇલેકશને મ્યુનિ. સભ્યો પ્રજા તરફથી પસંદ થાય તેવું આ જિલ્લામાં અનોખું દૃષ્ટાંત આ ગામે પૂરું પાડ્યું છે.

•

## ગ્રામપંચાયતો

### કનીજ ગ્રામપંચાયત

સ્થા. તા. ૪-૧૧-૪૦. સભ્યો: ૧૧. મકાન: ૨, કિં. રૂ. ૫૦૦૦ જમીન: ૧૫૬ એકર, ૨૪ ગુંઠા. રાચરચીલું: રૂ. ૧૦૦૦. સ્ટાફ: ૧ સેક્રેટરી, ૧ પસાવાળો અને બે હરિજન. પ્રવૃત્તિઓ: ખેડૂતો માટે રૂ. ૫૦૦નાં એન્જિન ખરીદી તે ભાડે આપવામાં આવે છે વાર્ષિક રૂ. ૨૫૦નું ખર્ચ ગ્રામોપયોગી પ્રવૃત્તિઓ પાછળ થાય છે.

### ખભાસી ગ્રામપંચાયત

તે વડોદરા રાજ્ય વખતથી ચાલે છે. સ્ટાફ: ૩ ઓફિસમાં, ૧ કામદાર. સભ્યો: ૭. ગ્રાન્ટ: રૂ. ૭૦૦ કુલ આવક: રૂ. ૨૦૧૦. મિલકત મકાન કિં. રૂ. ૭૦૦૦; જમીન ૭૯ વીઘાં કિં. રૂ. ૭૯૦૦. રાચરચીલું રૂ. ૨૦૦નું પ્રવૃત્તિઓ: નવો હવાડો બંધાવ્યો. તળાવમાં ૨ બંધ બાંધ્યા, જૂના કૂવા સમરાવ્યા, [illegible] સુધારણા કરી, નવા પ[illegible]ના ખર્ચે [illegible] ગ્રામ [illegible] છે.

### નેનપુર ગ્રામપંચાયત

સ્થા. તા. ૧૪-૪-૫૨ સભ્યો: ૯. સ્ટાફ: ૧ સેક્રેટરી તથા બે કામદારો. મકાન: ૧, રૂ. ૫૦૦૦નું. પ્રવૃત્તિઓ: ગ્રામ સફાઈ પાછળ રૂ. ૨૦૦ વાર્ષિક ખર્ચ થાય છે. રૂ. ૧૧૦ના ખર્ચે ગામથી સ્ટેશન સુધીનો રસ્તો તૈયાર કરાવવામાં આવ્યો છે.

### ગોકુવા ગ્રામપંચાયત

સ્થા. તા. ૧-૪-૧૯૪૧. સભ્યો: ૧૧. સ્ટાફ: ૨ ઓફિસમાં અને ૨ કામદાર. રાચરચીલું: રૂ. ૫૦૦નું. પ્રવૃત્તિઓ: ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, આરોગ્યરક્ષણ વગેરે.

### ગોહજ ગ્રામપંચાયત

સ્થા. તા ૧૧-૧૧-૪૦. સભ્યો: ૧૩. સ્ટાફ: ૨ નોકર. રાચરચીલું: રૂ. ૨૦૦નું. પ્રવૃત્તિઓ: રસ્તાસુધારણા પાછળ રૂ. ૨૦૦, ગ્રામસફાઈ પાછળ રૂ. ૧૫૦, નાના બંધ બંધાવવા પાછળ રૂ ૧૫૦ અને કૂવા સમારકામ અર્થે રૂ ૨૦૦ ખર્ચ્યા છે. સ્થાનિક વાંચનાલય અને ગ્રામહિતની પ્રવૃત્તિઓમાં સહકાર અપાય છે.

### સરસવણી ગ્રામપંચાયત

સ્થા. તા. ૧૪-૧૨-૪૧ ચૂંટણી થઈ નથી દરેક વખતે નોમિનેશન થયેલું સ્ટાફ: ૧ સેક્રેટરી. જરૂર પડયે એકાદ ચાર કામદારો કામ કરે છે. ગ્રાન્ટ: રૂ ૧૦૦ (સને ૧૯૪૧માં), રૂ. ૧૪૬ (૧૯૫૧-૫૨માં). વાર્ષિક આવક: રૂ ૧૩૮૯ પ્રવૃત્તિઓ: લો. બો.ની મદદથી ત્રીજા ભાગનો હિસ્સો આપી રૂ. ૬૦૦૦ના ખર્ચે ગામતળનું પીવાણ અટકાવવા બંધ બાંધ્યો સ્વતંત્ર રીતે રૂ. ૧૫૦૦ના ખર્ચે બે બંધ બાંધ્યા ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, ન્યાયપંચાયતનું કામ વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

### બાકીની ગ્રામપંચાયતો

અકલાચા, કરોલી, કાચ્છઈ કુંજરા, કેસરા, ખાત્રજ, ખુમરવાડ, ગોબલેજ, છાપરા, દેવકી વણસોલ, પરસાંતજ, ભાર મુવાડાં, મહીજ, રઢુ, રૂદણ વાસી વરસોળા, વાંઠવાળી, વણસોલી, સાબેજ, સિંહુજ, હળધરવાસ.

•

# માતર તાલુકો

## ગ્રામપંચાયતો

### નવાગામ ગ્રામપંચાયત

સ્થા. તા. ૧૩-૧૦-૫૧. સ્ટાફ: ૧ મંત્રી, ૧ પસાયતો અને ૨ સફાઈ કામદારો. સભ્યો: ૯. વાર્ષિક આવક: રૂ ૫૨૦૧. પ્રવૃત્તિઓ: ગ્રામસફાઈ, રસ્તા સુધારણા, તળાવ-કૂવાનાં સમારકામ વગેરે પ્રવૃત્તિઓ થાય છે [illegible] પંચાયતે [illegible] ૧૯૫૧-૫૨માં શ્રી. [illegible] ગુજરાત [illegible] હાથે [illegible] ગ્રામપંચાયતને મળેલ હતો.

### નાયકા ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૧–૪–૩૭. 'બ' વર્ગની ગ્રામપંચાયત છે. **મકાન :** ૧, રૂ. ૨૦૦૦નું. **રાચરચીલું :** રૂ. ૬૦૦નું. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૬ કામદારો. **સભ્યો :** ૯. **ગ્રાન્ટ :** રૂ. ૩૪૮૨ **વાર્ષિક આવક :** રૂ. ૪૪૭૦. **પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, કૂવા ગળાવવા ને તેના પર ગરગડીઓ મુકાવવી, વૃક્ષારોપણ, પુસ્તકાલય, નાનું દવાખાનું, રસ્તા સુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે. હરિજન કૂવા પર બોરિંગ મુકાવ્યું છે. ૧૯૫૦–૫૧થી ન્યાય પંચાયત કામ કરે છે.

### માતર ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૨૮–૧૧–૪૦. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો, ૭ સફાઈ કામદાર, ૩ ભંગી, ૨ દીવાબત્તી સળગાવનાર.

**સભ્યો :** ૧૫ **ગ્રાન્ટ :** રૂ. ૧૭૩૯. **વાર્ષિક આવક :** રૂ. ૭૪૮૫. **પ્રવૃત્તિઓ :** ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી, હાઈસ્કૂલને મદદ, પુસ્તકાલયને મદદ, વગેરે પ્રવૃત્તિઓ થાય છે. સને ૧૯૪૮થી ન્યાય પંચાયત કામ કરે છે. ૯૯ ફરિયાદો નોંધાયેલી. તે સર્વનો નિકાલ કર્યો છે.

### ભલાડા ગ્રામપંચાયત

**સ્થા.** તા. ૩૦-૫ ૪૧. **મકાન :** ૧. રૂ. ૧૦૦૦૦નું. **રાચરચીલું :** રૂ. ૫૦૦નું. **સ્ટાફ :** ૧ મંત્રી, ૧ પટાવાળો અને ૨ સફાઈ કામદાર. **સભ્યો :** ૧૦ **વાર્ષિક આવક :** રૂ. ૩૬૮૪. **પ્રવૃત્તિઓ :** ૧૯૪૯-૫૦માં પંચાયતનું નવું મકાન બંધાવ્યું છે. ગ્રામસફાઈ, રસ્તા-સુધારણા, વૃક્ષારોપણ, કૂવાનું સમારકામ વગેરે પ્રવૃત્તિઓ થાય છે. ન્યાય પંચાયત કામ કરે છે. માતર તાલુકામાં આ પંચાયતને સને ૧૯૪૭માં ગ્રામસુધારણા શિલ્ડ મળ્યો હતો.

### બાકીની ગ્રામપંચાયતો

ઊઢેળા, અલિંદ્રા, કલોલી, ખાંધલી, ત્રાજ, દેથલી, ધરોડા, પુરિયેજ, મહેળજ, માછિયેલ, માલાવાડા, રંઢુ, રતનપુર, લીંબાસી, વાસણા બુઝર્ગ, સંધાણા, સીંજીવાડા, સોખડા, હરિયાળા.

*

# વાડાશિનોર તાલુકો

## મ્યુનિસિપાલિટી

### વાડાશિનોર ટાઉન મ્યુનિસિપાલિટી

**પ્રકાર :** ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી **સ્થાપના :** આ મ્યુનિ. અસલ સ્ટેટના વખતથી સ્થપાયેલી છે, પરંતુ તા ૧ ૪-૧૯૫૨થી મ્યુનિ.ની નવેસરથી રચના થઈ છે. **મકાન :** સ્ટેટના વખતથી મકાન પોતાનું છે. તેની કિંમત આશરે રૂ. ૩૦ હજારની છે. **વિસ્તાર :** ૬.૯ ચો. માઈલ. **વસતી :** ૧૩૦૬૯. **બંધારણ :** પાંચ વોર્ડ પાડવામાં આવ્યા છે, અને દરેક વોર્ડમાંથી ત્રણ સભ્યોની ચૂંટણી કરવા આવે છે. એમ મ્યુનિ. બોર્ડ કુલ ૧૫ સભ્યોનું બનેલું છે **ચૂંટણી :** મુંબઈ ડિસ્ટ્રિક્ટ મ્યુનિ. ચૂંટણી કાનૂન ૧૯૫૦ મુજબની મત પદ્ધતિથી. **હોદ્દેદારો :** ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, ૧ મેનેજિંગ કમિટીના ચેરમેન. **અન્ય કાર્યકરો :** મ્યુનિ.નો સ્ટાફ નીચે પ્રમાણે છેઃ—૧ સેક્રેટરી, ૧ સેનિટરી ઈન્સ્પેક્ટર, ૧ સર્વેયર, ૧ એકાઉન્ટ કલાર્ક, ૧ મ્યુનિ. પ્રેસિડેન્ટ કલાર્ક, ૧ ટેમા કારકુન, અને ૫ પટાવાળા.

**કરવેરાઃ** (૧, **ઘરવેરોઃ** વાર્ષિક ભાડાની રકમની આકારણીના દર મુજબ લેવાય છે. વાર્ષિક આવક રૂા. ૪૧૨૭૯ (૨) **સામાન્ય સફાઈ વેરો :** જેનો ઘરવેરો રૂા. ૧ સુધી હોય તેની પાસે રૂા. ૧ અને જેનો ઘરવેરો રૂા. ૧ થી વધારે હોય તેની પાસે રૂા. ૨ લેવાય છે. દરેક દુકાન ઉપર રૂા. ૩ લેવાય છે. કુલ આવક રૂ. ૯૨૬૨ છે. (૩) **મનોરંજન વેરો :** દરેક શો દીઠ રૂા. ૪–૦–૦. (૪) **બાજરૂ વેરોઃ** દરેક કુટુંબ દીઠ વપરાતા એક બાજરૂ દીઠ રૂા. ૮–૪–૦. કુલ આવક રૂા ૫૦૪૪ (૫) **ધંધાની લાઈસન્સ ફી :** બીડી, સોડા ફેક્ટરી વગેરેની લાઈસન્સ ફીની આવક રૂા. ૫૭૭૬. (૬) **મકાન ભાડું, જમીન ભાડું** વગેરેની વાર્ષિક આવક રૂા. ૭૦૦૦. (૭) **બીજી પરચુરણ આવક :** આશરે રૂા. ૪૦૦૦.

**વાર્ષિક ખર્ચ .** આશરે રૂા. ૯૬,૦૦૦ સુધીનો.

**પ્રવૃત્તિઓ :** આ મ્યુનિ. નવી હોવાથી તેમ જ તેની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી અત્યાર સુધી ખાસ કંઈ પ્રવૃત્તિઓ હાથ ધરવામા આવી નથી પરંતુ જેમ જેમ નાણાકીય સ્થિતિ સુધરતી જશે તેમ તેમ લોકોપયોગી કામો હાથ ધરાશે. હાલ નીચે પ્રમાણે પ્રવૃત્તિઓ ચાલે છે.—

| | | |
|---|---|---|
| (૧) પુસ્તકાલય : | ખર્ચ આશરે | રૂા. ૨૦૦ |
| (૨) બંબાથાણું : | ,, ,, | રૂા. ૨૦૦૦ |
| (૩) ટાવર : | ,, ,, | રૂા ૧૦૦ |

(૪) મુખ્ય રસ્તો : સિમેન્ટ કોન્ક્રિટનો બનાવવાનું કામ હાથ પર લેવાનું નક્કી થયું છે.

*

## ગ્રામપંચાયતો

### વીરપુર ગ્રામપંચાયત

**સ્થાપના** સને ૧૮૭૨. **સ્ટાફ :** ૩ ઓફિસમાં, ૧૨ કામદારો **રાચરચીલું :** રૂા. ૧૦૦૦ જેટલું **પ્રવૃત્તિઓ :** સને ૧૮૭૨થી સ્ટેટ દ્વારા મ્યુનિસિપાલિટી ચાલતી હતી. હવે ગ્રામપંચાયત થઈ છે ગ્રામસફાઈ, રસ્તાસુધારણા, દીવાબત્તી વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

**આ ીની ગ્રામપંચાયતો :** ઉંમારી, વડદલા.

*

# ખંડ ત્રીજો

## વૉટરવર્ક્સ

### વિષયપરિચય

ખેડા જિલ્લામાં આવેલા જે વૉટરવર્ક્સની માહિતી મળી તે તાલુકાવાર, ગામવાર, કક્કાવારીને ક્રમે અત્રે આપી છે. આ સિવાય તળાવો, કૂવા, નદીઓ વગેરે જળાશયોની માહિતી આ પુસ્તકના પહેલા વિભાગમાં આપી છે

## આણંદ તાલુકો

### આડ-શ્રી પટેલ મગનભાઈ કિશાભાઈ વૉટરવર્ક્સ

**સ્થાપના** તા ૧-૧૨-૧૯૫૨ **સ્થળ** સ્ટેશન માર્ગ ઉપર, તાતજા માતાના કૂવા પાસે. **સાધનો** કૂવો, તાતજા માતાનો. એન્જિન રસ્ટન, ૪૭ હો. પા ટાંકી ૮૦,૦૦૦ ગેલન. પાઇપો ત્રણથી બાર ઇંચ વ્યાસની લંબાણ આશરે ૧૦૦૦ કનેક્શન **ખર્ચ** આશરે રૂા ૩,૭૬,૪૦૦ સરકારી ગ્રાન્ટ ૫૦ ટકા મંજૂર થઈ છે રૂા. એક લાખ શ્રી મગનભાઈ કિશાભાઈ પટેલે આપ્યા છે બાકીનાનું ગામમાંથી ઉઘરાણું કર્યું છે વહીવટ ગ્રામ પંચાયત પાસે

### ચીખોદરા વૉટરવર્ક્સ

**વહીવટ** ચીખોદરા ગામની પૂર્વ દિશાની બાજુએ આવેલા કૂવા ઉપર ૨૮-૩૦ હો પા નું એન્જિન મૂકી પાણી ખેંચવામાં આવે છે. અને તળાવની પાસે ૪૦ નળ મૂકી સ્ટેન્ડપોસ્ટ મોકલી આખા ગામને પાણી પૂરું પાડવામાં આવે છે. અને વધારાનું પાણી તળાવમાં જાય છે

**પાણીવેરો** ગ્રામપંચાયત તરફથી ગામના તમામ ઘર દીઠ વાર્ષિક રૂ ૩-૦-૦નો કર નાખેલો છે આ પાણીવેરાની આવક રૂ ૩૮૦૦ થાય છે

**સમયપત્રક** સવારના ૬ વાગ્યાથી ૧૦ વાગતા સુધી, અને સાંજના ૫ વાગ્યાથી ૮ વાગતા સુધી પાણી આપવામાં આવે છે

**ખર્ચ** : આ વૉટરવર્ક્સ બનાવતાં એન્જિન સાથે ૨૮,૦૦૦નું ખર્ચ થયેલું છે તે ખર્ચ ચીખોદરાના ગામલોકો તરફથી કરવામાં આવેલું છે, અને વૉટરવર્ક્સ તૈયાર કરી તે ગ્રામ-પંચાયતને સોંપેલું છે તેની માલિકી ગ્રામપંચાયતની છે.

એન્જિન, ઓઇલ વગેરેનો કુલ ખર્ચ વાર્ષિક રૂ ૪૦૦૦નો થાય છે

પાણી પીવા લાયક, સારું છે

**નવું બંધાવનારું વૉટરવર્ક્સ** ચીખોદરાના પટેલ મૂળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સ તરફથી ગ્રામપંચાયતને રૂ ૫૦,૦૦૦ની લોન અપાનાર છે જેથી પટેલ મૂળજીભાઈના સ્વ પુત્ર અંબાલાલના નામ ઉપરથી 'અંબાલાલ વૉટરવર્ક્સ' એવું નામ રાખીને નવું વૉટરવર્ક્સ બાગોળિયા કૂવા ઉપર જ બંધાનાર છે ઘરઘર કનેક્શન સાથે વૉટરવર્ક્સનું ખર્ચ રૂ ૨,૧૯,૦૦૦નું થનાર છે, જેના અંદાજી ખર્ચ તથા પ્લાન સરકારે મંજૂર કર્યા છે ખર્ચની અર્ધી રકમ જેટલી સરકારી ગ્રાન્ટ મળશે, તથા બાકીની રકમ માટે ગ્રામપંચાયત ૩ ટકાના વ્યાજના દરે ગામલોકો પાસેથી લોન લેશે.

### બાકરોલ-વીરેશ વૉટરવર્ક્સ

**કાર્યાલય** દેસાઈ ચીમનભાઈ દાદુભાઈની હવેલી બકરોલ **સ્થાપના** તા ૨-૯-૧૯૪૨ **સાધનો** હવેલીની કૂઈ, એન્જિન ૧૩ હોર્સ પાવરનું ૫૫ ૩ x૨॥ ટાંકી ૪૦૦૦ ગેલનની સિમેન્ટની પાઇપ ૩ ઇંચ વ્યાસની, ૪૫૦૦ ફૂટ લાંબી **ખર્ચ** રૂા ૨૫૦૦૦ મૂડી ખર્ચ રૂા ૧૦૦૦-નિભાવ ખર્ચ રૂા. ૮૦૦ ઑફિસ ખર્ચ. સરકારી ગ્રાન્ટ લીધી નથી **વહીવટ** ખાનગી ભાગીદારી **લવાજમ** માણસોની સંખ્યા પ્રમાણે એક માણસના વાર્ષિક રૂા ૧૨, બેના રૂ. ૨૫ ત્રણના રૂ ૩૫, ચારના રૂા ૪૦, પાંચના રૂા ૫૦, એથી વધારે દર નથી. ચાર બાગ પાટીદાર નિવાસ, મહાદેવ રામજી મંદિર, ગોસાઈજીનું મંદિર, કન્યાશાળા, કુમારશાળા, વગેરે પાસેથી લવાજમ લેવાતું નથી. **સમય** : સવારે ૭થી ૧૧, સાંજે ૪થી ૫-૩૦ પાણી સારું છે

### વલ્લભવિદ્યાનગર-ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળી લિ નું વૉટરવર્ક્સ

**વહીવટ** ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળી લિ તરફથી આ વૉટરવર્ક્સનો વહીવટ થાય છે

**સ્થાપના** : વૉટરવર્ક્સના કામકાજની શરૂઆત સને ૧૯૪૮ના માર્ચથી કરવામાં આવી હતી.

**ઇતિહાસ** : વલ્લભવિદ્યાનગરની શરૂઆતથી તેમાં કામ કરવા માટે પાણીની વ્યવસ્થાની ખાસ જરૂર હતી પહેલાં તો આજુબાજુની હવેલીઓ પરનું પાણી હોજમાં ભરીને મોકલાવી આપવામાં આવતું હતું. ડ્રેનેજનું કામ નાખવામાં આવ્યું હતું અને અગત્યનું હોવાથી આખું.

ખાકરોલ અને કરમસદની હદ ઉપર આવેલી એક કૂઈને દુરસ્ત કરાવી, ગળાવી તેની ઉપર એક નાનુ ઓઈલ એન્જિન અને પંપ ગોઠવી, કૂવા ઉપર ટાકી કરી પાણી મેળવવાની વ્યવસ્થા કરેલી પછી જેમ જેમ વિદ્યાનગરની પ્રગતિ થતી ગઈ તેમ પાણીની હાડમારી વધતી ચાલી એથી ભવિષ્ય માટે વોટર વર્ક્સની જગ્યા મુકરર કરી તેમા આવેલા એક હવડ કૂવાની દુરસ્તી કરવામા આવી કૂવામા બીજી એક ગળની કુડી ઉતારી અને પાસે એક નાની ૨૦-૨૨ ફૂટ ઊંચી ૬૦૦૦ ગેલન પાણી માય તેવી ટાકી બનાવી

પાછળથી પાકી વ્યવસ્થા ૧૯૪૯ના મે માસથી થઈ તેમા એક ૫૦,૦૦૦ ગેલન પાણી માય એવડી મોટી ૬૦ ફૂટ ઊચી ટાકી બનાવી એક નવો કૂવો ૬ ઈંચનુ બોરિંગ કરાવીને તૈયાર કર્યો અને કૂવામા વીજળીથી ચાલતી મોટર સાથે પંપ ગોઠવ્યો

કૂવામા બે પંપ અને કૂવાની ઉપર બે પંપ એ પ્રમાણે ચાર પંપ ગોઠવ્યા હતા પણ કૂવામા પાણી ઓછુ થતા હાલ ફક્ત એક્જ પંપ કામ કરે છે ૧૯૫૨ના ઓક્ટોબર માસથી જિલ્લા લોકલ બોર્ડ મારફતે ૪૦૦ ફૂટ ઊડુ બોરિંગ કરાવેલુ, પણ પાણી મળ્યુ નહોતુ

**સાધનો** ચારેય પંપ સેન્ટ્રિફ્યુગલ ટાઈપના છે દરેક કલાકે લગભગ ૮૦૦૦થી ૧૦ ૦૦૦ ગેલન પાણી મળે છે જ્યારે વિદ્યાનગરની જરૂરિયાત ૧૮થી ૨૦ હજાર ગેલન પાણીની છે તે માટે કૂવામા ઊડી બીજી કુડી ઉતારવાનુ કામ ચાલુ કરવામા આવ્યુ છે

**પાઇપો** ટાકીથી પાણી પૂરુ પાડવા માટે સિમેન્ટની પહેલી કલાસની વિદ્યાનગરના જ કારખાનામા બનાવેલી ૯" ૬", ૪", અને ૩"ની પાઈપો નાખવામા આવી છે જ્યા જ્યા જરૂર છે ત્યા ત્યાથી ફાટા નીકળે તેવી જોગવાઈઓ કરી છે જરૂરી વાલ્વ પણ મૂક્યા છે, અને પાઈપમાથી સીધુ કનેકશન કરવા માટે પણ જરૂરી જગ્યાઓએ ફેરૂલ વાળી પાઈપો મૂકીને ત્યાથી નાના નળ લીધા છે, તેની વિગત નીચે મુજબ છે

| | | |
|---|---|---|
| ૯ ઇંચની પાઈપો | ૬૬૩૫ | ફૂટ |
| ૬ " " | ૩૮૭૫ | " |
| ૪ " " | ૧૫૬૫ | " |
| ૩ " " | ૫૬૯૫ | " |
| કુલ | ૧૭,૭૭૦ | " |

વલ્લભવિદ્યાનગરમા બધી થઈને ૧ ૦૪,૦૦૦ રનિંગ ફૂટ પાઇપ નાખવી પડશે એવો અદાજ છે.

**સંસ્થાને થયેલો ખર્ચ** વોટરવર્કસ પાછળ સંસ્થાને નીચે મુજબનો ખર્ચ થયો છે —

**કેપિટલ ખર્ચ**

| | |
|---|---|
| કૂવાનુ ખર્ચ | રૂ ૧૨ ૦૦૦ |
| કૂવામા બોરિંગનુ ખર્ચ | રૂ ૧૪,૦૦૦ |
| ટાકીનુ ખર્ચ | રૂ ૫૦,૦૦૦ |
| પંપ, મોટરો, પાઈપો, તેનુ ફિટિંગ વગેરેનુ ખર્ચ | રૂ ૧૧,૦૦૦ |
| પાઈપ લાઈનનુ ખર્ચ | રૂ ૧,૧૮,૦૦૦ |
| કુલ | રૂ ૨,૦૫,૦૦૦ |



**ચાલુ ખર્ચ માસિક**

| | |
|---|---|
| વીજળી પાવરનુ ખર્ચ | રૂ ૬૦૦ |
| દેખરેખ અને વ્યવસ્થા ખર્ચ | રૂ ૩૦૦ |
| ઓફિસ ખર્ચ | રૂ ૧૦૦ |
| મરામત ખર્ચ | રૂ ૨૦૦ |
| કુલ | રૂ ૧૨૮૦ |

**ખર્ચની વ્યવસ્થા** આ કામ માટે સરકાર તરફથી હજી કોઈ જાતની ગ્રાન્ટ મળી નથી, તેમજ એ માટે માગણી પણ કરવામા આવી નથી. એના કેપિટલ ખર્ચને પહોચી વળવા માટે વિદ્યાનગરના પ્લોટના માલિકોએ પ્લોટ દીઠ રૂ ૩૦૦)ના ૩ ટકાના વ્યાજના શેર ખરીદ્યા છે

**વહીવટ** આ વોટરવર્કસનો વહીવટ હમણા તો સંસ્થા કરે છે, પણ ભવિષ્યમા પંચાયત કે મ્યુનિસિપાલિટી કરશે

**ગટર યોજના** વોટરવર્કસ પૂરુ કરીને અગર જરૂર જણાશે ત્યારે સંસ્થા અગર નગરની પંચાયત ગટર-યોજના હાથ ધરશે એમ નક્કી કરવામા આવ્યુ છે.

**પાણી** વલ્લભવિદ્યાનગરના હવાપાણી ઘણા સારા છે દરદીઓને પણ માફક આવે એવુ પાણી છે

**જાહેર નળ** અત્યારે દસ સ્થળોએ જાહેર ઉપયોગ માટે નળ મૂકવામા આવ્યા છે.

**જોડાણો** છાત્રાલયોમા ૪૫૦ ઉપરાત કનેકશનો છે ખાનગી મકાનવાળાઓને દરેક ઉપરાત પાણીના નળ આપ્યા છે

**પાણીના દર** છાત્રાલયોમા પાણી માટે વિદ્યાર્થી દીઠ વાર્ષિક લગભગ રૂ ૮ લેવામા આવે છે આ નાણા વિદ્યાર્થીની હોસ્ટેલ ફીમા જ આવી જાય છે કોલેજમા પાણીના વપરાશ માટે જુદો જ દર છે સંસ્થાના મકાનોમા વસતા શિક્ષકો પાસેથી માસિક રૂ ૨-૮-૦ થી રૂ ૬-૦ ૦ સુધી કનેકશન દીઠ લેવાય છે તે ઉપરાત નગરના પ્લોટ માલિકો પાસે પાણીનો દર માસિક ૧૦૦ ચો વારે એક રૂપિયા પ્રમાણે લેવાય છે તે સિવાય કોઈ વ્યક્તિને મીટરથી પાણી આપીને લેવાની ઈચ્છા હોય તો દર ૧૦૦૦ ગેલને એક રૂપિયા પ્રમાણેનો દર નક્કી કર્યો છે

આ ઉપરાત ખેતી માટે જોઈતા પાણીનો દર એક કલાકે રૂ ૩-૦-૦ પ્રમાણે લેવામા આવે છે

સાધારણ રીતે પાણી આખા દિવસમા લગભગ આઠ કલાક આપવામા આવે છે

## વાસદ વોટર સપ્લાય સ્કીમ

**કાર્યાલય** ગ્રામપંચાયત, વાસદ **સ્થાપના** સંવત ૨૦૦૨, ઈ સ ૧૯૪૬મા પ્રગતિ સમાજના ઉત્સવ પ્રસંગે

શ્રી ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલની પ્રેરણાથી ચરોતર ગ્રામોદ્ધાર સ. મં. લિ, વિદ્યાનગરને આ કામ સોપેલું. ખર્ચ પેટે ગામ લોકો પાસેથી એ મંડળના શેર ભરાયેલા. પાછળથી આ યોજનાના કુલ અંદાજી ખર્ચ રૂા. ૧,૪૬,૦૦૦ પેટે અર્ધી રકમ સરકારે ગ્રાન્ટ આપવાનુ મંજૂર કર્યું, અને અર્ધી રકમ લોનથી મેળવવાનું ઠર્યું. આ લોન ગ્રામપંચાયતને જ મળી શકે એમ હોવાથી સદર શેરની રકમ પંચાયતને આપવાની લોનમાં ફેરવવા પ્રબંધ થયો છે.

**વહીવટ** : હાલ પંચાયત પાસે છે. બાંધકામનો કોન્ટ્રાકટ ચરોતર ગ્રા. સ. મં. લિ ને આપેલો છે. આ યોજનામાં ડ્રેઇનેજનો પણ સમાવેશ છે.

**સાધનો**. ભાગોળએ કૂવે બોરિંગ થાય છે નજીકમાં તળાવ છે. કલાકે બે ઇંચ પાણી આવે છે. પંપ, ટાંકી, પાઇપોનું કામ બાકી છે. પાણી મીઠું છે.

*

# કપડવણજ તાલુકો

## કપડવણજ મ્યુનિસિપલ વોટરવર્કસ

**સ્થાપના**. સને ૧૯૨૫, વોટરવર્કસ ચાલુ થયુ ૧૯૨૮માં

**વહીવટ** : કપડવણજ મ્યુનિ ની માલિકી અને વહીવટ છે.

**સ્થળ** : કપડવણજ ગામથી લગભગ એક માઈલ દૂર આવેલી વરાંસી નદી આગળ

**સાધનો** · વરાસી નદીનુ પાણી વાપરવામા આવે છે પંપિંગ સ્ટેશન ઉપર બે કેમ્પબેલ હોરિઝોન્ટલ ઓઈલ એંજિનો છે, બે પંપ છે જે કલાકે ૨૦૦૦૦ ગેલન પાણી ફેંકી શકે છે, એક કેમ્પબેલ બનાવટનું જ એર કોમ્પ્રેશર મશિન છે; એક લિસ્ટર વર્ટિકલ ઓઈલ એંજિન ફોર ફ્લોક્યુલેટર છે, અને બે સેન્ટ્રિફ્યુગલ પંપ છે. ટાંકી એક લાખ ગેલન પાણી સમાય એવડી છે હાલ દરરોજ સરેરાશ ૪૨૫૦૦૦ ગેલન પાણીનો વપરાશ છે મેઈન પાઈપ લાઇનો ઓછામાં ઓછા ૧½" વ્યાસની અને વધારેમાં વધારે ૧૨" વ્યાસની છે પંપિંગ સ્ટેશનથી પાણીની ટાંકી સુધીની પાઈપની લંબાઈ ૬૪૧૩ ફૂટ છે.

**જોડાણો**. જાહેર સ્ટેન્ડપોસ્ટ ૬૪, ઢોરો માટે હવાડા ૧૦; જાહેર ઉપયોગ માટેની ટાંકીઓ ૪, કનેકશનોની સંખ્યા ૧૫૬૦

**સમયપત્રક** : સવારના ૬ થી ૧૦, સાંજના ૪ થી ૭, અને રાત્રે ૧૨ થી ૧ (ફક્ત ફ્લશિંગ પૂરતું)

**પાણીવેરો** · ખાસ વેરો : કનેકશન દીઠ વાર્ષિક રૂા. ૩) સામાન્ય પાણી વેરો : રૂા. ૧) થી રૂા ૬) વાર્ષિક ઘરવેરાના પ્રમાણમાં આકારવામાં આવે છે

બાગને મિટર મૂકી પાણી આપવામાં આવે છે. તે પાણીના દર ૧૦૦૦ ગેલનના રૂા. ૦-૧૨-૦ લેવાય છે.

ઉદ્યોગમાં વપરાતા પાણીનો દર ૧૦૦૦ ગેલનના રૂા. ૨) પ્રમાણે લેવાય છે.

**ખર્ચ** : કેપિટલ ખર્ચ : રૂ ૭,૦૭,૫૯૦ (એમાં મેઈન ગટર લાઇનોના ખર્ચનો પણ સમાવેશ થાય છે.) **નિભાવખર્ચ**. સને ૧૯૫૨-૫૩માં ઓફિસ, મશિનરી પગાર વગેરે ખાતે રૂ. ૪૩૨૮૫નું ખર્ચ થયેલું; રૂ. ૧૦૦૦૦ કાયમ ફંડ હતું.

**આવક** : શરૂઆતમાં સરકાર તરફથી બે લાખ રૂપિયાની ગ્રાન્ટ આપવામાં આવેલી, અને દોઢ લાખની રકમ શહેરીઓ પાસેથી ઉધરાવવામાં આવી હતી. કોઈ જાતની લોન લીધી નથી.

**નફો**. સને ૧૯૫૨-૫૩ની સાલનો નફો રૂ. ૨૬૮૧.

**પાણી** : પીવા લાયક, તંદુરસ્તીને અનુકૂળ આવે તેવું.

**અન્ય હકીકતો** : ભવિષ્યની પ્રગતિને ધ્યાનમાં લઇને પાણીનો પુરવઠો વધારવા માટે રૂ. ૮,૮૩,૬૮૮ના ખર્ચના અંદાજવાળી નવી યોજના હાથ ધરવામાં આવી છે. એના ખર્ચ પેટે ૫૦ ટકા સરકાર આપશે, જ્યારે બાકીની રકમ મ્યુનિ. પોતાની બચતોમાંથી પૂરી પાડશે.

**ગટર** · ભૂગર્ભ ગટર યોજના સને ૧૯૨૭થી દાખલ કરવામાં આવી છે. કપડવણજ જેવા નાના શહેરમાં શરૂઆતથી જ ગટર યોજના અમલમાં છે, એ હકીકત ખાસ નોંધપાત્ર છે.

*

# ખંભાત તાલુકો

## ખંભાત-નવાબ જાફરઅલીખાન વોટરવર્કસ

**કાર્યાલય** · મ્યુનિસિપલ ઓફિસમાં. **વહીવટ** : મ્યુનિસિપાલિટી પાસે. **સ્થાપના તારીખ** : ૮-૧-૧૯૧૬. **સ્થળ** : શહેરથી દૂર નારેશ્વર તળાવને કાંઠે. **સાધનો** : કૂવાઃ ચોમાસામાં અલંગની નહેરમાંથી આવતા પાણીથી આ તળાવ ભરાય છે. એ પાણીમાં નાહવાની અને કપડાં ધોવાની મનાઈ છે. આ તળાવને કાંઠે ચાર કૂવા છે. તે દરેકમાં પંપ મૂકેલો છે. એ બધા પંપો વડે પાણી ખેંચી એક પાંચમા મોટા કૂવામા ભરવામાં આવે છે. તે જ સ્થળે ૫૨ ફૂટ ઊંચી દોઢ લાખ ગેલન પાણી માય એવડી ટાંકી બાંધેલી છે પેલા મધ્યસ્થ કૂવાનું પાણી ઇલેક્ટ્રિક પંપ વડે આ ટાંકીમાં ચઢાવવામાં આવે છે. આ ઉપરાંત નારેશ્વર તળાવમાં એક ૭ ઇંચનું બોરિંગ કરી તેનું પાણી સીધું ટાંકીમાં પંપથી ચઢાવવામાં આવે છે. પાણીનો પુરવઠો પૂરતો નથી એટલે વધુ બે બોરિંગ કર્યાં છે. પાણી મીઠું નથી, પણ પીવા લાયક છે અને પીવાય છે.

**પંપ** : પાંચ પંપ છે. તે પૈકી એક સ્વદેશી કિર્લોસ્કરનો છે એક અનામત રહે છે બે પંપ કલાકે ૨૦,૦૦૦ ગેલન, ત્રીજો ૪૫,૦૦૦ ગેલન અને ચોથો ૧૦,૦૦૦ ગેલન પાણી કાઢે છે

ઇલેક્ટ્રિક મોટરો છે અને બે એર કોમ્પ્રેશર છે ૧૯૫૭ ૫૮ના વરસમા રોજનુ સરેરાશ ૪૭૪૦૧૫૪૮ ગેલન પાણી ની ખર્ચ હતુ આખા વર્ષનુ કુલ પાણી ૧૭૩૦૧૫૯૫૪ ગેલન થયુ હતુ

**પાઇપો** મુખ્ય પાઇપ ૧૮ ઇંચ વ્યાસની કાસ્ટ આયર્નની છે શાખાઓની પાઇપો અડધા ઇંચથી ત્રણ ઇંચ વ્યાસની ગેલ્વે નાઇઝડ આયર્નની છે

**જોડાણો** જાહેર સ્ટેન્ડ પોસ્ટ ૧૨૯ આગ હોલવવાના મથકો ૧૧ તે માટેના જળાશયો Hydrants) ૧૫૩ વ્યક્તિ ગત જોડાણો ૨૦૧૧ માથાદીઠ રોજનો પાણીનો વપરાશ લગભગ ૧૮ ગેલન

**પાણીવેરો** (૧) સામાન્ય, (૨) વ્યક્તિગત સામાન્ય પાણી વેરાના વાર્ષિક દર રૂ ૩૦૦ સુધીના મકાનો—માફ રૂ ૩૦૦થી ઉપર અને ૫૦૦ની અંદર—રૂ ૩ રૂ ૫૦૦ની ઉપર અને રૂ ૧૫૦૦ની અંદર, રૂ ૫ —રૂ ૧૫૦૦ની ઉપર અને રૂ ૨૫૦૦ની અંદર—રૂ ૮ રૂ ૨૫૦૦ની ઉપર અને રૂ. ૪૦૦૦ની અંદર —રૂ ૧૦, અને રૂ. ૪૦૦૦ની ઉપર—રૂ ૧૨ જે મકાનો બંધ ન હોય તેમને આ દરો લાગુ પડે છે બંધ મકાનો, ઓફિસો, દુકાનો પાસેથી અડધા દરો લેવાય છે

**વ્યક્તિગત દરો** અડધા ઈંચ પાઈપના ખાનગી જોડાણો માટે વાર્ષિક રૂ ૧૨—લેવાય છે **કારખાનાં માટે**— ૧૦૦૦ ગેલનને ૦—૧૨—૦ લેવાય છે ખેતી માટે પાણીની માગણી થઈ નથી.
**સમયપત્રક** સવારે ૬થી ૧૦ અને સાંજે ૪—૩૦થી ૭

**ખર્ચ** સ્થાપનામા રૂ સાડા ત્રણ લાખ આ નાણા માજી નવાબ જાફરઅલીખાનની સરકારે હજૂર તિજોરીમાથી મ્યુનિ સિપાલિટીને ધીરેલા તે કટકે કટકે મ્યુનિસિપાલિટીએ ભરપાઈ કરી આપેલા છે નિભાવ ખર્ચ આશરે રૂ ૨૫ હજાર ઓફિસ ખર્ચ આશરે રૂ ૬ હજાર પાણીની પડતર કિંમત એક હજાર ગેલનના રૂ ૦—૨ ૧૦ **ઘસારા ફંડ** તા ૩૧—૩ ૫—ને રોજ આ ખાતે રૂ ૬૪૮૨૬—૧૧—૦ જમા હતા દર વરસે આમા રૂ પાચ હજાર ઉમેરાય છે આ રીતે સ્થાવર મિલકતના સંપાદન માટે નાણા એકઠા થાય છે

**આવક** સામાન્ય વેરાથી આશરે રૂ ૬૦ હજાર, અને વ્યક્તિગત વેરાથી આશરે રૂ ૨૫ હજાર (ઈ સ ૧૯૫૮—૫૯મા) આ આવક મ્યુનિસિપાલિટીની અન્ય આવક સાથે લેવાય છે તેથી આ ખાતાનો નફો નુકસાન તારવવાનો રિવાજ નથી

**વહીવટ** આ માટે મ્યુનિસિપાલિટીએ કોઈ સમિતિ નીમી નથી મેનેજિંગ કમિટી અને મ્યુનિસિપલ પ્રમુખની સીધી દેખરેખ નીચે વહીવટ ચાલે છે

**ડ્રેઈનેજ** આ માટે ૧૯૪૮મા મુંબઈ સરકારે રૂ સવા આઠ લાખની ગ્રાન્ટ મંજૂર કરેલી તે હજી મળી નથી તે અંગે પત્રવ્યવહાર ચાલુ છે હાલ પાણીનો નિકાલ ઢગણોમા થાય છે

**પાણીની વિશિષ્ટ સગવડો** **ધોબી ઘાટ** પાણિયારી દરવાજે સ્ત્રીઓને કપડા ધોવા માટે ૨૪ નળની સગવડવાળો એક ધોબીઘાટ બાંધેલો છે

**સ્મશાનિયા સ્નાન ઘાટ** સ્મશાનેથી આવી નાહવા માટે બે ઘાટ બંધાવી લોકોએ મ્યુનિસિપાલિટીને સોંપેલા છે

**કાયમી પરબ** નીચેના સ્થળોએ કાયમ પીવાનુ પાણી મળે એવી પરબની ટાંકીઓ બાંધેલી છે (૧) લાલ દરવાજા પાસે બેડકે જવાના માર્ગે (૨) ખંભાત શુભલક્ષ્મી કોટન મિલ પાસે (૩) મચ્છીપુરા હિંદુ સ્મશાન પાસે (૪) ખાનજીપુરા બહાર (૫ મુસ્લિમ કબ્રસ્તાન આગળ આ પૈકી પ્રથમ ચાર લોકોએ બંધાવી છે અને છેલ્લી મ્યુનિસિપાલિટીએ બંધાવી છે તમામનો વહીવટ મ્યુનિસિપાલિટી કરે છે

**ઢોરો માટે હવાડા** નીચેને સ્થળે ઢોરો માટે પાણી પીવાના હવાડા છે આ હવાડા લોકોએ ધર્માદા બંધાવી મ્યુનિસિપાલિટીને સોંપ્યા છે

**હવાડાની યાદી** (૧ વહુજી માતા જવાને માર્ગે ઘાસગંજી પાછળ (૨) મ્યુનિ ગૌખાના પાસે (૩) શાહધારી નજીક (૪) ભાવનાથ સામે, (૫) મચ્છીપુરાની ધર્મશાળા સામે, (૬) ખાજિયાપુરામા (૭) ગાડિયાવાડ નજીક મોચીવાડમા, (૮) કાવસજીના જિન પાસે, (૯) સ્વામીનારાયણની વાડીએ જવાના માર્ગે, જકાત મંડાઈના ચોગાનમા, (૧૦) કુંભાર ફળિયા પાસે (૧૧) બેડકે જતા વાઘરી ખાડ પાસે, (૧૨) સખાજીની વાવ પાસે, (૧૩) ફતેહ દરવાજા બહાર, સ્મશાનિયા ઘાટ પાસે, (૧૪) મચ્છીપુરા સ્મશાન પાસે

## તારાપુર વોટરવર્કસ

**સ્થળ** તારાપુર સ્ટેશનથી ગામના રસ્તા પરથી લગભગ અર્ધો ફર્લાંગ દૂર વોટરવર્કસ આવેલુ છે

**સ્થાપના** લગભગ ૨૫—૩૦ વર્ષ પૂર્વે

**સાધનો** વોટરવર્કસની ટાંકી વોટરવર્કસથી અર્ધો માઈલ દૂર ગામના મધ્ય ભાગમા બાંધવામા આવી છે ટાંકી ૧૯૦૦૦ ગેલનની છે પણ હાલમા વસ્તીનુ પ્રમાણ વધેલુ હોવાથી તેમજ પાણીનો વપરાશ વધુ થતો હોવાથી આ ટાંકી નાની પડે છે પણ એન્જિન ૫૫ ટાઈમ પ્રમાણે સતત ચલાવવાથી પાણીની ખોટ જણાતી નથી

વોટરવર્કસમા કેમ્પબેલ ટાઈપના બે એન્જિનો—એક ૧૧x૧૨ અને બીજું ૮x૯ હોર્સ પાવરના હતા પણ તેમની સ્થિતિ કામ કરવા લાયક ન હોવાથી હાલમા એક ૮x૯ હો. પાનુ એન્જિન કાઢી નાખી તેની જગાએ ૨૦ હોર્સપાવરનુ રસ્ટન એન્જિન ગોઠવવામા આવનાર છે

૫૫ અને ૩x૪ના છે આમાથી એક ૫૫ કાઢી નાખી તેની જગાએ બોર હોલ ટરબાઈન ૫૫ ગોઠવવાનો છે

ગામમા પાણી પૂરુ પાડવા માટે ૫, ૪, ૩, ૨, ૧½, ૧ ની પાઇપોનો વપરાશ કરવામા આવ્યો છે

**જોડાણો** જાહેર સ્ટેન્ડપોસ્ટ ૧૮ વ્યક્તિગત જોડાણો ૮૩૨

ક્ષારવાળુ હોવાથી તે પીવાના ઉપયોગમા લેવાય તેમ નહોતુ તે પછી આ શહેરનો પાણીનો પ્રશ્ન ઉકેલવા અનેક વખત જુદા જુદા સમયે મ્યુનિ બોર્ડોએ ઠરાવો કરેલા આખરે સને ૧૯૪૨મા મુબઈ સરકારે એક જી આર કર્યા અને સ્થાનિક સસ્થાઓ વોટરવર્કસની યોજનાઓ કરે તો તેને નાણાકીય મદદ કરવાનુ ઠરાવ્યુ એટલે આખરે શ્રી વિઠ્ઠલદાસ પુ દેસાઈ ૧૯૪૩ ૪૪મા પ્રમુખ થતા વોટરવર્કસ અગે નક્કર યોજના થઈ અને તા ૨૪-૧૧-૪૪ને રોજ પબ્લિક હેલ્થ એન્જિનિયરે નડિયાદની મુલાકાત લઈ તે યોજનાને સરકાર પાસે મજૂર કરાવી તે પછી તેમની સૂચના મુજબ વોટરવર્કસ અને ગટરની યોજના ખાનગી એન્જિનિયર્સ મેસર્સ વિનોદ એન્ડ કપની પાસે તૈયાર કરાવવામા આવી ૧૯૪૬મા રીતસર યોજનાનુ ખાત મુહૂર્ત થયુ સને ૧૯૫૦મા યોજના પૂરી થઈ

**યત્રો** હેડ વોટરવર્કસ ઉપર ૨૫૦ હોર્સ પાવરનુ એક એજિન અને ૨૫૦ હોર્સ પાવરની ઇલેક્ટ્રિક મોટર એમ બે મોટા યત્રો મૂકવામા આવ્યા છે આ ઉપરાત પાણીને ક્લોરીનથી શુદ્ધ કરવા માટેનુ યત્ર પાણી દરેક કલાકે કેટલુ પૂરુ પડે છે તેનો ચાર્ટ બતાવતુ સીસમોગ્રામ યત્ર વગેરે પણ હેડ વોટર વર્કસના મકાનમા મૂકવામા આવેલા છે એજિન અને મોટર બને મૂકીને કોઈ સજોગોમા એમાદ યત્ર નિષ્ફળ જાય તો કામ અટકી ન પડે એવી બેવડી વ્યવસ્થા રાખવામા આવી છે હેડ વોટરવર્કસથી ૨૪ ઇચના ડાયામિટરવાળી સિમેન્ટ કાસ્ટિગની પાઈપો દ્વારા છેક શહેરની મધ્યે મોગલકોટ વિસ્તારમા આવેલી ટાકીમા પાણી લઈ જવામા આવે છે

શહેરની આ મુખ્ય ટાકી બે લાખ ગેલન પાણી સમાય તેટલી શક્તિ ધરાવે છે આ ટાકી શહેરના સૌથી ઊચા વિસ્તારમા ૬૦ ફૂટ ઊચાઈ ઉપર બાધવામા આવી છે

એ પછી શહેરના જુદા જુદા વિસ્તારોમા પાણી પૂરુ પાડવા માટે નવ ઇચ, છ ઇચ ચાર ઇચ ત્રણ ઇચ બે ઇચ એમ જુદા જુદા ડાયામિટરની પાઈપો નાખીને બધા વિસ્તારોને આવરી લેવામા આવ્યા છે

**જોડાણ** પાણી બે પ્રકારે અપાય છે એક તો ઘરમા કનેક્શનો આપીને, બીજુ જાહેર સ્થળોએ જાહેર નળ મૂકીને

આ વર્ષે (સને ૧૯૫૪મા) શહેરમા ખાનગી પાણીના નળના કનેક્શનોની સખ્યા ૪૧૩૫ છે જ્યારે મ્યુનિ તરફથી મુકાયેલા જાહેર સ્ટેન્ડ પોસ્ટની સખ્યા ૮૦ જેટલી છે

સામાન્ય રીતે સવારના બે કલાક અને સાજના દોઢ કલાક એમ બે વખત મળીને ૩૫ કલાક જેટલો સમય પાણી આપવામા આવે છે

વોટરવર્કસ થયા બાદ એમા રહી જવા પામેલી કેટલીક ખામીઓને લઈને દર વર્ષે ચોમાસામા એના કૂવામા પાણી પેસી જતુ પરિણામે શહેરની પ્રજાને ખૂબ ડહોળુ અને ગદુ પાણી મળતુ ૧૯૫૩ના ચોમાસામા સ્થિતિ ખૂબ જ ગભીર બની હતી પરિણામે ૧૯૫૩ના ચોમાસા પછી મ્યુનિસિપાલિટીએ વોટરવર્કસની આખી વ્યવસ્થાનુ કામ ફરીથી સરકારને સુપ્રત કરવાનો ઠરાવ કર્યો અને તે અનુસાર હાલમા એનો વહીવટ સરકારને સુપરત કરવામા આવેલો છે

સરકારે ખાસ એ કામ માટે માણસો રોકી મૂળ કૂવાના જૂના બોર સાફ કરાવ્યા, કૂવામા રહેલી ખામીઓ દૂર કરાવી અને કૂવામા નવા બોર કરાવતા ૧૯૫૪ના મે માસના અતમા બે કૂવાઓમા પાણીનો આવરો ઘણો સારો આવ્યો છે

૧૯૫૪ના પ્રારભમા દર કલાકે માત્ર ૩૦થી ૩૫ હજાર ગેલન પાણી મળે તેવી સ્થિતિ વોટરવર્કસની થઈ ગઈ હતી જે નવા બોર થતા સુધરી છે અને હવે દર કલાકે ૭૧ હજાર ગેલન પાણી મળતુ થયુ છે જેથી પ્રજાને વધુ સમય પાણી આપી શકાય છે

**પાણીના દર** આ વોટરવર્કસ માટે પ્રજાને જે પાણી અપાય તેના મૂળ બે પ્રકારના દર નક્કી કરવામા આવેલા એક તો સામાન્ય પાણી વેરો એ વાર્ષિક રૂપિયા છ લેખે તમામ ઘર દીઠ લેવાતો જ્યારે જેમણે ઘરમા નળ લીધા હોય તેમને વાર્ષિક ૩૬ રૂપિયા લેખે ખાસ વેરો આપવાનો ઠરાવવામા આવેલો ૧૯૫૪ સુધી આ પ્રમાણે વેરો લેવામા આવતો

૧૯૫૪થી મ્યુનિએ જેમણે ઘરમા નળ લીધા છે તેમનો ખાસ પાણી વેરો રૂપિયા ૨૪ કર્યો છે જ્યારે બીજી બાજુ ઓછામા ઓછો સામાન્ય પાણી વેરો જે રૂપિયા છ સૌના ઉપર સમાન હતો તે રૂપિયા ચાર કર્યો છે અને પછી મકાનની ભાડાની આકારણીના ૦॥ આના પ્રમાણે એ નાખવાનુ ઠરાવ્યુ છે

**ડ્રેનેજ** આ વોટરવર્કસની સાથે જ ગટર યોજના પણ થયેલી છે અને શહેરમા મુખ્ય ગટર લાઇનો નખાઈ ગઈ છે તેમજ ઘરના કનેક્શનો આપવાનુ કામ ચાલુ થયુ છે અને થોડા સમયમા જ ગટરો ચાલુ થઈ જશે એમ મનાય છે

**ખર્ચ** વોટરવર્કસ અને ડ્રેનેજ યોજનાઓ સપૂર્ણ થતા મૂળ જે ૩૩ લાખના ખર્ચનો અદાજ હતો તે હવે ૫૧ લાખ રૂપિયા જેટલો ખર્ચ થવાનો છે એમ મનાય છે આ માટે મ્યુનિએ સરકારી મજૂરીથી સાડા ચાર ટકા વ્યાજની લોન કાઢેલી એમાની રૂપિયા સોળ લાખની લોન વડોદરાના તે વખતના મહારાજા શ્રી પ્રતાપસિંહરાવે ૧૯૪૮મા લીધેલી લોકોએ પણ ત્રણેક લાખની લોન ભરેલી છે, જ્યારે કુલ ખર્ચના ૩૩ ટકા અને પાછળથી ૨૫ ટકા સરકારી ગ્રાન્ટ રૂપે મળેલા છે, બાકીના સોળેક લાખ રૂપિયા આ યોજના પેટે સરકારે લોન રૂપે આપેલા છે

## વડતાલ–પરસોતમદાસ કિશોરભાઈ પટેલ વોટર સપ્લાય

**વહીવટ** શ્રી પટેલ પરસોતમદાસ કિશોરભાઈની ખાનગી માલિકીનુ વોટરવર્કસ હોઈ પોતે તેનો વહીવટ કરે છે

**સ્થાપના** સને ૧૯૨૫

**સ્થળ :** હાલની પોસ્ટ ઓફિસ પાસે અને ગામની દક્ષિણ દિશામાં લવારિયાં નામના ખેતરના કૂવા ઉપર.

**સાધનો :** કૂવા ઉપર મોટરપંપ ઇલેક્ટ્રિક ગ્રિડથી ચાલે છે. ટાંકી ૨૮૦૦ ગેલનની છે. ટાંકીમાંથી ૪", ૩" ની મેઈન લાઈન ગામમાં લીધી છે, અને આગળ જોડાણો માટે ૪", ૧॥", ૧" ની પાઇપો નાખી છે. કનેકશનો o॥"ની પાઈપનાં છે. કુલે આશરે દશ હજાર ફૂટ પાઈપ નાખવામાં આવી છે.

**સમયપત્રક :** સવારે ૬થી ૮ અને સાંજના ૪થી ૭ એમ પાંચ કલાક પાણી આપવામાં આવે છે.

**જોડાણો :** આશરે સો જેટલાં કનેકશનો છે.

**પાણીવેરો :** ગ્રાહકના ઘરમાં જ કનેકશનો કરી આપવામાં આવ્યાં છે. જાહેર સ્ટેન્ડપોસ્ટ મૂકવામાં આવ્યા નથી. પાણી લેનાર વ્યક્તિ પાસેથી વ્યક્તિ દીઠ બાર માસના રૂ. ૩ાં લેવાય છે, એટલે કે વ્યક્તિ દીઠ દરરોજની ૧॥ (દોઢ) પાઈ થાય છે. તેમાં ત્રણ વર્ષની નીચેનાં બાળકોનો ચાર્જ લેવાતો નથી.

**ખર્ચ :** મશિનરી સિવાય ટાંકી, પાઇપો વગેરેનો આશરે રૂ. ૫થી ૭ હજાર રૂપિયાનો ખર્ચ થયો છે.

**આવક-નફો :** વોટરવર્કસ સરેરાશ નુકસાનીમાં છે.

**પાણી :** પીવા લાયક છે.

### વસો ટાઉન મ્યુનિસિપલ વાટિશ્રુહ

**સ્થળ :** વસોમાં વડા તળાવ ઉપરની વાવ ઉપર. **સ્થાપના :** ૧લી એપ્રિલ ૧૯૫૦. **વહીવટ :** વસો મ્યુનિસિપાલિટી પાસે. **સાધનો :** વડાતળાવ ઉપરની વાવ, જેનું ક્ષેત્રફળ ૨૨૦ ચો. ફૂટ છે તેનો ઉપયોગ થાય છે. પાણી મીઠું અને આરોગ્યદાયક છે. બોરમાંથી દર કલાકે ૧૪,૦૦૦ ગેલન પાણી નીકળે છે. કિર્લોસ્કરના ૬"×૪"ની સાઈઝના બે પમ્પો દર કલાકે ૨૦ હજાર ગેલન પાણી બહાર ફેંકે છે. ૫૦,૦૦૦ ગેલનની ટાંકી છે.

**પાઈપો :** લોકોને પાણી પૂરું પાડવા નાંખેલી પાઇપોના પ્રકાર અને રનિંગ ફૂટની લંબાઈ નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| ૧૦" | ડાયામિટરની | ૭૬૦ | રનિંગ ફૂટ |
| ૯" | ,, | ૭૪૦ | ,, |
| ૮" | ,, | ૬૦૫ | ,, |
| ૭" | ,, | ૮૧૫ | ,, |
| ૬" | ,, | ૧૪૦૦ | ,, |
| ૪" | ,, | ૪૩૫૦ | ,, |
| ૩" | ,, | ૨૮૬૦૦ | ,, |

**જોડાણો :** જાહેર સ્ટેન્ડપોસ્ટ ૪૦; કનેકશનોની સંખ્યા ૧૧૭૦.

**પાણીવેરો :** પાણીનો વેરો નીચેના ધોરણે લેવાય છે:

દરેક o॥ ઈંચના કનેકશનના વાર્ષિક રૂ. ૨૫)
,, o॥। ,, ,, ,, રૂ. ૫૦)

બાગમાં કે ખેતરમાં ૫૦૦ ચો. વાર કરતાં વધારે પાણીના ઉપયોગ માટે વાર્ષિક રૂ. ૫૦)— લેવાય છે.

ઉદ્યોગોના યંત્રો માટે o॥ ઇંચના કનેકશનના વાર્ષિક રૂ ૫૦ લેવાય છે. આવા ઉદ્યોગોમાં રાઈસ મિલો, સિમેન્ટની પાઇપો બનાવનારાં કારખાનાં, હોટેલો, વીશીઓ વગેરેનો સમાવેશ થાય છે. જનરલ સ્ટેન્ડપોસ્ટના દરેક ચાલુ ઘર દીઠ, કુટુંબ દીઠ, વાર્ષિક રૂ. ૮ લેવાય છે.

**સમયપત્રક :** પાણી આપવાનો સમય નીચે પ્રમાણે છે:— સવારમાં ૬—૦થી ૭—૩૦; બપોરના ૧૨—૩૦થી ૧—૩૦; સાંજના ૬—૩૦થી ૭—૩૦.

**ખર્ચ :** વોટરવર્કસ અંગે નીચે મુજબ ખર્ચ થયું છે. ટાંકી માટે રૂ. ૪૦,૬૦૦; યંત્રો માટે રૂ. ૪૩,૯૦૦; પાઇપો માટે રૂ. ૧,૪૩,૪૦૦; યંત્રાલય વગેરે માટે રૂ. ૧૯૪૦૦ અને રૂ. ૪૬૦૦. નિભાવ ખર્ચ રૂ. ૭,૦૦૦ છે, અને ઓફિસખર્ચ રૂ. ૪૫૦૦ છે.

**ગ્રાન્ટ અને લોન :** આ વોટરવર્કસની શરૂઆત વસો વારિગૃહ સહકારી મંડળી લિમિટેડે કરી હતી. તેનાં તમામ કામ પૂરાં થયાં એટલે વસો ટાઉન મ્યુનિએ મંડળીને રૂ. ૨૪૧૧૩૭ આપી તૈયાર વોટરવર્કસ ખરીદી લીધું હતું. મ્યુનિએ સરકારી ગ્રાન્ટ અને લોન મેળવી આ રકમ ભરપાઈ કરી હતી. સરકારી ગ્રાન્ટ રૂ. ૮૩૯૬૭ની મળેલી, અને લોન રૂ. ૧૬૦૭૫૮ની લીધેલી.

*

# પેટલાદ તાલુકો

### ધર્મજ મ્યુનિસિપલ વોટરવર્કસ

**વહીવટ :** ધર્મજ મ્યુનિસિપાલિટી, ધર્મજ.

**સ્થાપના :** સને ૧૯૩૯માં. સને ૧૯૪૩ની શરૂઆતમાં વોટરવર્કસ ચાલુ કરવામાં આવ્યું હતુ.

**સ્થળ :** ગામની પૂર્વ દિશાએ બાગોળ ઉપરના તળાવની બાજુમાં.

**સાધનો :** બાગોળના કૂવાના બોરમાંથી પાણી લેવામાં આવે છે. કૂવો ૧૮' ડાયામિટરનો છે, તેમાં ૬"નું બોરિંગ કરેલું છે. આ બોરમાંથી એર કોમ્પ્રેસરથી પાણી લેવામાં આવે છે. એર કોમ્પ્રેસર ૮×૭ની સાઈઝનું છે. કૂવો એન્જિન હાઉસથી ૩૦૦ ફૂટ દૂર છે. બોરમાં કલાકે ૬,૦૦૦ ગેલન પાણી મળે છે. ટાંકી ૫૦ ફૂટ ઊંચી છે. તે ૪૦,૦૦૦ ગેલનની છે.

**પાઇપો :** મુખ્ય પાઈપ ૧૦"ની છે, અને સૌથી નાની પાઈપ ૩"ની છે. આખા ગામમાં પાઈપ લાઇનો નાખેલી છે.

**જોડાણો :** જાહેર સ્ટેન્ડપોસ્ટ ૨૪; કનેકશનો ૧,૦૦૦.

**સમયપત્રક :** પાણી દિવસમાં બે વખત–સવાર અને સાંજ આપવામાં આવે છે.

**લવાજમ :** સામાન્ય પાણીવેરો વાર્ષિક રૂ. ૪ અને હાઉસ કનેકશનનો વાર્ષિક વેરો રૂ. ૮ લેવાય છે. જે હાઉસ કનેકશન

ન લે તેને સ્ટેન્ડપોસ્ટના રૂ. ૪ તો આપવા જ પડે છે.

ઉદ્યોગો માટે અર્ધા ઇંચના જોડાણનો વાર્ષિક કર રૂ. ૧૬ લેવામાં આવે છે.

**ખર્ચ :** વોટરવર્કસ બાંધતાં રૂ. ૧,૧૦,૦૦૦નો ખર્ચ થયેલો છે. નિભાવ ખર્ચ રૂ. ૧૬,૦૦૦ છે.

**આવક :** વોટરવર્કસને ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તરફથી ખર્ચની ૨/૩ રકમની મદદ મળેલી, અને ૧/૩ રકમ ધર્મજ પ્રગતિ મંડળ તરફથી મળેલી. કોઈ જાતની લોન લેવામાં આવી નહોતી.

૧૯૫૨ની સાલમાં વોટરવર્કસને આવક કરતાં ખર્ચ વધારે થયો હતો.

વોટરવર્કસનું હાલમાં કાયમી ફંડ રૂ. ૧૬ હજારનું છે.

**પાણી :** પીવા લાયક અને મીઠું છે.

**વિશેષ માહિતી :** અત્યારના કૂવાના બોરમાં ઓછું પાણી મળતું હોઈ એન્જિન હાઉસ પાસે બીજો એક નવો કૂવો ખોદ્યો છે, અને હાલમાં તેમાં ૮"નો નવો બોર કર્યો છે. તેમાં કલાકનું ૧૫૦૦૦ ગેલન પાણી મળ્યું છે. બાજુમાં બીજો બોર પણ કરવાનો છે.

**ગટર :** ભૂતપૂર્વ વડોદરા સરકારે સને ૧૯૩૮માં મંજૂર કરેલી ગટર યોજના મુંબઈ સરકાર સમક્ષ રજૂ કરાતાં તેનાં સુધારેલાં પ્લાન અને અંદાજો તૈયાર થઈ ગયાં છે. તે મુજબ સાડા છ લાખ રૂપિયાનો અંદાજ નક્કી થયો છે અને તે મંજૂરી માટે મુંબઈ સરકાર ઉપર મોકલી આપવામાં આવ્યો છે.

## નાર–વારિગૃહ

**કાર્યાલય :** નાર વારિગૃહ સહકારી મંડળી લિ., નાર, (તાલુકો પેટલાદ).

**સ્થાપના :** તા. ૨૫–૭–૧૯૪૬.

**સાધનો :** મલાવ તળાવ ઉપર ઊંડા કૂવામાં બોરિંગ કરવામાં આવ્યું છે. બોરિંગની પાઈપનો વ્યાસ ૬" છે.

**એન્જિન :** રસ્ટન ટાઈપનાં ૪૦–૪૪ અને ૩૨–૩૪ હો. પા.નાં બે એન્જિન છે. **પંપ :** સેન્ટ્રિફ્યુગલ પંપની ડુપ્લિકેટ ગોઠવણ કરેલી છે. **ટાંકી :** ૫૦ હજાર ગેલનની–૬૦ ફૂટ ઊંચી છે.

**પાઈપો :** ૧૨"ની ડિલિવરી પાઈપ ટાંકીમાંથી કાઢી પાણી આપવામાં આવે છે. જમીનની અંદર હ્યુમ પાઇપો સિમેન્ટની ૧૨", ૯", ૮", ૬", ૪" અને ૩" ડાયામીટરની કુલે ૩૯૬૬૦ ફૂટની નાખવામાં આવી છે. આ પાઇપો વચ્ચે ગ્લેનફિલ્ડ વોટર ટાઈટ વાલ્વઝ કુલે ૯૦નો ઉપયોગ કરવામાં આવ્યો છે.

**જોડાણો :** કુલ ૯૮૩ કનેકશન છે. જે ઘરમાં પાકું દરણ કરે તેને જ કનેકશન આપવામાં આવે છે. જાહેર મથકે સ્ટેન્ડ પોસ્ટ સહકારી મંડળી કરી શકે નહિ જેથી કરેલા નથી.

**સમયપત્રક :** સવારે ૬થી ૯ અને સાંજના ૪થી ૫ પાણી અપાય છે.

**પાણીવેરો :** ૩ કે તેથી વધુ માણસોવાળાં કુટુંબો પાસે દર કનેકશન દીઠ વાર્ષિક રૂ. ૩૦; બે માણસના કુટુંબ માટે રૂ. ૨૦ અને એક જ માણસ માટે રૂ. ૧૫ લેવાય છે. ઉદ્યોગ માટે વાર્ષિક રૂ. ૫૦ અને ભેંસોના તબેલા માટે વાર્ષિક રૂ. ૫૦ લેવાય છે.

**ખર્ચ :** કુલ રૂ. ૩,૮૯૫૨૩નું કેપિટલ ખર્ચ થયેલું.

**નિભાવખર્ચ :** વાર્ષિક રૂ. ૬થી ૭ હજાર.

**નફો :** ૧૯૫૧–૫૨ની સાલમાં વધારો રૂ. ૮૦૬૧ તેમજ નિભાવણી ખર્ચ જતાં ચોખ્ખો નફો રૂ. ૧૧૪૮૫ થયો હતો, તેમાંથી સેંકડે ૩ ટકા પ્રમાણે શેર હોલ્ડરોને ડિવિડન્ડ વહેંચવામાં આવ્યું હતું.

**પાણી :** પીવા લાયક છે.

**વહીવટ :** નાર વારિગૃહ સહકારી મંડળી લિ. હસ્તક છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્ય વખતે નાર ગામના અગ્રગણ્ય ગૃહસ્થોએ પાંચ લાખનું ભંડોળ એકઠું કરી સહકારી મંડળી કાઢી હતી. આ મંડળીના 'અ' વર્ગના શેરની કિંમત રૂ. ૧૦૦ (સો)ની છે, 'બ' વર્ગના શેરની કિંમત રૂ. ૫ છે. દાખલ ફી દરેક સભ્ય માટે રૂ. ૧ છે. સભાસદ વગર બીજા કોઈને પાણીનું જોડાણ અપાતું નથી.

## સુણાવ–હીરાબા જોરાભાઈ શંકરભાઈ-જલાગાર

**વહીવટ :** ગ્રામપંચાયત, સુણાવ.

**સ્થાપના તા.** ૨૨–૨–૧૯૪૩

**સ્થળ :** મોટી ભાગોળ, ગામઈ કૂવા ઉપર

**સાધનો :** કૂવો : વ્યાસ ૧૯'; પાણી આશરે ૧૫ ફૂટ.

**પંપ :** ૩, સાઈઝ ૪"×૫", રસ્ટન ટાઈપ, દેશી.

**ટાંકી :** વીસ હજાર ગેલનની. **પાઇપો :** શરૂઆતમાં ૯"–૬"–૪"–૩"; ઘરમાં ૦॥"નું કનેકશન. પાઇપોની કુલ લંબાઈ ૧૮૦૦૦ રનિંગ ફૂટ.

**જોડાણો :** પબ્લિક સ્ટેન્ડપોસ્ટ ૧૦; કનેકશન સંખ્યા ૭૦૦.

**સમયપત્રક :** ઉનાળામાં સવારે ૭થી ૧૧ તથા સાંજે ૪થી ૫. ચોમાસામાં અને શિયાળામાં સવારે ૭ થી ૧૧ એ પ્રમાણે પાણી આપવામાં આવે છે.

**પાણીવેરો :** ઘરનાં કનેકશનવાળાઓ પાસેથી વ્યક્તિ દીઠ વાર્ષિક રૂ. ૩। લેવાય છે. દીકરીઓનો ચાર્જ લેવાતો નથી. પબ્લિક સ્ટેન્ડ પરથી પાણી ભરનાર પાસેથી રૂ. ૧–૮–૦ લેવાય છે. ખેતી માટે પાણી આપવામાં આવે છે. તેને માટે ત્રણ પંપ ૪"×૫"ની સાઈઝના છે. તમાકુ માટે દર કલાકે રૂ. ૪–૮–૬ અને અનાજ માટે રૂ. ૩–૧૪–૬ લેવાય છે.

બાગ, સાર્વજનિક સંસ્થાઓ અને મંદિરો માટે ચાર્જ લેવામાં આવતો નથી.

**ખર્ચ :** વોટરવર્કસ પાછળ રૂ. ૧,૫૧,૦૦૦ ખર્ચ થયો છે, તેમાં

બે એન્જિનો, ટાંકી, ગામની પાઇપ લાઈન, મકાન, બોરિંગ, ત્રણ પંપ વગેરેનો સમાવેશ થાય છે.

**આવક:** સરકાર પાસેથી રૂ. ૭૦૨૦૭ની ગ્રાન્ટ, હીરાભા ભેરાભાઈ શંકરભાઈના પુત્રો તરફથી જલાગાર માટે રૂ. ૩૫૨૦૭-૮-૦ બક્ષિસ, તથા સુણાવ સહકારી વિકાસ મંડળ લિમિટેડ તરફથી રૂ. ૩૫ ૦૦૦ ની ભેટ વોટરવર્ક્સને મળ્યાં છે.

**નફો** ઘસારાફંડ તથા બીજા ખર્ચને પહોંચી વળાય તેટલો જ નફો થાય છે. ઘસારો કાપતાં બન્ને પાસાં સરભર રહે છે. રૂા. ૧૦ હજાર કાયમફંડમાં છે.

**પાણી:** પીવાલાયક, મીઠું છે.

**ગટર:** હાલમાં ગટર નથી યોજના વિચારાઈ છે. ૭ લાખનો અંદાજ છે. પૈસાની સગવડ થયેથી કામ હાથ પર લેવાશે.

**અન્ય માહિતી:** વોટરવર્ક્સને પોતાનાં બે એન્જિનો-૫૪ હો. પા નું તથા ૬૫ હો. પા નું છે. ત્રણ પંપો છે. સીઝનમાં બન્ને એન્જિનો રાતદિવસ ચાલે છે કૂવામાં સાત બોર કરેલા છે, તેમાં ખાસ પીવા માટેના પાણીનો બોર અઢીસો ફૂટ ઉપરાંત ઊંડો છે, ને તેનું પાણી સીધા અલગ કનેકશનથી ગામમાં પીવા માટે આપવામાં આવે છે. બાકીના બોરનું પાણી ખેતી માટે અપાય છે. તે પણ ખેતી માટે સારું છે.

## સોજિત્રા મ્યુનિસિપલ વોટરવર્ક્સ

**વહીવટ:** સોજિત્રા મ્યુનિસિપાલિટીને હસ્તક છે.

**સ્થાપના:** સને ૧૯૧૪.

**સ્થળ:** ચાર કૂવાવાળી ભાગોળ, સોજિત્રા.

**સાધનો:** કૂવામાંથી બોરિંગથી પાણી લેવામાં આવે છે. આશરે ૧૫૦૦૦ ગેલન પાણીનો પુરવઠો દર કલાકે મળે છે.

**એન્જિન** બે છે તે પૈકી એક વીજળીથી ચાલે છે **પંપ:** બે છે. **ટાંકી** ૬૦ હજાર ગેલનની છે. **પાઈપો:** સાત ઈંચથી બે ઈંચ ડાયામીટરની પાઈપોથી પાણી પૂરું પાડવામાં આવે છે.

**જોડાણો:** કનેકશનની સંખ્યા ૧૭૦૦ છે. ગામમાં જાહેર સ્ટેન્ડપોસ્ટ ૩૮ છે. પાણી ખારું છે. મીઠું પાણી આ હદમાં મળતું નથી.

**સમયપત્રક:** સવારે ૬થી ૧૧, સાંજના ૩થી ૭ સુધી દરરોજ પાણી અપાય છે.

**લવાજમ:** સામાન્ય પાણીવેરો દર ચૂલા દીઠ વાર્ષિક ૮. અને ખાસ પાણી વેરો રૂ. ૧૨ રાખવામાં આવ્યો છે.

**ખર્ચ:** વાર્ષિક ખર્ચ રૂ. ૨૧,૦૦૦નું થાય છે.

**આવક:** મૂળ વોટરવર્ક્સની યોજના રૂ. ૭૦,૦૦૦ની હતી, તેમાં રૂ. ૧૬૦૦૦ની બક્ષિસ અને રૂ. ૫૧,૦૦૦ની લોન સરકાર તરફથી મળેલી. વોટરવર્ક્સે તે લોન ભરી પાછી દીધી છે.

# બોરસદ તાલુકો

## ભાદરણ-શ્રી સયાજી વોટરવર્ક્સ

**સ્થાપના:** તા. ૮-૧૨-૧૯૧૨.

**સાધનો:** ભાદરણ ગામના મોટા તળાવ બાજુએ આવેલા કૂવામાંથી પાણી લેવામાં આવે છે. કૂવો આશરે ૨૪ ફૂટ ડાયામીટરનો છે. પાણી ૧૬થી ૧૭ ફૂટ કાયમ રહે છે, ૫૦ હો. પાના રસ્ટન એંજિન તથા ડાયનેમોથી પાણી ખેંચવામાં આવે છે.

બીજું ૬૦ હો. પા નું પેકમેન રેકાર્ડો એન્જિન છે તથા ટી ટેન્ડી માસ્સેલ એન્જિન છે.

કૂવામાં ૧૩૫ ફૂટ ઊંડો બોર કરેલો છે, અને ૧૬ ફૂટ ડાયામીટરની કુંડી પણ ઉતારેલી છે. ૨ ટરબાઈન પંપ મૂકવાની યોજના પણ તૈયાર થાય છે. ટાંકી ૧૨ હજાર ગેલનની છે. બીજી ૪૦ હજાર ગેલનની ટાંકી બનાવવાની યોજના તૈયાર થાય છે.

વીજળીનું લાઈસન્સ મળેલું હોવાથી વીજળીથી પાણી ખેંચવામાં આવશે. તે માટે તજવીજ ચાલે છે.

**પાઈપો:** લોકોને પાણી પૂરું પાડવા માટે ૧ ફૂટ. ૯ ઈંચ, ૬ ઈંચ અને ૪ ઈંચ ડાયામીટરની મેઇન પાઈપો નાખવામાં આવી છે.

**જોડાણો:** જાહેર સ્ટેન્ડપોસ્ટ ૨૭, કનેકશનોની સંખ્યા ૮૨૫

**પાણીવેરો:** સામાન્ય પાણીવેરો વાર્ષિક રૂ. ૬)- લેવાય છે. અને જોડાણવેરો કુટુંબ દીઠ વાર્ષિક રૂ ૧૬)-લેવાય છે. બાગ કે ખેતરમાં પાણી અપાતું નથી. ગટરનું પાણી ખેતરમાં અપાય છે. તેનો દર કલાકે રૂ. ૧-૮-૦ પ્રમાણે લેવાય છે. ઉદ્યોગો માટે નીચે મુજબના દરે વેરો લેવાય છે:—

| | |
|---|---|
| હોટલ વીશી માટે વાર્ષિક | રૂ ૩૨-૦-૦ |
| મકાનની બાંધણી-ટેરી માટે ,, | રૂ. ૪૮-૦-૦ |
| ધોબીકામ માટે ,, | રૂ. ૩૨-૦-૦ |
| બાંધકામ માટે સ્પેશ્યલ કનેકશનના માસિક | રૂ. ૧૫-૦-૦ |
| વિવાહ વગેરે પ્રસંગ માટે કલાકના | રૂા. ૫-૦-૦ |
| બાંધકામ માટે દર બારો | રૂ. ૦-૮-૦ |

**સમયપત્રક:** આખા ગામના ત્રણ વોર્ડ પાડ્યા, છે. દરેક વોર્ડને વારાફરતી નીચે પ્રમાણે પાણી આપવામાં આવે છે.

સવારના ૬-૦થી ૮-૪૫ સુધી પ્રથમ વોર્ડને
,, ૮-૪૫થી ૧૧-૩૦ સુધી બીજા ,,
,, ૧૧-૩૦થી ૨-૧૫ ,, ત્રીજા ,,

દર પંદર દિવસે વખતના સમયમાં ફેરફાર થાય છે.

**પાણીનો વપરાશ:** દરરોજ ૧,૭૩૦૦૦ ગેલન પાણી આપવામાં આવે છે.

**ખર્ચ** ભૂતપૂર્વ વડોદરા રાજ્યે વોટરવર્ક્સની રીમોડલિંગ સ્કીમ (પુનર્રચના યોજના) તૈયાર કરી પાસ કરેલી અને તે માટે રૂ ૨ ૨૭ ૦૦૦ મંજૂર કરેલા અને રૂ ૭૫૬૬૭ની ગ્રાન્ટ આપેલી ગામના પ્રગતિ મંડળે રૂ ૫૩૫૦૦ની ગામમદદ આપેલી આ સ્કીમનો હિસાબ હજુ એક્ઝિક્યુટીવ એન્જિનિયરે આપેલો નથી તે સિવાય વોટરવર્ક્સ અંગેનું કેપિટલ ખર્ચ રૂ ૧,૪૮,૮૯ ૧-૬નુ થયેલુ છે.

**આવક જાવક** સને ૧૯૫૨-૫૩ની સાલમા રૂા ૧૭૩૫૯ આવક થઈ હતી જ્યારે ખર્ચ રૂ ૧૮૮૩૯ થયુ હતુ એ રીતે રૂ ૧૪૮૦ની ખોટ ગઈ હતી

**અન્ય હકીકતો** પ્રથમનુ વોટરવર્ક્સ ભૂતપૂર્વ વડોદરા સરકારે કરી આપેલુ તેથી તેનુ નામ શ્રી સયાજી વોટરવર્ક્સ રાખવામા આવેલુ છે તે પછી રીમોડલિંગ સ્કીમ થઈ હતી હાલમા તેનો વહીવટ મ્યુનિ ના હસ્તક છે

કાયમ ફંડ નથી સિંકિંગ ફંડની રકમ રૂ ૩૩૧૫ છે પાણી પીવા લાયક છે હાલમા પાણી બરાબર મળે છે તેથી લોકોને સંતોષ છે અંડરગ્રાઉન્ડ ગટર કનેક્શન કરેલુ છે

*

# મહેમદાવાદ તાલુકો

## ખેડા-શ્રી હરિલાલ નાથાભાઈ પારેખ અને ધનલક્ષ્મી હરિલાલ પારેખ વોટરવર્ક્સ

**કાર્યાલય** ખેડા મ્યુનિસિપાલિટી, લાલદરવાજા, ખેડા

**વહીવટ** ખેડા મ્યુનિસિપાલિટીને હસ્તક છે

**સ્થાપના** ૧૯ ૭ ૧૯૫૨

**સ્થળ** વોટર વર્ક્સનુ પંપિંગ સ્ટેશન ખેડામા હનુમાન નજીક વાત્રક નદીની ઉપવાણી બાજુએ અને ગામની ઉત્તર દિશાએ છે પાણીની ટાંકી અદાલત કંપાઉન્ડમા છે

**સાધનો કૂવો** નદીને કિનારે કૂવો બાંધી નદીમાંથી ઈન ફિલ્ટરેશન ગેલેરી વાટે તે કૂવામા પાણી લઈ તેને ક્લોરિનેશન પ્લાન્ટથી ક્લોરિનેટ કરી પીવાના કામમા આપવામા આવે છે કૂવાની પહોળાઈ ૨૧ ફૂટ અને અંદર પાણી ૫૩ ફૂટ છે **મોટર** પાણી ખેંચવા માટે ઇલેક્ટ્રિક મોટર તથા **પંપ** નંગ બે જ્યોતિ કંપનીના, દરેક ૨૦ હો પા ના છે **ટાંકી** ૫૦,૦૦૦ ગેલનની છે

**પાઇપો** રાઇઝિંગ લાઇન કૂવાથી ટાંકી સુધી ૬ ની, અને ડિસ્ટ્રિબ્યુશન લાઇનો ૪ થી ૨ સુધીની છે

**જોડાણો** જાહેર સ્ટેન્ડપોસ્ટ ૧૧, ખાનગી કનેક્શનો લગભગ ૫૦૦

**સમયપત્રક** સવારના ૬ ૩૦થી ૯ ૩૦ સુધી અને સાંજના ૪થી ૬-૩૦ સુધી પાણી આપવામા આવે છે

**પાણીવેરો** ખાનગી પાણીવેરો દરેક કુટુંબ દીઠ વાર્ષિક રૂા ૨૪, સામાન્ય પાણીવેરો મકાનની કિંમત આકારણી ઉપર લેવાય છે રૂા ૧૦૦૦) સુધીના મકાન ઉપર રૂા ૨) તથા હજાર ઉપરાતના મકાન ઉપર રૂા ૪) વાર્ષિક લેવાય છે ઉદ્યોગના વપરાશ માટે ૦॥ ઇંચની પાઇપનો દર રૂા ૪૮ અને ૦॥। ઇંચની પાઇપનો એથી બેવડો લેવાય છે

**ખર્ચ** કેપિટલ ખર્ચ લગભગ રૂપિયા ચાર લાખ ઉપરાત થયુ છે

**આવક** ૫૦ ટકા ગવર્મેન્ટ ગ્રાન્ટ મળેલી ને બાકીની રકમ સખાવતથી તેમજ ડિબેન્ચર તથા ગવર્મેન્ટ લોનથી મેળવેલી કાયમ ફંડ નથી

**પાણી** પીવા લાયક છે

**ગટર** યોજના વિચારાય છે

**વિશેષ હકીકત** ખેડામા પાણીની ઘણી મુશ્કેલી પડતી હતી તેથી મ્યુનિ એ વોટરવર્ક્સ યોજના હાથ ધરેલી તેમા ખેડાની જનતાએ સારો સહકાર આપી રૂા ૫૮,૦૦૦નુ ડોનેશન ફંડ ભેગુ કરેલુ ને પબ્લિક તરફથી બીજી રૂા ૬૭,૩૨૦ની લોન ભરપાઈ થયેલી તેમજ ખેડાના વતની અને અમદાવાદનાં જાણીતા ધારાશાસ્ત્રી શ્રી હરિલાલ નાથાભાઈ પારેખ તરફથી રૂા ૧૫ હજારની રકમ દાનમા મળેલી

ખેડા કેમ્પમા આવેલ જિલ્લાના પોલીસ હેડ ક્વાર્ટરને વોટર વર્ક્સનો લાભ મળે તે માટે ખેડથી ખેડા કેમ્પ સુધી સરકારી ખર્ચે પાઇપ લાઇન વગેરે નાખવા લગભગ નક્કી થયુ છે

## મહેમદાવાદ મ્યુનિસિપલ વોટરવર્ક્સ

**કાર્યાલય** મ્યુનિસિપલ ઓફિસ, મહેમદાવાદ

**સ્થાપના** સદરહુ વોટરવર્ક્સ પહેલા ખાનગી કંપનીએ સને ૧ ૩૬મા સ્થાપેલુ પછી મહેમદાવાદ મ્યુનિ એ એ કંપની પાસેથી રૂ ૮૧ ૦૦૦ની કિંમતે ખરીદી લઈ તેનો ચાર્જ તા ૧ ૪-૧૯૫૦થી લીધો છે

**સ્થળ** મહેમદાવાદ ગામમા ફાટા તળાવની બાજુમા આ વોટરવર્ક્સ આવેલુ છે

**સાધનો ટાંકી** ૧૨ ૯૦૦ ગેલનની, લોખંડના શીટની છે, બીજી નવી ટાંકી ૪૦ ૦૦૦ ગેલનની સિમેન્ટ કોન્ક્રિટની તૈયાર થાય છે **કૂવો** વ્યાસ ૧૧ પાણીની ઊંડાઈ લગભગ ૨૯ ફૂટ ઉનાળામા પણ પાણી ખૂટતુ નથી **મોટરપંપ** કૂવામાથી પાણી ટાંકીમા ઇલેક્ટ્રિક મોટર પંપ સેટથી ચઢાવવામા આવે છે **પાઈપો** શરૂઆતમા ૬"ની પાઈપો નાખેલી છે, ગામના લત્તાઓ વગેરે જગાએથી ૪", ૨", ૧"ની પાઈપો છે અને મકાનોમા અર્ધા ઈંચ પાઇપોના કનેક્શનોથી પાણી પૂરુ પાડવામા આવે છે

**જોડાણો** ગામમા કુલ ૭૪૯ કનેકશનો છે

**સમયપત્રક** સવારના ૬-૦થી ૮-૦ સુધી સાંજના ૫-૦ થી ૭-૦ સુધી પાણી આપવામાં આવે છે

**આવક ખર્ચ** સને ૧૯૫૨-૫૩માં વોટરવર્ક્સને કુલ આવક રૂ ૨૪,૭૦૮ની થઈ હતી જ્યારે ખર્ચ રૂ ૨૧,૬૫૧ થયું હતું ખર્ચમાં ઘસારા ફંડના રૂ ૪૦૫૦નો સમાવેશ થાય છે દર વર્ષે આટલી રકમ ઘસારા ફંડમાં મુકાય છે

**ગ્રાન્ટ અને લોન** મ્યુનિએ વોટરવર્ક્સની ખરીદી માટે ખાનગી કંપનીને રૂ ૮૧,૦૦૦ની રકમ આપી, તે પેટે સરકાર તરફથી મ્યુનિને રૂ ૪૦ ૫૦૦ની રકમ ગ્રાન્ટ તરીકે મળેલી અને રૂ ૪૦,૫૦૦ની રકમ સરકાર તરફથી લોન તરીકે મળી હતી

**પાણી** પીવા લાયક છે લોકોનું આરોગ્ય સારું રહે છે

**ગટર** ભૂગર્ભ ગટર યોજનાના પ્લાન તૈયાર થઈ ગયા છે

*

# માતર તાલુકો

## આલિન્દ્રા વોટરવર્ક્સ

**સ્થળ** ઊગમણી ભાગોળે, મીઠા કૂવા ઉપર, અલિન્દ્રા (તા માતર)

**કાર્યાલય** વિવિધ કાર્યકારી સહકારી મંડળી લિ અલિંદ્રા

**સ્થાપના** તા ૨૨ ૩-૧૯૪૬

**સાધનો** કૂવો લોકલબોર્ડના તાબાનો છે કૂવાનો વ્યાસ ૧૬, પરીઘ ૧૧૩, ઊંડાઈ ૧૦૦ થી ૧૦૫ છે કૂવામાં પાણીનું લેવલ ૧૫થી ૧૬ રહે છે પાણી પીવા લાયક છે **પપ** રસ્ટન ટાઈપ ૪"×૫"નો એન્જિન ૨૫ ૨૭ હો પા નું કુપરનું દેશી સતારાની બનાવટનું **ટાંકી** સિમેન્ટની, ૩૫ ઊંચી ૧૦૦૦૦ ગેલનની **પાઇપો** ૮"-૬"-૪"-૩"ની આશરે ૧૨૦૦૦ ફૂટની લંબાઈની

**જોડાણો** કનેક્શનો ૨૫૨ છે જાહેર નળો ૧૭ છે

**પાણી વેરો** સહકારી મંડળીના સભાસદના એક માણસે વર્ષના રૂ ૬ બિનસભાસદના રૂ ૧૦) પછાતવર્ગ માટે રૂ ૩થી ૪ દીકરીઓનો વેરો લેવાતો નથી ખેતરમાં વપરાતા પાણી માટે દર કલાકે રૂ ૫)- લેવાય છે

**સમયપત્રક** સવારના ૭થી ૯ અને સાંજના ૪થી ૫ એમ કુલ ૩ કલાક પાણી અપાય છે ઋતુ પ્રમાણે આ સમયપત્રકમાં ફેરફાર કરાય છે

**વહીવટ** વિ કા સ મંડળી કરે છે કુલ કેપિટલ ખર્ચ રૂ ૯૨૩૫૩ થયેલું લોન ઉપર રૂ ૧૬૪૮૦ની રકમ લીધેલી નિભાવખર્ચ રૂ ૩૬૦૦ થાય છે કૂવા પેટે લોકલ બોર્ડને વાર્ષિક ભાડા પેટે રૂ ૧૦૧ આપવાના હોય છે ઓફિસ ખર્ચ રૂ ૬૦ થાય છે ૧૯૫૧ ૫૨ના વર્ષમાં રૂ ૬૦૫૫નો નફો થયો હતો રિઝર્વ ફંડ રૂ ૧૬૦૧૩નું છે

ગામના દરેક અગ્રગણ્ય ગૃહસ્થો પાસેથી રૂ ૫૦૦થી ૧૦૦૦ સુધીના શેરો ભરાવી મંડળી શરૂ કર્યાં પછી વોટરવર્ક્સની યોજના ઘડવામાં આવી હતી

*



પાણીની ટાંકી—નાર



પાણીની ટાંકી—બાદરપુ

# ખંડ ચોથો
# શિક્ષણસંસ્થાઓ

## વિષયપરિચય

આ ખંડમા જિલ્લાની શિક્ષણસંસ્થાઓના પરિચયો આપ્યા છે ગોઠવણીનો ક્રમ તાલુકાવાર, ગામવાર, કક્કાવારી પ્રમાણે છે તેમા પણ સંસ્થાઓના પ્રકારનો ક્રમ કોલેજો, માધ્યમિક શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, અધ્યાપન મંદિરો, પાઠશાળાઓ, છાત્રાલયો, અનાથાશ્રમ, અને વ્યાયામશાળાઓ એ પ્રમાણે છે

પુસ્તકના પહેલા વિભાગમા તથા આ બીજા વિભાગના પહેલા ખંડમા આપેલી ગામોની હકીકતમા આ શિક્ષણસંસ્થાઓની કેટલીક વિગત આપેલી છે અને તેમા બાળમંદિરો તથા પ્રાથમિક શાળાઓ અંગેની તો ઘણીખરી હકીકત આવી જાય છે તેથી તેમના પરિચય અત્રે આપ્યા નથી પણ બાકીની શિક્ષણસંસ્થાઓ પૈકી કેટલીક સંસ્થાઓની વધુ માહિતી આ ખંડમા આપી છે

આથી શિક્ષણસંસ્થાઓની ખૂટતી વિગત માટે પહેલા વિભાગમાં શિક્ષણ વિષેના પ્રકરણો જોવા કેટલીક પ્રાથમિક શાળાઓમા તેમજ માધ્યમિક શાળાઓમા ઉદ્યોગોનુ શિક્ષણ અપાય છે તેની માહિતી પણ ઉપર ઉલ્લેખેલા શિક્ષણ અંગેના પ્રકરણોમા છે વલ્લભવિદ્યાનગર, કૃષિગોવિદ્યાભવન, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ, વિકાસ કન્યાવિદ્યાલય, સ્ત્રી પ્રવૃત્તિઓ, વ્યાયામ પ્રવૃત્તિ એ બધાની માહિતી પહેલા વિભાગના ચોથા ખંડમા આપી છે વિદ્યાર્થીઓને અપાતા ઇનામો અને શિષ્યવૃત્તિઓ અંગેની કેટલીક વિગતો પણ ઉપર ઉલ્લેખેલાં શિક્ષણ વિષેના પ્રકરણોમા આપી છે આથી જિજ્ઞાસુએ આ બધાનો આ ખંડના અનુસંધાનમા જરૂર પડયે ઉપયોગ કરવો



## આણંદ તાલુકો

### આણંદ–બંસીલાલ અમૃતલાલ કૃષિ મહાવિદ્યાલય

**સ્થળ** આણંદ, કૃષિગોવિદ્યાભવનમા **સ્થાપના** તા ૬ ઠ્ઠી જાન્યુઆરી ૧૯૪૭ **શિક્ષણની શરૂઆત** મે ૧૯૪૭ **કોલેજના મકાનનું ખાતમુહૂર્ત** તા ૬ ઠ્ઠી એપ્રિલ ૧૯૪૭ ને રોજ સરદાર વલ્લભભાઈ પટેલના હસ્તે

**ઉદ્‌ઘાટન** કોલેજના મકાનનુ ઉદ્‌ઘાટન શ્રી કનૈયાલાલ મુનશીના હસ્તે તા ૩૧ મી જાન્યુઆરી ૧૯૫૨ને રોજ કરવામા આવ્યુ હતુ

**ઇતિહાસ** સને ૧૯૩૯ની આખરમા આણંદ ખાતે કૃષિગોવિદ્યાભવન (ઇન્સ્ટિટ્યુટ ઓફ એગ્રિકલ્ચર) ની સ્થાપના થઈ તે વખતથી જ ખેતીવાડી કોલેજ કાઢવાની ઉમેદ સેવાતી હતી આ માટે સને ૧૯૪૪ મા સદ્‌ગત શેઠ મફતલાલ ગગલભાઇએ ૩ પાંચ લાખની રકમ આપવાની દરખાસ્ત કરી હતી પરંતુ તે વખતે મુંબઈમા ચાલતા ૯૩મી કલમના રાજવહીવટે ગુજરાતમા એવી ખેતીવાડી કોલેજ કાઢવાની વાત નકારી કાઢી હતી

તે પછી ૧૯૪૬ ૪૭ મા પ્રજાકીય સરકારનો વહીવટ આવવાથી અમદાવાદના જાણીતા મિલમાલિક શેઠ શ્રી અમૃતલાલ હરગોવનદાસે આણંદના ઇન્સ્ટિટ્યુટ ખાતે ખેતીવાડીની કોલેજ કાઢવા માટે પોતાના સદ્‌ગત પુત્રનુ નામ સંસ્થા સાથે જોડવાની શરતે રૂપિયા પાંચ લાખ આપવાની જાહેરાત કરતા સદ્‌ગત સરદાર વલ્લભભાઈ પટેલ અને શ્રી કનૈયાલાલ મુનશીના પ્રયાસોથી સરકારે મંજૂરી આપવાથી શેઠ મનસુખલાલ છગનલાલ ટ્રસ્ટ અને શેઠ મુગાલાલ ગોએન્કા ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ એ રકમનો સ્વીકાર કર્યો વળી મુંબઈ સરકારે કોલેજ માટેના બીજા વધુ ખર્ચ માટે રૂ ૧૫ લાખ અને વાર્ષિક ખર્ચ માટે રૂ ૨,૪૦,૦૦૦ આપવાનુ સ્વીકાર્યું ૧૯૪૬ના વર્ષના અંત પહેલા મહાવિદ્યાલયના ફર્સ્ટ ઇયર સાયન્સ (એગ્રિ) ના અભ્યાસને મુંબઈ યુનિવર્સિટીએ મંજૂરી આપી, એટલે ૧૯૪૭ની ૧૫મી મેથી કોલેજનુ શિક્ષણકાર્ય શરૂ કરવામા આવ્યુ ૧૨૦ વિદ્યાર્થીઓથી શરૂઆત કરવામા આવી હતી કેમકે એટલા જ વિદ્યાર્થીઓની સગવડ કરી શકાય એમ હતુ–જો કે દાખલ થવા માટેની અરજીઓ તો એથી ઘણી વધારે હતી એ પછી કોલેજનો ઉત્તરોત્તર વિકાસ થતો ચાલ્યો

એ બાદ ગુજરાત પ્રદેશ માટે અમદાવાદમા ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના થતા આ મહાવિદ્યાલયને તા ૨૩મી નવેમ્બર ૧૯૫૦થી ગુજરાત યુનિવર્સિટી સાથે જોડવામા આવ્યુ છે

આણંદના કૃષિગોવિદ્યાભવનનો આ મહાવિદ્યાલય એક ભાગ છે

**ઉદ્દેશ :** બં. અ. કૃષિમહાવિદ્યાલયનો ઉદ્દેશ ગુજરાત યુનિવર્સિટીની બી. એસ સી. (એગ્રિ), એમ. એસ સી. (એગ્રિ.) અને પી એચ ડી. ડિગ્રીઓ માટેનું શિક્ષણ અને તાલીમ આપવાનો છે. ખેતીવાડી સાથે સંબંધ ધરાવતાં સર્વ વિજ્ઞાનોની મદદથી ખેતીવાડીનું સંશોધન કરવાનો અને જાહેર પ્રજા માટે ખેતીવાડીના પ્રચાર માટેનું અને ખેતીવાડીના જ્ઞાન માટેનું કેન્દ્ર બનવાનો ઉદ્દેશ પણ રખાયેલો છે.

**અભ્યાસક્રમ :** બી. એસ સી. (એગ્રિ.) ના અભ્યાસક્રમ સંબંધની માહિતી ગુજરાત યુનિવર્સિટીની હેન્ડબુકમાં આપેલી છે.

**સત્રો :** દરેક વર્ષનાં બે સત્રો હોય છે: (૧) ૧૫મી જૂનથી ૧૫મી ઓક્ટોબર અને (૨) ૧૫મી નવેમ્બરથી ૧૫મી માર્ચ. બી. એસ સી. (એગ્રિ.) નો અભ્યાસક્રમ ત્રણ વર્ષ (Sessions) નો હોય છે.

**દાખલ થવા માટે લાયકાત :** આ ડિગ્રી માટે અભ્યાસ કરવા ઈચ્છતા વિદ્યાર્થીની ઓછામાં ઓછી લાયકાત માટે તેણે વડોદરા, કર્ણાટક, પૂના અથવા મુંબઈ યુનિવર્સિટીઓની પહેલા વર્ષની સાયન્સની પરીક્ષા અગર તો ગુજરાત યુનિવર્સિટીએ માન્ય કરેલી બીજી કોઈ પણ યુનિવર્સિટીની ઈન્ટર સાયન્સની પરીક્ષા પાસ કરેલી હોવી જોઈએ

**વિદ્યાર્થીઓની સંખ્યા :** દર વર્ષે ૧૫૦ની સંખ્યામાં વિદ્યાર્થીઓને દાખલ કરવામા આવે છે. તે માટે વર્ષની ૩૧મી મે પહેલાં અરજી કરવાની હોય છે, અને તે સાથે રૂ. ૧૦ની રકમ મનીઓર્ડરથી મોકલવાની હોય છે.

**મકાન-હોસ્ટેલ :** બંસીલાલ અમૃતલાલ કૃષિમહાવિદ્યાલય (કૉલેજ ઑફ એગ્રિકલ્ચર) નું નવું મકાન દશ લાખ રૂપિયાને ખર્ચે બાંધવામા આવ્યું છે.

મહાવિદ્યાલયનું ભવ્ય મકાન અર્ધ વર્તુળાકારમાં ઊગતા સૂર્યમાંથી નીકળતાં પાંચ કિરણોના આકારનું છે. બાજુના ચાર કિરણોમા પ્રયોગશાળાઓ છે. મધ્યમાં વિશાળ સભાગૃહ છે. વર્તુળાકારમા ઓફિસો, વ્યાખ્યાનગૃહો, સંગ્રહસ્થાનો વગેરે છે.

બસો-અઢીસો વિદ્યાર્થીઓને પૂરતી સગવડ આપી રહે તેવી હોસ્ટેલોની વ્યવસ્થા છે, જ્યાં પાણી વીજળી, રમતગમત અને અભ્યાસ તથા રહેવા જમવાની સર્વ સગવડો પૂરી પાડવામાં આવે છે. હોસ્ટેલનું નામ વલ્લભ છાત્રાલય છે.

**સ્કૉલરશિપ :** કૉલેજના ત્રણે વર્ગોમાં દરેક વર્ગ માટે દસ દસ સ્કૉલરશિપો છે તે પૈકી ૭ સ્કૉલરશિપો દરેક માસિક રૂ. ૨૦ની સામાન્ય હરીફાઈ માટે અને ૪ સ્કૉલરશિપો દરેક માસિક રૂ. ૪૦ની પછાત વર્ગોના વિદ્યાર્થીઓ માટે અનામત રાખેલી છે.

**અનુસ્નાતક વર્ગો : વિશેષ ડિગ્રીઓ :** એમ. એસ સી. એમ. એસ સી. (એગ્રિ) અને પી એચ. ડી ની ડિગ્રીઓ મેળવવા માટે વિદ્યાર્થીઓને તાલીમ આપવા માટે ગુજરાત યુનિવર્સિટીએ આ સંસ્થાને માન્ય કરી છે. અનુસ્નાતક વર્ગો માટે વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત રાખવામાં આવી છે. આ વર્ગોમાં ઓનર્સ સાથે ડિગ્રીઓ મેળવેલા વિદ્યાર્થીઓનેજ દાખલ કરવામાં આવે છે, અને અસાધારણ તેજસ્વી વિદ્યાર્થીઓ માટે થોડીક સ્કૉલરશિપો પણ રાખવામાં આવી છે.



વલ્લભ છાત્રાલય

એમ. એસ સી. ડિગ્રી એકલા સંશોધનથી, કે લેખિત અને જરૂર હોય તો પ્રત્યક્ષ પરીક્ષાથી કે સંશોધન અને પરીક્ષા બંનેથી મેળવાય છે.

એમ. એસ સી. (એગ્રિ) ડિગ્રી માટે વિદ્યાર્થીએ ગુજરાત યુનિવર્સિટીની બી. એસ સી. (એગ્રિ) ડિગ્રી કે તેની બરોબરની બીજી ડિગ્રી મેળવી હોવી જોઈએ. એમ. એસ સી. ડિગ્રી માટે વિદ્યાર્થીએ ગુજરાત યુનિવર્સિટીની બી. એસ સી. ડિગ્રી ઓનર્સ સાથે મેળવેલી હોવી જોઈએ પી એચ ડી ડિગ્રી સાધારણ રીતે સીધી અપાતી નથી. એ માટે વિદ્યાર્થીએ એમ. એસ સી. કે એમ. એસ સી. (એગ્રિ) ડિગ્રી મેળવેલી હોવી જોઈએ. એમ. એસ સી. કે એમ. એસ સી. (એગ્રિ.) ડિગ્રી માટેનો કોર્સ બે વર્ષનો હોય છે. પી એચ. ડી. ડિગ્રી માટે ૩ વર્ષ લેવાય છે.

**પુસ્તકાલય :** આ સંસ્થાને મોટું પુસ્તકાલય છે અને વાંચનાલય છે. તેમાં સંખ્યાબંધ જરૂરી સંદર્ભગ્રંથો અને સામયિકો રાખવામાં આવે છે. વળી તેને અદ્યતન રાખવામાં આવે છે. તેમાં ભારત, યુરોપ અને અમેરિકાનાં સઘળાં ખેતીવાડી સંશોધન કેન્દ્રોએથી પ્રગટ થતાં બુલેટિનો પણ મંગાવવામાં આવે છે.

**પ્રયોગશાળાઓ :** જુદા જુદા વિજ્ઞાનોની પ્રયોગશાળાઓ આધુનિક સાધનોથી સજ્જ કરાયેલી છે, અને તેમાં ગેસ, પાણી અને વીજળીની સગવડ અપાય છે. સર્વ સાધન સામગ્રી રાખવામાં આવી છે.

ખેતીવાડીના સંશોધન માટે આણંદ ખાતે વિશાળ ફાર્મ છે. વળી સુરત ખાતે ૫૦ એકરનું ફાર્મ છે. તેમજ [illegible] ખાતે ૧૦૦૦ એકરનું ફાર્મ છે. આણંદ ખાતે ૧૦૦ કાંકરેજ ઢોર છે. જ્યારે [illegible] ફાર્મે કુલ ૫૦૦ ઢોર છે.

**વહીવટ** આ સંસ્થાનો વહીવટ ઈન્સ્ટિટ્યુટ કરે છે અને તે માટેનું ગવર્નિંગ બોડી નીમવામાં આવેલું છે

## વલ્લભવિદ્યાનગરની કોલેજો

વલ્લભવિદ્યાનગરની કેળવણીની સંસ્થાઓ એ ગામડાના સર્વાંગી વિકાસ માટે યોજેલી વિરાટ અને અનોખી યોજનાનો એક અગત્યનો ભાગ છે આણંદથી ત્રણ માઈલને અંતરે નવા વસેલા આ આદર્શ ગામની કુલ ૬૦૦ એકર જમીનમાં કેન્દ્રની ૧૬૦ એકર જમીનના વિશાળ ઈંડાકાર વિસ્તારમાં અનેક મહા વિદ્યાલયો, શાળાઓ, છાત્રાલયો, શિક્ષકો અને બીજા કામદારો માટે ખાસ મકાનો બાંધવામાં આવ્યાં છે અહીંનાં હવાપાણી ઘણાં સારાં છે આજુબાજુના સંખ્યાબંધ ગામડાની શૈક્ષણિક જરૂરિયાત આ નગર પૂરી પાડે છે અહીંની તમામ કેળવણીની સંસ્થાઓનું સંચાલન ચારુતર વિદ્યા મંડળ કરે છે મહા વિદ્યાલયોના સંબંધ ગુજરાત યુનિવર્સિટી સાથે, અને અન્ય સંસ્થાઓના સંબંધ કેળવણી ખાતા સાથે છે બી એ, બી એસ સી, ઈન્ટરઆર્ટ્સ–સાયન્સ, કોમર્સ અને એન્જિનિયરિંગની ગુજરાત યુનિવર્સિટીની તમામ પરીક્ષાઓ તથા એન્જિનિયરિંગની ડિપ્લોમાની તમામ પરીક્ષાઓ અહીં લેવામાં આવે છે

**વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય** વિઠ્ઠલભાઈ પટેલ મહા વિદ્યાલયના મકાનની પહેલી ઈંટ તા ૧૫–૨–૪૭ને રોજ મૂકી અને તા ૪–૪–૪૭ના રોજ સરદારશ્રીના વરદ્ હસ્તે મકાનનું ઉદ્ઘાટન થયું. ત્યાર બાદ તા. ૨૧–૬–૪૭ને રોજ, ન્યાયમૂર્તિ શ્રી ચાગલાના મંગળ પ્રવચનથી બી એ અને બી એસ સી સુધીના વર્ગોની શરૂઆત થઈ આ મહાવિદ્યાલયમાં હાલ એમ. એ, એમ એસ સી અને પી એચ ડી સુધીનું શિક્ષણ આપવામાં આવે છે આ મહાવિદ્યાલયને ગુજરાત યુનિવર્સિટીની કાયમની માન્યતા મળેલી છે

આ મહાવિદ્યાલયમાં આશરે ૧૨૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, જેમાં આશરે ૫૦ વિદ્યાર્થિનીઓ છે કોલેજને અંગે છાત્રાલયો છે તેમાં આશરે ૮૦૦ વિદ્યાર્થીઓ રહે છે, અને વિદ્યાર્થિની બહેનો એમને માટેના અલગ છાત્રાલયમાં રહે છે છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓના સ્વાસ્થ્ય અને તંદુરસ્તી માટે આણંદના ડૉ. જશભાઈ દેસાઈ માનદ્ સેવા આપે છે

આ મહાવિદ્યાલયને અંગે એક ગ્રંથાલય છે તેમાં અંગ્રેજી, ગુજરાતી, હિન્દી વગેરે ભાષાના આશરે ૧૫૦૦૦ પુસ્તકો છે ગ્રંથાલયમાં આવતા સામયિકોની કુલ સંખ્યા ૬૨ છે દર વર્ષે પુસ્તકો ખરીદવામાં આશરે રૂ ૧૨,૦૦૦ ખર્ચ કરવામાં આવે છે

આ મહાવિદ્યાલયની જીમખાના સમિતિ ક્રિકેટ, ટેનિસ, વૉલીબોલ, હૉકી વગેરે રમતોનું સંચાલન કરે છે

આ મહાવિદ્યાલયમાં કેમિસ્ટ્રી, ફીઝિક્સ, બાયોલોજી, અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, ઇતિહાસ અર્થશાસ્ત્ર, અને ભૂસ્તરશાસ્ત્ર એ દરેક વિષયના જુદા મંડળો છે, જે પોતપોતાની પ્રવૃત્તિ ચલાવે છે



વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય

આ મહાવિદ્યાલયમાં મુંબઈ રાજ્યના તમામ પ્રદેશોમાંથી તેમજ આફ્રિકાથી વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા આવે છે.

આ મહાવિદ્યાલયને અંગે એક કેળવણી ફંડ છે, જેમાંથી લાયક વિદ્યાર્થીઓને ફીની તેમજ પુસ્તકોની મદદ આપવામાં આવે છે. અભ્યાસની લાયકાત મુજબ શિષ્યવૃત્તિઓ તથા ઈનામો આપવા માટે કેટલાંક દાન મળેલાં છે

**બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય** હિન્દના જાણીતા ઉદ્યોગપતિ શેઠશ્રી ઘનશ્યામદાસજી બિરલા અને શેઠશ્રી રામેશ્વરદાસજી બિરલા તરફથી બિરલા એજ્યુકેશન ટ્રસ્ટમાંથી આ મહાવિદ્યાલય માટે રૂપિયા પચીસ લાખની બાદશાહી સખાવત મળવાથી, તા. ૧૫-૧-૪૮ને રોજ મહાવિદ્યાલયના મકાનની શરૂઆત થઈ, અને તા. ૧૪-૬-૪૮ને રોજ, લૉર્ડ માઉન્ટબેટને બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનું ઉદ્ઘાટન કર્યું મકાન અને સાધન સામગ્રી પાછળ આશરે પાંત્રીસ લાખ રૂપિયા ખર્ચ થયું છે આ મહાવિદ્યાલયને ગુજરાત યુનિવર્સિટીની કાયમની માન્યતા મળેલી છે.

આ મહાવિદ્યાલયમાં સિવિલ, મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગમા ડિગ્રી અને ડિપ્લોમાના અભ્યાસક્રમમા દર વર્ષે ૧૨૫ વિદ્યાર્થીઓ લેવામાં આવે છે.

ડિગ્રી વર્ગમા આશરે ૪૦૦ વિદ્યાર્થીઓ અને ડિપ્લોમાના વર્ગમા આશરે ૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. હિન્દના તમામ પ્રદેશોમાંથી તેમજ આફ્રિકામાંથી વિદ્યાર્થીઓ આ મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવા આવે છે.

**ભીખાભાઈ જીવાભાઈ વાણિજ્ય મહાવિદ્યાલય :** આ મહાવિદ્યાલય તા. ૨૦-૬-૫૧થી શરૂ થયું. હાલ તેમાં બી. કૉમ. સુધીના વર્ગોનું શિક્ષણ આપવામા આવે છે. ૨૫૦ વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે.

શ્રી મગનભાઈ ભીખાભાઈ પટેલ અને શ્રી મતુભાઈ ભીખાભાઈ પટેલે રૂ. ત્રણ લાખની ઉદાર સખાવત કરી, તેના પરિણામે તેમના પિતાશ્રી ભીખાભાઈ જીવાભાઈનું નામ વાણિજ્ય મહાવિદ્યાલય સાથે જોડવામા આવ્યું છે. પ્રજાસત્તાક ભારતના પ્રમુખશ્રી રાજેન્દ્રપ્રસાદના વરદ્ હસ્તે તા. ૧૯-૧૦-૫૦ના રોજ મહાવિદ્યાલયના મકાનનો શિલારોપણવિધિ કરવામાં આવ્યો અને શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈએ મકાનનો ઉદ્ઘાટનવિધિ કર્યો.

## આણંદ : ઈસ્માઈલ ગફૂરભાઈ કપૂરવાલા હાઈસ્કૂલ ઑફ કૉમર્સ

આ હાઈસ્કૂલમાં શોર્ટહેન્ડ ટાઈપરાઈટિંગ, બુકકીપિંગ અને કૉમર્સ એ વિશિષ્ટ વિષયો એસ. એસ. સી ના અભ્યાસક્રમ ઉપરાંત શીખવાતા હતા. પરંતુ આર્થિક મુશ્કેલીઓને લીધે આ વર્ષે (૧૯૫૪) હાઈસ્કૂલ બંધ થવા પામી છે.

## આણંદ : કસ્તુરબા કન્યાવિદ્યાલય

સંચાલક : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

સ્થાપના : તા. ૮-૬-૧૯૫૧ છે.

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ :**

માધ્યમિક શાળાનાં ધોરણ ૫થી ધોરણ ૧૦ સુધી હાલ શિક્ષણ અપાય છે.



કસ્તૂરબા કન્યાવિદ્યાલય, આણંદ

સંગીત, સીવણ, ભરતગૂંથણ, ચિત્રકળા એ વિશિષ્ટ વિષયો શીખવાય છે.

અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં પ્રવાસ, પર્યટન, ચર્ચાસભા, ગરબા, રાસ, રંગોળી, શાળાનું સામયિક, ચલચિત્ર, હિન્દીપ્રચાર, વ્યાયામ હરીફાઈ વગેરેનો સમાવેશ થાય છે.

સંખ્યા : સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૨૧૦. શિક્ષકો ૧૦.

અન્ય હકીકતો : મકાન ૧ રૂ. ૮૫,૦૦૦ની કિંમતનું. જમીન ૩ વીઘાં. એકાદ વર્ષમાં એસ. એસ. સી. સુધીના વર્ગો શરૂ થનાર છે.

## આણંદ : દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલ

સંચાલક : ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.

સ્થાપના : તા. ૧-૪-૧૯૧૭ :

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ :**

હાલ પાંચમા ધોરણથી અગિયારમા ધોરણ સુધીનું શિક્ષણ અપાય છે. સંગીત, હૅસીનામું, સીવણ એ વિશિષ્ટ વિષયો શીખવાય છે અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં જુનિયર એન સી. સી. સિનેમા પ્રૉજેક્ટરથી કેળવણી વિષયક ફિલ્મો બતાવવી, રેડિયો, ગ્રામસફાઈ, શ્રમસપ્તાહ, વસ્ત્રસ્વાવલંબન મંડળ, શિષ્ટ વાચન પરીક્ષાઓ, હિન્દી પરીક્ષાના વર્ગો, પર્વોની ઉજવણી વગેરેનો સમાવેશ થાય છે.

સંખ્યા - વિદ્યાર્થીઓની સંખ્યા ૭૦૮: સ્થાનિક ૪૫૮ અને બહારગામના ૧૫૦; સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૨૧. શિક્ષકોની સંખ્યા ૨૬.

**મકાનો** રૂ. રૂ ૪૧૧૫૪ની કિંમતના. જમીન ૧૬ વીઘા, રૂ ૧૬,૦૦૦ની કિંમતની, રાચરચીલુ, રૂ ૨૪૫૯૮નુ મિલકતોની કુલ કિંમત રૂ ૮૧૭૫૨

**ખાસ હકીકતો** બે છાત્રાલયો છે તે પૈકી એક સ્વયપકી વિદ્યાર્થી આશ્રમ છે, જેમા ૨૦ વિદ્યાર્થીઓ-છાત્રો છે આ સસ્થાએ ૧૯૨૦ની સલમા રાષ્ટ્રીય શિક્ષણ અપનાવ્યુ હતુ અને ગજરાત વિદ્યાપીઠ સાથે જોડાણ કર્યું હતુ આ સસ્થામા ઉદ્યોગ શિક્ષણનો વિશાળ પાયા પર અખતરો થાય છે ડૉ'ટન પ્લાનનો પણ અખતરો થાય છે બધી રાષ્ટ્રીય લડતોમા આગેવાની ભર્યો ભાગ સસ્થાએ લીધો છે સરકાર સાથે શાળાનો સબધ પ્રાન્તીય સરકાર સ્થપાયા પછીથી જોડાયો છે વ્યાયામ, હિંદી, સગીત, ચિત્રકળા વગેરે વિષયો સ્થાપના કાળથી જ ફરજિયાત સ્વરૂપે શીખવાય છે

## આણદ : પાયોનિયર હાઈસ્કૂલ

**સચાલક** આણદ એજ્યુકેશન સોસાયટી, આણદ

**સ્થાપના** જૂન ૧૯૪૦

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ**

શ્રેણી ૫થી **૧૧** સુધીનો અભ્યાસ કરાવાય છે. વિશિષ્ટ પ્રવૃત્તિ સગીતની છે અભ્યાસેતર પ્રવૃત્તિઓમા પ્રવાસ, પર્યટન, બાગ કામ, શારીરિક શ્રમ, ચર્ચા-સવાદ, બાલવીર પ્રવૃત્તિ, વગેરેનો સમાવેશ થાય છે

**સખ્યા** કુલ ૩૫૪ સ્થાનિક વિદ્યાર્થીઓ ૨૦૪, સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૪૦, પરગામના વિદ્યાર્થીઓ ૧૧૦ શિક્ષકો ૧૪

**ખાસ હકીકતો** શાળા જોડે છાત્રાલય છે છાત્રોની સખ્યા સરેરાશ ૪૦ની રહે છે

હાઈસ્કૂલનુ મુખ્ય મકાન ૧૩ ખડ ને ૨ ઓરડાવાળુ તથા છાત્રાલયનુ મકાન ૨ ખડ અને રસોડાવાળુ છે આ મકાનો સસ્થાની ૩૧ ગુઠા જમીન ઉપર બાધ્યા છે

## આણંદ શારદા હાઈસ્કૂલ

**સચાલક** શારદા હાઈસ્કૂલ લિ સ્થાપના તા ૧૧ ૪ ૧૯૨૯

**શિક્ષણ** ધો ૫થી ૧૧ સુધી શિક્ષણ અપાય છે **વિશિષ્ટ વિષયો** સગીત, ખેતીકામ, કાતણ, વણાટ, ભરતગૂથણ, સીવણ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** દેશી તેમજ વિદેશી રમતો, સ્કાઉટિંગ અને ગર્લ્સગાઈડ, હરીફાઈઓ, પર્યટનો વગેરે

**સખ્યા** ભણનારની કુલ સખ્યા ૮૧૮ વિદ્યાર્થીઓ કુલ ૬૯૦- સ્થાનિક ૪૫૬, બહારગામના ૨૩૪, વિદ્યાર્થિનીઓ કુલ ૧૨૮ સ્થાનિક ૧૨૭ બહારગામની ૧ શિક્ષકો ૨૫, શિક્ષિકાઓ ૨

**ખાસ હકીકતો** શાળની શરૂઆતમા ૫થી ૮ ધોરણ હતા. ૧૯૩૩થી સપૂર્ણ માધ્યમિક શાળા કરવામા આવી છે

## ઉમરેઠ. એચ એમ દવે હાઈસ્કૂલ

**સચાલક** ઉમરેઠ એજ્યુકેશન સોસાયટી, ઉમરેઠ

**સ્થાપના** તા ૧ ૧૨ ૧૯૩૪

**શિક્ષણ** ધોરણ **૫થી** ૧૧ સુધીનુ શિક્ષણ અપાય છે **વિશિષ્ટ વિષયો** કાતણ, વણાટ, વ્યાયામ વગેરે **અભ્યાસેતર પ્રવૃત્તિઓ**મા દેશી રમતો, પરદેશી રમતો, પર્યટનો, મેગેઝીન, પરસ્પર સહાયક વસ્તુ ભડાર વગેરેનો સમાવેશ થાય છે

**સખ્યા** કુલ ૫૦૨ વિદ્યાર્થીઓ કુલ ૪૪૨ સ્થાનિક ૩૬૨, બહારગામના ૮૦ વિદ્યાર્થિનીઓ કુલ ૬૦ (સ્થાનિક) **શિક્ષકો** ૧૮

**ખાસ હકીકતો** સસ્થાની જગમ મિલકત રૂા ૨૨૫૮૦ની છે, જેમા ફર્નિચર રૂા ૬૮૨૦નુ, સાયન્સના સાધનો રૂા ૩૬૫૦ના, ડ્રોઇંગના સાધનો રૂા ૪૨૫ના વગેરેનો સમાવેશ થાય છે આરભમા શાળા ખાનગી માલિકીની હતી પછી ૧૯૩૪મા કેળવણી મડળને સોપાઈ આરભ ચાર ધોરણથી કરવામા આવ્યો હતો ઉમરેઠના સ્વ હિંમતલાલ મથુરલાલ દવેએ રૂા ૮૦૦૧)ની સખાવત કરી હતી તેથી તેમનુ નામ શાળા સાથે જોડવામા આવ્યુ છે

આ શાળા ગુજરાત વિદ્યાપીઠની હિન્દી હિન્દુસ્તાની પરીક્ષાઓ માટેનુ કેન્દ્ર છે ગામડામા કેળવણીનો પ્રચાર કરવા આ શાળાની શાખાઓ ખોલવાનો ઈરાદો રખાયો છે

## ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન

**સચાલક** ટ્રસ્ટ મડળ

**સ્થાપના** તા ૨૨-૫-૧૮૮૮ આ શાળાની સ્થાપના થઈ તે પહેલા ગામમા ૧થી ૩ ધોરણ સુધીની અગ્રેજી શાળા હતી તે વખતે ખેડા જિલ્લામા નડિયાદની સરકારી હાઈસ્કૂલ એ એકજ માધ્યમિક શાળા હતી, તેથી આ શાળાથી ઉમરેઠની આજુબાજુના ગામોને ઘણી રાહત થઈ હતી

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** સરકારમાન્ય એસ એસ સી. ધોરણ ૧૧ સુધીનુ શિક્ષણ અપાય છે **ખાસ વિષયો** કાતણ, વણાટ, સીવણ **અન્ય પ્રવૃત્તિઓ** વિજ્ઞાન અને કળા પ્રદર્શન, ચર્ચા સભાઓ, વિદ્યાર્થી વસ્તુ ભડાર, પર્યટનો, રજન કાર્યક્રમો, વિદ્યાર્થી સમેલન, રાષ્ટ્રોત્સવોની ઉજવણી, કાતણ હરીફાઇ, સ્કાઉટિંગ, વિદ્યાર્થી પ્રતિનિધિ સભા વગેરે

**સખ્યા** વિદ્યાર્થીઓ સ્થાનિક ૫૮૮, બહારગામના **૧૭૯**, સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૧૬૬, કુલ સખ્યા ૯૩૩ **શિક્ષકો** ૩૭

**ખાસ હકીકત** મકાન, જમીન, રાચરચીલુ રૂા ૪૦,૦૦૦ની કિંમતના છે

ગામમાથી મેટ્રિકની પરીક્ષામા પ્રથમ બે આવનાર વિદ્યાર્થીઓને ઇનામ મળે છે દર માસની પદરમી તારીખે ધ્વજવદનનો કાર્યક્રમ રખાય છે આજુબાજુના ગામડામા વિદ્યાર્થિનીઓને

શિક્ષણ મળે એ હેતુથી થામણા, પણસોરા વગેરે સ્થળોએ થાન્ય ખોલવાના પ્રયાસો થાય છે

## ઉમરેઠ : જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન ગર્લ્સ હાઇસ્કૂલ

સંચાલક . ટ્રસ્ટ મંડળ

ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશન તરફથી વિદ્યાર્થિનીઓના અભ્યાસને ઉત્તેજન મળે અને સંસ્કારી સ્ત્રી વર્ગ અસ્તિત્વમાં આવે એ હેતુથી આ ગર્લ્સ હાઇસ્કૂલ ચલાવવામાં આવે છે

આ સંસ્થામાં વિદ્યાર્થિનીઓને અનુકૂળ શિક્ષણ અપાય છે. શરીરવિજ્ઞાન, રાંધણકળા, સીવણ વગેરે વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે તેમાં અંગ્રેજી ૭ ધોરણ સુધીના વર્ગો છે મેટ્રિકનો વર્ગ ખોલવા વિચારણા ચાલે છે. સંસ્થા માટે ટ્રેઇન્ડ શિક્ષિકાઓ મેળવવામાં આવી છે. વિદ્યાર્થિનીઓ વાનગી વિભાગમાં સારો રસ લે છે તેમણે તૈયાર કરેલા સીવણ અને ભરતકામના નમૂનાનું પ્રદર્શન ભરવામાં આવે છે.

## ઓડ: સરદાર પટેલ વિનય મંદિર

સંચાલક ઓડ કેળવણી મંડળ

સ્થાપના સને ૧૯૦૬.

શિક્ષણ· ધોરણ ૫થી ૧૧ અભ્યાસેતર પ્રવૃત્તિઓ 'ચેતના' વાર્ષિક, પર્યટન વગેરે

સંખ્યા કુલ ૪૯૪. સ્થાનિક વિદ્યાર્થી ૪૩૪, બહારગામના ૬૦, વિદ્યાર્થિનીઓ ૭૨ (સ્થાનિક).

શિક્ષકો ૧૯



સરદાર પટેલ વિનય મંદિર (નવું મકાન)

અન્ય હકીકતો મકાનો : રૂ. ૨,૭૦,૦૦૦ની કિંમતનાં. જમીન ૧૦ વીઘા, રૂ. ૪૦,૦૦૦ની કિંમતની. રાચરચીલું: રૂ. ૬૦,૦૦૦ની કિંમતનું

૧૯૪૯ની સાલ સુધી ધોરણ ૯ સુધીનો અભ્યાસ ચાલતો હતો, તેમાંથી ૧૯૪૬માં ૧૦મા અને ૧૯૪૭ની સાલથી ૧૧મા ધોરણની શરૂઆત થઈ છે.

## કરમસદ : સરદાર વલ્લભભાઈ પટેલ હાઇસ્કૂલ

સંચાલક : મેનેજિંગ કમિટી.



સરદાર વલ્લભભાઈ પટેલ હાઇસ્કૂલ (જૂનું મકાન)

શિક્ષણ અને પ્રવૃત્તિઓ : ધો ૧૧ સુધીનું શિક્ષણ અપાય છે. હિંદી, કાંતણ વગેરે વિશિષ્ટ વિષયો શીખવાય છે. અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં પર્યટનો, મેગેઝિન, પર્વોની ઉજવણી વગેરેનો સમાવેશ થાય છે.

સંખ્યા : સ્થાનિક વિદ્યાર્થી ૪૩૦, બહારગામના વિદ્યાર્થી ૧૪૦, સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૧૩૭, કુલ સંખ્યા ૭૦૭.

ખાસ હકીકત . શાળાનું એક ભવ્ય જૂનું મકાન તો હતું જ, પણ વધુ સગવડ માટે બીજું નવું મકાન પણ બાંધવામાં આવ્યું છે.

## ચીખોદરા : એમ એમ. એન્ડ સન્સ ઇંગ્લિશ સ્કૂલ

સંચાલક : માગરોકો

સ્થાપના : તા ૧૧-૬-૧૯૩૧.

શિક્ષણ અને પ્રવૃત્તિઓ · ધોરણ ૫ થી ૮ સુધીનું શિક્ષણ અપાય છે. અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં સ્કાઉટિંગ, વ્યાયામ, શાળા પંચાયત, ડિબેટિંગ વગેરેનો સમાવેશ થાય છે

સંખ્યા : વિદ્યાર્થીઓ કુલ ૧૨૧ : સ્થાનિક ૮૬ અને બહારગામના ૩૬: વિદ્યાર્થિનીઓ કુલ ૭, સ્થાનિક ૩ અને બહારગામનાં ૪ : શિક્ષકો ૫

ખાસ હકીકતો : શાળા માટે ચીખોદરાની ખાદીસંસ્થાનાં બે મકાનોનો જાહેરી ઉપયોગ કરવામાં આવે છે રાચરચીલાની કિંમત આશરે રૂ ૩૦૦૦ની છે.

શ્રી મૂળજીભાઈ મથુરભાઈ પટેલ એન્ડ સન્સ તરફથી શાળાના ખર્ચમાં દર માસે અમુક રકમ મળે એવું નક્કી થયું છે તેથી 'એમ. એમ એન્ડ સન્સ. ઇંગ્લિશ સ્કૂલ' એ નામથી શાળા શરૂ કરવામાં આવી છે. ધોરણ ૯ અને ૧૦ શરૂ કરવાનો ઇરાદો છે.

## નાપાડ . ન્યુ ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** નાપાડ તળપદ કેળવણી મંડળ

**સ્થાપના** તા ૧-૫-૧૯૩૧

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** ધો ૫થી ૧૧ સુધીનુ શિક્ષણ અપાય છે અભ્યાસેતર પ્રવૃત્તિઓમા ખેતીકામ, ચિત્રકામ, સીવણ, ગૂંથણ, શારીરિક વ્યાયામ અને હરીફાઈઓ, નાટય પ્રયોગો, પર્યટન, સફાઈકામ વગેરેનો સમાવેશ થાય છે

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૧૮૯ વિદ્યાર્થીઓ કુલ ૧૬૩ સ્થાનિક ૧૩૩, બહારગામના ૩૦ સ્થાનિક વિદ્યાર્થિનીઓ ૨૬

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૬૦૦૦૦ની કિંમતનુ, જમીન ૧૦ વીઘા, રૂ ૩૦,૦૦૦ની કિંમતની, તથા રાચરચીલુ રૂ ૭૬૦૦નુ છે ખેતીકામ તથા હુન્નર ઉદ્યોગ પર ધ્યાન અપાય છે

આ શાળાની શરૂઆત એક આના ફંડમાથી કરી હતી તેની શરૂઆતની આવક માસિક રૂ ૬૦) હતી ધીરેધીરે પ્રગતિ થઈ હતી હાલમા મંડળ રૂ ૨૫૦૦૦નુ ખર્ચ કરી હાઈસ્કૂલ ચલાવે છે

## નાવલી : ન્યુ ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** મિત્રમંડળ નાવલી

**સ્થાપના** સને ૧૯૪૩

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** ધોરણ ૫થી ૮ સુધીનુ શિક્ષણ અપાય છે. **વિશિષ્ટ વિષયો** હિન્દી, મતાધિવર્ગ

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈ, પ્રવાસો, ચર્ચાસભા, વિદ્યાર્થી પ્રતિનિધિ મંડળ, હસ્તલિખિત માસિક વગેરે

**સંખ્યા** ભણનારની સંખ્યા ૧૫૪ વિદ્યાર્થીઓ કુલ ૧૫૦ સ્થાનિક ૯૭, બહારગામના ૫૩, વિદ્યાર્થિનીઓ કુલ ૪ સ્થાનિક ૨, બહારગામની ૨ **શિક્ષકો** ૭

**ખાસ હકીકતો** હાલ શાળા ગામની ધર્મશાળાના મકાનમા બેસે છે મેટ્રિક સુધીની સંપૂર્ણ શાળા બનાવવાનો ઈરાદો છે શાળાનુ પોતાનુ મકાન પણ કરવાની મંડળની ઈચ્છા છે

## બોરિયાવી . સરદાર પટેલ ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** શ્રી બોરિયાવી કેળવણી મંડળ

**સ્થાપના** તા ૮-૬-૧૯૫૨ સરકારમા થોડા વખતમા નોંધાઈ જશે

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** હાલ ધોરણ ૭ અને ૮ નુ શિક્ષણ અપાય છે **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પ્રવાસો, વક્તૃત્વ હરીફાઇઓ, રંજન કાર્યક્રમો, રાષ્ટ્રભાષાનો પ્રચાર વગેરે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૬૦ સ્થાનિક ૪૩, બહારગામના ૧૭ **શિક્ષકો** ૩.

૫૨

**ખાસ હકીકતો** શાળા હાલ ગામની ધર્મશાળામા ચલાવવામા આવે છે ૭થી ૧૧ ધોરણ સુધીની વ્યવસ્થા કરવાનો તથા શાળાને માટે મકાનની વ્યવસ્થા કરવાનો ઈરાદો છે

## ભાલેજ હાઈસ્કૂલ

**સંચાલક** ભાલેજ હાઈસ્કૂલ કમિટી

**સ્થાપના** તા ૧-૮-૧૯૧૭

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** ધોરણ **૫થી ૧૧** સુધીનું શિક્ષણ અપાય છે **વિશિષ્ટ વિષયો** ચિત્રકામ, કાંતણ, વણાટ, હિંદી, અભ્યાસેતર પ્રવૃત્તિ સ્કાઉટિંગ

**સંખ્યા** ભણનારની સંખ્યા કુલ ૩૫૪ વિદ્યાર્થીઓ કુલ ૩૩૬ સ્થાનિક ૧૫૭ અને બહાર ગામના ૧૭૯, સ્થાનિક વિદ્યાર્થિનીઓ કુલ **૧૮ શિક્ષકો ૧૩** અને **શિક્ષિકા ૧**

**ખાસ હકીકતો** મકાનો બે રૂ ૧,૧૫૦૦૦ની કિંમતના, જમીન ૧½ વીઘુ, અને રાચરચીલુ રૂ ૧૦,૦૦૦નુ છે શાળાનુ મકાન અને જમીનની માલિકી હિન્દુ ભુવન કમિટીની છે

આ શાળાને એગ્રિકલ્ચરલ સ્કૂલ બનાવવાનો ઈરાદો છે છાત્રાલય તથા શિક્ષકોને શાળાના મકાન પાસે રહેવાની સગવડો વળી કરવાનુ વિચારાય છે

## મોગરી-ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** મોગરી કેળવણી મંડળ

**સ્થાપના** સને ૧૯૪૬

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** શાળામા અંગ્રેજી ૩ ધોરણ સુધીનુ શિક્ષણ આપવામા આવે છે અભ્યાસેતર પ્રવૃત્તિઓમા બાગકામ, કાંતણ, સફાઈ, ચિત્રકામ, સંગીત અને ચર્ચાસભાનો સમાવેશ થાય છે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૨૬ સ્થાનિક ૨૪ અને બહારગામના ૨ વિદ્યાર્થિનીઓ કુલ ૭ સ્થાનિક ૫ અને બહારગામની ૨ **શિક્ષકો** ૨

**ખાસ હકીકતો** કન્યા કેળવણીને ખાસ ઉત્તેજન મળે તે માટે કન્યાઓ પાસે ફક્ત ૧/૪ ફી લવાય છે બાકીની ફી સંસ્થા તથા કન્યા વિકાસ મંડળ ભેગી કરી આપે છે શાળામા જેમ બને તેમ વધુ ધોરણો ઉઘાડી મેટ્રિક સુધી લઈ જવાનો ઈરાદો રખાયો છે શાળાનુ પોતાનુ મકાન તૈયાર કરાવવાનો પણ ઈરાદો છે

## વડોદ સેકંડરી ઇંગ્લિશ સાર્વજનિક સ્કૂલ

**સંચાલક** મંડળ

**સ્થાપના** તા ૮ ૭-૧૯૩૬

**શિક્ષણ અને પ્રવૃત્તિઓ** ધોરણ ૫થી ૯ સુધીનુ શિક્ષણ અપાય છે. અભ્યાસેતર વિષયોમા વ્યાયામ, સંગીત, ઘર-રમતો અને મેદાની રમતોનો સમાવેશ થાય છે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૯૯ —સ્થાનિક ૭૮ અને બહારગામના ૨૧ વિદ્યાર્થિનીઓ (સ્થાનિક) ૨. શિક્ષકો ૫

**અન્ય હકીકતો** શાળાની શરૂઆત ત્રણ ધોરણથી કરવામાં આવી હતી સંસ્થા રાષ્ટ્રભાષાનું કેન્દ્ર પણ છે વિદ્યાર્થીઓને ગ્રામસેવા, પ્રાથમિક વૈદકીય સારવાર, ગૃહઉદ્યોગ વગેરેનું શિક્ષણ આપવાની પ્રવૃત્તિઓ ઉપાડવાનું વિચારાય છે શાળા માટે મકાન બાંધવાનો વિચાર છે ભવિષ્યમાં મેટ્રિક સુધીના અભ્યાસની સગવડ કરવાનો ઇરાદો છે

## વલ્લભવિદ્યાનગર ગોવિંદભાઈ જોરાભાઈ શારદામંદિર

**સંચાલક** ચરોતર વિદ્યામંડળ, વલ્લભવિદ્યાનગર

**સ્થાપના** તા ૧-૬-૧૯૪૮

**શિક્ષણ** ધોરણ ૫થી ૧૧ સુધીનું શિક્ષણ અપાય છે ધો ૫થી ૯માં સંગીત ફરજિયાત વિષય છે ધો ૫ ૬, ૭માં હસ્તઉદ્યોગ (બાગ અને ખૂંઠાકામ) શીખવાય છે

અભ્યાસેતર પ્રવૃત્તિઓમાં સહાયક તાલીમી દળ (એન સી સી)ની સ્થાપના છાત્રાલયના વિદ્યાર્થીઓનું આગમન તથા શાકભાજીની વાડી, વિવાદસભા, હસ્તલિખિત સામયિકો, અને સાયન્સ ક્લબનો સમાવેશ કરાયો છે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૩૫૧ —સ્થાનિક વિદ્યાર્થીઓ ૨૪૦, વિદ્યાર્થિનીઓ ૩૪, બહારગામના વિદ્યાર્થીઓ ૬૧+વિદ્યાર્થિનીઓ ૧૬ શિક્ષકો ૨૦

**ખાસ હકીકતો** શારદા મંદિરના મકાન માટે સુણાવના શ્રી ગોવિંદભાઈ જોરાભાઈ પટેલે રૂ ૬૦,૦૦૦ની ઉદાર સખાવત કરી છે નૈરોબીમાં વેપાર કરતા કરમસદના વતની શ્રી ખુશાલભાઈ છગનભાઈ પટેલે શારદા મંદિરના છાત્રાલય માટે રૂ. પચાસ હજારની ઉદાર સખાવત કરી છે મકાનનું ઉદ્‌ઘાટન ડૉ જીવરાજ મહેતાના હસ્તે થયું હતું મકાન રૂ ૧,૨૦,૦૦૦ની કિંમતનું છે તે ૧૫ એકર જમીન પર આવેલું છે રાચરચીલું રૂ ૨૦ હજારના આશરેનું છે વિદ્યાર્થીઓને ભાવિ ધંધાઓની પસંદગી કરવા માટે મદદરૂપ થવા 'કેરિયર ઇન્ફર્મેશન સેન્ટર' ચલાવવામાં આવે છે સને ૧૯૫૦થી ૮થી ૧૧ સુધીના ચાર ધોરણોમાં બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયના સહકારથી ઇજનેરી શિક્ષણ વર્ગોની પણ શરૂઆત થઈ છે એટલે ટેકનિકલ હાઈસ્કૂલ તરીકે પણ આ શારદા મંદિરને માન્યતા મળેલી છે

આ વિષયો સાથે એસ એસ સીની પરીક્ષા પાસ કરનાર મહાવિદ્યાલયના પ્રથમ વર્ષના વિજ્ઞાનના વર્ગમાં દાખલ થઈ શકે છે અને ઇન્ટર સાયન્સની પરીક્ષા પસાર કરી ઇજનેરી કૉલેજના ડિગ્રી કોર્સમાં દાખલ થઈ શકે છે આ વિદ્યાર્થીઓને ઇજનેરી ડિગ્રીમાં કોર્સ કરવામાં એક વર્ષ બચે છે અને વધુ



ગોવિંદભાઈ જોરાભાઈ શારદામંદિર

આગળ અભ્યાસ નહિ કરનાર પણ સહેલાઈથી જીવનનિર્વાહ ચલાવવાની તાકાત મેળવી શકે છે

આ ઇજનેરી વિભાગ ઉપરાંત અનુકૂળતાએ વાણિજ્ય વિભાગ ખોલવાનો ઇરાદો છે શારદા મંદિરને આ રીતે વિવિધલક્ષી મહાશાળા બનાવવાનો ઇરાદો છે

## વાસદ ન્યુ ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** મંડળ

**સ્થાપના** તા ૬-૬-૧૯૪૩

**શિક્ષણ** ધોરણ ૧૧ સુધી શિક્ષણ આપવામાં આવે છે.

**વિશિષ્ટ વિષયો** ખેડા કામ, બૂકબાઇન્ડિંગ

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ચર્ચાસભા, વાર્તામંડળ, પર્યટનો, વિશિષ્ટ ઉત્સવો, મહાપુરુષોની જયંતીઓની ઉજવણી વગેરે

**સંખ્યા** કુલ ૨૨૫ સ્થાનિક, ૧૭૦, બહારગામના ૬૫. વિદ્યાર્થિનીઓ સ્થાનિક ૧૬.

**શિક્ષકો** ૧૨

**ખાસ હકીકતો :** સંસ્થાનું રાચરચીલું આશરે ૮૦૦૦થી ૧૦૦૦ની કિંમતનું છે શરૂઆત પાંચ ધોરણથી થઈ હતી શાળાનું સ્વતંત્ર મકાન બનાવવા માટે પ્રયાસો થઈ રહ્યા છે

## સારસા : એમ વી સાર્વજનિક હાઈસ્કૂલ

**સંચાલક** મંડળ

**સ્થાપના** તા ૧-૬ ૧૯૪૪

**શિક્ષણ :** ધો ૫થી ૧૧ સુધીનું શિક્ષણ અપાય છે

**વિશિષ્ટ વિષયો** હિંદી, કાંતણ

વ્યવહારુ જ્ઞાન આપવામા આવે છે

**મુદત** આ અભ્યાસક્રમ ૭ માસનો રખાય છે તેમા શરૂઆતના ચાર માસ વિદ્યાર્થીઓ આણદમા રહી તાલીમ લે છે, અને બાકીના બે માસ તેમને કૃષિગોવિદ્યાભવનના છારોડી ફાર્મ ઉપર તાલીમ માટે મોકલવામા આવે છે

**સરકારી સર્ટિફિકેટ કોર્સ** જેમ આ સસ્થા તરફથી કૃષિવિદના ડિપ્લોમાની પરીક્ષા લેવાય છે, તેવી જ રીતની **સર્ટિફિકેટ કોર્સની પરીક્ષા** પણ સરકાર તરફથી સને ૧૯૪૭થી લેવાય છે બનેના અભ્યાસક્રમો એક જ છે, પરતુ સર્ટિફિકેટ કોર્સ એ સરકાર તરફથી લેવાતી પરીક્ષા છે, અને તેમા પ્રવેશ, પરીક્ષા વગેરે જુદા જ હોય છે તેના વિદ્યાર્થીઓ અને વહીવટ પણ અલગ છે

સ્વતત્ર વિદ્યાર્થીઓ આ કોર્સમા પ્રવેશ મેળવે છે તે ઉપરાત મુબઈ સરકાર પ્રાથમિક શાળાઓના શિક્ષકોને પસદ કરીને આ શાળાનુ શિક્ષણ લેવા મોકલે છે તેઓ પણ સસ્થાના અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ લઇને સસ્થાનો ડિપ્લોમા મેળવે છે આ શિક્ષકો ગુજરાતના જુદા જુદા વિભાગોમાથી પસદ કરાય છે

**વિદ્યાર્થીઓ** વિદ્યાલયમા દર વર્ષે ૧૦૦થી ૧૨૫ વિદ્યાર્થીઓ શિક્ષણ અને તાલીમ માટે પ્રવેશ પામે છે

**મકાન અને સગવડ** સ્વ શેઠ મનસુખલાલ છગનલાલની યાદગીરીમા શિક્ષણ આપવા માટે જરૂરી સગવડોવાળુ એક વિશાળ મકાન વિદ્યાલય માટે બાધવામા આવ્યુ છે તેમા વિદ્યાર્થીઓ માટે સાધનસજ્જ પ્રયોગશાળા છે, જેમા ખેતીને લગતા વૈજ્ઞાનિક તથ્યો પ્રયોગથી સમજાવવામા આવે છે

વિદ્યાલયના મકાનની સામે જ એક ઉદ્યોગગૃહ છે. ત્યા કાતણ, પીંજણ સુથારી તથા લુહારી કામ શીખવવામા આવે છે ખેતીકામના પ્રત્યક્ષ શિક્ષણ માટે વિદ્યાલયમા આશરે ૧૫૦ એકર જમીન અલગ રાખવામા આવી છે ઢોર ઉછેર અને દુગ્ધાલયના શિક્ષણ માટે સસ્થાની ગૌશાળનો લાભ ઉઠાવવામા આવે છે વિદ્યાલયનુ મકાન સરદાર વલ્લભભાઈ પટેલના હસ્તે ૧૯૪૨ના માર્ચની ૮મી તારીખે ખુલ્લુ મુકાયુ હતુ

**છાત્રાલય અને ઇતર પ્રવૃત્તિઓ** વિદ્યાલય સાથે એક છાત્રાલય પણ છે તેની બધી વ્યવસ્થા વિદ્યાર્થીઓ પોતે જ કરે છે

વિદ્યાર્થીમડળ છાત્રાલયના ગૃહપતિ અને વિદ્યાલયના આચાર્યની દોરવણી હેઠળ રસોઈગૃહની વ્યવસ્થા, અભ્યાસવિષયક પર્યટનો, તહેવારોની ઉજવણી અને રજન કાર્યક્રમ, રમતો વગેરે પ્રવૃત્તિઓ કરે છે

**તબીબી મદદ** આ સસ્થાને અગે એક દવાખાનુ ચાલે છે ત્યા વિદ્યાર્થીને કઈ પણ ફી વગર વૈદકીય મદદ આપવામા આવે છે.

**શિષ્યવૃત્તિઓ** લાયક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામા આવે છે આવી શિષ્યવૃત્તિઓ માસિક રૂ ૨૦થી ૩૦ સુધીની અપાય છે.

**સ્વાશ્રય** આ સસ્થાનુ મહત્ત્વનુ અગ તે સ્વાશ્રય છે વિદ્યાલયને ૧૫૦ એકર જમીન સોપવામા આવી છે તેની આવકમાથી સ્ટાફનો પગાર, સ્કોલરશિપો અને બીજા સામાન્ય ખર્ચો કાઢવામા આવે છે, અને એ રીતે વિદ્યાલય સ્વાશ્રયી સસ્થા છે

## આણદ-મોતીભાઈ અમીન પ્રાથમિક શિક્ષણ અધ્યાપન મંદિર

**સરનામુ** ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણદ

**સ્થાપના અને સચાલન** ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્થાપક અને પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા હજારો પ્રાથમિક શિક્ષકોને સેવાધર્મની દીક્ષા આપનાર ચરોતરના મૂક લોકસેવક સદ્ગત મોતીભાઈ ન અમીનના સ્મરણાર્થે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ આ સસ્થાની સ્થાપના જૂન, ૧૯૪૫મા તે વખતના મુબઈ રાજ્યના કેળવણી પ્રધાન શ્રી બાળગગાધર ખેરને વરદ હસ્તે કરી હતી એના મકાનનુ ખાતમુહૂર્ત ચરોતરના સુપ્રસિદ્ધ લોકસેવક શ્રી રવિશકર મહારાજના હસ્તે અને એનો ઉદ્ઘાટન વિધિ મુબઈના વ્યવહારશુદ્ધિ આદોલનના પ્રણેતા શ્રી કેદારનાથજીને પવિત્ર હસ્તે થયો હતો

**ઉદ્દેશ અને અભ્યાસક્રમ** પ્રાથમિક શિક્ષકોને શિક્ષણશાસ્ત્રની તાલીમ આપવી એ મુખ્ય ઉદ્દેશ છે હાલ સરકારમાન્ય નઈ તાલીમ–બેઝિક એજ્યુકેશન પ્રમાણે બે વરસનો અભ્યાસક્રમ શીખવાય છે, તેમા ભાષા, શિક્ષણ ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ગણિત હિન્દી સગીત વ્યાયામ, ચિત્રકળા, ઉપરાત કાતણ અને વણાટ એ મુખ્ય ઉદ્યોગો અને પૂઠાકામ, ખેતી એ ગૌણ ઉદ્યોગો શીખવાય છે તે સાથે ગ્રામસફાઈ સમાજશિક્ષણ પ્રૌઢ શિક્ષણ પ્રવાસ, શ્રમકાર્ય સમૂહજીવન ઉત્સવો, વ્યાખ્યાનો, આશ્રમજીવન, વગેરે ઇતર પ્રવૃત્તિઓ ચાલે છે

અભ્યાસક્રમ બે વરસનો છે તેમા શિક્ષણની તાલીમ માટે સાદા, સયુક્ત અને પ્રવૃત્તિપાઠો બને વરસ માટે નિયત કરેલા છે એકદરે વરસમા દરેક વિદ્યાર્થી આશરે ૨૦ પાઠ આપે છે તે ઉપરાત વરસમા ૧૫ દિવસ સતત શિક્ષણ કાર્ય ચલાવવાની તાલીમ અપાય છે બે વરસને અતે મુબઈ સરકારના કેળવણી ખાતા તરફથી પરીક્ષા લેવાય છે. તેમા પસાર થનારને બેઝિક શિક્ષકનુ પ્રમાણપત્ર મળે છે સસ્થા સરકારે માન્ય કરેલી છે

**સખ્યા** પ્રથમ વરસમા આશરે ૪૦ અને બીજા વરસમા ૫૦ શિક્ષાર્થીઓ રહે છે મોટા ભાગના શિક્ષાર્થીઓ છાત્રાલયમા રહે છે લગભગ અર્ધી સખ્યા ખેડા જિલ્લામાથી અને બાકીની અન્ય જિલ્લાઓમાથી આવે છે

**મકાનો અને સાધનો** આ સસ્થા ચરોતર એજ્યુકેશન સોસાયટીના ચોગાનમા પૂર્વ દિશાએ આવેલી છે તેના મુખ્ય મકાન ઉપરાત છાત્રાલય માટે પણ અલગ મકાન બાધેલુ છે રમતગમત માટે વિશાળ ચોગાન છે

શિક્ષણના પાઠો આપવા માટે એ જ સ્થળે ચરોતર એજ્યુકેશન સોસાયટીની બાલગૃહશાળા આવેલી છે. તે ઉપરાંત આણંદ ગામમાં આવેલી કુમારશાળાનો પણ આ કામે ઉપયોગ થાય છે.

ઉદ્યોગ, ચિત્રકળા, સંગીત, અને વ્યાયામ માટે અલગ ખંડો છે. ખેતી માટે સંસ્થાના ચોગાનમાં જ જમીન છે. દરેક પ્રવૃત્તિ માટે વિપુલ સાધનસામગ્રી છે.



અધ્યાપન મંદિરનો ઉદ્યોગ વિભાગ

**પરિણામો :** ઉત્તર વિભાગની ટ્રેઈનિંગ કૉલેજોમાં આ સંસ્થાનું પરિણામ સૌથી મોખરે–૯૦થી ૯૫ ટકા જેટલું રહ્યું છે.

**વિશિષ્ટતા :** અધ્યાપન મંદિર અને છાત્રાલય એ બેની સુયોજિત દિનચર્યા એ આ સંસ્થાની વિશિષ્ટતા છે. પ્રાથમિક-શાળાના શિક્ષકો ખુશામતખોર, ગુલામી મનોદશાવાળા, પામરતા અનુભવતા ન રહે, પણ તેજસ્વી, આવડતવાળા, તંદુરસ્ત ટેવોવાળા અને સ્વાલંબી બને એ ધ્યેયથી એમને માટે જીવનક્રમ યોજવા પ્રયત્ન થાય છે.

છાત્રાલયમાં આશ્રમી જીવન સમજપૂર્વક જિવાય એવી પ્રણાલિકા ખીલવાય છે. વ્યસનો છોડાવવાની ઝુંબેશ ચાલુ છે

ઉદ્યોગોમાં કુશળતા મેળવાય એવી યોજના વિચારાઈ છે અને સરકાર માગે છે તે કરતાં દોઢું–બમણું કામ આસાનીથી થાય એવું વાતાવરણ થઈ ગયું છે. રોજ ૧૫–૧૭ વાર કાપડ સહેલાઈથી વણાય છે.

ઈ. સ. ૧૯૫૦માં લાંભવેલનો અને ઈ. સ. ૧૯૫૧માં બોરિયાવીનો એમ બે ગ્રામમાર્ગો–એપ્રોચ રોડ–આ સંસ્થાના શિક્ષાર્થીઓએ તૈયાર કર્યાં હતા, અને એ જ વરસે અમદાવાદમાં બંધાયલા ઠક્કરબાપા નગરમાં આ સંસ્થાના ૩૩ શિક્ષાર્થીઓએ શ્રમસેવા આપી હતી.

**અધ્યાપકો :** દરેક વિષયના અનુભવી અને તલીમ પામેલા કુલ ૧૪ અધ્યાપકો છે તે પૈકી પાંચ આખા સમયના અને આઠ દા. ન. હાઈસ્કૂલમાંથી જરૂર જેટલા સમય માટે નીમવામાં આવે છે. સંસ્થાની સફળતા એ સૌને આભારી છે.

**આવક–ખર્ચ :** ૧૯૫૧–૫૨માં આવક રૂા. ૧૩૯૬૫–૫–૦ અને ખર્ચ રૂા. ૧૮૭૧૦–૭–૯ થયું હોઈ, રૂા. ૫૨૪૧–૨–૯ની ખોટ ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પૂરી હતી. આ રીતે વાર્ષિક રૂા. ૫૦૦૦ની ખોટ આ સંસ્થા ખાતે શરૂઆતથી ચરોતર એજ્યુકેશન સોસાયટી પોતાની પાસેના ટ્રસ્ટમાંથી આપે છે. સરકાર તરફથી આશરે રૂા. ૬૦૦૦ ગ્રાન્ટ મળે છે. શિક્ષાર્થીઓ પાસેથી ફીની આવક આશરે રૂા. ૨૦૦૦ છે.

**નિવેદન :** ચ. એ. સો.ના વાર્ષિક નિવેદનમાં આ સંસ્થાની પ્રવૃત્તિઓની વિગતવાર માહિતી દર વરસે પ્રગટ થાય છે.

## આણંદ–અધ્યાપન મંદિર છાત્રાલય

**સરનામું :** ચરોતર એ. સોસાયટી, આણંદ. **બંધારણ :** મો. ન. અધ્યાપન મંદિર રજિસ્ટર્ડ છે. આ છાત્રાલય એની અંગભૂત શાખા છે **છાત્રો :** ૮૪. **કાર્યકર્તા :** ૨. **મુખ્ય ગૃહપતિ :** શ્રી મગનભાઇ પુરુષોત્તમદાસ ઓઝા, પ્રિન્સિપલ, મો. ન. અમીન અધ્યાપન મંદિર. **ફી :** દાખલ ફી રૂા. ૧૦ ભોજન ફી લગભગ રૂા. ૨૫, માસિક આવે છે. **મિલકત :** પાંચ મોટા ખંડ કિં. રૂા. ૩૦૮૦૪. રાચરચીલું રૂા. ૧,૦૦૦નું. **ઉદ્દેશ :** પ્રાથમિક શિક્ષકોને સમૂહજીવન, સહકારી ભાવના, અને વ્યવસ્થિત સ્વાધ્યાયની તાલીમ આપવાનો.

**દૈનિક કાર્યક્રમ :** સવારના ૫–૧૫થી ૬ શૌચશુદ્ધિ, પ્રાર્થના, ૬–૦થી ૬–૩૦ સમૂહ શિબિરનાં કામો, ૬–૩૦થી ૭–૩૦ ચા, પરવારવું, ૭–૩૦થી ૮–૩૦ કંતાઈ યજ્ઞ, ૮–૩૦થી ૯–૩૦ સ્વાધ્યાય; ૯–૩૦થી ૧૦–૩૦ ભોજન; ૧૦–૩૦થી ૧૨–૧૫ વર્ગો; ૩–૦થી ૫–૦ ઉદ્યોગ; ૬–૦થી ૮–૦ વ્યાયામ અને ભોજન; ૮થી ૧૦ પ્રાર્થના, રાત્રી પ્રવૃત્તિ, સ્વાધ્યાય.

**ખાસ પ્રવૃત્તિઓ :** ઉદ્યોગ, સફાઈ, સ્વાધ્યાય, ઉત્સવ ઉજવણી ને મહેમાનો. **સ્થાપના :** સને ૧૯૪૫ (જૂન).

**ખાસ હકીકતો :** અધ્યાપન મંદિરની સ્થાપનાની સાથે જ છાત્રાલયની સ્થાપના કરવામાં આવી છે સ્વ. શ્રી. મોતીભાઈ અમીનના સ્મારકરૂપ આ સંસ્થા છે. તેમના લોકશિક્ષણના ભાવોને મૂર્ત કરવાનો અહીં પ્રયત્ન થાય છે. આખા ગુજરાતના શિક્ષકો અહીં તાલીમ લેવા આવે છે. આ સંસ્થામાં ખાનગી ભાઈઓને પણ દાખલ કરવામાં આવે છે. નઈ તાલીમની દૃષ્ટિએ કામ લેવાય છે. ઉદ્યોગ, સમૂહજીવન, સફાઈ અને સ્વાધ્યાય ઉપર પૂરતુ સપ્રમાણ ધ્યાન આપવામાં આવે છે.

**ભાવિ વિકાસની યોજનાઓ** ભવિષ્યમાં છાત્રાલયનું પૂરતી સગવડવાળું મકાન તૈયાર કરી હાલ જે બે વર્ગો છે તેને બદલે ચાર કરવાની યોજના છે.

## આણંદ–અંબાલાલ બાલગૃહ આશ્રમ

**સરનામું :** ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ **બંધારણ :** ચ. એ સોસાયટીની અંગભૂત સંસ્થા છે. **છાત્રો** ૭૩. **કાર્યકર્તા :** ૨, **મુખ્ય ગૃહપતિ :** શ્રી એચ્છાલાલ હરગોવિંદદાસ ઉપાધ્યાય. **ફી :** દાખલ ફી રૂ. ૧, ભોજન ફી રૂ. ૩૨–૩૫, મકાન મરામત રૂ. ૯ સત્રના **મિલકત :** નવ ઓરડા. **ઉદ્દેશ :**

પરદેશમા વસતા ભાઇઓના બાળકો આશ્રમમા રહીને કેળવણી પામી શકે એવી સગવડ આપવાનો **દૈનિક કાર્યક્રમ** ૫–૪૫થી ૮ દાતણપાણી, સ્નાન, નાસ્તો, ૮થી ૯–૩૦ અભ્યાસ, ૯–૩૦થી ૧૦–૩૦ ભોજન ૧૦–૩૦ થી ૫ શાળા, બપોરે ૨–૩૦ વાગે નાસ્તો, ૫–૩૦થી ૬–૩૦ રમતો, પર્યટનો, રંજન કાર્યક્રમ, રેડિયો પ્રોગ્રામ, ૭–૦ થી ૮–૦ ભોજન, ૮–૦ થી ૯–૦ અભ્યાસ **સ્થાપના** ૧–૬–૧૯ **ખાસ હકીકત** ૭ થી ૧૨ વર્ષના બાળકોને દાખલ કરવામા આવે છે દરેક બાળક પોતાનુ કામ પોતાની મેળે કરતા શીખે અને બને તેટલી બાબતોમા સ્વાશ્રયી બને તે તરફ ખાસ ધ્યાન આપવામા આવે છે બાળક તદુરસ્ત, ચપળ, સહ્વૃત્તિવાળુ, જિજ્ઞાસુ અને ઉદ્યમી બને તેવો ક્રમ યોજવા પ્રયત્ન કરવામા આવે છે સ્વચ્છ રસોડુ, સ્નાન ઘર, જાજરૂ વગેરે છે બાળકો ઉપર સતત દેખરેખ રાખનાર એક ભાઈ હોય છે

## આણંદ–ચ એ સોસાયટી વિદ્યાર્થી આશ્રમ

**છાત્રો** ૨૨૫ **કાર્યકર્તાઓ** ૧૨–સ્વયસેવક ૬, વડીલ ૧, ગૃહપતિ ૫ **મુખ્ય ગૃહપતિ** શ્રી વિઠ્ઠલભાઈ જેઠાભાઈ પટેલ **ફી** દાખલ ફી રૂ ૧, ભોજન ફી રૂ ૩૫ (નાસ્તો, સાબુ, હજામત સાથે), મકાન મરામત રૂ ૯ દરેક સત્રના **મિલકત** પાચ મકાનો અને સોસાયટીની ૨૦ એકર જમીન રૂ ૧,૦૪,૩૩૭ની



ચ એ સોસાયટી વિદ્યાર્થીઆશ્રમ

કિંમતના રાચરચીલુ રૂ ૮૦૦૦નુ **ઉદ્દેશ** ભાવિ નાગરિકો ઘડવાનો અને આજની કેળવણીનુ પૂરક બનાવાનો **દૈનિક કાર્યક્રમ** ૫–૩૦ ઉત્થાન ૬–૧૦ પ્રાર્થના ૬–૩૦ વ્યાયામ, ૭થી ૮ સ્નાનાદિ ૮થી ૯–૩૦ અભ્યાસ ૯–૩૦થી ૧૦–૧૫ ભોજન ૧૦–૧૫થી ૧૦–૪૫ શાળાગમનની તૈયારી ૧૦–૪૫થી ૪–૪૫ નિશાળ, ૪–૪૫થી ૬ સફાઈ, ઈતર વર્ગો, ૬થી ૭ રમતો ૭થી ૮ ભોજન આદિ ૮થી ૯ વાચન ૯થી ૮–૩૦ સમૂહકાતણ ૯–૩૦ શયન રજાઓના દિવસે એક કલાક સમૂહ કાતણ યોજાય છે **ખાસ પ્રવૃતિઓ** વ્યાયામ, કાતણયજ્ઞ, સગીત, પર્યટન ખાદીફેરી, ચિત્રકામ **સ્થાપના** ઈ સ ૧૯૧૮ **ખાસ હકીકતો** છાત્રોને આજના પ્રલોભનોથી વિમુખ રાખી તેઓનુ જીવન શિસ્તબદ્ધ અને ખડતલ બને તે માટે નમ્ર અને સમજપૂર્વક પ્રયત્ન થાય છે આશ્રમના વિદ્યાર્થીઓ શુદ્ધ ખાદીના કપડા પહેરે છે જીવનને સાચી રીતે ઘડનારી ઠીકઠીક પ્રવૃત્તિઓ હાથ ધરવામ આવે છે ગૃહપતિઓ સ્વેચ્છાએ શોખને ખતર વિદ્યાર્થીઓ જીવનમા ઠીકઠીક રસ લે છે થાળી વાટકા વિદ્યાર્થીઓ જાતે સાફ કરે છે આજે ૨૨૫ વિદ્યાર્થીઓ માટે એક જ રસોડાનો પ્રબધ છે ૫૦ વિદ્યાર્થી દીઠ એક રસોડુ અને સ્વયપાકી વિદ્યાર્થીઓને પહેલુ સ્થાન આપવાની યોજના છે સારોય વિદ્યાર્થી આશ્રમ સ્વયપાકી આશ્રમમા ફેરવી નાખવાની યોજના વિચારણા હેઠળ છે

## આણંદ–ચ એ સોસાયટી સ્વયપાકી વિદ્યાર્થી આશ્રમ

**સરનામુ** ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ

**છાત્રો** ૧૧ મુખ્ય ગૃહપતિ શ્રી મગનભાઈ પુરુષોત્તમદાસ ઓઝા **ફી** ભોજન ફી રૂ ૧૫થી ૧૮ (માસિક બિલ આવે તે) **મિલકત** નાની મોટી ચૌદ ઓરડીઓ રૂ ૮૨૨૭–૬–૩ની રાચરચીલુ રૂ ૨૫૦નું **ઉદ્દેશ** (૧) ગરીબ અને લાયક વિદ્યાર્થીઓને ભણવાની સગવડ પૂરી પાડવી (૨) સ્વાશ્રય અને સ્વાવલબન કેળવવુ (૩) વાલીને આર્થિક રાહત રહે એમ કરવુ **દૈનિક કાર્યક્રમ** ૫–૧૫થી ૮–૦ પ્રાર્થના, પરવારવુ, રસોઈ, પાણી ભરવુ સફાઈ વગેરે, ૮–૦થી ૯–૩૦ સ્વાધ્યાય, ૯–૩૦થી ૧૦ ૩૦ ભોજન વગેરે ૧૦–૩૦થી ૫–૦ શાળા, ૫ ૦થી ૮–૦ રમત, રસોઈ બનાવવી, જમવુ સફાઈ વગેરે, ૮ ૦થી ૧૦–૦ સ્વાધ્યાય **ખાસ પ્રવૃત્તિઓ** માતણ ઉત્સવ ઉજવણી અને ખાસ મહેમાનો સાથે વાર્તાલાપ **સ્થાપના** તા ૨૦ ૬ ૧૯૩૧ **ખાસ હકીકતો** વિદ્યાર્થીઓ જાતે રસોઈ કરી લે છે અનાજ વગેરેની સાફસૂફી, ખરીદી વગેરે તેમને જ કરવાની હોય છે નોકર રાખવામા આવતો નથી

## આણંદ–પાયોનિયર બોર્ડિંગ હાઉસ

**સ્થળ** જૂને રસ્તે, આણંદ **બધારણ** છે **છાત્રો** ૨૫ **કાર્યકર્તાઓ** ૨ **મુખ્ય ગૃહપતિ** શ્રી પટેલ શકરભાઈ રઘાભાઈ **ફી** દાખલ ફી રૂ ૫ ભોજન ફી રૂ ૩૫, મકાનનુ ભાડુ રૂ ૨૦ **રાચરચીલુ** રૂ ૩૫૦નુ **ઉદ્દેશ** બહારના વિદ્યાર્થીઓને અભ્યાસમા અનકુળતા આપવાનો **દૈનિક કાર્યક્રમ** સવારે છ વાગે ઊઠવુ સાતથી સાડા નવ અભ્યાસ સાજે પાચથી છા રમતો, ભોજન ૮થી ૯ અભ્યાસ પછી શયન **ખાસ પ્રવૃત્તિઓ** રાષ્ટ્રીય ઉત્સવોમા ભાગ લેવો, શાળાના પર્યટનમા જવુ વગેરે

## વલ્લભવિદ્યાનગર–વિદ્યાર્થીઆશ્રમ

**છાત્રો** ૧૫૦ **કાર્યકર્તાઓ** ૩ **મુખ્ય ગૃહપતિ** શ્રી પટેલ રણછોડભાઈ મથુરભાઈ **ફી** દાખલ ફી રૂ ૧, ભોજન ફી રૂ ૩૫ (તેમા બપોરનો નાસ્તો, સાબુ અને હજામતનો સમાવેશ થાય છે), મકાનભાડુ રૂ ૧૬ (૭ માસિક) **મિલકત** ૬

મકાનો રૂ ૧,૨૫,૦૦૦ની કિંમતના, જમીન ૨૦,૦૦૦ ચો વાર રૂ ૯૦,૦૦૦ની, રાચરચીલુ રૂ ૧૦૯તરનુ ઉદ્દેશ ચારિત્ર્યવાન, ખડતલ અને અભ્યાસી નાગરિકો બનાવવાનો **ખાસ પ્રવૃત્તિઓ** એ. સી સી તાલીમવર્ગ, રંજન કાર્યક્રમ, સંગીતવર્ગ, હસ્ત લિખિત અંક **સ્થાપના** ૧૯૪૯ના માર્ચ માસથી ૧૨ વિદ્યાર્થીઓથી શરૂઆત થયેલી **ખાસ હકીકતો** વલ્લભવિદ્યાનગરની 'ગો ત્રિ. શારદામંદિર' નામની હાઈસ્કૂલમા ભણતા વિદ્યાર્થીઓની સગવડ માટે ચાતુર વિદ્યા મંડળ (વ'લભવિદ્યાનગર) આ આશ્રમ ચલાવે છે આશ્રમના ચોગાનમા શિક્ષકો પણ રહે છે, તે છાત્રોના સંપર્કમા આવે છે અને અભ્યાસમા મદદ કરે છે **દૈનિક કાર્યક્રમ** સવારે ૫-૩૦ વાગે ઉત્થાન ૫-૩૦થી ૬-૦ શૌચ, દાતણ વગેરે, ૬-૦થી ૬-૩૦ કસરત ૬-૩૦થી ૮-૦ સ્નાન તથા દૂધ વગેરે, ૮-થી ૯-૩૦ સ્વાધ્યાય ૯-૩૦થી ૧૦-૩૦ ભોજન, ૧૦-૩૦થી ૫-૧૫ શાળા, ૫-૧૫થી ૬-૩૦ કસરત, ૬-૩૦થી ૭-૩૦ ભોજન, ૭-૩૦થી ૮ પ્રાર્થના, ૮થી ૧૦ સ્વાધ્યાય, ૧૦-૦થી શયન

### આણંદ–સાર્વજનિક વ્યાયામમંદિર

**સ્થળ** લોટેશ્વર તળાવ પાછળ, આણંદ **સ્થાપના** તા ૧-૮-૩૭

**ઈતિહાસ** આણંદ ગામની એક નાની એવી ધર્મશાળામા આ સંસ્થાની શરૂઆત થઈ હતી, અને દસ વર્ષ સુધી એ જ ધર્મશાળામા ચલાવી હતી ત્યાર બાદ આણંદ મ્યુનિ એ આ સંસ્થાને લોટિયા ભાગોળે રેલ્વેલાઈન પાસે આવેલુ એક વિશાળ ચોગાન કાયમને પટે વાર્ષિક એક રૂપિયા જેવા નજીવા ભાડે આપ્યુ આજે સંસ્થા ત્યા જ ચાલે છે પોતાનુ મકાન પણ જરૂરી સગવડોવાળુ સંસ્થાએ ઊભુ કર્યું છે **મકાન-મેદાન** આ સંસ્થાને આશરે આઠ વીઘા જમીન છે બે મકાન છે સારુ એવુ રાચરચીલુ છે રૂપિયા સાતેક હજારની કિંમતના વ્યાયામના સાધનો ફર્નિચર તથા અન્ય રાચરચીલુ છે **વહીવટ** સંસ્થા બંધારણીય છે, અને રજિસ્ટર્ડ છે સંસ્થામા દાખલ થનારે નિયત કરેલુ ફોર્મ ભરી વાર્ષિક બે આના આપવા પડે છે આવા સભ્યોમાથી જેમની હાજરી વાર્ષિક ૧૨૦ દિનની થાય છે તે સંસ્થાના સ્વયંસેવક ગણાય છે કારોબારી મંડળ ૧૩ સભ્યોનુ હોય છે-જેમા ચૂંટાયેલા આઠ સ્વયંસેવકો અને એ આઠ જણે ચૂંટેલા સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનાર બહારના પાચ સભ્યો હોય છે આ કારોબારી મંડળ મંત્રી, સહમંત્રી અને ખજાનચીને ચૂંટી કાઢે છે, જે આઠ સ્વયંસેવકો પૈકીના જ હોય છે પ્રમુખ બહારના પાચ સભ્યો પૈકીના હોય છે અને તેમને ચૂંટવાનો અધિકાર આઠ સ્વયંસેવકોનો જ હોય છે ચૂંટણી ગુપ્ત મતાધિકારથી થાય છે **હોદ્દેદારો પ્રમુખ** શ્રી ગોરધનભાઈ શનાભાઈ પટેલ બી એસ સી એલ એલ બી **માનદમંત્રી** શ્રી મોહનભાઈ સોમાભાઈ પટેલ **લાભ લેનારની સંખ્યા** ચાળીસથી પચાસની સંખ્યામા આણંદના જુવાનો તથા કિશોરો આ સંસ્થાનો લાભ લે છે **પ્રવૃત્તિઓ** આ સંસ્થાના વિદ્યા સંમેલન તથા ગુજરાત રમતોત્સવમા ઉત્સાહથી ભાગ લે છે, અને ગ્રીષ્મ વ્યાયામ વર્ગોમા સારી સંખ્યામા જોડાય છે કાયા કૌશલ કસોટી પણ સારી સંખ્યાના વિદ્યાર્થીઓએ પસાર કરી છે સંસ્થા પાસે પોતાનુ બેન્ડ પણ છે ચરોતરની તથા ગુજરાતની હરીફાઈઓમા આ સંસ્થાના જુવાનોએ જે વિજયો પ્રાપ્ત કર્યા છે તે નોંધપાત્ર છે

*

## કપડવણજ તાલુકો

### આતરસુબા વિદ્યાલય

**સંચાલક** કેળવણી મંડળ આતરસુબા

**સ્થાપના** તા ૩-૩-૧૯૫૨

**શિક્ષણ** ધો ૮થી ૧૦, હસ્તલિખિત માસિક, ચર્ચામંડળ, સહકારી ભંડાર, બાગકામ, મનોરંજન કાર્યક્રમ, રાષ્ટ્રીય દિનોની ઉજવણી વગેરે અભ્યાસેતર પ્રવૃત્તિઓ છે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૭૮ સ્થાનિક ૪૦+બહારગામના ૩૮, વિદ્યાર્થિનીઓ ૪ શિક્ષકો ૫

**ખાસ હકીકતો** રાચરચીલુ રૂ ૯,૦૦૦નુ છે જૂની ધો ૮ સુધી ચાલતી મિકસ્ડ સ્કૂલ સરકારી હુકમથી બંધ થતા આ સંસ્થાની સ્થાપના થઈ હતી તેના નિભાવ માટે લગભગ એક લાખનુ ભંડોળ ઊભુ કરવામા આવ્યુ છે એક છાત્રાલય ચાલે છે સંપૂર્ણ હાઈસ્કૂલ બનાવવાનુ અને છાત્રાલય તેમજ શાળા માટે મકાનો બાંધવાનુ વિચારાય છે

### ઠાસરા - લાલ શેઠ મણિલાલ રણછોડદાસ હાઈસ્કૂલ

**સંચાલક** વડીલ કે મો એજ્યુ સોસાયટી

**સ્થાપના** સન ૧૯૦૮

**શિક્ષણ** વર્ગ ૫થી ૧૧ સુધી વિશિષ્ટ વિષયો સીવણકામ, રમતો હિન્દુસ્તાનીનો પ્રચાર વગેરે

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ગામના સામાજિક કાર્યમા મદદરૂપ થવુ, ઉત્સવો, રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી વગેરે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૫૨૩ સ્થાનિક ૨૮૧, બહારગામના ૨૪૨ વિદ્યાર્થિનીઓ ૨૯ શિક્ષકો ૧૮

**ખાસ હકીકતો** મકાનો ૪-રૂ ૮૫ ૨૮ના જમીન ૧૧ એકર-રૂ ૪૬૫૪ની રાચરચીલુ રૂ ૧૬૯૯૯નુ શાળાની શરૂઆત ત્રણ ધોરણથી થઈ હતી ૧૯૪૬-૪૭મા પૂરી માધ્યમિક શાળા થઈ હતી

શાળાના મુખ્ય દાતા તરફથી એસ એસ સી પરીક્ષામા પ્રથમ આવનાર ઓને વિષયવાર રૂ ૨૨૫ના ઈનામો અપાય છે દરેક વર્ગમા પ્રથમ આવનારને શ્રી હરિલાલ ગાંધી

### કપડવણજ : મ્યુનિસિપલ હાઈસ્કૂલ

**સંચાલક** કપડવણજ મ્યુનિ શાળા સમિતિ

**સ્થાપના** ઈ સ ૧૮૮૩

**શિક્ષણ** . ધોરણ ૫થી ૧૧

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સ્થાનિક પર્યટનો, પ્રવાસ, હરીફાઈઓ, શિષ્ટ સાહિત્ય પરીક્ષાઓ, ચિત્રકલા, શારીરિક શિક્ષણ, સ્કાઉટિંગ હસ્ત લિખિત માસિક, શ્રમ સપ્તાહ, રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી વગેરે **વિશિષ્ટ વિષયો** સુથારીકામ, બહેનો માટે ભરત ગૂંથણ અને સીવણ કામ વગેરે

**સંખ્યા** કુલ ૬૧૬ વિદ્યાર્થીઓ સ્થાનિક ૪૧૯, બહારગામના ૮૫, કુલ ૫૦૪, વિદ્યાર્થિનીઓ ૧૧૨, (સ્થાનિક) શિક્ષકો ૧૭, શિક્ષિકાઓ ૩

**ખાસ હકીકતો** શાળાની શરૂઆત એ મેટ્રિક મિડલ સ્કૂલથી થઈ હતી, ૧૯૨૧મા પૂરી હાઈસ્કૂલ થઈ શાળામા વર્ગ દીઠ પુસ્તકાલય છે ફારસી અને આરોગ્યશાસ્ત્ર, શરીરશાસ્ત્ર શીખવવાની સગવડ છે

### કપડવણજ: શ્રી ચંપકલાલ નવચેતન વિદ્યાલય

**સંચાલક** કપડવણજ કેળવણી મંડળ

**સ્થાપના** તા ૧૩-૬-૧૯૪૦

**શિક્ષણ** ધો ૫થી ૧૧ સુધી,

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સ્કાઉટિંગ, પ્રવાસ ચર્ચા, ગરબા તથા મનોરંજન કાર્યક્રમો હસ્તલિખિત સાપ્તાહિક, વાર્ષિક મેગેઝિન, રાષ્ટ્રીય ઉત્સવોની ઉજવણી, હિંદી-હિન્દુસ્તાનીની પરીક્ષાના વર્ગો વગેરે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૪૧૭ સ્થાનિક ૩૬૦, બહારગામના ૫૭ વિદ્યાર્થિનીઓ ૯૦ (સ્થાનિક) શિક્ષકો ૧૯

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ. એક લાખનુ, જમીન ૪ એકર, રાચરચીલુ રૂ ૧૭,૫૪૫નુ.

શરૂઆત પાંચ ધોરણથી કરવામા આવી હતી આરંભથીજ શાળામા બૌદ્ધિક શિક્ષણ ઉપરાંત ઉદ્યોગોની તાલીમ અપાતી હતી ૧૯૫૧મા શ્રી પીતાંબરદાસ નંદલાલ ટેકનિકલ હાઈસ્કૂલની શરૂઆત સરકારે કરી અને વિદ્યાલય સાથે તેનુ જોડાણ કર્યું છે ધોરણ ૮થી ૧૧ સુધી ઔદ્યોગિક શિક્ષણ આપવાની વ્યવસ્થા છે તે શાળાની વધુ વિગત જુદી આપી છે

**ભાવિ યોજના** ગરીબ વિદ્યાર્થીઓ ઉદ્યોગ કરી ફી જેટલુ મહેનતાણુ મેળવે એવી યોજના વિચારાય છે કોમર્સનો વિષય લઈને વિદ્યાર્થીઓ એસ એસ સી ની પરીક્ષામા બેસે એવી યોજના દાખલ કરવાનુ પણ વિચારાય છે

### લસુન્દ્રા : ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ, લસુન્દ્રા

**સ્થાપના** તા ૧-૫-૧૯૫૦

**શિક્ષણ** ધો. ૬થી ૯ સુધી હિન્દુસ્તાની શિષ્ટ સાહિત્યની પરીક્ષાઓ વગેરે અભ્યાસેતર પ્રવૃત્તિઓ થાય છે.

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૬૯ સ્થાનિક ૩૮ બહારગામના ૩૧, વિદ્યાર્થિની ૧.

**ખાસ હકીકતો** રૂ ૧૨ હજારનુ એક મકાન તથા ૩ વીઘા જમીન છે છાત્રાલય બાંધવાનો વિચાર છે શાળાની નજીક સરકાર પાસેથી જમીનની માગણી કરી છે તેમા ખેતીનો વિષય શીખવાશે

### કપડવણજ શ્રી પીતાંબરદાસ નંદલાલ ટેકનિકલ હાઈસ્કૂલ

**સંચાલન** સરકારી

**સ્થાપના** ૧-૩-૧૯૫૧

**શિક્ષણ** ધો ૮થી ૧૧ સુધી

**વિષયો** જ્યોમેટ્રિકલ એન્ડ મશિન ડ્રૉઈંગ, વર્કશોપ ટેકનોલોજી, ઇલેક્ટ્રિકલ એંજિનિયરિંગ, મિકેનિકલ એન્જિનિયરિંગ, **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સ્કાઉટિંગ, શાળાનુ અઠવાડિક પત્ર, ચર્ચા, મનોરંજન કાર્યક્રમો.

**સંખ્યા** , વિદ્યાર્થીઓ કુલ ૧૬૦ સ્થાનિક ૧૨૫, બહારગામના ૩૫, વિદ્યાર્થિની ૧

**શિક્ષકો** ૧૦

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૫૦ હજારનુ, રાચરચીલુ ૧ લાખ રૂપિયાનુ

કપડવણજના ઉદ્યોગપતિ શ્રી ચંદુલાલ પીતાંબરદાસ પરીખે આ શાળા માટે રૂ ૧ લાખનું દાન કર્યું છે શાળા મુંબઈ સરકારના ટેકનિકલ કેળવણી ખાતાને હસ્તક છે શાળાનુ ઉદ્ઘાટન તા ૧-૪-૫૧ને રોજ મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈએ કર્યું હતુ

શાળામા સુથારીકામ, લુહારીકામ, મોલ્ડિંગ ફિટિંગ, લેથકામ, ઇલેક્ટ્રિક વાયરિંગ જેવા હુન્નરોનું શાસ્ત્રીય જ્ઞાન આપી કેળવાયેલ કારીગર વર્ગ તૈયાર કરવાનો અને એ રીતે મધ્યમ વર્ગની બેકારી ઓછી કરવાનો સરકારનો ઇરાદો છે બહારગામથી આવતા વિદ્યાર્થીઓ માટે રહેવા જમવાની વ્યવસ્થા કરવામા આવી છે વિદ્યાર્થી દીઠ માસિક ખર્ચ રૂ ૩૦ આવે છે

ભવિષ્યમા દરજીકામ રેડિયો શિક્ષણ ઇલેક્ટ્રિક વાયરિંગ, તથા સુથારી કામના પાર્ટ-ટાઈમ અભ્યાસક્રમો શરૂ કરવાની યોજના છે

### કઠલાલ- સરકારી અધ્યાપન મંદિર

**સ્થાપના અને સંચાલન** યુદ્ધોત્તર યોજનાના ઉપક્રમે શિક્ષણનુ ધોરણ સુધારવા અને સંસ્કારવા, મુંબઈ સરકારે

મુંબઈ રાજ્યમાં સાત અધ્યાપન મંદિરો (પુરુષો માટે) સ્થાપવા નક્કી કરેલું તદનુસાર ખેડા જિલ્લામાં તા ૧૩-૬-૧૯૪૭ને રોજ નડિયાદ મુકામે એક સરકારી અધ્યાપન મંદિરની સ્થાપના થઈ હતી પણ પાછળથી શિક્ષણ યોજના ભારતના ગ્રામજીવનને અનુરૂપ અને અનુકૂળ થાય તે માટે ગ્રામવિસ્તારમાં અધ્યાપન મંદિરો ખસેડવાની સૂચના સરકારે કરવાથી એ અધ્યાપન મંદિર તા ૧૨-૬-૧૯૪૮ને રોજ નડિયાદથી કઠલાલ મુકામે, ત્યાં આવકાર મળવાથી અને પૂરતી સગવડ હોવાનું માલૂમ પડ્યાથી ખસેડવામાં આવ્યું છે

અધ્યાપન મંદિરનું સંચાલન મુંબઈ સરકાર તરફથી સંસ્થાના આચાર્ય કરે છે તેમના કાર્યમાં સહાય અને સહકાર આપવા બુનિયાદી તાલીમ પામેલા, શિક્ષણશાસ્ત્રની તાલીમ પામેલા, મુંબઈ વિદ્યાપીઠના સ્નાતકો, ઉદ્યોગના વિશેષજ્ઞો તથા અન્ય ખાસ નિયુક્ત કરેલા શિક્ષકો છે

**ઉદ્દેશ અને અભ્યાસક્રમ** આ અધ્યાપન મંદિરમાં ગુજરાતની લોકલ બોર્ડો તથા મ્યુનિસિપાલિટીના પ્રાથમિક શાળાના શિક્ષકોને પૂરા પગારે મફત દાખલ કરવામાં આવે છે મુંબઈ રાજ્ય બહારના શિક્ષકો પાસેથી વાર્ષિક રૂ ૨૫૦ ફી લેવામાં આવે છે

મુંબઈ સરકારે પ્રાથમિક શાળાના શિક્ષકો માટે 'નઈ તાલીમ'નો નિયુક્ત કરેલો અભ્યાસક્રમ ચાલે છે. અભ્યાસક્રમમાં નીચેના વિષયોનો સમાવેશ કરાયો છે—

(૧) આરોગ્ય અને સમૂહજીવનની તાલીમ, (૨) ઉદ્યોગની તાલીમ કાંતણવણાટ, ખેતી, પૂઠા કામ. (૩) શિક્ષણશાસ્ત્ર, (૪) જ્ઞાનના વિષયો ભાષા, ગણિતશાસ્ત્ર, ઈતિહાસ-ભૂગોળ, નાગરિકશાસ્ત્ર, વિજ્ઞાન, હિંદી, (૫) કલાની તાલીમ — ચિત્રકામ સંગીત.

(૬) શારીરિક શિક્ષણની તાલીમ

દરેક વિષય શીખવવાની પદ્ધતિ અને ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ બુનિયાદી તાલીમ પ્રમાણેની છે

**વિશિષ્ટ પ્રવૃત્તિઓ** —પ્રાથમિક શિક્ષકોને સામાજિક તેમજ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે ગ્રામસફાઈ, કૂવાસફાઈ, રસ્તા બાંધવા-સુધારવા, ગ્રામતપાસ, પર્યટનો યોજવા, વાર્ષિક હસ્તલિખિત અંકો, વિશિષ્ટ અંકો, દૈનિક સમાચાર લખવા, પ્રદર્શનો યોજવા, શૈક્ષણિક મનોરંજન કાર્યક્રમો યોજવા, મહાપુરુષોની જયંતી-પુણ્ય તિથિ, પ્રસંગોની ઉજવણી, તહેવારો અને ઉત્સવોની ઉજવણી-પ્રસંગે જાણીતા વક્તાઓમાં વ્યાખ્યાનો ચર્ચાસભા રાખવી, સમાજ સેવામંડળ સ્થાપવું, રમતગમતો યોજવી, પુસ્તકાલયના પુસ્તકો વાચવા, સમાજશિક્ષણની તાલીમ,-આવી ઈતર પ્રવૃત્તિઓ મારફતે શાળાના ભણતર ઉપરાંત વ્યવહારનું ઘડતર અને ચારિત્ર્યનું ચણતર કરવા પ્રયત્ન કરવામાં આવે છે ડિરેક્ટર ઓફ એજ્યુકેશને નિયુક્ત કરેલી સમિતિ મારફતે દ્વિતીય વર્ષને અંતે પરીક્ષા લેવામાં આવે છે, અને પાસ થનારને પ્રાથમિક શિક્ષક પ્રમાણ પત્ર આપવામાં આવે છે તાલીમ આપવાનો સમય બે વર્ષનો છે

**સંખ્યા**. તાલીમ પામેલા શિક્ષકોની વર્ષવાર સંખ્યા નીચે મુજબ છે.

| | પ્રથમ વર્ષ | દ્વિતીય વર્ષ | કુલ |
|---|---|---|---|
| ૧૯૪૭-૪૮ | ૭૫ | – | ૭૫ |
| ૧૯૪૮-૪૯ | ૮૧ | ૮૧ | ૧૬૨ |
| ૧૯૪૯-૫૦ | ૭૭ | ૯૧ | ૧૬૮ |
| ૧૯૫૦-૫૧ | ૭૧ | ૮૦ | ૧૫૧ |
| ૧૯૫૧-૫૨ | ૭૯ | ૭૪ | ૧૫૩ |
| ૧૯૫૨-૫૩ | ૮૪ | ૮૬ | ૧૭૦ |

**અધ્યાપકો** સંસ્થામાં અધ્યાપકોની સંખ્યા નીચે મુજબ છે –

| | |
|---|---|
| આચાર્ય | ૧ |
| બુનિયાદી તાલીમ પામેલા, શિક્ષણશાસ્ત્રની તાલીમ પામેલા, મુંબઈ યુનિવર્સિટીના સ્નાતકો | ૭ |
| મુંબઈ યુનિ.ના ખેતીવાડી ખાતાના સ્નાતક | ૧ |
| કાંતણ-વણાટના વિશેષજ્ઞ | ૧ |
| પાર્ટટાઈમ-હિંદી, સંગીત ને ચિત્રકામ શિક્ષકો | ૩ |

તદુપરાંત બે કારકુનો, પટાવાળાઓ, રસોઈઆ, માળી, હરિજન વગેરે મળી ૨૫નો બીજો સ્ટાફ છે

**મકાનો-સાધનો** અધ્યાપન મંદિર, તેના છાત્રાલય અને શિક્ષણાનુભવ શાળા હાલ ભાડાના મકાનમાં બેસે છે રૂ ૭૫૦,૦૦૦ના ખર્ચે સરકારે અધ્યાપન મંદિર, છાત્રાલય, અને શિક્ષણાનુભવ શાળા બાંધવાની યોજના તૈયાર કરી છે, એ યોજનાના પહેલા તબક્કામાં છાત્રાલયના ૧૪ ખંડ એક ભોજનાલય, સ્નાન ગૃહો અને પાયખાના બાંધવામાં આવ્યા છે

અધ્યાપન મંદિરની જમીન ૨૧ એકર છે

**આવક-જાવક** સંસ્થાના આવક-જાવકના આંકડા નીચે મુજબ છે

| વર્ષ | ઉદ્યોગની આવક | ખર્ચ |
|---|---|---|
| ૧૯૪૭-૪૮ | – | રૂ ૧૨૨૩૮ |
| ૧૯૪૮-૪૯ | રૂ ૮૮ | રૂ ૩૧૯૯૨ |
| ૧૯૪૯-૫૦ | રૂ ૧૮૭ | રૂ ૩૯૯૭૩ |
| ૧૯૫૦-૫૧ | રૂ ૫૦૬ | રૂ ૪૩૪૮૨ |
| ૧૯૫૧-૫૨ | રૂ ૬૫૪ | રૂ ૫૦૬૩૯ |

## કઠલાલ-સરદાર વલ્લભભાઈ પટેલ વિદ્યાર્થીગૃહ તથા મોહનલાલ પંડ્યા છાત્રાલય

**બંધારણ** છે. **વહીવટ** વકીલ કે મો એજ્યુકેશન સોસાયટીનો વહીવટ છે **છાત્રો** ૬૦ **મુખ્ય ગૃહપતિ** શ્રી રમણલાલ શંકરલાલ શાહ **ફી** ભોજન ફી વહેંચણી પ્રમાણે ઈતર ફી દર સત્રે રૂ ૫ **મિલકત** મકાનો ત્રણ રૂ ૪૮૯૫૬ના રાચરચીલું રૂ ૨૩૩૪નું **ઉદ્દેશ** હાઈસ્કૂલમાં અભ્યાસ કરવા ઈચ્છતા આજુબાજુના ગામડાના વિદ્યાર્થીઓને રહેવા-જમવાની સગવડ આપવી, તેમના ચારિત્ર્યનો વિકાસ થાય, તેમના અભ્યાસ

પર ધ્યાન અપાય એમ કરવું. **દૈનિક કાર્યક્રમ** : સવારમાં શૌચ, સફાઈકામ, નાહવું; ૮થી ૧૦ વાંચન; સાંજના ૫-૦થી ૬-૩૦ રમતો; ૭-૦ ભોજન, પ્રાર્થના; ૮થી ૧૦ વાંચન. **ખાસ પ્રવૃત્તિઓ**: રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેવો, સેવાદળના વર્ગો, ગ્રામસફાઈ વગેરે. **સ્થાપના**: તા. ૧-૪-૩૨. **ખાસ હકીકતો**: શરૂઆત એ છાત્રોથી થયેલી. છાત્રો શાળાના સમય બહાર શાળાને ઉપયોગી થાય છે. સેવાદળ તરીકે ખાસ કામ કરે છે. પોતે જ પોતાનું કામ કરતા થાય તેવી ભાવના રાખે છે. રસોડાનો અને ખરીદનો વહીવટ પણ જાતે જ કરે છે.

## કપડવણજ-શ્રી લક્ષ્મીચંદ મીઠાલાલ ખડાયતા છાત્રાલય

**સ્થળ** : સ્ટેશનરોડ કપડવણજ. પ્રકાર : ફક્ત ખડાયતા જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે રહેવા-જમવાની સંપૂર્ણ સગવડવાળું. **બંધારણ** : છે. **સભ્યો** : પેટ્રનો ૨૭, દાતાઓ ૯૬, આજીવન સભ્ય ૧૫, કુલ ૧૩૮. **છાત્રો** ૫૭. **મુખ્ય ગૃહપતિ**: શ્રી કાંતિલાલ શિવલાલ તલાટી. **ફી** : દાખલ ફી રૂ. ૧. ભોજન ફી (સામાન્ય રીતે ફાળે પડતી) રૂ. ૩૦. ઈતર રૂ. ૨. મકાન મરામત ફી રૂ. ૨ વાર્ષિક. **મિલકત**. મકાન બાંધવા પાછળ રૂ. ૧,૨૫,૦૦૦ ખર્ચવાના છે જમીન ૩ એકર-રૂ. ૨૪૧૧૮ની છે. રાચરચીલું રૂ. ૩૨૮૪નું છે. **ઉદ્દેશ** : દૂરદૂરથી અત્રે આવી વસતાં અને ગમે ત્યાં રહી વધુ નાણા ખરચી અભ્યાસ કરતાં ખડાયતા જ્ઞાતિનાં બાળકોની સગવડ માટે આ છાત્રાલય શરૂ કરવામાં આવ્યું છે. **દૈનિક કાર્યક્રમ** : સવાર સાંજ પ્રાર્થના. રાત્રે પ્રાર્થના પછી ઈતર વાચન છાત્રોએ પોતાનું બધું જ કામ જાતે કરવાનું હોય છે. **ખાસ પ્રવૃત્તિઓ** : અવારનવાર નાનામોટા પ્રવાસો, નાટ્ય પ્રયોગો, ધાર્મિક કે રાષ્ટ્રીય તહેવારોમાં અને વ્યાયામ અંગેના કાર્યક્રમમાં સંપૂર્ણ સહકાર અપાય છે. **સ્થાપના** : તા. ૧૩-૬-૧૯૪૮.

**ખાસ હકીકતો** : શાહ લક્ષ્મીચંદ મીઠાલાલના સુપુત્રો તરફથી રૂ. ૨૦૦૦૦ની રકમ સંસ્થાને મળવાથી છાત્રાલય સાથે દાતાનું નામ જોડવામાં આવ્યુ છે. આ છાત્રાલય એ સમસ્ત ખડાયતા છાત્રાલય છે. કોઈ પણ એકડાના દશા અગર વીશા જ્ઞાતિના ખડાયતા વિદ્યાર્થીને ભેદભાવ સિવાય દાખલ કરવામાં આવે છે. સંસ્થાનું અદ્યતન સગવડવાળું, ૮૮ છાત્રોનો સમાવેશ થાય તેવું સ્વતંત્ર મકાન બંધાનાર છે. એ માટે જમીન ખરીદાઈ ગઈ છે, અને નવા મકાનના પ્લાન પણ તૈયાર થઈ ગયા છે.

## કપડવણજ-શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈ છાત્રાલય

જ્યારે આખા કપડવણજ તાલુકામાં એક પણ છાત્રાલયની સગવડ નહોતી ત્યારે બાળકોને કેળવણી અને સંસ્કારનો લાભ આપવાના હેતુથી સં. ૧૯૯૨માં ગામના સેવાસંઘની એક પ્રવૃત્તિરૂપે આ છાત્રાલયની સ્થાપના કરવામાં આવી હતી. અને સેવાસંઘની પ્રવૃત્તિઓના આદ્ય પ્રેરક સ્વ. શ્રી હરિલાલ માણેકલાલનું નામ તેની સાથે જોડવામાં આવ્યું હતું. શ્રી હરિકુંજ હાઉસિંગ સોસાયટીના આદ્ય સ્થાપકો, અને શ્રી દશરથલાલ મ. ભટ્ટની સહાયથી ડાકોરની સડકે સાડા ત્રણ વીઘાં જમીન મળતાં તેમજ શે. બાપુલાલ કેશવલાલ દેસાઈના વારસો તરફથી ૩૦ ગુંઠા જમીન ભેટ મળતાં તેમાં રૂ. ૨૦,૦૦૦ના ખર્ચે છાત્રાલયનાં મકાનો બાંધવામાં આવ્યાં હતાં. આ રકમમાં પણ શ્રી હરિકુંજ સોસાયટીની ઘણી સારી સહાય હતી. શરૂઆતથી વર્ષો સુધી આ છાત્રાલયને શ્રી કુબેરભાઈ દ. પટેલની સેવાઓ ગૃહપતિ તરીકે મળી હતી. સને ૧૯૪૪થી આ છાત્રાલય વહીવટ માટે શ્રી કેળવણી મંડળ-કપડવણજને સોંપવામાં આવ્યું છે.

આજ સુધીમાં કુલ્લે ચારસો ઉપરાંત વિદ્યાર્થીઓએ આ છાત્રાલયનો લાભ લીધો છે. શરૂઆતમાં માસિક ખર્ચ રૂ. ૮ની આસપાસ આવતું; આજે રૂ. ૩૦ની આસપાસ આવે છે. હમણાંની છાત્રોની વાર્ષિક સરેરાશ સંખ્યા ૪૫થી ૬૦ની રહે છે.

આઝાદી પછી ગામડાંની આજની પ્રચલિત કેળવણી લેવાની ભૂખ વધી છે. બીજી બાજુ આર્થિક મુંઝવણ વધી રહી છે. તેના તોડ તરીકે આ મુખ્ય છાત્રાલયના મકાનની બાજુમાં એક **સ્વયંપાકી છાત્રાલયનાં** બે સાદાં મકાનો રૂ. ૭૦૦૦ના ખર્ચે બાંધ્યાં છે. તેમાં છાત્રો ઘેરથી અનાજ લાવીને જાતે રાંધી લે છે.

## કપડવણજ-સાર્વજનિક વ્યાયામમંદિર

**સ્થાપના** : એક વખતના પૂ. ગાંધીજીના સેક્રેટરી સ્વ. શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈના સ્તુત્ય પ્રયાસથી ઈ. સ. ૧૯૨૪માં શેઠાણીની ધર્મશાળામાં આ સંસ્થાની સ્થાપના કરવામાં આવી હતી. તેની ઉદ્‌ઘાટનવિધિ શ્રી. અંબુભાઈ પુરાણીના શુભ હસ્તે થઈ હતી.

**નામકરણ : મકાન : મેદાન** : ઈ. સ. ૧૯૪૨ના અરસામાં મેસર્સ સી. પારેખની કંપનીવાળા શેઠ શ્રી ચીમનલાલ બાપાલાલે પોતાના સ્વ. પુત્ર વિનોદચંદ્રના સ્મરણાર્થે સારી એવી રકમ આપતાં ડાકોર માર્ગ ઉપર આશરે રૂ. પંદર હજારનું એક સુંદર મકાન અને એક વીઘા જેટલી વિશાળ મેદાનની સગવડ સાથે **'વિનોદ વ્યાયામ ગૃહ'** નું સર્જન થયું. સાર્વજનિક વ્યાયામ મંદિર હાલ એ વિનોદ વ્યાયામ ગૃહમાં ચાલે છે. **વહીવટ** : આ વ્યાયામમંદિર ગામની 'સેવાસંઘ' નામની જાણીતી સંસ્થાને હસ્તક ચાલે છે. સેવાસંઘની કારોબારીના એક સભ્યને વ્યાયામ મંદિર ચલાવવાની જવાબદારી સોંપવામાં આવેલી છે. હાલ શ્રી. બાલકૃષ્ણ કેશવલાલ પરીખે આ રીતની જવાબદારી સ્વીકારી છે. **આર્થિક બાજુ** : સંસ્થાનું વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૮૦૦થી રૂ. ૧૦૦૦ સુધીનું છે. સરકારી ગ્રાંટ તથા મ્યુનિસિપલ ગ્રાંટની આવકમાંથી ખર્ચને પહોંચી વળવામાં જે રકમ ખૂટે છે તે સેવાસંઘ આપે છે. કપડવણજ મ્યુનિ. હાલ રૂ. ૨૦૦ અને મુંબઈ સરકાર રૂ. ૨૦૦થી ૩૦૦ની ગ્રાંટ આપે છે. **પ્રવૃત્તિઓ અને કામગીરી** ; આ સસ્થાનો લાભ ૩૦થી ૬૦ની સંખ્યા લે છે. કુસ્તી માટે અખાડો છે. સંસ્થાને પુસ્તકાલયની તથા પ્રથમોપચારનાં સાધનોની સગવડ છે. ખોળખેલ, કેમ્પિંગ, નાનામોટા

પ્રવાસો, હોળિકોત્સવ, નાટ્ય પ્રયોગો, શ્રમયજ્ઞ વગેરે પ્રવૃત્તિઓ યોજવામા આવે છે સસ્થામા રમતો તથા વ્યાયામ બનેય પ્રવૃત્તિઓ ચાલે છે કોઈ પણ અકસ્માતના કે રાહતના કામમા કે કોઈ પણ સમાજિક સેવાના મામમા સંસ્થાના વિદ્યાર્થીઓએ અગ્રણ્ય ભાગ ભજવ્યો છે. રાજકીય લડતોમા પણ આ સસ્થાના જુવાનોએ સારો ફાળો આપેલો છે સંસ્થાને મુબઈ સરકારે માન્ય કરેલી છે

કપડવણજના યુવાનોના ઘડતર ઉપરાત તાલુકામા વ્યાયામની પ્રવૃત્તિના વિકાસ અર્થે સસ્થાએ 'તાલુકા વ્યાયામ હરીફાઇ'ની પ્રવૃત્તિ હાથ ધરી છે તાલુકાના જુદા જુદા ગામોમા આવી દરેક હરીફાઇઓ થઈ ગઈ છે ગુજરાત વ્યા પ્રચારક મડળના ગ્રીષ્મ તાલીમ વર્ગોમા આ સસ્થાના ભાઇઓ 'ઈન્સ્ટ્રક્ટર્સ' તરીકે સેવાઓ આપે છે આ સસ્થાના ચણતરમા શ્રી દ્વારકાભાઈ દ પટેલ અને 'વ્યાયામ વિદ્યાર્થી સઘ' નો મુખ્ય ફાળો રહ્યો છે

*

# ખંભાત તાલુકો

## કાણીસા હાઇસ્કૂલ

**સચાલક** કેળવણી મડળ, કાણીસા તા. ખભાત

**સ્થાપના** સન ૧૯૨૩

**શિક્ષણ** ધો. ૫થી ૧૧ સુધી

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** હિન્દુસ્તાનીના વર્ગો, વક્તૃત્વ હરીફાઇ, રમતોની હરીફાઇ, વિદ્યાર્થી પ્રતિનિધિ સભા વગેરે

**સખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૨૩૦ સ્થાનિક ૪૭, બહાર ગામના ૧૮૩, વિદ્યાર્થિનીઓ **૧૦ શિક્ષકો ૧૦**

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૮૦,૦૦૦નુ, જમીન વીઘા ૫, રૂ ૫૦૦૦ની, રાચરચીલુ રૂ ૫૦૦૦નુ

શાળાની શરૂઆત અગ્રેજી ૧–૨ ધોરણથી થઈ હતી મકાન નવુ બાધવામા આવ્યુ છે છાત્રાલય તથા શિક્ષકોને રહેવા માટેના મકાનની વ્યવસ્થા કરવાનુ વિચારાય છે

## ખંભાત · ધી કેમ્બે હાઇસ્કૂલ

**સચાલક** ખભાત એજ્યુકેશન સોસાયટી ખભાત

**સ્થાપના** મૂળ સને **૧૮૯૭**મા સ્થાપના થયેલી. સને ૧૯૫૦મા શાળા ખભાત એજ્યુ સોસાયટીને સુપરત કરવામા આવેલી

**શિક્ષણ** ધો ૮થી ૧૧ સુધી

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** હસ્તલિખિત વાર્ષિક, રમત ગમત હરીફાઇ, પર્યટન, વિશિષ્ટ વ્યક્તિઓ સાથે સપર્ક, સાહિત્ય સભા, શિક્ષણનુ માર્ગદર્શન વગેરે

**સખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૫૬૭ – સ્થાનિક ૪૮૯, બહાર ગામના ૭૮, વિદ્યાર્થિનીઓ ૮૭, **શિક્ષકો ૨૫**



ધી કેમ્બે હાઈસ્કૂલ, ખભાત

**ખાસ હકીકત** શાળાના મકાન માટે ભૂતપૂર્વ ખભાત રાજ્યના નવાબ સાહેબે રૂપિયા બે લાખ જુદા કાઢેલા તે મુબઈ સરકારે સોસાયટીને સોપવાનો નિર્ણય કર્યો છે

## ખભાત : મદ્રસ-એ-તૈયબિયહ પ્રાયમરી એન્ડ મિડલ સ્કૂલ

**સચાલન** અન્જુમને તૈયબી હસ્તક (ખાનગી) **સ્થાપના** **૧૯૧૬**ના નવેમ્બરમા. **શિક્ષણ** ધો ૫થી ૮ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પર્યટન. સાહિત્યસભા, બાગકામ. **સખ્યા** ૫૨ વિદ્યાર્થીઓ, ૪૮ વિદ્યાર્થિનીઓ. **ભાવી યોજના** સંપૂર્ણ હાઈસ્કૂલ બનાવવાની યોજના છે.

## ખંભાત મિડલ સ્કૂલ

**સચાલન** ખાનગી **સ્થાપના** સને **૧૯૪૧**ના નવેમ્બરમા **શિક્ષણ** ધોરણ ૫થી ૮ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** શ્રમયજ્ઞ, શિક્ષણની દસ્તાવેજી ફિલ્મો બતાવવી. પર્યટન, વિદ્યાર્થીભડાર, વિદ્યાર્થી પુસ્તકાલય **સખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૪૯૭ સ્થાનિક ૪૨૨ અને બહારગામના ૭૫ વિદ્યાર્થિનીઓ ૨૭ **ખાસ હકીકતો** સસ્થામા દરેક શિક્ષક કાયમી ધોરણે નિમાય છે ટૂક સમયમા શાળાનુ નવુ મકાન થનાર છે.

## જલસણ : સરસ્વતી મદિર (એ વી સ્કૂલ)

**સચાલક** કેળવણીમડળ સ્થાપના તા ૧૭ ૬ ૧૯૪૭ **શિક્ષણ** ધો ૫થી ૮ **વિશિષ્ટ વિષયો** કાતણ તથા ખેતી ઉદ્યોગ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ચર્ચા સભા, પર્યટન વગેરે **સખ્યા** કુલ ૧૫૮, વિદ્યાર્થીઓ કુલ ૧૫૩ સ્થાનિક ૬૫, બહારગામના ૮૮, વિદ્યાર્થિનીઓ ૫ **શિક્ષકો** ૮ **ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૩૫,૦૦૦નુ રાચરચીલુ રૂ ૪,૦૦૦નુ **ભાવિ યોજના** ૧૧ ધોરણ સુધીની સપૂર્ણ શાળા બનાવવી

## તારાપુર ઈંગ્લિશ સ્કૂલ

**સચાલન** સરકારી **સ્થાપના** સને ૧૮૦૬ **શિક્ષણ**

ધોરણ ૧૧ સુધી **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** મેગેઝિન, ચર્ચાસભા, ઉત્સવોની ઉજવણી વગેરે **સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૧૬૦ સ્થાનિક ૧૩૦, બહારગામના ૩૦, વિદ્યાર્થિનીઓ ૨૪. શિક્ષકો ૬ **ખાસ હકીકત** સને ૧૯૨૧મા હાલનુ શાળાનુ મકાન બાંધવામા આવેલુ, ધો ૫ થી શરૂઆત થઈ હતી **ભાવિ યોજના** ટૂંક સમયમા હાઈસ્કૂલનુ મકાન તૈયાર હશે એ માટે આફ્રિકાથી રૂા બે લાખનુ ફંડ ઉઘરાવાયુ છે તથા એક દાતાએ રૂા ૮૦,૦૦૦ સરકારમા આપ્યા છે અને સરકાર તરફથી પણ રૂ ૮૦૦૦૦ મંજૂર થયેલા છે

## ખંભાત–શ્રી ભાલબારા વિદ્યાર્થી ભવન

**સરનામું** ટોળકવાડી, ખંભાત **સ્થાપના** તા ૧૫–૨–૧૯૪૬

**બંધારણ** રજિસ્ટર્ડ થયેલુ છે **છાત્રો** ૨૮ **કાર્યકર્તાઓ** મેનેજિંગ કમિટીના સભ્યો ૨૦ **મુખ્ય ગૃહપતિ** શ્રી પુરુષોત્તમદાસ માધવજીભાઈ ઠક્કર **ફી** દાખલ ફી રૂ ૧, ભોજન ફી માફી રૂ ૫, અડધી ફી રૂ ૧૩, આખી ફી રૂા ૨૦ **મિલકત** જમીન ૧૨ વીઘા રૂ ૧૨૦૦ની, રાચરચીલુ રૂ ૫૦૦નુ **ઉદ્દેશ** ભાલબારાની અભણ પ્રજાને ઉત્તેજન આપવાના હેતુથી રહેવા જમવાની સગવડવાળુ આ સાર્વજનિક છાત્રાલય સ્થપાયેલુ છે **દૈનિક કાર્યક્રમ** ૬થી ૭॥ ઉત્થાન, દાતણપાણી, નાહવુધોવુ વગેરે ૭॥થી ૯॥ વાચન, ભણવાનુ વગેરે, ૯॥થી ૧૦॥ ભોજન વગેરે, ૧૦॥થી ૫॥ નિશાળ ૫॥થી ૬॥ રમતગમત ૬॥થી ૭॥ ભોજન વગેરે, ૭॥થી ૮॥ અધ્યયન, ૮॥થી ૧૦॥ પ્રાર્થના વગેરે પછી આરામ

## ખંભાત પરમહંસ બલવીર વ્યાયામશાળા

**સ્થાપના** આ સંસ્થાની સ્થાપના પરમહંસ સ્વામી શ્રી શિવાનંદજીએ કરી હતી સ્વામીજીને કુસ્તીનો ભારે શોખ હતો દ્વારકાની યાત્રા દરમ્યાન તેઓ ખંભાત આવેલા અને ભક્તોએ આગ્રહ કરી તેમને માટે નિવાસસ્થાન બંધાવી આપેલુ તેમા સ્વામીજી એકાંતમા રહેતા અને જે આવતા તેમને કુસ્તી શીખવતા, તેમજ વેદાંત પઠન કરાવતા સ્વામીજીનુ અવસાન ઈ સ ૧૯૧૪ના અરસામા થયેલુ સ્વામીના એક શિષ્ય અને આશ્રમમા આવેલ શિવાનંદના પૂજારી શ્રી. કુબેરભાઈ મથુરભાઈ ઠાકોર ખૂબ ઉત્સાહથી આ સંસ્થા ઉપર દેખરેખ રાખે છે સંસ્થા સ્વતંત્ર છે આશ્રમના મકાનમા જ સંસ્થા ચાલે છે મકાન દસેક હજારની કિંમતનુ છે કુસ્તી માટે અખાડો છે મેદાન નથી વાર્ષિક ખર્ચ સોથી દોઢસો રૂપિયા છે જે સંસ્થામા આવનાર અરસપરસ ઉઠાવી લે છે સરેરાશ પચાસેકની સંખ્યા સંસ્થાનો લાભ લે છે **પ્રવૃત્તિઓ** સંસ્થાને પોતાનુ નાનું સરખુ પુસ્તકાલય છે ચર્ચાસભા, ટેનરીફંડ, ખોળમેળ, બૌદ્ધિક વર્ગો, ઉત્સવો વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે સામાજિક સેવાના કાર્યોમા ભાગ લેવાય છે સંસ્થામા કોઈ શિક્ષક નથી એક બીજાને અરસપરસ શીખવે છે

*

# ઠાસરા તાલુકો

## ઠાસરા: જેઠાલાલ મનોરદાસ દેસાઈ હાઈસ્કૂલ

**સંચાલક** મંડળ

**સ્થાપના** સને ૧૯૩૨મા

**શિક્ષણ** ધો ૫થી ૧૧ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ચર્ચાસભા, એન સી સીની તાલીમ વગેરે.

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૨૭૪–સ્થાનિક ૨૦૦, બહારગામના ૭૪, વિદ્યાર્થિનીઓ સ્થાનિક ૨૮.

**ખાસ હકીકત** મકાન ૧, રૂ ૫૦ હજારનુ, જમીન વીઘા ૫, રૂ ૧૫ હજારની, રાચરચીલુ રૂ ૧૫ હજારનુ

સને ૧૯૩૨મા આ સંસ્થા માટેનું મકાન શ્રી ત્રિકમલાલ જેઠાલાલ દેસાઈએ બંધાવી આપ્યુ છે

## ડાકોર : શ્રી સંસ્થાન હાઈસ્કૂલ

**સંચાલક** શ્રી રણછોડરાયજી એજ્યુકેશન સોસાયટી, ડાકોર.

**સ્થાપના** સન ૧૯૦૫મા

**શિક્ષણ** ધો ૫થી ૧૧

**વિશિષ્ટ વિષયો** હિંદી, સંગીત, **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** વ્યાયામ, ડ્રોઈંગ, ટાઈપરાઈટિંગ, નામુ, હિંદી અને હિંદુસ્તાનીના વર્ગો વગેરે.

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૫૩૩–સ્થાનિક ૩૪૬, બહારગામના ૧૮૭, વિદ્યાર્થિનીઓ કુલ ૪૬ – સ્થાનિક ૪૩, બહારગામની ૩ શિક્ષકો ૨૧.

**ખાસ હકીકત** મકાનો ૨ રૂ ૩ લાખની કિંમતના, જમીન ૬ વીઘા રૂ ૧૨ હજારની, રાચરચીલુ રૂ ૫૦ હજારનું મુંબઈના શેઠ શ્રી પુરુષોત્તમદાસ ઠાકોરદાસે બે મકાનો ટ્રસ્ટ કરી સ્કૂલને સોંપેલા છે

સ્વ ગિરિજાશંકર દેવશંકર ભટ્ટ અને તેમના સાથીઓએ ભારે જહેમતથી આ શાળાને વિકસાવી હતી શાળા પાસે કાયમ ભંડોળ નથી

## ડાકોર સંસ્કૃત પાઠશાળા

**સ્થળ** ગાંધી માર્ગ, ડાકોર

**સ્થાપના** સંવત ૧૯૭૩ના શ્રાવણ વદ ૧૧ સરકારના કેળવણી ખાતામા તા ૨૫–૫–૧૯૨૯ને રોજ નોંધાયેલી છે, તેમજ પબ્લિક ટ્રસ્ટ એક્ટ મુજબ પણ નોંધાયેલી છે

**ઇતિહાસ** ડાકોર સંસ્થાન સ્કીમ મુજબ પાઠશાળા ચાલતી હતી, તે બંધ પડી જવાથી ડાકોર ટેમ્પલ કમિટીના ચેરમેન શેઠ મગનલાલ ગિરધરદાસ પારેખની પ્રેરણાથી સ્વ હેડમાસ્તર ગિરજાશંકર દેવશંકર ભટ્ટે સંસ્થાન હાઈસ્કૂલમા સંસ્કૃત ભણતા વિદ્યાર્થીઓને એકત્ર કરી આ ડાકોર સંસ્કૃત પાઠશાળાની સ્થાપના કરેલી.

શરૂઆતથી શાસ્ત્રી શ્રી ત્રિભુવનશંકર લલ્લુભાઈ (ટુંભાણના) સતત ૩૨ વર્ષ સુધી પ્રધાનાચાર્યપદે રહી પાઠશાળાને હાલની સ્થિતિએ આણી નિવૃત્ત થયા તેમના સુપુત્ર શ્રી વાસુદેવભાઈ અત્યારે પ્રધાનાચાર્યપદે છે

**અભ્યાસક્રમ** પાઠશાળાનો અભ્યાસક્રમ આઠ વર્ષનો છે અભ્યાસમા સધ્યાવદન, નિત્યકર્મ, ષટ્કર્મ વગેરે કર્મકાંડ વિધિ, સાહિત્ય, વ્યાકરણ, પ્રારભિક દર્શનશાસ્ત્ર, વેદશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્રનુ જ્ઞાન આપવામા આવે છે

વિદ્યાર્થીઓને બનારસ ગવર્મેન્ટ સંસ્કૃત કોલેજ, કલકત્તા સંસ્કૃત એસોસિયેશન વગેરેની કાવ્ય, વેદાન્ત, વ્યાકરણ સાહિત્ય, જ્યોતિષ, આયુર્વેદ વગેરેની પ્રથમા, મધ્યમા, અને શાસ્ત્રીની પરીક્ષાઓ માટે તૈયાર કરવામા આવે છે વળી બૃહદ્ ગુજરાત સસ્કૃત પરીક્ષા, શ્રાવણ માસ પરીક્ષા, ભારતી વિદ્યાલય તથા કાશી અને કલકત્તાની પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓ તૈયાર થાય છે રાષ્ટ્રભાષા પરીક્ષામા પણ વિદ્યાર્થીઓ બેસે છે

**વિદ્યાર્થીઓની સખ્યા** કુલ ૫૫, સ્થાનિક ૫, બહાર ગામના ૫૦

**છાત્રનિવાસ** બહારગામના ૬૦ વિદ્યાર્થીઓ મફત રહી શકે, ભોજન લે અને ભણે તેવી છાત્રનિવાસની વ્યવસ્થા પાઠશાળા સાથે કરાયેલી છે.

**સચાલન** શ્રી ડાકોર ભટ્ટજી મહારાજ અન્નક્ષેત્રના ટ્રસ્ટ કમિટીના સભ્યો આ પાઠશાળાની સચાલન કમિટીના સભ્યો છે

**મિલકત** પાઠશાળા તથા છાત્રનિવાસના મકાનો છે ઉપરાત ભાડે આપવા જેવુ મકાન છે, જેની કિંમત રૂ ૮૬,૧૨૭ છે બદરપુર ગામમા પાચ વીઘા જમીન છે, જેની કિંમત રૂ ૫૦૦ છે રાચરચીલુ તથા પુસ્તકો રૂ ૫ હજારની કિંમતના છે કાયમ ફંડ રૂ ૧૦૩૦૧નુ છે

**ફી અને આવક** વિદ્યાર્થીઓ વગર ફીએ રહે છે, જમે છે અને ભણે છે સાત વર્ષ કાયમ રહે તે માટે અનામત રકમ રૂ ૫૧ લેવાય છે બીજુ કઈ લેવાતુ નથી પુસ્તકો સગ્રહ પાઠશાળામાથી મળે છે

સરકાર તરફથી ગ્રાન્ટ મળતી નથી આવકના સાધનો મર્યાદિત છે

## ડાકોર શ્રી બાલ બ્રહ્મચર્યાશ્રમ

**સ્થળ** સ્ટેશન રોડ, ડાકોર

**સ્થાપના** સવત ૧૯૭૭ના આસો સુદ ૧૦ (ઈ સ ૧૯૨૧)

**ઉદ્દેશ** ઋષિ મુનિઓની જૂની પ્રણાલિકા પ્રમાણે પાઠપૂજા, યજ્ઞાદિ કર્મકાંડ વગેરેનુ કેવળ ધાર્મિક શિક્ષણ આપવા માટે શ્રી બાલકૃષ્ણ શર્માએ આ સસ્થા સ્થાપી છે

શિષ્યપરપરાનુ ધોરણ રાખવામા આવ્યુ છે અને સચાલકો અયાચક વ્રતથી સ્થિત રહી કોઈ પણ માણસ પાસે યાચના ન કરતા યજ્ઞનારાયણની અને પોતાની ઈષ્ટ શ્રીની ઉપાસના કરે છે

**અભ્યાસક્રમ** વેદ, સંસ્કૃત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી, સાહિત્ય સગીત અને વ્યાયામાદિનુ શિક્ષણ આપવામા આવે છે ચારિત્ર્યશાળી જીવન ઘડવા ધાર્મિક, નૈતિક શિક્ષણ પર ખાસ લક્ષ અપાય છે

**સખ્યા** આશ્રમમા બાલ બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થાદિક કાર્યવાહક અધ્યાપકો મળી કુલ પચાસની સખ્યા છે

**પ્રવેશ, શિક્ષણ, પોષણ** આ આશ્રમમા માબાપ વિનાના, મા હોય તો પિતા ન હોય, ને પિતા હોય તો માતા ન હોય તેવા, અને માતા પિતા હોય ને સ્થિતિ ન હોય તેવા સંપન્ન બ્રાહ્મણોના બાળકોને દાખલ કરવામા આવે છે. દાખલ કરવામા કઈ પણ ફી લેવામા આવતી નથી, તેમજ મફત દાખલ કરી તેમને પોષવામા આવે છે

**મિલકત** અમદાવાદના મરહૂમ મિલમાલિક શેઠ મગળદાસ ગિરધરદાસે ડાકોરમાની પોતાની જમીન આશ્રમને આપેલી છે તે પર આશ્રમને ઉપયોગી મકાનો બાંધવામા આવ્યા છે

**ખાસ હકીકત** આશ્રમને અગે બ્રહ્મવિદ્યા પ્રચારક મડળ, ફરતુ પુસ્તકાલય વગેરે વિવિધ પ્રવૃત્તિઓ ચલાવાય છે

## ડાકોર—સસ્કૃત પાઠશાળા છાત્રાલય

**બધારણ** રજિસ્ટર થયેલુ છે

**છાત્રો** ૫૦ **કાર્યકર્તાઓ** ૩ **મુખ્ય ગૃહપતિ** શ્રી શાસ્ત્રી વાસુદેવભાઈ ત્રિભુવનશંકર **ફી** કશી ફી લેવાતી નથી દાખલ થતી વખતે અનામત રૂ ૫૧ લેવાય છ **મિલકત** મકાન એક રૂ ૮૬૧૨૭નુ રાચરચીલુ રૂા ૮૦૦નુ **ઉદ્દેશ**, તીર્થક્ષેત્રમા ગામના તેમજ બહારગામના વિદ્યાર્થીઓ પ્રાચીન તથા ધાર્મિક શિક્ષણ લે પ્રજામા સંસ્કૃતિ અને સાચી ધાર્મિક ભાવના જાગૃત કરે એ ઉદ્દેશ છે **દૈનિક કાર્યક્રમ** સવારના પાચ વાગે ઊઠી ઈષ્ટ સ્મરણ કરી સ્નાન સધ્યાદિ કર્મ કરી, શ્રી રણછોડજીના મદિરમા સ્તોત્રપાઠ ગીતાપાઠ કરવો સવારના ૮થી ૧૦॥ અને બપોરના ૩થી ૬ પાઠશાળામા અભ્યાસ કરવો, વ્યાયામ કરવો વગેરે

**ખાસ પ્રવૃત્તિઓ** દશેરાએ પ્રથમ વિદ્યાર્થીઓ સરસ્વતી પૂજન ઉત્સવ કરે છે ૧૫મી ઓગસ્ટ, ૨૬મી જાનેવારીના યોગ્ય કાર્યક્રમો યોજાય છે તીર્થક્ષેત્ર હોવાથી વિદ્વાનો આવે તેઓનુ સભાષણ થાય છે **સ્થાપના ઈતિહાસ** અમદાવાદના રવ શેઠ ચીમનલાલ ગિરધરદાસ પારેખે સ્ટેશનરોડ—ડાકોર ઉપર આવેલુ પોતાનુ અબિકા ભુવન મકાન પાઠશાળાને આપ્યુ હતુ અને પાસેનુ ખેતર ખરીદી છાત્રાલય બંધાવેલુ તેનુ ઉદ્ઘાટન તા ૧૨–૧૦–૧૯૪૮ને રોજ થયેલુ **ખાસ હકીકતો** કાચા જમણ માટે રૂ ૩૫૧ અને પાકા જમણ માટે રૂ ૭૦૧ દાન લઈને તિથિઓ નોધાય છે તે તિથિઓએ છાત્રોને રકમના વ્યાજમાથી ભોજન અપાય છે લગભગ ૨૨૫ તિથિઓ નોધાયેલી છે શ્રી લાલદાસજી અન્નક્ષેત્ર અને શ્રી ભટ્ટજી મહારાજના અન્નક્ષેત્રમા ૨૫ વિદ્યાર્થીઓ એક વખત જમે છે તેથી ખર્ચમા રાહત મળે છે

## ડાકોર–શ્રી સંસ્થાન હાઈસ્કૂલ વ્યાયામમંદિર

આ સંસ્થા હાઈસ્કૂલ અંગે ઈ સ ૧૯૨૮ના ઓક્ટોબરમાં શરૂ કરવામાં આવી હતી સંસ્થાને પોતાનું ૭૨'×૫૪નું મકાન છે. આશરે ત્રણ એકરનું વિશાળ મેદાન પણ છે શ્રી ગોપાળરાવ મનહરરાવ તાંબવેકર તથા શેઠ શ્રી મંગળદાસ ગિરધરદાસે વાર્ષિક રૂ ૧, ના નજીવા ભાડાથી ચોક્કસ શરતોએ વ્યાયામના ઉપયોગ માટે પોતાના ખેતરો આપેલા છે સંસ્થા હાઈસ્કૂલ અંગેની જ હોવાથી તેનું ખાસ કોઈ બંધારણ નથી, હાઈસ્કૂલના આચાર્ય તેના મુખ્ય હોદ્દેદાર ગણાય છે

હાઈસ્કૂલ આ વ્યાયામ અંગે વાર્ષિક રૂ ૧૫૦૦ના આશરેનુ ખર્ચ કરે છે ટર્મ ફી તથા વ્યાયામ માટેની ખાસ ગ્રાન્ટમાંથી ખર્ચને પહોંચી વળવા પ્રયાસ થાય છે મુખ્યત્વે હાઈસ્કૂલમા ભણનાર વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ—આશરે ૬૦૦ની સંખ્યા-માં આ સંસ્થાનો લાભ લે છે સંસ્થામા પુસ્તકાલય, બેન્ડ તથા વસ્તુભંડારની વ્યવસ્થા છે ચર્ચાસભા, નાના મોટા પ્રવાસો તથા નાટ્યપ્રયોગોના કાર્યક્રમો અવારનવાર યોજાય છે સંસ્થાના વિદ્યાર્થીઓએ નેત્રયજ્ઞ, મેળા વગેરે પ્રસંગોએ સ્વયંસેવકો તરીકે ઉત્તમ ફરજો બજાવી છે

*

# નડિયાદ તાલુકો

## નડિયાદ જે એન્ડ જે કૉલેજ ઑફ સાયંસ તથા સી બી પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યુટ

નડિયાદ શહેરમા ૭ હાઈસ્કૂલો છે આસપાસના ઉત્તરસંડા, મહુધા કઠલાલ, કપડવણજ, વસો, માતર, ખેડા, પીજ, વગેરે સ્થળોએ પણ માધ્યમિક શાળાઓ છે ૧૯૪૫ પહેલા આ કેન્દ્રોએથી સેંકડો વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ માટે અમદાવાદ કે વડોદરા જવુ પડતુ, કેમકે આ પ્રદેશમા તે વખતે એક પણ કોલજ ન હતી ક્પરી મોંઘવારીના વખતમા વાલીઓને વિદ્યાર્થી દીઠ હજારેક રૂપિયાનો ખર્ચ કરવો પડતો એટલે જેનો હાથ પહોચતો ન હોય તેવા અનેક વિદ્યાર્થીઓને ઉચ્ચ કેળવણીથી વંચિત રહેવુ પડતુ હતુ અને તેજસ્વી પ્રતિભાવાળા વિદ્યાર્થીઓને સંશોધન કરવાની અનુકૂળતાને અભાવે પોતાની શક્તિઓનો સદુપયોગ કરવાની તક મળતી નહીં

ઉપરની પરિસ્થિતિ ઉચ્ચ કેળવણીમા રસ લેતા નડિયાદના નાગરિકોને ઘણા સમયથી ખટકતી હતી અને ઉચ્ચ અભ્યાસનુ એક કેન્દ્ર સ્થાપવાની જરૂર લાગ્યા કરતી હતી પણ આવી જરૂરિયાતને મૂર્ત સ્વરૂપ આપવાનો સૌ પ્રથમ વિચાર જે એન્ડ જે કૉલેજના હાલના આચાર્યશ્રી ડૉ કુવરજી નાયકને ઘણા વખત અગાઉથી આવ્યો હતો અને તેમણે અને પ્રથમ વિજ્ઞાનની કૉલેજની શરૂઆત કરવા સબંધી, એક યોજના પણ ઘડી રાખી હતી સદરહુ યોજના ઉપર પ્રથમ વાર અગ્નિધિસરના ચર્ચા વિચારણા કરવા માટે નીચે દર્શાવેલા સદ્ગૃહસ્થો ક રણછોડજી નાયકને ત્યા મળેલા —

(૧) રાવબહાદુર સોમાભાઈ, (૨) શ્રી પી પી પરીખ, (૩) શ્રી એચ. ટી ગાંધી, (૪) શ્રી બહેચરદાસ મ વકીલ, (૫) શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ, (૬) શ્રી રણછોડજી લલુભાઈ નાયક (ગવર્મેન્ટ ઑડિટર) (૭) ડૉ કે જી નાયક

સદરહુ બેઠકમા આચાર્યશ્રી ડૉ કે જી નાયકની યોજના ઉપર વિચાર ચલાવ્યા બાદ, તેને આગળ ધપાવવાને માટે તા ૮ ૪ ૪૫ના રોજ અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠશ્રી અમૃતલાલ હરગોવિંદદાસના પ્રમુખ પદે, આ દિશામા યોગ્ય પગલા લેવાના હેતુથી એક સભા યોજવામા આવી ચર્ચા વિચારણાને અંતે એ સભામા, નડિયાદમા કૉલેજને સ્થાપવાનુ નક્કી કરવામા આવ્યુ અને સાયન્સ કૉલેજ શરૂ કરવાના ચક્રો ગતિમાન બન્યા

**પ્રવૃત્તિની શરૂઆત** કૉલેજ જેવી સંસ્થા સ્થાપવાનુ અને નભાવવાનુ કામ નિષ્ઠા અને સતત અપ્રતિમ શ્રમ અને શક્તિ માગી લે તેવુ છે આ કાર્ય આગળ ધપાવવા માટે ઉત્સાહી અને વગદાર સભ્યોની એક સમિતિ નીમવામા આવી દસેક લાખ રૂપિયાની તાત્કાલિક જરૂર હતી તે વખતે અહીંના વતની અને ગોંદિયા, કલકત્તા, દિલ્હી જેવા દૂરદૂરના સ્થળોએ બીડીનો વેપાર ચલાવતી મેસર્સ છોટાભાઈ જેઠાભાઈની કંપનીના માલિકોના દિલમા વિદ્યાદાનની આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા માટે સખાવત કરવાની ઉદાર–વૃત્તિ પેદા થઈ અને શેઠશ્રી મનોહરભાઈ બાબરભાઈને વાત કરતા તેમણે પોતાના મામા સ્વ. જેઠાભાઈ ભૂલાભાઈ તથા શ્રીયુત જવેરભાઈ ભૂલાભાઈના નામે, 'જે એન્ડ જે કૉલેજ ઑફ સાયન્સ સ્થાપવાની શરતે રૂપિયા સવા બે લાખની ઉદાર સખાવત જાહેર કરી નડિઆદના વિખ્યાત દાનવીર શેઠશ્રી માણેકલાલ છગનલાલ સુરચંદ વોરા તરફથી તેમના સુપુત્ર શ્રી નટવરલાલ માણેકલાલ વોરાએ આ સાયન્સ કૉલેજના મકાનમા બાયોલોજી વિભાગને શેઠશ્રી માણેકલાલ છગનલાલનુ નામ આપવાની શરતે, રૂપિયા સાઠ હજાર આપ્યા તેવી જ રીતે ગોંદિયામા તમાકુનો વેપાર કરતા શ્રીયુત પૂંજાભાઈ શંકરભાઈ પટેલે તેમના પિતાશ્રી શંકરભાઈનુ નામ રસાયન વિભાગને આપવાની શરતે, રૂપિયા પચીસ હજારનુ દાન આપ્યુ આ ઉદાર સખાવતની જાહેરાતને બીજે જ દિવસે, સમિતિના સભ્યોએ નડિયાદના સદ્ગૃહસ્થ અને મુબઈમા શ્રોફ તથા સોનાના જાણીતા વેપારી શ્રીયુત મોહનલાલ સાંકળચંદ પરીખ તથા શ્રીયુત ચંદુલાલ સાંકળચંદ પરીખને મળીને વિનંતી કરતા તેમણે તેમના પિતાશ્રી ભગત સાંકળચંદ ગોકળદાસ પરીખનુ નામ એસેમ્બ્લી હૉલ અને પુસ્તકાલય સાથે જોડવાની શરતે, રૂપિયા એક લાખ એક હજાર એકનુ ઉદાર દાન આપી આ ઉછરતા વિદ્યાવટવૃક્ષને સીંચ્યુ

આમ પ્રાથમિક જરૂરતના નાણાની મદદ મળતા કાર્ય આગળ ચલાવવા માટે જરૂરી પ્રવૃત્તિ કરવા જુદી જુદી સમિતિઓ નીમવામા આવી નડિયાદ–આણંદને જોડતા મોટર માર્ગ ઉપર,

નડિયાદથી આશરે દોઢેક માઈલ દૂર પ્રકૃતિના ખોળે, ચોસઠ એકર જમીન મેળવવામાં આવી તેમાં રૂપિયા ૧૮૨૫૮૬-૫-૦ વપરાયા. અને મુંબઈ રાજ્યના માનનીય માજી વડાપ્રધાન શ્રીયુત બાળાસાહેબ ખેરના શુભ હસ્તે તા ૧૦-૧૦-૪૬ને માણેકઠારી પૂર્ણિમાના શુભ દિવસે, ઉત્સાહપૂર્ણ વાતાવરણ વચ્ચે, સંસ્થાના મકાનનું ખાતમુહૂર્ત થયું સમિતિના સભ્યો શ્રીયુત જવેરભાઈ ભૂલાભાઈ અને સ્વ ડાહ્યાભાઈ મરઘાભાઈ દેસાઈએ સખત શ્રમ લઈ કોલેજનું મકાન, છાત્રાલય, અને આચાર્યના બંગલાનું બાંધકામ ટૂંક સમયમાં પૂરું કરાવ્યું એમ થતાં ૧૯૪૭ના જૂન માસથી કોલેજમાં વિજ્ઞાનના પ્રથમ અને દ્વિતીય વર્ષના વર્ગો શરૂ કરવામાં આવ્યા

**વિનયન કોલેજ** આર્ટસ કોલેજની જરૂર પણ હતી જ નડિયાદના તેજસ્વી પુત્ર અને લોકનેતા માનનીય શ્રીયુત બાબુભાઈ જશભાઈ પટેલની પ્રેરણાથી શ્રી જયંતીલાલ છોટાલાલ પટેલ તથા શ્રી મનુભાઈ છોટાભાઈ પટેલે, તેમના પિતાશ્રી સ્વ છોટાભાઈ બાબરભાઈ પટેલનું નામ આર્ટસ કોલેજ સાથે જોડવાની શરતે, આર્ટસ કોલેજનું મકાન બંધાવી આપવાનું સ્વીકાર્યું અને તે તૈયાર થાય ત્યાં સુધી આર્ટસ કોલેજના વર્ગો સને ૧૯૪૮થી સાયન્સ કોલેજના મકાનમાં બેસતા થયા આ શક્ય બન્યું તેનું કારણ એ હતું કે આર્ટસ કોલેજના વર્ગો સવારના ૭-૩૦થી ૧૦-૪૫ સુધી ચાલતા અને સાયન્સ કોલેજ બપોરના અગિયાર પછી શરૂ થતી ગયા વર્ષથી આ આર્ટસ કોલેજના વર્ગો આર્ટસ કોલેજના જ મકાનમાં ચાલે છે

**છાત્રાલય** બહારગામથી આવનારા વિદ્યાર્થીઓને પણ અભ્યાસ કરવાની અનુકૂળતા મળે તે માટે એક સારા છાત્રાલયની જરૂર હતી તે પૂરી પાડવા માટે એજ અરસામાં પ્રવૃત્તિ શરૂ થઈ આ છાત્રાલય માટે ઉત્તરસંડાના સદ્‌ગૃહસ્થો શ્રી ઈશ્વરભાઈ ભૂલાભાઈ પટેલ, સ્વ પુરુષોત્તમદાસ છોટાભાઈ પટેલ તથા શ્રી નાથાભાઈ છોટાભાઈ પટેલ, તથા શ્રી પુરુષોત્તમદાસ ભાઈલાલભાઈ પટેલ, અને સ્વ કુબેરદાસ સોમાભાઈ તથા શ્રી નરેરભાઈ સોમાભાઈ પટેલ તરફથી કુલ રૂપિયા પચાસ હજારની રકમ મળી છે ૧૯૪૮ના જૂનમાં છાત્રાલયના મકાનનો ભોયતળિયાનો ભાગ બંધાઈ ગયો હતો તેમાં સોળ ઓરડા છે દરેક ઓરડામાં બબ્બે વિદ્યાર્થીઓ રહી શકે તેવી સગવડ છે ઈલેક્ટ્રિક લાઈટ ફર્નિચર, વગેરે જોઈતી સગવડ કરવામાં આવી છે. આ મકાનને સંપૂર્ણ કરવા માટે બાકીની રકમ પેટે ઉત્તરસંડાના વતની શ્રીયુત જેઠાભાઈ રણછોડભાઈ બિન જીવાભાઈ પટેલ તરફથી રૂપિયા દશ હજારની રકમ મળી છે વળી શેઠશ્રી સી પારેખની કંપનીવાળા શ્રીયુત ચંદુભાઈ છોટાભાઈ તથા ચીમનભાઈ છોટાભાઈ કપડવણજ વાળા તરફથી છાત્રાલયમાં એક વિભાગ બાંધવા માટે રૂપિયા ૧૨૫૦૦ મળ્યા છે અને શ્રી રાવજીભાઈ હરિભાઈ વેણીભાઈ તરફથી બીજા એક વિભાગ માટે રૂ ૧૨૫૦૦ મળ્યા છે આ વર્ષે (૧૯૫૪) ઉપરના માળનું બાંધકામ શરૂ થનાર છે અત્યારે હોસ્ટેલમાં જગ્યાની તંગી પડે છે સાથે સાથે વિદ્યાર્થિનીઓ માટેના છાત્રાલયની જરૂર ઊભી થઈ છે. બહારગામની વિદ્યાર્થિનીઓને, અલગ છાત્રાલયને અભાવે, ઉચ્ચ શિક્ષણથી વંચિત રહેવું પડે છે આ ખોટ પૂરી પાડવા માટે પ્રયાસો ચાલુ છે

**સંસ્થાઓનો વહીવટ** આ કોલેજોનો વહીવટ ધી નડિયાદ એજ્યુકેશન સોસાયટી' સંભાળે છે અત્યાર પહેલા સ્વ. રાવબહાદુર સોમાભાઈ મોતીભાઈ શાહ અને સ્વ નગરશેઠ શ્રી વિક્રમલાલ સાંકળચંદ પરીખે સંસ્થાના પ્રમુખો તરીકે નિષ્ઠાપૂર્વક આ સંસ્થાઓનું કાર્ય સંભાળ્યું છે, અને તેમના વિકાસમાં પોતાની શક્તિઓ અને અનુભવનો લાભ આપ્યો છે. અત્યારે મુંબઈ સરકારના નાયબ પ્રધાન માનનીય શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ આ સંસ્થાના પ્રમુખ છે નડિયાદ બરો મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી ગોકળભાઈ સોમાભાઈ પટેલ તથા નડિયાદના જાણીતા ધારાશાસ્ત્રી શ્રીયુત બહેચરદાસ મગનલાલ શાહ સંસ્થાના ઉપ પ્રમુખો છે

**વિદ્યાર્થીઓની સંખ્યા** ૧૯૫૪-૫૫ના વર્ષ માટે કોલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ છે —

### વિનયન વિભાગ

| | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થિનીઓ |
|---|---|---|
| પ્રથમ વર્ષ | ૯૦ | ૧૬ |
| દ્વિતીય વર્ષ | ૭૧ | ૬ |
| તૃતીય વર્ષ | ૪૭ | ૭ |
| ચતુર્થ વર્ષ | ૩૯ | ૪ |
| જુ એમ. એ | ૨ | ૧ |
| સિ એમ એ, | ૫ | |

કુલ ૨૫૮

### વિજ્ઞાન વિભાગ

| | વિદ્યાર્થીઓ | વિદ્યાર્થિનીઓ |
|---|---|---|
| પ્રથમ વર્ષ | ૧૧૮ | ૬ |
| દ્વિતીય વર્ષ | ૮૨ | ૧ |
| તૃતીય વર્ષ (જુ બી એસ સી ) | ૧૮ | ૩ |
| સિ બી એસ સી | ૧૬ | ૨ |

કુલ ૨૪૬

**વિદ્યાર્થી-મંડળ** કોલેજમાં એક વિદ્યાર્થી મંડળ ( Students Union ) શરૂઆતથીજ કામ કરતું આવ્યું છે એના કાર્યમાં રમતગમત અને તેની હરીફાઈઓ, રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ મુખ્ય છે કોલેજના વિદ્યાર્થીઓએ રમતગમતની દિશામાં ખૂબ ઉત્સાહ દાખવ્યો છે, અને ગણનાપાત્ર સિદ્ધિ મેળવી છે રાષ્ટ્રીય મહત્ત્વના દિવસોની ઉજવણી થાય છે. પ્રસંગોપાત જાણીતા વિદ્વાનો જાહેર પુરુષો-વીરોના વ્યાખ્યાનો યોજાય છે અત્યાર સુધીમાં દાદા સાહેબ માવળંકર, માનનીય શ્રી મોરારજીભાઈ દેસાઈ, શ્રી અનુભાઈ પુરાણી, શ્રી ઉમાશંકર જોશી, શ્રી હરિસિદ્ધભાઈ દીવેટિયા, માનનીય શ્રી કનૈયાલાલ

મુનશી, માનનીય શ્રી દિનકરરાય દેસાઈ, દાદા ધર્માધિકારી વગેરે વિશિષ્ટ અતિથિઓ કૉલેજની મુલાકાતે આવી ગયા છે, અને તેમની તેજસ્વી પ્રતિભા તથા અનુભવનો લાભ કૉલેજને મળ્યો છે

કૉલેજ યુનિયન તરફથી ઉપર જણાવી તે પ્રવૃત્તિઓ ઉપરાત ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવાની અને યુનિયન તરફથી અવાર-નવાર ઉજવાતા પ્રસંગોએ જરૂરી વસ્તુઓ વસાવવાની વ્યવસ્થા પણ થઈ છે ગરીબ વિદ્યાર્થીઓના ઉત્તેજનાર્થે ચાલતા પુસ્તકાલયમા દરેક વર્ષે નવા પુસ્તકો યુનિયનના ફંડમાથી ઉમેરાતા જાય છે, અને યોગ્ય વિદ્યાર્થીઓને અભ્યાસ માટે તે ઉછીના અપાય છે

**ફી રાહત અને શિષ્યવૃત્તિઓ** આ ઉપરાત શહેરમાથી પણ ગરીબ વિદ્યાર્થી સહાયક ફંડમા ઉદાર વિદ્યાપ્રેમી સદ્‌ગૃહસ્થો તરફથી નાની મોટી રકમો મળ્યે જાય છે અને તેનો યોગ્ય વિદ્યાર્થીઓને મદદ કરવામા ઉપયોગ થાય છે

કૉલેજ પોતે પણ યોગ્ય વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપે છે પછાત વર્ગના વિદ્યાર્થીઓને સરકાર તરફથી નિયમ પ્રમાણે શિષ્યવૃત્તિઓ મળે છે તે ઉપરાત ફીના નાણાના આશરે દશ ટકા જેટલા નાણા ફી રાહતમા જાય છે દાતાઓ તરફથી પણ અમુક ફી રાહત આપવામા આવે છે આચાર્ય શ્રી ડૉ નાયક યોગ્ય અને અભ્યાસનિષ્ઠ વિદ્યાર્થીઓને જરૂરી સહાય કરવા હમેશા તૈયાર જ હોય છે અને એને પરિણામે મદદને અભાવે અભ્યાસ રખડી પડે, એ પરિસ્થિતિ અહીં રહી નથી

આ વર્ષે, ગરીબ વિદ્યાર્થીઓને સ્કૉલરશિપ વગેરે દ્વારા મદદ કરવા માટે રોટરી ક્લબની સ્થાનિક શાખા તરફથી રૂપિયા એક હજારની રકમ મળી છે તેજ હેતુ માટે અહીંની ન્યુ શોરોક મિલ્સના વ્યવસ્થાપકો (શેઠશ્રી નવીનચંદ્ર મફતલાલ) તરફથી રૂપિયા એક હજાર મળ્યા છે ઉત્તરસંડા-નિવાસી શ્રીયુત ઈશ્વરભાઈ ભૂલાભાઈ પટેલ તરફથી એસ એસ સી પરીક્ષામા સૌથી વધુ માર્ક્સ મેળવીને આ કૉલેજમા દાખલ થનાર વિદ્યાર્થીને આપવા માટે રૂપિયા દશની માસિક સ્કૉલરશિપ પણ ચાલુ છે

**પુસ્તકાલય** ધીરે ધીરે આ કૉલેજનુ પુસ્તકાલય સમૃદ્ધ થતુ જાય છે અત્યારે કૉલેજ પુસ્તકાલયમા લગભગ છ હજાર પુસ્તકો છે તેમની કિંમત રૂ ૩૭૭૭૯ થાય છે હજી આ વર્ષે પણ તેમા નવા પુસ્તકો ઉમેરાનાર છે

**સરકારી મદદ** મુબઈ રાજ્યની સરકાર તરફથી કૉલેજને બ્લૉક ગ્રાન્ટ તરીકે પહેલા વાર્ષિક રૂપિયા ૧૩૦૦૦ મળતા હતા ૧૯૫૩-૫૪ના વર્ષ માટે રૂપિયા ૧૮૫૦૦ મળ્યા જ્યારથી કાર્યકર્તાઓને મોઘવારી જુદી આપવાની યોજના થઈ ત્યારથી સરકારી નિયમ મુજબ મોઘવારીની ગ્રાન્ટ જુદી મળે છે જેમ જેમ કૉલેજનો વિકાસ થતો જાય છે, તેમ તેમ મકાનો નવા સાધનો વગેરેને માટે જરૂરી નાણાની રકમ પણ મોટી થતી જાય છે એટલે પોતાના ભાવિ વિકાસને માટે હજી પણ કૉલેજને ઉદાર મદદની જરૂર છે

**બસની સગવડ** કૉલેજ નડિયાદ શહેરથી ઠીકઠીક માઈલ દૂર છે વિદ્યાર્થીઓને લાવવા-લઈ જવા માટે કૉલેજની પોતાની બસની વ્યવસ્થા કરવામા આવી છે વિદ્યાર્થીઓ મોટી સખ્યામા આનો લાભ લે છે

**ચાલુ વર્ષ** ચાલુ વર્ષ જૂનની ૨૧મી તારીખથી શરૂ થયુ છે આ અગાઉ કૉલેજના વર્ગો સવારમા ચાલતા ત્યારે સમયના અભાવે અન્ય પ્રવૃત્તિઓ યોજતા મુશ્કેલી પડતી હતી આ વર્ષથી આર્ટ્સ કૉલેજના વર્ગો પણ બપોરના ચાલે છે એટલે ઈતર પ્રવૃત્તિઓને સારો અવકાશ રહેશે

કૉલેજના કમ્પાઉન્ડમા નવા નવા વૃક્ષો રોપવા અને ઉછેરવાનુ તેમજ બાયૉલૉજી વિભાગના બાગના વિકાસનુ કાર્ય ચાલુ છે સાયન્સ કૉલેજમા સખ્યા વધતા અને બી એસ સી ના વર્ગોનો વિકાસ આવશ્યક થતા જે એન્ડ જે કૉલેજના મકાન ઉપર, બીજો માળ બાધવાનુ કાર્ય ઝડપથી ચાલે છે થોડા જ વખતમા એ બાધકામ પૂરુ થશે એસેમ્બ્લી હૉલનુ કામ થોડુ અધૂરુ હતુ તે પણ આ સાલ સપૂર્ણ થશે તે પછી છાત્રાલયના મકાન ઉપરનો માળ બાધવાનુ શરૂ થશે

**બાકી રહેલું કાર્ય** અધ્યાપકો માટેના નિવાસ બધાવવાનુ કાર્ય હજી બાકી છે શ્રીયુત બાસુદીવાળા જીમખાનાનુ કામ પણ બાકી છે આ બધી પ્રવૃત્તિઓ યથાસમય હાથ ધરવાની રહે છે

**પરીક્ષાનાં પરિણામ** કૉલેજની શરૂઆતથી જ વિજ્ઞાન વિભાગની પરીક્ષાના પરિણામો સતોષકારક આવેલા છે સને ૧૯૫૩ની યુનિવર્સિટીની સાયન્સ વિભાગની ઈન્ટર સાયન્સની પરીક્ષાનુ પરિણામ ૫૩ ટકા છે તથા બી એસ સી (સબસિડિઅરી) પરીક્ષાનુ પરિણામ ૬૩ ટકા છે તેમજ બી એસ સી ડિગ્રીની પરીક્ષાનુ પરિણામ ૬૦ ટકા છે ઈન્ટર સાયન્સમા ત્રણ વિદ્યાર્થીઓ પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થયા છે એમા પણ સેકન્ડ ક્લાસમા આવનારની સખ્યા ઘણી મોટી છે આ વર્ષે ઈન્ટર આર્ટ્સની પરીક્ષામા બેસનાર વિદ્યાર્થીઓનુ પરિણામ લગભગ ૬૦ ટકા જેટલુ આવ્યુ છે બી એ ની પરીક્ષાનુ પરિણામ ૭૨ ૫ ટકા જેટલુ આવ્યુ છે વળી આ વખતે સેકન્ડ ક્લાસ માર્ક્સ મેળવનાર વિદ્યાર્થીઓનુ પ્રમાણ ઘણું મોટુ છે એક વિદ્યાર્થી બી એ ની પરીક્ષામા ફર્સ્ટ ક્લાસમા ઉત્તીર્ણ થયો છે બીજા કેટલાક વિદ્યાર્થીઓ ૫૫ ટકાથી ૬૦ ટકા વચ્ચે માર્ક્સ મેળવીને ફર્સ્ટ ક્લાસ નજીક પહોચી ગયા છે

**ફેલોશિપ** કૉલેજે આ વર્ષથી ફેલોશિપ આપવાની વ્યવસ્થા પણ કરી છે જુદા જુદા વિષયોમા ત્રણ ફેલોશિપ મજૂર કરવામા આવી છે

**અધ્યયનની યોજના** કૉલેજમા અધ્યયન વધારે તેજસ્વી બને તેટલા માટે ટ્યુટોરિયલ વર્ગોની યોજના ગયા વર્ષથી જોરથી અમલમા છે આ વર્ષે પણ વ્યવસ્થિત રૂપમા આ વર્ગો લેવાય છે આના પરિણામે મોટા વર્ગમા વિદ્યાર્થીઓની સાથે

અગત સંપર્ક સધાતા તેમની મુશ્કેલીઓ દૂર થાય છે સાથે સાથે વિદ્યાર્થીઓનો અભ્યાસ નિયમિત બને અને થોડે થોડે અતરે, એ અભ્યાસ કેવો છે તેનો ખ્યાલ આવે તથા તેમને યોગ્ય માર્ગદર્શન મળે એ દૃષ્ટિથી, સામયિક પરીક્ષાઓની યોજના પણ આચાર્યશ્રી ડૉ નાયકના આગમન પછી અમલમા મુકાઈ છે, અને તેને ચીવટપૂર્વક અનુસરવામા આવે છે આથી છેલ્લા બે વર્ષમા અધ્યાપક વર્ગ અને વિદ્યાર્થી વર્ગમા અભ્યાસનિષ્ઠા વધતી જાય છે, અને અધ્યયન–અધ્યાપન બેઉ તેજસ્વી બનતા જાય છે નિયમિતતા, પાઠ્યપુસ્તકો અગેનો આગ્રહ, વાચનાલય અને પુસ્તકાલયમા જગાવવામા આવેલો રસ, અભ્યાસ વિષયક ચર્ચાઓ આ બધાને પરિણામે અભ્યાસ તરફની અભિરુચિ કેળવાતી જાય છે, અને વાતાવરણ જામતુ જાય છે

**આચાર્યશ્રી** કોલેજની પ્રથમ યોજનાના ઘડનારા શ્રી ડૉ નાયક સચાલકોના ખાસ આગ્રહથી ઈ સ ૧૯૫૩ના જૂનથી આ સંસ્થાઓના આચાર્ય તરીકે કામ કરી રહ્યા છે એમની કાર્યપરાયણતા, નિષ્ઠા, શિસ્તભાવના અને નિયમિતતાની અસર વિદ્યાર્થીઓ ઉપર ઘણી જ સારી થઈ છે કોલેજનુ વાતાવરણ અભ્યાસશીલ બનતુ જાય છે અધ્યાપકોનો ઉત્સાહ અને સહકાર પણ આ પરિણામો લાવવામા ગણનાપાત્ર ફાળો આપી રહેલ છે

**કોલેજ શિક્ષણ** આ કોલેજમા હવે વિજ્ઞાન વિભાગમા બી એસ સી સુધીના વર્ગો વ્યવસ્થિત રીતે ચાલે છે અને એને માટે વધારે વિદ્યાર્થીઓ દાખલ કરી શકાય એવી સગવડો કરવા માટેનુ બાધકામ પણ ટૂક સમયમા જ પૂરુ થશે તેમજ રૂપિયા ૧ (એક) લાખ, જેટલી વધુ નવી સામગ્રી ખરીદવા માટે ઈરાદા રાખેલા છે અત્યારે કેમિસ્ટ્રી પ્રિન્સિપલ વિષય તરીકે અને ફીઝિક્સ તથા બોટની સબસિડિયરી વિષયો તરીકે શીખવાય છે એમને પણ મુખ્ય વિષયો બનાવવાની ઈચ્છા છે, એટલે યુનીવર્સિટી પાસે એની માન્યતા માટે અરજી પણ કરાઈ છે

અનુસ્નાતક વિભાગમા ડૉ દેગશોને અગ્રેજીના વિષયમા મુબઈ યુનિવર્સિટીની પી એચ ડી ની ડિગ્રી મળ્યા પછી એમ એ ના અભ્યાસક્રમ માટે આ વર્ષે નવા વિદ્યાર્થીઓ લેવામા આવ્યા છે. આ વર્ષે એમ એ મા આઠ વિદ્યાર્થીઓ છે જેમણે મુખ્ય વિષય તરીકે અગ્રેજી લઈ પોતાનો અભ્યાસ ચાલુ કરી દીધો છે

બી એ મા અગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી, અર્થશાસ્ત્ર અને તત્વજ્ઞાનના વિષયોમા સ્પેશ્યલ કોર્સ શીખવાય છે, અર્થશાસ્ત્ર તેમજ ફીલોસોફીના વિષયમા વિદ્યાર્થી આઠેઆઠ પેપરો લઈ શકે છે

**ઉપસહાર** કોલેજની સ્થાપના કરવાનો વિચાર ઉત્પન્ન થયો અને કાર્યાન્વિત બન્યો ત્યારથી અત્યાર સુધીમા અનેક સદ્‌ગૃહસ્થોનો સહકાર જુદે જુદે સ્વરૂપે મળતો રહ્યો છે. જુદે જુદે સ્થળેથી નાણા એકત્ર કરવામા પણ કેટલાક ભાઈઓએ નિષ્ઠાપૂર્વક શ્રમ કર્યું છે

શહેરના સરકારી અને નાના મોટા મ્યુનિસિપલ અધિકારીઓ શરૂઆતથી જ કોલેજની ઉન્નતિમા ઊડો રસ લઈ રહ્યા છે, અને અનેક પ્રસગોએ જે જે વસ્તુની જરૂર પડી તે તે વસ્તુઓ કે સગવડ, પૂરી પાડીને કોલેજના કાર્યમા સક્રિય સાથ આપતા રહ્યા છે

ડૉ. રતિલાલ પી પટેલ સસ્થાઓની શરૂઆતથી જ હોસ્ટેલના વિદ્યાર્થીઓની તદુરસ્તી જળવાઈ રહે તે અગે યોગ્ય તપાસ, સારવાર અને માર્ગદર્શન કરતા રહ્યા છે

## નડિયાદ–જોરાભાઈ શકરભાઈ મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ કોલેજ

**સ્થળ** . નડિયાદથી ઉત્તરસડાને રસ્તે જતા, કોલેજ રોડ, નડિયાદ.

**ઈતિહાસ** આ કોલેજની સ્થાપના કરીને તેનુ અતિ મુશ્કેલીભર્યા સજોગોમાં પણ છેક પોતાના અવસાન સુધી સચાલન કરનાર શ્રી સુદરલાલ નાથાલાલ જોષીનુ નામ કોલેજના ઈતિહાસમા અમર બન્યુ છે. સને ૧૯૩૫ના ડિસેમ્બરમા પ્રથમ ખેડા જિલ્લા આયુર્વેદિક કોન્ફરન્સ નડિયાદ ખાતે વૈદરાજ સુદરલાલ જોષીના પ્રમુખપદે મળી હતી તે પછી સને ૧૯૩૬ના ઓક્ટોબર માસમા ખેડા જિલ્લા વૈદ મડળ તરફથી મહાગુજરાત આયુર્વેદિક પ્રાત પ્રતિનિધિ મડળની પરિષદ શ્રી દાદુભાઈ પુ દેસાઈના પ્રમુખપદે મળી હતી આ પરિષદે મહાગુજરાત આયુર્વેદ મહાવિદ્યાલય સ્થાપવાનો ઠરાવ કર્યો, તે મુજબ ૧૯૩૭ના વર્ષમા મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી અને વિદ્યાપીઠની સસ્થા સ્થાપવામા આવી, અને તેને ઈ સ ૧૮૬૦ના ૨૧મા કાયદા અન્વયે સને ૧૯૩૯ના ઓગસ્ટની ૨૫મી તારીખે રજિસ્ટર કરવામા આવી

મહાવિદ્યાલયની સ્થાપના ઈ. સ ૧૯૩૮ના જૂનની ૩૦મીએ કરવામા આવી મુબઈ સરકારે તેને માન્ય રાખી ગ્રાન્ટ આપવાનુ શરૂ કર્યું સને ૧૯૪૫મા મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી, નડિયાદને મધ્યવર્તી સસ્થા બનાવી સસ્થાની પુનર્રચના કરવામા આવી, અને મહાવિદ્યાલયનુ સચાલન સોસાયટીને સોપાયુ

૧૯૪૮ સુધી આ સસ્થાનુ પોતાનુ તેમજ હોસ્પિટલનું મકાન નહોતુ, અને તેને અગે જરૂરી મદદો આપવામા સરકારી તત્રે શિથિલતા બતાવી હતી તે ઉપરાત તે અરસામા દેશ વિશ્વયુદ્ધના કપરા સજોગોમાથી પસાર થઈ ચૂક્યો હતો છતાય મકાનો નહિ હોવાના કારણે સરકારે છેલ્લા બે વર્ષની મજૂરી પાછી ખેચી લીધી પરિણામે આઠ વર્ષ સુધી પૂર્ણ અભ્યાસક્રમ ધરાવતી સસ્થા પ્રથમ બે વર્ષનો અભ્યાસક્રમ ધરાવતી સસ્થા બની અને પછી ૧૯૫૨મા ઉપર પ્રમાણેની સરકારી નીતિને કારણે કોલેજ બધ પડી

તે બાદ કાર્યકર્તાઓના પ્રયાસથી સુણાવના સ્વ શ્રી જોરાભાઈ શકરભાઈ પટેલના વારસોએ રૂ ૫૫૦૦૧નુ દાન આપતા તેમનુ નામ કોલેજ સાથે જોડવામા આવ્યુ અને કોલેજના

બંધાયેલા મકાનનું ઉદ્ઘાટન તા ૧૩ ૬ ૧૯૫૨ને રોજ મુંબઈના પ્રધાન શ્રી મોરારજી દેસાઇના હસ્તે થયું

**સંચાલન** આ સંસ્થાનું સંચાલન શ્રી મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી, નડિયાદને હસ્તક છે સોસાયટીની સેન્ટ્રલ એક્ઝિક્યુટીવ કમિટીએ કૉલેજના સઘળા કામકાજ માટે સાત સભ્યોની એક કમિટી નીમી છે

**અભ્યાસક્રમ** આ કૉલેજમાં નીચેના વિષયો શીખવાય છે (૧) ફિઝિયોલોજી, (૨) એનેટોમી, (૩) દોષધાતુ મળવિજ્ઞાન, (૪) રસ-શાસ્ત્ર, (૫) શરીર–રચના, (૬) પદાર્થ–વિજ્ઞાન, (૭) સંસ્કૃત, (૮) બાયો–કેમિસ્ટ્રી, (૯) હિસ્ટોલોજી, (૧૦) જિયોલોજી મેડિકલ

કૉલેજ નવેસરથી શરૂ થયેલી હોવાથી જી એ. એમ ના પહેલા વર્ષનું શિક્ષણ અપાય છે સાડા ચાર વર્ષનો કોર્સ છે ક્રમે ક્રમે બીજા વર્ગ શરૂ થનાર છે

વિદ્યાર્થીઓનું પ્રમાણ નીચે મુજબ છે —

| | | | | |
|---|---|---|---|---|
| વિદ્યાર્થીઓ | સ્થાનિક નથી | બહારગામના | ૧૩ | કુલ ૧૩ |
| વિદ્યાર્થિનીઓ | સ્થાનિક ૧ | બહારગામની | ૨ | ,, ૩ |
| | | | | કુલ ૧૬ |

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** રમતગમત પ્રવાસ, રચનાત્મક કાર્યક્રમ વગેરે શિક્ષકોની સંખ્યા ૧૨

**મેડિકલ કૉલેજ હૉસ્પિટલ** આયુર્વેદિક કૉલેજ અંગેની મહાગુજરાત આયુર્વેદિક કૉલેજ હૉસ્પિટલ પ્રથમ સને ૧૯૪૦ના જુલાઇની ૨૧મી તારીખે નડિયાદમાં દેસાઇવગાના ચોરા સામે ૨૬ ખાટલા સાથે શરૂ કરવામાં આવી હતી. તે ૧૯૪૭માં આર્થિક મુશ્કેલીઓને લીધે બંધ કરવી પડી હતી.

તે પછી નડિયાદના શ્રી ભાઈલાલભાઈ વલ્લભભાઈ દેસાઇના સુપુત્ર શ્રી ડાહ્યાભાઇએ જમીન આપવાથી તેમાં હૉસ્પિટલ બાંધવાનું કામ શરૂ કરવામાં આવેલું તેમાં મુંબઈ સરકારે પણ હૉસ્પિટલના બાંધકામ માટે રૂા ૩૪૦૦૦ની ગ્રાંટ આપી વળી ઓપરેશન થિયેટર બાંધવા માટે શ્રી હરિદાસ વિહારીદાસ ટ્રસ્ટ ફંડમાંથી રૂા ૮ હજાર મળ્યા છે હૉસ્પિટલના મકાન ઉપર માળ કરવા માટે મુંબઈના સુપ્રસિદ્ધ શેઠ શ્રી ધર્મદાસ હરગોવનદાસ તરફથી તેમના સ્વ પિતાશ્રીના પુણ્ય સ્મરણાર્થે રૂા ૧,૦૦,૦૦૦ની ઉદાર સખાવત મળતા હૉસ્પિટલને શેઠ હરગોવનદાસ જીવણદાસ મહાગુજરાત હૉસ્પિટલનું નામ આપવામાં આવ્યું છે

**પ્રસૂતિગૃહ** નડિયાદના શ્રી બાબલાલભાઈ વલ્લભભાઈ દેસાઇએ તેમના સદ્ગત પત્ની ફૂલીબાના સ્મરણાર્થે રૂા ૨૦,૦૦૦ પ્રસૂતિગૃહ બાંધવા આપેલા છે

**હૉસ્ટેલ** મેસર્સ એસ એમ પટેલની કંપની, એડનના ભાગીદારો શ્રી શંકરભાઈ સોમાભાઈ પટેલ તથા શ્રી કાળીદાસ ગોકળભાઈ દેસાઈ તરફથી કૉલેજ–હૉસ્ટેલ બાંધવા માટે રૂા ૧૫૦૦૧નું દાન મળતા હૉસ્ટેલનું મકાન બાંધવામાં આવ્યું છે

**ફાર્મસી ફાર્મસી હૉલ** કૉલેજના વિદ્યાર્થીઓ 'ધી આરોગ્ય સહકારી મંડળ લિ નડિયાદ,'ની ફાર્મસી, કે જે આ શિક્ષણ–સંસ્થાના ખાસ હિતમાં જ ચલાવવામાં આવે છે તેમાં પ્રત્યક્ષ અનુભવ મેળવે છે ફાર્મસીએ ૨૫૦ દ્રવ્યો જાહેર પ્રજા માટે વેચાણ ખાતામાં બહાર મૂક્યા છે

ફાર્મસી હૉલ બાંધવા માટે ઓડના શ્રી મગનભાઈ કિશાભાઈ પટેલ તરફથી રૂા ૫ હજાર મળતા હૉસ્પિટલના કમ્પાઉન્ડમાં તેનું મકાન બાંધવામાં આવ્યું છે

**સાયન્સ લાઇબ્રેરી** નડિયાદના શ્રી પ્રાણશંકર છોટાલાલ કથારિયા મારફત શ્રી પાર્વતીબાઇ સાયન્સ લાયબ્રેરી ટ્રસ્ટનું રૂ. ૯ હજારનું દાન અપાયું છે

**આયુર્વેદિક વોર્ડ** પાલેજના શેઠ શ્રી રેવાશંકર બાલાશંકર ભટ્ટ તરફથી આયુર્વેદિક વોર્ડ બાંધવા માટે રૂ ૧૦,૦૦૧નું દાન તેમના સ્વ પુત્ર શ્રી મધુકુમારના પુણ્ય સ્મરણાર્થે અપાયું છે

**વર્તમાન અને ભાવિ** આ કૉલેજ સને ૧૯૪૭માં બંધ પડી ત્યાં સુધી પૂર્ણ શિક્ષણ આપતી સંસ્થા હતી સને ૧૯૩૮માં સ્થાપના થઈ ત્યારથી ત્રીસ ગ્રેજ્યુએટો–આયુર્વેદિક વિશારદો બહાર પાડી શકી હતી

હવે તેની પુનર્રચના સારા અને સંગીન પાયા પર થઈ છે, અને ઉદાર સહાયો મળી છે વળી સુધરાઈ, સંસ્થાઓ, સહકારી સંસ્થાઓ અને સરકાર તરફથી પણ ગ્રાંટની મદદો નિયમસર મળે છે હવે સંસ્થાનું ભાવિ બે વસ્તુઓ પર નિર્ભર છે (૧) નાણાકીય સહાય, અને (૨) જનતાની આયુર્વેદમાં અભિરુચિ

## અલિન્દ્રા એ વી સ્કૂલ

**સ્થાપના** સને ૧૯૩૩

**સંચાલક** કેળવણી મંડળ

**શિક્ષણ** દસ ધોરણ સુધી **વિશિષ્ટ વિષયો** કાંતણ, ચિત્રકળા, **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** ચર્ચા–સભા, વિદ્યાર્થીઓનો સહકારી ભંડાર, રાષ્ટ્રભાષા અને સંસ્કૃતનું કેન્દ્ર

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૧૧૦ (સ્થાનિક ૬૦ અને બહારગામના ૫૦), વિદ્યાર્થિનીઓ ૧૫ **શિક્ષકો** ૭

**ખાસ હકીકતો** રાચરચીલું રૂ ૧૦ હજારનું. શરૂઆત અંગ્રેજી ત્રણ ધોરણથી કરવામાં આવી હતી મેટ્રિકનો વર્ગ ખોલવાનું વિચારાયું છે શાળાને પોતાનું મકાન અને છાત્રાલય છે

## ઉત્તરસંડા : ભારત હાઈસ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ, ઉત્તરસંડા

**સ્થાપના** ૨૫-૧-૧૯૧૨

**શિક્ષણ** ધો. ૫થી ૧૧.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પ્રદર્શન, 'ઝંકાર' નામનું વાર્ષિક મેગેઝિન વગેરે

**સંખ્યા** કુલ ભણનારાઓની સંખ્યા ૪૩૦, કુલ વિદ્યાર્થીઓ ,

૩૫૦ (સ્થાનિક ૨૫૦ અને બહારગામના ૧૦૦); કુલ વિદ્યાર્થિનીઓ : ૮૦.

શિક્ષકો : ૨૦.



ભારત હાઈસ્કૂલ

ખાસ હકીકતો : ૩ મકાનો–કિંમત રૂ. ૯૦,૦૦૦; ૫ વીઘાં જમીન–કિંમત રૂ. ૫૦,૦૦૦; રાચરચીલું–કિંમત રૂ. ૮૦૦૦. પ્રથમ અંગ્રેજી ચાર ધોરણ ખોલવામાં આવેલાં. સંખ્યા ૪૫ હતી. ત્યાર બાદ સને ૧૯૦૭માં પાંચમું ધોરણ ખોલવામાં આવેલું. ૧૯૩૬માં ધો. ૬–૭ (હાલનાં ૧૦–૧૧) ખોલવામાં આવેલાં. પ્રથમ શાળાનું નામ કોરોનેશન સ્કૂલ હતું હાઈસ્કૂલ થતાં કોરોનેશન હાઈસ્કૂલ થયું. ત્યાર બાદ દેશ આઝાદ થતાં 'ભારત હાઈસ્કૂલ' નામ રાખ્યું છે.

## ખાંધલી : એ. વી. સ્કૂલ

સંચાલક : કેળવણી મંડળ, ખાંધલી.

સ્થાપના : તા. ૧–૪–૧૯૫૧.

શિક્ષણ : ધોરણ ૭ અને ૮. વિશિષ્ટ વિષયો : વ્યાયામ, સામાજિક શિક્ષણ

સંખ્યા : વિદ્યાર્થીઓ કુલ ૩૦ (સ્થાનિક ૧૫ અને બહારગામના ૧૫), વિદ્યાર્થિનીઓ કુલ ૫.

શિક્ષકો : ૩

ખાસ હકીકતો : મકાન ૧, રૂ. ૧૦,૦૦૦નું; રાચરચીલું રૂ. ૧૦૦૦નું.

ગામડામાં ફીની મુશ્કેલીને લીધે વિદ્યાર્થીઓની સંખ્યા પૂરતા પ્રમાણમાં થતી નથી તેથી દર વર્ષે બે હજાર રૂપિયાની ખોટ ભોગવવી પડે છે.

## ચકલાશી : ઈંગ્લિશ સ્કૂલ

સંચાલક : મંડળ.

સ્થાપના : તા. ૨–૬–૧૯૩૮

શિક્ષણ : ધોરણ ૫થી ૯. વિશિષ્ટ વિષયો : હિન્દી, ચિત્રકામ, કાંતણ. અભ્યાસેતર પ્રવૃત્તિઓ : મેગેઝિન, ચર્ચાસભા, વ્યાયામ હરીફાઇ, પ્રવાસ, પર્યટન, વિશેષ વાચન વગેરે.

સંખ્યા : ભણનારની સંખ્યા : કુલ ૧૯૦ : વિદ્યાર્થીઓ કુલ ૧૭૫ (સ્થાનિક ૧૫૦ અને બહારગામના ૨૫); વિદ્યાર્થિનીઓ કુલ ૧૫ (સ્થાનિક ૧૧, બહાર ગામની ૪); શિક્ષકો : ૯

અન્ય હકીકત : સને ૧૯૩૮ પહેલાં આ શાળા ખાનગી અંગ્રેજી ધો. ૧થી ૩ શીખવતી. ત્યાર બાદ શાળાને સો. બો. સાથે જોડેલી. તા. ૨–૬–૩૮થી સ્વતંત્ર મિડલ સ્કૂલ બનાવી છે. ટૂંક સમયમાં શાળાનાં ઉપલાં બે ધોરણો ખોલી એને સંપૂર્ણ હાઈસ્કૂલ બનાવવાનું વિચારાયું છે.

## નડિયાદ : ગવર્મેન્ટ હાઈસ્કૂલ

સંચાલન : સરકારી.

સ્થાપના : મે, ૧૮૫૬.

શિક્ષણ : ધો. ૮થી ૧૧.

અભ્યાસેતર પ્રવૃત્તિઓ : રેડિયો, ફિલ્મ, પર્યટન, ઉત્સવો, સફાઈ, વ્યાખ્યાનો, રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી, વ્યાયામ દિન, ગ્રામસુધારણા સપ્તાહ, છાત્રાલયના ચોગાનમાં શાકભાજીનું વાવેતર વગેરે.

સંખ્યા : કુલ ભણનારાઓની સંખ્યા ૨૨૦; કુલ વિદ્યાર્થીઓ ૧૮૦; કુલ વિદ્યાર્થિનીઓ ૪૦.

મિલકત : ૧ મકાન કિં. રૂ. ૧૦૦૦૦૦.

જમીન ૧૬૧૦૩ ચો. વા., કિં રૂ. ૧૦૦૦૦૦.

રાચરચીલું, કિં. રૂ. ૭૦૦૦.



ગવર્મેન્ટ હાઈસ્કૂલ

છાત્રાલયનું સુંદર મકાન છે. પણ હવે તેનો ઉપયોગ થતો નથી.

ઈતિહાસ : સને ૧૮૫૬માં શ્રી વિશ્નુપંત નારોપંત નામના એક આચાર્ય અને માત્ર ચાર વિદ્યાર્થીઓથી આ શાળા શરૂ થયેલી. તે વખતે હેડમાસ્તરને રૂ. ૪૦ પગાર મળતો. ૧૮૫૭ની આખરે શાળામાં ચાર ધોરણ અને ૧૭ વિદ્યાર્થી

થયો. તે વખતે ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓને પણ માસિક ત્રણ આના ફી લઈને શાળામાં બે કલાક શીખવવાની વ્યવસ્થા કરાઈ હતી. ત્યાં સુધી બધું કામ હેડમાસ્તર એકલા જ કરતા. ૧૮૫૮ની આખરે શાળાનું નામ ગવર્મેન્ટ સુપિરિયર એંગ્લો વરનાક્યુલર સ્કૂલ રાખવામાં આવ્યું અને સંખ્યા વધવાથી માસિક ૯ રૂપિયાના પગારે હેડમાસ્તરની મદદમાં ત્રણ મોનિટર્સની નિમણૂક કરવામાં આવેલી. તે વખતે બુકસેલર્સની દુકાનો નહિ હોવાથી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરની ઓફિસમાંથી ચોપડીઓ વાજબી કિંમતે પૂરી પાડવામાં આવતી. ૧૮૬૫માં શાળામાં ઘણો સુધારો કરવામાં આવ્યો. શ્રી યુ. એન. મહેતાજી નામના આચાર્યને રૂ. ૨૦૦ના માસિક પગારથી રોકવામાં આવ્યા. તેમના હાથ નીચે ચાર મદદનીશ શિક્ષકો અને એક શાસ્ત્રીની નિમણૂક કરવામાં આવી. ૧૮૭૧માં સંપૂર્ણ હાઈસ્કૂલ બનાવવામાં આવી અને તેનું નામ 'ધી નડિયાદ હાઈસ્કૂલ' રાખવામાં આવ્યું. આ જ વખતે બ્રહ્મપોળમાં એક મકાન ભાડે રાખીને છાત્રાલય પણ શરૂ કરવામાં આવ્યું. ૧૮૭૨માં ફીનું ધોરણ પણ સુધારવામાં આવ્યું. ધો. ૬-૭માં રૂ. ૧-૮-૦, ધો. ૪-૫માં રૂ. ૧, ધો. ૩માં રૂ. ૦-૧૨-૦ અને ધો. ૧-૨માં રૂ. ૦-૮-૦ ફી રાખવામાં આવી. ૧૮૭૭-૭૮માં વિદ્યાર્થીઓની સંખ્યા ૪૧૧ સુધી પહોંચી. છાત્રોની સંખ્યા પણ વધી. ૧૮૭૬માં સ્વ. શ્રી રાવબહાદુર વિહારીદાસ અંબઈભાઈ દેસાઈએ સારી રકમ દાનમાં આપતાં શાળા માટે હાલ જે મકાન છે તેનો થોડો ભાગ બાંધવામાં આવ્યો. ૧૮૯૧માં તેમના જ પુત્રોએ દાન કરતાં તે મકાનમાં બીજા બે રૂમ બંધાયા અને ત્યાર પછી ૧૯૦૭માં એ જ મકાનમાં બીજા ચાર ખંડ બાંધવામાં આવ્યા અને એ રીતે આજે જે મકાન છે તે તૈયાર થયું. ૧૮૮૦માં પહેલી જ વાર ગ્રેજ્યુએટની મદદનીશ શિક્ષક તરીકે નિમણૂક થઈ. ૧૮૮૨માં પહેલી જ વાર ડ્રોઈંગ ક્લિના શિક્ષકો નિમાયા. સને ૧૮૮૯માં ફારસીના શિક્ષકની પણ વ્યવસ્થા કરવામાં આવી. ૧૯૦૨ પછીથી શાળામાં રમતગમતો, શારીરિક કેળવણી હરીફાઈઓ ઈત્યાદિ શિક્ષણેતર પ્રવૃત્તિઓ શરૂ થઈ અને તે ઉત્તરોત્તર વધતી ગઈ. ૧૯૪૫માં શાળાના આચાર્યની ઓફિસમાં એકાએક આગ લાગતાં બધું ફર્નિચર, બધા રેકર્ડ્ઝ, અને ચાર હજાર જેટલી લાયબ્રેરીની જૂની અને નવી ચોપડીઓ બળી જવા પામી.

૧૯૪૮થી ૫૦માં ધો. ૧થી ૩ ઉત્તરોત્તર કાઢી નાખવામાં આવ્યાં અને તેની જગ્યાએ લોકશાળાના વર્ગો શરૂ કરવામાં આવ્યા. ૧૯૫૨ના જૂનથી લોકશાળા બંધ કરવામાં આવી. હાલ ધો. ૪થી ૭ (નવા પ્રમાણે ૮થી ૧૧) ચાલુ છે.

દીવાન સર્જક (Diwana maker) તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, દીવાન શ્રી હરિદાસ વિહારીદાસ, મધ્યસ્થ ધારાસભાના પ્રથમ હિંદી પ્રમુખ શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ, પ્રસિદ્ધ એન્જિનિયર રાજસભા ભૂષણ શ્રી ચુનીલાલ તારાચંદ દલાલ, સાક્ષરરત્ન શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, તત્ત્વવેત્તા અને સાક્ષર શ્રી મણિભાઈ નભુભાઈ દ્વિવેદી, સ્વતંત્ર ભારતના પ્રથમ નાયબ વડા પ્રધાન શ્રી સરદાર વલ્લભભાઈ પટેલ વગેરે જેવા અનેક મહાપુરુષો આ શાળામાં અભ્યાસ કરીને આગળ વધી, દેશને અતિ ઉપયોગી થઈ પડયા છે.

## નડિયાદ : ન્યુ ઇંગ્લિશ સ્કૂલ

**સંચાલન** ખાનગી માલિકી

**સ્થાપના** સને ૧૯૦૨

**શિક્ષણ** ધો. ૫થી ૧૧ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** વસંતોત્સવ, પ્રદર્શનો, આનંદ બજાર, વ્યાયામદિન, વ્યાખ્યાનો, સિનેમા ફિલ્મ શો, હસ્તલિખિત માસિક, વાર્ષિક છાપેલું મેગેઝિન 'સોપાન', શનિવારના કાર્યક્રમો વગેરે

**સંખ્યા** કુલ ભણનારની સંખ્યા ૧૧૪૨, શિક્ષકો ૪૦

**ખાસ હકીકત** રાચરચીલું રૂા. ૩૦,૦૦૦નું છે. રમતગમત માટે શેડ સાથેનું સરસ મેદાન છે. ૧૯૦૨માં મિડલસ્કૂલ સ્થાપેલી. ૧૯૧૨માં હાઈસ્કૂલ થઈ.

## નડિયાદ : ન્યુ ઈંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ

**સંચાલન** ખાનગી માલિકી

**સ્થાપના** સને ૧૯૩૯

**શિક્ષણ** ધો. ૫થી ૧૧ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** હસ્તલિખિત માસિકો, ઉત્સવો, પ્રદર્શન, પર્યટન, સીવણકામ વગેરે

**સંખ્યા** કુલ વિદ્યાર્થિનીઓ ૪૭૦ (સ્થાનિક ૪૬૨ અને બહારગામની ૮) શિક્ષકો ૧૮

**ખાસ હકીકત** રાચરચીલું રૂ. ૧૫૦૦૦નું છે. ૧૯૪૨ના ડિસેમ્બરમાં લોકક્રાન્તિ સમયે સંખ્યા ઓછી થવાથી શાળા બંધ કરવામાં આવેલી. ફરી જૂન ૧૯૪૩માં પહેલાં ત્રણ ધોરણ શરૂ થયાં. ૧૯૪૪માં ધો. ૮, ૧૯૪૫માં ધો. ૯, ૧૯૪૭માં ધો. ૧૦, અને ૧૯૪૯ના જૂનમાં ધો. ૧૧ શરૂ કરવામાં આવેલું. શાળાની શરૂઆતની સંખ્યા લગભગ ૧૦ હતી.

૧૯૩૪-૩૫માં સ્વ. શ્રી છોટાલાલ ત્રિભોવનદાસ શાહે કન્યાઓ માટે આ અંગ્રેજી શાળા શરૂ કરેલી પણ બેએક વર્ષ પછી સંખ્યાના અભાવે બંધ કરવી પડેલી.

## નડિયાદ : શ્રી બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલ

**સંચાલક** ધી ખેડા ડિસ્ટ્રિક્ટ એજ્યુકેશન સોસાયટી, નડિયાદ તરફથી સ્કૂલ કમિટી સંચાલન કરે છે.

**સ્થાપના** તા. ૩-૬-૧૯૪૩

**શિક્ષણ** ધો. ૫થી ૧૧

**વિશિષ્ટ વિષયો** હિંદી, પુસ્તક બાંધણી તથા બુકબાઈન્ડિંગ.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** 'જ્યોતિ' નામનું છાપેલું વાર્ષિક મેગેઝિન, દરેક વર્ગ વાર હસ્તલિખિત મેગેઝિન, વિદ્યાર્થિનીઓનું સ્વતંત્ર હસ્તલિખિત મેગેઝિન, ગુજરાતી અને હિંદી નિબંધ હરીફાઈઓ, ગુજરાતી ગિઝ સાહિત્યની પરીક્ષા, સંસ્કૃત

પરીક્ષા, બહારના જ્ઞાનની પરીક્ષા સંસ્કાર કાર્યક્રમ, બહારના વકતાઓના પ્રવચનો, ચર્ચાસભા, વાણીદિન, વ્યાયામ દિનની ઉજવણી, પર્યટનો, વિદ્યાર્થી સહાયક પુસ્તકાલય, કલાપ્રદર્શન, સફાઈ દિન વગેરે

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૪૮૪ કુલ વિદ્યાર્થીઓ ૪૨૨ (સ્થાનિક ૩૬૭ અને બહારગામના ૫૫) કુલ વિદ્યાર્થિનીઓ ૬૨ શિક્ષકો ૧૭

**ખાસ હકીકતો** રાચરચીલુ આશરે રૂા ૧૯૦૦૦નુ. શ્રી મોતીભાઈ બી. શાહ અને શ્રી રમણભાઈ મ પરીખે આ શાળાની સ્થાપના કરેલી ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજ શ્રી માધુભાઈ સુ કવિશ્વરના હસ્તે ઉદ્ઘાટન થયેલુ નડિયાદમા આ એકજ શાળા સોસાયટીની છે

## નડિયાદ: શ્રી સરસ્વતી હાઈસ્કૂલ

**સંચાલન** ખાનગી માલિકી.

**સ્થાપના** ૬-૬-૧૯૨૭

**શિક્ષણ** ધો પછી ૧૧

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** કેળવણી વિષયક ફિલ્મ્સ, જ્ઞાન સપ્તાહ, પ્રવાસો, છાવણીઓ, ચર્ચાસભા, ઔદ્યોગિક સંસ્થાઓની મુલાકાત, હસ્તલિખિત માસિકો, બેન્ડ, વ્યાખ્યાનો, ગામમા જનતાને ફિલ્મ્સ બતાવવાના કાર્યક્રમો વગેરે

**સંખ્યા** ભણનારાઓની કુલ સંખ્યા ૩૯૪, કુલ વિદ્યાર્થીઓ ૩૭૦ (સ્થાનિક ૩૨૦ અને બહારગામના ૫૦) કુલ વિદ્યાર્થિનીઓ ૨૪,

**શિક્ષકો** ૧૬.

**ખાસ હકીકત** રાચરચીલુ રૂ ૨૫૦૦૦નુ છે શાળાનુ ઉદ્ઘાટન શ્રી દાદુભાઈ પુ દેસાઈના હસ્તે થયેલુ તા ૧-૪-'૪૭થી આ શાળા અને સિટી હાઈસ્કૂલ–નડિયાદ એ બને એક જ મેનેજમેન્ટ નીચે મુકાઈ છે

## નડિયાદ. સિટી હાઈસ્કૂલ

**સંચાલન** ખાનગી માલિકી

**સ્થાપના** તા ૧-૬-૧૯૩૪

**શિક્ષણ** ધો પછી ૧૧ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** કેળવણી વિષયક ફિલ્મ્સ, છાવણીઓ, પર્યટનો, ચર્ચાસભા, ઔદ્યોગિક સંસ્થાઓની મુલાકાતો, હસ્તલિખિત માસિક, સંસ્કાર કાર્યક્રમ, પ્રદર્શન, આનંદ બજાર વગેરે

**સંખ્યા** કુલ ભણનારની સંખ્યા ૩૨૫, કુલ વિદ્યાર્થીઓ ૨૯૩(સ્થાનિક ૨૫૩ અને બહારગામના ૪૦) કુલ વિદ્યાર્થિનીઓ ૩૨ શિક્ષકો ૧૪

**અન્ય હકીકતો** ૨ મકાનો રૂા ૬૦૦૦૦ના, તથા રાચરચીલુ રૂા ૨૫૦૦૦નુ છે

આઠ શિક્ષકોએ 'સોસાયટી હાઈસ્કૂલ' બનાવવાના ઈરાદાથી 'અવર ઓન હાઈસ્કૂલ' નામની શાળાની શરૂઆત કરેલી સંજોગો વશાત્ ૧૯૩૮ના એપ્રિલથી બે ભાગીદાર શ્રી ઈશ્વરપ્રસાદ પંડ્યા અને સ્વ શ્રી નટવરલાલ દવેએ એ સંસ્થા સિટી હાઈસ્કૂલના નામે ચલાવી ત્યાર પછી સંજોગોવશાત્ શ્રી સરસ્વતી હાઈસ્કૂલ, નડિયાદની મેનેજમેન્ટ સાથે આ શાળા ભાગીદારીથી જોડાઈ એ રીતે ૧૯૪૭થી બન્ને શાળાઓનો વહીવટ ભેગો ચાલે છે

## નરસંડા. બી એમ પટેલ હાઈસ્કૂલ

**સંચાલક** મંડળ

**સ્થાપના** તા ૧-૪-૧૯૨૮.

**શિક્ષણ** ધો પછી ૧૧ સુધી શિક્ષણ અપાય છે **વિશિષ્ટ વિષયો** હિંદી, સીવણ, કાતણ વગેરે

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** રંજન કાર્યક્રમ, રમતો, પયટન, સેવાકામ, સ્વચ્છતા, ચર્ચા-સભા, વિદ્યાર્થી વસ્તુભંડાર, હસ્તલિખિત મેગેઝિન વગેરે

**સંસ્થા** ભણનારની સંખ્યા કુલ ૨૧૩ વિદ્યાર્થીઓ કુલ ૧૯૮ (સ્થાનિક ૧૩૮ અને બહારગામના ૬૦), વિદ્યાર્થિનીઓ (સ્થાનિક) ૨૪ **શિક્ષકો** ૧૨

**ખાસ હકીકતો** શાળાનુ નવુ મકાન, બાગ-ફુવારા સાથેનુ, બધાય છે કપાસ વગેરેની ખેતીની વ્યવસ્થા કરવાની છે.

## પલાણા એ વી સ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ, પલાણા

**સ્થાપના** ૧૯૩૪ ૩૫

**શિક્ષણ** ધો બથી૯ **વિશિષ્ટ વિષયો** હિન્દી, ચિત્રકામ. **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સંસ્કાર કાર્યક્રમ, ગ્રામસફાઈ, પ્રવાસ વસ્તુભંડાર, ચર્ચાસભા, વાર્ષિક મેગેઝિન, રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી વગેરે

**સંખ્યા** કુલ ભણનારાઓની સંખ્યા ૧૧૦ કુલ વિદ્યાર્થીઓ ૧૦૨ (સ્થાનિક ૮૭ અને બહારગામના ૧૫ કુલ વિદ્યાર્થિનીઓ ૮ શિક્ષકો ૭

**ખાસ હકીકત** બે ભાડાના મકાને છે રાચરચીલુ લગભગ રૂ ૨૫૦૦નુ છે સને ૧૯૨૬મા સ્વ શ્રી મોતીભાઈ અમીનની પ્રેરણાથી વસો હાઈસ્કૂલના હાલના પ્રિન્સિપાલ શ્રી રામભાઈ સાહેબ ઉનાળાની રજાઓમા અત્રે આવી અંગ્રેજીના વર્ગો લેતા એ રીતે ગુજરાતી શાળામા ગુજરાતી સાથે અંગ્રેજી શીખવવાનુ શરૂ થયેલુ તે પછી ૧૯૩૪-૩૫મા અંગ્રેજી વર્ગો જુદા પાડવામા આવ્યા ૧૯૪૫ સુધી ત્રણ ધોરણ ચાલ્યા ૧૯૪૬મા ચોથુ ધોરણ થયુ અને ૧૯૪૭થી ધોરણ પાચમુ (એટલે હાલનુ નવમુ) શરૂ કરવામા આવ્યુ છે

## પીજ: મહાત્મા ગાંધી વિનયમંદિર

**સંચાલક** શાળા સમિતિ

**સ્થાપના** ૧૯૪૫

**શિક્ષણ** : ધો. ૬થી ૧૧.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** : સ્કાઉટિંગ, હસ્તલિખિત વાર્ષિક, ડ્રામેટિક કલબ, ખેતીવાડી, બાગકામ વગેરે.

**સંખ્યા** : ભણનારાઓની કુલ સંખ્યા : ૨૫૦; વિદ્યાર્થીઓ કુલ ૨૨૦ (સ્થાનિક ૧૯૦ અને બહારગામના ૩૦) વિદ્યાર્થિનીઓ કુલ : ૩૦; શિક્ષકો ૧૨.

**ખાસ હકીકત** : ગામને અડીને આવેલી લગભગ ચાર એકર જમીન પર ગામ લોકોએ દાનમાં આપેલી રૂપિયા દોઢ લાખ જેટલી રકમમાંથી શાળાનું મકાન તૈયાર થયું છે. શાળાની શરૂઆતમાં ધો. ૫થી ૧૦ સુધીના વર્ગો હતા. ૧૯૫૦થી ધો. ૧૧મું શરૂ કરવામાં આવ્યું છે. ઈ. સ. ૧૯૫૦ના જૂન મહિનામાં અહીંની સરકારી મિડલ સ્કૂલને કેળવણી ખાતા તરફથી આ શાળા સાથે જોડી દેવામાં આવી છે.

## મહુધા કેળવણી મંડળ હાઈસ્કૂલ

**સંચાલક** : મહુધા કેળવણી મંડળ, મહુધા

**સ્થાપના** : ૧-૯-૪૩.

**શિક્ષણ** : ધો. ૬થી ૧૧.



મહુધા કેળવણી મંડળ હાઈસ્કૂલ

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** : સંસ્કાર કાર્યક્રમ, ચર્ચાસભા, વ્યાયામદિન અને રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી, ગ્રામસફાઈ, હસ્તલિખિત વર્ગવાર માસિકો, 'બીબાવડી' નામનું વાર્ષિક છાપેલું મેગેઝિન, બહારના મહેમાનોનાં વ્યાખ્યાનો, પર્યટન, વૃક્ષારોપણ, વિદ્યાર્થીમંડળ, સહકારી ભંડાર, રેડિયો વગેરે.

**સંખ્યા** : ભણનારાઓની કુલ સંખ્યા : ૩૮૨; વિદ્યાર્થીઓ કુલ ૩૪૪ (સ્થાનિક ૧૯૪ અને બહારગામના ૧૫૦); વિદ્યાર્થિનીઓ કુલ : ૩૮. શિક્ષકો : ૧૫.

**મિલકત** : ૧ મકાન-કિંમત રૂ. ૧૧૮૦૦૦. કંપાઉન્ડમાં એક કૂવો-કિંમત રૂ ૩૫૦૦. શાયરચીનું-કિંમત રૂ. ૬૫૦૫.

## વસો : અંબાઈદાસ જીવાભાઈ હાઈસ્કૂલ

**સંચાલક** : કેળવણી મંડળ; વસો.

**સ્થાપના** : તા ૧૬-૧-૧૯૧૫.

**શિક્ષણ** : ધો. ૫થી ૧૧ સુધી. **વિશિષ્ટ વિષયો**: ચિત્રકામ, કાંતણ, સીવણ, સુથારીકામ.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** : સંગીત, કસરત, હસ્તલિખિત માસિક, સહકારી વિદ્યાર્થીભંડાર, ગરીબ વિદ્યાર્થીફંડ, બાગાયત ખેતી, વાગ્વર્ધિની સભા, પ્રાથમિક ઉપચાર, કલાસ કાઉન્સિલ, સ્ટુડન્ટસ યુનિયન, સફાઈ, સ્કાઉટિંગ, રાષ્ટ્રભાષા પ્રચાર, હિન્દુસ્તાની પ્રચાર, શિષ્ટ વાંચન, પ્રૌઢ શિક્ષણ, જ્ઞાનવર્ધક સભા, કલાસ લાયબ્રેરીઝ, સંગ્રહસ્થાન, પર્યટનો, પ્રાર્થના, હોલિકોત્સવ, હરીફાઈ વગેરે.

**સંખ્યા** : કુલ ભણનારની સંખ્યા : ૫૩૬. કુલ વિદ્યાર્થીઓ ૪૪૭ (સ્થાનિક ૩૪૭ અને બહારગામના ૧૦૦). કુલ વિદ્યાર્થિનીઓ : ૮૯. શિક્ષકો : ૨૪.

**ખાસ હકીકત** : બે મકાનો-કિંમત રૂ. ૬૫૦૦૦. જમીન ૫ એકર કિંમત રૂ. ૩૦,૦૦૦. શાયરચીલાની કિંમત રૂ. ૧૯૭૪૫. તા. ૯-૩-૧૯૨૯થી સંપૂર્ણ હાઈસ્કૂલ થયેલી. તા. ૧૨-૬-૧૯૩૯થી સરકારી એ. વી. સ્કૂલનો વહીવટ કેળવણી મંડળે લીધેલો.

## ચકલાશી-વેદ સંસ્કૃત પાઠશાળા

**સ્થાપના** : તા. ૧૩-૨-૧૯૩૭.

**ઇતિહાસ** : ચકલાશી ગામમાં સંવત ૧૯૭૮માં પ્રથમ પાઠશાળા સ્થાપવામાં આવેલી, પણ ગામલોકોના સહકારના અભાવે તે બંધ પડેલી; તે પછી સંવત ૧૯૮૮માં ગામના વયોવૃદ્ધ શુક્લ ભીખાભાઈએ પોતાના મકાનમાં બ્રાહ્મણ બાળકોને શાસ્ત્રીય કર્મકાંડ અને સંસ્કૃત ભાષા શીખવાડવાનું શરૂ કર્યું. આ કાર્યમાં સફળતા મળવાથી ગામના બ્રાહ્મણપંચ તરફથી માસિક રૂ. ૧૦) પાઠશાળાના ખર્ચ માટે આપવાનું ઠરાવ્યું. એ પછી પાઠશાળા આજ સુધી ચાલુ છે.

**સંચાલન** : બ્રાહ્મણપંચ તરફથી આ પાઠશાળાનું સંચાલન થાય છે. સંસ્થાને સરકારમાં રજિસ્ટર કરાવવામાં આવી છે.

**ઉદ્દેશ** : બ્રાહ્મણ બાળકોને ષટ્કર્મનું શિક્ષણ આપવાનો હેતુ છે.

**અભ્યાસ** : સંખ્યા : બીજી શાળાઓમાં ભણતા બ્રાહ્મણ વિદ્યાર્થીઓને બ્રાહ્મણનાં ષટ્કર્મ તથા કર્મકાંડ અને સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપવામાં આવે છે. આજે વિદ્યાર્થીઓની સંખ્યા ૧૦ છે. તેઓ બધા સ્થાનિક છે.

**આવક-ખર્ચ** : સરકાર તરફથી ૩ રૂપિયા—ની વાર્ષિક ગ્રાન્ટ મળતી હતી. પરંતુ પહેલાં ૨૦ વિદ્યાર્થીઓ હતા તે હાલ ઘટીને ૧૦ થઈ જવાથી સરકારે ગ્રાન્ટ બંધ કરી છે. પાઠશાળાનો નિભાવ જનતાના દાન પર થાય છે.

## નડિયાદ-શ્રી ખડાયતા સંસ્કૃત પાઠશાળા

**સ્થળ** : મરડાબારી, નડિયાદ.

**સ્થાપના** તા ૨૦-૧૦-૧૯૨૦

**ઇતિહાસ** શારદા પીઠાધીશ્વર જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમના હસ્તે આ પાઠશાળાની સ્થાપના થઈ હતી. ખડાયતા ગોર શ્રી પુરૂષોત્તમ ભોગીલાલ દવેના વિધવા ગ સ્વ ચકુબાઇએ પોતાની માલિકીનુ મકાન પોતાની થોડીક જગમ મિલકત સાથે આપેલુ છે

**સંચાલન** ટ્રસ્ટ મડળ સંસ્થાનુ સચાલન કરે છે તેના ૬ સભ્યો છે સસ્થા સરકારમાન્ય છે અને ગ્રાન્ટ મેળવે છે

**અભ્યાસ** વ્યાકરણ ન્યાય, વેદાત જ્યોતિષ સાહિત્ય, વેદ, કર્મકાડ વગેરે વિષયોનો અભ્યાસ કરાવવામા આવે છે કાશી, કલકત્તા વડોદરા મુબઈ વગેરે કેન્દ્રોની શાસ્ત્રી, આચાર્ય, રત્ન વગેરે પરીક્ષાઓ માટે વિદ્યાર્થીઓને તૈયાર કરવામા આવે છે

સંસ્થાનો અભ્યાસક્રમ, સાત વર્ષનો-સાત ધોરણમા વહે ચાયેલો, બનારસ ગવર્નમેન્ટ ક્વીન્સ કોલેજની પરીક્ષાની નિયમા વલીને અનુસરીને રાખવામા આવેલો છે

**સંખ્યા** ૨૦

**છાત્રાલય** સસ્થા અગે એક છાત્રાલય છે તેમા દરરોજ ૨૦ વિદ્યાર્થીઓને સસ્થા તરફથી ભોજન આપવામા આવે છે વિદ્યાર્થીઓ પાસેથી કોઈ જાતની ફી લેવામા આવતી નથી. ભોજન, પુસ્તકો વગેરે મફત આપવામા આવે છે.

**અધ્યાપકો** ૩

**મિલકત** નડિયાદના વીશા ખડાયતા વણિક શ્રી બેચરભાઈ મૂળજીભાઈ શાહે રૂ ૧૫ હજાર રોકડા અને રૂ પાચ હજારની કિંમતની ૫ વીઘા જમીન સંસ્થાને આપી છે સસ્થાનુ મકાન પોતાનુ છે, તેમા છાત્રાવાસ, પાઠશાળા અને બોર્ડિંગની વ્યવસ્થા કરવામા આવી છે જોશી શાતિલાલ રવિશકરે પોતાની ચાર ગુઠા જમીન સંસ્થાને આપી છે

**ખાસ હકીકતો** સસ્થામા સસ્કૃત પુસ્તકાલય છે, તેનો લાભ વિદ્યાર્થીઓને આપવામા આવે છે વિદ્યાર્થીઓને દડ બેઠક, સૂર્યનમસ્કાર, આસન વગેરેની પૂર્વ ઋષિપ્રણાલિકા પ્રમાણે તાલીમ આપવામા આવે છે સંસ્થામાથી ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓ ઉપદેશક, અધ્યાપક, જ્યોતિષી, પુરોહિત, વગેરે તરીકે કાર્ય કરી રહેલા છે અત્યાર સુધીમા આશરે ૫૦૦ જેટલા વિદ્યાર્થીઓએ સંસ્થાનો લાભ લીધો છે

## નડિયાદ-શ્રી ખડાયતા સંસ્કૃત પાઠશાળા છાત્રાલય

**સ્થળ** મરઘાબારી નડિયાદ **સ્થાપના** તા ૧૨ ૧૦ ૧૯૨૦ **પ્રકાર** જમવાની સગવડવાળુ, બ્રાહ્મણ જ્ઞાતિનુ **બધારણ** છે **સભ્યો** પાઠશાળાની કમિટીના સભ્યો તેજ છાત્રાલયના સભ્યો છે **છાત્રો** ૨૦ **કાર્યકર્તાઓ** ૬ **મુખ્ય ગૃહપતિનુ નામ** શાસ્ત્રી કરુણાશકર ઉમાશકર **ફી** દાખલ ફી નથી, ભોજન ફી નથી મકાન ભાડુ નથી **મિલકત** મકાન આશરે રૂ ૨૫૦૦૦નુ **ઉદ્દેશ** બ્રાહ્મણ બાળકો વિદ્યાભ્યાસ કરી સમાજ સેવા કરે તે **દૈનિક કાર્યક્રમ** પ્રાત પ્રાર્થનાપૂર્વક પાચ વાગે જાગરણ બાદ એક કલાક અભ્યાસ, ત્યાર બાદ શૌચ-સ્નાન, સધ્યા-પૂજા, અને લીધેલા પાઠ ગોખવા, ૧૧ વાગે ભોજન ૧૨ વાગ્યાથી સાજના પાચ વાગતા સુધી પાઠશાળા, ૬ વાગે પર્યટન, ૭ વાગે ભોજન રાત્રે ૮થી ૧૦ વાચન, ત્યાર બાદ સ્તુતિ અને ૧૦-૩૦ વાગે શયન

## નડિયાદ હિન્દુ અનાથાશ્રમ

**પરિચય** નડિયાદની આ સસ્થા ચરોતરમા તેમજ ગુજરાતભરમા જાણીતી અને અગ્રેસર છે નડિયાદ સ્ટેશનથી ખેડા જવાની સડકે આગળ વધતા રેલવે ક્રોસિંગ આગળ અનાથાશ્રમના મોટા મકાનો ને તેનો વિસ્તાર આવેલો છે

આશ્રમ રેલવે લાઈન પર જ હોઈ, નડિયાદથી અમદાવાદ અને કપડવણજ-ભાદરણ જતી-આવતી ગાડીઓમાથી આશ્રમના મકાનો નજરે પડે છે નડિયાદની મુલાકાતે આવનાર તેને જોવાનો લાભ લેવાનુ ભાગ્યે જ ચૂકતા હશે. વિશાળ કમ્પાઉન્ડની અદર વચ્ચે નાનો બગીચો અને આસપાસ નાના પણ સુદર સ્વચ્છ મકાનો, બાળકો માટેનુ ક્રીડાગણ પુસ્તકાલય ઉદ્યોગો અને છાપખાના માટેના મકાનો, પાણી ને રસોડાની સગવડો વગેરે જોઈને મુલાકાતીના મન પર સારી અસર પડે છે

**ઇતિહાસ** આ આશ્રમની સ્થાપના હિંદુ ધર્મના રક્ષણની ભાવનાની દ્યોતક છે એની સ્થાપના એવા જ ઐતિહાસિક પ્રસગ અગે થયેલી છે આ સદીની શરૂઆતમા ગુજરાતમા મોટો દુષ્કાળ પડેલો, તે છપ્પનિયાના દુકાળ તરીકે જાણીતો છે આ કુદરતી આફતમા પછાત કોમો અને પછાત વર્ગના હજારો માણસો સપડાયા, તેમાથી સખ્યાબધ મરણશરણ થયા આ રાષ્ટ્રીય આપત્તિનો ઉપયોગ પરદેશી ખ્રિસ્તી મિશનરીઓએ પોતાની ધર્માતરપ્રવૃત્તિ આગળ ધપાવવામા કર્યો. એ ગોરા મિશનરીઓએ પછાત વર્ગોના હજારો માણસોને-સેકડો કુટુંબોને વટલાવી ખ્રિસ્તી ધર્મમા દાખલ કર્યા આ રીતે વટલાઈને ખ્રિસ્તી થયેલાઓને તે ધર્મ પ્રત્યે અનુરાગ પેદા થયા હતો એમ નહોતુ પણ દુષ્કાળની ભીષણતાનો અનુભવ અને રોટી માટેના વલખાને લીધે તેમણે તત્કાલિક રાહત તરીકે ધર્માન્તર કરેલુ

આ સમયે એક બાજુ રાજકીય વાતાવરણમા બગભગથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિથી લોકમાનસ જાગ્રત બનતુ જતુ હતુ, ત્યારે બીજી બાજુએ આર્યસમાજના આગેવાનોના પ્રચારથી હિંદુધર્માનુયાયીઓ હિંદુધર્મની રક્ષા અને વૃદ્ધિ માટે પ્રેરણા પામતા હતા આવે વખતે પરદેશી પાદરીઓ વટાળ પ્રવૃત્તિ ચલાવતા હતા તે સામે હિંદુઓને સગઠન સાધવા અને આત્મરક્ષા તથા ધર્મરક્ષા માટેની સસ્થાઓ સ્થાપવા એ આગેવાનોએ હાકલ કરી.

આવી પ્રેરણા કરનારાઓમા પજાબકેસરી લાલા લજપતરાય મુખ્ય હતા પરધર્મમા વટલાવી દેવાતા નિરાધાર બાળકોને માટે જરૂરી રાહતની સસ્થાઓ સ્થાપવાનો તેમણે દેશને તેમજ આર્ય

સમાજને આગ્રહ કર્યો

આર્યસમાજની તેમજ બંગભંગથી દેશમાં આવેલી જાગૃતિની અસર નડિયાદમાં શ્રી ફૂલચંદભાઈ બાપુજી શાહ અને તેમના મિત્રો ઉપર થઈ હતી. આ સમયે કેટલાક વિદ્યાર્થીઓએ પોતાને પાદરીઓ તરફથી થતી કનડગતની હકીકત શ્રી ફૂલચંદભાઈને કરી એ વિદ્યાર્થીઓ ખ્રિસ્તી ધર્મમાં જતા હતા પણ તેમને હિંદુ ધર્મમાં પાછા આવવું હતું. આવાઓ માટે શું થઈ શકે? નિરાધાર હિંદુ બાળકોને ખ્રિસ્તી કે મુસલમાન ધર્મમાં વટલાઈ જતાં બચાવાય તો તેમને કોણ સાચવે? આ સવાલોના ઉકેલ તરીકે નડિયાદમાં હિંદુ અનાથઆશ્રમની સંસ્થા સ્થાપવાનો શ્રી ફૂલચંદભાઈ અને તેમના મિત્રોએ નિર્ણય કર્યો

**જાહેર સભાથી શરૂઆત**

આ કામ માટે નડિયાદની નેટિવ જનરલ લાયબ્રેરીમાં (કિરપા-રામ હોલમાં) તા. ૧૫-૩-૧૯૦૮ને રોજ નડિયાદના નાગરિકોની એક સભા બોલાવવામાં આવી. આ સભાએ ઉપર જણાવેલા હેતુસર નડિયાદમાં અનાથઆશ્રમ સ્થાપવાનો ઠરાવ કર્યો ને તે માટે ફંડ એકઠું કરવાનું ઠરાવાયું. આ સભામાં શ્રી પુનભાઈ લલ્લુભાઈ પરીખે પોતાના તરફથી રૂપિયા એક હજારનું દાન આપી ફંડની શરૂઆત કરેલી

આશ્રમની શરૂઆતમાં લાલા લજપતરાયે પોતાના તરફથી પણ દાન આપી પ્રોત્સાહન આપેલું એ હકીકત નોંધપાત્ર છે.

તે પછી તા. ૮-૪-૧૯૦૮ને રોજ આશ્રમ માટે જમીન ખરીદવામાં આવી અને તેના પર મકાનો બાંધવાની શરૂઆત થઈ

**વિકાસ** — શ્રી ફૂલચંદભાઈ શાહ, શ્રી ગોકળદાસ તલાટી, શ્રી બટુકશંકર ગિ. મહેતા અને શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈએ આ સંસ્થાનો વિકાસ સાધવામાં ખૂબજ પરિશ્રમ કરેલો. તે પછી દરબાર ગોપાળદાસ દેસાઈએ પણ સંસ્થાના કામમાં રસ લીધો હતો અને સને ૧૯૪૦ પછી ઘણા વર્ષો સુધી તેઓ આ સંસ્થાના પ્રમુખપદે રહ્યા હતા

ખેડા જિલ્લાએ તેમજ ગુજરાતે, અને ચરોતરના વતનીઓ જેઓ આફ્રિકા વગેરે પરદેશોમાં વસતા હોય તેમણે આશ્રમને નાણાં, સાધનો ને બીજી અનેક રીતે સારી મદદ કરી છે અને આશ્રમના નિભાવમાં પોતાનો ફાળો આપ્યો છે

**અભ્યાસ અને ઉદ્યોગોની તાલીમ**

આશ્રમના બાળકોને તેઓ ૧૮ વર્ષની વયના થાય ત્યાં સુધી અભ્યાસ કરાવવામાં આવે છે અને કેટલાક ઉદ્યોગોની પણ તાલીમ આપવામાં આવે છે. બાળકો માટે ગામની પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓમાં અભ્યાસની જોગવાઈ કરવામાં આવે છે. તદુપરાંત આશ્રમમાં સંગીતની અને ઉદ્યોગોની તાલીમની વ્યવસ્થા કરાય છે. ઉદ્યોગોમાં (૧) છાપખાનું (૨) સીવણકામ (૩) વણાટકામ અને (૪) સુથારી કામ મુખ્ય છે, અને તેમાંય છાપખાનું ને સીવણકામ એ બે ઉદ્યોગો જીવનનિર્વાહના સાધન તરીકે વધુ અનુકૂળ હોઈ તેનો લાભ વિદ્યાર્થીઓ વિશેષ પ્રમાણમાં લે છે

આ ઉપરાંત આશ્રમની મોટી ઉંમરની કન્યાઓને તેમના ભાવી જીવનમાં ઉપયોગી જ્ઞાન મળે તે હેતુથી નડિયાદના વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં અભ્યાસ માટે મૂકવામાં આવે છે. એજ પ્રમાણે આશ્રમના કેટલાક વિદ્યાર્થીઓને બોચાસણના વલ્લભવિદ્યાલયમાં 'નઈ તાલીમ' અનુસાર શિક્ષણ લેવા મોકલવામાં આવે છે

વળી આશ્રમમાં તાલીમ પામેલા કેટલાક વિદ્યાર્થીઓ આશ્રમની આંતરિક વ્યવસ્થા તેમજ ઉદ્યોગોનું કામ વેતન લઈ ચલાવે છે. આ રીતે વ્યવસ્થાકામની તાલીમ તેમને મળે છે, ને તે સાથે કંઈક આવક મેળવી પ્રોત્સાહન પણ પામે છે

આશ્રમમાં છોકરાઓ, છોકરીઓ અને મોટી ઉંમરના અશક્તો વગેરે મળી કુલ સંખ્યા ૧૨૫થી ૧૫૦ સુધી રહે છે

**આવક-ખર્ચ** સંસ્થાનો વાર્ષિક ખર્ચ આશરે ૫૦ હજારનો છે. એનો આધાર દાન, સખાવતો, મકાનભાડાં, સબ્સીડી, જમીન સાંથ, વ્યાજ વટાવ, શેરોનું ડિવિડન્ડ, ઉદ્યોગોથી થતી આવક વગેરે પર છે

આશ્રમને દાન આપવા માટેની યોજનાઓમાં નીચે મુજબના પ્રકાર નક્કી કરાયા છે

સંસ્થાના પેટ્રન થવા માટે રૂ. ૧,૦૦૦, કાયમી સભ્ય રૂ. ૧૦૦, વાર્ષિક સભ્ય રૂ. ૫, કાયમી અન્નદાન-મિષ્ટ ભોજન માટે રૂ. ૧૫૦૦, સાદા ભોજન માટે રૂ. ૬૦૦ (નિયત તિથિએ બધાં આશ્રમવાસીઓને ભોજન આપવા માટે). એક દિવસના અન્નદાન માટે ઓછામાં ઓછી રકમ રૂ. ૨૦૦, નિયત તિથિએ દૂધ અગર નાસ્તો આપવા માટે રૂ. ૧૦૦, ઓરડી દાન માટે રૂ. ૬૦૦, ગોદાન રૂ. ૨૫

**સંસ્થાની ઉપયોગિતા**

નડિયાદની ચરોતરની અને ગુજરાતની આ સંસ્થાએ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવી છે. છેલ્લા ૪૫ વર્ષથી તે ચાલે છે, ને એના જીવન દરમ્યાન બબ્બે મહાયુદ્ધોના વિકટ મોંઘવારી ને અછતના સંજોગો તેણે પસાર કર્યા છે

આ બધા વર્ષો દરમિયાન બે હજારથી વધારે નિરાધાર બાળકોએ સંસ્થામાં રહી, પોષાઈ, અભ્યાસ કરી, ઉદ્યોગોની તાલીમ મેળવી પોતાના સ્વતંત્ર જીવનની રચના કરી છે. એવા વિદ્યાર્થીઓમાંથી કેટલાક તો જાહેર જીવનમાં પણ ઝળક્યા છે તો કેટલાક વેપારધંધા અને નોકરીઓમાં આગળ આવ્યા છે. ભારત સરકારના અત્યારના માહિતી અને બ્રોડકાસ્ટિંગ ખાતાના પ્રધાન શ્રી કેસ્કરજી આ અનાથાશ્રમના એક માજી વિદ્યાર્થી છે

વિદ્યાર્થી ૧૮ વર્ષની વયનો થતાં એને સ્વતંત્ર જીવન જીવવાની રજા આપવામાં આવે છે

આશ્રમમાં રહી પોષાઈ ભણેલી બાળાઓને ઉંમરલાયક થતાં યોગ્ય વરની તપાસ કરી પરણાવવામાં આવે છે

ગુજરાતના સમાજજીવનમાં ઉપયોગી થઈ ચૂકેલી આ સંસ્થાનો હજુ વધુ વિકાસ સાધી શકાય એવી અનેક શક્યતાઓ છે.

## નડિયાદ—ન્યુ શોરોક મિલ વ્યાયામમંદિર

**સ્થાપના** તા ૨૬ માર્ચ ૧૯૫૨ને રોજ ન્યુ શોરોક મિલના મજૂર કલ્યાણ મડળ દ્વારા આ વ્યાયામમદિરની સ્થાપના કરવામા આવી છે ઉદ્ઘાટનવિધિ ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિના પ્રવર્તક અને તે સમયના હો ગા દળના વડા શ્રી રાવજીભાઈ પટેલના શુભ હસ્તે કરાવવામા આવી હતી **મકાનો અને મેદાન** સસ્થાને પોતાનુ જ એક વિશાળ મેદાન છે સામાન વગેરે રાખવા માટે મકાનની જોગવાઈ છે કુસ્તીનો હોદો પણ છે મનોરજન કાર્યક્રમ માટે ૬×૨૬ નુ પાકુ ચણેલુ રગભૂમિ માટેનું સ્ટેજ પણ છે **વહીવટ** સસ્થા બધારણીય નથી છતા એક વ્યવસ્થાપક કમિટી નીમવામા આવી છે સસ્થાના પ્રમુખ શ્રી શિવાભાઈ પટેલ (મિલના મેનેજર) છે, અને તે જાતે સસ્થાની પ્રત્યેક પ્રવૃત્તિમા અગત રસ લઈ આગળ પડતો ભાગ લે છે મત્રી શ્રી શકરભાઈ અ પટેલ અને સચાલક શ્રી મધુકર લ પટેલ છે

**આર્થિક બાજુ** સસ્થા મિલની સીધી મદદથી ચાલે છે આનાફડ પ્રવૃત્તિ પણ ચાલે છે કેટલીક વખત સસ્થાના જુવાનો તથા કિશોરો મિલનુ મેટલુક કામ કરી લઈને સસ્થા માટે આર્થિક મદદ મેળવે છે વાર્ષિક ખર્ચ આશરે રૂ ૧૩૦૦નુ છે **પ્રવૃત્તિઓ** ચર્ચાસભા, ખોખોખેલ, ટેકરીયુદ્ધ ધ્વજયુદ્ધ કેમ્પિંગ, નાના મોટા પ્રવાસો વગેરે પ્રવૃત્તિઓ અવારનવાર યોજાય છે બૌદ્ધિક વર્ગો પણ લેવાય છે પ્રતિ વર્ષે વાર્ષિકોત્સવ પણ થાય છે પુસ્તકાલય પ્રવૃત્તિ પણ ચાલે છે સસ્થાને પોતાનુ બેન્ડ પણ છે બહેનો માટે કોઈ અલગ વ્યવસ્થા હાલમા નથી, પરતુ નજીકના ભવિષ્યમા બહેનો માટે વ્યાયામ પ્રવૃત્તિ શરૂ કરવા વિચારણા ચાલે છે

સસ્થાને સરકાર માન્ય કરાવવામા આવી નથી, પરતુ ચરોતર વ્યાયામ મડળ તથા ગુજરાત વ્યાયામ પ્રચારક મડળ સાથે તે સયોજિત છે—અને મડળોની પ્રવૃત્તિઓમા સસ્થાના સચાલકો ખૂબ રસપૂર્વક ભાગ લે છે આ સસ્થા સાર્વજનિક છે

## નડિયાદ—પોર સેવાસમૂહ વ્યાયામમંદિર

**સ્થાપના** તા ૧૬–૩–૧૯૫૩ **વહીવટ** પોર સેવા સમૂહ નામની સસ્થા જે કેળવણી મદિર તથા બાલમદિરનુ પણ સચાલન કરે છે તે જ સસ્થા આ વ્યાયામમદિરનુ પણ સચાલન કરે છે પ્રમુખ શ્રી ઇશ્વરભાઈ રણછોડભાઈ પટેલ અને મત્રી શ્રી શનાભાઈ મનેરભાઈ પટેલ છે **પ્રવૃત્તિ** આ સસ્થાના કેટલાક વિદ્યાર્થીઓને આ વર્ષે (૧૯૫૪) નડિયાદમા યોજાયેલ ગુ વ્યા પ્ર મડળ માન્ય ગ્રીષ્મ વ્યાયામ વર્ગમા તાલીમ માટે મોકલવામા આવ્યા હતા સસ્થામા પચાસેક વિદ્યાર્થીઓ ભાગ લે છે

## પીજ—શ્રી નરસિંહભાઈ ઉમેદભાઈ સાર્વજનિક વ્યાયામમદિર

**સ્થાપના** ૧–૩–૧૯૨૯ **નામકરણ** લગભગ દસ વર્ષ



સુધી આ સસ્થા કોઇ નામ સિવાય જ ચાલેલી તે પછી શ્રી તુલસીદાસ નરસિંહભાઈ પટેલે પોતાના સ્વ પિતાશ્રીના સ્મરણાર્થે રૂ ૧૫૦૧ દેણગી આપી, અને ત્યારથી તેમનુ નામ આ સસ્થા સાથે જોડવામા આવ્યુ **મકાન–મેદાન** સસ્થાનુ મકાન ૪૮×૩૨નુ છે, મેદાન ૧૮ ગુઠાનુ છે આ મકાન તથા મેદાન સસ્થાએ ગામ પાસેથી ભાડે રાખેલા છે મકાનના વાર્ષિક ભાડાના રૂ ૭૨૦ અને મેદાનના વાર્ષિક ભાડાના રૂ ૧૫૦ આ સસ્થા આપે છે. **વહીવટ** સસ્થાને પોતાનુ બધારણ છે સસ્થાના પ્રમુખ શ્રી અબાલાલ ચુનીલાલ જાની અને મત્રીઓ શ્રી રાવજીભાઈ ભાઈલાલભાઈ પટેલ તથા શ્રી જયહરિભાઈ લલ્લુભાઈ પટેલ છે. આ સસ્થા સ્વતત્ર રીતે ચાલે છે, કોઈ સસ્થા કે મડળના આશ્રય નીચે ચાલતી નથી **આર્થિક બાજુ** આ સસ્થાનું વાર્ષિક ખર્ચ આશરે રૂ. બે હજાર છે ગામમદદ, સભ્યફડ, લવાજમ વગેરેની આવક દ્વારા ખર્ચને પહોચી વળવા પ્રયત્ન થાય છે **લાભ લેનારની સખ્યા** આશરે ૬૦ વિદ્યાર્થીઓ **પ્રવૃત્તિઓ** આ સસ્થાને પોતાનું નાનું એવુ પુસ્તકાલય, પ્રથમોપચાર માટેના સામાન્ય સાધનો અભ્યાસગૃહ તથા બેન્ડની વ્યવસ્થા છે ધ્વજ-યુદ્ધ દોડ, નાનામોટા પ્રવાસો, નાટ્યપ્રયોગો, વાર્ષિકોત્સવ, વગેરે પ્રવૃત્તિઓ અવારનવાર યોજાય છે શ્રમયજ્ઞમા પણ સસ્થાના વિદ્યાર્થીઓએ કામ કર્યું છે. વ્યાયામ અને રમતો બનેય ચાલે છે સસ્થા સાર્વજનિક છે

## વસો—દિવાળી વ્યાયામમદિર

**સ્થાપના** વસો કેળવણી મડળે તા ૧–૫ ૧૯૨૩ને રોજ આ સસ્થા શરૂ કરેલી આ વ્યાયામમદિરનુ સ્થાપના કાર્ય સ્વ મોતીભાઈ અમીનની પ્રેરણાને આભારી છે. **વહીવટ** આ સસ્થા કેળવણી મડળના વહીવટ પ્રમાણે ચાલે છે પ્રમુખ શ્રી આપાજી બાવાજી અમીન અને મત્રી શ્રી રામભાઈ કાશીભાઈ પટેલ છે **મકાન મેદાન** સસ્થાને પોતાના સ્વતત્ર મકાન તથા મેદાન છે મકાનની કિંમત આશરે રૂ આઠ હજાર ગણાય મેદાનની જમીન બે એકર આશરેની છે **આર્થિક બાજુ** સસ્થાનુ ખર્ચ આશરે રૂ ૧૨૦૦નુ કહી શકાય સ્વ મોતીભાઈ અમીને શરૂ કરેલ વિદ્યાદાન પ્રવૃત્તિમાથી સસ્થાને સારી આવક મળે છે **લાભ લેનારની સખ્યા** સરેરાશ ૬૦ **પ્રવૃત્તિઓ** સસ્થામા બેન્ડ તથા પ્રથમોપચારના સાધનોની વ્યવસ્થા છે કુસ્તી માટેનો અખાડો પણ છે ઉત્સવો, પ્રવાસો વગેરે પ્રવૃત્તિઓ યોજાય છે રમત અને વ્યાયામ બનેય પ્રવૃત્તિઓ આ સસ્થામા ચાલે છે

*

# પેટલાદ તાલુકો

## પેટલાદ કોલેજ

**સરનામુ** દતાલીના રસ્તા પર, પેટલાદ

**સ્થાપના અને સંચાલન** પેટલાદમા કોલેજ સ્થપાય તો પેટલાદ અને આજુબાજુના વિદ્યાર્થીઓને મહાવિદ્યાલયની કેળવણી લેવાની વધારે સગવડ થાય એ ઉદ્દેશથી રાજમિત દાતાર શેઠશ્રી રમણલાલ કેશવલાલ પરીખે રૂ દોઢ લાખનુ ભંડોળ એકઠુ કરી તા ૧૯મી સપ્ટેમ્બર ૧૯૪૫ને રોજ પેટલાદ એજ્યુકેશન ટ્રસ્ટ રચ્યુ કર્યુ હતુ આ ટ્રસ્ટે દંતાલીના રસ્તા પર વીઘા ૬૦ જમીન મેળવી કાર્યની શરૂઆત કરેલી કોલેજના મકાનની શિલારોપણ વિધિ ભૂતપૂર્વ વડોદરા રાજ્યના તે વખતના દીવાન સર બી એન મિત્તરના હાથે થઈ હતી



પેટલાદ કોલેજ

કોલેજની શરૂઆત તા ૨૦-૬-૧૯૪૬થી કરવામા આવી હતી પ્રથમ વર્ષ ફક્ત આર્ટસના બે વર્ગો ખોલવામા આવ્યા હતા, અને જૂન ૧૯૪૭થી સાયન્સના પણ પ્રથમ બે વર્ગો ખોલવામા આવ્યા હતા, અને ક્રમેક્રમે સાયન્સના પૂરા અભ્યાસ માટે બી એસ સી કોર્સ સુધીના વર્ગો ખોલવામા આવ્યા છે કોલેજનુ સંચાલન પેટલાદ એજ્યુકેશન ટ્રસ્ટ કરે છે

**અભ્યાસક્રમ** સાયન્સ વિભાગમા તથા આર્ટસ વિભાગમા યુનિવર્સિટીએ નક્કી કરેલો અભ્યાસક્રમ દાખલ કરવામા આવેલો છે

**સંખ્યા** કોલેજમા ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૯૫૩-૫૪ની સાલમા નીચે મુજબ હતી

**આર્ટ્સ વિભાગ** પ્રથમ વર્ષમા ૧૫ વિદ્યાર્થીઓ અને બીજા વર્ષમા ૨૫ વિદ્યાર્થીઓ તથા ૨ વિદ્યાર્થિની મળી કુલ ૪૨ વિદ્યાર્થીઓ

**સાયન્સ વિભાગ** પ્રથમ વર્ષમા ૩૫ વિદ્યાર્થીઓ અને ૧ વિદ્યાર્થિની બીજા વર્ષમા ૨૪ વિદ્યાર્થીઓ અને ૨ વિદ્યાર્થિનીઓ જુનિયર બી એસ સી મા ૧૩ વિદ્યાર્થીઓ, સિનિયર બી. એસ સી.મા ૮ વિદ્યાર્થીઓ. કુલ ૮૩ વિદ્યાર્થીઓ છે બને વિભાગોમા મળીને કુલ ૧૨૫ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે

## ગાડા : એ વી સ્કૂલ

**સંચાલક** પ્રગતિ મંડળ, ગાડા

**સ્થાપના** ૧૬-૧૦-૪૫

**શિક્ષણ** આઠ ધોરણ સુધીનુ

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૪૮, વિદ્યાર્થીઓ ૩૫, વિદ્યાર્થિનીઓ ૧૩, શિક્ષકો ૪

**ખર્ચ** ખરચ વાર્ષિક રૂ ૨૫૦૦નુ છે

## ચાંગા બી એ પટેલ હાઈસ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ, ચાંગા

**સ્થાપના** ૧-૪-૧૯૧૩

**શિક્ષણ** ધો ૫થી ૧૧.

**વિશિષ્ટ વિષયો** ચિત્રકામ, હિન્દી, કાંતણ શારીરિક શિક્ષણ અભ્યાસેતર પ્રવૃત્તિઓ, હસ્તલિખિત સામયિક, ભીંતપત્રો

**સંખ્યા** કુલ ભણનારાઓની સંખ્યા ૩૪૯ કુલ વિદ્યાર્થીઓ ૩૦૩ (સ્થાનિક ૧૫૩ અને બહારગામના ૧૫૦) કુલ વિદ્યાર્થિનીઓ ૪૬ શિક્ષકો ૧૪

**ખાસ હકીકત** ખરચ વાર્ષિક રૂ ૧૩૨૪૦નું છે તા ૧-૪-૧૯૧૩થી ખાનગી સાહસથી શાળા શરૂ થયેલી સને ૧૯૪૪ સુધી પહેલા ચાર ધોરણ હતા તે પછી ગામના આફ્રિકાવાસી ભાઈઓની મદદથી પાંચમુ ધોરણ શરૂ થયુ ને સરખારે આન્ટ આપવી શરૂ કરી ૧૯૪૭મા ૭મુ (હાલનુ ૧૧ મુ) ધોરણ શરૂ કર્યું શાળાના મકાન માટે રા ભાઈલાલભાઈ અમથાભાઈ પટેલના સુપુત્રો તરફથી રૂ ૩૫૦૦૦નું દાન મળ્યુ એટલે શાળાનુ નામ બી એ પટેલ હાઈસ્કૂલ રખાયુ છે

## ડભોઉ : એ વી સ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ, ડભોઉ

**સ્થાપના** ૧૯૪૫

**શિક્ષણ** નવ ધોરણ સુધીનુ

**વિશિષ્ટ વિષયો** સંગીત, બેન્ડ, વ્યાયામ અભ્યાસેતર પ્રવૃત્તિ પર્યટન વગેરે

**સંખ્યા** ભણનારાઓની કુલ સંખ્યા ૮૦ કુલ વિદ્યાર્થીઓ ૭૦ (સ્થાનિક ૪૦ અને બહારગામના ૩૦) કુલ વિદ્યાર્થિનીઓ ૧૦ શિક્ષકો ૪

**ખાસ હકીકત** મકાન ભાડાનુ છે તેનુ વાર્ષિક ભાડું રૂ ૩૦૦ છે ૧૯૪૫મા પહેલું,ને બીજું ધોરણ થયેલુ ક્રમે ક્રમે નવ ધોરણ થયા છે ૧૧મા ધોરણ સુધી લઈ જવાની વિચારણા છે

## ધર્મજ વલ્લભદાસ નરોત્તમદાસ હાઈસ્કૂલ

**સંચાલક** ધર્મજ કેળવણી મંડળ ધર્મજ

**સ્થાપના** તા. ૨-૧-૧૯૦૪

**શિક્ષણ** ધો ૬થી ૧૧

**વિશિષ્ટ વિષયો** ફોટોગ્રાફી, સંગીત, શોર્ટહેન્ડ, ટાઈપ રાઈટિંગ, એલિમેન્ટસ ઓફ કોમર્સ, બૂકકીપિંગ, દેશીનામુ, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિનો કોવિદ સુધીનો અભ્યાસ, પ્રાથમિક શાળાંત પરીક્ષાનો અભ્યાસ.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સામાન્ય રીતે વિદ્યાર્થીઓના વિકાસ માટે બધી જ પ્રવૃત્તિઓ થાય છે

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૫૩૮. વિદ્યાર્થીઓ કુલ ૪૨૧ (સ્થાનિક ૩૪૭ અને બહારગામના ૭૪) વિદ્યાર્થિનીઓ કુલ ૧૧૭, શિક્ષકો ૨૦

**ખાસ હકીકતો** ૧ મકાન રૂ ૧૬૦૦૦૦નુ, જમીન વીઘા ચારેક રૂ. ૧૦૨૩૦ની, અને રાચરચીલુ રૂ ૫૫૪૩૨નુ છે સને ૧૯૧૩મા પૂર્ણ વિકસિત હાઈસ્કૂલ થયેલી સને ૧૯૪૯મા વાણિજ્ય વિભાગની શરૂઆત કરેલી અને સને ૧૯૫૨મા વાણિજ્ય વિભાગને પૂર્ણ વિકસિત સ્વરૂપ આપવામા આવ્યુ છે શ્રી પ્રભુદાસ વલ્લભદાસ તરફથી તેમના પિતાના નામે શાળાનુ મકાન બાધવા રૂ ૨૦૦૦૦ મળેલા તેમના નાનાભાઈ શ્રી તુલસીદાસ વલ્લભદાસ પટેલે સસ્થાના ભંડોળમા સને ૧૯૪૩મા રૂ ૨૫૦૦૦નુ દાન કરેલુ પૂર્વ વિંગ બાધવા માટે સ્વ ઝવેરભાઈ હાથીભાઈના સુપુત્રો તરફથી રૂ ૧૦,૦૦૦ મળેલા પશ્ચિમ વિંગ બાધવા માટે શ્રી શિવાભાઈ હાથીભાઈના સુપુત્ર શ્રી વિઠ્ઠલભાઈએ રૂ ૪૮૨૫ આપેલા. ભવિષ્યમા કૃષિગોવિદ્યા વિભાગની સ્થાપના કરવાની વિચારણા ચાલે છે

## નાર હાઈસ્કૂલ

**સંચાલક** . કેળવણી મંડળ, નાર.

**સ્થાપના** - ૧૯૦૬.

**શિક્ષણ** ધો ૭થી ૧૧.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પર્યટન, મેગેઝિન, શ્રમદિન વગેરે

**સંખ્યા** કુલ ભણનારાઓની સંખ્યા ૪૬૩ કુલ વિદ્યાર્થીઓ ૪૧૨ (સ્થાનિક ૩૬૯ અને બહારગામના ૪૩) કુલ વિદ્યાર્થિનીઓ ૫૧, શિક્ષકો ૨૯.

**ખાસ હકીકતો** ૪ મકાનો રૂ ૬૧૦૦૦નાં, ૫ વીઘા જમીન રૂ ૭૫૦૦ની, તથા રાચરચીલુ રૂ. ૯૮૩૪નું છે ગામના શિક્ષણમા રસ લેતા ગૃહસ્થો અને કેળવણી ખાતામા નોકરી કરતા શિક્ષકોના એક એક પગારની રકમોના ફાળાથી આ શાળાની સ્થાપના થઈ હતી ઉત્તરોત્તર વૃદ્ધિ થતાં ૧૯૩૧મા શાળા સંપૂર્ણ હાઈસ્કૂલ બની હતી

## પીપળાવ : એ વી. સ્કૂલ

**સંચાલક** પીપળાવ સાર્વજનિક કાર્યસંઘ

**સ્થાપના** ૯-૬-૪૫

**શિક્ષણ** નવ ધોરણ સુધીનુ

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૧૬૩, કુલ વિદ્યાર્થીઓ ૧૪૫ ( સ્થાનિક ૧૦૯ અને બહારગામના ૩૬ ) વિદ્યાર્થિનીઓ કુલ ૧૮ ( સ્થાનિક ૧૧ અને બહારગામની ૭ ) શિક્ષકો ૬

**ખાસ હકીકતો** રાચરચીલુ રૂ ૧૫૦૦નું છે એકાદ બે વર્ષમા સંપૂર્ણ હાઈસ્કૂલ કરવાની ગામ લોકોની ઈચ્છા છે.

## પેટલાદ એન કે હાઈસ્કૂલ

**સંચાલન** સરકારી

**સ્થાપના** સને ૧૯૧૭



નાર હાઈસ્કૂલ



એન કે હાઈસ્કૂલ

**શિક્ષણ** ધો ૭થી ૧૧

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પર્યટનો, વાચનાલય, રેડક્રોસ, સંસ્કાર કાર્યક્રમ, ગુજરાતી સાહિત્ય મંડળ, ચર્ચાસભા, હરીફાઈઓ, સફાઈકામ, મહાપુરુષોની જીવન જયંતીઓ, 'સ્વપ્ન સિદ્ધિ' વાર્ષિક મેગેઝિન, ક્રિકેટ અને બીજી રમતો વગેરે.

**સંખ્યા** ભણનારની સંખ્યા કુલ ૪૦૨ વિદ્યાર્થીઓ કુલ ૩૭૪ (સ્થાનિક ૩૦૦ અને બહારગામના ૭૪), વિદ્યાર્થિનીઓ કુલ ૨૮ શિક્ષકો ૧૬

**ખાસ હકીકત** શાળા ખાતે ૩ મકાનો ને ૩ એકર જમીન છે

## પેટલાદ : ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલ

**સંચાલક** શ્રી ચંપકલાલ છોટાલાલ પરીખ (શાળા ખાનગી માલિકીની છે.)

**સ્થાપના** તા ૧-૪-૧૯૩૮

**શિક્ષણ** ધો. ૧૧ સુધીનુ

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** હિન્દી તથા ગાંધર્વ મહાવિદ્યાલયની સંગીતની પરીક્ષાના વર્ગો, વાંસકામ નેતરકામ, લાકડાનુ કામ, પુસ્તકાલય પ્રોજેક્ટર, સંસ્કાર કાર્યક્રમ વગેરે

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૬૨૮ વિદ્યાર્થીઓ કુલ ૫૪૦ (સ્થાનિક ૨૧૬ અને બહારગામના ૩૨૪) વિદ્યાર્થિનીઓ કુલ ૮૮ શિક્ષકો ૨૧

**ખાસ હકીકતો** ૧ મકાન આશરે રૂા ૧૦૦૦૦૦નુ, જમીન સાતેક વીઘા તથા રાચરચીલુ આશરે રૂા ૧૫૦૦૦નુ છે ૧૯૩૮મા શરૂઆત ૧થી ૫ ધોરણ સુધી ભાડાના મકાનમા થયેલી ૧૯૪૨મા ત્યાં જ મેટ્રિક સુધીના ધોરણ દાખલ થયા હતા ૧૯૪૩મા શાળાનુ નવુ મકાન થયેલુ

## મલાતજ : એ વી સ્કૂલ

**સંચાલક** મલાતજ કેળવણી મંડળ

**સ્થાપના** ૨૨ ૧૧-૧૯૨૦

**શિક્ષણ** સાત ધોરણ સુધીનુ **અભ્યાસેતર પ્રવૃત્તિઓ** કસરત, રમતો, બાગાયત, પર્યટન, ચર્ચાસભા, પુસ્તકાલય વગેરે

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૫૬ વિદ્યાર્થીઓ કુલ ૪૮ (સ્થાનિક ૪૫ અને બહારગામના ૩) વિદ્યાર્થિનીઓ ૮ શિક્ષકો ૪

**ખાસ હકીકતો** રાચરચીલુ રૂ ૩૦૦નુ છે સદર સંસ્થા શરૂ કરવાની ગામની ઈચ્છા થતા અત્રેના એક સદ્‌ગૃહસ્થ શ્રી દેસાઈભાઈ ઈશ્વરભાઈ પટેલ જેઓ આફ્રિકામા વસતા હતા તેમણે રૂા ૮૦૦ની રકમ ત્યાંથી મોકલી, ગામના બહારગામ નોકરી કરતા ભાઈઓએ દર વર્ષે એક માસનો પગાર આપવો એમ નક્કી કર્યું તથા ગામે યથાશક્તિ મદદ આપી એ રીતે સંસ્થા ઉપસ્થિત થઈ હતી પણ બહારગામના નોકરી કરતા ભાઈઓ તરફથી એક એક પગાર મળ્યા બાદ તે રકમ બંધ થયેલી પણ ગામમાંથી ભંડોળ એકઠુ કરી સંસ્થા ચાલુ રખાઈ છે સંખ્યા ઓછી હોવાથી શાળા ઓરડામા ચાલે છે. ૧૯૪૮ની સાલથી સરકારમદદ મળે છે

## મહેળાવ શારદા મંદિર હાઇસ્કૂલ

**સ્થાપના** ૧૯૨૨.

**શિક્ષણ** ધો ૬થી ૧૧

**વિશિષ્ટ વિષયો** ચિત્રકામ, ખેતીવાડી

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** સફાઈ કામ, સહકારી પ્રવૃત્તિ, ચર્ચાસભા, વ્યાયામ હરીફાઈઓ, મનોરંજન, પર્યટન વગેરે

**સંખ્યા** કુલ ભણનાર ૨૬૭, કુલ વિદ્યાર્થીઓ ૨૪૦ (સ્થાનિક ૧૭૫, બહારગામના ૬૫) કુલ વિદ્યાર્થિનીઓ ૨૭ (સ્થાનિક ૧૦ અને બહારગામની ૧૭) શિક્ષકો ૧૫

**ખાસ હકીકતો** રૂા ૧૨૦૦૦ની કિંમતની આઠ વીઘા જમીન, તથા રૂા ૨૦૦૦ ની કિંમતનુ રાચરચીલુ છે

વડોદરા સરકારને ૧૫૦૦૦ રૂપિયા ભરી ધો ૮ સુધીની શાળા સને ૧૯૨૨ની સાલમા શરૂ કરેલી સને ૧૯૫૦ની સાલમા ધો ૯ સુ, અને ૧૯૫૧મા ધો ૧૦ અને સને ૧૯૫૫મા ધો ૧૧સુ ઉમેરી તેને પૂરેપૂરી હાઇસ્કૂલનુ રૂપ આપવામા આવ્યુ છે શાળાનુ નવુ મકાન બાંધવાની તજવીજ ચાલે છે

## રામોલ : એ વી સ્કૂલ

**સંચાલક** કેળવણી મંડળ રામોલ

**સ્થાપના** ૧૯૪૭

**શિક્ષણ** અંગ્રેજી ચાર ધોરણ સુધી

**સંખ્યા** ભણનારની કુલ સંખ્યા ૨૯ વિદ્યાર્થીઓ

**શિક્ષકો** ૨

**ખાસ હકીકત** રાચરચીલુ રૂા ૧૦૦૦નુ અને કેળવણી મંડળ ફંડ રૂા ૬૦૦૦નુ છે ગામલોકોએ સંસ્થા શરૂ કરવા ૧૯૪૫મા વિચારણા કરી ૧૯૪૬મા તમાકુ પર મણે આઠ આના તથા એંજિન પર કલાકે બે આના ટેકસ નાખી રૂા ૭૦૦૦ ભેગા કર્યા એ ભંડોળમાંથી શાળા શરૂ કરાઈ હતી.

## સુણાવ : વલ્લભભાઈ બેચરભાઈ હાઈસ્કૂલ

**સંચાલક** મેનેજિંગ કમિટી

**સ્થાપના** ૧૮૯૯મા સ્થપાયેલી કેટલાક વર્ષ ચાલી બંધ પડી તે ફરી ૧૯૦૫મા શરૂ થઈ ત્યાર બાદ થોડા વર્ષ પછી પાછી બંધ પડેલી તે ૧૯૧૦મા શરૂ થઈ ત્યાર પછી બંધ પડતા પાછી ૧૯૩૪થી શરૂ થઈ આજ પર્યંત ચાલે છે

**શિક્ષણ** ધો ૫થી ૧૧ **વિશિષ્ટ વિષયો** હિંદી ચિત્રકળા, બાગકામ, શાકઉછેર, કાંતણ, સીવણ અને ગૂંથણ **અભ્યાસેતર**

પ્રવૃત્તિઓ: હસ્તલિખિત છ માસિકો, સંવાદો, વ્યાયામ, શારીરિક મજૂરીને ઉત્તેજન મળે તેવાં કામ સામુદાયિક પ્રાર્થના, પ્રાર્થનામાં પ્રવચનો, ચર્ચાસભા વગેરે.

**સંખ્યા**: ભણનારાની કુલ સંખ્યા: ૫૨૧; વિદ્યાર્થીઓ કુલ: ૪૨૧ (સ્થાનિક ૨૨૭ અને બહારગામના ૧૯૪); વિદ્યાર્થિનીઓ કુલ ૧૦૦; શિક્ષકો: ૧૯.

**ખાસ હકીકતો**: ૬ મકાનો રૂ ૪૪૦૩૧નાં. ૨ વીઘાં જમીન રૂ ૬૦૦ની તથા રાચરચીલું રૂ. ૧૦૦૬૯નું છે. શાળા પાસે રૂ. ૬૦,૦૦૦ જેટલું કાયમ ફંડ રહે છે. શાળા અંગે છાત્રાલય અને વ્યાયામમંદિર બાંધવા માટેનાં નાણાં મળી ગયાં છે.

## સોજિત્રા: એમ. એમ હાઈસ્કૂલ

**સંચાલન**: સરકારી.

**સ્થાપના**: ૧૮૭૮.

**શિક્ષણ**: એસ. એસ સી સુધીનું.

**અભ્યાસેતર પ્રવૃત્તિ**: બાગાયત, સંગીત, મહાપુરુષોની જયંતીઓ ઉજવવી, રાષ્ટ્રીય પર્વોની ઉજવણી, મનોરંજન કાર્યક્રમો, શારીરિક કવાયતોની હરીફાઈઓ, ચર્ચાસભાઓ, સહકારી ધોરણે લેવડદેવડની તાલીમ, સફાઈ, વૃક્ષારોપણ, ગીતા જયંતી, આકાશ દર્શન, પર્યટનો, વગેરે.

**સંખ્યા**: ભણનારાઓની કુલ સંખ્યા: ૪૭૨; કુલ વિદ્યાર્થીઓ ૪૧૯ (સ્થાનિક ૩૬૫ અને બહારગામના ૫૪), કુલ વિદ્યાર્થિનીઓ ૫૩; શિક્ષકો: ૧૮



એમ એમ હાઈસ્કૂલ

**ખાસ હકીકતો**: ૩ મકાનો રૂ ૬૬૦૦૦ના, ખુલ્લી જમીન ૧૦૨૭૫ ચો. વાર રૂ ૨૦,૦૦૦ની તથા રાચરચીલું રૂ ૧૧૩૫૧નું છે.

## સોજિત્રા: એ. વી. સ્કૂલ

**સંચાલક**: સ્કૂલ ટીચર્સ સોસાયટી.

**સ્થાપના**: ૧૯૩૪–૩૫.

**શિક્ષણ**: ધોરણ ૧૦ સુધીનું.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ**: રાષ્ટ્રીય તહેવારોની ઉજવણી, પર્યટનો, મનોરંજન, સીવણકામ વગેરે.

**સંખ્યા**: ભણનારાઓની કુલ સંખ્યા: ૨૭૫; કુલ વિદ્યાર્થીઓ: ૨૨૫ (સ્થાનિક ૧૫૦ અને બહારગામના ૭૫); કુલ વિદ્યાર્થિનીઓ: ૫૦. શિક્ષકો ૧૩.

**ખાસ હકીકત**: રાચરચીલું રૂ. ૧૦૦૦નું. ૧૯૩૪–૩૫માં ગાડાથી આ શાળાને શ્રી દિનમણિશંકર શાસ્ત્રી અહીં લાવેલા. ૧૯૩૬માં સરકારે તે માન્ય કરેલી. ૧૯૪૨માં થોડો સમય બંધ રહેલી. શાળાને ૧૧મા ધોરણ સુધી લઈ જવાના પ્રયત્નો ચાલુ છે.

## સોજિત્રા: પટેલ મોતીભાઈ વહાલાભાઈ વિદ્યાર્થીઆશ્રમ

**સ્થળ**: સ્ટેશનરોડ, સોજિત્રા

**બંધારણ**: ૭ સભ્યો: વાર્ષિક સામાન્ય સભ્યો ૨૨. વહીવટ: શ્રી કેળવણી સહાયક મંડળ સોજિત્રા.

**છાત્રો**: ૩૬.



વિદ્યાર્થીઆશ્રમ સોજિત્રા

મુખ્ય ગૃહપતિ શ્રી ગોરધનભાઈ વાઘજીભાઈ પટેલ ફી: દાખલ ફી રૂા ૧ મિલકત: બે મકાનો રૂ ૩૨,૦૦૦ના, જમીન રૂ ૨૬૧૬ની, રાચરચીલું રૂ ૧૭૨૧૩નું. **દૈનિક કાર્યક્રમ**: સવારે ને રાત્રે પ્રાર્થના સવારના દોઢથી બે કલાક અભ્યાસ કર્યા પછી ઘેર જમવા જવું. નિશાળમાંથી છૂટ્યા પછી વ્યાયામમંદિરમાં કસરત કરવા જવું સાંજના ભોજન પછી છાત્રાલયમાં આવી ૧૦ વાગ્યા સુધી અભ્યાસ કરવો. **ખાસ પ્રવૃત્તિઓ**:, દર રવિવારે ચર્ચાસભા ગોઠવી સમગ્ર જીવનના વિવિધ પ્રશ્નોને સમજવાની દૃષ્ટિ કેળવવી. વારા ફરતી દરેકે સફાઈ કરવી.

**સ્થાપના**: સને ૧૯૧૨ **ઇતિહાસ** - જ્યારે આજુબાજુનાં ગામડાંમાં અંગ્રેજી શાળાઓ નહોતી ને અવરજવરની મુશ્કેલીઓ હતી ત્યારે આ છાત્રાલય કાયમ રહેતા-જમતા છાત્રોથી ધમધોકાર

ચાલતું હતું પણ ધીરે ધીરે આસપાસનાં ગામડાંમાં અનેક શાળાઓ થઈ હોવાથી હાલ આ છાત્રાલયમાં સ્થાનિક વિદ્યાર્થીઓ વાંચવા માટે જ આવે છે

### ધર્મજ : શ્રી વલ્લભદાસ નરોત્તમદાસ વ્યાયામમંદિર

ધર્મજ યુવક મંડળના પ્રયાસોના પરિણામે તા ૧૬ ૧૦ ૧૯૧૬ને રોજ મકરોલી ગાદીના વૈષ્ણવ મહારાજશ્રીના શુભ હસ્તે આ સંસ્થાની ઉદ્ઘાટન વિધિ થઈ હતી શ્રી વલ્લભદાસ નરોત્તમદાસ પટેલના સુપુત્ર શ્રી તુલસીદાસે આ પ્રવૃત્તિ માટે સૌ પ્રથમ રૂ ૩૦૦૧નું દાન કર્યું હતું તેથી શ્રી. વ ન પટેલનું નામ સંસ્થા સાથે જોડવામાં આવ્યું છે સંસ્થાને પોતાના મકાન તથા મેદાન છે મેદાનની જમીન આશરે સવા વીઘા જેટલી છે વિદ્યાર્થીઓને તેમનો અભ્યાસ કરવામાં સગવડ આપવા માટે આશરે રૂ ૫૦૦૦ ખર્ચીને એક 'વિદ્યાર્થીગૃહ' પણ ઊભું કરવામાં આવ્યું છે આ મકાનો તથા મેદાન સંસ્થાની માલિકીના છે

સંસ્થાનો વહીવટ હાલમાં ધર્મજ કેળવણી મંડળ ચલાવે છે વાર્ષિક ખર્ચ આશરે રૂ ૧૦૦૦ જેટલું છે સામાન્ય રીતે આ ખર્ચ કેળવણી મંડળ જ ઉપાડે છે. સરેરાશ ૧૦૦ની હાજરી રહે છે પ્રથમોપચારના સાધનો, બૅન્ડ વગેરે સાધનો છે ખોખો, ખેલ, ધ્વજયુદ્ધ, દોડ, નાના મોટા પ્રવાસો વગેરે યોજાય છે ઈ સ ૧૯૨૬-૨૭ના રેલસંકટના દિવસોમાં આ સંસ્થાના જુવાનોએ રાહતકાર્યો આદર્યાં હતાં સંવત ૧૯૮૫ના પ્લેગના ભયંકર દિવસોમાં પણ જુવાનોએ સારું કામ કર્યું હતું તે ઉપરાંત જાહેર પ્રસંગોએ સ્વયંસેવકો તરીકે આ સંસ્થાના જુવાનોએ કામ કર્યું છે, અને કરે છે ઈ સ ૧૯૩૦ની સ્વરાજ્યની લડતમાં બોરસદ તાલુકાના એક અગ્રગણ્ય મથક તરીકે આ સંસ્થાએ પોતાનો ફાળો આપ્યો હતો સંસ્થા સાર્વજનિક છે

### નાર : શ્રી મોતીભાઈ શંકરભાઈ સાર્વજનિક વ્યાયામમંદિર

તા ૧-૯ ૧૯૨૯થી આ વ્યાયામમંદિર સ્થપાયું છે શ્રી છોટાભાઈ મોતીભાઈ પટેલે પોતાના સ્વ પિતાશ્રી મોતીભાઈ શંકરભાઈ પટેલના સ્મરણાર્થે રૂ ૧૫૦૦ની રકમ આપવાથી તેમનું નામ સંસ્થા સાથે જોડવામાં આવ્યું છે છેલ્લા બે વર્ષોથી આ સંસ્થાની દેખભાળ નાર કેળવણી મંડળ રાખે છે સંસ્થાને પૂરતી સગવડવાળું પોતાની માલિકીનું મકાન છે તથા દોઢ વીઘા જેટલું વિશાળ મેદાન છે વાર્ષિક ખર્ચ રૂ ૫૦૦થી ૧૦૦૦ સુધી આવે છે. માત્ર ગામમદદથી જ આ ખર્ચને પહોંચી વળાય છે આશરે ૬૦ વિદ્યાર્થીઓની હાજરી રહે છે

આ સંસ્થામાં અભ્યાસગૃહ પ્રથમોપચારનાં સાધનો બૅન્ડનાં સાધનો, કુસ્તી માટેનો અખાડો આગ હોલવવાનાં સાધનો વગેરેની સગવડ છે ચર્ચાસભા, ખોખો મૅચ ટેકરીયુદ્ધ કૅમ્પિંગ નાના મોટા પ્રવાસો નાટ્યપ્રયોગો શ્રમયજ્ઞો બૌદ્ધિક વર્ગો, હોળિકોત્સવ વગેરે પ્રવૃત્તિઓ અવારનવાર થાય છે

### બાંધણી વ્યાયામશાળા

વિદ્યાર્થીઓ અને જુવાનોની બનેલી 'સેવા મંડળ' નામની સંસ્થાએ આ વ્યાયામશાળાની સ્થાપના કરી છે સેવામંડળના પ્રમુખશ્રી સોમાભાઈ વિઠ્ઠલભાઈ પટેલ અને મંત્રી શ્રી મગનભાઈ ખુશાલભાઈ પટેલ છે. સંસ્થાને પોતાના સ્વતંત્ર મકાન-મેદાન નથી પરંતુ સરકારી ખુલ્લી જમીનને સપાટ બનાવીને મેદાન તરીકે વાપરવામાં આવે છે વાર્ષિક ખર્ચ આશરે રૂ ૨૦૦ છે ઉત્સવ, નાટ્યપ્રયોગો વગેરે પ્રસંગો તથા દાન વગેરેથી ખર્ચને પહોંચી વળાય છે વ્યાયામશાળામાં સરેરાશ ૬૦ની હાજરી રહે છે પુસ્તકાલય તથા વસ્તુભંડારની સગવડ છે

### મોગ્રી : શ્રી રામભાઈ ઘાભાઈ પટેલ વ્યાયામમંદિર

ઈ સ ૧૯૨૬ના ફેબ્રુઆરી માસમાં શ્રી છોટુભાઈ પુરાણીના હસ્તે આ સંસ્થાનું ઉદ્ઘાટન થયું હતું સ્વ શ્રી રામભાઈ ઘાભાઈ પટેલના સ્મરણાર્થ તેમના કુટુંબીજનોએ રૂ ૧૫૦૦નું દાન કર્યું એથી આ સંસ્થા સાથે સ્વર્ગસ્થનું નામ જોડવામાં આવ્યું છે સંસ્થાને પોતાનું રૂપિયા અગિયારેક હજારની કિંમતનું સ્વતંત્ર મકાન છે અને આશરે દોઢ વીઘા જેટલું વિશાળ મેદાન છે

સંસ્થાને પોતાનું બંધારણ છે પ્રમુખ શ્રી રાવજીભાઈ ડાહ્યાભાઈ પટેલ અને મંત્રી શ્રી કાંતિલાલ છોટાલાલ શાહ છે વાર્ષિક ખર્ચ આશરે રૂ ૮૦૦થી ૯૦૦ છે ખર્ચને લોકમદદ તથા સુધરાઈની ગ્રાન્ટથી પહોંચી વળાય છે

આશરે ૬૦ વિદ્યાર્થીઓની હાજરી રહે છે, સંસ્થાને પોતાનું પુસ્તકાલય, અભ્યાસગૃહ તથા બૅન્ડ છે કુસ્તી માટેનો અખાડો છે. ખોખો ટેકરીયુદ્ધ કૅમ્પિંગ નાના મોટા પ્રવાસો, હોળિકોત્સવ, નાટ્ય પ્રયોગો, વાર્ષિકોત્સવ, વગેરે કાર્યક્રમો અવારનવાર યોજાય છે બહેનો પણ વ્યાયામ માટે તેમ જ રમતો માટે આવે છે સંસ્થા સાર્વજનિક છે

*

## બોરસદ તાલુકો

### આંકલાવ હાઈસ્કૂલ

**સંચાલક** માધ્યમિક કેળવણી મંડળ આંકલાવ

**સ્થાપના** તા-૧૭-૧-૧૯૧૩

**શિક્ષણ** ધો ૫થી ૧૧.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પર્યટન, સહકારી ભંડાર વક્તૃત્વ હરીફાઈ, શાળાનું સામયિક વ્યાયામ અને શારીરિક તાલીમ હરીફાઈઓ સફાઈ, શ્રમકાર્ય, અગત્યના તહેવારોની ઉજવણી

**સંખ્યા** કુલ ૩૧૫ વિદ્યાર્થીઓ કુલ ૩૦૦ (સ્થાનિક ૧૯૩, બહારગામના ૧૦૭, વિદ્યાર્થિનીઓ ૧૫ શિક્ષકો ૧૫

ખાસ હકીકતો : આ શાળા ૧૯૨૦-૨૧ માં રાષ્ટ્રીય શાળા થઈ હતી, અને પાછી સને ૧૯૨૯થી સરકાર સાથે જોડાઈ હતી. અંગ્રેજી ત્રણ ધોરણથી શરૂઆત થયેલી. મકાન અને રમતનું મેદાન શાળાનાં પોતાનાં છે.

## કાવીઠા : એ. વી. સ્કૂલ

**સંચાલક :** એ વી સ્કૂલ મંડળ, કાવીઠા.

**સ્થાપના :** ૧૯૩૭.

**શિક્ષણ :** ધો. ૯ સુધી.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ :** લોકસેવા, પર્યટન, સભા સરઘસો, મનોરંજન કાર્યક્રમ, સમૂહ પ્રાર્થનાઓ, વિદ્યાર્થી મંડળ વગેરે.

**સંખ્યા :** ભણનારની કુલ સંખ્યા ૧૫૮. વિદ્યાર્થીઓ કુલ ૧૫૦ (સ્થાનિક ૧૦૦ અને બહારગામના ૫૦) વિદ્યાર્થિનીઓ કુલ ૮ (સ્થાનિક ૭ અને બહારગામની ૧) શિક્ષકો ૮.

**ખાસ હકીકતો :** મકાન ૧ કિંમત રૂ ૩૫૦૦૦નું, તથા રાચરચીલુ રૂપિયા ૪૦૦૦૦નું છે. શાળાને ધો ૧૧ સુધી લઈ જવા માટેના પ્રયત્નો થઈ રહ્યા છે.

## ઝારોળા : એ વી સ્કૂલ

**સંચાલક :** મંડળ.

**સ્થાપના :** તા. ૨-૭-૧૯૪૭

**શિક્ષણ :** ધોરણ ૯ સુધી.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ :** પર્યટન, રાષ્ટ્રીય દિન ઉજવણી.

**સંખ્યા :** કુલ ૯૫. વિદ્યાર્થીઓની સંખ્યા ૭૭ (સ્થાનિક ૫૨, બહારગામના ૨૫); વિદ્યાર્થિનીઓ સ્થાનિક ૧૮ શિક્ષકો ૬.

**ખાસ હકીકતો :** મકાન ૧, રૂ ૪૦,૦૦૦નું, જમીન રૂ. ૨,૦૦૦ની તથા રાચરચીલુ રૂ ૩૫૦૦નું છે.

## બોરસદ : ધી એડવર્ડ મેમોરિયલ હાઈસ્કૂલ

**સંચાલક :** મેનેજિંગ કમિટી.

**સ્થાપના :** તા. ૭-૫-૧૯૦૮.

**શિક્ષણ :** ધોરણ પથી ૧૧. **વિશિષ્ટ વિષયો** ટાઈપરાઈટિંગ, સીવણ, હસ્તઉદ્યોગ, ચિત્રકળા, સંગીત.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ :** સ્કાઉટિંગ, વ્યાયામની રમતો, ક્રિકેટ, ગ્રામસફાઈ, નાટ્યપ્રયોગો, પ્રદર્શનો વગેરે.

**સંખ્યા :** ભણનારની કુલ સંખ્યા ૧૧૨૯ વિદ્યાર્થીઓ કુલ ૧૦૫૪ (સ્થાનિક ૭૦૦ અને બહારગામના ૩૫૪) વિદ્યાર્થિનીઓ કુલ ૭૫ (સ્થાનિક). શિક્ષકો ૪૧.

**ખાસ હકીકતો :** રૂ ૬૫૦૦૦ની કિંમતનું ૩૩ ઓરડાવાળું વિશાળ મકાન છે. જમીન ૫ એકર છે. રાચરચીલુ રૂા ૧૫૯૬૫નું છે. છાત્રાલય છે. દી બ. અંબાલાલ સાકરલાલ દેસાઇએ બ્રાહ્મણ હિતવર્ધક સભાના સમારંભના પ્રમુખ તરીકે તા. ૧૯-૪-૧૯૦૯ને રોજ બોરસદ ગામને એક હાઈસ્કૂલ હોવી જોઈએ તેવી ટકોર કરેલી તેને પરિણામે આ શાળા અસ્તિત્વમાં આવી હતી તે વખતે બોરસદમાં વકીલાત કરતા સ્વ. સરદાર



ઈ. એમ હાઈસ્કૂલ, બોરસદ

વલ્લભભાઈ પટેલની આગેવાની હેઠળ નાણાં એકઠાં કરાયેલાં. હાઈસ્કૂલના પ્રથમ ચેરમેન સ્વ સરદાર સાહેબજ થયા હતા. તે અરસામાં સાતમા એડવર્ડ દેવલોક પામ્યા ત્યારે તેમની સ્મૃતિમાં આ શાળા સાથે તેમનું નામ જોડી તેના મકાનનો પાયો અમદાવાદના સર ચીનુભાઈ માધવલાલને હાથે તા. ૭-૫-૧૧ને રોજ નંખાયેલો. મકાનનું ઉદ્‌ઘાટન તે વખતના ઉત્તર વિભાગના કમિશ્નર શ્રી આર. પી બેરો સાહેબને હાથે તા ૩૧-૧-૧૪ને રોજ થયેલું ૧૯૩૦માં દાંડીકૂચ વખતે મહાત્મા ગાંધીજી બોરસદ પધાર્યા ત્યારે તા ૧૮-૩-૩૦ને દિવસે તેમણે તેમનુ ભાષણ આ શાળાના ઝરૂખામાંથી ચોગાનમાં એકઠી થયેલી ૮૦૦૦ની મેદની સમક્ષ કર્યું હતુ ત્યાર પછી આ શાળાના ચિત્રવર્ગમાં મહાત્માજી લગભગ એક માસ માટે રોકાયા હતા. તે અરસામાં તેમને મળવા સ્વ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, ભારતભૂષણ પંડિત મદનમોહન માલવિયાજી, રાજેન્દ્રબાબુ, અબ્દુલ ગફારખાન, પંડિત જવાહરલાલ નહેરુ, સુભાષચંદ્ર બોઝ ઈત્યાદી આગેવાનો આવ્યા હતા અને શાળામાં અનેક દિવસ પર્યંત રોકાયા હતા.

## ભાદરણ કન્યાવિદ્યાલય

**સંચાલક** પ્રગતિ મંડળ, ભાદરણ

**સ્થાપના** ૧૯૪૦

**શિક્ષણ** ધોરણ ૧૧ સુધીનું. **વિશિષ્ટ વિષયો :** સીવણ, સંગીત, ચિત્રકામ, હિન્દી.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ :** સમાજસેવા, મફત વ ર્ગો ના વર્ગો, હીન્દીના વર્ગો વગેરે.

**સંખ્યા :** વિદ્યાર્થિનીઓ કુલ : ૧૫૪, શિક્ષકો ૬, શિક્ષિકાઓ : ૩.

**ખાસ હકીકતો :** જમીન ૨૧ વીઘાં કિંમત રૂ. ૨૦,૦૦૦ની અને રાચરચીલું કિંમત રૂ. ૧૫૦૦૦નું છે. પહેલાં બહેનો માટે હવે યુનિવર્સિટીની પરીક્ષાઓ લેવાતી. હવે સરકારી અભ્યાસક્રમ અનુસાર કેળવણી અપાય છે. કન્યાવિદ્યાલયનું મકાન બંધાય છે. સાથે બહેનો માટે છાત્રાલયની જોગવાઈ પણ થનાર છે.

## ભાદરણ : તુળસીદાસ બકોરભાઈ હાઈસ્કૂલ

**સંચાલન :** સરકારી.

**સ્થાપના :** તા. ૨૮-૨-૧૯૧૭.

**શિક્ષણ :** ધો. ૭થી ૧૧.



તુળસીદાસ બકોરભાઈ હાઈસ્કૂલ, ભાદરણ

**સંખ્યા :** વિદ્યાર્થીઓ ૩૬૦ (સ્થાનિક ૩૦૦, બહારગામના ૬૦); વિદ્યાર્થિનીઓ સ્થાનિક ૩૦; શિક્ષકો : ૧૩.

**ખાસ હકીકતો :** મકાનો ૨, આશરે રૂપિયા એક લાખનાં; જમીન વીઘાં ૭, તથા રાચરચીલું, આશરે રૂ. ૧૦ હજારનું છે.

સને ૧૯૦૫માં ત્રણ ધોરણની શાળાથી શરૂઆત થયેલી. સ્થાનિક મંડળને શાળા સોંપવાનું સરકાર વિચારે છે.

## રાસ : એ. વી. સ્કૂલ

**સંચાલક :** શાળા કમિટી, રાસ.

**સ્થાપના :** તા. ૧-૩-૧૯૫૨. શાળા સરકારમાં નોંધાવવા માટે પત્રવ્યવહાર ચાલે છે.

**શિક્ષણ :** ધો. ૭ તથા ૮; **અભ્યાસેતર પ્રવૃત્તિઓ :** વ્યાયામ, પુસ્તકાલય, પર્યટન વગેરે.

**સંખ્યા :** કુલ ૪૫ (સ્થાનિક વિદ્યાર્થીઓ ૩૦ અને બહારગામના ૧૫); શિક્ષકો : ૨.

**ખાસ હકીકતો :** લોકલબોર્ડની શાળા સાથે અંગ્રેજી વર્ગ ચાલતો હતો તે રદ થવાથી ગામના નાગરિકોની કમિટી આ શાળાનું સંચાલન કરે છે.

## વીરસદ : શ્રી વસનદાસ હાઈસ્કૂલ

**સંચાલક :** કેળવણી મંડળ, વીરસદ.

**સ્થાપના :** આશરે ૮૦ વર્ષ પૂર્વે.

**શિક્ષણ :** ધો. ૧૧ સુધી. **અભ્યાસેતર પ્રવૃત્તિ :** અંગ કસરત, પર્યટન વગેરે.

**સંખ્યા :** ભણનારાઓની કુલ સંખ્યા : ૪૦૬. વિદ્યાર્થીઓ કુલ ૩૩૫ (સ્થાનિક ૨૫૫ અને બહારગામના ૮૦); વિદ્યાર્થિનીઓ કુલ : ૭૧. શિક્ષકો ૧૬.

**ખાસ હકીકતો :** રૂપિયા ત્રણ લાખની કિંમતનાં ૩ મકાનો, રૂ. ૨૫૦૦૦ની કિંમતની ૧૩ વીઘાં જમીન, અને રૂ. ૨૫૦૦૦નું રાચરચીલું છે.

આશરે ૮૦ વર્ષ પૂર્વે રા. શ્રી અમીન ઝવેરભાઈ ગલાભાઈએ પોતાના ખર્ચે શિક્ષકો રોકી વીરસદમાં અંગ્રેજી શિક્ષણ શરૂ કરેલું તેમનું આદરેલું કાર્ય મંદ પડતાં શ્રી ઝવેરભાઈ નાથાભાઈ અમીને શાળા પોતને હસ્તક લીધી. પોતાના ખર્ચથી ત્રણ ધોરણની અંગ્રેજી શાળા વર્ષો સુધી કોઈ પણ જાતની ફી લીધા સિવાય તેમણે ચલાવી. ત્યાર બાદ તેઓશ્રીની પ્રેરણાથી તેમના અધ્યક્ષપણા નીચે ઇ. સ. ૧૯૨૭માં 'શ્રી વીરસદ કેળવણી મંડળ' સ્થપાયું અને તેને રજિસ્ટર પણ કરાવવામાં આવ્યું. આ મંડળે ત્રણ ધોરણની અંગ્રેજી શાળાનો વહીવટ સંભાળી લઈ ચોથું ધોરણ શરૂ કર્યું અને સરકારમાં રેકગ્નાઈઝ કરાવ્યું. ધીરેધીરે સંસ્થા ઈ. સ. ૧૯૪૧માં 'શ્રી વસનદાસ હાઈસ્કૂલ'ના નામે માધ્યમિક શિક્ષણ સંપૂર્ણ રીતે પૂરું પાડતી સંસ્થા બની.

## બોરસદ : મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેનિંગ કોલેજ ફોર વિમેન

**સ્થાપના અને સંચાલન :** આયર્લૅન્ડના બ્રાઉન કુટુંબ તરફથી શરૂઆતમાં ૭૦થી ૮૦ હજાર રૂપિયા જેટલી રકમ આપવામાં આવતાં ઈ. સ. ૧૯૧૧માં આ સંસ્થા સ્થાપવામાં આવી હતી, અને તેની સાથે દાતાનું નામ જોડવામાં આવ્યું હતું.

આઈ. પી. મિશનનું સંયુક્ત બોર્ડ આ સંસ્થાનું સંચાલન કરે છે. આ બોર્ડમાંથી ચૂંટી કાઢેલા સભ્યોની એક કેળવણી સમિતિ છે, જે 'મુખ્ય કેળવણી સમિતિ'ના નામે ઓળખાય છે. એ મુખ્ય કેળવણી સમિતિએ એક કોલેજ કમિટી નીમેલી છે, જે આ કોલેજનું સંચાલન કરે છે. કોલેજ કમિટીના સભ્યોમાં કોલેજના પ્રિન્સિપાલનો પણ સમાવેશ થાય છે.

**અભ્યાસક્રમ :** મિશન શાળાઓમાં કામ કરવા માટે જોઈતી શિક્ષિકાઓ તૈયાર કરવાના હેતુથી આ કોલેજ સ્થાપવામાં આવી છે. આ સંસ્થામાંથી અત્યાર સુધીમાં લગભગ હજારેક શિક્ષિકાઓ

જમીન દરેક વીઘા, રૂ ૬૧૦૦ની, તથા રાચરચીલુ રૂ ૮૯૭૫નુ છે

સૌ પ્રથમ શાળા ખોલવામા આવી ત્યારે એમા પાચ ધોરણ શીખવવામા આવતા તે પછી સને ૧૯૧૧થી તેને હાલની હાઈસ્કૂલમા ફેરવી નાખવામા આવી છે શાળા મધ્યે મોટુ વિશાળ છાત્રાલય છે તેનો મોટો ખર્ચ સર માસુન રેવિડ ટ્રસ્ટ ફડ માથી મળ્યો છે

આ શાળામા શિક્ષકો માટે પ્રોવિડન્ટ ફડની યોજના છેક ૧૯૨૪થી અમલમા મૂકવામા આવી હતી

## મહીજ : શ્રી સરસ્વતી મદિર

**સચાલક** કેળવણી મડળ, મહીજ

**સ્થાપના** તા ૨૭-૩-૪૮

**શિક્ષણ** ધો પથી ૯

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પ્રવાસ, પર્વોની ચર્ચાઓ, ગામસફાઈ, દર્દીઓની નોધણી વિદ્યાર્થી મડળ સચાલિત પુસ્તક ભડાર, મડપ બાધવાનુ કામ વગેરે

**સખ્યા** કુલ ૧૧૨. વિદ્યાર્થીઓ કુલ ૯૫ (સ્થાનિક ૬૦ અને બહારગામના ૩૫), વિદ્યાર્થિનીઓ ૧૭ શિક્ષકો ૭

**ખાસ હકીકત** પોતાનુ એક મકાન છે, જમીન પાચ વીઘા સરકાર પાસે ભાડે લીધી છે, રાચરચીલુ રૂ ૨૫૦૦નુ છે મકાનના ખાતમુહૂર્તનો વિધિ તા ૨-૧-૪૭ને રોજ મુબઈ રાજ્યના મુખ્યપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈને હસ્તે થયો હતો

આસપાસના ગામોનુ સયુક્ત કેળવણી મડળ સ્થાપી આ સસ્થાને સપૂર્ણ મધ્યસ્થ માધ્યમિક શાળા બનાવવાનુ વિચારાય છે

## અહેમદાવાદ શેઠ જે એચ સોનાવાલા હાઈસ્કૂલ

**સચાલક** અહેમદાવાદ મ્યુનિસિપાલિટી

**શિક્ષણ** ધો પથી ૧૧

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** રાષ્ટ્રભાષા પરીક્ષાના વર્ગો, ચિત્રકલાના વર્ગો, સ્કાઉટિંગ, પ્રવાસ, પર્યટન, સફાઈદિન, શ્રમ સપ્તાહ, રાષ્ટ્રિય સપ્તાહ, હસ્તલિખિત માસિક, શાળાનુ મેગેઝિન સમૂહ-ચર્ચા, સ્નેહ-સમેલન કથ્ય-પૂર્તિ, વક્તૃત્વ હરીફાઈ વગેરે

**સખ્યા** ભણનારની કુલ સખ્યા ૪૧૦ વિદ્યાર્થીઓ કુલ ૩૫૨ (સ્થાનિક ૨૯૧ અને બહારગામના ૬૧), વિદ્યાર્થિનીઓ ૫૮ શિક્ષકો ૧૫

**ખાસ હકીકત** હાઈસ્કૂલનુ મકાન રૂ એક લાખનુ તથા રાચરચીલુ રૂ ૧૫ ૦૦૦નુ છે

નડિયાદ અને મણિનગર વચ્ચેના ગાળામા આ એક જ હાઈસ્કૂલ છે આજુબાજુના દસથી બાર ગામના વિદ્યાર્થીઓ આ શાળાનો લાભ લે છે

સને ૧૯૮૦મા ત્રણ ધોરણથી આ શાળાની સ્થાપના થયેલી તે પછી સને ૧૯૪૧મા મુબઈના મેવાડા જ્ઞાતિના શ્રીમત શેઠ



શેઠ જે. એચ સોનાવાલા હાઈસ્કૂલ

શ્રી ગોરધનદાસે શાળાનુ મકાન બધાવી આપ્યુ તેથી શેઠશ્રીના ભત્રીજા શેઠ જગમોહનદાસ હરગોવનદાસ સોનાવાળાનુ નામ શાળા સાથે જોડવામા આવ્યુ છે

## હળધરવાસ . પ્રેમધર્મ મિડલસ્કૂલ

**સચાલક** શ્રી હળધરવાસ વિદ્યોત્તેજક મડળ

**સ્થાપના** તા ૧-૬-૧૯૧૯

**શિક્ષણ** ધો પથી ૯

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પ્રા. શાળાત સર્ટિ પરીક્ષાનો અભ્યાસ, બાગાયત, ખેતી, ગ્રામસુધારણા, પર્યટન, ચર્ચાસભા, વ્યાયામ, દેશી-વિદેશી રમતો વગેરે

**સખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૧૨૮ (સ્થાનિક ૫૮, બહાર ગામના ૭૦)

**ખાસ હકીકત** હળધરવાસના નાગરિક સ્વ શ્રી મણિકાન્ત, સ્વ શ્રી સાકળચદ મનસુખદાસ અને સ્વ શ્રી અબાલાલ ત્રિભોવનદાસના સયુક્ત પ્રયાસથી આ સસ્થા સ્થપાઈ હતી

## ખેડા આચાર્ય ગિદવાણી છાત્રાલય

**સ્થાપના** તા ૨૭-૧૧-૧૯૩૧

**ઈતિહાસ** પૂ ઠક્કરબાપાની પ્રેરણાથી 'ઋષિ વિદ્યાર્થી આશ્રમ'ની શરૂઆત ખેડામા તા ૨૭-૧૧-૩૧ને રોજ કરવામા આવેલી પાચ જ હરિજન બાળકોથી શરૂઆત થયેલી મકાનની અગવડ હતી તે સ્વ શ્રી મણિલાલ વ્રજજીવનદાસ પરીખે (રાજાએ) મ્યુનિ નુ એક મકાન નજીવા ભાડાથી આપી દૂર કરેલી એ પછી ધીરેધીરે રોકડ રકમની અને ચીજ-વસ્તુઓની રાહત મળવા લાગી

ગુજરાત વિદ્યાપીઠના પ્રથમ કુલનાયક આચાર્યશ્રી અસુદમલ ટેકચંદ ગિદવાણીના સ્મારકમાંથી સ્મારકના પ્રમુખ શ્રી પરીક્ષિતલાલ મજમુદારે રૂ ૩૨૦૦ની રકમ નવુ મકાન બાંધવા આપી હતી આ નવા મકાનના નામ સાથે આચાર્યશ્રીનું નામ જોડવામા આવ્યુ છે

**ઉદ્દેશ** સંસ્થાનુ મુખ્ય ધ્યેય પછાત વર્ગના બાળકોને સ્વાશ્રયી બનાવવાનુ છે, એટલે બાળકોએ પાણી ભરવુ, કપડા ધોવા, રસોઈ બનાવવી તેમજ વાસણની અને અન્ય સફાઈ વગેરે કામો જાતે જ કરવાના હોય છે

**છાત્રો** તા ૨૯–૨–૫૨ સુધીમા કુલ ૨૩૪ વિદ્યાર્થીઓએ આ સંસ્થાનો લાભ ઉઠાવ્યો હતો અને ધાન સોંધ ધંધે વળ્યા છે

**વહીવટ** શરૂઆતથી સંસ્થાનો તમામ ખર્ચ અંત્યજ સેવા મંડળ આપતુ, પછી ગુજરાત હરિજન સેવક સંઘની સ્થાપના થતા તમામ ખર્ચ સંઘે આપવા માંડ્યો છે તા ૧–૬–૪૭થી આ સંસ્થાનો વહીવટ જિલ્લાના વગદાર સદ્‌ગૃહસ્થોની ચૂંટાયેલી કમિટીને સુપરત કરવામા આવ્યો છે કમિટીના ચેરમેન શ્રી ચિમનલાલ મણિલાલ પરીખ (રાજ), અને મંત્રીશ્રી ઈશ્વરભાઈ મોતીભાઈ પટેલ છે વ્યવસ્થાપક શ્રી બાઈજીભાઈ ઉમાભાઈ વાઘેલા છે

**આવક–ખર્ચ** આ છાત્રાલયને મળતી સરકારી અને લોકલ બોર્ડ ગ્રાન્ટની તેમ જ મહાત્મા ગાંધી સ્મારક નિધિની રકમ બાદ જતા વર્ષે બેથી અઢી હજાર રૂપિયાની જરૂર પડે છે તે રકમ જાહેર જનતા પાસેથી ઉઘરાવીને મેળવવામા આવે છે

### હળધરવાસ શ્રી મણિકાન્ત છાત્રાલય

**પ્રકાર** સાર્વજનિક, બંધારણ છે **છાત્રો**, ૧૭ **કાર્યકર્તાઓ** ૨ **મુખ્ય ગૃહપતિ** શ્રી મોહનભાઈ ચેનદાસ પટેલ **ફી** ભોજન ફી, માસિક આશરે રૂ ૨૨, **મિલકત** મકાન રૂ ૧૨ હજારનુ, જમીન ૧ વીઘુ રૂ ૫૦૦ની, રાચરચીલુ રૂ ૩૦૦નુ **ઉદ્દેશ** બહારગામના વિદ્યાર્થીઓ આ છાત્રાલયમા રહીને સારી રીતે અભ્યાસ કરી શકે તે **દૈનિક કાર્યક્રમ** સવારમા પ્રાર્થના વાચન, સાંજના રમતગમત અને વાચન **ખાસ પ્રવૃત્તિઓ** બાગાયત, ખેતી વગેરે **સ્થાપના** સંવત ૧૯૮૬ સ્વ કવિ શ્રી મણિકાન્તના સ્મરણાર્થે આ છાત્રાલયનુ મકાન બંધાવવામા આવ્યુ છે વીસ માઈલ ફરતા ગામડાંમાંથી વિદ્યાર્થીઓ છાત્રાલયનો લાભ લે છે

*

## માતર તાલુકો

### માતર શ્રી સર્વોદય વિનયમંદિર

**સંચાલક** મંડળ

**સ્થાપના** તા ૧૦ ૧૦–૧૯૫૧

**શિક્ષણ** ધોરણ ૭થી ૧૧

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૧૨૫ (સ્થાનિક ૭૩, બહારગામના ૫૨), વિદ્યાર્થિનીઓ ૬, શિક્ષકો ૮.

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૯૦૦૦૦નુ, જમીન વીઘા ૪, રૂ ૨૦૦૦ની, અને રાચરચીલુ રૂ. ૫૦૦૦નુ છે

### લીંબાસી નવચેતન વિદ્યાલય

**સંચાલક** વિદ્યાલય સમિતિ

**સ્થાપના** તા ૧૦ ૬–૪૬

**શિક્ષણ** ધો ૫થી ૧૧

**વિશિષ્ટ વિષયો** ચિત્રકામ કાંતણ ઉદ્યોગ

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ** પર્યટન સંસ્કાર કાર્યક્રમ, પ્રદર્શન નાટ્યપ્રયોગ, વ્યાયામ હરીફાઈ વગેરે

**સંખ્યા** વિદ્યાર્થીઓ કુલ ૧૯૦ (સ્થાનિક ૬૫ અને બહારગામના ૧૨૫), વિદ્યાર્થિનીઓ ૨૫, શિક્ષકો ૧૦

**ખાસ હકીકતો** મકાન ૧, રૂ ૮૦ ૦૦૦નુ છે

૮૦ જેટલા ગામોના બનેલા આખા માતર તાલુકામાં ઈ સ ૧૯૪૫ સુધી તો માધ્યમિક શિક્ષણની કશી જોગવાઈ નહોતી તાલુકાના અર્ધાથી સહેજ ઓછા જેટલા ગામોમા જ્યારે પ્રાથમિક શિક્ષણની જ જોગવાઈ નહોતી ત્યારે આગળના શિક્ષણની સગવડ તો ક્યાંથી હોય ? આ સ્થિતિમા માધ્યમિક શિક્ષણની સગવડ તાલુકાને આપવા માટે લીંબાસીમા નવચેતન વિદ્યાલયની સ્થાપના કરવાનુ વિચારાયુ પણ લીંબાસી અઢી હજારની વસ્તીવાળુ નાનુ ગામ હોવાથી પૂરતા વિદ્યાર્થીઓ સિવાય હાઈસ્કૂલની શરૂઆત શી રીતે કરવી ? તેથી શાળા સાથે છાત્રાલય પણ શરૂ કરવામા આવ્યુ ને એ રીતે શાળાની શરૂઆત થઈ શકી, ને ક્રમેક્રમે તેનો વિકાસ થયો. ૧૯૪૯મા તો એ પૂર્ણ હાઈસ્કૂલ બની હતી

### લીંબાસી શ્રી નવચેતન છાત્રાલય

**પ્રકાર** જમવાની સગવડવાળુ સાર્વજનિક **બંધારણ** છે

**સભ્યો** કાયમી સભ્યો **છાત્રો** ૫૫ **કાર્યકર્તાઓ** ૪

**મુખ્ય ગૃહપતિ** શ્રી ગોવિંદભાઈ રણછોડભાઈ પટેલ **ફી** દાખલ ફી રૂ ૧ ભોજન ફી રૂ ૨૮ મકાન ભાડુ રૂ ૧ **રાચરચીલુ** રૂ ૨ હજારનુ **ઉદ્દેશ** મધ્યમ વર્ગના ખાતીઓ ઓછા ખર્ચે શહેરોના દૂષણોથી પોતાના બાળકોને દૂર રાખી કેળવણી આપી શકે તે **દૈનિક કાર્યક્રમ** ઉત્થાન દંતધાવન, સ્નાન, સફાઈ અભ્યાસ શાળા, રમતગમત પ્રાર્થના, અભ્યાસ, શયન **ખાસ પ્રવૃત્તિઓ** પ્રવાસ પર્યટન

**સ્થાપના** તા ૧૧–૬–૧૯૪૫ને રોજ સ્થાપના થયેલી ૭ વિદ્યાર્થીઓથી શરૂ થયેલુ

**વ્યવસ્થા** (૧) છાત્રાલયનુ સંચાલન છાત્રપંચાયત દ્વારા કરવામા આવે છે એક સરકાર, ૧૪ છાત્રપ્રધાનો જેમા ૨ ન્યાયાધીશોનો સમાવેશ થાય છે તેઓ બિલકુલ બંધારણીય રીતે તેનુ સંચાલન કરે છે "છાત્રરાજ્ય' નામની આંતરે દિવસે પ્રગટ

થની હસ્તપત્રિકા આ પંચાયતનું મુખપત્ર છે. (૨) રસોડાની સંપૂર્ણ વ્યવસ્થા પણ છાત્રો જ કરે છે. છાત્રપંચાયતના ચૂંટાયેલા રસોડાપ્રધાન મહિના સુધી તેની વ્યવસ્થા કરે છે.

*

# વાડાશિનોર તાલુકો

## વાડાશિનોર : કોરોનેશન હાઈસ્કૂલ

**સંચાલક :** કેળવણી મંડળ.

**સ્થાપના .** સને ૧૮૮૯ના ડિસેમ્બરમાં.



કોરોનેશન હાઈસ્કૂલ

**શિક્ષણ :** ધો. ૫થી ૧૧. **વિશિષ્ટ વિષયો .** કાગળકામ, કાર્ડબોર્ડકામ, સુથારીકામ. **અભ્યાસેતર પ્રવૃત્તિઓ .** પર્યટનો, સ્વયંસેવકદળ, મેગેઝિન, વિદ્યાર્થીમંડળ, ચર્ચાસભા, સંસ્કારકેન્દ્ર, સહકારી સ્ટોર, ભીંતપત્ર વગેરે.

**સંખ્યા :** વિદ્યાર્થીઓ કુલ ૩૯૨ (સ્થાનિક ૩૧૦ અને બહારગામના ૮૨), વિદ્યાર્થિનીઓ કુલ ૬૬ (સ્થાનિક ૬૩ અને બહારગામની ૩) શિક્ષકો ૧૮.

**ખાસ હકીકતો :** મકાન ૧, રૂ. એક લાખનું, જમીન રૂ. ૩ હજારની અને રાચરચીલું રૂ. ૫૦ હજારનું છે.

શાળા પ્રથમ એ. વી. સ્કૂલ હતી. સને ૧૯૪૦થી હાઈસ્કૂલ થઈ. વાડાશિનોર રાજ્યને ૧૯૪૮ના જૂનની ૧૦મી તારીખથી મુંબઈ રાજ્યમાં ભેળવી દેવાતાં શાળાનો વહીવટ ખાનગી મંડળને સોંપવામાં આવ્યો છે.

શાળાનું ધંધાદારી કેળવણીની સંસ્થામાં રૂપાંતર કરવાનો અથવા શાળાના પૂરક તરીકે એવા વિભાગની સ્થાપના કરવાનો ઈરાદો છે. શાળાની સાંગોપાંગ પુનર્રચનાની યોજના વિચારાઈ રહી છે.

## વીરપુર : મિડલ સ્કૂલ

**સંચાલન :** સરકારી.

**સ્થાપના .** સને ૧૯૦૯.

**શિક્ષણ ·** ધોરણ નવ સુધી.

**અભ્યાસેતર પ્રવૃત્તિઓ .** ચર્ચામંડળ, પર્યટન.

**સંખ્યા :** વિદ્યાર્થીઓ કુલ ૫૭ (સ્થાનિક ૪૨, બહારગામના ૧૫); વિદ્યાર્થિની ૧, શિક્ષકો ૪.

**અન્ય હકીકત :** મકાન ૧, રૂ ૫૦૦૦નું તથા રાચરચીલું રૂ. ૨૦૦૦નું છે.

*

# ખંડ પાંચમો

# મંડળો

## વિષયપરિચય

આ ખંડમાં જિલ્લાનાં જે મંડળોની વિગત મળી તેના પરિચય આપ્યા છે. તેમાં મુખ્યત્વે કેળવણી મંડળો છે તે સિવાય થોડાં પ્રગતિમંડળો, યુવક મંડળો, સુધારક મંડળો, જ્ઞાતિ મંડળો, સેવા મંડળો, કલા મંડળો, સમાજો વગેરે પ્રકારનાં મંડળો પણ છે. ગોઠવણીનો ક્રમ ગામવાર, કક્કાવારી પ્રમાણે રાખ્યો છે.

## અજરપુરા યુવક મંડળ

**સ્થાપના :** ૧૯૪૬.

**સભ્યો :** ૧૩૫ **પ્રવૃત્તિઓ :** ૧૯૩૮માં વિદ્યાર્થી મંડળ સ્થપાયેલું તે પછી ૧૯૪૨માં યુવક મંડળ સ્થપાયેલું. ૧૯૪૬માં

એ બને મંડળો જોડાતા આ મંડળ બન્યું છે તે ગામસફાઈ, સામાજિક કુરિવાજો બંધ કરાવવા, વિદ્યાર્થીઓને યોગ્ય મદદ આપવી, વ્યાયામશાળા ચલાવવી, ઉત્સવો ઉજવવા વગેરે પ્રવૃત્તિઓ કરે છે

## આણંદ બાજ ખેડાવાળ મંડળ

આ મંડળની સ્થાપના તા ૨૯-૧૧-૧૯૪૦ને રોજ થઈ હતી એક સદ્ગૃહસ્થે રૂ ૫૦૦નું ગુપ્ત દાન આ મંડળને આપેલું અને એ રીતે મંડળનું કાર્ય શરૂ થયેલું

**ધ્યેય** બાજખેડાવાળ જ્ઞાતિના વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને જૂના પાઠ્યપુસ્તકોને એકત્ર કરી, તેને ઠીકઠાક કરી, ખૂટતા નવા પુસ્તકો લઈને આપવા ને એ વેડફાતા પુસ્તકોનો સદુપયોગ કરી પૈસાનો બચાવ કરવો ને કેળવણીમા વધારો થાય તેમ કરવું. જ્ઞાતિનું સ્મશાન ઠેઠ જાણીતા જાગનાથ મહાદેવ પાસે, ગામથી ખૂબ જ દૂર આવેલુ છે, તેથી ત્યા સ્મશાનમા જ અગ્નિસંસ્કારાર્થે લાકડા, પૂળા, વગેરે અગાઉથી રાખીને જ્ઞાતિજનોને સ્થિતિ અનુસાર આપવા

**પ્રવૃત્તિઓ** બે વર્ષ ઉપર લાગલાગટ ૫-૬ વર્ષ સુધી જ્ઞાતિની કન્યાઓને કન્યા કેળવણીમા વધારો થાય અને સરળતા થાય એ હેતુથી બારેય માસની શાળાની ફી આપવામા આવેલી છેવટના ભાગમા આર્થિક સ્થિતિ કંઈક નબળી પડતા ફી આપવાનુ બંધ કરવામા આવ્યુ છતાય જ્ઞાતિના કોઈ સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીને ફીને અભાવે ભણતર છોડવુ પડતુ હોય તેને મંડળ તરફથી ફી આપવાનુ કામ ચાલુ છે પુસ્તકોની પ્રવૃત્તિથી દર વર્ષે ૧૦૦૦થી ૧૨૦૦ રૂપિયાની જ્ઞાતિજનોમા બચત થાય છે મેટ્રિકની પરીક્ષા વખતે આણંદ કેન્દ્ર હોવાથી પહેલા જ્ઞાતિના વિદ્યાર્થીઓને રહેવા તથા જમવાની સગવડ પણ કરી આપવામા આવતી હતી

**સભાસદ** આજીવન સભાસદ માટે મોટા લવાજમના દરજ્જા રાખેના છે તેમાં રૂ ૧૨૫, રૂ ૨૫ તથા રૂ ૧૫ લઈ સભ્યો નોંધાય છે તે સિવાય ૩ રના લવાજમથી વાર્ષિક સભાસદો પણ નોંધાય છે વિદ્યાર્થી સભ્ય માટે લવાજમના ૦-૮-૦ રાખ્યા છે દર વરસે વાર્ષિક સભ્યો ૬૦ જેટલા અને વાર્ષિક વિદ્યાર્થી સભ્યો ૮૫થી ૯૦ જેટલા થય છે સારે-માઠે પ્રસંગે મંડળને જ્ઞાતિજનો ઘટતી મદદ કરે છે

મંડળનુ કાર્યવાહક મંડળ ૧૫ સભ્યોનુ બનેલુ છે મંડળ ટ્રસ્ટ એક્ટ મુજબ નોંધાવવામા આવેલુ છે

## આતરસુબા કેળવણી મંડળ

**સ્થાપના** તા ૧૩-૯-૫૧

**સભ્યો** સ્થાપક ૪ આશ્રયદાતા ૫ દાતા ૩ સહાયક ૧૬, આજીવન સભ્ય ૧૭ સામાન્ય સભ્ય ૩૫ ઉદ્દેશ કેળવણીનો પ્રચાર

**પ્રવૃત્તિઓ અને ઈતિહાસ** સંસ્થાનુ બંધારણ રજિસ્ટર થયેલું છે વાર્ષિક નિવેદન છપાય છે આ મંડળે ગામના તેમ જ તે માટે હાઈસ્કૂલ તેમ જ છાત્રાલય શરૂ કર્યાં છે તે માટે રૂપિયા એક લાખનુ ભંડોળ એકઠુ કર્યું છે ગામડાની વિદ્યાર્થીઓની આર્થિક સ્થિતિ ધ્યાનમા લઈ છાત્રાલયનુ માસિક ભોજન ખર્ચ ઘણુ જ ઓછુ લેવાય છે જે ખોટ આવે તે મંડળ ભોગવે છે

## આંકલાવ જૈન યુવકમંડળ

**સ્થાપના** તા ૨-૮ ૪૧ સભ્યો ૪૦

મંડળ તરફથી પાઠશાળા ચલાવવી, રોજ રાત્રે ભાવના બેસાડવી, જૈન ઉત્સવો ઉજવવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

## ઉત્તરસંડા કેળવણી મંડળ

તા ૨૫-૧-૧૯૧૨ને રોજ સ્થાપના થયેલી

વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની શારીરિક, માનસિક, તથા આત્મિક ઉન્નતિ થાય તેવુ શિક્ષણ તેમને મળે તેવા બનતા પ્રયત્નો કરવાનો ઉદ્દેશ રખાયો છે મંડળનુ બંધારણ રજિસ્ટર થયેલુ છે વાર્ષિક નિવેદન છપાય છે. મંડળ ભારત હાઈસ્કૂલ ચલાવે છે

## ઉત્તરસંડા ગુજરાતી સાહિત્ય સભા

**સ્થાપના** તા. ૧-૩-૧૯૫૩

**પ્રવૃત્તિઓ** જાહેર વ્યાખ્યાનમાળા, સ્વાધ્યાય વર્તુળ, સંમેલન, પ્રદર્શન, સભાનુ મુખપત્ર, સાહિત્ય સંશોધન વગેરે પ્રવૃત્તિઓ થાય છે

## ઉત્તરસંડા સેવા સમાજ

સને ૧૯૩૦મા આ સમાજની સ્થાપના થયેલી તેનુ બંધારણ રજિસ્ટર્ડ છે વાર્ષિક હેવાલ છપાય છે સભ્યો ઉદ્ધારક ૭ (રૂ ૧૦૦૦ કે તેથી વધુ આપનાર) આશ્રયદાતા-૨ (રૂ ૫૦૦ કે તેથી વધુ આપનાર) મુરબ્બી-૩૦, રૂ ૨૫૦ કે તેથી વધુ આપનાર), પોષક-૫૭ (રૂ ૧૦૦ કે તેથી વધુ આપનાર), સહાયક-૧૫૦ (રૂ ૨૫ કે તેથી વધુ આપનાર), વાર્ષિક સભ્યો ૧૫ જેટલા (રૂ ૧ આપનાર) મંડળ પાસે હાલ રૂ ૫૦૦નુ ભંડોળ છે

ગામના ૧૪-૧૫ યુવકોએ શરૂઆતમા સભ્યો નોંધી તે આવકમાંથી ગામમા પંચાયત નહિ હોવાથી ગામની સફાઈ, પુસ્તકાલય વ્યાયામ, વગેરે પ્રવૃત્તિઓ આદરેલી પછી ૧૯૩૩મા ઉઘરાણુ કરી ઔષધાલય સ્થાપ્યું ૧૯૪૮મા ઉઘરાણુ કરી તથા દાન મેળવી પ્રસૂતિગૃહ સ્થાપ્યુ આજે ઔષધાલય તથા પ્રસૂતિગૃહ સારી રીતે ચલાવે છે નિરાધારોને મફત દવા આપે છે ગામહિતના દરેક કાર્યમા સમાજ મદદ કરે છે

## ઉમેટા સભા જૈન કેળવણી મંડળ, ઉમેટા

**સ્થાપના** તા ૧૭ ૬ ૪૭ **સભ્યો** આશ્રયદાતા, ૧ દાતા, ૪ શુભેચ્છક, ૭ આજીવન સભ્ય ૬૨, વાર્ષિક સભ્ય ૭૨ **ઉદ્દેશ** જ્ઞાતિમા કેળવણી પ્રચાર **પ્રવૃત્તિ** સંસ્થાનુ બંધારણ રજિસ્ટર થયેલુ છે પંચવર્ષીય હેવાલ છપાયો છે મંડળ પાસે

## ઊમરેઠ ખેડાવાળ સમાજ

**સ્થાપના** તા ૨૬ ૧૨ ૪૪ **સભ્યો** સભ્ય ફી રૂા ૨૫૦ આપનાર એક દાતા, રૂા ૧૦૧ આપનાર ૧૫ પેટ્રનો, રૂા ૫૧ આપનાર ૨૦ આજીવન સભ્યો, અને વાર્ષિક સભાસદો **રાચરચીલું** રૂા ૧૦૦૦નુ **પ્રવૃત્તિઓ** મંડળ જ્ઞાતિનુ છે તેના તરફથી સીવણ વર્ગ ચાલે છે દર વર્ષે લગભગ ૭૦ જણ તેનો લાભ લે છે વિદ્યાર્થીઓને પુસ્તકો તથા ફી આપવાની, પુસ્તકાલયની, સ્ત્રીગૃહઉદ્યોગની, વ્યાયામની, દર્દીઓને મદદ કરવાની વગેરે પ્રવૃત્તિઓ પણ કરવામા આવે છે વાર્ષિક હેવાલ છપાય છે

## ઊમરેઠ ગામ સેવા સમાજ

**સ્થાપના** સંવત ૨૦૦૧ **પ્રવૃત્તિઓ** ગ્રીષ્મ વ્યાયામ વર્ગ, નેત્રયજ્ઞ, દંતયજ્ઞ, સંગીતના જલસા, વક્તાઓના ભાષણ, રંગોળી હરીફાઈ, ગામની મુશ્કેલીઓના નિવારણ અર્થે પ્રયત્ન કરવા વગેરે પ્રવૃત્તિઓ કરે છે વાર્ષિક હેવાલ છપાય છે

## ઊંદેલ શ્રી યુવક મંડળ

**સ્થાપના** તા ૧૯-૮-૪૮ **સભ્યો** ૧૮ કાયમી સભ્યો, ૧૧૦૦ સામાન્ય સભાસદો **રાચરચીલુ**, રૂ ૩૦૦નુ **ઉદ્દેશ** સહકાર દ્વારા ગામની પ્રગતિ કરવી **પ્રવૃત્તિઓ** રૂ ૨૦૦ ના ખર્ચે રાષ્ટ્રધ્વજ વસાવ્યા છે. રૂ ૨૫૦૦ ખર્ચી હવાડો બંધાવ્યો છે રૂ ૧૦૦૦ દેવાલયોના સમારકામ માટે ખર્ચ્યા છે રૂ. ૨૦૦૦ ખર્ચી તા ૧-૧૨-૪૮ને રોજ પુસ્તકાલય શરૂ કર્યું છે તેમા ૬૦૦ પુસ્તકો વસાવ્યા છે, તેમજ દૈનિકો સાપ્તાહિકો, માસિકો વગેરે મંગાવવામા આવે છે દંતયજ્ઞ કરાવેલો તેનો ૭૦ માણસોએ લાભ લીધેલો નેત્રયજ્ઞ કરાવેલો તેનો ૬૦ માણસોએ લાભ લીધો હતો જાત મહેનતથી ગામસફાઈ કરેલી તથા તે અંગે રૂ ૫૦નો ખર્ચ પણ કરેલો દુષ્કાળમા અનાજ ઉઘરાવી ગરીબોને વહેંચાય છે રંજન કાર્યક્રમો યોજાય છે. ચાલુ વર્ષે સરકારની રૂ ૪૬૦૦ની મદદ મેળવી ૧૫ ફૂટ વ્યાસનો વિશાળ ગામાત કૂવો રૂ ૯૦૦૦ના ખર્ચે તૈયાર થાય છે મંડળને પોતાનુ બંધારણ છે વાર્ષિક હેવાલ છપાય છે

## ઓડ કેળવણી મંડળ

**સ્થાપના** સને ૧૯૦૬ **સભ્યો** મુરબ્બી, ૩, ઉપ-મુરબ્બી ૧૦, દાતા, ૧૪ સભ્યવર્ગ, ૧૧૧ **ઉદ્દેશ** કેળવણી પ્રચાર **પ્રવૃત્તિઓ** હાઈસ્કૂલ અને બાલમંદિર ચલાવે છે તે માટે મંડળ પાસે આશરે રૂ ૨,૫૦૦૦૦ના મકાન છે

## કણજરી ગ્રામસેવા સમિતિ

આ સમિતિ જાહેર તહેવારોની ઉજવણી, મનોરંજન કાર્યક્રમ ગોઠવવા, હિંદી પરીક્ષા કેન્દ્રની વ્યવસ્થા, ચર્ચામંડળ, રમતગમત ચલાવવી, ગરીબોને દવા પૂરી પાડવી વગેરે પ્રવૃત્તિઓ કરે છે

## કનીજ કેળવણી મંડળ

**સ્થાપના** તા ૧-૫-૫૦ **ઉદ્દેશ** કેળવણીનો પ્રચાર ગામમા મૂળ યુવક મંડળ ચાલતુ તેનો વિસ્તાર કરી આ કેળવણી મંડળ સ્થપાયુ છે તે એક વી સ્કૂલ ચલાવે છે વાર્ષિક નિવેદન છપાય છે.

## કપડવણજ : કેળવણી મંડળ

**સ્થાપના** તા ૨-૬-૧૯૪૦

**સભ્યો** ૬ આશ્રયદાતા, ૬ દાતા, ૧૯ આજીવન સભ્યો, ૧૮ સામાન્ય સભ્યો, ૨ માનદ સભ્યો

**ઉદ્દેશ** કેળવણીનો પ્રચાર

**ઇતિહાસ** કપડવણજની સર્વ પ્રવૃત્તિઓના આદ્ય પ્રેરક સ્વ હરિલાલ માણેકલાલ દેસાઈના અવસાન બાદ તેમણે શરૂ કરેલી સર્વ પ્રવૃત્તિઓને સુવ્યવસ્થિત અને સુસંગઠિત કરવા 'સેવાસંઘ' ની સ્થાપના સં ૧૯૯૮મા કરવામા આવેલી સંઘ હસ્તક ચાલતી કેળવણીની સંસ્થાઓ અને પ્રવૃત્તિઓનુ સંચાલન કરવા માટે 'કેળવણી મંડળ'ની સ્થાપના કરવામા આવી છે સંસ્થાને તા ૨૮-૧૧-૧૯૪૦ને રોજ રજિસ્ટર કરવામા આવી છે

**પ્રવૃત્તિઓ** કેળવણી મંડળ તરફથી નીચે મુજબની સંસ્થાઓનુ સંચાલન થાય છે (૧) ચંપકલાલ નવચેતન વિદ્યાલય (૨) મુગટ બાલમંદિર (૩) કિશોર મંદિર (૪) હરિલાલ માણેકલાલ દેસાઈ છાત્રાલય (૫) શામળદાસ અમીચંદભાઈ હુન્નરઉદ્યોગ શાળા (૬) ગજરાબાઈ મહિલા ટ્રસ્ટની પ્રવૃત્તિઓ

મંડળે મુખત્વે ગામના શ્રીમંત ઉદ્યોગપતિ શ્રી ચંદુલાલ પી પરીખની સહાયથી ચ ન વિદ્યાલયનુ સ્વતંત્ર મકાન રૂ. એક લાખના ખર્ચે બંધાવ્યુ છે વધુમા તેમના તથા તેમના ભાઈઓના રૂ એક લાખના રોકડ દાનથી મુંબઈ સરકાર તરફથી શ્રી ચ ન વિદ્યાલયની સાથે—શ્રી પીતાંબરદાસ નંદલાલ ટેકનિકલ હાઈસ્કૂલ— ૧૯૫૧થી શરૂ થઈ છે

## કપડવણજ—સેવાસંઘ

**પરિચય** સને ૧૯૨૭થી કપડવણજમા આ સંસ્થા ચાલે છે 'જનસેવા એ પ્રભુ સેવા' એ તેનો મુદ્રાલેખ છે, અને તે અનુસાર એ કપડવણજ ગામ અને તાલુકાની જનતાની અનેકવિધ જનસેવા કરી રહી છે

સંસ્થાનુ બંધારણ રજિસ્ટર કરાવવામા આવેલુ છે દવાખાનુ, સાર્વજનિક વ્યાયામમંદિર, છાત્રાલયના મકાનો અને જમીન વગેરે મળી આજની અંદાજી કિંમતે ગણીએ તેની પાસે રૂ ૮૦૦૦૦ની સ્થાવર મિલકતના ટ્રસ્ટો છે તે સિવાય તેની પાસે કેટલાક ન્યાસની રકમો છે વળી દર સાલ સભ્યો નોંધીને તથા સામાન્ય ભેગો મેળવીને આવક ઊભી કરાય છે, અને તેમાથી સંસ્થાનો નિભાવ કરાય છે સંસ્થાના વાર્ષિક હેવાલો છપાઈને પ્રસિદ્ધ થાય છે.

**સ્થાપના** સેવાસંઘની સ્થાપના થઈ તે પહેલા કપડવણજમા મહાજન લાયબ્રેરી, સાર્વજનિક વ્યાયામમંદિર, પ્રજામંડળ, મહાલક્ષ્મી ઉદ્યોગગૃહ, વણાટશાળા, રેંટિયા પ્રવૃત્તિ દશા પોરવાડ વિદ્યોત્તેજક ફંડ, બાળ વિભાગ લાયબ્રેરી, વિદ્યાર્થી પૈસા ફંડ,

લોકશિક્ષણ ગ્રંથમાળા, વગેરે નાની મોટી પ્રવૃત્તિઓ એક કે બીજા સમયે ચાલતી હતી. આ સર્વ પ્રવૃત્તિઓના પ્રેરક અને આદ્ય સચાલક સ્વ હરિલાલ માણેકલાલ દેસાઈનુ સ. ૧૯૮૩ના અસાડ વદ ૫ને રોજ ભરૂચમા અવસાન થયુ તે વખતે તેમણે શરૂ કરેલી અમુક પ્રવૃત્તિઓમા શિથિલતા આવી હતી, જ્યારે કેટલીક બીજી પ્રવૃત્તિઓના શુભ બીજનો વૃક્ષરૂપે પરિપાક થયેલો જોઈ શકાતો હતો

આ પ્રવૃત્તિઓને ચાલુ રાખવા, શિથિલ પડી ગયેલ પ્રવૃત્તિઓમા ચેતન લાવવા, અને નવીન પ્રવૃત્તિઓ શરૂ કરવા માટે એક સુવ્યવસ્થિત અને સગઠિત તથા બધારણયુક્ત સસ્થાની જરૂર જણાયેલી મૂળ પ્રવૃત્તિઓના આદ્ય જનકની હયાતીમા તેમના પ્રતિભાશાળી વ્યક્તિત્વથી જે કામ સહજસાધ્ય હતુ, તે તેમના અવસાન પછી કોઈ પણ એક વ્યક્તિ માટે અશક્ય જેવુ લાગ્યુ તેથી સ્વ હરિભાઈના નિકટના પરિચયમા આવેલા ઉત્સાહી યુવકોએ સેવાસદનના આદ્ય સસ્થાપક અને પ્રથમ પ્રમુખ સ્વ. શ્રી શકરલાલ માણેકલાલ દેસાઈની દોરવણી નીચે સ ૧૯૮૩ના ભાદરવા વદ ૧૩ને દિવસે 'સેવાસદન'ની સ્થાપના કરી હતી આજે એ સસ્થાના મૂળમાથી અનેક વડવાઈઓ ફૂટી છે અને તેમાની કેટલીક પ્રવૃત્તિઓ તો સ્વતત્ર વૃક્ષરૂપ–સસ્થાસ્વરૂપ બની છે

**હોદ્દેદારો** આજે સસ્થામા નીચે પ્રમાણેના હોદ્દેદારો છે (૧) શ્રી ચીમનલાલ બાપાલાલ પરીખ, પ્રમુખ (૨) શ્રી ધીરજલાલ ઓચ્છવલાલ શાહ, ઉપ-પ્રમુખ, (૩) શ્રી માણેકલાલ છોટાલાલ દેસાઈ, મહામત્રી, (૪) શ્રી કાન્તિલાલ શિવલાલ તનાગી, મત્રી, (૫) શ્રી મણિલાલ મહાસુખરામ દાણી અન્વેષક, (૬) શ્રી ચદ્રકાત મણિલાલ પરીખ, અધ્યક્ષ મહાસમિતિ. (૬) શ્રી કુબેરભાઈ દ પટેલ, ઉપાધ્યક્ષ–મહાસમિતિ

**સભ્યો** સસ્થામા નીચે પ્રમાણેના સભ્યો નોધાય છે

| વર્ગ | લવાજમ | |
|---|---|---|
| | બાર હપ્તેથી રૂ | એક સામટા રૂ |
| માનદ સભ્ય | — | — |
| આશ્રયદાતા | ૧૦૧ | ૧૦૦૧ |
| દાતા | ૫૧ | ૫૦૧ |
| શુભેચ્છક | ૨૫ | ૨૫૧ |
| આજીવન | ૧૦ | ૧૦૧ |
| સહાયક સભ્ય | ૫ | — |

સામાન્ય સભ્ય રૂ ૩ અને રૂ. ૧

આ બધા વર્ગોના મળીને આજે આશરે ૫૦૦ સભ્યો નોધાયેલા છે

**પ્રવૃત્તિઓ** સંસ્થા તરફથી નીચે પ્રમાણેની પ્રવૃત્તિઓ થાય છે .

**સેવા-શુશ્રૂષા વિષયક પ્રવૃત્તિઓ** (૧) દવાખાનું ગરીબ જનતાને સસ્તી વૈદકીય મદદ મળે એ હેતુથી આ દવાખાનુ સ્થાપવામા આવ્યુ છે. તા ૩૦-૩-૧૯૩૭ને રોજ ગુજરાતના જાણીતા લોકસેવક અને વૈદક અગેના પુસ્તકોના લેખક શ્રી બાપાલાલ ગ વૈદ્યની દોરવણી નીચે આ દવાખાનાની શરૂઆત થયેલી શરૂઆતથી આયુર્વેદિક દવાઓ વાપરવા તરફ વિશેષ ઝોક રાખેલો છે.

શ્રી શકરલાલ હરિલાલ પરીખે કરેલી સખાવતથી મહાજન લાયબ્રેરી સામે દવાખાનાના મકાનની તા ૧૧-૫-૪૨થી વ્યવસ્થા કરવામા આવી છે આ મકાનનો ઉદ્ઘાટનવિધિ ભરૂચના ત્યાગ-વીર, છોટે સરદાર, ડૉ. ચદુલાલ મ. દેસાઈના શુભ હસ્તે થઈ હતી

શરૂઆતમા આ દવાખાનામા એક આનો ફી લેવાતી ત પછી લડાઈના અસહ્ય મોઘવારીના સજોગો ઉપસ્થિત થતાં બે આના કરી છે. સરેરાશ રોજ ૩૦થી ૩૫ દર્દીઓ આ દવાખાનાનો લાભ લે છે વાર્ષિક રૂ ૨૫૦૦થી ૩૦૦૦ની ખોટ આ દવાખાના અંગે આવે છે તે સેવાસદન ભોગવે છે એ માટે 'મફત દવા દિન યોજના', 'સસ્થા સહાયકારી યોજના', 'વૈદકીય રાહત યોજના' વગેરે યોજનાઓ સેવાસદને બહાર પાડેલી છે, અને એ મુજબ દાતાઓ પાસેથી જરૂરી નાણા મળતા રહે છે

**(૨) શુશ્રૂષા વિભાગ** સેવાસદનની સ્થાપના સાથે જ સ ૧૯૮૩થી જનહિતની પહેલી સામાજિક પ્રવૃત્તિ તરીકે આ વિભાગની શરૂઆત થઈ છે આ વિભાગ તરફથી દર્દીઓની માવજત માટેના સાધનો વિના મૂલ્યે નિયમાનુસાર વાપરવા અપાય છે.

**(૩) પ્રસૂતિ સાધન વિભાગ** સ ૧૯૮૪થી આ વિભાગ ચાલે છે તેમા ખાટલા, ગાદલા, કામળા વગેરે પ્રસૂતિ સમયના ઉપયોગી સાધનો વસાવામા આવ્યા છે ગામમા પ્રસૂતિગૃહો હોવા છતા પણ લોકો આ સાધનોનો હજી સારો લાભ લે છે

**(૪) મોતિયા રાહત વિભાગ** શ્રી ઓચ્છવલાલ અબાલાલ ઝવેરીની ખાસ સહાયથી સ ૧૯૯૩થી આ વિભાગ શરૂ કરવામા આવ્યો હતો તેનુ ફડ ચાલ્યુ ત્યા સુધી કપડવણજ અને તાલુકાની ગરીબ પ્રજાને ઓપરેશન કરાવવાનુ ખર્ચ વગેરે માટે શક્ય મદદ અપાઈ હતી. હાલમા આ વિભાગ ખાતે ફડ રહ્યુ નથી

**કેળવણી વિષયક પ્રવૃત્તિઓ** **(૧) શ્રી હરિલાલ માણેકલાલ દેસાઈ છાત્રાલય** સ ૧૯૮૨થી આ છાત્રાલય શરૂ કરવામા આવ્યુ છે તેનો ટૂક પરિચય શિક્ષણસસ્થાઓના ખડમા આપ્યો છે

**(૨) વિદ્યાર્થી મદદ વિભાગ** આ વિભાગમા નાણાની સગવડ મુજબ લાયક વિદ્યાર્થીઓને પુસ્તકો, ફી, લોન વગેરેની મદદ અપાય છે

**(૩) લોકશિક્ષણ** સસ્થા તરફથી અવારનવાર લોકશિક્ષણ અગેની પ્રવૃત્તિઓ થાય છે, અને એવી પ્રવૃત્તિઓમા સહકાર પણ આપવામા આવે છે, સોલ મિલિગીટરના પ્રોજેક્ટરથી કપડવણજ અને તાલુકાના ગામોમા જુદી જુદી માહિતી આપતી

ફિલ્મો બતાવવામા આવે છે તે સિવાય બહેનો માટે વક્તૃત્વકળા હરીફાઈ, હિન્દુસ્તાની પ્રચારક વર્ગો, સીવણ, સ્કોલરશીપ, શિષ્ટ સાહિત્ય પ્રચાર અર્થે બનતી સહાય, વગેરે પ્રવૃત્તિઓ થાય છે

**શારીરિક કેળવણી વિષયક પ્રવૃત્તિઓ (૧) શ્રી સાર્વજનિક વ્યાયામમદિર** સ. ૧૯૭૯થી આ વ્યાયામ મદિર શરૂ કરવામા આવ્યુ છે તેનો ટૂક પરિચય શિક્ષણ સસ્થાઓના ખડમા આપેલો છે

**(૨) શ્રી પાર્વતીબાઇ કે મ વકીલ આનદ મદિર** આ પ્રવૃત્તિ માટે શ્રી મણિલાલ કેશવલાલ પરીખ તરફથી તેમના માતુશ્રીના સ્મરણાર્થે રૂ ૧૦૦૦ની રકમ મળી હતી તેમાંથી નાના બાળકો માટે બાલક્રીડાગણના સાધનો વસાવવામા આવ્યા છે હાલમાં આ સાધનો વિનોદ વ્યાયામગૃહ અને શ્રી હ મા દેસાઈ છાત્રાલયમા મૂકવામા આવ્યા છે

**દેશપ્રેમ ઉત્તેજક પ્રવૃત્તિઓ (૧) ગાંધીજયતી** સસ્થા તરફથી છેલ્લા કેટલાયે વર્ષોથી ગાધીજયતી (રેંટિયા બારશ) ઉજવાય છે તેમા કાતણ હરીફાઈ, અખડ કાતણ, તથા પૂ ગાધીજીના નિધન પછી સર્વોદય સપ્તાહ, સર્વોદય યાત્રા, વગેરે કાર્યક્રમો યોજાય છે

**(૨) ખાદીભડાર** સસ્થા તરફથી અ ભા ચરખા સઘ પ્રમાણિત ખાદીભડાર વર્ષોથી ચલાવાય છે તેમા ખાદી ઉપરાત રેંટિયા, તકલી, પૂણીઓ, અહિંસક ચપ્પલો વગેરે ગ્રામોદ્યોગની ચીજોના વેચાણની પણ વ્યવસ્થા રાખેલી છે

**(૩) પડવા ખાદી કાર્યાલય** ચાર-પાચ વણકર કુટુબો વસાવી ખાદી ઉત્પાદન કેન્દ્ર સસ્થાના આશ્રયે ચલાવાય છે છેલ્લા ચારેક વર્ષથી ખેડા જિલ્લા ગ્રામ્ય મડળની શાળાઓનુ સૂતર આ કેન્દ્રમા વણાય છે

**(૪) હરિજન પ્રવૃત્તિ** સસ્થાએ તેની સ્થાપનાથી હરિજન પ્રવૃત્તિ હાથ ધરી છે પ્રસગોપાત હરિજન દિન, હરિજન પરિષદ, વણકર પરિષદ, વગેરે યોજાય છે સસ્થા હરિજનોની જાગૃતિ માટે પ્રયત્નશીલ રહે છે. હરિજન અને વણકર હાઉસિંગ સોસાયટીઓની યોજના પાર પાડવા સસ્થા મથી રહી છે.

**જનસેવા વિભાગ પ્રવૃત્તિઓ (૧) શ્રી હરિ ઉદ્યોગગૃહ** આ ઉદ્યોગગૃહથી દળણા, ખાડણા, કાતણ વગેરે ઉદ્યોગો મારફતે નિ સહાય બહેનોને રોજી આપવાનો વિભાગ સ ૧૯૯૮મા શરૂ કરેલો પણ હવે તે વિભાગ ગામમા અખિલ હિંદ મહિલા પરિષદની શાખારૂપે સ્થપાયેલ શ્રી ભગિની સેવા સમાજ નામની બહેનોની સસ્થામા અતર્ગત કરી દેવામા આવ્યો છે

**(૨) ગુપ્ત દાન વિભાગ** મધ્યમ અને ગરીબ વર્ગના કુટુબો જેમની આર્થિક સ્થિતિ ખૂબ તગ હોય છે, તેવાઓને ગુપ્તપણે રાહત પહોચાડવાના ઉદ્દેશથી આ વિભાગ સ ૧૯૯૯થી શરૂ કરવામા આવ્યો છે બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ભીષણ મોઘવારીમા પીસાયેલી આમજનતાના નીચલા થરને અનાજ વગેરેની મદદ પહોચાડી કોમી ભેદભાવ સિવાય ચાલીસ-પચાસ કુટુબોને જીવન ટકાવવામા સસ્થા સહાયભૂત થઈ હતી.

**(૩) અનાજ રાહત મડળ** બીજા વિશ્વયુદ્ધની હાડમારી પ્રસગે કપડવણજ અને તાલુકાની જનતને સસ્તુ અનાજ આપી શકાય તે હેતુથી આ મડળની સ્થાપના કરવામા આવી હતી. પાછળથી આ મડળના આશ્રયે એક રેશનની દુકાન પણ શરૂ કરવામા આવી હતી આ દુકાનમા જે કઈ નફો થયો હતો તે સસ્થાએ જરૂરિયાતવાળા ગરીબ કુટુબોને ગુપ્ત દાનથી મદદ પહોચાડવામા વાપર્યો હતો

તે વખતે તાલુકામા દુષ્કાળ અગે શરૂ થયેલા ઢોરો માટેના નીરણ કેન્દ્રોની વ્યવસ્થામા પણ સસ્થાએ બનતી મદદ કરી હતી.

**ઇતર પ્રવૃત્તિઓ** સને ૧૯૫૦મા સસ્થાના આશ્રયે શ્રી રવિશકર મહારાજ પ્રેરિત 'ગુજરાત નેત્રરાહત મડળ'ની સહાયથી કપડવણજમા એક દત-નેત્ર યજ્ઞ યોજવામા આવ્યો હતો. તેમા ૨૨૯ આખના જુદા જુદા દર્દોના ઓપરેશન મફત કરવામા આવ્યા હતા દાતના ૩૫૨ દર્દીઓની દવા પણ મફત કરવામા આવી હતી આ દત-નેત્ર યજ્ઞ પાછળ લગભગ રૂ ૧૦૦૦૦નુ ખર્ચ થયેલુ તે રકમ સસ્થાએ કપડવણજના સદ્‌ગૃહસ્થો પાસે ઉઘરાણુ કરી મેળવી હતી. આ યજ્ઞ પ્રસગે સસ્થાને એક રેફ્રિજરેટર ભેટ મળેલુ સસ્થાએ તે કપડવણજ મ્યુનિ દવાખાનાને આપ્યુ છે

ચોક્કસ નિયત કામો માટે સસ્થા તરફથી દાન સ્વીકારાય છે અને તેમાથી પરબ, પરબડી, દવારાહત, ગ્રામરાહત વગેરે પ્રવૃત્તિઓ કરવામા આવે છે

રાષ્ટ્રીય ફડો ઉઘરાવવામા પણ સસ્થાના કાર્યકરો પોતાનો અગ્રગણ્ય ફાળો નોધાવે છે આજ સુધીમા શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ફડ પૂ કસ્તુરબા સ્મારક ફડ, સ્વ એન્ડ્રૂઝ ફડ, પૂ ગાધીજી સ્મારકનિધિ ફડ વગેરે ફડોના ઉઘરાણામા સસ્થાએ સારો ફાળો આપ્યો હતો

સસ્થાની પ્રવૃત્તિઓના આદ્ય પ્રેરક શ્રી હરિલાલ મા દેસાઇની પ્રતિમા ગામની હરિકુજ સોસાયટીના ચોગાનમા સસ્થા તરફથી મૂકવામા આવી છે. તે તા ૧૬-૧-૧૯૪૯ને રોજ ગાધીજીના આધ્યાત્મિક વારસદાર આચાર્યશ્રી વિનોબાજીના હસ્તે ખુલ્લી મૂકવામા આવી હતી

એક જ વડની વડવાઇઓ જેવી ગામની શ્રી પુ હ મહાજન લાયબ્રેરી, શ્રી ભગિનીસેવા સમાજ, શ્રી કેળવણી મડળ વગેરે સસ્થાઓને સેવાસઘ યથાશક્તિ સહાયભૂત થાય છે

છેલ્લા પાચેક વર્ષથી સસ્થાની વાર્ષિક સભાની આસપાસની તારીખોમા વાર્ષિક વ્યાખ્યાનમાળા ગોઠવવામા આવે છે તેમા ગુજરાતના સુપ્રસિદ્ધ સમાજસેવકો પાસેથી ઘણુ ઉપયોગી માર્ગદર્શન મેળવાય છે આજ સુધીમા શ્રી માવલકર દાદા, શ્રી દેસાઈભાઈ પટેલ, શ્રી મગનભાઈ દેસાઈ, શ્રી સરલાદેવી સારાભાઈ, શ્રી પરીક્ષિતલાલ મજમુદાર વગેરેની અનુભવવાણીનો લાભ મળ્યો છે

સને ૧૯૫૧થી મુબઈ મુકામે સસ્થાની શાખા ખોલવામા આવી છે તે શાખાના આશ્રયે ગયે વર્ષે સસ્થાના પ્રમુખ શ્રી શ્રીમનલાલ બા પરીખના કાદીવલીના ઉદ્યાનમા કપડવણજ-નિવાસી ભાઈ બહેનોનુ એક સફળ આનદ-મિલન યોજાયુ હતુ

**યોજનાઓ** સસ્થાના રજત મહોત્સવ નિમિત્તે ગુજરાતના સામાજિક કાર્યકરોની પરિષદ બોલાવવાનુ, તેમજ સાર્વજનિક વ્યાયામમદિરના રજત મહોત્સવ પ્રસગે વ્યાયામનો ભવ્ય ઉત્સવ તથા પ્રદર્શન યોજવાનુ વિચારાયુ છે

. **ઉપસહાર** આ સસ્થામા કપડવણજના વતનીઓ સારો રસ લે છે સૌ શક્તિ પ્રમાણે તન, મન અને ધનથી મદદ કરે છે શ્રી વિનોબાજીના શબ્દોમા કહીએ તો ગામમા આ સંસ્થાએ કાર્યકર્તાઓનુ એક કુટુબ ભેગુ કર્યું છે, અને એ સ્વ હરિલાલ ભાઈની એક ખાસ ભેટ છે. આ કાર્યકર્તાઓની ધગશ અને અવિરત પ્રયત્નોથી સસ્થા ઉત્તરોત્તર પ્રગતિ કરી રહી છે.

## કાવીઠા કેળવણી મંડળ

સ્થાપના તા ૨૪-૫-૧૯૫૨ વાર્ષિક સભ્યો ૧૩૪ આ મડળમા ચાર આના સભ્ય ફી રાખવામા આવી છે દસ વર્ષ અને તેથી ઉપરની ઉંમરની ગામની હરકોઈ વ્યક્તિ વાર્ષિક સભ્ય થઈ શકે છે મડળનો ઉદ્દેશ કેળવણી પ્રચારનો છે આજે મડળ શાળાનુ સચાલન કરે છે

## કાવીઠા પ્રગતિમંડળ

**સ્થાપના** તા ૯ ૧૦ ૧૯૫૨ **સભ્યો** આજીવન સભ્ય ફી રૂ ૫૦૦ છે તેવા ૨૫ સભાસદો છે, વાર્ષિક સભ્ય ફી ૦ ૪ ૦ છે, તેવા ૨૫ સભાસદો છે **ઉદ્દેશ** ગામહિતની પ્રવૃત્તિઓ કરવી **પ્રવૃત્તિઓ** મડળ તરફથી શ્રમયજ્ઞ યોજવામા આવે છે દરેક લત્તાવાર કચરો પૂજવે નાખવાની કચરા-પેટીઓ મડળ તરફથી મૂકવામા આવી છે ગામમા પાટિયા પર દૈનિક સમાચાર લખવામા છે ગામની શાળાઓમા પ્રથમ નબરે આવનારને મડળ તરફથી ઈનામ અપાય છે એક હિંદી પુસ્તકાલય શરૂ કરવામા આવ્યુ છે વાર્ષિક હસ્તલિખિત અક તૈયાર કરાય છે વિદ્યાર્થીઓને કિફાયત ભાવે પુસ્તકો તથા સ્ટેશનરી મળે તે માટે 'પ્રગતિ સ્ટોર' ચલાવાય છે

## ખંભાત તાલુકા પ્રાથમિક કેળવણી મંડળ, ખભાત

**સ્થા** **૧૯૫૦** **ઉદ્દેશ** કેળવણી પ્રચાર **પ્રવૃત્તિ તથા ઇતિહાસ** છેક નાના ગામડાઓમા પ્રાથમિક કેળવણી અપાય તે માટે ખાનગી વ્યક્તિઓ કે મડળો જો શાળાઓ કાઢશે તો તેમને ઉત્તેજન તરીકે ખાસ નિયમોને આધારે મદદ આપવામા આવશે તેવી સરકાર તરફથી જાહેરાત થતા ખભાત તાલુકાના જ્યા શાળા ન હોય તેવા નાના નાના ગામોમા પ્રાથમિક શાળાઓ શરૂ કરવાના પ્રયત્નો ચાલુ થયા બાવળબારા વિશ્રામ મડળના સચા'લકોએ વાલદાપુરા તથા મીલરામપુરામા તેવી શાળાઓ શરૂ કરી. છયકા તથા ગોરાડ ગામે માતર તાલુકા તરફથી શાળાઓ ચાલતી હતી આબાખડા તથા આજીપુરામા વ્યક્તિગત પ્રયત્નોથી શાળા શરૂ થઈ હતી આમ તાલુકામા અલગ અલગ પ્રયત્નોથી શાળાઓ શરૂ થઈ હતી, એટલામા બાલબારા વિશ્રામ મડળના એક સચાલક શ્રી ભટ્ટ સાહેબની બદલી થતા તુરત જ કેળવણીમા રસ લેતા કાર્યકર્તાઓની સભા બોલાવાઇ અને 'ખભાત તાલુકા પ્રાથમિક કેળવણી મડળ'ની સ્થાપના કરવામા આવી એણે સદર શાળાઓનો વહીવટ સભાળી લીધો અને તરત જ કસ્બારા, હૈદરપુરા, વેણુજ, ભીમતળાવ, લક્ષ્મીપુરા, તરમ્પુર, તથા ઇસરવાડા ગામે નવી શાળાઓ શરૂ કરવામા આવી

ખભાત તાલુકામા કુલ ૧૨૦ ગામ છે તેમા ૬૬ ગામોમા લો બોર્ડ તરફથી પ્રા શાળાઓ ચાલે છે આ મડળ તરફથી હાલ ૨૨ શાળાઓ ચાલે છે જ્યા લો. બો ની શાળા ન હોય તેવા તમામ ગામોમા આ મડળ શાળાઓ ચલાવવાની નેમ રાખે છે

**શિષ્ટ સાહિત્ય વાચન પરીક્ષા** આ મડળ તરફથી પૂ મહાત્મા ગાધીજીના જન્મ દિવસે તાલુકાના જુદા જુદા ગામોમા પ્રશ્નપત્ર દ્વારા પરીક્ષા લેવામા આવી હતી 'ગાધીજી' પુસ્તક પસદ કરવામા આવ્યુ હતુ ખભાત શહેરની શાળાઓ તથા બીજી તાલુકાની શાળાઓના ૪૮૪ વિદ્યાર્થી ભાઈબહેનોએ તેમા ભાગ લીધો હતો વિજેતાઓને ઈનામ આપ્યા હતા દર વર્ષે આ પ્રમાણે જુદા જુદા પુસ્તકો પસદ કરીને વિદ્યાર્થીઓમા વાચન શોખ વધારવાનો મડળનો ઇરાદો છે

**ફરતું પુસ્તકાલય** શાળા છોડયા બાદ વિદ્યાર્થીઓની જ્ઞાનની પરબ ચાલુ રહે તેટલા માટે ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ ચલાવાય છે

## ખંભાત . ધી કેમ્બે એજ્યુકેશન સોસાયટી

**હેડ ઓફિસ** શ્રી બાપુલાલ હરજીવનદાસ વકીલ (માનદ મત્રી), સુસુફ બિલ્ડિંગ, ત્રીજે માળે, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુબઈ ન ૧

**બ્રાન્ચ ઑફિસ** શ્રી રણછોડલાલ દામોદરદાસ મોદી (માનદ મત્રી), દેવની પોળ, ખભાત

**સ્થાપના** ૨૧-૫-૧૯૧૬ને રોજ મુબઈમા સ્થાપના થયેલી

**સભ્યો** મુરબ્બીઓ ૨૩, તેમા ૧૧ હયાત છે ઉપમુરબ્બીઓ ૫ તેમા ૪ હયાત છે આજીવન સભાસદો ૩૭, સામાન્ય સભાસદો અ વર્ગ ૧૨, બ વર્ગ ૯૮, ક વર્ગ ૬૬

**ઉદ્દેશ** કેળવણીપ્રચાર ને સમાજસુધારણા

**પ્રવૃત્તિઓ** સંસ્થાનુ બંધારણ ઘડેલુ છે તે ૧૮૬૦ના ૨૧મા કાયદા હેઠળ તા ૧૨-૨-૧૯૩૬ને રોજ રજિસ્ટર થયેલું છે વાર્ષિક નિવેદનો અનુકૂળ સજોગો આવતા બે-પાચ વર્ષના ભેગા છપાય છે

મુબઈમા વસતા ખભાતવાસીઓએ આ મડળ સ્થાપી રાત્રી શાળા, ઓ શિક્ષણ વર્ગો વગેરેથી કાર્યની શરૂઆત કરેલી આજે તે ધી કેમ્બે હાઈસ્કૂલ, ધી કેમ્બે મિડલ સ્કૂલ, ધી વિજય

કોરબાઇ સ્ત્રી શિક્ષણ વર્ગ, તથા શેઠ જુગનભાઈ જગન્નાથ પુસ્તકાલય ચલાવે છે, અને શેઠ જુગનભાઈ જગન્નાથ જીમખાનાની દેખરેખ રાખે છે

## ખંભાત : શ્રી ભાલ–બારા વિદ્યામંડળ

તા ૧૫–૨–૧૯૪૬ને રોજ આ મડળની સ્થાપના થયેલી સાબરમતી નદીના સમુદ્ર સગમ નજીક વીસ માઈલ સુધી વિસ્તરેલો બાલબારાનો પ્રદેશ બધી રીતે તદ્દન પછાત દશામા છે આથી ત્યાની પ્રજાના બાળકોને મા ધ્યમિક શિક્ષણ મળે તે માટે ખભાત શહેરમા મડળ તરફથી એક છાત્રાલય શરૂ કરવામા આવ્યુ છે છાત્રાલયનુ ઉદ્ઘાટન તા ૫–૬–૪૬ને રોજ કરવામા આવ્યુ હતુ આ છાત્રાલયને 'શ્રી ભાલબારા વિદ્યાર્થી ભવન'નુ નામ આપવામા આવ્યુ છે

## ખાંધલી : કેળવણી મંડળ

ગામમા ત્રણ વોરણની અંગ્રેજી શાળા હતી પહેલા ત્રણ વોરણમાથી અંગ્રેજી રદ થયુ એટલે એ અંગ્રેજી શાળા બધ પડી તેથી તા ૪–૪–૧૯૫૧ને રોજ આ મડળ સ્થપાયેલુ તેણે કુલ ૧૩ વિદ્યાર્થીઓ અને ૪ વિદ્યાર્થિનીઓથી આઠમુ વોરણ ખોલી એ વી સ્કૂલ, ખાધલી (તા માતર)ની શરૂઆત કરેલી ધીરેધીરે તેનો વિકાસ થતા રહ્યો છે

## ચકલાશી : સેવા મંડળ

તા ૭ ૧૧–૪૬ને રોજ મૂળના તરુણસઘને વિકસાવી આ મડળની સ્થાપના થયેલી છે મડળનુ બધારણ રજિસ્ટર થયેલુ છે દર પાચ વર્ષે હેવાલ છપાય છે મડળે લગભગ રૂ ૧૦૦ ખર્ચી ગામને પાદરે મનુભાઈ શહીદની યાદગીરીમા ખાભી બધાવી છે ત્યાર બાદ તેજ શહીદના સ્મરણાર્થે ૪૫ હજાર રૂપિયા ખર્ચી સાર્વ દવાખાનુ બાધી લો બો. ને સોપ્યુ છે મડળ પાસે રૂ ૫૦૦ના પુસ્તકો છે મડળ હિન્દુસ્તાનીનો પ્રચાર પણ કરે છે

## ચાંગા કેળવણી મડળ

**સ્થાપના** તા ૧–૪–૧૯૧૩

**સભ્યો** પેટ્રન ૭, વાઈસપેટ્રન ૧૨, ડોનર ૧૬, સહાયક ૧૦૩ **ઉદ્દેશ** ગામના બાળકોને માધ્યમિક શિક્ષણ આપવાનો

**ઇતિહાસ અને પ્રવૃત્તિઓ** સસ્થાનુ બધારણ રજિસ્ટર થયેલુ છે વાર્ષિક હેવાલ છપાય છે તા. ૧–૪–૧૯૧૩થી પહેલા ધોરણની ખાનગી અંગ્રેજી શાળાની સ્થાપના કરેલી ઉત્તરોત્તર તેનો વિકાસ થતા ૧૪–૨–૧૯૪૯મા સપૂર્ણ હા સ્કૂલ બનાવવામા આવી છે સ્વ. ભાઈલાલભાઈ અમથાભાઈના પુત્રોએ પોતાના પિતાના નામથી હાઈસ્કૂલ કરવા રૂ ૩૫૦૦૦ની દેણગી કરતા શાળાનુ નામ "શ્રી ભાઈલાલભાઈ અમથાભાઈ પટેલ હાઈસ્કૂલ, ચાગા' રાખવામા આવ્યુ છે તા ૧–૩–૧૯૩૫થી સદર શાળાનો વહીવટ સ્થાનિક પાચ ગૃહસ્થોની સલાહકારક કમિટીની સલાહ અનુસાર ચરોતર એજ્યુ સોસાયટી–આણદ કરતી હતી બાર વર્ષ વહીવટ કર્યા બાદ ચ એ. સો ને સ્કૂલ પોતાના પગ પર ઊભી રહી શકશે તેમ લાગવાથી સને ૧૯૪૭થી સ્કૂલનો વહીવટ કરવાનુ સોસાયટીએ બધ કર્યુ છે, અને ત્યારથી મેનેજિંગ કમિટી સ્વતત્રપણે કામ કરે છે

## જલસણ કેળવણી મંડળ

તા ૧૩–૪–૪૭ને રોજ સ્થપાયેલુ કેળવણીનો પ્રચાર કરવો એ તેનો ઉદ્દેશ છે. તે એક અંગ્રેજી શાળા ચલાવે છે

## ઠાસરા . ગ્રામસુધારણા મંડળ

સને ૧૯૪૮મા આ મડળની સ્થાપના થયેલી મકાન તથા રાચરચીલુ થઈ રૂ ૨૨૦૦૦ની કિંમતના સાધનો છે મડળનુ બધારણ છે તે રજિસ્ટર થયેલુ છે વાર્ષિક હેવાલ છપાય છે. ૧૯૪૮ની સાલમા વરસાદ નહિ હોવાને કારણે તળાવ સૂકાઈ ગયા હતા ત્યારે મડળે પૈસા ઉઘરાવી ગામના કૂવા પર એંજિન પપ ગોઠવી પાણી ભરવાની તેમજ ઢોરોને પાણી પીવાની સગવડ કરી હતી જે આજ પર્યત ચાલુ છે

## ડભોઉ કેળવણી મંડળ

**સ્થાપના** તા ૧–૪–૧૯૪૫ **સભ્યો** મુરબ્બીવર્ગ ૬, ઉપ મુરબ્બીવર્ગ ૪, દાતા વર્ગ ૧૬, આજીવન સભ્ય વર્ગ (૧)૪૦ આજીવન સભ્ય વર્ગ(૨)૧૩ **ઉદ્દેશ** ગામમા કેળવણીનો પ્રચાર કરવો **પ્રવૃત્તિઓ** સસ્થાનુ બધારણ રજિસ્ટર થયેલુ છે વાર્ષિક નિવેદન છપાય છે મડળ એ વી સ્કૂલ ચલાવે છે

## તારણા રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ

**સ્થા તા** ૧–૧૦–૪૮

**સભ્યો** ૪૦ **રાચરચીલું** રૂા ૧૦૦નુ

**પ્રવૃત્તિઓ** આ મડળ અમદાવાદ રાષ્ટ્રીય વિદ્યાર્થી મડળની સાથે સકળાયેલુ છે તે પર્યટનો, સ્નેહસમેલનો, ગામ લાયબ્રેરીની વ્યવસ્થા, નાટય પ્રયોગો વગેરે પ્રવૃત્તિઓ કરે છે

## ધર્મજ કેળવણી મડળ, ધર્મજ

**સ્થા તા.** ૩–૧૧–૪૩ **સભ્યો** રૂ ૨૦૦૦ અથવા તે ઉપર આપનાર આશ્રયદાતા–૧૭, રૂ ૧૦૦૦ અથવા તે ઉપર આપનાર ઉપઆશ્રયદાતા–૨૧ રૂ ૫૦૦ અથવા તે ઉપર આપનાર દાતા–૩૪ રૂ ૨૫૦ અથવા તે ઉપર આપનાર બધુ–૩૨, રૂ ૧૨૫ અથવા તે ઉપર આપનાર આજીવન–૧૪૧, અને વાર્ષિક રૂ ૫ આપનાર સામાન્ય સભ્ય ૧ **ઉદ્દેશ** કેળવણી પ્રચાર **પ્રવૃત્તિઓ** આ મડળ તા ૨૯–૧૨–૧૯૪૩ને રોજ વડોદરા રાજ્યમા તથા તા ૩૦–૫–૧૯૫૨ને રોજ ૧૯૫૦ના પબ્લિક ટ્રસ્ટ એક્ટ પ્રમાણે મુબઈ રાજ્યમા નોધાવવામા આવ્યુ છે હાલ તે શ્રી વ ન હાઈસ્કૂલ, શ્રી ગ ગિ બાલમદિર, અને શ્રી વ ન વ્યાયામમદિરનુ સચાલન કરે છે.

## ધર્મજ: મહાત્મા ગાંધી સ્મારક સમિતિ

**સ્થાપના** તા ૨૮-૮-૪૮ બંધારણ તા ૮-૧૦-૪૮ને રોજ વડોદરા રાજ્યમા 'લોકોપકારક મંડળ' તરીકે નોંધાયુ છે. **ઉદ્દેશ** ધર્મજ ગામમા મહાત્મા ગાંધીની સ્મૃતિ કાયમ રહે તે ધ્યેયને લક્ષ્યમા રાખી સંસ્થાઓ સ્થાપવી ને તેવી પ્રવૃત્તિઓ કરવી **સભ્ય** જેણે અઢાર વર્ષ પૂરા કર્યાં હોય તેવી કોઈ પણ વ્યક્તિ કે જેણે આ સમિતિને એક રૂપિયો કે તેથી વધારે રકમનુ દાન કર્યું હોય યા કરે તે આ સમિતિનો સભ્ય ગણાય છે **પ્રગતિ** તા ૧૨-૧૨-૪૮ને રોજ ધર્મજની જનતાએ મહાત્મા ગાંધીના સ્મરણ નિમિત્તે રૂ ૫૦,૦૦૦ ભેગા કરવાનો સંકલ્પ કર્યો હતો તે મુજબ તા ૩૦-૯-૧૯૫૦ સુધીમા રૂ ૬૦૮૧૫ ૮-૬ જમા આવેલા છે અને ઉઘરાણીના રૂપિયા ૨૫૫૮-૦-૦ વસૂલ લેવાના બાકી છે

શ્રી ધર્મજ રાહત મંડળે પોતાના તા ૧૬-૧-૪૯ના ઠરાવથી પોતાની મિલકત તથા જવાબદારીઓ આ સમિતિને સોંપી છે ગાંધી સ્મારક ફાળામાથી સમિતિએ રૂ ૪૦૦૦૦નુ રોકાણ આ રાહત મંડળ ખાતે કર્યું હતુ આ ઉપરાંત બીજી રકમ ગામના સધન નાગરિકોએ વગર વ્યાજે સમિતિને વાપરવા આપી હતી. સમિતિએ ડિસેમ્બર ૧૯૪૮થી તા. ૩૦-૯-૫૨ સુધી રૂ ૫૭૨૨૩૫-૧૧-૫ની હેરફેર કરેલી અને ગામની તેમજ પાડોશના ગામોની જનતાને ૫૧૨૬૧ મણ અનાજ વગેરે પૂરુ પાડેલુ, તથા પશુધન માટે રૂ ૯૯૩૩૩ના ૧૫૧૨૦ મણ કપાસિયા પૂરા પાડયા હતા

તા. ૧૨-૨-૧૯૫૧ને રોજ સમિતિ તરફથી મહાત્મા ગાંધી સ્મારક ઉદ્યોગ મંદિર શરૂ કરાયુ છે તેનું ઉદ્‌ઘાટન તા ૨૫-૮-૧૯૫૧ને રોજ શ્રી. પ્રાણલાલ ઠાકોરલાલ મુનશીના હાથે થયુ હતુ આ સંસ્થામા મુખ્યત્વે કરીને હાથથી સીવવાનું કામ, સંચાથી સીવવાનુ કામ તેમજ કાપડ વેતરવાનુ કામ અને ગૌણપણે ભરતનું કામ શીખવાડવામા આવે છે અભ્યાસક્રમ મુંબઈ રાજ્યના ડિરેક્ટર ઓફ ટેકનિકલ એજ્યુકેશનના ધોરણો પ્રમાણે રાખવામા આવ્યો છે અત્યારે ૫૦ બહેનો આ સંસ્થાનો લાભ લે છે ધર્મના ભેદભાવ સિવાય ગમે તે બહેન આ સંસ્થામા પ્રવેશ મેળવી શકે છે માસિક ફી રૂ ૪ અને પ્રવેશ ફી રૂ ૧ છે જેમની આર્થિક સ્થિતિ મંદ કે મધ્યમ હોય તેમની પાસેથી કા તો ફી લેવાતી નથી કે ઓછી લેવાય છે સીવણનું કામ શીખી તેને વ્યવસાય તરીકે સ્વીકારી સ્વાશ્રયી જીવન ગાળવા ઇચ્છતી મોટી ઉંમરની બહેનોને પ્રથમ પ્રવેશ આપવામા આવે છે ૧૯૫૧ સુધીમાં આ સંસ્થાને સીવવાના સંચા વગેરે માટે રૂ ૧૬૦૫-૫-૦ની ભેટ મળી છે

ઉદ્યોગ મંદિર અને તેનો વેચાણ વિભાગ રાખવામા આવ્યો છે આ વિભાગમા બહેનોએ તૈયાર કરેલા કપડા વેચાય છે. નવા કપડા સીવી આપવામા પણ આવે છે

### નડિયાદ એજ્યુકેશન સોસાયટી

સ્થાપના અને ટૂંક ઇતિહાસ અમદાવાદના દીવાન અમૃતલાલ હરગોવિંદદાસના પ્રમુખપદે તા ૮-૪-૧૯૪૫ને રોજ અ સૌ ડાહીલક્ષ્મી પુસ્તકાલયના મકાનને મેડે એક જાહેર સભામા નડિયાદમા કોલેજ સ્થાપવાનો નિર્ણય લેવાયો આ કાર્યને અમલી બનાવવા એક કમિટી નીમવામા આવી આમ નડિયાદ એજ્યુ સોસાયટીનો જન્મ થયો તા ૬-૪-૧૯૪૮ને રોજ આ સંસ્થા રજિસ્ટર કરાવવામા આવી છે આજે આ સંસ્થા સંચાલિત જે એન્ડ જે કોલેજ ઓફ સાયન્સ અને સી બી પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યુટ નામની બે સંસ્થાઓ ચાલે છે આ સંસ્થા હસ્તક ચાલતી તમામ પ્રવૃત્તિઓનો લાભ ધર્મ, જ્ઞાતિ કે પ્રદેશના ભેદભાવ વગર સહુ કોઈ સરખી રીતે લઈ શકે છે

**ઉદ્દેશ** ચરોતરના ગરીબ વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણનો લાભ લઈ શકે તે આ સંસ્થાનો ઉદ્દેશ છે

**સભ્યો અને પ્રકાર** રૂ ૫૦,૦૦૦ કે વધુ આપનાર દાતા, રૂ ૫૦૦૦ કે વધુ આપનાર પેટ્રન, રૂ ૧૦૦૦ કે વધુ આપનાર સબ પેટ્રન, રૂ ૫૦૦ કે વધુ આપનાર સહાયક સભાસદ, રૂ ૨૫૦ કે વધુ આપનાર શુભેચ્છક, રૂ ૧૦૦ કે વધુ આપનાર આજીવન સભ્ય અને વાર્ષિક રૂ ૧૦ આપનાર આ સંસ્થાનો સામાન્ય સભ્ય ગણાય છે

**તંત્રસંચાલન** સોસાયટીનું તંત્રસંચાલન ગવર્નિંગ બોડી સંભાળે છે તેમા જુદા જુદા વર્ગના સભ્યોનું પ્રતિનિધિત્વ નક્કી કરવામા આવ્યુ છે એ મુજબ ૯ દાતાઓ, ૪ પેટ્રનો, ૨ સબ પેટ્રન, ૨ સહાયક સભાસદ, ૨ શુભેચ્છકો, ૨ આજીવન સભ્યો, ૨ સામાન્ય સભ્યો, ૨ ઉપર જણાવેલા સભ્યોએ ચૂંટેલા કેળવણીકારો અને ૫ કો-ઓપ્ટ મળી કુલ ૩૦ સભ્યો હોય છે

હાલ ગવર્નિંગ બોડીમા આ સંસ્થાના પ્રિન્સિપાલ જે એક્સ ઓફિસિયો મેમ્બર તથા સેક્રેટરી છે તે સિવાયના ૨૯ સભ્યો છે તેના પ્રમુખ તરીકે શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ બી. એ એલ એલ બી (નાયબ પ્રધાન, જાહેરબાંધકામખાતું) છે આ ઉપરાંત એક ટ્રસ્ટીઓનું મંડળ છે, જેમા વધુમા વધુ પાંચ સભાસદો હોય છે હાલ ત્રણ ટ્રસ્ટીઓ છે આ સભાસદોની નિમણૂક ગવર્નિંગ બોડી કરે છે

### નડિયાદ કલા મંદિર, નડિયાદ

**પરિચય** આ સંસ્થા એક અવેતન નાટ્યસંસ્થા છે મુખ્યત્વે તે શ્રી પાંચ શિક્ષકના નાટકો રજૂ કરે છે. સંસ્થામા ૩૦થી ૩૫ જેટલા સેવાભાવી, ખંતીલા, ઉત્સાહી કલાકારો કામ કરે છે તે પૈકી કોઈ વકીલ છે તો કોઈ ડોક્ટર છે, કોઈ વેપારી છે તો કોઈ શિક્ષક છે, કોઈ લુહારી-સુથારી કામનો કારીગર છે તો કોઈ ઇન્ડસ્ટ્રિયલિસ્ટ છે, કોઈ સરકારી નોકર છે તો કોઈ સફાઈ કામદાર પણ છે આખા જિલ્લામા અને અનુક્રમે બીજા જિલ્લાઓમા પણ આ સંસ્થા તરફથી નાટકો રજૂ કરવામા આવે છે અત્યાર સુધીમા [illegible] આ સંસ્થાએ ૧૬૬ નાટકોના કાર્યક્રમ, ૧ ભજનના કાર્યક્રમ, ૩ સંગીતના કાર્યક્રમ અને ૧ [illegible]ના

સરઘસમાં દારૂડિયાના જીવનના દશ્યો બતાવવાનો કાર્યક્રમ એમ કુલ ૧૬૬ કાર્યક્રમ આપ્યા છે.

**સ્થાપના** સને ૧૯૪૮ના નવેમ્બરની ૧લી તારીખે આ કલા મંદિરની વિધિસરની સ્થાપના થઈ હતી અને તેનું બંધારણ નક્કી થયું હતું. પરંતુ આ સંસ્થાનો ઉદ્‌ગમ તો છેક ઈ. સ. ૧૯૩૯થી થઈ ચૂક્યો હતો. સંસ્થામાં આજે કામ કરનાર કલાકારો તે સાલથી અમુક અમુક સમયના અંતરે નડિયાદ, વડોદરા, અમદાવાદ, કપડવણજ વગેરે સ્થળોએ નાટકો રજૂ કરતા હતા. તેમાં છૂત અછૂતના પ્રશ્નો ચર્ચતો ત્રિઅંકી નાટક 'અછૂત કોણ?', કોમી એખ્તા અને હિંદના રાજકારણ પર પ્રકાશ પાડતો ત્રિઅંકી નાટક 'જયહિંદ', દેશદાઝની ભાવના રજૂ કરતો દ્વિઅંકી નાટક 'ભાઈને માટે' વગેરેની રજૂઆત થયેલી. એ બધા નાટકો કવિ શ્રી ગોવિંદરામ વ્યાસે લખેલા હતા. એ સિવાય એમના ભાઈ કવિ શ્રી બાલકૃષ્ણ વ્યાસ રચિત સત્તાધારીઓના જુલમ પર પ્રકાશ પાડતો 'સત્તાના પાપે' નામનો ત્રિઅંકી નાટક પણ રજૂ થયેલો. પરંતુ કલાકારોની ઈચ્છા ગામડે ગામડે ઘૂમીને નિરક્ષર ગ્રામજનતા સમક્ષ જ્ઞાન સાથે ગમ્મત આપનારા નાટકો રજૂ કરવાની હતી. એટલે તે ભાવના મૂર્ત કરી શકાય તે ઉદ્દેશથી સને ૧૯૪૯થી આ સંસ્થાનું બંધારણ વ્યવસ્થિત ઘડી તેને સફળ બનાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે.

**બંધારણ** નાટ્યકલા દ્વારા જનતાની અને મોટે ભાગે ગ્રામ જનતાની સેવા કરવી અને એ હેતુ સિદ્ધ કરવા માટે શક્ય હોય તે તમામ કરી છૂટવું એ આ સંસ્થાનો ઉદ્દેશ રખાયેલો છે. વાર્ષિક ચાર આનાના લવાજમથી જાતિ, ધર્મ, પક્ષ કે કોમના ભેદભાવ વિના માત્ર કલાકાર જ કલામંદિરનો સભ્ય થઈ શકે છે. સભ્યોમાંથી પાંચથી સાત સભ્યોની એક કાર્યવાહક સભા ચૂંટાય છે. તે સભામાંથી પ્રમુખ, મંત્રી, ખજાનચી વગેરે હોદ્દેદારો ચૂંટાય છે. આ સભા સામાન્ય સભા નક્કી કરે તેટલા સમય માટે અગર તો ત્રણ વર્ષ માટે કામ કરે છે. હાલમાં સંસ્થાના પ્રમુખ તરીકે અને એક સફળ અભિનેતા તરીકે શ્રી દેવદાસ પંડ્યા સેવા આપી રહ્યા છે.

**પ્રગતિ** સ્થાપનાથી તે જૂન ૧૯૫૪ સુધીમાં કલા મંદિરે કવિ શ્રી ગોવિંદરામ વ્યાસ રચિત 'બરબાદીને પંથે,' 'જુદાઈના ઝેર,' 'સાચો રાહ' 'રખેવાળ,' અને 'સૈનિક,' એ પાંચ સ્ત્રી પાત્રો વિનાની એકાંકી નાટિકાઓ ખેડા, અમદાવાદ, વડોદરા, ભરૂચ, પંચમહાલ, મહેસાણા, અને સાબરકાંઠા જિલ્લાઓના જુદા જુદા ગામોએ રજૂ કરી છે. બરબાદીને પંથે' નાટિકા આજ સુધીમાં ૪૮ વખત, 'સાચો રાહ' નાટિકા ૧૦ વખત, 'રખેવાળ' નાટિકા ૭૫ વખત અને 'સૈનિક' નાટિકા ૨૧ વખત રજૂ કરાઈ છે. આ બધી નાટિકાઓમાં 'રખેવાળ' નાટિકા ઘણી જ સફળ નીવડી છે. કલા મંદિર સિવાય ગુજરાતભરના અનેક મંડળોએ તે નાટિકા ભજવી છે. એ રીતે લગભગ ૭૦૦ વાર તે ભજવાઈ ચૂક્યાનો અંદાજ છે. કલા મંદિરની બીજી નાટિકાઓ પણ ગુજરાતભરના મંડળોએ ભજવી છે. 'બરબાદીને પંથે' 'સાચો રાહ' અને 'રખેવાળ' એ ત્રણ નાટિકાઓ પુસ્તિકા રૂપે પ્રગટ કરવામાં આવી છે, અને તેની સંખ્યાબંધ નકલો ખપે છે. સંસ્થા તરફથી હવે હાલની બેકારીનું ચિત્ર રજૂ કરતી નાટિકા 'ધરતીના છોરું' અને ધાર્મિક નાટિકા 'વલ્લભ ઘેલો' રજૂ થનાર છે.

**આર્થિક સહકાર** ૧૯૫૪ના ફેબ્રુઆરીથી સ્ટેશન પાસે સ્વામી શિવાનંદના બંગલામાં કલામંદિરના કાર્યાલયની શરૂઆત કરવામાં આવી છે. તે અગાઉ સ્ટેશન રોડ પર આવેલી કવિ શ્રી ગોવિંદરામ વ્યાસની દુકાનમાં વિના ભાડે કાર્યાલય ચાલતું હતું.

૧૯૫૨માં કલામંદિરને ટ્રસ્ટના કાયદા મુજબ નોંધાવવામાં આવ્યું છે. કલામંદિરનું કાર્ય જોઈને ઈ. સ. ૧૯૫૧-૫૨માં મુંબઈ સરકારે તેને રૂ. ૧૦૦૦ની ગ્રાન્ટ આપી હતી અને ૧૯૫૩-૫૪ના વર્ષ માટે રૂ. ૪૦૦૦ની ગ્રાન્ટ આપેલી છે. આ સિવાય ખેડા જિલ્લા સહકારી બોર્ડ– નડિયાદ, ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ–આણંદ, ખેડા જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ–નડિયાદ. ખેડા જિલ્લા ઔદ્યોગિક મંડળ–નડિયાદ, માતર તાલુકા સહકારી ખરીદ વેચાણ સંઘ માતર, વગેરે સંસ્થાઓએ તથા ચીખોદરા, બોડ જેવા ગામોએ અને અનેક સજ્જનોએ કલામંદિરને તેના જરૂરી ખર્ચને પહોંચી વળવા નાણાકીય મદદ કરેલી છે. જિલ્લાના જાણીતા કાર્યકર્તાઓનો કલામંદિરને પૂરતો સહકાર મળે છે. પરિણામે તે ઉત્તરોત્તર પ્રગતિ કરી રહ્યું છે.

## નડિયાદ . શ્રી વેદાન્ત મંડળ

આ સંસ્થા નડિયાદમાં કંસારા બજારમાં આવેલી છે. તેની સ્થાપના તા. ૨–૨–૧૯૩૬ને રોજ કરવામાં આવી હતી. લગભગ સવાસો સભ્યો આરંભમાં જ મંડળમાં જોડાયા હતા.

**ઉદ્દેશો** વેદાંત સિદ્ધાંતનો પ્રચાર કરવાની તથા બની શકે તેટલું સાધન વેદાંતના જિજ્ઞાસુ સમક્ષ મૂકવાનો આશય સિદ્ધ કરવા આ સંસ્થા સ્થાપવામાં આવી છે. તે માટે શ્રીમદ્ ભગવદ્ ગીતા, રામાયણ, શ્રીમદ્ ભાગવત પંચીકરણ, વિચાર ચંદ્રોદય, શ્રી વિચાર સાગર, પંચદશી વગેરે આકર ગ્રંથોનું અધ્યયન તથા અધ્યાપન, તથા યોગવાસિષ્ઠ, આત્મપુરાણ તેમજ ધર્મગ્રંથો ઉપર નિયમિત પ્રવચન વગેરે પ્રવૃત્તિઓ કરવામાં આવે છે.

**ઇતિહાસ** મહારાજશ્રી ગોપાળદાસજી ધાર્મિક ગ્રંથોનું અધ્યયન કરાવતા અને શ્રુતિ, સ્મૃતિ, રામાયણ આદિ ધાર્મિક ગ્રંથો ઉપર પ્રવચન કરતા તેથી ભાવિક જનોને તેમના સમાગમમાં આવ્યા પછી વેદાંત સિદ્ધાંતનો પ્રચાર કરવાની પ્રબળ ઈચ્છા થવાથી તે આશય સિદ્ધ કરવા આ સંસ્થા સ્થપાઈ છે. મહારાજશ્રી ગોપાળદાસજીએ સ્વામીશ્રી આત્માનંદગિરિ સૂરી વાળાની કથાવાર્તા, અધ્યયન વગેરે માટે નિયુક્તિ કરેલી.

**પ્રવૃત્તિઓ** પુરુષો માટે તેમજ સ્ત્રીઓ માટે અધ્યયનના વર્ગો વર્ષો સુધી ચલાવાયા હતા.

સંસ્થા તરફથી સંખ્યાબંધ પુસ્તકોનું પ્રકાશન કરવામાં

આવ્યું છે. ઘણાં પુસ્તકો તો જિજ્ઞાસુઓને વિનામૂલ્યે આપવામાં આવે છે. દેશમાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ આદિ દૈવકોપથી, તેમજ અત્યાચારીઓના અત્યાચારોથી નિરાધાર બનેલ પીડિતોને શક્ય તેટલી આર્થિક સહાય મોકલાવી પીડિતોની શક્ય સેવા કરવામાં આવી છે. દરરોજ સવારે ૭થી ૮ વાગે વેદાંતના કોઈ એક ગ્રંથ ઉપર સ્વામી-સંતોનું પ્રવચન ચાલે છે. સાંજે એક કલાક સત્સંગ ચાલે છે.

**મકાન:** જે મકાનમાં સદર મંડળ બેસે છે તે 'શ્રી વેદાન્ત ભવન' એ નામથી ઓળખાય છે. તે મકાન મંડળે કરેલા ભંડોળમાંથી વેચાણ લેવાયું છે.



### શ્રી વેદાન્ત ભવન, નડિયાદ

**પ્રકાશનો:** મંડળ તરફથી પ્રગટ કરાયેલાં પુસ્તકો પૈકી નોંધપાત્ર પ્રકાશનો નીચે મુજબ છે.

શ્રી ગોપાલપ્રસાદ ગ્રન્થાંક ૧થી ૧૧. પંચીકરણના દોહા, વિચાર સાગરનો પદ્યભાગ, તત્ત્વબોધ. શ્રીમદ્ ભગવદ્‌ગીતા, પ્રમાણ સંગ્રહ. સાહકતાવલિ, સૂક્તાવલિ, વેદાન્ત માર્ગ દર્શિની, સુખી થવાનો માર્ગ, શ્રીરામ (તત્ત્વ) દર્શન, રામાયણરત્નાવલિ. શાસ્ત્રોદ્યાન-વસંત-પુષ્પમાળા તથા વિવિધ જ્ઞાનાલય, શ્રીઆત્માનંદી સંકલન, પદસંગ્રહ, પંચીકરણ પદ્યપ્રકાશ. વગેરે.

**વહીવટ:** મંડળમાં જોડાયેલા ભાઈઓમાંથી મંડળના ધ્યેયને અનુસરી કાર્ય કરે તેવા સેવાભાવી સાત ભાઈઓની કમિટી દ્વારા સંસ્થાની વ્યવસ્થા ચાલે છે. તે સાતમાંથી શ્રી. ગાંધી ચુનીલાલ હરિવલ્લભદાસ અને શ્રી. દેસાઈ જેઠાભાઈ સોમાભાઈ મુખ્ય વહીવટકર્તાઓ છે.

### નડિયાદ: શ્રી સત્સંગ મંડળ

આ મંડળ નડિયાદમાં મિશનરોડમાં દશા ખડાયતા વણિકની વાડીમાં આવેલું છે. તેની સ્થાપના સં. ૧૯૭૬ના શ્રાવણ વદ ૧૧ને રોજ મહારાજશ્રી ગોપાળદાસજીના કથાપ્રસંગોથી સંસ્કારિત થયેલા સજ્જનોએ કરેલી.

આ મંડળને ખંભાતવાળા મહારાજશ્રી ફૂલાશંકર, સુરતવાળા શ્રી સ્વામી પ્રકાશાનંદજી, અમદાવાદ મોક્ષમંદિરવાળા મહારાજશ્રી રામશંકર મોનજી ભટ્ટ, સંસ્કૃત પાઠશાળાના અધ્યક્ષ શાસ્ત્રીજી શ્રી ગોવર્ધનદાસ, વેદાંતાચાર્ય શાસ્ત્રી શ્રી કૃષ્ણશંકર વગેરેનો ઉત્તમ લાભ મળેલો છે.

દરરોજ સવારે ૭થી ૮ વાગ્યા સુધી નિયમીત, ભજનકીર્તન, કથાવાર્તા વગેરે ચાલે છે. ચાતુર્માસમાં સવાર સાંજ બને વખત કથાવાર્તા થાય છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે આફત સમયે દરિદ્ર દુઃખી-દીનનારાયણની યથાશક્તિ સેવા સુશ્રુષા કરાય છે.

આ મંડળમાં દરરોજ બહારગામથી આવતા પાંચ અભ્યાગતોને એક ટંક (સવારે) ભોજન અપાય છે તે અગાઉ અભ્યાગતો હરિસ્મરણ કરે એવી વ્યવસ્થા રાખેલી છે.

**પ્રકાશનો:** મંડળ તરફથી નીચેનાં પુસ્તકો પ્રગટ થયેલાં છે: બ્રહ્મચર્ય, પરમ સુખી થવાના ઉપાય, સંગ્રહકુંજ (ચાર આવૃત્તિઓ), શ્રીમદ્ ભાગવત રસસંગ્રહ, કલ્યાણ કુંજ વગેરે.

### નાર કેળવણી મંડળ

આ મંડળ સને ૧૯૪૬માં સ્થપાયેલું. સભ્યો: મુરબ્બી રૂ ૧૦૦૦; ઉપમુરબ્બી રૂ. ૫૦૦; દાતા રૂ. ૨૫૦, બંધુઓ- રૂ. ૧૨૫; આજીવન સભ્ય રૂ. ૫૦ અને સામાન્ય સભ્ય-રૂ. ૨. આ વર્ગો પૈકી મંડળમાં હાલ ૧ મુરબ્બી, ૫ ઉપમુરબ્બી. ૧૮ દાતા; ૩૫ બંધુ; ૮૪ આજીવન સભ્યો અને ૨૫ સામાન્ય સભ્યો છે. ઉદ્દેશ કેળવણી પ્રચાર. પ્રવૃત્તિઓ: આ મંડળ હાલ હાઈસ્કૂલ, બાલમંદિર, સાર્વજનિક પુસ્તકાલય, શ્રી. ચંચળબહેન સાર્વજનિક મહિલા પુસ્તકાલય અને શ્રી મો. શં. વ્યાયામમંદિરનું સંચાલન કરે છે, તેમજ આરોગ્ય મંડળ અને ક્લબની પણ દેખરેખ રાખે છે. કન્યા કેળવણીના ઉત્તેજનાર્થે દરેક વર્ગમાં કન્યા પાસેથી ફક્ત આઠ આના ફી લેવામાં આવે છે.

### નાર: કોલેજ સ્ટુડન્ટસ યુનિયન

સ્થાપના: સને ૧૯૪૯. વાર્ષિક સભ્ય ફી રૂ. ૨. ૧૯૪૮ની સાલમાં નિર્વાસિતોને આર્થિક મદદ આપવા માટે યુવાનોએ મનોરંજન કાર્યક્રમ દ્વારા સારું ફંડ એકત્ર કરેલું. તેમજ જાહેર પુસ્તકાલયનાં પુસ્તકોની વ્યવસ્થિત ગોઠવણી કરેલી. આવાં કાર્યો ઉપરથી મંડળની આવશ્યકતા સમજાયેલી. પરિણામે આ મંડળ સ્થપાયેલું. આજે આ મંડળ ગ્રામસફાઈ, પુસ્તકાલય પ્રવૃત્તિ, સંસ્કાર કાર્યક્રમો વગેરે પ્રવૃત્તિઓ કરે છે.

### નાપાડ તળપદ કેળવણી મંડળ

સ્થા. તા. ૧-૫-૧૯૩૧. સભ્યો: રૂ. ૫૦૦ આપનાર ઉપમુરબ્બી ૭, રૂ. ૨૦૦ આપનાર દાતા ૧૨, રૂ. ૧૦૦ આપનાર સહાયક ૧૬, રૂ. ૫૦ આપનાર સભ્ય ૭. ઉદ્દેશ: કેળવણી પ્રચાર. પ્રવૃત્તિઓ: ગામનું બંધારણ ઘડેલું છે. તે રજિસ્ટર કરાવેલું છે. આ સંસ્થા ગામની પ્રાથમિક અને માધ્યમિક શાળા તથા પુસ્તકાલયનું સંચાલન કરે છે.

## નાપાડ સર્વોદય મંડળ

**સ્થાપના** તા ૧૫-૫-૧૯૫૧ **સભ્યો** ૭૫ **પ્રવૃત્તિઓ** ગામનો મુખ્ય રસ્તો બાંધ્યો પરિણામે ગ્રામસુધારણાર્થે સરકાર તરફથી અપાતા ઈનામોનુ પ્રથમ ઈનામ મળેલુ વ્યાયામવર્ગ, માનવ રાહત કાર્ય, પ્રૌઢ શિક્ષણ વગેરે પ્રવૃત્તિઓ મડળ કરે છે

## નાવલી મિત્ર મંડળ

**સ્થાપના** તા ૧ ૧૧-૧૯૩૫ **સભ્યો** ૨ માનદ, ૨ મુરબ્બી, ૨ દાતા, ૮ શુભેચ્છક, ૮ સહાયક, ૪૮ સામાન્ય. **પ્રવૃત્તિઓ** ગ્રામસફાઈથી શરૂઆત કરેલી આજે દવાખાનુ ચલાવે છે. તેનો લાભ ૨૫૦૦ સ્ત્રી-પુરુષો લે છે પુસ્તકાલય ચલાવે છે તેનો લાભ ૧૦૦૦ જણ લે છે વ્યાયામ મદિર ચલાવે છે તેનો લાભ ૨૦૦ જણ લે છે પાચ ધોરણ સુધીની સરમ્હરમાન્ય શાળા મડળના આશ્રયે ચાલે છે મડળનુ બધારણ રજિસ્ટર થયેલુ છે વાર્ષિક હેવાલ છપાય છે

## પણસરા · ઔદીચ બ્રહ્મ સમાજ

**મકાન** ૧ રૂ ૨૦૦૦નુ **જમીન** ૫ વીઘા રૂ ૫૦૦૦ની **રાચરચીલું** રૂ ૭૦૦નુ છે **બધારણ** છે. **પ્રવૃત્તિઓ** આશરે ૩૦ વર્ષથી આ સમાજના આગેવાનો ' ખેડા ઔદીચ સમાજ-એતાળીસ ' તરફથી સઘળો વહીવટ કરે છે જ્ઞાતિ સબધી સનાડની, કેળવણીની, મૈત ભોજન વિરોધની વગેરે પ્રવૃત્તિઓ કરે છે વરવિક્રય અને કન્યાવિક્રય નહિ કરવાના ઠરાવને સપૂર્ણ અમલી બનાવવામા આવ્યો છે

## પલાણા કેળવણી મડળ, પલાણા

**સ્થાપના** તા. ૧૩-૪-૩૫ **સભ્યો** મુરબ્બી રૂા ૧૦૦૦ આપનાર ૮, વર્ગ ૧ રૂા ૫૦૦ આપનાર ૩, વર્ગ ૨ રૂ ૨૫૦ આપનાર ૩૫, વર્ગ ૩ રૂા ૧૦૦ આપનાર ૫૦, વર્ગ ૪ રૂા ૫૦ આપનાર ૪૨, વર્ગ ૫ રૂા ૨૫ આપનાર ૨૩

**ઉદ્દેશ** કેળવણીનો પ્રચાર **પ્રવૃત્તિઓ** સસ્થાનુ બધારણ રજિસ્ટર થયેલુ છે સને ૧૯૨૭મા ગુજરાતી શાળાના વર્ગો સાથે અંગ્રેજી શીખવવાનુ શરૂ થયેલુ ૧૯૩૪-૩૫મા અંગ્રેજી વર્ગો જુદા પાડવામા આવ્યા ને અંગ્રેજી શાળા જુદી સ્થપાઈ તેને ચલાવવા માટે આ કેળવણી મડળની સ્થાપના થયેલી સને ૧૯૪૫ સુધી અંગ્રેજી શાળામા ત્રણ ધોરણ હતા ૧૯૪૬મા ચોથુ ધોરણ વધારેલુ અને ૧૯૪૯મા પાચમુ ધોરણ વધારેલુ હાલ મડળ પાસે અંગ્રેજી શાળાના મકાનફડ પેટે રૂા. ૧૦,૦૦૦ જમા છે, અને રૂા ૬૦૦૦ જેટલી રકમ તેના નિભાવ પેટે જમા છે

## પાગોલ હિતવર્ધક મડળ, પાગોલ

**સ્થાપના** સને ૧૯૩૫. સભ્યો ૧૫ રસ્તાસુધારણા, ગરીબોને ફાનાની રાહત વાચનાલય, ઉત્સવો ઉજવવા વગેરે પ્રવૃત્તિઓ મડળ તરફથી થાય છે

## પીજ. મહાત્મા ગાંધી વિનયમદિર શાળા સમિતિ

**સ્થાપના** તા. ૧૯-૬-૪૪ **સભ્યો** બધુવર્ગ ૫, સભ્ય ૨, દાતા ૨, મુરબ્બી ૨ **ઉદ્દેશ** કેળવણી પ્રચાર **પ્રવૃત્તિઓ :** ગામમા સરકારી મિડલ સ્કૂલ ચાલતી હતી તેમા માત્ર અંગ્રેજી ચાર ધોરણ હતા સને ૧૯૪૪મા આ સમિતિએ પાચમુ ધોરણ શરૂ કર્યું ક્રમે ક્રમે ૧૯૫૦મા મેટ્રિક સુધી શાળાને લઈ જવામા આવી છે ૧૯૪૮મા શાળાનુ સુદર મકાન બધાવ્યુ છે

## પીપલગ યુવક મંડળ

આ મડળમા ૧૮ વર્ષ ઉપરની હરકોઈ વ્યક્તિ સભ્ય થઈ શકે છે હાલ ૪૦થી ૫૦ની સભ્ય સખ્યા છે સભ્ય ફી ૦-૪-૦ છે દાન મળે છે રૂ ૨૦૦ જેટલુ ભડોળ છે. રૂા ૧૦૦ના રમતગમતના સાધનો વસાવ્યા છે વ્યાયામ પ્રવૃત્તિ ચલાવે છે. મરણ પાછળ ક્રિયા અગે થતા ખર્ચા બધ કરાવવા મડળ પ્રયત્ન કરે છે આમા મડળને ઘણી સફળતા મળી છે બારમાનો રિવાજ ગામમા સદતર નાબૂદ થયો છે

## બાંધણી કેળવણી મંડળ

આ મડળ સ્વ હેતાબા કન્યાશાળાનુ સચાલન કરે છે શાળા માટે રૂા ૨૨૨૫૧નુ મકાન બધાવવામા આવ્યુ છે તેનુ ઉદ્ઘાટન તા ૨૭-૧૨-૧૯૫૩ને રોજ શ્રી ઈન્દુમતી શેઠને હાથે કરાવવામા આવ્યુ હતુ

## બાંધણી સેવા મંડળ

સ્થાપના સવત ૧૯૯૬ સભ્યો ૧૦૦ પ્રવૃત્તિઓ ગ્રામ સફાઈ, સ્નેહ સમેલન, ગરીબ વિદ્યાર્થીઓને આર્થિક મદદ, સ્વાશ્રય અને સહકાર કેળવવો, ભ્રાતૃભાવની ખીલવણી કરવી, સામાજિક સુધારા કરવા વગેરે

## બોરસદ : કેળવણી મંડળ

સ્થાપના તા ૬-૬-૧૯૦૮ આ મડળમા રૂ ૫૦થી વધુ આપનાર દાતાઓનુ એક જનરલ બોર્ડ છે મડળને રૂ ૧૦૦૦થી વધુ મદદ કરનારા ૪૨ ગૃહસ્થો છે

બોરસદમા પ્રથમ ત્રણ ધોરણની અંગ્રેજી શાળા હતી તેનું નામ ' ન્યુ ઈંગ્લિશ સ્કૂલ ' હતુ તેના પ્રથમ વ્યવસ્થાપક સ્વ સરદાર વલ્લભભાઈ પટેલ હતા ક્રમે ક્રમે શાળાની વૃદ્ધિ થઇ અને તા ૧૨-૩-૧૯૧૬થી મેટ્રિકના વર્ગો શરૂ થયા છે આજે હાઇસ્કૂલનુ સચાલન આ મડળ કરે છે તા ૩૧-૧-૧૪ને રોજ રૂ. ૩૫૩૨૮ને ખર્ચે હાઇસ્કૂલનુ મકાન મડળે બધાવ્યુ છે સને ૧૯૧૬-૧૭મા હાઇસ્કૂલના મેદાનમા રૂ ૧૦૭૪૦ને ખર્ચે છાત્રાલય બધાવ્યુ છે તેનુ જૂનું રસોડુ કાઢી નાખી સને ૧૯૩૫-૩૬મા રૂ ૨૭૦૦ને ખર્ચે નવુ રસોડુ બધાવડાવ્યુ છે. વિદ્યાર્થીઓની સખ્યામા વધારો થતા હાઇસ્કૂલના મેદાનમા ઉત્તર તથા દક્ષિણ દિશાએ નવા વર્ગ રૂ. ૧૧૫૦૦૦ને ખર્ચે બધાવડાવ્યા છે હાઇસ્કૂલમા અત્યારે ૨૭ વર્ગ છે સને ૧૯૧૩થી આ હાઇ-

## માતર કેળવણી મંડળ

સ્થાપના તા ૧-૩-૪૯ સભ્યો પ્રતિવર્ષે રૂ ૧૧ લઈ સભ્યો નોંધાય છે ઉદ્દેશ કેળવણી પ્રચાર પ્રવૃત્તિ માતરની શ્રી સર્વોદય વિનય મંદિર નામની શાળાનુ મકાન બંધાવ્યું છે અને હવે તેનુ સચાલન કરે છે

## મેનપુરા ગ્રામ વિકાસ મંડળ

સંવત ૨૦૦૭મા આ મંડળની સ્થાપના થયેલી ગામના સમસ્ત કુટુબોના વડા તેના સભ્ય છે

મંડળ પુસ્તકાલય તથા વાચનાલય ચલાવે છે ગ્રામરક્ષક દળ ઊભુ કર્યું છે દુરિવાજો બધ કરાવવા પ્રયત્ન કરે છે ગામમા ગામલોકોની માલિકીનુ મકાન હોવા છતા ગામ બહાર ખુલ્લા મેદાનમા જમીન મળવાથી ફંડ એકઠુ કરી ત્યા શાળાનુ નવુ મકાન બાધવાનુ નક્કી કર્યું છે મંડળે આ અગે રૂ ૨૫૦૦૦ એકઠા કર્યા છે

## રાણોલ કેળવણી મંડળ

સ્થાપના તા ૭ ૬-૧૯૪૯ સસ્થાનુ બધારણ રજિસ્ટર થયેલુ છે સને ૧૯૪૮મા ગામલોકોએ કેળવણી મંડળ સ્થાપવાનો વિચાર કર્યો સૌએ એકમત થઈ તમાકુ પર એક મણે આઠ આના અને એન્જિન પપના કલાકે બે આના લેવાનુ ધોરણ ઠરાવ્યુ પરિણામે રૂા ૭૦૦૦નુ ફંડ ભેગુ થયુ એ રીતે આ મંડળની શરૂઆત થયેલી આજે મંડળ અગ્રેજી શાળા અને વ્યાયામમંદિર ચલાવે છે

## રાસ કેળવણી મંડળ

સ્થાપના સને ૧૯૫૨ સભ્યો રૂા ૧૦૦૦ આપનાર મુરબ્બી, રૂા ૫૦૦ આપનાર ઉપમુરબ્બી રૂા ૨૫૦ આપનાર દાતા, અને રૂા ૧૨૫ આપનાર સભ્ય ગણાય છે. ઉદ્દેશ કેળવણી પ્રચાર આ સસ્થાનુ બધારણ રજિસ્ટર થયેલુ છે તે એ વી સ્કૂલનુ સચાલન કરે છે

## રાસ પ્રગતિ મંડળ

સ્થાપના તા ૧ ૧૦-૧૧ સભ્યો ૭૫ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે રાત્રી છાત્રાલય ચલાવવુ રમતગમતની હરીફાઈઓ યોજવી ચૂંટણી સમયે મતદારોને જાગ્રત કરવા, સસ્કાર કાર્યક્રમો યોજવા વગેરે પ્રવૃત્તિઓ થાય છે

## લસુંદ્રા કેળવણી મંડળ

સ્થાપના તા ૧ ૫ ૧૯૫૦ સભ્યો ૧૭ ઉદ્દેશ કેળવણીનો પ્રચાર પ્રવૃત્તિ અગ્રેજી શાળા ચલાવે છે

## લીંબાસી કેળવણી મંડળ

સ્થાપના સને ૧૯૪૮ ઉદ્દેશ કેળવણીનો પ્રચાર પ્રવૃત્તિઓ નવચેતન છાત્રાલય, નવચેતન વિદ્યાલય નવચેતન વસ્તુ હાટ, નવચેતન બેંડ વગેરે ચલાવે છે



## વાડાશિનોર : ગ્રામ સેવા સમાજ

સ્થા. તા ૧-૭-૧૯૪૬

ઉદ્દેશ વાડાશિનોર અને તાલુકાના ગામડાની પ્રજાનો સર્વાંગી ઉત્કર્ષ સાધવાનો

પ્રગતિ અત્યાર સુધીમા આ સમાજે ૧૦૦૦થી વધુ ખેડૂત વિદ્યાર્થીઓને ભણાવ્યા છે. ૪૦થી વધુ વ્યક્તિઓને પ્રૌઢ શિક્ષણ આપ્યુ છે ૮ શાળાઓ ચલાવી છે જેમાથી ૪ લોકલબોર્ડ હસ્તક ચાલતી સ્કૂલબોર્ડને સોંપી છે આજે સમાજ નીચેની ૪ શાળાઓ ચલાવે છે (૧) હાડિયા (૨) નવગામા (૩) બળિયાદેવ અને (૪) પાટા આ ઉપરાત બે રાત્રીશાળાઓ ચલાવે છે સસ્થા દ્વારા ગ્રથાલય યોજાય છે. પાણીની પરબો બેસાડાય છે તાલીમ શિબિરો પણ યોજવામા આવે છે સસ્થા તરફથી 'ગ્રામસેવા' માસિક પત્રિકા પ્રગટ કરવામા આવે છે વાર્ષિક લવાજમ રૂ ૨૪ છે સમાજનો વાર્ષિક ખર્ચ રૂ ૬૦૦૦થી ૭૦૦૦ જેટલો આવે છે સરકારી ગ્રાન્ટ મળે છે સરોડામા સસ્થાનુ પોતાનું રૂ ૨૪૦૦નુ મકાન છે સસ્થાના મત્રી તરીકે શ્રી કાન્તિલાલ પરીખ કામ કરે છે

## વાસદ વિદ્યાર્થી મિત્રમંડળ

સ્થાપના તા ૧-૧-૧૯૪૬ મકાન ૧ રૂ ૨૦૦૦નુ જમીન અર્ધું વીઘુ રૂ ૫૦૦નુ રાચરચીલુ રૂ ૧૦૦૦નું પ્રવૃત્તિઓ વ્યાયામશાળા ચલાવવામા આવે છે તેમા ૧૦૦ વિદ્યાર્થીઓ લાભ લે છે ગ્રામસફાઈ હિંદીના વર્ગો, ગરીબ વિદ્યાર્થીઓને જૂના પુસ્તકો આપવા તથા આર્થિક મદદ કરવી, સારા વક્તાઓના ભાષણ યોજવા, વકતૃત્વ હરીફાઈઓ રાખવી, વાર્ષિક ઉત્સવ વગેરે પ્રવૃત્તિઓ કરે છે

## વીરસદ કેળવણી મંડળ, વીરસદ

વીરસદ એ વર્ષ પહેલા અગ્રેજી શાળાની શરૂઆત કરનાર ગામોમાનુ એક છે સ્વ ઝવેરભાઈ ગનાભાઈ અમીને અહીં અગ્રેજી શાળાની શરૂઆત કરેલી તે પછી ઘણા વર્ષ સુધી સ્વ દીવાન સાહેબ ઝવેરભાઈ નાથાભાઈ અમીને તે ચલાવેલી અને તે પછી ગામના યુવકોએ ચલાવેલી સને ૧૯૨૭મા આ વીરસદ કેળવણી મંડળ સ્થપાયુ અને તેણે હાઇસ્કૂલનુ સચાલન કામ સભાળ્યુ સને ૧૯૨૭મા હાઇસ્કૂલમા ચાર ધોરણ હતા, તેમાથી ક્રમે ક્રમે સને ૧૯૪૨મા સપૂર્ણ હાઇસ્કૂલ બનાવાઈ છે

હાઈસ્કૂલ માટે ઉદ્યોગભવન બાધવા શ્રી કાન્તિભાઈ તુલસીદાસ અમીને રૂ ૧૫૦૦૦ આપ્યા હતા ઉદ્યોગભવનની ઉદ્ઘાટનવિધિ કરતા મુબઈના એડવોકેટ જનરલ શ્રી મણિભાઈ પુરુષોત્તમદાસ અમીને રૂ ૧૦૦૦૦ આપ્યા હતા. ઉદ્ઘાટનવિધિ પ્રસગે શ્રી રાવજીભાઈ નાથાભાઈ બિન ભાઈજીભાઈ અમીન પ્રમુખ હતા તેમણે રૂ ૫૦૦૦ આપ્યા હતા

મંડળ શ્રી વસનદાસ હાઈસ્કૂલ ઉપરાત 'શ્રી હર્ષનાથ વ્યાયામમંદિર'નુ સચાલન કરે છે વ્યાયામમંદિરનું મકાન

ર. દીવાન સાહેબ ઝવેરભાઈ નાથાભાઈ અમીને બંધાવી આપ્યું છે.

સને ૧૯૫૧માં મંડળે બાલમંદિર શરૂ કરેલું પણ સને ૧૯૫૩-માં પૂરતી બાળકસંખ્યાના અભાવે તે બંધ કર્યું છે.

મંડળ તરફથી કન્યાકેળવણીને ઉત્તેજન આપવું, ગરીબ વિદ્યાર્થીઓને વધુ અભ્યાસ માટે લોન આપવી વગેરે પ્રવૃત્તિઓ પણ થાય છે.

## શેખડી: પેટલાદ શેખડી પાટીદાર મિત્ર મંડળ

સ્થાપના : સંવત ૧૯૯૩. મંડળનું બંધારણ રજિસ્ટર થયેલું છે. મંડળ વિદ્યાર્થીઓને આર્થિક મદદ કરે છે. ખેડૂતોની ખાતર તથા એવી બીજી જરૂરિયાતો પૂરી પાડે છે.

## સારસા : બ્રાહ્મણ પ્રગતિ મંડળ

**સ્થાપના :** સંવત ૧૯૯૭ના ચૈત્ર વદ ૨. **સભ્યો :** ૩૫. **શ્રાચરચીલું** રૂ ૨૦૦નું. **પ્રવૃત્તિઓ:** પુસ્તકાલય, દર્દીઓ માટેનાં મોવજતનાં સાધનો. સફાઈ, પ્રદર્શન, વિવાદ સભા, ઉત્સવ, જયંતીઓ વગેરે પ્રવૃત્તિઓ ચલાવાય છે.

## સાસ્તાપુર પ્રગતિ મંડળ

**સ્થાપના :** તા. ૯-૧૧-૫૧ **સભ્યો :** ૪૩. વિદ્યાર્થીમંડળને વિકસાવી આ મંડળ ઊભું કરાયું છે. તે સંસ્કાર કાર્યક્રમો યોજે છે તથા હસ્ત લિખિત સામયિક 'નૂતન-જ્યોત' કાઢે છે.

## સુણાવ પ્રગતિ મંડળ

**સ્થાપના :** તા. ૬-૨-૪૬. **સભ્યો :** રૂ. ૫૦૧ આપનાર મુરબ્બી વર્ગમાં ૨૨ સભ્યો, રૂ. ૨૫૧ આપનાર શુભેચ્છક વર્ગમાં ૨૯ સભ્યો, રૂ. ૧૦૧ આપનાર દાતા વર્ગમાં ૧૯ સભ્યો રૂ. ૫૧ આપનાર સહાયક વર્ગમાં ૧૮ સભ્યો. ઉદ્દેશઃ કેળવણી પ્રચાર.

ગામમાં હાઈસ્કૂલ ચલાવવી અને એવું બીજું કેળવણીનું કામ કરવા આ મંડળ સ્થપાયું છે. હાલ મંડળ પાસે ૨૫ ટ્રસ્ટીઓ (ટ્રસ્ટો) છે અને તેની રકમ રૂ. ૫૭૦૦૦ થાય છે. બીજાં ન્યાસની શરતો હજી નક્કી થઈ નથી. કેળવણી મંડળનું સ્થાયી ભંડોળ રૂ. ૪૭૦૦૦નું છે. મકાનો બાંધવા માટે કાંકરોલીના ગોસ્વામીજી તરફથી એક એકર ને તેત્રીસ ગુંઠા જમીન મંડળને ભેટ મળી છે.

## સોજિત્રા કેળવણી સહાયક મંડળ

સ્થાપના : ૧૯૩૫. મુખ્યત્વે વિદ્યાર્થીઆશ્રમના સંચાલન માટે આ સંસ્થા સ્થપાયેલી છે. ૧૯૪૨ની રાષ્ટ્રવ્યાપી લડત વખતે જ્યારે ગામની એમ. એમ. હાઈસ્કૂલ સળગી જવાથી બંધ થયેલી ત્યારે સરકારને ફરીથી હાઈસ્કૂલ ચાલુ કરવા સમજાવવામાં આ મંડળે અગત્યનો ફાળો આપ્યો હતો. આજે વિદ્યાર્થીઆશ્રમનો એક ભાગ સરકારને ગોડાઉન માટે, તથા તેનું ખુલ્લું મેદાન પી. ડબલ્યુ. ડી.ને ગટર માટેની પાઈપો મૂકવા ભાડે આપવામાં આવેલ છે. તેમાંથી તથા એક રૂપિયાના વાર્ષિક સભ્યો નોંધીને મંડળ આવક ઊભી કરે છે. કેળવણી પ્રચાર અર્થે બનતા પ્રયાસો થાય છે.

## હળધરવાસ : શ્રી ખડાયતા સેવા સમાજ

હળધરવાસ ગામની ખડાયતા જ્ઞાતિમાં સામાજિક અને કેળવણી વિષયક પ્રગતિ કરવા તેમજ જ્ઞાતિમાં સુધારા કરવા સં ૧૯૯૪થી આ સમાજની સ્થાપના થયેલી છે. સમાજ તરફથી સમસ્ત ખડાયતા કોમના જુદા જુદા એકડાઓનું સંગઠન સાધવાના પ્રયત્નો થાય છે. જ્ઞાતિની બાળાઓ માટે ગામમાં ઉદ્યોગશાળા ચલાવાય છે. લગ્નપ્રસંગે મંડપનાં સાધનો નજીવા ભાડાથી પૂરાં પાડવામાં આવે છે. બાળકો માટે બાલમંદિર ખોલવું, એક પ્રસૂતિગૃહ શરૂ કરવું, ઉદ્યોગશાળાને વિકસાવવી વગેરે યોજનાઓ વિચારાય છે.



# ખંડ છઠ્ઠો

## જાહેર ટ્રસ્ટોની તારીજ

### વિષયપરિચય

'ચરોતર સર્વસંગ્રહ'ના પહેલા વિભાગમાં પૃ. ૫૨૫ ઉપર 'બોમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ' વિષે ટૂંક માહિતી આપી છે. એ કાયદા અન્વયે ખેડા જિલ્લાનાં જે ટ્રસ્ટો સરકારી દફતરે નોંધાવવા અરજીઓ થયેલી તેમની વિગતો વડોદરાની પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન ઑફિસેથી મેળવીને તે ઉપરથી આખા જિલ્લાનાં ટ્રસ્ટોની જાણવા જેવી વિગતોની તારીજ આ ખંડમાં આપી છે. આ વિગતો ૧૪ મી સપ્ટેમ્બર, ૧૯૫૩ને રોજ મેળવી હતી

ઉપર જણાવ્યુ તેમ આ વિગતો લોકો તરફથી સરકારી કચેરીમાં રજૂ થયેલી અરજીઓને આધારે તૈયાર કરેલી છે દરેક અરજીની ચોકસાઈ કરીને, કાયદા પ્રમાણે દરેક ટ્રસ્ટ સરકારી દફતરે નોંધાય છે. એ કામ હજી ચાલુ છે વળી નવાં નવાં ટ્રસ્ટો નોંધાતાં હોય છે અને કોઈ બંધ પણ પડતાં હોય છે. એટલે અહીં આપેલા આંકડા અંદાજી સમજવા ખરા આંકડાની જરૂર હોય તો તે સરકારી કચેરીમાંથી કાયદેસર ફી ભરીને મેળવી શકાય છે. તમામ નોંધાયેલાં ટ્રસ્ટોની સંપૂર્ણ ડિરેક્ટરી સરકાર તરફથી પ્રસિદ્ધ થવાનુ પણ જાણવા મળ્યું છે

#### (૧) ખેડા જિલ્લાનાં જાહેર ટ્રસ્ટોની તારીજ, ૧૯૫૩

| ક્રમાંક | તાલુકા | ટ્રસ્ટોની કુલ સંખ્યા | સ્થાવર જંગમ મિલકતની કુલ રકમ (રૂપિયામાં) | વાર્ષિક આવકની કુલ રકમ (રૂપિયામાં) |
|---|---|---|---|---|
| ૧ | આણુંદ | ૪૪૪ | ૧,૪૨,૦૭,૧૫૫–૦–૦ | ૬,૪૪,૭૫૩–૦–૦ |
| ૨ | કપડવણજ | ૧૩૬ | ૧૭,૬૮,૨૯૪–૦–૦ | ૧,૫૬,૩૮૭–૦–૦ |
| ૩ | ખંભાત | ૩૦૭ | ૨૦,૭૪,૬૭૬–૦–૦ | ૧,૯૭,૫૫૧–૦–૦ |
| ૪ | ઠાસરા | ૮૫ | ૫૦,૦૨,૫૦૭–૦–૦ | ૧૧,૨૬,૯૯૯–૦–૦ |
| ૫ | નડિયાદ | ૪૦૩ | ૮૪,૭૩,૮૦૪–૦–૦ | ૬,૫૫,૬૫૮–૦–૦ |
| ૬ | પેટલાદ | ૫૩૨ | ૭૫,૫૦,૧૮૬–૦–૦ | ૬,૦૫,૮૦૮ ૧૪-૦ |
| ૭ | બોરસદ | ૪૮૭ | ૬૪,૪૮,૪૬૭–૦–૦ | ૩,૪૬,૯૯૮–૦–૦ |
| ૮ | મહેમદાવાદ | ૧૬૭ | ૧૭,૫૯,૫૪૮–૦–૦ | ૧,૧૫,૨૫૫–૦–૦ |
| ૯ | માતર | ૨૬૭ | ૧૧,૩૦,૭૦૩–૦–૦ | ૧,૦૪,૪૬૮–૦–૦ |
| ૧૦ | વાડાસિનોર | ૫૦ | ૮,૨૧,૯૭૮–૦–૦ | ૪૦,૬૮૬–૦–૦ |

#### (૨) ખેડા જિલ્લાનાં ટ્રસ્ટોનું વિષયવાર વર્ગીકરણ, ૧૯૫૩

આણંદ તાલુકો

| હેતુઓ | ટ્રસ્ટોની સંખ્યા | આશરે સ્થાવર જંગમ મિલકત (રૂપિયામાં) | આશરે વાર્ષિક આવક (રૂપિયામાં) |
|---|---|---|---|
| (૧) ધાર્મિક | | | |
| હિંદુ | ૧૫૯ | ૨૦,૪૨,૭૫૬ | ૧,૦૨,૪૪૪ |
| જૈન | ૧૧ | ૫,૬૬,૫૮૩ | ૯,૬૪૮ |

૪૦૦; દાન રૂ. ૨૦૦થી ૩૦૦; ગ્રાંટ રૂ ૪૫૦. લવાજમ આપનાર સભ્ય થાય છે અને તેને પુસ્તકાલયનો લાભ અપાય છે.

## ખંભાત: બાલ લાયબ્રેરી

**સ્થળ:** કમુતરિયા પાડો, પરીખ ભુવન, ખંભાત. **સ્થાપના:** તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૫૨. રમકડું મિત્રમંડળ, ખંભાત તરફથી આ પુસ્તકાલય ચલાવાય છે. તેનો લાભ માત્ર બાળકો જ લે છે, અને તેનું સંચાલન પણ બાળકો જ કરે છે. બાળકો નાના મોટા કાર્યક્રમો ગોઠવે છે. હસ્તલિખિત સામાયિકો યોજાય છે. એક ક્લબ અને એક સ્ટોર પણ બાળકો ચલાવે છે. **સભ્યો:** ૧૫૦. બધાં બાળકો જ છે. **પુસ્તકો:** ૬૦૦, સામાયિકો ૪. **વાચકો:** વાર્ષિક ૧૦૦૦ બાળકો. **મિલકત:** પુસ્તકો રૂ. ૧૫૦૦ની કિંમતનાં છે. **આવક:** (વાર્ષિક) રૂા. ૧૫૦ લવાજમના, રૂા. ૨૦૦ દાનના.

## ગંભીરા : સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** ઈ. સ. ૧૯૦૬. **બંધારણ :** રજિસ્ટર થયેલું છે. **પુસ્તકો :** ૩૨૨૫. **વાચકો :** વાર્ષિક: પુરુષો : ૮૭૫, સ્ત્રીઓ : ૨૭૫, દૈનિક : પુરુષો ૨૪૦, સ્ત્રીઓ ૧૦. **મિલકત:** મકાન રૂ. ૪૫૭૦નું, રાચરચીલું રૂ. ૫૮૦નું, પુસ્તકો રૂ. ૪૨૪૩નાં. **આવક :** વાર્ષિક રૂ. ૧૭૫.

## ચીખોદરા : પટેલ પુસ્તકાલય

**સ્થાપના:** સંવત ૧૯૯૨. પટેલ ગરબડદાસ ભગવાનદાસના સ્મરણાર્થે મકાન તૈયાર કરી ગામલોકોને ભેટ અપાયું છે. **બંધારણ** · છે. પુસ્તકો : ૨૦૦૦. **વાચકો :** વાર્ષિક : પુરુષો ૪૫૦, સ્ત્રીઓ : ૧૫૦; દૈનિક: પુરુષો ૭૫, સ્ત્રીઓ ૨૫. **મિલકત :** મકાન રૂ. ૫૦૦૦નું, રાચરચીલું રૂ. ૫૦૦નું, પુસ્તકો રૂ. ૪૫૦૦નાં.

## ડભોઉ : ન. શાં. સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** ઈ. સ. ૧૯૧૨. **બંધારણ :** રજિસ્ટર થયેલું છે. **સભ્યો:** આજીવન સભાસદ વર્ગ ૧ના ૧૧, વર્ગ ૨ના ૩૬. **પુસ્તકો :** ૧૬૪૧. વાચકો : વાર્ષિક–પુરુષો ૨૫૫, સ્ત્રીઓ ૨૫. દૈનિક–પુરુષો ૧૫. **મિલકત :** મકાન રૂ. ૩૦૦૦નું, રાચરચીલું રૂ. ૫૦૦નું, પુસ્તકો રૂ. ૩૫૦૫નાં. **આવક :** વાર્ષિક રૂ. ૩૦૦.

## ડાકોર : શ્રી ડાકોર લાયબ્રેરી

**સ્થાપના :** તા. ૧-૧-૧૯૧૪. **બંધારણ :** છે. સરેથા રજિસ્ટર થયેલી છે. **નિવેદન :** ૫-૧૦ વર્ષનું સામટું છપાય છે. **સભ્યો :** સ્પેશ્યલ ૨, પહેલો વર્ગ ૭, બીજો ૪૨, ત્રીજો ૧૭૭, સામાન્ય ૨૨૮. કુલ ૨૭૬

**પુસ્તકો :** ૪૬૭૯. **વાચકો :** દૈનિક આશરે ૧૫૦થી ૨૦૦. **મિલકત :** રાચરચીલું રૂ. ૬૭૩નું. પુસ્તકો રૂ. ૭૭૨૧નાં. **આવક :** વાર્ષિક : રૂ. ૧૪૯૫. (સરકારી ગ્રાંટ રૂ. ૪૫૦, મ્યુનિ. ગ્રાંટ રૂ. ૨૦૦, લવાજમ રૂ. ૫૪૦ વગેરે.

## તારણા : શેઠ મણિલાલ રણછોડદાસ વાચનાલય અને દા. ન. વાચનાલય

**સભ્યો :** ૨૫. **પુસ્તકો :** ૮૦૦. **વાચકો :** વાર્ષિક ૧૧૦, દૈનિક ૧૧. **મિલકત :** મકાન રૂ. ૫૦૦નું, રાચરચીલું રૂ. ૫૦નું. પુસ્તકો રૂ. ૧૦૦૦નાં, **આવક :** (વાર્ષિક) : રૂ. ૩૦ દાન. રૂ. ૫૦ ગ્રાંટ. **વહીવટ :** રાષ્ટ્રીય વિદ્યાર્થી મંડળ વહીવટ કરે છે.

## થામણા : સાર્વજનિક પુસ્તકાલય

'દા. ન. વાંચનાલય'ના નામથી શરૂઆત થયેલી. પાછળથી ગામલોકોએ ફંડ એકઠું કરી પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન ગામની જમીન પર બાંધ્યું છે **બંધારણ :** છે. **સભ્યો :** કાયમી ૨૨ સભ્યો છે રૂ. ૧૦૧ આપનાર કાયમી સભ્ય ગણાય છે. **પુસ્તકો :** ૧૩૮૦. **વાચકો :** દૈનિક આશરે ૩૦. **મિલકત** · મકાન રૂ. ૪ હજારનું, રાચરચીલું રૂ. ૩૪૫નું તથા પુસ્તકો. **આવક :** રૂ. ૧૩૧.

## દેવા : સાર્વજનિક પુસ્તકાલય

**બંધારણ :** રજિસ્ટર થયેલું છે. **પુસ્તકો :** ૧૭૫૦. **વાચકો** વાર્ષિક: પુરુષો ૩૦૦, સ્ત્રીઓ ૨૫, દૈનિક: પુરુષો ૧૦. **મિલકત** મકાન રૂ ૮૦૦નું, રાચરચીલું રૂ. ૪૧૩નું, પુસ્તકો : રૂ. ૧૫૭૦ન **આવક :** વાર્ષિક . રૂ. ૧૪૮.

## ધર્મજ : શ્રી મોતીભાઈ દાદાભાઈ સાર્વજનિક પુસ્તકાલય



શ્રી મોતીભાઈ દાદાભાઈ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** ઈ. સ. ૧૮૯૮માં આ સરેથા ગામ મદદથી શરૂ થયેલી. પછી શ્રી મોતીભાઈ દાદાભાઈ પટેલે રૂ. ૧૦૦૧ આપી પુસ્તકાલયનું મકાન બંધાવેલું **બંધારણ :** રજિસ્ટર થયેલું છે **નિવેદન :** દર વર્ષે છપાય છે. **સભ્યો :** પહેલો વર્ગ ૩૧, બીજો ૪, ત્રીજો ૬૦, ચોથો ૧૧. (૧૯૫૨-૫૩માં) **પુસ્તકો :** ૮૧૧૮. **વાચકો :** પુરુષો ૯૧, વિદ્યાર્થીઓ ૧૧૫ **મિલકત** · મકાન રૂ. ૧૭૩૮૭નું, રાચરચીલું ૨૨૦૩નું, પુસ્તકો

રૂ ૯૯૫૫ના **આવક** વાર્ષિક લવાજમ રૂ ૫૦૪, દાન રૂ ૬૨૬ સુધરાઈ મદદ રૂ ૧૦૦

## નડિયાદ અ સૌ ડાહીલક્ષ્મી પુસ્તકશાળા

**સ્થળ** કાકરખાડની બારી સામે **સ્થાપના** ઈ સ ૧૮૯૨ **ઈતિહાસ** આ પુસ્તકના પહેલા વિભાગમા પુસ્તકાલયના પ્રકરણમા હકીકત આપી છે **બધારણ** છે રજિસ્ટર થયેલુ



અ સૌ ડાહીલક્ષ્મી પુસ્તકશાળા

છે હેવાલ પ્રગટ થાય છે અમાર જિલ્લા પુસ્તકાલય **સભ્યો** પુસ્તકો ઘેર વાચવા લઈ જવા માટે વાર્ષિક લવાજમ રૂ ૩ છે લવાજમ ભરનારની સખ્યા ૨૦૮ **પુસ્તકો** ૧૮૪૨૨ અગ્રેજી ૬૬૦૦ ગુજરાતી છાપેલા ૭૦૦૮ હસ્તલિખિત ૧૧૯ સસ્કૃત છાપેલા ૨૭૩૫ હસ્તલિખિત ૮૪૭ હિંદી છાપેલા ૭૪૨ હસ્તલિખિત ૪૬ મરાઠી ૧૯૨ બીજી ભાષાઓના ૩૮ **વાચકો** વાર્ષિક ૧૭૨૧૩૩ પુરુષો ૭૮૯૭ બાળકો દૈનિક ૪૮૦ પુરુષો ૨૫ બાળકો **મિલ્કત** મકાન રૂ ૩૦૦૦૦નુ રાચરચીલુ રૂ ૧૦ હજારનુ પુસ્તકો રૂ ૩૬૦૦૦ના **આવક** (વાર્ષિક) મુબઈ સરકારની ગ્રાન્ટ રૂ ૨૨૫૨ નડિયાદ મ્યુનિ ની ગ્રાટ રૂ ૫૦૦ લવાજમ રૂ ૬૨૪ વગેરે **ખાસ હકીકત** દર રવિવારે જુદા જુદા વિષયો ઉપર પ્રવચનો થાય છે **ભાવિ યોજનાઓ** મહિલા વિભાગ બાલ વિભાગ ફરતુ પુસ્તકાલય વગેરે

## નવાગામ શ્રી ઉમેદભાઈ નારણભાઈ પટેલ સાર્વજનિક પુસ્તકાલય

**અમાર** તાલુકા પુસ્તકાલય **સ્થાપના** તા ૨૬ ૨-૧૯૧૮ **બધારણ** સરકાર માન્ય રજિસ્ટર થયેલુ છે **સભ્યો**



વાર્ષિક બે રૂ ફી રાખેલી છે અને તેના સભ્યો ૯૭ છે **પુસ્તકો** ૨૦૯૧, સામયિકો ૧૮ **વાચકો** વાર્ષિક પુરુષો



**શ્રી ઉમેદભાઈ નારણભાઈ પટેલ સાર્વજનિક પુસ્તકાલય**

૭૬૫ સ્ત્રીઓ ૨૬૦ **મિલ્કત** મકાનો ૩ રૂા ૨૫ હજારના ૦ાા વીઘુ જમીન રૂ ૨૦૦ની રાચરચીલુ રૂ ૧૫૦૦નુ પુસ્તકો રૂ ૪૦૦૦ના **આવક** વાર્ષિક રૂ ૧૨૫૫ **વિશિષ્ટતાઓ** સાર્વજનિક કેળવણી માટે રેડિયો વસાવેલો છે પુસ્તકાલય તરફથી પરબ પણ ચાલે છે

## નાર સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** તા ૨૬ ૪ ૧૯૧૪ **ઈતિહાસ** સને ૧૯૦૫મા આ પુસ્તકાલય શરૂ કર્યુ હતુ ૧૯૦૭મા સરક્યુલેટિંગ લાયબ્રેરી



સાર્વજનિક પુસ્તકાલય

તરીકે ભૂતપૂર્વ વડોદરા રાજ્યની મદદ મેળવી હતી. સને ૧૯૧૨ માં વડોદરા રાજ્ય તથા પંચાયત તરફથી રૂ. ૩૬૦૦ની રકમ અને બાકીની રકમ ગામ લોકોની મળી કુલ રૂ. ૭૮૮૫ના ખર્ચે પુસ્તકાલયનું મકાન બંધાવ્યું હતું બંધારણ : રજિસ્ટર થયેલું છે. **નિવેદન :** વાર્ષિક છપાય છે. **પુસ્તકો :** ૩૧૦૦. **વાચકો :** વાર્ષિક: પુરુષો ૨૨૫, સ્ત્રીઓ ૬; દૈનિક– પુરુષો ૭૪, સ્ત્રીઓ ૫. **મિલકત :** મકાન રૂ. ૭૮૮૫નું, રાચરચીલું રૂ. ૧૪૦૦નું.

### નાર : સાર્વજનિક બાલ પુસ્તકાલય

**સ્થાપના :** ઈ. સ. ૧૯૨૬. આ સંસ્થા ખાતે ઇલાયદો વહીવટ કે ખર્ચ રાખવામાં આવ્યાં નથી. નાર સાર્વજનિક પુસ્તકાલય સાથે આ પુસ્તકાલયને જોડી દેવામાં આવ્યું છે. **પુસ્તકો :** ૩૦૦. **વાચકો :** વાર્ષિક ૧૨૦, દૈનિક ૬૦. **મિલકત :** મકાન રૂ. ૨,૦૦૦નું, રાચરચીલું રૂ. ૩૫નું, પુસ્તકો રૂ ૫૦નાં.

### નાર : શ્રી ચંચળબેન મહિલા પુસ્તકાલય

**સ્થાપના :** તા ૨૨-૭-૧૯૫૨. **પુસ્તકો :** ૨૬૩. **વાચકો :** સરેરાશ ૨૫ સ્ત્રીઓ. **મિલકત :** મકાન રૂ. ૩૫ હજારનું, રાચરચીલું, રૂ ૫૦૦નું. **આવક :** વાર્ષિક રૂા. ૪૬૦.

### નાવલી : મિત્રમંડળ પુસ્તકાલય અને દા. ન. વાંચનાલય

**સ્થાપના :** ઈ સ ૧૯૪૩. **બંધારણ :** રજિસ્ટર કરાવેલું છે. **સભ્યો :** ૬૮ **પુસ્તકો :** ૯૯૭. **વાચકો :** દૈનિક આશરે ૧૦૦ **મિલકત :** રાચરચીલું રૂ. ૫૫૦નું, પુસ્તકો રૂ. ૨૦૦૦નાં **આવક :** (વાર્ષિક) રૂ. ૨૫૦.

### પેટલાદ : પરીખ અમૃતલાલ રમણલાલ સાર્વજનિક બાલ પુસ્તકાલય

**સ્થાપના :** સને ૧૯૨૬–૨૭. **બંધારણ :** રજિસ્ટર કરાવેલું છે. **પુસ્તકો :** ૧૫૦૬. **વાચકો :** વાર્ષિક: છોકરાઓ ૪૪૮, કન્યાઓ ૩૦. **મિલકત** રાચરચીલું રૂ. ૭૨૨નું, પુસ્તકો રૂ. ૨૧૩૨નાં. **આવક :** પેટલાદ મ્યુનિ. તરફથી ગ્રાંટ રૂ. ૧૫૦ વગેરે મળી કુલ વાર્ષિક આવક રૂ. ૨૧૨–૮–૦ થાય છે. આ સંસ્થા માત્ર બાળકો અને કન્યાઓ માટે જ છે. પુસ્તકાલય શનિવારે તથા રવિવારે ખોલવામાં આવે છે.

### પેટલાદ : પરીખ ચંદુલાલ કેશવલાલ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** તા. ૪–૮–૧૮૭૩. **બંધારણ :** રજિસ્ટર્ડ છે. **નિવેદન :** વાર્ષિક છપાય છે. **સભ્યો :** વર્ગ પહેલો ૯, બીજો ૧૩, ત્રીજો ૫૪. **પુસ્તકો :** ૧૪૨૯૩. **વાચકો :** વાર્ષિક : પુરુષો ૨૩૬૧, સ્ત્રીઓ ૭૬; દૈનિક : આશરે ૧૪૧ પુરુષો, ૭ સ્ત્રીઓ. **મિલકત :** મકાન રૂ. ૧૬,૪૦૦નું, રાચરચીલું રૂ ૫૦૫૬નું, પુસ્તકો રૂ. ૧૯૮૬૧નાં. **આવક :** વાર્ષિક રૂ ૨૭૨૧. **ખાસ હકીકતો :** પેટલાદના પરીખ અમૃતલાલ રમણલાલ સાર્વજનિક



પરીખ ચંદુલાલ કેશવલાલ સાર્વજનિક પુસ્તકાલય

બાલ પુસ્તકાલય તથા અ. સૌ. તારાલક્ષ્મી સાર્વજનિક મહિલા પુસ્તકાલયની સંસ્થાઓ આ સંસ્થાની દેખરેખ નીચે ચાલે છે.

### પેટલાદ : સ્વ. અ. સૌ તારાલક્ષ્મી સાર્વજનિક મહિલા પુસ્તકાલય

**સ્થાપના :** તા. ૧–૯–૧૯૨૧. **બંધારણ :** છે. સંસ્થા રજિસ્ટર થયેલી છે. **સભ્યો :** આજીવન સભ્યો ૩૨, રૂ. ૪ના લવાજમના સભ્યો ૨૯, રૂ ૨ના લવાજમના સભ્યો ૮૦, રૂ. ૧ના લવાજમના સભ્યો ૩૨–કુલ ૧૭૩. **પુસ્તકો :** ૧૬૪૭. **વાચકો :** વાર્ષિક ૧૬૮, દૈનિક : ૧૨થી ૧૫ **મિલકત :** જમીન રૂ. ૬૮૭૫ની, રાચરચીલું રૂ. ૪૫૫નું, પુસ્તકો રૂ. ૨૫૦૦ નાં. **આવક :** વાર્ષિક લવાજમ રૂ ૩૧૩, પેટલાદ મ્યુનિ ની ગ્રાંટ રૂ. ૧૭૫, વગેરે મળી કુલ રૂ. ૬૦૦. **ખાસ હકીકતો :** પોતાની જમીનમાં સંસ્થાનું મકાન બંધાવવાની તજવીજ ચાલે છે. પુસ્તકાલયમાં સીવણવર્ગ શરૂ કરવામાં આવ્યો છે.

### પંડોળી : શ્રી આઝાદ ચોક વાંચનાલય

**સ્થાપના :** તા. ૨૫–૬–૧૯૪૪ **બંધારણ :** છે. **સભ્યો :** ૩૫૦. **પુસ્તકો :** ૬૦૩. **વાચકો :** વાર્ષિક–પુરુષો ૨૫૦, સ્ત્રીઓ ૬૦; દૈનિક–પુરુષો ૨૦, સ્ત્રીઓ ૪. **મિલકત :** રાચરચીલું રૂ. ૧૨૧નું, પુસ્તકો રૂ. ૧૫૦૦નાં. **આવક :** પરચુરણ દાનથી મળે છે.

### પીજ : સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** સને ૧૯૦૬. સંસ્થાનું મકાન સને ૧૯૧૩માં સ્વ. શ્રી દયાભાઈ અંબાલાલ પટેલના પરિશ્રમથી તૈયાર થયું

હતું. બંધારણ : રજિસ્ટર થયેલું છે. સભ્યો : આજીવન ૯, પહેલા વર્ગના ૩૦, બીજા વર્ગના ૧૩, ત્રીજા વર્ગના ૮. પુસ્તકો : ૩૯૧૫ વાચકો : વાર્ષિક : પુરુષો : ૪૧૦, સ્ત્રીઓ ૨૫, દૈનિક ૨૦૦. મિલકત : બે મકાનો રૂ. ૮૦૦૦નાં, જમીન રૂ. ૫૦૦ની, રાચરચીલું રૂ. ૧૫૦૦નું. પુસ્તકો રૂ. ૩ હજારનાં. આવક : વાર્ષિક–ગ્રાન્ટ રૂ ૩૦૦, વગેરે મળી કુલ રૂ ૧૨૦૦.

## બાકરોલ : સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના :** સને ૧૯૦૭. **બંધારણ :** રજિસ્ટર્ડ છે. **સભ્યો :** જુદી જુદી રકમો લઇને જુદા જુદા પ્રકારના સભ્યો બનાવાય છે. **પુસ્તકો :** ૩૪૫૨, સામયિકો : ૧૮. **વાચકો :** (વાર્ષિક) ૨૫૬. **મિલકત :** મકાન રૂ. ૫૦૦૧, રાચરચીલું રૂ ૭૪૮નું તથા પુસ્તકો. **આવક :** (વાર્ષિક) : લવાજમ રૂ. ૫૦, દાન રૂ. ૩૨૫, ગ્રાન્ટ રૂ ૧૦૦, બક્ષિસ રૂ. ૬૦.

## બોરિયાવી : હિન્દુ મિત્રમંડળ પુસ્તકાલય

**સ્થાપના :** ઈ. સ. ૧૯૨૮. પહેલાં પુસ્તકાલયનું નામ દાદાભાઈ નવરોજી વાંચનાલય હતું. અને તેનો વહીવટ ચરોતર એજ્યુકેશન સોસાયટી–આણંદ મારફતે થતો. પરંતુ પાછળથી ગામલોકોએ તેનું નામ ઉપર મુજબ બદલ્યું છે. બંધારણ નથી. પુસ્તકો : ૮૦૦. **વાચકો :** વાર્ષિક–પુરુષો ૨૫૦, સ્ત્રીઓ ૨૫. **મિલકત :** રાચરચીલું રૂ. ૫૦૦નું. પુસ્તકો રૂ. ૧૦૦૦નાં.

## ભાદરણ : રા. બ. મગનલાલ દલપતરામ ખખ્ખર બાલ પુસ્તકાલય

**સ્થાપના :** તા. ૧–૮–૧૯૨૯. દાતાની ઈચ્છાનુસાર તેમનું નામ પુસ્તકાલય સાથે જોડવામાં આવ્યું છે મકાન સને ૧૯૧૨-માં બાંધવામાં આવ્યું છે. **બંધારણ** . છે. સંસ્થા રજિસ્ટર્ડ છે. વાર્ષિક હેવાલ છપાય છે. **સભ્યો :** જુદી જુદી રકમ સ્વીકારી જુદા જુદા પ્રકારના સભ્યો નોંધાય છે. **લવાજમ :** વાર્ષિક વર્ગ : રૂ. ૦–૮–૦. **પુસ્તકો :** ૨૮૫૧. **વાચકો .** સરેરાશ–વાર્ષિક (બાળકો) ૧૮૦, દૈનિક ૨૨૫. **મિલકત :** મકાન રૂ. ૭,૦૦૦નું, રાચરચીલું રૂ. ૬૩૮નું, પુસ્તકો રૂ. ૧૬૪૭નાં, બાલસાહિત્ય, રમતો વગેરે રૂ. ૪૫૦ની કિંમતનાં. **આવક :** (વાર્ષિક) : રૂ. ૮૮૧. **અન્ય હકીકત** · બાળકો ઘેર પુસ્તકો વાંચવા લઈ જઈ શકે છે. પુસ્તકાલયમાં બાળકોને જ્ઞાન સાથે ગમ્મત પડે તેવી રમતો પણ રાખવામાં આવે છે.

## ભાદરણ : શ્રી કંકુબા મહિલા પુસ્તકાલય

**સ્થાપના :** તા. ૩૧–૧૨–૧૯૩૧. પુસ્તકાલયનું મકાન બાંધવામાં આવ્યુ છે. **બંધારણ :** ઘડેલું છે. સંસ્થા રજિસ્ટર્ડ છે. વાર્ષિક અહેવાલ છપાય છે **સભ્યો :** પ્રકાર દીઠ સંખ્યા · આજીવન વર્ગ ૧, ૨, ૩, ૪, ૫ ની અનુક્રમે સંખ્યા ૩, ૬, ૬, ૫૪, ૮. **પુસ્તકો :** ૨૬૫૭. **વાચકો :** (સરેરાશ) : વાર્ષિક ૧૨૧, દૈનિક ૮૬. **મિલકત :** મકાન રૂ. ૧૧૬૦૦નું, રાચરચીલું રૂ. ૯૭૧નું. પુસ્તકો રૂ ૨૯૦૧નાં, કાયમ



શ્રી કંકુબા મહિલા પુસ્તકાલય

ફંડ રૂ. ૪૭૦૨. **આવક :** (વાર્ષિક) : રૂ. ૬૬૫–૮–૦. **નોંધ :** પુસ્તકાલયમા ભાદરણ પ્રગતિ મંડળ તરફથી સ્ત્રીઓ માટે સીવણ-વર્ગ ચાલે છે.

## ભાદરણ : શ્રી મગનભાઈ કાશીભાઈ સાર્વજનિક પુસ્તકાલય

**પ્રકાર** . પેટા તાલુકા પુસ્તકાલય. **સ્થાપના :** તા. ૭–૭–૧૮૭૧. પુસ્તકાલયનું મકાન સને ૧૮૯૫મા રૂ. ૭ હજારની લોકમદદથી બાંધવામા આવ્યુ છે. **બંધારણ :** ઘડેલું છે. સંસ્થાને રજિસ્ટર કરવામા આવી છે. વાર્ષિક અહેવાલ છપાય છે. **સભ્યો :** નીચે મુજબ છે:

| પ્રકાર | લવાજમ | સભ્યસંખ્યા |
|---|---|---|
| ફેમિલી વર્ગ | રૂ ૧૦૦ | ૧૪ |
| આજીવન વર્ગ ૧, ૨, ૩, ૪ | રૂ. ૭૫, ૫૧, ૨૫, ૧૫ | ૨૧, ૨૨, ૬૭, ૭૧ |
| વાર્ષિક વર્ગ | રૂ ૨ | ૩૨ |

**પુસ્તકો :** ૬૩૬૯. **વાચકો :** વાર્ષિક ૨૨૫, દૈનિક ૨૭૫. **મિલકત :** મકાન રૂ. ૧૨૯૯૭નું, રાચરચીલું રૂ. ૩૬૪૦નું, પુસ્તકો રૂ. ૮૨૩૮નાં, કાયમ ફંડ રૂ. ૧૧૯૪૩–૧૨–૦. **આવક :** (વાર્ષિક) : રૂ. ૨૯૧૧–૨–૬. **વિશિષ્ટતાઓ :** સ્વતંત્ર અધ્યયન વિભાગ છે, ગ્રંથપાળ તાલીમ પામેલા છે. વાચનાલયમાં નાનો બાગ અને પાણીનો ફુવારો છે.

## મહુધા : શ્રી બાજખેડાવાળ ઉદયાભિલાષી મંડળ વાંચનાલય

**સ્થાપના :** સને ૧૯૦૬. મહુધાની બાજ ખેડાવાળ જ્ઞાતિના

વિદ્યાર્થીઓએ જાત પ્રયાસથી ભાડાના મકાનમા આ પુસ્તકાલય શરૂ કરેલુ સને ૧૯૩૫મા રજિસ્ટર કરાવેલુ **બધારણ** છે **નિવેદન** વાર્ષિક છપાય છે **સભ્યો** મુરબ્બી, દાતા, આજીવન, સાધારણ એમ ચાર પ્રકારના સભ્યો છે **પુસ્તકો** ૨૫૦૦ **વાચકો** વાર્ષિક ૧૦૦ **મિલકત** મકાન રૂ ૩,૦૦૦નુ, રાચરચીલુ રૂ ૨૫૦નુ, તથા પુસ્તકો

### મહેળાવ : શેઠ ભાઈલાલભાઈ મકનદાસ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** સને ૧૯૦૮ **બધારણ** રજિસ્ટર થયેલુ છે **સભ્યો** ૪૫. **પુસ્તકો** ૪૬૫૩ **વાચકો** વાર્ષિક પુરુષો ૨૦૧, સ્ત્રીઓ ૮૦, દૈનિક પુરુષો ૬૦–૭૦ **મિલકત** મકાન રૂ ૮૨૧૨નુ, બે દુકાનો રૂ ૩૯૨૨ની, પુસ્તકો રૂ ૬૫૬૭ના **આવક** વાર્ષિક લવાજમ રૂ ૧૧૪, દાન રૂ. ૩૪૫, સરકાર મદદ રૂ ૩૦૦, ગ્રામપચાયત મદદ રૂ ૨૫

### રોગાર : શ્રી જયેન્દ્રકુંવરબા પુસ્તકાલય

**સ્થાપના** ઈ સ ૧૯૪૬. **પુસ્તકો** ૧૦૦૦ **વાચકો** (વાર્ષિક) ૧૨૫

### રાસ : શ્રી સાર્વજનિક પુસ્તકાલય

પુસ્તકાલયની શરૂઆત ' હોમ રૂલ લીગ 'ની ચળવળ વખતે થઇ હતી **બધારણ** છે **પુસ્તકો** ૧૨૦૦ **વાચકો** દૈનિક આશરે ૨૦ **મિલકત** રાચરચીલુ રૂ ૫૦૦નુ, પુસ્તકો રૂ ૨૫૦૦ના **આવક** વાર્ષિક દાન રૂ ૧૦૦, સરકારમદદ રૂ ૧૮, ચરોતર એ સોસાયટી તરફથી મદદ રૂ ૧૫

### લાંભવેલ : બાલ પુસ્તકાલય

**સ્થાપના** તા ૧૯–૨–૧૯૨૦ **સભ્યો** ૪ **પુસ્તકો** ૭૦૦ **વાચકો** વાર્ષિક ૧૨૦૦ પુરુષો, ૧૦૦ સ્ત્રીઓ, દૈનિક ૨૦ પુરુષો, ૪ સ્ત્રીઓ **મિલકત** મકાન રૂ ૫૦૦નુ **આવક** (વાર્ષિક) રૂ ૭૫

### વઘાસી જયહિંદ યુવક મંડળ પુસ્તકાલય

**સ્થાપના** તા ૨૩–૪ ૧૯૪૬. ગામના યુવાન વર્ગે પુસ્તકાલય માટે એક મકાન રાખી તેને રીપેર કરી તેમા પુસ્તકાલયની સ્થાપના કરી છે **પુસ્તકો** ૧૪૦૦ **મિલકત** રાચરચીલુ રૂ ૮૦૦નુ.

### વડતાલ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** તા ૧–૧–૧૯૨૨ **બધારણ** છે વાર્ષિક હેવાલ છપાય છે **પુસ્તકો** ૧૦૦૦ **વાચકો** વાર્ષિક–પુરુષો ૮,૦૦૦, સ્ત્રીઓ ૨૫ દૈનિક આશરે–૨૫ **મિલકત** મકાન રૂ ૫ હજારનુ, રાચરચીલુ રૂ ૧૦૦૦નુ, પુસ્તકો રૂ ૩૫૦૦ના **આવક** વાર્ષિક દાન રૂ ૫૦૦ પુસ્તકાલયના કામકાજમા વિદ્યાર્થીઓ જ ખાસ કરીને સેવાભાવે મદદ કરે છે

### વસો . બાલ પુસ્તકાલય

**સ્થાપના** ઈ સ ૧૯૧૬ **બધારણ** મો ન અમીન સાર્વજનિક પુસ્તકાલયના સભાસદો જ આ સસ્થાના સભાસદો છે ખાસ દેખરેખ ખાતર તેનુ સ્વતત્ર વ્યવસ્થાપક મડળ ચૂટાય છે. **પુસ્તકો** ૩૩૧૧ સામયિકો ૧૩ **વાચકો** ૪૪૪ **આવક** (સને ૧૯૫૨–૫૩) રૂ ૮૩૮–૪–૦ **સગવડ** પુસ્તકાલયમા કેટલાક ચિત્રો તેમજ રમતગમતના સાધનો છે બાળકોને રમવા માટે સુદર ચોગાન પણ છે

### વસો : મો ન અમીન સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** ઈ સ ૧૯૧૦ **ઈતિહાસ** પુસ્તકાલયની શરૂઆત સને ૧૮૮૦મા થયેલી સને ૧૯૩૮મા વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા સમાન વસોના આદર્શ નાગરિક શ્રી મોતીભાઈ ન અમીનનો સ્વર્ગવાસ થતા આ સંસ્થા સાથે તેમનુ નામ જોડવામા આવ્યુ પુસ્તકાલયનુ સ્વતત્ર મકાન સને ૧૯૦૮મા રૂ ૭૦૭૫ના ખર્ચે બાધવામા આવેલુ છે **બધારણ** છે. **નિવેદન** પ્રગટ થાય છે **સભ્યો** વશપરપરાના, આજીવન પહેલો બીજો ને ત્રીજો વર્ગ અનુક્રમે ૨૩, ૧૫, ૯, અને ૧૯૩ સભ્યો કુલ ૨૪૦ સભ્યો **વાચકો** સભાસદ ૪૩, બિન સભાસદ ૩૯૧. **પુસ્તકો** ૭૯૩૬, સામયિકો ૩૨ **આવક** (વાર્ષિક) રૂ ૨૫૯૨ (ઈ સ. ૫૨–૫૩ના હેવાલ મુજબ)

### વસો હરિબા મહિલા પુસ્તકાલય

**સ્થાપના** સને ૧૯૩૦ સને ૧૯૩૭મા તેને માટે અલાયદુ મકાન બાધવામા આવેલુ છે **સભ્યો** ૩૮ **પુસ્તકો** ૧૯૧૧ સામયિકો ૮ **વાચકો** ૨૭૪–૧૯૮ સ્ત્રીઓ અને ૮૬ ભણતી બહેનો. **આવક** વાર્ષિક રૂ ૭૩૦–૧૧–૦(સને ૧૯૫૨ ૫૩મા) **વ્યવસ્થા** પુસ્તકાલયના ગ્રથપાલનુ તેમજ અન્ય દેખરેખ અને વહીવટનુ સઘળુ કામકાજ તેના મત્રી શ્રી ચદ્રભાગાબહેન મગનલાલ વ્યાસ સેવાભાવે કરે છે

### વાસદ શ્રી વાસદ પુસ્તકાલય અને વાંચનાલય

**સ્થાપના** તા ૧–૭–૧૯૨૮ આ સસ્થાનો વિકાસ વાસદ સેવા સમાજ તેમજ યુવક મડળના સહકારથી સધાયો હતો જ્યારે આઠેક વર્ષથી શ્રી પ્રગતિ સમાજ, વાસદ તરફથી આ સસ્થાનુ સચાલન થતુ હતુ હવે પચાયતને તેની વ્યવસ્થા સોપાઈ છે **પુસ્તકો** ૧૫૦૫ **વાચકો** દૈનિક આશરે ૧૦૦ **મિલકત** મકાન રૂ ૨,૦૦૦નુ, રાચરચીલુ રૂ. ૭૦૦નુ, પુસ્તકો રૂ ૩,૦૦૦ના

### વાડાશિનોર શ્રી હિતેચ્છુ મંડળ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** તા ૧૫–૪–૧૯૧૫ **બધારણ** : છે સસ્થા રજિસ્ટર્ડ છે વાર્ષિક હેવાલ છપાય છે **સભ્યો** આજીવન

૪, ચાલુ ૧૨૫ **પુસ્તકો** - ૨૩૯૩ **વાચકો** - વાર્ષિક ૧૯૮. **મિલકત** રાચરચીલુ રૂ ૧૦૨૫નુ, પુસ્તકો રૂ ૫ હજારના **આવક** (વાર્ષિક) ગ્રાન્ટ રૂ. ૪૫૦, લવાજમ રૂ ૧૨૨, વગેરે

## વીરસદ શ્રી જોરાભાઈ નાથાભાઈ અમીન પુસ્તકાલય

**સ્થાપના** આ પુસ્તકાલય વીરસદના વતની અને મુબઇના સુપ્રસિદ્ધ સોલિસિટર સ્વ શ્રી શકરભાઇ જોરાભાઇ અમીને પોતાના સદ્‌ગત પિતાશ્રીના સ્મરણાર્થે બધાવ્યુ છે, અને સાર્વજનિક ઉપયોગ માટે ગામને સુપરત કર્યું છે પુસ્તકાલય સાથે કોઈક ટાવર પણ એમણે બધાવેલુ છે **બધારણ** છે તે રજિસ્ટર થયેલુ નથી **સભ્યો** અ વર્ગના ૪૦ સભ્યો, બ વર્ગના ૩૦ સભ્યો **પુસ્તકો** ૨૩૦૦ **વાચકો** વાર્ષિક ૧૫ હજાર દૈનિક ૪૦ **મિલકત** મકાન રૂ ૨૫ હજારનુ, રાચરચીલુ રૂ ૫ હજારનુ, પુસ્તકો રૂ ૫ હજારના **આવક** વાર્ષિક લવાજમ રૂ ૧૨૦, દાન રૂ ૧૫૦ વગેરે પુસ્તકાલયમા સરકાર તરફથી 'પબ્લિક રેડિયો' મૂકવામા આવ્યો છે

## વીરસદ શ્રી સૂરજબા વનિતા જ્ઞાનમંદિર

આ મહિલા પુસ્તકાલય વીરસદના વતની અને મુબઇના સુપ્રસિદ્ધ વેપારી શ્રી મગનભાઇ પુરુષોત્તમદાસ અમીને પોતાના ખર્ચે બધાવ્યુ છે અને પોતાને ખર્ચે તેનો નિભાવ કરે છે એથી કશી ફી કે દાન લેવાતા નથી **બધારણ** નથી **સભ્યો** ફીઇને સભ્ય કરવાની પ્રથા નથી **પુસ્તકો** ૧૨૦૦ **વાચકો** વાર્ષિક સ્ત્રીઓ ૩૦૦૦, દૈનિક સ્ત્રીઓ ૧૦ **મિલકત** મકાન રૂ ૧૫ હજારનુ, રાચરચીલુ રૂ ૧,૦૦૦નુ, પુસ્તકો રૂ ૩ હજારના **ખાસ હકીકતો** સસ્થાની આગળના ચોગાનમા સસ્થાનો લાભ લેવા આવતી સ્ત્રીઓના નાના બાળકો માટે બાળક્રીડાગણ છે, જેમા મેરી ગો-રાઉન્ડ, હીંચકા, લપસણિયા વગેરે સગવડ કરેલી છે

## સંધાણા : સાર્વજનિક લાયબ્રેરી

**સ્થાપના** ૧૩-૧૧-૪૭ લાયબ્રેરીના ઉપયોગ માટે ગામ તરફથી મકાન આપવામા આવ્યુ છે **બધારણ** રજિસ્ટર થયેલુ છે **સભ્યો** ૭ **પુસ્તકો** ૫૮૦ **વાચકો** વાર્ષિક-પુરુષો ૩૫૦૦, સ્ત્રીઓ ૧૨૦૦, દૈનિક-પુરુષો ૨૫ સ્ત્રીઓ ૧૫ **મિલકત** મકાન રૂ ૬ હજારનુ રાચરચીલુ રૂ ૧૨૫નુ, **આવક** વાર્ષિક ગ્રાટ રૂ ૩૩, ફડ ઉઘરાણુ રૂ ૧૦૦

## સામરખા યુવક મંડળ પુસ્તકાલય અને દાન વાંચનાલય

**સ્થાપના** ઈ સ ૧૯૦૮ **બધારણ** છે **સભ્યો** વાર્ષિક લવાજમ આપનાર ૧૦૦થી ૧૫૦ **પુસ્તકો** ૧૦૦૦ **વાચકો** સારા પ્રમાણમા સ્ત્રી પુરુષો લાભ લે છે **મિલકત** મકાન રૂ ૨૦૦૦નુ, રાચરચીલુ રૂ ૬૦૦નુ, પુસ્તકો રૂ ૩,૦૦૦ના. **આવક** (વાર્ષિક), ભાડું રૂ ૧૦૦થી ૧૫૦, લવાજમ રૂ ૨૦૦થી ૩૦૦, ગ્રાટ રૂ ૧૫૦થી ૧૭૫

## સારસા કૈવલ જ્ઞાનોદય પુસ્તકાલય

**સ્થાપના** સંવત ૧૯૮૮ **બધારણ** રજિસ્ટર થયેલુ છે **નિવેદન** છપાય છે **પુસ્તકો** ૩૦૦૦ **વાચકો** વાર્ષિક-પુરુષો ૧૦૦૦, સ્ત્રીઓ ૫૦૦, દૈનિક-પુરુષો ૫૦, સ્ત્રીઓ ૧૫ **મિલકત** રાચરચીલુ રૂ ૧ હજારનુ, પુસ્તકો રૂ ૧૬,૦૦૦ના **ખાસ હકીકતો** 'કૈવલ જ્ઞાનોદય' નામનુ માસિક દર પૂર્ણિમાએ પ્રગટ થાય છે કૈવલ ધર્મના આદ્ય સ્થાપક શ્રીમદ્ કરુણાસાગર રચિત ધર્મગ્રંથોની હસ્તપ્રતો આ પુસ્તકાલયમા છે.

## સારસા વેદાંત પુસ્તકાલય

**સ્થાપના** ઈ સ ૧૯૧૫ **બધારણ** છે **પુસ્તકો** ૧૦૦૧ **વાચકો** વાર્ષિક પુરુષો ૧૦૦, સ્ત્રીઓ ૩૦, દૈનિક - પુરુષો ૧૫, સ્ત્રીઓ ૨ **મિલકત** રાચરચીલુ રૂ. ૧૦૧નુ, પુસ્તકો રૂ ૩૦૦૦ના **ખાસ હકીકતો** આ પુસ્તકાલયનો ઉદ્દેશ લોકોનુ વેદાતનુ તથા સસ્કૃત ભાષાનુ જ્ઞાન વધારવાનો છે

## સુણાવ કીશાભાઈ લલ્લુભાઈ સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** સને ૧૯૦૬મા આ પુસ્તકાલય સાથે સ્વ કીશાભાઈ લલ્લુભાઈ પટેલનુ નામ સને ૧૯૩૪મા જોડ્યુ છે તે વર્ષમા રૂ ૫૨૭૩ને ખર્ચે મકાન બધાવી સરદાર વલ્લભભાઈ પટેલને હસ્તે ઉદ્‌ઘાટન કર્યું હતુ **બધારણ** છે **સભ્યો** મુરબ્બી ૭ શુભેચ્છક ૩ દાતા ૨૨, સહાયક ૩૩ બધુ ૩, સભ્ય ૪૩ **પુસ્તકો** ૨૦૭૧ **વાચકો** વાર્ષિક ૮૪, દૈનિક ૧૫૦ **મિલકત** મકાન રૂ ૫૨૭૩નુ, રાચરચીલુ રૂ ૩૯૬નુ, પુસ્તકો રૂ ૮૯૬૦ના સ્થાયી ભડોળ રૂ ૧૨૧૩, મકાન મરામત ભડોળ રૂ ૨૦૦, અન્ય ભડોળ રૂ ૩૧૪ **આવક** વાર્ષિક રૂ ૧૨૬૬

## સોજિત્રા - શ્રી ફૂલીબા સાર્વજનિક પુસ્તકાલય

**સ્થાપના** સવત ૧૯૭૬ના આસો સુદ ૧૦ **બધારણ** રજિસ્ટર થયેલુ છે **સભ્યો** આજીવન સભ્યો ૧૧, પહેલો વર્ગ ૩૦, બીજો વર્ગ ૪, ત્રીજો વર્ગ ૩૭, **પુસ્તકો** ૧૫૭૫ **વાચકો** વાર્ષિક સ્ત્રીઓ ૨૩૮, દૈનિક સ્ત્રીઓ ૧૦ ૧૨ **મિલકત** રાચરચીલુ રૂ ૮૦૦નુ પુસ્તકો રૂ ૩૦૦૦ના. **આવક** વાર્ષિક રૂ ૧૦૦ ગ્રાટ, દાન બક્ષિસ રૂ ૪૦૩, વ્યાજ રૂ ૧૫૩

પુસ્તકાલય સાથે વાચનાલય છે, એમા બે દૈનિકો અને તેર જેટલા માસિકો આવે છે

## સોજિત્રા સાર્વજનિક પુસ્તકાલય અને જીવાભાઈ હીરાભાઈ સાર્વજનિક વાંચનાલય

**સ્થાપના** તા ૨૮-૧૨-૧૮૭૮ પુસ્તકાલયનુ મકાન ઈ સ ૧૯૮૫મા બાધવામા આવ્યુ હતુ ૧૯૩૦-૩૧મા વાચનાલય

માટે સ્વતંત્ર મકાન શ્રી. જીવાભાઈ હીરાભાઈ પટેલની બે હજાર રૂપિયાની મદદથી બાંધવામાં આવ્યું હતું બંધારણ: રજિસ્ટર થયેલું છે. સભ્યો : આજીવન સભ્યો ૨૭, બીજો વર્ગ ૧૫, ત્રીજો વર્ગ ૫૯; વાર્ષિક સભ્યો : પહેલો વર્ગ ૯, બીજો ૧૧, ત્રીજો ૬૨, ચોથો ૨૮, પૈસાવાળા ૧૭૪. પુસ્તકો : ૯૭૯૫. વાચકો : વાર્ષિક ૩૯૯, દૈનિક : ૪૦થી ૫૦ મિલકત : પુસ્તકાલયનું મકાન રૂ. ૭૩૮૬નું, વાચનાલયનું મકાન રૂ. ૬૪૭૦નું, રાચરચીલું રૂ ૧૬૮૬નું, પુસ્તકો રૂ. ૧૪૬૧૯નાં. આવક : વાર્ષિક : લવાજમના રૂ. ૨૫૨, ભાડાના રૂ ૯૯૩, વ્યાજના રૂ. ૫૨૩, દાનના રૂ. ૩૨૬, સરકારી ગ્રાંટના રૂ, ૨૦૦, સુધરાઈની ગ્રાંટ રૂ. ૨૫.

વાંચનાલય આ સંસ્થાની પ્રવૃત્તિઓનો જ એક ભાગ છે એમાં ૨૨ સામાયિકો આવે છે.



# ખંડ આઠમો

## પ્રસિદ્ધ તીર્થો

### વિષયપરિચય

આ ખંડમાં જિલ્લાનાં કેટલાંક પ્રસિદ્ધ તીર્થોના પરિચય આપ્યા છે. ગોઠવણી કક્કાવારીના ક્રમે કરી છે.

*

### અગાસ : સનાતન જૈન ધર્મ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ

આ આશ્રમ અગાસ સ્ટેશન પાસે સં. ૧૯૭૬ના કારતક સુદ ૧૫ના દિવસે સ્થાપવામાં આવ્યો છે. ગુજરાતના પરમ



સનાતન જૈન ધર્મ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ

તત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રના એક પરમ અને અનન્ય ભક્ત મુનિશ્રી લઘુરાજ સ્વામીજીને તેમની ઉત્તરાવસ્થામાં આશ્રમ-નિવાસ બાંધી આપવાના આશયથી અગાસ સ્ટેશન પાસે આરંભમાં આશરે પંદરેક વીઘાં જમીન ખરીદવામાં આવી અને એક નાની ધર્મશાળા બાંધવાનું નક્કી થયું. તેનું નામ શ્રી લઘુરાજ આશ્રમ રાખવામાં આવ્યું. પરંતુ મુનિશ્રીએ પોતાનું નામ નહિ રાખતાં આશ્રમને હાલનું નામ આપ્યું.

આ સંસ્થાને કાયદા મુજબ રજિસ્ટર કરવામાં આવી છે, દર વર્ષે તેનો વાર્ષિક હેવાલ પ્રગટ કરવામાં આવે છે. તેના સંચાલન માટે ૧૩ ટ્રસ્ટીઓનું એક મંડળ નીમવામાં આવેલું છે.

આશ્રમની સ્થાપનાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જાતિ-વેષના ભેદ વિના આત્માર્થી મુમુક્ષુ જીવો જ્ઞાની પુરુષની આજ્ઞાએ સનાતન ધર્મ સર્વથા સુગમપણે પામે

શ્રી લઘુરાજ સ્વામીનું મોટે ભાગે આશ્રમમાં જ રહેવું થતું તેથી તેમના બોધથી આકર્ષાઈને ઘણા આત્માર્થી સજ્જનો આવવા લાગ્યા, અને પરિણામે આશ્રમનો વિકાસ થતો ચાલ્યો, અને તેના પ્રમાણમાં મકાનો પણ બંધાવા લાગ્યાં. હાલ આશ્રમમાં સોએક માણસો કાયમ રહે છે તે ઉપરાંત ઘણા લોકો થોડો યા વધુ સમય રહેવા પણ ત્યાં જાય છે

આશ્રમનો સામાન્ય નિત્યક્રમ આશ્રમવાસીઓ સતત પુરુષાર્થરત રહે અને પોતાનાં આવશ્યક દૈહિક કર્મો માટે અવકાશ મેળવી કરી શકે તેવી રીતે યોજાયેલ છે.

આશ્રમમાં આવતા યાત્રાળુઓ તથા અન્ય આશ્રમવાસીઓને વસવાટ માટે યોગ્ય મકાનો અને જરૂરી સગવડો આપવામાં આવે છે. તે ઉપરાંત આ સંસ્થા તરફથી ભોજનાલય પણ ચલાવવામાં આવે છે. આશ્રમમાં રહેતાં તથા આવતાં જતાં ભાઈ બહેનો માટે બ્રહ્મચર્યપાલન, રાત્રિભોજનનો ત્યાગ વગેરે નિયમોનું પાલન આવશ્યક ગણાય છે. વળી આશ્રમવાસીઓ માટે નિયુક્ત

દૈનિક કાર્યક્રમ ખાસ આરાધ્ય છે.

**પ્રવૃત્તિઓ** દર વર્ષે નિયમિતપણે અમુક ઉત્સવો ઉજવાય છે, સમેલનો ભરાય છે

**પ્રકાશનો** આશ્રમ તરફથી નીચે મુજબના ગ્રંથોનુ પ્રકાશન થયુ છે —

શ્રીમદ્ રાજચંદ્ર સુબોધ સગ્રહ, શ્રી સદ્ગુરુ પ્રસાદ, શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા, મોક્ષમાળા–ભાવનાબોધ, જ્ઞાનમજરી, સમાધિ સોપાન, સહજસુખ સોપાન, તત્ત્વજ્ઞાન તરગિણી વગેરે

પરમ તત્ત્વજ્ઞ શ્રીમદ્ રાજચંદ્રનો દેહોત્સર્ગ થયા સવત ૨૦૦૭ના ચૈત્ર વદ ૫ને રોજ પચાસ વર્ષ પૂરા થતા તે પ્રસગે અર્ધ શતાબ્દિ મહોત્સવ ઉજવાયો હતો.

**મિલકત આવક** આશ્રમની માલિકીના રૂ ૩,૫૦ ૦૦૦ની કિંમતના મકાનો છે તે ઉપરાત ૫૦ વીઘા જમીન આશરે રૂ ૨૩ ૦૦૦ની છે વળી રૂ ૧૯ ૦૦૦નુ રાચરચીલુ છે

જમીન ગીરોનુ વ્યાજ તથા યાત્રાળુઓ તરફથી આવતી દાનની રકમો મળીને વાર્ષિક લગભગ રૂ ૨૦ હજારની આવક છે

---

આધાર શ્રી રાવજીભાઈ છ દેસાઈ, શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ એમણે આપેલી માહિતી

*

## ઉત્કંઠેશ્વર (ઊંટડિયા) મહાદેવ

આ મહાદેવનુ પુરાણ પવિત્ર તીર્થ વાત્રક નદીના કિનારે આવેલુ છે તે કપડવણજ તાલુકામા આતરસુબાથી ચાર માઈલ દૂર છે આ અતિ રમણીય સ્થળ છે અહીં પ્રકૃતિ પુરબહારમા ખીલેલી છે અહીં વાત્રક નદીનુ સૌંદર્ય ખૂબ જ આકર્ષક છે આ મહાદેવને ગુજરાતની જનતા ઊટડિયા મહાદેવ તરીકે ઓળખે છે આ સ્થળે પુરાણપ્રસિદ્ધ વાત્રક અને ઝાંઝરી નામે ઓળખાતા એક નાના ઝરણાનો સગમ થાય છે ઉત્તર તરફની ટેકરી ઉપર ઉત્કંઠેશ્વર બિરાજે છે અને દક્ષિણ તરફની શિવાનંદ નામની ટેકરી ઉપર મનેશ્વર મહાદેવ છે બંને દેવાલયોમા જવા માટે સોએક પગથિયા ચઢવા પડે છે શિવાનદ ટેકરી ઉપરથી આસપાસનુ અત્યત રમણીય દશ્ય જોઈ શકાય છે પશ્ચિમમા બારિયા ગામ, પશ્ચિમોત્તરમા ખેરનાથ મહાદેવ, બાજુ પર ઊંટડિયા, પથરાનો પ્રદેશ પૂરો કરી વિરાજતી અનેરી વાત્રકનો વિચ્છિન્ન પ્રવાહ ખીણમાથી આવે ઝાંઝરના અવાજ સાથે રમતી આવતી ઝાંઝરી અને તેનુ વાત્રક સાથેનુ મિલન પૂર્વ બાજુએ પીચ વનરાજિ–આ પ્રકૃતિસૌંદર્ય માનવઅતરને પવિત્ર અને ભવ્ય ભાવથી ભરી દે છે, અને અનુપમ શાંતિ અર્પે છે અહીંના હવાપાણી ખૂબ આરોગ્યપ્રદ હોવાથી આ સ્થાન આજે એક સેનેટોરિયમ (આરોગ્યધામ) જેવુ બની ગયું છે

ઉત્કંઠેશ્વર જવાના બે માર્ગ છે (૧) અમદાવાદથી એ પી લાઈનમા દહેગામ રેલ્વેસ્ટેશને ઊતરી ત્યાથી હરખજીના મુવાડે થઈ બારિયાની મોટરમા બારિયા ગામે જવાય છે ત્યાથી એક માઈલ ચાલીને ઉત્કંઠેશ્વર જવાય છે (૨) કપડવણજથી મોટરમા આતરસુબા આવી ત્યાથી બે માઈલ ચાલીને મહાદેવ જવાય છે

આવા પવિત્ર અને મનોહર સ્થળે ઉત્કંઠેશ્વર, કેદારેશ્વર, ખેરનાથ, કામેશ્વર અને દેવડુગરી એ પાચ તેમજ અર્વાચીન તીર્થધામ જેવો યોગાશ્રમ એટલા તીર્થો આવેલા છે ઉત્કંઠેશ્વર મહાદેવના પ્રાકટ્યની અનેક દતકથાઓ પ્રચલિત છે. તેમા વધારે પ્રસિદ્ધ લોકવાયકા એવી છે કે જાબાલિ ઋષિનો આ જગાએ આશ્રમ હતો પોતાને ત્યા પધારેલા અન્ય ઋષિઓને દર્શન કરાવવા જાબાલિ ઋષિએ પોતાના તપપ્રભાવે ઉત્કંઠાપૂર્વક શિવને પ્રગટ કર્યા માટે તે ઉત્કંઠેશ્વર કહેવાયા. તે સમયે ત્યા સાત જ્યોતિર્લિંગો હતા

બરાબર ૧૦૮ પગથિયા ચઢયા પછી મહાદેવના ચોકમા આવી શકાય છે ત્યા ફરતા નાના મોટા પચીસેક શિવાલયો છે, અને બરાબર સામેજ, અબા માતાનુ ધામ છે સામે પૂજારી વગેરેને રહેવાના મકાનો છે મદિરનો આગળનો ઘુમટ સો બસો માણસો માય એટલો વિશાળ છે ઉપરની છતમા દેવ દેવીઓના સુદર ચિત્રો છે અંદર ગભારામા મોટી જળાધારીની વચ્ચે મોટા ખાડા જેવુ ઊંડુ પોલાણ છે તેની અદર દીવાના પ્રકાશથી જોતા જાળી જેવુ દેખાય છે તેને જ સાત જ્યોતિર્લિંગ કહે છે એક બાજુએ નાના દડા જેવડુ સફેદ ચળકતુ શિવલિંગ છે તે એક જ બાકી રહેલ જ્યોતિર્લિંગ હોવાનુ કહેવાય છે બાકીના અદર પડી ગયેલા મનાય છે. ગભારાની અદરનો ખાડ કેટલો ઊંડો છે તેનુ માપ કોઇ કાઢી શકયુ નથી

ગર્ભગૃહની ઉપર પ્રચીન સિદ્ધાતો અનુસાર શિખર મડિત કર્યું છે, અને તેને નાની શિખરાકૃતિઓના પુજથી સુશોભિત કર્યું છે શિખરની ઉપર આમલક અને કળશ છે કહેવાય છે કે અહીં દર સિહસ્થ વર્ષમા આકાશમાર્ગે ધજા આવીને ચઢી જાય છે



દેવડુગરી

આ સ્થાને મહાશિવરાત્રીએ અને શ્રાવણ માસમાં કૃષ્ણાષ્ટમી અને અમાસે મોટા મેળા ભરાય છે ધર્મશાળાઓ તેમ જ અતિથિગૃહની સારી વ્યવસ્થા હોવાથી યાત્રાળુને મુશ્કેલી પડતી નથી

**અન્ય સ્થાનો કામનાથ મહાદેવ** દેવડુંગરીના સ્થળથી નદીમાંથી જ શરૂ થતા શ્રી ઉત્કંઠેશ્વર મહાદેવના ૧૦૮ પગથિયાની પાસે જમણા હાથ તરફ તુરત જ બીજા ૭–૮ પગથિયા ચઢીને કામનાથ મહાદેવમાં જવાય છે અમદાવાદના મનસુખરામ કહાનદાસ બિલાડીબાગવાળા શેઠે ઘણું ખર્ચ કરી ધર્મશાળા વગેરે સગવડો કરી આપી છે

આ સ્થળ અસલથી શિવાનંદ ટેકરી તરીકે જાણીતું છે કારણ કે ત્યાં શિવાનંદ નામના મહાત્મા ઘણો વખત રહ્યા હતા



શિવાનંદ ટેકરી

**ભૈરનાથ મહાદેવ** ઉત્કંઠેશ્વર મહાદેવથી નીકળી, નદીના કિનારે જમણા હાથે જતાં યોગાશ્રમની સામી બાજુએ દેવકરણના મુવાડા ગામે જવાના નદીના આરાને પાર કરી, સામેના જંગલમાં, ભૈરનાથ નામના એક જૂના મહાદેવ છે એ સ્થાન ઘણું જૂનું છે ત્યાં અનેક યજ્ઞો ઘણા સમય સુધી ચાલુ રહ્યા હોય એમ જણાય છે કારણ કે ત્યાં રાખના મોટા ડુંગર જેવા ઢગલા છે. એ રાખને લોકો યજ્ઞની રાખ ગણી પવિત્ર માને છે

**યોગાશ્રમ** ઉત્કંઠેશ્વરથી ઉત્તર દિશામાં વાત્રક નદીના કિનારાને અડીને વિવિધ પ્રકારના આલીશાન મકાનો અને પુષ્પ ભૂમિથી શોભતો એક ભવ્ય આશ્રમ છે તે યોગાશ્રમ છે કચ્છના એક જૈન સાધુ ત્રિલોકચંદ્ર મુનિને થયેલી આંતર પ્રેરણાને પરિણામે આ યોગાશ્રમ બંધાયો છે તા ૨૮ ૧૧ ૧૯૪૧ને રોજ વડોદરાના શ્રીમંત મહારાજાના પાટવી કુંવર ફતેહસિંહ રાવના હસ્તે તેની ઉદ્ઘાટન ક્રિયા થઈ હતી

આ આશ્રમમાં સંયુક્ત સાત્ત્વિક રસોડાનું મકાન ભોજનશાળા, અતિથિગૃહ જેવા વિભાગ છે ઉપરાંત યોગ, તત્ત્વજ્ઞાન વગેરેના ધાર્મિક તથા અનેકાનેક વિષયોના પુસ્તકોનું પુસ્તકાલય પણ છે આ યોગાશ્રમનો લાભ દરેક ધર્મ અને કોમના કે ગમે તે આશ્રમના લોકો લઈ શકે છે મુનિશ્રીના દેહોત્સર્ગ પછી આશ્રમની વ્યવસ્થા માટે એક ટ્રસ્ટી મંડળ નીમવામાં આવ્યું છે

**કેદારેશ્વર** ઉત્કંઠેશ્વર મહાદેવથી ત્રણ માઈલના રસ્તા ઉપર આવેલા ભયંકર જંગલમાં તેલનાર ગામ પાસે કેદારેશ્વર મહાદેવનું સ્થાન આવેલું છે મંદિરના અંદરના ગભારામાં ઊંડી જળાધારીમાં મહાદેવના જરા ખડબચડા લિંગને સદા સ્નાન કરાવતું કુદરતી ઝરણું તેમના ઉપર થઈને વહે જાય છે કહે છે કે આ નાનું ઝરણું ગમે તેવા દુકાળમાં પણ ચાલુ રહે છે

આ સ્થાનનું પ્રકૃતિ સૌંદર્ય અતિ મનોહર છે અહીં મહાશિવરાત્રીએ તથા આખો શ્રાવણ માસ મેળો ભરાય છે પાંડવો અહીં ગુપ્તવાસમાં રહેતા તેવી દંતકથા છે

**આધાર** (૧) શ્રી દલસુખભાઈ મગનલાલ ભટ્ટે આપેલી માહિતી (૨) પ્રો રમણલાલ ગાંધી તરફથી મળેલી માહિતી (૩) શ્રી સોમાભાઈ દલસુખભાઈ શાહ કૃત ઉત્કંઠેશ્વર માહાત્મ્ય (૧૯૪૮)

*

## ખંભાત–જૈન તીર્થ તરીકે

ખંભાત એક જૂનું પુરાણું શહેર છે તેમાં ૭૬ જૈન દેરાસરો, ૧૦ ઉપાશ્રય તથા પૌષધશાળાઓ ૫ જૈન જ્ઞાન ભંડારો અને ૫૫૦ જેટલા જૈન ઘરો છે મોટા કુલ ૫૨ મંદિરોમાં કુલ ૭૬૦ પાષાણની મૂર્તિઓ છે એક સુંદર ગુરુ મંદિર છે આ બધા પરથી કહી શકાય કે ખંભાત એ જૈનોનું એક મોટું તીર્થધામ છે ખારવાડાનો લત્તો જૈનોની વસ્તીથી ભરચક છે ત્યાં સ્થંભન પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર આવેલું છે એવી રીતે જીરાવલાપાડામાં ચિંતામણિ પાર્શ્વનાથજીનું પાંચ શિખરી ત્રણ માળનું ભવ્ય મંદિર આવેલું છે એ મંદિરમાં ખંભાતના બીજા વીસ મંદિરોનો સમાવેશ કરવામાં આવ્યો છે શેઠ પોપટભાઈ અમરચંદે આ મંદિરના જીર્ણોદ્ધાર માટે તન મન અને ધનથી ભગીરથ પ્રયત્ન કર્યો હતો આ જિનમંદિરો અને જુમ્મા મસ્જિદમાં ફેરવાયેલા મનાતા એક ભવ્ય જિનમંદિરની માહિતી આ વિભાગના પહેલા ખંડમાં ખંભાત ગામની હકીકતમાં આપી છે

ખંભાતના બધા દેરાસરો પૈકી ચિન્તામણિ પાર્શ્વનાથજીના ચાર મંદિરો, મનમોહન પાર્શ્વનાથજીના બે મંદિરો સ્થંભન પાર્શ્વનાથજી, સુખસાગર પાર્શ્વનાથજી નવપલ્લવ પાર્શ્વનાથજી, વિજય ચિંતામણિ પાર્શ્વનાથજી, અમીઝરા પાર્શ્વનાથજી વગેરે મંદિરો અને મૂર્તિઓ સુંદર અને પ્રભાવશાળી છે ખંભાતની ચૈત્ય પરિપાટી કરતા લગભગ અઠવાડિયું થાય છે

ખંભાતના જૈન જ્ઞાન ભંડારો ખાસ જોવા જેવા છે તેની માહિતી આ પુસ્તકના પહેલા વિભાગમાં પૃ ૪૨૪થી શરૂ થતા

'હસ્ત લિખિત ગ્રંથો અને પ્રાચીન જ્ઞાન ભંડારો' એ નામના પ્રકરણમાં આપી છે

ખંભાતના જિનાલયોમાં ઘણા પ્રાચીન છે તેમના ઈતિહાસની અને ચમત્કારોની અનેક વાતો પ્રચલિત છે તે પૈકી શ્રી સ્થંભન પાર્શ્વનાથનું શિખરબંધી વિશાળ અને ભવ્ય જિનાલય ઘણું પ્રખ્યાત છે તેના મૂળ નાયક શ્રી સ્થંભન પાર્શ્વનાથ છે તેમનો ઇતિહાસ અતિ પ્રાચીન અને રસિક હોઈ આ નીચે આપ્યો છે

કહેવાય છે કે વર્તમાન અવસર્પિણીમાં વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં થયેલા શ્રી રામ અને લક્ષ્મણ વનવાસ ગયા હતા તે દરમ્યાન લંકાના રાજા રાવણે રામના પત્ની સીતાનું અપહરણ કર્યું હતું ત્યાર પછી સીતાજીની શોધમાં શ્રી રામ અને લક્ષ્મણ દક્ષિણમાં આવી પહોંચ્યા સામે લંકા નગરી હતી અને વચ્ચે સમુદ્ર હતો હવે આ સમુદ્ર કેવી રીતે પાર કરવો તેનો વિચાર કરતા હતા, તેવામાં પાસે એક જિનમંદિર જોયું તેઓ મંદિરના દર્શન કરવા ગયા અને ત્યાં જ પાર્શ્વનાથ પ્રભુની ભવ્ય મૂર્તિ બિરાજમાન હતી આ બે ભાઈઓએ આ મૂર્તિની ધ્યાનપૂર્વક આરાધના કરી પ્રભુની ભક્તિથી સમુદ્રના દેવ પ્રસન્ન થયા અને સમુદ્રનું પાણી થંભી ગયું અને તેઓ લંકા પહોંચ્યા સમુદ્રનું પાણી થંભી જવાથી આ મૂર્તિનું નામ શ્રી સ્થંભન પાર્શ્વનાથ પડયું તેમ કેટલાક ઇતિહાસકારો કહે છે

આમ સમુદ્ર કિનારા ઉપર અનેક વર્ષો પસાર થયા રોજ અનેક દેવ દેવીઓ આવી ભગવાનની સેવા કરતા હતા બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુના સમયમાં શ્રી કૃષ્ણ થયા તેઓ આ સ્થળે યાત્રા કરતા કરતા આવ્યા અને પ્રતિમાજીને દેવ દેવીઓએ પૂજેલી તેઓએ જાણી પોતાની રાજધાની દ્વારિકામાં લઇ ગયા ત્યાં સુવર્ણમંદિર બંધાવી તેમાં બિરાજમાન કર્યા અને રોજ સેવા કરવા લાગ્યા જ્યારે દ્વારિકાના પ્રલય થવાનો હતો, તે પહેલાં અધિષ્ઠાયક દેવની આજ્ઞાથી આ પ્રતિમાને સમુદ્રમાં મૂકી

સમુદ્રમાં અનેક વર્ષો વીત્યા ત્યાર પછી કાન્તિપુર નામના એક નગરમાં રહેતા ધનદત્ત નામના એક શેઠ વહાણ સાથે સમુદ્રમાં વ્યાપારાર્થે નીકળ્યા રસ્તામાં તેમનું વહાણ અટકી ગયું આકાશમાં વીજળીના ચમકારા થવા લાગ્યા અને સમુદ્રના ભયંકર મોજાં જોઇ શેઠ ઉદાસ થઇ ગયા તે વેળા શાસનદેવને તેઓ પ્રાર્થના કરવા લાગ્યા અને આ વહાણ શાથી સ્થંભી ગયું છે, તેની તપાસ કરવા લાગ્યા અંતે માલૂમ પડયું કે, જળમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુની ચમત્કારિક મૂર્તિ છે તે શ્રેષ્ઠીએ કરેલી પ્રાર્થનાના પ્રભાવથી અધિષ્ઠાયક દેવે જાતે આવી આ મૂર્તિ ધનદત્ત શેઠને અર્પી, અને તેમના ગામમાં જિનાલય બાંધવાની આજ્ઞા કરી દેવની આજ્ઞાને માન આપી કાંતિપુરમાં ધનદત્ત શેઠે એક ભવ્ય જિનાલય બંધાવ્યું

વિક્રમની પહેલી સદીમાં અને શાલિવાહન રાજાના સમયમાં શ્રી પાદલિપ્તાચાર્ય નામના એક મહાન આચાર્ય હતા આ આચાર્ય મંત્રવિદ્યામાં પ્રવીણ હતા તેમની કીર્તિ સાંભળી નાગાર્જુન નામે એક જ્ઞાનપિપાસુ યોગી વિદ્યા શીખવા શ્રી પાદલિપ્તાચાર્યના શિષ્ય થયા, અને આ આચાર્યની સેવા કરવા લાગ્યા એક દિવસ આચાર્યશ્રી આનંદમાં હતા તે વખતે નાગાર્જુને કહ્યું, મહારાજ ! કોટિવિદ્ધ રસસિદ્ધિ કરવાનો ઉપાય કૃપા કરી મને કહો શિષ્યની આ અભિલાષા જાણી ગુરુએ કહ્યું કે નાગાર્જુન ! મારી મરજી નથી પણ તારો આગ્રહ છે તે જોઇ એ વિદ્યા વિષે કહેવાની મને ફરજ પડે છે માટે તું સાંભળ મહાપ્રતાપશાળી શ્રી સ્થંભન પાર્શ્વનાથની દૃષ્ટિ સમીપ સર્વ સુલક્ષણ વાળી મહાસતી પદ્મિની સ્ત્રી દિવ્ય ઔષધીના રસથી શુદ્ધ કરેલા પારાનું ખલમાં મર્દન કરે તો તેથી કોટિવિદ્ધ રસ ઉત્પન્ન થાય આ સાંભળીને નાગાર્જુને ગુરુએ કહેલી વસ્તુ મેળવવા પ્રયત્ન કર્યો સૌથી પ્રથમ તેણે વાસુકિનાગ નામના પિતાની આરાધના કરી તેમને પૂછયું કે, હે પિતાજી ! મહા પ્રતાપશાળી શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની ભવ્ય પ્રતિમાજી ક્યાંથી પ્રાપ્ત થશે ? વાસુકિનાગે નાગાર્જુનને કહ્યું કે, 'આ પ્રતિમાજી તું શ્રી ધનદત્ત શેઠના કાન્તિપુર નગરમાંથી પ્રાપ્ત કરી શકીશ' ઉપરાંત આ પ્રતિમાનો ઇતિહાસ તેને કહ્યો, અને તે સાંભળી તેને પ્રભુજી પ્રત્યે પૂર્ણ આસ્થા બેઠી

આ નાગાર્જુન પોતાની વિદ્યા સિદ્ધ કરવા કાન્તિપુરથી શ્રી પાર્શ્વનાથજીના ભવ્ય પ્રતિમાજીને ખંભાત પાસે આવેલી શેઢી નદીના કિનારા ઉપર એક ખાખરાના ઝાડ નીચે એક ગુફામાં રાખી વિદ્યા સિદ્ધ કરવા લાગ્યો, ત્યાર પછી તેણે પ્રભુજીને ત્યાં જ ભંડારી દીધા નાગાર્જુને ગુરુના ઉપકારના બદલામાં સિદ્ધગિરિજીની તળેટીમાં પાદલિપ્તપુર (પાલીતાણા)ની સ્થાપના કરી

આમ વર્ષો વીતવા લાગ્યા તેવામાં ચંદ્રકુળમાં શ્રી વર્ધમાનસૂરિના શિષ્ય શ્રી જિનેશ્વરસૂરિના શિષ્ય **નવાંગ વૃત્તિકાર** શ્રી અભયદેવસૂરિજી (વિ સં ૧૧૨૮થી ૧૧૩૫) વિક્રમના ૧૨મા સૈકામાં ગુજરાતમાં પધાર્યા પણ તેમને અતિસાર નામનો રોગ થયો હતો આથી તેઓ અશક્તિમાન હતા એક મધ્યરાત્રીએ શાસનદેવી આવ્યા અને તેમને પૂછયું "પ્રભો ! જાગો છો કે નિદ્રાવશ છો ?" પછી સૂરિજીએ મંદ સ્વરથી કહ્યું 'મને નિદ્રા ક્યાંથી આવે ? પછી દેવીએ કહ્યું કે, 'આ સૂતરના નવ કોકડા ઉકેલો' સૂરિજી અશક્ત હતા છતાં પણ તેમણે તે ઉકેલ્યા પછી તેમને નવ અંગોની ટીકા રચવાનું કહ્યું સૂરિજીએ કહ્યું કે, "હું સમર્થ નથી દેવીએ કહ્યું કેમ સમર્થ નથી ? હજુ તો આપ નવ અંગોની ટીકા રચી મહાન શાસનની સેવા કરશો' આચાર્યશ્રીએ કહ્યું હું રોગી શરીરવાળો કેવી રીતે કરીશ ?' દેવીએ કહ્યું સ્થંભનપુર પાસે શેઢી નદીને કાંઠે ખાખરાના વૃક્ષ નીચે પૂર્વે નાગાર્જુને ભંડારેલ છે તે મહા પ્રભાવશાળી શ્રી સ્થંભન પાર્શ્વનાથજીની પ્રતિમા છે તેને વંદના કરો, અને તેનું ન્હવણ છાંટવાથી આપનો રોગ દૂર થશે' આમ કહી દેવી અદૃશ્ય થઇ

પ્રાતઃકાલ થયો શ્રાવકો સૂરિજી પાસે આવ્યા અને વંદન

કર્યું". ત્યારે સૂરિજીએ શ્રાવકોને શ્રી સ્થંભન પાર્શ્વનાથ પ્રભુના દર્શનની વાત કરી. સકલ સંઘ પાર્શ્વનાથજીનાં દર્શન કરવા સૂરિજી સાથે ગયો. જંગલમાં ખાખરાના ઝાડ નીચે આ પ્રતિમા ઉપર એક ગાય આવતી હતી અને ત્યાં નિરંતર દૂધ ઝરતુ હતું. આ સ્થાને શ્રી અભયદેવસૂરિ મહારાજ ગયા. તેમણે ત્યાં જ **'जय तिहुयण'** ભણી શ્રી સ્થંભન પાર્શ્વનાથ પ્રભુને પુનઃ પ્રગટ કર્યાં. શ્રાવકોએ ભક્તિપૂર્વક ત્યાં પ્રક્ષાલ કરી પૂજા કરી અને ન્હવણ છાંટવાથી સૂરિજીનો અતિસારનો રોગ દૂર થયો. ત્યાર પછી તેમણે નવ અંગોની ટીકા રચી.

આચાર્ય મહારાજે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી તે સ્થાન તીર્થસ્થાન તરીકે પ્રખ્યાત થયું. તે જ આજનું ખંભાત. તે વખતે ખંભાતનું નામ 'ત્રંબાવટી' હતું. પછી આ ચમત્કારિક મૂર્તિના નામ ઉપરથી 'સ્થંભનતીર્થ' નામ પડ્યુ. આ મૂર્તિ નીલમની છે તે જાણી એક કારીગરે પૂર્વ કાલમાં આ મૂર્તિને ગુપ્ત રીતે લઈ જવા પ્રયત્ન કર્યો હતો. પણ મૂર્તિના ચમત્કારથી એ કારીગરને કોઈ પણ દિશા દેખાઈ નહિ. અંતે તે પકડાઈ ગયો, એટલે મૂર્તિ ચોરાઈ નહિ. પણ ત્યાર પછી વર્તમાન કાળને ધ્યાનમાં રાખી આ નીલમની મૂર્તિ ઉપર લેપ કરવામાં આવ્યો છે. આ ભવ્ય મંદિરમાં અનેક ભાવિક યાત્રાળુઓ દર્શનનો લાભ લે છે. આ જિનાલયને લીધે જૈન તીર્થસ્થાનોમાં ખંભાતનું નામ મોખરે છે.

આજે ખંભાત શહેરમાં જૈનોના ભારચક લત્તામાં ભવ્ય, વિશાલ શ્રી સ્થંભન પાર્શ્વનાથજીનું મંદિર તીર્થધામ જેવું રમણીય છે. તદુપરાંત બીજાં સંખ્યાબંધ વિશાલ, નયનમનોહર જિનમંદિરો, જ્ઞાનભંડારો, ઉપાશ્રયો, પૌષધશાળાઓ વગેરે પણ ખંભાતમાં આજે વિદ્યમાન છે.

* આધાર: શ્રી રમેશચંદ્ર ઠાકોરલાલ શાહ (ખંભાત) તરફથી મળેલો લેખ (૨) શ્રી મનુભાઈ કાન્તિલાલ શાહ (વાસદકર) તરફથી મળેલી માહિતી

## ગળતેશ્વર

મહીસાગર અગર મહી માતાને નામે ઓળખાતી મહી નદીને તીરે ગળતેશ્વરનું પ્રાચીન તીર્થ આવેલું છે. ગળતેશ્વર મહાદેવનું પુરાણું મંદિર ઠાસરા તાલુકામાં ઠાસરાથી પાંચ માઈલ દૂર એકાન્ત સ્થળમાં આવેલું છે.

મંદિરની સ્થાપનાનો કોઈ ચોક્કસ કે કાળબદ્ધ ઇતિહાસ ઉપલબ્ધ નથી. છતાં એમ તો નિઃશંક મનાય છે કે આ તીર્થ પણું પુરાણું છે. પુરાતત્ત્વના શ્રી. અમૃત પંડ્યાનું આ સંબંધમાં એવું મંતવ્ય છે કે મહીને કાંઠે શિવમંદિર હોવાનો એક માત્ર ઉલ્લેખ માળવાના પરમાર રાજા સિંધુ બીજાના વિક્રમ સંવત ૧૦૦૫ ઈ.સ. ૯૪૯ ના દાનપત્રમાં છે. શક્ય છે કે એ નદિનાથનું મંદિર તે આ ગળતેશ્વરનું જ મંદિર હોય. તેના ઇતિહાસ પર પ્રકાશ પાડનાર બીજી કોઈ પ્રાચીન નોંધ કે શિલાલેખ ગળતેશ્વરમાં મળી આવતાં નથી.



ગળતેશ્વર-મંદિરના એક ખૂણાનો ગોખ

એક નાની નદી નીલકંઠને રીઝવવા નર્તિકાની જેમ જાણે નાચતી કૂદતી સરે છે, અને શિવાલયના પ્રવેશદ્વાર સન્મુખ જ કોટની નજદીક કલકલ નાદ કરતી વહે છે. એ સરિતાનું નામ છે ગવતી કે ગળતી. એમાં પાણી ગળ્યા કરતું હોય તેમ વહેતું હોઈ લોકો એને ગળતી કહે છે. ગળતીનો સંગમ જ્યાં મહી સાથે થાય છે તે સ્થળે જ ગળતેશ્વરનું મંદિર આવેલું છે. ગળતી નદીના નામ પરથી આ તીર્થ ગળતેશ્વર કહેવાય છે.



ગળતેશ્વર ઉપરથી મહીસાગરનું દૃશ્ય

અંગાડી સ્ટેશનેથી બે માઈલ દૂર કોતરો વટાવીને મહી પાસે આ મંદિર આવે છે. કોતરોમાંથી રમ્યો વાંકાચૂકો રસ્તો હોવાથી મંદિરે પહોંચતા એક કલાક લાગે છે.

ગળતેશ્વર-મંદિરનું એક દૃશ્ય

ગળતેશ્વરના મંદિરના પાયાનો આકાર લગભગ ચોરસ છે અને આ દૃષ્ટિએ તે ચૌલુક્ય શૈલીના મંદિરોથી જુદું પડતુ હોઈ સૌરાષ્ટ્રના મંદિરોની સાથે મળતુ આવે છે પણ શિખર અને બીજા બાહ્ય ભાગોની કળાની દૃષ્ટિએ તે ચૌલુક્ય મંદિરના જેવુ જ છે ગર્ભગૃહનો પાયો તારાના આકારનો છે મંદિરનો કેટલોક ભાગ પડી જતા પુરાતત્ત્વ ખાતાએ તેનુ સમારકામ કરાવ્યુ છે, પણ શિખર હજી અધુ જ છે અને તેના પથ્થરો આજુબાજુ પડયા છે ગળતેશ્વરથી એક માઈલ દૂર સરનાળ નામે ગામ છે ત્યા પ્રાચીન 'ચંદ્રહાસ નગરી'ના અવશેષો હોવાનુ મનાય છે વળી એમ પણ મનાય છે કે એ સરનાળ નામનુ નગર દસમા–અગિયારમા સૈકામા મહી કાંઠે એક મોટુ વેપારી–મથક હશે આજે તો એ સરનાળ નામનુ એક નાનુ ગામડુ છે

મંદિર આગળ એક ધર્મશાળા છે, અને તેમા યાત્રાળુઓને રહેવા-સૂવાની સગવડ મળી શકે છે

આધાર (૧) શ્રી અમૃત પંડ્યાનો 'કુમાર' માસિક (૧૯૫૦ મે)મા પ્રગટ થયેલો એક પ્રવાસલેખ (૨) શ્રી હીરાભાઈ બાવસારનો લેખ

*

# ડાકોર તીર્થ

પરિચય આ વિસ્તૃત લેખના ત્રણ ભાગ છે (૧) ડાકોર તીર્થ વિષે સામાન્ય માહિતી (૨) રણછોડજીનુ મંદિર અને બીજા તીર્થસ્થળો (૩) ડાકોર તીર્થનો ઇતિહાસ આમાથી જરૂર પ્રમાણે માહિતી શોધી શકાશે



શ્રી રણછોડજીનું મંદિર

## (૧) ડાકોર તીર્થ વિષે સામાન્ય માહિતી

**ડાકોર તીર્થનો મહિમા.**—ખેડા જિલ્લામા આવેલ ડાકોર

તીર્થ એ જિલ્લાનુ જ નહિ પણ આખા ભારતવર્ષનુ કૃષ્ણ ભક્તિનુ મહાન યાત્રાનુ ધામ છે કૃષ્ણભક્તો તેમજ લગભગ તમામ પ્રકારના હિંદુઓ આ તીર્થની યાત્રાએ આવે છે કેટલાય લોકો આ તીર્થના ભગવાન શ્રી રણછોડરાયને ઇષ્ટદેવ તરીકે પૂજે છે દર પૂનમે રણછોડરાયના દર્શન કરવાનુ કેટલાયે લોકોએ વ્રત લીધેલુ હોય છે આ વ્રતના પાલન માટે પૂનમ પહેલા અને પૂનમ પછી પાચ પાચ દિવસ સુધીની મિતિ ઠરેલી હોય છે એ દસ દિવસના ગાળામા કોઈ પણ એક દિવસે રણછોડજીના દર્શન ગમે તે અગવડ વેઠીને પણ કરવાનુ એ વ્રત હોય છે આ ઉપરાત મુશ્કેલીને વખતે, શુભ કાર્યો કરવાને માટે, ઇષ્ટ વસ્તુને પ્રાપ્ત કરવાને માટે લોકો રણછોડજીની બાધા રાખે છે આવી બાધાઓ રાખનાર દેગભરમા હોય છે અને તે બધા આ તીર્થમા આવતા જતા હોય છે દર પૂનમે સામાન્ય રીતે યાત્રાળુઓની સખ્યા પાચેક હજારની હોય છે માણેકઠારી પૂનમે એટલે કે આસો માસની પૂનમે તેમજ બીજા વૈષ્ણવી તહેવારોએ આ સખ્યા હજારોની થાય છે એ બધાની સગવડ માટે ડાકોરના રેલ્વે સ્ટેશનનુ પ્લેટફોર્મ ૧૪૭૦ ફૂટ લાબુ બનાવેલુ છે એ પ્લેટફોર્મ દુનિયાના સૌથી લાબા પ્લેટફોર્મોમા ૧૯મા નબરનુ ગણાય છે રેલ્વે થતા પહેલા આખા ગુજરાતમાથી તેમજ ભારતદેશના જુદા જુદા પ્રાતોમાથી લોકો આ તીર્થની પગપાળા યાત્રા કરતા એ જૂની પ્રણાલીને હાલ કેટલાક લોકોએ સજીવન કરી છે અને ડાકોરની પગપાળા યાત્રા કરનાર મડળો પણ નીકળ્યા છે દર પૂનમે તથા બીજા તહેવારોએ રણછોડરાયજી સમક્ષ ભજન કીર્તન કરવાનુ વ્રત ધારણ કરનાર અનેક ભજનમડળીઓ પણ હોય છે આ સર્વનો મેળો ડાકોરના રણછોડજીના મદિરમા જામે છે, અને ભક્તિરસની ત્યા છોળો ઊડે છે

**વાહનવ્યવહાર** ડાકોર તીર્થ આણદ ગોધરા રેલ્વે લાઈન ઉપર આવેલુ છે રેલ્વે સ્ટેશનથી ગામમા જવા માટે પાકી સડક છે એ સડક ગોમતી નદી ઓળગીને ગામમા જાય છે સ્ટેશનથી ગામ દૂર હોવાથી મદિરે પહોચવા માટે ઘોડાગાડીઓ ભાડે મળે છે. મેળાને પ્રસગે આ માર્ગ ઉપર ડાકોર મ્યુનિસિપાલિટી તરફથી યાત્રાળુવેરો લેવાય છે રેલ્વે ઉપરાત ખેડા જિલ્લામા આવેલા અનેક સ્થળોએથી બસ મારફતે પણ ડાકોર પહોચી શકાય છે ખાસ કરીને નડિયાદથી ડાકોર જવા માટે સરસ પાકો રસ્તો બાધવામા આવ્યો છે અને તેના ઉપર સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસો દરરોજ નિયમિત આવજા કરે છે

**ધર્મશાળાઓ ઉતારાઓ, વગેરે** યાત્રાળુઓને રહેવા માટે અને તેમની સગવડો માટે અનેક ધર્મશાળાઓ મુખ્ય મંદિરની નજીકમા આવેલી છે તેમાની કેટલીક ધર્મશાળાઓના નામ નીચે પ્રમાણે છે—ભરિયાભાઈ રામદાસ અમીનની હવેલી, મહારાજા ફતેહસિંહરાવ ગાયકવાડની હવેલી, સન્યાસીઓ માટે ઉતારાનો મઠ, મેવાડ બ્રાહ્મણની અબાવાડી, તારાચદ નરઅરામની ધર્મશાળા, દગાખડાયતાની ધર્મશાળા, દાળી લોકોની ધર્મશાળા, રાણા લોકોની ધર્મશાળા, ગામના બેચરની જગા, દેવરામ વિઠ્ઠલજીની ધર્મશાળા, બાજ ખેડાવાળ બ્રાહ્મણની ધર્મશાળા, હરિભક્તની હવેલી, રતનજી કહાનદાસની હવેલી આવી અનેક ધર્મશાળાઓ છે તેમાની કેટલીકની વિગત આ પુસ્તકના પહેલા ખડમાની ડાકોર ગામની હકીકતમા તથા દસમા ખડમા પણ આપેલી છે

**ગોરલોકો** આ ઉપરાત વિવિધ પ્રકારના મદિરો છે તેમા જુદા જુદા ગામના લોકોએ ઉતારા બાધેલા છે તે ઉપરાત બીજા તીર્થોમા હોય છે તેમ બ્રાહ્મણો પણ યાત્રાળુઓના ઉતારાની સગવડ પોતાને ઘેર કરે છે આ બ્રાહ્મણો આ પ્રકારની યજમાનવૃત્તિ ઘણા વર્ષોથી કરતા આવ્યા છે તેમની પાસે પોતાના યજમાનોની માહિતીવાળા ચોપડા હોય છે તે ઉપરથી જૂના યજમાનને તેઓ ઓળખી શકે છે, અને નવા યજમાનોની ધરકી બાધી શકે છે કેટલાયે યાત્રાળુઓએ આવા બ્રાહ્મણોને પોતાના ગામના ગોર બનાવી રાખેલા હોય છે, અને પોતે જ્યારે ડાકોર જાય ત્યારે સ્વાભાવિક રીતે જ આવા ગોરને ત્યા તેઓ મુકામ રાખે છે ગોરને ત્યા ઉતારો થયા પછી યજમાનની તમામ જરૂરિયાત ઉપર ગોર દેખરેખ રાખે છે યજમાનને ખર્ચે ગોરને ત્યા કાચુ કે પાકુ ભોજન થાય છે અને ઉતારા બદલ તે ગોરને યજમાન તરફથી દક્ષિણા આપવામા આવે છે

**વીશીઓ-લોજો** ધર્મશાળા મદિરો, ઉતારા, ગોર ઉપરાત વીશીઓ અને લોજો પણ સારી સખ્યામા છે

**ડાકોર ગામ** ડાકોર ગામની વિગતવાર માહિતિ આ પુસ્તકમા પૃ ૧૩૭થી ૧૪૦ ઉપર આપી છે

**રણછોડજી એટલે શ્રીકૃષ્ણ** ડાકોરના રણછોડરાયજી એ ગીતા ભાખનાર શ્રીકૃષ્ણ ભગવાનનુ સ્વરૂપ છે શ્રીકૃષ્ણને હિંદુઓ અવતારી પુરુષ તરીકે પૂજે છે એ નામના પુરુષ ખરેખર થઈ ગયા હશે કે કેમ એ વિષે એક વખત લોકો શકા ધરાવતા હતા પરતુ હવે એ શકા લગભગ દૂર થઈ છે ઇતિહાસનુ સશોધન એટલુ બધુ થયુ છે કે મહાભારત, રામાયણ અને પુરાણો એ કવિઓની માત્ર કલ્પના નથી પણ ભૂતકાળમા બની ગયેલા બનાવોનુ કાવ્યમય વર્ણન એમા છે એમ હવે મનાવા લાગ્યુ છે ડાકોરના રણછોડરાયજી વિષે પદ્ધતિસર પુસ્તક કોઈએ લખ્યાનુ જાણવામા નથી પરતુ જે કઈ થોડી હકીકત મળે છે તે ઉપરથી ઇતિહાસની લગભગ તમામ કડીઓ બેસાડી શકાય છે એની વિગતવાર માહિતી આ લેખમા ઇતિહાસના મથાળાથી નવમ આપી છે એ બધાના સારરૂપ એક હકીકત નક્કી થાય છે કે ડાકોરના રણછોડરાયજી મૂળ દ્વારકામા હતા દ્વારકા શ્રી કૃષ્ણે વસાવ્યુ હતુ એ બનાવ ક્યારે બન્યો એ ખાતરી પૂર્વક કહી શકાતુ નથી પરતુ શ્રી કૃષ્ણના પરાક્રમોની વાતો મહાભારતમા આવે છે એટલે શ્રી કૃષ્ણે દ્વારકા વસાવ્યુ એ બનાવ મહાભારતનુ કાવ્ય રચાયુ તે પહેલા બન્યો હોય એટલે મહાભારતના કાવ્યનો સમય ઈ સ પૂર્વે ત્રીજી સદીનો મનાય છે એ જોતા શ્રી કૃષ્ણે વસાવેલુ દ્વારકા ઈ સ પૂર્વે ત્રીજી સદી

પહેલા એટલે આજથી આશરે ૨૩૦૦થી ૨૫૦૦ વર્ષ પહેલાં હશે એમ મની શકાય

**દ્વારકાની મૂળ મૂર્તિનો સમય** શ્રી કૃષ્ણની દ્વારિકા નગરી હાલ નથી પરંતુ એ નગરી સોનાની નગરી કહેવાતી હાલ દ્વારકાનું તીર્થ છે એની વિગત અહીં આપી શકાય નહિ. પરંતુ ડાકોરનો એની સાથેનો સબંધ સમજવાને માટે એટલું જાણવું બસ થશે કે હાલ 'જગત' નામનું ગામ સૌરાષ્ટ્રને પશ્ચિમ છેડે ઓખા અંદર નજીક આવેલું છે ત્યાં આવેલા બેટ શંખોદ્ધાર પાસે જગતનારાયણ નામનું મંદિર છે અને તેના ઉપરથી એ જગા 'જગત' કહેવાય છે આ મંદિર ગોમતી નામની નદી ઉપર છે ગોમતી નદી ઓખાની ભૂમિમાંથી નીકળે છે અને તે જગત ગામમાં થઈને દરિયામાં જાય છે આ સ્થળે જૂની દ્વારિકા નગરી હતી એમ મનાય છે. મહત્વની વાત એ છે કે ઉપર જણાવેલું જગતનારાયણનું મંદિર કોઈ જૂની ઈમારત ઉપર બાંધેલું જણાય છે એના સમર્થનમાં એમ કહેવાય છે કે સને ૧૪૭૩માં મહમદ બેગડાએ દ્વારકા જીત્યું ત્યારે ત્યાં આવેલા મંદિરો, મકાનો, મૂર્તિઓ વગેરેનો નાશ કરવામાં આવ્યો હતો આનો અર્થ એ થયો કે સને ૧૪૭૩ પહેલા હાલના દ્વારકાને સ્થળે જે જાહોજલાલીવાળા મકાનો હશે તે નાશ પામ્યા હશે એ નાશ પામેલા મકાનોમાંથી હાલના ડાકોર તીર્થમાં રણછોડજીની મૂર્તિ સંવત ૧૨૧૨માં (સને ૧૧૫૬માં) આવેલી છે આ મૂર્તિ દ્વારકાથી ડાકોરમાં કેવી રીતે આવી તેનો ઈતિહાસ 'ડંકપુરમાહાત્મ્ય' નામના સંસ્કૃત પુસ્તકમાં આપેલો છે આ પુસ્તક વિ સં ૧૮૬૯માં ઉમરેઠ તથા આમોદના બ્રાહ્મણોએ રચેલું મનાય છે એમાં આપેલી વિગતો આગળ આપવામાં આવશે

**ડાકોર તીર્થ અંગે નાનાં તીર્થસ્થળો** દ્વારકાથી શ્રી કૃષ્ણ ઉર્ફે રણછોડરાયજી ડાકોર આવ્યા એ વાર્તામાં તેમજ તેમના ડાકોર આવ્યા પછી હાલનું મંદિર બંધાયું ત્યાં સુધીમાં જે જે બનાવો બન્યા તે તે બનાવોની યાદ તાજી રાખવા માટે ડાકોર તીર્થના ભક્તોએ ડાકોર ગામ અને તેની નજીકના પ્રદેશમાં વિવિધ સ્મારકો રચ્યા છે એ બધાની વિગતો પણ આ લેખમાં યોગ્ય સ્થળે આવશે ડાકોર તીર્થમાં શ્રી રણછોડજીના દર્શન કરવા ઉપરાંત એમના ઈતિહાસના આ બધા સ્મારકોના દર્શન કરવાનો મહિમા ગણાય છે

**રણછોડજીનું મંદિર સાર્વજનિક સંસ્થા** રણછોડજીનું મંદિર એ કોઈ સાંપ્રદાયિક મંદિર નથી, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે અલબત્ત, એનો ઈતિહાસ જોતા જણાશે કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાય સ્થપાયા પછી રણછોડજીની પૂજાના વિધિમાં પુષ્ટિમાર્ગીય તત્વો દાખલ થયેલા છે અને તેથી એ વૈષ્ણવ મંદિર હોય એવો ખ્યાલ આવે છે પરંતુ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મંદિરોનો વહીવટ એ માર્ગના આચાર્યોના હાથમાં છે, જ્યારે ડાકોરના રણછોડજીના મંદિરનો વહીવટ સરકારે નીમેલી એક સમિતિ કરે છે આ સમિતિ કેવી રીતે રચાઈ તેની માહિતી પણ આ લેખમાં યોગ્ય સ્થળે આવશે પરંતુ એ સમિતિ સરકારે અમુક સંજોગોમાં સ્થાપેલી છે અને એનો અર્થ એ થાય છે કે સરકારે ઠરાવેલા નિયમોની મર્યાદામાં આ મંદિર એક સાર્વજનિક સંસ્થા છે બીજું, નવા રાજ્યબંધારણમાં અસ્પૃશ્યતા નાબૂદ કરવાની કલમનો લાભ લઈને આ મંદિરમાં પ્રવેશ કરવાની હરિજનોને છૂટ મળે એ માટે સને ૧૯૪૮માં ચળવળ ચાલી હતી (નડિયાદના 'લોકમત' સાપ્તાહિકના તા. ૧૮-૬-૪૮ના અંકમાં આનો અહેવાલ છપાયો છે) તેને પરિણામે કહેવાતા અસ્પૃશ્ય લોકોને મંદિરમાં બીજા હિંદુઓની માફક જ દર્શન કરવાની છૂટી થઈ છે

આટલી સામાન્ય માહિતી પછી શ્રી રણછોડજીના મુખ્ય મંદિરની રચના અને યાત્રાળુઓ તેનો લાભ લઈ શકે તે માટેની વ્યવસ્થાની ટૂંક માહિતી આપીશું

## (૨) રણછોડજીનું મંદિર અને બીજાં તીર્થસ્થાનો

**રણછોડજીનું મંદિર** શ્રી રણછોડજીનું મુખ્ય મંદિર ડાકોર ગામના બરાબર વચ્ચે ગોમતી તળાવને કાંઠે આવેલું છે તે ઝટ ધ્યાન ખેંચે તેવડું મોટું છે તેને ફરતો સમચોરસ પાકો કિલ્લો છે આ ઈમારત વિ સં ૧૮૨૬-૨૮માં (સને ૧૭૭૦-૭૨માં) મરાઠા શરાફ ગોપાળરાવ નાયક તાંબેકરે બંધાવી હતી એનો ઇતિહાસ પણ આગળ આપેલો છે. આ મુખ્ય મંદિર બંધાયા પછી એમાં રાજામહારાજા, ધનપતિઓ, સાધુ મહાત્માઓ અને નાના મોટા વૈષ્ણવ ભક્તોએ પોતપોતાની ભાવના અને સંપત્તિ પ્રમાણે અનેક નાનામોટા ફેરફારો કરેલા છે. એ રીતે હાલનું મંદિર બનેલું છે

**રચનાની વિગતો મુખ્ય મૂર્તિ** આ મંદિરના શિખરબંધી ચાર ભાગ છે તેમાં વચલો મુખ્ય ભાગ ઘણો મોટો અને ઊંચો બાંધેલો છે એના ઉપર સુવર્ણના કળશ, રૂપાની પવનપાવડી અને રેશમી સફેદ ધજાઓ હમેશા ચડેલા રહે છે એની જમીન ઉપર આરસપહાણ જડેલા છે આ ઈમારતમાં સવા લાખ રૂપિયાની કિંમતના સોનારૂપાના સિંહાસનમાં ભગવાન શ્રી રણછોડરાયની મૂર્તિ બિરાજે છે આ મૂર્તિ આશરે ૩½ ફૂટ ઊંચી અને ૧½ ફૂટ પહોળી છે તે કાળા કસોટી પથ્થરની બનેલી છે. તે અગિયારમા સૈકાની હોવાનું મનાય છે આ મૂર્તિ 'અચલ' એટલે ખસેડી શકાય નહિ તેવી છે

ઉપર જણાવેલી રણછોડરાયજીની મૂર્તિ પશ્ચિમ તરફનું મુખ રાખી ઊભેલી છે એને ચાર હાથ છે તે પૈકી જમણા બે હાથ તથા ડાબો એક હાથ એમ ત્રણ હાથ ઊંચા છે અને એક શંખવાળો હાથ ડાબી જાંઘ ઉપર છે આ મૂર્તિને વિવિધ પ્રકારના આભૂષણો પહેરાવવામાં આવે છે એના કપાળે સદા તિલક હોય છે મો ઉપર મુરલી હોય છે ભક્તો એના દર્શન કરી પોતાને ધન્ય માને છે

**નિજમંદિર અન્ય મૂર્તિઓ** ઉપર વર્ણવેલી મુખ્ય મૂર્તિની બાજુમાં કેટલીક વખત શ્રી ગોપાળલાલજી મહારાજ તથા શ્રી

લક્ષ્મી માતાની સુવર્ણની મૂર્તિઓ પધરાવવામા આવે છે આ મૂર્તિઓનુ સિંહાસન જે ઓરડામા છે તે નિજમંદિર કહેવાય છે સિંહાસનનુ મોં પશ્ચિમ તરફ હોવાથી તેની પાછળથી દાખલ થવાનુ હોય છે અને તેની બને બાજુએથી એટલે કે ઉત્તર અને દક્ષિણ બાજુએથી સિંહાસન ઉપર ચઢી ભગવાનની સેવાપૂજા કરવાની સગવડ રાખેલી છે ભગવાનને ભોગ ધરાવવાની સગવડ પશ્ચિમ બાજુએ એટલે કે મૂર્તિની સન્મુખ છે

**કમાડ** ઉપર વર્ણવેલા નિજમંદિરને ચાર દિશાએ ચાર સુંદર રૂપાના કમાડવાળા દ્વાર છે તેમા ઉત્તર તરફના દ્વારથી સેવકો અને અન્ય ભાવિક લોકો દાખલ થઈ શકે છે અને ઠરેલા નિયમ પ્રમાણે ભગવાનની સેવાપૂજા કરી દક્ષિણ તરફના દ્વારથી તેઓ બહાર જાય છે

**સભામંડપ** મંદિરનો કેટલોક ભાગ મૂર્તિની સન્મુખ પશ્ચિમ તરફના દ્વારની બહાર રૂપાની જાળી આવેલી છે ત્યા ઉપર મોટો ઘુમટ છે અને નીચે જાળી બહાર લોકો દર્શન કરવા ઊભા રહે છે ત્યા બેસીને લોકો ભજન કીર્તન પણ કરે છે આ સ્થળ **સભામંડપ** કે **સભામંદિર** કહેવાય છે તેની નીચે ઉતરવા માટે ૧૨ પગથિયા છે મંદિરનુ મકાન પૂર્વ પશ્ચિમ ૧૬૮ ફૂટ અને ઉત્તર-દક્ષિણ ૧૫૨ ફૂટ છે એને આઠ ઘુમટ અને ૨૪ શિખરો છે સૌથી મોટુ શિખર ૯૦ ફૂટ ઊંચુ છે મંદિરની પ્લિન્થ ( બેસણી ) એવી છે કે ગોમતી કિનારેથી મૂર્તિના દર્શન થઈ શકે

**સુખશૈયા** એ જ મુખ્ય મંદિરની દક્ષિણે બીજો શિખરબંધી મંદિરનો ભાગ છે તેમા ભગવાનની સુખશૈયા છે એ સુખશૈયાના રૂપાના પલંગ, હિંડોળો, સાંકળો રેશમી ભરતના બિછાના તથા આરસપહાણ અને બિલોરી કાચ જડેલા છે એમા શ્રી ગોપાળ લાલજી તથા શ્રી લક્ષ્મીજી માતા બિરાજે છે

**ભંડાર** પૂર્વ તરફના શિખરબંધી મંદિરના ભાગમા મોટો ભંડાર છે તેમા મોંઘી કિંમતના દાગીના, પોશાક વગેરે રહે છે તેને બે દ્વાર છે તે પૈકી એક દ્વાર મુખ્ય મૂર્તિવાળા ભાગમા અને બીજું દ્વાર બહારના ભાગમા છે ઉત્તર તરફના શિખરબંધી મંદિરના ભાગમા ભગવાનના નૈવેદ્યની સામગ્રી તથા પ્રસાદ વગેરે રાખવા અને વહેંચવાની વ્યવસ્થા થાય છે ત્યા આ જ જળઘર પણ છે

**પાકશાળા ચોક દિવેલ, વગેરે** શિખરબંધી મંદિરના ભંડારવાળા ભાગની ઉત્તર તરફ રાજભોગની સામગ્રી કરવાની પાકશાળાની જાળીવાળો મંડપ છે તે મૂકી ચારે બાજુ ખુલ્લો ચોક છે અને એ ચોકને ફરતો કિલ્લો છે આ ચોકમા બેસી લોકો ભજન કીર્તન કરે છે, તથા ત્યા પ્રદક્ષિણા પણ ફરે છે પશ્ચિમ તરફના પ્રવેશ દ્વાર આગળ બે મોટી ઊંચી દીપમાળ છે એના ઉપર દિવાળી વગેરે તહેવારોમા રોશની વગેરે કરવામા આવે છે એ જ જગાએ એટલે કે પશ્ચિમ દરવાજે મેડા ઉપર નગારખાનુ છે તેમા દિવસે દર પહોરે તથા અમુક રાતે ચોઘડિયા વાગે છે તેની જ નજીક ફૂલઘર છે ઉત્તરે બીજો મોટો દરવાજો છે તે બાજુ મેડા ઉપર શિલિવર એટલે મંદિરના વહીવટદારની ઓફિસ છે પૂર્વ બાજુએ ત્રીજો નાનો દરવાજો છે ખાસ જરૂર વખતે ઉઘાડવામા આવે છે ત્યા નાનો ભંડાર પાકશાળા, શાકઘર વગેરે છે, દક્ષિણ તરફની બાજુએ એક નાની બારી તળિકરના કંપાઉંડમા થઈ જવા આવવાની છે તે તરફ મીઠા પાણીનો કૂવો, કબુતરખાનુ તથા રથ મૂકવાનુ સ્થળ વગેરે છે

**દર્શન** આ મંદિરમા દરરોજ સવાર સાંજ મળી છ વખત દર્શન થાય છે સવારના દર્શનના ત્રણ સમય મંગળા, શણગાર અને રાજભોગ કહેવાય છે સામાન્ય રીતે સવારના ૮થી ૧૨ વાગ્યાના સમયમા આ ત્રણ પ્રકારના દર્શન થઈ શકે છે સાંજના ચાર વાગ્યાથી ફરી દર્શન ખૂલે છે તે રાત્રે આઠ કે નવ વાગ્યે બંધ થાય છે એના પણ ત્રણ સમય હોય છે ઉત્થાપન, શયનભોગ અને સખડીભોગ

**પૂજા-પ્રસાદ** ભગવાનની પૂજા કરવા માટે લોકો પોતપોતાની ભાવના અને સંપત્તિ પ્રમાણે ખર્ચ કરે છે ગોર લોકો આ માટે વ્યવસ્થા કરે છે સામાન્ય યાત્રાળુઓ માત્ર સાકર, ફૂલ, તુળસી અને માખણનો પ્રસાદ ભગવાનને ધરાવે છે એથી વધુ ખર્ચ કરવો હોય તો બજારમાથી મગજ ખરીદી ધરાવવામા આવે છે સાકરને બદલે સાકરિયા ચણા પણ વપરાય છે

**અન્નકૂટ** દર સાલ કાર્તક સુદિ પડવાને દિવસે આ મંદિરમા મહાન અન્નકૂટ થાય છે તે દિવસે સવાસો મણથી વધારે વજનના ચોખાનો ભાત રંધાય છે એ ભાતના ઢગલા ઉપર સવામણનો લાડુ મૂકવામા આવે છે આ અન્નકૂટ ભગવાનને ધરાવી આરતી ઉતારવામા આવે છે તે પછી એને ગામડાના લોકો જે ત્યા દર્શન કરવા આવ્યા હોય છે તેઓ લૂટી જાય એવો રિવાજ છે

**ગોમતી** ઉપર વર્ણવેલા મુખ્ય મંદિરની સામે ગોમતી તળાવ આવેલુ છે તેનો ઘેરાવો ત્રણ ગાઉનો ગણાય છે તેના પૂર્વ-દક્ષિણ તરફના કિનારા ઘણા લાંબા, સીધા અને સપાટ છે એ કિનારે તથા પશ્ચિમ તરફના કાંઠાના થોડાક ભાગમા શ્રીમંત વૈષ્ણવ દાનવીરોએ પાકા ઓવારા બંધાવ્યા છે તેથી નાહવા ધોવાની તથા જાનવરોને પાણી પીવાની ઘણી સારી સગવડ ત્યા છે નાહવા માટે આ તળાવમા બેટ જેવી કેટલીક ટેકરીઓ આવેલી છે ત્યા દેવસ્થાનો પણ છે યાત્રાળુઓ હોડીમા બેસીને આ ટેકરીઓએ દર્શન કરવા તેમજ હવા ખાવા જાય છે તળાવમા થતા રાતા ધોળા કમળનુ દૃશ્ય આ ટેકરીઓ ઉપરથી મનોહર લાગે છે.

**ગોમતીના ઘાટ** ગોમતીમા નાહવુ એ યાત્રાનુ એક અગત્યનુ કર્તવ્ય ગણાય છે આ ગોમતી સ્નાન માટે મુખ્ય ત્રણ ઘાટ છે (૧) શ્રી ટંકેશ્વર મહાદેવનો (૨) શ્રી કલેશ્વરી મહાદેવનો (૩) શ્રી બટુજી મહારાજનો આ ત્રણ પૈકી ગમે તે ઉપર સ્નાન કરી પુણ્યદાન કરવાનો મહિમા છે ગોમતીના ઘાટ ઉપર ઘણે સ્થળે દેવસ્થાનો, ધર્મશાળાઓ, હવેલીઓ અને રહેવાના નાના મોટા મકાનો આવેલા

છે. પૂર્વ તરફના ઘાટની દક્ષિણ બાજુને ખૂણે ઈશ્વરનો ઓવારો છે, એના ઘાટ ઉપર ગણપતિનું સુંદર મંદિર છે. ત્યાંથી રણછોડજીની આરતીનાં દર્શન થાય છે. તેની ઉત્તરે નજીકમાં ભગવાન જે સ્થળે સવા વાલ સોનાની વાળીથી તોળાયા હતા તે જગા છે, તથા ડંકનાથ મહાદેવનું મંદિર છે. દક્ષિણ તરફના ઘાટ ઉપર દેવસ્થાનો, ધર્મશાળાઓ તથા રહેવાનાં મકાનો અને દુકાનો છે. એ જ બાજુ રણછોડજીની ગૌશાળા છે. તેમાં સાતસો જેટલી ગાયો રહે છે. આ ઉપરાંત શ્રી મહાપ્રભુજીની બેઠક, દ્વારકાવાળા શ્રી શંકરાચાર્ય માધવતીર્થે બંધાવેલું શારદા પીઠનું મંદિર, વગેરે ધાર્મિક સ્થળો છે.

**'રત્નાગિરિ' ડુંગરો** : ગોમતી તળાવની માટી ધોળી, પીળી, લાલ એમ જુદા જુદા રંગની નીકળે છે. તેની આજુબાજુની જમીન પણ એવી જ છે. એને કાંઠે આવેલા વસ્તીવાળા ભાગોનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. એ ભાગોની સામેની બાજુએ (ઉત્તરે) રત્નાગિરિ નામે ડુંગરો આવેલા છે. ત્યાં કાચા હીરાની ખાણો હોવાનું મનાય છે.

**રાધાકુંડ** : આ કુંડમાં ફરતાં પગથિયાં છે. ત્યાં બોડાણાને અગ્નિસંસ્કાર કરેલો કહેવાય છે.

**મોતી મહુડાની ભૂમિ : માખણિયો આરો** : ગોમતીને ઉત્તર કિનારે ડંકઋષિના ભાઈ કંડુઋષિએ મોતી મહુડાની ભૂમિ ઉપર નિવાસ કર્યો હતો એમ કહેવાય છે હાલ રણછોડજીના નાના સ્વરૂપ શ્રી ગોપાળલાલજીની રથયાત્રાની સવારી આ જગાએ વિસામો કરી સામગ્રી આરોગે છે. ત્યાંથી માખણિયા આરા સુધી ગોમતી તળાવની પાળ વડના ઝાડની ઘટાને લીધે શીતળ અને રોનકદાર લાગે છે. માખણિયો આરો એ ઘણું પ્રાચીન સ્થળ છે. ડાકોર ગામ વસ્યું ત્યારનું એ છે એમ મનાય છે. અને પ્રથમનું ગામ પણ એ તરફ વસેલું હોવાનું અનુમાન છે. ત્યાં ડાહ્યુ લોકો બેસતા, તેથી તેનું જૂનું નામ મોકાણિયો આરો હતું એમ લોકો કહે છે. શ્રી રણછોડજી દ્વારકામાંથી પ્રથમ આ સ્થળે આવેલા. એટલે આ ઓવારે ભગવાને બોડાણાની સ્ત્રી ગંગાબાઈને હાથે પ્રથમ સાકર-માખણ આરોગેલું. તેથી એનું નામ માખણિયો આરો પડ્યું એમ પણ કહેવાય છે. રથયાત્રાને દિવસે આ આરે શ્રી ગોપાળલાલજી સાકર-માખણ આરોગે છે.

**બાકીના ઓવારા અને ઘાટ** : માખણિયા ઓવારાથી ઉત્તર તરફ ગોવિંદ ઘાટ નામનો આરો આવેલો છે. એ આરો ગોવિંદરામ નામના એક તપોધન બ્રાહ્મણે બંધાવેલો કહેવાય છે, ત્યાંથી આગળ ગામ તરફ જતાં શાલીગ્રામ સરજુદાસજી બાવાની જગા છે. ત્યાં એ નામના બાવાજી અલોપ થઈ ગયેલા મનાય છે. એ જગા ડાકોરની નજીકના દસકોશી લોકોમાં જાણીતી છે. એની નજીક દસનામીનો અખાડો છે. દસનામી ગોસાંઈ નામના લોકોને એની સાથે સંબંધ હોવાનું મનાય છે. ત્યાં લક્ષ્મણપુરીજી નામના એક મહારાજ રહેતા હતા, ત્યારે એ અખાડો પ્રખ્યાત હતો. આ અખાડાની પાર ગામ તરફ દક્ષિણી ભક્તોની ભજન કરવાની જગા છે. એ લોકોએ એ જગાએ એક આરો બંધાવેલો છે. તે 'ભજનિયા આરા'ના નામથી ઓળખાય છે. એની પાર બેઠકવાડનો વિશાળ ઓવારો છે. તેનો ઉપયોગ ભાવસાર, ધોબી વગેરે લોક કરતા જણાય છે. ત્યાંથી આગળ વસોના અમીન કરિયાભાઈ રામદાસ તથા મહારાજા ફત્તેહસિંહરાવ ગાયકવાડની હવેલીઓ છે. અને ત્યાં આગળ આવેલો ઓવારો એમના નામથી ઓળખાય છે. ત્યાં બીજો ભાંગેલો આરો હતો. તે પણ સરકારે બંધાવેલો મનાય છે. તેની નજીક મુસલમાનોનો તકિયો છે. એની નજીક ડંકનાથનો ઓવારો અને તે પછી ઈશ્વરનો ઓવારો છે. ત્યાંથી આગળ ભગતરામ બાવાજીનો ઓવારો અને તેની પાર ભાગોળે ખડિયાટનો આરો છે. તે પછીના એક મોટા ઓવારા ઉપર વિ. સં. ૧૭૯૪ની સાલનો શ્રી આનંદાશ્રમ મઠના સંન્યાસીઓનો લેખ છે. તેની પાર શ્રી ત્રિકમજી ફાંકડાના અખાડાનો આરો છે, તેની પાસે શ્રી કલેશ્વરી માતા અને ત્યાંથી આગળ ભટ્ટજી મહારાજની બેઠકનો આરો છે. એ રીતે ગોમતી તળાવના તમામ ઘાટ પૂરા થાય છે.

**ડંકનાથ મહાદેવ** : આ સ્થળ ઘણું પ્રખ્યાત છે. મહાભારતના સમય પહેલાં આ સ્થળે ડંક ઋષિ રહેતા હતા. તેમના તપથી પ્રસન્ન થઈ મહાદેવજી સ્વેચ્છાએ ત્યાં સ્થાપિત થયા હતા એમ મનાય છે. પ્રાચીન સમયથી આ સ્થળે દર માસે મોટી જાત્રા ભરાય છે.

**લક્ષ્મીજીનું મંદિર** : ભગવાન રણછોડરાયજી પ્રથમ આ સ્થળે બિરાજતા હતા ત્યાં હાલનું મંદિર વિ. સં. ૧૭૮૧માં બંધાવેલું છે. તેમા શ્રી લક્ષ્મીજીની મૂર્તિ છે. જેટલી વાર મુખ્ય મંદિરમાં રણછોડજીનાં દર્શન થાય છે તેટલી વાર આ મંદિરમાં શ્રી લક્ષ્મીજીનાં દર્શન થાય છે. દર શુક્રવાર, અગિયારસ અને મોટી સવારીને દિવસે મુખ્ય મંદિરમાંથી ભગવાનના નાના સ્વરૂપ શ્રી ગોપાળલાલજીની મૂર્તિનો વરઘોડો કાઢી તેને અહીં લાવવામાં આવે છે.

**શ્રી દ્વારકાનાથજીનું મંદિર** : આ મંદિર પુષ્ટિ માર્ગના વૈષ્ણવ સંપ્રદાયનું છે. વૈષ્ણવો ત્યાં ખાસ દર્શન કરવા જાય છે.

**રામજી મંદિર** : આ મંદિર બજારમાં આવેલું છે.

**ત્રિકમરાયજીનું મંદિર**: આ મંદિર વૈરાગી બાવાનું છે. તે ઘણું જાણીતું છે.

**શ્રી દાઉજી ઉર્ફે દામોદરજીનું મંદિર** : આ મંદિર વિ. સં. ૧૯૩૭માં ખીજલપુરના શ્રી ચતુર્ભુજરાયજીના મંદિરના મહંત શ્રી મંગળદાસજીએ બંધાવેલું છે. તે મુંજિયા બાવાનો ઉતારો કહેવાય છે. મંગળદાસજી મહંતનો ખાખચોક પ્રથમ ખીજલપુરમાં હતો. ત્યાંથી તેમણે એને ડાકોરમાં ખસેડ્યો. તેમની મૂળ છત્રી હજી ડાકોરમાં કાયમ છે. તેઓ સત્તાસો વર્ષ સુધી જીવ્યા હતા. બહુ પ્રતાપી સંત હતા. આ મંદિરમાં ચેખાણુંવા લાંયક હીંડોળા થાય છે. અભ્યાગતને ભોજન મળે છે.

**પરચુરણ મંદિરો** : (૧) શ્રી લક્ષ્મીનારાયણ (૨) રાધાકૃષ્ણ (૩) વિશ્વકર્મા (૪) રામચંદ્રજી (૫) રાધિકાજી (૬) દેરાંનું

મંદિર (૭) નટવર લાલજી (૮) વિઠ્ઠલનાથજી (૯) શ્રીજી મંદિર (૧૦) નરમોયવાળું (૧૧) સમર્પણીનું (૧૨) આચાર્યજીનું (૧૩) હનુમાનજીનું (૧૪) મરજાદી મંદિર (૧૫) ઓડાણાનું (૧૬) મરજાદી-બીજું (૧૭) સત્યભામાનું (૧૮) વહેરાઇ માતા (૧૯) ગણપતિ (૨૦) કપેશ્વરી માતા (૨૧) નવા હનુમાન (૨૨) મોટા હનુમાન (૨૩) સમાધિ (૨૪) ખાખીનું મંદિર (૨૫) કેવળેશ્વરનું (૨૬) પંચમુખા (૨૭) એકલિંગી, વગેરે.

આ ઉપરાંત અનેક બાવાઓએ નાનાં નાનાં મંદિરો સ્થાપ્યાં છે. તેમાં જાત્રાળુઓને તેઓ ઉતારા આપે છે, અને તેમની પાસેથી ભેટ મેળવે છે.

**અન્નક્ષેત્રો :** ડાકોરમાં અનેક અન્નક્ષેત્રો આવેલાં છે. તેને 'અન્નછત્ર' પણ કહે છે. તેમાંનાં કેટલાંકનાં નામ:—

૧ ભટ્ટજી મહારાજનું અન્નક્ષેત્ર-ગોમતી ઉપર આવેલું છે તે. ૨ પાટડીવાળાનું અન્નક્ષેત્ર (૩) સન્યાસીનું અન્નક્ષેત્ર. (૪) લાલદાસ બાવાનું અન્નક્ષેત્ર (૫) ઉમરેઠ ભાગોળ તરફ આવેલું ગાયકવાડ સરકારનું અન્નક્ષેત્ર (૬) ચણાનું સદાવ્રત (૭) શેઠ મોરારભાઈ મજમુખણદાસનું સદાવ્રત, વગેરે, વગેરે

**ડાકોરની આસપાસ આવેલાં યાત્રાનાં સ્થળો :** શેઢી નદી ઉપર ડાકોર નજીક આવેલું ખીજલપુર પ્રાચીન સમયમાં એક મહાન નગર હતુ એની હકીકત આ ગ્રંથના પ્રથમ વિભાગમાં 'ઇતિહાસ સંગ્રહ' નામના ખંડમા આપી છે એ જ ખંડમા ઉમરેઠની તવારીખ આપી છે. એમા ઉમરેઠ અને ખીજલપુર નજીકના પ્રદેશની પ્રાચીનતાનો ખ્યાલ આપે એવી ઘણી માહિતી છે. ડાકોર આ પ્રદેશની નજીક જ આવેલું છે. અને આ લેખમાં હવે પછી આવેલા ઇતિહાસ ઉપરથી ખ્યાલ આવે છે કે ડાકોરની આજુબાજુનો પ્રદેશ પ્રાચીન સમયમાં ખૂબ જાણીતો હશે, અને એ માર્ગે ભારતના લોકો ઉત્તર દક્ષિણ તેમજ પૂર્વ પશ્ચિમ દિશાઓથી આવજા કરતા હશે. આ પ્રાચીન 'ઇતિહાસના અવશેષો રૂપે ડાકોરની નજીકના પ્રદેશમાં આવેલાં કેટલાક જાણીતાં યાત્રા સ્થાનોની ટૂંક માહિતી અત્રે આપવામાં આવે છે.

ડાકોરના વાયવ્ય ખૂણામાં બે ગાઉ ઉપર સૂઇ નામનું ગામડું છે. તેને પહેલા સુરપુર કહેતા ત્યાં શ્રી સુરેશ્વર મહાદેવનું મંદિર છે પૂર્વ દિશાએ સાતેક ગાઉ ઉપર રખિયાલ ગામ છે. તે પહેલા રક્ષાપુર કહેવાતુ. ત્યા શ્રી રણમુક્તેશ્વર મહાદેવનું મંદિર છે. આ મંદિર નીલકંઠ નામના ઋષિએ સ્થાપેલું મનાય છે. આ સ્થળે નાનાં નાના નીલવર્ણાં શિવલિંગો જડે છે. એ જ દિશામાં શ્રી ગાલવ ઋષિનો સુંદર આશ્રમ છે. તેની પાસે ગાલવની ગંગા વહે છે. અગ્નિ ખુણામાં એક યોજનથી જરા દૂર નૈષધ નામનું વન છે. ત્યાં બજરંગ હનુમાન છે. આ સ્થળે નૈષધપુર ગામ હતુ. તે હાલ નેસ કહેવાય છે પશ્ચિમે નીલકંઠ મહાદેવનું મંદિર છે. ત્યાંથી થોડે દૂર ખીજલપુરના-પ્રાચીન ચતુર્ભુજ-રાયજીનું મંદિર તથા શ્રી ગોકુળેશ્વર મહાદેવ છે. દક્ષિણે ઉમરેઠ જવાને રસ્તે રણછોડજીનાં પગલાં પછી બિલેશ્વર મહાદેવ છે ડાકોર નજીક અંધારી ગામની પડોશમાં આવેલું મલાતજ-ગામ પહેલાં મણિપુર કહેવાતું.

ડાકોરથી સાત કોશ દૂર મહી ગળતેશ્વરનું પ્રાચીન સ્થળ છે. ગાલવઋષિનો આશ્રમ ત્યાં હતો એમ કહેવાય છે. તેથી એ સ્થળને ગાલવેશ્વર પણ કહે છે. ત્યાં આવેલું સરનાળ ગામ પ્રાચીન સમયમાં ચંદ્રહાસ રાજાની ચંદ્રાવતી નામની નગરી હતું એને ચંપાવતી પણ કહેતા એની નજીકમાં સોનીપુર છે. ત્યાં એ નગરીના સોની લોકો રહેતા એમ કહેવાય છે.

ટાઢા ઊના કુંડવાળું પ્રાચીન સ્થળ લસુન્દ્રા ડાકોરથી સાત ગાઉ દૂર છે. એવું જ બીજું સ્થળ મહી નદીને સામે કાંઠે દૂવા કાંકણ છે. ત્યાં પણ ટાઢા ઊના પાણીના કુંડ આવેલા છે.

## (૩) ડાકોર તીર્થનો ઇતિહાસ

**મુખ્ય મૂર્તિ :** આગળ જણાવ્યુ તેમ ડાકોરના રણછોડરાયજી એ શ્રીકૃષ્ણનું સ્વરૂપ છે. શ્રીકૃષ્ણ દ્વાપર યુગમા થઇ ગયા એમ મનાય છે.* શ્રીકૃષ્ણની કઈ મૂર્તિ ડાકોરમાં આવી તે કોઈ ચોકક્સ જાણતુ નથી હાલ રણછોડજીની જે મૂર્તિ મુખ્ય મંદિરમાં બિરાજે છે તે દ્વારકામાથી આવેલી મૂર્તિ નથી એ વાત ચોકક્સ છે. ગુજરાતના ઇતિહાસ અને ધર્મોના ઊંડા અભ્યાસી સદ્ગત દુર્ગાશંકર કે. શાસ્ત્રી 'ગુજરાતનાં તીર્થ સ્થાનો' એ નામના સંવત ૨૦૦૬માં પ્રકટ થયેલા પુસ્તકમાં આ વિષે જણાવે છે કે દ્વારકાની મૂળ મૂર્તિ તો દ્વારકામાં કે ડાકોરમાં ક્યાય હોય એમ મને લાગતુ નથી કોઈ કૂવામા કે ટેકરામા એ દટાયેલી હોય કે નષ્ટ થઈ ગઈ હોય એવો સંભવ છે.

આમ છતા ડાકોરના રણછોડરાયજીની મૂર્તિ દ્વારકાથી બોડાણા નામનો રજપૂત ભક્ત લાવ્યો હતો અને તેમાથી ડાકોરનું તીર્થ હાલના સ્વરૂપે વિકાસ પામ્યુ છે એ હકીકત જગજાહેર છે. અને તેના સમર્થનમા અનેક પુરાવા મળી રહે છે.

**ડાકોર તીર્થના ઇતિહાસ માટે મુખ્ય આધાર :** ડાકોર તીર્થ અને તેની સાથે સંકળાયેલા ઇતિહાસનો પદ્ધતિસર

* હિંદુ માન્યતા મુજબ કાળપ્રવાહના ચાર યુગ કહેવાય છે તેમનાં નામ સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કળિયુગ એવાં છે. આ પૈકી દ્વાપરયુગ ૮,૬૪,૦૦૦ વર્ષનો મનાય છે તેમાંથી ૮,૬૩,૮૭૫મા વર્ષમાં શ્રાવણ વદિ ૮ને બુધવારે રોહિણી નક્ષત્રમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. તેઓ ૧૨૫ વર્ષ ૧ માસ અને ૫ દિવસ સુધી જીવ્યા હતા. મહાભારતમાં વર્ણવેલો પ્રસંગ પૂરો થયા પછી પાંડવો હિમાલય ગયા અને ભગવાન શ્રીકૃષ્ણે ભાદરવા વદિ ૧૩ને દિવસે પોતાનો અવતાર પૂરો કર્યો, ત્યારે દ્વાપરયુગ પૂરો થયો એમ મનાય છે. તે પછી કળિયુગ બેઠો છે કળિયુગમાં બુદ્ધાવતાર ધારણ કરી ચતુર્ભુજ પ્રતિમા રૂપે શ્રીકૃષ્ણ ૪,૨૨૫ વર્ષ સુધી દ્વારકામાં રહેલા એમ મનાય છે. આ બધું પૌરાણિક સાહિત્યને આધારે નક્કી કરેલું છે

અભ્યાસ કરીને વડોદરાના જાણીતા પુરાતત્ત્વવિદ્ ડૉ મંજુલાલ મજમુદારે એક લેખ મુંબઈ યુનિવર્સિટીના જાન્યુઆરી ૧૯૪૮ના જર્નલમા પ્રસિદ્ધ કર્યો છે એનુ નામ "Dwarka Image of Ranchhodji and the Temple of Dakor" એ પ્રમાણે છે આ લેખમા દસ્તાવેજી પુરાવાઓને આધારે ડાકોરના મંદિર વિષે ઘણી વિસ્તૃત માહિતી આપી છે એમા મંદિરના તેમજ બીજા ફોટા પણ છે, ઈતિહાસના ગ્રંથો ઉપરાંત 'ડંકપુર માહાત્મ્ય' નામના સંસ્કૃત ગ્રંથનો આધાર પણ આ લેખમા લેવામા આવ્યો છે એ બધુ જોતા બોડાણાની કૃષ્ણભક્તિ અને તે દ્વારકાથી રણછોડજીની મૂર્તિને ડાકોર લાવ્યો એ વાતને ઘણુ સમર્થન મળે છે

**"રણછોડજી" શબ્દ** 'રણછોડજી' શબ્દનો અર્થ લોકો પોતપોતાની સમજ પ્રમાણે ઘટાવે છે પ્રથમ દૃષ્ટિએ જો 'રણછોડ' શબ્દ લઈએ તો રણ છોડીને નાશી જનાર એવો અર્થ ઘટાવી શકાય ડાકોરમા આવ્યા પછી યુદ્ધ કરવાનો પ્રસંગ આવવા છતા યુદ્ધ કર્યું ન હતુ એ બનાવને આ શબ્દ સાથે જોડીને અર્થ ઘટાવાય છે વળી રણછોડને બદલે 'ઋણછોડ' શબ્દ પણ લોકો વાપરે છે ભગવાને બોડાણાનુ ભક્તિનુ ઋણ દ્વારકાથી ડાકોર આવી છોડાવ્યુ એ અર્થમા એ શબ્દ ઘટાવાય છે શ્રી મંજુલાલ **रणशौण्ड** એવો સંસ્કૃત શબ્દ આને માટે સંભવિત માને છે રણ એટલે યુદ્ધ અને શૌણ્ડ એટલે કુશળ યુદ્ધમા કુશળ એવા શ્રી કૃષ્ણને 'રણશૌણ્ડ' પણ કહી શકાય અને એ જ એમનુ ખરુ વર્ણન હોઈ શકે ઈતિહાસનુ સાતત્ય સમજવાને માટે આ વિગત અહીં આપી છે

**ઈતિહાસ અને દંતકથાઓનું મિશ્રણ** મહાભારત અને શ્રીમદ્ ભાગવતમા શ્રી કૃષ્ણના જીવનચરિત્રની વાતો આવે છે એમાથી હાલના બનાવોનુ રૂપક ઘટાવવામા આવે છે પ્રભુ ભક્તિના ચમત્કારોમા માનનાર ભક્તો આ પૌરાણિક બનાવોને આધારે બોડાણા પહેલાની ડાકોરની ઈતિહાસકથા જોડી આપે છે આ બધી ચમત્કારી ઘટનાઓમા સાચુ શુ એ પ્રત્યક્ષ પુરાવાને અભાવે નક્કી કરવુ મુશ્કેલ છે પરતુ લૌકિક માન્યતાઓ અને વિદ્વાનોએ સંશોધન કરીને નક્કી કરેલી હકીકતો એ બધુ એક બીજાને સમજવામા ઘણુ ઉપયોગી થાય છે તેથી ડાકોર તીર્થના ઈતિહાસની લૌકિક માન્યતાઓ તેમજ વિદ્વાનોએ શોધેલી કેટલીક હકીકતો અહે આપવામા આવે છે

**ડાકોરનું સ્થળ** હાલનુ ડાકોર ગામ સંવત ૧૧૦૧મા (સને ૧૦૪૫મા) લીમડીથી આવેલા દેવીદાસ નામના પટેલે વસાવ્યુ એમ કહેવાય છે એમના વંશજો હાલ ડાકોરમા હયાત છે આ હકીકતને સાચી માનીએ તો તે પહેલાનો ઈતિહાસ સમજવાનો રહે છે તે બાબતમા નીચે પ્રમાણે માન્યતા છે

**ડંક ઋષિ** ડાકોરની આજુબાજુનો પ્રદેશ બલ્કે આખા ખેડા જિલ્લાનો પ્રદેશ મહાભારત કાળમા હિડંબા વન કહેવાતો આ પ્રદેશમા ઘણા જળાશયો હતા એમના અવશેષો રૂપે વાઘરોડી, સેવાન, રાણીપોરડા વગેરે જળાશયો ડાસરા અને કપડવણજ તાલુકાના પ્રદેશમા હજી પણ હયાત છે આ પ્રદેશમા નદીઓ પણ છે એ જાણીતી વાત છે આ જળાશયોને કાંઠે ઋષિ મુનિઓના આશ્રમો હતા એવા ઋષિઓ પૈકી ડંક મુનિનો આશ્રમ હાલના ડાકોરને સ્થળે હતો તેઓ કંડુઋષિના ગુરુ ભાઈ હતા, અને મહાદેવજીના પરમ ભક્ત હતા મહાદેવજીના દર્શનની અભિલાષાથી આ ડંક મુનિએ એક વડ નીચે બેસી ઉગ્ર તપશ્ચર્યા કરેલી તેને પરિણામે શંકર ભગવાને તેમને દર્શન દીધા અને વરદાન માગવા કહ્યુ ડંક મુનિએ મહાદેવજીને પોતાના આશ્રમમા વસવા વિનતી કરી ત્યારથી એ આશ્રમમા મહાદેવજી લિંગ રૂપે વસ્યા હાલ ગોમતીને કિનારે રણછોડજીના મંદિર સામે ડંકનાથ ઉર્ફે ડંકેશ્વર મહાદેવનુ મંદિર છે તે આ મૂળ ડંક મુનિના આશ્રમનુ સ્થળ છે એમ કહેવાય છે

**શ્રી કૃષ્ણ અને ડંકઋષિનો મેળાપ** દ્વાપરયુગના અંતમા એટલે કે મહાભારતનુ યુદ્ધ થયુ તે સમયમા પાંડવો પૈકીના ભીમસેન શ્રીકૃષ્ણની સાથે હસ્તિનાપુરથી દ્વારકા જતા હતા રસ્તામા તેમને બહુ તરસ લાગી, તેથી શ્રીકૃષ્ણ તેમને ડંકમુનિના આશ્રમ આગળ સ્વચ્છ જળથી ભરેલા કુંડ પાસે લાવ્યા જળ પીને શાંત થયા પછી તેઓ એક વૃક્ષ નીચે બેઠા ત્યા ભીમસેનને વિચાર થયો કે આ રમ્ય જળાશય ઘણુ નાનુ છે, તેથી જો હુ તેને મોટુ બનાવુ તો ઋષિ મુનિઓ અને વનચરોને ઘણુ સુખ થાય એ વિચારથી ભીમસેને એ જળાશય ઉપર જોરથી ગદા-પ્રહાર કર્યો એને પરિણામે એ કુંડનો વિસ્તાર ૯૯ વીઘા થઈ ગયો હાલની ગોમતીના જન્મનો આ ઈતિહાસ મનાય છે *

ભીમસેનના ગદાપ્રહારથી ડંકમુનિ સમાધિમાથી જાગ્યા અને એમની સમક્ષ વિસ્તાર પામેલા ભવ્ય કુંડ ઉપર તેમની દૃષ્ટિ પડી શ્રીકૃષ્ણ તથા ભીમને પોતાના તરફ આવતા જોઈ મુનિશ્રી શ્રીકૃષ્ણને પગે પડ્યા ભગવાને વરદાન માગવા કહ્યુ તેમને પણ મુનિએ મહાદેવજીની પેઠે પોતાના આશ્રમમા વાસ કરવા વિનતી કરી પ્રભુએ તેમ કરવા વચન આપ્યુ પરતુ અધર્મનો નાશ કરી ધર્મ સ્થાપવાનુ પોતાનુ કાર્ય પૂર્ણ કર્યા પછી આ વચન પાળવાનુ જણાવ્યુ પૌરાણિક માન્યતા પ્રમાણે મહાભારતનુ યુદ્ધ પૂરુ થયા પછી શ્રીકૃષ્ણ સ્વધામ ગયા અને તે પછી ૪૨૨૫ વર્ષ સુધી મૂર્તિ રૂપે તેઓ દ્વારિકામા રહ્યા અને તે પછી બોડાણા મારફતે ડાકોરમા આવ્યા એ રીતે તેમણે ડંકમુનિને આપેલુ વચન પાળ્યુ ×

---

* દ્વારિકામા ગોમતી નદીને તીરે શ્રીકૃષ્ણનુ મૂળ મંદિર હતુ તેથી દ્વારિકાથી આવેલી મૂર્તિને જે જળાશયને કાંઠે પધરાવી તે જળાશયનુ નામ લોકોએ ગોમતી પાડ્યુ એમ કહી શકાય

× દ્વારિકામા શ્રીકૃષ્ણ મૂર્તિરૂપે ૪૨૨૫ વર્ષ રહ્યા એ માન્યતા સ્વીકારીએ તો એટલા લાંબા ગાળામા શુ બની ગયુ તે જાણ્યા સિવાય કૃષ્ણભક્તિનો પ્રાચીન ઈતિહાસ સમજી શકાય નહિ ડૉ મંજુલાલ મજમુદાર તેમના ઉપર જણાવેલા લેખમા આ બાબત થોડો નિર્દેશ કરે છે એમા શ્રીકૃષ્ણે પોતે વસાવેલી સોનાની દ્વારિકા નગરીનો ઉલ્લેખ છે એ નગરી કયે સ્થળે હશે

**બોડાણાના પૂર્વજીવનની વાર્તા** બોડાણા વિષે પણ આવી જ પૂર્વજીવનની કથા છે. કહે છે કે દ્વાપર યુગમા શ્રીકૃષ્ણ ગોકુળમા હતા ત્યારે વિજયનંદ નામનો ગોપ (ગોવાળ) ત્યા વસતો હતો એક વખત હોળીને દિવસે બધા ગોવાળોએ કૃષ્ણની પૂજા કરી, પણ વિજયનંદ શુદ્ધ હોવા છતા તે અભિમાની હોવાથી તેની પૂજા કરી નહિ તેથી ક્રોધે ભરાઇને વિજયનંદે કૃષ્ણને ખરાબ શબ્દો કહ્યા તેના જવાબમા ગોવાળોએ કહ્યુ કે, " કૃષ્ણને તો તમારી પત્ની પણ રોજ પૂજે છે." વિજયનંદે આ માન્યુ નહિ પણ તેની ખાતરી કરવા તે તે દિવસે ઘેર રહ્યો કૃષ્ણ તેના મિત્રનુ રૂપ લઇને ત્યા આવ્યા અને પોતે ઘેર રહી તેને હોળીપૂજા કરવા મોકલ્યો હોળીપૂજા કરી વિજયનંદ પાછો આવ્યો ત્યારે તેણે 'તુ જ કૃષ્ણ છે' એમ કહી મિત્રરૂપે આવેલા કૃષ્ણને માર માર્યો રાત્રે એણે કૃષ્ણ ઉપર વેર લેવાનો વિચાર કર્યો બીજે દિવસે ધૂળેટીનો ઉત્સવ હોવાથી એક કૃષ્ણની અને બીજી વિજયનંદની એમ બે ટોળીઓ બધાઈ એમની વચ્ચે ધૂળેટીનુ યુદ્ધ થયુ તેમા કૃષ્ણની ટોળી હારી અને કૃષ્ણ નાસીને યમુના નદીમા પડ્યા. વિજયનંદ પણ તેમની પાછળ યમુનાજીમા પડ્યો ત્યા શ્રીકૃષ્ણ તેને અસલ સ્વરૂપમા દેખાયા એ ચમત્કારથી વિજયનંદે કૃષ્ણની માફી માગી અને ભક્તિની યાચના કરી. તેને પરિણામે કૃષ્ણે કહ્યું કે, "કળિયુગના તમે જન્મ પામશો અને તમારી હાલની પત્ની સુધા ગગાબાઈ તરીકે તમારી પત્ની થશે તે વખતે હુ તમને દર્શન દઇ તમારે ત્યા રહી તમને મુક્ત કરીશ ' આ વરદાનને પરિણામે વિજયનંદ ડાકોરમા વિજયસિંહ રૂપે જન્મ પામ્યો એ જ રણછોડજીને લાવનાર બોડાણો 'બોડાણો' એ અટકનુ નામ છે

**ખાખરિયુ ગામ** ઉપર આપેલા મહાભારતમાના પ્રસગો તેમ જ પૌરાણિક પ્રસગો અને હાલના ડાકોર વચ્ચે હજારો વર્ષનુ અતર છે, એટલુ ધ્યાનમા રાખી ડાકોર ગામના સ્થળ વિષે બીજી એક લોકમાન્યતાની અહીં નોધ લઈશુ કહે છે કે હાલનુ ડાકોર જે જગા પર વસેલુ છે ત્યા અસલ ખારો હતો એની આસપાસ ખાખરાનુ વન હતુ તેથી એ સ્થળને ખાખરિયુ કહેતા તે જગાએ નાગા (?) લોકોની વસ્તી હતી અને ગામ નાની નાની ટેકરીઓ ઉપર વસેલુ હતુ ત્યા આવેલા ખાડામા પાણી ભરાઈ રહેતુ એ પાણીમા તરીને ચોર, ડાકુઓ લૂટારાઓ વગેરે આજુબાજુના જગલોમા જતા ને ત્યા સતાઈ રહેતા અને આ ખાડામા રહેલા પાણીને લીધે એ જગલોમા સામાન્ય લોકોથી જવાતુ નહિ

આ સ્થળે કોઈક કાળે રબારી કે ભરવાડ લોકોના દસપદર છાપરાનું બનેલુ ખાખરિયુ ગામડુ હતુ એમ માન્યતા છે આ રબારી કે ભરવાડ લોકોના ઢોરોને ચરવાને માટે આજુબાજુનુ ખાખરાનુ જગલ તથા એ સ્થળે આવેલો પાણીનો ખારો ઘણો ઉપયોગી હશે, અને તેથી એ લોકોએ જ એ ગામનુ નામ ખાખરિયુ પાડયુ હશે એમ મનાય છે. આ ભરવાડ લોકો કે તેમના વશજો બોડાણાના સમયમા હયાત હશે એમ બોડાણાની વાર્તા ઉપરથી માની શકાય, કેમકે બોડાણાને દ્વારકા જઈ ભગવાનની મૂર્તિ લઈ આવવા માટે જૂનુ ગાડુ અને નબળા બળદ એક ગોવાળે ( એટલે ભરવાડ કે રબારીએ ) આપ્યા હતા એવુ એ વાર્તામા આવે છે.

**'ડાકોર' શબ્દ** લોકો માને છે કે 'ડાકોર શબ્દ ડક મુનિના નામ ઉપરથી પડયો હશે આ માન્યતા અસભવિત નથી. પરતુ જાણીતા સાક્ષર આચાર્યશ્રી ડોલરરાય માંકડ માને છે કે ડાકોર શબ્દ ' ડક્કપુર ' ઉપરથી બન્યો હોવાનો સભવ છે ભાષાશાસ્ત્ર પ્રમાણે એ શબ્દમાથી ડાકોર શબ્દ સભવી શકે છે. એ ગમે તે હોય, પરતુ ડકમુનિ અને તેમનો આશ્રમ તથા રણછોડજીનું તીર્થ એ બે હકીકતોના મિશ્રણથી કાળક્રમે ડાકોરના સ્થળને લોકો ડકપુર, ડકપુરી, ડકક્ષેત્ર કે ડકતીર્થ એવા નામોથી ઓળખતા થયા હશે અને તે પછી ડાકોર શબ્દ પ્રચારમા આવ્યો હશે. વૈષ્ણવ ભક્તો એને ' છોટી દ્વારકા ' અને ' ઠાકોરિયુ ગામ ' પણ કહે છે

**બોડાણાની વાર્તા** આટલે સુધી ડાકોરના પ્રાચીન ઇતિહાસની વાત થઈ હવે રણછોડજીને ડાકોરમા લાવનાર બોડાણાની વાર્તા જોઈએ

**બોડાણાની કૃષ્ણભક્તિ સ્વપ્ન** શ્રી રણછોડરાયજી દ્વારકામા બિરાજતા તે વખતે ગામ–પરગામ તથા દેશપરદેશના ઘણા લોકો તેઓશ્રીની યાત્રા અર્થે મોટા સઘ કાઢી વારવાર દ્વારકા જતા હતા એક વખત તેવા જાત્રાળુ લોકો ડાકોર ગામે આવેલા તેમની સાથે એ ગામના રહીશ રજપૂત જાતિના બોડાણા વિજયસિંહ તથા તેની સ્ત્રી ગગાબાઇનો સમાગમ થયો તેઓ સાથે થયેલી વાતચીતથી એ દપતીને ઘણી શ્રદ્ધા અને પ્રેમપૂર્વક ભક્તિ પ્રાપ્ત થઈ એટલે તે બોડાણા વિજયસિંહે તે જાત્રાળુ લોકો માફક શ્રી રણછોડરાયજીની સેવા સારુ દર છ માસે પોતાના જમણા હાથમા તુલસી વાવી દ્વારકા જઈ તુલસીના દ્વિદળ ચઢાવી જાત્રા કરવા માડી એ પ્રમાણે તેણે ૭૨ વર્ષની ઉમર સુધી જાત્રા કરી તેમા પાછલા ભાગમા વૃદ્ધાવસ્થાને લીધે એ બોડાણા ભક્તને ઘણી તરેહની અડચણો આવવા લાગી. તે જાણી ભક્તવત્સલ ભગવાન શ્રી રણછોડરાયે બોડાણા ભક્તને આજ્ઞા કરી કે હવે તને વધારે અડચણો પડે છે તેથી તારે ગામ આવી નિવાસ કરીશુ માટે એક ગાડી લઈ આવજે તેની અદર અમો બેસી આવીશુ ગામમા આવી તેણે ગાડુ મેળવવા પ્રયત્ન કર્યો પણ કોઈએ તેને એટલી લાબી (૨૦૦–૨૫૦ ગાઉની)

---

તે કોઇ નક્કી કરી શકયુ નથી પરતુ એ સોનાની નગરી હતી, અને તે દરિયામા ડૂબી ગઈ છે એમ મનાય છે ઠેઠ ઈ સના આઠમા સૈકામા શ્રી શકરાચાર્યે ત્યા પોતાનો મઠ સ્થાપ્યો હતો અને હિંદુ યાત્રાના ચાર ધામ પૈકી દ્વારકા એક ગણાય છે, એ હકીકત છે આ બનાવ બોડાણાના ઇતિહાસ નજીક આપણને લાવી મૂકે છે બોડાણો સંવત ૧૨૧૨મા દ્વારકાથી રણછોડજીને ડાકોર લાવ્યો એ પહેલા અને તે પછી મુસલમાનો ગુજરાતમા વસવા લાગ્યા હતા અને પાછળથી તેમનો રાજ્ય ગુજરાતમા વ્યાપી ગયો હતો

મુસાફરી માટે ગાડુ આપ્યુ નહિ આખરે એક ગોવાળે પોતાનુ જૂનુ ગાડુ અને ઘરડા બળદ આપવા કહ્યુ બોડાણાએ પોતાની મિલકત વેચી એ ગાડુ બળદ ખરીદ્યા ને તે લઈને તે દ્વારકા ગયો

**દ્વારકાના ગુગળી બ્રાહ્મણો** તે વખતે દ્વારકાના ગુગળી–અબોટી વગેરે લોકોએ પાછા આવવાનુ કારણ પૂછતા બોડાણે હકીકત કહી કે, 'શ્રી રણછોડજી મહારાજને લઈ જવા ગાડી લાવ્યો છુ' તે ઉપરથી તે લોકોએ ભાંગી તૂટી ગાડી અને દુર્બળ બળદ જોઈ બોડાણા ભક્તની પહેલી વાત સાચી માની નહિ પરતુ રાત્રે શ્રી ઠાકોરજીને પોઢાડી મંદિરના દ્વાર વગેરે બંધ કરી તાળા મારી સારો જાપ્તો કર્યો અડધી રાત્રી વીત્યા પછી શ્રી રણછોડરાયજી મહારાજ દ્વાર ઉઘાડી, કરેલો જાપ્તો કાઢી નાખી, બોડાણા ભક્ત પાસે ગયા ને તેની પાસે ગાડી જોડાવી તેમા બેસી ગાડી ચલાવવા કહ્યુ ઘોડે છૂટે ગયા પછી ભગવાને આજ્ઞા કરી કે, 'તુ થાકેલો છે, માટે સૂઈ જા અમો ગાડી ચલાવીશું' તે પ્રમાણે બોડાણો સૂઈ ગયો, એટલે શ્રી રણછોડજી મહારાજે ગાડી ચલાવવા માડી દિવસ ઊગતા પહેલા દ્વારકાથી લગભગ ગાઉ ૨૦૦ ઉપર ઉમરેઠ નજીક લીંગડા ગામને સીમાડે હાલ જ્યા શ્રી સિદ્ધનાથ મહાદેવનુ શિવાલય છે તે જગા પર બોડાણાને જગાડયો ત્યાથી પછી ઊમરેઠ ગામ આવ્યા અને ભાગોળે ગાડી ઊભી રખાવી શ્રી રણછોડરાયજી ગાડીમાથી નીચે ઊતર્યા જ્યા પ્રભુ ઊભા રહ્યા તે સ્થળે અત્યારે તેમના ચરણવાળી નાની દેરી મોજૂદ છે જે કૂવામાથી પાણી કાઢી પ્રભુએ જળ પીધુ તે પ્રસાદીનો કૂવો પણ હાલ છે આ સ્થળો નડિયાદ–ડાકોરની નવી સડક ઉપર ઊમરેઠની ભાગોળમા છે

**સીમળજ ગામ આગળનો બનાવ** ત્યાર પછી સીમળજ ગામે ગાડી લાવી ભગવાને એ જગ્યાએ આવેલા લીમડાના ઝાડની ડાળ પકડી ઊભા રહી, ભક્ત બોડાણાને આજ્ઞા કરી કે, 'તારુ ગામ પાસે આવ્યુ છે માટે ગાડી ચલાવ' તે લીમડાનુ ડાળ કડવુ હતુ તે મીઠુ થયેલુ એમ ભક્તજનો માને છે *

**ડાકોરમાં આગમન** ભગવાનની આજ્ઞા પ્રમાણે ગાડી આગળ ચલાવી બોડાણો ડાકોર પહોચ્યો અને તેણે મૂર્તિને પોતાના ઘરમા સતાડી દીધી એ દિવસે એટલે સંવત ૧૨૧૨–ના કાર્તિક સુદ ૧૫ને રોજ ઠાકોર ગામમા આનંદ વ્યાપ્યો

**દ્વારકામાં શુ બન્યુ?** તે જ દિવસે, એટલે વિ સં ૧૨૧૨–ના કાર્તક સુદિ પૂનમના રોજ સવારમા દ્વારકામા ગુગળી–અબોટી બ્રાહ્મણો વગેરે સેવક લોકોએ મંદિર ઉઘાડતા તેમાની ભગવાનશ્રીની મૂર્તિ અદૃશ્ય થયેલી જણાઈ ભક્ત બોડાણો એ લઈ ગયો અને તેની ગાડી દુબળા બળદને લીધે બહુ દૂર નહિ ગઈ હોય એમ માની તેને પકડી લાવી યોગ્ય શિક્ષા કરવાના હેતુથી ઘણા ગુગળી અબોટી–બ્રાહ્મણો અને બીજા લોકો બોડાણાની પાછળ ચાલી નીકળ્યા પરતુ તે પ્રમાણે નજીકમા ગાડી નહિ મળી આવ્યાથી તેની શોધ કરતા તેઓ કેટલાક દિવસે ડાકોર ગામે આવી પહોચ્યા

**બોડાણો મરાયો** તેની ખબર સદર બોડાણા ભક્તને પડવાથી તે ગભરાયો. પરતુ ભગવાને તેને ગુગળીઓથી બચવાનો ઉપાય બતાવ્યો. તે પ્રમાણે ભગવાનની મૂર્તિને પોતાના ઘરમાથી ઉપાડી બોડાણાએ હાલની ગોમતી તળાવડીમા સતાડી દીધી પછી દ્વારકાથી આવેલા લોકોને રાજી કરવા દહીંનુ એક વાસણ લઈ બોડાણો તેમને સામો મળવા ગયો તે વખતે તેઓ સીમળજ જ્યા બોડાણાની ગાડી ઊભી રાખી હતી ત્યા બેઠેલા હતા બોડાણો નજીક આવ્યો કે તુરત કામઠામા તીર ચડાવી તેના ઉપર એ લોકોએ છોડ્યુ તે વાગવાથી બોડાણો તુરત ભોય પર પડી મરી ગયો આ જોઈ ગુગળી વગેરે સેવકો પોતના નીચ

---

*આણદથી ડાકોર તરફ જતી ગાડીમાથી ઊમરેઠ પછી તરત આ સ્થળ દેખાય છે અને ગાડી જ્યારે ત્યા થઈને પસાર થાય છે ત્યારે યાત્રાળુઓ આ ઐતિહાસિક બનાવની યાદ રૂપે રણછોડજીની જે પુકારે છે તે વખતે ગવાતા એક ભજનમા આવે છે કે "આખા લીમડામા એક ડાળ મીઠુ, હો રણછોડ ર ગીલા' '

ઉપર જણાવેલી રણછોડજીના પગલાની દેરીની સામે એટલે પૂર્વ તરફ સીમળજના રસ્તા ઉપર, રેલવે થતા પહેલા એક પીપળાનુ મોટુ ઝાડ હતુ તેની નીચે આશરે ફૂટ જાડો, ત્રણ ફૂટ ઊંચો અને એક ફૂટ પહોળો લાલ પથ્થરનો પાળિયો હતો તેમા બોડાણા ભક્ત વિજયસિંહની મૂર્તિ કોતરેલી હતી એમા બોડાણાને જુદી માફક પલાઠી વાળીને બેઠેલો બતાવ્યો હતો તેની ડાબી કુમે એક મનુષ્ય બાણ અગાડી ઊભેલો બનાવ્યો હતો અને એની નીચે શાકે ૧૦૭૭ના વર્ષનો દેવનાગરી લિપિમા લખેલો શિલાલેખ કોતરેલો હતો જ્યારે ઊમરેઠથી ડાકોરની રેલવે માટે સને ૧૮૯૮મા (સંવત ૧૯૨૫મા) જમીનની માપણી થઈ તે વખતે સદર પીપળો કાપી નાખવામા આવેલો અને ત્યા આવેલો પાળિયો ગામલોકોએ ઊચકીને કૂવા ઉપર મૂકયો હતો આ શિલાલેખની નકલ શ્રી રણછોડલાલ કવિ નીચે પ્રમાણે જણાવે છે —

**स्वस्तिश्री श्री शालीवाहन शके १०७७ना वरसे कारतिक कृष्णपक्षे गुरोवार ॥ उमरठा ने खाखरीआ मधमां सामळजनी आथमणी दशाए गामतलनी भागोळमा ॥ श्री श्रीकृष्ण द्वारकानाथ ॥ श्री श्रीरणछोडरायजिने रजपुत बोडाणो भगत विजयसीह वेले गालो लागो ××× ते वांसे अंगोडीता: कावाओर कुसमां भालो भोको पाण द्वर्या ॥ ते वैकुंठे गयो वि ××× प्रसस्तिरियम लिखि शुभमस्तु लखेपु × × × भुनकु कल्यणस्तु × × ×**

આ લેખમા ખાખરિયા ગામનો ઉલ્લેખ છે તે જુઓ. સીમળજ આગળના ઉપર જણાવેલા પગલાથી દક્ષિણે શ્રી બિલ્વેશ્વર મહાદેવનુ સ્થળ છે ત્યા થઈને ઊમરેઠ જવાનો રસ્તો છે એ સ્થળે સિદ્ધરાજ જયસિંહની માતા મીનળદેવીએ વિ સં ૧૧૫૨મા બધાવેલી સુદર વાવ આવેલી છે. એ બતાવે છે કે એ કોઈ મોટો માર્ગ હશે.

કૃત્યથી ધીરા પડયા એટલુ જ નહિ પણ તે બાણ શ્રી ઠાકોરજીએ પોતાના અગ ઉપર ધારણ કર્યુ તેથી એમના શરીરમાથી નીકળેલા રુધિર વડે તળાવડીનુ પાણી લાલ થયુ

**ગગાબાઇને આવેલું સ્વપ્ન** આ બનાવની જાણ થતા ડાકોર ગામના લોકોએ ગુગળી વગેરેને ઠપકો આપવાથી, તે લોકોએ ભગવાનની મૂર્તિ લઈ જવા માટે અન્ન તજી ઉપવાસ કરવા માડયા તેથી શ્રી રણછોડરાયજીએ બોડાણા ભક્તની વિધવા ગગાબાઇને સ્વપ્નામા દર્શન આપી આજ્ઞા કરી કે ગુગળી-બ્રાહ્મણો અપવાસ કરે છે તેમને કોઈ પણ રસ્તે રાજી કરી પાછા મોકલવા જોઈએ એમની સાથે યુદ્ધ ન કરવુ જોઇએ માટે મારી મૂર્તિ બરાબર સોનું આપવા ગામ લોકો સાથે રાખી ઠરાવ કરો જેટલુ સોનુ તમારાથી અપાશે તે કરતા મારી મૂર્તિનુ વજન ઓછુ થશે તે માટે મૂર્તિ સાથે તુલસી પત્ર ત્રાજવામા મૂકવુ ગગાબાઇએ જવાબમા કહ્યુ કે, મારી પાસે સોનામા ફક્ત નાકની સવા વાલની વાળી છે " શ્રીહરિએ કહ્યુ કે તેટલુ જ વજન થશે

**મૂર્તિને તોળ્યાનો બનાવ** આને પરિણામે ગગાબાઈએ ગામ લોકોની સમતિથી ગુગળી લોકો સાથે કરાર કર્યો, ભગવાનની મૂર્તિ ઘણી ભારે હોવાથી તેના બદનામા ઘણુ સોનુ મળશે અને મૂર્તિથી તેટલો લાભ થવાનો નથી, એવા લોભમા પડી ગુગળી બ્રાહ્મણો કબૂલ થયા તેથી ગોમતીના પૂર્વ કાઠા ઉપર હાલ જે ડકનાથ મહાદેવજીનુ દેરુ છે તેની નજીક દક્ષિણ તરફ મૂર્તિ તોળી તેના બદલામા સોનુ આપવા માટે બે મોટા ત્રાજવાવાળો ત્રાસ (કાંટો) કરવામા આવ્યો. તે વખતે સઘળા ગુગળીઓ, દ્વારકાવાળા લોકો, ડાકોર ગામના લોકો તથા ગગાબાઈ, વગેરે ત્યા આવી પહોચ્યા. તેમાથી દ્વારકાવાળાએ સોનુ મગાવવા ગગાબાઈને કહેતા તેમણે કહ્યુ કે, સોનુ આવી ગયુ છે માટે તમે ભગવાનશ્રીની મૂર્તિ લાવી ત્રાજવામા પધરાવો, એટલે અમો તે બરાબર સોનુ બીજા ત્રાજવામા મૂકીશુ તે ઉપરથી ગુગળી લોક ભગવાનની મૂર્તિ લાવવા માટે ગયા પરતુ મૂર્તિ ઘણી વજનદાર બનવાથી તેમનાથી ઉઠાવી શકાઈ નહિ તેથી વધારે સોનુ મળશે એમ રાજી થતા તેઓ પાછા ગયા પછી તે લોકોને લઈ ગગાબાઈ ભગવાન પાસે ગયા અને મૂર્તિને પોતાનો હાથ અડકાડયો, એટલે ગુગળી લોકો મૂર્તિ ઉપાડી શક્યા * તેને લઈ જઈને ત્રાજવામા તુળસી દળ સાથે પધરાવી, સામા ત્રાજવામા ગગાબાઇએ પોતાની ફેડ ઓસેની સુવર્ણની સવા વાલની વાળી મૂકી વાળીવાળુ ત્રાજવુ નમીને જમીનને અડયુ અને મૂર્તિવાળુ ત્રાજવુ ઊંચુ ગયુ તે જોઈ સઘળા લોકો આશ્ચર્ય પામ્યા અને દ્વારકાવાળા ગુગળી લોકો નારાજ થઈ ભગવાન વગેરેની નિંદા કરવા લાગ્યા પરતુ થયેના ઠરાવ પ્રમાણે બન્યુ અને તેમા ફેરફાર કરવા જેવુ નહિ હોવાથી એ લોકો ઉદાસ થઈ પોતાના મુકામે ગયા

ગુગળીઓ પાછા ગયા પછીથી શ્રી રણછોડરાયજીની મૂર્તિ બોડાણાના ઘરમા એક બાજુ તરફ પધરાવી તે દિવસે દ્વારકાવાળા લોકોને સ્વપ્નામા જઈ ભગવાનશ્રીએ આજ્ઞા કરી કે "હુ ભક્ત બોડાણાના પ્રેમથી બધાઈ આવ્યો છુ તેથી દ્વારકા પાછો આવીશ નહિ પણ દ્વારકામા શેવરધની (શ્રીવર્ધિની ?) નામની વાવમા મારી બીજી મૂર્તિ છે તે છ માસ પછી કાઢી મારી જગ્યાએ પધરાવજો એટલે તમારી આજીવિકા ચાલશે માટે તમો સઘળા પાછા જાઓ " એ રીતે થવાથી તે લોકો પાછા દ્વારકા ગયા ત્યાર બાદ શ્રી રણછોડરાયજીએ કરેલી આજ્ઞા ઉપર ઓછો વિશ્વાસ રાખી છ માસ કરતા ઓછી મુદતમા સદર વાવમાથી એ લોકોએ મૂર્તિ કાઢી તેથી તે કાચી નીકળી તેને સ્નાન કરાવતા તેમાથી રેતી ગરવા માડી છતા તે અને બીજી મૂર્તિઓ મદિરમા ભગવાનશ્રીની જગ્યાએ પધરાવી, સેવા પૂજા વગેરેનુ માર્ગ જારી કરવામા આવ્યુ તે પ્રમાણે હાલ સુધી ચાલુ છે

**શ્રી રણછોડરાયજી ડાકોરમાં** બોડાણાના ઘરમા પધરાવેલી શ્રી રણછોડરાયજીની મૂર્તિની સેવાપૂજા બોડાણાની વિધવા ગંગા ગગાબાઈ કરતી તે ત્રણ વર્ષ પછી મરણ પામવાથી, એ સેવાપૂજાનુ કામ એના ગોરે કરવા માડેલુ એ ગોર તપોધન હતો ને ડકનાથ મહાદેવનો પૂજારી હતો, એમ કહેવાય છે. આ પૂજારીએ એ મૂર્તિને ક્યા રાખી હતી એ બાબત બે મત છે સામાન્ય માન્યતા એવી છે કે એ મૂર્તિ ડકનાથ મહાદેવના મદિરમા કે એની નજીકમા જ ગોમતી કિનારે મૂકેલી હતી બીજી માન્યતા એવી છે કે ગામલોકોએ એ મૂર્તિને પાટીદારના ચોરાની ઓરડીમા મૂકી હતી કેટલાક વખત પછી બોડાણાના ઘરમા નાનુ મદિર બધાવી એ મૂર્તિને એમા પધરાવવામા આવેલી અને તેના નિભાવ માટે મોગલ સરકાર પાસેથી ડાકોર ગામ રણછોડરાયજીને ધર્માદા અપાવેલુ બોડાણાના ઘરવાળુ મદિર હાલના લક્ષ્મીજીના મદિરની ઉત્તરે હતુ

**હરિરાયજી મહારાજ, સવત ૧૬૮૨** ઉપર પ્રમાણે સવત ૧૨૧૨થી આશરે ૪૭૦ વર્ષ સુધી રણછોડજીની મૂર્તિ કાતો ગોમતી કિનારે રહી કે હાલના લક્ષ્મીજીના મદિર નજીક રહી આ લાબા ગાળાનો ઇતિહાસ મળતો નથી પરતુ સવત ૧૬૮૨મા શ્રીનાથજીના વૈષ્ણવ આચાર્ય હરિરાયજી ડાકોર આવ્યા ત્યારે તપોધન બ્રાહ્મણો રણછોડજીની પૂજા કરે એ અયોગ્ય માની એમણે એ કાર્યમા ખેડાવળ તથા શ્રીગોડ બ્રાહ્મણો જોડયા અને એ મૂર્તિ માટે "સેવાપ્રકાર" પણ નક્કી કરી આપ્યો આ હરિરાયજી મહારાજની બેઠક હાલ ગોમતીકાઠે ત્રિકમજીના મદિર પાસે છે.

**ખભોળજા ખેડાવાળો** આ બાબતમા ઊમરેઠના શ્રી રણછોડલાલ પુ કવિ જણાવે છે કે ડાકોરના તમામ ખેડાવાળ બ્રાહ્મણો ખભોળજા અટકથી ઓળખાય છે, કેમકે તેઓ ખભોળજથી ડાકોર આવ્યા હતા ખભોળજથી પ્રથમ આવનાર ખેડાવાળ હાલના ખંભોળજા નરસિંગજી માણેકજીના વડીલો હતા તેઓ

* જેટલી વાર મૂર્તિને ખસેડવાના પ્રસગ આવ્યા છે તેટલી વાર બોડાણાના વશજ પાસે એ કામ કરાવવુ પડે એવા સ્વપ્નો આવવાની દતકથાઓ છે

વિ સ ૧૩૯૮ના વૈશાખ સુદ ૬ને ગુરુવારે ડાકોરમા આવેલા તે પછી બીજા ખેડાવાળો આવેલા એ બધા મૂળ મોઘરોલીના હતા

**લક્ષ્મીજીનું દેરુ, સ ૧૭૮૧** શ્રી હરિરાયજી ઉપર જણાવેલી પોતાની બેઠકમા હતા ત્યારે એક દિવસ એમને ભગવાને સ્વપ્નમા કહ્યુ કે "હુ એક છાપરી તળે બેઠો છુ અને મને એક ખેડાવાળ બ્રાહ્મણ રોજ લોટો પાણી રેડી જાય છે તેથી તમારા હાથનો મને સ્પર્શ કરો, અને એક સાધારણ મદિર બનાવરાવી તેમા મારી સ્થાપના કરો." આ ઉપરથી હરિરાયજીએ રણછોડજીના મદિરની તપાસ કરી અને મૂર્તિના દર્શન કર્યા. પછી પોતાના વૈષ્ણવ ભક્તોને બોલાવી તે પૈકીના ખભાતના નગરશેઠ રતનજી નદનજી શેઠને એક નાનું મદિર બધાવવા આજ્ઞા કરી આ બનાવ પછી હરિરાયજી મહારાજ ૧૧૫ વર્ષની ઉમરે, સવત ૧૭૬૨મા દેવલોક પામ્યા અને તે પછી સવત ૧૭૮૧મા નદનજી શેઠે હાલનુ લક્ષ્મીજીનુ દેરુ બધાવ્યુ એ દેરામા ત્યારથી રણછોડજી લક્ષ્મીનારાયણ રૂપે રહેવા લાગ્યા એટલે કે એમની 'લક્ષ્મી અને નારાયણ'ની મૂર્તિઓ ત્યા સ્થાપનામા આવી આ મૂર્તિઓની સેવામા તપોધન ઉપરાત બાજ ખેડાવાળ બ્રાહ્મણોને પણ યોજવામા આવ્યા તે બાબતનો દસ્તાવેજ સવત ૧૭૮૨મા થયો હતો એને આધારે એમ ઠર્યું હતુ કે મદિરની આવક બને જ્ઞાતિના સેવકો સરખે ભાગે વહેચી લે આમા ખેડાવાળ તપોધન કરતા ઊચા ગણાતા હોવાથી, રસોઈનુ કામ તેમને કરવાનુ હતુ પાછળથી એમને એ ન પરવડવાથી, પોતાના અડધા ભાગમાથી અડધો ભાગ શ્રીગોડ બ્રાહ્મણોને આપવાનુ ઠરાવી એ બ્રાહ્મણોને ખેડાવાળોએ આ કામમા લીધા હતા

**રતનસિંહે બધાવેલુ મદિર (સ ૧૭૮૧ કે ૧૭૯૧) તથા હાલનું મદિર (સ ૧૮૨૬–૨૮)** સ ૧૭૮૧મા લક્ષ્મીજીનુ મદિર બધાવ્યા પછી, સવત ૧૭૯૧મા કે તે જ વર્ષમા મારવાડના રાજા અભેસિંહના વજીર રતનસિંહે એક મદિર બધાવ્યુ હતુ આ મદિર તે હાલનુ ત્રિકમજીનુ મદિર હશે એમ ડૉ મજુલાલ અનુમાન કરે છે પાછળથી એ મદિરમા રણછોડજીની મૂર્તિને પધરાવવામા આવી હતી ત્યા દર્શન કરવા આવનાર લોકોની ઘણી ભીડ થતી અને સકડાશ પડતી એક માણેકઠારી પૂનમે એટલી બધી ભીડ થઈ કે ભગવાને પૂનાના તાબવેકર (તામ્બેકર) નામના એક દક્ષિણી ભક્તને આ અગવડ દૂર થાય એવુ મદિર બાધવાની પ્રેરણા કરી કહે છે કે સદર તામ્બેકર દ્વારકાની જાત્રાએ જતા હતા, ત્યારે તેમને આ બાબતનુ સ્વપ્નુ આવેલુ એને પરિણામે એમણે હાલનુ રણછોડજીનુ મદિર સવત ૧૮૨૬મા બધાવવાનુ શરૂ કર્યું અને સવત ૧૮૨૮મા તે પૂરુ થતા રણછોડજીની મૂર્તિને એમા પધરાવવામા આવી

**મૂર્તિ ક્યાં હતી?** પ્રશ્ન એ છે કે હાલના મદિરમા રણછોડજીની મુખ્ય મૂર્તિની સ્થાપના થઈ તે પહેલા તે ક્યા હતી? મૂર્તિની સ્થાપના વખતે લક્ષ્મીજી અને રણછોડજી એ બનેની મૂર્તિઓ લક્ષ્મીજીના મદિરમા હતી તેમાથી રણછોડજીની મૂર્તિને નવા મદિરમા લઇ જતી વખતે લક્ષ્મીજીએ પણ સાથે જવા ઇતેજારી બતાવેલી ત્યારે ભગવાને તેમને (લક્ષ્મીજીને) ત્યા જ રહેવા સમજાવેલા અને પોતે દર શુક્રવારે, અગિયારશે અને તહેવારોએ તેમને મળવા આવશે એમ કહેલુ આ રીતે મુખ્ય મદિરમાથી નાની મૂર્તિને એ દિવસોએ લક્ષ્મીજીના મદિરે લઈ જવાની પ્રથા પડેલી છે આ એમ સૂચવે છે કે રણછોડજીની મૂર્તિ હાલના મદિરમા આવતા પહેલા લક્ષ્મીજીના મદિરમા જ હતી

**રતનસિંહે બધાવેલા મદિર વિષે એક અભિપ્રાય** તો પછી ઉપર જણાવેલા સવત ૧૭૯૧મા બધાવેલા મદિરમા કઈ મૂર્તિ હતી? સભવ છે કે એ મદિર તે હાલના મુખ્ય મદિરને સ્થાને બાધેલુ નાનુ મદિર હશે અને એ જ મદિરને તાબેકરે મોટુ બનાવ્યુ હશે વલ્લભવિદ્યાનગરના પુરાતત્ત્વ ખાતાના અધિકારી શ્રી અમૃત પડ્યા આમ માનતા જણાય છે તેઓ લખે છે

"હિંદુત્વના અભિમાનીને ડાકોરજીનુ મદિર જોઈ પહેલી નજરે નિરાશા ઊપજે તેમ છે દૂરથી તેનો ઉપનો ભાગ જોતા એમ જ લાગે છે કે આ મદિર હિંદુ નથી, પણ પથ્થરનો બાધેલો મુસલમાની તાજિયો છે એ ખરુ જોતા મહારાષ્ટ્રના હેમાદ્રિપતી મદિરોના શિખરનું વિકૃત રૂપ છે મદિરનો નીચેનો ભાગ કઈક વિશેષ જૂનો છે મદિર બધાયા વિષે એવી માહિતી છે કે સવત ૧૯૮૧ (૧૭૯૧?)–સને ૧૭૨૫ (૧૭૩૫?)મા જોધપુર મારવાડથી ડાકોર આવેલા અભેસિંહ રાજાએ આ મદિર પ્રથમ બધાવેલુ આ પહેલા શ્રી રણછોડરાયજીની મૂર્તિ એક બીજા મદિરમા હતી સવત ૧૮૨૮ (ઈ. સ ૧૭૭૨)મા પેશ્વાના શરાફ સતારાના રહેવાસી ગોપાળ જગન્નાથ તાબેકર નામે ગૃહસ્થે આ મદિર વધુ વિસ્તાર્યું "*

**તાંબેકર વિષે** આમ હાલનુ રણછોડજીનુ મદિર બધાવનારનુ નામ ગોપાળ નાયક તાબવેકર હતુ તેઓ સતારા જિલ્લામા આવેલા તામ્બવે નામના ગામના વતની હતા સવાઈ માધવરાવ પેશ્વા (સને ૧૭૭૪થી ૧૭૯૫ના વખતમા તેઓ શરાફનો ધધો કરતા. અને ઘણા ધનવાન હતા પેશ્વાને પણ તેઓ નાણા ધીરતા તેમણે બીજા મદિરો પણ બધાવેલા છે અને દાન કરેલા છે એમને વિષે બીજી ઘણી માહિતી મળી શકે છે એમના વશજો હાલ વડોદરામા છે અને 'તાબેનો વાડો' એ નામને સ્થગે તેમનુ જાણીતુ નિવાસસ્થાન છે એ મકાનમા આ બનાવનો શિલાલેખ છે શ્રી મજુલાલ મજમુદારના લેખમા આ બધી માહિતી વિસ્તારથી આપેલી છે

**ઈતિહાસની તારીજ** આ પ્રમાણે ગાયકવાડ સરકારના અમલ સુધી રણછોડરાયજીના ઈતિહાસની ટૂક રૂપરેખા છે

* આ મદિરના સ્થાપત્યમા આવેલા મહારાષ્ટ્રીયન તથા મુસ્લિમ તત્ત્વો વિષે ડૉ મજુલાલ મજમુદારના લેખમા થોડી વિગતો છે.

એમાની ઘણી વિગતો કેવળ શ્રદ્ધાથી માનવી પડે તેવી છે ઘણી વિગતો અહીં આપી શકાઈ નથી અને મંદિર બંધાયું તે પછીનો ઇતિહાસ પણ ઘણો લાંબો હોવાથી અત્રે આપી શકાય તેમ નથી પરંતુ અહીં સુધી આપેલી ઇતિહાસની માહિતી ચોકસાઈપૂર્વક સમજવા માટે ઇતિહાસની મુખ્ય તારીખો શ્રી મંજુલાલ મજમુદારના લેખમાંથી અત્રે તારવી આપવામાં આવે છે એ લેખમાં નીચે પ્રમાણે જણાવ્યું છે —

રણછોડજીની મૂર્તિ ડાકોરમાં લગભગ આઠસો વર્ષથી છે સંવત ૧૨૧૨માં જ્યારે આ મૂર્તિ બોડાણો ડાકોરમાં લાવ્યો ત્યારે ગુજરાતમાં અણહિલપુર પાટણની રાજધાનીવાળા કુમારપાળનું રાજ્ય હતું સંવત ૧૭૮૧માં જ્યારે લક્ષ્મીજીનું મંદિર બંધાયું ત્યારે દિલ્હીનો રાજા મહમદશાહ હતો અને તેના તરફથી ગુજરાતનો સૂબો અભેસિંહ કરીને હતો આ જ અરસામાં દિલ્હીના બાદશાહના ગુજરાતના પ્રતિનિધિ નિઝામ ઉલ્મુલ્કે સત્તા પોતાના હાથમાં લીધી અને તેને હરાવવા તેના મકા હમીદખાને પિલાજીરાવ ગાયકવાડની મદદ મેળવી હતી પાછળથી પિલાજીરાવે મોગલોને હરાવી ગુજરાતમાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી હતી, અને તે ડાકોરમાં જ મરાયા હતા એ વાત જાણીતી છે આ રીતે સંવત ૧૨૧૨થી ૧૭૮૧ના ગાળામાં અનેક બનાવો બની ગયા તે પૈકી મહત્ત્વનો બનાવ સને ૧૨૯૭ એટલે સંવત ૧૩૫૩માં કરણઘેલાનો નાશ અને અલાઉદ્દીન ખીલજીએ ગુજરાતનો કરેલો કબજો એ ખાસ નોંધપાત્ર છે. તે પછી સને ૧૫૭૨ સુધી એટલે સંવત ૧૬૨૮ સુધી અમદાવાદના સુલતાનોનું રાજ્ય હતું અને તે પછી અકબરનું રાજ્ય થયું એમાંથી ઉપર જણાવ્યું તેમ પિલાજીરાવ મારફતે ગાયકવાડી રાજ્યની સ્થાપના થઈ

**મંદિરનો નિભાવ અને વહીવટ** ઉપર પ્રમાણે મોટું મંદિર બંધાયા પછી ગોપાળ નાયક તાંબેકરે મંદિરના નિભાવ માટે કંજરી ગામ મંદિરને સરકાર પાસે અર્પણ કરાવડાવ્યું તે પહેલાં ડાકોર ગામની આવકમાંથી મંદિર નભતું હતું આ બંને ગામનો વહીવટ મંદિરની વતી તાંબેકર કુટુંબ સરકારી સનદને આધારે કરતું હતું એનો ઇતિહાસ પણ લાંબો છે બ્રિટિશ રાજ્ય થયા પછી આ વહીવટ ઉપર સરકારનું નિયમન મૂકવામાં આવ્યું અને હાલ એક સમિતિ મારફતે આ વહીવટ ચાલે છે

**અન્ય બક્ષિસો** મંદિરને જરૂરી વિવિધ પ્રકારની સામગ્રી અને બીજી ચીજોની કાયમી આવક માટે અનેક પ્રકારની બક્ષિસો ભક્તજનોએ મંદિરને અર્પણ કરેલી છે

**સેવકો ટેમ્પલ કમિટી** ઉપર પ્રમાણે તાંબેકર કુટુંબના હાથમાં મંદિરની ઊપજનો વહીવટ આવ્યો તે પહેલાં રણછોડજીની મૂર્તિની સેવાપૂજા કોણ કરતું હતું અને તેની આવકનો શો ઉપયોગ થતો હતો એ બાબત ચર્ચાસ્પદ મનાય છે પરંતુ ડંકનાથ મહાદેવના પૂજારીઓ જેઓ તપોધન બ્રાહ્મણ હતા તેઓ પ્રથમ રણછોડજીની સેવા પણ કરતા હતા તે પછી લક્ષ્મીજીનું મંદિર બંધાતાં ખેડાવાળ બ્રાહ્મણો અને પછી શ્રીગોડ બ્રાહ્મણો એમાં જોડાયા આ બ્રાહ્મણો અને તાંબેકર કુટુંબ વચ્ચે અથડામણો થવાથી તે બાબત સરકારમાં ફરિયાદો થઈ હતી તેનો નિકાલ તા ૩–૫–૧૮૮૭ના મુંબઈ હાઈકોર્ટના ઠરાવથી થયો હતો તે પછી એ ઠરાવને આધારે સને ૧૮૮૮થી આ વહીવટ એક રિસીવર કમિટી મારફતે થાય છે એ કમિટી 'ટેમ્પલ કમિટી' કહેવાય છે એમાં ત્રણ સભ્યો ડિસ્ટ્રિક્ટ કોર્ટ પસંદ કરે છે, ચોથો સભ્ય તાંબેકર કુટુંબનો અને પાંચમો સભ્ય સેવક લોકોનો પ્રતિનિધિ હોય છે આ સમિતિ વતી પગારદાર મેનેજર રોકવામાં આવે છે તે રિસીવર પણ કહેવાય છે

**સંતો, મહંતો, કવિઓ અને આચાર્યો** રણછોડજીનું તીર્થ આ લેખમાં જણાવ્યું છે તે પ્રમાણે લગભગ આઠસો વર્ષથી હિંદુઓનું યાત્રાધામ છે આ આઠસો વર્ષના ગાળામાં થઈ ગયેલા ભારતદેશના જુદા જુદા પ્રદેશોના લગભગ તમામ સાધુ સંતો, ભક્તો અને કવિઓ અહીં આવી ગયા છે તમામ સંપ્રદાયના આચાર્યો પણ અહીં આવી ગયા છે અનેક ભજન મંડળીઓ પણ આવેલી છે એ રીતે ગુજરાતી તેમજ અન્ય પ્રાદેશિક ભાષાઓમાં ભક્તિગીતો રચનાર અનેક કવિઓ અને સંતો અહીં આવીને કાં તો પોતાનાં કાવ્યો અને ભજનો રચી ગયા છે, અથવા ગાઈ ગયા છે હજી પણ એ પ્રણાલી ચાલુ છે આ વિષયની ઘણી માહિતી ઉમરેઠના શ્રી રણછોડલાલ પુ કવિ પાસે નોંધેલી છે

**સેવકોને કામની વહેંચણી** મંદિરની ધાર્મિક વિધિઓ કરવા માટે જે બ્રાહ્મણો પરંપરાથી નિમાતા આવે છે તેઓ સેવકો કહેવાય છે તે પૈકીના મુખ્ય સેવક ભંડારી કહેવાય છે તેમનું મુખ્ય કામ ઠાકોરજીનાં વસ્ત્ર, આભૂષણ અને બીજી ચીજો સાચવવાનું છે તે ઉપરાંત તેઓ યાત્રાળુઓને પ્રભુસેવા માટે સમાધાન–ઉપદેશ કરે છે પ્રભુને યાત્રાળુઓ જે ભેટ સેવા મૂકે તે લઈ તેના બદલામાં પ્રભુપ્રસાદી રૂપે ઉપરણા ઓઢાડી તેઓ (ભંડારી) પ્રસાદ આપે છે એમની મદદમાં મદદગાર ભંડારી રહે છે તે ઠાકોરજીને માટે જુદે જુદે વખતે વાપરવાનાં વસ્ત્ર અને આભૂષણો ભંડારમાંથી ગણીને આપે છે અને લે છે આ બધી ચીજો આપવા–લેવાની નોંધ રહે છે

રણછોડજીની સેવા માટે ખેડાવાળ બ્રાહ્મણોને નીમેલા છે શ્રીગોડ બ્રાહ્મણો ઠાકોરજી માટે રાજભોગ તૈયાર કરે છે અને સેવા કરે છે તપોધન બ્રાહ્મણો મંગળા વખતે મંદિર ઉઘાડે છે, અને સખડી ભોગ (એટલે કે ઉત્થાપન દર્શન) થયા પછી મંદિરનાં બારણાં બંધ કરી તાળાંચાવીઓ પોતાની પાસે રાખે છે, તથા દેવસેવા માટે જરૂરી બંદોબસ્ત રાખે છે આ રીતે ઠાકોરજીની સેવાની વહેંચણી કરવામાં આવેલી છે

મંદિરનો પ્રસાદ અને પરચૂરણ પેદાશ સેવકો ઠરેલા નિયમ પ્રમાણે વહેંચી લે છે અડધો ભાગ તપોધન સેવકોને મળે છે અને બાકીનો અડધો ભાગ ખેડાવાળ અને શ્રીગોડ બ્રાહ્મણ વહેંચી લે છે આ બધા સેવકો મળીને સેવક મંડળ કહેવાય છે

**તીર્થગોર :** સેવકો ઉપરાંત યાત્રાળુઓનું સ્વાગત કરવા તથા તેમના ઉતારાની સગવડ કરવા ઘણા બ્રાહ્મણો ડાકોરમાં રહે છે. તેઓ તીર્થગોર અથવા ગોર કહેવાય છે. મુખ્યત્વે ત્રવાડી મેવાડા બ્રાહ્મણો આ કામ કરે છે. શ્રીગોડ અને તપોધન બ્રાહ્મણો પણ એ કામ કરે છે સેવકલોકોએ મંદિરમાં પ્રવેશવા માટે ગોર લોકો પાસેથી પ્રવેશ ફી લેવાની પ્રથા શરૂ કરેલી. એ બાબતમાં પણ કોર્ટમાં દાવો થયેલો. રિસીવર કમિટી નિમાયા પછી પણ આ પ્રથા ચાલુ રહેવાથી એની સામે દાવો કરવામાં આવેલો. આ પ્રશ્નનો હવે નિકાલ થઈ ગયો છે ગોર લોકોની એમાં જીત થઇ છે. તા. ૧૧-૧-૧૯૪૫ને રોજ મુંબઈ હાઈકોર્ટે આપેલા ચૂકાદા મુજબ ગોર લોકો સેવકોની માફક યજમાનોને સાથે લઈને રણછોડજીની મૂર્તિ સમક્ષ જઈ ધાર્મિક વિધિ કરાવી શકે એવી છૂટ થઈ છે.

**ઈતિહાસનું મુખ્ય રહસ્ય :** રણછોડજીનો આખો ઈતિહાસ શ્રદ્ધાળુ લોકોની શ્રદ્ધાને પોષે તેવો છે. તે ઉપરાંત એક હકીકત રણછોડજીએ પોતાના ચમત્કારથી સાબિત કરી છે કે ભગવાનની ભક્તિનો અધિકાર બ્રાહ્મણ અને ભંગી સૌનો સરખો છે. ગરીબ તવંગર, જ્ઞાની અજ્ઞાની, બ્રાહ્મણ શુદ્ર એવા કોઈ ભેદ ભગવાન સ્વીકારતા નથી. અનેક બનાવોમાં આ હકીકત સાબિત થઈ છે. તે ઉપરાંત ભગવાનને ધરાવવાના પ્રસાદમાં પણ આ હકીકત સૂચવેલી છે. માત્ર તુલસી પત્ર મૂકવાથી પણ ભગવાન પ્રસન્ન થાય છે. થોડા સાકરિયા કે સાકર અને તુલસીનાં બે પાનાં ભાવપૂર્વક ભગવાનને ચઢાવવામાં આવે તો તેથી પણ ભગવાન પ્રસન્ન રહે છે. આની સાબિતીરૂપે રણછોડજીના મંદિરના ચોકમાં આ ચીજો ઠેરઠેર વેચાય છે. બજારમાં પણ એ વેચવાની દુકાનો છે.

**આધાર :** (૧) ઊમરેઠના શ્રી. રણછોડલાલ પુ કવિએ તૈયાર કરેલો વિસ્તૃત લેખ (૨) ડૉ. મંજુલાલ મજમુદારનો ઉપર ઉલ્લેખેલો અંગ્રેજી લેખ. (૩) શ્રી અમૃત પંડ્યાનો 'કુમાર' માં પ્રકટ થયેલો પ્રવાસ લેખ (૪) શ્રી કસ્તૂરભાઈ સોમાભાઈ પટેલ, બી. એસ સી. તરફથી મળેલી માહિતી. (૫) અન્ય પ્રકીર્ણ સાધનો.

*

## નડિયાદ: શ્રી સંતરામ મહારાજનું મંદિર

**સ્થળ :** નડિયાદનું જ નહિ પરંતુ આ જિલ્લાનું અતિ વિખ્યાત અને વિશાળ શ્રી સંતરામ મહારાજનું આ સુપ્રસિદ્ધ મંદિર નડિયાદની દક્ષિણ દિશાએ આવેલું છે. તેની સામે ડુમરાલ ભાગોળનો ટાવરવાળો દરવાજો છે; અને બે બાજુએ ઊરેવાળ અને મવાવ તળાવ આવેલાં છે. ઊરેવાળ તળાવ ઉપર છાગેશ્વર મહાદેવનું શિવાલય છે. શ્રી સંતરામ મહારાજનું મંદિર નડિયાદના એક આભૂષણ રૂપ છે. મંદિરનો વિસ્તાર પણ ઘણો મોટો છે, ચારે બાજુની પ્રદક્ષિણા કરવામાં આવે તો એ ચાર ફર્લાંગથી ઓછી ન થાય આ વિસ્તારમાં અનેક મકાનો, બાગ, વિશાળ ખુલ્લી જગ્યાઓ, ક્રીડાંગણ વગેરેથી સ્થાન ભવ્ય



**શ્રી સંતરામ મહારાજનું મંદિર**

અને રમણીય બન્યું છે. નડિયાદની મુલાકાતે આવનાર હરકોઇ માણસ મંદિરની મુલાકાત લે છે અને મુગ્ધ બને છે.

**શ્રી સંતરાજ મહારાજ :** મૂળ સંતરામ મહારાજ અવધૂત કારક કોટીના મહાત્મા હતા. તેઓશ્રી ગિરનાર પર્વત પરથી પધારેલા અને દત્તાત્રેયનો અવતાર મનાતા. તેઓ અહીં તહીં વિચરતા મસ્ત યોગીરાજ હતા. સવત ૧૮૭૨માં તેઓશ્રી સુરત, વડોદરા, પાદરા, ઊમરેઠ, ખંભાત વગેરે સ્થળોએ થઈ નડિયાદ પધારેલા. એ પહેલાં સ. ૧૮૨૮માં ડાકોરમાં શ્રી રણછોડરાયજીની મૂર્તિની પ્રતિષ્ઠા થઈ ત્યારે શ્રી સંતરામ મહારાજ ડાકોરમાં પધારેલા એમ કહેવાય છે.

નડિયાદમાં મહારાજશ્રી, જેમના નામ પરથી 'લખાવાડ' નામ પડયું છે તે લખા પટેલના વંશજ પૂંજાભાઈ શામળભાઇના ડુંગા કૂઈવાળા ખેતરમાં એક જૂની રાયણના ઝાડની બખોલમાં ધ્યાનસ્થ સ્થિતિમાં રહેતા હતા. આ વખતે મહારાજશ્રીની યોગસિદ્ધીના ચમત્કારો લોકોના જાણવામા આવ્યા. એવી દંતકથા છે કે એક મજૂરે મહારાજશ્રીને કૂવામાથી પોતાના કમંડળ વડે પાણી લઈને નાવતા જોયા. તેમની યોગશક્તિથી કૂવાનું પાણી એટલું ઉભરાઇને ઊંચું આવ્યુ હતું વળી એક ભક્તની વસૂકી ગયેલી ભેંસે મહારાજશ્રીને પીવા માટે તેમના કમંડળમા દૂધ આપ્યું. આથી ભાવિક અને મુમુક્ષુ જનો મહારાજશ્રી પાસે ઉપદેશ માટે આવવા લાગ્યા.

**અખંડ જ્યોતિ :** શરૂઆતમાં શ્રી સંતરામ મહારાજ હાલ મંદિરમા જે ટેકરાવાળી જગ્યા છે ત્યા બેસતા અને દર્શન

તથા ઉપદેશ આપતા થોડા સમય પછી મહારાજે અહીંથી બીજે સ્થાને જવા વિચાર્યું, પણ ભક્તજનોના આગ્રહથી અહીં જ રોકાયા અને સ્થિર થયા, ને જીવનલીલા પણ અહીં જ સંકેલી લીધી

પંદર વર્ષ સુધી મહારાજ આ સ્થાને રહ્યા અને અનેક શ્રદ્ધાળુ જનોનો ઉદ્ધાર કર્યો, અનેકોને જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ બતાવ્યો અને સં ૧૮૮૭મા મહા સુદિ પૂર્ણિમાને દિવસે તેમણે જીવન સમાધિ લીધી તે વખતે તેમના બ્રહ્મરંધ્રમાંથી નીકળેલી જ્યોતથી પ્રગટાવેલો ઘીનો દીવો મંદિરમા અખંડ રાખવામા આવેલો છે, અને તે જ્યોતની સેવામા જ, જપ–ધ્યાનમા જ મહંતો આત્મપ્રાપ્તિની સાધના કરતા આવ્યા છે

**ગાદી અને મંદિર** મહારાજશ્રીના દેહવિલય પછી તેમની યાદગીરીમા તેમના સમાધિસ્થાન ઉપર તેમના પટ્ટ શિષ્ય શ્રી લક્ષ્મણદાસજીએ ગાદી અને પાદુકાઓનુ સ્થાપન કર્યું મહારાજશ્રીનો યોગગુટિકો મંદિરના કળશમા રાખવામા આવ્યો છે

આ મંદિરની શાખાઓ વડોદરા, પાદરા, કોયલીમા તેમ જ ઉમરેઠ, કરમસદ અને રઢુમા છે, અને મુખ્ય મંદિરને અનુકૂળ રહી કામકાજ કરે છે

**સાધન પ્રણાલિ** શ્રી સંતરામ મહારાજ તો આત્મ મસ્તીમા જ રમમાણ હતા, પણ તેમણે કેટલાક પદો સ્વયંભૂ રીતે પ્રગટ થવા દીધા છે સામાન્ય માણસો સમજી શકે તેવી આમ જનતાની સરલ બાનીમા તે લખાયા છે તેમા આત્માનંદની મસ્તી અને ધૂન છે ષટ્ચક્રભેદનની ધ્યાનપ્રણાલી છે મહારાજશ્રીએ પોતે જ સુખસાગરજી બાવા વિદેહી નામથી ચમત્કૃતિથી પૂર્ણ અનેક પદો લખ્યા છે

મહારાજશ્રીના પટ્ટ શિષ્ય શ્રી લક્ષ્મણદાસજીએ પણ કેટલાક સ્વાનુભવરસિક સુંદર, સરળ પદો લખ્યા છે મહારાજશ્રીના સમયમા અને ત્યાર પછી આમ જનતામાંથી તેમના જે ભક્તો થયા, તેમા હરિરામ હરિદાસ જેઠા ભગત અદેસંગ વાંકાનેર નિવાસી ભક્ત નારાયણદાસ બાળકદાસ, પુરુષોત્તમ, વિષ્ણુદાસ, પ્રીતમ, ઈશ્વરદાસ રણછોડદાસ વિઠ્ઠલદાસ, રાઘવમુનિ, સુંદરરામજી વગેરે અનેક થઈ ગયા, તેમાના કેટલા સિવાય બધીનાઓએ તો સુંદર ભાવપૂર્ણ પદો અને ભજનો લખ્યા છે કેટલાક ભક્તોએ તો, વૈષ્ણવ સંપ્રદાયમા જેમ ગોપીભાવથી ભક્તિ થાય છે તેમ સ્ત્રીભાવથી મહારાજની ભક્તિ કરી છે જેમ કેટલાક લોકો એકબીજાને રામ રામ' કહે છે, સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ જેવી રીતે પરસ્પર 'જય સ્વામીનારાયણ' કહી સંબોધે છે, તેમ મહારાજશ્રી તથા તેમના ભક્તો એકબીજાને જે મહારાજ' કહેતા અને હજી પણ કહે છે મોટી, દૂધી, તેજબાઈ વગેરે સ્ત્રી ભક્તોના ભજનો–પદોમા જે મહારાજ નો સંદેશો મોકલ્યાનો ઉલ્લેખ આવે છે

શ્રી સંતરામ મહારાજે પોતે તથા તેમની પછીના તેમના ભક્તોએ અનુભવમૂલક પદો તથા ભજનો રચ્યા છે મંદિરના શતાબ્દી મહોત્સવ પછી તેમનો સંગ્રહ કરી એક પુસ્તકરૂપે તે બહાર પાડવામા આવ્યો છે, જેથી અધિકારી મોક્ષમાર્ગીઓને તે ઉપયોગી નીવડે સરળતા, સચોટતા અને અનુભવગમ્યતા આ પદો તથા ભજનોના મુખ્ય લક્ષણો છે

**વિકાસ અને જનસેવા** સંતરામ મંદિરના હાલના મહંત શ્રી જાનકીદાસજી બહુ જ વિચક્ષણ અને વ્યવહાર કુશળ છે તેમના સમયમા મંદિરે આટલો બધો મોટો વિકાસ સાધ્યો છે અને અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરાઈ છે સં ૧૯૮૭મા મૂળ સંતરામ મહારાજના નિર્વાણ શતાબ્દી ઉત્સવ નિમિત્તે અહીં મોટા યજ્ઞો થયા હતા, અને ધર્મગ્રંથો અને શાસ્ત્રોના પારાયણો થયા હતા આ મહાસત્ર ત્રણ વર્ષ સુધી ચાલ્યો હતો

શ્રી જાનકીદાસજી મહારાજ મંદિરને જે દ્રવ્ય ભેટ મળે છે તેનો ઉપયોગ જનહિતના કાર્યો કરવામા કરે છે, ને એ રીતે સાધુ–સંતોને યોગ્ય અપરિગ્રહ ધર્મ પાળે છે મંદિરના સાધુઓ બધુ કામ જાતમહેનતથી કરે છે, અને બાહ્ય સ્વચ્છતા પ્રત્યે ખાસ ધ્યાન આપે છે

**મેળા–ઉત્સવ** આમ તો દર પૂનમે મંદિરમા દર્શનાર્થીઓની સંખ્યા વધારે હોય છે, અને જન્માષ્ટમી વગેરે તહેવારો અને ધાર્મિક ઉત્સવના દિવસોએ પણ મોટી સંખ્યામા સ્ત્રી પુરુષો દર્શન કરવા આવે છે દર વર્ષે મહા સુદ પૂનમનો મોટો મેળો ભરાય છે તેમા નડિયાદની આસપાસના ગામોમાંથી તથા દૂર સુરત મુંબઈ અને સૌરાષ્ટ્રમાંથી પણ ભાવિક જનો દર્શનાર્થે આવે છે

જનકલ્યાણની અનેક પ્રવૃત્તિઓ મંદિર તરફથી ચાલે છે તેમા મહારાજશ્રીની પ્રેરણા અને સંચાલન જણાઈ આવ્યા વગર રહેતા નથી

**લોકહિતની પ્રવૃત્તિઓ** શ્રી સંતરામ મંદિર અને તેની ઉદાર પ્રણાલિકા રૂપે વ્યક્ત થતી અનેકવિધ લોકોપકારક પ્રવૃત્તિઓ સામાન્ય જનસમાજ માટે એક મહાન આશ્રયસ્થાન રૂપ છે

**રહેવા–જમવા માટે** સંધુસંતો, બાવાઓ, નિરાધારો, મુસાફરો, મુલાકાતીઓ વગેરે માટે મંદિર તરફથી રહેવા જમવાનો હંમેશા પ્રબંધ કરવામા આવેલો છે મંદિરના આશ્રયે આવેલો કોઈ પણ માણસ ભૂખ્યો રહેવા પામે નહિ એની ખાસ કાળજી રખાય છે

**નિર્વાસિતોને સગવડ** નડિયાદમા આવી વસેલા નિર્વાસિતોની મોટી સંખ્યાને રહેવા–વસવા માટે મહારાજશ્રીએ સગવડ કરી આપી છે

**સામાજિક પ્રસંગો માટે** નડિયાદની જનતાને લગ્ન મરણ વગેરે પ્રસંગોએ, જાનના ઉતારા માટે, સમૂહ–ભોજનની વ્યવસ્થા માટે, બધી સગવડો મંદિર તરફથી આપવામા આવે છે

**સભા–નાટક–ઉત્સવ માટે** રાજકીય, ધાર્મિક કે સામા

જિક પ્રકારના પ્રસંગોએ સભાઓ, ઉત્સવો, સરઘસો, નાટ્યપ્રયોગો વગેરે માટે કોઈપણ જાતના ભેદભાવ વગર સર્વને મંદિર તરફથી સ્થાન અને સાધનોની જરૂરી સગવડો આપવામાં આવે છે

**આરોગ્ય તથા અભ્યાસ માટે** અહીંના ખુલ્લા હવા ઉજાસ, અને સારા પાણી તથા એકાંત સ્થળનો લાભ જેને પોતાનું આરોગ્ય સુધારવા માટે લેવો હોય તેને તેવો લાભ મળી શકે છે તે જ મુજબ વિદ્યાર્થીઓ પણ પોતાના અભ્યાસ માટે જરૂરી સ્થળ ને સગવડો પણ અહીં મેળવી શકે છે બહારગામથી અહીં પરીક્ષા આપવા આવતા કે બીજા તાલીમ વર્ગોમાં આવતા વિદ્યાર્થીઓ માટે પણ અહીં રહેવાની સગવડ મળી શકે છે

**પાણીની સગવડ** નડિયાદ ગામમાં નળ આવ્યા તે પહેલા સંતરામનો મીઠા પાણીનો કૂવો ગામ લોકો માટે એક આશીર્વાદ જેવો હતો મહારાજશ્રીએ કૂવા પર ટાંકી બંધાવી ત્યાં ચકલીઓ મુકાવી પાણીની મોટી રાહત લોકોને કરી આપી છે

**ક્રીડાંગણ** મંદિરના ચોગાનમાં બાળકો માટે સર્વ સગવડો વાળું ક્રીડાંગણ છે, તેમાં ચગડોળ હીંચકા અને કસરતના તથા રમતગમતના સાધનો મૂકવામાં આવ્યા છે આનો લાભ બાળકોની મોટી સંખ્યા લે છે

**વ્યાયામમંદિરને રાહત** નડિયાદના શ્રી દ. વિ સો સા. વ્યાયામમંદિર માટે મંદિરની બાજુમાં વિશાળ જમીન આપી છે એ જમીન ઉપર વ્યાયામમંદિરે ઉપયોગી મકાનો બાંધ્યા છે આ વ્યાયામમંદિરને આવી રીતે મહારાજશ્રીની સહાય મળવાથી તેનો સારો વિકાસ થઈ શક્યો છે

**તળાવનો આરો** શિયાળા ઉનાળા તળાવમાં ધોવા તથા નાહવાની સગવડ માટે મહારાજશ્રીએ એક આરો બંધાવી આપ્યો છે

**અતિથિ નિવાસ** ડુમરાળ દરવાજાની અંદરના ભાગમાં એક મોટું મકાન મંદિરે ખરીદી તેમાં જરૂરી સુધારા વધારા કરી અતિથિગૃહ તરીકે જાહેર જનતાના વપરાશ માટે ખુલ્લું રાખ્યું છે આ મકાનમાં પ્રદર્શનો ભરાય છે, જાનોને ઉતારા અપાય છે, ઉત્સવો યોજાય છે એ રીતે લોકોને આ જાહેર મકાનથી ઘણી રાહત મળી છે

**ધાર્મિક સંસ્કારનાં સિંચન** નાના બાળકોમાં ધાર્મિક સંસ્કારનું સિંચન કરવા માટે બાળકોને ગીતાના તથા બીજા સ્તુતિના શ્લોકો, સ્તોત્રો મોઢે કરાવવામાં આવે છે, ને તે માટે બાળકોને ઉત્તેજન પણ આપવામાં આવે છે દરેક શ્લોક મોઢે બોલે તેને શ્લોક દીઠ એક આનો અવારનવાર અપાય છે

**કથાવાર્તા** દરરોજ સવાર સાંજ મંદિરમાં નિયમિત કથા વાર્તા, આખ્યાન થતા હોય છે કોઇ પ્રસિદ્ધ સાધુ સંત આવે તો તેમના સત્સંગનો લાભ ભાવિક જનોને મળે છે મંદિરમાં કથા-વાર્તાનો મોટો વિશાળ ખંડ અને ચોક છે

**શ્રી સંતરામ વિદ્યાશાળા** નડિયાદમાં પ્રાથમિક શાળાઓ માટે પૂરતી સગવડવાળા મકાનોની મોટી ખોટ અનુભવાય છે અને નડિયાદ મ્યુનિસિપાલિટી પોતાને જરૂરી પ્રાથમિક



શાળાઓ માટેના મકાનો સ્વતંત્ર રીતે બંધાવી શકે એવી સદ્ધર સ્થિતિમાં નથી આ સંજોગમાં, શ્રી સંતરામ મહારાજે મંદિરની પાછળના ભાગમાં પ્રાથમિકશાળા માટે હજારો રૂપિયાને ખર્ચે શ્રી સંતરામ વિદ્યાશાળાનું વિશાળ મકાન બંધાવી આપી તે મ્યુનિ ને સોંપ્યું છે મકાનની સામેની બાજુએ, જાહેર રસ્તાની બીજી બાજુએ, બાળકોને માટે રમતગમતના સાધનોવાળું ક્રીડાંગણ પણ છે.

**કન્યાશાળાનું મકાન** પ્રાથમિક શાળામાં ભણતી કન્યાઓ માટે મહારાજશ્રીએ એક મોટું મકાન મંદિરના ચોગાનમાં આવેલા બાગમાં બંધાવીને તેને સર્વ સાધનોથી સજ્જ કરીને સ્થાનિક મ્યુનિ ને સોંપ્યું છે

**તીર્થક્ષેત્ર** આમ શ્રી સંતરામ મહારાજની જન-કલ્યાણની ભાવનાથી પ્રેરાયેલી અનેકવિધ ઉપકારક પ્રવૃત્તિઓને લીધે શ્રી સંતરામ મંદિર એક તીર્થક્ષેત્ર બન્યું છે ત્યાં નાના બાળક, કિશોરો, જુવાનો પ્રૌઢો, પુરુષો ને સ્ત્રીઓ સર્વનો સર્વાંગ વિકાસ થાય-શરીર, બુદ્ધિ, નીતિ ધર્મને યથાવત્ પોષણ મળે, તેમનો સંસારવ્યવહાર અને સામાજિક સંબંધો સરળતાપૂર્વક સચવાય ને પાર પડે એવા ઐહિક અને પારલૌકિક પ્રકારની ઉદાર તથા ઉચ્ચાશયી રાહતો, સગવડો કોઈ જાતના ભેદભાવ વગર સર્વને આપવામાં આવે છે કોઈ પણ પ્રકારની કુદરતી આફત કે આપત્તિ પ્રસંગે પણ નિરાધારોને, દુખીઓને આ મંદિર આશ્રયસ્થાન છે

---

**આધાર** શ્રી શાંતિલાલ ઠાકર તરફથી મળેલો લેખ તથા જાણકારો પાસેથી મેળવેલી માહિતી

## પીપળાવ: આશાપુરી માતાજી

આશાપુરી માતાજીનું સ્થાન પીપળાવ ગામથી અગ્નિ ખૂણામાં અને પેટલાદથી ચાર માઈલ દૂર આવેલું છે આશાપુરી જવા માટે પેટલાદથી આશાપુરી સુધી ફેર વેધર રોડ છે તે રોડ ઉપર બારે માસ મોટર સર્વિસ ચાલુ રહે છે તેનો ટિકિટનો દર રૂ ૦-૫-૦ છે આણંદથી આશાપુરી લગભગ બાર માઈલ દૂર છે, ત્યાંથી પણ ચોમાસા સિવાય મોટર સર્વિસ ચાલે છે ૧૯૫૩થી કાસોર થઇને મોટર સર્વિસ ચાલુ થઈ છે અને અમદાવાદ સોજિત્રા થઇને એસ ટી ની સર્વિસ પણ ચાલુ કરાઇ છે

આશાપુરી માતાજીની સ્થાપના સોળમા સૈકામાં થયાનું જણાય છે તેનું મંદિર છત્રપતિ શિવાજીના સમયમાં પેશ્વા સરકારે બાંધી આપ્યું છે આશાપુરી માતાજીના મંદિરો પીપળાવ ઉપરાંત ઉમેટા, જહાજ બામણવા, અમદાવાદ સુરત અને નર્મદા કિનારે તેમજ કચ્છમાં આવેલા છે

નાગર તથા મરાઠા અને સૌરાષ્ટ્રના કેટલાક લોકોની આશાપુરી માતાજી કુળદેવી ગણાય છે દર વર્ષે માગશર સુદમાં ખંભાતથી

સોનીના અને મહા સુદમા અમદાવાદ વગેરે સ્થળોના ગયા યાત્રાર્થે આવે છે જન્માષ્ટમીને દિવસે આજુબાજુના ગામોના લોકો દર્શન



આશાપુરી માતાજી

માટે આવે છે તે ઉપરાત દુર્ગાષ્ટમી અને ચૈત્ર નવમીને દિવસે ખાસ સ્ત્રીઓ માટે જ મોટો મેળો ભરાય છે મેળા સિવાય આશરે પાચ હજાર જેટલા યાત્રાળુઓ દર વર્ષે માતાજીના દર્શનનો લાભ લે છે

મદિરમા આશા અને પુરી એમ બે મૂર્તિઓ છે. તે બે બહેનો છે એમ મનાય છે તેમા આશા મોટા અને પુરી નાના છે છતા દેખાવમા મોટા બહેન નાના દેખાય છે, જ્યારે નાના બહેન મોટા દેખાય છે તેમની પૂજા પીપળાવના તપોધન બ્રાહ્મણો અને ગોસાઇ લોકો કરે છે

શ્રદ્ધાળુ લોકો સંતાનની પ્રાપ્તિ માટે માતાજીની બાધા માને છે તે માતાજી ફળિભૂત કરે ત્યારે બાળકની બાધા ઉતારવા ત્યા જાય છે ( વાળ ઉતારી જઈ બાધા પૂરી કરે છે ), તેમજ માતાજી સમક્ષ કેટલાક સકલ્પો લેવાય છે

યાત્રાળુઓની સગવડ માટે મદિરમા પેટલાદના શેઠશ્રીએ મોટી ધર્મશાળા બાધી આપી છે આ ઉપરાત રાણા કોમની પણ એક ધર્મશાળા છે મદિર પાછળ પણ ઊતરવાની સગવડ છે

શરૂઆતમા માતાજીનુ એક દેરુ હતુ. પાછળથી પેટલાદના શ્રીમતો અને ગામલોકોએ ફાળો આપી અત્યારનુ મોટુ મદિર બાધેલુ છે આ મદિરનુ શિખર આશરે ૧૫૦ ફૂટ ઊચુ છે ફરતી આજુબાજુ મોટી આરસપહાણની અગાશી છે તે ચાદ રાતે કે ગ્રીષ્મની પ્રખર ગરમીથી બચવા માટે રાત્રે સુવા માટેનુ આહ્લાદજનક સ્થાન છે ભાદરવા સુદ આઠમ ( દુર્ગા આઠમ )ને દિવસે અહીં મોટો મેળો ભરાય છે ખભાત અને પેટલાદના રાણાઓએ બાધેલી એક વાવ અહીં પાસે આવેલી છે હાલ તેમા વોટરવર્ક્સ બાધેલુ છે વવની પાસે અને માતાજીની સામે એક મોટુ તળાવ છે જેનો આરો 'માતાજી' આરા ને નામે ઓળખાય છે

આધાર શ્રી હસમુખલાલ હરિપ્રસાદ પડ્યાએ આપેલ માહિતી

*

## બોચાસણ : શ્રી અક્ષરપુરુષોત્તમ યાને શ્રી સ્વામીનારાયણનું મંદિર

શ્રી સહજાનદ સ્વામીના અતર્ધાન થયા પછી અક્ષર પુરુષોત્તમની ઉપાસના કરવાનો ઉપદેશ શાસ્ત્રીજી શ્રી યજ્ઞપુરુષદાસજીએ આપવાનુ શરૂ કરતા સ્વામીનારાયણ સપ્રદાયમા કેટલોક ખળભળાટ થયેલો. પણ જેમ જેમ નવીન ઉપાસના માર્ગનુ રહસ્ય સમજાતુ ગયુ તેમ તેમ તેના અનુયાયીઓ વધતા ગયા ને સપ્રદાયીઓનો અનુરાગ પણ તે પ્રત્યે વધતો ગયો આ ઉપાસના માર્ગમા સહજાનદસ્વામીની સર્વોપરી ઉપાસના—અક્ષરે સહિત પુરુષોત્તમ (શ્રીજી)ની ઉપાસના—મુખ્ય છે આ ઉપાસના માર્ગના સ્થાપક અને પ્રવર્તક શાસ્ત્રીજી સ્વામી શ્રી યજ્ઞપુરુષદાસજી હતા

શાસ્ત્રીજીએ આ ઉપાસના માર્ગ પ્રવર્તાવવાની શરૂઆત સવત ૧૯૬૦મા અક્ષર પુરુષોત્તમની મૂર્તિઓ વઢવાણ મદિરમા પધરાવીને કરી સ ૧૯૬૨મા આણદમા ગુણાતીત મડળની એક મોટી સભા થઈ અને તેમા છડે ચોક અક્ષરપુરુષોત્તમનો જ્ઞાનપ્રચાર કરવાનો અને શિખરબધ મદિરો કરી મધ્ય મદિરે અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ પધરાવવાનો નિર્ણય લેવાયો ત્યાર બાદ સવત ૧૯૬૩મા શ્રી બોચાસણ મહા પ્રસાદીના સ્થાનમા ત્રણ શિખરનુ ભવ્ય મદિર બધાવી તેમા અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ પધરાવી

આજે બોચાસણનુ મદિર શ્રી અક્ષરપુરુષોત્તમની ઉપાસના માર્ગનુ મુખ્ય કેન્દ્ર બન્યુ છે.

સ ૧૯૬૩ પછી ૧૯૭૧ સુધી ગુજરાત, સૌરાષ્ટ્ર, ખાનદેશ, મુબઈ વગેરે પ્રદેશોમા વિચરણ તથા પારાયણો કરી સતત જ્ઞાન પ્રચાર કર્યો તે પછી સ ૨૦૦૭ સુધી ગુજરાત અને સૌરાષ્ટ્રમા અનેક સ્થળે મદિરો બધાવ્યા અને જ્ઞાનનો સતત પ્રચાર કર્યો અને તે જ વર્ષમા તા ૧૦–૫–૧૯૫૧ને રોજ શાસ્ત્રીજી

ફાગણ સુદ ૧૫ ગામેગામથી મોટી સંખ્યામાં યાત્રિકો આવે છે બપોરના વરઘોડો ચઢે છે શ્રી જિનમંદિરેથી નીકળીને ગામમાં ફરી વરઘોડો ગામ બહાર અડધા માઈલ ઉપર શ્રી આદીશ્વરજી ભગવાનના પગલાની દેરી છે ત્યાં જાય છે ત્યાં શ્રી સિદ્ધગિરિજીનો પટ બંધાય છે સમગ્ર સંઘ દર્શનાર્થે ત્યાં જાય છે અને શ્રી નવ્વાણુ પ્રકારી પૂજા ભણાવાય છે મહા વદ ૫ ભમતીની દેરીઓની વર્ષગાંઠ નિમિત્તે નવી ધ્વજાઓ ચઢાવાય છે અને અંગરચનાદિ થાય છે ચૈત્ર સુદ ૧૩ વર્તમાન તીર્થાધિપતિ ભગવાન શ્રી મહાવીર દેવના જન્મ-કલ્યાણ નિમિત્તે અંગરચનાદિ થાય છે ચૈત્ર સુદ ૧૫ ગામે ગામથી ઘણી મોટી સંખ્યામાં યાત્રિકો આવે છે અને અંગરચનાદિ થાય છે વૈશાખ સુદ ૫ મૂળ મંદિરના નવા ગભારાની વર્ષગાંઠ નિમિત્તે શિખર ઉપર નવી ધ્વજા ઉછામણી બોલીને ચઢાવાય છે બપોરે પૂજા ભણાવી અંગરચનાદિ કરાવાય છે જેઠ વદ ૧ અને ૨ અમદાવાદના શા ચીના ઉજીરાના રંગારી કાપડ મહાજનનો સંઘ દર વર્ષે આવે છે બે દિવસ પૂજા આંગી ભાવનાદિ થાય છે

**શ્રાવણ વદ ૮** (જન્માષ્ટમી) આ તહેવારે ગામડાના હજારો લોકો આવે છે, મોટો મેળો ભરાય છે **શ્રાવણ વદ ૧૨થી ભાદરવા સુદ ૪** સુધી શ્રી પર્યુષણ પર્વ અંગે આઠ દિવસ આંગીઓ રચાવાય છે તથા રાત્રે ભાવનાઓ બેસે છે **શ્રાવણ વદ ૧૨**ના દિવસે શ્રી કલ્પસૂત્રનો ભવ્ય વરઘોડો ભગવાનની પાલખી સાથે નીકળે છે આસો વદ અમાસના દિવાળીના દિવસે તથા કાર્તક સુદ ૧ના બેસતા વર્ષના દિવસે ભવ્ય આંગીઓ રચાવાય છે

**તિથિઓની નોંધણી** (૧) ઘીના અખંડ દીપકની કાયમી તિથિના રૂ ૨૦૧ (૨) ઘીના અખંડ દીપકની કોઈ એક તિથિના રૂ ૭ (૩) બાદલાની અંગરચનાની કાયમી તિથિના રૂ ૨૦૧, (૪) બાદલાની અંગરચનાની કોઈ એક તિથિના રૂ ૬, (૫) યાત્રિકો માટે ચાલુ ભોજનશાળામાં આવની આધને જો કાયમી તિથિના રૂ ૧૨૫

ઉપર જણાવ્યા મુજબ તિથિઓ નોંધાવવા માટે નાણાં અગર પાવતી મેળવવા માટે અથવા તો આ તીર્થ સંબંધી કાંઈ પણ વિગત જાણવા માટે નીચેના સરનામાએ પત્રવ્યવહાર કરવાનો હોય છે (૧) શ્રી માતર સાચા દેવ તીર્થકમિટી ઠુમાજી રવચંદ જયચંદ જૈન વિદ્યાશાળા, દોશીવાડાની પોળ અમદાવાદ અથવા (૨) શ્રી સાચા દેવ કારખાનુ મુ માતર જિ ખેડા ગુજરાત.

**ઇતિહાસ** આ તીર્થ એ ઓગણીસમી સદીનો પણ અર્ધ ભાગ વ્યતીત થઈ ગયા પછી અસ્તિત્વમાં આવેલુ છે આ પહેલાં, માતર ગામમાં એક નાનકડું શ્રી જિનમંદિર હતુ તે વખતે આ ગામ તીર્થ તરીકે ઓળખાતુ ન્હોતુ

માતરના જૈનોને આ શ્રી સુમતિનાથ ભગવાનના બિંબની પ્રાપ્તિ સિંહુજ (જિ મહેમદાવાદ) નામના ગામમાંથી થઈ હતી આ સિંહુજ નામ પણ પ્રાચીન હોય એમ જણાય છે, તેમ જ [illegible] સદીઓ પહેલાં તે ગામની બહુ મોટી જાહોજલાલી હશે એવી કલ્પના થાય છે

સાચા દેવ શ્રી સુમતિનાથ ભગવાનનુ બિંબ, એ સિંહુજ ગામના વતની એક બારોટના વાડામાંથી જમીનમાંથી પ્રગટ થયેલુ છે આ બિંબ એ સ્થળે ક્યાંથી આવ્યુ એ બાબત ઉપર, એ શ્રી જિનબિંબ ઉપર જે શિલાલેખ છે, તે બહુ સારો પ્રકાશ પાડે છે એ આખો ય શિલાલેખ તો વંચાતો નથી, પરંતુ કેટલોક ભાગ વંચાય છે

એ લેખ ઉપરથી કલ્પી શકાય છે કે વિ. સં ૧૫૨૭મા સિંહુજ ગામમાં શ્રી જિનબિંબોની પ્રાણપ્રતિષ્ઠા-અંજનશલાકાનો મહોત્સવ ઉજવાયો હશે ગામમાં તે વખતે પ્રાણપ્રતિષ્ઠાને પામેલા ઘણા શ્રી જિનબિંબો આજે ભિન્ન ભિન્ન સ્થળે વિદ્યમાન છે આ મહોત્સવ ઉજવાયા બાદ, કાળક્રમે ફરીને આ ગામમાં એવુ કંઈ બની જવા પામ્યુ હશે, કે જેને લઈને શ્રી જિનબિંબોને ભંડારી દેવામાં આવ્યા હોય, અગર તો, ભૂમિકંપ જેવુ કંઈ બનવાને લીધે પણ એમ બન્યુ હોય શું બન્યુ હશે એ અત્યારે તો કલ્પનાનો વિષય છે, પરંતુ આ સાચા દેવ શ્રી સુમતિનાથ ભગવાનનુ બિંબ, એ જ સિંહુજ ગામમાં જમીનમાંથી પ્રગટ થવા પામ્યુ છે, એ તો નિર્વિવાદ હકીકત છે

વિ સં ૧૮૩૩મા આ શ્રી જિનબિંબ કેવા પ્રકારે જમીનમાંથી પ્રગટ થયુ તે હવે જોઈએ

વિ સં ૧૮૫૩ના શ્રાવણ મહિનામાં શુભ દિવસે અધિષ્ઠાયક દેવે માતર ગામના વતનીઓ શા દેવચંદ વેલજી, શા [illegible] સુરચંદ તથા શા નથુ [illegible]—એ ત્રણ જૈનોને રાતના એક જ સમયે એક જ પ્રકારનુ સ્વપ્ન આપ્યુ એ સ્વપ્નમાં એ ત્રણેય ગૃહસ્થોને એવુ સૂચન કરવામાં આવ્યુ કે સિંહુજ નામના ગામમાં બારોટના વાડામાં ભૂમિગૃહમાં ભગવાનના બિંબો છે એ શ્રી જિનબિંબોને તમે બહાર કાઢો અને માતરમાં લાવીને પધરાવો.

સ્વપ્ન ઘણુ સ્પષ્ટ હતુ અને સ્વપ્નમાં કરાયેલુ સૂચન પણ ઘણુ સ્પષ્ટ હતુ પરંતુ ગમે તે કારણે માતરના એ ત્રણેય જૈન ગૃહસ્થોમાંથી એક પણ ગૃહસ્થ તત્કાલ સિંહુજ ગયા નહિ. બીજી તરફ એવુ બન્યુ કે સિંહુજ ગામના એ બારોટને પોતાના વાડામાં રાત્રિના સમયે વિવિધ વાજિંત્રો વાગતા સંભળાવા લાગ્યા. તેમજ કોઈ મોટો [illegible] હોય તેવા કર્ણમધુર અવાજો પણ તેના કાને આવવા લાગ્યા

આમ બે ચાર દિવસ થયુ એટલે બારોટને વિચાર આવ્યો કે વાડામાં ખોદીને હું જોઉં તો ખરો કે અહીં શું છે! કારણ કે એના મનમાં નિશ્ચય થઈ ગયો હતો કે વાડામાં જમીનમાં કોઈ દૈવી વસ્તુ હોવા વિના આવા અવાજ થાય નહિ [illegible] તેણે વાડામાં ખોદવા માંડ્યુ [illegible] ખોદાયુ હશે, ત્યાં તો તેને જમીનમાં [illegible] પછી તેણે [illegible] શ્રી જિનમૂર્તિઓ તેના [illegible] જૈન [illegible] પ્રગટ થયા છે એવી વાત કરી અને

જોતજોતામા તો આ વાત આખા ગામમા ફેલાઈ ગઈ

એ બારોટના વાડામા ઘણા માણસો એકઠા થઈ ગયા બારોટે પોતાના ઘરમા એક જગ્યાને ગાયના છાણથી લીંપાવી અને તે જગ્યા ઉપર લાકડાના બાજઠો ગોઠવીને તેના ઉપર પ્રભુજીને પધરાવ્યા

આ વાત વાયુવેગે આજુબાજુના ગામોમા પહોચી ગઈ ગામેગામના જૈનો સિહુજમા એકઠા થઈ ગયા સૌએ ભગવન્તોને પોતપોતાને ગામે લઈ જવાનો વિચાર કરવા માડ્યો, કારણકે સિહુજ ગામમા જૈનોની વસતી નહિ હોવાથી ત્યા તો ભગવન્તોને રાખી શકાય તેમ હતુ નહિ

સૌને પોતપોતાને ગામે આ ભગવન્તોને પધરાવવાની પ્રબળ ઈચ્છા થઈ અને એથી પરસ્પર ખેંચાતાણી થવા લાગી છેવટે ચિઠ્ઠીઓ નખાઈ. માતર ગામનુ નામ આવ્યુ નહિ ચિઠ્ઠીમા જે ગામનુ નામ નીકળ્યુ હતુ તે ગામના જૈનો સ્નાન કરી, સ્વચ્છ કપડા પહેરી આવી પહોચ્યા ભગવાનને પધરાવવાને માટે ગાડુ પણ તૈયાર રાખેલુ તેઓએ આવીને, ગાડામા પધરાવવાને માટે ભગવાનને ઉપાડવા માડ્યા તેમનાથી ભગવાનને ઉપાડી શકાયા નહિ એટલે મદદમા તેમણે બીજાઓને બોલાવ્યા એમ ઘણા માણસો ઘણુ ઘણુ મથ્યા, પણ કેમેય કરીને ભગવાનને જરા સરખા ય ઊંચા કરી શકાયા નહિ આખરે તેઓ થાક્યા અને નિરાશ થઈને બેઠા એટલે માતરવાળા ભાઈઓના હૈયામા ઉત્સાહનો સચાર થયો ત્યા એકઠા મળેલા શ્રી સઘને હાથ જોડીને તેઓએ કહ્યુ કે આપ બધા જો ખુશીથી આજ્ઞા આપતા હો, તો અમે ભગવાનને ઉપાડી જોઈએ અને જો અમારાથી ભગવાન ઊપડે તો અમે ભગવાનને માતર લઈ જઈએ સૌની સમતિ મળતા તેઓએ ભગવાનને ઉપાડ્યા અને એક પછી એક એમ પાચેય ભગવાનોને તેમણે ગાડામા પધરાવ્યા વજન જેવુ કાઈ તેમને લાગ્યુ જ નહિ માતરવાળાઓના આનદની તો કોઈ સીમા જ નહોતી હવે આવુ આશ્ચર્ય પ્રત્યક્ષપણે જોવા છતા કેટલાકોએ ફરી પાછી ભગવતોને પોતપોતાને ગામે લઈ જવાની હઠ પકડી ફરી પાછો તકરારનો સભવ ઊભો થયો આમ બધા લોકો કોલાહલ મચાવી રહ્યા હતા ત્યારે માતરવાળા ભગવાનની પ્રાર્થના કરી રહ્યા હતા એટલામા તો સૌના આશ્ચર્ય વચ્ચે, ગાડુ વગર બળદ જોડયેજ પોતાની મેળે માતર તરફ ચાલવા માડ્યુ બધા આભા જેવા બનીને ગાડાની પાછળ ચાલ્યા આમ વગર બળદ જોડયે ગાડુ આશરે અડધા માઈલ સુધી જઈને પછી આપોઆપ ઊભુ રહ્યુ આવો અદ્‌ભુત બનાવ બન્યો. પછી તો કોણ માતરવાળાનો વિરોધ કરે ? ભગવતોને માતર લઈ જવામા સૌ સમત થયા એટલુજ નહિ પણ સૌ સાથેજ વાજતે-ગાજતે ચાલીને માતર સુધી આવવાને તૈયાર થઈ ગયા આ બનાવે તો, જૈનેતરોનુ પણ ઘણુ ભારે આકર્ષણ કર્યું ગાડાને બળદ જોડાયા અને સેકડોની સખ્યામા જૈન જૈનેતરો ગાડાની પાછળ પાછળ સ્તવનો ગાતા ચાલવા લાગ્યા બેનો પણ મોટી સખ્યામા પાછળ ગરબા ગાતી ચાલતી હતી માર્ગમા લોકો ભગવાનને પુષ્પોથી અને અક્ષતોથી વધાવતા હતા

સિહુજથી માતર જતા રસ્તામા ખેડા આવે છે. ખેડા પાસે વાત્રક અને શેઢી નદીનો સગમ થાય છે ખેડાથી માતર જવાને માટે નદીને ઓળગવી પડે છે ચોમાસાના દિવસો હતા વરસાદના પાણીથી બન્નેય નદીઓ ઉભરાઈ ગયેલી હતી. નદીના કિનારા સુધી તો સૌ આવ્યા, પણ નદીમા પૂર આવેલુ જોઈને સૌ પાછા મુઝવણમા પડી ગયા બધાએ ખેડા ગામમા પાછા વળવાનો નિર્ણય કર્યો આ વખતે પણ ચમત્કારિક ઘટના બની લોકો નદીના પૂરને જોઈ વિચાર કરતા રહ્યા અને ગાડાવાળાએ તો ગાડાને આગળ હંકાર્યું બનેલુ એવુ કે ગાડાવાળાને પાણીની જગાએ માત્ર રેતી જ દેખાતી હતી ગાડુ ચાલ્યુ એટલે ગાડાને રોકવાને માટે લોકો ગાડાને વળગી પડ્યા કોઈથી ય ગાડુ રોકી શકાયુ નહિ અને સૌ સહીસલામત ઊતરી ગયા કોઈનુ એક કપડુ સરખુ ભીંજાયુ નહિ. આ ચમત્કારે તો સાથેના જૈનોને અને જૈનેતરોને એકદમ આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા આ સ્થળે અને આ જ સમયે એ પાચ ભગવતોમા મોટા જે શ્રી સુમતિનાથ ભગવાન હતા, તે સાચા દેવ તરીકે પહેલી વાર પોકારાયા અને ત્યારથી માડીને અત્યાર સુધી એ શ્રી સુમતિનાથ ભગવાનના બિમ્બની સચા દેવ તરીકેની ખ્યાતિ ચાલી આવે છે આ પ્રમાણે વિ સ ૧૮૩૭ના શ્રાવણ મહિનામા, શ્રી સુમતિનાથ ભગવાન આદિ પાચેય શ્રી જિનબિમ્બોનો માતર ગામમા, ઘણા ઠાઠપૂર્વક પ્રવેશ થયો

**વિ સ ૧૮૫૨માં** આ પ્રમાણે માતરમા આ પ્રભુજી પધારવાથી, માતર એક મોટુ તીર્થસ્થળ બની ગયુ દૂરદૂરથી પણ સખ્યાબધ યાત્રિકો દર્શનાર્થે આવવા લાગ્યા એને લીધે ઉપજ પણ સારી થઈ આથી ત્રણ શિખરોવાળુ ભવ્ય શ્રી જિનમદિર તૈયાર થતા વિ સ ૧૮૫૨ના જેઠ સુદિ ૩ ને ગુરુવારે, એ શ્રી જિનમદિરમા શ્રી સુમતિનાથ ભગવાન આદિ પાચેય ભગવતોના શ્રી જિનબિમ્બોને બહુ ધામધૂમથી ગાદીનશીન કરવાની શુભ ક્રિયા થઈ

**વિ સ ૧૮૮૩ સુધીમાં** ભગવાને નૂતન જિનાલયમા ગાદીનશીન કર્યા પછીથી પણ ચમત્કારોની પરપરા ચાલુ જ રહી સાજે દેરાસરમા માગલિક કર્યા પછીથી, રાતના નવેક વાગે શ્રી જિનમદિરમા વાજિત્રો વાગી રહ્યા હોય અને નાટારભ ચાલી રહ્યો હોય, એવા અવાજો બહાર સભળાતા હતા, તેમજ સુવાસ પણ મોટા પ્રમાણમા પ્રસરી રહી હોય એમ જણાતુ હતુ આથી, રોજ જૈનો અને જૈનેતરો પણ મોટી સખ્યામા રાતના આવીને શ્રી જિનમદિરના ઓટલે બેસતા રોજરોજ શ્રી જિનમદિરની ઉપજમા વધારો જ થતો ચાલ્યો આથી, આ જિનમદિરને વિસ્તારવાળુ બનાવવાનો વિચાર થયો શ્રી જિનમદિરની આજુબાજુ ભમતી બનાવીને બાવન જિનાલયની દેરીઓ કરાવવાનો નિર્ણય થયો એ માટે આજુબાજુની ફાજલ

જમીન પણ ખરીદાઈ, અને દેરીઓના ચણતરનુ કામ પણ શરૂ કરાયુ

પણ બન્યુ એવુ કે જે જમીન લેવાઈ, તે જમીનવાળા એ વખતે મિયા સરમારને નામે ઓળખાતા એક કુટુંબને અમુક લાગો આપતા હતા એ કુટુબના આગેવાન બચ્ચુમિયા નામના માણસે પોતાનો હક લેવા માટે ભમતીના ચાલુ ચણતર કામને અટકાવ્યુ માતર ગામના શ્રી સઘે મળીને તેમની સાથે સમાધાન કરવા પ્રયત્ન કર્યો, તેમા છેવટે એવુ નક્કી થયુ કે આ શ્રી જિનમદિરમા જેટલી ઉપજ થાય, તે ઉપજનો ચોથો ભાગ શ્રી સઘે એ બચ્ચુમિયાને આપ્યા કરવો આવો ઠરાવ કરીને, પહેલા મહિનાના ભાગના રૂપિયા પણ એ બચ્ચુમિયાને શ્રી સંઘે આપી દીધા

રાત પડી ને બચ્ચુમિયા સૂઈ ગયા એટલે કોઇએ અદૃશ્યપણે એમને મૂગો માર મારવા માડયો બચ્ચુમિયા ઊભા થઇને જુએ તો કોઈ જણાય નહિ ને સૂઈ જાય એટલે માર પડે આથી બચ્ચુમિયાને ઉજાગરા ઉપર ઉજાગરા થવા લાગ્યા છેવટે માતરના આગેવાન જૈન શા જીવરાજ સુરચદની સલાહ મુજબ એમણે લાગાની રકમ પાછી આપી દીધી ત્યારથી તેમને માર પડતો બધ થયો તે પછી બાવન જિનાલયની ભમતીની દેરીઓ તૈયાર થઈ ગઈ એ દેરીઓમા વિરાજમાન કરવાને માટે પાલીતાણાથી શ્રી જિનબિમ્બોને લાવવામા આવ્યા હતા વિ સ ૧૮૯૩ના મહા સુદિ ૧૦ને બુધવારે ભમતીની દેરીઓની પ્રતિષ્ઠા કરી પ્રભુમૂર્તિઓને ગાદીનશીન કરવામા આવી હતી

**વિ સ ૧૯૨૧માં** આ શ્રી જિન મદિરમા રોજ રાતના જે દૈવી નાટારભ થતો હતો તે વિ સ ૧૯૨૦ સુધી તો બરાબર ચાલુ રહ્યો કહે છે કે વિ સ ૧૯૨૧મા એક એવો પ્રસગ બની ગયો કે જેને લઇને અધિષ્ઠાયક દેવ કોપ્યા અને નાટારભ વગેરે બધ થઈ ગયુ

તે પ્રસગ એવો બની જવા પામ્યો કે વિ સ ૧૯૨૧મા પાલીતાણામા શ્રી અજનશલાકાનો ભવ્ય મહોત્સવ ઉજવવાનો હોઇને માતરના જૈનો તે પ્રસગે ત્યા જવાના હતા એવામા દેરાસરના ભૂલા નામના ગોઠીને અધિષ્ઠાયક દેવે સ્વપ્નમા જણાવ્યુ કે પાલીતાણામા અજનશલાકા પ્રસગે રોગચાળો થવાનો છે. માટે અહીંથી ત્યા કોઈ જાય નહિ એવુ તુ બધા શ્રાવકોને કહી દેજે, અને કહેજે કે એ વખતે જે પાલીતાણા જશે તે દુઃખી થશે પરતુ ભૂલાએ ભવિતવ્યતા વશ ભૂલ કરી કે કોઇને પણ એણે પોતાના સ્વપ્નની હકીકત જણાવી નહિ

આથી માતરના જે જૈનો પાલીતાણા જવાના હતા તે ગયા અધિષ્ઠાયક દેવે સ્વપ્નમા જેવું જણાવ્યુ હતુ તેવુ જ પાલીતાણામા બન્યુ પાલીતાણામા રોગચાળો ફાટી નીકળ્યો અને એ જ સમયે માતરમા પણ રોગચાળો ફાટી નીકળ્યો

એ બન્યુ તેને બીજે દિવસે ભૂલો ગોઠી દેરાસરના દ્વાર ઉઘાડવા ગયો, ત્યારે પહેલા તો દેરાસરના દ્વાર જ ઉઘડયા નહિ ભૂલા ગોઠીએ ભગવાનની બહુ સ્તુતિ કરી, તે પછી દેરાસરના દ્વાર તો ઉઘડયા, પણ જેવો ભૂલો ગોઠી દેરાસરમા પેઠો કે તરત એના શરીર ઉપર મૂગો ને છૂપો માર પડવા માડયો સખત માર પડવાથી તે નીચે પડી ગયો અને મૂર્છા પામી ગયો એ વખતે એને સૂચન મળ્યુ કે તને સ્વપ્નમા બધા જૈનોને પાલીતાણા નહિ જવાનુ કહેવાને જણાવેલુ, છતા પણ તે તેમને કહ્યુ નહિ, તેનુ આ ફળ છે પછી સજ્ઞાને પામેલા ભૂલા ગોઠીએ ખૂબ કરગરી કરગરીને પોતાની ભૂલ બદલ માફી માગવા માડી

હવે એને માર પડવો બધ થઈ ગયો હતો, એટલે ધીમે ધીમે તે ઊભો થયો તેણે જોયુ તો મૂળનાયક ભગવાનની અને મૂળ મદિરમાની બીજી શ્રી જિનપ્રતિમાઓની આખી બેઠકો જ ફરી ગયેલી બધા ભગવતોના મુખ ભીંત તરફ થઈ ગયેલા અને સામે તો પીઠનો ભાગ જ જણાતો હતો વળી શ્રી જિનપ્રતિમાઓના અગો ઉપર શ્યામ ડાઘા પણ પડી ગયેલા ભગવતોની બેઠકને બરાબર કરવાના ઘણા પ્રયત્નો થયા, પરતુ તેમા કાઈ વળ્યુ નહિ લગભગ છ મહિના સુધી ભગવાન અવળે મુખે જ વિરાજમાન રહ્યા એટલામા કોઈ મુનિ મહારાજ માતરમા પધાર્યાં શ્રી સઘે તેમને ભૂતકાળની સઘળી ય હકીકતોથી વાકેફ કર્યાં એ મુનિ મહારાજે શ્રાવકોની પાસે કોઈ વિશિષ્ટ વિધિ કરાવ્યો

એ વિધિ પૂર્ણ થતા શેઠ હુકમચદ દેવચદના સુપુત્ર મોતીલાલે ભગવાનની સ્તુતિ કરીને ભગવાનની પલાઠીએ જ્યા માત્ર આગળી જ અડાડી, ત્યા તો બધાના આશ્ચર્ય વચ્ચે, સઘળી ય પ્રતિમાજી આપોઆપ પૂર્વે જેમ હતા તેમ વિરાજમાન થઈ ગયા એ બધા પ્રતિમાજીની બેઠક તો આમ સીધી થઈ ગઈ, પરતુ એમના અગો ઉપર જે શ્યામ ડાઘા પડી ગયેલા તે તત્કાળ ગયા નહિ એ ડાઘા તો ક્રમે કરીને જ ભુસાઈ જવા પામ્યા છે

**વિ સ ૧૯૬૦મા** માતરના શ્રી જિનમદિરમા શેઠ બેચરદાસ મોતીલાલની ધર્મપત્ની ગ સ્વ પારવતીબાઈએ કરાવેલા ગોખલામા વિરાજમાન, સાતમા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનુ બિમ્બ પણ સ્વપ્ન દ્વારા જાણવામા આવેલી હકીકતના આધારે જ માતરમા લાવવામા આવેલ છે

એ સબધી ટૂક વિગત નીચે પ્રમાણે છે

ખેડા જિલ્લાના આ માતર તાલુકાનુ બરોડા નામે એક નાનુ ગામ છે એ ગામની પાસે વાત્રક નદી વહે છે એક વાર, એ ગામના વણકર લોકો વાત્રક નદીમાથી કાકરી કાઢતા હતા તે દરમ્યાન નદીના કિનારા પાસેથી તેમને એક મૂર્તિ મળી આવી

આ મૂર્તિ સાતમા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની હતી વણકરો એ મૂર્તિને નદીના પાણીથી સાફ કરીને ગામમા વણકરવાસમા લઈ આવ્યા અને એક આગેવાન વણકરના ઘરના ચોકમા તુલસી ક્યારામા એ મૂર્તિને પધરાવી પ્રભુના કઠે તુળસીની માળા પહેરાવી ત્યા ઘીનો દીવો કરીને રોજ વણકરો ભેગા થઈને ભજન કરવા લાગ્યા

કેટલાક ચમત્કારો બનવાથી વણકરોને આ મૂર્તિ ઉપર ઘણી શ્રદ્ધા થઈ ગઈ એવામાં માતરના શા. સાકળચંદ હીરાચંદ નામના એક જૈન ગૃહસ્થને એવું સૂચન સ્વપ્નમાં મળ્યું કે બરોડા ગામમાં વણકરને ત્યાં ભગવાન છે તો તમે તેમને લઈ આવો સાકળચંદ શેઠ બીજે જ દિવસે બરોડા ગયા અને તપાસ કરી પણ તેમને કશો પત્તો લાગ્યો નહિ, એટલે તેમણે માન્યું કે મને સ્વપ્નમાં ભ્રમ થયો હશે અને એથી તે પાછા માતર આવ્યા

બીજે જ દિવસે, માતરના શા નગીનદાસ કાળીદાસ તથા શા ચુનીલાલ ભીખાભાઇને પણ એવું જ સ્વપ્ન આવ્યું એ સ્વપ્નમાં તેમને વધારાનું એવું સૂચન કરાયું કે શા સાકળચંદ હીરાચંદે પોતાના સ્વપ્નની હકીકતને ખોટી માની તે ભૂલ કરી છે બરોડામાં વણકરના ઘરે તુલસીક્યારામાં ભગવાન છે જ.

સ્વપ્નમાં આવું સૂચન મળ્યાથી, તેઓએ વાત કરી તો એક બીજાની વાત મળતી આવી, તેથી માતરના શ્રી સંઘને ભેગો કરીને એ વાત જણાવવામાં આવી. શ્રી સંઘે નક્કી કર્યા મુજબ એ ત્રણ શ્રાવકો અને બીજા સાત શ્રાવકો મળી કુલ દસ શ્રાવકો બરોડા જવા નીકળ્યા રસ્તે વારસંગ ગામ આવે છે એ ગામમાં શ્રી નાથાલાલ નામના જૈન ગૃહસ્થનું ઘર હતું માતરવાળાઓએ નાથાલાલ શેઠને વાત કરી તે ઘણા ખુશી થયા આવેલા ગૃહસ્થો સાથે તે પણ ચાલ્યા વારસંગ ને બરોડા વચ્ચે માત્ર વાત્રક નદી છે એ નદીને ઓળંગીને એ બધા બરોડા પહોચ્યા અને વણકરવાસમાં જઈને દરેકે દરેક તુલસીક્યારાની તપાસ કરવા માંડી, એમાં એમને ભગવાન શ્રી સુપાર્શ્વનાથ સ્વામીજીની મૂર્તિના દર્શન થયા

બધા વણકરો ભેગા થઈ ગયા. તેઓ સમજી ગયા કે આ વાણિયાઓ ભગવાનને લઈ જવાને માટે જ આવેલા છે વણકરો ભગવાન આપવા રાજી નહોતા તેઓ તુલસીક્યારાની આજુબાજુ ફરી વળ્યા માતરવાળાઓએ તેમને પૈસા આપવાનું કહ્યું તોયે તે માન્યા નહિ છેવટે માતરવાળા નિરાશ થઈને પાછા માતર તરફ રવાના થઈ ગયા

તેઓ બરોડાથી નીકળી ગયા તે પછી ખરાટીવાળા શેઠ બેચરદાસ લલ્લુભાઈ નામના એક જૈન ગૃહસ્થ બરોડામાં ઉઘરાણીએ આવ્યા તેમણે પ્રભુના સંબંધમાં જે હકીકત બનેલી તે સાંભળી જે વણકરના ચોકમાં ભગવાન હતા, તે જ વણકરની પાસે બેચરદાસ શેઠના એક હજાર રૂપિયા લેણા હતા આથી તેમણે એ વણકરને ઓછા રૂપિયા લેવાનું કહીને સમજાવ્યો પણ વણકરે કહ્યું કે મને સ્વપ્નું આવ્યું છે તેમાં કહ્યું છે કે જો તું એક પૈસો પણ લઇશ તો ખરાબ થઇ જઇશ પછી બેચરદાસ શેઠે તેને બીજી ઘણી રીતે સમજાવ્યો અને એથી એ વણકરને લાગ્યું કે આ ભગવાન મારી પાસે રહેવાના લાગતા નથી આમ સમજીને તેણે બીજા કોઇ વણકરને પૂછ્યા વિના જ બેચરદાસ શેઠને ભગવાન આપી દીધા બેચરદાસ શેઠ પણ તરત જ ભગવાનને ઉપાડીને ખરાટી લઈ ગયા પોતાને ઘેર લઈ જઇને તેમણે ભગવાનને એક સ્થળે બાજોઠ ઉપર પધરાવીને સેવા-પૂજા કરી

અહીં આમ બન્યું અને માતરના જૈનો ખાલી હાથે માતર પહોચ્યા તેમના આવ્યા પછી માતરના બધા જૈનો એકઠા થયા અને કોઈ પણ ભોગે ભગવાનને બરોડાના વણકરવાસમાંથી લઇ આવવા એવો સૌએ નિશ્ચય કર્યો. માતરથી રાતોરાત આશરે વીસેક ભાઇઓ બરોડા જવાને ઉપડયા વારસંગ આવી તેઓ નાથાલાલ શેઠને મળ્યા નાથાલાલ શેઠ પણ પોતાના માણસોને લઇને સાથે નીકળ્યા બધા બરોડા પહોચીને સીધા પેલા વણકરને ત્યાં પહોચ્યા ભગવાન ખરાટી લઈ જવામાં આવ્યાની ખબર મળતા માતરના શા. સાંકળચંદ હીરાચંદ તથા શા મગનલાલ હીરાચંદ તાબડતોબ ખરાટી ગયા સાંકળચંદે અને મગનલાલે ખરાટી પહોચી બેચરદાસ શેઠને સ્વપ્ન વગેરેની હકીકત કહી તેમ જ કહ્યું કે તમારે ભગવાનને અહીં રાખીને ફરી અંજન વગેરેનો ખર્ચ કરવો હોય તો તમે જાણો નહિ તો અમારે ત્યાં માતરમાં ઉત્સવ થવાનો છે ને બધી જોગવાઈ છે, માટે અમને આપો. બેચરદાસ માની ગયા ભગવાનને લઇ તેઓ બરોડા આવ્યા ત્યાંથી વારસંગ આવ્યા બરોડાના વણકરો પણ વારસંગ આવ્યા ત્યાં ભગવાનને નાથાલાલ શેઠના ઘરમાં રહેવા દઇને માતરવાળા ભાઇઓ માતર આવી પહોચ્યા

વિ સં ૧૯૬૦ના મહા સુદ ૧૩ના દિવસની આ વાત છે ભગવાન મળી ગયાના સમાચારથી સૌને ભારે આનંદ થયો એ દિવસે પૂ. મુનિરાજ શ્રી બુદ્ધિવિજયજી મહારાજ માતરમાં બિરાજમાન હતા તેમની પાસે ભગવાનને પ્રવેશ કરાવવાનું મુહૂર્ત જોવડાવીને બીજે દિવસે મહા સુદ ૧૪ને શુભ દિને બપોરે ત્રણ વાગે બહુ ઠાઠથી સામૈયું કરી ભગવાન શ્રી સુપાર્શ્વનાથસ્વામીજીના બિમ્બને માતરમાં પ્રવેશ કરાવાયો

હવે એ જ વર્ષમાં માતરના વતની શેઠ બેચરદાસ મોતીલાલના ગં સ્વ ધર્મપત્ની પારવતીબાઇએ માતરના શ્રીસુમતિનાથ પ્રભુના દેરાસરમાં નવો ગોખલો કરાવેલો અને તેમાં પોતાની નામરાશિથી આવતા શ્રી ચંદ્રપ્રભસ્વામી પ્રભુને પધરાવવાનો નિર્ણય કરેલો પરંતુ પછી એ બહેનને એમ જ થયું કે મારા કરાવેલા ગોખલામાં હું આ શ્રી સુપાર્શ્વનાથ ભગવાનને જ પધરાવું માતરના શ્રી સંઘને પણ એ વાત ગમી આથી તરત જ શા રાયચંદ હઠીસિંગ અને શા ચુનીલાલ ભીખાભાઈ ભગવાનને સુરત લઈ જઇને અંજન કરાવી આવ્યા અને વિ સં. ૧૯૬૦ના વૈશાખ સુદિ ૧૫ને શુક્રવારે સવારે દશ વાગે ભારે ધામધૂમથી એ ગોખલામાં આ ભગવાન શ્રી સુપાર્શ્વનાથસ્વામીજીને ગાદીનશીન કરવામાં આવ્યા

વિ સં ૧૯૮૩માં આ પછી ભગવાનને બીજે પધરાવી ભમતીની બધી જ દેરીઓને સંગેમરમરના શ્વેત પાષાણથી મઢીને તૈયાર કરવામાં આવી ત્યાર બાદ, આ દેરીઓમાં ભગવંતોને ગાદીનશીન કરવાનો શુભ અવસર આવી પહોચ્યો ઘણી જ ધામધૂમપૂર્વક અઠ્ઠાઈ મહોત્સવ ઉજવીને વિ સં ૧૯૮૩ના મહા વદ ૫ના શુભ દિવસે ભમતીની દેરીઓમાં ભગવંતોને ગાદીનશીન કરાયા જીર્ણોદ્ધારાદિ શુભ કાર્યમાં અમદાવાદના શેઠ શ્રી

જમનાભાઈ ભગુભાઈ તરફથી ભારે ખર્ચ કરાયો. આ ભમતીની દેરીઓના જીર્ણોદ્ધાર વખતે, ભમતીમાં એક જુદો ગભારો–દેરી નં. ૪૩ કરાવીને, બરોડાવાળા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુના બિમ્બને એ દેરીમાં પધરાવેલ છે. અને જે ગોખલામાં શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનું બિમ્બ હતું, તે ગોખલામાં હાલમાં શ્રી આદીશ્વરજી ભગવાનનું બિમ્બ વિરાજમાન છે.

**વિ સં. ૨૦૦૩માં :** ઉપર જણાવેલો જીર્ણોદ્ધાર થઈ ગયા બાદ, એક વખતે પૂ. શ્રી સંઘસ્થવિર, શાન્ત–તપોમૂર્તિ, વયોવૃદ્ધ આચાર્યદેવ શ્રીમદ્ વિજયસિદ્ધસૂરીશ્વરજી મહારાજ વિહાર કરતે કરતે આ શ્રી માતર તીર્થના દર્શનાર્થે પધાર્યા તે વખતે દર્શન કરતાં, કુદરતી રીતે જ એ તપોમૂર્તિ આચાર્યદેવને થયુ કે શ્રી મૂળનાયક ભગવાન શ્રી સુમતિનાથ પ્રભુની બેઠકમાં કાંઈક ફેરફાર કરવાની જરૂર છે. માતરથી તેઓ વિહાર તો કરી ગયા પણ આ વાત તેઓશ્રીના દિલમાં બરાબર ઘર કરી ગઈ હતી. વિ. સં. ૨૦૦૫માં તો આ વાત તેઓશ્રીને વારંવાર યાદ આવવા લાગી આથી, તેઓશ્રીએ અમદાવાદ–દોસીવાડાની પોળમાં આવેલી સુબાજી રવચંદ જયચંદ જૈન વિધાશાળાના ટ્રસ્ટીઓને પોતાના દિલની વાત કરી

ભવિતવ્યતાના વશે, વિધાશાળાના ટ્રસ્ટીઓને પણ શ્રી માતર તીર્થના જિનમંદિરના ગભારાના ઉદ્ધારનુ કામ હાથ ધરવાનું મન થયુ. શ્રી માતર તીર્થના વહીવટદારોએ અને શ્રી માતરના સંઘે પણ જરૂરી સહકાર આપવાનું કબૂલ કર્યું. પૂ. વયોવૃદ્ધ આચાર્યદેવના સદુપદેશથી જીર્ણોદ્ધાર માટે જરૂરી નાણાંની સગવડ પણ થવા લાગી

પરિણામે જીર્ણોદ્ધારનું કામ સારી રીતે પાર પડી ગયું. આ નિમિત્તે માતરમા વિ સં. ૨૦૦૭ના ચૈત્ર વદ ૧૩ના શુભ દિવસથી અઠ્ઠાઈ મહોત્સવ શરૂ થયો. ચૈત્ર વદ ૧૪ના દિને પૂ વયોવૃદ્ધ આચાર્યદેવ પોતાના પટ્ટાલંકાર શાન્તમૂર્તિ સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમેઘસૂરીશ્વરજી મહારાજના પટ્ટવિભૂષક–પૂ સૌમ્ય મૂર્તિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયમનોહરસૂરીશ્વરજી મહારાજ આદિ પોતાના મુનિપરિવાર સાથે તેમજ પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ પણ પોતાના શિષ્ય–પ્રશિષ્યાદિ મુનિપરિવાર સાથે માતર પધાર્યા. શુભયોગમહોત્સવ બહુ સારી રીતે ઉજવાયેલ

મહોત્સવ દરમિયાન. ખાસ બાંધેલા મોટા મંડપમાં, રોજ પૂ. આચાર્યદેવ શ્રીમદ વિજયરામચંન્દ્રસૂરીશ્વરજી મહારાજના પ્રભાવક પ્રવચનો થતાં હતા યાત્રિકો પણ સારી સંખ્યામાં એકત્રિત થયા હતા એથી એ મહોત્સવમાં દેવદ્રવ્ય ખાતે કુલ ઉપજ લગભગ રૂ. ૫૭૦૦૦ અંકે સત્તાવન હજાર રૂપિયાની થવા હતી

વિ. સં. ૨૦૦૭ના વૈશાખ શુદ ૫ના શુભ દિવસે. નવા ગભારામા, શ્રી સુમતિનાથ ભગવાન આદિ ભગવંતોને આ પ્રમાણે મહોત્સવપૂર્વક ગાદીનશીન કરાયા હતા.

---

આધાર : (૧) માતરના શ્રી સાચાદેવજી મહારાજના કારખાનાના મુનિમશ્રી તરફથી મળેલી માહિતી (૨) શ્રી મનુભાઈ કાન્તિલાલ શાહ (વાસદકર) તરફથી મળેલું મુદ્રિત સાહિત્ય

*

## વડતાલ : તીર્થધામ વડતાલ સ્વામીનારાયણ

**પરિચય :** ચરોતરમાં આવેલા વડતાલ સ્વામીનારાયણના પ્રસિદ્ધ તીર્થધામનો આ પરિચય લેખ નડિયાદની જે. એન્ડ જે. કોલેજના અધ્યાપક શ્રી હીરાલાલ રણછોડભાઈ ઠક્કરે તૈયાર કરી આપ્યો છે. પોતે સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી અને અભ્યાસી હોઈ, આ લેખમાં તેમણે વડતાલ તીર્થની ભૌગોલિક, ધાર્મિક તેમજ જાણવા જેવી અન્ય માહિતી વિગતથી આપી છે. ઇતિહાસના ક્રમે વિગતો રજૂ કરેલી હોવાથી આ પરિચય રસિક બન્યો છે.

**ચરોતરનો મહિમા :**

"મહી સાબર વાત્રક વચ્ચે, રૂડો ચરોતર દેશ;
વૃક્ષ છયાં વિધવિધનાં, વળી ફુલે ફળે હમેશ.

તીયાં સર સરિતા સોયામણાં, વળી વાવ્ય ને કૂવા કંઈ;
અમળ જળ અખુટ ભર્યાં, જ્યાં તોયનો તોટો નઈ.
એવા ઉત્તમ દેશમાં, વળી વચ્ચે વરતાલ ગામ;
અનેક ઉત્સવ કરી હરિ, કરિયું નિજ ધામ."

—ભક્તચિંતામણિ–પ્ર ૭૮—



શ્રી સ્વામીનારાયણનું મંદિર, વડતાલ

વૈરાગ્ય મૂર્તિ કવિવર્ય સ ગુ શ્રી નિષ્કુળાનંદ મુનિએ ઉપરની પંક્તિઓમા વડતાલતીર્થની ભૌગોલિક પરિસ્થિતિનુ સુંદર શબ્દ ચિત્ર આપ્યુ છે ગુજરાત ભારતનુ નંદનવન ગણાય છે અને તેમા પણ ચરોતર પ્રદેશ તો કાચુ સોનુ પકવનાર હરિયાળો બગીચો હોઈ ગુજરાતનુ હૃદય ગણાય છે

**વડતાલ ગામ** ચરોતરની મધ્યમા નડિયાદ તાલુકામા વડતાલ ગામ આવેલુ છે આમ તો એની વસ્તી બહુ નથી, અને તે એક સામાન્ય ગામ જ કહી શકાય પણ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયની શ્રી લક્ષ્મીનારાયણ દેવની ગદ્દીનુ મુખ્ય મથક હોઈ ત્યા ૧૯મી સદીમા શ્રી સહજાનંદ સ્વામીએ ભવ્ય શિખરબંધ મંદિર–કલા, શિલ્પ અને સ્થાપત્યના ઉત્તમ નમૂનારૂપ–બંધાવ્યુ હતુ આ ગામના હવાપાણીની સાનુકૂળતા જોઈ શ્રી સહજાનંદ સ્વામીએ ગુજરાત વિભાગમા પોતની પ્રવૃત્તિના મુખ્ય મથક તરીકે એની પસંદગી કરેલી આ કારણે આ ગામ ' **વડતાલ સ્વામીનારાયણ** '' નામથી સુપ્રસિદ્ધ છે

**રેલવે અને સડક** આણંદ–નડિયાદ વચ્ચે આવેલા બોરિયાવી સ્ટેશનથી વેસ્ટર્ન રેલવેનો એક ફાંટો 'વડતાલ સ્વામીનારાયણ' સ્ટેશન સુધી જાય છે અહીં રેલવે લાઈન ઈ સ ૧૯૨૯ની સાલમા શરૂ કરવામા આવેલી નડિયાદથી આઠ માઈલ દૂર આ તીર્થ આવેલુ છે, ને હાલમા આણંદ–નડિયાદ રોડ ઉપર ઉત્તરસંડાથી પાકો રોડ વડતાલ સુધી બાંધવામા આવ્યો છે

**ઈતિહાસ** અત્યારે વડતાલ ગામ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયનુ મુખ્ય ધામ છે પણ ત્યા ૧૯મી સદીમા તે ધર્મનો પ્રચાર કેવી રીતે થયો તે ઇતિહાસનો થોડો ઉલ્લેખ પ્રથમ કરીશુ

**સ્વામીનારાયણનુ વડતાલમાં પ્રથમ આગમન** ભગવાન શ્રી સ્વામીનારાયણ સૌરાષ્ટ્રમા ધર્મનો પ્રચાર કરતા કરતા સૌથી પહેલા ચરોતરમા આવેલા બોચાસણ ગામમા પોતાના ભક્ત પટેલ કાશીદાસને ત્યા પધારેલા એમનો પ્રતાપ અને ઐશ્વર્ય સાંભળીને વડતાલના પટેલ બાપુભાઈ જેમનુ જન્મનુ નામ કુબેરદાસ હતુ તે અને તેમના પુત્ર રણછોડદાસ બંને બોચાસણ દર્શન કરવા ગયેલા ભગવાન શ્રી સ્વામીનારાયણના ઐશ્વર્ય પ્રભાવ જોઈને તેમને અવતારી પુરુષ માની પોતાના ગામ વડતાલમા પધારવાની તેઓએ પ્રાર્થના કરેલી શ્રી સહજાનંદ સ્વામી પોતાની સાથે થોડા સાધુઓ લઇ થોડા દિવસ પછી વડતાલ પધાર્યા ત્યા આવીને પ્રથમ એક સુંદર ભવ્ય પુરાતન 'બોરડી વૃક્ષ હતુ તેની છાયામા ઉતારો કર્યો જે સ્થળે અત્યારે શિખરબંધ મંદિર છે ત્યા પહેલા આ બોરડી હતી તે બોરડી વૃક્ષ નીચે પૂર્વે ભૃગુ ઋષિની પુત્રી લક્ષ્મીએ બહુ તપશ્ચર્યા કરેલી તપથી પ્રસન્ન થયેલા નારાયણે વરદાન માગવાનુ કહેતા લક્ષ્મીજીએ પોતાના તપશ્ચર્યાસ્થાને પોતાના નારાયણ સાથેના વસવાટ માટે મંદિર થાય એવી પ્રાર્થના કરી તે ઉપરથી નારાયણે તેવુ વરદાન આપ્યુ આ કથાના જ્ઞાતા ભગવાન સહજાનંદ સ્વામીએ પૂર્વેનો આ ઇતિહાસ સંભારી ઉપર પ્રમાણે પ્રથમ વડતાલ આવ્યા ત્યારે આ પવિત્ર બોરડી નીચે તેમણે મુકામ કરેલો પાછળથી એ જ



સ્થળે મંદિર કરી શ્રી લક્ષ્મીનારાયણદેવની મૂર્તિની સ્થાપના કરી હતી. (વિસ્તાર માટે જુઓ હરિલીલામૃત' ગ્રંથ)



**શ્રી સહજાનંદ સ્વામી**

**પ્રથમ અનુયાયીઓ** થોડા વખત પછી ભક્ત કુબેરભાઇના આગ્રહથી ભગવાને તેમને ઘેર ઉતારો કર્યો ગામના બીજા કેટલાક મુમુક્ષુ જનોએ પણ તેમની સેવામા ભાગ લીધો કુબેરભાઈ ઉર્ફે બાપુભાઈના રણછોડભાઈ વગેરે આઠ પુત્રો હતા તે સમસ્ત કુટુંબ તથા વાસણ નામના સુથાર વગેરે કેટલાક મુમુક્ષુઓ શ્રી સહજાનંદ સ્વામીના અનુયાયી થયા

**જોબન પગી** આ વખતે વડતાલનો વતની જોબન પગી સો સો ગાઉ સુધી લૂંટફાટ અને ચોરી કરીને લૂંટારા તરીકે પ્રખ્યાત થયો હતો તેણે સ્વામીનારાયણ ભગવાનની ઘોડી ચોરી લાવવાની વાત તેના ભાઇ સુંદરજી પગીને કરી તેણે ના પાડવાથી જોબન પગી કુબેરદાસના ફળિયામા ગયો જાગી ગયેલા પટેલના ડપકાથી ચોરી ન કરતા તે પાછો ગયો આ વખતે શ્રી સહજાનંદ સ્વામી ત્રણ દિવસ વડતાલમા રહેલા

**મુક્તાનંદ સ્વામી** વધુ અનુયાયીઓ શ્રી સહજાનંદ સ્વામીએ ચરોતર પ્રદેશના લોકોને બહુ વિવેકી ધાર્મિક અને મુમુક્ષુ જાણી ધર્મોપદેશ આપી સત્સંગની વૃદ્ધિ કરવા પોતાના પટ્ટશિષ્ય મુક્તાનંદ સ્વામીને (જેઓ પોતાના મોટા ગુરૂભાઈ

હતા અને પોતે પણ જેમને ગુરુભાવથી માનતા તેમને) વડતાલમા મોકલ્યા આ સાધુ પ્રથમ વડતાલમા આવી પટેલ કુબેરભાઇને ત્યા ઊતરેલા તેમના શુદ્ધ ચારિત્ર્યથી અને સુમધુર ઉપદેશથી આકર્ષાઈ બીજા કેટલાક જનો તે ગામમા સત્સંગી થયા આમા એક બાવા નારાયણગિરિ પણ હતા તેમનો મઠ શાંત અને એકાંતમા હતો તેથી મુક્તાનંદ સ્વામીને ત્યા ઉતારો આપ્યો હતો મુક્તાનંદ સ્વામીની વિદ્વત્તા અને સાધુચારિત્ર્ય સાથેના ઉપદેશથી વડતાલમા સ્વામીનારાયણના અનુયાયી વધવા માડ્યા તેમા મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે હતા પટેલ કુબેરભાઈના–રણછોડદાસ, બેચરદાસ, દાજીભાઈ, કાનદાસ, ભાઈજીભાઈ, રાયજીભાઈ મજભાઈ, મૂળજીભાઈ–આ આઠ પુત્રો, વાસણ સુથાર, દાદાભાઈ, પ્રભુદાસ, મજભાઈ, શોભણદાસ, વાસણદાસ, વાલાભાઈ, ભાઈજીભાઈ, વસનદાસ, રામજીભાઈ, દાજીભાઈ, ગોરધનભાઈ, વગેરે પટેલો, પગી જોબન અને તેના ભાઈઓ, સુંદર અને તખો વગેરે બારૈયાઓ, નારાયણગિરિ બાવો, વગેરે

**સાધુ રામદાસભાઈ** સ્વામીનારાયણના બીજા એક રામદાસભાઈ નામે સાધુ પણ અહીં સત્સંગ પ્રચાર માટે રહેતા આમ મુક્તાનંદસ્વામી તથા રામદાસભાઇ એ બન્ને સંતોએ વડતાલ અને તેની આસપાસના ગામોમા સત્સંગનો પ્રચાર સારા પ્રમાણમા કરી ઘણા અનુયાયીઓ કર્યાં

**ડભાણમાં યજ્ઞ** થોડા વખત પછી નડિયાદ પાસે ડભાણ ગામમા શ્રી સહજાનંદ સ્વામીએ એક મોટો યજ્ઞ કર્યો તે પ્રસંગે વડતાલથી બાપુભાઈ, રણછોડદાસ, નારાયણગિરિ, વાસણ સુથાર તથા જોબન પગી વગેરે બારૈયાઓ પણ ગએલા જોબન પગીને હજી સ્વામીનારાયણના ભગવાનપણાનો પૂરો નિશ્ચય નહિ હોવાથી તેમની ઘોડી ચોરવાનો તેણે રાત્રે પ્રયત્ન કર્યો પણ રાત્રે દરેક ઘોડીએ અનેક સ્વરૂપે સ્વામીનારાયણના દિવ્ય દર્શનનો ચમત્કાર અનુભવવાથી આ પગીનો હૃદયપલટો થયો અને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરી સવારમા શ્રી સહજાનંદ સ્વામીને શરણે તે ગયો સહજાનંદ સ્વામીએ તેને ક્ષમા આપી 'પંચવર્તમાન' ના નિયમ ધરાવી પોતાનો સત્સંગી કર્યો. આ બનાવ પછી જોબન પગીના જીવનમા આસમાન જમીનનો ફેરફાર થયો પોતે લૂટારો મટી મહાન ભક્ત બન્યો ને પોતાની બધી મિલકત શ્રી સહજાનંદ સ્વામીની સેવામા જ વાપરી, જીવનપર્યંત ગાય જેવા નમ્ર અને સાત્વિક બની તેણે ભક્તજીવન ગાળ્યું

**વડતાલમાં ફરી આગમન** ડભાણના યજ્ઞ વખતે સહુ ભક્તોએ વડતાલ પધારવાની સહજાનંદ સ્વામીને વિનતિ કરી એટલે તેઓ ફરીથી વડતાલ પધાર્યા ને થોડા દિવસ ત્યા રહ્યા ને આસપાસના ગામડાઓમા પણ વિચરણ કર્યું આ પ્રમાણે વડતાલમા સ્વામીનારાયણના ઘણા અનુયાયીઓ થયા હતા અને ઉત્તરોત્તર તેમા વૃદ્ધિ થતી ગઇ

**સમૈયા** ત્યાર પછી વડતાલનો પ્રદેશ રસાળ અને "જળ છાયા" થી ભરપૂર માલૂમ પડવાથી અને ભક્તોનો પ્રેમ, સેવાભાવ અને આગ્રહ હોવાથી શ્રી સહજાનંદ સ્વામીએ અનેક ઉત્સવો આ ગામમા કરી તેની ભૂમિ પવિત્ર કરી ખાસ કરીને હોળીના રંગોત્સવો અને પુષ્પ દોલોત્સવો વડતાલથી ઉગમણી દિશામા જ્યા હાલ "બેઠક" કરી છે ત્યા મોટા સમારંભથી કરેલા આ ઉપરાંત અન્નકૂટોત્સવ, દિવાળીનો ઉત્સવ, પ્રબોધિની એકાદશીનો ઉત્સવ અને રામનવમીનો ઉત્સવ આ સ્થળે સહજાનંદ સ્વામીએ કર્યાં હતા પછીથી દર વર્ષે બે ઉત્સવો–(પ્રબોધિની એકાદશી અને રામનવમીનો)–વડતાલમા પ્રતિ વર્ષ કરવા એમ પ્રબંધ કર્યો પોતે ગઢડાથી દર વર્ષે આ બે ઉત્સવના પ્રસંગે વડતાલ આવી દેશદેશાતરથી ભક્તોના સમૂહ ભેગા કરી બહુ ધામધૂમથી ઉત્સવ કરતા આ ઉત્સવોને સાંપ્રદાયિક પરિભાષામા **"સમૈયા"** કહે છે આ ઉત્સવ–સમૈયાનું વર્ણન સાંપ્રદાયિક ગ્રંથોમા સંસ્કૃતમા અને ગુજરાતીમા બહુ વિસ્તારપૂર્વક આબેહૂબ રીતે કરવામા આવ્યું છે (જુઓ સત્સંગી જીવન પ્ર ૩, અ ૪૬થી ૬૪, ભક્ત ચિંતામણિ, પ્ર ૭૮, ૭૯) આ ઉત્સવો પ્રસંગે સહજાનંદ સ્વામીએ "ધર્મોપદેશ" કરેલો તે પણ ઉપર્યુક્ત ગ્રંથોમા ઉત્સવોના વર્ણન સાથે સુંદર સરળ શૈલીમા સંગ્રહિત કરવામા આવ્યો છે

**મંદિર બાંધવાનો નિર્ણય** આ પ્રમાણે વડતાલ અને આસપાસના પ્રદેશમા પોતાના અનુયાયીઓના "હૃદય મંદિરો" પ્રથમ તૈયાર કરી પછીથી તેમના સહુના આલંબન માટે અને ભવિષ્યની મુમુક્ષુ જનતાના કલ્યાણ માટે શ્રી સહજાનંદ સ્વામીએ મંદિરો બાંધવાની પ્રવૃત્તિ આદરી. ત્યારે વડતાલના ભક્તોએ પણ પોતાના ગામમા એક ભવ્ય શિખરબંધ મોટું મંદિર બાંધવાની પ્રાર્થના કરી, અને તેની સાથે મંદિર માટે જરૂરી ભૂમિનું દાન પણ કર્યું અન્ય જરૂરી આર્થિક સહાય આપવા પણ સહર્ષ તૈયારી બતાવી

**મંદિરનો નકશો** આથી શ્રી સહજાનંદ સ્વામીએ મંદિર બાંધવાનો નિશ્ચય કર્યો કેવું મંદિર કરવું તેનો વિચાર થતા શિલ્પશાસ્ત્રમા પ્રવીણ કારીગરોને બોલાવ્યા. કારીગરોએ નડિયાદમા પ્રખ્યાત "નારાયણ દેવ"ના મંદિરની બહુ રમણીયતા જણાવવાથી તેમને સાથે લઈ શ્રીજી તે મંદિર જોવા નડિયાદ જઈ આવ્યા પછી શિલ્પીઓને એક નકશો (પ્લાન) તૈયાર કરવા સૂચના કરી અને કહ્યું કે જેનો નકશો ઉત્તમ થશે તેને આગેવાન કરવામા આવશે અને બીજાઓને તેના હાથ નીચે કામ કરવાનું થશે આ સૂચનાથી વડોદરાના પુરુષોત્તમ અને દામોદર, અમદાવાદના કુબેરજી અને હીરાજી મારવાડી તથા નડિયાદના કેવળરામ–આ પાંચ જણ જુદા જુદા નકશા કરી લાવ્યા તેમા હીરાજીએ કરેલો નકશો સર્વોત્તમ થવાથી તેને પસંદ કરી હીરાજીને આગેવાન કર્યાં બીજા કારીગરોને તેમના હાથ નીચે કામ કરવાનું ઠરાવ્યું

**મંદિરના બાંધકામની વ્યવસ્થા** મંદિર કરાવવામા કયા સાધુને આગેવાન કરવા એનો વિચાર નીકળતા સહુ ભક્તોએ પ્રખ્યાત કવિ બ્રહ્માનંદ સ્વામીનું નામ સૂચવ્યું તેથી શ્રીજીએ તેમની આ કાર્ય માટે નિમણુક કરી, તેમને કાવ્ય–રચના વગેરે

બીજી અંગ પ્રવૃત્તિ હોવાથી તેમની સહાયમાં **અક્ષરાનંદ સ્વામી** અને **આનંદાનંદ સ્વામીને** નીમ્યા અને પાછળથી મંદિરનું કામ સત્વર પૂરું થાય તે માટે **અદ્‌ભુતાનંદ સ્વામી** નામના સંધુને પણ સહાયમાં મોકલ્યા હતા. વડતાલના કુબેરભાઈ વગેરે પગીદારો, જોબન પગી વગેરે બારૈયાઓ, નારાયણગિરિ વગેરે ભક્તોએ પણ મંદિર બાંધવામાં ઘણી જ તન મન અને ધનથી મદદ કરી. આ કાર્યમાં સમયે સમયે આવી પડતા કોર્ટ કચેરીના કામ માટે મહુધાના અમીન અજુભાઈ, નડિઆદના નાગર ગંગારામ તથા મોહનલાલ, આણંદના ભક્તો જેભાઈ તથા હરિશંકર, વસોના બ્રાહ્મણ ભકત વાલા પ્રભુ વગેરેને પણ મદદ કરવા શ્રીજીએ ભલામણ કરેલી. મંદિર માટે જરૂરી બધી સાધન સામગ્રી ભેગી કરવા માટે વસોના અમીન તુળસીભાઈ, દવે દાદાભાઈ, વાનાભાઈ, સોજિત્રાના ગોકળભાઈ, પેટલાદના મંજલાલ, સીજીવાડાના બારોટ બાપુ તથા જસરૂપ, ઊમરેઠના ઠાકર રૂપરાય તથા નિર્ભયરામ, ડભાણના રઘુનાથ વગેરે ભકતોએ તન, મન અને ધનથી સેવા કરેલી.

**મુહૂર્ત સંવત ૧૮૭૮ બાંધકામ સં. ૧૮૮૧** આ પ્રમાણે સત્ ભક્તોની સક્રિય સેવા અને સહકારથી ઉપયોગી સઘળી વ્યવસ્થા કરી સં. ૧૮૭૮ના ચૈત્ર સુદમાં શ્રીજીએ મંદિરનું ખાત મુહૂર્ત કર્યું અને ભક્તોએ મૂકેલી ભેટમાંથી બ્રાહ્મણોને આ પ્રસંગે દક્ષિણા પણ વહેંચી. આ મંદિર પૂરું થતાં લગભગ ત્રણ વર્ષ લાગેલાં. ૧૮૮૧ના કાર્તિક માસમાં મંદિરનું બાંધકામ પૂરું થયું. આ મંદિરના બાંધકામમાં ખાસ નોંધવા જેવી હકીકત તો એ છે કે તેમાં જરૂરી મહેનત મજૂરી વગેરેનું શ્રમકાર્ય ભાડૂતી મજૂરો પાસે નહિ કરાવતાં સાધુ સત્સંગીઓએ પોતે જાતે ઈંટો, ચૂનો ઉપાડવાનું, ચૂનો પકવવાનું વગેરે જાતનું કામ સેવાભાવથી કર્યું હતું. મંદિર બંધાતું હતું ત્યારે વારંવાર સહજાનંદ સ્વામી વડતાલમાં આવતા અને પોતે જાતે દોરવણી આપતા. ઈંટો વગેરે ઉપાડવાનું મર્મ પોતે જાતે પણ એક વખત કરી સહુને સેવા કરવાની પ્રેરણા અને ઉત્સાહ આપેલાં. આ મંદિરમાં **પાયા પૂરવામાં અને પગથારમાં નવ લાખ ઈંટો વાપરી** છે એ હકીકત છે. સહજાનંદ સ્વામી પોતે ૩૭ ઈંટો સ્વમસ્તકે ઉપાડી લાવેલા. તેમાંથી ૩૫ ઈંટો લક્ષ્મીનારાયણની મૂર્તિ નીચેની બેઠકમાં (પડીમાં) ચણી છે અને ૨ ઈંટો પછવાડેના ગોખલામાં ચણી છે. મંદિરમાં ઉપયોગી પથ્થરો ધ્રાંગધ્રાથી લાવેલા. આ પ્રમાણે "શ્રમયજ્ઞ"થી જ આખું મંદિર તૈયાર થયું હતું.

**મુખ્ય મૂર્તિઓ** મંદિરનું બાંધકામ પૂરું થતાં તેમાં મૂર્તિઓ કઈ પધરાવવી તેનો વિચાર કરતાં આગળ ઢાંકેલી આખ્યાયિકામાં લક્ષ્મીજીને નારાયણે આપેલા વરદાનને અનુસારે મધ્ય શિખરના ખંડમાં મુખ્ય દેવ તરીકે **"લક્ષ્મીનારાયણ દેવ"**ની પ્રતિષ્ઠા કરવાનો નિર્ણય કર્યો. દક્ષિણ શિખરના ખંડમાં **રાધાકૃષ્ણ દેવ** અને **હરિકૃષ્ણ મહારાજ** નામે **સહજાનંદ સ્વામીની પોતાની સ્વરૂપ મૂર્તિ** પધરાવવી અને ઉત્તર શિખરના ખંડમાં પોતાના માતા પિતા **ધર્મદેવ** અને **ભક્તિમાતાની મૂર્તિઓ** અને પોતાની **વાસુદેવ નામની મૂર્તિની** પ્રતિષ્ઠા કરવી એમ નિર્ણય કર્યો.

**મંદિરની રચના** મંદિરમાં મુખ્ય ત્રણ ખંડ છે ને તે ઉપર ત્રણ મોટા શિખરો છે. બાજુમાં બીજા આઠ ખંડ છે ને તે ઉપર નાના આઠ શિખરો છે ને મધ્યમાં મોટો ઘુમટ છે. એમ અગિયાર શિખરોથી સુશોભિત ભવ્ય મંદિર શિલ્પ અને સ્થાપત્યના ઉત્તમ નમૂના રૂપ છે. બધા શિખરો ઉપર હાલમાં સોનાના કળશો સ્થાપ્યા છે.

**નાની મૂર્તિઓ** મુખ્ય ત્રણ ખંડોમાં કઈ કઈ મૂર્તિઓ સ્થાપવી તેનો નિર્ણય કર્યા પછી પડખેના નાના છ ખંડોમાં **વારાહ, નૃસિંહ, શેષશાયી, કૂર્મ, મત્સ્ય અને સૂર્યનારાયણની** નાની મૂર્તિઓ સ્થાપવી અને એકમાં **'સુખશય્યા'** સ્થાપવી એવો નિર્ણય કર્યો. મંદિરના મુખ્ય પ્રવેશદ્વાર આગળ બે ખંડમાં **હનુમાન અને ગણપતિની** મૂર્તિઓ સ્થાપવાનો નિર્ણય કર્યો.

**મૂર્તિઓનો ઈતિહાસ** આ મૂર્તિઓ જુનાગઢના નારાયણજી શિલ્પકાર અને હીરાજી સલાટ પાસે કરાવેલી. તેમાં મુખ્ય પ્રતિમાઓ—નારાયણ અને લક્ષ્મીજીની—એ બે મૂર્તિઓ પુરાતની છે. તે વડોદરાથી પોતાના મુખ્ય સાધુઓ મુક્તાનંદ અને નિત્યાનંદ મુનિ મારફત એક વાણિયાને ઘેરથી લાવેલા. ગાડામાં આ મૂર્તિઓ લાવતાં રસ્તામાં બોચાસણમાં વરસાદ થવાથી મૂર્તિઓ ત્યાં મૂકીને મુનિઓ ગઢડા ગયા. તેમની ઈચ્છા ગઢડામાં આ મૂર્તિઓ લાવી પધરાવવાની થયેલી, પણ શ્રીજીએ કહ્યું કે દેવની વૃત્તિ ચરોતરનો જ આમ્રરસ ખાવાની હોવાથી તે ત્યાં જ રહેશે. તે પ્રમાણે તેમની સ્થાપના વડતાલમાં કરવાનું ઠરાવેલું.

**મૂર્તિની પ્રતિષ્ઠા** મંદિરનું બાંધકામ પૂરું થતાં મૂર્તિ પ્રતિષ્ઠાનું મુહૂર્ત નક્કી કરી દેશદેશના સંતો, હરિભક્તોને મંગળ પત્રિકાઓ લખીને એકત્રિત કરી, બહુ ધામધૂમથી યથાવેદવિધિ સં. ૧૮૮૧ના કાર્તિક સુદિ દ્વાદશીને દિવસે પ્રાતઃકાલે મૂર્તિઓની પ્રાણ પ્રતિષ્ઠા કરી હતી. આ પ્રસંગે ઊમરેઠ ગામથી વેદિયા બ્રાહ્મણો પાસે યથાશાસ્ત્ર પ્રતિષ્ઠાવિધિ કરાવી હતી. વડોદરાથી ગાયકવાડ સરકાર સયાજીરાવ બીજાએ (જેઓ તેમના અનુયાયી હતા તેમણે) અંબાડી સહિત હાથી વગેરે શોભા મોકલેલી. તેની સાથે નારૂપંથ નામના કારભારીને પણ ગાયકવાડે મોકલેલા. આ પ્રસંગે આજુબાજુના ગામોના અમીનો વગેરે પાટીદારો અને બીજી કોમો પણ ઘણી આવેલી. તમામને ભોજન આપેલું.

**રણછોડજીની મૂર્તિ** પાછળથી રણછોડજીની મૂર્તિ જે શ્યામ આરસની છે ને જે ડુંગરપુરથી આણેલી તેની પ્રતિષ્ઠા મધ્યના મંદિરમાં શ્રી લક્ષ્મીનારાયણની બાજુમાં સં. ૧૮૮૬ના ચૈત્ર માસમાં વડતાલ ગાદીના પ્રથમ આચાર્ય (સહજાનંદ સ્વામીના ભત્રીજા,) શ્રી રઘુવીરજી મહારાજના હસ્તે કરેલી. આ પ્રસંગે સહજાનંદ સ્વામી પોતે નહિ પધારેલા.

**પ્રદક્ષિણા અને પ્રવેશદ્વાર** આ મુખ્ય મંદિરની પાછળ વિશાળ પ્રદક્ષિણાઓ છે તથા સ્ત્રી-પુરુષોના પ્રવેશદ્વાર પણ જુદા

જુદા છે પ્રદક્ષિણામા છત્રી છે ત્યા ઓટા ઉપર બેસીને શ્રીજીએ શિક્ષાપત્રી લખવાનો, તપ્તમુદ્રા આપવાનો અને ગોમતી સરોવર ગળાવવાનો સકલ્પ કર્યો હતો (વિસ્તાર માટે જુઓ હરિલીલામૃત-ભા.-૨, કલશ ૮, વિ ૩થી ૩૦).

**મદિર માંહેનાં અન્ય સ્થાનો નારાયણ મહેલ** મદિરના મોટા દરવાજામા પેસતા ડાબી બાજુ (અગ્નિ ખૂણામા) **નારાયણ મહેલ** છે તે સ્થાન શ્રીજીએ પોતે 'ધ્યાન' ધરવા સારુ અને પોતાના રહેવાસ સારુ બધાવ્યુ હતુ પોતે વડતાલ આવતા ત્યારે ત્યા ઊતરતા પાછળથી પોતાના મોટા ભાઈ રામપ્રતાપભાઇને રહેવા માટે તે મહેલ આપેલો—તેથી હાલમા તે **'રામપ્રતાપભાઈનો બગલો'** એ નામથી ઓળખાય છે તે સ્થાને શ્રીજીએ 'શિક્ષાપત્રી' ગ્રથ લખેલો હાલમા ત્યા શ્રીજીની ચિત્ર પ્રતિમાઓ—શિક્ષાપત્રી લખતી મૂર્તિ—વગેરે પધરાવી જનતાના દર્શન માટે ખુલ્લી મૂકેલ છે

**અક્ષરભુવન** મુખ્ય મદિરથી દક્ષિણ બાજુ ત્રણ માળનુ ભવ્ય મકાન છે જે **'અક્ષરભુવન'** નામથી ઓળખાય છે આ મકાન સહજાનદ સ્વામીની **પછીથી** વડતાલ ગાદીના ત્રીજા આચાર્ય શ્રી વિહારીલાલ મહારાજના પ્રયાસથી તેમના અવસાન પછી કોઠારી શ્રી ગોવરધનદાસે બધાવેલુ તેમા સહજાનદ સ્વામીની **'પ્રસાદીની વસ્તુઓ'**નો સગ્રહ સુવ્યવસ્થિત રીતે સહુને દર્શન થઈ શકે તેવી રીતે કાચના કબાટમા ગોઠવી પહેલે ને બીજે માળે જુદા જુદા ખડોમા મૂકેલો છે પહેલે માળે શ્રી સહજાનદ સ્વામીની કાષ્ઠની ઊભી મૂર્તિ **'ઘનશ્યામ મહારાજ'** નામથી ઓળખાતી પધરાવી છે ને બીજે માળે તેવી જ બેઠી મૂર્તિ પધરાવેલી છે અને મૂર્તિઓ બહુ જ સુદર, સૌમ્ય અને સહજાનદ સ્વામીની મનુષ્ય મૂર્તિને તાદૃશ મળતી આવતી સુરમ્ય, દર્શનીય છે શ્રી કીશોરલાલ મશરૂવાળા લખે છે કે 'વડતાલનુ અક્ષરભુવન એ એમની પ્રસાદીની વસ્તુઓનુ મોટામા મોટુ સગ્રહસ્થાન છે એમણે વાપરેલા વસ્ત્રો, ઘરેણા, ચાખડીઓ, માળાઓ, એમના કેશ નખ, દાત એમના ખાસ વપરાશમા આવેલા વાસણો, બાજોઠો, આસનો, ખાટલાઓ, ગાદીઓ અને પથરાઓ પણ સાચવી રાખ્યા છે વિદેશી માલે હિન્દુસ્તાનમા પ્રવેશ કર્યો તેની તુર્ત જ પહેલા દેશી કારીગરીની ગુજરાતમા કેવી સ્થિતિ હતી તેનો ખ્યાલ આપવાને આ સગ્રહસ્થાનો જેમ જેમ વખત જશે તેમ તેમ અતિશય ઉપયોગી લેખાશે '

**ચોકમાં આવેલાં સ્થાનો** મદિરના પાછળના ચોકમા **"આચાર્ય અભિષેકસ્થાનનો ઓટો"**, **"હરિમડપ"**, તથા "જ્ઞાનકૂપ" છે અક્ષરભુવન અને હરિમડપની વચ્ચે બ્રહ્મચારીઓને રહેવાનો **આશ્રમ** છે દેવના થાળ વગેરે અહીં બ્રહ્મચારી પૂજારીઓ કરે છે.

**સભામડપ, હવેલી, વગેરે** આ ઉપરાત વિશાળ ભવ્ય **સભામડપ** છે ત્યા કથા-વાર્તા-કીર્તન સમૂહમા નિત્ય થાય છે આ સભામડપ સ ૧૯૨૫મા વડતાલ ગાદીના બીજા આચાર્ય શ્રી ભગવતપ્રસાદજી મહારાજે સદગુરુ શ્રી પવિત્રાનદ સ્વામી નામના સાધુની મદદથી બધાવ્યો છે મુખ્ય મદિરની ઉત્તર બાજુ આચાર્યશ્રીના કુટુબને રહેવાની **હવેલી**ના મકાનો છે, તના બે વિભાગ છે એક બાજુના અલાયદા વિભાગમા આચાર્યપત્નીનો નિવાસ છે. અહીં પુરુષવર્ગ દાખલ થઈ શકતો નથી ત્યા સ્ત્રીઓને કથા-વાર્તા-કીર્તન માટે અલાયદી વિશાળ જગા છે ત્યા ત્યાગી બાઇઓ તથા આચાર્યપત્નીની આગેવાની નીચે સ્ત્રીઓ પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓ કરે છે મદિર સામેના હવેલીના ભાગમાં આચાર્યની ગાદીનો ઓરડો છે અહીં આચાર્યશ્રી અનુયાયીઓને "મત્રદીક્ષા" આપે છે

**ધર્મશાળા, ભડાર પુસ્તકાલય** હવેલીની પછળ સાધુઓને રહેવા **ધર્મશાળા** છે પહેલા તે ખુલ્લી માળ વિનાની હતી હાલમા તેના ઉપર માળ બાધવામા આવ્યો છે અહીં સાધુઓ સઘજીવનની રીતે સમૂહમા રહે છે સાધુઓના રસોઈ પાણી માટે બાજુમા વિશાળ રસોડુ ( **ભડાર** ) છે. અને તેની પાસે એક **'પુસ્તકાલય"** છે તેમા સપ્રદાયના સસ્કૃત અને પ્રાકૃત પુસ્તકોનો મોટો સગ્રહ છે તે ઉપરાત હિન્દુધર્મના વેદ, પુરાણ, રામાયણ મહાભારત તથા અન્ય વ્યાકરણ, સ્મૃતિ એમ દરેક શાખાના ગ્રથોનો બહુ મોટો સગ્રહ છે સપ્રદાયના પ્રાચીન લેખકોના ગદ્ય અને પદ્ય સાહિત્યની હસ્તલિખિત પ્રતોનો પણ સારો સગ્રહ છે

**ઓટો** મદિરના મોટા દરવાજામા પેસતા જમણી બાજુ 'ઓટો" છે તે તથા લીંબવૃક્ષ જેનુ બાજુની ઓરડીમા સુકુ અડધુ થડ રહેલુ છે તે "પ્રસાદીના" છે ઓટાવાળી જગ્યાએ શ્રીજીએ સભ ભરીને **"વચનામૃત'**ની જ્ઞાનવાર્તાઓ કરેલી છે, તથા બીજી ઘણી 'લીલા" કરેલી છે

**મદિર બહારનાં પ્રસાદીનાં સ્થાનો** મદિરના દરવાજાની સામે લીંબડાવાળો વડો છે તેમા વાસણ સુથારનુ ઘર હતુ આ ઘરમા પ્રથમ શ્રીજી ઊતરતા હતા હાલ તે જગ્યાએ હવેલી કરાવી છે ને મૂળ ઘરની જગામા ધર્મમૂર્તિઓ પધરાવી છે હવેલીમા સાખ્યયોગી બાઇઓ રહે છે વડામા યાત્રાળુઓને ઊતરવા માટે ઓરડીઓ બાધેલી છે

**ગામમાં આવેલાં સ્થાનો** (૧) વડેઉ માતાની ધર્મશાળા, (૨) નારાયણગિરિ બાવાનો મઠ જ્યા પ્રથમ મુક્તાનદ સ્વામી રહેતા, (૩) જોબન પગીનુ ઘર તથા બારી, (૪) ઘેલિયા હનુમાનજી, કૂવો અને તળાવ (૫) તળાવની સામી બાજુ પૂર્વ દિશામા "જ્ઞાન બાગ" (ઊગમણો ઓટો અગર બેઠક) આ બેઠકવાળી જગ્યા શ્રી સહજાનદ સ્વામીની ખાસ પ્રસાદીભુત છે તે સ્થળે પોતે હોળીના રગોત્સવો વારવાર કરેલા છે ગામમા મદિર થતા પહેલા ત્યા સભાસ્થાન હતુ ને પોતે ત્યા ચોતરો કરાવી તે ઉપર મચ બાધી ત્યા વ્યાસપીઠ રાખી હજારો જન સમાજને વ્યાખ્યાન આપતા આ ઉપરાત ત્યા બે આબાના વૃક્ષની ડાળીઓ વચ્ચે નિષ્કુળાનદ મુનિએ (જેઓ પૂર્વાશ્રમમા સુથાર હતા તેમણે) બાર બારણાનો હિંડોળો ઉત્તમ કારીગરીથી

ગાયો હતો અને તે હિંડોળા ઉપર શ્રી સહજાનંદ સ્વામી ઝૂલ્યા હતા, ને બારે બારણાથી ભક્તોને એકી સાથે સન્મુખ દર્શન આપ્યા હતા—આ પ્રમાણે અનેક લીલાઓ કરી આ સ્થાનમા 'રમણરેતી' કરી છે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ વગેરે વિષયો પર મનનીય ઉપદેશો શ્રી સહજાનંદ સ્વામીએ આ સ્થળે કરેલા છે તેથી તે સ્થળનુ 'જ્ઞાન બાગ' એવુ સાર્થક નામ રાખ્યુ છે, (૬) મેડક બહાર તળાવ ઉપર **કેદારેશ્વર મહાદેવ** (૭) મંદિરથી પશ્ચિમ દિશામા લાકડાવાળા વડામા **'નારાયણ બાગ'**, કૂવો, રઘુવીરેશ્વર મહાદેવ, આચાર્યોના સમાધિસ્થાનો, ગૌશાળા-તેમા ઓટા તથા સહજાનંદ સ્વામીની છો ઉપરની પ્રસાદીની જમતી મૂર્તિ છે, (૮) **ગોમતી તળાવ**—જેનુ જૂનુ નામ ધારુ તળાવ હતુ તે) તેને પૂર્વ બાજુએ ખીજડો છે (૯) રઘુવીર બાગ જ્યા હાલના આચાર્ય ભગવો બાંધી રહે છે તે, (૧૦ સ્ટેશનની પાસે સુંદર પગથિયાનો કૂવો, (૧૧) મંદિરના સભામંડપની પાછળ ગંગાજળિયો કૂવો, (૧૨) જોળ ગામના રસ્તે ટાંકણુ તળાવ – જ્યા શ્રીજીને પોતાના સબંધીઓનો પ્રથમ મેળાપ થયો હતો, (૧૩) ગામની નૈઋત્ય દિશામા ધનાતલાવ (ચંદન તલાવડી) રાવની આમ જતા રસ્તામા શાવજી કૂવો (૧૫) બોરિયાવી સ્ટેશને જતા રસ્તામા સોનર કૂઈ ગોપીતળાવ, (૧૬ બાંધણી ગામે પ્રસાદીની રાયણ ખેતર તથા કચરાની કોરી વગેરે પ્રસાદીના સ્થાનો વડતાલની આજુબાજુમા આવેલા છે

**સહજાનંદ સ્વામી પછીની પ્રગતિનો ઇતિહાસ** આ પ્રમાણે આપણે વડતાલ તીર્થનો અહેવાલ આપ્યો વડતાલ તીર્થની ઉન્નતિમા સહજાનંદ સ્વામી પછીના આચાર્યોએ પણ સારો ફાળો આપ્યો છે બીજા આચાર્યશ્રી ભગવતપ્રસાદજી મહારાજે વિશાળ, ભવ્ય સભામંડપ બંધાવ્યો ત્રીજા આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે **ગોમતી તળાવના** ઘાટ પાકા પથ્થરથી બંધાવી સ્નાનની સગવડતા યાત્રાળુ માટે કરી છે આ ઉપરાંત પાણીની મોટી ટાંકી કરાવી મંદિરમા તથા યાત્રાળુના ઉતારાઓમા પાણીના નળની સારી વ્યવસ્થા કરી છે આ આચાર્યશ્રી પોતે વિદ્યાભ્યાસંગી ને વિદ્યાપ્રચારની ધગશવાળા હતા તેથી તેમણે એક "સંસ્કૃત પાઠશાળા" પણ સ્થાપી છે ત્યાર પછી કોઠારી શ્રી ગોવર્ધનભાઈએ એક આયુર્વેદિક **ધર્માદા ઔષધાલય** પણ સ્થાપ્યુ છે

**કોઠારી શ્રી ગોવર્ધનભાઈ** પૂર્વ આચાર્યોની જેમ આ મંદિરની ઉન્નતિમા અને કરકસરથી વહીવટ કરી ધર્માદા મિલકતની અભિવૃદ્ધિ કરવામા મુખ્ય કોઠારી શ્રી ગોવર્ધનભાઈએ મુખ્ય સેવા આપી છે તેમણે જીવનનો મોટો ભાગ (લગભગ ૭૦ વર્ષ) આ મંદિરની સેવામા જ ગાળેલો તેઓ ડાસરાના નાગર વણિક હતા ને નાનપણથી વૈરાગ્યથી મંદિરમા ત્યાગી થવા આવેલા. પોતાના ઘરના દસ હજાર રૂપિયા મંદિરમા અર્પણ કરી પહેલા આચાર્યશ્રી રઘુવીરજી મહારાજની સેવામા રહેલા આચાર્યશ્રીએ તેમને ભગવાધારી સાધુ નહિ કરતા શ્વેતવસ્ત્રધારી પાર્ષદ રાખી મંદિરના આર્થિક વહીવટનુ કામ સોંપ્યુ હતુ આ કામ તેમણે ઉત્તરોત્તર ચાર આચાર્યોની પેઢી સુધી દીર્ઘકાળપર્યંત કર્યું હતુ

હાલમા વડતાલ રેલ્વેસ્ટેશન થવાથી તેની ઉન્નતિની શક્યતાઓ ઘણી વધી છે



# ખંડ નવમો

## જીવદયાની સંસ્થાઓ

### વિષયપરિચય

આ ખંડમા જેની માહિતી મળી તે પાંજરાપોળો તથા અન્નક્ષેત્રોના પરિચય આપ્યા છે ગોઠવણી ગામવાર, કક્કાવારી પ્રમાણે કરી છે

*

### કપડવણજ શેઠ મીઠાભાઈ ગુલાલચંદ ટ્રસ્ટ ખોડાં ઢોર પાંજરાપોળ

**સ્થળ** બજાર, કપડવણજ

**સ્થાપના** આશરે ૧૦૦ વર્ષ ઉપર સંસ્થાની સ્થાપના થયેલી સંસ્થાનુ પોતાનુ મોટુ મકાન છે તથા સાત વીઘા જમીન છે તે જમીન ઉપર નવી પાંજરાપોળ બાંધવાનુ વિચારાય છે શ્રી પરીખ વાડીલાલ ઝવેરલાલ, શ્રી શેઠ બાબુભાઈ મણિભાઈ અને શ્રી પરીખ જયંતીલાલ વાડીલાલ એ ત્રણ ટ્રસ્ટીઓનુ મંડળ વહીવટ ચલાવે છે લોકો તરફથી મળતા દાનમાથી સંસ્થાને આવક થાય છે

### ખંભાત: ખોડાં ઢોર પાંજરાપોળ

**સ્થળ** ગુર્જરવાડો, ખંભાત

**સ્થાપના** લગભગ ૨૦૦ વર્ષથી આ સંસ્થા ચાલે છે

ખોડા ઢોર પાળવાનું, કૂતરા પકડીને ગામબહાર મૂકવાનુ તથા કબૂતરો પાળવાનુ કામ થાય છે

**વહીવટ** સસ્થાના પ્રમુખ શ્રી ઝવેરી દલપતભાઈ ખુશાલ ભાઈ છે, ઉપપ્રમુખ શ્રી શેઠ રમણભાઈ દલસુખભાઈ શ્રોફ છે, અને મંત્રી શ્રી શાહ રતિલાલ બેચરદાસ તથા શ્રી વકીલ ચીમનલાલ દ્વારકાદાસ છે

સસ્થાની માલિકીના ૧૦ મકાનો (દુકાનો સહિત) છે આશરે ૧૦૦૦ વીઘા જમીન ખભાતના ભૂતપૂર્વ નવાબે ઘાસ ચારા માટે આપેલી છે

ભાડે આપેલી દુકાનોનું વાર્ષિક ભાડુ રૂ ૧૫૦૦ આવે છે ખેતરોની વાર્ષિક ઉપજ આશરે રૂ ૨૦૦૦ની છે સારા માઠા પ્રસગોએ લોકો તરફથી રૂ ૩૦૦૦ની દાનની આવક થાય છે

સસ્થા સ્વાશ્રયી બને તેવી યોજના વિચારાય છે એક સારુ એવુ ભડોળ ભેગુ કરવાનો પ્રયત્ન શરૂ કરાયો છે

## ખેડા પાંજરાપોળ

**સ્થળ** લાન દરવાજા બહાર, ખેડા **સ્થાપના** આશરે ૨૫ વર્ષ ઉપર આ પાજરાપોળ સ્થપાયેલી તેમા ખોડા ઢોર અને કૂતરા પાળવાનુ કામ થાય છે **વહીવટ** સસ્થાના ટ્રસ્ટીઓ શ્રી શેઠ રાજેન્દ્રકુમાર બાલાભાઈ અને શ્રી શાહ મગનલાલ મોહનલાલ વકીલ છે ૧૫ માલિકીના મકાનો અને આશરે ૧૦૦ વીઘા જમીન છે જેની કિંમત આશરે રૂ ૨૫ હજારની છે ઉપરાત રોકડ ભડોળ આઠેક હજારનુ છે દુકાનોનુ ભાડુ, જમીનોનો ભાગ તથા સાથ, અને લોકોના દાનમાથી આવક થાય છે સંસ્થા ઘણા વર્ષથી ખાધમા ચાલે છે ખર્ચના પ્રમાણમા આવક ઓછી થાય છે

## ડાકોર ખોડાં ઢોર પાંજરાપોળ

**સ્થાપના** આશરે ૧૦૦ વર્ષ ઉપર આ સંસ્થા સ્થપાયેલી. તે પછી શેઠ શ્રી નગીનદાસ ફૂલચદ ચીનાઈવાળાએ સવત ૧૯૮૩મા ટ્રસ્ટ કરેલુ નિરાશ્રિત અને અપગ પશુઓને રક્ષણ અપાય છે અને સારી ગાયોનો ઉછેર કરી ગામને ચોખ્ખુ દૂધ પૂરુ પડાય છે **વહીવટ** શેઠ શ્રી જીવણલાલ ચુનીલાલ ચીનાઈ આ સસ્થાના પ્રમુખ છે સસ્થા પાસે આશરે રૂ ૪૪૦૦૦ની કિંમતના મકાન, જમીન (૨૫૦ એકર), તથા રાચરચીલુ છે મિલકતમા મિલોના શેર ખાતે રૂ ૨૨૦૭૫૩, રોકડ શરાફી લેણા ખાતે રૂ ૫૦૯૩૮ અને ખેતીના સાધન ખાતે રૂ. ૧૪૫૫૩ જેટલી રકમ છે જેની વ્યાજ તથા દાનમાથી આવક થાય છે વાર્ષિક આવક આશરે રૂ ૫૦૦૦૦ની થાય છે

## ડાકોર દડીસ્વામી આનદાશ્રમનો મઠ

આ ધર્માદા સંસ્થા સવત ૧૭૪મા સ્થાપન થયેલી છે તે રજિસ્ટર કરાવેલી છે તેની પાસે આશરે રૂપિયા એક લાખની કિંમતની સ્થાવર તથા રૂપિયા વીસેક હજારની જગમ મિલકત છે મકાનભાડુ, વ્યાજ, ખેતી, દાન વગેરેમાથી વાર્ષિક આવક આશરે રૂ ૩૦૦૦ની થાય છે સરકારી ગેઝેટમા દર વર્ષના બે માસમા તેનો વાર્ષિક હેવાલ પ્રસિદ્ધ થાય છે વળી તેની બે હજાર નકલો છપાવી જાહેરમા પણ તે વહેચાય છે સસ્થાના મુખ્ય સચાલક સ્વામી વામનાશ્રમ દામોદરાશ્રમ છે

શરૂઆતમા ડાકોરના મેઠ શુકલ બ્રાહ્મણ જીવણજી દેવકૃષ્ણના પ્રયાસથી તેમના એક દક્ષિણી યજમાન દ્વારા ગોમતી કિનારે આ મઠ સ્થપાયેલો અને તે દડીસ્વામી આનદાશ્રમને અર્પણ કરવામા આવેલો તેથી મઠનુ નામ 'આનદાશ્રમ મઠ' પડયુ છે

પહેલા મઠમા માત્ર રહેવાની સગવડ હતી પણ સવત ૧૯૦૯થી મઠમા અન્નક્ષેત્રની સ્થાપના કરવામા આવી છે મઠમા દડી સ્વામીઓને પોતાને રહેવા ઈચ્છા હોય ત્યા સુધી રહેવા દેવામા આવે છે, તથા અન્નક્ષેત્રમા ભોજન આપવામા આવે છે સાજે અર્ધો શેર દૂધ આપવામા આવે છે તથા મઠમાથી બહારગામ જતી વખતે કોઈ ગૃહસ્થ તરફથી રેલ્વે ટિકિટ ન મળી હોય તો ગોધરા તથા આણદ જકશન સુધીની ટિકિટ આપવામા આવે છે બ્રહ્મચારીને ત્રણ દિવસ, ચતુર સ્વામીને પાચ દિવસ નિરાશ્રિત યાત્રાળુ બ્રાહ્મણને એક દિવસ તથા પરમહસ ત્યાગી ગોસાઈને યોગ્યતા અનુસાર ત્રણ દિવસ અન્નક્ષેત્રમા ભોજન કરાવી મઠમા રહેવા દેવામા આવે છે ડાકોરની વેદ-સસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓને હમેશા મઠમા રાખી તેમની પાસે વૈશ્વદેવ કરાવી તેમને ભોજન કરાવવામા આવે છે ઉપરના સૌને તૈયાર ભોજન દિવસમા એક વખત આપવામા આવે છે.

આ મઠનો આવક ખર્ચનો હિસાબ વિનિત ભાવથી જોવા માગનાર શ્રદ્ધાળુ ગૃહસ્થાદિને બતાવવામા આવે છે તથા મોકલી આપવામા પણ આવે છે

## ડાકોર. નિરાશ્રિત ગૌરક્ષક પાંજરાપોળ

આ સસ્થા ડાકોરમા સ્ટેશનરોડ ઉપર આવેલી છે તેમા નિરાશ્રિત અપગ ગાય, બળદ સાઢ વગેરેના પોષણનું કામ થાય છે

સવત ૧૯૫૬ના દુકાળ વખતે ડાકોરના મહેતા અમૃતલાલ છોટુભાઈ ઇત્યાદિએ આ સસ્થા સ્થાપેલી પછળથી તેમનાથી તે નહિ ચલાવી શકાયેલી એટલે ખેડા જિલ્લાના કલેક્ટરના તા ૧૩ ૧૦ ૧૯૧૨ના ફરમાનથી સસ્થાનો વહીવટ સદ્ગૃહસ્થોની કમિટીને સોંપવામા આવેલો તે પ્રમાણે આજદિન સુધી વહીવટ ચાલે છે અત્રે કમિટીના પ્રમુખ શ્રી ડાહ્યાભાઈ મગનલાલ દેશી છે કમિટીમા સભ્યો બાર છે.

સસ્થા પાસે આશરે રૂ ૭૦૦૦ની કિંમતનું મકાન જમીન, રાચરચીલુ વગેરે છે ગાયો નિમિત્તે જે કઈ દાન મળે તેમાથી જ આવક થાય છે વાર્ષિક બારથી પદર હજાર રૂપિયાની આવક થાય છે બહારગામ તેમજ રેલ્વેમા ઉપદેશકો રાખી ફડ ઉઘરાવાય છે

સસ્થામા જે કોઈ મૂકવા આવે તેની પાસેથી કોઈ પણ

જતનો બદલો લીધા સિવાય નિરાશ્રિત ઢોર દાખલ કરવામાં આવે છે. સંસ્થા અંગે એક કૂવો તથા હવાડો બાંધેલા છે, તે કાયમ ભરાવી રસ્તે જતાં આવતાં ગાડાં વગેરે તથા વણજારા વગેરેનાં ઢોરને પાણી પીવાની સગવડ કરેલી છે.

## ડાકોર: શ્રી ભટજી મહારાજ અન્નક્ષેત્ર

**સ્થાપના :** આ અન્નક્ષેત્ર સાથે પેટલાદના દેસાવાળ બ્રાહ્મણ ઈચ્છારામ ભટજીનું નામ જોડવામાં આવેલું છે મળેલી હકીકત ઉપરથી જણાય છે કે શ્રી ભટજી મહારાજ વલ્લભી સંપ્રદાયના અનુયાયી વૈષ્ણવ અને પરમ વિરક્ત યોગી પુરુષ હતા. તેમના જન્મ સંબંધી ચોક્કસ સાલ મળી આવતી નથી, પરંતુ વિક્રમ સંવતના ઓગણીસમા સૈકામાં ડાકોરમાં શ્રી રણછોડરાયજી મહારાજની સેવામા રહેવા આવ્યા હોય એમ તેમની પાછલા નારણદાસ બ્રહ્મચારી શ્રી ભટજીની ગાદીના માલિક થયેલા તેમણે સંવત ૧૮૯૦નું એક વિલ કરેલું તે ઉપરથી જણાય છે.

પોતે પ્રતાપી વિરકત પુરુષ હોવાથી દેશ પરદેશના ઘણા વૈષ્ણવો તેમના સમાગમમાં આવેલા. અને તેમની એક મહાન પુરુષ તરીકેની ખ્યાતિ લોકોમાં થયેલી. આ વખતે શ્રી રણછોડરાય મહારાજને જે રાજભોગ ધરાવવામાં આવતો તે સામાન્ય સામગ્રીનો થતો હતો, અને તે ભોગ સેવકો અંદર અંદર વહેંચી લેતા હતા. તેથી ચાર ધામની યાત્રા કરવા આવેલા સંત-મહંતો વગેરેને પ્રભુપ્રસાદ મળી શકે તે હેતુથી પોતાના તરફથી ઊંચા પ્રકારની સામગ્રી શ્રી રણછોડરાયજીને રાજભોગ સમયે ધરાવીને સાધુ સંતો અને વૈષ્ણવોને તે પ્રસાદ જમાડવાનો રિવાજ રાખવામાં આવેલો. પાછળથી વૈષ્ણવો તરફથી જેમ જેમ મદદ મળતી ગઈ તેમ તેમ અન્નક્ષેત્રનું કામ મોટા પાયા ઉપર ચાલુ થયેલું તા. ૨૪-૧-૨૨ને રોજ અન્નક્ષેત્રની મિલકતનું ટ્રસ્ટ રજિસ્ટર કરવામાં આવેલુ

**વહીવટ :** આજે શેઠ શ્રી મથુરદાસ મંગળદાસ સંસ્થાના ચેરમેન છે. સંસ્થા પાસે આશરે રૂ ૩૩૦૦૦ની કિંમતનાં પાંચ મકાનો, જમીન, રાચરચીલું વગેરે છે આશરે રૂપિયા એક લાખની મૂડી શેરો વગેરેમા રોકાયેલી છે. વ્યાજ, સાંથ, મકાન-ભાડું. રોકડદાન વગેરેમાથી આવક થાય છે. વાર્ષિક આવક રૂ. ૯૫૦૦ જેટલી થાય છે શ્રી રણછોડરાયને રાજભોગ ધરાવી વિદ્યાર્થીઓ, સાધુઓ, બ્રાહ્મણો વગેરેને ભોજન અપાય છે.

## ડાકોર: શ્રી લાલદાસ બિહારીદાસજી અન્નક્ષેત્ર

આ સંસ્થા રામાનુજ સંપ્રદાયની છે. સંવત ૧૯૨૪માં શ્રી લાલદાસજી બિહારીદાસજીએ તે શરૂ કરેલી સંસ્થા પાસે રૂા ૩૫ હજારની કિંમતનાં ૭ મકાનો છે. તેનુ ભાડું. ભેટ. વ્યાજ વગેરે-માથી આવક થાય છે. સંસ્થા અંગે એક મંદિર પણ છે. તેમાં સેવાપૂજા વગેરે થાય છે. શ્રી રણછોડરાયજીને ગોવાળ ભોગમાં પ્રસાદ ધરાવીને તે યાત્રાએ આવેલા નિરાશ્રિતો, સાધુસંતો, અભ્યાગતો, વિદ્યાર્થીઓ વગેરેને જમાડવામાં આવે છે.

સંસ્થાનું બંધારણ ઘડેલું છે, તે રજિસ્ટર પણ કરાવેલું છે. આજે શ્રી મોહનદાસજી ભરતદાસજી તેના મેનેજિંગ ટ્રસ્ટી તરીકે કામ કરે છે.

## નડિયાદ હિંદુ પાંજરાપોળ

**સ્થળ :** અમદાવાદી દરવાજા પાસે.

**સ્થાપના .** આશરે ૬૫ વર્ષ પહેલાં.

**મકાન :** પાંજરાપોળનું મુખ્ય મકાન મોટું અને વિશાળ, દરવાજો, ચોક, કૂવો, પરબડીઓ વગેરેની સગવડવાળું છે. તેમાં ખોડાં ઢોર રાખવાની વ્યવસ્થા છે.

**કાર્યકર્તાઓ :** સંસ્થાની વહીવટી સમિતિના પ્રમુખ વકીલ શ્રી મોહનલાલ હરિવલ્લભદાસ શાહ, ઉપપ્રમુખ શ્રી. બહેચરદાસ મગનલાલ શાહ અને મંત્રી શ્રી. માણેકલાલ ચુનીલાલ પરીખ છે.

**મિલકત અને કાયમી આવક :** સંસ્થાની સ્થાવર મિલ-કતમાં દુકાનો તથા ખેતરો છે દુકાનોનાં ભાડાં આવે છે, જમીનોનું ઉત્પન્ન આવે છે, ગાયોના દૂધના વેચાણમાંથી અને છાણના વેચાણમાંથી આવક થાય છે. લોકો પણ દાન આપે છે. વાર્ષિક આવક-ખર્ચનો અંદાજ લગભગ ૩૫થી ૩૬ હજાર રૂપિયાનો છે.

## પેટલાદ પાંજરાપોળ

**સ્થળ :** ચાવડી બજાર પાસે, પેટલાદ.

**સ્થાપના :** આ સંસ્થા સો વર્ષ ઉપરાંતની જૂની છે. નવીન બધારણ સને ૧૯૩૯થી અમલમાં મૂકવામાં આવ્યું છે

**ઉદ્દેશ :** આ સંસ્થાનો ઉદ્દેશ ખોડાં ઢોરોની સારવાર તથા રક્ષા કરવાનો અને કસાઈખાને જતા અગર બીજી રીતે હેરાન થતા ઢોરોને બચાવવાનો છે.



પેટલાદ પાંજરાપોળનું એક દૃશ્ય

**કાર્યકર્તાઓ** સંસ્થાના સં ૨૦૦૮ની સાલના અહેવાલ મુજબ કાર્યવાહક મંડળના પ્રમુખ શ્રી ચંદુલાલ કેશવલાલ પરીખ છે, અને મંત્રી શ્રી મણિલાલ દામોદરદાસ ગાંધીવાળા, તથા શ્રી નારણરાવ પુરુષોત્તમરાવ દેસાઈ છે

**આવક** સંસ્થાને નીચે જણાવેલી રીતે આવક થાય છે

૧ વેપારીઓ તરફથી મળતી ધર્માદા લાગાની રકમ

૨ પાંજરાપોળની ગામમાં તેમજ બહારગામ મૂકેલી ધર્માદાની પેટીઓ દ્વારા મળતી રકમ

૩ પરચૂરણ ટીપ કરીને

૪ વસ્તુઓના રૂપમાં મળતી દાનની રકમ

૫ લગ્ન વગેરે પ્રસંગોએ ભેટ અગર દાન તરીકે મળતી રકમ

૬ પ્રચારકો મારફત, પત્રિકાઓ દ્વારા મળતી રકમ

૭ સંસ્થાઓની ગાયોના દૂધ વગેરે વેચાણમાંથી મળતી રકમ

૮ દાનવીરોએ મુદ્દત રકમ કાયમ રાખી તેના વ્યાજમાંથી ખર્ચ કરવા બક્ષિસ કરેલી રકમોનું વ્યાજ

૯ નાટક વગેરે ખેલો દ્વારા મળતી રકમ

૧૦ છાણ–ખાતર વગેરેના વેચાણનું ઉત્પન્ન

૧૧ ગૌચર માટે દાનવીરોએ આપેલી જમીનમાંથી

૧૨ ઢોરને દાખલ કરતી વખતે લેવાતી ફી

સં ૨૦૦૮ના અહેવાલ મુજબ સંસ્થાને વાર્ષિક આવક-ખર્ચ રૂ ૪૦ હજારનું આશરે થાય છે

**અન્ય માહિતી** આ સંસ્થામાં ઢોરને દાખલ કરવા માટે મોટા ઢોર દીઠ રૂ ૪ તથા નાના ઢોર દીઠ રૂ રાા દાખલ ફી લેવા ઠરાવેલું છે પરંતુ આટલી નાની રકમ પણ આપવા ઢોરનો માલિક અશક્ત હોય તેવે પ્રસંગે દાખલ ફી સિવાય પણ ઢોરને રાખવામાં આવે છે.

સંસ્થાના જે ઢોર માંદા પડે છે તેમની સારવાર માટે સોજિત્રાના જાનવરના દાક્તર અવારનવાર આવે છે અને તેઓ સલાહ આપે છે તે પ્રમાણે ઉપચારો કરવામાં આવે છે

## બોરસદ પાંજરાપોળ

**સ્થળ** ખંભાતી દરવાજા બહાર, બોરસદ **સ્થાપના** સને ૧૯૦૮માં ખંભાતના શેઠ પોપટભાઈ અમરચંદના હાથે આ પાંજરાપોળ ખુલ્લી મુકાઈ હતી સંસ્થાનો ઉદ્દેશ અશક્ત, અપંગ દુઃખી, નિરાધાર, રોગી લાચાર પશુઓને યથાશક્તિ પાળી પોષી આશ્રય આપવાનો છે **વહીવટ** સં ૨૦૦૬ના અહેવાલ મુજબ વ્યવસ્થાપક મંડળ આ સંસ્થાને વહીવટ ચલાવે છે મંડળના સેક્રેટરી શાહ હિંમતલાલ વરજીવનદાસ વકીલ છે સંસ્થાની માલિકીના મકાનો અને જમીનો છે, જેનું ભાડું અને દાણ આવે છે, તથા વ્યાજ આવે છે અને નિભાવ ફંડમાં દાન પણ આવે છે વાર્ષિક આવક-ખર્ચ રૂ ૧૦ હજારના આશરે થાય છે

## વસો પાંજરાપોળ

**સ્થળ** કાપડ બજાર, વસો **સ્થાપના** આ પાંજરાપોળ વર્ષો જૂની છે મોટા ઢોર, કૂતરા, તથા કબૂતરનું ચબૂતરાનું કામ થાય છે પરબો પણ મંડાવાય છે. **વહીવટ** સંસ્થાનો વહીવટ વસો મહાજન મંડળ ચલાવે છે મહાજનના વ્યવસ્થાપક મંડળના પ્રમુખ શ્રી શેઠ કેસરમલ જેઠાભાઈ, ઉપપ્રમુખ શ્રી શાહ નટવરલાલ શિવલાલ અને મંત્રી શ્રી શાહ કાંતિલાલ મણિલાલ છે મહાજન મંડળની માલિકીની દુકાનો છે, એના ભાડામાંથી આવક થાય છે શ્રી વસો મહાજન મંડળ તરફથી પાંજરાપોળ ઉપરાંત સદાવ્રત, કબૂતરખાતું અને કૂતરાખાતું ચલાવાય છે

## સોજિત્રા પાંજરાપોળ

**સ્થળ** ચાર કૂવાની ભાગોળ, સોજિત્રા.

સંવત ૧૮૨૬ના અરસામાં વડેચ ગામના શા નરસીદાસ પાનાચંદે હાલ જ્યાં પાંજરાપોળનું જૂનું મકાન છે તે જમીન મેવાડા જ્ઞાતિની ધર્મશાળા કરવાના હેતુથી સોજિત્રાની મેવાડા વાણિયાની જ્ઞાતિને આપી હતી આ સમયે સોજિત્રામાં પાંજરાપોળની સંસ્થા નહોતી આથી પાંજરાપોળની સંસ્થા સ્થાપવા માટે જમીનના દાતાની સંમતિથી મેવાડા જ્ઞાતિએ આ જમીન મહાજનના વહીવટમાં સોંપી ઉપરાંત મેવાડા જ્ઞાતિના પંચે શાહ પરસોતમ લલ્લુદાસ પાસેથી રૂ ૧૨૨૫)ની રકમ મેળવી તે પણ મહાજનને સોંપી એ રીતે સંવત ૧૯૬૩ના અષાડ સુદ ૨ને રોજ આ પાંજરાપોળની સ્થાપના થઈ

**કાર્યકર્તાઓ** સં ૨૦૦૮ના સંસ્થાના અહેવાલ મુજબ કાર્યવાહક મંડળના પ્રમુખ શેઠ મૂળચંદભાઈ હરિલાલ ઉપપ્રમુખ શા રણછોડભાઈ તલકચંદ અને મંત્રી શા કાંતિલાલ મણિલાલ સંસ્થાનો વહીવટ ચલાવે છે

**આવક** લોકોની દાનવૃત્તિ પર સંસ્થાનો નિભાવ થાય છે વાર્ષિક આવક તથા ખર્ચ, સં ૨૦૦૮ના સંસ્થાના અહેવાલ મુજબ, લગભગ રૂ ૨૫ હજારનું છે

## હળધરવાસ શ્રી પ્રેમધર્મ પાંજરાપોળ (ગૌશાળા)

આજુબાજુના ગામોમાં આવી જાતની કોઈ સંસ્થા નહિ હોવાથી બિન ઉપયોગી જાનવરો કસાઈવાડે જતા હતા. તેમને બચાવવા અને નિભાવવાના વિચારથી પરમહંસ સ્વામી શ્રી ગંગેશ્વરાનંદજીની પ્રેરણાથી હળધરવાસના કાપડ મહાજને કાપડની ખરીદી પર લાગો નાખીને તેમજ વાડીઓની તમામ આવક આપીને સં ૧૯૭૭ના આસો વદ ૮ના રોજથી આ સંસ્થાની શરૂઆત કરેલી તેનું બંધારણ ઘડીને રજિસ્ટર કરાવેલું છે તેનું વાર્ષિક નિવેદન પણ છપાય છે શ્રી બાપુજીભાઈ વલ્લભદાસ શાહ તેના વ્યવસ્થાપક તરીકે કામ કરે છે

સંસ્થા પાસે આશરે બત્રીસ હજાર રૂપિયાની કિંમતનું મકાન જમીન (છએક વીઘા), અને રાચરચીલું છે દાનની પેટીઓ, બક્ષિસ દાન, વ્યાજ જમીનનું ઉત્પન્ન વગેરે મારફતે સંસ્થાને વાર્ષિક રૂ ૪૫૦૦)–ની આવક થાય છે સંસ્થામાં જાનવરોની સંખ્યા આશરે ૧૦૦ની આસપાસ રહે છે

# ખંડ દસમો

## ધર્મશાળાઓ (મુસાફરખાનાં)

### વિષયપરિચય

આ ખંડમાં સરકારી મુસાફરખાનાં, જિલ્લા લોકલ બોર્ડની ધર્મશાળાઓ અને ડાકોરની ધર્મશાળાઓની માહિતી આપી છે. આ સિવાય જિલ્લાના ઘણાં ગામોમાં જ્ઞાતિઓની અથવા જાહેર ધર્મશાળાઓ હોય છે. તે પૈકી કેટલીક તેમના ઉલ્લેખ આ પુસ્તકના ખંડ પહેલામાં આપેલી ગામોની હકીકતમાં કરેલા છે.

### (૧) સરકારી મુસાફરખાનાં

સરકારી મુસાફરખાનાંની યાદી સરકાર તરફથી છપાવીને પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમાંથી ખેડા જિલ્લાના મુસાફરખાનાંની વિગત આ નીચે આપી છે.

**ડિસ્ટ્રિક્ટ બંગલા** તે નીચેના ગામો છે (૧) આણંદ (૨) ઠાસરા (૩) નડિયાદ (૪) બોરસદ (૫) વાસદ.

**રેવન્યૂ ડિસ્ટ્રિક્ટ બંગલો** તે માત્ર નડિયાદમાં જ છે.

**ઈન્સ્પેક્શન બંગલા** તે નીચેના ગામોમાં છે (૧) આણંદ (૨) ખેડા (૩) ડાકોર (૪) બીબીપુરા (વાત્રક પૂલ પાસે), (૫) મહુધા (તા નડિયાદ) (૬) મહેમદાવાદ, (૭) લાડવેલ (તા કપડવણજ) (૮) લાલી (તા મહેમદાવાદ), (૯) વાનરોળી તળાવ (તા ઠાસરા) (૧૦) સાવલી તળાવ (તા કપડવણજ), (૧૧) સુણદા (તા કપડવણજ) (૧૨) સૈયાત તળાવ (તા ઠાસરા).

**પી ડબ્લ્યૂ ડીના સ્ટોર માટેના બંગલા** તે કપડવણજ અને ડાકોરમાં છે.

ઉપર જણાવેલા બંગલા પોતાની ફરજ પર મુસાફરી કરતા અમલદારો અને મુસાફરી કરતી જાહેર પ્રજાના ઉપયોગ માટે છે. આ બંગલાઓમાં વાનરોળી તળાવ, સાવલી તળાવ, સૈયાત તળાવ અને આણંદનો એમ ચાર ઇન્સ્પેક્શન બંગલા બીજા વર્ગના છે, જ્યારે બાકીના પહેલા વર્ગના છે. પહેલા વર્ગના બંગલા ગેઝેટેડ ઑફિસરોના ઉપયોગ માટે છે. બીજા વર્ગના બંગલા પ્રાથમિક રીતે નોન ગેઝેટેડ ઑફિસરો અને કારકુનો માટે છે. બંગલાઓમાં ઊતરવા માટે જિલ્લા કલેક્ટર કે એક્ઝિક્યુટીવ એન્જિનિયર, પી. ડબ્લ્યૂ. ડી.ને અગાઉથી અરજ કરવાની હોય છે.

આ સિવાય વિલીનીકરણ પછી ખંભાતનો સીવ્યુ બંગલો (ડિસ્ટ્રિક્ટ બંગલો) તથા ડાક બંગલો (ઇન્સ્પેક્શન બંગલો), તારાપુરનો ઇન્સ્પેક્શન બંગલો, ધુવારણનો ઇન્સ્પેક્શન બંગલો તથા પેટલાદનો ડિસ્ટ્રિક્ટ બંગલો એ બધા પણ સરકારી વહીવટ નીચે આવ્યા છે.



ડાક બંગલો ખંભાત

### (૨) ખેડા જિલ્લા લોકલબોર્ડની ધર્મશાળાઓ

જિલ્લામાં આવેલી લોકલબોર્ડની ધર્મશાળાઓ તાલુકાવાર નીચે પ્રમાણે છે.

**આણંદ તાલુકો** (૧) આણંદ સ્ટેશન ઉપર પ્રેમચંદ રાયચંદ ધર્મશાળા (૨) વાસદ.

**કપડવણજ તાલુકો** (૧) ઉત્કંઠેશ્વર (૨) ચીખલોડ, (૩) પિંડાઇ, (૪) લસુન્દ્રા, (૫) સરખેજ.

**ખંભાત તાલુકો** (૧) ખંભાત સ્ટેશન ઉપર આવેલી ધર્મશાળા.

**ઠાસરા તાલુકો** (૧) ઓઝરાળા, (૨) ચેતરસુંબા, (૩) ઠાસરા (૪) પાલી.

**નડિયાદ તાલુકો** (૧) અલીન્દ્રા (૨) ધમોડી, (૩) નડિયાદ સ્ટેશન પાસે, (૪) બગડુ (૫) ઉત્તરસંડા

**બોરસદ તાલુકો** (૧) ઉમલાવ, (૨) પામોલ.

**મહેમદાવાદ તાલુકો** (૧) મહેમદાવાદ સ્ટેશન પાસે, (૨) મહીજ, (૩) લાલી, (૪) વરસોળા, (૫) સમાદરા

**માતર તાલુકો** (૧) કલોલી, (૨) ચાદણા, (૩) નાયકા, (૪) મલિયાતજ, (૫) મહેળજ, (૬) માતર, (૭) વારસગ, (૮) સિહોલડી, (૯) સીંજીવાડા

આ ૩૩ ધર્મશાળાઓ પૈકી આણંદ, ખંભાત અને ઉત્કંઠેશ્વર એ ત્રણ જગાની ધર્મશાળાઓમા ઊતરનાર મુસાફરોને રહેવાની તથા ગોદડા, વાસણ વગેરેની સગવડ નહિ જેવી ફીથી મળી શકે છે બાકીની ધર્મશાળાઓમાથી ઘણીખરી ભાડે-ખાસ કરીને નિશાળો માટે-આપેલી છે.

## (૩) ડાકોરની ધર્મશાળાઓ

ડાકોર ગુજરાતનુ એક જાણીતુ તીર્થધામ છે એટલે યાત્રાળુઓને ઊતરવા માટે દાતાઓએ ત્યા ધર્મશાળાઓ બધાવી છે તે નીચે મુજબ છે —

**(૧) કેશવભુવન ધર્મશાળા** યાત્રાળુઓને સાત દિવસ ઊતરવા દેવામા આવે છે ગોદડાનુ એક આનો ભાડુ લેવાય છે. વાસણનુ ભાડુ લેવાતુ નથી

**(૨) દામોદરભુવન ધર્મશાળા** યાત્રાળુઓને ચાર દિવસ રહેવા દેવામા આવે છે પ્રત્યેક ઉતારુ દીઠ ઘસારા, સફાઈનો એક આનો, વીજળીના ત્રણ આના, અને વાસણ-ગોદડાનો એક આનો લેવાય છે

**(૩) માણેકનિવાસ ધર્મશાળા** યાત્રાળુઓને પાચ દિવસ ઊતરવા દેવામા આવે છે ગોદડાના બે આના, ફાનસના બે આના, અને વાસણોના ચાર આના લેવાય છે

**(૪) મોરારભુવન ધર્મશાળા** યાત્રાળુઓને પાચ દિવસ ઊતરવા દેવામા આવે છે વીજળીના ત્રણ આના અને ગાદલાના બે આના રોજના લેવાય છે વાસણભાડુ લેવાતુ નથી

**(૫) રામજીભુવન ધર્મશાળા :** યાત્રાળુઓને ૫ દિવસ ઊતરવા દેવામા આવે છે પાચ દિવસ માટે ગોદડાના બે આના અને રોજના વીજળીના બે આના લેવાય છે વાસણભાડું નથી લેવાતુ

**(૬) રામબાગ ધર્મશાળા** યાત્રાળુઓને ૫ દિવસ ઊતરવા દેવામા આવે છે ઉતારુઓ પાસે ગોદડા, વાસણ વગેરે કશાની પણ ફી લેવામા આવતી નથી તદ્દન મફત સગવડ અપાય છે

**(૭) વલ્લભનિવાસ ધર્મશાળા** યાત્રાળુઓને ૭ દિવસ રહેવા દેવામા આવે છે વ્યક્તિ દીઠ એક આનો ઊતરવા માટે, એક આનો ગોદડા માટે, અને ૩ આના વીજળી માટે લેવાય છે.

**(૮) વસનવાડી ધર્મશાળા** યાત્રાળુઓને પાચ દિવસ ઊતરવા દેવામા આવે છે વીજળીના યુનિટે આઠ આના લેવાય છે તે સિવાય વાસણ, ગોદડા વગેરેની કશી ફી લેવાતી નથી.

**(૯) વિજયાભુવન ધર્મશાળા** યાત્રાળુઓને પાચ દિવસ રહેવા દેવામા આવે છે ગોદડાના બે આના લેવાય છે વાસણ વગેરેની ફી નથી.

**(૧૦) વિઠ્ઠલનિવાસ ધર્મશાળા** યાત્રાળુઓને પાચ દિવસ રહેવા દેવામા આવે છે. વાસણ, ગોદડા વગેરેની કોઈ પણ જાતની ફી લેવામા આવતી નથી

**(૧૧) શ્રીમત ફતેહસિંહરાવ મહારાજા ગાયકવાડ સરકારની હવેલી** યાત્રાળુઓને પાચ દિવસ ઊતરવા દેવામા આવે છે ઉતારુ દીઠ રહેવાના બે આના લેવાય છે વાસણ-ગોદડા તથા ઇલેક્ટ્રિકની સગવડ નથી

**(૧૨) હરગોવિંદાશ્રમ ધર્મશાળા** યાત્રાળુઓને ૭ દિવસ રહેવા દેવામા આવે છે ગોદડા-વાસણ મફત અપાય છે વીજળીના દિવસના ચાર આના લેવાય છે.

# ખંડ અગિયારમો

## દવાખાનાં

### વિષયપરિચય

આ ખંડમાં નાનામોટા દવાખાનાના પરિચય આપ્યા છે તેમા સરકારી, લોકલ-બોર્ડનાં, ખાનગી તેમજ ધર્માદા દવાખાના તથા હૉસ્પિટાલો અને ઢોરનાં દવાખાનાનો સમાવેશ થાય છે ગોઠવણીનો ક્રમ તાલુકાવાર, ગામવાર, કક્કાવારી પ્રમાણે છે પણ તેમા પ્રથમ માણસો માટેના દવાખાના અને તે પછી ઢોરનાં દવાખાનાં આવે એ રીતે ગોઠવણી કરી છે સરકારી સિવિલ હૉસ્પિટલ અને બીજાં સરકારી તેમજ મ્યુનિસિપલ દવાખાના તથા સરકારી આરોગ્ય ખાતાની પ્રવૃત્તિઓની માહિતી આ પુસ્તકના પહેલા વિભાગમાં આપી છે

# આણંદ તાલુકો

## અજરપુરા : ડિ. લો. બો. સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર :** સાર્વજનિક લો. બો.નું. **સ્થાપના :** તા. ૧૬–૧–૧૯૫૦. **લાભ લેનાર :** આશરે દૈનિક : ૧૦૪. **મિલકત :** મકાન રૂપિયા ૬૫ હજારનું; જમીન ૦ાા વીઘું; રાચરચીલું રૂ. ૭૦૦નું. **ફી* :** બાર વર્ષથી નીચેના દર્દીની ફી રોજ બે આના, અને આંખ-કાનની દવા મફત; બાર વર્ષથી ઉપરના દર્દીની ફી રોજના ત્રણ આના અને આંખ-કાનની દવાનો એક આનો. **સગવડો :** દર્દીઓને રહેવા માટે ચાર ખાટલાની સગવડ છે

## આણંદ : આઈરિશ પ્રેસ્બિટેરિયન મિશન હૉસ્પિટલ

**સ્થાપના :** આ હૉસ્પિટલમાં લીમડાનાં ઝાડ ઘણાં હોવાથી તે 'લીમડાવાળું દવાખાનું' પણ કહેવાય છે. તેની સ્થાપના ઈ. સ. ૧૯૦૪માં થઈ હતી. એનું સંચાલન સુરતના આઈરિશ પ્રેસ્બિટેરિયન મિશન તરફથી થાય છે.

**સાધનો :** સંસ્થા પાસે ડાયેગ્નોસ્ટિક એક્સરે (૧૦૦ એમ એ) અને પોર્ટેબલ એક્સરેનાં યંત્રો ઉપરાંત સાધારણ લૅબોરેટરીનાં સાધનો જેવાં કે માઇક્રોસ્કોપ, કલરી મીટર વગેરે, અને સાધારણ વાઢકાપનાં અને સ્ટેરિલાઈઝિંગ સાધનો, બોયલ એને-



આઈ. પી. મિશન હૉસ્પિટલ

સ્થેટિક મશિન વગેરે સાધનો છે. દવા, વાઢકાપ, પ્રસૂતિ વગેરેનું બધું કામ થાય છે.

**મકાન :** મુખ્ય મકાનમાં બહારના દરદીઓના ખાતામાં કાર્યાલય, એક્સરે ડિપાર્ટમેન્ટ અને દવાખાનું, પુરુષોના પાંચ વૉર્ડ (દરેક વૉર્ડમાં ૬ ખાટલા છે) અને સ્ત્રીઓના ૪ વૉર્ડ (દરેકમાં ૮ ખાટલા છે), ૨ અલગ રાખેલા ઓરડા, પ્રસૂતિખંડ, થિયેટર, પ્રયોગશાળા, સ્ટોર માટેના ઓરડા, આરામગૃહો, પેશાબખાનાં, ઑફિસો વગેરેનો સમાવેશ થાય છે. તે ઉપરાંત ચૌદ ખાનગી ઓરડાઓની બે હાર બાંધવામાં આવેલી છે.

**સ્ટાફ :** ડૉ. ડબલ્યુ. એચ. રુથરફર્ડ (એમ બી. બી. સી. એસ; એફ. આર. સી. એસ.) ચીફ મેડિકલ ઑફિસર છે. તેમને ભથ્થાં સાથે કુલ પગાર માસિક રૂ. ૬૩૭ મળે છે. બીજા એક મેડિકલ ઑફિસરની જગા કામચલાઉ ખાલી છે. કમ્પાઉન્ડર, ટ્રેઈન્ડ અને રજિસ્ટર્ડ ૧ છે. (બીજા એક જણ કમ્પાઉન્ડરનું કામ શીખવા ગયેલા છે).

**નર્સો :** મેટ્રન મિસ ડી. એચ. હંટર, એસ. આર. એન., સી. એમ. બી., સામાન્ય તાલીમ પામેલ નર્સો (બી. પી. એન. એ.) ૨ (પુરુષો), ટ્રેઈન્ડ સર્ટિફાઈડ મીડવાઈવ્ઝ (બી. પી. એન. એ.) ૪, (અને સ્ટાફનાં ૪ સભ્યો તે શિક્ષણ લેવા ગયેલાં છે.); પુરુષ નર્સો ૫, સ્ત્રી નર્સો ૫. લેબોરેટરી યંત્રવિદ ૧; કારકુન ૧, ઝાડુ વાળનારા, નોકરો વગેરે ૮.

આ મિશનની બીજી એક હૉસ્પિટલ બોરસદમાં છે. વળી ભરૂચ, સુરેન્દ્રનગર અને દાહોદમાં પણ શાખાઓ છે.

**ફી :** રસોડું અને પરસાળની સગવડતાવાળા ચાર ખાનગી ઓરડા છે. તે રોજના રૂ. ૩થી ભાડે અપાય છે. બીજા પરસાળ અને રસોડા સાથેના ૧૦ ઓરડા છે. તે રોજના રૂ. ૨થી ભાડે અપાય છે. વૉર્ડોમાં કુલ ૫૬ ખાટલા છે. જે દરદીઓ પૂરી ફી આપતા હોય તેમની પાસેથી ખાટલા દીઠ રોજના બાર આના ફી લેવાય છે.

હૉસ્પિટલમાં કુલ ખાટલા ૮૦ છે.

મોટા ભાગની દવાઓના રોજના ૪ આના લેવાય છે, મોટા ભાગની ગોળીઓના રોજના બે આના લેવાય છે. *ઈન્જેક્શનો:* ઇન્ટ્રામસ્ક્યુલર: મૂળ કિંમત ઉપર ચાર આના; ઈન્ટ્રાવિનસ: મૂળ કિંમત ઉપર આઠ આના. એકસરેઝ ફી રૂ. ૫થી રૂ. ૧૫- દરેક ફોટા દીઠ. લેબોરેટરી ફી રૂ ૧થી રૂ ૧૦; નાનાં ઓપરેશનો માટે રૂ. ૫થી રૂ. ૩૦, અને મોટાં ઓપરેશનો માટે રૂ. ૩૫થી રૂ. ૧૫૦ લેવાય છે. ગરીબ દરદીઓને રાહત અપાય છે, જરૂર હોય તો મફત ખોરાક પણ અપાય છે.

**સમય :** બહારના દરદીઓ માટે બુધવાર અને રવિવાર સિવાય રોજ સવારના સાડા સાતથી સાડા અગિયાર અને બપોરના બેથી ૬ વાગ્યા સુધી દવાખાનું ખુલ્લું રહે છે. બુધવારે બપોર પછી અને રવિવારે આખો દિવસ દવાખાનું બંધ રહે છે. કોઇ અગત્યના કેસોમાં આ સમયમર્યાદા લાગુ પડતી નથી.

## આણંદ : સાલ્વેશન આર્મી એમરી હૉસ્પિટલ

**સ્થાપના :** આણંદમાં રાયણવાળા દવાખાનાને નામે

* લો. બો. નાં તમામ દવાખાનામાં ફીનું આ જ ધોરણ હોવાથી હવે પછી બાકીનાં દવાખાનાંમાં તેનો ઉલ્લેખ કરેલો નથી.

ઓળખાતી આ એમરી હોસ્પિટલ ઇ. સ. ૧૯૦૪માં સ્થપાઇ હતી. આ દવાખાનાના ઝાંપામાં શરણનાં ઝાડ હોવાથી લોકો એને એ રીતે ઓળખે છે વળી છેલ્લાં વીસ વર્ષથી ડૉ. આલ્ફ્રેડ બ્રામ્વેલ કૂકે આ દવાખાનાને પોતાની સેવાઓ અર્પી તેનો ખૂબ વિકાસ સાધ્યો છે, અને લોકપ્રિય બનાવ્યુ છે, એથી તે ડૉ. કૂકના દવાખાનાને નામે પણ ઓળખાય છે. હાલ ડૉ. કૂક નિવૃત્ત થઇ સ્વદેશ જવાથી તેમની જગાએ બીજા ડૉક્ટર આવ્યા છે.

એમરી નામના એક કુટુંબના સ્મરણાર્થે હોસ્પિટલને તેનું નામ આપવામા આવ્યુ છે આ સસ્થાનુ નિયમન સાલ્વેશન આર્મી, ટેરિટોરિયલ હેડક્વાર્ટર્સ (મોર્લેન્ડ રોડ, ભાયખળા, મુબઇ ૮) તરફથી થાય છે



એમરી હોસ્પિટલ

**સાધનો** દવાખાનાને એન એમ વાડિયા ચેરિટીઝ તરફથી રૂ. ૧૫ હજાર અને જે એચ વાડિયા ટ્રસ્ટ તરફથી રૂ ૫ હજારની મદદો (૧૯૫૦મા) મળતા અને યુનાઇટેડ કિંગડમના નેશનલ ઇન્સ્ટિટ્યુટ ફોર ધ બ્લાઇન્ડના ઇન્ટર નેશનલ હેડ ક્વાર્ટર્સ તરફથી કિરણોથી અપાતી સારવારને લગતા સાધનો મળતા હોસ્પિટલમા એન. એમ વાડિયા ફીઝિયોથેરાપી ડિપાર્ટમેન્ટ ખોલવામા આવ્યુ છે

સસ્થા પાસેના વૈજ્ઞાનિક સાધનોમાં નીચે મુજબનાં સાધનો મુખ્ય છે

ફીઝિયોથેરાપી ખાતામા–ડાયાથર્મી, ઇન્ફ્રા–રેડ, અલ્ટ્રા–વાયેલેટ પ્રકાશ વગેરે. સ્વિમિંગ પુલ, ગુથરી–સ્મિથ સ્લિંગ સસ્પેન્શન એપરેટસ

ઓપરેશન થિયેટરમા સર્જિકલ ડાયાથર્મી, બોયલે એનાસ્થેટિક મશિન.

એક્સ રેઝ.

ટી બી. હોસ્પિટલમાં–થોરાકોસ્કોપ

**મકાન :** હોસ્પિટલનું મકાન સને ૧૯૦૪માં બંધાયેલું. ત પછી ઈ. સ ૧૯૩૮માં પ્રસૂતિગૃહ માટે ઇવેન્જેલીન બૂથવોર્ડનું મકાન બંધાયુ પછી સને ૧૯૪૧મા ટ્યુબરક્યુલોસિસ હોસ્પિટલ અને નર્સીઝ હોમનાં મકાનો બંધાયાં, અને ફિઝિયોથેરાપી ડિપાર્ટમેન્ટનું મકાન ૧૯૫૧ની સાલમાં હયાતીમાં આવ્યું.



બૂથ વૉર્ડ (એમરી હોસ્પિટલ)

**સ્ટાફ** મેડિકલ ઓફિસરો તથા બીજો મદદનીશ સ્ટાફ નીચે મુજબનો છે ડૉ કૂકની જગાએ નિમાયેના ચીફ મેડિકલ ઓફિસર, ડૉ એસ ઈ બીયર, એલ સી.પી એસ (બોમ્બે) એમ સી એસ પી (લડન), ડૉ આઈ એચ. ક્રિશ્ચિયન, એલ. સી પી એસ. (બોમ્બે) ફર્સ્ટ આસિસ્ટટ, ડૉ એફ. એમ દેસાઈ, એલ સી. પી એસ. (બોમ્બે), ડૉ. ઈપ જેકોબ પુકાડીલ, એલ. એમ. પી, ડૉ. એન. એમ પટેલ, એમ બી બી એસ બીજા સ્ટાફની સખ્યા નીચે મુજબ છે — કમ્પાઉન્ડરો ૫ નર્સો મેટ્રન મિસ જે. મેકડોનાલ્ડ, ટ્યુટર શ્રી દેવદાસ પી ક્રિશ્ચિયન, તાલીમ પામેલી નર્સો ૨૩, મીડવાઈફ ૩, વિદ્યાર્થી નર્સો ૪૭ લેબોરેટરીના યત્રવિદો ૩; એક્સરેના યત્રવિદો ૩, ફીઝિયોથેરાપીના યંત્રવિદો ૩; બિઝનેસ મેનેજર કેપ્ટન આર. મેકડોનાલ્ડ, કેશિયર ૧, કારકૂનો ૮, વોર્ડ બેયર્ઝ ૨૨, માળી ૯, ઝાડુ વાળનારા ૨૦, મિકેનિક, ડ્રાઈવર, ઓવરસિયર, પરચૂરણ કામ કરનારાઓ, દરજી, સુથાર, પટાવાળા વગેરે ૧૩; અને રસોઈયા, સફાઈ કરનારા વગેરે ૧૨.

**આવક દાન વગેરે** સસ્થાની આર્થિક બાબતમાં એમ કહી શકાય કે તે મુશ્કેલીથી પોતાના પગ પર ઊભી રહી છે. નર્સો માટેની તાલીમ–શાળા માટે સરકારે રૂા. ૨૦૦૦ની ગ્રાંટ આપી છે તે સિવાય સરકાર કે દેવળ પાસેથી કશી ગ્રાંટ મળતી નથી. જાહેર પ્રજા તરફથી સામાન્ય હેતુઓ માટે દાન મળે છે તે સ્વીકારાય છે. આ હોસ્પિટલની એક શાખા અમદાવાદ જિલ્લામાં

બારેજા નજીક મુક્તિપુર ગામે છે, અને એક બ્રાન્ચ ડિસ્પેન્સરી ખભાત ખાતે છે

**સમય** કામકાજનો સમય, બુધ અને રવિ એ બે દિવસો વગર, દરરોજ સવારના આઠથી બપોરના સાડા બાર સુધીનો અને બપોરના અઢીથી સાજના સાત સુધીનો છે હોસ્પિટલ દર બુધવારે બપોર પછી અને રવિવારે આખો દિવસ બંધ રહે છે

**ફી** જનરલ વોર્ડમા ૧૫૦ ખાટલા છે તે માટેનો ચાર્જ ખાટલા દીઠ દર સપ્તાહના રૂ ૧૦ છે ખાનગી ખંડો ૩૦ છે તે માટે એક ખડના દર સપ્તાહે રૂ. ૪૦ લેવાય છે ખાનગી કોટેજ (નાના બગલા) ૩ છે એક કોટેજનો ચાર્જ દર સપ્તાહ દીઠ રૂ ૫૦ રાખવામા આવ્યો છે

ગરીબ દરદીને બધી દવાઓ મફત અપાય છે, અને જરૂર હોય તો ખોરાક અને કપડા પણ અપાય છે વોર્ડમા રહેતા ૪૦–૫૦ દરદીઓને મફત ખાવાનુ આપવામા આવે છે

કુલ ૨૫૫ ખાટલાની જોગવાઈ છે દાક્તરી ફી નક્કી કરેલી નથી પણ દરદીની શક્તિ અનુસાર લેવાય છે દા ત ટોન્સિલના ઓપરેશન માટે રૂ ૩૦, એપેન્ડિક્સના ઓપરેશન માટે રૂ ૧૦૦ વગેરે બહારથી દવા લેવા આવનારા દરદીઓની સખ્યા રોજની સરેરાશ ૩૦૦થી ૪૦૦ સુધીની રહે છે ઓપરેશન અને તબીબી સલાહ માટે દૂર દૂરથી રોજ સખ્યાબધ લોકો આવે છે.

## ઓડ બી જે ચેરિટેબલ ડિ લો બોર્ડ દવાખાનું

**સ્થાપના** તા. ૫–૨–૧૯૩૩ને રોજ આ દવાખાનુ સ્થપાયેલુ દવાખાનાનુ મકાન શેઠ શ્રી ભીખાભાઈ જીવાભાઈએ બધાવ્યુ છે પ્રથમ તેનો વહીવટ ટ્રસ્ટીઓના હાથમા હતો અને તા ૧–૮–૩૭થી ખેડા જિ લો બોર્ડને સોંપાયુ છે સને ૧૯૫૧મા પ્રસૂતિગૃહ બાધીને તે પણ ડિ લો બોર્ડને સોંપાયુ છે **પ્રકાર** સાર્વજનિક દર્દીને રહેવાની સગવડ પણ છે **બધારણ** ખેડા જિલ્લા લોકલ બોર્ડ હસ્તક ચાલે છે, ને તેની ગ્રાટ મળે છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૨૨૦૦૦, દૈનિક આશરે ૧૦૦ **મિલકત** મકાનો ૧૩, રૂપિયા એક લાખની કિંમતના, રાચરચીલુ રૂ ૪૫૦૦નુ **ખાટલા** પુરુષો માટે ૪, સ્ત્રીઓ માટે ૨ પ્રસૂતિગૃહમા ૧૨ ખાટલાની સગવડ છે દવાખાના ખાતે જાહેર દાન દ્વારા માઈક્રોસ્કોપ મળેલુ છે ઓક્સીજન સિલિન્ડરની પણ સગવડ રાખેલી છે

## કરમસદ: ઑ વિઠ્ઠલભાઈ જે ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક લો બો નુ **સ્થાપના** ૨૨મી ઓગસ્ટ ૧૯૪૯ **લાભ લેનાર** વાર્ષિક ૧૭૫૩૦, દૈનિક ૪૦થી ૪૫ **મિલકત** મકાન ૩, રૂા ૪૧૦૦ના, જમીન ૨ાા વીઘા, રાચરચીલુ રૂા. ૪૦૦૦નુ

## કુંજરાવ · ખેડા ડિસ્ટ્રિક્ટ લો બો સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **સ્થાપના** તા ૧૮–૨–૪૯ **સભ્યો** ૮ **લાભ લેનાર** વાર્ષિક ૧૫૦૦૦, દૈનિક ૪૦થી ૪૫ **મિલકત** મકાન ૧, દસથી બાર હજાર રૂપિયાનુ રાચરચીલુ રૂા. ૮૦૦થી ૧૦૦૦નુ **વહીવટ** તા ૧૮–૨–૪૯થી જિલ્લા લોકલ બોર્ડને સોંપવામા આવ્યુ છે તે પહેલા પાચ વર્ષ દવાખાનુ ગામલોકોએ ચલાવ્યુ હતુ

## થામણા ખે જિ. લો બોર્ડ દવાખાનું

**સ્થાપના** તા ૧–૭–૧૯૪૧ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૧૭૦૦૦, આશરે દૈનિક ૬૦ **મિલકત** રાચરચીલુ રૂ ૧૫૦૦નુ **ફી** ઠરાવેલા ધોરણ મુજબ **ખાસ હકીકતો** દવાખાના માટે ગામે મકાન આપ્યુ છે ગાધી સ્મારક દવાખાનુ તથા કસ્તૂરબા પ્રસૂતિગૃહ બાધવા માટે ગામલોકોએ રૂ ૩૧ હજારની રકમ એકઠી કરી છે

## નાવલી : મિત્રમડળ ચેરિટેબલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે **સ્થાપના** તા ૮–૧–૧૯૪૩ **બધારણ** રજિસ્ટર્ડ છે **વહીવટ** મિત્ર મડળ ચલાવે છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૨૫૦૦, આશરે દૈનિક ૪૫ **મિલકત** જમીન ૦ાા વીઘુ રૂ ૨૨૫૦નુ, રાચરચીલુ રૂ એક હજારનુ **ફી** બાળકના ત્રણ આના, મોટાના ચાર આના. **ખાસ હકીકતો** ગરીબોની દરેક જાતની સારવાર મફત કરવામા આવે છે આખ, કાન, ના ના દર્દોના ઉપચાર દરેકને માટે મફત કરવામા આવે છે દવાખાનુ તથા પ્રસૂતિગૃહનુ મકાન બાધવા માટે જમીન ખરીદ કરવામા આવી છે પ્રસૂતિગૃહ માટે નાણાની સગવડ પણ થઈ ગઈ છે.

## બાકરોલ ગ્રામ્ય ઔષધાલય

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **સ્થાપના** તા ૧૫ ૮–૧૯૪૯ શ્રી બાવાજીભાઈ શકરભાઈ પટેલે પોતના પિતાશ્રીના સ્મરણાર્થે મકાન ફડ માટે રૂ ૫૦૦૦ આપવાથી આ ઔષધાલયની શરૂઆત થયેલી **બધારણ** રજિસ્ટર્ડ છે **લાભ લેનાર** વાર્ષિક ૭૪૪૩, દૈનિક ૩૦ **મિલકત** રાચરચીલુ રૂ ૭૦૦નુ **ફી** બે આના અને ત્રણ આના

## મારસા ખેડા જિલ્લા લો બોર્ડ સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક લો બો નુ, માત્ર દવા અપાય છે **સ્થાપના** તા ૧–૩–૫૧ **લાભ લેનાર** વાર્ષિક ૩૦૦૦૦, દૈનિક ૧૦૦

## આણદ એન એમ વાડિયા વેટેરિનરી ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક લો બો નુ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૨૦૭૫ દૈનિક આશરે ૨૦ **મિલકત** ચાર મકાનો, રાચરચીલુ રૂ ૧૫૬નું **સગવડો** પાચ બળદો અને એક ઘોડાને રાખવાની સગવડ છે **સ્થાપના** તા ૨૯મી જુલાઈ ૧૯૧૪ ઢોરોમા રોગ ફાટી નીકળે ત્યારે ગામડાની મુલાકાતો

લેવાય છે અને જાનવરોની સારવાર થાય છે પ્રચારકાર્ય પણ થાય છે ફી* પીવાની દવાના ઈન્ડોર દર્દી–ઢોર માટે બે આના, આઉટડોર દર્દી–ઢોર માટે એક આનો, ચોપડવાની દવા માટે ઈન્ડોર દર્દી–ઢોરના બે આના, આઉટડોર દર્દી–ઢોર માટે એક આનો.

*

# કપડવણજ તાલુકો

## કપડવણજ: શ્રી જયંત સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક, દર્દીઓને રહેવાની સગવડ છે **બંધારણ** રજિસ્ટર્ડ છે **લાભ લેનાર** વાર્ષિક ૭થી ૮ હજાર, દૈનિક ૮૦થી ૧૨૫ **ફી** મોટા માટે ૦–૨–૦ અને ૬ વર્ષના બાળકની ૦–૧–૦ ગરીબની સારવાર મફત કરવામા આવે છે **સગવડો** ખાટલા ૬ છે **સ્થાપના** સને ૧૯૪૧ સ્વ શ્રી જયતીલાલ શકરલાલ પાદશાહના સ્મરણાર્થે તેમના માતુશ્રી સ્વ મણિબહેન તરફથી તથા સદ્‌ગતના શ્રી જયત મેટલ મેન્યુ ક મુબઈના ભાગીદાર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ પરીખ તરફથી આ દવાખાનું સ્થાપવામા આવ્યુ છે

## કપડવણજ શ્રી બેનજીબેન હિંદુ પ્રસૂતિગૃહ

**સ્થાપના** સને ૧૯૩૪ના જૂનમા આ પ્રસૂતિગૃહની સ્થાપના થયેલી સી પારેખ' નામથી જાણીતા ઉદ્યોગપતિ ભાઈઓએ પોતાના ખર્ચે હિંદુઓના સાર્વજનિક ઉપયોગ માટે આ સંસ્થા શરૂ કરેલી પ્રસૂતિગૃહમા ૨૫ ખાટલાની સગવડ છે, તેમ જ બહેનોને માત્ર દવા પણ અપાય છે

**બંધારણ** રજિસ્ટર્ડ છે **સભ્યો** ટ્રસ્ટીઓ ૧૧, વ્યવસ્થાપક કમિટીના સભ્યો ૯, તેમા ૬ પુરુષો અને ૩ સ્ત્રીઓ **લાભ લેનાર** વાર્ષિક ૨૦૦, દૈનિક ૧૫ **મિલકત** મકાન અને જમીન રૂ ૫૦ હજારના, રાચરચીલુ રૂ ૨ હજારનુ **ફી** પહેલા દસ દિવસનો રૂ ૧ દરરોજનો, પછી ૦–૮–૦ દરરોજના ગરીબની ફી લેવાતી નથી સને ૧૯૪૬ના નવેમ્બરથી આ ફી લેવાનુ શરૂ કર્યું છે

## નિર્માળી ડિ લો બો ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **સ્થાપના** સને ૧૯૩૦ મહીકાંઠાના પોલિટિકલ એજન્ટ મિ ગાલસેયના પત્નીના સ્મારક રૂપે સને ૧૯૩૦ની સાલમા આ ડિસ્પેન્સરીની મૂળ સ્થાપના થયેલી **લાભ લેનાર** વાર્ષિક ૮૬૧૬, દૈનિક ૪૯ **મિલકત** મકાન ૩ રૂા ૨૧૦૦૦ના, રાચરચીલુ રૂા ૭૦૦નુ

## લમૂદ્રા–સિવિલ લો બો ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, લો બો તરફથી મફત દવા અપાય છે **સ્થાપના** તા ૨–૪–૪૯, **લાભ લેનાર** વાર્ષિક ૭૦૦૦, દૈનિક ૩૦ **મિલકત** રાચરચીલુ રૂા ૧૦૦૦નુ

## કપડવણજ દેસાઈ જમનાદાસ છગનલાલ જાનવરનું દવાખાનું

**સ્થળ** નદી દરવાજે, કપડવણજ **પ્રકાર** સાર્વજનિ., લો બો નુ **લાભ લેનારની સંખ્યા** સરેરાશ વાર્ષિક ૧૪૦૦ થી ૧૫૦૦, આશરે દૈનિક ૧૫થી ૨૦ **મિલકત** ચાર મકાનો રૂા ૧૬૫૦ના, રાચરચીલુ રૂ ૫૦૦નુ

*

# ખંભાત તાલુકો

## ખભાત · શેઠ પ્રાણજીવનદાસ બહેચરદાસનું દવાખાનુ

**સ્થાપના** સવત ૧૯૮૫. **પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૪૦૦૦, દૈનિક આશરે ૧૦૦ **ફી** લેવાતી નથી

## ખભાત સૂતિકાગૃહ

**સ્થાપના** સને ૧૯૪૩ **પ્રકાર** સાર્વજનિક દવા ઉપરાત સુવાવડના એન્ટિનેટલ તથા પોસ્ટનેટલ કેસો ઈન્ડોર દર્દી તરીકે રાખવામા આવે છે **બંધારણ** રજિસ્ટર્ડ છે **સભ્યો** સસ્થાપક શ્રી શેઠ ચુનીલાલ ગીરધરલાલ, દાતા ૧૫, આજીવન સભ્યો ૧૦૫, આશ્રયદાતા ૧૪, સાધારણ સભ્ય ૧ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ઈન્ડોર ૬૯૨, આઉટડોર ૮૮૧૩ દૈનિક આશરે ૨૦ ઈન્ડોર અને ૩૦ આઉટડોર **મિલકત** જમીન આશરે રૂ ૨૩૬૫ની **ફી** આઉટડોરના ૦–૪–૦ છે, સુવાવડના ૦–૨–૦ છે પ્રત્યેક ડિલિવરી કેસની ફી રૂ ૪ લેવાય છે તે બદલ ૧૦ દિવસ તમામ પ્રકારની સારવાર (દવા, ઈન્જેક્ષન વગેરે) આપવા ઉપરાત જરૂરી કાપડ તથા લૂગડા અને બે વખત ચા પાણી તથા દૂધ અપાય છે **ખાટલા** ૩૨ છે

## ખભાત . હોમિયોપેથિક અને બાયોકેમિક દવાખાનુ

**સ્થાપના** સને ૧૯૩૫ **પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૧૫૦૦૦, દૈનિક આશરે ૩૦૦ **ફી** લેવાતી નથી

## ગુંડેલ સરકારી આયુર્વેદિક ઔષધાલય

**પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૯,૦૦૦, આશરે દૈનિક ૨૫ **સ્થાપના** તા. ૧–૪–૨૮ **ઈતિહાસ** ભૂતપૂર્વ ખભાત રાજ્યના તે વખતના એડમિનિસ્ટ્રેટર શ્રી વી કે નામજોશીએ ગામ જનતાને મફત આયુર્વેદિક ઔષધો આપવાના હેતુથી સ્થાપન કર્યુ

* લો બો ના તમામ જાનવરના દવાખાનામા ફીનુ આ જ ધોરણ હોવાથી બાકીના દવાખાનામા તેનો ઉલ્લેખ કરેલ નથી.

### વગસડા સિવિલ ડિસ્પેન્સરી

**સ્થાપના** ખભાત તાલુકાના ભાલ વિસ્તારના લગભગ ૫૬ ગામો વચ્ચે આ એકજ દવાખાનુ છે આશરે ૫૫ વર્ષ પર ગામમા ભાડૂતી મકાનમા આ દવાખાનાની શરૂઆત થયેલી છે ત્યાર બાદ અગાઉના ખભાત રાજ્યે સરકારી મકાન બધાવેલુ ૧૦ વર્ષ પહેલા મેડિકલ ઓફિસરને રહેવાનુ મકાન પણ બાંધેલુ **પ્રકાર** સાર્વજનિક **વહીવટ** જિલ્લા લોકલબોર્ડને હસ્તક છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૮,૦૦૦, આશરે દૈનિક ૩૦ **મિલકત** મકાનો ૩ કિંમત આશરે રૂ ૨૫,૦૦૦, રાચરચીલુ રૂ ૧૦૦૦નુ **ફી** લોકલબોર્ડના ધારાધોરણ પ્રમાણે **પ્રવૃત્તિઓ** ખાસ દવાખાનામા રહીને સારવારની જરૂર હોય તેવા દરદીને ભાડાના મકાનમા રહેવાની વ્યવસ્થા કરવામા આવે છે પ્રસૂતિના કેસો પણ લેવામા આવે છે

*

## ઠાસરા તાલુકો

### ઠાસરા : એન ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, લો બો નુ **સ્થાપના** ૧૦ મી નવેમ્બર ૧૮૧૯ **લાભ લેનાર** વાર્ષિક ૨૦૪ ઇનડોર, ૧૦૫૦૧ આઉટડોર, દૈનિક ૧૨૫ **સગવડો** ૭ ખાટલા છે દર્દીઓને રહેવાની સગવડ છે

### ડાકોર કોટેજ હોસ્પિટલ અને શ્રીમતી જીવકોરબાઇ પ્રસૂતિગૃહ

**સ્થળ** · સ્ટેશન રોડ, ડાકોર **વહીવટ** સરકાર તરફથી ચાલે છે સાર્વજનિક છે **સગવડો** મેડિકલ, સર્જિકલ, મેટરનિટી, એક્સરે, અલ્ટ્રાવાયોલેટ, ૩૦ ખાટલા વગેરેની સગવડ છે ગરીબને જમવાનુ પણ સસ્થા તરફથી અપાય છે **દરદીઓ** વાર્ષિક આશરે ૧૫ હજાર, દૈનિક ૧૫૦થી ૨૦૦ **મિલકત** મકાન એક આશરે રૂ ૧ લાખનુ રાચરચીલુ રૂ ૧૫ હજારનુ **ફી** બહારના દરદીઓ પાસેથી રોજના એક આના પ્રમાણે

ગામડાની ગરીબ જનતાને મેડિકલ, સર્જિકલ રાહતનો લાભ આપવા સરકારે મુબઈ રાજ્યમા ૩૦ કોટેજ હોસ્પિટલો કાઢવાનુ નક્કી કર્યું છે તે મુજબ ખેડા જિલ્લામા ખેડા અને ડાકોર એમ બે સ્થળે આવી હોસ્પિટલો કાઢવામા આવી છે ડાકોરની આ હોસ્પિટલ પ્રથમ નબરની છે, અને ચાર પાચ વર્ષથી ચાલુ થઇ છે શેઠ મફતલાલ ગગનદાસે બધાવી આપેલુ ૧૮ ખાટલાનુ મેટરનિટી હોમ આ હોસ્પિટલ સાથે જોડવામા આવ્યુ છે ઉપરાત બીજા ૧૨ ખાટલાનુ એક્સટેન્શન જાહેર સખાવતોથી બનાવવામા આવ્યુ છે લોકલબોર્ડે એમ્બ્યુલન્સ કાર પણ મજૂર કરી છે વાઢકાપ માટેના ઘણાખરા સાધનોથી આ હોસ્પિટલ સુસજ્જ છે

### ડાકોર : શ્રી કરસનદાસ પ્રેમજી પેરાજ ઢોરનું દવાખાનુ

**પ્રકાર** સાર્વજનિક, **સ્થાપના** તા ૩૧-૧-૧૯૨૦ **બધારણ** છે વહીવટ માટે આઠ સભ્યોની વેટેરિનરી ડિસ્પેન્સરી કમિટી છે **લાભ લેનાર** વાર્ષિક ૨૪૦૦, દૈનિક આશરે ૨૩ **મિલકત** ૬ મકાનો, રૂા ૨૬ હજારના, જમીન ૪ વીઘા રૂા. ૧૫૦૦ની, રાચરચીલુ રૂા. ૨૫૦૦નુ આઠ જાનવરોને બાધવાનો પાકો તબેલો છે **મકાન** ૧૯૨૮ સુધી શ્રી રણછોડરાયજી ટેમ્પલ કમિટીના મકાનમા દવાખાનુ રહેલુ તે પછી હાલના મકાનમા દવાખાનુ ચાલે છે

*

## નડિયાદ તાલુકો

### અલિન્દ્રા પટેલ અંબાલાલ વલ્લવભાઈ ચેરિટેબલ ડિ લો બોર્ડ સિવિલ ડિસ્પેન્સરી

**સ્થાપના** સને ૧૯૩૭-૩૮મા સ્થપાયેલુ શ્રી પટેલ વલ્લવભાઈ મથુરભાઇએ પોતાના સ્વ પ્રિય પુત્રના સ્મરણાર્થે આ દવાખાનુ બધાવીને જિલ્લા લોકલ બોર્ડને સોપ્યુ છે **લાભ લેનાર** વાર્ષિક સરેરાશ ૨૪૭૧૫ દૈનિક આશરે ૧૦૩ **મિલકત** મકાનો ૫, રૂ ૬૧૬૦૦ના જમીન ૪ વીઘા, રૂ ૭૦૦૦ની, રાચરચીલુ રૂ ૪,૦૦૦નુ **ફી** લો બો ના નિયમ મુજબ **ખાટલા** મરદ માટે ૪, સ્ત્રીઓ માટે ૨ **ખાસ હકીકતો** આ દવાખાનુ ડાકોર નડિયાદ રોડ ઉપર આવેલુ છે અને આજુબાજુના આશરે ૧૫-૧૬ ગામોના આશરે ૫૦ હજાર લોકો તેનો લાભ લે છે દર્દીઓને રહેવાની ઓરડીઓ માટે રૂપિયા દસેક હજારનુ ભડોળ એકઠુ કરવામા આવ્યુ છે, અને ઓરડીઓ બાધવાની તજવીજ ચાલ છે.

### અલીણા શ્રી ડાહીબેન ઔષધાલય

**સ્થાપના** આજથી આશરે ૨૫ વર્ષ ઉપર ગામલોક તથા દેસાઈ કુટુબના સહકારથી શરૂઆત થયેલી સને ૧૯૪૮થી તેનુ સચાલન ખેડા જિ લોકલ બોર્ડને સોપવામા આવ્યુ છે **પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **લાભ લેનાર** વાર્ષિક સરેરાશ ૧૭,૦૦૦, આશરે દૈનિક ૪૨થી ૪૫ **મિલકત** મકાનો ૪, રૂ ૩૨,૦૦૦ના જમીન વીઘા ૩, રૂ ૨૨૫૦ની. રાચરચીલુ રૂ ૨૦૦૦નુ **ફી** લોકલ બોર્ડના બધારણ પ્રમાણે

### ઉત્તરસંડા ચરોતર મેડિકલ રિલીફ સોસાયટી અને ચતુરભાઈ ગગાદાસ જનરલ હોસ્પિટલ

**સ્થાપના** ઉત્તરસડાના શ્રી ભીખાભાઈ ચતુરભાઈ પટેલ તથા શ્રી હરિલાલ ચતુરભાઇ પટેલે પોતાના પિતાના સ્મરણાર્થે કરેલી સખાવતોથી આ સસ્થા સને ૧૯૪૫થી શરૂ કરવામા

આવી છે. તેનું ભવ્ય મકાન તાજેતરમાં જ પૂરું બંધાઈ રહ્યું છે.

શ્રી ભીખાભાઈ ચતુરભાઇએ રૂ. ૫૦,૦૦૦નું દાન આપ્યું છે; તે પછી આ સંસ્થાનાં ધારાધોરણો ઘડી કાઢવામાં આવ્યા છે.



ચરોતર મેડિકલ રિલીફ જનરલ હોસ્પિટલ

સંસ્થાને સોસાયટીઝ એક્ટ મુજબ રજિસ્ટર કરવામાં આવી છે.

આ સંસ્થાના બંધારણ મુજબ રૂ. ૨૫,૦૦૦ આપનાર પેટ્રન, રૂ. ૧૦,૦૦૦ આપનાર મુરબ્બી, રૂ ૫૦૦૦ આપનાર પોષક અને રૂ ૧,૦૦૦ આપનાર સહાયક ગણાય છે.

સોસાયટીનો વહીવટ સોસાયટીના બંધારણની રૂએ રચવામાં આવેલ મેનેજિંગ કાઉન્સિલને સોંપાયો છે

આ હોસ્પિટલ સને ૧૯૫૫થી શરૂ થવાની વકી છે.

## ઉત્તરસંડા સેવાસમાજ સાર્વજનિક ઔષધાલય

**સ્થાપના** ઈ. સ ૧૯૩૩ ઈતિહાસ : સેવાસમાજે ગામમાં તથા બહારગામ ફરીને પૈસા ઉઘરાવી આ ઔષધાલયની શરૂઆત કરેલી ત્યાર પછી ગામ લોકોની તથા બહારગામના દાતાઓની મદદથી તે સારી રીતે ચાલે છે ઔષધાલયનું મકાન બાંધી આપનાર શ્રી લાલજીભાઈ ગિરધરભાઈ પટેલનું નામ મકાન ઉપર લખેલુ છે **પ્રકાર** . સાર્વજનિક રહેવાની સગવડ નથી, છતાં બહારગામના દર્દીને જરૂર પડયે સગવડ કરી અપાય છે **બંધારણ** : આ સંસ્થા ઉત્તરસંડા સેવાસમાજ ચલાવે છે **સભ્યો** . ઉદ્ધારક ૭, આશ્રયદાતા ૨, મુરબ્બી ૩૦, પોષક ૫૭, સહાયક ૧૫૦, વાર્ષિક સભ્યો ૧૫. **લાભ લેનાર** . વાર્ષિક આશરે ૪૦૦૦, દૈનિક આશરે ૨૫ **મિલકત** : મકાન એક રૂ ૧૫,૦૦૦નું, રાચરચીલું રૂ ૨૦૦૦નું, હથિયારો, સાધનો સામગ્રી રૂ. ૭૦૦નાં. ફી · ત્રણ આના.

## ઉત્તરસંડા : સેવાસમાજ પ્રસૂતિગૃહ

**સ્થાપના** : સને ૧૯૪૮માં આ પ્રસૂતિગૃહ સ્થપાયેલું શ્રી. પરસોતમદાસ છોટાભાઈ તથા શ્રી. નાથાભાઈ છોટાભાઈ પટેલે રૂ. ૫૦,૦૦૦ના ખર્ચે મકાન બાંધી આપ્યુ છે. મકાન ઉપર તેમનાં માતુશ્રી દિવાળીબાનું નામ જોડયું છે. **પ્રકાર** · સાર્વજનિક. **બંધારણ** : સંસ્થાનું સંચાલન સેવાસમાજ કરે છે. **ખાટલા** : સુવાવડ માટે ૧૧ ખાટલા છે. **લાભ લેનાર**: વાર્ષિક ૭૦થી ૮૦ પ્રસૂતાઓ લાભ લે છે. **મિલકત** : મકાન રૂ ૫૦ હજારનું, રાચરચીલું રૂ. ૨૫૦૦૦નું, હથિયારો—સાધનો રૂ. ૧૫૦૦નાં ફી: સુવાવડ માટે દસ દિવસના રૂ. ૧૫ લેવાય છે, દાખલ ફી રૂ. ૧ છે. **ખાસ હકીકતો** : પ્રસૂતિગૃહ ખાતે બે નર્સ રોકવામાં આવેલી છે. સેવાસમાજ સાર્વજનિક ઔષધાલયના ડૉકટર પણ સેવા આપે છે.

## ચકલાશી: ખેડા જિલ્લા લોકલ બોર્ડ મનુ શહીદ સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** : સાર્વજનિક. દવા અપાય છે, દર્દીઓને રહેવાની સગવડ પણ છે. **લાભ લેનાર**. વાર્ષિક ૧૫૨૪૬, દૈનિક પરથી ૫૩. **મિલકત** : મકાન બે રૂ ૪૫૦૦૦નાં. જમીન ૨૦૦૦ની. રાચરચીલું રૂ ૧૧૦૦નું **સ્થાપના** : તા. ૧૯–૧૧–૧૯૪૭. ગામની ભાગોળે આવેલી ધર્મશાળાના એક ભાગમાં સેવા મંડળની મદદથી આ દવાખાનું શરૂ થયું હતુ પછી તા. ૯–૧૧–૫૦થી પોતાના નવા મકાનમાં ચાલુ થયું છે. નવું મકાન શહીદ મનુભાઈ ઈશ્વરભાઈ પટેલના નામથી તેમના સ્મરણાર્થે મંડળે ગામના સહકારથી બાંધી લોકલ બોર્ડને આપ્યું છે

## નડિયાદ: ધી મેથોડિસ્ટ હોસ્પિટલ

**સ્થળ** : આ દવાખાનું 'મિશન હોસ્પિટલ' કે 'મિશન દવાખાનું' નામે ઓળખાય છે, અને તે નડિયાદથી ખેડા જવાને મોટર રસ્તે, નડિયાદ સ્ટેશનથી લગભગ એક માઈલ દૂર આવેલું છે.

**સ્થાપના** . સને ૧૯૧૧.



મેથોડિસ્ટ હોસ્પિટલ (નવું મકાન)

**કેન્દ્ર સંસ્થા** : આ દવાખાનું અમેરિકન મેથોડિસ્ટ ચર્ચના મિશનના તાબામાં છે, અને તેનુ વડું મથક ન્યુયોર્ક, અમેરિકામાં છે. તેનું સરનામુ · બોર્ડ ઓફ ફોરીન મિશન્સ એન્ડ ચર્ચ એક્ષટેન્શન ઓફ ધી મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચ ઈન સધર્ન એશિયા, ૧૫૦, ૫મુ એવન્યુ. ન્યુયોર્ક ૧૧ (યુ એસ. એ ). આ સંસ્થાનું મુંબઈનું સરનામું નીચે મુજબ છે. મેથોડિસ્ટ એપિસ્કો-

૫૧ ચર્ચ ફૉન સંઘનું એરિયા, ઈન્ટર-મિશન બિઝનેસ ઓફિસ, પી. ઓ. બૉક્સ ૯૨ મુંબઈ

**મકાનો** : હોસ્પિટલમાં નીચે મુજબનાં મકાનોનો સમાવેશ થાય છે: મુખ્ય મકાન, બહારના દરદીઓ માટેનું મકાન, પુરુષોનો મેડિકલ વોર્ડ, સ્ત્રીઓનો મેડિકલ વોર્ડ બાળકોનો વોર્ડ, શસ્ત્રક્રિયા કરેલા પુરુષોનો વોર્ડ, શસ્ત્રક્રિયા કરેલી સ્ત્રીઓનો વોર્ડ અને કેટલીક ખાનગી ઓરડીઓ, તે સાથે મોટા શસ્ત્રક્રિયાના ખંડમા ગસ્ત્રક્રિયા કરવાના થિયેટરો સહિત ૩૮ જેટલા ખાટલાઓનો સમાવેશ થાય છે.

બીજાં મકાનોમા નર્સોને તાલીમ આપવાની શાળા, હોસ્પિટલની લેબોરેટરી અને લેબોરેટરીના ટેકનિશિયનોને તાલીમ આપવાની શાળાનો સમાવેશ થાય છે.

**ડૉક્ટરો અને સ્ટાફ** . આ દવાખાનામાં ડૉક્ટરો અને બીજે સ્ટાફ નીચે પ્રમાણે છે.

ડૉ એચ સી. ઓલ્ટ્રીચ, એમ. ડી., એફ. આઈ. સી. એસ, શસ્ત્રક્રિયા વિભાગના અને તેજ વિભાગની સારવારના મુખ્ય, ડૉ. આઈ એ ચીતામ્બર, એમ. બી બી. એસ; એમ એમ, મદદનીશ સર્જન, ડૉ. બી ડબલ્યુ. જારવીસ, એમ. ડી, વૈદકીય અને એક્ષરે વિભાગના અને તેજ વિભાગની સારવારના મુખ્ય; ડૉ. કે. પી શાહ, એમ બી, ડી. સીએચ ડી., પી ઈ ડી., બાળકોના રોગોના નિષ્ણાત, ડૉ આર. કે. પરમાર, એલ સી પી. એસ, રેસિડેન્ટ મેડિકલ ઓફિસર; અને ત્રણ એમ. બી બી. એસ. ડૉક્ટરો હાઉસમેન.

તે ઉપરાંત અન્ય સ્ટાફમાં ૨૪ નર્સો, ૨ એનેસ્થેટિસ્ટ, ૩ કમ્પાઉન્ડરો, ૩ લેબોરેટરી અને એક્ષરે ટેકનિશિયનો, ૫ કારકુનો, ૧ પાદરી, ૧ મદદનીશ ખાતાના મુખ્ય, ૭ વોર્ડ બૉયઝ, ૬ આયાઓ, ૧૫ હરિજનો, અને ૧૩ અન્ય કામદારોનો સમાવેશ થાય છે.

**સગવડો અને સાધનો** : એક્ષરે ખાતું નીચેનાં સાધનોથી સજ્જ થયેલુ છે. (૧) આધુનિક ૨૦૦ એમ એ. ડાયગ્નોસ્ટિક એક્ષરે મશિન તથા ૩૦ એમ. એ એક્ષરે યુનિટ મશિન, કે જે સહેલાઈથી વોર્ડોમાં અને ઓરડીઓમાં ફેરવી શકાય છે (૨) હૃદયની સંપૂર્ણ ચિકિત્સા માટે ઇલેક્ટ્રો કાર્ડિયોગ્રાફ (૩) લોહીની ચિકિત્સા કરવા માટે દરેક જાતનાં આધુનિક સાધનો.

**ખાટલા** : ખાનગી રૂમોમા–મોટી ઓરડીઓમા ૩૦; નાની ઓરડીઓમાં ૨૬; શસ્ત્રક્રિયાના ખંડમા ૫, બાળકોના વોર્ડમા ૧૪, પ્રસુતિના વોર્ડમા ૬, પુરુષો માટેના મેડિકલ વોર્ડમાં ૧૨, સ્ત્રીઓ માટેના મેડિકલ વોર્ડમાં ૮, પુરુષો માટેના સર્જિકલ વોર્ડમાં ૧૪, સ્ત્રીઓ માટેના સર્જિકલ વોર્ડમાં ૨૪—કુલ ૧૩૯ ખાટલા

**ફી** . દરેક જાતનાં દરદોવાળા કેસો દાખલ કરવામાં આવે છે આપી શકે તેવા દરદીઓ પાસેથી કામગીરી બદલની ન્યૂજ ફી લેવામા આવે છે ગરીબની મફત સારવાર કરવામાં આવે છે. તમામ ખ્રિસ્તી દર્દીઓને ઓપરેશન અને દવાની ફીમાં ૫૦ ટકા રાહત અપાય છે. સરકારે આ દવાખાનાને નફો નહીં કરનાર એવી જાતની ધર્માદા સંસ્થા ગણી છે.

**શાખા** : આ હોસ્પિટલની કઠલાલ (તા. કપડવણજ) મુકામે એક બહારના દરદીઓ માટેની ડિસ્પેન્સરી ચાલે છે. તે તાજેતરમાં જ ખોલવામાં આવી છે. નડિયાદથી એક ડૉક્ટર દર અઠવાડિયે ત્યાં જાય છે.

## નડિયાદ : શાહ (ગાંધી) ભીખાભાઈ ખુશાલદાસ સાર્વજનિક ધર્માદા દવાખાનું

**સ્થળ** ભાવસારવાડ નડિયાદ. **સ્થાપના** તા. ૨૬-૧૨-૧૯૧૯. **ઇતિહાસ** : સ્વ. શાહ (ગાંધી) ભીખાભાઈ ખુશાલદાસે સાર્વજનિક દવાખાના માટે એક સારી રકમ ધર્માદા કાઢેલી તે મુજબ તેમના પુત્રોએ તા. ૧-૪-૧૯૨૬ને રોજ રૂ. ૨૦,૦૦૧ની સખાવત કરતાં મરહૂમનું નામ દવાખાના સાથે જોડવામાં આવ્યું છે.

આ દવાખાનું મરહૂમ શાહ મોહનલાલ પરસોતમદાસે (ઇમ્પિરિયલ ડેરી કંપનીવાળા) પોતાના સાંથપીપળીવાળા મકાનમાં તા. ૨૬ ૧૨-૧૯૧૯ને રોજ ખુલ્લું મુકાવેલું. તે પછી દર્દીઓ વધવાથી પૂરતી સગવડવાળા મકાનની જરૂર પડતાં મરહૂમ પારેખ પૂનમભાઈ લલ્લુભાઈનાં પત્નીએ રૂ ૮૯૦૦ની રકમ આપી અને શ્રી છોટાલાલ ચુનીલાલ પારેખે બીજી ખૂટતી રકમ ઉમેરીને રૂ. ૧૦,૦૦૦ના ખર્ચે હતું દવાખાનાનું મકાન બંધાવી આપ્યું છે આ મકાન સને ૧૯૨૩માં ખુલ્લું મૂકવામાં આવ્યુ હતું.

**બંધારણ** : આ દવાખાનું તા ૫ ૧-૪૮ને રોજ સરકારમાં નોંધાવેલું છે તેનો વહીવટ પાંચ ટ્રસ્ટીઓ ચલાવે છે મુખ્યત્વે દવાખાનાનો વહીવટ શ્રી. દેસાઈ મૂળજીભાઈ દામોદરદાસ સેવાભાવે કરે છે. વાર્ષિક અહેવાલ છપાવી પ્રગટ કરાય છે

**લાભ લેનારની સંખ્યા** : આ દવાખાનાનો લાભ નડિયાદ ઉપરાંત આસપાસનાં ગામો પણ સારા પ્રમાણમા લે છે. સને ૧૯૫૧ના અહેવાલ મુજબ તે વર્ષે આ દવાખાનાનો લાભ લેનારની સંખ્યા નીચે મુજબ હતી:

નવા કેસો ૭૦૬૮, જૂના કેસો ૧૮૩૬૯.

**ફી** · દરરોજના રૂ ૦ ૩ ૦; ખાસ વખત બચાવવાની ખાતર ઉતાવળથી તપાસ કરાવવી હોય તેને ખાસ કેસ તરીકે આઠ આના આપવા પડે છે. ગરીબ દર્દીઓને મફત દવા આપવામાં આવે છે.

**મફત દવાની સખાવત** · એવો નિયમ કરવામાં આવ્યો છે કે જો કોઈ ગૃહસ્થ જે દિવસે રૂપિયા ૨૫) આપે તે દિવસે તે ગૃહસ્થના નામથી તમામ દર્દીઓને મફત દવા આપવામાં આવે છે, તથા જો કોઈ ગૃહસ્થ રૂ ૫૦૧નું દાન કરે તો તેના વ્યાજમાથી કાયમને માટે નક્કી કરાયેલ તિથિએ તે ગૃહસ્થના નામથી મફત દવા આપવામાં આવે છે આવી રીતે ૬૫ ગૃહસ્થોએ મફત દવા આપવા માટેની સખાવત કરી છે.

**ખર્ચ-નિભાવ** વાર્ષિક ખર્ચ રૂ ૧૦,૦૦૦નુ છે, અને દર રોજનુ સરેરાશ ખર્ચ રૂ ૩૦ આવે છે આ ખર્ચને દાન, વ્યાજ અને ફીની આવકમાથી પહોચી વળાય છે

## નડિયાદ : શેઠ હરગોવિંદદાસ જીવણલાલ મહાગુજરાત હોસ્પિટલ

**સ્થાપના** તા ૨૧-૭-૧૯૪૦

**ઇતિહાસ** મહાગુજરાત આયુર્વેદિક કોલેજ અંગેની હોસ્પિટલ પ્રથમ દેસાઈવગાના ચોરા સામે ૨૬ ખાટના સાથે સને ૧૯૪૦મા શરૂ કરવામા આવેલી તે ૧૯૪૭મા આર્થિક મુશ્કેલીઓને લીધે બંધ કરવી પડેલી



શેઠ હ જી મહાગુજરાત હોસ્પિટલ

તે પછી નડિયાદના શ્રી ડાહ્યાભાઈ ભાઈલાલભાઈ દેસાઈએ નડિયાદ ઉત્તરસંડાને રસ્તે, માળિયા કૂવા આગળ જમીન આપવાથી તેમા હોસ્પિટલ બાધવાનુ કામ શરૂ કરવામા આવેલુ તે પછી મુંબઈ સરકારે પણ હોસ્પિટલના બાંધકામ માટે રૂ ૭૪ ૦૦૦ની ગ્રાંટ આપી હતી વળી ઓપરેશન થિયેટર બાધવા માટે શ્રી હરિદાસ વિહારીદાસ ટ્રસ્ટ ફંડમાથી રૂ ૮ હજાર મળ્યા હતા અને ઉપરાંત હોસ્પિટલના મકાન ઉપર માળ કરવા માટે મુંબઈના સુપ્રસિદ્ધ શેઠ શ્રી ધર્મદાસ હરગોવનદાસ તરફથી તેમના સ્વ. પિતાશ્રીના પુણ્ય સ્મરણાર્થે રૂ ૧ ૦૦,૦૦૦ની ઉદાર સખાવત મળતા હોસ્પિટલને શેઠ હરગોવનદાસ જીવણલાલ મહાગુજરાત હોસ્પિટલ એવુ નામ આપવામા આવ્યુ છે

હોસ્પિટલમા અદ્યતન સાધનો વસાવાયા છે નિષ્ણાત ડોક્ટરને રોકવાથી દવા લેનાર અને ઓપરેશનના દર્દીઓ સારા પ્રમાણમા લાભ લેતા જાય છે

**સંચાલન** આ સંસ્થાનુ સંચાલન શ્રી મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી, નડિયાદને હસ્તક છે

**પ્રસૂતિગૃહ** નડિયાદના શ્રી ભાઈલાલભાઈ વ રમભાઈ દેસાઈએ તેમના સદ્‌ગત પત્ની ફૂલાબાના સ્મરણાર્થે રૂ ૨૦ ૦૦૦ પ્રસુતિગૃહ બાધવા આપેલા છે

## નડિયાદ . સમજુલક્ષ્મી માધવલાલ હિંદુ પ્રસૂતિગૃહ

**પ્રકાર** સાર્વજનિક બંધારણ રજિસ્ટર્ડ છે લાભ લેનાર આઉટડોર વર્ષિક ૬૫૦૦ અને દૈનિક ૩૦, ઇન્ડોર વાર્ષિક ૨૭૫ ખાધખર્ચીનુ રૂ ૬,૦૦૦નુ **ફી** દવા માટે બે આના અને ચાર આના ખાટલા માટે દસ દિવસના રૂ ૨૦ ગરીબ માટે મફત અગર અડધી ફી સગવડો ૧૬ ખાટલા છે **સ્થાપના** ઈ સ ૧૯૩૨મા શરૂઆત ચાર ખાટલાથી થઈ હતી મકાન માલિકે મકાન વાપરવા મફત આપ્યુ છે ડોક્ટરની સેવાઓ માનદ છે મ્યુનિ તરફથી રૂ ૫૦૦ ગ્રાન્ટ મળે છે

## નડિયાદ : સ્થંભની આપણી સ્વામિનીનુ દવાખાનુ (હોસ્પિટલ ઓફ અવર લેડી ઓફ પિલર)

**સ્થાપના** જાન્યુઆરી, ૧૯૫૩

**સાધનો** લેબોરેટરીમા બધા પ્રકારના પૃથક્કરણો કરવામા આવે છે, વીજળીની મદદથી કામ આપતા શોધ યંત્રો પણ છે



હોસ્પિટલ ઓફ અવર લેડી ઓફ પિલર

**ફી** ઓછમા ઓછી ફી લેવામા આવે છે ગરીબ પાસે કશી ફી લેવાની નથી

**દર્દીઓની સંખ્યા** દૈનિક સરેરાશ ૫૦, માસિક આશરે ૧ ૩૦૦

## નરસંડા શ્રીમતી જેકોરબેન દવાખાનુ

**સ્થાપના** સને ૧૯૩૨મા આ દવાખાનુ સ્થપાયેલુ શ્રી ચેરાભાઈ પ્રભુદાસે આ દવાખાનાનુ મકાન સને ૧૯૩૮મા જાહેર ફંડ ઉઘરાવીને કરાવેલુ તે જિલ્લા લોકલ બોર્ડને સોંપાયુ છે દવાખાનાના નિભાવ ખર્ચ માટે હવે માણેકજી બેચરજી તરફથી

રૂ ૫૦૦૦ની મદદ જિલ્લા લો. બોર્ડને આપવામાં આવી છે. **પ્રકાર :** સાર્વજનિક. માત્ર દવા અપાય છે. **લાભ લેનાર :** સરેરાશ વાર્ષિક ૧૨૦૩૧, દૈનિક આશરે ૪૦ **મિલકત :** મકાન રૂ. ૪૦,૦૦૦નું; રાચરચીલું રૂ ૫૦૦નું

## પલાણા : મોતીભાઈ નાથાભાઇ પટેલ સાર્વજનિક દવાખાનું

**પ્રકાર :** સાર્વજનિક, માત્ર દવા અપાય છે. **બંધારણ :** રજિસ્ટર્ડ છે **લાભ લેનાર :** વાર્ષિક ૪,૦૦૦, દૈનિક ૧૧. **મિલકત :** રાચરચીલું રૂ. ૨૫૦નું. **ફી :** બે આના **સ્થાપના :** તા. ૩-૧૦-૧૯૪૧. આ દવાખાનુ ચલાવવા માટે વાર્ષિક આશરે રૂ ૧,૦૦૦ ખોટ આવે છે તે શ્રી. છોટાભાઈ મોતીભાઈ પટેલ ઉઠાવે છે.

## પીજ : સાર્વજનિક આરોગ્ય મંડળી દવાખાનું

**પ્રકાર** . સાર્વજનિક માત્ર દવા અપાય છે. **બંધારણ :** રજિસ્ટર્ડ છે **સભ્યો** . ૯, **લાભ લેનાર :** વર્ષિક ૭૬૧૩, દૈનિક ૨૦થી ૨૫ **મિલકત** · મકાન તથા જમીન રૂ ૨૦૦૦ની, રાચરચીલુ રૂ ૬૦૦નું **ફી** બે આના. **સ્થાપના :** ૧૯૨૬-૨૭. સ્વ. શ્રી અંબાલાલ નાથાભાઇના સ્મરણાર્થે તેમના વારસોએ દવાખાના માટે મકાન બાંધી આપ્યુ છે.

## મહુધા : સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** · લોકલ બોર્ડ સંચાલિત દર્દીને રહેવાની સગવડ છે. **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૮૯૪૬, દૈનિક આશરે ૧૬૦. **મિલકત** મકાનો ૫, રૂ. ૫૪,૦૦૦ના, જમીન વીઘાં ૨ રૂ.



મહુધા સિવિલ ડિસ્પેન્સરીનું પ્રસૂતિગૃહ

૮૦૦ની, રાચરચીલું રૂ. ૧૫૦૦નું ખાટલા ૬ **ખાસ હકીકત :** દવાખાના સાથે ચાર ખાટલાની સગવડવાળુ આધુનિક સાધનોથી સજ્જ એવું પ્રસૂતિગૃહ પણ છે. આ પ્રસૂતિગૃહનુ મકાન મહુધાના વતની વૈદરાજ શ્રી મણિલાલ મોતીભાઈ દેસાઇએ રૂા. ૨૫૦૦૦નુ દાન આપીને બંધાવી આપ્યુ છે

## નડિયાદ : શેફર્ડ વેટરિનરી હોસ્પિટલ

**સ્થળ :** પીજ ભાગોળ, નડિયાદ. **પ્રકાર :** સાર્વજનિક; લોકલ બોર્ડનું **લાભ લેનાર :** વાર્ષિક ૨૨૦૦થી ૨૫૦૦. દૈનિક આશરે ૨૫થી ૩૦. **સગવડો** દવાખાનામાં જાનવરોની દવા કરાય છે તથા ઘેર લઈ જવાની દવા પણ આપવામાં આવે છે. ઢોરોને રહેવાની સગવડ પણ છે. **મિલકત :** એક મકાન, રાચરચીલું રૂ. ૧૮૦૦થી ૨૦૦૦નું **સ્થાપના :** ઇ. સ. ૧૮૯૩. શરૂઆતમાં નડિયાદના ભાઉ સાહેબ દેસાઈ કુટુંબના રાવ બહાદુર બિહારીદાસ અંબુભાઇએ પોતાની જમીનમાં દવાખાનાનું મકાન બંધાવી જિલ્લા લોકલ બોર્ડને વહીવટ કરવા સુપરત કરેલું. તે વખતના જિલ્લા કલેકટર સી. એફ શેફર્ડના નામની યાદગીરી રાખવા દવાખાનાનું નામ તેમના નામ પરથી રાખવામાં આવેલું. **ખાસ હકીકતો :** ગામોએ જઈ જાનવરોને દવા આપવામાં આવે છે. વાછડાને સુધરેલ પદ્ધતિથી ખસી કરવામાં આવે છે. ગામડામાં ગરીબ ખેડૂતોને દવાનો લાભ ઘેર બેઠાં મળે તે માટે સરકારે દવાખાનામાં સ્ટોકમેનની નિમણૂક કરી છે, જે ગામડાંમા ચોક્કસ દિવસોએ જઈ માંદા જાનવરોને તપાસી દવા આપે છે તથા ચેપી રોગો થતા અટકાવવાની રસી મૂકે છે.

*

# પેટલાદ તાલુકો

## ચાંગા : ખુશાલભાઈ વાલાભાઈ પ્રસૂતિગૃહ

**સ્થાપના** તા ૧-૧૧-૧૯૫૩ **પ્રકાર** . સાર્વજનિક, **મિલકત** રાચરચીલુ રૂ ૧૨૦૦નુ ખાટલા ૪

## ચાંગા : પટેલ ભાઈલાલભાઈ ધરમદાસ સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે **સ્થાપના :** તા ૧૧-૧૧-૧૯૪૨ **બંધારણ** રજિસ્ટર થયેલુ છે **લાભ લેનાર** વાર્ષિક ૧૬૫૦૦. દૈનિક આશરે ૪૫ **મિલકત** . રાચરચીલુ રૂા ૫૦૦ન. **ફી** બાર વર્ષની અંદરના દરદી માટે બે આના, બાર વર્ષની ઉપરના દરદી માટે ત્રણ આના.

## ડભોઉ : ચ ના સાર્વજનિક ઔષધાલય

**પ્રકાર** સાર્વજનિક **બંધારણ** રજિસ્ટર થયેલુ છે. **સભ્યો** મુરબ્બી ૩, શુભેચ્છક ૭, આજીવન સભ્ય વર્ગ ૧-૪૬, વર્ગ ૨-૪, વર્ગ ૩-૧ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૧૫૨૮, આશરે દૈનિક ૧૬ **મિલકત** મકાન એક, રૂ. ૨૫૯૦નું. રાચરચીલું રૂ ૪૬૮૦નુ **ફી** . બે આના **સ્થાપના** તા ૩૦-૬-૧૯૨૮. ડભોઉના સ્વ. પટેલ ચતુરભાઈ નાથાભાઇએ કરેલી સેવાઓની કદર રૂપે ડભાઉ યુવક મંડળે રૂ ૫૦૦ તથા શેઠ ગોરધનદાસ તરફથી રૂ. ૫૦૦ ભેગા કરી સ્મારક ફંડ ઊભું કરેલું, અને આ ઔષધાલયની સ્થાપના કરેલી

## નાર સરકારી દવાખાનું તથા પ્રસૂતિગૃહ

**પ્રકાર** સરકારી સાર્વજનિક **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૭૦૨૮, આશરે દૈનિક ૯૬ **મિલકત** મકાનો નં. રૂ ૭૫,૦૦૦ના, જમીન વીઘા ૪, રૂ ૧૦,૦૦૦ની, રાચરચીલુ રૂ ૫૦૦૦નુ **ફી** સરકારી ધોરણ પ્રમાણે, એક આનો, તદ્દન ગરીબને મફત **ખાટલા** ૨ દવાખાનામા, ૩ પ્રસૂતિગૃહમા **સ્થાપના** સને ૧૯૩૬ આ દવાખાનામા રાજરત્ન પટેલ પુરુષો ત્તમદાસ તલશીભાઈએ રૂ ૧૦,૦૦૦ની દેણગી આપેલી બાકીની ગામલોકની રૂ ૨૨૪૦૦ની મદદથી દવાખાનુ બીજા વર્ગનુ બના વવામા આવ્યુ છે પ્રસૂતિગૃહ સને ૧૯૪૬મા સ્થાપવામા આવ્યુ છે ઓડના વતની અને અમદાવાદના મિલમાલિક શ્રી ભીખાભાઈ જીનાભાઈ પટેલના ગ સ્વ પુત્રી ડાહીબહેને રૂ ૩૨ હજારની સખાવત કરી આ પ્રસૂતિગૃહ બધાવી આપ્યુ છે સ્વ વાલજીભાઈ મૂળજીભાઇ તથા તેમના પત્નીના સ્મરણાર્થે તેમના વારસોએ રૂ ૭૨૦૦ના ખર્ચે, દવાખાનામા આવતા દરદીઓના સગા સબધીઓને રહેવા માટે અતિથિગૃહ બધાવી આપ્યુ છે દવા ખાનાના વિકાસ માટે બીજી દેણગીઓના વચનો પણ મળેલા છે

## પીપળાવ : સિવિલ ડિસ્પેન્સરી

**નામ** શ્રી આદીબા આશાપુરી–પીપળાવ સાર્વજનિક દવા ખાનુ **સ્થાપના** તા ૨૦–૫ ૧૯૪૪ના રોજ સ્થપાયેલુ. શેઠ શ્રી મગળદાસ હરગોવનદાસ પટેલ (સરસપુર, અમદાવાદ) તરફથી મળેલી ઉદાર સખાવતથી એમના માતુશ્રીના નામથી આ દવાખાનુ શરૂ કરવામા આવેલુ રૂ ૨૦,૦૦૦ની ડિપોઝિટ મૂકી દવાખાનાનો વહીવટ ખેડા જિ લોકલ બોર્ડને સોંપવામા આવેલો છે **પ્રકાર** સાર્વજનિક દર્દીને રહેવાની સગવડ પણ છે **બધારણ** રજિસ્ટર્ડ છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૧૫૯૬, આશરે દૈનિક ૯૫ **મિલકત** મકાનો ૧૧, રૂ ૧૪૫૫૯૫ ની કિંમતના જમીન બે વીઘા રૂ ૧૦,૦૦૦ની, રાચરચીલુ રૂ ૨૦૦૦નુ **ફી** બે જિ લો બોર્ડના ધોરણ મુજબ **ખાટલા** ૧૦ **ખાસ હકીકત** આજુબાજુના ગામડાના દરદીઓ દવા ખાનાનો તેમજ પ્રસૂતિગૃહનો લાભ સારા પ્રમાણમા લે છે

## પેટલાદ : સયાજી રુગ્ણાલય

**સ્થાપના** સને ૧૮૯૫ના અરસામા પેટલાદમા પરમાણિયાના ઝડા કૂવા તરફ જતા જે વિશાળ સરકારી મકાન છે, તેમા વડોદરા રાજ્ય તરફથી સરકારી દવાખાનુ ચાલતુ હતુ પણ એમા શસ્ત્રક્રિયાની સગવડ નહોતી **પ્રગતિ** પેટલાદના જાણીતા શેઠ શ્રી છોટાલાલ મોતીલાલ ભગતને તે ઉણપ જણાઈ દૈવયોગે તેમને પોતાને શસ્ત્રક્રિયા કરાવવાનો પ્રસગ આવ્યો તે વખતે પોતાના વતન પેટલાદમા શસ્ત્રક્રિયા થઈ શકે તેવી સગવડ હોય તો સારુ એવી તેમને સ્વય પ્રેરણા થઈ પરિણામે તેમણે આશરે રૂપિયા સવા લાખની રકમ વડોદરાના શ્રીમત સરકારને અર્પણ કરી અને પેટલાદમા એક સાધનસપન્ન રુગ્ણાલય ખોલવાની વિનતિ કરી

પરિણામે સ્ટેશનની ઉત્તર દિશાએ હાલ જે છે તે રુગ્ણાલય બધાયુ રુગ્ણાલય સાથે પોતાનુ નામ જોડવાની ભગતે ના પાડી એટલે છેવટે શ્રી સયાજીરાવનુ નામ જોડવામા આવ્યુ મકાન બધાઈ રહેતા તા ૨૭ ઓગસ્ટ ૧૯૪૧ને રોજ મહારાજ શ્રી પ્રતાપસિંહરાવ ગાયકવાડના હસ્તે તેનુ ઉદ્ઘાટન થયુ હતુ



સયાજી રુગ્ણાલય

શેઠ શ્રી રમણભાઈએ આ રુગ્ણાલયમા મોટી રકમ ખર્ચીને એક એક્સરે માટેનુ મકાન બધાવી આપ્યુ છે ગામની તેમ જ આજુબાજુના ગામોની પ્રજા આ રુગ્ણાલયનો સારો લાભ ઉઠાવે છે

## મરિયમપુરા ડિસ્પેન્સરી

**સ્થાપના** તા ૨૬મી જાન્યુઆરી ૧૯૫૨ને રોજ આ દવાખાનુ સ્થપાયેલુ હિંદમા કૅથલિક ચર્ચના ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છ પ્રદેશ માટે જે તબીબી રાહતની સસ્થાઓ ચાલે છે તેમાની આ એક છે

**વહીવટ** ઈસુ ખ્રિસ્ત અને મેરીની પૂજાવિધિમા માનનાર ધાર્મિક પથની સાધ્વીઓ આ તબીબી સસ્થા ચલાવે છે

**ઉદ્દેશ** પેટલાદ નજીકના મરિયમપુરા તથા આસપાસના બીજાં ગામોની ગરીબ જનતાને વૈદકીય રાહત આપવાનો આ દવાખાનાનો ઉદ્દેશ છે સાધ્વીઓ દવાખાનામા દર્દીઓની સારવાર કરે છે તે ઉપરાત ગામડામા જઇને પણ પથારીવશ દર્દીઓને દવા આપે છે

**સગવડો** રવિવાર અને ગુરુવારે બપોર પછી દવાખાનુ બધ રહે છે તે સિવાયના દિવસોએ સવારના ૯થી બપોરના ૧ વાગ્યા સુધી અને સાજના ૫થી ૭ સુધી દવાખાનુ ખુલ્લુ રહે છે આપી શકે તેવા દરદીઓ પાસેથી જ મધ્યમસરની ફી લેવાય છે દવાખાનાનો નિભાવ દાન અને સખાવતોથી થાય છે

## મલાતજ આરોગ્ય મંડળ દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **સભ્યો** ૧૧, ગામલોકોની પસંદગીથી ચૂટાય છે **લાભ લેનાર** સરેરાશ

વાર્ષિક, ૧૦૦૦૦, આશરે દૈનિક ૪૦ **મિલકત** રાચરચીલુ રૂ ૫૦૦નુ **ફી** રોજની બે આના **સ્થાપના** તા ૧-૧-૪૪. **ખાસ હકીકતો** દવાખાનાનુ નવુ મકાન તથા પ્રસૂતિગૃહ તૈયાર થઈ ગયુ છે

### વડદલા સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે

**બંધારણ** છે **સ્થાપના** તા ૧-૮-૧૯૪૫

**લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૧૧૦૦૦, દૈનિક આશરે ૩૦ **મિલકત** મકાન રૂ ૨૫ હજારનુ, રાચરચીલુ રૂ ૧૫૦૦નુ **ફી** ત્રણ આના **ઇતિહાસ** વડદલા તા પેટલાદના આ દવાખાનાનુ સચાલન ગામના યુવાનોની 'શ્રી નવજીવન સઘ' નામની સસ્થા કરે છે દવાખાનાના મકાનની ઉદ્ઘાટન વિધિ તા ૨૧-૪-૫૨ને રોજ અમદાવાદના મિલમાલિક શે૦ શ્રી મગનભાઈ ભીખાભાઈના હસ્તે કરવામા આવી હતી

### સંજાયા ગ્રામ ઔષધાલય

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે

**સ્થાપના** તા ૧-૪-૧૯૩૨ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૭૬૨૦, આશરે દૈનિક ૨૫ **મિલકત** મકાન રૂ ૨૦૦૦નુ **ફી** દરરોજ અર્ધો આનો

### સુણાવ: શ્રી શકરભાઈ ગરબડભાઈ લોકલ બોર્ડ દવાખાનુ અને કેસરબા પ્રસૂતિગૃહ

**સ્થાપના** સને ૧૯૪૧ **પ્રકાર** સાર્વજનિક દર્દીને રહેવાની સગવડ પણ છે **લાભ લેનાર** વાર્ષિક સરેરાશ ૫૮૩૧, આશરે દૈનિક ૮૮ **મિલકત** મકાનો બે, રૂ ૪૦૦૦૦ના જમીન આશરે બે વીઘા, રૂ ૧૦,૦૦૦ની રાચરચીલુ રૂ ૨ હજારનુ **ખાસ હકીકતો** દવાખાનામા એક સૂક્ષ્મદર્શક યત્ર (માઈક્રોસ્કોપ) ગામલોકો તરફથી ભેટ મળેલુ છે તેથી દર્દીઓના લોહી, ગળફો, પેશાબ વગેરે મફત તપાસવામા આવે છે પ્રસૂતિગૃહમા ૧૨ ખાટલાની સગવડ છે તથા દવાખાનાના વોર્ડમા ૪ ખાટલાની સગવડ છે દવાખાનામા ખૂટતી દવાઓ માટે ગામ તરફથી દર વર્ષે આશરે રૂ ૬૦૦ની મદદ મળે છે

### મોજિઆ ગવર્મેન્ટ ડિસ્પેન્સરી

**પ્રકાર** સરકારી સાર્વજનિક દવા અપાય છે અને દર્દીને રહેવાની સગવડ પણ છે **સ્થાપના** સને ૧૯૦૫ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૨૫૦૦૦ દૈનિક આશરે ૭૦ **મિલકત** મકાનો ૧૨, રૂ એક લાખના જમીન વીઘા પચીસ રૂ ૨૦ હજારની રાચરચીલુ રૂ ૨૫ હજારનુ **સગવડો** પ્રસૂતિ માટે ૩ અને અકસ્માતના કેસોના પ્રસગો માટે ૨ એમ પાચ ખાટલાની સગવડ છે

### મોજિઆ ઢોરોનુ સરકારી દવાખાનુ

**પ્રકાર** સરકારી સાર્વજનિક **લાભ લેનાર** વાર્ષિક ૮,૦૦૦, દૈનિક આશરે ૨૫ **મિલકત** રાચરચીલુ રૂ ૧૨૦૦નું **ફી** દવાખાનામા આવનારની પાસે ફી લેવામા આવતી નથી **સગવડો** ૫૦ ઢોરને રાખી શકાય તેટલી સગવડ છે **સ્થાપના** ઈ સ ૧૯૪૦ આ દવાખાનુ પહેલા પેટલાદમા હતુ પાછળથી મોજિઆ ખસેડવામા આવેલુ **પ્રવૃત્તિઓ** આખલાઓને ખસી કરવામા આવે છે ગામડામા જઇને પ્રચાર કરવામા આવે છે

## બોરસદ તાલુકો

### ઉમેટા સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** સરકારી સાર્વજનિક માત્ર દવા અપાય છે **લાભ લેનાર** દૈનિક ૨૦ **મિલકત** મકાન રૂ **ફી** એક આનો આશરે દોઢસો વર્ષથી આ દવાખાનુ ચાલે છે વિલીનીકરણ પહેલા હમેશા રાજ્ય તરફથી તે ચલાવાતુ

### કાવીઠા-આરોગ્ય મંડળ સાર્વજનિક દવાખાનું

**સ્થાપના** તા ૧-૧-૪૪ સને ૧૯૩૯મા પુસ્તકાલયના નીચેના ભાગમા આ દવાખાનું ચલાવાયુ હતુ, અને પછી પેટલાદ મહાલ આરોગ્ય મડળ સાથે જોડવામા આવ્યુ **બંધારણ** રજિસ્ટર્ડ છે **ભંડોળ** આજીવન ૧૨૫ **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૪થી૫ હજાર આશરે દૈનિક ૯૦થી ૯૫ **મિલકત** મકાન રૂ ૧૭,૦૦૦ની કિંમતનુ, રાચરચીલુ રૂ ૧૩૦૦નુ **ફી** બે આના **ખાસ હકીકત** ગામના આગેવાન ગૃહસ્થોએ પોતાને ખર્ચે મકાન બધાવી આપી દવાખાનાને અર્પણ કર્યું છે

### ગભીરા સાર્વજનિક ગ્રામ ઔષધાલય

**પ્રકાર** સાર્વજનિક, માત્ર દવા અપાય છે **સ્થાપના** સને ૧૯૧૮ ડૉ સુમત મહેતા અને શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે 'ગુજરાત આરોગ્ય મડળ'ની સ્થાપના કરેલી તે દ્વારા મદદ મળવાથી આ દવાખાનુ શરૂ થઈ ગયેલુ ત્યારથી આજ સુધી સતત સ્થાનિક સેવાભાવી અવેતની યુવકો મારફતે દવા આપવાનુ કામ ચાલુ રહ્યું છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૫૦૦૦, આશરે દૈનિક ૨૦થી ૨૫ **મિલકત** મકાન રૂ ૧૦૦૦નુ, રાચરચીલુ રૂ ૫૦૦નુ **ફી** લેવાતી નથી

### નાપા. શ્રી ગરબડદાસ કાલીદાસ ચેરિટેબલ ડિસ્પેન્સરી તથા શ્રી મોતીલાલ ગ. ચેરિટેબલ પ્રસૂતિગૃહ

**સ્થાપના** શ્રી ગરબડદાસ કાલીદાસ ચેરિટેબલ ડિસ્પેન્સરી સને ૧૯૪૦મા સ્થપાયેલી, અને શ્રી મોતીલાલ ગરબડદાસ ચેરિટેબલ પ્રસૂતિગૃહ સને ૧૯૪૧મા સ્થપાયેલુ **પ્રકાર** સાર્વજનિક દવા તથા રહેવાની સગવડ છે જિલ્લા લોકલ બોર્ડના વહીવટમા છે ૨ ખાટલાનો એક રૂમ વણિક જ્ઞાતિ માટે છે, અને બાકીના

સાર્વજનિક ઉપયોગ માટે છે બંધારણ રજિસ્ટર્ડ છે લાભ લેનાર સરેરાશ વાર્ષિક ૫૪૮૧, આશરે દૈનિક ૫૭ મિલકત મકાનો ૬, રૂ ૫૭,૦૦૦ના જમીન આશરે ૪ વીઘા, રૂ ૪,૦૦૦ની, રાચરચીલુ રૂ ૩૦૦૦નુ ફી: ખેડા જિલ્લા લોકલ બોર્ડના નિયમો મુજબ ખાટલા કુલ ૧૧ (૪ પુરુષો માટે, ૨ સ્ત્રીઓ માટે, ૬ પ્રસૂતિગૃહ માટે)

## બોરસદ ગેબર્ડ્સ હોસ્પિટલ

**સ્થાપના** આ હોસ્પિટલની સ્થાપના મિસ ગેબર્ડ્સ નામની બાઈએ કરી હતી એ પરથી તેનું નામ ગેબર્ડ્સ હોસ્પિટલ રખાયુ છે તેનું નિયમન અને સંચાલન ગુજરાત અને સૌરાષ્ટ્ર માટેના આયરિશ પ્રેસ્બિટેરિયન મિશનને હસ્તક છે સગવડો દવાખાનામાં મેડિકલ, સર્જિકલ, પ્રસૂતિ, બાળકોના દરદો અને ક્ષય રોગના કેસો માટેના અલગ વોર્ડ છે આરંભમા હોસ્પિટલ માત્ર સ્ત્રીઓ અને બાળકો માટે જ ખોલવામા આવી હતી, પણ છેલ્લા બે વર્ષથી પુરુષ દર્દીઓ પણ દાખલ કરવામા આવે છે. અને તેમના માટે હાલ આગ વોર્ડ બંધાઈ રહ્યો છે. જેમા એની સાથેની ખાનગી રૂમો ગણીએ ૧૨ દર્દીઓને દાખલ કરી શકાશે સ્ટાફ બે યુરોપિયન અને એક હિંદી એમ ત્રણ દાક્તરો છે નર્સ વિભાગમા એક યુરોપિયન સિસ્ટર છે, અને ૨૯ નર્સો છે, જેમાની ૭ પ્રસૂતિના કામ માટે રજિસ્ટર્ડ થયેલી છે એક રજિસ્ટર્ડ કમ્પાઉન્ડર છે ખાસ હકીકતો એક્સરે અને લેબોરેટરીની સગવડો મળી શકે છે અને હડકવા કૂતરાના કરડવાની સારવાર માટે આ હોસ્પિટલ એક માન્ય કરાયેલ કેન્દ્ર છે આવી મોટી હોસ્પિટલનુ ખર્ચ એકલી ફીની આવકથી નભે નહિ એથી ખૂટતી રકમ આયર્લૅન્ડની આઇરિશ પ્રેસ્બિટેરિયન ચર્ચની સંસ્થા આપે છે

## ભાદરણ: સરકારી દવાખાનુ તથા પ્રસૂતિગૃહ

**સ્થાપના** સને ૧૯૧૩ **પ્રકાર** સરકારી સાર્વજનિક દવા અપાય છે, તથા પ્રસૂતિગૃહની સગવડ છે બંધારણ રજિસ્ટર્ડ છે લાભ લેનાર સરેરાશ વાર્ષિક ૨૪૩૭૮ આશરે દૈનિક ૮૦ મિલકત મકાનો ૭ રાચરચીલુ રૂ ૨૦૦૦નુ ફી રોજનો એક આનો ખાટલા ૪

## રાસ: નાથીમા ડિ લો બોર્ડ સિવિલ દવાખાનુ

**પ્રકાર** સાર્વજનિક **સ્થાપના** તા ૨૧-૫ ૧૯૪૧ બંધારણ રજિસ્ટર્ડ છે લાભ લેનાર વાર્ષિક, ૬૦૦૦, દૈનિક ૧૨૦ મિલકત મકાન ૨ રાચરચીલુ રૂ ૨૦૦૦નુ સગવડો દર્દીઓ માટે ૭ ખાટલા છે

## વીરસદ નાથાભાઈ વિઠ્ઠલદાસ ચેરિટેબલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક લોકોને દવા અપાય છે તેમજ દર્દીઓને રહેવાની મર્યાદિત સગવડ છે બંધારણ રજિસ્ટર્ડ છે **સ્થાપના** ૧૯૨૩ લાભ લેનાર વાર્ષિક ૩૫૦૦, દૈનિક ૪૬ મિલકત મકાને ૫ રૂ. ૪૦૦ ની કીંમતના, જમીન ૨ વીઘા, રાચરચીલુ રૂ ૨૦૦૦નુ સગવડો ૪ ખાટલા છે

સ્વ ડૉક્ટર શ્રીમાન ઝવેરભાઈ નાથાભાઈ અમીન અને એમના ભત્રીજા સ્વર્ગસ્થ શ્રીયુત શંકરભાઈ જોરાભાઈ અમીન સોલિસિટરે સારી જેવી રકમ ખેડા જિલ્લા લો. બોર્ડને આ દવાખાનુ બાંધવા આપેલી તેથી દવાખાના સાથે તેઓના મરહૂમ વડીલ શ્રી નાથાભાઈ વિઠ્ઠલદાસનું નામ જોડેલુ છે

## બોરસદ: બાપુ પગીભાઈ વેટેરિનરી દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક લો બો નુ લાભ લેનાર વાર્ષિક ૭૮૬૨, દૈનિક ૧૫૦ મિલકત ૩ મકાનો રૂ ૩૦ હજારના જમીન અર્ધો વીઘુ સગવડો બિમાર ઢોર રાખી શકાય છે **સ્થાપના** તા ૭-૧૧-૧૯૧૧. શરૂઆત પંજરાપોળના મકાનમા કરવામા આવી હતી દવાખાનાનુ કાયમી મકાન ઈ સ ૧૯૩૦મા બંધાયુ છે

## ભાદરણ ઢોરોનું દવાખાનું

**પ્રકાર** સરકારી સાર્વજનિક **સ્થાપના** સને ૧૯૧૬ લાભ લેનાર વાર્ષિક ૭૦૦૦ ઢોર દૈનિક આશરે ૨૦ મિલકત રાચરચીલુ રૂ ૩૦૦નું ફી નથી ચેપી રોગથી બચાવવા માટે ઢોરોને રસી મૂકવામા આવે છે તેની પણ કંઈ ફી લેવામા આવતી નથી

*

# મહેમદાવાદ તાલુકો

## કનીજ સૌ નાનીબા જીવણલાલ ગિરધરલાલ ડિસ્પેન્સરી અને સરસ્વતીબેન હરિદાસ અમરતલાલ પ્રસૂતિગૃહ

**સ્થાપના** તા ૨૩ ૩ ૪૩ ગામ લોકોની મદદથી તથા અમદાવાદના શ્રીમંત સદ્‌ગૃહસ્થોની ઉદાર મદદથી દવાખાના માટે મકાનો બંધાવી ફર્નિચર સાથે દવાખાનુ ખેડા જિલ્લા લોકલ બોર્ડને ચલાવવા સોંપ્યુ છે દવાખાનાના કાયમી સંચાલન માટે રૂ દસ હજાર બોર્ડને સોંપેલા છે **પ્રકાર** સાર્વજનિક દર્દીને રહેવાની સગવડ પણ છે લાભ લેનાર સરેરાશ વાર્ષિક ૧૯ હજાર આશરે દૈનિક ૬૫ મિલકત મકાનો ૨ રૂ ૭૦ હજારના જમીન ૩ વીઘા રૂ ૪૦૦૦ની રાચરચીલુ રૂ ૩૦૦૦નુ ખાટલા ૭

## મહેમદાવાદ ધી રુબિન મેમોરિયલ હોસ્પિટલ

**સ્થળ** મહુધા રોડ મહેમદાવાદ **સ્થાપના** તા ૧૪ ૧૦ ૪૪ ઈતિહાસ આ હોસ્પિટલ ડૉ જહોન જી રુબિને પોતાના પિતાશ્રી સ્વ. ડૉ જી એમ રુબિનની યાદગીરીમા સ્થાપી છે દવાખાનાની શરૂઆત વેરાઈમાતાની ધર્મશાળામા કરવામા આવી હતી તે વખતે નાણાં કે સાધનોનો અભાવ હતો પરંતુ ધીરે

ધીરે જમીન, નાણા ને સાધનોની મદદ મળવા લાગી હતી દવાખાનું ડૉ. કેલિટની મતિકીનું છે, અને તેઓ તેની વ્યવસ્થા કરે છે આ દવાખાનાના મુખ્યત્વે ક્ષયના દર્દીઓની સારવાર થાય છે

**ક્ષયની સારવાર** માત્ર ફેફસાના ક્ષયના દરદીઓને જ દવાખાનામા રહેવાની સગવડ છે જ્યારે બીજા દરદો માટે માત્ર દવા આપવામા આવે છે, અને રહેવા માટેની સગવડ અપાતી નથી ક્ષયના દરદીઓને ખાસ પ્રકારની અદ્યતન સારવાર આપવામા આવે છે

હાલ જનરલ વોર્ડમા ૧૮ ખાટલાની-પુરુષો માટે ૧૨ અને સ્ત્રીઓ માટે ૬-સગવડ છે

**ફી** દાખલ ફી રૂ ૫, દરરોજનો ચાર્જ રૂ ૨ ૮ ૦, એક્સરે અને સ્ક્રિનિંગનો ચાર્જ અલગ. ઓપરેશન ફી રૂ ૫૦થી ઉપર.

**સ્ટાફ** ડૉ. ડેવિડ નર્સિંગ વિભાગના વડા શ્રીમતી મનોરમા જે. ડેવિડ નર્સ, ઝાડુ વાળનાર અને માળી

**આવક ખર્ચ** દવાખાનાની માસિક આવક રૂ ૭૦૦થી ૧૦૦૦ સુધીની છે જ્યારે માસિક ખર્ચ રૂ ૮૦૦થી ૯૦૦નુ છે

**અન્ય સગવડો** દવાખાનામા રખાતા દરદીઓના મનોરંજન માટે રેડિયો, પુસ્તકો, રમતો, વર્તમાનપત્રો વગેરેની સગવડ રાખેલી છે

## મરઘાવાણી. રૂરલ મેડિકલ રિલીફ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, ફક્ત દવા અપાય છે સરકારી વહીવટ હેઠળ ચાલે છે લાભ લેનાર વાર્ષિક ૮૦૭૮, દૈનિક ૨૫થી ૩૦ **સ્થાપના** તા ૧-૧૨-૧૯૪૯

## હળધરવાસ સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, લો બો નુ ફક્ત દવા અપાય છે. **સ્થાપના**, તા. ૨૫-૧૧-૪૮ **લાભ લેનાર** વાર્ષિક ૬૧૪૦, દૈનિક ૨૦ **મિલકત** રાચરચીલુ રૂ ૬૦૦નુ

## મહેમદાવાદ બગીલાલ વાડીલાલ જાનવરનું દવાખાનું

**સ્થળ** સ્ટેશન પાસે, મહેમદાવાદ **પ્રકાર** સાર્વજનિક. લો. બો નું **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ૮૦૦થી ૯૦૦, દૈનિક આશરે ૧૨થી ૧૩ **મિલકત** ચાર મકાનો રૂ ૨૦થી ૨૫ હજારની કિંમતના, જમીન ૧ વીઘુ રૂ બે હજારની રાચરચીલુ રૂ બે હજારનુ.

**સ્થાપના** તા. ૮-૧૦-૧૯૪૧ **પ્રવૃત્તિઓ** માદા ઢોરની સારવાર કરવા ઉપરાંત ઢોરને ખસી કરવાની તેમજ ચેપી રોગને ફેલાતા અટકાવવાની તથા રોગ લાગુ ન પડે તે માટે સાજા ઢોરને રસી મૂકવાની પ્રવૃત્તિઓ ચાલે છે

# માતર તાલુકો

## ખાંધલી : પટેલ કુબેરભાઈ લલ્લુભાઈ સાર્વજનિક દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક, લો બો નુ માત્ર દવા અપાય છે **સ્થા** તા ૧૪-૧૧-૧૯૫૦ **લાભ લેનાર** વાર્ષિક ૪૪૫૩, દૈનિક ૩૦ **મિલકત** મકાન ૧, રૂ ૧૮૦૦૦નુ, રાચરચીલુ : રૂ ૭૦૦નુ

## નવાગામ : ખેડા જિ લો બો સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, લો બોનુ **સ્થાપના** સને ૧૮૧૯ **લાભ લેનાર** વાર્ષિક ૩૫૦૦, દૈનિક ૩૫ **મિલકત** મકાન ૧, રૂ ૯૦૦૦૦ના જમીન ૩૭ ગુઠા રૂ ૨૦૦૦ની. રાચરચીલુ રૂ ૫૦૦૦નુ **સગવડો** ૧૦ ખાટલા છે દર્દીઓને રહેવાની સગવડ છે

## માતર ડૉ ચુનીલાલ જેઠાલાલ સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક લો બોનુ, માત્ર દવા અપાય છે **સ્થાપના** સને ૧૯૨૧ સ્થાપના વખતે ગામના ડૉ ચુનીલાલ જેઠાલાલ તરફથી રૂા ૪૦૦૦ ભરેલા તથા રૂ ૨૦૦૦ ગામલોકો તરફથી એકઠા થયેલા રૂા. ૭૦૦૦ મકાનના બાંધકામ માટે સરકાર તરફથી ગ્રાન્ટ મળેલી અને બાકીના લો બો એ ખર્ચેલા **લાભ લેનાર** વાર્ષિક ૧૨૦૦૦, દૈનિક ૪૦થી ૫૦, **મિલકત** મકાનો ૩ રૂા ૨૦૦૦૦ના જમીન ૪ વીઘા, રૂા ૨૦૦૦ની, રાચરચીલુ રૂા ૨૦૦૦નુ

## લીંબાસી ગ્રામ્ય તબીબી રાહત દવાખાનું

**પ્રકાર** સાર્વજનિક માત્ર દવા અપાય છે **લાભ લેનાર** સરેરાશ વાર્ષિક ચાર હજાર આશરે દૈનિક ૧૫થી ૨૦. **મિલકત** મકાન રૂ ૬ હજારનુ રાચરચીલુ રૂ ૧૨૫નુ **ફી** વાર્ષિક પાંચસોથી ઉપરની આવક હોય તેની ૫ ટકા ધોરણ પ્રમાણે ફી લેવાય છે **સ્થાપના** તા ૨૩ ૫ ૧૯૪૧ દવાખાનુ લોકલ બોર્ડ દ્વારા ચાલે છે, પરંતુ તેનું મકાન ગામ તરફથી બંધાવવામા આવ્યુ છે દવાખાનાને વાર્ષિક રૂ ૩૦૦ની ગ્રાંટ મળે છે

*

# વાડાશિનોર તાલુકો

## જનોડ : લો બો સિવિલ ડિસ્પેન્સરી

**પ્રકાર** સાર્વજનિક, લો બો નુ. ફક્ત દવા આપવામા આવે છે **સ્થાપના** તા ૧-૪ ૧૯૩૦ **લાભ લેનાર** વાર્ષિક ૬૬૫૪, દૈનિક ૨૦ **મિલકત** રાચરચીલુ રૂા ૧૦૦૦નુ

### વીરપુર દવાખાનું

**પ્રકાર** • સાર્વજનિક લોકોનું, દવા અપાય છે અને દર્દીને રહેવાની સગવડ પણ છે **સ્થાપના** સને ૧૯૦૪ **બંધારણ**. રજિસ્ટર થયેલું છે **લાભ લેનાર** વાર્ષિક સરેરાશ ૭૦૦૦, દૈનિક આશરે ૭૫થી ૮૦ **મિલકત** મકાનો, રૂ. રૂા ૧૦,૦૦૦ના, રાચરચીલું રૂા ૮૦૦નું **ફી** બાર વરસની નીચે નાનો અર્ધો આનો, બાર વરસની ઉપરના દર્દીનો એક આનો **વહીવટ** આ દવાખાનાનો વહીવટ લોકલ બોર્ડના હસ્તક છે તેનો મોટા પાયા પર વિકાસ કરવાની વિચારણા ચાલે છે, કારણ કે પ્રજા પાસે દવાખાના અંગેના રૂપિયા ત્રીસ હજાર અનામત પડેલા છે



# ખંડ બારમો

## વર્તમાનપત્રો

### વિષયપરિચય

આ ખંડમા જિલ્લામા પ્રગટ થતા સામયિકામાંથી જેમની માહિતી મળી તેમના પરિચય આપ્યા છે ગોઠવણી કક્કાવારીના ક્રમે રાખી છે

ચાલુ સામયિકાના પરિચય પછીથી જિલ્લાની કેટલીક પ્રકાશન સંસ્થાઓની, અને તે પછી જિલ્લાના કેટલાક બંધ પડી ગયેલા સામયિકાની ટૂંક માહિતી આપી છે



#### કૃષિગોવિદ્યા

ખેતી વિષયક માસિક કે કૃષિગોવિદ્યાભવન, આણંદ સ્થાપના તા ૧-૫-૧૯૪૮ સ્થાપક અને તંત્રી ડૉ મગનભાઈ ડા પટેલ, સંચાલક, કૃષિગોવિદ્યાભવન, આણંદ સહતંત્રીઓ ડૉ ચંદુલાલ છે. શાહ, શ્રી કંચનલાલ મ શાહ આ માસિકના પ્રકાશન કાર્ય માટે દર વર્ષે સંસ્થાના કાર્યકરોમાથી ચૂંટણી કરી બે સહતંત્રીઓની સમિતિ નીમવામા આવે છે ઉદ્દેશ ખેડૂતોને ખેતી અંગેનું વૈજ્ઞાનિક જ્ઞાન મળે તે રીતે માર્ગદર્શન આપી ખેતીની નૂતન પદ્ધતિનો પ્રચાર કરવો ખેતીની તથા કૃષિ ગોવિદ્યાભવનની પ્રવૃત્તિની માહિતી આપવી

૭x૯॥ ઈંચ, પા x૭ ઇંચની સાઈઝમા છપાય છે પૃષ્ઠસંખ્યા ઓછામા ઓછી ૨૦ રહે છે વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ છે વાચનાલયો માટે વાર્ષિક લવાજમ રૂ ૨ રાખ્યું છે

#### ખેડા વર્તમાન

સાપ્તાહિક સમાચારપત્ર કે લાલખા બજાર, ખેડા સ્થાપના તા ૧-૧-૧૮૯૦ આદ્ય સ્થાપક શ્રી પાનાચંદભાઈ ફૂલચંદભાઈ શેઠ માલિક અને તંત્રી શ્રી બાબુભાઈ મણિલાલ શેઠ ઉદ્દેશ જનસેવા ત્રણ પેઢીથી એક કુટુંબની માલિકી અને તંત્રીપણા નીચે ચાલતું ૬૪ વર્ષ જૂનું આ પત્ર ગુજરાતી ભાષાના સૌથી જૂના અખબારોમાનું એક છે તેને પોતાનું પ્રેસ છે તે ૧૩॥x૧૦ ઈંચ સાઈઝના ૧૬થી ૨૦ પાનમા છપાય છે દિવાળી અંક તથા પ્રસંગોચિત ખાસ પૂર્તિઓ બહાર પાડવામા આવે છે અગાઉ 'દુલારી' 'ખંપરોકાળિયો' તથા 'જયશ્રી નામના ભેટપુસ્તકો આપેલા વાર્ષિક લવાજમ સ્થાનિક રૂ ૬, બહારગામ ૭ અને પરદેશ માટે શિલિંગ ૧૪ છે પુસ્તકાલયો માટે વાર્ષિક લવાજમ રૂ ૬ છે

**ઈતિહાસ** શરૂઆતમા લગભગ અડધી સદી સુધી આ સાપ્તાહિક શિલાપ્રેસ ઉપર છપાતું સને ૧૯૦૭મા સાપ્તાહિકના તે વખતના માલિક અને સ્થાપકના નાના બંધુ શ્રી કહાનદાસ ફૂલચંદભાઈએ ઇંગ્લેંડની હોપકિન્સન કંપનીના હેંડપ્રેસથી ટાઈપોમા ખેડા વર્તમાનનું મુદ્રણ શરૂ કરેલું મુદ્રણના કાર્યમા આ સગવડ થતા પહેલા ખાસ કરીને જિલ્લાના સમાચારો સરકારી અમલદારોની ફેરબદલીઓ, નોટિસો, વગેરે પ્રસિદ્ધ થતા ત્યાર પછીથી સામાજિક અને રાજકીય વિષયો તેણે અપનાવેલા અને અમદાવાદના શ્રી ભૂપતરાય હરગોવિંદ દલાલે ખૂબ સહકાર આપેલો શ્રી કહાનદાસભાઈના દેહોત્સર્ગ પછી સને ૧૯૧૪મા તેમના લઘુ બંધુ અને ખેડા વર્તમાનના સ્થાપકના દીકરા શ્રી સોમચંદભાઈ પાનાચંદભાઈ તંત્રીસ્થાને આવેલા તેમને શ્રી મણિલાલભાઈ પ્રકાશન કાર્યમા ખૂબ મદદ કરતા રાષ્ટ્રીય લડતના આંદોલનને ખેડા વર્તમાને જિલ્લામાં અને ગુજરાતભરમા વ્યાપક બનાવવા નોંધપાત્ર ફાળો આપેલો

૧૯૨૦ની સાલમા સાપ્તાહિક ૬૦મા વર્ષે પ્રવેશતા ખેડાની જનતાએ તેનો હીરક મહોત્સવ ઊજવેલો ને તંત્રીને ચાંદીના કાસ્કેટમા માનપત્ર અને ચાંદીનો ખડિયો કલમ આપેલા

૧૯૩૨ની સાલમા પત્ર પર સરકારે પ્રેસ એક્ટ મુજબ કેટલાક બધન મૂકતા તે થોડો સમય બધ કરવામા આવેલુ

શ્રી સોમચદભાઈ અને શ્રી મણિલાલભાઈના દેહોત્સર્ગ પછી, છેલ્લા ૧૨ વર્ષથી શ્રી આસુભાઈ મણિલાલ શેઠ તેનુ તત્રીપદ સભાળે છે

## ગુજરાત ટાઈમ્સ

સાપ્તાહિક સમાચાર પત્ર. ઠે મોગલ કોટ નડિયાદ સ્થાપના તા ૯-૧૦-૧૯૨૬ સ્થાપક, માલિક અને તત્રી શ્રી માણેકલાલ હરજીવનદાસ શાહ સહતત્રી શ્રી બળવતરાય રામકૃષ્ણભાઈ પડિત વ્યવસ્થાપક શ્રી વિનુભાઈ માણેકલાલ શાહ ઉદ્દેશ જનસેવા

સાપ્તાહિકને પોતાનુ પ્રેસ છે દરેક અક ૧૦×૧૩½ ની સાઈઝના ૧૬ પૃષ્ઠનો હોય છે વાર્ષિક લવાજમ સ્થાનિક રૂ ૬, બહારગામના રૂ ૭ અને પરદેશમા શિલિંગ ૧૫ છે પુસ્તકાલયોને ઓછા લવાજમે સાપ્તાહિક મોકલવાની વ્યવસ્થા છે

દિવાળીએ ખાસ અક બહાર પડે છે આજસુધીમા ધૂમકેતુ, પીરામીડ ભાગ ૧-૨, ગુર્જરપતિ ભાગ ૧-૨, ગુપ્ત ગૌરવ ભાગ ૧-૨ અને પ્રેરણા નામના ભેટપુસ્તકો આપ્યા છે

## ગ્રામ-સ્વરાજ

ગુજરાત વિભાગીય સહકારી મડળ લિ નુ માસિકપત્ર ઠે ગ્રામ સ્વરાજ કાર્યાલય, દિવાળી પોળના નાકે, નડિયાદ સ્થાપના ઓગસ્ટ ૧૯૪૭ સ્થાપક મુબઈ પ્રાતિક સહકારી ઈન્સ્ટિટ્યુટ, ૯, બેક હાઉસ લેન, કોટ, મુબઈ ઉદ્દેશ સહકારનો પ્રચાર માલિક ગુજરાત વિભાગીય સહકારી મડળ લિ. આ મડળની પ્રચારક પેટા સમિતિ તત્રી મડળ તરીકે કામ કરે છે સમિતિના પ્રમુખ શ્રી છોટાલાલ અનુપરામ વ્યાસ વ્યવસ્થાપક તત્રી તરીકે કામ કરે છે સહુ હોદ્દેદારો વિના વેતને સેવા આપે છે.

માસિકની સાઈઝ ક્રાઉન અને પૃષ્ઠ સખ્યા ૪૦ છે વાર્ષિક લવાજમ રૂ ૫ છે વિભાગીય સહકારી મડળ, જિલ્લા સહકારી મડળોના સભ્યો તથા શિક્ષણ ફીમા ફાળો આપતી હોય એવી બધી સહકારી મડળીઓને માસિક વિના લવાજમે મોકલવામા આવે છે

૧૯૪૭થી ૧૯૫૨ સુધી દિ બ ચુનીલાલ માણેકલાલ ગાધીએ તત્રી મડળના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતુ

## જનતા

સાપ્તાહિક સમાચાર પત્ર ઠે જનતા કાર્યાલય, ભોરિયા પાડો, ખભાત સ્થાપના તા ૩૧-૧૨-૫૩ સ્થાપક, માલિક અને તત્રી શ્રી કનૈયાલાલ માણેકલાલ ગોળીવાલા ઉદ્દેશ જનસેવા

ક્રાઉન સાઈઝમા છપાય છે વાર્ષિક લવાજમ સ્થાનિક રૂ ૩, બહારગામ રૂ ૪ અને પરદેશમા શિલિંગ ૧૦ છે

## નવસર્જન

ખ્રિસ્તી જ્ઞાતિ તેમજ સમાજ સુધારણાનું માસિક ઠે સતરામ રોડ, નડિયાદ સ્થાપના તા ૧૫-૧-૫૪ સ્થાપક, માલિક અને તત્રી શ્રી રતિકુમાર એમ મેકવાન

ક્રાઉન સાઈઝના ૧૨ પાનમા છપાય છે વાર્ષિક લવાજમ રૂ ૧-૦-૦ છે આર્થિક સ્થિતિ સારી ન હોય તેને માટે રૂ ૦-૮-૦ પ્રકાશન સિન્ડિકેટની યોજનાથી ચાલે છે

## નવસંસ્કાર

સાપ્તાહિક સમાચારપત્ર ઠે નવસસ્કાર કાર્યાલય, શ્રી અરુણોદય પ્રિન્ટિંગ પ્રેસ, ગવારા દરવાજા પાસે, ખભાત સ્થાપના તા ૧૫-૪-૧૯૪૭ સ્થાપક, માલિક અને તત્રી શ્રી અમૃતલાલ હરિલાલ પડિત, હનુમાનની પોળ, ખભાત ઉદ્દેશ જનસેવા

સાપ્તાહિકને પોતાનુ પ્રેસ છે ૮॥×૧૩॥ ઇચના ૮ પાનામા છપાય છે. વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ અને પોસ્ટ દ્વારા ગામમા કે ગામ બહાર રૂ ૪-૦-૦ છે નવસસ્કાર કાર્યાલયમાથી નિદર્શન નામનુ માસિક એક વર્ષ સુધી નીકળ્યુ હતુ પણ કાગળના ભાવ વધતા તે બધ થઈ ગયુ છે

## નવી દુનિયા

પાક્ષિક સમાચારપત્ર ઠે ડભાણ ભાગોળ નડિયાદ સ્થાપક શ્રી મધુભાઈ બી શુક્લ, ડભાણ ભાગોળ નડિયાદ તત્રી શ્રી મગનભાઈ પટેલ, ડભાણ ભાગોળ, નડિયાદ માલિકી કામદાર કાર્યકરોની સમિતિ તા ૧૩ ૮-૫૨થી 'મિલમજદૂર મડળની પત્રિકા' ફક્ત સભ્યો માટે જ બહાર પાડવાની શરૂઆત કરેલી તા ૧૫ ૮-૫૨થી 'નવી દુનિયા'ના નામથી શરૂઆત કરી શરૂઆતમા ઉભી સાઈઝના બે પાન છપાતા કિંમત ૬ પાઈ હતી બીજા વર્ષથી રોયલ સાઈઝમા છપાય છે આઠ પાન અપાય છે મુખ્યત્વે લડાયક કામદાર ચળવળના સમાચારો જ અપાય છે વાર્ષિક લવાજમ રૂ ૨ ૦-૦ છે સેવાલિયા સિમેન્ટ વર્કસ તથા કઠેરીના કામદારો માટે લેબર એપેલેટ ટ્રિબ્યુનલનો ચૂકાદો (કિં ૦-૬-૦) અને ગુજરાત ઍસ ટી કામદાર સમેલનનો હેવાલ અને ઠરાવો (કિ ૦-૨-૦) એમ બે પ્રકાશનો બહાર પાડ્યા છે માત્ર ૦ ૧-૦મા ૮ પાન આપવામા આવે છે તે આ પાક્ષિકની વિશિષ્ટતા છે

## પાટીદાર

સમાજસુધારણાનું માસિક ઠે પાટીદાર કાર્યાલય, સ્ટેશન રોડ આણદ સ્થાપના સં ૧૯૮૦

માસિક ઉભી સાઈઝમા છપાય છે દર અંકે ૫૬ પાનની વાચનસામગ્રી પીરસાય છે વાર્ષિક લવાજમ રૂ ૩-૮-૦ છે બહેનોને રૂ ૨ના ઓછા લવાજમે આપવાની સગવડ છે માસિકની દર મહિને ૨૬૫૦ નકલો છપાય છે

માસિકના આદ્ય સ્થાપક સ્વ શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ સં ૧૯૮૦થી સં ૨૦૦૦ સુધી તત્રી તરીકે રહ્યા તેમના અવસાન પછી ગુજરાતના જાણીતા વાર્તાકાર શ્રી ઈશ્વર પેટલીકર તત્રી અને માલિક તરીકે કામ કરે છે

## પ્રજાપતિ પત્રિકા

જ્ઞાતિ તેમજ સમાજસુધારણાનું માસિક ઠે ઉમાણુ ભાગોળ, નડિયાદ સ્થાપના ફાગણ માસ સંવત ૧૯૮૭ સ્થાપક સ્વ કૃષ્ણાનંદ બ્રહ્મચારીજી માલિકી ચરોતર પ્રજાપતિ સભા તંત્રી શ્રી શંકરલાલ દામોદરદાસ દલવાડી, તળાવ પાસે, ધર્મજ સહતંત્રી શ્રી મગનલાલ મોતીલાલ દલવાડી, જૈન દેરાસર પાસે, આણંદ ઉદ્દેશ પ્રજાપતિ જ્ઞાતિની સામાજિક આર્થિક અને નૈતિક ઉન્નતિ તમામ હોદ્દેદારો સેવાભાવે કામ કરે છે કાર્યાલયને પોતાનું મકાન છે

એક વર્ષ દરમિયાન માસિક દ્વારા ડેમી સાઇઝમાં ચારસો પાન જેટલું સાહિત્ય છપાય છે રૂ ૫૧ લઇને આશ્રયદાતા રૂ ૫ લઇને સહાયક અને રૂ ૧-૮-૦ લઇને વાર્ષિક ગ્રાહક નોંધાય છે

## બાલમિત્ર

બાલોપયોગી માસિક ઠે બાલમિત્ર કાર્યાલય, ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ સ્થાપના ઓગસ્ટ, ૧૯૨૨ સ્થાપક સ્વ શ્રી મોતીભાઈ નરસિંહભાઈ અમીન માલિક ચરોતર એજ્યુકેશન સોસાયટી તંત્રીઓ શ્રી ઈશ્વરભાઈ પટેલ અને શ્રી મગનભાઈ એ ગ્રા વ્યવસ્થાપક શ્રી સીતારામ શર્મા ઉદ્દેશ બાળકોને રોચક અને તંદુરસ્ત સાહિત્ય આપવાનો

માસિકનો અંક ક્રુ સકેપ સાઈઝના ૪૨ પૃષ્ઠમાં છપાય છે દરેક અંકની ૩૦૦૦ નકલો છપાય છે વાર્ષિક લવાજમ રૂ ૫ છે લો બો પ્રાથમિક શાળાઓ માટે રૂ ૩ લવાજમ છે દેશી કાગળ વાપરવાની અને જાહેર ખબર ન લેવાની નીતિ રાખેલી છે

ગુજરાતી ભાષાનું આ સૌથી જૂનું બાળમાસિક છે શેઠશ્રી છગનલાલ મોતીચંદ શાહે આપેલા ગુજરાત બાળકેળવણી ટ્રસ્ટ ફંડમાંથી તેની શરૂઆત થઈ હતી

ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી રસૂલભાઈ ન વહોરા કૃત વીર વિઠ્ઠલભાઈ કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૪થું, કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૫મુ શ્રી કૃષ્ણ ચૈતન્ય અને દીવડા, શ્રી નેમાભાઈ ભાવસાર કૃત અમર ગાંધીજી, વહાલા સરદાર બા, બાલમિત્ર ચિનુભાઈ, પ્યારા જવાહર, શ્રી છોટુભાઈ સુથાર કૃત આભ અને ધરતી, શ્રી પુરાતન બુચ કૃત સમય સેવકો, શ્રી શંકરભાઈ પટેલ કૃત મોતીના તેજ અને શ્રી પૂંજાલાલ કૃત ગીતમંજરી વગેરે બાલસાહિત્ય પુસ્તકાકારે બહાર પાડવામાં આવ્યુ છે

## મહાગુજરાત

સાપ્તાહિક સમાચારપત્ર ઠે શ્રી ગજાનન પ્રિન્ટિંગ પ્રેસ, કચેરી સામે પેટલાદ સ્થાપના તા ૮-૧૧ ૫૦ સ્થાપક, માલિક અને તંત્રી શ્રી હરિશ્ચંદ્ર ગજાનન ત્રિવેદી, ખૂટા પાડા, પેટલાદ

રોયલ સાઈઝના ૭ પાનમાં છપાય છે પોતાના જ પ્રેસમાં છપાય છે વાર્ષિક લવાજમ સ્થાનિક રૂ ૩ અને બહારગામના રૂ ૪ છે.

## લોકબંધુ

સાપ્તાહિક સમાચારપત્ર ઠે આશ્રમ પ્રેસ, નડિયાદ સ્થાપના ઈ સ ૧૯૫૧ તંત્રી શ્રી ભાઈલાલભાઇ બી પટેલ ઉદ્દેશ જિલ્લામાં કોંગ્રેસ કાર્યનો પ્રચાર

આ સાપ્તાહિક જિલ્લા કોંગ્રેસ સમિતિનું મુખપત્ર છે તે ૧૦"x ૧૫" સાઈઝના ૧૨ પાનમાં છપાય છે જિલ્લામાં કોંગ્રેસ કાર્યનો પ્રચાર કરવો એ તેનો ઉદ્દેશ છે

## લોકમત

લોકમત સાપ્તાહિકનો પ્રારંભ ૧૯૪૭ના ઓગસ્ટ માસની ૧૫મી તારીખે, ભારત આઝાદ થયો તે ઐતિહાસિક અને યાદગાર દિને, નડિયાદમાં થયો હતો.

આઝાદીનું મંગલ પ્રભાત ઊઘડતાં ચારે તરફ ઉત્સાહના પૂર રેલાયાં હતાં, સર્વત્ર ચેતન અને ઉલ્લાસની ભરતી નજરે પડતી હતી આવા સુભગ વાતાવરણમાં પ્રજાહૃદયના હર્ષોચ્છ્વાસ ઝીલવા, પ્રજાના દુ ખદર્દ સાથે એકાકાર થઈ તેને વાચા આપવા તેમજ સાથે સાથે દેશના નવનિર્માણના કાર્યમાં યત્કિંચિત પણ ફાળો આપવા જિલ્લાના મુખપત્ર સમુ અઠવાડિક શરૂ કરવુ એવો વિચાર નડિયાદના યુવાન કાર્યકર શ્રી ચંદ્રકાન્ત ફૂલચંદ શાહના મનમાં ઊગ્યો શ્રી ચંદ્રકાન્ત શાહને પત્રકારિત્વનો ધરમૂળથી જ શોખ એમના પિતા સ્વ ફૂલચંદભાઈ બાપુજી શાહની ધગશ અને પત્રકાર તરીકેના સંસ્કારો પણ તેમને વારસામાં મળેલા ઉપરાંત શ્રી અમૃતલાલ શેઠ અને શ્રી મેઘાણી જેવા તેજસ્વી તંત્રીઓને હાથે પ્રથમ રાણપુરના 'ફૂલછાબ' અને ત્યાર બાદ મુંબઇના 'જન્મભૂમિ દૈનિક પત્રમાં તેમને તાલીમ મળેલી શ્રી ચંદ્રકાન્ત શાહે તેમના નવજવાન મિત્રો અને સાથી કાર્યકરો સમક્ષ પોતાનો વિચાર રજૂ કર્યો અને સૌએ તે વધાવી લીધો

આ સાપ્તાહિકનું નામ 'લોકમત નક્કી થતા તરતજ તેને માટે શેરભંડોળ ભેગુ કરવામાં આવ્યું જોત જોતામાં ઉત્સાહી મિત્રો, કાર્યકરો અને શુભેચ્છકોના પ્રયત્નથી રૂપિયા એક હજારનો એક એવા ત્રીસ શેર ભરાઈ ગયા પ્રથમથી જાહેર કર્યા મુજબ તા ૧૩-૫-૧૯૪૭ને રોજ લોકમત પ્રકાશન લિમિટેડ એ નામે તેને રજિસ્ટર કરાવવામાં આવ્યું અને આ રીતે લોકમત પ્રકાશન લિમિટેડ એ સંસ્થા વિધિસર અસ્તિત્વમાં આવી

લોકમત પાછળ કઈ ભાવના રહેલી છે અને ક્યા ઉદ્દેશો અને આદર્શો સાથે તેનો પ્રારંભ થયો છે તે સમજવા માટે તેના પ્રથમ અંકમાં તંત્રીસ્થાનેથી કરાયેલા નિવેદનના બે ફકરા અહીં આપ્યા છે

આ નિવેદનમાં જણાવાયું છે કે, 'સમગ્ર રાષ્ટ્રના જીવનમાં સર્વતોમુખી મૂલ્યાંકનો આજે જ્યારે પરિવર્તન પામે છે તે ટાણે અમારા પત્રનો જન્મ એટલે આજથી શરૂ થતા નવીન સામાજિક, આર્થિક અને રાજકીય મૂલ્યાંકનોના નવનિર્માણમાં અમારો ફાળો એ ફાળો આપવાના મનોરથ સાથે આજથી શરૂ થતા આઝાદ

હિંદના સમાનતા અને ભાઈચારાના, શાંતિમય અને ન્યાયી માર્ગોએ સ્થપાનાર સમાજવાદી સમાજરચનાના પાયાના કાર્યમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી અર્પણ કરવાના દિલમાં કોડ રાખીને આજે અમે લોકમતનો પ્રારંભ કરીએ છીએ ”

આજ નિવેદનમાં એક બીજો મહત્ત્વનો ફકરો નીચે મુજબ છે

“ નવીન હિંદના સર્જન માટે બસો વર્ષની પરદેશી સરકારના તંત્રમાં જે સરકારી વહીવટતંત્ર બિનજવાબદાર રીતે ચાલતુ, જે તુમાખી અને આમ પ્રજાથી અતડાઈ એ તંત્રે રાખી તે તમામનો હવે વહેલામાં વહેલી તકે અંત આવવો ઘટે નૂતન હિંદનુ પ્રથમ કાર્ય નૂતન દષ્ટિવાળુ, નવાં મૂલ્યાંકનો સમજનારૂ, નવુ વહીવટતંત્ર ગોઠવવાનુ છે ચરોતર પ્રદેશમાંથી જૂના બિનજવાબદાર વહીવટતંત્રના રહ્યાસહ્યા તમામ અંશોને દફનાવી દેવાના કાર્યમાં લોકમત હમેશાં આગળ રહેશે એના દૂષણોને બધા જ જોખમો વહોરી લઇને એ નગ્ન સ્વરૂપમાં રજૂ કરશે ’

આ ભાવનાઓ અને આમકાંક્ષાઓની કેડી ઉપર ચાલતા લોકમત માત્ર એક સાપ્તાહિક અખબાર મટીને આજે આઠ વર્ષને અંતે ચરોતરની એક ગણનાપાત્ર સંસ્થા બની ગયુ છે તેના કાર્યક્ષેત્રના વિસ્તારનો ખ્યાલ નીચેની વિગતો આપે છે.

(૧) **લોકમત પ્રકાશન લિમિટેડ** ચોક્કસ હેતુઓ, કામગીરીની મર્યાદા, વગેરેની જાહેરાત સાથે લોકમત પ્રકાશન લિમિટેડનુ બંધારણ વગેરે હિંદી કંપની કાયદા મુજબ રજિસ્ટર કરાવવામાં આવ્યુ છે લોકમત સાપ્તાહિક અને લોકમત પ્રેસની માલિકી આ સંસ્થાની છે હાલમાં રૂપિયા એક હજારનો એક એવા કુલ ૫૩ શેર સંસ્થાના કુલ ૩૪ જેટલા શેરહોલ્ડરો વચ્ચે વહેંચાયેલા છે સંસ્થાનુ ચાલુ ડિરેક્ટર બોર્ડ નીચે મુજબ છે

1. શ્રી ગોકળભાઇ સોમાભાઈ પટેલ, ચેરમેન નડિયાદ
2. શ્રી મણિભાઈ ડુંગરભાઈ દેસાઈ, નડિયાદ
3. શ્રી રામચંદ્ર ફૂલાભાઈ પટેલ કલકત્તા
4. શ્રી ચીમનલાલ મણિલાલ શાહ નડિયાદ
5. શ્રી ચંદ્રકાન્ત ફૂલચંદ શાહ, મેનેજિંગ ડિરેક્ટર, નડિયાદ

લોકમત પ્રકાશન લિમિટેડ, લોકમત પ્રેસ, તેમજ લોકમત સાપ્તાહિકની ઓફિસોનુ સરનામુ—‘ડુમરાલ બજાર, નડિયાદ’ છે સંસ્થાનું પોતાનું મકાન નથી પણ ત્રણ માળવાળા વિશાળ ભાડાના મકાનમાં તેનું કામકાજ ચાલે છે

(૨) **લોકમત સાપ્તાહિક** તંત્રી તરીકે શ્રી ચંદ્રકાન્ત ફૂલચંદ શાહ નડિયાદ અને સહતંત્રીઓ તરીકે શ્રી સનતકુમાર છોટાભાઈ પટેલ, ખાંભણગામ, તા બોરસદ તથા શ્રી ઠાકુરભાઈ મગનભાઈ પટેલ, મહુધ, કામ કરે છે આ ઉપરાંત ૫૦ જેટલા ખબરપત્રીઓ, તાલુકા પ્રતિનિધિઓ, એજન્ટો પ્રવાસી પ્રતિનિધિ વગેરે આ સાપ્તાહિક સાથે જોડાયેલા છે

(૩) **લોકમત સાપ્તાહિકની અન્ય વિગત**

પ્રકાશનનો દિવસ શનિવાર

પાનાં ૧૧

એક પાનાની સાઈઝ ૨૩મી ૧૭॥"×૨૨॥"

વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૯

પરદેશમાં રૂ ૧૨ અગર ૧૮ શિલિંગ

દિવાળી, સ્વાતંત્ર્ય દિન, તેમજ બીજા પ્રસંગોએ ખાસ અંકો પ્રગટ થાય છે

(૪) **લોકમત પ્રિન્ટિંગ પ્રેસ** લોકમત પત્રને પોતાનુ જ પ્રેસ છે હાલ પ્રેસમાં કુલ ચાર મશિનો છે—બે સિલિન્ડર અને બે ટ્રેડલ ચારે મશિનો વીજળિક બળથી ચાલે છે આ સિવાય કટિંગ વગેરે પ્રેસને જરૂરી અન્ય મશિનો, બાઇન્ડિંગ વિભાગ, વગેરે પણ પ્રેસ ધરાવે છે લોકમતના છાપકામ ઉપરાંત જોબકામ પણ મોટા પ્રમાણમાં થાય છે બેંકો, સહકારી મંડળીઓ, તેમજ વેપારી પેઢીઓના હિસાબી ચોપડાનું કામ પણ થાય છે પ્રેસ વિભાગમાં કમ્પોઝિટરો, મશિનમેન વગેરે મળી કુલ ત્રીસ કર્મચારીઓ છે અને પ્રેસના મેનેજર તરીકે નડિયાદના શ્રી શશિકાન્ત ચુનીલાલ શાહ કામ કરે છે

(૫) **ગૃહમાધુરી માસિક** તા ૧લી જુલાઈ ૧૯૫૪થી લોકમત પ્રકાશન સંસ્થાએ મુંબઈના શ્રી લાભુબેન મહેતાના તંત્રીપદે ગૃહમાધુરી નામના માસિક પત્રનુ સંચાલન હાથ ધર્યું છે

આ માસિક વિષેની વિગતો નીચે મુજબ છે પ્રકાશનની તારીખ દર અંગ્રેજી માસની ૧લી તારીખ સાઈઝ ૯॥"×૭॥" પૃષ્ઠ સંખ્યા દરેક અંકની ૧૧૨ પાનાં વાર્ષિક લવાજમ દેશમાં રૂ ૬, પરદેશમાં રૂ ૮, છૂટક નકલ કિંમત ૧૦ આના

## વિશ્વાસી

ગુજરાત અને મરાઠી ખ્રિસ્તી પરિષદનું જ્ઞાતિ અને સમાજ સુધારણાનુ માસિક મુખપત્ર ઠે રેલવે સ્ટેશન પાછળ, નડિયાદ સ્થાપના તા ૧-૯-૫૨ સ્થાપક અને તંત્રી શ્રી સુલેમાનભાઈ મોરારજી મકવાણા સહતંત્રી શ્રી પાઉલ લાખરિયા, માતરાસ, આણંદ માલિક ગુજરાત મરાઠી ખ્રિસ્તી પરિષદ પ્રકાશક જોન સી મહિડા, મંત્રી-ગુજરાત મરાઠી ખ્રિસ્તી પરિષદ

પરિષદના કાર્યકરો અવેતન કામ કરે છે પત્રની શરૂઆત પાક્ષિક તરીકે થઈ હતી ૭ માસ પછી તેને માસિક તરીકે ચલાવવામાં આવે છે ફુલસ્કેપ સાઈઝના ૬થી ૮ પાનમાં છપાય છે વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ છે મરાઠી વિસ્તારના જાહેરો માટે રૂ ૧-૮-૦ વાર્ષિક લવાજમ છે

આ પત્રના સહતંત્રી તરીકે આણંદના શ્રી કાન્તિલાલ જીવણ ચાવડાએ શરૂઆતમાં નવ માસ કામ કર્યું હતુ

## શક્તિ

શક્તિ સંપ્રદાયનું માસિક. ઠે શક્તિસદન મંદિર માહનગર, નડિયાદ. સ્થાપના તા ૩૦-૧૦-૧૯૩૧ સ્થાપક, માલિક અને તંત્રી શ્રી કેશવલાલ ભવાનીશંકર પંડ્યા સહતંત્રી : શ્રી કમળાશંકર હરજીવન શર્મા—વ્યાકરણાચાર્ય. ઉદ્દેશ : માતૃશક્તિનો પ્રચાર.

મોતીભાઈ નરસિંહભાઈ અમીને આણંદથી શરૂ કરેલુ ૧૯૪૩મા તે બંધ પડી ગયેલુ

**જનતા** ઈ સ ૧૯૫૨મા સામાન્ય ચૂંટણી સમયે આણંદમાથી શ્રી નટવરલાલ દવેના તંત્રીપણા નીચે શરૂ થયેલુ ૧૯૫૩મા તે બંધ પડી ગયેલુ

**જન્મભૂમિ** રાષ્ટ્રીય યુગનુ આ પહેલું પ્રગતિશીલ સાપ્તાહિક નડિયાદથી શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈ અને શ્રી ફૂલચંદભાઈ બાપુજીભાઇ શાહે સને ૧૯૧૮થી શરૂ કરેલુ શ્રી ચંદુલાલ દેસાઈ તેના તંત્રી હતા. ૧૯૨૬-૨૭ના અરસામા એ બંધ પડી ગયેલુ રાષ્ટ્રીય યુગમા આ અખબારે મહત્ત્વનો ફાળો આપેલો

**જ્ઞાનપ્રચાર** ચરોતરમા જ્ઞાનપ્રચાર અને એ અંગેની પ્રવૃત્તિઓની માહિતી પૂરી પાડતુ આ સામયિક સ્વ શ્રી મોતીભાઈ નરસિંહભાઈ અમીને આણંદથી સને ૧૯૧૯મા શરૂ કરેલુ તે ૧૯૨૮મા બંધ પડેલુ

**ટંકાર** ૧૯૫૦થી આ પાક્ષિક ખંભાતથી પ્રગટ થતુ ૧૯૫૨મા તેનું નામ બદલીને '**નવ પ્રભાત**' રાખવામા આવેલુ ખંભાત તાલુકા ચૂંટણી પ્રચાર સમિતિ તરફથી તેનુ સંચાલન થતુ

**નિદર્શન** આ માસિક નવ સંસ્કાર કાર્યાલય, ખંભાતમાથી પ્રગટ થતુ તે એક વર્ષ ચાલી બંધ પડી ગયેલુ

**રેહબર** આ સાપ્તાહિક નડિયાદથી જ હુસેનખાન બબરના તંત્રીપણા નીચે પ્રગટ થતુ હતુ

**લોકશાહી** આ સાપ્તાહિક ખંભાતથી શ્રી બિહારી બ્રહ્મભટ્ટના તંત્રીપણા નીચે પ્રગટ થતુ હતુ

**નિશ્ચદર્શન** આ સાપ્તાહિક ખેડાથી પ્રગટ થતુ હતુ જિલ્લામા તે સૌ પ્રથમ શરૂ થયેલુ કહેવાય છે તેના તંત્રી શ્રી મણિશંકર શ્રીકૃષ્ણ હતા

**વૈષ્ણવ** આ માસિક ૧૮૮૫ના અરસામાં મહુધા (તા નડિયાદ)થી પ્રગટ થતુ હતુ

**સત્ય પ્રકાશ** ખ્રિસ્તી સમાજનું આ સામયિક નડિયાદથી પ્રગટ થતુ હતુ

**સર્જન** ખ્રિસ્તી સમાજનુ આ માસિક કરમસદથી પ્રગટ થતુ હતુ

**સંસ્કાર** ૧૮૭૫મા આ માસિક ખંભાતથી શરૂ થયેલુ તેના તંત્રી શ્રી અંબાલાલ હ પંડિત હતા આ માસિક તરફથી ગ્રાહકોને શ્રી જમિયતરામ કૃ પંડયા કૃત 'કમનસીબનુ કિસ્મત' અને 'આનંદ' એ બે ગ્રંથ પુસ્તકો અપાયેલા

**સ્વદેશબંધુ અને ખંભાત ગેઝેટ** આ સાપ્તાહિક ૧૮૮૫ના અરસામા મહુધા (તા નડિયાદ)થી પ્રગટ થતુ હતુ



# ખંડ તેરમો

## કારખાનાં

### વિષયપરિચય

આ ખંડમા ખેડા જિલ્લામા આવેલી મિલો તથા નાનામોટા કારખાનામાથી જેટલી માહિતી મળી તેના ટૂંક પરિચય આપ્યા છે ગોઠવણીનો ક્રમ ગામવાર, કક્કાવારી પ્રમાણે રાખેલો છે

*

### આણંદ મશિનરી સ્ટોર્સ એન્ડ મિકેનિકલ વર્કસ

ઠે સ્ટેશન રોડ, આણંદ સ્થાપના ૧૯૪૬ પંપ પૂલીઓ, નિસરણી, પીંજવાના મશિન સિમેન્ટના નળના મશિન વગેરે બનાવાય છે, તથા રીપેરિંગ કામ પણ થાય છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેમા ૬ મજૂરો કામ કરે છે માલ ગુજરાત, કાઠિયાવાડ વગેરે સ્થળોએ ખપે છે વાર્ષિક રૂ ૬૦થી ૭૦ હજારનુ વેચાણ થાય છે

### આણંદ સોપ ફેક્ટરી

ઠે બજારમા આણંદ સ્થાપના ૧૯૪૩ કારખાનામા સાબુ બનાવાય છે મુંબઈ અને અમદાવાદથી રસાયણ આવે છે તૈયાર થયેલો માલ ખેડા જિલ્લામા વેચાય છે વાર્ષિક રૂ એકાદ લાખનું વેચાણ થાય છે

### આણંદ ઉના લેબોરેટરીઝ

ઠે બજારમા, આણંદ સ્થાપના તા ૧-૧-૫૧ પોતીકુ મકાન છે ફાઈન કેમિકલ્સ, સીરપ જંતુનાશક દવાઓ, હેર ઓઈલ, પેટન્ટ દવાઓ વગેરે તૈયાર કરે છે કારખાનામા બોયલર સ્ટીમ જેકેટેડ પેન, હાઇડ્રોએક્સ્ટ્રેક્ટર મશિન, સ્ટીમથી કેમીકલ સૂકવવા માટેની ચેમ્બર તથા લેબોરેટરીને લગતા પૂરતા સાધનો છે શ્રી પુરુષોત્તમદાસ ચતુરભાઈ પટેલ (એમ એસ સી) વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય પાંચ મજૂરો કામ કરે છે ખેડા, અમદાવાદ, પંચમહાલ, અને સુરત જિલ્લામા આ કારખાનાનો માલ ખપે છે

## આણંદ એડવન્ટ ઇન્ડસ્ટ્રિયલ કોર્પોરેશન

ઠે ગામડીવાડના વડ પાસે, આણુ દ સ્થાપના ૧૯૫૦ ઘર વપરાશ અને હાર્ડવેરને લગતો સામાન બનાવે છે તથા મેલ્ડિંગનુ, પોલિશિંગનુ અને ઢોળ ચઢાવવાનુ કામ પણ કરે છે તે અંગે પેનિગિંગ લેથ રૂ ૫૧૦નો, ડાયનામો રૂ. ૧૧૦૦નો, ઇલેક્ટ્રિક મોટર રૂ ૪૦૦ની તથા બ્લોઅર રૂ ૧૦૦નો, વગેરે સાધનો છે

શ્રી મગનલાલ પ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય ચાર મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે

અહીં બનતો માલ વડોદરા જિલ્લા અને ખેડા જિલ્લામા ખપે છે વાર્ષિક રૂ ૧૦૦૦૦નો માલ વેચાય છે

## આણંદ ઓમકાર વર્કશોપ

ઠે સ્ટેશનરોડ આણંદ સ્થાપના ૧૯૫૧ સેન્ટ્રિફ્યુગલ પપ, વોટર પપ તથા ઓઈલ એન્જિનોના સ્પેર પાર્ટ્સ બનાવે છે તથા રિપેર કરે છે. કારખાનામા રૂ ૨૦૦૦નુ અમેરિકન લેથ, રૂ. ૪૦૦૦નુ દેશી લેથ, રૂ ૧૦૦૦નુ ડ્રિલ, રૂ ૪૦૦નુ ઇલેક્ટ્રિક ડ્રિલ વગેરે સાધનો છે તેમા માલિક શ્રી પૂનમભાઈ કે પચાલ પોતે વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે બારે માસ ચાલે છે તેમા ચાર મજૂરો કામ કરે છે માલ ખેડા જિલ્લામા ખપે છે

## આણંદ કિસાન એન્જિનિયરિંગ વર્કર્સ

ઠે સ્ટેશનરોડ, આણંદ સ્થા. તા ૧-૧૧-૧૯૫૨ ઓઈલ એન્જિનના સ્પેર પાર્ટ્સ અને સેન્ટ્રિફ્યુગલ પપ બનાવે છે તથા દરેક જાતની મશિનરી રિપેર કરે છે તે અગે રૂ ૪૮૦૦નો ૧૦ ફૂટનો લેથ, રૂ ૨૮૦૦નો ૬ ફૂટનો લેથ, રૂ ૨૨૦૦નો ૫ ફૂટનો લેથ, રૂ ૧૨૦૦ના બે ડ્રીલ મશિન, રૂ ૮૫૦નુ આરી મશિન તથા બીજા નાના મોટા રૂ ૨૮૦૦ના સાધનો છે કારખાનાના એક ભાગીદાર અને આ કામના ૨૦ વર્ષના અનુભવી શ્રી પચાલ બેચરભાઈ મગનભાઈ મિસ્ત્રી વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેમા ૧૦ માણસો કામ કરે છે તૈયાર થતો માલ આણંદ નડિઆદ, ઉમરેઠ વડોદરા, સુરત, વગેરે સ્થળોએ વેચાય છે વાર્ષિક રૂ એક લાખનુ વેચાણ થાય છે

## આણંદ કૃષ્ણ આયર્ન ફેક્ટરી

ઠે સ્ટેશનરોડ, આણંદ સ્થાપના ૨૦૦૬ ભાડાની જમીન પર પોતીકુ મકાન છે સેન્ટ્રિફ્યુગલ પપ, પુલીઓ, ડિસેન્ટિકટર, ટ્રેક્ટર ટ્રેઈલર, બોરિંગ ફૂટ વાલ્વ તમાકુ ચાળવાના ઓટોમેટિક ચારણા તથા મકાનને લગતુ લોખડ કામ તૈયાર કરે છે તદુપરાત ઇલેક્ટ્રિક વેલ્ડિંગ, ઓઈલ બોરિંગ અને ઓઈલ એન્જિન રિપેરિંગનુ કામ કરે છે કારખાનામા રૂ ૪૦૦૦નુ એક લેથ મશિન, રૂ ૧૦૦૦નુ ડ્રિલ, રૂ ૨૦૦૦નુ વેલ્ડિંગ મશિન, રૂ ૪૫૦નુ બ્લોઅર વગેરે સાધનો છે કારખાનાના એક ભાગીદાર શ્રી શાતિલાલ મથુરભાઈ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેમા આઠ મજૂરો કામ કરે છે તેમા તૈયાર થતો માલ ખેડા જિલ્લામા, ભરૂચ જિલ્લામા અને મુબઈમા જાય છે વાર્ષિક રૂ ૬૦,૦૦૦નો માલ વેચાય છે

## આણંદ જનતા મિકેનિકલ વર્કર્સ

સ્થાપના ૧૬-૩-૫૨ સરક્યુલેટિંગ પપ, ટરબાઈન પપ, રોટરી પપ તથા મશિનરીના સ્પેર પાર્ટ્સ બનાવે છે, અને રિપેર કરે છે તૈયાર થયેલો માલ ખેડા જિલ્લો, અમદાવાદ, અને મુબઈ જાય છે વર્ષિક રૂ ૧૦૦૦૦૦ થી ૧૨૫૦૦૦ સુધીનો વેપાર થાય છે

## આણંદ જે કે મિસ્ત્રી

ઠે જૂના રસ્તે, સિવિલ કોર્ટ સામે, આણંદ સ્થાપના ૧૯૨૪ પોતીકુ મકાન છે તિજોરી, કબાટ, જાળી, ઝાપા, ખેતીવાડી માટેના તમામ ઓજારો, ઘરકામ માટેની જરૂરી લોખડની વસ્તુઓ બનાવે છે તૈયાર થયેલો માલ ખેડા જિલ્લો, મદ્રાસ, લલિતપુર તથા ભૂસાવળ જાય છે વાર્ષિક રૂ ૨૫ હજારનુ વેચાણ થાય છે

## આણંદ ધી અરવિંદ પલ્સ મિલ્સ

ઠે ગામડીવાડના વડ પાસે, આણંદ સ્થાપના ૧૯૩૭ તુવેરની દાળ, તથા તલનુ તેલ બનાવે છે તૈયાર થતો માલ ખેડા જિલ્લો, અમદાવાદ જિલ્લો તથા સૌરાષ્ટ્રમા ખપે છે. વાર્ષિક આશરે પોણા લાખથી લાખ સુધીનો માલ વેચાય છે

## આણંદ: ધી ચરોતર આયર્ન ફેક્ટરી

ઠે સ્ટેશનરોડ આણંદ સ્થા તા ૨૫ ૧-૧૯૩૮ તિજોરી, કબાટ, ફાર્મિંગ ગેઈટ, માટા, કપાણ હેન્ડ પપ, સેન્ટ્રિફ્યુગલ પપ અને મકાનને લગતો સામાન બનાવે છે તે અગે રૂ ૫૦૦૦નુ લેથ મશિન, રૂ ૨૫૦૦નુ વેલ્ડિંગ રૂ ૩૦૦૦નુ ડ્રિલ વગેરે સાધનો છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાયેલુ છે તે બારે માસ ચાલે છે અને તેમા કારીગરો તથા મજૂરો મળી અઢાર માણસો કામ કરે છે તૈયાર થતો માલ ગુજરાત અને કાઠિઆવાડમા ખપે છે વાર્ષિક રૂ ૭૦,૦૦૦નો ધધો થાય છે

## આણંદ ધી પંચાલ વર્કશોપ

ઠે સ્ટેશનરોડ, આણંદ સ્થાપના ૧૯૧૪ સેન્ટ્રિફ્યુગલ પપ, ટર્બાઈન પપ તથા ઓઈલ એન્જિનના સ્પેર પાર્ટ્સ બનાવે છે તે અગે ૧૦ ફૂટનો લેથ રૂ ૫૦૦૦ની કિંમતનો, ૧૨ ફૂટ લેથ રૂ ૭૫૦૦નો, ત્રણ ૮ ફૂટ લેથ રૂ ૧૨૦૦૦ના, ૬ ફૂટનો લેથ રૂ ૪૦૦૦નો ૪ ફૂટનો લેથ રૂ ૩૫૦૦નો, ૨ ડ્રિલ મશિન રૂ ૩૦૦૦ના ૧૮ નુ શેપિંગ મશિન રૂ ૩૦૦૦નુ વગેરે દેશી તેમજ પરદેશી બનાવટના સાધનો છે શ્રી મિસ્ત્રી શકરલાલ ખોડાભાઈ અને શ્રી પચાલ શાતિલાલ ઓગાભાઈ એ બેઉ આ કારખાનામા ભાગીદારો છે અને વર્ષોના અનુભવી છે તેઓ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય ૧૯ મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે ફેક્ટરી એક્ટ પ્રમાણે

નોધાવેલુ છે ખેડા જિલ્લો, વડોદરા, ભરૂચ, સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશોમા માલ ખપે છે વાર્ષિક રૂ ૧૦૦૦૦૦નો ધધો થાય છે

## આણંદ પોલસન મોડેલ ડેરી

**પરિચય** દેશની સૌથી મોટી અને અદ્યતન સાધનોથી સુસજ્જ એવી આ પોલસન મોડેલ ડેરી આણંદ સ્ટેશન પાસે આવેલી છે આણંદથી નડિયાદ તરફ જતી ગાડીમાથી દોઢ એકર જમીન રોકીને બાધેલુ તેનું ભવ્ય મકાન મુસાફરોનુ ધ્યાન ખેંચે છે આ ડેરી એક પબ્લિક લિમિટેડ કપની છે તેના મેનેજિંગ ડિરેક્ટર 'મિ પી ઈ પોલસન, મુબઈ' છે આ ડેરીનુ સચાલન પરદેશ જઇને ડેરી વિષયના નિષ્ણાત થઈ આવેલા હિંદી ગૃહસ્થોની દેખરેખ નીચે થાય છે



પોલસન મોડેલ ડેરીનુ મકાન

**સ્થાપના** આણદમા સને ૧૯૨૯મા આ ડેરી સ્થપાઈ હતી એ પહેલા પોલસન મેન્યુફેક્ચરિંગ કપની બહારથી ક્રીમ (મલાઇ) મગાવીને મુબઈમા માખણ બનાવવાનો ધધો ચલાવતી હતી પણ આ કઈ સતોષકારક વ્યવસ્થા નહોતી એથી મિ પી ઈ પોલસને ખેડા જિલ્લામા આણદ ખાતે ડેરી કાઢવાનુ નક્કી કર્યું હતુ કેમકે આણદથી આશરે ૩૦ માઈલના પરીઘમાથી પુષ્કળ તાજુ દૂધ મળવાની શક્યતા હતી

આણદની ડેરીને અદ્યતન બનાવવા માટે કપનીએ પોતાના યુરોપિયન સ્ટાફમાથી એક જણને માખણ બનાવવાની પદ્ધતિનો અભ્યાસ કરવા માટે અને તે વખતે વપરાતા અદ્યતન યત્રો પસદ કરી ખરીદવા માટે યુરોપ મોકલ્યો

તે પછી માખણ બનાવવા માટે મગાવેલા છેલ્લી ઢબના યત્રો માટે ડેરીનુ વિશાળ મકાન બાધવામા આવેલુ આ મકાન સને ૧૯૨૯ના અત ભાગમા પૂરુ થયુ હતુ અને તે વખતના મુબઈના ગવર્નર સર ફ્રેડરિક સાઈક્સે તા ૩જી જાન્યુઆરી ૧૯૩૦ને રોજ ખુલ્લુ મૂક્યુ હતુ તેઓ તે માટે જ ખાસ આણદ આવેલા

ઓને નિમત્રણ મળ્યુ હતુ ત્યા તેમણે અગત્યનો ભાગ ભજવેલો આ કોન્ફરન્સમા 'એગમાર્ક પદ્ધતિ' નક્કી કરાઈ હતી એમા એવુ નક્કી થયુ છે કે જે સસ્થા એગ્રિકલ્ચરલ માર્કેટિંગ એડવાઇઝરની ઓફિસમા પોતાનુ નામ નોધાવે તેને ત્યા બનતો માલ તે ઓફિસના ઈન્સ્પેક્ટર અવારનવાર અચાનક જઇને તપાસે અને તે માલ નક્કી કરેલા ધોરણ પ્રમાણેનો જ બનતો માલૂમ પડે, તો જ તે સસ્થાને પોતાના માલ ઉપર 'એગમાર્ક'નો સિક્કો લગાવવાની છૂટ મળે આ પદ્ધતિથી પ્રજાને માલની શુદ્ધતાની ખાત્રી થાય છે પોલસન લિમિટેડે આ એગમાર્ક પદ્ધતિ અપનાવી છે



વેક્યુમ પેસ્ચ્યોરાઈઝેશન પ્લાન્ટ

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન આ ડેરીએ ભારત સરકારને રક્ષક દળોના ઉપયોગ માટે હજારો ટન માખણ પૂરુ પાડયુ હતુ, અને આણદ ખાતે એક ચીઝ (પનીર)નુ કારખાનું શરૂ કરી રક્ષક દળોને સારા જથ્થામા ચીઝ પણ પૂરુ પાડયુ હતુ

સને ૧૯૪૫ની સાલમા મુબઈ સરકારે મુંબઈ શહેરના પુરવઠા માટે દૂધ પૂરુ પાડવા પોલસન લિમિટેડ સાથે પત્રવ્યવહાર કર્યો હતો તે વખતે દૂધ મુબઈ જાય ત્યા સુધી સારી હાલતમા જળવાઈ રહે તેવુ એને બનાવવા માટે આધુનિક અને અદ્યતન યત્રો મળી શકે એમ નહોતા એટલે પોલસન લિમિટેડે પોતાની

આણંદથી મુંબઈ પહોંચાડાય ત્યાં સુધી સારી હાલતમાં જળવાઈ રહે છે. આ પ્લાન્ટથી એક દિવસનું ૧૭૦૦૦ રતલ દૂધ તૈયાર થતુ. સને ૧૯૪૬ના ડિસેમ્બરમાં સરકારની વિનંતિથી આ શક્તિ બેવડી કરવામાં આવી હતી. અને તે પછી આણંદથી મુંબઈ મોકલાતા દૂધનો રોજનો પુરવઠો ૫૦૦૦૦ રતલ સુધી પહોંચ્યો હતો. પણ હવે આ દૂધ મુંબઈ મોકલવાની પ્રવૃત્તિ સરકારે ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘને સોંપી છે.

**સાધનો :** દૂધમાં જંતુઓ હોય તો તેનો નાશ થઈ જાય એ દૃષ્ટિએ આપણા લોકો દૂધ ઉકાળ્યા વિના પીવાનું પસંદ કરતા નથી પણ કોઈ માખણ માટે એવો વિચાર કરતુ નથી. પરંતુ નિષ્ણાતોએ તે માટે પેસ્ચ્યોરાઈઝેશનની પદ્ધતિ શોધી કાઢી છે. આખી દુનિયાએ તે પદ્ધતિનો સ્વીકાર કર્યો છે. પોલસન ડેરીમાં પણ પેસ્ચ્યોરાઈઝેશન માટે અદ્યતન મશિનરી વસાવેલી છે. સ્ટેનલેસ સ્ટીલના એક વેક્યુમ પેસ્ચ્યોરાઇઝેશન પ્લાન્ટની વ્યવસ્થા રાખેલી છે. કલાકે ૫૦૦૦ રતલ ક્રીમ તૈયાર કરવાની તેની શક્તિ (Capacity કેપેસિટી) છે. તેમાં ક્રીમને વેક્યુમમાં એવી રીતે ગરમ કરવામાં આવે છે કે ક્રીમની ગુણવત્તાને ધોકો ન પહોચે એ રીતે તેમાંનાં હાનિકારક જંતુઓનો નાશ થઈ જાય છે, તથા નકામી વાસ અને મેલ દૂર થઈ જાય છે. એ રીતે પેસ્ચ્યોરાઈઝરમાંથી આવતી ક્રીમ જંતુરહિત, મિષ્ટ અને તાજી હોય છે.



ડબ્બા બનાવવાનું ખાતું

આ મશિનરીમાં એક માખણ બનાવવાની વિશાળ કોઠી (Giant Churn જાયંટ ચર્ન) ગોઠવેલી છે. તેમાં ક્રીમ વલોવાઇને માખણ બને છે. દર વલોણે ૩૦૦૦ રતલ માખણ બહાર પડે એવી તેની શક્તિ છે. તેની રચના એવી છે કે માખણને હાથનો સ્પર્શ કરવાની જરૂર પડતી નથી.

માખણને પડીકાંમાં પેક કરવા માટે પણ એક મશિન રાખેલું છે પેકેટ માટેનો કાગળ પકડવાનું, તેના ઉપર નંબર છપવાનુ, માખણ અને કાગળ વચ્ચે હવા ન રહે એ રીતે પેકેટ બાંધવાનું, એમ બધાં કામ આ મશિન જ કરે છે. એટલે માખણ પેક થાય ત્યાં સુધી તેને હાથનો સ્પર્શ કરવાની જરૂર રહેતી નથી. દર કલાકે ૩૨૦૦ પેકેટ તૈયાર કરવાની આ મશિનની શક્તિ છે

ડેરીમાં ડબ્બા બનાવવાનું પણ એક ખાતું રાખેલું છે. જમશેદપુરની તાતા કંપનીમાંથી પતરાં મંગાવવામાં આવે છે. તેમાંથી રોજના આશરે ૫૦૦૦ ડબ્બાનું ઉત્પાદન થાય છે. આ ડબ્બામાં ડેરીમાં બનતું માખણ તથા ઘી ભરીને તેને 'એરટાઈટ' (Airtight) પેક કરવામાં આવે છે આ ડબ્બા ઉપરાંત કેન્દ્ર ઉપરથી ક્રીમ ભરી લાવવા માટેનાં કેન અને મશિનરીના સ્પેર પાર્ટસ પણ બનાવી શકાય એવી સગવડ આ ખાતામાં રાખેલી છે.



લેબોરેટરીનું દૃશ્ય

અદ્યતન સાધનોથી સુસજ્જ એવી એક લેબોરેટરી પણ રાખવામાં આવી છે ડેરીમા જે માલ તૈયાર થાય તેની આ લેબોરેટરીમા ઝીણવટથી વૈજ્ઞાનિક તપાસ થાય છે.

**દૂધકેન્દ્રો :** આણંદમાં આ ડેરી સ્થપાઈ તે પહેલા ખેડૂતની સ્થિતિ દયાજનક હતી. તેને તેના દૂધનાં રોકડ નાણા મળતા નહિ વળી તે જૂની રીતે તેના દૂધની ક્રીમ બનાવતો અને તે દૂર દૂર રહેતા ક્રીમના વેપારીને વેચવા માટે લઈ જતો બીજી બાજુ ક્રીમ ઉતારી લીધેલું દૂધ નકામું જતુ, અથવા તો ઢોરનાં ખોરાક કે ખાતર માટે તે વપરાતુ. પણ પોલસન ડેરીની સ્થાપનાથી આણંદની આસપાસના ગામોમા ઢોર ઉછેરના ઉદ્યોગને સારો વેગ મળેલો, અને ડેરી તરફથી બધી ખરીદી માટે રોકડ નાણા અપાતાં હોવાથી ખેડૂતો પ સે વર્ષની બધીય મોસમમાં હાથ પર રોકડ નાણું રહેતુ. વળી ડેરીથી દૂર રહેતા ખેડૂતોની તકલીફ ટાળવા માટે પોલસન લિમિટેડે ગામડાંમાં જ સારો ખર્ચ કરીને દૂધ એકઠું કરનારાં કેન્દ્રો સ્થાપ્યા હતાં.

પણ આજે હવે ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ તરફથી જે તે ગામોમા સ્થપાયેલી દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓ મારફતે દૂધ એકઠું થાય છે. એટલે આ ડેરીને જોઈતું દૂધ મળતુ નથી. આજે જહસણ, વત્રા, વટાદરા, દેવા, ડભોઉ, ભાયાસણ અને અલિંદ્રા

એટના ગામોમા દૂધકેન્દ્રો ચાલે છે. ત્યા દૂધના વેપારીઓ પાસેથી દૂધ એકઠું કરી ત્યા જ રાખેલા સેપરેટરો વડે દૂધમાથી ક્રીમ બનાવી તે આણદ ડેરીમા પહોચાડાય એવી વ્યવસ્થા કરેલી છે



પેકિંગ મશિનનું દૃશ્ય

દરેક દૂધકેન્દ્ર ઉપર એક માસ્તર અને બે મજૂરો કામે કરે છે આણદની ઑફિસ અને સુપરવાઈઝિંગ સ્ટાફ ખાતે ૧૬ માણસો કામ કરે છે એ સિવાય ડેરીમા ૭૦ જેટલા કાયમી કામદારો છે

**ઉત્પાદન અને વેચાણ** શરૂઆતમા આ ડેરીનુ ઉત્પાદન થોડું હતુ પણ ૧૯૩૪ની સાલમા બનાવટની પદ્ધતિમા કેટલાક સુધારા કરવામા આવેલા અને વેક્યુમ પેસ્ચ્યોરાઇઝરનો ઉપયોગ શરૂ કરાયો હતો એટલે ધીરે ધીરે ઉત્પાદન વધતુ ચાલ્યુ હતુ યુદ્ધકાળ દરમિયાન– સને ૧૯૪૩ના અરસામા–વધારેમા વધારે ૩૦ લાખ રતલ સુધીનુ ઉત્પાદન કરી શકાયું હતુ



બાયલર યાર્ડ

પણ હવે ડેરીને પૂરતા પ્રમાણમા ક્રીમ મળતી નથી એટલે મશિનરીની શકિત પ્રમાણેનો માલ પેદા કરી શકાતો નથી આજે વાર્ષિક આશરે ૧૦ લાખ રતલ માખણ ૨૭૦૦૦ રતલ ઘી અને ૪ લાખ રતલ કેસીન–એટલા માલનુ ઉત્પાદન થઈ શકે છે આ બધો માલ સમગ્ર ભારતભરમા વેચાઈ જાય છે વાર્ષિક છત્રીસ લાખ રૂપિયા જેટલુ વેચાણ થાય છે

### આણદ પ્રકાશ પાપડ ભડાર

ઠે દરજી ફળિયુ, ટાવર પાછળ, આણદ અડદની દાળના પાપડ બનાવે છે અડદની દાળ ખાસ કરીને લવસાડથી આવે છે સફેદ મરચાના લાલ મરચાના, ધોળા મરીના, કાળા મરીના મરી–મરચાના મિશ્રણના, હિંગવાળા, હિંગ વિનાના જીરાવાળા એમ જુદી જુદી જાતના પાપડ તૈયાર થાય છે અને તેના ભાવ પણ જુદા જુદા હોય છે આગળથી ઑર્ડર મળે તે મુજબ માલ તૈયાર કરી અપાય છે ઉચ્ચ કોમની, મધ્યમ અને ગરીબ વર્ગની સ્ત્રીઓને આ પાપડ બનાવવા જરૂરી સામાન પૂરો પડાય છે સ્ત્રીઓ ઘેર બેઠે ફુરસદના સમયે પાપડ બનાવી રોજી મેળવી શકે છે ગામમા તેમજ નડિયાદ, ડાકોર, ઉમરેઠ, પેટલાદ, ખભાત વડોદરા વગેરે સ્થળોએ માલ જાય છે

### આણદ યશવંત વેલ્ડિંગ વર્ક્સ

ઠે સ્ટેશન રોડ, આણદ સ્થાપના ૧૯૪૮ ઇલેક્ટ્રિક તથા ગેસ વેલ્ડિંગનુ કામ કરે છે માલિક પોતે–શ્રી યશવતરાવ મહીદેવ બોયરે–વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનું બારે માસ ચાલે છે તેમા બે મજૂરો કામ કરે છે

### આણદ યુનાઇટેડ ઇન્ડિયા એંજિનિયરિંગ વર્ક્સ

ઠે ગામડીવાડના વડ પાસે, આણદ સ્થાપના ૧૯૪૫ સેન્ટ્રિફ્યુગલ પપ, સરક્યુલેટિંગ પપ મશિન સ્પેર પાર્ટ્સ, લાઈનર, પિસ્ટન ચેમ્બર, ક્રેક સાફ્ટીન વગેરે બનાવાય છે તથા બેરિંગનુ ઇલેક્ટ્રિક મોટરોનુ પપિંગ સ્ટે ફીટિંગ કામ થાય છે તે અગે રૂ ૭૫૦૦નુ લેથ, રૂ ૬૫૦૦નુ શેપિંગ રૂ ૧૨૦૦નું ડ્રિલ મશિન, રૂ ૫૦૦નુ મોલ્ડિંગ મશિન વગેરે સાધનો છે વિષયના નિષ્ણાત તરીકે શ્રી સોમાભાઈ હેમાભાઈ કામ કરે છે કારખાનું બારે માસ ચાલે છે તેમા સાતેક મજૂરો કામ કરે છે માલ ગુજરાત અને સૌરાષ્ટ્રમા ખપે છે વાર્ષિક રૂ એક લાખનુ વેચાણ થાય છે

### આણદ વિઠ્ઠલદાસ પલ્સ એન્ડ ઑઇલ મિલ્સ

ઠે બજારમા આણદ સ્થાપના ૧૯૪૯ તલ પીલવાનો તથા તુવેરની દાળ બનાવવાનો ધધો કરે છે તૈયાર થયેલો માલ ખેડા જિલ્લામા, કલકત્તામા અને અમદાવાદ તથા મુબઈમા ખપે છે

### આણદ શ્રી સ્વામીનારાયણ પલ્સ એન્ડ ઑઇલ મિલ

સ્થાપના ૧૯૪૨ તુવેરની દાળ તથા તલનું તેલ બનાવે છે

### કપડવણજ ધી મહમદહુસેન ગ્લાસ વર્કર્સ

ઠે સીસગરવાડ. કપડવણજ વશપરપરાથી—લગભગ ૧૫૦ વર્ષથી—કામ ચાલે છે પોતીકુ મકાન છે કાચની દેશી બગડીઓ, કકણ, તથા ભરત માટેની આરસીઓ (આભલા) બનાવે છે તે અગે ફાયર બ્રિકસની દેશી ભઠ્ઠી છે કારખાનાના માલિક જ અબ્દુલરહેમાન એમ સીસગર, આ કામના નાનપણથી અનુભવી છે, અને વિષયના નિષ્ણાત તરીકે હાથમા કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોધાયેલુ છે તેમા ૧૭ જેટલા મજૂર કામ કરે છે આશરે છએક માસ કામકાજ ચાલે છે તૈયાર થતો માલ સૌરાષ્ટ્ર, દક્ષિણ ભારત અને પાકિસ્તાન જાય છે વાર્ષિક રૂ ૫૦૦૦૦ જેટલી કિંમતનો માલ વેચાય છે

### કપડવણજ ભારત સોપ ફેક્ટરી

ઠે ભાટવાડો, કપડવણજ સ્થાપના ૧૯૪૨ નાહવાના તથા કપડા ધોવાના સાબુ બનાવે છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેમા ત્રણ મજૂરો કામ કરે છે તૈયાર થયેલો માલ કપડવણજ તથા આજુબાજુના ગામોમા વેચાય છે વાર્ષિક રૂ ૭૦,૦૦૦ની કિંમતનો માલ ખપે છે.

### કપડવણજ · મહમદ સિદીક ગ્લાસ વર્કર્સ

ઠે સીસગરવાડ, કપડવણજ કારખાનુ વશપરપરાથી ચાલુ છે ભાડાની જમીન પર પોતીકુ મકાન છે કાચની બગડી તથા ભરતની આરસી (આભલા) વગેરે તૈયાર કરવામા આવે છે તે અગે રેતી તથા હેવી સોડા એશનુ મિશ્રણ કરી તેને ૧૫૦૦થી ૧૬૦૦ ડિગ્રી ગરમ કરી કાચ બનાવી જુદા ઢોળ આપવામા આવે છે તેને રગીન બનાવવા માટે રગ નહિ, પણ એક સાબુ વપરાય છે નાનપણથી આ કામના અનુભવી અને આ કારખાનાના માલિક જ મહમદ સિદીક સીસગર વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ છએક માસ ચાલે છે. તેમા ૧૫ જેટલા મજૂરો કામ કરે છે તૈયાર થતો માલ ભારત અને પાકિસ્તાનમા ખપે છે વાર્ષિક આશરે રૂ ૭૦૦૦૦ની કિંમતનો માલ વેચાય છે

### ખભાત : શ્રી શુભલક્ષ્મી મિલ્સ લિમિટેડ

**પરિચય** ખભાતમા આ એક જ મિલ છે મૂળ આ મિલના સ્થાપક શેઠ હરિલાલ હાડીવાળાએ સને ૧૯૦૮મા આ મિલ ચાલુ કરી હતી સજોગોવશાત સ્ટેટના ઉદ્યોગ તરીકે જારી રાખવાના હેતુથી ખભાતના નવાબે અવારનવાર લીધેથી પોતાને કબજે લઈ સને ૧૯૪૩ સુધી મિલને ચાલુ રાખવા વ્યવસ્થા કરેલી હતી ત્યાર બાદ શ્રી વિજય લક્ષ્મી કોટન મિલ્સ લિમિટેડના નામથી પ્રાઈવેટ પાર્ટીઓએ ખરીદ કરી ઈ સ ૧૯૪૯ સુધી ચલાવેલી સને ૧૯૪૯ની આખરથી શ્રી શુભલક્ષ્મી મિલ્સ લિ ના નામથી સદરહુ મિલ ચાલે છે

**મૂડી અને સચાલન** શ્રી શુભલક્ષ્મી મિલ્સ કપનીના એજટ શ્રી ગોવિંદ કોટન કપની લિમિટેડ છે તેમના તરફથી શ્રી શ્રીનિવાસ ચિતલાગિયા અને શ્રી લક્ષ્મીનારાયણ માલપાની મિલનો વહીવટ કરે છે મિલના ડાયરેક્ટરો નીચે મુજબ છે (૧) શ્રી ગોકુળચદજી બાગડ, (૨) શ્રી બસતીલાલજી માલપાની (૩) શ્રી મદનલાલજી સોમાની, (૪) શ્રી બાબુભાઈ છગનલાલ

મિલની કેપિટલ રૂ ૨૧,૦૦,૦૦૮ની છે અને તેના પૂરેપૂરા શેર ભરાયેલા છે

**પ્રગતિ** મિલ સ્ટેટના કબજામાથી ખાનગી પાર્ટીઓના હાથમા આવ્યા પછી તેમા ઘણા સુધારાવધારાઓ કર્યા છે મિલના ડાયરેક્ટરોએ સ્પિનિંગની નવી મશિનરી તથા બ્લિચિંગ પ્રિન્ટિગ અને ડાઇગનો નવો પ્લાન્ટ ભારે રકમનો ખર્ચ કરીને નાખ્યો છે અને મિલની જૂની મશિનરીના ઓવર હોલિંગ માટે તેમ જ અદ્યતન સુધારાવધારા માટે ભારે ખર્ચ કરવામા આવે છે

મિલમા ૧૩૨ રિંગ્સ સ્પિડલો છે ૧૧૬૮ ડબલિંગ સ્પિડલો છે અને ૩૪૦ લૂમ્સ છે મિલમા મિડિયમ અને ફાઈન કાઉંટસનુ કાપડ જેવુ કે, કોરી અને ધોયેલી મલમલ, પ્રિન્ટેડ અને ડાઈડ વોયલ, કોરુ અને ધોયેલુ લૉંગક્લોથ પોપલિન તેમજ ધોતી સાડી વગેરે કાઢવામા આવે છે અને તેનો ઉઠાવ ભારતના જુદા જુદા સ્ટેટોમા તથા પરદેશમા સારો છે. હજુ પણ વિશેષ પ્રગતિ માટે પગલા લેવાઈ રહ્યા છે

**કામદારોને સગવડો** મિલની ચાલમા કારીગરો અને તેમના બાળકોના શિક્ષણ માટે પાઠશાળા ચલાવવામા આવે છે રમતગમતના તેમજ મનને પ્રફુલ્લિત અને વિકાસમય કરવાના સાધનો વસાવી એક નાનકડુ વસત મડળ ચલાવવામા આવે છે કારીગરોને આર્થિક મદદ મળે તે માટે કો ઓપરેટીવ ક્રેડિટ સોસાયટી બનાવવામા આવી છે તેમાથી કારીગરોને જવાબદારી સાથે યોગ્ય કારણસર સારી મોટી રકમ ધીરવામા આવે છે આ ઉપરાત મિલ કારીગરોની ખરીદ વેચાણ સોસાયટી કાઢવા માટે અને વીમા યોજના માટે વિચારી રહી છે વૈદકીય સારવાર માટે મિલ દવાખાનુ ચલાવે છે તેમા કારીગરોને મફત દવા આપવામા આવે છે હમણા મિલમા એક રેડિયા બાર્ડ બધાયુ છે તે ઉપરાત અદ્યતન કેન્ટિન બાધવાની વ્યવસ્થા થઈ છે

### ડાકોર દારાશા રૂસ્તમજી વખારિયા જિનિંગ એન્ડ પ્રેસિંગ ફેક્ટરી

સ્થાપના ૧૯૯૧ સાથથી પટ્ટાથી રાખેલી જમીન પર પોતીકુ મકાન બાધેલુ છે કપાસ પીલી તેની ગાસડીઓ બાધે છે તે માટે પીટલેશ કાનુ ૧૦૦ બ્રેક હોર્સ પાવરનુ એક ડિઝલ એજિન અને સ્ટીમથી ચલતુ પ્રેસનુ સ્ટીમ એજિન, તથા ક્રોસલી મેકરનું ૪૪ બ્રેક હોર્સ પાવરનુ મશિન છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોધાયેલુ છે સીઝન પૂરતુ ચાલે છે તેમા ૯૬ મજૂરો કામ કરે છે વાર્ષિક આશરે ૪૦૦ ગાસડી રૂ મુબઈ કાનપુર, દિલ્હી, અમદાવાદ અને હિન્દુસ્તાનના બીજા ભાગોમા જાય છે

### ડાકોર ધી ડાકોર જિનિંગ એન્ડ પ્રેસિંગ કાં લિ

ઠે સ્ટેશન સામે, ડાકોર સ્થાપના ૧૯૨૪ના અરસામા

પોતીકુ મકાન છે કપાસનુ જિનિંગ તથા પ્રેસિંગ કામ થાય છે. વળી ભાડાથી કપાસ પીલવાનું કામ પણ થાય છે કારખાનામા ૫૫ હોર્સ પાવરનું, ઈંગ્લેંડ બનાવટનું ઓઈલ એંજિન તથા રૂ ૧૦૦૦ના ૧૨ ચરખા વગેરે મળી કુલ રૂ ૧૨૦૦૦ના સાધનો છે શ્રી નાથાલાલ બેચરદાસ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોધાયેલુ છે તેમા ૩૮ મજૂરો કામ કરે છે તે જાન્યુઆરી, ફેબ્રુઆરી અને માર્ચ એમ ત્રણ મહિના ચાલે છે તૈયાર થતો માલ મુબઈ, અમદાવાદ, ભરૂચ, કાનપુર, વગેરે સ્થળોએ ખપે છે. વાર્ષિક આશરે રૂ ૩૦૦૦૦નો ધધો થાય છે

## ધર્મજ : શ્રી આઈ એમ પટેલની કું

આ કારખાનું બદચોક, ધર્મજમા આવેલુ છે તે સને ૧૯૪૯થી ચાલે છે તેને પોતીકુ મકાન છે કારખાનામા દરેક પ્રકારની છીંકણી બનાવાય છે તે અગે ૧૬ હોર્સ પાવરનુ રૂ ૩૦૦૦ની કિંમતનુ ઘાનમાર મશિન (જપાન) છે તથા આ કારખાનામાજ તૈયાર થયેલી, દળવાની બે ઘંટીઓ ચાલે છે કારખાનામા ત્રણેક મજૂરો કામ કરે છે તૈયાર થયેલો માલ ખેડા, પચમહાલ, અમદાવાદ સુરત, થાણા, અને ખાસ કરીને મુબઈમા ખપે છે વાર્ષિક રૂ ૫૦ હજારનો માલ વેચાય છે

## નડિયાદ . અમૃતબિંદુ ઓફિસ

ઠે અમદાવાદી બજાર સ્થાપના સને ૧૯૦૦ ‘અમૃતબિંદુ’ નામની દવા બનાવે છે. અને તે ‘ચારુતરનુ અમૃતબિંદુ એ નામે ઓળખાય છે બીજી ત્રીસથી પાત્રીસ પેટંટ દવાઓ પણ બનાવે છે કપનીએ પોતાના નામનુ બિલ્ડિંગ બનાવેલુ છે તેમાજ કેમિસ્ટની દુકાન તથા ઉપલા માળે માલ પેક કરવાની વ્યવસ્થા કરેલી છે

હિંદુસ્તાનના દરેક પ્રાતોમા એજન્ટો નીમેલા છે બર્મા, સિલોન, રગુન, એડન, ઈસ્ટ આફ્રિકા, પાકિસ્તાન વગેરે સ્થળોએ અમૃતબિંદુની સારા પ્રમાણમા ખપત છે

## નડિયાદ અશોક સોપ પ્રોડક્ટસ

ઠે અમદાવાદી બજાર, નડિયાદ ધોવાનો સાબુ બનાવાય છે ૧૨ કુલિંગ ફ્રેમ, મલ્ટિપ્લાય કટિંગ મશિન તથા ૩૦૦ નંગ સોફ્ટ ટ્રે અને બે તાવડા મળી કુલ આશરે રૂા ૪૮૫૦ની કિંમતના સાધનો છે શ્રી બાબુભાઈ અબાલાલ ગાધી વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય સાત મજૂરો કામ કરે છે

ખેડા જિલ્લામા, પચમહાલમા, રાજસ્થાનમા અને ભરૂચ જિલ્લામા માલ ખપે છે વાર્ષિક રૂા બેથી અઢી લાખનો માલ વેચાય છે

## નડિયાદ અબિકા મેટલ ઈન્ડસ્ટ્રીઝ લિ

ઠે કાળિયા કૂવા નડિયાદ સ્થાપના ઓક્ટોબર ૧૯૪૯ મકાન ભાડાનુ છે કારખાનામા ઘર વપરાશના વાસણો બનાવાય છે તેમજ એંજિન પપ રિપેર કરવાનુ કામ થાય છે કારખાનામા ઓઈલ એંજિન, પ્રેસ, સ્પિનિંગ લેથ, કટિંગ લેથ, મોટર, ડાઇઓ, મિકેનિક શોપના લેથ વગેરે મળી આશરે રૂપિયા ૧૪૫૦૦૦ની કિંમતના સાધનો છે શ્રી પ્રેમચદભાઈ પરસોતમભાઈ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે આશરે ૨૫ મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે

કારખાનામા તૈયાર થતો માલ આખા ગુજરાતમા ખપે છે વાર્ષિક આશરે રૂા ૩૦૦૦૦૦નો માલ વેચાય છે ગુજરાતમા આ જાતનું આ એક જ કારખાનું છે

## નડિયાદ ઈંડો અમેરિકન લેધર કું

ઠે સ્ટેશન રોડ, નડિયાદ સ્થાપના ૧૯૩૩ મકાન ભાડાનું છે. કોટ ઝીનિંગ, ક્રુમ લેધર વોશર્સ અને રોલર્સ બનાવાય છે તેને માટે ત્રણ પાવર સ્પ્રુઇંગ મશિન્સ, બે કટિંગ પ્રેસ, ચાર વોશર્સ પ્રેસિંગ પ્રેસીસ વગેરે મળી આશરે રૂ ૩૦૦૦૦ના સાધનો છે આ મશિનો અમેરિકન તથા ઇગ્લિશ બનાવટના છે વિષયના નિષ્ણાત તરીકે શ્રી ઠાકોરભાઈ એમ પટેલ કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોધાએલુ છે તેમા આશરે ૪૫ મજૂરો કામ કરે છે કામ બારે માસ ચાલુ રહે છે.

હિન્દુસ્તાનમા રૂ ઉગાડતા પ્રાતોમા તથા આફ્રિકા, બર્મા વગેરે સ્થળોએ માલ ખપે છે વાર્ષિક રૂા ત્રણથી ચાર લાખનો માલ વેચાય છે

## નડિયાદ : કમલ પ્રોડક્ટસ

ઠે સ્ટેશન રોડ, નડિયાદ કમલબીટરખાસ તથા પુષ્પાકોર્ડિયલ નામની દવાઓ બનાવે છે બન્ને હાથબનાવટ છે તે કામ માત્ર સીઝન પૂરતું ચાલે છે તૈયાર થયેલો માલ ખેડા જિલ્લામા ખપે છે વાર્ષિક રૂ ૬૦૦૦નુ વેચાણ થાય છે

## નડિયાદ ઘનશ્યામ સો મિલ

ઠે સતરામ રોડ, નડિયાદ માલિક–પટેલ એન્ડ કુ. મકાન ભાડાનુ છે લાકડા વહેરવાનો ધધો કરે છે તેને માટે કુપર મશિન ( દેશી બનાવટનું ) અને નેશનલ મશિન ( ઇગ્લેંડની બનાવટનુ ) એમ બે મશિનો છે તેમા ૧૪ મજૂરો કામ કરે છે ચોમાસામા ફેક્ટરી બધ રહે છે

## નડિયાદ. જસમાઇન એજંસી

ઠે મિશનરોડ સ્થાપના સને ૧૯૩૪ ‘જોમેસ્રી’ ‘જોબન્દા’ ‘બાલામૃત વગેરે દવાઓ બનાવે છે આ બધી દવાએ હાથ બનાવટની છે શ્રી આર એમ રાય વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે તેમા ૭ મજૂરો કામ કરે છે અહીં તૈયાર થતો માલ સમગ્ર ભારતમા એડન અને આફ્રિકા જાય છે. વાર્ષિક આશરે રૂ અઢી લાખની કિંમતનુ વેચાણ થાય છે

## નડિયાદ જીવનધારા ઓફિસ

ઠે માકડા પોળ નડિયાદ સ્થાપના ૧૯૧૦ મુ ઇમા શરૂઆત થયેલી જીવનધારા અમૃતગુટિકા સારસાપરિલા બાલામૃત

વગેરે દવાઓ બનાવે છે. તે ગુજરાત, કાઠિયાવાડ, સિંધ, યુ. પી., સી. પી., ખાનદેશ, આસામ વગેરે જગ્યાઓએ સેંકડો નાના મોટા એજંટો દ્વારા વેચાય છે. પોસ્ટ મારફતે વાર્ષિક ૩થી ૪ હજાર પારસલો જાય છે. જીવનધારા ઓફિસ તરફથી 'જીવનધારા પંચાંગ' પણ પ્રગટ થાય છે.

## નડિયાદ : ડી. કે. કવૈયા એન્ડ બ્રધર્સ

ઠે. સંતરામ રોડ, નડિયાદ. મકાન ભાડાનું છે. કારખાનામાં ખેતીનાં તથા સુથારી-લુહારી ઓજારો, હોસ્પિટલ, ઘર તથા ઓફિસને લગતુ લોખંડનુ ફર્નિચર, મોટર સ્પ્રિંગ વગેરે બનાવાય છે. મોટર સ્પ્રિંગ રિપેર કરવાનુ અને ઇલેક્ટ્રિક વેલ્ડિંગનું સઘળું કામ પણ થાય છે. કારખાનામા ઇલેક્ટ્રિક ડ્રિલ મશિન ( જાપાન ), ઇલેક્ટ્રિક વેલ્ડિંગ પ્લાન્ટ ( ઇંગ્લેંડ ), એમરી મશિન ( હિન્દુસ્તાન ) અને પોતે બનાવેલાં હેમર મશિન, પંચ મશિન અને કટર મશિન મળી આશરે રૂા ૬૪૨૦નાં સાધનો છે. ૧૪ વર્ષના અનુભવી અને કારખાનાના ભાગીદાર શ્રી ધરમસિંહ કાળભાઈ તથા આઠ વર્ષના અનુભવી અને કારખાનાના ભાગીદાર શ્રી કાનજી-ભાઈ દેવજીભાઈ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે. ભાઇઓની ભાગીદારીમાં કારખાનું ચાલતુ હોવાથી મુખ્યત્વે ઘરના માણસો જ મજૂરી કરે છે કારખાનું બારે માસ ચાલે છે. તૈયાર થતો માલ ચરોતરમા ખપે છે.

## નડિયાદ : ધી દેસાઈ ઓઇલ મિલ્સ

ચકલાસી ભાગોળ, નડિયાદ. તલ તથા મગફળી પીલવાનો અને તેનુ તેલ વેચવાનો ધંધો કરે છે.

## નડિયાદ : ધી નડિયાદ અગરબત્તી વર્કર્સ

ઠે દિવ્ય ઓફિસ, સ્ટેશન રોડ, નડિયાદ સ્થાપના : એપ્રિલ ૧૯૩૫ મકાન ભાડાનું છે દિવ્ય અગરબત્તી, કાશ્મીરી અગર-બત્તી, શાંતિ અગરબત્તી, દશાંગ ધૂપ વગેરે બનાવે છે. બધો માલ હાથ બનાવટનો છે કારખાનામાં ૫૫ મજૂરો કામ કરે છે. કામ બારે માસ ચાલે છે.

હિન્દુસ્તાનના ઘણા ભાગોમા અને લંડન, આફ્રિકા, સાઇ-બિરિયા, એડન વગેરે સ્થળોએ માલ ખપે છે વાર્ષિક આશરે પોણા બે લાખ રૂપિયાનો માલ ખપે છે.

## નડિયાદ : ધી નડિયાદ સેફ એન્ડ આયર્ન વર્કર્સ

ઠે સ્ટેશનરોડ, નડિયાદ સ્થાપના. ૧૯૧૦ લોખંડના કબાટ, તિજોરીઓ, કેશબોક્ષ, લોખંડનો ઘર અને ખેતી ઉપયોગી માલ-સામાન બનાવનાર સાહસ આ કારખાનાના મૂળ સ્થાપક સ્વ શ્રી સુરતલાલ મિસ્ત્રી નાનાલાલ મૂળચંદે ચરોતરમાં સૌથી પ્રથમ કરેલુ મૂળ નડિયાદના પે-લાવાડમા આ કારખાનુ સ્થપાયેલુ તે પછી અનુક્રમે લખાવાડ દેસાઇ વગો તથા કસરાવાડ-એ ત્રણ સ્થળે બદલી, અત્યારે સ્ટેશનરોડ પર એક વિશાળ મકાનમા તેની સ્થાપના કરેલી છે જૂની ઢબના મોંઘા તે જેતરિયા તાળાની વપરાશની જગ્યા એ નવી ઢબના તાળા અને ત્યાર પછી તુરત જ ફાયરપ્રુફ તિજોરીઓ બનાવવાનું શરૂ કરાયેલું તે કાળે તૈયાર થતાં લોખંડનાં કબાટો બહુ જૂજ ખરીદાતા મહિનામા ભાગ્યે ચાર-પાંચ નંગ તૈયાર કરાતા. પણ ધીરે ધીરે સ્ટીલ ફર્નિચરની મજબૂતી અને સલામતી જોઈ લોકોમાં તેની વપરાશ વધતી ગઈ ગયા



ધી નડિયાદ સેફ એન્ડ આયર્ન વર્કર્સ
કારખાનાનું એક દૃશ્ય

વિશ્વયુદ્ધ દરમ્યાન પરદેશોથી આવતો કેટલોક ઉપયોગી લોખંડનો માલ બંધ થવાથી, અને તેમાંયે ખાસ બેલ્જિયમથી આવતાં ટી-મજાગરાંના ભાવો ખૂબ જ વધી ગયેલા તે વખતે આ કારખાનાએ પોતે જ તૈયાર કરેલી મશિનરીના ખાસ પ્રોસેસથી હિંદુસ્તાનમા પહેલ વહેલાં ટી-મજાગરાં બનાવેલાં, જે ખૂબ વખણાયેલાં.

હાલમાં આ કારખાનામાં ઘર તથા ઓફિસ માટેનું જરૂરી સ્ટીલ ફર્નિચર, હોસ્પિટલ માટેનું તમામ પ્રકારનું ફર્નિચર, આકર્ષક દેખાવનાં લોખંડનાં કબાટ, તિજોરીઓ, કેશબોક્ષ, ફૂડલોકર, ગાડા તથા કૂવાનો સામાન, સેફ્ટી લોક તાળા, કળો, પિત્તળના મિજાગરા તેમજ એલ્યુમિનિયમ ફર્નિચર, સ્ટેશનરી સેટ વગેરે પ્રકારનો માલ-સામાન બનાવાય છે ચરોતરમાં પ્રથમ કમ્પલિટ ઇલેક્ટ્રોપ્લેટિંગ પ્લાન્ટ પણ આ કારખાનામા નાખવામાં આવેલો છે તેનાથી દરેક પ્રકારનું નિકલ પ્લેટિંગ, ક્રોમિયમપ્લેટિંગ, ઓક્ષ કોપર પ્લેટિંગ વગેરે કામ થાય છે સ્વ મિસ્ત્રી નાનાલાલ મૂળચંદના અવસાન પછી આ કારખાનાની શરૂઆત નવેસરથી તેના હાલના માલિકોએ કુશળતાપૂર્વક કરી શરૂઆતની નાનકડી વર્કશોપને એક ગજાવર ફેક્ટરીનુ સ્વરૂપ આપ્યુ છે

કારખાનામા આવતો કેટલોક માલ એવો છે કે જે નાના ગૃહઉદ્યોગો દ્વારા તૈયાર કરી શકાય પણ હજી સુધી ચરોતરમાં, જાપાનની માફક, આવા પ્રકારના ગૃહઉદ્યોગો વિકસ્યા નથી

કારખાનામા મજૂરીકામથી શરૂઆત કરનાર કારીગરોને કેળવણી આપી સારા કારીગરો બનાવવામાં આવ્યા છે આવા તૈયાર થયેલા કેટલાક કારીગરો સ્વતંત્રપણે પોતાના ધંધો પણ ચલાવે છે

માત્ર ચરોતરમા જ નહિ પણ ગુજરાત અને સૌરાષ્ટ્રમા સ્ટીલ ફર્નિચર બનાવતા કારખાનાઓમા આ કારખાનુ સૌથી મોટુ છે

કારખાનામાં તૈયાર થતો માલ હિન્દુસ્તાનના કેટલાક પ્રદેશોમાં તેમજ આફ્રિકામાં પણ જાય છે.

સ્વદેશી સાહસોનો મુકાબલો ન કરી શકવાને કારણે પરદેશોમાંથી આયાત થતું સ્ટીલ ફર્નિચર સંદતર બંધ થઈ ગયું છે. એટલું જ નહિ પણ પરદેશો આપણા માલની માગણી કરે છે.

## નડિયાદ : ધી ન્યુ શોરોક સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કું. લિ.

**પરિચય :** નડિયાદમાં સ્ટેશન નજીક કપડવણજ તરફના ધોરી માર્ગ ઉપર આવેલી આ મિલ ખેડા જિલ્લાની એક અગત્યની અને જાણીતી મિલ છે. તેનું ટકાઉ અને સુંદર કાપડ પ્રસિદ્ધ છે. માત્ર જિલ્લામાં જ નહિ પણ છેક ઈરાન, ઈરાક, ઓસ્ટ્રેલિયા સુધી તેનો માલ જાય છે.

**ઈતિહાસ :** આ મિલનું મૂળ નામ ધી નડિયાદ સ્વદેશી મિલ કંપની હતું અને તે ઈ. સ. ૧૯૦૭માં મેસર્સ કૃષ્ણલાલ અંબાલાલ–સાકરલાલ દેસાઈ તથા ગણપતિદાસ પુરુષોત્તમદાસ દેસાઈએ શરૂ કરેલી. ઈ. સ. ૧૯૦૯માં તે મિલ લિક્વિડેશનમાં જતાં શેઠ મફતલાલ ગગલભાઈએ તા. ૫-૯–૧૯૧૨ને રોજ જાહેર હરાજીમાં રૂ ૬૨૬,૦૦૦માં વેચાણ લીધી અને જાન્યુઆરી ૧૯૧૩માં 'ધી ન્યુ શોરોક સ્પિનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કું. લિ'–ના નામથી શરૂ કરી. તે વખતે મિલની શરૂઆતની કેપિટલ રૂ. ૩,૨૫,૦૦૦ હતી, જે રૂ. ૨૫૦ના શેર નંગ ૧૩૦૦માં વહેંચાયેલી હતી. શરૂઆતમાં શેઠશ્રી મફતલાલ ગગલભાઈ, મિ. શોરોક, શેઠશ્રી ચંદુલાલ અચરતલાલ, શેઠશ્રી મણિલાલ ગગલભાઈ, શેઠશ્રી બાપાલાલ પીતામ્બરદાસ અને શેઠશ્રી દામોદરદાસ અમૃતલાલ મિલના ડિરેકટરો હતા.



ધી ન્યુ શોરોક મિલનું એક દૃશ્ય

**મૂડી અને સંચાલન :** હાલમાં મિલનું શેર ભંડોળ રૂ. ૩૯૦૦૦૦૦નું છે, અને તે ૧૨૫ના કુલ ૩૧૨૦૦ શેરમાં વહેંચાયેલું છે. મેસર્સ મફતલાલ ચંદુલાલ એન્ડ કું. લિ તેના સેક્રેટરીઝ, ટ્રેઝરર્સ અને એજન્ટસ તરીકે કામ કરે છે. તેઓની રજિસ્ટર્ડ ઓફિસ **અમદાવાદ (અસારવા, પોસ્ટ રેલ્વેપુરા)માં** આવેલી છે. તેનો ટેલિફોન નંબર ૨૦૭૯ છે.

**પ્રગતિ :** આ મિલે ઉત્તરોત્તર ઘણી સારી પ્રગતિ કરી છે. શરૂઆતમાં મિલમાં ફક્ત ૧૨૦૦૦ સ્પિન્ડલ્સ અને ૨૦૦ સાળો હતી, તથા રંગવાનું, છાપવાનું, બ્લિચિંગ કરવાનું વગેરે કામ કરવા માટે કોઈ પ્લાન્ટ હતો નહિ. પણ મિલના નવા એજંટો મેસર્સ મફતલાલ ચંદુલાલની કંપનીએ ઘણી મહેનત, ખંત અને હોશિયારીથી મિલનો ઘણો વિકાસ કર્યો છે. ધીરે ધીરે તેઓ સ્પિન્ડલ્સ, સાળો તથા પ્રોસેસિંગ મશિનરી વધારતા ગયા છે. પરિણામે હાલમાં મિલમાં ૫૧૦૫૨ રિંગ સ્પિન્ડલ્સ, ૫૦૩૨ ડબલિંગ સ્પિન્ડલ્સ, ૩૦ કોમ્બર્સ, ૮૬૫ સાળો તથા સંપૂર્ણ બ્લિચિંગ, ફિનિશિંગ, ડાઈંગ, પ્રિન્ટિંગ તથા મર્સરાઈઝિંગ માટે અદ્યતન પ્લાન્ટની જોગવાઇ થઈ ગયેલી છે. સાળોમાં ૬૫ સાંચા જેકાર્ડના છે અને ૪૦૦ સાંચા ઉપર ડોલી છે, જેનાથી મિલ સારામાં સારું ફેન્સી વણાટનું કામ કરી શકે છે. સાળોની પહોળાઈ ૩૬ ઈંચની છે.

**ઉત્પાદન :** આ મિલ ફક્ત ઇજિપ્શિયન, અમેરિકન અને આફ્રિકન રૂ વાપરે છે તે ૩૬થી ૧૦૦ નંબરનું સૂતર કાંતે છે. તેમાંથી સાડી, ધોતી, પોપ્લિન, શર્ટિંગ, મલમલ, વોયલ, છીંટ, સેનો, લોન, લુંગી કલોથ, દોરિયા વગેરે જાતનું સુંદર કાપડ બનાવે છે. મિલ સરેરાશ એક દિવસમાં ૬૦૦૦૦ વાર અને સ્પ્લિટ સાથે ૬૪૦૦૦ વાર કાપડનું ઉત્પાદન કરે છે. એ રીતે વાર્ષિક ઉત્પાદન લગભગ બે કરોડ વાર જેટલું થાય છે.

**ઓફિસો :** અમદાવાદ ખાતે **મસ્કતી માર્કેટમાં** આ મિલની એક સેલ્સ ઓફિસ રાખવામાં આવી છે તેનો ટેલિફોન નંબર ૩૨૦૨ છે. તે સિવાય **મુખ્ય સેલ્સ ઓફિસ મુંબઈમાં** છે. તેનું સરનામું. **૨૭, ગોવિંદ ચોક, મૂળજી જેઠા માર્કેટ, મુંબઈ,** એ પ્રમાણે છે, અને ટેલિફોન નંબર ૩૦૧૩૩ છે. રૂ તથા સ્ટોર **ખરીદખાતાની** પણ **ઓફિસ** મુંબઈમાં રાખેલી છે. તેનુ સરનામું **૨૯, વીર નરીમાન રોડ, મુંબઈ ૧,** એ પ્રમાણે છે અને ટેલિફોન નં. ૩૦૦૬૮ છે. **નડિયાદમાં** આ મિલની ઓફિસનો **ટેલિફોન નં. ૩** છે.

**કામદારોના હિતની પ્રવૃત્તિઓ :** આ મિલમાં આશરે ૨૫૦૦ કામદારો છે. કામદારોના હિતાર્થે **ન્યુ શોરોક મિલ્સ કો-ઓપરેટીવ કન્ઝયુમર્સ સોસાયટી** લિ. નામની સહકારી મંડળી સ્થાપવામાં આવેલી છે. તે કામદારો માટે અનાજની દુકાન, એક કેન્ટિન, અનાજ દળવાની ઘંટી, કાપડની દુકાન તથા જનરલ સ્ટોર્સની દુકાન ચલાવે છે, અને ત્યાં કિફાયત ભાવે માલ વેચાય છે. આ સિવાય એક **ન્યુ શોરોક મિલ્સ સહકારી મંડળી લિ.** પણ ચાલુ કરવામાં આવેલી છે. તે

મોટો પાક અહીંથી ૩૫–૫૦ માઈલ દૂર કપડવણજ, ગાબડ, બાયડ વગેરે પ્રદેશોમા થાય છે, એને તે માલ લાવવામા નૂર ઘટ વેઠવી પડે છે પરિણામે કપડવણજ અને તનોદના તેલ ઉત્પાદનની હરીફાઈમા તેલ વેચવુ પરવડતુ નહિ હોવાથી તેનુ ઉત્પાદન સ્થાનિક માગના પ્રમાણમા રહે છે જ્યારે દિવેલ, કણજિયુ તથા વરખડાના તેલની માગ બીજા પ્રદેશોની હોવાથી તે તેનો વધુ ઉત્પન્ન કરવા માટે સારો અવકાશ રહે છે

તેલીબિયાનો ૭૫ ટકા માલ ખેડા જિલ્લામાથી મેળવાય છે જ્યારે બાકીનો માલ સૌરાષ્ટ્ર અમદાવાદ જિલ્લો, અને ખાનદેશ જિલ્લામાથી મેળવાય છે આ મિલના નામે ભળતા તેલો વેચીને લોકોને ઠગવામા ન આવે તે માટે તેલના સીલ થતા ડબ્બાના મો પર ગણપતિ છાપનો સિક્કો મારવામા આવે છે

આ મિલમા તેલો ઉત્પન્ન કરવાના બે એક્સપેલરો, ફિલ્ટર અને કોઈલ તથા ચોખા અને દાળ બનાવવાની આધુનિક ઢબની મિલ છે

સબ્રહ્મુ મિલના તૈયાર થતુ તેલ મુખ્યત્વે ખેડા જિલ્લામા જાય છે દિવેલ ઉત્પન્નના ૩૦ ટકા માલ મુબઈ જાય છે

આ મિલમા વિષયના નિષ્ણાત તરીકે શ્રી ઈશ્વરભાઈ મોતીલાલ પટેલ (અર્થશાસ્ત્ર વિશારદ સ્નાતક ગુજરાત વિદ્યાપીઠ) અને શ્રી ચિમનલાલ દામોદરદાસ ઠક્કર કામ કરે છે મિલ બારે માસ ચાલે છે અને તેમા ઓફિસ સ્ટાફ અને કામદારો મળી ૩૪ જેટલા માણસો કામ કરે છે

## નડિયાદ પટેલ મશિનરી વર્કર્સ

ઠે સ્ટેશનરોડ નડિયાદ સ્થાપના તા ૧૭ ૧–૫૩ મકાન ભાડાનું છે પાણી કઢવાના પપ તથા રિપેરિંગ કામ કરે છે અમદાવાદની બનાવટના લેથ, ડ્રિલ તથા એમરી મશિન મળી કુલ રૂ ૧૫૦૦૦ની કિંમતના સાધનો છે આ કામના છ વર્ષના અનુભવી શ્રી શાતિલાલ મિસ્ત્રી વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય ત્રણેક મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેનો માલ ખેડા જિલ્લામા ખપે છે

## નડિયાદ પંચાલ આયર્ન એન્ડ બ્રાસ વર્કર્સ

ઠે સ્ટેશનરોડ, નડિયાદ સ્થાપના ઓકટોબર, ૧૯૩૧ પોતીકુ મકાન છે ઓઈલ એજિન, સેન્ટ્રિફ્યુગલ પપ ઘટી અને પુલીઓ બનાવવાનુ તથા મશિન રિપેરિંગનુ કામ થાય છે તેને માટે લેથ ન ૮, શેપિંગ ડ્રિલિંગ ન ૨, ગ્રાઈન્ડર, બેરિંગ મશિન પ્લેટ બેન્ડિંગ કટિંગ મશિન વગેરે દેશી અને અગ્રેજી બનાવટના આશરે રૂ ૨૨૦૦૦ની કિંમતના સાધનો છે કારખાનાના ઘણા વર્ષોના અનુભવી માલિક શ્રી અબાલાલ મૂળજીભાઈ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાએલુ છે તેમા ૧૧ મજૂરો કામ કરે છે

અહીં તૈયાર થયેલો માલ મુખ્યત્વે ખેડા જિલ્લામા વેચાય છે વાર્ષિક વેચાણ આશરે રૂ ૩૦થી ૬૦ હજારનુ થાય છે



## નડિયાદ : બી દાસ લેબોરેટરીઝ

ઠે રેલવેયાર્ડની સામે, નડિયાદ સ્થાપના તા ૧–૯–૧૯૩૯. મકાન ભાડાનું તેમજ પોતીકુ દેશી તેમજ વિલાયતી દવાઓ બનાવાય છે ખાસ કરીને ફાર્મોકોપિયાની સ્પિરિટ વગરની દવાઓ અને ચાલુ ઈન્જેકશનો બનાવાય છે કોઈ ડૉકટર કે બીજા કોઇની ખાસ ફોર્મ્યુલા પ્રમાણે દવાઓ બનાવી આપવામા પણ આવે છે દવાઓ દળવા, ગોળીઓ બનાવવા તથા મલમ બનાવવા માટેના મશિનો છે વેક્યુમ પપ તથા ફિલ્ટરિંગ ડિસ્ટિલેશન વગેરે માટેના સાધન તથા બીજાં ઈન્જેક્શનો બનાવવાના અને રાસાયણિક પૃથક્કરણ કરવાના સાધનો પણ છે બધા સાધનો મળી આશરે રૂ ૧૫૦૦૦ની કિંમતના છે કારખાનામા ૨૫ વર્ષના અનુભવી શ્રી ભગુભાઈ આશાભાઈ પટેલ, બી એસ સી (બનારસ), અને શ્રી બાબુભાઈ બહેચરભાઈ પટેલ, બી એસ સી. (મુબઈ)–એ બે જણ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય આઠેક મજૂરો કામ કરે છે.

કારખાનાનો માલ ગુજરાત, મધ્ય ભારત, મૈસૂર, કર્ણાટક, વગેરે સ્થળે ખપે છે જરૂર પડયે મદદ આપવા છતા સ્થાનિક દવાખાનાઓનો પૂરતો સહકાર મળતો નથી ધાર્મિક દવાખાના એને પડતર કિંમત ઉપર જૂજ નફો લઈને દવાઓ અપાય છે પણ તેનો લાભ બહુ થોડા દવાખાના લે છે વાર્ષિક રૂ ૪૫થી ૫૦ હજારનો માલ ખપે છે

## નડિયાદ બિપિન ઈન્ડસ્ટ્રીઝ

ઠે અમદાવાદી દરવાજા બહાર, નડિયાદ સ્થાપના તા ૧૦–૧૦–૧૯૪૬ કારખાનામા દરેક જાતના બોબીન બનાવાય છે તેને માટે બોબીન મશિનરી પ્લાન્ટ લેથ, ડ્રિલિંગ, પોલિશિંગ, શેપિંગ, વગેરે દેશી બનાવટના આશરે રૂ ૨૫૦૦૦ની કિંમતના સાધનો છે ૧૪ વર્ષના અનુભવી શ્રી દાદુભાઈ શિવાભાઈ પટેલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય કુલ ૩૦ મજૂરો કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાએલુ છે

દક્ષિણ હિન્દુસ્તાન પોન્ડીચેરી કોઈમ્બતુર કાનપુર અમદાવાદ વગેરે સ્થળે માલ જાય છે વાર્ષિક રૂ દોઢથી ત્રણ લાખનો માલ ખપે છે

## નડિયાદ શ્રી બોરિયાવીવાળા સુગર કેન્ડી એન્ડ કન્ફેક્શનરી ફેક્ટરી

ઠે દેસાઈ વગો મગના મદિર પાસે, નડિયાદ ફોન ન ૮૩ તારનુ સરનામુ "બોરિયાવીવાળા" સ્થાપના તા ૧૪ ૩ ૧૯૫૧ મકાન ભાડાનુ છે ખાટીમીઠી પિપરમીટ, ટીકડી ચોકલેટ સાકર, બૂરૂ ખાડ પતાસા અને ખાડના રમકડા બનાવે છે મશિનરી દિલ્હીની હાથ બનાવટની છે તેની કિંમત રૂ ૨૫૦૦ છે અલગ અલગ માલ બનાવવા માટે જુદા જુદા રોલ વાપરવા પડે છે એક રોલની કિંમત આશરે રૂ ૧૦૦ હોય છે આવા ૧૫ રોલ છે જે બી મગારામ પાર્લે કપનીમા અનુભવ લીધેલા શ્રી રાજનદાસ સિંધી અને શ્રી ગણપતરામ દક્ષિણી વિષયના

નિષ્ણાત તરીકે કામ કરે છે તે સિવાય નવ મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે

તૈયાર થયેલો માલ ગુજરાતમા વેચાય છે વાર્ષિક આશરે રૂ ૩૦૦૦૦૦નો માલ ખપે છે

## નડિયાદ : ભગવતી એન્જિનિયરિંગ વર્ક્સ

ઠે સ્ટેશન રોડ, પોસ્ટ ઓફિસ પાસે, નડિયાદ મકાન ભાગનુ છે રસ્ટન એન્જિન જેવા નવા એન્જિન બનાવવાનુ ઓઈલ એન્જિન રિપેર કરવાનુ અને તેના સ્પેર પાર્ટસ બનાવવાનુ કામ કરે છે ઈલેક્ટ્રિક મોટર, લેથ, મોટુ ડ્રિલ અને એમરી થઈ રૂા ૮૦૦૦ જેટલી કિંમતના સાધનો છે કારખાનાના માલિક શ્રી ચતુભાઈ પૂનભાઈ પચાલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે. ત્રણેક મજૂરો કામ કરે છે.

ખેડા જિલ્લામા માલ વેચાય છે વાર્ષિક રૂ ૫થી ૭ હજાર જેટલો માલ ખપે છે

## નડિયાદ : મેસર્સ ટી કે મિસ્ત્રી તિજોરીવાળા

ઠે સ્ટેશનરોડ નડિયાદ સ્થાપના ૧૯૩૦ ફેક્ટરીનુ મકાન પોતાનુ છે અને ઓફિસ ભાડે રાખી છે ૧૯૩૯મા વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે પરદેશથી આવતો લોખડનો કેટલોક માલ બધ થયેલો, ત્યારે મિલોની મશિનરીમા વપરાતા સેટસ સ્ક્રૂ અને બોલ્ટ નટ તથા મેટર લાઈનમા એન્જિન રિપેર કરવા માટેના ક્રેન્ક સાફ્ટ કટર વગેરે માલ હિંદુસ્તાનમા સૌ પ્રથમ આ કારખાનામા બનાવવાનુ શરૂ થયેલુ તે વખતે મુબઈના એક મોટા વેપારીને એજન્સી આપી આખા હિંદમા માલ પહોચાડાતો લડાઈ બધ થતા પરદેશથી માલ આવતા હાલ સેફ્ટીકેબિનેટ કેશબોક્સ અને હોસ્પિટલ, ઘર તથા ઓફિસ માટેનુ લોખડનુ ફર્નિચર બનાવવામા આવે છે

નાનુ લેથ મશિન, ડ્રિલ મશિન, હેવી પ્રેસ, ડ્રિલ મશિન મોટુ ઈલેક્ટ્રિક મોટર મશિન રસ્ટન એન્જિન કટર મશિન સ્ટીલ ફર્નિચરનુ પાઈપ બેન્ડિંગ મશિન, ગેસ વેલ્ડિંગ સેટ એમરી મશિન, સ્પ્રેલ સ્પ્રે મશિન ગ્રેડ મશિન હેન્ડ મશિન, નાના ચાર લેથ, વાંસિયા તથા કટર બનાવવાની પરચૂરણ મશિનરી મળી કુલ આશરે રૂા ૧૨૦૦૦ની કિંમતના સાધનો છે પાચ વર્ષના આ કામના અનુભવી માલિક પોતે જ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે ગોદરેજમા કામ કરેલા અનુભવી કારીગરો આ કારખાનામા રોકેલા છે અહીં તૈયાર થતો માલ આખા હિન્દમા અને આફ્રિકામા પણ જાય છે

## નડિયાદ : મોહનલાલ હરગોવનદાસની કું

ઠે સાર્વમદિર પાસે, નડિયાદ સ્થાપના તા ૪-૧૦-૧૯૪૮ કારખાનામા સેન્ટ્રિફ્યુગલ પપ બનાવવામા આવે છે તેમજ જૂના પપ અને ઓઈલ એન્જિનોના દાગીના રિપેર કરવામા આવે છે બનતા માલમા એલ્યુમિનિયમ પરદેશની બનાવટની અને કાસ્ટિંગ નડિયાદની બનાવટનુ વપરાય છે. કારખાનામા ૨૦૦૦ રૂપિયાનુ રોકાણ થયેલુ છે. તેમા પાચેક મજૂરો કામ કરે છે તૈયાર થતા

૫પ ચરોતરમા ખપે છે. વર્ષમા ૩૦થી ૪૦ નગ વેચાય છે

## નડિયાદ : વરાધ ઓફિસ

ઠે ડાહીલક્ષ્મી લાયબ્રેરી પાસે નડિયાદ સ્થાપના ૧૯૧૮ પોતીકુ મકાન છે બાનસાથી રક્તશુદ્ધિ તેમજ અન્ય આયુર્વેદિક પેટન્ટ દવાઓ બનાવે છે લગભગ આખા ભારતમા તથા આફ્રિકા, એડન રંગૂન, મલાયા વગેરે સ્થળોએ માલ ખપે છે વરાધ ઓફિસ તરફથી ગુજરાતી પચાગ પણ પ્રગટ થાય છે

## નડિયાદ શ્રી અંબિકા વિજય આયર્ન એન્ડ મિકેનિકલ વર્ક્સ

સ્થાપના તા ૨૩-૧-૫૦ પ્રથમ વર્ષે રૂ ૩૦૦૦૦ની મૂડીથી ધધો શરૂ કરેલો સેન્ટ્રિફ્યુગલ રસ્ટન એચ ટાઈપના ૫પ બનાવેલા તથા પરચૂરણ રિપેરિંગ કામ કરેલુ તેમા રૂ ૩૦૦૦નુ નુકસાન થયેલુ બીજા વર્ષે ફરી રૂા ૨૦,૦૦૦ની મૂડી ઉમેરી કુલ રૂ ૫૦૦૦૦નુ રોકાણ કરી 'વી ટી ' અને નેશનલ એન્જિનના લાઈનર પિસ્ટન બનાવ્યા તેમા સફળતા મળી પણ નફો મળ્યો નહિ 'વી ટી ' કપની રાજકોટ નીકળવાથી 'વી ટી 'ના લાઈનર બધ કરવા પડયા હવે નેશનલના લાઈનર પિસ્ટન બનાવી કપનીથી અડધી કિંમતે વેચવામા આવે છે લાઈનર પિસ્ટન એક મહિનામા બનાવી આપવામા આવે છે આ ઉપરાંત કોઈ પણ એન્જિનના સ્પેર પાર્ટસ બનાવી આપવામાં આવે છે તૈયાર થતો માલ ચરોતરમા ખપે છે

## નડિયાદ શ્રી નારાયણ સોપ ઈન્ડસ્ટ્રીઝ

ઠે આશ્રમ રોડ સ્થાપના સવત ૨૦૦૮ પોતીકુ મકાન છે ધોવાના સાબુ બનાવે છે સાબુ બનાવવા દેશી બનાવટના સ્ટેમ્પિંગ મશિન, કટિંગ મશિન અને ચિપિંગ મશિન એમ ત્રણ મશિનો રૂ ૫૦૦ની કિંમતના છે ૩ મજૂરો કામ કરે છે ફેક્ટરી બારે માસ ચાલે છે

ખેડા જિલ્લો પચમહાલ અને વડોદરામા માલ ખપે છે વાર્ષિક રૂ ૫૦ ૦૦૦થી વધુ માલ વેચાય છે

## નડિયાદ શ્રી વિશ્વકર્મા એન્જિનિયરિંગ વર્ક્સ

ઠે સ્ટેશનરોડ, પોસ્ટ ઓફિસ પાસે, નડિયાદ સ્થાપના ૧૯૫૩ ખેતીવાડી કામમા વપરાતા સાધનો, સેન્ટ્રિફ્યુગલ પપ વગેરે બનાવે છે ઇલેક્ટ્રિક મોટર, લેથ તથા નાનું ડ્રિલ મળી આશરે રૂ ૮૦૦૦ના સાધનો છે શ્રી ટી પી મજમુદાર વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે તેમા ઘરના માણસો જ સઘળુ કામ કરે છે

ચરોતરમા માલ વેચાય છે વર્ષિક રૂ ૬૦૦૦ જેટલો માલ ખપે છે

## નડિયાદ શ્રી સંતરામ આયર્ન એન્ડ બ્રાસ ફાઉન્ડર્સ

ઠે સંતરામ રોડ, નડિયાદ સ્થાપના તા ૧૩-૭-૧૯૪૨ ...

ખાનામા ખેતીવાડીને લગતા તમામ સાધનો જેવા કે, પુલી, પંપ વગેરે બનાવાય છે અને રિપેર થાય છે કારખાનામા પાચ લેથ, ત્રણ ડ્રિલ મશિન બે ઓઈલ એન્જિનો અને ઈલેક્ટ્રિક મોટર્સ વગેરે મળી આશરે ૧૫થી ૧૭ હજાર રૂપિયાની કિંમતના સાધનો છે ત્રીસ વર્ષના અનુભવી માલિક પોતે જ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે સાત મજૂરો કામ કરે છે કારખાનુ બારે માસ ચાલે છે તૈયાર થતો માલ ગુજરાતભરમા ખપે છે વાર્ષિક રૂ ૧૫થી ૧૭ હજારનો માલ વેચાય છે

સારા માલ પર સરકાર તરફથી અંકુશ હોવાથી ને બનાવટ હલકો માલ મળતો હોવાથી આશરે રૂ ૨૦ ૦૦૦ની મૂડી રોકેલુ મેન્ટિંગ ડિપાર્ટમેન્ટ છે તે કેટલાક વર્ષોથી બંધ કરવુ પડયુ છે

## નડિયાદ ગિન્ધ સોડા ફેક્ટરી

ઠે કુતીવાડા, નડિયાદ સ્થાપના ૧૯૪૮ મકાન ભાડાનું છે વિવિધ જાતના ઠંડા મીઠા પીણા બનાવવામા આવે છે ઓટોમેટિક ફ્રિલિંગ અને ગેસ પૂરવાનુ મોટુ મશિન છે બન્નેની કિંમત આશરે રૂ ૫૦૦૦ જેટલી છે બે મજૂરો કામ કરે છે બારે માસ ચાલે છે

## નડિયાદ. ગી એમ સ્મિથ એન્ડ સન્સ

ઠે ખડકુવા, નડિયાદ સ્થાપના ૧૯૪૮ મકાન ભાડાનું છે કારખાનામા મોટર રેલવે એન્જિન તથા ડબ્બાના અને બીજા કોઈ પણ એન્જિનોના સ્પેર પાર્ટ્સ બનાવાય છે તેમા ૩ લેથ, શેપિંગ મશિન, એમરી સ્ટેન્ડ ગ્રાઈન્ડિંગ મશિન મેંડ્રેલ અને મરકીન માસ્ટર મળી કુલ ૧૨ મશીનો છે તેમા મેંડ્રેલ અને મરકીન માસ્ટર ઇગ્લિશ બનાવટના અને બાકીના દેશી બનાવટના છે આખુ કારખાનુ ઊભુ કરવામા રૂ ૩૧૩૪૨નો ખર્ચ થયો છે માલિક શ્રી ચીમનલાલ મગનલાલ સ્મિથ પોતે જ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે બીજા નવ મજૂરો કામ કરે છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાએલુ છે બારે માસ ચાલે છે

સ્ટેટ ટ્રાન્સપોર્ટ રોડ કોરપોરેશનને જોઈતા પ્રમાણમા મોટર સ્પેર પાર્ટ્સ નવા બનાવી પૂરા પાડવામા આવે છે રેલવેના ડિરેક્ટર જનરલ સપ્લાઈઝ એન્ડ ડિસપોઝલ્સ, દિલ્હીના ઓર્ડર મુજબ રેલવે એન્જિનના પાર્ટસ વગેરે માલ પણ પૂરો પાડવામા આવે છે

## નડિયાદ સૂર્યપ્રકાશ કેમિકલ વર્કસ

ઠે કોલેજ રોડ નડિયાદ સ્થાપના ૨૦૦૧ મકાન ભાડાનુ છે સાબુ ગુલાલ અને મચળખાર બનાવે છે તેને માટે દેશી બનાવટના બે પ્રેસ બે કટર મશિન મિક્સ મશિન તથા માલ ભરવાની બે ફ્રેમ મળી કુલ આશરે રૂ ૩૦૦૦ના સાધનો છે બાર વર્ષના આ કામના અનુભવી માલિક પોતે અને પાચ વર્ષના અનુભવી જ ઈશ્વરભાઈ પટેલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કાયમી ૪ મજૂરો છે તે સિવાય કામ હોય ત્યારે બીજા ૧૨–૧૪ મજૂરો બોલાવાય છે બારે માસ કામ ચાલે છે

કારખાનામા તૈયાર થતો માલ આખા ચરોતરમા ખપે છે વાર્ષિક રૂ ૫૦–૬૦ હજારનું વેચાણ થાય છે આખા ગુજરાતમા સચળખાર બનાવવાની આ એક જ ફેક્ટરી છે

## નડિયાદ સૂર્યપ્રકાશ ધાણાદાળની ફેક્ટરી

ઠે માખણપરૂ, નડિયાદ સ્થાપના સને ૧૯૫૨ રૂ ૫૦૦૦ ની મૂડીથી ધધો શરૂ કરેલો ચરોતરમા ધાણા–દાળની આ એક જ ફેક્ટરી છે દાળ બનાવવા માટે રાજસ્થાન(ખાનદેશ)થી ધાણા આવે છે સાધનમા એક ક્રૂડ એન્જિન અને ધાણાની દાળનુ મશિન છે.

ફેક્ટરીમા તૈયાર થતો માલ ગુજરાત અને મુબઈ પ્રાતમા ખપે છે

## નડિયાદ હિન્દુસ્તાન વેલ્ડિંગ વર્કર્સ

ઠે સંતરામરોડ, નડિયાદ સ્થાપના ૧૯૫૧ મકાન ભાડાનું છે ઓઈલ એન્જિન રિપેરિંગ, ઇલેક્ટ્રિક, ગેસ તથા દરેક જાતનુ વેલ્ડિંગ કામ કરે છે વેલ્ડિંગ પ્લાન્ટ–બી ઓ સી (ઇંગ્લિશ), ગેસ સિલિન્ડર અને એસીટીલિન વગેરે મળી આશરે રૂ ૩૦૦૦ના સાધનો છે તેમા બે મજૂરો કામ કરે છે વાર્ષિક આશરે રૂ ૯૦૦૦નુ કામ થાય છે

## નાર શ્રી કૃષ્ણ ઓઈલ પંપિંગ એન્ડ જિનિંગ ફેક્ટરી

નાર, તા પેટલાદમા આ ફેક્ટરી આવેલી છે તેને પોતીકુ મકાન છે તે કપાસ પીલી રૂ કાઢવાનુ કામ કરે છે તે અંગે ઇંગ્લેડની બનાવટના ૨૨ ચરખા છે કારખાનું ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાએલુ છે તે સીઝન પૂરતુ ચાલે છે તેમા ૨૫ જેટલા મજૂરો કામ કરે છે ભારતના કેટલાક પ્રદેશોમા અહીં તૈયાર થએલો માલ ખપે છે

## નાર શ્રી રણછોડરાય રાઈસ, પલ્સ એન્ડ ફ્લોર મિલ્સ

આ કારખાનુ નાર (તા પેટલાદ)મા આવેલુ છે તેને પોતીકુ મકાન છે તેમા દાળ તથા બેસન બને છે ડાંગર પણ ભરડાય છે તે માટે કારખાનામા પલ્સ મિલ, રાઈસ મિલ અને ફ્લોર મિલની સગવડ છે કારખાનુ બારે માસ ચાલે છે અને તેમા ૨૦થી ૨૫ મજૂરો કામ કરે છે તૈયાર થયેલો માલ ગુજરાત અને મુબઈમા ખપે છે

## પેટલાદ ગુજરાત સિમેન્ટ પાઈપ કો

તા ૧–૩–૪૯થી આ કારખાનુ ચાલે છે તેને પોતીકુ મકાન છે કારખાનામા સ્પન પ્રોસેસથી જાળીવાળા તથા જાળી વગરના સિમેન્ટના નળો બનાવાય છે આ અંગે સ્પિનિંગ મશિન, મોલ્ડિંગ, મશિન, મિક્સર વગેરે સાધનો રૂ ૧૦૦૦૦૦ની કિંમતના છે કારખાનાના એક ભાગીદાર શ્રી બાપુભાઈ દેસાઈભાઈ પટેલ, બી એ બી ઈ એ એમ આઇ. ઈ. એમ એ ડબલ્યુ

**ઇતિહાસ**. રંગશાળાની શરૂઆત થઈ ત્યારે વડોદરા રાજ્યે ઔદ્યોગિક કેળવણીનું મહત્વ સમજી કલાભુવનની શરૂઆત કરી હતી આ અરસામા સયાજીરાવ ગાયકવાડ એક વાર વિના આમંત્રણે, અગાઉથી ખબર આપ્યા વિના કારખાનાનુ કામ જોવા આવેલા અને કામ જોઈ ખુશ થયા હતા આવા કુનરથી રાજ્યની નામના વધવાથી તેઓશ્રીએ સં ૧૯૬૩મા શેઠને રાજ્યરત્નનો ઈલ્કાબ અને ચાદ પણ આપ્યા હતા ઉદ્યોગને વધુ વિકસાવવા શેઠે પોતાના મિત્ર દાતાર શેઠ છોટાલાલ મોતીલાલ ભગતને આ ઉદ્યોગમા ભાગીદાર તરીકે પસંદ કરેલા. શેઠ નારણભાઇના અવસાન પછી સને ૧૯૨૦મા શેઠ છોટાભાઇએ પણ આ પ્રવૃત્તિમાથી નિવૃત્તિ લીધેલી ત્યાર બાદ આ કારખાનાનો સઘળો ભાર શેઠ રમણલાલ કેશવલાલ અને શેઠ ચદુલાલ કેશવલાલે ઉપાડયો હતો મોટા ભાઈ શેઠ રમણલાલ જેઓ કારખાનાનું નાણાકીય અને વેપારને લગતુ કામ સંભાળતા હતા તેમને વડોદરા રાજ્યે રાજ્યમિત્રનો ઇલ્કાબ આપ્યો હતો અને નાનાભાઇ શ્રી ચદુલાલ જેઓ રંગશાળાની ટેકનિકલ-પ્રવૃત્તિ તરફ ખાસ લક્ષ આપતા હતા તેમને દાતારનો ઇલ્કાબ આપ્યો હતો સને ૧૯૩૬મા કારખાનાને લિમિટેડ કરવામા આવ્યુ હતુ

**પ્રગતિ** જે રંગશાળાની શરૂઆત રોજના ૨૦૦ રતલ સૂતર રંગવાથી થઇ હતી તે સમય જતા તેના વ્યવસ્થાપકોની કુનેહને લઇને રોજના ૨૦૦૦૦ રતલ સૂતર રંગી શકવાની કક્ષાએ પહોચી હતી

સને ૧૯૨૭ના અરસામા આ રંગશાળામા રંગવાનુ કામ ધમધોકાર ચાલતુ હતુ તે વખતે શેઠ ચદુલાલની વિચક્ષણ દષ્ટિએ એક વાત નક્કી કરી કે રંગકામ માટે જે રાસાયણિક પદાર્થો બહારથી ખરીદવા પડે છે તે પોતાની રંગશાળામા જ બનાવવા, અને એ વિચારને અમલી બનાવવા એમણે રંગશાળામા એસિડ હાયડ્રોક્લોરિક અને લેડ એસિટેટના બે પ્લાન્ટ નખાવી રસાયણ વિભાગની શરૂઆત કરી.

સને ૧૯૩૮મા બીજું વિશ્વયુદ્ધ શરૂ થતા જ રસાયણ વિભાગનો વિકાસ કરવામા આવ્યો સલ્ફ્યુરિક એસિડ બહારથી ખરીદાતો હતો તે રંગશાળામા જ બનાવવાનુ નક્કી કર્યું રોજની દોઢ લાખ ટનની કેપેસિટીનો એક નાનો ચેમ્બર સલ્ફ્યુરિક એસિડ પ્લાન્ટ શરૂ કર્યો સને ૧૯૪૪મા એ પ્લાન્ટને વધારીને સવા બે લાખ ટનની કેપેસિટીનો કર્યો

આ રીતે આ રસાયણ વિભાગ જે માલ બનાવે છે તેમાંથી જરૂરી માલ રંગશાળામા વપરાય છે, અને વધારાનો માલ અમદાવાદ મુબઈ, ઈંદોર, ગુજરાત, સૌરાષ્ટ્ર, કાનપુર, મદ્રાસ, આગ્રા, દિલ્હી, વગેરે બજારોમા વેચાય છે

૪ મોટા બોયલરો, ૯થી ૧૦ હાઈડ્રો એકસ ટ્રેકટરો, એન્જિન, પપો, સૂતર બાફવાના ભઠ્ઠા, સૂતર સૂકવવાના બાષ્પભવનો, તથા સૂતરના બડલ બાધી પેક કરવાના સચાઓ, રંગવા ધોવા માટે લાકડા અને સિમેટની ટાકીઓ તથા કુડા વગેરે સાધનો વપરાય છે જોકે મોટા ભાગનું આ કારખાનાનુ કામ હાથે જ થાય છે

મુખ્યત્વે એલીઝરાઈન કોમ, નેપથેલ્સ, સલ્ફર, અંશત ડાયરેક્ટ અને બેઝિક રંગોથી જ સૂતર રંગાય છે સૂતર લગભગ ૮થી ૪૦ કાઉન્ટનુ અને તે દેશની મિલોનું વપરાય છે તેની મોટા ભાગની ખપત ભારતના હાથવણાટ ઉદ્યોગ માટે થાય છે

**ઉત્પાદન** કારખાનાનો મુખ્ય ધધો સૂતર રંગવાનો તથા રંગવા માટે જોઈતા રસાયણો બનાવવાનો છે રસાયણોનુ ઉત્પાદન નીચે પ્રમાણે થાય છે

| રસાયણ | માસિક ઉત્પાદન |
|---|---|
| એસિડ સલ્ફ્યુરિક | ૬૬ ટન |
| „ હાઈડ્રોક્લોરિક | ૨૬ „ |
| „ નાઇટ્રિક | ૭ „ |
| „ ઓકઝેલિક ક્રિસ્ટલ્સ | ૨થી ૩ „ |
| એલમ પોટાસ | ૧૦ „ |
| „ એમોનિયા | ૧૦ „ |
| „ ફેરિક | ૧૦ „ |
| સલ્ફેટ ઓફ એલ્યુમિના | ૧૫થી ૨૦ „ |
| કોપર સલ્ફેટ | ૩ „ |
| ગ્રીન કોપરેસ | ૫ „ |
| ઝીંક સલ્ફેટ | ૩થી ૪ „ |
| ઈપસમ સોલ્ટ | ૧૫થી ૨૦ „ |
| ગ્લોબર્સ સોલ્ટ પાવડર | ૨ „ |
| લેડ એસિટેટ બ્રાઉન એન્ડ વ્હાઈટ | ૫ „ |
| લેડ નાઇટ્રેટ | ૧ „ |
| સુપર ફોસ્ફેટ | ૩૫ „ |
| ટર્કી રેડ ઓઈલ | ૫થી ૧૦ „ |
| ટિન ક્રિસ્ટલ્સ | ૨ હંડ્રેડવેટ |
| બેટરી એસિડ, ડિસ્ટિલ્ડ વોટર | (જરૂરિયાત પ્રમાણે) |

**આયાત** કયો કયો કાચો માલ કયાથી આયાત થાય છે તેની વિગત નીચે પ્રમાણે છે

| કાચો માલ | કયાંથી આયાત થાય છે ? |
|---|---|
| ગધક | અમેરિકા, જાપાન, ઈટાલી |
| સોડા નાઇટ્રેટ | અમેરિકા, જર્મની |
| પોટાશ નાઇટ્રેટ | મથુરા |
| પોટાશ કલોરાઈડ | મથુરા |
| મીઠુ | ખારાઘોડા |
| એમોનિયમ સલ્ફેટ | બેલ્જિયમ, જાપાન, જર્મની, હિન્દુસ્તાન |
| એલ્યુમિનિયમ હાઈડ્રેટ | કલકત્તા |
| અર્જુન છાલ | ઝાસી જિલ્લો |
| મેગનેસાઈટ | સેલમ |
| બોકસાઈટ | કટની |
| સીસુ | પરદેશ |
| તાબાનો વેસ્ટ | સ્થાનિક |
| કલઈ | ચીન |

| | |
|---|---|
| લોખંડ વેસ્ટ | સ્થાનિક |
| બરણીઓ | થાન મદ્રાસ વગેરે |

**કામદારો** કારખાનામાં પહેલાં ૬૦૦થી ૭૦૦ માણસો કામ કરતા હતા માસિક રૂ ૨૦થી ૨૫ પગાર અપાતો. હાલમાં કારખાનાના રંગ અને રસાયણ વિભાગમાં થઈ ૧૨૫થી ૧૫૦ માણસો કામ કરે છે પગાર માસિક રૂ ૨૪થી ૩૦ તથા મોંઘવારી અપાય છે

**ધર્માદા ફંડ** શેઠ નારણભાઇએ એક વર્ષ નિશ્ચય કર્યો કે તે વર્ષના કારખાનાનો સઘળો નફો, પોતાના નિર્વાહની એક પાઈ લીધા સિવાય, ધર્માદા કાર્યોમાં વાપરવો. તે વર્ષે શેઠને રૂ ૩૫૦૦૦નો નફો થયો તેમણે તે નફો ધર્માદા કામમાં વાપર્યો અને એ રીતે આ ઉદ્યોગ દ્વારા નારણભાઈ કેશવલાલ ધર્માદા ટ્રસ્ટ ફંડની જડ નખાઈ ઉત્તરોત્તર કામ વધતું ગયું એટલે આ ફંડ પણ વધ્યું અને તેનો ઉપયોગ પણ જનહિત માટે વધુ ને વધુ થતો ગયો પાછળથી આ યોજનાને કાયમ નભાવવા માટે રંગશાળાની પેદાશમાં આ ધર્માદા ખાતાનો બે આની ભાગ રાખવામાં આવ્યો જેથી આ યોજના પણ ખૂબ ફૂલી ફાલી આજે તે વિસ્તૃત પ્રમાણમાં નભી રહી છે અને તેનાથી ઘણા લોકોપયોગી કાર્યો થઈ શકે છે

**મુશ્કેલીઓ** સં ૧૯૨૭ પછી આ ઉદ્યોગમાં એક કટોકટી ઉપસ્થિત થઈ છે જર્મન રંગો નેપથોલ્સના પાકા રંગ તરીકે બજારમાં નવી શોધ રૂપે આવવા માંડયા અને તે રંગો એલીઝરાઈન કરતા ઓછી મુશ્કેલીએ સહેલાઈથી રંગી શકાય તેવા હોવાથી, તેમજ મિલોએ રંગવાનું કામ પોતાની મિલોમાં જ કરવા માંડયું હોવાથી તથા વિજ્ઞાનની કેટલીક નવીન શોધોથી આ પ્રકારના રંગોની જરૂરિયાત ઓછી થવા લાગી. એટલામાં બીજું વિશ્વયુદ્ધ આવ્યું અકુશો આવ્યા પરિણામે આજદિન સુધી ચાલતી આવેલી વેપારી પદ્ધતિમાં ફેરફાર થઈ ગયો આવા આવા અનેક કારણોને લઈને આ ખીલેલો ઉદ્યોગ દિન પ્રતિદિન મંદ પડતો ગયો છે છતાં કેટલીક મુશ્કેલીઓનું નિવારણ સરકાર કરે તો જરૂર આ ઉદ્યોગ ફરીને વિકસાવી શકાય. દા. ત આ રંગશાળાનો માલ રંગુન, એડન બિલાસપુર રાયપુર. ઓરિસ્સા, દિલ્હી, અમૃતસર, કરાંચી, પેશાવર વગેરે સ્થળોએ મોટા પ્રમાણમાં અગાઉ જતો હતો હજી પણ તે જઈ શકે તેમ છે રંગશાળા પાસે જગ્યા ઘણી વિશાળ તથા વિપુલ સાધનો છે પણ એક્સપોર્ટની પરમિટો નહિ મળવાને કારણે સાધનોનો પૂરતો ઉપયોગ કરી શકાતો નથી.

હાલના સંજોગોમાં બનાવાતા ઓક્ઝેલિક એસિડ જેવા પગભર ન થયા હોય તેવા રસાયણોને સરકારે અનેક રીતે રક્ષણ આપવું જોઇએ દેશમાં જે જાતનો માલ બનતો હોય તેવો માલ પરદેશથી આયાત કરવાનો બંધ કરવો જોઇએ કાચા માલો પાકા માલોના હિસાબે ઘણા મોંઘા પડે છે માટે રેલવેનૂર વગેરેમાં ઘટાડો કરી ઉદ્યોગને રાહત આપવી જોઇએ. પણ આ બધું સરકારે કરવાનું છે આજે તો સરકારી ઉત્તેજન અને સહૂલિયતોને અભાવે રંગશાળાનો ઉદ્યોગ મંદ પડી ગયો છે એ હકીકત છે

## પેટલાદ ધી પેટલાદ બુલાખીદાસ મિલ્સ કં લિ

**પરિચય** પેટલાદમાં સ્ટેશનની બરાબર સામે આવેલી આ સૂતરની એક પ્રખ્યાત અને જાણીતી મિલ છે જ્યારે કાપડ સૂતરનો ઉદ્યોગ વિકસેલો નહોતો ત્યારે ઈ સ ૧૯૧૯માં અત્રેના શેઠ શ્રી મોતીલાલ કસનદાસે બીજાઓ સાથે મળીને સદર મિલની સ્થાપના કરેલી

**મૂડી અને સંચાલન** આ મિલનો વહીવટ તેના સેક્રેટરીઝ, ટ્રેઝરર્સ અને એજન્ટસ મેસર્સ મોતીલાલ કસનદાસની કંપની તરફથી શેઠશ્રી હીરાલાલ મોતીલાલ સંભાળે છે નીચે જણાવેલા સાત ગૃહસ્થો કંપનીના ડિરેક્ટરો છે

શેઠ શ્રી ગોવિંદદાસ માણેકલાલ, શેઠ શ્રી નંદદાસ હરિદાસ, શેઠ શ્રી ભગુભાઈ ચુનીલાલ, શેઠ શ્રી પ્રતાપસિંહ શરજી વલ્લભદાસ શેઠ શ્રી મદનલાલ નાથાલાલ શેઠ શ્રી હરિદાસ મોતીલાલ, શેઠ શ્રી હીરાલાલ મોતીલાલ (એક્સ ઓફિસિયો)

કંપનીની થાપણ રૂ ૩૦,૦૦ ૦૦૦ની છે ભરવા કાઢેલી થાપણ રૂ ૧૯,૦૦ ૦૦૦ની છે શેરોની અને વસૂલ આવેલી થાપણ રૂ ૧૯,૯ ૮૭૦ની છે

**ઈતિહાસ** આ મિલે શરૂઆતમાં ૧૪૩૦૪ સ્પિન્ડલોના ચાર પ્રિપરેશનથી સૂતર બનાવવાની શરૂઆત કરી હતી ત્યાર બાદ ૧૯૨૪–૨૫માં એક પ્રિપરેશન વધારી ૪૭૭૨ સ્પિન્ડલોનો વધારો કર્યો હતો અને હાલ ૧૯૧૬૦ સ્પિન્ડલો છે આ મિલનું સૂતર 'ગાંધી-ચરખા'ના નામથી આખા હિંદમાં પ્રખ્યાત છે અને હાથસાળ અને પાવરલૂમ્સના ઉપયોગ માટે તેણે ઘણી નામના મેળવેલી છે બર્મા, એડન, હોંગકોંગ વગેરે દેશોમાં પણ ગાંધી ચરખા સૂતરે સારી ખ્યાતિ મેળવેલી છે યુદ્ધ દરમ્યાનના વર્ષોમાં વડોદરા રાજ્યે વધારાના નફા ઉપર જે કર (ઈ પી ટી) નાખેલો તે પરત આવવાથી મિલની આર્થિક સ્થિતિ સંગીન થયેલી છે સદર પરત આવેલી રકમમાંથી આશરે સવા ત્રણ લાખ રૂપિયા જેટલી રકમ કેળવણી વિષયક ફાળામાં મહારાજા સયાજીરાવ વડોદરા યુનિવર્સિટીને આપેલી છે તેમજ ગાંધી સ્મારક ફાળામાં રૂ ૨૨૦૦૦ આપેલા છે બીજા નાના મોટા જનહિતના કાર્યોમાં ફાળો અપાય છે

**પ્રગતિ** છેલ્લા વિશ્વયુદ્ધ દરમ્યાન અને ત્યાર પછી સદર મિલમાં કાપડના ઉત્પાદન માટે સાળો નાખવા માટે પરવાનગી મેળવવા વારંવાર પ્રયત્ન કરવામાં આવેલો છે પરંતુ હાથસાળના ઉદ્યોગને માટે સૂતરનો પૂરતો જથ્થો અનામત રહી શકે તેવી સરકારની નીતિ અનુસાર સાળો નાખવાની પરવાનગી આપવામાં આવી નથી. એટલે તે દિશામાં પ્રગતિ સાધવાનું શક્ય નહિ હોવાથી માત્ર સારું અને ટકાઉ સૂતર હાથસાળોને મળે તેવી જાતના સુધારાવધારા કરવા તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું છે હાલમાં સૂતર નંબર ૨૦ અને ૨–૨૦ બંડલ તેમજ કોન ઉપર બનાવી વેચવામાં આવે છે તે સિવાય જરૂરિયાત અને માગ મુજબ સ્ટેપલ સૂતર પણ બનાવાય છે

**કામદારો અને તેમના હિતની પ્રવૃત્તિઓ** આ મિલમા આશરે ૯૦૦ કામદારો કામ કરે છે કામદારોના હિતાર્થે મિલે એક ચાલી બધાવી છે. તેમા આશરે ૫૫૦ માણસો રહે છે, અને બાકુ મામુલી માસિક રૂપિયા પોણા બેથી ત્રણ વસૂલ લેવામા આવે છે તેઓને પાણીનો પુરવઠો તથા ચાલીના રસ્તા ઉપર વીજળી વિના મૂલ્યે પૂરી પાડવામા આવે છે કામદારોના બાળકોના શિક્ષણ માટે એક નિશાળ ચાલે છે તેમા આશરે ૫૦ બાળકો અભ્યાસ કરે છે મિલના કામદારોના બાળકો એક વ્યાયામશાળા ચલાવે છે અને મિલ તેમા પૂરેપૂરો સહકાર આપે છે. બાળકો માટે એક ક્રીડાંગણ બનાવ્યુ છે તેમા બાળકો ખુશીથી રમતગમતોનો આનદ લે છે કામદારો માટે મિલે કેન્ટિન માટે એક સુંદર મકાન બાંધ્યુ છે આ મકાનનો ઉપયોગ કામદારો જમવા તથા આરામ માટે કરે છે મિલે બાળકો માટે ઘોડિયા ખાતાનુ સુદર મકાન બનાવ્યુ છે તેમા નર્સ તથા આયા કામ કરે છે અને બાળકોની સભાળ રાખે છે બાળકોને દૂધ વગેરે પણ આપવામા આવે છે સ્વચ્છ અને ઠડુ પાણી પૂરુ પાડવા માટે ત્રણ વોટર કૂલર રાખવામા આવેલા છે જેનો ઉનાળામા શ્રમિત કામદારો ઉપયોગ કરી રાહત અનુભવે છે કામદારોને વૃદ્ધાવસ્થામા અથવા પોતાની નોકરી છોડયા પછીના દિવસોમા નાણાની તગી ઓછી પડે તે માટે મિલે સરકારી પ્રોવિડટ ફંડમાથી બાકાત રહી પોતાનુ પ્રોવિડટ ફડ શરૂ કર્યુ છે. તેમા સરકારી પ્રોવિડટ ફંડના કાયદા કરતા કામદારોને વધુ સહૂલિયતો છે

ઉપરની દરેક જાતની પ્રવૃત્તિઓમા મિલના એજટ શેઠ શ્રી હીરાલાલ મોતીલાલ પરીખ તથા અમલદાર વર્ગ દરેક જાતનો સહકાર પૂરેપૂરી રીતે આપે છે અને મિલને દરેક રીતે પ્રગતિશીલ બનાવવા પ્રયત્ન કરે છે

## પેટલાદ ધી રાજરત્ન નારણભાઈ મિલ્સ કુપની લિ

**પરિચય** એક કાળે દેશમા પરદેશી કાપડ ઘણુ આવતુ હતુ. તે જોઈને કાપડ પેદા કરવાનો મનસૂબો પેટલાદના જાણીતા રાજમિત્ર દાતાર શેઠ શ્રી રમણલાલ કેશવલાલને થયો. અને એમણે મિલઉદ્યોગમા ઝંપલાવવાનો વિચાર કર્યો તે વખતે પેટલાદ વડોદરા રાજ્યના તાબામા હતુ વડોદરા રાજ્યની ઉદારતા તરફ પૂરતી હમદર્દી હતી બીજી બાજુ પેટલાદ ગામમા મિલઉદ્યોગ થતો નહોતો. મજૂરીના દર ઓછા હતા અને પેટલાદ એ શેઠનુ પોતાનુ વતન હતુ. તેથી એમણે મુંબઈ, અમદાવાદ જેવા સ્થળને બદલે પેટલાદને પસંદ કર્યું. અને ઈ. સ. ૧૯૧૦મા પોતાના મોટા ભાઈ રાજરત્ન નારણભાઈ શેઠના નામ પરથી ધી રાજરત્ન નારણભાઈ મિલ્સ કુ. લિ.ના નામે મિલ શરૂ કરી. આખા વડોદરા રાજ્યમા મિલઉદ્યોગની શરૂઆત આ મિલથીજ થયેલી.

**મૂડી અને સચાલન** આ મિલ પેટલાદ સ્ટેશન નજીક રેલવે લાઈનની બાજુમા જ આવેલી છે મેસર્સ રમણલાલ કેશવલાલ એન્ડ કુપની એના હાલના મેનેજીંગ એજન્ટ્સ, ટ્રેઝરર્સ અને એજન્ટસ છે તેમની વતી એક્સ ઓફિસિયો તરીકે શેઠ શ્રી અમૃતલાલ રમણલાલ મિલનો વહીવટ સભાળે છે નીચે જણાવેલા સાત ગૃહસ્થો મિલના ડિરેક્ટરો છે શેઠ રમણલાલ કેશવલાલ (ચેરમેન), શેઠ ચદુલાલ કેશવલાલ, શેઠ નરસિંહલાલ લલ્લુભાઈ, શેઠ રમણલાલ લલ્લુભાઈ, શેઠ નવીનચદ્ર ચદુલાલ, શેઠ અમૃતલાલ રમણલાલ, શેઠ બાલકૃષ્ણ રતનલાલ

મિલની મુકરર કરેલી થાપણ રૂ ૩૦ ૦૦,૦૦૦ છે તેમાથી ભરાવવા કાઢેલી થાપણ રૂ ૨૭ ૫૦,૦૦૦ની છે તે પૈકી ભરાયેલી અને વસૂલ આવેલી થાપણ રૂ ૨૬,૧૫,૪૩૩–૫–૪ની છે સાંચા, રાચરચીલુ વગેરે થઈને કાયમી મિલકત રૂ ૪૯,૮૮,૯૪૦ની છે દર સાલ કાપડ, સૂતરના વેપારમા લગભગ એક કરોડ રૂપિયાનો વકરો થાય છે ઈ સ ૧૯૫૨મા રૂ ૯૭ ૪૪૩–૬–૦નો નફો થયો હતો

**ઇતિહાસ** આ મિલે પોતાની પાછલી કારકીર્દિમા ઈ સ ૧૯૩૦ સુધી ફક્ત સૂતર કાતવાનોજ ધધો કરેલો એ સૂતર આખાયે દેશમા–ખાસ કરીને ઉત્તર હિંદમા ઘણુ જ ખ્યાતિ પામેલુ તેનાથી દેશના હાથસાળના ઉદ્યોગને ઘણી રાહત રહેતી. ઈ સ ૧૯૩૦થી કાપડ વણવાના સાંચા પણ નાખ્યા છે, અને દિન–પ્રતિદિન આ મિલનુ કાપડ દેશને ખૂણે ખૂણે પહોંચતુ થઈ ગયુ છે એટલુ જ નહિ પણ મલાયા, બર્મા, એડન, સિલોન, ઈરાન, અફઘનિસ્તાન, બેલ્જિયમ, ઇગ્લેન્ડ વગેરે પશ્ચિમના દેશોમા પણ સદર માલની નિકાસ માટે અવકાશ મળેલો છે, અને હાલ તેની માગણી ઘણી છે.

**પ્રગતિ** ગત બીજા વિશ્વયુદ્ધ પછી આ મિલે પોતાની જૂની મશિનરીની મરામત કરી છે અને તે સાથે કોમ્બર્સ જેવી તથા ડાઈંગ–પ્રિન્ટિંગની અદ્યતન મશિનરી વસાવી છે અને એ રીતે આ મિલ આજે પોતાની લાઈનમા સંપૂર્ણ બની છે હાલમા મિડિયમ તથા ફાઈન કાઉન્ટસમા સાડી, ધોતી, પોપ્લિન, શેનો, ડ્રિલ, મલમલ, વોયલ, પ્રિન્ટેડ છીંટ વગેરે માલ તૈયાર કરવામા આવે છે સૂતરમા નં ૨૦, ૨–૨૦, ૪૦, ૨–૪૦, વગેરે જાતો તૈયાર થાય છે, અને તે હાથસાળો માટે દેશમા તેમજ પરદેશમા પણ જાય છે આ સિવાય હાલમા સ્ટેપલમાથી વીવન બનાવવામા આવે છે સ્ટેપલ એ બનાવટી રૂ છે, જે ઈટાલી, હોલેન્ડ, જાપાન વગેરે સ્થળોએથી આવે છે

**કામદારો અને તેમના હિતની પ્રવૃત્તિઓ** આજે આ મિલમા આશરે ૧૪૫૦ પુરુષ કામદારો છે અને ૫૦થી ૬૦ સ્ત્રી કામદારો છે કામદારો માટે મિલ તરફથી બે ચાલીઓ બનાવેલી છે તે પૈકી એકમા ૭૨ ઓરડી પાકી રૂમો છે તે સાધુની માટે છે. તેમા દરેકમા બે ખડ રાખેલા છે માસિક ભાડુ ચાર રૂપિયા લેવાય છે બીજી ચાલીમા ખપાટિયાની બનાવેલી ૮૫ રૂમો છે. તે હરિજનો માટે છે તેમા પણ દરેકમા બે ખડ છે ભાડુ માસિક બાર આના રૂપિયો છે કામદારો પૈકી બ્રાહ્મણ, વાણિયા, લેઉવા, પટેલ, મુસલમાન વગેરે મીલની નજીકના ગામોના રહેવાસી હોવાથી ભાડુ લેવામાં આવતુ નથી.

(ઇંગ્લેંડ,ને પાવરથી ચાલતી નવી સાળ બનાવવાનો ઓર્ડર આપ્યો. તે માલ ઇંગ્લેંડથી આવ્યો એટલે સને ૧૯૫૦ના ડિસેમ્બર માસમાં આ કારખાનાની શરૂઆત કરવામાં આવેલી. કારખાનું પેટલાદ સ્ટેશન રોડ ઉપર આવેલા સયાજી ડાઈવર્કસ કંપાઉન્ડમાં આવેલું છે.

**મૂડી અને સંચાલન :** લગભગ રૂ ૭૦,૦૦૦નું રોકાણ કરવામાં આવ્યુ છે. કારખાનાને ભવિષ્યમાં જાહેર લિમિટેડ કંપની બનાવવાનો તેના માલિક ઇરાદો રાખે છે.

**સાધનો :** ૧૬–૧૮ હોર્સ પાવરનું ક્રુપર એંજિન, કાપડ વણવા માટેના સંચા : ૬ નંગ ૫૨" પનાના, ૬ નંગ ૫૬" પનાના, ૨ નંગ ૪૦" પનાના એમ કુલ ૧૪ સંચા, બાઈડિંગ, ડ્રમ બાઈડિંગ, કોકડી ભરવાનું મશિન વગેરે સાધનો છે. તે વડે વાર્ષિક દોઢ લાખ વારનું ઉત્પાદન થઈ શકે તેમ છે. અને તે પ્રમાણમાં ઉત્પાદન વધારવા કાળજી રખાય છે.

**પ્રગતિ :** શરૂઆતથી જ વણવા માટેના કાચા માલની મુશ્કેલીમાં આ કારખાનાને મુકાવું પડેલું. જોઈતો કાચો માલ બજારમાંથી મળી શકતો નહિ એટલે શરૂઆતમાં કારખાના પાસે જે માલ હતો તેમાથી મલમલ, ખાદી, ચાદરો વગેરે બનાવવામાં આવતા. ત્યાર બાદ સૂતરની છૂટી થતાં હવે તો જનતાને ઉપયોગી એવી સરસ ચાદરો, બેડ–શિટ તથા ખેડૂત વર્ગને પોષાય તેવું જાડું કાપડ તૈયાર કરે છે કાચો માલ–સૂતર–સ્થાનિક તેમજ અમદાવાદથી મળી રહે છે. મિલમાથી સૂતર મેળવ્યા બાદ કાપડ તૈયાર કરવા સુધીની બધી જ ક્રિયાઓ આ કારખાનામાં થાય છે અહીં તૈયાર થતો માલ ગુજરાત, કાનમ, કાઠિયાવાડ વગેરે સ્થળોએ ખપે છે.

## બાકરોલ : પુરુષોત્તમદાસ દેવજીભાઈ પટેલ એન્ડ કું.

સ્થાપના : ૧૯૪૬. પોતીકું મકાન છે તમાકુ ચાળવાનું કામ કરે છે. તે અંગે હિન્દની બનાવટનું ક્રુપર ૨૦–૨૨નું એજિન છે. કારખાનું ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાએલું છે તેમાં લગભગ ૬૦ મજૂરો કામ કરે છે. અને તે આઠેક મહિના ચાલે છે. તૈયાર કરેલો માલ ખાસ કરીને કલકત્તા જાય છે. વાર્ષિક રૂ. પાંચેક લાખનો માલ વેચાય છે.

## બાકરોલ : શ્રી ફુલાભાઈ જેસિંગભાઈ પટેલ એન્ડ કું.

સ્થાપના : ૧૯૪૮. મકાન પોતીકું છે. તમાકુ અને ડળખાં પીલવાનું કામ કરે છે. તે અંગે ૨૦–૨૨ હો. પાવરનું રૂ. ૫૦૦૦-ની કિમતનુ યાનમાર (જપાન) એજિન છે. તેમા ૨૦ જેટલા મજૂરો કામ કરે છે કારખાનું ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાયેલું છે તે ચારેક માસ ચાલે છે તૈયાર થતો માલ જિલ્લામાં ને થોડો બહાર જાય છે. વાર્ષિક રૂ ૫૦થી ૬૦ હજારની કિંમતનો માલ વેચાય છે.

## બોરસદ આયર્ન એન્ડ બ્રાસ ફેક્ટરી

ઠે. મોટર સ્ટેન્ડ પાસે, બોરસદ. સ્થાપના : સં. ૨૦૦૭. મશિનરી સ્પેર પાર્ટસ તથા તેને લગતું રિપેરિંગ કામ થાય છે. તે અંગે ૩ લેથ, ૧ ડ્રિલ, એક ઓઈલ એંજિન, ૧ મોલ્ડિંગ ભઠ્ઠી વગેરે મળી રૂ. ૨૦,૦૦૦ જેટલી કિંમતનાં સાધનો છે કારખાનાના માલિક શ્રી. છોટાભાઈ ઝવેરભાઈ પંચાલ પોતે વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે કારખાનું બારે માસ ચાલે છે. તેમાં ૬ મજૂરો કામ કરે છે. તૈયાર થયેલો માલ બોરસદ તથા તેની આજુબાજુનાં ગામડાંઓમાં ખપે છે. વાર્ષિક રૂ. ૧૨ હજાર જેટલી આવક થાય છે.

## બોરસદ : દીપક એંજિનિયરિંગ વર્કસ

ઠે. બજારમાં, બોરસદ. સ્થાપના : ૧૯૫૩. પોતીકું મકાન છે. પાઈપફિટિંગ ફ્લેન્જો બનાવવામાં આવે છે. તથા મશિનરી રિપેર કરવામાં આવે છે. તે અંગે ૧ એમ. બી. દેવાસની બનાવટનું રૂ. ૫૧૫૦નું લેથ, ૧ રૂ. ૬૫૦નું ડ્રિલ અને ૧ રૂ. ૧૫૦નું એમરી મશિન છે. કારખાનું સીઝન પૂરતું ચાલે છે. તેમાં ૧ કારીગર કામ કરે છે. બોરસદ તથા આજુબાજુના ગામડાંઓમાં માલ ખપે છે.

## બોરસદ : હિન્દુસ્તાન એંજિનિયરિંગ વર્કસ

ઠે. મોટર સ્ટેન્ડ પાસે, બોરસદ. સ્થાપના : ૧૯૫૨. ઓઈલ એંજિનોના સ્પેરપાર્ટસ તથા તેને લગતુ રિપેરિંગ કામ થાય છે. તે અંગે ઇંગ્લિશ બનાવટના રૂ ૯૦૦૦ના બે લેથ, દેશી બનાવટનું રૂ. ૧૫૦નું એમરી તથા રૂ. ૧૦૦૦નું ૧ ઓઈલ એંજિન (ડયુત્ઝ, જર્મની) છે. કારખાનાના માલિક શ્રી બાબુભાઈ શકરાભાઈ પંચાલ પોતે આ કામના અનુભવી હોઈ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે. કારખાનું સીઝન પૂરતું લગભગ છએક માસ ચાલે છે. વાર્ષિક આવક રૂ. ૪થી ૫ હજાર જેટલી છે.

## મહેમદાવાદ : અંબિકા ઓઈલ મિલ

ઠે. નડિયાદી દરવાજે, મહેમદાવાદ સ્થાપના : ૧૯૫૧. તલ, દિવેલ, કણજિયું, મગફળી તથા અન્ય તેલીબિયાનું તેલ બનાવે છે. તે અંગે ૪ ઘાણા, એક ફિલ્ટર તથા એક ચારણો વગેરે મળી રૂ. ૧૪૦૦નાં સાધનો છે. કારખાનું સીઝન પૂરતુ ચાલે છે. તેમા ત્રણ મજૂરો કામ કરે છે. તૈયાર થએલો માલ મહેમદાવાદ તાલુકામા ખપે છે. વાર્ષિક રૂ ૨૫થી ૩૦ હજારનો માલ વેચાય છે.

## મહેમદાવાદ : ધી ઠાકોર ઓઈલ મિલ

સ્થા તા. ૨–૪–૫૨. તલ તથા તેલીબિયાનું તેલ બનાવે છે. તે અંગે ૧૬ હો. પા નું રૂ. ૪૫૭૦નું યાનમાર એંજિન, ઘાણા, ઘંટી મળી કુલ રૂ. ૪૭૦૦૦નાં સાધનો છે. સીઝન પૂરતુ કારખાનું ચાલે છે. તેમા ૨ મજૂરો કામ કરે છે. તૈયાર થતો માલ મહેમદાવાદ અને તેની આસપાસનાં ગામડાંઓમાં ખપે છે.

## મહેમદાવાદ : શ્રી ખડાયતા ઓઈલ મિલ

ઠે. નડિયાદી દરવાજે, મહેમદાવાદ. સ્થાપના : સંવત ૨૦૦૧.

પોતીકું મકાન છે. દિવેલ, કણજિયું, ધણછિયું. ડોળિયું વગેરે તેલીબિયાંનું તેલ બનાવે છે. તે અંગે ઇગ્લેંડની બનાવટનું ૨૨ હોર્સ પાવરનું નેશનલ એંજિન છે પીશ વર્ષના અનુભવી શ્રી. મણિલાલ કાળીદાસ પરેલ વિષયના નિષ્ણાત તરીકે કામ કરે છે. આ મિલ બારે માસ ચાલે છે. તેમાં ૬ મજૂરો કામ કરે છે. તૈયાર થયેલો માલ મહેમદાવાદ તાલુકામાં, અમદાવાદ, ઉ. ગુજરાત તથા બીલીમોરા જાય છે. વાર્ષિક રૂ બે લાખની કિંમતનો માલ ખપે છે.

## મહેમદાવાદ : સ્વસ્તિક રાઈસ એન્ડ પલ્સ મિલ

ઠે. નડિયાદી દરવાજો, મહેમદાવાદ. સ્થાપના : ૧૯૩૭. પોતીકું મકાન છે ચણાની દાળ, તુવેરની દાળ તથા ચોખા ભરડવાનું કામ થાય છે તે અંગે રૂ ૧૨૦૦૦ની રાઈસ મિલ, રૂ ૬૦૦૦ની દાળમિલ, રૂ. ૭૮૦નાં હલર તથા રૂ. ૪૦૦ની ઇંગ્લિશ બનાવટની ઘંટી છે. કારખાનું બારે માસ ચાલે છે. તેમાં બે મજૂરો કામ કરે છે. તૈયાર થતો માલ મહેમદાવાદ તાલુકામાં ખપે છે. વાર્ષિક ૧૦થી ૧૨ હજાર જેટલી કિંમતનો માલ વેચાય છે.

## માતર : ધી કૃષ્ણ રાઈસ ફ્લોર એન્ડ જિનિંગ ફેક્ટરી

ઠે. માતર. સ્થાપના ૧૯૬૫. પોતીકું મકાન છે. કપાસ પીલી રૂ તૈયાર કરે છે. કપાસમાંથી રૂ કાઢી કપડવણજ પ્રેસિંગ માટે મોકલાય છે. તેલ કાઢવાનું તથા સરકારી ડાંગર ભરડવાનું કામ પણ થાય છે. કારખાનામાં ૬૦ હોર્સ પાવરનું રસ્ટન એંજિન, ૨ રાઈસ મિલ, ૧૩ ચરખા, ૧ હલર, ૩ ઘંટીઓ, ૨ તેલના ઘાણા મળી કુલ ૫૧૦૦૦ રૂપિયાનાં સાધનો છે. કારખાનું ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાયેલું છે. તેમાં સીઝન પ્રમાણે મજૂરો રોકવામાં આવે છે, વાર્ષિક ધંધો આશરે રૂ ૩૨૫૦૦નો થાય છે.

## માતર : ન્યુ જિનિંગ ફેક્ટરી

ઠે. માતર સ્થાપના : ૧૯૫૦. વાર્ષિક ૯૦૦થી ૧૦૦૦ રૂની ગાંસડીઓ તૈયાર કરે છે. તે અંગે ૪૭-૫૨ હો. પા નું રસ્ટન ઓઈલ એંજિન અને ૧૨ ચરખા છે. કારખાનું સીઝન પૂરતું ત્રણ માસ ચાલે છે. તેમાં કુલ ૨૭ માણસો કામ કરે છે અહીંથી રૂ પેટલાદના જિનમાં જાય છે. ત્યાંથી તે ત્યાંની રાજરત્ન મિલમાં વપરાય છે, કેટલુંક બહાર પણ જાય છે.

## વસો : જનતા રાઈસ એન્ડ પલ્સ મિલ્સ કો.

ઠે. કુંભારવાડો, વસો (તા. નડિયાદ). સ્થાપના : ૧૯૫૦. મકાન પોતીકું છે. ડાંગર ભરડવાનું, તુવેરની દાળ બનાવવાનું લાકડાં વહેરવાનું અને દળવાનું કામ થાય છે. રાઈસ પ્લાન્ટ, પલ્સ પ્લાન્ટ, બેન્ડસૉ મશિન, હલર તથા ઘંટીઓ, ઓઈલ એંજિન વગેરે છે. બધાં મળી આશરે રૂ ૧૬ હજારની કિંમતનાં સાધનો છે. બે માણસો કામ કરે છે. કારખાનું બારે માસ ચાલે છે

વસો અને આજુબાજુનાં ગામોમાં માલ ખપે છે. વાર્ષિક આવક રૂ. ૩થી ૪ હજારની છે.

પૌંઆનું મશિન પણ છે. પરંતુ તેને માટે સરકાર તરફથી લાઈસન્સ મેળવવાની મુશ્કેલી પડતી હોવાથી હાલ તે બંધ રહે છે.

## વસો રાઈસ મિલ્સ એન્ડ આયર્ન વર્ક્સ

ઠે. સ્ટેશનરોડ, વસો સ્થાપના : સંવત ૧૯૯૫. મકાન પોતીકું છે. ડાંગર તથા ઘઉં ભરડવાનું, લાકડાં વહેરવાનું, લેથનું, તેલ કાઢવાનું તથા દળવાનું કામ કરે છે. રાઈસ પ્લાન્ટ હલર, ૪ ઘંટીઓ, ઓઈલ એંજિન લેથ અને ડ્રિલ મશિન, બેન્ડસૉ મશિન, તેલની બે ઘાણી વગેરે મળી આશરે રૂ ૪૭૦૦૦ની કિંમતનાં સાધનો છે. કારખાનું ફેક્ટરી એક્ટ પ્રમાણે નોંધાયેલું છે, તેમાં ૧૦થી ૧૨ મજૂરો કામ કરે છે. તે બારે માસ ચાલે છે.

વસો અને તેની આજુબાજુના ગામડાંઓમાં માલ જાય છે. વાર્ષિક રૂ. ૫થી ૬ હજાર જેટલો ધંધો થાય છે.

પૌંઆનું મશિન છે પણ સરકાર તરફથી લાઈસન્સ મેળવવામાં પડતી મુશ્કેલીને કારણે હાલ ચાલુ નથી

## વાસદ : શ્રી કૃષ્ણ પલ્સ મિલ

સ્થાપના : સંવત ૨૦૦૩. પોતીકું મકાન છે. તુવેર, મગ અને અડદની દાળ બનાવાય છે. તે અંગે રસ્ટન ઓઈલ એંજિન અને દાળ બનાવવાની મશિનરી છે. ૫ મજૂરો કામ કરે છે. તૈયાર થતો માલ અમદાવાદ, મુંબઈ અને સુરત જાય છે. વાર્ષિક રૂ. એક લાખ જેટલી કિંમતનો માલ વેચાય છે.

## સારસા : ધી ન્યુ જિનિંગ ફેક્ટરી

ઠે. સારસા (તા. આણંદ). સ્થાપના : સંવત ૧૯૭૪. પોતીકું મકાન છે. દળવાનું, ખાંડવાનું, કપાસ પીલવાનું. તમાકુની રગો પીલી ફાકી બનાવવાનું. તેલ બનાવવાનું. તથા પૌંઆ બનાવવાનું વગેરે કામ કરવાની વ્યવસ્થા છે તે અંગે ૮ ચરખા, ૨૭-૩૦ હો. પાનું ૧ નેશનલ ઓઈલ એંજિન, ૧ પ્રેસિંગ મશિન, ૨ તેલના ઘાણા, ૧ પૌંઆનું મશિન, ૨ દળવા ખાંડવાની ઘંટીઓ, ૨ રગો પીલવાનાં હલર, ૧ ડાંગર પીલવાનું હલર તથા ઓટોમેટિક ચાળવાના ચારણા વગેરે સાધનો છે. હાલ જિનિંગ કામ થતું નથી. ડાંગર તથા દળવા ખાંડવાનું કામ બારે માસ ચાલે છે કારખાનામાં ૪ મજૂરો છે.

## સારસા : સારસા જિનિંગ એન્ડ ઓઈલ મિલ્સ

ઠે. સારસા (તા. આણંદ). સ્થાપના : સંવત ૧૯૭૬. ભાડાની જમીન ઉપર પોતીકું મકાન છે. કપાસ અને રૂ જુદું પાડવાનું, ડાંગર ખાંડવાનું, પૌંઆ બનાવવાનું, તમાકુની રગો પીલી તેને

કોડી બનાવવાનુ તથા દળવાનુ કામ કરે છે તે અંગે જિનિંગ માટે ૧૦ ચરખા, ૧ પ્રેસિંગ મશિન, ૨૨૮ન ઓઈલ એન્જિન, પૌંઆનુ મશિન, તમાકુની રગો પીલવા તથા ડાંગર માટે હલર્સ, ઈલેકિટ્રક ડાયનેમો વગેરે સાધનો છે કારખાનુ ફેક્ટરી એક્ટ પ્રમાણે નોધાએલુ છે સીઝન પૂરતું જ ચાલે છે તેમા ૧૮ મજૂરો કામ કરે છે વર્ષમા ૨૨૫ ગાસડીઓ રૂ તૈયાર કરે છે

## સેવાલિયા સિમેન્ટ વર્કર્સ, સેવાલિયા

**પરિચય** સિમેન્ટ એ ભારતના મુખ્ય ઉદ્યોગોમાનો એક મહત્વનો ઉદ્યોગ છે તેનો ઉપયોગ વિવિધ પ્રકારે, ખાસ કરીને મકાનો બાધવામા, રસ્તા બનવવામા તથા નદી-નાળાના પુલો બાધવામાં થાય છે આ અગત્યની ચીજ પેદા કરવા માટે મુબઈની 'એસોસિયેટેડ સિમેન્ટ કંપની લિમિટેડ' દેશમા જુદે જુદે સ્થળે કારખાના સ્થાપ્યા છે તે પૈકી જૂના મુબઈ પ્રાતમા તો ફક્ત દ્વારકાનુ એક જ કારખાનુ હતુ એટલે સુરત, વડોદરા તથા અમદાવાદ જેવા ગુજરાતના મોટા મોટા ઔદ્યોગિક શહેરો માટે, અને ગ્રામવિકાસની યોજના માટે પ્રાત બહારના કારખાનાઓ ઉપર આધાર રાખવો પડતો હતો આખરે ઈ સ ૧૯૫૨થી સેવાલિયામા સિમેન્ટનુ કારખાનુ શરૂ કરીને કંપનીએ એ ખોટ પૂરી પાડી છે.

સેવાલિયા ખેડા જિલ્લાના ઠાસરા તાલુકામા આણદ ગોધરા રેલવેલાઈન ઉપર આવેલુ છે કારખાનુ રેલ્વે સ્ટેશનથી થોડે દૂર છે ત્યાથી દસ માઈલ દૂર આવેલા વાડાશિનોર ગામ પાસેના વિસ્તારમા ચૂનાના પથ્થરોની ખાણ છે વધુમા જિલ્લાના જ કપડવણજ તાલુકામા કપડવણજ ગામ પાસેના વિસ્તારમા રાતા પથ્થર (બોકસાઇટ)ની ખાણ છે સિમેન્ટ બનાવવાના આ કાચા માલની સગવડને લક્ષમા લઈને સેવાલિયાનુ સ્થળ પસદ કરવામા આવ્યુ છે ઈ સ ૧૯૪૭થી ત્યા કારખાનું બાધવાનું કામ શરૂ કરી ૧૯૫૨ના એપ્રિલની ૨૭ તારીખે તે વખતના માનનીય ગૃહપ્રધાન અને હાલના મુખ્ય પ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈના શુભ હસ્તે તેનું ઉદ્ઘાટન કરવામા આવેલુ

**મૂડી અને સચાલન** સેવાલિયાના કારખાનાનુ સચાલન એ. સી સી કંપની કરે છે તે પબ્લિક લિમિટેડ કંપની છે તેના ડિરેક્ટરોના બોર્ડમા દેશની નીચેની નામાકિત વ્યક્તિઓનો સમાવેશ થાય છે શેઠશ્રી વરમશી મૂળરાજ ખટાઉ (ચેરમેન), સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, સર ચુનીલાલ વી મહેતા, સર રહેમતુલ્લા એમ ચિનોય શ્રી જે આર ડી તાતા, શ્રી અબાલાલ સારાભાઈ વગેરે **સિમેન્ટ એજન્સીઝ લિમિટેડ** એ આ કંપનીના મેનેજિંગ એજન્ટ તરીકે કામ કરે છે તેમની મુખ્ય વડી કચેરીનુ સરનામુ **નં ૧, કવીન્સ રોડ, મુંબઇ**, એ પ્રમાણે છે કંપનીની મજૂર થયેલી થાપણ રૂપિયા સોળ કરોડની છે તેના શેરોની મૂળ કિમત શેર દીઠ રૂ ૧૦૦ છે પણ બજારમા તેની ઘણી સારી કિંમત અંકાય છે આ કંપનીએ સેવાલિયાના કારખાનામા લગભગ બે



કામદારોના અદ્યતન નિવાસસ્થાનનું એક દૃશ્ય

| નામ | ગામ |
|---|---|
| અચ્છરલાલ જીવણલાલ પરીખ | માતર |
| ગોવિંદલાલ નાથાલાલ પરીખ | માતર |
| ચંદુલાલ શિવલાલ ઠક્કર | કઠોલી |
| છોટાભાઈ ઈશ્વરભાઈ પટેલ | નવાગામ |
| જીવણલાલ જેઠાલાલ શાહ | રઢુ |
| જીવાભાઈ લલ્લુભાઈ પટેલ | અલીન્દ્રા |
| જેઠાલાલ રામજીભાઈ ઠક્કર | કઠોલી |
| ડાહ્યાભાઈ જમનાદાસ પટેલ | કઠોલી |
| ડાહ્યાભાઈ જેઠાભાઈ ઠક્કર | માલાવાડા |
| નગરલાલ હરિલાલ શાહ | માલાવાડા |
| નાથાલાલ હરગોવનદાસ ઠક્કર | કઠોલી |
| પુરુષોત્તમદાસ નારણદાસ ઠક્કર | રઢુ |
| ફૂલચંદ પૂંજાભાઈ શાહ | માલાવાડા |
| મણિલાલ છોટાલાલ પંડિત | માલાવાડા |
| મણિલાલ મગનલાલ ઠક્કર | માલાવાડા |
| મણિલાલ હરિલાલ દેસાઈ | માતર |
| મફતલાલ પુરુષોત્તમદાસ ઠક્કર | રધવાણજ |
| માનસિંગ ફુલાભાઈ ચાવડા | હરિયાળા |
| રતનસિંગ બનાસિંગ રાણા | હરિયાળા |
| રતીલાલ જેઠાલાલ શાહ | માલાવાડા |
| શંકરભાઈ રામભાઈ પટેલ | માલાવાડા |
| શાન્તિલાલ માણેકલાલ શાહ | રઢુ |
| હરિભાઈ મોતીભાઈ પટેલ | નવાગામ |

## વાડાશિનોર તાલુકો

| નામ | ગામ |
|---|---|
| અનંતરાય ચુનીલાલ ત્રિવેદી | વાડાશિનોર |
| અંબાલાલ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| અંબાલાલ વીરચંદ શાહ (વીરચંદ લલ્લુભાઈ શાહની પેઢી) | વાડાશિનોર |
| આદિતરામ બાલકૃષ્ણ ત્રિવેદી, | વાડાશિનોર |
| ઈચ્છાભાઈ ભગવાનદાસ પટેલ | વડદલા |
| ઈન્દ્રવદન શંકરલાલ ત્રિવેદી | વાડાશિનોર |
| ઓચ્છવલાલ અમૃતલાલ શાહ | વાડાશિનોર |
| ઓચ્છવલાલ ગોકળદાસ મોદી (અરવિંદચંદ્ર મંગળદાસની પેઢી વતી) | વાડાશિનોર |
| ઓચ્છવલાલ ચંદુલાલ પરીખ | વાડાશિનોર |
| ઓચ્છવલાલ છોટાલાલ કડકિયા | વાડાશિનોર |
| ઓચ્છવલાલ જેઠાલાલ સુરા | વીરપુર |
| ઓચ્છવલાલ પૂનમચંદ શાહ | જનોડ |
| ઓચ્છવલાલ શંકરલાલ દેસાઈ | વીરપુર |
| કચરાભાઈ લલ્લુભાઈ દેસાઈ | વીરપુર |
| કાન્તિલાલ ઓચ્છવલાલ મોદી (બાબુલાલ કાન્તિલાલની પેઢી વતી) | વાડાશિનોર |
| કાન્તિલાલ ગરબડદાસ પરીખ (છોટાલાલ છગનલાલની પેઢી વતી) | વાડાશિનોર |
| કાન્તિલાલ ગોપાળભાઈ ભટ્ટ (ગોપાળભાઈ રામચંદ્રની પેઢી વતી) | વીરપુર |
| કાન્તિલાલ ચંદુલાલ કડકિયા | વાડાશિનોર |
| કાન્તિલાલ નર્મદાશંકર ત્રિવેદી (નર્મદાશંકર રેવાશંકરની પેઢી વતી) | વાડાશિનોર |
| કાન્તિલાલ બાલાભાઈ સુરા | વીરપુર |
| કાન્તિલાલ મણિલાલ સુરા | વીરપુર |
| કાન્તિલાલ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| કીર્તનલાલ જેઠાલાલ શાહ | જેરોલી |
| કીર્તનલાલ મગનલાલ પરીખ | વાડાશિનોર |
| કીર્તનલાલ લલ્લુભાઈ કડકિયા | વાડાશિનોર |
| કેશવલાલ છોટાલાલ સુરા | વીરપુર |
| કેશવલાલ દામોદરદાસ દફતરી | વાડાશિનોર |
| કેદરલાલ ભોગીલાલ શાહ | વાડાશિનોર |
| કેદરલાલ સોમાભાઈ શાહ | જનોડ |
| ગાંડાલાલ ચુનીલાલ શાહ | કજાપા |
| ચંદુલાલ અમૃતલાલ કડકિયા | વાડાશિનોર |
| ચંદુલાલ અમૃતલાલ ગાંધી | વાડાશિનોર |
| ચંદુલાલ અમૃતલાલ શાહ | વાડાશિનોર |
| ચંદુલાલ ગરબડદાસ શાહ | વાડાશિનોર |
| ચંદુલાલ ચુનીલાલ શેઠ | વીરપુર |
| ચંદુલાલ છગનલાલ કડકિયા | વીરપુર |
| ચંદુલાલ માણેકલાલ | વાડાશિનોર |
| ચંદુલાલ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| ચંદ્રકાન્ત મગનલાલ દેસાઈ | વીરપુર |
| ચિમનલાલ ચુનીલાલ શાહ | વીરપુર |
| ચિમનલાલ છગનલાલ કડકિયા | વાડાશિનોર |
| ચિમનલાલ છોટાલાલ દેસાઈ | વાડાશિનોર |
| ચિમનલાલ છોટાલાલ પરીખ | વાડાશિનોર |
| ચિમનલાલ મગનલાલ પરીખ | વાડાશિનોર |
| ચિમનલાલ મનસુખદાસ સુરા | વાડાશિનોર |
| ચિમનલાલ મોતીભાઈ શાહ | વાડાશિનોર |
| ચિમનલાલ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| ચિમનલાલ વીરચંદ શાહ | વાડાશિનોર |
| ચિમનલાલ શંકરલાલ પરીખ | વાડાશિનોર |
| ચિમનલાલ સાકળચંદ દેસાઈ | વીરપુર |
| ચિમનલાલ સાકળચંદ પરીખ | વાડાશિનોર |
| ચિમનલાલ હરિલાલ દેસાઈ | વીરપુર |
| ચુનીલાલ છોટાલાલ શાહ | વાડાશિનોર |
| ચુનીલાલ મનસુખલાલ દેસાઈ | વીરપુર |
| ચુનીલાલ લખમીચંદ | વાડાશિનોર |
| છબીલદાસ કેદરભાઈ દેસાઈ | વીરપુર |
| છબીલદાસ ચુનીલાલ સુરા | વીરપુર |
| છબીલદાસ નાથજીભાઈ દેસાઈ | વીરપુર |
| છબીલદાસ હરિલાલ દેસાઈ | વીરપુર |

| નામ | ગામ |
|---|---|
| છોટાલાલ અમૃતલાલ દેસાઈ | વીરપુર |
| જગજીવનદાસ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| જયંતીલાલ ભીખાલાલ શાહ | વાડાશિનોર |
| જેચંદભાઈ કેવળદાસ પરીખ | વીરપુર |
| ડાહ્યાભાઈ છોટાભાઈ ગોર (ગોરધનભાઈ છગનલાલ ગોરની પેઢી વતી) | જનોડ |
| ડાહ્યાભાઈ લલ્લુભાઈ પટેલ | વડદલા |
| ડાહ્યાભાઈ હીરાલાલ શાહ | વીરપુર |
| દેવપ્રસાદ સોમેશ્વર ત્રિવેદી | વાડાશિનોર |
| ધનસુખલાલ લલ્લુભાઈ સુરા | વીરપુર |
| ધીરજલાલ આશાભાઈ ત્રિવેદી | વાડાશિનોર |
| નટવરલાલ કેદારનાથ શાહ | પાસરોડા |
| નટવરલાલ ચંદુલાલ કડકિયા | વડદલા |
| નટવરલાલ ચંદુલાલ સુરા | વીરપુર |
| નટવરલાલ પુરુષોત્તમદાસ પરીખ | વાડાશિનોર |
| નટવરલાલ બાલાભાઈ કડકિયા | વીરપુર |
| નટવરલાલ સાકળચંદ મહેતા | વીરપુર |
| નરસિંહદાસ ચુનીલાલ શાહ | સાનેયા |
| નવનીતલાલ કેશવલાલ દેસાઈ | વીરપુર |
| નવનીતલાલ ચંદુલાલ દેસાઈ | વીરપુર |
| નાથાલાલ જેઠાલાલ શાહ | વાડાશિનોર |
| નાથાલાલ મગનલાલ ત્રિવેદી | વીરપુર |
| નાથાલાલ મનસુખલાલ દેસાઈ | વીરપુર |
| પુરુષોત્તમદાસ ભોગીલાલ મહેતા | વીરપુર |
| પૂનમચંદ ચિમનલાલ દેસાઈ | વીરપુર |
| પૂનમચંદ શંકરલાલ દોશી | વાડાશિનોર |
| પ્રાણલાલ બાળકૃષ્ણ ત્રિવેદી | વાડાશિનોર |
| બાબુભાઈ ઓચ્છવલાલ કડકિયા | વાડાશિનોર |
| બાબુભાઈ કેદારદાસ દોશી | વાડાશિનોર |
| બાબુભાઈ ડાહ્યાભાઈ શાહ | કજોપા |
| બાબુભાઈ મણિલાલ સુરા | વીરપુર |
| ભાનુભાઈ સાકળલાલ મોદી | વાડાશિનોર |
| ભાઈલાલભાઈ ચંદુલાલ શાહ | વીરપુર |
| ભીખાલાલ ચંદુલાલ કડકિયા | વાડાશિનોર |
| ભીખાલાલ છોટાલાલ મોદી | વાડાશિનોર |
| મગનલાલ ચંદુલાલ દેસાઈ | વીરપુર |
| મગનલાલ છગનલાલ શાહ | વાડાશિનોર |
| મફતલાલ ભીખાલાલ શાહ | વાડાશિનોર |
| મણિલાલ અમૃતલાલ ત્રિવેદી | વાડાશિનોર |
| મણિલાલ ચંદુલાલ પરીખ | વાડાશિનોર |
| મણિલાલ ચુનીલાલ સુરા | વીરપુર |
| મણિલાલ છોટાલાલ કડકિયા | વાડાશિનોર |
| મણિલાલ મગનલાલ શેઠ | વાડાશિનોર |
| મણિલાલ મૂળજીભાઈ દેસાઈ | વીરપુર |

| નામ | ગામ |
|---|---|
| મણિલાલ વલ્લભદાસ કડકિયા | વાડાશિનોર |
| માણેકલાલ મનસુખલાલ દેસાઈ | વીરપુર |
| માણેકલાલ વીરચંદ શાહ | વાડાશિનોર |
| મોતીલાલ ભોગીલાલ કડકિયા (કીર્તનલાલ હરિલાલ વતી) | વાડાશિનોર |
| મોહનલાલ ગોરધનદાસ શાહ | કજોપા |
| મોહનલાલ છોટાલાલ પરીખ | વાડાશિનોર |
| મોહનલાલ જીવરામ ત્રિવેદી | વાડાશિનોર |
| મોહનલાલ લલ્લુભાઈ શાહ | વાડાશિનોર |
| મોહનલાલ વીરચંદ શાહ | કજોપા |
| રણછોડદાસ મગનલાલ શાહ | પાસરોડા |
| રમણલાલ ચુનીલાલ શાહ | વાડાશિનોર |
| રમણલાલ ચુનીલાલ સુરા | વીરપુર |
| રમણલાલ છોટાલાલ કડકિયા | વીરપુર |
| રમણલાલ છોટાલાલ મોદી | વાડાશિનોર |
| રમણલાલ છોટાલાલ શેઠ (ગજેન્દ્રકુમાર ચિમનલાલની પેઢી વતી) | વાડાશિનોર |
| રમણલાલ પુરુષોત્તમદાસ સુરા | વીરપુર |
| રમણલાલ મગનલાલ કડકિયા | વાડાશિનોર |
| રમણલાલ મનસુખરામ દેસાઈ | વીરપુર |
| રમણલાલ લલ્લુભાઈ દેસાઈ | વીરપુર |
| લલ્લુભાઈ અમૃતલાલ દેસાઈ | વાડાશિનોર |
| લલ્લુભાઈ છોટાભાઈ પરીખ | વાડાશિનોર |
| વલ્લભદાસ ચિમનલાલ દેસાઈ | વાડાશિનોર |
| વલ્લભદાસ નાથજીભાઈ ગાંધી | વાડાશિનોર |
| વાડીલાલ ઓચ્છવલાલ શાહ | વાડાશિનોર |
| વાડીલાલ શંકરલાલ કડકિયા | વીરપુર |
| વિનુભાઈ ચંદુલાલ શાહ | વાડાશિનોર |
| વીરચંદ ફૂલચંદ શાહ | કજોપા |
| શંકરલાલ ચુનીલાલ ભટ્ટ | વાડાશિનોર |
| શંકરલાલ છોટાલાલ ત્રિવેદી | વાડાશિનોર |
| શંકરલાલ જગજીવનદાસ ત્રિવેદી | વાડાશિનોર |
| શંકરલાલ દલસુખભાઈ મહેતા | વીરપુર |
| શંકરલાલ ભૂરાજીભાઈ ગાંધી | વીરપુર |
| શંકરલાલ રણછોડદાસ શાહ | જનોડ |
| શંકરલાલ સાકળચંદ ગાંધી | વીરપુર |
| શાંતિલાલ ઈશ્વરલાલ ત્રિવેદી | વાડાશિનોર |
| શાંતિલાલ ચંદુલાલ શાહ | વાડાશિનોર |
| શાંતિલાલ મનસુખલાલ દેસાઈ | વીરપુર |
| શાંતિલાલ સોમચંદ શાહ | વીરપુર |
| શાંતિલાલ સોમાલાલ શાહ | જનોડ |
| સાકળચંદ ચુનીલાલ પરીખ | વાડાશિનોર |
| સાકળચંદ લક્ષ્મીચંદ શાહ | વીરપુર |
| સાકળલાલ છગનલાલ દેસાઈ | વાડાશિનોર |

સાકળચંદ લલ્લુભાઈ શાહ — વાડાસિનોર
સોમચંદ મનસુખલાલ સુરા — વીરપુર
સોમચંદ વીરચંદ દોશી — વાડાસિનોર
સોમાલાલ સાકળચંદ ધરિયા,
(બાબુભાઈ સોમાભાઈની પેઢી વતી) — વાડાસિનોર
સોમેશ્વર છોટાલાલ ત્રિવેદી — વાડાસિનોર
હરગોવિંદદાસ મગનલાલ શાહ — પરબિયા
હીરાલાલ ચંદુલાલ દેસાઇ — વીરપુર
હિંમતલાલ નગીનચંદ શાહ — વાડાસિનોર



# ખંડ સોળમો
# વિદેહ વ્યક્તિઓ

## વિષયપરિચય

જિલ્લાની નોંધપાત્ર વિદેહ વ્યક્તિઓના પરિચય આ ખંડમાં આપ્યા છે જેમને વિષે માહિતી મળી શકી તેમનાને જ સ્થાન આપી શકાયું છે ગોઠવણીનો ક્રમ કક્કાવારી પ્રમાણે છે પરિચયની રજૂઆતમાં કેટલાક સંક્ષેપો વાપર્યા છે તેની સમજૂતી આ નીચે આપી છે

### સંક્ષેપોની સમજ

વ = વતન તા = તાલુકો અથવા તારીખ જ = જન્મ, અ = અવસાન, જ્ઞા = જ્ઞાતિ, શિ = શિક્ષણ, કા = કારકિર્દી, કૃ = કૃતિઓ (પ્રકટ થયેલાં પુસ્તકો), પ્ર = પ્રવૃત્તિઓ

*

**અવિચળદાસ** વ નડિયાદ નડિયાદમાં થયેલા સાહિત્યકારોમાંના એક જૂના કવિ આરણ્યકપર્વ ૭૦૭૦ કડીનું વિસ્તૃત કાવ્ય અને ભાગવત ષષ્ઠ સ્કંધ જેવી તેમની કૃતિઓ પ્રસિદ્ધ છે

**અંબાલાલ બુલાખીરામ જાની** વ નડિયાદ જ તા ૧૮-૧૦-૧૮૮૦ અ તા ૨૮-૩-૧૯૪૨ જ્ઞા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક અને માધ્યમિક નડિયાદ અને અમદાવાદમાં કૉલેજ કેળવણી મુંબઈ અને જૂનાગઢમાં લઈ ૧૯૦૭માં બી એ થયા કા ૧૯૦૭માં મુંબઈમાં પનાલાલ હાઈસ્કૂલમાં શિક્ષક ૧૯૦૯થી ગુજરાતી પત્રના સહતંત્રી થયા સમાલોચક ત્રિમાસિકના તંત્રીમંડળમાં જોડાયા અને પછીથી સહતંત્રી બન્યા અને પત્ર માસિક બન્યું ફાર્બસ સભાના મદદનીશ મંત્રી તરીકે કામ કર્યું પ્ર સંશોધનના શોખીન શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સ્થાપેલા શ્રેય સાધક મંડળમાં અધિકારીપદ પ્રાપ્ત કર્યું હતું કૃ અખો ભક્ત અને તેની કવિતા, નાકર ચરિત, સુદામા ચરિત્ર વિવેચન પ્રેમાનંદના નાટકો, સુભદ્રા હરણનું સંશોધન, ભોજ અને કાળીદાસ વગેરે

**અંબાલાલ સાકરલાલ દેસાઈ** વ અલીણા, તા નડિયાદ. જ ૧૮૪૪ જ્ઞા બ્રહ્મક્ષત્રી શિ અમદાવાદમાં અને ૧૮૬૪માં મુંબઈ જઈ મેટ્રિકની પરીક્ષા સારા નંબરે પાસ કરી ૧૮૬૭માં એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી એ થયા ૧૮૬૯ની સાલમાં એમ એ (ફર્સ્ટ ક્લાસ) અને એલ એલ બી બંને પરીક્ષાઓમાં સફળ થયા તેઓ ગુજરાતી હિંદુઓમાંથી પહેલા જ 'ગ્રેજ્યુએટ' હોવાથી 'ગુજરાતી ગ્રેજ્યુએટોના પિતા' કહેવાય છે

કા પ્રથમ સુરતમાં એક વર્ષ રૂ ૧૫૦ના પગારથી ઍક્ટિંગ હેડ માસ્તર તરીકે નિમાયા ત્યાંથી અમદાવાદ હાઈસ્કૂલમાં ઍક્ટિંગ હેડ માસ્તર તરીકે ગયા સાથે સાથે અમદાવાદની જાહેર પ્રવૃત્તિઓમાં પણ અગ્રેસર તરીકે કામ કરતા આ ઉપરાંત તે વખતના 'હિતેચ્છુ' પત્રમાં તેઓ અંગ્રેજી તેમજ ગુજરાતી લેખો લખતા આ અરસામાં જ ગુજરાત કૉલેજ ઇન્સ્ટિટ્યુટ સ્થપાયું, ને તેના તેમને પ્રિન્સિપાલ બનાવવામાં આવ્યા ૧૮૭૫માં નવસારીના ડિસ્ટ્રિક્ટ જજ તરીકે નિમાયા ત્યાંથી કડી પ્રાંતમાં ને પછી વડોદરા ડિસ્ટ્રિક્ટ જજ તરીકે થોડો વખત કામ કર્યા બાદ તેમને વડોદરાના ન્યાય મંદિરના વરિષ્ઠ ન્યાયાધીશની જગા આપવામાં આવી ત્યાંથી તેમને રૂ ૧૫૦૦ના પગારે મુખ્ય ન્યાયાધીશનો માનવંતો હોદ્દો મળ્યો ગાયકવાડે તેમને દીવાનગીરી આપવાની ઇચ્છા દેખાડી હતી પરંતુ નમ્રતાપૂર્વક પોતે એ જગા માટે લાયક નથી એમ તેમણે કહેલું આખરે ૧૮૯ માં તેઓ નિવૃત્ત થયેલા સરકારે તેમને દી બ નો ખિતાબ એનાયત કર્યો હતો નિવૃત્તિનો વખત જાહેર કામોમાં ગાળેલો પ્રથમ જ્ઞાનવર્ધક નામની સભા સ્થાપી 'મદ્યપાન નિષેધક મંડળી'માં જોડાયા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ નિમાયેલા ૧૯૦૨માં અઢારમી રાષ્ટ્રીય કૉંગ્રેસ અમદાવાદના ભરાઈ ત્યારે

સ્વાગત સમિતિના તેઓ પ્રમુખ હતા ૧૯૦૭મા સુરત ખાતે ભરાયેલી ત્રીજી ઔદ્યોગિક રાષ્ટ્રીય પરિષદના પ્રમુખ બનેલા ૧૯૦૫મા ગુજરાત સોસાયટીના હીરક મહોત્સવ પ્રસંગે તથા તેજ વર્ષે રાજકોટમા ભરાયેલી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે નિમાયેલા

૧૯૧૧મા તેમની (બ્રહ્મક્ષત્રિય) જ્ઞાતિની કોન્ફરન્સના પ્રમુખ તરીકે વરણી થઇ હતી ૧૯૧૨મા ગુજરાત કેળવણી મંડળ સ્થાપવાનો પ્રયાસ કરેલો અને તે માટે નાની નાની રકમો મેળવી રૂ ૬૦૦૦નુ ફંડ એકઠુ કર્યું હતુ ૧૯૧૪મા તેમનુ અવસાન થયેલુ તેઓ એ યુગના થયેલા ગુજરાતના જાહેર લોકસેવકોમા અગ્રણી જેવા હતા

**ઈબ્રાહીમ કરીમભાઈ માસ્તર** વ ઉમરેઠ, તા આણંદ જ તા ૧૪-૮-૧૮૦૫ અવસાન તા. ૧૬-૬-૧૯૪૫ શિ અમદાવાદ ગુજરાત કોલેજમાથી બી એ (ઓનર્સ) થયેલા લંડન જઇ બાર-એટ-લો પણ થયેલા મ રાજકોટ અને મુબઇમા બારિસ્ટર તરીકે અને પછી બોરસદ, ખેડા, નડિયાદ, ઉમરેઠ, દાહોદ ગોધરા અને ફરી બોરસદ એમ જુદા જુદા સ્થળોએ ગવર્નમેન્ટ જ્યુડિશિયલ ડિપાર્ટમેન્ટમા સિવિલ જજ તરીકે નોકરી કરેલી

**ઈસ્માઈલ મુમાજી** વ વડોદ, તા આણંદ જ્ઞા સુન્ની વહોરા પ્ર અસહકારની ચળવળમા સક્રિય ભાગ લીધો હતો. ઈ સ ૧૯૨૧ની લડતમા તારની લાઇન કાપવામા સરકારે તેમને કેદ કર્યા હતા ભરયુવાન વયે ઐતિહાસિક ખ્યાતિ સાથે તેમનુ અવસાન થયેલુ

**ઉત્તમલાલ લલ્લુભાઈ શાહ** વ ઉમરેઠ તા આણંદ. અવસાન તા ૩૦-૬-૦૭ શિ બી એ. એલ એલ બી કા એક આગેવાન વકીલ હતા મુબઈમા પ્રેક્ટિસ કરતા હતા રોમન લોમા એ નિષ્ણાત હતા અને તેને માટે તેમને ઈનામ મળ્યુ હતુ આણંદની ચરોતર એજ્યુ સોસાયટીના સભ્ય હતા

**કહાન કવિ** વ ઉમરેઠ આ કવિએ ૩૩ કડવાનુ ઓખા હરણ નામનુ નાનું છતા સુંદર કાવ્ય રચ્યું છે

**કહાનદાસ કેમરજી મહેતુ** વ સામરખા જ ૧૮૧૩ કા ગાન કવિ તરીકે જાણીતા બનેલા વીસ વર્ષની ઉંમરે ભૂજની પાઠશાળામા અભ્યાસ પૂરો કર્યો તેમની કવિતા અને હાજરજવાબીપણાથી ખુશ થઈ ભૂજના દરબારે તેમને રાજ-પાઘડી બંધાવી ભાવનગરના મહારાજા જસવંતસિંહને ત્યા દસ વર્ષ મુસાહિબ તરીકે રહ્યા તેમના પિતાનું મૃત્યુ થતા સામરખા પાછા ફર્યાં ત્યાથી દેવગઢબારિયાના મહારાજાની માગણી થતા દીવાન તરીકે આઠેક વર્ષ ત્યા રહ્યા પાનુ અભિપ્રાયાન હૃદય હોવાથી ત્યાથી નવી સામરખા પાછા આવેલા ૧૮૫૭ના બળવા પછી તેમને બહારવટિયાને મદદ કરવા બદલ પકડવામા આવેલા કહેવાય છે કે તેમણે દેવ અને હરિભાઈ પીરની સ્તુતિ પોકારી જેમા તેઓએ તેમનાં નામેલી અથી ખુશ થઈ તેમને છૂટા કરવામા આવેલા અનેક દરબારો અને ઠાકોરોના પરિચયમા આ કવિ આવેલા અને તેઓને પોતાના કાવ્યોથી ખુશ કરી ઇનામો મેળવેલા સંવત ૧૯૨૫ના વૈશાખ સુદિ ૬ને રોજ તેમણે સમાધી લીધી હતી

**કુબેરભાઈ ગોકળભાઈ પટેલ** વ પોરડા (તા પેટલાદ) કા આફ્રિકામા જઈ સાહસ ખેડી વેપાર કરેલો, તેમજ પોરડા વાસીઓને એ માર્ગે વાળનાર પણ તેઓ જ હતા એમ કહી શકાય ગામમા નવીન શાળાના મકાનના બાંધકામમા રૂ ૧૯થી ૨૦ હજારનુ દાન કરેલુ, તેમજ ૩ વીઘા જમીન પણ શાળા માટે આપેલી તેમનુ આખુ કુટુબ હાલ યુગાન્ડામા મબાલેમા જ રહે છે એમના પુત્રો સુમનભાઇ અને રમણભાઈ મબાલેમા શરાફ એન્ડ કંપની એ નામની પેઢી ચલાવે છે

**કેશવલાલ ફકીરભાઈ પટેલ** વ ખડોલ, તા નડિઆદ જ્ઞા પાટીદાર. જ તા ૨૬-૮-૧૯૦૫ અવસાન તા ૨૨-૩-૧૯૫૦ શિ એમ ટી સી ટી ડી થયેલા મ એક સારા કેળવણીકાર હતા તેમણે શ્રી વસન વિદ્યામંડળની સંસ્થાઓ સ્થાપવા રૂ ૧૫૦૦૦નુ દાન કર્યું હતુ આજે એ સંસ્થાઓ વડે દરામા સારૂ કેળવણીનુ કામ કરે છે

**કેશવલાલ મોતીલાલ વકીલ** વ કઠલાલ જ ૧૮૫૩ અવસાન ૧૯૦૭ જ્ઞા. વાણિયા શિ. ગુજરાતી શાળાનુ ૧૮૭૮મા વકીલાતની સનદ મેળવી કા અમદાવાદમા વકીલાતની શરૂઆત કરી એક બાહોશ, પ્રમાણિક અને ખંતીલા વકીલ તરીકે દેશી તેમજ ગોરા ન્યાયધીશો આગળ પ્રતિષ્ઠા મેળવી પ્ર



ગુજરાત સભા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાત વૈશ્ય સભા, સંસાર સુધારા મંડળ વગેરે સંસ્થાઓમા સક્રિય ભાગ લીધો હતો અમદાવાદ મ્યુનિમાં પણ સેવા આપી હતી અને સતત અઢાર વર્ષ સુધી ઉપપ્રમુખ રહ્યા હતા સાહિત્ય સેવા પણ કરી છે બુદ્ધિ અને રૂઢિની કથાના લેખક હતા એક દૃઢ સંકલ્પવાળા અને વિચારશીલ સંસાર સુધારક, મન, વચન અને કર્મે કરીને સ્વદેશીના હિમાયતી અને સ્થાનિક સ્વરાજ્યના પેપર તરીકે જાણીતા થયા હતા

**કેશવલાલ હરગોવિંદદાસ શેઠ** વ ઉમરેઠ જ ૧૮૮૮. અવસાન ૧૯૪૮ કા અમદાવાદ જઈ ખડાયતા પ્રેસની શરૂઆત કરેલી ખડાયતા મિત્ર નામનુ માસિક શરૂ કરેલુ ખડાયતા કેળવણી મંડળને પગભર બનાવવામા તેઓ એક હતા સ્વ મહા કવિ નાનાલાલના સંસર્ગમા આવ્યા બાદ તેમના જીવન ઘડાયું. રાસ લખેલા રાસ, રસ મંજરી, ફૂલછાબ ટેકરીની સેવા, સ્વદેશ પ્રેમના ગીતો, વગેરે સાહિત્ય તેમણે લખ્યુ છે તેઓ રાસકવિ તરીકે જાણીતા હતા સાહિત્યક્ષેત્રમાં તેઓ કેશવ હ શેઠના નામે જાણીતા હતા. મૃત્યુ પર્યંત ખડાયતા જ્ઞાતિના એક અગ્રણી રહેલા

**કેમરભાઈ ગોપાળભાઈ ત્રિવેદી (આમવેદી)** વ પેટલાદ

અ ૧૯૫૪ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યા પછી જામનગર જઈ સારા વિદ્વાન પાસે સામવેદનો તથા વૈદિક કર્મકાંડનો અભ્યાસ કરેલો સામવેદ કંઠસ્થ હતો સુદર કંઠથી સામવેદ ગાતા અને ગુજરાતમા સામવેદી તરીકે પ્રતિષ્ઠા પામ્યા હતા

**કૃષ્ણદાસ ચિમનલાલ** જ ખંભાત જ ૧૯૧૪ અવસાન ૧૯૪૬ જ્ઞા વાણિયા કા વરોદરા મુબઈના પ્રખ્યાત ઉદ્યોગપતિ, ઝવેરચંદ લક્ષ્મીચંદની પેઢીના સચાલકોમાના એક કુટુબીજન

**ખોડાભાઈ રણછોડભાઈ પટેલ** વ મેલ્જિત્રા તા પેટલાદ ઈ ૧૯૧૯મા આફ્રિકા જઈ સરકારી ટ્રેઝરીની નોકરીમા જોડાયેલા અને છેવટે એજિયન્સને સુપર ક્લાર્કનો જે સૌથી મોટો હોદ્દો મળે તે એમને મળેલો નૈરોબી ખાતે ચરોતરવાસીઓની જાહેર પ્રવૃત્તિઓને વિકસાવવામા ખૂબ જ ફાળો આપેલો વર્ષો સુધી પટેલ બધરહુડના પ્રમુખ રહી એની પ્રવૃત્તિઓને વિકસાવેલી. અનેક પટેલોને સરકારી નોકરીઓ અપાવી આગળ ધપાવવા ખૂબ જ મહત્ત્વનો ફાળો આપેલો એશિયન સિવિલ સર્વિસના તેઓ પ્રમુખ પણ હતા એક જાહેર કાર્યકર પણ હતા ૧૯૫૨મા તેમનુ અવસાન થયેલુ

**ગણપતલાલ દયાશંકર મહેતા** વ ઉમરેઠ, તા આણંદ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ સવત ૧૯૩૯ અ સવત ૧૯૭૨ શિ ઉચ્ચ શિક્ષણ અમદાવાદ, પૂના અને કેમ્બ્રિજ યુનિ ઇંગ્લેંડમા લીધેલુ એલ એ જી એલ ડી સીની ઉપાધી મેળવેલી પૂના ભણતા હતા ત્યારે ત્રણેય વર્ષ દરમ્યાન સરકારી સ્કોલરશિપો મળતી વધુ અભ્યાસ માટે પણ સરકારે સ્કોલરશિપ આપેલી આ ઉપરાત બીજી સ્કોલરશિપો પણ મળતી કોઈ એક વિષયમા પારગતતા મેળવી પ્રથમ નબરે આવવાથી કેમ્બ્રિજ યુનિએ ગોલ્ડ મેડલ આપેલો કેમ્બ્રિજ યુનિમા ખેતીવાડીના વિષયોમા સારા નબરે પાસ થઈ તેઓ કોન્ટિનેન્ટમા ફ્રાન્સ તથા જર્મની ગયેલા ત્યા પેરિસની યુનિએ અને બર્લિનની યુનિએ તેમના જ્ઞાનની ખાસ કદર કરી ડિગ્રીઓ એનાયત કરેલી કા અભ્યાસ પૂરો કરી હિંદ આવતા જ સરકારે ઇમ્પિરિયલ સર્વિસમા દાખલ કરેલા તેઓએ ડેપ્યુટી ડાયરેક્ટર ઓફ એગ્રિકલ્ચર તરીકે યુ પી, નાગપુર તથા મદ્રાસ પ્રેસિડન્સીમા કામ કરેલુ થોડા વર્ષ નોકરી કર્યા બાદ એમના હાથ નીચેના ગોરા અધિકારીઓએ રગભેદનો પ્રશ્ન ઊભો કરી હિંદી અમલદારના હાથ નીચે કામ કરવાની અનિચ્છા દર્શાવેલી આ બાબતનો ઝગડો થયેલો ના વાઈસરોયે તેમને આ બદલ સીમલા મળવા બોલાવેલા અને આ ઝગડાના નિકાલ તરીકે તેમને ખાતાફેર કરવા સૂચના કરેલી, અને રેવન્યુ ખાતામા એટલા જ પગારથી નિમણૂક સ્વીકારવાનો આગ્રહ કરેલો પણ રેવન્યુ ખાતામા દાખલ થવાથી તેમના અભ્યાસના પરિશ્રમનો તથા તેમની દેશ સેવાની ઊંડી ધગશનો કઈ ઉપયોગ થઈ શકશે નહિ એમ લાગવાથી તેઓએ રાજીનામુ આપેલુ થોડો વખત તેમણે પૂના એગ્રિ કોલેજમા પ્રોફેસર તરીકે કામ કરેલુ

તેમની ઈચ્છા હિંદની ખેતીવાડીને વિકસાવવાની હતી તેમના દરેક લેખ અને પ્રવચનોમા તેઓ હિંદના ખેડૂતોને શાસ્ત્રીય ઢબે ખેતી કરવા અનુરોધ કરતા તેઓએ જે લેખો અંગ્રેજીમા લખ્યા હતા તે ખેતી અંગેના બુલેટિનો તરીકે હિંદી સરકારે વારવાર પ્રગટ કરેલા છે ખેતી વિષય સબધી એક મોટો લેખ લખી ભાવનગર સાહિત્ય પરિષદમા ખાસ આમત્રણથી તેઓએ હાજરી આપેલી સદરહુ લેખ સાહિત્ય પરિષદે બીજા લેખો સાથે પ્રગટ કરેલો છે

રગભેદના કારણે સરકારે એમના તરફ જે અણછાજતુ વર્તન દાખવેલુ ને પરિણામે એમને રાજીનામુ આપવુ પડેલુ તે ઘા તેમના હૃદયને ખૂબ ડખેલો પાછળની જિંદગી તેમણે આધ્યાત્મિક પ્રવૃત્તિમા ગાળેલી બેએક વર્ષની સતત સાધનાને અને ૬૩ વર્ષની ઉમરે તેઓ દેવલોક પામેલા

**ગણપતિદાસ પુરુષોત્તમદાસ દેસાઈ** વ નડિયાદ જ્ઞા પાટીદાર અવસાન ૧૯૦૬ શિ મેટ્રિક સુધી કા ૧૯મી સદીના અતમા ને ૨૦મી સદીના પ્રારભમા ઠાસરા તાલુકાની જગલોની જમીનને સાફ કરાવી એમા ઘાસ ઉગાડી ખૂબ મોટુ સાહસ કરનાર એક સાહસિક જમીનદાર સરદાર પટેલ અને શ્રી વિઠ્ઠલભાઈના આ સહાધ્યાયી આ જિલ્લામા થયેલા થોડાક સાહસિકોમાના એક હતા એમણે એ જમાનામા જિન નાખેલુ સને ૧૯૦૫ની અદર નડિયાદમા આજે ખૂબ ખ્યાતિ પામી ચૂકી મિલની ન્યુ શોરોક મિલનો પ્રારભ 'ગણપતિદાસ ન્યુ સ્વદેશી એન્ડ સ્પિનિંગ વીવિંગ મિલ'ને નામે એમણે કરેલો

**ગગાપ્રસાદજી માહેશ્વરજી દવે** વ થામણા તા આણંદ જ્ઞા બાજખેડાવાળ બ્રાહ્મણ કા દુનિયાભરના હીરાના વેપારીઓની ગણતરીમા આવતા, મધ્ય યુગમા આ જિલ્લામા થયેલા, એક નામાંકિત વેપારી વિંધ્ય પ્રાંતમા બુંદેલખડ, જેનુ વર્ણન પુરાણોમા દશારણ્ય દેશને નામે કર્યુ છે, ત્યા તેની મધ્યમા આવેલા પન્ના નગરમા, જે પદ્માવતીપૂરી પણ કહેવાય છે, ત્યા તેમને હીરાની ખાણો મળી આવેલી કહેવાય છે તેમણે પન્ના, સાગર, અને થામણામા હવેલીઓ બધાવેલી છે તેમના વિષે કહેવાય છે કે તેઓ રોજ નિયમિત સવા મણ લોટની રોટલી કરાવી ગરીબોને પોતાને હાથે વહેચતા એમના વિષે બીજી પણ કથની છે કે પોતાના પુત્રોને સ્નાન સધ્યાની ખાસ સગવડ ખાતર પોતાની થામણાવાળી હવેલી આગળ શેઢી નદીમાથી પાણી નહેર કઢાવેલી, જે તેમની હવેલીની અટારીથી બરાબર નીચેથી પસાર થતી આજે એ નહેર નથી પણ એના ચિહ્નો સ્પષ્ટ જણાય છે લોકો એ નહેરને આજે સૂધીર નદી કે નવી નદીના નામે ઓળખે છે

**ગિરધરદાસ વિહારીદાસ દેસાઈ ઉર્ફે લાલાસાહેબ** વ નડિયાદ. જ્ઞા પાટીદાર શિ મેટ્રિક અને ત્યાર બાદ મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા પ્રથમ વર્ષ કા નડિયાદ મ્યુનિસિપાલિટીના વર્ષો સુધી સભ્ય અને પ્રમુખ રહેલા નડિયાદ મ્યુનિ શાળા

કર્યો હતો. લઘુરાજ મહારાજના પચત્વગમન બાદ આશ્રમની ગાદી સભાળતા, અને ઐાવીસે કલાક ધર્મોપદેશ અને સત્સંગ કર્યા કરતા તેઓને તત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ હતો 'નિત્યક્રમ,' 'આઠ દૃષ્ટિની સજ્ઝાય', 'જ્ઞાનમજરી', 'સહજસુખ સાધન', 'તત્વજ્ઞાન તરગિણી', 'સ્મારક ગ્રંથ', 'મોક્ષમાળા–ભા ૨' વગેરે ૨૦–૨૫ ધાર્મિક ગ્રંથો લખ્યા છે અને રાજચદ્ર ઓના સાહિત્યને વિકસાવ્યુ છે તેમના સ્મારક માટે રૂ ૫૦,૦૦૦ના દાન મળેલા છે

**ગોવર્ધનદાસ કાળીદાસ વોરા** વ નડિયાદ અવસાન ૧૯૩૩ જ્ઞા વાણિયા શિ ગુજરાતી ચોથા ધોરણ સુધી કા તમાકુ અને ગામડી કાપડની દુકાની પેટલાદમા પછીથી એક પેઢી ખોલેલી તેઓ વેપાર માટે બગાળ પણ જઈ આવ્યા હતા પ્ર લોકસેવા તેમણે તેમના સદ્ગત ભાઈ છોટાલાલ તથા શેઠ ભોગીલાલ હરિભાઈ તથા વોરા સોમચદ મોતીચદ વગેરેએ મળી નડિયાદમા ધર્મ અને નીતિની પરીક્ષાના વર્ગ ખોલી તેની પરીક્ષા કાઢેલી

**ગોવર્ધનદાસ હરગોવિંદદાસ પારેખ** વ માતર જ ૧૮૬૦ અવસાન ૧૯૨૮ જ્ઞા વાણિયા કા શરાફી પાછળથી અમદાવાદના જાણીતા મિલ માલિક શેઠ મગળદાસ ગિરધરદાસના ભાગમા કોલિયરીનો ધધો લગભગ સને ૧૯૦૭ની સાલમા શરૂ કર્યો પાછળથી તેઓએ શેઠ મગળદાસથી છૂટા થઈ પોતાનો કોલસાનો સ્વતત્ર વેપાર કર્યો તેમા સારી આવક થયેલી પરતુ પાછળથી ભારે ખોટ આવેલી નડિયાદ મ્યુનિના મેમ્બર હતા તેમજ સ્કૂલ કમિટીના ચેરમેન હતા છપ્પનના કાળ વખતે તેમના તરફથી ગરીબ અને પીડિત લોકોને કપડા અને દાણાની સારી મદદ મળી હતી

**ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી** વ નડિયાદ જ તા ૨૦-૧૦-૧૮૫૫ અ તા ૪ ૧-૧૯૦૭ જ્ઞા નાગર બ્રાહ્મણ શિ નાનપણમા કાશીથી આવેલા એક નાગર બ્રાહ્મણ બુધેશ્વર મુનીમાવની અસર પ્રાથમિક શિક્ષણ મુબઈમા માધ્યમિક શિક્ષણ નડિયાદમા અને મુબઈની એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમા મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમાથી ૧૮૭૫મા બી એ અને તે પછી ૧૮૮૩મા એલ એલ બી થયેલા મ ચરોતર નહિ પણ સારુયે ગુજરાત જેને માટે ગૌરવ લે છે તે 'સરસ્વતીચદ્ર' નામની સુપ્રસિદ્ધ નવલકથાના લેખક ગાયકવાડમા સતારો રૂપિયના પગારથી ભાવનગરમા ખાનગી સેક્રેટરી ૧૮૮૦મા મુબઈ હાઈકોર્ટમા વકીલાત શરૂ કરી ૧૮૮૯મા હાઈકોર્ટ તરફથી લેવાતી વકીલોની પરીક્ષામા પરીક્ષક ૧૮૯૦મા મેટ્રિકમા ગુજરાતીના પરીક્ષક ૧૮૯૧મા મુબઈ યુનિવર્સિટીના ફેલો નિમાયા ૧૮૯૮મા પૂર્વ નિશ્ચિત નિયમાનુસાર વકીલાતમાથી નિવૃત્તિ લીધી ૧૯૦૨મા પ્રો ટી કે ગજ્જર સાથે મેળી ૧૯૦૬મા નડિયાદના ડહીલક્ષ્મી પુસ્તકાલયના પ્રમુખ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રથમ અધિવેશનના પ્રમુખ નડિયાદના સાક્ષરરત્નોમા સૌથી મોખરાના સાક્ષર તરીકે જાણીતા નડિયાદના લાડીલા જીવનના પણ આરભકાળના અમારી પુરો વ્યાખ્યાતા.

East and West સામયિકમા લેખન પછળની ઉમરે યોગ અભ્યાસ તરફ ચિત્તવૃત્તિ

કૃ સસ્કૃત हृदयरंगितशतक; विधिकुण्ठित ગુજરાતી સ્નેહમુદ્રા, સરસ્વતીચદ્ર ભાગ ૧, ૨, ૩, ૪, દયારામના અક્ષરદેહ લીલાવતી જીવનકલા, સાક્ષર જીવન, નવલરામ જીવનકથા અગ્રેજી Classical Poets of Gujarat

**ગોવિંદભાઈ રણછોડભાઈ પટેલ** વ ધર્મજ (તા પેટલાદ) જ્ઞા પાટીદાર ચચત પ્રારભમા પરદેશ ખાતે નીકળનારા ચરોતરવાસીઓમાના તેઓ એક હતા ૧૮૧૧મા એડન ખાતે જઈને એમણે હરિભાઈ ગોવિંદભાઈની પેઢીના નામે તમાકુનો વેપાર શરૂ કર્યો અને આગળ જતા પછી એ જ પેઢી રામભાઈ ગોવિંદભાઈ પટેલની પેઢીના નામે ચાલતી હતી ગોવિંદભાઈ ૧૮૨૧મા રિટાયર થઈ દેશમા પાછા આવ્યા પરતુ એમના પરદેશ ગમને આખા કુટુંબને પરદેશ તરફ વાળ્યુ આજે એમના દીકરા શ્રી છોટાભાઈ એડનમા નોકરી કરે છે, બીજા પુત્ર શ્રી મણિભાઈ નડિયાદ ખાતે રેલવેમા નોકરી કરે છે, ત્રીજા શ્રી ચુનીભાઈ યુગાન્ડામા કોટન બાયરનુ કામ કરે છે, જ્યારે ચોથા શ્રી ગોરધનભાઈ કપાલામા વેપાર ચલાવે છે, પાચમા શ્રી ડાહ્યાભાઈ જીજામા ઈદ્રસિંગ મિલની કપનીમા નોકરી કરે છે અને છઠ્ઠા પુત્ર શ્રી રતિલાલ કપાલામા ફેન્સી કાપડને રૂપમ સ્ટોર ચલાવે છે

**ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ** વ નડિયાદ જન્મ ઈ સ ૧૮૬૫ જ્ઞા પાટીદાર શિ આકલાવ અને નડિયાદમા અભ્યાસ પૂરો કરી કોલેજ શિક્ષણ મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા લીધુ હતુ ૧૮૮૬મા બી એ ૧૮૮૮મા એલ એલ બી 'ઇંગ્લેન્ડમા નવલકથાની ઉત્પત્તિ અને પ્રગતિ તથા 'રિચર્ડ કોબ્ડનના કાર્ય અને પરિણામ' વિષયો પર નિબધ લખી ઈનામ મેળવ્યા હતા કા ઈ સ ૧૮૮૯મા વડોદરા રાજ્યમા મુન્સફ તરીકે જોડાઈ કારકિર્દીનો પ્રારભ પછી નાયબ દીવાન અને કામ ચલાઉ દીવાન થયા વડોદરા રાજ્યમા ૪૦ વર્ષ નોકરી પોલીસ કમિશ્નર, વસ્તીગણત્રીના સુપ્રિન્ટેન્ડન્ટ, સરસૂબા કાઉન્સિલના સભ્ય આ બધા હોદ્દાઓ તેમણે સભાળ્યા હતા સરકારે તેમને રાવબહાદુરનો ખિતાબ આપ્યો હતો કૃ વડોદરા રાજ્યમા ૪૦ વર્ષ જિન્દગીનુ સાફલ્ય ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ, વડોદરા રાજ્ય સર્વસગ્રહ ભા ૧ ૨–૩–૪ વગેરે લગભગ સોળ પુસ્તકો લખ્યા છે

**ચતુરભાઈ ગગાદાસ પટેલ** વ ઉત્તરસડા તા નડિયાદ જ્ઞા પાટીદાર કા સને ૧૮૮૬મા જમીન ગિરો રાખી અમદાવાદમા કારખાનુ શરૂ કર્યું પણ તે વખતે મિલોમા પરદેશી માલ વપરાતો હોઈ તેમનો ધધો ખાસ ચાલતો નહિ પણ પાછળથી સારા મિલો મળતા તેમની લાગવગથી મિલોના ઓર્ડર મળવા લાગ્યા તેમના એક મિત્ર મનસુખરામનો મુબઈ મિલ બાધવાનો વિચાર થતા તેમને મુબઈ બોલાવ્યા પણ ત્યા તેમને શ્રી મફતલાલ શેઠે રોકી લઈ ચાર જણાની ભાગીદારીમા મિલ શરૂ કરવાનુ નક્કી કરાવ્યુ શેરોક મિલના શેર ભરાવી મિલની

શરૂઆત થઈ તેવામાં જ તેમને વિલાયત જવાનુ થવાથી બે દીકરા કમિશન કરાવી મિલની ભાગીદારીમાંથી છૂટા થયા વિલાયત જઈ સી માસ્ટર એન્ડ કંપનીના નામથી કટપીસ કાપડનો વેપાર શરૂ કર્યો સાથે સાથે તેઓ જરૂરી માલના ઓર્ડર પ્રમાણે માલ મોકલતા હતા અવસાન પહેલા તેમણે જણાવેલુ કે મારા અવસાન પછી આઠ–દસ હજાર રૂપિયા લોકકલ્યાણ અર્થે વાપરશો આ વાતનો ખ્યાલ રાખી તેમના દીકરા ભીખાભાઈ જેઓ મુંબઈમા સિન્થેટિક સોડાનુ કારખાનુ ધરાવે છે તેમણે રૂ ૫૦ હજારનુ દાન કર્યું આ દાનની શરૂઆતથી ચરોતર મેડિકલ રીલિફ સોસાયટી એન્ડ ચતુરભાઈ નગાદાસ જનરલ હૉસ્પિટલ–ઉત્તરસંડ નો પાયો નખાયો.

**ચતુર્ભુજભાઈ ઝવેરભાઈ અમીન** વ વીરસદ (તા બોરસદ) જ્ઞા પાટીદાર જ ૧૮૮૨ અવસાન ૧૯૩૨. શિ વીરસદમા સાત ધોરણ ગુજરાતી અને છ ધોરણ અંગ્રેજી ભારતના મુક્તિ સંગ્રામના ક્રાંતિકારી યુગના આ જિલ્લાના એક હિંસક ક્રાંતિમા માનનારા નિર્ભય ક્રાંતિકાર અંગ્રેજ અધિકારીઓને મારી દેશમા સ્વરાજ્ય સ્થાપિત કરવાના મનોરથો સેવેલા મોટા ભાઈ ગોવિંદભાઈ વેપાર અર્થે ઇંગ્લેંડ હતા એમની પાસે રિવોલ્વરો મંગાવેલી એ રિવોલ્વરો જેટલા જ બાઈબલો ખરીદી એના પૂંઠામા રિવોલ્વરો પેક કરી ગોવિંદભાઈએ ચતુર્ભુજભાઈ પાસે મોકલેલી આ રિવોલ્વરો ચતુર્ભુજભાઈએ પોતાના ક્રાંતિકારી સાથીદારોમા વહેંચેલી એમાની એકથી નાસિકના કલેક્ટરનુ ખૂન પણ થયેલુ ચતુર્ભુજભાઈ પકડાયેલા કેસમા છૂટી ગયેલા ૧૯૩૦મા અસહકારની લડતના વીરસદમા એક આગેવાન હતા જેલમા ગયેલા ક્ષય રોગ લાગુ થતા ૧૯૩૨મા અવસાન થયેલુ વીરસદ ગામમા મૂળ એમના પિતાશ્રી ઝવેરભાઈએ પોતાના ખર્ચે અંગ્રેજી શાળા શરૂ કરેલી પાછળથી બીજેથી મદદ લાવી ચતુર્ભુજભાઈએ તે નભાવેલી

**ચંદુલાલ ત્રિભોવનદાસ પરીખ ભાગ્યોદીવાળા** જ સંવત ૧૯૪૩ અ તા ૯—૧૦—૧૯૪૨ જ્ઞા દશા ખડાયતા વ નડિયાદ શિ નડિયાદમા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરુ કર્યા બાદ ઈજનેરી જ્ઞાન મેળવેલુ કા પ્રથમ નડિયાદમા ઇંગ્લિશ સ્કૂલના ચિત્રશિક્ષક તરીકે નોકરીમા જોડાયા ૧૯૦૮મા નડિયાદની જૂની મિલમા ઇજનેર તરીકે જોડાયા ૧૯૧૬મા મુંબઈ ખાતે ભાઈ ચીમનલાલની સાથે ચંદુલાલ ટી પરીખને નામે મિલ–જિન સ્ટોર્સનો વેપાર શરૂ કર્યો ઉત્તરોત્તર એ ધંધાને અનેક મોટી કંપનીઓની એજન્સીઓ વગેરે દ્વારા પુરુષાર્થપૂર્વક ખૂબ જ વધાર્યો મોટી ઓઇલ કંપનીઓ અને આઇ. સી આઈ કેમિકલ્સ કંપનીના એજન્ટ બન્યા ઉત્તરોત્તર ૩૦ જેટલી પેઢીની શાખાઓ કરી મુખ્યત્વે હૈદરાબાદ રાજ્યમા પણ શાખ મેળ.

નડિયાદના અનેક પ્રવૃત્તિઓના એક દાતા હતા રૈયતને નજરના એક દાતા નડિયાદમા એમના સ્મારકમા અમૃતલાલ પંડ્યા હૉસ્પિટલ સ્થપાઈ છે નડિયાદની રેડ ક્રોસ સોસાયટીમા એમના કુટુંબે રૂ ૭૫ હજારનુ દાન આપેલુ છે સ્વ ભિક્ષુ અખંડાનંદજીના એક નિકટના અંતેવાસી ને ભક્ત હતા ચંદુલાલ ટી પરીખના નામની મુંબઈમા મિલ–જિન સ્ટોર્સનો વેપાર કરતી એક આગેવાન પેઢી એમના ભાઈ ચીમનભાઈ અને પુત્ર રમણલાલ ચલાવે છે તેનુ સરનામુ ચંદુલાલ ટી પરીખ, ૨૯૯, સેન્ડહર્સ્ટ રેડ, મુંબઈ ૪

**ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા** વ નડિયાદ જ ૧૮૮૪ અવસાન ૧૯૩૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ નડિયાદમાથી ૧૯૦૦મા મૅટ્રિક કૉલેજ કેળવણી મુંબઈમા એલ્ફિન્સ્ટન કૉલેજ તથા જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજમા ૧૯૦૬મા બી એ, ૧૯૧૩મા એલ એલ બી થયેલા મ અભ્યાસકાળ દરમ્યાન ૧૯૦૫મા સમાલોચક ત્રિમાસિકનુ તંત્ર સંભાળેલુ ત્યાર બાદ વસંત, સુંદરી સુબોધ, ગુજરાતી, પ્રજાબંધુ, મુંબઈ સમાચાર, હિન્દુસ્તાન, વગેરેમા શિષ્ટ અને સંસ્કારી લેખો લખતા આ સાથે મુંબઈમા વકીલાત કરતા ૧૯૦૭થી ૧૯૧૪ સુધી રાજકીય ચળવળમા ભાગ લીધેલો અંગ્રેજી પાંચમા ધોરણમા હતા ત્યારથી નાટકો અને કવિતાની રચના શરૂ કરેલી એક સારા વક્તા હતા સભાઓમા, પ્રેમીઓની સભાઓમા, તથા એનિબીસેન્ટની હોમરૂલ લીગની ચળવળમા તેઓ ભાષણો આપતા નડિયાદ ડાહીલક્ષ્મી પુસ્તકાલયમા વ્યાખ્યાનો આપતા નડિયાદમા થયેલા સંમેલનોમાના એક મંત્રી કૃ સ્નેહાંકુર, પાંચ પ્રેમકથાઓ, ગ્રંથકુસુમાંજલિ, પંડિત ગુરુદત્ત વિદ્યાર્થીનુ જીવનચરિત્ર

**ચીમનલાલ ગિરધરલાલ શેઠ** વ ખંભાત, અવસાન ૧૯૩૬મા જ્ઞા વણિક કા વડોદરાની શરાફી પેઢી અને તેની શાખાઓનો કુનેહભરી રીતે વહીવટ કરી શ્રીમંત ગાયકવાડનો પ્રેમ સંપાદન કરતા સયાજીરાવે તેમની ઝવેરચંદ લક્ષ્મીચંદની જાણીતી પેઢીને રાજરત્ન અને ચીમનલાલને રાજમિત્રનો માનવંતો ખિતાબ આપેલો ફેડરેશન ઑફ ઇંડિયન ચેમ્બર્સ એન્ડ ઇન્ડસ્ટ્રીઝની કારોબારીના સભ્ય હતા એમના ચાર પુત્રો, શ્રી ઇશ્વરલાલ, શ્રી ચતુર્ભુજદાસ, શ્રી રમણલાલ તથા શ્રી કૃષ્ણલાલ મુંબઈમા મોટો વેપાર કરે છે તેમનુ સરનામુ ક્રિષ્ના કૉરપોરેશન, ૧૭ બી એલ્ફિન્સ્ટન સર્કલ, દેના બેંક બિલ્ડિંગ, ફોન નં ૨૨૪૪૯ કોટ, મુંબઈ ૧ તેમની વડોદરા ઑફિસ ઝવેરચંદ લક્ષ્મીચંદ, વડોદરા.

**ચીમનલાલ છગનલાલ શાહ** વ વડેરા (તા આણંદ) જ ૧૯૧૧ અ તા ૭ ૩–૫૧ જ્ઞા વાણિયા



કા ગાંધી યુગની છાયા હેઠળ બાળપણથી જ આવીને સાચા ગાંધીવાદી બનેલા એક યુવાન ૧૯૨૭ના રેલસંકટ વખતથી જાહેર જીવનમાં આવી જ રેલ તથા લડતોના સાચા સિપાહી માત્ર બે રૂપિયા ભર ખડું નમ્રભાવે જીવન ગાળનારા આ નરવીર ને ગૌરવથી પુરુષ માનેલી પ્રભુને કરેલી કૃપા સિવાય બીજી કોઈ પણ દયા ન લેતી તેવા દૃઢ નિશ્ચયી, અને ૧૯૫૧મા મૃત્યુ

વહોર્યું પણ દવા ન જ લીધી એમને સૌ મહાત્માને નામે ઓળખતા

**ચીમનલાલ ડાહ્યાભાઇ પરીખ** વ કપડવણજ કા 'જયન્ત મેટલ એન્ડ મેન્યુફેક્ચરિંગ વર્કર્સ' ના ભાગીદાર હતા જયન્તભાઇના મૃત્યુ પછી સઘળો બોજો તેમણે ઉપાડી લીધો શ્રી સિદ્ધચક્ર આરાધક સમાજના આશ્રયે રૂ ૬૦૦૦૦ ખર્ચી ધાર્મિક પર્વની ઉજવણી કરાવી 'એન્ટીમની' ધાતુને રીફાઈન કરવાનું શરૂ કર્યું, મીઠાભાઇ ગુલાબચંદ પાંજરાપોળના નવા મકાન માટે રૂ ૨૦૦૦૦નુ દાન કર્યું કબોઈ ધર્મશાળામા રૂ ૧૦૦૦૦ આપ્યા રૂ ૨૫૦૦૦ ખર્ચી ચિંતામણ દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યો, મુબઇની હરકિસન હોસ્પિટલમા રૂ ૧૦૦૦૦ આપેલા લોક કલ્યાણાર્થે દાન કરી 'દાનવીર' તરીકે જાણીતા થયેલા

**ચુનીલાલ અમૃતલાલ પંડ્યા** વ પેટલાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ પેટલાદમા મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલો કા કચ્છ રાજ્યમા નોકરી લઈ ધીમે ધીમે સર ન્યાયાધીશ અને નાયબ દીવાન સુધીના હોદ્દે પહોચેલા કચ્છમા તથા પેટલાદમા સારી પ્રતિષ્ઠા મેળવી હતી

**ચુનીલાલ જેઠાભાઇ મહેતા** વ નડિયાદ જ ઈ સ ૧૮૬૨ અ ઇ સ ૧૯૨૬ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ એલ સી ઇ ની ડિગ્રી પ્રાપ્ત કરેલી કા વડોદરા રાજ્યમા ૨૪ વર્ષ સુધી એકધારી સેવા કરેલી આસિસ્ટન્ટ એકાઉન્ટન્ટ જનરલ થયેલા નડિયાદ આયુર્વેદિક મેડિકલ કોલેજમા પાર્વતી સાયન્સ લાયબ્રેરી માટે રૂ ૮૦૦૦ આપ્યા છે સસ્કૃતના અભ્યાસી હોઈ ધાર્મિક ગ્રથોનુ અધ્યયન સારુ કરેલુ

**ચુનીલાલ તારાચંદ દલાલ** વ નડિયાદ જ ૧૮૬૬ અવસાન ૧૯૨૬ જ્ઞા ખડાયતા વાણિયા શિ નડિયાદ તથા અમદાવાદમા ભણ્યા પછી કોલેજ કેળવણી પૂના એન્જિનિયરિંગ કોલેજમા લીધેલી દરેક વર્ષે પ્રથમ વર્ગમા આવી એલ સી ઇ થયેલા, કા ૧૮૭૫થી ૧૮૮૦ સુધી મહેસુર રાજ્યના એસિસ્ટન્ટ એન્જિનિયર તરીકે નોકરી કરી ૧૮૮૦થી ૧૯૦૫ સુધી એ જ રાજ્યમા મુખ્ય એક્ઝિક્યુટીવ એન્જિનિયર બન્યા રાજ્ય તરફથી રાજ્યસભા ભૂષણનો ઈલ્કાબ મેળવ્યો નિવૃત્તિ બાદ ૧૯૦૫થી ૧૯૦૯ વડોદરા રાજ્યના ચીફ એન્જિનિયર થયા હૈદ્રાબાદના નામદાર નિઝામ સાહેબના આમત્રણને માન આપી એક કરોડ રૂપિયા જેટલી ગજાવર મૂડીની ગડીપેર અને ઉસ્માન સાગરની યોજના તેમણે પાર ઉતારી મહેસુરના મેરિકેનવેના બધારાથી તે દેશભરમા જાણીતા થયા ગુજરાતની તમામ નહેર યોજનાઓ થઇ શકે ને તે કરવાની પ્રાથમિક વૈજ્ઞાનિક તપાસ ઈજનેર તરીકે કરનારા ને આખો કેસ તૈયાર કરનારા ગુજરાતની નહેર યોજનાઓના એ પિતૃ ઈજનેર હતા પ્ર 'ખડાયતા મિત્ર'ની સેવક સમિતિના સભ્ય અને અમદાવાદ ખડાયતા છાત્રાલયના પેટ્રન એમના સ્મારકમા સ્વ ચુનીલાલ તારાચદ ખડાયતા સ્કોલરશિપ છે એમના પુત્ર શ્રી ચીમનલાલ દલાલે તાજેતરમા નડિયાદમા સ્વ ચુનીલાલ તારાચદ દલાલ પ્રાથમિક શાળા ૩૫ હજાર રૂપિયાના ખર્ચે બધાવી છે ખડાયતા જ્ઞાતિ પોતાની જ્ઞાતિના એક મહાપુરુષ તરીકે એમને જાણે છે

**ચુનીલાલ દામોદરદાસ ગાંધી** વ નડિયાદ જ્ઞા વાણિયા જ તા ૮-૮-૧૮૭૪ અ તા ૨-૯-૧૯૨૬, શિ નડિયાદમાથી સને ૧૮૯૪મા મેટ્રિક થઈ વડોદરા કોલેજમા પ્રિવિયસ પાસ કરેલી આર્થિક સ્થિતિને લીધે અભ્યાસ છોડવો પડેલો શિક્ષકના ધધામા પડ્યા પછી એસ ટી કોલેજનો ડિપ્લોમા મેળવ્યો હતો કા મુબઇ સરકારના કેળવણી ખાતામા શિક્ષક તરીકે જોડાયા મોટે ભાગે વતન નડિયાદમા જ નોકરી કરવા ભાગ્યશાળી થયેલા બારેક વર્ષ શિક્ષક તરીકે કામ કર્યા પછી, ખેડા જિલ્લામા આસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નિમાયા પછીથી જિલ્લામા ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે નિમાયા હતા પ્રાથમિક શાળાઓનો વહીવટ જિલ્લા સ્કૂલ બોર્ડને સોપવાનો થતા ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડની પ્રાથમિક શાળાઓના એડમિનિસ્ટ્રેટીવ ઓફિસર નિમાયા હતા પણ આ હોદ્દો સભાળે તે પહેલા સને ૧૯૨૬મા હૃદયરોગથી તેમનુ અવસાન થયુ હતુ ગાધી માસ્તર' તરીકે નડિયાદમા જાણીતા હતા, નાતજાતના ભેદ ભાવ સિવાય હરકોઇને માર્ગદર્શન આપતા જ્ઞાતિમા સુધારાની હિમાયતી હતા ખડાયતા શુભેચ્છક સભા દ્વારા જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકોની મદદ મળે તેવી ગોઠવણ કરવામા સહાયભૂત થયા હતા

**ચુનીલાલ મોતીલાલ તલાટી** વ નડિયાદ જ્ઞા વાણિયા



શિ મેટ્રિક સુધી નડિયાદમા કા પ્રથમ મુબઇમા જી ટી અને સ્ટેશનમાસ્તર તરીકે નોકરી કરેલી ૧૯૨૬મા આફ્રિકા જઈ યુગાન્ડા ખાતે ગયા પણ ત્યા ન ફાવતા મોમ્બાસામા શેલ કપનીમા નોકરીમા રહેલા ૧૯૩૦થી ૩૮ સુધી નૈરોબી બદલી થતા ત્યા રહેલા ૧૯૩૯થી હેદરી ઓઈલ મિલ્સ એન્ડ સોપ ફેક્ટરી લિ' તથા 'મોમ્બાસા પ્રોડ્યુસ એજન્સીઝ લિ' એમ બે મોટી ફેક્ટરીઓમા ભાગીદાર બન્યા, ૧૯૫૩મા અચાનક હૃદય બધ પડતા મોમ્બાસામા જ અવસાન થયુ

**છગનભાઇ સુનદામભાઈ** વ થામણા, તા આણદ બાળકો કાન્તિભાઈ બી એ, બી એસ સી થયા છે ચિતરંજન બી એસ સી થયા છે, જયતીભાઈ સિડનહામ કોલેજ મુબઈમા અભ્યાસ કરે છે, હરીશભાઈ ઝાંઝીબારમા વેપાર સભાળે છે સુશીલાબેન એમ બી બી એસ થઈ નૈરોબીમા પ્રેક્ટિસ કરે છે, કમળાબેન મુબઈમા એમ બી બી એસનો અભ્યાસ કરે છે કા ૧૯૧૮મા આફ્રિકામા ઝાંઝીબાર ખાતે ત્યાના મદ્રેસામા હેડમાસ્તર તરીકે ગયેલા અને ત્રણ વર્ષ બાદ એ ત્યા એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર થયેલા અને પછી ટીચર્સ ટ્રેનિંગ સ્કૂલના પ્રિન્સિપાલ તરીકે નિયુક્ત થયેલા ૧૯૩૪મા નિવૃત્ત થઇ ઝાંઝી

બારમા કાન્તિ સ્ટોરની સ્થાપના કરેલી આજે તે જથાબધ આયાત નિકાસ કરતી ઝાંઝીબાર ખાતેની ચરોતરવાસીઓની પેઢીઓમા સૌથી મોટી પેઢી છે. આ ઉપરાત તેમણે શરૂ કરેલી પટેલ ઓવરસીઝ લિ નામથી એક ઓઈલ મિલ પણ ચાલે છે ઝાંઝીબાર ઇંડિયન એસો ના પ્રમુખ રહેલા, ને તમામ સરકારી કમિટીઓ તથા જાહેર સંસ્થાઓમા પણ હતા ૧૯૪૯મા હાર્ટ ફેલ થતા ઝાંઝીબારમા જ તેમનુ અવસાન થયેલુ

**છગનલાલ ઝવેરદાસ શાહ** જ સને ૧૮૫૫ અ સને ૧૯૩૭ જ્ઞા વાણિયા વતન ઉમરેઠ શિ પહેલા ગામડામા દુકાન ખોલી દિવસે દુકાનમા કામ કરતા અને રાતે અભ્યાસ કરતા પાછળથી તેઓ અમદાવાદ ટ્રેનિંગ કોલેજમા દાખલ થયા અને ત્રણ વર્ષ પછી સિનિયર થયા કા શિક્ષકની નોકરીના છેલ્લા વર્ષોમા એસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નિમાયા હતા તેમણે એ દરમ્યાન શ્રી ભીખાભાઈ જીવાભાઈ પટેલની ભાગીદારીમા એક મિલ ઊભી કરી હતી પણ પાછળથી તેઓએ પાચ કુવા કાપડ મારકિટમા પોતાની સ્વતત્ર કાપડની દુકાન શરૂ કરેલી. પછીથી ગોમતીપુરમા વલ્લભ મિલ ઊભી કરેલી સને ૧૯૨૭ની રેલમા તેમની આખી મિલ ડૂબી ગઈ આથી તેમને ઘણુ નુકસાન થયુ ત્યાર પછી વાઘાવાળા હોઝિયરી ફેક્ટરી નામનુ બીજુ કારખાનુ ઊભુ કરેલુ

**છગનલાલ હરિલાલ પડ્યા** વ નડિયાદ જન્મ ૧૮૫૯ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમા કોલેજ કેળવણી મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા ઈ સ ૧૮૮૦મા બી એ (ઓનર્સ) થયા અને ઇતિહાસમા વધારે ગુણ મેળવી જેમ્સ ટેલર ઈનામ મેળવ્યુ તથા ઇતિહાસ અને અર્થશાસ્ત્રમા પ્રથમ આવ્યા હોઈ ઇગ્લેન્ડનો 'કોબ્ડન ક્લબ મેડલ' મેળવેલો કા એલ્ફિન્સ્ટન કોલેજમા ફેલો રાજકોટ, ભાવનગર અને અમદાવાદ હાઈસ્કૂલમા શિક્ષક ૧૮૯૫મા મુબઈ મ્યુનિ ગુજરાતી શાળાઓના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ૧૮૯૭મા જૂનાગઢના દીવાનની ઓફિસના સુપ્રિન્ટેન્ડન્ટ અને એક્ટિંગ દીવાન ૧૯૧૪મા જૂનાગઢ રાજ્યના કેળવણી ખાતાના વડા ૧૯૨૦મા રાજકોટમા જૂનાગઢ રાજ્યના પ્રતિનિધિ ઈ સ ૧૯૨૯મા નડિયાદ સાહિત્ય પરિષદના અધિવેશન સમયે સ્વાગત મડળના અધ્યક્ષ. કૃ કાદબરી (અનુવાદ) સક્ષિપ્ત કાદબરી એક અપૂર્વ લગ્ન, મનોરજન વાર્તાવલી ભા ૧–૨, વિશુદ્ધ સ્નેહ

**છોટમ કવિ (છોટાલાલ કાળીદાસ ત્રિવેદી)** વ મલાતજ (તા પેટલાદ) જ ઈ સ ૧૮૧૨ અ ઈ સ ૧૮૮૫ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ કા તલાટીની નોકરી સ્વીકારી ગાર્હસ્થ્ય જીવનનો પ્રારભ પરતુ રેવાકિનારે પુરુષોત્તમ નામે સિદ્ધ પુરુષનો સમાગમ થતા સંસારત્યાગી થયા કાવ્યસર્જનમા સારો ફાળો આપ્યો છે કૃ કીર્તનમાળા ત્રણ ભાગ નિત્ય અખડાનદે બહાર પાડેલા પુસ્તકોમા છોટમની વાણી ભા. ૧, ૨, ૩ આ ઉપરાત કેટલીક અપ્રસિદ્ધ કૃતિઓ પણ છે

**છોટાભાઈ બાબરભાઈ પરીખ** વ નડિયાદ જ્ઞા પાટીદાર કા વડોદરા રાજ્યમા નાયબસૂબા હતા છોટાભાઈ બાબરભાઈના નામે નડિયાદમા ધર્મશાળા બધાવેલી નડિયાદમા થિયેટર બધાવેલુ, તથા કંઈ-સેર તળાવના ઓવારા બધાવેલા.

**છોટાભાઈ બાલાભાઈ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા જૈન દશા પોરવાડ જન્મ ૧૮૯૩ અવસાન ૧૯૪૭ શિ ૧૯૧૫મા પૂના એન્જિનિયરિંગ કોલેજમાથી બી ઈ થયા કા ૧૯૧૫થી ૧૯૧૮ સુધી પી ડબલ્યુ ડી ખાતામા આસિ એન્જિનિયર હતા ૧૯૧૮–૧૯૪૭ સુધી મુબઈમા કન્સલ્ટિંગ એન્જિનિયર્સ અને આર્કિટેક્ટ્સની 'કોરા અને ભટ્ટ'ની પેઢી સ્થાપી અને ચલાવેલી આ પેઢી હસ્તક ઘણા શહેરોની ટાઉન પ્લાનિંગ યોજનાઓ થઈ છે મુબઈ અને પરામા જાણીતા કોંગ્રેસી કાર્યકર હતા અને બે વાર જેલવાસ સેવેલો થિયોસોફિકલ સોસાયટીમા સારી સેવા આપેલી તેમના સ્મારક રૂપે બોરીવલીમા 'કોરા ચર્મ કેન્દ્ર' નામની ગ્રામોદ્યોગ સસ્થા ચાલે છે

**છોટાભાઈ બેચરભાઈ પટેલ** વ ડુણાદરા, તા કાસરા



જ્ઞા પાટીદાર જ તા ૧–૪–૧૯૦૮ અ તા ૧૬–૮–૪૨ મ કરમસદમા માધ્યમિક શિક્ષણ લેવા ગયેલા ત્યા દેશસેવાના રગે રગાયેલા ૧૯૩૩મા કાસરા તાલુકા સમિતિના સરમુખત્યાર તરીકે જેલમા ગયા લડતનુ કામ કેટલોક વખત કર્યા બાદ આફ્રિકા ગયા પણ દિલ લડતમા હોવાથી પાછા ફર્યા ૧૯૪૨મા ૯મી ઓગસ્ટે બધા નેતાઓ અને સમિતિના મત્રીઓને પકડવામા આવ્યા એટલે ત્યાર પછી ૧૨મી ઓગસ્ટે ઠેર ઠેર સરઘસો નીકળ્યા તે અરસામા કાસરમા પણ પ્રચડ સરઘસ નીકળ્યુ તે દિવસે સાજે સરઘસ પર લાઠીચાર્જ થયો ફરીથી બીજે દિવસે ૧૩મી ઓગસ્ટે સરઘસ નીકળ્યુ તેમા તેઓ મોખરે હતા તે વખતે પોલીસે ગોળીબાર કર્યો તેમા ત્રણ માણસો મરી ગયા. મામલો ગભીર બન્યો સરઘસ વિખેરાઈ ગયુ માણસો મદિરમા ભરાઈ ગયા પોલીસના માણસોએ ગુમ થયેલા પોલીસોનો પત્તો મેળવવા તેમની મદદ માગી તેથી તે મદિર પાછળ મોચીવાડામા પોલીસો સાથે ગયા ત્યા પાછળથી તેમને ત્રણ ગોળીઓ વાગી અને તે જમીન પર પટકાયા દવાખાનામા ત્રીજે દિવસે તેમનુ મૃત્યુ થયુ આઝાદીની લડતના જિલ્લાના એક વીર શહીદ બન્યા કાસરા તાલુકાએ એમનુ સ્મારક કર્યું છે

**છોટાભાઈ શકરભાઈ પટેલ (સી એમ પટેલ)** વ સુણાવ, તા પેટલાદ જ ૧૮૯૯ અ ૧૯૫૪ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક સુણાવમા, માધ્યમિક કેળવણી નડિયાદ સરકારી હાઈસ્કૂલમા કા ચરોતરમાથી પરદેશમા તેમજ દેશાવર જઈ સાહસ કરી વેપાર-ઉદ્યોગમા પડનારા એક સાહસિક સફળ ઉદ્યોગપતિ, રાષ્ટ્રીય ભાવનાવાળા કાર્યકર હતા જીવનનો પ્રારભ મુબઈમા એક મિલમા વીવિંગ ખાતામા નોકરીથી કર્યો મિલની ચાલમા ને ફૂટપાથ પર સૂઈને દિવસો વીતાવ્યા. થોડુ વીવિંગનુ

કામ શીખી સુણાવ વતનમા જઈ હાથે વણવાની સાળ નાખી કંઇક નાની કંપની શેર ભરાવી કરવાનુ વિચારેલુ ફાવ્યા નહિ આખરે પરદેશ જઈએ તો કંઇક બે પૈસા મળશે વિચરી પરદેશ જવા ઉપડ્યા આફ્રિકામા અનેક ધક્કા ખાઇને નોકરી મેળવી ૩૦ રૂપિયામા મોમ્બાસામા પ્રથમ સુલેમાન વીરજી નામના ખેજા શેઠને ત્યા નોકરીએ રહ્યા પછી ટ્રેઝરીમા રૂ ૬૦ના પગારે નોકરી મળી પછી એક ઇટાલિયન કંપનીમા નોકરી મળી ને ત્યાથી તેની જીજાની ઓફિસે ગયા. યુગાન્ડામા પહોચ્યા પછી થોડો સમય નોકરી કરી શ્રી દસ્તુરના પરિચયમા આવ્યા અને સૌ પ્રથમ જિનરી ઉદ્યોગમા પડવાનુ સાહસ શ્રી એસ વી પટેલ, શ્રી આઇ. વી પટેલ અને શ્રી સી એમ પટેલ સાથે કર્યું એ પછી ચરોતરના અનેક વતનીઓ વેપાર ઉદ્યોગમા પૂર્વ આફ્રિકામા પડ્યા એ પછી તો આફ્રિકામા ખૂબ ધધો વિકસાવ્યો આજે પણ ત્યા એમની જિનરીઓ છે અને એની સભાળ એમના જમાઇ શ્રી સી યુ પટેલ રાખે છે સ્વસ્તિક ઓઇલ મિલના એક ભાગીદાર હતા ૧૯૩૦મા દેશમા આવી અસારવા મિલ ખરીદી ખૂબ સારી રીતે ચલાવી ૧૯૪૬મા ધારાસભાની ચૂટણીઓમા મુબઇમાથી કોંગ્રેસ ટિકિટ ઉપર ચૂટાયેલા ૧૯૫૨મા એસ ટી કોરપોરેશનના ચેરમેન તરીકે એમની વરણી સરકારે કરી અને બહુજ થોડા વખતમા ખૂબ બાહોશીપૂર્વક એનો સુદર વહીવટ કરી બતાવ્યો આ ઉપરાત એમણે આમા લિમિટેડ નામની ફોટોગ્રાફીના સામાનનો વેપાર કરતી, અનેક એજન્સીઓ ધરાવતી મેટી ફર્મ સ્થાપી છે ન્યુ એરા આર્મરી લિમિટેડ નામની કંપનીમા એમનુ મોટુ હિત હતુ એમણે મુબઇની પ્રખ્યાત સ્ટોર પ્રોડક્ટસ અને મધુ કેનિંગની ફેક્ટરીઓ ઊભી કરવામા મહત્ત્વનો ફાળો આપેલો. રત્નાગિરિમા એમના મેંગો પ્લેન્ટેશન્સ પણ છે ૧૯૫૪મા એસ ટી કોરપોરેશનના કામે લંડન ગયા હતા ત્યા હૃદય બધ પડી જતા એમનુ અવસાન થયુ એમના બધા ઔદ્યોગિક અને ધધાદારી સાહસો એમના પુત્રો સભાળે છે તેમનુ સરનામુ કોડાક હાઉસ, ફોર્ટ, મુબઈ

**છોટાલાલ કવિ** વ સરસવણી (તા મહેમદાવાદ) આ કવિ ૧૯મી સદીના અત કાળમા થઈ ગયા એક ભારે જબરા સમાજ સુધારક કવિ હતા આર્યસમાજથી ખૂબજ પ્રભાવિત થયેલા અને તેથી તેમણે તે પથનો ઘણો પ્રચાર કરેલો દેશી નાટક સમાજ કંપની શ્રી ડાહ્યાભાઈ ધોળશાએ કાઢી તેમા એ કવિ તરીકે કામ કરતા હતા અને સતી દ્રૌપદી સતી સીતા, અશ્રુમતિ, ઉમા, સરસ્વતીચદ્ર, વગેરે આકર્ષક નાટકો લખી કવિ અને નાટ્યકાર તરીકે એ જમાનામા ખૂબજ લોકપ્રિય થયા હતા બગભગના કાળમા સ્વદેશી અને રાષ્ટ્રીય ભાવનાની જાગૃતિના પ્રચારમા મહેમદાવાદ તાલુકાના ગામોમા અગત્યનો ફાળો આપેલો

**છોટાલાલ હીરાચદ શાહ** વ કઠલાલ, તા કપડવણજ જ્ઞા વીસા ખડાયતા વાણિયા કા મિલ ઉદ્યોગમા દસ રૂપિયાની કારકુનીથી શરૂઆત કરી ન્યુ માણેકચોક મિલના મેનેજરનો હોદ્દો ભોગવેલો તેઓ અવસાન સમયે ઝવેરી મિલ્સના મેનેજર તરીકે રૂ ૧૧૦૦ મેળવતા હતા આમ અમદાવાદના ઊગતા મિલ ઉદ્યોગને વિકસાવનારાઓમા તેઓ એક હતા ૧૯૧૬થી ૧૯૨૦ સુધી કઠલાલ અંગ્રેજી શાળાના વ્યવસ્થાપક મડળના અધ્યક્ષ તરીકે સેવા આપેલી

**જમનાદાસ છોટાલાલ દાણી** વ આતરસુબા (તા કપડવણજ) જ તા ૨૨-૧૧-૧૮૮૪ અ તા ૧૪-૮-૫૧ શિ પ્રાથમિક શિક્ષણ ચૂણેલમા કા ૧૭ વર્ષની ઉંમરે કોલબો જઈ વેપારી જીવનની શરૂઆત કરી મુબઈ આવી પિતા સાથે ચા અને ગરમ કાપડનો વેપાર ચલાવ્યો તેમા સારી સફળતા મળેલી પ્રારભમા પરદેશ જનારા થોડા કુટુબોમાના એક મહત્ત્વના કુટુબના અગ્રણી હતા જ્ઞાતિ અને સાર્વજનિક પ્રવૃત્તિઓમા રસ લેતા અને આર્થિક મદદ કરતા આતરસુબાની શાળાને સારી આર્થિક મદદ કરેલી મુબઇની સર હરકિશનદાસ હોસ્પિટલને રૂ ૧૦૦૦૧નુ દાન કરેલુ આજે મુબઈમા દાણી કુટુબનો મોટો વેપાર છે તેમનુ સરનામુ દાણી હાઉસ, વી પી રોડ મુબઈ-૪

**જયચદભાઈ કુબેરદાસ દલાલ** વ ખડાલ, તા કપડવણજ જ્ઞા દશા ખડાયતા વાણિયા જ તા ૨૪ ૧ ૧૮૬૮ અ તા ૧ ૧ ૧૯૨૬. શિ નડિયાદ ગવર્મેન્ટ હાઇસ્કૂલમા જ્ઞાતિ તરફથી ને સરકાર તરફથી શિષ્યવૃત્તિઓ મેળવી ૧૮૮૮મા મેટ્રિકની પરીક્ષા પાસ કરી હાઈસ્કૂલમા પ્રથમ નબરે પાસ થવાથી ભક્તિસાહેબ દેસાઈ સ્કોલરશિપ મળેલી ગુજરાત કોલેજ અમદાવાદમા ભણી કેટલીક શિષ્યવૃત્તિઓ મેળવી ૧૮૯૨મા બી એ



થયા તેઓ શ્રી એકવીશ ગામના એકડામા પહેલા અને તેમની જ્ઞાતિમા બીજા ગ્રેજ્યુએટ થયેલા કા સને ૧૮૯૩મા નડિયાદ ગવર્મેન્ટ હાઈસ્કૂલમા રૂ ૪૫ના માસિક પગારથી આસિ શિક્ષક તરીકે જોડાયા, નડિયાદથી સુરત, ભરૂચ, અમદાવાદની પ્રેમચદ રાયચદ ટ્રેનિંગ કોલેજ, અને આર સી હાઈસ્કૂલ વગેરે સ્થળોએ નોકરી કર્યા બાદ અને ૧૯૦૮મા વળી નડિયાદ હાઈસ્કૂલમા હેડમાસ્તર તરીકે ને હોસ્ટેલના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયા તેમના સમયમા સારાયે ગુજરાતમા નડિયાદની હાઈસ્કૂલ શિક્ષણ ને રમતમા પ્રથમ કક્ષાની ગણાવા લાગેલી નડિયાદ પછી ભરૂચ અને તે પછી પાછા અમદાવાદમા રૂ ૬૩૦ના પગારથી નિમાયેલા. ૧૯૨૪મા નોકરીમાથી નિવૃત્તિ લીધી ત્રીસ વર્ષની નોકરી દરમ્યાન એક પણ દિવસ રજા ભોગવી ન હતી એ એમની વિશિષ્ટતા હતી ઇ સ ૧૯૧૧થી ૧૯૧૫ સુધી નડિયાદ મ્યુનિના સભ્ય હતા સ્કૂલ બોર્ડના ચેરમેન તરીકે સેવાઓ આપેલી નિવૃત્તિ બાદ શ્રી ખડાયતા છાત્રાલયના માનદ્ મત્રી તરીકે કામ કરેલુ શ્રી એકવીશ ગામ દશા ખડાયતા વણિક વિદ્યોત્તેજક મડળના આદ્ય સસ્થાપકોમાના એક હતા તેના આજીવન સભ્ય અને મુખ્ય

સુધીનાં લાગટ ૨૫ વરસ એમણે રાષ્ટ્રસેવામાં જ ગાળ્યાં અને જાગીર પાછી મળ્યા પછી તુરતજ તેનો વહીવટ પ્રજાને સોંપી દઈ પોતે પોતાનું ફકીરી જીવન રાષ્ટ્ર ઉદ્ધારની પાછળ ખર્ચ્યું. જીવનના દરેક ક્ષેત્રમાં ત્યાગની ભાવનાનો આદર્શ આચરી બતાવનાર આ ત્યાગી રાજવીના સ્મારકમાં વસોમાં ભવ્ય ટાવર બંધાયું છે.-સૌરાષ્ટ્રમાં અલિયાબાડામાં એક કોલેજ શરૂ થઈ છે, અને બીજી અનેક જગ્યાએ તેમનાં સ્મારકો થયાં છે. તેઓ જીવ્યા ત્યાં સુધી સૌરાષ્ટ્રના રાજકારણના અગ્રગણ્ય સલાહકાર અને શુભેચ્છક તરીકે તેમણે સેવા આપેલી.

**દિલબાવખાન શમશેરખાન કલ્યાણી** : વ : મહુધા, તા. નડિયાદ જ: તા. ૧-૮-'૮૨. અ: તા. ૧૫-૮-૧૯૪૨. શિ: ભરૂચ ગવર્મેંટ હાઈસ્કૂલમાં અને જૂનાગઢ બહાઉદ્દીન કોલેજમાં ભણેલા. કા: મુસ્લિમ કોમમાં ગણ્યાગાંઠ્યા સમાજસેવકોમાંના એક. સરકારી કેળવણી ખાતામાં પરશિયન શિક્ષક તરીકે જોડાઈ એસિ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર અને ઉર્દૂ ટ્રેનિંગ કોલેજ અમદાવાદના આચાર્ય થઈ નિવૃત્ત થયેલા. નિવૃત્ત થયા બાદ સમાજ સુધારાના કાર્યમાં લાગેલા. મહુધામાં અન્જુમને ઇસ્લામ, ઉર્દૂ મદ્રેસા ને રફીકુલ ઈસ્લામ લાયબ્રેરીની સ્થાપના કરી તે સંસ્થાઓને પગભર બનાવી છે. તેઓ અમદાવાદ સ્કૂલ બોર્ડના સભ્ય, અન્જુમને ઇસ્લામ-અમદાવાદ અને અમદાવાદ જિલ્લા વકફ કમિટીના મંત્રી હતા. પોતાની કોમમાં કેળવણી વધે તે માટે વિદ્યાદાન કરેલાં.

**દેવીદાસ ગાંધર્વ** : વ : સોજિત્રા, તા : પેટલાદ. જૂના કવિઓમાંના એક 'રૂક્મણી હરણ' નામનું સરસ કાવ્ય રચ્યું છે.

**દેસાઈભાઈ રામદાસ દેસાઈ**. વ : વસો. જ્ઞા : પાટીદાર. અવસાન : સં ૧૮૭૬. કા : પેશ્વા તથા ગાયકવાડ સરકાર પાસેથી ગુજરાત અને સૌરાષ્ટ્રની દેસાઈગીરી મેળવેલી. ત્યારબાદ સૌરાષ્ટ્રમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું સૌરાષ્ટ્રનાં તોફાની તત્વોને શરણે લાવી, તેમના ઉપર હકૂમત સ્થાપી ખંડણી લીધી. જામકંડોરણામાં આરબ સાથે માળિયામાં મિયાણા સાથે અને ઝાલાવાડમાં લીંબડી, વઢવાણ, ધ્રાંગધ્રા વગેરેના ઝાલા રાજાઓ સાથે યુદ્ધ થયાં. બધામાં વિજયી નીવડ્યા વૅકર સેટલમેન્ટ દ્વારા કંપની સરકારે ૨૦૨ રજવાડાંના હક્કોનો નિર્ણય તથા વ્યવસ્થા કરી તેમાં મુખ્ય ભાગ ભજવ્યો. ઘોડાઓના હિંદના મશહુર શાહ સોદાગર સુંદરજી સવજીના ભાગીદાર હતા. દ્વારકા બેટના લક્ષ્મીમંદિરમાં આઠ હજાર રૂપિયાની આવકનું ગામ ચબોડા તેમણે ભેટ આપેલું. લીંબડીનાં રાજકુમારી સુજાનમા સાથે તેમને પ્રેમપ્રસંગ થયેલો, જે ઉપરથી હિંદીમાં 'પ્રીતિસાગર' ગ્રંથ બહાર પડેલો, જેનું ગુજરાતી ભાષાંતર કવિ દલપતરામે કરેલું છે તેમના નોંધપાત્ર વારસોમાં સ્વ દરબાર ગોપાળદાસનું નામ પણ જાણીતું છે.

**દોલતરામ કૃપારામ પંડ્યા**: વ: નડિયાદ. જન્મ : ઈ. ૧૮૫૬. મૃત્યુ : ૧૯૧૭. જ્ઞા ; વડનગરના નાગર બ્રાહ્મણ શિ : પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમાં. કોલેજ કેળવણી મુંબઈ એલ્ફિન્સ્ટન કોલેજમાં. પિતાના મૃત્યુને કારણે અભ્યાસ ત્યજેલો. કા : લુણાવાડા રાજ્યમાં દીવાનગીરી. વડતાલના શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના મહારાજના કોર્ટે ગયેલા ઝઘડામાં મદદ કરી ઉકેલ આણેલો. નડિયાદ મ્યુનિસિપાલિટીના સભ્ય; તાલુકા લોકલ બોર્ડ અને જિલ્લા લોકલ બોર્ડના સભ્ય; ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ; નડિયાદનાં સત્તર રત્નોમાંના એક. નડિયાદને 'કૃપારામ હોલ' ભાષણ માટે અને પુસ્તકાલય પિતાની યાદગીરીમાં આપ્યાં. પ્ર : પ્રજાસેવા. East and West સામયિકમાં લેખન. કૃ : કુસુમાવલિ; ઈન્દ્રજિતવધ; સુમનગુચ્છ; અમરસત્ર; વસંતમાલિની.

**ધનજીભાઈ માનસિંગ મકવાણા** : વ : અલીન્દ્રા (તા : માતર). જ્ઞા : દેશી ખ્રિસ્તી. જ : તા. ૧-૭-૧૮૭૭. અ : સને ૧૯૪૫. શિ: અલીન્દ્રાની મુક્તિફોજની પ્રાથમિક નિશાળમાં પાંચ ધોરણ. કા : ખેતી અને હાથવણાટનો શ્રમજીવીનો ધંધો સ્વીકારેલો. ડાંગર અને તમાકુની રોપણીના નિષ્ણાત ગણાતા. તેમનું વણેલું કાપડ નડિયાદ, વસોના વહેપારીઓ પસંદ કરીને ખરીદતા છપ્પનિયા દુકાળમાં માતર તાલુકાના હેરંજ ગામે "રાહત કાર્ય" તરીકે તળાવ ખોદાતું હતું તળાવની પાળ, ગરનાળા વગેરેના ઢાળ બાંધવામાં કેટલાય કારીગરો નિષ્ફળ નીવડ્યા. ધનજીભાઇએ તે કામ હાથમાં લીધું અને ઉત્તમ રીતે પાર પાડ્યુ. જિલ્લાના એક્ઝિક્યુટીવ એન્જિનિયરે તેમને સુપરવાઈઝર નીમ્યા અને કાયમની નોકરી આપવા તૈયારી બતાવી, જેનો આ સ્વતંત્ર શ્રમજીવીએ સ્વીકાર ન કર્યો. પાછળથી હાડવૈદનું કામ શીખી લીધું, અને આસપાસના ગાળામાં સેવાભાવે હાડવૈદ તરીકે કામ કરી દુખી જનતાની સેવા કરી. પોતે સારા તરવૈયા હતા. નદી, તળાવ, કૂવામાં ડૂબતા માનવીને જીવને જોખમે બચાવતા. તેઓએ એક શ્રમજીવી અને સેવાભાવી ખ્રિસ્તી તરીકે જે સેવા કરી તેથી મુંબઈની "જીવદયા સંસ્થા" તરફથી સને ૧૯૩૭માં તેમને ચાંદ આપવામાં આવેલો. તેઓ ગ્રામ જીવનમા ઓતપ્રોત થઈ ગયા હતા. હિંદુઓના ઉત્સવમાં રાત્રે ભજનમાં જોડાતા.

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ** : વ : સોજિત્રા, તા : પેટલાદ. જ્ઞા: પાટીદાર અવસાન સંવત



૨૦૦૨. કા: મહાત્માજીના હિંદના રાજકારણમાં પ્રવેશ્યા પહેલાં, જે હિંસાથી સ્વરાજ્ય મેળવવાના મતના જુવાનિયાઓ હતા, તેમા તેઓ ગુજરાતમાં મોખરે હતા. બોમ્બ બનાવવાના કેસમાં સંડોવાતાં ગાયકવાડી રાજ્યે એમને હદપાર કરેલા. બ્રિટિશ સરકારની પકડમાંથી છટકવા એ ફ્રેંચ સંસ્થાન પાટિચેરી ગયેલા, ત્યાંથી સીધા આફ્રિકા રવાના થયેલા, અને જર્મન સંસ્થાન ટાંગાનિકામાં વસેલા. પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધમાં જર્મની હારતાં, એ સંસ્થાન બ્રિટિશ પાસે જતાં તેઓ દેશમાં પાછા

કાર્યકર્તા હતા. વૈશ્ય સભા ને શ્રી ખાંભાતા કેળવણી મંડળના સભ્ય હતા અમદાવાદ સ્કાઉટ પ્રવૃત્તિના પ્રેરક હતા

૧૮૯૭–૯૮મા સુરતમા ગાંઠિયા તાવના ઉપદ્રવ વખતે સારી સેવા આપેલી ઈ સ ૧૯૧૯મા મહાત્મા ગાંધીજીને સરકારે પ્રવેશબંધી ફરમાવી તેને પરિણામે અમદાવાદમા રમખાણ થયેલુ. ત્યારે આગ સી હાઈકોર્ટને સમયસૂચકતાથી બચાવી લીધેલી ફ્રેંચ પ્રોફેસર શાલિયારનુ જાનના જોખમે રક્ષણ કર્યું હતુ તેથી અંગ્રેજ સરકાર તરફથી તેમને સુવર્ણ ચંદ્રક અર્પણ થયેલો તેમનો લખેલો હિન્દનો ઈતિહાસ વર્ષો સુધી પાઠ્ય પુસ્તક તરીકે ચાલુ રહ્યો હતો પોતાના ગુરુ શ્રી લલ્લુભાઈ ગોરધનદાસના જીવનચરિત્રનુ તેમણે સંપાદન કરેલુ

**જયંતીભાઈ શંકરલાલ પાઠક** વ કપડવંજ મ સાહસિક હોઈ મુંબઈમા "જયન્ત મેટલ એન્ડ મેન્યુફેક્ચરિંગ વર્ક્સ"નુ જંગી કારખાનુ સ્થાપ્યુ તેમના સ્મરણાર્થે હાલ કપડવંજમા "જયન્ત સાર્વજનિક હોસ્પિટલ" ચાલે છે

**જવેરભાઈ નાથાભાઈ અમીન** વ વીરસદ (તા બોરસદ) જ્ઞા પાટીદાર જ ૧૮૫૦ના અરસામા અવસાન ૧૯૪૦ શિ પ્રાથમિક વીરસદમા અને પછી નડિયાદ સરકારી હાઈસ્કૂલમાથી મેટ્રિક મ જિલ્લામાથી રાજદ્વારી ક્ષેત્રે સફળ કામગીરી બજાવી દેશી રાજ્યોમા દીવાનપદ પ્રાપ્ત કરનારાઓમાના એક મૂળ રેવન્યુ ખાતામા નોકરીનો પ્રારંભ કારકુન તરીકે કરી કલેક્ટરના શિરસ્તેદાર અને પછી નડિયાદમા મામલતદાર બન્યા ૪૫ વર્ષની ઉમ્મરે પેન્શન લઈ વાસદા અને પછી લીમડી રાજ્યના દીવાન બન્યા વિદ્યાર્થીઓની કેળવણી માટે ખૂબ જ કામ કરવાની ધગશ હતી તેથી પ્રથમ માતા પિતાના સ્મરણાર્થે વીરસદની શાળા મોટી કરાવી વીરસદમા અંગ્રેજી શાળામા ધો ૧ થી ફેલાવી તે ખૂબ હોવાથી પટેલો ત્રણ ધોરણ વગર ફીએ ૩૦ વર્ષ ચલાવ્યા વીરસદના અનેક વિદ્યાર્થીઓને આફ્રિકા મોકલેલા વીરસદમા પોતાના માતપિતાના સ્મરણાર્થે વ્યાયામ મંદિર બંધાવ્યુ ખૂબ જ અગ્રણી સામાજિક સુધારક પણ હતા પાટીદારોની રહેઠાણ પરિષદના સુધારા માટે ખૂબ ભાગ લીધેલો

**જીવાભાઈ દેસાઈભાઈ** વ વસો, તા. નડિયાદ મ ગાયકવાડ સરકારના નવસારી તથા સુરત આદીની પ્રાંતનો વહીવટ કર્યો હતો. ચૌદ પરગણાના ચૌદ ચોપદાર ચારસો આરબ અને આઠ મુનીમોનો રસાલો ગાયકવાડ તરફથી મળેલો કંપની સરકારે ગાયકવાડનો પેટલાદ જિલ્લો જપ્ત કર્યો ત્યારે આઠ લાખ રૂપિયા ધરી તેમણે છોડાવી આપેલો

**જીવાભાઈ રેવાભાઈ પટેલ** વ. કરમસદ તા. આણંદ જ્ઞા પાટીદાર. જ સંવત ૧૯૨૨ શિ પ્રાથમિક અને માધ્યમિક કરમસદમા ૧૮૯૬મા વડોદરા કૉલેજમાથી બી એ થયા સંસ્કૃત ખૂબ સારુ હોવાથી ઈનામ મળેલુ ૧૮૯૯મા એલ એલ બી થયા. કા જીવનનો પ્રારંભ વકીલાત કરવાથી કર્યો પરંતુ ટૂંક સમયમાજ એ છોડી દીધી અને ડાકોરમા રણછોડજીના મંદિરના મેનેજર તરીકે નિયુક્ત થયા દસ વર્ષ એ કામ કર્યું, ને ફરી છોડ્યુ ને વકીલાત શરૂ કરી અને ૧૯૨૬–૨૯મા મુંબઈ ધારાસભામા તેઓ તરફથી ચૂંટાઈને તેઓ ગયા હતા ૧૯૩૦મા રાષ્ટ્રીય લડત વખતે જેલ છોડી ગયા. રાત શુભમનુ માન હતુ. કેળવણી ઉપરાંત શિક્ષણ અને સાહિત્યના ખૂબ જ પ્રેમી હતા. પોતે કેટલાક જીવનને આદર્શમય બનાવે તેવા ઉચ્ચ જીવનચરિત્રો પણ લખ્યા છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીની અને પુસ્તકાલયની પ્રવૃત્તિઓમા શ્રી મોતીભાઈ અમીન સાથે કામ કરનારાઓમાના એક હતા. શ્રી મોતીભાઈની પાટીદારની ત્રિપુટીમાના એક તરીકે ગણાતા. એમની નીચેની કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે "હેલી કેલરનુ જીવન ચરિત્ર, હરિશ્ચંદ્ર રાણીનો સંબંધ, જીવનનો આદર્શ, સ્ત્રીઓની પરાધીનતા, સુખ અને શાંતિ" ઉપરાંત રાજ્ય બંધારણ દાનવીર એન્ડ્રુ કાર્નેગી શ્રી જીવાભાઈએ પોતાની પાછળ ગુજરાતને શ્રી નેપાળદાસ જેવા અમૂલ્ય અને વિદ્વાન પુત્રની પણ ભેટ ધરી છે

**જેઠમ કવિ (જેઠાલાલ લાલાજી મજમુદાર)** વ મહુધા તા નડિયાદ જન્મ વડોદરામા ઈ સ. ૧૮૬૬મા અવસાન તા ૩-૧૧-૧૯૪૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ અંગ્રેજી પાચ ધોરણ સુધી. મ ગાયકવાડી રાજ્યના તાવડી ગામના અર્ધભાગના ઈનામદાર હતા દલપત શૈલીના સારા શીઘ્ર કવિ હતા કૃ ભીખશતક, સુબોધસુંદર, કન્યા વિક્રયનુ અમ, વાસુદેવને વિનંતી, વતન વિયોગ, સુવરાજ વિરહ, ભક્તિ ચિંતામણી ભા ૧ ૨ આ ઉપરાંત બીજા લગભગ ૩૦ જેટલા પ્રકાશિત તથા અપ્રકાશિત પુસ્તકો છે

**જેસંગભાઈ ભૂલાભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર



મ જિલ્લામા શરૂઆતમા તમાકુ વ્યવસાયમા પડી એને ખૂબ વિકસાવનારાઓમાના એક સાહસિક ખેડૂત વેપારી, પ્રખ્યાત ટી જે પટેલ એન્ડ કંપનીના સ્થાપક દસ વર્ષ સુધી એ પેઢીને વિકસાવવામા અથાગ જહેમત ઉઠાવેલી નડિયાદ પાસે મેંગો બનીચો કરી અનેક અખતરા કરેલા. જિલ્લામા પ્રથમ મોસંબી, ચીકુ વગેરે ઉગાડનારા એ હતા એમ કહેવાય છે એમના સ્મારકમા એમના બાળ અને કુટુંબીજનોએ નડિયાદમા રૂપિયા ત્રણેક લાખનુ દાન કરી જેસંગભાઈ એન્ડ પ્રેરણા ટ્રેડ ઠેઠ કૉલેજ સ્થાપી એમના નામને ચિરંજીવ બનાવ્યુ છે

**જેઠાલાલ મોતીલાલ પરીખ** વ કઠલાલ, તા કપડવંજ જ્ઞા વાણિયા જ તા. ૧૮-૩-૧૮૬૬ અ તા ૨ ૬-૧૯૪૬ શિ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમા સિનિયર બી એ સુધી અભ્યાસ કરી અને ૧૮૯૨મા બેરિસ્ટર થવા લંડન ગયા. અને ૧૮૯૫ના બેરિસ્ટર થયા. લંડનને જ કાર્યક્ષેત્ર બનાવ્યુ કાયદો અને બંધારણના એક નિષ્ણાત ધારાશાસ્ત્રી તરીકે પ્રખ્યાત થયા અને લંડનના વડીલ સ સમન, ડૉ રાઈટ જેવા ધુરંધર ધારાશાસ્ત્રીઓની હરોળમા ઊભા રહી, લંડનની પ્રિવી કાઉન્સિલની જ્યુડિશિયલ કમિટી સમક્ષ ઉત્તમ કામગીરી બજાવી જેથી લંડનના

કિંગ્સ કાઉન્સેલના માનવંત અને ઉચ્ચ સ્થાને તેમની નિમણૂક થયેલી ૧૯મી સદીના અંત ભાગમાં અને ૨૦મી સદીના પ્રારંભ કાળમાં ઇંગ્લંડમાં રહી આ દેશ માટે સેવા કરનારા એક અગ્રગણ્ય હિંદી તરીકે ખ્યાતિ પામેલા ગૃહસ્થ સને ૧૮૮૫માં હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થયેલી ત્યારે તેઓ કોંગ્રેસ કમિટીમાં જોડાયેલા લંડનની કોંગ્રેસ કમિટી તરફથી પ્રકટ થતા 'ઇંડિયા' પત્રનું સંચાલન કરેલું હિંદના દાદા 'દાદાભાઈ નવરોજી' ના હાથ નીચે રહી ઇંગ્લંડમાં હિંદના હકક માટે ઝુંબેશ ઉપાડેલી ત્યારે દાદાભાઈ નવરોજી એક ભરોસાપાત્ર મદદનીશ તરીકે તેમને ગણતા સ્વ ગોપાળકૃષ્ણ ગોખલે, લોકમાન્ય તિલક મહારાજ, શાહપુરજી શકલાતવાળા વગેરે દેશસેવકોના ગાઢ સંપર્કમાં રહેતા લોકમાન્ય તિલક વિરૂદ્ધ વેલેન્ટાઈન શીરોલના કેસમાં લોકમાન્યના બચાવના ધારાશાસ્ત્રી તરીકે નિ સ્વાર્થ સેવા આપેલી આ સેવા મળવામાં તેઓ પોતાનું મહદ્ ભાગ્ય સમજતા હિંદી રાષ્ટ્રીય મહાસભાએ સને ૧૯૧૨માં ઠરાવ કરીને ઇંગ્લેંડમાં રહીને તેમણે બજાવેલી દેશ સેવાઓની નોંધ લીધી હતી

**જેશંકર પ્રેમાનંદ જોષી** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા બાજખેડાવાળ બ્રાહ્મણ જ ૧૮૬૪ અ તા ૨૯-૧૦-૧૯૨૯ શિ ભરૂચ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી વડોદરા કૉલેજમાં એક વર્ષ ભણેલા કા વડોદરાના કેળવણી ખાતામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટરના હોદ્દે પહોંચેલા નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ ઊમરેઠમાં સંસ્કૃત વેદશાળાની અને પરમાનંદ પુસ્તકાલયની સ્થાપના કરેલી જે હજી ચાલે છે તેઓ પોતાની આવકનો દશમો ભાગ ધર્માદામાં ખર્ચતા જીવનના છેલ્લા પચ્ચીસ વર્ષ પેટલાદમાં હતા, ત્યાં પણ લોકપ્રીતિ સંપાદન કરેલી

**ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક** વ નડિયાદ જ તા ૧૨-૪-૩૬ અ તા ૮-૫-૧૮૯૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ મેટ્રિક સુધી કા મુંબઈમાં સ્ટોક અને શેરનું કામકાજ કરતા નડિયાદમાં જૂની મિલ શરૂ કરેલી મુંબઈ યુનિવર્સિટીના ફેલો જસ્ટીસ ઑફ પીસ ખેડા જિલ્લાના ધારાસભામાં સભ્ય સરકારે તેમને રા બ નો ખિતાબ આપ્યો હતો પ્ર રાજ્ય વહીવટી તંત્ર મહેસૂલી વિષયો અને સાહિત્યનું અધ્યયન ટાઈમ્સ ઑફ ઇંડિયામાં મહેસૂલી વિષયો પર લેખન કૃ મનુસ્મૃતિ અને શાકુંતલનો ગુજરાતી અનુવાદ તથા ધારાસભાના વ્યાખ્યાનો પ્રગટ થયેલા છે

**ઠાકોરલાલ રણછોડલાલ પંડયા** વ સરસવણી તા મહેમદાવાદ શિ વડોદરા અને મુંબઈની કોલેજમાં અભ્યાસ કરી બી એસ અને એમ સી એ ની ઉપાધિઓ મેળવી ગાયકવાડ સરકારની શિષ્યવૃત્તિ લઇ વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા ત્યાંની શિકાગો યુનિવર્સિટીની પી એચ ડી ની ઉપાધી મેળવી કા ચરોતરની ભૂમિએ જે થોડા મૂંગા સમાજસેવકો પેદા કર્યા છે તેમાં તેમનું સ્થાન પ્રથમ હરોળમાં છે શિક્ષણ પૂરું કર્યા બાદ ૧૯૧૭-૧૮માં તેઓ પાટણની ટ્રેનિંગ કૉલેજમાં પ્રિન્સિપાલ તરીકે નિમાયેલા. એ અરસામાં ત્યાં પ્લેગ શરૂ થયો આ જીવલેણ ચેપી રોગ વખતે તેઓએ પ્લેગના રોગીઓની મમતાભરી માવજત શરૂ કરી શહેરમાં સબડતા શબોને સ્મશાને પહોંચાડવાનું કાર્ય તેમણે કર્યું ને નાસભાગ કરતા પાટણવાસીઓમાં માણસાઈનો દીવો પ્રગટાવ્યો, પણ એમ કરતા એ ભયંકર ચેપી રોગે આ સેવાધારીની જીવનજ્યોત હોલવી નાખી. પાટણના લોકોએ તેમની યાદગીરી માટે કેટલીક સેવા કરતી સંસ્થાઓ સાથે તેમનું નામ જોડયું છે



**ડાહ્યાભાઈ ઘેલાભાઈ પંડિત** વ નડિયાદ જ ઈ સ ૧૮૪૨ અ ઈ સ ૧૮૮૬ જ્ઞા ભટ્ટ મેવાડા બ્રાહ્મણ કા ૧૮ વર્ષની ઉંમરે મુંબઈ જઈ તે વખતના ભાટિયા ઉદ્યોગપતિ લક્ષ્મીદાસ ખીમજીના આશ્રયે સાહિત્ય પ્રવૃત્તિ શરૂ કરેલી દ્વારકાના શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના પૂજારી તરફના કેસનું મુખત્યારનામું લઇને વડોદરામાં શ્રીમંત ખંડેરાવ ગાયકવાડ અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સમક્ષ વકીલ તરીકે કેસની રજૂઆત કરેલી 'કવિ ચરિત્ર', એલ્ફિન્સ્ટન કૃત હિંદનો ઈતિહાસ' વગેરે મરાઠી પુસ્તકો અને 'પરાશરસ્મૃતિ નામના સંસ્કૃત શાસ્ત્રીય પુસ્તકના અનુવાદો પોતે પ્રગટ કરેલા છે કવિ નર્મદાશંકર અને કવિ દલપતરામના સમકાલીન અને મિત્ર હતા

**ડાહ્યાભાઈ બાલાભાઈ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા દશા પોરવાડ જૈન જન્મ ૧૮૮૬ અવસાન ૧૯૨૭ શિ એલ સી ઈ, એમ આઈ ઈ, એ આર આઇ બી એ ની ઉપાધી મેળવેલી કા ૧૯૦૮-૯માં વડોદરા સ્ટેટના આસિ એન્જિનિયર હતા ૧૯૦૯થી ૧૯૧૭ સુધી ગોંડળ સ્ટેટના આસિ એન્જિનિયર હતા ૧૯૧૭-૧૮માં પી ડબલ્યુ ડી મા આસિ એન્જિનિયર હતા ૧૯૧૮થી ૧૯૨૭ સુધી નવાનગર સ્ટેટના સ્ટેટ એન્જિનિયર તરીકે હતા તેમણે બધા મળી આશરે રૂ ત્રણ કરોડના કામ સફળતાપૂર્વક પૂરા કર્યા હતા કાઠિયાવાડ અને રજપુતાનાના ઘણાં રાજ્યોના ઇજનેરી સલાહકાર હતા ઘણી અમેરિકન અને બ્રિટિશ ઇજનેરી સંસ્થાઓના ફેલો યા સભ્ય હતા

**ડાહ્યાભાઈ આગભાઈ અમીન** વ મહુધા તા નડિયાદ અ તા ૩-૧૧-૧૯૧૮ શિ નડિયાદ ગવર્મેન્ટ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા સારા ગુણે પસાર કરી, ભાઉસાહેબની સ્કોલરશિપ મેળવી ત્યાર બાદ પૂના જઈ એન્જિનિયરિંગ કૉલેજમાં અભ્યાસ કરી એલ સી ઈ ની ઉપાધી મેળવી કા ભણ્યા બાદ સરકારી પી ડબલ્યુ ડી ખાતામાં સિંધમાં નિમાયા ત્યાં ૧૭ વર્ષ નોકરી કરી નોકરી દરમ્યાન સક્કર બરાજની સારી સર્વે કરવા બદલ સને ૧૯૧૦માં સરકારે રાવ બહાદુરનો ઈલ્કાબ એનાયત કરેલો ત્યાર પછી અમદાવાદમાં આસિ એન્જિનિયર તરીકે નિમાયા. ત્યાંથી સુરત બદલી થઇ ને ત્યાં જ અવસાન પામ્યા મહુધામાં અંગ્રેજી શાળા સ્થાપના તથા ચલાવવામાં આગળ પડતો ભાગ લીધેલો

**ડાહ્યાભાઇ મરઘાભાઈ દેસાઈ** વ નડિયાદ જ્ઞા

કાર્યકર્તા હતા વૈશ્ય સભા ને શ્રી ખડાયતા કેળવણી મંડળના સભ્ય હતા અમદાવાદ સ્કાઉટ પ્રવૃત્તિના પ્રેરક હતા

૧૮૯૭–૯૮મા સુરતમા ગાંઠિયા તાવના ઉપદ્રવ વખતે સારી સેવા આપેલી ઈ સ ૧૯૧૯મા મહાત્મા ગાંધીજીને સરકારે પ્રવેશબંધી ફરમાવી તેને પરિણામે અમદાવાદમા રમખાણ થયેલુ ત્યારે આર સી હાઈસ્કૂલને સમયસૂચકતાથી બચાવી લીધેલી ફ્રેંચ પ્રોફેસર શાલિયારતુ બનના તેમણે રક્ષણ કર્યું હતુ તેથી અંગ્રેજ સરકાર તરફથી તેમને સુવર્ણ ચંદ્રક અર્પણ થયેલો તેમનો લખેલો હિંદનો ઈતિહાસ વર્ષો સુધી પાઠ્ય પુસ્તક તરીકે ચાલુ રહ્યો હતો પોતાના ગુરુ શ્રી લલ્લુભાઈ ગોરધનદાસના જીવનચરિત્રનુ તેમણે સંપાદન કરેલુ

**જયંતીભાઈ શંકરલાલ પાદશાહ** વ કપડવણજ કા સાહસિક હોઈ મુંબઈમા "જયન્ત મેટલ એન્ડ મેન્યુફેક્ચરિંગ વર્ક્સ"નુ જંગી કારખાનુ સ્થાપ્યુ તેમના સ્મરણાર્થે દાન કપડવણજમા "જયન્ત સાર્વજનિક હોસ્પિટલ' ચાલે છે

**જવેરભાઈ નાથાભાઈ અમીન** વ વીરસદ (તા બોરસદ) જ્ઞા પાટીદાર જ ૧૮૫૦ના અરસામા અવસાન ૧૯૪૦. શિ પ્રાથમિક વીરસદમા અને પછી નડિયાદ સરકારી હાઈસ્કૂલમાથી મેટ્રિક કા જિલ્લામાથી રાજદ્વારી ક્ષેત્રે સફળ કામગીરી બજાવી દેશી રાજ્યોમા દીવાનપદ પ્રાપ્ત કરનારાઓમાના એક મૂળ રેવન્યુ ખાતામા નોકરીનો પ્રારંભ કારકુન તરીકે કરી કલેક્ટરના શિરસ્તેદાર અને પછી નડિયાદમા મામલતદાર બન્યા ૪૫ વર્ષની ઉમ્મરે પેન્શન લઈ વાસદા અને પછી લીમડી રાજ્યના દીવાન બન્યા વિદ્યાર્થીઓની કેળવણી માટે ખૂબ જ કામ કરવાની ધગશ હતી તેથી પ્રથમ માતા પિતાના સ્મરણાર્થે વીરસદની શાળા મોટી કરાવી વીરસદમા અંગ્રેજી શાળામા રૂા ૧ ફી લેવાતી તે ખૂબ હોવાથી પહેલા ત્રણ ધોરણ વગર ફીએ ૩૦ વર્ષ ચલાવરાવ્યા વીરસદના અનેક વિદ્યાર્થીઓને આફ્રિકા મોકલેલા વીરસદમા પોતાના માતપિતાના સ્મરણાર્થે વ્યાયામમંદિર બંધાવ્યુ ખૂબ જ અગ્રણી સામાજિક સુધારક પણ હતા પાટીદારોની ડાકોર પરિષદમા સુધારા માટે અગ્ર ભાગ લીધેલો

**જીનાભાઈ દેસાઈભાઈ** વ વસો, તા નડિયાદ કા ગાયકવાડ સરકારના નવસારી તથા સુરત બાવીસી પ્રાંતનો વહીવટ કર્યો હતો ચૌદ પરગણાના ચૌદ ચોપદાર, ચારસો આરબ અને આઠ મુનીમોનો રસાલો ગાયકવાડ તરફથી મળેલો કંપની સરકારે ગાયકવાડનો પેટલાદ જિલ્લો જપ્ત કર્યો ત્યારે આઠ લાખ રૂપિયા ભરી તેમણે છોડાવી આપેલો

**જીવાભાઈ દેવાભાઈ પટેલ** વ કરમસદ તા આણંદ જ્ઞા પાટીદાર, જ સંવત ૧૯૨૨ શિ પ્રાથમિક અને માધ્યમિક કરમસદમા ૧૮૯૬મા વડોદરા કોલેજમાથી બી એ થયા સંસ્કૃત ખૂબ સારુ હોવાથી ઈનામ મળેલુ ૧૮૯૯મા એલ એલ બી થયા કા જીવનનો પ્રારંભ વકીલાત કરવાથી કર્યો પરંતુ ટૂંક સમયમા જ એ છોડી દીધી અને ડાકોરમા રણછોડજીના મંદિરના મેનેજર તરીકે નિયુક્ત થયા દસ વર્ષ એ કામ કર્યું, ને ફરી છોડ્યુ ને વકીલાત શરૂ કરી સને ૧૯૨૬–૨૯મા મુંબઈ કાઉન્સિલમા લોકો તરફથી ચૂંટાઈને તેઓ ગયા હતા ૧૯૩૦મા રાષ્ટ્રીય લડત વખતે બધુ છોડી ઠાસરા તાલુકામાં સુકાન સંભાળેલુ શિક્ષણ અને સાહિત્યના ખૂબ જ પ્રેમી હતા પોતે કેટલાંક જીવનને આદર્શમય બનાવે તેવા ઉચ્ચ જીવનચરિત્રો પણ લખ્યા છે. ચરોતર એજ્યુકેશન સોસાયટીની અને પુસ્તકાલયની પ્રવૃત્તિઓમા શ્રી મોતીભાઈ અમીન સાથે કામ કરનારાઓમાંના એક હતા શ્રી મોતીભાઈની પાર્લીસની ટોળીમાના એક તરીકે ગણાતા એમની નીચેની કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે "હેન્રી ફોસેટનું જીવનચરિત્ર ઈલિઝાબેથ રાણીનો સમય જીવનનો આદર્શ, સ્ત્રીઓની પરાધીનતા, સુખ અને શાંતિ ઈંગ્રેજી રાજ્ય બંધારણ, દાનવીર એન્ડ્રુ કાર્નેગી શ્રી જીવાભાઈએ પોતની પાછળ ગુજરાતને શ્રી ગોપાળદાસ જેવા અભ્યાસી અને વિદ્વાન પુત્રની પણ ભેટ ધરી છે

**જેઠમ કવિ (જેઠાલાલ લાલાજી મજમુદાર)** વ મહુધા તા નડિયાદ જન્મ વડોદરામા ઈ સ ૧૮૬૧મા અવસાન તા ૩–૧૧–૧૯૪૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ અંગ્રેજી પાંચ ધોરણ સુધી કા ગાયકવાડી રાજ્યના સાવલી ગામના અર્ધભાગી ઈનામદાર હતા દલપત શૈલીના સારા શીઘ્ર કવિ હતા કૃ ભીખશતક, સુબોધસાગર, કન્યાવિક્રયનુ અંગ, વાસુદેવને વિનંતી, વતન વિયોગ, યુવરાજ વિરહ, ભક્તિ ચિંતામણી ભા ૧–૨ આ ઉપરાંત બીજા લગભગ ૩૦ જેટલા પ્રકાશિત તથા અપ્રકાશિત પુસ્તકો છે

**જેઠાભાઈ ભૂખરભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર



કા જિલ્લામા શરૂઆતમા તમાકુ વ્યવસાયમા પડી એને ખૂબ વિકસાવનારાઓમાના એક સાહસિક ખેડૂત-વેપારી પ્રખ્યાત સી જે પટેલ એન્ડ કંપનીના સ્થાપક દસ વર્ષ સુધી એ પેઢીને વિકસાવવામા અથાગ જહેમત ઉઠાવેલી નડિયાદ પાસે મોટો બગીચો કરી અનેક અખતરા કરેલા જિલ્લામા પ્રથમ મોસંબી, ચીકુ વગેરે ઉગાડનારા એ હતા એમ કહેવાય છે એમના સ્મારકમા એમના ભાઈ અને કુટુંબીજનોએ નડિયાદમા રૂપિયા ત્રણેક લાખનુ દાન કરી જેઠાભાઈ એન્ડ ઝવેરભાઈ કોલેજ સ્થાપી એમના નામને ચિરંજીવ બનાવ્યુ છે

**જેઠાલાલ મોતીલાલ પરીખ** વ કઠલાલ, તા કપડવણજ જ્ઞા વાણિયા જ તા ૧૮–૩–૧૮૬૬ અ તા ૨–૬ ૧૯૪૬ શિ મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમા સિનિયર બી એ સુધી અભ્યાસ કરી સને ૧૮૯૨મા બેરિસ્ટર થવા લંડન ગયા સને ૧૮૯૫મા બેરિસ્ટર થયા લંડનને જ કાર્યક્ષેત્ર બનાવ્યુ કાયદો અને બંધારણના એક નિષ્ણાત ધારાશાસ્ત્રી તરીકે પ્રખ્યાત થયા અને લંડનના વાઈકાઉન્ટ સાયમન લોર્ડ રાઈટ જેવા ધુરંધર ધારાશાસ્ત્રીઓની હરોળમા ઊભા રહી, લંડનની પ્રિવી કાઉન્સિલની જ્યુડિશિયલ કમિટી સમક્ષ ઉત્તમ કામગીરી બજાવી જેથી લંડનના

સ્ટેટ સ્કોલરશિપની સલાહકાર સમિતિના વર્ષો સુધી સભ્ય હતા મુંબઈના સ્થાનિક ખડાયતા સમાજના પ્રમુખ હતા સ્વદેશી ઉદ્યોગ વધારની ઘણી કંપનીઓના ડિરેક્ટર હતા તેમના એક ભાઈ હૈદ્રાબાદમા એન્જિનિયર હતા

**નારણભાઈ ચતુરભાઈ પટેલ** વ બાકરોલ તા આણંદ મ ચરોતરવાસી તરીકે પ્રથમ આફ્રિકા જનારાઓ પૈકી એક ચરોતરના અને ખાસ કરીને બાકરોલના જે કોઈ આફ્રિકા જાય તે પ્રથમ તેમને ત્યા જ ઊતરે ને કામધંધે ન વળગે ત્યા સુધી ત્યા રહે આફ્રિકામા તેઓ 'એન સી.'ના નામથી જાણીતા બનેલા ૧૯૩૬મા બ્લેક વોટરના વ્યાધિથી તેમનુ અવસાન થયેલુ ત્યાર બાદ તેમનુ કુટુબ બાકરોલ પણ અવ્યુ પાછલા વર્ષ આનંદ રહી બાકરોલની તમામ મિલકત વેચી એ આખુ કુટુબ હાલ પોંડિચેરી અરવિંદ આશ્રમમા રહે છે

**નારણભાઈ પુરુષોત્તમદાસ પટેલ** વ બોરસદ જ્ઞા. પાટીદાર શિ બોરસદમા અને પછી નડિયાદ અને અમદાવાદની હાઈસ્કૂલમા કા શરૂઆતમા રંગુન જઈ નોકરી કરતા હતા ત્યાથી આફ્રિકામા અગાઉથી ગયેલા નાના ભાઈના બોલાવવાથી આફ્રિકા ગયેલા અને મપટ તથા પ્રોવિઝન સ્ટોરથી ધંધાનો પ્રારંભ કરેલો ૧૯૧૮મા ટિમ્બરનો ધંધો શરૂ કરેલો એ પછી કોટનના વેપારમા પડેલા નારણભાઈ પી. પટેલ એન્ડ કું લિ યુગાન્ડા (જનરલ મરચન્ટસ), કોટન એન્ડ પ્રોડ્યુસ લિ યુગાન્ડા (કોટન), બોરસદવાળા લિ યુગાન્ડા (કોટન), યુગાન્ડા ટિમ્બર એન્ડ પ્રોડ્યુસ કું લિ યુગાન્ડા (લાકડા, કોફી ઓઈલ), એટો કું લિ (મોટર સ્પેર્સ, હાર્ડવેર, ઓટો મોબાઈલ્સ), નારણભાઈ પી પટેલ કંપાલા લિ. હાર્ડવેર), એટો ટ્રેડ એન્ડ એજન્સીઝ લિ (એટોમો બાઈલ્સ અને મશિનરી વ), એસોસિએટેડ સો મિલર્સ લિ (ટિમ્બર, તથા કેટલીક જિનરી ઓમા હિત ધરાવતા હતા. ઉપરાંત કંગેલો જિનરી અને બુગોલો જિનરી નામની તેમની આગવી જિનરીઓ પણ હતી યુગાન્ડામા ઇન્ડિયન એસોસિયેશનના પ્રમુખ તરીકે વર્ષો સુધી રહેલા ટાઉનશિપ કાઉન્સિલના પણ વર્ષો સુધી સભ્ય રહેલા તેઓ એટલા બધા લોકપ્રિય હતા કે યુગાન્ડામા એક જાહેર માર્ગ સાથે તેમનું નામ જોડવામા આવ્યુ છે ૧૯૪૩મા બોરસદ મુકામે તેઓનુ અવસાન થયુ હતુ અત્યારે તેમના ભાઈ ઇશ્વરભાઈ તથા મોટા પુત્ર સુમનભાઈ મોટા ભાગના ધંધા સભાળે છે એમના સ્મારકમા એમના કુટુબી જનોએ અનેક નાના મોટા દાન કર્યા છે મબાલે ખાતે સ્વ નારણભાઈ પી પટેલ છાત્રાલય એમના કુટુબી જનોએ કરેલા મોટા દાનમાથી ઊભુ થયુ છે

**નારણભાઈ લલ્લુભાઈ દેસાઈ** વ મહુધા તા નડિયાદ જ્ઞા પાટીદાર મહુધાની પાટીદાર કોમના એક આગેવાન મુખી કુટુબમાં તેમનો જન્મ થયેલો સરકારે તેમને રાવ બહાદુરનો ખિતાબ એનાયત કરેલો તેમના પુત્રો અને પૌત્રો વેપાર ધંધામા તથા સરકારી નોકરીઓમા ઘણા આગળ આવ્યા છે ગામમા તેમજ બહાર લોકહિતના કાર્યોમા રસ લેતા તેઓના અવસાન બાદ તેમના પુત્રોએ તેમના નામથી રા બ એન એલ દેસાઈ સ્કૂલ શરૂ કરેલી, જે પછીથી મહુધા કેળવણી મડળને સોપાયેલી છે

**ન્યાયવિજયજી (મણિલાલ હીરાચંદ શાહ)** વ માંડલ જ્ઞા દશા પોરવાડ વણિક કા શ્રી વિજયધર્મસૂરિ પાસે દીક્ષા લઈ મુનિશ્રી દર્શનવિજયજીના શિષ્ય થયા ધર્માર્થે ગુરુ સાથે સૌરાષ્ટ્ર, ગુજરાત, મુંબઈ, મહારાષ્ટ્ર, નિઝામ હૈદ્રાબાદ, માળવો, વગેરે, વરાડ, નાગપુર, બિહાર, બંગાળ, યુ પી, પંજાબ મેવાડ, મારવાડ, મેવાડ વગેરે પ્રદેશોમા વિહાર કરી અનેકોને જૈનધર્મી બનાવ્યા છે પ્ર અનેક સ્થાને પુનરુદ્ધાર, ધર્મશાળાની પ્રતિષ્ઠાઓ કરાવી છે. ગુજરાતી, હિંદી, સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના સારા વિદ્વાન કોઈ જૈન સામાયિકોમા લેખો આપતા જાહેર વ્યાખ્યાન હતા. અમદાવાદના ઐતિહાસિક મુનિ સમ્મેલનમા તેમણે માર્ગદર્શન આપ્યુ હતુ કે જૈનાચાર્યો, જૈનદીપનો ઇતિહાસ, સિદ્ધચક્ર માહાત્મ્ય, સમ્યક્દર્શન, તત્ત્વગીતા વગેરે ગ્રંથો રચ્યા છે કેટલાક ગ્રંથોનુ ભાષાંતર અને સંપાદન પણ કર્યું છે

**પીરસાહેબમિયાં બાપુમિયાં કાઝી ઉર્ફે બડાઉસ્તાદ અબ્બાસી શેખ** વ ઠાસરા તા આણંદ જ ૧૮૨૭ કા ઠાસરામા મ્યુનિસિપાલિટી સ્થાપનારાઓમાના એક ઠાસરા મ્યુનિ મા ૨૦-૨૫ વર્ષ સભ્ય રહેલા પાછળથી મ્યુનિના પ્રમુખ પણ બનેલા જિલ્લા લો બો મા સરકાર તરફથી સભ્ય તરીકે તેમની નિયુક્તિ થયેલી ઓનરરી ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટ હતા સરકારે એમને હથિયાર ધારામાથી મુક્ત રાખેલા

**પુરુષોત્તમજી બળભદ્રજી દવે** વ ઠાસરા તા. આણંદ. કા ભારતભરમા હીરાના વેપારી તરીકે જાણીતા એક ધનાઢ્ય પરમાર્થી વેપારી મહુધાના ભૂખણજી મહેતા, ગામ ઠાસરાના ગગાદત્તજી દવે અને તેમના સમકાલીન ને સબધી હતા બુંદેલખંડની મધ્યમા આવેલા પન્ના નગરમાથી તેઓને હીરાની ખાણ મળી આવેલી કહેવાય છે તેમણે કાશી તથા ઠાસરામા હવેલીઓ બંધાવેલી તેમણે હજારો રૂપિયાનુ પરમાર્થ કાર્ય કરેલુ કહેવાય છે

**પુરુષોત્તમદાસ છોટાભાઈ પટેલ** વ ઉત્તરસંડા તા નડિયાદ મ તા ૧૫-૧૦-૧૯૪૯ કા લોકોપયોગી દરેક સાર્વજનિક પ્રવૃત્તિઓમા આર્થિક તેમજ બીજી મદદ કરનારા એક સદ્ભાવી સહૃદયી દાતા ઉત્તરસંડાના પ્રસૂતિગૃહ માટે રૂા ૭૫૦૦૦, નડિયાદની જે જે મેડિકલ કૉલેજમા રૂ ૧૨૫૦૦, નિર્વાસિત ફાળામા રૂ ૭૦૦૧, ગાંધી સ્મારક ફાળામા રૂ ૫૦૦૧, જિલ્લા સમિતિને રૂ ૫૦૦૦, પરમાર ભાઈઓની ધર્મશાળા માટે રૂ ૫૦૦૦, ઉત્તરસંડા હાઈસ્કૂલમા રૂ ૩૦૦૦, મહાદેવ સ્મારકમા રૂ ૨૦૦૧, તેમની લંડન પેઢી તરફથી ત્યાની શિક્ષણ સંસ્થાને રૂ ૧૦૦૦ અને આ ઉપરાંત બીજાં નાના મોટા અનેક દાનો તેમના તરફથી થયા છે દાનની ભાવના તેમના સ્વભાવના એક અંગ જેવી થઈ હતી તેઓ કોંગ્રેસના અનુયાયી હતા અને છેલ્લે ખેડા જિલ્લા લો બો મા કોંગ્રેસના સભ્ય તરીકે ચૂટાયા હતા

આવેલા મહાત્માજીના હિંદના રાજકારણમા આવ્યા બાદ હિંસાત્મક પગલા ઓછા થયા હતા એટલે બ્રિટિશ સરકારે તેમને નજરમા ન રાખ્યા દેશમા આવીને બે ત્રણ વર્ષ શાંતિનિકેતનમા ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરેલુ તે પછી આણંદ આવી 'પાટીદાર' માસિકની શરૂઆત કરી ૨૧ વર્ષ સુધી તેનુ સચાલન કર્યું એ વર્ષોમા મહાત્માજીની સત્યાગ્રહની લડતમા જેલમા પણ ગયેલા નડિયાદની વિઠ્ઠલ કન્યાવિદ્યાલયની સ્થાપનામા પણ તેમણે અગત્યનો ભાગ ભજવેલો હરિજન સઘની પ્રવૃત્તિમા પણ કામ કરેલુ 'ઈશ્વરનો ઈન્કાર' અને 'જગતપ્રપંચ' નામના બે પુસ્તકો તેમણે લખ્યા છે રાષ્ટ્રીય યુગના જિલ્લાના એક મોખરાના અગ્રણી ભયંકર, ક્રાંતિકારક, સમાજસુધારક અને બંડખોર તરીકે એ સારી રીતે જાણીતા હતા એમને સૌ 'નરસિંહ કાકા'ના નામે ઓળખતા

**નાથાભાઈ અવિચળદાસ દેસાઈ** વ નડિયાદ જ તા ૩૧ ૧ ૧૮૫ અ તા ૨૨ ૬-૧૯૨૮ જ્ઞા પાટીદાર શિ નડિયાદમાથી ૧૮૭૭મા મેટ્રિક થયા કાળીદાસ મ છ રામ શિષ્યવૃત્તિ મેળવી પૂના ઈજનેરી કોલેજમા અભ્યાસ કરી એલ સી ઇ થયા કા નડિયાદમા થઈ ગયેલા અનેક દીવાનોમાના એક બાહોશ ને મુત્સદ્દી દીવાન હતા શરૂઆતમા ચૂડા અને વઢવાણ રાજ્યમા પબ્લિક સર્વિસ ખાતામા નોકરી કરેલી ૧૮૮૩મા રેવન્યુખાતામા જોડાયા અને કમિશ્નરના હેડક્લાર્ક થયા ૧૮૮૮મા રાજપીપળા રાજ્યના એડમિનિસ્ટ્રેટરના હેડક્લાર્ક નિમાયા સાગબારા સરહદના તપાસ કમિશનમા કામ કર્યું ભરૂચ જિલ્લામા વાગરા તાલુકાના બે વર્ષ મામલતદાર નિમાયા ૧૮૯૪થી ૧૮૯૯ ભરૂચના કલેક્ટરના શિરસ્તેદાર નિમાયા મહીકાંઠા અને પાલનપુર એજન્સીમા એડિ ઓફિસરનુ કામ કર્યું સરકારે ડેપ્યુટી કલેક્ટર બનાવી વાસનેરના દીવાન તરીકે જવાની છૂટ આપી ૧૮૯૯ના છપ્પનિયા દુકાળમા દીવાન તરીકે સારી કામગીરી બજાવી સરકારે ૧૯૧૫મા રાવ બહાદુરનો ખિતાબ આપ્યો નડિયાદ સુધરાઈમા લોકલ પબ્લિક વર્કસ કમિટીના ચેરમેન થયા પાલનપુરના નવાબ શ્રી તાલે મહમ્મદખાનના રાજ્યના અગત્યના ઝગડાનો ૧૩ માસ પાલણપુર રહી નિકાલ કર્યો

**નાથાભાઈ દાજીભાઈ પટેલ** વ ઉત્તરસડા ત નડિયાદ જ તા ૧૬ ૭ ૧૮૫૨ અ ત ૨૨-૨-૧૯૦૧ કા જિલ્લામા થયેલા દેશી રાજ્યોના બાહોશ દીવાનોમાના એક હતા નડિયાદ ગવર્મેંટ હાઈસ્કૂલમા તા ૨૪ ૧૧-૧૮૭૨મા અંગ્રેજી પાચ ધોરણનો અભ્યાસ પૂરો કરી ખેડાના કલેક્ટર મિ ડિગના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે નિમાયા ૧૮૮૧થી ૧૮૯૦ સુધી ઈડર સ્ટેટના દીવાન તરીકે રહ્યા ૧૮૯૦થી ૧૮૯૩ સુધી મહીકાંઠા એજન્સી સાદરામા એસિ પોલિટિકલ એજન્ટ તરીકે રહ્યા. એ જ અરસામા રાવ બહાદુરનો ઈલ્કાબ એનાયત થયેલો ૧૮૯૩મા એ જ હોદ્દા પર રાજકોટમા બદલી થઈ ૧૮૯૮મા જામનગર સ્ટેટના રેવન્યુ કમિશનર તરીકે માગણી થતા ત્યા ગયા ૧૮૯૮થી ૧૯૦૧ સુધી જામનગર સ્ટેટના દીવાન તરીકે રહ્યા ૧૯૦૧મા વડોદરા રાજ્યે માગણી કરતા ત્યા નાયબ દીવાન તરીકે આવ્યા અને ત્યા જ રાજ્યઅખત્યારથી તેમનુ અવસાન થયુ ઉત્તરસડામા એક ધર્મશાળા તેમના સ્મરણાર્થે તેમના વારસોએ બાધી છે

**નાથાભાઈ શામળદાસ દેસાઈ** વ નડિયાદ, જ્ઞા વાણિયા જ સ ૧૯૧૩ અ સ ૧૯૬૭ શિ • અંગ્રેજી પાચ ધોરણ જેટલુ કા ગર્ભશ્રીમત અને વતનદાર હતા વતનની દેખરેખ રાખવી સત્સગ અને વિદ્યાવ્યાસગ વધારવો અને જનહિતના કાર્યો કરવા એ એમનો જીવનભરનો વ્યવસાય હતો. સ્વ ચુનીલાલ તારાચદ દલાલ અને સ્વ હરિલાલ મનસુખરામ પારેખ (દીવાન, દેવગઢ બારિયા) નડિયાદ આવે ત્યારે નાથાભાઈ સાથે તેમની બેઠક હોય જ્ઞાતિમા શ્રી નાથાભાઈનુ ઘર ખૂબ સસ્કારી ગણાતુ જ્ઞાતિના અનેક પ્રશ્નોનો સાત્ત્વિક રીતે અને પક્ષાપક્ષીથી રહિત બનીને ઉકેલ લાવતા તેમણે વેપાર ખેડ્યો નથી, હોદ્દો ભોગવ્યો નથી પણ નિવૃત્તિ પરાયણ રહીને આકાશમાના કોઈ વિરલ તારા પેઠે પ્રકાશતા આર્ય સસ્કૃતિની એક વિભૂતી હતા

**નારણદાસ કાળીદાસ ગાંધી** વ નડિયાદ જ્ઞા વાણિયા જ સવત ૧૯૨૪ અવસાન સવત ૧૯૮૫ શિ બી એ એલ એલ બી કા રાજકોટમા વકીલાત શરૂ કરી. બાદ પાલીતાણા સ્ટેટમા નોકરી સ્વીકારી સર ન્યાયાધીશ બન્યા સ્ટેટમા કેળવણી ખાતાના વડાનો હોદ્દો પણ ભોગવ્યો હતો નાયબ દીવાન થયા હતા દીવાનગીરી પણ ભોગવી હતી પાચમી ખડાયતા પરિષદના પ્રમુખ હતા જ્ઞાતિ સેવાની ઘણી ખરી સસ્થાઓ માટે પ્રેરણા આપનાર હતા સ્ટેટની સેવા જીવનભર કરી તેમા ન્યાય, નીતિ અને કર્તવ્યનિષ્ઠાથી રાજા પ્રજાના મન જીતી શક્યા હતા સરકારે તેમને રા સા નો ખિતાબ એનાયત કરેલો તેમના પત્ની અ સૌ સૂરજબા સવત ૧૯૮૪મા ગુજરી ગયા. તેમને છ દીકરા હતા જ્યેષ્ઠ પુત્ર શ્રી રતીલાલ ગાંધીએ માતાના સ્મારક તરીકે રૂ ૧૦૦૦૮ ખડાયતા જ્ઞાતિના કેળવણી મડળને સ્ત્રી કેળવણી માટે આપ્યા છે

**નારણદાસ ચુનીલાલ દલાલ** વ નડિયાદ જ્ઞા વાણિયા જ સને ૧૮૮૪ અ તા ૩૦ ૧૦ ૧૯૩૪ શિ માઇસોર રાજ્યના ચીફ એન્જિનિયર શ્રી ચુનીલાલ તારાચદ દલાલના તેઓ પુત્ર હતા તેમનો જન્મ માઇસોર સ્ટેટમા તુમકુર ગામમા થયો હતો પિતાની નોકરી અને તેમનો શરૂઆતનો મેટ્રિક સુધીનો અભ્યાસ તુમકુરની હાઈસ્કૂલમા થયો હતો. મદ્રાસની યુનિવર્સિટીમાથી બી એ થયેલા અને ૧૯૦૭મા મુબઈ યુનિવર્સિટીમાથી એલ એલ બી. થયેલા સને ૧૯૨૨મા સોલિસિટરની પરીક્ષા પસાર કરેલી કા સને ૧૯૧૪મા મુબઈમા સોલિસિટરની સ્વતત્ર પેઢી શરૂ કરેલી તેમની પેઢી એન સી દલાલની કપનીને નામે ઓળખાતી સોલિસિટર તરીકે ખૂબ નામના મેળવેલી મદ્રાસ સરકાર અને માઇસોર સ્ટેટ વચ્ચે કાવેરી નદીના પાણીના હક સબધી ઝગડો થયો ત્યારે તે કેસમા માઇસોર સ્ટેટ તરફથી તેમને રોકવામા આવ્યા હતા આખરે મદ્રાસ સરકારને સમાધાન કરવાની ફરજ પડી હતી તેઓ 'દામોદરદાસ ખડાયતા માઇસોર

સ્ટેટ સ્કોલરશિપ'ની સલાહકાર સમિતિના વર્ષો સુધી સભ્ય હતા મુબઈના સ્થાનિક ખડાયતા સમાજના પ્રમુખ હતા સ્વદેશી ઉદ્યોગ વધારતી ઘણી કપનીઓના ડિરેક્ટર હતા તેમના એક ભાઇ હૈદ્રાબાદમા એન્જિનિયર હતા

**નારણભાઇ ચતુરભાઇ પટેલ** વ બાકરોલ તા આણદ કા ચરોતરવાસી તરીકે પ્રથમ આફ્રિકા જનારાઓ પૈકી એક ચરોતરના અને ખાસ કરીને બાકરોલના જે કોઇ આફ્રિકા જાય તે પ્રથમ તેમને ત્યા જ ઊતરે ને કામધધે ન વળગે ત્યા સુધી ત્યા રહે આફ્રિકામા તેઓ 'એન સી'ના નામથી જાણીતા બનેલા ૧૯૩૬મા બ્લેક વોટરના વ્યાધિથી તેમનુ અવસાન થયેલુ ત્યાર બાદ તેમનુ કુટુબ બાકરોલ પાછુ આવ્યુ પાચ વર્ષ આણદ રહી બાકરોલની તમામ મિલકત વેચી એ આખુ કુટુબ હાલ પોંડિચેરી અરવિંદ આશ્રમમા રહે છે

**નારણભાઈ પુરુષોત્તમદાસ પટેલ** વ બોરસદ જ્ઞા. પાટીદાર શિ બોરસદમા અને પછી નડિયાદ અને અમદાવાદની હાઈસ્કૂલમા કા શરૂઆતમા રગુન જઈ નોકરી કરતા હતા ત્યાથી આફ્રિકામા અગાઉથી ગયેલા નાના ભાઈના બોલાવવાથી આફ્રિકા ગયેલા અને કાપડ તથા પ્રોવિઝન સ્ટોરથી ધધાનો પ્રારભ કરેલો ૧૯૧૮મા ટિંબરનો ધધો શરૂ કરેલો એ પછી કોટનના વેપારમા પડેલા નારણભાઈ પી પટેલ એન્ડ કુ લિ જીન્જા (જનરલ મરચન્ટસ), કોટન એન્ડ પ્રોડ્યુસ લિ જીન્જા (કોટન), બોરસદવાળા લિ જીન્જા (કોટન, યુગાન્ડા ટિંબર એન્ડ પ્રોડ્યુસ કા લિ જીન્જા (લાકડા, કોફી ઓઈલ), એ ટો કુ લિ (મોટર સ્પેર્સ, હાર્ડવેર, ઓટો મોબાઈલ્સ', નારણભાઈ પી પટેલ કપાલા લિ (હાર્ડવેર) એ ટો ટ્રેડ એન્ડ એજન્સીઝ લિ (ઓટોમોબાઈલ્સ અને મશિનરી વ) એસોસિએટેડ સો મિલર્સ લિ (ટિંબર, તથા કેટલીક જિનરી ઓમા હિત ધરાવતા હતા ઉપરાત કસેલો જિનરી અને બુગોગો જિનરી નામની તેમની આગવી જિનરીઓ પણ હતી જીન્જામા ઇંડિયન એસોસિયેશનના પ્રમુખ તરીકે વર્ષો સુધી રહેલા ટાઉનશિપ કાઉન્સિલના પણ વર્ષો સુધી સભ્ય રહેલા તેઓ એટલા બધા લોકપ્રિય હતા કે જીન્જામા એક જાહેર માર્ગ સાથે તેમનુ નામ જોડવામા આવ્યુ છે ૧૯૪૩મા બોરસદ મુકામે તેઓનુ અવસાન થયુ હતુ અત્યારે તેમના ભાઈ ઇશ્વરભાઈ તથા મોટા પુત્ર સુમનભાઈ મોટા ભાગના ધધા સભાળે છે એમના સ્મારકમા એમના કુટુબી જનોએ અનેક નાના મોટા દાન કર્યાં છે મબાલે ખાતે સ્વ નારણભાઈ પી પટેલ છાત્રાલય એમના કુટુબી જનોએ કરેલા મોટા દાનમાથી ઊભુ થયુ છે

**નારણભાઇ લલ્લુભાઇ દેસાઈ** વ મહુધા તા નડિયાદ જ્ઞા પાટીદાર મહુધાની પાટીદાર કોમના એક અગેવાન મુખી કુટુબમા તેમનો જન્મ થયેલો સરકારે તેમને રાવ બહાદુરનો ખિતાબ એનાયત કરેલો તેમના પુત્રો અને પૌત્રો વેપાર ધધામા તથા સરકારી નોકરીઓમા ઘણા આગળ આવ્યા છે ગામમા તેમજ બહાર લોકહિતના કાર્યોમા રસ લેતા તેઓના અવસાન બાદ તેમના પુત્રોએ તેમના નામથી રા બ એન એલ ઇંગ્લિશ સ્કૂલ શરૂ કરેલી, જે પાછળથી મહુધા કેળવણી મડળને સોપાયેલી છે

**ન્યાયવિજયજી (મણિલાલ હીરાચદ શાહ)** વ ખેડા જ્ઞા દશા પોરવાડ વણિક કા શ્રી વિજયકેસર સૂરિ પાસે દીક્ષા લઈ મુનિશ્રી દર્શનવિજયજીના શિષ્ય થયા ધર્માર્થે ગુરુ સાથે સૌરાષ્ટ્ર, ગુજરાત મુબઈ મહારાષ્ટ્ર, નિઝામ હૈદ્રાબાદ, કાજીપેઠ, વરગલ, વરાડ, નાગપુર, બિહાર, બગાળ યુ પી, પજાબ મેવાડ, માર વાડ, મેવાડ વગેરે પ્રદેશોમા વિહાર કરી અનેકને જૈનધર્મી બનાવ્યા છે પ્ર અનેક સ્થને પુસ્તકાલય ધર્મશાળાની પ્રતિષ્ઠાઓ કરાવી છે ગુજરાતી, હિંદી, સસ્કૃત અને પ્રાકૃત ભાષાના સારા વિદ્વાન હોઈ જૈન સામાયિકોમા લેખો આપતા જાહેર વક્તા હતા અમદાવાદના ઐતિહાસિક મુનિ સમેલનમા તેમણે માર્ગદર્શન આપ્યુ હતુ કૃ જૈનાચાર્યો, જૈનતીર્થોના ઇતિહાસ, સિદ્ધચક્ર માહાત્મ્ય, સમ્યગ્દર્શન, તક્ષશિલા વગરે ગ્રથો રચ્યા છે કેટલાક ગ્રથોનુ ભાષાતર અને સપાદન પણ કર્યું છે

**પીરસાહેબમિયાં બાપુમિયાં કાઝી ઉર્ફે બકાઉલ્લાહ અબ્બાસી શેખ** વ ઉમરેઠ તા આણદ અ ૧૯૨૭ મા ઉમરેઠમા મ્યુનિસિપાલિટી સ્થાપનારાઓમાના એક ઉમરેઠ મ્યુનિ મા ૨૦–૨૫ વર્ષ સભ્ય રહેલા પાછળથી મ્યુનિના પ્રમુખ પણ બનેલા જિલ્લા લો બો મા સરકાર તરફથી સભ્ય તરીકે તેમની નિયુક્તિ થયેલી ઓનરરી ગ્રામ્ય મેજિસ્ટ્રેટ હતા સરકારે એ ને હથિયાર ધારામાથી મુક્ત રાખેલા

**પુરુષોત્તમજી બળભદ્રજી દવે** વ ઉમરેઠ તા આણદ. કા ભારતભરમા હીરાના વેપારી તરીકે જાણીતા એક ધનાઢ્ય પરમાર્થી વેપારી મહુધાના ભખણજી મહેતા થામણાના ગગાદત્તજી દવે અને તેઓ સમકાલીન ને સબધી હતા બુદેલખડની મધ્યમા આવેલા પન્ના નગરમાથી તેઓને હીરાની ખાણ મળી આવેલી કહેવાય છે તેમણે કાશી તથા ઉમરેઠમા હવેલીઓ બધાવેલી તેમણે હજારો રૂપિયાનુ પરમાર્થ કાર્ય કરેલુ કહેવાય છે

**પુરુષોત્તમદાસ છોટાભાઈ પટેલ** વ ઉત્તરસડા તા. નડિયાદ અ તા ૧૫–૧૦–૧૯૪૯ કા લોકોપયોગી દરેક સાર્વ જનિક પ્રવૃત્તિઓમા આર્થિક તેમજ બીજી મદદ કરનારા એક સદ્ભાવી સહૃદયી દાતા ઉત્તરસડાના પ્રસૂતિગૃહ માટે રૂા ૭૫૦૦૦, નડિયાદની જે જે કોલેજમા રૂ ૧૨૫૦૦, નિર્વાસિત ફાળામા રૂ ૭૦૦૧ ગાધી સ્મારક ફાળામા રૂ ૫૦૦૧, જિલ્લા સમિતિને રૂ ૫૦૦૦, પરમાર ભાઇઓની ધર્મશાળા માટે રૂ ૫૦૦૦, ઉત્તરસડા હાઈસ્કૂલમા રૂ ૩૦૦૦, મહાદેવ સ્મારકમા રૂ ૧૦૦૧, તેમની એડન પેઢી તરફથી ત્યાની શિક્ષણ સસ્થાને રૂ ૧૦૦૦ અને આ ઉપરાત બીજાં નાના મોટા અનેક દાનો તેમના તરફથી થયા છે દાનની ભાવના તેમના સ્વભાવના એક અગ જેવી થઈ હતી તેઓ કોંગ્રેસના અનુયાયી હતા અને ઉત્ખ્ખ ખેડા જિલ્લા લો બો મા કોંગ્રેસના સભ્ય તરીકે ચૂટાયા હતા.

**પુરુષોત્તમદાસ દેવજીભાઈ પટેલ** વ બાકરોલ, (તા આણંદ) જ તા ૨૧-૧-'૫૨ કા સૌ પ્રથમ છોટા ઉદેપુર, દેવગઢ બારીયા વગેરે રાજ્યોમા દીવાસળીના લાકડાનો ધંધો શરૂ કરેલો ત્યાર બાદ તમાકુનો ધંધો કરેલો તેમા સારી સિદ્ધિ મેળવેલી. વેપારી હોવા છતા સેવાની ધૂન લાગેલી હતી '૪૨ની ચળવળમા જેલમા ગયેલા પેટલાદ તાલુકા પ્રજામડળના ૧૦ વર્ષ પ્રમુખ રહેલા વડોદરા જિલ્લા લો બોર્ડના સભ્ય હતા બાકરોલમા પોતાના પિતાના સ્મરણાર્થે દેવજીભાઈ દેસાઈભાઈ વ્યાયામ મંદિર બંધાવ્યું છે અને વ્યાયામ શાળામા છોટાભાઈ દેવજીભાઈના નામે રૂ ૧૫ હજારનુ દાન કર્યું છે તમાકુના એક આગેવાન વેપારી તરીકે ખ્યાતિ પામ્યા હતા બાકરોલ ખાતે ભરાયેલ વડોદરા રાજ્ય પ્રજામડળના સ્વાગત પ્રમુખ તરીકે એમની વરણી થઈ હતી અને તેમણે આખા અધિવેશનની સુંદર વ્યવસ્થા કરાવેલી

**પુરુષોત્તમદાસ ભોગીલાલ મહેતા** વ વાડવાળી તા મહેમદાવાદ જ્ઞા બ્રાહ્મણ શિ વસો પછી વડોદરામા મેટ્રિક થઈ ઈંટર સુધી ગયેલા કા આફ્રિકા જઈ શરૂઆતમા મોમ્બાસામા અને પછી જીંજામા કોર્ટની નોકરી કરતા હતા. ૧૯૨૧મા નાનજી કાલીદાસની પેઢીમા મેનેજર તરીકે જોડાયેલા ૧૯૨૬મા નાનજી કાલીદાસની સુગર ફેક્ટરીની વધુ મશિનરી લેવા માટે જાતે ઈંગ્લેન્ડ ગયેલા કહેવાય છે કે ત્યાર બાદ નાનજી કાલીદાસનો અને એની સુગરમિલનો ખરો વિકાસ થયેલો ૧૯૨૮મા દેશમા આવતા મોમ્બાસામા તેમને ન્યુમોનિયા થતા તેઓ ૩૩ વર્ષની યુવાન વયે ગુજરી ગયેલા જાહેર કાર્યો ખૂબ રસપૂર્વક કરતા બધે જ પ્રિય થઈ પડ્યા હતા અનોખુ વ્યક્તિત્વ તથા ખૂબ લાગવગ ધરાવતા હતા આજે કંપાલામા અને દેશમા વસોમા તેમના સ્મારકમા પુસ્તકાલયો ચાલે છે એમના ભાઈ અત્યારે જીંજામા મિનર તરીકે ને વેપારી તરીકે જાણીતા છે

**પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈ ઉર્ફે ધામાસાહેબ** વ નડિયાદ જ્ઞા પાટીદાર કા નડિયાદ મ્યુનિ ના ૩૦ વર્ષ સુધી સતત સેવા કરનાર સભ્ય અને વર્ષો સુધી એના પ્રમુખ એમના પ્રમુખપણા હેઠળ નડિયાદમા પ્રથમ ગટરો નખાઈ, મેટર રોડ થયા, મ્યુનિ ની આવક નજીવી હતી તેમાથી ૩૦ હજાર રૂપિયા જેટલી થઈ ગુજરાતના સરદારો ને ઈનામદારો તરફથી મુબઈ લેજિસ્લેટીવ કાઉન્સિલમા સભ્ય તરીકે બેસતા હતા

**પુરુષોત્તમદાસ માંકળચંદ ચોકસી** વ નડિયાદ જ્ઞા વાણિયા જ સવત ૧૯૩૧ અ સંવત ૧૯૯૧ શિ નડિયાદની સરકારી હાઈસ્કૂલના ભાઉસાહેબ સ્કોલર પૂનાની ઈજનેરી કોલેજમાથી એલ સી ઈ પરીક્ષા પ્રથમ વર્ગમા પસાર કરેલી કા જીવનનો પ્રારંભ પૂનાની ઈજનેરી કોલેજમા પ્રોફેસર તરીકે કર્યો નડિયાદે જે કેટલાક બહોશ ઈજનેરો પેદા કર્યા છે તેમાના એક અત્યંત પ્રમાણિક ઈજનેર ખાસ કરીને નદીઓના નિષ્ણાત જાતિના જુદા જુદા મંડળોમા જાહેર સેવાઓ આપેલી તેઓ નડિયાદની અનાથ ઉદ્યોગશાળાના સુપરિટેન્ડેન્ટ હતા નડિયાદમા તેમણે શ્રી રણછોડલાલ બાપુજી માસ્તર સાથે દેશી નામાનો વર્ગ કાઢેલો હતો અને તે હજુ ચાલુ છે તેઓ નડિયાદના હિન્દુ અનાથઆશ્રમની વ્યવસ્થાપક સમિતિના સભ્ય હતા તેમણે પોતાની જ્ઞાતિમા ગુજરી ગયેલા માણસ પાછળ શ્રાવણ માસમા કચુંપાકુ કરવાનો રિવાજ હતો તે કાઢી નાખવા માટે ઝુંબેશ ઉઠાવી હતી

**પૂંજાભાઈ સોમેશ્વર ભટ્ટ** વ કઠવાલ, તા કપડવણજ જ્ઞા વડાદરા બ્રાહ્મણ જ તા ૧૧-૪-૧૮૭૧ સમાધિ ૧૯૪૩ કા હાઈકોર્ટની સનદ મેળવી ખેડામા વકીલાત કરતા હતા ૧૯૦૫ની બંગભંગની લડત વખતે, તેઓ શ્રી મોહનલાલ પંડ્યાવાળા 'ટેરરિસ્ટ' મંડળમા જોડાયેલા આ ક્રાન્તિકારીનો બોંબ ખુલ્લો પડી જતા સરકારે તેમની સનદ લઈ લીધી હતી પરંતુ પુરાવાના અભાવે ફોજદારી ગુનો સાબિત ન થતા એક વર્ષ બાદ સનદ પાછી આપવામા આવેલી ફરજિયાત ત્યાગી પડેલી નિવૃત્તિના સમયે ગીતાજી અને પંચદશીનો ઊંડો અભ્યાસ કરેલો વાનપ્રસ્થાવસ્થામા આવતા સંન્યાસ દીક્ષા લીધેલી અને જીવનના અંતમા કાશીક્ષેત્રમા સમાધિસ્થ થયેલા સંન્યાસ લીધા બાદ તેઓ સ્વામી પૂર્ણાનંદને નામે ઓળખાતા હતા કઠવાલ અને એમની જ્ઞાતિ એ સ્વામી પૂર્ણાનંદને માટે ગૌરવ ધરાવે છે

**પૃથુલાલ હરિનાથ શુક્લ** વ નડિયાદ જ તા ૧૯-૬-૧૮૯૫ અ તા ૧૫-૧૧-૧૯૩૧ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ ચીખલી અને ગણદેવી (જિ સુરત) માધ્યમિક શિક્ષણ સુરત જિલ્લાના જુદા જુદા ગામોમા કા નોકરી નિમિત્તે મદ્રાસ, કલકત્તા, રંગુન રામેશ્વર, વગેરે સ્થળોએ ફર્યા ૧૯૧૬મા નડિયાદ અત્યંજ શાળામા શિક્ષક ૧૯૧૮મા 'ભારત' પ્રેસની પ્રવૃત્તિ ઉપરથી પકડાતા નીકળી ગયા ત્યાર પછી સ્થાયી આશ્રમના જઈ ગાંધીજી સાથે એક વર્ષ રહ્યા ૧૯૨૬મા કેઇ સ્ટીમરના વાયરલેસ વિભાગમા કામ કર્યુ ૧૯૨૮મા 'સાંજ વર્તમાન' પત્રની ઓફિસમા જોડાયા, 'કવિ પૃથુ'ને નામે ઓળખાયેલા ને ખૂબ આગળ વધેલ હતા ? કૂવપાળી, અમદાવાદ

**બાબુભાઈ અંબાલાલ ત્રિવેદી** વ વાઘોડિયા જ્ઞા બ્રાહ્મણ અવસાન ૧૯૪૮ કા વડોદરા સને ૧૯૦૧થી 'રાજા ડોક્ટર'ને નામે એમને ઓળખતું ત્યાની હરિજન પ્રવૃત્તિના પિતા સૌ પ્રથમ તેમણે વાઘોડિયા ગામમા એક નાની હરિજન શાળા ખોલી આ શાળાને સરકાર યા કોઈ સંસ્થા તરફથી શરૂઆતમા કોઈ મદદ મળતી નહોતી ફંડફાળો કરી કરી તેમણે ૧૯૨૮મા શાળાનું એક મકાન બંધાવડાવ્યુ. પોતાની પ્રવૃત્તિનો વિકાસ કરી તેમણે ગામડાના હરિજન બાળકો માટે પણ બીજી શાળાઓ ખોલી સાર્વજનિક કૂવાઓ પણ ખોલી વાઘોડિયા તાલુકામા તેમના સંચાલન હેઠળ ૧૧ શાળાઓ ચાલતી હતી ગામડાના હરિજનોને પીવાના પાણીની મુશ્કેલી ટાળવા તેમણે સારો પ્રયત્ન કર્યો હતો વાઘોડિયા તાલુકા ઉપરાંત લુણાવાડા વિભાગમા મળી એકંદરે ત્યાંથી ૩૦ કૂવા ૧૬

મળાથી તેમણે બનાવડાવ્યા છે આ ઉપરાંત દુકાળ કે અનિષ્ટ વખતે તેમણે હરિજનોને ઘણી રાહતો આપી હતી વાડાશિનોરમા 'હરિજન સેવા મંદિર' નામની સંસ્થા તેમણે સ્થાપી પૂ. ગાંધીજી તથા પૂ. ઠક્કર બાપાના આશીર્વાદ મેળવ્યા હતા રૂઢિચુસ્ત સમાજમા કુટુબ કબિલા સાથે રહી હરિજન સેવાનું કાર્ય કરવામા અસંખ્ય મુશ્કેલીઓ નડવા છતાયે મરણ સુધી એ કાર્ય કર્યાજ કર્યું હતુ

**પ્રીતમદાસ** વ. સંદેસર (તા. આણંદ) જ. ઈ. સ. ૧૭૧૮ અ. ૧૭૯૮. જ્ઞા. બ્રહ્મભટ્ટ. કા. "હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનુ કામ જોને" એ અત્યંત લોકપ્રિય ભજનના રચયિતા અને મધ્યયુગના આ પ્રદેશના એક નામી ભક્ત કવિ હતા જન્મ ધોળકા પાસે બાવળા ગામમા પરંતુ નાનપણથી જ સાંસારિક બાબતોમા ઉદાસિન હોવાથી ૧૫ વર્ષની ઉંમરે જ ગુરુ દીક્ષા લઈને ઘર છોડી નીકળી પડેલા સર્વત્ર ભજનો ગાતા ને પોતે એ રચતા. સંદેસર ગામે આવ્યા અને ત્યાજ પછી સતત ૪૦ વર્ષ રહ્યા જીવન ત્યાજ વ્યતીત કર્યું એમને વિષે કેટલીક ચમત્કારિક વાતો કહેવાય છે તેઓ અંધ હતા છતા ડાકોરના રણછોડરાયજીના શણગારનુ આબેહૂબ વર્ણન કરી બતાવતા કહે છે કે ખંભાત આવ્યા ત્યારે ખંભાતના નવાબે એમની પરીક્ષા કરવા માટે ભક્તોમા વહેંચવાના પ્રસાદ તરીકે મીઠુ આપ્યુ પ્રીતમદાસે તે વહેંચ્યુ પણ ભક્તોને તો સાકરનો જ સ્વાદ આવ્યો. આ ચમત્કારથી પ્રભાવિત થઈ નવાબે જ્યા જ્યા પ્રીતમદાસના મંદિરો હોય ત્યા વપરાતુ મીઠુ પોતના તરફથી મળે તેવો પ્રબંધ કર્યો સંદેસરમા પ્રીતમદાસનું મંદિર છે ત્યા આજ સુધી નવાબ તરફથી વાર્ષિક મીઠાના રૂ ૭-૧૨-૦ મળતા

પ્રીતમદાસે રચેલા ધાર્મિક સાહિત્યમાથી નીચેના પુસ્તકો મળી આવ્યા છે —

(૧) સરસ ગીતા સંવત ૧૮૩૧, (૨) જ્ઞાન કક્કો સં ૧૮૩૨ (૩) સોરઠ રાગના મહિના સં ૧૮૩૯ (૪) જ્ઞાન ગીતા સં ૧૮૪૧ (૫) ધરમ ગીતા સં ૧૮૪૧, (૬) સાખી ગ્રંથ સં ૧૮૪૫, (૭) એકાદશ સ્કંધ સં ૧૮૪૫, (૮) જ્ઞાન પ્રકાશ સં ૧૮૪૬, (૯) બ્રહ્મલીલા સં ૧૮૪૭ (૧૦) પ્રેમ પ્રકાશ સં ૧૮૪૭ (૧૧) ભગવદ્ ગીતા સં ૧૮૫૨ આ બધાજ ગ્રંથો કવિ સંદેસરમા આવ્યા પછી રચાયેલા અને જળવાઈ રહેલા છે સંવત ૧૮૫૪મા ૮૦ વર્ષની વયે અવસાન પામ્યા ત્યા સુધી તેમની કાવ્ય શક્તિ ટકી રહી હતી તે ઉપર જણાવેલા ગ્રંથોની સંખ્યા જોતા જણાય છે સસ્તા સાહિત્ય તરફથી પ્રીતમ કાવ્ય નામનો દળદાર ગ્રંથ પ્રકટ કરવામા આવ્યો છે તેમા તેમનુ ભજનસાહિત્ય પૂરતા સંશોધન પછી એકત્ર કરીને છપાયુ છે

**ફૈજલખાન લાલખાન પઠાણ** વ. બોરસદ જ્ઞા. પઠાણ જન્મ ૧૮૮૨ શિ. ૧૯૦૫મા બી. એ. (મુંબઇ) થયેલા ૧૯૦૭મા એલ.ટી. (મદ્રાસ)ની ઉપાધી મેળવેલી કા. પ્રથમ વડોદરા રાજ્યના ઉર્દૂ સ્કૂલના ઈન્સ્પેક્ટર નિમાયા હતા પછી રેવન્યુ ખાતામા બદલી થવાથી ઘણા વર્ષો સુધી વહીવટદારનુ કામ કરેલુ છેલ્લા ત્રણ વર્ષ કોડીનાર વિભાગના નાયબ સૂબા રહ્યા હતા. બે મહિના સૂબાનો ચાર્જ સંભાળ્યો હતો

**ફૂલચંદ ઝવેરદાસ શાહ** વ. નડિયાદ (તા. નડિયાદ)



જ. તા. ૧૮-૯-૭' જ્ઞા. વાણિયા શિ. નડિયાદમાથી ૧૯૦૭મા મેટ્રિક તે પછી મુંબઈની સર જે. જે. સ્કૂલ ઓફ આર્ટની ડ્રોઈંગ ટીચરની પદવી મેળવી ત્યા શિષ્ય વૃત્તિ અને ઈનામ મળેલુ સ્વ. બાનાશંકર કવિ (ભરત) પાસેથી સંગીત સાધના કરેલી ૧૯૧૮મા શાળાખાતાની પરીક્ષા પસાર કરેલી

કા. ગુજરાતના રેવન્યુખાતામા સર્કલ ઈન્સ્પેક્ટર ૧૯૦૪-૫મા ચિત્રશિક્ષક સર જે. જે. સ્કૂલ ઓફ આર્ટમા ચિત્રશિક્ષક ૧૯૦૬-૭મા પ્રે. રા. ટ્રે. કો. મા ચિત્રશિક્ષક ગોવર્ધનરામ ત્રિપાઠી, કવિ દલપતરામ, મણિલાલ ન. દ્વિવેદી જેવા સાક્ષરોના સમાગમથી સાહિત્ય તરફ આકર્ષણ અને ૧૯૧૨મા નડિયાદની સરકારી હાઈસ્કૂલમા ચિત્રશિક્ષક ૧૯૦૮-૧૬ દરમિયાન સ્વતંત્ર નાટ્યલેખન નીચેના ત્રિઅંકી નાટકો પ્રગટ થયા, સફળ રીતે ભજવાયા, અને પ્રસિદ્ધિ પામ્યા —મહાસતિ અનસૂયા, સતી સાવિત્રી, મહાશ્વેતા કાદંબરી, માલતીમાધવ, મુદ્રાપ્રતાપ, શ્રી શુકદેવજી પછીથી નાટક કંપનીઓની બદી પ્રત્યે નફરત, પરિણામે ક્ષેત્રસંન્યાસ પછી દર એકાદશીએ સંગીત સાથે ધાર્મિક આખ્યાનો કહેવાની શરૂઆત નીચેના આખ્યાનો લખી, છપાવી પ્રસિદ્ધ કર્યા —શ્રી શુકદેવજી, વિશ્વમોહિની, અજામીલ, ચંદ્રહાસ, હરિશ્ચન્દ્ર, ગોપીચંદ, કૃષ્ણલીલા, સતી સાવિત્રી, મતંગમોક્ષ, સુદામાચરિત્ર, રૂક્મણીહરણ, કૃષ્ણકીર્તનમાળા, બાલ રામાયણ (૧૦૮ ચિત્રો સાથે) કૃષ્ણચન્દ્રોદય ચિત્રકથા અકાકાર (ચિત્રમય આંકડા સાથેનુ બાલોપયોગી પુસ્તક) અને ગીતાજીનુ સમશ્લોકી ભાષાંતર ૧૯૨૧ની ચળવળમા ગાંધીજી સાથે હરિજનવાસમા આખ્યાનો કરેલા ૧૯૨૯મા 'રાજહંસ' નાટક લખેલુ ૧૯૨૧થી ૩૫ સુધી એકાદશીના દિવસે ગુજરાતભરમા સંગીત મંડળી સાથે આખ્યાનો કરેલા સાહિત્ય સભા નડિયાદ (૧૯૨૭-૨૮)ના કલા અને મનોરંજન વિભાગના પ્રમુખ ૧૯૩૪-૩૫ની સંગીતપરિષદના પ્રમુખ ૧૯૩૬મા ખડાયતા જ્ઞાતિ અધિવેશનનુ સંચાલન મેડલ એનાયત થયેલો ૧૯૪૫મા 'વિશ્વધર્મ' ત્રિઅંકી નાટક સફળ રીતે ભજવાયુ ૧૯૪૭મા 'રાજરમત' નાટક નટો દ્વારા કરેલી સાહિત્યસેવા બદલ બનારસ સંસ્કૃત વિદ્યાપીઠ તરફથી 'કવિચિત્રકાર' અને 'સંગીતકલાભૂષણ'ની ઉપાધિ મળેલી સંગીતના તમામ વાજિંત્રો વગાડી શકતા દરેક વાદ્ય અંગે જુદુ જુદુ પુસ્તક લખ્યુ છે સાહિત્ય સભાના પ્રમુખ તરીકે ગાંધીજીએ આપેલા ભાષણનો કલાત્મક ફોટો (અક્ષર દેહ) તૈયાર કરેલો 'સપ્તરંગ' નામનુ વાજિંત્ર જાતે બનાવેલુ, દેશી રંગોનો આગ્રહ રાખતા

લલિત કળા, શિલ્પ-કળા તથા ફોટોગ્રાફીનો શોખ હતો અનેક ધાર્મિક આખ્યાનો, સામાજિક અને ધાર્મિક નાટકો—પહેરામણી, પ્રેતભોજન, સૂરજમણિ ભક્તમોડાણ, નળદમયંતી, સંગીત—રાગ રૂપાવલી, તબલા તરંગ, સ્વતંત્ર હારમોનિયમ શીખવાની ત્રણ પ્રવેશિકા, સિતાર, વગેરે એમનું લખેલું સાહિત્ય હજી અપ્રગટ પડેલું છે

**ફૂલચંદ બાપુજી શાહ** વ નડિઆદ જ ૧૮૮૨મા અ તા ૧૮-૩-૧૯૩૪. શિ નડિયાદમા અંગ્રેજી છ ધોરણ સુધી કા ખેડા જિલ્લાના પ્રારંભિક રાષ્ટ્રીય યુગના એક નિર્ભય સિપાહી અને જિલ્લાના મૂગા ને વીર લોકસેવક ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રારંભથી ૧૯૩૪મા અવસાન સુધી મંત્રી મૂળ પિતાજી વઢવાણ ખાતે ન્યાયાધીશ હતા એટલે જન્મ વઢવાણ ખાતે થયેલો પરંતુ બહુ નાનપણથી જ શુધ્ધ રૂઢ વિચારો આર્યસમાજના પ્રચારકો અને સંતોના સમાગમમા આવેલા સાહિત્ય વાંચેલુ ગેરીબાલ્ડી અને મેઝીનીના જીવનોના પુસ્તકોનો એમના પર ખૂબ પ્રભાવ પડેલો ૧૯૦૦ની સાલથી જાહેર કાર્યોનો આરંભ ૧૯૦૨મા અમદાવાદ રાષ્ટ્રીય કોંગ્રેસમા ગયા અને ત્યારથી એના કાર્યમા જોડાયા ૧૯૦૨થી ૧૯૩૪ સુધી સતત જિલ્લાના મોખરાના એક અગ્રણી તરીકે હોમરૂલ લીગ, કોંગ્રેસ બધામા કામ કર્યું જિલ્લાના તમામ રાષ્ટ્રીય સંગ્રામોના જીવન પર્યંતના એક આગેવાન કાર્યકર ખેડા જિલ્લા કોંગ્રેસમા પ્રારંભથી ૧૯૩૪મા મૃત્યુ પામ્યા ત્યા સુધી મંત્રી રહ્યા ૧૯૦૬મા ગુજરાત નામનુ પેપર કાઢ્યુ ૧૯૦૭મા હિંદુ-અનાથાશ્રમ નડિયાદની સ્થાપના કરી. નડિયાદની મ્યુનિસિપાલિટીના સભ્ય લોકલ બોર્ડના સભ્ય વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના સ્થાપકોમાના એક ચરોતર આર્ય પ્રતિનિધિ સભાના પ્રારંભથી જ એક અગ્રણી આર્યપ્રકાશ સાપ્તાહિકના વર્ષો સુધી તંત્રી ખેડા સત્યાગ્રહ નાગપુર સત્યાગ્રહ, બોરસદ સત્યાગ્રહ, બારડોલી સત્યાગ્રહ, ૧૯૩૦-૩૨ની લડતો, બધામા અગ્રગી કાર્યકર અને અનેક વખત જેલનિવાસ કરેલો પ્રખર સુધારક એ જ કારણે ૧૯૨૪થી જ્ઞાતિ બહાર જ રહેલા આ ઉપરાત સાહિત્યકાર પણ હતા. નડિયાદની સાહિત્ય પરિષદના સ્વાગત મંત્રી હતા. મેઝીનીનુ જીવન ચરિત્ર, બ્રહ્મચર્ય એ બે એમની લખેલી કૃતિઓ છે ૧૯૩૪મા હૃદય બંધ પડી જતા નડિયાદમા અવસાન થયુ એમના સ્મારકમા નડિયાદમા સ્વ ફૂલચંદ બાલમંદિર નામની સંસ્થા ચાલે છે અને એનું ટ્રસ્ટ અને કમિટી વ્યવસ્થાપૂર્વક ચાલે છે આ બાલમંદિરની છ શાખાઓ છે

**ફૂલાભાઈ મથુરભાઈ પટેલ** વ તારાપુર, તા આણંદ કા ગુરુ અર્ધસમાજિસ્ટ આર્ય સમાજમા તેઓ કેપ્ટનના નામે ઓળખાતા તરત જ તેના આર્યસમાજના પ્રમુખ તરીકે ગેના અગ્રેસી જિલ્લાના આર્યસમાજ અનુયાયીઓમા ખૂબ જ જાણીતા હતા સામાજિક સુધારામા ઘણો રસ લેતા

**બળદેવદાસ મથુરદાસ પરીખ** વ નડિયાદ જ્ઞા વાણિયા જ સંવત ૧૯૩૦ અ સંવત ૧૯૯૯ શિ ગુજ-રાતી સાત તે પછી ઘરની વેપારી પેઢીની વેપારી તાલીમ લીધેલી કા તેમના પિતા મથુરભાઇ વેલાભાઇનુ નામ એક કુશળ વેપારી શરાફ અને જ્ઞાતિના આગેવાન તરીકે પંકાતુ ઇંદોર બાજુ તમાકુનો સારો વેપાર જામશે તેમ ધારી બળદેવભાઇએ ઇંદોરમા પેઢી શરૂ કરી વર્તમાન સમયે તેમના પુત્ર મણિલાલ બળદેવ દાસના નામથી તેમની બે દુકાનો ઇંદોરમા ચાલે છે બાપ કરતા બેટા સવાયા એ કહેવત અનુસાર બળદેવભાઇએ નડિયાદના શરાફીના ધંધા ઉપરાત ઇંદોર, કાનપુર વગેરે સ્થળે પેઢીઓ શરૂ કરી ધંધામા સફળતા મેળવી વેપારી આલમમા બળદેવ-ભાઇની શાખ ઉત્તમ પ્રકારની ગણાતી

**બાલાભાઈ ગુલાબચંદ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા દશા પોરવાડ જૈન જ ૧૮૬૦ અ ૧૯૪૦ શિ ખેડામા બીજા મેટ્રિક થનાર અને પ્રથમ ગ્રેજ્યુએટ થનાર તેઓ હતા પૂના એંજિનિયરિંગ કોલેજમા અભ્યાસ કરેલો એલ સી ઈ થયેલા કા ૧૮૮૫-૮૬ સુધી રાજકોટ સ્ટેટના સ્ટેટ એંજિનિયર હતા. ૧૮૮૯-૧૯૨૦ સુધી ગોંડળ સ્ટેટના સ્ટેટ એંજિનિયર હતા ૧૯૨૧-૧૯૨૬ સુધી કચ્છ સ્ટેટના સ્ટેટ એંજિનિયર હતા ૧૯૨૬-૧૯૩૩ સુધી જુદા જુદા રાજ્યોના ઇજનેરી સલાહકાર તરીકે કામ કરેલુ બધા મળી કુલ આશરે અઢી કરોડ રૂપિયાના બાંધકામો તેમની દેખરેખ નીચે થયા હતા

**બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા** વ નડિયાદ જ ઈ સ ૧૮૫૮ અ ઈ સ ૧૮૯૮ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ એલ એલ બી સુધી અંગ્રેજી, સંસ્કૃત, હિન્દી, ફારસી અને અરબી ભાષાના અભ્યાસી કા શોખ ઠ અને પિત્તળનુ કારખાનુ કાઢ્યુ મુનીમે હજારો રૂપિયાની ગેરઉચાપત કરી અને કારખાનુ બંધ થયુ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમા સેક્રેટરી તરીકે કામ કર્યું ‘ભારતભૂષણ’ માસિકની સ્થાપના કરી ઇતિહાસમાળામા ગુજરાત અને હિંદુસ્તાનના ઇતિહાસની ઐતિહાસિક ચર્ચા શરૂ કરી શાસ્ત્ર માત્રના પારિભાષિક શબ્દોનો સર્વસંગ્રહ (સાઇક્લોપીડિયા) રચવાનો પ્રયત્ન કર્યો હતો સાઠોદરા જ્ઞાતિ હિત વર્ધક સભા ની સ્થાપના કરી ફારસી ભાષાના અમીર કવિ ‘હાફેઝ’ના જેવી ગઝલો રચવાની શરૂ કરી. અત્તરના શોખીન સંગીત પ્રેમી પ્રાચીન સિક્કા અને લખો વિરોધવાના શોખીન ‘ગુજરાતના હાફેઝ’ અને ‘કલાન્ત કવિ’ તરીકે પ્રસિદ્ધ કૃ કલાન્ત કવિ, કુસુમમંજરી ચંદ્રાવલી (અનુવાદ), નારીપ્રેમ, સૌંદર્ય લહરી હરિહરપચારશી વિનયપ્રગલ્ભ ઉપરાત કવિ હાફેઝની ગઝલોનો સરળ અનુવાદ

**બાવામિયાં શેખમિયાં કાઝી** વ ઉમરેઠ, તા આણંદ જ તા ૧૭-૧૧-૧૮૭૬ અ તા. ૪-૧-૧૯૪૬ કા ઉમરેઠ જ્યુબિલી ઇંગ્લિશ હાઇસ્કૂલમા ૩૨ વર્ષ સુધી શિક્ષક તરીકે નોકરી કરી ઉમરેઠ મ્યુનિમા સતત ૩૦ વર્ષ સુધી સભ્ય તરીકે પૂરા પ્રમુખ, ઉપપ્રમુખ તથા જુદી જુદી કમિટીઓમા ચેરમેન તરીકે રહેલા, અવસાન થયુ તે વર્ષે ઉમરેઠ મ્યુનિના ઉપ પ્રમુખ હતા તદુપરાત તાલુકા લો. બો., જિલ્લા લો બો

અને સ્કૂલબોર્ડમા આશરે ૨૨ વર્ષ સુધી સભ્ય રહ્યા હતા વૃદ્ધાવસ્થાએ પણ તેમને રમતગમતનો બહુ જ શોખ હતો ક્રિકેટ એ તેમની પ્રિય રમત હતી છોકરાઓ ક્રિકેટમા વધુ રસ લે તે માટે તેમણે ચાંદીનો કપ એનાયત કર્યો જે 'બાજી કપ'ના નામે ઓળખાય છે

**બેચરદાસ વિહારીદાસ દેસાઈ ઉર્ફે માન સાહેબ** વ નડિયાદ જ્ઞા પાટીદાર કા નડિયાદ મ્યુનિના પ્રારંભિક સ્થાપકોમાના એક સૌ પ્રથમ આખા ઈનામમા અધિકારી નહિ એવા સરકાર નિયુક્ત સભ્ય હતા નડિયાદ મ્યુનિના બોર્ડની રચના વગેરે એમના હાથે થયેલી રાવ બહાદુર હતા ૧૮૮૫મા સરકારે એમની મુબઈ ઇલાકાની લેજિસ્લેટીવ કાઉન્સિલમા સભ્ય તરીકે નિયુક્તિ કરેલી એ પછી શ્રી હરિદાસભાઈના અવસાન બાદ એ જૂનાગઢના દીવાન તરીકે નિયુક્ત થયેલા બાહોશ રાજપુરુષ તરીકે જાણીતા હતા ગિરનાર ઉપર બધાતા પગથિયા અધૂરા રહેલા તે એમણે પૂરા કરાવેલા ખેડા જિલ્લામા સૌ પ્રથમ તમાકુના વાવેતરને પ્રચલિત કરનાર, બીડી માટેની તમાકુને દાખલ કરનાર, કાશી બોર અને ક્લમી આંબાની કલમો લાવી ખેતીમા સુધારો કરાવનાર મૂળ પુરુષ તરીકે પણ જાણીતા છે ખૂબ રસપૂર્વક ખેતીના વિકાસ માટે પ્રયત્નો કરતા બીડીની તમાકુ નિકાસમા આવે તે માટે ખાસ પરદેશી નિષ્ણાતોને બોલાવી લાવેલા અને પોતે કારખાનુ પણ એ માટે શરૂ કરાવેલુ એની એક મોટી ઓફિસ ઈંગ્લેંડમા પણ હતી નડિયાદના આવેલુ ઢોરોનુ દવાખાનુ સૌ પ્રથમ એમણે બંધાવી લોકલબોર્ડને સોંપેલુ

**બેચરભાઈ મૂળજીભાઈ પટેલ** વ અનારસા (તા બોરસદ), જ્ઞા પાટીદાર જ ૧૯૧૭ અ સ ૧૯૮૮ શિ અનારસામા પ્રાથમિક શિક્ષણ લીધેલુ અનારસા ગામના એક ખૂબ જ સેવાભાવી આગેવાન અને પોલીસ પટેલ હતા ગામના તળાવની પાળ, ઓવારા, ધર્મશાળા, વગેરે બધાવનારા આગેવાન હતા

**ભક્ત કવિ હરિરામ** વ જનસણ (તા ખભાત) જ્ઞા બ્રહ્મભટ્ટ શિ જલસણની ગામઠી શાળામા ત્રણ ધોરણ સુધી અભ્યાસ ઈ સ ૧૮૪૭મા મહાતમરામ મહારાજને ગુરુ બનાવી સેવા અપનાવી અને ગુરુદેવથી ધર્મજ્ઞાન પ્રાપ્ત કર્યું મ ભક્ત કવિ તરીકે જાણીતા થયેલા મહાતમરામ મહારાજની આજ્ઞાનુસાર મહી નદીને દક્ષિણ કિનારે ડભાસા ગામે પ્રચાર શરૂ કરેલો ગભા કલ્યાણ નામના પુરુષે તેમને ગુરુ તરીકે સ્વીકારી ગામની ભાગોળે આવેલી માલિકીની જમીન ગુરુ દક્ષિણામા આપેલી ત્યા ૧૮૬૪મા મદિર બધાવવામા આવ્યુ છે

**ભાઈલાલભાઈ દાજીભાઈ અમીન** વ વીરસદ તા બોરસદ જ્ઞા પાટીદાર જ સને ૧૮૭૬ અવસાન સને ૧૯૫૦ શિ વીરસદની ગુજરાતી શાળામા પ્રાથમિક શિક્ષણ મેટ્રિક થઈ મુબઈની કોલેજમા અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થયા વધુ કેળવણી ને અનુભવ મેળવવા પ્રો ગજ્જરની ટેક્નોકેમિકલ લેબોરેટરીમા જોડાયા મ ભારતમા દવાઓ અને કેમિકલ્સ બનાવનારા વડોદરાના એક ખ્યાતનામ 'એલેમ્બિક કેમિકલ વર્કસ' કારખાનાના એક સર્જક અને સચાલક, અગ્રણી ઉદ્યોગપતિ પ્રથમથી જ



તેમની મનોવૃત્તિ ઉદ્યોગ તરફ હતી કોલેજના અભ્યાસ દરમિયાન લબનૌ પ્રાન્તમા ઔરગાબાદ ગામે એક સુરાખારનું કારખાનુ કાઢ્યુ હતુ બી એ થયા પછી પણ નડિયાદમા એક ચપરા લાખ બનાવવાનુ કારખાનું કાઢી એને સારા પાયા ઉપર મૂક્યુ હતુ પ્રો ગજ્જરની પ્રેરણાથી 'ધી એલેમ્બિક કેમિકલ વર્કસ કુ લિ' રૂપિયા પાચ લાખની થાપણથી વડોદરામા શરૂ કરી ૧૯૦૭ની આખર સુધીમા દેખરેખ નીચે બાધકામ સપૂર્ણ થયુ ૧૯૧૦મા તેમના મિત્ર કોટિભાસ્કર અવસાન પામતા કારખાનાનો સર્વ બોજો તેઓને તથા પ્રો ગજ્જરને માથે આવી પડ્યો, જે તેઓએ દૃઢતા અને ધીરજથી ઉપાડી લીધો અને એલેમ્બિક કપનીને વધુ ને વધુ પ્રગતિશીલ બનાવી એક દાયકા બાદ પ્રો ગજ્જર પણ સ્વર્ગવાસી થયા અને તમામ ભાર તેમની ઉપર આવ્યો ૧૯૪૬મા એલેમ્બિકની લેબોરેટરી અને ઓફિસને માટે એક ભવ્ય એર કન્ડિશન્ડ ઇમારત તૈયાર કરી ને તેમા દવાઓ માટેની શોધખોળ તેમજ ટેસ્ટ કરવા માટેની લેબોરેટરીઝ પૂરા સાધનો અને સગવડો સાથે કરવામા આવી છે ભારતમા એક મોટી કેમિકલ કપની તરીકે તે ઓળખાય છે તેઓએ પોતાના પુત્રોને પરદેશમા સારો અભ્યાસ કરાવી તેમને અનુભવ લેવરાવી પોતપોતાના વિષયના નિષ્ણાત બનાવ્યા છે અને તેમના પુત્રોએ આજ તો એલેમ્બિકના ધંધાને બરાબર સભાળી લીધો છે એમના મોટા પુત્ર શ્રી મણિભાઈ વડોદરામા સેનિટેક્સ નામનુ કેમિકલ્સનુ કારખાનુ ચલાવે છે ધી ફેડરેશન ઓફ બરોડા સ્ટેટ મિલ્સ એન્ડ ઈન્ડસ્ટ્રીઝ–વડોદરા ચરોતર એજ્યુકેશન સોસાયટી–આણદ ઓલ ઈન્ડિયા મેન્યુફેક્ચરર્સ ઓર્ગેનિઝેશન એસોસિએશન ઓફ ઇન્ડિયન ઈન્ડસ્ટ્રીઝ તથા ધી ઇન્ડિયન કેમિકલ મેન્યુફેક્ચરર્સ એસોસિયેશનના પ્રમુખ અને ઉપ-પ્રમુખ તરીકે તેમજ શ્રી બેંક ઓફ બરોડા લિ ના ડાયરેક્ટર વડોદરા રાજ્યની ઈકોનોમિક્સ બોર્ડના સભ્ય વડોદરા કલાભવન એડવાઈઝર કમિટીના સભ્ય તેમજ ધી ફેડરેશન ઓફ ઇન્ડિયન ઈન્ડસ્ટ્રીઝ એન્ડ કામર્સ–ન્યુ દિલ્હીની વ્યવસ્થાપક સમિતિના સભાસદ તરીકે તેઓએ સેવાઓ આપેલી વડોદરા રાજ્ય તરફથી તેમને 'રાજ્યમિત્ર'નો ખિતાબ એનાયત થયેલો તેમની સખાવતોમા તેમણે આઠ લાખનુ રાજ્યમિત્ર ભાઈલાલભાઈ અમીન ચેરીટેબલ ટ્રસ્ટ કર્યુ છે જેમાથી કેળવણીની સસ્થાઓ સ્કોલરશિપો તથા આરોગ્ય રક્ષણના કામોમા પૈસા વાપરવાનો ઉદ્દેશ રાખવામા આવ્યા છે ઉપરાત ખેડા જિલ્લાના વડોદરા પ્રાન્તના અને ખભાત રાજ્યના વિદ્યાર્થીઓને ખેતીવાડી કોલેજોમા શિષ્યવૃત્તિ આપવા રૂ ૯૦૦૦, વડોદરામા સમસ્ત પાટીદાર વિદ્યાર્થી ગૃહના મકાન બાધકામ માટે રૂ ૧૦,૦૦૦, વીરસદ કુમારશાળા

ગુજરાતી સ્કૂલના મકાન માટે રૂ ૩૦,૦૦૦ અને ધી પેટલાદ એજ્યુકેશન ટ્રસ્ટ તરફથી આર્ટસ અને સાયન્સ કોલેજના સાયન્સ વિભાગમા રૂ ૫૦,૦૦૦ની સખાવતો કરી છે

**ભાઈલાલ વિશ્વનાથ વ્યાસ** વ વસો (તા નડિયાદ) જ્ઞા વાલમ બ્રાહ્મણ જ તા ૧૫-૩-૧૮૭૫ અ તા ૨૩-૧૨-૧૯૨૯ કા સાધારણ મારકુનીથી શરૂઆત કરી બ્રિટિશ રાજ્યમા સબ રજિસ્ટ્રાર થયેલા તેમજ સચીન સ્ટેટમા દીવાન તરીકે રહેલા સુરતમા અનાથાશ્રમમા તેમજ બીજી સંસ્થાઓને મદદ કરતા

**ભાઈલાલ વૃંદાવનદાસ કોઠારી** વ મહેમદાવાદ જ્ઞા વાણિયા અવસાન સ ૧૯૮૦ શિ બી એ એલ એલ બી વકીલ થયેલા કા મુબઇમા વકીલાત શરૂ કરી મુબઈના હવાપાણી માફક ન આવ્યા તેથી રાજપીપળા સ્ટેટના ઝપડિયા ગામે મુનસફ તરીકે નોકરી લીધી બાદ દેવગઢબારિયામા નાયબ દીવાન થયા ત્યાર પછી રાજપીપળામા વકીલાત શરૂ કરી તબિયત તો નાદુરસ્ત જ રહેતી, એટલે કાઠિયાવાડમા વઢવાણ સુકી હવાવાળા સ્થળે ગયા છેવટે મહેમદાવાદ આવીને રહ્યા અને વતનમા થોડા દિવસની માદગી ભોગવી ગુજરી ગયા. જ્ઞાતિ સેવામા સારો રસ લેતા 'ખડાયતા મિત્ર'ના આદ્યતંત્રી હતા. સ ૧૯૭૧થી સ ૧૯૭૭ સુધી ખડાયતા મિત્ર માસિકનુ સચાલન કર્યું ખડાયતા કેળવણી મડળના સેક્રેટરી હતા

**બાથીખાની** વર્ષો પહેલા કપડવણજ તાલુકાના ફાગવેલ ગામમા ક્ષત્રિય કોમમા આ વીર પુરુષ થઈ ગયેલા કહેવાય છે તેમના પિતાનું નામ લખ્તસિંહ હતુ. અને માતાનુ નામ અકબાબા હતુ કહેવાય છે કે તેમના લગ્ન સમયે ગામની ગાયો લૂટાતી હતી તે વખતે મીંઢળ પણ છૂટયા નહોતા અને તેઓ પોતાની ફરજ સમજી ગાયોની વહારે ધાયેલા અને એમા શહીદ થયેલા જે સ્થળે તેમનો દેહ પડેલો ત્યા એમનું સ્થાનક ઊભુ કરવામા આવ્યુ છે, અને દર બેસતા વર્ષે મેળો ભરાય છે ચરોતર પ્રદેશના બીજા ઘણા ગામોમા પણ બાથીખાની દેરીઓ બંધાવેલી છે લોકોમા એવી શ્રદ્ધા પ્રવર્તે છે કે સાપ વગેરે ઝેરી જાનવર કરડેલા માનવીને બાથીખાનીના સ્થાનકે લઈ જવાથી તે બચી જાય છે

**ભિક્ષુ અખડાનદજી** વ બોરસદ જ્ઞા લોહાણા ઠક્કર જ ૧૮૭૪ અ તા ૩-૧-૧૯૪૨ શિ પ્રાથમિક પાચ ધોરણ સુધીનું શિક્ષણ બોરસદમા લીધેલુ. કા ગુજરાતને સસ્તુ અને લોકોપયોગી સાહિત્ય પીરસનાર મહાન સસ્થા 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' અમદાવાદના પ્રેરક, સ્થાપક અને નિરતર વિકસાવનાર કર્મયોગી ભિક્ષુ સ્વામી એમનુ મૂળ નામ લલ્લુભાઈ હતુ પિતાનું નામ જગજીવન ઠક્કર અને માતાનું નામ [illegible] ત્રણ ભાઈઓ અને બે બહેનો હતી પિતા હતા ભગત, ઘેર [illegible] નિયમિતપણે ભજન કીર્તન થતા નાનપણથી જ આવા સંસ્કાર પોષાયા એ વખતે [illegible] ૧૮૮૧મા [illegible] વર્ષની વયે એમનુ લગ્ન [illegible] થયેલુ ૧૩ વર્ષની ઉમ્મરે પિતાજી ગુજરી જતા તેઓ દુકાને બેઠા પરંતુ તેમા દિલ લાગતુ નહોતુ ૧૬ વર્ષની ઉમરે સામાન લેવા જાઉ છુ કહીને ઘરનો ત્યાગ કર્યો ને દેશાન્તરમા સન્યાસી બનીને ફર્યા, અધ્યયન મનન કર્યું આ વખતમા જ બોરસદના ગોપાળદાસજી મહારાજના સસર્ગમા આવેલા અને એમણે સન્યાસનો નાદ લગાડેલો. ગૃહત્યાગ કરીને સવત ૧૯૬૦મા અમદાવાદ સ્વામી શિવાનદ પાસે પહોચ્યા અને ત્યા [illegible] બાદ પછી સ્વામી અખડાનંદ નામ ધારણ કર્યું એ પછી એમના પિતરાઇ શિવલાલ પણ સન્યાસી થયા અને બ્રહ્માનદ નામ ધારણ કર્યું એ બનેવીઓ પણ સન્યાસીઓ થયા અને બળદેવાનદ અને પૂર્ણાનદ નામ ધારણ કર્યા સવત ૧૯૬૩મા અમદાવાદમા એમણે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય શરૂ કર્યું પોતાને અભ્યાસ દરમ્યાન ભાગવતનો એકાદશ સ્કધ ખૂબ જ ગમેલો એટલે સૌ પ્રથમ માત્ર છ આના કિંમત રાખીને એને પ્રસિદ્ધ કર્યો એ પછી તો એ સસ્થા ઉત્તરોત્તર વિકસી અને સેકડો પુસ્તકો સસ્થા તરફથી બહાર પડ્યા સ્વામીજી ૧૯૪૨મા નડિયાદ ખાતે અવસાન પામ્યા અને એમનો દેહ એમની ઇચ્છા મુજબ અમદાવાદ સાબરમતીને કાઠે દફનાવવામા આવ્યો એમણે ઊભુ કરેલુ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય આજે એક વિશાળ સસ્થા બન્યુ છે. ને તે ગુજરાતની જનતાને ઉચ્ચ પ્રકારનુ સાહિત્ય પૂરુ પાડે છે એમના મૃત્યુ બાદ 'અખડ આનંદ' નામનું માસિક સસ્થાએ શરૂ કર્યું છે, ને ગુજરાતી ભાષામા સૌથી ઉચ્ચ કક્ષાના ને સૌથી બહોળો ફેલાવો પામેલા માસિક તરીકે એ પ્રસિદ્ધ છે અમદાવાદમા સસ્થાએ જે નવુ મકાન ૧૯૫૩મા કર્યું તેમા અખડાનદ હૉલ નામનો મોટો હૉલ કરવામા આવ્યો છે આજે સ્વામીજી નથી પરતુ સસ્તુ સાહિત્યની સસ્થા જીવત રૂપમા તેઓ ગુજરાતને આપતા ગયા છે

**ભીખાભાઈ ખુશાલદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા જ સ ૧૯૦૮ અ સ ૧૯૮૧. શિ પાચ ધોરણ જેટલું કા ઘરની સ્થિતિ નરમ વાર્ષિક ૧૮ રૂપિયાના દરમાયાથી નડિયાદમા બાર વર્ષની વયે ગુમાસ્તી શરૂ કરી ૨૬ વર્ષની વયે સ ૧૯૩૪મા [illegible] ધધો શરૂ કર્યો. સ ૧૯૩૪થી પોતાનો સ્વતંત્ર ધધો શરૂ કર્યો. વચનપાલન, બુદ્ધિમત્તા અને ખતથી નડિયાદમા તેમજ પરદેશમા આબરૂ અને શાખ વધી. નડિયાદમા અગ્રગણ્ય વેપારી થઈ સારી કમાણી કરી [illegible] સારા ભાગ ભજવતા રહેતા ગરીબો અને મદદ [illegible] તેમની પાસે મદદ માગનાર ભાગ્યે જ ખાલી હાથે પાછો ફરતો નહિ નડિયાદનું સાર્વજનિક દવાખાનુ તેમની રૂા ૨૦૦૦૦ની સખાવતને લીધે અસ્તિત્વમા આવ્યુ છે નડિયાદના [illegible] પડે તે માટે પતરાની [illegible] કરી આપ્યુ છે [illegible] વિશ્રામ સ્થાન [illegible] નડિયાદ અને મુબઈના [illegible] પુત્ર વિઠ્ઠલદાસ પિતાના પુણ્યના [illegible]

ચનાવે છે

**ભૂધર કવિ** ખભાતમા સત્તરમી સદીમા થયેલા એક જાણીતા કવિ ૧૬૭૫મા એમણે રચેલુ હરિશ્ચન્દ્રાખ્યાન નામનુ પુસ્તક મળી આવ્યુ છે

**ભૂખણજી હરિદત્ત મહેતા** વ મહુવા, તા નડિયાદ. જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ કા ૧૮મી સદીના પૂર્વાર્ધમા મહુધામા એક વિખ્યાત દાનવીર તરીકે જાણીતા હતા તેમના પૂર્વજોએ મોગલ સમયમા મહુધા ગામની દેસાઇ ગીરી મેળવેલી પણ ભૂખણજીને તો પિતાના મરણ પછી માતાએ દુ ખ વેઠી ગરીબાઇમા ઉછેર્યા હતા બુદેલખડમા આવેલા પન્નાના એક હીરાના વેપારીને ત્યા રસોઇયા તરીકે અને ગુમાસ્તા તરીકે રહ્યા અનુભવ મળતા રજવાડામા હીરામાણેક વેચવા જતા આવતા થયા તેમના સમયમા પૂનાના પેશ્વાઓને લઇને હીરામાણેકની ખપત પૂના સતારામા ઘણી થતી તેથી પૂનામા જતા આવતા થયા એમાથી સતારાના છત્રપતિ રાજારામના ખાનગી દીવાન નિમાયા આમ ઉત્તરોત્તર પ્રગતિ સાધતા અઢળક ધન કમાયા આ ધન તેમણે જ્ઞાતિ હિતાર્થે તથા સામાજિક ઉપયોગ માટે વાપર્યુ મહુધા ગામે તળાવડી બધાવી મહાદેવનુ દેરુ બધાવ્યુ આ પ્રમાણે ઉમરેઠ, કપાળી, નર્મદા કાઠે વગેરે સ્થળોએ દેવમદિરો બધાવ્યા ખેડાવાળ જ્ઞાતિમા જમણ દક્ષિણા, લ્હાણા કરી વિખ્યાત થયા વાવ અને કૂવા બધાવ્યા મહુધા ગામની ચારે દિશાએ ચાર દરવાજા બધાવ્યા આમ તેઓ મહુધા ગામની ખેડાવાળ જ્ઞાતિમા એક દાનવીર તરીકે પકાઈ ગયા

**ભોગીલાલ વિક્રમલાલ વકીલ** વ આસોદર જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ માધ્યમિક શિક્ષણ મેટ્રિક સુધી અમદાવાદની મિશન હાઈસ્કૂલમા પાલનપુર એજન્સીના વકીલની તથા વડોદરા રાજ્યની પ્રાત ન્યાયાધીશની પરીક્ષાઓ પસાર કરી સનદો મેળવેલી મ એક નામાકિત વૈદ્ય હતા વડોદરા રાજ્યની સારી સેવા બદલ મહારાજા સયાજીરાવે વરિષ્ઠ ન્યાયાધીશની સનદ તથા રૂા ૩૦૦ ઈનામ આપ્યુ હતુ અ ભા આયુર્વેદ મહામડળ તરફથી "ચિકિત્સક ચૂડામણિ" ની પદવી પ્રાપ્ત થઈ હતી ઈ સ ૧૯૦૮મા 'ધન્વતરી' માસિક શરૂ કરી ઈ સ ૧૯૨૨ સુધી વૈદકનો ધધો પણ કરેલો તેના તત્રીપદે રહેલા કે દૈવી અદ્ભુત ચમત્કાર અને બાળા સ્તવન, અનત જીવન શી રીતે પ્રાપ્ત કરવુ ? ચિકિત્સાસાગર, આર્ય રસાયણશાસ્ત્ર વગેરે

**મગનભાઈ ચતુરભાઈ અમીન** વ વસો તા નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૫ ૩–૧૮૬૩ અ તા ૨૮ ૪ ૨૮ મ મેટ્રિક થયેલા જિંદગીની શરૂઆતમા વસોમા નવી ઉઘડેલી અગ્રેજી શીખવતી શાળામા શિક્ષક થયેલા નવી નિશાળ ઉઘાડવામા ખૂબ ઉત્સાહ દાખવેલો શાળાના હેડમાસ્તર થયા પછી ઉદ્યોગનો શોખ હોવાથી રાજીનામુ આપેલુ ચરોતરના પાટીદારોમા સાહસનો જે ગુણ છે તે સ્વ. મગનભાઈમા મૂર્તિમત હતો બગભગની ચળવળ સાથે દેશી કારીગરીને ઉત્તેજન આપવાનુ આદોલન જાગ્યુ તે આદોલન ઝીલીને સૂતરના તાણાવાણા વણવાનુ નવા પ્રકારનુ મશિન ઊભુ કરી વસોમા હાથસાળાનો ઉદ્યોગ શરૂ કર્યો વસોમા સ્લેટ બનાવવાનુ કારખાનુ કર્યુ આ ઉદ્યોગના અનુભવથી ઉત્સાહિત થઈ વડોદરામા રગનુ કારખાનુ કર્યુ ને તેના સચાલન માટે લિમિટેડ કપની શરૂ કરી તેમની શાખથી કપનીના શેર ભરાઇ ગયા પણ આ કારખાનામા ખોટ ખમવી પડી તેથી શેર હોલ્ડરોને અર્ધા નાણા પાછા આપી શકાયા ત્યાર પછી સરકાર પાસેથી પડતર જમીન લઇને ખેતી કરાવી. વસોમા પુસ્તકાલય તથા સહકારી બેકનુ સચાલન પ્રમુખ તરીકે કર્યુ હતુ વડોદરા રાજ્ય પ્રજામડળ બોરસદ સત્યાગ્રહ, ગુજરાત ખેડૂતમડળમા આગળ પડતો ભાગ લીધેલો વસોની વિશિષ્ટ પચાયતના અધ્યક્ષ તરીકે ગામની સેવા બજાવેલી. વસો યુવક મડળ સને ૧૯૨૪મા સ્થપાયુ તેના વ્યવસ્થાપક મડળના અધ્યક્ષ તરીકે સેવા બજાવી અને ગામમા કિન્ડરગાર્ટન વર્ગ, નવી ગુજરાતી શાળા, રાત્રિ શાળા તથા અગ્રેજી શાળાનો વિકાસ કરવામા ફાળો આપેલો તેઓ એક સત્યાગ્રહી ને અસહકારી હતા

**મગનભાઈ ચતુરભાઇ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર જ ૧૮૭૬ અવસાન ૧૯૩૦ શિ પ્રાથમિક–માધ્યમિક નડિયાદમા ને તે પછી મુબઈમા વિલ્સન કોલેજમા તથા બરોડા કોલેજમાથી બી એ થયા ૧૯૦૦મા એલ એલ બી થઈ વકીલ બન્યા કા ગુજરાતના પ્રારભિક રાષ્ટ્રીય યુગના એક અગ્રણી કાર્યકર, અદ્ભુત વક્તા અને જાણીતા વકીલ અમદાવાદ ગુજરાત સભાના એક અગ્રણી અમદાવાદથી એમણે વકીલાતનો પ્રારભ કર્યો છપ્પનિયો દુકાળ પડયો ત્યારે રેવન્યુ ખાતાના કેટલાક નોકરોએ પ્રજા ઉપર અત્યાચારો ગુજારેલા તે સબધમા તપાસ કરવા સરકારે એક કમિશન નિયુક્ત કરેલુ, એના સભ્ય તરીકે તેમની નિમણુક થયેલી એ પછીથી ૧૯૦૫–૬થી બધી જ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમા અગ્ર ભાગ લેતા પોતે સુદર વક્તા અને કવિ હતા ખૂબ સુદર કાવ્યો જાતે જ રચીને સભામા ગાતા ને લોકોને મત્રમુગ્ધ કરી શકતા હતા હોમરૂલ લીગના અમદાવાદના મત્રી તરીકે કામ કરેલુ ૧૯૧૭મા ખેડા સત્યાગ્રહ થતા પ્રથમ એ કાર્યમા પોતે સહમત ન થઇ શકયા અને સરદાર–ગાધીજીથી જુદા પડ્યા એ પછી એમણે પોતાના જાહેર કાર્યોને સકેલી લીધા એમ કહી શકાય પરતુ એમની શક્તિ સાહિત્ય અને ધાર્મિક ક્ષેત્રમા પણ ખૂબ જ ખીલેલી હતી વૈદેહી વિજય કુસુમાજલી વગેરે બારેક પુસ્તકો લખેલા છે

**મગનભાઈ મનોરભાઇ પટેલ** વ કરમસદ, તા આણદ. જ્ઞા પાટીદાર મ તેઓ શરૂઆતમા આફ્રિકા જઇ પ્રથમ રેલવેની નોકરીમા જોડાયેલા તે પછી જુદી જુદી કપનીઓમા છેવટ સુધી નોકરી કરેલી નોકરીની સાથે સાથે વેપાર ધધો પણ કરતા હતા તેમા સૌ પ્રથમ નૈરોબીથી ૪૦ માઇલના અતરે કીજાબી ખાતે જથાબધ વેપાર કરતા હતા કચ્છી ગુજરાતી હિન્દુ યુનિયનની સ્થાપનામા તેઓ પાયાનુ કામ કરનારા હતા અને

ક્ષામા મનય સુધી એના પ્રમુખ પણ રહેલા ૧૯૫૦મા તેમનુ અવસાન થયુ નૈરોબીમા અને સમગ્ર પૂર્વ આફ્રિકામા સૌ આજે પણ એમને ખૂબ માનપૂર્વક યાદ કરે છે

**મગનભાઈ મોતીભાઈ ખિન નારણભાઈ પટેલ** વ વસો, તા નડિયાદ જ્ઞા પટીદાર જ તા ૧૫-૮-૧૮૦૧ અ તા ૮-૯-૧૮૫૨ મ પૂર્વ આફ્રિકામા સ્વામીનારાયણ સંપ્રદાયનો પ્રચાર કરી અનેક શખસોને એના સત્સંગીઓ બનાવી એના પંથમા ખેંચનાર એક સહૃદયી સત્સંગી સને ૧૯૧૯થી ૧૯૫૨ સુધી ઈસ્ટ આફ્રિકા રેલ્વે એન્ડ હાર્બર્સમા સ્ટેશન માસ્તર તરીકે હતા પછીથી તેમને સ્પેશ્યલ ગ્રેડ સ્ટેશન માસ્તરનો હોદ્દો મળેલો પૂર્વ આફ્રિકામા તેઓએ ઘણા ગામોમા સ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગીઓ બનાવ્યા હતા અને જ્ઞાનોપદેશ કરી લોકોને દારૂ ચોરી ઈત્યાદી દુર્ગુણોથી છોડાવ્યા હતા

**મગનલાલ હરિભાઈ વ્યાસ** વ વસો (તા નડિયાદ) જ્ઞા બ્રાહ્મણ જ સને ૧૯૮૮ અ સને ૧૯૫૦ કા મૅટ્રિક પાસ કરી વડોદરાની આર્ટસ કૉલેજમા જોડાયા પણ ટૂંક સમયમા અભ્યાસ પડતો મૂક્યો બ્રહ્મદેશ ગયા બ્રહ્મદેશથી હિંદી ચીન ચીન જાપાન સુધી જઈ પહોંચ્યા જાપાનમાથી પેન્સિલ બનાવવાના હુન્નર શીખી લાવ્યા વસોમા આવ્યા પેન્સિલ બનાવવાનુ કારખાનુ સને ૧૯૧૩મા શરૂ કર્યુ પેન્સિલો બનાવી શક્યા, પણ પેન્સિલ માટે જોઈતુ પોચુ લાકડુ ન મળી શક્યુ એટલે ધંધો પોષાયો નહિ કારખાનુ બંધ કરીને સને ૧૯૧૪-૧૮ના પહેલા વિશ્વયુદ્ધમા આફ્રિકા જઈ પહોંચ્યા ટાંગાનીકામા જર્મન પેઢીમા નોકરી કરતા હતા તે પ્રદેશ અંગ્રેજોએ જીત્યો ત્યાર પછી નોકરી છોડી દીધી ને સ્વતંત્ર ધંધો શરૂ કર્યો દારેસલામમા મોટા પાયા પર સ્ટોર શરૂ કર્યો સારુ કમાયા સને ૧૯૨૧થી ધંધો સમેટીને સ્વદેશમા આવ્યા વસો મ્યુનિસિપાલિટીમા વર્ષો સુધી સેવા કરી ૧૦ વર્ષ પ્રમુખસ્થાન દીપાવ્યુ તળાવના આરા ઉપર ઑઇલ એન્જિન પોતાને ખર્ચે મૂકી ગામના લોકોને કપડા ધોવાની સગવડ કરી આપી વસોમા બે ધર્મશાળા બંધાઈ તેમા મદદ કરી સંત સાધુ અતિથિ તથા ગરીબોની સેવા કરીને [illegible] વચમા સહાય આપતા ભજનમાળા વ્યવહારમાળા અને બોધમાળા નામના ત્રણ પુસ્તકો તેમણે લખ્યા છે તેમને વચનસિદ્ધિ પ્રાપ્ત થઈ હતી એમ કહેવાય છે

**મણિભાઈ શામળભાઈ શેઠ** વ કપડવંજ દેહોત્સર્ગ વખતે રૂ એક લાખ ધર્માદા જાહેર કરેલા તેમાથી કપડવંજ ગુજરાતની હાઈસ્કૂલના સંકુલ હૉલ તથા સુવાવડની ડિસ્પેન્સરીનો ઓપરેશન હૉલ બંધાવવામા આવ્યો છે તેમના પુત્રો [illegible] પહેલા વિશ્વયુદ્ધમા રૂ ૧ લાખની લોન લીધી હતી તેથી સરકારે ૧૯૨૦મા તેમને કૈસરે હિંદનો ઈલ્કાબ આપ્યો હતો

**મણિલાલ ત્રિભુવનદાસ દેસાઈ** વ મહેમદાવાદ, જ્ઞા વાણિયા, જ સને ૧૮૭૮ અ સને ૧૯૦૦ શિ જ્યારે બહુ ઓછા કૉલેજ શિક્ષણ લેતા એ જમાનામા તેઓ એલ એલ બી થયેલા મ વકીલાતનો પ્રારંભ અમદાવાદથી કરી ટૂંક વખતમા સારી કમાણી મેળવી હતી ૧૮૯૭ના ભયંકર દુકાળ વખતે લોકોને માટે ખૂબ કામ કરેલુ છેવટમા ભારતની પ્રજાની આઝાદી માટે લડતા 'ઇંડિયા' પેપર માટે અહીંથી તે જમાનામા સરકારનો ખોફ વહોરીને રૂ ૪૫૦૦ જેટલી રકમ ભેગી કરીને મોકલેલી ખૂબ તેજસ્વી કારકિર્દીની આશા આપતા હતા, પરંતુ ૨૨ વર્ષની જ ઉંમરે તેઓનુ અવસાન થયેલુ

**મણિલાલ નભુભાઈ દ્વિવેદી** વ નડિયાદ જ તા ૨૬-૯-૧૮૫૮ અવસાન તા ૧-૧૦-૧૮૯૮ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ નડિયાદમા દયાશંકર પંડ્યાની ગામઠી શાળામા પછી સરકારી હાઈસ્કૂલમા ૧૮૭૬મા મૅટ્રિક કૉલેજ કેળવણી મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજમા કૉલેજના પ્રથમ વર્ષમા શિષ્યવૃત્તિ મળી મુંબઈ યુનિવર્સિટીની બી એ ની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી યુનિવર્સિટીમા ત્રીજે નંબરે આવી ઇતિહાસ તથા રાજ્યકારણી અર્થશાસ્ત્રમા પ્રથમ ઈનામ મેળવ્યુ કા ગુજરાતી સાહિત્યના એમના યુગના એક વિદ્વાન લેખક, અભેદમાર્ગી મહાન ચિંતક અને વિચારક જીવનના પ્રારંભમા એલ્ફિન્સ્ટન કૉલેજમા ફેલો ઈ સ ૧૮૮૧મા નડિયાદમા શિક્ષક પછી સરકારી ખાતામા ડેપ્યુટી ઇન્સ્પેક્ટર બનેલા ૧૮૮૫મા નારી શિક્ષણના શુભ આશયથી 'પ્રિયંવદા' માસિકની શરૂઆત આ માસિક ૧૮૯૦થી 'સુદર્શન' થયુ ૧૮૮૫મા ભાવનગર શામળદાસ કૉલેજમા સંસ્કૃતના અધ્યાપક ૧૮૮૭-૯૮ દરમ્યાન પ્રીવિયસથી બી એ સુધીની સંસ્કૃત પરીક્ષાઓના પરીક્ષક અમેરિકામા શિકાગોમા ભરાયેલ સર્વ ધર્મ પરિષદમા હાજરી ન આપી શકવાથી નિબંધ લખી મોકલેલો તે પ્રશંસનીય નીવડેલો તેથી આકર્ષાઈ સ્વામી વિવેકાનંદ તેમને મળવા આવેલા પ્ર શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાની ઓરિએન્ટલ સીરીઝના પુસ્તકોનુ લેખન વડોદરા રાજ્ય તરફથી પ્રકાશન દ્વારા કેટલાક પુસ્તકો પ્રકાશમા આવ્યા આર્ય તત્ત્વોને સમજવા લાઈટ ઑફ એશિયાના કર્તા એડ્વીન આર્નોલ્ડે તેમની સાથે પત્રવ્યવહાર કરેલ હતો જ્ઞાતિસુધારણાર્થે 'સ્વસુધાર' મંડળ અને 'પ્રાર્થના સમાજ'ની સ્થાપના કરેલી વેદાન્તના અભ્યાસી કૃ અંગ્રેજી રાજયોગ મોનિઝમ ઑર અદ્વૈતીઝમ, તર્કકૌમુદી, ઇમિટેશન ઑફ શંકર; ગુજરાતીમા—ઉત્તરરામ ચરિત અને માલતી માધવ (અનુવાદો), સિદ્ધાંતસાર, નારી પ્રતિષ્ઠા, ગુજરાતના બ્રાહ્મણો, આત્મનિમજ્જન, અભેદોર્મિ ગુલાબસિંહ, કાન્તા, વગેરે

**મધુસૂદન વ્યાસ** ભારતમા ન [illegible] અર્બુદમા થઈ ગયેલા એક જૈન કવિ તેમણે હંસરાજી અને વિક્રમાદિત્ય ચરિત એ બે કાવ્યગ્રંથો લખેલા છે

**મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી** વ નડિયાદ જ તા ૨૩-૫-૧૮૪૦ અ તા ૩૦-૫-૧૯૦૭ જ્ઞા વડનગરા નાગર

બ્રાહ્મણ શિ. બાલ્યકાળ ગરીબીમા વીતેલો કેળવણીની સગવડ ન હોવાથી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે તેમને અમદાવાદ, ખેડા વગેરે સ્થળોએ ફરવુ પડેલુ ઈ સ ૧૮૬૧મા મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજની પરીક્ષામા પાસ થયા પરતુ આખે ગરમી લાગવાથી અભ્યાસ લબ્યો કા. ગોવર્ધનરામના પિતાની શ્રી માધવલાલ ધીરજલાલની પેઢીમા જોડાયા અને જીવનની કારકિર્દીનો પ્રારભ કર્યો મુબઈમા શેરસટ્ટામા સારા પૈસા મેળવ્યા મુબઈમા ફોર્બસ સભાની સ્થાપના કરી પછીથી જૂનાગઢ રાજ્યના મુબઈના એજન્ટ નિમાયા ત્યાર બાદ કચ્છ, ઈડર, ભાવનગર વગેરે રાજ્યોના એજન્ટ નિમાયા બધા રાજ્યો તેમની સનાહ પ્રમાણે દીવાનોની નિમણૂક કરતા તેથી તે 'દીવાન નિર્માતા' (દીવાન મેકર) કહેવાતા મુબઈ વિદ્યાપીઠના ફેલો નિમાયા હતા પ્રે બુદ્ધિપ્રકાશ'મા લેખો લખતા વિદ્યાવર્ધક સભામા રસ લેતા બુદ્ધિવર્ધક સભાના આગળ પડતા સભ્ય હતા પત્ની ડાહીલક્ષ્મીના નામ પાછળ ત્રીસ હજાર રૂપિયાના ખર્ચે નડિયાદમા 'ડાહીલક્ષ્મી પુસ્તકાલય' બધાવ્યુ અને તેમા દશ હજાર રૂપિયાના પુસ્તકો મૂક્યા સસ્કૃત પ્રિય ભષા હતી અભ્યાસ પરાયણતા અને વિદ્યાવ્યસગ તેમની અનેક પ્રવૃત્તિઓ માની વિશિષ્ટ પ્રવૃત્તિઓ છે કૃ અસ્તોદય તથા નળદમયતી દેશી રાજ્ય અને મનુસ્મૃતિમાંનો રાજ્યનીતિસાર, ફોર્બસજીવન ચરિત્ર સુદ્ર ગોકુળજી ઝલાનુ જીવન વેદાન્તવિચાર, ઉત્તર જય કુમારી, મણિરત્નમાળા, વિચારસાગર (નિશ્ચલદાસનો), વગેરે

**મહાત્મા ફૂલશકર લાલશકર ઉપાધ્યાય** વ વસો (તા નડિયાદ) જ્ઞા બ્રાહ્મણ જ ૧૮૪૦ અ ૧૯૦૫ મા ચરોતરમા થઈ ગયેલા એક ભક્ત ને વિદ્વાન સત મૂળ સસારી પુરુષ વસો પેટલાદમા કેળવણી લઈને ૨૦ વર્ષની ઉંમરે વીસ નગરમા માસ્તરની નોકરીથી જીવનનો પ્રારભ કર્યો પછી રેવન્યુ ખાતામા અવ્વલકારકુન સુધી પહોચેલા પરતુ મૂળથી ભજનોનો અભ્યાસ કરે, સતોનો સમાગમ સાધે, પરિણામે વૈરાગ્ય ઉત્પન્ન થયો આથી વીજાપુર તાલુકાના વસઈ ગામેથી વૈરાગ્ય લઈ ભજન-કીર્તનનો પ્રારભ કર્યો અને પછી તો સર્વત્ર ઉપદેશ દેતા તીર્થયાત્રા કરતા ખભાતમા રામ નિવાસ નામના સ્થાનમા કૃષ્ણચદ્રનુ મદિર બધાવ્યુ લાડોલમા ભગવાનનુ મદિર ઊભુ કર્યું ખૂબ સીધી સાદી ભાષામા ખૂબ જ ગૂઢ તાત્વિક ઉપદેશ પણ આપી શકતા હતા ચારિત્ર્યની ખીલવણી એ સર્વ ઉપદેશોનો સાર હતો

**મછારામ મયારામ ભટ્ટ** વ ઉમરેઠ તા આણદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૨૧-૧૧-૧૮૬૪ અ તા ૨-૧૦ ૧૯૪૨ શિ વડોદરા તથા એલ્ફિન્સ્ટન કોલેજમા ૧૮૮૬મા બી એ ૧૮૯૫મા એલ એલ બી મ ૧૮૮૯થી ૧૯૦૦ મુબઈ હાઈ કોર્ટમા ટ્રાન્સલેટર તથા ઈન્ટરપ્રીટર ૧૯૦૦થી ૧૯૨૦ સબ જજ તથા છેવટે એસિસ્ટન્ટ જજ ૧૯૨૪થી ૧૯૨૯ સુધી સારગપુર મિલમા ડિરેક્ટર તથા અમદાવાદના સ્વામીનારાયણ મદિરમા રિસિવર ૧૯૨૬મા જ્ઞાતિની વાર્ષિક કોન્ફરન્સમા પ્રમુખ હતા.

**માણેકલાલ છગનલાલ વોરા** વ નડિયાદ જ્ઞા વાણિયા



જ સવત ૧૯૦૭ અ સને ૧૯૫૨મા ૭૩ વર્ષની ઉંમરે શિ ગુજરાતી ચાર ધોરણ સુધી. કા જિલ્લાના તમાકુના ધધામા પડવાનો પ્રારભ કરનારાઓમાના એક બાહોશ અને વિખ્યાત વેપારી, બીડી ઉદ્યોગના સ્થાપક, અનેક જાહેર કામોના દાતા નડિયાદમા છગુભાઈ સુરચદ વોરાની પેઢી ખૂબ પ્રખ્યાત હતી આ પેઢી પ્રારભથી તમાકુની આડતનો ધધો કરતી શ્રી માણેકલાલ એ પેઢીના વારસ એટલે જીવનની કારકિર્દીનો બીજા બે ભાઈઓ સાથે ત્યાથી પ્રારભ કર્યો સવત ૧૯૭૯મા ખૂબ ખ્યાતિ પામેલી સી જે પટેલની કપનીમા તમાકુના ધધમા ભાગીદાર તરીકે જોડાયા અને ત્યારથી એ ધધાને અને પેઢીને વિકસાવવામા જીવન પર્યંત કાર્ય કર્યું અનેક સ્થળોએ પેઢીની શાખ ઓ કરી અને વિકસાવી પેઢીની નડિયાદ અને કલકત્તા ખાતેની ઓફિસો વર્ષો સુધી દોરવણી આપી સભાળી નડિયાદમા સી જે કપનીના દાતાઓ ઝવેરભાઈ અને જેઠાભાઈએ કોલેજ માટે મોટા દાન કર્યા તેમા પોતે રૂ ૬૦ હજારનુ દાન આપ્યુ અનેક બીજા નાના મોટા દાનો કર્યા છે જીવનભર ધાર્મિક વૃત્તિથી રહ્યા અને જીવ્યા પોતાના જીવનકાળ દરમિયાન જ નડિયાદમા મોગલકોટમા રહ્યુ પ્રાથમિક શાળા માટે રૂ ૪૫થી ૫૦ હજારનુ દાન કર્યું ને આજે એમના સ્મારક રૂપે માણેકલાલ છગનલાલ વોરા પ્રાથમિક શાળાનુ ભવ્ય મકાન ઊભુ કરાયુ છે ગોદિયા (સી પી) ખાતે એમની કપનીએ કરેલા દાનમાથી જેઠાભાઈ માણેકલાલને નામે હાઈસ્કૂલ આજે ચાલે છે એમના દીકરા શ્રી નટવરલાલ હવે એમને સ્થાને સી જે કપનીના એક ભાગીદાર છે અને કપનીની કલકત્તા ઓફિસ સભાળે છે

**માણેકલાલ નાથજીભાઈ શાહ** વ કઠલાલ તા કપડવણજ જ સને ૧૮૭૦ અ ૧૯૧૪ શિ મેટ્રિક કા અમદાવાદમા સ્થપાતા મિલ ઉદ્યોગના પ્રારભમા પાયાનુ કામ કરનાર એક ગૃહસ્થ ૧૮૮૨મા રાયપુર મિલમા આસિ. કલેક્ટર તરીકે રૂ ૧૦ના પગારની નોકરી સ્વીકારેલી પદર વર્ષ પછી તે જ મિલના મત્રી થયેલા ત્યાથી આર્યોદય મિલ અને છેવટે જ્યુબિલ વગેરે મિલ્સના મત્રી તરીકે રહેલા કડવાવની એન્ગ્લો વર્નાક્યુલર સ્કૂલને સને ૧૯૦૮મા પુનર્જન્મ આપનાર ત્રિપુટીમાના તેઓ એક હતા

**માણેકલાલ ફૂલાભાઈ પડ્યા** વ ઉત્તરસડા તા નડિયાદ



જ ૧૯૦૬ અ ૧૯૫૨ શિ, મેટ્રિક સુધી કા ચરોતરની ભૂમિ પર અગ્રગણ્ય તમાકુઓના વેપારીઓમા અને મૂગી દાનની નેજા આપનારાઓમાના એક હતા ૨૧ વર્ષની વયે નાગપુર પાસે આવેલા પાઢોર નામના ગામે તમાકુના ધધાની નાના પાયા પર શરૂઆત કરેલી બેએક વર્ષ ત્યા

રાજ્યની ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ એકનિષ્ઠાથી જમાવી અને ખીલવી. પચીસ વર્ષની એ કારકિર્દીમાં વડોદરા રાજ્યનાં ગામડાંમાં સતત ફરવાનું રહેતું. એનાથી ગામડાંની સ્થિતિનો અભ્યાસ કરવાની અને પ્રસંગે પ્રસંગે ગામડાંના લોકોને ઉપયોગી પ્રવૃત્તિઓ સ્થાપવાની તકો મળતી ગઈ. વડોદરા રાજ્ય બહારનાં સ્થળોએ પણ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવાના પ્રસંગો આવતા ગયા. એ બધાને પરિણામે પુસ્તકાલયો ઉપરાંત શિક્ષણ સંસ્થાઓ, સહકારી મંડળીઓ, છાત્રાલયો વગેરે પ્રકારની સંસ્થાઓ સીધી કે આડકતરી રીતે સ્થાપી. પોતાના વતન વસોને ગ્રામોદ્ધારનું એક પ્રયોગક્ષેત્ર બનાવી ત્યાં સંખ્યાબંધ સંસ્થાઓ સજી. એ જ પ્રકારની લોકહિતની સંસ્થાઓ ચરોતર પ્રદેશમાં સ્થાપી શકાય તે માટે અને પોતાના વિદ્યાર્થીઓને સેવાનું ક્ષેત્ર મળી રહે તે માટે આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટી (૧૯૧૬માં) સ્થાપી. સને ૧૯૩૫માં વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી ત્રણ વર્ષ સુધી બને એટલી વધુ સેવા કરવાનો સંકલ્પ કરી પોતે સ્થપાયેલી વિવિધ સંસ્થાઓને સદ્ધર બનાવવાના પ્રયત્નો આરંભ્યા. સને ૧૯૩૬–૩૭માં મુંબઈ પ્રાંતમાં કોંગ્રેસ સરકાર આવવાથી તેણે સ્થાપવા ધારેલા પુસ્તકાલય ખાતાની યોજના તૈયાર કરવામાં સેવાઓ આપવા માંડી. એ સેવાઓનો આરંભ થયો એવામાં જ, ૧૯૩૮ના ડિસેમ્બરમાં, પત્ની રૂપબાનું અવસાન થયું. એ પછીના દિવસોમાં પોતાની માંદગી શરૂ થઈ. આંતરડાના કેન્સરનું દર્દ હોવાનું માલૂમ પડ્યું. એ દર્દને લીધે કરેલા ઓપરેશનને પરિણામે તા. ૧–૨–૧૯૩૯ને રોજ અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં અવસાન થયું.

એમનું જીવન ચરિત્ર 'મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય' એ નામથી પ્રકટ થયેલું છે. એમાં એમના જીવનની તેમજ એમણે સ્થાપેલી અનેક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓની વિગતવાર માહિતી છે. સંતાનમાં એક જ દીકરી હતી. તે સુવાવડમાં ગુજરી જવાથી તેના બાળકને તેમણે ઉછેરી મોટો કરેલો એ ભાણાભાઈ હાલ મુંબઈમાં ટાટા કોમર્શિયલ પ્રેસમાં નોકરી કરે છે.

બીજા પિતરાઈઓ હયાત હોવા છતાં પોતાની મિલકતનો વારસો ભાણેજ કે પિત્રાઈને ન આપતાં પોતાની તમામ મિલકત વસો ગામની નાની મોટી સાર્વજનિક સેવાની પ્રવૃત્તિઓમાં શ્રી મોતીભાઈએ અર્પણ કરી હતી. પોતે ભાણાને મિલકત ન આપી, તેના ખુલાસા રૂપે એક પત્ર તેમણે ભાણાભાઈને લખેલો. એ જ રીતે પોતાની મિલકતનું વસિયતનામું પણ તેમણે સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી તરત તૈયાર કર્યું હતુ એ અંગે એક પત્ર પિતરાઈઓને લખ્યો હતો. એ બન્ને લખાણો એમના જીવનચરિત્રમાં પૃ. ૫૪૪થી ૫૬૧ સુધીનાં પાનાંમા પ્રગટ થયેલાં છે. ઓછીવત્તી મિલકત ધરાવનાર સંસ્કારી અને સેવાભાવી લોકોએ એ ખાસ વાંચવા જેવાં છે.

છેક વિદ્યાર્થી અવસ્થાથી શ્રી મોતીભાઈએ સ્વયંભૂ પ્રેરણાથી પુસ્તકપ્રચારનું કામ કરવા માંડ્યું હતું. સરકારી નોકરી મળવાથી એ કાર્ય વિસ્તારવાની એમને તક મળી અને જીવનના અંત સુધી સારાં પુસ્તકોનો પ્રચાર કરવાનું ધર્મકાર્ય એમણે ચાલુ રાખ્યું હતું. એમના જીવનની શરૂઆતમાં આવું કાર્ય કરનાર એક જ સંસ્થા ગુજરાતમાં હતી–અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. એ સંસ્થાના સભ્યો બનનારને એના તરફથી પ્રગટ થતાં પુસ્તકો કિફાયત ભાવે મળતાં. એનો લાભ લોકો લે તે માટે તેમણે સેવાભાવે જીવનભર પ્રયત્નો કર્યા હતા. એમની એ સેવાની કદરરૂપે એ સંસ્થાએ એમને 'માનદ સભાસદ' બનાવ્યા હતા. તે ઉપરાંત સને ૧૯૩૩ના ડિસેમ્બરમાં અડ્યા (મદ્રાસ)માં ભરાયેલી અખિલ હિંદ ગ્રામ પુસ્તકાલય પરિષદે તેમને તેમની પુસ્તકાલયોની સેવાની કદરરૂપે '**ग्रंथालयउद्यमपितामह**' નામનું બિરદ આપ્યું હતું.

સરકારી નોકરીમાં સારું કામ કરવા બદલ તેમને હંમેશાં 'જાત પગાર' મળતો. તે ઉપરાંત પુસ્તકાલય ખાતાની એમણે બજાવેલી સેવાઓની કદરરૂપે સને ૧૯૩૧માં શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે તેમને રૂ. ૧૫૦૦ની થેલી ભેટ આપી હતી. તે તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિમાં જ ખર્ચવાની વ્યવસ્થા કરી હતી. કોઈ પણ પ્રસંગે જાહેર સેવાઓ બદલ માનપત્ર કે બક્ષિસ નહિ લેવાનો નિયમ એમણે ચુસ્તપણે પાળ્યો હતો.

એમના અવસાન પછી ગુજરાતમાં અનેક સ્થળોએ એમના માનમાં શોકસભાઓ ભરવામાં આવી હતી. એમનું સ્મારક રચવા સરદાર વલ્લભભાઈ પટેલના પ્રમુખપદે એક સ્મારક સમિતિ રચવામાં આવી હતી. એ સમિતિ તરફથી લગભગ રૂપિયા પચાસ હજારનું સ્મારક ભંડોળ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તે ઉપરાંત આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી બીજાં વધુ નાણાં ઉઘરાવી તે વડે પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવાની કોલેજ સ્થાપવામાં આવી છે, અને તેને 'મોતીભાઈ ન. અમીન પ્રાથમિક શિક્ષક અધ્યાપન મંદિર' એવું નામ આપવામાં આવ્યું છે. એ સંસ્થા સોસાયટીના યોગાનમાં જ આવેલી છે.

એમના વતન અને એમની પ્રવૃત્તિઓના પ્રયોગક્ષેત્ર વસોમાં કેળવણી મંડળના યોગાનમાં એમની પ્રતિમા સ્થાપવામાં આવી છે. એમના પ્રયાસથી સ્થપાયેલી, આધુનિક વસોની પ્રથમ સાર્વજનિક સંસ્થા–સાર્વજનિક પુસ્તકાલય–સાથે એમનું નામ જોડવામાં આવ્યું છે, તેથી એ સંસ્થા હાલ 'મો. ન. અમીન સાર્વજનિક પુસ્તકાલય' કહેવાય છે. એ ઉપરાંત વસો ગામમાંથી એમના સ્મારક માટે એકઠી થયેલી રકમ વડે હાલ વસોમાં પ્રાથમિક શાળાનું બે માળનું સુંદર મકાન બંધાય છે.

વડોદરામાં એમણે સ્થાપેલા 'પુસ્તકાલય' માસિકે એમના સ્મારકરૂપે ખાસ અંક પ્રકટ કર્યો હતો. તે ઉપરાંત એમણે સ્થાપેલી પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લિમિટેડ એ નામની સંસ્થાને પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકર્તાઓએ એકઠું કરેલું એક સ્મારક ભંડોળ ટ્રસ્ટ તરીકે સોંપવામાં આવેલું છે. તેમાંથી એમની પુણ્ય તિથિએ દર વર્ષે એક પુસ્તક પ્રકટ થાય છે.

વસોનું કેળવણી મંડળ, આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી અને વડોદરાનું ચરોતર બોર્ડિંગ હાઉસ એ સંસ્થાઓ

દર વર્ષે ફેબ્રુઆરી માસની પહેલી તારીખે એમની પુણ્યતિથિ ઉજવે છે એમણે સ્થાપેલી તેમજ બીજી અનેક સંસ્થાઓમાં એમના તૈલચિત્રો મુકવામાં આવ્યા છે

**મોતીભાઈ રઘુનાથજી પંડ્યા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર કા જૂનાગઢ રાજ્યની નોકરી સ્વીકારેલી નડિયાદ સુધરાઈમાં પ્રમુખ તરીકે સેવા આપેલી તેમના પ્રપિતામહની ગોકુળજી કાશીનાથની પેઢી હતી, જેની હુંડીઓ જૂના જમાનામાં સ્વીકારાતી

**મોતીરામ પુરુષોત્તમદાસ સંતભક્ત** વ ખૂટજ તા નડિયાદ જ્ઞા વાળંદ શિ ગુજરાતી ૩ ધોરણનો અભ્યાસ કા ઠાસરા તાલુકામાં સૂઈ મુકામે ક્ષૌરકર્મ કરવા રહેલા ત્યાં ભક્તમંડળમાં જોડાયા અને બીજા ભક્તજનોનો સંગ મળ્યો પરિણામે ધર્મગુરુ તરીકે ઓળખાયા સંવત ૧૯૭૦ની સાલથી ધર્મોપદેશ કરવા લાગ્યા. સિહુંજ મુકામે 'સંતભક્ત મંદિર'ની સ્થાપના કરી સં ૧૯૮૩ની રેલમાં સિહુંજનું મંદિર પડી જવાથી સરસવણી ગામે નાયી જ્ઞાતિના એક વિધવા ધર્મપ્રેમી બાઈને ત્યાં જ 'સંતભક્ત મંદિર'ની સ્થાપના કરી આ 'સંતભક્ત મંદિર' અને ત્યાંના જ ભોળાનાથ મહાદેવ'ના વ્યવસ્થાપક હતા સંવત ૧૯૯૦ના આસો વદિ ૬ને રોજ સ્વર્ગવાસી થયા ગુજરાતના નાયી કુટુંબોમાં એક ધર્મગુરુ તરીકેની ખૂબ પ્રસિદ્ધિ પામેલા હતા તેમના શિષ્યો ઘણા ગામોમાં છે

**મોતીલાલ કરસનદાસ પરીખ** વ પેટલાદ અ સ. ૨૦૦૨માં શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ થોડું લીધેલું કા શરૂઆતમાં પિતાની શરાફી પેઢીમાં જોડાયા સ ૧૯૬૨માં ભાગીદારીમાં સનાજી ડાઈ વર્કસ'ના નામથી સૂતર રંગવાનું કારખાનું શરૂ કર્યું તેમાં સફળતા પ્રાપ્ત થતા જુહાખી મિ સ કુ લિ સ્થાપી મુંબઈમાં ભાગીદારીથી લક્ષ્મી સિલ્ક મિલ્સ શરૂ કરી તેનું સંચાલન પુત્ર હરિદાસને સોંપ્યું નાથદ્વારામાં ધર્મશાળા, સદાવ્રત, પંજરાપોળમાં એક બ્લોક ક્ષયની હોસ્પિટલમાં એક બ્લોક, વગેરે સખાવતો કરેલી બે લાખ રૂપિયાનું મોતીલાલ કરસનદાસ ચેરિટેબલ ટ્રસ્ટ કર્યું છે

**મોહનલાલ કામેશ્વર પંડ્યા** વ કઠલાલ, (તા કપડવણજ) જ્ઞા બ્રાહ્મણ જ તા ૨૧-૬-૧૮૭૨ અ તા ૧૪-૫ ૧૯૩૫ શિ સરકારી એગ્રી પદવી મુંબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ કા આ જિલ્લામાં થયેલા આઝાદી યુગના લોકસેવકો અને આજન્મ વીર યોદ્ધાઓ માંના એક સને ૧૯૦૨માં ગોંડલ સ્ટેટમાં અને પછી વડોદરા રાજ્યમાં ખેતીવાડી ખાતામાં અધિકારી પદે વડોદરા નરેશ સ્વ



સયાજીરાવ ગાયકવાડે તેમને વધુ અભ્યાસ માટે પરદેશ મોકલવા ઠરાવ કર્યો દરમિયાન સને ૧૯૧૧ના દિલ્હી દરબારના પ્રસંગથી બ્રિટિશ સરકારની અને વડોદરા નરેશ વચ્ચે ખટરાગ વધેલો પરિણામે જેમ નામાં દેશભક્તિ (બ્રિટિશ સરકારની નજરે રાજદ્રોહ) માલૂમ પડતી તેવા વડોદરા રાજ્યના સરકારી નોકરોને નોકરીમાંથી છૂટા કરવાની બ્રિટિશ સરકારે ફરજ પાડી મોહનલાલ પણ નોકરીમાંથી છૂટા થયા તેમનું દેશભક્ત તરીકેનું જીવન ત્રણ તબક્કામાં વહેંચી શકાય બંગભંગની ચળવળની શરૂઆતથી સને ૧૯૧૧ સુધી વિપ્લવવાદી, સને ૧૯૧૧થી ૧૯૧૫ સુધી ભૂગર્ભમાં સને ૧૯૧૫થી જીવનના અંત સુધી (સને ૧૯૩૫ સુધી) ગાંધીવાદી દેશભક્ત

શ્રી અરવિંદ ઘોષ વડોદરા રાજ્યમાં નોકરી કરતા હતા ત્યારે સ્વ પંડ્યાજી તેમના સંપર્કમાં આવેલા અને જ્વલંત દેશભક્તિની પ્રેરણા પામ્યા શ્રી અરવિંદ બાબુની પ્રેરણાથી વિપ્લવવાદીઓનું જૂથ ગુજરાતમાં પણ ઊભું થયું શ્રી અરવિંદ બાબુના ભાઈ શ્રી બારીન્દ્રબાબુ ઘોષે બોમ્બ બનાવવાનું છૂપું સાહિત્ય રચ્યું હતું તેનો ગુજરાતીમાં સ્વ પંડ્યાજીએ અનુવાદ કર્યો નવસારી પાસેના જંગલમાં છૂપું છાપખાનું ઊભું કર્યું અને ત્યાં આ અનુવાદ છપાયા પુસ્તકોના શીર્ષક "વર્તમાન રાજનીતિ", "વનસ્પતિની દવાઓ", 'યદુકુળનો ઇતિહાસ", "નાહવાના સાબુ' જેવા રાખ્યા કે જેથી સરકારની નજરે ન ચઢે અને પ્રજામાં છૂટથી વહેંચાય છતાં આ સાહિત્ય ઝડપાઈ ગયું વિપ્લવવાદીઓની ટોળી વેરવિખેર થઈ ગઈ આ હિલચાલમાં સ્વ પંડ્યાજી પણ સંડોવાયેલા છે તેમ માલૂમ પડતા તેમને વડોદરા રાજ્યની નોકરી માંથી છૂટા કરાવવામાં આવ્યા બ્રિટિશ સરકારની તેમના પર નજર હતી સ્વ પંડ્યાજી કાઠિયાવાડમાં અજ્ઞાત વાસે (ભૂગર્ભમાં) રહ્યા સરકારનું પોલીસતંત્ર તેમને પકડવા પ્રયત્ન કરતું હતું પણ તેમના ગુપ્ત વાસની ભાળ મળી શકતી નહોતી આ ગુપ્ત વાસ દરમિયાન "કર્મવીર ગાંધી' અને "ગોખલે' ભાગ ૧ અને ૨ મળી ત્રણ પુસ્તક લખ્યા સરકારે આ ત્રણે પુસ્તકો જપ્ત કર્યાં એ સિવાય બીજું સાહિત્ય પણ પ્રગટ કર્યું હતું ૧૯૧૫માં ગાંધીજી દેશમાં આવતા એમના પ્રભાવ હેઠળ આવ્યા ૧૯૧૭માં પ્રથમ ખેડા સત્યાગ્રહથી સત્યાગ્રહી જીવનનો પ્રારંભ કર્યો ખેડા સત્યાગ્રહના અગ્રણી યોદ્ધા તરીકે લડયા અને સરકારી જપ્તી નીચે મુકાયેલી ડુંગળી કાઢી જઈ એ સત્યાગ્રહના પહેલા કેદી બન્યા સરકારે ને પ્રજાએ એમને ત્યારથી 'ડુંગળીચોર પંડ્યાજી'નું વહાલસોયું નામ આપ્યું

૧૯૨૧ ૧૯૨૪ ૧૯૨૮ ૧૯૩૦ ૧૯૩૨ એ બધી નાગપુર, બોરસદ બારડોલી, ને રાષ્ટ્રીય લડતોમાં એક અણનમ ને વીર યોદ્ધા તરીકે ઝઝૂમ્યા એક અદના સૈનિકથી નેતા સુધીની બધી કામગીરી બજાવી જીવ્યા ત્યાં સુધી ખેડા જિલ્લાનું કોઈ મહત્ત્વનું જાહેર કાર્ય એવું નહોતું જેમાં પંડ્યાજીનો ફાળો ન હોય ગુજરાતમાં સ્વ મહાદેવભાઈએ બે ગામ સેવકો છે એમ લખેલું તેમાંના એક તે શ્રી પંડ્યાજી

**રખીદાસ પટેલ** વ સિહુંજ, તા મહેમદાવાદ આશરે ૨૫૦ વર્ષ પર સિહુંજ ગામ માતર પરગણામાં હતું ત્યારે આખા પરગણામાં તેઓ એક નામાંકિત અગ્રેસર હતા. ગુજરાતના સુપ્રસિદ્ધ મહા કવિ શામળ ભટને આશ્રય આપનાર તરીકે ગુજરાતી

સાહિત્યમાં તેમનું નામ પણ અમર બનેલું છે.

**રણછોડભાઈ રામભાઈ બ્રહ્મભટ્ટ** : વ: નડિયાદ. જ્ઞા : બ્રહ્મભટ્ટ; જ : સને ૧૮૫૧. અ : સને ૧૯૦૯. શિ: ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા પાસ, સને ૧૮૭૨માં. કા : બોરસદમાં સને ૧૮૭૨થી વકીલાત શરૂ કરી.: ફોજદારી વકીલ તરીકે જિલ્લા ભરમાં ખ્યાતનામ થયા. સને ૧૮૯૮થી સ્વ. વિઠ્ઠલભાઈ પટેલે અને સને ૧૯૦૧થી સ્વ સરદાર વલ્લભભાઈ પટેલે બોરસદથી વકીલાત શરૂ કરી ત્યારે સ્વ. રણછોડભાઈ બોરસદ કચેરીમાં સિનિયર વકીલ હતા અને એ બંને ભાઈઓના સારા સંપર્કમાં આવેલા. તેમણે બોરસદ મ્યુનિસિપાલિટીની ડિસ્પેન્સરી કમિટી તથા સ્કૂલબોર્ડના ચેરમેન તરીકે લાંબા વખત સુધી સેવા આપી હતી. જિલ્લા લો બો માં પણ સભ્ય હતા. પોતાની બ્રહ્મભટ્ટ જ્ઞાતિને સ્વાશ્રયને પથે ચઢાવવા અથાગ પુરુષાર્થ કર્યો હતો. સ્વ. નારાયણરાવ બાધવરાવના મરાઠી ભાષાના પુસ્તક પરથી અનુવાદ કરી ભારતીય સામ્રાજ્ય નામનું દળદાર પુસ્તક તેમણે ગુજરાતીમાં પ્રગટ કરેલું છે.

**રણછોડલાલ ઉદયરામ દવે.** વઃ મહુધા, તા. નડિયાદ. જઃ તા. ૧૦–૮–૧૮૩૭. અ · ઈ. સ. ૧૯૨૩. જ્ઞાઃ બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ : મહુધા, નડિયાદ, ખેડા અને અમદાવાદમાં શિક્ષણ લઈ એલ એલ. બી સુધીનો અભ્યાસ કરેલો. કા : ગુજરાતી ભાષાના એમના યુગના એક ઉચ્ચ કોટિના નાટકકાર અને સાહિત્યકાર. અભ્યાસ પૂરો થતા ગુ. વ. સોસાયટી તરફથી પ્રગટ થતા પત્ર "બુદ્ધિપ્રકાશ"ના તંત્રી તરીકે કારકિર્દી શરૂ કરી. ત્યાર બાદ અમદાવાદમા સરકારી રેવન્યુ ખાતાનાં કલેકટરની ઓફિસમાં જોડાયા. અમદાવાદના અગ્રણી વેપારી બહેચરદાસ અંબાઈદાસ વતી મેસર્સ લોરેન્સની કંપની, મુંબઈમા વ્યવસ્થાપક તરીકે જોડાયા ગોંડળ રાજ્યના મુંબઈ ખાતે પ્રતિનિધિ તરીકે પણ કામ કર્યું. પાલણપુર તથા ઈડરના પ્રતિનિધિ તરીકે પણ કામ કર્યું. ઈ. સ. ૧૮૪૪માં કચ્છનરેશ શ્રી ખેંગારજીએ 'હજુર એસિસ્ટન્ટ'નું માન આપી દીવાનપદ પણ આપેલું પ્ર વિદ્યાભ્યાસક મંડળીના મંત્રી તરીકે કુશળતા પૂર્વક કામ કરી તેનો પુનરુદ્ધાર કર્યો. સાહિત્યલેખનની પ્રવૃત્તિ ઈ સ ૧૯૧૨મા ચોથી સાહિત્ય પરિષદના પ્રમુખ કૃ : નાટકો જયકુમારી વિજય, લલિતા દુખદર્શક, નળ દમયંતી, વિક્રમોર્વશીય, વગેરે લગભગ ૧૧ સ્વયરચિત તથા ભાષાંતરિત નાટકો, ઉપરાંત લઘુસિદ્ધાંત કૌમુદી, હિતોપદેશ, રાસમાળા ભા ૧–૨, વૈદિક છંદરચના, રસપ્રકાશ, નાટ્યપ્રકાશ, વગેરે ઈતર સાહિત્ય પ્રકારના પુસ્તકો પણ તેમણે આપ્યાં છે.

**રતિપતિરામ ઉધમરામ પંડયા** · વ · નડિયાદ જ : ઈ સ ૧૮૯૩. અ તા · ૩૦–૧૧–૧૯૨૭ જ્ઞા · વડનગરા નાગર બ્રાહ્મણ. શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમાં ઉચ્ચ કેળવણી ગુજરાત કોલેજ અમદાવાદમાં લઈ બી. એ. થયા. કાઃ અમદાવાદમાં સરકારી શિક્ષક તરીકે કારકિર્દીની શરૂઆત. મુંબઈ, એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલમાં બદલી થઈ ત્યાર બાદ સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપનીમાં કામ કર્યું. છેલ્લે વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓના ઈન્સ્પેકટર તરીકે કામ કર્યું. સાહિત્ય પ્રવૃત્તિમાં ઘણો રસ લેતા. સારા લેખક હતા કૃઃ રત્નાવલી (ભાષાન્તર ૧૯૨૧), સંક્ષિપ્ત મહાભારત (૧૯૨૫), શાળોપયોગી મહાભારત (૧૯૨૬), નાણું (૧૯૨૬), શાળોપયોગી લઘુ રામાયણ (૧૯૨૭), સંક્ષિપ્ત રામાયણ (૧૯૨૮).

**રતિલાલ નારણદાસ ગામી** : વ : નડિયાદ. જ્ઞાઃ વાણિયા. જ : તા. ૧૨–૬–૧૮૮૬. અ : તા. ૪–૧૨–૧૯૪૨. શિ: મેટ્રિક સુધી. દાદા સ્વ. કાળીદાસ ગામીના જીવનમાંથી ધાર્મિક સંસ્કાર પામ્યા. પિતાની સાથે બોરસદના વાસ દરમિયાન બોરસદની મિશન હાઈસ્કૂલમાં અભ્યાસ કર્યો તે વખતે ક્રિશ્ચિયન મિશનરીઓના સહવાસમાં આવ્યા જેમાંથી માનવસેવામાં પ્રભુસેવા રહેલી છે તેવા સંસ્કાર ઘડાયેલા. કા : દાદાજી ધાકજીની રંગનાં વેપારની કંપનીની દિલ્હીની શાખામાં રૂ. ૩૦ના માસિક પગારથી સને ૧૯૦૪માં જોડાયા. સને ૧૯૦૭થી સ્વતંત્ર ધંધો કરવા મંડ્યા. વેપારમાં લાખો રૂપિયા કમાયા. દિલ્હીમાં એક આગેવાન ગુજરાતી વેપારી તરીકે ખ્યાતનામ થયા પરિણામે આખું ગામી કુટુંબ ખૂબ જ ખ્યાતિ પામ્યુ. દિલ્હીમાં જતા ગુજરાતીઓ માટે નિવાસસ્થાન ઊભું કરવામા મદદ કરી. ખડાયતા વણિકોનાં બાળકોની કેળવણી માટે અને ખાસ કરીને સ્ત્રી કેળવણી માટે એક લાખ રૂપિયાનાં ટ્રસ્ટ ખડાયતા કેળવણી મંડળને આપ્યાં. સાર્વજનિક લાભાર્થે પણ રૂ ૪૦૦૦૦ની સખાવતો કરી છે. તેમા દિલ્હીની ગૌશાળાને રૂ. ૧૫૦૦૦, નડિયાદના વિઠ્ઠલ કન્યાવિદ્યાલયને રૂ. ૫૦૦૦, કાઠિયાવાડમાંના આંબલામાં આવેલા શ્રી દક્ષિણા મૂર્તિ ગ્રામ્ય વિદ્યાલયને તથા સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયને દરેકને રૂ. ૨૦૦૦; રેંટિયા ને હાથવણાટની તાલીમ માટે રૂ. ૨૦૦૦ વગેરે મુખ્ય છે. તેમનુ દિલ્હીનુ નિવાસસ્થાન ગુજરાતના અતિથિઓ માટે આશ્રયસ્થાન સમું હતુ જીવનના અંતિમ સમયમાં રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીના દિલ્હીના નિવાસસ્થાન હરિજન કોલોની નજીક રહી પૂ શ્રી ગાંધીજીનું સાન્નિધ્ય પામ્યા હતા એક અગ્રણી વેપારી અને દાતા તરીકે શ્રી ગામી ખૂબ નામના પામ્યા હતા.

**રાજારામ ખુશાલભાઈ દેસાઈ**: વ : કપડવણજ. જ : ૧૭૪૯. અ : ૧૮૨૯. જ્ઞા . પોરવાડ વાણિયા. કા : ૧૮મી સદીમાં ગુજરાતનો અંધકાર યુગ હતો ત્યારે કપડવણજમાં સરખલિયા દરવાજેથી બાહારવટિયા અને લૂંટારુઓનાં ધાડા આવતા. રાજારામે ૧૭ ધાડો પાછી વાળી હતી એમ કહેવાય છે. ૮૦ વર્ષની ઉમ્મરે પણ ધાડથી ગામનું રક્ષણ કરવામાં આગેવાની લીધેલી તેમાં તેમનું મૃત્યુ થયેલું. તેમનો પાળિયો સરખલિયા તળાવની પાળ પર મૂકવામાં આવેલો.

**રાજારામ રણછોડદાસ ભટ્ટ**: વ : ઉમરેઠ. જ : ઈ. સ. ૧૮૫૩ અ ; ઈ સ ૧૯૦૯. જ્ઞા : બાજ ખેડાવાળ શિ : માત્ર ગુજરાતી બે ચોપડી. કા : લુણાવાડા, વડાસિનોર, ખંભાત, વડોદરા, નડિયાદ, અમદાવાદ અને વડનગર સુધી તેમનો વેપાર

બન્ને તરફથી એમને ન્યાય કરવાનું કાર્ય સોંપેલું ને એમણે જ કમળશીના ગમોના હકને પ્રથમ માન્ય કરતો ચુકાદો આપેલો અનેક જાહેર બાંધકામો પોતાને ખર્ચે કરેલાં ડાકોર રોડ ઉપરનો સીડીનો પુલ પોતાને ખર્ચે બંધાવેલો. મિશનકોટની જૂની ગુજરાતી શાળા એમણે બંધાવી ગુરુને સોંપેલી. નડિયાદની સરકારી હાઈસ્કૂલનું મકાન પણ બંધાવેલું નડિયાદની સાત સ્વરૂપની હવેલી, દેસાઈનું 'કાચ મહેલ' નામે ઓળખાતું મોટું મંદિર, ભાગનોળ અને ભેજવા કુવાની ધર્મશાળાઓ, આ બધાં બંધાવવામાં એમનો બહુ મહત્ત્વનો ફાળો હતો ૧૮૭૧માં એમને મુંબઈ ઈલાકામાંથી ખાસ લીન કોરોનેશનમાં બોલાવવામાં આવેલા અને તે વખતે રાવ સાહેબનો ઈલકાબ મળેલો

**વીર વસનદાસ** વ પીપળાવ જ ઈ સ ૧૬૫૩ અ ઈ સ ૧૭૬૧ જ્ઞા પાટીદાર શિ ટહેલિયા ભટ્ટની ગામઠી ધૂળિયા નિશાળમાં બેઠુંમજું ભણેલા કા પાટીદાર જ્ઞાતિ ઉદ્ધારક તરીકે તેઓ પ્રસિદ્ધ છે જ્ઞાતિજનોને સંગઠિત કરી જ્ઞાતિ માટે વપરાતો "કણબી" શબ્દ દૂર કરી 'પાટીવાળા' પરથી 'પાટીદાર' શબ્દ વાપરવાનું તેમણે શરૂ કરેલું બાદશાહને દફતરે 'કણબી'ને બદલે 'પટીદાર' શબ્દ કરાવી જ્ઞાતિની આબરૂ વધારેલી દિલ્હીના બાદશાહના અમદાવાદ રહેતા હાકેમ પાસેથી પેટલાદ પરગણાની સનદ મેળવેલી રૂ સાત લાખ આપી પેટલાદ માતર અને ધોળકા પરગણાનો ઈજારો દસ વર્ષ માટે લઈ ત્યાં પાટીદારો વસાવેલા જ્ઞાતિનું બંધારણ ઘડી ગામોના જથ્થાબંધી ત્રણ વિભાગો પાડેલા તથા પીપળાવ ગામે જ્ઞાતિ મેળાવડો કરી શાહજાદા બહાદુરશાહના હાથે જ્ઞાતિજનોને લાલ પાઘડી ને સિરપાવ અપાવેલો દિલ્હીના બાદશાહે તેમને હાથી, તોપો છત્ર ચામર અને કેટલાક ગામો ઈનામમાં આપ્યા હતા તેમણે વાવ કૂવા, તળાવ ખોદાવેલાં બાકરોલ પાસે "વસનપુરા" ગામ વસાવેલું પેટલાદમાં વસનદાસ કૂઈ અને કાશીમાં "વસનઘાટ" બંધાવેલો ભાદરણ અને પીપળાવના બ્રાહ્મણોને ૫૦૦ વીઘા જમીનનું દાન કરેલું કેટલાક બ્રાહ્મણોને ઠાકોરમાંથી જજિયાવેરો માફ કરાવેલો ખંભાતના નવાબને લડાઈમાં મદદ કરવા જતા દગો કરી તેમને મારી નખવામાં આવેલા (આ હકીકત આ સંગ્રહના પ્રથમ ભાગમાં ઇતિહાસ વિષેના ખંડમાં વિસ્તારથી આપવામાં આવી છે )

**વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી** વ મહુધા, તા પેટલાદ જ ઈ સ ૧૮૨૫ અ ઈ સ ૧૮૯૩ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ પેટલાદ ડભોઈ, વડોદરા, ડાકોર, નાદોદ ચાણોદ વગેરે અનેક સ્થળોએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો અને શાસ્ત્રી તરીકે જાણીતા થયા જૈન મંદિરમાં શિક્ષકગુરુ તરીકે કામ કરતાં પ્રાકૃત ભાષાનો અભ્યાસ સંપાદ્યો કા અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટંટ સેક્રેટરી વડોદરા વર્નાક્યુલર કૉલેજ ઑફ સાયન્સ તથા અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં ક્રમશ સંસ્કૃતના અધ્યાપક 'ધર્મપ્રકાશ' તથા 'બુદ્ધિપ્રકાશ'ના તંત્રી હતા સંસ્કૃત, પ્રાકૃત વગેરે ભાષાના અભ્યાસી હતા કૃ ગુજરાતી ભાષાનો ઇતિહાસ (૧૮૬૬), ઉત્સર્ગમાળા વૈશેષિક તર્કસાર રસગંગા ચંદ્રહાસ આખ્યાન, મુક્તામાળા અપ્રસિદ્ધ પુસ્તકો નાગરપુરા વર્ણન ઉક્તિ સંગ્રહ

**શંકરભાઈ જેશાભાઈ અમીન** વ વીરસદ તા બોરસદ જ્ઞા પાટીદાર જ ૧૮૭૭ અ ૧૯૪૯ શિ પ્રાથમિક અને અંગ્રેજી ત્રણ ધોરણ સુધી વીરસદમાં, અમદાવાદમાં મૅટ્રિક ને ગુજરાત કૉલેજમાં બી એ, પછી એલ એલ બી અને પછી સૉલિસિટર થયા કા મુંબઈમાં એક અત્યંત ખ્યાતનામ સૉલિસિટર તરીકે ખ્યાતિ પામનાર દિવાન બી ગૃહસ્થ મુંબઈમાં દેસાઈ અમીનની સૉલિસિટરની કંપનીના એક ભાગીદાર બોરસદ તાલુકામાં વાસદ કઠાણા રેલવે લાવવા માટે પાયાની જહેમત ઉઠાવનારાઓમાંના એક પિતાશ્રીના સ્મરણાર્થે વીરસદમાં લાયબ્રેરીનું મકાન બંધાવ્યું પોતાના પુત્ર ઈશ્વરભાઈના સ્મરણાર્થે વીરસદમાં દવાખાનું બંધાવ્યું જાહેર હિતના કાર્યોમાં સારો રસ લેતા બે પુત્રો શ્રી કેશવચંદ્ર તથા શ્રી હરિશ્ચંદ્ર મુંબઈમાં રહે છે

**શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી** વ મહુધા જ ઈ સ ૧૯૦૨ અ ઈ સ ૧૯૪૬ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ ૧૯૨૫માં એમ. એ અને ૧૯૨૯માં એલ એલ બી થયા. કા એમ એ થયા બાદ અમદાવાદ, પ્રોપાયટરી હાઈસ્કૂલમાં શિક્ષક વચ્ચેગાળે ૧૯૩૨માં જૂનાગઢની કૉલેજમાં ગુજરાતી તથા સંસ્કૃતના અધ્યાપક કૃ રસગંગા (સંપાદન), સાહિત્યને ઓવારેથી (૧૯૩૮), સાહિત્ય દર્શને (૧૯૪૧), પાનદાની (૧૯૪૧)

**શારદાબેન અંબાલાલ ત્રિવેદી** વ ઉમરેઠ, તા આણંદ, જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ સં ૧૯૭૭ અ સં ૨૦૦૧ શિ બરોડા કૉલેજમાંથી બી એસ સી થયેલા પછી કાદીવલી ફિઝિકલ ટ્રેનિંગ ઇન્સ્ટિટ્યૂટમાં પી ટી થઈ આવેલા કા બી એસ સી થયા બાદ તરત જ તેઓ સુરત મહિલા વિદ્યાલયમાં શિક્ષિકા તરીકે જોડાયા હતા બોચાસણ વગેરે સ્થળોએ અન્યજ સેવા કરેલી સદ્ગતના સ્મરણાર્થે તેમના સંબંધીઓ તરફથી રૂ ૧૧૨૫ની રકમ દાનમાં અપાઈ છે તેમાંથી સુરત મહિલા વિદ્યાલયની અને ઉમરેઠની વિદ્યાર્થિનીઓને ફી, ઇનામો વગેરેની મદદ થાય છે

**શાસ્ત્રીશ્રી યજ્ઞપુરુષદાસજી** વ મહેળાવ (તા પેટલાદ) જ્ઞા પાટીદાર જ સં ૧૯૨૧ અ સં ૨૦૦૭ શિ મહેળાવની ગામઠી શાળામાં આંક, ખાતાપત્તા કાગળ હૂંડી, ધાતુઓ, વ્યાજ, વીઘોટી વગેરે શીખ્યા સાથે સાથે વડતાલ જઈ સાધુનો સમાગમ કરી સ્વામીનારાયણ સંપ્રદાયના સાહિત્યનો અભ્યાસ કર્યો કા તેમનું પૂર્વાશ્રમનું નામ 'ડુંગરભાઈ' હતું તેમને મથુરભાઈ અને લાલદાસ બે વડીલ બંધુ હતા



પિતાનું નામ ધોરીભાઈ અજુભાઈ હતું મહેળાવ ગામ વડતાલથી

ગઢડા જવાના રસ્તામા હતુ એટલે સંપ્રદાયના સાધુસતો મહેળાવમા ઊતરતા શ્રી. સહજાનંદ સ્વામીએ દીક્ષા આપેલા એવા સધુ શુકાનદ સ્વામી મહેળાવ આવેલા ત્યારે તેમના હાથે એક વરસના ડુગરભાઈને વર્તમાન ધરાવેલા, ત્યારે શુકાનંદ સ્વામીએ કહેલુ કે આ બાળક અમારામા આવી મળશે અને અનેક જીવોના કલ્યાણ કરશે છેક નાનપણથી ડુગરભાઈને કથાવાર્તા ઘણા ગમતા મહેળાવ ગામ વડતાલથી ત્રણ ગાઉ દૂર છે એટલે અગિયારસ, પૂનમ જેવા પવિત્ર દિવસોએ વડતાલ જઈ સાધુ સતોનો સમાગમ કરતા તેમની સેવા કરતા તેમને માટે પત્ર, ફળ પુષ્પની ભેટ લઇ જતા બાર વર્ષની ઉમરથી તેમને સાધુ થવાના કોડ જાગ્યા સ્વામી સહજાનંદના હાથે દીક્ષા લીધેલા અને શાસ્ત્રોમા તેમજ સગીતમા પારગત એવા એક વયોવૃદ્ધ સ્વામી વિજ્ઞાનાનદજી હતા તેઓ મોટે ભાગે સુરત રહેતા અને સમૈયા પર વડતાલ આવતા તેમનો સમાગમ થતા તેમની પાસે દીક્ષા લેવાની ડુગરભાઇની ઈચ્છા થઈ પણ નાની ઉમરને લઇને સ્વામીજી તૈયાર ન થયા ડુગરભાઈના અતિ આગ્રહથી કહ્યુ કે તમારા કુટુબીજનો રજા આપે તો જ સધુતાની દીક્ષા આપી શકાય બન્યુ એવુ કે ડુગરભાઈ વારેવારે સ્વામી વિજ્ઞાનાનદજી પાસે જતા રહે અને તેમના કુટુબીજનો તેડી લાવે આખરે સવત ૧૯૩૯મા ડુગરભાઇની સસાર પ્રત્યે ઉદાસીનતા અને સાધુ થવાની ઉત્કટ ઈચ્છા જોઈ કુટુબીજનોએ રજા આપી એ પરવાનગીનો પત્ર લઇને ડુગરભાઈ સ્વામી વિજ્ઞાનાનદજી તથા વડતાલ ગાદીના આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ તે બને વડોદરે હતા ત્યા જઈ મળ્યા સ્વામી વિજ્ઞાનાનદજી રાજી થયા અને સત્સગના શાસ્ત્રોનો અભ્યાસ જારી રાખવા કહ્યુ આખરે ડુગરભાઇની સર્વ રીતે સધુ થવાની યોગ્યતા અને ઉત્કટતા જોઇને સ્વામી વિજ્ઞાનાનદજીએ આચાર્યશ્રી વિહારીલાલજીને ડુગરભાઇને દીક્ષા આપવા ભલામણ કરી તદનુસાર સવત ૧૯૩૯ના માગશર વદ ૫ ને રોજ ડુગરભાઇને સધુની દીક્ષા મળી વડતાલમા તે દિવસે યજ્ઞની પૂર્ણાહુતી હતી તેથી ડુગરભાઇને યજ્ઞપુરુષદાસ નામ આપવામા આવ્યુ

સદ્ગુરુ સ્વામી વિજ્ઞાનાનંદજી સમર્થ વિદ્વાન અને સંગીતના જાણકાર હતા યજ્ઞપુરુષદાસને સગીત શીખવુ છે કે સસ્કૃત શાસ્ત્રોનો અભ્યાસ કરવો છે તે પૂછવામા આવ્યુ તેમણે સસ્કૃત શીખીને શાસ્ત્રોનો અભ્યાસ કરવાની ઈચ્છા બતાવી સ્વામી વિજ્ઞાનાનદજીએ સસ્કૃત શીખવ્યુ અને ગીતા ભાગવત, મહાભારત, રામાયણ, સ્વામીનારાયણ સંપ્રદાયના સસ્કૃત ગ્રથો વગેરેનો અભ્યાસ કરાવ્યો ઉપરાત સપ્રદાયના અન્ય સમર્થ વિદ્વાન સાધુઓ પાસેથી પણ વિદ્યા ભણી તે શાસ્ત્રી થયા અને શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ તરીકે ઓળખાયા અને મહતની પદવીને પામ્યા

તેમનામા અજબ યોજના શક્તિ હતી તેમને સારગપુર (સૌરાષ્ટ્ર) મદિરમા મૂકવામા આવ્યા સારગપુરમા હનુમાનજીની મૂર્તિ સ્વામી ગોપાળાનંદે સ્થાપેલી હતી સારગપુરના આ હનુમાનજી ગુજરાત-સૌરાષ્ટ્રમા આજે પણ વિખ્યાત છે તે સ્થાને ભવ્ય મદિર બધાવી તેમા તે મૂર્તિને સ્થાપિત કરી (સવત ૧૯૫૬મા), તથા મદિરનુ ખર્ચ કાયમ નભે જાય તેવી વ્યવસ્થા કરી શ્રી સહજાનદ સ્વામીએ સ ૧૮૮૬મા ગઢડામા જીવનલીલા સકેલી લીધી તે સમયે તેમના પાચસો પરમહંસોમાના કેટલાક વિદ્યમાન હતા તેમા સ્વામી ગોપાળાનદ અને સ્વામી ગુણાતીતાનદ નામના સમર્થ નદ સાધુઓ પણ હતા શ્રી સહજાનદ સ્વામીએ વડતાલ અને અમદાવાદની બને ગાદીના પ્રદેશોની દેખરેખ રાખવા સ્વામી ગોપાળાનદને આજ્ઞા કરી, તથા બધા સત અને હરિભક્તોને જૂનાગઢના મહત સ્વામી ગુણાતીતાનદનો દર વર્ષે સમાગમ કરતા રહેવા આજ્ઞા કરી સ્વામી ગોપાળાનદ ત્યાર બાદ અઢારેક વર્ષ જીવ્યા, અને સ્વામી ગુણાતીતાનદ ૩૭ વર્ષ જીવ્યા આ બને સ્વામી ગોપાળાનદ અને સ્વામી ગુણાતીતાનદ શ્રીજી સ્વામી સહજાનદ પૂર્ણ-પુરુષોત્તમનો અવતાર છે તેમ માનતા અને મનાવતા તેમના બે શિષ્યો હતા–જાગા ભગત અને પ્રાગજી ભગત જાગાભગત મોચી હતા અને પ્રાગજી ભગત દરજી હતા બને પરમ ભક્તો હતા અને ગોપાળાનદ સ્વામી અને ત્યાર બાદ ગુણાતીતાનદ સ્વામીના પ્રીતિ પાત્ર હતા આ બંને ભક્તો જાગા-પ્રાગા નામે સત્સગમા જાણીતા છે. જાગા ભગતથી પ્રાગજી ભગત નવુ જીવ્યા હતા આ બને ભક્તો સ્વામી ગુણાતીતાનદ અને સ્વામી સહજાનદમા ભક્ત અને ભગવાનનો સપૂર્ણ યોગ માનતા અને ઉદ્બોધતા સ્વામી વિજ્ઞાનાનદજીને આ બને ભક્તો તરફ ઘણો પ્રેમ અને આદર હતો તરુણ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી પ્રાગજી ભક્તના ઐશ્વર્ય, નિયમ અને નિશ્ચય જોઇને તેમને સાષ્ટાગ દડવત કરતા અન્ય સાધુવર્ગને આ રુચતુ નહિ આવી આવી બાબતોથી તરુણ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ સામે વડતાલના સાધુઓનો પૂર્વગ્રહ બધાયો સ્વામી વિજ્ઞાનાનદજીની હયાતી સુધી આ ઘર્ષણ છતુ ન થયુ પણ તેમના દેહોત્સર્ગ પછી પૂર્વગ્રહે જોર પકડ્યુ, અને અસહિષ્ણુતામા પરિણમ્યુ શાસ્ત્રી યજ્ઞપુરુષદાસમા નમ્રતા સધુતા, તપ, નિયમ નિશ્ચય અને ઉપાસના પરાકાષ્ઠાએ ખીલી નીકળ્યા હતા તેમની યોજના શક્તિ અગાધ હતી તેમની આ વિશિષ્ટતા પણ અસહિષ્ણુતાને વધારનારી થઈ પડી આખરે લગભગ ૩૮ વર્ષની ઉમરે તેમણે વડતાલ મદિર છોડવુ વડતાલ મદિરે તેમને બહિષ્કૃત જાહેર કર્યા તેમને માટે કોઇ પણ મદિરમા ઠરી ઠામ થઈ શકે તેમ ન રહ્યુ જે જે ગામે જાય ત્યા મદિરના દર્શન કરવા જાય પણ તેમના તરફ આદર બતાવાય નહિ છતા તે તો નિર્માની હતા યજ્ઞપુરુષદાસજી તો કહેતા કે 'જેના નિર્માની ભગવાન તેના જનને જોઇએ કેમ માન?'

પણ યજ્ઞપુરુષદાસજીના વિદ્વતા સધુતા, ઉપાસના, નિશ્ચય અને યોજનાશક્તિથી હરિભક્તો માહિતગાર હતા ગામેગામ તેમને માટે સર્વસ્વ ઓવારી નાખે તેવા હરિભક્તો હતા તેઓ યજ્ઞપુરુષદાસજી પાછળ અનુસર્યા યજ્ઞપુરુષદાસજી પરિભ્રમણ કરતા રહ્યા ગામેગામના સત્સગીના કુટુબોના ઇતિહાસથી તે માહિતગાર હતા લોકસપર્ક સાધવાની તેમનામા અજબ કળા હતી પોતે મોટા ધુરધર શાસ્ત્રી હતા પણ ગ્રામવાણીમા કથાવાર્તા

ચલતો ભાવ તે 'રાજા રણછોડ'નો એમ કહેવાતું આ ઉપરાંત ગોધરા, સતરોડ, મેવાસિયા લીમખેડ, ઝાલોદ, દાહોદ વગેરે અણખેડ્યા મુલકોમા પણ વેપાર અંગે તેમણે સાહસો કરેલા

**રામસેવકદાસજી ગુરુ ભક્તિદાસજી** વ રતનપુર, (તા આણંદ) જ આગરે ઈ સ ૧૮૮૪ અ ઈ સ ૧૯૫૨ જ્ઞા કંસારા વાણિયા શિ પ્રાથમિક શિક્ષણ ભાવનગરમા લીધુ હતુ પ્ર સેવાભાવી, ત્યાગી અને ભજનાનદી હોઈ રામાયણ, ભાગવત તથા ભજનો દ્વારા પ્રજામા ધાર્મિક જ્ઞાન સિંચતા ગાંધી સ્મારક પુસ્તક ઘરના મકાનફાળામા રૂ ૧૦૦૧ પ્રથમ દાન તરીકે આપ્યા હતા રતનપુરમા તેઓ એક ખ્યાતિવાળા મહારાજ ગણાતા હતા

**લક્ષ્મીરામ ધનેશ્વરી** વ ખેડા કા મધ્ય યુગમા એક વિખ્યાત શરાફ તરીકે તેઓ જાણીતા હતા તેમની શરાફી એટલી બધી સદ્ધર હતી કે તેમના નામ ઉપરથી ખેડામા આજે પણ કહેવાય છે કે 'ના જોયો હોય તો મોટો લક્ષ્મીરામ ધનેશ્વરી!' તેઓ ઈસ્ટ ઇંડિયા કંપનીને એક બેક જે ધીરાણ કરે તેના કરતા વધુ ધીરાણ કરતા ને વધુ સગવડો આપતા આજે પણ ખેડામા ઠીક સ્થિતિમા એમની હવેલી મોજૂદ છે

**લક્ષ્મીદાસ કવિ** વ અમદાવાદ જ્ઞા બ્રાહ્મણ અમદાવાદ ખાતે જૂના વખતમા થઈ ગયેલા એક કવિ ગજેન્દ્રમોક્ષ અને ચંદ્રહાસ આખ્યાન એ બે એમની મુખ્ય કૃતિઓ એ ઉપરાંત દશમસ્કંધ પણ એમણે લખ્યો હતો

**લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ** વ નડિયાદ જ્ઞા વાણિયા જ ૧૮૫૦ અ ૧૯૩૩ શિ પ્રાથમિક નડિયાદમા, માધ્યમિક અમદાવાદમા, તે પછી મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા ત્યાર બાદ મુબઈમા હાઈકોર્ટ વકીલની પરીક્ષા પસાર કરેલી કારકિર્દી જીવનનો પ્રારંભ કેળવણી ખાતામા નોકરી કરીને કર્યો આગળ જતા સરકારે એમની ન્યાયખાતામા નિમણૂક કરેલી નડિયાદ અને અમદાવાદમા સ્મોલ કોઝ કોર્ટના જજ હતા ૧૯૦૬મા નિવૃત્ત થયા સરકારે રાવ બહાદુરનો ઈલકાબ આપેલો અભ્યાસી જીવ હતા એમણે કલકત્તામા ભરાયેલ ધર્મોની પરિષદમા શ્રીમદ્ વલ્લભાચાર્યના જીવન ઉપર એક અભ્યાસપૂર્ણ તાત્ત્વિક નિબંધ રજૂ કરેલુ વ્યાખ્યાન કરેલુ કુસુમવાળાઅમૃત, ઉદ્ધારક એક ઓરાસ એ ડ ગેરન્ડી, વગેરે પુસ્તકો લખેલા તે પ્રસિદ્ધ થયેલા છે

**લલ્લુભાઈ હરગોવિંદદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા અવસાન ૧૯૩૫ શિ નડિયાદમા મૅટ્રિક સુધી તે પછી ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરેલી જીવનનો પ્રારંભ કારકુનીથી કરેલો પરંતુ ૧૮૯૬મા પ્લીડરની પરીક્ષા આપી વકીલાત શરૂ કરી હતી ૧૯૦૩મા પ્રથમ વાર સરકારે એમની પબ્લિક પ્રોસિક્યુટર તરીકે નિમણૂક કરેલી ૧૯૧૫મા પંચમહાલ જિલ્લામા આસિસ્ટંટ પબ્લિક પ્રોસિક્યુટર નિમાયા હતા ૧૯૨૨મા પંચમહાલને સેશન કોર્ટ મળતા ત્યા પહેલા સરકારી વકીલ બનેલા ૧૯૨૫મા રાવસાહેબનો ઈલકાબ સરકારે આપેલો ગોધરા મ્યુનિ ના સભ્ય અને પ વ કમિટી તથા સ્કૂલ બોર્ડના ચેરમેન બનેલા

**લજ્જુ મહારાજ** વ અલિંદ્રા, તા માતર, જ્ઞા ઓદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ જન્મ સવંત ૧૮૯૦ના અરસામા અવસાન સવંત ૧૯૫૪ કા સુરત રહી શ્રી લાલજી મહારાજ પાસે પ્રણામી સંપ્રદાયનો અભ્યાસ કર્યો ત્યાર બાદ ગુજરાતમા ફરી પ્રણામી સંપ્રદાયનો પ્રચાર કર્યો તેમણે આત્મબોધ વર્તમાનદીપક, સુરતી વિવાહ, કટકશેદ વગેરે પુસ્તકો રચ્યા હતા પ્રણામી ધર્મના મેહરાજ સ્વરૂપનો હિંદી ભાષામાથી ગુજરાતી પદ્યમા અનુવાદ તેમણે કરેલો પ્રણામી સંપ્રદાયના અનુયાયીઓમા તેઓ 'લાલસખી' તરીકે ઘણા જાણીતા થયેલા

**વસ્તો ડોડિયો** વ બોરસદ જ્ઞા બારૈયા કા એમ કહેવાય છે કે નાનપણથી જ વૈરાગ્ય આવી જવાથી તેણે લગ્ન કર્યું નહોતુ તેથી ગુસ્સે થયેલા સગાએ તેને જુદુ ઘર આપી જુદો કરેલો ૧૭ કે ૧૮ વર્ષની ઉમ્મરે તેણે ઘર ત્યજેલુ અને રામેશ્વર, બદરીજી, ગોકુળેશ્વર વગેરે સ્થળે યાત્રા કરેલી ગોકુળ મથુરાની યાત્રાએ પણ ગયેલો ત્યાથી બુરાનપુરમા ગયેલો અને ત્યા જ બાકીનુ જીવન વીતાવેલુ મધ્યકાલીન યુગનો તે એક સારો કવિ હતો તેણે ૪૦ કડવાનુ એક ગુરુદેવ આખ્યાન રચ્યુ છે

**વાઘજીભાઈ ચેરીભાઈ પટેલ** વ બેડવા (તા આણંદ) જ સંવત ૧૯૪૧ અ સંવત ૨૦૦૨ કા બેડવામા તમાકુનો વેપાર સૌ પ્રથમ તેમણે કરેલો તેમણે ગામમા ગુજરાતી શાળાનુ મકાન બધાવી આપ્યુ છે નીસોદરા—બેડવાના માર્ગ પર ચોતરો બંધાવ્યો છે પોતાની માતાના સ્મરણાર્થે ગામના કૂવા સામે પરબડી બધાવી છે વસુસોલ છાપન ગામ એડાની પોતાની શાળામા કાયમની શિષ્યવૃત્તિ આપી છે એ રીતે દાન કરવામા તેઓએ હંમેશા ઘણી ઉદારતા દાખવેલી

**વિજયસાગરજી** વ ધર્મજ અ ઈ સ ૧૯૩૪ જ્ઞા પાટીદાર કા નાનામા ઊછર્યા 'ધર્મ પરીક્ષાનો રાસ' પુસ્તકના શ્રવણ પછી જૈન ધર્મ સ્વીકાર્યો વિદ્વાન મુનીશ્રી આનંદસાગરજીના શિષ્ય બની ઈ સ ૧૯૦૨મા દીક્ષા લઈ 'વિજયસાગર' નામ રાખ્યુ ત્યાર બાદ ગુરુ પાસે ખતથી છ કર્મગ્રન્થ, વ્યાકરણ ન્યાય, કાવ્ય વગેરે જૈન ધર્મના સાહિત્યનો અભ્યાસ કર્યો ઈ સ ૧૯૧૯મા સુરતના શેઠ જીવણચંદ નવલચંદે સિદ્ધગિરિનો સંઘ કઢેલો તેમા તે હતા તેમણે અનેક જૈન યુવા મુનીઓને દીક્ષા આપી છે તેઓ સ્વભાવે સૌજન્યશીલ અને એક સારા વિદ્વાન હતા.

**વિઠ્ઠલદાસ જીભાઈ શાહ** વ દેવગીરપૂરેલ (તા મહેમદાવાદ) જ્ઞા ખડાયતા વાણિયા જ સં ૧૯૧૫ અ સં ૧૯૭૦ શિ પ્રાથમિક શિક્ષણના સાત ધોરણ કારકુન તરીકે જીવનની શરૂઆત કરી સ ૧૯૩૫થી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો સ ૧૯૫૫મા મહેમદાવાદમાં ચીની દુકાન કરી ઘીના વહેપારી તરીકે તેમની પ્રતિષ્ઠા મુબઈના ઘી બજારમા અમુની ઘીના વહેપારમાં કમ ની પણ ઠીક કરી કાયમિયા

...ળમા રૂા ૫૦૦૦નુ અનાજ ગામડાની પ્રજામા વહેચ્યુ હતુ, ને ખેડૂત વર્ગને પણ મદદ કરી હતી ઉપરાત અનાથાશ્રમો, ...ઓ, લાયબ્રેરી વગેરે સસ્થાઓમા મદદ કરતા

**વિઠ્ઠલરામ મહારાજ** વ રતનપુરા જ્ઞા પટણવાડિયા નાનપણથી વૈરાગ્ય નામરજી છતા માબાપે પરણાવવા આગ્રહ ...ર્યો તેથી વરઘોડા બાદ રાત્રે નાસી ગયા સદેસરના પ્રીતમ-...સ મહારાજ (પ્રીતમ કવિ ના શિષ્યોના સપર્કમા આવી સાધુ ...થ્યા પછીથી મહારાજ બન્યા રતનપુરામા મદિર બનાવી રહ્યા ...મના શિષ્ય ભક્તદાસજીએ તેમના જીવન માટે કાવ્ય લખ્યુ છે

**વિઠ્ઠલદાસ સવદાસ પટેલ (વિઠ્ઠલદાસજી મહારાજ)** ...ઓડ જ ઈ સ ૧૮૪૧ અ ઈ સ ૧૯૩૬ જ્ઞા પાટીદર ...ઈ સ ૧૮૭૧મા મહાત્મા લાલજીદાસને ગુરુ કર્યા અને સંસાર ...જી ધર્મશાળામા રહેવા ચાલ્યા ગયા ત્યાર બાદ ઓડમા ...લાવવાળી ભાગે જે ૧૮૦૮મા મદિર બધાવી ત્યા મુકામ કર્યો ...જરપુરા, ખમ્ભોળજ, આણુદ, પીજ, થામણા, ઉમરેઠ ...ગેરે ગામોના ભક્તજનો આ મદિરે આવતા તેમના પત્નીના મૃત્યુ પછી તેમણે ભડારો કર્યો હતો બારડોલી ...ના સત્યાગ્રહ સમયે સત્યાગ્રહીઓને વિઠ્ઠલ મદિરમા આશ્રય આપ્યો હતો ૧૯૩૦ તથા ૧૯૩૨મા ઓડ ગામે દારૂના પીઠે પીકેટિંગ કરવા સ્વયસેવકો આવતા તેમને આશ્રય આપ્યો હતો ૧૯૩૦ના ઓડ ગોળીબાર વખતે સત્યાગ્રહીઓને સારી મદદ આપી હતી વિઠ્ઠલદાસ મહારાજ તરીકે તેઓ પ્રસિદ્ધ થયેલા છે

**વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ** વ કરમસદ (તા આણદ) જ્ઞાતિ પાટીદાર જ તા ૨૭ ૯–૧૮૭૩ અ ૧૯૩૩ શિ કરમસદ અને નડિઆદમા ભણીને ૧૮૮૨મા મેટ્રિક થયેલા ૧૮૯૫મા ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરી ૧૯૦૫મા વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવેલા



આ જિલ્લામા જન્મેલા એક મહાન રાજદ્વારી મુત્સદ્દી, અજોડ એવા બધારણવાદી, ભારતના અગ્રેજી શાસન હેઠળ સ્થપાયેલી વડી ધારાસભાના પહેલા હિંદી પ્રેસિડેન્ટ અને ભારતની આઝાદીના આગલી હરોળના લડવૈયાઓમાના એક આગેવાન સરદાર પટેલ અને પ્રેસિડેન્ટ પટેલની બધુ જોડલીએ આ જિલ્લાને દુનિયામા ખ્યાતનામ કર્યો છે વિઠ્ઠલભાઈના જાહેર જીવનનો પ્રારભ એમના વકીલ તરીકેના જીવનના પ્રારભ સાથે જ થયો એમણે બોરસદમા પોતાની વકીલાતનો પ્રારભ કર્યો અને ત્યાથી જ જાહેર જીવનનો પ્રારભ કર્યો ૧૯૧૨મા સૌ પ્રથમ મુબઈની કાઉન્સિલમા તેઓ ઉત્તર વિભાગના પ્રતિનિધિ તરીકે જઈને બેઠા ૧૯૧૫થી રાષ્ટ્રીય કોગ્રેસમા રસ લેતા થયા અને ધારાસભાઓને મોરચે છેક મરતા સુધી એક રાષ્ટ્રીય સિપાહી તરીકે ઝઝૂમતા રહ્યા ૧૯૧૮મા સૌ પ્રથમ ઇમ્પીરિયલ લેજિસ્લેટીવ કાઉન્સિલમા એમની નિમણૂક થઈ સરદારે બેરિસ્ટરી કરવી અને વિઠ્ઠલભાઈએ દેશસેવા કરવી એવો વિચાર બન્ને બધુઓએ કરેલો અને માટે જ સરદારે વિલાયતથી આવતા જેવી બેરિસ્ટરી શરૂ કરી કે તુરત વડીલ બધુ તરીકે વિઠ્ઠલભાઈએ દેશસેવાનો સ્વીકાર કરી લીધેલો વિઠ્ઠલભાઈ સ્વભાવે અત્યત ટીખળી, આનંદી અને કુશાગ્રબુદ્ધિ હતા છેક ૧૯૨૦મા રાષ્ટ્રીય કોગ્રેસના દષ્ટિબિંદુની પાકી રજૂઆત કરવા પ્રચારક તરીકે તેઓ વિલાયત ગયેલા ૧૯૨૨મા બારડોલીના ખેડૂતો માટે ન્યાયનો કેસ તૈયાર કર્યો ૧૯૨૩મા મુબઈની મ્યુના સ્કૂલ કમિટીના ચેરમેન થયા ૧૯૨૪મા હિંદી ધારાસભમા ગયા ૧૯૨૫મા વડી ધારાસભામા પ્રમુખ થયા ૧૯૨૪મા ધારાસભમા જનારા ને નહિ જનારાના બે ભાગ કોગ્રેસમા પડ્યા તેમા વિઠ્ઠલભાઈ ધારાસભા પ્રવેશ કરનારા સ્વરાજ્ય પક્ષના અગ્રણી હતા મુબઈ કોરપોરેશનના પણ ૧૯૨૫–૨૬મા જ પ્રમુખ થયા ૧૯૨૭મા ફરી વડી ધારાસભામા ગયા ફરી પ્રમુખ થયા ૧૯૨૭–૨૮મા રેલસંકટ રાહતમા સરદાર સાથે ભારે કામગીરીમા લાગ્યા, ૧૯૨૮મા બારડોલીની લડતના પણ ટેકેદાર રહ્યા ૧૯૩૦મા રાષ્ટ્રીય લડત થતા વડી ધારાસભામાથી રાજીનામુ આપી એને તિલાજલી આપી અને જેલનો સ્વીકાર કર્યો ૧૯૩૧મા તબિયત બગડતા વિયેના ગયા ૧૯૩૨મા ફરી સરકાર સામે નિવેદન કરતા જેલમા ગયા ૧૯૩૩મા ફરી વિયેના ગયા અને ત્યાથી ડબલીન ગયા ને ત્યા એમનુ માદગીમા અવસાન થયુ વિઠ્ઠલભાઈએ જીવનભર ધારાસભાને મોરચેથી પરદેશી શાસન સામે યુદ્ધ આપ્યુ અને જેમ આયર્લેન્ડના રાષ્ટ્રવાદી નેતાઓ અગ્રેજોને હફાવતા તેમ એમને અહીં પણ હફાવ્યા વિઠ્ઠલભાઈનુ ૧૯૩૩ના નવેમ્બરમા ડબલીનમા અવસાન થયુ અને એમના મૃતદેહને ત્યાથી અહી દેશમા મુબઈ લાવવામા આવ્યો દેશ આખામા એમના માનમા શોક પળાયો હતો એમના સ્મારકમા પણ એમના ગામમા ને દેશભરમા ઠેર ઠેર અનેક કાર્યો થયા છે એમનુ પર્લામેન્ટેરિયન તરીકેનું ભવ્ય જીવન રજૂ કરતુ એમનુ જીવન ચરિત્ર અગ્રેજીમા પ્રસિદ્ધ થયુ છે એમના અવસાન બાદ આ જિલ્લામા એ મહાપુરુષના જીવન સ્મારક તરીકે નડિયાદમા વિઠ્ઠલ કન્યાવિદ્યાલય નામની સસ્થા ૧૯૩૪થી સ્થપાઈ છે, જે સ્ત્રી કેળવણીનુ અદ્દ્ભુત કાર્ય કરી રહી છે સ્વ વિઠ્ઠલભાઈ ભારતના એક મહા મુત્સદ્દી પુરુષ ગણાતા હતા

**વિષ્ણુપ્રસાદ** વ ખભાત કા તેઓ મધ્યકાલીન યુગના એક સારા કવિ હતા તેમણે શાતિ, અનુશાસન, અને આશ્રમ વાસિક એ ત્રણે પર્વો સિવાયના મહાભારતના પદર પર્વો અને રામાયણ ઉપરાત કેટલાક પ્રકીર્ણ આખ્યાનો, નરસિંહ મહેતાના જીવનને લગતા મામેરુ, હુડી એ પ્રસગોને લગતા માળો વગેરે સાહિત્ય ગુજરાતને આપ્યુ છે

**વિહારીદાસ અજુભાઈ દેસાઈ** વ નડિયાદ જ્ઞા પાટીદાર કા ભાઉસાહેબ દેસાઈ કુટુબના ખુબ જાણીતા પૂર્વજોમાના એક એમના યુગના ખૂબ જ નામાકિત પુરુષ જ્યારે નડિયાદ મ્યુ ની આવક માત્ર પાચ રૂપિયા હતી ત્યારે તેઓ તેના ઉપપ્રમુખ થયેલા અગ્રેજ સરકારે ખારીકટ કેનાલના ઝગડામા સરમાર અને પ્રજા

કરે સત્સંગીને મંદવાડ હોય કે દુખી હોય તો જઈ મળે, ધીરજ આપે, આશિષ આપે, સત્સંગીઓ પણ પોતાના સંસાર કાર્યોમા તેમની સલાહ અને આશીર્વાદ મેળવે તેમની આશિષથી તેમના કાર્ય સિદ્ધ થાય આમ હરિભક્તોનો સમુદાય વધ્યો. શિક્ષીત અને અશિક્ષીત, ગ્રામજન કે શહેરી બધા આ શાસ્ત્રી મહારાજ તરફ આકર્ષાયા સૌરાષ્ટ્રના કેટલાક રાજવીઓ પણ આકર્ષાયા પંચવર્ષીય યોજનાના આયોજક શ્રી ગુલઝારીલાલ નંદા પણ તેમના શિષ્ય થયા ભક્તોએ શાસ્ત્રી મહારાજની ખૂબ સેવા કરી છે ચરોતરનિવાસી, આફ્રિકામા રહેતા સત્સંગીઓએ પણ શાસ્ત્રીજીની ખૂબ સેવા કરી છે સંવત ૨૦૦૭ના વૈશાખ સુદ ૪ને રોજ શાસ્ત્રીજી અક્ષરધામવાસી થયા તે સમાચાર તારથી મળતા, એરોપ્લેનથી આવીને આફ્રિકાવાસી સત્સંગીઓ શાસ્ત્રીજીની અંત્યેષ્ટિ ક્રિયા વખતે હાજર રહ્યા હતા આ બધા હરિભક્તોની ઈચ્છા ને સમર્પણથી શાસ્ત્રીજીએ બોચાસણ, અટલાદરા, સારંગપુર, ગોંડળ અને ગઢડામા મોટા શિખરબંધી મંદિરો બંધાવ્યા છે આ મંદિરોના બાંધકામના નકશા શાસ્ત્રી મહારાજ જાતે પ્રથમથી નક્કી કરતા મંદિરોની સ્થાપત્ય કળાના તે પ્રખર જાણકાર હતા સારંગપુરના મંદિરનો ભવ્ય દરવાજો જોઈને પરપ્રાંતના પણ કહે છે કે આવુ ભવ્ય સ્થાપત્ય ક્યાંય જોવામા આવતુ નથી સંત યજ્ઞપુરુષદાસજીએ દેહ છોડયા પછી તેમના પરમ કૃપાપાત્ર અને ધ્યાનનિષ્ઠ સાધુ જ્ઞાનજીવનદાસજી જેઓ યોગી મહારાજ તરીકે સત્સંગમા ઓળખાય છે તેમણે સદ્ગુરુની ધર્મધુરા ઉપાડી લીધી છે

**શિવલાલ ધનેશ્વર કવિ** વ ઉત્તરસંડા, તા નડિયાદ. જ્ઞા ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ જ સને ૧૮૫૦ અ સને ૧૮૯૯ શિ ઉત્તરસંડાની ગુજરાતી શાળામા અભ્યાસ કરી અમદાવાદની પ્રે રા ટ્રેઇનિંગ કોલેજમા ત્રણ વર્ષ અભ્યાસ કરી સિનિયર થયા મ ગુજરાતી શાળામા શિક્ષક તરીકે જીવન શરૂ કરી, કચ્છ રાજ્યના ન્યાયમૂર્તિ ના પદે પહોચ્યા હતા જ્ઞાતિ તેમજ પિનનો વિરોધ સહીને કચ્છ નરેશ સાથે સને ૧૮૮૭મા વિક્ટોરિયા રાણીના જ્યુબિલી મહોત્સવ પ્રસંગે ઇંગ્લેંડ ગયા હતા. તેઓ દલપત શૈલીના કવિ હતા ૨૧ વર્ષની વયે "પ્રસ્તાવિક કાવ્ય" નામથી સ્વરચિત કાવ્યોનો સંગ્રહ પ્રકટ કર્યો હતો તેમના રચેલા પદ્ય ગ્રંથોમા રામાયણ અને પ્રવાસ વર્ણન ઉચ્ચ કોટીના કાવ્યગ્રંથો છે મહારાજેશ્વરના પ્રવાસ ઉપરથી "પ્રવાસવર્ણન" નામે કાવ્યગ્રંથ, બહાર પાડ્યો હતો ગુજરાતી સાહિત્યમા પ્રવાસ વર્ણનનો ગ્રંથ, અને તે પણ કાવ્ય ગ્રંથ, આ પહેલો જ હતો. ગુજરાતી સાહિત્યના આદ્ય વિવેચક નવલરામ પંડ્યા, કવિ શિવલાલના સમકાલીન હતા. તેમણે કવિની ઉચ્ચ વર્ગના કવિમા ગણના કરી હતી. શ્રી બ. કૃષ્ણલાલ ઝવેરી, કવિ સુન્દરમ્, ભાષાશાસ્ત્રી અને કોશકાર કેશવલાલ મળીદાસ શાસ્ત્રી વગેરે કવિ શિવલાલની કૃતિઓ ઉપર મુગ્ધ થયા છે. તેમના રચેલા અન્ય ગ્રંથો નીચે પ્રમાણે છે મેઘદૂતનું ભાષાન્તર, કાવ્ય કલાપ, વિવાહ વર્ણન, શરદ બવર્ણન, રોમ્યનુ સાર ભાગ ૧, ૨, શ્રી નાથજીની પેઢીમા થયેલ દાણની ચોરી, લક્ષ્મણ વિરહ અપ્રકટ ગ્રંથો વિરાટ પર્વ ભાષાન્તર, સંસ્કૃત શૃંગાર તિલક, શૃંગારાષ્ટક, અને વૈરાગ્ય શતક

**શેખુ પટેલ** વ મહેળાવ, (તા. માતર) જ્ઞા મુસલમાન કા આશરે ૯૦ વર્ષ પહેલા તેઓ થઈ ગયા સરકારે ઓનરરી મેજિસ્ટ્રેટ તરીકે નિયુકત કર્યા હતા ગામના કેસ તેઓ પતાવતા એક પણ કેસ કોર્ટમા ગયેલો નહિ મોટા જાગીરદાર હતા હથિયાર એકટમા તેઓને સરકારે અપવાદ ગણેલા મહેળાવ તાબાનું જે શેખુપુર છે તે તેમના તાબાનુ છે તે એટલા બધા લોકપ્રિય હતા કે મહેળાવ 'શેખુ પટેલનું મહેળાવ' એ નામે પણ ઓળખાય છે

**સદારામ જોષી** વ કાસર, તા પેટલાદ જ્ઞા નાગર બ્રાહ્મણ કા ૧૯મા સૈકામા થયેલા જ્યોતિષ વિષયના નિષ્ણાતોમાના એક જ્યોતિષ વિદ્યા ભણવા માટે તેમની પાસે બહારગામથી વિદ્યાર્થીઓ રહેતા હતા પચાસ ઉમરે અંધ થયા હતા ઘણા શ્રીમંતો બહારગામથી પણ તેમની પાસે એમના જ્યોતિષના જ્ઞાનનો લાભ લેવા આવતા

**સરદાર વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ** વ કરમસદ (તા આણંદ) જ્ઞા પાટીદાર જ. તા ૩૧-૧૦-૧૮૭૫. અ તા ૧૫-૧૨-૧૯૫૦. શિ• પ્રાથમિક કરમસદમા માધ્યમિક નડિયાદ અને વડોદરાની હાઈસ્કૂલોમા, એ પછી ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા ૧૯૦૦ની સાલમા પસાર કરી કા ચરોતરની ભૂમિ ઉપર જન્મેલા વિશ્વ વિખ્યાત ખ્યાતિ પામેલા મુત્સદ્દી રાજપુરુષ અને ભારતની જનતાના આજીવન નેતા, મુક્તિ સંગ્રામોના લોખંડી સરદાર અને આઝાદ ભારતના અગ્રણી ઘડવૈયા તેમનો જન્મ નડિયાદમા મોસાળમા શ્રી ડુંગરભાઈ દેસાઈને ત્યા થયેલો. પિતાજી ઝવેરભાઈ ચુસ્ત સ્વામીનારાયણ પંથી ખેડુ અને સ્વતંત્ર સ્વભાવના હતા ૧૯૦૦ની સાલમા ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી ગોધરા અને બોરસદથી વકીલાતનો પ્રારંભ કર્યો



વિદ્યાર્થી અવસ્થામા નડિયાદની હાઈસ્કૂલના વિદ્યાર્થીઓના સેનાપતિ બનેલા. શિક્ષકોની મારપીટ ને દંડ સામે વિદ્યાર્થીઓને સંગઠિત કરી એવા શિક્ષકને પાઠ આપેલો ૧૯૦૦મા વકીલાતનો પ્રારંભ ગોધરામા કરી ૧૯૦૨મા બોરસદ આવી વકીલાત શરૂ કરી ટુંક વખતમા જ બાહોશ ને ઉત્તમ વકીલ તરીકે જાણીતા થયા ૧૯૦૪માં પુત્રી મણિબેનનો જન્મ ૧૯૦૫માં પુત્ર ડાહ્યાભાઈનો જન્મ. ૧૯૦૮મા પત્ની શ્રી ઝવેરબાનું અવસાન મુંબઈમાં થયુ ૧૯૧૦મા બેરિસ્ટર થવા માટે વિલાયત ગયા ૧૯૧૨મા

જૂન માસમા પહેલા વર્ગમા પહેલે નબરે પરીક્ષા પસાર કરી બેરિસ્ટર થયા ૧૯૧૩મા બેરિસ્ટર થઈ દેશમા પાછા આવ્યા અમદાવાદમા બેરિસ્ટરી શરૂ કરી અમદાવાદમા વસવાટ શરૂ કર્યો ૧૯૧૭મા સૌ પ્રથમ અમદાવાદ મ્યુનિસિપાલીટીમા ચૂટાઇને ગયા અને મ્યુ ના ક્ષેત્રમા સાફસૂફી કરવાની કામગીરી કરી બતાવી ૧૯૧૫મા સૌ પ્રથમ ગાધીજી સાથે પરિચય આ પછી તેમના જાહેર કાર્યોનો પ્રારભ થયો ગુજરાત સભા અને અમદાવાદ મ્યુનિસિપાલિટી એ બે એમની સેવાના મુખ્ય ક્ષેત્રો હતા ૧૯૧૭–૧૮મા પ્લેગ અને પછી દુષ્કાળ પડ્યો ત્યારે ખૂબ રાહતકામ કર્યું ૧૯૧૭મા ખેડા સત્યાગ્રહના નગારા વાગ્યા ગાધીજીએ સત્યાગ્રહ માટેનો ઠરાવ ગુજરાત સભા પાસે કરાવ્યો અને પોતાની સાથે બધો જ સમય આપી સર્વસ્વ છોડે તેવા કાર્યકરોની માગ કરી સરદારે એ વખતથી બેરિસ્ટરી ગૌણ બનાવી લગભગ બધ કરી અને રાષ્ટ્રસેવાને જ જીવનનો મત્ર બનાવ્યો ૧૯૧૭ના ખેડા સત્યાગ્રહમા વિજય હાસલ થયો ૧૯૨૦મા સરદારે વકીલાતનો સપૂર્ણપણે ત્યાગ કર્યો ૧૯૨૧મા અમદાવાદમા ભરાયેલી રાષ્ટ્રીય કોંગ્રેસના સ્વાગત પ્રમુખ બન્યા. ૧૯૨૧મા ભરૂચમા ભરાયેલી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ બન્યા ૧૯૨૨મા દેશવ્યાપી નાગપુર ઝડા સત્યાગ્રહનુ સુકાન સભાળી વિજય હાસલ કર્યો ૧૯૨૩થી ૨૮ અમદાવાદ મ્યુના ખરા સુકાની બન્યા, ગુજરાતના ને દેશના રાજકારણમા અગ્ર ભાગ લેના થયા અમદાવાદ શહેરની રોનક બદલી ૧૯૨૪મા બોરસદમ હૈડિયાવેરા સામે સત્યાગ્રહની લડત આપી વિજયી બન્યા ૧૯૨૭મા ગુજરાતવ્યાપી રેલસકટ આવ્યુ તે વખતે સમગ્ર ગુજરાતમા રાહતની અજોડ વ્યવસ્થા ગોઠવીને ગુજરાતના બેતાજ નેતા બન્યા ૧૯૨૮મા બારડોલીનો નાકર સત્યાગ્રહ થયો અને એમા વિજયી બની તેઓ દેશના 'સરદાર' બન્યા એ પછી સમગ્ર દેશમા સરદારને નામે જ એ ઓળખવા લાગ્યા ૧૯૩૦ની લડત આવી દેશભરમા સૌ પ્રથમ રાસ ગામેથી સરદારની ધરપકડ કરવામા આવી ૧૯૩૦–૩૧મા સાબરમતી, નાસિક અને યરોડાની જેલોમા રહ્યા ૧૯૩૧મા હિંદી રાષ્ટ્રીય મહાસભાના કરાચી અધિવેશનના પ્રમુખ બન્યા ૧૯૩૨મા ફરીથી ગાધીજી સાથે જેલમા ગયા

૧૯૩૬મા કોંગ્રેસે પ્રાતિક સ્વરાજના સુધારા સ્વીકાર્યા અને ધારાસભાપ્રવેશને બહાલી આપી સરદાર બધારણીય પ્રવૃત્તિના પણ સુકાની નિયુક્ત થયા દેશના ૧૧ પ્રાતોમાથી ૭ પ્રાતોમા પહેલે જ ધડાકે મોટી બહુમતિ મેળવી એમની બાહોશ આગેવાની હેઠળ કોંગ્રેસે પ્રધાનમડળોની રચના કરી ૧૯૩૯થી ૧૯૪૫ સુધી વળી લડતની તૈયારી, જેલ જીવન અને પછી મુક્તિ ૧૯૪૬મા ફરી ચૂટણીઓ કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના વડા તરીકે તેમની નિમણૂક અને કુશળ કામગીરી ૧૯૪૭મા પ્રથમ રાષ્ટ્રીય સરકારની રચના અને ભારતના પ્રધાનમડળમા ગૃહમત્રી બન્યા ૧૯૪૭મા ભારત આઝાદ થયુ આઝાદ ભારતના સૌ પ્રથમ ગૃહમત્રી અને નાયબ વડા પ્રધાન બન્યા. ૧૯૪૮મા જ ભારતના દેશી રાજ્યોના વિલીનીકરણના મહાન કાર્યનો પ્રારભ ૧૯૪૮મા હૈદ્રાબાદમા પોલીસ પગલા લઇ કબજો લીધો અને ૧૯૪૯મા ભારતના તમામ દેશી રાજ્યોના વિલીનીકરણનુ મહાન કાર્ય સિદ્ધ કર્યું. સરદારે જીવનભર જે કહ્યા કર્યું હતુ કે અમેરિકા જશે પછી જોતજોતામા દેશી રાજ્યોના પ્રશ્ન ઉકેલીશું એ સિદ્ધ કરી બતાવ્યુ

તેઓ દેશના સરદાર હતા ગુજરાતના તો પિતા હતા ૧૯૧૪થી માડી ૧૯૫૦મા મૃત્યુ પથારી ઉપર પોઢ્યા ત્યા સુધી ગુજરાતવ્યાપી કોઈ કાર્ય એવુ નહોતુ જેમા સરદારની સલાહ ન હોય, દોરવણી ન હોય, એમની વ્યવસ્થા અને સગઠન શક્તિનો ફાળો ન હોય! ગુજરાતના કોઈ કાર્યકર એવા નથી જેના ઉપર સરદારનો પિતાતુલ્ય પ્રેમ ને હૂફભર્યો હાથ ન હોય! સરદાર સમગ્ર ગુજરાતના જાહેર જીવનના, એના કાર્યકરોના ને સસ્થાઓના ૩૦ વર્ષ સુધી પિતા તુલ્ય રહ્યા, સમગ્ર દેશના આઝાદી યુગના ને આઝાદી આવ્યા પછી એને રક્ષનારા બાહોશ સેનાપતિ રહ્યા તેમનું જાહેર જીવન વીરત્વ, વ્યવસ્થા શક્તિ, નિર્ણય શક્તિ, મુત્સદ્દીગીરી અને લોખડી કાર્યશક્તિના પ્રતિકસમુ બની ગયુ હતુ. સરદારે એક કામ હાથ લીધુ છે એટલે એ પાર પડવાનુ જ, એવો દૃઢ વિશ્વાસ એમના વિષે સમગ્ર દેશની જનતામા ને નેતાઓમા વ્યાપી ગયો હતો સરદાર શિસ્ત અને સિપાહીગીરીના પણ પ્રતિક હતા તેમનુ અવસાન ૧૫મી ડિસેમ્બર ૧૯૫૦ને રોજ સવારના સાડા નવ વાગે મુબઇમા થયુ દેશભરમા એમના અવસાનના સમાચારે વીજળીનો કડાકો થયો હોય તેવી શોકમય ધ્રૂજારી ફેલાવી હતી સર્વત્ર ઊડો શોક વ્યક્ત થયો હતો અવસાન બાદ એમના સ્મારકનો દેશવ્યાપી ફડો કરવામા આવ્યો હતો, ગુજરાતે પણ પ્યારા સરદાર માટે સુદર ફાળો કર્યો હતો અને એ ફાળામાથી ગુજરાતભરમા શાળાના મકાનો ને કૂવાના કામ કરવામા આવનાર છે ગુજરાતમા સરદારના સ્મારકો અનેક સ્થળે થયેલા છે ખેડા જિલ્લામા પણ અનેક સ્થળે સરદારશ્રીના સ્મારકો થયેલા છે વલ્લભવિદ્યાનગર એ એમની પ્રેરણા ને દોરવણી હેઠળ ઊભુ થયેલુ એક એમની ભાવનાઓના પ્રતિક સમુ સ્મારક ખેડા જિલ્લાની ને ગુજરાતની જનતા પાસે કાર્ય કરતુ ઊભુ જ છે સરદારશ્રીના જીવનચરિત્ર અગે કેટલાક પુસ્તકો પણ લખાયા છે સૌ પ્રથમ 'વીર વલ્લભભાઈ' નામનુ નાનુ પુસ્તક સ્વ. મહાદેવ દેસાઈએ લખેલુ સરદારશ્રીના અવસાન પછી શ્રી નરહરિભાઈ પરીખે 'સરદાર વલ્લભભાઈ' નામનુ સુદર પુસ્તક બે ભાગમા લખ્યુ છે અને નવજીવન કાર્યાલયે એને પ્રસિદ્ધ કર્યું છે આ પુસ્તકમા સરદારના જીવનની નાનામા નાની વિગતો આપવામા આવી છે એ જ રીતે સરદાર અત્યત તેજસ્વી વક્તા હતા, એટલે એમણે જીવનભર દેશ સેવક તરીકે જે વ્યાખ્યાનો કરેલા તેનો (૧૯૧૮થી ૧૯૪૭ના વ્યાખ્યાનોનો) સમહ પણ નવજીવન કાર્યાલય તરફથી 'સરદાર વલ્લભભાઈના ભાષણો' એ નામે બહાર પડ્યો છે સરદાર વિષે એ વજ્રથી પણ કઠોર હતા અને ફૂલથી પણ કોમળ હતા એમ કહેવાય છે

**સત મહાતમરામ** વ સીમરડા, (તા પેટલાદ) જ્ઞા બ્રહ્મભટ્ટ જ સં ૧૯૯૨, ઇ સ ૧૯૪૫ મહા સુદ ૫ ના

નાનપણથી જ દુન્યવી વિષયોમા તેઓ ઉદાસીન હતા દેવમંદિર, સાધુસંતની સેવા ગમતા ચૌદ વર્ષની વયે તેમને ગુરુ મળ્યા તે પ્રસંગ નીચે પ્રમાણે છે —જયપુરમા બાબાજીદ્વારાની ગાદી હતી તેના મહંત અતિઆશ્રમજી મહારાજ હતા તેઓ કાશીમા રહી શિષ્યોને વેદાભ્યાસ કરાવતા તેમના એક શિષ્ય દેવરામજી હતા આ દેવરામજી ફરતા ફરતા પાદરા તાલુકાના મુજપર ગામમા આવી ચઢ્યા ત્યા મહીનદીને કાંઠે પર્ણકુટી કરી રહેતા એક સમયે ખેડાના બ્રાહ્મણ આદિતરામજી કાનમથી ખેડે જતા મુજપુર આવી ચઢ્યા. તેમને દેવરામજી મહારાજનો સમાગમ સાંપડ્યો દેવરામજીએ કહ્યુ, અત્રે મારી સાથે રહો આજથી ચોથે દિવસે આ સમયે મારે દેહ છોડવાનો છે ત્યા સુધી સત્સંગ કરી લો ને મારી અંત્યેષ્ટિ ક્રિયા કરીને જજો મારી પાસેથી મળેલો બોધ તમે સીમરડા ગામે મહાતમરામ કરીને છોકરો છે તેને આપજો અને આ કામળ તેને ઓઢાડજો એટલે તે તમને ગુરુ ગણશે દેવરામજીએ જણાવેલા સમયે સમાધી લીધી બરાબર તે જ વખતે મહાતમરામ ખેતરમા કામ કરતા હતા તેમણે તેમના ભાઈઓને કહ્યું, ચાલો ઉતાવળા ઘેર જઈએ થોડા સમયમા કરાનો વરસાદ થશે આકાશ નિર્મળ હતુ એટલે ભાઈઓએ માન્યુ નહિ પણ થોડી જ વારમા આકાશ ઘનઘોર થઈ ગયુ અને કરાનો વરસાદ જોશભેર થયો મહાતમરામ ઘેર ગયા અને સમાધિસ્થ થઈ ગયા અઢાર દિવસ તે સ્થિતિમા રહ્યા બાદ આદિતરામ આવી મળ્યા સદ્‌ગુરુ દેવરામજી મહારાજની કામળ ઓઢાડી અને દેવરામજી મહારાજનો બોધ કહ્યો ત્યારથી મહાતમરામનુ મન સંસારમાથી ઊઠી ગયું પણ ઘર આગળ ટકી રહ્યા અઢારમે વર્ષે ગૃહત્યાગ કર્યો હરિકીર્તન કરતા, તીર્થયાત્રા કરતા, સત્સંગ કરતા અને કરાવતા ફરવા લાગ્યા ગામેગામ તેમના શિષ્યો થયા આજે પણ કાનમ, વાકળ, ચરોતર, દસક્રોઈ, સૌરાષ્ટ્ર વગેરે સ્થળોમા તેમના શિષ્યોની પરંપરા ચાલુ છે તેમના મંદિરોની મુખ્ય ગાદી સીમરડામા છે ઉપરાંત જલસણ, ડભાસા, વડોદરા, ગજેરાપુરા, અસામલી, પોર, વાઘોડ વાઘજીપા વગેરે સ્થળોએ તેમના મંદિરો છે સીમરડામા તેમના રચેલા ભજનોનો હસ્તલિખિત સંગ્રહ છે તેની પૂજા થાય છે ને દર મહા સુદ પાંચે રોજ ત્યા મેળો ભરાય છે. સંત મહાતમરામજીનું સવિસ્તર જીવનચરિત્ર તેમજ તેમની સીમરડાની ગાદીનો અત્યાર સુધીનો ઇતિહાસ પુસ્તક રૂપે પ્રગટ થયો છે

**સાગરાનંદ સૂરીશ્વરજી** વ કપડવણજ. જ ઈ સ. ૧૮૭૫. અ ઈ સ ૧૯૫૦ જ્ઞા વીશા નિમા વણિક જૈન સાહિત્યનો ઘણો ઊંડો અભ્યાસ કરેલો તેમનું મૂળ નામ હેમચંદભાઈ મગનભાઈ હતું દીક્ષા લીધા બાદ તેમણે અનેક જૈન સંપ્રદાય હતા જૈન તત્ત્વોના જ્ઞાતા હોઈ ઘણી ગ્રંથો લખેલી હતી. તેમણે લગભગ ત્રણ લાખ જેટલા નવા ગ્રંથો લખ્યા છે તથા લગભગ પાંચ લાખ આગમિક, ઔપદેશિક, કર્મ-ગ્રાંથિક અને ઔપદેશિકનું સંપાદન કર્યું છે

**સાધ્વી દાનશ્રીજી** વ : નાર જન્મ : ઈ સ. ૧૮૮૨. અ ઈ સ ૧૯૫૦ જ્ઞા પાટીદાર જૈન ધર્મ સાહિત્યનો ઊંડો અભ્યાસ કરેલો વક્તૃત્વ કળા સારી ખીલવેલી મૂળ નામ ઝવેરબેન મૂળજીભાઈ પટેલ હતુ ઈ સ ૧૯૦૦મા દીક્ષા લીધી અનેક કન્યાઓને ત્યાગમાર્ગે દોરી શિષ્યાઓ બનાવી તથા દીક્ષા આપી ધર્મભૂમિ કપડવણજમા ૨૫ જેટલી બહેનોને દીક્ષા આપેલી જનકલ્યાણની પ્રવૃત્તિમા તેમને રસ હતો

**સુંદરલાલ નાથાલાલ જોષી** વ નડિયાદ જ તા ૧૨-૫-૧૮૯૮, અ તા ૧૩-૩-૧૯૫૨ જ્ઞા ભટ્ટ મેવાડા બ્રાહ્મણ શિ માધ્યમિક શિક્ષણ નડિયાદમા ઉચ્ચ કેળવણી માટે પૂનાની ફર્ગ્યુસન કૉલેજમા જોડાયા પરંતુ દેશભરમા સત્યાગ્રહની ચળવળનુ આંદોલન શરૂ થયુ હોઈ અભ્યાસ ત્યજ્યો ૧૯૨૧થી ૧૯૩૩ રાષ્ટ્રીય ચળવળમા જિલ્લામા અગ્રગણ્ય ભાગ ભજવ્યો. કા નડિયાદમા કોરોનેશન હાઈસ્કૂલ તથા રાષ્ટ્રીય વિનય મંદિરમા શિક્ષક તરીકે કામ કર્યું ચળવળ અંગે ૧૯૩૦મા જેલમા ગયા પૂજ્ય ગોસ્વામી મહારાજ શ્રી અનિરુદ્ધ બાબાજી તરફથી "વિદ્યાવારિધિ"ની ઉપાધિ મળી નડિયાદ આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપાલ પ્ર ભારતના પ્રાચીન સાહિત્યના જ્ઞાતા અને અભ્યાસી આયુર્વેદ અને જ્યોતિષના અખંડ ઉપાસક તેમની પ્રવૃત્તિઓ નીચે મુજબ હતી (૧) ખેડા જિલ્લા કૉંગ્રેસ સમિતિના મંત્રી રહ્યા હતા (૨) ૧૯૨૮મા નડિયાદ મુકામે ભરાયેલી ગુજરાતી સાહિત્ય સભાના મંત્રી રહેલા (૩) ખેડા જિલ્લા વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘના મંત્રી (૪) ૧૯૨૧મા નડિયાદ સુધરાઈના સભ્ય (૫) રૉયલ એશિયાટિક સોસાયટી મુંબઈના ચૂંટાયેલા માનદ્ સભાસદ. (૬) અખિલ હિન્દ વૈદ્ય મહા મંડળના નડિયાદ (મદ્રાસ) અધિવેશનના પ્રમુખ (૭) વૈદક અને જ્યોતિષના જ્ઞાન માટે સુવર્ણ ચંદ્રકના વિજેતા તેઓ નામાંકિત વૈદ્ય હતા નડિયાદમા આયુર્વેદિક કૉલેજના આદ્ય સ્થાપક અને એ માટે અથાગ શ્રમ ઉઠાવનાર સાહિત્ય ક્ષેત્રે પણ વિદ્વાન ને અભ્યાસી તરીકે જાણીતા હતા

**સુરજરામ ગંગારામ ઠાકર** વ નડિયાદ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ કા મુંબઈની રીવા કાંઠા એજન્સીના પોલિટિકલ એજન્ટના દફતરદારના હોદ્દા સુધી પહોંચ્યા હતા વડોદરાના રેસિડન્ટ આફ્રીમ સાહેબના દફતરદાર તરીકે કામ કર્યું નડિયાદ શંકરદાસ કથારિયાના ચકલા નજીક મહાદેવ અને ધર્મશાળા બંધાવી તેમના નામ પરથી સુરેશ્વર મહાદેવ નામ રાખ્યુ સાધુઓ માટે આ મહાદેવમા તેમણે સદાવ્રત આપવાની ગોઠવણ કરી તે મુજબ હજુ પણ સદાવ્રત ચાલુ છે સરકારે તેમને રા બનો ખિતાબ અનાયત કરેલો

**મોહનલાલ માણેકલાલ દવે** વ પેટલાદ જ : ઈ સ. ૧૮૫૬ અ : ઈ સ ૧૯૨૧ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મ. શિ પેટલાદ અને નડિયાદમા અને મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાથી એલ એમ એન્ડ એસ થયા અને આ કૉલેજ મારફતે વડોદરા રાજ્યની શિષ્યવૃત્તિ પ્રાપ્ત તેમને મળી કા : પેટલાદમા ડૉક્ટર હતા. પછી વડોદરા રાજ્યના દીવાન

થતાં ઊમરેઠમાં છ ચોપડી ભણ્યા ત્યાર બાદ મેઈલ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કર્યો વડોદરા રાજ્યના “રાજરત્ન” અને “સાહિત્ય માર્તંડ” હતા કા વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તથા પ્રાચીન ગુજરાતી સાહિત્યના સંશોધક અને પ્રકાશક, પ્રખર વિદ્વાન શિક્ષક તરીકે કારકિર્દીનો પ્રારંભ કરી સરકારી તથા ગાયકવાડીમાં માનભર્યા હોદ્દા ભોગવી છેવટે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી પદે પહોંચ્યા લશ્કરી હોદ્દેદારની ફરજ પણ બજાવેલી નિવૃત્તિ બાદ બે મિલના એજન્ટ બનેલા સરકાર તરફથી તેમને રાવ બહાદુરનો ખિતાબ મળ્યો હતો. કેટલીક સાર્વજનિક સંસ્થાઓના અગ્રનાયક, વડોદરા સાહિત્ય સભાના પ્રમુખ, છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ, ‘ખડાયતા મિત્ર’ની માસિક સમિતિના તથા ચોથી ખડાયતા પરિષદના પ્રમુખ કેળવણી મંડળના પેટ્રન તથા પ્રમુખ, અમદાવાદ છાત્રાલયના આજીવન સભ્ય ‘ગુજરાત શાળાપત્ર’ અને ‘બુદ્ધિ પ્રકાશ’માં લેખો લખતા “પાણીપત” નામનું કાવ્ય લખેલું. પ્રાચીન ગુજરાતી કાવ્યોનું સંશોધન અને પ્રકાશન કરેલું સ્વદેશીના પ્રચારાર્થે રાજકોટમાં તે અંગેનું પ્રદર્શન ભરી ‘દેશી કારીગરીને ઉત્તેજન” પુસ્તક લખેલું. “વિજ્ઞાન વિલાસ’ પત્રના તંત્રી હતા કૃ સંસાર સુધારો, સ્ત્રી કેળવણી ને ગૃહવિદ્યા, નાત સુધારો, કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભા ૧-૨ વગેરે ૭૭ જેટલા ગ્રંથો રચ્યા છે આજે એમનું કાટાવાળા કુટુંબ એક નામાંકિત કુટુંબ ગણાય છે

**હરગોવિંદદાસ પરસોતમદાસ તલાટી** વ નડિયાદ જ ૧૮૭૧ અ ૧૯૩૩ જ્ઞા વણિક શિ નડિયાદમાં શિક્ષણ પૂરું કરી મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજમાંથી ઈ. સ ૧૮૯૮માં એલ એમ એન્ડ એસ થયેલા કા ૧૮૯૯માં નડિયાદમાં ખાનગી દવાખાનું શરૂ કરેલું ૧૯૧૧માં સરકારી દવાખાનામાં ડોકટર તરીકે નિમાયેલા પછી રાજીનામું આપી સ્વતંત્ર દવાખાનું શરૂ કરેલું નડિયાદમાં હોમિયોપેથિક પદ્ધતિએ રોગોપચાર કરવાની શરૂઆત તેમણે કરી હતી

**હરિદાસ વિહારીદાસ દેસાઇ ઉર્ફે રાવસાહેબ દેસાઇ** વ નડિયાદ જ્ઞા પાટીદાર અવસાન ૧૮૯૫ શિ મેટ્રિક થઈ ડિસ્ટ્રિક્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરેલી કા આ જિલ્લામાં થયેલા કેટલાક અત્યંત બાહોશ રાજપુરુષોમાંના એક અને અનેક દેશી રાજ્યોના વહીવટકર્તા ને દીવાન તરીકેની ઉજ્જવળ કારકિર્દી બજાવનાર રાજપુરુષ ૧૫ રૂપિયાની સરકારી નોકરી મળેલી તે નથી કરવી એમ કહીને કુટુંબની આણુપુરા (તા ઠાસરા) ખાતે આવેલી જમીન ઉપર રહેતા પરશીવલ નામના તે વખતના કલેક્ટરનો પરિચય થતા ભાવનગરના રાજા ને દીવાન ગગા ઓઝા વચ્ચે ઝઘડો થતા એનો ન્યાય કરવાનું કામ એમને સોંપાયું ને એનો સુંદર ચુકાદો આપ્યા પછી એ ખ્યાતનામ થયા સૌ પ્રથમ વઢવાણના એડમિનિસ્ટ્રેટર તરીકે નિયુક્ત થઈ ત્યાંથી વાંકાનેર એડમિનિસ્ટ્રેટર થયા ઈડરના દીવાન થયા એ પછી જૂનાગઢમાં ખૂબ ખટપટો થતાં ત્યાં દીવાન બનેલા. જૂનાગઢના દીવાન હતા ત્યારે દામોદર કુંડ ઉપર માધવીના નામે પુલ બંધાવ્યો નિરનારના પગથિયા બંધાવવાનું કાર્ય પણ કર્યું અંગ્રેજ સરકારે રાણી વિક્ટોરિયાના વખતમાં અફીણનું રોયલ કમિશન નીમ્યું તેમાં એમની નિમણૂક કરેલી ને દેશભરમાં તે વખતે પ્રજાના પ્રતિનિધિ તરીકે ફરેલા સ્વામી વિવેકાનંદના અંગત મિત્ર અને સ્નેહી હતા ગુજરાત કોલેજમાં કલેક્ટર પરશીવલના નામથી અને નડિયાદમાં પોતાના પિતાના નામથી ભાઉ સહેબ સ્કોલરશિપ એમ બે સ્કોલરશિપો તે વખતથી એમણે ચાલુ કરાવેલી જે આજે પણ અપાય છે નડિયાદમાં મેટ્રિકમાં પ્રથમ આવનાર વિદ્યાર્થીને ભાઉસાહેબ દેસાઈ સ્કોલરશિપ અપાય છે એમના યુગમાં રાજ્યોના દીવાન અને સાચા સલાહકાર તરીકે એમની ખ્યાતિ બેનમૂન હતી

**હરિલાલ દામોદરદાસ ગાંધી** આજીવન શિક્ષણ ક્ષેત્રમાં કાર્ય કરનાર જિલ્લાના એક જાણીતા કેળવણીકાર હતા શિક્ષણાધિકારી થયેલા તેમાંથી નિવૃત્ત થતા છેવટે કઠલાલ હાઈસ્કૂલના મુખ્ય આચાર્ય હતા

**હરિલાલ દેસાઈભાઈ દેસાઈ** વ મહુધા, તા નડિયાદ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ એક જાણીતા કેળવણીકાર હતા. ઉચ્ચ અભ્યાસમાં નિપુણતા અને વિદ્વતાને લીધે ધીરે ધીરે સારી પ્રગતિ સાધી શકેલા અંગ્રેજ અમલ દરમિયાન કેળવણી ખાતાના પ્રધાન નિમાયેલા, અને કેળવણીના ક્ષેત્રમાં તેમણે ઘણી સારી સેવા આપેલી સરકારે તેમને દીવાન બહાદુરનો ખિતાબ એનાયત કરેલો.

**હરિલાલ નાથાલાલ પારેખ** વ ખેડા જ તા ૨૦-૫-૧૮૮૧ અ તા ૧૮-૪-૧૯૫૩ જ્ઞા વણિક શિ ઉચ્ચ કેળવણી મુંબઈ વિલ્સન કોલેજમાં લીધી ૧૯૦૩માં વિલ્સન કોલેજના ફેલો નિમાયા મુંબઈ યુનિવર્સિટીની એલ એલ બીની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવ્યા. કા અમદાવાદમાં ધારાશાસ્ત્રી તરીકે કામ કર્યું અને પ્રથમ કક્ષાના ધારાશાસ્ત્રી તરીકે નામના મેળવી તેમની પ્રવૃત્તિઓ નીચે મુજબ હતી (૧) અમદાવાદ લૉ કોલેજની ગવર્નિંગ બોડીના સભ્ય (૨) ક્રિમિનલ બાર એસોસિયેશનના પ્રમુખ (૩) ખડાયતા કેળવણી મંડળના માજી પ્રમુખ અને કારોબારીના સભ્ય (૪) ગુજરાત ક્લબના મંત્રી અને કારોબારીના સભ્ય (૫) ગુજરાત વેરવ સભાના મંત્રી (૬) અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સભ્ય. (૭) ખડાયતા બોર્ડિંગ શ્રી ઉદ્યોગશાળા કોટયાર્ડ સમિતિના કાર્યકર્તા (૮) ડાકોર ખાતે ભરાયેલ ખડાયતા પરિષદના પ્રમુખ તેમણે ૧૯૩૪માં યુરોપ અને બ્રિટનનો પ્રવાસ ખેડેલો. ટેનિસ અને ક્રોસવર્ડ પઝલના શોખીન હતા. ખડાયતા કેળવણી મંડળને રૂ ૩૦ હજાર દાન આપેલું જાહેર સંસ્થાઓ તથા કેળવણી વિષયક સંસ્થાઓને પણ આર્થિક મદદ કરી હતી

**હરિલાલ ભોગીલાલ પરીખ** વ નડિયાદ જ ૧૮૯૭ અ ૧૯૩૭ જ્ઞા દશા વણિક શિ નડિયાદમાં પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ લઈ, પૂનાની એન્જિનિયરિંગ કોલેજમાંથી એલ સી ઈ થયેલા. કા શિપ બાબુમાં માસિક રૂ ૫૦ની

કારકિર્દીનો પ્રારંભ પ્રામાણિકતાને કારણે રાવબહાદુરનો ઇલ્કાબ સરકારે આપેલો. ત્યાર બાદ અમદાવાદમાં એસિસ્ટન્ટ એન્જિનિયરનો હોદ્દો મળેલો.

**હરિલાલ મનસુખરામ પારેખ** : વ : નડિયાદ. જ્ઞા : વણિક જ . સં ૧૯૦૬; અ. સં. ૧૯૭૮. શિ : મેટ્રિક પાસ પછીથી અભ્યાસ કરી ડિસ્ટ્રિક્ટ પ્લીડર અને હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી કા : મેટ્રિક થયા પછી મુંબઈમાં શિક્ષક થયા. વકીલાતની પરીક્ષામાં પાસ થતાં ઉમરેઠમાં "નાઝરની" જગાએ નિમાયા બાદ ગોંડલ સ્ટેટના ધોરાજી મહાલના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ અને મુનસફ તરીકે નિમાયા આ દરજ્જાથી તેમની ઉજ્જ્વળ કારકિર્દી શરૂ થઈ. બાહોશીથી રાજા, પ્રજા અને બ્રિટિશ સરકારનો ચાહ મેળવ્યો. ગોંડળ સ્ટેટના સરન્યાયાધીશ નિમાયા તેમની ખ્યાતિ સાંભળીને દેવગઢ બારિયાના રાજાએ પોતાના રાજ્યમા દીવાન તરીકે નીમ્યા બ્રિટિશ સરકારી નોકરીમાં તેમનો હક ચાલુ હતો તેથી તેમને ભરૂચમાં સબજજ તરીકે બોલાવી લીધા. પણ બારિયા નરેશે ફરી બ્રિટિશ સરકારની પરવાનગી મેળવી ફરીથી દીવાનપદે નિયુક્ત કર્યા ગોંડલ સ્ટેટને પણ હરિલાલભાઇનો મોહ હતો બે વર્ષ માટે તેમની માગણી કરી જ્યુડિશિયલ આસિસ્ટન્ટ તરીકે ગોંડળમાં રાખ્યા ફરીથી બારિયા નરેશે જોરદાર માગણી કરી હરિલાલભાઇની સેવા માગી લીધી ને દીવાન બનાવ્યા બારિયાના દીવાન તરીકે ચાળીસ વર્ષ સુધી રાજ્યની સેવા કરી અને રાજ્યને આબાદ કર્યું દેવગઢબારિયામાં બે હોસ્પિટલ પોતાને ખર્ચે તેમણે બંધાવી છે (૧) હરિલાલ હોસ્પિટલ, (૨) સૂરજબા મેટરનિટી હોસ્પિટલ લાંબો વખત દીવાનગીરી કરીને તેમણે નડિયાદ અને ચરોતરની મુત્સદ્દીગીરીને યશ કલગી ચડાવી છે.

**હરિલાલ માણેકલાલ દેસાઈ** વ : કપડવણજ જ્ઞા વાણિયા. જ . તા ૪-૯-૧૮૮૧. અ તા ૧૯-૭-૧૯૨૭ શિ બી એ. કા ૧૯૦૩મા કપડવણજને આંગણે પેદા થયેલા એક પ્રથમ કક્ષાના આજીવન લોકસેવક સને ૧૯૦૬થી એક વર્ષ ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશનમાં હેડમાસ્તર તરીકે કામ કર્યું . સને ૧૯૦૭થી વડોદરા રાજ્યની સરકારી હાઈસ્કૂલમા ફ્રેન્ચ શિક્ષક થયા. વડોદરા રાજ્યે તેમને ફ્રેન્ચ સાહિત્યના વધુ અભ્યાસ અર્થે ફ્રાન્સ મોકલવા તૈયારી બતાવી કે જેથી કૉલેજમા પ્રોફેસર તરીકે નીમી શકાય પણ તેમણે તે બહુમાનનો સ્વીકાર ન કર્યો, કારણ તેમને સરકારી નોકરી છોડી સેવાના કાર્યમા જોડાવું હતુ છતા ફ્રેન્ચ સાહિત્યનો ખૂબ ખૂબ અભ્યાસ ખેડયો સાહિત્યના વિપુલ વાચનથી એમનું જીવન નિર્મળ હાસ્ય બન્યુ સહવાસમાં આવનાર મિત્રો અને શિષ્યો ને તેમની સૂક્ષ્મ બુદ્ધિનો વિનોદ જીતી લેતો હતો અત્યંત વિનયી તથા સુધારક મનાતા માસ્તર હરિભાઈની સુવાસ વડોદરાના રાજમહેલ સુધી પહોંચી, શ્રીમંત ગાયકવાડ કુટુંબના રાજકુમારો જ્ઞાનોપાર્જન માટે હરિભાઇને ઘેર જતા.

સને ૧૯૨૦માં અસહકારનાં આંદોલન ટાણે સરકારી નોકરીનું રાજીનામું આપ્યું અને ગાંધીજીની પ્રેરણાથી સેવાની દીક્ષા લીધી. તે જ દિવસે દૃઢ સંકલ્પ કર્યો કે સેવાની કોઈ પણ સંસ્થામાંથી આજીવિકા માટે કોઈ પ્રકારનો બદલો ન લેવો. આ સંકલ્પ તેમણે જીવન પર્યંત પાળ્યો. વતનના કપડવણજ ગામે વ્યાયામશાળા, પુસ્તકાલય, વણાટશાળા, રાષ્ટ્રીય શાળા તથા સ્ત્રીઓ માટે ઉદ્યોગ ગૃહ તેમની પ્રેરણા અને સેવાથી અસ્તિત્વમાં આવ્યાં. સ્વ. શ્રી છોટુભાઈ પુરાણીની ઇચ્છાથી ભરૂચ કેળવણી મંડળનું સુકાન સંભાળ્યું. ભરૂચના શ્રી ચંદુભાઈ દેસાઈ (છોટા સરદાર) અને દિનકરરાય દેસાઈ વગેરે મિત્રો સાથે ભરૂચમાં સેવાશ્રમ સ્થાપવામાં અગ્ર ભાગ લીધો. જીવન પર્યંત ભરૂચ કેળવણી મંડળને સેવા આપી સત્યનિષ્ઠા અને કામ કરવાની સુઘડતાથી ગાંધીજીનો વિશ્વાસ પ્રાપ્ત કર્યો સને ૧૯૨૦માં મુસાફરીમાં મહાત્માજી સાથે રહી મંત્રી તરીકે પત્રવ્યવહારનું કામ સંભાળ્યું હતુ તેમનાં પ્રથમ પત્ની સૌ. મહાલક્ષ્મી બહેનનું સને ૧૯૧૭માં અવસાન થયું ત્યાર પછી ચાર વર્ષે સને ૧૯૨૧માં શ્રી કુસુમબહેન સાથે તેમણે લગ્ન કર્યું. નાની ઉંમરનાં કુસુમ બહેને લગ્ન પહેલાં શ્રી હરિભાઈ સાથે રહીને સેવાના કાર્યોની તાલીમ લીધી હતી તેથી તેમનું દાંપત્ય જીવન ઉજ્જ્વળ નીવડયું. આ દંપતીનું આતિથ્ય જેમણે માણ્યુ છે તે બધાં જ મુગ્ધ થયા છે સુઘડતા, સુરુચિ અને સંસ્કારિતાના બને પૂજારી હોઈ સ્વેચ્છાપૂર્વકની ગરીબાઈમા પણ કલાદૃષ્ટિ અને રસિકતા સાચવી શકતા સ્નેહીઓને એમના મહેમાન થવું એ જીવનનો લહાવો હતો. સને ૧૯૨૭ના જુલાઇની ઓગણીસમી તારીખે શ્રી હરિભાઈએ પાંડુ અને જલોદરના વ્યાધિથી પાર્થિવ જીવનનો ત્યાગ કર્યો પોતે કહેતા કે મરણનો મને ડર નથી અને મોક્ષ મારે જોઇતો નથી જ્યાં ખૂબ જનસેવા કરી શકું અને જ્યા સેવામાં સાથ આપનાર સ્નેહીજનો હોય ત્યા ભગવાન મને જન્મ આપે. આમ બીજા જન્મે પણ સેવાને જ ખંતા હરિભાઈએ ભરૂચમા દેહ છોડયો એમના અવસાન બાદ નવજીવનના તા. ૭-૮-૧૯૨૭ના અંકમા ગાંધીજીએ 'એક સત્યાગ્રહીનો દેહાંત' એ શીર્ષક હેઠળ હૃદયસ્પર્શી નોંધ લખી હતી કપડવણજે એમના સ્મારકમાં શ્રી હરિભાઈ દેસાઈ છાત્રાલય ઊભુ કર્યું છે દર વર્ષે કપડવણજમા એમની પુણ્યતિથિ ઉજવાય છે કપડવણજની અનેક જાહેર સંસ્થાઓ અને સમગ્ર જાહેર સેવાના જીવનમા એમની આજે પણ વર્ષો પછી ઊંડી છાપ છે.

**હરિવલ્લભદાસ મુરલીધરદાસ ભગત** : વ. તોરણા (તા. કપડવણજ). જ્ઞા વાણિયા, જ. તા ૨૧-૩-૧૮૫૪ અ તા. ૨૨-૧૨-૨૨ કા અમદાવાદની મે રા. ટ્રેનિંગ કૉલેજમાં ત્રણ વર્ષ અભ્યાસ કરી ટ્રેઇન્ડ પ્રથમિક શિક્ષક થયા ત્યાર બાદ અમદાવાદ જિલ્લાની પ્રાથમિક શાળાઓમા શિક્ષક તરીકે નોકરીએ રહ્યા. પાછળથી અમદાવાદની મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજ સાથેની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં શિક્ષક નિમાયા તે જ સ્કૂલના મુખ્ય શિક્ષક તરીકે નિવૃત્ત થયા જ્ઞાતિના જાહેર જીવનમા ફાળો આપતા. ગૂજરાત વૈશ્ય સભાના જીવન સભ્ય હતા નિવૃત્ત થયા પછી અમદાવાદના મહીપતરામ અનાથાશ્રમના માનદ સુપ્રિન્ટેન્ડન્ટ

તરીકે આયુષ્યના અંતકાળ પર્યંત સેવા આપી. તોરણાના ભક્ત કવિ રણછોડદાસના દીકરાની દીકરીના વંશમાં ચોથી પેઢીએ તેઓ જન્મ્યા હતા. પોતે શુદ્ધ વૈષ્ણવ હતા અને સાત્ત્વિક સુધારક હતા. તેમણે પોતાના પિતામહ ભક્તરાજ રણછોડદાસના પદોને "રણછોડ ભક્તની વાણી" નામ આપી પુસ્તક રૂપે પ્રકટ કર્યાં છે.

**હાજી નૂરભાઇ હાજી વલીભાઈ મોમીન** વ. વસો તા. નડિયાદ. અ. તા. ૨૫-૧૧-૧૯૪૭ (આશરે ૭૦ વર્ષની ઉંમરે) કા. પોતે મરીને બીજાને જીવતા શીખવનારાઓમાંના એક તેઓ હાથ વણાટની સાળોથી કાપડ વણાવીને તે વેચવાનો ધંધો કરતા હતા. પોતે પણ ઘણી ચાર સાળ ચલાવતા. સ્વ. મોતીભાઈ સાહેબ સાથે જાહેર કાર્યોમાં ભાગ લેતા. મુસ્લિમોની વસોની દરેક સંસ્થાઓનો પ્રમાણિકપણે વહીવટ કરવા ઉપરાંત વર્ષો સુધી વસો સહકારી બેંકના ડાયરેક્ટર તરીકે સેવા આપેલી. મિલનસાર સ્વભાવના ને નિખાલસ હૃદયના હોઈ વસોની જનતા તેમને વહાલસોયા 'ચાચા'ને નામે સંબોધતી. દરબાર સાહેબને ઢસાની ગાદી પાછી મળી એના માનમાં વસો ગામે 'નૂરભાઈ ચાચા'ને હાથે દરબાર સાહેબને માનપત્ર અપાવ્યું હતું. તા. ૨૫-૧૧-૪૭ની સાંજે વસોમાં કોમી હુલ્લડ થતાં બીજાઓની માફક ચાચા ભાગ્યા નહિ પણ અડગ વિશ્વાસથી એક હથિયારબંધ ભરેલા કોમી ટોળાને વારવા ગયા. પરિણામે તેઓ કોમી ગાંડપણના ભોગ બની શહીદ થયા.



# ખંડ સત્તરમો
## વિદ્યમાન વ્યક્તિઓ

### વિષયપરિચય

આ ખંડમાં જિલ્લાની દેશમાં વસતી હયાત વ્યક્તિઓની માહિતી કક્કાવારીના ક્રમે ગોઠવીને આપી છે. જેમને વિષે માહિતી મળી તેટલાને જ સ્થાન આપી શકયું છે. એમાં મુખ્યત્વે ગણ્ય વેપારીઓ, લોકસેવકો, ધર્મગુરુઓ, ઉદ્યોગપતિઓ, ઉચ્ચ સરકારી અમલદારો, લેખકો, વિદ્વાનો, કેળવણીકારો, ઉચ્ચ પદાધિકારીઓ, ટેકનિશ્યનો, ઇજનેરો, ડૉક્ટરો, બેરિસ્ટરો, સોલિસિટરો, વકીલો, જાહેર પ્રવૃત્તિઓમાં ફાળો આપનારા વગેરેનો સમાવેશ થાય છે. આ સઘળા પરિચયોને છેડે જિલ્લાની પદાધિકારી વ્યક્તિઓમાંથી જેમની માહિતી મળી તે કક્કાવારીના ક્રમે આપી છે. પરિચયોની નોંધમાં કેટલાક સંક્ષેપો વાપર્યા છે તેની સમજૂતી આ નીચે આપી છે.

**સંક્ષેપોની સમજ**

વ = વતન, તા = તાલુકો અથવા તારીખ, જ = જન્મ, ઉં = ઉંમર, જ્ઞા = જ્ઞાતિ, પ = પત્ની, બા = બાળકો, શિ = શિક્ષણ, કા = કારકિર્દી, કૃ = કૃતિઓ (પ્રકટ થયેલાં પુસ્તકો), પ્ર = પ્રવૃત્તિઓ, સ = સરનામું

- **અબ્દુલભાઇ કાસમભાઈ વહોરા** વ. વસો. જ્ઞા. વહોરા. કા. વેપાર. ૧૯૩૫થી ૧૯૫૧ સુધી ઓટો મોબાઈલ્સ એન્જિનિયર, ફોર્ડ કંપની વડોદરા. ૧૯૫૧થી લિબર્ટી મોટર્સ વડોદરાના ભાગીદાર તથા શેવરોલે એન્ડ વિલીસ જીપ કંપનીના એન્જિનિયર. સરનામું ખત્રી પોળ જ્યુબિલી બાગ, વડોદરા.

**અમૃતલાલ નાનકેશ્વર ભટ્ટ** વ. કપડવણજ. જ્ઞા. મોઢ બ્રાહ્મણ. જ. સં. ૧૯૩૬. કા. મેટ્રિક પરીક્ષા પસાર કર્યા બાદ કાયદાનો અભ્યાસ શરૂ કરી ઈ. સ. ૧૯૦૨માં હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષા પાસ કરી, અને વકીલાત શરૂ કરી. ૧૯૦૪થી '૩૪ સુધી વકીલાત કરી. ૧૯૩૪માં ડાકોર રણછોડજીના મંદિરમાં મેનેજર તરીકે જોડાયા. ૧૯૪૭માં ત્યાંથી રાજીનામું આપ્યું. હાલ ઉમરેઠમાં વકીલાત કરે છે. એક સારા કવિ છે. તેમનાં પ્રકટ થયેલાં પુસ્તકો (૧) ગુર્જર ગંગા અને બીજાં કાવ્યો, (૨) સીતા, (૩) રાસ પંચાધ્યાયી, (૩) શ્રી કૃષ્ણચંદ્ર. અપ્રગટ પુસ્તકો (૧) નંદામાયા અને બીજાં કાવ્યો, (૨) માનુ, (૩) મેના અને બીજાં કાવ્યો. સર. સ્ટેશન રોડ, ઉમરેઠ.

**અરવિંદ કેશવલાલ પરીખ** વ. મહુધા, તા. નડિયાદ. જ્ઞા. જૈન વીશા શ્રીમાળી વાણિયા. જ. તા. ૫-૫-૧૯૨૪. શિ. ૧૯૩૯માં મેટ્રિક પાસ થયા. ૧૯૪૩માં બી. કોમ. થયા. ૧૯૪૬માં બી. એ. ઇકોનોમિક્સ ઓનર્સ અને બાર એટ લૉ (લંડન) પાસ કરી. કા. ૧૯૪૩થી ૧૯૪૬ સુધી મેસર્સ એસ. ઈ. શાહની ગાવસ્કરની પેઢીમાં મુંબઈ અને લુધિયાણામાં નોકરી કરી. ૧૯૪૬ના જુલાઈ માસમાં લંડન ગયા. પાછા આવી ૧૯૪૯ ઓક્ટોબરમાં હિંદ પાછા ફરી નવેમ્બર માસમાં અમ્બ્રો કેમ કંપનીમાં જોડાયા અને તરતમાં અમદાવાદમાં આસિ. મેનેજર તરીકે

નિમાયા ૧૯૫૨થી રાજકોટ ખાતે સૌરાષ્ટ્ર અને કચ્છના ડીવિઝનલ મેનેજર તરીકે બર્માશેલ કંપનીનું કામ કરે છે સર બર્માશેલ, જગનાથ રોડ, રાજકોટ

**અરવિંદપ્રસાદ રામરાય મહાદેવિયા** વ નડિયાદ જ તા ૨૩-૧૨-૧૭ શિ નડિયાદમા માધ્યમિક શિક્ષણ પૂરુ કરી સીડનહામ કૉલેજ મુબઈમાથી બી કૉમ થયા કા શેર અને એસ્ટેટ બ્રોકર છે નેટીવ શેર એન્ડ સ્ટૉક બ્રોકર્સ એસોસિયેશનના સભ્ય રેડિયો કલબ, સી સી આઈ આર, ડબલ્યુ આઈ ટી સી નિ પી / હિન્દુ જીમખાના અને હિન્દી વેપારી મહા મડળના સભ્ય વાચન અને રમતોમા રસ છે સર સી, ૭ મફતલાલ પાર્ક, વોર્ડન રોડ, મુબઈ ફો ન ૪૫૫૮૮ ધધાનુ સર સ્ટૉક એકસચેન્જ બિલ્ડિગ દલાલ સ્ટ્રીટ, કોટ, મુબઈ

**અરવિંદભાઈ અબાલાલ ત્રિવેદી** વ નડિયાદ જ તા ૨૬-૧૨-૧૯૧૬ કા મુબઈની મોરપાઈપ્સ ટ્રેડર્સના માલિક, એશિયાટિક એડ લિ અને નડિયાદની અબિકા મેટલ ઈન્ડસ્ટ્રિઝના ડિરેક્ટર છે વેદાત, તત્ત્વજ્ઞાન અને બાગબગીચાનો શોખ છે સર ઝવેર વિલા જવાહર નગર ગોરેગામ મુબઈ ફો નં ૨૪૨૮૧ ધધાનુ સર ક્રેમન્ટ ચેમ્બર્સ, ટેમરિન્ડ લેન, કોટ, મુબઈ

**અરવિંદાબહેન ગૌરીશકર ભટ્ટ** વ પીપળી તા બોરસદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૧૩-૧૦-૧૯૨૪ પતિ મહેન્દ્રપ્રસાદ ચડુલાલ ભીમપુરિયા, એમ એ બી ટિ ૧૯૪૨મા અમદાવાદ ન્યુ ગર્લ્સ હાઈસ્કૂલમાથી મેટ્રિકની પરીક્ષા પસાર કરી ૧૯૪૮મા ગુજરાત કૉલેજમાથી બી એની ઉપાધિ મેળવી કૉલેજમા ૩ વર્ષ બ્રાહ્મણ જ્ઞાતિ ફડમાથી સ્કૉલરશિપ મળેલી સ્ત્રી શિક્ષણ ગૃહઉદ્યોગ અને બાળકેળવણી ઉપર સામાયિકોમા લેખો લખે છે સ્ત્રીઓ અને સમાજ, સ્ત્રીઓ અને આરોગ્ય, ધર્મ, ઉદ્યોગ વગેરે પ્રવૃત્તિઓના ચિંતક અને પ્રચારક છે સરનામુ ૮૩૭/૧, ભડુની પોળ, રાયપુર ચકલીનો ખાચો, અમદાવાદ

**આલીજી ઇસ્માઈલ** વ કજરી તા નડિયાદ જ્ઞા સુન્ની વહોરા કા બી ઈ એ એમ આઈ ઈની ઉપાધી મેળવેલી છે બગાળામા ઈલેક્ટ્રિક એન્જિનિયર તરીકે સરકારી નોકરીમા જોડાયેલા હાલ રાવલપિંડીમા એકિઝક્યુટીવ એન્જિનિયરનો ઊંચો હોદ્દો ભોગવે છે

**અશોકચદ્ર પુષ્પપ્રસાદ દેસાઈ** વ પેટલાદ જ્ઞા વડનગરા નાગર જ તા ૧-૮-૧૯૨૧ શિ ૧૯૪૧મા બી એસ સી (ઑનર્સ) થયા ૧૯૪૬મા ડેક્કન એજ્યુકેશન સોસાયટીનો પેઈન્ટસમા ડિપ્લોમા મેળવ્યો ૧૯૪૧મા બ્રિટિશ ઈન્સ્ટિટ્યુટ ઑફ એન્જિનિયરિંગનો ટૉકી પિક્ચર એન્જિનિયરિંગમા ડિપ્લોમા મેળવ્યો ઈન્ટરનેશનલ કેમિકો રજિસ્ટર્ડ સ્કૂલ વોશિંગ્ટન તરફથી 'ચિત્રન કેમિસ્ટ'નો ડિપ્લોમા પણ મેળવ્યો છે કા બી એસ સી થયા બાદ યુદ્ધકાળ દરમિયાન મિલિટરી સ્ટૉક ફેક્ટરી પૂનામા કેમિકલ ઈન્સ્પેક્ટર તરીકે સાડા ચાર વર્ષ કામ કર્યું દરમિયાન રાત્રે નોકરી કરી બે વર્ષ રગરોગાન અને વ્યાપારી વિષયોનો અભ્યાસ પૂરો કર્યો યુદ્ધ બાદ મુબઈમા રસાયણના કારખાનામા રગ બનાવવાનુ કામ કર્યું છેલ્લા ૩ વર્ષથી પેટલાદની હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા છે વિજ્ઞાન અને સાહિત્ય ઉપર લેખો લખે છે સર ભાઈચકના, પેટલાદ

**અબાગિરિ દેવગિરિ ગોસ્વામી** વ બોરસદ જ તા ૧૨-૮-૧૯૦૬ જ્ઞા ગોસ્વામી શિ પ્રાથમિક શિક્ષણ બોરસદમા ૧૯૨૩-૨૪મા ગુજરાત વિદ્યાપીઠની વિનીતની પરીક્ષા પાસ કરી કા રાષ્ટ્રીય ચળવળમા અગ્રગણ્ય ભાગ લેતા અઢી વર્ષ જેલ અને રૂ ૫૦૦ દડ થયો બોરસદમા તિલક સ્મારક વ્યાયામ મદિર શરૂ કર્યું નડિયાદ મરીડા ભાગોળે હરિજનશાળા ચલાવી જિલ્લામા ઠેર ઠેર સુધરાઇ કામદારોની સહકારી મડળીઓ, ગૃહમડળીઓ, તથા ઉદ્યોગ મડળીઓ શરૂ કરી તેની સખ્યા ૪૦ જેટલી થાય છે હરિજન સેવામા ધ્યાન કેન્દ્રિત કર્યું છે સર મોટો મઠ, બોરસદ

**અબાલાલ જેઠાભાઈ અમીન** વ વીરસદ તા બોરસદ જ તા ૨૩-૫-૧૯૦૩ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ વીરસદમા અને માધ્યમિક શિક્ષણ નડિયાદ તથા વડોદરામા લઈ મેટ્રિક સુધી અભ્યાસ કર્યો ઈ સ ૧૯૨૪-૨૫મા એગ્લો ઇન્ડિયન ટ્રેડિંગ કપની મુબઈમા એક્ષપોર્ટ-ઈમ્પોર્ટનુ કામ શીખતા રહ્યા કા ૧૯૨૬મા એલેમ્બિકમા જોડાયા ૧૯૨૭મા કપનીની નવી ઑફિસમા સેલ્સમેન તરીકે કામ કર્યું હાલ એલેમ્બિક કેમિકલ વર્કસ કપની લિ મા પરસોનલ મેનેજર તરીકે કામ કરે છે પ્ર વડોદરા બરો મ્યુનિસિપાલિટીના માજી સભ્ય, રિમાન્ડ હોમ તથા વિકાસ સમિતિના સભ્ય

**અબાલાલ નૃસિંહલાલ શાહ** વ હળધરવાસ, તા મહેમદાવાદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૨૮-૮-૧૮૯૮ શિ સને ૧૯૧૭મા



મેટ્રિક અસહકારમા અભ્યાસ છોડયો પછી ગુજરાત વિદ્યાપીઠમાથી સને ૧૯૨૬મા 'ભાષા વિશારદ' થયા એસ એસ જી ડી તથા કોવિદની પરીક્ષાઓ પણ પાસ કરી કા ચીખલી, કરમસદ, માડવી, અજાર (કચ્છ), કલકત્તા, મુબઈ, અમદાવાદ વગેરે સ્થળોએ શિક્ષક, હેડમાસ્તર અને આચાર્ય તરીકે કામ કર્યું બાદ ૧૯૪૦થી અમદાવાદ મ્યુનિસિપાલિટીમા જોડાયા છે હાલ અમદાવાદ મ્યુનિ કૉરપોરેશનના પબ્લિસિટી ઑફિસર તરીકે કામ કરે છે ખડાયતા પરિષદમા મત્રી તરીકે કામ કર્યું છે હળધરવાસની ખડાયતા સમાજ વગેરે જ્ઞાતિ વિષયક સસ્થાઓમા સક્રિય સાથ આપે છે વિલીનીકરણ પહેલા ચેડાસર સ્ટેટ પ્રજામડળના પ્રમુખ હતા સ્વ કવિ મણિકાન્તનુ જીવન અને કવન, સ્વ મેઘાણીનુ સક્ષિપ્ત જીવન ચરિત્ર, તથા કેટલાક નવલિકાના સગ્રહો બહાર પડયા છે શાળાઓ માટે સાહિત્ય દર્શન, ભાગ ૧, ૨, ૩ બહાર પાડેલ છે સર શ્રી રામજી શેરી, ખાડિયા, અમદાવાદ

**અબાલાલ મગળદાસ પટેલ** વ અલીન્દ્રા, તા નડિ

યાદ જ્ઞા પાટીદાર જ તા ૧-૬-૧૯૦૭ શિ ગુજરાત કૉલેજમાંથી ૧૯૨૯માં બી એ થયા ૧૯૩૧-૩૨-માં બી ટી થયા ૧૯૩૪માં શોર્ટ ટર્મ-પી ટી -કાદીવલી કા તા ૨૦-૬-૧૯૨૯થી ન્યુ ઇન્સ્ટિટ્યુશનમાં શિક્ષક તરીકે જોડાયા છે ઉમરેઠ મ્યુનિસિપાલિટીના સભ્ય હતા છેલ્લાં બે વર્ષથી તેના ઉપ-પ્રમુખ છે ૧૯૪૮થી ૧૯૫૩ સુધી ઉમરેઠ સહકારી ભંડારના ચેરમેન રહેલા છેલ્લાં ચાર વર્ષથી ધી એગ્રિકલ્ચરલ પ્રોડ્યુસ માર્કેટિંગ કમિટીના સભ્ય છે ઉમરેઠના જાહેર કામોમાં સારો ફાળો આપે છે સર બગેલી પોળ, ઉમરેઠ, તા આણંદ

**અંબાલાલ મોતીભાઈ પટેલ** વ ચીખોદરા (તા આણંદ) જ તા ૯-૧-૧૮૯૪ જ્ઞા પાટીદાર



શિ પ્રાથમિક શિક્ષણ ચીખોદરામાં, માધ્યમિક શિક્ષણ પેટલાદમાં ઉચ્ચ શિક્ષણ પૂનાની ખેતીવાડી કૉલેજમાં મેળવી ૧૯૨૧માં બી. એજી. થયા કા ડિગ્રી મેળવ્યા પછી ખેતીવાડી ખાતાની સરકારી નોકરી સ્વીકારી. બે વરસ બાદ તે છોડી ખાનગી એસ્ટેટ ઉપર ફાર્મ મેનેજર તરીકે ત્રણ વરસ રહ્યા બાર વીઘા જમીન સાથે લઈને ખેતી શરૂ કરી ફૂલઝાડ ઉછેર, શાકભાજી, ડેરી વગેરે મિશ્ર ખેતી કરવા માંડી તેમાં ફાવતાં તે જ જમીન વેચાણ રાખી સાથે નર્સરી વિકસાવી ખેતીવાડીના એક સફળ ગ્રેજ્યુએટ તરીકે ઇલાકાના ખેતીવાડી વડાએ મુંબઈના ગવર્નર સાથે ઓળખાણ કરાવી, ચાંદ અને માન આપેલાં હિંદની બધી નર્સરીઓની મુલાકાત લીધી ફળફૂલઝાડ ઉપર બે પુસ્તકો લખ્યાં 'ખેતીવાડી' નામે માસિક શરૂ કરી તેને છ વરસ સુધી સફળતાપૂર્વક ચલાવ્યું ૧૯૩૬માં ધારાસભાઓની ચૂંટણીના પ્રચાર માટે સરદારશ્રી આવ્યા ત્યારે તેમની વાડીમાં જ ઉતારો કરેલો હરિપુરા કોંગ્રેસ અધિવેશનમાં બગીચા અને શાકભાજીનું કામ તથા પ્રદર્શન અને ખેતીવાડી વિભાગનું સંચાલન કર્યું બારડોલી આશ્રમની વાડી તથા બગીચો બનાવ્યો બારડોલીમાં એક પણ કેળનો છોડ ન હતો ત્યાં હજારો કેળો, ચીકુ આંબા ઉછેર્યા ૧૯૪૨માં પારડી તાલુકા તરફથી આગેવાનીભર્યો ભાગ લેતાં દસ મહિનાની જેલ. ૧૯૪૮માં સરદાર સાહેબના કહેવાથી ખેતીવિકાસ માટે આદામાન ગયા સહકારી પ્રવૃત્તિ પ્રત્યે રસ હોવાથી તાલુકામાં વિવિધ કાર્યકારી મંડળીઓ સ્થાપી. પારડી તાલુકાના સઘળા ગામોને સાંકળરૂપે જોડી સુપરવાઇઝિંગ યુનિયન સાથે સંયોજિત કર્યા તેના પ્રમુખ અને માનદ ઓર્ગેનાઈઝર છે હાલ તેમની પાસે બે ટુકડે પંદર એકર જમીન ચાર કૂવા, ત્રણ નાના પંપ બે જોડ બળદ બે ગાય બે ભેંસ છે ૫૦૦ જેટલાં ફળાઉ ફૂલઝાડ ઉછેર્યાં છે કલમો અને રોપાઓ વેચે છે સર પટેલ ફાર્મ એન્ડ નર્સરી, પોસ્ટ ઉદવાડા સ્ટેશન (વે રેલ્વે)

**અંબાલાલ લલ્લુભાઈ પટેલ** વ આણંદ, જ્ઞા પાટીદાર, શિ બી એ એલએલ બી વકીલ કા નડિયાદની વિખ્યાત ધી ન્યુ ઇંગ્લિશ સ્કૂલના એક માલિક અને પ્રિન્સિપાલ. નડિયાદ શહેર કોંગ્રેસ સમિતિના અગ્રણી કાર્યકર પ્રારંભમાં આણંદની શારદા હાઈસ્કૂલ શરૂ કરેલી અને એમાં હિત પણ ધરાવતા હતા નડિયાદમાં વકીલાત કરતા હતા નડિયાદની ધી ન્યુ ઇંગ્લિશ સ્કૂલના કામકાજને સંભાળ્યા પછી એમાં જ હવે બધો સમય આપે છે પોતે ગર્લ્સ સ્કૂલ પણ નડિયાદમાં શરૂ કરી છે અને ટૂંક સમયમાં એ શાળાએ સારો વિકાસ સાધ્યો છે સર સંતરામ રોડ પાસે, નડિયાદ

**અંબાલાલ શિવરામ વ્યાસ** વ સરસવણી (તા મહેમદાવાદ) જ તા ૨૯-૯-૧૮૮૯ જ્ઞા બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ સરસવણીમાં, માધ્યમિક શિક્ષણ પેટલાદમાં, મુંબઈમાં આર્ટ્સ-પ્રથમ વર્ગ સુધી અભ્યાસ. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાંથી સીનિયર ટ્રેઈન્ડ શિક્ષક થયા કા પ્રાથમિક શાળામાં શિક્ષક પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં સંસ્કૃતના શિક્ષક તરીકે થોડો વખત કામ કર્યું હાલ નિવૃત્ત હોઈ સમાજસેવા ઑનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ, તાલુકા ડેવલપમેન્ટ બોર્ડના ઉપપ્રમુખ, ડેપ્યુટી સરપંચ, સહકારી મંડળીના ચેરમેન, તાલુકા સમિતિ કાંતણમંડળના પ્રમુખ, રચનાત્મક કાર્યકર. સંસ્કૃત સહાયક ભા ૧-૨ તેમના પુસ્તકો છે સંસ્કૃત અભ્યાસ, શિક્ષણ સમાજસેવામાં રસ છે સર ચેરમેન, સહકારી મંડળી, સરસવણી (તા મહેમદાવાદ)

**અંબાલાલ સોમાભાઇ પટેલ** વ અજરપુરા (તા. આણંદ) જ તા ૨૨-૯-૧૯૧૮ જ્ઞા પાટીદાર શિ પ્રથમિક શિક્ષણ અજરપુરામાં, માધ્યમિક શિક્ષણ નડિયાદમાં ભાવનગર સેન્ટરમાં મેટ્રિકમાં ફર્સ્ટ ઉચ્ચ શિક્ષણ અમદાવાદમાં ૧૯૪૦માં બી એ. (ઑનર્સ) થયા સને ૧૯૪૨માં એસ ટી સી થયા સને ૧૯૪૩માં ડી પી ઈડી થયા સને ૧૯૪૫માં બી ટી ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ સને ૧૯૪૯માં એમ એ (સેકન્ડ ક્લાસ) થયા. સને ૧૯૫૦માં એન સી સી ઑફિસર્સ ટ્રેનિંગ સને ૧૯૫૧માં એમ ઈ ડી મા ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ ૧૯૫૩માં પી એચ ડી માટે સાયકોલોજી અંગેની થિસિસ લખી રાખી છે ૧૯૫૪ના જાન્યુઆરીની ૭મીએ પી એચ ડી ઈન એક્સપેરિમેન્ટલ સાયકોલોજીના વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા છે ત્યાંની વિસ્કોન્સીન યુનિવર્સિટીના સાયકોલોજીના ડિપાર્ટમેન્ટમાં રિસર્ચ આસિસ્ટન્ટ તરીકે નિયુક્ત પણ થયા છે એ રીતે કમાશે ને ભણશે કા સને ૧૯૪૦ ૪૨માં કપડવણજના નવચેતન વિદ્યાલયમાં શિક્ષક ૧૯૪૨ ૪૭ બોરસદ ઈ એમ હાઈસ્કૂલમાં શિક્ષક ત્યાંથી કાંદીવલી જઈ ડિપ્લોમા મેળવ્યો. બી ટી થયા સને ૧૯૪૭માં ટીચર્સ ટ્રેનિંગ કૉલેજમાં ફીઝિકલ ઈન્સ્ટ્રક્ટર તરીકે જોડાયા ૧૯૪૯થી તે જ કૉલેજમાં લેક્ચરર તરીકે નિમાયા છે તે પછી કૉલેજની સંમતિથી વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા છે સને ૧૯૪૦થી નોકરી કરતાં કરતાં જાત મહેનતથી કમાઈને ઉચ્ચ કક્ષાની ઉપાધિઓ મેળવી આગળ વધ્યા છે સર (હાલ) ડિપાર્ટમેન્ટ ઑફ સાઈકોલોજી વિસ્કોન્સીન યુનિવર્સિટી મેડીસન ૬ વિસ્કોન્સીન, (યુ એસ એ) (દેશનું) બી ટી કૉલેજ, વડોદરા

**આદમભાઇ રસૂલભાઇ** વ નરસડા જ્ઞા સુન્ની વહોરા શિ બી ઈ એ એમ આઈ ઈ કા સિંધ હૈદ્રાબાદમા સરકારી નોકરીમા જોડાયેના પણ હવાપાણી માફક નહિ આવતા રાજીનામુ આપી નિઝામ હૈદ્રાબાદમા ગયા હાલ ત્યા ઈજનેરના ઉચ્ચ હોદ્દે છે

**આપાજી બાબાજી અમીન** વ વસો, તા નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૬ ૭-૧૮૯૪ શિ શરૂઆતમા વસોમા અભ્યાસ કર્યો પેટલાદની એન કે હાઈસ્કૂલમાથી સને ૧૯૧૧મા મેટ્રિક થયા વડોદરા કોલેજમા ઇન્ટર આર્ટસ પાસ કરી મુબઈની સિડનહામ કોલેજ ઓફ કોમર્સમા જોડાયા સને ૧૯૧૬મા બી કોમ થયા ત્રણ વર્ષ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટસની પેઢીમા તાલીમ લીધી કા સને ૧૯૨૦થી ઓડિટર્સનો ધધો શરૂ કર્યો હાલ મુબઈ, અમદાવાદ ને વડોદરામા ઓડિટર્સ તરીકે પેઢીઓ ચલાવે છે કેળવણી અને સહકારી સસ્થાઓના ઓડિટ (હિસાબ તપાસણી) વિના મૂલ્યે કરી આપે છે ઉચ્ચ અભ્યાસ માટે યોગ્ય વિદ્યાર્થીઓને જ્ઞાતિ જાતિના ભેદભાવ વિના મદદ કરે છે વસોની સહકારી બેક અને કેળવણી મડળના અ ધ્યક્ષ છે સ્ત્રી સન્માન અને સ્ત્રીના વ્યક્તિ સ્વાતન્ત્ર્યના ચુસ્ત હિમાયતી છે તેમની એક દીકરી પર કોમમા તેમના આશીર્વાદ સાથે પરણી છે બીજી દીકરી અવિવાહિત રહી છે, અને સ્ત્રી કેળવણીમા સેવા આપી રહી છે પાટીદાર જેવી કુલિનશાહીવાળી જ્ઞાતિના અને વસો જેવા કુલિનશાહી ગામના હોવા છતા, પુત્ર માટે ફરીથી લગ્ન કરવુ હોય તો પૂરતી સગવડ હોવા છતા, પત્નીનું અવસાન થયુ તો પણ દ્વિતિય લગ્ન કર્યું નહિ મરણ પ છળના જમણવારની અમાનુષી પ્રથાને પત્નીના અવસાન સમયે ફગાવી દીધી સ્વર્ગસ્થ મોતીભાઈ નરસિંહભાઈ અમીને પહેલ પાડેના હીરા પૈકીના તેઓ એક છે સર બ્રહ્મપુરી પોળ નવા દરવાજા રોડ, અમદાવાદ

**આત્માભાઈ નાથુભાઈ બાબરિયા** વ પેટલાદ જ ૧૯૦૨ કા રાજરત્ન મિલ પેટલાદમા નોકરી શરૂ કરી ૧૯૩૪મા કેશવ મિલમા હેડ જોબર તરીકે જોડાયા અને ૧૯૪૪ સુધી રહ્યા. આ મિલની નોકરી છોડયા બાદ તેમણે તેમના પોતના હાથસાળના નાનકડા કાર્યાલયમા ઉત્પન્ન કરેલુ કાપડ વેચવાની દુકાન શરૂ કરી આ સમયથી તેઓએ જાહેર કાર્યોમા રસ લેવો શરૂ કર્યો પેટલાદ મ્યુનિસિપાલિટીના મ્યુ કાઉન્સિલર તરીકે આઠ વર્ષ સુધી રહ્યા હરિજન મ્યુ. કામદાર ક્રેડિટ સોસાઇટીના, પેટલાદ તાલુકા વણકર એસોસિયેશનના તથા હરિજન સેવક સઘના પ્રમુખ તરીકે પણ રહેલા ગાધીવાદી ફીલસૂફીના ચુસ્ત અનુયાયી છે એમ એલ એ છે સર સ્ટેશનરોડ, પેટલાદ

**આશાભાઈ નરસિંહભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ જ તા ૧-૧૧-૧૮૯૪ શિ ૧૯૧૭મા વડોદરા કોલેજમાથી બી એ (ઓનર્સ) થયા કા ઈ સ ૧૯૧૯મા ચરોતર એજ્યુકેશન સોસાઇટીમા જોડાયા શરૂઆતમા બ્રહ્મચર્યાશ્રમના ગૃહપતિ, બાલ શૈક્ષ શાળાના નિરીક્ષક, દા ન. હાઈસ્કૂલના હેડમાસ્તર, ચ એજ્યુ સોસાઇટીના મત્રી જ્ઞાનપ્રચાર, ચરોતર અને બાલમિત્રના કેટલોક વખત તત્રી ને પ્રકાશક તથા કેટલાક પુસ્તકોના પ્રકાશક ૨૩ વર્ષ સોસાઇટીમા કામ કર્યા પછી સુણાવમા આવી ગામની સસ્થા એને મજબૂત બનાવી હાઈસ્કૂલના હેડમાસ્તર, કેળવણી મડળની સ્થાપના અને તેના મત્રી, લાયબ્રેરીની પૂન વ્યવસ્થા વગેરે પ્રવૃત્તિઓ આદરી ચાગામા છાત્રાલયના વ્યવસ્થાપક તરીકે રહેલા દુકાળમા પિડીતોને અનાજ ઉઘરાવી મદદ કરેલી રણોલીમા પણ લાયબ્રેરી, રમતો વિદ્યાદાન વગેરેમા કામ કરેલુ નાદુરસ્ત તબિયતને લીધે હાલ નિવૃત્ત જીવન ગાળે છે સર સુણાવ

**આશાભાઈ લલ્લુભાઈ પટેલ** વ રાસ, તા બોરસદ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક સાત ધોરણ સુધીનુ કા જિલ્લાના ખૂબ લાગ ને ભોગ આપનારા એક સાચા ખેડૂત રાષ્ટ્રીય કાર્યકર ૧૯૩૦-૩૨મા કોંગ્રેસનો આદેશ થતા રાસ ગામે જમીનો મહેસૂલ ન ભરી ખાલસા થવા દીધી ગામના ખેડૂતોની આગેવાની આશાભાઇએ લીધી, અને આખા ગામે અદ્‌ભુત ભોગ આપ્યા તમામ લડતોના અગ્રણી સિપાહી અને જેલનિવાસી રહ્યા હાલ રાસમા કસ્તૂરબા સ્મારક યોજના હેઠળ બધાયેલા દવાખાનાના કાર્યને સભાળે છે, અને જાહેર હિતના કાર્યોમા રસ લે છે

**આશાભાઈ શંકરભાઈ પટેલ** વ વલાસણ તા આણદ જ્ઞા પાટીદાર જ તા ૨૦-૧૧-૧૯૧૫ કા પ્રાથમિક પાચ ધોરણનુ શિક્ષણ વલાસણમા લીધુ માબાપની ગરીબાઇને લઇને સને ૧૯૨૭મા સુરત આજીવિકા અર્થે જવુ પડેલુ આર્થિક સંકડામણને લઇને અભ્યાસ છોડી ૧૨ વર્ષની વયે દોઢ વર્ષ સુધી હોટલબોય અને વજન ઊચકનાર મજૂર તરીકે કામ કરવુ પડેલુ દોઢ વર્ષ બાદ એક સજ્જનની મદદથી ફરી નિશાળમા ગયેલા અને ૧૯૩૦મા વર્નાક્યુલર ફાઈનલની પરીક્ષા પાસ કરેલી અગ્રેજી ભણવાની તીવ્ર ઈચ્છા હોવા છતા નાણાને અભાવે અભ્યાસ છોડી દઈ ઘરના દૂધના ફેરિયાના ધંધામા પડયા પાછળથી એક નિવૃત્ત કેળવણી ઈન્સ્પેકટરના સહવાસમા આવતા તેમણે મદદ કરી મિડલ સ્કૂલમા દાખલ કરાવડાવ્યા પ્રથમ વર્ષમા ૧૯૩૨મા એકી સાથે નણ ધોરણો કરી સરકારી હાઈસ્કૂલમા દાખલ થયા માફી, સ્કોલરશિપ વગેરે મદદ મેળવી ૧૯૩૫મા મેટ્રિક થયા બીજા એક સજ્જનની મદદની ખાત્રી મળતા કોલેજમા દાખલ થયા અને ૧૯૪૦મા બી એસ સી ની પરીક્ષા પાસ કરી અભ્યાસ સાથે દૂધ ઉત્પાદનનો ધધો કરતા હતા તેને વિસ્તૃત કર્યો એક વર્ષ હાઇસ્કૂલના શિક્ષક તરીકે કામ કરેલુ ૧૯૪૨થી ૧૯૪૪ સુધી જેલયાત્રા સેવેલી ૧૯૪૪મા દૂધના ધંધામાથી કરેલ બચતમાથી 'ગુજરાત સિલ્ક હાઉસ' નામની કાપડની પેઢીમા ભાગીદાર તરીકે જોડાયા 'સુરત દૂધવાળા એસોસિયેશન' 'ચરોતર પાટીદાર સમાજ' 'સુરત જિલ્લા કાપડ વેપારી મહાજન' વગેરે સંસ્થાઓની સ્થાપના કરવામા ખૂબ જહેમત ઊઠાવી છે માનદ મત્રી સુરત જિલ્લા છૂટક કાપડ વેપારી મહાજન, સુરત ખજાનચી ધી ચરોતર પાટીદાર સમાજ ઉપપ્રમુખ ધી સુરત ટેક્ષટાઇલ કલબ, સુરત. પ્રમુખ સુરત

દૂધ ઉત્પાદક સહકારી મંડળ લિ અને ધી સુરત ડિસ્ટ્રિક્ટ કો-ઓ. મિલ્ક પ્રોડ્યુસર્સ યુનિયન લિ સર : 'ગુજરાત સિલ્ક હાઉસ', બરાનપૂરી ભાગોળ સુરત.

**ઈબ્રાહીમ ઇસ્માઈલ** વ· વલાસણ, તા આણંદ જ્ઞા સુન્ની વહોરા. શિ : પ્રિવિયસ સુધીનો અભ્યાસ કા કરમસદ અને બોરસદમાં ત્રણ વર્ષ સુધી શિક્ષકની નોકરી. સહકારી ખાતામાં જોડાઈ સબ ઑડિટર અને ઑડિટર તરીકે કામગીરી બજાવી મિલ્ક ઑરગેનાઈઝર તરીકે ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘની સ્થાપના અને વિકાસમાં મદદ કરી ખેડા જિલ્લા ખરીદ વેચાણ સંઘ તથા તાલુકા ખરીદ વેચાણ મંડળની સ્થાપના અને વ્યવસ્થા કરવામા અગત્યનો ભાગ ભજવ્યો સરકારી નોકરીમાથી નિવૃત્ત થઈ હાલ સ્વતંત્ર ઑડિટર તરીકે કામ કરે છે પ્ર· ચરોતર મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટના ઉપપ્રમુખ, ચરોતર સુન્ની વહોરા યંગમેન્સ એસોસિયેશનના સેક્રેટરી

**ઇબ્રાહીમભાઈ રહીમભાઈ વોરા (વહુતાલા)** વ વડતાલ, તા નડિયાદ. જ્ઞા વોરા. જ તા ૨-૪-૧૯૨૨ શિ ૧૯૪૦-૪૪માં ઇસ્માઇલ યુસુફ કોલેજ—મુંબઈમા ઈકોનોમિકસ લઈ બી એ થયા. ૧૯૪૪-૪૬ યુનિવર્સિટી સ્કૂલ ઑફ ઈકોનોમિકસ ઍન્ડ સોશિયોલૉજીમા એમ એ સાથે પોલિટિકસ અને ઇકોનોમિકસની ડિગ્રી મેળવી ૧૯૪૭મા મુંબઈમાં એલ એલ બી થયા. કા ૧૯૪૮માં નડિયાદ બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે રહેલા. ત્યાર બાદ વકીલાત કરે છે. ૧૯૪૯માં સોશિયાલિસ્ટ પાર્ટીમા દાખલ થયા ૧૯૫૧મા આ પાર્ટીના નડિયાદની શાખાના કન્વીનર અને મંત્રી નિમાયા ૧૯૫૦મા નડિયાદ બીડી કામદાર મંડળના કારોબારીના સભ્ય હતા માનદ સલાહકાર: વોરવાડ પ્રગતિ મંડળ સભ્ય· નડિયાદ મ્યુનિસિપાલિટી. ઉપ પ્રમુખ· મદ્રસયે રહેમાનિયા પ્રમુખ : સુન્ની વહોરા જમાત સર. વોરવાડ, નડિયાદ

**ઈશ્વર પેટલીકર** વ· પેટલી, તા. પેટલાદ, જ તા ૯-૫-૧૯૧૬. જ્ઞા. પાટીદાર શિ પેટલી પ્રા. શાળા, મલાતજ પ્રા શાળા, તથા એ વી સ્કૂલ સોજિત્રા. હાઈસ્કૂલમાથી ૧૯૩૫માં મેટ્રિક પાસ વડોદરા પુરુષ અધ્યાપન પાઠશાળામાં ૧૯૩૮મા ઉત્તમપદ (સિનિયર) પાસ કા· આધુનિક ગુજરાતી સાહિત્યના એક પ્રથમ કક્ષાના નવલકથાકાર, વાર્તાકાર તથા સાહિત્યકાર જીવનના પ્રારંભમા ૧૯૩૬મા આણંદમા, 'આર્ય પ્રકાશ' સાપ્તાહિકમા નવ માસ સુધી કારકુન તરીકે કામ કર્યું. ૧૯૩૮થી છ વર્ષ વડોદરા રાજ્યના સરકારી કેળવણી ખાતામાં પ્રા શિક્ષક તરીકે કામ કર્યું. અહીં સમયના અવકાશે લેખન અને વાચનના શોખને વધુ વેગ મળ્યો ૧૯૪૪થી 'પાટીદાર' માસિકના તંત્રીપદે છે. ત્યારની એમની કૃતિ 'જનમટીપ' (નવલકથા)ને સારો આવકાર મળ્યો અને ત્યાર બાદ એમની સાહિત્યપ્રવૃત્તિ વધની જ ચાલી નીચે પ્રમાણેની કૃતિઓ બહાર પડી છે: નવલકથાઓ:—લખ્યા લેખ (૧૯૪૫), ધરતીનો અવતાર (૧૯૪૬), પખીનો મેળો (૧૯૪૮), પાતાળ કૂવો (૧૯૪૮), કળિયુગ (૧૯૪૮), કાજળ કોટડી (૧૯૪૯), મારી હૈયાસગડી (૧૯૫૦), મધલાળ (૧૯૫૦), ભવસાગર (૧૯૫૧), આગાપંખી (૧૯૫૩), તરણા ઓથે ડુંગર (૧૯૫૪) નવલિકા સંગ્રહો.—તાણાવાણા (૧૯૪૬), માનતા (૧૯૪૬), પારસમણિ (૧૯૪૯), કાશીનું કરવત (૧૯૪૯), ચિનગારી (૧૯૫૧), લોહીની સગાઈ (૧૯૫૨), લોકસાગરને તીરે તીરે. (૧૯૫૩), શનિવારની રાતે (૧૯૫૪). રેખા ચિત્રો:—ગ્રામચિત્રો (૧૯૪૪), ધૂપસળી (૧૯૫૩). ગ્રામ સાહિત્ય:—પટલાઈના પેચ (૧૯૪૬), કંકુ ને કન્યા (૧૯૪૮), જીવનદીપ (૧૯૫૩), સર:—પાટીદાર કાર્યાલય, આણંદ.

**ઈશ્વરભાઈ ખોડાભાઈ ચાવડા:** જ: તા. ૨-૮-૧૯૧૩. વ: ગાના, તા. આણંદ. શિ: ગુજરાતી પાંચમી સુધી.



કા· સામાજિક કાર્યકર અને લોકસેવક. ૧૯૩૦માં સાબરમતી હરિજન આશ્રમમાં (સત્યાગ્રહ આશ્રમમાં) 'ગ્રામસેવક'ની તાલીમ લીધી સત્યાગ્રહ લડતમાં ભાગ લેવા માટે ૧૯૩૦માં શાળા છોડી અને છ માસ જેલમાં ગયા. ૧૯૩૨ની લડતમાં પણ સારો ભાગ લીધો હતો અને ત્યારે પણ ચાર માસની કેદની સજા થઈ ૧૯૪૦ની અને ૧૯૪૨ની લડતમાં ભાગ લેતાં અનુક્રમે ચાર માસ અને દોઢ વર્ષની જેલ ભોગવી ૧૯૩૭થી ગુજરાત પ્રદેશ કોંગ્રેસ કમિટીના, ૧૯૩૯થી ખેડા જિલ્લા ગ્રામ સુધારણા બોર્ડના, પ્રાઈસ ઍડવાઈઝરી કમિટીના, અને ૧૯૪૮થી પ્રોહિબિશન કમિટીના સભ્ય છે. ખેડા જિલ્લા શાળા મંડળના અને સમાજ શિક્ષણ સમિતીના પણ તેઓ સભ્ય હતા. ૧૯૩૦થી તેઓ બારૈયા અને ક્ષત્રિય કોમો માટે સામાજિક અને શિક્ષણના ક્ષેત્રમા સારી કામગીરી બજાવે છે હાલ તેઓ બોરસદ સત્યાગ્રહ છાવણીમા વિદ્યાર્થીઓ માટેની બોર્ડિંગ ચલાવે છે. ૧૯૫૨ની ચૂંટણીઓમા બોરસદ તાલુકામાંથી રાજ્ય ધારાસભાના સભ્ય તરીકે કોંગ્રેસ ટિકિટ ઉપર ચૂંટાઈ આવ્યા છે.

**ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ:** વ: નાવલી, તા. આણંદ. જ ૧૮૯૮. શિ· ગ્રાન્ટ મેડિકલ કૉલેજ, મુંબઈ, ક્વીન્સ યુનિ. બેલ્ફાસ્ટ રેસિડેન્ટ પ્યુપિલ રોયલ ઈનફરમરી (૧૯૨૧). લંડન સ્કૂલ ઑફ ટ્રૉપિકલ મેડિસિન (૧૯૨૬) વગેરે સ્થળે ભણી એમ. બી બી સી એચ, બી એ ઓ (બેલ્ફાસ્ટ), એલ. એમ. (ડબ્લીન)ની ઉપાધિઓ મેળવી છે કા· ૧૯૨૭મા ઇંગ્લૅંડથી પાછા ફર્યાં ૧૯૩૩ સુધી આફ્રિકામા ડૉક્ટર તરીકે પ્રૅક્ટિસ કરી. હિંદ આવી ૧૯૩૫મા આણંદમા સરદાર વલ્લભભાઈ પટેલના હસ્તે ખોલેલી પોતાની ન્યુ જનરલ હૉસ્પિટલમાં પ્રૅક્ટિસ શરૂ કરી. હાલ વલ્લભવિદ્યાનગરમા વલ્લભ હૉસ્પિટલ શરૂ કરી છે. સર : વલ્લભવિદ્યાનગર.

**ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલ:** વ: મીજ, તા. નડિયાદ

જ્ઞા પાટીદાર જ તા ૪–૧૨–૧૯૧૪ શિ પ્રાથમિક શિક્ષણ પીજમા, માધ્યમિક શિક્ષણ પીજ તથા વસોમા અને ઉચ્ચ શિક્ષણ એમ એ સુધી વડોદરામા લીધેલુ બી ટી પણ વડોદરામા જ થયા મેટ્રિકની પરીક્ષામા ચરોતરની હાઈસ્કૂલોના વિદ્યાર્થીઓમા સૌથી વધુ ગુણ ગણિતશાસ્ત્રમા મેળવવા બદલ ચ એ સોસાયટી આણદ તરફથી ઈનામ અને મુબઈ યુનિમા પ્રથમ સોમા આવવા બદલ આગ્રા કેમેરાનું ઈનામ વડોદરા કોલેજમા પ્રથમ વર્ષથી બી એ સુધીના ચારેય વર્ષ 'મેરિટ સ્કોલરશિપ' મળેલી, કોલેજમા પ્રથમ વર્ગ, તથા બી એના બને વર્ષમા પ્રથમ વર્ગમા તથા ઈન્ટર આર્ટસ તથા એમ એ મા ઉંચા બીજા વર્ગમા ઉત્તીર્ણ થયા હતા કા ૧૯૩૭મા બી એ પસાર કરી દા ન હાઇસ્કૂલ આણદમા શિક્ષક તરીકે જોડાયા અને ગૃહપતિ તરીકે પણ કામ કર્યુ ત્યા જ રહી ૧૯૩૯મા એમ એની પરીક્ષા પસાર કરી ૧૯૪૧મા બી ટી થયા. તે પછી દા. ન હાઈસ્કૂલના આચાર્ય તરીકે, ચ એ સોસાયટીના સ્વયસેવક તરીકે, અને સસ્થાના મદદનીશ મત્રી તરીકે કામ શરૂ કર્યું છે તેમણે પીજ વ્યાયામ મદિર, હાઇસ્કૂલ અને દવાખાનુ વગેરેના સ્થાપન અને વિકાસમા મુખ્ય ફાળો આપ્યો છે ખેડ કેળવણી મડળની સ્થાપના અને વિકાસમા પણ સક્રિય રસ અને ફાળો આપ્યો છે હાલ સરકારની બોર્ડ ઓફ સેકડરી એજ્યુકેશનમા સભાસદ તરીકે સેવા આપે છે એ ડ હાઈસ્કૂલના મત્રી તરીકે પણ કામગીરી બજાવે છે 'બાલમિત્ર'ના તત્રી છે અને 'પટીદાર'મા લેખો લખે છે વાચન અને સમાજ સેવામા રસ લે છે સર ચરોતરની એજ્યુકેશન સોસાયટી, આણદ

**ઈશ્વરભાઈ હાથાભાઈ પટેલ** વ પીજ, તા નડિઆદ



જ્ઞા પાટીદાર જ તા ૫–૮–૧૯૦ શિ માધ્યમિક શિક્ષણ નડિઆદમા, અને કોલેજ શિક્ષણ પૂના અમદાવાદ અને મુબઈ લઇ ૧૯૩૨મા એમ બી બી એસ (મુબઈ) થયા કા એમ બી બી એસ થઇ નડિયાદમા ખાનગી દવાખાનુ ચલાવે છે જિલ્લાના એક જાણીતા અને હોશિયાર ડોક્ટર તરીકે પ્રસિદ્ધ છે ચરોતર એજ્યુ સોસાયટીના એસોસિયેટ મેમ્બર, ગુજરાત અને સૌરાષ્ટ્ર પ્રોવિન્શિયલ મેડિકલ કોન્ફરન્સ અને પ્રોવિન્શિયલ સાયન્ટિફિક કમિટીના સભ્ય છે પીજ શાળા સમિતિના પ્રમુખ અને મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટીની સેન્ટ્રલ એક્ઝિક્યુટીવ કમિટીના ચેરમેન છે જાહેર હિતના કાર્યોમા રસ ધરાવે છે અને શકય સેવા આપે છે સર શ્રી સદન મિશન રોડ નડિયાદ

**ઈશ્વરભાઈ નારણભાઈ પટેલ** વ નાવલી (તા આણદ) ઉ ૫૦ વર્ષ શિ મધ્યમિક બે ધોરણનુ કા ટીરીહ જિલ્લામા આવેલી અબરખની ખાણમા એક મારવાડીને ત્યા નોકરીથી શરૂઆત ત્યાથી ગઆ ખાતે બીડી તમાકુ, પત્તાનો વેપાર કરતી ઝવેરભાઈ બિહારીલાલની પેઢીમા જોડાયા સવત ૨૦૦૦ની સાલમા ત્યાથી છૂટા થઈ મેસર્સ બાબાજી એન્ડ મોતીભાઈની પેઢીમા જોગાઈ ભાગીદાર બન્યા હવે નાવલી રહે છે પેઢીના બધા કામમા એમની ખૂબ જ પ્રેરણા રહી છે ઘણુ કમાયા છે, અને લોકહિતના કામોમા ફાળો પણ આપે છે સર નાવલી, (તા આણદ)

**ઈશ્વરભાઈ મનોરભાઈ પટેલ** વ સોખડા, તા. માતર. શિ બી ઈ થયા છે કા માતર તાલુકામાથી ઈગ્લેંડ જનારા કદાચ તેઓ પ્રથમ છે અમદાવાદ આર સી ટેક્નિકલ ઈન્સ્ટિટ્યુટમા અધ્યાપક હતા હાલ અશોક બ્રધર્સ નામનુ કારખાનુ ચલાવે છે વતનમા શાળાનું મકાન બાધવામા સારો ફાળો આપ્યો છે

**ઈશ્વરભાઈ મોતીભાઇ પટેલ** વ સીંજીવાડા (તા માતર) જ તા ૨–૧૦–૯૮ જ્ઞા પાટીદાર શિ સીજીવાડા, પેટલાદ, સોજિત્રા અને ખેરસદની શાળાઓમા શિક્ષણ લઈ મેટ્રિક થયા. બરોડા કોલેજ, ગુજરાત કોલેજ, વિલ્સન કોલેજમા ઉચ્ચ શિક્ષણ લીધુ ૧૯૨૦ની રાષ્ટ્રવ્યાપી લડત વખતે અખિલ હિન્દના સૌ પ્રથમ વિદ્યાર્થી તરીકે સિનિયર બી એ માથી ગુજરાત કોલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમા જોડાયા ૧૯૨૧મા સ્નાતક થયા માધ્યમિક શાળાના ૬ ૭ ધોરણમા વિદ્યાભ્યાસ સાથે સોજિત્રા અને બોરસદના છાત્રાલયોના ગૃહપતિ તરીકે કામગીરી બજાવેલી કા ૧૯૨૦ની લડત વખતે માતર તાલુકામા ખાદી ઉત્પન અને પ્રચાર માટે કાર્ય કર્યુ ચરોતર એજ્યુકેશન સોસાયટી આણદમા ઈ સ. ૧૯૨૨મા સ્વયસેવક તરીકે જોડાયા ઇ સ. ૧૯૨૭મા નાના પાયા ઉપર ચોખાની મિલ ખેડામા સ્વતત્ર રીતે શરૂ કરી તેમા ઉત્તરોત્તર વિકાસ કર્યો સ ૧૯૯૮મા ઈશ્વરભાઈ મોતીભાઈની પેઢી સ્થાપી તેના મુખ્ય ભાગીદાર તરીકે આજ સુધી ચલાવી રહ્યા છે સ ૨૦૦૩મા નડિયાદની ઓઈલ મિલમા જોડાઈ (ભાગીદાર તરીકે) તેનો કુશળતા પૂર્વક વહીવટ કરી ગુજરાતની તેલની મિલોની પ્રથમ હરોળમા તેને મૂકી છે અકુશો દાખલ થતા સ ૨૦૦૨ ૩મા જેઠાભાઈ બાપુજીની હાસરાની જિનિંગ ફેકટરીમાથી મોટા પાયા પર કપાસ ખરીદી પીલાવી, પાકી ગાસડીઓ વેચવાનો ધધો શરૂ કર્યો તેમા પણ સફળતા મેળવી ૧૯૩૦ની લડતમા જેલ ૧૯૩૭થી ૧૯૫૩ સુધી ખેડા શહેરની જાહેર સેવા ૧૯૪૮ ૫૩મા ખેડા મ્યુનિ ના સભ્ય, વાઈસ પ્રેસિડેન્ટ અને ચેરમેન ખેડામા પી ૨ સ કો ઓપરેટીવ બેંક સ્થાપી તેના મેનેજિંગ ડિરેક્ટર તરીકે હાલ ચાલુ છે. ખેડા જિલ્લા વેપારી મહામડળના પ્રમુખ પાટીદારોના બાવીસ ગામ ગોળના સેક્રેટરી છે ૧૯૩૭ના અરસામા માતર તાલુકા કોગ્રેસ સમિતિના ઉપપ્રમુખ હરિપુરા અને જબલપુરમા કોગ્રેસ ડેલિગેટ તરીકે ગયેલા. મહેમદાવાદ તાલુકા કોગ્રેસ ભવન બાધવા રૂ ૫૦૦/–, લીંબાશી હાઇસ્કૂલ બાધવા રૂ ૫૦૦૦/– ખેડા

**ઇન્દુલાલ મોહનલાલ દવે** વ પેટલાદ જ ૧૮ ૧ જ્ઞા વડનગરા બ્રાહ્મણ શિ પેટલાદ તથા વડોદરાની હાઈસ્કૂલમા ભણી વડોદરા કોલેજના પ્રથમ વર્ષની પરીક્ષા પાસ કરી મુંબઈ ગ્રાન્ટ મેડિકલ કોલેજમા એમ બી બી એસ થયા ઇન્ટર એમ બી બી એસ મા ફર્સ્ટ ક્લાસ આવેલા કા સેન્ટ્રલ પ્રોવિન્સીઝના મેડિકલ ખાતામા નિમાયા અને અકેલામા ડોક્ટર તરીકે કામ કર્યું ૧૯૧૭મા વડોદરા રાજ્યના મેડિકલ ખાતામા નિમાયા પ્લેગ આવ્યો ત્યારે પ્લેગની રસી મૂકવાની ખાસ ફરજ પર મુકાયા સ્ટેટ જનરલ હોસ્પિટલમા તથા મિલિટરીમા મેડિકલ ઓફિસર તરીકે કામ કર્યું અમરેલી, પાટણ તથા કડીના દવાખાનામા ડોક્ટર તરીકે કામ કર્યું જી બી એમ રે વેના ગાયાગેટ કોલોનીમા મેડિકલ ઓફિસર નિમાયા વડોદરા રાજ્યના મેડિકલ સ્ટોરકીપર અને કેમિકલ એનેલાઈઝર તરીકે કામ કર્યું સ્વ મહારાજા સયાજીરાવ ગાયકવાડે સારી સેવા કર્યા બદલ હીરક મહોત્સવ પ્રસંગે રૌપ્ય ચંદ્રક આપ્યો હતો હાલમા નિવૃત્ત થયા છે ભાગવત, ઉપનિષદ, અને ગીતાના અભ્યાસમા ઘણો રસ લે છે

**ઉત્તમચંદભાઈ પરીખ** વ આંતરસુબા (તા કપડવણજ) જ્ઞા વાણિયા શિ મેટ્રિક કા અભ્યાસ ત્યજીને રાષ્ટ્રીય રંગે રંગાયા અને વિદ્યાર્થી પ્રવૃત્તિના આગેવાન બન્યા ગુજરાતના ૩૦–૩૨ના યુગના વિદ્યાર્થી પ્રવૃત્તિના આગેવાન ૩૪મા ગુજરાતમા સમાજવાદી પક્ષની સ્થાપના થતા તેના આગેવાનોમાના એક એ પછીના કેટલાક વર્ષો ધંધાર્થે ગયા ૧૯૫૧થી ફરી જાહેર સેવાના કાર્યમા પડયા હાલ ખેડા જિલ્લા લોકલ બોર્ડના ૧૯૫૩થી પ્રમુખ જિલ્લાના એક અગ્રગણ્ય કોંગ્રેસી યુવાન આગેવાન ગુજરાત કોંગ્રેસ પ્રદેશ સમિતિ તરફથી સરકારે નિયુક્ત કરેલા રાજ્ય પુનર્રચના પંચ સમક્ષ આખો કેસ તૈયાર કરનારામાના એક અગ્રણી રાજકારણ અને અર્થશાસ્ત્રના ઊંડા અભ્યાસી

**ઉદયસિંહ વીરસિંહ વડોદિયા** વ ઉમરેઠ, તા આણંદ જ તા ૧૪–૫–૧૯૧૬ જ્ઞા ક્ષત્રિય રાજપૂત શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ઉમરેઠમા ઉચ્ચ શિક્ષણ વડોદરા અને અમદાવાદમા બી કેમ સુધી અભ્યાસ કર્યો એલ એસ જી ડી થયા કા સને ૧૯૩૭મા ડી એસ પી ની ઓફિસમા કારકુન પછીથી દાહોદની પી ડબલ્યુ ડી ની ઓફિસમા જોડાયા બંગાળના ભૂખમરા વખતે



નોકરીનો ત્યાગ કરી ત્યા ગયા સને ૧૯૪૩–૪૪મા ચોઈન ઈન્શ્યુરન્સ કંપનીમા કમિશન એકાઉન્ટન્ટ ટ્રેડિંગ કોરપોરેશનના સેક્રેટરી સને ૧૯૪૫મા એચ એમ દવે હાઈસ્કૂલ ઉમરેઠમા શિક્ષક શાળાના કેશિયર તથા વ્યવસ્થાપક તરીકે કામગીરી બજાવી નરેન્દ્રસિંહ મહિડાની આગેવાની નીચે ક્ષત્રિયોની પ્રવાસ ફંડ યોજી ૧૯૪૯મા ખેડૂત વિકાસ મંડળની અને બરોસ ગામે નું એકમ કરી ખરીદ વેચાણ સંઘની સ્થાપના કરી ભારતીય રમતગમત પ્રચાર મંડળ થી ન્યુ પછાત વર્ગના ઉત્કર્ષ માટે દારૂબંધી, સમાજસુધારણા અંગે પ્રવચનો કર્યાં ઉમરેઠ ખરીદવેચાણ સંઘના ઓનરરી સેક્રેટરી અને ઉપપ્રમુખ છે ૧૯૫૧ની સામાન્ય ચૂંટણીઓમા કોંગ્રેસ ટિકિટ પર નડિયાદ ઉત્તર વિભાગમાથી ધારાસભ્ય (મુંબઈ) તરીકે ચૂંટાયા છે સર વાટો, ઉમરેઠ

**ઉપેન્દ્ર છગનલાલ પંડયા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ જ તા ૨૧–૧૨–'૧૯૦૫ વસંતબહેન, બી એ શિ ૧૯૪૧મા બી એની પરીક્ષા પ્રથમ વર્ગમા પાસ કરી ઈ સ ૧૯૪૩મા ગુજરાત વિદ્યાસભામા ૭૦ ટકા માર્ક મેળવી એમ એ મા પ્રથમ વર્ગમા પ્રથમ કક્ષાએ પાસ થયા કા ૧૯૪૩મા એન એમ ત્રિપાઠી લિ (મુંબઈ)મા છ માસ નોકરી કરી ત્યાર બાદ શ્રી ક મા મુનશી સંચાલિત 'ભારતીય વિદ્યાભવન'મા એક વર્ષ ઉપ અધ્યાપક તરીકે નોકરી કરી તે દરમ્યાન એક અંગ્રેજી ઇતિહાસગ્રંથનુ ભાષાંતર કર્યું ઈ સ ૧૯૪૫થી રાજકોટ કોલેજમા ગુજરાતીના મુખ્ય અધ્યાપક તરીકે કામ કરે છે ૧૯૪૬મા રાજકોટ સાહિત્ય પરિષદ સંમેલનના મંત્રી હતા હાલ સૌરાષ્ટ્ર સાહિત્ય સભાના મંત્રી છે કૃ સંભારણું, સેળમા ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનનો અહેવાલ, ગોવર્ધનરામકૃત સરસ્વતીચંદ્રનો સંક્ષેપ, ગુજરાતની કીર્તિગાથા ભા ૧ લો (ભાષાંતર), કાદંબરી કથા વગેરે સર 'દેસાઈ વિલા', જગનાથ પ્લોટ, શે નં ૪, રાજકોટ.

**ઉમિયાશંકર જીવણલાલ ઠાકર** વ આણંદ જ્ઞા બાજ ખેડાવાળ જ તા ૧૮–૧૦–૧૯૦૫ શિ મેટ્રિક, ડ્રોઇંગ ઇન્ટરમિડિયેટ, કોવિદ કા ભણી રહ્યા બાદ પાંચ વર્ષ પ્રેસ લાઇનનો અનુભવ લીધો 'આર્ય પ્રકાશ' સાપ્તાહિકનુ સંપાદન–વ્યવસ્થાનુ કાર્ય કર્યું દા ન હાઈસ્કૂલ આણંદમા ૯ વર્ષ ચિત્ર શિક્ષક તરીકે કામ કર્યું ત્યાર બાદ હાલ પાયોનિયર હાઈસ્કૂલમા લગભગ ૧૧ વર્ષથી ભાષા–શિક્ષક તરીકે નોકરી કરે છે સેવક સમાજ આણંદમા ૮–૧૦ વર્ષ મંત્રી તરીકે રહેલા સાર્વજનિક પુસ્તકાલય, આણંદમા ૫–૬ વર્ષ મંત્રી તરીકે રહેલા બાજ ખેડાવાળ મંડળ આણંદમા ૧૪ વર્ષથી મંત્રી તરીકે કામ કરે છે 'બાલમિત્ર' માસિકમા ૩–૪ વર્ષ તંત્રી તરીકે કામ કર્યું ૧૯૨૫થી સાહિત્ય લેખનની પ્રવૃત્તિ કરે છે બાળસાહિત્યના સર્જક તરીકે જાણીતા છે ગૌરવવંતા ગરબા–ભા. ૧–૨, મંગલ ગીત, કીર્તિકથાઓ વગેરે મળી તેમના ૧૪ પુસ્તકો પ્રકટ થયા છે. સામયિકો માટે તેમણે દોરેલા ચિત્રો પ્રકટ થયા છે સાહિત્ય અને કલામાં તેમને ચંદ્રકો તથા ઈનામો મળ્યા છે સર 'પ્રેરણા ભવન' ઘેરી કૂઈ પાસે, આણંદ

**ઉમેદભાઈ દાદાભાઈ અમીન** વ ચીખોદ, તા પેટલાદ જૂના વખતના જાણીતા કોન્ટ્રાક્ટર છે હાલ નિવૃત્ત જીવન ગાળે છે સર ૪૮, અલકાપુરી, વડોદરા

**ઉમેદભાઈ પટેલ** વ સુણાવ તા પેટલાદ ઉ ૪૪ શિ નોન મેટ્રિક કા મેટ્રિકમા નાપાસ થવાથી ૧૯૨૬–૨૭મા શ્રી

ગોવિંદભાઈ જેરામભાઈની પેઢીના જોડાયા હતા પી ઉમેદભાઈની કંપનીનુ સંચાલન કરે છે ભારત સરકારના સેન્ટ્રલ ટી બોર્ડમા ભારતના ચાના વેપારીઓના પ્રતિનિધિ તરીકે નિમાયા છે તેમના દીકરા વિનુભાઈ તેમની કંપનીની લંડન ખાતેની ઓફિસ સંભાળે છે

**ઉમેદભાઈ શંકરભાઈ પટેલ** વ ૫ ભાજ (તા પેટલાદ) ઉ ૪૪ શિ પાળજ, પછી સુણાવ રાષ્ટ્રીય વિનય મંદિરમા, અને ત્યાર બાદ ગુજરાત વિદ્યાપીઠમા અભ્યાસ કરેલો કા ૧૯૩૦મા અભ્યાસ છોડી લડતમા ૧૯૩૫ સુધી જેલ ને લડતમા ૧૯૩૬મા ઉજ્જૈન ખાતે કેરોસીનના કારખાનાથી કારકિર્દીનો પ્રારંભ કર્યો ૧૯૩૭થી હિંદુસ્તાન કો ઓપરેટીવ કંપનીનુ ઈન્સ્યોરન્સ કામ આરંભ્યુ ૧૯૩૮મા એ કામે આફ્રિકાનો પ્રવાસ કર્યો ૧૯૩૯થી ઈન્ડસ્ટ્રિયલ પ્રુડેન્શિયલ ઈન્સ્યોરન્સ કંપનીની ગુજરાતની એજન્સી રાખી અને ચઢી કરોડ રૂપિયાનુ કામ એના કર્યું છે ન્યુ મોડર્ન કન્સ્ટ્રકશન નામની કોન્ટ્રાકટર્સની ફર્મ પણ ચલાવે છે આ કંપની મુખ્યત્વે ઈરિગેશનને લગતા કામોના કોન્ટ્રાક્ટ રાખે છે સ્વમહેનતે ખૂબ પ્રગતિ કરી મોટા વેપારી અને કોન્ટ્રાક્ટર બન્યા છે અનેક જાહેર પ્રવૃત્તિઓના એમનો સહકાર હોય છે સરનામુ (ઘરનુ) ૧, વાલકેશ્વર, મુંબઈ, ઓફિસ ઈન્ડસ્ટ્રિયલ પ્રુડેન્શિયલ હાઉસ, ચર્ચગેટ સ્ટેશન સામે, મુંબઈ ૧

**ઉસ્માનખાન શમશેરખાન કલ્યાણી** વ મહુધા, તા નડિયાદ જ તા ૧૨-૧-૧૮૯૨ જ્ઞા મુસ્લિમ શિ મેટ્રિકની પરીક્ષા ભરૂચ ગવર્મેન્ટ હાઈસ્કૂલમાથી પસાર કરી સારા માર્કે પરીક્ષા પસાર કરી હોવાથી જેમ્સ ટેઈલર મેટ્રિક સ્કૉલરશિપ, સર ફ્રેંક સુપર સ્કોલરશિપ અને કાઝી શાહબુદ્દીન સ્કોલરશિપ મળેલી. બહાઉદ્દીન કૉલેજ, જૂનાગઢમા ભણી બી એ ની પરીક્ષા પાસ કરી અને મહોબત ફેલોશિપ મેળવી કા રેવન્યુ ખાતામા પ્રોબેશનર તરીકે જોડાઈ મામલતદાર પછી ડેપ્યુટી કલેક્ટર અને આસિ કમિશનર તરીકે કામ કર્યું હાલ નિવૃત્ત જીવન ગાળે છે ૧૯૨૬-૨૭ના રેલસંકટ વખતે માતરના મામલતદાર તરીકે શ્રી. નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ સાથે રહી સારુ કામ કરેલુ સર મોમનાવાડ પગથિયા પાસે જમાલપુર, અમદાવાદ

**ઉષાબહેન પ્રિયકાન્ત દલાલ** વ ખડાલ, તા કપડવણજ જ તા ૪-૧૨-૧૯૨૭ શિ વર્ધા સંચાલિત કોવિદમા બીજા વર્ગમા અને હિન્દુસ્તાની પ્રચાર મંડળ અમદાવાદ સંચાલિત વિનીતમા બીજા વર્ગમા અને પરીક્ષામા બેઠેલા તમામ વિદ્યાર્થીઓમા બીજે નંબરે ઉત્તીર્ણ થયેલા (૧૯૫૦) અંગ્રેજી ચોથા અને



પાંચમા ધોરણમા પ્રથમ આવવા બદલ, તેમજ જ્ઞાતિના એ ધોરણના સર્વ વિદ્યાર્થીઓમા પ્રથમ આવવા બદલ 'બક્ષી ઈનામ' મળેલુ અંગ્રેજી છઠ્ઠા અને ૭મા ધોરણમા પ્રથમ આવવા બદલ અનુક્રમે માસિક રૂ ૫ અને રૂ ૬ની રાજપીપળા સ્ટેટ સ્કોલરશિપ મળેલી મેટ્રિકની પરીક્ષામા રાજપીપળા ભરૂચ ખંડ થતા જ્ઞાતિના વિદ્યાર્થીઓમા પ્રથમ આવવા બદલ શ્રી દ્વારકાદાસ મેટ્રિક સુવર્ણચંદ્રક તથા બક્ષી પારિતોષિક મળેલા (૧૯૪૭) મેટ્રિકની પરીક્ષામા બીજા નંબરે આવતા હોવાથી કૉલેજ મેરિટ સ્કોલરશિપ રૂ ૯૭ ૮-૦ની મળેલી ઈ સ ૧૯૫૧મા બી એ ની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમા પસાર કરી અને સમગ્ર યુનિવર્સિટીમા બી એ ના એ વિષયમા પ્રથમ નંબરે આવેલા પરિણામે ગુજરાત વિદ્યાસભા અમદાવાદ તરફથી અપાતુ સર રમણભાઈ નીલકંઠ સ્મારક ઇનામ મળેલુ ઈ સ ૧૯૫૨મા હિંદી શિક્ષક સનદની પરીક્ષામા ઉત્તીર્ણ થયેલા ૧૯૫૩મા એમ એ ની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી કા એમ ટી બી કૉલેજ સુરતમા એક વર્ષ સુધી સિનિયર ફેલો તરીકે કામ કર્યું 'જીવન ભારતી-સુરત' નામની શાળામા શિક્ષક તરીકે ૧૯૫૨થી ૧૯૫૪ એમ બે વર્ષ કામ કર્યું એમણે જ્ઞાતિના બીજા વર્તુળમા લગ્ન કર્યાં છે પતિનુ સરનામુ શ્રી પ્રિયકાન્ત રમણિકલાલ દલાલ બી એમ સી (મુંબઈ), બી એસ સી (ટેક) મન્ચેસ્ટર એ એમ સી ટી જય નિવાસ, લખિયાની પોળ, ખાડિયા અમદાવાદ

**એ બી પંડયા** વ ઉમરેઠ તા આણંદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧૫ ૧૨ ૧૮૯૨ શિ ઈ સ ૧૯૧૨મા બી એ થયા ૧૯૧૪મા એલ એલ બી તથા ૧૯૧૮મા એડવોકેટ થયા કા ૧૯૧૯થી ૨૨ સુધી મલબારના જંગલો તથા એસ્ટેટોને લગતી એક પેઢીમા જનરલ મેનેજર તરીકે કામ કર્યું ૧૯૨૨થી ૨૬ સુધી એક જર્મન પેઢીના એક્સપોર્ટ ઈમ્પોર્ટ એજન્ટ તરીકે હતા ૧૯૨૬થી ૪૨ સુધી ઓખા બંદરના વિકાસ માટે વડોદરા રાજ્યમા જુદા જુદા હોદ્દા ઉપર નિમાયા હતા ૧૯૪૫મા ધંધાના વિકાસ અર્થે વડોદરા રાજ્યની નોકરીમાથી નિવૃત્ત થયા ૧૯૪૫થી ૪૮ સુધી ભાગીદારીમા વ્યાપાર કર્યો આ દરમિયાન જરૂરા સ્ટેટના ઔદ્યોગિક સલાહકાર તરીકે તેમજ પેટલાદ ટર્કી રેડ ડાઈ વર્કસ લિ અને કેશવ મિલ્સ લિ પેટલાદના ઇકોનોમિક એડવાઈઝર હતા ટાપ્ટી વેલી રેલવે કું લિ, આંધ્ર વેલી પાવર કું, તાતા હાઈડ્રો ઈલેક્ટ્રિક સપ્લાય કું લિ, ઓખા સૉલ્ટ વર્ક્સ લિ, ઇન્ડિયન હોટેલ્સ કું લિ, જયા કોટન કું લિ, તેમજ ગાયકવાડ સુગર મિલ્સ લિમા વડોદરા રાજ્યનુ પ્રતિનિધિત્વ ધરાવી ડાયરેક્ટર તરીકે નિમાયા હતા વડોદરા રાજ્યમા સુંદર કામગીરી બદલ ૧૯૩૮મા 'રાજ્ય રત્ન'નો ઈલ્કાબ તેમજ સુવર્ણચંદ્રક અર્પણ કરવામા આવ્યો હતો હાલ પેસેન્જર્સ એન્ડ ટ્રાફિક રિલીફ એસોસિયેશન મુંબઈના ઉપપ્રમુખ ઇન્ડિયન મર્ચન્ટ્સ ચેમ્બરની ઉદ્યોગ તથા આયાત નિકાસના વ્યાપારની સમિતિમા સભ્ય, રેલ્વે યુઝર્સ કન્સલ્ટેટીવ કમિટી વેસ્ટર્ન રેલ્વેની ઝોનલ કમિટીમા સભ્ય છે હિંદી ગુજરાતી, મરાઠી, અંગ્રેજી ભાષા જાણવા ઉપરાંત ફ્રેંચ તથા જર્મન ભાષાઓ પણ જાણે છે મોટા પાયા ઉપરના ઉદ્યોગો તેમજ સંસ્થાઓનુ સંચાલન વગેરેમા જવાબદારી

**ઈસુદાસ હરિભાઈ ક્રિશ્ચિયન** વ આણંદ (તા આણંદ) જ તા ૭-૬-૧૯૧૪ જ્ઞા ખ્રિસ્તી શિ



પ્રાથમિક શિક્ષણ આણંદની મુક્તિફોજની શાળામા લીધેલુ અગ્રેજી ત્રીજા ધોરણમા સરકારી શિષ્યવૃત્તિ મળેલી ઉચ્ચ શિક્ષણ અમદાવાદ અને મુબઈમા લીધેલુ કા મુક્તિફોજ, આણંદમા જોડાયા પછી ૧૯૩૭મા મેડિકલ અભ્યાસ શરૂ કર્યો ૧૯૪૫મા એલ સી પી. એન્ડ એસ (બે સ્બે) પસાર કરી આણંદના સાલ્વેશન આર્મીમા સેવા માટે જોડાયા ૨૦ વર્ષ સેવા બદલ મેજરનો હોદ્દો હાલ આણંદની પ્રખ્યાત એમરી હોસ્પિટલમા ચીફ આસિ મેડિકલ ઓફિસર છે ૧૯૫૧મા સાલ્વેશન આર્મીની ઈન્ટરનેશનલ સ્ટાફ કોલેજમા અભ્યાસ, અનુભવ માટે ઇગ્લેન્ડ ગયેલા ત્યા થોડો વખત કાર્ય પણ કરેલુ સર એમરી હોસ્પિટલ, આણંદ

**ઈન્દુકુમાર શહેરાવાળા** વ ઉમરેઠ જ તા ૧૧ ૧૦ ૧૯૧૧ શિ અમદાવાદ પ્રોપ્રાઈટરી હાઈસ્કૂલમાથી મેટ્રિક પસાર કરી અમદાવાદ કોલેજમા શિક્ષણ લીધુ કા અભ્યાસ બાદ સયાજી હાઈસ્કૂલ વડોદરામા શિક્ષક તરીકે આઠેક વર્ષ કામ કર્યું ૧૯૪૫થી પત્રકારિત્વમા પડયા છે હાલ રાજકોટ છે તેમણે નીચેની નવલકથાઓ લખી છે (૧) વલ્લરી (૨) ચન્દ્રિકા (૩) ક્ષિતીજ (૪) બધન (૫) ઉદ્ધાર 'ઉદ્ધાર' તથા 'વલ્લરી' નવલકથાઓ ૧૯૪૯ સુધી વડોદરા ટ્રેનિંગ કોલેજમા પાઠ્ય પુસ્તકો તરીકે હતી સર ચન્દ્ર મહાલ મનહર પ્લોટ, રાજકોટ

**ઈન્દુપ્રસાદ છોટાલાલ ભટ્ટ** વ મહેમદાવાદ તેઓ જી આઈ પી રેલવેમા જોડાઈ હાલ દિલ્હીની રેલવે બોર્ડના ડેપ્યુટી ડાયરેક્ટર એફ કોમ્યુનિકેશન્સનો હોદ્દો સભાળે છે

**ઈંદુભાઈ બી અમીન** વ વીરસદ જ્ઞા પાટીદાર જ તા. ૧૯ ૮-૧૯૧૫ શિ એલ આર



સી પી એમ આર સી પી કા ઈ સ ૧૯૪૬મા વિલાયતથી પાછા આવ્યા બાદ એલેમ્બિક કેમિકલ વર્કર્સ વડોદરામા ટેક્નિકલ એડવાઈઝર અને ડાયરેક્ટર તરીકે નિમાયા ૧૯૫૧મા ફેડરેશન ઓફ મિલ્સ એન્ડ ઈન્ડસ્ટ્રીઝ વડોદરાના ઉપ પ્રમુખ તરીકે ૧૯૫૨મા ઇન્ડિયન કેમિકલ મેન્યુફેક્ચરર્સ એસોસિયેશન કલકત્તાના ઉપ પ્રમુખ તરીકે તથા ૧૯૫૪મા ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર્સ ઓફ કોમર્સ ન્યુ દિલ્હીની કમિટીના સભ્ય તરીકે ચૂટાયા છે રાજકારણ અને દેશના ઔદ્યોગિક વિકાસ ઉપર તેમનો સારો અભ્યાસ છે ૧૯૫૨ની સામાન્ય ચૂટણીઓમા સ્વતત્ર ઉમેદવાર તરીકે વડોદરા (પશ્ચિમ) વિભાગમાથી બહુમતિથી લોકસભામા ચૂટાયા છે સર એલેમ્બિક કોલોની, વડોદરા, ૩

**ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક** વ નડિયાદ જ્ઞા નાગર બ્રાહ્મણ જ તા ૨૨-૨-૧૮૯૨ શિ



૧૯૦૬મા નડિયાદમાથી મેટ્રિક પાસ થયા ગુજરાત કોલેજમા પ્રથમ તથા બીજા વર્ષમા સ્કોલરશિપો મળેલી ૧૯૦૯-૧૦મા મુબઈ સેંટ ઝેવિયર્સ કોલેજમા દાખલ થયા ૧૯૧૦મા પદાર્થવિજ્ઞાન, રસાયનશાસ્ત્ર વિષયો લઈ બી એ થયા કોલેજમા ફેલો નિમાયા ૧૯૧૨મા એલ એલ બી થયા કા ઉદ્દામ વિચારધારાને વરેલા આજન્મ લોકસેવક અને ગુજરાતની આજની અનેક જાહેર પ્રવૃત્તિઓના જનક અને પ્રેરક વ્યાયામ પ્રચારક મડળ ભીલ સેવા મડળ નવજીવન પત્ર, એવી અનેક સસ્થાઓના મૂળ સ્થાપક ૧૯૧૩થી ૧૯૧૫ સુધી વકીલાત કરી વકીલાત છોડી સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટીમા જોડાયા જાહેર જીવનના પ્રથમ પગથિયામા ૧૯૧૫મા નવજીવન અને સત્ય માસિક તથા Young India માસિકની મુબઈથી શરૂઆત કરી ૧૯૧૭મા હોમરૂલમા જોડાવા સોસાયટી છોડી ૧૯૧૮મા ખેડા સત્યાગ્રહ શરૂ થતા મુબઈથી અમદાવાદ આવ્યા ગુજરાત પ્રાંતિક કોગ્રેસ સમિતિના મત્રી બન્યા ૧૯૧૯મા 'નવજીવન' તથા 'Young India' ગાધીજીને સોપી ૧૯૨૧મા સમિતિના મત્રીપદેથી રાજીનામુ આપ્યુ ૧૯૨૨મા 'યુગધર્મ' શરૂ કરેલુ ૧૯૨૩ના સત્યાગ્રહમા એક વર્ષની સજા થતા યરોડા જેલમા ગયા ત્યા ગાધીજી સાથે રહેવાનો પ્રસગ પડ્યો ૧૯૨૪મા જેલમાથી છૂટયા પછી અમદાવાદ છોડી મુબઈ ગયા આ જ વર્ષમા 'ક્રોનિકલ'મા કામ કરી 'હિન્દુસ્તાન' પત્રનુ તત્રીપદ સભાળ્યુ. ૧૯૨૮-૨૯મા 'હિન્દુસ્તાન' પત્ર છોડી ફિલ્મ બનાવવાનો ધધો શરૂ કર્યો આ ધધામા નુકસાન જતા છોડી દીધો ૧૯૩૦મા વિલાયત જવા ઊપડ્યા યુરોપમા ફરી ૧૯૩૫મા હિંદ પાછા ફર્યા ૧૯૩૬મા અખિલ હિંદ કિસાનસભા લખનૌમા સ્થપાઈ તેની આગેવાની લીધી ૧૯૪૩મા રાજકીય મતભેદોને લીધે આ સભામાથી રાજીનામુ આપ્યુ ૧૯૪૮મા સ્વામી સહજાનંદની સયુક્ત કિસાનસભામા જોડાયા ૧૯૫૨મા જૂની અ હિં કિસાનસભામા જોડાયા ૧૯૪૨મા અ હિં. કિસાન સભની બિહારની અને ૧૯૫૩મા મલબારની પરિષદના પ્રમુખ તરીકે નિમાયેલા હાલ અ હિં કિસાનસભાના અને ગુજરાત કિસાનસભાના પ્રમુખ છે શ્રી ઈન્દુલાલે ૧૯૪૩મા પછાત વર્ગના વિદ્યાર્થીઓ માટે ચાર આશ્રમો ગુજરાતમા ખોલ્યા તેમાનો એક વાત્રક કાઠે નેનપુર પાસેનો એમનો આશ્રમ એ આજે એમનુ નિવાસસ્થાન છે ઈન્દુભાઈ અચ્છા લેખક અને સાહિત્યકાર પણ છે તેમના નીચેના પુસ્તકો પ્રગટ થયા છે શહીદનો સદેશ, કુમારના સ્રી રત્નો (૧૯૨૬), Gandhi as I know him (૧૯૩૩), Shyamji Krisna Verma (૧૯૩૩), અફઘાનના દુશ્મન-નાટક (૧૯૩૬)

ભર્યા હોદ્દા પર રહી બહોળો અનુભવ અને જ્ઞાન ધરાવે છે સર એનિસ બિલ્ડિંગ, ૩૩૮, હોર્નબી રોડ, મુબઈ ૧.

**ઓમકારનાથજી ગૌરીશંકર પંડિત** વ જહાજ, (તા પેટલાદ) જ્ઞા બ્રાહ્મણ જ તા. ૨૪ ૬ ૧૮૯૭ શિ અંગ્રેજી ચાર ધોરણ સુધી તેમના પિતાજી એક તપસ્વી બ્રાહ્મણ, ૐ મંત્રના ઉપાસક અને સંસ્કૃતના ભારે અભ્યાસી હતા પંડિત ઓમકારનાથજી પણ સંસ્કૃતના પ્રખર અભ્યાસી પિતાજી કુટુબ કલેશને લઈ ઘરબાર તમામ છોડી બાળક ઓમકારનાથને લઈને નર્મદાતટે તપ ને ઉપાસના માટે ચાલ્યા ગયેલા અને ઓમકારનાથજીને ઉપાસના, યોગવિદ્યા ને સંસ્કૃતનુ ખૂબ જ્ઞાન ત્યા જ મળેલુ કા ભારતના સર્વોત્તમ સંગીત નિષ્ણાત અને સંગીતસમ્રાટ, સંગીતાચાર્ય, સંગીત મહામહોદય, સંગીત માર્તંડ સંગીત પ્રભાકર, વગેરે અનેક જાતના પ્રેમસભર્યા નામો તેમજ રાજ્યની માનદ્ ઉપાધિઓ મેળવનાર મહાપુરુષ તેઓ નાનપણથી જ સંગીતના શોખીન હતા. કંઠ મધુર હતો ભરૂચના એક પારસી દાનવીર ગૃહસ્થની એમના પર નજર પડી અને એમણે સંગીતાચાર્ય વિષ્ણુ દિગંબર પલુસ્કર પાસે મુબઈના ગાંધર્વ મહાવિદ્યાલયમા તાલીમ લેવા ૧૫ વર્ષની વયે એમને મોકલી આપ્યા અહીં ખૂબ ભક્તિપૂર્વક એમણે વર્ષો સુધી સંગીતની ઉપાસના કરી અને વિષ્ણુ દિગંબરજીના માનીતા શિષ્ય બન્યા એમણે પોતાની સફળ સંગીતવિદ્યા ઓમકારનાથજીમા ઉતારી ઓમકારનાથજીએ પૂરી ભક્તિથી ને હૃદયથી તમામ વિદ્યાને પચાવી ભારતના એ સૌથી અગ્રણી સંગીતકાર ટૂંક સમયમા જ બન્યા તેઓ સંગીત મહામહોદય' સંગીત સમ્રાટ' અને 'સંગીત માર્તંડ', તરીકે પ્રસિદ્ધ થયા દેશ વિદેશમા ફરીને તેઓ ભારતના સંગીતના આજીવન પ્રચારક બન્યા છે પંડિત માલવિયાજીએ એમને 'સંગીત પ્રભાકર' તરીકે બિરદાવ્યા હતા વિદેશોમા જઈ અનેક દેશોના સંગીત નિષ્ણાતોને રાગ–રાગણીઓથી એમણે પ્રભાવિત કર્યા છે. તેઓ મહાન સંગીતકાર ઉપરાત એક સારા વ્યાખ્યાતા પણ છે કરાચીની ગુજરાતી સાહિત્ય પરિષદના સંગીત વિભાગના પ્રમુખસ્થાનેથી વ્યાખ્યાન આપીને એ ક્ષેત્રના વિદ્વાન વ્યાખ્યાતા તરીકે તેઓ જાણીતા થયા છે ઠેર ઠેર તેઓ સુંદર વ્યાખ્યાનો આપે છે ભારતમા સંગીત વિદ્યાપીઠ સ્થાપવાનો એમણે પ્રયત્ન આરભ્યો છે સંગીતના અભિનય શાસ્ત્ર, શબ્દ શાસ્ત્ર, મત્ર શાસ્ત્ર અને બીજાં અનેક એ વિષયના મૂળભૂત શાસ્ત્રો વિષે તેઓ સંશોધન ચલાવી રહ્યા છે તે માટે તેઓ એક 'સાઉન્ડ લેબોરેટરી' ઊભી કરવા માગે છે તેઓ નાદ શાસ્ત્રની દૃષ્ટિએ હિંદી વાદ્યોમા સુધારો કરવા માગે છે અને તેનું સંશોધન પણ કરે છે એ જ રીતે રાગરાગણીઓથી માણસ, પશુ, પખીઓ આ બધા ઉપર શી અસર થાય છે તેનુ પણ સૂક્ષ્મ સંશોધન તેઓ કરી રહ્યા છે જેમ રામકૃષ્ણના તત્ત્વજ્ઞાનને વિવેકાનંદે વિશ્વમા પ્રચલિત કર્યું તેમ સંગીતગુરુ વિષ્ણુ દિગંબરજીના સંગીતના મિશનને તેઓએ જીવત બનાવ્યુ છે ને એ રીતે સમગ્ર ભારતને વિશ્વમા મશહૂર કર્યું છે

**કનુભાઈ પૂજાભાઈ શાહ** વ કઠલાલ, તા કપડવણજ જ્ઞા વાણિયા જ તા ૧૬–૧૨–૧૯૨૦ શિ ૧૯૩૮મા નડિયાદ સરકારી હાઈસ્કૂલમાથી મેટ્રિક ૧૯૩૭મા એમ બી બી એસ (મુબઈ) ૧૯૪૯મા કૉલેજ ઓફ ફિઝિશિયન્સ એન્ડ સર્જન્સ મુબઈમાથી ડી સી એચ ૧૯૫૦મા મુબઈ યુનિવ સિટીના ડી પી ડી મ ૧૯૪૮મા મુબઈની વાડિયા હૉસ્પિટલ ફોર ચિલ્ડ્રનમા આર, એમ ઓ તરીકે જોડાયા ૧૯૫૦ સુધી કામ કર્યું ૧૯૫૦ના ડિસેમ્બરમા અમદાવાદની સિવિલ હૉસ્પિટલ અને બી જે મેડિકલ કૉલેજમા ચિલ્ડ્રન્સ સ્પેશ્યાલિસ્ટ (ઓનરરી મેડિકલ ઓફિસર) તરીકે નિમણૂક થઈ અને હાલમા પણ ત્યા કામ કરે છે તે સિવાય નડિયાદની મેથોડિસ્ટ મિશન હૉસ્પિટલમા અને આણદની સાલ્વેશન આર્મી હૉસ્પિટલમા ઓનરરી કન્સલ્ટિંગ પીડીઆટ્રિશિયન તરીકે સેવાઓ આપે છે મેડિકલ જર્નલ્સમા કેટલીક વાર બાળકોના રોગો પર લેખો લખે છે અમદાવાદમા ચિલ્ડ્રન્સ ક્લિનિકમા બાળકોના રોગોના નિષ્ણાત સલાહકાર તરીકે પણ કામ કરે છે સર ચિલ્ડ્રન્સ ક્લિનિક, ગુજરાત સ્ટોર્સ બિલ્ડિંગ, કૃષ્ણ સિનેમા પાસે, રીલિફ રોડ, અમદાવાદ

**કપિલાગૌરી ચંદુલાલ દલાલ** વ• નડિયાદ જ ૧૯૧૧ જ્ઞા વણિક પતિ ચંદુલાલ અમૃતલાલ દલાલ, બી એ, એલ એલ બી શિ પ્રાથમિક શિક્ષણ વડોદરામા છઠ્ઠા ધોરણમા સ્કોલરશિપ મળેલી કા ૧૯૩૦ની લડતમા આગેવાનીભર્યો ભાગ લીધેલો પર



દેશી ચીજોના બહિષ્કાર માટે પેકેટિંગ અને ભાષણો કરેલા ૧૯૪૨મા લડત અગે જેલ ભોગવેલી નડિયાદના મહિલા સમાજના સ્થાપકોમાના એક આજે મહિલા સમાજની પ્રવૃત્તિઓમા ખૂબ જ રસ લે છે સરકારી કમિટીઓમા મેમ્બર નડિયાદ મ્યુનિ ના સભ્ય (૧૯૩૮–૧૯૫૬) ડિસ્પેન્સરી કમિટીના ચેરમેન સર સંતરામ સોસાયટી, નડિયાદ

**કમળેશ દયાશંકર ઠાકર** વ નડિયાદ જ્ઞા ખેડવાળ બ્રાહ્મણ જ તા ૩૦–૧–૧૯૨૨ શિ જામનગરમા અને નડિયાદમા મેટ્રિક સુધી અભ્યાસ કર્યો છે કા શિક્ષણ દરમ્યાન જ રંગભૂમિનો શોખ લાગેલો શાળામા નાટ્ય પ્રવૃત્તિઓમા ઘણા ઈનામ મેળવેલા અનેક અવેતન સંસ્થાઓમા કામ કર્યા બાદ ૧૯૪૪મા રંગભૂમિમા જોડાયા ત્યાર બાદ તેમના લઘુબંધુ જશવંત ઠાકરે શરૂ કરેલા લોકનાટ્ય સંઘમા જોડાયા અને રંગભૂમિના નવનિર્માણના અનેક પ્રયોગો કર્યા લોકનાટ્ય સંઘે ઉતારેલ અને ચીન રશિયામા પ્રશંસા પામેલ બંગાળના દુકાળનુ દર્શન કરતુ ચિત્ર 'ધરતીકે લાલ'મા જુદી જુદી જાતની ઘણી ભૂમિકાઓ કરી ૧૯૪૮મા અજંતાના પ્રથમ ચિત્ર 'ગુણસુંદરી'મા કામ કર્યું અને ત્યાર પછી તો લગભગ ૨૫ ગુજરાતી અને હિંદી ચિત્રોમા કામ કર્યું મુખ્યત્વે તેઓએ હાસ્યરસની ભૂમિકાઓ ભજવી છે.

રેડિયો માટે ને રંગભૂમિ માટે તેઓએ નાટિકાઓ ને રૂપકો લખ્યા છે વળી નાટકો લખ્યા છે, ભજવ્યા છે, ને તેમા દિગ્દર્શન પણ કર્યું છે સર ટાટાનો બગીચો, પ્રભાત કોલોની, સાન્તાક્રુઝ (ઈસ્ટ) મુબઈ-૨૫.

**કરીમ મહમદ માસ્તર** વ ઉમરેઠ, તા આણંદ જ્ઞા મુસલમાન જ તા ૨૦-૭-૧૮૮૪ શિ ઉમરેઠ અને નડિયાદમા અભ્યાસ કર્યા બાદ અમદાવાદ ગુજરાત કોલેજમાથી એમ એ થયા પછી એલ એલ બી (મુબઈ) અને એસ ટી સી ડી (મુબઈ)ની ઉપાધિઓ મેળવી કા ૧૯૦૬થી ૧૯૧૩ સુધી મુબઈ સરકારના કેળવણી ખાતામા નોકરી કરી, તેમા ૧૯૧૦થી ૧૯૧૩ જૂનાગઢ હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે કામ કર્યું ૧૯૧૪થી ૧૯૨૧ સુધી પોલીસ પ્રોસિક્યુટર તરીકે કામ કર્યું ૧૯૨૧થી ૧૯૨૮ સુધી વકીલાત કરી ૧૯૨૮થી ૧૯૪૪ સુધી જૂનાગઢના સેશન્સ જજ તરીકે કામ કર્યું ૧૯૪૪થી ૧૯૪૮ સુધી રાધનપુરમા હાઈકોર્ટ જજ તરીકે કામ કર્યું હાલ નિવૃત્ત જીવન ગાળે છે તેઓ એક સારા લેખક છે કવિતા પ્રવેશ, ઈસ્લામની ઓળખ, ગુજરાતના મુસલમાનો મુસલમાન વક્ફ એક્ટ, મેરાજ શરીફ પંજસૂરા અને બીજી દુઆઓ, કરીમ મહમદના કાવ્યો અને લેખો વગેરે પુસ્તકો તેઓએ પ્રગટ કર્યા છે સર સ્ટેશનરોડ, ઉમરેઠ

**કંચનલાલ દાહ્યાલાલ શાહ** વ મહેમદાવાદ જ્ઞા વાણિક શિ એમ એ (ઈકોનોમિક્સ) કોવિદ કા અભ્યાસ અને નોકરી બન્ને કરે છે હાઈસ્કૂલના વર્ષો દરમિયાન વિદ્યાર્થી મંડળના સક્રિય કાર્યકર, મુબઈની ભારત સેવક સમાજની શાખાના ગ્રુપ સભ્ય એમ એની પરીક્ષામા 'એગ્રિકલ્ચરલ ઈકોનોમિક્સ'ના પ્રશ્નપત્રમા મુબઈ વિદ્યાપીઠમા સૌથી વિશેષ માર્ક્સ પી એચ ડી ના પ્રથમ બે વર્ષ દરમિયાન મુબઈ યુનિ સ્કૂલ ઓફ ઈકોનોમિક્સ એન્ડ સોસિયોલોજીમા રિસર્ચ ફેલો ખડાયતા ભુવન મંડળના ઓનરરી મેનેજર રિસર્ચ ઈન્વેસ્ટિગેટર (સ્કૂલ ઓફ ઈકોનોમિક્સ એન્ડ સોસિયોલોજી) છે "Problems of land ownership with special reference to Gujarat" ઉપર Ph D ડિગ્રી માટે સંશોધન કરે છે સર ૨૧૩, ન્યુ ચર્નિરોડ ૩જે માળ, 'ધન બિલ્ડિંગ' મુબઈ-૪

**કાન્તિભાઈ પુ પટેલ (સ્વદેશી)** વ બાધણી (તા પેટલાદ) જ તા ૨૪-૧૦-૩૧ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ બાધણીમા, માધ્યમિક શિક્ષણ સુણાવમા ૧૯૫૦મા રાષ્ટ્રભાષા રત્ન ૧૯૫૩મા બનારસ વિશ્વવિદ્યાલયના સાહિત્યરત્ન સાહિત્યાચાર્ય થયા તથા હિંદી શિક્ષક સનદ મેળવી કા ૧૯૫૧મા બાધણી એ વી સ્કૂલમા શિક્ષક થયા ૧૯૫૨થી મહેળાવની શારદા હાઈસ્કૂલમા શિક્ષક છે રાષ્ટ્રભાષાના નિશુલ્ક વર્ગો ચલાવે છે ગુજરાતી તથા હિંદી પત્રોમા અવારનવાર સ્વદેશી તખલ્લુસથી લેખો લખે છે સારા ઊગતા લેખકોમાના એક છે નીચેના પુસ્તકો પ્રગટ થયા છે (૧) મુક્તિ મંદિરનો શિ પી (૨) કાશ્મીરની લોકકથાઓ, (૩) આપણા નેહરુ ૪ હિંદી સાહિત્યદર્શન (૫) એરેબિયન નાઈટ્સ (બાળોપયોગી-હિન્દી) ફોટોગ્રાફી સાહિત્યકળા લેખન, તથા રમતનો શોખ છે સર બાધણી વાયા આણંદ

**કાન્તિલાલ અમૃતલાલ પરીખ,** વ ઉમરેઠ (તા આણંદ) જ તા ૪-૫-૧૯૦૮ શિ બી એ એલ એલ બી સોલિસિટર કા મેસર્સ કામદાર એન્ડ કંપનીના ભાગીદાર છે ડબ્લ્યુ આઈ એ એ ક્લબ, હિન્દુ જીમખાના, તથા બીજા બાર જીમખાનાના સભ્ય છે સર (ઓફિસ મેડોઝ સ્ટ્રીટ, મુબઈ ફોન ન ૨૫૯૧૭ (ઘર) પોદાર બિલ્ડિંગ, ગેન્ડગર રોડ, મુબઈ

**કાન્તિલાલ ઓરછવલાલ પરીખ** વ વાડાસિનોર જ. તા ૫-૮-૧૯૧૬ કા ગઈ સાલમા મુબઈમા સાબુનો ધધો કરતા છેલ્લા પાચ વર્ષથી વાડાસિનોરમા 'ગ્રામ સેવા સમાજ' નામની રચનાત્મક પ્રવૃત્તિઓ કરતી સંસ્થાના મંત્રી તરીકે અને તેના તરફથી નીકળતી ગ્રામસેવા પત્રિકાના તંત્રી તરીકે કામ કરે છે ખેડા જિલ્લા પ્રજા-સમાજવાદી પક્ષની કારોબારીના સભાસદ છે તેમજ ત્રણ વર્ષ સુધી વ્યાયામશાળા ચલાવેલી સર વાડાસિનોર

**કાન્તિલાલ ગિરધરલાલ મહેતા** વ વીરપુર (તા વાડાસિનોર), જ્ઞા વણિક જ તા ૭-૨-૧૯૨૪ શિ એલ એમ પી, એમ બી બી એસ થયા છે એલ એમ પીની પ્રથમ પરીક્ષામા પ્રથમ આવી બી જે મેડિકલ સ્કૂલ અમદાવાદમાથી 'શાસ્ત્રી પ્રાઈઝ' તથા સ્કોલરશિપ મેળવેલી અને છેલ્લી પરીક્ષામા બીજું ઈનામ મેળવ્યુ ૧૯૫૧મા એમ બી બી એસ થયા કા ૧૯૪૮મા એલ એમ પી થઈ સાર્વજનિક ડિસ્પેન્સરી, વાડાસિનોરમા મેડિકલ ઓફિસર તરીકે નિમાયા ત્યાર બાદ વાસા હોસ્પિટલ અમદાવાદમા છ માસ સુધી હાઉસ ફિઝિશ્યન તરીકે કામ કર્યું વધુ અભ્યાસ અર્થે ઉપરોક્ત સંસ્થામાથી છૂટા થયા ૧૯૫૧મા એમ બી બી એસ થઈ અમદાવાદમા ખાનગી પ્રેક્ટિસ શરૂ કરી છે મજૂર મંડળ અમદાવાદ, પીપલ્સ ઈન્સ્યોરન્સ કં લિ લક્ષ્મી ઈન્સ્યોરન્સ કં લિ, અને નેપચ્યુન ઈન્સ્યોરન્સ કં લિ અમદાવાદના ડોક્ટર તરીકે નિમાયા છે એક ગરીબ કુટુબમાથી આવી સ્વપ્રયત્ને તેમની જ્ઞાતિમા પ્રથમ ડિગ્રીધારી દાક્તર બન્યા છે ૧૯૫૨મા અમદાવાદમા જ્ઞાતિમંડળે તેમને માનપત્ર આપ્યુ હતુ સર ૫૪૭૭ આસ્ટોડિયા રોડ, નવાતાસ બારી સામે અમદાવાદ ૧

**કાન્તિલાલ ચતુરભાઈ પટેલ** વ પીજ, તા નડિયાદ શિ ૧૯૪૭મા કલાભવન વડોદરામા ડિપ્લોમા મિકેનિક એન્જિનિયરિંગની પરીક્ષામા ફર્સ્ટ ક્લાસ આવ્યા ૧૯૪૮મા કલાભવન ડિપ્લોમા ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગનો સપલિમેન્ટરી કોર્સ પાસ કર્યો કા ૧૯૪૯-૫૦મા કલકત્તા ખાતે બિરલા કન્સર્નમા ડિઝાઈન ડિપાર્ટમેન્ટમા નોકરી કરી ત્યાર બાદ મફતલાલ ફાઈન સ્પિ એન્ડ મેન્યુ કં નવસારીમા બે વર્ષ આસિ એન્જિનિયર તરીકે કામ

કર્યું ત્યાંથી વડોદરા આવી સયાજી મિલ્સ કુ લિ વડોદરામા લગભગ બે વર્ષ આસિ એન્જિનિયર તરીકે કામ કર્યું હાલ એલેમ્બિક ગ્લાસ ઈન્ડસ્ટ્રીઝમા આસિ એન્જિનિયર તરીકે કામ કરે છે સર નિર્મળ નિવાસ, ઘોડદોડ રસ્તો, વડોદરા

**કાન્તિલાલ છગનલાલ પંડ્યા** વ નડિયાદ જન્મ તા ૨૪ ૮ ૧૮૮૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક નડિયાદ કોલેજ કેળવણી મુંબઈ અને બેંગલોર ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઓફ સાયન્સમા ૧૯૦૭મા બી એ ૧૯૧૦મા એમ એ ૧૯૨૦થી ૧૯૨૩ ઇંગ્લેન્ડ જઈ ડોક્ટરેટ થયા કા ૧૯૨૩મા આગ્રાની સેન્ટજોન્સ કોલેજમા રસાયણ શાસ્ત્રના અધ્યાપક ૧૯૨૯મા સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભાવનગરના સાહિત્ય વિભાગના પ્રમુખ હતા યુરોપના પ્રવાસના વર્ણનો પત્રોરૂપે સમાલોચકમા રજૂ કરેલા એક વિદ્વાન સાહિત્યકાર તરીકે જાણીતા છે કૃ ગોવર્ધનરામનુ જીવન ચરિત્ર

**કુસુમબેન હરિભાઈ દેસાઈ** વ કપડવણજ જ્ઞા વણિયા જ સને ૧૯૦૮ શિ ગુજરાતી છ ધોરણ કા તેમના પિતાનુ નામ શ્રી હીરાલાલ જગજીવનદાસ દલાલ (ઉમરેઠ) હતુ માતાનુ નામ જડાવબેન હતુ જડાવબેન કાવ્ય સર્જનની કુદરતી બક્ષિસ ધરાવતા હતા તેમના સંસ્કારો કુસુમબેનમા ઊતર્યા છે કપડવણજના સેનામૂર્તિ તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી હરિભાઈ માણેકલાલ દેસાઈ કુસુમબેનના નિકટ પરિચયમા આવેલા પરિણામે કુસુમબેન પોતે ૧૩ વર્ષની ઉંમરના હોવા છતા ૪૦ વર્ષના વિધુર હરિભાઈ સાથે સ્વેચ્છાએ લગ્નથીથી જોડાયેલા હરિભાઈના અવસાન વખતે ગાંધીજીએ કુસુમબેન ઉપરના પત્રમા લખેલુ કે તમે એમના પત્ની હતા એના કરતા શિષ્યા વધારે હતા હરિભાઈને જ પરણવાનો આગ્રહ તમારો જ હતો હરિભાઈના અવસાન પછી કુસુમબેન સત્યાગ્રહ આશ્રમમા રહેવા ગયેલા ગાંધીજી અને કસ્તૂરબાનો વિશ્વાસ પ્રાપ્ત કરેલો તેઓ ગાંધીજીને પત્રવ્યવહાર સંભાળવામા મદદ કરતા, તથા અંગત મંત્રી તરીકે પણ કામ કરતા આશ્રમમાંથી ગાંધીજી મુસાફરીએ જાય ત્યારે કસ્તૂરબાને સ્ત્રી વિભાગની દેખરેખ રાખવાના કામમા મદદ કરતા તેઓ ગાંધીજી અને કસ્તૂરબા સાથે મુસાફરીએ પણ જતા કુસુમબેન પર ગાંધીજીએ લખેલા પત્રોનો સંગ્રહ નવજીવન કાર્યાલય અમદાવાદ તરફથી બહાર પડેલો છે ૧૯૩૦–૩૨ની રાષ્ટ્રીય લડત વખતે સુરત બારડોલી તાલુકો અને ભરૂચ જિલ્લામા પરદેશી કાપડ અને દારૂ તાડીના પીઠાની ચોકીનુ કામ કુસુમબેને કરેલુ બોરસદ સત્યાગ્રહમા તેઓ જેલમા ગયેલા જેલમા તેમને કસ્તૂરબા સાથે રાખવામા આવેલા કસ્તૂરબા તેમને દીકરી સમ ગણતા સત્યાગ્રહ આશ્રમના નિવાસ પછી થોડા વર્ષ ભરૂચમા આવી છેવટે તેઓ વડોદરાના સ્થિર થયા છે વડોદરામા શ્રી ઓની સહકારી સંસ્થાઓ, પ્રેમાનંદ સાહિત્ય સભા, તથા લેડીઝ ક્લબ વગેરેમા સેવા આપે છે કપડવણજમા 'સેવાશ્રમ' તથા 'ભગિની સમાજ'ના પ્રમુખ છે તેઓ હરિભાઈના શિષ્ય મંડળ અને સ્નેહીઓને 'હરિભાઈ મંડળ' રૂપે એકત્ર કરી સેવા કાર્યોમા દોરવણી પણ આપે છે સમાજસેવા એ એમનો જીવન વ્યવસાય બની ગયો છે

**કેશવલાલ મથુરચંદ પરીખ** વ મહુધા, તા નડિયાદ જ્ઞા જૈન વિગા શ્રીમાળી વાણિયા જ તા ૨૫ ૧૦ ૧૮૮૯. શિ એલ એમ એન્ડ એસ, મુંબઈ યુનિ ની ઉપાધિ ગ્રાન્ટ મેડિકલ કોલેજ, મુંબઈમા ભણી ૧૯૧૦મા મેળવી કા ૧૯૧૦મા જે જે હોસ્પિટલમા સર્જરીના ફેલો અને રજિસ્ટ્રાર તરીકે કામ કર્યું ૧૯૧૦–૧૧મા ધારવાડ જિલ્લામા પ્લેગ ઇનોક્યુલેશન ડ્યુટીની નોકરી કરી ૧૯૧૧–૧૨મા વડોદરા રાજ્યમા આસિ સર્જન તથા સિવિલ સર્જન તરીકે કામ કર્યું ૧૯૧૨મા આસિ સર્જન અને સિવિલ સર્જન તરીકે મુંબઈ ઇલાકામા (બી એમ એસ) નોકરી કરી ૧૯૧૯મા અનુભવ માટે પરદેશ ગયા ૧૯૨૨મા મુંબઈ ઇલાકાની નોકરીનુ રાજીનામુ આપી ૧૯૪૨ સુધી ખાનગી સર્જિકલ હોસ્પિટલ સાથે અમદાવાદમા ખાનગી પ્રેક્ટિસ શરૂ કરી ૧૯૪૨ના જુલાઈથી નિવૃત્ત જીવન ગાળે છે સર ૧૩૧૨, ધનેડીની પોળ, રાયપુર, અમદાવાદ ૧

**કેશવલાલ ભવાનીશંકર પંડ્યા** વ નડિયાદ, જ સંવત ૧૯૬૪ જ્ઞા બ્રાહ્મણ શિ અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનુ કા ઘરની આર્થિક સ્થિતિ ગરીબ હોઈ ધાર્યા કરતા વહેલો અભ્યાસ છોડવો પડેલો બાકાને ત્યાં સુરતમા રહી પ્રથમ ઇન્ડિયન પ્રિ પ્રેસમા પરચૂરણ કામકાજ કરવા સાથે કંપોઝ તથા મશિન ખાતાનુ કામ શીખ્યા. તે સમયે મુંબઈ સમાચારના વાર્તાલેખક શ્રી નગીનદાસ મ છારામને ત્યાં લહિયાનુ કામ કર્યું 'દેશી મિત્ર' નામનુ અઠવાડિક પત્ર ગામના ગ્રાહકોને વહેંચવા જતા કેટલીયે મુસીબતો બાદ તે પ્રેસમા કંપોઝીટર તથા પ્રેસના માલિકના કોચવાન તરીકે રૂ ૨૦] માસિક પગારે નોકરી રહ્યા ધીમે ધીમે તે પ્રેસમાંથી પ્રગટ થતા 'અસહકાર' અને ગડગડાટ નામના બે પત્રોના તંત્રીઓ અને બીજા કેટલાક લેખકોના પરિચયમા આવ્યા ઓફિસમા પ્રૂફરીડિંગ સમાચાર તથા રમૂજી ટૂચકા લખવાની તક પણ સાંપડી પછી રસ ઊતર્યો અને સુરત છોડવુ પડ્યુ અને સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદમા ત્રણ વર્ષ નોકરી કરી ત્યાર બાદ નડિયાદ અને આણંદના પ્રેસોમા એકાદ વર્ષ [illegible] સમયના વહેળના સતત અનુભવે સમાજ સુધારણાને લક્ષ્ય બનાવી 'વિધવા વિમળા' નામનુ સામાજિક પુસ્તક પ્રગટ કર્યું ભાગીદારીમા નડિયાદમા યુનિવર્સલ પ્રેસ શરૂ કર્યું એક વર્ષ પછી ભાગીદાર મટી ત્યાંના ફોરમેન મેનેજર તરીકે રહ્યા 'શ્રી ભક્તિ સેવક મંડળ'ની સ્થાપના કરી ભક્તિસાહિત્ય પ્રચાર અર્થે જન્મચરિત્ર, સ્તવનાવલી વગેરે પુસ્તકો લખ્યા એક વર્ષ જ્યોતિ સાપ્તાહિકનું તંત્રીપદ સંભાળ્યુ પ્રેસમા પુસ્તક પ્રકાશન વિભાગ શરૂ કરી સંતરામમા ઉજવાયેલ મહોત્સવની યાદ ગીરી ગ્રંથ 'મહોત્સવ સંભારણ' પ્રગટ કર્યુ આ સંસ્થામાંથી આઠ વર્ષની કામગીરી બાદ ૧૯૪૯ વર્ષ પોતાનું સ્વતંત્ર શ્રી ભક્તિ સાહિત્યમંદિર' નામનું કાર્યાલય શરૂ કર્યું છે ભક્તિ ગ્રંથમાળા અને 'ભક્તિ' માસિક પ્રગટ કરવાનું

નામ હરગ પર લીધુ છે આ વિદાનીમા રશ્મિ પ્રિન્ટ પ્રેસ શરૂ કરી નેવ્યાશી વર્ષ બાદ વધુ પાઠ જ તીર્થમાંથી છૂટા થયા 'રશ્મિ' માસિકના પાયમા વર્ષે ગામભાગ પર પેટી ગામ ઉદાર જમીન વેચાણ લઈ ત્યા ખૂબ પ્રસિદ્ધ થયુ માઈ મંદિર બાંધી ત્યાં રહે છે સવત ૧૯૯૬ના આસો માસથી કપાળ બહાર ન જવાની પ્રતિજ્ઞા લઈ જગદબાની સેવામા જીવન વ્યતીત કરે છે રશ્મિ માસિકના તત્રી છે, અને ધાર્મિક સાહિત્યનુ સર્જન અને પ્રચાર કરે છે સર માઈ મંદિર, મંજીપુર, નડિયાદ

**કેશવલાલ રણછોડદાસ પટેલ** વ ઉમરેઠ, તા આણદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૧૪-૧૨-૧૮૭૮. શિ ૧૯૦૫મા મુબઈ હાઈકોર્ટ તરફથી લેવાતી વકીલની પરીક્ષા પસાર કરી શાળામા ઈનામ મેળવેલા કા એક જ્ઞાતિના આગેવાન વકીલ છે ૧૯૦૫મા વકીલાતની પરીક્ષા પસાર કરી અમદાવાદ, ખેડા અને પચમહાલ જિલ્લાઓમા વકીલાત કરવા સનદ મેળવી. અને ખાસ કરીને ક્રિમિનલ સાઈડ ઉપર કામ કર્યુ ઉમરેઠ મ્યુનિસિપાલિટીને વિકસાવવામા બીજા મિત્રો સાથે મહેનત ઉઠાવેલી ૫ વર્ષ સુધી સ્કૂલની મેનેજિંગ કમિટીના ચરમેન તરીકે, તથા ઘણા વર્ષ સુધી ઉમરેઠ મ્યુનિસિપાલિટીમા ચેરમેન, વાઈસ ચેરમેન તથા પ્રેસિડેન્ટ તરીકે કામ કર્યુ તાલુકા લોકલ બોર્ડમા સભ્ય તરીકે, ખેડા જિલ્લા ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડમા કેળવણીના નિષ્ણાત તરીકે, ઉમરેઠ મદદની બહાર તથા સસ્તા અનાજની દુકાનમા સભ્ય તરીકે કામ કર્યુ છે ઉમરેઠ મ્યુનિસિપાલિટીના બોર્ડ ઓફ ટ્રસ્ટીઝના ચેરમેન તરીકે સેવા આપે છે સર સ્ટેશન રોડ, ઉમરેઠ

**કૃષ્ણલાલ અબાલાલ જોષી** વ કપડવંજ જ્ઞા મોઢ બ્રાહ્મણ જ . તા ૬-૧-૧૯૧૦ શિ મેટ્રિકમા કપડવંજ મ્યુનિસિપાલિટીમાથી પ્રથમ નબરે ઉત્તીર્ણ થઈ ગુજરાત કોલેજમા દાખલ થયા કોલેજના બીજા વર્ષમા મેરિટ સ્કોલરશિપ મળી. ૧૯૩૦મા અંગ્રેજી ઓનર્સ લઈ બી એ થયા પછી એલ એલ બી. થયા કા ૧૯૩૩મા ઉમરેઠમા વકીલાત શરૂ કરી ઉમરેઠ મ્યુનિસિપાલિટીના કાયમના વકીલ તરીકે નિમણૂક થઈ અને ઉમરેઠ ખાતે સરકારી ગવર્મેન્ટ પ્લીડર નિમાયા ૧૯૪૫મા ઝાબુઆ સ્ટેટમા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા, પરતુ તે ન સ્વીકારતા મુબઈ સરકાર તરફથી નિયુક્ત ઋણ રાહત બોર્ડ ગોધરા તાલુકાના ચેરમેન તરીકે હોદ્દો સભાળ્યો બાદમા દાહોદ સિવિલ જજ તરીકે નિમણૂક થઈ રાજ્યોનુ વિલીનીકરણ થતા છોટા ઉદેપુર સ્ટેટમા જજ તરીકે દીવાની કોર્ટમા નિમણૂક થઈ હાલ અમદાવાદમા સેકન્ડ જોઈન્ટ સિવિલ જજ તરીકે કામ કરે છે ઋણરાહતના વિશાળ અનુભવથી એ કાયદા પર ૫૦૦ પાનાનુ બોમ્બે એગ્રિકલ્ચરલ ડેટર્સ રિલીફ એક્ટ ૧૯૪૭ નામનુ પુસ્તક બહાર પાડ્યુ છે ગીતાના શ્લોકો ઉપર 'ગુજરાત સમાચારમા' અભ્યાસપૂર્ણ લેખો લખે છે સાહિત્યમા વેદાન્ત અને આધ્યાત્મિક વાચનનો ખૂબ શોખ છે ઉમરેઠ સેવાસદનના મહામંત્રી તરીકે તેમજ મ્યુનિસિપલ ઈન્સ્ટિટ્યુશનના ટ્રસ્ટ બોર્ડના સભ્ય તરીકે કામ કર્યુ સર ૨, નૂતન સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ.

**ખુશાલદાસ કાળીદાસ પટેલ** વ બાકરોલ તા આણદ ઉ ૬૯ વર્ષ શિ પ્રાથમિક શિક્ષણ બાકરોલમા, માધ્યમિક શિક્ષણ કરમસદ અને પેટલાદમાં કા દક્ષિણ આફ્રિકા ગયેલા ત્યારે ગાધીજીના નિકટના સંસર્ગમા આવેલા ગાધીજીએ તેમનુ નામ 'ભગત' રાખેલુ અને ૧૯૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહમા છ માસની જેલ ભોગવેલી અને ૧૯૪૨માં ફરીથી અટકાયત અને સાત માસની જેલ ભોગવેલી પેટલાદ તાલુકા કોંગ્રેસ મંડળના વર્ષો સુધી મત્રી રહેલા બાકરોલમા પુસ્તકાલય, દવાખાનુ તથા અંગ્રેજી શાળાના મત્રી અને સચાલક અને 'નવજીવન' અઠવાડિકના સહતત્રી રહેલા સર બાકરોલ, વાયા આણદ

**ખુશાલભાઈ કુબેરભાઈ પટેલ** વ ઉત્તરસડા, તા નડિયાદ મ શરૂઆતમા અમદાવાદ જઈ મિલમા નોકરી કરેલી ત્યાર પછી ઉત્તરસડામા



કાપડની દુકાન કરી ૧૯૧૪થી જાહેર જીવનમા પડ્યા છે ઉત્તરસડાની શાળા, ફેમિન રિલિફ કમિટી, રાષ્ટ્રીય કેળવણી મંડળ (૧૯૨૦), અને સત્યાગ્રહની લડત વખતે ૧૯૩૨ ૩૩મા) મત્રી તરીકે સેવાઓ આપી છે ૧૯૧૮ બાદ તાલુકા, જિલ્લા અને પ્રાંતિક સમિતિમા ચૂટાઈ ૧૫ વર્ષ સુધી કામ કર્યુ હતુ તિલક ફાળો રેવસંકટ, ગામમા હાઈસ્કૂલ બાધકામ, સેવાસમાજનુ દવાખાનુ, ઉત્તરસડાનુ ચરોતર મેડિકલ રિલીફ દવાખાનુ વગેરેમા ખૂબ જહેમત લઈ ફાળો ઉઘરાવેલા. ઉત્તરસડા સેવાસમાજના સલાહકાર તરીકે અને પ્રમુખ તરીકે સેવા સમાજના દવાખાનામા ચાર વર્ષ સેવા આપેલી ૧૯૪૫થી ચરોતર મેડિકલ રિલીફ સોસાયટીના ઉપપ્રમુખ તરીકે હજી સેવા આપી રહ્યા છે ચાર વર્ષની ઉમરે તેઓનુ લગ્ન થયેલુ અઢાર વર્ષની ઉમરે વિધુર થવા પછી સમજપૂર્વક ફરી લગ્ન કર્યુ નથી અને આજ દિન સુધી જાહેર સેવામા પોતાનુ જીવન વ્યતીત કરતા આવ્યા છે

**ખોડા ભગત** વ કાસોર, તા આણદ કા કાસોરના નાથુસિંહ ગોહેલના આ પુત્ર પરમ વૈષ્ણવ ખોડા ભગતના નામે વિખ્યાત છે નાનપણથી જ ભક્તિરસમા ડૂબેલા નિશાળમા મૂકવામા આવેલા પણ મન ભક્તિમા હોવાથી ભણેલા નહિ. માયામા રસ નહિ રહે તો પોતાનો વશ જશે એમ માની તેમના પિતાએ તેમનુ લગ્ન કર્યુ છતાયે તેઓ સંસારી જીવનથી અલિપ્ત રહ્યા ખેતી કરવા ખેતરમા મોકલ્યા ખેતરમા ખેતી કરતા થતી જીવહિંસા જોઈ ખેતી કરવાની પિતાજીને તેમણે ના પાડી કેટલાક વખત પછી તેમના ઓરમાન માને પુત્ર તથા પુત્રી થતા પિતાએ તેમની ત્યાગવૃત્તિ તરફનો અકુશ હળવો કર્યો એટલે નિરકુશપણે તેમણે ભજન મંડળી જમાવી તેમા મગળભાઈ, ગોરધનભાઈ નારણભાઈ, દેસાઈભાઈ ઘેરીભાઈ પટેલ તથા ભાઈલાલભાઈ મુખ્ય હતા તેઓએ ખોડા ભગત સાથે

કલ્યાણભાઈ ખુશાલભાઈ દેસાઈ છૂટા થયા સં ૧૯૯૭મા ચુનીલાલ ફૂલાભાઈ પટેલ ભાગીદાર તરીકે જોડાયા સં ૧૯૯૭મા આર એમ પટેલ નામની બીજી પેઢી શરૂ કરી તેમા ચુનીભાઈ ફૂલાભાઈ, શાકરલાલ લલ્લુભાઈ રાનાભાઈ ભૂલાભાઈ પટેલ, ગોરધનભાઈ મગનભાઈ પટેલની ભાગીદારીમા તમાકુ વેચવા સાથે બીડીઓ બનાવવાનુ શરૂ કર્યું તેમા ઝાંસી વિઝાગ તીરોડા બેંગ્લોર, ગોદિયા, નગાજની, કલકત્તા શાખાઓ ખોલી આજે આ પેઢી રોજની વીસ લાખ બીડીઓ તૈયાર કરે છે અને તે આસામ, પાકિસ્તાન તથા બંગાળ પ્રદેશમાં ખપે છે સં ૨૦૦૦મા એમ કે બ્રધર્સ નામની ત્રીજી પેઢી શરૂ કરી એનુ સંચાલન એમના સાળા ડાહ્યાભાઈ છગનભાઈ પટેલ સંભાળ્યુ મુખ્ય ઓફિસ કલકત્તા રાખી તીરોડ, સિંવચર કરીમગંજ વગેરે સ્થળોએ શાખાઓ ખોલી આજ વર્ષમા શ્રી ગોકળભાઈની મુખ્ય પેઢીમાથી ભાગીદાર છૂટા થતા શ્રી ગોકળભાઈ અને એમના નાના ભાઈ શ્રી છોટાભાઈ એ પેઢી ચલાવે છે આ પેઢી મુખ્યત્વે તમાકુ તૈયાર કરી ઉપરની બે પેઢીઓને મોકલે છે અને એ બે પેઢીઓ તથા તેમની શાખાઓ એ તમાકુમાથી બીડીઓ બનાવી વેચે છે યુદ્ધના વર્ષોમા આ ધધાને ઘણો લાભ થયો છે અને અત્યારે તે વિશાળ પાયા ઉપર ખડો છે

શ્રી ગોકળભાઈ નડિયાદના તમાકુના નામાંકિત વેપારી છે હજારો રૂપિયાના દાન આપનાર અને અનેક પ્રવૃત્તિઓના સક્રિય કાર્યકર્તા છે નડિયાદની જે એન્ડ જે કોલેજના પ્રારંભથી એની વ્ય સં ના સભ્ય અને હાલ વાઈસ ચેરમેન છે નડિયાદ મ્યુ ના ૭ વર્ષથી સભ્ય, તેની વોટર વર્કસ સમિતિના ચેરમેન અને બીજી સમિતિઓના સભ્ય અને ૧૯૫૩ ૫૪મા મ્યુ ના પ્રમુખ છે નડિયાદની આયુર્વેદિક કોલેજની ઈમારત ઊભી કરવામા આગેવાન કાર્યકર, મેડિકલ સોસાયટી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય બાલમંદિર, એ દરેકની કાર્યવાહક સમિતિના સભ્ય છે નડિયાદ ફાયર બ્રિગેડના એક સ્થાપક ઓલ ઈન્ડિયા ટોબેકો ફેડરેશનના ઉપપ્રમુખ ગુજરાત ટોબેકો વેપારી મંડળની કારોબારીના સભ્ય હિંદી વેપારી મંડળના દસ વર્ષથી સભ્ય નડિયાદ તમાકુ વેપારી મંડળના વર્ષોથી પ્રમુખ આમ તેઓ નડિયાદની વિવિધ જાહેર પ્રવૃત્તિઓને બનતી તમામ સેવાઓ આપી રહ્યા છે ઉચ્ચ શિક્ષણ પામ્યા વિના પણ સારી પ્રગતિ કરી શકાય છે એનુ તેઓ એક નોંધપાત્ર ઉદાહરણ છે સરનામું વ્યાસ ફળિયુ પીજ ભાગોળ નડિયાદ

**ગોરધનદાસ સોનાવાલા** વ અમદાવાદ ઉ આશરે ૭૦ વર્ષ કા મુંબઈમા વેપાર કરે છે તેઓએ અમદાવાદમા રૂ ૫૧૦૦૦ના ખર્ચે સોનાવાલા હાઈસ્કૂલ બંધાવી આપી છે લોકોપયોગી કાર્યોમા તેઓ ખૂબ રસ લે છે

**ગોરધનભાઈ દેવજીભાઈ પટેલ** વ સિમના તા બોરસદ જ્ઞા પાટીદાર ઉ ૫૮ વર્ષ શિ બી એજી સને ૧૯૨૦મા કા શરૂઆતમા પૂના પાસેના હડપસરના સરકારી સુએજ ફાર્મમા નોકરી લીધી ને સર્વ પ્રકારના બાગાયત બાજીપાલા તથા શેરડીના વાવેતરનો અનુભવ મેળવ્યો સને ૧૯૨૪થી સરકારી નોકરી છોડીને અહમદનગર જિલ્લામા પ્રવરા કેનાલ ઉપર ખેતીનો ધંધો શરૂ કર્યો ત્યા બાગાયત અને શેરડીનુ વાવેતર શરૂ કર્યું આ સાહસ ફળીભૂત થતા તે પોતાના સગાસંબંધીઓને સોંપી સને ૧૯૩૩થી શેઠ શ્રી એમ. એન. દહાણુકરના બેલવંડી સુગર ફાર્મમા મેનેજર તરીકે જોડાયા બે વર્ષ પછી શ્રી દહાણુકરે શરૂ કરેલી બેલાપુર પાસેની મહારાષ્ટ્ર સુગર મિલ્સમા ફાર્મ મેનેજર તરીકે પાચ વર્ષના કરારથી જોડાયા, અને ૨૦૦૦થી ૪૦૦૦ એકર જમીનમા શેરડીનુ વાવેતર કર્યું પાચ વર્ષનો કરાર પૂરો થતા સને ૧૯૪૦થી શ્રી કરમશીભાઈ જે સોમૈયાએ કાન્હેગામ આગળ ગોદાવરી કેનાલ ઉપર શરૂ કરેલી બે સુગર ફેક્ટરીઓના ફાર્મ મેનેજર તરીકે કામ કરે છે સર ધી ગોદાવરી સુગર મિલ્સ, મુ પોસ્ટ સાકરવાડી, જિ. અહમદનગર

**ગોરધનભાઈ પ્રભુદાસ પટેલ** વ સુણાવ, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૨૦ ૫-૧૮૯૭ શિ



અંગ્રેજી ચાર ધોરણ સુધીનું કા ઈ સ ૧૯૧૪મા યુગાન્ડા (બ્રી ઈ આફ્રિકા ગયા ૧૯૩૧ સુધી જુદા જુદા સ્થળોએ નોકરી કરી ૧૯૩૧મા રૂના વેપારમા જોડાઈ ભાગીદારો સાથે રહી ઈસ્ટ આફ્રિકન કોટન કું લિ, મસેન્ડે કોટન ટ્રેડિંગ કું લિ. પલાન્ગો જિનર્સ લિ સ્થાપી ૧૦ જિનરીઓનું ગ્રૂપ બનાવ્યુ ૧૯૪૪મા ઉપરની ભાગીદારીમાથી છૂટા થઈ મસેન્ડે કોટન ટ્રેડિંગ કું ને નામે બે જિનરીઓ લઈ સ્વતંત્ર રૂનો ધંધો શરૂ કર્યો આ જિનરીઓ એક્સપોર્ટ એન્ડ ઈમ્પોર્ટ, બિલ્ડર્સ એન્ડ કોન્ટ્રેક્ટર્સનુ કામ કરે છે તેમના મોટા દીકરા આ જિનરીઓનુ કામ સંભાળતા હોવાથી તેઓ નિવૃત્ત જીવન ગાળે છે સુણાવ બાલમંદિરના મકાન માટે રૂ ૧૫૦૦૦નું દાન કરેલ છે સર ૪૩, આનંદપુરી, વડોદરા

**ગોરધનભાઈ ભાઈલાલભાઈ પટેલ**



વ ભુરાકૂઈ (તા પેટલાદ) કા તેઓએ બી એ જી મુંબઈ અને એમ એસ સી. (યુ એસ એ ની ઉપાધીઓ મેળવી છે સરકારી ખેતીવાડી ખાતામા જોડાયા છે મુંબઈ રાજ્યના કોટન ડેવલપમેન્ટ ઓફિસર તરીકે કામ કરેલ હાલ સુરત ખાતે ખેતીવાડીમા છે

**ગોરધનભાઈ મોતીભાઈ પટેલ** વ અલિંદ્રા તા માતર જ્ઞા પાટીદાર શિ ઈન્ટર સુધી વડોદરામા, ત્યાર બાદ મુંબઈ સેનેટરી સર્વેયરની પરીક્ષા પાસ કરી કા વડોદરા સુધરાઈમા સેનેટરી ઈન્સ્પેક્ટર તરીકે ૧૨ વર્ષ નોકરી કરી પણ ૩૦ની

સને ૧૯૪૪મા શિક્ષક તરીકેની ખાસ લાયકાત મેળવવા કોલ્હાપુરની કોલેજમા એક વર્ષ અભ્યાસ કરી બી ટી થયા સને ૧૯૫૩થી ચી ન વિદ્યાવિહારના હેડમાસ્તર તરીકે કામ કરે છે સર ચી ન વિદ્યાવિહાર, એલિસબ્રિજ, અમદાવાદ ૬

**ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ** વ દાવોલ, તા. બોરસદ જ્ઞા ટોળકિયા બ્રાહ્મણ જ તા ૨૬-૮-૧૯૦૧ શિ વડોદરાની સયાજી હાઈસ્કૂલમાથી સને ૧૯૧૮મા મેટ્રિક, વડોદરા કોલેજમાથી સને ૧૯૨૨મા બી એ સને ૧૯૨૪મા ડેક્કન કોલેજ પૂનામાથી એમ એ થયા એમ એ મા વેદાન્તમા પ્રથમ આવવાથી રૂ ૫૦૦નુ શ્રી ગોકુળનાથજી વેદાન્ત પ્રાઈઝ મળ્યુ હતુ તથા કઠોપનિષદ પર નિબધ લખવા માટે રૂ ૨૫૦નુ બાનકૃષ્ણ પ્રાઈઝ મળ્યુ હતુ એક વર્ષ એલ એલ બી નો પણ અભ્યાસ કર્યો છે કા સને ૧૯૨૬મા વડોદરા કોલેજમા સસ્કૃતના જુનિયર પ્રોફેસર તરીકે નિમાયા બાદ સને ૧૯૩૦થી ૧૯૫૦ સુધી સીનિયર પ્રોફેસર તરીકે કામ કર્યું. સને ૧૯૫૦ના ઓકટોબરથી વડોદરાના ઓરિએન્ટલ ઇન્સ્ટિટયુટના એકિટગ ડાયરેકટર અને ત્યાર બાદ સને ૧૯૫૨થી તે જ સસ્થામા ડાયરેકટર તરીકે કામ કરે છે ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાહિત્યના વિષયો પર જાહેર પ્રવચનો આપે છે પુસ્તકો અને લેખ લખ્યા છે ભારતની કેટલીક વિદ્યાપીઠોના એમ. એ મા સસ્કૃતના પરીક્ષક નિમાય છે સર 'શાકુતલ', ખરીવાવ, વડોદરા

**ગૌરીશકર મોતીરામ ભટ્ટ** વ પીપળી તા બોરસદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૩-૮ ૧૮૯૫ બા ૧ પુત્ર ૨ પુત્રી તે પૈકી પુત્રી અરવિંદાબેન બી એ થયેલ છે શિ બી એ, એલ એલ બી. એડવોકેટ કા ઇ સ ૧૯૧૪ ૧૫મા મેટ્રિક પસાર કર્યા બાદ અમદાવાદ આવી અભ્યાસની સાથે સાથે અમદાવાદની હાઇસ્કૂલોમા ૧૯૧૬થી ૧૯૩૨ સુધી શિક્ષક તરીકે નોકરી કરી તથા કોલેજની ટર્મ ભરી પરીક્ષાઓ આપી ૧૯૩૨મા એલ એલ બી થઈ અમદાવાદમા વકીલાત શરૂ કરી ૧૯૩૬થી ૧૯૪૩ દરમ્યાન ભાદરવા, પાટડી તથા વિઠ્ઠલગઢમા દીવાન તથા ન્યાયાધીશ તરીકે નિમાયેલા ૧૯૪૪મા ફૂડ કટ્રોલ ઓફિસર તરીકે નિમણૂક થયેલી ૧૯૩૫થી ૪૦ સુધી નરેદ્રમડળ તથા ફેડરેશન મડળોમા સભ્ય હતા ૧૯૪૫મા આઝાદ હિંદ સૈનિકો સામેના કેસમા બચાવ પક્ષના ધારાશાસ્ત્રી હતા ૧૯૪૮થી ભાડુઆત પરિષદ અમદાવાદના પ્રમુખ ઉપપ્રમુખ તથા સભ્ય છે ૧૯૫૦થી કો-ઓ સોસાયટી અમદાવાદના સરકારી લવાદ, ૧૯૫૩થી મજૂર મહાજન સેવા સંઘ, અમદાવાદના કાયદાના સલાહકાર તથા ૧૯૫૦થી સદેશ 'ગુજરાત સમાચાર' દૈનિકોમા કયદો અને સમાજ વિભાગના સપાદક તરીકે કામ કરે છે ૧૯૧૮મા પ્રૌઢ શિક્ષણ રાત્રિ શાળાના પ્રચારક હતા ૧૯૨૦મા મુબઈના ગુજરાતી પત્રના તત્રી વિભાગમા તથા ૧૯૨૧થી ૨૪ સુધી નવજીવન અને યગ ઇન્ડિયાના તત્રી વિભાગમા હતા તેમણે નીચેના પુસ્તકો લખ્યા છે (૧) ફોજદારી કાયદો (૨) કાયદાની સનાદ દીવાની તથા ફોજદારી વિભાગો બીજું કેટલુક એવુ સાહિત્ય અપ્રગટ થયા વિનાનુ છે હાલમા તેઓ અમદાવાદમા વકીલાત કરે છે, અને કુશળ ધારાશાસ્ત્રી ગણાય છે સર ૨૯૮૬/૨ દેસાઈની પોળ, સોનીનો ખાચો, ખાડિયા અમદાવાદ

**ઘનશ્યામપ્રસાદ કૃષ્ણારામ દવે** વ આણદ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૨૧ ૧૧ ૧૯૦૧ શિ ઇન્ટરઆર્ટસ સુધી અમદાવાદ ગુજરાત કોલેજમા કા કોલેજ છોડયા બાદ શરાફી પેઢીની શરૂઆત કરી જિલ્લામા એક અગ્રગણ્ય શરાફ તરીકે તેમની પેઢી જાણીતી છે ૧૯૪૨મા ધી નાગપુર પાયોનિયર ઈન્સ્યુરન્સ કુ મા ડાયરેકટર તરીકે જોડાયા. ૧૯૪૫થી તેના મેનેજિંગ ડાયરેક્ટર થયા છે ૧૯૪૪મા અમદાવાદમા શેર એન્ડ સ્ટોક બ્રોકરની પેઢી શરૂ કરી આણદ મ્યુનિસિપાલિટીમા ૧૯૪૧થી ૧૯૪૮ સુધી રહી સેવા કરી ૧૯૩૪થી ૧૯૩૭ સુધી વાઈસ-પ્રેસિડેન્ટ, અને ૧૯૪૦થી ૧૯૪૬ સુધી પ્રમુખ હતા. ૧૯૪૧મા રાવસાહેબનો ઇલકાબ મળ્યો ૧૯૩૮થી આણદ એજ્યુ. સોસાઇટીના ચેરમેન અને છેલ્લા વીસ વર્ષથી આણદની ચરોતર એજ્યુ સોસાઇટીની કાઉન્સિલ તથા ગવર્નિંગ બોર્ડના સભ્ય છે ચારુતર ગ્રામોદ્ધાર સ મડળ લિ વિદ્યાનગરના સભ્ય, ખેડા જિલ્લા સેન્ટ્રલ કો-ઓ બેક લિ ના નિયામક મડળના સભ્ય, આણદ સર્વોદય સહકારી મડળી નિ ના નિયામક મડળના સભ્ય તેમ જ શ્રી બાજ ખેડાવાળ વિદ્યાર્થી સહાયક સ ગડળ નિ ના છેલ્લા દશ વર્ષથી ચેરમેન છે ઉપરાત આણદ તાલુકા ખરીદ વેચાણ સઘ લિ, ચારુતર વિદ્યામડળ, વિદ્યાનગરનુ ગવર્નિંગ બોર્ડ, શ્રી બાજ ખેડાવાળ એજ્યુ સોસાયટીનુ નિયામક મડળ વગેરેમા સ્થાપનાથી જ સભ્ય છે નવચેતન કન્ઝ્યુમર્સ સ્ટોર્સ નિ તેમ જ આણદ ચીપ ગ્રેન શોપમા સ્થાપનાથી જ ચેરમેન છે તેમણે ચારુતર વિદ્યામડળ વિદ્યાનગર, એમરી હોસ્પિટલ આણદ, આણદ એજ્યુ સોસાયટી મ્યુ ડિસ્પેન્સરી બાજ ખેડાવાળ એજ્યુ સોસાયટી, સ્વામીનારાયણ સપ્રદાયના મદિરો વગેરે જુદી જુદી સસ્થાઓમા મળી લગભગ રૂ ૨૬૦૦૦)ના દાન કરેલા છે સર બેકર એન્ડ શેર બ્રોકર બજાર, આણદ



**ચતુરભાઈ કાશીભાઇ પટેલ** વ નાર, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૪-૧૨-૧૮૯૪ બા ૬ પુત્રો અને બે પુત્રી તે પૈકી પુત્ર હરિહરભાઈ બી કોમ એલ એલ બી છે, અને બબુભાઈ બી એસ સી બી ફાર્મ (મુબઇ), એમ એસ સી (અમેરિકા) અને પી એસ સી (લડન) છે શિ ઈ સ. ૧૯૧૬મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી કોલેજનુ પ્રથમ વર્ષ પસાર કરી અભ્યાસ છોડેલો કા ૧૯૧૭મા આફ્રિકામા એક અગ્રેજ એસ્ટેટના એકાઉન્ટન્ટ તરીકે દાખલ થયા મેનેજર બન્યા અને ૧૯૨૬ સુધી રહ્યા ત્યાર



અને વડોદરા કોલેજમા "ફેલો" નિમાયા કા શ્રીમત સયાજી રાવ ગાયકવાડ નરપરીક્ષક હતા તેમની પસદગી પામીને રેવન્યુ ખાતામા પ્રોબેશનર તરીકે સીધી નિમણૂકથી સને ૧૯૦૮મા અમલદાર નિમાયા. છતા અભ્યાસ જારી રાખીને સને ૧૯૧૦મા એન એન બી થયા સાથે સાથે રેવન્યુ ખાતાની છ છ મહિને લેવાતી 'લોઅર" અને "હાયર"ની પરીક્ષા પાસ કરી એન એન બી પાસ કરી એટલે તરતજ સને ૧૯૧૦મા ન્યાય ખાતામા મુનસફ (ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ) તરીકે નિમાયા ત્યાર બાદ સને ૧૯૨૪મા આસિસ્ટટ જજ અને છેવટ વડોદરાના વરિષ્ઠ ન્યાયાધીશ તરીકે કામ કર્યું વિલીનીકરણ વખતે એટલે કે સને ૧૯૪૭મા વડોદરા હાઈકોર્ટના જજ હતા ત્યાર બાદ નિવૃત્ત થયા વતન ચાગા ગામનો સર્વાંગી વિકાસ સાધવામા જીવનભર રસ લીધો છે ગામમા લાયબ્રેરી, દવાખાનુ, મહિલા પુસ્તકલય, પ્રસુતિગૃહ, સ્ત્રીઓ માટે ઉદ્યોગશાળા, વ્યાયામશાળા, વગેરે સસ્થાઓ ઊભી કરવામા આવેવાની લીધી છે ચાગાની હ ઈસ્કૂલ તેમના પ્રયાસને આભારી છે ચાગાની ગુજરાતી સ્કૂલનુ મકાન બધાવવામા રૂ ૨૬૦૦૦ એકત્ર કરી ખર્ચ્યાં છે વડોદરાની પ્રતાપગજ હાઉ સિંગ સોસાયટીના પ્રમુખ છે મુસાફરીનો ભારે શોખ છે હિંદુસ્તાનમા જોવાલાયક તમામ સ્થળો જોઈ આવ્યા છે નોકરીમાથી નિવૃત્ત થયા પછી આફ્રિકા ગયા અને કેન્યા, યુગાન્ડા, ટાગાનિકા, બેલ્જિયમ કાગોમા ફરી આવ્યા છે સરનામુ નિવૃત્ત હાઇકોર્ટ જજ, C/o કાન્તિ વિહાર બગલો, પ્રતાપગજ, વડોદરા

**ચતુરભાઈ પ્રભુદાસ પટેલ** વ બોરિયાવી તા આણદ જ્ઞા પાટીદાર જ તા સવત ૧૯૬૧ શિ રતનપુરા, તા આણદની ગુજરાતી નિશાળમા વર્નાક્યુલર ફાઈનલ પાસ થતા સુધી કા કુટુબનો ધધો ખેતી આર્થિક તગીને લીધે અભ્યાસ છોડ્યો ઉત્તરસડાના પટેલ પુરુષોત્તમદાસ લલ્લુભાઇ મુબઈમા દૂધનો ધધો કરતા હતા તેમને ત્યા નોકરી શરૂ કરી સવત ૧૯૮૦થી પોતાના ભાઈ હરમાનભાઈ પ્રભુદાસ પટેલની સાથે ભાગીદારી કરી સોળ ભેસ ખરીદ કરી સ્વતત્ર ધધો શરૂ કર્યો આ ધધો ધીરે ધીરે સારી પેઠે વિકસ્યો છે હાલ અધેરીમા ૪૬૦૦૦ વાર જમીન ખરીદ કરી તેમા તબેલા બાધી ૪૦૦ ભેસો રાખી છે હજી ૩૦૦ ભેસો રાખી શકાય તેવા બે તબેલા બાધવાના છે બાકીની જમીનમા મકાનો ચણીને ભાડે આપી વાર્ષિક રૂ ૧૨૦૦૦ જેટલુ ઉત્પન્ન મેળવે છે દૂધાળી ભેસોને અધેરીના તબેલામા રાખે છે ને ભેસના પડાપડીને તથા વસૂકી ગયેલી ભેસોને બોરિયાવીમા રાખે છે બોરિયાવીમા ત્રીસેક વીઘા જેટલી જમીન ખરીદી તેમા ઘાસ ઉગાડી આ ઢોરનો નિભાવ કરે છે નકામી ભેસોને કસાઇને વેચવી નહિ દૂધમા ભેગ કરવો નહિ અને નાના બચ્ચાંને માનુ દૂધ મળવા દઇ ઉછેરવા વગેરે આદર્શ જાળવી રાખે છે બોરિયાવીમા શાળાનુ મકાન બાધવા રૂ ૨૦૦૦૦, રતનપુરામા તળાવ બાધવા રૂ ૨૦૦૦ તથા લાયબ્રેરી માટે રૂ ૫૦૧ આપ્યા છે મુબઈના દૂધ ઉત્પાદક સઘના પ્રમુખ છે સર તારદેવ ભગવાનજી ઘેલાભાઈ ચાલ, મુબઈ ૭

**ચતુરભાઈ બાબરભાઇ પટેલ** વ કુજરાવ, તા આણદ જ્ઞા પાટીદાર જ ૧૯૮૦ શિ ૧૯૧૬મા સિડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઈકોનોમિક્સ-મુબઈમાથી બીજી શ્રેણીમા બી કોમ થયા છે કા મેટ્રિક થયા પછી એક વર્ષ રેવન્યુ ખાતામા નોકરી કરેલી ત્યાર બાદ એક વરસ કોરોનેશન હાઈસ્કૂલ, નડિયાદમા શિક્ષક તરીકે અને એક વરસ એ વી સ્કૂલ ઓડમા મુખ્ય શિક્ષક તરીકે નોકરી કરેલી કોલેજમા અભ્યાસ સાથે કમિશન એજટનુ કામ માસ્ટર સન્સની કુ ને નામે કરતા બી કોમ થયા બાદ મુબઈ લક્ષ્મીદાસ મારકેટમા કાપડની દુકાન કરેલી પછી 'હિંદ બટન ફૅક્ટરી એન્ડ મેટલ વર્ક્સ' લિ મુબઈમા જનરલ મેનેજર તરીકે કામ કર્યું ત્યાથી છૂટા થઇ બે વર્ષ રગુનમા 'ઇન્ડો બર્મા સ્વદેશી ડેવલપમેન્ટ કુ. લિ 'ના જનરલ મેનેજર તરીકે કામ કરેલુ પણ શરીર નાદુરસ્ત રહેતા ત્યાથી વતનમા પાછા ફરેલા મુબઈ હતા ત્યારે મનવાડામા આર્ય કન્યાવિદ્યાલયની સ્થાપના કરવામા અને શરૂઆતમા તેની વ્યવસ્થામા થોડો વખત કામ કરેલુ રગુનથી આવ્યા બાદ નવસારી પાસે ગુરુકુલ સૂપાની વ્યવસ્થા બે વર્ષ સુધી સભાળી, પણ શરીર સારુ ન રહેતા ત્યાથી છૂટા થયા આર્યકુમાર મહાસભા-વડોદરામા જોડાયા અને સૌરાષ્ટ્રમા સોનગઢમા આવેલા ગુરુકુળના મુખ્યાધિષ્ઠાતા અને ટ્રસ્ટી તરીકે સેવા આપી રહ્યા છે આર્યકુમાર મહાસભા વડોદરાના સભ્ય, ઉપપ્રમુખ અને ટ્રસ્ટી તરીકે, આર્યકન્યા ગુરુકુળ-પોરબદરના વ્યવસ્થાપક અને ટ્રસ્ટી તરીકે, તથા મહર્ષિ દયાનદ મહાવિદ્યાલય ચોરવાડ (સોરઠ, મહિલા મહાવિદ્યાલય ટ્રસ્ટ, અને મહર્ષિ દયાનદ સ્મારક ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે સેવા આપે છે. સર આર્યકન્યા ગુરુકુલ, રાજવાડી, પોરબદર

**ચતુરભાઈ શકરભાઈ પટેલ** વ વઘાસી, તા આણદ જ તા ૮-૧૦-૧૯૦૧ જ્ઞા પાટીદાર



શિ ઈ સ ૧૯૧૯મા મેટ્રિક, ૧૯૨૩મા બી એ ઓનર્સ (બીજો વર્ગ સસ્કૃત-ગુજરતી સાથે) થયા કોલેજમા સ્કોલરશિપ મેળવેલી અમદવાદમા બી એની પરીક્ષામા ગુજરાતીમા ફર્સ્ટ ક્લાસ ગુણ મેળવેલા ૧૯૩૦મા એમ એ મા બીજા વર્ગમા ઉત્તીર્ણ થયા પછી અમદાવાદ લૉ કોલેજમાથી એન એન બી થયા કા ઈ સ ૧૯૨૩થી ૨૭ સુધી સસ્થાન હાઈસ્કૂલ ડાકોરમા તથા ૧૯૩૧થી ૩૬ સુધી વનિતા મહિલા વિદ્યાલય અમદાવાદમા શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૩૬થી બરોડા કોલેજમા ગુજરાતીના પ્રાધ્યાપક તરીકે નિમાયા છે મુબઈ યુનિ અને શ્રી ના દા ઠા વિમેન્સ યુનિની સેનેટના, ના દા ઠા. વિમેન્સ યુનિની સિન્ડિકેટના, મુબઈ, વડોદરા અને વિમેન્સ યુનિના બોર્ડ ઓફ સ્ટડીઝ ઈન ગુજરાતી અને ફેકલ્ટી ઓફ આર્ટસના સભ્ય છે શ્રી કેળવણી મડળ, વડોદરાના ઓનરરી સેક્રેટરી તથા બોર્ડ ઓફ ટ્રસ્ટીઝ-શ્રી સયાજી હાઈસ્કૂલ ફોર બોઈઝ એન્ડ હાઈસ્કૂલ ફોર ગર્લ્સ, વડોદરાના ટ્રસ્ટી તથા ઓનરરી સેક્રેટરી તરીકે કામગીરી બજાવે છે મ ચી.

**ચદુલાલ અમૃતલાલ દલાલ** વ નડિયાદ, ઉં ૬૦ વર્ષ



જ્ઞા વણિક. ૫ કપિનાગૌરી (પ્રમુખ–મહિલા સમાજ) બા છ પુત્રો અને એક પુત્રી છે ત્રણ પુત્રો વકીલ, એક ડોકટર અને બે કોલેજમા ભણે છે પુત્રી ખેડા જિલ્લાની દશા પોરવાડ જ્ઞાતિના સૌ પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ (બી એ) છે શિ નડિયાદ અને મુબઈમા અભ્યાસ કરી ૧૯૦૩મા મેટ્રિક પાસ ૧૯૦૮મા વિ'સન કોલેજમાથી બી એ ૧૯૧૨મા એલ એલ બી કા નડિયાદના આગેવાન વકીલ વલ્લભભાઈ દેસાઈની મદદથી ફોજદારી કોર્ટમા વકીલાત શરૂ કરી. નડિયાદ રેલવે ડિરેઈલમેન્ટ કેસ, સતરામ વોલન્ટિયર કેસ, સિટી જીમખાના શશિકાન્ત ખૂન કેસ વગેરેમા સફળતા મેળવી ૧૯૪૧મા કોગ્રેસ તરફ સહાનુભૂતિ અને વલણ હોવાથી આઠ માસની જેલ ભોગવી તેઓ એક બાહોશ ફોજદારી વકીલ તરીકે ખૂબ જ જાણીતા છે સર સતરામ સોસાયટી નડિયાદ

**ચંદુલાલ કેશવલાલ પરીખ** વ પેટલાદ જ્ઞા વણિક કા પેટલાદના એક અગ્રગણ્ય અને આગેવાન ઉદ્યોગપતિ હાલમા તેઓ પેટલાદની તેમની પ્રસિદ્ધ રગશાળા–ધી પેટલાદ ટર્કી રેડ ડાઈ વર્ક્સ–નુ સચાલન કરે છે તેઓએ અનેક નાના મોટા દાન કર્યાં છે પેટલાદમા એમના નામ પરથી 'પરીખ ચદુલાલ કેશવલાલ સાર્વજનિક પુસ્તકાલય' ચાલે છે, તેમા તેઓએ સારુ દાન કર્યું છે વડોદરાના ગાયકવાડે તેમની કદર કરી તેમને ખિતાબ આપેલો તેથી તેઓ દાતાર શેઠ તરીકે પ્રસિદ્ધ છે. હજી પણ તેઓનો દાન પ્રવાહ વહે જ જાય છે તેઓએ પોતાના પુત્ર શેઠ શ્રી નવીનચદ્રને તેઓ બી એસ સી (મુબઈ) થયા તે પછી ઈંગ્લેડ મોકલેલા અને તેઓ બી એસ સી (ટેક)ની ઉચ્ચ પદવી મેળવી પાછા આવ્યા એટલે તેમને પોતાની 'ધી કેશવ મિલ્સ કો લિ' પેટલાદનુ સચાલનકાર્ય સોપ્યુ છે હાલમા એ મિલને તથા આખા મિલ ઉદ્યોગને શ્રી નવીનચદ્ર પોતાના જ્ઞાનનો લાભ આપી તેના વિકાસમા અગત્યનો ફાળો આપી રહ્યા છે

**ચદુલાલ ગણપતલાલ દેસાઈ** વ મહુધા તા નડિયાદ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ કા મહુધાની ગ્રામ પચાયતમા અને જિલ્લા લો બો મા ચૂટાઈ તેમણે જનહિતના કામો કર્યાં છે ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓમા તેમનો ફાળો અચૂક હોય છે અગ્રેજ સરકારે તેમની સેવાઓની કદર કરી તેમને રાવસાહેબનો ખિતાબ એનાયત કરેલો ભજન સપ્તાહો અને સગીતના જલસાઓ યોજવામા અગ્ર ભાગ ભજવે છે સાહિત્ય ઇતિહાસ અને તેના સશોધનમા રસ ધરાવે છે મળતાવડા સ્વભાવના હોઈ ગામમા સૌ કોઇની ચાહના પ્રાપ્ત કરી શક્યા છે

**ચંદુલાલ ચતુરદાસ શેઠ** વ ઉમરેઠ તા આણદ જ તા ૧૨–૬–૧૯૦૮. જ્ઞા વણિક શિ ૧૬ વર્ષની ઉંમરે મેટ્રિક પાસ થઈ વડોદરા કોલેજમા દાખલ થયા ૨૦ વર્ષની ઉંમરે બી એસ સી ઓનર્સ અને ૨૨ વર્ષે આખી યુનિવર્સિટીમા બીજા નબરે આવી બી ટી ઓનર્સ થયા. કોલેજમા મેરિટ સ્કોલરશિપ મળેલી, તેમજ મ્હૈસુર સ્ટેટ દામોદરદાસ સ્કોલર શિપ મેળવેલી કા બી એસ સી થયા બાદ ચીખલી હાઇ સ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા બી ટી થયા બાદ મુબઈથી સેકડરી ટીચર્સ ટ્રેનિંગ કોલેજમા લેકચરર તરીકે જગ્યા મળવા છતા ન સ્વીકારી ભરૂચની પાયોનિયર હાઈસ્કૂલમા ૧૯૩૨મા ભાગીદાર અને મેનેજર તરીકે જોડાયા વર્ષોથી તેના પ્રિન્સિપાલ તરીકે કાર્ય કરે છે ગણિત અને વિજ્ઞાન ઉપર પ્રાથમિક અને માધ્યમિક શાળા માટે પાઠય પુસ્તકો તેમજ સહાયક પુસ્તકો લખ્યા છે ભરૂચ જિલ્લા સહાયક મડળમા વર્ષો સુધી કામ કર્યું છે ભરૂચ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડમા ૭ વર્ષ સુધી સભ્ય તથા ૧૯૫૧–૫૩ના વર્ષોમા ચેરમેન હતા ભરૂચ સિટી સ્પોર્ટસના ૩ વર્ષ પ્રમુખ હતા ખડાયતા કેળવણી મડળના આજીવન સભ્ય છે અન્ય સસ્થામા નાના દાન કર્યાં છે કેળવણીના ક્ષેત્રમા સી સી શેઠ તરીકે જાણીતા છે સર પ્રિન્સિપાલ, પાયોનિયર હાઇસ્કૂલ, ભરૂચ

**ચદુલાલ જેઠાલાલ શાહ** વ મહેમદાવાદ શિ ૧૯૧૩મા બી એ થયા ૧૯૧૮મા એસ ટી સી ડી ની ઉપાધિ મેળવી કા તા ૭–૪–૧૯૧૪થી સરકારી કેળવણી ખાતામા જોડાઈ સુરત, અમદાવાદ અને નડિયાદ નોકરી કરી નડિયાદ હેડમાસ્તર તરીકે હતા ત્યારે નડિયાદ મેટ્રિકનુ સેન્ટર થયુ સરકારી હાઈસ્કૂલની રેડિયમ જ્યુબિલી ઉજવાઈ અને ૧૯૪૬મા ૯૩ ૮ જેવુ સુદર પરિણામ આવ્યુ ત્યાર બાદ ૧૯૪૯થી ૧૯૫૨ સુધી શેઠ એમ આર હાઈસ્કૂલ, કઠલાલના પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું ૧૯૪૬ ૪૭થી નવજીવન હાઉસિંગ સોસાયટીના મત્રી છે ૧૯૫૦થી શેઠ જે એચ સોનાવાલા હાઈસ્કૂલ, મહેમદાવાદના ચેરમેન છે ૧૯૫૦થી દશા નાગર વણિક બાર ગામ કેળવણી મડળના પ્રમુખ છે સર જીભાઈપોળ, મહેમદાવાદ

**ચદુલાલ પીતાંબરદાસ પરીખ** વ કપડવણજ જ ૧૮૯૫ શિ પ્રાથમિક તેમ જ માધ્યમિક



શિક્ષણ કપડવણજમા ૧૯૧૬મા મુબઈ યુનિના બી એ અને ૧૯૧૮મા સારા માર્ક સાથે લો ગ્રેજ્યુએટ થયા કા તેઓ શાહ સોદાગર તરીકે પ્રસિદ્ધ છે ૨૩ વર્ષની યુવાન વયે વેપારમા ઝપલાવ્યુ સી પારેખ એન્ડ કપનીની સ્થાપના કરી તેના ભાગીદાર થયા કુશાગ્ર બુદ્ધિને લીધે કપનીના કામકાજમા ઝડપી વિકાસ અનેક વખત ધધાર્થે આફ્રિકાના પ્રવાસે. રૂના વેપાર પછી તેમણે શેર, ઉન, યત્રો, સૂતરાઉ કાપડની મિલો અને વીમો એ સર્વ વેપારી ક્ષેત્રોમા ઉત્તરોત્તર અનોખી પ્રગતિ સાધી રૂનો ધધો મુખ્ય છે જ્યુપિટર સ્પિનિંગ, વીવિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કુ લિમિટેડ, જય ભારત કોટન મિલ્સ લિ,

જય ભારત ઈન્સ્યોરન્સ કુ. લિ., સી. પારેખ એન્ડ કુ. લિ., ઓગમે યુગાન્ડા કુ. લિ., માયસોર કોમર્શિયલ યુનિયન લિ., યુગાન્ડા કોટન યુનિયન લિ., અને નાકાસેરો ટ્રેડિંગ કંપની લિ.ના મેનેજિંગ ડિરેકટર છે. સ્ટેન્ડર્ડ મિલ્સ કુ. લિ.ના ડિરેકટર છે. વ્યાપાર અને ઉદ્યોગ ક્ષેત્રનો એમનો અભ્યાસ તલસ્પર્શી છે, એટલે ઈન્ડિયન મર્ચન્ટસ ચેમ્બરની કમિટીઓના તેઓ ૧૯૩૫–૩૮ સુધી, અમદાવાદ મિલ ઓનર્સ એસોસિયેશનના ૧૯૩૧થી ૧૯૪૧ સુધી, ઈન્ડિયન અને સેન્ટ્રલ કોટન કમિટીના ૧૯૩૬થી ૧૯૪૧ સુધી સભ્ય હતા. ૧૯૪૧મા ભારત–ચીનની વ્યાપારી મંત્રણા સમયે ભારત સરકારના એ સલાહકાર. ૧૯૪૦–૪૨મા ભારત સરકારની નિકાસ અંગેની સલાહકારી કાઉન્સિલના સભ્ય. ૧૯૪૮મા કલોથ કંટ્રોલ પ્રોડકશન કમિટીના સભ્ય. અમદાવાદ મિલમાલિક મંડળની મેનેજિંગ કમિટીના સભ્ય. મુંબઈની ધારાસભામા તે મંડળના પ્રતિનિધિ. ઉપરાંત વેસ્ટર્ન ઇન્ડિયા ટર્ફ કલબ લિ., વિલિંગ્ડન સ્પોર્ટસ કલબ લિ., ક્રિકેટ કલબ ઓફ ઇન્ડિયા લિ. સાથે સંકળાયેલા છે. કોંગ્રેસ ટિકિટ પર પાર્લામેન્ટના સભ્ય તરીકે ચૂંટાયા છે.

**ચંદુલાલ માધવલાલ ત્રિવેદી** વ. કપડવણજ (તા. કપડવણજ) જ. તા. ૨–૭–૧૮૯૩ જ્ઞા. બ્રાહ્મણ શિ. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ કપડવણજમા, ઉચ્ચ શિક્ષણ મુંબઈની એલ્ફિન્સ્ટન કોલેજમા. બી. એ. મા પ્રથમ નંબરે યુનિ.મા આવી સ્કોલરશિપો અને ઈનામો મેળવ્યા. ઇંગ્લેન્ડ જઈ આઈ. સી. એસ. થયા (સને ૧૯૧૭), તેમા અર્થશાસ્ત્રના વિષયમા સૌથી વિશેષ માર્કસ. કા. સને ૧૯૧૭મા આસિ. કમિશ્નર, સને ૧૯૨૧મા સ્વદેશ ખાતાના ડેપ્યુટી સેક્રેટરી, ૧૯૨૬મા વરાડના કમિશ્નર, ૧૯૩૮મા મધ્યપ્રાન્ત અને વરાડના મુખ્યમંત્રી, ૧૯૪૨મા યુદ્ધમંત્રી, ૧૯૪૬મા ઓરિસ્સાના ગવર્નર, ૧૯૪૭મા પંજાબના ગવર્નર. હાલ આન્ધ્રના ગવર્નર છે. તેમના અજબ વ્યક્તિત્વ અને કુશાગ્ર બુદ્ધિની છાપ આગન્તુકને પડ્યા વગર રહેતી નથી. "My first wife is my File" એ તેમનું જીવનસૂત્ર છે.



**ચંદુલાલ સોમાભાઈ શાહ** વ. નડિયાદ, જ્ઞા. વાણિયા. કા. તદ્દન સામાન્ય જીવનથી પ્રારંભ કરી શ્રી ચંદુભાઈ આજે મુંબઈની પ્રખ્યાત ગેસ્ટકિન્સ સેપર વર્કસ કંપનીના મુખ્ય કર્તાહર્તા બન્યા છે. વર્ષોથી મુંબઈના જાહેર જીવનમા સક્રિય રસ લે છે. મુંબઈ સરકારે એમની સેવાઓની કદરરૂપે એમની જસ્ટીસ ઓફ પીસ (જે. પી.) તરીકે નિમણૂક કરી હતી. મુંબઈના વેપારી સંગઠનોમા પણ ખૂબ સક્રિય રસ લે છે અને સરકારની જુદી જુદી કમિટિઓના તેઓ સભ્ય છે. સર. નોંધ: ફ્રેડ લેમાર વાર્ફ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

**ચંદ્રકાન્ત કેશવલાલ પરીખ** વ. મહુધા, તા. નડિયાદ જ્ઞા. જૈન વીશા શ્રીમાળી વાણિયા જ. તા. ૩–૧૨–૨૭ શિ. ૧૯૪૨મા મેટ્રિક પસાર થયા. ૧૯૪૬મા બી. એસ સી.ની ઉપાધિ ગુજરાત કોલેજ, અમદાવાદમા શિક્ષણ લઈ મેળવી. ૧૯૪૮મા બી. એસ. સી. ટેક (મુંબઈ યુનિ.)ની ઉપાધિ માટુંગા ટેકનિકલ કોલેજ, મુંબઈમા ભણી મેળવી. ૧૯૪૮ના જુલાઈ માસમા વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા. ૧૯૫૦મા એમ. એસ. (મીશીગન)ની ઉપાધિ પ્રાપ્ત કરી. ૧૯૫૦ના આખરમા પી. એચ. ડી. (લંડન)ના અભ્યાસાર્થે લંડન ગયા. ૧૯૫૨ના જુલાઈ માસમા ઇમ્પિરિયલ કોલેજ ઓફ સાયન્સ અને ટેકનોલોજી, લંડનમાથી કેમિકલ એન્જિનિયરિંગમા પી. એચ. ડી.ની ઉપાધિ પ્રાપ્ત કરી. કા. ૧૯૫૨ના સપ્ટેમ્બરમા સ્વદેશ પાછા ફરી નવેમ્બર માસમા ધ્રાંગધ્રા કેમિકલ વર્કસમા મેનેજર તરીકે નિમાયા. ૧૯૫૪ના એપ્રિલ માસમા બર્મા શેલ ઓઈલ રિફાઈનરીમા જોડાયા. હલ કંપની તરફથી પેટ્રોલ રિફાઈનિંગના વધુ અનુભવ માટે ઇંગ્લેંડ, હોલેંડ, વગેરે દેશોમા કંપનીની રિફાઇનરીઓ જોવા ગયા છે.



**ચંદ્રકાન્ત મણિલાલ પરીખ** વ. કપડવણજ જ્ઞા. વાણિયા કા. વર્ષોથી વતન કપડવણજને પોતાનું કાર્યક્ષેત્ર બનાવી એના ઉત્થાન માટે મૂક રચનાત્મક કાર્ય કરનારા આજીવન લોકસેવક. કપડવણજ સેવાસંઘના અગ્રણી કાર્યકર. કપડવણજના જાહેર જીવન અને રાષ્ટ્રીય કાર્યના સંચાલક અને પ્રેરક. કપડવણજ મ્યુનિ.ના માજી પ્રમુખ.

**ચંપકલાલ છગનલાલ શાહ** વ. નડિયાદ જ્ઞા. દશા દિશાવળ વણિક જ. તા. ૮–૬–૧૯૧૫. શિ. મેટ્રિક સુધીનું. કા. ૧૯૩૨ની લડતમા નવજીવન, ખેડા જિલ્લા સમાચાર, તથા ગુજરાત સમાચાર તેમને બાંધી સાઇકલોસ્ટાઇલ મશિનથી છાપીને પ્રગટ કરવામાં આવતા અને જિલ્લામા પહોંચતા કરાતા. સભા સરઘસ કે પત્રિકાઓ દ્વારા લડતને વેગ આપવાનું કાર્ય કરતા. ૧૯૪૨મા પોતાનું ૬ વર્ષ જૂનું દવાઓ અને જુદા જુદા તેલો બનાવવાનું કારખાનું બંધ કરી લડતમા સક્રિય બની સેવા તૈયાર થયા. સરકારી તંત્રને ખોરવી નાખવાના ગુના બદલ ૧૦ થી ૧૨ સરકારી કેસ મંડાયા. ૧૯૪૩મા આમરોડ અને બોમ્બ પ્રવૃત્તિઓને ખાસ વેગ આપનાર તરીકેનો તેમના પર આરોપ હતો. લડતની શરૂઆતમા વીસ બોંબ બનાવવામા આવેલા. તેમાથી એકનો પ્રયોગ પોલીસ ચોકી ઉપર થયો, તેથી નડિયાદનો પ્રખ્યાત લડી બોમ્બ કેસ ઊભો થયો. એ રીતે બોમ્બ બનાવનાર તરીકે તેઓ જાણીતા થયા હતા. ઘણો સમય તેઓ ભૂગર્ભમા ફરતા રહેવાથી તેમને ઘર જપ્તી



લાવવામા આવેલી અને ઘરના તમામ માણસોને ઘર બહાર કાઢી મૂકી ઘરનો કબજો લેવામા આવેલો, તથા રૂા ૩૦૦૦૦)ની રોકડ રકમ પણ પોલીસે કબજે કરેલી એ સ્થિતિમા એક સદ્ગૃહસ્થ તરફથી રૂા ૨૦૦૦૦) ની રકમ મોકલવામા આવેલી પણ તે સ્વીકારેલી નહિ ૫ વળથી જાતે હાજર થઈ એક વર્ષ સાબરમતી જેલ ભોગવેલી ૧૯૪૭મા પ્રથમ હોમગાર્ડસ સસ્થા પોતાના ઓફિસ સાધનોથી અને પોતાના જ ખર્ચથી સ્થાપવામા સારી જહેમત ઉઠાવેલી તે જ વર્ષે તાલુકા હોમગાર્ડ કમાન્ડન્ટ તરીકે નિમાયા ૧૯૫૦મા જિલ્લાના એડજ્યુટન્ટ (સિનિયર સ્ટાફ ઓફિસર) તરીકે નિમાયા દયાળ વિઠ્ઠલદાસ સોમચદ વ્યાયામ મદિર, નડિયાદ વ્યાયામ મડળની કારોબારી, તથા એ કિ રાયફલ એસોસિયેશનના સભ્ય છે ગુજરાત વ્યાયામ પ્રચારક મડળના વ્યાયામ વિશારદ છે પોતાની સ્વતત્ર ઓફિની પેઢી પણ ચલાવે છે સર પીપળા પોળ અમદાવાદી બજાર, નડિયાદ

**ચંપાવતી મોદી** એમ એ બી ટી વ વાડાશિનોર જ્ઞા દશાનીમા વાણિયા જ તા ૮-૯-૧૯૨૪ શિ ૧૯૪૬મા હિંદુ સ્ત્રી મડળમાથી બીજી શ્રેણીમા કર્વે મેટ્રિક પાસ કરી ૧૯૪૮મા વર્ધા સચાલિત કોવિદની પરીક્ષામા ઉત્તીર્ણ થયા ૧૯૪૯મા સ્ત્રીઓ માટેની એસ એન યુ કોલેજ, અમદાવાદ માથી જી એ ની પદવી મેળવી ૧૯૫૨મા બી ટી થયા ૧૯૫૩મા 'મહિલા પાઠશાળા ફોર વીમેન-વડોદરા'માથી એમ. એ થયા કા અસામાન્ય સજોગોમા આપબળે શિક્ષણ લીધુ છે વાડાશિનોર તાલુકામા તેઓ પ્રથમ એમ એ બી ટી થનાર છે વાડાશિનોર તાલુકાની ઘણી સંસ્થાઓએ તેમને માન પત્ર એનાયત કર્યાં છે હાલ વાડાશિનોર હાઈસ્કૂલમા શિક્ષિકા છે સ્ત્રી કેળવણી મડળની કારોબારીના અને વાડાશિનોર મ્યુનિ ના સભ્ય છે ગ્રામ સેવા સમાજના કાર્યકર છે જાહેર પ્રવૃત્તિ ઓમા અને પ્રજા સમાજવાદી પક્ષમા રસ ધરાવે છે સર ગેરનાડ, વાડાશિનોર

**ચીમનભાઈ દાદુભાઈ દેસાઈ** વ બાકરોલ (તા આણદ) જ તા ૧૯-૧૦-૧૯૧૮ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ બાકરોલ અને નડિયાદમા, માધ્યમિક છ ધોરણનો અભ્યાસ મુબઈ અને કરમસદમા કા સને ૧૯૩૮ના પેટલાદ તાલુકા પ્રજા મડળમા અગ્રગણ્ય ભાગ ૧૯૪૧મા વ્યક્તિગત સત્યાગ્રહમા ૭ માસની જેલ ૧૯૪૨ના ઝડા સત્યાગ્રહમા ફરીથી જેલ, અને ૬૬ ૪૫ ગામોના મુખી મતદારોના રાજીનામા મેળવી સુપરત કરેલા સનથા ડેરી ભાગદોડ કેસમા મુખ્ય આરોપી તરીકે બીજા ૨૯ આરોપીઓ સાથે નિર્દોષ છૂટયા પેટલાદ તાલુકા પ્રજામડળના મત્રી (૧૯૪૩), સ્થાનિક મત્રી વડોદરા રાજ્ય પ્રજા મડળ (૧૯૪૭), વડોદરા જિલ્લા લોકલ બોર્ડના દડક (૧૯૪૭) અને તેના વાઈસ પ્રેસિડેન્ટ (૧૯૪૮) ખેડા જિલ્લા લોકલ બોર્ડના દડક (૧૯૪૯) ૧૯૫૧-૫૨ની સામાન્ય ચૂટણીઓમા લોકપક્ષમા જોડાયા ૧૯૫૧મા વલ્લભવિદ્યાનગર માટે ફડ ઉઘરાવવા શ્રી ભી કુ પટેલ સાથે પૂર્વ આફ્રિકાનો પ્રવાસ તેમનુ મૂળ વતન નડિયાદ, દેસાઈવગામા બાકરોલની મોસાળ પક્ષની મિલકતની દેખભાળ માટે ત્યા નિવાસ બાકરોલ ગ્રામ પચાયતના સરપચ, ચારુતર વિદ્યામડળની કારોબારીના સભ્ય, વલ્લભ સેવાશ્રમના ટ્રસ્ટી, આણદ તાલુકા ડેવલપમેન્ટ એસોસિયેશનના સભ્ય સર હવેલી, બાકરોલ, વાયા આણદ

• **ચીમનભાઈ મૂળજીભાઈ અમીન** વ વસો જ્ઞા: પાટીદાર જ તા ૧૪-૬-૧૯૦૭ શિ પૂનાની કોલેજમાથી બી કોમ થયા. દરમિયાન એક વર્ષ માટે વડોદરા રાજ્યની સ્કોલરશિપ મળી હતી કા વસોમા વિદ્યાર્થીઓ તથા યુવકોની પ્રવૃત્તિઓમા શરૂઆતથી જ કામ કરતા હતા ૧૯૩૦ના સત્યાગ્રહમા જોડાયા હતા ત્યાર બાદ રાજકારણ છોડી દીધુ બી કોમ થયા પછી બોમ્બે કો-ઓપરેટીવ વીમા ક મા એકાઉન્ટન્ટ તરીકે જોડાયા. ૧૯૩૩મા વડોદરા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંકમા મેનેજર તરીકે નિમાયા હાલ તેમા સેક્રેટરી તરીકે કામ કરે છે વડોદરાના પુસ્તકાલય સહાયક સહકારી મડળમા ડિરેક્ટર તરીકે, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મડળ, વડોદરા પ્રાત વિદ્યાર્થી સહાયક સહકારી મડળ, વડોદરાનુ પાટીદાર કેળવણી મડળ અને છાત્રાલય, વગેરેમા મત્રી તરીકે કામગીરી બજાવી છે સહકારી પ્રવૃત્તિ અને સમાજસુધારક પ્રવૃત્તિમા રસ લે છે સમાજ અને જ્ઞાતિ સુધારણા અર્થે અવારનવાર સામયિકોમા અભ્યાસ અને અનુભવપૂર્ણ લેખો લખે છે સર અમદાવાદી પોળ, લેકવા શેરી, વડોદરા

**ચીમનભાઈ મોતીભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ જ તા ૧-૨-૧૮૮૭ શિ જુદી જુદી માધ્યમિક શાળાઓમા અભ્યાસ કરી ૬ અંગ્રેજી ધોરણ પસાર કર્યાં પછી વડોદરા કલાભવનમા મિકેનિકલનો ડિપ્લોમા લીધો સિદ્ધપુર મિલમા થોડો વખત કામ કર્યા પછી સેકડ ક્લાસ મિકેનિકલ પાસ થયા કા વડોદરા રાજ્ય તરફથી મુબઈથી ડીપ બોરિંગનુ શીખી આવી ૧૯૧૯ સુધી વડોદરા રાજ્યમા કામ કર્યું ૧૯૨૦મા મિકેનિકલ અને બોરિંગ એન્જિ તરીકે કામ કર્યું ૧૯૨૩મા બોરિંગ એન્જિ તરીકે સૌરાષ્ટ્રમા વિરાળ ગામે કામ કર્યું. ૧૯૨૪મા મિકેનિકલ અને બોરિંગ એન્જિ તરીકે વડોદરા રાજ્યમા ફરી નોકરી શરૂ કરી અને ૧૯૪૨મા નિવૃત્ત થયા છે જાહેર દાન કરે છે પિતાના સ્મરણાર્થે પચગનીમા મોતીભાઈ સેનિટોરિયમ બધાવ્યુ છે હાલ ખેતી અને સેનિટોરિયમની વ્યવસ્થા કરે છે 'ઓઈલ એન્જિન અને પપ' એ નામે પુસ્તક લખ્યુ છે સર મણિનિવાસ, કાશી વિશ્વેશ્વરરોડ, સયાજીનગર, વડોદરા

**ચીમનલાલ કુબેરદાસ શાહ** વ ઓડ, તા આણદ, જ ઈ સ ૧૯૦૪ શિ પ્રાથમિક શિક્ષણ ઓડમા માધ્યમિક નડિયાદમા મેટ્રિકની પરીક્ષા અમદાવાદમા પાસ કરી કોલેજમા દાખલ થયા કોલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમા દાખલ થયા ભાષા વિશારદ બન્યા કા ઈ સ ૧૯૩૦મા સવિનય ભગની ચળવળમા ભાગ લીધો અને જેલમા ગયા ત્યાર બાદ મજૂર

મહાજન સંઘમાં જોડાયા સંઘના પ્રચાર અને ખીલવણી અર્થે તેમને વડોદરા મોકલવામાં આવ્યા વડોદરા રાજ્યના બીજા યુનિયનોનું સંચાલન સોંપવામાં આવ્યું સૌરાષ્ટ્રમાં પણ બીજા નવા યુનિયનો સ્થાપના માટે તેમને મોકલવામાં આવ્યા હતા તેમાં એ સફળ થયા ઇ સ. ૧૯૫૧માં આઈ એલ ઓ કમિટી ફોર કન્સ્ટ્રક્શન એન્ડ બિલ્ડિંગમાં ભારતના મજૂર પ્રતિનિધિ તરીકે જિનિવા ગયા હતા ઇંગ્લેંડ, ફ્રાન્સ, ઈટાલી ઈજિપ્ત, વગેરે દેશોની સફરે પણ તેઓ ગયા હતા હાલ તેઓ વિલીન થયેલ વડોદરા રાજ્યના બધા યુનિયનોના પ્રમુખ છે અને ઈન્ટુકના ગુજરાત પ્રાન્તના પણ પ્રમુખ છે મુંબઈ લેજિસ્લેટીવ એસેમ્બ્લીના સભ્ય પણ હતા

**ચીમનલાલ છોટાલાલ દેસાઈ** ડાસરાના જાણીતા ઉદ્યોગપતિ છે, ડાસરામાં અને આજુબાજુ દાનવીર તરીકે તેઓ ખૂબ જ પંકાયેલા છે પાંચથી છ વખત તેમણે પરદેશના પ્રવાસો ખેડ્યા છે તેઓ એક્સપોર્ટ ઈમ્પોર્ટનો ધંધો કરે છે મુંબઈ, મદ્રાસ કલકત્તા, કોલંબો અને રંગૂનમાં તેમની પેઢીઓ ચાલે છે



સર 'અમેરિકન વ્યુ', વૉર્ડન રોડ મુંબઈ

**ચીમનલાલ નંદલાલ શાહ** વ ભેટાસી, તા બોરસદ જ્ઞા વાણિયા જ તા ૧૫-૧૧-૧૯૦૮ શિ વડોદરા કૉલેજમાં ભણી ૧૯૩૦માં બીજા વર્ગમાં બી એસ સી થયા વડોદરા કૉલેજના ફીઝિક્સ-મેથ્સના ગ્રૂપમાં પ્રથમ નંબરે આવેલા કા બી એસ સી ના છેલ્લા વર્ષમાં ભણતા ભણતા વડોદરા કૉલેજના ફીઝિક્સ ખાતામાં સ્ટુડન્ટ ડેમોન્સ્ટ્રેટર તરીકે કામ કર્યું બી એસ સી પાસ થયા પછી તુરત જ જુનાઈ, ૧૯૩૦થી ફીઝિક્સ ડેમોન્સ્ટ્રેટર તરીકે બે વર્ષ વડોદરા કૉલેજમાં નોકરી કરી, ૧ લી જુનાઈ ૧૯૩૨થી કલાભવન ટેકનિકલ ઈન્સ્ટિટ્યુટમાં ફીઝિક્સ લેક્ચરર તરીકે નોકરી કરે છે છેલ્લા બે વર્ષથી ફેકલ્ટી ઓફ સાયન્સ (વડોદરા કૉલેજ)માં પણ લેક્ચરર તરીકે નોકરી કરે છે ચાર ગામ વીશા ખડાયતા પ્રગતિ મંડળને શરૂઆતથી પોતાની સેવાઓ આપે છે, અને હાલ તેના પ્રમુખ છે સર વડફળિયા થીકાંટા, વડોદરા

**ચીમનલાલ નારણલાલ મહેતા** વ નડિયાદ ઉ ૮૦ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ બી એ એલ એલ બી થયા છે કા ભરૂચમાં વકીલાત શરૂ કરી ડિસ્ટ્રિક્ટ જજની પદવીએ પહોંચનાર પહેલા નડિયાદના નાગરિક સેશન્સ જજ થયા ઈડર રાજ્યના દીવાન થયા નિવૃત્તિ બાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ થયા હતા ઓનરરી ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ તરીકે કામ કર્યું હતું પ્ર નડિયાદમાં સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે સ્વાગત સમિતિના ચેરમેન હતા બનારસ યુનિ ની સંસ્કૃત સભાએ "Flight to Lanka' અંગ્રેજી પુસ્તક માટે માનદ ઉપાધિ આપી છે સાઠોદરા જ્ઞાતિના બાળાનાથ કેળવણી ટ્રસ્ટના વહીવટકર્તા છે

**ચીમનલાલ બાપાલાલ પરીખ** વ કપડવણજ ઉ ૫૮, જ્ઞા વાણિયા શિ બી કોમ સુધી અભ્યાસ કરેલો છે કા . જીવનનો પ્રારંભ એક મોટા વેપારી તરીકે કર્યો અને કપાસ અને ઊનનો મોટો વેપાર શરૂ કર્યો આજે મુંબઈની વેપારી આલમમાં એક મોટા ઉદ્યોગપતિ અને કોટનના વેપારી તરીકે ખૂબ જ ખ્યાતિ પામેલા છે. મુંબઈ ચેમ્બર ઓફ કોમર્સના ૧૯૫૩થી પ્રમુખ છે વિશ્વભરની રૂના પ્રશ્નો અને ભાવો અંગે વિચાર કરવા મળેલી પરિષદમાં ભારતના પ્રતિનિધિ તરીકે તેઓ ગયા હતા શ્રી ચીમનલાલભાઈએ અનેક ક્ષેત્રોમાં જાહેર સેવાઓ પણ આપેલી છે કપડવણજના સેવાસદનના તેઓ વર્ષોથી પ્રમુખ છે. અનેક નાનામોટા દાનો પણ એમણે અને એમના કુટુંબીજનોએ કરેલા છે એમની સી પારેખની કંપની મુંબઈના રૂના વેપારી જગતમાં અત્યંત નામાંકિત છે સર સી પારેખની કું રર, એપોલો સ્ટ્રીટ, મુંબઈ-૧

**ચીમનલાલ મગનલાલ શાહ** વ આતરસુંબા (તા કપડવણજ) જ તા ૧૧-૨-૧૯૧૩ શિ ૧૯૩૧માં મેથેમેટિક્સમાં ડિસ્ટિંક્શન મેળવી મેટ્રિકની પરીક્ષા પાસ કરી ૧૯૩૮માં મુંબઈ યુનિ ની એમ બી બી એસ ની ઉપાધિ મેળવી ૧૯૩૫માં કિંગ એડવર્ડ મેમોરિયલ હોસ્પિટલ અને શેઠ ગોરધનદાસ સુંદરદાસ મેડિકલ કૉલેજની સર્જરીની હરીફાઈની પરીક્ષામાં પ્રથમ કક્ષાનું પારિતોષિક અને સુવર્ણચંદ્રક મેળવ્યો કા અમદાવાદની શેઠ વાડીલાલ સારાભાઈ હોસ્પિટલ અને શેઠ ચીનાઈ પ્રસૂતિગૃહમાં હાઉસ ફીઝિશિયન, હાઉસ સર્જન, કેઝ્યુઅલ મેડિકલ ઓફિસર અને અસિ રેસિડન્ટ મેડિકલ ઓફિસર તરીકે ૧૯૩૮-૩૯ સુધી સેવા આપેલી ૧૯૩૯થી અમદાવાદમાં સ્વતંત્ર દવાખાનું શરૂ કર્યું કપડવણજ તાલુકાની વ્યાયામ રેલી (૧૯૫૨ના પ્રમુખ હતા એકવીસ ગામ દશા ખડાયતા યુવક મંડળ અને એકવીસ ગામ દશા ખડાયતા વિદ્યોત્તેજક મંડળના પ્રમુખ તરીકે તથા સમસ્ત ખડાયતા કેળવણી મંડળના પેટ્રન તરીકે પોતાની જ્ઞાતિ પ્રવૃત્તિઓમાં સારો ફાળો આપે છે અખિલ હિંદ તબીબી પરિષદ(૧૯૫૨ના નાણામંત્રી તરીકે સેવા આપેલી તેઓ અમદાવાદ મેડિકલ સોસાયટીના સભ્ય છે તેઓએ આતરસુંબા કેળવણી મંડળને રૂ ૩૦૦૦નું અને સમસ્ત ખડાયતા કેળવણી મંડળને રૂ ૧૦૦૦નું દાન કર્યું છે આ ઉપરાંત બીજા નાના ઘણા દાનો કર્યાં છે સર 'અતુલ નિવાસ', જરીવાડીના નાકે, રાયપુર ચકલા, અમદાવાદ ફોન નં ૫૦૦૭

**ચીમનલાલ મનસુખલાલ પરીખ** વ ઉમરેઠ જ્ઞા વણિક જ તા ૩૧-૮-૧૮૯૭ શિ ઈ સ. ૧૯૨૨માં એમ બી બી એસ થયા કા એમ બી બી એસ થઈ આખના ધર્માદા દવાખાનામાં હાઉસ સર્જન તરીકે તેમજ ડૉ. કાનુગાના દવાખાનામાં અનુભવ લીધો ૧૯૨૩થી ૩૦ સુધી અમદાવાદ સીડ્ઝ મરચન્ટ્સ એસોસિયેશન તરફથી ચાલતા ધર્માદા દવાખાનામાં ચીફ મેડિકલ ઓફિસર તરીકે કામ કર્યું ૧૯૩૦થી સ્વતંત્ર દવાખાનું શરૂ કર્યું અમદાવાદ રેડ ક્રોસ સોસાયટીની

શાળા તરફથી ૧૯૩૮થી ૧૯૫૦ સુધી મેજિક લેન્ટર્ન સાથે તદુરસ્તી સબધી ચિત્રો બતાવવાનુ કામ કર્યુ હાલમા અમદાવાદ સેનિટરી એસોસિયેશનની મેનેજિંગ કમિટીના, તથા અમદાવાદ મેડિકલ સોસાયટીના સભ્ય તરીકે તેમજ બોમ્બે મધર્સ એન્ડ ચિલ્ડ્રન વેલ્ફેર સોસાયટીની ગુજરાત ડિવિઝનલ બ્રાન્ચના એ નરરી સેક્રેટરી તરીકે કામ કરે છે અમદાવાદ ખડાયતા કેળવણી મ ડળની વ્યવસ્થાપક કમિટીના મેમ્બર તથા જીવન સભ્ય તેમજ અમદાવાદ ખડાયતા બોર્ડિંગ હાઉસની વ્યવ સ્થાપક કમિટીમા સભ્ય છે સર લુણસાવાડા, મોટી પોળ પાસે દરિય પુર, જોરટન રોડ, અમદાવાદ

**ચીમનલાલ માણેકલાલ દવે** વ ઉમરેઠ, તા આણદ જ તા ૨૯–૮–૧૮૯૭ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ મેટ્રિક સુધીનુ કા અભ્યાસ બાદ શેર બ જારની પેઢીમા કારકુન તરીકે ધધાની શરૂઆત કરી ૧૯૩૨મા શેર બજારના મેમ્બર બની ૩૩મા સ્વતત્ર ધ ધો શરૂ કર્યો ૧૯૪૩મા 'જસ્ટીસ ઓફ પીસ' નિમાયા મુબઈ બાજ ખેડાવાળ સમાજ તથા બાજ ખેડાવાળ એજ્યુકેશન સે સાયટીના પ્રમુખ હતા કેળવણીની બાબતમા સારો રસ લે છે જાહેર તેમજ ગુપ્ત દાન કર્યા છે, અને કરે છે હ લમા શેર એન્ડ સ્ટૉક બ્રોકર્સ તરીકે મુબઈમા પેઢી ચલાવે છે સર બી ૩, ઈશ્વરદાસ મેન્શન ગામદેવી મુબઈ–૭

**ચીમનલાલ હરિવલ્લભદાસ ભગત** વ તેરણા (તા કપડવણજ) જ્ઞા વણિક શિ મેટ્રિક સુધી કા શેર બ્રોકર્સ તથા મેસર્સ જે ભગતની ક ના પાર્ટનર છે શ્રી ખડાયતા એજ્યુકેશન સોસાયટી, શ્રી ચીમનલાલ કપુરચ દ ખડાયતા છાત્રાલય શ્રી કમળાલક્ષ્મી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા વગેરે સસ્થાઓના પ્રમુખ આ ઉપરાત કેશવ હ શેઠ સ્મારક સમિતિના ચેરમેન તરીકે કામ કર્યું છે ખડાયતા પરિષદની વર્કિંગ કમિટીના મેમ્બર છે

**ચીમનલાલ હીરાલાલ શાહ** વ નડિયાદ જ તા ૧૭–૩ ૧૯૦૬ શિ ગવર્મેંટ હાઇસ્કૂલ



નડિયાદમા માધ્યમિક શિક્ષણ લીધુ તે દરમ્યાન મિડલ સ્કૂલ સ્કૉલરશિપ અને હાઇસ્કૂલ સ્કૉલરશિપ મળતા ૧૯૨૩મા ખેડા જિલ્લામા વધુ ગુણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી હોવાથી ભાઉસાહેબ દેસાઇ સ્કૉલરશિપ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્કૉલરશિપ, અને ગુજરાત કૉલેજમા ગવર્મેન્ટ સ્કૉલરશિપ મેળવી ૧૯૨૫મા ઈન્ટર સાયન્સમા ફર્સ્ટ ક્લાસ આવેલા ૧૯૨૯મા પૂના એન્જિનિયરિંગ કૉલેજમા શિક્ષણ લઈ હાયર સેકન્ડ ક્લાસ મેળવી બી ઈ (સિવિલ)ની ઉપાધિ મેળવી ૧૯૨૯ ઓક્ટોબરમા ગૅમન ક ના મદદનીશ તરીકે જોડાયા ૧૯૩૬મા લંડનની ચાર્ટર્ડ સ્ટ્રક્ચરલ એન્જિનિયરિંગની પરીક્ષા પાસ કરી ૧૯૩૬મા ચીફ સ્ટ્રક્ચરલ એન્જિનિયર તરીકે નિમાયા ૧૯૩૯ના ઈલેક્ટ્રિક વેલ્ડિંગના વધુ અભ્યાસાર્થે પેઢી તરફથી માર્ચમા વિલાયત ગયા ને ઓક્ટોબરમા પાછા ફર્યા ૧૯૪૩મા મુબઇ મ્યુનિ કૉરપોરેશન તરફથી 'રીવિઝન ઑફ બિલ્ડિંગ બાય લૉઝ ફૉર સ્ટ્રક્ચરલ સ્કીમ' માટે નિમાયેલી કમિટીમા લેવાયા ૧૯૪૯મા કપની લિમિટેડમા ફેરવાતા તેના ડાયરેક્ટર બન્યા છે ૧૯૪૬થી મુબઈ યુનિ ની એન્જિનિયરિંગ ડિગ્રી એક્ઝામિનેશનમા પરીક્ષક તરીકે પણ કામ કરે છે સર (ઑફિસ) ગૅમન એન્ડ ક લિ, એન્જિનિયર્સ મુબઈ ૧૧ (ઘર) ૮, ઐનુબ મેન્શન, ચ દાવરકર રોડ, માટુંગા (જી આઈ પી) મુબઈ–૧૯

**ચુનીભાઈ ઉમેદભાઈ પટેલ** વ નડિયાદ જ ૧૯૭૪ શિ બી એ એલ એલ બી બા



મોટા પુત્ર જેઠાભાઈ બી એમ સી (લડન) થયા છે સ ૧૯૦૭મા મામલતદાર થયા તે દરમ્યાન ઘણા લોકોપયોગી કામો કરેલા ૧૯૩૪મા ડે કલેક્ટર થયા ૧૯૨૪ ૨૫મા સુરતમા ઇન્કમટેક્સ ઑફિસર તરીકે કામ કર્યું નડિયાદ મ્યુ ના પ્રમુખ તરીકે સેવા આપેલી ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે અઢી વર્ષ કામ કરેલુ

**ચુનીભાઈ જીનાભાઈ પટેલ** વ ભાદરણ તા બોરસદ જ તા.૧૫ ૫–૧૮૮૪ શિ અગ્રેજી છઠ્ઠા ધોરણમાથી પેટલાદ હાઈસ્કૂલ છોડી વડોદરા કલાભવનમા એન્ટ્રન્સ પરીક્ષા આપી તેમા પ્રથમ નબરે પાસ થતા સ્કૉલરશિપ મળેલી કલા ભવનમા સિવિલ એન્જિનિયરિંગમા દાખલ થઈ ૧૯૧૫મા બીજી શ્રેણીમા આવી એલ સી ઈની ઉપાધિ મેળવી કા ૧૯૧૫મા વડોદરા ડિસ્ટ્રિક્ટમા ઓવરસિયર તરીકે નોકરીમા જોડાઈ ૧૯૨૦મા સબ ડિવિઝનલ ઑફિસર તરીકે ફરી ગયા નોકરી છોડી ૧૯૨૧થી ૧૯૨૫ સુધી કોંગ્રેસ ચળવળમા ખાદી વિભાગમા નિરીક્ષક તરીકે કામ કર્યું ૧૯૨૫થી ૧૯૨૭ સુધી ભાદરણમા ૫૫ વીઘા જમીન ખેતી કરી ૧૯૨૮મા આફ્રિકા ગયા ત્યા જુદે જુદે સ્થળે નોકરી કરી ૧૯૩૨મા સ્વતત્ર દુકાન કરી ૧૯૩૮ સુધી ચલાવી ત્યાર બાદ દેશમા આવી સ્વાધ્યાય મ ડળનુ કામ ૧૯૪૨ સુધી કર્યુ ૧૯૪૪ સુધી પાટીદાર છ ત્રાલયનુ કામ કર્યુ ત્યારથી મકાન તથા જમીનોની દલાલી કરે છે આફ્રિકામા નકુરુમા આર્યસમાજના પ્રમુખ હતા ઇન્ડિયન એસો ના મત્રી હતા અને પટેલ બ્રધર હુડ અને નકુરુ મ્યુનિ ના સભ્ય હતા ત્યા આર્યસમાજનુ મ દિર બધાવવા મફત કેળવણી આપતી કન્યાશાળા શરૂ કરાવવા ને પટેલ બ્રધરહુડનુ મકાન બધાવવા માટે ફાળો ઉઘરાવવામા મદદ કરેલી હિંદમા વડોદરા સહકારી વસાહતના મત્રી તરીકે કામ કરેલુ સર સીતારામ બુવાનો વાડો, રાવપુરા, વડોદરા

**ચુનીભાઈ જેઠાભાઇ અમીન** વ તારાપુર તા ખભાત જ સને ૧૮૮૪ શિ વડોદરા, અમદાવાદ, મુબઈ વગેરે કોલેજોમા બી એમ એ એલ એલ બી થયા કા ૧૯૧૫મા બેરિસ્ટર થયા યુગાન્ડામા બેરિસ્ટર તરીકે પ્રેક્ટિસ કરતા કરતા ધારાસભ્ય થયા.

મોમ્બાસામા ત્રણ વર્ષ ઇન્ડિયન એસોસિયેશનમા કામ કર્યું પછી કમ્પાલામા ૧૯૪૨ સુધી ઈ એ, ધારાસભા, સેન્ટ્રલ કાઉન્સિલ વગેરેમા અગ્રણી તરીકે કામ કર્યું છે તારાપુર હાઇસ્કૂલમા રૂ ૩૮૦૦૦નું દાન કર્યું છે આજ સુધી તેમના દાદાશ્રીને નામે એ વી સ્કૂલ ચાલતી હતી હાલ વડોદરામા નિવૃત્ત જીવન ગાળે છે. સર ૪૮, અલકાપુરી, વડોદરા

**ચુનીભાઇ મૂળજીભાઇ પટેલ** . વ કરમસદ (તા આણંદ) જ• તા ૩૦–૮–૧૯૦૪ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ ખેડામા, માધ્યમિક શિક્ષણ નડિયાદ અને ખેડામા ૧૯૨૧મા મેટ્રિક, ૧૯૨૬મા ગુજરાત કોલેજમાથી બી એ ૧૯૨૯મા અમદાવાદ લૉ કોલેજમાથી એલએલ બી થયા કા જિલ્લાના એક જાણીતા જાહેર કોંગ્રેસ કાર્યકર છે ૧૯૨૯-ના સપ્ટેમ્બર માસમા નડિયાદમા વકીલાત શરૂ કરી ૧૯૩૮થી કરમસદ વલ્લભભાઈ પટેલ હાઈસ્કૂલના મેનેજર હાલ નડિયાદ હિન્દુ અનાથાશ્રમના પ્રમુખ, નડિયાદ શહેર સમિતિના પ્રમુખ તથા ખેડા જિલ્લા સમિતિના મંત્રી છે ખેડા જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ (૧૯૪૯થી ૫૩) ખેડા જિલ્લા લોકલ ઓથોરિટીઝ તરફથી મુંબઈ લેજિસ્લેટીવ કાઉન્સિલના સભ્ય છે સર ૮, સતરામ સોસાયટી, નડિયાદ

**ચુનીભાઈ બિઠ્ઠલભાઇ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ ૧૯૧૮ કા નાના પાયા પર કામની શરૂઆત કરેલી આજે વડોદરામા પ્રથમ કક્ષાના કોન્ટ્રાકટરોમા ગણના થાય છે વડોદરા–હાલોલનો રસ્તો તેમણે તૈયાર કર્યો છે મનપસંદ યોજનાઓમા દાન આપ્યા છે અને આપે છે સર અમદાવાદી પોળ, લેઉવા શેરી, વડોદરા

**ચુનીલાલ ગોકળદાસ પટેલ** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૧૮–૧૧–૧૮૯૫ બા ૩ પુત્રો તે પૈકી હસમુખલાલ મિકેનિકલ તથા ઈલેક્ટ્રિકલ એન્જિનિયર છે અને નવનીતલાલ એલ ટી સી છે શિ પ્રાથમિક શિક્ષણ દરમિયાન મિડલ સ્કૂલ સ્કોલરશિપ મળેલી માધ્યમિક શિક્ષણ દરમિયાન જ્યુબિલી સ્કૂલ ઊમરેઠમા ઇ સ ૧૯૦૭થી ૧૧ સુધી હાઈસ્કૂલ સ્કોલરશિપ મળેલી ૧૯૧૨મા મેટ્રિક થયા. ૧૯૧૭મા બી એ થયા. ૧૯૨૧મા એસ ટી સી ની ઉપાધિ મેળવી કા ૧૯૧૭થી ૧૯ સુધી ઓડ સ્કૂલમા તેમજ ૧૯૧૯થી ૨૦ સુધી સુણાવ સ્કૂલમા હેડમાસ્તર તરીકે હતા ૧૯૨૦થી ૪૪ સુધી જ્યુબિલી ઈન્સ્ટિટ્યુશન ઊમરેઠમા શિક્ષક તરીકે જોડાયા ૧૯૪૪થી એ જ સંસ્થામા વાઈસ-પ્રિન્સિપાલ તરીકે કામ કરે છે હાલમા ઊમરેઠ લાયબ્રેરીની મેનેજિંગ કમિટીમા, ગ્રામસેવા સમાજ, તથા સ્ત્રી ઉદ્યોગશાળા (ખડાયતા) ઊમરેઠમા સભ્ય છે સર ગાંધી શેરી, ઊમરેઠ.

**ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વીસા ખડાયતા વણિક ઉ ૬૮ શિ પ્રાથમિક અને માધ્યમિક નડિયાદમા ઉચ્ચ કેળવણી ગુજરાત કોલેજ, અમદાવાદમા મેળવી મુંબઈમા પ્રો ગજ્જરની લેબોરેટરીમા કેમિસ્ટ્રી અને ઔદ્યોગિક વિજ્ઞાનની તાલીમ લીધી કા ૧૯૦૯મા સર જે જે સ્કૂલ ઓફ આર્ટસમા લેબોરેટરી એસિસ્ટંટ તરીકે સર્વિસ કરી ૧૯૧૩મા હિંદી સરકારની શિષ્યવૃત્તિ મેળવી લંડન ગયા ઈંગ્લેંડ અને સ્કોટલેન્ડની ફેક્ટરીઓમા કામ કર્યું ૧૯૧૭મા સ્ટોક ઓન ટ્રેન્ટમા પોટરી સ્કૂલની પરીક્ષા પસાર કરી પોટરી અને પોરસીલેનમા ડિપ્લોમા મેળવ્યો. અભ્યાસ ને કામ દરમિયાન "ઈફેક્ટ ઓફ મેગનેશિયમ ઓક્સાઇડ ઓન સિરેમિક બોડીઝ" નામનો એમનો મહાનિબંધ પ્રગટ થયો સને ૧૯૨૦મા એગની સર જે જે સ્કૂલ ઓફ આર્ટસમા પોટરી સુપરિન્ટેન્ડન્ટ તરીકે નિયુક્તિ થઈ ૧૯૩૩મા મુંબઈમા એમણે પોટરી એન્ડ ટાઈલ્સ લિની સ્થાપના કરી અને આજે એના ટેકનિકલ એક્ષપર્ટ અને એકસ ઓફિસિયો ડિરેકટર છે ભારતના પોટરી ઉદ્યોગના નિષ્ણાતોમા સૌથી મોખરાના નિષ્ણાત ગણાય છે બાર વર્ષ સુધી મુંબઈ સરકારના પોટરી અને સિરેમિક ઉદ્યોગના માનદ સલાહકાર હતા. ૧૯૪૪મા ભારત સરકારે સિરેમિક ઉદ્યોગના વિકાસ માટે એક પેનલ નિયુક્ત કરેલી તેના એક સભ્ય તરીકે તેઓ નિમાયા હતા ૧૯૪૬–૪૭મા ભારત સરકારે એમને પોટરી ઉદ્યોગની તપાસ માટે જર્મની ટેકનિકલ મિશનમા મોકલેલા, ૧૯૪૭ અને ૧૯૫૧મા યુરપ ને અમેરિકાના લગભગ ઘણા પ્રદેશો ફરી પોટરી ઉદ્યોગનો અભ્યાસ અને નિરીક્ષણ કરી આવ્યા છે અખિલ ભારત પોટરી મેન્યુફેક્ચરર્સ એસોસિયેશનના પ્રમુખ છે એસોસિયેશન ઓફ ઈન્ડિયન ઇન્ડસ્ટ્રીઝના પ્રમુખ છે ઓલ ઈંડિયા મેન્યુફેક્ચરર્સ ઓર્ગેનિઝેશનની મધ્યસ્થ સમિતિના સભ્ય ઇન્ડિયન સિરેમિક સોસાયટીના ભૂતપૂર્વ પ્રમુખ, મુંબઈ ખડાયતા સમાજના ભૂતપૂર્વ પ્રમુખ ભારત સરકારના ગ્લાસ એન્ડ સિરેમિક રિસર્ચ ઈન્સ્ટિટ્યુટના એક સભ્ય એ જ રીતે ભારત સરકારની ગ્લાસ રિસર્ચ કમિટીના પણ સભ્ય છે પોટરી ઉદ્યોગ ઉપર 'મુંબઈ રાજ્યમા પોટરી ઉદ્યોગની શક્યતાઓ' અને 'સિરેમિક્સ" આ બે અંગ્રેજી ગ્રંથો પણ એમણે લખ્યા છે જે પ્રસિદ્ધ થયા છે બનારસ યુનિવર્સિટીની વિજ્ઞાનની કેટલીક ઉચ્ચ પરીક્ષાઓના એક પરીક્ષક છે સર (ઘર) કૃષ્ણ બિલ્ડિંગ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪ ઓફિસ પોટરી એન્ડ ટાઈલ્સ લિ, સર ફિરોજશાહ મહેતા રોડ, ફોર્ટ, મુંબઈ ૧

**ચુનીલાલ પુ શાહ** વ નડિયાદ જ્ઞા વીસા ખડાયતા વાણિયા જ તા ૨૨–૭–૧૮૯૨ શિ સને ૧૯૦૮મા વડોદરાની સરકારી હાઈસ્કૂલમાથી મેટ્રિક થયા સને ૧૯૧૨મા બી એ થયા, સને ૧૯૧૬મા એલ એલ બી થયા કા સને ૧૯૧૬થી ૧૯૧૯ સુધી વડોદરામા વકીલાત કરી ત્યાર બાદ સને ૧૯૩૩ સુધી કરજણ ગામમા વકીલાત કરી સને ૧૯૩૩મા દેશસેવા અર્થે વકીલાત છોડી, અને રાજકીય જીવનમા ઝંપલાવ્યું કરજણની વકીલાત દરમિયાન સ્થાનિક કેળવણી સંસ્થા લાયબ્રેરી, ખેડૂત મંડળ અને કરજણ તાલુકા પ્રજા મંડળ વગેરે સંસ્થાઓનો સક્રિય અનુભવ લીધો યુવક મંડળ કાઢ્યું 'યુવક' માસિક કાઢ્યું વકીલાત છોડ્યા પછી વડોદરા રાજ્ય પ્રજામંડળના સભ્ય થયા, પ્રજા મંડળની લડતોમાં ભાગ લીધો સને ૧૯૪૭થી વિલીનીકરણ સુધી વડોદરા

પ્રજા મડળના પ્રમુખ તરીકે રહ્યા સને ૧૯૪૨ની " હિંદ છોડો " લડતમા જોડાયા. સને ૧૯૪૪ સુધી બે વખત જેલ મળી સને ૧૯૪૭મા ભારતનુ બધારણ ઘડનારી સભાના સભ્ય થયા સને ૧૯૪૮મા વડોદરા રાજ્યે પ્રજાને જવાબદાર રાજતત્ર સોપ્યુ ત્યારે પ્રધાન બન્યા, અને દિલ્હીની બધારણ સભામાથી રાજીનામુ આપ્યુ વડોદરા રાજ્યના વિલીનીકરણ બાદ મુબઈની ધારાસભાના સભ્ય થયા વડોદરાના પુસ્તક સહકારી મડળની વ્યવસ્થાપક કમિટીના સભ્ય અને પાછળથી પ્રમુખ તરીકે સને ૧૯૪૩ સુધી કામ કર્યું લેન્ડ મોર્ટગેજ બેકના પણ સભ્ય અને પાછળથી ઉપ-પ્રમુખ તરીકે કામ કર્યું આમ સને ૧૯૩૩થી ૧૯૫૩ સુધી વિધવિધ રીતે દેશસેવા કરી બધી પ્રવૃત્તિમાથી છૂટા થઈ હવે માત્ર "ભૂદાન" પ્રવૃત્તિમા કામ કરી રહ્યા છે તથા ખેડૂતના પ્રશ્નો, ગ્રામઉદ્યોગના પ્રશ્નો અને મહા ગુજરાતની રચનામા રસ લે છે સર શિયાપુરા, વડોદરા

**ચુનીલાલ રમણલાલ સરૈયા** વ નડિયાદ જ્ઞા વાણિયા ઉ ૫૦ શિ બી એ એલ એલ બી કા ૧૯૨૧ના અસહકાર યુગમા પ્રથમ શિક્ષક તરીકે જીવનનો પ્રારભ કર્યો પછી વકીલાત શરૂ કરી રાષ્ટ્રીય યુગની બધી લડતોના એક કાર્યકર ૧૯૫૦થી ખેડા જિલ્લાના સરકારી પબ્લિક પ્રોસિક્યુટર તરીકે કામ કરે છે. નડિયાદની જાહેર પ્રવૃત્તિઓ સાથે વર્ષોથી સકળાયેલા એક ધીર અને પીઢ કાર્યકર છે

**ચુનીલાલ રામચદ્ર શેલત** વ ઉમરેઠ તા આણદ જ્ઞા બાજ ખેડાવાળ જ તા ૮-૧૧-૧૮૮૭ શિ ગુજરાત કોલેજમાથી એફ વાય આર્ટસની પરીક્ષા પાસ કરેલી કા ૧૯૦૭મા રજિસ્ટ્રેશન ખાતામા પ્રોબેશનર તરીકે દાખલ થયા. ત્યાર પછી સબ રજિસ્ટ્રાર, રજિસ્ટ્રેશન ઈન્સ્પેક્ટર અને પૂનામા ઈન્સ્પેક્ટર જનરલ ઓફ રજિસ્ટ્રેશનના હેડ એસિસ્ટટ અને ત્યાર બાદ મુબઈના વડા સબ રજિસ્ટ્રાર તરીકે નોકરી કરી સને ૧૯૪૨મા નિવૃત્ત થયા સને ૧૯૧૯ના અરસામા 'સેવામડળ સુરત'ની સ્થાપનામા ભાગ લીધો અને ૧૯૨૭ સુધી તેની મેનેજિંગ કમિટીના સભ્ય તરીકે રહેલા ૧૯૨૩થી ૧૯૨૭ની આસપાસના વર્ષોમા સુરતની 'સર્વજનિક એજ્યુકેશન સોસાયટી'ની મેનેજિંગ કમિટીના સભ્ય હતા ૧૯૨૪મા 'શ્રી તાપી બ્રહ્મચર્યાશ્રમ સુરત'ની સ્થાપનામા ભાગ લીધો સને ૧૯૨૭ સુધી તેની કારોબારીના સભ્ય રહેલા ૧૯૨૫મા 'સુરત જિલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મડળ લિ'ની સ્થાપનામા ભાગ લીધો અને ૧૯૨૭ સુધી તેની મેનેજિંગ કમિટીના સભ્ય તરીકે રહેલા એ જ સાલમા ધી બોમ્બે રેજિસ્ટ્રેશન ડિપાર્ટમેન્ટ એમ્પ્લોઈઝ કો-ઓ ક્રેડિટ સો લિ'ની સ્થાપનામા ભાગ લીધો ને શરૂઆતથી આજ સુધી તેની કમિટીના વિવિધ હોદ્દા પર રહ્યા છે હાલ તેના પ્રમુખ છે ૧૯૩૧મા 'ભરૂચ જિલ્લા વિદ્યાર્થી-સહાયક સહકારી મડળ'ની સ્થાપનામા ભાગ લીધો અને ૧૯૩૬ સુધી તેની મેનેજિંગ કમિટીના ચેરમેન રહેલા ૧૯૪૩મા 'શ્રી બાજ ખેડાવાળ વિદ્યાર્થી સહાયક સહકારી મડળ લિ.'ની સ્થાપનામા ભાગ લીધો અને તેના પ્રથમ પ્રમુખ અને મેનેજિંગ કમિટીના સભ્ય થયેલા 'લેડી વિલિંગ્ડન અશક્તાશ્રમ-સુરત'ના આજીવન માનદ્ સભ્ય છે 'સાર્વજનિક પુસ્તકાલય-ઉમરેઠ'ના પ્રમુખ અને ઉપ-પ્રમુખ હતા ઉપરાત ગ્રામ સેવા સમાજ-ઉમરેઠ, શ્રી ભગિની સહાયક સહકારી ગૃહઉદ્યોગ મદિર લિ ઉમરેઠ, તેમજ ઉમરેઠ ભરૂચ, સુરત મુબઈ વગેરે સ્થળે બાજ ખેડાવાળ સમાજે સ્થાપવામા કે તેના સચાલનમા સેવાઓ આપી છે સાહિત્યસર્જનમા પણ રસ લે છે કેટલાક પુસ્તકો લખ્યા છે, અને કેટલાકના અનુવાદ પણ કર્યા છે સર લક્ષ્મીવિલા, રાષ્ટ્રીયશાળા રોડ, વિલેપારલે મુબઈ-૨૪

**ચુનીલાલ હરિલાલ દેસાઈ** વ મહેમદાવાદ ઉ ૬૦ વર્ષ. જ્ઞા દશા નાગર વણિક કા જાહેર હિતના કામોમા રસ લેતા એક મૂક સેવક ગુજરાતી શાળાનુ મકાન બધાવી આપ્યુ છે બારેક વર્ષથી સ્મશાનમા લાકડા રાખવાની વ્યવસ્થા કરેલી તે પ્રવૃત્તિમા આજે પણ રસ લે છે ૧૯૩૧મા મહેમદાવાદ સુધરાઈમા સભ્ય હતા ત્યારે જાત દેખરેખથી ઘણા વૃક્ષો રોપાવેલા ૧૯૪૭મા સુધરાઈના ચેરમેન હતા, ત્યારે હરિજનવાસમા પાણીના નળની વ્યવસ્થા કરેલી. આજે પણ લોકહિતના કાર્યોમા રસ લે છે

**છોટાભાઈ ઉમેદભાઈ પટેલ** વ ધર્મજ (તા પેટલાદ) જ તા ૧૫-૧૦-૧૮૯૭ જ્ઞા પાટીદાર શિ પેટલાદની હાઈસ્કૂલ અને વડોદરા તથા પૂનાની કોલેજોમા અભ્યાસ કર્યો બાદ ત્રણ વર્ષ સુધી ગામડામા કામ કર્યા પછી ૧૯૨૩મા ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક બનેલા કા કોલેજમા ભણતા હતા ત્યારથી જ જાહેર પ્રવૃત્તિઓમા રસ લેવાનુ શરૂ કરેલુ ૧૯૧૬મા ધર્મજ યુવક મડળમા સક્રિય ફાળો આપેલો ૧૯૧૯મા દુષ્કાળ રાહત અને ખોલાયેલી સસ્તા અનાજની દુકાન ચલાવવામા સેવા આપી ૧૯૨૦મા કોલેજ છોડીને અસહકારની ચળવળમા જોડાયેલા ૧૯૨૦થી ૨૨ સુધીમા આચાર્ય ગિદવાણીની સાથે સ્વરાજ આશ્રમમા રહીને સેવા આપી અને પછી બોરસદમા કોગ્રેસનુ ખાદી પ્રચારનુ કાર્ય કર્યુ અને ત્યા ખાદી કેન્દ્રની રચના પણ કરી ૧૯૨૨મા સરદાર વલ્લભભાઈ સાથે બોરસદ સત્યાગ્રહમા જોડાયા તે જ વર્ષે વ્યાયામ મદિર માટે તેના મત્રી તરીકે જાહેર ફાળો ઉઘરાવ્યો. ૧૯૨૩મા નાગપુર સત્યાગ્રહમા જોડાયા ૧૯૨૪થી ૪૪ સુધી વી એન ધર્મજ વ્યાયામમદિરના સચાલનમા અને એને માર્ગદર્શન આપવામા સક્રિય ફાળો આપ્યો ૧૯૨૪થી ૨૭ સુધી સ્વામી ભિક્ષુ અખડ આનદના મત્રી તરીકે કામ કર્યું, અને મેનેજર તરીકે ધાર્મિક પુસ્તકોનુ સપાદન કરવામા મદદ કરી ૧૯૨૭થી ૨૯ સુધી પ્રસિદ્ધ કેળવણીકાર અને લોકસેવક શ્રી મોતીભાઈ અમીનના મત્રી તરીકે એમની સામાજિક પ્રવૃત્તિમા ફાળો આપ્યો. ૧૯૨૮મા પેટલાદ તાલુકામા દુષ્કાળ રાહતનુ કાર્ય કર્યું. અને તાલુકાના ૭૫ ગામોમા પગે ચાલીને, ફરી ફરીને લોકોને રૂ ૩૫૦૦૦ની

મદદ પહોંચાડી ૧૯૨૯મા ગાંધીજીની સૂચનાથી આસામમા રાહતકાર્ય કરવા ગયા, અને ગરીબોને ઝૂંપડા, કપડાં અને અનાજ વગેરે પૂરું પાડવામા રૂ ૪૫૦૦૦ની મદદ પહોંચાડી ૧૯૩૦મા રાસ સત્યાગ્રહમા જોડાયા અને પોલીસનો સખ્ત માર અને જેલ ભોગવી ૧૯૩૧મા ધર્મજમા 'બંધુ સમાજ' અને સ્ત્રીઓના પુસ્તકાલયની સ્થાપના કરી ૧૯૩૧થી ૩૪ સુધી બોરસદ વિભાગમા કોંગ્રેસના સક્રિય કાર્યકર તરીકે કામ કર્યું, અને જેલ ભોગવી તેમના પત્નીએ પણ જેલ ભોગવી ૧૯૩૬-મા ફંડ એકઠું કરી બાલમંદિર સ્થાપ્યુ ૧૯૩૮મા ફંડ એકઠુ કરી વિદ્યાર્થીગૃહ ઊભુ કર્યું ૧૯૩૯મા ધર્મજ પ્રગતિ મંડળ શરૂ કરી તેના મંત્રી તરીકે વોટરવર્કસ માટે એક લાખ છ હજાર રૂપિયાનો ફાળો એકઠો કર્યો મંડળના મંત્રી તરીકે ૧૩ વર્ષ સુધી સેવા આપી તે દરમ્યાન ગામના પક્ષોનો વિખવાદ મિટાવવા સાત દિવસ સુધી ઉપવાસ કરેલા ૧૯૪૨થી ૪૪ ચળવળમા જોડાયા ૧૯૫૧થી આદર્શ 'હાઉસિંગ કો ઓ સોસાયટી' મલાડમા ચેરમેન છે હાલ મુંબઈમા કેમિકલ્સ અને મશિનરીમા આયાત નિકાસનો ધંધો કરે છે. સર C/o છોટુભાઈ પટેલ એન્ડ કો, ૨૩/૨૫ હમામ સ્ટ્રીટ, ૧ લે માળે કોટ, મુંબઈ-૧

**છોટાભાઈ ખુશાલભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ જ ઈ સ ૧૮૯૧ શિ ૧૯૧૨મા મેટ્રિક



પાસ થયા કોલેજ શિક્ષણ વડોદરા મુંબઇ અને પૂનામા લીધુ ૧૯૧૨મા વડોદરા કોલેજમાથી બી એ થયા મ ૧૯૧૯થી ૧૯૩૨ સુધી આફ્રિકામા કમ્પાલા જનરલ એજન્સીમા જિનેરી મેનેજર તરીકે નોકરી કરેલી પછી દેશમા આવી સ્વ મોતીભાઈ અમીનની પ્રેરણા અને પ્રોત્સાહનથી નાર ગામની અંગ્રેજી શાળા, પુસ્તકાલય વગેરેના વિકાસ માટે પ્રયત્નો શરૂ કર્યા ત્યાર બાદ પુસ્તકાલય બાલ પુસ્તકાલય મહિલા પુસ્તકાલય હાઇસ્કૂલ, ક્લબ, વોટરવર્કસ વગેરે તમામ સાર્વજનિક સંસ્થાઓના મકાનના બાંધકામમા સક્રિય સેવા આપી સમાજ સુધારણાના પ્રશ્નોમા રસ લે છે ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિના મંત્રી તરીકે ૭ વર્ષ તથા પેટલાદ મહાલ કેળવણી મંડળના મંત્રી તરીકે સાતેક વર્ષ કામ કરેલુ ચરોતર એજ્યુ સોસાયટીની કાઉન્સિલ અને ગવર્નિંગ બોડીના ઘણા વર્ષોથી સભ્ય છે હાલ નિવૃત્તિ લઈ અને એટલી જનસેવા કરે છે સર ૩૨, દીક, આનંદપુરી વડોદરા

**છોટાભાઈ છગનલાલ પટેલ** વ મોગરી, (તા આણંદ) જ્ઞા પાટીદાર, ઉ ૫૧, શિ પ્રાથમિક મોગરીમા ને પછી અંગ્રેજી બે ધોરણ સુધી કરમસદમા કા ગોદિયા ખાતે તમાકુ બીડીનો વેપાર કરતા એક આગેવાન વેપારી ૨૦ વર્ષની ઉમ્મરે પ્રથમ નોકરીથી તમાકુના ધંધામા જોડાયા અને સંવત ૧૯૯૩મા કાકા ફૂલાભાઇ લલ્લુભાઇની પેઢીના નામે ગોદિયામા તમાકુનો વેપાર શરૂ કર્યો ટૂંક વખતમા તમાકુ સાથે બીડી બનાવવાનું કારખાનુ નાખ્યુ અને પેઢીનુ નામ છોટાલાલ છગનલાલ પટેલ રાખ્યુ આજે આ પેઢી ગોદિયામાની ચરોતરના વતનીઓની બીડી બનાવનારી મહત્ત્વની પેઢીઓમાની એક છે પોતે જાતે જ ગોદિયામા આ પેઢીનુ સંચાલન કરે છે તેઓ ગોદિયા મ્યુનિ-ના સભ્ય છે તેમના પિતાશ્રી છગનભાઈ પટેલના સ્મારકમા ગોદિયામા હોસ્પિટલ બંધાવી છે ગોદિયા બીડી-તમાકુ વેપારી મંડળના પ્રમુખ છે (૧૯૫૩) સર ફૂડવા લેન, ગોદિયા મ પ્ર

**છોટાભાઈ જીવાભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ સંવત ૧૯૪૫ કા મેઈલ ટ્રેઇનિંગ કોલેજ, વડોદરામા શિક્ષણ લઇ સિનિયર શિક્ષક થયેલા નારની ગુજરાતી શાળામા થોડો સમય નોકરી કરી અમદાવાદમા મનસુખલાલ ભગુભાઇની શાળામા સુપરિન્ટેન્ડન્ટ તરીકે જોડાયેલા. સને ૧૯૩૨મા છૂટા થયા તે પછી વેપારમા જોડાયા ચી દેસાઇ એન્ડ કંપનીના નામથી મિલજિન સ્ટૅર અને મશિનરીની પેઢી ચલાવે છે નાર ગામમા બંધાયેલી જાહેર પરબના ફાળામા રૂ ૫૦૦૧ તેમના તથા તેમની પત્નીના સંયુક્ત નામથી આપ્યા છે નાર ગામની સંસ્થાઓમા નાના મોટા અનેક દાન કર્યાં છે. વડોદરામા રેસકોર્સ રોડ પર બે બંગલા અને અન્ય મિલકત ધરાવે છે સર નિર્મળ નિવાસ, રેસકોર્સ રોડ, વડોદરા

**છોટાભાઈ ઝવેરભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર



સી જે પટેલની નડિયાદની તમાકુની એક વિખ્યાત કંપનીના ભાગીદાર અને એ કંપનીના સ્થાપક શ્રી ઝવેરભાઈના પુત્ર. મુખ્યત્વે હાલ નડિયાદની કંપનીની મુખ્ય ઓફિસમા કામ કરે છે દિલ્હી કલકત્તા વગેરે સ્થળે કંપનીની મહત્ત્વની ઓફિસોનું પહેલા સંચાલન કરી તેમણે ધંધાની તાલીમ લીધી છે તેમણે અનેક દાનો કર્યા છે અને કરે છે સર સી જે પટેલની કંપની, મોટાપોર, નડિયાદ

**છોટાભાઇ ઝવેરભાઈ સુતરિયા** વ નડિયાદ કા કોંગ્રેસના વડોદરા ખાતેના વર્ષો જૂના એક અગ્રણી કાર્યકર વડોદરામા તેઓ વકીલાત કરતા હતા. ગઈ ચૂંટણીમા તેઓને વડોદરામાથી પ્રજાએ ધારાસભ્ય તરીકે ચૂંટ્યા છે

**છોટાભાઈ દ્વારકાદાસ પટેલ** વ ત્રાજ, તા માતર કા જિંદગીના ઘણા વર્ષો રાજ્યને વફાદાર રહી ઓનરરી કામ કરેલુ સરકારે તેમને રાવ બહાદુરનો ખિતાબ આપેલો તાલુકા લો. બો ના પ્રમુખ ઓનરરી મેજિસ્ટ્રેટ, ગ્રામ સુધારણા કમિટીના પ્રમુખ, કો-ઓ ક્રેડિટ સોસાયટીના ડિસ્ટ્રિક્ટ ઓર્ગેનાઇઝર વગેરે તરીકે સારી સેવા કરી. જાહેર હિતના કામોમા રસ લે છે

**છોટુભાઈ નારણભાઈ દેસાઇ** વ મહુધા, તા નડિયાદ જ્ઞા પાટીદાર મહુધાના આગેવાન મુખી કુટુંબના એક અગ્રણી સરકારી ન્યાય ખાતામા જોડાઇને મુનસફને હોદ્દે પહોંચી

પોતાની કુશળતા અને સારી કામગીરીથી ખૂબ નામાંકિત બનેલા તેમાથી નિવૃત્ત થયા બાદ કચ્છમા ન્યાયાધીશ તરીકે જોડાયા છે તેમના પુત્રો અને ભત્રીજાઓ ઉચ્ચ અભ્યાસ કરી ઘણા આગળ આવેલા છે તેમના એક પુત્ર શ્રી રસિકલાલ પિતાને પગલે સરકારી ન્યાયખાતામા ન્યાયાધીશ તરીકે જોડાઈ નામાંકિત બન્યા છે

**છોટાભાઈ ભાઈલાલભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ



શિ મેટ્રિક પાસ કા ખાનગી ધધાઓમા નોકરી કરી, અનુભવ લઈ વડોદરામા 'સયાજી આયર્ન એન્ડ એન્જિનિયરિંગ મેન્યુફેક્ચરિંગ કપની નામનુ કારખાનુ શરૂ કર્યું છે અને ટીંબારોડની કપનીની ભાગીદારી ચલાવે છે વડોદરામા અલકાપુરી સોસાયટી સ્થાપી તેને ઉત્તમ રહેઠાણવાળી બનાવવામા અગ્ર ભાગ લીધેલો જાહેર હિતના કામોમા રસ લે છે સર ૩૫, અલકાપુરી વડોદરા

**છોટાભાઈ ભૂલાભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ તા ૧-૭-૧૮૯૫ શિ અંગ્રેજી ચાર ધોરણ ૧૯૧૮મા વડોદરા રાજ્યની હાયર પરીક્ષા પાસ કરી કા સર્વેયર ખાતામા દાખલ થઈ સીમાડા કામદાર તરીકે અને છેવટે હેડ ક્વાર્ટર આસિ. સેન્ટ્રલ રેકોર્ડ, વડોદરામા કામ કર્યું ત્યાથી નિવૃત્ત થયા પછી વડોદરા સિટી કો-ઓ બેન્કમા વ્યવસ્થાપક તરીકે કામ કરે છે. સર ભૂતડી ઝાપા, હનુમાન ચોક, વડોદરા

**છોટાભાઈ મોતીભાઈ પટેલ** વ વહેરા તા આણદ જ્ઞા પાટીદાર, ઉ ૪૪, શિ ગુજરાતી સાત ધોરણ સુધી કા સૌ પ્રથમ બોરસદ ખાતે કાપડની દુકાનમા નોકરી કરવાથી જીવનનો પ્રારભ કર્યો વાર્ષિક ૭૫થી ૧૦૦ પગાર મળતો એમાથી ઝાંસી ખાતે તમાકુની દુકાનમા નોકરીમા ગયા સવત ૧૯૮૮મા સાગર ખાતે સ્વતંત્ર દુકાન કરી અને એક આગેવાન તમાકુના વેપારી ટૂંક વખતમા જ બન્યા અમદાવાદ ખાતે એમનુ બીડીનુ મોટું કારખાનુ ચાલે છે સતના અને ગોદિયા ખાતે એમની પેઢીની શાખાઓ છે છોટાભાઈએ પોતે મેળવેલા ધનનો ખૂબ સદુપયોગ કર્યો છે ૧૯૫૧મા એક લાખ રૂપિયાના ખર્ચે પિતાજીના સ્મારકમા વહેરામા સ્વ શ્રી મોતીભાઈ દાજીભાઈ પટેલ પ્રાથમિક શાળાનુ મકાન બધાવી આપ્યુ છે સાગર ગુજરાતી સમાજના પ્રમુખ છે સર સાગર

**છોટાભાઈ મોતીભાઈ પટેલ** વ સોજિત્રા તા પેટલાદ શિ મેટ્રિક સુધી કા સમલાયામા મોટા પાયા પર ખેતી કરાવતા ત્યાર બાદ દશ વર્ષ પછી કોન્ટ્રાક્ટર તરીકે ધધો શરૂ કર્યો તેમા ઘણો વિકાસ સાધેલો વડોદરાની જાણીતી બરોડા બેંક ટેકનોલોજી ફેકલ્ટી, પેટલાદની હોસ્પિટલ દ્વારકાની ડિસ્પેન્સરી વગેરે મકાનો કોન્ટ્રાક્ટથી બાંધેલા હલ ખેતી સભાળે છે તેમના પિતાએ સોજિત્રામા હાઈસ્કૂલનુ મકાન બાંધવામા મોટી રકમનું દાન આપ્યુ હોવાથી મકાન સાથે એમનુ નામ જોડી મોતીભાઈ મથુરભાઈ હાઈસ્કૂલ રાખવામા આવ્યુ છે તે ઉપરાત તેમણે મહાત્મા આશ્રમ અને સોજિત્રાનુ દેશી દવાખાનુ પણ બધાવ્યુ છે

**છોટાભાઈ સોમાભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૩૮



જ્ઞા પાટીદાર શિ નડિયાદમા મેટ્રિક સુધી કા ૧૯૪૫-૪૬થી અભ્યાસ છોડીને કુટુબની સી ગોકળભાઈની વિખ્યાત તમાકુની તથા ચા-બારદાનનો વેપાર કરતી પેઢીમા ભાગીદાર તરીકે કામ કરે છે કલકત્તા, તુમસર, કરીમગજ, સીનચર વગેરે સ્થળે કામ કરતી એમ. કે બ્રધર્સની પેઢીના પણ તેઓ ભાગીદાર છે સર સી ગોકળભાઈની કુ સ્ટેશન રોડ નડિયાદ

**છોટાલાલ અનુપરામ વ્યાસ** વ ઉમરેઠ (જન્મ મહુધા) ઉ ૬૫ જ્ઞા બ્રાહ્મણ શિ પ્રાથમિક ઉમરેઠમા હાઈસ્કૂલ કેળવણીનો પ્રારભ પણ ઉમરેઠ મ્યુનિસિપલ હાઈસ્કૂલમા અને પછી ગોધરા તેલગ હાઈસ્કૂલમા કા છેક ૧૯૧૨-૧૩ના અરસામા રાષ્ટ્રીય લડતના રંગે રંગાઈ ત્યારથી આજ સુધી સતત જિલ્લાના જાહેર જીવનના એક યા બીજા ક્ષેત્રમા કાર્ય કરનારા એક અગ્રણી કોંગ્રેસી કાર્યકર સૌ પ્રથમ ૧૯૧૩મા કોંગ્રેસમા દાખલ થઈ જાહેર જીવનનો પ્રારભ કર્યો ૧૯૨૧મા ઉમરેઠ મ્યુ ના સભ્ય બન્યા અને આણદ તાલુકા બોર્ડના પણ સભ્ય બન્યા. ૧૯૨૧મા નાગપુર સત્યાગ્રહ માટે આ જિલ્લામાથી ગયેલી સત્યાગ્રહીઓની ટુકડીઓમા સૈનિક તરીકે જોડાયા અને જેલ વહોરી તમામ રાષ્ટ્રીય લડતોમા ભાગ લઈ નાગપુર, સાબરમતી ને નાસિકમા જેલો ભોગવી જિલ્લા લોકલબોર્ડના ત્રણ વખત પ્રમુખ થયા અને સુદર કામગીરી બજાવી ૧૯૪૬ની સામાન્ય ચૂટણીઓમા આ જિલ્લાના કોંગ્રેસી ધારાસભ્ય તરીકે એમની વરણી થઇ અને પ્રજાએ એમને ચૂટી મોકલ્યા હતા ૧૯૪૯મા ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંકની સ્થાપના કરનારામા એક અગ્રણી રહ્યા અને પ્રારભથી જ એના ચેરમેન બન્યા, અને ખૂબ ટૂંકા વખતમા બેંકને નક્કર પાયા ઉપર મૂકી આજે પણ જિલ્લા મધ્યસ્થ સહકારી બેંકના તેઓ ચેરમેન છે ગુજરાત વિભાગીય સહકારી મડળના ત્રણ વર્ષથી ચેરમેન છે ગુજરાત તમાકુ સહકારી મડળ લિ ની એમણે સ્થાપના કરી છે અને એના પણ તેઓ ચેરમેન છે મુબઈ રાજ્ય સહકારી બેંકના એક ડિરેક્ટર છે, એની કારોબારી અને સબ કમિટીના પણ સભ્ય છે મુબઈ સ્ટેટ કો બેંકસ એસોસિયેશનના પણ એક ડિરેક્ટર છે એ જ રીત બોમ્બે કો-ઓપરેટીવ માર્કેટિંગ સોસાઇટીના પણ તેઓ એક ડિરેક્ટર છે સહકારી ક્ષેત્રમા શ્રી વ્યાસની કામગીરીએ ખૂબ સિદ્ધિઓ હાસલ કરી છે હાલ તેઓ વ્યવસ્થાપક તત્રી તરીકે 'ગ્રામસ્વરાજ' નામના સહકારી પ્રવૃત્તિનો પ્રચાર કરતા માસિક પત્રનુ સચાલન પણ કરે છે

**છોટુભાઈ ગણપતલાલ ભટ્ટ** વ ઉમરેઠ તા આણદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૨૮-૧૦ ૧૯૦૪ શિ ઇ સ ૧૯૨૬મા ગુજરાત કોલેજમાથી બી એ થયા ૧૯૨૮મા

લૉ કોલેજ મુંબઈમાંથી એલ એલ બીની ઉપાધિ મેળવી કોલેજ કાળ દરમિયાન ટેનિસના ચેમ્પિયન હતા

કા એલ એલ બી થઈ મુંબઈ હાઈકોર્ટમા વકીલાત શરૂ કરી ૧૯૩૦થી ૩૪ સુધી ઉમરેઠ કોર્ટમા વકીલાત કરી ૧૯૩૪મા સિવિલ જજ–જ્યુનિયર ડિવિઝન તરીકે જોડાયા. ૧૯૪૮મા આસિસ્ટન્ટ તરીકે નિમાયા ૧૯૫૨થી ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ તરીકે કામ કરે છે. ૧૯૩૧થી ૩૪ સુધી ઉમરેઠ મ્યુનિસિપાલિટીના મેમ્બર હતા સર ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ, નાનપુરા, સુરત

**છોટુભાઈ મોતીભાઈ બિન મુનશા** વ ઠાસરા જ તા૦ ૨–૬–૨૧ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી. કા ૧૯૪૨થી ૧૯૪૮ સુધી ડી બી પટેલ કાલીમાટીમા નોકરી કરી કોલિયરીના કામકાજનો અનુભવ લીધો ૧૯૪૮થી દુર્ગા કોલ કંપની શામપુર કોલિયરીની મેનેજિંગ એજન્સી લીધી છે સર દુર્ગા કોલ કં। શામપુર કોલિયરી, પો ઓ કુમારધુબી (માનભૂમ) ઈ આઈ આર

**છોટુભાઈ શંકરભાઈ સુથાર** વ ચકલાશી, તા નડિયાદ જ્ઞા સુથાર જ તા ૨૧–૯–૧૯૧૧ શિ પ્રાથમિક શિક્ષણ ચકલાશીમા માધ્યમિક શિક્ષણ નડિયાદમા લઈ ૧૯૩૧મા મેટ્રિક પસાર કરી ૧૯૩૪મા પૂના ફરગ્યુસન કોલેજમાથી બી. એસ સી પાસ થયા ૧૯૩૮મા એસ ટી સી થયા અને ૧૯૪૦મા સાહિત્ય વિશારદની ઉપાધિ મેળવી કા ગ્રેજ્યુએટ થયા પછી શિક્ષક થવાનુ પસંદ કર્યું હાલ ચાગા હાઈસ્કૂલમા આચાર્ય તરીકે છે ઈ સ ૧૯૩૮થી ૧૯૫૩ સુધી રાષ્ટ્રભાષા પ્રચારક તરીકે કામ કર્યું ૧૯૪૫મા 'તારક મંડળ' સ્થાપેલુ એ દ્વારા 'આકાશ ગંગા' દ્વિમાસિક અને બીજા પુસ્તકો પ્રગટ કર્યાં છે ભાષાઓ, ખગોળ તથા પ્રકૃતિ વિજ્ઞાનમા ખૂબ રસ લે છે, તથા તે વિષે જુદા જુદા સામયિકોમા લેખો પણ લખે છે ખગોળશાસ્ત્ર ઉપર તો તેમણે કેટલાક પુસ્તકો પણ પ્રગટ કર્યા છે છોટુભાઈ સુથારને નામે તેઓ જાણીતા છે સર હાઈસ્કૂલ, ચાગા

**છોટુભાઈ હરગોવિંદદાસ સ્વામીનારાયણ** વ મરિયેજ (તા માતર) શિ મેટ્રિક કા મોહનલાલ એસ મીઠાઈવાળાની મુબઈની પ્રસિદ્ધ દુકાનના તથા માથેરાન અને મહાબળેશ્વરની રિગલ હિન્દુ હોટલના મુખ્ય સંચાલક અને ભાગીદાર છે સાથે કન્ફેક્શનરી અને સાયકલના ભાગોની આયાત કરી તેનો વેપાર ચલાવે છે સ્વામીનારાયણના અનન્ય ઉપાસક અને સત્સંગી છે જાહેર હિતના કામોમા રસ લે છે સર (ઘરનું) બીજે માળે, બુલાખીદાસ બિલ્ડિંગ, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુબઈ–૨ (ધધાનુ) ૨૭૧–૭૩ ઝવેરી બજાર, શેખમેમણ સ્ટ્રીટ, મુબઈ, ફોન નં ૨૧૦૭૯

**જગદીશભાઈ કાશીભાઈ પટેલ** વ નડિયાદ જ તા ૫ ૯–૧૯૧૮ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક બે ધોરણનુ શિક્ષણ ૧૯૩૬મા ત્રણ માસની મેનિન્જાઈટીસની બીમારીમા આંખો ગુમાવી, એટલે કલકત્તાની અંધશાળામા જોડાયા ત્યા બ્રેઈલ શિક્ષણ પદ્ધતિ શરૂ કરી મુબઈની વિક્ટોરિયા મેમોરિયલ બ્લાઈન્ડ સ્કૂલમા અભ્યાસાર્થે દાખલ થયા ત્યા ગુજરાતી ફાઈનલ પરીક્ષા પાસ કરી, ઉપરાત સંગીત, નેતરકામ જાળી કામ વગેરે વિદ્યાઓ હસ્તગત કરી માલિસ કરવાની કળાનો ડૉ જોગેલના હાથ નીચે ખાસ અભ્યાસ કરી તેના નિષ્ણાત થયા કા ૧૯૪૮થી અમદાવાદમા મસાજની ક્લિનિક શરૂ કરી છે ઉત્તરોત્તર પ્રેક્ટિસ વધતી જાય છે જુદા જુદા અસાધ્ય રોગોથી પીડાતા દરદીઓને તેમણે સારવાર કરી, સારા કર્યા છે કેલિકો મિલની હોસ્પિટલમા માનદ માલિસ નિષ્ણાત તરીકે સેવા આપે છે બ્લાઈન્ડ એસોસિયેશનના મંત્રી છે

**જગમોહનદાસ ડાહ્યાભાઈ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા દશા પોરવાડ જૈન. જન્મ ૧૯૨૨ ૫ અરૂંધતી એમ બી બી એસ શિ વિલ્સન કોલેજ મુબઈમા ભણી ૧૯૪૪મા એમ એ થયા ૧૯૪૫મા સિડનહામ કોલેજ મુબઈમા ભણી બી. કોમ થયા કા 'એસોસિયેટેડ સ્ટોન ઈન્ડસ્ટ્રીઝ' રામગંજમંડી, રાજપુતાનામા સેક્રેટરી અને મેનેજર છે

**જગમોહનદાસ મૂળજીભાઈ તલાટી** વ નડિયાદ શિ ગુજરાત કોલેજ, અમદાવાદમા ભણી ૧૯૨૦મા બી એ થયા મુબઈ ગવર્મેન્ટ લૉ સ્કૂલમા ભણી ૧૯૨૨મા એલ એલ બીમા ફર્સ્ટ ક્લાસમા આવ્યા કા ૧૯૨૩થી ૧૯૨૬ સુધી નડિયાદની બધી કોર્ટોમા વકીલાત કરી ૧૯૨૬થી સેકન્ડ ક્લાસ સબજજ તરીકે સરકારી નોકરીમા જોડાયા ૧૯૩૬ સુધી સોલાપુર જિલ્લામા અને રત્નાગિરિ જિલ્લામા નોકરી કરી ૧૯૩૬મા ફર્સ્ટ ક્લાસ જજ તરીકે નાસિકમા નિમણુક થઈ ત્યાર પછી અનેક જગ્યાએ નોકરી કરી ૧૯૫૧–૫૨મા મહેસાણામા સિવિલ જજ સિનિયર ડિવિઝન તરીકે નોકરી કરી નિવૃત્ત થયા છે હાલ અમદાવાદમા સ્પન પાઈપ એન્ડ કન્સ્ટ્રક્શન કંપની ઓફ ઈંડિયા લિ ની અમદાવાદ શહેરની શાખા તથા બર્માશેલની અમદાવાદ શહેરની કેરોસીન એજન્સીનુ કામ કરે છે

**જમનાદાસ લલુભાઈ દેસાઈ** વ મહેમદાવાદ જ્ઞા દશા ખડાયતા કા રિટાયર્ડ એન્જિનિયર છે દશ વર્ષ પૂર્વે સ્મશાન બધાવી આપ્યુ હતુ લોકોપયોગી કામોમા રસ લે છે હાલ ૭૦ વર્ષની ઉમર છે

**જયન્તિલાલ મોહનલાલ બારોટ** વ નડિયાદ જ્ઞા બ્રહ્મભટ્ટ જ તા ૫–૧–૧૯૦૦ શિ ગોધરાની તેલગ હાઈસ્કૂલમા ભણી મેટ્રિકની પરીક્ષા પાસ કરી ઉચ્ચ અભ્યાસ ફરગ્યુસન, વિલ્સન બરોડા અને એલ્ફિન્સ્ટન કોલેજ, મુબઈમા કરેલો કોલેજમા ઇંગ્લિશ ઓનર્સ સાથે બી એમા સેકન્ડ ક્લાસમા આવેલા ૧૯૨૩મા એલ એલ બી ની બીજી એલ એલ બી મા આવેલા ૧૯૨૩–૨૫ નડિયાદ વકીલાતની પ્રેક્ટિસ કર્યા બાદ ૧૯૨૭મા મુબઈ જઈ ઓ એસ.ની પરીક્ષા પાસ કરી કા તા ૨–૨–૨૮થી હાઈકોર્ટમા પ્રેક્ટિસ શરૂ કરી ૧૯૩૩મા સર મેકાઇ કેમ્પ (માજી એડ્વોકેટ જનરલ)ની ચેમ્બરમા કામ કરવાનું મળવાથી થોડા વખતમાં જયપુર મહારાજા કેસ. સ્વામી

નારાયણ કેસ વગેરે જેવા મોટા કેસોમા જોડાયા. તા ૨-૯-૩૮ના રોજ પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા ૧૯૪૭મા કંટ્રોલ કેસો માટે ત્રણ કોર્ટો હતી તેની એક કોર્ટ કરી તેનો ચાર્જ તેમને સોંપાયો ત્યા તેમણે સારી રીતે કામ કર્યું ૧૯૫૩ના ફેબ્રુઆરી માસથી મુબઈમા એડિશનલ ચીફ પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા છે સામાજિક કાર્યોમા રસ છે મુબઈના ચાર પાચ ટ્રસ્ટોમા ટ્રસ્ટી તરીકે કામ કરેલુ ભારતી વિદ્યા ભવનના હાલ મંત્રી છે સર જમનાબાઈ મેનશન મુબઈ-૪

**જયંતીલાલ જશવંતરાય શેલત** વ ઉમરેઠ (તા આણંદ) જ તા ૨૪-૪-૧૮૮૮ જ્ઞા બાજખેડાવાળ બ્રાહ્મણ શિ ગોકળ તથા ઉમરેઠમા શિક્ષણ લીધેલુ વૈદકીય વિદ્યાનો મૂળથી શોખ હોઈ, મેડિકલ ટ્યુશન તરીકે નોકરી કરી નેશનલ હોમિયોપેથિક મેડિકલ કોલેજ, કલકત્તાની એચ એલ એમ એસની ઉપાધિ પ્રાપ્ત કરી કા વડોદરા સ્ટેટમા સબઆસિસ્ટંટ સર્જન તરીકે સેવા આપેલી, પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝા જેવા ભયંકર રોગચાળા વખતે નિઃસ્વાર્થ, મફત જનતાની સેવા કરેલી ૧૯૨૩મા ઉમરેઠમા સેન્ટ જહોન એમ્બ્યુલન્સ એસોસિયેશન સેન્ટર સ્થાપ્યુ, તેના માનદ મંત્રી તરીકે હાલ ચાલુ છે શાળા કોલેજોના અનેક વિદ્યાર્થીઓને અકસ્માતમા પ્રાથમિક મદદ આપી છે હોમ નર્સિંગ તથા સેનિટેશનના વર્ગો ચલાવેલા તેમની આ લોકસેવાની કદર કરી સરકારે તેમને કેસરે હિન્દનો ચંદ્રક આપેલો છેલ્લા વીસ વર્ષથી ઇન્ડિયન રેડ ક્રોસ સોસાયટીના માનદ કાર્યકર તરીકે સેવા આપે છે આ નિમિત્તે ઉમરેઠની આજુબાજુના ગામડામા ફરી દરદીઓને અને શાળાના વિદ્યાર્થીઓને તપાસી મફત દવાઓ આપે છે ડુંજરાવ ગામમા ટેબલ ડિસ્પેન્સરી તેમના હસ્તે શરૂ થયેલી અને બાર માસ સુધી પોતનો ખર્ચે તેમા સેવા આપેલી હાલ તે દવાખાનુ સારી રીતે ચાલે છે તેમની સેવાઓની કદર કરી નામદાર શહેનશાહ તરફથી 'એસોસિયેટ સર્વિંગ બ્રધર' અને 'એસોસિયેટ ઓફિસર બ્રધર'' તરીકે તેમનુ બહુમાન કરવામા આવેલુ છે લોકહિતાર્થે વૃદ્ધ હોવા છતા એક યુવાનની ધગશથી કાર્ય કરે છે વૈદકીય મદદ, એમ્બ્યુલન્સ ટ્રેનિંગ અને કાયદાનો અભ્યાસ એ તેમના શોખના વિષયો છે સર સંતરામ પાસે, ઉમરેઠ

**જયન્તીલાલ લલ્લુભાઇ પરીખ** વ બોરસદ જ તા ૭-૧૧-૧૯૧૪ જ્ઞા જૈન વણિક શિ બારડા હાઈસ્કૂલ, બોરસદ અને દાવર્સ કોલેજ મુબઈમા કા જોસલ ટ્રેડિંગ કોર્પોરેશનની સ્થાપના કરી સને ૧૯૩૯મા ઇલેક્ટ્રિકલ સામાનનો વેપાર શરૂ કર્યો ૧૯૪૭મા પેઢી ખાનગી લિમિટેડ કરી આજે આ પેઢી મુબઈમા ઇલેક્ટ્રિક સામાન આયાત કરવામા સૌથી મોટી ગણાય છે સાથે સાથે ઇન્ડિયન ઇલેક્ટ્રિકલ સ્ટોર્સની શરૂઆત કરેલી ૧૯૪૮મા ધંધાના વિકાસાર્થે પરદેશની મુસાફરી કરેલી જૈન સહકારી બેન્કના સ્થાપક, તેના મેનેજિંગ ડિરેક્ટર, ઇલેક્ટ્રિકલ મરચન્ટસ એસોસિયેશનની કારોબારીના ૧૯૪૦થી સભ્ય અને તેના માનદ મંત્રી (સન ૧૯૪૩થી ૧૯૪૭) ૧૯૪૮મા તેના પ્રમુખ મુબઈ જૈન દિગંબર પ્રાંતિક સભાના મહામંત્રી જૈન યુવક સંઘના પ્રમુખ એમ સી હીરાચંદ ગુમાનજી જૈન બોર્ડિંગ સ્કૂલ, હીરાચંદ ગુમાનજી ધર્મશાળા, હીરાબાગ, શેઠ માણેકચંદ હીરાચંદ જ્યુબિલી બાગ ટ્રસ્ટ, તથા મુબઈ રતનબેન અને રૂક્ષ્મણીબેન પાનાચંદ શ્રાવક આશ્રમ સાથે ટ્રસ્ટી યા સભ્ય તરીકે સંકળાયેલા છે ઇન્ડિયન મરચન્ટસ એન્ડ કોમર્સ ચેમ્બરના સભ્ય. સર (ઘરનુ) માધવજી બિલ્ડિંગ, સેન્ડહર્સ્ટ બ્રિજ, ચોપાટી, મુબઇ (ધંધાનુ) જોસલ ટ્રેડિંગ કોરપોરેશન લિ, મરકતી મહાલ, લોહાર ચાલ મુબઈ-૨

**જયંતીલાલ હરગોવિંદદાસ તલાટી** વ નડિયાદ જ્ઞા વાણિયા જ તા ૧૪-૧૨-૧૮૦૧ બા ત્રણ પુત્રી પાચ પુત્રો તે પૈકી પરમાનંદભાઈ બી એસ સી છે, ભાસ્કરભાઈ બી કોમ એ સી એ છે અરવિંદભાઈ હાલ પેરિસમા અભ્યાસ કરે છે અને દીલીપકુમાર બી એસ સી મા છે શિ ૧૯૧૮મા મેટ્રિક પાસ કરી ભાઉ સાહેબ સ્કોલરશિપ મેળવેલી ૧૯૨૪મા બી ઈ (સિવિલ) થયા કા શરૂઆતમા ઈમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમા નોકરી ૧૯૨૫મા બી બી એન્ડ સી આઈ રેલ્વેમા એપ્રેન્ટિસ એન્જિનિયર તરીકે નોકરી કરેલી, ૧૯૨૭ના ઓક્ટોબર માસમા વડોદરા રાજ્યની રેલવેમા આસિસ્ટંટ એન્જિનિયર તરીકે નોકરી ૧૯૪૪મા ચીફ એન્જિનિયર થયા ૧૯૪૯મા વડોદરા રાજ્યની સરકારે 'રાજ્ય રત્ન'નો ઈલ્કાબ આપ્યો વડોદરા રાજ્યના વિલીનીકરણ પછી વેસ્ટર્ન રેલવેમા એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરીકે કામ કરે છે ગુજરાતી મહામંડળ અજમેરના પ્રમુખ છે આર. એમ રેલવે કો-ઓપરેટીવ સ્ટોર્સના ડાયરેક્ટર છે જે ક સમસ્ત ખડાયતા છાત્રાલયના ઉપપ્રમુખ છે ઇન્સ્ટિટ્યુશન ઓફ એન્જિનયર્સની મુબઈની કમિટીમા ચાર વર્ષ સભ્ય રહેલા સર ૧૧૪, કચેરી રોડ, અજમેર

**જયસિંગલાલ પ્રેમચંદ મહેતા** વ વાસણા જ્ઞા બ્રાહ્મણ શિ અમેરિકન વેપારી વિજ્ઞાનના નિષ્ણાત છે શિક્ષણ માટે બે વર્ષ અમેરિકા અને લંડનમા ગાળ્યા છે કા સિન્ધિયા સ્ટીમ નેવિગેશન કંપની લિ ના સંયુક્ત નિયામક છે સરકાર તરફથી અઢી વર્ષ વહાણવટાના સંયુક્ત નિયામક તરીકે કામ કરેલુ રોટરી ક્લબના સભ્ય, હિંદી વેપારી મહામંડળના સભ્ય સર (ઘરનુ) દેસાઇની વાડી, આગ્રા રોડ ઘટકોપર, મુબઈ. ફો નં ૮૭૧૨૮ (ધંધાનુ) સિન્ધિયા હાઉસ, મુબઈ, ફો નં ૩૦૦૭૫

**જસભાઈ આર પટેલ** વ કરમસદ (તા આણંદ) જ્ઞા પાટીદાર શિ ૧૯૩૯મા મેટ્રિક ઉચ્ચ શિક્ષણ વડોદરા અને પૂનામા ૧૯૪૦મા સારા ગુણ મેળવી ગ્રેજ્યુએટ કા ગુજરાત વિભાગના કેટલ બ્રીડિંગ વિભાગના એગ્રિકલ્ચર ઓફિસર તરીકે ચાર વર્ષ કામગીરી ૧૯૪૭મા કૃષિગોવિદ્યાભવનમા ડેરી મેનેજર અને પશુપાલન ખાતામા લેક્ચરર હાલમા વિસકોનસિન યુનિ મા, 'જીનેટિક્સ' અને 'ડેરી હસબન્ડરી'ના વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા છે, અને ત્યા રિસર્ચ આસિસ્ટંટ તરીકે જોડાયા છે.

**જસવંત મણિલાલ દાણી** વ આંતરસુંબા, તા કપડવંજ જ તા ૨૭-૪-'૨૪ શિ મેટ્રિક, રાષ્ટ્રભાષા કોવિદ કા શિક્ષક તરીકે નોકરી કરે છે મહેસાણા જિલ્લામાથી નીકળતા ‘હિતેચ્છુ’ અને ‘પ્રગતિ’ નામના અખબારના તંત્રી છે ‘રસદા’ નામની કાવ્યમાળા રચી છે ‘શહીદોની શહાદત’, ‘શ્રી છોટુભાઈ પંડિત સ્મારક ગ્રંથ’, ‘ઉત્તર ગુજરાતના ઘર-દીવડા’ વગેરે પુસ્તકોના સંપાદક છે અનેક જાહેર પ્રવૃત્તિઓમા સક્રિય રસ લે છે સર પરેખ પોળ ડીસા (ઉ ગુજરાત)

**લક્ષ્મણસિંહજી હિંમતસિંહજી જાદવ** વ મહીજ, (તા મહેમદાવાદ) જ તા ૧૨ ૬-૧૯૧૩ શિ પ્રાથમિક ગાળા ૧ મહીજમા કા પ્રાથમિક શિક્ષણ પૂરુ કર્યા બાદ સારા જમીનદાર થવા માટે બહારથી ખેડૂતો લાવી પોતાની એક હજાર એકર જમીન ખેડાણ યોગ્ય કરી ગામમા ચોરો ધર્મશાળા, શાળાનુ મકાન લાયબ્રેરી વગેરે મકાનો તેમણે ખડા કર્યા પુસ્તકાલયનુ મકાન તેમના પિતાના સ્મરણાર્થે ગામને બંધાવી આપ્યુ છે દેશસેવા અને સમાજસેવાના કાર્યમા ખૂબ ખતથી ૧૯૪૦થી રસ લે છે મહેમદાવાદ તાલુકા સમિતિના ઉપપ્રમુખ છે તેમ જ જિલ્લા લોકલબોર્ડના સભ્ય છે સર મહીજ (તા મહેમદાવાદ)

**જીતેન્દ્રરાય ઇન્દિવદનરાય પંડયા** વ ઉમરેઠ તા આણંદ જ્ઞા શ્રીગોડ પ્રેત્તાળીઆ બ્રાહ્મણ શિ બી એસ સી (એન્જિ) કા મુંબઈ ઇલેક્ટ્રિક ગ્રિડ ડિપાર્ટમેન્ટમા એન્જિનિયર તરીકે થોડા વર્ષ કામ કર્યુ ત્યાર બાદ દામોદર વેલી કોરપોરેશન કલકત્તાના આસિ પ્રોજેક્ટ ઓફિસર તરીકે જોડાયા હાલ તેમને કોરપોરેશન તરફથી વિદ્યુતશક્તિના વધુ અભ્યાસાર્થે યુરોપમા સ્વીડન વગેરે સ્થળોએ મોકલવામા આવ્યા છે તેમની જ્ઞાતિમા પરદેશગમન કરનાર તેઓ પ્રથમ જ છે

**જીવણજી આર ઠાકર** વ બોરસદ જ તા ૨૬ ૧૨ ૧૯૧૬ શિ વ ફા પાસ મેટ્રિક સુધી કા ૧૯૩૦થી ૩૨ની સત્યાગ્રહ ચળવળમા ભાગ લીધેલો ૧૯૪૦મા વડોદરા સુધરાઈમા હેડ ઓફિસમા નોકરી મળી ટૂંક સમયમા મુખ્ય ટાઈપિસ્ટ તરીકે નિમણુક થઈ સુધરાઈમા ચાર વરસ નોકરી કરી ત્યાર બાદ વડોદરા ખેતીવાડી ઓફિસમા જોડાયા હાલ ખેતીવાડી કચેરી, અમરેલીમા છે ‘ગાંધી કાવ્ય સંગ્રહ’ના સંપાદનમા સહાયક તરીકે કામ કરેલુ ‘બોરસદનો ઇતિહાસ’ પુસ્તક પ્રગટ કર્યુ છે સર ખેતીવાડી કચેરી અમરેલી

**જેઠાભાઈ તુળજાભાઈ દેસાઈ** વ નડિયાદ જ તા ૩૦-૧૧-૧૮૮૨ જ્ઞા પટીદાર શિ નડિયાદમાથી ૧૯૦૨મા મેટ્રિક પાસ ૧૯૦૩-૪મા ફર્સ્ટ ગ્રેડ આર્ટ એન્ડ મેન્યુઅલ ટ્રેનિંગની પરીક્ષા પાસ કરી ૧૯૦૫મા સબ ઓવરસિયરની પરીક્ષા પસાર કરી કા ૧૯૦૬મા જાહેર બાંધકામ ખાતામા સબ ઓવરસિયર તરીકે જોડાયા ૧૯૨૩ સુધી નહેરો તળાવો બંધો વગેરેનાં કામ કર્યુ ખેડા અને પંચમહાલ



જિલ્લામા બે વર્ષ ઇરિગેશન સબડિવિઝનલ ઓફિસર તરીકે કામ કર્યા પછી ૧૯૨૫મા ઉત્તર વિભાગના સુપરિન્ટેન્ડિંગ એન્જિનિયરના પર્સનલ આસિસ્ટંટ તરીકે નિમાયા ૧૯૩૩મા હાથમતી અને ખારીકટ કેનાલના સબડિવિઝનલ ઓફિસર તરીકે નિમાયા ૧૯૩૬મા રાવ સાહેબનો ખિતાબ મળ્યો ૧૯૩૭મા કોરોનેશન મેડલ મળ્યો નોકરીમાથી પેન્શનર થયા પછી પાલણપુર, વાંસદા અને ઈડર સ્ટેટોમા નહેર-કામના સલાહકાર તરીકે કામ કર્યુ ૧૯૪૫મા સરકારે ગુજરાતની નહેરોના જાણકાર તરીકે ઇરિગેશન પ્રોજેક્ટસના ટેમ્પરરી એન્જિનિયર તરીકે નિમણુક કરી હાલ નિવૃત્ત જીવન ગાળે છે સર દેસાઈ વગો, નડિયાદ

**જેઠાભાઈ દેસાઈભાઈ પટેલ** વ કાનસર, તા ઠાસરા, જ્ઞા પાટીદાર, જ તા ૧૨-૨-૧૯૧૨ શિ કાનસરમા પ્રાથમિક શિક્ષણ લીધુ પેટલાદની એન કે હાઈસ્કૂલમાથી સને ૧૯૨૮મા મેટ્રિક થયા વડોદરા કોલેજમાથી સને ૧૯૩૨મા બી એસ સી થયા એક વર્ષ મુંબઈ ને એક વર્ષ અમદાવાદની લૉ કોલેજમા અભ્યાસ કરી સને ૧૯૩૪મા એલ એલ બી થયા કા સને ૧૯૩૫થી ૧૯૪૫ સુધી નડિયાદ વકીલાત કરી ત્યાર બાદ સને ૧૯૪૭ સુધી ઋણરાહત બોર્ડના ચેરમેન તરીકે સરકારી નોકરી કરી સને ૧૯૪૮થી મુંબઈ સરકારના ન્યાયખાતામા સિવિલ જજની નોકરીમા જોડાયા હાલમા પાદરામા સિવિલ જજ અને જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે કામ કરે છે સને ૧૯૩૮થી ૧૯૪૧ સુધી ઠાસરા તાલુકા કોંગ્રેસ કમિટીના સભ્ય હતા કાલસર કેળવણી મંડળના પ્રમુખ તરીકે લાંબો સમય સેવા આપેલી

**જેઠાલાલ કિશોરદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા ઉ ૬૦ કા ૧૯૧૬થી ગુજરાત કોલેજનો અભ્યાસ છોડી સીતાપુર જઈ અનાજ, તેલીબિયાં વગેરેની પેઢી ચલાવે છે તેની બે શાખનો પૈકી એક નડિયાદ અને બીજી માહોલી (ઈ આઈ રેલ્વે) છે ૧૯૨૧થી ૧૯૪૨ સુધી કોંગ્રેસ પ્રવૃત્તિઓમા ભાગ લીધેલો આર એમ પી ઈન્ટર સાયન્સ કોલેજ સીતાપુરને ૨૧ વર્ષ સુધી મંત્રી તરીકે સેવા આપેલી ઉપરાંત કન્યા પાઠશાળા ગૌશાળા સેવાસમિતિ સદાવ્રત બજાર વગેરેમા પ્રમુખ અને મંત્રી તરીકેની સેવાઓ આપી હતી હાલ નિવૃત્ત જીવન ગાળે છે સર તામસેનગંજ સીતાપુર, (ઓ ટી એન્ડ ઈ આઈ રેલ્વે)

**જેઠાલાલ ગિરધરદાસ પરીખ** વ ઉમરેઠ, તા આણંદ જ્ઞા વાણિયા જ તા ૭-૧૧-૧૮૭૭ કા પ્રથમ ખાનગી નોકરી કરેલી ત્યાર બાદ શરાફી પેઢી શરૂ કરી તેમજ અમદાવાદ કોટન એન્ડ સીડ માર્કેટમા વેપાર શરૂ કર્યો પાછળથી તેમની બેહની નિષ્ફળતાના કારણે શરાફી કામ બંધ કર્યુ પછી શરાફ અને કમિશન એજંટને ત્યા મેનેજર તરીકે ઘણાં ખાતામા કામ કર્યુ સને ૧૯૧૮થી ધી ન્યુ શોરોક મિલની મેનેજિંગ એજન્સીમા રૂપિયે દેઢ પાઈના કમિશનના હિસાબે ભાગીદારીમા જોડાયા છે સને ૧૯૧૯ના અરસામા રિલીફ ફંડ ઉભુ કરેલુ,

તેના પ્રમુખ તરીકે કામ કરેલું ૧૯૪૨થી ૧૯૪૭ સુધી ઉમરેઠની સસ્તા અનાજની દુકાનના ચેરમેન હતા ૧૯૪૮મા રૂ ૧૮૦૦૦ ઉઘરાવી ઉમરેઠ ગામને પાણીના દુઃખમાથી મુક્ત કરનારાઓમાના એક છે ઉમરેઠની ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળાના પ્રમુખ છે ઉમરેઠ મ્યુનિસિપાલિટીના ડિસ્પેન્સરી કમિટીના અને ચરોતર અનાજ રાહત સમિતિ–નડિયાદના સભ્ય છે. આ ઉપરાંત શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળાના ૧૯૫૧ સુધી ઉપપ્રમુખ હતા વૈષ્ણવ મહાજન મંદિર જાગનાથ મહાદેવ અને ઉમરેઠના મહાજન સહાયક ફંડ વગેરે સંસ્થાઓના માનદ વહીવટદાર છે સર રોઠવગા, ઉમરેઠ, તા આણંદ.

**જોઈતારામ ભગવાનદાસ પટેલ** વ અનારા, તા કપડવણજ જ તા ૨૮–૫–'૯૯ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શાળાંત પરીક્ષા પાસ કરી, આપ મેળે થોડે થોડે સાહિત્યનો અભ્યાસ કર્યો અમદાવાદ સાહિત્ય સભા તરફથી લેવાતી 'સાહિત્ય'ની પરીક્ષા પાસ કરી કા નાનકડી નેસ્તીની દુકાન શરૂ કરી તેમા ન ફાવતા બાપીકી પચીસ વીઘા જમીનમા ખેતી શરૂ કરી, તેમા ઠીક ફાવ્યુ હાલ સો વીઘાના વતનદાર છે સને ૧૯૧૮મા હોમરૂલ લીગમા જોડાયા સને ૧૯૨૧મા 'ખેડાની લડત'મા સક્રિય સેવા આપી સને ૧૯૨૩મા તાલુકા લોકલ બોર્ડ (કપડવણજ)ના સભ્ય ને વાઈસ પ્રેસિડેન્ટ ૧૯૩૦ની લડતમા જેલ સને ૧૯૩૩મા બહારવટિયાના ત્રાસથી ગામને બચાવવા સાહસ કરવા બદલ ડી એસ પી તરફથી પ્રમાણપત્ર સને ૧૯૪૧થી–૪૮ સુધી ડિ લો બો ના સભ્ય સને ૧૯૫૦–૫૧મા કપડવણજ કોંગ્રેસ તાલુકા સમિતિના મંત્રી અને ૧૯૫૨–૫૩મા તેના ઉપપ્રમુખ કપડવણજ તાલુકા ડેવલપમેન્ટ બોર્ડના ૧૯૫૦–૫૧મા પ્રમુખ ૧૯૫૩મા ઉપપ્રમુખ કપડવણજ તાલુકા વેટરિનરી હોસ્પિટલ તથા નિરક્ષરતા નિવારણ કમિટીના સભ્ય છે સાહિત્ય સર્જનમા પણ તેઓ રસ લે છે 'કાવ્ય સાહિત્ય અને વિનોદ, ડહ્યો કે દિવાનો' વગેરે સાતેક પુસ્તકો પ્રગટ કર્યા છે અછૂતોદ્ધાર, અધઃપાત વગેરે છ જેટલી કૃતિઓ અપ્રગટ છે સર અનારા, પો અનારા, વાયા કઠલાલ

**ઝવેરભાઈ ભૂલાભાઈ પટેલ** વ નડિયાદ જ સ ૧૯૪૬ શિ ગુજરાતી ત્રણ ધોરણ સુધીનુ કા તમાકુ બીડીની વિખ્યાત શ્રી જે પટેલની કંપનીના સ્થાપક અને ભાગીદાર પ્રથમ ખેતી, ઘીનો વેપાર અને તેની સાથે દૂધનો સટ્ટો શરૂ કરેલો પછી કપડવણજ રેલવેમા કોન્ટ્રાક્ટરનુ કામ, તમાકુ બીડી અને જંગલનુ કામકાજ, ઝરિયામા કોલસાની ખાણ રાખેલી, પંચમહાલમા ખેતીનુ કામકાજ અને પાછળથી જેઠાભાઈ સાથે તમાકુનો વેપાર શરૂ કર્યો તેમા સારી ફાવટ આવી સાથે સાથે નડિયાદમા ખેતીને ખૂબ વિકસાવી આજે આ જિલ્લાના વતનીઓની આખા દેશમા તમાકુ અને બીડીનો વ્યવસાય કરતી પેઢીઓમા એમની શ્રી જે કંપની સૌથી મોટી પેઢી છે નડિયાદમા એની મુખ્ય ઓફિસ છે જ્યારે ગોદિયામા એનુ બીડી બનાવવાનુ મુખ્ય કારખાનુ ને મથક છે રોજની દોઢ કરોડ બીડી આ કંપની બનાવે છે ને દેશભરના અનેક નાના મોટા શહેરોમા એની શાખાઓ આવેલી છે શ્રી જે પટેલની કંપનીનુ નામ દેશના બીડી વ્યવસાયમા મોખરાનુ છે શ્રી ઝવેરભાઈ ખૂબ મોટા દાતા છે નડિયાદની જે એન્ડ જે કોલેજને કુલ સવા ત્રણ લાખનુ દાન એમણે કર્યું છે તે સિવાય બીજા પણ અનેક દાનો આપેલા છે સર મોટું પોર, નડિયાદ



**ઝવેરભાઇ વહેરીભાઈ પટેલ** વ વાલવોડ તા બોરસદ જ્ઞા પાટીદાર જ સ ૧૮૪૧ શિ અંગ્રેજી ૬ ધોરણ સુધી. કા અભ્યાસ છોડયા બાદ ગામમા સાર્વજનિક પુસ્તકાલય નાના પાયા ઉપર શરૂ કરેલુ ઈ સ ૧૯૦૯–૧૦મા વડોદરા રાજ્યના એસિસ્ટન્ટ કોન્ઝરવેટર ઓફ ફોરેસ્ટના શિરસ્તેદાર તરીકે નિમાયા ત્યાર બાદ સરકારને ખરચે ફોરેસ્ટનો અભ્યાસ કરવા ગયા ૧૯૧૩મા ડિપ્લોમા મેળવી પ્રથમ નંબરે આવ્યા વડોદરા ફોરેસ્ટ ખાતામા નિમાયા પરંતુ એક વર્ષ બાદ જૂનાગઢથી માગણી થતા જૂનાગઢમા ડિવિઝનલ ફોરેસ્ટ ઓફિસર તરીકે નિમાયા જૂનાગઢની નોકરી દરમ્યાન ગિરના જંગલમા બિકાનેર નરેશ જોધપુર નરેશ તથા જામનગરના મહારાજા શ્રી રણજીતસિંહ સાથે સિંહ અને દીપડાના શિકાર માટે કેમ્પ નાખેલા તે વખતે જામસાહેબ સાથે રહીને શિકાર ખેલેલો તેમા સુંદર કામગીરી જોતા રૂ ૨૦૦૦ ઈનામમા મળેલા પછી ૧૯૧૮મા જામસાહેબે જામનગરમા ઈમ્પ્રુવમેન્ટ ફોરેસ્ટ ઓફિસર ને કેમ્પ ઓફિસર તરીકે નિમણૂક કરી ૧૯૨૨–૨૩મા વાસદાના મહારાજાએ ફોરેસ્ટ ઓફિસર તરીકે નિમણૂક કરી દરમિયાન વડોદરા રાજ્યે બિલીમોરામા ખેતી અને જંગલોની પેદાશનુ પ્રદર્શન ગોઠવ્યુ તેમા સિલ્વર મેડલ મળેલો ૧૯૨૫–૨૬મા ઇડર રાજ્યમા જામસાહેબના કહેવાથી ફોરેસ્ટ ઓફિસર તરીકે ગયા ૧૯૨૮મા અમદાવાદમા ખેતીવાડી ને જંગલની પેદાશોનુ પ્રદર્શન ભરાયેલુ તેમા પણ સુવર્ણચંદ્રક મળેલો પોતાના પિતાશ્રીને નામે ગામમા દવાખાનામા સારી રકમ દાનમા આપી છે તેઓ જ્ઞાતિ સુધારાના હિમાયતી છે હાલ નિવૃત્ત જીવન ગાળી વલવોડમા બાગ બગીચા અને ફળઝાડો ઉછેરી ખેતી કરે છે

**હરિકરદાસ નાથાભાઈ દેસાઈ** વ નડિયાદ શિ બી એ એલએલ બી કા નડિયાદ વ્યાયામ મંડળ તથા શ્રી દનાર વિઠ્ઠલદાસ સોમચંદ સા વ્યાયામ મંદિરના મંત્રી તરીકે ૨૫ વર્ષ રહેલા નડિયાદના હિંદુ અનાથાશ્રમની વ્યવસ્થાપક કમિટીમા ઘણા વર્ષ સભ્ય મંત્રી તથા ઉપપ્રમુખ તરીકે પણ રહેલા શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલયના મંત્રી તરીકે પણ કામ કરેલુ નડિયાદ મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકે સેવા આપેલી તેમના બે પુત્રો સૌરાષ્ટ્ર સરકારમા સારા હોદ્દા ઉપર કામ કરે છે તેથી તેઓ હાલમા રાજકોટ રહી નિવૃત્ત જીવન ગાળે છે

**ઠાકોરભાઈ ગોરધનભાઈ અમીન** વ વસો, જન્મ તા ૧૬-૧૦-૧૯૧૯ જ્ઞા પાટીદાર શિ પ્રથમિક તથા માધ્યમિક શિક્ષણ આણંદમા લઈ ૧૯૩૬મા મેથ્સમા ડિસ્ટિંક્શન સાથે મેટ્રિક પાસ થયા ઉચ્ચ કેળવણી વડોદરા કોલેજમા લઈ ૧૯૪૧મા બી એ (ઓનર્સ) થયા કા રેશનિંગ ખાતામા નોકરી કરી ત્યારબાદ અખિલ ગુજરાત તમાકુ મંડળના સેક્રેટરી તરીકે કામ કર્યું હાલ "ક્રિપલ એટો ઓબાઈલ્સ" નામે મોટર પાર્ટસનો ભાગીદારીમા ધંધો કરે છે પ્ર ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ તથા વસો કેળવણી મંડળ વસોના સભ્ય છે.

**ઠાકોરભાઈ ચીમનલાલ મુનશા** તેઓ ડાસરાના વતની છે જાણીતા ઉદ્યોગપતિ છે અમદાવાદની રામકૃષ્ણ મિલના માલિક છે

**ડાહ્યાભાઈ ખુશાલભાઈ પટેલ** વ ઓડ, તા આણંદ જ્ઞા પાટીદાર ઉ વર્ષ ૬૨ શિ ઓડમા જ અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનુ કા ઓછુ શિક્ષણ હોવા છતા આપબળે ખૂબ જ પ્રગતિ કરનારાઓમાના તેઓ એક છે તેઓ ઈ સ ૧૯૨૧મા પ્રથમ વેપાર અર્થે બિલાસપુર ગયેલા હાલમા ત્યા ચાર ભાઈઓ સાથે બીડીનો વેપાર કરે છે તેમા ઘણો વિકાસ સાધ્યો છે બિલાસપુરમા તેમની સૂરજમુખી બીડી પ્રખ્યાત છે ગોદિયા, રામપુર, કટન રોડમા રાઈસ મિલ છે ઓડમા તેઓ ખેતી પણ કરાવે છે જાહેર હિતના કામોમા રસ લે છે સર સૂર્યભુવન, બિલાસપુર, મધ્યપ્રદેશ

**ડાહ્યાભાઈ મૂળજીભાઈ પટેલ** વ થામણા, તા આણંદ જ તા ૯-૧૧-૧૯૧૩ જ્ઞા પાટીદાર શિ બી એસ સી (ટેક), પી એચ ડી અભ્યાસ કાળ દરમ્યાન તેમને નીચેની સ્કોલરશિપો મળી હતી (૧) આર બી ઉત્તમરામ ગિરધરલાલ સ્કોલરશિપ બે વર્ષ માટે (૨) બી આર સેન્ટિન પ્રાઈઝ (૩) પી. જી રિગાની ફેલોશિપ (૪) ઇમ્પિરિયલ કેમિકલ ઈન્ડસ્ટ્રીઝ ઇન્ડિયા લિ ની સ્કોલરશિપ બે વર્ષ માટે (૫) ઇમ્પિરિયલ કાઉન્સિલ ઓફ એગ્રિકલ્ચરલ રિસર્ચની સ્કોલરશિપ ૩ વર્ષ માટે (૬) મિનિસ્ટ્રી ઓફ એજ્યુકેશન ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયાની ઓવરસીઝ સ્કોલરશિપ ૧ વર્ષ માટે

કા ૧૯૩૬મા બી એસ સી ટેક્નોલોજીમા પ્રથમ વર્ગમા આવવાથી સેન્ટિન પ્રાઈઝ અને સિંગાણી ફેલોશિપ મળી ત્યાર બાદ ડૉ કે વેંકટરામનની દોરવણી નીચે મુંબઈ યુનિવર્સિટીના ડિપાર્ટમેન્ટ ઓફ કેમિકલ ટેકનોલોજીમા ટેક્સટાઈલ કેમિસ્ટ્રીમા સંશોધન કરી ૧૯૪૧મા પી એચ.ડીની ઉપાધિ મેળવી ત્યારબાદ ઇમ્પિરિયલ કાઉન્સિલ ઓફ એગ્રિકલ્ચરલ રિસર્ચની જુટ રિસર્ચ સ્કીમમા ટેકનિકલ એસિસ્ટન્ટ તરીકે ત્રણ વર્ષ માટે નિમાયા. ૧૯૪૫મા વિજય મિલ્સમા ચીફ કેમિસ્ટ તરીકે નિમાયા હાલમા તે જ મિલમા ડાઇંગ માસ્ટર અને ચીફ કેમિસ્ટ તરીકે કામ કરે છે ૧૯૪૧મા મુંબઈ સરકારની ઓવરસીઝ સ્કોલરશિપ, ગ્લાસગો યુનિવર્સિટીમા સંશોધન અર્થે મળી હતી પરંતુ સંશોધનનો વિષય પ્રતિકૂળ હોવાથી પોતે તે સ્વીકારેલી નહિ પરંતુ ૧૯૪૬મા હિંદી સરકાર તરફથી ઇન્ડો જર્મન ઈન્ડસ્ટ્રિયલ કો-ઓપરેશન સ્કીમ હેઠળ સ્કોલરશિપ મળતા ૧૯૫૨મા ટેક્સટાઈલ પ્રિન્ટિંગમા ટ્રેનિંગ માટે પશ્ચિમ જર્મની ગયા ટ્રેનિંગ પૂરી થયા બાદ સ્વિટ્ઝર્લેન્ડ, ફ્રાન્સ અને ઇંગ્લેંડ વધુ અનુભવ મેળવી ૧૯૫૩મા હિંદ પાછા ફર્યા સર રણછોડ ભુવન, આબાવાડી, એલિસબ્રિજ, અમદાવાદ

**ડાહ્યાભાઈ મોતીભાઈ અમીન (મનસ્વી)** વ સોજિત્રા તા પેટલાદ, જ્ઞા પાટીદાર, જ તા. ૧૩-૯-૧૮૯૮ શિ સને ૧૯૧૬મા મેટ્રિક



બે વર્ષ ગાંધીજીના હાથ નીચે કામ કર્યું અને ૧૯૧૮મા પૂર્વ આફ્રિકા ગયા સને ૧૯૩૦મા ત્યાથી બારોબાર લંડન ગયા અને લંડનની 'સ્કૂલ ઓફ ઇકોનોમિક્સ'મા બે વર્ષ અભ્યાસ કરી પાછા આફ્રિકા ગયા કા સને ૧૯૧૮મા પૂર્વ આફ્રિકા ગયા અને ત્યા નાના પાયા પર ધંધો શરૂ કર્યો ધંધામા દિનપ્રતિદિન વિકાસ સાધતા ગયા આજે પૂર્વ આફ્રિકામા દૂર દૂરના ભાગોમા તેમની ધંધાદારી શાખાઓ ચાલે છે યુગાન્ડામા તેમની માલિકીની સ્થાવર અસ્કયામતો અને વિશાળ પાયા પરના ખેતરો છે રૂની ગાસડીઓ બાંધનારા જિનિંગ કારખાના છે તેઓને ચાર દીકરા અને ચાર દીકરીઓ છે તે પૈકી મોટા પુત્ર રસિકલાલ અને ચોથા રમેશભાઈ પૂર્વ આફ્રિકાનો સમગ્ર ધંધો સભાળે છે બીજા રમણભાઈ યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની કેલિફોર્નિયા યુનિવર્સિટીના યાન્ત્રિક વીજળીના વિષયના નિષ્ણાત થઈ અમેરિકાની સરકારની નોકરીમા છે અને ત્રીજા રવિન્દ્રભાઈ ઇંગ્લેંડમા છ વર્ષ રહી 'મિલિંગ ટેક્નોલોજિસ્ટ' થયા છે તેમની મદદથી શ્રી ડાહ્યાભાઈ ભારે મૂડીનુ રોકાણ કરી વડોદરામા અદ્યતન ઢબની 'યાંત્રિક મેઈન મિલ્સ' સ્થાપવા માગે છે તેમની મોટી દીકરી સરોજબેન દેસાઈ પતિ સાથે ઈંગ્લેંડમા રહે છે એક દીકરી કુમારી મંજુબેન લંડનમા છેલ્લા પાચ વર્ષથી રહીને સમાજશાસ્ત્રનો અભ્યાસ કરે છે શ્રી ડાહ્યાભાઈના જીવનમા સાહસ, પુરુષાર્થ અને સખાવત એ ત્રણેનો સુમેળ છે તેમણે વતનમા હાઈસ્કૂલ છાત્રાલય, કન્યાશાળા, હોસ્પિટલ અને પ્રસુતિગૃહ એ બધાના મકાનોના બાંધકામમા રૂા એક લાખ જેટલી સખાવત કરી છે સર ૫૬, અલકાપુરી વડોદરા

**ડાહ્યાભાઈ વલ્લભભાઈ પટેલ** વ કરમસદ, (તા આણંદ), જ તા ૨૮-૧૧-૧૯૦૫ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક મુંબઈની ક્વીન મેરી હાઈસ્કૂલમા ચાર વર્ષ ગુ વિદ્યાપીઠમા રહી સ્નાતક થયા આચાર્ય કૃપાલાની, ગાડગીલ સાથે સમાગમ બાળપણથી છેક ૧૫ વર્ષ સુધી પૂના, મહાબળેશ્વર અને મુંબઈની એકેડેમીમા પોતાના કાકાશ્રી વીર વિઠ્ઠલભાઈ પટેલ સાથે રહેવાથી રાજકારણ મુત્સદ્દીગીરી, બંધારણ કાનૂન લોકલ સેલ્ફ ગવર્મેન્ટ ઇત્યાદિ અંગેનુ જ્ઞાન મેળવ્યું આ શરૂઆતમા વાદળ મ્યુનિ મા ૧૯૨૫ના અરસામા દાદો દિફેન્ડર્સ કોન્ટ્રાક્ટનું કામ હાથ

થયું. ૧૯૨૭મા ઓરિએન્ટલ ઈન્સ્યુરન્સ કુ મા જોડાયા ૧૯૩૯થી મુબઈ કોરપોરેશનમા, ૧૯૪૬ '૪૭ દરમિયાન તેની સ્ટેન્ડિંગ કમિટીના ચૅરમેન ભગીઓની હડતાલનુ સુખદ સમાધાન કરાવ્યુ ગ્રેટર બોમ્બે યોજના, અને વૈતરણી યોજના પસાર કરાવવામા 'વકર્સ કમિટી'ના સભ્ય તરીકે અગ્રગણ્ય ભાગ લીધો મુબઈ કોર્પોરેશનમા મ્યૂસ પક્ષના નેતા, અને હાલ મેયર તરીકે ચૂટાયા છે સર ૬૮, મરિન ડ્રાઈવ, મુબઈ-૨

**દાદાભાઈ શિવાભાઈ અમીન** વ તારાપુર જન્મ તા ૧૬-૨-૧૯૦૬ જ્ઞા પાટીદાર. શિ તારાપુર અને પેટલાદમા ભણ્યા પછી વડોદરા કૉલેજમાથી ૧૯૩૦મા બીજા વર્ગમા બી એસ સી થયા મેટ્રિકમા આગળ આવવાથી હાઈસ્કૂલનુ ઈનામ મળ્યુ હતુ માસિક રૂ ૧૫ની કૉલેજની સ્કૉલરશિપ પણ મળી હતી કા એલેમ્બિક કેમિકલ વકર્સ કુ લિ મા જોડાયા ૧૯૩૦મા તે કપનીના ફાર્માસ્યુટિકલ મેન્યુફેક્ચરિંગ કેમિસ્ટ, ૧૯૩૪મા કપનીની મદ્રાસ શાખાના મેનેજર, ૧૯૩૮મા કપનીની કલકત્તાની શાખાના મેનેજર, ૧૯૪૦મા મદ્રાસની ઑફિસના મેનેજર અને ૧૯૪૧મા કંપનીની લાહોર શરૂ કરેલી શાખાના મેનેજર થયા ૧૯૪૪થી કંપનીના વડોદરાના કારખાનામા રિસ્ટિવરી સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે કામ કરે છે

**તારાબેન કિરપાશંકર ઠાકોર** વ ઉમરેઠ, તા આણદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ સને ૧૯૧૦ શિ બાળપોથી સુધીનુ કા ઘેર અભ્યાસ કરીને, અને સમાજ સેવાના કામો કરીને આગળ આવનાર પ્રગતિશીલ બહેનોમાના એક છે તેમના પતિ શ્રી કિરપાશંકર જેઠારામ ઠાકોર સરકારી નોકરીમાથી નિવૃત્ત થયા પછી શ્રી તારાબેન વતન ઉમરેઠમા વસીને જાહેર પ્રવૃત્તિઓમા—ખાસ કરીને સામાજિક પ્રવૃત્તિઓમા સારો રસ લે છે તેમણે ઉમરેઠ મ્યુનિસિપાલિટીમા કાઉન્સિલર તરીકે સેવા આપેલી હાલમા ખેડા જિલ્લા ઔદ્યોગિક સહકારી સઘ નડિયાદ, ઉમરેઠ વિભાગ ખરીદ વેચાણ સઘ તથા ઉમરેઠ બાજ ખેડાવાળ સમાજમા સભ્ય તરીકે અને ઉમરેઠ ભગિની સહાયક સહકારી ગૃહઉદ્યોગ મદિર લિ મા મત્રી તરીકે કામ કરે છે સર વિઠ્ઠલ ભટ્ટની પોળ, ઉમરેઠ

**તારાબેન નાનુભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ



જ્ઞા પાટીદાર જ તા ૨૯-૧-'૧૮ પિતા નારણભાઈ વલ્લભભાઈ પટેલ કા ૧૯૪૧મા ગુજરાતી લઈ વડોદરા કૉલેજમાથી બી એ ઑનર્સ થયા ૧૯૪૪મા એ જ કૉલેજમાથી પ્રથમ વર્ગમા એમ એ થયા બહેનોમા પ્રથમ આવવા બદલ સરકારી બાઈ માનકર શિષ્યવૃત્તિ મળેલી ઉચ્ચ અભ્યાસ માટે ૧૯૪૬મા અમેરિકા ગયેલા ૧૯૪૮મા સમાજ સુધારણા વિષય સાથે કેલિફોર્નિયા યુનિવર્સિટીમાથી એમ એ મા પાસ થયા ત્યાર બાદ લડન યુનિવર્સિટીની બેડફર્ડ કૉલેજમા અભ્યાસ શરૂ કર્યો હિંદની સ્ત્રીઓનો છેલ્લા પચાસ વર્ષમા સામાન્ય દરજ્જો, એ વિષય ઉપર સશોધન કરી ૧૯૫૪ની શરૂઆતમા પી એચ ડી ની ઉપાધિ પ્રાપ્ત કરી. તેઓ ગુજરાત વિધાસભા અમદાવાદના સભ્ય છે સર ૫૯, અલકાપુરી વડોદરા

**ત્ર્યંબકલાલ કુશાળજી દવે** વ મહુધા તા નડિયાદ જ તા ૨૦-૧૨-૧૯૦૪ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ અમદાવાદ ગુજરાત કૉલેજમા ઉચ્ચ શિક્ષણ લઈ ૧૯૨૭મા બી એ તથા ઈ સ ૧૯૩૦મા એલ એલ બી થયા કા ૧૯૩૦થી અમદાવાદ જિલ્લામા ડિસ્ટ્રિક્ટ પ્લીડર તરીકે વકીલાત શરૂ કરી છે અમદાવાદ લૉ કૉલેજમા પાર્ટટાઈમ પ્રોફેસર તરીકે થોડો સમય કામ કરેલુ અમદાવાદ બાજ ખેડાવાળ કેળવણી અને સસ્કૃતિ મડળના ઉપપ્રમુખ તથા મેનેજિંગ કમિટીના સભ્ય, મહુધા કેળવણી મડળની મેનેજિંગ કમિટીના સભ્ય, અમદાવાદ એગ્રિકલ્ચરલ પ્રોડ્યુસ માર્કેટ કમિટીના કાયદાના સલાહકાર તથા મણિનગર રિક્રિયેશન ક્લબના પ્રેસિડેન્ટ છે કાયદાના સારા અભ્યાસી છે તેમણે "મની લેન્ડર્સ એક્ટ" "શાહુકાર ધારો" એ બે પુસ્તકો લખ્યા છે સર ચાર રસ્તા, "દવે ચોક", મણિનગર અમદાવાદ ૮

**ત્ર્યબકલાલ માણેકલાલ શુક્લ** વ આણદ જ, તા. ૯-૫-૧૯૦૧ શિ ગુજરાત વિદ્યાપીઠના ઉપસ્નાતક કા સ્વામી અખડાનદના અતેવાસી અને સાથી તરીકે સાતેક વર્ષ કામ કર્યું નાગપુર સત્યાગ્રહમા ૭૫૦ માઈલનો પગપાળા પ્રવાસ કરી ગયેલા ૩૦ની લડતમા જેલ મળી ત્યાર બાદ કલકત્તા જઈ ભવાનીપુર ગુજરાતી શાળામા ને કલકત્તા એગ્લો ગુજરાતી સ્કૂલમા ૧૧ વર્ષ સુધી શિક્ષક તરીકે કામ કર્યું. યુદ્ધકાળ દરમિયાન અહીં આવી છેલ્લા દશ વર્ષથી 'નવજીવન' સસ્થામા જોડાયા છે તેમણે ચૈતન્ય મહાપ્રભુ-૩ ગ્રથ સત તુકારામ, મા, રાધારાણી વગેરે મળી ૮ પુસ્તકોના અનુવાદ કર્યા છે ઉપરાત સાહિત્યભિક્ષુ અખડાનદ, ભિક્ષુ અખડાનદ, તત્વ ચિંતામણિ, ઉપનિષદની વાતો મળી છ પુસ્તકો લખ્યા છે "નવચેતન", 'બાલમિત્ર' વગેરેમા લેખો લખે છે સર 'નવજીવન' પૂર્વ ચાલી, રૂમ ન ૪, અમદાવાદ ૯

**ત્રિભુવનદાસ કાશીભાઈ પટેલ** વ આણદ, જ તા



૨૨ ઑક્ટોબર ૧૯૦૩ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ આણદમા લીધુ બાદ ગુજરાત વિદ્યાપીઠમા પ્રથમા સુધી અભ્યાસ કરેલો કા જિલ્લાના એક અગ્રણી કૉંગ્રેસી કાર્યકર અને જિલ્લાની કૉંગ્રેસ કમિટીના પ્રમુખ સૌ પ્રથમ ગુજરાત વિદ્યાપીઠમા અભ્યાસ કરવા ગયા ત્યારથી જ રાષ્ટ્રીય રગે રગાયેલા છે, અને આજ સુધી કૉંગ્રેસનુ એકધારુ કાર્ય કરતા રહ્યા છે. આઝાદીની લડતોના એક સિપાહી તરીકે બધી ફરજો તેમણે બજાવી છે ૧૯૩૮મા સૌ પ્રથમ ખેડા જિલ્લા લોકલ બોર્ડના ઉપ-પ્રમુખ

થયા ત્યારથી જિલ્લામા વિશેષ જાણીતા થયા એ જ વર્ષે જિલ્લા સ્કૂલ બોર્ડના પણ પ્રમુખ થયા ૧૯૪૧મા જિલ્લા હરિજન સેવક સંઘના પ્રમુખ થયા આજે પણ તેના પ્રમુખ છે ૧૯૪૪મા જિલ્લા કોંગ્રેસ કમિટીના ઉપપ્રમુખ થયા અને ૧૯૫૨થી પ્રમુખ છે ૧૯૪૬મા જિલ્લા લોકલબોર્ડના પ્રમુખ હતા ૧૯૫૨મા ફરી જિલ્લા બોર્ડના પ્રમુખ થયા હતા. ખેડા જિલ્લામા જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી સંઘની પ્રવૃત્તિ એમની પ્રેરણા અને દોરવણી હેઠળ ૧૯૪૭મા શરૂ થઈ. જે આજે વિશાળ સ્વરૂપમા વિકસી છે. અને જિલ્લાના ખેડૂતને ગામડા માટે આર્થિક ઉત્થાનનો એક મહયુગ આ પ્રવૃત્તિ શરૂ થયા પછી આરંભાયો છે શ્રી ત્રિભોવનદાસ ૧૯૪૭થી જિલ્લા દૂધ ઉત્પાદક સંઘના ચેરમેન અને કર્તાહર્તા છે જિલ્લાના મધ્યસ્થ મંડળના હાથ હેઠળ આજે ૬૦ ઉપરાંત દૂધ ઉત્પાદક મંડળીઓ સ્થપાઈ છે ૧૯૫૦મા શ્રી ત્રિભોવનદાસ વિશ્વની ડેરી કોંગ્રેસમા ભારતના પ્રતિનિધિ તરીકે ડેનમાર્ક જઈ આવ્યા છે તેઓ ઓલ ઈંડિયા કોંગ્રેસ કમિટીના વર્ષોથી સભ્ય છે આણંદ એગ્રિકલ્ચર પ્રોડ્યુસ માર્કેટ કમિટીના ચેરમેન છે મુંબઈ સ્ટેટ ડેરી વિકાસ કાઓરડિનેશન કમિટીના પણ સભ્ય છે તાજેતરમા ભારતના ડેરી એસોસિયેશનના ઉપપ્રમુખ તરીકે એમની વરણી થઈ છે તેઓ ઉલ્લા બે દસકાથી જિલ્લાની લગભગ તમામ જાહેર પ્રવૃત્તિઓ સાથે ઘનિષ્ઠ રીતે સંકળાયેલા એક અગ્રણી છે

**ત્રિભોવનદાસ ચુનીલાલ શાહ** વ જનોડ, તા વાડાસિનોર જ તા ૧૭-૫ ૧૯૦૫. જ્ઞા વણિક શિ સામાન્ય મ ’૩૦ની રાજકીય ચળવળમા જોડાયા સ્વ નરીમાન સંચાલિત નેશનલ મલેશિયાના આદેશ મુજબ ભૂગર્ભમા રહી અગત્યની કામગીરી બજાવેલી ખાદી અપનાવવાની નવજીવન સંઘની પ્રવૃત્તિઓ ઉપાડેલી સર્વોદય મંડાઈ મંડળના સભ્ય, ‘ખડાયતા યુવક’ માસિકના માજી તંત્રી ખડાયતા સમાજના ઉપપ્રમુખ ખડાયતા યુવક સંઘના પ્રમુખ તથા ખડાયતા ભુવન મંડળના મંત્રી તરીકે કામ કર્યું છે હાલ મુંબઈમા રહે છે

**ત્રિભોવનદાસ શોભારામ ઠાકર** વ બોરસદ જ્ઞા



ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ તા ૧૩ ૧-૧૮૮૨ બા ત્રણ છે તે પૈકી બે એમ બી બી એસ થઈ મુંબઈમા પ્રેક્ટિસ કરે છે એક વડોદરામા આસિસ્ટંટ વીવિંગ માસ્તર છે શિ ૧૯૦૪મા વિલ્સન કોલેજ, મુંબઈમાથી બી એ થયા કા બી એ થયા બાદ પ્રો ડી કે ગાજરના લિટરરી સેક્રેટરી તરીકે કામ કરેલુ ૧૯૦૫મા સુરત જિલ્લામા મહેસૂલી ખાતામા દાખલ થયેલા. ૧૯૧૧-૧૨મા દુકાળ વખતે પંચમહાલ જિલ્લામા કામ કરેલુ તે કામ પૂરુ થયા બાદ તે જ જિલ્લામા કલેક્ટર અને પોલિટિકલ એજંટના હેડક્લાર્ક, ચિટનીસ અને ડેપ્યુટી પોલિટિકલ એજંટ વગેરે હોદ્દાઓ પર ૧૯૧૮ સુધી કામ કરેલુ ૧૯૧૮મા વલસાડમા મામલતદાર તરીકે નિમાયા તે વર્ષની આખરે સુરત જિલ્લાના કલેક્ટરના ચિટનીસ તરીકે નિમાઈ ૧૯૨૩ સુધી કામ કર્યું ત્યાર બાદ સુરત શહેર મ્યુનિસિપાલિટી એ ૧૫ વર્ષ સુધી તેમની નોકરી ઉછીની લીધી ૧૯૩૮મા નિવૃત્ત થયા. મ્યુનિ ની નોકરી દરમ્યાન તેમને સરકારી નોકરીમા ડેપ્યુટી કલેક્ટરના હોદ્દા પર કાયમ કરેલા મહેસૂલી ખાતાની હાયર પરીક્ષામા મુંબઈ ઇલાકામા પ્રથમ નંબરે પાસ થયેલા તેમને રાવ બહાદુરનો ખિતાબ મળેલો સુરતમા જીમખાના અને રોટરી ક્લબ સ્થાપનારાઓ પૈકી એક હતા. રોટરી ક્લબના પ્રથમ સેક્રેટરી હતા શાતાકુંજ ધર્માદા દવાખાનાના સભ્ય અને ટ્રેઝરર હતા હાલ સુરતના હિંદુ ધર્માદા દવાખાનાના સભ્ય છે તેમને પ્રાચીન પિત્તળકામનો સંગ્રહ કરવાનો શોખ છે અને તેનો સારો જથ્થો પણ તેમની પાસે છે સર ડેપ્યુટી સદન, અડવા લાઈન્સ સુરત

**દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ** વ નડિયાદ જ તા ૨૬ ૫ ૧૮૭૮ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમા, મેટ્રિકની પરીક્ષા જૂનાગઢમા બહાદુરખાનજી હાઈસ્કૂલમાથી આપી. મુંબઈમા એલ્ફિન્સ્ટન કોલેજમાથી ૧૯૦૩મા બી એ થયા કા ખેડા જિલ્લામાથી સૌથી વધુ લાંબો સમય ધારાસભામા બેસનારા એક બંધારણવાદી, રાષ્ટ્રવાદી વિદ્વાન આગેવાન જીવનનો પ્રારંભ ૧૯૦૬મા પોતાના મોટા ભાઈએ નડિયાદમા શરૂ કરેલી કાપડની મિલમા કામકાજ કરવાથી કર્યો. અને ૧૯૦૯મા એ મિલ લિક્વિડેશનમા ગઈ ત્યારે એ છોડી કાસરા તાલુકામા જઈને કૌટુંબિક માલિકીની જમીનો ઉપર ખેતીના અખતરા આરંભ્યા અને કાસરા તાલુકાની પડતર અને જંગલની ને ઘાસની લાટની જમીનો ભંગાવી એમા કપાસ ઉગાડવાનો ભગીરથ પુરુષાર્થ કરી એનો પ્રારંભ કર્યો. એ રીતે ખેડા જિલ્લામા તમાકુ અને કપાસ બન્ને નાણા પાકોને મૂળ પ્રચલિત કરવામા દેસાઈ કુટુંબનો મોટો ફાળો રહ્યો છે શ્રી દાદુભાઈએ કપાસની ખેતીના અખતરા તો કર્યા જ પરંતુ સાથે સાથે સમનાયામા જિનિંગ ફેક્ટરીનો પણ પ્રથમ પ્રારંભ કર્યો. એમના રૂના અખતરાઓ અને ખેતી અંગેના અભ્યાસ વગેરેના કારણે પરદેશી સરકારે એમને ૧૯૧૭મા રાવસાહેબનો ઇલ્કાબ આપ્યો ૧૯૨૦મા ખેડા જિલ્લા તરફથી તેઓ મુંબઈ ધારાસભામા સભ્ય તરીકે ચૂંટાયા અને ઘણા વર્ષો સુધી સભ્ય રહ્યા. મહેસૂલી પદ્ધતિ અને ખેતીના પ્રશ્નો ઉપર એ કાળમા તેઓ ધારાસભામા નિષ્ણાત જેવા ગણાતા બારડોલી સત્યાગ્રહ વખતે, પણ એમણે એ આખા કેસને ઓ બરાબર રજૂઆત સરકાર સમક્ષ કરેલી ૧૯૩૦ની રાષ્ટ્રવ્યાપી લડત આવતા પરદેશી સરકાર અંગેની એમની આંખ ઉઘડી ગઈ અને એ પણ લડતમા જોડાયા ૧૯૩૦મા અભ્યાસ સાહેબ જેલમા જતા તેઓ જિલ્લા સમિતિના પ્રમુખ બનેલા જેલ નિવાસ પણ સ્વીકારેલો જિલ્લા હરિજન સેવક સંઘના આ વર્ષો દરમિયાન પ્રમુખ રહ્યા વિઠ્ઠલ કન્યાવિદ્યાલયની સ્થાપનામા ૧૯૩૪મા અગ્ર ભાગ લીધો ને વર્ષો સુધી એના ઉપપ્રમુખ

રહ્યા ૧૯૩૮મા કોંગ્રેસે પ્રથમ ધારાસભા પ્રવેશ સ્વીકાર્યો ત્યારે તેઓ કોંગ્રેસ ટિકિટ ઉપર ચૂંટાઈને ધારાસભામા ગયા ૧૯૪૦ પછી લગભગ નિવૃત્ત જેવુ જીવન ગાળે છે કેટલાક ઔદ્યોગિક સાહસોના તેઓ પ્રેરક છે તાજેતરમા ૨૦ લાખની મૂડીથી એમના પુત્ર ધર્મસિંહભાઈએ હિંદુસ્તાન ઇલેક્ટ્રિક કંપની લિ સ્થાપી છે તેના તેઓ એક ડિરેક્ટર છે શ્રી દાદુભાઈ ગત પેઢીના એક અગ્રગણ્ય અગ્રગામી આગેવાન છે સર દેસાઈ વગો, નડિયાદ

**દાદુભાઈ પૂંજાભાઈ અમીન** વ બાદરાન તા બોરસદ જ તા ૨૧-૯-૧૯૨૩ તેઓ એક આગળ પડતા જમીનદાર છે જાહેર કામોમા બનતી મદદ કરે છે. વિદ્યાનગરમા રૂ ૫૦૦૦નુ દાન કર્યું છે સર ૨૮ અલકાપુરી, વડોદરા

**દાદુભાઈ મૂળજીભાઈ અમીન** વ વગો, તા નડિયાદ



જ્ઞા પટીદાર જ સં ૧૯૫૪ શિ મેટ્રિક સુધી ધ શરૂઆતમા શાહપુર મિલમા એસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે નોકરીમા જોડાયા ૧૯૨૧થી પોતનો સ્વતંત્ર ધંધો કરે છે તેમજ મેસર્સ એમ દાદુભાઈની કું તેમજ દાદુભાઈ અમીન એન્ડ કું નુ સંચાલન કરે છે કેવસા અને કાપડનો મોટો વેપાર છે સ્વરાજ મળ્યા બાદ ખેડૂત સંઘની પ્રવૃત્તિઓમા જોડાયા છે હાલ અમદાવાદ જિલ્લા ખેડૂત સંઘના પ્રમુખ તરીકે તેમજ અખિલ હિંદ કિસાન સંમેલનમા ભારત કૃષિકાર લોકપક્ષના ઉપ પ્રમુખ તરીકે ચૂંટાયા છે હાલમા અમદાવાદ કોટન મર્ચંટ એસોસિયેશનના પ્રમુખ તરીકે, પાટીદાર સેવા સમાજના ચેરમેન અને ઉપ પ્રમુખ તરીકે મોતીલાલ બાવાભાઈ પટેલ એન્ડ કંપનીમા ચેરમેન તરીકે કામ ગીરી બજાવી રહ્યા છે વસોમા પોતાના પ્રથમ પત્ની ગંગાબેનના સ્મરણાર્થે કન્યાશાળાનુ મકાન બંધાવી આપ્યુ છે, બેડમહામા માતાજીમા ધર્મશાળા માટે જમીન ખરીદ કરી આપેલી છે સ્વ વિઠ્ઠલભાઈ પટેલની રૂપિયા સાત હજારની કિંમતની મારબલની પ્રતિમા અમદાવાદ મ્યુનિસિપાલિટીને અર્પણ કરેલી છે જે શેઠ મગનદાસ ગિરધરદાસ ટાઉનહોલમા મૂકવામા આવી છે સર વિષ્ણુકુંજ, પટેલ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ ૬

**દીનુભાઈ ગણપતિદાસ દેસાઈ** વ નડિયાદ જ્ઞા પાટીદાર શિ પૂનાની ખેતીવાડી કોલેજના ગ્રેજ્યુએટ ધ અમદાવાદ અને મુંબઈમા મિલજિન સ્ટોરનો વેપાર કરે છે તેઓ વડોદરાના ગાયકવાડના અંગત મિત્ર છે વોટરવર્કર્સની યોજના અમલમા મૂકવા માટે નાણાની જરૂર પડી ત્યારે વડોદરાના મહારાજા પાસેથી રૂ અઢાર લાખની લોન નડિયાદ મ્યુનિસિપાલિટીને શ્રી દીનુભાઈની લાગવગને લીધે મળી હતી આવડી મોટી રકમની લોન મેળવી આપવા બદલ શ્રી દીનુભાઈને ૩ ટકા કમિશન મળે તેમ હતુ પણ કમિશન મ્યુ પાસેથી લીધેલુ નહિ પણ તે રકમમાથી તેમના પિતાના સ્મરણાર્થે પ્રાથમિક શાળા માટે મકાન બંધાવી આપવા ઈચ્છા બતાવી મ્યુએ તે પ્રમાણે અમદાવાદી બજારમા શાળાનુ મકાન બંધાવ્યુ છે અને તેને તેમના પિતાનુ નામ આપ્યુ છે. હાલમા તેઓ મુંબઈમા વસે છે. તેમના પુત્ર રમેશચંદ્ર (બી કોમ) દીનુભાઈ દેસાઈની કંપનીની અમદાવાદ શાખા સંભાળે છે સર શાહ વિન્ડઝર, ૮૬-વીર નરીમાન રોડ, ફોર્ટ, મુંબઈ.

**દીનુભાઈ મૂળજીભાઈ પટેલ** વ સોજિત્રા હા પેટલાદ



જ્ઞા પાટીદાર જ તા ૧૪-૭-૧૯૧૪ શિ સોજિત્રામા રહીને ભણ્યા બાદ આણંદની દા ન હાઈસ્કૂલમા ધોરણ પછી ૬ ભણ્યા સને ૧૯૩૦ના સત્યાગ્રહમા ભાગ લઈ શાળા છોડી પાછળથી સોજિત્રા હાઈસ્કૂલમા જોડાયા અને સને ૧૯૩૧મા સારા ગુણ મેળવી મેટ્રિક થયા પછી ગુજરાત કોલેજમા જોડાયા ૧૯૩૨મા સવિનય ભંગની ચળવળમા જોડાયા અને ફરી અભ્યાસ શરૂ કર્યો સને ૧૯૩૬મા વડોદરા કોલેજમાથી ફિલસૂફીનો વિષય લઈને બી એ ઓનર્સ પરીક્ષા પહેલે નંબરે પાસ કરી. કા સને ૧૯૪૨થી પાંચ વર્ષ સુધી વડોદરા કોલેજમા લેક્ચરર તરીકે નોકરી કરી ત્યાથી વિસનગર કોલેજમા ફિલસૂફીના પ્રોફેસર તરીકે નિમણૂક થઈ સને ૧૯૪૭ના સપ્ટેમ્બરમા બે વર્ષ માટે ફિલસૂફીના ઉચ્ચ અભ્યાસ માટે વડોદરા રાજ્ય તરફથી લંડન મોકલવામા આવ્યા સને ૧૯૪૯મા લંડન યુનિવર્સિટીની બી એ ઓનર્સ પરીક્ષા ફિલસૂફી સાથે બીજે વર્ગ મેળવી પાસ કરી લંડનથી પાછા આવ્યા બાદ વડોદરા યુનિવર્સિટીમા ફિલસૂફી વિભાગમા મુખ્ય પ્રોફેસર તરીકે કામ કરે છે સર કૃષ્ણકુટિર, બ્લોક નં ૧, સયાજી ગંજ, વડોદરા.

**દેસાઈભાઈ નાથાભાઈ પટેલ** વ ઓડ તા આણંદ જ્ઞા પાટીદાર જ તા ૧૩-૯-૧૮૯૫. શિ ૧૯૧૮મા મુંબઈની વિલ્સન કોલેજમાથી અંગ્રેજી ઓનર્સ સાથે બી એ પરીક્ષા પસાર કરી કા આજીવન કેળવણીકાર વિદ્યાર્થી અવસ્થામાથી જ કેળવણીનુ કામ કરવુ અને સરકારી નોકરી ન કરવી તેવો સંકલ્પ કરેલો બી એ થયા પછી મુંબઈમા પ્રીમિયર હાઈસ્કૂલ મિત્રોના સહકારથી શરૂ કરી ૧૯૨૦મા મુંબઈ છોડી એક વરસ સુધી સુરત જિલ્લામા શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૨૧-૨૨મા અમદાવાદના શેઠશ્રી અંબાલાલ સારાભાઈને ત્યા તેમના બાળકોના શિક્ષક તરીકે કામ કર્યું. ૧૯૨૨મા સત્યાગ્રહમા જોડાયા પરંતુ લડત મોકૂફ રહેવાને કારણે સુણાવ વિનય મંદિરમા આચાર્ય તરીકે જોડાયા, અને ૧૯૩૦ સુધી કામ કર્યું. ૧૯૩૦ની અસહકારની લડતમા જોડાયા તેમા ચાર માસની જેલ થઈ ૧૯૩૩-૩૫મા અઢી વરસની જેલ ભોગવી ૧૯૩૫મા નડિયાદમા શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય ગાંધીજીને હાથે ખુલ્લુ મુકાયુ તેમા મુખ્ય સંચાલક તરીકે નિમાયા અહીં ૧૯૪૨ સુધી કામ કર્યું ૧૯૪૨ની લડતમા વિદ્યાલય બંધ થયુ ૧૯૪૨ની લડતમા અટકમા લેવાયા ૧૯૪૩મા છૂટા કર્યા ત્યાર બાદ વિદ્યાલય ચાલુ કર્યું તેમા ૧૯૪૪થી ૧૯૫૦ સુધી કામ કર્યું.

ત્યાર બાદ નિવૃત્ત થઈ ૧૯૫૦થી ૧૯૫૩ સુધી ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના ચેરમેન તરીકે કામ કર્યું સાહિત્ય, વિજ્ઞાન અને ગણિત તેમના શોખના વિષયો છે એમની નીચેની કૃતિઓ પ્રગટ થઈ છે, કિશોર રામાયણ, દેહમદિર, માનવીનું આરોગ્ય, કિશોર ભારત, માતૃકથા, સત વિનોબા, અને પ્રેમાવતાર ઈશુ તેઓ પાટીદાર મડળના મત્રી હતા હાલ વિઠ્ઠલ કન્યા કેળવણી મડળની વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે ૧૯૫૨ની સામાન્ય ચૂટણીઓમા ઉત્તર વિભાગના શિક્ષક મતદાર મડળ તરફથી મુબઈ રાજ્યની વિધાન પરિષદમા તેઓ ચૂટાયા છે સર રામકુટિર, મોટા કુભનાથ, નડિયાદ

**દેસાઈભાઈ શકરભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ ૧૮૯૮ શિ અંગ્રેજી ૬ ધોરણ કા આફ્રિકા જઈ આવી, હાલ વડોદરામા વેપાર કરે છે જાહેર પ્રવૃત્તિઓ અને સંસ્થાઓમા સારો રસ લે છે વડોદરા પ્રજામડળના સભ્ય છે વડોદરા મ્યુનિ મા ૭ વર્ષ સુધી સભ્ય તરીકે સેવા આપેલી સર કોઠી રોડ, રાવપુરા, વડોદરા

**દેસાઈભાઈ હરિભાઈ પટેલ** વ ડાસરા જ તા ૧૬-૪-૧૮૭૮ જ્ઞા પાટીદાર કા નાનપણમા માબાપ ગુજરી જવાથી પોતાના આપબળે ખેતી તેમજ તમાકુનો વેપાર શરૂ કર્યો હાલ પણ તમાકુના વેપારી અને કમિશન એજન્ટ તરીકે કામ કરે છે વેપાર ઉપરાત જાહેર સેવા કાર્યમા પણ મોખરે રહ્યા છે ૧૯૨૪મા ડાસરા તાલુકા લોકલ બોર્ડમા સભ્ય તરીકે ચૂટાયા ૧૯૩૦ની લડતમા ભાગ લીધો. ૧૯૨૮થી ૧૯૪૭ સુધી જિલ્લા લો બો ના સભ્ય હતા ૧૯૩૭મા અન્ય સરકારી અમલદારોના સહકારથી તાલુકા ડેવલપમેન્ટ એસોસિયેશનની સ્થાપના કરી ત્યારથી ૧૯૫૩ સુધી પ્રમુખ તરીકે કામ કર્યું છે ૧૯૩૮મા તાલુકા લો બો ના પ્રમુખ તરીકે ચૂટાયા ૧૯૫૦મા તાલુકા કોગ્રેસ સમિતીના પ્રમુખ તરીકે વરણી થઈ પરતુ નાદુરસ્ત તબિયતને કારણે રાજીનામુ આપ્યુ અને કારોબારીના સભ્ય તરીકે ચાલુ રહ્યા ૭૫ વર્ષની ઉમરે હજી પણ તાલુકાના પ્રશ્નોમા રસ લઈ રહ્યા છે

**ધનવતલાલ માણેકલાલ શ્રોફ** વ કપડવણજ કા સને ૧૯૨૮ની બારડોલી સત્યાગ્રહની લડતમા વોલન્ટિયર તરીકે કામ કરેલુ ૧૯૩૦ના મીઠા સત્યાગ્રહની લડતમા સક્રિય ભાગ લીધેલો. ૧૯૩૨ની લડતમા ૬ માસ જેલ ભોગવેલી છૂટયા બાદ મુબઈમા કોગ્રેસી લડત ચાલુ રાખતા ફરીથી પકડાયેલા. ૧૯૪૨મા 'હિંદ છોડો'ની લડતમા મુબઈ ખાતે સક્રિય ભાગ લીધેલો ૧૯૪૭મા સર્વોદયના રચનાત્મક કાર્ય માટે અને મુખ્યત્વે દારૂ બધી માટે કપડવણજ, આતરસુબા અને બાયડ તાલુકામા સારો ભાગ લીધેલો ઉપરાત તાલુકાના આસપાસના ગામોમા સંગઠિત પ્રજામડળો સ્થાપેલા છેલ્લા દશ વર્ષથી કપડવણજના કોટન સીડઝ વેપારી એસોસિયેશનના ચેરમેન તથા કપડવણજ સિંગતેલ અને મગફળી એસોસિયેશનના સભ્ય છે ૧૯૩૫મા મુબઈ પ્રોવિન્સિયલ કોગ્રેસ સમિતિના સભાસદ હતા તેઓ 'સર્વોદય' પાક્ષિકના તત્રી છે

**ધનશકર હીરાશકર ત્રિપાઠી** વ નડિયાદ જ ઈ સ ૧૮૯૯ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ મેટ્રિક સુધી કા તેઓ એક સાહિત્યકાર છે ખાસ કરીને તેઓ જાસુસી કથાઓના લેખક તરીકે જાણીતા છે અઝીઝના તખલ્લુસથી તેઓ લખે છે મેટ્રિકથી જ 'આર્યધર્મ પ્રકાશ' વગેરે સમાયિકોમા લખતા ૧૯૧૦મા 'ગુજરાતી પચ'મા પ્રૂફરીડર થયેલા પછી 'ગુજરાતી' પત્રને સેવા આપી ૧૯૧૭મા ગુજરાતી-પચ'મા ઉપતત્રી થયેલા કૃ વાર્તાવૃક્ષ, ચોબેરવાલી, અલકકિશોરી, સ્વદેશ, ટાગોરની ટૂકી વાર્તાઓ, સ્વતત્ર, ભાષાતરિત અને રૂપાતરિત ડિટેક્ટીવ વાર્તાઓ

**ધર્મસિંહ દાદુભાઈ દેસાઈ** વ નડિયાદ જ • તા ૩૦-૧૦-૧૯૧૮ જ્ઞા પાટીદાર શિ નડિયાદ ગવર્મેન્ટ હાઈસ્કૂલમા મેટ્રિકમા પ્રથમ નબરે આવી ઇનામ મેળવેલા. ૧૯૩૯મા બી. ઈ (મુબઈ) થના અભ્યાસકાળ દરમ્યાન છેક સુધી ઈનામો મેળવેલા તે પછી એ એ એમ આઈ ઈ ઇ એમ ઈ એમ એ એમ એસ એમ ઈ (યુ એસ એ) થયા. કા ૧૯૩૯મા સાબરમતી થર્મલ પાવરસ્ટેશને ઉમેદવાર તરીકે જોડાઈ કારકિર્દી શરૂ કરી તે પછી મુબઈની 'બેસ્ટ' ક મા જોડાયા ૧૯૪૦મા ઈ ડી સાસુન મિલમા એસિસ્ટટ એન્જિનિયર તરીકે જોડાયા તે પછી સિન્ધિયા સ્ટીમશિપ કો એ વિઝાગાપટ્ટમમા શિપયાર્ડ શરૂ કર્યું તેમા માસિક રૂા ૬૦ના પગારે એન્જિનિયર તરીકે જોડાયા તે છોડી દઇ સરકારી કોન્ટ્રાક્ટ લીધો તે પછી કૌટુબિક માલિકીની ડાકોર-ઉમરેઠ ઈલેક્ટ્રિસિટી ક મા એકાદ વર્ષ કામ કર્યું ૧૯૪૧મા રૂા ૬-૫-૦ લઈને સ્વતત્ર ધધો કરવા મુબઈ ગયા સાતેક મહિના આમતેમ કામ કર્યું ૧૯૪૨મા વગર મૂડીએ હિન્દુસ્તાન ઈલેક્ટ્રિક કુ.ની સ્થાપના કરી. ધીરે ધીરે તેનો ઘણો વિકાસ કર્યો અને ૧૯૪૯મા તેને લિમિટેડ ક બનાવી આજે તે લાખો રૂપિયાના કોન્ટ્રાક્ટસ રાખે છે ૧૯૪૫મા તેમણે હિન્દુસ્તાન ઈન્ડસ્ટ્રિયલ એજન્સીઝની સ્થાપના કરેલી ૧૯૫૦મા સેન્ટ્રલ આઇન્સ લિ ની સ્થાપના કરી આ ત્રણે ક મા હાલ તેઓ મેનેજિંગ ડિરેક્ટર તરીકે કામ કરે છે, અને તેમના પત્ની શ્રી શાતાબહેન ત્રણે કુ ના ડિરેક્ટરોમાના એક છે વિદ્યાનગરમા સ્કોલરશિપ માટે તથા એવા બીજા જાહેર કાર્યોમા ફાળો આપ્યો છે ઈન્ડો જર્મન ચેમ્બર ઓફ કોમર્સ ની એક્ઝિક્યુટીવ કમિટીની કારોબારીના સભ્ય અને ખજાનચી છે આખો દેશ યુ કે અમેરિકા ને કોન્ટિનેન્ટની મુસાફરી કરી પોતાના ધધાને લગતો ઘણો અનુભવ મેળવ્યો છે સર મેઘદૂત મરીન ડ્રાઇવ, મુબઈ

**ધીરજલાલ મોહનલાલ સાકળચદ પરીખ**... 

જરાત કોલેજમા ઈન્ટર આટર્સની પરીક્ષામા સસ્કૃતમા સૌથી વધુ ગુણ મેળવવા માટે શિષ્યવૃત્તિ મળેલી ૧૯૩૫મા બી એ (ઓનર્સ) થયા તેમા સમગ્ર મુબઈ યુનિવર્સિટીમા ગુજરાતી વિષયમા પ્રથમ આવતા રા બ હરગોવિંદદાસ કાંટાવાળા તથા રા બ કેશવલાલ હ ધ્રુવ પારિતોષિક મળેલા અને ગુજરાત કોલેજના બી. એ ના બધા વિદ્યાર્થીઓમા પ્રથમ આવતા દક્ષિણા ફેલો થયેલા ૧૯૩૭મા બીજા વર્ગમા એમ એ થયા કા ૧૯૪૦થી રામનારાયણ રૂઈયા કોલેજ, અને પોદાર કોમર્સ કોલેજ મુબઈમા ગુજરાતીના પ્રોફેસર તરીકે કામ કરે છે કોલેજના અભ્યાસ દરમ્યાન 'પ્રેમ ભક્તિ' મડળના પ્રમુખ હતા શક્તિ સેવાશ્રમ, ફ્રેંડઝ એસોસિયેશન, કપડવણજ મેવાસની મુબઈ શાખા, સસ્કાર કેન્દ્ર, માટુગા વ્યાનિકેતન, પરિમલ કલા કેન્દ્ર અખિલ ગુજરાત કુમાર સાહિત્ય મડળ, સેવાસદન-કપડવણજ, સમસ્ત ખડાયતા કેળવણી મડળ-અમદાવાદ ઈત્યાદિ સસ્થાઓના સ્થાપનમા કે પ્રમુખ, ઉપપ્રમુખ કે કારોબારીના સભ્ય તરીકે સેવા આપી છે સાહિત્યસર્જનમા રસ લે છે કાવ્યો તથા લેખો લખે છે કૃ લગ્ન-દિનના કે દેહના? સેવા મૂર્તિ હરિભાઈ સપાદન 'ગીતા દોહન' સર ૨૮, લીના નિવાસ, સ્ટેશન પાસે, માટુગા (જી આઈ પી.) મુબઈ ૧૯

**ધીરુભાઈ મૂળજીભાઇ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા, શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમા મેળવ્યુ ત્યાર બાદ ઈજનેરી લાઈન લઇ ઈજનેર બન્યા કા મુબઈમા જુદી જુદી અનેક જગ્યાઓએ ઈજનેર તરીકે કારખાનાઓમા કામ કર્યું અને હાલ મુબઈમા જયહિંદ રબર વર્કસ લિ ના મેનેજિંગ ડિરેક્ટર તરીકે કામ કરે છે આ કારખાનુ તમામ પ્રકારની રબ્બરની વસ્તુઓ બનાવવામા ખૂબ ખ્યાતિ પામ્યુ છે શ્રી ધીરુભાઈ જાહેર હિતના કામોમા રસ લે છે સર સુમન ૬ડસ બીજે માળે ચોપાટી, મુબઈ

**નટવરલાલ ગોરધનદાસ શેઠ** વ ઉમરેઠ તા આણદ જ્ઞા ખડાયતા વણિક જ સં ૧૯૫૦ કા પ્રથમ મિલમા નોકરી કરી પછી કિલાચદ દેવચદની આડત, સિમેન્સ ઈંડિયા લિ ની એજસી, અને શ્રી રામ મિ'સની એજસી રાખી છે સદાનદ ટેક્સટાઈલ મિ સ નિ બીલીમોરાના ડિરેક્ટર બોર્ડના ચેરમેન છે સાહિત્ય સભાની કાર્યવાહક સભાના ૨૫ વર્ષથી સભ્ય છે. વડોદરા યુનિ ના ૨૦ વર્ષ સભ્ય અને એક વર્ષ ઉપ-પ્રમુખ બનેલા પ્રેસ મડળ વડોદરાના મત્રી અને પ્રમુખ છે શ્રી ચીમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલયના ૩૦ વર્ષથી મુખ્ય મત્રી છે ૧૯૨૭ની રેનસાંટ પખાનની સમિતિના મુખ્ય મત્રી હતા 'શારદા' માસિકના સહતંત્રી તરીકે કામ કરે છે 'સાહિત્ય' માસિકનુ સચાલન કરે છે ભજવવાના નાટકો તથા છૂટક લેખો લખ્યા છે સર લક્ષ્મી નિવાસ, પ્રતાપગજ, વડોદરા

**નટવરલાલ ચતુરદાસ શાહ** વ આસોદર, તા બોરસદ જ્ઞા વીસા ખડાયતા વાણિયા જ તા ૪-૨-૧૦ શિ ટી બી હાઈસ્કૂલ બાદ



રણમાથી ૬ઠ્ઠા ધોરણમા હતા ત્યારે સીધી મેટ્રિકની પરીક્ષા આપી હાઈસ્કૂલમા પ્રથમ નબરે પાસ થયેલા ફરગ્યુસન કોલેજ-પૂનામાથી બી એસ સી થયા પૂના મેરિટ સ્કોલરશિપ મળેલી ઈટર એન્જિનિયરિંગમા હીટ એન્જિનના પેપરમા ૧૦૦માથી ૧૦૦ ગુણ મેળવેલા તે પરીક્ષામા ફર્સ્ટ ક્લાસ આવેલા ફાઈનલ બી એસ સી (એન્જિ) માં હાયર સેકડ ક્લાસમા આવેલા ૧૯૩૧થી ૧૯૩૫ હિંદુ યુનિ ની એન્જિ કોલેજમા અભ્યાસ કરેલો કા ૧૯૩૫ના ડિસેમ્બર માસમા વડોદરા રાજ્યના ખેતીવાડી ખાતામા ઇલેક્ટ્રિક અને મિકેનિકલ એન્જિનિયર તરીકે જોડાયા ૧૯૪૧થી ૧૯૪૪ સુધી એગ્રિકલ્ચરલ એન્જિનિયરના હોદ્દા પર રહ્યા વિશ્વયુદ્ધ અને ૧૯૪૮ના દુષ્કાળ વખતની સારી કામગીરીની સરકારે કદર કરેલી વડોદરા રાજ્યનુ વિલીનીકરણ થતા ૧૯૪૮મા પૂનામા એસિ એગ્રિકલ્ચરલ એન્જિનિયરના હોદ્દા પર મૂકવામા આવેલા અને હાલ એગ્રિકલ્ચરલ એન્જિનિયર તરીકે ત્યા જ કામ કરે છે ઈન્સ્ટિટ્યુટ ઓફ એન્જિનિયર્સ (ઇડિયા) અને ઈન્સ્ટિટ્યુટ ઓફ બ્રિટિશ એગ્રિકલ્ચરલ એન્જિનિયર્સ (લડન)ના એસોસિયેટ સભ્ય છે સર ૭૬૭/૧૨ પી વાય સી જીમખાના, પૂના-૪

**નટવરલાલ ચુનીલાલ મોદી** વ વાડાશિનોર જ તા ૨૮-૭ ૧૯૧૭ પ વીરમતી, જી એ (ક્વૉ) શિ વાડાશિનોર અને મુબઈમા ભણ્યા પછી ૧૯૩૪મા મોડાસા હાઈસ્કૂલમાથી મેટ્રિકની પરીક્ષા આપેલી, તેમા નિષ્ફળ નિવડેલા કા ૧૯૩૫થી ૧૯૪૨ સુધી મુબઈની લોખડની સિમેન્ટની અને કાટનની પેઢીમા નોકરી કરી ૧૯૪૪ની આખરમા જેલમાથી છૂટયા પછી ઈલેક્ટ્રિકના ધધામા ભાગીદાર તરીકે જોડાયા ૧૮ વર્ષની ઉંમરથી જ સામાજિક અને રાજકીય પ્રવૃત્તિમા રસ ૧૯૩૭થી ૧૯૪૩ સુધી ગુમાસ્તા પ્રવૃત્તિમા સક્રિય ભાગ લઈ બે વર્ષ સુધી 'ગુમાસ્ત-સદેશ' ચલાવ્યુ. વાડાશિનોરની સામાજિક સુધાર પ્રવૃત્તિઓ ઉપાડી, જ્ઞાતિના કુરિવાજો તોડવા-તોડાવવા પ્રયત્ન કર્યો, અને સમાજમા ઉજ્જવળ દાખલો બેસાડવા અગાસ ગોળીબારમા શહીદ થએલા વાડાશિનોરના તુલસીદાસ મોદીના વિધવા વીરમતી સાથે સુધારક લગ્ન કર્યું ૧૯૩૬થી ૧૯૪૭ સુધી કોંગ્રેસના સભ્ય ૧૯૪૦થી ૧૯૪૪ સુધી મુબઈના 'સી' વોર્ડ કોંગ્રેસ કમિટીના સભ્ય ૧૯૩૬થી સમાજવાદી પક્ષના સભ્ય ૧૯૪૨ની લોકક્રાન્તિમા જેલ ૧૯૪૭મા દેશી રાજ્યોની જોડાણ ઝુબેશ શરૂ થતા વાડાશિનોર સ્ટેટની જોડાણ ઝુબેશમા ઝપલાવ્યુ ત્યા પ્રજામડળ શરૂ કર્યું ઘેડો વખત સ્થાનિક સુધરાઈના સભ્ય રહ્યા ૧૯૫૦થી ખેડા જિલ્લા પ્રજા-સમાજવાદી પક્ષના મત્રી અને ૧૯૫૨થી ગુજરાત કિસાન પચાયતના મત્રી છે ૧૯૫૧મા થયેલી સામાન્ય ચૂટણીઓ વખતે સમાજવાદી ટિકિટ પર વાડાશિનોર વિભાગમાથી ઊભા રહ્યા, તેમા નિષ્ફળતા સાપડી

પ્રજા સમાજવાદી પક્ષની ૧૯૫૪ની જનરલ કાઉન્સિલના તથા અ હિંદ કિસાન પચાયતની રાષ્ટ્રીય કારોબારીના સભાસદ છે 'નટવર મોદી' તરીકે જાણીતા છે હાલ જાહેર સેવામા પૂરો સમય વીતાવે છે સાહિત્ય, કલા, સંગીત, પર્યટન, વ્યાયામ, પત્રકારિત્વ તેમના શોખના વિષયો છે સામયિકોમા લેખો, કાવ્યો લખે છે ટચાકા અને બડખાઓની પરિષદ એ બે તેમના બાલોપયોગી પુસ્તકો છે સર તુલસી મહોલ્લો વાડાશિનોર

**નટવરલાલ ઝવેરભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ



જ્ઞા પાટીદાર જ તા ૨૨-૯-૧૯૦૦ શિ બી એ એલ એલ બી કા શરૂઆતમા વડોદરા રાજ્યની ન્યાયખાતાની નોકરીમા જોડાયેલા ત્યા જુદા જુદા ખાતાઓમા અનુભવ લઈ હાઈકોર્ટના ચીફ જસ્ટીસના રીડર તરીકે કામ કરેલુ સરદાર વલ્લભભાઈ હુલ્લડ તપાસ સમિતિ (૧૯૩૯) વડોદરાના રીડર તરીકે કામ કરેલુ તે બદલ સરકારે ખાસ પગાર આપેલો. ત્યાર બાદ મુનસફ એન્ડ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે વડોદરા રાજ્યમા નિમાયા હતા. વડોદરા રાજ્યનુ વિલીની કરણ થતા મુબઈ રાજ્યમા સિવિલ જજ (જુ ડિ), અને જ્યુડિશ્યલ મેજિસ્ટ્રેટ ફર્સ્ટ ક્લાસ તરીકે મુબઈ રાજ્યમા નિમાયેલા હાલ તે હોદ્દા પર દેહગામમા છે સર સિવિલ જજ (જુ ડિ) દેહગામ જિ અમદાવાદ

**નટવરલાલ ઠાકોરદાસ દેસાઈ** વ નડિયાદ જ્ઞા



વાણિયા જ તા ૨-૪-૧૯૨૬, શિ દરેક ધોરણમા પહેલે વર્ગે જ ફર્સ્ટ ક્લાસ માર્ક મેળવી ૧૯૪૮ના ઓકટોબર માસમા ઓનર્સ સાથે બી ઈ (સિવિલ) થયેલા કા ભણી રહ્યા પછી વલ્લભવિદ્યાનગરની વિશ્વકર્મા કોલેજમા સિવિલ એન્જિનિયરિંગના આસિ લેકચરર નિમાયેલા ૧૯૪૯ના જૂન માસમા ત્યાથી મુબઈ સરકારના પબ્લિક વર્ક્સ ખાતામા જોડાઈ ૧૯૫૧ સુધી નડિયાદ વોટર સપ્લાય અને ડ્રેનેજ સબ ડિવિઝનમા ઓવરસિયર તરીકે કામ કરેલુ ૧૯૫૧ના જુલાઈમા મુબઈ સરકારની નોકરી છોડી સૌરાષ્ટ્ર સરકારના જાહેર બાધકામ ખાતામા નાયબ ઇજનેર તરીકે સેવા આપી રહ્યા છે સર વઢવાણ ઉતારો, રાજકોટ (સૌરાષ્ટ્ર)

**નટવરલાલ મહીજીભાઈ શાહ** વ ખંભોળજ તા



આણદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૨ ૧૨ ૧૯૧૨ શિ વિદ્યાર્થી કાળ દરમિયાન શાળામા ઉજ્જવળ કારકિર્દી હતી કોલેજના પ્રથમ વર્ષમા ગુજરાત કોલેજમા મેરિટ સ્કોલરશિપ મેળવી. ૧૯૩૩-૩૪મા વડોદરા કોલેજમા બી એના વર્ગમા પાછ મેરિટ સ્કોલરશિપ મેળવી ૧૯૩૮મા ફર્સ્ટ એલ એલ બીની પરીક્ષામા આખી યુનિવર્સિટીમા બીજે નબરે આવી અબાલાલ સાકરલાલ લૉ પ્રાઈઝ મેળવ્યુ ૧૯૪૦મા એલ એલ બી ની ઉપાધિ મેળવી લૉની બને વર્ષની પરીક્ષામા કોલેજમા પ્રથમ નબરે આવેલા કા ઈ સ ૧૯૨૮ મા બારડોલી સત્યાગ્રહ માટે ખભોળજમાથી ફાળો ઉઘરાવ્યો ૩૦ની લડતમા થોડો વખત આણદ તાલુકાના હિજરતીઓમા ખાદીકામ કર્યું ઈ સ ૧૯૩૪થી ૧૯૩૮ સુધી અમદાવાદમા શિક્ષક તરીકે જોડાયા ૧૯૪૦મા એલએલ બી થયા બાદ વકીલાત શરૂ કરી ૧૯૫૨મા વડોદરા પ્રદેશના આસિસ્ટન્ટ ચેરિટી કમિશનર તરીકે નિમાયા છે ખડાયતા કેળવણી મડળ, અમદાવાદના મત્રી તરીકે ત્રણ વર્ષ, અને ચી ક ખડાયતા છાત્રાલયના મત્રી તરીકે ૧ વર્ષ કામ કરેલુ ખડાયતા વિદ્યાર્થી સહાયક સહકારી મડળ લિ સ્થાપવામા જહેમત ઉઠાવેલી વિદ્યાર્થીઓને તેમ જ કેળવણીની સંસ્થાઓને નાના દાન કરેલા સર રામનિવાસ, ઘોડદોડ રસ્તે, વડોદરા

**નટવરલાલ માણેકલાલ વોરા** વ નડિયાદ. જ્ઞા વાણિયા



શિ પ્રાથમિક અને માધ્યમિક નડિયાદમા કા વિખ્યાત સી જે પટેલ એન્ડ કપનીના એક ભાગીદાર અને આગેવાન તમાકુના વેપારી પિતાજી માણેકલાલ વોરા આ કપનીના સ્થાપકોમાના એક હતા એમના હાથ નીચે જ વર્ષો સુધી કપનીની જુદી જુદી ઓફિસોમા તાલીમ મેળવી અને છેલ્લા કેટલાક વર્ષોથી કપનીની કલકત્તા ખાતેની મહત્ત્વની ઓફિસ સભાળે છે પિતાજીના સ્મારકમા નડિયાદમા પ્રાથમિક શાળાનુ મકાન બધાવી મોટુ દાન કર્યું છે બીજા પણ નાના મોટા દાન કર્યા છે સર છોટાભાઈ જેઠાભાઈની કું, રૂપચદ રોય સ્ટ્રીટ, કલકત્તા

**નટવરલાલ મોતીરામ ગોર** વ ઉત્તરસડા તા નડિયાદ જ તા ૩-૮-૧૯૦૬ જ્ઞા બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ ઉત્તરસડામા લઈ ૧૯૨૨મા વ ફા પાસ થયા કા ૧૯૨૫થી ૧૯૨૯ સુધી પ્રાથમિક શાળામા શિક્ષક તરીકે કામ કર્યું હાલ નડિયાદ તાલુકા સમિતિના મત્રી તરીકે કામ કરે છે વર્ષોથી નડિયાદ તાલુકાના કાર્યકર અને કોગ્રેસના એકનિષ્ઠ સેવક છે ઉત્તરસડા ગ્રામપચાયતના સભ્ય તથા વોટરવર્ક્સના ચેરમેન, ઉત્તરસડા સેવા સમાજના મત્રી, ઉત્તરસડા ભારત હાઈસ્કૂલની કારોબારીના સભ્ય તથા છેલ્લા ચાર વર્ષથી ઉત્તરસડા દૂધ ઉત્પાદક સહકારી મડળીના ચેરમેન છે કોગ્રેસની એક એક હાકલથી બધા સત્યાગ્રહોમા જોડાયેલા ને જેલ સ્વીકારેલી સર જ્હાભાઈની ખડકી, ઉત્તરસડા,

**નટવરલાલ રતનલાલ કાછી** વ આતરસુબા, તા કપડવણજ જ તા ૧૨-૮-૧૯૧૨ જ્ઞા દશા શ્રીમાળી વણિક શિ અભ્યાસકાળ દરમિયાન ૧૯૩૨મા એન્ડરસન સ્કોલરશિપ. ૧૯૩૩મા કારનાક સ્કોલરશિપ. અને ૧૯૩૫મા એમ બી બી એસના છેલ્લા વર્ષમા બાલકૃષ્ણ સુદામજી પ્રાઈઝ ૧૯૩૬મા ડૉ

એન એફ સરવેયર ગોલ્ડ મેડલ, ડૉ. મેકલેનન સ્કોલરશિપ અને ઓબ્સ્ટેટ્રિક્સમા હ્યુગો પ્રાઇઝ મ એમ બી બી એસ થઈ મુબઇમા જે જે હોસ્પિટલ અને વાડિયા મેટરનિટી હોસ્પિટલમા નોકરી કરી ત્યાર બાદ પોણા ચાર વર્ષ સુધી વીરમગામ ડિસ્પેન્સરીમા મેડિકલ ઓફિસર તરીકે રહ્યા ઇ સ ૧૯૪૧મા ઇમ્પિ મેડિકલ સર્વિસમા જોડાયા યુદ્ધકાળ દરમિયાન ક્વેટા, રાચી, ઇમ્ફાલ, રંગૂન, શિલોંગ કોહિમા અને સુલેમેન સ્થળોએ સેવા બજાવી, જેની સરકાર તરફથી નોધ લેવામા આવી અને ૧૯૪૬મા છૂટા થયા ત્યારે કેપ્ટનનો ખિતાબ આપવામા આવ્યો તે જ વર્ષે કપડવણજ મ્યુનિસિપલ ડિસ્પેન્સરીમા નિમણૂક થઈ હાલમા રાજપીપળા સિવિલ હોસ્પિટલમા નિમાયા છે મેડિકલ જર્નલમા ધણી વાર લેખો લખે છે

**નટવરસિંહજી કેસરીસિંહજી સોલકી** જ તા ૧૭-૧-૧૯૧૫ વ મોગર, તા આણદ શિ ગુજરાત અને યુ પી ના જુદા જુદા ગામોમા ભણેલા ૧૯૩૩મા મેટ્રિક પાસ કૌટુબિક ઉપાધિઓને લઇને અભ્યાસ છોડયો ૧૯૪૨મા બી એ થયા કા ક્ષત્રિય કોમના આગેવાન અને રાજ્ય ધારાસભાના સભ્ય ઈ સ ૧૯૪૬મા ક્ષત્રિય ભાઇઓના આર્થિક અને સામાજિક વિકાસ માટે સ્થપાયેલ ગુજરાત ક્ષત્રિય સભાના સેક્રેટરી છે છેલ્લી ધારાસભાની ચૂટણીઓમા તેઓ આણદ (દક્ષિણ) વિભાગમાથી કોગ્રેસ ટિકિટ ઉપર ચૂટાઇ આવ્યા છે

**નટુભાઈ ડાહ્યાભાઇ પટેલ** વ ખભોળજ (તા આણદ) જ ઇ સ ૧૯૧૬ જ્ઞા પાટીદાર શિ સારા માર્કસથી એમ. એ થયા કા દિલ્હી સરકારી ઓફિસમા નિમાયા પરતુ રાજીનામુ આપી, એન ડી પટેલ એન્ડ કો ના નામથી મેંગ્લોરમા સ્વતત્ર કોન્ટ્રાક્ટરનો ધધો શરૂ કર્યો મદ્રાસ બાજુએ સરકારી મોટા કોન્ટ્રાક્ટોનુ કામ કરી સારી ખ્યાતિ મેળવી છે

**નરસિંહભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ** વ નડિયાદ ઉ આશરે ૬૧ વર્ષ જ્ઞા પટીદાર શિ નડિયાદમાથી મેટ્રિક પાસ થયા બાદ વડોદરા કોલેજમાથી બી એ થયા અને ત્યાર પછી એલ એલ બી પાસ કરી વકીલ થયા કા વડોદરામા વકીલાત શરૂ કરી વડોદરાની વરિષ્ઠ કોર્ટના બાહોશ વકીલોમા ગણના થતી વડોદરા સરકારે હાઇકોર્ટના આસિ સરકારી વકીલ તરીકે વરણી કરેલી પણ તે અરસામા પત્ની ગુજરી ગયા એ સમયે અસહકારને અંગે વકીલાત છોડવાની ગાધીજીની હાકલ હતી આમ કારણો મળતા વકીલાત છોડી ઘેર આવેલા ત્યારથી પોતાની જમીનોની ખેતી પર દેખરેખ રાખે છે તેમના પુત્રોએ સારી પ્રગતિ સાધી છે તે પૈકી ચદુભાઈ મુબઇમા મોટર સ્ટોર્સનો વેપાર કરે છે નાનુભાઈ એમ બી બી એસ ડોકટર છે અને નૈરોબી (પૂ. આફ્રિકા)મા પ્રેક્ટિસ કરે છે ઇન્દુભાઈ પૂર્વ આફ્રિકામા મોટર સ્ટોર્સનો વેપાર કરે છે અને નામદેવભાઈ દારેસલામ (પૂ આ)મા મોટર સ્ટોર્સનો વેપાર કરે છે

**નરસિંહભાઇ મથુરભાઇ પટેલ** ભૂરાકુઇ (તા પેટલાદ) જ ૧૯૨૪ ૫ કમળાબહેન, બી એ શિ ભૂરાકુઇ અને નારમા ભણી ૧૯૪૧મા મેટ્રિકની પરીક્ષા પાસ કરી ૧૯૪૫મા ફિઝિક્સ અને મેથેમેટિકસના વિષયો લઈ ડિસ્ટિંક્શન સાથે મુબઈ યુનિ મા પ્રથમ નબરે આવી બી એસ સી થયા અને ફેલો નિમાયા તે જ વર્ષે વડોદરા રાજ્ય સરકારે શિષ્યવૃત્તિ આપી અભ્યાસાર્થે ઇગ્લેડ મોકલ્યા. તેમણે ૧૯૪૮મા માન્ચેસ્ટર યુનિ ની ઈલેક્ટ્રિકલ એન્જિનિયરિંગની બી એસ સી ની ઉપાધિ મેળવી ત્યાર બાદ એન્જિનિયરિંગમા રિસર્ચ કરવા માટે માન્ચેસ્ટર સિટી કાઉન્સિલે તેમને પસદ કરી એક વર્ષ માટે શિષ્યવૃત્તિ આપી ૧૯૪૯મા તેમણે એમ એસ સી. ઇગ્લેડની ઉપાધિ મેળવી કા પરદેશથી પાછા ફરી ૧૯૪૯મા અમદાવાદમા ટેક્ષટાઇલ ઇન્ડસ્ટ્રીઝ રિસર્ચ એસોસિયેશનના એન્જિનિયરિંગ વિભાગના વડા તરીકે જોડાયા ૧૯૫૦મા મધ્યસ્થ સરકારે તેમને ઇંડિયન ઓર્ડનન્સ સર્વિસમા અસિસ્ટટ વર્કસ મેનેજર તરીકે નીમ્યા છે હાલ તેઓ બગાળમા છે સર ઈશાપુર નવાબગજ, ડિ ૨૪ પરગણા, પશ્ચિમ બગાળ

**નરસિંહભાઈ શનાભાઈ પટેલ** વ માણેજ (તા પેટલાદ) જ તા ૯-૧૦-૧૯૧૨ કા અમદાવાદની બેચરદાસ મિલ્સના શેઠિયાઓનો પોતાની કુશળતાથી ખૂબ પ્રેમ સપાદન કર્યો છે મિલની સામાન્ય નોકરી કરતા કરતા સ્વભાવડતથી મિલના સેક્રેટરી થયા આજે મિલની દરેક નાની મોટી પ્રવૃત્તિઓમા અગ્ર પદ ભોગવે છે, અને મેનેજર થયા છે

**નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ** વ કઠલાલ (તા કપડવણજ) જ તા ૭-૧૦-૧૮૯૧ જ્ઞા વીસા ખડાયતા વણિક શિ બી એ એલ એલ. બી મ ઇ સ ૧૯૧૪મા વકીલાત કરવાની સનદ મેળવી અમદાવાદમા વકીલાત શરૂ કરી. ૧૯૧૫મા ગાધીજીનો સમાગમ થયો અને તેમના આશ્રમવાસી મડળમા જોડાઈને દેશસેવા કરવાના કોડ જાગ્યા ૧૯૧૬મા ગાધીજીના આશ્રમમા જોડાયા તે પહેલા તેમણે અમદાવાદના વકીલ મડળમા સારુ સ્થાન મળવેલુ ૧૯૧૬મા દીક્ષિત બન્યા અને આશ્રમવાસી થયા ત્યારથી આજ સુધી દેશસેવા એ જ એમનો જીવન વ્યવસાય રહ્યો છે હાલમા તેઓ બારડોલી આશ્રમમા વસે છે તેમણે નીચેના પુસ્તકો લખ્યા છે ચિત્રાગદા (બગાળી ભાષાતર), યત્રની મર્યાદા, કન્યાને પત્રો, માનવ અર્થશાસ્ત્ર સામ્યવાદ અને સર્વોદય કેળવણી વિકાસની ભૂમિકા, મહાદેવભાઈની ડાયરી ભા. ૧થી ૫ સરદાર વલ્લભભાઈ ભાગ ૧-૨, સરદારના ભાષણો (૧૯૧૮થી ૧૯૪૭)

**નરેશચંદ્ર કેશવલાલ પરીખ** વ • મહુધા, તા નડિયાદ જ્ઞા. જૈન વીસા શ્રીમાળી વાણિયા જ તા ૨૨-૨-૧૯૧૯ શિ ૧૯૨૭મા ગવર્મેંટ મિડલ સ્કૂલ સ્કોલરશિપ અને ૧૯૩૦મા ગવર્મેન્ટ હાઈસ્કૂલ સ્કોલરશિપ મેળવી દર વર્ષે પ્રથમ નંબરે પાસ થઈ ૧૯૩૫મા મેટ્રિકની પરીક્ષા અમદાવાદ સેન્ટરમા પહેલે નંબરે અને મુબઈ યુનિમા ત્રીજે નંબરે પાસ કરી. ૧૯૩૭મા ઇંટર સાયન્સના 'બી' ગ્રુપમા ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવતા ડૉ ટી. એમ શાહ સ્કોલરશિપ મુબઈ યુનિ તરફથી પાચ વર્ષ માટે એનાયત થઈ ૧૯૩૭થી ૧૯૪૨ સુધી ગ્રાન્ટ મેડિકલ કૉલેજ, મુબઈમા એમ બી બી એસ નો અભ્યાસ કર્યો તેની બધી જ પરીક્ષાઓમા પ્રથમ નબરે પાસ થયા છેલ્લી એમ બી બી એસની પરીક્ષામા ૧૯૪૨મા યુનિ મા પ્રથમ નબરે પાસ થયા એમ બી બી એસના પાચ વર્ષ દરમ્યાન એકદરે ૨૩ પારિતોષિક, શિષ્યવૃત્તિ વગેરે મેળવેલા ૧૯૪૫મા એફ સી પી એસ મુબઈમા 'સર્જરી'ના વિષયમા પાસ કરી ૧૯૪૫ના ઑક્ટોબરમા એફ આર સી એસ માટે વિલાયત ગયા ફક્ત છ માસમા જ બને પરીક્ષાઓ પાસ કરી ૧૯૪૬ જુલાઈમા પાછા ફર્યા કા ૧૯૪૬થી ૧૯૪૮ સુધી પોદાર હૉસ્પિટલ, મુબઈમા અને જી ટી હૉસ્પિટલ મુબઈમા સર્જન તરીકે કામ કર્યું ૧૯૪૮ માર્ચથી ૧૯૪૯ ઑગસ્ટ સુધી વડોદરા શ્રી સયાજી જનરલ હૉસ્પિટલમા ચીફ સર્જન તરીકે કામ કર્યું ૧૯૪૯ ઑગસ્ટથી સર જે જે હૉસ્પિટલ મુબઈમા સર્જન તરીકે કામ કરે છે ૧૯૫૩ જાન્યુઆરીથી ભાટિયા જનરલ હૉસ્પિટલ, મુબઈમા પણ સર્જન તરીકે કામ કરે છે મુબઈ યુનિ મા એનેટોમીમા સિનિયર પરીક્ષક છે સર હરનિવાસ, ૭૭ વાલકેશ્વર રોડ, મલબાર હિલ, મુબઈ-૬



**નરેન્દ્રરાય પરમાનદ પડ્યા** વ મહુધા તા નડિયાદ શિ બી સી ઈ મા મુબઈ સરકારના બાધકામ ખાતામા ઓવરશિયર તરીકે જોડાયેલા હતા તેમને ફત્તેવાડી કેનાલ ઇરિગેશન સ્કીમના ડેપ્યુટી એન્જિનિયર તરીકે નીમવામા આવ્યા છે

**નર્મદાશકર ગબકરામ ભટ્ટ** વ ખભાત જ તા ૧૫-૫-૧૯૦૦ જ્ઞા શ્રીગૌડ બ્રાહ્મણ શિ ૧૯૧૫મા વ. ફા પાસ કરી ૧૯૧૯-૨૦મા ટ્રેઈન્ડ શિક્ષક થયા દરેક પરીક્ષામા ઊચા નબરે પાસ થતા ડ્રોઇગ કો-ઓપરેટીવ, આયુર્વેદ વિશારદ, અને સાહિત્યની બે પરીક્ષાઓમા પણ તેઓ પાસ થયેલા છે કા ૧૯૧૫મા શિક્ષક તરીકે જોડાયા ઉત્તરોત્તર આસિ શિક્ષક અને હેડ માસ્તર તરીકે નિમાયા ખભાતની બ્રાન્ચ નબર ૨ની શાળાના હેડમાસ્તર તરીકે શાળાના હીરક ઉત્સવમા કેળવણી વિષયક મોટુ પ્રદર્શન ભર્યું આથી ખભાત દરબાર તરફથી સુવર્ણચંદ્રક મળેલો ખભાતના વિલીનીકરણ



પછી તાલુકા સ્કૂલના પ્રથમ તાલુકા માસ્તર તરીકે નિમણૂક થઈ છે ત્યા તેઓએ અથાગ પ્રયત્નો કરી શાળાને નમૂનારૂપ બનાવી છે શિક્ષક સહકારી સોસાયટી સ્થાપી ઘણા વર્ષ તેના પ્રમુખ તરીકે કામ કરેલુ, તેમજ ધી કેમ્બે હિંદુ મરચન્ટ કો-ઓ બેંક લિ ની સ્થાપના કરી ઓ સેક્રેટરી તરીકે ૮ વર્ષ કામ કરેલુ સશોધન અને સાહિત્યસર્જનમા તેઓ ઘણો રસ લે છે તેમણે જગદ્‌ગુરુ શકરાચાર્ય, ખભાતનો જૈન પ્રાચીન ઇતિહાસ વગેરે મળી ૯ પુસ્તકો પ્રગટ કર્યા છે ઉપરાત ખભાતનો અકીક ઉદ્યોગ, ખભાતની કીર્તિગાથા વગેરે મળી તેમના ૪ પુસ્તકો અપ્રગટ છે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી યોજિત સપ્રે ઈનામી નિબધ હરીફાઈમા તેમને 'ગુજરાતી ભાષામા સસ્કૃત જ્ઞાનની આવશ્યકતા' એ નિબધમા પ્રથમ ઈનામ મળ્યુ હતુ સર ટીંચી શેરી ખભાત

**નવનીતરાય નાનાલાલ ભટ્ટ** વ કપડવણજ કા મુબઈ સરકારના રેવન્યુ ખાતામા જોડાઈ અત્યારે તેઓ આણદના ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર તરીકેનો હોદ્દો ભોગવે છે તેમણે મુબઈ સરકારના નોર્ધન ડિવિઝનના ટેનન્સી કમિશ્નર તરીકે પણ કામ કરેલુ

**નદવદન ઝવેરીનાથ ગોર** વ નડિયાદ ઉ આશરે ૫૮. જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ નડિયાદમાથી ૧૯૧૩મા મેટ્રિક થયા, ઉચ્ચ કેળવણી મુબઈમા લઈ બી એસ સી એલ એલ બી થયા કા બ્રેપ્નીઝ ફર્મમા નોકરીએ રહી વેપારનો પ્રાથમિક અનુભવ લીધો વેપાર માટે મૂડી રોકવા પ્રેસિડેન્સી લઈફ ઈન્સ્યુરન્સ કપની શરૂ કરી દાદરમા ટાકણીનુ કારખાનુ જામનગરમા તારનુ કારખાનુ અને સતરોડ, વડોદરા અને ઉદેપુરમા કાચના કારખાના શરૂ કર્યા મુબઈમા ઔદ્યોગિક પ્રદર્શન ભરી ગવર્નરની પ્રશસા પામ્યા હાલ મુબઈમા રહે છે

**નાથાભાઈ જેઠાભાઈ પટેલ** વ ઓડ (તા આણદ) ઉ ૫૦ વર્ષ શિ પ્રાથમિક સાત ધોરણનુ અને માધ્યમિક બે ધોરણ સુધીનુ કા પ્રથમ ઓડમા બેની રતન ૧૯૭૪થી બી. આર કપની ॥ નામે તમાકુનો વેપાર કરતી પેઢીમા ભાગીદાર તરીકે જોડાયા સવત ૧૯૯૭થી માણેકલાલ કૂબાભાઈ પશ્ચાત બધુ આડતનું કામ કરે છે હાલ ઓડમા નાથાભાઈ જેઠાભાઈ એન્ડ સન્સના નામથી તમાકુની મોટી પેઢી ચલાવે છે જાહેર હિતના કામોમા બનતી મદદ કરે છે

**નાનુભાઈ કહાનજીભાઈ બારોટ** વ નડિયાદ જ્ઞા બ્રહ્મભટ્ટ જ તા ૧૦-૬-૧૯૧૧ શિ ૧૯૩૧મા મેટ્રિકની પરીક્ષા પાસ કરી ૧૯૩૬મા બી એ અને ૧૯૩૮મા એલ એલ બી પાસ થયા અગ્રેજી ચોથા ધોરણથી બી એ થતા સુધી ઇટરમિડિયેટ કલાસની ગવર્મેન્ટ શિષ્યવૃત્તિ મળેલી કા એલ એલ બી થયા બાદ ૧૯૩૯મા ખેડા જિલ્લામા વકીલાત કરવા સનદ મેળવી દોઢેક વર્ષ વકીલાત કર્યા પછી એન્ ડી હાઈસ્કૂલ વસોમા શિક્ષક તરીકે જોડાયા છ વર્ષ પછી ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદમા હિંદી-હિંદુસ્તાની પ્રચાર

વિભાગમા જોડાયા હાલ વિદ્યાપીઠના મહાદેવ દેસાઈ સમાજ સેવા મહાવિદ્યાલયમા હિંદીના અધ્યાપક તરીકે કામ કરે છે ખેડા જિલ્લામા હિંદી-હિંદુસ્તાનીના પ્રચાર કેન્દ્રો ખોલવામા ઘણો ફાળો આપ્યો છે આધુનિક હિંદી કવિતા, તથા હિંદી પાઠાવલી તીસરી કિતાબ નામના હિંદીના ઉચ્ચ અભ્યાસ માટેના પુસ્તકોનું વિદ્યાપીઠને આશ્રયે સપાદન કર્યું છે સર ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૯

**નાગરદાસ ઈ પટેલ** વ બામણગામ (તા બોરસદ) જ તા ૧૯ ૧૨ ૯૮ શિ મેટ્રિક સુધી કા મુબઈના જાણીતા સેલિસિટર રણછોડદાસ માળીને ત્યા નોકરીથી શરૂઆત ૧૯૨૧ 'બાલજીવન' માસિક અને 'ચાદની' માસિકનુ સંપાદન કાર્ય ૧૯૨૪ ૨૫મા કોંગ્રેસ કમિટી મલાડના મત્રી દરમિયાન રાષ્ટ્રીય અને વ્યાયામશાળા ચલાવી ૧૯૨૫થી ૩૦મા પુસ્તકોનુ ભાગીદારીથી પ્રકાશન ૧૯૪૨થી 'રજની પ્રિન્ટરી'ના નામે મુબઈમા પ્રકાશન અને મુદ્રણનું કામ કરે છે 'શશીકલા,' 'ચૌર પચાશિકા' નામક સસ્કૃત કાવ્યનો અનુવાદ કર્યો છે 'વ્યોમવિહાર,' 'પડીતજીની હાસ્યપ્રભા' નામક પુસ્તકો લખ્યા છે તે સિવાય બાલોપયોગી પુસ્તિકાઓ પણ પ્રગટ કરી છે સર (ઘરનુ) કસ્તુરભાઈ રોડ, મલાડ, મુબઈ (ધધાનુ) રજની પ્રિન્ટરી, ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ ૨

**નાનુભાઇ ગૌરીશકર રાવત** વ ઊમરેઠ તા આણદ



જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧૧ ૬-૧૯૦૮ શિ ૧૯૨૪મા ઊમરેઠમાથી મેટ્રિક પાસ થયા પછી વડોદરા કોલેજમાથી બી એ અને સર લલ્લુભાઇ શાહ લૉ કોલેજમાથી એલ એલ બી થયા કા ૧૯૩૦મા ખેડા જિલ્લાની સનદ લઇ નડિયાદમા વકીલાત શરૂ કરી ૧૯૩૬મા પૂના જિલ્લાના વડગાવ અને જૂન્નર મુકામે સબ જજ તરીકે નિમાયા ૧૯૩૯મા અમદાવાદ તેમજ ૧૯૪૨મા કોલાબા જિલ્લાના પનવેલ મુકામે સબ જજ તરીકે બદલી થઇ ત્યા 'રેડ ક્રોસ સોસાઇટી'ના પ્રમુખ તરીકે કામ કર્યું, અને જિમખાના સોસાઇટીની સ્થાપના કરી પનવેલ ટેનિસ ક્લબમા બેડમિંગ્ટન ચેમ્પિયનશિપનો કાયમનો કપ તેમના નામનો રાખવામા આવેલો છે ૧૯૪૫મા અમદાવાદના એડિશનલ સિટી મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા. ૧૯૪૭મા વલસાડ મુકામે સબ જજ તરીકે નિમણૂક થઇ ત્યા ટેનિસ ક્લબના પ્રમુખ તરીકે નિમણૂક થઇ આ ક્લબમા પણ તેમના નામનો કાયમનો કપ ટેનિસ ચેમ્પિયનશિપ માટે રાખવામા આવ્યો છે ૧૯૪૮મા બેલગાવ ખાતે એસિસ્ટન્ટ સેશન્સ જજ તરીકે નિમાયા ત્યા 'ગુજરાતી બધુ સમાજ'ની સ્થાપના કરી ૧૯૪૯મા અમદાવાદ એડિશનલ સેશસ જજ તરીકે નિમાયા ૧૯૫૨મા નાસિક મુકામે તથા ૧૯૫૪મા મહેસાણાના ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજ તરીકે નિમાયા છે તેઓ ધી ગવર્મેન્ટ સરવટ કો-ઓ હાઉસિંગ સોસાયટી, અમદાવાદ, તથા બાજ ખેડાવાળ સંસ્કાર મડળના પ્રમુખ હતા સાહિત્ય તેમ જ શિક્ષણ સસ્થાઓમા રસ લે છે. કવિ શામળ તથા ખબરદારની કવિતા, આપણી રગભૂમિ, આપણુ પત્રકારિત્વ વગેરે વિષયો ઉપર વિવેચનો જુદા જુદા માસિકોમા પ્રસિદ્ધ થયા છે

**નાનુભાઈ માણેકલાલ મુનશા** તેઓ ઠાસરાના વતની અને એક જાણીતા ઉદ્યોગપતિ છે તેઓ અમદાવાદની વિવેકાનદ મિલના માલિક છે જાહેર હિતના કામોમા બનતો સહકાર આપે છે

**નારણભાઈ ચતુરભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૭-૮-૧૯૦૮. શિ સને



૧૯૨૭મા ગવર્મેન્ટ હાઈસ્કૂલ નડિયાદમાથી બાઉસ હેબ સ્કોલરશિપ મેળવી મેટ્રિક થયા સને ૧૯૨૯મા ગુજરાત કોલેજમાથી ફર્સ્ટ ક્લાસ મેળવી ઈન્ટર સાયન્સ પાસ થયા સને ૧૯૩૨મા ત્રણ વર્ષનો અભ્યાસ પૂરો કરી પૂનાની એન્જિનિયરિંગ કોલેજમા બી ઈ (સિવિલ) થયા એન્જિનિયરિંગ ગ્રેજ્યુએટોમા સૌ પ્રથમ આવ્યા અને જેમ્સ બર્કલે ગોલ્ડ મેડલ અને ઈનામો મેળવ્યા કા મુબઈ યુનિવર્સિટીની એન્જિનિયરિંગ પરીક્ષામા પ્રથમ વર્ગમા પ્રથમ આવવાથી મુબઈ સરકારની જાહેર બાધકામ ખાતાના અમલદાર તરીકે સને ૧૯૩૩મા નોકરી મળી સને ૧૯૪૦ સુધી ડેક્કન ઇરિગેશન સર્કલમા બિજાપુર, બારામતી, પૂના વગેરે સ્થળોએ નોકરી કરી ત્યાર બાદ પાચ છ વર્ષ મુબઈ પ્રેસિડન્સી ડિવિઝન થાણા જિલ્લો, સતારા વગેરે સ્થળે એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરીકે નોકરી કરી સને ૧૯૪૭મા એપ્રિલથી ઓક્ટોબર સુધી યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામા રોડ એન્જિનિયર્સ ડેલિગેશનના સભ્ય તરીકે સરકારે મોકલ્યા વળી બે વર્ષ મુબઈ ડિવિઝનમા કામ કર્યું. બે વર્ષ મુબઈ સરકારના બાધકામ ખાતાના પ્રધાનના ડેપ્યુટી સેક્રેટરી તરીકે કામ કર્યું હાલ સૌરાષ્ટ્ર સરકારમા સુપ્રિન્ટેન્ડિંગ એન્જિનિયર તરીકે નિયુક્ત થયા છે સર પી ડબ્લ્યુ ડિપાર્ટમેન્ટ, સૌરાષ્ટ્ર સરકાર, રાજકોટ

**નિલેશચદ્ર માણેકલાલ પડ્યા** વ મહુવા, તા નડિયાદ શિ એમ એસ સી કા શરૂઆતમા ઈન્કમટેક્ષ ઈન્સપેક્ટર તરીકે સરકારી નોકરીમા જોડાયેલા હાલ અમદાવાદમા ઈન્કમટેક્ષ ઓફિસરનો હોદ્દો સંભાળે છે

**પન્યાસજી મહારાજ મણિવિજયજી** વ કપડવણજ શિ ધાર્મિક ગ્રથોનો અભ્યાસ કરેલો વડોદરાના રાજારામ શાસ્ત્રી પાસે ન્યાયનો અભ્યાસ કરેલો કા મૂળ નામ મણિલાલ મગનભાઈ ગાધી દીપવિજયજી પાસે દીક્ષા લીધેલી ધાર્મિક જ્ઞાનનો પ્રચાર કરે છે હૃદયપ્રદીપ છત્રીસીની સંસ્કૃતમા ટીકા તથા સાર્થ જીવન વિચાર, નવતત્વ, દડક વગેરે ગ્રથોનુ સંપાદન કર્યું છે

**પુણ્યવિજયજી** વ કપડવણજ જ ઈ સ ૧૮૯૬ શિ ગુજરાતી ૭ ધોરણ સુધી ધર્મિક શિક્ષણ પડિત શ્રી સુખલાલજી તથા અન્ય અધ્યાપકો પાસેથી મેળવ્યું કા તેમનું મૂળ

નામ મણિલાલ ડાહ્યાભાઈ દોશી ઈ સ ૧૯૦૯મા જૈન ગુરુ શ્રી ચતુરવિજયજી પાસે દીક્ષા લીધી પાટણમા ૧૮ વર્ષ રહેવાનુ થતા ત્યાના જૈનભડારોનુ અવલોકન કર્યું. પાટણમા હેમચદ્રાચાર્ય જૈન જ્ઞાનમદિરની સ્થાપના કરી જૈનભડારોના પુસ્તકોનુ સૂચિપત્ર તૈયાર કર્યું ડૉ ભોગીલાલ સાડેસરા, શ્રી જગદીશચદ્ર જૈન, વિક્ટોરિયા મ્યુઝિયમના ક્યુરેટર શ્રી શાતિલાલ છગનલાલ ઉપાધ્યાય વગેરે તેમના શિષ્યો છે ડૉ વેડર, ડૉ આલ્સડૉર્ફ, મધુસૂદન મોદી, પ્રો કાન્તિલાલ વ્યાસ, જીતેન્દ્ર જેટલી વગેરે વિદ્વાનોને સશોધનમા તેમણે માર્ગદર્શન આપેલુ છે તેઓ પ્રાચ્ય વિદ્યાના મહાન પડિત અને પ્રાકૃત ભાષાના અભ્યાસી છે લીંબડી–સૌરાષ્ટ્રના જ્ઞાનભડારનુ સશોધન અને તેના સૂચિપત્રનુ પ્રકાશન કર્યું છે તેમણે જેસલમીર ભડારની ૨૧૪ જેટલી દુર્લભ પ્રતોની ફોટોફિલ્મ લેવરાવી છે તેમા જૈન, બ્રાહ્મણ, અને બૌદ્ધ સાહિત્યના અમૂલ્ય ગ્રથો છે તેમણે બિકાનેર, નાગોરના જ્ઞાનભડારો તથા રાજસ્થાનના મુખ્ય રાજકીય સંગ્રહો પણ તપાસ્યા છે હાલ તેઓ જૈન આગમોના સંશોધન અને સપાદનનુ કામ કરી રહ્યા છે કૃ મૌલિક ભારતીય જૈન શ્રમણ નિબધ–સસ્કૃતિ અને લેખન કળા સશોધન કૌમુદિ મિત્રાનદ (નાટક), વસુદેવ હિડી– ભા ૧, ૨. કર્મ ગ્રન્થ ૧થી ૬ ભાગ, બૃહત્કલ્પ ૧થી ૬ ભાગ, કલ્પસૂત્ર, જેસલમીરની ચિત્ર સમૃદ્ધિ વગેરે

**પુરુષોત્તમ છગનલાલ શાહ** વ વસો, તા નડિયાદ. જ્ઞા વાણિયા જ તા ૯–૩–૧૯૦૭ શિ મેટ્રિક સુધીનુ શિક્ષણ વસોમા કૉલેજનુ શિક્ષણ બી એ સુધી પૂના અને અમદાવાદમા એમ એ અને બી ટી મુબઇમા એમ એ એલ્ફિન્સ્ટન કૉલેજમાથી (સેકન્ડ ક્લાસ) કા બી એ થયા પછી. ૧૯૩૦–૩૧મા વસોની હાઇસ્કૂલમા અગ્રેજીના શિક્ષક તરીકે કામ કર્યું એમ એ થયા પછી ૧૯૩૩–૩૪મા વિલેપાર્લે (મુબઈ)ની ચ્યુપિલ્સ ઓન સ્કૂલમા શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૩૭થી ૧૯૪૪ આણુદની ચરોતર એજ્યુકેશન સોસાયટીમા વિવિધ પ્રવૃત્તિઓ કરી પહેલા બે વર્ષ એ સસ્થાના કામકાજનું નિરીક્ષણ કરી સંસ્થા વતી એક વિસ્તૃત નિવેદન તૈયાર કર્યું તે પછી એ સસ્થાના સ્થાપક શ્રી મોતીભાઈ અમીનનું અવસાન થવાથી તેમના સ્મારક માટે રચાયેલી સમિતિના આમત્રણને માન આપી "મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય" એ નામનો ચરિત્રગ્રથ સેવાભાવે તૈયાર કર્યો તે પછી ૧૯૪૪ સુધી એ સંસ્થાના સ્વયસેવક તરીકે કામ કર્યું. એ વર્ષોમા એ સસ્થાની વિવિધ પ્રવૃત્તિઓમા જરૂર પ્રમાણે સેવા આપી દા ન હાઇસ્કૂલમા મદદનીશ આચાર્ય તેમજ આચાર્ય તરીકે કામ કરવા ઉપરાત 'બાલમિત્ર', 'ચરોતર' માસિકના તત્રી તરીકે કામ કર્યું (૧૯૪૮થી ૧૯૪૯) ૧૯૪૯ના ઑક્ટોબરથી ૧૯૫૦ના માર્ચ સુધી વડોદરામા ધી સેન્ટ્રલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝના ઑફિસ મેનેજર તરીકે કામ કર્યું તે પછી લેખન અને સંપાદનની સ્વતત્ર પ્રવૃત્તિ શરૂ કરી છે. શિક્ષણના શાસ્ત્રીય પ્રયોગો, સશોધન અને તત્ત્વચિંતનનો ખાસ શોખ છે શિક્ષણના પ્રશ્નો વિષે, સમાજસુધારા વિષે, તેમજ પ્રાસગિક બનાવો વિષે અવારનવાર લેખો લખે છે બાળસાહિત્ય સર્જવામા પાઠ્ય પુસ્તકો રચવામા અને સમાજસુધારાના પ્રશ્નોમા અને આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનમા ખાસ રસ લે છે ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણુદના માનદ સભ્ય છે અમદાવાદના ખડાયતા કેળવણી મડળના પેટ્રન છે વસો કેળવણી મડળ, વસો સાર્વજનિક પુસ્તકાલય, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મડળ લિમિટેડ વગેરે સસ્થાઓના સભ્ય છે ચાર ગામ વીસા ખડાયતા કેળવણી સમિતિનુ બધારણ રચવામા મહત્ત્વનો ફાળો આપ્યો છે આ ગ્રથના સપાદક છેલ્લા પાચેક વર્ષથી લેખન અને સપાદનની પ્રવૃત્તિ શરૂ કરી છે એને પરિણામે આ ગ્રથ ઉપરાત 'ગુજરાતી ભાષા પ્રવેશ, ભા ૧. ૨ અને ૩' એ નામના પાઠ્યપુસ્તકો મુબઈની 'ધી મોડર્ન સ્કૂલ'ના આચાર્ય શ્રી રમણ ન વકીલના સહકારથી પ્રસિદ્ધ કર્યાં છે હાલ વડોદરામા, ઠેકાણુ નિર્મળ નિવાસ ઘોડદોડ રસ્તે એ સરનામે રહે છે

**પુરુષોત્તમભાઈ જવેરભાઇ પટેલ** વ ઓડ તા આણુદ જ્ઞા પાટીદાર જ તા ૧ ૭–૧૯૦૭ શિ સને ૧૯૨૨મા મેટ્રિક થયા સને ૧૯૨૩મા કૉલેજનુ પ્રથમ વર્ષ પાસ કર્યું બાદ એક વર્ષ મુબઈના વિક્ટોરિયા જ્યુબિલી ઇન્સ્ટિટ્યુટમા મિકેનિકલ એન્જિનિયરિંગ શીખ્યા તબિયતના કારણે મુબઈ છોડી પૂનાની ખેતીવાડી કૉલેજમા સને ૧૯૨૪થી અભ્યાસ શરૂ કર્યો ત્રણ વર્ષ ખેતીવાડી કૉલેજમા અભ્યાસ કરી સને ૧૯૨૭મા બી એજી થયા કા સને ૧૯૨૭થી ૧૯૩૬ સુધી નવ વર્ષ પૂનાની ખેતીવાડી કૉલેજમા ડેમોન્સ્ટ્રેટર અને લેક્ચરર તરીકે કામ કર્યું બાદ વધુ અભ્યાસ અર્થે યુ એસ એ (અમેરિકા)ના આયોવા સ્ટેટની કૃષિ કૉલેજમા એગ્રિકલ્ચરલ એન્જિનિયરિંગનો ત્રણ વર્ષ અભ્યાસ કરી બી એસ. અને એમ એસની ડિગ્રીઓ સને ૧૯૩૯મા મેળવી ઉપરાત મુબઈ સરકાર તરફથી ત્રણ માસ માટે અમેરિકામા વધુ રહીને ડેરી મશિનરીનો અભ્યાસ કર્યો અમેરિકાથી પાછા ફર્યા બાદ બે વર્ષ મુબઈ સરકારના એગ્રિકલ્ચરલ એન્જિનિયરના મિકેનિકલ એસિસ્ટટ તરીકે ગુજરાત વિભાગમા કામ કર્યું સને ૧૯૪૧થી અદ્યાપિ પર્યંત મુબઈ સરકારના ખેતીવાડી ખાતાના એગ્રિકલ્ચરલ એન્જિનિયર તરીકે કામ કરે છે સને ૧૯૫૨મા યુનાઇટેડ નેશન્સ (સંયુક્ત રાષ્ટ્રસઘ)ની ફેલોશિપ મેળવી પાતાળ કૂવાઓના નિરીક્ષણ અને અભ્યાસ અર્થે ચાર માસ માટે અમેરિકા મોકલવામા આવ્યા હતા. પૂનાની ગુજરાતી બધુ સમાજની વિવિધ સસ્કાર અને કેળવણીની પ્રવૃત્તિઓમા સભ્ય કે અધ્યક્ષ તરીકે સેવા આપે છે સને ૧૯૩૬–થી ૧૯૩૯ સુધી ત્રણ વર્ષ આયોવા સ્ટેટની કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે અમેરિકાની એગ્રિ સાયન્સની ઓનર સોસાયટીમા સભાસદ તરીકે ચૂટાયા હતા. સર ૧૨૪૪, શિવાજીનગર, પૂના ૫.

**પુરુષોત્તમભાઈ જેઠાભાઇ ગોલકી** વ વસો (તા નડિયાદ) જ્ઞા હરિજન શિ અમેરિકન ત્રણ મિશન શા ૧૯૨૧થી

૧૯૩૩ સુધી બામરોલી, દાવડા, દતાલી અને મરઘામા હરિજન શાળાઓ ચલાવી પ્રાન્તીજમા પણ હરિજન શાળા ચલાવી ૧૯૨૧મા રાષ્ટ્રીય ચળવળમા ભાગ લીધો પૂ ઠક્કર બાપાની સલાહથી હરિજન પ્રવૃત્તિ માટે સાબરકાઠા ગયા હરિજન પ્રવૃત્તિના વિકાસ માટે મડળો સ્થાપ્યા 'ગુજરાત હરિજન સેવક સઘ' દ્વારા હરિજનોની સેવા કરી પ્રાન્તીજમા 'ગાધી જ્ઞાન મદિર'ની સ્થાપના કરી ૧૯૪૨મા પ્રાન્તીજના હરિજન કાર્યકરો સાથે ભૂગર્ભમા કામ કર્યું કેટલીક સરકારી કમિટીઓમા સભ્ય છે ધારાસભ્ય છે

**પુરુષોત્તમદાસ પ્રાણનાથભાઈદાસ પરીખ** વ નડિયાદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૩૦-૧-૧૯૦૨



બા પાચ તે પૈકી એક પુત્ર બી એસ સી અને એક પુત્રી બી એ (ઓનર્સ) છે શિ ઈ સ ૧૯૧૮મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી ૧૯૨૪મા પૂનાની કોલેજમાથી બી ઈ થયા તે જ સાલમા એસોસિયેટ મેમ્બર ઓફ ધી ઇન્સ્ટિટ્યુશન ઓફ એન્જિનિયરિંગ થયા ૧૯૩૦મા મેમ્બર ઓફ ધી રોયલ સેનિટરી ઈન્સ્ટિટ્યુટ (લડન)નો ડિપ્લોમા મેળવ્યો ૧૯૪૩મા ઇન્સ્ટિટ્યુશન ઓફ એન્જિનિયરિંગનો એમ આઈ ઈ ડિપ્લોમા મેળવ્યો કા ૧૯૨૪મા બી ઈ થયા બાદ તરત હૈદરાબાદમા હિમાયતસાગર બધ ઉપર છ માસ માટે કામ કર્યું અને ૧૯૨૫ ૨૬મા બે વર્ષ માટે બી બી એન્ડ સી આઈ રેલવેમા એન્જિનિયર તરીકે કામ કર્યું ૧૯૨૭મા ઈ આઈ રેલવેમા આગ્રા મુકામે એસિસ્ટન્ટ એન્જિનિયર તરીકે નિમાયા પરતુ કાયમ કરવામા આવ્યા નહિ એટલે નોકરી છોડી ૧૯૨૮મા મુબઈ આવી આર્કિટેક્ટ તરીકે કામ કર્યું ત્યાર બાદ બે વર્ષ એક યુરોપિયન પેઢીમા કન્સ્ટ્રક્શન એન્જિનિયર તરીકે કામ કર્યું ૧૯૩૧થી ૩૭ સુધી મુબઈની જાણીતી સેનિટરી એન્જિનિયર્સ અને કોન્ટ્રાક્ટરની પેઢીમા પૂના બ્રાન્ચના મેનેજર તરીકે કામ કર્યું ૧૯૩૮મા એક વર્ષ માટે મુબઈમા એન્જિનિયર તરીકે કામ કર્યું ૧૯૩૯મા મુબઈમા પોતાની 'પરીખ એન્ડ કુ' નામની એન્જિનિયર્સ એન્ડ કોન્ટ્રેક્ટર્સ ફર્મ ખોલી ૧૯૪૩મા તબિયત બગડતા નડિયાદમા આવી આઠ વર્ષ સુધી નિવૃત્ત જીવન ગાળ્યુ ૧૯૫૦મા મેસર્સ પી પી પરીખ એન્ડ સન્સ નામની કપની ખોલી કોન્ટ્રેક્ટરનો ધધો શરૂ કર્યો તેઓએ ૩૦ વર્ષની કારકિર્દી દરમિયાન ઘણા આલીશાન મકાનો બાધ્યા છે ૧૯૪૫થી ૪૭ સુધી મુબઈ યુનિવર્સિટીની સેનેટના તેમજ બોર્ડ ઓફ સ્ટડીઝ એન્જિનિયરિંગના સભ્ય હતા ૧૯૪૩-૪૪મા ખડાયતા કન્ઝ્યુમર્સ કો ઓપરેટીવ સોસાયટીના પ્રમુખ તરીકે તથા ભાર્ગવ ઈન્સ્યુરન્સ કપનીમા પાચ વર્ષ સુધી ડાયરેક્ટર તરીકે કામ કરેલુ હાલ નડિયાદ જે ? કોલેજની કાર્યવાહી સમિતિના સભ્ય છે નવજીવન સોસાઈટી મહેમદાવાદ, અને ખેડા જિલ્લા એજ્યુકેશન સોસાઈટીના પ્રમુખ છે ૧૯૪૫મા નડિયાદને મેટ્રિકની



પરીક્ષાનુ કેન્દ્ર બનાવવામા તેમજ ૧૯૪૯મા જે જે. કોલેજ શરૂ કરવામા તેમણે સારી જહેમત ઉઠાવેલી લગભગ રૂા ૩૦ હજાર જેટલી રકમના વિવિધ પ્રકારના દાન કર્યા છે સર શાન્તિકુજ, મિશન રોડ, નડિયાદ

**પુરુષોત્તમ વલ્લવદાસ ભાવસાર** વ વસો, તા નડિયાદ જ્ઞા ભાવસાર જ તા ૧-૮-૧૯૧૯ શિ ૧૯૩૬મા ૬૭ ટકા માર્ક તથા સસ્કૃત અને મેથ્સમા ડિસ્ટિક્શન મેળવી મેટ્રિકની પરીક્ષા પસાર કરી ૧૯૩૮મા એચ એલ કોલેજ ઓફ કોમર્સ અમદાવાદમા ઈન્ટરની પરીક્ષામા કોલેજમા પ્રથમ અને મુબઈ યુનિ મા ત્રીજે નબરે આવ્યા પરિણામે શિષ્યવૃત્તિઓ મળી બી કોમની પરીક્ષામા પણ કોલેજમા પ્રથમ અને યુનિ મા ત્રીજે નબરે આવ્યા ૧૯૪૦ ૪૧મા કોલેજના ફેલો નિમાયા એમ કોમની પરીક્ષા માટે 'હિંદમા ખાડનો ઉદ્યોગ' એ વિષય પર થીસિસ લખી તેની ગુણવત્તાને આધારે કુલ ચાર પેપરમાથી ત્રણ પેપરમા માફી મળી ચોથા વિષય 'પરદેશી ચલણ'મા પાસ થઈ ૧૯૪૮મા એમ કોમની ઉપાધિ મેળવી હિંદીની વિનીત પરીક્ષા, ડ્રોઇંગની ઈન્ટરમિડિયેટ પરીક્ષા પણ પાસ કરી છે કા ૧૯૪૦મા બી કોમની ઉપાધિ મેળવ્યા બાદ બોરસદ હાઈસ્કૂલમા થોડો વખત શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૪૨મા વડોદરા રાજ્યના સહકારીખાતામા ઓડિટર તરીકે જોડાયા ૧૯૪૪મા કેલિકો મિલની એજન્સી પેઢી 'કરમચદ પ્રેમચદ લિ.'મા જોડાયા, તથા ૧૯૪૯ સુધી તે પેઢીમા તથા બીજી જોડકી કપનીઓમા ઓડિટર તથા એકાઉન્ટન્ટ તરીકે કામ કર્યું ૧૯૪૯મા મુબઈના પબ્લિક સર્વિસ કમિશન મારફતે ઉદ્યોગખાતાના એકાઉન્ટસ ઓફિસર તરીકે નિમાયા અને ખાતાની પરીક્ષા પાસ કરી કાયમ થયા છે 'ગ્રામજીવન' માસિકમા સહકારી સિદ્ધાતો પર ઘણા લેખો લખ્યા છે સર એકાઉન્ટસ ઓફિસર, ઉદ્યોગખાતુ ઓલ્ડ કસ્ટમ હાઉસ, ફોર્ટ, મુબઈ

**પોપટલાલ ડાહ્યાભાઈ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા દશા પોરવાડ જૈન જ તા ૧૫ ૭-૧૯૦૫ શિ એલ્ફિન્સ્ટન કોલેજ મુબઈ, ફર્ગ્યુસન કોલેજ, પૂના અને લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ ઇન્સ્ટિટ્યુટ, મુબઈમા ભણી બી એ એલ એસ જી ડીની ઉપાધિ મેળવી છે કા ધરમપુર સ્ટેટના સેક્રેટરી હતા ત્યાર બાદ થોડો વખત સ્વતત્ર ધધો કર્યો પછી ૧૯૩૯થી ૧૯૫૧ સુધી કપડવણજ મ્યુનિના ચીફ ઓફિસર તથા વઢવાણ સિટી મ્યુનિના ચીફ ઓફિસર તરીકે રહેલા. હાલ મહુવા મ્યુનિના ચીફ ઓફિસર છે સર પોસ્ટ ઓફિસ પાસે, મહુવા (સૌરાષ્ટ્ર)

**પ્રભુદાસ વલ્લભદાસ પટેલ** વ ધર્મજ જ્ઞા પાટીદાર જ ૧૮૮૦ કા ૧૫ વર્ષની ઉમરે અભ્યાસ છોડી મુબઈમા નોકરી કરવા લાગ્યા ત્યાર બાદ કાપડનો ધધો શરૂ કર્યો ૧૯૧૦મા ઇગ્લેડ તરફ પ્રયાણ કર્યું ત્યાથી માલ ખરીદી મુબઈની પેઢી ઉપર મોકલતા ૧૯૧૮ સુધીમા આ ધધામા ઘણુ કમાયા ૧૯૧૯મા સ્વદેશી ચળવળ તરફ લક્ષ દોરાવાથી ધધામાથી નિવૃત્ત થયા મુબઈની પેઢી પોતાના નાના ભાઈ તુલસીદાસને તથા ઈગ્લેડનો વ્યાપાર સૌથી નાના ભાઈ ડાહ્યાભાઈને સોપી દીધો

૧૯૨૧મા મુબઇની પોતાની અઢી લાખની કિમ્મતનુ "ધર્માદા ટ્રસ્ટ' કર્યું તે જ વર્ષે ઘાટકોપર કોંગ્રેસ કમિટીના પ્રમુખ બ યા ૧૯૨૨મા કુર્લા કોંગ્રેસ કમિટીના પ્રમુખ તરીકે વરણી થઈ અને ૧૯૩૦ સુધી પ્રમુખપદે રહ્યા ૧૯૨૨મા સ્વદેશી અને સ્વરાજની ભાવનાથી પ્રેરાઈ વતનમા આવી પરદેશી માલના બહિષ્કાર અગે દરબાર ગોપાલદાસ, મોહનલાલ પડ્યા, ફૂલચદ શાહ વગેરે સાથે પિકેટિંગમા જોડાયા ૧૯૩૦મા સરકાર વિરુદ્ધ પ્રચાર કરવાના આરોપસર તેમને બીજા અગ્રગણ્ય નેતાઓ સાથે થાણા જેલમા મોકલેના ૧૯૩૧મા ધર્મજ આવીને વસ્યા હરિજન પ્રવૃત્તિ, અસ્પૃશ્યતાનિવારણ હરિજન મદિર પ્રવેશ વગેરે કાર્યોમા પરોવાયા ખેતી એ ઉત્તમ વ્યવસાય લાગવાથી ખેતી કરવા લાગ્યા અને હજીએ આ ઉમરે ધર્મજમા ખેતીવાડીને જાતે જ ઉત્તેજન આપી રહ્યા છે તેમણે જુદી જુદી સખાવતોમા લગભગ રૂા ૬૫૦૦૦ જેટલી રકમ આપી છે તે ઉપરાત તેમણે પોતાના પિતાના નામે ધર્મજમા વલ્લભદાસ નરોત્તમદાસ હાઈસ્કૂલ, વ્યાયામશાળા તેમજ ધર્મશાળા બધાવ્યા છે સરકારી દવાખાનુ બાધવામા પણ સારી મદદ કરેલી યુરોપના મોટા દેશોમા તેમજ આખા હિંદની તેમણે મુસાફરી કરેલી છે જિલ્લામા પ્રથમ પરદેશગમન કરનારાઓમાના તેઓ એક છે

**પ્રભુદાસ હરિદાસ દેસાઇ ઉર્ફે સાધુરામભાઇ** વ નડિયાદ જ્ઞા પાટીદાર બા તેમના પુત્રો કાતિભાઈ અને હર્ષદભાઈ બને મુબઈની એલ્ફિન્સ્ટન કોલેજના ગ્રેજ્યુએટ છે કાન્તિભાઈ ખેતી સભાળે છે હર્ષદભાઈ વેપાર કરે છે શિ મુબઈની એલ્ફિન્સ્ટન કોલેજમાથી એમ એ થયા છે બાર એટ લો છે મ કચ્છના મહારાજાના પ્રાઇવેટ સેક્રેટરી હતા નડિયાદ મ્યુ મા સભ્ય હતા હાલ વતનમા રહી પોતની જમીનોની દેખરેખ રાખી ખેતી કરાવે છે નડિયાદની કોલેજના સભ્ય છે

**પ્રમીલાબેન રસિકલાલ પરીખ** વ પેટલાદ જ તા ૧૪-૩ ૩૨ જ્ઞા વણિક પિતા રસિકલાલ છોટાલાલ પરીખ (વકીલ) શિ પેટલાદમાથી ઈ સ ૧૯૪૯મા એસ. એસ સી પસાર કરી અમેરિકા છઠ્ઠા ધોરણમા રૂ ૨૫) કે ટેલરના પ્રથમ વર્ષમા રૂા ૧૨૦) ઇન્ટરમા રૂા ૧૨૦) અને તેમા સસ્કૃતના સારા માર્ક્સને લીધે રૂા ૬૦)ની શિષ્યવૃત્તિ મળેલી ૧૯૫૩મા બી એ ની ઉપાધિ મેળવી કા નાની ઉમરથી જાહેર પ્રવૃત્તિઓમા ભાગ લેવો શરૂ કર્યો છે મ્યુનિસિપાલિટીની છેલ્લી ચૂટણીમા ચૂટાઈ આવ્યા છે સર બરો ૧ બેક પાસે સ્ટેશનરોડ, પેટલાદ.

**પ્રહ્લાદ અનુપરામ ભટ્ટ** વ ઉમરેઠ. તા આણદ. જ્ઞા બ્રાહ્મણ જ તા ૧૭ ૧૨-૧૯૨૭ શિ ઈ સ ૧૯૪૪મા મેટ્રિકની પરીક્ષામા પોતાની જ્ઞાતિમા પ્રથમ આવવા બદલ રૂ ૧૦૦નુ ઈનામ મળેલુ ૧૯૪૭મા ઇન્ટર સાયન્સમા બી ગ્રુપમા પ્રથમ વર્ગમા પાસ થયા ૧૯૫૨મા એમ બી બી એસ થયા મેડિકલ કોલેજમા સરૈયા ચેરિટી ટ્રસ્ટ તરફથી વાર્ષિક રૂ ૫૦૦ મળતા કોલેજમા સ્કોલરશિપ પણ મળતી મેડિકલ કોલેજમા મુબઈ યુનિવર્સિટીની કુસ્તીની હરીફાઈમા ચેમ્પિયન તરીકે ચદ્રક મળેલો નેશનલ કેડેટ કોરમા જોડાઈ મિલિટરી ટ્રેઈનિંગ લઈ 'બી' સર્ટિફિકેટની પરીક્ષા પાસ કરેલી મેડિકલ કોલેજમા 'બેસ્ટ બોડી બીલ્ટ' હરીફાઈમા બીજું ઈનામ મેળવેલુ કા એમ બી બી એસ થયા બાદ જી એસ મેડિકલ કોલેજ મુબઈમા રિસર્ચ એસિસ્ટન્ટ તરીકે નિમાયા ત્યાર બાદ કે ઈ એમ હોસ્પિટલમા હાઉસ સર્જન તરીકે નિમાયા હાલ તે જ હોસ્પિટલમા આર એમ ઓ તરીકે નિમણુક થઇ છે નોકરી સાથે એમ એસ નો અભ્યાસ પણ શરૂ કર્યો છે એક ગરીબ કુટુબમાથી જાત મહેનતથી પોતે આટલા આગળ વધેલ છે સર આર એમ ઓ ક્વાર્ટર્સ, કે ઈ એમ હોસ્પિટલ, પરેલ મુબઈ ૧૨.

**પ્રહ્લાદભાઈ દામોદરદાસ બ્રહ્મભટ્ટ** વ તારાપુર, તા. ખભાત જ્ઞા બ્રહ્મભટ્ટ જ સને ૧૯૦૮ શિ મેટ્રિક સુધી કુટુબની આર્થિક સ્થિતિ ખરાબ હોવાથી અભ્યાસ છોડીને ધધે વળગવાની જરૂર પડી કા શાળાજીવનથી લેખન પ્રવૃત્તિનો છદ કઈક લાગેલો શાળાના હસ્તલિખિત માસિકનુ સચાલન કરેલુ પત્રકારિત્વ તરફ વિદ્યાર્થી જીવનથી જ આકર્ષણ કેળવાયેલુ અભ્યાસ છોડ્યા પછી 'નૂતન ગુજરાત' સાપ્તાહિકમા જોડાયા બે વર્ષ ત્યા તાલીમ લીધી તે અરસામા "સંદેશ" દૈનિક શરૂ થયુ હતુ તેમા રિપોર્ટર તરીકે જોડાયા ગાધીજીની ઐતિહાસિક દાડીકૂચ વખતે રોજબરોજ રિપોર્ટર તરીકે કૂચની સાથે રહીને ખબર મોકલવાનુ સદ્ભાગ્ય સાપડેલુ ધારાસણા સત્યાગ્રહના હેવાલો મેળવતા લાઠીમાર ખાધેલો સંદેશ દૈનિકની ઉત્તરોત્તર પ્રગતિ થતા સહતત્રીપદ સુધી પહોચ્યા સંદેશ લિમિટેડ તરફથી નીકળતા સાજના દૈનિક 'સેવક' ના તત્રીપદે આઠ વર્ષ કામ કર્યું ત્યાર બાદ વડોદરાથી શરૂ થયેલા "લોકસત્તા" દૈનિકમા સને ૧૯૫૨થી ૧૯૫૩ સુધી સહતત્રી તરીકે કામ કર્યું. હાલ અમદાવાદથી બહાર પડતા "જનસત્તા" દૈનિકમા સહતત્રી તરીકે કામ કરે છે. અપૂર્વ ફેરા, કોની આઝાદી નેતાજી વગેરે પુસ્તકો એમણે પ્રકટ કરેલા છે સર બ્લોક ૧, આઝાદ સોસાયટી એલિસ બ્રિજ, અમદાવાદ

**પ્રાણલાલ મૂળજીભાઈ શાહ** વ નડિયાદ ઉ ૪૫ જ્ઞા વાણિયા શિ પ્રાથમિક-માધ્યમિક નડિયાદમા અને કોલેજ કેળવણી મુબઈમા બી એસ સી થયા કા ૧૯૩૫મા જીવનનો પ્રારભ શિક્ષક તરીકેની નોકરીથી કર્યો બાદ ખાનગી પેઢીઓમા કેમિસ્ટ તરીકે કામ કર્યું સરકારી નોકરીમા બે વર્ષ લેબોરેટરીઓમા બીઝનેસ મેનેજર બન્યા અત્યારે હવે આયર્ન-ઓર માઈનિંગ અને ટ્રાન્સપોર્ટનો સ્વતત્ર ધધો કરે છે સર ૮, સુમન હાઉસ, ચોપાટી સીફેઇસ મુબઈ-૭

**પ્રિયકાન્ત રમણિકલાલ દલાલ** વ ખડાલ, તા કપડવણજ જ્ઞા દશા ખડાયતા વણિક જ તા ૮-૪-૧૯૨૫ ૫ ઉપાજેન એમ એ શા અમદાવાદમાથી ૧૯૪૧મા મેટ્રિક, તથા ૧૯૪૭મા બી એસ સી (બીજો વર્ગ) થયા ૧૯૪૯મા ઇમ્પિરિયલ કેમિકલ વર્કસ મુબઈમા ડાઇગ અને પ્રિન્ટિંગનો અભ્યાસ કર્યો ૧૯૪૯થી ૧૯૫૧ સુધી માન્ચેસ્ટર કોલેજ ઓફ ટેકનોલોજીનો



અભ્યાસ કરી બી એસ સી (ટેક) એ એમ સી ટીની ઉપાધિ મેળવી કા ૧૯૪૭મા અબિકા મિલ્સમા ડાઇગ ડિપાર્ટમેન્ટમા જોડાયા ૧૯૪૯મા ઇમ્પિરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ માન્ચેસ્ટરમા કામ કર્યું ૧૯૫૦મા ડનલોપ રબર ટાયર કપની, બર્મિંગહામમા ટેક્સ્ટાઈલ કેમિસ્ટ તરીકે જોડાયા ૧૯૫૧થી અરવિંદ મિ'સમા જોડાયા છે હાલ આસિસ્ટન્ટ પ્રિન્ટિંગ માસ્તર છે સર જયનિવાસ, લાખિયાની પોળ, ખાડિયા, અમદાવાદ.

**ફેઝલે અબ્બાસ તૈયબઅલી જમીનદાર** વ અસામલી, તા માતર મુસ્લિમ કોમના એક જાણીતા કાર્યકર છે વર્ષો સુધી મુસ્લિમ લીગની જિલ્લા સમિતિના પ્રમુખ રહેલા મુસ્લિમ લીગ તરફથી મુબઈ ધારાસભામા સભ્ય તરીકે પણ ગયેલા આઝાદી આવ્યા બાદ મુસ્લિમ કોમની આર્થિક અને સામાજિક સુધારણાર્થે કોગ્રેસના નેજા હેઠળ ખેડા જિલ્લાના ગામડાઓમા મુસ્લિમ પરિષદો યોજવામા તેમનો મહત્ત્વનો ફાળો છે ઈ સ ૧૯૫૨ની સર્વસામાન્ય ચૂટણીઓમા ઠાસરા વિભાગમાથી મુબઈ ધારાસભાના સભ્ય તરીકે, કોગ્રેસ પક્ષ તરફથી ઊભા રહી ચૂટાઈ આવ્યા છે

**ફૂલચદ કે શાહ** વ મહેળાવ (તા પેટલાદ) જ્ઞા વણિક શિ એમ બી બી એસ (મુબઈ) ડી ટી એમ એન્ડ એસ (લડન) કા કન્સલ્ટિંગ ફિઝિશિયન તરીકે કામ કરે છે સર (ઘરનુ) પ્લોટ ન ૬૮, ગોવિન્દ સદન, શીવ-માટુગા મુબઈ ૨૨ (ધધાનુ) ૪૬ ૬૦, ગે ડીજી બિલ્ડિંગ ન-૨, ગુલાલવાડી, મુબઈ-૨

**ફૂલચદદાસ વિઠ્ઠલદાસ શાહ** વ મહુધા, (તા નડિયાદ) જ તા ૧-૯-૧૮૯૮ જ્ઞા વણિક શિ ૧૯૧૬મા મેટ્રિકની પરીક્ષામા નડિયાદની શાળાઓમાથી પહેલે નબરે આવ્યા બદલ મુબઈ યુનિ તરફથી ભાઉ સાહેબ દેસાઈ સ્કોલરશિપ મળી ઉચ્ચ શિક્ષણ મુબઈ અને અમદાવાદમા પ્રથમ વર્ષમા ગવર્મેન્ટ સ્કોલરશિપ, ઇન્ટર આર્ટ્સમા ઈતિહાસ અને રાજ્યવહીવટના વિષયોમા યુનિ મા પ્રથમ નબરે



પાસ થવાથી ૧૯૧૮મા વર્ડ્સ્વર્થ સ્કોલરશિપ અને પ્રાઈઝ મળ્યા. બી એ મા ગુજરાત કોલેજની ગવર્મેન્ટ સ્કોલરશિપ મળી બી. એ મા ઇતિહાસ અને અર્થશાસ્ત્ર સાથે પ્રથમ વર્ગમા આવ્યા (૧૯૨૦) મુબઈ યુનિ મા બી એ (ઇતિહાસ-અર્થશાસ્ત્ર)મા પહેલે નબરે આવ્યા બદલ જેમ્સ ટેલર પ્રાઈઝ મળ્યુ કા સને ૧૯૨૦મા ગુજરાત કોલેજમા 'દક્ષિણા ફેલો' ત્યા ૬ માસ કામ કર્યા પછી સને ૧૯૨૦ના અતમા એમ ટી બી કોલેજ સુરતમા ઇતિહાસ અર્થશાસ્ત્ર અને રાજનીતિના પ્રોફેસર સને ૧૯૨૨મા મુબઈ ઈલાકાના સહકારી ખાતામા ઇન્ડસ્ટ્રિયલ ઓર્ગેનાઈઝર ૧૯૨૪મા અમદાવાદ મિલ ઓનર્સ એસોસિયેશનના સેક્રેટરી ૧૯૨૫થી ૧૯૩૭ના જૂન સુધી મુબઈની સીડનહામ કોલેજના લાયબ્રેરિયન દરમિયાન કોલેજના યુ ટી સી પ્લેટૂનના ઓફિસર તરીકે કામ કરેલુ તેથી ૧૯૩૦મા 'કિંગ્સ કમિશન' સાથે 'સેકડ લેફ્ટનન્ટ'ની પદવી મળેલી. ૧૯૩૪મા લેફ્ટનન્ટ નિમાયેલા સાથે સાથે કોલેજના રોવર સ્કાઉટસની ટુકડીના વડા તરીકે કામ કરેલુ ૧૯૩૨થી ૩૭ સર મોક્ષગુડમ વિશ્વેશ્વરૈયાના સહાયક તરીકે કામ કરેલુ અને ૧૯૩૭ના જૂનમા રિઝર્વ બેકના એગ્રિકલ્ચરલ ક્રેડિટ ખાતાના સ્ટેટિસ્ટિકલ સેકશનના સુપ્રિન્ટેન્ડન્ટ થયા ૧૯૪૧મા બેકના રિસર્ચ સેકશનમા ઓફિસર અને સને ૧૯૪૫થી રિસર્ચ ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર છે. કાવ્યો અને ટૂકા સવાદો લખેલા. અવારનવાર સાતાક્રૂઝમા તે ભજવાયેલા સહકારી ત્રિમાસિકની તત્રી સમિતિના પ્રમુખ તરીકે કામ કરેલુ સર નાથ એવન્યુ, ગોનીબાર રોડ ન-૪ સાતાક્રૂઝ (ઈસ્ટ), મુબઈ ન ૨૫

**ફૂલસિંહજી ભારતસિંહજી ડાભી** વ ઘોડાસર તા મહેમદાવાદ જ સવત ૧૯૫૨ શિ ૧૯૨૧મા પૂના ફરગ્યુસન કોલેજમા અભ્યાસ કરતા હતા ત્યાથી અસહકારનો યુગ આરભાતા કોલેજ છોડી અને ગુજરાત વિદ્યાપીઠમા જઈ સ્નાતક બન્યા કા ખેડા જિલ્લાના ઉચ્ચ કક્ષાના રાષ્ટ્રીય કાર્યકર, વર્ષો સુધી ધારાસભાના સભ્ય અને ૧૯૫૨થી આ જિલ્લાના ભારતની પાર્લમેન્ટમા બેસતા એક સભ્ય ૧૯૨૧થી



અભ્યાસ છોડી રાષ્ટ્રકાર્યમા ઝપલાવ્યુ પ્રથમ ચરોતર એજ્યુ સોસાઈટીમા આજીવન સેવક તરીકે જોડાઈને જીવનનો આરભ કર્યો ૧૯૨૩-૨૪મા થનારા સત્યાગ્રહમા ગોળીઓ ખાવા માટે તૈયાર થયેલી એક ટુકડીના સભ્ય તરીકે જોડાયા ૧૯૨૮મા સોસાઈટીમાથી રાજીનામુ આપી સુણાવ રાષ્ટ્રીય શાળામા શિક્ષક બન્યા. ૧૯૩૦મા લસૂદ્રાથી મીઠા સત્યાગ્રહ કર્યો અને જેલ ગયા છૂટ્યા બાદ સરકારે તેઓ ઘોડાસર સ્ટેટના વતની હોવાથી પરદેશી ગણી હદપાર કર્યા ત્યાર બાદ ઘોડાસરમા રહીને મહેમદાવાદ અને કપડવણજ તાલુકામા કોગ્રેસી લડતનુ સચાલન કર્યું ૧૯૩૨ની લડતમા જેલ ૧૯૩૬મા કોગ્રેસના આ જિલ્લામાથી ધારાસભા માટે પસદ થયેલા એક ઉમેદવાર ૧૯૪૨મા ફરી જેલ ૧૯૪૫મા ફરી ધારાસભામા ૧૯૫૧ની ચૂટણીઓમા કોગ્રેસે જિલ્લામાથી પાર્લમેન્ટના સભ્ય તરીકે એમને પસદ કર્યા. સરકારે નિયુક્ત કરેલી અનેક કમિટીઓના સભ્ય છે બાહોશ ને અભ્યાસી પાર્લમેન્ટેરિયન તરીકે જાણીતા છે જિલ્લાના મોટા ભાગના જાહેર કાર્યો સાથે ૧૯૨૧થી જ સકળાયેલા છે સર વિઠ્ઠલ કન્યા-

વિદ્યાલયની પાછળ, નડિયાદ

ફૂલાભાઈ ઝવેરભાઈ પટેલ વ મૂળ સારસા તા આણંદ. હાલ રામપુરા તાબે સૂઈ તા' ઠાસરા જ તા ૧૫-૫-૧૯૦૪ (સારસા મુકામે) જ્ઞા પાટીદાર પ ચચળબેન, તાલુકા સ્વરાજ બોર્ડ અને સૂઈ ગ્રા પ ના સભ્ય શિ સારસામા ગુ પાચ અને અગ્રેજી ચાર, પછી ડાકોરમા નોનમેટ્રિક કા યુવાનીના પ્રવેશ દ્વારમા જ ઘરની જવાબદારીનો બોજ



આવી પડ્યો આર્થિક સ્થિતિ નબળી હોઈ સાથે જમીન ખેડતા. પોતે તેમ જ બીજા કપાસની ખેતી કરતા ખેડૂતોને જિનમા વેપારીઓ તરફથી થતી કનડગત દૂર કરવા 'લાટ ખેડૂત મડળ'ની સ્થાપના કરી પ્રથમ ઠાસરા અને પાછળથી કપડવણજ તાલુકાના લાટના ખેડૂતો તેમા જોડાયા ૧૯૩૬ ૩૮ નો 'લાટ ખેડૂત મડળનો' માહિતીપૂર્ણ અહેવાલ પ્રગટ કરવામા કાર્યવાહી સમિતિના મત્રી હતા ૧૯૩૮ના કોંગ્રેસ પ્રધાનમડળ સમક્ષ ડેપ્યુટેશન લઇ જઈ આ મડળની કેટલીક માગણીઓ રજૂ કરી આનો હાલના ગણોતધારામા સુસગત રીતે ઉકેલ થયો છે ઈ સ ૧૯૩૦મા કોંગ્રેસમા જોડાયા પછી ૧૯૩૪-૩૫ના વ્યક્તિગત સત્યાગ્રહમા વીસાપુર જેલમા ૭ માસની અને સને ૧૯૪૨ની ચળવળમા સાબરમતી જેલમા બાર માસની સજા ભોગવી 'વધુ અનાજ વાવો'ની ઝુબેશ વખતે બ્રિ સરકારે જ્યારે પ ૬ જમીનમા અનાજ સિવાય બીજું નહિ વાવવાનો દરેક ખેડૂત જોગ વટહુકમ જાહેર કર્યો ત્યારે ખેડૂતોની (લાટના) કોન્ફરન્સ બોલાવી તેમની મજૂરીથી ગવર્નરના તે સમયના સેક્રેટરી સમક્ષ ડેપ્યુટેશન લઈ ગયા. "આ જમીનમા અનાજ થતુ નથી" એવી જાતના સરકારી રિપોર્ટ સહિત કોન્ફરન્સના ઠરાવોનુ મેમોરેન્ડમ રજૂ કરી લાટના ૪૯ ગામોની અનાજને અપથ્ય એવી ધરતીને કપાસના પાકને પણ પ્રતિકૂળ થતી અટકાવી ઇ સ ૧૯૪૪મા કોટન સેલ સોસાઈટીની ડાકોર અને કપડવણજ મુકામે સ્થાપના કરી વિજય કોટનની સ્કીમ મુજબ ખેડૂતોમા સહકારી પ્રવૃત્તિ દાખલ કરી ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ, ખેડા જિલ્લા વિકાસ મડળ, એસ ટી એડવાઈઝરી બોર્ડ (ખેડા અને પચમહાલ) તથા ગુજરાત પ્રદેશ સમિતિના સભ્ય છે ઠાસરા તાલુકા માર્કેટિંગ કમિટી, કોટન સેલ સોસાયટી ડાકોર, ઠાસરા તાલુકા સહકારી સુપરવાઈઝિંગ યુનિયન, ઠાસરા-કપડવણજ તાલુકા લાટ ખેડૂત મડળ વગેરેમા જવાબદારી ભર્યું સ્થાન ધરાવે છે તાલુકા સમિતિના મત્રીપદેથી ઇ સ ૧૯૫૦-૫૧મા પ્રમુખપદે આવ્યા તદુપરાત હાલમા જિલ્લા સમિતિના તેઓ ઉપપ્રમુખ પણ છે સર ઠાસરા તાલુકા સમિતિ, ડાકોર

બચુભાઈ વિજયશકર ભટ્ટ વ ઉમરેઠ, તા આણંદ, જ્ઞા બ્રાહ્મણ જ તા ૨ ૯-૧૯૨૧ પ શાન્તાબહેન, બી એ, એસ ટી સી બી ટી, વિશારદ શિ બી કોમ મા મુબઈ વિદ્યાપીઠમા ૧૯૪૩મા પ્રથમ શ્રેણીમા પ્રથમ ૧૯૫૦મા એમ બી એ હાવર્ડ વિદ્યાપીઠ (અમેરિકા) કા ૧૯૪૪-૪૫મા બેંક ઓફ ઇંડિયા, અમદાવાદમા એસિસ્ટંટ એકાઉન્ટન્ટ એચ એલ કૉલેજ ઓફ કૉમર્સ, અમદાવાદમા ૧૯૪૫થી ૪૮ અને ૧૯૫૦-૫૧મા અધ્યાપક ૧૯૫૧મા કેલિકો મિલ્સમા એસિસ્ટંટ મેનેજર કૉમર્સ ગ્રેજ્યુએટ્સ એસોસિયેશન-અમદાવાદના મત્રી. ગુજરાત વિદ્યસભા તથા અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના સભ્ય સર ૩૧, શ્રીમાળી સોસાયટી, નવરગપુરા, અમદાવાદ-૯

બબલભાઈ પ્રાણજીવનરામ મહેતા મુકામ થામણા, (તા, આણદ'. જ તા ૧૦-૧૦-૧૯૧૦ જ્ઞા બ્રાહ્મણ શિ કૉલેજના પ્રથમ વર્ષ સુધી કરાચીમા અભ્યાસ કર્યો કા ખેડા જિલ્લાને પોતાનુ વતન બનાવી ગ્રામસેવાનુ જીવનધ્યેય સ્વીકારી આ જિલ્લામા વસેલા નિષ્ઠાવાન ગાધીવાદી લોકસેવક જાહેર જીવનનો પ્રારભ સને ૧૯૨૯મા ગ્રામસેવા કરવાની તૈયારી માટે ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદમા મામ કાલેલકરના સાનિધ્યમા રહીને કર્યો ૧૯૩૦મા દાંડીકૂચની અરુણ ટુકડીમા, ત્રણ વાર જેલમા ૩૨થી ૩૪ ફરીથી સ્વાતત્ર્ય આદોલનમા કામ કરતા કરતા ૨॥ વર્ષની સજા સને ૧૯૩૫થી ૧૯૩૭ માસરા (તા ઠાસરા) મા થાણુ નાખી પ્રત્યક્ષ ગ્રામસેવાના કાર્યમા ૧૯૩૭થી ૧૯૪૨ થામણામા વર્ધા યોજનાનો મુબઈ રાજ્યનો કેળવણીનો પ્રથમ પ્રયોગ ચલાવ્યો ૧૯૪૨ની હિંદ છોડોની હિલચાલમા બે વખત જેલમા ફરીથી લોક કેળવણીનુ કામ શરૂ કરી 'ભૂદાન'નો પ્રશ્ન હાથ ધર્યો ગાધી સેવાસઘ અને પાછળથી સર્વોદય સમાજના સભ્ય, ગુજરાત નયી તાલીમ સઘના સભ્ય, વલ્લભ વિદ્યાલય બોચાસણ, વિઠ્ઠલ કન્યાવિદ્યાલય નડિયાદ, મઢી કન્યા આશ્રમ, વેડછી આશ્રમ વગેરે કેળવણી સંસ્થાઓ સાથે બહુ નિકટનો સબધ અને શાચ મદદ મારુ ગામડુ બીજા પત્રો દ્વારા લોક શિક્ષણ મહારાજ થયા પહેલા રવિશકર મહારાજ, રશિયાનુ ઘડતર, એ પાચ પુસ્તકો લખ્યા છે કેળવણી તથા અન્ય પ્રાસગિક વિષયો પર લેખો લખે છે લોક કેળવણી વિદ્યાર્થી પ્રવૃત્તિ, શ્રમયજ્ઞો, તથા વિદ્યાર્થી શિબિરોના સચાલનમા ઘણો રસ લે છે ગ્રામસેવા દ્વારા લોક કેળવણીના ધ્યેયને સિદ્ધ કરે છે

બળદેવભાઇ મોતીભાઈ આર્ય વ સામરખા, તા આણદ જ તા ૨૧-૫ ૧૯૦૮ શિ ગુજરાતી સાત ધોરણ, રાષ્ટ્રભાષા કોવિદ, સિદ્ધાત રત્ન કા ૧૯૨૯મા બારડોલી સત્યાગ્રહમા જોડાઈ જાહેર જીવનનો પ્રારભ કરેલો ૧૯૩૦મા ધારાસણા સૈનિક તરીકે જોડાયેલા અમૃતપુરા બીજ આશ્રમ દ્વારા આર્ય સમાજની પ્રવૃત્તિઓમા વેગ આપેલો આર્ય પ્રકાશના તત્રી તરીકે તેમણે કામ કરેલુ મુબઈ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાના ઉપમત્રી તરીકે પણ તેમણે કામ કરેલ આણદ તાલુકાના ગ્રામરક્ષક દળના વડા તરીકે સેવા આપે છે કોંગ્રેસની પ્રવૃત્તિઓમા સક્રિય રસ લે છે અને આણદ તાલુકા સમિતિના તેઓ સભ્ય છે

દૂધ ઉત્પાદક મંડળીની પ્રવૃત્તિઓને વિકસાવવામાં તેમનો સારો ફાળો છે ગામની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લે છે ચરોતરની પાટીદાર કન્યા કાનમમાં જતી નથી પણ તેમણે પોતાની દીકરી કાનમમાં આપી સામાજિક ક્રાન્તિ કરી છે લોકસાહિત્યમાં ઘણો રસ લે છે તેનું સંશોધન અને પ્રકાશન પણ કરે છે સર સામરખા (તા આણંદ)

**બંસીલાલ બાપાલાલ પંડયા** વ મહેમદાવાદ, જ તા ૨૯-૧૧-૧૯૧૭ જ્ઞા વડાદરા બ્રાહ્મણ શિ મહેમદાવાદમાં મેટ્રિક સુધી



કા અભ્યાસ બાદ ઈ સ ૧૯૩૬માં ઈ આફ્રિકા ગયા ૧૯૩૯ સુધી જુદા જુદા ક્ષેત્રમાં રહીને વેપાર કર્યો ૧૯૪૦માં દેશમાં પાછા ફર્યા ૧૯૪૧ની સાલથી જાહેર સેવાના વિવિધ ક્ષેત્રોમાં પડયા ૧૯૪૧થી મ્યુ સભ્ય ૧૯૪૮માં મ્યુનિ વર્કિંગ કમિટીના ચેરમેન હતા ૧૯૪૯થી મ્યુના પ્રમુખ છે ઉપરાંત છેલ્લા પાંચ વર્ષથી તાલુકા વિકાસ મંડળ તેમજ તાલુકા ખરીદ વેચાણ સંઘની મેનેજિંગ કમિટીના સભ્ય છે હિંદી–હિંદુસ્તાની પરીક્ષાના કેન્દ્ર વ્યવસ્થાપક તરીકે છેલ્લા પાંચ વર્ષથી કામ કરે છે ૧૯૫૪થી તાલુકા હોમગાર્ડ કમાન્ડન્ટ પણ છે ઉપરાંત તાલુકા સુપરવાઇઝિંગ યુનિયન, પ્રાયમરી સ્કૂલ કમિટી તથા વેટેરિનરી હોસ્પિટલ કમિટીના ચેરમેન તરીકે અને મહેમદાવાદ અર્બન બેંકમાં (છેલ્લા સાત વર્ષથી) વાઈસ ચેરમેન અને મેનેજિંગ ડાયરેક્ટર તરીકે કાર્ય કરી રહ્યા છે વસંત રજબ એકેડેમી માટે શ્રી રાવજીભાઈ મણિભાઈની પ્રેરણાથી ૮ વીઘા જમીન આશરે રૂપિયા પાંચ હજારની કિંમતની અર્પણ કરેલી છે સર પ્રમોદ નિવાસ મહુધા રોડ મહેમદાવાદ

**બાબુભાઈ કલ્યાણભાઈ પટેલ** વ નડિયાદ જ તા ૭-૭-૧૯૦૭ શિ ગુજરાત વિદ્યાપીઠની વિનીત પાસ કા ૧૯૨૧ની ચળવળમાં શાળા છોડી ૧૯૨૩માં નાગપુર સત્યાગ્રહમાં તથા ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહમાં ભાગ લીધો ૧૯૩૦ની દાંડી કૂચ વખતે ત્રણ માસની જેલની સજા ભોગવી ૧૯૩૨માં સવિનયભંગની ચળવળમાં જોડાયા ૧૯૩૨માં મહેમદાવાદ અને નડિયાદ તાલુકાના સરમુખત્યાર તરીકે પકડાયા અને જેલમાં ગયા ૧૯૪૧માં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે ધરપકડ થઈ ૧૯૪૨ની હિંદ છોડો ચળવળમાં છ માસની સજા થઈ ત્યાંથી છૂટયા બાદ ખેડા જિલ્લો છોટાઉદેપુર અને બનાસકાંઠા જિલ્લામાં રચનાત્મક કાર્ય કરે છે હાલ વાવ તાલુકા કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે, ભારત સેવક સમાજ ગુજરાત વિભાગના વાવ તાલુકાના કન્વીનર તરીકે, વાવ તાલુકા પુસ્તકાલય મંડળના પ્રમુખ તરીકે, વાવ તાલુકા સાર્વ પુસ્તકાલયના સંચાલક તરીકે કામ કરે છે તેમજ સમાજશિક્ષણ હરિજન કાર્ય માનવ રાહત કાર્ય વગેરે પ્રવૃત્તિ કરે છે સર વાવ, જિ બનાસકાંઠા

**બાબુભાઈ કાશીભાઈ અમીન** વ વસો જ્ઞા પાટીદાર શિ ઈ ૧૯૨૯માં મુંબઈ યુનિવર્સિટીના બી એ થયા ૧૯૨૮માં બી એસ સી (લંડન) થયા અને ૧૯૩૧માં બાર એટ લો થયા કા ૧૯૩૧માં સુરત, એમ ટી બી કૉલેજમાં ગણિતના પ્રોફેસર થયા ૧૯૩૬થી અમદાવાદમાં વકીલાત શરૂ કરી ૧૯૪૩માં દિલ્હી, ડાયરેક્ટોરેટ જનરલ ઑફ સપ્લાયમાં એસિસ્ટંટ ડાયરેક્ટર તરીકે સરકારી નોકરી સ્વીકારી હાલ ૧૯૪૫થી મુંબઈ હાઇકોર્ટમાં વકીલાત કરે છે ફે લૉ ઑફ રેજિસ્ટ્રેશન

**બાબુભાઈ જશભાઈ પટેલ** વ નડિયાદ જ સને ૧૯૧૧ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક કેળવણી



વડતાલ અને નડિયાદમાં, માધ્યમિક કેળવણી સરકારી હાઇસ્કૂલ નડિયાદમાં અને કોલેજના પ્રથમ વર્ષમાં વડોદરા કોલેજમાં અભ્યાસ કરી ત્યાર બાદ પૂનાની ફરગ્યુસન કોલેજ અને પછી મુંબઈની વિલ્સન, સેન્ટ ઝેવિયર, અને લૉ કોલેજમાં અભ્યાસ કરીને એલ એલ બી થયા કા જિલ્લાના પ્રથમ પંક્તિના લોકસેવક, ગુજરાતના નવજવાન કાર્યકર અને મુંબઈ સરકારના જાહેર બાંધકામ ખાતાના ડેપ્યુટી મિનિસ્ટર કોલેજના અભ્યાસ કાળથી જ રાજકારણમાં રસ ૧૯૩૦ની લડતમાં વિદ્યાર્થી અવસ્થામાં જ જોડાવાનો નિર્ણય કરી કૉલેજ છોડી સને ૧૯૩૦ની લડતમાં મુંબઈમાં ભૂગર્ભમાં રહી કામ કર્યું જેલમાં ગયા ૧૯૩૨ની લડતમાં ફરીથી બે વર્ષ માટે જેલમાં ગયા એ પછી મુંબઈમાં અશોક મહેતાના તંત્રીપદે ને પોતાની વ્યવસ્થા હેઠળ ‘યુગધર્મ’ નામનું માસિક કાઢ્યું ૧૯૩૪માં દરબાર સાહેબ સાથે પરિચય થયો પછી જિલ્લામાં સેવાકાર્ય કરવા આવી ગયા ૧૯૩૫ની પ્રથમ પ્રાંતિક સ્વરાજ્ય હેઠળની ચૂંટણીઓમાં જિલ્લામાં કોંગ્રેસના ઉમેદવાર તરીકે પસંદ થયા અને જિલ્લાને જ સેવાક્ષેત્ર બનાવ્યું કોંગ્રેસના ખરો સમય સેવા આપનાર કાર્યકર બન્યા જિલ્લા કોંગ્રેસ સમિતિના મંત્રી થયા ૧૯૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહમાં જેલ ૧૯૪૨માં ફરી જેલ ૧૯૪૫માં ફરી ચૂંટણીઓ થતા કોંગ્રેસે એમને ધારાસભામાં મોકલ્યા ૧૯૪ માં મુંબઈ સરકારના પ્રધાનમંડળમાં વડા પ્રધાનના પાર્લામેન્ટરી મંત્રી તરીકે નિયુક્તિ થઈ ૧૯૪૮માં મુંબઈ સરકારે સ્ટેટ ટ્રાન્સપોર્ટ સર્વિસીઝ શરૂ કરી ત્યારથી જ એના એક મુખ્ય કર્તાહર્તા રહ્યા, અને આજે પણ સરકાર તરફથી કોર્પોરેશનમાં મુખ્ય પ્રધાન વતી તેઓ એ ખાતું સંભાળે છે ૧૯૫૧ની ચૂંટણીઓમાં કોંગ્રેસે પોતાના ઉમેદવાર તરીકે એમને ફરી પસંદ કર્યા અને એ પછી નવા રચાયેલા પ્રધાનમંડળમાં તેઓ જાહેર બાંધકામ ખાતાના અને ગૃહખાતાના નાયબ પ્રધાન તરીકે નિયુક્ત થયા છે આ જિલ્લાના અનેક જાહેર કાર્યો અને સંસ્થાઓના છેલ્લા ૨૦ વર્ષથી એ પ્રેરક ને સ્થાપક જેવા રહ્યા છે જિલ્લાના જાહેર કાર્યો ઉપર એમના ઉદાર ને શાંત સ્વભાવની, કાર્ય પ્રત્યેની ચીવટની ને સેવાભાવની ઊંડી છાપ છે મુંબઈ રાજ્ય ધારાસભામાં એક ઉત્તમ કોટિના પાર્લામેન્ટેરિયન અને વહીવટકર્તા

તરીકે એમની ગણના થાય છે ભવિષ્યમા દેશને એક ઉચ્ચ કક્ષાના નેતા મળશે એવી એમને માટે સૌ આશા સેવે છે

**બાબુભાઈ મણિભાઈ શેઠ** વ કપડવણજ મિ બી એ સુધી કા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની વહીવટી કાઉન્સિલના સભ્ય મુબઈની જાણીતી રૂની પેઢી ચીમનલાલ પ્રેમચંદના સચાલક વેપાર અર્થે પરદેશ ખેડ્યો છે કોટન એસોસિયેશનના પ્રમુખ છે તેમની રૂા ૨૫૦૦૦ની ઉદાર સખાવતથી વોટર વર્કસ શરૂ થયુ છે માણેક શેઠાણીના ટ્રસ્ટના ટ્રસ્ટી છે

**બાબુલાલ ચીમનલાલ મુન્શી** વ ઠાસરા જ તા ૨૩-૪-૧૯૧૦ કા ઠાસરાના ખાનદાન કુટુંબના જાણીતા ઉદ્યોગપતિ અને નિષ્ણાત ઇજનેર છે કાપડની મિલોનુ ઉચ્ચ ધધાદારી અને ઈજનેરી જ્ઞાન જાણીતી જપાનની પેઢી 'ટોયોડાસ' મા મેળવ્યુ છે યુ એસ એ, યુ કે, જર્મની, જપાન અને સ્વીટ્ઝરલેન્ડમા બનેલી મિલ મશિનરીના સારા નિષ્ણાત છે અમદાવાદની રામકૃષ્ણ અને વિવેકાનંદ મિલોમા પોતાનુ હિત ધરાવે છે તેનો વહીવટ તેમના વડીલ બધુ કરે છે હિન્દના મિલ ઉદ્યોગમા જપાની મશિનરી દાખલ કરવાનુ માન તેમને ફાળે જાય છે આયાત નિકાસનો વેપાર કરતી પેઢી પેરેમાઉન્ટ (ઇન્ડિયા) લિ ના મેનેજિંગ ડિરેક્ટર, હિન્દ ટેક્સટાઈલ સ્ટોર્સ, મશિનરીના વેપારીઓ અને ઉત્પાદકોના મડળના પ્રમુખ, ટેકસ્ટિંગ કોરપોરેશન લિ ના મેનેજિંગ ડિરેક્ટર, ટેક્ષટાઇલ સપ્લાઈઝ સિન્ડિકેટ (ઇન્ડિયા) લિ ના ડિરેક્ટર, ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરના સભ્ય, ઇન્ડિયન સ્ટાન્ડર્ડ્ઝ ઇન્સ્ટિટ્યુશનની જુદી જુદી નિષ્ણાત કમિટીના સભ્ય, તથા આંતરરાષ્ટ્રીય સ્ટાન્ડર્ડ ઓર્ગેનિઝેશનની ટેકનિકલ કમિટીના હિંદી પ્રતિનિધિ (૧૯૫૦) છે સર (ઘરનુ), લેબર્નમ રોડ, ગામદેવી, મુબઈ-૭ ફો ન-૪૩૧૭૮ (ધધાનુ) કેરમાની બિલ્ડિંગ, સર ફીરોજશાહ મહેતા રોડ, કોટ, મુબઈ-૧ ફોન ન-૩૩૫૬૪, ૨૩૩૩૩, ૨૧૮૪

**બાલકૃષ્ણ દિનમણિશકર શુક્લ** વ માતર જ્ઞા બ્રાહ્મણ જ તા ૧૧-૯ ૧૫ કા ૧૯૩૦ની લડતમા અગ્રેજી ચોથા ધોરણમા હતા ત્યારે, રાસ, અદલપુર, ધારાસણા વગેરે સ્થળોએ જઈ કામ કરેલુ અને જેલ ભોગવેલી અગ્રેજી પાચમા ધોરણની પરીક્ષા ખેડામા આપી ત્યાર બાદ ૧૯૩૨ની લડતમા રાણપુરમા ખીડ સત્યાગ્રહ અગે પકડાયેલા ને જેલ ભોગવેલી લડત પૂરી થયા પછી ૧૯૩૫મા વસો હાઈસ્કૂલમા મૅટ્રિક થયા ભાવનગર કૉલેજમા અભ્યાસ કરતા હતા ત્યારે ૧૯૩૭મા રાજકોટ લડતમા વિદ્યાર્થીઓની ટુકડી સાથે જોડાયેલા પરિણામે જેલવાસ સેવેલો ૧૯૩૮મા બી એ થયા અને ૧૯૪૦મા વ્યક્તિગત સત્યાગ્રહની લડતમા જેલ ભોગવી ૧૯૪૨મા અમદાવાદ એલ એલ બી ના પ્રથમ વર્ષમા પાસ થયા પણ ૧૯૪૨ની લડતમા ભાગ લીધો હોવાથી રાજકોટ જેલમા એક વર્ષની સજા થયેલી કૉલેજ અભ્યાસ દરમ્યાન ભાવનગર કૉલેજ વિદ્યાર્થી મડળના પ્રમુખ, યુવકમડળના મત્રી, કાઠિયાવાડ રાજકીય પરિષદના કારોબારી સભ્ય વગેરે તરીકે કામ કરતા ૧૯૪૫મા વકીલાતની પરીક્ષા પસ કરી મુબઈ પ્રૅક્ટિસ શરૂ કરી ત્યા કાઠિયાવાડ પ્રજામડળના મત્રી અને ભૂતેશ્વર વોર્ડ કોંગ્રેસ સમિતિના કારોબારી સભ્ય તરીકે સેવા કરેલી જૂનાગઢ આરઝી હકૂમત વખતે બહિષ્કાર વિભાગના મત્રી તરીકેની સેવા આપેલી ૧૯૪૯મા રાજકોટમા વકીલાતની શરૂઆત કરી ૧૯૫૨ થી સૌરાષ્ટ્ર ધારાસભાના સભ્ય છે રાજકોટ રોટરી ક્લબ અને સૌરાષ્ટ્ર સાહિત્યસભાના કારોબારી સભ્ય છે સોરાષ્ટ્ર ધારાસભા પક્ષ મધ્ય સૌરાષ્ટ્ર કોંગ્રેસ સમિતિ, સૌરાષ્ટ્ર રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ અને સૌરાષ્ટ્ર બાર એસોસિયેશનના મત્રી છે કાઉન્સિલ ઓફ વર્લ્ડ અફેર્સના ઉપપ્રમુખ અને સૌરાષ્ટ્ર કલાકેન્દ્રના પ્રમુખ છે સર જાની બિલ્ડિંગ, રાજકોટ

**બાલાશંકર જયશંકર જોષી** વ ઉમરેઠ તા. આણંદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧-૧૨-૧૮૯૫ બા ૧ પુત્ર ૨ પુત્રી તે પૈકી પુત્ર શિવપ્રસાદ બી એ એલ એલ બી છે શિ બી એ (ઑનર્સ) કા ઈ સ ૧૯૧૯થી ૨૦ વર્તમાનપત્રમા સબએડિટર તરીકે કામ કર્યું ૧૯૨૦થી મુબઈ સેક્રેટરિયટમા જોડાયા ૧૯૨૯મા હેલ્થ ઍન્ડ લૉકલ ગવર્મેન્ટ ડિપાર્ટમેન્ટમા સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે, ૧૯૪૬મા એસિસ્ટન્ટ સેક્રેટરી તરીકે તેમજ ૧૯૪૮મા અન્ડર સેક્રેટરી તરીકે નિમાયા ૧૯૫૧મા નિવૃત્ત થયા સર ૭૫, હરિહર નિવાસ મહાત્મા ગાધી રોડ, વિલેપાર્લે, મુબઈ

**બેચરદાસ મગનલાલ શાહ** વ નડિયાદ જ તા ૨૮-૭ ૧૮૯૬ જ્ઞા દશા શ્રીમાળી વણિક મિ નડિયાદ, અમદાવાદ અને મુબઈમા ભણી બી એ એલ એલ બી થયેલા કા સિવિલ સર્કલના એક અગ્રણી ધારાશાસ્ત્રી ૧૯૨૩થી નડિયાદમા વકીલાત શરૂ કરી છે નડિયાદની ડાહીલક્ષ્મી લાયબ્રેરીમા છેલ્લા ૨૫ વર્ષથી માનદ મત્રી, ગ્રામઉદ્યોગ હાટ નડિયાદના સલાહકાર મડળના પ્રમુખ ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા મડળના પ્રમુખ ખેડા જિલ્લા પુસ્તક સહાયક મડળના પ્રમુખ બસુદીવાલા પબ્લિક હાઈસ્કૂલની મેનેજિંગ કમિટીના સભ્ય, જે જે કૉલેજ તથા સી બી પટેલ આર્ટસ ઇન્સ્ટિટ્યુટના ગવર્નિંગ બોર્ડના વાઈસ ચૅરમેન, ચારુતર વિદ્યામડળ વ વલ્લભવિદ્યાનગરના કાયદાના માનદ સલાહકાર, ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેકના ડિરેક્ટર, મહાગુજરાત આયુર્વેદિક કૉલેજની એક્ઝિક્યુટીવ કમિટીના મેમ્બર, નડિયાદ બાર એસોસિયેશનના પ્રમુખ અગાઉ નડિયાદ મ્યુનિ સ્કૂલબોર્ડમા ૧૯૪૭ની સાલમા ચૅરમેન હતા ઓલ્ડ પ્રેક્ટિશનર બોર્ડ ઑફ પ્રાયમરી એજ્યુકેશનના સભ્ય ૧૯૪૬-૪૭મા હતા ખેડા જિલ્લા રોટરી ક્લબમા ૧૯૪૯મા પ્રમુખ હતા નડિયાદ સોશિયલ ક્લબમા ૧૯૫૪ના પ્રમુખ છે તથા આણંદ ઇલેક્ટ્રિક સપ્લાય કુ અને નડિયાદ ઇલેક્ટ્રિક સપ્લાય કુ મા ડાયરેક્ટર છે નડિયાદની ગોવર્ધન સાહિત્ય સભાના ઉપ-પ્રમુખ છે સર કાકરખાડ નડિયાદ

**ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઈ** વ વસો. જ્ઞા પાટીદાર જ સં ૧૯૫૭ પતિ સ્વ દરબાર શ્રી ગોપાળદાસ અબાઈદાસ દેસાઈ શિ લીંબડીના રાજકુવરી સાથે ખાનગી શિક્ષક દ્વારા શિક્ષણ લીધેલુ કા સ્વરાજ્ય પ્રાપ્તિ અર્થે રાજ્યનો ત્યાગ

કરવાની પતિની ભાવનાને સહૃદય ટેકો આપ્યો મહાત્માજીને અપાયેલી એક કરોડ રૂપિયાની થેલી માટે કાઠિયાવાડમાથી ફંડ ઉઘરાવી ટેકો આપ્યો ૧૯૩૨ તથા ૧૯૪૦ના સત્યાગ્રહમા જેલ ભોગવી લીંબડીમા કાઠિયાવાડ પ્રજા પરિષદની સભામા લાઠીમાર થયો ત્યારે સૌ કાર્યકરો માટે પ્રેરણામૂર્તિ બન્યા. પુતળીબા સ્ત્રી ઉદ્યોગ મંડળ, વલ્લભ કન્યાકેળવણી મંડળ, રાજકોટ અને દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય અલિયાબાડામા પ્રમુખ છે જ્ઞાતિ સુધારાના ખાસ હિમાયતી છે પાટીદાર ભગિની સમાજમા પ્રમુખ તરીકે કામ કરેલુ સૌરાષ્ટ્ર સરકારે તેમની સેવાની કદર રૂપે રાજકોટમા તેમના નામ પરથી ભક્તિનગર રચ્યુ છે, અને ભવ્ય ભક્તિનગર સ્ટેશન પણ બાંધ્યુ છે સર સેનિટોરિયમ, રાજકોટ

**ભગવતપ્રસાદ રાવજીભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા. ૨૪-૮-૧૯૧૨. શિ ૧૯૨૬મા અમદાવાદની આર સી હાઈસ્કૂલમાથી છઠ્ઠા ધોરણમાથી મેટ્રિકની પરીક્ષા આપી પાસ થયેના ૧૯૩૦મા વડોદરા કોલેજમાથી મેથેમેટિક્સ વિષય લઈ બી એ મા પ્રથમ શ્રેણીમા આવ્યા અને ફેલો નિમાયા ૧૯૩૩મા એમ. ટી બી કોલેજ સુરતમાથી એમ એ થયા ૧૯૩૫મા ઈંગ્લેંડ જઈ આઈ સી એસ. થયા ૧૯૩૬મા એક્ચ્યુરીની પરીક્ષા આપી એ આઈ એ (લંડન)ની પદવી મેળવી કા ૧૯૩૬મા સિંધમા આસિસ્ટંટ કલેક્ટર તરીકે નિમાયા ૧૯૪૦મા સિંધમા રેવન્યુખાતામા ડેપ્યુટી સેક્રેટરી તરીકે નિમાયા ૧૯૪૨મા દાદુ ડિસ્ટ્રિક્ટના કલેક્ટર થયા ૧૯૪૨થી ૧૯૪૭ સુધી સિંધનો સિવિલ અને ફૂડ સપ્લાયનો ચાર્જ સભાળ્યો ૧૯૪૭ના એપ્રિલમા દિલ્હી ખાતે ફૂડ ડિપાર્ટમેન્ટમા ડેપ્યુટી સેક્રેટરી નિમાયા ૧૯૪૮ના ઓગસ્ટ માસથી ૧૯૫૦ના માર્ચ સુધી પતિયાલા ખાતે પેપ્સુ સ્ટેટના ચીફ સેક્રેટરી તરીકે રહ્યા ૧૯૫૦ના માર્ચ માસથી ૧૯૫૪ના મે માસ સુધી રાજકોટ ખાતે સૌરાષ્ટ્ર સરકારના ચીફ સેક્રેટરી તરીકે રહ્યા ૧૯૫૪ના મે માસથી ડાયરેક્ટર જનરલ ઓફ શિપિંગ (મુંબઈ)ના હોદ્દા પર છે સર ડિરેક્ટર જનરલ ઓફ શિપિંગ, મિનિસ્ટ્રી ઓફ ટ્રાન્સપોર્ટ, ગવર્મેન્ટ ઓફ ઇંડિયા, મુંબઈ

**ભગવતીપ્રસાદ આણુશંકર મહેતા** વ નડિયાદ જ તા ૨૬-૬-૧૯૦૭ તા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ. ફાઈનલ તથા મેટ્રિકની પરીક્ષા ડિસ્ટિંક્શન સાથે પસાર કરી ૧૯૨૮મા બી એસ સી. અને ૧૯૩૦મા બી એ થયા ૧૯૩૩મા એલ એલ બી થયા કોલેજ સમય દરમ્યાન તે રોવર સ્કાઉટ્સ પેટ્રોલ લીડર તથા બોમ્બે યુનિવર્સિટી ટ્રેનિંગ કોર્પ્સના સભ્ય હતા, અને ચંદ્રકો મેળવ્યા હતા કા ૧૯૨૮મા અમદાવાદ ન્યુ હાઈસ્કૂલમા શિક્ષક થયા. ૧૯૩૪મા અમદાવાદ વકીલાત શરૂ કરી પછી ઈન્ડો લાઈટ મેન્યુફેક્ચરિંગ કો લિ ભાવનગરમા સેક્રેટરી અને આસિસ્ટન્ટ કેમિસ્ટ તરીકે જોડાયા ૧૯૩૬મા મુખ્ય કેમિસ્ટ તથા ફેક્ટરી મેનેજર થયા. ૧૯૩૭મા મેનેજર થયા ૧૯૩૯મા ગોધરા ઇલેક્ટ્રિસિટી ભાવનગર શાખાના મે ચીનુભાઈ માધવલાલ એન્ડ કંપનીના તથા સર ચી માધવલાલ ઈન્સ્યુરન્સ ડિપાર્ટમેન્ટના મેનેજર થયા ૧૯૪૩મા ભાવનગર ટ્રસ્ટ કોરપોરેશન લિ તથા ૧૯૪૫મા પેમ્બ્રોક ઈન્ડસ્ટ્રીઝ લિ ભાવનગર એ બે કંપની શરૂ કરી તેના મેનેજિંગ ડાયરેક્ટર થયા ૧૯૪૭મા ગોધરા ઈલેક્ટ્રિસિટી કં. લિની બધી શાખાઓના જનરલ મેનેજર અને સ્ટેશિયન ડાયરેક્ટર નિમાયા ભાવનગર ઈલેક્ટ્રિસિટી કો લિ.ના મેનેજર છે પ્ર • ૧૯૪૮મા કોલમ્બોમા ભરાયેલ પાચ વિભાગની રોટરી ક્લબની સંયુક્ત સભામા તે ભાવનગર ક્લબના પ્રતિનિધિ તરીકે ગયા હતા. ૧૯૫૨મા ૫૧મી રોટરી ક્લબ સભના વિભાગીય ગવર્નર તરીકે ચૂટાઈ, દુનિયાની રોટરી કલબના આતરરાષ્ટ્રિય સમેલનમા મેક્સિકો (અમેરિકા) ગયા હતા પાછા ફરતા યુરોપના સર્વ દેશોની સફર કરી હતી હાલ તેઓ નીચેની સસ્થાઓના સભ્ય છે સૌરાષ્ટ્ર ઈન્ડસ્ટ્રિયલ એન્ડ ટ્રેડ એડવાઈઝરી કાઉન્સિલ, સૌરાષ્ટ્ર પચવર્ષીય સલાહકાર સમિતિ; સૌરાષ્ટ્ર એમ્પ્લોયમેન્ટ એડવાઈઝરી કાઉન્સિલ, અખિલ હિન્દ ઉત્પાદક મંડળ, મધ્યસ્થ સમિતિ મુબઈ, સૌરાષ્ટ્ર ચેમ્બર ઓફ કોમર્સની મેનેજિંગ કમિટી, ભાવસિંહજી પોલિટેકનિક ઈન્સ્ટિટ્યુટ સલાહકાર સમિતિ, ગોહિલવાડ જિલ્લા પોલીસ સલાહકાર સમિતિ ભાવનગર, વગેરે આ ઉપરાત ભાવનગર, ટ્રસ્ટ કોરપોરેશન લિમિટેડના મેનેજિંગ ડાયરેક્ટર તથા અખિલ હિંદ ઉત્પાદક મંડળના સૌરાષ્ટ્ર રાજ્યના ઓનરરી સેક્રેટરી છે

**ભગવાનદાસ કાશીભાઈ પટેલ** વ આણંદ જ તા: ૧૮-૨-૯૧. જ્ઞા પાટીદાર. શિ માધ્યમિક શિક્ષણ આણંદ અને વડોદરામા ૧૯૧૨-૧૪મા હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષાનો અભ્યાસ કર્યો કા ૧૯૧૬મા આણંદ તાલુકા હોમરૂલ લીગના મંત્રી બન્યા ૧૯૧૭થી કોંગ્રેસમા જોડાઈ ખેડા સત્યાગ્રહમા જોડાયા. ૧૯૩૦ની લડતમા જેલમા ગયા, ઘેર જપ્તી થઈ, અને દંડ પેટે ઘરના રાચરચીલાની હરાજી થઈ જેલમાથી છૂટી ૧૯૩૧મા આણંદ તાલુકા કોંગ્રેસ સમિતિના મંત્રી બન્યા ૧૯૩૨ની લડતમા દોઢ વર્ષની સજા થઈ ૧૯૪૨ની ચળવળમા સાબરમતી જેલમા ગયા પરંતુ ભગંદરને કારણે થોડા વખતમા છૂટયા ત્રણ વર્ષ જિલ્લા સમિતીના મંત્રી તરીકે કામ કર્યું ઈ સ. ૧૯૫૨મા કોંગ્રેસ કાર્યથી ફારેગ થયા છતા તેમા અવારનવાર ભાગ લે છે હાલ આર્મ્સ એન્ડ એમ્યુનિશન્સનો વેપાર કરે છે, ઓનરરી સેકન્ડ કલાસ મેજિસ્ટ્રેટ છે, અને આણંદ દૂધ વાપરનારી સહકારી મંડળીના પ્રમુખ છે.

**ભાઈલાલભાઈ ખુશાલદાસ પટેલ** વ વાડવાળી, તા: મહેમદાવાદ જ્ઞા પાટીદાર જ તા. ૧૨-૪-૧૯૦૬ શિ વાડવાળી, અમદાવાદ ને મુંબઈમા ભણીને મેટ્રિક થયા સને ૧૯૨૨થી ૧૯૨૬ સુધી એલ્ફિન્સ્ટન કોલેજ મુંબઈમાથી બી એ ની પરીક્ષામા પ્રથમ નંબરે પાસ થયા ત્યાર બાદ ઈંગ્લેંડની કેમ્બ્રિજ કોલેજમા જોડાયા, અને સને ૧૯૨૯મા "રેન્ગ્લર" થયા સને ૧૯૨૦થી સને ૧૯૨૯ સુધી ઉચ્ચ અભ્યાસ



માટે મળતી શિષ્યવૃત્તિની મદદ મેળવી શક્યા ઇંગ્લેંડમાથી આઈ. સી એસ. થઈને ૧૯૨૯મા હિંદુસ્તાનમા આવ્યા કા સને ૧૯૨૯થી ૧૯૪૧ સુધી આસિસ્ટન્ટ કલેક્ટર, કલેક્ટર અને છેલ્લા ચાર વર્ષ (સને ૧૯૩૭થી ૧૯૪૧) લોકલ બોર્ડના મહેસૂલી ઉપરી અધિકારી તરીકે કામ કર્યુ સને ૧૯૪૨થી ૧૯૪૬ સુધી મુંબઈ સરકારના પુરવઠાખાતાના પ્રધાનના હાથ નીચે મદદનીશ મંત્રી અને સહમંત્રી તરીકે કામ કર્યુ. ૧૯૪૬થી ૧૯૫૨ સુધી મુંબઈ મ્યુનિસિપલ કોરપોરેશનના કમિશનર તરીકે ઘણી નોંધપાત્ર સેવા આપી ૧૯૪૭મા જુહુ એરોડ્રોમ નજીક એક આદર્શ વસવાટનુ કોલોની ઊભુ કરવાની યોજના શરૂ કરી થોડો વખત વેચાણવેરાના કલેક્ટર તરીકે નોકરી કરી સને ૧૯૫૩ના જુલાઈ માસથી આંતરદેશીય હવાઈ વહેવારના જનરલ મેનેજર તરીકે કામ કરી રહ્યા છે સર અમેરિકન બ્લ્યુ, ઉમર પાર્ક, ભૂલાભાઈ દેસાઈ રોડ, મુંબઈ–૨૬

**ભાઈલાલભાઈ ઘેલાભાઈ અમીન** વ મહુધા, તા નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૧-૧-૧૯૦૦ શિ ૧૯૨૧મા બી એ થયા ૧૯૨૪મા એલ એલ બી થયા ૧૯૨૫મા સોલિસિટરની પરીક્ષા પાસ કરી કા મુબઈના એક બાહોશ અને જાણીતા સોલિસિટર છે ૧૯૩૪મા જે પી થયા ૧૯૩૫મા બોમ્બે સબર્બન ડિસ્ટ્રિક્ટમા ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે નિમાયા ૧૯૫૩થી મુબઈના ઓનરરી પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ નિમાયા છે હાલ મુબઈમા બી અમીન એન્ડ કપનીના નામથી સોલિસિટર તરીકે પ્રેક્ટિસ કરે છે. કેળવણી અંગેના તથા સામાજિક કાર્યોમા સારો રસ લે છે મહુધા કેળવણી મંડળના પ્રથમ પ્રમુખ તથા ટ્રસ્ટી હતા મહુધા નેટીવ જનરલ લાયબ્રેરીના પ્રમુખ હતા ખાર (મુબઇમા) રેસિડેન્ટ એસોસિયેશનના પ્રમુખ હતા ખાર જીમખાનાના ઉપપ્રમુખ તથા સેક્રેટરી હતા ખાર કેળવણી મંડળના સેક્રેટરી હતા ખાર બી પી એમ હાઈસ્કૂલની વ્યવસ્થાપક સમિતિના તથા ખાર રેસિડેન્ટ એસોસિયેશનના સભ્ય છે ખાર લક્ષ્મી કો–ઓ સોસાયટી લિ ના પ્રમુખ હતા અને હાલમા માનદ મંત્રી છે મુબઈ પાટીદાર સમાજના પ્રમુખ તથા ટ્રસ્ટી છે સર શાંતિનિવાસ ૧૨/૮ રસ્તો, ખાર, મુબઇ–૨૧

**ભાઈલાલભાઈ દાહ્યાભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ તા ૨૭-૮-૧૯૧૩ જ્ઞા પાટીદાર શિ ૧૯૩૫મા બી એસ સી થયા બરોડા કોલેજની મેરિટ સ્કોલરશિપ મળી હતી કા ૧૯૩૫થી એલેમ્બિક કેમિકલ વર્કસમા જોડાયા છે ૧૯૪૩મા ફાર્માસ્યુટિકલ દવા બનાવવાના ખાતાઓના વડા નિમાયા ૧૯૪૯મા કપનીની લોન લઈ અમેરિકા સેંટલુઈ કોલેજ ઓફ ફાર્મસીમા 'ઇન્ડસ્ટ્રિયલ ફાર્મસી'નો અભ્યાસ કર્યો ૧૯૫૨થી કપનીમા પ્રોડક્શન મેનેજર તરીકે નિમાઈ, હાલ એ જગ્યા પર કામ કરે છે.

**ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૯-૬-૧૮૮૮



શિ પ્રાથમિક શિક્ષણ સોજિત્રામા, ગુજરાતી પાચમા ધોરણમા પહેલે નબરે આવવાથી સ્કોલરશિપ મેળવી ૧૯૦૫મા વડોદરા હાઇસ્કૂલમા છઠ્ઠુ અને મેટ્રિક એક વર્ષમા કર્યુ ૧૯૦૮મા પૂના એન્જિનિયરિંગ કોલેજમા દાખલ થયા પહેલા અને બીજા વર્ષમા ફર્સ્ટ ક્લાસમા પાસ થયા અને છેલ્લા વર્ષમા ૬૫ ટકા સાથે ૧૯૧૧મા પાસ થયા કા એક બાહોશ અને જાણીતા ઈજનેર વલ્લભવિદ્યાનગરના સર્જક, અને લોકસેવક ઇ સ ૧૯૧૨થી વડોદરા રાજ્યમા મહેસાણા જિલ્લામા નોકરીની શરૂઆત કરી ત્યાથી રાજીનામુ આપી પશ્ચિમ ખાનદેશમા ધૂળિયામા સરકારી નોકરીમા ૧૯૨૨મા પૂના જિલ્લામા એસિસ્ટન્ટ એન્જિનિયર તરીકે નિમણૂક થઇ ૧૯૨૩મા સક્કર બરાજના કામ માટે ત્યા બદલી થઈ ૧૯૨૬મા એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરીકે નિમાયા ૧૯૩૨ સુધીમા વેસ્ટર્ન હેડ ડિવિઝન, દાદુ કેનાલ, રાઈસ કેનાલ, અને નારાકટ હેડ ડિવિઝનમા એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરીકે કામ કર્યુ. ૧૯૩૨મા સક્કર બરાજના કામ પૂરા થયા પછીથી નહેરોના પાણી વહેચવાના કામ દાદુ કેનાલ, જમરાવ, ફુલેલી કેનાલ, કરાચી કેનાલ્સ અને મીડારાવ ડિવિઝનમા ૧૯૩૬ની આખર સુધી કર્યા ૧૯૩૭થી ૧૯૪૦ સુધી રેલ્વે રોડ ડિવિઝનમા એક્ઝિક્યુટીવ એન્જિનિયર તરીકે કામ કર્યુ. ૧૯૪૦મા સામાજિક કામ કરવા માટે ચાર વરસ વહેલા નોકરીમાથી નિવૃત્તિ લઈ છૂટા થયા આ જ વર્ષે આઈ એસ ઈ મા નામ મુકાયુ જે આભાર સાથે નકાર્યુ અમદાવાદ મ્યુનિ મા ૧૯૪૦મા ઈજનેર તરીકે કામ શરૂ કર્યુ ૧૯૪૨ની લડતમા રાજીનામુ આપ્યુ ૧૯૪૩થી વિદ્યાનગર યોજનાની ગોઠવણ કરવા માડી ૧૯૪૪મા સરદારશ્રીએ યોજના મજૂર કરી આ જ વર્ષે યોજના અગે મહાત્માજી સાથે ચર્ચા થઈ અને કુમારપ્પા ભાઈઓ સાથે યોજનાની વિગતવાર છણાવટ થઈ ૧૯૪૬ ફેબ્રુ મા ગાધીજીના આશીર્વાદ સાથે વિદ્યાનગરમા યોજનાનો પ્રારભ થયો, અને આજે તેઓ ત્યા જ છે પુરાતત્ત્વ અને જૂના ઈતિહાસનો શોખ છે મછિ કેનાલ તથા સક્કર બરાજમા મારા આઠ વર્ષ એ બે પુસ્તકો લખ્યા છે ઉપરાત નહેરો તથા અન્ય વિષયો ઉપર છાપામા અભ્યાસપૂર્ણ લેખો લખે છે તેઓ અનેક વિષયોનુ તલસ્પર્શી જ્ઞાન ધરાવે છે ચારુતર વિદ્યામંડળ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ ૧૯૪૫ની સાલમા શ્રી ભીખાભાઈના સહકારથી સ્થાપ્યા અને શરૂઆતથી ચારુતર વિદ્યામંડળના અધ્યક્ષ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. ના પ્રમુખ તરીકે કામ કરે છે ચરોતર એજ્યુ સોસાયટીના અધ્યક્ષ તરીકે કામ કરેલુ હાલ તેના ઉપપ્રમુખ છે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી વડોદરાની સેનેટના તથા ગુજરાત યુનિવર્સિટી અમદાવાદની સિન્ડિકેટ તથા સેનેટના સભ્ય છે

**ભાઈલાલભાઈ પ્રાણજીવનદાસ ભાવસાર** વ બોરસદ મ ૧૯૨૧મા પરદેશી માલની હોળી કરી સ્વદેશીના આંદોલનને વેગ આપવામા મોખરે હતા વધરાની પોલીસના કર સામે સરદારશ્રીની સલાહ લઈ તાલુકામા આંદોલન જગાવવા માટે પ્રથમ તાલુકા પરિષદના યોજક હતા. ૧૯૩૦ની લડતમા જોડાયા અને એક વર્ષ કારાવાસ ભોગવ્યો ૧૯૪૨મા પણ અટકાયતી ધારા હેઠળ આઠ માસ જેલમા રાખેલા, પરતુ પાછળથી ઉમર અને તબિયતના કારણે સરકારે મુક્ત કરેલા આજીવન કોગ્રેસના કાર્યકર તરીકે રહી દલિતોના ખાસ પ્રતિનિધિ તરીકે કામ કરે છે વર્ષો સુધી તાલુકા સમિતીના પ્રમુખ તરીકે, ગુજરાત પ્રાતિક સમિતિના સભ્ય તરીકે અને મ્યુ ના પ્રમુખ તરીકે તેમની સેવાઓ જાણીતી છે

**ભાઈલાલભાઈ ભીખાભાઈ પટેલ** વ બોરિયાવી (તા આણદ), જ તા ૨-૧૨-૧૯૦૦ જ્ઞા પાટીદાર શિ ગુજરાતી ૭ ધોરણ અગ્રેજી બે ધોરણ કા સને ૧૯૨૭ની ભયકર રેલ વખતે મુખી તરીકે યથાશક્તિ લોકોની સેવા કરેલી તેની યશસ્વી કામ ગિરી બદલ સરકારે તેમને ‘ રાવસાહેબ ’નો ખિતાબ આપેલો સને ૧૯૩૦ની દાડીકૂચ વખતે તે ખિતાબ સરકારને પાછો આપી મુખીપણાનુ રાજીનામુ આપ્યુ દરમિયાન પૂનામા ભરાયેલા ખેતીવાડી પ્રદર્શનમા સોનાના બે ચાદ ઈનામ તરીકે મળ્યા મુખી તરીકે રાજીનામુ આપી મહાસભા તરફથી ચાલતી ચળવળમા જોડાયા સત્યાગ્રહ અગે ચાર વખત થઈને ચાર વર્ષ જેલ મળી ૧૯૩૬-૩૭મા મહાસભા તરફથી મુબઈ ધારાસભાના સભ્ય તરીકે ચૂટાયા ખેડૂત સઘની પ્રવૃત્તિને લીધે મતભેદ થતા મહાસભાના બધારણીય સભ્ય ન થતા રચનાત્મક કાર્યક્રમમા લાગી ગયા ખેડા જિલ્લા ખેડૂત સઘના પ્રમુખ છે સમાજસેવામા રસ લે છે સર કલ્યાણવાડી, ખેડૂત ભવન, બોરિયાવી, આણદ થઈને

**ભાનુપ્રસાદ ગણપતલાલ ભટ્ટ** વ ઉમરેઠ તા આણદ જ તા ૨૯ ૩ ૧૯૨૪ શિ ૧૯૪૩મા મુબઈની સર જે જે સ્કૂલ ઓફ આર્ટસમા આરકિટેક્ચર સેકશનમા જોડાયા ૧૯૪૬મા એલિમેન્ટ્રી ઈન્ટરમિડિયેટ ને એડવાન્સ આરકિટેક્ચરની પરીક્ષા પસાર કરી ૧૯૫૦મા રોયલ ઇન્સ્ટિટ્યુટ ઓફ આરકિટેક્ટસની ઇગ્લેડની પરીક્ષામા ઉત્તીર્ણ થયા તેજ વર્ષમા એસોસિયેટ તરીકે ચૂટાયા તેજ વખતે ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઓફ આરકિટેક્ટસમા પણ ચૂટાયા તે સાથે સર જે જે સ્કૂલ ઓફ આર્ટની ડિપ્લોમાની પરીક્ષા પણ પસાર કરી કા ૧૯૪૭મા મુબઈની મેસર્સ ક્રોટ ચાની ને કોટસ્યાની આરકિટેક્ટસની ફર્મમા આસિસ્ટન્ટ આરકિટેક્ટ તરીકે જોડાયેલા ચાર વર્ષ બાદ માત્રે ને અડવાનીની ફર્મમા આરકિટેકટ તરીકે જોડાયેલા ત્યા એક વર્ષ સુધી કર્ણાટક યુનિવર્સિટીના પ્લાન ને આરકિટેક્ચરનુ કામ કર્યું હતુ ૧૯૫૨મા શ્રી પરશુરામ મિસ્ત્રી સાથે ભાગીદારીમા મેસર્સ આરકિટેક્ચરલ કોરનરના નામે સ્વતત્ર ધધાની શરૂઆત કરી આ અરસામા જયહિંદ કોલેજ, સાતમા વોટર સપ્લાય સ્કીમ, વીરમગામની હોસ્પિટલ વગેરે મકાનો એમની દેખરેખ હેઠળ બ ના છે સર (ઘરનુ) શાતિનિકેતન, બીજો રસ્તો, શાતાક્રુઝ (ઈસ્ટ) મુબઈ-૨૫ (ઓફિસ) આરકિટેક્ચરલ કોરનર, ૨૪ બી, હમામ સ્ટ્રીટ, રાજાબહાદુર કપાઉંડ, ફોર્ટ, મુબઈ ૧

**ભાનુભાઈ ગણપતલાલ દેસાઈ** વ મહુધા તા નડિયાદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧-૫-૧૮૯૮ શિ બી એ, એલ એલ બી કા ૧૯૨૩થી ૧૯૨૯ સુધી નડિયાદમા વકીલાત કરી ૧૯૨૯મા સિવિલ જજ ૧૯૪૯થી ૧૯૫૧ કચ્છમા ડિસ્ટ્રિક્ટ એન્ડ સેશન્સ જજ. ૧૯૫૧થી ૧૯૫૪ અમદાવાદમા સ્મોલ કોઝ કોર્ટમા જજ હતા તા ૧-૫-૧૯૫૪થી નોકરીમાથી નિવૃત્તિ લીધી છે સર પ્રફુલ્લકુજ, એલિસબ્રિજ, અમદાવાદ-૭

**ભાનુશકર બાબરભાઈ વ્યાસ** વ નડિયાદ જ ઈ સ ૧૯૦૫ જ્ઞા બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ વતનમા માધ્યમિક શિક્ષણ મોરબી અને રાજકોટમા. કોલેજ કેળવણી મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા ૧૯૨૭મા બી એ ૧૯૩૦મા એમ. એ અને પછી એલ એલ બી થયા કા મુબઈની કબીબાઈ હાઈસ્કૂલમા શિક્ષક પછી મુબઈની સેન્ટ ઝેવિયર કોલેજમા ગુજરાતીના અધ્યાપક ‘ગુજરાત’ પત્રના તત્રીમડળમા પણ કામ કર્યું હતું વિલ્સન કોલેજમા ગુજરાતીના અધ્યાપક હતા હાલ વકીલાત કરે છે પ્ર સામયિકોમા કાવ્ય, વિવેચન, ઈત્યાદિનુ લેખન ‘મુબઈ સાહિત્ય સસદ’ના મત્રી તરીકે કામ કર્યું છે ‘બાદરાયણ’ના તખલ્લુસથી કેડી નામનો કાવ્યસગ્રહ પ્રગટ થયેલો છે. એક સારા કવિ તરીકે જાણીતા છે



**ભાસ્કરભાઈ રામભાઈ પટેલ** જ તા ૩ ૮-૧૮૯૭ વ સોજિત્રા, તા પેટલાદ શિ પેટલાદ, વડોદરા, અમદાવાદ, અને મુબઇમા ભણ્યા પછી જર્મની જઇ એમ ડી થયા તેમજ ઈગ્લેડ જઈ એમ આર સી પી થયા કા ૧૯૧૫મા પ્રથમ ઇડિયન નેશનલ કોગ્રેસમા હાજરી આપી ૧૯૧૭મા મેટ્રિક પ્રસાર કરી ૧૯૧૯મા ગ્રાન્ટ મેડિકલ કોલેજમા દાખલ થયા. ઓગસ્ટ ૧૯૨૦મા મેડિકલ કોલેજ છોડી મહાત્માજીએ આદરેલી સ્વાતત્ર્ય ચળવળમા જોડાયા ગુજરાત પ્રદેશ કોગ્રેસ સમિતિના આશ્રયે ચાલતા ખાદી ઉત્પાદન (પ્રચાર) કેન્દ્ર, પેટલાદના અધ્યક્ષ તરીકે ૧૯૨૧ ૨૨મા વરણી થઈ મે ૧૯૨૨મા આણદ ભરાયેલી ગુજરાત પ્રદેશ પોલિટિકલ કોન્ફરન્સના ઓનરરી જનરલ સેક્રેટરી તરીકે નિમાયા ૧૯૨૨ ઓગસ્ટમા દાક્તરીના અભ્યાસ અર્થે જર્મની ગયા ફેબ્રુ ૧૯૨૬મા એમ ડી ની ઉપાધિ મેળવી ૧૯૨૮મા સ્વદેશ પાછા ફર્યા માર્ચ ૧૯૨૯મા મુબઇમા કન્સલ્ટન્ટ ડૉક્ટર તરીકે પ્રેક્ટિસ શરૂ કરી ૧૯૩૦ની ચળવળમા જોડાયા ૧૯૩૨મા નાસિક જેલમા ગયા ૧૯૩૩ ૩૪મા ધૂળિયા જેલમા. ૧૯૩૫મા બોરસદ તાલુકાના પ્લેગ નિવારણનુ ભગીરથ કાર્ય સરદારશ્રીની પ્રેરણા ને દોરવણીથી કર્યું તે પછી ઈગ્લેડ ગયા ૧૯૩૮મા એમ આર સી પી થયા ૧૯૩૯ના ઓગસ્ટ માસમા પ્રોહિબિશન બોર્ડના સભ્ય તરીકે અને પ્રોહિબિશન મેડિકલ બોર્ડના ઓનરરી

સેક્રેટરી તરીકે મુબઈ સરકારે નિમણુક કરી ૧૯૪૦મા જે જે હોસ્પિટલના ટી બીના ઓનરરી સ્પેશ્યલિસ્ટ અને ગ્રાન્ટ મેડિકલ કોલેજમા ટી બીના લેકચરર તરીકે નિમાયા ઓગસ્ટ ૪૨મા 'હિંદ છોડો' ચળવળમા જોડાયા ૯ માસની સજા થઇ ૧૯૪૭મા એક વર્ષ માટે મુબઈ સરકારે ટી બીના ઓનરરી સ્પેશ્યલ ઓફિસર તરીકે નિમણુક કરી હતી ૧૯૪૭મા ઇગ્લેડમા ટી બી કોન્ફરન્સમા ભાગ લેવા તેમની વરણી થઈ મુબઇ સરકારની બી સી જી વેક્સિનેશન કમિટીના ૧૯૪૯થી ઓનરરી સેક્રેટરી છે ૧૯૪૫ અને ૧૯૫૦મા શિક્ષક વિભાગમાથી મુબઈ યુનિના ફેલો તરીકે ચૂટાયા હતા ૧૯૪૭થી મુબઈ યુનિના એકેડેમિક કાઉન્સિલના સભ્ય તરીકે, ગુજરાત યુનિ ની સ્થાપના થઈ ત્યારથી ફેલો તરીકે અને મુબઈ યુનિ ની સિન્ડિકેટની સ્થાપના થઈ ત્યારથી મેમ્બર તરીકે ચૂટાયા છે પેટલાદ (ઉત્તર) વિભાગ માથી ૧૯૫૨ની ચૂટણીઓમા મુબઈ ધારાસભામા કોંગ્રેસી સભ્ય તરીકે ચૂટાયા છે મુબઈમા અત્યત બહોશ ટી બી સ્પેશિયા લિસ્ટ ડૉક્ટર તરીકે જાણીતા છે

**ભીખાભાઈ કુબેરભાઇ પટેલ** વ કરમસદ, તા આણદ જ્ઞા પાટીદાર જ તા ૧૯-૬-૧૮૯૦ શિ ગભીરા, કરમસદ, પેટલાદ, પૂના અને મુબઇમા અભ્યાસ કરી ૧૯૧૪મા બી એ થયેલા કા જાણીતા કેળવણીકાર અને વલ્લભવિદ્યાનગરના સ્થાપકોમાના એક ઈ સ ૧૯૧૪ના ડિસેમ્બરમા બી એ થયા પછી તરત જ ૧૯૧૫મા ચરોતર એજ્યુ સોસાઇટીમા જોડાયા અને બોરસદ હાઈસ્કૂલમા કામ શરૂ કર્યું ૧૯૧૭થી ૧૯૩૬ સુધી ચરોતર એજ્યુ સોસાઇટીના મત્રી અને દા ન હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે કામ કર્યું નિવૃત્ત થયા પછી ૧૯૩૬થી ૧૯૪૬ સુધી શુકલતીર્થની નર્મદા હાઇસ્કૂલ અને નર્મદા કેળવણી મડળના નિયામક તરીકે કામ કર્યું માર્ચ ૧૯૪૬થી વલ્લભવિદ્યાનગરની પ્રવૃત્તિમા જોડાયા છે ચારુતર વિદ્યામડળ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મડળ લિ વલ્લભવિદ્યાનગરના મત્રી તરીકે તેની સ્થાપનાથી આજદિન સુધી ચાલુ છે

**ભૂપેન્દ્રભાઈ વલ્લભભાઈ પટેલ** વ આદરણ, તા બોરસદ જ સં ૧૯૭૧ પ મગળાબહેન, બી એસ સી બી ટી (મુબઇ) શિ મુબઈ યુનિની બી એસ સીની ઉપાધિ મેળવી. એગ્રિકમા સશોધન કાર્ય કર્યા બાદ લડન યુનિની બી એસ સી (ફાર્મ)ની ઉપાધિ મેળવી કા હાફકિન્સ ઈન્સ્ટિટ્યુટમા રિસર્ચમા નોકરી કરી પછી ડ્રગ કટ્રોલર નિમાયેલા હાલ ડ્રગ કટ્રોલર ફોર ધી સ્ટેટ ઓફ બોમ્બે તરીકે નોકરી કરે છે પચગીનીમા સેનિટેરિયમ બાધવા માટે દાન કર્યું છે અને તેના ટ્રસ્ટી છે સર સોરાબ બિલ્ડિંગ ૧૦, ઓર્મિનસ્ટર રોડ, ફોર્ટ, મુબઈ-૧

**ભોગીલાલ નાથાભાઈ ચોકસી** વ બોરસદ જ તા ૨૯-૧૨-૧૮૯૪ જ્ઞા વાણિયા શિ ૧૯૧૩મા મેટ્રિક થયા અને કોલેજના પ્રથમ વર્ષ સુધી અભ્યાસ કરી કોલેજ છોડી કા છેક ૧૯૧૭થી એક શિક્ષક તરીકે અને જાહેર કાર્યકર તરીકે જીવનને પ્રારભ કરી જિલ્લાના એક રાષ્ટ્રીય કાર્યકર તરીકે ૧૯૩૬ સુધી કાર્ય કર્યું અને આજે પણ ૧૯૫૩થી બોરસદ તાલુકા કોંગ્રેસ સમિતિના મત્રી છે ૧૯૧૫મા પ્રથમ બોરસદમા બાળમદિર વર્ગ શરૂ કર્યો ૧૯૧૭મા મુબઈમા પ્રિમિયર હાઇસ્કૂલમા હેડમાસ્તર તરીકે જોડાયા ૧૯૨૪થી ૨૭ નૂતન ગુજરાતી શાળાના આચાર્ય રહ્યા ૧૯૨૧મા બોરસદ તાલુકા સમિતિના પ્રમુખ અને ખદી ભડારના સચાલક રહ્યા ૧૯૨૧થી જિલ્લા કોંગ્રેસ સમિતિના અને પ્રાતિક સમિતિના પણ વર્ષો સુધી સભ્ય રહેલા ૧૯૨૨મા બોરસદ મ્યુ ના સભ્ય અને પ્રમુખ ચૂટાયા હતા ૧૯૨૧થી ૧૯૩૬ સુધી જિલ્લાના એક સક્રિય રાષ્ટ્રીય કાર્યકર ૧૯૨૬થી ૩૬ હિંદુ અનાથઆશ્રમ નડિયાદના વ્યવસ્થાપક ૧૯૩૬થી જુદી જુદી ઈન્સ્યોરન્સ કપનીઓના સુપ્રિન્ટેન્ડેન્ટ ડાયરેક્ટર ને પ્રતિનિધિ તરીકે મુબઇમા રહી કામ કર્યું ૧૯૫૨થી હવે બોરસદમા રહે છે અને કોંગ્રેસના કાર્યકર તરીકે સેવા આપે છે

**ભોગીલાલ મણિલાલ ત્રિવેદી** વ પીજ, તા નડિયાદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૨૮-૫ ૧૮૮૯ શિ મેટ્રિક સુધી કા સને ૧૯૧૭મા વડોદરા નેરો ગેજ રેલવેની ઓડિટ ઓફિસમા રૂા ૩૫ના માસિક પગારે ટાઇપિસ્ટ તરીકે જોડાયા પછી ૧૩ વર્ષ સુધી અમદાવાદની રેલવે ઓફિસમા કારકુન તરીકે નોકરી કરી સને ૧૯૩૦મા ઇન્ડિયન રેલવેઝ કાનૂનમા સુધારો થયો તેનો અમલ કરવાની બાબતમા સ્પેશિયલ ડ્યુટીમા મુકાયા ત્યાર બાદ ઉત્તરોત્તર રેલવેમા ચઢિયાતી પાયરીએ પહોચ્યા અને તા ૨૮-૫ ૧૯૫૪ ને રોજ રેલવેની નોકરીમાથી નિવૃત્ત થયા ત્યારે પ્રતાપનગરના ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપ્રિટેન્ડન્ટના અધિકારપદે હતા

**મગનભાઈ દાદાભાઇ પટેલ** વ સોજિત્રા તા પેટલાદ



જ તા ૧૪ ૮-૧૯૦૬ પ કમળાબેન ભ્ર એ શિ સોજિત્રા અને આણદમા ભણ્યા પછી ઈ સ ૧૯૨૪મા ગુજરાત વિદ્યાપીઠના વિનીત થયા ૧૯૨૩-૨૪મા અંગ્રેજી ૭ તથા સાત ધોરણ આણદમા કર્યા ૧૯૨૪મા પૂના ખેતીવાડી કોલેજમા જોડાઈ, ૧૯૨૭મા ડિગ્રી મેળવી દરમિયાન ૧૯૨૬મા મુબઈ યુનિના મેટ્રિક પણ થયા ૧૯૨૮મા કોર્નેલ યુનિવર્સિટી, અમેરિકાની એમ એસ સીની ઉપાધિ મેળવી વિસ્કોન્સિન યુનિની બે વર્ષ માટે રિસર્ચ સ્કૉલરશિપ મેળવી ૧૯૩૧મા તે યુનિ માથી પી એચ ડી થયા પૂના ખેતીવાડી

કૉલેજમાંથી ગુલાબદાસ ભાઈદાસ સ્કોલરશિપ મેળવેલી. કા: ઈ.સ ૧૯૩૨થી ૩૪ સુધી અલ્હાબાદ એગ્રિકલ્ચરલ ઇન્સ્ટિટ્યુટમાં એનિમલ હસબન્ડ્રીના પ્રોફેસર તરીકે કામ કર્યું. ૧૯૩૪–૩૫માં કોંટેરથી કેટલ બ્રીડિંગ ફાર્મ મુંબઈમાં મેનેજર તરીકે કામ કર્યું. ૧૯૩૫થી ૪૦ સુધી વડોદરા રાજ્યના માર્કેટિંગ ઓફિસર તરીકે કામગીરી બજાવી ૧૯૪૦–૪૨ દરમિયાન કૃષિગોવિદ્યાભવન આણંદમાં રિસર્ચ ઓફિસર ફોર એનિમલ બ્રીડિંગ તરીકે કામ કર્યું. ૧૯૪૨થી કૃષિગોવિદ્યાભવનના ડિરેક્ટર તરીકે નિમાયા છે.

**મગનભાઈ પુરુષોત્તમદાસ ઓઝા:** વ: રામોલ. (તા. પેટલાદ). જ. ઈ સ ૧૯૧૫ જ્ઞા પ્રજાપતિ શિ• રામોલ તથા વસોમાં ભણી ૧૯૩૫માં મેટ્રિક થયા. અભ્યાસ દરમ્યાન બે વર્ષ માટે વડોદરા રાજ્યની શિષ્યવૃત્તિ મળી હતી. આર્ટિઝન શિષ્ય-વૃત્તિ, વડોદરા રાજ્ય તરફથી મળતાં વડોદરા કોલેજમાં ઉચ્ચ શિક્ષણ લઈ ૧૯૩૯મા બીજા વર્ગમાં બી એ તથા ૧૯૪૧માં બીજા વર્ગમાં એમ એ થયા ૧૯૪૪માં બી ટી. થયા. કા: ૧૯૩૯મા ચાગા એ વી સ્કૂલમાં શિક્ષક થયા થોડો સમય વડોદરા રાજ્યની કચેરીમા આંકડાખાતામાં નોકરી કરી. ૧૯૪૧માં દા ન હાઈસ્કૂલમા શિક્ષક અને ગૃહપતિ થયા. ૧૯૪૪થી ૧૯૫૨ સુધી એ સ્કૂલના ઉપાચાર્ય તરીકે કામ કર્યું. ૧૯૪૫થી ૧૯૫૦ સુધી 'બાલમિત્ર''ના તંત્રી થયા ૧૯૫૦માં બેઝિક એજ્યુકેશનની તાલીમ લીધી. હાલ આણંદના મોતીભાઈ અમીન અધ્યાપન મંદિરના આચાર્ય તરીકે કામ કરે છે ૧૯૩૬મા પંચમહાલ જિલ્લામા દુષ્કાળ રાહત માટે સ્વયંસેવક તરીકે કામ કરેલું ચાગા, થામણા, જેતલપુર, વલ્લભસેનાશ્રમ–વિદ્યાનગર વગેરે સ્થળોએ શ્રી બબલભાઈ મહેતા સાથે રહી લોકશિક્ષણ તાલીમ વર્ગોના સંચાલનમા મદદ કરેલી

**મગનભાઈ પ્રભુદાસ દેસાઈ** વ નડિયાદ. જ તા. ૧૧-૧૦-૧૮૯૯ શિ નડિયાદમા મેટ્રિકની પરીક્ષા ૧૯૧૭મા પસાર કરી મુંબઈ એલ્ફિન્સ્ટન કોલેજમા દાખલ થયા આર્ટ્સના છેલ્લા વર્ષમા તેમણે ગુજરાત વિદ્યાપીઠમા જોડાવા માટે મુંબઈ છોડ્યુ અને ૧૯૨૧મા તેઓ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક તરીકે પ્રથમ વર્ગમા આવ્યા ૧૯૩૬મા વિદ્યાપીઠમા 'સત્યાગ્રહના સિદ્ધાંતો' એ વિષય ઉપર ગુજરાતી ભાષામા મહાનિબંધ આપીને તેઓ અનુસ્નાતક થયા. કા. સ્નાતક થયા બાદ તરત જ તેઓ ઇન્ડિયન નેશનલ કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમમા કાર્યકર તરીકે ૧૯૨૧ની અહિંસક લડતમા જોડાયા ત્યાર બાદ ગણિત શાસ્ત્રના ઉચ્ચ શિક્ષણ અર્થે તેઓ ગુજરાત વિદ્યાપીઠમા ફેલો તરીકે જોડાયા. ૧૯૨૪થી ૨૮ સુધી સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમા શિક્ષક તરીકે રહ્યા ત્યાર બાદ ફરીથી ૧૯૨૮–૨૯મા વિદ્યાપીઠમા જોડાયા ઈ સ ૧૯૩૭થી તેઓ વિદ્યાપીઠના રજિસ્ટ્રાર બન્યા છે. એમ. ડી કોલેજ ઓફ સોસિયલ સર્વિસમા તેઓ પ્રિન્સિપાલ તરીકે કામ કરે છે આ કોલેજ મહાદેવ દેસાઈના સ્મારક અર્થે ચલાવવામા આવે છે નવજીવન ટ્રસ્ટ, મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટ, ગુજરાત યુનિવર્સિટીની સેનેટ અને સિન્ડિકેટ, પાયાની કેળવણીનું બોર્ડ, પ્રાથમિક શિક્ષણ બોર્ડ, હિંદી શિક્ષણ સમિતિ, વર્ધા મહિલા આશ્રમ, મુંબઈ સરકારનું લાયબ્રેરીઓ અંગેનું સેન્ટ્રલ એડવાઈઝરી બોર્ડ તથા વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના સભ્ય છે. ૧૯૪૬થી અમદાવાદ મ્યુનિ સ્કૂલબોર્ડના, અને અમદાવાદ શહેર સમાજ શિક્ષણ સમિતિના ચેરમેન તરીકે કામ કરે છે. ગુજરાત વિદ્યાપીઠ અને નવજીવન પ્રકાશન મંદિર તરફથી પ્રકટ થયેલ કેટલાયે પુસ્તકોના તેઓ લેખક અને સંપાદક છે. 'શિક્ષણ અને સાહિત્ય' માસિક, તથા 'હરિજન' અઠવાડિકના તંત્રી તરીકે કામ કરે છે. 'લોકજીવન' પાક્ષિકના તંત્રી મંડળમાં સભ્ય તરીકે કામ કરે છે

**મગનભાઈ ભીખાભાઈ પટેલ:** વ• બોડ, તા આણંદ જ. તા ૯–૧૦–૧૮૯૭. શિ• મુંબઈ યુનિવર્સિટીના અંડર ગ્રેજ્યુએટ. કા: તંગ આર્થિક સ્થિતિને અનુરૂપ થઈ અભ્યાસ અધૂરો મૂકી પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન તેમને વ્યાપારના ક્ષેત્રમાં પડવું પડેલું. ઈ સ. ૧૯૪૪ સુધી ન્યુ રાજપુર મિલ્સ કું અને દિનેશ મિલ્સ લિ ના મેનેજિંગ એજન્ટ બનેલા ત્યાર બાદ પોતે સ્વેચ્છાએ વ્યાપારનું ક્ષેત્ર છોડી લોકસેવાના ક્ષેત્રમા જોડાયેલા વ્યાપાર ક્ષેત્રમાં ઘણી અગ્રગણ્ય પેઢીઓના સંચાલનમાં તેમણે કામ કર્યું છે. ઇંડિયન મર્ચન્ટસ ચેમ્બરના સભ્ય છે અમદાવાદ મિલ ઓનર્સ એસોસિયેશનની મેનેજિંગ કમિટી, ભારત સરકારની 'સેન્ટ્રલ' એડવાઇઝરી કાઉન્સિલ ફોર ઈન્ડસ્ટ્રીઝ, ભારત સરકારના કેળવણી ખાતાની ટેકનિકલ એજ્યુકેશન કમિટી તથા સપ્લાય ડિપાર્ટમેન્ટની એડવાઈઝરી કમિટીમા સભ્ય હતા ભારતના જીન ઉત્પાદકોના ફેડરેશનના ચેરમેન તરીકે, ઉપરાંત ઘણી સામાજિક, કેળવણી વિષયક, અને બીજી સરકારી તેમજ બિન–સરકારી કમિટીઓ અને સંસ્થાઓના તેઓ સભ્ય હતા અને તેમાની કેટલીકમા હજી પણ સભ્ય તરીકે ચાલુ છે ૧૯૨૧ની અસહકારની ચળવળના સમયથી રાજકીય પ્રવૃત્તિઓમા ભાગ લેવાનુ શરૂ કર્યું ૧૯૩૦–૩૨ની સવિનય ભંગ ચળવળમા પણ આગેવાન કાર્યકર હતા ૧૯૩૯થી ૧૯૪૨ સુધીની વડોદરા રાજ્યની ધારાસભામા સભ્ય તરીકે તેમને પ્રજામંડળ પક્ષ તરફથી મોકલવામા આવ્યા હતા. ૧૯૪૨ની ચળવળમા ધરપકડ થઈ ૧૯૪૫મા બિન શરતી છોડવામા આવ્યા ત્યારથી પોતાની જાતને જાહેર સેવામા અર્પણ કરી છે ૧૯૪૬મા મુંબઈ લેજિ કાઉન્સિલમા ચૂંટાયા હતા ફરીથી ૧૯૫૨મા પણ ચૂંટાયા છે

**મગનભાઈ માધુભાઈ મહેતા** વ પેટલાદ જ. તા: ૧૬–૮–૧૮૭૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ. શિ પેટલાદ તથા જૂનાગઢમા ભણી વડોદરા કોલેજમાંથી ૧૮૯૯મા બી એ. થયા. બ્રિટિશ રેવન્યુખાતાની બે પરીક્ષાઓ સારા માર્કસથી પાસ કરી કા લુણાવાડાના બે રાજકુમારના ટ્યુટર તરીકે કામ કર્યું. પછી ત્યાના દરબારના હજુર આસિસ્ટન્ટ નિમાયા. ટ્યુશનો કરી કોલેજ અભ્યાસ પૂરો કર્યો પ્રથમ અમદાવાદ જિલ્લામા છ, સાત વર્ષ માટે અવલ કારકુ. થયા તથા ૧૯૦૯મા સુરતમા મામલતદાર નિમાયા સરકારે ખાસ એલાઉન્સ આપી બે માસ ટ્રેનિંગ માટે પૂના મોકલ્યા. ત્યાર બાદ વીરમગામ અને નડિયાદમાં સિટી

ઇન્કવાયરી ઓફિસર તરીકે કામ કર્યું. માંડવી સુરત જિલ્લો)ના મામલતદાર નિમાયા. અહીં 'રિક્રૂટો' મેળવવાનું કામ કુનેહથી બજાવ્યું તેથી સ્પેશિયલ પ્રમોશન આપી તેમને ખેડા અને પંચમહાલ જિલ્લાના રિક્રુટિંગ ઓફિસર તરીકે કામ સોંપ્યું ત્યારબાદ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટની સત્તા આપી તેમને ગોધરા, રેસિડેન્ટ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે મૂક્યા નડિયાદમાં રેસિડેન્ટ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે પાંચ વર્ષ કામ કર્યું ત્યાર બાદ અંકલેશ્વરના મેજિસ્ટ્રેટ નિમાયા. ભરૂચ મ્યુનિસિપાલિટીના હાઉસ ટેક્સની અપીલો માટે સરકારે તેમને એપેલેટ ઓફિસર નીમ્યા. તે સમયે દેશીઓને ભાગ્યેજ મળે તે એક્ટિંગ ડેપ્યુટી કલેકટરની જગા તેમને મળી નાદુરસ્ત તબિયતને કારણે એ નોકરી છોડી, ગોધરા નડિયાદ, બોરસદ, આણંદ વગેરે સ્થળોએ મામલતદાર. મેજિસ્ટ્રેટ તરીકે નોકરી કરી. ૧૯૩૨માં નિવૃત્ત થયા બાદ ભૂજ દરબારે રેવન્યુ કમિશ્નર માટે તથા વાડાસિનોરના નવાબે દીવાનગીરી માટે પુછાવેલું પરંતુ નાદુરસ્ત તબિયતને કારણે ના પાડી. પ્ર૦ આયુર્વેદ અને હોમિયોપેથીનો સારો અભ્યાસ કર્યો છે.

**મગનભાઈ મીઠાભાઈ અમીન :** વ: વીરસદ (તા. બોરસદ). કા: મુંબઈ યુનિવર્સિટીના જૂના બી. કોમ. 'વીરસદ કેળવણી મંડળ' તથા 'શ્રી વસનદાસ હાઇસ્કૂલ'ને પગભર કરવામાં તેમણે અગત્યનો ભાગ ભજવ્યો છે. સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ છે.



**મગનભાઈ શનાભાઈ પટેલ:** વ : અજરપુરા, તા : આણંદ. જ્ઞા : પાટીદાર. જ : તા : ૨૫-૮-૧૯૧૯. શિ : નડિયાદ ગવર્મેન્ટ હાઇસ્કૂલમાંથી મેટ્રિકમાં પ્રથમ નંબરે પાસ થઈ પૂના એગ્રિકલ્ચરલ કૉલેજમાં ગયા. ત્યાંથી માન સહિત બી. એસ સી. ની ઉપાધિ મેળવી. આ કાળ દરમિયાન ૩ વર્ષ માટે બરોડા સ્ટેટની સ્કૉલરશિપ મળેલી. ત્યાર બાદ અમેરિકન કૉલેજ તેમજ ઇન્ડિયન સેન્ટ્રલ ટોબેકો કમિટી તરફથી સ્કૉલરશિપ મળતાં અમેરિકા જઇ ત્યાં નોર્થ કેરોલીની સ્ટેટ કૉલેજમાંથી એમ. એસ સી. થયા અને તમાકુના વિષયમાં વાવેતર. માર્કેટિંગ. અને ધંધાદારી બાબતોનો અભ્યાસ કરી પી. એચ ડી.ની ઉપાધિ પણ મેળવી. કા: બી. એજી. થયા પછી નડિયાદ તમાકુ સંશોધન કેન્દ્ર ઉપર ૧૯૪૫-૪૭માં નિમાયા. ૧૯૪૭-૪૯ દરમિયાન અમેરિકામાં અભ્યાસ કર્યો. ૧૯૫૦માં અખિલ ભારત તમાકુ કમિટીમાં માર્કેટિંગ ઓફિસર તરીકે નિમાયા. ૧૯૫૨થી કમિટીના સેક્રેટરી તેમજ એડવાઇઝર તરીકે કામ કરે છે. તમાકુના વેપાર અને વાવેતર અંગે લેખો લખે છે. અમેરિકાની સાયન્સ સંસ્થાના સભ્ય છે. સર : સેક્રેટરી, ઇન્ડિયન સેન્ટ્રલ ટોબેકો કમિટી, ૧૪, વિક્ટોરિયા ક્રિસન્ટ રોડ, એગમોર, મદ્રાસ.

**મગનભાઈ શંકરભાઈ પટેલ :** વ : ભાદરણ. જ તા ૧૧-૩-૧૮૯૨. શિ : વડોદરામ એંજિનિયરિંગનો અભ્યાસ કર્યો. કા શરૂઆતમાં શ્રી. પી. બી. ગન્ચુલેન જાણીતી કોન્ટ્રેકટરની પેઢીમાં કામ કરત ૧૯૧૩માં પોતાનો સ્વતંત્ર ધંધો શ કર્યો. ૧૯૨૮માં વડોદરા રાજ્ય પંચાયતન સભ્ય બન્યા અને ૧૯૨૯માં તેન ઉપપ્રમુખ બન્યા. ૧૯૩૫માં રાજ્ય પંચાયતના બીજી વાર સભ્ય બન્યા અને ૧૯૩૯માં પંચાયતના તથા વડોદરા મ્યુનિસિપાલિટીના પણ પ્રમુખ બન્યા. ૧૯૪૦માં વડોદરા રાજ્ય લેજિસ્લેટીવ એસેંબ્લીના પ્રજામંડળની ટિકિટ પર સભ્ય થયા. જુદા જુદા સમયે સ્વદેશી ચળવળોમાં પણ તેમણે ભાગ લીધો. તેઓ સરદાર પટેલની નીતિના ચુસ્ત અનુયાયી છે. તેમની લોકોપયોગી પ્રવૃત્તિઓ અને તેની સિદ્ધિઓ સરદાર પટેલ તરફથી વારંવાર મળેલ પ્રોત્સાહનને જ આભારી છે એમ તેઓ માને છે. ૧૯૪૭માં વડોદરા રાજ્યનો રાજ્યબંધારણનો ભાર પ્રજામંડળે ઉપાડી લીધો ત્યારે તેમની મહેસુલ પ્રધાન તરીકે વરણી થઈ. સર્વોદય સિદ્ધાંતમાં તેમને અપૂર્વ શ્રદ્ધા છે. તેઓ નીચેની કમિટીઓમાં પ્રમુખ હતા: વડોદરા જિલ્લા કોંગ્રેસ સમિતિ અને લોકલબોર્ડ; ચરોતર એજ્યુકેશન સોસાઈટી, સમસ્ત પાટીદાર કેળવણી મંડળ, વડોદરા કો-ઑપરેટીવ બેંક લિ; પુસ્તકાલય સહાયક સહકારી સંઘ; અરુણોદય હાઉસિંગ સોસાઈટી વગેરે. તેઓ વડોદરા જિલ્લા રૂરલ ડેવલપમેન્ટ બોર્ડના ઉપ-પ્રમુખ પણ હતા. તેઓ ઘણા ઉદાર દિલના છે. તેમણે લગભગ દોઢ બે લાખ રૂપિયાની જુદી જુદી સખાવતો કરી છે. પેટલાદ તથા ભાદરણમાં તેમણે દેશ સંકટગ્રસ્ત કુટુંબોને રાહત મળે તે માટે સસ્તા અનાજની દુકાનો ખોલી હતી. ૧૯૪૩-૪૪માં પણ આ પ્રમાણે દુકાનો ચાલુ કરી હતી. હાલમાં તેઓ મુંબઈ લેજિસ્લેટીવ એસેંબ્લી, ગુજરાત પ્રાંતિક સમિતિ, તથા ઓલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી વગેરેના સભ્ય છે.



**મગનલાલ મોહનલાલ શુક્લ :** વ : ઊમરેઠ તા: આણંદ. જ્ઞા : બાજ ખેડાવાળ. જ : તા. ૨૯-૫-૧૯૧૮. શિ : મેટ્રિકની પરીક્ષામાં સમસ્ત બાજ ખેડાવાળ જ્ઞાતિના વિદ્યાર્થીઓમાં બીજે નંબરે પાસ થવાથી રૂ. ૨૦૦ની જ્ઞાતિની શિષ્યવૃત્તિ મેળવેલી. ૧૯૩૯માં બી. એસ સી. થયા. ૧૯૪૧માં એમ. એસ સી. થયા. કા : ૧૯૪૧માં નવસારીમાં મદદનીશ કપાસ અમલદાર તરીકે જોડાયા. ૧૯૪૨માં ડભોઈ વિભાગમાં કપાસ અમલદાર તરીકે નિમાયા. ૧૯૪૬માં તેઓ વડોદરા પ્રાંત કપાસ અમલદાર તરીકે નિમાયા. આટલા ટૂંકા સમયમાં આ ખાતામાં કોઈને આ જગ્યાએ નીમ્યા નહોતા. તા. ૧-૭-૧૯૪૭થી વલ્લભવિદ્યાનગરની વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયમાં વનસ્પતિ વિજ્ઞાનમાં લેક્ચરર તરીકે જોડાયા. તેમના કામથી સંતોષ પામી વિદ્યામંડળના વ્યવસ્થાપકોએ ૧૯૫૩ના ઓક્ટોબરથી તેમને વનસ્પતિ વિજ્ઞાનના

મદદનીશ પ્રોફેસર તરીકે નીમ્યા છે તેઓ ચરોતરની વનસ્પતિ પર સંશોધન કરે છે

**મણિબેન ચતુરભાઈ પટેલ** વ વીરસદ તા બોરસદ જ્ઞા પાટીદાર જ ૧૯૦૯ શિ મેટ્રિક, કોવિદ કા ઈ સ ૧૯૩૦ની ચળવળમા પિકેટિંગ તેમજ પત્રિકાઓના પ્રકાશન વિભાગમા કામ કરી જાહેર પ્રવૃત્તિઓની શરૂઆત કરી ઈ સ ૧૯૩૮મા વડોદરામા રાષ્ટ્રીય મહિલા મડળની સ્થાપના કરી તેના સેક્રેટરી બન્યા મડળના આશ્રયે મહિલાઓ માટે ફર્સ્ટ એઈડના (પ્રાથમિક સારવારના) અને રાષ્ટ્રભષાના વર્ગોનુ સંચાલન કર્યું. ઈ સ ૧૯૪૨ની ચળવળમા પણ ભાગ લીધો ૧૯૪૪ના મહિલાઓના ઉત્કર્ષ માટે સહકારી સ્ત્રીજીવન વસ્તુ ભડાર શરૂ કર્યો અને લગભગ ૬ વર્ષ સુધી તેના સેક્રેટરી તરીકે કામ કર્યું વડોદરા જિલ્લા સપ્લાય એડવાઇઝરી કમિટીના મેમ્બર તરીકે, ઓલ ઈન્ડિયા વીમેન્સ એસોસિયેશનની વડોદરા શાખાના સેક્રેટરી તરીકે પણ કામ કર્યું હતુ હાલમા તેઓ અખિલ ભારત મહિલા મડળની વડોદરા શાખાના તથા ફૂડ સપ્લાય કમિટી (અન્નપૂર્ણા)ની વડોદરા શાખાના સેક્રેટરી છે વડોદરા સ્ત્રીજીવન વસ્તુભડારની શાખા, પ્રોહિબિશન એન્ડ આફ્ટર કેર એસોસિયેશનની વડોદરા શાખા, વડોદરા જિલ્લા દુષ્કાળ રાહત કમિટી, વડોદરા મોન્ટેસરી લીગ અને ચાઈલ્ડ વેલ્ફેર, વડોદરા શહેર પશુ રિલીફ કમિટી વગેરેના સક્રિય સભ્ય છે મહિલાઓને લગતી તમામ જાતની પ્રવૃત્તિઓમા તેઓ ઘણો રસ લે છે. ઈ સ ૧૯૫૨મા મુબઈ લેજિસ્લેટીવ કાઉન્સિલના સભ્ય તરીકે વડોદરા અમરેલી વિભાગમાથી ચૂટાઈ આવ્યા છે અને વડોદરામા રહે છે

**મણિબેન વલ્લભભાઈ પટેલ** ન કરમસદ (તા આણદ) જ તા ૨૪-૪-૧૯૦૪. જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ વતનમા લીધુ માધ્યમિક શિક્ષણ મુબઈમા ક્વીનમેરી હાઈસ્કૂલ, સેન્ટ જોસેફ કોન્વેન્ટ, તથા અમદાવાદની ગવર્મેન્ટ હાઈસ્કૂલ તથા પ્રોપ્રાઈટરી હાઈસ્કૂલમા લીધુ પછી ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક થયા કા ૧૯૩૦થી ૧૯૫૦ સુધી રાષ્ટ્રના મહાન નેતા અને પિતા સરદાર પટેલની એકનિષ્ઠ સેવામા જીવન ગુજારી દેશ અને જિલ્લાની ઘણી સેવા કરી આ જિલ્લામાથી ૧૯૫૨ની ચૂટણીઓમા દક્ષિણ વિભાગમાથી ભારતની પાર્લામેન્ટના સભ્ય તરીકે ચૂટાયા છે નવજીવન ટ્રસ્ટ, મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટ, કસ્તૂરબા ટ્રસ્ટ, વગેરેના ટ્રસ્ટી છે ગુજરાત વિદ્યાપીઠ નિયામક મડળ, આણદ એગ્રિકલ્ચરલ ઈન્સ્ટટ્યુટનુ નિયામક મડળ, વલ્લભવિદ્યાનગરના બિરલા વિશ્વકર્મા વિદ્યાલયનુ નિયામક મડળ, વગેરેના સભ્ય છે કોંગ્રેસની મહાસમિતિના પણ સભ્ય છે નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના નિયામક મડળના ચેરમેન છે ૧૯૫૦મા અખિલ હિંદ કોંગ્રેસ કમિટીના ખજાનચી તરીકે નિયુક્ત થયા હતા કોંગ્રેસની એક એક લડતોમા જેલ-નિવાસી થયાં.

**મણિબેન શિવાભાઈ પટેલ** વ ભાદરણ જ સને ૧૯૦૪ જ્ઞા પાટીદાર પતિ - શિવાભાઈ આશાભાઈ પટેલ, પ્રમુખ ભાદરણ મ્યુનિ શિ પ્રાથમિક ત્રણ ધોરણનુ શિક્ષણ દેવગઢ બારિયામા કા ૧૯૨૧મા સ્વયસેવિકા તરીકે જોડાયા આણદ તાલુકામા લડત ઉપાડી ૧૯૨૩મા નાગપુર સત્યાગ્રહ સચાલનમા મદદ કરી ૧૯૨૮મા બારડોલી સત્યાગ્રહ-કરોદ કેન્દ્રમા કામ કર્યું ૧૯૩૦ની ‘ નાકર ’ની લડતમા જેલની સજા પોતાના બાળક સાથે ભોગવી ૧૯૩૨મા આખા કુટુબ સાથે એક વર્ષની જેલ સને ૧૯૫૦થી ભાદરણ મ્યુનિના સભ્ય ૧૯૩૮થી વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના કેળવણી મડળના સભ્ય ભાદરણ પ્રગતિ મડળના સભ્ય તથા કોંગ્રેસના સભ્ય છે સર સત્યાગ્રહ છાવણી, બોરસદ (વા આણદ)

**મણિભાઈ આશાભાઇ પટેલ** વ મહેળાવ, તા પેટલાદ, જ ઈ. સ ૧૯૧૭ શિ ૧૯૪૩મા એમ બી બી એસ થયા, ૧૯૪૬મા એમ ડી. થયા ૧૯૪૮મા એફ આર. સી એસ થયા કા શરૂઆતમા મેટ ચર્ચ્સ હૉસ્પિટલ લડનમા કામ કર્યું. ૧૯૪૯મા એફ આર એફ પી એસ થયા અને હિંદમા પાછા ફર્યા તે જ વર્ષે સયાજી જનરલ હૉસ્પિટલ વડોદરામા ઓનરરી સર્જન તરીકે નિમાયા, ૧૯૫૦થી વડોદરામા સર્જિકલ અને ફ્રેક્ચર હૉસ્પિટલ શરૂ કરી

**મણિભાઇ ઝવેરભાઇ પટેલ** વ નડિયાદ ઉ ૩૪, જ્ઞા પાટીદાર શિ અગ્રેજી છ ધોરણ સુધી નડિયાદમા કા પ્રખ્યાત તમાકુ-બીડીની સી જે. પટેલની પેઢીના એક ભાગીદાર પેઢીમા પ્રથમ ગોદિયા ખાતે રહી તાલીમ મેળવવા માડી અને પછી ૧૯૪૩-૪૪મા પેઢીની આમગાવ ખાતેની ઓફિસ સભાળી આસામ-કલકત્તા વગેરેનુ કામકાજ સભાળ્યુ નીપણી ખાતે તમાકુની ખરીદીની તાલીમ



પણ મેળવી ૧૯૪૮-૪૯મા યુરોપ અમેરિકા, કેનેડા, બધા દેશોની પોતાના પત્ની સાથે મુલાકાત લીધી અને અનેક દેશોમા જાતે જ મોટર લઈને ફર્યા આજે સાગરની કપનીની ઓફિસ ને તેનુ બધુ કામકાજ સભાળે છે આ ઓફિસ હેઠળ ૧૫થી ૨૦ જેટલી કપનીની શાખાઓનુ સંચાલન થાય છે રમતો, ક્રિકેટ, બેડમિન્ટન, ફોટોગ્રાફી, વગેરેના ખૂબ જ શોખીન છે અનેક જાહેર કાર્યોમા રસ લે છે નડિયાદ પોર સેવા સમાજના પ્રમુખ સાગરના ગુજરાતી સમાજના ઉપપ્રમુખ, મધ્ય પ્રદેશ ચેમ્બર એફ કોમર્સના સભ્ય, સાગર યુનિના સભ્ય સાગર હૉકી એસોના પેટ્રન સાગરની જૈનસમાજ કમિટીના ઉપપ્રમુખ, સાગર એગ્રિકલ્ચરલ ફાર્મ કમિટીના ઉપપ્રમુખ આમ સાગરમા તેઓ એક જાણીતા કાર્યકર બન્યા છે અને વિવિધ પ્રવૃત્તિઓમા સેવાઓ આપે છે સર સી જે પટેલ એન્ડ કપની, સાગર.

**મણિભાઈ પ્રભુદાસ પરીખ** • વ પેટલાદ જ ૧૯૦૩ શિ મુબઈ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ કા



ગ્રેજ્યુએટ થયા બાદ બાપદાદાના ધધાથી જીવનનો પ્રારભ કર્યો ઈ સ ૧૯૩૮મા ધધો રોજગાર છોડી દઈને વડોદરા રાજ્ય પ્રજામડળમા જોડાયા ૧૯૪૨ના સ્વાતન્ત્ર્ય સંગ્રામમા તેમની ધરપકડ થઈ અને છ માસ સુધી અટકમા રાખવામા આવ્યા ૧૯૪૪મા વડોદરા રાજ્ય પ્રજામડળના સામાન્ય મત્રી તરીકે ચૂટાયા પ્રજામડળના સેક્રેટરી તરીકે તેમના તત્રીપણા હેઠળ પ્રજામડળ અને નવગુજરાત એ બે અઠવાડિક પત્રો પ્રગટ થતા હતા ઈકોનોમિક્સ અને ફાઈનેન્સના ઊડા અભ્યાસી છે વડોદરા રાજ્યને મુબઈ રાજ્ય સાથે જોડી દેવામા આવ્યુ ત્યા સુધી તેઓ વડોદરા રાજ્યની ધારાસભાના સભ્ય હતા વડોદરા રાજ્યમા તેમણે ઈકોનોમિક બોર્ડ, કલાભવન ટેકનિકલ ઈન્સ્ટિટ્યુટ પોસ્ટ વોર ડેવલપમેન્ટ બોર્ડ અને કોન્સ્ટિટ્યુશન કમિટી વગેરે અર્થશાસ્ત્ર અને શિક્ષણને લગતી સમિતિઓમા કામ કર્યું હતુ ભારતીય રૂરલ ડેવલપમેન્ટ બોર્ડ, સોશિયલ એજ્યુકેશન બોર્ડ સિવિલ સપ્લાય કમિટી, ખેડા જિલ્લા કોંગ્રેસ કમિટીની વર્કિંગ કમિટી અને ગુજરાત પ્રદેશ કો કમિટીના સભ્ય છે ખેડા જિલ્લા કો-ઓપરેટીવ બેન્કના ડાયરેક્ટર છે ભારતીય દેશી રાજ્યોની આર્થિક સ્થિતિ વિષેના અભ્યાસ અર્થે સેન્ટ્રલ ગવર્મેન્ટ તરફથી નિમાયેલી કમિટી સમક્ષ રજૂ કરવા વડોદરા રાજ્યની આર્થિક પરિસ્થિતિ અગેનું મેમોરેન્ડમ તૈયાર કરવા નિમાયેલી કમિટીના સભ્ય હતા પબ્લિક એકાઉન્ટ કમિટીમા અને બી બી સી આઈ રેલવેની એડવાઇઝરી કમિટીમા મુબઈમા વિધાનસભાના પ્રતિનિધી તરીકે નિમાયેલા તેઓ રાજ્ય ધારાસભાના સભ્ય અને અગ્રણી કાર્યકર છે

**મણિભાઈ ભાઈલાલભાઈ પટેલ** વ ખભોળજ, (તા આણદ) જ્ઞા પાટીદાર શિ ઈંગ્લેંડ જઈ એન્જિનિયરિંગનો અભ્યાસ કરી બી ઇ થયા છે કા મદ્રાસ, ગોવા, મૈસુર વગેરે સ્થળોએ નોકરી કરી હાલ મદ્રાસમા ડિવિઝનલ એન્જિનિયર ઓફ સધર્ન રેલવેઝ તરીકે ફરજ બજાવે છે

**મણિભાઈ રાવજીભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ જ ૧૯૮૪ શિ વડોદરા કોલેજમાથી બી એ થયેલા પૂના કોલેજમા જઈ એલ સી ઈ ઉપાધિ મેળવેલી કા વડોદરા રાજ્યમા સિવિલ એન્જિનિયર તરીકે ૩૪ વર્ષ નોકરી કરી ચીફ એન્જિનિયરના હોદ્દા પરથી નિવૃત્ત થયા છે નોકરી દરમ્યાન સાર્વજનિક કાર્યોમા સહકાર આપતા હતા તેમના પિતાશ્રી પણ વડોદરા રાજ્યના ચીફ એન્જિનિયર હતા સર *, અલકાપુરી, વડોદરા.

**મણિભાઈ શનાભાઈ પટેલ** વ અલિન્દ્રા, તા નડિયાદ, જ્ઞા પાટીદાર જ તા ૧-૧૦-૧૯૦૫ શિ ગુજરાત વિદ્યાપીઠના વાણિજ્ય વિશારદ કા શરૂઆતથી રાષ્ટ્રીય સેવાનો માર્ગ અપનાવેલો સુરત જિલ્લાના કરાડી જેવા વિખ્યાત ગાધીઆશ્રમમા જોડાઈ આશ્રમ સચાલિત શાળામા સને ૧૯૨૮થી ૧૯૪૫ સુધી આચાર્યપદ સભાળ્યુ સાથે સાથે વ્યાયામ પ્રવૃત્તિ પણ ઉપાડી સુરત જિલ્લામા કરાડી, અમલસાડ, મછીઆવી, ધામણ મોતા વગેરે ગામોમા વ્યાયામ મદિર કાઢ્યા આમ પૂ બાપુજીએ ચીંધેલા રચનાત્મક કામમા સત્તર વર્ષ સેવા આપી ગુજરાત વ્યાયામ પ્રવૃત્તિ મડળ જે સને ૧૯૩૬મા અસ્તિત્વમા આવ્યુ તેની કારોબારી કમિટીના સભ્ય, પછીથી મત્રી અને છેવટે મહામત્રી થયા ઈ સ ૧૯૨૮થી બે વર્ષ મદ્યનિષેધ પ્રવૃત્તિમા જોડાયેલા સને ૧૯૩૦ની લડતમા એક વર્ષ જેલ ભોગવેલી ફરી સને ૧૯૩૨મા બે વર્ષની જેલ ભોગવેલી સને ૧૯૪૨ના સવિનયભગની ચળવળમા ઉદ્દામ પ્રવૃત્તિમા પડી ભૂગર્ભમા ગયા સને ૧૯૪૩ના એપ્રિલમા પકડાયેલા ને સને ૧૯૪૪ના સપ્ટેમ્બર સુધી જેલ ભોગવેલી તેઓ બગાળી ભાષા જાણે છે શ્રી અરવિંદ ઘોષ અને અનિલબરન રોય વચ્ચેના પત્રવ્યવહારના બગાળી સગ્રહનો ગુજરાતીમા અનુવાદ કર્યો છે વ્યાયામના વિધવિધ અગો વિષે પુસ્તકો લખ્યા છે બાલકુજના બલપાઠો (ભાગ ૧-૨) નામે શિક્ષણ વિષયક પુસ્તકો લખ્યા છે સને ૧૯૪૫થી પોડીચેરીના અરવિંદ આશ્રમમા અવાર નવાર જાય છે સને ૧૯૪૫થી રાષ્ટ્રસેવાના સક્રિય કાર્યથી છૂટા થયા છે હાલ મુબઈમા બરનેટ (ઈન્ડિયા) લિ કપની શરૂ કરી તેના મેનેજિંગ ડાયરેક્ટર તરીકે કામ કરે છે સર પ્રભાનબાગ, ઘોડબદર રોડ, શાન્તાક્રુઝ મુબઈ ૨૩

**મણિભાઈ શિનાભાઈ પટેલ** વ નાર તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૨૫-૮-૧૯૧૦ શિ પેટલાદ અને અમદાવાદમા ભણ્યા પછી વડોદરા કોલેજમાથી સને ૧૯૩૩મા બી એ ઓનર્સ થયા સને ૧૯૩૯-૪૦મા ઇંગ્લેન્ડ જઈ ટી. ડી ની શિક્ષણની ડિગ્રી મેળવી સને ૧૯૫૨મા ગાધીજીના શૈક્ષણિક તત્વજ્ઞાન પર મહાનિબધ લખી પી એચ ડી ની ડિગ્રી મેળવી આ મહાનિબધ સારી પ્રશસા પામ્યો છે, અને પુસ્તક રૂપે નવજીવન પ્રેસ તરફથી બહાર પડયો છે કા બી એ થઈ વડોદરાની હાઈસ્કૂલમા શિક્ષક થયા વડોદરાની ત્રણ ચાર હાઈસ્કૂલમા સને ૧૯૪૬ સુધી નોકરી કરી સને ૧૯૪૪થી ન્યુ એરા ગર્લ્સ હાઈસ્કૂલ વડોદરા અને 'પ્રતાપ હાઈસ્કૂલ વડોદરા'મા પ્રિન્સિપાલ તરીકે કામ કર્યું સને ૧૯૪૬થી વડોદરાની માધ્યમિક શિક્ષકોની ટ્રેનિંગ કોલેજમા પ્રાધ્યાપક તરીકે કામ કરે છે નર કેળવણી મડળના અગ્રણી છે ચરોતર કેળવણી મડળના સભ્ય વડોદરા અને ગુજરાત યુનિવર્સિટી અમદાવાદમા સ્ટડીઝ ઇન એજ્યુકેશન અને સાયકોલોજીની બોર્ડના સભ્ય વડોદરા યુનિ મા 'ફેકલ્ટી ઓફ એજ્યુકેશન એન્ડ સાયકોલોજી' તથા 'પોસ્ટ ગ્રેજ્યુએટ સ્ટડીઝ એન્ડ રિસર્ચની કાઉન્સિલ'ના સભ્ય વડોદરાના ત્રિમાસિક 'જર્નલ ઓફ એજ્યુકેશન'ના વહીવટી તત્રી મનોવૈજ્ઞાનિક વિષયો પર લેખો લખે છે એમના લખેલા વ્યાકરણનાં કેટલાક પુસ્તકો પાઠ્યપુસ્તકો બનેલા છે સર રોડ શેરી બાજવાડા વડોદરા

**મણિભાઈ શેખડીવાળા** વ શેખડી, તા પેટલાદ કા

લડતની ચળવળમાં અગત્યનો ભાગ ભજવેલો પેટલાદ મ્યુનિના દશ્વાસ સાત વર્ષથી સભ્ય, પેટલાદ તાલુકા વિકાસ મંડળની કારોબારીના સભ્ય પેટલાદ પ્રગતિ મંડળની કારોબારીના સભ્ય, પેટલાદ તાલુકા ખેડૂત મંડળના મંત્રી, પેટલાદ-રોખડી પાટી પુરુ પાડનારી સહકારી મંડળીના ચેરમેન, રોખડી ગ્રામ પંચાયતના સભ્ય, પેટલાદ હરિજન છાત્રાલયની કારોબારીના સભ્ય, પાટીદાર મિત્રમંડળના મંત્રી, તથા હરિજન સહકારી મંડળીની કારોબારીના સભ્ય છે જાહેર હિતની પ્રવૃત્તિઓમાં સારો રસ લેતા એક ગ્રામકાર્યકર છે

**મણિલાલ પુરુષોત્તમદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા શિ અંગ્રેજી ચાર ધોરણ સુધી કા દસ રૂપિયા માસિક પગારથી શિક્ષકની નોકરીનો પ્રારંભ કર્યો પછી મિલમાં નોકરી કરી ૧૯૦૫માં ભાગીદારીમાં સી પી શાહ એન્ડ બ્રધર્સની મિલ જિન સ્ટોરનો વેપાર કરતી પેઢીની સ્થાપના કરી આજે આ પેઢી જિલ્લામાં મિલજિન સ્ટોરનો વેપાર કરનારી અગ્રણી પેઢી છે એની સાત શાખાઓ દેશના જુદા જુદા ભાગોમાં છે શ્રી મણિભાઈ વર્ષોથી કોંગ્રેસના શહેરના એક કાર્યકર રહ્યા હતા વ્યાયામ પ્રવૃત્તિના ખૂબ સક્રિય સહાયક હતા નડિયાદ મ્યુના માજી સભ્ય ૧૯૪૨માં હિંદ છોડો લડત વખતે જેલ ભોગવેલી હાલ મોટે ભાગે નિવૃત્ત જીવન જીવે છે નાની મોટી જાહેર અને લોકહિતની પ્રવૃત્તિઓના હંમેશા સહાયક છે સર સી પી શાહ એન્ડ બ્રધર્સ, ચકલો કૂવો, નડિયાદ

**મણિલાલ મલુકચંદ પરીખ** વ મહુધા, તા નડિયાદ. જ તા ૨૮-૯-૧૮૯૧ શિ ૧૯૧૨માં બી એ થયા ૧૯૧૮માં એસ ટી સી ડી થયા કા ૧૯૧૪થી ૧૯૨૧ સુધી નડિયાદ ગવર્મેન્ટ હાઈસ્કૂલ અને સુરત હાઈસ્કૂલમાં મદદનીશ શિક્ષક તરીકે નોકરી કરી ૧૯૨૧થી ૧૯૨૫ સુધી આસિ ડેપ્યુટી તરીકે અમદાવાદ અને પંચમહાલ જિલ્લામાં નોકરી કરી ૧૯૨૬થી ૧૯૩૧ સુધી પ્રે ટ્રે અધ્યાપન મંદિરમાં વિજ્ઞાન શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૩૧ ૧૯ ૫ સુધી આસિ ડેપ્યુટી તરીકે અમદાવાદ જિલ્લામાં નોકરી કરી ૧૯૩૫માં થોડો વખત સિનિયર આ ડે એ ઈ તરીકે રહ્યા ૧૯૩૬-૩૭માં અમદાવાદ જિલ્લા શાળા સમિતિના સિનિયર સુપરવાઈઝર રહેતા ૧૯૩૮થી ૪૦ સુધી પંચમહાલ જિલ્લામાં સિ આ ડે એ ઈ અને એ ઓ તરીકે નોકરી કરી ૧૯૪૦થી ૧૯૪૪માં ભરૂચ જિલ્લા શાળા સમિતિના એ ઓ તરીકે હતા ૧૯૪૪ ૪૫ અમદાવાદ જિલ્લા શાળા સમિતિના એ ઓ તરીકે કામ કર્યું ૧૯૪૫થી નિવૃત્ત જીવન ગાળે છે

**મણિલાલ માણેકલાલ શાહ** વ કઠલાલ તા કપડવણજ જ્ઞા વીસા ખડાયતા વણિક જ તા ૩૦ ૮ ૧૮૯૭ શિ મેટ્રિક અને સ્કૂલ ફાઈનલની પરીક્ષાઓ પસાર કરેલી કા અભ્યાસ બાદ ૧૯૧૭માં મદીરાકા એજન્સીમાં નોકરી કરી એજન્સીની હાયર પરીક્ષા પસાર કરી ૧૯૨૫માં વડાગામ સ્ટેટના મેનેજર તરીકે નિમાયા ૧૯૪૩માં એજન્સી બંધ થતાં સુધીમાં નાના મોટા સ્ટેટોમાં થાણદાર યા મેનેજરના હોદ્દા ભોગવ્યા વિલીનીકરણ બાદ તેમની મામલતદાર તરીકે નિમણૂક થઈ નિવૃત્તિ સમયે સુરત જિલ્લામાં સ્પેશ્યલ લેન્ડ એક્વિઝિશન ઓફિસર હતા છેલ્લા બે વર્ષથી વકીલ કે મો એજ્યુકેશન સોસાઈટી કઠલાલના વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ છે

**મધુસૂદન ઠાકોરદાસ** વ નડિયાદ શિ બી એસ સી (એગ્રિ) સૌરાષ્ટ્ર સરકારે મેક્સબ્લેનના આશ્રય નીચે પોતાના ખર્ચે એની વિશે વધુ અભ્યાસાર્થે ઇંગ્લેંડ મોકલ્યા છે

**મનસુખરામ મોતીરામ રાણા** વ નડિયાદ, જ તા. ૨૨-૮-૧૮૧૦ કા નડિયાદના સક્રિય કાર્યકરોમાંના એક દાંડીકૂચ વખતથી તેમણે આઝાદી માટેની ચળવળમાં ઝંપલાવી અનેક વાર જેલ વેઠી છે મ્યુ સ્કૂલ બોર્ડના સભ્ય તરીકે પણ સેવા આપેલી ૧૯૪૪થી નડિયાદના માઈ બાલ મંડળના સંચાલનમાં આગળ પડતો ફાળો આપે છે ૧૯૪૮થી નડિયાદ કલા મંદિરની નાટક પ્રવૃત્તિમાં સારો રસ લે છે લોકસેવા, સંગીત ભજનકીર્તન અને કાવ્ય રચનામાં પણ રસ લે છે સર સાથબજાર, નડિયાદ

**મનુભાઈ મોતીભાઈ પારેખ** વ નડિયાદ જ ઈ સ ૧૯૦૫ જ્ઞા ખડાયતા વણિક શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદ અને ઠેરગામ બરિયામાં તથા કૉલેજ કેળવણી મુંબઈ એલ્ફિન્સ્ટન કૉલેજ તથા રોયલ ઇન્સ્ટિટ્યુટ ઓફ સાયન્સમાં લીધી ઓનર્સ સાથે બી એ તથા બી એસ સી થયા બાદ ૧૯૨૭માં ઇંગ્લેન્ડ જઈ લંડન યુનિના બી એસ સી ઓનર્સ થયા કા ભાવનગર રાજ્ય રેલ્વેમાં લોકોમોટીવ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે કામ કર્યું હાલ સૌરાષ્ટ્ર રેલવે સ્ટોર્સના કંટ્રોલર છે

**મનુભાઈ મોહનલાલ શાહ** વ વસો, તા નડિયાદ જ્ઞા વીશા ખડાયતા જ તા ૨૮ ૨ ૧૯૨૬ શિ વડોદરામાંથી એમ કૉમની પરીક્ષામાં કૉલેજમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયેલા અભ્યાસકાળ દરમ્યાન સારા પરિણામો બતાવવા બદલ ઈનામો અને શિષ્યવૃત્તિઓ મેળવેલી ૧૯૫૦માં કોવિદમાં વડોદરા કેન્દ્રમાં બીજા વર્ગમાં બીજે નંબરે આવેલા પી એચ ડીનો અભ્યાસ કરે છે કા બી કૉમ થઈ વડોદરામાં ધી સેનિટેક્સ કેમિકલ ઈન્ડસ્ટ્રીઝ લિમાં આસિ સેક્રેટરી અને પાછળથી પબ્લિસિટી ઓફિસર તરીકે બે વર્ષ ઉપરાંત કામ કર્યું એમ કૉમનો અભ્યાસ કરતા કરતા તે જ કૉલેજમાં ડિપ્લોમા ક્લાસમાં અધ્યાપક તરીકે કામ કર્યું એમ કૉમ થયા બાદ જૂન ૧૯૫૧થી વલ્લભવિદ્યાનગરમાં ભી જી વાણિજ્ય મહાવિદ્યાલય ખૂલતા શરૂઆતથી તેમાં અધ્યાપક તરીકે જોડાયા છે ૧૯૪૧ની આસપાસના વર્ષોમાં વડોદરા વિદ્યાર્થી

મિત્ર મંડળ તથા વડોદરા ખાદી પ્રચાર મંડળની કાર્યવાહક સમિતિના સભ્ય હતા. મજૂર કલ્યાણ પ્રવૃત્તિ તથા દલિત અંત્યજના સંકટ નિવારણમાં કામ કરેલું. કોલેજમાં ગુજરાતી સાહિત્ય સંઘની સ્થાપના કરી તેના પ્રથમ મંત્રી થયેલા. બે વર્ષ કોલેજમાં ચલાવાતા બુક કીપિંગ સર્ટિફિકેટ કલાસમાં માનદ અધ્યાપક તરીકે કામ કરેલું. વિદ્યાનગરમાં મળેલી ગુજરાત સીમા પરિષદના સહમંત્રી તરીકે કામ કરેલું વિદ્યાનગરમાં છાત્રાલયના રેકટર અને છાત્રાલય મંડળના પ્રમુખ તરીકે શરૂઆતથી કામ કરે છે. ત્યાં હમણાં સ્થપાયેલી ગ્રામપંચાયત તથા ન્યાયપંચાયતના સભ્ય છે. ૧૯૫૦માં નવસારી પ્રાંતના મહુવા તાલુકામાં ઉમરા ગામે ભરાયેલી ખાદી યાત્રા વખતે તે તાલુકાની જનતાની સામાજિક અને આર્થિક તપાસ, પગપાળા પ્રવાસ કરી, કરેલી, જેનો અહેવાલ 'ઊર્મિ અને નવરચના' માસિકમાં સળંગ લેખમાળા રૂપે પ્રકટ થયેલો. 'અખંડ આનંદ', 'પ્રતિમા,, 'રેખા', 'હિંદુસ્થાન', 'વંદેમાતરમ્', વગેરેમાં અવારનવાર તેમના તલસ્પર્શી અને અભ્યાસપૂર્ણ લેખો પ્રકટ થાય છે.

**મનોહરભાઈ બાબરભાઈ પટેલ:** વ: નડિયાદ, જ: તા. ૯-૨-૧૯૦૬. શિ: પ્રાથમિક ચાર ધોરણનું. કા: સંવત ૧૯૭૫માં જબલપુરની મોહનલાલ હરગોવનદાસની પેઢીમાં નોકરીએ જોડાયા. ત્રણ વર્ષ ત્યાં નોકરી કરી શરૂઆતનો વાર્ષિક પગાર રૂ ૧૫૦/-હતો સં. ૧૯૭૮માં મામાની પેઢીમાં વાર્ષિક રૂ. ૧૫૦૦/-ના પગારથી નોકરીએ જોડાઈ સં ૧૯૯૬માં તેના ભાગીદાર થયા. સને ૧૯૨૭માં પૂ બાપુજી ગોંદિયા પધાર્યા ત્યારે કોંગ્રેસમાં જોડાઈ તેમને સારી નાણાંકીય મદદ કરી.



૧૯૩૭માં ગોંદિયા મ્યુનિ.ના મેમ્બર અને ૧૯૪૬મા તેના પ્રમુખ ૧૯૫૧ની સામાન્ય ચૂંટણીઓમાં કોંગ્રેસી ધારાસભ્ય તરીકે ચૂંટાયા. ગોંદિયા કેળવણી મંડળના મંત્રી (૧૯૩૫-૩૬), તિલક રાષ્ટ્રીય વિદ્યાલયના પ્રમુખ, જે. એમ હાઈસ્કૂલ, ગોંદિયાના પ્રમુખ, મધ્યપ્રદેશ મેંગેનીઝ માઈન્સ એસોસિયેશનના પ્રમુખ, મધ્ય પ્રદેશ બીડી મરચન્ટસ એસો ના પ્રમુખ, ઓલ ઇન્ડિયા લેબર ઈન્કવાયરી કમિટીના સભ્ય. સાગર અને ગોંદિયામાં ખેતી કરે છે અને ઢોરઢાંખર પણ રાખે છે. અનેક જાહેર પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લે છે. અનેક દાન પણ કર્યાં છે.

**મગનભાઈ કીશાભાઈ પટેલ:** વ: ઓડ. તા: આણંદ, જ્ઞા: પાટીદાર. આ ગાળાના એક મોટા દાતા તરીકે જાણીતા છે. ગામની જાહેર સંસ્થાઓમા પણ રસ લે છે. અનેક સંસ્થાઓમાં ખૂબ મોટાં દાન કર્યાં છે. હાલ ઓડ ગ્રામ પંચાયતના સરપંચ છે.

**મહંમદ દાઉદ વહોરા:** વ: બોરસદ. જ્ઞા: સુન્ની વહોરા. કા: સેંટ્રલ કસ્ટમ્સ ખાતામાં જોડાઈ કારકિર્દી શરૂ કરી. એ નેતરી લ્યજી એડવર્ડ મેમોરિયલ હાઈસ્કૂલ, બોરસદમાં પરશિયનના શિક્ષક તરીકે જોડાયા ૧૯ વર્ષ શિક્ષક તરીકે કામ કર્યા બાદ મ્યુનિસિપલ સ્કૂલબોર્ડ, ગોધરાના એડમિનિસ્ટ્રેટીવ ઓફિસર નિમાયા, ૧૯૩૮માં સુરત જિલ્લામાં આસિસ્ટન્ટ ઉર્દુ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર થયા. ૧૯૪૨માં ખેડા જિલ્લામાં બદલી થઈ. ૧૯૪૮માં નિવૃત્ત થયા. નિવૃત્ત થતાંજ ચરોતર મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટની સંસ્થાઓનું કામ તેમને સોંપવામાં આવ્યું. હાલ તે ચરોતર મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટના સેક્રેટરી અને સભ્ય છે. જાહેર હિતનાં કામોમાં રસ લે છે.

**મહાશંકર નર્મદાશંકર ભટ્ટ:** વ: ઊમરેઠ. તા: આણંદ. જ્ઞા: બાજ ખેડાવાળ જ: તા: ૬-૧૧-૧૯૦૯. શિ: ૧૯૨૯માં મેટ્રિકની પરીક્ષા પસાર કરી વકીલાતની સનદ મેળવવી. કા: મેટ્રિક પસાર કરી રેલવેમાં કારકુન તરીકે દાખલ થયા. ૧૯૩૧માં રેલવે સ્ટાફમાં કાપકુપ થવાથી કાયદાનો અભ્યાસ કરી ૧૯૩૨માં વકીલાતની સનદ મેળવી. ૧૯૪૬માં છોટા ઉદેપુરના મહારાજાનું અવસાન થતાં ૩ સભ્યોની



એક્ઝિક્યુટીવ કાઉન્સિલ રચવામાં આવી. પ્રજા તરફથી આ કાઉન્સિલમાં તેમની વરણી થયેલી. વિલીનીકરણ બાદ છોટા ઉદેપુરમાં જ તેઓ વકીલાત કરે છે. છોટા ઉદેપુર મ્યુનિસિપાલિટીમાં સભ્ય છે. સર . નવાપુરા, છોટા ઉદેપુર.

**મહેન્દ્રકુમાર નરસિંહભાઈ પટેલ:** વ: ડભાણ તા: નડિયાદ. જ્ઞા: પાટીદાર. જ: સને ૧૯૩૪. આફ્રિકાની એક માધ્યમિક શાળાના શિક્ષક પિતાના પુત્ર . છે. આણંદની દા. ન. હાઇસ્કૂલમાંથી સને ૧૯૪૮માં (૧૪ વર્ષની વયે) મેટ્રિક પરીક્ષા પસાર કરી પરીક્ષાના કુલ ૭૦૦માથી ૫૦૦ ગુણ મેળવી મુંબઇ ઈલાકામાં ત્રીજો નંબર મેળવ્યો ગણિતના વિષયમાંથી ૨૦૦માથી ૧૯૯ ગુણ મેળવ્યા ૧૯૫૩માં બી. ઈ. (સિવિલ)



થયા સને ૧૯૫૨મા પૂનાની એન્જિનિયરિંગ કોલેજના સિવિલ એન્જિનિયરિંગના જુનુ બી ઇ ના વર્ગમાં ભણતા હતા ત્યારે અધ્યાપક વર્ગમા તેમની ગણિતના વિષયની અસાધારણ પ્રતિભા છતી થઈ હતી દશ દશ કે બાર બાર આંકડાની રકમોના ગુણાકાર થોડા જ સમયમાં તેઓ મોઢેથી કહી બતાવતા. આ પ્રતિભાનું પારખું લેવામા આવ્યું ૯૨૩૭૬૪૯૩૭૭૩૫૭×૩૬૬૫૭૯૦૮૨૧નો ગુણાકાર કરી આપવાનું કહેવામાં આવ્યું મોઢેથી ૧૮ મિનિટમાં ગણત્રી કરીને તેમણે જવાબ કહ્યો કે ગુણાકાર ૩૩૮૬૩૨-૯૦૨૬૯૪૭૧૧૨૦૦૯૩૦૯૭ છે તેજ વખતે એક સમોવડિયો વિદ્યાર્થી કાગળ પેન્સિલ લઈ ગુણાકાર કરવા મંડ્યો હતો. તેણે ૪૦ મિનિટ વીતી છતાં જવાબ ખોટો આવ્યો. પૂનાના ગણિતશાસ્ત્રીઓ અને અધ્યાપકો તાજ્જુબ થઇ ગયા. આ પારખાની જાહેરાત મુંબઈના 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં થયેલી. ઉત્તરોત્તર

મહેન્દ્રકુમારે આંકડાઓ પર અદ્‌ભુત પકડ મેળવી છે ૪૯૪૬૪૦૦૦૬૭૩૩૫૦૯૧૫૬૩૦૭૩૪૬૧ જેવી મોટી રકમનું ઘનમૂળ ૭૯૦૮૫૪૨૧ થાય તે મોઢેથી ગણીને ૮ મિનિટમાં કહી શકે છે ૩૫૯૦૩×૪૨૭૬=૧૫૦૮૨૭૩૪૮ એમાં ખૂટતો ફૂદડીવાળો આંકડો ૨ છે તે તેઓ પાંચ સેકન્ડમાં કહી આપે છે. આવી તીવ્ર અદ્‌ભુત અને વેધક સ્મરણશક્તિ ધરાવનારનો ભારતમાં કે પરદેશમાં જોટો મળવો મુશ્કેલ છે મહેન્દ્રકુમારે આંકડાશાસ્ત્રમાં ઊંડા ઊતરીને થિયરી ઓફ નંબર્સ નામક શોધ કરી છે તદ્‌વિદોને બતાવી એ શોધનો લાભ તેઓ દુનિયાને આપવા ઇચ્છા ધરાવે છે

**માણેકલાલ ચુનીલાલ મોદી** વ ખેડા જ તા : ૨-૧-૧૯૦૪ શિ અંગ્રેજી સાત ધોરણ સુધી કા ૧૯૨૧થી રાજકીય ક્ષેત્રમાં તેમની કારકિર્દી શરૂ થઈ ૧૯૨૨મા ગુજરાત પ્રાંતિક સમિતિના સભ્ય હતા ૧૯૨૩મા નાગપુર ઝંડા સત્યાગ્રહમાં, ૧૯૩૦મા મીઠાના સત્યાગ્રહમાં તથા ૧૯૩૨થી ૩૩ અને ૧૯૪૧ની લડતોમાં તેમને જેલની સજાઓ થઈ હતી 'હિંદ છોડો'ની ચળવળ અંગે પણ ૧૯૪૨થી ૪૪ સુધી તેમને જેલવાસ કરવો પડ્યો હતો છ વર્ષ સુધી જિલ્લા લોકલબોર્ડના સભ્ય તરીકે, ડિસ્ટ્રિક્ટ પ્રાઈસ એન્ડ સપ્લાય એડવાઇઝરી કમિટીના સભ્ય તરીકે, ખેડા મ્યુના કાઉન્સિલર તરીકે અને મહેમદાવાદ તાલુકા ડેવલપમેન્ટ બોર્ડના ચેરમેન તરીકે કામ કરેલુ ૧૯૨૯થી મહેમદાવાદ તાલુકા કોંગ્રેસ સમિતિના મંત્રી તરીકે નિમાયા છે મહેમદાવાદના ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ છે તાલુકાની કો-ઓપરેટીવ સોસાયટીઓના સ્થાપક છે અને જ્યોતિ મંડળના સેક્રેટરી છે ૧૯૫૨મા થયેલી રાજ્ય ધારાસભાની ચૂંટણીઓમાં કોંગ્રેસના ઉમેદવાર તરીકે ચૂંટાયા છે અને ધારાસભામાં મહેમદાવાદ વિભાગના પ્રતિનિધિ તરીકે બેસે છે. તાલુકાના રાષ્ટ્રીય યુગના પ્રારંભથી જ એક અગ્રણી કાર્યકર છે

**માધવલાલ ભાઈલાલ પટેલ** વ નાર તા પેટલાદ જ તા ૩-૮-૧૮૮૯ જ્ઞા પાટીદાર શિ વડોદરા કલાભવનમાં ડિપ્લોમા એક્ઝામિનેશનમાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ અને લાઇસેન્સિયેટ મિકેનિકલ ટેકનોલોજીમાં પણ ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવ્યા ૧૯૦૭મા મિકેનિકલ એન્જિનિયરિંગ (બોર્ડ ઓફ ટ્રેડ)મા સેકન્ડ ક્લાસમા અને ૧૯૧૦મા એન્જિનિયરિંગ (બોર્ડ ઓફ ટ્રેડ) મા ફર્સ્ટ ક્લાસમા પાસ થયા ૧૯૧૪મા (ઇન્ટરનેશનલ કોરસપોન્ડન્સ સ્કૂલ ઓફ લંડન) કમ્પ્લિટ ઈલેક્ટ્રિક એન્જિનિયરિંગની તથા ૧૯૧૭મા ઇન્ટરનેશનલ કોરસપોન્ડન્સ સ્કૂલ ઓફ લંડનની સિવિલ એન્જિનિયરિંગની પરીક્ષા પાસ કરી કા ઈ સ ૧૯૦૭મા વરાડ પ્રાંતમાં બાસીમ શહેરમાં જિનિંગ ફેક્ટરીમાં નોકરી શરૂ કરી ૧૯૦૮થી ૧૯૧૨ સુધી ભરૂચ ઇન્ડસ્ટ્રિયલ સ્પિનિંગ એન્ડ વીવિંગ મિલ્સમા ઇરેક્શન વર્ક કરી એન્જિનિયર તરીકે નોકરી કરી ૧૯૧૨-૧૩મા એબિસિનિયા (આફ્રિકા)ના હરર વોટરવર્કસમા જોડાયા ૧૯૧૩-૧૪માં અમદાવાદ વેસ્ટ કોટન મિલનું ઈરેક્શન વર્ક કર્યું તથા ત્યાં નોકરી પણ કરી ૧૯૧૪-૧૬ સુધી રાજપીપળા સ્ટેટ ઈલેક્ટ્રિક પાવર હાઉસનું ઇરેક્શન કર્યું અને છોટાઉદેપુર સ્ટેટમા ઈલેક્ટ્રિકલ એન્જિનિયર તરીકે જોડાયા ૧૯૧૭-૨૧ સુધી અમદાવાદમા ઇલેક્ટ્રો-મેગ્નેટ રિફાઈનિંગ કંપની ભાગીદારીમાં ઊભી કરી તેમા એન્જિનિયર તરીકે કામ કર્યું. ૧૯૨૨-૨૫ સુધી ગોધરાને વીજળી પૂરી પાડનારી કંપનીમાં મેનેજર અને એન્જિનિયર તરીકે કામ કર્યું. ૧૯૨૬મા દુબળી ઈલેક્ટ્રિક સપ્લાય કું ના કન્સલ્ટન્ટ તરીકે કામ કર્યું ૧૯૩૧-૩૨માં ધી નેશનલ મિલમા એન્જિનિયર તરીકે કામ કર્યું તથા ધી ન્યુ નેશનલ મિલનું કમ્પ્લિટ ઇરેક્શન વર્ક કર્યું. ૧૯૩૨-૪૦ સુધી અમદાવાદની જૂની કોમર્સિયલ મિલમા ચીફ એન્જિનિયર તરીકે કામ કર્યું તથા ત્રણ રેસિપ્રોકેટિંગ એન્જિનો કાઢી નાખીને સ્ટીમ ટરબાઈન એન્જિનનું ઇરેક્શન વર્ક કર્યું ૧૯૪૦થી ૫૩ સુધી અમદાવાદ જ્યુપિટર મિલ્સમા ચીફ એન્જિનિયર તરીકે રહ્યા હાલ નિવૃત્ત જીવન ગાળે છે પોતાના એન્જિનિયર તરીકેના બહોળા અનુભવ અને અભ્યાસના આધારે "ધી સ્ટીમ ટરબાઈન એન્જિનિયર હેન્ડ બૂક" ત્રણ ભાગમા ગુજરાતી ભાષામા બહાર પાડી છે તેમણે જાહેર પુસ્તકાલયો, શાળાઓમા ધાર્મિક સંસ્થાઓમા ઓછાવત્તા પ્રમાણમા દાન કર્યા છે સર નાર, તા પેટલાદ.

**માધવલાલ ભાઈલાલભાઈ શાહ** વ ખંભાત જ્ઞા. વાણિયા ઉ ૫૦ વર્ષ શિ મેટ્રીક્યુલેટ. કા ખેડા જિલ્લા સમિતિના વર્ષોથી મંત્રી અને જિલ્લાના આગલી હરોળના લોકસેવક અને કોંગ્રેસી કાર્યકર, રાજ્ય ધારાસભાના ખંભાત-માતર વિભાગમાંથી ચૂંટાયેલા ધારાસભ્ય ખંભાત સ્વાતંત્ર્ય સંગ્રામના એક સિપાહી અને જેલનિવાસી જીવનનો પ્રારંભ એક શિક્ષક તરીકે કરીને શ્રી માધવલાલભાઈએ ગાંધીજીના આશ્રમને પોતાનું રહેઠાણ બનાવી જાહેર જીવનનો પ્રારંભ કર્યો માતર તાલુકાના વિસ્તારને ખાધલી ગામમા રહી ગ્રામસેવક તરીકે પોતાનુ કાર્યક્ષેત્ર બનાવ્યું અને છેક ૧૯૩૪ સુધી ત્યા ગ્રામ સેવાનું ને જનતાના અનેક નાના મોટા પ્રશ્નોના ઉકેલનું કાર્ય કર્યું ૧૯૩૪ પછી શ્રી. માધવલાલભાઈ જિલ્લાના જાહેર જીવન સાથે સીધા સંકળાયા અને જિલ્લા સમિતિના મંત્રી તરીકેનો હોદ્દો ટૂંક સમયમા સ્વીકાર્યો આજે પણ જિલ્લા સમિતિના મંત્રી તરીકે જિલ્લાનું આખું એ કોંગ્રેસ સંગઠન તેઓ સંભાળે છે. ૨૦ વર્ષથી સમગ્ર જિલ્લાની તમામ જાહેર પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા છે અને અનેક નાના મોટા કાર્યો એમને હાથે જિલ્લામાં થયા છે ખંભાત રાજ્યના વિલીનીકરણ પહેલાં ત્યાં સ્થપાયેલી વચગાળાની પ્રજાકીય સરકારના તેઓ ગૃહપ્રધાન નિયુક્ત થયા હતા જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘના ચેરમેન, જિલ્લા સહકારી બોર્ડના ચેરમેન, માતર તાલુકા વિકાસ મંડળ, તાલુકા

સંઘ, વગેરેના ચેરમેન, અને બીજી અનેક નાની મોટી કારોબારી સમિતિઓના તેઓ સભ્ય છે જિલ્લાના બહુ ઓછા જાહેર કાર્યો આજે એવા હશે કે જેની સાથે એમનું નામ સંકળાયેલુ નહિ હોય જાહેર સેવા એ જ શ્રી માધવલાલભાઇનું જીવન કાર્ય છે સરનામું: માતર તાલુકા સમિતિ, માતર

**માધવલાલ શંકરલાલ પંડ્યા** વ પીપળાવ તા પેટલાદ જ તા ૫-૧૨-૧૮૯૮ જ્ઞા બ્રાહ્મણ શિ પ્રા શાળાંત પરીક્ષા પાસ કરી ઇ સ ૧૯૧૭મા પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ–અમદાવાદમા પ્રથમ વર્ષ પાસ કર્યું કા ૧૯૧૫–૧૬મા ખંભાત સ્ટેટના જીણજ ગામની પ્રાથમિક શાળામા એક વર્ષ શિક્ષક તરીકે કામ કર્યું ૧૯૧૭મા પ્રથમ વર્ષ પાસ થયા પણ નોકરીમા ફાવટ ન આવી એટલે વેપાર શરૂ કર્યો 'હોમરુલ લીગ'મા સ્થાનિક કાર્યકર તરીકે જોડાયા હતા રોલેટ એક્ટ'ની લડત અન્વયે વેપાર બંધ કરી ઈ સ ૧૯૨૧મા સુણાવમા રાષ્ટ્રીય શાળા શરૂ કરી ઈ સ ૧૯૩૨ સુધી 'સુણાવ વિદ્યામંદિર'ની સાથે કોંગ્રેસની રચનાત્મક પ્રવૃત્તિઓ કરી તેને અંગે ૧૯૩૪મા જેલનિવાસ કર્યો ઈ સ ૧૯૩૪થી ૧૯૩૭ સુધી બોરસદ તાલુકા સમિતિના મંત્રી હતા પછી પ્રમુખ થયા ઇ. સ ૧૯૩૭થી ૧૯૪૦ સુધી ખેડા જિલ્લા લોકલ બોર્ડના પણ સભ્ય હતા છેક ૧૯૧૫થી આજ સુધી જિલ્લાના રાષ્ટ્રીય જીવન સાથે સંકળાયેલા કાર્યકરોમાના એક હાલ પેટલાદ તાલુકા કોંગ્રેસ સમિતિના પ્રમુખ, જિલ્લા ગ્રામ વિકાસ મંડળના સભ્ય અને અનેક નાની મોટી કમિટીઓના સભ્ય છે

**માનસિંહ બાબરભાઈ રબારી** વ મરીડા તા નડિયાદ જ તા ૮–૩–૧૯૦૩ શિ ગુજરાતી સાત ધોરણ સુધીનુ કા અભ્યાસ બાદ થોડા વર્ષ પોતાનો ધંધો કરી અમદાવાદ મિલમા જોડાયા. પહેલેથી જ્ઞાતિ સુધારાના હિમાયતી હોવાથી જ્ઞાતિ વેરા સામે બળવો પોકાર્યો આમ કરવામા માર પણ પડેલો ઈ સ ૧૯૨૬મા થોડા ઘણા ભણેલા રબારી યુવકોનુ તેમણે નડિયાદમા 'રાયકા હિતચિંતક યુવક મંડળ' સ્થાપ્યુ ૧૯૨૮મા દૂધરેજ મુકામે 'રાયકા શુભેચ્છક મંડળ' સ્થાપ્યુ પણ આ મંડળો રૂઢિચુસ્ત જ્ઞાતિ માનસને લીધે પ્રગતિ કરી શક્યા નહિ ૧૯૩૧મા 'રાયકા પ્રકાશ' નામનું ત્રિમાસિક પોતાને ખર્ચે શરૂ કરી મહાગુજરાતના રબારી ભરવાડોમા નવી ચેતના પેદા કરી ૧૯૩૨મા 'રાયકામંડળ'ની સ્થાપના કરી જે પાછળથી 'ભારત રાયકા મંડળ' તરીકે ઓળખાયુ આ મંડળ દ્વારા હરિપુરા કોંગ્રેસ અધિવેશન સમયે પંડિત જવાહરલાલ નહેરુને ગાયની ભેટ અર્પણ કરી ૧૯૪૮મા પૂ મહાત્માજીના સાબરમતી આશ્રમમા ચાલતા 'ગુજરાત ગો સેવા સંઘ'ના મંત્રીપદે નિમાયા. રબારી ભરવાડ ગોપાલક જ્ઞાતિમા મહાગુજરાતથી માંડી મારવાડ સુધી એક સુધારક તરીકે જાતિના છે 'ગોપાલ જીવન' નામનું ત્રિમાસિક ચલાવવામા પણ તેમનો મહત્ત્વનો ફાળો છે સર મંત્રી, ગુજરાત ગોસેવા સંઘ, સાબરમતી આશ્રમ અમદાવાદ અગર મરીડા તા નડિયાદ.

**મહાદેવપ્રસાદ મોગીલાલ કથારિયા** વ નડિયાદ જ તા ૨૭–૯–૧૮૮૬ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ નડિયાદમા ભણ્યા પછી મુંબઈમા વી જે ટેક્નિકલ ઇન્સ્ટિટ્યુટમા તેમણે મિકેનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનિયરિંગનો ૭ વર્ષ અભ્યાસ કર્યો જે જે. સ્કૂલ ઓફ આર્ટની પહેલા મેડલની અને બોમ્બે બોઈલર એક્ટ એન્જિનિયરિંગની પરીક્ષાઓ પાસ કરી કલકત્તા હોમિયોપેથિક કોલેજની એમ સી એચ સી ની ડિગ્રી મેળવી અમેરિકા જઈ ન્યૂયોર્કની અમેરિકન સ્કૂલ ઓફ નેચરોપેથીથી એન ડી અને "ભકેનો' વિશ્વવિદ્યાલયની એમ ડી ની ઉપાધિઓ મેળવી ઈ સ ૧૯૦૮થી ધન્વંતરિ' માસિકના સંસ્થાપક ૧૯૨૦થી ૧૯૩૭ સુધી તે જ માસિકના તંત્રી ગુજરાત હોમિયોપેથિક એસોસિયેશન અને મુંબઈ પ્રાંતિક નેચરોપેથિક એસોસિયેશનના પ્રમુખ અમેરિકન નેચરોપેથિક એસોસિયેશનના હિંદ ખાતેના પ્રતિનિધિ હરદ્વારમા કાંગડી ગુરુકુળમા અધ્યાપક હાલ નિવૃત્તિ નૈસર્ગિક ઉપચાર શાસ્ત્ર તેમનો પ્રિય વિષય હોઈ તે પર લેમન ડેક્સ્ટર એની બેસેન્ટ, મહાત્મા ગાંધીજી, સ્વામી વિવેકાનંદ વગેરેના જીવન અને ગ્રંથોની તેમના પર અસર છે તમાકુનું દુર્વ્યસન ક્ષયરોગ વનસ્પતિ આહારથી થતા ફાયદા, આરોગ્ય સાચવવાના ઉપાયો મનુષ્યનો કુદરતી ખોરાક વગેરે

**મંગળાબેન દાણી** વ કપડવણજ જ ઈ સ ૧૯૧૩ જ્ઞા મોઢ બ્રાહ્મણ શિ કર્વે વિદ્યાપીઠના સ્નાતક અને બી ટી (પ્રથમ વર્ગ) કા ૧૯૨૮મા ગોધરા મેથોડિસ્ટ મિશન કોલેજના પ્રાથમિક શિક્ષકોની તાલીમના બીજા વર્ષમા તાલીમ મેળવી અમદાવાદમા મ્યુ શિક્ષિકા તરીકે જોડાયા ૧૯૩૮ સુધી નોકરી સાથે જ કર્વે વિદ્યાપીઠના સ્નાતક બન્યા આ દરમિયાન શાળામા તેમણે સારી કામગીરી બજાવી મહિલા મંડળની પ્રવૃત્તિઓમા ભાગ લેતા તેમજ ગરબા ગીત વાર્તા જાતે લખતા ૧૯૩૮મા ખેડા જિલ્લામા કેળવણીના મદદનીશ નિરીક્ષિકા તરીકે નિમણૂક થઈ ૧૯૪૭મા સુરત જિલ્લામા બદલી થઈ ૧૯૫૦મા ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટ્રેસ તરીકે કામચલાઉ નિમણૂક થઈ ૧૯૫૨મા બી ટીની પરીક્ષામા પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થયા તેમજ ગ્રેજ્યુએટસ બેઝિક ટ્રેઇનિંગમા બીજા વર્ગનો ડિપ્લોમા મેળવ્યો તે જ વર્ષે લોરા મંજી જે ટ્રેઇનિંગ કોલેજ સુરતમા પહેલા એસિસ્ટન્ટ તરીકે નિમાયા ૧૯૫૩મા નડિયાદ મ્યુનિસિપલ શાળામંડળના વહીવટી અમલદાર તરીકે નિમાયા શાળામંડળના વહીવટી અમલદાર તરીકે નિમાનાર તેઓ પ્રથમ ગુજરાતી સ્ત્રી હતા ત્યાર બાદ એસિસ્ટન્ટ ડેપ્યુટી એજ્યુ ઇન્સ્પેક્ટ્રેસ (મેલ) તરીકે નિમાયા તે પછી તુરત જ પંચવર્ષીય યોજનાના કોમ્યુનિટી પ્રોજેક્ટની યોજનામા વિજાપુર વિકાસ યોજના માટે મહેસાણા જિલ્લામા ચીફ સોશિયલ એજ્યુ ઓરગેનાઈઝર તરીકે નિમાયા છ માસ આ અંગે અલ્લાહાબાદ ટ્રેઇનિંગ લઈ હાલ વિજાપુર પ્રોજેક્ટ પર સ્ત્રીઉન્નતિનું કાર્ય કરી રહ્યા છે સર પ્રોજેક્ટ ઓફિસ વિજાપુર, જિ મહેસાણા

**મંગુભાઈ ભાઈલાલભાઈ ભટ્ટ** વ ઊમરેઠ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૪–૯–૧૯૧૧ શિ એલ સી પી એસ (મુંબઈ) મેડિકલ કોલેજમા ગવર્મેન્ટ સ્કોલર હતા કા ઈ સ. ૧૯૩૪, ૩૫મા બાઈ પાર્વતી આઈ હોસ્પિટલમા હાઉસ સર્જન હતા ૧૯૩૬થી ૪૪ સુધી સર પ્રતાપ હોસ્પિટલ, હિંમતનગરમાં

મેડિકલ ઓફિસર તરીકે કામ કર્યું ૧૯૪૮થી હિંમતનગરમા ૨૨ ખાટલાની સગવડવાળી હોસ્પિટલ તથા નર્સિગ હોમ ચલાવે છે ૧૯૫૦થી સાબરકાંઠા જિલ્લા ગડકાગી ખરીદ વેચાણ મડળ લિ ના તથા હિંમતનગર કેળવણી મડળના ચેરમેન તથા રાજેન્દ્ર કલબના પ્રમુખ છે પોલીસ મેટરનિટી હોસ્પિટલમા ઓનરરી મેડિકલ ઓફિસર છે સર નર્સિંગ હોમ, હિંમતનગર

**મુકુંદરાય કેશવલાલ પરીખ** વ મહુધા, તા નડિયાદ જ્ઞા જૈન વીસાશ્રીમાળી વાણિયા જ તા ૫-૧-૧૯૧૩ શિ એમ બી બી એસ (મુંબઈ), એફ આર સી એસ (ઇંગ્લેંડ), એલ આર સી પી એમ આર સી એસ (લંડન કોલેજ કારકિર્દીમા ઈનામો તથા શિષ્યવૃત્તિઓ મેળવેલ. કા ૧૯૩૬મા જે જે હોસ્પિટલ મુંબઈમા હાઉસમેન તરીકે કામ કર્યું ૧૯૩૭મા વધુ અભ્યાસાર્થે પરદેશ ગયા ૧૯૩૯ સપ્ટેમ્બરથી ૧૯૪૫ સપ્ટેમ્બર સુધી આર્ય મેડિકલ સ્કૂલ લુધિયાણા (પંજાબ મા પ્રોફેસર ઓફ સર્જરી અને સુપ્રિન્ટેન્ડન્ટ તથા દયાનંદ હોસ્પિટલ લુધિયાણાના સર્જન તરીકે કામ કર્યું ૧૯૪૫મા પોદાર હોસ્પિટલ, મુંબઈમા ઓનરરી સર્જન તરીકે અને ૧૯૪૭ ૪૮મા સર હરકીશનદાસ હોસ્પિટલ મુંબઈમા ઓનરરી સર્જન તરીકે કામ કર્યું ૧૯૪૮થી જી ટી હોસ્પિટલ મુંબઈમા ઓનરરી સર્જન તરીકે કામ કરે છે ગુજરાત યુનિ અને મુંબઈ યુનિ ની એમ બી બી એસ પરીક્ષામા સર્જરી પ્રેકિટકલના પરીક્ષક છે સર નીલકમલ ૩૩ એ સર પોચખાનવાળા રોડ વર્લી, મુંબઈ-૧૮

**મુકુન્દરાય ચીમનલાલ પંડ્યા** વ મહુધા, તા નડિયાદ. કા અમદાવાદની આઝાદ સોસાયટીના તેઓ આદ્ય સ્થાપક છે અને હાલમા તેનુ સચાલન કરે છે તે ઉપરાત આઝાદ નગરના યોજક છે ડુંગરપુર સ્ટેટના ટ્રેડ એજન્ટસ મેસર્સ કામા એન્ડ કોઠારી લિ ના મેનેજિંગ ડિરેકટર તરીકે પણ કામ કરેલુ હાલમા બિલ્ડિંગ કન્સ્ટ્રકશન તથા ફર્નિશર્સની ફર્મ મેસર્સ પંડ્યા કન્સ્ટ્રકશનના પ્રોપ્રાયટર છે

**મુનિશ્રી મણિચંદ્રજી** વ આક્લાવ તા બોરસદ કા વિદ્વાન જૈન સાધુ છે તેમના આશ્રમમા દર શુક્રવારે સામુદાયિક પ્રાર્થનામા મુસ્લિમો તથા હરિજનો પણ ભાગ લે છે વિના મૂલ્યે તેઓ દવા આપે છે હરિજન અને ગામની હરકોઇ લોકહિતની પ્રવૃત્તિમા રસ લઈ સમાજસેવા કરી રહ્યા છે

**મૂળજીભાઈ નાથાભાઈ પટેલ** વ સોજિત્રા તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૧૮ ૪ ૧૮૮૮ બા મોટા પુત્ર રજનીકાન્ત એમ એસ સી છે બીજા પુત્ર કૌશિકભાઈ કલાભવનનો ડાઈંગ બ્લીચિંગમા ફર્સ્ટ કલાસનો ડિપ્લોમા ધરાવે છે એક પુત્રી ઇંદિરા બી એ ઓનર્સ એમ એસ ડબલ્યુ છે શિ એલ આર સી પી એમ આર સી એસ (લંડન) કા ૧૯૦૮મા હોસ્પિટલ એસિસ્ટન્ટનો ડિપ્લોમા



મેળવી મિલ્ટરીમા નોકરી શરૂ કરી ત્યાર બાદ વડોદરા રાજ્યમા નોકરી શરૂ કરી મોટી ઉમરે મેટ્રિકની પરીક્ષા પસાર કરી વડોદરા કોલેજમા પ્રિવિયસ પાસ થઈ ૩૫ વર્ષની ઉમરે વધુ અભ્યાસ અર્થે વિલાયત ગયા ત્યા રોયલ કોલેજ ઓફ ફિઝિશ્યન્સ એન્ડ સર્જન્સની પરીક્ષાઓ પસાર કરી એલ આર સી પી અને એમ આર સી એસ થયા બાદ મહારાજા સયાજીરાવના પર્સનલ ફિઝિશિયન તરીકે નિમણૂક થઈ વિલાયતથી આવી વડોદરામા મેડિકલ ઓફિસર નિમાયા પાટણ, કડી, અમરેલી મુકામે સિવિલ સર્જન તરીકે કામ કર્યું મિલિટરી મેડિકલ ઓફિસર તરીકે પણ નિમાયા, ૧૯૪૧થી, ૧૯૪૬ સુધી બરોડા જનરલ હોસ્પિટલમા રેસિડેન્ટ સર્જન તરીકે નિમાયા ૧૯૪૬થી નિવૃત્ત થઈ આઈસ ફેકટરી સ્થાપી ઉપરાત કન્સલ્ટિંગ પ્રેકિટસ પણ ચાલુ છે સર યુનિવર્સિટી રોડ વડોદરા

**મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક** વ નડિયાદ જ તા ૩૧-૧-૧૮૮૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિયાદમા કોલેજ કેળવણી જૂનાગઢ બહાઉદ્દીન કોલેજમા અને વડોદરા કોલેજમા ૧૯૦૭મા બી એ થયા કા ઇન્ડિયન સ્પીસી બેન્કના એજન્ટ તરીકે કારકિર્દીનો આરભ ૧૯૨૪માં બેન્ક બંધ થતા વડોદરા રાજ્યના કેળવણી ખાતામા જોડાયા વડોદરામા રાજકીય સસ્કૃત મહાવિદ્યાલયમા પ્રિન્સિપાલ થયા હાલ નિવૃત્ત પ્રો સ્વ તનસુખરામ ત્રિપાઠી અને સ્વ તર્કવાચસ્પતિ બદરીનાથ શાસ્ત્રીજીની તેમના પર અસર હોઈ સંસ્કૃત સાહિત્ય વેદ, વેદાન્ત પુરાણો, ધર્મશાસ્ત્રો નુ વિશાળ વાચન સંસ્કૃત ભાષા પર પ્રભુત્વ કૃ સસ્કૃતમા-સયોગિતા સ્વયવરમ્ છત્રપતિ સામ્રાજ્યમ્ પ્રતાપવિજય વિજયા વહરી ગુજરાતીમા-સત્યધર્મ પ્રકાશ સૂર્યચંદ્રવંશી રાજાઓની વંશાવલી તથા જમ્બુદ્વીપ અને સપ્તદ્વીપના નકશાઓ મેવાડ પ્રતિભા શ્રી હર્ષ દિગ્વિજય વગેરે

**મૂળજીભાઈ શંકરભાઈ પટેલ** વ નરસંડા (તા નડિયાદ) જ તા ૧૨-૧-૧૯૨૩ જ્ઞા પાટીદાર શિ નરસંડા અને નડિયાદમા અંગ્રેજી પાચ ધોરણ સુધી કા સને ૧૯૩૮ ના જાન્યુઆરીમા ઇન્ડિયન મરકન્ટાઈલ મરિન ટ્રેઇનિંગ શિપ ડફરીનમા દાખલ થયા સને ૧૯૪૦ના ડિસેમ્બરમા ડફરીન ટ્રેઇનિંગ પૂરી થતા પરીક્ષામા ૬૭ ટકા કરતા વધુ માર્ક મેળવી એકસ્ટ્રા ફર્સ્ટ કલાસ સર્ટિફિકેટ મેળવ્યુ તે બદલ બોમ્બે પોર્ટ ટ્રસ્ટ તરફથી રૂા ૧૫૦૦ની સ્કોલરશિપ મળી ૧૯૪૧ મા સિંધિયા સ્ટીમ નેવિગેશન કુ લિ મા જોડાયા ૧૯૪૪મા હિન્દ સરકાર તરફથી લવાતી સેકન્ડ ઓફિસરની પરીક્ષા પાસ ૧૯૪૬મા સરકાર તરફથી લેવાતી ચીફ ઓફિસરની પરીક્ષા ગ્લાસગોથી પાસ કરી ૧૯૪૮મા વધુ અભ્યાસાર્થે ઇંગ્લેન્ડ ગયા ૧૯૪૯મા યુ કે ગવર્નર તરફથી લેવાતી કેપ્ટન અને એકસ્ટ્રા માસ્ટરની પરીક્ષાઓ ગ્લાસગોમાથી પાસ કરી "એકસ્ટ્રા માસ્ટર ની પરીક્ષા "મરકન્ટાઈલ મરિન મા ઉચ્ચમા ઉચ્ચ કક્ષાની ગણાય છે આખા હિંદમા ફક્ત પાચ વ્યક્તિઓએ આ

સિદ્ધ મેળવી છે તેમા તેઓશ્રીનો બીજો નબર છે આખા એ કોમનવેલ્થમા સૌથી નાની વયે પાસ થનાર તેઓ પ્રથમ હિંદી છે. ૧૯૫૦મા સિન્ધિયા ક માથી ફારેગ થઈ હિંદ સરકારની મિનિસ્ટ્રી ઓફ ટ્રાન્સપોર્ટના મરકન્ટાઈલ મરિન ડિપાર્ટમેન્ટમા નોટિકલ સરવેયર ટુ ધી ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા તરીકેની નિમણૂક થઈ ૧૯૫૧મા હિંદ સરકાર તરફથી ઇગ્લેન્ડ ગયા ઇગ્લેન્ડની મિનિસ્ટ્રી ઓફ ટ્રાન્સપોર્ટમા ચાદ માસ રહ્યા ૧૯૫૨મા હિંદ પાછા ફરી, પોતાનો હોદ્દો સભાળ્યો છે સર નોટિકલ સરવેયર, મરકન્ટાઈલ મરિન ડિપાર્ટમેન્ટ, કોમર્સ હાઉસ, મુબઈ–૧

**મોતીભાઈ દેસાઈભાઈ પટેલ** વ નાવલી, તા આણદ જ ઈ સ ૧૯૧૮ શિ એમ બી બી એસ થતા પછી સર્જિકલના વધુ અભ્યાસ અર્થે યુરોપ જઈ આવ્યા છે અમદાવાદના સિવિલ હોસ્પિટલ અને વાડીલાલ સારાભાઈ હોસ્પિટલમા સેવાઓ આપે છે એનિસ્થિજ પાસે તેઓ એક ખાનગી નર્સિગ હોમ પણ ચલાવે છે સર્જરીમા નિષ્ણાત તરીકે તેઓ ખૂબ જ જાણીતા છે

**મોતીભાઈ નારણભાઈ પટેલ** વ નાવલી (તા આણદ) ઉ ૪૭ શિ માધ્યમિક ચાર ધોરણનુ કા ખેતીથી ધધાનો પ્રારભ કર્યો નાવલીમા કરિયાણાની દુકાન જરોદના (પચમહાલ) જિનમા એક મોસમ નોકરી સવત ૧૯૮૮ની સાલમા ઝવેરભાઈ બિહારીલાલની કલકત્તાની પેઢીમા જોડાયા ત્યાથી ગુજરાત ટોબેકો કપનીમા અને ઢાકામા નોકરી ૧૯૩૬મા મૈમેનસિંગ (પૂર્વ પાકિસ્તાન ખાતે બાવાજી એન્ડ મોતીભાઈની પેઢીના નામે કામ કાજ શરૂ કર્યું ૧૯૩૮મા ભૈરવ અને ચાદપુર (પૂર્વ પાકિસ્તાન) ખાતે દુકાનોની શરૂઆત તમાકુ, બીડી, બીડીપાનનો વેપાર સવત ૧૯૯૯મા કલકત્તા અને રાજનપુર ખાતે કામકાજ શરૂ કર્યું, તેમા ફાવતા ત્યા બીડી બનાવવાનુ કારખાનુ ને બીડી પત્તાના જગલોનો કોન્ટ્રાક્ટ દેશના ભાગલા થતા કલકત્તા મુખ્ય ઓફિસ બની સવત ૨૦૦૨મા નાવલીમા તમાકુની ખળી નાખી. સં ૨૦૦૪મા મોટાભાઈ ઇશ્વરભાઈ ભાગીદાર ગ ૨૦૦૫મા રાયગઢ ખાતે જગલ રાખી પત્તાનો વેપાર શરૂ કર્યો ૨૦૦૬મા કુચ બિહાર, આસામના અગરતલામા દુકાનો શરૂ કરી ૨૦૦૬થી બીડી બનાવવાના મશિનની શોધ કરવા ઇન્વેન્ટર્સ ઇન્ડસ્ટ્રિયલ કોરપોરેશન લિમિટેડ નામની કપની સ્થાપી ૧૯૫૩મા તેના બીડી બનાવવાનુ મશિન બહાર મૂક્યુ ને મશિન બનાવવાનુ મેન્યુફેક્ચરીંગ ખાતુ નડીઆદ ખાતે નાખેલુ છે કઠવાડા ખાતેના સરદાર પટેલ ફાર્મ પર મોટા પાયા ઉપર ખેતીનુ કામ પણ ચાલે છે ૧૯૫૩મા કલકત્તા બીડી–ટોબેકો વેપારી મડળના પ્રમુખ છે લોક હિતની પ્રવૃત્તિઓમા સારો રસ લે છે કલકત્તામા રહે છે

**મોતીભાઈ શિવાભાઈ પટેલ** વ આણદ જ તા ૧૮–૩–૧૮૯૩ જ્ઞા પાટીદાર શિ અડાસ, આણદ અને પેટલાદમા ભણી ૧૯૧૩મા મેટ્રિક પાસ ઉચ્ચ શિક્ષણ બરોડા કોલેજ અને પૂનાની ફરગ્યુસન કોલેજમા ૧૯૧૮મા બી એ પાસ ૧૯૨૦મા મુબઈથી એલ એલ બી પસાર કરી, વકીલાત માટે સનદ મેળવી કા સનદ મળતા નડિયાદમા વકીલાત શરૂ કરી શરૂઆતમા તદ્દન સામાન્ય પ્રેક્ટિસ ધીમે ધીમે તેમા વધારો થતો ગયો મોતીભાઈ અમીન જેવા નિષ્કામ સેવાભાવીના સમાગમથી પ્રેરાઈને યથાશક્તિ સહકારી પ્રવૃત્તિઓમા રસ લે છે ખેડા જિલ્લા લેન્ડ મોર્ટગેજ બેંક લિ ના પ્રમોટર અને ચહ્યુ લિગલ એડવાઈઝર, ખેડા જિલ્લા સહકારી ખરીદ વેચાણ સઘના પ્રમોટર માજી ચેરમેન (૧૯૪૬) અને ચાલુ વ્યવસ્થાપક કમિટીના સભ્ય ખેડા જિલ્લા કો–ઓપરેટીવ ફ્રૂટ એન્ડ વેજિટેબલ ગ્રોઅર્સ એસોસિયેશન લિ ના પ્રમોટર અને તેના આજદિન સુધીના ચેરમેન ખેડા જિલ્લા સહકારી બોર્ડની વ્યવસ્થાપક કમિટીના સભ્ય, ગુજરાત વિભાગીય સહકારી બોર્ડ (અમદાવાદ)ની વ્યવસ્થાપક કમિટીના સભ્ય ખેડા જિલ્લા વિકાસ મડળના સભ્ય ખેડા જિલ્લા સહકારી સપ્લાય એન્ડ સેલ્સ સોસાયટીઝ સુપરવાઈઝિંગ ફેડરેશન લિ ના ચેરમેન (૧૯૫૧–૫૩), બોમ્બે કો–ઓપરેટીવ કાઉન્સિલના સભ્ય (૧૯૫૦–૫૧, ૧૯૫૧–૫૨), બોમ્બે પ્રો કો ઓ ઇન્સ્ટિટ્યુટની એક્ઝિક્યુટીવ કમિટીના સભ્ય, મધ્યસ્થ સરકારના વેપાર અને ૧૯૫૩થી ઉદ્યોગ ખાતાના પ્રધાન તરફથી નિમાયેલ ડેવલપમેન્ટ કાઉન્સિલના સભ્ય હાલ વકીલાત અને સહકારી સસ્થાઓના કાર્યો કરે છે સર સ્ટેશન રોડ, નડિયાદ

**મોહનલાલ ચિમનલાલ શુક્લ** વ આણદ શિ ફર્સ્ટ ક્લાસ મિકેનિકલ એન્જિનિયર મ મિકેનિકલ એન્જિનિયર થઈ વાકાનેર મિલમા નોકરી કરેલી હાલ અમદાવાદ માણેકચોક મિલમા એન્જિનિયર છે સર આકાશેઠ કૂવાની પોળ, રાયપુર, અમદાવાદ

**મોતીલાલ લલ્લુભાઈ પારેખ** વ નડિયાદ જ તા ૧૮–૩–૧૮૮૨ જ્ઞા ખડાયતા વણિક શિ નડિયાદ, અમદાવાદ અને મુબઈમા ભણી ૧૯૦૪મા એમ એ અને ૧૯૦૯મા એલ એલ બી થયા કા ૧૯૧૧મા અમદાવાદ વકીલાત શરૂ કરી ૧૯૧૨મા દેવગઢ બારિયા રાજ્યના દીવાનના અગત સેક્રેટરી થયા ૧૯૧૬મા એજ રાજ્યના દીવાન થયા ૩૨ વર્ષ સુધી દીવાનગીરી કરી. ૧૯૪૮મા નિવૃત્ત થયા

**મોહનલાલ અબાલાલ પરીખ** વ કપડવણજ ઉ ૫૭ જ્ઞા વાલિયા શિ પ્રાથમિક કપડવણજ, માધ્યમિક નડિયાદ સરકારી હાઈસ્કૂલ અને ઉચ્ચ શિક્ષણ ગુજરાત કોલેજ અને મુબઈની ફરગ્યુસન કોલેજમા લઈ બી એ થયા. એલ એલ બી નો અભ્યાસ કરી અધવચ્ચે છોડી દીધો કા ભારતની બીડી બનાવનાર સૌથી મોટી કપનીના માલિક મોહનલાલ હરગોવનદાસ સાથે શરૂઆતમા તેઓ શરૂ કરી ને કમિશનનુ કામ કરતી મોહનલાલ હરગોવનદાસની કુ મા જોડાયા આ પેઢી ખૂબ મોટા પાયા પર ચાલે છે આજે એ આખી પેઢી તેમની પોતાની માલિકીની છે તેઓ જાહેર પ્રવૃત્તિઓમા ખૂબ જ રસ લે છે મુબઈના શરાફ મહાજનના ઉપપ્રમુખ છે ભારત સરકારના મધ્યસ્થ ખેતીવાડી ખાતા હેઠળ કામ કરતી અખિલ ભારત

મધ્યસ્થ તમાકુ સમિતિના ઉપપ્રમુખ છે હિંદી વેપારી મંડળ, મુંબઈની વ્યવસ્થાપક સમિતિના છેલ્લા ૨૪ વર્ષથી સભ્ય છે મુંબઈ પેસેન્જર્સ એન્ડ ટ્રાફિક રીલિફ અસો.ના પ્રમુખ હતા વેસ્ટર્ન રેલવે જ્યારે બી બી એન્ડ સી આઈ રેલવે હતી ત્યારે એની સલાહકાર કમિટીના સભ્ય હતા કપડવણજના સેવાશ્રમના મૂળ સ્થાપકોમાંના એક અને શ્રી હરિભાઈ ફેસઈના એક શિષ્ય કપડવણજ કેળવણી મંડળની સ્થાપનાના પ્રારંભ વખતના પ્રમુખ

**મોહનલાલ ચુનીલાલ શાહ** વ નડિયાદ જ્ઞા ખડાયતા વાણિયા જ તા ૩૦-૧૨-૧૮૯૮ શિ નડિયાદમાંથી સને ૧૯૧૪માં મેટ્રિક હાઈસ્કૂલના



અભ્યાસ દરમિયાન લાયકાતની સરકારી શિષ્યવૃત્તિ ગુજરાત કૉલેજ અમદાવાદમાં ઇન્ટર પાસ કરી અને ધી ભાવનગર પારસીનલ સ્કોલરશિપ મેળવી મુંબઈની વિલ્સન કૉલેજમાંથી સને ૧૯૧૯માં બી એ (ઓનર્સ) થયા સને ૧૯૨૧માં એલ એલ બી થયા બાદ પંચમહાલના દાહોદ શહેરમાં વકીલાત શરૂ કરી ટૂંક વખત પછી વતન નડિયાદમાં વકીલાત કરવા માંડી સને ૧૯૨૫માં મુંબઈ સરકારના જ્યુડિશિયલ ખાતામાં સબજજ (મુનસફ) તરીકે થાણામાં નિમણૂક થઈ સને ૧૯૩૮માં ફર્સ્ટ ક્લાસ સબજજ તરીકે નિમાયા એક વર્ષ પછી ધારવારમાં આસિ જજ તરીકે નિમાયા સને ૧૯૪૫થી કાયમી ડિસ્ટ્રિક્ટ જજ થયા હાલ સૌરાષ્ટ્ર સરકારમાં હાઈકોર્ટના ચીફ જસ્ટીસ તરીકે કામ કરે છે સર સૌરાષ્ટ્ર હાઈકોર્ટ, રાજકોટ

**મોહનલાલ છગનલાલ શાહ** વ નડિયાદ જ તા ૪-૧૧-૧૯૨૨ જ્ઞા વણિક શિ નડિયાદમાં પ્રાથમિક શાળા, લોકમાન્ય તિલક વિનયમંદિર અને સરસ્વતી હાઈસ્કૂલમાં મેટ્રિક સુધી ભણેલા નાનપણથી જ વ્યાયામની તાલીમ મેળવી ઈ સ ૧૯૩૪માં અમરાવતી મિલિટરી કેમ્પમાં લશ્કરી શિક્ષણ લીધું ગુ વ્યા પ્ર મંડળ તરફથી 'વ્યાયામ વિશારદ'ની ઉપાધિ મેળવી સને ૧૯૩૦ની દાંડી કૂચ અને ધારાસણામાં ધાડમાં સામેલ થતાં જ મહુધા છાવણીમાં પકડાતાં જેલ પછી મોરાદાબાદ જિલ્લાના ચંદુશી ગામની આડતની પેઢીમાં વેપાર માટે ગયા બાદ નડિયાદમાં એકસેલસિયર કેમિકલ વર્ક્સની સ્થાપના ૧૯૪૨ની લડત શરૂ થતાં ભૂગર્ભ પ્રવૃત્તિમાં જોડાયા તેથી ઈ સ ૧૯૪૩માં કુટુંબીજનોને ઘર બહાર કાઢી મિલકત પર સરકારી સીલ લાગ્યાં કારાવાસ સને ૧૯૪૪માં છૂટ્યા કે વ્યાયામમંદિરમાં યોજાયેલી વિદ્યાર્થી સભામાં રવિશંકર મહારાજ સાથે તેમની ધરપકડ ચોથી વાર જેલવાસ ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિને વ્યવસ્થિત, સંગઠિત કરવામાં તેમનો મહત્ત્વનો ફાળો છે ૪૭માં હોમગાર્ડમાં જોડાયા તેમાં ક્રમશ રાઈટ માર્કર પ્લેટૂન કમાન્ડર, સિનિયર પ્લેટૂન કમાન્ડર કંપની કમાન્ડર તાલુકા કમાન્ડન્ટ ૧૯૫૨માં સ્ટાફ ઑફિસર ફોર પબ્લિસિટી અને છેવટે તા ૨૪-૨-૫૩થી જિલ્લા હોમ ગાર્ડ દળના વડા કમાન્ડન્ટ થયા છે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના એક મંત્રી નડિયાદની ને જિલ્લાની વ્યાયામ અને રમતોની બધી જ પ્રવૃત્તિઓના એક અગ્રણી કાર્યકર અને પ્રેરક જિલ્લા રાયફલ એસો.ના મંત્રી હોમગાર્ડ્ઝ પોથી તથા કવાયત એ બે તેમનાં પુસ્તકો છે 'બંદૂક કવાયત' લખી રહ્યા છે તરુણ પેઢીના વિકાસ માટેની પ્રવૃત્તિઓમાં અત્યંત રસ ધરાવે છે નડિયાદ અને જિલ્લાના આશાસ્પદ યુવાન કાર્યકર વેપારી પેઢીમાં એમની છગનલાલ ઝવેરદાસની શરાફી પેઢી જાણીતી છે સર અમદાવાદી બજાર, પીંજારાપોળ નડિયાદ

**મોહનલાલ દીપચંદ ચોકસી** વ ખંભાત ઉ ૬૦ વર્ષ મા મુંબઈમાં ઝવેરાતનો ધંધો પ્ર શ્રી જૈન શ્વેતાંબર કૉન્ફરન્સના ઉપપ્રમુખ શ્રી એજ્યુકેશન બોર્ડ, રાષ્ટ્રીય મહાસભા, ખંભાત પ્રજામંડળ ખંભાત પાંજરાપોળ તથા મુંબઈ સુધરાઈના સભ્ય, શ્રી શાંતિનાથ જૈન તાડપત્રીય ભંડાર તથા શ્રી આત્માનંદ જન્મ શતાબ્દિ બોર્ડના મંત્રી, શ્રી સાગરગચ્છ ટ્રસ્ટ તથા શ્રી ગુલાબભાઈ ટ્રસ્ટના ટ્રસ્ટી, ખંભાત મિત્રમંડળ પુસ્તકાલયના સંચાલક અને જૈન એસોસિયેશન ઑફ ઇન્ડિયાના સભ્ય એમ વિવિધ પ્રકારે તેઓએ સેવા આપી છે આ ઉપરાંત તેઓ અનેક જૈન સંસ્થાઓના સભ્ય, મંત્રી કે ખજાનચી છે એક સારા લેખક પણ છે દંપતિ જીવન દીપિકા, ખંભાત ચૈત્ય પરિપાટી, સામાજિક ભડકા, સ્થુલભદ્રની સમરનૌકા, વીર જયન્તી મહોત્સવ ઐતિહાસિક પુરુષોની ગૌરવગાથા વગેરે બાર જેટલાં પુસ્તકો લખ્યાં છે

**મોહનલાલ ભોગીલાલ શાહ** વ વસો, તા નડિયાદ જ્ઞા ખડાયતા વાણિયા શિ વડોદરા કૉલેજમાંથી બી એ થયા બાદ વડોદરા રાજ્યની કેળવણી ખાતાની હેડઑફિસમાં સુપ્રિન્ટેન્ડન્ટ હતા હાલ નિવૃત્ત થયા છે ઠક્કરબાપાની સાથે જમશેદપુર વેલ્ફેર ડિપાર્ટમેન્ટમાં ગયા હતા કૃ મિડલ સ્કૂલ અને હાઇસ્કૂલ ગણિત સર જૂની મહારાણી ગર્લ્સ હાઇસ્કૂલ સામે દાંડિયા બજાર, બબાજીપુરા પાસે વડોદરા

**મોહનલાલ શંકરલાલ શર્મા** વ મહેળાવ કા મોહનલાલ એસ મીઠાઈવાળાના નામે મુંબઈમાં ચાલતી એક મશહૂર પેઢીના સ્થાપક અને માથેરાન અને મહાબળેશ્વરની શિગલ હિન્દુ હોટલના ભાગીદાર છે કન્ફેક્શનરીનો વેપાર અને આયાત નિકાસ કરે છે તેમાં સાહસ અને તેના ભાગો મુખ્યત્વે છે તેઓ લોકહિતની પ્રવૃત્તિઓને બનતી મદદ કરે છે સર (ઘરનું) સિંધીનો માળો, બીજે માળે ફાકલવાડી, ભૂલેશ્વર રોડ, મુંબઈ ૨ (ધંધાનું) મોહનલાલ એસ મીઠાઈવાળા ઝવેરી બજાર મુંબઈ-૨ ફોન નં ૨૧૦૭૮

**યશવંત પ્રાણશંકર શુક્લ** વ ઉમરેઠ તા આણંદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૮-૪-૧૯૧૫ શિ સને ૧૯૩૨માં અમદાવાદની ન્યુ હાઇસ્કૂલમાંથી મેટ્રિક પાસ થયા ૧૯૩૬માં ગુજરાત કૉલેજમાંથી બી એ પરીક્ષા પાસ કરી અને ૧૯૩૮માં સુરતની એમ ટી બી કૉલેજમાંથી એમ એ પરીક્ષા ગુજરાતી

(મુખ્ય) અને અંગ્રેજી (ગૌણ) વિષયો સાથે પસાર કરીને તેમા સેકન્ડ ક્લાસ મેળવ્યો. કા એમ એ પાસ કર્યા પછી અમદાવાદના "પ્રજાબંધુ" સાપ્તાહિકના તંત્રી વિભાગમા ઉપતંત્રી તરીકે જોડાયા શાળાના અભ્યાસ દરમિયાન હસ્તલિખિત મેગેઝિન ત્રણ વર્ષ ચલાવેલુ કોલેજના મેગેઝિનમા પણ લેખો આપતા. સાહિત્ય વિવેચનમા એમ એ પાસ થયા પછી રસ લીધો પ્રજાબંધુમા ત્રણ વર્ષ કામ કર્યું. ત્યાર બાદ ગુજરાત કોલેજમા ને મુબઇની એલ્ફિન્સ્ટન કોલેજમા અધ્યાપક (લેક્ચરર) તરીકે કામ કર્યું અને ૧૯૪૨થી તે નોકરી છોડી ૧૯૪૨મા મુબઈના ભારતીય વિદ્યા ભવનના ગુજરાતી વિભાગમા રીડર તરીકે જોડાયા અને એક વર્ષ પછી એ જ વિભાગમા પ્રોફેસર તરીકે નિમાયા અને ૧૯૪૫થી "પ્રજાબંધુ" તંત્રી વિભાગમા ફરીથી જોડાયા ને પાંચ વર્ષ કામ કર્યું તે દરમિયાન ગ્રંથાવલોકન અને વિવેચનનો વિભાગ સભાળ્યો ઉપરાંત સામાજિક પ્રશ્નોની છણાવટ પ્રજાબંધુના "સંસારના રંગ"મા સસારશાસ્ત્રી એ ઉપનામથી કરતા હાલ ગુજરાત વિદ્યાસભા અમદાવાદમા શ્રી ભો જે વિદ્યાભવન (અનુસ્નાતક શિક્ષણ અને સંશોધન સંસ્થા)મા ગુજરાતી અને ભારતીય પ્રાચીન સંસ્કૃતિ એ વિષયોના અધ્યાપક તરીકે કામ કરે છે સર ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ

**રઘુનાથભાઈ ત્રિભોવનદાસ બ્રહ્મભટ્ટ** વ નડિયાદ જ તા ૨૨-૧૨-૧૮૯૨ શિ વતનમા મેળવી, લેખન પ્રવૃત્તિ આરભી કા ૧૬ વર્ષની વયે 'બુદ્ધદેવ' નાટક રચી મુબઇ ગયા તેમણે ૧૫ જેટલા ગુજરાતી નાટકો લખ્યા છે કવિશ્રી પ્રભુલાલ ત્રિવેદીના તથા બીજા મળી ૫૦ જેટલા નાટકોમા કાવ્યો દ્વારા પ્રાણ પૂર્યા છે આ સિવાય ગ્રામોફોન રેકર્ડ પરના ગીતો પાચ ગુજરાતી અને હિન્દી ચિત્રોની કથા અને ૧૫ ચલચિત્રોના ગીતો રચ્યા છે તેમના ગીતો બે દાયકા પહેલા સમસ્ત ગુજરાતમા લોકકંઠે ગવાતા થોડા વર્ષ અગાઉ તેમનો 'વન પ્રવેશ' ઉજવી તેમની કનાર્દુ મૂલ્યાકન થયુ છે નાટકની દુનિયામા 'રસકવિ' તરીકે તેઓ ખૂબ જ જાણીતા છે સર બારોટ વગો, નડિયાદ

**રણછોડભાઈ નારણભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પાટીદાર શિ બી એ એલ એલ બી કા નડિયાદના એક જાણીતા વકીલ અને સહકારી પ્રવૃત્તિના અગ્રણી કાર્યકર ૧૯૪૭થી જ્યારથી સહકારી પ્રવૃત્તિએ જિલ્લામા ખૂબ ઝડપી વિકાસ આરભ્યો ત્યારે નડિયાદમા એમની આગેવાની હેઠળ 'કન્ઝ્યુમર્સ' કો-ઓપરેટીવ સ્ટોર્સ'ની સ્થાપના થઈ તે પછી નડિયાદના બધા સ્ટોર્સનુ ફેડરેશન સ્થપાયુ તેના વર્ષોથી એ ચેરમેન છે વર્ષો સુધી મંત્રી તરીકે કામ કરી નડિયાદની આયુર્વેદિક હોસ્પિટલ અને કોલેજને સ્થિર કરી વિકસાવવામા અગત્યનો ફાળો આપ્યો છે સર લખાવાડ, નડિયાદ

**રણછોડભાઈ માધવભાઈ પટેલ** વ થામણા. તા આણદ જ્ઞા પાટીદાર જ તા ૧૭-૧૨-૧૯ શિ ૧૯૪૩૧ ઓનર્સ સાથે બી એસ સી (એગ્રિ) થયા ૧૯૫૧મા અમેરિકા વિસ્કોનસિન યુનિ ના માસ્ટર ઓફ સાયન્સ (એગ્રોનોમી) થયા ૧૯૫૩મા પી એચ ડી થયા અમેરિકાના વસવાટ દરમિયાન યુનિ તરફથી વાર્ષિક રૂ. ૧૫૦૦ની શિષ્યવૃત્તિ મળતી હતી કા



૧૯૪૩મા હાસરા તાલુકાની મામલતદારની કચેરીમા ચાર મહિના નોકરી કરી ત્યાર પછી હાસરા તાલુકા સેલ્સ અને પરચેઝ યુનિયનના મેનેજર તરીકે થોડો વખત નોકરી કરી ૧૯૪૪મા કૃષિગોવિદ્યાભવનમા પાક સંશોધન વિભાગમા નોકરીમા જોડાયા ૧૯૫૦ના ઓગસ્ટમા એ જ સસ્થા તરફથી વધુ અભ્યાસાર્થે અમેરિકા ગયા ૧૯૫૪મા પાછા ફરી એ જ સસ્થામા નોકરી કરે છે, અને ત્યાની બંસીલાલ અમૃતલાલ ખેતીવાડી કોલેજમા વનસ્પતિ શાસ્ત્રના અધ્યાપક તરીકે કામ કરે છે સર ઇન્સ્ટિટ્યુટ ઓફ એગ્રિકલ્ચર, આણદ.

**રણછોડભાઈ શીવાભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૧-૯-૧૯૧૧ શિ ૧૯૩૪મા બી એસ સી (ઇલેક્ટ્રિકલ એન્ડ મિકેનિકલ એન્જિનિયરિંગ) કા સને ૧૯૩૭થી વડોદરા રાજ્યના ઇલેક્ટ્રિક પાવરહાઉસમા જોડાયા સ્ટેટનુ વિલીનીકરણ થતા મુબઈ રાજ્યમા નોકરી શરૂ થઈ હાલ ડેપ્યુટી એન્જિનિયર તરીકેના હોદ્દા પર છે સર બી જે મેડિકલ કોલેજ, ઇલેક્ટ્રિકલ સબ ડિવિઝન પૂના

**રણછોડલાલ ચુનીલાલ શાહ** વ નડિયાદ જ તા ૩૧-૧૨-૧૮૯૩ જ્ઞા વીસા ખડાયતા વણિક શિ ઈ સ ૧૯૧૨મા મેટ્રિક પસાર કરી ૧૯૧૭મા બી એ થયા ૧૯૨૦મા એલ એલ બી થયા કા ૧૯૨૧થી નડિયાદમા વકીલાત કરે છે શરૂઆતમા દીવાની ને ફોજદારી બંનેમા કામ કરતા ૧૯૨૫થી ફક્ત દીવાની કોર્ટમા જ વકીલાત કરે છે ૧૯૨૫થી ૩૨ સુધી નડિયાદ બાર એસોસિયેશનના જોઈન્ટ સેક્રેટરી હતા ૧૯૩૭થી ૪૨ સુધી નડિયાદ મ્યુનિસિપાલિટીના કાઉન્સિલર હતા દરમિયાન ૧૯૩ મા મ્યુનિ ના વર્કસ ઓવરસિયર તથા સ્ટેન્ડિંગ કમિટી અને નિગમ કમિટીના ચેરમેન પણ રહેલા ૧૯૩૭થી ૩૯ સુધી નડિયાદ હિંદુ અનાથઆશ્રમના સેક્રેટરી તથા ૧૯૪૦થી ૪૧ સુધી નડિયાદ સેરિયલ કલબના સેક્રેટરી હતા હાલ વીસા ખડાયતા કેળવણી ફડના પ્રમુખ જીવકોર સદાવ્રત ટ્રસ્ટના ટ્રસ્ટી મહાગુજરાત આયુર્વેદિક કોલેજની કારોબારી સમિતીના સભ્ય, આયુર્વેદિક ડિસ્પેન્સરીના ચેરમેન નડિયાદના શિવાનંદ આશ્રમના તથા માઉન્ટ આબુના રામકુડ મંદિરના એક ટ્રસ્ટી તથા ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા, નડિયાદના સેક્રેટરી છે સર સિંદુરી પોળના નાકે, નડિયાદ

**રણછોડલાલ પુરુષોત્તમદાસ કવિ** વ ઉમરેઠ જ



તા ૨૮-૮-૧૮૮૮ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ કા બે પેઢીથી તેમનું કુટુંબ 'કવિ કુટુંબ' તરીકે જાણીતુ છે તેઓ લેખક, કવિ અને વિવેચક છે આજુબાજુના ગામો જેવા કે ઉમરેઠ, ડાકોર, ખિજલપુર, થામણા ઈ ગામોના ઇતિહાસનુ સંશોધન કર્યું છે જૂનું જ્ઞાતિ અંગેનુ અને બીજું સાહિત્ય, સ્વામીનારાયણ સાંપ્રદાયિક સાહિત્ય, જૂના દસ્તાવેજો વગેરે તેમની પાસે ઘણુ જળવાયેલુ તથા સંશોધાયેલુ પડયુ છે "શ્રી બાજખેડાવાળ બ્રહ્મોત્પત્તિ માર્કંડ" અને "ગોત્રમીમાંસા" નામના બે ઇતિહાસ પુસ્તકો તેમણે લખ્યા છે તે જ્ઞાતિ માસિકમા છૂટક છૂટક છપાય છે ૩૦૦ જેટલા લગ્નગીતો તથા મરણ સમયના રાજિયા અંગેના ગીતોનો તેમણે સંગ્રહ કરેલો છે શ્રીજી મહારાજની પ્રસાદીના પત્રો, શ્રીહરિની ચાખડીઓ, ચરણારવિંદ ઈત્યાદિ ચીજો તેમની પાસે સુરક્ષાયેલી હાલતમા મોજૂદ છે અનેક વિદ્વાનો અને ધર્મપ્રેમીઓ તેમને ત્યા આવી રસલ્હાણ કરે છે ઇતિહાસ અને સંશોધનમા તેમને ખૂબ રસ છે, 'સ્નેહસુધા' તખલ્લુસથી અગાઉ એ લેખો લખતા સર જનાનાદીની પોળ પાસે, ઉમરેઠ

**રણછોડલાલ મગનલાલ શાહ** વ મહેમદાવાદ જ તા ૨૭-૧૦-૧૮૮૯ શિ મેટ્રિક સુધી કા સને ૧૯૦૫મા મુબઈમા રૂા ૧૫ના પગારે ખાનગી પેઢીમા નોકરી સ્વીકારી તે પછી દૂધમાથી મલાઈ કાઢવાના સચાઓ વેચવાની એજન્સી મેળવી અમદાવાદમા ઓફિસ ખોલી ૧૯૦૬-૦૭મા એગલ સ્ટીમ કેલનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો ૧૯૦૮મા ભાગીદારીમા તમાકુનો વેપાર કરવા એડન ગયા ૧૯૧૪ના યુદ્ધકાળ દરમિયાન એડન છોડી ઘેર આવ્યા ૧૯૧૬મા ક્વાન્ટામા ચા, હેશિયન, અને કોલસાનો ધંધો શરૂ કર્યો ૧૯૧૮મા રાણીગંજમા એક કોલસાની ખાણના ભાગીદાર બન્યા ૧૯૨૧મા તબિયત બગડતા ઘેર પાછા આવ્યા ૧૯૨૪મા રાજપીપળા સ્ટેટનો ઇંટો પૂરી પાડવાનો મોટો કોન્ટ્રાક્ટ લીધો, તેમા સારુ કમાયા ૧૯૩૦મા અમદાવાદમા બીડીમેરાના કારખાનાની સોલ એજન્સી મેળવીને માગલોરી નળિયાનો ધંધો શરૂ કર્યો જે હજુ પણ ચાલે છે ૧૯૫૦મા સદીજપુરમા કૃષ્ણપોટરી વર્કસ નામનુ પોતાનું કારખાનુ ઉભુ કર્યુ જે હાલ પણ ચાલુ છે ૧૯૨૭મા અમદાવાદ તેમણે સ્વદેશી મિત્ર મંડળ સ્થાપેલુ હોમરૂલ લીગમા જોડાયેલા વાત્રક કાંઠે આવેલા શ્રી બસીવાના ઋષિનિવાસ આશ્રમના પ્રમુખ તરીકે બાર વરસ કામ કર્યું ૧૯૨૭મા અતિવૃષ્ટિને લીધે મહેમદાવાદથી નડિયાદ વચ્ચેનો રેલવે વહેવાર ખોરવાઈ ગયેલો ત્યારે મહેમદાવાદ સ્ટેશને પોતાને ખર્ચે મફત રસોડુ મુસાફરો માટે શરૂ કરેલુ ખેડા જિલ્લાના સત્યાગ્રહ વખતે મહેમદાવાદનુ થાણુ એમને ઘેર રાખવામા આવેલુ ૧૯૨૭ના રેલસંકટ નિવારણમા ખૂબ જહેમત ઉઠાવી સેવાકાર્ય કર્યું તેજ વરસે મ્યુનિમા બિન હરીફ કાઉન્સિલર થયા અને તે પ્રસંગે જનતા તરફથી માનપત્ર પણ મળ્યુ ૧૯૩૨મા મહેમદાવાદમા ખાદી ઉત્પન્ન કરવાનુ મોટુ કેન્દ્ર ખોલ્યુ તેને લીધે ખોટ ભોગવી અને થોડો વખત જેલ પણ ભોગવી તેમણે નાના મોટા દરેક હજાર રૂપિયાના દાન કર્યા છે તે સિવાય ગરીબ વિદ્યાર્થીઓને મદદ તથા ગુપ્ત દાન પણ કર્યા છે, અને હજી કરે છે સર કૃષ્ણભુવન, મહેમદાવાદ

**રતીલાલ પુરુષોત્તમદાસ પટેલ** વ : સુણાવ, તા પેટલાદ જ ઈ સ ૧૯૧૪ શિ ૧૯૩૮મા એમ બી. બી. એસ થયા કા શરૂઆતમા જે જે. હોસ્પિટલ મુબઈમા હાઉસ સર્જન તરીકે એક વર્ષ કામ કર્યું. તે પછી એક બીજી હોસ્પિટલમાં નવેક માસ કામ કરી ૧૯૪૧થી નડિયાદમા આવી સ્વતંત્ર પ્રેક્ટિસ શરૂ કરી છે નડિયાદ અને આજુબાજુના ગામોમાં તેઓએ સારી ખ્યાતિ જમાવી છે નડિયાદ મ્યુનિ ના સભ્ય છે.

**રતીલાલ મોહનલાલ વાડીલાલવાળા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા દશા પોરવાડ જૈન, જ ૧૯૧૦ બા લીનાકુમારી, બી એ. કા કરાચી એન્જિનિયરિંગ કોલેજમા અભ્યાસ કર્યા પછી ઇમ્પિરિયલ કોલેજ (લંડન)મા ભણી બી. ઈ (સિવિલ), ડી. આઇ સી (લંડન) અને ૧૯૩૫મા પી એચ ડી એન્જિનિયરિંગ (લંડનની ઉપાધિઓ મેળવી છે મેસર્સ કોરા એન્ડ ભટ્ટ કન્સલ્ટિંગ એન્જિનિયર્સ (મુબઇ)ના ભાગીદાર છે સર . ૨૨, એપોલો સ્ટ્રીટ, મુબઈ ૧

**રમણભાઈ ચતુરભાઈ અમીન** વ વીરસદ, તા બોરસદ જ્ઞા પાટીદાર જ તા ૧૭ ૧૨ ૧૯૨૧



પ જયાકિશોરી અમીન, જી એ શિ ૧૯૪૩મા બી એસસી (ઓનર્સ) થયા ૧૯૪૭મા એમ એસ ઇન ફાર્મેકોલોજી, યુનિ ઓફ મેરીલેંડ (યુ એસ. એ) ૧૯૪૮મા પી એચ ડી ઇન ફાર્મેસ્યુટિક કેમિસ્ટ્રી ૧૯૪૬-૪૭-૪૮મા ફેલો ઓફ અમેરિકન ફાઉન્ડેશન ફોર ફાર્મેસ્યુટિકલ એજ્યુકેશન, ફેલો ઓફ અમેરિકન એસોસિયેશન ઓફ એડવાન્સમેન્ટ ઓફ સાયન્સ કા દુનિયાના દેશોનો પ્રવાસ કરી ૧૯૪૯મા ગવર્મેન્ટ ટેકનિકલ એડવાઈઝર, મિનિસ્ટ્રી ઓફ સાયન્ટિફિક રિસર્ચ ન્યુ દિલ્હીમા જોડાયા ૧૯૫૦થી થિયેરેપેટિક્સ કેમિકલ રિસર્ચ કોરપોરેશન મુબઇના મેનેજિંગ ડાયરેકટર છે. ઇન્ડિયન ફાર્માસ્યુટિકલ કમ્બાઇન એસોસિયેશન લિ મુબઇના ડાયરેકટર અને જનરલ મેનેજર છે હિન્દુસ્તાનની ફાર્માસ્યુટિકલ અને કેમિકલ ઇન્ડસ્ટ્રીઝના ટેકનિકલ એડવાઈઝર અને કન્સલ્ટન્ટ તરીકે કામ કરે છે વૈજ્ઞાનિક શોધખોળોને લગતા લેખો વૈજ્ઞાનિક શિક્ષણ સંસ્થાઓના મેગેઝિનોમા અને અમેરિકા તથા હિંદના અખબારોમા લખે છે સર ૯૫, મોરલેન્ડ રોડ, ભાયખલા, મુબઈ ૮, ફોન નં ૭૪૬૩૧

**રમણભાઈ ભાઈલાલભાઈ અમીન** વ વીરસદ, તા. બોરસદ જ તા ૧૯-૫-૧૯૧૩ જ્ઞા પાટીદાર શિ ૧૯૨૯મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી જર્મની જઈ ૧૯૩૪મા મિકેનિકલ એન્જિનિયરિંગનો અભ્યાસ પૂરો કર્યો કા ઇ સ ૧૯૩૦મા વધુ અભ્યાસ માટે જર્મની ગયા ત્યા ચાર વર્ષ ટેકનિકલ કોલેજમા મિકેનિકલ એન્જિનિયરિંગનો અભ્યાસ કરી ૧૯૩૪મા દેશમા આવી



વડોદરાના સુપ્રસિદ્ધ એલેમ્બિક કેમિકલ વર્કસ લિ મા મેનેજર અને એન્જિનિયર તરીકે દાખલ થયા ધધાના વધુ વિકાસ અર્થે ૧૯૩૭મા જાપાન અને ૧૯૩૯મા યુરોપ અને અમેરિકા જઈ ત્યાના કારખાનાઓમા થતા ઉત્પાદન વેચાણ વગેરે બાબતોનો અભ્યાસ કર્યો ત્યાર બાદ એલેમ્બિક કપનીમા જનરલ મેનેજર તરીકેનો હોદ્દો સભાળી લીધો ૧૯૪૩મા તેમના પિતા સ્વ રાજમિત્ર ભાઈલાલભાઈ દાજીભાઈ અમીનના પૂરતા પ્રોત્સાહનથી જ્યોતિ લિ એન્જિનિયરિંગ વર્કસ શરૂ કર્યું સદરહુ કારખાનામા પાણી માટેના પપો, કેમિકલ પ્લાન્ટસ, પેપર કટિંગ મશિન્સ, ઇલેક્ટ્રિક મોટર્સ વગેરે બનાવવામા આવે છે હાલ આ કારખાનુ બરાબર લાઈન ઉપર આવતા તેમના ભાઇ શ્રી નાનુભાઇને તેનો વહીવટ સોંપવામા આવ્યો છે ૧૯૪૫મા ધી એલેમ્બિક ગ્લાસ ઇન્ડસ્ટ્રીઝ લિ નામની કપની શરૂ કરવામા આવી છે લડાઇના વખતમા બાટલીઓ નહિ મળવાના કારણથી ઘણી જ મુશ્કેલી પડતી જે સદરહુ કપની શરૂ કરવાથી દૂર થઈ છે છેલ્લા ત્રણ વર્ષથી ઓટોમેટિક પ્લાન્ટ હિંદુસ્તાનમા પ્રથમ આ કપનીએ અમેરિકાથી ખરીદી લાવીને ઘણો જ વિકાસ કર્યો છે સર એલેમ્બિક કોલોની, વડોદરા.

**રમણલાલ કેશવલાલ પરીખ** વ પેટલાદ જ્ઞા વાણિયા શિ ગુજરાતી છ ધોરણ અને અગ્રેજી બે ધોરણ સુધી કા પેટલાદ અને વડોદરા રાજ્યમા ઉદ્યોગપતિ અને દાતાર તરીકે ખ્યાતિ પામેલા અગ્રણી ધનપતિ પેટલાદની ધી કેશવ મિલ્સ કુ લિ, પેટલાદ ટર્કી રેડ ડાઈ વર્કસ કુ લિ, રાજ્યરત્ન નારણભાઈ મિલ્સ કુ લિ, આ બધા પેટલાદના મોટા ઉદ્યોગના એક માલિક અને વર્ષોથી સચાલક શેઠ રમણભાઈ ઉદ્યોગપતિ ઉપરાંત દાતાર તરીકે ખૂબ જ ખ્યાતિ પામેલા છે અને પોતાની કમાણીનો અમુક ભાગ દાનમા કાઢવો જ એવા પિતાશ્રી કેશવલાલભાઈના વારસાને એમણે જાળવી રાખ્યો છે, અને લાખો રૂપિયાના દાન કર્યાં છે વડોદરા રાજ્યે એમને રાજ્યમિત્ર અને દાતારનો એમ બે ઇલ્કાબો આપ્યા હતા ત્યારથી તેઓ દાતાર તરીકે જાણીતા છે એમના કારખાના ને વેપારની આવકનો $\frac{1}{10}$ ભાગ દાનમા કાઢવાનો મોટા ભાઈ નારણભાઈનો મૂળ નિશ્ચય દરેક વર્ષે એ રકમ જુદી કાઢી નહિ શકાયેલી આથી સંવત ૧૯૬૧મા આખા વર્ષનો બધો નફો દાનમા કાઢ્યો ત્યારથી નફાનો $\frac{1}{10}$ ભાગ આ કુટુબ દર વર્ષે દાનમા કાઢે છે શેઠ રમણભાઈએ પોતાના દાનથી અનેક સસ્થાઓને સ્થળો પેટલાદ અને આસપાસ સ્થાપ્યા છે તે જાણીતા છે

**રમણલાલ ગિરધરલાલ પટેલ** વ ઠાસરા જ્ઞા પાટીદાર જ તા. ૨૧-૮-૧૯૧૪ શિ એમ ડી એમ આર સી ઓ જી (લડન). કા ૧૯૪૧થી ૧૯૪૬ સુધી આર્મી મેડિકલ સર્વિસમા જોડાઈ મુબઈમા નોકરી કરી ૧૯૪૮થી ૧૯૫૧ સુધી અમદાવાદમા વાડીલાલ સારાભાઇ હોસ્પિટલ અને પ્રસૂતિગૃહમા માનદ સેવા આપી હાલમા ન્યુ સિવિલ હોસ્પિટલ અને બી જે મેડિકલ કોલેજ, અમદાવાદને માનદ સેવા આપે છે રમણલક્ષ્મી પ્રસૂતિગૃહ–નડિયાદની સલાહકાર સમિતિના સભ્ય છે સર પોલી ક્લિનિક હોસ્પિટલ, લાલ દરવાજા અમદાવાદ-૧

**રમણલાલ ચદુલાલ પરીખ બાસુદીવાળા** વ નડિયાદ જ સને ૧૯૦૭ જ્ઞા ખડાયતા વણિક શિ મુબઇમા શિક્ષણ લીધેલુ કા ૧૮ વર્ષની ઉમરે પિતાની વેપારી પેઢીમા જોડાયા આજે તેમની પેઢીની દેશભરમા ૨૩ શાખાઓ છે તેઓ પેઢીના મુખ્ય વડા અને મેનેજિંગ પાર્ટનર છે નડિયાદ સેફ ડિપોઝીટ વોલ્ટ લિ ના ચેરમેન છે જાલના ઇન્ડસ્ટ્રીઝ લિ જાલના, પરીખ ડાઇંગ એન્ડ પ્રિન્ટિંગ મિલ્સ લિ. મુબઈ, એસોસિયેટેડ સ્ટોન ઇન્ડસ્ટ્રીઝ લિ રામગજમડી (કોટા) અને વેસ્ટર્ન ઇન્ડિયા એજન્સીઝ લિના ડિરેક્ટર છે ઇન્ડિયન મરચન્ટસ ચેમ્બર, દે.ના બેન્કિંગ કુ લિની નડિયાદની શાખાનુ સલાહકાર મડળ અને ઇન્ડિયન રોડ એન્ડ ટ્રાન્સપોર્ટ ડેવલપમેન્ટ એસોસિયેશનના સભ્ય છે ચદુલાલ ડી પરીખ ખડાયતા ભુવન મડળના ટ્રસ્ટી અને મુખ્ય દાતા છે નડિઆદ બાસુદીવાળા પબ્લિક હાઇસ્કૂલ અને જાલના પબ્લિક હાઇસ્કૂલના મુખ્ય ટ્રસ્ટી છે નડિયાદની જે એન્ડ જે સાયન્સ કોલેજના એક મુખ્ય પ્રણેતા અને દાતા છે સર ૨૯૯, સેન્ડહર્સ્ટ રોડ, મુબઈ-૪

**રમણલાલ ચિમનલાલ** વ ખભાત જ સને ૧૯૦૯ જ્ઞા વણિક શિ ઇન્ટર આર્ટસ થઈ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટમા જોડાયેલા કા પોતાના ગ્રૂપ એફ ઇન્ડસ્ટ્રીઝમા ડિરેક્ટર તરીકે હિતો ધરાવે છે ફેડરેશન ઓફ ગુજરાત સ્ટેટ મિલ્સના પ્રમુખ છે ધાર્મિક, સામાજિક પ્રવૃત્તિઓમા રસ લે છે સર ઝવેરચદ લક્ષ્મીચદ, વડોદરા (ધંધાનુ) કૃષ્ણા કોર્પોરેશન, ૧૭ બી, એલ્ફિન્સ્ટન સર્કલ, દેના બેન્ક બિલ્ડિંગ, કોટ, મુબઈ-૧ ફોન ન ૨૨૪૪૯

**રમણલાલ ચુનીલાલ શાહ** વ છીપડી (તા કપડવણજ) જ્ઞા ખડાયતા વણિક શિ મુબઈ યુનિવર્સિટીના એલ. સી પી એસ. થયા આ પરીક્ષામા ગુજરાતમા પ્રથમ આવવાથી સરકાર તરફથી સર્જરીમા સિલ્વર મેડલ મળ્યો કા ૧૯૩૫થી ૧૯૪૦ સુધી સરકારી મેડિકલ ઓફિસર તરીકે બારડોલી પૂના, ગોધરા, અમદાવાદ, અક્કલકૂવા વગેરે સ્થળોએ કામ કર્યું હાલ અમદાવાદ સ્વતંત્ર ડોક્ટર તરીકે પ્રેક્ટિસ કરે છે ૧૯૫૩મા શ્રી ગિરિજાલક્ષ્મી ખડાયતા મહિલા મદિરની સ્થાપના કરી

'ખડાયતા જ્યોતિ' માસિકના તંત્રી તરીકે કામ કરે છે. આ ઉપરાંત શ્રી કમળાલક્ષ્મી ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળા, શ્રી ખડાયતા કેળવણી મંડળ અને ખડાયતા મધ્યમવર્ગ રાહત ફંડના માનદ મંત્રી તરીકે સેવા આપી છે કેટલીક ખડાયતા સંસ્થાઓના પ્રમુખ તરીકે પણ સેવા આપી છે

**રમણલાલ ચુનીલાલ શાહ** વ મહેમદાવાદ શિ એમ એ, બી ટી, ડી પી ઈડી સંગીત વિશારદ કા ૧૯૪૫મા બી એ પાસ કરી મહેમદાવાદ હાઇસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા ૧૯૪૬મા એક વર્ષનો અભ્યાસક્રમ કરી વ્યાયામમા કાંદીવલી (મુબઈ) ડિપ્લોમા મેળવ્યો ૧૯૪૬થી ૪૮ સુધી મહેમદાવાદ હાઇસ્કૂલમા શિક્ષક તરીકે કામ કર્યું આ દરમિયાન સંગીત વ્યાયામ, સાહિત્ય, નાટ્ય વગેરે પ્રવૃત્તિ આદરી દરમિયાન એમ એ ની ઉપાધિ પણ મેળવી, ૧૯૪૮મા સૌરાષ્ટ્રની ભાવનગર શામળદાસ કોલેજમા ફીઝિકલ ઈન્સ્ટ્રક્ટર તરીકે જોડાયા ૧૯૫૦થી ઝાલાવાડ વિભાગના શારીરિક શિક્ષણ નિરીક્ષક તરીકે નિમાયા છે ગુજરાતના દૈનિકોમા શારીરિક શિક્ષણ તેમજ વ્યાયામ અંગે અવાર નવાર લેખો લખે છે સર કેમ્પ, સ્ટેશન નજીક, સુરેન્દ્રનગર.

**રમણલાલ છગનલાલ શાહ** વ કપડવણજ જ્ઞા દશા શ્રીમાળી વણિક ઉ ૪૩ બા એક પુત્રી તથા બે પુત્રો છે. તે પૈકી મોટા પુત્ર એમ એ છે નાના પુત્ર બી એ છે કા મુબઈમા એક સગાનો કાચની બગડીનો વેપાર હતો ત્યા ૧૫ વર્ષ નોકરી કરી ત્યાથી છૂટા થઈ મુબઈમા સ્વતંત્ર ધંધો કર્યો ૧૯૩૦મા ફીરોઝાબાદ જઈ ત્યા કાચની બગડીનો વેપાર શરૂ કર્યો ૧૯૪૨મા 'રામા ગ્લાસ વર્કસ' નામનુ કારખાનુ શરૂ કર્યું તેમની પેઢી એસ રમણલાલ એન્ડ કંપનીના નામથી ચાલુ છે તેમણે અને તેમના ભાગીદારોએ મળી ફીરોઝાબાદમા શ્રી રામા કન્યાવિદ્યાલય શરૂ કર્યું છે તેનુ મકાન તેમજ આવકની વ્યવસ્થા કરી આપી છે તેના સચાલનમા પણ તેઓ સારી સેવા આપે છે સર ગની બોહરાન, ફીરોઝાબાદ (આગ્રા)

**રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી** વ ઉમરેઠ, તા આણંદ જ્ઞા શ્રીગોડ બ્રાહ્મણ જ તા ૧૭-૭-૧૯૧૦ શિ અંગ્રેજી પાંચ ધોરણ બની પેટલાદ નારાયણ સંસ્કૃત મહાવિદ્યાલય, રાજકીય સંસ્કૃત વ્યાકરણ પાઠશાળા વગેરેમા રહી સાત વર્ષ અભ્યાસ કરેલો શિક્ષણ દરમ્યાન ઈનામો ને ચંદ્રકો મેળવેલા કા ૭ વર્ષ ડભોઈ પુષ્ટિમાર્ગીય પાઠશાળાના અધ્યાપક તરીકે રહેલા શ્રી નારાયણાચાર્ય ગીતાવર્ગના અધ્યાપક તરીકે રહેલા દલ કાંદીવલી મુબઈ) ગીતા પાઠશાળાના માનાર્હ અધ્યાપક અને દેવનાગીરાંહિના જ્યોતિષ કાર્યાલયના અધ્યક્ષ તરીકે કામ કરે છે દયારામ સાહિત્ય સભા, ડભોઈની સ્થાપના કરેલી અને એક વર્ષ પ્રમુખ અને મંત્રી તરીકે રહેલા. ગ્રામ સેવા સમાજ-ઉમરેઠના બાર વર્ષ સુધી મંત્રી તરીકે રહેલા 'પુષ્ટિમાર્ગના ૫૦૦ વર્ષ', 'નિત્યપાઠ' વગેરે ૧૦ ગ્રંથો લખ્યા છે અને દર જ્યોતિષ અને ગીતાજી પર બીજા ગ્રંથો લખી રહ્યા છે તેઓ સારા જ્યોતિષી અને આખ્યાનકાર છે સર ગીતા પાઠશાળા, અમરવીલા, મથુરાદાસ રોડ, કાંદીવલી (પશ્ચિમ), મુબઈ

**રમણલાલ નાગજીભાઈ પટેલ** વ સિહુજ, (તા મહેમદાવાદ) જ્ઞા પાટીદાર શિ ઈન્ટર સુધી કા તા લો બોર્ડમા તેમજ ડી ડી બોર્ડમા પ્રમુખ તરીકે, અને જિલ્લા બોર્ડમા ઉપપ્રમુખ તથા સભ્ય તરીકે સેવા આપેલી ધધાર્થે આફ્રિકા જઈ આવેલા સિહુજની નિશાળના મકાન તથા વોટરવર્કસની કામગીરી અંગે ખૂબ જહેમત લીધેલી અને બનતી મદદ પણ કરેલી ગ્રામ પંચાયતના સરપંચ છે જાહેર હિતની પ્રવૃત્તિઓમા રસ લે છે

**રમણલાલ નગીનદાસ પરી** વ કપડવણજ કા સ્ટાર મેટલ રિફાઈનરી લિમિટેડ ચલાવે છે. લડાઈના સમયે સરકારને તબુઓ પૂરા પાડી સહાય કરી હતી એન્ટિમની જેવી ધાતુ એમના કારખાનામા થાય છે આ ધાતુનુ આખા ભારતમા આ એક જ કારખાનુ છે

**રમણલાલ નારણદાસ શાહ** (દાવડાવાળા) વ દાવડા તા નડિયાદ જ સં ૧૯૭૪ જ્ઞા વાણિયા શિ અંગ્રેજી પાંચ ધોરણ સુધી. કા ૧૯૩૦મા કોંગ્રેસની આઝાદીની લડતમા ડભાણ ગામે ઝંપલાવ્યુ દાવડા અને આજુબાજુના ગામોની વાનરસેનાના પ્રમુખ તરીકે કામ કર્યું ૧૯૪૨ની લડતમા નડિયાદ તાલુકા કોંગ્રેસ સમિતિના સભ્ય તરીકે જોડાયા ૧૯૪૯મા લોકલ બોર્ડના કોંગ્રેસપક્ષના મંત્રી તરીકે ચાર વર્ષ કામ કર્યું અત્યારે (૧૯૫૪) નડિયાદ તાલુકા સમિતિના પ્રમુખ છે અને તાલુકા લોકલબોર્ડના સભ્ય છે તાલુકાની રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના પૂરી કરવામા અગ્ર ભાગ ભજવે છે નડિયાદ વ્યાયામ મંડળની કારોબારી, નડિયાદ કલામંદિર તથા હોમગાર્ડના સભ્ય છે સર ડુમરાલ બજાર, નડિયાદ

**રમણલાલ પુરુષોત્તમદાસ તલાટી** વ ઉમરેઠ, તા આણંદ જ તા ૩૧-૭-૧૯૦૩ જ્ઞા ખડાયતા વણિક બા ૩ પુત્રો, ૧ પુત્રી તે પૈકી મોટા પુત્ર ચંદ્રકાન્ત બી. એસસી (એગ્રિ) છે અને હાલ એગ્રિકલ્ચરલ ઓફિસર, માગરોળ, સૌરાષ્ટ્ર સ્ટેટમા છે, નિરંજનભાઈ બી એસ સી થઈ રાજસ્થાનમા કોટા મુકામે એસિસ્ટન્ટ એગ્રિકલ્ચરલ કેમિસ્ટ છે શિ પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ દરમિયાન વડોદરા સ્ટેટમા



ઊંચા નંબરે પાસ થવાથી ઈનામ મળેલા માધ્યમિક શિક્ષણ ગડી તથા ઉમરેઠમા પૂરું કરી ૧૯૨૧મા વડોદરા કોલેજમા દાખલ થયા ૧૯૨૪મા પૂના એગ્રિકલ્ચરલ કોલેજમાથી બીજા વર્ગમા બી એજી પસાર થયા ૧૯૩૭મા એમ. એજી તથા ૧૯૪૧મા પી એચ ડી થયા કા ઈ સ ૧૯૨૪-૨૬ સુધી રાજકોટ સ્ટેટમા એગ્રિકલ્ચરલ ઈન્સ્પેક્ટર તરીકે, ૧૯૨૭થી ૩૮ સુધી મુબઈ ઇરિગેશન ખાતામા સોઈલ લેબોરેટરીમા ઓફિસર તરીકે. ૧૯૩૮થી ૪૪ દરમ્યાન એક્સ્પેરીમેન્ટ ફાર્મ સબડિવિઝન તથા

માંજરી ડ્રેનેજ ફાર્મ પૂનામાં સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે અને ૧૯૪૫થી ૪૮ સુધી પૂનામાં ઇરિગેશન રિસર્ચ ડિવિઝનમાં સોઈલ ફિઝિસિસ્ટ તરીકે કામ કર્યું. ૧૯૪૯થી ભારત સરકારની મિનિસ્ટ્રી ઓફ ફૂડ એન્ડ એગ્રિકલ્ચરમાં કમ્પોસ્ટ તથા સેન્દ્રીય ખાતરોના સલાહકાર તરીકે દિલ્હીમાં નિમાયા છે. ભારત કૃષિસંધાન પરિષદ ન્યુ દિલ્હીની સોઇલ સાયન્સ કમિટીના તથા સરકારની સેન્દ્રીય તથા રાસાયણિક ખાતરોની કમિટીના સભ્ય છે. ધાર્મિક તથા સામાજિક ક્ષેત્રોમાં આર્થિક મદદ કરી છે ગુજરાતની દરિયાકિનારાની ભરતીથી થયેલી ખારી જમીનની સુધારણાની યોજનાના નિબંધ માટે ઇન્સ્ટિટ્યુટ ઓફ એન્જિનિયર્સ તરફથી ૧૯૪૫માં ઇનામ મળેલું. કમ્પોસ્ટ તથા સેન્દ્રીય ખાતરો ખારી જમીન તથા તેની સુધારણા અને શહેરોમાં ડ્રેનેજ પાણીની યોજના અંગે વિશાળ જ્ઞાન ધરાવે છે. આ અંગે સાયન્ટિફિક જર્નલોમાં તેઓ અવારનવાર લખે છે. સર : કમ્પોસ્ટ એન્ડ સુવેજ ડેવલપમેન્ટ ઓફિસર, ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા, મિનિસ્ટ્રી ઓફ ફૂડ એન્ડ એગ્રિકલ્ચર, ન્યુ દિલ્હી.

**રમણલાલ મણિલાલ પટેલ :** વ : ખેડા, તા. મહેમદાવાદ. જ્ઞા : જૈન વાણિયા. જ : તા. ૨૬-૭-૧૯૦૯. પ : પદ્માબહેન, છો. એ. શિ : ઉચ્ચ શિક્ષણ બે વર્ષ વડોદરામાં અને પછી શાંતિનિકેતનમાં. ત્યાર પછી પાંચ વર્ષ ઇન્ડિયન સાઇકો એનાલિટિકલ ઇન્સ્ટિટ્યુટમાં ભણી સાઇકોએનાલિસ્ટ થયા છે. કા : મુંબઈમાં માનસિક રોગોના નિષ્ણાત તરીકે પ્રેક્ટિસ કરે છે જે જે. ગ્રૂપ ઓફ હોસ્પિટલમાં માનદ સાઇકોએનાલિસ્ટ અને ક્લિનિકલ સાઇકોલોજિસ્ટ તરીકે કામ કરે છે. લીવર બ્રધર્સ લિ.માં સિલેક્શન બોર્ડમાં છે, અને નોકરી માટે લાયક માણસોને પસંદ કરે છે મુંબઇની વિમેન્સ યુનિ. કોલેજમાં માનસશાસ્ત્રનો વિષય શીખવે છે. સર : કૃષ્ણ નિવાસ, પાંચમે માળે, ચર્નીરોડ અને કવીન્સરોડના જંકશન પર; કવીન્સરોડ, મુંબઇ.



**રમણલાલ મોતીલાલ ગાંધી :** વ : મહેમદાવાદ. જ : તા. ૧૮-૭-૧૯૦૯. જ્ઞા : દશા નાગર વણિક. શિ : ખેડા, મહેમદાવાદ અને ભરૂચમાં ભણી ૧૯૨૫માં મેટ્રિક થયા. ૧૯૨૯માં બી. એસ સી. થયા. પછી એલ એલ. બી થયા. કા : કોલેજકાળ દરમિયાન વિદ્યાર્થી પ્રવૃત્તિમા આગેવાનીભર્યો ભાગ લીધો. રાજકીય પ્રવૃત્તિને લીધે ગુજરાત કોલેજમાં પ્રવેશ ન મળ્યો, એટલે મુંબઇના રૉયલ ઇન્સ્ટિટ્યુટ ઓફ સાયન્સમાં એમ એસ સી.ના અભ્યાસ માટે એક ટર્મ ભરી. સાથે લૉ કોલેજમાં પહેલી એલ એલ. બી ની ટર્મ ભરી, ને બીજી ટર્મ અમદાવાદની લૉ કોલેજમા ભરી. પરીક્ષાના સમય પહેલાં ૧૯૩૦ના સત્યાગ્રહની લડત શરૂ થતાં સી. પારેખની પેઢીમાં



રૂ. ૪૦૦ના પગારથી આફ્રિકા-યુગાન્ડા જવા નક્કી કર્યું, પણ આઝાદીની લડત વખતે દેશ ન છોડાય એમ વિચારી લડતમાં ઝંપલાવ્યું. સવા વર્ષની સજા થઈ છૂટયા પછી પ્રથમ એલ એલ બી પસાર કરી. ૧૯૩૨માં ફરી લડત શરૂ થતાં યરોડાની ૧૧ માસની જેલ ભોગવી. ૧૯૩૩ના પાસપોર્ટથી જ ૧૯૩૩માં આફ્રિકા ગયા. ત્યાં બેએક યુગાન્ડા કું. લિ ના મેનેજર તરીકે ત્રણ વર્ષ રહ્યા, અને રાજકીય અને સામાજિક પ્રવૃત્તિમાં આગ ભાગ લીધો. ૧૯૩૭માં દેશ આવી બીજી એલ એલ. બી. પસાર કરી નડિયાદમાં વકીલાત શરૂ કરી. ૧૯૩૯થી ૪૨ સુધી મહેમદાવાદ મ્યુનિ.ના પ્રમુખ. ૧૯૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહમાં સાબરમતી જેલ. ૧૯૪૨માં ફરીથી અટકાયત અને પોણા બે વર્ષની નાશિકની જેલ મળી. ખેડા જિલ્લા સ્કૂલ બોર્ડના ચેરમેન (૧૯૪૬-૧૯૪૯), ગુજરાત યુનિ.ના સેનેટર (૧૯૫૦), મહેમદાવાદ તાલુકા સમિતિના પ્રમુખ (૧૯૪૨થી ૧૯૫૨). ખેડા જિલ્લા હરિજન કામદાર મંડળના ઉપપ્રમુખ છે ખેડા જિલ્લા સફાઈ કામદાર મહાજનના પ્રમુખ છે. ગુજરાતભરના ભંગી કામદારોનું સંગઠન સાધવામાં તથા તેમની સ્થિતિ સુધારવામાં સારો રસ લે છે. સર : કૃષ્ણ ભવન, પીપળા પોળ, નાગરવાડા, નડિયાદ.

**રમણલાલ સોમાલાલ પરીખ :** વ : માતર. જ : તા. ૪-૭-૧૯૦૭ જ્ઞા: વણિક. બા: સુધાબેન, એમ બી બી. એસ માં છે. ભારતીબેન અને દિલીપભાઈ કૉલેજમાં ભણે છે. શિ: અમદાવાદ અને પૂનામાં ભણી બી. એ. માં ૧૯૨૮-૨૯માં પ્રથમ વર્ગમાં આવી કૉલેજની ફેલોશિપ મેળવી. મુંબઇની લૉ કોલેજમાંથી પહેલી એલ એલ. બી. પ્રથમ વર્ગમાં પહેલા નંબરે પાસ કરી. કોન્સ્ટિટ્યુશનલ લૉમાં સર સોરાબ ખુરશેદ દસ્તુર સ્કૉલર હતા. ૧૯૩૨મા એડવોકેટ (ઓ. એસ.) થયા. કા : ૧૯૩૩થી ૪૫ સુધી વકીલાત. ૧૯૪૨થી ૪૫ દરમિયાન મુંબઇની લૉ કોલેજમાં પાર્ટ ટાઇમ પ્રોફેસર. તે પછી પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ થયા ભાઈદાસ સખીદાસ સાર્વજનિક ટ્રસ્ટના એક ટ્રસ્ટી અને બાર છાપખાનાના સભ્ય છે. સર : મેટ્રિક મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ. ફો. નં. ૭૦૯૯૬.

**રમણિકલાલ કેશવલાલ પરીખ :** વ : મહુધા, તા. નડિયાદ. જ્ઞા : વીશા શ્રીમાળી જૈન વાણિયા, જ : તા. ૧૮-૧-૧૯૧૭. શિ : ૧૯૩૪માં મેટ્રિકની પરીક્ષામા યુનિ.માં પ્રથમ નંબરે આવ્યા. ૧૯૩૮માં બી. એસસી.માં પ્રથમ વર્ગમાં આવ્યા. ૧૯૪૦માં બી. એ. (કેન્ટાબ) થયા. અભ્યાસ દરમ્યાન શિષ્યવૃત્તિઓ ઇનામો ને ચંદ્રકો મેળવ્યાં છે. કા : ૧૯૪૧માં અમદાવાદ એસ. એલ. ડી કોલેજમાં મેથેમેટિક્સના અધ્યાપક તરીકે જોડાયા. તે દરમ્યાન બી એસ સી.ના પરીક્ષક હતા. ૧૯૪૪માં અરવિંદ મિલમાં મેનેજર તરીકે જોડાયા. ૧૯૪૭માં રોહિત મિલમાં મેનેજર તરીકે કામ કર્યું. ૧૯૪૯થી શ્રી રામ મિલ્સ મુંબઈમાં મેનેજર તરીકે કામ કરે છે. સર: 'મરચા મેનોર' એલેક્ઝાન્ડ્રિયા રોડ, ગામદેવી, મુંબઈ-૭.

**રમણિકલાલ જયચંદભાઈ દલાલ** : વ : ખડાલ, તા : કપડવંજ જ્ઞા. દશા ખડાયતા વણિક. જ : તા : ૧૪–૧૦–૧૯૦૧. શિ : ૧૯૧૯માં ભરૂચ હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા બીજે નંબરે પાસ કરી શાળાના દરેક વર્ગમાં ને પરીક્ષાઓમાં પ્રથમ શ્રેણીમાં આવતા તેથી ઈનામો મેળવ્યાં હતાં ઉચ્ચ શિક્ષણ અમદાવાદ ગુજરાત કોલેજમાં. કોલેજના પહેલા તથા બીજા વર્ષમાં પ્રથમ શ્રેણીમાં ઉત્તીર્ણ બી. એ. માં બીજા વર્ગમાં ઓનર્સ સાથે પાસ કોલેજમાં ચારેય વર્ષ સરકારી સ્કોલરશિપ મળતી. ૧૯૨૮માં પુના ગવર્મેન્ટ લૉ કોલેજમાંથી એલ એલ. બી થયા. કા : ૧૯૨૯થી અમદાવાદમાં વકીલાત શરૂ કરી. હાલ પણ ચાલુ છે જ્ઞાતિસેવામાં સારો ફાળો આપે છે, અને રસ ધરાવે છે. શ્રી એકવીસ ગામ દશા ખડાયતા વણિક યુવક મંડળના સ્થાપક, પેટ્રન, મંત્રી અને પ્રમુખ, એકવીસ ગામ વિદ્યોત્તેજક મંડળના પેટ્રન, સમસ્ત ખડાયતા કેળવણી મંડળના પેટ્રન, અને મંત્રી, તથા કમળાલક્ષ્મી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળાના ઉપપ્રમુખ તરીકે કામગીરી બજાવે છે ગુજરાત વિદ્યાસભાના જીવનસભ્ય, વ્યવસ્થાપક સમિતિ અને પેટા સમિતિઓના સભ્ય, અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના જીવનસભ્ય, અને વ્યવસ્થાપક સમિતિના સભ્ય છે. સંગીત, સાહિત્ય અને કલા એમના શોખના વિષયો છે તેમના નાટકો, નવલિકાઓ, નવલકથાઓ, જીવનકથાઓ, વગેરેના વીશેક પુસ્તકો પ્રકટ થયા છે ઉપરાંત બાલ-સાહિત્ય, ધાર્મિક સાહિત્ય, કાયદો, વગેરે ઉપર લખ્યુ છે કેટલાક ગ્રંથોનુ સંપાદન પણ કર્યું છે. ગીતામંદિર તરફથી ગીતા ઉપરના લેખ માટે તથા કલા પ્રદર્શન (પાંચમી ખડાયતા પરિષદ)મા ચિત્રકલા માટે ચંદ્રક મેળવેલા છે ઉપરાંત સામયિકોમાં લેખો લખે છે સર . જયનિવાસ, લાખિયાની પોળ, ખાડિયા, અમદાવાદ.

**રમણિકલાલ બળદેવદાસ અરાલવાળા** વ : અરાલ, તા કપડવંજ જ્ઞા દશા ખડાયતા વણિક શિ અરાલમા પ્રા. શાળા નહિ હોવાથી પાસેના છીપડી ગામે છ ગુજરાતી ધોરણ સુધી અભ્યાસ કર્યો આર્થિક સ્થિતિ નબળી હોવાથી અભ્યાસ છોડી નોકરી કરવા અમદાવાદ ગયા આઠ–નવ વર્ષ મિલની નોકરી કરી પણ ભણવાની તેમની ઉત્કંઠા તીવ્ર જોઈ એમની જ્ઞાતિના આગેવાનોએ નાની સરખી લોન ઊભી કરી તેમને ભણવાની જોગવાઈ કરી આપી ૧૯૪૧ના જાન્યુઆરીમા ૨૫–૨૬ વર્ષની ઉંમરે 'એ, બી, સી, ડી' ઘૂંટવી શરૂ કરી પછી ત્રણ વર્ષમા જ મેટ્રિકની પરીક્ષા પાસ કરી ગુજરાત કોલેજમા જોડાયા. ૧૯૪૮માં ગુજરાતી–સંસ્કૃત સાથે બી એ (ઓનર્સ) થયા. ઈ. સ ૧૯૫૨મા એમ એ. થયા. ઈ. સ ૧૯૫૪મા શિક્ષણ અંગેની બી. ટી પરીક્ષા પાસ કરી કા : બી એ. થયા બાદ 'પ્રજાબંધુ' સાપ્તાહિકના સહતંત્રી તરીકે દોઢેક વર્ષ કામ કર્યું. એમ એ. થયા પછી સાહિત્ય સાથે શિક્ષણનું કાર્ય વધારે અનુકૂળ હોવાથી તેમણે અમદાવાદની એક હાઈસ્કૂલમાં શિક્ષકની નોકરી સ્વીકારી છે તેઓ એક જાણીતા યુવાન કવિ છે. કૃ: 'પ્રતિજ્ઞા', 'નગીનાવાડી', 'રસપોળી' એ ત્રણ કાવ્ય સંગ્રહો; 'સાંદીપનીનાં રેખાચિત્રો', અને સાહસકથાઓ. સર: કોઠારી પોળ, ગાંધી રોડ, અમદાવાદ.

**રવિશંકર શિવરામ વ્યાસ** : વ : સરસવણી (તા. મહેમદાવાદ). જન્મ સ્થળ : રઢુ (તા. માતર). જ : તા. ૨૫–૨–૧૮૮૪. જ્ઞા : ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ. કા: ગુજરાતી છ ચોપડી સુધી અભ્યાસ કર્યાં બાદ શ્રી. છોટાલાલ કવિની પ્રેરણાથી આર્યસમાજ તરફ ખેંચાયા. ૧૯૧૧માં મોહનલાલ કામેશ્વર પંડ્યાનો સંસર્ગ થયો. ૧૯૧૬માં ગાંધીજીના પ્રથમ દર્શને એમના જીવનમાં પલટો આવ્યો.



તેઓ જણાવે છે, "મને માતાપિતાએ સંસ્કાર આપ્યા, આર્ય-સમાજે તર્કનો ઉમેરો કર્યો અને ગાંધીજીએ જીવન જીવવાની દૃષ્ટિ આપી." સ્વામી નિત્યાનંદજીએ તેમની ભાવનાઓને પુષ્ટિ આપી નાનપણમાં મહોલ્લામાં કોઈનો ફેરો ખાવો, કાગળ લખવો વગેરે કામ કરતા. ૧૯૧૯માં સ્વરાજ્યના સાચા સ્વયંસેવક બની જપ્ત થયેલ પુસ્તક 'હિન્દ સ્વરાજ"ની ગાંધીજીએ સોંપેલી નકલો નિર્ભય રીતે નડિયાદ પડોશવાડી તથા ઘેર ઘેર ફરી વેચી ૧૯૨૦મા સુણાવમા રાષ્ટ્રિય શાળા સ્થાપી. આ જ વર્ષે સ્વ. પંડ્યા સાથે નાગપુરની મહાસભામા ગયા અને "રચનાત્મક કાર્ય"ની ભાવના સ્વીકારી. ૧૯૨૧ની બેઝવાડામા મળેલી કોંગ્રેસ મહાસમિતિના ઠરાવ મુજબ તિલક સ્વરાજ્ય ફાળામા તેમને માથે મહેમદાવાદ તાલુકામાથી રૂ ૧૦૦૦૦ એકઠા કરવાના આવ્યા. પોતાની પાસે કંઈ જ મિલકત નહોતી તેથી પોતાની જાત દેશને અર્પણ કરી, સાચા દેશસેવક બન્યા. એક જ માસમા ખેડા જિલ્લામાથી ફાળા નિમિત્તે એક લાખ રૂપિયા એકઠા કર્યાં. ૩૫ વર્ષની ઉમ્મરે જાહેર પ્રવૃત્તિ આદરી વ્યક્તિગત જીવન ગુજરાતના સમાજ જીવનમા હોમી દીધુ ૧૯૨૨મા ગાંધીજીએ તેમને સૂચન કર્યું, "તુ એ (બારૈયા–પાટણવાડિયા) કોમની સેવા કરીશ તો મને બહુ ગમશે" આ શબ્દોએ તેમનામા નવીન ભાવનાઓ જાગૃત કરી. ૧૯૨૩મા ખેડા જિલ્લામાથી ગોકળદાસ બાપુની આગેવાની નીચે નાગપુર ઝંડા સત્યાગ્રહ માટે ગયેલ પ્રથમ ટુકડીમા જોડાઈ જેલમા ગયા. મુક્તિ બાદ 'છાપરા' ગામે હરિજનભક્ત શ્રી પ્રભુદાસ ઠક્કર સાથે રહેવા લાગ્યા અને ત્યા પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ ઉપાડી. ૧૯૩૦મા મીઠાની ચળવળમાં ભાગ લીધો અને ૨ વર્ષ ૩ માસની સજા પામ્યા મુક્તિ બાદ રાસ ગામનું રાહત કાર્ય ઉપાડ્યુ ૧૯૩૫માં તેમાથી મુક્ત થઈ ઉત્તર ગુજરાતમા જઈ ઠાકરડા કોમની સુધારણા અંગેની પ્રવૃત્તિ શરૂ કરી, અને "મહારાજ" તરીકે ઉત્તર ગુજરાતમાં જાણીતા થયા. હાલ તેઓ ભૂદાન પ્રવૃત્તિ માટે ગામે ગામ ફરે છે તેઓ ગાંધીયુગના એક પ્રેરક પ્રતિનિધિ, મૂક લોકસેવક અને ગાયણી સક્રિય કાર્ય કરે છે. તેમના જીવનની જાણવા જેવી સવિસ્તર માહિતી

નીચેના પુસ્તકોમા આપી છે મહારાજ થયા પહેલા, રવિશંકર મહારાજ, મહારાજની સાથે, માણસાઈના દીવા

**રવીન્દ્રભાઈ વલ્લભભાઈ પટેલ** વ ભાદરણ તા બોરસદ પ મૃદુલાબહેન બી એ શિ પોદાર કોલેજ, મુબઈમા ઈન્ટર સુધી અભ્યાસ કર્યો મેડિકલ કોલેજમા શિક્ષણ લઈ એમ બી બી એસ ની ઉપાધી મેળવી છે કા જે જે હોસ્પિટલમા ક્રિમિનલ એફિસર છે, અને એમ એસ નો અભ્યાસ કરે છે સર સોરાબ બિલ્ડિંગ, ૧૦ એરમીનસ્ટ રોડ, ફોર્ટ, મુબઈ–૧

**રમણિકલાલ ડાહ્યાભાઈ કોરા** વ ખેડા, તા મહેમદાવાદ. જ્ઞા દશા પોરવાડ જૈન જ ૧૯૧૯ શિ સને ૧૯૪૪મા સર જે જે સ્કૂલ ઓફ આર્ટમાથી એ આર આઈ બી એ. થયા છે મ ૧૯૪૪થી મુબઈ અને પૂનામા આર્કિટેક્ટ તરીકે સ્વતત્ર ધધો કરે છે જૈન સ્થાપત્યના ખાસ અભ્યાસી છે સર લક્ષ્મીભવન, ખાર, મુબઈ–૨૧

**રમણિકલાલ મૂળજીભાઈ ચોકસી** વ હળધરવાસ (તા મહેમદાવાદ) જ્ઞા વીસા ખડાયતા શિ હળધરવાસ અને અમદાવાદમા ભણ્યા બાદ મુબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજમાથી એમ બી બી એસ તથા એમ એસ થયા મુબઈની ગોકુળદાસ તેજપાળ હોસ્પિટલ, સેન્ટ જ્યોર્જ હોસ્પિટલ, જે જે હોસ્પિટલ વગેરેમા સર્જરીની પ્રેક્ટિકલ ટ્રેનિંગ લીધી કા અમદાવાદમા સ્વતત્ર સર્જિકલ ક્લિનિક અને નર્સિંગ હોમ ચલાવે છે અમદાવાદની સિવિલ હોસ્પિટલમા ઓનરરી સર્જન તરીકે કામ કરે છે ધોળકા સુધરાઈ નર્સિંગ હોમને પણ સર્જરીના કામ કાજમા સેવા આપે છે

**રસિકલાલ રતનલાલ મહેતા** વ મહુધા, તા નડિઆદ જ્ઞા નાગર વાણિયા કા તેઓ અને તેમના કુટુબીજનો ૧૯૧૬થી કલકત્તામા 'મેસર્સ રસિકલાલ રતનલાલની કુ ના નામે દેશ પરદેશમા ઝવેરાતનો ને ખાસ કરીને હીરાનો મોટા પાયા પર વેપાર કરે છે તેઓ કલકત્તા ઝવેરી મડળના સભ્ય આજ મડળના ઉપપ્રમુખ તરીકે પણ તેમણે સેવા આપેલી જાપાન ચીન, મલાયા હોંગકોંગ વગેરે પૂર્વના દેશોમા ફરી ખૂબ અનુભવ લીધો છે મહુધા અને બીજા ગામોને જાહેર કાર્યોમા તેમણે ઉદાર હાથે મદદ કરી છે, અને હજીએ તેમનો દાનપ્રવાહ ચાલુ છે ચરોતરના ઘણા માણસોને કલકત્તામા તેમણે સ્થિર થવામા મદદ કરી છે સર ૪૬, બરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા

**રસિકલાલ હિંમતલાલ ભટ્ટ** વ વસો જ્ઞા બ્રાહ્મણ શિ ૧૯૩૭મા બી એસ સી થયા ત્યાર બાદ વધુ અભ્યાસાર્થે ઈગ્લેડ જઈ બી ફાર્મ (લડન પી એચ સી (લડન અને એફ પી એસ થયા કા ૧૯૪૦મા મેસર્સ કેમ્પ એન્ડ કપનીમા ફેક્ટરી મેનેજર તરીકે જોડાયા ૧૯૪૩મા મેસર્સ સીબાગીમા ટેકનિકલ મેનેજર તરીકે જોડાયા ૧૯૫૧ સુધી કામ કર્યું હાલ આર ડિમિટેડ કપનીમાં જોઈન્ટ ટેકનિકલ ડાયરેક્ટર અને મેસર્સ નેશનલ ફાર્માસ્યુટિકલ્સ મુબઈમા ભાગીદાર તરીકે કામ કરે છે

**રસૂલભાઈ નબીજી વોરા** વ વસો, તા નડિયાદ જ્ઞા વોરા મ તેઓ ગુજરાતી, હિન્દી, બગાળી, ઉર્દૂ અને મરાઠી જાણે છે બાળકોના જાણીતા લેખક છે તેમના પ્રકાશનો મા મુખ્ય ચરોતર એજ્યુકેશન સોસાયટીએ તૈયાર કરાવી પ્રકટ કરેલી–બાળોપયોગી–પાચ સેટની સાઠ પુસ્તિકાઓ છે હાલ તેઓ વડોદરાથી નીકળતા 'લોકસત્તા' નામના દૈનિક અખબારના બાળરાજ વિભાગમા પોતાની સેવાઓ આપે છે સર વડોદરા

**રહેમાનભાઈ હાજી ઉમરભાઈ** વ સારસા (તા આણદ) જ્ઞા સુન્ની વહોરા મ વેપાર અર્થે વડોદરા જઈ રહેલા છે. ત્યા એમ. એમ વોરાની કપની નામની પ્રખ્યાત મોટરોના સ્પેર પાર્ટસની દુકાન ચલાવે છે ફોર્ડ મોટર કંપનીના સબ ડીલર છે, પાવાગઢ, કારવણ વગેરે રોડ પર તેમની મોટર સર્વિસ ચાલે છે પ્ર બીજી વહોરા કેળવણી કોન્ફરન્સ સારસા મુકામે ભરાઈ તેના તે સ્વાગત પ્રમુખ હતા ચરોતર મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટના ફાઉન્ડર ટ્રસ્ટી અને પ્રમુખ છે આઈ જી કપુરવાલા હાઈસ્કૂલ એન્ડ કોમર્સની મેનેજિંગ કમિટીના ચેરમેન હતા ચરોતર સુન્ની વહોરા ચગમેન્સ એસોસિયેશનની મેનેજિંગ કમિટીના તે સભ્ય છે તથા વડોદરાની વહોરા હોસ્ટેલના સંચાલક છે

**રજિતલાલ હરિલાલ પડ્યા** વ નડિયાદ, જ ઈ સ. ૧૮૯૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ એલ એલ બી થઈ ઈગ્લેડ જઈ બેરિસ્ટર થયેલા. કા મુબઈ હાઈકોર્ટમા વકીલાત સુરત સાહિત્ય પરિષદ તરફથી અર્વાચીન અને પ્રાચીન કાવ્ય પર નિબધ લખવા માટે તેમને પારિતોષિક મળ્યુ હતુ કૃ રામની કથા

**રામચન્દ્રભાઈ કૃષ્ણાભાઈ પડ્યા** વ ડભાણ (તા. નડિયાદ) ઉ ૪૧ શિ મેટ્રિક સુધી કા કલકત્તા જઈ મોટા ભાઈએ જમાવેલી ગોકળદાસ ઘરમશીની પેઢીમા જોડાયા છે હાલ તેઓ પેઢીના મુખ્ય વહીવટકર્તા છે. પોતાના ભાઈના સ્મારકમાં ડભાણમા રૂ ૬ હજારના ખર્ચે એમણે પ્રાથમિક શાળા બધાવી આપી છે ભક્તહૃદય હોઈ કલકત્તામા ભજનકીર્તન મડળ જમાવ્યુ છે

**રામચન્દ્ર નારણજી પડ્યા** વ ગાના (તા આણદ) જ તા ૧૫–૮–૧૯૧૮ શિ ૧૯૩૬મા ચરોતરના વિદ્યાર્થીઓમા અગ્રેજી અને ઇતિહાસ બન્નેમા મેટ્રિકમા સર્વ પ્રથમ આવ્યા ૧૯૪૦મા બી એ મા પ્રથમ વર્ગમા આવ્યા ૧૯૪૦–૪૧મા એલ ડી આર્ટ્સ કોલેજ–અમદાવાદમાં ફેલો નિમાયા અને ૧૯૪૨મા બીજા વર્ગમા આવી એમ. એ ની ઉપાધિ મેળવી તેઓ સાહિત્ય વિશારદ પણ છે કા ૧૯૪૨થી ૧૯૪૯ સુધી દાદરકૃષ્ણમા શિક્ષક તરીકે નોકરી કરી ૧૯૪૯થી નડિયાદ એ એન્ડ જે કોલેજમા ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે મહાભારતના ઉપાખ્યાનો ગીતા–એક દર્શન સંગ્રહ નાટકોની વાર્તાઓ, કાવ્યકલા વગેરે સાહિત્ય તેમણે રચ્યુ છે સર : દેસાઈવગો, દેવજી ચાલ, નડિયાદ

**રામભાઈ કાશીભાઈ પટેલ** વ વસો, તા નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૩-૧-૧૯૦૨ શિ પેટલાદમા એન કે હાઈસ્કૂલમાથી ઈ સ ૧૯૨૦મા મેટ્રિકની પરીક્ષામા પ્રથમ નબરે પસાર થઇ ઈનામ મેળવ્યુ અગ્રેજી છઠ્ઠા ધોરણમા પણ કેળવણી મડળની શિષ્યવૃત્તિ મળેલી ૧૯૨૪મા બી એસ સી થયા ૧૯૩૫મા બી ટી મા પ્રથમ નબરે આવેલા કા બી એસ સી થઈ બરોડા કોલેજમા એક વર્ષ ડેમોન્સ્ટ્રેટર તરીકે નિમાયા ૧૯૨૫મા સ્વ મોતીભાઈ અમીનના આગ્રહથી વસો હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે જવાબદારી સ્વીકારી, જે આજ પર્યંત ચાલુ છે ૧૯૩૮મા મોતીભાઈ અમીનના અવસાન બાદ આજ સુધી વસો કેળવણી મડળની વિવિધ પ્રવૃત્તિઓનુ સચાલન મડળના મત્રી તરીકે કરે છે ૧૯૨૧થી ૨૫ સુધી વસો કેળવણી મડળના મત્રી હતા વડોદરા રાજ્ય પુસ્તકાલયના ૧૯૩૯થી રાજ્યના વિલીનીકરણ સુધી મત્રી હતા અમદાવાદના ગુજરાત પુસ્તકાલય મડળની કારોબારી સમિતિમા તથા બાલ પુસ્તકાલયના વ્યવસ્થાપક મડળના સભ્ય તરીકે તથા અમદાવાદ વિભાગ પુસ્તકાલય મડળના ઉપપ્રમુખ તરીકે કામ કરેલુ હોવ ૧૯૨૭થી વસો કેળવણી મડળમા, ૧૯૪૫થી પેટલાદ મહાલ કેળવણી મડળમા તેમજ ખેડા જિલ્લા પુસ્તકાલય મડળમા તેની સ્થાપનાથી મત્રી તરીકે કામગીરી બજાવે છે વસો મો ન સાર્વજનિક પુસ્તકાલયના આદ્યસ્થ, પેટલાદ મહાલ આરોગ્ય મડળના વ્યવસ્થાપક સભ્ય, તથા ચરોતર વિદ્યાર્થી સ. સ મડળ લિ ના વ્યવસ્થાપક સભ્ય છે વસોની સ્થાનિક પ્રવૃત્તિઓના એક અગ્રણી કાર્યકર છે સર વાણિયાવાડ, વસો

**રામભાઈ પુરુષોત્તમદાસ પટેલ** વ કરમસદ, તા આણદ જ્ઞા પાટીદાર જ તા ૧-૬-૧૯૧૪ શિ વડોદરા કોલેજમાથી બી એસ સી થયા પૂના ઇજનેરી કોલેજમાથી ૧૯ ૮મા બી ઈ થયા તે પછી એ એમ આઈ આઈ ઇ ઇ (લડન) એ એમ આઇ ઇ થયા કા ૧૯૩૮મા મુબઈ જી આઇ પી. રેલવે વર્કશોપમા અને અમદાવાદ ઇલેક્ટ્રિક કપનીમા બે વર્ષ કામ કર્યુ ૧૯૪૨મા અમદાવાદ મ્યુનિ મા જોડાયા અને જમાલપુર પમ્પિંગ સ્ટેશન એન્જિનિયર, વોટરવર્કસ એન્જિનિયર અને ઈલેક્ટ્રિક એન્જિનિયર તરીકે ૯ વર્ષ કામ કર્યુ પછી મુબઈની એસોસિયેટેડ સિમેટ કુ. લિ મા જોડાયા અને છેલ્લા ત્રણ વર્ષથી પાવરહાઉસ એન્જિનિયર તરીકે કામ કરે છે સર એસોસિયેટેડ સિમેટ કુ. લિ કૃષ્ણા સિમેટ વર્કસ, બેઝવાડા, (આધ્ર)

**રાવજીભાઈ ચતુરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૫૪ જ્ઞા પાટીદાર શિ નડિયાદમા ભણ્યા બાદ અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક થયેલા પછી મદ્રાસ જઈ ફીઝિકલ ડિરેક્ટર, વાય. એમ સી એ મા થઈ આવ્યા કા ૧૯૨૦થી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓના આ જિલ્લાના એકનિષ્ઠ સિપાહી અને શારીરિક શિક્ષણનો પ્રારભ આર્ય કેળવણી મડળમા જોડાઇને કર્યો અને ત્યાંથી પછી મદ્રાસ જઈ વાય એમ સી એ મા અભ્યાસ કરી આવ્યા. ટૂક સમયમા જ ચરોતર એજ્યુ સોસાયટીમા આજીવન સેવક તરીકે જોડાયા અને એ પછી આજે પણ એ સસ્થામા જ સેવા આપે છે વર્ષોથી ચ એ સો નામની છે ચરોતર અને ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિના પ્રણેતા પુરાણી બધુઓના પરિચય પછી એ પ્રવૃત્તિને તેઓએ જીવનનુ એક મિશન બનાવ્યુ છે, અને નિરતર એના પ્રેરક ને કાર્યકર્તા તથા ગુજરાતના વ્યાયામ પ્રચારના આજીવન સેવક રહ્યા છે સરકારે ગૃહરક્ષક દળની આ જિલ્લામા ૧૯૪૮મા સ્થાપના કરી ત્યારથી એના પ્રથમ કમાન્ડર નિયુક્ત થયા અને જિલ્લામા એ કાર્યને સુદર રીતે વિકસાવ્યુ રાયફલ એસોસિયેશન, ગૃહ રક્ષક દળ, ગ્રામ રક્ષક દળ વ્યાયામ પ્રવૃત્તિ અને ચ એ સોસાયટી એ એમની અત્યત રસની પ્રવૃત્તિઓ છે તે સિવાય જાહેર હિતના કાર્યોમા પણ તેઓ ઘણો રસ લે છે સર ચરોતર એજ્યુ સોસાયટી, આણદ

**રાવજીભાઈ ચુનીભાઈ અમીન** વ વસો જ તા ૯-૧૨-૧૮૯૫ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ વસો તથા પેટલાદમા લીધુ ઉચ્ચ શિક્ષણ એક વર્ષ પૂના ફર્ગ્યુસન કોલેજમા લઈ એન્જિનિયરિંગ કોલેજનો ડિપ્લોમા કોર્સ કર્યો કા મુબઈ સુધરાઈ કોર્પોરેશનમા એન્જિનિયરિંગ ખાતામા ૧૯૨૦મા જોડાયા ત્યાર બાદ અમદાવાદ સુધરાઇમા જોડાયા ત્યા ઓવરસિયર, ટાઉન પ્લાનિંગ ઓફિસર અને મ્યુનિ એન્જિનિયરના પર્સનલ આસિસ્ટન્ટ તરીકે કામ કર્યું ૧૯૪૨ પછી ' અમીન એન્ડ દેસાઇ 'ના નામથી કન્સલ્ટિંગ એન્જિનિયર્સની ફર્મ ખોલી સ્વતત્ર ધધો શરૂ કર્યો છે

**રાવજીભાઈ નાથાભાઈ પટેલ** વ સોજિત્રા (તા પેટલાદ)



જન્મ તા ૭-૭ ૧૮૯૯ જ્ઞા પાટીદાર કા સોજિત્રા અને પેટલાદમા ભણી ૧૯૧૭મા મેટ્રિક પાસ થયા પૂનાની ફર્ગ્યુસન કોલેજમા એક વર્ષ અભ્યાસ. સને ૧૯૧૯ના દુકાળના વર્ષમા દશેરા ત્રણ માસ કામ કર્યું વડોદરા કોલેજમા ઈન્ટર સાયન્સ સુધી અભ્યાસ ૧૯૨૦ની અસહકારની ચળવળમા કોલેજ અભ્યાસ છોડી સત્યાગ્રહ આશ્રમમા જોડાયા ત્યારથી આજ સુધી ગુજરાત અને જિલ્લાની રચનાત્મક પ્રવૃત્તિઓના ને કોંગ્રેસના એક અગ્રણી કાર્યકર પ્રાતીજમા ચાર માસ ખાદી પ્રવૃત્તિ ચલાવી બોરસદ કાકા વિભાગમા રચનાત્મક તથા રેંટિયા પ્રવૃત્તિ ચલાવી ૧૯૨૭ની રેલ વખતે માતર તાલુકામા રેલસકટ નિવારણ કાર્ય ૧૯૩૦ની લડતમાં જેલ ૧૯૩૬મા કોંગ્રેસ પ્રધાન મડળના વહીવટ દરમિયાન માતર તાલુકાની સહકારી મડળીઓની આર્થિક તપાસનુ કામ કર્યું, ખાદી પ્રવૃત્તિ આદિની જગામા ઉદ્યોગ મદિર સ્થાપી રચનાત્મક પ્રવૃત્તિનુ તેને કેન્દ્ર બનાવ્યુ ૧૯૪૬મા ગ્રામોદ્યોગ સમિતિના સભ્ય. ગુજરાત ગ્રામોદ્યોગના સચાલક ૧૯૪૭થી ૧૯૫૩ના જૂન સુધી જિલ્લા ગ્રામ વિકાસ

મંડળના મંત્રી, ૧૯૪૬મા ખેડા જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળ લિ.ની સ્થાપના કરી હાલ તેના ચેરમેન ભારત સરકારે નિયુક્ત કરેલી ખાદી અને ગ્રામોદ્યોગ બોર્ડના સભ્ય અને અગ્રણી કાર્યકર એમના હાથ નીચે માતર તાલુકાના બળાડા વિસ્તારમા મુંબઈ સરકારની આ જિલ્લા માટેની સર્વોદય યોજનાનું કામ ચાલે છે સર ઉદ્યોગમંદિર, બળાડા, તા માતર

**રાવજીભાઈ મણિભાઈ પટેલ** વ રોજિંગા તા પેટલાદ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી પાચ ધોરણ સુધી કા ગુજરાતના પીઢ આગેવાન કોંગ્રેસી કાર્યકર જીવનનો પ્રારંભ દક્ષિણ આફ્રિકામા પિતાજીના ધધાથી કર્યો ગાંધીજીના સંપર્કમા આવ્યા અને ત્યાંની લડતોમા એમના એક સિપાહી તરીકે રહ્યા દેશમા પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થી તરીકે કેળવણી લઈ ઉચ્ચ સંસ્કાર પ્રાપ્ત કરેલા એટલે આફ્રિકાથી આવ્યા બાદ ગાંધીજી સાથે જ જીવનને જોડ્યુ અને રાષ્ટ્રીય કાર્યમા જોડાયા ૧૯૧૫થી આજ સુધી આજીવન કોંગ્રેસના, જિલ્લાના ને ગુજરાતના લોકસેવક તરીકે કામ કરતા આવ્યા છે ખેડા જિલ્લા સમિતિના વર્ષો સુધી પ્રમુખ રહ્યા, ગુજરાત પ્રાંતિક સમિતિના મંત્રી રહ્યા અને હાલ ભારત સરકારના નિયોજન પંચે નિયુક્ત કરેલી ગુજરાતની કમિટીના સંચાલક ને સંવાહક છે. ખેડા જિલ્લાની છેલ્લા ત્રીસ વર્ષની તમામ જાહેર પ્રવૃત્તિઓ સાથે સંકળાયેલા છે નડિયાદ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયના પ્રારંભથી જ એના મંત્રી રહ્યા છે

**રાવજીભાઈ મોતીભાઈ પટેલ** વ ઓડ તા આણંદ જ તા. ૫-૫-૧૯૧૪ શિ પૂના કૉલેજમા ભણી બી એસ સી થયા મુંબઈ યુનિની એમ એસ સી (એગ્રિ) ની ઉપાધિ મેળવી અને કેમ્બ્રિજ યુનિ ઇંગ્લંડની પી એચ ડી (કેન્ટાબ)ની ઉપાધિ મેળવી કા ૧૯૩૭મા બી એસ સી થયા બાદ યુ પી મા ગોરખપુર જિલ્લામા ત્રણ વર્ષ સુગર કંપનીમા કામ કર્યું ૧૯૪૨થી ૧૯૪૯ સુધી વડોદરા રાજ્યમા



એન્ટોમોલોજિસ્ટ તરીકે કામ કર્યું વડોદરા રાજ્યનું વિલીનીકરણ થતા અઢી વર્ષ માટે ઇંગ્લંડનો પ્રવાસ કર્યો ત્યાર પછી સ્વદેશ આવી પૂનાની ખેતીવાડી કૉલેજમા નોકરી કરે છે તેમણે એન્ટોમોલોજી વિષય પર લેખો તેમજ સાયન્ટિફિક પેપર્સ લખ્યા છે સર એન્ટોમોલોજી સેક્શન, કૉલેજ ઓફ એગ્રિકલ્ચર, પૂના-૫.

**રાવજીભાઈ વસનજીભાઈ પટેલ** વ ભાદરણ તા બોરસદ જ સં ૧૯૬૩ કા પ્રિવિયસ થઇ વિલાયત ગયેલા ત્યા રેલવેનુ શિક્ષણ મળવેલુ ત્યાથી આવી બિકાનેર રેલ્વેની નોકરીમા જોડાયા ત્યા પાચ વર્ષ રહેલા. પછી જી બી એસ રેલ્વેની નોકરીમા જોડાયા અત્યારે પ્રતાપનગર આસિ ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટના હોદ્દા પર છે

**લલિતકાન્ત નવલશંકર માંકડ** વ કરમસદ, તા આણંદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ જ તા ૯-૧૧-૧૯૨૪ શિ ૧૯૪૦મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી ગુજરાતના વિષયના તે વર્ષે ચરોતરમા વધુ માર્ક મેળવવાથી ચ એજ્યુ સો તરફથી અપાતું ઇનામ મેળવેલુ વડોદરા કૉલેજમા ભણી રસાયણ શાસ્ત્રનો મુખ્ય વિષય લઈ, પ્રથમ વર્ગમા પાસ થઈ બી એસ સીની ઉપાધિ મેળવી બી એસ સીના બે વર્ષ દરમ્યાન મેરિટ સ્કોલરશિપ મેળવી હતી અને કૉલેજમા સૌથી વધારે ગુણ મેળવી પ્રથમ નબરે પાસ થયા ૧૯૪૭ના ડિપાર્ટમેન્ટ ઓફ કેમિકલ ટેક્નોલોજી મુબઇમા પ્રવેશ લઇ પ્રથમ વર્ગમા બી એસ સી. ટેકની ઉપાધિ મેળવી આ વર્ષ દરમ્યાન વર્ગમા પ્રથમ હોવાને કારણે સ્કોલરશિપ મળતી હતી મુબઈ વિદ્યાપીઠ તરફથી પ્રેક્ટિક અને પેઇન્ટ્સના વિષયમા અપાતો સુવર્ણ ચદ્રક એનાયત થયો હતો ૧૯૫૧મા ડિપાર્ટમેન્ટ ઓફ કેમિકલ ટેક્નોલોજીમા સશોધન કરી એમ એસ સી (ટેક) ની ઉપાધિ મેળવી કા ૧૯૪૭મા મુબઈ યુનિના ડિપાર્ટમેન્ટ ઓફ કેમિકલ ટેકમા ડેમોન્સ્ટ્રેટર તરીકે જોડાયા એ જ સસ્થામા ૧૯૫૦મા ડેમોન્સ્ટ્રેટર ઇન ઇન્ક્સ એન્ડ વાર્નિશીઝ તરીકે કામ કર્યું ૧૯૫૩ના ઓક્ટોબરથી મ્યુનિ સ્ટાફ ખાતામા પેઇન્ટ્સ એન્ડ ઓઇલ્સના એક્સપર્ટ તરીકે કામ કરે છે સર એ/૨૨૮૬ ગવર્મેન્ટ હાઉસિંગ સ્કીમ, ગોરેગાવ (મુબઈ)

**લલ્લુભાઈ છગનલાલ દેસાઈ** વ ઓડ તા આણંદ જ્ઞા દશા પોરવાડ વણિક જ સં ૧૯૦૮ શિ ગુજરાતી ૭ ધોરણ સુધીનું કા સંવત ૧૯૬૯મા વલ્લભ સપ્રદાયના પુસ્તકોનુ સાહિત્ય પ્રગટ કરવા નિશ્ચય કર્યો શ્રી ભક્તિ ગ્રંથમાળા કાર્યાલય ખોલ્યુ છેલ્લા ૪૩ વર્ષમા ૧૦૫ જેટલા મોટા ગ્રંથો છપાવી વિપુલ પ્રમાણમા ધાર્મિક સાહિત્યનો ફેલાવો દેશમા તથા પરદેશમા વસતા વૈષ્ણવોમા કર્યો છે પૂર્વ આફ્રિકામા શ્રી વલ્લભાચાર્યજીના સિદ્ધાતોનો પ્રચાર કરવા ગયેલ શ્રી પુષ્ટિમાર્ગના પુરાતત્ત્વશોધક તરીકે તેમણે પ્રાચીન હસ્તલિખિત સાહિત્ય બહાર પાડ્યુ છે સર ગિરિરાજ ભુવન મણિનગર, અમદાવાદ ૮

**લલ્લુભાઈ બેચરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૫૨. જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ત્રણ ધોરણ સુધી. કા સાગરમા તમાકુ બીડીના ઉદ્યોગના એક અગ્રણી ધાર્મિક વૃત્તિ ધરાવતા વેપારી જીવનનો પ્રારંભ વિખ્યાત બીડીના વેપારી મોહનલાલ હરગોવનદાસની પેઢીમા નોકરીથી કર્યો સવત ૧૯૮૪ની સાલમા સાગર ગયા અને લલ્લુભાઈ બેચરભાઇ પટેલના નામે અત્યારની પેઢીનો પ્રારંભ કર્યો તમાકુ અને બીડીનુ કારખાનુ બન્ને ચાલે છે વેપાર સાથે જ જીવનમા ભક્તિને પણ ખૂબ જ પ્રાધાન્ય આપ્યુ છે ભગતજીના ટૂંકા નામે સાગરમા ને આસપાસ બધે તેઓ ઓળખાય છે જાહેર કાર્યોમા યથાશક્તિ મદદ કરે છે સર મેસર્સ લલ્લુભાઈ બેચરભાઈ પટેલ સાગર

**બાપુભાઈ નારણભાઈ અમીન** વ તારાપુર તા ખંભાત જ તા ૩૦-૧૨-૧૮૯૭ બા રાત તે પેથી જયંતકુમાર એમ બી બી એસ છે સિ ઈ સ ૧૯૧૮મા મેટ્રિકની પરીક્ષા હાઈસ્કૂલમાંથી પ્રથમ નબરે પસ કરી ત્યાર બાદ ગુજરાત કોલેજમા જોડાયા માસિક રૂ ૧૦ની મેરિટ સ્કોલરશિપ મેળવી ૧૯૨૩મા એ [illegible] બેકિંગ લઈ સિડનહામ કોલેજ ઓફ કોમર્સ, મુબઈમાથી બી કોમની પરીક્ષા બીજા વર્ગમા પસાર કરી કા અભ્યાસ પૂરો કરી ગામમા કેળવણીની પ્રગતિ માટે પ્રયત્નો શરૂ કર્યા તેમા સફળ થયા ૧૯૭૨ સુધી ત્યાની જ હાઈસ્કૂલમા શિક્ષક તરીકે રહ્યા ૧૯૩૦મા તારાપુર કો ઓ ગાર્ડન સોસાયટીની સ્થાપના કરી ૧૯૩૧મા તારાપુર સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી બન્યા ૧૯૩૩મા સક્રિય થયા પરંતુ ૩ વર્ષ બાદ પાછા ખેંચ્યા ૧૯૩૬મા શેઠ પૂ મોતીભાઈ અમીનની દોરવણીથી વડોદરામા ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળી લિના ઉપમંત્રી તરીકે નિયુક્ત થઈ તેમા ૧૯૫૩ સુધી કામ કર્યું ઉપરાંત ૧૯૬૬થી ચરોતર એજ્યુ ક્લબ વડોદરાના ગૃહપતિ તરીકે નિમાયા છે હાલમા પુસ્તક ક્રય સહાયક સહકારી મંડળી લિના મંત્રીપદે, વડોદરા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક લિ તથા ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળી લિના ડિરેક્ટર તરીકે, વડોદરાના સરકારી નોકરોના ઘરો બાંધનારી સહકારી મંડળીના મંત્રી તરીકે, તેમજ તારાપુર કેળવણી મંડળના ટ્રસ્ટી અને સમસ્ત પાટીદાર કેળવણી મંડળના વ્યવસ્થાપક તરીકે કામગીરી બજાવે છે સર [illegible] મંદિર, સયાજીગંજ, વડોદરા

**વાડીભાઈ જોઈતાભાઈ પટેલ** વ ગાનાસા, તા કપડવણજ જ્ઞા પાટીદાર જ તા ૨૫-૧-૨૫ સિ ઈ સ ૧૯૪૪મા મેટ્રિક પાસ ૧૯૪૮મા બી એ ઓનર્સ (સંસ્કૃત) ૧૯૫૧મા એલ એલ બી પાસ કા ૧૯૪૯-૫૦મા પાટીદાર જ્ઞાતિના અમદાવાદથી નીકળતા 'ધરતી' માસિકના સહતંત્રી તરીકે કામ કર્યું ૧૯૫૦મા સૌરાષ્ટ્ર સરકારમા અવ્વલ કારકુન તરીકે જોડાયા ૭ માસની ટ્રેનિંગ બાદ ૧૯૫૧ના ફેબ્રુઆરીમા અવ્વલ કારકુન તરીકે ભાવનગર મામલતદારની કોર્ટમા નિમણૂક થઈ માર્ચ '૫૨મા ડેપ્યુટી ચીટનીસ તરીકે અને ત્યાર બાદ લાઠીમહાલના મહાલકારી તરીકે નિમાયા આ સ્વતંત્ર હોદ્દા ઉપર રહીને લોકશાહી ઢબે પચાયતી રાજ્યને પગભર કરવાનો પ્રયત્ન કર્યો આમા સૌરાષ્ટ્ર સરકારે કદર કરી કુડલા ડેવલપમેન્ટ સ્કીમ, સાવરકુંડલામા એક્ઝિક્યુટીવ ઓફિસર તરીકે નિમણૂક કરી છે સર એક્ઝિક્યુટીવ ઓફિસર, કુડલા ડેવલપમેન્ટ સ્કીમ-કુંડલા, સાવરકુંડલા, સૌરાષ્ટ્ર

**વાડીલાલ મગનલાલ શાહ** વ કપડવણજ કા જાણીતા ઉદ્યોગપતિ છે સાહસિક વૃત્તિથી અનેક જિન સ્થાપ્યા છે



રૂના ઉદ્યોગ માટે તેમની પેઢી આખા મુબઈ ઈલાકામા પંકાયેલી જાણીતી છે

કપડવણજ, ડભોઈ, બાયડ, ધનસુરા વગેરે સ્થળોએ તેમની ફેક્ટરીઓ ચાલે છે જાહેર હિતની પ્રવૃત્તિઓમા રસ લે છે.

**વાડીલાલ મનસુખરામ પારેખ** વ કપડવણજ ઉ ૬૭ જ્ઞા દશા નીમા વણિક શિ પ્રાથમિક કપડવણજમા, માધ્યમિક નડિયાદ-અમદાવાદ અને અમદાવાદમા કોમર્સ મિલમા નોકરી કરતા એન્જિનિયરિંગનો અભ્યાસ કર્યો અને બીજા વર્ગના બોઈલર એન્જિનિયર બન્યા કા અમદાવાદમા ફીટર તરીકે મિલમા નોકરીનો પ્રારંભ. ૧૯૨૦મા મુંબઈમા બાટલીબોઈ કંપનીમા ભાગીદાર તરીકે જોડાયા એ પેઢી તમામ પ્રકારની મશિનરી આયાત કરવાનો ને વેચવાનો વેપાર કરે છે આવો વેપાર કરનારી દેશની આગળપડતી પેઢીઓમાની એક છે તેની ૧૦ શાખાઓ છે આ પેઢીના તેઓ ભાગીદાર અને મુખ્ય કર્તાહર્તા છે તેમણે ધંધાર્થે ૭ વખત યુરોપનો પ્રવાસ કર્યો છે, જ્યારે એક વખત અમેરિકાની મુલાકાત લીધી છે કપડવણજની ઘણી જાહેર પ્રવૃત્તિઓના પ્રેરક અને દાતા છે પિતાશ્રીના સ્મારકમા કપડવણજમા એક દેરાસર એક લાખના ખર્ચે બંધાવ્યુ છે એમા મનસુખ ભુવન નામનો જાહેર વ્યાખ્યાન હોલ પણ બંધાવ્યો છે સર બાટલીબોઈની કુ ફોર્બ્સ સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ ૧

**વાસુદેવ અંબાલાલ વ્યાસ** વ સરસવાની (તા મહેમદાવાદ) જ ઈ સ ૧૯૧૮ જ્ઞા બ્રાહ્મણ શિ મેટ્રિક પાસ કરી, ઉચ્ચ શિક્ષણ ગુજરાત કોલેજ અમદાવાદમા લઈ ૧૯૩૮મા બી એસ સી થયા અને ૧૯૪૧મા એમ એસ સી થયા ત્યાર બાદ પી એચ ડી માટે મહા નિબંધ લખ્યો કા ૧૯૪૦મા રાજકોટમા ધર્મેન્દ્રસિંહજી કોલેજમા ડેમોન્સ્ટ્રેટર થયા ૧૯૪૧મા લેક્ચરર થયા ૧૯૪૪મા પ્રોફેસર અને ડિપાર્ટમેન્ટલ હેડ થયા રાજકોટ સ્ટેટ વખતે રાજ્યની લેબોરેટરીના રિસર્ચ કેમિસ્ટ હતા દૂધ, ઘી અને દૂધમાથી બનતા પદાર્થોના ટેસ્ટિંગ વગેરેના જ્ઞાન માટે બેંગ્લોર ઈમ્પિરિયલ ડેરી રિસર્ચ લેબોરેટરીમા તાલીમ લીધી છે હાલ સૌરાષ્ટ્ર સરકારમા હાલાર તથા મધ્ય સૌરાષ્ટ્ર માટેના કેમિકલ એનેલાઈઝર છે પ્ર ૧૯૫૦મા એન સી સી મા દાખલ થયા હાલ સૌરાષ્ટ્ર બેટેલિયનમા લેફ્ટેનન્ટ તરીકે ફરજ બજાવે છે આ અંગે માહિતી તથા શિક્ષણ માટે જમ્મુ અને કાશ્મીરમા રહેવા ભારતના લશ્કર સાથે અનુભવ લઈ આવ્યા છે

**વીરમતી નટવરલાલ મોદી** વ વાડાસિનોર જ્ઞા વણિક જ તા ૨૪-૭-'૨૪ સિ ૧૯૪૮મા બી એ થયા તે પછી કોવિદ થયા. કા ૧૯૪૨મા પતિ તુલસીદાસ મોદી અડાસ ગોળીબારમા શહીદ થતા ૧૯૪૫મા જાણીતા સમાજવાદી કાર્યકર

નટવરલાલ મોદી સાથે સુધારક વિધવા લગ્ન કર્યું છે હાલ વાડાસિનોર હાઈસ્કૂલમા શિક્ષિકા છે પ્રજા–સમાજવાદી પક્ષના સભ્ય અને કાર્યકર છે સ્ત્રી કેળવણી મંડળમા વ ફા ના ઈતિહાસ અને નાગરિક શાસ્ત્રોના વર્ગો ચલાવે છે સાહિત્ય, સમાજસેવા, ચિત્રકામ વગેરેનો શોખ છે સર તુલસી મહોલ્લો, વાડાસિનોર, વાયા સેવાલિયા

**વિજયપ્રસાદ હરિલાલ દેસાઈ** વ મહુધા, તા નડિયાદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૨૫–૧૦–૧૯૦૭ કા અમદાવાદ આર સી ટેકનિકલમા એન્જિનિયરિંગનો અભ્યાસ પૂરો કરી ૧૯૨૮થી ૧૯૩૧ સુધી અમદાવાદ ભારતખંડ ટેક્ષટાઈલ મિલમા આસિસ્ટંટ એન્જિનિયર તરીકે જોડાયા ૧૯૩૧થી ૧૯૩૮ સુધી નવજીવન મિલ, કલોલમા આસિ એન્જિનિયર તરીકે જોડાયા ૧૯૩૮થી ૧૯૪૬ સુધી જેપોર સુગર કં રાયઘડામા શિફ્ટ એન્જિનિયર ને ટરબાઈન મિકેનિક તરીકે કામ કર્યું ૧૯૪૬થી નવજીવન મિલ, કલોલમા એન્જિનિયર અને મેનેજર તરીકે કામ કરે છે સર ધી નવજીવન મિલ્સ, કલોલ (ઉ ગુ)

**વિજયશંકર મંછારામ ભટ્ટ** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૩૦–૮–૧૯૦૨. શિ ૧૯૨૬મા બી એ ૧૯૩૦મા એલ એલ. બી કા ૧૯૩૧થી ૩૫ સુધી અમદાવાદમા વકીલાત કરી ૧૯૩૫થી ૩૭મા મોરબી સ્ટેટમા દીવાની ન્યાયાધીશ તરીકે હતા ગુજરાત વિધાસભાના સભ્ય છે અને મરાઠી ઉપરથી 'સનાતનની કત્લેઆમ' નામના પુસ્તકનો અનુવાદ કર્યો છે પોતાની માતાના સ્મરણાર્થે ઊમરેઠમા દિવાળી બાઈ પ્રસૂતિગૃહમા રૂા ૮૫૦૦નુ દાન કર્યું છે સર ૩૧, શ્રીમાળી સોસાયટી, નવરંગપુરા, અમદાવાદ–૯

**વિઠ્ઠલભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ** વ નડિયાદ જ તા ૮–૧૨–૧૮૮૭ જ્ઞા પાટીદાર કા પ્રાથમિક



કેળવણી નડિયાદમા જૂનાગઢની બહાદુરખાનજી હાઈસ્કૂલમાથી સને ૧૯૦૫મા મેટ્રિક વડોદરા કલાભુવનમા ટેકનોલોજીનો અભ્યાસ કર્યો સને ૧૯૦૯મા કેમિકલ ટેકનોલોજીની પરીક્ષા પ્રથમ કક્ષા મેળવીને પાસ કરી બાદ પ્રો ટી કે ગજ્જરની પ્રયોગશાળામા જોડાયા સને ૧૯૧૨મા વડોદરા એલેમ્બિક કેમિકલ વર્ક્સમા સંશોધન ખાતામા જોડાયા પ્રો ટી કે ગજ્જરે હિંદુસ્તાનભરમા પહેલ વહેલા ફર્મેન્ટેશનનો ઉદ્યોગ શરૂ કર્યો તેના સંશોધન સ્કોલરો પૈકી તેઓ એક હતા, બાદ વહીવટ બધુ દારૂખાનાના જાહેર સેવાના કામમા મદદગારની જરૂર હોવાથી તેમના સેક્રેટરી તરીકે જોડાયા અને સને ૧૯૩૨ સુધી કામ કર્યું સને ૧૯૩૨મા નડિયાદ મ્યુનિસિપાલિટીમા મેમ્બર તરીકે ચૂટાયા ત્યારથી નડિયાદ મ્યુનિસિપાલિટીમા સભ્યપદે રહી વિધવિધ કમિટીમા કામ કર્યું સને ૧૯૪૪મા નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે ચૂટાયા તેમની પ્રમુખ તરીકેની કારકિર્દી દરમ્યાન નડિયાદ ટાઉન પ્લેનિંગ સ્કીમ થઈ, કાયર બ્રિગેડ સારા પાયા પર મુકાયુ, નડિયાદમા વોટરવર્ક્સ અને ડ્રેનેજ યોજનાઓ અમલમા આવી, જે અમલમા મૂકવા માટે વડોદરા નરેશની પાસેથી મોટી રકમની લોન મેળવી વોટરવર્ક્સ અને ડ્રેનેજ શ્રી વિઠ્ઠલભાઈની નડિયાદની એક મોટી સેવા છે પ્રાથમિક શાળાના મકાનો માટે સખાવતથી નાણા મેળવી શિક્ષકોના પ્રયાસમા બધી સહાય કરી કાર્યને આગળ વધારવામા તેમણે ઘણી મદદ કરી છે

**વિઠ્ઠલભાઈ શિવાભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ જ્ઞા પાટીદાર જ તા ૧ ૮–૧૯૦૦ શિ ઉત્તરસંડા અને નડિયાદમા અંગ્રેજી ૭ ધોરણ સુધી ભણેલા કા ૧૮ વર્ષની વયે અભ્યાસ છોડી દઈને પિતાશ્રીના ચાલતા ધંધામા જોડાઈ ગયા તેમનો ધંધો કોસબા જખવાવ લાઈનમા જંગલ કોન્ટ્રાક્ટરનો હતો. ૬ વર્ષ સુધી પિતાશ્રીની સાથે કામ કરી ધંધાની જવાબદારી લઈ શકે તેટલો અનુભવ મેળવ્યો એવામા પિતાનુ અવસાન થયુ ત્યારથી પોતે ધંધો શરૂ કર્યો એમની કુનેહથી ધંધો દિનપ્રતિદિન ફૂલ્યો ફાલ્યો અત્યારે તેઓ સોનગઢ કોસબા, કેવડી, ઉમરપાડા, જખવાવ, કેવડી રોડ વઘઈ વગેરે સ્થળે જંગલ કોન્ટ્રાક્ટર અને ઈમારતી લાકડાના વેપારની શાખાઓ ચલાવે છે તેઓ આધ્યાત્મિક વિષયોનો શોખ સારી પેઠે ધરાવે છે સ્વામિનારાયણ સંપ્રદાયમા ખૂબ માને છે ગુરુચરણે હજારો રૂપિયાની સેવા કરી છે ઉપરાત શાળા પુસ્તકાલય, સંકટ ફંડ, દેશનેતાઓના સ્મારકફંડ, પ્રસૂતિગૃહ બાલમંદિર સાર્વજનિક દવાખાના વગેરે ૭૫ જેટલી વિવિધ પ્રવૃત્તિઓમા છૂટે હાથે સખાવતો કરી છે રૂા ૧૦૦૦) ઉપરની સખાવતોનો આંકડો લગભગ બે લાખ રૂપિયા જેટલો થાય છે કોઈ પણ ધાર્મિક સંસ્થાને, કોઈ પણ સંકટગ્રસ્ત માણસને તેમની પાસેથી ખાલી હાથે પાછા ફરવુ પડ્યું હોય તેમ જણાતુ નથી છૂટક છૂટક બધી મળીને રૂા અઢી લાખ જેટલી રકમની સખાવત કરી છે તેઓ બીલીમોરાની બધી જ જાહેર સંસ્થાઓના પ્રમુખ છે સર ટાટા બંગલો, વાયા મોદસ્થા, બીલીમોરા

**વિઠ્ઠલભાઈ હરિભાઈ પટેલ** વ પલાણા (તા નડિયાદ) જ તા ૫–૫ ૨૪ જ્ઞા પાટીદાર ૫ લલિત મેન ૭ એ બિ એમ એસ સી થયા છે મા ટ્રેનિંગ શિપ ડફરીન, મિનિસ્ટ્રી ઓફ ટ્રાન્સપોર્ટ, ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયામા ગેઝેટેડ ઓફિસર (પ્રોફેસર) છે માનસશાસ્ત્ર, વૈજ્ઞાનિક સાહિત્ય તથા પુસ્તક પ્રવૃત્તિમા રસ લે છે સર ટ્રેનિંગ શિપ ડફરીન, મુંબઈ–૧૦

**વિનુભાઈ શનાભાઈ દેસાઈ** વ નડિયાદ જ તા ૨૮–૮–૧૯૧૫ જ્ઞા પાટીદાર શિ માધ્યમિક શિક્ષણ ઈ સ ૧૯૩૪મા નડિયાદમા પૂરુ કરી ઉચ્ચ શિક્ષણ માટે વડોદરા કોલેજમા દાખલ થયા તે પછી અમદાવાદની બી જે મેડિકલ કોલેજમા અભ્યાસ કરી ૧૯૩૯મા એલ સી પી એસ થયા આ અભ્યાસ બાદ જે જે હોસ્પિટલ મુંબઈમા હાઉસમેન તરીકે

જોડાયા ૧૯૪૨થી નડિયાદમા સ્વતત્ર પ્રેક્ટિસ કરે છે ૧૯૪૨-થી ૪૮ સુધી નડિયાદ મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડના સભ્ય હતા ૧૯૪૭-૪૮મા મ્યુ સ્કૂલ બોર્ડના ચેરમેન તરીકે ચૂટાયા ૧૯૫૦થી ૫૨ સુધી નડિયાદ મ્યુનિ ના સભ્ય હતા ૧૯૫૩ની મ્યુ ચૂટણીઓમા ચૂટાઈ આવી મ્યુનિ ના ઉપ-પ્રમુખ તરીકે ચૂટાયા છે હાલ મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટીની એક્ઝિક્યુટીવ કમિટીના સભ્ય તરીકે કામગીરી બજાવે છે નડિયાદમા ડાક્તર તરીકે પણ સારી ખ્યાતિ જમાવી છે સર દેસાઈ વગો, નડિયાદ

**વિનુભાઈ હીમાભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ શિ બનારસ યુનિની બી એસ સી (ફાર્મ)ની ઉપાધિ મેળવી છે સીમા કપની, મુબઈની લેબોરેટરીમા કામ કરી હાલ કપનીની સમતિથી અમેરિકા ખાતે મીશિગન યુનિ મા વધુ અભ્યાસાર્થે ગયા છે

**વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી** વ ઉમરેઠ જ તા ૪-૭-૧૮૯૯ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ ગુજરાત કોલેજ, અમદાવાદમા ભણી ૧૯૨૦મા સસ્કૃત લઈ બી એ મા પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થયા ૧૯૨૩મા સસ્કૃત અને ગુજરાતી લઈ એમ એ મા બીજા વર્ગમા ઉત્તીર્ણ થયા કા ૧૯૨૧થી સુરતની એમ ટી બી કોલેજમા ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે હાલ તેના વાઈસ પ્રિન્સિપાલ તરીકે પણ ફરજ બજાવે છે ૧૯૨૩થી સુરતની સાર્વજનિક એજ્યુ સોસાયટીના સ્વયસેવક તરીકે કામ કરે છે ૧૯૪૪મા એમને રણજીતરામ સુવર્ણ ચદ્રક મળ્યો છે ૧૯૪૬મા મુબઈ યુનિ ના ઠક્કર વસનજી વ્યાખ્યાતા તરીકે નિમાયેલા ૧૯૪૧ અને '૪૯મા ગુજરાતી પરિષદમા વિભાગી સાહિત્ય પ્રમુખ તરીકેની સેવાઓ આપેલી આજે ગુજરાત યુનિમા સેનેટના અને વિદ્યાસભાના સભ્ય છે વડોદરા યુનિ મા વિનયન વિદ્યાશાખાના સભ્ય છે કૃ વિવેચના પરિશીલન અર્વાચીન ચિન્તનાત્મક ગદ્ય વગેરે સર એમ ટી બી કોલેજ કપાઉંડ સુરત

**વૈકુંઠલાલ છોટાલાલ ઠાકર** વ બોરસદ જ્ઞા બ્રાહ્મણ પ કુસુમબેન જેમણે રેડિયો ટેલિવિઝનમા અમેરિકાનો ડિપ્લોમા મેળવ્યો છે શિ ૧૯૩૩મા મેટ્રિકમા ફર્સ્ટ ક્લાસ ૧૯૩૭મા બી એસ સી ૧૯૪૯મા એપ્સમ પોટાશ ઉપર થીસિસ લખી એમ એસ સી, ૧૯૪૮મા પોલીટેકનિક ઇન્સ્ટિટ્યુટમાથી માસ્ટર ઓફ એન્જિનિયરિંગની ડિગ્રી, ૧૯૫૨મા યાલે યુનિ. અમેરિકાના ડોક્ટર ઓફ એન્જિનિયરિંગ થયા ન ૧૯૪૦-૪૩ સુધી તાતા કેમિકલ મીઠાપુરમા ૧૯૪૪-૧૯૪૬ સુધી ઇન્સ્પેક્ટર ઓફ કોટન ટેક્સટાઈલ હાલ મુબઈ એ સી સી કમા ટેકનિશિયન છે સીમ્મા રિસર્ચ સોસાયટીના સભ્ય છે સર C/o ડૉ છોટાલાલ સી ઠાકર, સાન્તાક્રુઝ, સ્ટેશનરોડ, ઇસ્ટર્ન સ્ટોરના મેડા ઉપર મુબઈ ન-૨૩

**વૃજલાલ મૂળજીભાઈ તલાટી** વ નડિયાદ શિ પૂના એન્જિનિયરિંગ કોલેજમા ભણી ૧૯૨૭મા બી ઇ. (સિવિલ)-ની ઉપાધિ મેળવી છે કા ૧૯૨૭મા ઇ કુ લિ મા મેનેજર તથા એન્જિનિયર તરીકે કરારથી કામ શરૂ કર્યું હિન્દુસ્તાનના મોટા શહેરોમા ફેક્ટરીઓમા કામ કરી અનુભવ મેળવ્યો ૧૯૩૮-મા કરાર પૂરો થયો એટલે સરસપુર અમદાવાદમા રૂ ૧૫૦,૦૦૦ની મૂડી રોકી 'ધી ગુજરાત સેનિટરી એન્જિનિયર્સ લિ' નામની પાઇપો બનાવવાની ફેક્ટરી શરૂ કરી તેમા વ્યવસ્થાપક, એજન્ટસ તથા ચીફ એન્જિનિયર તરીકે કામ કર્યું. ૧૯૪૫મા રૂ ૧૦ ૦૦૦૦૦ની મૂડીથી ધી સ્પન પાઇપ એન્ડ કન્સ્ટ્રક્શન કપની ઓફ ઇન્ડિયા લિ મુબઈ, નામની પબ્લિક લિ કપની સ્થાપી અમદાવાદની ફેક્ટરી તેને સોપી દીધી. અને બીજી બે ફેક્ટરીઓ, એક મુબઇ (અધેરી)મા અને બીજી કરાચીમા નાખી તે જ સમયે રૂ ૨૫૦,૦૦૦ની મૂડીવાળી પબ્લિક લિ કપનીઓ વડોદરા અને ઇદોરમા નાખી ત્યાર પછી મુબઇની કપનીની શાખા તરીકે સુરત અને નાગપુરમા ફેક્ટરીઓ નાખી. કરાચી ફેક્ટરી પાકીસ્તાન થયા પછી વેચી નાખવી પડી છે હાલમા ઉપરની બધીજ ફેક્ટરીઓના વ્યવસ્થાપક, એજન્ટ, ડાયરેક્ટર તથા ચીફ એન્જિનિયર તરીકે કામ કરી રહ્યા છે તેમને ત્યા તૈયાર થતી પાઇપો સ્પન અથવા હ્યુમ પાઇપના નામે ઓળખાય છે તેમને ત્યા વાર્ષિક રૂ ૧૫૦૦૦ ૦૦નુ કામકાજ થાય છે સર રામભાઈ મેન્શન, સયાજીગજ, વડોદરા

**શનાભાઈ પુરુષોત્તમદાસ પટેલ** વ વાસદ, તા આણદ જ્ઞા પટીદાર જ સને ૧૯૦૩ શિ પોતાના ગામમાથી ૧૯૨૭મા ગ્રાન્ટ મેડિકલ કોલેજ મુબઇમાથી એમ બી બી એસ થનાર તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ હતા કા સરકારી નોકરી મળતી હતી તે નહિ સ્વીકારતા વડોદરામા ખાનગી દવાખાનુ કરેલુ આજે ત્યા તેઓ એક બાહોશ ડોક્ટર તરીકે પ્રસિદ્ધ છે વડોદરા મેડિકલ એસોસિયેશન તથા કોગ્રેસ પ્રજામડળના વર્ષો જૂના સભ્ય છે અને યથાશક્તિ સેવા આપે છે વડોદરા સ્ત્રી કેળવણી મડળ અને કર્વે કોલેજમા માનદ્ અધ્યાપક તરીકે વ્યાખ્યાનો આપતા ગામની લાયબ્રેરી તથા શાળામા રસ લે છે અને મદદ પણ કરે છે સર પ્રતાપગજ, વડોદરા

**શનુભાઈ મહીજીભાઈ પટેલ** વ સારસા, તા આણદ જ તા ૫-૬-૧૯૧૫ કા રાજ્ય ધારાસભાના સભ્ય અને આગેવાન કોગ્રેસી કાર્યકર કા ખેડા જિલ્લા લોકલબોર્ડના સભ્ય તરીકે ઈ સ ૧૯૩૮મા ચૂટાયા હતા ૧૯૪૧મા બીજી વાર ચૂટાયા ૧૯૪૪થી તેઓ સારસા કેળવણી મડળ અને એમ બી હાઇસ્કૂલના ઓનરરી સેક્રેટરી તરીકે સેવા આપી રહ્યા છે ખેડા જિલ્લા સમિતિ અને આણદ તાલુકા સમિતિના સભ્ય, સારસા કો-ઓપરેટીવ ભડારના ૧૯૪૬થી ચેરમેન છે ઉપરાત ૧૯૪૮થી ૪૯ સુધી તેઓ એગ્રિકલ્ચરલ પ્રોડ્યુસ માર્કેટ કમિટીના ચેરમેન હતા ૧૯૪૯મા બે જિ લો બો મા ચૂટાયા હતા તેઓ વિવિધ કો-ઓપરેટીવ સોસાયટીઓના સભ્ય છે ૧૯૪૮થી મુબઇ

સરકારે તેમને ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ બનાવ્યા છે મુંબઇ ધારાસભાની ૧૯૫૨ની ચૂંટણીઓમા આણંદ ( ઉત્તર ) વિભાગમાથી તેઓ ચૂંટાઇ આવ્યા છે

**શરદકુમાર જગમોહનદાસ તલાટી** વ નડિયાદ, જ્ઞા વાણિયા. શિ ૧૯૪૩મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી પૂના સર પરશુરામ ભાઉ કોલેજમા જોડાઈ મેરિટ સ્કોલરશિપ મેળવી ઇન્ટર સાયન્સ સારા માર્કે પસાર કરી ૧૯૪૬મા પૂનાની એન્જિનિયરિંગ કોલેજમા દાખલ થયા ૧૯૪૭મા સ્કોલરશિપથી અમેરિકાની કેલિફોર્નિયા યુનિ મા એન્જિ કોલેજમા દાખલ થયા. ૧૯૪૮મા બી એસ એન્જિની ઉપાધિ લીધી ૧૯૪૮થી હિંદમાથી નાણા મંગાવવા બધ કરી સ્વાવલબી થયા ૧૯૫૧મા તેજ યુનિ ની બધ, નહેરો વગેરે વિશેષ વિષયો લઈ એમ ઈની ઉપાધિ મેળવી, તથા આ વિષયના અનુભવ માટે અમેરિકાની જુદી જુદી પેઢીઓમા નોકરી કરી નિર્વાહ માટે એન્જિનિયરિંગની નોકરી અને સાથે સાથે પોલિટિકલ સાયન્સની એમ એ અને પી એચ ડીની ઉપાધિનો કોર્સ કરે છે તે સંપૂર્ણ થવા આવ્યો છે ખૂબ આશાસ્પદ નવજવાન છે

**શકરલાલ દ્વારકાદાસ પરીખ** વ કઠલાલ જ તા ૪-૬-૧૮૮૬ જ્ઞા ખડાયતા વણિક કો



અમદાવાદ, મેટલ ફેક્ટરી લિમિટેડમા જોડાયા ક્ષય લાગુ પડતા ડોક્ટરની સલાહને અનુસરી અમદાવાદ છોડી કઠલાલ જઈ વસ્યા અને ધંધામાથી મુક્ત થયા અમદાવાદના નિવાસ દરમ્યાન સ્વ હીરાલાલ પારેખના માર્ગદર્શન મુજબ યુગવાર લેખકોના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો પ્ર ખેડા સત્યાગ્રહ તથા નાગપુર સત્યાગ્રહમા ભાગ લીધો ૧૯૧૮થી ૧૯૩૦ તથા ૧૯૩૬થી ૧૯૪૩ ખાદી કાર્યાલયમા, ૧૯૨૧થી ૧૯૩૦ કપડવણજ તાલુકા કોગ્રેસ સમિતિ, જિલ્લા કોગ્રેસ સમિતિ અને ગુજરાત પ્રાંતિક સમિતિમા. અને ૧૯૨૭થી ૧૯૩૦ ખેડા જિલ્લા ડિસ્ટ્રિક્ટ બોર્ડમા કામ કર્યું. ૧૯૩૦મા જેલમા ગયા ૧૯૧૯ના દુકાળ સમયે તથા રેલસંકટ સમયે રાહત કાર્યોમા સાથ આપ્યો વિલેજ અપલિફ્ટ કમિટીમા નિમાયા હાલ તેઓશ્રી લલ્લુભાઈ કરસનદાસ ટ્રસ્ટના ટ્રસ્ટી, કઠલાલની વકીલ કેશવલાલ મોહનલાલ એજ્યુકેશન સોસાયટીના મંત્રી અને કઠલાલની ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળાના મુખ્ય મંત્રી છે રાષ્ટ્રીય સરકારે ૧૯૪૮મા તેમને ઓનરરી સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ બનાવી તેમની કદર કરી છે તેઓ અમ ણી કાર્યકર્તાઓ માના એક જાણીતા લોકસેવક છે કઠલાલમા સરકારી પુરુષ અધ્યાપન મંદિર સ્થપાયુ તે તેમના પ્રયાસનું પરિણામ છે કૃ ખેડાની લડત, ગિરિરાજ આબુ પ બાપુને સ્મરણાંજલિ, સ્વ રવિશંકર મામી-જીવન ચરિત્ર, આત્મજનાવલિ, સ્વ હરિલાલ ગાંધીને સ્મરણાંજલિ, બાપુ સાથેના પ્રસંગો

**શકરલાલ હરજીવનદાસ શાહ** વ કપડવણજ જ



૧૮૮૬ શિ ૧૯૧૦મા મુબઈ એલ્ફિન્સ્ટન કોલેજમાથી બી એ થયા ત્યાર બાદ પૂના એગ્રિકલ્ચર કોલેજમાથી ડિપ્લોમા કોર્સ કર્યો મા કપડવણજ વિભાગના રાજ્ય ધારાસભાના સભ્ય અને જિલ્લાના અગ્રણી કાર્યકર પૂના કોલેજમાથી ખેતીનો ડિપ્લોમા લઈ સ્વતંત્ર ખેતી શરૂ કરી ૧૯૨૨મા ધધાર્થે મુંબઈ ગયા ૧૯૨૦મા રૂના ધધાર્થે ઈસ્ટ આફ્રિકા ગયા કેનિયા અને યુગાન્ડામા ઈ સ ૧૯૩૯ સુધી રહ્યા યુગાન્ડા કોટન બોર્ડ, યુગાન્ડા ફેક્ટરીઝ બોર્ડ, યુગાન્ડા ચેમ્બર ઓફ કોમર્સ, ઈસ્ટર્ન પ્રોવિન્સ ચેમ્બર ઓફ કોમર્સ, સોશિયલ સર્વિસ લીગ મોમ્બાસા, યુગાન્ડા કોટન એસોસિયેશન, ઈન્ડિયન જનરલ અને સરકારી કમિટીઓમા સભ્ય અને જવાબદાર વ્યક્તિ તરીકે કામગીરી બજાવી હતી ઈસ્ટર્ન ઇન્ડિયન કોગ્રેસની સ્ટેન્ડિગ કમિટીના અને યુગાન્ડા સેન્ટ્રલ કાઉન્સિલ ઓફ ઇન્ડિયન્સના ૧૯૨૬થી ૧૯૩૩ સુધી મેમ્બર હતા. ૧૯૩૧મા હિંદી સ્વાતંત્ર્ય સગ્રામમા ફાળો આપવા યુગાન્ડા છોડી હિંદ આવ્યા ૧૯૩૨મા જેલમા ગયા ૧૯૩૩મા પાછા યુગાન્ડા ગયા અને યુગાન્ડા લેજિ કાઉન્સિલ ફોર ઇસ્ટર્ન પ્રોવિન્સ (૧૯૩૩-૩૫)ના મેમ્બર નિમાયા ૧૯૩૯મા ઈસ્ટ આફ્રિકા છોડી હિંદ આવ્યા ૧૯૪૨મા 'હિંદ છોડો' ચળવળમા સક્રિય ભાગ લેવા લાગ્યા ત્યારથી તેમનુ જીવન જાહેર સેવાકાર્યોમા સમર્પ્યું છે હાલમા કપડવણજ તાલુકા કોગ્રેસ કમિટીના પ્રમુખ ખેડા જિલ્લા કોગ્રેસ કમિટીના ઉપ-પ્રમુખ, કપડવણજ એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ અને એગ્રિકલ્ચરલ પ્રોડ્યુસ માર્કેટ કમિટી કપડવણજના પ્રમુખ છે

**શામળભાઈ બેચરભાઈ પટેલ** વ મલાતજ (તા. પેટલાદ) જ પા, જ્ઞા પાટીદાર, શિ પ્રાથમિક પાચ ધોરણ સુધીનુ કા જિલ્લામા ૧૯૧૭ના રાષ્ટ્રીય યુગના પ્રારંભથી જ રાષ્ટ્રીય અને આર્યસમાજના રગે રગાયેલા એક લોકસેવક કાર્યકર તમામ રાષ્ટ્રીય લડતોના ઉત્સાહી સિપાહી અને જેલનિવાસી ૧૯૨૪ના બોરસદ સત્યાગ્રહ પછી બોરસદ તાલુકાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યુ તાલુકા સમિતિમા વર્ષો સુધી કામ કર્યું ૧૯૪૮થી મુબઈ રાજ્ય સરકારે ગ્રામ રક્ષક દળોની જિલ્લાઓમા સ્થાપના કરી ત્યારથી આ જિલ્લાના ગ્રામરક્ષક દળના વડા છે ગામે ગામ રક્ષક દળો એમની પ્રેરણા હેઠળ ઊભા થયા છે આજે પણ એક નવજુવાન જેવા ઉત્સાહથી તેઓ કાર્ય કરે છે સર સત્યાગ્રહ છાવણી, બોરસદ

**શાંતિલાલ ચંદુલાલ દેસાઈ** વ નડિયાદ જ્ઞા વાણિયા જ તા ૨૦-૮-૧૯૧૬ શિ ન્યુ ઇંગ્લિશ



સ્કૂલ નડિયાદમાંથી મેટ્રિકની પરીક્ષા ૧૯૩૫મા પસાર કરી ભાઉસાહેબ દેસાઈ સ્કૉલરશિપ મેળવી મેટ્રિકની પરીક્ષામા ચરોતરમા પ્રથમ નબરે આવેલા અને મેથેમેટિક્સમા આખી યુનિમા પ્રથમ આવેલા ૧૯૪૦મા મુબઈ યુનિની બી ઈ. (સિવિલ)ની પરીક્ષા પાસ કરી કા ૧૯૪૦મા સેન્ટ્રલ મોટર એન્ડ રિસર્ચ સ્ટેશન પૂનામા જોડાયા ત્યાર બાદ ૧૯૪૬મા તેમની બદલી દિલ્હીમા એકસ્ટ્રા આસિ. ડિરેક્ટર તરીકે થઈ કામગીરી જોઈ હિંદી સરકારે ૧૯૪૮મા હીરાકુડ ડેમની ડિઝાઈન માટે અમેરિકા મોકલ્યા ૧૯૫૦ના ફેબ્રુઆરીમા અમેરિકાથી પાછા ફર્યા ૧૯૫૨થી પૂનામા ચીફ રિસર્ચ ઑફિસર તરીકે કામ કરે છે પૂના ગુજરાતી કેળવણી મડળ સ્કૂલ બિલ્ડિંગ કમિટીના સભ્ય ઇન્ડિયન એન્જિનિયર્સ એસોસિયેશનના મત્રી સર જીજીભાઇ રોડ, પૂના ન ૧

**શાંતિભાઈ છોટાભાઈ પટેલ** વ બ્રાહ્મણગામ (તા બોરસદ) જ્ઞા પાટીદાર શિ માધ્યમિક શિક્ષણ વસોમા તથા ઉચ્ચ શિક્ષણ વડોદરા કોલેજમા લીધેલુ કા ઓટોમોબાઈલ ડીલર્સ એન્ડ એન્જિનિયર્સ લીબડી મોટર્સની ૧૯૫૧મા ભાગીદારીમા સ્થાપના કરી જનરલ મોટર્સ, બોમ્બે ગેરેજ અને વિલીસ કપની એજન્ટ પ્ર ૧૯૪૨થી ૧૯૪૫ સુધી વિદ્યાર્થી પ્રવૃત્તિના નેતા હતા આઝાદીની લડતમા આગળ પડતો ભાગ લીધો હતો તેમણે ૧૯૫૦મા આતરપ્રાતીય ટ્રપ ક્યુ છે સર લેકવા રોગી અમદાવાદી પોળ વડોદરા

**શાંતિલાલ ત્રિભોવનદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા શિ અગ્રેજી પાચ ધોરણ કા મેસર્સ ત્રિભોવનદાસ ભીખાભાઈની વિખ્યાત કરિયાણાની પેઢીના એક ભાગીદાર અને મુબઈમા ખડ બજાર ખ તેની ત્રિભોવનદાસ ભીખાભાઈની પેઢીના કુશળ સચાલક મુબઈના કરિયાણાના આગેવાન વેપારીઓમાના એક જાહેર પ્રવૃત્તિઓમા ને વેપારી સંગઠનોમા સક્રિય રસ લે છે સર ૮૯, ખાડબજાર, મુબઈ

**શાંતિલાલ મગળદાસ શાહ** વ નિર્માળી (તા કપડવણજ) જ્ઞા વીસા ખડાયતા વણિક શિ ગુજરાત કોલેજમાથી બી એ (ઓનર્સ) થઈ મુબઈ યુનિની સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમા ઉચ્ચ અભ્યાસ અર્થે દાખલ થયા એમ એમા 'થિયરી'ના પ્રશ્નપત્રમા આખી યુનિમા સૌથી વિશેષ ગુણ મેળવ્યા મુબઈ વિદ્યાપીઠના જાણીતા અર્થશાસ્ત્રી એમ એલ દાતવાલાની દોરવણી હેઠળ હિંદના ગ્રામસમાજની રચના, એ વિષય ઉપર મહાનિબધ લખી પી એચ ડી (અર્થશાસ્ત્ર) થયા કા યુનિના ત્રણ વર્ષ માટે રિસર્ચ ફેલો મુબઈ સરકારે નીમેલી વિવિધ સમિતિઓમા રિસર્ચ આસિસ્ટન્ટ સુરત જિલ્લાના હાળી મજૂરોની આર્થિક અને સામાજિક તપાસ અર્થે મુબઈ સરકારે નીમેલી હાલી લેબર ઈન્કવાયરી કમિટીના મુખ્ય સશોધક મુબઈ સરકારની પ્રોહિબિશન ઈન્કવાયરી કમિટીમા સફળ કામગીરી સૌરાષ્ટ્રની આર્થિક તપાસમા પણ સેવા આપેલી ઇન્ડિયન સોસાયટી ઑફ એગ્રિકલ્ચરલ ઇકોનોમિકસ તરફથી હાલમા તેમને મહેસાણા જિલ્લાની આર્થિક અને સામાજિક તપાસ અર્થે રિસર્ચ ઑફિસર તરીકે રોકી લેવામા આવ્યા છે, અને હાલ તેઓ મહેસાણામા રહે છે તેમના સશોધન અગેની અનેક નોંધો યુનિના રિસર્ચ જર્નલોમા પ્રકાશિત થઈ છે અમદાવાદ રાષ્ટ્રિય વિદ્યાર્થી મડળના સામાન્ય મત્રી (૧૯૪૫), પ્રથમ ગુજરાત વિદ્યાર્થી પરિષદના સ્વાગત પ્રમુખ, ખડાયતા વિદ્યાર્થી છાત્રમડળના મત્રી, અને યુનિ વિદ્યાર્થીમડળના સામાન્ય મત્રી હતા ખડાયતા જ્ઞાતિમા અર્થશાસ્ત્ર લઇને એમ એ પી એચ ડી થનાર તેઓ સૌ પ્રથમ છે

**શાંતિલાલ ચાકરલાલ શાહ** વ બોરસદ, જ્ઞા મેવાડા વાણિયા જ તા ૬-૫ ૧૯૧૬ શિ ૧૯૩૮મા બી એ (ઓનર્સ) થયા ૧૯૪૦મા એલ એલ બી થયા કા ૧૯૪૮ના ઑક્ટોબર માસમા વકીલાતની શરૂઆત કરી ૧૯૪૮ના માર્ચમા સિવિલ જજ તરીકેની નિમણૂક થઈ છે સર સિવિલ જજ (જુ ડિ) અને જ્યુડિશ્યલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ, વિજાપુર, ઉત્તર ગુજરાત

**શાન્તિનાથ સોમેશ્વર ઠાકર** વ નડિયાદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧૫-૯-૧૯૦૪ શિ ૧૯૨૨મા મેટ્રિકની



પરીક્ષા પસાર કરી ગુજરાત કૉલેજ, અમદાવાદમા દાખલ થયા ઈન્ટર આર્ટસમા જી એ પાટીલ સસ્કૃત સ્કોલરશિપ મેળવી ૧૯૨૬મા બી એ (ઓનર્સ) થયા કોલેજમા પ્રથમ આવવાથી દક્ષિણા ફેલો તરીકે નિમાયા ૧૯૨૮મા બીજા વર્ગમા આવી એમ એ થયા ૧૯૩૮મા બી ટી પરીક્ષા ડિસ્ટિંક્શન સાથે પસાર કરી બી ટી કૉલેજમા મુબઈ ઈલાકામા શ્રેષ્ઠ વક્તૃત્વ માટે ૧૯૩૮મા સુવર્ણચદ્રક મળ્યો કા એમ એ થયા બાદ ૧૯૨૮-૩૩ સુધી સરસ્વતી હાઈસ્કૂલ નડિયાદમા કામ કર્યુ ૧૯૩૦મા શામળદાસ કૉલેજ, ભાવનગરમા સસ્કૃતના પ્રોફેસર તરીકે જોડાયા ૧૯૩૩-૩૭ સુધી અવર લેડી ઑફ લાર્ડસ હાઈસ્કૂલમા હેડ માસ્તર તરીકે કામ કર્યુ ૧૯૩૮-૪૪ દરમિયાન ખેડા હાઈસ્કૂલમા આચાર્ય તરીકે કામગીરી બજાવી ૧૯૪૪થી ઇ એમ હાઈસ્કૂલ બોરસદમા આચાર્ય તરીકે કામ કરે છે તેઓ એક સારા વક્તા છે, ધર્મ, તત્ત્વજ્ઞાન, ચિંતન, યોગ, વાચન, લેખનનો શોખ છે નડિયાદનો ઇતિહાસ, સ્ફુલિંગ ભાગ ૧થી ૪, દશ કુમાર ચરિત વગેરે મળી ૧૪ પુસ્તકો લખ્યા છે ગુજરાતમા ત્રણ શ્રેષ્ઠ લેખો માટે સુવર્ણ ચદ્રક તથા પ્રથમ ઈનામ મેળવેલુ

**શિવપ્રસાદ ગણપતરામ ઠાકોર** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૩-૩-૧૮૮૫ શિ એમ ઈ કા ૧૯૦૩થી ૧૯૦૪ સુધી મેસર્સ મોતીલાલ હીરાભાઈ સ્પિનિંગ વીવિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કુ લિ મા, ૧૯૦૪થી ૧૯૦૬ સુધી ધી બેચરદાસ સ્પિ એન્ડ વીવિંગ મિલ્સમા અને ૧૯૦૬થી ૧૯૦૭ સુધી અમદાવાદ ન્યુ કોટન મિલ્સ કુ લિ મા જાત અનુભવ લીધો ૧૯૦૭મા એડનમા ગવર્મેન્ટ ડિસ્ટિલરીમા દાખલ થયા. ૧૯૦૮–૯મા મિસેલિનિયસ મેન્યુફેક્ચરિંગ કુ લિ મા નોકરી કરી ૧૯૦૯થી ૧૯૧૧ સુધી યુનાઈટેડ પ્રોવિન્સમા અને ૧૯૧૧થી ૧૨ અમાલા (પંજાબ)મા સી જી. ફેક્ટરીમા નોકરી કરી ૧૯૧૨થી ૧૯૧૩ હાવરા કલકત્તામા સી જી એન્ડ હાઈડ્રોલિક કોટન બેલિંગ પ્રેસમા રહેવા ૧૯૧૩થી ૧૯૧૫ સુધી ફૂલપાડા-સુરતમા ધી ગુજરાત રીવર_સ્ટીમર કુ ની સ્ટીમ લોન્ચ 'રાન'ને રિપેર કરી ચાલુ કરી ૧૯૧૫થી ૧૯૨૩ સુધી લાતુર (નિઝામ સ્ટેટ)મા મેસર્સ વાલચંદ હીરાચંદની ફર્મમા ઈન્ચાર્જ એન્જિનિયર તરીકે રહેવા ૧૯૨૫થી ૧૯૩૮ સુધી અમદાવાદના દૂધેશ્વર વોટરવર્ક્સમા કામ કર્યું ૧૯૪૪ ૪૫મા કપડવણજ વોટરવર્ક્સનો વોટર ફિલ્ટરેશન પ્લાન્ટ ચાલુ કર્યો ૧૯૪૫મા ઇલેક્ટ્રિક્ વર્કિંગ પંપસથી કાંકરિયા તળાવ (અમદાવાદ નુ પાણી ખાલી કર્યું હાલ એન્જિનિયર તરીકેની પ્રવૃત્તિ ચાલુ છે સર ૮૯૩, ફતેહ નગર, અમદાવાદ ન ૭

**શિવાભાઈ આશાભાઈ પટેલ** વ ભાદરણ, (તા બોરસદ) જ જ્ઞા પાટીદાર પ મણિબહેન, ભાદરણ મ્યુનિના સભ્ય શિ ભાદરણ ધર્મજ અને મહેમદાવાદ જિલ્લાના આઠ દસ ગામોમા થઈને પ્રાથમિક શિક્ષણ પૂરુ કર્યું પાટણની હાઈસ્કૂલમા માધ્યમિક શિક્ષણ લીધુ ઈ સ ૧૯૧૮મા સુણવની ન્યુ હાઈસ્કૂલ ઉર્ફે બારડા હાઈસ્કૂલમાથી મેટ્રિક પાસ થયા રોટ ઝેવિયર્સ અને પછી સિડનહામ કોમર્સ કોલેજમા ઉચ્ચ શિક્ષણ માટે દાખલ થયા ઈ સ ૧૯૨૧મા અસહકાર વખતે ઈન્ટરમાથી અભ્યાસ છોડી દીધો કા ઈ સ ૧૯૨૧મા કોલેજ છોડીને આશ્રમમા જોડાયા ત્યાથી પ્રતીજમા ખાદી વિભાગમા કામે લાગ્યા ત્યાથી પાછા આવી ભાદરણમા ખાદીની પ્રવૃત્તિ ઉપાડી ૧૯૨૨મા બોરસદ તાલુકા સમિતિના મંત્રી બન્યા ૧૯૨૩મા નાગપુર સત્યાગ્રહમા સંચાલન કરતા પાંચ ટુકડીઓના પ્રતિનિધિ તરીકે ગયા એક મહિના પછી એક માસની સજા ભોગવી ૧૯૨૪મા બોરસદમા સત્યાગ્રહ છાવણી સ્થપાઈ તેમા જોડાયા ૧૯૨૮મા બોરસદ-આણંદ તાલુકામાં રેલસંકટમા કામ કર્યું ૧૯૩૦મા નાકાની લડતનું સંચાલન કરતા કરતા અમદાવાદ અને વીસ ગુણની જેલોમા માર્ચ ૧૯૩૩થી અઢી વર્ષની સજા ભોગવી. આમ ૧૯૩૫ સુધી કોંગ્રેસનું જ કામ કર્યું ત્યાર બાદ ૧૯૩૬મા મા સપેજિસ ન્યુ ઈન્ડિયા વીમા કંપનીની એજન્સી લીધી ૧૯૩૭મા હિંદુસ્તાન વીમા કંપનીના એજન્ટ થયા ૧૯૩૮માં ઈન્ડિયન યુનિવર્સલ વીમા કંપનીના ગુજરાતના ચીફ ઓર્ગેનાઈઝર થયા ૧૯૪૦મા વ્યક્તિગત સત્યાગ્રહ અંગે દસ માસની સજા સાબરમતી જેલમા પૂરી કરી ૧૯૪૨ના 'કરેંગે યા મરેંગે' જંગમા ભાગ લેતા વડોદરા રાજ્યમા પ્રથમ પાંચ દિવસની સજા ભોગવી અને પછી વડોદરા પ્રજામંડળના સરકાર સાથેના સમાધાન સાથે સહમત ન થતા એમણે રાષ્ટ્રીય પક્ષની સ્થાપના કરી લડત ચાલુ રાખી એ અંગે માર્ચ ૧૯૪૩થી માર્ચ ૧૯૪૪ સુધી ડિટેન્યુ તરીકે જેલમા રહ્યા ત્યાથી છૂટયા બાદ બોરસદ તાલુકા મધ્યસ્થ સમિતિના પ્રમુખ થયા કોંગ્રેસ કાયદેસર માન્ય થતા ફરી ચૂંટણીમા ડેલિગેટ તરીકે ચૂંટાયા એ આઈ સી સી ના મેમ્બર થયા અને છે ૧૯૪૬મા ભાદરણ મ્યુનિ મા દાખલ થયા હાલ તેઓ મ્યુનિ ના પ્રમુખ છે ઉપરાંત ભાદરણ પ્રગતિ મંડળના અને ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ બન્નેના ઉપપ્રમુખ છે સર સત્યાગ્રહ છાવણી બોરસદ

**શિવાભાઈ કાશીભાઈ પટેલ** વ સૂઈ તા ડાસરા જ તા ૫-૨-૧૯૧૪ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધીનુ કા શરૂઆતથી રાષ્ટ્રીય લડતોમા નોંધપાત્ર ફાળો આપતા આવ્યા છે ૧૯૪૨થી ડાસરા તાલુકા સમિતિની કારોબારીના સભ્ય તરીકે સેવા આપે છે ૧૯૪૮થી ૫૦ તાલુકા સમિતિના પ્રમુખ તરીકે પણ કામ કરેલુ ખેડા જિલ્લા વિકાસ મંડળના તેઓ સભ્ય છે ડાસરા તાલુકાના જાણીતા કોંગ્રેસ કાર્યકર્તા છે



**શિવાભાઈ ગોકળભાઈ પટેલ** વ ચીખોદરા, (તા આણંદ) જ તા ૭-૨-૧૯૦૪ જ્ઞા પાટીદાર શિ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદમા ૧૯૨૨મા પ્રથમ નંબરે વિનીત થયેલા ઈનામ પણ મેળવેલું કા ૧૯૨૬થી ૩૦ સત્યાગ્રહ આશ્રમ સાબરમતીમા ૧૯૩૦મા દાંડીકૂચ વખતે ચાર વખત જેલ બેઠેલી ધારાસણા લડતમા જોડાયેલા અને ૧૯૩૨થી ૧૯૩૫ ખેડા જિલ્લા સમિતિના મંત્રી. ૧૯૩૫થી વલ્લભવિદ્યાલય બોચાસણમા સેવા આપે છે ૧૯૪૨થી ૪૫ 'હિંદ છોડો'ની લડત વખતે જેલમા ગયેલા વલ્લભવિદ્યાલય બોચાસણના આચાર્ય, ખેડા જિલ્લા શાળા મંડળના અધ્યક્ષ, ગ્રામસેવા સંઘના સભ્ય તથા સર્વોદય સમાજના સભ્ય છે. ઉદ્યોગ દ્વારા શિક્ષણ, ઉદ્યોગ પાઠ્ય તથા કાંતણ વિદ્યા એ ત્રણ પુસ્તકો તેમણે લખ્યા છે સર આચાર્ય, વલ્લભવિદ્યાલય, બોચાસણ (તા બોરસદ

**શિવાભાઈ ભૂરાભાઈ પટેલ** વ આશીજ, તા અમૃદ જ તા ૬-૩ ૧૯૧૩ જ્ઞા પટીદાર શિ બી એસ સી અભ્યાસ પૂરો કર્યા પછી ચાર વર્ષ ખેતી કરી ત્યાર બાદ કસ્તૂરભાઈ ગ્રુપની સરકારી મિલમા રહ્યા ખેડા વખત પછી તેમણે મફતલાલ ગગલભાઈની ગ્રુપ મિલોમાંની, અમદાવાદની ... મિલમાં જોડાયા ત્યારથી

ઈંડિયન ડાઈંગ બ્લીચિંગમાં થોડો વખત રહી મુંબઈ આતેની મુખ્ય ઓફિસમાં સેક્રેટરી તરીકે કામ કર્યું ત્યાર બાદ ન્યુ યુનિયન મિલના મેનેજર તરીકે નિમાયા નવ માસ ત્યાં કામ કર્યું તે પછી ન્યુ શોરોક મિલના મેનેજર તરીકે તેમને નીમ્યા છે તેમના નડિયાદ આવ્યા બાદ મિલમાં અનેક પ્રવૃત્તિઓ શરૂ કરાઇ છે તેમાં ક્રેડિટ સોસાયટી, કન્ઝ્યુમર્સ સોસાયટીની કેન્ટિન, કાપડની દુકાન, પ્રોવિઝન સ્ટોર વગેરે મુખ્ય છે મિલમાં વ્યાયામ મંદિર, બાળ મંદિર, પુસ્તકાલય, સ્ટાફ ક્લબ વગેરેની સ્થાપનામાં ને વિકાસમાં તેમનો મહત્ત્વનો ફાળો છે તેઓ બેડમિંગ્ટન, ટેનિસ અને ક્રિકેટના અચ્છા ખેલાડી છે મુંબઈ સરકારે તેમને હોમ ગાર્ડની સિલેક્શન કમિટીના સભ્ય તરીકે નીમ્યા છે તેઓ ખેડા જિલ્લા રાયફલ એસોસિએશનના સભ્ય છે નડિયાદની ઘણીખરી જાહેર પ્રવૃત્તિઓમાં તેઓ સક્રિય ફાળો આપે છે નડિયાદમાં ફૂલચંદ બાપુજી બાલમંદિર, સંગીત મંડળ અને ખેડા જિલ્લા સ્પોર્ટસ એસોસિએશનના પ્રમુખ તરીકે, રોટરી ક્લબ નડિયાદના ઉપપ્રમુખ તરીકે, ને મહાગુજરાત હોસ્પિટલના મંત્રી તરીકે સેવા આપે છે

**શિવાભાઈ રણછોડભાઈ પટેલ** વ બામણગામ (તા બોરસદ) જ્ઞા પાટીદાર શિ આણંદ, બામણગામ, પેટલાદ, પૂના અને મુંબઈમાં



ભણ્યા સને ૧૯૧૯ની ચળવળને લીધે બી એ માં નાપાસ નીવડેલા અભ્યાસ દરમિયાન વિદ્યાર્થીઓની લાયબ્રેરી અને દવાખાનાની પ્રવૃત્તિમાં રસ લેતા મ શરૂઆતમાં અમદાવાદમાં સ્વદેશી ભંડાર શરૂ કરેલો ખાદી સિવાયની અન્ય વસ્તુઓ નહિ વેચવાનો આગ્રહ રાખેલો પછી ભંડાર છોડી ગાંધી પ્રવૃત્તિમાં જોડાયા સને ૧૯૨૮માં અમદાવાદમાં દારૂની દુકાનો ઉપર પિકેટિંગ કર્યું પછી વાલ્મમાં રાષ્ટ્રિય ગુજરાતી શાળા શરૂ કરી પછી સાબરમતી આશ્રમમાં મગનલાલ ગાંધીના મંત્રી તરીકે બારડોલીમાં કામ કર્યું સુણવ રાષ્ટ્રીય શાળામાં જોડાયા ત્યાંથી બારડોલી મહેસૂલ સત્યાગ્રહની લડતમાં રાનીપરજ વિભાગની બાલદા છાવણીમાં કામ કર્યું તે પછી વાકાનેરમાં ખાદી પ્રવૃત્તિનું કામ કર્યું બાદ ખેડા જિલ્લામાં અતિવૃષ્ટિથી થયેના નુકસાનમાં રાહત અંગેનું કામ સને ૧૯૩૦ની સત્યાગ્રહની લડતમાં છ માસની જેલ સને ૧૯૩૨ની લડતમાં અઢી વરસની સખ્ત સજા અને રૂા ૫૦૦ દંડ સજા પૂરી થતા સેનગઢ ગુરુકુળમાં વડેદરા રાજ્ય પ્રજા મંડળના જોડાયા સને ૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહમાં દસ માસની જેલ ભોગવી સને ૧૯૪૨ની લડતમાં ફરીથી સાબરમતી જેલમાં છૂટ્યા પછી બોરસદ મધ્યસ્થ સમિતિના મંત્રી થયા તાલુકા સમિતિઓ સ્થપાતાં તેના મંત્રી થયા ૧૯૫૩માં તાલુકા સમિતિ બોરસદના પ્રમુખપદેથી છૂટા થયા પ્રાંતિક સમિતિ અને જિલ્લા સમિતિના સભ્ય છે બોરસદ તાલુકા ખરીદ વેચાણ સંઘના પ્રમુખ તરીકે અને બોરસદ તાલુકા સુપરવાઇઝિંગ યુનિયનના ચેરમેન તરીકે કામ કરેલું બોરસદ તાલુકા પંચાયતના મંત્રી મંડળના પ્રમુખ છે ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક મંડળના ડિરેક્ટર છે, બોરસદ ભાડુઆત મંડળના પ્રમુખ છે, ખેડા જિલ્લા ગ્રામ વિકાસ મંડળ, ખે જિ ખ વે સંઘની કારોબારી, ખે જિ શાળા મંડળની બિલ્ડિંગ કમિટી, તથા ખે જિ મ સ બેંકના સભ્ય છે સેકન્ડ ક્લાસ ઓનરરી મેજિસ્ટ્રેટ છે સને ૧૯૫૨ની સામાન્ય ચૂંટણીઓમાં કોંગ્રેસ ટિકિટ પર ધારાસભ્ય (મુંબઈ) તરીકે ચૂંટાયા છે દરમિયાન અનેક ફંડ ફાળા ઉઘરાવવામાં બનતી મદદ કરી છે લોકસેવામાં ઘણો રસ છે સર બોરસદ તાલુકા સમિતિ, બોરસદ

**સાકરલાલ પ્રેમાનંદ ત્રિવેદી** વ વઢવાન, તા નડિયાદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૧૭ ૮-૧૯૦૭ શિ એફ વાય આર્ટસ સુધી ગુજરાત કોલેજ, અમદાવાદમાં ભણ્યા છે કા ૨૨ વર્ષની ઉંમરે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન મિલિટરી ખાતામાં જોડાઈ ઈરાક, ઈરાન વગેરે સ્થળોએ લડાઈમાં જઈ સબ ડિવિઝનલ ઓફિસરનું પદ મેળવ્યું હાલમાં તેઓ સબ ડિવિઝનલ ઓફિસર, ડિફેન્સ ડિપાર્ટમેન્ટ મુંબઈ એ હોદ્દા પર છે મેસોનિક લોજના સ્થાપનકર્તા સભ્ય અને હોદ્દેદાર છે સર (૧) માનેકિયા ચેમ્બર્સ, મેટ્રો સિનેમા પાસે, ધોબી તલાવ, મુંબઈ ૨ (૨) ધર્મનગર, સાબરમતી અમદાવાદ

**મિતાબખાન એહમદખાન પઠાણ** વ બોરસદ જ તા ૮-૬-૧૮૯૨. જ્ઞા મુસલમાન શિ ૧૯૧૬માં બી એ થયા કા ૧૯૧૬માં રેવન્યુ ખાતામાં પ્રોબેશનર તરીકે જોડાઈ કારકિર્દીની શરૂઆત કરી ૧૯૧૮માં રેવન્યુ ખાતાની હાયર સ્ટાન્ડર્ડની પરીક્ષા પાસ કરી ૧૯૧૯માં જંબુસરમાં સર્કલ ઈન્સ્પેક્ટર નિમાયા ૧૯૨૦માં અવલ કારકુન અને થર્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ થયા ૧૯૨૧માં ભરૂચમાં ડેપ્યુટી કલેક્ટરના શિરસ્તેદાર થયા ૧૯૨૩માં જંબુસરમાં અવલ કારકુન અને સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ થયા ૧૯૨૫માં ભરૂચ ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના ચીફ ઓફિસર થયા ૧૯૨૬માં એલપાડ (જિ સુરત)માં મામલતદાર અને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ થયા ૧૯૩૧માં જંબુસરમાં મામલતદાર અને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ થયા ૧૯૩૫માં અમદાવાદમાં ટ્રેઝરી ઓફિસર અને સિટી સર્વે ઓફિસર થયા ૧૯૩૮માં ભરૂચમાં ટ્રેઝરી ઓફિસર સિટી સર્વે ઓફિસર સિટી મેજિસ્ટ્રેટ અને જેલ સુપ્રિન્ટેન્ડન્ટ થયા ૧૯૩૯માં અમદાવાદમાં એડિશનલ સિટી મેજિસ્ટ્રેટ થયા ૧૯૪૪માં ભરૂચમાં ડેપ્યુટી કલેક્ટર થયા ૧૯૪૬માં વલસાડ પ્રાંતના ડેપ્યુટી કલેક્ટર થયા નિવૃત્તિ બાદ અમદાવાદ સુધરાઈ કોર્પોરેશનમાં એસ્ટેટ ઓફિસર તરીકે કામ કર્યું હાલ નિવૃત્ત જીવન ગાળે છે સર ખાડની શેરી પાસે જમાલપુર રોડ અમદાવાદ

**સુલેમાનભાઈ આદમભાઈ ઘાસવાલા** વ ખંભોળજ તા આણંદ જ્ઞા સુન્ની વહોરા કા નાવલીના પૂનમભાઈ

સાજીભાઈ તેમને મુંબઈ લઈ ગયા ત્યા ધીમે ધીમે ઘાસ અને દૂધના મોટા વેપારી બન્યા મુંબઈ શહેરમા તેમજ ગોરેગાવમા તેમના દૂધ ઉત્પાદક કેન્દ્રો છે સાહસિક અને બાહોશ વેપારી તરીકે જાણીતા થયા છે ચરોતર મુસ્લિમ એજ્યુકેશનલ ટ્રસ્ટના ફાઉન્ડર ટ્રસ્ટીઓમાના એક છે બીજી કેળવણી કોન્ફરન્સના તે પ્રમુખ હતા જ્ઞાતિ માટે દાન પણ સારુ કર્યું છે

**સોમાભાઈ કીશાભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ જ તા ૧૦–૮–૧૯૦૩ જ્ઞા પાટીદાર શિ પેટલાદમા મેટ્રિક સુધી કા ઈ સ ૧૯૨૦મા જિલ્લામા સૌથી પ્રથમ રાષ્ટ્રીય શાળા કાઢી તેમા કામ કર્યું ૧૯૩૨ની લડતમા છ માસ જેલ ભોગવી ત્યાર બાદ વર્ષોથી કેળવણીનુ કામ કરે છે, અને કેળવણી અંગેના પ્રકાશનો કરનારી કેળવણી કાર્યાલય (સુણાવ) નામની પ્રકાશન સંસ્થાના માલિક અને સંચાલક છે બાળ સાહિત્ય ઉપર લગભગ ૭૭ જેટલા પુસ્તકો તેમણે લખ્યા છે સર સુણાવ, વાયા આણંદ

**સોમાભાઈ વલ્લભભાઈ પટેલ** વ સુણાવ (તા પેટલાદ) જ્ઞા પાટીદાર ઉ ૬૫ શિ સુણાવ પેટલાદ, જૂનાગઢ અને ખભાતમા ભણી ૧૯૦૬મા મેટ્રિક થયેલા ૧૯૦૮મા કારડિંગ સ્પિનિંગ વીવિંગ વગેરેની સિટી ઓફ ગિલ્ડ લંડનની પરીક્ષા દેશમાથી જ આપેલી કા જીવનનો પ્રારંભ શિક્ષક તરીકેની નોકરીથી કર્યો બાદ સુણાવમાથી બહાર નીકળી ૧૯૦૮ની સાલમા મુંબઈ જઈ સાહસ કરનાર, અને ૧૯૦૯મા પૂર્વ આફ્રિકા ખાતે જઈ જિનરી ઉદ્યોગના વેપારમા સૌ પ્રથમ પગલા કરનાર ચાર ચરોતરવાસીઓમાના એક વર્ષો સુધી પૂર્વ આફ્રિકામા રહી જિનરીના ઉદ્યોગને વિકસાવ્યો વસો ગામની અનેક સામાજિક પ્રવૃત્તિઓને ખૂબ જ રચનાત્મક દૃષ્ટિએ મૂગી સેવા આપીને વિકસાવી હાલ મુંબઈમા મધુ કેનિંગ વગેરે ઉદ્યોગોના માલિક ને સંચાલક છે એમના ભાઈ શ્રી એન વી પટેલ દાન કપાવામા એમના બધા ઉદ્યોગો સમાગે છે શ્રી સોમાભાઈ 'એસ વી પટેલ ના ટૂંકા નામે પૂર્વ આફ્રિકામા તેમજ મુંબઈમા ખૂબ જાણીતા છે સર કેનાક હાઉસ, હોર્નબી રોડ મુંબઈ–૧

**સોમાભાઈ વિઠ્ઠલભાઈ પટેલ** વ બાંધણી (તા પેટલાદ) જ તા ૩૦–૪–૧૮૮૦ જ્ઞા પાટીદાર શિ ૧૮૯૯મા મેટ્રિક પાસ કરી, એક વર્ષ વડોદરા કોલેજમા અભ્યાસ કર્યો કા ૧૯૦૧મા મ્યુનિસિપલ શાળામા શિક્ષક ઈ સ ૧૯૦૪મા ડર્બનની એલ એસ ડી પટેલની કપનીમા જોડાયા ઇંડિયન ઓપિનિયન નામના પત્રમા થોડો સમય કામ કર્યું શિક્ષક જીવનમાથી નિવૃત્તિ લીધા પછી બેલૂરના રામકૃષ્ણ મઠમા સ્વામી વિવેકાનંદ સાથે રહ્યા ત્યા તેમને જનસેવાની તમન્ના લાગી ઇ સ. ૧૯૦૭–૮મા આફ્રિકાની ચળવળમા ઝપલાવ્યુ ને ફ્રેસ્ટ અને હ્રાફટ પૂરની જેલમા પૂજ્ય ગાંધીજી, પારસી રૂસ્તમજી અને બીજા તેમની સાથે હતા. ગાંધીજીને તેઓ પોતાની અદ્ભુત શક્તિથી ખુશ કરી દેતા દક્ષિણ આફ્રિકામાથી ગામનુ દવાખાનું બધાવવા રૂ ૫૦૦૦ એકત્ર કર્યા. ૧૯૦૯મા વિદ્યાર્થી મંડળની સ્થાપના કરી માધ્યમિક શાળા માટે રૂા ૧૦૦૦૦/– એકઠા કર્યા આજે વૃદ્ધાવસ્થામા પણ જનસેવાના કાર્યોમા તેઓ અત્યંત રસપૂર્વક ભાગ લે છે, અને બાંધણીમા રહે છે

**સોમાલાલ ચુનીલાલ શાહ** વ કપડવણજ જ તા ૧૪–૨–૧૯૦૫ જ્ઞા ખડાયતા વણિક શિ મેટ્રિક પાસ થયા પછી મુંબઈની જે જે સ્કૂલ ઓફ આર્ટ્સમા જોડાયા વિદ્યાર્થી અવસ્થામા જ સ્વયંસ્ફૂર્તિથી ચિત્રો દોર્યા જ કરતા ઉમરેઠમા ભરાયેલા વિદ્યાર્થી–પ્રદર્શનમા સુવર્ણચંદ્રક ડૉ જેઈમ્સ કઝિન્સના કલા પ્રવચનોથી પ્રેરાઈને વડોદરા રાજ્યે પોતાના કલાભવનમા બંગાળી કલાકાર પ્રમોદરાય ચટ્ટોપાધ્યાયને નીમ્યા એટલે રવિશંકર રાવળની સલાહ મળતા વડોદરા કલાભવનમા તેઓ જોડાયા ત્યાથી ઓરિએન્ટલ આર્ટ સોસાયટીમા અવનીન્દ્રનાથ ઠાકુરના કલાવર્ગોમા છ માસ અભ્યાસ કર્યો કા શરૂઆતમા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમા જોડાયા ત્યા શિક્ષણ સંસ્થાની ઓથે સતત વિકાસ અને સર્જન ચાલુ રાખવા ઉપરાત એમણે ઘણા ભાવી કલાકારોને તાલીમ આપી જે પૈકી વડોદરા યુનિના કલા વિભાગના ડીન થએલા શ્રી માર્કંડ ભટ્ટ તથા ગ્રાફિક આર્ટસની તાલીમ માટે ઇંગ્લેંડ ગયેલા શ્રી વિનાયક પંડ્યા પ્રસિદ્ધ છે શ્રી સોમાલાલને મુંબઈમા આઠમી સાહિત્ય પરિષદના કલા પ્રદર્શનમા સુવર્ણ ચંદ્રક મળેલો દક્ષિણામૂર્તિનુ સંકોચન થયા બાદ ભાવનગરને જ નિવાસસ્થાન બનાવી ત્યાની આલ્ફ્રેડ હાઈસ્કૂલમા ચિત્રશિક્ષક તરીકે જોડાયા છે ત્યા ધંધાદારી આલેખનો, લલિત ચિત્ર સર્જનો ઉપરાત ભાવનગર નરેશ માટે પક્ષીઓનો ચિત્રસંપુટ તૈયાર કર્યો, તેમા તેમની તીવ્ર અવલોકન શક્તિ સચોટ ઉઠાવદાર આલેખનની પ્રતિભા ઝળકી ઊઠે છે ભાવે મિલાવેલા ચિત્રાલેખનો એ એમનુ પ્રધાન લક્ષણ છે, છતા લોકજીવનના કેટલાયે સુદર પ્રસંગો એમણે ચિત્રિત કર્યા છે તેમાનુ લંડન પ્રદર્શનમા મુકાયેલું 'છેરો' તેના સુસ્પષ્ટ અને મુગ્ધકર આલેખન દ્વારા જીવનના એક મોઘા પ્રસંગને સાકાર કરી રહે છે 'ભૈરવ રાગ', 'દેવયાની', ગોવાલણ' અને 'નાગદમન' જેવા એમના ચિત્રો ગુજરાતની ઉચ્ચ કલાસાધનાના પ્રતીક સમા છે એમનુ 'ગોવાલણ' પરદેશી ઓલ્ડી ખાતા માટે અને 'નાગદમન' ભારતના રાષ્ટ્રિય ચિત્રાલય માટે મધ્યસ્થ સરકારે ખરીદી લીધા છે એમની કલા વાસ્તવિક છતા કવિતામયું માર્દવ દર્શાવે છે વિવિધ વર્ણભંગી અને રેખાવિન્યાસોથી એમના ચિત્રોમા જાણે સંગીતનુ વાતાવરણ છવાઈ રહે છે ભારતીય પ્રણાલી પર આગવી માટીથી કરેલા શોભન તત્ત્વ મિશ્રિત પ્રસિદ્ધ લલિત ચિત્ર 'સમુદ્ર વાદન'ને દિલ્હીના આન્તરરાષ્ટ્રીય કલાપ્રદર્શનમા ત્રીજુ ઇનામ મળ્યુ છે તેમની પ્રતિભાસંપન્ન કલા માટે તેમને સને ૧૯૪૯મા રણજીતરામ સુવર્ણ ચંદ્રક પ્રાપ્ત થયો છે તેમનું ચિત્ર આલ્બમ રંગરેખાને

નામે પ્રસિદ્ધ થયુ છે સર અ૯ફ્રેડ હાઈસ્કૂલ, ભાવનગર, સૌરાષ્ટ્ર

**મોમાલાલ મોહનલાલ પરીખ** વ માતર જ તા ૭ ૧૨ '૮૬ જ્ઞા ખડાયતા વણિક બા પુત્ર આર એસ પરીખ પ્રેસિડેન્સી મેજિસ્ટ્રેટ છે શિ બી એ કા શરૂઆતમા ઇન્સ્પેક્ટર ઓફ રજિસ્ટ્રેશન ક્રમશ આગળ વધીને સુપ્રિન્ટેન્ડન્ટ ઓફ સ્ટેમ્પ્સ થયા ૧૯_'મા રાવસાહેબનો ખિતાબ મળ્યો છેવટે નાણા ખાતામા સ્પેશિયલ સપ્લાય ઓફિસર તરીકે જોડાયા હાલ નિવૃત્ત પેન્શનર ખડાયતા સમાજ, મુબઈના પ્રમુખ (૧૯૪૨) સર મેજેસ્ટિક મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ મુબઈ-૪, ફોન ન-૭૦૯૬૬

**સોમેશ્વર રાજારામ ભટ્ટ** વ ઉમરેઠ જ તા ૨૨-૨-૧૯૦૮ જ્ઞા બાજ ખેડાવાળ બ્રાહ્મણ શિ ગુજરાત કોલેજમા ૧ વર્ષ સુધી અભ્યાસ કરેલો કા ઇ સ ૧૯૩૦થી પોતાની ઉમરેઠ અને દાહોદની સરાફી પેઢીઓનુ સચાલન કરે છે તેમણે ઉમરેઠની અનેક સસ્થાઓ સ્થાપવામા ખૂબ જહેમત ઉઠાવેલી છે ખેડૂત વિવિધ સહકારી મડળી લિ , ભગિની ઉદ્યોગ મદિર લિ , ગ્રામસેવા સમાજ, ગીતા પ્રચારક મડળ વગેરે સસ્થાઓના તેઓ સસ્થાપક છે ધી ઉમરેઠ સહકારી ભડાર લિ ના ચેરમેન તરીકે ૩ વર્ષ તથા ધી ઉમરેઠ અર્બન કો બેક લિ ના ચેરમેન તરીકે ૭ વર્ષ સેવાઓ આપી છે હલ ઉત્પાદક સહકારી મડળી લિ તથા ઉમરેઠ વ્યાપારી મહામડળના સચાલક છે છેલ્લા ૨૨ વર્ષથી અનાજ અને તેલીબિયાના વેપારીમડળના પ્રમુખ છે જાહેર હિતની પ્રવૃત્તિઓમા સારો રસ લે છે સર ૨૧૫, ચોકસીની પોળ ઉમરેઠ

**હરિકૃષ્ણદાસ મૂળજીભાઈ અમીન (ઈનામદાર)** વ મહુધા, તા નડિયાદ જ્ઞા પાટીદાર જ તા ૧૬-૧૦ ૧૯૦૦ શિ બી એ પાસ પૂનાની કાયદાની કોલેજમા એક વર્ષ અભ્યાસ કરેલો મા બ્રિટિશ અમલ દરમિયાન સને ૧૯૨૬થી જાહેર જીવનની શરૂઆત કરી માન૦ મેજિસ્ટ્રેટ તરીકે સને ૧૯૩૪થી ૧૯૪૧ સુધી ફરજ બજાવી રાવસાહેબનો ઈલ્કાબ પામ્યા



દેશને સ્વતત્રતા પ્રાપ્ત થઈ એટલે ઈલ્કાબ પાછો સોપ્યો મહુધા ગ્રામપચાયતના સભ્ય અને સરપચ તરીકે સને ૧૯૩૫થી ૧૯૪૬ સુધી સેવા આપી જિલ્લા લેન્ડ મોર્ટગેજ બેન્કના ડિરેકટર છે સરકારના સહકારી ખાતાના તત્ર સાથે સકળાયેલી અનેકવિધ પ્રવૃત્તિઓમા સેવા આપી રહ્યા છે તાલુકા લોકલ બોર્ડના સભ્ય તરીકે પણ સેવા બજાવી છે વતન મહુધાની અનેકવિધ પ્રવૃત્તિઓમા પ્રમુખ કે સભ્ય તરીકે વારવાર સેવાઓ આપી છે આજે પણ ગામના જાહેર કામોમા યથાશક્તિ ફાળો આપે છે

**હરિપ્રસાદ ગગાશંકર શાસ્ત્રી** વ મલાતજ, તા. પેટલાદ જ્ઞા નાગર બ્રાહ્મણ જ તા ૧૭-૧૦-૧૯૧૯ શિ જૂનાગઢની હાઈસ્કૂલમાથી સને ૧૯૩૬મા હાઈસ્કૂલમા પહેલે નબરે મેટ્રિક થયા અને રૂ ૧૦૦)નું રાણા પારિતોષિક મેળવ્યુ જૂનાગઢની કોલેજમાથી સને ૧૯૪૦મા બી એ ફર્સ્ટ ક્લાસ ઓનર્સ સાથે પાસ કરી સને ૧૯૪૨મા એમ એ. પરીક્ષા પાસ કરી એમ એ પરીક્ષા માટે સસ્કૃતમા વૈકલ્પિક શાસ્ત્ર તરીકે "પ્રાચીન લેખ વિદ્યા"નો વિષય પસદ કરેલો. સને ૧૯૪૭મા "વલ્લભી રાજ્યના સસ્કૃત લેખો પરથી મળતી માહિતી" એ વિષય ઉપર મહા નિબધ તૈયાર કરી પી એચ ડી ની ઉપાધિ મેળવી કા એમ એ થયા પછી ગુજરાત વિદ્યાસભામા અનુસ્નાતક વિભાગમા ફેલો નિમાયા સને ૧૯૪૫થી ભો જે વિદ્યાભવનમા ભારતીય પ્રાચીન સંસ્કૃતિ ને સસ્કૃતના અધ્યાપક ને સશોધક તરીકે નિમણૂક થઈ છે પૂનાના રા બ કાશીનાથ દીક્ષિત અને ડો હસમુખ સાકળિયા પાસે પુરાતત્ત્વ વિદ્યાનું વધુ શિક્ષણ લીધુ , તથા કોલ્હાપુરની બ્રહ્મપુરીના ખડેરોના ખોદકામમા ભાગ લઈ પુરાતન સ્થળોના ખોદકામ પદ્ધતિની તાલીમ લીધી સશોધન કાર્ય (૧) હડપ્પા અને મોહેંજો-દડો એ નામે ગુજરાતી ભાષામા પુસ્તક પ્રસિદ્ધ કર્યું (૨) હિંદ અને હિંદેશિયા (ઇન્ડોનેશિયા) વચ્ચેના પ્રાચીન સસ્કૃતિક સબધો વિશે લેખમાળા લખી (૩) કવિ છોટમ કૃત ' સાખ્યસાર " અને " યોગસાર નામે બે અપ્રસિદ્ધ કાવ્યોનુ સપાદન કરી "સસ્તુ સાહિત્ય તરફથી બહાર પડવ્યુ (૪) રાજસ્થાન પુરાતત્ત્વ તરફથી વ્યાકરણનુ અને શબ્દરત્ન પ્રદીપ નામે કોશનુ જેસલમેરના ભડારોની હસ્ત લિખિત પ્રતોને આધારે સપાદન કર્યું. ઇતિહાસ પ્રાચીન લેખો, સિક્કાઓ, શિલ્પો, મૂર્તિઓ, મદિરો, વગેરેનુ સશોધન ચાલુ છે ગુજરાતી સાહિત્યમા નાટકો, કાવ્યો લખીને પણ ફાળો આપી રહ્યા છે. સર "સુવાસ', આઝાદ સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ ૬

**હરિદાસ મોતીલાલ શેઠ** વ પેટલાદ જ સને ૧૯૧૨. શિ બી એસ સી સુધી કા ૧૯૩૩મા પિતાશ્રીના કારખાનામા જોડાયા. ત્યા ચાર વર્ષ અનુભવ. લક્ષ્મી સિલ્ક મિલ્સ સ્થપાતા મિલનો વહીવટ સભાળે છે પેટલાદ બુલાખીદાસ મિલ્સ લિ , વલ્લભ હોઝિયરી લિ , કરસનદાસ લિ મુબઈ (ઈમ્પોર્ટ, એક્સપોર્ટ), મોતીલાલ એન્ડ સન્સ લિ , લક્ષ્મી સિલ્ક મિલ્સ, કોમર્શિયલ કોર્પોરેશન વગેરે ઉપરાત સૂતરના ધધામા સકળાયેલા છે, ને હિતો ધરાવે છે લાડજ્ઞાતિ નિરાશ્રીતના ટ્રસ્ટી છે આર્ટ સિલ્કના નિષ્ણાત હોઈ સિલ્ક મિલ મરચન્ટ્સ એસોસિયેશનમા અગ્રગણ્ય ભાગ લે છે તેના સ્થાપક અને ડિરેકટર છે સિલ્ક એન્ડ આર્ટ સિલ્ક એસોસિયેશન માટે ૩૬ લાખનુ ફડ ઊભુ કરવામા તેમનો મહત્ત્વનો ફાળો છે ૧૯૪૧મા ઇન્ડિયન મરચન્ટ્સ ચેમ્બરમા ચૂંટાઈ સાત વર્ષ સુધી સભ્ય રહેલા. સર (ઘર) કચ્છ કેસલ, ઓપેરા હાઉસ મુબઈ-૪ (ઓફિસ) શ્રી લક્ષ્મી સિલ્ક મિલ્સ, કસ્તૂરચદ મિલ્સ કપાઉન્ડ, દાદર, મુબઈ-૧૪.

**હરિલાલ ગ્માણશંકર ભટ્ટ** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા બાજ ખેડાવાળ જ તા ૨૭-૧૧-૧૯૦૪ શિ ગુજરાત કૉલેજમાંથી ૧૯૨૬મા બી એ થયા મ ૧૯૨૬મા રેવન્યુ ખાતામા પ્રોબેશનર મામલતદાર તરીકે નોકરીમા દાખલ થયા ૧૯૪૩મા મામલતદાર અને ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે થાણા જિલ્લાના દહાણુ તાલુકામા નિમણુક થઈ ઉત્તર વિભાગના દરેક જિલ્લામા આ રીતે કામ કર્યું ત્યાર બાદ નડિયાદમા રેસિડન્ટ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ તરીકે કામ કર્યું ડેપ્યુટી કલેક્ટર, સબડિવિઝનલ મેજિસ્ટ્રેટ, સિટી મેજિસ્ટ્રેટ, એડિશનલ ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ, પરસનલ આસિસ્ટન્ટ, તથા આસિસ્ટન્ટ કમિશનર તરીકે વિવિધ નોકરીઓ રેવન્યુ ખાતામા કરેલી ત્યાર બાદ ૧૯૫૦મા બોમ્બે સ્ટેટ માટે, એગ્રિકલ્ચર લેબર ઈન્ક્વાયરી માટે સુપરવાઈઝર તરીકે નિમણૂક થયેલી સને ૧૯૫૨ના જૂન માસથી બોમ્બે સ્ટેટના વિભાગીય પ્રોવિડન્ટ ફંડ કમિશનરનો હોદ્દો ભોગવે છે અમદાવાદના બાજ ખેડાવાળ સમાજના એક વર્ષ માટે પ્રમુખ હતા તે દરમ્યાન જ્ઞાતિ હિતાર્થે અમદાવાદમા મકાન બાંધવા માટે રૂ ૮૦૦૦ની જમીન બક્ષિસ આપેલી સર અશોકવીલા, વલ્લભભાઈ રોડ વિલે પારલે, મુંબઈ-૨૪



**હરિલાલ બાલકૃષ્ણદાસ પારેખ** વ ઊમરેઠ, તા આણંદ જ તા ૧૪-૪-૧૮૯૪ શિ બી એ છે બનાજી કૉમર્સિયલ ક્લાસ, મુંબઈમાંથી એકાઉન્ટન્સી પણ શીખેલા કા ઈ સ ૧૯૧૭મા બી એ થઈ ૧૯૨૩ સુધી જુદા જુદા પ્રકારની ધંધાદારી પેઢીઓમા કામ કર્યું ૧૯૨૩મા મુંબઈમા ઈન્કમટેક્ષ ખાતામા એક્ઝામિનર ઓફ એકાઉન્ટસ તરીકે જોડાયા ૧૯૨૮મા ઈન્કમટેક્ષ ઓફિસર તરીકે નિમાયા આ દરમિયાન ખેડા તથા સોલાપુર જિલ્લામા તથા કરાચી અમદાવાદ અને મુંબઈમા ફરજ બજાવી હતી ૧૯૪૬થી ૪૯ સુધી આસિસ્ટન્ટ કમિશનર ઓફ ઈન્કમટેક્સ તરીકે મુંબઈ અમદાવાદ અને સુરતમા કામ કર્યું હાલ નિવૃત્ત જીવન ગાળે છે ચરોતર એજ્યુકેશન સોસાયટી અને ગુજરાત વૈશ્ય સભાના જીવન સભ્ય છે ઊમરેઠમા કન્યા કેળવણી માટે રૂ ૧૦૦૦૦નુ ટ્રસ્ટ ફંડ ખડાયતા કેળવણી મંડળને સોંપેલુ છે જ્ઞાતિની વિવિધ સંસ્થાઓમા પેટ્રન અને જીવન સભ્ય છે સર ન ૨૬, આદર્શ હાઉસિંગ સોસાયટી, નવરંગપુરા અમદાવાદ



**હરિવદનરાય ચતુરલાલ પંડ્યા** વ ઊમરેઠ, તા આણંદ જ્ઞા બ્રાહ્મણ શિ જ્ઞાતિમા પ્રથમ બી એ (ઑનર્સ) થયેલા કા વેસ્ટર્ન ઈન્ડિયા સ્ટેટ એજન્સીના ડી આઈ જી એફ પોલીસના ઓફિસ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે ઘણા વર્ષો સુધી કામ કરેલુ સૌરાષ્ટ્રનુ એકમ સ્થપાતા, સૌરાષ્ટ્રના એક્સાઈઝ ડિપાર્ટમેન્ટમા ચીફ ઈન્સ્પેક્ટર ઓફ એક્સાઈઝ તરીકે નિમાયેલા આજે ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયામા રિજિનલ એમ્પ્લોયમેન્ટ એક્ષચેન્જ ઓફિસરનો હોદ્દો ભોગવે છે

**હરિવલ્લભદાસ ચૂનીલાલ શાહ** વ પેટલાદ જ ન ૧૯૩૫ જ્ઞા વાણિયા શિ ૧૯૦૩મા બી એ કા ૧૯૦૪થી ૧૯૦૬ મુંબઈ સૉલ્ટ ખાતામા ખારાઘોડા અને મુખ્ય ઓફિસે ક્લાર્ક ૧૯૦૭થી ૧૯૨૦ વડોદરા રાજ્યની હાઈસ્કૂલોમા શિક્ષક તરીકે તેમાયે સોજિત્રા, ધર્મજ, બીલીમોરામા હેડમાસ્તર તરીકે ૧૯૨૦થી ૪૪ પેટલાદ રાજરત્ન મિલમા સેક્રેટરી, મેનેજર અને ૧૯૪૭થી એ બધામાથી નિવૃત્ત થઈ વલ્લભવિદ્યાનગરમા આજીવન સેવા આપવા ત્યા જ રહે છે હાલ પેટલાદ તાલુકા ગૌરક્ષા-મંડળના ઉપપ્રમુખ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ચારુતર વિદ્યામંડળ અને ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ ના કાર્યવાહક મંડળના સભાસદ તરીકે સેવા આપે છે સર ચારુતર વિદ્યામંડળ વલ્લભવિદ્યાનગર

**હરિશકુમાર એન બ્રહ્મભટ્ટ** વ નડિયાદ, ઉ ૨૫ વર્ષ શિ બી એ એસ ટી સી કા મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા બાદ બે વર્ષ વીમા કંપનીની ઓફિસમા કામ કર્યું ત્યાર બાદ નડિયાદ મ્યુનિસિપલ શાળામા શિક્ષક તરીકે જોડાઈ નડિયાદની જે જે કૉલેજમા આર્ટસના વર્ગો ભરવા શરૂ કર્યા ઈ સ ૧૯૫૨મા બી એ પાસ થયા બાદ ઉત્તરસંડા તથા નડિયાદની માધ્યમિક શાળામા ત્રણેક વર્ષ કામ કર્યું આ સમય દરમિયાન એમ એ નો અભ્યાસ કર્યો અને એસ ટી સી ની પરીક્ષા પસાર કરી ત્યાર બાદ સૌરાષ્ટ્ર સરકારના સહકારી ખાતામા 'મદદનીશ જિલ્લા સહકારી અમલદાર' તરીકે નિમણૂક થતા રાજકોટ તથા ચોટીલા ખાતે કામ કર્યું પછીથી સોશ્યલ એજ્યુકેશન ઓર્ગેનાઈઝર તરીકે નિમણૂક થતા પાંચ માસની ટ્રેનિંગ લીધી હાલ કલ્યાણપુર રાષ્ટ્રિય વિસ્તાર સેવા ઘટક ખાતે સોશ્યલ એજ્યુકેશન ઓર્ગેનાઈઝર તરીકે નિમાયા છે સર સોશ્યલ એજ્યુ ઓર્ગેનાઈઝર, રાષ્ટ્રિય વિસ્તાર સેવા ઘટક કલ્યાણપુર (સૌરાષ્ટ્ર)

**હસમુખલાલ ચૂનીલાલ પટેલ** વ ઊમરેઠ તા આણંદ જ્ઞા ખડાયતા વણિક જ તા ૨૦-૬-૧૯૩૧ શિ ૧૯૪૬મા મેટ્રિક પાસ થઈ ઊમરેઠમા પ્રથમ આવવા બદલ રૂ પાંચનુ ઈનામ મળેલું ગણિત ભાષાઓમા વધુ ગુણ મેળવવા બદલ રૂ પચ્ચીસના બે ઈનામ મળેલા ઈન્ટર સાયન્સમા ગુજરાત કૉલેજમા મેરિટ સ્કોલરશિપ મળેલી ૧૯૫૧મા પૂના એન્જિનિયરિંગ કૉલેજમાથી પ્રથમ વર્ગમા પ્રથમ નંબરે બી ઇ થયા કા ૧૯૫૧થી ૧૯૫૨ સુધી એલ ડી એન્જિનિયરિંગ કૉલેજમા આસિસ્ટન્ટ લેક્ચરર તરીકે નિમાયા ૧૯૫૨મા ઓલ ઈન્ડિયા કોમ્પિટિટીવ પરીક્ષામા પાસ થવા બાદ સ્ટેટ ટ્રાન્સપોર્ટ મુંબઈ ડે જુનિયર ડેપો ઓફિસર તરીકે નિમાયા ૧૯૫૪થી સ્ટેટ ટ્રાન્સપોર્ટના નડિયાદ વિભાગના ડિવિઝનલ વર્કર્સ સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે નિમાયા છે સર C/o જસવંતલાલ ચૂનીલાલ પટેલ મરિસ્વામી પોળ, નડિયાદ

**હર્ષવદન જેશંકર ભટ્ટ** : વ : ઊમરેઠ, તા આણંદ. જ્ઞા : ખેડાવળ બ્રાહ્મણ જ તા : ૨૮-૧-૧૯૨૬. શિ : મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી સને ૧૯૪૬માં બી. એ. થયા. સને ૧૯૪૯માં એમ. એ થયા. ત્યાર બાદ અમેરિકા ગયા. પેન્સિલ્વેનિયાની યુનિવર્સિટીમા સને ૧૯૫૧-૫૪ સુધી અભ્યાસ કરી એમ બી. એ. ડિગ્રી મેળવી. સને ૧૯૫૪થી 'આંતર દેશીય સમન્વય' ને મુખ્ય વિષય રાખીને પી એચ. ડી. ડિગ્રીનો અભ્યાસ કરે છે. ઉપરાંત. અમેરિકાની મિશિગન સ્ટેટના પેન્સિલ્વેનિયામાં આવેલી યુનિવર્સિટીમાં "હિંદુસ્તાનનો વહાણવટાનો ઉદ્યોગ" એ વિષય ઉપર મહા નિબંધ લખી રહ્યા છે. યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)ના સરકારી ખાતા સંચાલિત "ઇન્સ્ટિટ્યુટ ઓફ ફૉરેન ટેકનિશ્યન્સ"માં અભ્યાસ કરી 'આર્થિક વિકાસ"નો મુખ્ય વિષય લઈને સને ૧૯૫૩ના જૂન માસમા પ્રમાણપત્ર મેળવ્યુ છે. સ્વદેશમાં રહીને કૉલેજમા અભ્યાસ કર્યો તે દરમિયાન લાયકાતની શિષ્યવૃત્તિ મેળવી હતી. પરદેશમા રહીને અભ્યાસ કરે તે દરમિયાન સત્તાવાળા અભ્યાસના કુલ ખર્ચના ૨૦ ટકા જેટલી કમાણી કરવા દે છે તે અનુસાર વર્તમાન પત્રો વહેચવાનું, સામાન્ય નોકરત, પગીનુ અને કારખાનામાં મજૂરી કરીને ખર્ચ મેળવેલુ કા : સને ૧૯૪૯-૫૦મા મુંબઈ સેક્રેટરિયેટમાં કેળવણી ખાતામાં નોકરી કરી સને ૧૯૫૦મા દિલ્હીની મધ્યસ્થ સરકારના વ્યાપારી પ્રધાનના હાથ નીચે "વહાણવટા" બાબતમાં સંશોધન કરેલું. અમેરિકાના ન્યુયૉર્ક શહેરમા યુ એસ નેવિગેશન કંપનીમાં સને ૧૯૫૧માં ઉદ્યોગોના વહીવટી જ્ઞાનની તાલીમ લીધી. હાલ કૉમર ટ્રેડર્સ ઈમ્પોર્ટ એન્ડ એક્ષ્પોર્ટ કંપની, ૧૧૯ સાઉથ એઈટીન સ્ટ્રીટ, ફિલાડેલ્ફિયા ૪, પેન્સિલ્વેનિયામા ભાગીદાર અને વાઈસ પ્રેસિડન્ટ તરીકે કામ કરે છે ફિલાડેલ્ફિયાના હિંદુસ્તાની વિદ્યાર્થીઓના મંડળના મંત્રી, ત્યાની આંતરદેશીય સંસ્થાના સભ્ય; અને ત્યાની જુનિયર ચેમ્બર ઓફ કૉમર્સના સભ્ય છે. તેમણે સ્વદેશ અને પરદેશના કૉલેજના શિક્ષણમાં ઇકોનોમિક્સ, પૉલિટિકલ સાયન્સ, નાણુ, બેન્કિંગ, ફાઈનેન્સ, વાહન વ્યવહાર, આંતરદેશીય સમન્વય વગેરે રાષ્ટ્રના આર્થિક વિકાસમા ઉપયોગી થઈ પડે તેવા વિષયો પસંદ કર્યા છે સર : (૧) ૧૧૯, સાઉથ એઈટીન સ્ટ્રીટ, ફિલાડેલ્ફિયા ૪, પેન્સિલ્વેનિયા, (૨) ચૈતન્યધામ, પ્રતાપગંજ, વડોદરા, (૩) ભાટવાડી પોળ, ઊમરેઠ



**હાથીભાઈ અમથાભાઈ પટેલ** - વ રણોલી, તા બોરસદ. જ : તા. ૭-૨-૧૮૯૪. જ્ઞા પાટીદાર શિ વડોદરા કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લઈ ૧૯૧૮માં બી. એ થયા. ૧૯૨૨માં એલ એલ. બી. થયા. ૧૯૩૯માં કૉરસપોન્ડન્સ કોર્સથી ચીકાગો (અમેરિકા)ની ઇન્સ્ટિટ્યુટ ઓફ એપ્લાઈડ સાયન્સીઝનો ડિપ્લોમા મેળવ્યો. કા : ૧૯૧૮થી વડોદરા રાજ્યના સુવર્ણખાતામાં કારકુન તરીકે જોડાઈ કારકિર્દીની શરૂઆત કરી અને વહીવટદાર પણ થયા ૧૯૩૨માં વડોદરામાં વકીલાતની શરૂઆત કરી ૧૯૫૪થી મુંબઈ પ્રાંતના સરકારી ખાતાના વડોદરા વિભાગના ડેપ્યુટી રજિસ્ટ્રારનું નોમિની તરીકે નિમાયા છે. ૧૯૩૫થી વડોદરા જિલ્લા પ્રાંત પંચાયતમાં ચૂંટાયેલા સભાસદ તરીકે કામ કરેલું. કૃ : દ્વારકા દર્શન, પેટલાદ સર્વસંગ્રહ, પાડરસીંગા (તા. દામનગર) ગામનો આર્થિક તથા સામાજિક સ્થિતિનો રિપોર્ટ વગેરે તેમની કૃતિઓ છે. આ ઉપરાંત મુલ્કીખાતાની પરીક્ષાઓને લગતાં પુસ્તકો, સબ-સર્વિસ ડિપાર્ટમેન્ટલ પરીક્ષાને લગતાં પુસ્તકો વગેરે સાહિત્ય લખ્યુ છે. સર : કોઠી, ચાર રસ્તા, હાથીભાઈ બિલ્ડિંગ વડોદરા.

**હિંમતભાઈ વલ્લભભાઈ અમીન** : વ : વીરસદ (તા. બોરસદ) જ : તા. ૧૧-૭-૧૯૨૬. શિ : ૧૯૪૮માં મુંબઈ યુનિની બી એસ સી. પરીક્ષા ઓનર્સ સાથે પાસ કરી. ૧૯૫૨માં ગુજરાત યુનિની એમ. એસ સીની પરીક્ષા પાસ કરી કા : ૧૯૪૮થી ૧૯૪૯ સુધી વેસ્ટર્ન કેમિકલ્સ ઈન્ડસ્ટ્રીઝ એન્ડ ગોલ્ડન કેમિકલ્સ લિ. મુંબઈમાં કેમિસ્ટ તરીકે કામ કર્યું. ત્યાર બાદ પોતાના વતનમાં હાઈસ્કૂલમા શિક્ષકની જરૂર હોવાથી ચાર માસ પોતે શિક્ષક તરીકે માનદ સેવા આપી. ૧૯૪૯ના ઓક્ટોબર માસમાં ગુજરાત યુનિમાં એમ એસ સી. રિસર્ચથી કરવા માટે ટર્મ શરૂ કરી. સાથે વિદ્યાનગરના શારદા મંદિરમાં પાર્ટ ટાઈમ શિક્ષક તરીકે જોડાયા ૧૯૫૧માં વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલયમાં ડેમોસ્ટ્રેટર તરીકે નિમાયા. બે વર્ષ ત્યાં જ રહ્યા. ૧૯૫૩થી નડિયાદની જે એન્ડ જે. કૉલેજ ઓફ સાયન્સમાં કેમિસ્ટ્રી ડિપાર્ટમેન્ટમાં લેક્ચરર તરીકે નિમાયા છે. સર : ભાથીખત્રી, દેસાઇવગો, નડિયાદ.

**હિંમતલાલ ગરબડદાસ ગાંધી** : વ : નડિયાદ. ઉ ૮૧ વર્ષ જ્ઞા. મોઢ વણિક શિ. અંગ્રેજી ત્રણ ધોરણ કા માસિક આઠ આનાના પગારથી ગાંધીને ત્યા ગુમાસ્તા તરીકે રહી જીવનનો પ્રારંભ કરેલો થોડા સમય પછી સાબુનું કારખાનું શરૂ કર્યું પણ તેમાં નિષ્ફળતા મળી. ત્યાર બાદ કાપડની દુકાન શરૂ કરી પણ તેય બંધ કરવી પડી નડિયાદમાં પ્રોવિડંટ સોસાયટી (લિમિટેડ કું) શરૂ કરી નડિયાદને ચકિત કર્યું. તેમનું અનુકરણ કરી આશરે ૨૫-૩૦ સોસાયટીઓ નડિયાદમાં ચઢ્ઢ થયેલી. પણ તેમની કંપની ખોટમા જતાં તેમણે એક મિત્ર સાથે ભાગીદારીમાં જોડાઈ બોડેલી તરફ બીડીનાં પાનનો કૉન્ટ્રાક્ટ રાખ્યો. તેમાયે ખોટ ગઈ. એટલે કંટાળી તેઓ મુંબઈ ગયા, અને એક વૈદ્યને ત્યાં માસિક રૂ ૧૨ના પગારે નોકરીએ રહ્યા. થોડા સમય પછી વળી મિત્રોની મદદથી સ્વતંત્ર ધંધો શરૂ કર્યો અને વાર્ષિક રૂ ૩થી ૪ હજારનો નફો થાય એ રીતે ધંધો જામ્યો. લોર્ડ કર્ઝનના સમયમાં તેમણે અનેક નાની કુંમાં શેર લેવાના શરૂ કર્યા પણ એક જ વર્ષમાં એ બધી કંપનીઓ તૂટી જતાં રૂ પાંચ છ હજારની ખોટ તેમને સહન કરવી પડી. ૧૯૧૦માં પત્નીનું અવસાન થતાં ધંધા પરથી મન ઊઠી ગયું. મુંબઈની દુકાન બંધ કરી નડિયાદમાં ધંધો શરૂ કર્યો. હિંદુ અનાથાશ્રમના ત્રણ વર્ષ માનદ મંત્રી તરીકે કાર્ય

કર્યું. મ્યુનિ મા સભ્ય તરીકે કામ કર્યું નડિયાદની બોકડ સ્મશાનની ભૂમિના ઉત્કર્ષ માટે ખૂબ પ્રયત્નો કર્યા લોકોના સહકારના અભાવે પોતાની પ્રવૃત્તિઓ સંકેલી લઈ વળી દવાના ધંધામા પડયા અને તેમા ખાસ કરીને 'જેમેસ્ત્રી' નામની સ્ત્રીઓ માટેની દવામા તેઓ હજારો રૂપિયા કમાયા આજે પણ તે દવા અને બીજી કેટલીક દવાઓ સારા પ્રમાણમા દેશ પરદેશમા વેચાય છે 'હિંમત', મોઢ શુભેચ્છક પત્રિકા વગરેનુ તંત્રીપદ તેમણે શોભાવેલુ તેઓ અનેક નાના મોટા દાનેમા ફાળો આપે છે સર જેમેસ્ત્રી ઓફિસ, નડિયાદ.

**હિંમતલાલ જમનાદાસ દાણી** વ આતરસુબા (તા કપડવણજ) જ તા ૧૧–૮–૧૫ જ્ઞા દશા શ્રીમાળી વણિક શિ ૧૯૩૨મા મેટ્રિક પછી વિલ્સન કોલેજમા એક વર્ષ અભ્યાસ કા અભ્યાસ છોડી પિતાની–જમનાદાસ દાણીની ગરમ કાપડની પેઢીમા જોડાયા પછી બી મહેન્દ્ર એન્ડ કો નામની પોતાની સ્વતંત્ર પેઢી શરૂ કરી છે મુબઈ, વુલન મરચટ એસોસિયેશનના માનદ મંત્રી (પાંચ વર્ષ). ચાલુ સાલે તેના ઉપપ્રમુખ છે આતરસુબા હાઇસ્કૂલ માટે રૂ ૧૫૦૦૦ની સખાવત કરી છે. વેપારના વિકાસ અર્થે સમસ્ત હિંદની મુસાફરી કરી છે સાહિત્ય અને સંગીતનો શોખ છે જાહેર હિતની પ્રવૃત્તિઓમા યથાશક્તિ મદદ કરે છે સર (ઘરનુ) દાણી હાઉસ, વી પી રોડ, મુબઈ ૪. ફો. ન ૩૪૩૨૫ (ધંધાનુ) બી મહેન્દ્ર એન્ડ કં, મૂળજી જેઠા માર્કેટ, દ્વારકેશ લેન મુબઈ–૨

**હીમચંદ કપુરચંદ શાહ** વ ભાદરણ, તા પેટલાદ જ્ઞા વણિક શિ પ્રાથમિક ભાદરણ અને સોજિત્રામા ઉચ્ચ શિક્ષણ ફર્ગ્યુસન કોલેજ પૂનામા ૧૯૨૦મા મહાત્માજીના આદેશ અનુસાર કોલેજ છોડી ગુજરાત વિદ્યાપીઠમા દાખલ થઇ ૧૯૨૧મા સ્નાતક થયા કા આમજનોની સેવા કરવાની ઉત્કટ ઇચ્છા હતી એવામા ભાદરણમા આગ લાગી ગરીબોની હાલાકી જોઇ પણ પોતે આર્થિક અવદશાને લીધે મદદ ન કરી શકયા તેથી ખૂબ દુખ થયુ ખૂબ પૈસા કમાઇને દુખીઓને મદદ કરવાનો નિર્ણય કર્યો ૧૯૨૨મા 'જીવણલાલ એન્ડ કંપની'મા જોડાયા તેમની કુનેહ જોઇ મદ્રાસ ખાતે કંપનીની શાખા ખોલવાનુ કામ સોપાયુ અથાગ પરિશ્રમ કરી કંપની સધ્ધર બનાવી મૂકી ૧૯૩૬મા કંપનીની રજા લઈ પોતાને માટે એગ્મોરમા માયલોર પ્રિમિયર મેટલ ફેકટરી ખરીદી ૧૯૩૯મા તે ફેકટરીને વિકાસ માટે મદ્રાસમા ખસેડી મદ્રાસ પ્રાંતમા પહેલી વાર સ્ટેઈનલેસ સ્ટીલના વાસણો બનાવવાની શરૂઆત કરી ૧૯૩૯મા ધી ઇંડિયન એલ્યુમિનિયમ કો. લિ ખરીદી ૧૯૪૦મા જીવણલાલ લિ ના ડિરેકટર થયા વિશ્વયુદ્ધમા ધાતુની અછતને લીધે એલ્યુમિનિયમનો ભંગાર ખરીદી કારખાનુ ચાલુ રાખ્યુ ૧૯૪૫મા મદ્રાસમા એમણે ધી હિન્દુસ્તાન મેટલ રિફાઈનરી એન્ડ રોલિંગ મિલ્સની સ્થાપના કરી ૧૯૪૨મા કામદારો માટે પ્રો ફંડની, અને ૧૯૪૬મા બોનસની રકમ આપવાની સૌ પ્રથમ શરૂઆત કરેલી ૧૯૪૫મા ઓલ ઇંડિયા નોન ફેરસ મેટલવેર મેન્યુફેક્ચરર્સ એસોસિયેશનની સ્થાપના કરી લાગલગાટ ચાર વખત તેના પ્રમુખ થયેલા કંપની અને તેના સ્ટાફ તરફથી મહાત્મા ગાંધી સ્મારક ફંડમા કુલ રૂા ૧,૭૨,૦૦૦ આપેલા હાલ તેઓ ઇન્ડલુસ્તાન (૧૯૨૯) લિ (કલકત્તા)ના મેનેજિંગ ડિરેકટર તરીકે અને ધી મેટલ કોરપોરેશન ઓફ ઇંડિયા લિના ડિરેકટર તરીકે કામ કરે છે ખૂબ જાણીતા ઉદ્યોગપતિ હોઈ મધ્યસ્થ સરકારના સલાહકાર પણ બન્યા છે શ્રી ચોપન એકડા કેળવણી મંડળની સ્થાપના કરી અને આશરે દોઢ લાખ રૂપિયાની મદદ આપી છે શ્રી ચોપન એકડા પ્રગતિમંડળને પણ રૂા ૧૦૦૦ની સખાવત કરી છે આ સિવાય બીજાં ઘણા દાનો કર્યા છે અને કરે છે

**હીરાભાઈ ડી પટેલ** વ દાવોલ તા બોરસદ જાણીતા બાહોશ ડોકટર છે આંખના સ્પેશ્યલિસ્ટ છે પોતાના જ્ઞાનનો લાભ આમ જનતાને મળે તે માટે હમેશા તત્પર રહે છે ગુજરાતમા રવિશંકર મહારાજ તેમની દેખરેખ હેઠળ નેત્રયજ્ઞો યોજે છે હાલમા તેઓ અમદાવાદમા હોસ્પિટલ ચલાવે છે

**હીરાલાલ મગનલાલ દેસાઈ** વ માતર જ્ઞા વણિક શિ બી એજી (મુબઈ), એમ એસ સી (કોર્નેલ, અમેરિકા) કા ખેતીવાડીના વિષયના એક જાણીતા નિષ્ણાત અને પીઢ અનુભવી પૂનાની ખેતીવાડી કોલેજમા તેઓએ પ્રિન્સિપાલ તરીકે કામ કરેલુ નિવૃત્તિ બાદ હાલમા તેઓ વલ્લભવિદ્યાનગરમા રહે છે, અને ખેતીના વિકાસ અર્થે પોતાના જ્ઞાન અને બહોળા અનુભવનો લાભ આપે છે ખેતી અંગે અખબારોમા લેખો લખીને તથા રૂબરૂ મળીને ખેડૂતોને ઉપયોગી માર્ગદર્શન આપે છે, એટલુ જ નહિ પણ એમના લેખોમા સરકારને પણ ઉપયોગી નીવડે એવા ખેતી અંગેના સૂચનો હોય છે ખેતી અંગેની મુશ્કેલીઓમા કોઈ પણ ખેડૂતને સલાહ આપવા તેઓ તત્પર રહે છે હાલમા તેઓ ખેતી વિષે એક અભ્યાસપૂર્ણ પુસ્તક લખી રહ્યા છે

**હીરાલાલ મૂળજીભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ જ તા. ૨૯–૮–૧૯૦૪ જ્ઞા પટીદાર, શિ ખાનગી રીતે ગુજરાતી ભણ્યા માધ્યમિક શિક્ષણ પેટલાદ અને મુબઈમા ૧૯૨૦મા ઇંગ્લેંડ ૧૯૨૨મા લંડન મેટ્રિક ૧૯૨૭મા લંડન યુનિના બી કોમ ૧૯૨૭મા આઈ સી એસ થયા કા ૧૯૨૭થી ૩૬ સુધી તે વખતના મુબઇ રાજ્યના સિંધ પ્રાંતના સક્કર, લારખાના, થરપારકર જિલ્લાના કલેકટર તરીકે કામ કર્યું ૧૯૩૪મા કચ્છ પ્રદેશમા થતી ચાદીની દાણચોરી અંગે તપાસ કરવા અને જરૂરી સૂચનો દર્શાવવા સ્પેશિયલ ઓફિસર તરીકે નિમણૂક થઈ ૧૯૩૬મા સિંધ સેપરેશન ઓફિસર તરીકે કામ કર્યું ૧૯૩૬–૩૭માં કલકત્તાના કસ્ટમ્સ કોન્ટ્રોલરની અને મુબઇના એકાઉન્ટન્ટ જનરલની ઓફિસમા ટ્રેનિંગ માટે ગયા ૧૯૩૭મા મુબઈ સરકારના નાણા ખાતાના ડેપ્યુટી સેક્રેટરી અને પછીથી 'સ્ટોક એક્સચેન્જ' તપાસ સમિતિના મંત્રી નિમાયા મે ૧૯૩૭મા હિંદ સરકારના ઉત્તર યુરોપના દેશો માટેના ટ્રેડ કમિશ્નર તરીકે ડેન્માર્ક ગયા.

બીજું વિશ્વયુદ્ધ શરૂ થતા ડેપ્યુટી ટ્રેડ કમિશનર તરીકે લંડન જઈ ૧૯૪૦ સુધી કામ કર્યું ઓગસ્ટ ૧૯૪૦મા હિંદ સરકારના પુરવઠા ખાતાના ડેપ્યુટી સેક્રેટરી નિમાયા એપ્રિલ ૧૯૪૧મા ઈસ્ટર્ન ગ્રૂપ સપ્લાય કાઉન્સિલના ડેપ્યુટી સેક્રેટરી થયા ૧૯૪૨મા પુરવઠા ખાતાના ડેપ્યુટી ડાયરેક્ટર જનરલ થયા ૧૯૪૩મા ઉદ્યોગ અને પુરવઠા ખાતાના ડેપ્યુટી સેક્રેટરી થયા ૧૯૪૪મા તેજ ખાતાના જોઈન્ટ સેક્રેટરી થયા અને ૧૯૪૫-૪૬મા સેક્રેટરી થયા ૧૯૪૬મા કેબિનેટ સેક્રેટરિયેટમા જોઈન્ટ સેક્રેટરી થયા વધુમા તે જ વર્ષે સપ્ટેમ્બરમા વડા પ્રધાનના મુખ્ય ખાનગી મંત્રી થયા ૧૯૪૭મા કેબિનેટ સેક્રેટરી થયા ૧૯૪૭મા ભાગલા સમિતિની સ્ટીયરિંગ કમિટી અને જોઈન્ટ ડિફેન્સ કાઉન્સિલના સભ્ય થયા ઓક્ટોબર '૪૭થી મિનિસ્ટ્રી ઓફ ડિફેન્સના સેક્રેટરી નિમાયા છે તેઓ એચ એમ પટેલના ટૂંકા નામે પ્રસિદ્ધ છે સર ૨, રોબર્ટ્સ રોડ નવી દિલ્હી

**હીરાલાલ મોતીલાલ પરીખ** વ પેટલાદ જ્ઞા વણિક ઇ ૧૯૨૧મા ધંધામા જોડાયા હાલ પેટલાદ બુલાખીદાસ મિલના મેનેજિંગ એજન્ટ તરીકે કામ કરે છે પેટલાદ ટર્કી રેડ ડાઈ વર્ક્સ, સયાજી ડાઈ વર્ક્સ, વલ્લભ હોઝિયરી મિલ્સ મોતીલાલ એન્ડ સન્સ અને લક્ષ્મી સિલ્ક મિલ્સ લિ ના ડિરેક્ટર છે જ્યુપિટર જનરલ ઈન્સ્યુરન્સ કં લિ ના ડિરેક્ટર (૧૯૪૨-૪૭), પેટલાદ સુધરાઈના વર્ષો સુધી મુખ્ય અને ઉપપ્રમુખ, બરોડા મિલ ઓનર્સ એસોસિયેશનના ઉપપ્રમુખ અને પેટલાદ કો ઓપરેટીવ સોસાયટીના ચેરમેન હતા સાર્વજનિક હોસ્પિટલમા વોર્ડ બાંધવા માટે રૂપિયા સવા લાખની બાદશાહી સખાવત કરી છે સર (ઘર) કચ્છ કેસલ, ઓપેરા હાઉસ મુંબઈ ૪ (ઓફિસ) શ્રી લક્ષ્મી સિલ્ક મિલ્સ કસ્તૂરચંદ મિલ્સ કંપાઉન્ડ દાદર, મુંબઈ ૧૪

**હીરાલાલ રણછોડભાઈ ઠક્કર** વ ભનાડા (તા માતર) જ્ઞા લોહાણા જ ૧૯૧૫ શિ કોલેજ શિક્ષણ વિલ્સન કોલેજ, મુંબઈમા લીધેલું પ્રથમ વર્ષમા બાઈબલની પરીક્ષામા પ્રથમ ઈનામ મેળવેલું ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષય પર નિબંધ લખી બે વર્ષ પારિતોષિક મેળવેલા ૧૯૩૯મા બી એ ની પરીક્ષા તત્ત્વજ્ઞાનનો વિષય લઈ પ્રથમ વર્ગમા પસાર કરી વિલ્સન કોલેજમા ફેલોશિપ મેળવી તત્ત્વજ્ઞાનનો વિષય લઈ વડોદરા કોલેજમાથી એમ એ ની પરીક્ષા પસાર કરી 'પ્રાચીન ભારતીય સંસ્કૃતિ'નો વિષય લઈ ગુજરાત વિદ્યાસભા તરફથી શિષ્યવૃત્તિ મેળવી તે જ સંસ્થામાથી એમ એ ની પરીક્ષા બીજી વખત પસાર કરી અમદાવાદ યુનિ તરફથી તત્ત્વજ્ઞાન અને સામાજિક નવરચના એ વિષય પર અંગ્રેજીમા નિબંધ લખવા બદલ તેમને પ્રથમ ઈનામ તરીકે રૌપ્ય ચંદ્રક મળેલો ઇ ૧૯૪૪થી ૧૯૪૭ સુધી એલ ડી આર્ટ્સ કોલેજ અમદાવાદમા અધ્યાપક તરીકે કામ કર્યું ૧૯૪૭થી ૧૯૪૯ પેટલાદ કોલેજમા અધ્યાપક તરીકે કામ કર્યું ૧૯૪૯ ૫૪ મા મુંબઈ ખાલસા કોલેજમા અધ્યાપક તરીકે કામ કર્યું ૧૯૫૪ થી નડિયાદની જે એન્ડ જે કોલેજ ઓફ સાયન્સ એન્ડ સી બી પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યૂટમાં અધ્યાપક તરીકે કામ કરે છે સર હરિહર નિવાસ, નાગરવાડા, નડિયાદ

*

## પદવીધારી બહેનો

**અનિલાબેન કપિલરાય શ્રોફ** વ નડિયાદ ઉ ૨૬ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ એમ એ (મુંબઈ યુનિ), 'ગૃહકેળવણી'ના અભ્યાસ માટે અમેરિકા જઈ આવેલા છે પતિનું નામ અને સરનામું કપિલરાય શ્રોફ, C/o નંદવદન ગ ગોર સર ફિરોજશાહ મહેતા રોડ, મહેરબાન બિલ્ડિંગ, ફોર્ટ, મુંબઈ

**અનુમતિ આનંદશંકર વૈદ્ય** વ નડિયાદ ઉ ૩૭ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ બી પી એન એ પતિનું નામ અને સર આનંદશંકર અર્જુનલાલ વૈદ્ય, C/o ડૉ જયંતીલાલ અર્જુનલાલ વૈદ્ય, ખારીપોળ, નડિયાદ

**અરવિંદા નૃપેન્દ્રશંકર ત્રિપાઠી** વ નડિયાદ ઉ ૩૦ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ જી એ (કર્વે). પતિનું નામ અને સરનામું નૃપેન્દ્રશંકર કરુણાશંકર ત્રિપાઠી, ૧૧૧, સ્વસ્તિક સોસાયટી, નવરંગપુરા અમદાવાદ ૯

**ઈંદિરા નાનુભાઈ શેલત** વ ઓડ, તા આણંદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૨૫ ૩-૧૯૩૩ શિ ૧૯૫૦મા એસ એસ સી ની પરીક્ષા પહેલી શ્રેણીમા પાસ કરી તેમની જ્ઞાતિમા વધારે ગુણ મેળવ્યા હોવાથી જ્ઞાતિ તરફથી રૂ ૧૦૮ની શિષ્યવૃત્તિ મળેલી ૧૯૫૪મા હંસરાજ પ્રાગજી ઠાકરસી કોલેજ નાશિકમા ભણી બી એ (ઓનર્સ) પાસ થયા એમ એ નો અભ્યાસ કરી રહ્યા છે કા શાળા કારકિર્દીમા ટ્યુટોરિયલ હાઈસ્કૂલ અમદાવાદના ગુજરાત સાહિત્ય કલા મંડળના મંત્રીઓ પૈકી તેઓ એક મંત્રી હતા તેમજ શાળામા 'કુમારિકા સંસ્કાર સંસદ' સ્થાપી તેના મંત્રી તરીકે કામ કરેલું શાળા અને કોલેજ કારકિર્દીમા વક્તૃત્વમા અને લેખનમા ઘણી વાર ઈનામો મેળવ્યા છે 'સંદેશ' 'નવપ્રભાત', 'જ્યોતિ'ના વગેરેમા અવારનવાર લેખો લખે છે પિતાનું સરનામું મોતીલાલ મેન્શન, કોંગ્રેસ હાઉસ પાસે ભદ્ર, અમદાવાદ

**ઈંદુબહેન જગમોહનદાસ તલાટી** વ નડિયાદ શિ ૧૯૪૮મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી ૧૯૫૩મા જુદી જુદી કોલેજમા ભણી બી એસ સી ની ઉપાધિ મેળવી ૧૯૫૦મા ફર્સ્ટ એલ એલ બી પાસ કરી છે સેકંડ એલ એલ બી નો અભ્યાસ ચાલુ છે ઇ સ ૧૯૪૨મા સુરતમા સંગીત સાથે અભિનયની હરીફાઈમા પ્રથમ ઈનામ મેળવેલું સંગીત સારું જાણે છે પિતાનું સરનામું ૪૬, બ્રાહ્મણ મિત્ર મંડળ સોસાયટી, એલિસબ્રિજ અમદાવાદ ૬

**ઉષાબેન કૃષ્ણલાલ જોષી** વ કપડવણજ જ્ઞા મોઢ બ્રાહ્મણ જ તા ૧૮-૧૦ ૩૨ શિ વડોદરા કોલેજ હોસ્ટેલમા રહી ૧૯૫૩મા ફીલોસોફી સાથે બી એ (ઓનર્સ) પાસ થયા

હાલમા ઉમરેઠ જ્યુબિલી ઇન્સ્ટિટ્યુશનમા શિક્ષિકા તરીકે કામ કરે છે પિતાનુ સર કૃષ્ણલાલ અબાલાલ જોશી (સિવિલ જજ) ૨, નૂતન સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ

**ઊર્મિલાબેન ઈન્દુભાઈ ભટ્ટ** વ ઉમરેઠ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૨૮-૫ ૧૯૩૦ શિ ઈ સ ૧૯૪૭મા અમદાવાદની ટ્યુટોરિયન હાઈસ્કૂલમાથી મેટ્રિક થયા ૧૯૫૦મા લાલશકર ઉમિયાશકર મહિલા પાઠશાળામાથી બી. એ થયા ૧૯૫૨મા એમ. એ પાસ થયા. કોલેજના પ્રથમ વર્ષમા બાયોલૉજી અને બી એના વર્ગમા માનસશાસ્ત્રમા પહેલુ ઈનામ મેળવેલુ ગુજરાતી સામયિકોમા અવારનવાર લેખો લખે છે અખિલ હિંદ મહિલા પરિષદ અધેરીની પ્રવૃત્તિઓમા રસ લે છે તેના સભ્ય પણ છે પતિનું સર ઈન્દુભાઈ છોટુભાઈ ભટ્ટ, એલ એલ બી બિલ્ડિંગ નં, ૧, અધેરી કો-ઓ સોસાયટી, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, અધેરી, મુબઈ

**એના સન્મુખલાલ પડ્યા** વ નડિયાદ ઉ ૨૩ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ. (મુબઈ) પિતાનુ નામ અને સરનામુ સન્મુખલાલ ક પડયા, 'જલવિહાર' જુહુ, મુબઈ, ૨૩.

**કમલિની પુડરિકરાય મહેતા** વ નડિયાદ ઉ ૩૪. જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ એમ બી બી એસ કા ભૂતપૂર્વ લેડી ડૉક્ટર પિતાનું નામ અને સરનામુ પુડરિકરાય ચીમનલાલ નારણલાલ મહેતા, C/o ચીમનલાલ નારણલાલ મહેતા, મિશનરોડ, નડિયાદ

**કાદબરીબેન મગનભાઈ મહેતા** વ પેટલાદ જન્મ તા ૨૮-૧૨-૧૯૩૧ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ પ્રાથમિક શિક્ષણ પેટલાદમા માધ્યમિક શિક્ષણ વડોદરામા મેટ્રિકમા ચરોતર કેળવણી મડળ તરફથી ઈનામ મળ્યુ ઉચ્ચ શિક્ષણ વડોદરા કૉલેજમા લઈ ૧૯૫૨મા બી એ (ઓનર્સ) તથા ૧૯૫૪મા એમ એ થયા પ્રિવિયસ તથા ઈન્ટરમા જ્ઞાતિ તરફથી ત્રણ ઈનામ મળ્યા હતા ઈન્ટરમા લૉજિકના વિષયમા સૌથી વધુ માર્ક માટે "બેન ચમનબેન લૉજિક પ્રાઈઝ" મળ્યુ હતું હાલ બી એડનો અભ્યાસ કરે છે વડોદરા એક્સપેરિમેન્ટલ હાઈસ્કૂલમા શિક્ષિકા તરીકે કામ પણ કરે છે રાજમહેલ રોડ સ્ત્રી સમાજ, ચિમનાબાઈ સ્ત્રી સમાજ, એ બે વડોદરાની સ્ત્રી સસ્થાઓના સભ્ય છે પિતાનુ સરનામુ મગનભાઈ મધુભાઈ મહેતા, દાડિયા બજાર, પીતામ્બર રોડ, વડોદરા

**કાલિન્દી નિરજનભાઈ ત્રિપાઠી** વ નડિયાદ ઉ ૨૨ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ પતિનુ નામ અને સરનામુ નિરજનભાઈ પદ્મમણિશકર ત્રિપાઠી, લાગનાથ પ્લૉટ, રાજકોટ (સૌરાષ્ટ્ર)

**કુમુદબેન જીતેન્દ્ર દેસાઈ** વ મહુધા, તા નડિયાદ શિ બી એ (ઓનર્સ) પતિનુ સરનામુ જીતેન્દ્ર ભાનુભાઈ દેસાઈ, બી. એસ સી, એલિસબ્રિજ, અમદાવાદ-૭

**કુસુમગૌરી રમેશચદ્ર પડિત** વ નડિયાદ ઉ ૨૪ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ, શિ બી એ (ઓનર્સ) શિક્ષિકા છે પતિનું નામ અને સરનામુ રમેશચદ્ર ડાહ્યાભાઈ પડિત C/o ડાહ્યાભાઈ મજલાલ પડિત, વ્યાસફળિયા, નડિયાદ

**કુસુમબહેન ઘનશ્યામભાઈ ભટ્ટ** વ ઉમરેઠ તા. આણદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ શિ ૧૯૫૦મા બી એ થયા પતિનું સરનામુ ઘનશ્યામભાઈ શિવશકર ભટ્ટ, બી એ એલ એલ. બી, ફતેહનગર, એલિસબ્રિજ અમદાવાદ-૭

**કુજલતા મનુપ્રસાદ મહેતા** વ નડિયાદ ઉ ૨૩ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ બી. એ છે એમ એ નો અભ્યાસ ચાલુ છે શિક્ષિકા છે પતિનુ નામ અને સરનામુ જગદીશચદ્ર મહેતા, C/o નાનાલાલ મોહનલાલ શાહ, ગાયવાડી, સેકન્ડ ફ્લૉર, કૃષ્ણ ભુવન, કાલબાદેવી રોડ મુબઈ ૨

**કૈલાસબેન પુરુષોત્તમભાઈ પટેલ** વ બોડ (તા આણદ) જ તા ૨૦-૧-૩૩ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ બોડ અને પૂનામા તથા માધ્યમિક શિક્ષણ પૂનામા લીધુ ઉચ્ચ શિક્ષણ ફર્ગ્યુસન કૉલેજ પૂનામા લઈ ૧૯૫૪મા બીજા વર્ગમા બી એસસી થયા પિતાનુ સરનામુ પુરુષોત્તમભાઈ ઝવેરભાઈ પટેલ, ૧૨૯૪, શિવાજીનગર, રાધા નિવાસ પૂના ૫.

**કોકિલા નલિનરાય રાયજી** વ નડિયાદ ઉ ૩૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ પતિનુ નામ અને સરનામુ નલિનરાય મનતરાય રાયજી, સરસ્વતી રોડ, સાન્તાક્રુઝ, વેસ્ટ, મુબઈ ૨૩.

**કોકિલાબેન અબાલાલ પટેલ** વ પીરસદ, તા બોરસદ જ્ઞા પાટીદાર જ તા ૨૮-૩-૧૯૩૨ શિ સયાજીરાવ યુનિ.ના બી એ (ઓનર્સ) છે સ્ટેટ ટ્રાન્સપોર્ટ કોરપોરેશન વડોદરા વિભાગની ઑફિસમા નોકરી કરે છે પિતાનુ સર. ૪૩, ખડિયાપોળ, વડોદરા

**કોકિલાબેન ભોગીલાલ ચોકસી** બોરસદ શિ બી એ. પિતાનુ સર ભોગીલાલ નાથાભાઈ ચોકસી, ચોકસીપોળ, બોરસદ

**ચદ્રિકા કુલીનચદ્ર યાજ્ઞિક** વ નડિયાદ ઉ ૨૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી. એ બાઈ સાહેબા હાઈસ્કૂલ ફોર ગર્લ્સ, રાજકોટમા શિક્ષિકા છે પતિનુ નામ અને સરનામુ કુલીનચદ્ર પોપટલાલ યાજ્ઞિક, મુકુટ માણેક નિવાસ, મોટી ટાકી પાસે, રાજકોટ, (સૌરાષ્ટ્ર)

**જયશ્રી અજિતલાલ યાજ્ઞિક** વ નડિયાદ ઉ ૨૭. જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ ક્વે યુનિના ગ્રેજ્યુએટ છે પતિનુ નામ અને સરનામુ અજિતલાલ પ્રાણલાલ યાજ્ઞિક, નાનાશકર શેઠ ચોક, મુબઈ ૭

**જ્યોતિર્વિદ્યા રમ્યસુખરામ ત્રિપાઠી** વ નડિયાદ ઉ ૨૮ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુબઈ યુનિ) પતિનુ નામ અને સરનામુ રમ્યસુખરામ ધર્મસુખરામ ત્રિપાઠી બેલવ્યુ, અવતિકાબાઈ ગોખલે રોડ મુબઈ, ૪

**તરલા ધીરમણિલાલ પંડ્યા** વ નડિયાદ ઉ ૨૬. જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ. (મુબઈ યુનિ) બી ટી (પૂના યુનિ) માધ્યમિક સ્કૂલ, લોનાવલામા શિક્ષિકા છે પિતાનુ નામ અને સરનામુ ડૉ ધી સી પંડ્યા, શિરીનવીના, મદન અગનો, લોનાવલા

**દેવેન્દ્રવિદ્યા વામનરાવ જોષી** વ નડિયાદ ઉ ૩૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ બી ટી (મુબઇ) પોદાર હાઈસ્કૂલ શાન્તાકુઝમા શિક્ષિકા તરીકે કામ કરેલુ પતિનુ નામ અને સરનામુ વામનરાવ જોષી, ખાર, મુબઈ ૨૧

**નલિની લક્ષ્મણરાવ પંડ્યા** વ નડિયાદ ઉ ૨૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એસ સી (મુબઈ યુનિ) બી ટી (બરોડા યુનિ) કા વલ્લભવિદ્યાનગરની હાઈસ્કૂલમા શિક્ષિકા છે પિતાનુ નામ અને સરનામુ લક્ષ્મણરાવ પંડ્યા, વલ્લભવિદ્યાનગર

**પદ્માબેન નાથુભાઈ જોશી** વ ડાકોર, તા ઠાસરા શિ બી એ, બી ટી થયેલા છે શિક્ષિકા છે મુબઈમા રહે છે

**પન્ના ચીમનલાલ પંડ્યા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગરા બ્રાહ્મણ શિ બી એમ સી (મુબઈ યુનિ) બી ફાર્મ (ગુજરાત યુનિ) કા લેડી હાર્ડિંજ મેડિકલ કૉલેજ અને હૉસ્પિટલ, દિલ્હીમા લેકચરર ઈન ફાર્મેસી અને ફાર્માસિસ્ટ છે પિતાનુ નામ અને સરનામુ ચીમનલાલ હરિલાલ પંડ્યા, ન્યુ પ્લે ગ્રાઉન્ડ ચીરેપારેખ, મુબઈ, ૨૪

**પુષ્પવતા રજિતલાલ પંડ્યા** વ નડિયાદ, ઉ ૪૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ એલ સી પી એસ. (મુબઈ યુનિ) પતિનુ સરનામુ રજિતલાલ હરિલાલ પંડ્યા, ગગાદાસની વાડી, બાબુલનાથ રોડ મુબઈ, ૭

**પ્રભાવતીબેન અબાલાલ પંડ્યા** વ ડાકોર, તા ઠાસરા શિ બી એ છે નોકરી કરે છે

**પ્રમોદિની સુરેન્દ્રલાલ યાજ્ઞિક** વ નડિયાદ ઉ ૪૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુબઈ યુનિ) પતિનુ નામ અને સરનામું સુરેન્દ્રલાલ સાકરલાલ યાજ્ઞિક, ગૌતમ નિવાસ મણિનગર, અમદાવાદ, ૮

**ફિરોઝા અબ્દુલ્લાભાઈ બાબુજી** વ કપડવણજ જ્ઞા વહોરા જ તા ૨૦-૧૦-૨૯ શિ ૧૯૪૬મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી શાળામા પ્રથમ નબરે આવવાથી રૂ ૩૫નુ ઈનામ મેળવ્યુ કૉલેજના પ્રથમ વર્ષમા પણ ફારસીમા વધુ માર્કસ હોવાથી રૂ ૬૦નુ ઈનામ મળ્યુ ઈટરમા પણ ફારસીમા વધુ માર્કસ હોવાથી સુવર્ણ ચદ્રક મળેલો ૧૯૫૦મા બી એ અને ૧૯૫૨મા એમ એ પાસ થયા ફારસી સાહિત્યનો શોખ છે હાલ શિક્ષિકા તરીકે ગર્લ્સ હાઈસ્કૂલમા જોડાયા છે સર ૧૩૪, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુબઈ, ૩

**ભાનુમતી કચનલાલ પરીખ** વ કપડવણજ શિ બી એ (ઓનર્સ) હાલ એમ એનો અભ્યાસ કરે છે પતિનુ સર કચનલાલ ચદુલાલ પરીખ, એમ. એ એલ એલ બી બગલો નં ૧૫, બી, ભારતી નિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ ૬.

**ભારતીબેન દિવ્યકાન્ત મહેતા** વ નડિયાદ ઉ ૩૦ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ બી એ પતિનુ નામ અને સર દિવ્યકાન્ત માધવલાલ મહેતા, મેનેજર, સેન્ટ્રલ બેક, અમદાવાદી બજાર, નડિયાદ

**મહાશ્વેતા મહેન્દ્રરાય પંડ્યા** વ નડિયાદ ઉ ૩૧ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ મુબઇ ચિલ્ડ્રન્સ એકેડેમીમા બે વર્ષ શિક્ષિકા હતા પતિનુ નામ અને સરનામુ મહેન્દ્રરાય નયનસુખલાલ પંડ્યા, ૪૬૧, જૈન સોસાયટી, સયાજી રોડ, નવસારી.

**મજુલાબેન વાણી** વ નડિયાદ જ તા ૧૦-૩-૧૯૩૩ જ્ઞા દશા ખડાયતા વણિક પતિ વસંત કનૈયાલાલ વાણી, એમ એસ (મુબઇ) એફ આર સી એસ (લડન) શિ પ્રાથમિક શિક્ષણ મુબઇમા માધ્યમિક શિક્ષણ નડિયાદમા નાતમા ભણવામા હોશિયાર હોવાથી દર વર્ષે નાત તરફથી (અભ્યાસકાળ દરમિયાન) રૂ ૫૦નુ ઈનામ મળતુ વિલ્સન કૉલેજ મુબઈમાથી બી એ ઓનર્સ (ફીલોસોફી) થયેલા. નાનપણથી રમતગમતનો શોખ કૉલેજમા લેડીઝ હૉસ્ટેલ ટુર્નામેન્ટમા ઘણી વાર ઈનામ મળતા કેરમમા પણ ચેમ્પિયનશિપ મળતી સગીતનો શોખ છે તેની ત્રણ પરીક્ષાનો અભ્યાસ કર્યો છે અભ્યાસકાળ દરમિયાન મનોરજન કાર્યમા ભાગ લેતા ૧૯૫૩ના મે માસમા ઇગ્લેંડ ગયેલા ત્યાથી પતિ સાથે ત્રણ માસ કૉન્ટિનન્ટ ઉપર ફરવા ગયેલા પિતાનુ સર પી પી પરીખ, શાતિ કુજ, મિશન રોડ, નડિયાદ

**મૃદુલાબેન બી અમીન** વ વસો, તા નડિયાદ શિ બી એ, બી ટી થયા છે સર C/o ભદ્રભાઈ અમીન, રાષ્ટ્રપતિ રોડ, હૈદ્રાબાદ

**મૃદુલા સનતકુમાર મહેતા** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા જૈન, જ ૧૯૨૬ શિ વિલ્સન કૉલેજ, મુબઈ અને એલ્ફિન્સ્ટન કૉલેજ, મુબઈમા ભણી ૧૯૪૭મા એમ એ ની ઉપાધિ મેળવી છે પતિનુ સરનામુ સનતકુમાર પ્રાણજીવનદાસ મહેતા, એમ એ એલ એલ બી, એડવોકેટ (ઓ એસ), સ્નેહસદન, ચર્ચ ગેટ સ્ટેશન પાસે મુબઈ-૧

**રજનીબાળા કાન્તિલાલ પંડ્યા** વ નડિયાદ ઉ ૨૯ જ્ઞા વડનગરા નગર બ્રાહ્મણ શિ એમ. એસ સી (આગ્રા યુનિ) પિતાનુ સરનામુ ડૉ કાન્તિલાલ છગનલાલ પંડ્યા, પ્લૉટ નં ૫૮૭, ખાર, ૧૮મો રસ્તો મુબઈ,-૨૧

**રમાબેન કુંદનલાલ મહેતા** વ નડિયાદ ઉ ૪૫ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ જી એ (કર્વે) ન્યૂ ઇગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ, નડિયાદમા હેડમિસ્ટ્રેસ તરીકે કામ કરેલુ સર C/o.

જનાર્દન માધવલાલ મહેતા 'ઊર્મિલા નિવાસ' ૨૨, અશોક નગર સોસાયટી, અમદાવાદ, ૭

**રશ્મિબાળા પ્રુમનલાલ ત્રિવેદી** : વ નડિયાદ ઉ ૩૭ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ એમ એસ સી (આગ્રા યુનિ) પતિનું સર પ્રુમનલાલ મણિલાલ ત્રિવેદી, પ્લોટ નં ૫૯૭, ખાર, ૧૮મો રસ્તો, મુંબઈ ૨૧

**રજનબાળા અક્ષયકુમાર વોરા** ઉ ૩૧ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ જૂનાગઢ મહિલા સમાજના ભૂતપૂર્વ મંત્રી, પતિનુ સર અક્ષયકુમાર મગનલલ વોરા, સિક્કાનગર, ગિરગામ, મુંબઈ ૪

**લતા સન્મુખલાલ પંડ્યા** ઉ ૨૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુંબઈ યુનિ) પિતાનું નામ અને સરનામુ સન્મુખલાલ જ પંડ્યા 'જલવિહાર' જૂહુ, મુંબઈ, ૨૩

**લલિતાબેન વિઠ્ઠલભાઈ પટેલ** વ પલાણા (તા નડિયાદ), જ તા ૨૩-૬-૨૪ જ્ઞા પાટીદાર શિ જી એ થયા છે પતિનુ સર પ્રો વિઠ્ઠલભાઈ પટેલ, એમ એસ સી, સી ૧ ૧૧, બાદરણનગર, મલાડ, મુંબઈ

**વસુમતિબેન મણિલાલ પટેલ** વ નડિયાદ જ તા ૭-૮-૧૯૩૨. જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક જલગામ અને માધ્યમિક સોજિત્રા તથા નડિયાદમાં ઉચ્ચ કેળવણી નડિયાદ અને વડોદરામા લઈ વડોદરા કોલેજમાથી પ્રથમ વર્ગમા બી એસસી થયા હાલ એમ એસસી નો અભ્યાસ કરે છે કા ૧૯૫૨-૫૩મા એંગ્લો ઇન્ડિયન ગુજરાતી સ્કૂલ, કલકત્તામા શિક્ષિકા હતા લેખન પ્રવૃત્તિ તથા રાયફલ ક્લબ ઓફ બરોડાના સભ્ય છે પિતાનુ સર મણિભાઈ મોતીભાઈ પટેલ દવેપોળ, નડિયાદ

**વત્સલા ઉપેન્દ્રરાય પંડ્યા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ પતિનુ નામ અને સરનામુ પ્રો ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા, દેસાઇવીના, જગનાથ પ્લોટ, રાજકોટ (સૌરાષ્ટ્ર)

**વિનોદિની રમણલાલ યાજ્ઞિક** વ નડિયાદ ઉ ૫૦ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુંબઈ) ટી ડી (લંડન) નડિયાદ વડનગરા જ્ઞાતિમા પ્રથમ પદવીધર સ્ત્રી મહિલા વિદ્યાલય ભાવનગરના ભૂતપૂર્વ સંચાલિકા પતિનું નામ અને સરનામુ ડૉ રમણલાલ ક યાજ્ઞિક જગનાથ પ્લોટ, રાજકોટ

**વિમલાબેન માધવલાલ પટેલ** વ વાડવાળી તા મહેમદાવાદ જ તા ૨૪-૯-૩૧ જ્ઞા પાટીદાર શિ ઈ સ ૧૯૫૩મા ગુજરાત કોલેજમાથી ગુજરાતી વિષય લઈ બી એ (ઓનર્સ) થયા છે કા બી એ પસાર કરી ગુજરાત યુનિવર્સિટીના કાર્યાલયમા જોડાયા છે સમાજ સુધારાના હિમાયતી છે અમદાવાદના રાષ્ટ્રિય વિદ્યાર્થી મંડળ તથા નારીસભાના સભ્ય છે તેમના ગામમાથી પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ છે સર વલ્લભવાડી, એલિસબ્રિજ, ગુજરાત કોલેજ પાસે, અમદાવાદ.

**વિશાખા રવીન્દ્રપ્રસાદ પંડ્યા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી. એ (કર્વે) પતિનુ નામ અને સરનામુ રવીન્દ્રપ્રસાદ ચંદ્રપ્રસાદ પંડ્યા ૧૮, કસ્તૂર મહાલ, સાયન રોડ, મુંબઈ, ૨૨

**વીણા પ્રદ્યુમ્ન પંડ્યા** વ નડિયાદ ઉ ૨૪ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ એમ એ (બરોડા) કા ગુજરાત કોલેજ, અમદાવાદમા ગણિતશાસ્ત્રના અધ્યાપિકા હતા હાલ તાતા આયર્ન રિસર્ચ ઇન્સ્ટિટ્યુટમા રિસર્ચ સ્કોલર પિતાનુ નામ અને સર પ્રદ્યુમ્નભાઈ પંડ્યા, નાની દેસાઈની પોળ, સોની ફળિયુ સુરત

**શકુંતલાબેન મનુભાઈ શાહ** વ નડિયાદ જ સને ૧૯૩૨ જ્ઞા દશા પોરવાડ વણિક પતિ મનુભાઈ વૃંદાવન શાહ, બી કૉ એલએલ બી શિ ૧૯૫૩મા મુંબઈની વિલ્સન કોલેજમાથી બી એ પાસ ખેડા જિલ્લાની દશા પોરવાડ વણિક જ્ઞાતિના સૌ પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ વણિકની બીજી ન્યાતમા લગ્ન કર્યું છે મહિલા સમાજ, નડિયાદના સભ્ય છે, સર સંતરામ સોસાયટી, નડિયાદ

**શારદાબેન અંબાલાલ પટેલ** વ આણંદ જન્મ તા ૨૯-૯-૧૯૨૮ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ નડિયાદમા કર્વે યુનિવર્સિટીની બી એ તથા મુંબઈ યુનિવર્સિટીની બરોડા કોલેજમાથી બી એ ડિગ્રી મેળવી હાલ બી એડ નો અભ્યાસ કરે છે કા ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સમા શિક્ષકા પિતાનું નામ અને સરનામુ અંબાલાલ લલ્લુભાઈ પટેલ બી એ એલ એલ બી, સંતરામ સોસાયટી, નડિયાદ.

**શાંતાબહેન બચુભાઈ ભટ્ટ** વ ઉમરેઠ તા આણંદ જ્ઞા બ્રાહ્મણ જ તા ૨૮-૩-૧૯૨૮ શિ ૧૯૫૦મા સાગર યુનિવર્સિટીમાથી બી એમા બીજી શ્રેણીમા પાસ થયા ૧૯૫૧મા સંસ્કૃત વિશારદ થયા ૧૯૫૨મા એસ ટી સીમા પ્રથમ શ્રેણીમા આવ્યા ૧૯૫૩મા બી ટી (કર્વે) મા પ્રથમ શ્રેણીમા આવ્યા અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યા પરિષદના સભ્ય છે પતિનુ સર બચુભાઈ વિજયશંકર ભટ્ટ, ૩૧, શ્રીમાળી સોસાયટી, નવરંગપુરા અમદાવાદ ૯

**સરલા ઈન્દુલાલ શાહ** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા જૈન વાણિયા જન્મ ૧૯૨૪ શિ એલ્ફિન્સ્ટન કોલેજ મુંબઇમા ભણી સને ૧૯૨૬મા એમ એની ઉપાધિ મેળવી છે પતિનુ સરનામુ ઈન્દુલાલ હીરાલાલ શાહ, એમ કોમ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ શાંતાકુંઝ, મુંબઈ

**સરલાબેન જેઠાભાઈ દેસાઈ** વ નડિયાદ જ તા ૫-૧૧-૨૭ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ નડિયાદ, વિઠ્ઠલ કન્યા વિદ્યાલયમા માધ્યમિક શિક્ષણ નડિયાદમા ઉચ્ચ શિક્ષણ મુંબઈ વિલ્સન કોલેજમા લઈ બી એ (ઓનર્સ) થયા તથા ગુજરાતી વિષયમા ફેલો નિમાયા. હાલ એમ એ નો અભ્યાસ કરે છે ૧૯૪૨ની રાષ્ટ્રિય ચળવળમાં ભાગ લીધો

હતા લેખન પ્રવૃત્તિમા રસ લે છે પતિનુ સર નવનીતલાલ અબાલાલ પટેલ, બી કેમ સૌરાષ્ટ્ર સર્જિકલ એન્ડ મેડિકલ સ્ટોર્સ, સર લાખાજી રોડ, રાજકોટ

**સરોજબેન સાધુરામ દેસાઈ** વ નડિઆદ શિ મુબઈ વિલ્સન કોલેજમા ભણી એમ એ થયા છે પતિની મુબઈની પેઢીમા મદદ કરે છે ટ્યુશન પણ રાખે છે

**સંયુક્તા રતિપતિરામ પડયા** વ નડિયાદ ઉ ૨૭. જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (કર્વે) સર મકરદ રતિપતિરામ પડયા વ્હાલાભાઈની ખડકી, નાગર વાડો, નડિયાદ

**સુનદિની ચદ્રશકર પડયા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ એમ બી બી એસ (મુબઈ યુનિ) હાલ એમ ડી નો અભ્યાસ ચાલુ છે. પિતાનુ નામ અને સર ચદ્રશકર પડયા, ખગાઉ બ્લોક ન ૩, સ્લેટર રોડ મુબઈ, ૭

**સુનિતાબેન પ્રાણશકર ધોરા** વ નડિયાદ જ્ઞા ખેડાવાળ બ્રાહ્મણ જ તા ૮-૪-૧૯૨૮ શિ ઈ સ ૧૯૪૭મા મેટ્રિકની પરીક્ષા પસાર કરી તેમા જ્ઞાતિ તરફથી પ્રથમ ઈનામ મેળવ્યુ ૧૯૫૫મા કર્વે યુનિ ની જી એ ની પરીક્ષા પસાર કરી એમ એ નો અભ્યાસ કરે છે પિતાનુ સર પ્રાણશકર ત્ર્યબકરામ ધોરા, ઢગ પોળ, કસારા બજાર, નડિયાદ

**સુબોધિની નરેન્દ્રશકર પડયા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુબઈ) પિતાનુ નામ અને સર નરેન્દ્રશકર પડયા, ખટાઉ બ્લોક ન ૩ સ્લેટર રોડ મુબઈ, ૭

**સુભદ્રા મનહરલાલ શેઠ** વ ખેડા, તા મહેમદાવાદ જ્ઞા જૈન જ ૧૯૧૬ શિ મુબઈની જુદી જુદી કોલેજોમા અભ્યાસ કરી ૧૯૩૯મા એમ એ.ની ઉપાધિ મેળવી છે પતિનુ સરનામુ મનહરલાલ એન શેઠ એમ એસ સી બ્રાન્ચ મેનેજર, સિંધિયા સ્ટીમ નેવિગેશન કુ , શિવાજી પાર્ક, દાદર, મુબઈ

**સુવર્ણા રાજેન્દ્ર મહેતા** વ નડિયાદ ઉ ૨૫ જ્ઞા સાઠોદરા નાગર બ્રાહ્મણ શિ બી એ (કર્વે) કા ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ, નડિયાદના ભૂતપૂર્વ શિક્ષિકા પોર સેવાસમૂહ સચાલિત કન્યા વર્ગમા શિક્ષિકા પતિનુ નામ અને સરનામુ રાજેન્દ્ર મધુસૂદન મહેતા, એમ એ , દિવાળીપોળ સામે, નડિયાદ

**સૌદામિની ચદ્રશકર પડયા** વ નડિયાદ ઉ ૩૦ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુબઈ). પતિનુ નામ અને સરનામુ અંશુયન પ્રાણનાથ, સુલતાનપુરા વડોદરા

**સ્નેહલતા ગિરિકાન્ત પડયા** વ નડિયાદ ઉ ૪૧ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ (મુબઈ) અમદાવાદ ટ્યુટોરિયલ હાઈસ્કૂલના ભૂતપૂર્વ શિક્ષિકા પતિનુ નામ અને સર ગિરિકાન્ત શિવલાલ પડયા, હવેલીની પોળ, રાયપુર, અમદાવાદ

**હર્ષિદા પ્રાણલાલ યાજ્ઞિક** વ નડિયાદ ઉ ૨૬ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી એ બી ટી, (મુબઈ ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગ સ, નડિયાદમા શિક્ષિકા છે પિતાનુ નામ અને સરનામુ પ્રાણલાલ યાજ્ઞિક, નાગરવાડો, નડિઆદ

**હંસા ચીમનલાલ પડયા** વ નડિયાદ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ બી. એસ સી. (મુબઈ) એમ એસ સી નો અભ્યાસ ચાલુ છે પિતાનુ નામ અને સર ચીમનલાલ હરિલાલ પડયા, ન્યુ પ્લેગ્રાઉન્ડ વીલે પારલે મુબઈ ૨૪.

**હંસાબેન જયશકર ભટ** વ ઉમરેઠ, તા. આણદ જ તા ૨૩-૫-૧૯૩૧ શિ વડોદરા કોલેજમાથી બી એ ક ૧૯૫૧મા ઈન્ટરમિડિયેટ કોલેજના ગુજરાતી સાહિત્યસભાના સ્ત્રી પ્રતિનિધિ તરીકે ચૂટાયા ૧૯૫૨-૫૩મા ઈન્ટરમિડિયેટ કોલેજ સ્ટુડન્ટસ યુનિયનમા સ્ત્રી પ્રતિનિધિ તરીકે ચૂટાયા ૧૯૫૩મા એમ એસ યુનિ યુનિયનના સોશિયલ સર્વિસ લીગ યુ એન સોસાયટી તથા એન્ટરટેઇનમેન્ટ કમિટીના સભ્ય હતા એ જ રીતે વિદ્યાર્થી મિત્ર મડળ વડોદરામા કોલેજ સ્ટુડન્ટસના પ્રતિનિધિ તરીકે ૧૯૫૨મા હતા ૧૯૫૩-૫૪મા વડોદરા વિદ્યાર્થી મિત્ર મડળના મત્રી થયેલા ૧૯૫૪મા અખિલ ગુજરાત વિદ્યાર્થી કોંગ્રેસના નડિઆદ મુકામે ભરાયેલા અધિવેશનમા વડોદરાના વિદ્યાર્થીઓના પ્રતિનિધિ તરીકે હાજરી આપેલી ૧૯૫૪મા વડોદરા એમ એસ યુનિ ની કોમર્સ ફેકલ્ટી તરફથી બેકારી નિવારણમા સર્વે કામ કરેલુ પિતાનુ સર ચૈતન્ય ધામ, પ્રતાપગજ, વડોદરા ન-૨

**હસાબેન જેઠાભાઈ દેસાઈ** વ નડિયાદ, જન્મ તા. ૧૪-૧૨-૧૯૩૨ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક શિક્ષણ વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમા માધ્યમિક શિક્ષણ નડિયાદમા ઉચ્ચ શિક્ષણ મુબઈ, વિલ્સન કોલેજમા લઈ બી એ (ઓનર્સ) થયા મેટ્રિકમા ત્રણ શિષ્યવૃત્તિઓ તથા પ્રીવિયસમા એક શિષ્યવૃત્તિ મળી હતી હાલ એમ એ નો અભ્યાસ કરે છે પતિનુ નામ અને સર નીતુભાઈ કાશીભાઈ પટેલ, બી એસ સી , ડિસ્ટ્રિક્ટ પબ્લિસીટી ઓફિસર, મહેસાણા.

**હસાબેન મોહનભાઈ પટેલ** વ વડદના, તા પેટલાદ શિ બી એ છે દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય અલિયાબાડામા લાઈબ્રેરિયન છે પતિનુ સર મોહનભાઈ શકરભાઈ પટેલ એમ એ , વાઈસ પ્રિન્સિપાલ, દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા, (સૌરાષ્ટ્ર)

**હેમાંગિની નરેન્દ્રલાલ પડ્યા** વ નડિયાદ ઉ ૨૫ જ્ઞા વડનગરા નાગર બ્રાહ્મણ શિ આયુર્વેદિક ડિપ્લોમા મા નડિયાદ સમજુલક્ષ્મી મેટર્નિટી હિન્દુ હોસ્પિટલમા ડોકટર પિતાનુ નામ અને સર નરેન્દ્રલાલ પડયા-ગામદેવી, મુબઈ ૭




પૂર્વ આફ્રિકા
યુગાન્ડા ક્ષેત્રફળ ૯૩૯૮૧ ચો મા
વસ્તી ૫૦૦૦૦૦૦
કેનિયા
ક્ષેત્રફળ-૨૨૪૯૬૦ ચો મા
વસ્તી- ૫૦૦૦૦૦૦
રૂડોલ્ફ સરોવર
મોયાલે
મરસાબીટ
વજીર
કેનિયા
યુગાન્ડા
આલ્બર્ટ સરોવર
એડવર્ડ સરોવર
કમ્પાલા
એન્ટેબી
વિકટોરિયા સરોવર
કીસુમુ
નકુરૂ
નૈરોબી
લામુ
મીલીન્દી
મોમ્બાસા
અરૂશા
મોશી
માઝા
ટબોરા
કીગોમા
ટાંગાનિકા
ટાગા
પેમ્બા ટાપુ
ઝાંઝીબાર ટાપુ
કોન્ગવા
બગામોયો
દારેસલામ
ડોડોમા
ઈરીન્ગા
મફીઆ ટાપુ
કીલવ કીવીન્જે
લીન્ડી
મટવારી
રૂકવા સરોવર
મબેયા
ન્યાસા સરોવર
માપ
૦ ૫૦ ૧૦૦ માઇલ
ટાગાનિકા
ક્ષેત્રફળ - ૩૬૨૬૯૮ ચો મા
વસ્તી ૭૦૦૦૦૦૦
ઝાંઝીબાર ટાપુ
ક્ષેત્રફળ ૧૦૨૦ ચો મા
વસ્તી ૨૬૦૦૦૦
સમજૂતી
રાજકીય વિભાગો
રેલવે લાઇનો
રસ્તા
હવાઇ મથકો
સરોવરો

ગોન્ડવાના તરીકે ઓળખાતો સપાટ પ્રદેશ હિંદ અને આફ્રિકાં વચ્ચે જમીનના જોડાણ રૂપ હતો

**પ્રાચીન સંસ્કૃતિ અને હુન્નર ઉદ્યોગ** વર્તમાન કાળમા ભલે યુરોપ અને અમેરિકા હુન્નર ઉદ્યોગમા આગળ વધ્યા છે પણ પાચ હજાર વર્ષ પૂર્વે અને ત્યાર બાદ જ્યારે યુરોપની પ્રજાઓ જંગલી અને અશિક્ષિત હતી ત્યારે હિંદ, ચીન, મીસર વગેરે દેશોની સંસ્કૃતિ, વિદ્યા, સ્થાપત્યકળા અને હુન્નર ઉદ્યોગનો ફેલાવો જગતભરમા થયેલ હતો ભારત અને રામાયણમા અનેક પ્રકારના અસ્ત્રશસ્ત્રોનુ વર્ણન છે જેને આજના રોકેટો, તોપો, વિમાનો અને એટમ બોમ્બની સરખામણીમા મૂકી શકાય અને તે સમયના શસ્ત્રોમાના કેટલાએક તો આજે પણ બનાવી શકાયા નથી હિંદમા વિદેશી રાજ સ્થપાતા અદર અદરના કલહ અને અશાતિને કારણે ઇતિહાસની જાળવણી અને શોધખોળ અટકી ગયા, વિદ્વાનોની સંખ્યા ઘટી, અવિદ્યાનો વધારો થયો છતા દેશની સમૃદ્ધિ કારીગરી અને વહાણવટુ ઊચ કક્ષાએ રહેલા હતા પણ યુરોપની પ્રજાના આગમન પછી એ સર્વે ધીરે ધીરે લોપ થવા માંડ્યુ ઇતિહાસના સાધનો વેરવિખેર થઈ ગયા દેશમા એવા જે અલ્પ સાહિત્યો રહ્યા હશે તે વિદેશીઓના સમયમા શોધખોળને અભાવે અલિપ્ત અને અપ્રકાશિત રહ્યા પણ સદ્ભાગ્યે જે કાઈ સાધનો વિદેશીઓના હાથમા ગયા તે ઉપરથી આજે પણ જગતને હિંદની પ્રાચીન સંસ્કૃતિ, સમૃદ્ધિ હુન્નર ઉદ્યોગ અને દેશ પરદેશ સાથેના વહેવારનો સ્વીકાર કરવો પડેલ છે અને તે અનુસાર આફ્રિકા સાથેના પ્રાચીન સંપર્કની સાબિતી અને પુરાવા વિદેશી લેખકોના અને ઇતિહાસકારોના પુસ્તકો અને લેખો ઉપરથી જાણવા મળે છે

પૂર્વ આફ્રિકા સાથે સદીઓ જૂનો સંબંધ હોવા છતા હિંદી લેખક અથવા ઇતિહાસકારોએ કોઇ પણ સત્તાવાર તવારીખ લખેલ ન હોવાથી આજે પશ્ચિમવાસીઓ આફ્રિકાની શોધ અને ખીલવણી પોતે જ કરેલ હોવાની માન્યતા ઊગતા હિંદી યુવકો અને આફ્રિકનોના મગજમા ઠસાવવા અને પોતાનુ વર્ચસ્વ કાયમ રાખવાના પ્રયત્નો કર્યા કરે છે, આમ છતા કેટલાએક યુરોપિયન લેખકો અને ઇતિહાસકારોએ અને તેટલા પ્રમાણમા હિંદીઓના આ દેશ સાથેના પ્રાચીન સંપર્ક અને ખીલવણીની કામગીરીને અંધારામા રાખવાના પ્રયત્નો કરવા છતા તદ્દન ઢાકપિછોડો કરી શક્યા નથી એ કેટલેક અંશે સદ્ભાગ્યની વાત છે આવા લેખકોએ પોતપોતાની શોધખોળ અને પ્રાચીન યુરોપિયન અને અન્ય ઇતિહાસકારોના લેખો ઉપરથી જે પુરાવાઓ રજૂ કર્યા છે તે જોતા પોતાનુ વર્ચસ્વ જાળવવા માટે આપવડાઈ કરનાર આપમતલબી યુરોપિયનોના ઘમંડને તોડવાનુ એક સાધન હિંદીઓના હાથમા છે એલ કમલ્સ હોલીંગસ્વર્થ પોતાના ‘આફ્રિકાના પૂર્વ કિનારાનો ટૂંક ઈતિહાસ’ નામના પુસ્તકમા લખે છે કે ‘આપણે એટલુ તો સ્વીકારવુ પડશે કે અતિ પ્રાચીન કાળથી હિંદુઓ ચોમાસાના પવનની મોસમનો લાભ લઈ પૂર્વ આફ્રિકા સાથે વેપાર ખેડતા હતા તેઓ માત્ર વેપારાર્થે મુસાફરી કરતા એમ નહોતુ પણ કેટલાકોએ કિનારાના બદરો પર વસાહતો વસાવી હતી અને તેમાના કેટલાએક દેશના અંદરના ભાગમા આવેલ મોટા સરોવરો સુધી ગયેલ હોવા જોઇએ કદાચ તેઓ અદરના પ્રદેશમા બહુ દૂર સુધી દાખલ ન થયા હોય તો પણ તેઓને આ પ્રદેશમા આવેલ સરોવરની ખબર હોવી જોઈએ કારણ કે તેઓના પુસ્તકોમા ચદ્રગિરિ પર્વત (Mountain of Moon નો ઉલ્લેખ છે અને આજે પણ એ દેશના વતનીઓને વાન્યામ્વેઝી એટલે ચદ્રદેશના માનવી તરીકે ઓળખવામા આવે છે આ વાન્યામ્વેઝીઓને અદરના પ્રદેશમાથી હાથીદાત લાવવા માટે મજૂર તરીકે હિંદુઓ રાખતા હોવા જોઇએ આમ થવાનુ મુખ્ય કારણ એ છે કે વાન્યામ્વેઝી લોકો એક એવી જાત છે કે જે હમેશ વેપાર માટે ઉત્સુક અને પોતાનો પ્રાંત છોડી માલની લાવલઈજા કરવામા ઉપયોગી થઈ પડે છે’

વળી હોલીંગસ્વર્થ કહે છે કે ઐતિહાસિક પુરાવા પ્રમાણે લગભગ ૩૦૦૦ વર્ષ થયા આરબો તથા હિંદીઓ પૂર્વ આફ્રિકા સાથે વેપાર ખેડતા અને ખીલવણી કરતા રહ્યા છે દર વર્ષે તેઓના મોટા વહાણોના કાફલા આવતા અને દક્ષિણે છેક સોફાલા સુધી મુસાફરીઓ કરતા અને ઝીમ્બાબ્વે જે હાલ રોડેશિયા તરીકે ઓળખાય છે,થી સોનુ પણ લઈ જતા ઈસુની સદીની શરૂઆત પહેલા માત્ર આરબો ફિનીશિયનો અને હિંદુઓ જ પૂર્વ આફ્રિકાનુ વહાણવટુ કરતા ત્યારે યુરોપી વહાણવટીઓને મુસાફરી માટેના અનુકૂળ વાયુવેગનુ જરાપણ જ્ઞાનભાન નહોતુ અને હિંદી મહાસાગરની જાણ નહોતી

**ઈસુના સમય પછી** હિંદી મહાસાગરની પહેલી ખબર હિપાલીસ નામના એક રોમન ખલાસીને ઈ સ ૪૫મા પડી આ માણસ લાલ સમુદ્રમા થઈ બાબ-અલ-માન્ડબની સામુદ્રધુની માર્ગે હિંદી મહાસાગરમા આવેલ ત્યાર બાદ એજ માર્ગે કેટલાક ગ્રીક ખલાસીઓએ મુસાફરી કરેલ અને ઈ સ ૬૦મા એક ગ્રીક લેખકે પેરિપ્લસ ઓફ ધી એરિથ્રિયન સી’ (Periplus of Erythraean Sea) નામે પુસ્તક લખેલ જે આજે પણ હસ્તીમા છે તેમા પોતે ઈરાની અખાતમા થઈ હિંદ અને પૂર્વ આફ્રિકાની કરેલ મુસાફરી અને બદરોના વર્ણન કરેલ છે પેરિપ્લસનુ પુસ્તક એટલે કે હિંદી મહાસાગરનો ભોમિયો તે ઈ સ ૬૦મા ગ્રીક ભાષામા લખાયેલ અને તેમા લેખકે પોતે જે જે જગ્યાઓની મુલાકાત લીધેલ તેના વર્ણન કરેલ છે તે લખે છે કે બર્બર કિનારાની પૂર્વે થઈ દક્ષિણે જતા તેજનાની સામુદ્રધુની તરફ બજાર ભરાય છે અત્યારે જે ગાર્ડાફુઈની સામુદ્રધુની કહેવાય છે તે જ પેરિપ્લસના સમયની તેજનાની સામુદ્રધુની છે અને જે બજાર ભરવાની જગ્યા લખેલ છે તે એ સમયે એરોમેટિક તરીકે ઓળખાતી જગ્યા હોવી જોઈએ બીજા બદરોના નામો ટાબા (Tabae), પાનો (Pano), ઓપોન (Opone) વગેરે જણાવેલ છે આ બધા ગામો હાલના સોમાલીલેન્ડમા હોવા જોઈએ

પેરિપ્લસમા એ પણ લખેલ છે કે 'આ બધી બજારોના ગામોની મુસાફરી મીસર તરફથી જુલાઈ મહિનાની લગભગમા કરવામા આવે છે અને વહાણો સમુદ્રની પૂર્વ દિશા તરફ આવેલા 'આરિઆકા' (Ariaca) અને 'બારીગાઝા' (Barygaza થી (આ સ્થળો ભારતના વાયવ્ય કિનારે આવેલ કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના બંદરોના નામ દર્શાવે છે) માલ ભરી પોતાના દેશની પેદાશની વસ્તુઓ આ દૂરદૂરની બંદરોમા લાવે છે. આ વસ્તુઓમા મુખ્યત્વે ઘઉં, ચોખા તાવેલુ માખણ (ઘી), તલનુ તેલ, સૂતરાઉ કાપડ, કમરબંધ અને શેરડીમાથી બનાવેલ મધ (ગોળ) હોય છે કેટલાકો માત્ર આ બજારોના ગામો સુધી મુસાફરી કરે છે જ્યારે બીજાઓ કિનારાની મુસાફરી કરતા કરતા માલની અદલાબદલી કરે છે ' પેરિપ્લસનું આ વર્ણન આફ્રિકાના પૂર્વ કિનારા અને હિંદના વાયવ્ય કિનારા વચ્ચેના પ્રાચીન કાળથી ચાલતા વેપાર વિષે ઘણી વિગતો પૂરી પાડે છે અને એશિયાવાસીઓ આ દેશમા યુરોપિયનોના આવ્યા પછી આવેલ છે એવા શ્વેતાંગોના જૂઠા દાવાનો સચોટ રદિયો આપે છે પેરિપ્લસમા એ પણ લખેલ છે કે 'નારિયેળીના છોડ પૂર્વ આફ્રિકામા હિંદુઓએ લાવી પહેલવહેલા વાવ્યા હતા અને તેઓએ નારિયેળીનુ પહેલુ વાવેતર કર્યાને આજની ગણતરીએ લગભગ બે હજાર વર્ષ થવા આવ્યા છે ' આ લેખથી સાબિત થાય છે કે હિંદીઓનો પૂર્વ આફ્રિકા સાથે હજારો વર્ષો પહેલાનો સંબંધ છે પેરિપ્લસનુ પુસ્તક લખાયા બાદ લગભગ છસો વર્ષ સુધીનો ઇતિહાસ અંધારામા રહેલો છે પરંતુ એટલુ ચોક્કસ છે કે ઈસુની ત્રીજી સદીમા રોમન મહારાજ્ય છિન્નભિન્ન થયા બાદ યુરોપમા એટલી બધી અંધાધૂંધી પ્રવર્તી રહેલ કે જેને પરિણામે યુરોપની પ્રજાઓ આફ્રિકા અને પૂર્વના દેશોની હસ્તી પણ ભૂલી ગયેલ. પરંતુ હિંદ અને અરબસ્તાનનો આફ્રિકા સાથેનો સંપર્ક હરેક સમયે કાયમ જ રહેલ હતો

**હિંદીઓ, આરબો ઈરાનીઓ અને અન્ય એશિયાવાસીઓ** ઐતિહાસિક વર્ણનોથી જણાય છે કે ઈ સ ૬૯૫–૭૦૫ દરમ્યાન ઓમાનના ખલીફ અબદુલમલીકના સમયથી આરબોની વસાહત પૂર્વ આફ્રિકામા શરૂ થઇ હતી અને ઓમાનના મસકત મર્કા, ગુઆદર વગેરે સ્થળોએ કચ્છ–કાઠિયાવાડના હિંદી વેપારીઓની પેઢીઓ હોઈ તેઓ પણ આરબો સાથે આવી વેપાર કરતા હતા અને કેટલાકો વસવાટ કરવા લાગ્યા ઈરાનીઓ પણ એ જ અરસામા આવેલ અને વસાહતો વસાવી હતી હિંદીઓ મૂળથી જ શાંતિપ્રિય હોઈ તેઓએ અન્ય જાતિઓ જેમ દેશ જીતવા અથવા ધર્મ પ્રચાર કરવાના પ્રયત્નો કર્યા નહોતા, જ્યારે આરબોએ કિનારાનો પ્રદેશ કબજે કરી ઈસ્લામનો પ્રચાર કર્યો હતો ઈ સ. ૧૧૫૪મા 'ઈદ્રીસ,' ઈ સ ૧૧૭૯–૧૨૨૫ દરમ્યાન 'યાકુત' અને ઈ સ ૧૩૨૪ આસપાસમા આ દેશની મુસાફરી કરી ગયેલ 'ઈબ્ન બટૂટા' નામના આરબોએ પોતાના પ્રવાસના વર્ણનોમા આ દેશ અને હિંદ વચ્ચેના વેપાર તથા હિંદી વસાહતનો ઉલ્લેખ કરેલ છે કેટલેક સ્થળેથી નિષ્ણાતોની ગણતરી અનુસાર ઈ સ ૭૦૦ના સમયના ચિનાઈ સિક્કા અને ઈ સ ૯૬૦થી ૧૨૭૯ સુધીના સુંગ વંશ અને ૧૩૬૮થી ૧૬૪૪ સુધીના મીંગ રાજ્યોના કાળમા બનેલ ચિનાઈ માટી કામના અવશેષો ભાંગીતૂટી સ્થિતિમા મળેલ હોવાથી હિંદીઓ સાથે ચીનના વહાણવટીઓ પણ આ દેશમા આવતા હોવાનુ પ્રમાણ મળે છે ઉપર જણાવ્યા પ્રમાણે ઈરાનીઓની વસાહતના પુરાવા તરીકે કિનારાની ઘણી જગ્યાઓએથી ઈરાની કારીગરીના નમૂનાઓ મળવા ઉપરાંત લામૂ માંડા અને પેટામા ઇરાની ઢબના મકાનોના અવશેષ અત્યારે પણ પ્રત્યક્ષ હોઈ એ સ્થળોની વસ્તીનો મોટો ભાગ ઈરાનીઓના વંશજ છે મલાયાવાસીઓ આ દેશ તરફ પહેલા ક્યારે આવ્યા તે કહી શકાતુ નથી પરંતુ તેઓ મુસાફરીઓ કરતા અને માડાગાસ્કર સુધી પહોંચી ત્યા વસાહત વસાવેલ જેની સાબિતી એ ટાપુના વતનીઓની ભાષા ઉપર મલાયા ભાષાની અસર ઉપરથી પ્રત્યક્ષ થાય છે અને દક્ષિણ આફ્રિકામા આજે પણ એ જાતની સારી જેવી વસ્તી મોજૂદ છે.

કિલ્વાની આસપાસ જૂના અવશેષોની શોધખોળ માટે ટાન્ગાનિકાની સરકાર તરફથી રોકવામા આવેલ રેવરંડ જેરવેશ મેથ્યુ પોતાની શોધખોળનુ વર્ણન તા ૧૩–૧૦–૧૯૫૧ના ઈલસ્ટ્રેટેડ લંડન ન્યુસમા આવેલ લેખમા જણાવે છે કે 'કિલ્વાના બારાથી અગ્નિ દિશા તરફ ઈ સ ૧૩૦૨–૧૩૧૬ દરમ્યાન બાંધવામા આવેલ એક મોટી જુમા મસ્જિદના ખંડિયેર મળ્યા છે તેના જેવી મોટી મસ્જિદ અત્યાર સુધીમા પૂર્વ આફ્રિકામા ક્યાય જોવામા આવેલ નથી, અને ત્યાથી મળી આવેલ જૂના સિક્કા અને પશ્ચિમ હિંદની બનાવટની મળી આવેલ વસ્તુઓ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે ઈ સ. ૧૪૧૦મા એ મસ્જિદના બાંધકામમા વધારો કરવામા આવેલ હતો ' કિનારાના ભાગમા ચાલતી દંતકથા મુજબ 'વાઉગુની' એટલે દાભોલના વતનીઓ અનેકવાર હિંદને પશ્ચિમ કિનારે આવેલ દાભોલ બંદરેથી વહાણોમા આવતા એ લોકોની આવજા ઈરાનીઓ પહેલાની હતી અને તેઓએ પહેલી નારિયેળી વાવવા ઉપરાંત તેઓમાના ઘણાઓ વસાહત કરી રહ્યા હતા અને પોતાના વહાણોમા મોટી તોપો રાખતા આ વિગતો જોતા રોમન મહારાજ્યના અંતથી ઈ સ ૧૪૯૬ સુધીમા આફ્રિકાના પૂર્વ કિનારા સાથે યુરોપની પ્રજાનો કોઈ પ્રકારનો સંપર્ક નહોતો જ્યારે હિંદ અને અન્ય એશિયાવાસીઓએ સંબંધ કાયમ રાખી વસાહતો વસાવેલ અને વેપારની ખીલવણી કરેલ

**યુરોપિયનોની આકાંક્ષા અને પ્રથમ આગમન** ઈસ્ટ ઇંડિયા કંપનીની હિંદમા શરૂઆત થઈ તે સમયનો ઇતિહાસ લખતા રેજિનોલ્ડસ રેનોલ્ડસ પોતાના 'વ્હાઈટ સાહેબ્સ ઈન ઇંડિયા' નામના પુસ્તકમા લખે છે કે 'ઈસુના સમયથી બસો વર્ષ પૂર્વે અરબસ્તાન અને લંકાના બંદરોનો વેપાર ગુજરાતના વેપારીઓના હાથમા હતો અને ઈસુની ચોથી સદી દરમ્યાન તેઓ ઈરાન અને પૂર્વ આફ્રિકાના પ્રદેશોની અંદરના ભાગમાં દાખલ થયા હતા અને તેઓના મોટાં વહાણો રોઝાટ્રાના ઉત્તર કિનારા સુધી

પહોચ્યાં હતા એ જ પ્રમાણે હિંદી વહાણવટીઓ હિંદી કારીગરોનો માલ આફ્રિકા, અરબસ્તાન, ઈરાન વગેરે દેશોમા પહોચાડતા અને ત્યાથી એ માલ મધ્ય એશિયા માર્ગે યુરોપના જુદા જુદા દેશોમા પહોચતો હતો અને હિંદની સમૃદ્ધિ અને કારીગરીની પ્રશસા એ દેશોમા ફેલાવો પામતી હતી.' ઈસુની ૫ દરમી સદીમા યુરોપમા ચાલતી અધાધૂધી શાત થયા પછી હિંદ જવાના સમુદ્ર માર્ગની શોધ કરવાની આકાક્ષા જાગ્રત થવા લાગી આ દિશાએ પ્રથમ પ્રયાસ કરનાર ક્રિસ્ટોફર કોલબસ નામનો વહાણવટી હતો પણ તે પોતાના વહાણ પશ્ચિમે દિશાએ હકારવાથી હિંદને બદલે અમેરિકા તરફ આવેલ વેસ્ટ ઈન્ડીઝને નામે ઓળખાતા પ્રદેશમા જઈ પહોચ્યો અને એ પ્રદેશને હિંદની ભૂમિ સમજી ત્યાના વતનીઓને ઇંડિયન તરીકે ઓળખાવ્યા પરિણામે આજે પણ ત્યાના મૂળ વતનીઓને યુરોપની પ્રજા રેડ ઇંડિયન તરીકે સંબોધે છે એ જ અરસામા પોર્ટુગીઝો પણ હિંદનો દરિયાઈ માર્ગ શોધવા બહાર પડ્યા અને તે માટે આફ્રિકાના પશ્ચિમ કિનારાથી શરૂઆત કરી, ત્યા સુધી યુરોપની પ્રજાને આફ્રિકા વિષે માહિતી નહોતી ઈ સ ૧૪૬૦ સુધીમા પોર્ટુગીઝો પશ્ચિમ આફ્રિકાના ઉત્તરે ૧૦ અક્ષાશ નજીક આવેલ એક બદર સુધી પહોચ્યા ધીરે ધીરે દક્ષિણ તરફ વધતા ગયા અને ત્યાથી કેપ ઓફ ગુડહોપ પહોચી ઉત્તર તરફ વળેલ આ રીતે યુરોપી પ્રજાઓમા પ્રથમ ઈ સ ૧૪૮૬મા બાર્થોલોમ્યુ ડાયસ નામનો પોર્ટુગીઝ વહાણવટી કેપ ઓફ ગુડહોપ પસાર કરી ઉત્તર તરફ વળતા આફ્રિકાનો પૂર્વ કિનારો જોવા પામેલ બાર્થોલોમ્યુ ડાયસ તે સમયે ઝામ્બેઝી નદી (જેને એણે ગ્રેટ ફીશ રિવર તરીકે ઓળખાવી છે) સુધી આવી પાછો ફરેલ અને પૂર્વ આફ્રિકાના મલીન્ડી અને લામૂ સુધીના કિનારાની માહિતી ત્યાર પછી વાસ્કો ડી ગામાની મુસાફરી દરમ્યાન મળી હતી. વાસ્કો ડી ગામા લિસ્બનથી હિંદનો સમુદ્ર માર્ગ શોધવા માટે ૮મી જુલાઈ ૧૪૯૭ના રોજ નીકળી ૭મી એપ્રિલ ૧૪૯૮ને દિવસે મોમ્બાસા પહોચી ત્યાથી મલીન્ડી ગયેલ અને ત્યાથી હિંદી માર્ગદર્શકોની સહાયતાથી ૨૮મી મે ૧૪૯૮ને દિવસે હિંદને પશ્ચિમ કિનારે આવેલ કાલીકટ બદરે પહોચેલ હતો

ડબ્લ્યુ મેકગ્રેગર રોસ, જેઓ ઈ સ ૧૯૦૦મા યુગાન્ડા રેલવેના બાધકામ વખતે એસિસ્ટટ એન્જિનિયર અને ત્યાર બાદ કેન્યા પબ્લિક વર્કસના ડાયરેક્ટર અને ઈ સ ૧૯૧૬થી ૧૯૨૨ સુધી કેન્યાની ધારાસભાના સભ્ય હતા તેઓ પોતાના કેન્યા ફ્રોમ વિધિન' નામના પુસ્તકમા આફ્રિકાનો ઇતિહાસ આપતા લખે છે કે ઈ સ ૧૭૯૯મા પ્રગટ થયેલ એશિયાટિક રિસર્ચીઝ નામના પુસ્તકના ૩૧૧મા પાના પર જણાવવામા આવેલ છે કે હિંદુઓના પુરાતન વેદોમા ચદ્રસ્થાન દેશનુ તેમજ ચદ્રગિરી પર્વત (Mountain of moon) જ્યાથી નાઈલ નદી શરૂ થાય છે તેનું વર્ણન આપવામા આવેલ છે એ જ એશિયાટિક રિસર્ચીઝના પુસ્તકના ત્રીજા ભાગમા લેફ્ટનન્ટ વિલ્ફર્ડના છપાયેલ લેખમા હિંદુઓના પ્રાચીન પુરાણોમાથી આપેલ ઉતારાઓમા નાઈલ નદીના વર્ણનો છે અને આ લેખનો ઉલ્લેખ કરતા 'સ્પીક' નામનો અગ્રેજ જેણે વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવરમાથી યુગાન્ડાના જીન્જા ગામની હદમાથી શરૂ થતા નાઈલ નદીના મુખને એક યુરોપિયન તરીકે પહેલી જ વખત ઈ સ ૧૮૬૨મા જોયેલ, તેણે ઈ સ ૧૮૬૩મા પોતાની મુસાફરીના પ્રગટ કરેલા પુસ્તકમા લખેલ છે કે 'એ નોધવા જેવી વાત છે કે હિંદુઓએ નાઈલ નદીના મૂળને 'અમર' નામ આપેલ છે તે નામ વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવરના ઈશાન કિનારે આવેલ એક પ્રદેશનું નામ છે તે પરથી હુ માનુ છું કે પ્રાચીન કાળમા આ પ્રદેશ સાથે હિંદુઓનો વહેવાર જરૂર હોવો જોઈએ ' સ્પીક તે ઉપરાત લખે છે કે 'ટાન્ગાનિકા સરોવરની ઉત્તરે આવેલ પર્વતની હારમાળાઓ પ્રાચીન હિંદુઓના વર્ણન અનુસાર સોમગિરિ પર્વતમાળા હોવી જોઈએ ' મેકગ્રેગર રોસ નાઈલ નદીના મૂળને હિંદુઓએ આપેલ 'અમર' નામ વિષે લખે છે કે અત્યારની દૃષ્ટિએ જોતા અમર નદી કેન્યાના મસાઈ રીઝર્વમાથી નીકળી સ્વામ્પોમાથી પસાર થઈ વિક્ટોરિયા ન્યાન્ઝા સરોવરને મળે છે અને એ રીતે અમર નદીના જળ નાઈલ નદીમા પ્રવેશે છે.' એ જ લેખક કહે છે કે 'પ્રાચીન હિંદુ ઇજિપ્શિયન અને ગ્રીક લેખો જોતા વિક્ટોરિયા ન્યાન્ઝા જેવા મહાન સરોવરની શોધ યુરોપિયનોએ કરી છે, એમ કહેવુ એ ખોટી આત્મશ્લાઘા કરવા સમાન છે યુરોપિયનો માત્ર એટલુ જ કહી શકે છે કે ગોરી પ્રજામા પહેલી જ વખત એ સરોવર જોઈ જીવતો પાછો ફરનાર ઉપર જણાવેલ જોહન હેનિંગ સ્પીક' નામનો અંગ્રેજ હતો જેણે ઈ સ. ૧૮૫૮મા એ સરોવર પ્રથમ જોઈ ત્યાર બાદ ગ્રાંટ નામના માણસ સાથે ઈ સ ૧૮૬૨મા નાઈલ નદીનુ મૂળ જોયેલ ' મેકગ્રેગર રોસ મગાડી સરોવર વિષે લખતા કહે છે કે ઈ સ ૧૭૯૯ના એશિયાટિક રિસર્ચીઝના ત્રીજા ભાગના ૪૩૧ તથા ૪૩૪મે પાને હિંદુ પુરાણોનો ઉલ્લેખ કરતા લખેલ છે કે આફ્રિકામા જેમા કોઈ વસ્તુ ડૂબે નહિ એવું 'અમર' નામે સરોવર હોવાનુ વર્ણન કરવામા આવેલ છે તે આધુનિક કાળમા લેક મગાડી નામે ઓળખાતા સરોવર માટે હોવુ જોઈએ ' ઈ સ ૧૯૩૦મા એલિસ્ટર મેકમિલન નામના અગ્રેજે પ્રગટ કરેલ 'ઈસ્ટ આફ્રિકા એન્ડ રોડેશિયા' નામના પુસ્તકમા લેખક જણાવે છે કે 'ટોલેમી નામના લેખકે આફ્રિકાની ભૂગોળ લખતા તેમા નાઈલ નદીના મૂળ અને સરોવરો વગેરેની શોધખોળના વર્ણનો લખવા માટે ગ્રીક મુસાફરો અને હિંદુ ઇતિહાસવેત્તાઓના ગ્રથોનો આશ્રય લઈ તેમાથી ઉતારા કર્યા હોવાનુ પ્રમાણભૂત જણાય છે.

**પોર્ટુગીઝ ડચ અને અગ્રેજો** વાસ્કોડી ગામા કાલીકટ પહોચ્યા બાદ લગભગ એકસો વર્ષ સુધી કેપ ઓફ ગુડહોપ માર્ગે હિંદ સુધી અન્ય યુરોપિયન પ્રજાના પગલા પડ્યા નહોતા પોર્ટુગીઝોના કેટલાક વહાણો ચાચિયાપણુ કરી આરબો અને હિંદીઓના વહાણો લૂટતા અને આફ્રિકામાથી ગુલામો તથા હાથીદાત વગેરે યુરોપ લઈ જતા હતા. હિંદ સાથેના સંબધથી પોર્ટુગીઝોને લાભ મેળવતા જોઈ કેટલાક અગ્રેજ વેપારીઓએ લોર્ડ્ઝ ઓફ કાઉન્સિલને છ નાના વહાણો હિંદ મોકલવાની રજા આપવા અરજી કરી આ અરજીનુ પરિણામ જાણવા મળેલ નથી પણ અગ્રેજોનુ પહેલુ વહાણ ઇ સ ૧૫૯૧ની ૭મી નવેમ્બરને દિવસે જગબાર પહોચી ત્યાથી ઈ સ

આ હકીકતો બીજુ કાંઈ નહિ પરંતુ એક વાત સ્પષ્ટ કરે છે કે આ ચરોતર પ્રદેશમાંથી ખૂબ જૂના વખતથી કોઈ કોઈ લોકો વેપાર અર્થે પરદેશ જતા હતા અને પરદેશના સાહસિક આરબ વેપારીઓ આપણા મુલકમા વેપાર અર્થે આવીને વસતા હતા ભારતના પશ્ચિમ કાંઠા અને આફ્રિકા ખંડના પૂર્વ કાંઠા વચ્ચે વેપાર-વણજ, વહાણવટુ અને અવરજવરનો વ્યવહાર પ્રાચીનકાળથી ચાલતો આવતો હતો એમ ઇતિહાસવેત્તાઓ કહે છે નોંધાયેલા ઇતિહાસ પ્રમાણે છેક રોમન સામ્રાજ્યના કાળમા પણ આરબો અને હિન્દીઓ આફ્રિકાના પૂર્વ કાંઠા સાથે માતબર વેપાર કરતા અને વહાણવટુ ખેડતા એમ જાણવા મળે છે ઈ સ ચૌદમા સૈકા પછી યુરોપના જુદા જુદા દેશોના જે અનેક મુસાફરો ને સાહસવીરો આફ્રિકાના કહેવાતા અંધારા ખંડની મુલાકાતે ગયા તેમણે પોતાના વર્ણનોમા આફ્રિકા ખંડ સાથેના કાંઠા ગાળામા હિંદીઓનો ખૂબ જૂનો સબંધ હતો તેના ઉલ્લેખો કર્યા છે કાંઠાને બાદ કરતા એ ખંડના આંતરિક ભાગમા એ લોકો પ્રવેશેલા નહોતા તેમ પણ એ વર્ણનો કહે છે

સ્પીક નામનો આફ્રિકાની સફરે આવેલો મુસાફર પોતાના પ્રવાસ વર્ણનમા એવો ઉલ્લેખ કરે છે કે આફ્રિકાનુ મહા સરોવર-અત્યારનુ વિક્ટોરિયા ન્યાન્ઝા-નીલ નદી (નાઈલ) અને ચંદ્રગિરિ પર્વત (રુએન્ઝોરી) અગર માઉન્ટ ઓફ ધી મુન વગેરેનુ ભૂગોળનુ જ્ઞાન અને હિંદુઓના પુરાણો ઉપરથી મળ્યુ હતુ આજે પણ માઉન્ટ કેનિયા એ તે કાળનો મેરુ પર્વત છે એમ મનાય છે અને ટાંગાનિકામા આવેલો હિમાચ્છાદિત કીલીમાન્જારો પર્વત (કીલીમા એટલે પર્વત અને માન્જારો એટલે મન્દિરો) એમ દાર પર્વત છે, એમ કહેવાય છે આ હકીકતો સો ટકા સત્ય હશે એમ ન માનીએ તો પણ આફ્રિકા સાથે આપણા સબધો ખૂબ જૂના હતા એમ કહેવામા જરાયે અતિશયોક્તિ નથી

પ્રાચીન કાળના આવા ઉલ્લેખો પછી આજે તો સૈકા વીતી ગયા છે પ્રાચીન કાળમા એક દેશના જ જુદા પ્રદેશમા જવુ આવવુ એ કઠિન મનાતુ, પુષ્કળ સમય જતો, ત્યારે પરદેશ તો બહુ જ ગણીગાંઠી વ્યક્તિઓ જતી-આવતી દુનિયાના પ્રવાસો જવુ કે એક દેશમાથી બીજા દેશમા જવું એ અશક્ય જેવુ મનાતુ પરંતુ જેમ જેમ વિજ્ઞાને અદ્યતન સાધનો શોધ્યા, રેલવેની શોધ થઇ, ઔદ્યોગિક ક્રાંતિ યુરોપમા વિકસી અને અંતે વિમાનનું સંશોધન થયુ ને એનો વ્યવહાર વધ્યો, તેમ તેમ દુનિયા ભૌતિક રીતે ખૂબજ નાની બનતી ચાલી ૨૦મી સદીમા તો એ સ્થિતિ આવી ગઈ કે દુનિયાના એક દેશનો માનવી બીજા ગમે તે દેશમા જવા લાગ્યો અને એક એક દેશનો પ્રવાસ એ સ્વાભાવિક બની ગયો અને આજે તો હવે આજે સવારે મુંબઈમા ચા પીનાર બીજા દિવસની બપોરે લંડનમા ખાણુ લે અને ત્રીજે દિવસે ન્યુયોર્કમા ચા પીએ, એ સ્થિતિ ઊભી થઈ ગઈ છે વિજ્ઞાને એ રીતે અવરજવરના અદ્યતન સાધનો શોધીને આપણી દુનિયાને ખૂબ નાની ને નજીક બનાવી દીધી છે

**વહાણવટીઓનો પરિચય** ચરોતરની ભૂમિ ઉપરથી પ્રાચીન કાળમા પરદેશગમન કરનારા સૌ પ્રથમ ખલાસી વહાણવટીઓ જ હતા એમ ઐતિહાસિક હકીકતો ઉપરથી જોવા મળે છે એક ઐતિહાસિક હકીકત એવી સાંપડે છે કે દુનિયાના નવા દેશોની-અમેરિકાની શોધમા નીકળેલો સાહસવીર ફીરંગી વાસ્કો ડી ગામા આફ્રિકાના ઉત્તર-પશ્ચિમ ને દક્ષિણ કિનારાને વીંધીને પૂર્વ કાંઠા પર આવ્યો ત્યા તે અટવાઈ પડયો હતો એના ઘણા માણસો અનેક કારણોસર મરી ગયા કેટલાકે ત્યા બળવો પણ કર્યો અને તે વખતે આફ્રિકાના ખૂબ જાહોજલાલી પામેલા કિલ્વા બંદરે જ્યારે એના વહાણો નાંગરેલા હતા ત્યારે ત્યા હિંદમાથી ચરોતરના ખંભાત બંદરેથી આવેલા કાનજી નામના ખલાસીનો એને ભેટો થઈ ગયો અને એ કાનજી ખલાસી વાસ્કો ડી ગામાને કાલીકટના બંદર ઉપર લઈ આવ્યો અને અહીં જ ખંભાત એ ચરોતરવાસીઓને પરદેશ જવાનુ ને પરદેશથી આવનારાઓને ત્યાથી દેશમા અંદર આવવાનુ, વેપાર ને પરદેશી માલની અવરજવરનુ એક ખૂબ જ અગત્યનુ મથક હતુ તે ફરીને એકવાર ખાતરી પૂર્વક જોવા મળે છે

**શ્રી શામળદાસ દેસાઈ લંડન ગયા** એ પછીથી ચરોતરની પરદેશ ગમેની વ્યક્તિનો સૌ પ્રથમ દાખલો આપણને સને ૧૮૪૩ની સાલમા નોંધાયેલો જોવા મળે છે નડિયાદના દેસાઇઓની દેસાઈગીરી અંગે શંકરદાસ દેસાઈના કુટુંબ સાથે અંગ્રેજોને ઝઘડો પડતા એમની દેસાઇગીરી પાછી લઈ લેવામા આવેલી એ વખતે પોતાની ગયેલી દેસાઈગીરી પાછી ન મળે ત્યા સુધી ન જંપવાનો નિર્ણય કરી પોતાની માલ મિલકત અહીં કૃષ્ણાર્પણ કરીને તે વખતના એ કુટુંબના પુરુષ શ્રી શામળદાસ દેસાઈ ખંભાત બંદરેથી એક વહાણ લઇને સાથે એક રસોઇયો ને બે મશાલચીઓને સળગતી મશાલો લઇને છેક લંડન રાણીના દરબારમા ન્યાય લેવા જાતે ગયા હતા અને લંડનમા પણ ધોળે દિવસે મશાલો સાથે ઊતરી આશ્ચર્ય ફેલાવ્યુ હતુ અને હું તો રાણીના રાજમા દહાડે પણ અંધારુ છે માટે ન્યાય લેવા આવ્યો છુ એમ કહી દેસાઈગીરી લઇને પાછા ફરેલા એવી હકીકત મળે છે એના દસ્તાવેજી પુરાવા આજે પણ દેસાઈવગામા શ્રી શાન્તિલાલ દેસાઈ પાસે છે આમ સૌ પ્રથમ ચરોતરમાથી શ્રી શામળદાસ દેસાઈ છેક લંડન સુધી ગયેલા એની આ હકીકત મળે છે

**૧૯મી સદીના અંતમાં** એ પછીથી પરદેશો સાથેના આપણા પ્રદેશનો રીતસરનો સંબધ, વેપાર, નોકરી, અને વસવાટ એનો સંબંધ ૧૯મી સદીના અંતથી અને ૨૦ સદીના પ્રારંભથી થયો એમ જોવા મળે છે, અને એ પછી આ પ્રદેશમાથી દેશમા અને પરદેશમા બહાર જઈ વેપાર-ઉદ્યોગ કરી ત્યાં જ વસવાટ કરવાનો પ્રવાહ સતત ચાલુ રહ્યો છે

૧૯મી સદીના અંતમા અને ૨૦મી સદીના પ્રારંભમા ચરોતરની ભૂમિ ઉપરથી અનેક ગામોના ભાઇઓ દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા અને ફીજીની ભૂમિ ઉપર નોકરીઓ અને પછી

વેપાર અર્થે જવા લાગ્યા એના દાખલા મળે છે. અંગ્રેજોએ આફ્રિકા દેશને ખીલવવા માટે ત્યાં જે નવાં આધુનિક સાધનો, જેવા કે રેલવે, તાર, ટેલિફોન, સરકારી કચેરીઓ, બેંકો, વગેરે નાખવા માંડયાં તેને પરિણામે એમને અનેક ભણેલા માણસોની જરૂર પડવા માંડી. બીજી બાજુ અહીં આ દેશમાં લોકોની આર્થિક સ્થિતિ દિન પ્રતિદિન બગડતી જ જતી હતી. ખેતીની પેદાશના પાકના ભાવ એટલા બધા ઓછા આવતા હતા કે ખેડૂતને ખેતીમાંથી રોટલો કાઢવો પણ મુશ્કેલ બન્યો હતો. વસતી વધતી જતી હતી. જમીનમાંથી ક્યાંય વૃદ્ધિ થતી નહોતી કે ન તો કોઈ નવા ઉદ્યોગો જિલ્લામાં વિકાસ પામતા હતા. ઊલટા જૂના ગામ ને ગૃહઉદ્યોગો ભાંગી જ રહ્યા હતા. કેટલાક ગામોમાં જમીન ખૂબ જ ટૂંકી ને મર્યાદિત હતી. આ સ્થિતિમાં ઉપરા ઉપરી ૨૦મી સદીના અંતમાં ખેતી માટે ખરાબ વરસાદનાં વરસો આવ્યાં, દુષ્કાળ પડયા.

**સામાજિક રિવાજો: આર્થિક પરિસ્થિતિ:** જિલ્લાની પાટીદાર જ્ઞાતિમાં સામાજિક રિવાજો, તેમા પણ ખાસ કરીને દીકરીના લગ્ન પાછળ થતો ખર્ચ, પરઠણના રિવાજો, આ બધા પણ દિન પ્રતિ દિન એવી વિષમ પરિસ્થિતિ અનેક કુટુંબો માટે સર્જતાં હતાં કે એમાથી બચવાનો કંઈક ઉપાય એમને શોધવો જ પડે. મૂળે કંઈક સાહસિક, ખમીરવંતા ચરોતરના ખેડૂત પટેલ ભાઈઓને આ બધી પરિસ્થિતિએ સારી રીતે અકળાવ્યા અને એ સ્થિતિમાથી બહાર નીકળી કંઈક માર્ગ કરી જીવનને અને કુટુંબને સુખી બનાવવાના આશયથી અનેક પાટીદાર ભાઈઓ બહાર નીકળવા લાગ્યા.

**દક્ષિણ આફ્રિકા, ફીજી, પૂર્વ આફ્રિકા.** દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા અને ફીજી, આ ત્રણેય મુલકોમાં અંગ્રેજી નવાબહતો આધુનિક ઢબે એ દેશોને વિકસાવવા મથી રહી હતી અને એમને નાના મોટા અનેક કાર્યો કરનાર બાબુ વર્ગની જરૂર હતી. અહીંની આ વિષમ પરિસ્થિતિ અને ત્યાની આ જરૂરિયાત, આ બેમા સાહસિક પાટીદાર ભાઈઓ ૧૯મી સદીના અતમા ને ૨૦મી સદીના પ્રારભમા આ દેશોમા ઊપડવવા લાગ્યા અને તેમા પણ જમીન ઓછી, વસતી ખૂબ અને સામાજિક વિષમ પરિસ્થિતિ વિશેષ, એવા ગામોમાથી સૌથી વિશેષ પરદેશ જનારા સાહસિક ભાઈઓ નીકળતા. ધર્મજ, કરમસદ, સોજિત્રા, વસો, સુણાવ, નડિયાદ, તારાપુર, નાર, પલાણા, ઉત્તરસંડા, આ ગામો આ બધામા સૌથી મોખરે રહ્યા અને આજે પણ ચરોતરના જે નાગરિકો હજારોની સંખ્યામા પરદેશોમા વસે છે તેમા ખૂબ મોટી સખ્યામા તો ઉપરના જ ગામોના વતનીઓ છે. દક્ષિણ આફ્રિકામા અને ફીજીમા સૌ પ્રથમ ધર્મજ અને સોજિત્રાના કેટલાક સાહસિક ભાઈઓ ગયેલા એવી હકીકતો મળે છે પરતુ એમના નામ–સરનામા કે એમનાં કાર્યો વિષેની કોઈ વિશેષ હકીકત મળતી નથી.

**પૂર્વ આફ્રિકામાં પ્રવેશ.** જ્યારે પૂર્વ આફ્રિકામા સૌ પ્રથમ ગયેલા ચરોતરવાસીઓ અંગે કેટલીક ચોક્કસ બાતમી સાંપડે છે. સૌ પ્રથમ કરમસદના શ્રી. મગનભાઈ નારણભાઈ પટેલ ઉર્ફે મોટા, તથા શ્રી ઈશ્વરભાઈ નાથાભાઈ પટેલ ઉર્ફે બાબુ અને વસોના શ્રી. ઉમેદભાઈ ભવાનભાઈ પટેલ (મહાત્મા) આ ત્રણ સાહસિક પાટીદાર ભાઈઓ ઈ. સ. ૧૮૯૫માં પૂર્વ આફ્રિકા પહોંચ્યા અને આજે ચરોતરના વતનીઓ માટે પરદેશમાં બનેલી એક સૌથી મોટી વસાહતને ત્યારે માટે ખુલ્લી કરી એમ કહીએ તો તે ખોટું નથી સૌ પ્રથમ આ ગૃહસ્થો ત્યાં આરંભાતી રેલવેમાં નોકરી માટે ગયા, નજીવા પગારે નોકરીમાં રહ્યા, ત્યાંની તે જમાનાની અનેક રોગોવાળી આબોહવા, જંગલી પ્રજા વચ્ચે જીવવાનું વાતાવરણ, રાની પશુઓ અને જંગલોથી ભરપુર મુલક, આજે જે નહેરજલાલી ને ભવ્યતા દેખાય છે તેમાંનું કશું નહિ. એ સ્થિતિમાં હિંમત, સાહસ ને બેનમૂન એવા બંધુભાવથી ત્યાં જઈને થોડાં વર્ષોમાં તો એક પછી એક હજારો ચરોતરવાસીઓને એમણે પોતાની પાછળ એ મુલકમાં ખેંચ્યા. ત્યાં આવે તે સૌને મોમ્બાસાના બંદરે ઊતરે ત્યારથી ખૂબ મદદ કરે, એક સામૂહિક એવું જીવન સૌ જીવે, રોટલા, ખીચડી ને ડુંગળી કે થેપલાં સાથે પકાવી સૌ ખાય, અને એમાથી એ દેશની ખીલવણીમા ફાળો આપે, સાથે સાથે બે પૈસા મહિને દિવસે બચે તે દેશમા કાં તો દેવાદાર સ્થિતિમાં આવ્યા હોય તેથી કુટુંબીજનોને રાહત રહે માટે દેવું ચૂકવવા અગર તો કુટુંબના રોજિંદા નિભાવ માટે મોકલી આપે. એ રીતે ચરોતરના પાટીદાર ભાઈઓએ પૂર્વ આફ્રિકામાં પ્રથમ પ્રવેશ કર્યો.

**સાને પ્રોત્સાહન** આ પ્રારભમા ગયેલા ગૃહસ્થોએ દેશમાથી પોતાની પાછળ અનેક ચરોતરવાસીઓને પૂર્વ આફ્રિકમા બોલાવ્યા, એટલું જ નહિ પણ નવા આગતુકો માટે એકે એક ક્ષેત્રમા શક્ય એવી તમામ મદદ કરીને એ દેશની ભૂમિ ઉપર આ પ્રદેશના લોકો માટે એક વિશાળ વસવાટનું ને આબાદીનુ ક્ષેત્ર શોધી આપ્યુ એ પછી ૧૮૯૯માં છપ્પનિયો દુકાળ આવ્યો અને એ પછીના વર્ષોમા તો જે કપરી સ્થિતિ પેદા થઈ એણે અનેક જુવાનોને ત્યા જવા પ્રેર્યા. ૧૯૦૨–૩ ના અરસામા વળી કેટલાક ગૃહસ્થો જુદા જુદાં ગામોમાંથી પૂર્વ આફ્રિકામા પહોચ્યા એમા પલાણાના શ્રી છગનલાલ હરજીવન પડયા, શ્રી ચતુરભાઈ કુબેરભાઈ વગેરે મુખ્ય હતા શ્રી છગનલાલ પડયા સૌ પ્રથમ આ પ્રદેશના એક ગ્રેજ્યુએટ થયેલા ગૃહસ્થ ત્યા ગયા તેવો દાખલો છે.

**પછીનો પ્રવાહ.** એ પછી ૧૯૦૮ની અદર નડિયાદના શ્રી આઈ. બી પટેલ અને પલાણાના શ્રી સી એમ પટેલ પૂર્વ આફ્રિકા પહોચ્યા ૧૯૦૯ની અદર સુણાવના શ્રી એસ. બી પટેલ અને શ્રી સી. એસ પટેલ બને ગયા ચરોતરવાસીઓનું મોટા પાયા પરનું પરદેશમા પૂર્વ આફ્રિકા ખાતે જવાનુ એ પછી વ્યવસ્થિત રીતે આરભાયુ

**પૂર્વ આફ્રિકાનો પ્રદેશ અને વિભાગો:** આ પૂર્વ આફ્રિકાના પ્રદેશમા ચરોતરના બે ચાર સુપુત્રોએ સૌ પ્રથમ પ્રવેશ કર્યો પછી આજે વીતી ગયેલા ૬૦ વર્ષમાં તો આ ભૂમિમાંથી

લગભગ ૩૦ હજાર જેટલી સંખ્યામાં ચરોતરવાસીઓ ત્યાં પહોંચ્યા છે. આમાં ૧૫ હજાર જેટલી વસતી કેનિયામાં, ૧૦ હજારની યુગાન્ડામાં અને પાંચ હજારની ટાંગાનિકામાં હશે એમ મનાય છે. આ અંગે કોઈ સત્તાવાર ગણતરી હજી કોઈએ કરી નથી. એમાંના અનેકે એ દેશને જ જાણે પોતાનો દેશ માન્યો હોય તેમ ત્યાં જીવન સ્થિર કર્યાં છે. અનેક ચરોતરના પુત્રો માટેની સૌથી મોટી પરદેશની વસાહત એ પૂર્વ આફ્રિકાનો પ્રદેશ બન્યો છે. પૂર્વ આફ્રિકાનાં મોટાં નગરોમાં જ નહિ, નાનાં ગામો ને દૂર દૂરનાં જંગલોમાં, ખીણોમાં અને સરોવરોને તીરે ચરોતરના સુપુત્રો ધંધાર્થે કે નોકરી અર્થે પથરાયેલા જોવા મળે છે. અનેક સાહસો દ્વારા એમણે ખૂબ સારી એવી સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે.

પૂર્વ આફ્રિકાના એ પ્રદેશનો નકશો અહીં આ ખંડમાં રજૂ કર્યો છે. આફ્રિકાના વિશાળ ખંડના જે અનેક ભાગો છે તેમાં પૂર્વ આફ્રિકાનો વિભાગ સૌથી મહત્વનો છે. નકશો જોતાં જણાશે કે પૂર્વ આફ્રિકાના ત્રણ મુખ્ય વિભાગો છેઃ એક કેનિયા, બીજો યુગાન્ડા અને ત્રીજો ટાંગાનિકા. આ ઉપરાંત ઉત્તર રોડેશિયા, ન્યાસાલેન્ડ અને બેલજીયમ કોંગોના પ્રદેશોને પણ પૂર્વ આફ્રિકાના પ્રદેશો તરીકે ગણવામાં આવે છે. પરંતુ પૂર્વ આફ્રિકા એમ જ્યારે કોઈ બોલે છે ત્યારે મુખ્યત્વે યુગાન્ડા, કેનિયા, અને ટાંગાનિકાનો પ્રદેશ એવો સામાન્ય પ્રચલિત અર્થ સમજાય છે. આ પ્રદેશોમાં ટાંગાનિકા વિસ્તારની દૃષ્ટિએ સૌથી મોટો પ્રદેશ છે. એનો વિસ્તાર ૩,૬૦,૦૦૦ ચો. મા છે, અને કુલ વસતી લગભગ ૭૫ લાખની છે. યુગાન્ડાનો વિસ્તાર ૯૩,૯૮૧ ચો. મા છે, અને કુલ વસતી લગભગ ૫૦ લાખની છે. જ્યારે કેનિયાનો વિસ્તાર ૨,૧૯,૭૩૦ ચો. મા. છે અને કુલ વસતી ૫૪,૦૬,૯૬૬ની છે.

કેનિયામાં મોમ્બાસા, નૈરોબી, નકુરૂ, નેવાશા, કિસુમુ, થીકા, એલ્ડોરેટ, નજોરો, નાન્યુકી, કીટાલે, મેરૂ વગેરે મુખ્ય નગરો છે. યુગાન્ડામાં કમ્પાલા, જીંજા, મબાલે, લીરા, મસાકા, સરોટી, એન્ટેબી વગેરે મુખ્ય નગરો ચરોતરવાસીઓની વસતીવાળા છે. ટાંગાનિકામાં દારેસલામ, ટાન્ગા અરૂશા, માંઝા, કીગોમા, ડોડોમા, લીન્ડી અને ટબોરા એ શહેરો મુખ્ય છે. આ ઉપરાંત ઝાંઝીબાર અને પેમ્બાના ટાપુઓમાં પણ ચરોતરવાસીઓ વસે છે. ઉત્તર રોડેશિયા, ન્યાસાલેન્ડ અને બેલજિયમ કોંગોમાં પણ ગત મહાયુદ્ધના કાળથી ઠીક ઠીક પ્રમાણમાં ચરોતરના વતનીઓ વેપાર અર્થે અને નોકરી અર્થે વસેલા છે. ઇથોપિયાના પ્રદેશમાં પણ ચરોતરના ભાઈઓનો વસવાટ છે.

આ પ્રદેશોમાં સૌથી મોટી વસતી આફ્રિકન પ્રજાની છે. એ પછી બીજા નંબરે એશિયન પ્રજા છે. એશિયન પ્રજામાં હિંદીઓ જ મુખ્ય છે, અને હિંદી પ્રજામાં પણ સૌરાષ્ટ્ર–કચ્છના ખોજા, વાણિયા, લોહાણા, પંજાબના શીખો અને ચરોતરના પટેલ અને ગોવા પ્રદેશના ગોવાનીઝો સૌથી મોખરે અને મુખ્ય છે, આ સિવાય આજે તો દેશની તમામ જ્ઞાતિઓ ને દરેક મુલકમાંથી થોડા-વત્તા પ્રમાણમાં હિંદીઓ ત્યાં પહોંચ્યા છે. પરંતુ ઉપર દર્શાવેલા વર્ગો પ્રધાનપણે છે એ હકીકત છે.

આ ઉપરાંત અંગ્રેજોની પણ આ બધા પ્રદેશોમાં સારી એવી સંખ્યા છે. કેનિયામાં ને ખાસ કરીને એની પાટનગરી નૈરોબીમાં અને તેની આસપાસની હાઈલેન્ડની જમીન ઉપર ખૂબ મોટી સંખ્યામાં ગોરા સેટલરો વસેલા છે. અંગ્રેજો એક શાસક જાતિ તરીકે જ્યાં ગયા ત્યાં પોતાનું ધોળી ચામડી તરીકેનું સર્વસ્વ સ્થાપિત કરવા એમણે પ્રયાસ કરેલો પ્રારંભમાં તો અંગ્રેજો રહે તે વિસ્તારોમાં કોઈ બીજા રહી ન શકે, અમુક હોટેલો વગેરેમાં કોઈ જઈ ન શકે, આવો રંગભેદ ધ્યાન ખેંચે તેવા સ્વરૂપમાં પૂર્વ આફ્રિકામાં પણ હતો. પરંતુ આજે હવે કેટલાક અપવાદો બાદ કરતાં આવો ઉગ્ર સ્વરૂપનો રંગભેદ પૂર્વ આફ્રિકાના પ્રદેશોમાં રહ્યો નથી.

પૂર્વ આફ્રિકાના પ્રદેશોની રાજકીય વ્યવસ્થા જોઈએ તો કેનિયાનો પ્રદેશ કેનિયા કોલોનીને નામે ઓળખાય છે અને એ સંપૂર્ણપણે અંગ્રેજોના તાબાનો એક મુલ્ક છે. એ પ્રદેશનો આખો રાજ વહીવટ ઇંગ્લેંડનું વસાહતી ખાતું અને વસાહતી મંત્રી દ્વારા ચલાવાય છે. જ્યારે દેશની અંદર ધારાસભા વગેરે છે. એમા જુદી જુદી પ્રજાઓનું પ્રતિનિધિત્વ છે, પરંતુ વહીવટની લગામ બ્રિટિશ સરકાર નિયુક્ત ગવર્નરના હાથમાં જ છે.

યુગાન્ડા પ્રોટેક્ટોરેટને નામે ઓળખાય છે. નામ જુદું છે. પરંતુ આ પ્રદેશ પણ પૂર્ણ રૂપમાં અંગ્રેજોને જ તાબે છે. ત્યાં જૂના આફ્રિકન રાજાઓ–કબાકા–હતા. તેમનું રાજ્ય છે, એમને કેટલીક સત્તાઓ છે, પરંતુ અંતીમ સત્તા અંગ્રેજોના હાથમાં છે. અહીં પણ ધારાસભા–કાઉન્સિલ વગેરે છે. તાજેતરમાં યુગાન્ડાના કબાકાને પદભ્રષ્ટ કરવામા આવ્યા છે

ટાંગાનિકાનો પ્રદેશ એ ટ્રસ્ટ પ્રદેશ છે મૂળ જર્મન રાજ્ય આ મુલ્ક ઉપર હતુ અને યુદ્ધ પછી એ પ્રદેશ વિશ્વ સંસ્થા તરફથી અંગ્રેજ સરકારના વાલીપણા હેઠળ મુકાયેલો છે અને એ રીતે એનો વહીવટ અંગ્રેજ સરકાર પોતાના પ્રતિનિધિ ગવર્નર દ્વારા ધારાસભા નિયુક્ત કરી કરે છે વતન છોડી ચરોતરના વતનીઓએ પોતાનું જ્યાં સૌથી મોટું રહેઠાણ બનાવ્યુ છે એ પૂર્વ આફ્રિકા વિષે આટલી વિગતો જાણી એમને વિષે થોડી વિશેષ હકીકતો હવે જોઈએ.

પૂર્વ આફ્રિકાના પ્રવેશદ્વાર મોમ્બાસામાં ૧૮૮૯માં મહાદેવના મંદિરની સ્થાપના થયેલી જોવા મળે છે. એક એવી હકીકત પણ મળે છે કે ઊમરેઠના શ્રી કેશવલાલ દ્વિવેદી આ મંદિરની સ્થાપનાના એક મુખ્ય કાર્યકર હતા. એ આ દેશમાં ખૂબ વહેલા ગયેલા ને હાઈકોર્ટમાં નોકરી કરતા હતા. એ હકીકત ગુજરાતી ભાઈઓ તે વખતે પણ ત્યા પહોંચી સ્થિર થયા હતા તેમ સાબિત કરે છે. એક હકીકત એ પણ સાંપડી છે કે ૧૮૯૧ની સાલમાં એક પાટીદાર ભાઈ મોમ્બાસા થઇને સાઉથ આફ્રિકા ગયેલા. આ ઉપરથી એ ફલિત થાય છે કે સૌ પ્રથમ ૧૮૯૫માં પૂર્વ આફ્રિકામાં જે ભાઇઓ ગયા તેમની પહેલાં દક્ષિણ આફ્રિકામાં ચરોતરના કોઈ પટેલ ભાઈઓ પહોંચ્યા હતા.

**તે કાળની સ્થિતિ :** એ પ્રારંભકાળમાં આફ્રિકા માટે નીક-

જવાનુ હોય ત્યારે તે એક મહત્વનો પ્રસંગ ગણાતો મુહૂર્ત પણ જોવામા આવતુ નાળિયેર–કંકુ–પૂરી વિધિ વગેરે બધુ થતુ ખૂબ મોટી સંખ્યામા સગા–સંબંધીઓ સૌ મૂકવા જતા આવતા બીજી બાજુ પાસપોર્ટ–સ્ટીમરની ટિકિટ વગેરે મેળવવા માટે આજે જે દોડ મારીઓ વેઠવી પડે છે તે તે વખતે નહોતી જીવન પણ ઘણુ ખડતલ અને કષ્ટમય હતુ વળી આજના જેવી મોટી અવરજવર નહિ એટલે જગ્યા પૂરતી મળી રહેતી જાણકારો કહે છે કે ૧૮૦૯ની સાલમા સ્ટીમર કંપનીઓ વચ્ચે હરીફાઇ હોવાના કારણે એક વખત ઉતારૂઓને મફત લઈ ગયેલા અને એક વખત એક રૂમાલ અને એક લાડુ ભેટ આપેલો. ૧૯૦૯મા ભાડું રૂ ૧૦–૧૫ હતુ સૌ જનાર એક પેટી, એક બિસ્તરો ને સાથે ખાવાનુ ભાથુ એટલુ મોટે ભાગે લઇ જતા. કુટુંબ સાથે જાય તો ખાવાનુ બનાવવાનો સામાન પણ સાથે લેતા અને મોટે ભાગે તે વખતે તો સૌ પોતાનો સામાન જાતે જ ઉપાડી લેતા

તે વખતે ખૂબ પ્રાથમિક અવસ્થાની વીશી સ્ટીમરમા રહેતી પરંતુ જનારા એવી ગરીબીમાથી જતા કે જાતે રસોઈ કરી ઓછામા ઓછા ખર્ચે જવાનુ વિચારતા એટલે રેશન, મરચુ, મસાલા, ઘરનુ ભાથુ, સગડી કોલસા, વગેરે સાથે લેતા ને ૧૨ ૧૫ દિવસ સ્ટીમરમા ખાવાનુ બનાવતા સ્ટીમર ૨૭ દિવસે તે વખતે મુંબઇથી મોમ્બાસા પહોંચતી હતી પૂર્વ આફ્રિકા જનારા સૌ કોઈને મોમ્બાસા બંદરે ઊતરવુ પડતુ હતુ તે વખતે મોમ્બાસા બંદરે કોઈ ગોદી બાંધેલી નહોતી સ્ટીમર દૂર પાણીમા લાંગરતી અને ત્યાથી હોડીમા બેસીને ઊતરવુ પડતુ હતુ સ્વાહિલી, આરબ, હિંદી ને અંગ્રેજ–અનેક મિશ્ર પ્રજા ને ભાષાઓથી કંઇક વિચિત્ર વાતાવરણ પ્રથમ દેશમાથી નીકળેલાને જોવા મળતુ મોટે ભાગે મોમ્બાસા જે પહેલા આવ્યા હોય તેમાના કોઇક ને કોઈક ઓળખીતાને ત્યા પછી આવનાર ઊતરતા સ્ટીમર આવે એટલે તેડાવતા મહેમાનો સૌને ત્યા આવે જ પરંતુ ૧૮૯૧મા જ હિંદુ યુનિયનના મહાદેવની સ્થાપના થઇ તેની સાથે પથિકાશ્રમ રૂપે થોડી ઓરડીઓ થઈ હતી તે સૌને માટે રાહતરૂપ હતી બાકી તો એકે એક ચરોતરવાસીના દિલમા મૂળથી મહેમાનગતિ એટલી બધી ઊંડી વણેલી કે તે દેશમાથી આવેલ ઓળખીતા કે વણઓળખીતા બીજે ઊતરે–પથિકાશ્રમમા જાય એ ઈચ્છે જ નહિ. શક્તિ મુજબ મહેમાન માટે કંઈક કરી છૂટવાની ભાવના પરદેશ પહોંચનારને ત્યા રહેનાર સૌના દિલમા જોવા મળતી, જે આજે પણ જોવા મળે છે

**મોમ્બાસાનું બંદર** તે સમયનુ મોમ્બાસા સાવ ગામડા જેવુ હતુ આજે પણ જૂનુ મોમ્બાસા ને નવુ મોમ્બાસા એવા બે ભાગો સ્પષ્ટ જોવા મળે છે તે વખતે કેવી સ્થિતિ હશે તેનો અચ્છો ખ્યાલ આજનુ જૂનુ મોમ્બાસા આપે છે આપણા દેશના બનારસ જેવા જૂના શહેરોના જેવી જ એના જૂના ઘરોની બાંધણી જોવા મળે છે તે વખતે જે સૌ દેશમાથી આફ્રિકા જતા તેમની રહેણીકરણી આજે જે પાશ્ચિમાત્ય રહેણીકરણી થઈ છે તેવી નહોતી દેશની જેમ જ ધોતી, પહેરણ, ટોપી વગેરે સૌ પહેરતા

મોમ્બાસાથી બે ત્રણ દિવસ રોકાઈ અનુકૂળ ગાડી મળતા નૈરોબી જવાતુ એ આખો મુલક તે વખતે સાવ વેરાન જેવો હતો. તે વખતે એ દેશમા આજની જેમ કંપાલા સુધીની રેલવે નહોતી માત્ર કિસુમુ સુધી રેલવે હતી એક બે ફર્સ્ટ–સેકન્ડના ડબા અને બાકીના ત્રીજા વર્ગના ડબા લાગતા. આપણા ભાઈઓ આજે તો ઘણુ કરીને ત્રીજા વર્ગમા મુસાફરી કરતા નથી, પરંતુ તે વખતે તો ત્રીજા વર્ગમા જ સૌ મુસાફરી કરતા ડબા સાવ નાના ને જાનવરના પાંજરા જેવા જ હતા. ઘેટા–બકરાની જેમ સૌને પૂરતા બારી ઓ ઉપર પણ સળિયા. બારણા પણ ગાર્ડ લૉક કરી દે સ્ટેશને બૂમ પાડો ને તે આવી બારણુ ઉઘાડે તો બહાર નીકળાય, નહિતર નહિ ગાડી દોડતી પણ ખૂબ જ ધીમી ગતિએ ચરોતરમાથી તે વખતે પૂર્વ આફ્રિકામા જનારા મોટે ભાગે બે પ્રકારના હતા. એક તો થોડુ ઘણુ ગુજરાતી ભણેલા ને બીજા કંઇક અંગ્રેજી ભણેલા મૅટ્રિક સુધી પહોંચેલા તો ભાગ્યે જ કોઈ હોય ૧૯૧૦ની શરૂઆતમા કેનિયા–યુગાન્ડા અને ટાંગાનિકાનું વસતી પત્રક થયેલુ તેમા ૧૨૫ને આશરે પુરુષો હતા, જેમા મોટો ભાગ કરમસદનો હતો. પરિણામે જે અંગ્રેજી નહોતા ભણેલા તેને ભાગ્યે જ સરકારી નોકરી મળતી એ વેપારીની દુકાનમા નોકરી કરે તે અરસામા મોમ્બાસા ખાતે અલીદીના વિસરામ નામના એક ખોજા ગૃહસ્થની ખૂબ મોટી પેઢી ધમધોકાર કામ કરતી હતી પ્રારંભમા ગયેલા અનેક ચરોતરના પુત્રો આ પેઢીના એક યા બીજા ખાતામા કામ કરી તાલીમ પામ્યા અને આગળ જતા ખૂબ આગળ વધ્યા આજે જે અનેક ચરોતરના પુત્રો ખૂબ મોટા વેપાર ધંધા પૂર્વ આફ્રિકામા ખેડે છે તેઓમાના કેટલાક અગર તેમના પૂર્વજ કેટલાક આવા કોઈક વેપારીની પેઢીમા રહીને પેઢીની સાફસૂફી કરવાના કામથી માંડીને નાનામા નાનુ કામ કરીને તાલીમ પામેલા બધુ જાતે જ કરવાનુ. જ્યારે જે કંઈક ભણેલા વર્ગના ભાઇઓ ગયા તેઓ ત્યા મોટે ભાગે રેલવેની, બેંકની કે એવી નોકરીમા જોડાયા ત્યા પહોંચીને પણ કંઈક ચાર શબ્દો અંગ્રેજી ભણેલા પણ કેટલાક ભાઇઓ રેલવેની નોકરીમા ગોઠવાઈ ગયેલા હિંદીઓ ને ખાસ કરીને ચરોતરના પટેલ ભાઈઓ માટે રેલવે એ નોકરીનું એક સૌથી મોટુ સાધન હતુ રેલવેમા એટલી મોટી સંખ્યામા પટેલ ભાઇઓ હતા કે આખી રેલવેમા એ ધારે તે કરી શકતા આખી રેલવેનુ ઉપનામ પણ 'પટેલ રેલવે' પડી ગયેલુ દેશમાથી જનાર કોઈ પણ નવા ભાઇને કોઈ સ્ટેશને કશી તકલીફ ન પડે તેની ખૂબ કાળજી રાખી ભાવભરી રીતે સૌની ખાતરબરદાસ કરવાની વિશિષ્ટતા આજે પણ આટલા વિકાસ પછી સૌ યાદ કરે છે રેલવેમા નોકરી કરનારા સૌ બાબુ કહેવાતા અને એમની સર્વત્ર પ્રતિષ્ઠા પણ હતી આજે પૂર્વ આફ્રિકામા જે અનેક અત્યંત અનુભવી, પીઢ છતા પ્રમાણમા ઓછુ ભણેલા ચરોતરવાસીઓ મોટા વેપારી ને ઉદ્યોગપતિ થયા છે, તેનુ મૂળ એમણે પ્રારંભમા કરેલી

મહેનત ને મેળવેલા અનુભવોમાં રહેલું છે. જ્યારે ભણેલો વર્ગ પ્રથમથી જ મોટે ભાગે સરકારી નોકરીઓ કરતો રહ્યો છે, જે આજે પણ જોવા મળે છે.

**એ પછીનો વિકાસ :** પ્રથમ મહાયુદ્ધ સુધી તો મોટે ભાગે છૂટા છવાયા કેટલાક ગૃહસ્થો પૂર્વ આફ્રિકામાં આ રીતે પહોંચ્યા અને ત્યાં રેલવે, અલીદીના વિસરામની પેઢી, બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા કોરપોરેશન વગેરે પેઢીઓમાં એક યા બીજા કામમાં રોકાઈ નોકરી કરતા હતા. પરંતુ ૧૯૧૧–૧૨ અને એ પછી ૧૯૧૪માં વિશ્વ યુદ્ધ થયું ત્યારથી પૂર્વ આફ્રિકા ખાતે ચરોતરવાસીઓનું જવાનું ખૂબ જ વધી ગયું અને આ સાથે જ જે જૂના ભાઈઓ પ્રથમ ગયા હતા તેમણે પોતાના અનુભવ, હોશિયારી ને ખૂંચને પરિણામે એક પછી એક વેપાર–ધંધામાં પણ આગળ વધવા માંડ્યું.

આગળ જણાવ્યું છે તેમ પ્રારંભ કાળમાં છેક ૧૯૦૮-૯ને ૧૦ સુધી તો જે કોઇ ચરોતરવાસીઓ ગયા તે મોટે ભાગે કેનિયામાં રહ્યા. રેલવે, બ્રિટિશ ઇંડિયા કોરપોરેશન, અલીદીના વિસરામ, મેકસબેઇન કંપની, વગેરે એક યા બીજી કંપનીઓની નોકરી, એ જ મુખ્ય આજીવિકાનાં સાધનો હતાં. પછી ધીમે ધીમે નોકરી અર્થે યુગાન્ડાનાં પ્રદેશમાં પણ ચરોતરવાસીઓ જવા લાગ્યા. એ વખતે યુગાન્ડાનો મુલક માત્ર મચ્છરો ને મલેરિયાનો મુલક ગણાતો હતો. ક્રોનિક મલેરિયામાંથી બ્લેક વોટર ફિવર થતો અને તે થાય એટલે દરદી માની બેસે કે તેનો હવે અંત આવી ગયો છે. દવામાં બને તેટલું પાણી અને સોડા પીવાતાં અને પથારીમાં હલનચલન કરવાનું નહિ. દેશમાં પણ આફ્રિકાનું પાણી લાગવાના ભય વ્યાપેલો હતો. આ સ્થિતિમાં યુગાન્ડાના પ્રદેશમાં જવું એ એક મોટું સાહસ તે દિવસે ગણાતુ હતુ. પરંતુ બીજી બાજુ ત્યાં ધન કમાવાનો અવકાશ પણ વિશાળ હતો. આખો કાચો મુલક એમ ને એમ પડયો હતો. એ ધરતીમાં કપાસ પેદા થાય એને દુનિયાભરની બજારોમાં મોકલવાનો ને દુનિયાના દેશોનો માલ એ મુલકમાં પહોંચાડવાનો ખૂબ અવકાશ ઊભેલો હતો.

**યુગાન્ડાથી વેપારનો આરંભ :** ચરોતરના વતનીઓએ પૂર્વ આફ્રિકામાં ૫૦–૬૦ ને ૧૦૦ રૂપિયાના પગારથી નોકરી કરી, પણ એમાં એવી બહાદુરી બતાવી અને એવો અનુભવ મેળવ્યો કે થોડા જ સમયમાં વેપારના વિશાળ ક્ષેત્રમાં એમને એ અનુભવ અત્યંત ઉપયોગી નીવડ્યો. જ્યાં સુધી યુગાન્ડાના પ્રદેશને લાગે વળગે છે ત્યાં સુધી, ઉદ્યોગોના ક્ષેત્રે યુગાન્ડાના જિનરી ઉદ્યોગથી ચરોતરવાસીઓએ સૌ પ્રથમ વેપારનો પ્રારંભ કર્યો એમ કહી શકાય. આ પહેલાં કપાસ, રૂ અને જિનરીના ધંધામાં કોઈ હિંદીઓએ ખાસ પ્રવેશ કર્યો નહોતો. એક અલીદીના વિસરામ અને બીજા શેઠ બંદાલી જફર, આ બે બોજા ગૃહસ્થોની જ પેઢીઓ એ ક્ષેત્રમાં હિંદીઓમાં કામ કરતી હતી ૧૯૧૩માં યુગાન્ડાની સરકારે એક એવો કાયદો કર્યો કે જેની પાસે જિનરી હોય તે જ કપાસ ખરીદીને રૂની નિકાસ કરી શકશે. એનું પરિણામ એ આવ્યું કે જેને એ ધંધો કરવો હોય તેણે જિનરીના માલિક થવું જ જોઇએ.

શ્રી પેસતનજી દસ્તુર નામના એક બાહોશ અને દેશાભિમાની હિંદી પારસી ગૃહસ્થ આ કાળમાં નેશનલ બેંકમાં કંપાલા ખાતે નોકરી કરતાં હતા. તેમને લાગ્યું કે જો હિંદીઓએ રૂનો ધંધો ચાલુ રાખવો હોય તો એમણે પોતે એકાદ જિનરી ખરીદવી જ જોઇએ. આ ઉપરથી એમણે એક પબ્લિક લિમિટેડ કંપની ઊભી કરી અને શેઠ અલીદીના વિસરામ પાસેથી સૌ પ્રથમ કંપાલામાં આવેલી એમની એક જિનરી વેચાતી લીધી અને તેનું નામ અલીદીના કોટન જિનિંગ એન્ડ ટ્રેડિંગ કંપની લિમિટેડ એવું રાખ્યું શ્રી દસ્તુર એ કંપનીના પહેલા મેનેજિંગ ડિરેકટર બન્યા અને શ્રી છોટાભાઈ એસ. પટેલ (સુણાવ) એના પ્રથમ સેક્રેટરી બન્યા. આ કંપનીમાં ૧૯૧૪માં શ્રી સોમાભાઈ વ. પટેલ (સુણાવ) પણ જોડાયા. નડિયાદના શ્રી આઈ. વી. પટેલ એકાઉન્ટન્ટ તરીકે અને પલાણાના શ્રી સી. એમ. પટેલ પણ એમાં જોડાયા.

૧૯૫૧માં સૌ પ્રથમ ભારતમાં યુગાન્ડાનું રૂ લઇને શ્રી દસ્તુર આવ્યા અને ૨૦૦ ગાંસડી રૂનો સોદો શ્રી દસ્તુરે સર પુરુષોત્તમદાસની નારાયણદાસ રાજારામની પેઢી સાથે કર્યો. તેઓએ આગળ જતાં નારાયણદાસ રાજારામની પેઢી સાથે ભાગીદારી પણ કરી. પરંતુ ૧૯૧૭માં એનો અંત આવ્યો. બીજી બાજુ ૧૯૧૫માં મૂળ જર્મન પણ સી જે. થેહામ નામના એક અંગ્રેજે ખરીદેલી હાર્ડવેર–એમ્યુનિશન, કોફી, રિકશા વગેરેનો વેપાર કરતી એક પેઢીને શ્રી દસ્તુર અને શ્રી સી. એસ. પટેલે રાખી લીધી અને કંપાલામાં એ ધંધાને કંપાલા જનરલ એજન્સીનું નામ આપી શરૂ કર્યો. આજે પણ એ કે. જી એ. એ ટૂંકા નામથી જાણીતી છે. બીજી બાજુ મૂળ અલીદીના જિનરી મરજિયાત કબજામાં લઈ જવાઈ ને એના મૂળ ધણીને સુપરત કરવામાં આવી. શ્રી આઈ. વી. પટેલ, શ્રી સોમાભાઇ વી. પટેલ, શ્રી. સી. એમ. અને શ્રી સી એસ. બધા આ વખતે સાથે જ હતા. આગળ જતાં શ્રી દસ્તુર અને સર પુરુષોત્તમદાસ વચ્ચે મતભેદો થયા અને ૧૯૧૮ના અરસામાં આ પેઢી શ્રી સી. એસ, શ્રી આઇ વી, શ્રી એસ વી, અને શ્રી સી. એમ. આ બધાએ મળીને ખરીદી અને એ કે. જી. એ.માં ૧૯૧૮માં શેઠ અંબાલાલ સારાભાઇ ભાગીદારીમાં જોડાયા. અર્ધા ભાગીદારો આ ચાર અને અર્ધા ભાગીદાર શેઠ અંબાલાલ સારાભાઈ વતી બકુભાઇ સારાભાઈ. થોડાં વર્ષો આ કે જી. એ ની પેઢીનું આ ચારે ચરોતરના પુત્રોએ એવું સંચાલન કર્યું કે અનેક માણસોને એમાંથી વેપારની, ઉદ્યોગની તાલીમ મળી આખા યુગાન્ડાના જિનરી ઉદ્યોગમાં સેંકડો માણસો એમની નવ જેટલી ચાલતી જિનરીઓમાં પ્રારંભિક તાલીમ લઇને ઘડાયા અને પછીનાં થોડાં વર્ષોમાં મોટા પાયા ઉપર ચરોતરના ભાઇઓ અનેક જિનરીઓનું સંચાલન કરતા થઇ ગયા.

અહીં આટલો આ કંપનીનો ઇતિહાસ વિગતે એટલા માટે આપ્યો છે કે આખા યુગાન્ડા પ્રદેશમાં ચરોતરના વતનીઓ વેપાર–ઉદ્યોગમાં પડયા તેનું ઘણે અંશે આ પેઢી મૂળ હતી. એના એ ચાર બાહોશ સંચાલકો એના ચરાના ભાગીદારો છે. આજે એ કે. જી. એ.ની પેઢી હજીએ કંપાલામાં છે. પરંતુ ચરોતરના વતનીઓ,

જે મૂળ ભાગીદારો એમા હતા તે નથી એ આજે શેઠ અંબાલાલની જ કંપની છે જ્યારે બીજા ભાઈઓ જાતે અગર એમના માણસો પોત-પોતાની જુદી અગર ભાગીદારીની જિનરીઓ ઓઇલ મિલો, ને બીજા અનેક વેપાર-ઉદ્યોગો સભાળે છે કંપાલામા ગુજરાતી શાળાનો ને ત્યાના હિંદીઓનો જાહેર જીવનનો પ્રારંભ કરનાર પણ એક રીતે આ કંપની એની પેઢી જ હતી

એ જમાનાનો ધંધો ને આજનો ધંધો, એ બેમા આભ અને જમીનનો ફેર છે બસો બસો માઈલથી લોકો માથે ગાસડીઓ ઉપાડી કપાના કપાસ વેચવા આવતા એક હાથગાડી હોય તે લઈને પાંચ માણસો ને એક આગેવાન ધક્કા મારતા ચાલે આજે જેમને ઘેર ડઝનબંધ મોટરો ફરે છે તેવા ચરોતરવાસીઓ કે હિંદીઓ તે કાળે માઈલોના માઈલો રોટલા ને ડુંગળી બાંધી ચાલતા ત્યાર બાદ સાઈકલ ઉપર, પછી મોટર સાયકલ ઉપર ને એ પછી મોટરોમા જતા થયા તે દિવસોમા દોઢસો માઈલ સુધી રિક્ષાઓ જતી એનો ઘણો પ્રચાર હતો.

**આજની સ્થિતિ** પૂર્વ આફ્રિકામા ચરોતરના વતનીઓના વસવાટ અંગેનો અને એના પ્રારંભિક સ્વરૂપનો આટલો પરિચય કર્યા પછી આજના પૂર્વ આફ્રિકાના ચરોતરવાસીઓના વસવાટ ઉપર આવીએ તો આજે વેપાર-ધંધા કે ઉદ્યોગનું કોઈ એવું ક્ષેત્ર નથી કે જ્યા ચરોતરના સાહસિક વતનીઓએ પોતાનો પગ પેસારો ન કર્યો હોય ચાહે કેનિયા લો, યુગાન્ડા લો કે ટાંગાનિકા, ઝાંઝીબાર, રોડેશિયા, ન્યાસાલેન્ડ, બેલ્જિયમ કોંગો, ઇથોપિયા કે એડન લો એ બધા પ્રદેશોમા ચરોતરના વતનીઓએ નોકરીઓ, વેપાર ને ઉદ્યોગોમા ખૂબ જ પ્રગતિ કરી છે સને ૧૮૮૫થી માંડીને આજે ૧૯૫૪ સુધીમા હજારોની સંખ્યામા ચરોતરના વતનીઓએ એક યા બીજા ક્ષેત્રમા કામ કર્યું છે અને કરે છે કરોડો રૂપિયા વેપાર-ઉદ્યોગોને ધંધામા તો નાખ્યા જ છે, પરંતુ લાખો રૂપિયાની સ્થાવર મિલકતો પણ ચરોતરના વતનીઓએ પૂર્વ આફ્રિકાના જુદા જુદા પ્રદેશોમા વસાવી છે, વિશાળ કારખાના ભવ્ય એસ્ટેટો, આ બધું જ એમણે અહીં દૂરના પરદેશી મુલકમા પણ વસાવ્યું છે એટલું જ નહિ પરંતુ અનેક જાહેર સંસ્થાઓ પોતાના ને આ દેશમા વસતા તમામ એશિયન પ્રજાજનો માટે એમણે ઊભી કરી છે એ માટે અનેક ચરોતરના વતનીઓએ પોતાનો ત્યાગ પરસેવો એની પાછળ રેડ્યો છે ને સેવાની ભાવનાને એ સંસ્થાઓ દ્વારા મૂર્ત સ્વરૂપ આપ્યું છે એ જ રીતે લાખો રૂપિયાના દાન પણ આ દેશમા પોતે જે બે પૈસા કમાયા તેમાથી પોતાના દેશની જાહેર સંસ્થાઓ માટે તેમજ પોતે જ્યા વસે છે તે દેશની સંસ્થાઓ માટે પણ કર્યા છે

પૂર્વ આફ્રિકાના પ્રવેશદ્વાર મોમ્બાસામા ઊતરો ત્યાથી માંડીને છેક નાના મથક ઉપર કેનિયા, યુગાન્ડા કે ટાંગાનિકામા જાવ, તો ત્યા ઠેર ઠેર ચરોતરના વતનીઓ અને બીજા હિંદી ભાઈઓએ જે અનેક નાની મોટી સંસ્થાઓ ઊભી કરી છે એ એમણે ખીલવેલી સામૂહિક જીવનની અને ત્યા ઊભા કરેલા સામાજિક જીવનની પ્રતીતિ કરાવે છે ઠેર ઠેર શાળાઓ, બોર્ડિંગો, વાડીઓ, સમાજો, મંદિરો ક્લબો, જીમખાના, મંડળો, અને બીજી અનેક પ્રકારની સંસ્થાઓ અને સંગઠનો ઊભા કર્યાં છે.

**રાજકીય જાગૃતિ** સમગ્ર પૂર્વ આફ્રિકાની હિંદી પ્રજાના રાજકીય જીવનમા પણ ચરોતરના વતનીઓનો ફાળો નાનોસૂનો નથી પૂર્વ આફ્રિકામા, અને તેમા પણ ખાસ કરીને કેન્યામા, ગોરા વસાહતીઓએ પોતાનું સાર્વભૌમ વર્ચસ્વ સ્થાપવા માટેના સ્વાર્થી પ્રયત્નોમા હિંદી પ્રજા સામે છેક ૧૮૦૬થી ઝેર રેડવાનું કામ શરૂ કરેલું તેની સામે હિંદી પ્રજાને સંગઠિત કરી એના વાજબી હકકો માટેનો દાવો રજૂ કરવાનો પ્રયત્ન છેક ૧૯૧૪ સુધી થયો નહોતો પણ એ માટેની તીવ્ર જરૂર હતી એટલે ૧૯૧૪મા પૂર્વ આફ્રિકા હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના કરવામા આવી અને તેના પ્રારંભિક સંગઠન મંત્રી તરીકેનું આખું યે કાર્ય સોજિત્રાના વતની શ્રી રામભાઈ ભાઈલાલભાઈ પટેલે જ કરેલું માત્ર રાજકીય સંગઠન જ નહિ પરંતુ રેલ્વે કામદારોને રંગભેદના કારણે થતા અનેક અન્યાયો દૂર કરાવવા, એમની નોકરીની શરતો પગાર, ભથ્થા ભાડા, આ બધા અંગેના વાજબી હકોનું રક્ષણ કરવા જે કંઈ પ્રયત્નો એમણે કર્યા એ બનાવે આ પ્રદેશની સરકારને કંઈક ભયભીત પણ કરી મૂકી હતી માટે જ એમને પહેલા વિશ્વયુદ્ધ વખતે જ પૂર્વ આફ્રિકાની સરકારે લશ્કરી કાનૂનનો આધાર લઈ એ દેશમાથી હદપાર કરેલા

એ જ રીતે કેશવલાલ ત્રિવેદી નામના ઊમરેઠના એક ગૃહસ્થ મોમ્બાસા ખાતે પ્રથમ મહાયુદ્ધ વખતે નોકરી કરતા હતા તેમને એ જર્મનોને મદદ કરે છે અને એના જાસૂસ છે તેવા ખોટા આરોપસર પકડીને સરકારે જેલમા નાખેલા અને કોર્ટમાર્શલ હેઠળ ફાંસીની સજા કરેલી છેલ્લી ઘડીએ એમના પત્નીએ એક અંગ્રેજ હાઈકોર્ટના જજને ખરી વાત સમજાવી ને તેના નિર્દોષ પતિને ખોટી રીતે મારી નાખવામા આવે છે એ હકીકત એ હાઈકોર્ટ જજને ગળે ઊતરતા તેઓએ ખાસ જાતે નૈરોબી જઈ એમને બચાવી છોડાવી મૂકેલા

જે પ્રદેશ પહેલા સમગ્ર પૂર્વ આફ્રિકા તરીકે ઓળખાતો હતો તેને ૧૮૨૦ પછી યુગાન્ડા, ટાંગાનિકા, કેનિયા આવા જુદા પ્રદેશોને નામે ઓળખાવવાનો ને એની જુદી જુદી સત્તાઓ થવાનો પ્રારંભ થયા એટલે એના રાજકીય જીવનમા પણ ત્રણે પ્રદેશોના જુદા જુદા સ્વરૂપો રહ્યા યુગાન્ડા કેનિયા, અને ટાંગાનિકા આ ત્રણે પ્રદેશોનો અને ત્યા વસતા ચરોતરના વતનીઓનો, એમના વેપાર-ધંધાનો અને એમની જાહેર સંસ્થાઓનો આપણે ટૂંકો પરિચય હવે મેળવીશું

## યુગાન્ડામાં ચરોતરવાસીઓ

આગળ મૂકેલા પૂર્વ આફ્રિકાના નકશા ઉપરથી જોઈ શકાય છે કે યુગાન્ડાનો પ્રદેશ ઉત્તર પશ્ચિમમા આવેલો છે એના રૂ અને મકાઈના પાકથી તેમ જ મોટા મોટા સ્યુગર એસ્ટેટો અને ટી પ્લેન્ટેશનોથી આ પ્રદેશ સમગ્ર દુનિયામા મશહૂર છે ચરોતરના

વતનીઓએ વેપાર અને ઉદ્યોગમા સૌ પ્રથમ આ પ્રદેશમા પાયો નાખ્યો અને આ પ્રદેશની આબાદીના પાયા સમા કોટન જિનરીના ઉદ્યોગને ખૂબ વિકસાવ્યો, પોતે પણ ખૂબ સારુ કમાયા આખા યુગાન્ડામા જિનરી પ્રથમ નખાઈ ત્યારથી ૧૯૫૧ સુધીમા ૧૯૪ જિનરીઓ ઊભી થઈ હતી ૧૯૫૧મા યુગાન્ડાની સરકારે આ જિનરીઓ અગે નવી નીતિ જાહેર કરી એ મુજબ જે ૩૫ જિનરીઓ આર્થિક રીતે ખોટ કરતી હતી તે બધ પડેલી તેને સરકારે લઇ લેવાનુ ઠરાવ્યુ અને ૨૦ જેટલી જિનરીઓને લઈને આફ્રિકનોની સહકારી સોસાયટીઓને આપવાનુ ઠરાવ્યુ એ અનુસાર કટલીક જિનરીઓ સરકારે લેવા પણ માડી છે

યુગાન્ડાની કુલ ૧૯૩ જિનરીઓ મળીને દર વર્ષે લગભગ ૩॥ લાખ ગાસડી રૂ તૈયાર કરે છે, આ બધી જિનરીઓમાથી ૪૨ જેટલી જિનરીઓ એકલા ખેડા જિલ્લાના જ વતનીઓના હાથમા છે તેમાથી ૨૦ ઉપરાત જિનરીઓ તો માત્ર સુણાવના જ વતનીઓની માલિકીની છે એ ઉપરાત, તારાપુર નડિયાદ, પલાણા, નાર, ધર્મજ, આણદ, સોજિત્રા, કાણીસા, ચાગા ભાદરણ, કરમસદ, પોરડા વગેરે અનેક ગામોના જુદા જુદા ગૃહસ્થો એક યા વધુ જિનરીના માલિકો છે, અગર એમા મહત્ત્વનુ હિત ધરાવે છે

યુગાન્ડામા ચરોતરના વતનીઓની માલિકીની જિનરીઓ ૧૯૫૨મા નીચે મુજબ હતી એનો વહીવટ કરનારાના નામ પણ સાથે આપ્યા છે સામાન્ય રીતે દરેકમા એક યા વધુ ભાગીદાર હોય છે જિનરી હમેશા મોટે ભાગે કોઈક લિમિટેડ કપનીની માલિકીની હોય છે અને લિમિટેડ કપની ખાનગી હોય છે એ કે તેથી વધુ એના ભાગીદારો હોય તેવી પદ્ધતિ વિશેષ પ્રચલિત છે એ પણ સભવ છે કે આ હકીકત મળ્યા પછી એમા આજે થોડાક ફેરફારો પણ થયા હોય

## યુગાન્ડામાં ચરોતરવાસીઓની જિનરીઓ

| ક્રમાંક | જિનરીનું નામ | માલિક કંપનીનું નામ | મુખ્ય વ્યવસ્થાપક | દેશમાં ગામ |
|---|---|---|---|---|
| ૧ | આમુનાનિય જિનરી | અશોક કોટન કં લિ | સી. એમ. પટેલ | પલાણા |
| ૨ | હુવેરો જિનરી | બુલમેઝી જિનર્સ લિ | એન વી પટેલ | સુણાવ |
| ૩ | કિઝિબા-કિગોમા જિનરી | સેન્ટ્રલ કોટન ટે કં લિ | આર. એસ પટેલ | સોજિત્રા |
| ૪ | ઝિરોબવે જિનરી | કોલોનિયલ કોટન જિનિંગ | એન. વી પટેલ | સુણાવ |
| ૫ | કકીરી જિનરી | ઈસ્ટ આફ્રિકન કોટન કં | એસ ડી પટેલ | નાર |
| ૬ | કયેમ્પે જિનરી | હર્ષદ લિમિટેડ | એમ એસ પટેલ | સુણાવ |
| ૭ | ઓલ્ડ કંપાલા જિનરી | કંપાલા કોટન કં લિ | આર યુ પટેલ | સુણાવ |
| ૮ | કયેમ્પે-નાકીવાટે જિનરી | કંપાલા જિનર્સ લિ. | એન એલ. પટેલ | કાણીસા |
| ૯ | મપેન્ઝા જિનરી | કિરિમી કોટન કં. લિ | સી બી. પટેલ | ચાગા |
| ૧૦ | કિટોલુ | કિટોલુ કોટન કંપની લિ | આર ઝેડ. પટેલ | રામોલ |
| ૧૧ | બોવા-હુગાબી-હુકોમા જિનરી | હુકોમા જિનર્સ લિ | ડી એમ મનસ્વી | સોજિત્રા |
| ૧૨ | મુબાન્ડા જિનરી | મુબાન્ડા કોટન કં લિ | કે ડી પટેલ | ધર્મજ |
| ૧૩ | નાકાસાગોલા જિનરી | ઓરિએન્ટલ કોટન કં લિ | એસ વી. પટેલ | સુણાવ |
| ૧૪ | સિમુરો જિનરી | યુગાન્ડા જિનિંગ એન્ડ ટી કં લિ | સી એસ. પટેલ | સુણાવ |
| ૧૫ | કિઝિબા જિનરી | કિઝિબા કોટન લિ | એ એન પટેલ | સુણાવ |
| ૧૬ | કયેટિરા જિનરી | મસાકા જિન એન્ડ ટ્રે કં લિ. | આર એમ પટેલ | સુણાવ |
| ૧૭ | મુકોકો-કિકુબિ કાગોયો જિનરી | મસાકા જિનર્સ લિ | એન આર પટેલ | પલાણા |
| ૧૮ | માલુમિરો-નકોનટો જિનરી | મુબેન્ડી કોટન ટ્રે કં લિ | જી પી પટેલ | સુણાવ |
| ૧૯ | કયોગોમોએ-બુનુનિ જિનરી | કયોગોમોએ જિનર્સ લિ. | સી જે અમીન | તારાપુર |
| ૨૦ | કબિરો-નાસુલિ-નામબિલા-ન્યોનઝો જિનરી | મઝબા લિ | સી કે પટેલ | ધર્મજ |
| ૨૧ | મિનાકુલુ લામિમા બિલિ જિનરી | સી કે પટેલ લિ. | સી કે પટેલ | ધર્મજ |
| ૨૨ | કબાખા જિનરી | યુગાન્ડા જિનર્સ એન્ડ મિલર્સ | આર ઝેડ પટેલ | રામોલ |
| ૨૩ | બાલાયોલિ જિનરી | ઓવારસીઝ કોટન કં લિ | એ પી પટેલ | તારાપુર |
| ૨૪ | કાનયુગ જિનરી | ન્યુ ઇંડિયા કોટન કં લિ | આઈ વી પટેલ | નડિયાદ |
| ૨૫ | ટોમા-માગોરો-કતાકવી જિનર્સ | યુમુક જિનર્સ લિ | સી કે પટેલ | ધર્મજ |
| ૨૬ | કાસોની જિનરી | બુસોગા જિનિંગ એન્ડ ટ્રે કં લિ | એમ ડી પટેલ | આણંદ |
| ૨૭ | વામિગો જિનરી | યુગાન્ડા કોટન જિનર્સ લિ | એન. પી. પટેલ | કરમસદ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ | બુગોગો જિનરી | ઓરસદવાળા લિમિટેડ | આઈ. પી. પટેલ | ઓરસદ |
| ૨૯ | કકોરો જિનરી | બુકીઝી જિનર્સ લિ. | બી. કે. પટેલ | નાર |
| ૩૦ | કબોલે જિનરી | કબોલે કોટન કું. લિ. | બી. કે. પટેલ | નાર |
| ૩૧ | કિટગુમ જિનરી | કિટગુમ કોટન કું. લિ. | એન. વી. પટેલ | સુણાવ |
| ૩૨ | જીંજા જિનરી | નાઈલ જિનર્સ લિ. | એન. એસ. પટેલ | સુણાવ |
| ૩૩ | પરાન્ગા જિનરી | પરાન્ગા કોટન કું. લિ. | એન. વી. પટેલ | સુણાવ |
| ૩૪ | લિરા-અગુર, અલોઈ જિનરી | ભારત કોટન કું. લિ. | આર. જે. પટેલ | સોજિત્રા |
| ૩૫ | કિબુકુ જિનરી | કિબુકુ કોટન કું. લિ. | બી. કે. પટેલ | નારદ |
| ૩૬ | બુકોવા-બુકામ્બા-નાવેઈકોક જિનરી | બુસોગા જિનર્સ લિ. | બી. એમ. પટેલ | ધર્મજ |
| ૩૭ | નામાગાન્ડા, નામિનાનગો, નાકાબુગુ જિનરી | બુસોગા જિનર્સ લિ. | આર. એસ. પટેલ | સોજિત્રા |
| ૩૮ | સુનયામા જિનરી | ગુલુ જિનર્સ લિ. | એન. વી. પટેલ | સોજિત્રા |
| ૩૯ | સિરોકો જિનરી | મબાલે જિનર્સ લિ. | આર એસ. પટેલ | ભાદરણ |
| ૪૦ | ટરોરો-બુસોલ્વે-બુકોંગો જિનર્સ | ટરોરો જિનર્સ લિ. | આર. એસ. પટેલ | ભાદરણ |
| ૪૧ | મુકોંગોરો જિનર્સ | મુકોંગોરો કોટન કું. લિ. | આર. બી. પટેલ અને વી. કે. પટેલ | અગાસ |
| ૪૨ | પલિસા જિનરી | પલિસા કોટન કું. લિ. | બી. જે. પટેલ | કરમસદ |

યુગાન્ડા પ્રદેશની જીવાદોરી કહો કે વિશિષ્ટતા કહો, તે એ છે કે આ આખા પ્રદેશની આબાદીનો આધાર એનો રૂનો પાક અને એના ઉપર ઊભો થયેલો આ જિનરીનો ઉદ્યોગ છે. યુગાન્ડામાં કપાસની મોસમ સારી હોય તો એની આખા પૂર્વ આફ્રિકાના આર્થિક જીવન ઉપર, વેપાર અને ઉદ્યોગ ઉપર અસર રહે. કપાસ ખરાબ પાકે તો સર્વત્ર મંદી, કપાસ સારો પાકે તો સર્વત્ર આર્થિક આબાદી. કપાસની ખેતી અને જિનરી ઉદ્યોગ એ આખા પૂર્વ આફ્રિકાની જીવાદોરી જેવો છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી. અને માટે જ આ જિનરી ઉદ્યોગ ઉપરના ચરોતરવાસીઓના પ્રભુત્વે પૂર્વ આફ્રિકામાં ને ખાસ કરીને યુગાન્ડામાં ચરોતરના વતનીઓને મહત્વનું સ્થાન અપાવ્યું છે.

**બીજા ઉદ્યોગોમાં :** યુગાન્ડાનો જિનરી ઉદ્યોગ એ વર્ષોથી ચરોતરના વતનીઓએ પૂર્વ આફ્રિકામાં આવીને ખીલવેલો એક અતિ મહત્ત્વનો ઉદ્યોગ હતો ને આજે પણ છે. પરંતુ ગત બીજા મહાયુદ્ધના કાળમાં અને તે પછી તો બીજા અનેક ઉદ્યોગોમાં ચરોતરના વતનીઓએ ખૂબ જ ઝડપભેર પ્રગતિ કરી છે. પૂર્વ આફ્રિકાના ટાંગાનિકા, યુગાન્ડા, અને કેનિયા પ્રદેશોમાં જમીન ઉપરની વાડીઓ, જેને ત્યાં શોમ્બા કહેવામાં આવે છે, તેનાં એસ્ટેટો ઉપર કેટલાય હિંદીઓએ ખૂબ જ પ્રગતિ કરી છે. કેનિયામાં તો અંગ્રેજો એમની હાઇલેન્ડની શાંબાની જમીનો ઉપર જ ખૂબ માલેતુજાર બન્યા છે. યુગાન્ડામાં પણ શ્રી નાનજીભાઈ કાળીદાસ, શ્રી માધવાણી ને એવા ખૂબ મોટા શાંબા ને એસ્ટેટોના, ચા-કોફી ને સ્યુગરના બગીચાઓના હિંદી ઉદ્યોગપતિઓ છે.

ચરોતરના વતનીઓ મૂળથી જમીનો તરફ ઓછા વળેલા. એ છતાં છેલ્લાં થોડાં વર્ષોથી છૂટક છૂટક ચરોતરવાસીઓએ નાના મોટા શાંબા રાખી ખેતીના ઉદ્યોગમાં કેટલાંક મહત્ત્વનાં સાહસો કર્યાં છે. ટાંગાનિકામાં મોરોગોરો, માંઝા, આ બધા પ્રદેશમાં કેટલાક ચરોતરના વતનીઓએ ખૂબ મોટા મોટા સાયલસના ને બીજા શાંબા રાખી સારો વિકાસ કર્યો છે. છેક ૧૯૦૪-૫ના અરસામાં કિસુમુ પાસે કેબોઝ સેટલમેન્ટમાં કેટલાક પટેલ ભાઈઓએ મોટા પાયા ઉપર જમીન રાખી એના ઉપર શેરડી વાવવાના અખતરા કરેલા ને એ પ્રારંભિક સાહસે જ આગળ જતાં આજની લુગાઝી ને કકીરાની મોટી સ્યુગર એસ્ટેટોમાં પડવાનું સાહસ કરવા હિંદી ભાઈઓને પ્રેરેલા ૧૯૨૦ના અરસામાં નડિયાદના બેરિસ્ટર શ્રી જશભાઈ સી. પટેલ સાહેબે એક શાંબો લઈ તે ઉપર સારા એવા અખતરા કરેલા. બોરસદના સ્વ શ્રી નારણભાઈ પી. પટેલ (શ્રી એન. પી પટેલ) એક અત્યંત સાહસિક વૃત્તિના ને હિંદી પ્રજાને એમના જમાનામાં ખૂબ જ મદદરૂપ બનેલા એક આગેવાન જીંજામાં હતા. એમણે પણ એક મોટો શાંબો રાખી એ ઉપર ખેતી કરાવેલી. આજે પણ એન. પી. પટેલ અને એમના ભાઈ આઈ. પી. પટેલના નામની મોટી પેઢીઓ, જિનરીઓ વગેરે તો ત્યાં ચાલે છે જ, અને કેટલીક જગ્યાએ મોટા મોટા શાંબાઓમાં એમની પેઢીઓ હિત પણ ધરાવે છે.

કેનિયામાં તો નૈરોબીમાં નારના શ્રી સી કે. પટેલ અને એમના બીજા ભાગીદારોએ મળીને ગાર્ડન્સ નામની ફળ-ફૂલની પેઢી કરી છે. નાઈરોબી પાસે એમણે પોતાનો એક નાનો સુંદર શાંબો રાખ્યો છે અને ખૂબ બુદ્ધિપૂર્વક ખંતથી એમાં નવતનવનાં ફૂલ અને છોડની કલમો ઉછેરે છે. આટલા છૂટા છવાયા દાખલા ઉપરાંત બીજા પણ ઘણા ચરોતરી ભાઈઓના શાંબા છે. પરંતુ એકંદરે યુગાન્ડા-કેનિયામાં જમીનના ઉદ્યોગમાં ચરોતરવાસીઓએ ખાસ રસ લીધો નથી. દા. ટાંગાનિકામાં આંતરિક ભાગોમાં, ને તેમાં પણ ખાસ કરીને સાયસલનાં મોટાં મોટાં એસ્ટેટોમાં ઘણા ચરોતરના વતનીઓ હિત ધરાવે છે.

**બીજા ઉદ્યોગો ને વેપાર:** યુગાન્ડામાં જિનરી અને જમીનો

સિવાય બીજા અનેક ઉદ્યોગો અને વેપારોમા ચરોતરના વતનીઓ છેલ્લા પદર વર્ષમા પ્રગતિ કરી ચૂકયા છે તાજેતરમા ચરોતરના ભાઇઓ જેમા મુખ્ય હિત ધરાવે છે તે નાઇલ બ્રુઅરીઝને નામે દારૂ બનાવવાનો મોટો ઉદ્યોગ ખીલવવામા આવ્યો છે યુગાન્ડાની પાટનગરી કપાલા ખાતે તેલની મિલો અને સાબુના કારખાના કેટલાય ચરોતરના વતનીઓના આવેલા છે તેમા કપાલાનુ કેમિકો ઈન્ડસ્ટ્રીઝ મહત્ત્વનુ છે દૂર દૂર જગલોમા ઠેર ઠેર નાનીમોટી સો મિલો આવેલી છે, જે લાખો શિલિંગનુ લાકડુ દર વર્ષે સારાયે પૂર્વ આફ્રિકામા ને પરદેશ પણ મોકલે છે જીજા ખાતે પીજના શ્રી તુળશીભાઈ સોમા ઇન્ડસ્ટ્રીઝને નામે અનાજ, આટો, તેલ અને સાબુ, આ બધાને માટેની મોટી ફેક્ટરીઓ ચલાવે છે એમની એક અદ્યતન બેકરી પણ છે નાના મોટા અનેક ચરોતરના વતનીઓ એક યા બીજા પ્રકારના આવા ઉદ્યોગોમા પડેલા છે કપાલા ખાતે કેટલાક ચરોતરવાસીઓએ નાના પાયા ઉપર દવાઓ બનાવવાનો ઉદ્યોગ પણ વિકસાવ્યો છે ઠડા પીણા–સોડા લેમન વગેરેના કારખાના પણ કેટલાક ચરોતરવાસીઓએ કપાલા, જીજા ને યુગાન્ડાના બીજા ભાગોમા કર્યા છે

**વેપારો** પરતુ સારાયે યુગાન્ડામા ચરોતરના વતનીઓ સૌથી વધુ તો વેપારમા પડેલા છે માત્ર કપાના, જીજા, મબાલે જેવા મોટા શહેરોમા જ નહિ પણ નાનામા નાના ગામમા પણ ચરોતરના વતનીઓ વેપાર માટે પહોચી ગયેલા છે કોઈ વેપાર આજે યુગાન્ડામા એવો નથી જે ચરોતરના વતનીઓ ન કરતા હોય અને તેમા પણ બેત્રણ વેપારો તો ચરોતરના વતનીઓએ ઠેર ઠેર સર કર્યા હોય તેવા પણ બનાવી દીધા છે

**સાઇકલોનો વેપાર** સમગ્ર યુગાન્ડાનો પ્રદેશ દુનિયાના એવા પ્રદેશોમાનો એક છે કે જ્યા ખૂબ જ મોટા પાયા ઉપર સાયકલો ને મોટરોનો વપરાશ થાય છે નેગ્રો પ્રજા સાઇકલો ખૂબ જ વાપરે છે પરિણામે લાખો સાયકલો દર વર્ષે ત્યા વેચાય છે આ સાયકલો અને એના સ્પેર પાર્ટસનો ખૂબ મોટા પાયા ઉપર યુગાન્ડામા વેપાર થાય છે યુગાન્ડા સાયકલ મરચન્ટસ એસોસિયેશન પાસેથી મળેલી માહિતી મુજબ કુલ ૫૦થી ૫૨ જેટલા સાયકલના નાના મોટા સ્ટોરો જે આ એસોસિયેશનના સભ્યો છે તેમાથી ૩૫ જેટલા તો ચરોતરના વતનીઓની જ માલિકીના છે

મળેલી માહિતી મુજબ યુગાન્ડામા સાયકલના વેપારનો સૌ પ્રથમ પ્રારભ પણ ચાગાના શ્રી નાથાભાઈ કે પટેલે જ કરેલો. તેઓ આજે પણ કપાલામા પોતાની નાથાભાઈ કે પટેલ લિમિટેડ નામની ફર્મ ચલાવે છે

આ સાયકલના વેપારીઓના મડળનું સંચાલન પણ ચરોતરના વતની ભાઇઓ જ કરે છે અહીં નીચે જે યાદી આપી છે તે ઉપરાત બીજા નાના નાના ઘણા ચરોતરના વતની વેપારીઓ યુગાન્ડામા સાયકલોનો ધધો કરે છે.

**યુગાન્ડામાં સાઇકલનો વેપાર કરતી ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ** **કપાલામાં** ૧ ઈસ્ટ આફ્રિકન સાયકલ લિ, ૨ કપાલા સાયકલ ટ્રેડિંગ કં લિ, ૩ નાથાભાઈ કે પટેલ લિ, ૪ અબાલાલ જી પટેલ લિ, ૫ યુનિવર્સલ સાયકલ માર્ટ, ૬ છગનભાઈ કે પટેલ લિ, ૭ પી ટી શાહ એન્ડ કો, ૮ નાકાસેરો સાયકલ માર્ટ, ૯. કપાલા સાયકલ સ્ટોર, ૧૦ સાયકલર્સ લિ ૧૧ મણિભાઈ એસ પટેલ લિ, ૧૨ સેન્ટ્રલ સાયકલ લિ ૧૩ યુનાઇટેડ સાયકલ સ્ટોર, ૧૪ યુગાન્ડા કોમર્શિયલ સ્ટોર, ૧૫ ન્યુ કપાલા સાયકલ માર્ટ, ૧૬ મોડર્ન સાયકલ સ્ટોર્સ ૧૭ ઓવરસીઝ સાયકલ્સ એન્ડ સન્ડ્રીઝ લિ., ૧૮ વ કન ટ્રેડિંગ સ્ટોર્સ, ૧૯ હિન્દુસ્તાન સાયકલ લિ **જીજામાં** ૨૦ મણિભાઈ એમ પટેલ લિ, ૨૧ સેન્ટ્રલ સાયકલ્સ લિ, ૨૨ ઈસ્ટ આફ્રિકન સાયકલ્સ લિ, ૨૩ એ સી એમ પટેલ એન્ડ કો, **મબાલેમાં** : ૨૪ ભારત સાયકલ માર્ટ, ૨૫ સાયકલ એન્ડ સાયકલ સ્પેર્સ ૨૬ ઓટો સાયકલ કો, **મરોટીમાં** ૨૭ ઈડિવટોરિયન આફ્રિકન એજન્સી, ૨૮ કપાલા સાયકલ ટ્રેડિંગ કો લિ, ૨૯ મણિભાઈ એસ પટેલ લિ, **હીરામાં** ૩૦ યુનિયન સાયકલ માર્ટ લિ, ૩૧ મણિભાઈ એસ પટેલ લિ.

**મોટર અને સ્પેર્સનો વેપાર** સમગ્ર પૂર્વ આફ્રિકા વસતીના પ્રમાણમા ખૂબ મોટા પાયા ઉપર મોટરો ધરાવનારો મુલક છે પૂર્વ આફ્રિકાનુ મુખ્ય નગર નૈરોબી દુનિયામા વસતીના પ્રમાણમા મોટરો ધરાવનાર શહેરોમા ન્યુયોર્ક પછી બીજા નબરે આવે છે કઈક સારી સ્થિતિ વાળા સૌ લોકો મોટર રાખે એ સ્વાભાવિક બની ગયુ છે પરિણામે મોટરો અને એના સ્પેર્સનો વેપાર આખા પૂર્વ આફ્રિકામા ખૂબ મોટા પાયા ઉપર વિકસેલો છે

**ચરોતરના વતનીઓ** પૂર્વ આફ્રિકામા ચરોતરના વતનીઓ જે થોડા મહત્ત્વના વેપારો કરે છે તેમા મોટર અને એના સ્પેર્સનો વેપાર પણ એટલો જ મહત્ત્વનો છે આ વેપાર પણ યુગાન્ડામા તો ઘણે અંશે ચરોતરના વતનીઓને હસ્તક જ છે એમ કહી શકાય કોઈ શહેર એવુ નથી જ્યા બે પાચ મોટર સ્પેર્સના સ્ટોરો ચરોતરના વતનીઓના ન હોય યુગાન્ડાની પાટનગરી એક કપાલા શહેરમા જ મોટર ને એના સ્પેર્સનો વેપાર કરનારી ચરોતરના ભાઇઓની મહત્ત્વની પેઢીઓ નીચે મુજબ છે

**કપાલામાં મોટરનો વેપાર કરતી ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ** ૧ કપાલા ઓટો સ્પેર્સ લિ, ૨ યુનિવર્સલ મોટર સ્પેર્સ, ૩ રિનાયન્સ મોટર સ્પેર્સ, ૪ કપાલા ઓટો સ્પેર્સ લિ, ૫ સેટ્રલ મોટર સ્પેર્સ, ૬ સેન્ટ્રલ ઓટોમોબાઇલ્સ ૭ સેન્ટ્રલ ઓટોમોબાઇલ્સ ઈસ્ટ આફ્રિકા લિ, ૮ બાગબ ગેરેજ લિ ૯ નાકાસેરો મોટર સ્પેર્સ, ૧૦ ઈસ્ટર્ન ઓટોમોબાઇલ્સ ૧૧ સેન્ટ્રલ ટ્રેડિંગ કો લિ ૧૨ કોલોનિયલ ઓટો સ્પેર્સ, ૧૩ સર્વિસ ગેરેજ લિ

સ્ટોરો ઉપરાત આમા ગેરેજોનો પણ સમાવેશ થયેલો છે આ પ્રદેશમા મોટરો એટલી બધી હોય છે કે ગેરેજોનો ધધો ખૂબ જ વિકસેલો છે આ ગેરેજોમા ચરોતરના કેટલાક અચ્છા મોટર મિકેનિક કારીગરો પણ કામ કરવા ત્યા પહોચી ગયેલા છે કપાલા

ઉપરાત જીન્જા, નિરા, સરોટી, મબાલે, બધે જ ચરોતરના ભાઇઓની આ ધધાની પેઢીઓ છે

**હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સ** યુગાન્ડામા ચરોતરવાસીઓના હસ્તકનો ત્રીજો અગત્યનો વેપાર તે હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સનો છે આ ધધો પણ ઘણે અંશે ચરોતરના ભાઇઓને હસ્તક છે એમ કહી શકાય આજે સમગ્ર પૂર્વ આફ્રિકામા સરકાર તરફથી તેમજ પ્રજા તરફથી મકાનોનુ બાધકામ ખૂબ મોટા પાયા ઉપર ચાલે છે કરોડો શિલિંગનો હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સનો માલ આવે છે ને વેચાય છે આ ધધામા ચરોતરના ભાઈઓ ખૂબ જ નિષ્ણાત બની ગયા છે એમ કહેવામા પણ જરા યે અતિશયોક્તિ નથી કપાલામા ચરોતરના હાર્ડવેરના મુખ્ય વેપારીઓ નીચે મુજબ છે

**કપાલામાં ચરોતરના હાર્ડવેરના મુખ્ય વેપારીઓ** ૧ સેનેટરી એન્ડ હાર્ડવેર સ્ટોર્સ, ૨ સેનેટરી સ્ટોર્સ લિ , ૩ હાર્ડવેર આયર્ન મોંગર્સ, ૪ સર્વિસ સ્ટોર્સ લિ , ૫ ઇસ્ટ આફ્રિકન હાર્ડવેર, ૬ હાર્ડવેર સ્ટોર્સ લિ , ૭, કેનિયા સ્ટીલ એન્ડ પેઇન્ટ્સ ૮ એ બી પટેલ એન્ડ કુ લિ , ૯ ન્યાનઝા હાર્ડવેર લિ , ૧૦ મસાકા ટિમ્બર એન્ડ હાર્ડવેર લિ , ૧૧ સિટી હાર્ડવેર લિ , ૧૨ કપાલા હાર્ડવેર સ્ટોર્સ લિ , ૧૩ મેગો જનરલ સ્ટોર્સ, ૧૪ અબાલલ એન્ડ કુ લિ , ૧૫ યુગાન્ડા સન્ડ્રીઝ લિ , ૧૬ ઓવરસીઝ હાર્ડવેર લિ ૧૭ નારણભાઇ પી પટેલ લિ ૧૮ ઝેનિથ સ્ટોર્સ લિ , ૧૯ યુનાઇટેડ સ્ટોર્સ, ૨૦ કીકાધાણી સ્ટોર્સ લિ , ૨૧ આયર્ન એન્ડ સ્ટીલ વેર્સ લિ , ૨૨ ઓરિએન્ટલ હાર્ડવેર લિ , ૨૩ કેનિયા સન્ડ્રીઝ લિ ૨૪ કેનિયા હાર્ડવેર લિ , કપાલાની જેમ જ જીન્જામા, મબાલેમા, ઈગાન્ગામા નિરામા સરોટીમા, બધેજ ચરોતરના ભાઈઓના હાર્ડવેર બિલ્ડિંગ મટિરિયલ્સના સ્ટોરો આવેલા છે

**કાપડનો વેપાર** આખાયે પૂર્વ આફ્રિકામા હિંદી પ્રજાના હાથમા જે મોટા ભાગના વેપારો છે તેમા કાપડનો વેપાર સૌથી મોટો અને અતિ મહત્ત્વનો છે આખા પૂર્વ આફ્રિકામા હજી એક પણ મિલ નથી સામાન્ય રીતે તો આખો દેશ કાચો માલ પેદા કરે છે, ને એ પરદેશમા જાય છે ત્યારે પરદેશોનો પાકો માલ ત્યા આવે છે એટલે દેશમા ઉદ્યોગો કરતા વેપાર હજી મહત્ત્વનો છે ધીમે ધીમે ઉદ્યોગો નખાતા જાય છે નાઇલના કાઠે જીન્જા પાસે કાપડની મિલ નાખવાની યોજના તૈયાર થઈ છે છતા એ હજી અમલી બની નથી

અત્યારે તો બધુ જ કાપડ પરદેશોમાથી આવે છે હિંદના કાપડની પણ પૂર્વ આફ્રિકા એક ખૂબ જ મોટી બજાર છે મુખ્યત્વે માલ બધો મોમ્બાસા ઊતરતો હોય છે એટલે કાપડની મોટી મોટી પેઢીઓ મોમ્બાસામા છે, જેનો વિચાર કેનિયાનો વિચાર કરીશું ત્યારે કરીશું યુગાન્ડા પણ કાપડની એક મોટી બજાર છે ખૂબ મોટા પાયા ઉપર શહેરોમા ઠેર ઠેર એના સ્ટોરો આવેલા છે યુગાન્ડામા કંપાલા વડુ મથક છે કપાલામા ચરોતરવાસીઓની કાપડની નીચે જણાવેલી મોટી પેઢીઓ આવેલી છે

**કપાલામાં પીસ ગુડઝ અને ટેક્ષટાઈલ્સનો વેપાર કરતી ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ** ૧ મેગો ટ્રેડિંગ કો લિ , ૨ અબાનાન એમ્પોરિયમ લિ , ૩ હિંદ આફ્રિકા કોરપોરેશન, ૪ આફ્રિકા જનરલ સ્ટોર્સ, ૫ નેશનલ એમ્પોરિયમ, ૬ કે બી પટેલ એન્ડ બ્રધર્સ, ૭ બોમ્બે ટ્રેડિંગ સ્ટોર્સ ૮ કપાલા કલોથ, ૯ કેનિકો સ્ટોર્સ, ૧૦ ટી એફ પટેલની કો , ૧૧, ઓરિએન્ટલ ટ્રેડિંગ કો ૧૨ યુગાન્ડા કેશ સ્ટોર્સ, ૧૩. રૂપમ્ સ્ટોર્સ લિ, ૧૪ ચતુરભાઈ એન પટેલની કો

આ ઉપરાત જીન્જા, મબાલે, સરોટી, નિરા, મસાકા બધે જ કાપડના સ્ટોરો ચરોતરના ભાઈઓના છે પરતુ એથી યે વિશેષ તો ઠેર ઠેર જગલોમા, નાના ગામોમા ને દૂર દૂરના એકાત પ્રદેશમા પણ એકલ દોકલ દુકાન નાખીને થોડુ કાપડ, થોડુ પ્રોવિઝન, થોડી બીજી ચીજો, એમ જાત જાતના સ્ટોરો નાખીને ચરોતરના વતનીઓ ખૂણે ખાચરે પડેલા છે દેશમાથી પહેલી વખત જનારને ઘડીભર આવા કોઈ જગલો ને આફ્રિકનોથી ભરેલા એકાત પ્રદેશમા એમદ મ્હુબને રહેલુ જુએ તો ઘડીભર આશ્ચર્ય થયા વિના ન રહે

આટલા મુખ્ય વેપારો ઉપરાત મહત્વનો વેપાર તે પ્રોવિઝન સ્ટોરોનો છે એકે એક જીવન જરૂરિયાતની ચીજો લાવવી, એને સારામા સારી ઢબે સ્ટોરમા રાખવી ને ઘરાકોને પૂરી પાડવી એ પદ્ધતિએ કામ કરતા મોટા મોટા પ્રોવિઝન સ્ટોરો કેટલાયે ચરોતરના વતનીઓએ સારાયે યુગાન્ડામા નાખેલા છે કપાલામા યુગાન્ડા સ્ટોર્સ લિ મહત્ત્વનો આવો સ્ટોર્સ છે એ ઉપરાત આયાત–નિકાસનો ધધો કરનારી ઘણી પેઢીઓ થઈ છે ફોટોગ્રાફીનો ધધો કરતા ઘણા સ્ટુડિયો ચરોતરના વતનીઓના ઠેર ઠેર સ્થપાયેલા છે અને એ સાથે જ લગભગ દરેક મોટા શહેરમા પ્રિન્ટિંગ પ્રેસો પણ ચરોતરના વતનીઓએ નાખેલા છે યુગાન્ડામા એકલા કપાલામા ચારથી પાચ ચરોતરના વતનીઓ જેમા મોટુ હિત ધરાવે છે તેવા પ્રિન્ટિંગ પ્રેસો છે એ જ રીતે મબાલે, જીન્જામા પણ પ્રિન્ટિંગ પ્રેસો ચરોતરના ભાઇઓના આવેલા છે હમણા હમણા મોટા પાયા ઉપર કોન્ટ્રાકટરનો ધધો ચરોતરના ભાઇઓ કરવા લાગ્યા છે કેટલીક લાખો શિલિંગના મોટા કોન્ટ્રાક્ટ રાખનારી કપનીઓ પણ ચરોતરના વતનીઓએ સ્થાપી છે દેશમાથી કેટલાયે નિષ્ણાત કાઠિયાવાડી મિસ્ત્રીઓ ત્યા જઈને મોટા મોટા કોન્ટ્રાકટરો બન્યાના પણ દાખલા છે

**ઈન્સ્યોરન્સ કપનીઓ** ચરોતરના કેટલાક વતનીઓ ઈન્સ્યોરન્સ કપનીઓના પ્રતિનિધિ તરીકે પણ પૂર્વ આફ્રિકામા કામ કરે છે યુગાન્ડામા કપાલા, જીન્જા બધે જ ઈન્સ્યોરન્સ કંપનીઓના પ્રતિનિધિઓ તરીકે કેટલાક ચરોતરના ભાઈઓ કામ કરે છે. આફ્રિકામા સૌ પોતાના માલનો, જાનનો, મોટરોનો બધાનો વીમો ઉતરાવવા ખૂબ ટેવાયેલા છે આથી વીમાનો ધધો ખૂબ સારો ચાલે છે દેશમાથી પણ દર વર્ષે અનેક વીમા એજન્ટો

પૂર્વ આફ્રિકાની સફરે જાય છે ને સફળતાપૂર્વક લાખોના વીમા ઉતારી પાછા ફરે છે.

**ઓડિટર્સ એન્ડ એકાઉન્ટન્ટસ :** સારાયે પૂર્વ આફ્રિકામાં ઓડિટર્સ એન્ડ એકાઉન્ટન્ટસનો ધંધો પણ ઘણો સારો અને મહત્ત્વનો ગણાય છે. કેટલાયે ચરોતરના ભાઇઓએ એમાં ખૂબ સારી ખ્યાતિ પણ મેળવી છે. પૂર્વ આફ્રિકામાં સૌથી મહત્ત્વની ને યુગાન્ડા, કેનિયા ને ટાંગાનિકા, ત્રણે પ્રદેશોમાં ઓડિટર્સ અને એકાઉન્ટન્ટસની ચરોતરવાસીઓની પેઢીઓમાં સૌથી ખ્યાતિ પામેલી ને જૂની પેઢી પટેલ, શાહ અને જોશીની પેઢીને નામે ઓળખાય છે. આજે એ પેઢી ભાગીદારોમાં વહેંચાઈ ગઈ છે છતાં એમાંથી જે અનેક માણસોએ એ ધંધાની તાલીમ લીધી તે સૌ આજે આફ્રિકામાં આ ધંધામાં ખૂબ જ ઉપયોગી કામગીરી બજાવી રહ્યા છે. નૈરોબીમાં ઘણા ચરોતરના વતનીઓએ આ ધંધાની પોતાની પેઢીઓ કાઢી છે ને એ સારી રીતે ચાલે છે. કેનિયાના પરિચયમાં એનાં નામ જોઇશું.

**સિનેમા ઉદ્યોગ :** પૂર્વ આફ્રિકામાં જુદા જુદા ઉદ્યોગ ધંધામાં ચરોતરના વતનીઓ પડયા છે તેમાં સિનેમા ઉદ્યોગ પણ એક મહત્ત્વનો ઉદ્યોગ છે. જે કંઈ વિગતો જુદાજુદા જાણકારો પાસેથી મળે છે તે મુજબ સૌ પ્રથમ ૧૯૧૪-૧૮ના પ્રથમ મહાયુદ્ધ વખતે મોમ્બાસા ખાતે સોજિત્રાના શ્રી ગોરધનભાઈ જેસિંગભાઈ પટેલ (મહાત્મા) એક સિનેમા પોતાની માલિકીનું ચલાવતા હતા. આ સિવાય તે વખતે બીજા કોઈ ચરોતરના વતનીઓ આખાએ પૂર્વ આફ્રિકામાં આ ધંધામાં પડેલા હોય તેવું જાણવા મળતું નથી.

૧૯૨૦ના જાન્યુઆરી માસમાં ભાદરણના શ્રી મણિભાઈ હાથીભાઈ પટેલે સૌ પ્રથમ હિંદુસ્તાનથી 'શેઠ સગાળશાહ' અને 'રાજા શ્રીપાળ તથા જેમિની ઋષિ' એમ બે ફિલ્મો મંગાવ્યાં. અને એને સફળતા મળતાં પછી દેશમાંથી સતત પૂર્વ આફ્રિકા ખાતે ફિલ્મો મગાવી ત્યાંના સિનેમાગૃહોમાં એ બતાવવાનો પ્રારંભ થયો. ૧૯૨૧માં કંપાલા ખાતે આ જ શ્રી મણિભાઈ હાથીભાઈ પટેલે એક જગ્યા ભાડે રાખી તંબુમાં સિનેમા બતાવવાનું શરૂ કરેલું એવી પણ હકીકત મળે છે. જ્યારે ૧૯૨૨-૨૩ના અરસામાં કરમસદના શ્રી ભોગીલાલ મગનભાઈ પટેલ નામના ગૃહસ્થે સતી પાર્વતી અને કૃષ્ણસુદામાની બે ધાર્મિક ફિલ્મો દેશમાંથી મગાવેલી. ૧૯૪૪માં સૌ પ્રથમ પોતાનું માથાનું સિનેમા ઘર કમ્પાલા ખાતે ગ્લોબ સિનેમાને નામે ભાદરણના શ્રી મણિભાઈ હાથીભાઈ પટેલે બાંધ્યું. અને પછી નરસંડાના શ્રી ડાહ્યાભાઈ કે. પટેલે ઓડિયન સિનેમા કંપાલા ખાતે બાંધ્યું એ પછી આ જ શ્રી ડી. કે. પટેલે ઠેર ઠેર સિનેમા ઘરો આફ્રિકામાં બાંધ્યાં છે, કેટલાંક ભાડે આપ્યાં છે. આ વ્યવસાયના એ સમગ્ર પૂર્વ આફ્રિકામાં એક સૌથી મોખરાના વ્યવસાયી બન્યા છે. નૈરોબીમાં ફિલ્મ ઇંડિયા સિનેમા પણ શ્રી ડી. કે. પટેલ બીજા ભાગીદારો સાથે ચલાવે છે. આ સિનેમા ઘરના મકાનની માલિકી નડિયાદના શ્રી ચૂનીભાઈ જે. પટેલની છે.

દારેસલામ ખાતે શ્રી ડી. કે. પટેલ બીજા ભાઇઓની સાથે એક ઓડિયન સિનેમા ચલાવે છે. તેમજ બીજા પટેલ ભાઇઓ પણ એક સિનેમા ઘર ભાગીદારીમાં ચલાવે છે. અરૂશા ખાતે ઉત્તરસંડાના શ્રી મણિભાઈ પટેલ નામના ગૃહસ્થ એક સિનેમા ચલાવે છે. જ્યારે એન્ટેબીમાં શ્રી ડી. કે પટેલનું ઓડિયન સિનેમા નામનું મકાન છે જે બીજાને ભાડે આપેલું છે. શ્રી ડી કે. પટેલની જેમ સુણાવના શ્રી મણિભાઈ વાઘજીભાઈ પટેલ નામના ગૃહસ્થ જુદાં જુદાં સ્થળોએ સિનેમાગૃહો ચલાવે છે. પૂર્વ આફ્રિકામાં ઘણાં ખરાં મોટાં શહેરોમાં ચરોતરના વતનીઓનાં એક યા વધુ સિનેમાગૃહો આવેલાં છે. હવે તો ભારતમાંથી ખૂબ મોટા પ્રમાણમાં ફિલ્મો એ દેશમાં જાય છે ને એ ધંધો પણ એક સારી કમાણીનો ધંધો પૂર્વ આફ્રિકા ખાતે ગણાય છે.

**કંપાલામાં ચરોતરવાસી બેરિસ્ટર-એડવોકેટો:** યુગાન્ડાની પાટનગરી કંપાલામાં, મુખ્યત્વે કોર્ટો હોવાથી ચરોતરના કેટલાક બાહોશ શખસો ત્યાં બેરિસ્ટર, વકીલો તરીકે કેટલાંય વર્ષોથી કામ કરે છે. ચરોતરના વતનીઓમાં તારાપુરના શ્રી સી. જે. અમીન સૌ પ્રથમ ૧૯૧૭-૧૮ના અરસામાં બેરિસ્ટર થઇને યુગાન્ડામાં ગયા અને એમણે પોતાનું એ ધંધાનું કામકાજ શરૂ કર્યું એમ જાણવા મળે છે. એ પછી ૧૯૨૦માં નડિયાદના શ્રી જે. સી. પટેલ બેરિસ્ટર થઇને ગયા અને એમણે ખૂબ હોંશથી એમના કાર્યનો પ્રારંભ કર્યો. ૧૯૨૩માં ભાદરણના શ્રી છગનભાઈ ચતુરભાઈ પટેલ, જેઓ જીંજા ખાતે પ્રેક્ટિસ કરે છે, તેઓ બેરિસ્ટર થઇને ગયા ૧૯૨૭માં શ્રી દાદુભાઈ વાઘજીભાઈ પટેલ બેરિસ્ટર થઇને ગયા, અને ૧૯૨૭માં શ્રી સી બી પટેલ, ૧૯૨૮માં જીંજા રહેતા યુગાન્ડાના રાજકીય ક્ષેત્રના આગેવાન જેવા શ્રી સી કે. પટેલ (ધર્મજ) બેરિસ્ટર થઈને ગયા અને પછી ૧૯૩૩-૩૪માં નડિયાદના શ્રી હરિભાઇ વાઘજીભાઇ પટેલે કંપાલામાં બેરિસ્ટરી શરૂ કરી એ પછી શ્રી નર્મદાશંકર મહેતા પણ બેરિસ્ટર થઇને ગયા છે એ જ રીતે સુણાવના શ્રી ડાહ્યાભાઈ પટેલ પણ બેરિસ્ટર થઈ ગયા છે આ ઉપરાંત શ્રી રતુભાઈ પટેલ, એમના પુત્ર શ્રી નરેન્દ્રકુમાર, શ્રી જમનાદાસ અમીન, ચાંગાના શ્રી દવે, પલાણાના શ્રી એ. સી. પટેલ અને બીજા પણ કેટલાક ભાઇઓ એડવોકેટ કે બેરિસ્ટરો તરીકે આ ક્ષેત્રમાં કામકાજ કરે છે

મબલેમાં પણ સોજિત્રાના શ્રી શાહ, શ્રી મનુભાઈ અને ઉત્તરસંડાના શ્રી જશભાઈ પટેલ એડવોકેટ તરીકે કામ કરે છે. જીંજામાં શ્રી ચંદુભાઈ બેરિસ્ટર છે એ ઉપરાંત શ્રી છગનભાઈ સી પટેલ બેરિસ્ટર છે, જ્યારે મહુધાના શ્રી સત્યેન્દ્ર દેસાઈ પણ ત્યાં એડવોકેટ તરીકે કામ કરે છે. સરોટી ખાતે ઓડના વતની શ્રી પુરુષોત્તમભાઈ એડવોકેટ તરીકે કામ કરે છે. આખા યુગાન્ડામાં થઇને ૨૦થી ૨૫ જેટલા ભાઇઓ બેરિસ્ટર અગર એડવોકેટ તરીકે કોર્ટમાં કામ કરે છે, એવો સામાન્ય અંદાજ છે. પૂર્વ આફ્રિકામાં વકીલાતનો ધંધો ઘણો માનભર્યો, અને એક સારી આજીવિકા આપનારો ધંધો ગણાય છે. આ બધામાં જીંજા ખાતે રહેતા શ્રી સી. કે. પટેલ માત્ર એક બેરિસ્ટર જ હવે

નથી રહ્યા પરંતુ એક આગેવાન ઉદ્યોગપતિ, વેપારી ને સૌથી વિશેષ તો યુગાન્ડા પ્રદેશાની હિંદી પ્રજાના એક અગ્રણી રાજકીય આગેવાન બનેલા છે. એ જ રીતે શ્રી જે. સી. પટેલ (સાહેબ) એ આજે બેરિસ્ટરી કરતા નથી. એમણે છેલ્લાં ઘણાં વર્ષોથી પોતાનું આખું જીવન માત્ર મબાલેના પાટીદાર સમાજ અને ત્યાં પોતે ઊભા કરેલા સ્વ. શ્રી એન. પી. છાત્રાલયની પાછળ જ અર્પી દીધું છે ને સેકંડરી હિંદી વિદ્યાર્થીઓના અભ્યાસ ને તાલીમ પાછળ જ તેઓ જીવનનો બધો સમય અર્પણ કરે છે. એ આજે ત્યાંના રાજકીય જીવનમાં કે ઉદ્યોગ-વેપારના જીવનમાં સીધો રસ નથી લેતા, છતાં સારાએ પૂર્વ આફ્રિકાની હિંદી પ્રજા ઉપર -ચરોતરના વતનીઓ ઉપર-ખાસ કરીને યુગાન્ડાના વતનીઓ ઉપર એમના ઊંડા કાર્યની ખૂબ ઊંડી અસર છે.

**ડોક્ટરો :** ચરોતરના વતનીઓ જેમ બેરિસ્ટર-વકીલો થઇ આફ્રિકાનાં મોટાં-નાનાં શહેરોમાં ખૂબ સારી રીતે પ્રેક્ટિસ કરે છે તેમ ચરોતરના અનેક પુત્રો ડોક્ટરો તરીકે પણ ત્યાં ખૂબ સારું કામ કરે છે. લગભગ બધાં જ નાનાં મોટાં શહેરોમાં એક યા એથી વધુ એમ શહેરના પ્રમાણમાં ડોક્ટરો છે ને એમાંના ઘણા ચરોતરના વતનીઓ છે. યુગાન્ડાની પાટનગરી કંપાલા ખાતે નીચેના ચરોતરના વતનીઓ ડોક્ટરો તરીકે કામ કરે છે:

**કંપાલામાં :** ૧. ડૉ મૂળજીભાઈ એમ. પટેલ, એમ. બી. બી એસ., ૨. ડૉ રમણભાઈ એન પટેલ, એમ. બી બી. એસ, ૩ ડૉ ચુનીભાઈ એન પટેલ, એમ બી. બી. એસ, ૪. ડૉ. છોટાભાઈ ગોવિંદભાઈ, એમ. બી બી એસ, ૫. ડૉ. રામભાઈ સી. પટેલ, એમ બી બી એસ.

**જીંજામાં :** ડૉ. છોટાભાઇ એલ. પટેલ. એમ. બી બી. એસ **ટરોરોમાં :** ડૉ વિષ્ણુપ્રસાદ બી પંડિત, એમ. બી. બી. એસ. **મબાલેમાં :** ૧. ડૉ છોટુભાઈ પટેલ, એમ બી બી. એસ, ૨. ડૉ. સૂર્યકાન્ત જસભાઈ પટેલ, એમ. બી બી. એસ.

**રાજકીય જીવનમાં :** યુગાન્ડાના રાજકીય જીવનમાં પણ ચરોતરના વતનીઓએ એશિયાવાસીઓ તરીકે અત્યંત મહત્ત્વનો ફાળો આપ્યો છે અને આજે પણ આપે છે. સૌ પ્રથમ ૧૯૧૪ના અરસામાં ઇંડિયન એસોસિયેશન રચાયું ત્યારથી એમાં સૌ ચરોતરના વતનીઓ હિંદીઓ તરીકે અગ્રપણે રસ લેતા હતા. શ્રી સી જે. અમીન શ્રી જે. સી. પટેલ, વગેરે એની સેન્ટ્રલ કાઉન્સિલના પ્રમુખ બનેલા. સૌ પ્રથમ યુગાન્ડામાં ૧૯૩૩માં કાઉન્સિલના પ્રમુખ બનેલા. સૌ પ્રથમ યુગાન્ડામાં ૧૯૩૩માં લેજકો આપવામાં આવી અને આ લેજિસ્લેટીવ કાઉન્સિલમાં સરકારે જે સભ્યો નિયુક્ત કર્યા તેમાં તારાપુરના શ્રી સી. જે. અમીન યાને ચુનીભાઈ જેઠાભાઇ અમીનની નિમણૂક થઈ. એમણે એક અત્યંત શક્તિશાળી વ્યક્તિ તરીકે એશિયન અને ખાસ કરીને હિંદી પ્રજાના હકો માટે અંદર રહીને દરેક પ્રસંગે સારી જહેમત ઉઠાવી અને પોતાની શક્તિ દ્વારા સારી પ્રતિષ્ઠા પણ જમાવી. ચરોતરવાસી તરીકે પૂર્વ આફ્રિકાના રાજકીય જીવનના એ આદ્ય પુરુષ થઈ ગયા એમ કહી શકાય.

એ પછી બીજી એવી જ નિયુક્તિ નડિયાદનાં શ્રી ચીમનલાલ પ્રાણજીવનદાસ દલાલની લેજકોના સભ્ય તરીકે થયેલી. જ્યારે ૧૯૩૪માં સોજિત્રાના ડૉ. મૂળજીભાઈ મોતીભાઈ પટેલની યુગાન્ડાની કાઉન્સિલમાં નિમણૂક થઈ અને ૧૯૩૮ સુધી તેઓ એના સભ્ય રહ્યા. આજે પણ યુગાન્ડાના એક અગ્રણી પુરુષ તરીકે એમની ગણના થાય છે. એ પછી જીંજામાં તે વખતે રહેતા કપડવણજના વતની અને આજે મુંબઈ રાજ્ય ધારાસભામાં આ જિલ્લાના કપડવણજ વિભાગના ધારાસભ્ય શ્રી શંકરલાલ હરજીવનદાસ શાહની પણ યુગાન્ડા લે. કા.માં નિયુક્તિ થઈ હતી. ૧૯૪૭થી જાણીતા બેરિસ્ટર અને આગેવાન જિનર, ધર્મજના વતની શ્રી ચંદુભાઈ કાળીદાસ પટેલ (સી. કે. પટેલ)ની યુગાન્ડા કાઉન્સિલમાં નિમણૂક થયેલી છે અને આજે પણ તેઓ એના સભ્ય છે.

**મેજિસ્ટ્રેટો તરીકે :** ગત બીજા મહાયુદ્ધ વખતે આ પ્રદેશમાં અંગ્રેજ સરકારને અનેક કામો માટે મેજિસ્ટ્રેટોની જરૂર પડવા માંડી. એ વખતે સરકારે સારા બેરિસ્ટરોની મેજિસ્ટ્રેટો તરીકે નિમણૂક કરેલી. એમાં જીંજામાં શ્રી સી. કે. પટેલની, મબાલેમાં શ્રી જે. સી. પટેલની તથા કંપાલામાં નડિયાદના બેરિસ્ટર શ્રી હરિભાઈ વાઘજીભાઈ પટેલની નિમણૂક કરી હતી. આ પહેલાં હિંદીઓને ઓનરરી મેજિસ્ટ્રેટો તરીકે સરકાર નિયુક્ત કરતી નહોતી. યુગાન્ડામાં કંપાલાની ખૂબ આદર્શ એવી મ્યુનિસિપલ કાઉન્સિલમાં એ જ્યારે એક ટાઉનશિપ ઓથોરિટી તરીકે કામ કરતી હતી ત્યારે ૧૯૪૨-૪૩નાં વર્ષોમાં સોજિત્રાના શ્રી મગનભાઈ છોટાભાઈ પટેલની તથા શ્રી એ. એમ. શાહની નિમણૂક થયેલી. જ્યારે એ ટાઉનશિપ ઓથોરિટી ૧૯૪૯માં મ્યુનિસિપલ કાઉન્સિલમાં ફેરવાઈ ગઈ ત્યારે એમાં શ્રી પી. આઇ. પટેલ, તથા શ્રી એ. એમ. શાહ સભ્યો તરીકે આવ્યા. આજે પણ શ્રી પી. આઈ. પટેલ કંપાલાની મ્યુનિ. કાઉન્સિલના સભ્ય છે. આ બધા સભ્યોને હજી આજે પણ સરકાર જ નિયુક્ત કરે છે. આમ ચરોતરના સુપુત્રોએ પરદેશમાં પણ એક વસાહતી મુલકમાં રહેવા છતાં પોતાનાથી બનતો ફાળો ત્યાંના રાજકીય જીવનના ઘડતરમાં આપ્યો છે.

**જીંજામાં :** યુગાન્ડામાં ચરોતરના વતનીઓના વસવાટનાં જે મહત્ત્વનાં મથકો છે તેમાં કંપાલા પછી બીજું જીંજા છે. જીંજામાં ઘણા નામાંકિત જિનરો વસે છે. જીંજા એક મોટું ઔદ્યોગિક અને અત્યંત વિકાસ પામતું શહેર છે હવે ૧૯૫૩થી જીંજા ખાતે સરકારે મહાન ઓવેન ફોલ્સની હાઇડ્રો ઇલેક્ટ્રિક યોજના ચાલુ કરતા એનું મહત્ત્વ વધી ગયું છે જીંજામાં કાપડની મિલ, ફ્યુઅરીઝ, વગેરે મોટાં નવાં કારખાનાં પણ નંખાનાર છે. ચરોતરના વતનીઓ અહીં ખૂબ સારી રીતે ધંધા ઉદ્યોગમાં આગળ વધેલા છે.

, બોરસદના સ્વ. શ્રી એન. પી. પટેલ અને એમના ભાઈ શ્રી આઈ. પી. પટેલની મોટી પેઢીઓ આ શહેર અને એની આસપાસના વિસ્તારમાં આવેલી છે. જ્યારે યુગાન્ડાના રાજકીય આગેવાન શ્રી સી. કે. પટેલ પણ જીંજામાં જ વસવાટ કરે છે. પીજના શ્રી તુળસીભાઈ પટેલે સ્થાપેલા મહત્ત્વના ઉદ્યોગો પણ અહીં જીંજામાં જ આવેલા છે. જીંજા હંમેશાં પૂર્વ આફ્રિકાની સઘળી જાહેર પ્રવૃત્તિનું પણ આગેવાન રહેતું આવ્યું છે. સમગ્ર પૂર્વ આફ્રિકામાં જાહેર પ્રવૃત્તિઓનાં નાણાંકીય દાનોમાં પણ જીંજા અને તેમાં પણ ત્યાં વસતા ચરોતરના વતનીઓ હંમેશાં મોખરે રહે છે એમ મનાય છે.

જીંજામાં ચરોતરના વતનીઓની કેટલીક જાણીતી ઔદ્યોગિક તેમજ વેપારી પેઢીઓ આવેલી છે તે નીચે મુજબ છે :

**જીંજાની પેઢીઓ :** ૧. સોયા ઈન્ડસ્ટ્રીઝ લિ., ૨. ભારત કોટન લિ., ૩. બુસોગા જિનિંગ એન્ડ ટ્રેડિંગ કંપની, ૪. બુસોગા જિનર્સ લિ., ૫. કોટન એન્ડ પ્રોડ્યુસ લિ., ૬. ગુલુ કોટન કંપની, ૭. આફ્રિકન આયર્ન મોંગર્સ, ૮. ઓટો કંપની, ૯. બીરુબે યુગાન્ડા કાં., ૧૦. બીજ પેટ્રોલ સ્ટેશન, ૧૧. જીંજા કોમર્શિયલ કંપની, ૧૨. જીંજા પ્રોવિઝન સ્ટોર્સ, ૧૩ પ્રાગ્ભા લિમિટેડ, ૧૪. સી. પારેખ એન્ડ કાં., ૧૫. પરાન્ગા કોટન કાં, ૧૬. સી. એલ. પટેલ લિમિટેડ, ૧૭. પટેલ આર. કે. એન્ડ સન્સ, ૧૮. નારણભાઈ પી. પટેલ લિ., ૧૯. એમ. આર. પટેલની કાં, ૨૦. ગોરધનભાઈ સી. પટેલની કાં. ૨૧. પટેલ એસ. એમ. એન્ડ કો. ૨૨. પટેલ વાઘજીભાઈ કે, ૨૩. પટેલ તુલસીભાઈ એન., ૨૪. ઇશ્વરભાઈ એન્ડ કાં. ૨૫ ત્રિવેદી શાહ એન્ડ કાં., ૨૬. કંપાલા યુગાન્ડા કેશસ્ટોર્સ, ૨૭. યુગાન્ડા જનરલ ટ્રેડિંગ કાં, ૨૮. યુગાન્ડા હાર્ડવેર લિમિટેડ, ૨૯. યુગાન્ડા મશિનરી ટ્રેડિંગ કાં., ૩૦ હાર્ડવેર સ્ટોર, ૩૧. સેન્ટ્રલ સાયકલ લિમિટેડ, ૩૨. ચુનીભાઇ બી. પટેલ, ૩૩. મગનભાઈ એમ. પટેલ, ૩૪ ડાહ્યાલાલ છોટાલાલની કાં., ૩૫. યુગાન્ડા ટ્રેડર્સ.

**ટરોરોમાં ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ :** ૧. પટેલ ટ્રેડર્સ, ૨. પટેલ બી. એલ, ૩. યુનાઇટેડ ટ્રેડિંગ કંપની, ૪. બેચરભાઈ બી. પટેલ, ૫. ડાહ્યાભાઈ એન્ડ મોતીભાઈ, ૬. ડાહ્યાભાઈ એન્ડ સોમાભાઈ, ૭. પટેલ જી. એમ. ૮. ઈશ્વરભાઈ એસ. પટેલ, ૯. પટેલ એમ. એ.

**મબાલેમાં ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ :** ૧. બુકેડી જિનર્સ, ૨. બુકાકા જિનર્સ, ૩. બુગવેરે કોટન ટ્રેડિંગ, ૪. શાહ એન્ડ કાં. ૫. સી. ભાઈલાલભાઈની કાં. ૬. મબાલે ટ્રેડર્સ લિમિટેડ.

## કેનિયામાં ચરોતરવાસીઓ

પૂર્વ આફ્રિકામાં ચરોતરના ભાઇઓનો પ્રવેશ કેનિયાથી થયો. આજે પણ પૂર્વ આફ્રિકામાં પ્રવેશ કરવા માટે સામાન્ય રીતે મોમ્બાસા જ ઊતરવું પડે છે.

પૂર્વ આફ્રિકાનો નકશો જોતાં એ વાત સમજાશે કે પૂર્વ આફ્રિકાના ત્રણ મુખ્ય પ્રદેશોમાં પૂર્વ-ઉત્તરનો પ્રદેશ એ કેનિયાનો પ્રદેશ છે આ પ્રદેશમાં જ સમગ્ર પૂર્વ આફ્રિકાની પાટનગરી સમું નૈરોબી શહેર આવેલું છે અને પૂર્વ આફ્રિકાનું પ્રવેશદ્વાર મોમ્બાસા પણ કેનિયાના પ્રદેશમાં જ આવેલું છે. રાજકીય રીતે કેનિયા સીધુ બ્રિટિશ સરકારના વસાહતી ખાતા હેઠળ છે અને બ્રિટિશ તાજે નિયુક્ત કરેલા ગવર્નર મારફતે એનો વહીવટ થાય છે. જ્યાં સુધી ચરોતરવાસીઓને લાગેવળગે છે ત્યાં સુધી પૂર્વ આફ્રિકામાં તેઓની સૌથી વધુ વસતી કેનિયામાં છે. નૈરોબી અને મોમ્બાસા એ બે એનાં મોટાં મથકો છે. ચરોતરના વતનીઓ મૂળ રેલવે, બેંકો અને સરકારી ખાતાંઓમાં નોકરીઓમાં રહેલા. આજે પણ નાનાં મોટાં તમામ સરકારી ખાતાંઓ, રેલવે, બેંકો ને અનેક બીજી પેઢીઓમાં ખૂબ મોટી સંખ્યામાં ચરોતરના વતનીઓ આ પ્રદેશમાં નોકરીઓમા રહેલા છે.

આ પ્રદેશમાં પ્રથમ મહાયુદ્ધના પ્રારંભ સુધી તો લગભગ બધા જ ચરોતરના ભાઈઓ કોઈ ખાસ અપવાદ બાદ કરતાં, માત્ર નોકરીઓ જ કરતા હતા. પ્રથમ મહાયુદ્ધના કાળથી કોઈ કોઈ ભાઇઓ વેપારમાં પણ રસ લેવા લાગ્યા પરંતુ જેમ યુગાન્ડામાં પ્રથમ વેપારમાં પડવાનો પ્રારંભ થયો તેમ અહીં નહોતુ અહીં તો પાછળથી એની શરૂઆત થઈ. અને વિકાસ પણ ખૂબ ઝડપથી થયો આજે યુગાન્ડાની જેમ કેનિયાના પ્રદેશનો કોઈ એવો વેપાર નથી કે જેમાં ચરોતરના વતનીઓએ પોતાની પેઢીઓ ન નાખી હોય। પ્રવેશદ્વાર મોમ્બાસામાં આયાત-નિકાસનું કામ કરતી અનેક ચરોતરના વતનીઓની પેઢીઓ છે. પ્રોડ્યુસ, કાપડ, હાર્ડવેર, સાયકલો, મોટર સ્પેર, આ બધા ધંધાઓનું ખૂબ મોટા પાયા ઉપર કામ કરતી ચરોતરની અનેક પેઢીઓ મોમ્બાસા ખાતે છે આ પેઢીઓ આફ્રિકાની કાચી પેદાશોની મોટા પાયા ઉપર નિકાસ પણ કરે છે ઘણે ભાગે બહારથી માલ આયાત કરનારી પેઢીઓની માલ વેચનારી શાખાઓ નૈરોબી-કંપાલા કે બીજાં શહેરોમાં હોય છે જ્યારે મોમ્બાસા એ આયાતની મોટી ઓફિસ જેવું કે હોલસેલના વેચાણ માટેનું મથક બને છે કેનિયા પૂર્વ આફ્રિકાના ચરોતરવાસીઓના વસવાટની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વનું એટલા માટે છે કે પૂર્વ આફ્રિકામા નાઈરોબી સરકારી તંત્રનું વડું મથક છે. આ પ્રદેશનું રાજકીય જીવન ઘણે અંશે આખા પૂર્વ આફ્રિકા ઉપર અસર કરે છે. નૈરોબી, મોમ્બાસા, નકુરુ, એલ્ડોરેટ, નૈવાશા, થીકા, કિસુમુ, મેરુ, કીટાલે, કેરીચો, આ બધાં આ પ્રદેશનાં મુખ્ય મથકો છે અને બધે જ થોડા કે વત્તા પ્રમાણમાં ચરોતરના વતનીઓ વસેલા છે. એમણે ઠેર ઠેર પોતાની જાહેર સંસ્થાઓ પણ ઊભી કરી છે.

**વેપારમાં :** આજે તો સમગ્ર કેનિયામાં ચરોતરના ભાઈઓ એકેએક વેપારમાં પડ્યા છે. કોઈ વેપાર છોડ્યા નથી જેવી રીતે યુગાન્ડામાં કેન્દ્ર રૂપે જિનરી ઉદ્યોગ છે તેમ આ પ્રદેશમાં કોઈ એક ઉદ્યોગ ઉપર ચરોતરના ભાઇઓએ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું નથી. છતાં કેટલાંક મહત્ત્વનાં ઔદ્યોગિક સાહસો કર્યાં છે

**મુખ્ય પેઢીઓ** ૧ ન્યાન્ઝા ટિંબર એન્ડ હાર્ડવેર સ્ટોર્સ, ૨ ન્યાન્ઝા હાર્ડવેર સ્ટોર્સ, ૩ રામભાઈ એન્ડ કંપની, ૪ નૈરોબી ટિમ્બર એન્ડ હાર્ડવેર સિન્ડિકેટ, ૫ આફ્રિકન લીવરસીઝ એન્ડ કંપની, ૬ જે જે પટેલ એન્ડ સન્સ ૭ કરાચીવાલા લિ, ૮ બિલ્ડિંગ એન્ડ હાર્ડવેર લિ, ૯ હાર્ડવેર સ્ટોર્સ, ૧૦ નૈરોબી સ્ટીલ વેર્સ લિ, ૧૧ બિલ્ડિંગ હાર્ડવેર ટ્રેડર્સ લિ, ૧૨ એંગ્લો હાર્ડવેર એન્ડ સેનિટરી લિ, ૧૩ સેનિટરી એન્ડ હાર્ડવેર્સ, કેનિયા લિ, ૧૪ નૈરોબી આયર્ન મોંગર્સ, ૧૫ વેરાઈટીઝ એમ્પોરિયમ લિ, ૧૬ મનુભાઈ એન્ડ કંપની, ૧૭ ઈસ્ટર્ન હાર્ડવેર સિન્ડિકેટ, ૧૮ હાઇલેન્ડ ટિંબર કંપની લિ, ૧૯ આફ્રિકન હાર્ડલિંડ ટિંબર કંપની, ૨૦ ઓરિએન્ટલ જનરલ સ્ટોર્સ, ૨૧ કેનિયા સ્ટીલ એન્ડ પેઇન્ટસ કેનિયા લિ, ૨૨ એંગ્લાસ હાર્ડવેર લિ, ૨૩ નાયર એન્ડ કંપની, ૨૪ મેકોનિયન ટિંબર એન્ડ હાર્ડવેર સિન્ડિકેટ ૨૫ કોન્ટિનેન્ટલ ટ્રેડિંગ સ્ટોર્સ, ૨૬ પટેલ બ્રધર્સ સિન્ડિકેટ, ૨૭ સાયગા એન્ડ કંપની.

**મોટર સ્પેર્સ** એજ રીતે કેનિયામા મોટર સ્પેર્સના ધંધામા પણ ચરોતરના વતનીઓ અગ્ર સ્થાને છે અત્યંત મોંઘા પાયા ઉપર મોટરો અને એના સ્પેર્સનો ધંધો અનેક પેઢીઓ કરે છે નૈરોબી દુનિયામા વસ્તીના પ્રમાણમા મોટરો રાખનારું ન્યુયોર્ક પછીનુ બીજા નંબરનુ શહેર છે આ શહેરમા આ ધંધો ખૂબ જ વિકસેલો છે એકલા નૈરોબીમા નીચે પ્રમાણેના ચૌદ જેટલા મોટર સ્પેર્સના જ ચરોતરના વતનીઓના મોટા સ્ટોરો આવેલા છે

**નૈરોબીમા ચરોતરના વતનીઓની મોટર અને ઓટો સ્પેર્સની પેઢીઓ** ૧ ઓટો મોબાઈલ હાઉસ, ૨ સેન્ચ્યુરી ઓટોમોબાઈલ્સ લિ, ૩ પટેલ ગેરેજ, ૪ સેન્ટ્રલ ઓટોમોબાઈલ્સ. ૫ કોન્ટિનેન્ટલ ઓટો સ્ટોર ૬ જશભાઈ ઓટો સ્ટોર્સ, ૭ ઓટો સાયકલ એન્ડ હાર્ડવેર સિન્ડિકેટ લિ, ૮ ઓટો સર્વિસ સ્ટેશન. ૯ બ્રિટિશ અમેરિકન મોટર સ્પેર્સ, ૧૦ જનરલ ઓટોમોબાઇલ્સ. ૧૧. સેન્ટ્રલ ઓટો સ્ટોર, ૧૨ કોલોનિયલ ઓટો ડીલર્સ લિ, ૧૩. પટેલ ઓટોમોબાઈલ્સ, ૧૪ સેમી મોટર વર્કસ

**ફોટોગ્રાફર્સ** કેનિયામા ફોટોગ્રાફર્સ તરીકે કામ કરતી ચરોતરના વતનીઓની પેઢીઓ પણ સારા પ્રમાણમા છે નૈરોબી એમા સૌથી મોખરે છે નૈરોબીમા ચરોતરના વતનીઓની આ ધંધો કરતી કેટલીક અગત્યની પેઢીઓના નામ નીચે મુજબ છે

**નૈરોબીમા ફોટોગ્રાફીનો ધંધો કરતા ચરોતરના વતનીઓના સ્ટુડિયો** ૧ વેમ્બાર્ડ સ્ટુડિયોઝ ૨. એચ જે પટેલ ફોટોગ્રાફર, ૩ ઈસ્ટ આફ્રિકન સ્ટુડિયો. ૪ નીમી ફોટોગ્રાફર ૫ ઈગલ ફોટો સર્વિસ ૬ ફોટો સર્વિસ કંપની. ૭ લંડન આર્ટ સ્ટુડિયો ૮ યુ એન પટેલ એન્ડ સન્સ લિ

**નૈરોબીમાં ચરોતરના વતનીઓની ઓડિટર્સ એન્ડ એકાઉન્ટન્ટ્સની ફર્મ્સ** ૧ પટેલ શાહ એન્ડ કંપની ૨ ગાંધી એન્ડ શાહ, ૩ એ બી પટેલ એન્ડ કંપની ૪ એમ એચ. પટેલ એન્ડ કંપની, ૫ શ્રી ગોરધનભાઈ સી. પટેલ ૬ એમ. જે. પટેલ એન્ડ કંપની. ૭ પટેલ એન્ડ પટેલ.

**નૈરોબીમાં ચરોતરના વકીલ, બેરિસ્ટરો** . અમીન એન્ડ પટેલ તેમા શ્રી શિવાભાઈ જી અમીન બાર-એટ-લૉ, અને શ્રી ચંદુભાઇ હરિભાઈ પટેલ, કામ કરે છે ૨ શ્રી મેની એન્ડ પટેલ તેમા શ્રી મણિભાઈ ફૂલાભાઈ પટેલ, બાર-એટ-લૉ, કામ કરે છે ૩ શ્રી જમનાદાસ એસ. પટેલ, એડવોકેટ, ૪. શ્રી ગોરધનભાઈ જે અમીન, એડવોકેટ

**નૈરોબીમાં ચરોતરના ડોક્ટરો** ૧ ડૉ પુરુષોત્તમદાસ એમ અમીન, એમ બી બી એસ, ૨ ડૉ રમણભાઈ પુરુષોત્તમભાઈ અમીન, એમ ડી. એફ સી પી એસ, ૩ ડૉ. જસભાઈ બી અમીન, એમ બી બી એસ ૪ ડૉ. ગુલાબદાસ સી અમીન, એમ બી બી એસ ૫ ડૉ અંબાલાલ વી અમીન. એમ બી બી. એસ, ૬ ડૉ. ચંદુભાઇ વી અમીન એમ બી બી એસ ૭ ડૉ ચીમનભાઇ બી પટેલ, એમ. બી બી એસ, ૮ ડૉ પૂનમભાઈ એમ પટેલ, એમ બી બી એસ, ૯ ડૉ બાબુભાઈ કે પટેલ, એમ બી બી એસ, એલ આર સી પી એમ આર સી એસ, ૧૦ ડૉ મોહનભાઈ પી પટેલ, એમ બી બી એસ દાંતના ખાસ નિષ્ણાત, ૧૧ ડૉ રમણલાલ સી. પટેલ, એમ બી બી એસ, ૧૨ ડૉ રાવજીભાઈ પી પટેલ એમ બી બી એસ, ૧૩ ડૉ ભાઈલાલભાઈ પી પટેલ, એમ એસ. બોમ્બે (સર્જન), ૧૪ ડૉ અરવિંદકુમાર જે પટેલ એમ ડી એફ સી પી એસ., ૧૫ ડૉ મનુભાઇ સી પટેલ, એમ બી બી એસ, ૧૬ ડૉ સુશિલાબહેન મનુભાઈ પટેલ, એમ બી બી એસ., ૧૭ ડૉ વિઠ્ઠલભાઇ આર પટેલ, એમ બી બી એસ, ૧૮. ડૉ રમણભાઈ આઈ પટેલ. એમ બી બી એસ, ૧૯. ડૉ ચીમનભાઈ અંબાલાલ પટેલ, એમ બી બી એસ

**કેળવણીના ક્ષેત્રમાં** આટલા મુખ્ય વ્યવસાયો ઉપરાંત બીજા અનેક વ્યવસાયો ચરોતરના વતનીઓ કરે છે. કેળવણીના ક્ષેત્રમા ચરોતરના વતનીઓએ પૂર્વ આફ્રિકા ખાતે જવાનો પ્રારંભ કર્યો અંગે એવી માહિતી મળે છે કે સૌ પ્રથમ ૧૯૦૩મા જ્યારે મોમ્બાસામા હિંદીઓ માટે પ્રથમ શાળા શરૂ થઇ ત્યારે એક ખ્રિસ્તી ભાઇ ઓલિવર સદ્‌ગુણભાઈ હતા. તેઓ ભરૂચ તરફના (મૂળ ખેડા જિલ્લાના ઝારોળાના) હતા. બીજા વર્ષોના શ્રી હરગોવનદાસ શર્મા એ પછી થોડા જ વખતમા પહોંચેલા તે વખતે શિક્ષકોની ખૂબ જ તંગી હતી એ પછી ૧૯૧૮મા ઉમરેઠના શ્રી વિનોદરાય ભટ્ટ પૂર્વ આફ્રિકામા શિક્ષક તરીકે ગયા અને વર્ષોથી હજી જુદી જુદી સ્કૂલોમા હેડમાસ્તર તરીકે કામ કરે છે પછી ૧૯૨૪મા ભાદરણના શ્રી સી ટી પટેલ ગયા અને ૧૯૩૫ સુધી એ એ જ ધંધામા નોકરી કરતા રહ્યા કેટલાક ખ્રિસ્તી ભાઇઓ પણ શિક્ષકો તરીકે ગયા અને આજે પણ ટાંગાનિકા, કેનિયા, યુગાન્ડા, બધે કેટલાક ખ્રિસ્તી ભાઇઓ શિક્ષકો તરીકે કામ કરે છે આજે તો કેનિયા, ટાંગાનિકા ને યુગાન્ડા ત્રણે પ્રદેશોમા મળીને જુદી જુદી શાળાઓમા સવાસો ઉપરાંત ચરોતરના ભાઇઓ શિક્ષકો તરીકે કામ કરે છે કેટલાક

આ પ્રદેશમા આપણા ભાઇઓ પાછળથી ગયા છે ૧૯૦૫ અને તે અરસાના વર્ષોમા ઉત્તરસંડાના વતની સ્વ કુબેરભાઈ ઝવેરભાઈ, સ્વ લલ્લુભાઈ ઝવેરભાઈ, સ્વ ડાહ્યાભાઈ શંકરભાઈ સ્વ કાળીદાસ મોતીભાઈ અને સ્વ અંબાલાલ બાઇલાલભાઈ પટેલ આ ટાંગાનિકાના પ્રદેશના ઈસ્ટર્ન પ્રદેશમા ગયેલા એવી માહિતી મળે છે એ જ રીતે માંઝામા સોજિત્રાના સ્વ પુરુષોત્તમભાઈ લલ્લુભાઈ પટેલ અને કરમસદના સ્વ જેઠાભાઈ ભાઈલાલભાઈ પટેલ પ્રથમ ગયેલા એમ જાણવા મળે છે જ્યારે બુકોબા ખાતે પનાણુના સ્વ શ્રી ભાઈલાલભાઈ શંકરભાઈ પટેલ ગયેલા છેક ૧૯૧૬ સુધી પ્રમાણમા ખૂબ ઓછી વસતી હતી પરંતુ બ્રિટિશ હકૂમત થયા પછી ચરોતરના ભાઇઓએ ટાંગાનિકામા જવાનો પ્રારંભ કર્યો અને આજે ટાંગાનિકા પ્રદેશોમા સારી સંખ્યામા ચરોતરના વતનીઓએ વસવાટ કર્યો છે તેમા પણ ગત મહાયુદ્ધ પછી એમા સતત વધારો થતો રહ્યો છે આ પ્રદેશનુ મુખ્ય શહેર દારેસલામ છે અને ચરોતરના વતનીઓની સૌથી વિશેષ વસતી ત્યા જ છે એ પછી માંઝા ટાંગા, બુકોબા અરૂશા મોશી, મુસોમા મોરોગોરો, ડોડોમા, વગેરે સ્થળો મહત્વના છે

**ઉદ્યોગો વેપાર** આ પ્રદેશમા પ્રથમ તો કોઈ ઉદ્યોગોનું સાહસ કરતુ જ નહોતુ પરંતુ છેલ્લા કેટલાક વર્ષોથી ચરોતર પ્રદેશના ઘણા ભાઇઓ એ તરફ વળ્યા છે ખાસ કરીને બીજા કોઈ કરતા આ પ્રદેશમા ચરોતરના ભાઇઓએ ખેતી, એસ્ટેટો તરફ વિશેષ ધ્યાન આપ્યુ છે જેને ઈસ્ટર્ન પ્રાંત કહે છે તે પ્રદેશમા જમીન ઉપર પેટલાદ તાલુકાના દંતાલી ગામના શ્રી શિવાભાઈ મીઠાભાઇ પટેલે મોરોગોરો પાસે ખૂબ મોટી જમીન રાખીને એક આખુ કોલોની ઊભુ કર્યું છે મદોતે પાસે ૧૨ હજાર એકરનુ એસ્ટેટ કરી અનેક જાતના પાકો ઉપર એમની કુશળ બુદ્ધિ દોડાવી ખૂબ સારા પૈસા આ ભાઇઓએ ઊભા કર્યા છે એમા ધર્મજના શ્રી જેઠાભાઈ ડાહ્યાભાઈ પટેલ પણ છે એ સિવાય બીજા પણ ઘણા પટેલ ભાઇઓ છે ટાંગાનિકામા જમીન ઉપર ખેતી કરી મબલક કાચા પાકો તૈયાર કરી ધન પેદા કરવાનો ખૂબ સારો અવકાશ છે સાયસલના મોટા પ્લેન્ટેશન્સ ખૂબ જ વિકસ્યા છે

અનેક જગ્યાઓએ અને તેમા પણ ખાસ કરીને માંઝા બુકોબા મુસોમા વિસ્તારમા ઓઈલ મિલો સો મિલો, અને જિનરીઓ સારા પ્રમાણમા નિકળી છે માંઝા ખાતે નડિયાદના શ્રી આઇ વી પટેલ અને પનાણુના શ્રી સી એમ પટેલની ઓઈલ મિલ જિનરીઓ વગેરે આવેલા છે ધર્મજના શ્રી સી કે પટેલ આ બધા ઉદ્યોગના કર્તાહર્તા છે આ પ્રદેશના તેઓ એક નોંધપાત્ર અગ્રણી છે દારેસલામમાં ચરોતરના વતનીઓની મુખ્ય પેઢીઓ નીચે પ્રમાણે છે

**દારેસલામ ખાતે ચરોતરવાસીઓની વેપારી પેઢીઓ**
૧ ડોડોમા પ્રોવિઝન સ્ટોર્સ લિ , ૨ ગુજરાત પ્રોવિઝન સ્ટોર, ૩ શ્રી જયતી સ્ટોર્સ લિ ૪ પટેલ સ્ટોર્સ લિમિટેડ ૫. પટેલ મેડિકલ સ્ટોર્સ, ૬ મેસર્સ હરિભાઈ કાશીભાઈની કંપની, ૭ હાર્ડવેર એન્ડ આયર્ન મોંગર્સ ૮ શ્રી પટેલ બ્રધર્સ, ૯ શ્રી યુનાઈટેડ ડેમોક્રેટ ઈન્સ્યોરન્સ કંપની, ૧૦ ઓડિયન સિનેમા ૧૧ ધી ટાંગાનિકા જનરલ એજન્સી ૧૨ મેસર્સ હિંદ કોમર્શિયલ કંપની, ૧૩, ઓરિએન્ટલ એમ્પોરિયમ, ૧૪ મોટર એક્સેસરી માર્ટ લિમિટેડ ૧૫ જનરલ મશિનરી સ્ટોર્સ, ૧૬ મેસર્સ કે નારણભાઈ એન્ડ કંપની, ૧૭, પટેલ દેસાઈ એન્ડ કંપની, ૧૮ નારણભાઈ ઈલેક્ટ્રિકલ લિ , ૧૯ મેસર્સ ઓટો ઈલેક્ટ્રિક એન્ડ હાર્ડવેર લિ , ૨૦ પટેલ એન્ડ પટેલ્સ, ૨૧ કોમર્શિયલ ટ્રેડિંગ સ્ટોર્સ, ૨૨ મેસર્સ મોહનલાલ એમ શાહ એન્ડ કંપની, ૨૩ મેસર્સ સિટી સ્ટોર્સ, ૨૪ ટાંગાનિકા ટ્રાન્સપોર્ટ લિમિટેડ ૨૫ જે પી પટેલ એન્ડ કો , ૨૬ જનરલ ટ્રેડિંગ કંપની, ૨૭ આયર્ન એન્ડ સ્ટીલ વેર્સ લિ , ૨૮ ભારત પ્રોવિઝન સ્ટોર્સ, ૨૯ ઈંડિયા સ્ટોર, ૩૦ નોવેલ્ટી સ્ટુડિયો, ૩૧ રામભાઈ એમ પટેલ, ૩૨ શ્રી ચુનીભાઈ જી પટેલ ૩૩ પટેલ શાહ એન્ડ જોષી ૩૪ પોપ્યુલર ઓઈલ મિલ, ૩૫ યુનિવર્સલ ઓટોમોબાઈલ્સ

ટાંગાનિકામા ટાંગાનિકા ટ્રાન્સપોર્ટ કંપની લિમિટેડ એ ખૂબ જૂની છે એના માલિક અત્યારે ચરોતરવાસી શ્રી અમીન છે એમની ખૂબ મોટા પાયા ઉપર મોટરો ફરે છે ૬૨૪ માઈલ સુધી એમની ટ્રાન્સપોર્ટ સર્વિસ દોડે છે ઉપરાંત શાખાઓના રસ્તા ઉપર જુદી જુદી ૩૨ બસો લોરીઓ દોડે છે

**દારેસલામ અને બીજે ચરોતરના ડોક્ટરો બેરિસ્ટરો અને વકીલો** ૧ ડૉ કાન્તિલાલ એચ પટેલ એલ સી પી એસ ૨ ડૉ મનુભાઈ એસ પટેલ, એમ ડી , ૩ ડૉ જે કે દવે , ૪ ડૉ એમ પી દવે ૫ ડૉ રમણભાઈ સુતરિયા એમ બી બી એસ, બેરિસ્ટરો-વકીલો ૧ શ્રી રામભાઈ સોમાભાઈ પટેલ- બેરિસ્ટર, ૨ શ્રી રમણભાઈ યુ પટેલ-એડવોકેટ ૩ શ્રી કનુભાઈ ડાહ્યાભાઇ દેસાઈ-બી. એ. એલ એલ બી , ૪ શ્રી હીરાભાઈ ખુશાલભાઈ પટેલ-એડવોકેટ

**રાજકીય જીવનમા** ટાંગાનિકામા ૧૯૧૮ પહેલાં તો એ પ્રદેશ જર્મન કબજે હતો ત્યા સુધી ખાસ કશુ રાજકીય જીવન જેવુ હતુ જ નહિ હિંદી પ્રજાનુ મંડળ હતુ પરંતુ નામનું જ ૧૯૧૮મા અંગ્રેજોએ આ પ્રદેશનો વહીવટ હાથમા લીધો એ પછી હિંદી એસોસિયેશન કંઇક કામ કરતુ થયુ પણ તેમા બહુ ઓછા અને તે પૈસાવાળા જ રસ લેતા ૧૯૨૨-૨૩મા એક બનાવી ગૃહસ્થ મિ પીલ દારેસલામ વકીલ તરીકે પ્રેક્ટિસ કરવા આવેલા એમને ૧૯૨૬મા જ્યારે પ્રથમ અંગ્રેજોએ લેજિસ્લેટીવ કાઉન્સિલ કરી સભ્ય તરીકે મૂક્યા એ પછી જુદા જુદા હિંદીઓની અવાર નવાર નિમણુકો થયેલી ચરોતરના વતનીઓમાથી શ્રી સી કે પટેલ (સુખાવ ની સૌ પ્રથમ ૧૯૩૮મા લેજિસ્લેટીવ કાઉન્સિલમા કામચલાઉ નિમણુક થઇ, એ પછી ૧૯૪૪માં પાંચ વર્ષ માટે સતત એમની નિમણુક રીતસર થઈ શ્રી સી કે પટેલ આ રીતે ત્યારથી ટાંગાનિકા ખાતે હિંદી પ્રજાના રાજકીય અગ્રેસર છે ૧૯૪૬મા ને ફરી ૧૯૫૨મા એમની ત્યા જ ઊંચા હોદ્દાઓમાં નિમણુક

થયેલી છે. આ સિવાય ટાંગાનિકાના કેળવણી બોર્ડ વગેરેમાં માંઝાવાળા શ્રી સી. કે. પટેલની નિમણુક થયેલી છે.

**માંઝામાં :** ટાંગાનિકા પ્રદેશમાં દારેસલામ પછી ઘણી રીતે જાણીતું શહેર માંઝા છે. વિકટોરિયા ન્યાન્ઝાના કાંઠે આવેલું આ શહેર ચરોતરવાસીઓનું એક મહત્ત્વનું મથક છે. અહીં એમના ઉદ્યોગો ને વેપાર સારા પ્રમાણમાં વિકસેલા છે. શ્રી સી. કે. પટેલની વર્ષોની દોરવણી અને સેવાભાવનાએ અહીંના જાહેર જીવનને પણ સારું ખીલવ્યું છે. એમણે માંઝામાં ગાંધીજીના સ્મારક માટે મોટું દાન કરી ગાંધી મેમોરિયલ હોલ બંધાવ્યો છે.

માંઝા ખાતે જિનરી ઉદ્યોગ પણ વિકસેલો છે. નડિયાદના શ્રી આઈ વી પટેલ તથા પલાણાના શ્રી સી. એમ. પટેલની જિનરીઓ ત્યાં આવેલી છે. તાજેતરમાં સોજિત્રાના શ્રી રામભાઈ જેસિંગભાઈ પટેલે પણ ત્યાં નાસા જિનરી લીધી છે.

પમ્બાની જિનરી, ન્યાગ્ખીરી જિનરી, મુગાન્ગા જિનરી, આ જાણીતી જિનરીઓ ચરોતરના વતનીઓની છે. આ ઉપરાંત સુણાવના શ્રી સી. એસ. પટેલ અને શ્રી. એમ. એસ. પટેલની નાકાસેરો જિનરી પણ માંઝા ખાતે આવેલી છે. ત્યાં શ્રી આઇ. વી. પટેલ અને શ્રી સી. એમ. પટેલની અશોક ઇન્ડસ્ટ્રીઝને નામે એક ઓઈલ મિલ આવેલી છે, જ્યારે બુગોરોરા ખાતે એમની રાઈસ મિલ પણ આવેલી છે.

પલાણાના શ્રી નરસિંહભાઈ એમ. પટેલ અને બીજા કેટલાક ભાગીદારોની ન્યાન્ઝા રાઇસ મિલ નામની મિલ પણ આવેલી છે. જ્યારે કરમસદના શ્રી જે. પી. પટેલ એન્ડ કાં. લિ.ની માલિકીની યુનિવર્સલ મિલ નામની રાઇસ મિલ પણ માંઝામાં જ આવેલી છે. માંઝા ખાતે મોટા ઉદ્યોગમાં નારના શ્રી ચતુરભાઈ એલ. પટેલ તથા શ્રી નરસિંહભાઇ એસ. પટેલ નામના ગૃહસ્થોએ બીજા ભાગીદારો સાથે સુમન ગેરેજ લિમિટેડ નામે મોટું સાહસ કરેલું છે. નડિયાદના નટુભાઈ દેસાઈનું માંઝા સોપ એન્ડ ટોયલેટ વર્કર્સના નામે સારું એવું મોટું સાબુનું કારખાનું પણ આવેલું છે. એમની સાથે થામણાના શ્રી આદિતભાઈ મંગળભાઇ પટેલ ભાગીદાર છે.

માંઝા ખાતે કેપિટલ નામનું થિયેટર છે તેમાં ચરોતરના શ્રી રતિલાલ શુક્લ અને સોજિત્રાના શ્રી કાન્તિલાલ પુ પટેલ ભાગીદારો છે, જ્યારે બીજા એમ્પાયર સિનેમામાં શ્રી. યાદવ અને કરમસદના શ્રી જે. પી પટેલની કાં ભાગીદારો છે. બુકોબા પણ ટાંગાનિકા પ્રદેશમાં ચરોતરના ભાઇઓનું એક મહત્ત્વનું મથક છે અહીં બુકોબા કોફી ક્યોરિંગ કંપની લિ. નામની મોટી ફેક્ટરી તારાપુરના શ્રી એમ એન. પટેલ તથા કરમસદના શ્રી જે. પી. પટેલ અને એમના ભાઈઓની ભાગીદારીમાં ચાલે છે આ પ્રદેશમાં પાકતી કોફીની એજન્સી બધી મળી સાત કંપનીઓ વચ્ચે છે. તેમાની ચાર કંપનીઓ તો માત્ર ચરોતરના વતનીઓની જ છે. તે નીચે મુજબ છે : ૧ જે. એસ પટેલ એન્ડ કાં. લિ, ૨. જે. પી. પટેલ એન્ડ કંપની, ૩ એમ. એન. પટેલ એન્ડ કાં, ૪. શાહ એન્ડ કાં.. ટાંગાનિકામાં મોસી અને બુકોબા વિસ્તારમાં ખૂબ મોટા પાયા ઉપર કોફી થાય છે. આથી આ કંપનીઓ કોફીનું ખૂબ મોટું કામ કરે છે.

## ઝાંઝીબારમાં ચરોતરવાસીઓ

ઝાંઝીબાર યાને પ્રાચીન જંગબાર, એ પૂર્વ આફ્રિકાના પૂર્વ કિનારે આવેલો એક પ્રાચીન ટાપુ છે. એનાં કોપરાં–લવિંગ અને કેટલાંક કરિયાણાના વેપાર માટે એ જગમશહૂર છે. એનું ક્ષેત્રફળ ૧૦૨૦ ચો. મા. છે.

ઝાંઝીબાર પ્રોટેક્ટોરેટને નામે આ વિસ્તાર ઓળખાય છે. ઝાંઝીબાર અને પેમ્બા એવા બે ટાપુઓ આ વિસ્તારમાં આવેલા છે. આ ઉપરાંત કેનિયાના પ્રદેશ ઉપર કાંઠે કાંઠે દસ માઈલની પહોળી પર માઇલ લંબાઈ વાળી પટ્ટીનો પ્રદેશ પણ મૂળ આ ટાપુના સુલતાનની હકૂમત હેઠળ હતો જે આજે કેનિયાની સરકાર હેઠળ છે અને એ બદલ કેનિયા સરકાર ૧૦ હજાર પૌંડ દર વર્ષે ભાડા પેટે સુલતાનને આપે છે.

આ પ્રાચીન ટાપુનો રાજ્ય વહીવટ બ્રિટિશ રક્ષણ હેઠળ ૧૮૯૦થી સુલતાન કરે છે. એ ઝાંઝીબારના સુલતાનને નામે ઓળખાય છે અને એની મારફતે આ ટાપુનો વહીવટ બ્રિટિશ રેસિડેન્ટ કરે છે. એ ઇંગ્લેંડની સરકારની કોલોનિયલ ઓફિસને જવાબદાર છે. આ ટાપુમાં લેજિસ્લેટીવ કાઉન્સિલ પણ છે. તેના પ્રમુખ અંગ્રેજ રેસિડેન્ટ છે. ઉપરાંત પાંચ અમલદારો, અને ૮ સુલતાન નિયુક્ત બીજા સભ્યો એ એના સભ્યો છે.

ઝાંઝીબાર અને પેમ્બા બન્ને વિસ્તારોની બધી મળીને વસતી ૨,૬૪,૧૬૨ માનવીઓની છે. જેમાં ૧,૧૪,૫૮૭ પેમ્બા ટાપુના વિસ્તારની અને ૧,૪૯,૫૭૫ ઝાંઝીબાર ટાપુની છે. આમાં જાતિવાર વસતી ગણતાં હિંદુઓની કુલ વસતી ૧૫૨૧૧ માણસોની આ બન્ને ટાપુઓના વિસ્તારોમાં થઇને આવેલી છે. આ હિંદી વસતીમાં કચ્છ–કાઠિયાવાડના વાણિયા, ખોજા, લોહાણા મુખ્ય છે ચરોતરના વતનીઓનાં ઝાંઝીબાર ખાતે ૨૫થી ૩૦ કુટુંબો વસે છે જ્યારે લગભગ એટલાં જ કુટુંબો પેમ્બા ટાપુના વિસ્તારમાં વસે છે. ઝાંઝીબાર ખાતે વસતા ચરોતરના વતનીઓમાં મુખ્યત્વે બધા જ પટેલ ભાઇઓ છે. થોડાક અપવાદો બાદ કરતાં ઘણા ખરા નોકરીઓમાં રોકાયેલા છે જ્યારે કેટલીક પેઢીઓ સારો વેપાર પણ કરે છે. પેમ્બા ટાપુ ઉપર વસનારા ચરોતરવાસીઓમાંના મોટા ભાગના લવિંગ, કોપરાં વગેરેનો વેપાર મુખ્યત્વે કરે છે. એમના નાના મોટા સ્ટોરો પણ ત્યાં જામેલા છે.

ઝાંઝીબારમાં સૌ પ્રથમ ચરોતરમાંથી કોણ ગયા અને ક્યારે ગયા તે અંગેની ખૂબ વિશ્વસનીય હકીકતો સાંપડતી નથી. પરંતુ જે કંઈ મળે છે તે ઉપરથી ૧૯૦૫ની આસપાસ ચરોતરના વતનીઓ પ્રથમ ત્યાં ગયા તેમ જણાય છે. પ્રથમ જેમ આખા પૂર્વ આફ્રિકામાં દેશમાંથી જનાર નોકરી અર્થે જ જતા તેમ ત્યાં પણ જનારા નોકરી અર્થે જ ગયેલાં અને પરિસ્થિતિ અનુકૂળ થતાં ધીરે ધીરે વેપાર–ધંધામાં પડેલા. આ ટાપુ ઉપર જે ચરોતરવાસીઓ વસ્યા તેમાં થામણાના શ્રી

પરંતુ એની સાથેજ એમણે નાનીમોટી સામાજિક પ્રવૃત્તિઓ કરીને અનેક જાહેર સંસ્થાઓ પણ ઊભી કરી છે

**હિંદીઓ તરીકેનું સંગઠન** આમ તો સમગ્ર હિંદી પ્રજાએ સમગ્ર રીતે કેટલીક સંસ્થાઓ ઊભી કરી છે, કેટલીક જુદા જુદા ધર્મો ને પંથોની સંસ્થાઓ થઈ છે, જ્યારે કેટલીક સંસ્થાઓ જ્ઞાતિઓની પણ થયેલી છે સમગ્ર રીતે જોઈએ તો હિંદી પ્રજાના રાજકીય જીવનને અને એની અભિલાષાઓને વ્યક્ત કરવા માટે રાષ્ટ્રીય કોંગ્રેસ છે અને વર્ષોથી શ્રી એ બી પટેલ એના એક આગેવાન તરીકે કામ કરી રહ્યા છે. એની કારોબારીમાં પણ બીજા ઘણા ચરોતરના વતનીઓ છે યુગાન્ડા, ટાંગાનિકા, ઝાંઝીબાર અને કેનિયા, આ બધા મુલકોમાં સર્વત્ર હિંદી એસોસિયેશનો છે આમાં પણ ચરોતરના વતનીઓનો સૌથી વિશેષ ફાળો છે કેનિયામાં જેમ શ્રી એ બી પટેલ અને શ્રી એસ જી અમીન આગળીઓ છે, તેમ યુગાન્ડામાં શ્રી ડૉ. મૂળજીભાઈ પટેલ અને શ્રી સી કે પટેલ, શ્રી જે સી પટેલ સાહેબ શ્રી આઈ વી પટેલ, શ્રી પી આઈ પટેલ વગેરે આગળીઓ છે જ્યારે ટાંગાનિકામાં દારેસલામ વસતા શ્રી ગી કે પટેલ તથા માઝાવાળા શ્રી સી કે. પટેલ મોખરે છે ઝાંઝીબાર-પેમ્બાના ટાપુઓની હિંદી પ્રજાની રાજકીય જાગ્રતિ વર્ષોથી શ્રી વાઘજીભાઈ પટેલે સંભાળેલી છે અને એમણે તો સફળતાપૂર્વક લવિંગ અંગેની લડત પણ વર્ષો પહેલાં આપી હતી આજે પણ પૂર્વ આફ્રિકામાં વસતી ભારતીય પ્રજામાં ચરોતરના વતનીઓ હક્ક માટે, સાહસ માટે, સ્પષ્ટ કહેવા માટે, બીજા હિંદી પ્રજાજનો કરતા વિશેષ જાગ્રત અને અગ્રસ્થાને છે પરંતુ ચરોતરના ભાઈઓની વિશેષ ખૂબી તો એમણે સર્વત્ર ઊભી કરેલી જાહેર સંસ્થાઓ અને એના વહીવટમાં રહેલી છે

**પાટીદાર મંડળ અને સમાજ** મૂળે મોમ્બાસા એ પૂર્વ આફ્રિકાનું પ્રવેશદ્વાર અહીં પ્રત્યેક હિંદી પ્રથમ પૂર્વ આફ્રિકામાં પ્રવેશતા ઊતરે જ્યારથી આપણા ભાઈઓની વિશેષ અવરજવર આ દેશમાં થઈ ત્યારથી ત્યાં રહેતા સૌ પટેલ ભાઈઓને થતું કે આપણે પોતાની કંઈક સંસ્થા ઊભી કરીએ તો જે અનેક ભાઈઓને જતા આવતા અગવડ પડે છે તે ટળી જાય છેક ૧૯૧૩-૧૪માં પ્રથમ આવી સંસ્થાનું મકાન ઊભું કરવા વિચારણા થયેલી પરંતુ એનો અમલ તો છેક ૧૯૧૭-૧૮માં થયો તે વર્ષે પાટીદાર મંડળની પ્રથમ સ્થાપના થઈ એ મંડળે પાટીદાર ભુવન બાંધવા માટે ફાળો કરવા ઠરાવ્યું પરંતુ કેટલાક ઝઘડા થયા ને કામ ખોરંભે પડ્યું

પરંતુ મૂળ સૌને ઊતરવા-રહેવા એક પથિકાશ્રમની જરૂરિયાત હતી તે સૌને ખૂબ સ્પષ્ટ દેખાતી હતી આથી વળી ૧૯૨૧માં સૌ ભેગા થયા તે વખતે સ્વ શ્રી ગોરધનભાઈ જેસિંગભાઈ હયાત હતા એમણે આગેવાનીભર્યો ભાગ લીધો અને એ સેવાભાવી સજ્જનની પ્રેરણા, અને ધગશથી પછી એણે નક્કર આકાર લીધો એક કમિટી નિયુક્ત થઈ તા ૧૮-૯-૧૯૨૧ના રોજ રીતસર બંધારણ થયું અને શ્રી ડાહ્યાભાઈ શંકરભાઈ પટેલના પ્રમુખપદે મોમ્બાસામાં મળેલી સભામાં પટેલ સમાજની શરૂઆત કરવામાં આવી. શ્રી ગોરધનભાઈ, શ્રી ડાહ્યાભાઈ મથુરભાઈ પટેલ, શ્રી ઉટાભાઈ ફોટોગ્રાફર, શ્રી ડાહ્યાભાઈ મો પટેલ, શ્રી મગનભાઈ નરેરભાઈ, વગેરે ભાઈઓએ પ્રારંભમાં ખૂબ રસ લઈ સંસ્થા ઊભી કરી

**ઉદ્દેશ** આ સંસ્થાનો ઉદ્દેશ પ્રારંભમાં નીચે મુજબ રખાયો —
૧ મોમ્બાસા જતા આવતા જ્ઞાતિના ભાઈબહેનોને ઊતરવા અને તેઓની સગવડ સાચવવા એક ભાડાનું મકાન રાખવું ૨. સદર મકાનમાં એક પુસ્તકાલય રાખવું ૩ ભ્રાતૃભાવ વધે માટે વિવાદ સભા ભરવી

ધીમે ધીમે એ પ્રવૃત્તિ વધી પછી તો પથિકાશ્રમનું મકાન કરવા શ્રી ગોરધનભાઈએ ઠેર ઠેર સારાયે પૂર્વ આફ્રિકામાં ફરી ફંડ ભેગું કરવા માંડ્યું અને ૮૦ હજાર શિલિંગ તે જમાનામાં ભેગા કર્યા. બધા ભાઈઓ આ કામમાં વળગી ગયા અને એક સુંદર જગ્યા પસંદ કરી મકાન બાંધવામાં આવ્યું પણ વળી લડાઈના યુગમાં એમાં ખૂબ જગ્યાની તંગાશ રહેવા લાગી બધા ભાઈઓને લાગ્યું કે વધુ સગવડ કરવી જોઈએ બધા ભાઈઓએ ઠેર ઠેર સારાયે પૂર્વ આફ્રિકામાં ફરી મહેનત કરી અને લગભગ બે લાખ સાત હજાર શિલિંગ ભેગા કર્યા અને ભવ્ય મકાન બંધાવ્યું આજે મોમ્બાસામાં પટેલ સમાજનું ભવ્ય મકાન ઊભું થયું છે જતાઆવતા અનેક પટેલ ભાઈઓ ત્યાં ઊતરે છે ત્યાં સુંદર ક્લબ છે સાંજે ઘણા પટેલ ભાઈઓ ત્યાં રમવા જાય છે, સુંદર પુસ્તકાલય અને વાચનાલય છે, સ્વયંસેવક દળ કામ કરે છે ભગિની સમાજ પણ કામ કરતું થયું છે અવારનવાર મેળા (ફેટ) ભરવામાં આવે છે. સમેલનો પણ થાય છે આવતા જતા મોટા મહેમાનોના માનમાં સભાઓ પણ થાય છે. મોમ્બાસામાં અને સમગ્ર પૂર્વ આફ્રિકામાં ચરોતરના વતનીઓએ, પટેલ ભાઈઓએ સમગ્ર પૂર્વ આફ્રિકાના ચરોતરના વતનીઓના સહકારથી ઊભી કરેલી આ એક મહત્ત્વની સંસ્થા છે એનું બંધારણ ઘડેલું છે, વ્યવસ્થાપક કમિટીની, પ્રમુખ ને મંત્રીઓની રીતસર દર વર્ષે ચૂંટણી પણ કરવામાં આવે છે

**હિંદુ યુનિયન** મોમ્બાસાની જાહેર સંસ્થાઓમાં હિંદુ યુનિયન સૌથી જૂની ને અનેક ધાર્મિક ને સામાજિક પ્રવૃત્તિઓ કરતી સંસ્થા છે આ સંસ્થાનું સુંદર પથિકાશ્રમ સૌ હિંદુઓના ઉતારા માટે છે એ ઉપરાંત શિવાલય, ધર્મશાળા, ગૌરક્ષણ કાર્ય, કબૂતરને ચણ, સ્મશાનની વ્યવસ્થા, ગીતા પાઠશાળા, ધાર્મિક વાચનાલય, વગેરે ઘણાં કામો આ સંસ્થા કરે છે છેલ્લા ઘણા વર્ષોથી પીજના શ્રી ચુનીભાઈ એન પટેલ એના પ્રમુખ હતા એમાં ચાંગાના શ્રી પી ડી માસ્તર ખૂબ જ સક્રિય રસ લે છે, અને ગીતા પાઠશાળા તો એક રીતે તેઓ જ ચલાવે છે

**સમાજ સેવા મંડળ, મોમ્બાસા** સમગ્ર પૂર્વ આફ્રિકામાં વસતી જનતાની નિર્મળ સેવા કરવાના જ ઉદ્દેશથી સ્થપાયેલી કેટલીક સંસ્થાઓમાં મોમ્બાસાનું આ સમાજસેવા મંડળ ખૂબ જ મહત્ત્વનું છે પહેલા યુદ્ધકાળ પછી સેવાની ભાવનાથી શરૂ થયેલી આ સંસ્થા વર્ષોથી સુંદર સેવા, એના વાચનાલય ને ઔષધાલય

છગનભાઈ મુનદાસ પટેલ અને શ્રી. વાઘજીભાઈ શંકરભાઈ પટેલનાં નામ ઉલ્લેખનીય બન્યાં છે. શ્રી. છગનભાઇએ એમની હોશિયારીથી આ ટાપુ ઉપર ખૂબ સારો ધંધો જમાવ્યો હતો અને જાહેર જીવનમાં, ખાસ કરીને કેળવણીનાં ક્ષેત્રોમાં ખૂબ કીમતી સેવાઓ તેમણે આપી હતી. આજે પણ એમના વારસો ' કાન્તિ સ્ટોર્સ ' ને નામે એક વિશાળ સર્વ પ્રકારનો વેપાર કરતો સ્ટોર ઝાંઝીબાર ખાતે ચલાવે છે. એમના દીકરા શ્રી. કાન્તિભાઈ એનું સંચાલન કરે છે.

ઝાંઝીબારના જાહેર જીવનમાં સૌથી અગત્યનો ભાગ ભજવનારા શ્રી. વાઘજીભાઈ પટેલ છે. છેલ્લાં ૨૫ વર્ષથી ઝાંઝીબારના હિંદી રાષ્ટ્રીય એસોસિયેશનના તેઓ અગ્રણી કાર્યકર છે. જ્યારે હિંદી પ્રજાને લવિંગના ધંધા અંગે અંગ્રેજોએ અન્યાય કર્યો ત્યારે એ અંગે હિંદી પ્રજામતને-અને તે દેશની સમગ્ર સરકાર અને કોંગ્રેસને જાગ્રત કરનાર શ્રી વાઘજીભાઈ મુખ્ય હતા અને એમની અણનમ લડતે હિંદી વેપારીઓના લવિંગ સત્યાગ્રહને સફળ બનાવેલો. હમેશાં હિંદી પ્રજાને પડતી એકેએક તકલીફમાં ખૂબ મક્કમતાથી એની પડખે ઊભા રહી એ મદદ કરતા આવ્યા છે. ઝાંઝીબારમાં સોશિયલ વેલફેર સોસાયટી એમની પ્રેરણાથી જ સ્થપાઈ અને આજે પણ ચાલે છે. તેઓ ધારાસભાના સરકાર નિયુક્ત સભ્ય છે અને એકેએક જાહેર સંસ્થામાં પણ રસ લે છે.

ઝાંઝીબારની ધારાસભામાં બીજા એક ચરોતરવાસી શ્રી. છોટાભાઈ મોતીભાઇ પટેલની પણ અગાઉ નિયુક્તિ થયેલી હતી. ઝાંઝીબાર અને પેમ્બા ટાપુમાં જે કોઈ ચરોતરના વતનીઓ વસે છે તેમાંથી જેમની ટૂંક વિગત મળી તે આ નીચે આપી છે. એ ઉપરથી કેટલા પ્રમાણમાં ચરોતરના વતનીઓ આ બે ટાપુઓ ઉપર વસે છે તેનો સહેજે આછો ખ્યાલ આવશે.

**ઝાંઝીબાર અને પેમ્બામાં ચરોતરવાસીઓ અને તેમની પેઢીઓ:** ૧. શ્રી કાન્તિ સ્ટોર. દરેક જાતનો જનરલ સ્ટોર. કાન્તિલાલ છગનલાલ પટેલ (થામણા. તા. આણંદ.). પટેલ ફાર્મેસી કેમિસ્ટ એન્ડ ડ્રગિસ્ટ. સોમાભાઈ નરસિંહભાઈ પટેલ (સોજિત્રા, તા પેટલાદ.) ૩. પેમ્બા ટ્રેડિંગ કું. અનાજનું એક્સપોર્ટ ઈમ્પોર્ટ વિશેષ કરે છે. મુખ્ય ધંધો એક્સપોર્ટ ઈમ્પોર્ટનો છે. સાંકળચંદ ખીમચંદ શાહ (સંધાણા, તા. માતર) એક ભાગીદાર છે. ૪. વી. એચ. પટેલ. ગ્રામોફોન અને વીમાને લગતો ધંધો કરે છે.

**વકીલો: ડૉક્ટરો:** ૧ રાવજીભાઈ એલ. પટેલ, બી. એ. એલ એલ. બી. વકીલ. (ધર્મજ, તા. પેટલાદ.) ૨. ડૉ. આર બી. પટેલ, એમ. બી. બી. એસ. નડિયાદ. (રાવજીભાઇ ભાઈલાલભાઇ પટેલ.) છેલ્લાં સાત વર્ષથી છે. ૩. ડૉ માર્કંડરાય મહેતા. ઘણાં વર્ષોથી ઝાંઝીબારમાં છે. પ્રથમ ગવર્મેન્ટ નોકરી કરતા હતા. મૂળ નડિયાદના છે.

**શિક્ષકો વગેરે:** ૧. રતીભાઈ મણિભાઈ પટેલ, બી. એ.એલ એલ બી, ૨. રાવજીભાઈ મોતીભાઈ પટેલ. પીજના છે. ૩. ડાહ્યાભાઈ મહીજીભાઈ પટેલ, એસ. ટી. સી. સારસાના છે. ૪. ડાહ્યાભાઈ માધવભાઈ પટેલ. ઝારોળાના છે, ૫. ઉમેદભાઈ લલ્લુભાઈ પટેલ. નિસરાયાના છે, ૬ કેશવલાલ બી ભટ્ટ કપડવણજના છે, ૭ અનંતરાય એમ. અમીન. વસોના છે ૮ પુરુષોત્તમ સોમાભાઈ પટેલ ભાદરણના છે, ૯ પૂંજાભાઈ દ્વારકાદાસ પટેલ. સંજાયાના છે, પરચૂરણ ધંધો કરે છે, ૧૦ ભાઈલાલભાઈ દ્વારકાદાસ પટેલ, સંજાયાના છે. ૧૧. સૂર્યકાન્ત ભાઇલાલભાઇ પટેલ. ઇલેક્ટ્રિક ફીટિંગ ને કોન્ટ્રાક્ટરનું કામ કરે છે. નડિયાદના છે, ૧૨. ખુશાલભાઈ ઝવેરભાઈ પટેલ. હિસાબનીસ તરીકે નોકરી કરે છે. રૂપાણના છે, ૧૩. ડાહ્યાભાઈ ચુનીભાઈ પટેલ, મેનેજર, જી. બી. નિકોલસ કંપની. નારના છે, ૧૪. ગોરધનભાઈ લલ્લુભાઈ પટેલ. સંજાયાના છે, ૧૫ નાનુભાઈ જી. પટેલ. પી. ડબલ્યુ. ડી. ખાતામાં નોકરી કરે છે. સોજીત્રાના છે. મૂળ નારના છે, ૧૬ નાનાલાલ ખીમચંદ શાહ. સરકારી નોકરી કરે છે. સંધાણાના છે, ૧૭. અંબાલાલ હરગોવનદાસ શાહ. કલોથ ઓનર્સ એસોસિયેશનમાં નોકરી. મહેળાવના છે. ૧૮ ડાહ્યાલાલ નરોત્તમદાસ શાહ. નોકરી મોગરીના છે, ૧૯ ભાઈલાલભાઈ માધવભાઈ પટેલ. નોકરી. ઝારોળાના છે, ૨૦. હીરાલાલ ડાહ્યાલાલ શાહ. બેંકમાં નોકરી. મોગરીના છે, ૨૧. મનહરલાલ ડાહ્યાલાલ શાહ. બેંકમાં નોકરી મોગરીના છે, ૨૨. ચતુરભાઈ ભાઈલાલભાઈ પટેલ. જમીનદાર છે. મોગરીના છે.

**પેમ્બા ટાપુ:** તે ઝાંઝીબારનો વિભાગ છે. ત્યાંના વેટે પેમ્બા ગામમાં ધંધો કરતા ચરોતરવાસીઓમાંના કેટલાક નીચે મુજબ છે: ૧. પટેલ સ્ટોર્સ. દરેક જાતનો વેપાર. ઓસરી મુખ્ય છે, તેમજ લવિંગનો વેપાર પણ કરે છે. ચતુરભાઈ ભાઈલાલભાઈ બિન ભીખાભાઈ. મોગરીના છે. ૨. પટેલ સ્ટોર રાવજીભાઈ ચતુરભાઈ પટેલ. ભાગીદાર છે. મોગરીના છે, ૩ પટેલ સ્ટોર. ચુનીભાઈ બાવાજીભાઈ પટેલ. એક ભાગીદાર છે. મોગરીના છે, ૪. પુરુષોત્તમ ધનજીભાઈ પટેલ. ધીરધારનો વેપાર છે. નારના છે, ૫. રમણભાઈ ડાહ્યાભાઈ પટેલ. વેપાર. ઓડના છે, ૬. રસિકલાલ ડાહ્યાભાઈ પટેલ. વેપાર. નારના છે, ૭. મગનભાઈ આશાભાઈ પટેલ. વેપાર. નારના છે, ૮. શનાભાઈ નારણભાઈ પટેલ. વેપાર. મહેળાવના છે, ૯. ચંદુભાઈ ભૂલાભાઈ પટેલ. બુક બોન્ડ ટી કંપનીમાં નોકરી. ધર્મજના છે, ૧૦. દરબાર સાહેબસિંગ મોતીભાઈ. વડોદના છે. ૧૧. પુરુષોત્તમ ભાઈલાલભાઈ પટેલ. વેપાર. બાંધણીના છે. ૧૨. રામભાઈ પૂનમભાઈ પટેલ અને તેમના ભાઈ રમણભાઈ. વેપાર. મહુધાના છે.

**પેમ્બામાં ચાકીચાકીમાં ચરોતરવાસીઓ:** ૧. કાળીદાસ તુળસીદાસ પટેલ. બોરસદના વતની છે, ૨. ઝવેરભાઈ દેસાઈભાઈ પટેલ. નારના વતની છે, ૩. દાદુભાઈ જેઠાભાઈ પરમાર. સ. ડી. એ.માં નોકરી. ઉત્તરસંડાના વતની છે.

## પૂર્વ આફ્રિકામાં ચરોતરવાસીઓની જાહેર સંસ્થાઓ

ચરોતરના ભાઈઓ પૂર્વ આફ્રિકામાં જઈ ત્યાં ઉદ્યોગો અને વેપાર-ધંધામાં તો ખૂબ જ આગળ વધ્યા છે. ધંધાની કોઈ ક્ષેત્રને એમણે પોતે વસે અંગે આગેવાની ન લીધું હોય એવું નથી.

પરંતુ એની સાથે જ એમણે નાનીમોટી સામાજિક પ્રવૃત્તિઓ કરીને અનેક જાહેર સંસ્થાઓ પણ ઊભી કરી છે

**હિંદીઓ તરીકેનું સંગઠન** આમ તો સમગ્ર હિંદી પ્રજાએ સમગ્ર રીતે કેટલીક સંસ્થાઓ ઊભી કરી છે, કેટલીક જુદા જુદા ધર્મો ને પંથોની સંસ્થાઓ થઈ છે, જ્યારે કેટલીક સંસ્થાઓ જ્ઞાતિઓની પણ થયેલી છે સમગ્ર રીતે જોઈએ તો હિંદી પ્રજાના રાજકીય જીવનને અને એની અભિલાષાઓને વ્યક્ત કરવા માટે રાષ્ટ્રીય કોંગ્રેસ છે અને વર્ષોથી શ્રી એ બી પટેલ એના એક આગેવાન તરીકે કામ કરી રહ્યા છે. એની કારોબારીમાં પણ બીજા ઘણા ચરોતરના વતનીઓ છે યુગાન્ડા, ટાંગાનિકા, ઝાંઝીબાર અને કેનિયા, આ બધા મુલકોમા સર્વત્ર હિંદી એસોસિયેશનો છે આમા પણ ચરોતરના વતનીઓનો સૌથી વિશેષ ફાળો છે કેનિયામા જેમ શ્રી એ બી પટેલ અને શ્રી એસ જી અમીન અગ્રણીઓ છે, તેમ યુગાન્ડામા શ્રી ડૉ મૂળજીભાઈ પટેલ અને શ્રી સી કે પટેલ, શ્રી જે સી પટેલ સાહેબ શ્રી આઈ વી પટેલ, શ્રી પી આઈ પટેલ વગેરે અગ્રણીઓ છે જ્યારે ટાંગાનિકામા દારેસલામ વસતા શ્રી ગ કે પટેલ તથા માઝગાંવાળા શ્રી સી કે પટેલ મોખરે છે ઝાંઝીબાર-પેમ્બાના ટાપુઓની હિંદી પ્રજાની રાજકીય જાગૃતિ વર્ષોથી શ્રી વાઘજીભાઈ પટેલે સભાળેલી છે અને એમણે તો સફળતાપૂર્વક લવિંગ અંગેની લડત પણ વર્ષો પહેલા આપી હતી આજે પણ પૂર્વ આફ્રિકામા વસતી ભારતીય પ્રજામા ચરોતરના વતનીઓ હક માટે સાહસ માટે, સ્પષ્ટ કહેવા માટે, બીજા હિંદી પ્રજાજનો કરતા વિશેષ જાગ્રત અને અગ્રસ્થાને છે પરંતુ ચરોતરના ભાઈઓની વિશેષ ખૂબી તો એમણે સર્વત્ર ઊભી કરેલી જાહેર સંસ્થાઓ અને એના વહીવટમા રહેલી છે

**પાટીદાર મંડળ અને સમાજ** મૂળે મોમ્બાસા એ પૂર્વ આફ્રિકાનુ પ્રવેશદ્વાર અહીં પ્રત્યેક હિંદી પ્રથમ પૂર્વ આફ્રિકામા પ્રવેશતા ઊતરે જ્યારથી આપણા ભાઈઓની વિશેષ અવરજવર આ દેશમા થઈ ત્યારથી ત્યા રહેતા સૌ પટેલ ભાઈઓને થતુ કે આપણે પોતાની કંઈક સંસ્થા ઊભી કરીએ તો જે અનેક ભાઈઓને જતા આવતા અગવડ પડે છે તે ટળી જાય છેક ૧૯૧૩-૧૪મા પ્રથમ આવી સંસ્થાનુ મકાન ઊભુ કરવા વિચારણા થયેલી પરંતુ એનો અમલ તો છેક ૧૯૧૭-૧૮મા થયો તે વર્ષે પાટીદાર મંડળની પ્રથમ સ્થાપના થઈ એ મંડળે પાટીદાર ભુવન બાધવા માટે ફાળો કરવા ઠરાવ્યુ પરંતુ કેટલાક ઝઘડા થયા ને કામ ખોરભે પડ્યુ

પરંતુ મૂળ સૌને ઊતરવા-રહેવા એક પથિકાશ્રમની જરૂરિયાત હતી તે સૌને ખૂબ સ્પષ્ટ દેખાતી હતી આથી વળી ૧૯૨૧મા સૌ ભેગા થયા તે વખતે સ્વ શ્રી ગોરધનભાઈ જેસિંગભાઈ હયાત હતા એમણે આગેવાનીભર્યો ભાગ લીધો અને એ સેવાભાવી સજ્જનની પ્રેરણા અને ધગશથી પછી એણે નક્કર આકાર લીધો એક કમિટી નિયુક્ત થઈ તા ૧૮-૯-૧૯૨૧ના રોજ રીતસર બંધારણ થયુ અને શ્રી ડાહ્યાભાઈ શંકરભાઈ પટેલના પ્રમુખપદે મોમ્બાસામા મળેલી સભામા પટેલ સમાજની શરૂઆત કરવામા આવી. શ્રી ગોરધનભાઈ, શ્રી ડાહ્યાભાઈ મથુરભાઈ પટેલ, શ્રી છોટાભાઈ ફ્રેટીમાફર, શ્રી ડાહ્યાભાઈ મો પટેલ, શ્રી મગનભાઈ નરેર ભાઈ, વગેરે ભાઈઓએ પ્રારંભમા ખૂબ રસ લઈ સંસ્થા ઊભી કરી

**ઉદ્દેશ** આ સંસ્થાનો ઉદ્દેશ પ્રારંભમા નીચે મુજબ રખાયો —
૧ મોમ્બાસા જતા આવતા જ્ઞાતિના ભાઈબહેનોને ઊતરવા અને તેઓની સગવડ સાચવવા એક ભાડાનુ મકાન રાખવુ ૨. સદર મકાનમા એક પુસ્તકાલય રાખવુ ૩ જ્ઞાનુસાર વર્ષે માટે વિવાદ સભા ભરવી

ધીમે ધીમે આ પ્રવૃત્તિ વધી પછી તો પથિકાશ્રમનુ મકાન કરવા શ્રી ગોરધનભાઈએ ઠેર ઠેર સારાયે પૂર્વ આફ્રિકામા ફરી ફંડ ભેગુ કરવા માડ્યુ અને ૮૦ હજાર શિલિંગ તે જમાનામા ભેગા કર્યા બધા ભાઈઓ આ કામમા વળગી ગયા અને એક સુંદર જગ્યા પસંદ કરી મકાન બાધવામા આવ્યુ પણ વળી લડાઈના યુગમા એમા ખૂબ જગ્યાની તગારા રહેવા લાગી બધા ભાઈઓને લાગ્યુ કે વધુ સગવડ કરવી જોઈએ બધા ભાઈઓએ ઠેર ઠેર સારાયે પૂર્વ આફ્રિકામા ફરી મહેનત કરી અને લગભગ બે લાખ સાત હજાર શિલિંગ ભેગા કર્યા અને ભવ્ય મકાન બંધાવ્યુ આજે મોમ્બાસામા પટેલ સમાજનુ ભવ્ય મકાન ઊભુ થયુ છે જતાઆવતા અનેક પટેલ ભાઈઓ ત્યા ઊતરે છે ત્યા સુંદર ક્લબ છે સાંજે ઘણા પટેલ ભાઈઓ ત્યા રમવા જાય છે. સુંદર પુસ્તકાલય અને વાચનાલય છે, સ્વયંસેવક દળ કામ કરે છે ભગિની સમાજ પણ કામ કરતુ થયુ છે અવારનવાર મેળા (ફેટ) ભરવામા આવે છે. સમેલનો પણ થાય છે આવતા જતા મોટા મહેમાનોના માનમા સભાઓ પણ થાય છે મોમ્બાસામા અને સમગ્ર પૂર્વ આફ્રિકામા ચરોતરના વતનીઓએ, પટેલ ભાઈઓએ સમગ્ર પૂર્વ આફ્રિકાના ચરોતરના વતનીઓના સહકારથી ઊભી કરેલી આ એક મહત્ત્વની સંસ્થા છે એનુ બંધારણ ઘરેલુ છે વ્યવસ્થાપક કમિટીની, પ્રમુખ ને મંત્રીઓની રીતસર દર વર્ષે ચૂંટણી પણ કરવામા આવે છે

**હિંદુ યુનિયન** મોમ્બાસાની જાહેર સંસ્થાઓમા હિંદુ યુનિયન સૌથી જૂની ને અનેક ધાર્મિક ને સામાજિક પ્રવૃત્તિઓ કરતી સંસ્થા છે આ સંસ્થાનું સુંદર પથિકાશ્રમ સૌ હિંદુઓના ઉતારા માટે છે એ ઉપરાંત શિવાલય, ધર્મશાળા, ગૌરક્ષણ કાર્ય, કબૂતરને ચણ, સ્મશાનની વ્યવસ્થા, ગીતા પાઠશાળા, ધાર્મિક વાચનાલય, વગેરે ઘણા કામો આ સંસ્થા કરે છે છેલ્લા ઘણા વર્ષોથી પીજના શ્રી ચુનીભાઈ એલ પટેલ એના પ્રમુખ હતા એમા ચાગાના શ્રી પી ડી માસ્તર ખૂબ જ સક્રિય રસ લે છે, અને ગીતા પાઠશાળા તો એક રીતે તેઓ જ ચલાવે છે

**સમાજ સેવા મંડળ, મોમ્બાસા** સમગ્ર પૂર્વ આફ્રિકામા વસતી જનતાની નિર્મળ સેવા કરવાના જ ઉદ્દેશથી સ્થપાયેલી કેટલીક સંસ્થાઓમા મોમ્બાસાનુ આ સમાજસેવા મંડળ ખૂબ જ મહત્ત્વનુ છે પહેલા યુદ્ધકાળ પછી સેવાની ભાવનાથી શરૂ થયેલી આ સંસ્થા વર્ષોથી સુંદર સેવા, એના વાચનાલય ને ઔષધાલય

દ્વારા કરી રહ્યુ છે ઉત્તરસંડાના શ્રી સોમાભાઈ દાજીભાઈ પટેલ ચાંગાના શ્રી બેચરભાઈ પટેલ અને બીજાઓએ ઘણા વર્ષો સુધી એમા સેવા આપી છે આજે પણ શ્રી બેચરભાઈ અને બીજા શ્રી છોટાભાઈ ઈશ્વરભાઈ એના અગ્રણી કાર્યકરોમાના છે

**આઝાદ ફોજ, મોમ્બાસા** મોમ્બાસામા થોડાક ભાવના શાળી ચરોતરના ને બીજા કેટલાક યુવાનોએ મળી આઝાદ ફોજ નામનુ એક નાનુ સગઠન ઊભુ કર્યું છે ૧૯૪૮મા ૧૫મી ઓગસ્ટે એની સ્થાપના થઈ છે યોગ્ય જુવાનો ભેગા મળી રમે છે ચર્ચાઓ કરે છે શરીર સારા કરવાની, શિસ્તબદ્ધ થવાની તાલીમ લે છે એક ભાડાના મકાનમા ને મેદાનમા હમણા તો એમની પ્રવૃત્તિ ચાલે છે આ સગઠન શ્રી દાદુભાઈ એસ પટેલ નામના યુવાને બધાના સહકારથી કર્યું છે વસોના શ્રી જયતીલાલ સી શાહ એની કમિટીના પ્રમુખ છે રીતસર વહીવટી કમિટી કામ કરે છે

**પટેલ બ્રધરહુડ, નૈરોબી** નૈરોબી ખાતેની ચરોતરવાસીઓએ સ્થાપિત કરેલી સસ્થાઓમા આ સસ્થા ખૂબ જૂની છે એના પ્રારભનો જરા રસિક ઇતિહાસ છે ૧૯૧૬ની સાલમા, જ્યારે પ્રારભમા અહી હિંદીઓની ને તેમા પણ પટેલોની, ખૂબ જ ઓછી વસતી હતી, અગ્રેજોનો રગભેદ ખૂબ તેજ હતો ત્યારે એક વાર કેટલાક પટેલ ભાઇઓ સિનેમા જોવા ગયેલા ને એમા રગભેદને કારણે ખેંચાખેંચી થયેલી એ અગે સામસામા કેસ થયા બસ, આ વખતે સૌને ખ્યાલ આવ્યો કે આપણે સૌએ સયુક્ત રીતે કંઈક એવુ સગઠન કરવુ જોઇએ કે જેથી આવી આફતો વખતે ભેગા ઊભા રહી કંઈક કરી શકીએ એ તકરાર અને કેસો નૈરોબીના પટેલ બ્રધરહુડની સ્થાપનાના પ્રેરક બળો બન્યા કેસ લડવા ફડ થયુ ને પછી કોર્ટમા કેસ જીતતા કોમ્પેનસેશન મળ્યુ તેને સહિયારી મિલકત બનાવી સન ૧૯૧૭મા સૌ પ્રથમ નૈરોબીના રીવર રોડ ઉપર આ પટેલ બ્રધરહુડ નામની સસ્થાની સ્થાપના કરવામા આવી

**ઉદ્દેશો** એના ૭ ઉદ્દેશો રાખવામા આવ્યા છે —૧ સૌની કોઈ પણ જાતના જ્ઞાતિ રગ કે વિચારોના ભેદ વગર સામાજિક સેવા કરવી ને ભાઈચારો કેળવવો, ૨ ગરીબ–અપગ ને આફતમા કોમના જે ભાઇઓ હોય તેમને મદદ કરવી, ૩ રમતોમા રસ જગાડતી પ્રવૃત્તિઓ કરવી, ૪ જ્ઞાન વધે તે માટે કેળવણીનો પ્રચાર કરવો, ૫ આફતોમા કોમની મદદ કરવી ૬ કોમના પૂર્વ આફ્રિકાના બધા પ્રદેશોમા રહેતા ભાઇઓને મદદ કરવી

૧૯૧૭મા પ્રથમ સ્થાપના થયા પછી પટેલ ભાઇઓ આ સસ્થાની છત્રછાયા હેઠળ સગઠિત થયા એ પછીથી ધીરે ધીરે દાનો મળ્યા તેમ મોટા મકાનો થયા અત્યારે સુદર મકાન, પુસ્તકાલય–વાચનાલય, બોર્ડિંગ, જમવાની વાડી–વગેરે બધી પ્રવૃત્તિઓ આ સસ્થા કરે છે આ સસ્થાની ખૂબી એ છે કે નામ પટેલ બ્રધરહુડ છે પરતુ બીજા એના સભ્ય થઈ શકે છે એને જ્ઞાતિની મર્યાદા નથી આ સસ્થાના મત્રી તરીકે સંધાણાના શ્રી વિઠ્ઠલ શાહ ઉલ્લા કેટલાક વર્ષોથી કામ કરે છે નૈરોબીમા ચરોતરના ભાઇઓના સામાજિક કાર્યો, સભાઓ, લગ્નો જમણ, વગેરે મુખ્યત્વે આ સસ્થામા જ થાય છે સસ્થાએ છેલ્લા કેટલાક સમયથી બોર્ડિંગ શરૂ કરી છે જે અનેક બાળકોને મન આશીર્વાદ રૂપ બનેલી છે સસ્થાનુ વ્યવસ્થિત બધારણ ઘડેલુ છે

**પટેલ કલબ, નૈરોબી** પૂર્વ આફ્રિકાના મુખ્ય નગર નૈરોબીમા ચરોતરના ભાઈઓની બે મુખ્ય સસ્થાઓ એક પટેલ બ્રધરહુડ અને બીજી પટેલ ક્લબ એક રીતે તો પટેલ બ્રધરહુડમા ઊભા થયેલા કેટલાક મતભેદોમાથી જ આ બીજી સસ્થા ઊભી થઈ હતી એમ કહી શકાય પરતુ આજે બન્ને સસ્થાઓ એકબીજાના સહકારથી જ કામ કરે છે ને વધુને વધુ નજીક રહેવા પ્રયત્નો કરે છે પટેલ કલબની સ્થાપના ૧૯૩૬મા થઈ અને એનો રીતસરનો પ્રારભ તા ૩૦–૬–૪૭ને રોજ થયો આ સસ્થાનું એક નાનુ સુદર મકાન છે રમતનું એક વિશાળ મેદાન છે સસ્થાનુ રીતસરનુ બધારણ છે સસ્થાના હોદ્દેદારોની દર વર્ષે ચૂટણી થાય છે સસ્થાની પ્રવૃત્તિઓમા રમતો ને વાચનાલય મુખ્ય પ્રવૃત્તિઓ છે ખાસ કરીને ટેનિસ, ક્રિકેટ એ બે મુખ્ય રમતો નિયમિત રમાય છે યુવાન વર્ગ આ કલબની પ્રવૃત્તિમા વિશેષ રસ લે છે

**મડળો ને સમાજો** આ બે મુખ્ય સસ્થાઓ ઉપરાત જીમખાનામા પણ ઘણા ચરોતરના યુવાનો ને મોટેરા રસ લે છે ભગિની સમાજ પણ નૈરોબીમા વ્યવસ્થિત ચાલે છે એ અવારનવાર અનેક પ્રવૃત્તિઓ કરે છે એમા ચરોતરની બહેનો ખૂબ આગેવાનીભર્યો ભાગ ભજવે છે નૈરોબીમા ચરોતરના જે જે ગામોના ભાઈઓ વિશેષ પ્રમાણમા છે તે તે ગામોના પણ મડળો છે જેમકે નડિયાદના ભાઇઓએ ૧૯૪૩થી નડિયાદ નાગરિક મડળ નામનુ મડળ સ્થાપ્યુ છે નડિયાદના નૈરોબી ખાતે રહેતા બધા ભાઇઓ અવારનવાર ભેગા થાય છે ને પોતાના સબધો તાજા કરે છે કરમસદના ભાઇઓનુ મડળ છે, વસો ભાઇઓનું મડળ છે, ભાદરણના ભાઇઓનુ મડળ છે આમ જે જે ગામોની વધુ વસ્તી ત્યા થઈ છે તે તે ગામોના ભાઇઓએ પોતાના મડળો કર્યા છે એમા વસોના ભાઇઓનુ મડળ અનેક પ્રકારની પ્રવૃત્તિઓ પણ કરે છે વસો ગામની પ્રવૃત્તિઓને પણ ત્યાનુ એ મડળ નિયમિત પ્રોત્સાહન આપી ખૂબ જ મદદરૂપ બનેલુ છે જેમ વસો ગામની પ્રવૃત્તિઓ હંમેશા વ્યવસ્થિત હોય છે, તેમ વસોના ભાઇઓ જ્યા જઇને મડળ કે પ્રવૃત્તિ કરે તે પણ ઘણી વ્યવસ્થિત હોય છે એમ આ મડળની કાર્યવાહી ઉપરથી સ્પષ્ટ જોવા મળે છે

**પાટીદાર સમાજ, કપાળા** કપાળામા ચરોતરના ભાઈઓએ ઊભી કરેલી અનેક સસ્થાઓમા આ સૌથી મહત્વની સસ્થા છે આ સસ્થાની સ્થાપના સૌ પ્રથમ ૧૯૩૫મા થઈ અને ત્યાના આગેવાન શ્રી આઈ બી પટેલ એ સસ્થાના સૌ પ્રથમ પ્રમુખ બનેલા પૂર્વ આફ્રિકામા સૌરાભાવી ગૃહસ્થ તરીકે સારી ચદના મેળવનાર શ્રી ગોરધનભાઈ જેઠાભાઈ પટેલ (સોજિત્રા) એના બાધાના કાર્યકરોમાના એક હતા આ સસ્થાએ પોતાની અનેક

ચડતી પડતીઓ જોઈ છે. પરંતુ આજે હવે સંસ્થા પાસે સુંદર મકાન છે; એક બોર્ડિંગ ચાલે છે, બીજી ભવ્ય બોર્ડિંગનું મકાન પણ થવા લાગ્યું છે. (૧૯૫૨). વાંચનાલય, રમતો માટેનો વિભાગ, અવારનવાર તમામ પ્રકારની સામાજિક પ્રવૃત્તિઓ, એમ અનેક પ્રવૃત્તિઓ આ સંસ્થા કરે છે. કંપાલામા વસતા ચરોતરના ભાઈઓની ઘણી પ્રવૃત્તિઓનું કેન્દ્ર આ સંસ્થા છે યુગાન્ડામાં દૂર દૂર જંગલોમાં વસતા ચરોતરના ભાઈઓને આ સંસ્થાની બોર્ડિંગ પોતાનાં બાળકોને ભણાવવા માટે એક મોટા આશીર્વાદ સમાન બનેલી છે.

**બીજાં સંગઠનો :** આ સિવાય કંપાલા ખાતે નાકારેરો ઈન્ડિયન રિક્રિયેશન કલબ છે. આ કલબનો મોટા ભાગનો વહીવટ પણ ચરોતરના ભાઈઓ જ કરે છે શ્રી સી. યુ. પટેલ એના એક આગેવાન કાર્યકર છે. એ સિવાય યુથ લીગ, સેવા દળ, આર્યસમાજ, ઇંડિયન એસોસિયેશન, ઇંડિયન વીમેન્સ એસોસિયેશન, પી બી મહેતા લાયબ્રેરી, સનાતન ધર્મમંદિર, આ બધી કંપાલાની સામાજિક ક્ષેત્રમાં કામ કરતી સંસ્થાઓના કાર્યમાં પણ ચરોતરના ભાઈઓનો ફાળો ખૂબ જ આગેવાનીભર્યો છે. મોટા ભાગની સંસ્થાઓના સંચાલકો, પ્રમુખો કે મંત્રીઓ, સામાન્ય રીતે ચરોતરના ભાઈઓ જ હોય છે. આ ઉપરાત વેપારને લગતાં એસોસિયેશનો ને પૂલ્સનો વહીવટ પણ મોટે ભાગે ચરોતરના ભાઈઓ જ કરતા હોય છે.

જિનર્સનાં જે જુદાં જુદાં પ્રદેશવાર પૂલ્સ બનાવવામાં આવે છે તેમાં મુખ્યત્વે ચરોતરના ભાઈઓ જ કર્તાહર્તા છે. આખા યુગાન્ડાનું યુગાન્ડા કોટન એસોસિયેશન છે. એના ચેરમેન શ્રી સી. કે પટેલ (ધર્મજ) છે. જ્યારે શ્રી આઈ વી પટેલ, શ્રી કે. ડી. પટેલ, શ્રી સી યુ પટેલ, શ્રી એન વી પટેલ, શ્રી ઈશ્વરભાઈ પટેલ વગેરે એની કારોબારીમા છે. એ જ રીતે મસાકા, મેંગો, વગેરે પ્રદેશના જિનિંગ પૂલો પણ ચરોતરના ભાઈઓ જ સંભાળે છે કંપાલામા પણ કેટલાક ગામોનાં મંડળો છે. મહેળાવના ભાઈઓ મહેળાવ યુવક મંડળ, ઈ આ. કંપાલા, એ રીતનું એક મંડળ વર્ષોથી ચલાવે છે આ મંડળ મારફતે મહેળાવની શાળા માટે હજારો શિલિંગ ભેગા કરીને દેશમાં મોકલ્યા હતા અને આજે મહેળાવ–બાંધણી વચ્ચે એમાંથી ભવ્ય હાઈસ્કૂલ બંધાઈ રહી છે.

**મબાલેની સંસ્થાઓ :** કંપાલા પછી યુગાન્ડામાં જીંજા અને પછી મબાલે એક મહત્ત્વનું નગર છે. ચરોતરના, નડિયાદના, વિખ્યાત સુપુત્ર શ્રી જસભાઈ સાહેબે મબાલે શહેરને પોતાનું કાર્યક્ષેત્ર બનાવી સમગ્ર પૂર્વ આફ્રિકાનું ધ્યાન ખેંચે તેવી વિદ્યાર્થીઓના છાત્રાલયની, પુસ્તકાલયની અદ્યતન સંસ્થા લાખો શિલિંગના ખર્ચે ત્યાં ઊભી કરી છે. અને એ સંસ્થા ઊભી કરવાથી માંડી આજ સુધી હવે જીવનનો બધો સમય જાતે જ એ જ સંસ્થા પાછળ ખર્ચીને એને પોતાના બાળકની જેમ પાળી પોષી રહ્યા છે. અને એ સંસ્થા તે મબાલેનુ સ્વ. નારણભાઈ પી. પટેલ છાત્રાલય.

પૂર્વ આફ્રિકામાં અને તેમાં પણ ખાસ કરીને યુગાન્ડામાં દૂર દૂરના વિસ્તારોમાં વસતા હિંદી પ્રજાજનોની મોટામાં મોટી કોઈ મુસીબત હોય તો તે પોતાનાં બાળકોને કેળવણી આપવાની છે. એક નાનકડા ગામમાં એક કે બે કે પાંચ દુકાન નાખી વસતા હિંદી વેપારીઓ પોતાનાં બાળકોને ભણાવે શી રીતે? શાળાઓ તો અમુક મોટાં શહેરોમાં જ હોય! અને તેમાં પણ હાઈસ્કૂલો તો ગણીગાંઠી! જ્યારે અનેક નાનાં ગામોમાં, જંગલો કે પહાડો વચ્ચે વસતા આ હિંદીઓનાં બાળકોનું શું! અને યુગાન્ડાની આ મુસીબતમાંથી જ આ સંસ્થા ઊભી થઇ છે.

જશભાઈ સાહેબ મૂળ તો એક અચ્છા બેરિસ્ટર તરીકે પૂર્વ આફ્રિકામાં ખ્યાતિ પામેલા. જીંજામાં ધીકતી પ્રેક્ટિસ ચાલતી. મબાલેના એમની પ્રેક્ટિસ પણ ધીકતી ગણાતી હિંદી પ્રજાના થોડા અગ્રણી આગેવાનોમાં એમની પણ ગણના થતી. પરંતુ એ બધને છોડીને એમણે ૧૯૫૦માં આ મુસીબતનો અંત લાવવા જાણે ભેખ લીધો હોય તેમ ઠેર ઠેર ફરીને એક વિશાળ છાત્રાલય માટે નાણાં એકત્રિત કર્યાં.

એમને ઉદાર ને દિલેર દાતા પણ મળી ગયા. સ્વ નારણભાઈ પી. પટેલ મૂળ બોરસદના. આજે માત્ર યુગાન્ડામાં જ નહિ, આખાયે પૂર્વ આફ્રિકામાં શ્રી એન. પી. પટેલની પેઢીઓને નામે બોરસદના એ શ્રી નારણભાઈએ સ્થાપિત કરેલી પેઢીઓ જાણીતી છે જીંજાના એક મોટા આગેવાન વેપારી જ નહિ પરંતુ ખૂબ અગ્રણી જાહેર કામ કરનારા હિંદી તરીકે તેઓ જાણીતા હતા. આજે પણ જીંજામા એમના ભાઇ શ્રી ઈશ્વરભાઇ, પુત્ર શ્રી સુમનભાઈ વગેરે, ખૂબ મોટો ધંધો કરે છે. સ્વ. નારણભાઈના સ્મારકમા એમના કુટુંબીજનોએ મોટી રકમનું દાન મબાલેના આ છાત્રાલય માટે કર્યું અને છાત્રાલયનો પ્રારંભ થયો. બીજા સૌ ચરોતરવાસીઓએ ઉદાર સખાવતો આપી.

આજે એ વિશાળ મકાનમાં ૯૦ જેટલા નાના મોટા વિદ્યાર્થીઓ રહે છે, એમને અદ્યતન સગવડો ત્યાં મળે છે. અને શ્રી જશભાઈ સાહેબ અને એમનાં પત્ની શ્રી દીપકબહેન જ સમસ્ત છાત્રાલયનું જાતે જ સંચાલન કરે છે. આ જાતના એક જ સંસ્થા પાછળ ભેખ લઈ કામ કરવાના દાખલા આ દેશમા ખૂબ ઓછા જોવા મળે છે. પૂર્વ આફ્રિકાના કોઇ પણ સ્થળે જાવ તો શ્રી જશભાઈ સાહેબ અને એમના છાત્રાલયની પ્રશંસાની વાતો તમારે કાને અથડાયા વગર નહિ રહે. સાહેબ વૃદ્ધાવસ્થાને આરે ઊભા હોવા છતાં આ બાળકોમા જ પોતાના જીવનનું સર્વસ્વ માન્યુ છે ત્યા જ રહેવું, ત્યા જ ખાવું–પીવું–સૂવું, ને એમનામય થઈ જવું અને માટે જ આ બોર્ડિંગ માત્ર બોર્ડિંગ નથી રહી પરંતુ બીજી અનેક બોર્ડિંગોનું અને પ્રવૃત્તિઓનુ પ્રેરણાસ્થાન બની છે. પૂર્વ આફ્રિકાની પ્રથમ વ્યાયામ પરિષદ પણ અહીં જ ભરાયેલી! પાટીદાર પરિષદ પણ અહીં જ ભરાયેલી! અને આજે કંપાલા, નૈરોબી ને ઠેર ઠેર બોર્ડિંગો કરી વિદ્યાર્થીઓને અભ્યાસ માટે પ્રબંધ કરી આપવાની ભાવના વધુ તીવ્ર બની છે, તેમાં પણ આ પ્રવૃત્તિનો ફાળો નાનો સૂનો નથી, મબાલે

અમ નનું છે પરંતુ શ્રી જશભાઈ સાહેબ સેવાનો ભેખ લઈને એને મોટું બનાવ્યું છે અને સમગ્ર પૂર્વ આફ્રિકાની જાહેર સેવાની પ્રવૃત્તિઓમાં એની છાયા હવે દેખાય છે

**પાટીદાર સમાજ** મસાકેના પાટીદાર સમાજની ઓફિસ પણ અહીં છાત્રાલયના જ મકાનમાં છે

**રણછોડભાઈ શિવાભાઈ પટેલ પુસ્તકાલય** છાત્રાલય સાથે અહીં સુંદર પુસ્તકાલય પણ છે એ માટે ટોરોરો જિનરી વાળા શ્રી રણછોડભાઈએ અને એમના કુટુંબીજનોએ પ્રારંભનું મોટું દાન આપેલું છે વાચનાલય અને પુસ્તકાલય બંનેનું સંચાલન મસાકેનો પાટીદાર સમાજ કરે છે બંનેનો સ્થાનિક ભાઈઓ ખૂબ જ લાભ લે છે

**નકુરૂની સંસ્થાઓ પટેલ બ્રધરહુડ** કેનિયામાં, નકુરૂ એ નૈરોબીથી લગભગ ૯૦ માઈલના અંતરે આવેલું એક મહત્ત્વનું નગર છે નકુરૂની ચરોતરના ભાઈઓની સંસ્થામાં પટેલ બ્રધરહુડ સૌથી મહત્ત્વની સંસ્થા છે તેની સ્થાપના ૧૯૨૯-૩૦માં થયેલી બાદરણના શ્રી ચુનીભાઈ જી પટેલ, શ્રી ફકીરભાઈ પટેલ, અને રેલવેમાં નોકરી કરતા શ્રી ચુનીભાઈ હાથીભાઈ પટેલ આ ભાઈઓ એના મુખ્ય સ્થાપકો હતા પ્રારંભમાં એના ૩૦ સભ્યો હતા આજે ૩૦૦ જેટલા છે સંસ્થાનું પોતાનું જ ૩૦થી ૪૦ હજાર શિલિંગનું મકાન છે ૧૯૩૧માં મકાન માટે ફાળો કરેલો તેમાંથી એ ઊભું થયું છે પુસ્તકાલય, વાચનાલય ને રમતો આ મુખ્ય પ્રવૃત્તિઓ સંસ્થા કરે છે નકુરૂ ખાતેના ઇન્ડિયન એસોસિયેશનમાં પણ ચરોતરના વતનીઓ ખૂબ સારો ભાગ લે છે શ્રી જશભાઈ એમ પટેલ હિંદી પ્રજાના નકુરૂ ખાતેના આગેવાન છે

**પાટીદાર સમાજ જીન્જા** યુગાન્ડાના કંપાલા પછીના બીજા નંબરના જીન્જા શહેરમાં પણ પાટીદાર સમાજની વર્ષોથી સ્થાપના થયેલી છે જીન્જામાં વસતા ચરોતરના ભાઈઓ એમાં રસ લઈ એને ચલાવે છે

**ધી પટેલ બ્રધરહુડ, દારેસલામ** ટાંગાનિકાની પાટનગરી દારેસલામ ચરોતરના વતનીઓની સારી વસતી ધરાવતું શહેર છે ચરોતરના વતનીઓએ અહીં પોતાની ધી પટેલ બ્રધરહુડ નામની સંસ્થા સ્થાપીને એના ભવ્ય મકાનો બોર્ડિંગ રેસ્ટહાઉસ, રમતના ભવ્ય મેદાનો વગેરે ઊભાં કર્યાં છે દારેસલામના પટેલ બ્રધરહુડની સ્થાપના થઈ તે પહેલાં દારેસલામમાં વસતા પાટીદાર બંધુ તો બે જુદી જુદી સંસ્થાઓમાં વહેંચાયેલા હતા એક પાટીદાર સમાજ અને બીજું પાટીદાર યુવક મંડળ એનાથી કામ કરવામાં અનેક મુસીબતો થતી આખરે ૧૯૨૮માં ધી યંગમેન્સ પટેલ સ્પોર્ટ્સ કલબ સ્થપાઈ પણ સફળતા ન મળી. ત્યારે ૧૯૨૯ની સાલમાં કંપાલાનિવાસી શ્રી આઈ વી પટેલ એક વખત દારેસલામ આવેલા ત્યારે બધા પટેલભાઈઓની સભા થઈ અને તેમાંથી તે દિવસે સર્વસંમતિથી ઉપરની સંસ્થા સ્થાપવાનો નિર્ણય લેવાયો બીજે છે તેમ જ ભ્રાતૃભાવ ઊભો કરવો, સેવા કરવી વગેરે ઉદ્દેશ એના રખાયા કોમ કે જ્ઞાતિના બંધનો ન રખાયા ૧૯૨૯-૩૦માં ૬૦ સભ્યોથી સંસ્થાએ કામકાજ શરૂ કર્યું. સંસ્થાની વ્યવસ્થાપક કમિટી, ટ્રસ્ટીઓ વગેરે છે ૧૯૩૨માં સંસ્થા માટે મકાન કરવાનું નક્કી થયું આજે સંસ્થામાં સ્પોર્ટ્સ કલબ ચાલે છે સંસ્થાનું પોતાનું સુંદર ગેસ્ટ હાઉસ તૈયાર કરેલું છે, જેમાં જતાઆવતા ભાઈઓને ઉતરવાની સગવડ છે સંસ્થા તરફથી એક સ્વયંસેવક દળ પણ સ્થાપવામાં આવેલું છે ઉનાળાના ગાળા સાથે જ બોર્ડિંગને પણ ચાલુ કરવામાં આવી છે અને એનો પણ દૂર દૂર નાના ગામોમાં વસતા ભાઈઓના છોકરાઓ લાભ લઈ રહ્યા છે

પૂર્વ આફ્રિકાના મુખ્ય શહેરોમાં ચરોતરના વતનીઓએ જે મુખ્ય સંસ્થાઓ સ્થાપી છે તેનો જ આ પરિચય છે આ ઉપરાંત લગભગ દરેક મોટા શહેરોમાં પટેલ સમાજ કે બ્રધરહુડ કે કલબો છે. ઠેર ઠેર ઇન્ડિયન એસોસિયેશનો છે ત્યાં બધે જ મોટે ભાગે ચરોતરના ભાઈઓ જ મુખ્ય કર્તાહર્તા હોય છે આખા પૂર્વ આફ્રિકાના રાજકીય જીવનને, હિંદી પ્રજાના ઠેર ઠેર થયેલા સંગઠનોને જો ઝીણવટથી તપાસવામાં આવે તો એ નિર્વિવાદ હકીકતની તારવણી થાય કે ચરોતરના ભાઈઓનો એને ચલાવવામાં સૌથી મહત્ત્વનો ફાળો છે જાહેર જીવનમાં, સાહસ, હિંમત, દરેક ક્ષેત્રની જાગૃતિ, આ બધામાં ચરોતરના ભાઈઓ પૂર્વ આફ્રિકામાં સૌથી મોખરે છે એમ કહી શકાય

**ગાંધી મેમોરિયલ હોલ મોંઝા** મોંઝામાં હિંદી એસોસિયેશન અને બીજી સૌ હિંદીઓની સંસ્થાઓ અને સંગઠનોમાં ચરોતરના વતની શ્રી સી કે પટેલ સૌથી મોખરાના આગેવાન છે આ શહેરમાં એમણે સુંદર ગાંધી મેમોરિયલ હોલ મોટું દાન કરીને બંધાવ્યો છે અને એ આખા પૂર્વ આફ્રિકામાં ગાંધીજીના સ્મારકનો આવો પ્રથમ જ હોલ છે તેઓ એક સુંદર સ્વીમિંગ બાથ પણ બંધાવવાનો વિચાર કરી રહ્યા છે

**સામાન્ય પ્રશ્નો અને પરિસ્થિતિ** દુનિયા આખી ઉપર જે તે મુલકોની મૂળ પ્રજા જાગ્રત બનતી જાય છે પૂર્વ આફ્રિકામાં પણ એ જ પરિસ્થિતિ છેલ્લા કેટલાક વર્ષોથી ઊભી થઈ છે ત્યાંના મૂળ પ્રજાજનો જાગ્રત થઈ રહ્યા છે અંગ્રેજોના પરદેશી શાસન સામે એમનો વિરોધ વધતો જાય છે જ્યાં સુધી હિંદી પ્રજાને લાગેવળગે છે ત્યાં સુધી એમાંના ઘણા મોટા ભાગના લોકો લગભગ એ દેશને જ પોતાના વતન જેવો માનતા થઈ ગયા છે એક અણવિકસિત મુલકના વિકાસમાં એમનો પણ ફાળો છે બીજી બાજુ અંગ્રેજો હિંદીઓ હવે પૂર્વ આફ્રિકામાં છે તેનાથી જરાયે વધે નહિ તે દિશામાં બધા જ પ્રયત્નો કરી રહ્યા છે અને એક પછી એક નાના મોટા અનેક પ્રતિબંધો મૂકી રહ્યા છે હવે ખાસ નિષ્ણાતો સિવાય ભાગ્યે જ કોઈ હિંદી પ્રજાજનને એ પ્રદેશમાં નવો પ્રવેશ મળે છે

જ્યાં સુધી હિંદી પ્રજાની રાજકીય માન્યતાઓને લાગેવળગે છે ત્યાં સુધી આફ્રિકનો સાથે એમની પૂરી સહાનુભૂતિ છે, એમની સાથે રહી દેશનો વિકાસ કરવાની એમની ઇચ્છા છે પરંતુ સાથે સાથે આફ્રિકનો એકલા આજે તેઓ જે સ્થિતિમાં છે તે

સ્થિતિમા એનો વિકાસ ન જ સાધી શકે એમ પણ લગભગ સૌ માને છે જે કોઈ જાહેર જીવનમા કાર્ય કરે છે તે સૌ આગેવાનોની હિંદી પ્રજાને એ સલાહ મળેલી જ છે કે આપણે હિંદી છીએ એ સાચુ છતા આ દેશના વતની તરીકે જ આપણે હવે અહીં રહેવુ છે એ ભાવના ને વર્તાવ કેળવવો પડશે ભારત સરકારે પણ હિંદી પ્રજાજનોને ત્યાના નાગરિકત્વનો હક્ક પ્રાપ્ત કરી લેવાની સલાહ આપી છે જ આ ? પૂર્વ આફ્રિકામા વસતા સૌ હિંદી ભાઈઓએ ત્યાના નાગરિક તરીકેના પોતાના પાસપોર્ટો બનાવી લેવરાવવા માડયા છે

અનેક મુશ્કેલ પ્રશ્નો હોવા છતા, ભારતના ને આપણા ચરોતરના ભાઈઓની સૌથી મોટી વસતીનો વસવાટ બનેનો આ મુલક ત્યા રહેતા સૌના વિકાસનો ઘણો અવકાશ પૂરો પાડે છે ત્યા રહેનારા દુન્યવી દૃષ્ટિએ ઘણી રીતે સુખી પણ છે પૂર્વ આફ્રિકાના પ્રદેશોમા રહેતા ચરોતરના ભાઇઓના સામાજિક જીવને અનેક સસ્થાઓ દ્વારા વિકાસ સાધ્યો છે એ હકીકત આગળ જોઈ છે વેપાર ધધો કર્યા પછી કલબ, જીમખાના, સમાજ કે એક યા બીજા સ્વરૂપની એવી સસ્થામા જવાનો, ફરવાનો, ઘડીક રમવાનો રિવાજ સર્વત્ર પ્રચલિત છે

પરતુ એ સિવાય સ્વામીનારાયણ ધર્મ, અરવિંદ તત્ત્વજ્ઞાન અને થિઓસોફી, આ ત્રણે વિચારધારાઓનો ત્યા રહેતા ચરોતરના વતનીઓ ઉપર સારો એવો પ્રભાવ છે

મોમ્બાસામા ચરોતરના વતની બુઝર્ગ શ્રી પી ડી માસ્તર ધાર્મિક ને સાસ્કૃતિક વિચારધારાઓના પ્રતિક સમા બેઠા બેઠા સૌને પ્રેરણા આપ્યા કરે છે શ્રી એ બી પટેલ, શ્રી એસ જી અમીન વગેરે સારા પ્રમાણમા શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનથી પ્રભાવિત થયેલા છે અનેક સ્વામીનારાયણ સત્સંગીઓનુ તો સમગ્ર પૂર્વ આફ્રિકાવ્યાપી સગઠન પણ છે અને સૌ અવારનવાર ભેગા થાય છે, સ સગ અને કથાવાર્તા કરે છે

આ સિવાય મુખ્યત્વે પાટીદાર ભાઈ ।ત્યા વસતા હોવાથી પાટીદાર જ્ઞાતિના જે સામાજિક પ્રશ્નો છે તેનો વિચાર કરવા પ્રયત્નો થયા છે સમગ્ર પૂર્વ આફ્રિકા પાટીદાર પરિષદો પણ ભરાઈ છે, પરતુ જેને નક્કર કહી શકાય તેવુ કશુ પરિણામ સામાજિક સુધારાની દિશામા હજી સુધી આવી શકયુ નથી

## નોર્થ અને સાઉથ રોડેશિયામાં ચરોતરવાસીઓ

નોર્થ અને સાઉથ રોડેશિયા પૂર્વ આફ્રિકાનો જ એક ભાગ મનાય છે છતા પૂર્વ આફ્રિકાનો જે રૂઢ અર્થ થઈ ગયો છે તેમા એનો સમાવેશ થતો નથી પૂર્વ આફ્રિકાના ટાગાનિકા પ્રદેશની દક્ષિણે આ પ્રદેશો આવેલા છે ચરોતરના ઘણા સુપુત્રો આ પ્રદેશના ભાગમા પણ જઈને સ્થિર થયા છે આ પ્રદેશમા લુસાકા અને લિવિંગ્સ્ટન એ બે ચરોતરના ભાઇઓના વસવાટના મુખ્ય મથકો બનેલા છે રોડેશિયામા જુદા જુદા ગામોમા બધા મળી ચરોતરના વતનીઓના ૬૦ જેટલા કુટુંબો વસવાટ કરે છે એમાના મોટા ભાગના ભાઇઓ વેપાર કરે છે મૂળ નોકરી અર્થે ત્યા ગયેલા અને ધીરે ધીરે ત્યા સ્થિર થયા તેમ વેપાર કરવા લાગ્યા છે ખાસ કરીને લુસાકા ખાતે પડાળાના ભાઇઓએ સારી પ્રગતિ કરી છે શ્રી છગનભાઈ જે પટેલની પડાળાકર ટ્રેડિંગ કંપની લુસાકા ખાતે છે જે ઘણો મોટો વેપાર કરે છે

ઉત્તર રોડેશિયામા ચરોતરના વતનીઓના વસવાટ અગે વો ઇતિહાસ મળે છે કે ૧૯૧૬ના અરસામા સૌ પ્રથમ ઉમરેઠના પરીખ મૂળજીભાઈ ચતુરભાઈ ત્યા ગયેલા એ છી ૧૯૧૮માં સોજિત્રાના શ્રી છોટાભાઈ ગોરધનભાઈ અમીન ત્યા રેલ્વેની નોકરીમા પહોંચ્યા ઉત્તર રોડેશિયાના લિવિંગ્સ્ટન શહેરમા ત્યા વસતા સૌ પાટીદાર ભાઈઓએ મળીને પટેલ સમાજ નામની સસ્થા ઊભી કરી છે એમા ચરોતર પ્રદેશના જ પટેલ ભાઇઓ સભ્યો હોય તેવુ નથી સૌ ભાઇઓ સભ્યો બને છે

## ન્યાસાલેંડમાં ચરોતરવાસીઓ

ન્યાસાલેન્ડમા ચરોતરના વતનીઓના કેટલાક કુટુંબો વર્ષોથી વસ્યા છે અને જુદા જુદા વેપારોમા એમણે સારી પ્રગતિ કરી છે પેટલાદ તાલુકાના મહેળાવ ગામના વતની શ્રી સી એમ પટેલ ન્યાસાલેન્ડના એક ખૂબ જ જાણીતા ને માતબરના વેપારી તરીકે ખ્યાતિ પામેલા છે તેઓ એ દેશમા સાયકલ કિંગ તરીકે જાણીતા છે સાઇકલોનો એમનો ઘણો જ મોટો વેપાર એ દેશમા છે

## એડનમાં ચરોતરવાસીઓ

ખેડા જિલ્લાના વતનીઓ દુનિયાના જે અનેક પ્રદેશોમા ગયા તેમા મધ્ય પૂર્વના નામ ઉપર રાતા સમુદ્રના પ્રવેશદ્વાર સમુ આવેલુ એડન બદર પણ એક મહત્ત્વનુ સ્થળ છે ૧૮૩૯ની સાલમા એક હિંદી વહાણ લૂટાતા આ સ્થળનુ મહત્ત્વ અગ્રેજો સમજ્યા અને તરત જ તેજ સાલમા આ સ્થળનો કબજો કર્યો આપણો વેપાર પ્રથમથી અરબિયા સાથે હતો એવા ઐતિહાસિક આધારો ઉપરથી એમ અનુમાન જરૂર તારવી શકાય કે આપણા દેશ સાથે એડનનો પણ સબધ પ્રાચીન કાળમા હશે અને ખેડા જિલ્લાના ખભાત ને મહીકાઠાના બીજા પ્રદેશોના ખારવા વગેરે ત્યા અવરજવર કરતા હશે પરતુ આપણને જૂનો એવો કોઈ ચોક્કસ સબધ એનો ઇતિહાસ ઉપલબ્ધ થતો નથી જે કઈ હકીકતો મળે છે તે તો એટલી જ છે કે ૨૦મી સદીના પ્રારભમા સુણાવના શ્રી કુબેરભાઈ મૂળજીભાઈ પટેલ સૌ પ્રથમ એડન તમાકુના વેપાર અર્થે આ જિલ્લામાથી ગયા ને ત્યા સ્થિર થયા એ પછી બાધણીના શ્રી ચતુરભાઈ બાબરભાઈ ગયા અને પછી ધર્મજના શ્રી ગોવિંદભાઈ પટેલ ગયા

મૂળે આરબ દેશો સાથે આપણો વેપાર ચાલતો હતો અને કાઠિયાવાડના કાઠા ગાળાના અનેક લોકો એ તમામ જઈ ને વસેલા અને એડન મારફતે આપણા દેશનો માલ સારાએ મધ્ય પૂર્વમા પહોંચાડતા હતા આ કાઠિયાવાડી વેપારીઓ એ પ્રદેશની તમાકુની જરૂરિયાત માટે આ જિલ્લાના તમાકુ પકવનારા ખેડૂતો ને એના

લોકોના સંપર્કમા આવ્યા. આ જિલ્લાના ઉપર કહ્યા તે ગામોના બાઈઓ મૂળ આ વેપારીઓને તમાકુ પૂરી પાડવાનું કામ કરતા એમાથી સંપર્ક વધતા એડન તરફ જવાનું પ્રથમ સાહસ શ્રી કુબેરભાઈએ કર્યું અને પછી તો જેમ બે પૈસા કમાવાના જણ્યા તેમ એક પછી એક સૌ ત્યા જવા લાગ્યા ૧૯૧૪-૧૮ના પ્રથમ મહાયુદ્ધના કાળમા તમાકુના ભાવ પણ ખૂબ સારા આવવા લાગ્યા આ અરસામા બીજા અનેક ચરોતરના વતનીઓ ત્યા પહોચ્યા અને પોતાની તમાકુની પેઢીઓ નાખી આમ મૂળ તમાકુ મોકલવામાથી સંપર્ક થયો ને પછી પોતે જ એ કામ કરવા લાગ્યા. ગત મહાયુદ્ધે વળી તમાકુ ઉપરાત બીજા પણ અનેક ધંધાઓમા પડવાનો અવકાશ સૌ હિંદીઓ માટે ઊભો કર્યો અને આજે ચરોતરના વતનીઓની ૨૫-૩૦ પેઢીઓ એડન ખાતે છે તેમાની કેટલીક તમાકુ ઉપરાત બીજા પણ વેપારોમા કામકાજ કરતી થઇ ગઇ છે દેશમા જે તમાકુ મુખ્યત્વે બીડી માટે બધે વપરાય છે તેવી તમાકુ એડનમા વપરાતી નથી પરતુ પહેલા જે પડા બધાતા હતા તેવી પડાની તમાકુ ત્યા વપરાય છે આથી આ જિલ્લાના પેટલાદ તાલુકામા જે આ જાતની તમાકુ વિશેષ રૂપમા કરવામા આવે છે તે ત્યા જાય છે હવે હમણાં હમણા ભૂકી તમાકુ પણ કઈક અંશે જવા લાગી છે છતા મુખ્ય વપરાશ આ પડાની તમાકુનો જ છે ૨૦ મણ જેટલી તમાકુના પડાની ગાસડી બધાવીને ત્યા મોકલવામા આવે છે આ ઉપરાત ચા અને બારદાનનું કામ પણ ત્યા મોટા પાયા ઉપર ચરોતરના વતનીઓની પેઢીઓ કરે છે અને હવે કાપડનુ કામકાજ પણ ઠીક ઠીક પ્રમાણમા જુદી જુદી પેઢીએ કરવા લાગી છે

ચરોતરના વતનીઓની સંખ્યા એડનમા વસતા હિંદીઓની સંખ્યાના પ્રમાણમા એકદરે ઘણી ઓછી છે એટલે પોતાની કોઈ વિશિષ્ટ અલગ સંસ્થા કે પ્રવૃત્તિ ત્યા એમણે સ્થાપી નથી. પરતુ ઘણી અગત્યની સંસ્થાઓમા ચરોતરના ભાઈઓ ત્યા ભાગ લે છે ને આગેવાનીભર્યું કાર્ય પણ કરે છે એડનના હિંદી જીમખાનાના મુખ્ય કાર્યકર નડિયાદના કાકરખાડના શ્રી વિઠ્ઠલભાઈ ગો. પટેલ છે જ્યારે એમના પત્ની શ્રી લલિતબહેન પટેલ બહેનોની સમાજનુ સુદર કાર્ય કરી અનેકવિધ સેવાઓ એ રહે મા આપે છે એડન અને મધ્યપૂર્વની સમગ્ર વેપારી આલમમા સૌથી અગત્યનુ સ્થાન ધરાવતી એક ફ્રેંચ ગૃહસ્થની કપનીમા એના ડિરેક્ટર થવાનુ ને એની વડી ઓફિસના વડા સંચાલક બનવાનુ માન ચરોતરના જ એક સુપુત્ર પોરડાના શ્રી મગનભાઈ ગિરધરભાઈ પટેલને મળ્યું છે, એ એક ગૌરવની હકીકત છે એડનમા એક બીજી મહત્ત્વની હકીકત જોવા મળે છે તે એ કે આ બીજા મહાયુદ્ધ પછી પહેલા મહાયુદ્ધ વખતે ને તે પહેલા વતનમાથી એડન જઈ તમાકુની પેઢીઓ નાખનાર વડાઓ મોટે ભાગે વતનમા પાછા આવ્યા છે અને પોતપોતાના જુવાન વારસોને એનો વહીવટ સોંપ્યો છે આથી અત્યારે થોડાક અપવાદો બાદ કરતા એડનમા ચરોતરના વતનીઓની જેટલી પેઢીઓ છે તે મોટે ભાગે ૩૫ વર્ષ કે અંદરના જુવાનો જ સભાળે છે એ જ રીતે એ નમા ચરોતરના વતનીઓની જે પેઢીઓ છે તેમ સુણાવના ભાઈઓની પેઢીઓ સૌથી મોખરે છે ને મોટી સખ્યામા છે જ્યારે એ પછી ઉત્તરસંડા, પીજ નડિયાદ, ખભાત, બાધણી-પોરડા વગેરેના વતનીઓની પેઢીઓ ખાસ છે

એડનમાં ચરોતરના વતનીઓની પેઢીઓ (૧) મેસર્સ છ અંબાલાલ એન્ડ કો સુણાવના સેકશન બી સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર ચા, તમાકુ ને દરેક પ્રકારની આયાત નિકાસ (૨ મેસર્સ બાબાભા વિઠ્ઠલભાઈ સુણાવના સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમામ પ્રકારની આયાત-નિકાસનો વેપાર, ખાસ કરીને કરિયાણુ, તમાકુ વિશેષ (૩ મેસર્સ ભીખાભાઈ તુળસીભાઈ પટેલ સુણાવના સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમામ પ્રકારનો આયાત-નિકાસનો વેપાર, કરિયાણુ, તમાકુ વિશેષ (૪) મેસર્સ અરવિંદકુમાર ચિનાદરાર સુણાવ સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુનો ૫) મેસર્સ જયનારાયણ રાવજીભાઈની કો (ઉત્તરસંડા—શ્રી મેદવાના ભાગીદારો) સેકશન એ, સ્ટ્રીટ ૧ એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ, કાપડ ને બીજી તમામ આયાત નિકાસ, (૬) મેસર્સ રસિકલાલ જયંતીલાલ પટેલ, ઉત્તરસંડા, સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ આયાત નિકાસ (૭) મેસર્સ ડાહ્યાભાઈ સોમાભાઈ પટેલ (સુણાવ) સેકશન એ. સ્ટ્રીટ ૧ એડન કેમ્પ (૮) મેસર્સ હરિભાઈ મથુરાભાઈ દેસાઈની પેઢી નડિયાદ) સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુનો (૯) મેસર્સ શાતિલાલ ડાહ્યાભાઈની પેઢી (નડિયાદ) સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુનો ૧૦) મેસર્સ જસભાઈ ભાઈલાલભાઈ એન્ડ સન્સ (સોજિત્રા) સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર લોખડના ફર્નિચરનો. હીરાની આયાત અને વેચાણ, તમાકુ તમામ આયાત વેચાણ (૧૧) મેસર્સ રસિકલાલ મનીલાલ પટેલ, (પોરડા-બાધણી) સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ બારદાન કાપડ, વગેરે આયાત વેચાણ (૧૨) મેસર્સ છોટાભાઈ ઈશ્વરભાઈ પટેલ (સુણાવ) સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ. (૧૩) મેસર્સ મોતીભાઈ ગિરધરભાઈ પટેલ પોરડા) સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુના બારદાન, કાપડ તમામ આયાત વેચાણ (૧૪ મેસર્સ ડાહ્યાભાઈ ઈશ્વરભાઈ પટેલ (ઉત્તરસંડા) સેકશન એ સ્ટ્રીટ ૧ એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ બારદન ચા ૧૫ મેસર્સ એસ એમ પટેલની કો (પીજ—નડિયાદ એડન કેમ્પ મુખ્ય વેપાર કાપડ, બારદન, ચા, આયાત નિકાસ (૧૬) મેસર્સ રતિલાલ મગનભાઈ પટેલ (પીજ) સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર ચા, બધી આયત-નિકાસ, વેચાણ (૧૭ મેસર્સ શાન્તિલાલ અંબાલાલ શાહ (પીજ સેકશન એ સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ. (૧૮) મેસર્સ ઈશ્વરભાઈ આશાભાઈ પટેલ (પવાણા સેકશન એ, સ્ટ્રીટ ૧. એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુનો (૧૯ મેસર્સ નાનાલાલ હીરાલાલ શાહ (ખભાત) સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુનો (૨૦ મેસર્સ ત્રિભોવનદાસ છોટાલાલ શાહ, (ખભાત), સેકશન એ, સ્ટ્રીટ ૧, એડન કેમ્પ.

મુખ્ય વેપાર તમાકુ, કાપડ (૨૧) મેસર્સ જસભાઈ પુંજાભાઈ પટેલ, (સુણાવ) સેકશન એ સ્ટ્રીટ ૧. એડન કેમ્પ મુખ્ય વેપારઃ ચા, તમાકુ. ખાંડ (૨૨) મેસર્સ ડાહ્યાભાઈ રણછોડભાઈ પટેલ (પીપળાવ), સેકશન એ. સ્ટ્રીટ ૧. એડન કેમ્પ મુખ્ય વેપારઃ કમિશન એજન્ટનું કામ (૨૩) મેસર્સ અંબાલાલ બેચરભાઈ (નાવલી), સેકશન એ સ્ટ્રીટ ૧. એડન કેમ્પ. મુખ્ય વેપારઃ તમાકુનો. (૨૪ મેસર્સ પરશોતમભાઈ મગનભાઈ પટેલ (ધર્મજ) એડન કેમ્પ મુખ્ય વેપાર કાપડ. (૨૫) મેસર્સ મોતીભાઈ ચતુરભાઈ પટેલ સુણાવ, સેકશન એ. સ્ટ્રીટ ૧. એડન કેમ્પ મુખ્ય વેપાર તમાકુ કાપડ વગેરે (૨૬ મેસર્સ ચુનીભાઈ દેસાઈભાઈ પટેલ ઉમેટા, સેકશન એ. સ્ટ્રીટ ૧. એડન કેમ્પ મુખ્ય વેપાર આયાત કમિશન એજન્ટ

## ઇથોપિયામાં ચરોતરવાસીઓ

ઇથોપિયામા ખાસ કરીને તો એની પાટનગરી એડિસ-અબાબા ખાતે ચરોતરના વતનીઓની વિશેષ વસતી છે એ સિવાય ડમુરીમાં પણ કેટલાક ચરોતરના ભાઈઓના કુટુંબો છે એડિસ-અબાબા ખતે બધા મળી ૨૦ જેટલા ચરોતરવાસીઓના કુટુંબો છે

સૌ પ્રથમ ચરોતરમાથી ઇથોપિયા ખાતે પેટલાદ તાલુકાના ધર્મજ ગામના વતની સ્વ. ચુનીભાઈ પુરુષોત્તમદાસ પટેલ ૧૯૧૯ના અરસામા ગયેલા એવો કંઈક ઈતિહાસ મળે છે અને એમણે એડિસ-અબાબા ખાતે આવેલી સિદ્ધપુરના શેઠ અકબરઅલી અબ્દુલહુસેન ઝોબડિયાની પેઢીના પ્રથમ પોતાના કામકાજનો પ્રારભ નોકરીથી કરેલો બીજે જ વર્ષે એમના ભાઈ ચતુરભાઈ ગયેલા અને એ પણ એજ પેઢીમા નોકરી કરતા હતા છેક ૧૯૩૬ સુધી એ રીતે બને ભાઈઓએ ત્યા નોકરી કરી અને ૧૯૩૬થી પોતાના સ્વતત્ર વેપારનો પ્રારભ કર્યો અત્યારે શ્રી ચુનીભાઈ દેવલોક પામ્યા છે પરતુ એમના ભાઈઓ બધા ખૂબ સારા પાયા ઉપર વેપાર કરે છે કાપડ અને સૂતરનો એમનો ઘણો મોટો વેપાર છે

આ સિવાય ધર્મજ, નાર, નાવલી, તારાપુર, નડિયાદ, ઓડ, મહાતજ, વગેરે ગામના ભાઈઓ ખાસ કરીને હાલ ત્યા વસે છે. આ પ્રદેશમા ચરોતરવાસીઓની મોટી વસતી નથી એટલે એમની કોઈ જુદી ક્લબ કે સસ્થા નથી પરતુ ત્યાં સૌ હિંદી ભાઈઓનું ઇંડિયન એસોસિયેશન છે અને હિંદી ભાઇઓ બાલ-મદિર તથા પ્રાથમિક શાળા પણ પોતાના તરફથી ચલાવે છે. આ બધી સંસ્થાઓના વહીવટમા ચરોતરવાસીઓ હમેશાં ખૂબ રસ લે છે ને આગેવાનીભર્યો ભાગ ભજવે છે નાનામોટા ઘણા ધધાઓમા ચરોતરવાસીઓ પડેલા છે બધી ચીજો રાખતા સ્ટોરો, કાપડની દુકાનો, વગેરે ધધામા વિશેષ ભાઇઓ છે

## લંડનમાં ચરોતરવાસીઓ

આ જિલ્લામાથી વર્ષો પહેલાં શ્રી શામળદાસ દેસાઈ સૌ પ્રથમ લડન ગયેલા એ હકીકતનો ઉલ્લેખ આગળ કરેલો છે એ પછી તો જેમ જેમ પરદેશી ગ્રજો સાથેનો આપણા દેશનો સંબધ વધતો ગયો તેમ તેમ અભ્યાસ અર્થે તો અનેક ચરોતરના વિદ્યાર્થીઓ લંડન ગયા ને એક યા બીજા પ્રકારની ડિગ્રીઓ લઈ આવ્યા અને આજે પણ લગભગ ૫૦થી ૬૦ જેટલા વિદ્યાર્થીઓ ચરોતર પ્રદેશમાથી લંડન ખાતે એક યા બીજી કોલેજમાં અભ્યાસ કરવા માટે દર વર્ષે જાય છે ને પાછા આવે છે.

પરતુ મળેલી માહિતી મુજબ સૌ પ્રથમ ઉત્તરસંડાના શ્રી ચતુરભાઈ ગગદાસ વેપાર અર્થે લડન ગયેલા એમ જણાય છે. તેમણે ત્યાથી કટલરીસ આ દેશમાં મોકલવાનો વેપાર સૌ પ્રથમ શરૂ કરેલો એમ જાણકારોનું કહેવું છે. એ પછી તો એ વેપાર બીજા પણ ઘણા ભાઈઓએ કર્યો આજે લંડનમાં ચરોતરના ભાઈઓની કેટલીક પેઢીઓ છે. એમાં ખાસ કરીને નડિયાદના શ્રી ભાઉદાસભાઈની હોટલ હિંદી પ્રજાજનો માટે જાણીતી હતી. હાલ તેઓ લંડનમાં નિવૃત્ત જીવન ગાળે છે એ ઉપરાંત મુંબઈના પાસપોર્ટ એજન્ટ શ્રી મનુભાઈ પટેલે પોતાની પટેલ એન્ડ પટેલ્સની પેઢીની શાખા કરેલી છે સુણાવના ચાના વેપારીઓ જી અંબાલાલ એક્સપોર્ટ લિ.ની લડન ખાતે મોટી શાખા કામ કરે છે કરમસદના શ્રી રામભાઈ મગનભાઈ પટેલ કરીને એક ભાઈએ પોતાની ચાર્ટર્ડ એકાઉન્ટન્ટની ફર્મ લડન ખાતે ખોલી છે

## ફીજીમાં ચરોતરવાસીઓ

જેમ પૂર્વ આફ્રિકા ચરોતરના વતનીઓની એક મોટી વસાહત જેવુ બન્યુ છે તે જ રીતે ફીજી એ પણ ચરોતરના વતનીઓ માટેની એ પછીની એક બીજી સૌથી મોટી વસાહત છે. ત્યાં પણ વીસમી સદીના પ્રારભથી જ આપણા પ્રદેશના ભાઈઓ પહોચ્યા હતા અને આજે ચરોતરના વતનીઓના ત્યા ૨૦૦ ઉપરાત કુટુંબો વસે છે ત્યા મોટા ભાગે ધર્મજ, કરમસદ સોજિત્રા, પીજ, વગેરે ગામોના ભાઈઓ વિશેષ ગયેલા છે, અને મોટા ભાગના ભાઈઓ વેપારમાં પડેલા છે. પીજના ડૉ. અંબાલાલ દાદાભાઈ પટેલ વર્ષોથી ત્યા ગયેલા છે ને ત્યાજ સ્થિર થયા છે એ ત્યાના એક આગેવાન જેવા છે એજ રીતે સોજિત્રાના ડૉ. ભાસ્કરભાઇ પટેલના ભાઇ અને એક વખતના પૂજ્ય ગાંધીજીના મત્રી શ્રી શિવાભાઈ ભાઈલાલભાઈ પટેલ પણ ત્યા વર્ષોથી વસેલા છે.

## સિંગાપોર-પિનાંગમાં ચરોતરવાસીઓ

સિંગાપોર અને પિનાંગ ખાતે આયાત નિકાસના મહત્ત્વના વેપારમાં ચરોતરના ભાઈઓની પેઢીઓ કામ કરે છે. ધર્મજના શ્રી અંબાલાલ લાલાજીભાઇ પટેલ ત્યાં એક અગ્રણી ચરોતરવાસી છે અને ત્યાની સંસ્થાઓના ઉપપ્રમુખ છે જ્યારે પિનાંગ ખાતે વસતા શ્રી સી. વી પટેલ એક અગ્રણી જાહેર કાર્યકર અને વેપારી છે.

## બર્મામાં ચરોતરવાસીઓ

બર્મામાં રંગૂન, બામો અને માંડલે એ ત્રણે શહેરોમાં ચરોતરના

વતનીઓનાં ૪૦થી ૫૦ જેટલાં કુટુંબો સ્થિર થયેલાં છે અને જુદા જુદા વેપારોમાં પડેલા છે કેટલાક ભાઈઓ રંગુનમાં ખાસ ત્યાંના મશહૂર ઝવેરાતના ધંધામાં પડેલા છે મુખ્યત્વે સુણાવ, ખાકરોલ, નડિયાદ વગેરે સ્થળોના ભાઈઓ બર્મામાં વિશેષ છે

## ઈતર દેશોમાં ચરોતરવાસીઓ

ઇન્ડોનેશિયામાં સુરબાયા ખાતે આંતરસુબા, મહેમદાવાદ, માકવા વગેરે ગામોના કેટલાક વણિક ભાઈઓ વર્ષોથી ગયેલા છે અને ત્યાંના વેપાર રોજગારમાં આગેવાનીભર્યું કામકાજ કરે છે. મધ્ય પૂર્વમાં બહેરીન ખાતે કપડવણજના કેટલાક વહોરા કુટુંબો વેપાર અર્થે સ્થિર થયેલા છે. ફ્રાન્સની પાટનગરી પેરિસ ખાતે ખંભાતના કેટલાક ઝવેરી કુટુંબો વર્ષોથી ત્યાં જ સ્થિર થયા છે ને ઝવેરાતનો ખૂબ મોટો વેપાર કરે છે સિલોનની પાટનગરી કોલંબો ખાતે હિંદી હાઈ કમિશ્નર તરીકે નડિયાદના શ્રી સી સી દેસાઈ છેલ્લા એક વર્ષથી નિયુક્ત થયેલા છે તેમની હિંદી એલચીકચેરીમાં નડિયાદના શ્રી પ્રભુદાસ શાવજીભાઈ દેસાઈ વર્ષોથી સર્વિસ કરે છે જ્યારે જપાનની પાટનગરી ટોકિયો ખાતે ટ્રેડ કમિશ્નર અધિકારી તરીકે કપડવણજના શ્રી વી સી ત્રિવેદી કામ કરે છે. પાંડીચેરીમાં પણ ઘણા ચરોતરવાસીઓ ત્યાંના શ્રી અરવિંદ આશ્રમમાં વસે છે

*

## વ્યક્તિપરિચય

## ઉસા રિવર (ટી.ટી.)

**જેશાભાઈ ગિરધરભાઈ પટેલ** વ સારસા, તા આણંદ કા ઈ સ ૧૯૨૯મા આફ્રિકા જઈ ૧૯૩૨ સુધી નોકરી કરી ૧૯૩૩થી ફરી કાપડ, કટલરી, તેમજ પેટ્રોલ, મોબિલ ઓઈલનો સ્વતંત્ર વેપાર કરે છે સ્ટેન્ડર્ડ વેક્યુમ ઓઇલ કંપનીના એજન્ટ છે હાલ ઉસા રિવર ખાતે ઇંડિયન પબ્લિક સ્કૂલ, હિંદુ યુનિયન, યંગ ઇંડિયન સ્પોર્ટસ ક્લબ વગેરે સંસ્થાઓમા વર્ષોથી સર્વાનુમતે સેક્રેટરી તરીકે ચૂંટાય છે આજુબાજુના ગામોમા દરબાર તરીકે ઓળખાય છે સર બો ૨

## એલ્ડોરેટ (કેનિયા)

**જગદીશભાઈ ભીખાભાઈ અમીન** વ વસો (તા નડિયાદ) જ્ઞા પાટીદાર ઉ ૪૨ શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પાલણપુરમા ૧૯૨૮મા પૂરું કરી વડોદરા કોલેજમા દાખલ થઈ ૧૯૩૨મા બી એ (ઓનર્સ) થયા કા બી એ થઈ વસો હાઈસ્કૂલમા હેડ માસ્તર તરીકે જોડાયા ૧૯૩૭મા કોલ્હાપુર કોલેજમાથી બી ટી થયા. ૧૯૪૪મા આફ્રિકા તરફ પ્રયાણ કર્યું ત્યા મોશી હાઈસ્કૂલમા ૪ વર્ષ સુધી આચાર્ય તરીકે રહ્યા આ દરમિયાન આ વિસ્તારમા પ્રતિષ્ઠિત ગાંધીજયંતી પ્રથમ ઊજવી ૧૯૪૮થી એલ્ડોરેટમા શાળાના મુખ્ય આચાર્ય તરીકે કામ કરે છે વસોમા પ્રથમ યુવક મંડળ સ્થાપી વર્ષો સુધી મંત્રી અને પ્રમુખ તરીકે રહેલા ઉપરાંત વસો પુસ્તકાલય, વસો સ્ત્રી કેળવણી મંડળ વગેરેના મંત્રી તરીકે કામ કરેલુ ૧૯૩૨થી ૧૯૪૪ના ગાળામા વસોમા એક સામાજિક કાર્યકર તરીકે પ્રગતિશીલ દરેક કાર્યમા સક્રિય રસ લેતા હાલ એલ્ડોરેટમા પણ સામાજિક કાર્યકર તરીકે કાર્ય કરે છે ગાંધી તત્ત્વજ્ઞાનમા દૃઢ વિશ્વાસ ધરાવી સ્વાશ્રયી ઢબે જીવન જીવે છે સાહિત્ય અને કળાના અચ્છા અભ્યાસી છે અનેક વિદ્યાર્થીઓના જીવન ઘડતરમા એમની છાપ છે સર બો ૩૮૦

## કંપાલા (યુગાન્ડા)

**અંબાલાલ છોટાલાલ દેસાઈ** વ નડિયાદ, જ તા. ૩૦-૧૧-૧૮૯૫ જ્ઞા દશા પોરવાડ વણિક શિ નડિયાદમાથી એસ એસ. સી ની પરીક્ષા પાસ કરેલી, કા ૧૯૧૫થી ૧૯૨૦ સુધી ન્યુ ઇંગ્લિશ નડિયાદમા નોકરી કરેલી એ પછી નડિયાદમા ખાદીભંડાર કાઢેલો ૧૯૨૩મા આફ્રિકા જઈ સી પારેખની મોટી પેઢીમા ૧૯૩૯ સુધી મેનેજર તરીકે કામ કર્યું એ પછી ઓરો સ્ટોર્સ કો લિ ના નામે ચાલતી પેઢી ખરીદી ત્યાર બાદ નૈરોબીમા પુરણચંદ મેની એન્ડ કો. લિ ને નામે આયાત નિકાસની પેઢી શરૂ કરેલી અને મુંબઈમા એની શાખારૂપે 'શાહ એન્ડ મેની'ના નામે પણ પેઢી શરૂ કરેલી પરંતુ ૧૯૫૨મા તે બંધ કરી છે આજે કંપાલામા ઓરો સ્ટોર્સ કો સારી રીતે ચલાવે છે. સર બો ૫૧

**અંબાલાલ લલ્લુભાઈ શાહ** વ રૂદણ, તા મહેમદાવાદ ઉ ૪૯ જ્ઞા વીશા ખડાયતા વણિક શિ રૂદણ પછી અમદાવાદમા મેટ્રિક થઈ ગુજરાત વિદ્યાપીઠમા બે વર્ષ અભ્યાસ કરેલો કા ૧૯૨૫મા હળધરવાસ ખાતે શાળામા શિક્ષક તરીકે જોડાયા ૧૯૨૭ના રેલ સંકટમા મહેમદાવાદમા કામ કર્યું અને પછી તે જ વર્ષના અંતમા પિતાનુ દેવુ પૂરું કરવાની તીવ્ર ઇચ્છાથી ૭૯ રૂપિયા ઉછીના લઈ આફ્રિકા ઊપડયા નોકરી શોધતા શોધતા ૧૯૨૮ની સાલમા જીંજા જઈ વિઠ્ઠલદાસ હરિદાસના નામે ચાલતી શ્રી મૂળજીભાઈ માધવાણીની પેઢીમા ૧૯૨૮મા વર્ષિક એક હજાર શિલિંગના પગારે જોડાયા પાછળથી તેઓ છૂટા થયા ત્યારે પગાર વધીને માસિક ૮૦૦ સુધી પહોંચેલો ૧૯૪૫મા દેશમા પાછા આવેલા અને ૧૯૪૬થી આફ્રિકા પાછા જઈ કંપાલામા હાર્ડવેર, બિલ્ડિંગ મટિરિયલ્સ જિનિંગ મટિરિયલ્સ અને બ્રિટિશ ગુડ્ઝ વગેરે માલ સીધો પરદેશથી મંગાવી અંબાલાલ એન્ડ કો લિ ને નામે સ્વતંત્ર રીતે વેપાર કરે છે કંપાલા ઇંડિયન એસોસિયેશનની મેનેજિંગ કમિટીના એક સભ્ય અને ઉત્સાહી કાર્યકર છે ઘણી જાહેર પ્રવૃત્તિઓમા તેઓ રસ લે છે, અને યથાશક્તિ ફાળો આપે છે સર બો ૭૨૬

**ડાહ્યાભાઈ પૂનમભાઈ પટેલ** : વ : ચાંગા, તા. પેટલાદ. જ્ઞા : પાટીદાર. કા : ૧૯૨૩માં આફ્રિકા જઈ આરંભમાં જિનરીઝમાં નોકરી કરેલી. આજે યુગાન્ડા હાર્ડવેર લિ.ના મુખ્ય વ્યવસ્થાપક છે. અને એમાં સારું હિત પણ ધરાવે છે. સર : બો. ૧૦૬.

**ડાહ્યાભાઈ મથુરભાઈ પટેલ** : વ : સોજિત્રા, તા. પેટલાદ. ઉ: ૬૦. જ્ઞા : પાટીદાર. શિ : મૅટ્રિક સુધી, સોજિત્રામાં. કા : પ્રથમ મુંબઈમાં કિલિકનિક્સન કંપનીમાં નોકરી કરેલી. સોનગઢ વ્યારામાં પોતે દુકાન પણ કરેલી. પછી ૧૯૧૬માં આફ્રિકા જઈ મોમ્બાસા ખાતે આફ્રિકન મરકેન્ટાઈલ કું. નામની શિપિંગ એજન્ટસ અને એક્સપોર્ટ ઇમ્પોર્ટનું મોટું કામ કરતી પેઢીની નોકરીમાં જોડાયા. ૧૯૩૦માં જીંજા ખાતે બદલી થઈ. ૧૯૩૨માં એ નોકરી છોડી દીધી અને પછી દરેક ચીજોનો હોલસેલ વેપાર કરતી યુગાન્ડા જંનરલ ટ્રેડિંગ કું.ની સ્થાપના કરી છે. ત્રણ દીકરા સાથે વેપારમાં છે. જ્યારે બીજા અભ્યાસ કરે છે મોમ્બાસાના પાટીદાર સમાજના બે મુખ્ય સ્થાપકોમાંના એક બે વર્ષ સુધી તે સમાજના પ્રમુખ પણ બનેલા અનેક જાહેર કાર્યોમાં ખૂબ રસ લીધેલો છે ને આજે વૃદ્ધાવસ્થામાં પણ સંસ્થાઓમાં રસ ધરાવે છે. સર : બો. ૨૫.

**તુળસીભાઈ નરસિંહભાઈ પટેલ** : વ : પીજ, (તા નડિયાદ) જ્ઞા : પાટીદાર. જ : તા ૧-૧૨-૧૮૮૯. શિ : સને ૧૯૧૧માં મેટ્રિક પાસ કૉલેજમાં પ્રિવિયસ સુધી. કા: ૧૯૧૪માં આફ્રિકા ગયા શરૂઆતમાં સરકારી નોકરી સને ૧૯૧૮થી '૨૫ સુધી જીંજામાં કે જી એ.ની ઑફિસમાં મેનેજર ૧૯૨૫થી ૧૯૪૭ સુધી વિઠ્ઠલદાસ હરિદાસની કંપનીમાં મેનેજર. એક દીકરો નામે રાવજીભાઈ જે બનારસ યુનિવર્સિટીનો બી ફાર્મ ગ્રેજ્યુએટ છે તેણે સોયા ઇન્ડસ્ટ્રિયલ અને ફૂડ પ્રોડક્ટર્સ લિ. નામથી ધંધો શરૂ કરેલો તેમાં સને ૧૯૪૭થી જોડાયા રોલરમિલ, વ્હીટમિલ, ઓટ્સમિલ, રિફાઈનરી, સાબુ ઉદ્યોગ એ પ્રમાણે ધંધાને વિકસાવ્યો. સને ૧૯૫૧થી મોટા પાયા ઉપર ઇલેક્ટ્રિક બેકરી શરૂ કરી છે. એક મોટા સાહસિક ઉદ્યોગપતિ તરીકે જાણીતા છે. બીજી કેટલીક ધંધાદારી પ્રવૃત્તિઓમાં હિત ધરાવે છે. બધાં જ દીકરાઓ આ ધંધાઓમાં જોડાઈ ગયા છે. સુમનભાઈ નામના એક દીકરાએ ઇંડવેટોરિયલ એજંસીઝ લિ. નામની કંપની શરૂ કરી છે જે યુગાન્ડામાંથી દુનિયાના કોઈ પણ દેશમાં જતાં વિમાનોની ટિકિટો મેળવી આપવાનું કામ કરે છે. તેઓ મેન્યુફેક્ચરિંગ લાઈફ એસ્યુરન્સ કું. ઓફ કેનેડાની યુગાન્ડાના પ્રદેશ માટે એજન્સી ધરાવે છે. જીંજામાં ઇન્ડિયન એસોસિયેશન શરૂ થયું તેમાં ઘણાં વર્ષ મંત્રી તરીકે કામ કર્યું. યુગાન્ડામાં કોટન એસોસિયેશન કમિટીમાં શરૂઆતથી જોડાયા છે. સર : બો. ૫૮.

**નાનુભાઈ વલ્લવદાસ ભાવસાર** : વ : વસો. તા નડિયાદ. જ : ઈ સ ૧૯૨૭ જ્ઞા : ભાવસાર. શિ : માધ્યમિક શિક્ષણ વસોમાં લઈ ૧૯૪૪માં મેટ્રિકમાં પ્રથમ આવી ઇનામ મેળવ્યું. અમદાવાદ ગુજરાત કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ લઈ ૧૯૪૮માં બી. એસસી. થયા. કા : થોડા સમય અમદાવાદ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું. ૧૯૫૦માં માધવાણીની જીંજા ખાતેની ખાંડની ફેક્ટરીમાં કેમિસ્ટ તરીકે નિમણૂક થતાં આફ્રિકા ગયા. હાલ ત્યાં કામ કરે છે. સર : કકીરા (વાયા જીંજા)

**ભાઈલાલભાઈ ભોગીલાલભાઈ મહેતા** : વ : વાંઠવાળી, તા. મહેમદાવાદ. જ : તા. ૨૩-૮-૧૯૦૬. જ્ઞા : બ્રાહ્મણ શિ : મૅટ્રિક સુધી, એન કે. હાઈસ્કૂલ પેટલાદમાં કા : અગાઉ આફ્રિકા જઈને ખૂબ ખ્યાતિ પામેલા મોટા ભાઈ શ્રી પી. બી. મહેતા જોડે ૧૯૨૫માં આફ્રિકા ગયેલા અને નાનજી કાળીદાસની પેઢીમાં નોકરી લીધેલી. હાલમાં બુસોગા જિલ્લામાં આવેલી બુસોગા જિનર્સ લિ. નામથી ચાલતી ત્રણ જિનરીઓના એક મુખ્ય ભાગીદાર છે. બીજા પણ કેટલાક મહત્ત્વના વેપારોમાં હિત ધરાવે છે. સર : બો. ૧

**ભાઈલાલભાઈ મોતીભાઈ પટેલ** : વ : ધર્મજ, તા. પેટલાદ કા : આફ્રિકામાં બુસોગા 'જિનર્સ' લિ.ના નામથી ચાલતી ત્રણ જિનરીઓના એક ભાગીદાર છે. સર : બો ૧

**મણિભાઈ એમ. પટેલ.** વ : ભાદરણ (તા. બોરસદ) કા : જીંજા અને યુગાન્ડાના પ્રદેશમાં મોટા પાયા ઉપર સાયકલોનો અને એના સ્પેર્સનો વેપાર કરનાર એક જાણીતા વેપારી. એમની મણિભાઈ એમ. પટેલ લિમિટેડ નામની સાયકલનો મોટો વેપાર કરતી પેઢી ખૂબ જ જાણીતી છે. સર: બો. ૨



**મનોરભાઈ શિવાભાઈ પટેલ** : વ : વડોદ, તા. આણંદ. ઉ. ૪૮. જ્ઞા: પાટીદાર. શિ: મેટ્રિક સુધી પેટલાદ હાઈસ્કૂલમાં. કા: ૧૯૨૫માં આફ્રિકા જઈ યુગાન્ડા મશિનરી ટ્રેડિંગ કંપની લિ. શરૂ કરી છે તમામ મશિનરી અને હાર્ડવેરનું કામ કરે છે. કિટગુમ કોટન કું. જિનરી, પરાંગા કોટન કું જિનરી અને ગુલુ જિનર્સ લિ એ ત્રણેયમાં તેઓ હિત ધરાવે છે મુંબઈ ખાતે સુપ્રસિદ્ધ મિલ જિનિંગમાં વેપાર કરતી યુ. ડી. પટેલ એન્ડ કું. (૧૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ)ના નામથી ચાલતી પેઢીના એક ભાગીદાર છે. અને ગુજરાત ટોબેકો કું. નામની પેઢી વડોદમાં અને એની શાખા કોચીનમાં પણ ધરાવે છે. ઉદ્યોગપતિ તરીકે પણ જાણીતા છે. સર: બો. ૮૦

**મંગળભાઈ મથુરભાઈ પટેલ** : વ : વટાદરા (તા. પેટલાદ) ઉ: ૫૦. શિ: એમ ઇ. થયા છે. કા: અત્યંત સ્વાશ્રયપૂર્વક ચરોતર એજ્યુકેશન સોસાયટી અને પછી કલાભુવનમાં અભ્યાસ કરી આપબળે આગળ વધ્યા અને હાલ જીંજા ખાતે મિકેનિકલ ઇજનેર તરીકે કામ કરે છે.

**મોતીભાઈ ત્રિકમભાઈ પટેલ** : વ : સોજિત્રા, તા પેટલાદ. ઉ: ૫૩. જ્ઞા: પાટીદાર. શિ: અંગ્રેજી ચાર ધોરણ સુધી કા: જીંજા ખાતે ખૂબ જાણીતી એમ. આર. પટેલ એન્ડ કું. લિ.ના કર્તા

હતા. આગેવાન વેપારી. મૂળ પૂર્વ આફ્રિકા ખાતે મોટા ભાઇ મગનભાઇ નોકરીમાં ૧૯૧૪માં ગયેલા. એમની પ્રેરણાથી પોતે ૧૯૧૯માં ત્યાં ગયા. પોરડાના શ્રી કુબેરભાઇ પટેલ સાથે કે જી. પટેલ એન્ડ કંપની કરી અને પછી જિનરીમાં પડયા. ૧૯૨૪થી કાપડના વેપારમાં પડયા અને ૧૯૨૬થી જીંજામાં વેપાર કરે છે. ૧૯૩૮થી આજે જે ચાલે છે તે એમ. આર. પટેલની કંપની સ્થાપી ને એ ચલાવે છે. જિનરીઝમાં હિત ધરાવે છે. કવોરી ઉદ્યોગના ભાગીદાર છે. કાપડની પેઢી ઉપરાંત નૈરોબીમાં ટિમ્બરની, મોમ્બાસામાં કાપડની, વગેરે પેઢીઓમાં હિત ધરાવે છે. બધી જાહેર પ્રવૃત્તિઓમાં સારો રસ ધરાવે છે. સર : ઓ. ૧૦

**રાજેન્દ્રભાઈ ઈશ્વરભાઈ પટેલ**: વ: બોરસદ: જ્ઞા: પાટીદાર. કા: તેઓ શ્રી. ઈશ્વરભાઈ પી. પટેલના પુત્ર છે. તેઓ પોતાની ઓરો કંપની લિ. જીંજા, જે મોટર સ્પેર અને હાર્ડવેરનું કામકાજ કરે છે તે સંભાળે છે. સર : ઓ. ૧૫૪.

**રામભાઈ જેસિંગભાઈ પટેલ** : વ : સોજિત્રા તા : પેટલાદ. ઉં : ૫૯. જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી ત્રણ ધોરણ સુધી સોજિત્રામાં. કા: ૧૯૧૮માં આફ્રિકા જઈ રેલવેની નોકરીમાં જોડાયા. ૧૯૧૪માં પિતા ગુજરી જતાં દેશમાં પાછા આવ્યા ૧૯૧૭માં ફરીથી આફ્રિકા જઈ નોકરીમાં જોડાયા. ૧૯૨૦માં દેશમાં પાછા આવ્યા ૧૯૨૪માં વળી ફરીથી પાછા આફ્રિકા જઈ ખાનગી નોકરીમાં જોડાયા ૧૯૨૯માં એક જિનરી ભાડે લઈને સ્વતંત્ર ધંધાનો પ્રારંભ કર્યો એમા નિષ્ફળ જતાં તે છોડી દઈ પાછી ૧૯૩૭ સુધી નોકરી કરી ૧૯૩૭માં પડી જવાના અકસ્માતથી પગ ભાંગી ગયો અને બે વર્ષ પથારીમાં રહ્યા પછી બે વર્ષ નોકરી કરી ૧૯૪૨થી ભાગીદારીમાં પાછા જિનરીના ધંધામા પડ્યા છે. આજે તેઓ ત્રણ જિનરી ધરાવતી ભારત કોટન જિનરી કું. લિ. જીંજાના માલિક છે. ટેલર્સ એન્ડ આઉટફિટર્સની એક પેઢી પણ એમની છે. જે. આર સ્ટીફન્સ લિ નૈરોબી સેન્ટ્રલ; સેન્ટ્રલ ઓટોમોબાઈલ્સ, નૈરોબી; અમીન કોર્મસી નૈરોબી; સુમન ગેરેજ લિ માંઝા; નાઈલ ડેરી લિ વગેરે પેઢીઓમાં મોટું હિત ધરાવે છે. યુગાન્ડાના ઉદ્યોગપતિ ચરોતરવાસીઓમાંના એક તેઓ જીંજા પાટીદાર સમાજના પ્રમુખ તરીકે પણ કામ કરે છે. અનેક જાહેર કાર્યોમાં ખૂબ ઉદાર હાથે એમણે દાન કરેલાં છે. સર : ઓ. ૭૫.

**શનાભાઈ પ્રભુદાસ ઓઝા** : વ: વસો. તા : નડિયાદ. ઉં : ૪૫. જ્ઞા : પ્રજાપતિ. શિ : મેટ્રિક સુધી વસોમાં. કા : શરૂઆતમાં આફ્રિકા જવા દેવાની પિતાએ ના પાડતાં વસોના શ્રી અમીન મોતીભાઈ સાહેબને વાત કરી એટલે તેમણે ઉત્તેજન આપ્યું. એટલે ૧૫૦ શિલિંગના પગારના પ્રારંભથી ૧૯૨૮માં આફ્રિકા જઈ સી. પારેખને ત્યાં ૧૯૪૪ સુધી નોકરી કરેલી. ૧૯૪૫માં તે નોકરી છોડીને સો મિલમાં નોકરી કરી. ૧૯૪૬માં બુદ્દાગ્મા સો મિલ્સ લિ. નામની કંપની શરૂ કરી. ૧૯૪૭માં હિંદ આવી નડિયાદમાં અંબિકા મેટલ ઇન્ડસ્ટ્રીઝ ભાગીદારીમાં શરૂ કરી છે. ૧૯૫૧માં આફ્રિકા પાછા જઇને મુખ્યત્વે ફર્નિચર અને ટિંબરના વેપારની વુડવર્કસ લિ નામની પેઢી શરૂ કરી છે. ૧૯૫૨માં હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સ વેચવાનું કામ કરતી કોમર્શિયલ કોરપોરેશન લિ. પણ શરૂ કરી છે. એસોસિયેટેડ સો મિલ્સ નામની કું. એન પી પટેલની પેઢી સાથે કરી છે તેની પણ પોતે જ સંભાળ રાખે છે. એસ. પી. જેનસન્સ લિ. નામની કમિશન એજન્ટસનું કામ કરતી પેઢીમાં પણ તેઓ મુખ્ય હિત ધરાવે છે ખૂબ કુશળતાથી ધંધામાં સારી પ્રગતિ કરી છે. જાતે એક અચ્છા કારીગર પણ છે સર : ઓ. ૧૬૪.

**સત્યેન્દ્રપ્રસાદ ચુનીલાલ દેસાઈ**: વ : મહુધા. તા. નડિયાદ. જ : તા. ૨૦-૩-૧૯૦૯. જ્ઞા : ખેડાવાળ બ્રાહ્મણ શિ : બી. એ., એલ એલ બી. થયા છે કા : ૧૯૩૨ના આઈ સી. એસ ની લંડનમાં લેવાતી પરીક્ષામાં નપાસ થતાં વિલાયતથી પાછા આવી દિલ્હીમાં ઠક્કર બાપાના હાથ નીચે હરિજન ઉદ્ધારના કામમાં પડયા. ચારેક માસ પછી નડિયાદમાં પ્રેક્ટિસ શરૂ કરી તે ૧૯૩૦ સુધી ચાલુ રાખી બાદ અમદાવાદમાં વેક્યુમ ઓઈલ કું. નામની એક અમેરિકન કું.માં સેલ્સમેન તરીકે ગયા. ત્યાંથી થોડો વખત શેર, રૂ વગેરેનો ધંધો શરૂ કર્યો અને પછી ૧૯૪૪માં વિઠ્ઠલદાસ હરિદાસની આફ્રિકા ખાતેની મોટી કંપનીની નોકરીમાં જોડાયા. ૧૯૪૬માં કંપનીના ભાગ થતાં હિંદ આવ્યા. ૧૯૪૭માં પાછા જઈ એક વર્ષ સુગર ફેકટરીમાં મેનેજર થયા અને ૧૯૪૮થી જીંજા ખાતે વકીલાત શરૂ કરી છે. વતન મહુધામાં કેળવણી મંડળ સ્થાપી હાઈસ્કૂલ ઊભી કરવામાં સારો રસ લીધેલો ને મંડળના પહેલા માનદ મંત્રી પણ બનેલા. જીંજામાં એડવોકેટ તરીકે સારી ખ્યાતિ પામ્યા છે. અનેક જાહેર કાર્યોમાં સક્રિય રસ ધરાવે છે. સર : ઓ. ૨૪૯.



**સુમનભાઈ નારણભાઈ પટેલ** : વ : બોરસદ. જ્ઞા : પાટીદાર કા : પોતાના કાકા અને પિતાના ચાલુ ધંધાને ૧૯૪૬થી સંભાળે છે અને વિખ્યાત એન. પી. પટેલનાં નાનાં મોટા કન્સર્નના મુખ્ય કર્તાહર્તા છે. સર : ઓ. ૧૫૪.

## ટરોરો (યુગાન્ડા)

**ડાહ્યાભાઈ વાઘજીભાઈ પટેલ** : વ: સોજિત્રા, તા પેટલાદ. ઉં : ૪૩. જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક સુધી સોજિત્રામાં. કા : મોટા ભાઈ આફ્રિકામાં નોકરી કરતા હોવાથી પોતે પણ ૧૯૨૭માં આફ્રિકા જઈ ૧૯૩૯ સુધી કે. જી એ માં નોકરી કરી. ૧૯૩૯થી ટરોરો ખાતે સ્વતંત્ર રીતે ધંધો શરૂ કર્યો. ૧૯૪૬થી ટરોરો જિનર્સ લિ.માં ભાગીદાર તરીકે જોડાયા છે. સર : ઓ. ૧૦.

**રાવજીભાઈ શિવાભાઈ પટેલ** : વ: ભાદરણ. તા. બોરસદ ઉં : ૪૩. જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી પાંચ ધોરણ સુધી,

બાદરણમા કા જાણીતા ઉદ્યોગપતિ ૧૯૨૬મા આફ્રિકા જઇ ત્યા આવેલી મોટા ભાઇની કાપડની દુકાનમા જોડાયા ૧૯૩૫-૩૬મા સી પારેખને ત્યા નોકરી કરી ૧૯૩૭મા જિનરીના ધધામા પડયા ૧૯૪૬થી ટૅારો જિનર્સ લિનું કામ હાથમા લીધુ છે આ ઉપરાત બુસોલવે અને લુકોગવે જિનરીઝ પણ એમની જ છે મબાલે જિનર્સ લિ અને સીરોકો જિનરીમા તેઓ ડાયરેક્ટર પણ છે. વળી રણછોડભાઈ શિવાભાઈ પટેલ લિ, મોમ્બાસા ખાતે કોલોનિયલ ઇન્ડસ્ટ્રીઝ એન્ડ મરકેન્ટાઈલ લિ, એમ આર એસ પટેલ એન્ડ કો લિ મોમ્બાસા, ડી સી પટેલ એન્ડ કુ. મોમ્બાસા, સનરાઈઝ એજન્સીઝ એન્ડ ઇન્ડસ્ટ્રીઝ લિ મોમ્બાસા, વગેરે કંપનીઓમા તેઓ ભાગીદારી ધરાવે છે આ બધા ધધા તેઓ અને તેમના ભાઇઓ ચલાવે છે ટૅારો અને આસપાસના ગામામા ખૂબ જાણીતા છે એમણે મબાલેમા પોતાના ભાઈના નામનુ પુસ્તકાલય કરવા ૩૦ હજાર શિલિંગનુ દાન કર્યું છે બીજા પણ ઘણા સારા દાનો કર્યા છે સર ઓ ૧૦

## ટાંગા (ટી. ટી.)

**મગનભાઈ સોમાભાઈ પટેલ** વ કરમસદ, તા આણદ ઉ ૪૭ જ્ઞા પાટીદાર શિ સતોકપુરા, કાવીઠા અને પછી અંગ્રેજી પાચ ધોરણ સુધી બોરસદ અને કરમસદમા કા ૧૯૨૧મા આફ્રિકા જઈ પ્રથમ નૈરોબીમા ખાનગી પેઢીમા નોકરીમા જોડાયેલા પછી ટાગાનિકા, મોમ્બાસા, વગેરે સ્થળે નોકરી કરેલી આજે ટાગામા કેટલ્સ રોય નામની અંગ્રેજી પેઢીમા મેનેજર તરીકે હોદ્દો ધરાવે છે ટાગામા રેન્ટ બોર્ડ, હોટલ બોર્ડ, વગેરેના સભ્ય છે અને બધા જ જાહેર કાર્યોમા આગેવાન જેવા છે સર ઓ. ૩૯

## ડોડોમા (ટી. ટી.)

**અબાલાલ મણીભાઈ પટેલ** વ ધર્મજ, (તા પેટલાદ) મ ડોડોમા ખાતે ઉત્લા કેટલાક વર્ષોથી પ્રિઝન ચીફ ઓફિસર તરીકે તેઓ કામ કરે છે

## થીકા (કેનિયા)

**અનુભાઈ ભીખાભાઈ અમીન** વ વસો તા નડિયાદ જ ૧૯૨૮ શિ મુબઈ યુનિ.ની બી એસસી ની ઉપાધિ ૧૯૫૧મા મેળવી પ્રથમ વર્ગમા ઉત્તીર્ણ થયા હોવાથી ગોલ્ડ મેડલ મળેલો છેલ્લા વર્ષમા કોલેજ તરફથી મેરિટ સ્કોલરશિપ મળેલી કા બી એસસી થયા બાદ એમ. એસસી નો અભ્યાસ શરૂ કર્યો તે સાથે ઇન્સ્ટિટ્યુટ ઓફ સાયન્સ અહીંમા ડેમોન્સ્ટ્રેટર તરીકે નિમાયા બે વર્ષ ત્યા કામ કરી ૧૯૫૩મા આફ્રિકા ગયા હાલ થીકા ગવર્મેન્ટ સ્કૂલમા આસિ પ્રિન્સિપાલ તરીકે કામ કરે છે તેમણે પલાનપુર હાઈસ્કૂલમાં ગરીબ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ મળે એ હેતુથી સારી એવી રકમનું દાન કર્યુ છે તેમના પત્ની મધુકાન્તાબેન બી એ. છે

**મનુભાઈ ડાહ્યાભાઈ પટેલ** વ પલાણા, તા નડિયાદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર શિ પલાણામા પછી અંગ્રેજી પાચ ધોરણ સુધી વસોમા કા ૧૯૩૬મા આફ્રિકા જઈ નકુરુ ખાતે 'એચ ડાઉનિંગ' નામના સ્ટોરમા નોકરી કરેલી ૧૯૫૨થી થીકામા સિટી જનરલ સ્ટોર્સના નામે પ્રોવિઝનનો સ્વતત્ર ધધો કરે છે સર ઓ ૧૮૮

## દારેસલામ (ટી. ટી.)

**અબાલાલ ધૂળાભાઈ પટેલ** વ મહુધા, તા. નડિયાદ ઉ ૪૭ જ્ઞા પાટીદાર શિ નોનમેટ્રિક કા ૧૯૩૫મા આફ્રિકા જઈ પ્રથમથીજ ધધામા પડેલા આજે દારેસલામ ખાતે હરિભાઈ ડાહ્યાભાઈ એન્ડ કો.ના નામથી ગ્રોસરી ને પ્રોવિઝનનો હોલસેલ ને રિટેલ વેપાર કરતી પેઢીના ભાગીદાર છે સર ઓ ૬૭૦

**અબાલાલ ભાઈલાલભાઈ પટેલ** વ પલાણા, તા નડિયાદ ઉ ૨૯ જ્ઞા પાટીદાર શિ ઇટર સુધી, બરોડા કોલેજમા કા ૧૯૪૯થી આફ્રિકા જઈ પ્રથમથી જ નોકરીમા જોડાયેલા અત્યારે બી એમ નજરઅલી કપનીમા નોકરી કરે છે સર ઓ ૬૪૦

**આશાભાઈ મણીભાઈ શાહ** વ વસો, તા નડિયાદ ઉ ૫૭ જ્ઞા વાણિયા શિ પ્રિવિયસ સુધી કા ૧૯૨૧મા આફ્રિકા જઇ દારેસલામમા ને ટાગાનિકામા કસ્ટમમા ઘણે સ્થળે નોકરી કરેલી ૧૯૪૮મા નોકરીમાથી રિટાયર થયેલા ૧૯૫૦થી દારેસલામમા કસ્ટમના ક્લીયરિંગ ફોરવર્ડિંગ એજન્ટ તરીકેનું કામ કરે છે બન્ને દીકરા પણ તેમની સાથે જ છે એક રજનિકાન્ત કસ્ટમમા નોકરી કરે છે બીજા રસિકલાલ (બી કોમ) ઓડિટર્સને ત્યા નોકરી કરે છે સર ઓ ૬૧૦

**કાન્તિભાઈ છગનભાઈ પટેલ** વ ધામણા તા આણંદ ઉ ૩૬ જ્ઞા પાટીદાર શિ ૧૯૩૪-૩૫ના મુબઈ યુનિના ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ વિદ્યાર્થી બી એ બી એસ સી છે કા શરૂઆતમા તેમણે બે વર્ષ એડિંગ્ટન કોલેજમા ટીચર તરીકે કામ કરેલુ પિતાએ ગ્રોસીઆર અને દારેસલામ ખાતે શરૂ કરેલો સ્ટોર એમના નામ ઉપરથી કાન્તિ સ્ટોર ને નામે ચાલે છે અને દારેસલામમા તેઓ તેનુ સંચાલન કરે છે પેપ્યુલર ઓઈલ મિલ છે તે સભાળે છે અને દારેસલામનુ એમ્પાયર સિનેમા પણ ભાગીદાર તરીકે તેઓ જ સભાળે છે દારેસલામમા એક આગેવાન ચરોતરી ઉદ્યોગપતિ ને વેપારી છે સર ઓ ૭૭૫

**શાન્તિલાલ હરિભાઈ પટેલ** વ ધર્મજ તા : પેટલાદ ઉ ૩૪ જ્ઞા પાટીદાર શિ અમદાવાદ અને કલકત્તામા અભ્યાસ એલ સી પી એસ એલ ટી એમ એમ બી કા શરૂઆતમા છપ્પનનો પ્લેગ ... [illegible] નોકરી કરેલી એ પછી ૧૯૪૪મા આફ્રિકા ગયા ટાગાનિકા ... [illegible] સરકારી મેડિકલ સર્વિસમા જોડાયેલા છેલ્લા ... વર્ષથી દારેસલામ ખાતે છે અને સેવા ... હોસ્પિટલમા ડોક્ટર તરીકે કામ કરે છે સર : ઓ : ૧૧૬૭

**કાલીદાસ હાથીભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ત્રણ ધોરણ સુધી સુણાવમા કા ૧૯૨૭મા આફ્રિકા જઈ પ્રથમ નોકરી કરેલી ૧૯૩૩થી આલેડમા ધંધામા પડેલા ૧૯૩૮મા જનરલ મશિનરી સ્ટોર લિ નામની પેઢીના એક ભાગીદાર ડિરેક્ટર તરીકે કામ કરે છે ઉપરાત કે નારણભાઈ કંપનીના પણ તેઓ એક ભાગીદાર છે સર બો ૨૨૨

**ખોડાભાઈ કાશીભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ. ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ ફરગ્યુસન કૉલેજ પૂનામા ભણી બી. એસ સી થયેલા છે. કા ૧૯૩૦થી આફ્રિકા જઈ પ્રથમ શિક્ષકની નોકરીમા રહેલા ૧૯૪૧થી 'પટેલ સ્ટોર્સ લિ' ના નામે પ્રોવિઝન અને સન્ડ્રીઝ જથાબંધ આયાત કરી વેચનારી પેઢી સ્થાપી છે એમની સાથે ભાગીદારીમા ગાડાના શ્રી નારણભાઈ વસનભાઈ પટેલ, બાધણીના શ્રી મગનભાઈ બીખાભાઈ પટેલ અને ધર્મજના શ્રી ગોરધનભાઈ કાશીભાઈ પટેલ છે સર બો ૭૪૬

**ચિતરંજનભાઈ છગનભાઈ પટેલ** વ થામણા, તા આણંદ ઉ ૨૬ જ્ઞા પાટીદાર પ સવિતાબેન, બી એ શિ પૂના કૉલેજમાથી બી એસ સી થયા છે કા ન્યુઝિલેન્ડ ઈન્સ્યોરન્સ કંપની અને યુનાઈટેડ સ્કોટિશ કંપનીના, ટાંગાનિકા તથા ઝાંઝીબાર પ્રદેશના ચીફ એજન્ટસ છે ઓરિએન્ટલ વીમા કંપનીમા પણ જિંદગીના વીમાનુ કામ કરે છે ઉપરાત આફ્રિકામા 'કાન્તિ સ્ટોર'મા ભાઈઓ સાથે ભાગ છે

**ચીમનભાઈ ઉમેદભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ ઉ ૪૮ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક, સોજિત્રામાથી કા ૧૯૨૪મા આફ્રિકા જઈ પહેલેથી જ જ્યુડિશિયરી ખાતામા નોકરી કરે છે અત્યારે હાઈકોર્ટના ચિફ ઑફિસ આસિસ્ટન્ટના સ્થાન ઉપર છે સર બો ૪૯

**ચીમનલાલ ગોરધનભાઈ પટેલ** વ પલાણા, તા નડિયાદ ઉ ૩૦ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી, વડોદરામા કા ૧૯૪૫થી આફ્રિકા જઈ દારેસલામ ખાતે આયર્ન એન્ડ સ્ટીલ વેર, ટાંગાનિકા લિ નામની ફર્મમા નોકરીમા જોડાયેલા અત્યારે એ જ ફર્મના મેનેજર છે અને તેમા હિત પણ ધરાવે છે સર બો ૧૦૫૨

**ચુનીભાઈ પુરષોત્તમભાઈ અમીન** વ વસો તા નડિયાદ ઉ ૫૨ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી બે ધોરણ સુધી, વડોદરામા. કા તેઓ ૧૯૧૪મા આફ્રિકા નોકરીમા ગયેલા ૧૯૨૭થી ધંધાનો પ્રારંભ કરેલો આજે પ્રોવિઝનનો હોલસેલ-રિટેલ વેપાર કરતા જયતી સ્ટોર'ના ૧૯૩૪થી એક ભાગીદાર છે સર. બો ૩૨

**ચુનીભાઈ બાપુભાઈ પટેલ** વ પલાણા, તા નડિયાદ ઉ ૨૬ જ્ઞા પાટીદાર કા ૧૯૪૯થી આફ્રિકા જઈ દારેસલામ ખાતે પટેલ સ્ટોર્સ લિના એકાઉન્ટન્ટ તરીકે કામ કરે છે સ બો ૭૪૬

**છગનભાઈ રણછોડભાઈ પટેલ** વ પણસોરા, તા આણંદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર શિ ઈંટર સાયન્સ, વડોદરા કૉલેજ કા ૧૯૩૯મા આફ્રિકા જઈ દારેસલામ ખાતે હાર્ડવેર આયર્નનુ કામ કરતી પેઢીમા પંદર વર્ષ નોકરી કરેલી અત્યારે ઓલ્ડ ઈસ્ટ આફ્રિકન ટ્રેડિંગ કંપની લિમા બ્રોકર તરીકે કામ કરે છે કૉડેટ ડેવલપમેન્ટ નામના એસ્ટેટમા પહેલા ભાગીદાર હતા સર બો ૧૬૨૧

**છોટાભાઈ મૂળજીભાઈ પટેલ** વ ઉત્તરસંડ, તા. નડિયાદ ઉ ૪૮ જ્ઞા પાટીદાર શિ ઉત્તરસંડામા પછી મેટ્રિક સુધી નડિયાદ હાઈસ્કૂલમા, ત્યાર બાદ યાજ્ઞિક કૉલેજ ઑફ કૉમર્સ અમદાવાદમા અભ્યાસ કરેલો કા ૧૯૨૫મા આફ્રિકા જઈ ટાંગાનિકા વિભાગમા સરકારી ટ્રેઝરીમા પ્રથમ જોડાયા તે પછી બીજા બે વિભાગોમા પણ કામ કરેલુ ૧૯૩૨થી દારેસલામ ખાતે રહે છે પટેલ બ્રધરહુડના વર્ષો સુધી પ્રમુખ રહેલા અત્યારે ટાંગાનિકા એશિયન સિવિલ સર્વિસ એસોસિયેશનના પ્રમુખ છે પૂર્વ આફ્રિકાના ઈન્ટર ટેરિટોરિયલ ગવર્મેન્ટ સર્વન્ટસની કૉન્ફરન્સના ૧૯૫૨મા પ્રમુખ હતા સર બો ૪૭૭

**જશભાઈ ચુનીભાઈ દેસાઈ** વ નડિયાદ ઉ ૪૭ જ્ઞા પાટીદાર શિ નડિયાદમા નોન મેટ્રિક, પછી શૉર્ટહેન્ડ ટાઈપિસ્ટ એન્ડ બુકકીપિંગનો ડિપ્લોમા મુંબઈમા લીધેલો કા પ્રથમ મુંબઈમા નોકરી કરી વધુ સારો ડિપ્લોમા મેળવેલો ૧૯૨૮મા આફ્રિકા જઈ દારેસલામ ખાતે મોટરમાર્ટમા સ્ટોરકીપર અને સેલ્સમેન તરીકે ૧૯૪૬ સુધી નોકરી કરેલી એ પછી થોડો વખત ટાંગાનિકા કૉટન કંપનીના બ્રોકર બનેલા પછી દારેસલામમા ૧૯૪૬થી જ જનરલ ટ્રેડિંગ સ્ટોર્સ, અને લીંડીમા એમ એમ પટેલ એન્ડ કંપનીને નામે ઈમ્પોર્ટર્સ ઑફ ઓટો સ્પેર્સ, હાર્ડવેરનો ધંધો શરૂ કર્યો છે ૧૯૫૨મા નોકરી છોડી માત્ર ધંધો જ સભાળે છે સ્પોર્ટસનો શોખ છે ક્રિકેટના અચ્છા ખેલાડી છે સર બો ૨૪૧

**જશભાઈ ભાઈલાલભાઈ અમીન** વ વસો, તા નડિયાદ. ઉ ૫૧ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી કા ૧૯૨૧મા આફ્રિકા જઈ કસ્ટમખાતામા જોડાયેલા અત્યારે દારેસલામ કસ્ટમમા એક્ઝામિનિંગ ઑફિસર તરીકે હોદ્દો ધરાવે છે આ ઉપરાત મોરોગોરો ખાતે જમીન એસ્ટેટ (શાંબા) ધરાવે છે એમના પુત્ર ઈન્દુભાઈ (બી એ) પણ ૧૯૫૩મા આફ્રિકા જઈ કસ્ટમખાતામા જોડાયા છે સર બો ૨૪૦

**ઝવેરભાઈ મનોરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૪૯ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી, નડિયાદમા કા ૧૯૨૫મા આફ્રિકા જઈ પ્રથમ ટાંગાનિકા કૉટન કંપની લિમા ૧૯૪૭ સુધી નોકરી કરેલી ૧૯૪૮મા મોરોગોરો ખાતે ધંધો શરૂ કરેલો અત્યારે દારેસલામ ખાતે 'ગુજરાત પ્રોવિઝન સ્ટોર'ના ભાગીદાર તરીકે કામ કરે છે જાહેર કામોમા રસ લઈ સેવાભાવથી એમા સક્રિય ફાળો આપે છે સર બો ૧૯૩

[illegible]ભાઈ [illegible]ભાઈ પટેલ વ. સુણાવ, તા. પેટલાદ ઉં. [illegible] પાટીદાર [illegible] શિ. સુણાવ, પેટલાદ ને પછી એક વર્ષ જૂનાગઢ બહાદુરીને [illegible]માં ભણેલા કા. ૧૯૧૫માં ઉંમરે પછી આફ્રિકા ગયા. પ્રથમ ચાર વર્ષ કંપાલા ખાતે નોકરી કરી પછી ચાર વર્ષ [illegible] ખાતે નોકરી કરી ૧૯૨૭માં દારેસલામ ખાતેની કંપાલા જનરલ એજન્સીમાં ૧૯૩૯માં એ કંપની બંધ થઈ ત્યાં સુધી નોકરી કરી ૧૯૪૧માં સ્વતંત્ર ધંધાનો પ્રારંભ કર્યો અને હાર્ડવેર એન્ડ આયર્ન કંપનીમાં ભાગીદાર તરીકે જોડાયા અને ત્યારથી દારેસલામ ખાતેનો એ ફર્મનો ધંધો એ તથા એમના દીકરા સાથે [illegible] સાથે સાથે કેરીના ધંધામાં, દવાઓના ધંધામાં, ઈન્સ્યોરન્સના ધંધામાં અને સિનેમાના ધંધામાં દારેસલામ ખાતે હિત ધરાવે છે. દારેસલામ ઉપરાંત ટાંગા, કંપાલા ને લંડનમાં પણ કેટલીક ફર્મમાં આવા ધંધામાં હિત ધરાવે છે અને મોરોગોરોની એક સૉ મિલમાં પણ હિત ધરાવે છે.

કંપાલા ઇંડિયન પબ્લિક સ્કૂલના સ્થાપકોમાંના એક અને તેના મંત્રી છે. ૧૯૨૩માં મંત્રી ગયા ને ત્યાંથી એ વી પટેલ પાસેથી કે ૭૭ એ ની ઓફિસનો ચાર્જ લીધો ત્યારે તેઓ જે [illegible] પ્રવૃત્તિ કરતા હતા તેનો પણ ચાર્જ લીધો. ૧૯૨૪માં [illegible]ની લાઇસન્સિંગ ઓથોરિટીના અને કોટન બોર્ડના સભ્ય તરીકે સેવા આપી, ૧૯૨૯માં દારેસલામ ખાતે ઇંડિયન એસોસિયેશનના ઉપપ્રમુખ તરીકે સેવા આપી. ૧૯૩૧માં એજ્યુકેશન બોર્ડ, સેન્સર બોર્ડ અને કોટન બોર્ડના સભ્ય તરીકે કામ કર્યું. ૧૯૩૩-૩૯માં હિંદુ મંડળના પ્રમુખ તરીકે કામ કર્યું. ઇંડિયન મર્ચન્ટ્સ ચેમ્બર ૧૯૩૯માં શરૂ કર્યું, ને ૧૯૩૯થી ૪૧ સુધી એના પહેલા પ્રમુખ બન્યા. ૧૯૪૭માં ટાંગાનિકા મરચન્ટ્સ કૉન્ફરન્સ મોરોગોરોમાં થયેલી એના પ્રમુખ તરીકે કામ કર્યું. ૧૯૫૦માં એશિયન એસોસિયેશન સ્થપાયું છે અને ત્યારથી એના પ્રમુખ છે. ટાંગાનિકાની એજ્યુકેશન બોર્ડ, રેન્ટ બોર્ડ, પ્રાઇસ કંટ્રોલ બોર્ડ, વોર ડિસ્પોઝલ બોર્ડ, ઇમિગ્રેશન બોર્ડ વગેરે અનેક સાર્વજનિક સંસ્થાઓના સભ્ય તરીકે સેવા આપે છે. ટાંગાનિકાની પ્રજાના એ માનીતા નેતા છે અને તે પ્રદેશના સૌથી મોટા ને જાણીતા રાજકીય આગેવાન છે. [illegible] પટેલના ટૂંકા નામે તેઓ પ્રસિદ્ધ છે. સર નં. ૨૮૫.

ડાહ્યાભાઈ છોટાભાઈ પટેલ વ. સુણાવ, તા. પેટલાદ ઉં. ૪૩ જ્ઞા. પાટીદાર શિ. મેટ્રિક ચરોતર એજ્યુ. સોસાયટી આણંદમાંથી. કા. ૧૯૪૦માં આફ્રિકા જઈ દારેસલામ ખાતે ધંધાનો પ્રારંભ કર્યો. અત્યારે જથાબંધ આયાત કરવાનો ધંધો કરે છે. સર નં. ૬૨૪

ડાહ્યાભાઈ મગનભાઈ પટેલ વ. મહેળાવ, તા. પેટલાદ ઉં. ૪૫ જ્ઞા. પાટીદાર શિ. નોન મેટ્રિક. કા. ૧૯૩૦માં આફ્રિકા જઈ પ્રથમથી જ વેપારમાં પડેલા. ૧૯૪૨થી દારેસલામ ખાતે હરિભાઈ ડાહ્યાભાઈ એન્ડ કંપની નામના ગ્રોસરી પ્રોવિઝનનો હોલસેલ ને રિટેલ વેપાર કરતી ફર્મના ભાગીદાર છે. સર નં. ૩૭૦

[illegible]ભાઈ શનાભાઈ પટેલ વ. નડિયાદ ઉં. ૫૩ જ્ઞા. પાટીદાર શિ. નોનમેટ્રિક, ધી ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, નડિયાદ. કા. ૧૯૧૯માં આફ્રિકા જઈ નૈરોબી ખાતે એકાઉન્ટન્ટનું કામ કરેલું. ૧૯૨૬થી ૪૮ ટાંગાનિકામાં મોશી-અરુશા રહેલા. ૧૯૩૮માં દેશમાં પાછા આવી ૧૯૫૦ સુધી રહેલા. વળી ૧૯૫૦થી ફરી આફ્રિકા જઈ અત્યારે [illegible] એન્ડ [illegible]ની કેમિસ્ટની પેઢીમાં નોકરી કરે છે. સર નં. ૧૨૩૩

નાથાભાઈ મનોરભાઈ પટેલ વ. ચકલાશી, તા. નડિયાદ ઉં. ૪૯ જ્ઞા. પાટીદાર શિ. ચકલાશીમાં વ. ફા. પાસ. કા. સોળ વર્ષની ઉંમરે ચકલાશીમાં શિક્ષક તરીકે જીવનનો પ્રારંભ કરેલો. પાંચ વર્ષ વાસદમાં પણ નોકરી કરેલી. ૧૯૨૬માં આફ્રિકા જઈ દારેસલામ ખાતે તિલક મેમોરિયલ ઇંડિયન સ્કૂલમાં જોડાયેલા. પછી એ જ સ્કૂલ સરકારી થઈ તો એમાં પણ ચાલુ રહી પચ્ચીસ વર્ષથી-રજા કે માંદગી ભોગવ્યા વગર નોકરી કરે છે. તેઓ કેટલીક જાહેર પ્રવૃત્તિઓના પ્રણેતા ને રસિયા છે. લેખક પણ છે. તેમના પ્રગટ થયેલા પુસ્તકો વીરસિંહની વીરતા (નોવેલ), હિંદમાતાની મુક્તિ, રાજભુવનના [illegible], [illegible] યુગ (સામાજિક નવલકથા) ગામોદ્ધાર (નવલકથા અપ્રગટ પુસ્તક) માનવ ધર્મ સામાજિક નવલકથા) આ ઉપરાંત કેટલાક નાટકો લખ્યા છે ને તે ખૂબ ભજવવામાં આવ્યા છે. તેઓ [illegible] અભિનેતા છે, સારા ચિત્રકાર છે, અને ખૂબ જૂના કેળવણીકાર છે. સર નં. ૭૭

નારણભાઈ મોતીભાઈ પટેલ વ. સુણાવ, તા. પેટલાદ ઉં. ૩૮ જ્ઞા. પાટીદાર શિ. નોન મેટ્રિક. પછી બે વર્ષ આફ્રિકામાં અભ્યાસ કરેલો. કા. ૧૯૩૪માં આફ્રિકા જઈ પ્રથમ સાત વર્ષ સુધી બેંકમાં નોકરી કરેલી. ૧૯૪૨થી વેપારનો પ્રારંભ કરેલો. ૧૯૫૧માં 'નારણભાઈ ઇસ્ટ આફ્રિકા લિ.' નામની મોટર સ્ટોર્સ અને હાર્ડવેરનો ધંધો કરતી પેઢી શરૂ કરી છે. બીજી એક તેમની કે નારણભાઈ નામની કંપની છે જે ટિંબર અને હાર્ડવેરનો ધંધો કરે છે. તે ઉપરાંત નારણભાઈ ઇલેક્ટ્રિક એન્જિનિયરિંગ કંપની છે જે ઇલેક્ટ્રિક ગુડ્ઝનો વેપાર અને ફિટિંગ કોન્ટ્રાક્ટનું કામ કરે છે. દારેસલામમાં આવું ઇલેક્ટ્રિકનું કામ કરતી ચરોતરવાસીની આ એક જ પેઢી છે. સર નં. ૬૩૨

પુરુષોત્તમભાઈ આશાભાઈ દેસાઈ વ. નડિયાદ ઉં. ૩૫ જ્ઞા. પાટીદાર કા. ૧૯૩૭ના અંતથી આફ્રિકા જઈ નોકરીમાં જોડાયા છે. સર નં. ૭૭૭

પુરુષોત્તમભાઈ [illegible]ભાઈ પટેલ વ. સુણાવ તા. પેટલાદ ઉં. ૫૭ જ્ઞા. પાટીદાર શિ. મેટ્રિક સુધી સુણાવ અને પેટલાદ હાઈસ્કૂલમાંથી. કા. ૧૯૨૭માં આફ્રિકા જઈ પ્રથમ [illegible]

કન્ટ્રીમાં ઊરામા ખાતે 'ઊરામા પ્રોવિઝન સ્ટોર'ની સ્થાપના કરી ધંધો કરેલો પછી દારેસલામ જઈ ઊરામા પ્રોવિઝન સ્ટોરને નામે મુખ્યત્વે કાપડ અને તમામ પ્રોવિઝનનો જથાબંધ આયાત અને નિકાસનો ધંધો શરૂ કર્યો છે. દારેસલામ ખાતે જે થોડા ચરોતરવાસીઓ મોટા સ્ટોર્સ ને વેપારની પેઢીઓ ધરાવે છે તેમાંના તેઓ એક છે, મુંબઈ ખાતે આ જ ફર્મની શાખા ' ઓવરસીઝ યુનાઈટેડ કું ના નામે કામ કરે છે. સર : ઓ. ૪૦.

**પુરુષોત્તમભાઈ શંકરભાઈ પટેલ** : વ : ઉત્તરસંડા, તા. નડિયાદ. ઉં : ૪૧. જ્ઞા : પાટીદાર, શિ : નોન મેટ્રિક. ઉત્તરસંડા અને પછી નડિયાદમાં. કા : ૧૯૨૬માં આફ્રિકા જઈ પ્રથમ નોકરીમાં જોડાયેલા. ૧૯૩૪થી 'જયંતી સ્ટોર'ના એક ભાગીદાર તરીકે એમાં કામ કરે છે. સર : ઓ. ૩૨.

**બાબુભાઈ મગનભાઈ અમીન** : વ : તારાપુર, તા. ખંભાત. ઉં : ૨૫. જ્ઞા : પાટીદાર. કા : ૧૯૪૬માં આફ્રિકા જઈ કેનિયા સરકારના ઓડિટ ખાતામાં જોડાયા છે. કોલોનિયલ ઓડિટ ખાતાના નોકર છે. સર : ઓ. ૧૨૬૮.

**ભાઈલાલભાઈ કરસનદાસ પટેલ** : વ : સુણાવ. તા. પેટલાદ. ઉં : ૩૫, જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક સુધી. સુણાવ અને પછી પેટલાદ હાઈસ્કૂલમાં. કા : ૧૯૩૬માં આફ્રિકા જઈ દારેસલામ ખાતે પ્રથમ મોટર માર્ટ એક્સ્ચેઈન્જમાં નોકરી કરેલી ૧૯૪૨થી ઊરામા પ્રોવિઝન સ્ટોરના મેનેજર તરીકે અને સર્વિસ સ્ટાફ પાર્ટનર તરીકે કામ કરે છે. સર ઓ. ૪૦.

**ભાઈલાલભાઈ સોમાભાઈ પટેલ** : વ : સુણાવ, તા પેટલાદ. ઉં : ૪૪. જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી ચાર ધોરણ સુધી સુણાવમાં કા: ૧૯૩૨માં આફ્રિકા જઈ પ્રથમ નોકરીમાં જોડાયેલા. ૧૯૪૪થી પટેલ–દેસાઈ એન્ડ કું. નામથી જથાબંધ આયાત કરતી પેઢીમાં એક ભાગીદાર તરીકે કામ કરે છે. સર . ઓ. ૬૪૦.

**મગનભાઈ ખુશાલભાઈ પટેલ** : વ : પેટલી તા. પેટલાદ. ઉં : ૫૦. જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક. કા : ૧૯૨૪માં આફ્રિકા જઈ સરકારી કસ્ટમ ખાતામાં નોકરીમાં જોડાયેલા. અત્યારે તેમાંથી નિવૃત્ત થઈ આફ્રિકન મરકેન્ટાઈલ કંપનીમાં નોકરી કરે છે. સર : ઓ. ૧૩૮૩.

**મણિભાઈ ચતુરભાઈ પટેલ** : વ : નડિયાદ ઉં : ૩૩ જ્ઞા : પાટીદાર શિ : નડિયાદમાંથી મેટ્રિક કા : પ્રથમ સાત વર્ષ નડિયાદ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં કામ કરેલું. અને ૧૯૪૮થી આફ્રિકા જઈ દારેસલામ ખાતે હાઈકોર્ટમાં સ્ટેટિસ્ટિકસ ખાતાના ઈનચાર્જ તરીકે કામ કરે છે સર : ઓ ૪૯

**મધુસૂદન જમિયતરામ દવે** : વ : ઊમરેઠ, તા : આણંદ. ઉં : ૨૭ જ્ઞા : ખેડાવાળ બ્રાહ્મણ. શિ : ઇંટર સુધી. ફરગ્યુસન કૉલેજ, પૂના કા : ૧૯૪૭થી આફ્રિકા જઈ વેપારમાં પડ્યા છે. અત્યારે યુનિવર્સલ ઓટોમોબાઈલ લિ.ના નામે મોટર સ્પેર પાર્ટસનો વેપાર કરે છે. આ ઉપરાંત રીવારો-મિંદ કિલોસામાં પણ હિત ધરાવે છે. સર : ઓ. ૭૯૭.

**મોહનભાઈ કશીભાઈ પટેલ** : વ : ધર્મજ, તા: પેટલાદ. ઉં : ૪૩. જ્ઞા : પાટીદાર શિ : મેટ્રિક સુધી. એ પછી લખનૌ એન્જિનિયરિંગમાં ગયેલા. કા : ૧૯૩૭માં આફ્રિકા જઈ કેનિયામાં થોડો વખત રહી પછી ટાંગાનિકામાં દારેસલામ ખાતે રહેલા. પહેલેથી જ વેપાર કરે છે. ઉપરાંત કોટન હેર્ડીંગ વગેરેમાં પણ હિત ધરાવે છે. દારેસલામ ઇંડિયન એસો.ના મંત્રી તરીકે કામ કરેલું. સર : ઓ. ૧૧૦૧.

**મોહનલાલ માણેકલાલ શાહ** : વ : પેટલી, તા : પેટલાદ. ઉં : ૪૫. જ્ઞા : મોઢ વાણિયા શિ : મેટ્રિક સુધી. સોજિત્રા હાઈસ્કૂલમાંથી. કા : ૧૯૨૭માં આફ્રિકા જઈ દારેસલામ ખાતે પ્રથમ પાંચ વર્ષ નોકરી કરેલી. અને ૧૯૩૨થી ધીરે ધીરે વેપાર શરૂ કરેલો. અત્યારે મોહનલાલ એમ. શાહ એન્ડ કું. ના નામે રેશનનો મોટો સ્ટોર ચલાવે છે. એમના નાના ભાઈ રતિલાલ પણ તેમાં જ કામ કરે છે. સર : ઓ. ૬૯૨.

**રતિલાલ રાવજીભાઈ પટેલ** : વ . સોજિત્રા, તા: પેટલાદ. ઉં : ૩૩ જ્ઞા : પાટીદાર. શિ: મેટ્રિક સુધી. કા : ૧૯૪૭માં આફ્રિકા જઈ ટ્રેઝરી ખાતામાં જોડાયેલા. અત્યારે દારેસલામ મ્યુ.માં નોકરી કરે છે સર : ઓ. ૨૮૪.

**રમણભાઈ મગનભાઈ પટેલ** : વ: પેટલી, તા: પેટલાદ. ઉં : ૨૫ શિ : ઇંટર કોમર્સ સુધી કા : અત્યારે દારેસલામમાં વેપાર કરે છે. સર : ઓ. ૧૩૮૩.

**રમણલાલ ભૂરાભાઈ શાહ** : વ : પેટલાદ ઉં : ૪૩ જ્ઞા. વાણિયા. શિ : મેટ્રિક સુધી પેટલાદ હાઈસ્કૂલમાં કા : ૧૯૨૮માં આફ્રિકા જઈ પ્રથમ ટાંગા ખાતે પોલીસમાં જોડાયેલા. પ્રથમ ટાંગામા પ્રિઝન ચીફ ઓફિસર તરીકે વીસ વર્ષ રહેલા ત્યાર બાદ ૧૯૪૦થી દારેસલામમાં પોલીસખાતાની હેડક્વાર્ટર્સ ઓફિસમાં કામ કરે છે. ટાંગાની અનેક જાહેર પ્રવૃત્તિઓના પ્રેરક છે. અને ટાંગાની હિન્દુ કલબના સ્થાપકોમાંના એક છે એમના દીકરા શ્રી પ્રફુલ્લચંદ્ર અત્યારે ટાંગા ખાતે અને ભાઈ અંબાલાલ મોરોગોરો ખાતે પ્રિઝન ચીફ ઓફિસર તરીકેના હોદ્દા ઉપર છે સર: ઓ. ૫૯૦.

**રામભાઈ છગનભાઈ પટેલ** : વ : નાર, તા પેટલાદ ઉં : ૪૦. જ્ઞા પાટીદાર શિ : ઇંટર સુધી. અમદાવાદમાં કા : મૂળ અમદાવાદમાં વેપાર કરતા હતા ૧૯૫૧થી આફ્રિકા જઈ દારેસલામ ખાતે પટેલ–દેસાઈ કંપનીમાં નોકરી કરે છે. સર ઓ. ૬૪૦.

**રામભાઈ મગનભાઈ પટેલ** : વ : નડિયાદ. ઉં : ૪૧. જ્ઞા: પાટીદાર શિ પ્રીવિયસ સુધી સુરત કૉલેજમાં કા : ૧૯૩૮માં આફ્રિકા જઈ દારેસલામ ખાતે મોટરમાર્ટમાં આસિસ્ટન્ટ સ્ટોરકીપર તરીકે નોકરી કરે છે સર : ઓ ૪૦૨

**રામભાઈ મોતીભાઈ પટેલ** : વ : નડિયાદ ઉં : ૫૦ જ્ઞા : પાટીદાર. શિ : નોનમેટ્રિક, નડિયાદમાં કા : ૧૯૨૬માં આફ્રિકા જઈ કંપાલામાં બે વર્ષ નોકરી કરેલી. ૧૯૨૮માં દારે-

સલામ જઈ નોકરી કરેલી અને ૧૯૩૫થી કલીયરિંગ ફોરવર્ડિંગનો ધંધો કરે છે તેમાં એમના દીકરા શ્રી વિનુભાઈ પણ મદદ કરે છે. સર. બો ૧૩૮૧

**રામભાઈ સોમાભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ: ૫૧ જ્ઞા પાટીદાર શિ. બી.એ., એલએલ.બી., બાર. એટ લૉ. કા ૧૯૨૮મા લડનમા બેરિસ્ટર થયા. અને શ્રી. આઈ બી પટેલની પ્રેરણાથી ૧૯૨૯થી આફ્રિકા જઈ દારેસલામ ખાતે પ્રેકિટસ શરૂ કરી છે સામાજિક કાર્યોમા ખૂબ રસ ધરાવે છે બાર વર્ષ સુધી દારેસલામમા હિંદુ મડળના પ્રમુખ રહેલા, અને એના દવાખાનાનો પ્રારભ એમના હાથે થયેલો તેઓ આર્યસમાજની કેળવણીના પ્રેરક છે. ઇંડિયન એસોસિયેશનના એક્ટિંગ પ્રેસિડેંટ છે એશિયન એસોસિયેશનની મેનેજિંગ કમિટી તથા પરેલ બ્લડ ફંડ કમિટીના સભ્ય છે ખૂબ લાગણીના કાર્યકર છે અભ્યાસી વિચારક છે સર બો ૨૯૮

**રાવજીભાઈ ઉમેદભાઈ પટેલ** વ સુણાવ તા પેટલાદ મા મૂળ આફ્રિકા જઈ દારેસલામ ખાતે કસ્ટમમા નોકરી કરેલી અત્યારે ઊંડોમા પ્રોવિઝન સ્ટોર લિ દારેસલામની મુબઈની શાખાના ભાગીદાર છે સર બો ૪૦

**વિઠ્ઠલભાઈ ચતુરભાઈ પટેલ** વ સોજિત્રા, તા. પેટલાદ ઉ ૪૦ જ્ઞા. પાટીદાર શિ મેટ્રિક સુધી કા ૧૯૩૧મા આફ્રિકા જઈ કેનિયા, યુગાન્ડા બધે નોકરી ધધા કરેલા અત્યારે દારેસલામ ખાતે એક કપનીમા બ્રોકર તરીકે કામ કરે છે સર• બો ૫૮૩

**વિઠ્ઠલભાઈ પુરુષોત્તમભાઈ પટેલ** વ સુણાવ તા પેટલાદ ઉ ૨૫. જ્ઞા પાટીદાર શિ બી. કૉમ કા ૧૯૪૮થી આફ્રિકા ગયેલા ત્યા જુનિયર કેમ્બ્રિજ સુધી અભ્યાસ કરેલો. આજે પિતાની ઊંડોમા પ્રોવિઝન સ્ટોર્સ લિ નામની દારેસલામની પેઢી સંભાળે છે આ પેઢી મોટા પાયા ઉપર કાપડ અને બીજી અનેક પ્રોવિઝનની ચીજોનો વેપાર કરે છે સર બો ૪૦

**વિનુભાઈ ડાહ્યાભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૨૩ જ્ઞા પાટીદાર શિ એચ એલ કૉલેજ ઑફ કૉમર્સ. મુબઈમાથી બી કૉમ. થયેલા છે મ ૧૯૪૯મા આફ્રિકા જઈ દારેસલામ ખાતે યુનાઈટેડ આફ્રિકા કપની, ટાંગાનિકા લિ મા એકાઉન્ટન્ટ તરીકે કામ કરે છે સર બો ૧૨૩૩

**સવેલાલ ચતુભાઈ અમીન** વ વીરસદ તા બોરસદ ઉ ૫૫ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ૭ ધોરણ સુધી, લીમડી (કાઠિયાવાડ)મા કા ૧૯૧૫મા આફ્રિકા જઈ નૈરોબીમા બેક પોસ્ટ વગેરેની જુદી જુદી નોકરી કરેલી ૧૯૨૧થી ૪૮ સુધી દારેસલામમા પોસ્ટમા નોકરી કરી. ૧૯૪૮મા રિટાયર થયા પછી મેસર્સ ટાંગાનિકા ટ્રાન્સપોર્ટ કંપની લિ નામની પહેલા જે યુરોપિયન કુ હતી, પણ ૧૯૪૫થી જેને



એમના દીકરા શ્રી ધીરૂભાઈ ચલાવતા હતા. તેમા પોતે પણ જોડાયા છે આજે આ કપની તેમના કુટુબના માણસો જ ચલાવે છે તે ટ્રાન્સપોર્ટ, અને પ્રોડ્યુસ તથા કલીયરિંગ ફોરવર્ડિંગનુ બધુ કામ કરે છે આ કપનીની ત્રણ જગાએ ઓફિસો છે એક લીંડીમા છે જે તેમના પુત્ર ધીરૂભાઈ સભાળે છે, બીજી દારેસલામમા છે, તે પોતે સંભાળે છે, અને ત્રીજી એક હજાર માઇલ દૂર આવેલા સોંગીઆમા છે, જે તેમના પુત્ર યશવતભાઈ સભાળે છે સરકારી-પોસ્ટનો કોન્ટ્રાક્ટ આજ કપનીની બસોને મળેલો છે સર બો ૬૪૫

**હરિભાઈ દામભાઈ પટેલ** વ પીજ, તા નડિયાદ ઉ ૨૬. જ્ઞા પાટીદાર શિ સીનિયર કેમ્બ્રિજ સુધી. દારેસલામમા કા પ્રથમ કેટલી બ્રોકરને ત્યા નોકરી કરતા અત્યારે એચ વિઠ્ઠલદાસ કપનીમા દલાલ તરીકે કામ કરે છે, સર બો ૧૩૬૩

**હરિભાઈ શકરભાઈ પટેલ** વ આણદ ઉ ૪૫ જ્ઞા પાટીદાર શિ નોન મેટ્રિક કા ૧૯૨૮મા આફ્રિકા જઈ પ્રથમથી જ વેપારમા પડેલા અત્યારે હરિભાઈ ડાહ્યાભાઈ એન્ડ કો નામની ગ્રોસરી ને પ્રોવિઝનની હોલસેલ ને રિટેલ વેપાર કરતી પેઢીના ભાગીદાર છે સર બો ૩૭૦

**હસમુખભાઈ ગોરધનભાઈ પટેલ** વ ધર્મજ તા. પેટલાદ ઉ ૨૭ જ્ઞા પાટીદાર કા ૧૯૪૭મા આફ્રિકા ગયેલા અત્યારે આયર્ન સ્ટીલ વેર્સ ટાંગાનિકામા નોકરી કરે છે સર બો ૧૪૨૯

## નકુરુ (કેનિયા)

**અબાલાલ કલ્યાણભાઈ પટેલ** વ પોરડા, તા પેટલાદ ઉ ૪૨ જ્ઞા પાટીદાર શિ પોરડા અને સુણાવમા કા ૧૯૩૦મા આફ્રિકા ખાતે ગયેલા પ્રથમ યુગાન્ડામા ગયેલા અત્યારે નકુરુમા પી ડબલ્યુ ડી ખાતામા નોકરી કરે છે સર બો ૨૨૦

**અબાલાલ ઝવેરભાઈ પટેલ** વ વાસદ, તા આણદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર શિ વાસદમા પછી વડોદરામા મેટ્રિક સુધી કા ૧૯૪૨મા આફ્રિકા જઈ નોકરીમા જોડાયા છે હાલ કે એ એ નકુરુમા છે સર બો ૩૫

**અબાલાલ રણછોડભાઈ પટેલ** વ વહેરા, તા બોરસદ ઉ ૩૦ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી, બોરસદમા કા ૧૯૪૩થી આફ્રિકા જઈ રેલવેમા નોકરી કરે છે સર બો ૯૭

**આશાભાઈ મોતીભાઈ પટેલ** વ પાળજ, તા પેટલાદ ઉ ૪૩ જ્ઞા પાટીદાર શિ પાળજમા પછી અંગ્રેજી ચાર ધોરણ સુધી પેટલાદમા કા ૧૯૩૭મા આફ્રિકા જઈ, નોકરીમા જોડાયેલા ૧૯૪૫મા બીજા બે ભાગીદારો સાથે મળીને પટેલ બ્રધર્સને નામે ગ્રોસરી ને પ્રોવિઝનનો ધધો કરતી પેઢી શરૂ કરી છે સર બો ૯૭

**આશાભાઇ શકરભાઇ પટેલ** વ નાવલી તા આણદ ઉ ૪૨ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક, ચરોતર એજ્યુ સોસાયટી આણદમાથી કા ૧૯૩૪મા આફ્રિકા જઈ નોકરીમા જોડાયેલા.

૧૯૪૩થી ક્રેનિયા ટ્રેડિંગ સ્ટોર નામે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો છે, એ ઉપરાત હાર્ડવેર ટ્રેડિંગ સ્ટોર'ના ભાગીદાર પણ છે નકુરુ ઇંડિયન એસોના મંત્રી તરીકે પહેલા કામ કરેલુ સર ભો ૨૮૫

**ઈશ્વરભાઈ ઝવેરભાઈ અમીન** વ તારાપુર, તા ખભાત ઉ ૪૦ જ્ઞા પાટીદાર, શિ તારાપુર પછી મેટ્રિક સુધી આણદમા કા ૧૯૩૦મા આફ્રિકા જઇ નોકરીમા જોડાયેલા અત્યારે ઇલેક્ટ્રિક સિનેમામા મેનેજર તરીકે કામ કરે છે સર ભો ૧૬૧

**ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલ** વ ગાના, તા આણદ ઉ ૩૭ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક કરમસદમા કા ૧૯૩૧મા આફ્રિકા ગયેલા ૧૯૩૬થી પોસ્ટમા નોકરી કરે છે હાલ નકુરુમા છે સર ભો ૧૩૧

**ઈશ્વરભાઈ ફૂલાભાઈ પટેલ** વ નરસડા તા નડિયાદ ઉ ૨૪, જ્ઞા પાટીદાર શિ નરસડા, ઉત્તરસડા પછી નડિયાદમા માધ્યમિક કેળવણી કા ૧૯૪ મા આફ્રિકા જઇ પ્રથમ શાહ વેલજી દેવશીની થીકામાની પેઢીમા જોડાયેલા અત્યારે પી ડબલ્યુ ડી ખતામા નોકરી કરે છે સર ભો ૨૨૦

**ઈશ્વરભાઇ હાથીભાઈ પટેલ** વ પીપળાવ, તા પેટલાદ જ્ઞા પાટીદાર શિ પીપળાવ, સોજિત્રા અને સુણાવમા અંગ્રેજી પાચ ધોરણ સુધી કા ૧૯૨૦થી આફ્રિકા જઇ રેલવેમા નોકરી કરે છે સર ભો ૭૫૧

**ઇન્દુલાલ દામોદર મિસ્ત્રી** વ બાકરોલ તા આણદ ઉ ૨૩ શિ ગુજરાતી છ ધોરણ સુધી બાકરોલમા પછી મેટ્રિક નૈરોબીમા કા જન્મ નૈરોબીમાજ થયલો ૧૯૫૦થી રેલવેમા નોકરી કરે છે સર ભો ૭૫૧

**ઉમેદભાઇ દરૂભાઇ પટેલ** વ અડાસ તા આણદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર શિ અડાસમા કા, ૧૯૩૪મા આફ્રિકા જઇ નોકરીમા જોડાયેલા ૧૯૪૫મા 'પડિત બ્રધર્સ'ના નામે બીજા ભાગીદારો સાથે મળીને ધધો શરૂ કર્યો છે સર ભો ૯૭

**કાશીભાઈ ઉમેદભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૪૫ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી નારમા કા ૧૯૨૭મા આફ્રિકા જઇ થોડો વખત નોકરી તથા પોસ ગુડઝનો ધધો કરેલો અત્યારે 'નકુરુ ડેરી'ના ભાગીદાર તરીકે જોડાયેલા છે સર ભો ૫૪૬

**કાન્તિભાઈ પરસોતમભાઈ પટેલ** વ નાપાડ તા આણદ જ્ઞા પાટીદાર શિ છ ધોરણ સુધી કા ૧૯૪૯મા આફ્રિકા જઈ જી એમ પટેલની પેઢીના નોકરી કરે છે સર ભો ૧૩૪

**કાન્તિલાલ છોટાલાલ પટેલ** વ કરમસદ, તા આણદ ઉ ૨૪ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક કરમસદમા કા ૧૯૫૧મા આફ્રિકા ગયેલા ૧૯૫૨થી રેલવેમા નોકરી કરે છે સર ભો ૧૩

**કાન્તિલાલ પરસોતમદાસ પટેલ** વ નડિયાદ ઉ ૨૩ જ્ઞા પાટીદાર શિ અમદાવાદમા મેટ્રિક, એલ ડી એન્જિનિયરિંગ કોલેજમા ડિપ્લોમા કોર્સ કરેલો કા ૧૯૫૨મા આફ્રિકા જઈ 'મેસર્સ સી કે પટેલ'ના નામે ચાલતા સ્ટોરમા નોકરી કરે છે સર ભો ૧૦૭

**કીશાભાઈ રણછોડભાઈ પટેલ** વ નાપાડ, તા આણદ જ્ઞા પાટીદાર કા ૧૯૪૪મા આફ્રિકા જઈ જી એમ પટેલની પેઢીના નોકરી કરે છે સર ભો ૧૩૪

**ગોરધનભાઈ આશાભાઈ પટેલ** વ મહાતજ, તા પેટલાદ જ્ઞા પાટીદાર કા ૧૯૩૮મા આફ્રિકા ગયેલા, ૧૯૫૦થી વેપાર કરે છે સર ભો ૪૨૭

**ગોરધનભાઈ ઘોરીભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી, ધર્મજમા કા ૧૯૩૬મા આફ્રિકા જઈ પ્રથમ વકીલને ત્યા કારકુન તરીકે નોકરી કરેલી ૧૯૪૩થી એચ ડાઉનિંગ (સેડલર્સ) ને નામે સેડલર્સ અને આર્મ્સ એમ્યુનિશનનો ધધો મોટા પાયા ઉપર કરે છે સર ભો ૬૦

**ગોરધનભાઈ મગનભાઈ પટેલ** વ પલાણા, તા નડિયાદ જ્ઞા પાટીદાર કા ૧૯૩૮મા આફ્રિકા જઈ નોકરીમા જોડાયેલા અત્યારે 'નકુરુ ડેરી'ના એક ભાગીદાર છે સર ભો ૫૪૬

**ગોરધનભાઈ મથુરભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ ૫૧ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક ધર્મજમા કા ૧૯૨૪મા આફ્રિકા જઈ રેલવેની નોકરીમા જોડાયેલા ૧૯૩૨થી નોકરી છોડી મેસર્સ અને પ્રોવિઝન, રેશન વગેરેની જી એમ પટેલને નામે પેઢી શરૂ કરી છે આ ઉપરાત બીજા ભાગીદારો સાથે દૂધની ડેરી પણ છે સર ભો ૧૩૪

**ગોરધનભાઈ મોતીભાઈ પટેલ** વ ભાલીપુરા, તા પેટલાદ કા ૧૯૪૮મા આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમા નોકરી કરે છે સર ભો ૧૦

**ગોવિંદભાઈ મથુરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ત્રણ ધોરણ સુધી; નડિયાદમા કા ૧૯૩૮મા આફ્રિકા જઈ ધધામા પડયા છે આજે પટેલ સાયકલ સ્ટોરને નામે પેઢી ચલાવે છે 'ક્રિસ્ટલ સ્પ્રિંગ્સ' નામની પેઢીના એક ભાગીદાર પણ છે સાયકલનો આ શહેરમા એમનો સારો વેપાર છે સર ભો ૨૬૫

**ગોવિંદભાઈ મુનદાસભાઈ પટેલ** વ માણજ, તા પેટલાદ ઉ ૪૩ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક કેળવણી માણજમા કા ૧૯૩૨મા આફ્રિકા જઈ વેપારમા પડયા છે અત્યારે 'નકુરુ સ્ટોર'ના એક ભાગીદાર છે સર ભો ૨૧૩

**ઘનશ્યામભાઈ ભાઈલાલભાઈ પટેલ** વ કરમસદ, તા આણદ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી પાચ ધોરણ સુધી કેનિયામા

મા ફ્રેનિયા (આફ્રિકામા જ જન્મેલા અત્યારે નકુરુમા ડાવગેલી કંપની લિ મા નોકરી કરે છે સર બો ૫૯

ઘનશ્યામભાઈ રામભાઈ પટેલ વ કરમસદ, તા આણંદ, ઉં ૨૨ જ - કેનિયામા જ્ઞા પાટીદાર શિ કેનિયામા કા નકુરુમા રિફ્ટ વેલી રોબક્રો કુ લિ મા નોકરી કરે છે સર બો ૫૯

ચંદુભાઈ નરસિંહભાઈ પટેલ વ નડિયાદ ઉ ૪૦ જ્ઞા - પાટીદાર શિ: અંગ્રેજી ૭ ધોરણ સુધી નડિયાદમા કા ૧૯૨૯મા આફ્રિકા જઈ નકુરુમા સ્ટેન્ડર્ડ બેંકમા જોડાયા છે અત્યારે હેડક્લાર્કનો હોદ્દો ધરાવે છે આ ઉપરાત ફાર્મર્સ જનરલ સ્ટોર્સ, ફિસ્ટલ રિફ્રુજ, અને આર્કેડિયલ પ્રેસર્સ, આ ત્રણેય પેઢીઓના સ્થાપકોમાના એક અને ભાગીદાર પણ છે નકુરુના ચરોતરવાસી



આગેવાનોમાના એક છે, અને ઘણા ચરોતરવાસી જુવાનોને ત્યા લઈ જઈ સ્થિર કર્યા છે સર બો ૧૪૪

ચંદુભાઈ મગનભાઈ પટેલ વ નાર, તા પેટલાદ જ્ઞા પાટીદાર મ ૧૯૪૮થી આફ્રિકા જઇ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમા નોકરી કરે છે સર બો ૧૦

ચંદુભાઈ હાથીભાઈ પટેલ વ ધર્મજ તા પેટલાદ ઉ ૪૧ જ્ઞા પાટીદાર કા ૧૯૨૮મા આફ્રિકા જઈ પ્રથમ સીાકર તરીકે કામ કરેલુ ૧૯૩૯મા હાઇલેંડ પ્રિંટિંગ પ્રેસ લિ નો પ્રારંભ કર્યો છે નકુરુમા આ ચરોતરવાસીનુ આ એક જ પ્રેસ છે આ ઉપરાત ૮૦૦ એકરનો મેવાનીમા શામ્બો છે, તેના પણ એક ભાગીદાર છે સર બો ૧૯

ચીનુભાઈ હાથીભાઈ પટેલ વ તારાપુર તા ખંભાત ઉ ૩૧ જ્ઞા પાટીદાર શિ તારાપુર વડોદરા સુરત, અમદાવાદ અને પછી મુંબઈમા ગ્રાન્ટ મેડિકલ કોલેજમા અભ્યાસ કરેલો એમ બી બી એસ છે કા ૧૯૪૬મા હરકીશનદાસ હોસ્પિટલ મુંબઈમા ૭ માસ કામ કરેલ ૧૯૪૮મા આફ્રિકા જઈ નૈરોબી ખાતે ગયેલા ત્યાથી થોડો વખત પછી નકુરુ ખાતે જઈ પ્રેક્ટિસ શરૂ કરી છે ચરોતરવાસી તરીકે એ એક જ ડોકટર નકુરુમા છે સેન્ટ જોન એમ્બ્યુલન્સ રેડ ક્રોસના કાર્યમા ખૂબ રસ લે છે સર બો ૩૧૨

ચીમનભાઈ ભાઈલાલભાઈ પટેલ વ ચાગા તા પેટલાદ ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ ચાગા અને પછી અંગ્રેજી ૭ ધોરણ સુધી કરમસદમા કા ૧૯૩૪મા આફ્રિકા જઈ યુગાન્ડામા થોડો સમય નોકરી કરેલી પછી ધધામા પડેલા ૧૯૪૮થી નકુરુમા હાઈલેન્ડ ડેરી અને ટી શોપ ખરીદી એ ભાગીદારીમા ચલાવે છે સર બો ૪૮૫

ચુનીભાઈ તુળસીભાઈ પુરોહિત વ કરમસદ, તા આણંદ ઉ ૪૧ જ્ઞા બ્રાહ્મણ શિ મેટ્રિક સુધી, પેટલાદમા કા ૧૯૨૮થી આફ્રિકા જઈ નોકરી કરે છે સર બો ૩૫૧

છોટાભાઈ પરશોત્તમભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ૭ ધોરણ સુધી ધર્મજમા કા ૧૯૩૭મા આફ્રિકા જઈ નોકરીમા જોડાયેલા ૧૯૪૦થી આફ્રિકાના આંતરિક ભાગમા માલ્ટમોર્ગો ખાતે ધંધો શરૂ કરેલો ત્યા તેમની એક જ દુકાન હતી ત્યાથી ધધાર્થે ત્રીસ ત્રીસ માઈલ ચાલીને જવું પડતુ ૧૯૪૬મા મેસર્સ છોટાભાઈ પી પટેલને નામે ગ્રોસર્સ, પ્રોવિઝન અને જનરલ મરચન્ટસ તરીકે ધંધો કરે છે આ ઉપરાત એલ્ડોરેટમા પટેલ એન્ડ પટેલ અને નકુરુમા સ્મિથ એન્ડ પટેલ તરીકે કામ કરે છે મૂળ પેઢી સ્મિથની લીધેલી માટે જ આ નામ છે સર બો ૫૬૬

છોટાભાઈ ભાઈલાલભાઈ પટેલ વ સુણાવ તા પેટલાદ ઉ ૩૮ જ્ઞા પાટીદાર કા ૧૯૪૧મા આફ્રિકા ગયેલા, અત્યારે એસ એ પટેલને નામે ગ્રોસરી ને પ્રોવિઝનનો વેપાર કરે છે સર બો ૨૧૩

જનાર્દન કિશોરદાસ પટેલ વ સોજિત્રા, તા પેટલાદ ઉ ૩૭ જ્ઞા પાટીદાર શિ નડિયાદ અને પછી સોજિત્રામાથી મેટ્રિક પાસ મ ૧૯૩૭મા આફ્રિકા જઈ, કંપાલા ખાતે યુ સી સી ટી જીનરી તથા સર્વિસ સ્ટેર્સ લિ મા એકાઉન્ટસ ડિપાર્ટમેન્ટમા કામ કરેલુ ૧૯૪૧થી ૪૯ સુધી મેસર્સ ઈસ્માઈલ કરીમબક્ષ લિ મા એકાઉન્ટન્ટ તરીકે કામ કરેલુ ૧૯૫૦થી મેસર્સ કમરુદ્દીન કરીમબક્ષમા એકાઉન્ટન્ટ તરીકે કામ કરે છે પટેલ બ્રધરહુડ નકુરુ તથા આર્યસમાજ નકુરુના ખજાનચી તરીકે કામ કરેલુ છે સર બો ૨૪૬

જમનાદાસ ડાહ્યાભાઈ પટેલ વ કરમસદ તા આણંદ જ તા ૭-૧૧-૧૯૩૦ શિ સીનિયર કેમ્બ્રિજ, મોમ્બાસામાથી કા વેપાર કરે છે સર બો ૩

જમનાદાસ ભાઈલાલભાઈ પટેલ વ કરમસદ તા આણંદ ઉ ૨૭ જ આફ્રિકામા જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી કેનેયામા કા શરૂઆતમા સ્ટેન્ડર્ડ બેંક ઓફ સાઉથ આફ્રિકામા નોકરી કરતા હતા અત્યારે પિતાના ફર્મ ટ્રેડિંગના નામે ચાલતા ધંધામા કામ કરે છે તેઓએ રોડેશિયા ખાતે લગ્ન કર્યું છે સર બો ૫૯

જશભાઈ એમ પટેલ વ ડભાણ તા નડિયાદ કા ૧૯૫૨મા આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમા નોકરી કરે છે સર બો ૧૦

જશભાઈ મોતીભાઈ પટેલ વ ભાદરણ તા બોરસદ ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ ફર્ગ્યુસન કોલેજ પૂના, વિલ્સન કોલેજ મુંબઈ, અને ગુજરાત કોલેજ અમદાવાદમા અભ્યાસ કરી ગ્રેજ્યુએટ થયા છે કા ૧૯૩૦મા આફ્રિકા શિક્ષક તરીકે ગયેલા ૧૯૩૬મા નકુરુ હાઈસ્કૂલના હેડમાસ્તર થયા ૧૯૪૪ પછી ત્યાથી છૂટા થઈ વેપારમા પડયા છે નકુરુમાં પ્રખ્યાત ફાર્મર્સ જનરલ સ્ટોરના એક માલિક છે મોમ્બાસામા ફિરદૌસ

કરી છે અને નૈરોબીમાં પણ કેટલાક વેપારમાં હિત ધરાવે છે. યુરોપ અમેરિકા બધે સારા પ્રમાણમાં ફરી આવ્યા છે. મૂળથી જ જાહેર સંસ્થાઓમાં રસ લેતા આવ્યા છે. વર્ષો સુધી કેળવણીના ક્ષેત્રમાં કામ કર્યું છે. અને આજે પણ એ વિષયમા ઊંડા નિષ્ણાત જેવા છે. લોક હિતાર્થે કંઈક કરી છૂટવાની વૃત્તિ હમેશાં ધરાવે છે. ઘણા વિષયો પર પેપરોમા લખે છે. નકુરુ ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ તરીકે, નકુરુ બધરહુડના મંત્રી તરીકે કામ કર્યાં છે નકુરુના સૌથી આગળ પડતા જાહેર કાર્યકર છે સર૦ બો ૪૦૦.

**જશભાઈ સોમાભાઈ પટેલ** : વ : આણંદ ઉં : ૨૭ જ્ઞા : પાટીદાર શિ : શારદા હાઈસ્કૂલ, આણંદ કા : ૧૯૩૩માં આફ્રિકા જઈ નોકરીમા જોડાયા છે. અત્યારે સી. બોન્સર ઍન્ડ કંપનીમાં કારકુન છે સર : બો ૧૩૯.

**ઠાકોરભાઈ દેસાઈ** : વ : નડિયાદ કા : છેલ્લાં ચાર પાંચ વર્ષથી આફ્રિકા જઈ નકુરુ ખાતે નેશનલ બેંક ઓફ ઇંડિયામાં નોકરી કરે છે.

**ઠાકોરભાઈ નરસિંહભાઈ પટેલ** : વ: ભાદરણ, તા બોરસદ. કા: ૧૯૫૨માં આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમાં નોકરી કરે છે. મૂળ એમના પિતા આફ્રિકામાં જ હતા. એમનો જન્મ પણ આફ્રિકામાં જ થયેલો સર : બો. ૧૦.

**ઠાકોરભાઈ રાવજીભાઈ પટેલ** : વ : નડિયાદ ઉં : ૨૩. જ્ઞા: પાટીદાર. જ: મોમ્બાસામાં શિ: મેટ્રિક સુધી, મોમ્બાસામાં. કા :૧૯૪૭થી રેલવેમાં નોકરી કરે છે. સર : બો. ૪૧૮.

**ડાહ્યાભાઈ શંકરભાઈ પટેલ** : વ : નાવલી, તા આણંદ ઉં: ૩૫. જ્ઞા : પાટીદાર. શિ: પ્રાથમિક કેળવણી નાવલીમાં. કા: ૧૯૪૨માં આફ્રિકા જઈ નકુરુ ખાતે પ્રથમથી જ કેનિયા ટ્રેડિંગ સ્ટોર્સને નામે ડ્રેપર્સ તરીકેનો ધંધો સારી રીતે ચલાવે છે. સર : બો ૨૫૦

**ડાહ્યાભાઈ હાથીભાઈ પટેલ** : વ : નિસરાયા, તા. બોરસદ ઉં : ૪૩. જ્ઞા: પાટીદાર. શિ: મેટ્રિક ટ્રેઇન્ડ કા : ૧૯૪૧મા આફ્રિકા જઈ ગવર્મેન્ટ એશિયન સ્કૂલમા શિક્ષક તરીકે કામ કરે છે. સર : બો. ૩૭

**કાદુભાઈ ભાઈલાલભાઈ અમીન** : વ . વસો, તા. નડિયાદ. ઉં : ૩૮. જ્ઞા: પાટીદાર શિ : મેટ્રિક સુધી, વસોમાં કા: ૧૯૩૮માં આફ્રિકા જઈ રેલવેમા નોકરી કરે છે. સર : બો ૩૫૧

**નગીનભાઈ મૂળજીભાઈ પટેલ** : વ : કરમસદ, તા. આણંદ ઉં : ૨૮. જ્ઞા : પાટીદાર. શિ મેટ્રિક, ધર્મજમાં કા : ૧૯૪૭માં આફ્રિકા જઈ નોકરી કરે છે. સર . બો. ૩

**નટુભાઈ નરસિંહભાઈ પટેલ** : વ : ધર્મજ, તા. પેટલાદ. ઉં : ૩૧ જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી ૭ ધોરણ સુધી, ધર્મજમાં કા : ૧૯૩૯માં આફ્રિકા જઈ નોકરીમાં જોડાયેલા એ પછી "મેસર્સ સી. કે. પટેલ" નામથી ચાલતા સ્ટોરમાં ભાગીદાર તરીકે જોડાઈ તે સંભાળે છે તેમણે ઇંડિયન મરચન્ટ ચેમ્બર, નકુરુના મંત્રી તરીકે કામ કરેલું સર : બો ૧૦૭

**નટુભાઈ મગનભાઈ પટેલ** : વ : ધર્મજ, તા પેટલાદ. ઉ : ૩૩. જ્ઞા : પાટીદાર. શિ. ધર્મજ પછી આણંદમાં મેટ્રિક સુધી કા : પ્રથમ આફ્રિકા જઈ નૈરોબી ખાતે નોકરીમા જોડાયેલા તે પછી નાન્યુકી ગયેલા ૧૯૪૧મા નકુરુમાં કે. એફ એ કરીમબક્ષની પેઢીમાં જોડાયેલા સને ૧૯૪૭થી ડાલગેટી એન્ડ કંપની લિ.માં નોકરી કરે છે સર . બો ૬૩

**નટુભાઈ શિવાભાઈ પટેલ** : વ ભાદરણ, તા બોરસદ જ્ઞા : પાટીદાર કા : ૧૯૪૯માં આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમાં કારકુનની નોકરી કરે છે સર બો. ૧૦,

**નાનુભાઈ હાથીભાઇ પટેલ** વ : ધર્મજ, તા પેટલાદ ઉં : ૪૦ જ્ઞા : પાટીદાર શિ : અંગ્રેજી પાંચ ધોરણ સુધી, ધર્મજમાં. કા : ૧૯૩૪માં આફ્રિકા જઈ નોકરી કરે છે. સર : બો. ૩.

**નારણજી ફુલસિંગ વાઘેલા** : વ : પલાણા તા નડિયાદ. ઉં : ૩૮. જ્ઞા : રજપૂત, શિ . પલાણામાં કા ૧૯૩૭માં આફ્રિકા જઈ નકુરુ ખાતે પટેલ એન્ડ કંપનીના નામે ભાગીદારીમાં પેઢી શરૂ કરી વેપાર કરે છે. સર : બો. ૨૦૫.

**નારણભાઇ ગિરધરભાઇ પટેલ** : વ : નરસંડા, તા. નડિયાદ. જ. તા. ૨–૮–૧૯૦૯. જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક સુધી, નડિયાદમાં. કા : ૧૯૪૨થી આફ્રિકા જઈ નોકરી કરે છે. સર : બો. ૧૧૩.

**નારણભાઇ મકનદાસ પટેલ** : વ . મલાતજ તા. પેટલાદ. ઉં : ૪૬ જ્ઞા : પાટીદાર શિ : મેટ્રિક સુધી, સોજિત્રા હાઈસ્કૂલમાં. કા : ૧૯૨૯માં આફ્રિકા જઈ પ્રથમ સત્તર વર્ષ સુધી કરીમબક્ષની પેઢીમા અને મોલો સ્ટોર્સમા નોકરી કરેલી ૧૯૪૫થી સ્વતંત્ર ધંધાનો પ્રારંભ કરેલો. ૧૯૪૮થી "સર્વિસ સ્ટોર્સ લિ."ના નામે કાપડનો અને ડ્રેપર્સ તરીકેનો ધંધો કરે છે. સર બો. ૧૮૬.

**પરસોતમભાઇ ઝવેરભાઇ પટેલ** : વ : તારાપુર. તા. ખંભાત જ્ઞા : પાટીદાર. શિ . અંગ્રેજી ૭ ધોરણ સુધી. તારાપુરમાં. કા : ૧૯૪૬માં આફ્રિકા ગયેલા. ૧૯૫૧થી રેલવેની નોકરીમાં જોડાયા છે. સર : બો. ૩૫૧.

**પુરુષોત્તમભાઇ ગોવિંદભાઈ પટેલ** : વ : પાળજ, તા. પેટલાદ. જ્ઞા : પાટીદાર. કા : ૧૯૩૭મા આફ્રિકા ગયેલા ૧૯૫૦થી વેપાર કરે છે સર : બો ૪૨૭.

**ફૂલાભાઈ ભૂલાભાઈ પટેલ** : વ ભાલેજ, તા આણંદ. ઉં : ૪૭. જ્ઞા પાટીદાર. શિ : ભાલેજમાં, પછી ડાકોરમાં મેટ્રિક સુધી. કા ૧૯૨૫મા આફ્રિકા ગયેલા. ૧૯૨૯થી મેસર્સ હરિસિંગ ગુલાબભાઇને નામે ચાલતી પેઢીમાં નોકરી કરે છે. પેઢીના મુખ્ય કર્તાહર્તા પોતે છે. સર : બો. ૮

**બાબુભાઈ એમ. પટેલ** : વ : નાર, તા. પેટલાદ ઉ ૩૦. જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક ટ્રેનિંગ કા : ૧૯૪૪માં આફ્રિકા જઈ નકુરુની ગવર્મેન્ટ એશિયન સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરે છે. સર : બો. ૩૭.

**બાબુભાઈ ખોડાભાઈ અમીન** : વ: વસો, તા. નડિયાદ. ઉ : ૧૮. જ્ઞા : પાટીદાર, શિ : અંગ્રેજી છ ધોરણ સુધી, વસોમાં. કા : ૧૯૫૧માં આફ્રિકા જઈ નોકરી કરે છે. સર : બો ૨૬૫.

**ભાઈલાલભાઈ હાથીભાઈ પટેલ** : વ : કરમસદ. તા. આણંદ. ઉ : ૫૮. જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી પાંચ ધોરણ સુધી કરમસદમાં. કા. ૧૯૧૫માં આફ્રિકા જઈ પ્રથમ રેલવેમાં. પછી મિલિટરી ખાતામાં, ટ્રેઝરીમાં, પોલીસ ખાતામાં એમ જુદી જુદી જગ્યાએ નોકરી કરેલી. ૧૯૩૧થી કેમ્બ્રે ટ્રેડિંગ કંપનીની પોતે પ્રથમ સ્થાપના કરી છે. કોન્ટ્રાક્ટર્સ એન્ડ સો મિલર્સ તરીકેનો ધંધો પણ શરૂ કર્યો છે. લોડિઆનીમાં ફાલ્ગુ સો મિલ ચાલે છે આ ઉપરાંત મિવાની ખાતે ૮૦૦ એકરના શાંબામાં પણ ભાગીદાર છે. પટેલ બ્રધરહુડ, નકુરુના પ્રમુખ છે. સર : બો. ૫૬.

**ભૂલાભાઈ ભાઈલાલભાઈ પટેલ**: વ: સુણાવ, તા. પેટલાદ. ઉ. ૪૪. જ્ઞા : પાટીદાર. શિ : અંગ્રેજી બે ધોરણ સુધી. સુણાવમાં. કા : ૧૯૨૪માં આફ્રિકા જઈ 'એસ એ. પટેલ'ના નામે ગ્રોસરી ને પ્રોવિઝનનો ધંધો ભાગીદારીમાં કરે છે સર : બો. ૨૧૩

**ભોગીલાલ કાશીભાઈ પટેલ** : વ: કરમસદ તા. આણંદ. જ: તા. ૨૩-૮-૧૯૩૧. જ્ઞા : પાટીદાર શિ : ઇન્ટર સાયન્સ, વલ્લભવિદ્યાનગરમાં. કા : ૧૯૪૭માં આફ્રિકા જઈ વેપાર કરે છે. સર : બો. ૩.

**મગનભાઈ રણછોડભાઈ પટેલ** : વ: નાપાડ તા આણંદ. ઉ : ૪૧ જ્ઞા : પાટીદાર શિ : વિનીત સુધી, વિનય મંદિર સુણાવમાં કા : ૧૯૨૮થી દેશની લડતમાં પડેલા ને જેલમાં પણ ગયેલા ૧૯૨૮ની સાલમાં માતર તાલુકા સમિતિના મંત્રી પણ બનેલા ૧૯૩૦-૩૨ની લડત પછી,૧૯૩૬માં આફ્રિકા જઈ પ્રથમ નૈરોબીમાં ખેલીરામ પારીમલની પેઢીમાં અને પછી નકુરુમાં ઈબ્રાહીમ કરીમબક્ષની પેઢીમાં નોકરી કરેલી ૧૯૪૧થી જી એમ. પટેલના નામથી ચાલતી પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા આ ઉપરાંત દૂધની એક ડેરીમા પણ ભાગીદાર છે. સર : બો. ૧૩૪.

**મણિભાઈ ચતુરભાઈ પટેલ** : વ : પલાણા, તા. નડિયાદ. ઉ : ૪૧. જ્ઞા: પાટીદાર. કા : પ્રથમ પલાણામાં દુકાન કરેલી. ૧૯૩૭થી આફ્રિકા જઈ નકુરુ ખાતે 'પટેલ એન્ડ કંપની'ને નામે ભાગીદારીમાં ધંધો શરૂ કર્યો છે. સર : બો. ૨૦૫.

**મધુભાઈ ડાહ્યાભાઈ દેસાઈ** : વ : નડિયાદ. ઉ : ૩૨ જ્ઞા: પાટીદાર. શિ. મેટ્રિક સુધી નડિયાદમાં. કા : ૧૯૪૬માં આફ્રિકા જઈ નોકરીમાં જોડાયેલા. ૧૯૫૦થી એમ. ડી. દેસાઈને નામે ટિંબરનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો છે. ટિંબરના એક મોટા વેપારી નકુરુ ખાતે ગણાય છે. સર : બો. ૩૬૯.

**મનુભાઈ અંબાલાલ પટેલ** : વ : મહેળાવ, તા : પેટલાદ જ્ઞા : પાટીદાર. કા : ૧૯૪૬માં આફ્રિકા ગયેલા ૧૯૪૮થી 'મેસર્સ જી. એમ. પટેલ' નામની પેઢીમાં નોકરી કરે છે. સર: બો ૧૩૪.

**મનુભાઈ ડાહ્યાભાઈ પટેલ** : વ : કરમસદ, તા : આણંદ ઉ : ૩૫. જ્ઞા : પાટીદાર શિ : અંગ્રેજી છ ધોરણ સુધી, કરમસદમાં કા : ૧૯૪૨થી આફ્રિકા જઈ રેલવેમાં નોકરી કરે છે. સર : બો. ૩૫૧.

**મહીજીભાઈ જવેરભાઈ પટેલ** : વ: રંગાઈપુરા, તા. પેટલાદ. ઉ : ૪૫. જ્ઞા : પાટીદાર શિ : અંગ્રેજી પાંચ ધોરણ સુધી પેટલાદમાં કા: પ્રથમ દેશમાં નોકરી ધંધો કરેલો ૧૯૩૬માં આફ્રિકા જઈ નોકરીમાં જોડાયેલા ૧૯૪૧થી મેસર્સ એમ જે. પટેલના નામે સ્ટોર શરૂ કરી વેપાર કરે છે સર : બો. ૨૧૩.

**મહીજીભાઈ ફકીરભાઈ પટેલ** : વ : ડભોઉ, તા : પેટલાદ. ઉ : ૬૪. જ્ઞા: પાટીદાર. શિ: ડભોઉમાં, પછી સોજિત્રા હાઈસ્કૂલમાં. કા: ૧૯૩૭માં આફ્રિકા ગયેલા. પ્રથમ મોલો સ્ટોર, મોલોમાં અને પછી રિફ્ટ વેલી એમ્પોરિયમ લિ. નેવાસામાં જોડાયેલા. હાલમાં પી ડબ્લ્યુ. ડી. ખાતામાં કામ કરે છે. સર : બો. ૬૭.

**મંગળભાઈ જેઠાભાઈ ઠાકોર** : વ: વીરસદ, તા : બોરસદ. ઉ : ૪૨. શિ : અંગ્રેજી ચાર ધોરણ સુધી વીરસદમાં કા. ૧૯૧૬માં આફ્રિકા જઈ રેલવેમાં નોકરી કરે છે. સર : બો. ૩૫૧.

**મંગળભાઈ ઝવેરભાઈ પટેલ** : વ : પલાણા, તા. નડિયાદ. જ્ઞા : પાટીદાર કા : ૧૯૨૫માં આફ્રિકા ગયેલા. અત્યારે નકુરુ ડેરીના એક ભાગીદાર છે. સર : બો. ૫૪૬

**મંગુભાઈ ખોડાભાઈ પટેલ** : વ : બોરિયાવી, ઉ : ૩૪. જ્ઞા : પાટીદાર શિ . બોરિયાવી, પછી મેટ્રિક સુધી નડિયાદમાં કા : ૧૯૩૭માં આફ્રિકા જઈ વેપારમાં પડેલા. અને ૧૯૪૫થી 'પંડિત બ્રધર્સ'ને નામે ચાલતી પેઢીમાં ભાગીદાર તરીકે જોડાયા છે એમ. કે. પટેલ એન્ડ કંપનીને નામે ચાલતી ટિંબરના વેપારની એક પેઢીના પણ તેઓ એક ભાગીદાર છે સર : બો. ૬૭

**મૂળજીભાઈ દેસાઈભાઈ પટેલ**: વ : મઘાતજ તા. પેટલાદ ઉ. ૨૯. જ્ઞા પાટીદાર. શિ મઘાતજ અને સોજિત્રામાં કા : ૧૯૪૭માં આફ્રિકા જઈ પ્રથમ કે. એફ. એ માં જોડાયેલા, અત્યારે પી. ડબ્લ્યુ ડી. ખાતામાં નોકરી કરે છે. સર : બો ૨૨૦

**મૂળજીભાઈ સોમાભાઈ પટેલ** : વ : આણંદ ઉ : ૨૯. જ્ઞા : પાટીદાર. શિ : મેટ્રિક સુધી આણંદમાં પછી વડોદરામાં કોમર્સનો થોડો અભ્યાસ કરેલો. કા: ૧૯૪૧માં આફ્રિકા જઈ પ્રથમ કેનિયા ફાર્મર્સ એસો.માં જોડાયેલા. ૧૯૪૨થી સ્વતંત્ર ધંધાનો

પ્રારંભ કરેલો ૧૯૪૮થી બીજા ભાગીદારો સાથે હાર્ડવેર ટ્રેડિંગ સ્ટોર શરૂ કર્યો છે નકુરુ ઇંડિયન એસોસિયેશન અને ઇંડિયન મરચન્ટસ ચેમ્બરના ઓનરરી તરીકે કામ કરે છે પટેલ બ્રધરહુડની મેનેજિંગ કમિટીના સભ્ય છે સર બો ૨૭૫

**મોતીભાઈ લલ્લુભાઈ પટેલ** વ ભવાનીપુરા, તા પેટલાદ ઉ ૪૮ જ્ઞા પાટીદાર શિ રંગાઈપુરા, પછી અંગ્રેજી પાંચ ધોરણ સુધી પેટલાદમાં કા ૧૯૨૪થી આફ્રિકા જઈ રેલવેમાં ૧૯૫૨ સુધી નોકરી કરી હાલમાં નિવૃત્ત થઈ નકુરુમાં રહે છે સર બો ૯૭

**રમીલાબેન રવિશંકર ભટ્ટ** વ ઊમરેઠ, તા આણંદ ઉ ૨૭. જ્ઞા બ્રાહ્મણ શિ ઊમરેઠ હાઈસ્કૂલમાં મેટ્રિક થઈ મુંબઈમાં નર્સિંગ કોર્સ કર્યો છે કા ૧૯૫૧માં આફ્રિકા જઈને નકુરુમાં એક ડૉકટરને ત્યાં નર્સ તરીકે કામ કરે છે ઊમરેઠના કાર્યકર રવિશંકર ભટ્ટના તેઓ પુત્રી છે સર બો ૩૧૨

**રામભાઈ બેચરભાઈ પટેલ** વ નડિયાદ જ્ઞા પટીદાર કા ૧૯૪૨થી આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટેન્ડર્ડ બેંકમાં નોકરી કરે છે સર બો ૧૦.

**રામભાઈ શંકરભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ ૪૨ જ્ઞા પટીદાર. શિ ધર્મજ, અને પછી અંગ્રેજી ત્રણ ધોરણ સુધી સોજિત્રામાં કા ૧૯૩૦માં આફ્રિકા જઈ નોકરી કરેલી ૧૯૪૪થી પ્રિન્ટર્સ એન્ડ સ્ટેશનર્સનો ધંધો કરતા હાઈલેન્ડ પ્રિન્ટિંગ પ્રેસના એક ડાયરેકટર છે સર બો ૧૮

**રામભાઈ શિવાભાઈ પટેલ** વ કરમસદ, તા આણંદ ઉ ૫૦ જ્ઞા પાટીદાર શિ પાંચ ધોરણ સુધી કરમસદમાં. કા ૧૯૨૪માં આફ્રિકા જઈ યુગાન્ડા ખાતે નોકરીમાં જોડાયેલા ૧૯૨૭–૨૮ના અરસામાં કેનિયા જઈ હુરી મુકામે સો મિલમાં નોકરીમાં જોડાયેલા ૧૯૩૩થી 'ફેમ્બે ટ્રેડિંગ કંપની' નામની પેઢીમાં ભાગીદાર થયા છે ઉપરાંત લોંડિયાનીમાં આવેલી કૃષ્ણા સો મિલમાં તથા મીસાની ખાતે આવેલા ૮૦૦ એકરના એક શામ્બામાં ભાગીદાર પણ છે સર બો ૫૮

**રાવજીભાઈ આશાભાઈ પટેલ** વ તારાપુર, તા ખંભાત ઉ ૩૧ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી છ ધોરણ તારાપુરમાં, પછી નેરોબીમાં મેટ્રિક કા ૧૯૩૮માં આફ્રિકા ગયેલા, ૧૯૪૧થી રેલવેમાં નોકરી કરે છે સર બો ૪૧૮

**રાવજીભાઈ બેચરભાઈ પટેલ** વ સુણાવ તા પેટલાદ ઉ ૪૨ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી છ ધોરણ સુધી, સુણાવમાં કા ૧૯૨૮માં આફ્રિકા ગયેલા ૧૯૨૯થી રેલવેમાં નોકરી કરે છે સર બો ૨૧૩

**રાવજીભાઈ ભીખાભાઈ પટેલ** વ પોરડા, તા પેટલાદ ઉ ૩૮ જ્ઞા પાટીદાર શિ પોરડા અને આણંદમાં કા ૧૯૩૮માં આફ્રિકા જઈ પ્રથમ ઈબ્રાહીમ કરીમબક્ષમાં નોકરી કરેલી પ્રથમ યુગાન્ડામાં, પછી કેનિયામાં પણ રહેલા ૧૯૪૮થી 'સર્વિસ સ્ટોર લિ'. નામની પેઢીમાં ભાગીદાર છે સર . બો ૧૮૬

**લવજીભાઈ વી પટેલ** વ ગોલેલ, તા બોરસદ જ્ઞા પાટીદાર કા આફ્રિકામાં નકુરુ ખાતે સ્ટાન્ડર્ડ બેંકમાં ઘણા વખતથી નોકરી કરે છે સર બો ૧૦

**વિઠ્ઠલભાઈ વલ્લભભાઈ પટેલ** વ કરમસદ, તા આણંદ ઉ ૫૦ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી પાંચ ધોરણ સુધી કરમસદમાં કા ૧૯૨૦ની સાલમાં આફ્રિકા જઈ પ્રથમ એ મોટ્રેટા ખાતે વેપાર કરેલો અત્યારે નકુરુ ખાતે વી વી પટેલના નામની ફર્મથી દૂધની ડેરીનો ધંધો કરે છે

**વિનુભાઈ માધવલાલ ત્રિવેદી** વ મ્હાલજ, તા પેટલાદ કા ૧૯૪૯માં આફ્રિકા જઈ નકુરુ ખાતે સ્ટાન્ડર્ડ બેંકમાં નોકરી કરે છે સર બો ૧૦

**શનાભાઈ મોતીભાઈ પટેલ** વ ચકલાશી, તા નડિયાદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી ચકલાશીમાં કા ૧૯૩૦માં આફ્રિકા જઈ પ્રથમ ઈબ્રાહીમ કરીમબક્ષની પેઢીમાં નોકરી કરેલી ૧૯૪૬થી સર્વિસ સ્ટોર લિ અને 'બી બક્ષ' એ બે કંપનીઓમાં ભાગીદાર તરીકે જોડાયા છે સર બો ૧૮૬

**શંકરભાઈ આશાભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ ઉ ૪૪ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી બે ધોરણ સુધી સુણાવમાં કા ૧૯૨૪માં આફ્રિકા જઈ વેપારમાં પડયા છે. અત્યારે મેસર્સ એસ એ પટેલને નામે ગ્રોસરી ને પ્રોવિઝનનો ધંધો ભાગીદારીમાં ચલાવે છે સર બો ૨૧૩

**શંભુભાઈ છોટાભાઈ પટેલ** વ કરમસદ, તા આણંદ. ઉ ૨૧ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી પાંચ ધોરણ સુધી, નકુરુમાં કા પોતાના પિતા શ્રી સી કે પટેલે ૧૯૨૨માં આફ્રિકા જઈ મેસર્સ સી. કે પટેલને નામે ધંધો જમાવેલો, તેમાં પોતે એક ભાગીદાર તરીકે કામ કરે છે સર બો ૧૦૭

**શાન્તિલાલ શંકરભાઈ પટેલ** વ પાળજ, તા પેટલાદ જ્ઞા પાટીદાર કા ૧૯૪૧માં આફ્રિકા ગયેલા ૧૯૫૦થી વેપાર કરે છે સર બો ૪૨૭

**સાધુરામ મોતીભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૫૩ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી ભાદરણમાં કા શરૂઆતના બે વર્ષ નડિયાદ મિલમાં નોકરી કરેલી પછી ઉજ્જૈન તરફ જિનરીમાં પણ નોકરી કરેલી ૧૯૨૮માં આફ્રિકા જઈ ગીલગીલમાં બ્રાઉન્ડ ટ્રેડિંગ કો નામની પેઢીની નોકરીમાં જોડાયેલા ૧૯૩૨થી કેનિયા ઓટ મિલ લિ માં નોકરી કરે છે સર બો ૮૦

**સોમાભાઈ બેચરભાઈ પટેલ** વ માણજ, તા પેટલાદ ઉ ૪૫ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક કેળવણી માણજમાં કા ૧૯૨૬માં આફ્રિકા જઈ પહેલેથી જ વેપારમાં પડેલા અત્યારે નકુરુ સ્ટોરને નામે ગ્રોસર્સ અને જનરલ મરચન્ટસ તરીકે ધંધો કરે છે સર બો ૨૧૩

**સોમાભાઈ શિવાભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ ૩૭ જ્ઞા પાટીદાર શિ સોજીત્રા, માતર, વડોદરા, પૂના

પિતાના ભાગીદારીમા ચાલતા મોમ્બાસા મેડિકલ સ્ટોર્સ, નૈરોબીમા ભાગીદાર તરીકે કામ કરે છે આ સ્ટોર મોટા પાયા ઉપર મેડિસિનો અને બીજે ફેન્સી પ્રોવિઝન ગુડ્ઝનો વેપાર કરે છે સર બો ૪૨૮

**અબાલાલ બી પટેલ** વ નડિઆદ ઉ ૩૬ જ્ઞા પાટીદાર શિ નડિયાદ, પછી શામળદાસ કોલેજ ભાવનગર અને પછી આફ્રિકાથી લંડનની એકાઉન્ટન્ટની પરીક્ષા પાસ કરી બી એ એફ સી આઈ થયા છે કા ૧૯૪૨મા આફ્રિકા જઇ લુગાઝી ખાતે શ્રી નાનજી કાળીદાસની સુગર ફેક્ટરીમા એકાઉન્ટન્ટની નોકરીમા જોડાયેલા ત્યાર બાદ ૧૯૪૮મા સરકારી ડિસ્ટ્રિબ્યુટિંગ વિભાગમા હેડ કલાર્ક તરીકે જોડાયેલા ૧૯૪૮થી ૫૦ સુધી 'શાહ એન્ડ શાહ' ઓડિટર્સની પેઢીમા કામ કર્યું ૧૯૫૦થી એ બી પટેલને નામે એકાઉન્ટન્ટ અને ઓડિટર્સની ફર્મ શરૂ કરી છે ને પોતે તેના એક મુખ્ય ભાગીદાર છે સર બો ૨૭૮૨



**અબાલાલ વાઘજીભાઈ અમીન** વ તારાપુર, તા ખભાત ઉ ૩૪ જ્ઞા પાટીદાર શિ તારાપુર, આણદ, વડોદરા અને મુબઇની ગ્રાન્ટ મેડિકલ કોલેજમા ભણી એમ બી બી એસ થયા છે કા ૧૯૪૬મા આફ્રિકા ગયેલા ૧૯૪૭થી નૈરોબી ખાતે ડોક્ટર તરીકે પ્રેક્ટિસ કરવાનુ શરૂ કર્યું છે આજે એક સારા ડોક્ટર તરીકે તેમણે નામ જમાવ્યુ છે, અને પ્રેક્ટિસ પણ સારી ચાલે છે સર બો ૧૫૭૪



**અબાલાલ હીરાભાઈ પટેલ** વ વત્રા, તા ખભાત શિ અગ્રેજી છ ધોરણ સુધી ધર્મજમા કા ૧૯૪૩મા આફ્રિકા જઈ મેઈઝ એન્ડ પ્રોડ્યુસ કન્ટ્રોલ ઓફિસમા નોકરી કરે છે આ ઉપરાત એક સોડા ફેકટરી અને એક સોનાની દુકાનમા ભાગીદારી પણ ધરાવે છે સર બો ૯૨૨

**અબુભાઇ હરિભાઇ પટેલ** વ ભાદરણ તા બોરસદ જ્ઞા પાટીદાર શિ અગ્રેજી ચાર ધોરણ સુધી ભાદરણમા કા ૧૯૩૩મા પ્રથમ ગુજરાતી નિશાળના છઠ્ઠા ધોરણમા ભણતા હતા ત્યારે દેશની ચળવળ દરમ્યાન જેલમા ગયેલા જેલમાથી આવી અભ્યાસ શરૂ કરેલો પછી ૧૯૪૦મા ફરી જેલમા ગયેલા વળી ૧૯૪૧મા હાથ બનાવટ કાગળનુ કારખાનુ બોરસદમા શરૂ કરીને સ્થિર થવા માગતા હતા ત્યા વળી પાછા ૧૯૪૨મા જેલમા ગયેલા પછી ૧૯૪૬મા પૂર્વ આફ્રિકામા નૈરોબી ખાતે ગયા ૧૯૫૦મા લડન ગયા, ને ત્યાથી બાઇન્ડિંગનુ કામ ખૂબ સારી રીતે શીખી લાવ્યા છે, ને નાના પાયા પર અત્યારે નૈરોબીમા એ કામ કરે છે જાતમહેનતે રોટલો કમાતા સ્વમાનશીલ કારીગર છે. સર બો ૧૮૯૦



**ઈશ્વરભાઈ તળસીભાઈ પટેલ** વ કાસર કા નૈરોબીની વિખ્યાત ઓરિએન્ટલ ડેરીના એક ભાગીદાર તરીકે કામ કરે છે આ ડેરી ખૂબ ખ્યાતિ પામેલી ડેરી છે અને શ્રી ઈશ્વરભાઈ એના કુશળ સચાલકોમાના એક છે તેઓ ઘણુ કમાયા છે અને તેનો સદુપયોગ પણ તેઓ કરે છે જાહેર હિતના કામોમા રસ લે છે અને એમા યથાશક્તિ મદદ પણ કરે છે સર બો ૫૬૨

**ઉમેદભાઈ તળસીભાઈ પટેલ** વ કરમસદ (તા આણદ) કા નૈરોબી ખાતે હાર્ડવેર, બિલ્ડિંગ મટિરિયલ્સ અને ટિંબરનો વેપાર કરનાર એક આગેવાન વેપારી પ્રથમ મહાયુદ્ધના કાળમા આફ્રિકા જઈને પ્રથમ નોકરીથી જીવન કારકિર્દીનો પ્રારભ કરી પછી વેપારમા પડ્યા ટિંબરના વેપારથી પ્રારભ કર્યો આજે "નેશનલ ટિંબર એન્ડ હાર્ડવેર સિન્ડિકેટ," "રામભાઈ એન્ડ કપની," વગેરે આ ક્ષેત્રમા ખૂબ મોટો વેપાર કરનારી પેઢીઓના એક સ્થાપક, ભાગીદાર ને કર્તાહર્તા છે આ વેપારના નિષ્ણાત ચરોતરવાસીઓમાના એક છે યુ ટી પટેલના ટૂકા નામે સૌ ઓળખે છે એમના પુત્ર નટુભાઈ પણ આ જ ધધાને સભાળે છે એમની પેઢીઓ સમસ્ત પૂર્વ આફ્રિકામા પ્રખ્યાત છે સર બો ૧૩૪૮

**કાંતિલાલ પુરુષોત્તમદાસ ગાંધી** વ અમદાવાદ ઉ ૪૩ જ્ઞા વાણિયા શિ મેટ્રિક સુધી, અમદાવાદમા કા ૧૯૨૮મા આફ્રિકા જઈ દારેસલામ ખાતે 'સ્મિથ મેકેન્ઝી' નામની પેઢીમા નોકરી કરેલી પછી એ જ કપનીમા લિન્ડી, નૈરોબી અને બાસુ નોકરી કરેલી પછી એ જ કપનીના આસી મેનેજર તરીકે કપાલા ગયેલા ૧૯૪૯થી એ નોકરી છોડી વેશાદ્રીઝ એમ્પોરિયમ'ને નામે ધધો શરૂ કર્યો છે વળી ૧૯૫૨થી નૈરોબી અયર્ન મોગર્સના નામે હાર્ડવેરનો વેપાર પણ ચલુ કર્યો છે આ ઉપરાત દારેસલામ ખાતે શાખા ધરાવે છે ક્રિકેટ અને સ્પોર્ટ્સના ખૂબ શોખીન છે દારેસલામમા ક્લબોના મત્રી તરીકે કામ કરતા હતા સર બો ૨૨૪૦

**કાંતિલાલ વાઘજીભાઈ પટેલ** કા ૧૯૩૬મા આફ્રિકામા જઈ એક સગાને ત્યા ઉટેટમા રહેલા હાલમા મોગાભાઈની આટો મોબાઈલ્સ લિ નૈરોબીમા કામ કરે છે, અને તેના એક ભાગીદાર પણ છે સર બો ૬૧૫૫

**ગોરધનભાઇ નારણદાસ શાહ** વ નડિયાદ જ્ઞા વાણિયા શિ પ્રાથમિક નડિયાદમા, માધ્યમિક ધી ન્યુ ઈગ્લિશ સ્કૂલ નડિયાદમા કા ખૂબ જ નાની ઉમ્મરથી એક અચ્છા ક્રિકેટ ખેલાડી તરીકે ગોરધન શેઠના નામે નડિયાદમા ઘણી ખ્યાતિ પામેલા પૂર્વ આફ્રિકા ખાતે જઈ નોકરીમા જોડાયા અને એક સફળ ઈન્સ્યુરન્સ એજન્ટ તરીકે કામ કર્યું પ્રખ્યાત પ્રેમચદ રાયચદની ફર્મના ઇન્સ્યોરન્સ વિભાગના સચાલક તરીકે સફળ થયા પૂર્વ આફ્રિકાના અનેક ક્રિકેટ હોડી, વગેરેના રમત મડળોમા

એક અમ્પાયર તરીકે આજે પણ તેઓ રોકાયેલા છે અને કેટલાયના ગાની તરીકે કામ કરે છે રમતના ભારે શોખીન છે કેટલાક વેપારોમા પણ તેઓ પોતાનું હિત ધરાવે છે સમગ્ર પૂર્વ આફ્રિકામા એક પ્રમ ગાળાી સ્પોર્ટસમેન તરીકે એમની ખ્યાતિ છે સર બો પર

**ગોરધનભાઈ પૂનમભાઈ પટેલ** વ ચાંગા, તા પેટલાદ ઉ ૪૭ જ્ઞા પાટીદાર મ આફ્રિકામા નૈરોબી ખાતે સેનેટરી એન્ડ હાર્ડવેર્સ કેનિયા લિ ના ડાયરેક્ટર છે, અને કંપાલામા રહે છે સર બો ૨૭૮૫

**ચંદુભાઈ ગોવિંદભાઈ પટેલ** વ બોરસદ. ઉ ૩૫ જ્ઞા પાટીદાર શિ બોરસદ અમદાવાદ અને મુંબઈમા ભણી બી એ , એલએલ બી થયા છે કા ૧૯૪૬થી આફ્રિકા જઈ કેનિયામા બિલ્ડિંગ કોન્ટ્રાક્ટર અને હાર્ડવેર તથા ટિમ્બરનો વેપાર કરે છે આ ઉપરાંત કંપાલામા તેમનો મોટર સ્પેર્સનો ધધો પણ ચાલે છે

**ચંદુભાઈ ચતુરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૪૦. જ્ઞા પાટીદાર, શિ નડિયાદ, શામળદાસ કોલેજ, ભાવનગર, અને પછી બી જે મેડિકલ સ્કૂલ અમદાવાદમા અભ્યાસ કરેલો કા ૧૯૩૭મા આફ્રિકા જઈ નૈરોબી ખાતે શાળામા શિક્ષક તરીકે જોડાયેલા પછી કેનિયા ફાર્મર્સ એસોસિયેશનમા જોગાઈ મિનિસ્ટરી સપ્લાય વિભાગમા કામ કરતા ૧૯૪૨થી મેઈઝ એન્ડ પ્રોડ્યુસ કન્ટ્રોલમા નોકરી કરે છે સર બો ૯૨૧

**ચંદુભાઈ વાઘજીભાઈ અમીન** વ તારાપુર, તા ખંભાત. ઉ ૩૧ જ્ઞા પાટીદાર શિ તારાપુર, વડોદરા અને મુંબઈમા ભણી એમ બી બી એસ થયા છે મ ૧૯૪૮મા સિવિલ હોસ્પિટલ અમદાવાદમા હાઉસ મેન તરીકે એક વર્ષ કામ કર્યું ૧૯૪૯મા આફ્રિકા જઈ નૈરોબી ખાતે પ્રેક્ટિસ કરે છે અને દવાખાનુ ચલાવે છે સર બો ૧૫૭૪



**ચીમનભાઈ ચતુરભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ ઉ ૩૫ જ્ઞા પાટીદાર શિ લંડન મેટ્રિક કા ૧૯૨૨થી પિતા આફ્રિકામા ધંધાર્થે વસતા હોઇ પોતે ત્યા ભણ્યા અને પછી ૧૯૪૬થી બિલ્ડિંગ કોન્ટ્રાક્ટરના ધધામા પડ્યા અત્યારે તેઓ સી સી પટેલ એન્ડ કંપનીના નામે હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સનો ધધો કરે છે પટેલ કન્સ્ટ્રક્શન કંપનીના નામે કોન્ટ્રાક્ટરનુ કામ કરે છે મોમ્બાસા અને દારેસલામમા એની શાખાઓ પણ છે સાયકલ માર્ટના નામે સાયકલનો વેપાર પણ કરે છે આ ઉપરાંત મોરોગોરો અને ટાંગાનિકા ખાતે ફાર્મ પણ છે મોમ્બાસા નૈરોબી વગેરે સ્થળોએ જમીનો અને મકાનોની



મિલકત ધરાવે છે નૈરોબી સેન્ટ્રલ, પટેલ બ્રધરહુડના ઉપપ્રમુખ છે 'પાટીદાર પ્રકાર' નામનુ વાર્ષિક સામાજિક સુધારાની દષ્ટિએ નીકળતુ તેના તંત્રી હતા સર બો ૬૦૦૯

**ચીમનલાલ હીરાલાલ શાહ** વ: નડિયાદ જ તા ૧-૧-૧૯૧૫ જ્ઞા વાણિયા શિ સિદ્ધપુર, વડોદરા અને મુંબઈમા ભણી બી કોમ થયા છે. મ ૧૯૩૮મા ચીમનલાલ દેસાઈ એન્ડ કંપનીમા એકાઉન્ટન્ટ તરીકે જોડાયેલા ૧૯૪૦માં આફ્રિકા જઈ યુગાન્ડા સુગર ફેક્ટરીમા હિસાબી મુકામે નોકરીમા દાખલ થયેલા ૧૯૪૪મા નૈરોબીમા 'શાહ એન્ડ શાહ' ને નામે ઓડિટર્સ તરીકેનુ કામકાજ શરૂ કર્યું છે અહીં શહેરમા ને આસપાસ બીજે બધે ઓડિટર્સ તરીકે એમની ફર્મ ખૂબ જાણીતી છે ત્રણ વર્ષની નાની વયે માબાપ ગુજરી ગયેલા આત્મહિંમત કરી તેઓ આગળ આવેલા છે સર બો ૧૮૦૫

**ચુનીભાઈ જેઠાભાઇ પટેલ** વ નડિયાદ ઉ ૪૯ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી નડિયાદમા કા ૧૯૨૬મા આફ્રિકા જઇ કેનિયામા નૈરોબી ખાતે એડવોકેટને ત્યા નોકરી કરી નોકરીની સાથે સાથે જ પોતાનો ધધો પણ શરૂ કર્યો ૧૯૪૫ સુધી એ રીતે કામ કર્યું પછી ધધાની પ્રવૃત્તિઓ વધારી. ટિમ્બર અને હાર્ડવેરના ધંધાથી પ્રારંભ કરી પછી જમીનના પ્લોટોનુ કાર્ય શરૂ કર્યું, મકાનો બંધાવ્યા નૈરોબીમા ૧૯૪૧મા ફિલ્મ ઇંડિયા સિનેમા બંધાવ્યુ ૧૯૪૯મા ઇંડિયા હાઉસ બંધાવ્યુ, જેમા ૧૯૫૦થી ઇંડિયા ગવર્મેન્ટના હાઈ કમિશ્નરની ઑફિસ રાખવામા આવી છે ૧૯૫૨મા નૈરોબી સિટી મ્યુ કાઉન્સિલના કાઉન્સિલર તરીકે ચૂંટાયા નૈરોબી મ્યુ કાઉન્સિલની ચૂંટણીમા ચૂંટાનાર એ સૌથી પહેલા ચરોતરી છે જાહેર કાર્યોમા સારો રસ લે છે ધાર્મિક સંસ્થાઓમા સારા દાન કરે છે તેઓ ૧૯૪૯થી નૈરોબીના નડિયાદ નાગરિક મંડળના પ્રમુખ છે તેમના એક પુત્ર નવીનચંદ્ર બેરિસ્ટર થવા ઇંગ્લેન્ડ ગયા છે. સર બો ૭૬૧

**ચુનીભાઈ મોતીભાઈ પટેલ** વ કરમસદ (તા આણંદ) ઉ ૬૪, જ્ઞા પાટીદાર મ ૧૯૧૪મા પૂર્વ આફ્રિકા ખાતે જઈ નોકરીમા જોડાયા પ્રથમ યુગાન્ડામા પોર્ટમા ને પછી મિલિટરીમા નોકરી કરી અનેક વેપારોના પણ સાહસ કર્યાં ચરોતર વાસીઓમાથી સૌ પ્રથમ એમણે સ્થાવર મિલકત મકાન બાંધીને નૈરોબી ખાતે ઊભી કરી એમ કહેવાય છે ૧૯૩૨થી ૩૫ સુધી કેનિયાની લેજકોના, પૂર્વ આફ્રિકા ઇન્ડિયન નેશનલ કોંગ્રેસ તરફથી ચૂંટાઈને ગયેલા એક સભ્ય હતા મ્યુ કાઉન્સિલમા પણ ચૂંટાયેલા

**છોટાભાઈ રામભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર કા ૧૯૪૨મા આફ્રિકા ગયેલા અત્યારે નૈરોબીમા હુંડઝ કંપની લિ મા નોકરી કરે છે સર બો ૪૬૦

**છોટાભાઈ શંકરભાઈ પટેલ** વ નડિયાદ, ઉ ૪૮ કા ૧૯૧૪મા આફ્રિકા ગયેલા પ્રથમ રેલવેમા, પછી મિલિટરીમા અને પછી નૈરોબી ખાતે પોલીસખાતામા હિસાબી ક્લાર્ક તરીકે દાખલ

થયેલા ૧૯૪૯થી નિવૃત થઈ અત્યારે નડીઆદ ખાતે રહે છે સર ખો ૧૮૫૭

**જમનાદાસ ચતુરભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ ઉ ૪૧, જ્ઞા પાટીદાર, શિ અંગ્રેજી છ ધોરણ સુધી સોજિત્રામા પછી આફ્રિકામા લંડન મેટ્રિકનો અભ્યાસ કરેલો મ ૧૯૨૮ આફ્રિકા ગયેલા, પ્રથમ મોટરમાર્ટમા નોકરી કરેલી ત્યાર બાદ આજે હુસેનજી કંપનીમા બેલાર્ડ ચીફ એકાઉન્ટન્ટ અને હેડ કલાર્ક તરીકે કામ કરે છે, ૧૯૪૦થી ફ્રેગ સર્વિસ શરૂ કરી છે 'યુનાઈટેડ પ્રોવિઝન



સ્ટોર' કરેલો આજે 'ઝેનિથ સ્ટોર' છે, જેમા હિંદની ઘણીખરી ચીજો મગાવી વેપાર કરે છે જાહેર કામોમા પણ ખૂબ રસ લે છે સર ખો ૧૪૭૭

**જમનાદાસ સોમાભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર શિ નડિયાદ મુંબઈ, ને પૂનામા ભણી બી એ એલએલ બી થયા છે કા નડિયાદમા થોડો વખત પ્રેક્ટિસ કરી ૧૯૪૯મા આફ્રિકા જઈ નૈરોબી ખાતે ૧૯૫૦થી એડવોકેટની પ્રેક્ટિસ શરૂ કરી થોડાજ વખતમા સારૂ ક્ષેત્ર જમાવ્યુ છે સર ખો ૩૮૦૪

**જયસિંહભાઈ ભોડાભાઈ બ્રહ્મભટ્ટ** વ ચાગા, તા પેટલાદ જ્ઞા બ્રહ્મભટ્ટ ઉ ૪૪ કા ૧૯૩૦મા આફ્રિકા જઈ પ્રથમ નોકરીમા દાખલ થયેલા ૧૯૩૩થી કોર્ટમા રજિસ્ટ્રારના કલાર્ક તરીકે કામ કરે છે સર ખો ૪૧

**જશભાઈ અંબાલાલ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ ઉ ૩૫ જ્ઞા પાટીદાર શિ નડિયાદ પછી વડોદરા કોલેજ અને પછી લંડનની એકાઉન્ટન્ટની પરીક્ષા પાસ કરી છે બી એ એફ સી આઈ થયા છે કા ૧૯૪૨મા આફ્રિકા જઈ ઓડિટ ખાતાની નોકરીમા જોડાયા ત્યાથી પછી ઇ પી એસ ટી ઈ આઈ એ ડ કંપનીની નોકરીમા જોડાયા ત્યાથી શાહ એન્ડ શાહ ઓડિટર્સની નોકરીમા જોડાયા ૧૯૫૦થી એ બી પટેલ એન્ડ કંપનીને નામે ચાલતી એકાઉન્ટ ઓડિટર્સની ફર્મમા ભાગીદાર તરીકે કામ કરે છે પટેલ કલબ નૈરોબીના પાચેક વર્ષ સુધી મંત્રી તરીકે કામ કરેલુ રમતોના અત્યંત શોખીન છે સર ખો ૨૭૮૨

**જશભાઈ ઈશ્વરભાઈ પટેલ** વ નડિયાદ ઉ ... જ્ઞા પાટીદાર શિ નડિયાદ, પછી ગુજરાત કોલેજ, અમદાવાદમા એક વર્ષ કા ૧૯૩૫મા આફ્રિકા નોકરી અર્થે ગયેલા ... મોટરનો ધંધો કરતી વિખ્યાત પેઢી હુસેનજી કંપનીમા નોકરી કરે છે રમતોના ખૂબ શોખીન છે સર ખો ૪૬૦

**જશભાઈ હાથીભાઈ પટેલ** વ ઉત્તરસંડા, તા નડિયાદ ઉ ૩૯ જ્ઞા પાટીદાર શિ ઉત્તરસંડા, પછી નડિયાદમા મેટ્રિક સુધી ત્યાર બાદ અમદાવાદમા શોર્ટહેન્ડ એન્ડ ટાઈપરાઇટિંગ શીખેલા કા એકેક વર્ષ દેશમા રેલવેમા નોકરી કર્યા બાદ ૧૯૩૭મા આફ્રિકા જઈ ૧૯૪૬ સુધી કિસુમુ અને કેરીચોમા નોકરી કરેલી ૧૯૪૬થી મોટરસ્પેર્સની વેપારી પેઢીમા ભાગીદારી કરેલી ૧૯૫૨થી 'જશભાઈ ઓટો સ્ટોર્સ'ના નામે મોટર સ્પેર્સનો સ્વતંત્ર ધંધો કરે છે સર ખો ૨૪૧૭

**જીવાભાઈ જેસિંગભાઈ પટેલ** વ કરમસદ તા આણંદ ઉ ૫૪ જ્ઞા પાટીદાર શિ કરમસદ પછી વડોદરામા મેટ્રિક સુધી ત્યાર બાદ બુકકીપિંગ વગેરેનો અભ્યાસ કરેલો મ ૧૯૧૮મા આફ્રિકા નૈરોબી ખાતે જઈ એસ જેમ્સ લિ ની નોકરીમા જોડાયેલા પછી સર્વિસ સ્ટોર્સ માડેલો તે પછી ન્યાન્ઝા ટિંબર કંપની નામની ફર્મ શરૂ થઈ તેમા ડાયરેક્ટર બન્યા તે



ભાગીદારીમાથી ૧૯૫૦થી છૂટા થઇ 'જે જે પટેલ એન્ડ સન્સ'ના નામે પોતાની આવગી હાર્ડવેર અને બિલ્ડિંગના ધંધાની મોટી પેઢી ચલાવે છે બે દીકરા આ જ ધંધામા સાથે કામ કરે છે નૈરોબી પટેલ બ્રધરહુડના ત્રણ વર્ષ સુધી પ્રમુખ રહેલા પર ૨૧૮૭

**ડાહ્યાભાઈ ચતુરભાઈ પટેલ** વ કરમસદ તા આણંદ ઉ ૪૭ જ્ઞા પાટીદાર શિ નોનમેટ્રિક કરમસદમા કા ૧૯૨૨થી આફ્રિકા જઈ ત્રણ વર્ષ સુધી રેલવેમા નોકરી કરેલી ૧૯૨૭મા થીકામા પ્રોવિઝન સ્ટોર ટિંબર હાર્ડવેર સ્ટોર વ ધંધા કરેલા ત્યાથી કિસુમુ ખાતે મોટર સ્પેરની દુકાન કરી ૧૯૩૮મા 'આફ્રિકામા હિંદ નામની ફિલ્મ ઉતારવા પ્રયત્ન કરેલો જેમા ૨૦૦ વર્ષ પહેલા હિંદીઓ



ક્યારે અને કેવી રીતે આવ્યા ત્યાથી માડીને આજ સુધીનો ઇતિહાસ આલેખવાનો વિચાર કરેલો પણ એમા સફળતા ન મળી એ કડવો અનુભવ થયા પછી કિસુમુથી પોતે ૧૯૪૫મા નૈરોબી આવી સેન્ટ્રલ એમ્પોરિયમ લિ ની સ્થાપના કરી છે તેમા કોઇ નોકર નહિ જે ઘરાકો તે ઘણાખરા સેલ્ફ સર્વિસ–એ પદ્ધતિએ અત્યંત સફળ રીતે એ સાહસ ચાલે છે મોમ્બાસા, નૈરોબી કંપાલા કિસુમુ અને કેરીચોમા તેની શાખાઓ છે આની સાથે જોડાયેલી ને માલ લેનારી બીજી ૪૦ પેઢીઓ છે જે એની પાસેથી માલ ખરીદ કરે છે આ શેરહોલ્ડર્સ પણ છે પ્રવાસના ખૂબ જ શોખીન છે ખૂબ પ્રવાસો કર્યા છે એક સાહસિક વેપારી તરીકે ખૂબ જાણીતા છે આફ્રિકામા ડી સી પટેલના ટૂંકા નામે સૌ એમને ઓળખે છે સર સેન્ટ્રલ એમ્પોરિયમ લિ

**ડાહ્યાભાઈ જેઠાભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ જ્ઞા પાટીદાર શિ ધર્મજ, સિનોર, પેટલાદ અને વડોદરા કોલેજમા એક વર્ષ સુધી મ ૧૯૧૬મા આફ્રિકા જઈ ૧૯૧૭મા

પહેલા 'પટેલ ક્લબ'ના મંત્રી તરીકે કામ પણ કરેલ. ૧૯૫૨–૫૩મા યુરોપનો ખૂબ વિસ્તૃત પ્રવાસ કરી આવી ઘણો અનુભવ મેળવ્યો છે સર બો ૧૨૭

**નરેન્દ્ર નરસિંહભાઈ દેસાઈ** વ નડિયાદ કા સૌ પ્રથમ ૧૯૪૦ના અરસામા પૂર્વ આફ્રિકા ખાતે જઈ



એ કમા નોકરીથી કારકિર્દીનો પ્રારભ કર્યો અને સારો એવો અનુભવ મેળવ્યો હાલ નૈરોબી ખાતે નેશનલ ઈન્સ્યોરન્સ કપનીના એજન્ટ તરીકે પોતાનુ સ્વતત્ર કામ કરે છે અને સારી રીતે વિમાના એજન્ટ તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી છે પટેલ ક્લબ, નૈરોબી, પટેલ બ્રધરહુડ નૈરોબી, અને બીજા અનેક જાહેર કાર્યોમા સક્રિય રસ ધરાવે છે સર બો ૩૫૮૧

**નારણભાઈ છોટાભાઈ અમીન** વ વસો, (તા નડિયાદ) ઉ ૪૨ જ્ઞા પાટીદાર શિ સોજિત્રા અને મુબઈમા ભણી બી કોમ થયા છે કા ૧૯૨૯મા આફ્રિકા જઈ કેનિયામા ટાગાનિકા અને યુગાન્ડામા નોકરીઓ કરેલી ૧૯૫૦થી ઈસ્ટ આફ્રિકા ટોબેકો કોમા સબ એકાઉન્ટન્ટ તરીકે કામ કરે છે નૈરોબીમા વસોના ભાઈઓનુ મડળ સુદર રીતે ચલાવે છે સર બો. ૫૦૦

**નારણભાઈ નાથાભાઈ અમીન** ઉ ૫૫ જ્ઞા પાટીદાર શિ અગ્રેજી છ ધોરણ સુધી બા એક દીકરા અમુભાઈ એમ બી બી. એસ થઈ નાન્યુકી ખાતે પ્રેક્ટિસ કરે છે બીજા દીકરા કેનિયા ટ્રેડિંગ કોરપોરેશનની નૈરોબીની શાખા સભાળે છે સર બો ૧૯૨૭

**પુરુષોત્તમભાઈ મથુરભાઈ પટેલ** વ કરમસદ, (તા આણદ) ઉ ૫૩ વર્ષ, જ્ઞા પાટીદાર શિ



પ્રાથમિક કરમસદમા કા નૈરોબી ખાતે ખૂબ મોટા પાયા ઉપર હાર્ડવેર અને ટિંબરનો વેપાર કરનારા જાણીતા ને મોટા વેપારી–ઉદ્યોગપતિ સૌ પ્રથમ ૧૯૨૭મા પૂર્વ આફ્રિકા જઈ રેલ્વેમા નોકરીથી જીવનનો પ્રારભ કર્યો ૧૯૨૯થી સ્વતત્ર રીતે પોતના ધધનો પ્રારભ કર્યો ટિંબરના ધધામા જે થોડા ચરોતરવાસીઓએ પ્રારભ કર્યો તેમાના એક. આગળ જતા હાર્ડવેરનો ધધો પણ ખૂબ વિકસાવ્યો આજે ટિમ્બર, હાર્ડવેર અને તમામ પ્રકારના બિલ્ડિંગ મટિરિયલ્સનો મોટા પાયા ઉપર વેપાર કરે છે સો મિલ એન્ડ ટિમ્બર યાર્ડ પણ એમના છે એમના પાચ પુત્રો પોતાના આ જ ધધામા એમની સાથે કામ કરે છે એક દીકરા ઇગ્લેંડ અભ્યાસ કરી આવ્યા છે જ્યારે બીજા એકાઉન્ટન્સીના નિષ્ણાત બન્યા છે ન્યાન્ઝા ટિમ્બર એન્ડ હાર્ડવેર સ્ટોર્સ, સો મિલ એન્ડ ટિમ્બર યાર્ડ, મનુભાઈ એન્ડ કપની, આ બધી એમની વ્યાપારી પેઢીઓ છે નૈરોબીમા સારી મિલકતો પણ ધરાવે છે સુદર મકાનો, બાગ વગેરેના શોખીન છે. પી એમ પટેલના ટૂકા નામે આખા પૂર્વ આફ્રિકામા તેઓ જાણીતા છે. સર બો ૭૬૨

**ફૂલાભાઈ ખોડાભાઈ પટેલ** વ નરસડા (મહમદપુરા), તા નડિયાદ જ તા ૪–૫–૧૯૦૬ જ્ઞા પાટીદાર શિ કરમસદ હાઈસ્કૂલમા ભણેલા કા ૧૯૨૭મા આફ્રિકા જઈ પ્રથમ ડી એલ પ્રિન્ટિંગ પ્રેસના મેનેજર તરીકેની નોકરીમા જોડાયેલા એ પછી સિટી પ્રિન્ટિંગ પ્રેસને નામે ચરોતરવાસી તરીકે સૌથી પ્રથમ પ્રેસ પોતે શરૂ કર્યું ભાગીદારો સાથે ન ફાવતા પછી છૂટા થઈ બીજા ભાગીદારો સાથે, રિગલ પ્રેસની સ્થાપના કરી પાછળથી એ ભાગીદારીમાથી પણ છૂટા થયા અને પોતે નૈરોબીમા મરક્યુરી પ્રેસ શરૂ કર્યું છે મુખ્યત્વે એ પ્રેસ આફ્રિકામા જ ઉછરેલા તેમના પુત્રો રમણભાઈ અને નરહરિભાઈ બને ચલાવે છે સર બો ૧૦૫૩

**બાબુભાઈ ખોડાભાઈ પટેલ** વ સોજિત્રા તા પેટલાદ ઉ ૩૫ જ્ઞા પાટીદાર શિ સોજિત્રા પછી વડોદરા કોલેજ અને પછી લડન જઈ દાક્તરી અભ્યાસ કર્યો એમ બી (લડન) થયા છે કા લડનમા અભ્યાસ પૂરો કરી ૧૯૪૯–૫૦થી આફ્રિકા જઈ નૈરોબી ખાતે ડોક્ટર તરીકે સારી પ્રેક્ટિસ કરે છે એમના પિતાશ્રી ખોડાભાઈ પૂર્વ આફ્રિકા ખાતે પ્રારભમા આવનારામાના એક હતા અને અનેક જાહેર કાર્યોના પ્રણેતા હતા સર બો ૧૨૮૪

**બાબુભાઈ જેઠાભાઈ પટેલ** વ અજારસા તા બોરસદ કા મેટ્રિક પસાર કરી આફ્રિકા ગયા ઈ સ ૧૯૩૬મા નેશનલ ઈન્સ્યોરન્સ કપનીમા કેશિયર તરીકે નિમાયા ૧૯૪૦મા કોમર્શિયલ યુનિયનમા એસિસ્ટન્ટ મેનેજર તરીકે જોડાયા ૧૯૪૧થી '૪૮ સુધી નેશનલ ફાયર કા (ઈન્ડિયા એન્ડ આફ્રિકા)મા મેનેજર તરીકે હતા ૧૯૪૮મા કૈસરે હિંદ ઈન્સ્યોરન્સ કપની લિ ની નૈરોબી ખાતે બ્રાન્ચ ખોલી રેસિડેન્ટ મેનેજર તરીકે કામ કર્યું ૧૯૫૦મા ન્યુ ગ્રેટ ઈન્સ્યોરન્સ કુ ને કૈસરે હિંદ ઈન્સ્યોરન્સ કપનીનુ આફ્રિકા ખાતે જોડાણ કર્યું ત્યારથી બન્ને કપનીના રેસિડેન્ટ મેનેજર તરીકે કામ કરે છે સર બો ૧૪૧૦

**ભાઈલાલભાઈ કાશીભાઈ પટેલ** વ કરમસદ, તા આણદ ઉ ૪૮ જ્ઞા પાટીદાર શિ કરમસદ પછી વડોદરામા મેટ્રિક સુધી કા ૧૯૩૨મા આફ્રિકામા થીકા ખાતે ગયા પહેલા જ ચરોતરવાસી તરીકે મોટર સ્પેર્સના વેપારના પ્રારભ કરેલો ૧૯૩૮થી નૈરોબી ખાતે [illegible] ગેરેજની સ્થાપના કરી સ્પેર પાર્ટ્સનો વેપાર કરે છે તેમજ મોટર ગેરેજ વર્કશોપ પણ ધરાવે છે અત્યારે ત્યા જે બીજા ચરોતરવાસીઓ આ ધધામા પડેલા છે તેમાના ઘણા ખરા તો તેમને ત્યા જ પહેલા તાલીમ પામ્યા છે એમની પેઢી મોટર સ્પેર્સના વેપારમા એક અગ્રણી પેઢી છે તેમની મુબઈમા પણ સેન્ટ્રલ ઓટોમોબાઈલ્સ નામની પેઢી ચાલે છે સર બો ૧૩૨૦

**ભીખાભાઈ વાઘજીભાઈ પટેલ** વ ઉત્તરસંડા, તા નડિયાદ



કા વર્ષોથી પૂર્વ આફ્રિકામા જઈને નૈરોબી ખાતે મહાન ઓરિએન્ટલ ડેરી સ્થાપી અને આજે એનુ સંચાલન ખૂબ કુશળતાથી કરે છે આ ડેરી વિશાળ અને તમામ પ્રકારના અદ્યતન સાધનોથી સજ્જ છે તાજેતરમા કેનિયાના ગવર્નરને હાથે આવી સુદર ડેરી ચલાવવા માટે તેના સચાલકોને કપ એનાયત કરવામાં આવેલો શ્રી ભીખાભાઈએ પોતાના ગામ ઉત્તરસંડાના વોટરવર્કસ માટે રૂપિયા ૩૦ હજારનુ દાન કર્યું છે એને પૂજ્ય ભીખાભાઈ વાઘજીભાઈ જેઠાભાઈ વોટરવર્કસ, ઉત્તરસંડા, એવુ નામ આપવામા આવ્યુ છે બીજા પણ કેટલાક મોટા દાન તેઓએ કર્યાં છે સર બો ૫૬૨

**મગનભાઈ ઓત્તમભાઈ પટેલ** વ વસો, તા નડિયાદ ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ૭ ધોરણ સુધી વસોમા કા ૧૯૨૩મા આફ્રિકા જઈ પ્રથમ નોકરીમા જોડાયેલા ૧૯૪૧થી કેનિયા ઓવરસીઝ લિ નામથી ધધો શરૂ કર્યો છે આખા ઇસ્ટ આફ્રિકામા ઓટોમેટિક મશિનરીથી દવાઓ તથા ટેબ્લેટસ વગેરે બનાવવા શરૂ થયેલો આ પહેલો જ ઉદ્યોગ છે જીંજામા આની શાખા પણ છે દવાઓ બનાવનારી કપની તરીકે આ કપની ખૂબ જાણીતી બનેલી છે શ્રી મગનભાઈ એના સ્થાપક અને કર્તાહર્તા છે તેમના બે ભાણાઓ પેઢીના ભાગીદારો તરીકે જોડાયા છે સર બો ૨૫૬૯

**મગનભાઈ વાઘજીભાઈ પટેલ** વ ધર્મજ, (તા પેટલાદ)



ઉ ૫૨ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી ધર્મજમા કા ૧૯૨૦મા આફ્રિકા જઈ સરકારી ટ્રેઝરીની નોકરીમા જોડાયેલા ૧૯૪૬મા તેમાથી નિવૃત્ત થઈ ઓટોમોબાઇલ હાઉસના નામે મોટર સ્પેર્સના ધધાનો પ્રારભ કર્યો આ ઉપરાત તેમનો ચાર જીવનદાસની કપનીને નામે નૈરોબીમા પીસ ગુડ્ઝનો ધધો ચાલે છે, તેમજ કેનિયા પ્રોવિઝન સ્ટોરને નામે પ્રોવિઝન અને વાઇન્સનો વેપાર પણ ચાલે છે સર બો ૨૩૫૩

**મણિભાઈ આશાભાઈ પટેલ** વ અલીદ્રા તા માતર શિ અંગ્રેજી ૭ ધોરણ સુધી, વસોમા કા ૧૯૨૭મા આફ્રિકા જઈ કે એફ એ મા નોકરી કરેલી અત્યારે મેંદા લિ નામની એક મોટી પેઢીના મેનેજિંગ ડિરેક્ટર છે આખાયે પૂર્વ આફ્રિકામા આ મેંદા લિમિટેડ આ પ્રકારનો ધધો કરનારી મોટામા મોટી મિલ છે ત્યા અદ્યતન યત્રોથી લોટ, મેંદો વગેરે તૈયાર થાય છે સર બો ૧૭૮૮

**મણિભાઈ છોટાભાઈ પટેલ** વ કરમસદ તા આણદ ઉ ૩૯ જ્ઞા પાટીદાર શિ કરમસદ અને પછી ગુજરાત કોલેજ અમદાવાદમા ઇટર સુધી કા ૧૯૩૫થી આફ્રિકા જઈ પિતાની ભાગીદારીમા ચાલતુ સિટી પ્રિન્ટિંગ પ્રેસ સંભાળે છે નૈરોબીમા આ પ્રેસ ઘણુ જાણીતુ અને જૂનુ છે.

**મણિભાઈ ભાઈલાલભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ



ઉ ૪૪ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી ભાદરણમા કા ૧૯૨૯મા આફ્રિકા જઈ પ્રથમ ત્રણ વર્ષ રેલ્વેમા નોકરી કરી ત્યાર બાદ ડી એચ પટેલ ફોટોગ્રાફરના ધધામા જોડાયા, ને તે સમજ્યો ૧૯૪૦થી પોતે સ્વતત્ર રીતે વેનગાર્ડ સ્ટુડિયો શરૂ કર્યો છે, જે ખૂબ ખ્યાતિ પામેલો છે કેનિયા ગ્લાસ વર્કસ લિ મોમ્બાસાના તેઓ ડિરેક્ટર છે નૈરોબીના પટેલ બ્રધરહુડના પ્રમુખ (૧૯૫૨મા) અને પટેલ યુનિયનના ઉપપ્રમુખ હતા જાહેર કામોમા સારો રસ લે છે સર બો ૧૬૬૮

**મણિભાઈ લલ્લુભાઈ પટેલ** વ બાંધણી, તા પેટલાદ ઉ ૪૦ જ્ઞા પાટીદાર કા આફ્રિકામા 'સેનેટરી એન્ડ હાર્ડવેર્સ કેનિયા લિ ના ડાયરેક્ટર છે, અને કપાલામા રહે છે સર બો ૨૭૪૫

**મણિભાઈ વાલજીભાઈ પટેલ** વ પીજ, તા નડિયાદ ઉ ૩૦ જ્ઞા પાટીદાર શિ સોજિત્રા અને પછી નડિયાદ મેટ્રિક સુધી કા ૧૯૪૨મા આફ્રિકા જઈ આઠ વર્ષ નોકરી કરેલી અત્યારે નીમી ફોટોગ્રાફરના નામે ફોટોગ્રાફીની દુકાન ચાલે છે. સર બો ૨૪

**મનુભાઈ હીમાભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૩૧ જ નૈરોબીમા જ્ઞા પાટીદાર શિ નાર અને અમદાવાદ ભણી બી કોમ થયા છે કા ૧૯૪૬મા આફ્રિકા જઈ નોકરીમા જોડાયેલા ૧૯૪૯થી ભાગીદારીમા એમ એચ પટેલ એન્ડ કો ના નામથી એકાઉન્ટન્ટ અને ઓડિટર્સની ફર્મ શરૂ કરી છે આ ઉપરાત નૈરોબીની જનરલ ઓટો મોબાઈલ્સ નામની પેઢીમા તેઓ ભાગીદાર છે અને ઇન્સ્યોરન્સ એજન્ટ તરીકે પણ કામ કરે છે સર બો ૨૦૨૩

**મનુભાઈ રાવજીભાઈ દેસાઈ** વ નડિયાદ જ્ઞા પાટીદાર



શિ મેટ્રિક સુધી નડિયાદમા પછી વીવિંગ શીખવા વડોદરા કલાભુવનમા ગયેલા વળી એક વર્ષ નૈરોબી અભ્યાસ કરી સીનિયર કેમ્બ્રિજ થયેલા કા ૧૯૨૮મા આફ્રિકા જઈ આફ્રિકન મરકનટાઈલ નામની વેપારી પેઢીમા ૭ માસ નોકરી કરી પછી આઠ વર્ષ રેલવેમા નોકરી કરી પાર્કલેન્ડ પ્રોવિઝન સ્ટોરની ખરીદી કરી ૧૯૪૨ સુધી એના ભાગીદાર રહેલા ૧૯૪૨મા એ છોડી ૧૯૪૭ સુધી કોર્ન ફ્લાવર જેવી પાવડર તૈયાર કરતા આઈ ટી સી પ્રોડક્ટસના નામે પ્રોવિઝન સ્ટોર કરેલો ૧૯૪૭ ૪૮મા દેશમા પાછા આવેલા, અને વળી ૧૯૪૯મા પાછા આફ્રિકા જઈ હેન્ડર્સ એન્ડ કો ના નામે ઝેકોસ્લાવિયાનો તમામ માલ વેચનારી એક અંગ્રેજ પેઢીના શેર લઈ લીધા અને હવે તેમા એક ભાગીદાર તરીકે કામ કરે છે 'દેસાઈ એન્ડ

પોરા ' નામની ટેક્સટાઈલ અને બીજા માલનો જથાબંધ વેપાર કરતી એક પેઢી પણ તેમની અંગત માલિકીની ચાલે છે નૈરોબી પટેલ મંડળના છેલ્લા ચાર વર્ષથી પ્રમુખ છે અને તેમાં ખૂબ રસ લે છે જાહેર કામોના રસિયા છે સર બો ૧૯૧

**મોતીભાઈ ઝવેરભાઈ પટેલ** વ બાવણી, તા પેટલાદ,



ઉ ૫૫ જ્ઞા પાટીદાર શિ બાધણી, પછી પેટલાદ અને પછી ઇંદોરમા મેટ્રિક સુધી કા એમને યુગાન્ડામા પાડોમા (સિંહ) તરીકે ઓળખવામા આવે છે ૧૯૦૭મા આફ્રિકા જઈ બેંકની નોકરીમા જોડાયેલા ત્યાર બાદ ઘણી જગાઓએ મંત્રી કે મેનેજરની જવાબદારીભરી નોકરીઓ કરેલી એક જિનરી પર આફ્રિકાના નેગ્રોઓ હુમલો કરવા આવેલા ત્યારે તેમણે બહાદુરીથી સામનો કરેલો ત્યારથી નેગ્રોઓએ તેમને 'પાડોમા' નામ આપેલુ અને આજે તેઓ એ નામથી જ યુગાન્ડામા ઓળખાય છે યુગાન્ડા સરકારે યુદ્ધ સમય દરમિયાન તોફાનો ન થાય તેની વ્યવસ્થા રાખવા એક વર્ષ તેમની ઓનરરી નિમણૂક કરેલી આજે કે એમ પટેલની કંપનીને નામે એક્સપોર્ટ ઈમ્પોર્ટનુ કામ કરે છે કંપાલામા ઇંડિયન એસોસિયેશન સોશિયલ સર્વિસ લીગ અને પટેલ બ્રધરહુડના મંત્રી હતા આર્યસમાજના પ્રમુખ પણ બનેલા તેઓ મોમ્બાસાના પટેલ સમાજના સ્થાપકોમા એક હતા એમનુ પોતાનુ મકાન પણ સુરતમા તે માટે આપેલુ અત્યારે હવે નૈરોબી ખાતે જ ધધો કરે છે સર બો ૧૨૮૮

**મોતીભાઈ વલ્લભભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૫૦ જ્ઞા પાટીદાર શિ નાર અને પેટલાદમા પછી એલ સી પી એસ ના પ્રથમ વર્ષ સુધી અમદાવાદમા મ ૧૯૨૪મા આફ્રિકા જઈ મેડામભેનના ફાર્મ ઉપર નોકરીમા જોડાયા ૧૯૪૫ સુધી ત્યા જ નોકરી કરેલી દરમિયાન ભાગીદારો સાથે 'સિટી ડ્રેપર્સ'ના નામે તૈયાર કપડાનો વેપાર શરૂ કરેલો ૧૯૪૩મા શ્રી સી ટી એ 'ગાર્ડન્સ'નો પ્રારંભ કર્યો ત્યારે તેમા જોડાયા ગાર્ડન્સ ઉપરાત હવે ઇલેક્ટ્રિકલ એન્જિનિયર્સ અને કોન્ટ્રાકટર્સનો ધધો કરતી પેઢી શરૂ કરી છે લીમુરૂ ખાતે 'સીપના રોઝ નર્સરીઝ' નામની પેઢીમા ભાગીદાર છે તે સિવાય 'ઈન્ડો આફ્રિકા કોમર્શિયલ કોરપોરેશન' નામની આયાત નિકાસનો ધધો કરતી એક પેઢીમા ભાગીદાર છે સર બો ૧૩૪૭.

**મોહનભાઈ દેસાઈભાઈ પટેલ** વ ખાધલી તા માતર



ઉ ૪૫ જ્ઞા પાટીદાર શિ ખાધલી વસો, બેગ અને શામળદાસ કોલેજ, ભાવનગરમા ઈન્ટર સુધી મ ૧૯૩૦મા આફ્રિકા જઈ પ્રથમ શિક્ષકની નોકરીમા જોડાયેલા પછી હાઇકોર્ટમા લાયબ્રેરિયન તરીકે નોકરી કરેલી ૧૯૩૯થી રિલાયન્સ પ્રિન્ટિંગ પ્રેસ ને સારી રીતે ચલાવે છે કંપાલામા 'રિલાયન્સ પ્રેસ' યુગાન્ડા લિ'ના નામે તેની શાખા પણ ચાલે છે ઉપરાંત ફિલ્મ ડિસ્ટ્રિબ્યુટર વગેરેને નામે મૂળ સિનેમા કરવાની ગણત્રીથી જમીનો લીધેલી પણ પાછળથી સંજોગોવશાત્ તે ધધો કરેલો નહિ લેન્ડ એસ્ટેટનુ કામ કરતી પેઢીમા તેઓ હિત ધરાવે છે દેસાઈ મેમોરિયલ લાયબ્રેરીના ઉપ-પ્રમુખ છે દેસાઈ મેમોરિયલ કમિટીના જોઇંટ મંત્રી છે ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળના મંત્રી હતા કચ્છી ગુજરાતી ગર્લ્સ સ્કૂલની મેનેજિંગ કમિટીમા કામ કરે છે અને પટેલ યુનિયનના એક મેમ્બર છે સાહિત્યનો સારો શોખ ધરાવે છે સર બો ૯.

**રણછોડભાઈ ભાસ્કરભાઈ પટેલ** વ મહીડા, તા બોરસદ ઉ ૫૨ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ચાર ધોરણ સુધી પેટલાદમા મ ૧૯૨૧ની સાલમા આફ્રિકા જઈ પ્રથમ ઈસ્ટર્ન સો મિલમા રેલવે કોન્ટ્રાક્ટરને ત્યા વગેરે સ્થળે નોકરી કરેલી ૧૯૪૦મા પોતે શ્રી ભાઇલાલ એન્ડ કું સાથે કોન્ટ્રાક્ટરના ધધામા ભાગીદારી શરૂ કરી તેઓ સારુ કમાયા ૧૯૪૩થી પોતે આર બી પટેલ એન્ડ સન્સને નામે પોતાની અંગત કોન્ટ્રાક્ટરની પેઢી શરૂ કરી છે તેમની કાર્યદક્ષતાને લઈને સરકારમા કોન્ટ્રાક્ટર તરીકે તેમની ખૂબ જ પ્રતિષ્ઠા જામી છે તેઓ કરોડો શિલિંગના કોન્ટ્રાકટ લે છે આ સિવાય સેનિટરી સ્ટોર્સ, કેનિયા લિ, એંગ્લો હાર્ડવેર એન્ડ રેલિ ટી લિ, તથા ઇલેક્ટ્રિક સ્ટોર્સનુ કામ કરતી વોલ્ટા લિ વગેરે પણ તેમના કન્સર્ન્સ છે તેઓ સ્વામી શિવાનંદ હૃષિકેશના ભકત છે ડિવાઇન સોસાયટીના સ્થાપક શ્રી શર્માજીના અનુયાયી છે ખૂબ મોટા પાયા ઉપર દાનો કરે છે શહેરના આગેવાન પટેલોમાના એક છે નૈરોબીના પટેલ બોર્ડિંગ હાઉસનો પાયો એમના હાથે નખાયેલો એમના ઘણા મકાનો નૈરોબીમા જોવા મળે છે કદાચ ચરોતર વાસીઓમા સૌથી વધુ સ્થાવર મિલકત તેઓ ધરાવે છે પટેલ યુનિયનની મેનેજિંગ કમિટીના સભ્ય છે, ઇંગ્લેંડ વગેરેનો પ્રવાસ કરી આવ્યા છે સર બો ૧૮૮૮

**રમણલાલ ઈશ્વરભાઇ પટેલ** વ નડિયાદ ઉ ૩૨ જ્ઞા પાટીદાર શિ નડિયાદ અને પછી બી એસ સી થઈ ૧૯૪૯મા એમ બી બી એસ થયા મ પ્રથમ હરકીશનદાસ હોસ્પિટલ, મુંબઈમા છ માસ કામ કરેલ ૧૯૫૧થી આફ્રિકા જઈ નૈરોબી ખાતે દવાખાનું ચલાવે છે અને સારી પ્રેકિટસ જમાવી છે ટૂંક વખતમા નૈરોબીના એક ખ્યાતિ ધરાવતા ડૉક્ટર તરીકે નામના મેળવી છે સર બો ૪૬૦

**રમણભાઈ કાશીભાઈ પટેલ** વ સોજિત્રા, તા પેટલાદ ઉ ૨૮ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી, સોજિત્રામા કા ૧૯૪૯મા આફ્રિકા જઈ પ્રથમ કિસુમુ નોકરીમા જોડાયેલા અત્યારે નૈરોબીમા હુજીઝ કું લિ મા નોકરી કરે છે સર બો ૬૩૨૨

**રમણભાઈ છગનભાઈ પટેલ** વ બાધણી, તા પેટલાદ શિ બાધણી, આણંદ વડોદરા અને પછી મુંબઈમા ભણી એમ બી બી એસ થયા છે કા દાક્તરી અભ્યાસ પૂરો કરી આફ્રિકા ગયા છે આજે નૈરોબીમા પ્રેક્ટિસ કરે છે તેમનું

આખુ કુટુંબ મોટે ભાગે પૂર્વ આફ્રિકામા છે સર બો ૧૬૬૧

રમણલાલ મોતીભાઈ પટેલ વ નડિઆદ ઉ ૩૭ જ્ઞા પાટીદાર શિ નડિઆદમા, પછી બરોડા કૉલેજ વડોદરામાથી બી એ થયા કા ૧૯૪૧મા આફ્રિકા જઇ મિલિટરી એકાઉન્ટસ ખાતાની નોકરીમા દાખલ થયેલા આજે શુભ્ભર કંપની [illegible] નોકરી કરે છે

રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક વ નડિઆદ જ્ઞા નાગર બ્રાહ્મણ ઉ ૬૧ શિ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નડિઆદમા ઉચ્ચ શિક્ષણ મુબઈમા ૧૯૧૦મા વિલ્સન કૉલેજમા ફેલો નિમાયા એમ એ થયા પછી લડન યુનિવર્સિટીનો નાટ્યશાસ્ત્રનો વિષય લઈ 'ભારતીય રંગભૂમિ' પર બૃહદ નિબધ લખી પી એચ. ડી ની ઉપાધિ મેળવી કા એમ. એ થયા પછી કરાચી અને જૂનાગઢમા અંગ્રેજીના મદદનીશ અધ્યાપક તે પછી ભાવનગરની શામળદાસ કૉલેજમા અંગ્રેજીના મુખ્ય અધ્યાપક ૧૯૩૦મા 'Inlian Theatre' નામનુ પુસ્તક બહાર પાડ્યું, તે લડન અને અમેરિકામા સારી પ્રસિદ્ધિ પામ્યુ દરમિયાન એક અત્યત સફળ, છટાદાર પ્રાધ્યાપક તરીકે સૌરાષ્ટ્રભરમા નામના મેળવી ૧૯૪૦મા ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટના આચાર્ય થયા દસ લાખ રૂનુ દાન મેળવી ત્યા કોટક ઇન્સ્ટિટ્યુટ ઑફ સાયન્સ, એ વી પારેખ ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ અને ત્રણ છાત્રાલયો સ્થાપી એની રોનક પલટી નાખી ૧૯૫૮મા કૉલેજના આચાર્યપદેથી નિવૃત્ત થયા તેમની શૈક્ષણિક પ્રવૃત્તિઓના યોગ્ય સ્મારક તરીકે રૂ ૧૦૦૦૦ એકત્ર કરી ગુજરાત યુનિવર્સિટીને 'ડૉ યાજ્ઞિક શિષ્યવૃત્તિ' અર્થે આપવામા આવ્યા એ જ વેળા પત પ્રધાન શ્રી ઢેબરભાઈના હસ્તે ડૉ યાજ્ઞિકના તૈલચિત્ર અને પ્રતિમાની ધર્મેન્દ્રસિંહજી કૉલેજમા અનાવરણ વિધિ થઈ અને 'ડૉ યાજ્ઞિક ક્રિકેટ ટ્રોફી' જાહેર કરાઈ પછી સૌરાષ્ટ્ર સરકારના શિક્ષણ ખાતાના વિદ્યાધિકારી તરીકે નિયુક્તિ થઈ શિક્ષણ ખાતાને સુવ્યવસ્થિત કર્યું ભાવનગરમા કૉમર્સ કૉલેજ, મોરબીમા એન્જિનિયરિંગ કૉલેજ, સંતોકબેન કન્યા છાત્રાલય અને સુદરબાઈ મહિલા વિદ્યાલયની સ્થાપનામા મહત્વનો ફાળો આપ્યો માધ્યમિક શિક્ષણની દિશામા પણ એમણે મોરબીની શાળામા ટેકનિકલ શિક્ષણનો તથા જૂનાગઢની શાળામા કૃષિ શિક્ષણનો પ્રબધ કર્યો પ્રાથમિક કેળવણીની દિશામા તેમણે વર્ધા આબના, ઓચામણ વેડછી વગેરે સ્થળોએ પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપવાની યોજના શરૂ કરી

૧૦ વર્ષ સુધી મુબઈ યુનિ ના ફેલો અયેજી બોર્ડ અને એકેડેમિક કાઉન્સિલના સભ્ય એમના હોદ્દાની રૂએ ગુજરાત યુનિ ના ફેલો છે રાજકોટની તમામ સસ્કારી પ્રવૃત્તિઓ કરતી સસ્થાઓ શ્રી રામકૃષ્ણ આશ્રમ કૈવલ્યધામ સાહિત્યસભા, સૌરાષ્ટ્ર સશોધન મડળ ઇન્ડિયન કાઉન્સિલ ઑફ વર્લ્ડ અફેર્સ રાજકોટ રોટરી ક્લબ, વગેરે સાથે વર્ષો સુધી સકળાયેલા હતા આમ તેમણે બત્રીસ વર્ષ સુધી અવિરતપણે શિક્ષણ સેવા કરી છે ૧૯૫૧મા નિવૃત્ત થઈ વતન નડિઆદની કૉલેજના પ્રિન્સિપાલ બન્યા ૧૯૫૨થી પૂર્વ આફ્રિકાની ગાધી મેમોરિયલ કૉલેજના કાર્ય માટે ત્યા જઇને વસ્યા છે સૌના સહકારથી લાખો રૂપિયાનો ફાળો એકત્રિત કરી એક ભવ્ય કાર્ય પૂર્વ આફ્રિકામા સિદ્ધ કરી રહ્યા છે તેઓ એક અત્યત ઉચ્ચ કક્ષાના વક્તા વિવેચક અને અભ્યાસી સાહિત્યકાર છે તેમા પણ નાટ્યકળાના એક ગહન અભ્યાસી તરીકે ગુજરાતમા ખૂબ જ ખ્યાતિ પામ્યા છે પૂર્વ આફ્રિકા ખાતે પણ શ્રી યાજ્ઞિકે એમની વાણી અને કાર્યથી સૌના દિલ જીતી લીધા છે. સર બો ૫૨

રામભાઈ અજુભાઈ અમીન વ તારાપુર તા ખભાત ઉ ૫૫ જ્ઞા પાટીદાર શિ તારાપુર અને પછી પેટલાદમા મેટ્રિક થયેલા કા ૧૯૨૭મા આફ્રિકા નૈરોબી જઈ અને નેશનલ બૅક ઑફ ઇંડિયાની નોકરીમા દાખલ થયેલા અને આજે એના જ પેન્શનર છે ૧૯૪૬મા નિવૃત્ત થયા પછી લેન્ડ એન્ડ એસ્ટેટ એજન્ટ તરીકે કામ કરે છે જાહેર કાર્યોમા ખૂબ રસ લેતા હતા સર બો ૩૦૪

રામભાઈ જેઠાભાઈ પટેલ વ કરમસદ, તા આણદ ઉ ૫૧ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી છ ધોરણ સુધી, કરમસદ અને પેટલાદમા કા ૧૯૨૦મા આફ્રિકા જઈ ૧૯૦૧મા ત્યા વસતા કાકાના નકુરુ ખાતે ચાલતા ધધામા જોડાયા ૧૯૨૮મા પોતે પ્રોવિઝન, લીકર વ નો સ્વતત્ર ધધો કર્યો અને એકાઉન્ટન્ટ તરીકે ડી જી સ્ટુઆર્ટ કપનીમા નોકરી પણ લીધી ૧૯૪૯થી એમ જે પટેલ એન્ડ કુ ને નામે ઑડિટર્સ અને એકાઉન્ટન્ટસનુ કામ ભાગીદારીમા શરૂ કર્યું છે આ ઉપરાત અત્યારે એમનો પોપ્યુલર પ્રેસનો ધધો પણ ચાલે છે બિલ્ડિંગ એન્ડ ઇન્વેસ્ટમેન્ટ કપનીમા તેઓ ડાયરેક્ટર છે પટેલ એન્ડ પટેલને નામે લેન્ડ એન્ડ એસ્ટેટનુ કામ કરતી પેઢીના ભાગીદાર છે નકુરુમા કન્યા ગુજરાતી શાળાના મત્રી તરીકે કામ કરેલુ નૈરોબી ખાતેથી નડિઆદ અનાથઆશ્રમને દર વર્ષે નિયમિત દાન મોકલે છે સર બો ૧૭૬૧

રામભાઈ પુરુષોત્તમભાઈ પટેલ વ ભાદરણ તા બોરસદ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી છ ધોરણ સુધી કા પૂર્વ આફ્રિકામા ખૂબ મોટો હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સનો ધધો કરતી રામભાઈ એન્ડ કંપની બ્રાઉન લીવરસીજ કંપની, વગેરે નૈરોબી ખાતેની વેપારી પેઢીઓના એક ભાગીદાર અને કુશળ વહીવટકર્તા છે નાનપણમા માબાપ ગુજરી જતા ખૂબ જ મુશ્કેલીઓમા છૂટક નાની નોકરીથી જીવનનો પ્રારભ કર્યો કાપડનો વેપાર કર્યો ૧૯૪૧મા પૂર્વ આફ્રિકા જઇ અને નેશનલ ટિમ્બર એન્ડ હાર્ડવેર સિન્ડિકેટમા નોકરીમા જોડાયા ધગશ, બાહોશી ને ચાદશક્તિથી ખૂબ ઝડપથી સૌના મન જીત્યા અને કપનીએ ખૂબ જ પ્રગતિ કરી ખૂબ મોટા સાહસો બિલ્ડિંગ મટિરિયલ્સના ધધામા કર્યા ૧૯૪૮મા છોટાભાઈ ઈશ્વરલાલ એન્ડ કંપની નામની ફર્મ શરૂ કરી નૈરોબીમા આજે બ્રાઉન લીવરસીજની બિલ્ડિંગ મટિરિયલ્સનો વેપાર કરતી પેઢી એ જ ચલાવે

છે આ પેઢીમા કામ કરનારા લગભગ બધા એક યા બીજા પ્રકારના હિસ્સેદારો છે એ એની વિશિષ્ટતા છે સર બો ૧૩૪૮

**રાવજીભાઈ કે પટેલ** વ નાર તા પેટલાદ ઉ ૩૩ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી બે ધોરણ સુધી નારમા કા ૧૯૩૭થી આફ્રિકા જઈ 'કોલોનિયલ ટિંબર એન્ડ હાર્ડવેર સિન્ડિકેટ'ના નામે ચાલતી પેઢીમા નોકરી કરે છે તેઓ હાસ્ય રસના પ્રયોગો રજૂ કરવામા કુશળ છે સર બો ૧૩૮૩

**રાવજીભાઈ છોટાભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ ઉ ૩૫ જ્ઞા પાટીદાર, શિ કઠોરમા, અને પછી એમ ટી બી કોલેજ સુરતમા અભ્યાસ કર્યો કા ૧૯૩૬મા આફ્રિકા જઈ 'પટેલ ગેરેજ'ના નામથી ધંધાનો પ્રારંભ કર્યો ૧૯૪૭થી ઓટોમોબાઈલ્સ હાઉસમા ભાગીદાર તરીકે જોડાયા છે સર બો ૨૩૫૩



**રાવજીભાઈ મોતીભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૩૦ જ્ઞા પાટીદાર, શિ મેટ્રિક સુધી, નારમા કા ૧૯૪૨મા આફ્રિકા ગયેલા સરકારી ટ્રેઝરી ખાતામા નોકરી કરે છે સર બો ૫૯૧

**રાવજીભાઈ સોમાભાઈ પટેલ** વ ચાગા, તા પેટલાદ શિ મેટ્રિક સુધી કા ૧૯૩૬મા આફ્રિકા ગયેલા નૈરોબીની 'સેનટરી એન્ડ હાર્ડવેર્સ કેનિયા લિ' નામની પેઢીના મેનેજર તરીકે કામ કરે છે સર બો ૨૭૪૫

**વિઠ્ઠલભાઈ રાવજીભાઈ પટેલ** વ કરમસદ, (તા આણંદ) ઉ ૩૮ જ્ઞા પાટીદાર શિ નડિયાદ, આણંદ વડોદરા, પૂના અને મુંબઈમા ભણી એમ બી બી એસ થયા છે કા ખૂબ મુશ્કેલીમા નાનપણમા દેવુ કરી આપબળે પોતે ભણ્યા, બહેન, પત્ની વગેરેને પણ ભણાવેલા અને એ રીતે આગળ વધી ૧૯૪૨મા નૈરોબી ખાતે પ્રથમ ડોક્ટર તરીકે પ્રેક્ટિસ શરૂ કરી ખૂબ સારી સફળતા ટૂંક મુદતમાજ મળી અને એક આગેવાન ડોક્ટર બન્યા નૈરોબી ઇન્ડિયન મેડિકલ એન્ડ ડેન્ટલ એસો-ના પાચ વર્ષ મત્રી રહ્યા છે અને પ્રમુખ પણ બન્યા હતા કેનિયા કાળના એક આગેવાન કાર્યકર ને વ્યાખ્યાન વ્યવસ્થાપક છે મુસાફરીના ભારે શોખીન અને ઊંડા અભ્યાસી છે. યુરોપ–અમેરિકા ને બીજા દેશોનો ખૂબ પ્રવાસ કર્યો છે જાતે સુંદર ફિલ્મો ઉતારી છે બગીચાના ભારે શોખીન છે સર બો ૫૪૯

**વિઠ્ઠલભાઈ વાઘજીભાઈ પટેલ** વ કરમસદ, તા આણંદ) જ્ઞા પાટીદાર, ઉ ૪૦ શિ પ્રાથમિક કરમસદમા, માધ્યમિક નડિયાદ અને તે પછી અમદાવાદ ને પૂનાની કોલેજોમા પ્રિવિયસ કા નૈરોબી ખાતે મોટર અને સ્પેર્સનો ધંધો કરતી પ્રખ્યાત સેન્ચ્યુરી ઓટોમોબાઈલ્સ લિ ના ડાયરેક્ટર અને ભાગીદાર છે જીવનનો પ્રારંભ મુંબઈમા એક સિગારેટ ફેક્ટરી શરૂ કરવાના સાહસથી કર્યો, તેમા સફળતા ન મળતા ૧૯૩૦મા પૂર્વ આફ્રિકામા ટાંગાનિકા ખાતે પ્રથમ ગયા અને ઉકેરેમા નાની દુકાન કરી વળી થોડો વખત શિક્ષક પણ બન્યા ૧૯૪૦મા નૈરોબી ગયા અને પટેલ ગેરેજમા નોકરીમા દાખલ થયા ૧૯૪૧મા કપાલા ખાતે સ્વતંત્ર વેપારનો પ્રારંભ કર્યો અને પટેલ ગેરેજના જ એક ભાગીદાર બન્યા ૧૯૫૦મા આજની સેન્ચ્યુરી ઓટોમોબા-ઇલ્સ પ્રા લિની સ્થાપના કરી તેમા ખૂબ પ્રગતિ કરી છે કપાલામા સેન્ટ્રલ ઓટોમોબાઇલ્સના નામે જીજામા ન્યાનઝા ઓટોમોબાઈલ્સને નામે અને મુંબઈમા કિસ્મત એટો સ્ટોર્સ તરીકે તેમનાજુદા જુદા ભાગીદારો કંપનીઓ ચલાવે છે અનેક દેશોમા પ્રવાસ કરી આ ધંધાનો ખૂબ જ બહોળો અનુભવ પોતે મેળવ્યો છે નાના ભાઈ કાન્તિભાઈ મુખ્ય ઓફિસ સંભાળે છે, સર બો ૬૧૫૫

**શનાભાઈ ભૂલાભાઈ પટેલ** વ પનોલ તા પેટલાદ ઉ ૫૩ જ્ઞા પાટીદાર શિ પનોલમા, અને પછી સોજિત્રામા કા ૧૯૧૬મા આફ્રિકા જઈ મોમ્બાસા ખાતે સરકારના કસ્ટમ ખાતામા નોકરી લીધેલી ૧૯૩૨મા પેન્શનર તરીકે નિવૃત્ત થયા પછી ૧૯૩૨મા નૈરોબી ખાતે 'યુનિવર્સલ સ્ટોર્સ લિ'ના નામે ભાગીદારીમા પેઢી શરૂ કરી છે ૧૯૪૨મા નૈરોબી ફાર્મસી નામનો ધંધો પણ શરૂ કર્યો છે મોમ્બાસામા નોકરી કરતા હતા ત્યારે સોશિયલ લીગ ઊભી કરનારા મુખ્ય માણસોમાના તેઓ એક હતા એ ઉપરાંત મોમ્બાસા આર્યસમાજ વગેરેના તે વખતે એક સક્રિય કાર્યકર હતા એમનો સ્ટોર એક જાણીતા સ્ટોર તરીકે ખૂબ ખ્યાતિ પામેલો છે સર બો ૧૦૨

**શાંતિલાલ મગનભાઈ પટેલ** વ કરમસદ, તા આણંદ જ્ઞા. પાટીદાર જ અફ્રિ મા શિ સીનિયર કેમ્બ્રિજ સુધી કા ૧૯૩૮થી આફ્રિકા ખાતે યુનાઈટેડ ડેરીઝ નામની એક અંગ્રેજી ડેરીની નોકરીમા જોડાયેલા ડેરી ૧૯૪૫મા એમણે ખરીદી લીધી આ પહેલા પિતાએ 'એમ એમ પટેલ'ને નામે કાપડની પેઢી કાઢેલી જે પાછળથી ઓટોસ્પેરનો ધંધો કરે છે ૧૯૩૮થી કેરન ખાતે એક પ્રોવિઝન સ્ટોર પણ ચાલે છે યુનાઈટેડ ડેરીઝ કેરન સ્ટોર, યુનાઈટેડ ડેરીઝ હાર્ડવેર ડિપાર્ટ-મેન્ટ ઉપરાંત ઓટો સાયકલ્સ એન્ડ હાર્ડવેર સિન્ડિકેટની ફર્મ છે આ ઉપરાંત કોલોનિયલ સ્ટોર્સમા ભાગીદાર છે રમતોના ને પ્રવાસના ખૂબ શોખીન છે કેનિયામા એમની ડેરી ખૂબ જ જાણીતી છે સર બો ૯૯૭



**શિવાભાઈ ગોરધનભાઈ અમીન** વ તારાપુર ઉ ૫૧ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક તારાપુર, માધ્યમિક ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ, અમદાવાદ પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ અને પછી ૧૯૨૧મા વિદ્યાપીઠમા પ્રથમા-ઇન્ટર સુધી કા પ્રથમ તારાપુર યુવક મંડળ સંચાલિત શાળામા એક રાષ્ટ્રીય ટ્રેઇન્ડ શિક્ષક તરીકે જોડાયા એકા સત્યાગ્રહ વખતે પ્રથમ જોડાયા ૧૯૨૪મા બોરસદમા થયેલા હૈડિયાવેરાના સત્યાગ્રહમા પણ

એક સૈનિક તરીકે કામ કર્યું ૧૯૨૬મા પૂર્વ આફ્રિકામા ગયા અને સ્વપ્રયત્નથી અભ્યાસ કરી લડન મેટ્રિક થઈ ૧૯૨૭મા વિલાયત ગયા, અને બેરિસ્ટર થયા વળી ૧૯૩૦મા રાષ્ટ્રીય આદોલન વખતે લડનમા એના પ્રચારક બન્યા ૧૯૩૧મા પૂર્વ આફ્રિકા પાછા આવી બેરિસ્ટરનું કામકાજ શરૂ કર્યું ૧૯૩૧મા પૂર્વ આફ્રિકાની રાષ્ટ્રીય કોંગ્રેસની કારોબારીના સભ્ય બન્યા ૧૯૩૫-૩૬મા હિંદી એસોસિએશનના મંત્રી બન્યા અને ૧૯૩૯મા પૂર્વ આફ્રિકા રાષ્ટ્રીય કોંગ્રેસના સામાન્ય મંત્રી બન્યા ૧૯૪૨મા કેનિયાની લેજિસ્લેટીવ કાઉન્સિલના સભ્ય થયા ૧૯૪૬મા પૂર્વ આફ્રિકા હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ થયા નૈરોબી હિંદી સિવિલ સર્વિસ લીગના સ્થાપક અને વર્ષો સુધી પ્રમુખ પૂર્વ આફ્રિકાની સુધ લીગના એક સ્થાપક

૧૯૪૩થી લેજિસ્લેટીવ કાઉન્સિલ વગેરેમા આફ્રિકનોના હક્કોના ચુસ્ત હિમાયતી હિંદી સરકારે આફ્રિકનોને સ્કોલરશિપ આપવી જોઈએ એવી વાત પ્રથમ ૧૯૩૮થી જાહેર રીતે કહેનાર શ્રી અરવિંદની વિચારધારાના અભ્યાસી અને પ્રચારક પૂર્વ આફ્રિકાના ગાંધી સ્મારક કાર્યના પ્રેરક ને પ્રયોજકોમાના એક પૂર્વ આફ્રિકાની એશિયન પ્રજાના એક મહત્વના અગ્રણી સર બો ૧૨૦૪

સૂર્યકાંત છગનભાઈ પટેલ વ બાવાગી તા પેટલાદ ઉ ૩૨ જ આફ્રિકામા શિ બાધણી અને પછી આણંદમા મેટ્રિક સુધી કા આફ્રિકામા પિતાનો ધધો ચાલુ હોઈ ૧૯૩૯થી તેઓ ત્યા ગયા છે અને પોતાના ભાઈ નલિનકાંતના સહકારથી ટિંબરનું કામ કરતી પિપની જનરલ ટ્રેડિંગ કોરપોરેશન નામની પેઢી ચલાવે છે આ પેઢીને વર્કશોપ છે અને તે કોન્ટ્રેક્ટનુ કામ પણ કરે છે ન્યાન્ઝા હાર્ડવેર સ્ટોર્સને નામે પણ ધધો ચાલે છે તેઓ ૧૯૪૯મા ઇંગ્લેંડ અને કોન્ટિનેંટનો પ્રવાસ કરી આવ્યા છે પ્રવાસના ખૂબ જ શોખીન છે હાર્ડવેર અને બિલ્ડિંગ મટિરિયલ્સનો વેપાર કરનારી પેઢી તરીકે એમની પેઢી જાણીતી છે સર બો ૧૬૬૧

## બુકોબા (ટી. ટી)

અબાલાલ દામોદરદાસ શાહ વ વસો તા નડિયાદ બુકોબા ખાતે વસતા હિંદીઓમાના એક અગ્રણી વેપારી અને જાહેર કાર્યકર મૂળ ૧૯૨૫ના અરસામા પૂર્વ આફ્રિકા ખાતે ગયા ને નોકરીથી જીવનનો પ્રારભ કર્યો ૧૯૩૫ ૩૬ના અરસામા "શાહ એન્ડ કપની"ના નામે વેપાર શરૂ કર્યો છે આ કંપનીની કોફી ફેક્ટરી છે, સોપ ફેક્ટરી છે મોટર સ્પેર્સનો વેપાર કરે છે, મોટરોનો પણ વેપાર કરે છે બુકોબા ખાતે તમામ જાહેર પ્રવૃત્તિઓના શ્રી શાહ સક્રિય કાર્યકર અને અગ્રણી છે અનેક ધાર્મિક પ્રવૃત્તિઓ પણ કરે છે

મગળભાઈ નાથાભાઈ પટેલ વ તારાપુર, તા ખભાત બુકોબા ખાતેના એક અગ્રણી હિંદી વેપારી પ્રથમ પૂર્વ આફ્રિકામા કેનિયામા નકુરુ ખાતે ૧૯૨૧થી નોકરીનો પ્રારભ કર્યો ૧૯૩૪થી બુકોબા ખાતે ગયા હાલ ત્યા એમ એન પટેલના નામે મોટો કોફીનો વેપાર કરનારી કંપનીના એ મુખ્ય વહીવટ કર્તા છે કાપડ અને હાર્ડવેરનો પણ આ કંપનીનો મોટો વેપાર છે સર બો ૬૩

## મચાકોસ (કેનિયા)

હેમાભાઈ આશાભાઈ પટેલ વ મલાતજ, તા પેટલાદ ઉ ૪૬ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ચાર ધોરણ સુધી મલાતજમા કા ૧૯૨૪મા આફ્રિકા જઈ યુગાન્ડા ખાતે નોકરીમા જોડાયેલા ૧૯૨૯થી મચાકોસ ખાતે હેમાભાઈ સ્ટોર્સ લિ ના નામે હાર્ડવેર વગેરે તમામ ચીજોનો જથાબધ અને છૂટક વેપાર કરે છે આ ઉપરાંત નૈરોબીમા પોપ્યુલર પ્રિન્ટિંગ પ્રેસમા ડાયરેક્ટર પણ છે

## મબાલે (યુગાન્ડા)

અબાલાલ જેઠાભાઈ પટેલ વ નાર, તા પેટલાદ જ તા ૨૫-૧૨-૧૯૦૩ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી ચાર ધોરણ સુધી, નારમા કા મૂળથી એમના પિતા આફ્રિકા હોવાથી પોતે ૧૯૨૪મા આફ્રિકા જઈ મબાલે ખાતે નોકરીમા દાખલ થયા ૧૯૩૦મા એક જિનરી ભાડે રાખી શ્રી ફૂલાભાઈ દેસાઈ અને બીજા ભાગીદારો સાથે ત્રણ વર્ષ ચલાવી પછી એ જ જિનરીના તેઓ ભાગીદાર બન્યા આજે તેઓ અને કરમસદના શ્રી મણિભાઈ પટેલ એ જ જિનના ભાગીદાર છે સર બો ૩૫૨

અબાલાલ રામભાઈ પટેલ વ ઉત્તરસંડા તા નડિયાદ ઉ ૩૧ જ્ઞા પાટીદાર મા ૧૯ ૨મા આફ્રિકા જઈ શરૂઆતથી જ કાપડનો વેપાર કરે છે અને હવે ટિંબર એન્ડ જનરલ સ્ટોર્સ, મબાલેના ભાગીદાર છે સર બો ૨૮૩

અબાલાલ શકરભાઈ પટેલ વ સુણાવ તા પેટલાદ ઉ ૪ શિ સુણાવમા જ્ઞા પાટીદાર પછી મેટ્રિક સુધી આણંદની ડી એન હાઈસ્કૂલના કા ૧૯ ૭મા આફ્રિકા જઈ ત્યા તેમના કાકાએ ઈસ્ટ આફ્રિકન મોટર સ્પેર્સના નામથી શરૂ કરેલી ફર્મ સભાળે છે આ કંપનીને મબાલેમા ગેરેજ પણ છે મોટર સ્પેર્સનો મહત્વનો ધધો આ કપની કરે છે સર બો ૬૦

આશાભાઈ ગોરધનભાઈ પટેલ વ ભાદરણ તા બોરસદ ઉ ૫૯ જ્ઞા પાટીદાર શિ અંગ્રેજી પાચ ધોરણ સુધી ભાદરણમા કા ૧૯૨૫મા આફ્રિકા જઈ નૈરોબી ખાતે નોકરીમા જોડાયા ત્યાર બાદ કપાલામા ૧૯૧૮મા સો મિલનો ધધો શરૂ કરેલો ધધો ફાવટ ન લાગતા છોડી દઈ ૧૯૨૨થી ૧૯૪૮ સુધી ફરી નોકરી કરી ૧૯ ૮મા આફ્રિકા છોડી મુબઈ આવ્યા બાળકોની કેળવણી માટે જ મુબઈમા આઠ વર્ષ રહ્યા ૧૯૪૮મા વળી પાછા આફ્રિકા જઇ નોકરી કરે છે સર બો ૬૪

આશાભાઈ જેઠાભાઈ પટેલ વ ડભોઉ, તા પેટલાદ ઉ ૪૧ જ્ઞા પાટીદાર શિ ગુજરાતી કેળવણી ડભોઉમા કા

૧૯૨૮થી આફ્રિકા જઈ વેપારમા પડયા છે અત્યારે મબાલેમા કોટન બાઇગનુ કામ કરે છે સર બો ૨૧૦

**કાન્તિલાલ કાશીભાઈ પટેલ** વ નડિયાદ જ તારીખ ૧૪-૧૨-૧૯૧૩ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી નડિયાદમા કા ૧૯૩૪થી આફ્રિકા જઈ મબાલે ખાતે નોકરી કરે છે, અને બુસેકુ જિનરીમા હિત ધરાવે છે સર બો ૩૫૧

**કાશીભાઈ શિવાભાઈ પટેલ** વ ગારોળા, તા બોરસદ ઉ ૩૮ જ્ઞા પાટીદાર શિ ભાદરણ અને પછી વડોદરા કોલેજમાથી બી એસ સી થયા છે મ ૧૯૩૭મા આફ્રિકા ગયેલા અત્યારે મબાલેમા ઓટો કો લિ મા નોકરી કરે છે ઇ ડિયન એસોસિયેશન, મબાલેના ખજાનચી ૧૯૫૨મા હતા સર બો ૧૨૭

**ગુણવતભાઈ ફૂલાભાઈ દેસાઈ** વ નડિયાદ ઉ ૨૭ જ્ઞા પાટીદાર શિ મેટ્રિક સુધી ગવર્મે ટ હાઈસ્કૂલ નડિયાદમા પછી એચ એલ કોલેજ ઓફ કોમર્સ અમદાવાદમાથી બી. કોમ ની ઉપાધિ મેળવી છે કા આફ્રિકા જઈ મૂળ પિતાજીએ મબાલેમા શરૂ કરેલી જિનરી અને વેપારમા જોડાયા આજે તેઓ પોતે જ બધુ સભાળે છે કમાલેમા એમની જિનરી છે જેમા સી કે પટેલ પણ હિત ધરાવે છે. તેમના પિતાજી બોમ્બેમા મિલ સ્ટોર્સ ચલાવે છે નાગપુર પાસે બનારવામા તેમની સો મિલ છે ન્યાનિવર પાસે એક ચમતસામા નામની તેમની એક લેન્ડ એસ્ટેટ પણ છે તેઓ નારણભાઈ પી પટેલ પુસ્તકાલયમા નિયમિત સમય કામ આપનાર કાર્યકર પણ છે સર બો ૩૫૧

**ચતુરભાઈ ધોરીભાઈ પટેલ** વ ધર્મજ તા પેટલાદ જ્ઞા પાટીદાર મ ૧૯૧૧મા આફ્રિકા જઈ બુકેડિયામા રહેતા હતા ધધો પરચૂરણ વેપારનો છે

**ચતુરભાઈ મથુરભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૪૮ જ્ઞા પાટીદાર. શિ ગુજરાતી ત્રણ ધોરણ સુધી, નારમા મ પ્રારભમા દેશમા થોડો સમય ખેતી વગેરે કામ કરેલા પછી ૧૯૨૯મા આફ્રિકા જઈ શરૂઆતમા છ માસ નોકરી કરેલી ત્યાર બાદ એન સી ડાહ્યાભાઈ એન્ડ મગનભાઈની કપની નામની બહોળો વેપાર કરતી બહુ મોટી પેઢીમા જોડાયા છે સર બો ૪૪

**ચદુભાઈ લલ્લુભાઈ પટેલ** વ સુણાવ, તા પેટલાદ ઉ ૨૭ જ્ઞા પાટીદાર શિ સુણાવમા કા ૧૯૪૬થી આફ્રિકામા મબાલેમા ઈસ્ટ આફ્રિકન મોટર સ્પેર્સના એક ભાગીદાર તરીકે જોડાયા છે મબાલેમા આ કપની પોતાના ક્ષેત્રમા નોધપાત્ર વેપાર કરે છે સર બો ૯૦

**છોટુભાઈ ખુશાલભાઈ પટેલ** વ રણોલી, તા બોરસદ જ તા ૧૦-૭-૨૬ જ્ઞા પાટીદાર શિ રણોલી પછી ધર્મજ હાઈસ્કૂલમાથી મેટ્રિક પછી અમદાવાદમા તથા મુબઈમા ભણી એમ બી બી એસ થયા કા બે વર્ષ વાડીલાલ સારાભાઈ હોસ્પિટલ, અમદાવાદમા કામ કર્યું ૧૯૫૨મા આફ્રિકા જઈ મબાલેમા પ્રેક્ટિસ કરે છે સર બો ૩૦૭

**જયતીભાઈ શિવાભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ ઉ ૨૩ જ્ઞા પાટીદાર શિ ભાદરણમા, પછી અગ્રેજી છ ધોરણ સુધી બરોડા હાઈસ્કૂલમા કા ૧૯૫૨થી આફ્રિકામા મબાલે ખાતે એન સી ડાહ્યાભાઈ એન્ડ મગનભાઈ લિ નામની ફર્મમા નોકરી કરે છે સર બો ૪૪

**જસભાઈ છોટાભાઈ પટેલ** વ નડિયાદ ઉ ૬૩ જ્ઞા પાટીદાર શિ પ્રાથમિક, માધ્યમિક નડિયાદમા બાદ એલ એલ બી ને પછી બેરિસ્ટર થયા કા પૂર્વ આફ્રિકામા વસતા, જીવનમા સેવાનુ ધ્યેય સ્વીકારી અનેક બાળકોની કેળવણીમા જીવત રસ લઈ એ કાર્યને વરેલા એક લોકસેવક ૧૯૨૦મા પૂર્વ આફ્રિકા ખાતે જઈ જીજા, મબાલે ખાતે બેરિસ્ટર તરીકે જીવનની કારકિર્દીનો પ્રારભ કર્યો ખૂબ સારા બેરિસ્ટર તરીકે ખ્યાતિ પામ્યા, અનેક જાહેર પ્રવૃત્તિઓમા રસ લઈ એને આગળ ધપાવી યુગાન્ડાની ધારાસભાના સભ્ય હતા, ઓનરરી મેજિસ્ટ્રેટ હતા ૧૯૫૦થી મબાલે ખાતે બાળકોની કેળવણીને જ જીવનધ્યેય બનાવી મબાલેનુ શ્રી નારણભાઈ પી પટેલ છાત્રાલય સ્થાપ્યુ તેને મબાલેના પાટીદાર સમાજનુ, લાયબ્રેરીનુ એમ અનેક પ્રવૃત્તિઓનુ કેન્દ્ર બનાવ્યુ તેઓની સાથે તેમના પત્ની શ્રી દીપકબહેને પણ સેવાના મત્રને અપનાવ્યો છે એમના પુત્રો આફ્રિકામા જુદા જુદા વ્યવસાયમા સ્થિર થયા છે શ્રી જસભાઈ 'જે. સી પટેલ'ના ટૂક નામે અને સાહેબના નામે સર્વત્ર જાણીતા છે, માનનીય મુરબ્બી છે સર ૭૨

**જસભાઈ સોમાભાઈ પટેલ** વ ઉત્તરસડા, તા નડિયાદ ઉ ૩૨ જ્ઞા પાટીદાર, શિ ઉત્તરસડા, વડોદરા, અમદાવાદ અને મુબઈમા ભણી બી એ, એલ એલ બી થયા છે કા ૧૯૪૬-૪૭ મુબઈમા રેશનિંગ ઇન્સ્પેકટર તરીકે કામ કર્યું, ૧૯૪૮થી આફ્રિકા જઇ, મબાલેમા પ્રેક્ટિસ કરે છે આઈ ડી પટેલ એન્ડ કુ, લિ નામની હાર્ડવેરનો ધધો કરતી પેઢીના મેનેજિંગ ડિરેકટર છે ટિંબર એ ડ હાર્ડવેરના ભાગીદાર છે, અને ઇન્સ્યોરન્સનુ કામ પણ કરે છે મુબઈથી પાટીદાર મિત્ર નામનુ માસિક કાઢતા, તથા ત્યાના પાટીદાર યુવક સઘના સ્થાપકોમાના એક હતા મબાલે ઇ ડિયન એસોસિયેશનના મત્રી મબાલે મ્યુ ટાઉનશિપ બોર્ડ, મબાલે જિલ્લાની ઇ ડિયન એજ્યુકેશનલ બોર્ડ, યુગાન્ડા એજ્યુકેશન એડવાઈઝરી બોર્ડ વગેરેના સભ્ય સર બો ૮૭

**જેઠાલાલ મૂળચદભાઈ શાહ** વ સોજિત્રા, તા પેટલાદ ઉ ૪૮. જ્ઞા જૈન વાણિયા શિ મેટ્રિક થઈ એક વર્ષ વડોદરા કોલેજ અને એક વર્ષ સિડનહામ કોલેજ મુબઈમા અભ્યાસ કરેલો કા ૧૯૨૪મા આફ્રિકા યુગાન્ડા જઈ કપાલા ખાતે બે વર્ષ ખાનગી નોકરી કર્યા બાદ કપાલાની હાઈકોર્ટમા ઇન્ટરપ્રીટર તરીકે ૭ વર્ષ સુધી નોકરી કરી પછી સરોટીની કોર્ટમા બે વર્ષ નોકરી કરી ત્યા એડવોકેટનો અભ્યાસ કરી ૧૯૩૪મા મુબઈ આવી પરીક્ષામા પાસ થયા, ૧૯૩૫થી ફરીથી આફ્રિકા જઈ નોકરી

ઝોની પ્રેક્ટિસ શરૂ કરી અત્યારે શ્રી સી કે પટેલ સાથે પટેલ એન્ડ શાહને નામે વકીલાતની પેઢી ભાગીદારીમા ચલાવે છે ઈન્સ્યોરન્સ એજન્ટ અને કોટન જિનર પણ છે ઉપરાત બીજા કેટલાક ધધામા શ્રી સી કે પટેલ સાથે ભાગીદાર છે સર બો ૨૫

**ડાહ્યાભાઈ સોમાભાઈ પટેલ** વ ઉત્તરસંડા, તા નડિયાદ ઉ ૩૭ જ્ઞા પાટીદાર શિ અગ્રેજી પાચ ધોરણ સુધી, ઇદોરમા પછી ઉત્તરસંડા હાઇસ્કૂલમાથી મેટ્રિક, કા શરૂઆતમા સાગર ખાતે બીડીનુ કારખાનુ શરૂ કરેલુ ૧૯૪૬મા આફ્રિકા જઈ ઓરાયન એન્ડ કપની લિ મા ભાગીદાર તરીકે જોડાયા છે સર બો ૭૪

**તુળશીભાઈ હાથીભાઈ પટેલ** વ પીજ, તા નડિયાદ, શિ મેટ્રિક પાસ ઇ સ ૧૯૨૮મા કા ૧૯૩૨મા નરસીપુરના પાદરામા હેડમાસ્તર તરીકે નિમાયા ૧૯૪૨મા આફ્રિકા ગયા નૈરોબીમા બે વર્ષ પ્રિન્સિપાલ તરીકે નોકરી કરી ૧૯૪૪થી યુગાન્ડાના સરકારી કેળવણી ખાતામા નોકરીમા જોડાયા છે મબાલે પેરેન્ટસ એસોસિયેશનના ખજાનચી છે

**ધનજીભાઈ લાલાજીભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ ઉ ૫૨ જ્ઞા પાટીદાર શિ ચીખોદરા અને બેડવા ભાદરણમા મેટ્રિક પાસ થઇ મુબઈ કોલેજમા થોડો સમય ગયેલા પછી એન્જિનિયરિંગ ઈન્સનો અભ્યાસ કરેલો કા પ્રથમ મુબઈમા છ વર્ષ હેડ ઓફિસર તરીકે અને નારની સ્કૂલમા શિક્ષક તરીકે નોકરી કરી ૧૯૨૨મા પાચ હજાર શિલિંગ કમાઈ પાછા ફરવુ એ ઠરાવથી આફ્રિકા ગયેલા શરૂઆતમા આફ્રિકામા જીજા ને કપલામા નોકરી કરી ૧૯૨૭મા જિનરીના મેનેજર બન્યા ૧૯૪૦મા ધનજીભાઈ એન પટેલની પેઢીના નામથી આજનો ધધો શરૂ કર્યો મુખ્યત્વે પીસ ગુડ્સનો વેપાર કરે છે સર બો ૧૧૧

**નરસિંહભાઈ શકરભાઈ પટેલ** વ સુણાવ તા પેટલાદ ઉ ૪૩ જ્ઞા પાટીદાર શિ સુણાવ વિનય મદિરમા, પછી વિદ્યાપીઠ અમદાવાદમાથી વિનીત કા ૧૯૨૯મા આફ્રિકા જઇ ૧૯૩૯ સુધી નોકરી કરેલી ૧૯૩૯મા પોતે ઓરિએન્ટલ ટ્રેડિંગ કપનીની સ્થાપના કરી દરેક ચીજમા જથ્થાબધ વેપાર કરે છે આ ઉપરાત જીજામા જિનરી છે તેની પોતે દેખરેખ રાખે છે સર બો ૬૪

**નાથાભાઈ ધનજીભાઈ પટેલ** વ રણોલી તા બોરસદ ઉ ૫૦ જ્ઞા પાટીદાર શિ ગુજરાતી ચાર ધોરણ સુધી રણોલીમા કા ૧૯૨૦મા આફ્રિકા જઇ પ્રથમ નોકરી કરેલી ૧૯૨૫મા જગનનો વેપાર શરૂ કર્યો તથા મબાલેમા એન સી ડાહ્યાભાઈ એન્ડ મગનભાઈ લિ નામની મુખ્યત્વે ઉપરાત જનરલ મરચન્ટસ તરીકે કામ કરતી ફર્મમા ભાગીદાર તરીકે જોડાયા આ ઉપરાત હાર્ડવેર અને જિનરીના ધધામા પણ તેઓ હિત ધરાવે છે સર બો ૯૯

**પુરુષોત્તમભાઈ છોટાભાઈ પટેલ** વ કરમસદ, તા આણદ ઉ ૨૮ કા ૧૯૪૪મા આફ્રિકા જઈ, નૈરોબીમા નોકરી કરતા હતા અત્યારે મબાલેમા જશભાઇ એન્ડ મગનભાઇની પેઢીમા નોકરી કરે છે સર બો ૬૭

**પુરુષોત્તમભાઈ ત્રિકમભાઈ પટેલ** વ રણોલી, તા બોરસદ ઉ ૫૦ જ્ઞા પાટીદાર શિ ગુજરાતી ત્રણ ધોરણ સુધી, રણોલીમા કા શરૂઆતમા બારેક વર્ષ બાલ્યમા ખૂબ ગરીબ ને કઠણ જીવન વિતાવ્યા બાદ હિંદુસ્તાનમા કદી પાછા ન ફરવુ એવા નિર્ણય સાથે ૧૯૨૩મા આફ્રિકા ગયા ત્યા મોટાભાઈ સાથે દુકાનમા રહેતા ૧૯૩૦ની લડત એમને હિંદમા ખેંચી લાવી અને તેઓ જેલમા પણ ગયેલા ૧૯૩૦ના અતમા ફરી આફ્રિકા પાછા ગયેલા ૧૯૩૯મા મોટાભાઈ ગુજરી જતા ખૂબ ખરાબ સ્થિતિમા મુકાયા હતા અત્યારે સુનિગી એન્ડ કપનીને નામે પીસગુડ્ઝ વગેરેનો ધધો સારી રીતે ચલાવે છે ભાઈના બાળકોને સમજણપૂર્વક ઉછેરી પોતે કુવારા રહ્યા છે સર બો ૧૦૧

**પુરુષોત્તમભાઈ વાઘજીભાઈ પટેલ** વ પીજ, તા નડિયાદ ઉ ૩૫ જ્ઞા પાટીદાર શિ ડભોડમા ગુજરાતી કેળવણી લીધેલી કા ૧૯૩૪થી આફ્રિકા જઈ ટાંગાનિકામા રહી ૧૯૪૬થી મબાલેમા નોકરી કરે છે સર બો ૨૧૦

**બાબરભાઈ હાથીભાઈ પટેલ** વ ભાદરણ, તા બોરસદ ઉ ૫૨ શિ અગ્રેજી ત્રણ ધોરણ સુધી, ભાદરણમા, કા ૧૯૨૫મા આફ્રિકા જઈ બેન્કમા ત્રણ વર્ષ નોકરી કરી પછી પાચ વર્ષ રેલ્વેમા નોકરી કરી પછી બીજી ઘણી જગ્યાએ નોકરી કરી અત્યારે કોટન બાયર તરીકે કામ કરે છે સર બો ૧૦૮

**ભોગીલાલ કાશીભાઈ પટેલ** વ નાર, તા પેટલાદ જ તા ૨-૧૦-૧૯૦૩ જ્ઞા પાટીદાર, શિ ડભાડ પછી પેટલાદ હાઈસ્કૂલમાથી મેટ્રિકમાથી ઉઠી જઈ ગુજરાત વિદ્યાપીઠના સ્નાતક થયેલા કા ૧૯૨૫મા આફ્રિકા જઈ એડવોકેટ વકીલને ત્યા નોકરી કરી પછી બુકેડી કોટન કપનીમા નોકરીમા જોડાઈ પાછળથી ૧૯૩૦મા એ જ કપનીના ભાગીદાર બન્યા ૧૯૫૨મા ભાગીદારો છૂટા થતા તે કપની કાઢી નાખી પોતે ક્રીબુઝી કોટન કપની લિ લીધી જિનરી ઉપરાત ટિબર હાર્ડવેરની એક પેઢીમા પણ તેઓ એક ભાગીદાર છે કેટલાક વર્ષ મબાલે ઇન્ડિયન એસોસિયેશનના અને પાટીદાર સમાજના પ્રમુખ તરીકે કામ કરેલુ આ ભાગના જાણીતા જિનર અને કાર્યકર છે, સર બો ૭૫૩

**ભોગીલાલ પુરુષોત્તમદાસ પટેલ** વ કરમસદ તા આણદ, ઉ ૪૩ જ્ઞા પાટીદાર શિ કરમસદ અને પેટલાદમા મેટ્રિક સુધી કા ૧૯૨૮મા આફ્રિકા જઈ રેલ્વેની નોકરીમા જોડાયેલા ૧૯૩૮મા સી ભાઈલાલ એન્ડ કુ લિ મબાલેમા ભાગીદાર તરીકે જોડાયા છે આ કપની કાપડનો મોટો વેપાર કરે છે સર બો ૫૭

**મગનભાઈ લલ્લુભાઈ પટેલ** વ ધર્મજ, તા પેટલાદ,

ચતુરભાઈ કાળીદાસ પટેલ વ બાકરોલ, તા આણંદ ૧૯૨૫ નોકરી રંગુન
ચતુરભાઈ બેચરભાઈ પટેલ વ બાકરોલ, તા આણંદ ૧૯૩૮ વેપાર રંગુન
છોટાભાઈ બાબરભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ વેપાર ૭ ડાહ્યાલાલની કુ ૬૪/૨૯ સ્ટ્રીટ, રંગુન
છોટાભાઈ વલ્લભભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ વેપાર રંગુન
ડાહ્યાભાઈ શંકરલાલ પટેલ વ તોરણા, તા. કપડવણજ પેગાન બ્ર
ડાહ્યાભાઈ ભીખાભાઈ પટેલ વ ઉત્તરસંડા, તા નડિયાદ ૭ ડાહ્યાભાઈ એન્ડ કુ રંગુન
મગનભાઈ વલ્લભભાઈ પટેલ વ સુણાવ તા પેટલાદ વેપાર રંગુન
મગળભાઈ ઉમેદભાઈ વ નડિયાદ વેપાર સિંગાપોર
રમણભાઈ મોતીભાઈ વ ધર્મજ, તા પેટલાદ નોકરી સિંગાપોર
શાંતિલાલ તારાચંદ વ ઓડ તા આણંદ વેપાર રંગુન
સોમાભાઈ આશાભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ નોકરી બો ૮૩૮, રંગુન

ઈંગ્લેન્ડ

ચંદુભાઈ મણિભાઈ પટેલ વ મલાતજ, તા પેટલાદ ૧૯૫૩ અભ્યાસ
ચંદ્રકાન્ત હરગોવિંદદાસ શર્મા વ વસો તા નડિયાદ ડોક્ટર
જયંતીભાઈ ગોરધનભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ અભ્યાસ
બાબુભાઈ એફ પટેલ વ નડિયાદ ૧૯૫૪ નોકરી, ૨૬, બેલ સીઝ પાર્ક, હેમ્પસ્ટેડ, એન ડબલ્યુ ૩, લંડન
મોહનલાલ નાથજીભાઈ ધરિયા વ વાડાસિનોર છેલ્લા ૧૧ વર્ષથી લંડનમા ડોક્ટર તરીકે પ્રેક્ટિસ કરે છે
રતિલાલ મનોરભાઈ પટેલ એન એસ બી વ બોરસદ અભ્યાસ ૧૬૬, ટેવર સ્ટેન્ક રોડ, બેલ સાઈઝ પાર્ક, લંડન એન ડબલ્યુ, ૩
રમણલાલ શંકરલાલ દવે વ ચાંગા, તા પેટલાદ નોકરી
વિઠ્ઠલભાઈ ગોકળભાઈ પટેલ વ ચકલાસી, તા નડિયાદ અભ્યાસ ૪૭, ધી એવન્યુ બેકનહામ કેન્ટ (ઇંગ્લેન્ડ)



# ખંડ વીસમો

## પરદેશવાસી વ્યક્તિઓ (૩)

### વિષયપરિચય

આ ખંડમા ખેડા જિલ્લો છોડીને દેશભરમા વસતા ચરોતરવાસીઓ વિષેની માહિતી આપી છે શરૂઆતમા સામાન્ય માહિતી લેખ રૂપે મૂકી છે તે પછી ચરોતરવાસીઓની કેટલીક પેઢીઓના પરિચય આપ્યા છે, અને તે પછી દેશભરના કેટલાક શહેરોમા વસતા ચરોતરવાસીઓની ટૂંક વિગત કક્કાવારીના ક્રમે શહેરવાર આપી છે તેની રજૂઆતમા વ્યક્તિનું નામ, તેનુ વતન, તેની નોકરી કે વેપાર અંગેની વિગત અને સરનામુ, એ ક્રમ રાખ્યો છે તેમા પણ જેટલી વિગત મળી શકી તેટલી જ આપી છે વિગતની રજૂઆતમાં કેટલાક સંક્ષેપો વાપર્યા છે તેની સમજૂતી આ નીચે આપી છે

### સંક્ષેપોની સમજૂતી

વ = વતન, તા = તાલુકો ઠે = ઠેકાણુ સર = સરનામુ

*

## દેશભરમાં ચરોતરવાસીઓ

ખેડા જિલ્લો સમગ્ર ગુજરાત અને દેશમા એક એવો જિલ્લો છે જેની પ્રજા દેશ પરદેશમા વેપાર-નોકરી અર્થે ખૂબ મોટા પાયા ઉપર બહાર નીકળેલી છે કચ્છ અને સૌરાષ્ટ્રના લોકોએ દેશ પરદેશ ખેડ્યો છે એટલો ગુજરાતમાથી બીજા કોઈ જિલ્લાની પ્રજાએ નથી ખેડ્યો વસતી વધી અને સામી બાજુએ જમીનમા કસ નહિ રજવાડી શાસનોને કારણે ઔદ્યોગિક કે વ્યાપારી વિકાસ થયો નહિ, આ બધાને પરિણામે કચ્છ અને સૌરાષ્ટ્રની પ્રજામાથી પોતાના વતનને છોડી દેશ પરદેશ જઈ ત્યા સ્થિર થનારી પ્રજા ઘણા મોટા પાયા ઉપર નીકળી આજનો ખેડા જિલ્લો ૧૯૪૯ પહેલા હતો હતો આ પ્રદેશને અડીને ખંભાત અને

વાડાસિનોરના રાજ્યો આવેલા હતા. જે સ્થિતિ સૌરાષ્ટ્ર અને કચ્છમા જોવા મળે છે તે જ સ્થિતિ આ બે રાજ્યોના પ્રદેશ માટે પણ જોવા મળે છે ખંભાત અને વાડાસિનોરના પ્રજાજનો ખૂબ મોટા પાયા ઉપર મુંબઈમા જઈને સ્થિર થયા છે અને વેપાર ધંધામા ખૂબ મોટો વિકાસ સાધ્યો છે

સમગ્ર ગુજરાતને લઈએ તો સુરત અને ખેડા જિલ્લાના પ્રદેશો તથા ઉત્તર ગુજરાતના પ્રદેશોમાથી પોતાના વતનને છોડીને જિલ્લા બહાર દેશના મોટા વેપારી મથકો ઉપર અને પરદેશોમા જનારી પ્રજા સૌથી વિશેષ નીકળી છે

ખેડા અને સુરત જિલ્લામા વસતીના પ્રમાણમા જમીન ઓછી એ મુખ્ય કારણ બન્યુ છે જ્યારે ઉત્તર ગુજરાતમા જમીન ફળદ્રુપ ઓછી અને પાણીની અછત, એ મુખ્ય કારણો બન્યા છે આ પૂર્વ ભૂમિકાને જોઈને આખા દેશભરમા ચરોતરના વતનીઓ પથરાયા છે તેના ઉપર એક ઊડતી નજર નાખીએ

**ગુજરાતમાં** ખેડા જિલ્લાની બહાર સમગ્ર ગુજરાતમા સર્વત્ર ચરોતરના વતનીઓ પથરાયેલા છે અમદાવાદ, વડોદરા, બિલીમોરા, સુરત, ઉત્તર ગુજરાતમા નાના મોટા શહેરો, આ બધામા ચરોતરના વેપારી ભાઈઓ ખૂબ મોટા પાયા ઉપર ઉદ્યોગ કે વેપાર અર્થે જઈને વસ્યા છે અમદાવાદ મિલ ઉદ્યોગનુ મોટુ કેન્દ્ર છે નડિયાદના શ્રી ભુગાનભાઈ ગોકળદાસનુ કુટુંબ, કપડવણજના શ્રી ચંદુલાલ પરીખનુ કુટુંબ, ડાસરાના શ્રી સુનગાનુ કુટુંબ, ઓડના શ્રી ભીખાભાઈ જીવાભાઈ પટેલનુ કુટુંબ, સુણાવના શ્રી સી એસ પટેલનુ કુટુંબ નડિયાદના શ્રી સી સી દલાલનુ કુટુંબ, કરમસદના શ્રી છોટાભાઈ રેવાભાઈ પટેલનુ કુટુંબ, આ બધા એક યા બીજા સ્વરૂપે અમદાવાદના મિલ ઉદ્યોગ સાથે સીધી રીતે સંકળાયેલા છે એ રીતે ચરોતર વાસીઓનો મિલ ઉદ્યોગના વિકાસમા નાનો ફાળો નથી એ સિવાય પણ અમદાવાદના અનેક નાના મોટા ઉદ્યોગોમા ચરોતરના વતનીઓ પડેલા છે ભાગ્યે જ કોઈ એવા સાહસો હશે જેમા કોઈ ને કોઈ ચરોતરવાસીએ પોતાની શક્તિ નહિ અજમાવી હોય જાણકારોના અંદાજ મુજબ એકલા અમદાવાદ શહેરમા ઉદ્યોગ, વેપાર અને નોકરી અર્થે, જેમનુ મૂળ વતન ખેડા જિલ્લો છે તેવા વસનારાની સંખ્યા ૩૦થી ૩૫ હજારની છે

વડોદરા તો સારા પ્રમાણમા ખેડા જિલ્લાના વતનીઓથી વસ્યુ છે વડોદરાનો મહાન એલેમ્બિક કેમિકલ વર્કસનો ને એની સાથેની બીજી કંપનીઓનો ઉદ્યોગ ખેડા જિલ્લાના વીરસદ ગામના વતની સ્વ રાજમિત્ર શ્રી ભાઈલાલભાઈ દાજીભાઈ અમીન અને એમના કુટુંબીજનોની અજોડ વ્યવસ્થાશક્તિ ને સાહસવૃત્તિના પ્રતિક રૂપે વિકસ્યો છે ને હજીયે વિકસી રહ્યો છે સ્વ ભાઈલાલભાઈના પુત્ર શ્રી મણિભાઈ અમીને પણ સેન્ટિકેસ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝ લિ ના નામથી એક મહત્વનુ કારખાનુ શરૂ કર્યુ છે

ઓડના શેઠ ભીખાભાઈની દિનેશ મિલ પણ વડોદરામા છે સયાજી આયર્ન વર્કસ ગુજરાત રબ્બર વર્કસ આ અને બીજા અનેક ઉદ્યોગો ચરોતરના વતનીઓએ વડોદરાને આંગણે જમાવ્યા છે ખંભાતના વિખ્યાત ઉદ્યોગપતિ શેઠ ઝવેરચંદ લક્ષ્મીચંદનુ કુટુંબ પણ વડોદરામા વિશાળ ધંધો ખેડે છે સોજિત્રાના શ્રી મનસ્વી હાલમા વિશાળ પાયા ઉપર વડોદરામા ફ્લોર મિલનો મોટો ઉદ્યોગ નાખી રહ્યા છે

ઉદ્યોગો સિવાય વડોદરાના વેપારી સાહસોમા તો ચરોતરના ભાઈઓ ખૂબ જ મોખરે છે ભાદરણના શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલે એક ખૂબ કુશળ વેપારી તરીકે ને જાહેર સેવક તરીકે ગુજરાતભરમા નામના પ્રાપ્ત કરેલી છે

વડોદરા શહેરમા હજારો ચરોતરી કુટુંબો વેપાર અર્થે વસે છે અનેક કુટુંબો નોકરી અર્થે વસેલા છે વડોદરાના રાષ્ટ્રીય ને સામાજિક જાહેર જીવનમા પણ શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, શ્રી ચુનીલાલ પુ શાહ, શ્રી સુતરિયા, શ્રી વાઘજીભાઈ, શ્રી પ્રભુદાસ પટેલ વગેરે અનેક ભાઈઓનો ફાળો વર્ષોથી રહ્યો છે ને આજે પણ છે

વડોદરા રાજ્યના પ્રજાજન અને રાજ્યના એક નોકર તરીકે વસેલા સ્વ શ્રી મોતીભાઈ અમીને છાત્રાલય પુસ્તકાલય પ્રવૃત્તિ વગેરે મહત્વની પ્રવૃત્તિઓનો પાયો નાખેલો પરિણામે વડોદરામા આજે પુસ્તકાલય સહાયક સહકારી મંડળી, ચરોતર બોર્ડિંગ હાઉસ, પાટીદાર છાત્રાલય વગેરે ચરોતરના વતનીઓએ ખૂબ સુંદર રીતે કરેલી પ્રવૃત્તિઓના પ્રતિક રૂપે જોવા મળે છે

અમદાવાદ અને વડોદરાના મોટા કેન્દ્રો પછી ગુજરાતમા સર્વત્ર છૂટક છૂટક વેપાર અર્થે ચરોતરના વતનીઓ પથરાયેલા છે ઉત્તર ગુજરાતમા વિશાળ જમીનો રાખીને ખેતીના કામમા કેટલાક ચરોતરના વતનીઓ સ્થિર થયા છે ઉત્તર ગુજરાતના પાટણ, હારીજ, મહેસાણા, પાલણપુર, ડીસા મોડાસા, ધનસુરા, કડી, આ બધા નાના મોટા શહેરોમા નડિયાદના દેસાઈ ગૃહસ્થોએ એક યા વધુ પ્રમાણમા લાકડાની લાટીઓ નાખીને કુશળ વેપારીઓ તરીકે નામના પ્રાપ્ત કરી છે બિલિમોરા ખાતે લાકડાના વેપારના અનેક સાહસો કરીને, જંગલોના મોટા મોટા કોન્ટ્રાક્ટ રાખીને ચરોતરના ભાઈઓએ ઈમારતી લાકડાના આખા વેપારને ખૂબ જ જમાવ્યો છે અને કેટલીક ખૂબ જ પ્રખ્યાત એવી પેઢીઓ સ્થિર કરી છે ધર્મજના શ્રી વિઠ્ઠલભાઈ શિવાભાઈ અને ઉત્તરસંડાના શ્રી પરસોતમ ભાઈલાલભાઈ આ ક્ષેત્રમા ખૂબ જાણીતા છે થાણા જિલ્લાના દહાણુ રોડમા ખેડા જિલ્લાના કેટલાક વતનીઓએ રાઈસ મિલો નાખી છે ને એ ઉદ્યોગને સારો વિકસાવ્યો છે

**મુંબઈમાં** ગુજરાતમા ચરોતરના વતનીઓ માટે જેમ અમદાવાદ, વડોદરા, બિલિમોરા વગેરે કેન્દ્રો છે તેમ બૃહદ ગુજરાતમા ચરોતરના વતનીઓનુ સૌથી મોટુ ઉદ્યોગ, વેપાર ને નોકરીનુ કેન્દ્ર મુંબઈ છે ચરોતરના હજારો કુટુંબો મુંબઈમા સ્થિર થયા છે, અને તેમણે લાખો ને કરોડોની માલમિલકતો પણ ઊભી કરી છે ખંભાત વાડાસિનોર કપડવણજ, નડિયાદ ડાસરા સુણાવ ઉત્તરસંડા કરમસદ ભેજિના, વસો, ઓડ, તારાપુર, નાર, આ બધા ગામોના વતનીઓ એટલા મોટા

છોટાભાઈ શંકરભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ નોકરી
જયંતીભાઈ તળશીભાઈ વ પાડગોલ, તા પેટલાદ નોકરી
ડાહ્યાભાઈ છોટાભાઈ શાહ વ સુણાવ, તા પેટલાદ નોકરી
નટવરભાઈ અંબાલાલ અમીન, બી કોમ વ વીરસદ, તા બોરસદ કસ્ટમ ઓફિસર
નવીનભાઈ ભાઈલાલભાઈ પટેલ વ સુણાવ, તા પેટલાદ વેપાર
નાથાભાઈ છોટાભાઈ પટેલ વ ઉત્તરસંડા, તા નડિયાદ વેપાર
મનહરલાલ દીનાનાથ ભટ્ટ, બી એ વ પીપળાવ, તા પેટલાદ નોકરી
રમણભાઈ પુરુષોત્તમભાઈ પટેલ વ સુણાવ, તા. પેટલાદ વેપાર
રસિકભાઇ એચરભાઇ પટેલ વ પોરડા, તા પેટલાદ તમાકુની દુકાન
રાવજીભાઇ ગોકળભાઈ પટેલ વ પોરડા, તા પેટલાદ એ બેસ એન્ડ કંપનીમાં નોકરી
રાવજીભાઇ પરસોતમભાઇ પટેલ વ આકરોલ, તા આણંદ
રાવજીભાઇ ભીખાભાઇ પટેલ વ સુણાવ, તા પેટલાદ. નોકરી
વિઠ્ઠલભાઇ નરસિંહભાઇ પટેલ વ સુણાવ, તા પેટલાદ વેપાર
વિનુભાઇ મોતીભાઇ પટેલ વ સુણાવ તા પેટલાદ વેપાર અરવિન્દ કુમાર એન્ડ કં
વાઘજીભાઇ પરસોતમભાઇ પટેલ વ આકરોલ, તા આણંદ. ૧૯૪૯ વેપાર
હરિભાઇ રણછોડભાઇ પટેલ વ પીપળાવ, તા પેટલાદ નોકરી
હરિભાઇ લક્ષ્મીદાસ પટેલ વ સુણાવ, તા પેટલાદ નોકરી

## અમેરિકા

જગદીશભાઇ વાઘજીભાઇ અમીન વ વીરસદ, તા બોરસદ અભ્યાસ ન્યુયોર્કમાં
પૂનમભાઈ ગોપાળભાઇ અમીન વ વીરસદ, તા બોરસદ વેપાર ન્યુયોર્કમાં
[illegible]ભાઇ ચુનીભાઇ, બી એસ સી વ ચાંગા, તા પેટલાદ અભ્યાસ કોલેજ સ્ટેશન, ટેક્સાસ અમેરિકા
શાંતિલાલ અંબાલાલ શાહ વ કપડવણજ એન્જિનિયરિંગનો અભ્યાસ

## ફીજી

અંબાલાલ નાગજીભાઈ પટેલ વ કાણીસા, તા ખંભાત વેપાર
અંબાલાલ પુરુષોત્તમ પટેલ વ ભાદરણ તા બોરસદ ૧૯૨૯ સેન્ચ્યુરી થિયેટરના માલિક અને કસ્ટમ એજન્ટ બો ૧૬૫, સુવા, ફીજી

અંબાલાલ પટેલ, બી, એ એલ એલ બી, બાર-એટ-લૉ વ પીજ, તા નડિયાદ પ્રખર ધારાશાસ્ત્રી, ધારાસભ્ય, તેમજ રાજકીય અને સામાજિક કાર્યકર છે નાદી ફીજી
અંબાલાલ હીરાભાઈ વ વડદલા, તા પેટલાદ ૧૯૩૩ નોકરી નસુરી, ફીજી
આશાભાઈ પરસોતમભાઈ વ ભાદરણ, તા બોરસદ નોકરી
કાન્તિભાઈ જોઈતાભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૦૬ કમિશન એજન્ટ સુવા ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ તથા ધર્મજ પાટીદાર મંડળના મંત્રી બો ૩૩૦
કાન્તિલાલ ઘેરીભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૮ નોકરી લાટોકા, ફીજી
કાશીદાસ નરસિંહભાઈ વ કરમસદ તા આણંદ. ૧૯૪૭ વેપાર બો ૩ નસુરી ફીજી
ગોરધનભાઈ ભાઈલાલભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૫ વેપાર બા ફીજી
ચતુરભાઈ લલ્લુભાઈ પટેલ વ ભાદરણ, તા બોરસદ ૧૯૨૯ વેપાર વાયમામુ રોડ, સુવા, ફીજી
ચંદુભાઈ મણિભાઈ પટેલ વ કરમસદ, તા આણંદ
ચીમનભાઇ આપાભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ફીજીના જન્મ રાજકીય કાર્યકર લાટોકા, ફીજી
છોટાભાઇ શિવાભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૬ વેપાર સાસુસામુ લુનાસાલુ, ફીજી
જશભાઇ ખોડાભાઇ દેસાઇ વ નડિયાદ, ૧૯૨૮ નોકરી, ઇન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ બો ૧૬૫ સુવા, ફીજી
જસભાઇ જેઠાભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૩ વેપાર લાટોકા, ફીજી
જેઠાભાઇ ગોરધનભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૪ નોકરી ધર્મજ પાટીદાર મંડળના એક અગ્રણી કાર્યકર્તા બો ૧૬૫ સુવા, ફીજી.
ડાહ્યાભાઇ પુરુષોત્તમભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૭, વેપાર ધર્મજ પાટીદાર મંડળ (ફીજી)ના પ્રમુખ બો ૩ નસુરી, ફીજી
ડાહ્યાભાઇ વલ્લભભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૮. વેપાર કોરોવુ, ફીજી.
તળસીભાઇ ખોડાભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૯ વેપાર નસુરી, ફીજી
દાજીભાઇ વરજભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૭ વેપાર લાટોકા, ફીજી
ધનાભાઇ ઝવેરભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૮ વેપાર જે પી અને લબાસાના રાજકીય કાર્યકર ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ લબાસા, ફીજી
ઘેરીભાઇ ઉમેદભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૫ વેપાર નમાદા, લુનાસાલુ, ફીજી

ધીરીમ દ રણછોડભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૪ વેપાર ચુનીતેબી, રાજીરબી, ફીજી.
પરસોતમભાઇ ભીખાભાઈ પટેલ વ વડદલા, તા પેટલાદ નોકરી
પરસોતમભાઈ મોતીભાઈ વ ભાદરણ તા બોરસદ નોકરી
પરશોતમભાઈ લલ્લુભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૨ વેપાર નાન્દી ફીજી,
પૂનમભાઈ કાશીભાઈ પટેલ વ વડદલા, તા પેટલાદ નોકરી નાન્દી, ફીજી
પ્રભુદાસ બાઈલાલભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૬ વકીલાત નાન્દી, ફીજી
મગનભાઈ પુરુષોત્તમભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૪ વેપાર બો ૧૨૨ લાટોકા, ફીજી
મણિભાઈ જેઠાભાઈ પટેલ ધર્મજ, વ તા પેટલાદ ૧૯૩૪ નોકરી બો ૧૬૫ સુવા ફીજી
મણિભાઈ ભાઈલાલભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૯ નોકરી નાન્દી ફીજી
મણિભાઈ મગનભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૩૨ નોકરી નસુરી, ફીજી
મનુભાઈ અંબાલાલ અમીન વ વસો, તા નડિયાદ નોકરી
મનુભાઇ પટેલ ડોકટર વ તારાપુર, તા ખંભાત ૧૯૪૮ દાક્તર બા, ફીજી
મૂળજીભાઈ ડાહ્યાભાઈ પટેલ વ ભાદરણ, તા બોરસદ ૧૯૩૪ વેપાર લોત્રોવાઇ (નાદી), ફીજી
રતિલાલ હાથીભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૪૮ નોકરી લુનાસાલુ, ફીજી
રામભાઇ સોમાભાઇ પટેલ વ નડિયાદ ૧૯૨૭ વેપાર રાકી રાકી, ફીજી
રાવજીભાઇ વલ્લભભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૪ નોકરી બા ફીજી
રાવજીભાઇ વાઘજીભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૧ વેપાર વૂનાસાલુ, ફીજી
શિવાભાઇ કિશોરભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ ૧૯૨૯ વેપાર વાઈ લાઈ લાઈ, ફીજી

## મલાયા

અરવિંદભાઇ છોટાભાઈ બિન વહેરીભાઈ પટેલ વ સોજિત્રા, તા પેટલાદ વેપાર નં ૧ કિંગ સ્ટ્રીટ, પીનાગ
અરવિંદભાઈ રઘુભાઈ વ ધર્મજ, તા પેટલાદ નોકરી
અંબાલાલ લાલાજી પટેલ વ ધર્મજ, તા પેટલાદ વેપાર ઈન્ડિયન ચેમ્બર ઓફ કોમર્સ અને ઈન્ડિયન એસોસિયેશનના પ્રમુખ રામકૃષ્ણ ગુજરાતી સ્કૂલ (પીનાગ)ના માનદ સેક્રેટરી નં ૩૯ ગ્રીનહોલ, પીનાગ
આશાભાઈ ઉમેદભાઈ વ કરમસદ, તા આણંદ વેપાર
ઈશ્વરભાઈ ઝવેરભાઈ પટેલ વ પીપળગ, તા નડિયાદ નોકરી નં ૩૯, ગ્રીન હૉલ, પીનાગ
ઉમેદભાઈ વલ્લભભાઈ વ કરમસદ, તા આણંદ વેપાર
કાન્તિભાઈ શિવાભાઈ વ કરમસદ, તા આણંદ નોકરી
ગોરધનભાઈ મગનભાઈ પટેલ વ કરમસદ, તા આણંદ વેપાર ઠે પટેલ બ્રધર્સ, પોલ સ્ટ્રીટ, સેરેમ્બાન
ચતુભાઈ જશાભાઈ પટેલ વ ભાદરણ તા પેટલાદ નોકરી ઠે નં ૧૮ કિંગ સ્ટ્રીટ, પીનાગ
ચીમનભાઈ છોટાભાઈ પટેલ વ સોજિત્રા, તા પેટલાદ, વેપાર ઠે નં ૨૫, કિંગ સ્ટ્રીટ, પીનાગ
ચુનીભાઈ છોટાભાઈ પટેલ વ સોજિત્રા, તા પેટલાદ વેપાર ઠે નં ૨૫, કિંગ સ્ટ્રીટ, પીનાગ
*છોટાભાઈ વહેરીભાઈ પટેલ વ સોજિત્રા, તા પેટલાદ, વેપાર,* ગુજરાતી સેવા સમાજ (પીનાગ)ના માનદ ખજાનચી ઠે નં ૧, કિંગ સ્ટ્રીટ, પીનાગ
જયંતીભાઈ મોતીભાઈ પટેલ વ ધર્મજ, તા પેટલાદ વેપાર ઠે ૧૦૪ સ્ટાઈ માર્ટ, કોલાલામપુર
જશાભાઈ મોતીભાઈ વ ધર્મજ, તા પેટલાદ વેપાર
ઠાકોરભાઈ રાવજીભાઈ અમીન વ વસો, તા નડિયાદ વેપાર
ધીરૂભાઈ ડી. પટેલ વ ધર્મજ, તા પેટલાદ વેપાર
ધીરૂભાઈ રાવજીભાઈ બિન વહેરીભાઈ પટેલ વ સોજિત્રા, તા. પેટલાદ નોકરી ઠે નં ૩૯ ગ્રીન હૉલ, પીનાગ
પૂળાભાઈ મગનભાઈ પટેલ વ કરમસદ, તા આણંદ વેપાર ઠે પટેલ બ્રધર્સ, પોલ સ્ટ્રીટ, સેરેમ્બાન
નરહરિભાઇ વલ્લભદાસ પટેલ વ નડિયાદ નોકરી ઠે, ૧૦૪ સ્ટાઇલ માર્ટ, કોલાલામપુર
પુરુષોત્તમ શિવાભાઇ પટેલ વ ભાદરણ તા બોરસદ મપ ડના વેપારી ઠે નં ૫૬, મારકેટ સ્ટ્રીટ, પીનાગ
પૂનમભાઇ મોતીભાઇ વ. ધર્મજ, તા પેટલાદ વેપાર
ફૂલાભાઇ પુરુષોત્તમદાસ પટેલ વ નડિયાદ વેપાર બો ૬૮૬, સેરેમ્બાન
મણિબેન પટેલ વ નડિયાદ, બો ૭૮, સેરેમ્બાન
મધુભાઈ મનુભાઇ વ ધર્મજ, તા પેટલાદ, નોકરી
મહેન્દ્રકુમાર મનુભાઇ પટેલ વ ધર્મજ, તા પેટલાદ નોકરી ઠે સ્ટાઇલ માર્ટ, કોલાલામપુર
રણછોડભાઈ શંકરભાઈ પટેલ વ તારાપુર, તા ખંભાત, વેપાર ૮૪-બર્ચરોડ, સેરેમ્બાન
રમણભાઈ અંબાલાલ વ કરમસદ, તા આણંદ નોકરી
રમણભાઇ ભીખાભાઇ પટેલ વ ભાદરણ, તા પેટલાદ મેનેજર ઠે નં ૨૫ કિંગ સ્ટ્રીટ, પીનાગ

## બર્મા

અંબાલાલ મગનભાઇ પટેલ વ બાકરોલ, તા આણંદ ૧૯૪૩ વેપાર રંગુન
ચતુરભાઇ કલ્યાણભાઈ પટેલ વ બાકરોલ, તા આણંદ, રંગુન

પાયા ઉપર મુબઈમા સ્થિર થયેલા છે કે જો એ બધા ઉદ્યોગ પતિઓ, વેપારીઓ ને પ્રસિદ્ધ ડાક્ટરો, બેરિસ્ટરો, સોલિસિટરો અને મોટા નોકરિયાતોની યાદી કરવામાં આવે તો એનુ જ એક પુસ્તક ભરાય

કપડવણજના વણિકો અને વોરા ભાઈઓ ખૂબ મોટા પાયા ઉપર એક એક ક્ષેત્રમા મુબઈમા સ્થિર થયેલા છે તે પૈકી શેઠ ચદુભાઈ પારેખ અને શેઠ ચીમનભાઈ પરીખ વગેરેના નામ મિલ ઉદ્યોગ, રૂના વેપાર અને બીજા અનેક ક્ષેત્રોમા જાણીતા છે બાટલીવાલાની કપનીના નામે ખ્યાતિ પામેલી મશિનરીનો વેપાર કરતી વિશાળ પેઢીના એક ભાગીદાર અને મુખ્ય કર્તાહર્તા કપડવણજના શ્રી વાડીભાઈ પારેખ છે એ જાણીતી હકીકત છે સુણાવના શ્રી સી એસ. પટેલ અને શ્રી એસ વી પટેલના મુબઈના સાહસો જાણીતા છે નડિયાદના શ્રી નદનદન ગેરે પણ ત્યા ઔદ્યોગિક ક્ષેત્રે સારી સિદ્ધિ પ્રાપ્ત કરી છે ઓડ ઉત્તરસંડા વગેરે ગામોના ભાઈઓના કેમિકલ્સ અને સિલિકેટ બનાવવાના કારખાના ખૂબ જ જાણીતા છે

નડિયાદના શ્રી સી પી. શાહ વર્ષોથી ઓમ્બે પોટરીઝનુ સંચાલન કરે છે, અને આજે એ હિંદની ઉત્તમ પોટરીઓમાની એક અદ્યતન પોટરી ગણાય છે આણદના શ્રી અમાલાલ જે પટેલ અને પટેલ ઈંડિયા લિમિટેડે ફોટોગ્રાફીના વ્યવસાયમા, સમગ્ર દેશમા કીર્તિ સંપાદન કરી છે

સોનાવાલા કુટુબના ઉદ્યોગો એસ્ટેટો અને એમની પેઢીનો વેપાર, એ બધા મુબઈમા ખૂબ જ જાણીતા છે ભાદરણના શ્રી આશાભાઈ હીરાભાઈ પટેલ એના એક ભાગીદાર ને કર્તાહર્તા છે નેગનલ ઈન્ડસ્ટ્રીઝને નામે ઉત્તરસંડાના શ્રી છોટાભાઈ રાજુ છોટાભાઈ પટેલનુ સિલિકેટ સોડા બનાવવાનુ સાહસ પણ ખૂબ જ જાણીતુ છે

એ જ રીતે દવાઓ બનાવવાના ક્ષેત્રમા યુનિકેમ લેબોરેટરીઝ નડિયાદના શ્રી અમૃતલાલ મોદીની છે એણે ખૂબ જ ખ્યાતિ મેળવી છે અને સ્ટેન્ડર્ડ દવાઓ બનાવનારા એક કારખાના તરીકે દેશમા ને પરદેશોમા પણ એની ગણના થાય છે નડિયાદના કાકરખાડના શ્રી ગોવિંદભાઈ ગોરધનભાઈ પટેલ અને એમના બીજા ભાઈઓએ મળીને પુલીઓ બનાવવાનુ ને બીજા કારખાના નાખીને તે ક્ષેત્રમા સારી નામના મેળવી છે તાજેતરમા નડિયાદના શ્રી દાદુભાઈ દેસાઈના પુત્ર શ્રી ધર્મસિંહભાઈએ હિંદુસ્તાન ઇલેક્ટ્રિક કપની લિ નામની એક જબરજસ્ત પબ્લિક લિમિટેડ કપની શરૂ કરી છે નડિયાદના શ્રી છોટાભાઈ પટેલનુ વિક્સ બનાવવાનુ કારખાનુ એ એમના ક્ષેત્રનુ ખૂબ જ ખ્યાતિ પામેલુ કારખાનુ છે એ ઉદ્યોગનો આખો વિકાસ ઘણે અંશે એમને આભારી છે એમ કહેવાય છે નડિયાદના શ્રી બુલાખીદાસ પટેલ અને એમના પુત્રોએ પણ ગાડીના ડામણ બનાવવાનુ વિશિષ્ટ પ્રકારનુ સાહસ કરી એ ક્ષેત્રમા ઘણી નામના પ્રાપ્ત કરી છે

રાસાયણિક ખાતરો બનાવવામા બોરસદના શ્રી છોટાભાઈ સોમાભાઈ પટેલ અને એમના ભાઈના નિકો કેમિકલ્સ ખૂબ જાણીતુ બન્યુ છે નડિયાદના શ્રી ધીરૂભાઈ મૂળજીભાઈ શાહ અને શ્રી પ્રાણલાલ મૂળજીભાઈ શાહે બંગાળના શ્રી બસુની સાથે મળીને ૧૯૪૫થી જયહિંદ રબ્બર વર્કસ લિ સ્થાપીને રબ્બર ઉદ્યોગના ક્ષેત્રમા સારી નામના હાસલ કરી છે આ અને આવા અનેક ઔદ્યોગિક સાહસો મુબઈની વિશાળ ઔદ્યોગિક નગરીમા ચરોતરના વતનીઓએ કર્યાં છે લીથો વર્કસ, કેલેન્ડર કપનીઓ અને પ્રિન્ટિંગ પ્રેસોના ઉદ્યોગમા પણ મુબઈમા અનેક ચરોતરના વતનીઓના સાહસો જાણીતા છે નડિયાદના શ્રી વાસુદેવભાઈનુ પ્રિમિયર ઓફસેટ લીથો વર્કસ, શ્રી મણિભાઈ ગાંધીનુ કર્ણોદય લીથો વર્કસ વગેરે ખૂબ જાણીતા છે એ જ રીતે ખભાતના ભાઈઓનુ એગ્રેલા બેટરીઝ બનાવવાનુ કારખાનુ પણ એ ક્ષેત્રમા ખૂબ મહત્ત્વનુ સાહસ છે

નડિયાદના શ્રી મોતીલાલ સાકળચદ દલાલ, શ્રી ચીમનલાલ સાકળચદ દલાલ, શ્રી રમણલાલ સા દલાલ અને શાન્તિલાલ સાકળચદ દલાલની એમ્પ્રેસ ટિન ફેક્ટરી અને એના જેવા ઉદ્યોગો એ ક્ષેત્રનુ એક જાણીતુ સાહસ છે એ જ રીતે શ્રી માણેકલાલ પ્રાણજીવનદાસ શાહ અને નડિયાદના શ્રી ચદુલાલ સોમાલાલ શાહનુ ગોલ્ડ ફીલ્ડ લેધર વર્કસ ચામડાની તમામ ચીજો બનાવવાના ઉદ્યોગમા ખૂબ જ ખ્યાતિ પામેલુ સાહસ છે આ ઉપરાત કપડવણજના શ્રી રમણલાલ નગીનદાસ પરીખનુ સ્ટાર મેટલ વર્કસ એન્ટીમની ધાતુ તૈયાર કરનારુ સમગ્ર દેશમા એક જ માત્ર કારખાનુ છે જ્યારે કપડવણજના જ ભાઈઓનુ તમામ પ્રકારનુ બિલ્ડિંગ મટિરિયલ્સ તૈયાર કરનારુ જયત મેટલ વર્કસ તથા નડિયાદના શ્રી ચદુલાલ ગોલ્ડ ફીલ્ડવાળા તથા નડિયાદના શ્રી ચદુલાલ અને મોહનલાલ પરીખના કુટુબીજનોની ભાગીદારીમા ચાલતુ નેશનલ ઈન્ડસ્ટ્રિયલ વર્કસ આ બન્ને એ જ ક્ષેત્રના મહત્ત્વના ઉદ્યોગો છે પરતુ ઉદ્યોગો ઘણા પણ વેપારનુ તો કોઈ એવુ ક્ષેત્ર નથી જેમા ચરોતરના સાહસિક વેપારીઓએ ઝપલાવ્યુ ન હોય !

ખભાત વાડાસિનોર, નડિયાદ, કપડવણજ, ઠાસરા, કરમસદ, ભાદરણ, સોજિત્રા, ધર્મજ, બોરસદ સુણાવ વસો, પીજ, ઉત્તરસંડા વગેરે ચરોતરના ઘણા ગામોના હજારો વતનીઓ મુબઈના વિશાળ વેપારી ક્ષેત્રની એકએક લાઈનમા પડેલા છે ખભાતના ભાઈઓએ કાગળના વેપારના ખૂબ જ નામના કાઢેલી છે વાડાસિનોરના પણ ઘણા ભાઈઓ કાગળ, મિલજિન સ્ટોર્સ અને ઈલેક્ટ્રિક ગુડઝના વેપારમા અત્યત ખ્યાતિ પામેલી પેઢીઓ નાખીને બેઠા છે ઘડિયાળોના વેપારમા નડિયાદના કેટલાક ભાઈઓ નાની મોટી પેઢીમા કામ કરે છે કમિશન એજન્ટસ તથા બિલ્ડર તરીકેનુ કામ ખભાત નડિયાદ, ઠાસરા, બોરસદ વગેરે ગામોના ગૃહસ્થોની કેટલીક પેઢીઓ ખૂબ મોટા પાયા ઉપર કરી રહી છે કપડવણજના વોરા ભાઈઓએ કાગળ સ્ટેશનરી અને હથિયારોના વેપારમા ખૂબ જ ખ્યાતિ મેળવેલી છે

વિખ્યાત મૂળજી જેઠા મારકેટમા ચરોતરના અનેક વતની-

ઓની વેપારી પેઢીઓ આવેલી છે મીઠાઈના ધંધામા મહેળાવના શ્રી મોહનલાલ દુલેરાય ગુણીયાવાળાએ અને મસાલાના ધંધામા ચરોતરના જ શ્રી મોતીલાલ મસાલાવાળાએ દેશવ્યાપી ખ્યાતિ મેળવી છે

**દક્ષિણમાં** દક્ષિણમા મહારાષ્ટ્ર અને મદ્રાસમા ચરોતરના વતનીઓના અનેક વ્યાપારી સાહસો જાણીતા છે દક્ષિણના આખા સિનેમા વ્યવસાય ઉપર ચરોતરના વતનીઓનું ખૂબ સારુ વર્ચસ્વ છે સોજિત્રાના શ્રી અંબાલાલ પટેલે એ વ્યવસાયમા ખૂબ જ નામના પ્રાપ્ત કરી છે મદ્રાસમા અને દક્ષિણના ઘણા શહેરોમા ચરોતરવાસીઓએ પોતાના સિનેમા થિયેટરો નાખેલા છે ફિલ્મ ડિસ્ટ્રીબ્યુટર તરીકેનો આખો વ્યવસાય પણ હાથ કરેલો છે એ જ રીતે મદ્રાસમા અને આખા મલબાર કાંઠા ઉપર પણ તમાકુ અને કરિયાણાના વેપારમા ચરોતરના વતની ઓની અનેક પેઢીઓ મોટા વેપાર ખેડે છે કોઈ એવું નાનુ વેપારી મથક પણ નહિ હોય કે જ્યા ચરોતરના વતનીની એકાદી પેઢી પણ નહિ હોય ! તમાકુનો વેપાર એટલે જાણે ચરોતરી ઓનો જ ! આવી એક છાપ સર્વત્ર ઊભી થઈ છે દક્ષિણમા તમાકુના મોટા મથક નીપાણી ખાતે ચરોતરના કેટલાક મોટા તમાકુના વેપારીઓએ પોતાની પેઢીઓ નાખેલી છે

મદ્રાસની ખ્યાતનામ આર્ય નિવાસ હોટેલ વર્ષો પહેલા આણંદના માણેકજી દવેએ સ્થાપેલી અને આજે એનું સુંદર સંચાલન એમના પુત્ર શ્રી ચંદુભાઈ દવે કરી રહ્યા છે મદ્રાસમા ચરોતરના અનેક ખેડાવાળ ગૃહસ્થોના કુટુંબો વસ્યા છે અને અનેક વેપારી અને ઔદ્યોગિક સાહસોમા નામના મેળવી છે

**મધ્ય પ્રદેશમાં** મધ્ય પ્રદેશ તો જાણે ખેડા જિલ્લાના હજારો વતનીઓનું કાયમી મથક ન બન્યો હોય તેવો થઈ ગયો છે ! કાયમી વસવાટ કરનારા ચરોતરી ભાઈઓમાના કેટલાક તો છેક ત્યાની ધારાસભાઓમા ને બીજા અનેક જાહેર જીવનના સ્થાનો ઉપર નામના પણ મેળવી ચૂક્યા છે

નાગપુર, જબલપુર ગોંદિયા, સાગર, તીરોડા, બિલાસપુર, ભંડારા આ બધા જ ચરોતરના વતનીઓના ખૂબ મોટા વેપારી મથકો બન્યા છે આ પ્રદેશનો મોટામા મોટો બીડીનો અને તમાકુનો વ્યવસાય ઘણે અંશે ચરોતરના વતનીઓના હાથમા છે નડિઆદની શ્રી છોટાભાઈ જેઠાભાઈની કંપની દેશ આખામા ખ્યાતિ પામી છે અને મધ્ય પ્રદેશમા ગોંદિયા અને સાગર ખાતે અને બીજી અનેક જગ્યાઓએ આ કંપનીના બીડી બનાવવાના મોટા કારખાના આવેલા છે બીજા અનેક ચરોતરના વતનીઓની પેઢીઓ અને કારખાના પણ ત્યા આવેલા છે નાગપુર અને જબલપુરમા તમાકુ ઉપરાંત પણ બીજા વેપારોમા ચરોતરના વતનીઓના મોટા વેપાર છે બિલાસપુર ખાતે ઓડના શ્રી ડાહ્યાભાઈ પટેલનુ સૂર્યપ્રકાશ બીડી વર્કસ ખૂબ જ જાણીતુ છે

**ખાનદેશમાં** ખાનદેશના ધૂળિયા અને નંદરબાર ખાતે તેલની મિલો, લાકડા ને બીજા વેપારમા સારી સંખ્યામા ચરોતરના વતનીઓ પડેલા છે અહીં પણ ચરોતરવાસીઓએ ઠેર ઠેર તમાકુની દુકાનો તથા બીડી કારખાના નાખ્યા છે ને સારી પ્રગતિ કરી છે

**ઉત્તર પ્રદેશમાં** ઉત્તર પ્રદેશમા કાનપુર, હાથરસ અલ્હાબાદ બનારસ, મુઝફ્ફરપુર, હાપુર, આ બધા સ્થળો ચરોતરના વતનીઓનાં મહત્ત્વના વેપારી મથકો છે અનાજ, કરિયાણુ ગોળ, ખાંડ તમાકુ વગેરેના વેપારની ચરોતરવાસીઓની ઘણી પેઢીઓ કામ કરે છે ખાસ કરીને કાનપુર ખાતે છેલ્લા ૪૦ વર્ષથી ખાંડ અને અનાજનો ઘણો મોટો વેપાર કરનારી માતબર પેઢીઓ આવેલી છે બાકી જેમ દક્ષિણમા ચરોતરવાસીઓની તમાકુ અને બીડીની દુકાનો તો નાનામા નાના શહેરમા આવેલી છે તેવું જ ઉત્તર પ્રદેશને માટે પણ છે

**દિલ્હીમાં** ભારતની પાટનગરી દિલ્હી ખાતે પણ ચરોતરના વતનીઓની અનેક પેઢીઓ છે નડિયાદનું ગાંધી કુટુંબ વર્ષોથી દિલ્હીમા ખ્યાતિ પામેલુ છે, અને રૂનના એક મોટા વેપારી તરીકે એમની પેઢી જાણીતી છે છોટાભાઈ જેઠાભાઈની કંપનીની મોટી ઓફિસ દિલ્હી ખાતે પણ આવેલી છે તમાકુ અને બીડીના વ્યવસાયમા પડેલી બીજી પણ અનેક ચરોતરવાસીઓની પેઢી ઓની ઓફિસો દિલ્હી ખાતે આવેલી છે

**બિહારમાં** બિહારમા પટના એ ચરોતરના વેપારી ભાઈઓનુ મોટું મથક છે મદ્રાસ અને ઉત્તર પ્રદેશની જેમ અહીં પણ તમાકુ અને બીડીનો વ્યવસાય ઘણે અંશે ચરોતરના વતનીઓને હસ્તક જ છે એકે એક શહેરમા એક કે તેથી વધુ ચરોતરવાસી ઓની બીડી તમાકુની દુકાનો આવેલી જોવા મળે છે બિહારના ને મધ્ય પ્રદેશના બીડી પત્તાના મોટા જંગલોને કોન્ટ્રાક્ટથી રાખી ખૂબ મોટું કામ કરનારી ચરોતરના વતનીઓની કેટલીક પેઢીઓ ખૂબ જ ખ્યાતિ પામેલી છે આ પેઢીઓ આસામ ઓરિસ્સા, બિહાર તથા મધ્ય પ્રદેશના બીડી પત્તાના જંગલોને ઇજારામા રાખી એનો ખૂબ મોટા પાયા ઉપર વેપાર કરે છે બિહારમા ઉત્તરસંડાના કેટલાક ભાઈઓ મોટા પાયા ઉપર કોલસાનો પણ વેપાર કરે છે

**બંગાળામાં** બંગાળામા ચરોતરના વતનીઓનુ એક મોટું વ્યાપારી મથક કલકત્તા છે અહીં પણ લગભગ એકેએક વેપારના ક્ષેત્રમા મોટા–નાના સેંકડો ચરોતરી વેપારીઓ જોવા મળે છે તમાકુનો વ્યવસાય તો જાણે કલકત્તામા ચરોતરના વતનીઓએ જ સર કર્યો છે કલકત્તાની રૂપચંદ રૉય સ્ટ્રીટ અને આર્મેનિયન સ્ટ્રીટ તો જાણે ચરોતરી વેપારીઓની જ હોય એવુ ત્યા નજરે જોનારને લાગ્યા વિના ન રહે

ફોટોગ્રાફી ઝવેરાત કાપડ વગેરે વ્યવસાયોમા પણ ચરોતરના વતનીઓની પેઢીઓ છે જ્યારે સૌથી મહત્ત્વના એવા ચાના વેપારમા સુણાવના શ્રી અંબાલાલભાઈ શ્રી ગોવિંદભાઈ, શ્રી ઉમેદભાઈ ને એમના કુટુંબીજનોની જી અંબાલાલ ને બીજા જુદા જુદા નામોએ કામ કરતી પેઢીઓએ માત્ર આ પ્રદેશમા કે આ દેશમા જ નહિ પરંતુ સમગ્ર દુનિયામા ગૌરવદાયક ખ્યાતિ

એકજ કુટુબની આ ત્રણ પેઢીઓ કલકત્તામા, દેશમા ને દુનિયાભરમા મોટા પાયા ઉપર ચા અને બારદાનનુ કામ કરે છે

સીધી હરાજીમાથી ચા ખરીદવી, અનેક વેપારીઓ થકી ખરીદવી અને એમને પૂરી પાડવી એ મુખ્ય કામ કરે છે દેશમા મુખ્યત્વે ચાનો વેપાર કમિશન એજન્ટ તરીકે જ કરે છે.

જ્યારે જી અબાલાલ એક્સપોર્ટ વિ. મોટા પાયા ઉપર પરદેશોમા કામકાજ કરે છે બર્મા, એડન, કવેટ, બેહરીન, ઈરાન, ઈરાક, અમેરિકા, ઇજિપ્ત સીરિયા, ઈસ્ટ આફ્રિકા, પોર્ટ સુદાન, લડન, વગેરે સ્થળે આ કપનીના ખાસ એજન્ટો છે લડનમા ઓફિસ પણ છે એડનમા પણ કામકાજ કરતી કંપની છે.

ચાનો વેપાર કરનારી આ કંપની આખા દેશમા આ ક્ષેત્રમા કામકાજ કરતી થોડીક સૌથી મોખરાની કંપનીઓમાની એક છે. આ કપનીએ અનેક ચરોતરના વતનીઓને ચા, બારદાનનો વેપાર કરતા કર્યા છે એમ પણ કહી શકાય

આ ચાના ધધાના મૂળ સ્થાપક શ્રી ગોવિંદભાઈ નેરાભાઈ પટેલ છે

**જેઠાલાલ ધરમશીની કપની** મુ કલકત્તા તમાકુની આ પેઢી ડભાણ તા નડિયાદના શ્રી વાસુદેવ ફૂલાભાઈ પડ્યા ભાગીદારીમા ચલાવે છે

**ડાહ્યાભાઈ શકરભાઈ પટેલ** ઠે ૧૫૪, હેરિસન રોડ, કલકત્તા સ ૨૦૦૦મા સ્થપાયેલી બીડી તમાકુ બીડી પાનનો વેપાર કરતી આ પેઢી નડિયાદના ડાહ્યાભાઇ શકરભાઈ પટેલ મગળભાઈ શકરભાઈ પટેલ તથા ચતુરભાઈ શકરભાઈ પટેલની ભાગીદારીમા ચાલે છે મુખ્ય ઓફિસ અને વેપાર કલકત્તામા છે

**પટેલ ટોબેકો કપની** ઠે ૨૪–૨૫ રૂપચદ સ્ટ્રીટ, કલકત્તા સને ૧૯૪૬મા સ્થપાયેલી તમાકુ અને બીડી પત્તાનો વેપાર કરતી આ પેઢીના લલ્લુભાઈ કાળીદાસ પટેલ, મગનભાઈ તુળજાભાઈ પટેલ (વડોદ) તથા અબાલાલ દાજીભાઈ પટેલ (ઓડ) ભાગીદારો છે ધુલિયન (જિ મુર્શિદાબાદ) ખાતે લક્ષ્મી બીડી વર્કર્સ નામે એક શાખા ચાલે છે મગનભાઈ તુળજાભાઈ અને નટવરલાલ અબાલાલ તે ફર્મમા ભાગીદારો છે અ દા પટેલ કલકત્તા રહી આખી પેઢીનુ સચાલન કરે છે

**પી ભટ્ટ એન્ડ કપની** ઠે ૨૧, રૂપચદ રોય સ્ટ્રીટ, કલકત્તા ૭ ૧૯૪૬મા સ્થપાયેલી પીજ, તા નડિયાદના પ્રાણશકર સો ભટ્ટની આ પેઢી તમાકુ અને બીડી પત્તાને, કલકત્તા અને પાકિસ્તાન ખાતે વેપાર કરે છે દેશમાથી માલ મગાવી સીધો પાકિસ્તાન મોકલે છે

**ભવાશકર પુરુષોત્તમ પડ્યા** ઠે ૧૯/૪ આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા. સ ૧૯૯૮મા સ્થપાયેલી બીડી પત્તા અને તમાકનો વેપાર કરતી આ પેઢી સ્વતત્ર માલિકીની છે ફક્ત કલકત્તા ખાતે વેપાર કરે છે તેના માલિક શ્રી ભવાશકર સલૂણ તા નડિયાદના છે

**મેસર્સ અબાલાલ કાશીભાઈ પટેલ એન્ડ બ્રધર્સ** ઠે ૩ કે રૂપચદ રૅય સ્ટ્રીટ, કલકત્તા–૭ ૧૯૨૮મા સ્થપાયેલી બીડી, તમાકુનો વેપાર કરતી આ પેઢીના ખભોળજના અબાલાલ કાશીભાઈ પટેલ તથા છોટાભાઈ રતિલાલ, ગોરધનભાઈ વગેરે ભાઇઓ જ ભાગીદાર છે. કલકત્તા રહી શ્રી છોટાભાઈ પેઢીનુ સચાલન કરે છે કમિશન એજન્ટ પણ છે પાકિસ્તાન, માલ મોકલે છે

**મેસર્સ ઇન્ડિયન ટોબેકો કપની** ઠે ૧૭, તારાચદ દત્ત સ્ટ્રીટ, કલકત્તા સને ૧૯૫૦મા સ્થપાયેલી તમાકુ અને બીડી પાનનો વેપાર ચલાવતી આ પેઢીના મોહનભાઈ મો પટેલ (સૈયદપુરા), શશિકાન્ત ન પટેલ (ઓડ), અનંદરાય મૂ પટેલ (સામરખા), તથા રણછોડભાઈ લ પટેલ (રતનપુરા) ભાગીદારો છે વેસ્ટ બગાળ અને પાકિસ્તાનમા માલ જાય છે

**મેસર્સ એમ રાવજીભાઈ એન્ડ કું** ઠે ૬, હેરિસન રોડ, કલકત્તા વેસ્ટ બગાળ અને પાકિસ્તાનમા બીડીતમાકુ અને બીડીપત્તાનો વેપાર કરતી આ પેઢીના ભઈલાલભાઈ પ્રભુદાસ પટેલ (સૈયદપુરા), અબાલાલ ચેમભાઈ પટેલ (ભરોડા), તથા હરમાનભાઈ મગળભાઈ પટેલ (ભરોડા) ભાગીદારો છે

**મેસર્સ કાન્તિલાલ અબાલાલ શાહ** ઠે ચીતપુર રોડ. કલકત્તા મહેમદાવાદના ગૃહસ્થની આ પેઢી દૂધ માખણની ડેરી ચલાવે છે

**મેસર્સ કાન્તિલાલ એન્ડ બ્રધર્સ** ઠે ૧૮, આર્મેનિયન સ્ટ્રીટ કલકત્તા સને ૧૯૩૦મા સ્થપાયેલી તમાકુનો વેપાર કરતી આ પેઢીના કાન્તિલાલ સાકરલાલ મહેતા (વાડાશિનોર), રમણલાલ સા મહેતા (વાડાશિનોર), નવીનચદ્ર સી શાહ બાલેજી ચપકલાલ સો. દેસાઈ (વાડાશિનોર), તથા નિરજન ચિ મેદી (વાડાશિનોર) ભાગીદારો છે મેનપુર તા કાસરામા તમાકુની ખળી, અને પુરુલિયા (બિહાર)મા દુકાન પણ છે

**મેસર્સ કાલીદાસ મગનલાલ શાહ** ઠે ૪, રૂપચદ રૅય સ્ટ્રીટ, કલકત્તા–૭ સને ૧૯૪૭મા સ્થપાયેલી તમાકુ અને બીડી પત્તાનો વેપાર કરતી આ પેઢીના શાહ ભાઇઓ–ચદુલાલ, હરિલાલ, રમણલાલ. મણિલાલ વાસદવાળા –ભાગીદારો છે વાસદ અને કલકત્તામા તમાકુનુ કામકાજ કરે છે

**મેસર્સ ચદુલાલ ચુનીલાલ ગાધી** ઠે ૪૧, બરતલા સ્ટ્રીટ, કલકત્તા મહેમદાવાદના ગૃહસ્થની આ પેઢી સને ૧૯૧૮થી ઝવેરાતનો ધધો કરે છે

**મેસર્સ ચદુલાલ મણિલાલ મહેતા** ઠે બરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા મહુધા તા નડિયાદના ગૃહસ્થની આ પેઢી સને ૧૯૨૨થી ઝવેરાતનો ધધો કરે છે

**મેસર્સ ચૂનીભાઈ ફૂલાભાઈની કંપની** ઠે ૪ રામજીદાસ જેરિયા લેઈન, કલકત્તા નડિયાદના ભઈલાલભાઈ ભીખાભાઈની પેઢીના એક ભાગીદાર તરીકે નડિયાદના ફૂલાભાઈ બાવાજીભાઈ અત્રે આવેલા હાલ આ પેઢીનુ કામકાજ ચદુભાઈ સભાળે છે

આ પેઢી નડિયાદમાં પણ તમાકુનો વેપાર કરે છે તમાકુ અને પત્તાને આસામ વગેરે સ્થળે મોકલે છે

મેસર્સ સાંકળભાઈ પટેલ એન્ડ કું ઠે ૧૨-સી રૂપચંદ રોય સ્ટ્રીટ, કલકત્તા-૭ સં ૨૦૦૦માં સ્થપાયેલી બીડી પત્તા ને તમાકુનો વેપાર કરતી આ પેઢીના નડિયાદના શ્રી સાંકળભાઈ મગનભાઈ પટેલ સ્વતંત્ર માલિક છે પેઢીનું સંચાલન પણ તેઓ કરે છે

મેસર્સ પટેલ એન્ડ જી. સી ઠાકર ટોબેકો કંપની ઠે ૩૧, હરિરામ ગોયેન્કા સ્ટ્રીટ, કલકત્તા અને ૧૯૪૩માં સ્થપાયેલી બીડી પત્તાના જ સ્થાનો કોન્ટ્રાક્ટ રાખી પત્તાનો વેપાર કરતી આ પેઢીના છોટાભાઈ બ પટેલ (આણંદ) ગોકળભાઈ મ પટેલ, મૂળજીભાઈ કા પટેલ, અંબાલાલ રે પટેલ, નિરંજનાકર ચ ઠાકર (યુ પી) તથા પ્રેમશંકર શિવશંકર યુ પી) ભાગીદારો છે ગુજરાતમાંથી માલ મંગાવી પાકિસ્તાન મોકલે છે જબલ ખાતે (ટેમ્પલ રોડ, સામબલપુર જિલ્લો, ઓરિસ્સા) છોટાભાઈ રહે છે ત્યાં પેઢીની ઓફિસ અને ગોડાઉન છે પટેલ ટોબેકો કંપની નામે બીજી સ્વતંત્ર પેઢી પણ ચાલે છે

મેસર્સ બિહારીલાલ પરશોતમદાસ શાહ ઠે ૭૨, શંભુનાથ પંડિત સ્ટ્રીટ, ભવાનીપુર, કલકત્તા મહેમદાવાદના ગૃહસ્થની આ પેઢી ૧૯૪૨થી ઝવેરાતનો ધંધો કરે છે

મેસર્સ મગનભાઈ જી પટેલ એન્ડ કું ઠે ૧૮, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા અને ૧૯૪૬માં સ્થપાયેલી તમાકુ બીડીપત્તાનો બંગાળ, બિહારમાં વેપાર કરતી આ પેઢીના ચીખોદરાના વતની શ્રી મગનભાઈ જેઠાભાઈ પટેલ, ગોરધનભાઈ કાશીભાઈ પટેલ, વાઘજીભાઈ સોમાભાઈ પટેલ તથા ઈશ્વરભાઈ કાશીભાઈ પટેલ ભાગીદારો છે કમિશન એજન્ટ છે આણંદપુરમાં એક શાખા છે હેડ ઓફિસ ચીખોદરા છે

મેસર્સ મથુરદાસ પ્રેમચંદભાઈ શાહ ઠે ૭૨ શંભુનાથ પંડિત સ્ટ્રીટ, ભવાનીપુર, કલકત્તા મહેમદાવાદના ગૃહસ્થની આ પેઢી ૧૯૨૨થી ઝવેરાતનો ધંધો કરે છે

મેસર્સ રસિકલાલ એ શાહ ઠે ૨૨૧, ચીતરંજન એવન્યુ કલકત્તા મહેમદાવાદના ગૃહસ્થની આ પેઢી ૧૯૩૫-૩૬થી હાર્ડવેર તથા મિલજિન સ્ટોર્સનો વેપાર કરે છે

મેસર્સ રસિકલાલ રતનલાલની કંપની ઠે ૪૧ બરતલા સ્ટ્રીટ, કલકત્તા મહુધાના શ્રી રસિકલાલ રતનલાલ મહેતા અને એમના કુટુંબીજનોની આ કંપની જાણીતી છે અને કલકત્તામાં ઝવેરાતનો મોટા પાયા ઉપર વેપાર કરે છે

આ કંપનીની સ્થાપના ૧૯૧૬ની સાલમાં થઈ પરદેશથી ઝવેરાત આવે છે અને જાય છે પરદેશમાં હીરાનો ખૂબ મોટો વેપાર કરે છે

આ કંપનીના માલિક શ્રી રસિકલાલ કલકત્તા ઝવેરી મંડળમાં ઘણો રસ લે છે તેના ઉપપ્રમુખ પણ બનેલા.

મોતીભાઈ નરસિંહભાઈની કું મુ કલકત્તા સને ૧૯૨૪માં સ્થપાયેલી. બીડીની તમાકુને જથ્થાબંધ વેપાર ચલાવતી આ પેઢીના પટેલ શિવાભાઈ નરસિંહભાઈ ઉમેદભાઈ આશાભાઈ કરેલ મોતીભાઈ ગોવિંદભાઈ શંકરભાઈ ગોરધનભાઈ રા પટેલ, તથા ડાહ્યાભાઈ ગ. પટેલ ભાગીદારો છે આણંદપુર (બિહાર અને મદ્રાસ અને બી પ્રોવીન્સ )માં પણ શાખાઓ છે આણંદપુરની પેઢી ગોરધનભાઈ સંભાળે છે બંગાળ બિહાર અને પાકિસ્તાન માલ જાય છે

રામભાઈ શંકરભાઈ દેસાઈની કું મુ કોલંબા નડિયાદના શ્રી રામભાઈ દેસાઈની આ કંપનીનો કોલસા ખાતે મોટા પાયા ઉપર ઈમારતી લાકડાનો વેપાર છે, તેમજ તે મોટા કોન્ટ્રાક્ટર તરીકે પણ કામ કરે છે

રામેશ્વરદાસ એન્ડ બ્રધર્સ ઠે ૧૮ નેતાજી સુભાષ રોડ કલકત્તા આ પેઢીમાં નાવલીના આણંદના હરિભાઈ ઝવેરભાઈ પટેલ ભાગીદાર છે પેઢી કોલસાનો ધંધો મોટા પાયા પર કરે છે

રાવજીભાઈ એન્ડ પુરુષોત્તમદાસ ઠે ૪, રૂપચંદ રોય સ્ટ્રીટ, કલકત્તા સં ૨૦૦૩માં સ્થપાયેલી તમાકુ બીડીપત્તા, બીડીનો ધંધો કરતી આ પેઢીના મણિભાઈ ફૂલાભાઈ પટેલ (ચીખોદરા) તથા પરશોતમદાસ મૂળજીભાઈ પટેલ (સારસા) ભાગીદારો છે મુખ્ય વેપાર કલકત્તામાં જ ચાલે છે

રાવજીભાઈ સોમાભાઈ પટેલની કું ઠે નં ૩, રૂપચંદ રોય સ્ટ્રીટ કલકત્તા-૭ સને ૧૯૫૧માં સ્થપાયેલી તમાકુ અને બીડીપત્તાનો વેપાર કરતી આ પેઢીના રાવજીભાઈ સો. પટેલ (કુંજરાવ), તથા સોમાભાઈ દે પટેલ (મહેળાવ) ભાગીદારો છે તેઓ બંગાળ અને પાકિસ્તાન સાથે વેપાર ચલાવે છે

રિલાયન્સ કોલ કંપની મુ કુમારધુબી જિ માનભૂમ, બિહાર છેલ્લા ૪૦-૫૦ વર્ષથી ઉત્તરસંડાના હાથીભાઈ બાવાજી આ એ કોલસાનો મોટો વેપાર આ સ્થળે શરૂ કરેલો છે અને ત્યાં એમની રિલાયન્સ કોલિયારી પણ આવેલી છે ખાણમાંથી કોલસો કાઢવાનું અને એને સર્વત્ર પૂરો પાડવાનું મોટું કામ આ કંપની કરે છે ઉત્તરસંડાના શ્રી મોતીભાઈ લલ્લુભાઈ પટેલ એના માલિક છે

સી સોમાભાઈ એન્ડ કું ઠે ૫૫ કેનિંગ સ્ટ્રીટ એક્સચેન્જ કલકત્તા સને ૧૯૪૩માં સ્થપાયેલી, મિલજિન સ્ટોર્સ, હાર્ડવેર, કટિંગ ટૂલ્સ એન્જિનિયરી ટૂલ્સ, સ્ટેશનરી, આ ઈત્યાદિનો વેપાર કરતી આ પેઢીમાં ચતુરભાઈ મોતીભાઈ પટેલ (નડિયાદ તથા સોમાભાઈ કાશીભાઈ પટેલ (વાસદ) ભાગીદારો છે ૧૯૪૩થી અમદાવાદમાં ચાલતી પેઢી શરૂ કરી છે તેનું સંચાલન સોમાભાઈ પટેલ કરે છે કલકત્તાની મિલજિન સ્ટોર્સ અને હાર્ડવેરની પેઢીનું સંચાલન ચતુરભાઈ કરે છે ૧૯૪૫માં હિંદ સરકારના પુરવઠા ખાતાના કન્ટ્રોલર જનરલે ફેર પ્રાઈસ શોપ ચલાવવા આ પેઢીની નિમણૂક પણ કરેલી મેસર્સ વિલિયમ જેક્સ એન્ડ લિ કલકત્તાના સબ એજન્ટ છે

**ગુજરાત સો મિલ્સ** મુ ગોંદિયા આ પેઢી લાકડા વહેરવાનુ, જગલ કોન્ટ્રાક્ટ રાખવાનુ, ઓઇલ મિલનુ, ફર્નિચર બનાવવાનુ વગેરે કામો કરે છે સુણાવ તા પેટલાદના શ્રી રમણભાઈ મનોરભાઈ પટેલ તેમા એક ભાગીદાર તરીકે કામ કરે છે

**છગનભાઈ ભરતલાલની કપની** ઠે રામનગર, ગોંદિયા આ પેઢી ટીમરૂ પાનનો વેપાર કરે છે તેમા આધની તા માતરના શ્રી છગનભાઈ પ્રભુદાસ પટેલ ભાગીદારીથી કામ કરે છે

**છોટાભાઈ જેઠાભાઈની કપની** ઠે રેલટોલી ગોંદિયા સમગ્ર ભારતમા ચરોતરના વતનીઓની બીડી-તમાકુનો ધધો કરતી પેઢીએમા સૌથી મોટી આ કપની છે એની મુખ્ય ઓફિસ નડિયાદ ખાતે છે પરતુ દેશભરમા એની શાખાઓ આવેલી છે આ કપનીની મૂળ સ્થાપના નડિયાદના સ્વ. જેઠાભાઈ મૂળાભાઈ પટેલ તથા શ્રી. ઝવેરભાઈ મૂળાભાઈ પટેલે કરેલી અને વિકસાવવામા નડિયાદના સ્વ શેઠ શ્રી માણેકલાલ છગનલાલ વોરા અને શ્રી મનોહરભાઇ બાબરભાઈ પટેલે ખૂબ મહેનત લીધેલી આજે તો કપનીએ ઘણો જ વિકાસ સાધેલો છે તેનો ઘણો યશ શ્રી મનોહરભાઈની કુશાગ્ર બુદ્ધિ, મળતાવડો સ્વભાવ અને વેપારી કુનેહને આભારી છે આ કપનીના વહીવટકર્તા તરીકે એમણે પોતે તો ખૂબ નામના પ્રાપ્ત કરી જ છે, પરતુ કપનીને પણ ગૌરવશાળી નામના પ્રાપ્ત કરાવી આપી છે સમગ્ર મધ્ય પ્રદેશમા શ્રી મનોહરભાઈ અને એમની આ સી જે કપનીને ખૂબ જ ખ્યાતિ પ્રાપ્ત થયેલી છે આજે એ કપની રોજની કરોડો બીડીઓ તૈયાર કરી દેશભરમા પૂરી પાડે છે નડિયાદ, ગોંદિયા, કલકત્તા, સાગર, દિલ્હી, આ બધા કપનીની ઓફિસોના મુખ્ય મથકો છે કપનીના સાગર અને ગોંદિયા ખાતે અને આસપાસના ઘણા વિસ્તારમા બીડી બનાવવાના મોટા કારખાના આવેલા છે કલકત્તાની ઓફિસ શેઠ નટવરલાલ મણેકલાલ સભાળે છે, સાગરની શ્રી મણિભાઈ ઝવેરભાઈ પટેલ સભાળે છે, જ્યારે ગોંદિયા ખાતે શ્રી મનોહરભાઈ રહે છે અને બધે સામાન્ય દેખરેખ રાખે છે આસામમા કરીમગજ, ગૌહત્તી ડીબ્રુગઢ સીલચર, શીવસાગર જોરહાટ, તીનસુખિયા તેજપુર, આ બધા સ્થળોએ કપનીની ઓફિસો છે. બાદશા છાપની બીડી એ આ કપનીની ખાસ બીડી ગણાય છે એ ઉપરાત બીજા અનેક માર્કા છે સમગ્ર યુ પી અને પજાબ બિહાર, આસામ અને પાકિસ્તાનમા આ કપનીની બીડીઓ ખૂબ જ પ્રચલિત છે

**પટેલ ટોબેકો બીડી વર્કસ** ઠે તિલકવોર્ડ રેલટોલી, ગોંદિયા આ પેઢી મોટા પાયા પર બીડી બનાવવાનુ કામકાજ કરે છે નડિયાદના ભાઈઓ ભાગીદારીમા તેને ચલાવે છે શ્રી રામભાઈ સોમભાઈ પટેલ, છોટાભાઈ રામભાઈ પટેલ, ખોડાભાઈ દ્વારકાદાસ પટેલ, સતાભાઈ મૂળજીભાઈ પટેલ. વગેરે તેના ભાગીદારો છે

**મણિભાઈ ગિરધરભાઈ પટેલની પેઢી** મુ ગોંદિયા તમાકુ, બીડી, ખાવાની તમાકુનો વેપાર કરતી આ પેઢી પડાળી તા પેટલાદના શ્રી મણિભાઈ ગિરધરભાઈ પટેલે ૧૯૪૦મા શરૂ કરી છે પેઢી સ્વતત્ર માલિકીની છે

**મેસર્સ કનુભાઈ પુરુષોત્તમદાસ એન્ડ કું** ઠે રેલટોલી, ગોંદિયા ગોંદિયામા તમાકુનો વેપાર કરતી આ પેઢીના ઓડ, તા આણદના શ્રી કનુભાઈ પુરુષોત્તમદાસ અને શ્રી ગોરધનભાઈ પુરુષોત્તમદાસ પટેલ ભાગીદારો છે હેડ ઓફિસ ઓડમા છે

**મેસર્સ ચદુભાઈ ગોરધનભાઈ પટેલ એન્ડ કુ** ઠે રેલટોલી ગોંદિયા (સી પી) સને ૧૯૪૪મા સ્થપાયેલી બીડી, બીડી તમાકુ અને બીડી પત્તાનો વેપાર કરતી આ પેઢીના, ઓડના વતની શ્રી ગોરધનભાઈ રામભાઈ ચદુભાઈ વસતભાઈ પટેલ ભાગીદારો છે ગોંદિયા અને રામપુરમા શાખાઓ છે રામપુરમા બીડી બનાવવાનુ કારખાનુ છે બિલાસપુરમા ડાહ્યાભાઈ ખુશાલભાઈ પટેલને નામે ચાલતુ સૂર્યમુખી બીડી વર્કસનુ મોટુ કારખાનુ છે બિલાસપુરની પેઢી આજથી ૩૦ વર્ષ અગાઉ શ્રી ડાહ્યાભાઈ ખુશાલભાઈ પટેલે શરૂ કરેલી પેઢી અનેક ધધામા પોતાના હિતો ધરાવે છે ખાણમા પણ તેના હિતો છે

**મેસર્સ ચદુલાલની કપની** મુ ગોંદિયા આ પેઢી ખાવાની પીવાની તમાકુ તથા બીડી પત્તાનો વેપાર કરે છે નાર, તા. પેટલાદના શ્રી પરસોતમભાઈ ઈશ્વરભાઈ પટેલ તેનુ સચાલન કરે છે

**મેસર્સ તુલસીભાઈ ગોરધનભાઈની કપની** ઠે રેલટોલી, ગોંદિયા સવત ૧૯૮૮મા પીજના ચતુરભાઈ ઝવેરભાઈ પટેલે આ પેઢીની સ્થાપના કરેલી દિલ્હી ખાતે મૂળ તો ખાવાની તમાકુ બનાવી વેચવાનો વેપાર હતો હાલ અડાસના તુલસીભાઈ અને પીજના ગોરધનભાઇ મુખ્ય ભાગીદારો છે સાગર, ઠુમસર, બુદી કોટા, તિરોડા, ઝાસી, જયપુર અલવર, બરેલી સીતાપુર દિલ્હી વગેરે સ્થળે પેઢીની શાખાઓ છે દિલ્હીનુ હેડ ઓફિસનુ સંચાલન તુલસીભાઈ કરે છે ગોંદિયામા બીડી તમાકુનુ કારખાનુ છે નાના ભાઈ સાગરની ઓફિસ સભાળે છે

**મેસર્સ પી આર પટેલ એન્ડ સન્સ** ઠે રેલટોલી ગોંદિયા (સી પી) બીડી તમાકુ ને પત્તાનો વેપાર કરતી આ પેઢી ૧૯૪૮થી ગોંદિયા ખાતે શરૂ થઈ છે આ જ પેઢી નાવલી ખાતે મેસર્સ રમણભાઇ અબાલાલ પટેલ એન્ડ કપનીના નામે તમાકુનુ કામકાજ કરે છે બનારસ, દરભગા અને ગોંદિયામા શાખાઓ છે આ પેઢી નાવલીના શ્રી અંબાલાલ પુરુષોત્તમદાસ પટેલ સભાળે છે

**મેસર્સ ભાઈલાલભાઈ ગિરધરભાઈ પટેલ એન્ડ કું** મુ ગોંદિયા સને ૧૯૩૭મા ચાર ભાગીદારોએ મળી પેઢીનો પ્રારભ કરેલો આજે ઉપરોક્ત પેઢીમા સુણાવ (તા પેટલાદ)ના શ્રી ભાઈલાલભાઈ ગિરધરભાઇ પટેલ ને સારસા (તા આણદ)ના શ્રી ભાઈલાલભાઈ મોતીભાઈ પટેલ એ બે ભાગીદારો છે અમદાવાદની હેડઓફિસ શ્રી ભાઇલાલભાઈ ગિરધરભાઈ પોતે સભાળે છે ભાવનગરમા અને ગોંદિયામા બ્રાચ ઓફિસો છે ગોંદિયાની બીડી

બનાવવાની ફેક્ટરીમાં દરરોજની પાંચ લાખ બીડીઓ બનાવવામાં આવે છે

**મેસર્સ મણિભાઈ ચતુરભાઈ એન્ડ કું.** ઠે કુડવા લેન ગોંદિયા ( સી. પી ) ૧૯૪૩માં મોગરીના મણિભાઈ ચતુરભાઈ અને ચતુરભાઈ ભાઈલાલભાઈએ બીડી તમાકુ અને બીડીપત્તાનો વેપાર કરતી ઉપરોક્ત પેઢી શરૂ કરી છે પેઢીની હેડ ઓફિસ મોગરીમાં છે. પેઢીમાં ચાર ભાગીદારો છે એક ભાગ આમગાવમાં છે

**મેસર્સ મૂળજીભાઈ મથુરભાઈ એન્ડ સન્સ** મુ ગોંદિયા ચીખોદરા તા આણંદના શ્રી મૂળજીભાઈએ આ પેઢી સ્થાપેલી પ્રથમ ચીખોદરામાં તમાકુનો વેપાર હતો, તે પછી કલકત્તા જઈ આસામમાં બીડી મોકલવાનું કામ શરૂ કર્યું આજે લોઅર આસામમાં દીબ્રુગઢ, નવગાંવ, ટેગણા, કૂચ બિહાર ( બંગાળ ), મુઝફરપુર ( બિહાર ), અજમેર ( રાજસ્થાન ) વગેરે સ્થળે પેઢીની શાખાઓ છે દિલ્હીમાં પણ ઓફિસ છે બીલાની ખાતે ઓફિસ તથા ગોંદિયા અને ભંડારા ખાતે બીડી બનાવવાના કારખાના છે શ્રી મૂળજીભાઈના કુટુંબીઓ શ્રી શાન્તિલાલ જસભાઈ પટેલ શ્રી નટવરલાલ જસભાઈ પટેલ શ્રી રાવજીભાઈ મૂળજીભાઈ પટેલ તથા શ્રી રાતુભાઈ ઉર્ફે ચંદ્રકાન્ત અંબાલાલ પટેલ પેઢીના ભાગીદારો છે ચીખોદરાની મુખ્ય ઓફિસ શ્રી રાવજીભાઈ, કલકત્તાની બ્રાંચ ઓફિસ શ્રી શાન્તિલાલ અને ગોંદિયા તથા ભંડારાના કારખાના શ્રી નટવરભાઈ સંભાળે છે

**શાંતિલાલ દલપતરામ શાહ** મુ ગોંદિયા કાવીઠા તા. બોરસદના શ્રી શાંતિલાલ દલપતભાઈ શાહ પ્રથમ કાવીઠામાં દલપતભાઈ રતનચંદ શાહને નામે તમાકુનો વેપાર કરતા હાલ ગોંદિયામાં તમાકુનો વેપાર પોતાના નામે કરે છે ને ત્યાં જ રહે છે

**સાધુરામ વિનુભાઈ પટેલ એન્ડ કું** ઠે કુંવા લેઈન, ગોંદિયા આ પેઢી સુણાવ તા પેટલાદના શ્રી સાધુરામ પુરુષોત્તમભાઈ પટેલ, શ્રી મોતીભાઈ વાઘજીભાઈ પટેલ વગેરે ભાગીદારીમાં ચલાવે છે

**સોમાભાઈ મોતીભાઈ પટેલ** ઠે રેલટોળી, ગોંદિયા શ્રી સોમાભાઈ નાવલી તા આણંદના છે ગોંદિયામાં છેલ્લા પચ્ચીસ વર્ષથી તમાકુ અને બીડીનું કામકાજ કરતી પોતાની પેઢી તેઓ સંભાળે છે મૂળ પેઢીની સ્થાપના એમના પિતા શ્રી મોતીભાઈ પ્રભુદાસ પટેલે સને ૧૯૨૦ના અરસામાં કરેલી

**મેસર્સ આર સી બ્રધર્સ** મુ ઝાઝા, જિ મુંગેર, (બિહાર) બીડીપત્તા અને તમાકુનો વેપાર કરતી આ પેઢીના ગામડી (તા આણંદ)ના વતની શ્રી ચંદુભાઈ ડાહ્યાભાઈ સ્વતંત્ર માલિક છે.

**મણિભાઈ બેચરભાઈ પટેલની કું** મુ ધરમપુર ઓડના શ્રી મણિભાઈ પટેલની આ કંપની ધરમપુર ખાતે મોટા જથ્થામાં ઈમારતી લાકડાનો વેપાર કરે છે

**ઈશ્વરલાલ પરસોતમદાસ પટેલ** મુ બીલીમોરા (જિ સુરત) ઉતરસંડાના શ્રી પરસોતમભાઈ જઈલાલભાઈ પટેલ સ્થાપિત આ પેઢી બીલીમોરા ખાતે ઉપરોક્ત નામે મોટા પાયા ઉપર ઈમારતી લાકડાનું કામકાજ કરે છે પેઢીની કોસંબા ખાતે શાખા પણ છે

**નરસિંહભાઈ ઉમેદભાઈની કું.** મુ બીલીમોરા (જિ સુરત) બીલીમોરા ખાતે કરમસદના શ્રી નરસિંહભાઈની આ પેઢી ઈમારતી લાકડાનું મોટું કામકાજ કરે છે

**વિઠ્ઠલભાઈ શિવાભાઈ પટેલની કું** મુ બીલીમોરા (જિ સુરત) ઈમારતી લાકડાનો ખૂબ જ મોટા પાયા ઉપર વેપાર કરતી આ પેઢી ધર્મજના શ્રી વિઠ્ઠલભાઈ શિવાભાઈ પટેલે સ્થાપી છે મોટા પાયા ઉપર સમસ્ત ગુજરાતમાં ને દેશમાં સારા પ્રકારનું ઈમારતી લાકડું પૂરું પાડવાનું કામકાજ આ પેઢી કરે છે પેઢી મોટા મોટા કોન્ટ્રાક્ટ પણ રાખે છે એની કોસંબા, સોનગઢ વ્યારા ને બીજા કેટલાક સ્થળોએ શાખાઓ પણ આવેલી છે

**જશભાઈ ભીખાભાઈ પટેલ** મુ મધુપુર (બિહાર) બિહારમાં મધુપુર ખાતે ચરોતરના વતનીઓની આ પેઢી તમાકુ અને બીડી પત્તાનો વેપાર કરે છે શ્રી ભીખાભાઈ વાઘજીભાઈ પટેલ શ્રી પૂનમભાઈ વાઘજીભાઈ પટેલ અને શ્રી જસભાઈ વાઘજીભાઈ પટેલ આ પેઢીના ભાગીદારો છે

**આદર્શ દુગ્ધાલય** મુ મલાડ (મુંબઈ) ઓડના શ્રી બાબુલાલભાઈ પટેલ મોટી જમીન રાખી મોટા પાયા ઉપર ભેંસો રાખી વર્ષોથી આ ડેરીનું કામ કરે છે અને મુંબઈમાં આદર્શ દુગ્ધાલયનું દૂધ ખૂબ જાણીતું છે એની દુકાનો પણ છે

**આદર્શ રબ્બર બલૂન કંપની** મુ મુંબઈ નડિયાદના શ્રી કાન્તિલાલ પરીખે રબ્બરના સુંદર પ્રકારના ફુગ્ગા બનાવવાનું આ કારખાનું મુંબઈમાં નાખ્યું છે અને ખૂબ મોટા પાયા ઉપર આ કારખાનાના ફુગ્ગાની પરદેશમાં પણ નિકાસ થાય છે

**ઈન્ડ એડવરટાઈઝિંગ એજન્સી** ઠે ૨૮૯ સેન્ડહર્સ્ટ રોડ, શ્રીભુવન મુંબઈ ૪, ટે નં ૭૧૫૬૮ માતરના શ્રી ચંદ્રકાન્ત મોતીલાલ દેસાઈ સને ૧૯૨૮થી આ પેઢી સ્થાપી એડવરટાઈઝિંગ એજન્ટનો ધંધો કરે છે

**એ પી પટેલ એન્ડ કું** ઠે બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઈ ૧ ઉત્તરસંડાના શ્રી અંબાલાલ પુરુષોત્તમદાસ પટેલની આ કંપની મુંબઈમાં મિલ સ્ટોર્સનો મોટો ધંધો કરે છે એમની હૈદ્રાબાદ ખાતે એક મિલ પણ આવેલી છે

**એફ એમ પટેલની કું** ઠે ૪૮૯ સેન્ડહર્સ્ટ રોડ મુંબઈ ૪ સને ૧૯૨૫માં સ્થપાયેલી મોટર સામાન ટાયરટ્યુબ ઈત્યાદિનો વેપાર કરતી આ પેઢીનું સંચાલન ઉત્તરસંડાના ફૂલાભાઈ પટેલ કરે છે મિલ જિન સ્ટોર્સ અને રબર ગુડ્ઝનો વેપાર કરતી આર બી ઈશ્વરદાસની કંપનીને નામે બીજી પેઢી પણ કામ કરે છે તે પરદેશથી માલ મંગાવી હિંદમાં બધે મોકલે છે

**એમ ચુનીભાઈ પટેલની કંપની** ઠે ઊ વિલસન સ્ટ્રીટ, મુંબઈ ૪ ચરોતરના વતનીઓની કેટલીક પેઢીઓ પાસપોર્ટ એજન્ટ તરીકેનુ કામ વર્ષોથી મુંબઈ ખાતે કરે છે તેમા આ કંપની જાણીતી છે આ કંપની ટિકિટો પણ મેળવી આપે છે શ્રી મોતીભાઈ પટેલ (જે પી) એના માલિક છે આણંદ, નવસારી, સુરત, અમદાવાદ, નડિયાદ બધે એની શાખાઓ અગર પેટા એજન્ટો છે શ્રી મોતીભાઈ આ ક્ષેત્રના નિષ્ણાત ગણાય છે.

**એક્સપ્રેસ ટિન ફેક્ટરી** ઠે ૧૮૦, લેમિંગ્ટન રોડ, મુંબઈ ૭ તમામ પ્રકારના ટિનના ડબા બનાવનારી આ ફેક્ટરી નડિયાદના શ્રી મોહનલાલ સાકળચંદ દલાલ, શ્રી ચીમનલાલ સાકળચંદ દલાલ, શ્રી શાંતિલાલ સાકળચંદ દલાલ તથા શ્રી રમણલાલ સાકળચંદ દલાલની છે આ જ કંપનીના ભાગીદારોનુ સોલકી આયર્ન એન્ડ સ્ટીલ વર્કસ નામનુ બીજુ પણ કારખાનુ છે, જે લોખંડની, સ્ટેશનરીની અને બિલ્ડિંગ મટિરિયલ્સની કેટલીક મહત્ત્વની ચીજો બનાવે છે

**એલ્ફિન્સ્ટન મેટલ રોલિંગ મિલ** મુ મુંબઈ પિત્તળના ભંગારમાથી પિત્તળના તૈયાર પતરા બનાવવાનુ આ કારખાનુ નડિયાદના શ્રી સુદરલાલ ચીમનલાલ પરીખ મુંબઈ ખાતે ચલાવે છે

**એશિયન મોટરકાર કંપની અને નેશનલ ગેરેજ લિ** ઠે સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ બીજા કેટલાક ભાગીદારો સાથે આ કંપનીના મેનેજિંગ ડિરેક્ટર ઉત્તરસંડાના શ્રી નરુભાઈ ઉમેદભાઈ પટેલ છે મોટર સ્પેર અને એ લાઈનનો મોટા પાયા ઉપર આ કંપની વેપાર કરે છે

**કનૈયાલાલ રમેશચંદ્ર પરીખ** ઠે ૬૪, ત્રીજો ભોઈવાડો, ભૂલેશ્વર મુંબઈ ૨ આ પેઢી છેલ્લા નવ વર્ષથી મુંબઈમા નડિયાદના વિખ્યાત વાસણના વેપારી ડાલીવાળા કુટુંબના શ્રી રમણભાઈ ડાલીવાળાએ મુંબઈમા શરૂ કરી છે આ પેઢી મુખ્યત્વે તમામ પ્રકારના સ્ટેનલેસ સ્ટીલના વાસણોનો મોટા પાયા ઉપર વેપાર કરે છે તમામ પ્રકારના મેટલ એલોઈઝનુ કામકાજ કરે છે આ પેઢીની એસોસિયેટેડ પેઢી કનૈયાલાલ નવનીતલાલ નામની રેલવેપુરા અમદાવાદ ખાતે આવેલી છે તેમજ વડોદરામા કે કે બ્રધર્સને નામે બાજવાડા જાની શેરીમા કામકાજ કરે છે, જ્યારે નડિયાદમા એચ્છવલાલ મોહનલાલના નામની વાસણનો વેપાર કરનારી પેઢી છે

**કર્ણોદય લીથો પ્રેસ** ઠે વિક્ટોરિયા મિલ કમ્પાઉન્ડ, ગામદેવી, મુંબઈ ૭

કર્ણોદય પ્રેસ નામનુ પ્રેસ ૧૯૪૭મા નડિયાદના શ્રી મણિભાઈ ચુનીભાઈ ગાંધીએ ખરીદ્યુ અને ૧૯૫૦થી ઉપરોક્ત લીથો પ્રેસ ખૂબ મોટા પાયા ઉપર શ્રી મણિભાઈ ગાંધી ચલાવે છે

લીથો પ્રેસ તરીકે આ પ્રેસ ટૂંક મુદતમા ખૂબ જાણીતુ થયુ છે અને ડિઝાઈન બનાવવાથી માડી તમામ પ્રકારના લેબલો, કેલેન્ડરો, લીથોના નમૂના, ઓફસીટ બધુ જ બનાવે છે

આ પ્રેસને ૧૯૫૨ અને ૫૩મા એમ બે વર્ષ ઉપરા ઉપરી અખિલ હિંદ પ્રિન્ટર્સ એસોસિયેશન તરફથી સુદરમા સુદર લેબલો છાપવા માટે ટ્રોફી ઈનામો મળેલા છે શ્રી મણિભાઈ છેલ્લા ૩૦ વર્ષથી આ લીથો પ્રિન્ટિંગ લાઈનનો અનુભવ લઇ એ ક્ષેત્રના નિષ્ણાત બનેલા છે

એમનુ જીવન પ્રેસના નામે પ્રિન્ટિંગ પ્રેસ પણ મુંબઈમા જ ફોર્ટ વિસ્તારમા ચાલે છે

**કોદરદાસ ઝવેરદાસ** ઠે ૧૨–૧૪ ચંપાગલી, મુંબઈ–૨

વાડાસિનોરના શ્રી કોદરદાસ મુંબઈમા શાલ, બ્લેન્કેટ ધાબળા, સુતરાઉ કાપડનો વેપાર કરે છે. તેમના ઘરનુ સરનામુ ૧૩, નવી વાડી, દિનકર નિવાસ, મુંબઈ

**ગણેશ કેમિકલ ઈન્ડસ્ટ્રીઝ** ઠે ટેન્ક રોડ, પરેલ, મુંબઈ

ઉત્તરસંડાના શ્રી ઉમેદભાઈ લખાભાઈ પટેલનુ સિલિકેટ સોડા બનાવવાનુ આ કારખાનુ મુંબઈમા જાણીતુ છે

**ગોલ્ડ ફીલ્ડ લેધર વર્કસ** ઠે પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨

૧૯૧૫મા સ્થપાયેલી આ પેઢી ચામડાને પકવી એમાથી અનેક ચીજો બનાવી એને મોટા પાયા ઉપર બજારમા મૂકી વેપાર કરનાર તરીકે ખૂબ ખ્યાતિ પામેલી છે ચામડા ઉપરાત કેનવાસની પણ તમામ ઉપયોગી ચીજો આ કંપની બનાવે છે

ગોલ્ડ ફીલ્ડની સુટકેસો, બેગો, પાકિટો, જોડા, ચંપલ વગેરે ખૂબ જ જાણીતા છે કંપની એડન, સી પી વગેરે સ્થળેથી કાચો માલ મગાવે છે અને પાકો માલ તૈયાર કરી દેશભરમા એ વેચવા મોકલે છે આફ્રિકા, પર્શિયન ગલ્ફ, સિલોન, વગેરે સ્થળે પણ આ કંપનીનો માલ જાય છે

શ્રી માણેકલાલ પ્રાણજીવનદાસ શાહ, શ્રી ચંદ્રકાન્ત રતિલાલ શાહ, શ્રી ચંદુલાલ સોમાલાલ શાહ, શ્રી રતિલાલ સોમાલાલ શાહ, વગેરે નડિયાદના ભાઈઓ આ કંપનીના ભાગીદાર માલિકો છે શ્રી માણેકલાલ તથા શ્રી ચંદુલાલ મુંબઈની ખડાયતા જ્ઞાતિના આગેવાનો છે, આગેવાન વેપારીઓ છે ગોલ્ડ ફીલ્ડનો માર્કો સર્વત્ર ચામડાની વસ્તુઓમા વિખ્યાત બનેલો છે

કારખાના ઉપરાત મુંબઈમા કંપનીના માલના વેચાણની ઘણી શાખાઓ છે અમદાવાદમા પણ આ જ કંપનીની શાખા છે

**ચંદુલાલ ટી પરીખ** ઠે સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪ નડિયાદના શ્રી ચંદુલાલ ત્રિભુવનદાસ પરીખ ઉર્ફે શ્રી બાસુદીવાળાએ સ્થાપેલી આ કંપની એક વિશાળ કંપનીના રૂપમા આજે મુંબઈમા મિલજિન સ્ટોર્સ ખનીજ તેલો તથા રંગોનુ અને આઈ સી આઈની બનાવટોના મુખ્ય એજન્ટ તરીકેનુ ખૂબ જ મોટુ કામ કરે છે આ પેઢીનુ સંચાલન ચંદુભાઈના ભાઈ શ્રી ચીમનભાઈ પરીખ તથા ચંદુભાઈના પુત્ર શ્રી રમણભાઈ પરીખ કરે છે પેઢીની ઘણી શાખાઓ દક્ષિણમા અને ખાસ કરીને હૈદ્રાબાદ રાજ્યના વિસ્તારોમા આવેલી છે નડિયાદમા પણ શાખા છે

